


કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન
## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)
સ્થાપક તથા મોહતમિમ
જામિઅતુલ બનાત ટંકારીઆ
મુ.પો. ટંકારીઆ,
તા. જિ. ભરૂચ (ગુજરાત)







નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ (૨૯)

# સૂરએ અન્કબૂત

સૂરએ અનકબૂત મક્કામાં નાઝિલ થઈ, તેમાં ૬૯ આયતો અને ૭ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ અન્કબૂત : આયત નં. ૧ થી ૭)**

ایاتها ٦٩ ۝ ٢٩ سُوْرَةُ الْعَنْكَبُوْتِ مَكِّيَّةٌ ٨٥ ۝ ركوعاتها ٧

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

الٓمّٓ ۚ ﴿١﴾ اَحَسِبَ النَّاسُ اَنْ يُّتْرَكُوْٓا اَنْ يَّقُوْلُوْٓا اٰمَنَّا وَهُمْ لَا يُفْتَنُوْنَ ﴿٢﴾
وَلَقَدْ فَتَنَّا الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَلَيَعْلَمَنَّ اللّٰهُ الَّذِيْنَ صَدَقُوْا
وَلَيَعْلَمَنَّ الْكٰذِبِيْنَ ﴿٣﴾ اَمْ حَسِبَ الَّذِيْنَ يَعْمَلُوْنَ السَّيِّاٰتِ اَنْ
يَّسْبِقُوْنَا ؕ سَآءَ مَا يَحْكُمُوْنَ ﴿٤﴾ مَنْ كَانَ يَرْجُوْا لِقَآءَ اللّٰهِ فَاِنَّ اَجَلَ اللّٰهِ لَاٰتٍ ؕ
وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿٥﴾ وَمَنْ جَاهَدَ فَاِنَّمَا يُجَاهِدُ لِنَفْسِهٖ ؕ اِنَّ اللّٰهَ لَغَنِيٌّ
عَنِ الْعٰلَمِيْنَ ﴿٦﴾ وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَنُكَفِّرَنَّ عَنْهُمْ سَيِّاٰتِهِمْ وَ
لَنَجْزِيَنَّهُمْ اَحْسَنَ الَّذِيْ كَانُوْا يَعْمَلُوْنَ ﴿٧﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*અલીફ-લામ-મીમ (૧) શું આ લોકો સમજે છે કે એટલું કહીને છૂટી જશે કે અમે ઈમાન લાવ્યા અને તેમને અજમાવી ન લઈએ ? (૨) અને અમે તેમને અજમાવ્યા છે જે તેમનાથી અગાઉ હતા; બસ, અલબત્ત અલ્લાહ*

*જાણી લેશે જે લોકો સાચા છે અને અલબત્ત જાણી લેશે જૂઠાઓને. (૩) શું જે લોકો બુરાઈઓ કરે છે એવું સમજે છે કે અમારાથી બચી જાય ? ખરાબ વાત નક્કી કરે છે. (૪) જે કોઈ અલ્લાહની મુલાકાતની આશા રાખે છે બસ અલ્લાહનો વાયદો આવી રહ્યો છે અને તે સઘળું સાંભળનારો બધું જાણનારો છે. (૫) અને જે કોઈ મહેનત કરે બસ પોતાના માટે જ કરે છે; અલ્લાહને દુનિયાવાળાઓની પરવા નથી. (૬) અને જે લોકો ઈમાન લાવ્યા અને સારા કામ કર્યા અમે તેમના ઉપરથી તેમની બુરાઈઓ ઊતારી દઈશું અને તેમને ઉત્તમથી ઉત્તમ કામોનો બદલો આપીશું. (૭)*

## તફસીર :

અલીફ–લામ–મીમ. (તેનો અર્થ અલ્લાહને ખબર છે. –અમુક મુસલમાનો જે કાફિરોની પીડાઓથી ગભરાઈ જાય છે તો) શું તે લોકોએ એવું ધારી રાખ્યું છે કે તેઓ એટલું કહેવાથી છૂટી જશે કે અમે ઈમાન લઈ આવ્યા અને તેમને (અનેક પ્રકારના સંકટોથી) અજમાવવામાં નહીં આવે ?! (એટલે કે એવું નહીં થાય બલકે આ પ્રકારની કસોટીઓ પણ અવશ્ય આવશે) અને અમે તો (આવી જ ઘટનાઓથી) તે લોકોને પણ અજમાવી ચૂક્યા છે જેઓ તેમનાથી અગાઉ (મુસલમાન) થઈ ચૂક્યા છે (એટલે કે અન્ય ઉમ્મતોના મુસલમાનો સાથે પણ આવો મા'મલો થઈ ચૂક્યો છે) બસ, (એ જ પ્રમાણે તમારી અજમાયશ પણ કરવામાં આવશે અને આ અજમાયશમાં) અલ્લાહ તે લોકોને (જાહેર જ્ઞાનથી) જાણી લેશે જેઓ (ઈમાનના દા'વામાં) સાચા હતા અને જૂઠાઓને પણ જાણીને રહેશે (એટલા માટે જેઓ સાચા અને પાકી આસ્થાના મુસલમાન હોય છે તેઓ આવી કસોટીમાં મક્કમ રહે છે બલકે ઔર વધારે પાકા થઈ જાય છે અને જેઓ કામચલાઉ ધોરણે મુસલમાન થઈ જાય છે તેઓ આવા સમયમાં ઈસ્લામને છોડી બેસે છે એટલે કે આ કસોટીની એક હિકમત છે, કારણ કે નિખાલસ લોકોમાં જે નિખાલસ નથી તેવા સ્વાર્થીઓ ભેળસેળ થવાથી ઘણા બધા નુકસાન થાય છે, ખાસ કરીને શરૂઆતની પરિસ્થિતિઓમાં; આ વિષય તો મુસલમાનો માટે થયો આગળ તેમને કષ્ટ પહોંચાડનાર કાફિરો વિશે કહેવામાં આવ્યું છે કે) હા ! શું જે લોકો ખરાબ ખરાબ કામ કરી રહ્યા છે તેઓ એવું ધારે છે કે અમારાથી ક્યાંક છટકી જશે ? તેમની આ તજ્વીજ ઘણી વાહિયાત છે (આ વાક્ય કાફિરોને તેમના

બુરા પરિણામને સંભળાવી મુસલમાનોને એક રીતે તસલ્લી આપવામાં આવી છે કે તેમના કષ્ટોનો તેમની પાસેથી બદલો લેવામાં આવશે, આગળ ફરી મુસલમાનોને સંબોધન છે કે) જે વ્યક્તિ અલ્લાહને મળવાની આશા રાખતો હોય બસ (તેણે તો આવી ઘટનાઓથી પરેશાન થવું જ ન જોઈએ કારણ કે) અલ્લાહ(ને મળવા)નો તે નિશ્ચિત સમય આવનારો છે (જેનાથી બધા જ ગમ દૂર થઈ જશે وَقَالُوا الْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَذْهَبَ عَنَّا الْحَزَنَ) અને તે બધું જ સાંભળે છે અને સઘળું જાણે છે (ન તો કોઈ નિવેદન તેનાથી ગુપ્ત છે અને ન જ કોઈ પ્રવૃત્તિ, બસ નિશ્ચિત સમયે તમારા બધા જ મૌખિક અને કર્મ સ્વરૂપે કરેલ આજ્ઞાપાલનનો બદલો આપીને બધો ગમ દૂર કરી દેશે) અને (યાદ રાખો કે અમે જે તમને મુસીબતો બરદાસ્ત કરવાનું પ્રોત્સાહન આપી રહ્યા છે બસ તેમાં દેખીતું અને જાહેર છે કે અમારો કોઈ લાભ નથી બલકે) જે વ્યક્તિ મહેનત કરે છે તે પોતાના જ (લાભ) માટે મહેનત કરે છે (નહિતર) અલ્લાહ તઆલાને (તો) તમામ દુનિયાવાળાઓમાં કોઈની હાજત નથી (તેમાં પણ ધીરજ ધરવાનું પ્રોત્સાહન છે, કારણ કે પોતાના લાભ ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાથી તે પ્રવૃત્તિ વધારે સરળ થઈ જાય છે) અને (તે નફો જે આજ્ઞાપાલનથી પહોંચે છે તેનું વર્ણન એ છે કે) જે લોકો ઈમાન લાવે છે અને નેક કામ કરે છે અમે તેમના ગુનાહ તેમનાથી દૂર કરી આપીશું (તેમાં અમુક ગુનાહ જેમકે કુફ્ર અને શિર્ક તો ઈમાનથી દૂર થઈ જાય છે અને અમુક ગુનાહ તવબહથી કે નેક અમલોમાં સામેલ છે અને અમુક ગુનાહ માત્ર ભલાઈથી અને અમુક ગુનાહ માત્ર તેની દયાથી મા'ફ થઈ જાય છે) અને તેમને તેમના (આ) અમલો (ઈમાન અને નેક કર્મો)નો (હકથી) વધારે સારો બદલો આપીશું (બસ તેના પ્રોત્સાહન ઉપર આજ્ઞાપાલન અને સંઘર્ષ ઉપર મક્કમ રહેવાની કાળજી જરૂરી છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَهُمْ لَا يُفْتَنُوْنَ શબ્દ فِتْنَةُ (ફિત્નહ)થી બને છે જેનો અર્થ "આજમાયશ"નો થાય છે. ઈમાનવાળાઓ ખાસ કરીને અંબિયા (અલૈ.) તથા નેક લોકોને દુનિયામાં વિવિધ પ્રકારની કસોટીઓમાંથી પસાર થવું પડે છે પછી પરિણામે સફળતા અને વિજય તેમને જ પ્રાપ્ત થાય છે. આ કસોટીઓ વિરોધીઓ તરફથી એટલે કે ક્યારેક કાફિર અને દુષ્ટ લોકોની દુશ્મની તથા તેમના તરફથી

કષ્ટો પહોંચાડવાના સ્વરૂપે પણ હોય છે જેમકે અંબિયા (અલૈ.) અને ખાતમુલ અંબિયા ﷺને અને આપ ﷺના સાથીઓને મોટે ભાગે બનતું આવ્યું છે જેના અસંખ્યા કિસ્સાઓ સીરત (જીવન ચરિત્ર) અને ઈતિહાસના પુસ્તકોમાં ઉપસ્થિત છે અને ક્યારેક આ કસોટીઓ બીમારીઓ અને બીજા પ્રકારની તકલીફો દ્વારા પણ હોય છે, જેમકે હઝરત અય્યુબ (અલૈ.) સાથે બન્યું અને અમુકના માટે આ બધા પ્રકારો એકઠા પણ કરી દેવામાં આવે છે.

આ આયતનો શા'ને નુઝૂલ જો કે રિવાયતોની રૂએ તે સહાબા (રદિ.) છે જેઓ મદીનાની હિજરતના સમયે કાફિરોના હાથે સતાવવામાં આવ્યા પરંતુ તે જાહેર અર્થમાં છે કે દરેક સમયના આલિમો અને નેક લોકો તથા ઉમ્મતના વલીઓને વિવિધ પ્રકારની કસોટીઓમાંથી પસાર થવું પડે છે અને આજમાયશો આવતી રહે છે. *(કુર્તુબી)*

فَلَيَعۡلَمَنَّ اللّٰهُ الَّذِيۡنَ صَدَقُوۡا અને આ કસોટીઓ તથા કષ્ટો દ્વારા નિખાલસ અને સ્વાર્થી તથા નેક અને ખરાબ લોકોમાં જરૂર તફાવત કરીશું, કારણ કે નિખાલસ લોકોની સાથે મુનાફિકોનું ભેળસેળ થઈ જવું અમુક સમયે મોટું નુકસાન પહોંચાડે છે. આ આયતનો મકસદ નેક અને બુરા તથા નિખાલસ અને સ્વાર્થી તત્ત્વોનો તફાવત સ્પષ્ટ કરી આપે છે જેને એ રીતે ઓળખાવવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલા સાચાઓને જાણી લેશે અને જૂઠાઓને પણ ! અલ્લાહ તઆલાને તો દરેક મનુષ્યના સાચા અથવા જૂઠા હોવાનું તેના જન્મના સમય પહેલાંથી ખબર હોય છે, પરીક્ષાઓ અને આજમાયશોથી જાણી લેવાનો અર્થ એ છે કે આ તફાવતને અન્યો ઉપર પણ જાહેર કરી આપશે.

હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)એ પોતાના શયૂખ મવલાના મુહમ્મદ યાકૂબ સા. (રહ.)થી તેનો ખુલાસો એ પણ નકલ કર્યો છે કે અમુક સમયે સામાન્ય લોકોમાં જ્ઞાનના દરજ્જા જેટલી ઓછી કક્ષાએ ઊતરીને પણ વાત કરવામાં આવે છે સામાન્ય મનુષ્ય નિખાલસ અને મુનાફિકમાં ફરક કસોટી દ્વારા જ જાણે છે, તેમની બુદ્ધિશક્તિ પ્રમાણે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે આ વિવિધ પ્રકારોને કસોટીઓ દ્વારા અમે એ જાણીને રહીશું કે કોણ નિખાલસ છે અને કોણ નથી; જ્યારે કે તેનું જ્ઞાન એ સૌથી અતિઉચ્ચ અને શ્રેષ્ઠ છે. વલ્લાહુ અઅ્લમુ.

## આયતો : (સૂરએ અન્કબૂત : આયત નં. ૮-૯)

وَوَصَّيْنَا الْإِنْسَانَ بِوَالِدَيْهِ حُسْنًا ۖ وَإِنْ جَاهَدَاكَ لِتُشْرِكَ بِي مَا لَيْسَ لَكَ
بِهِ عِلْمٌ فَلَا تُطِعْهُمَا ۚ إِلَيَّ مَرْجِعُكُمْ فَأُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُونَ ۝٨ وَالَّذِينَ
آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ لَنُدْخِلَنَّهُمْ فِي الصَّالِحِينَ ۝٩

## તરજુમો :

*અને અમે ઈન્સાનને પોતાના માં બાપ સાથે ભલાઈથી રહેવાની તાકીદ કરી આપી અને જો તે તારાથી બળજબરી કરે કે તું મારો ભાગીદાર કરે કે જેની તને ખબર નથી તો તેમનું કહ્યું ન માન, તમારે મારી પાસે જ ફરી આવવાનું છે; બસ હું તમને બતાવી આપીશ જે કંઈ તમે કરતા હતા. (૮) અને જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામ કર્યા, અમે તેઓને નેક લોકોમાં સામેલ કરીશું. (૯)*

## તફસીર :

અને અમે મનુષ્યને પોતાના માં બાપની સાથે નેક વર્તણૂક કરવાનો હુકમ આપ્યો છે અને (તેની સાથે એ પણ કહી આપ્યું છે કે) જો તે બંને તારા ઉપર એ વાતની બળજબરી કરે કે તું એવી વસ્તુને મારો ભાગીદાર ઠરાવ જે(ના મઅ્બૂદ હોવા)ની કોઈ (સાચી) દલીલ તારી પાસે નથી (અને દરેક વસ્તુ એવી જ છે કે બધી જ વસ્તુઓ ઈબાદતના અપાત્ર હોવા ઉપર દલીલ સ્થાપિત થઈ ચૂકી છે) તો (આ વિષયમાં) તેમનું કહ્યું ન માનજે, તમારે સૌને મારી પાસે પાછા ફરીને આવવાનું છે, બસ હું તમને તમારા બધા કામો (નેક હોય કે બુરા) બતાવી આપીશ અને (તમારામાં) જે લોકો ઈમાન લાવ્યા હશે અમે તેમને નેક બંદાઓ(ના દરજ્જા)માં (કે જે જન્નત છે) દાખલ કરીશું (અને એ જ પ્રમાણે ખરાબ અમલો ઉપર તેની યોગ્ય સજા આપીશું, બસ આ જ બીના ઉપર જેણે માતા પિતાના આજ્ઞાપાલનને અમારા આદેશ ઉપર અગ્રતા રાખી હશે તે સજા પામશે અને જેણે તેનાથી વિપરીત કર્યું હશે તે સારો બદલો પામશે, ખુલાસો એ થયો કે ઉપરોક્ત બાબતમાં માતા પિતાની નાફરમાનીથી ગુનાહનો વસવસો ન રાખવો જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

وَصِيَّـــــتُ વસિય્યત તેને કહે છે કે કોઈ વ્યક્તિને કોઈ કામ કરવા તરફ આમંત્રણ આપવામાં આવે જ્યારે કે તે બોલાવવું નસીહત અને શુભેચ્છા ઉપર આધારિત હોય. *(મઝહરી)*

بِوَالِـدَيْهِ حُسْنًا શબ્દ حُسْن (હુસ્ન) ક્રિયાપદ છે જેનો અર્થ "ખુબી" થાય છે. આ સ્થળે ખુબીવાળા વ્યવહારની અતિશયોક્તિ માટે حُسْـــــن (હુસ્ન)થી ઓળખાવવામાં આવ્યું છે, તેનો ભાવાર્થ સ્પષ્ટ છે કે અલ્લાહ તઆલાએ માનવોને એ વસિય્યત કરી આપી છે કે પોતાના માતા પિતા સાથે સારો વર્તાવ કરે.

وَاِنْ جَـاهَـدَاكَ لِتُشْرِكَ بِىْ એટલે કે, માતા પિતા સાથે સારો વર્તાવ કરવાની સાથે સાથે એ પણ જરૂરી છે કે તેમના હુકમની આજ્ઞાપાલન કરવામાં તે હદ સુધી જાય કે તે હુકમ અલ્લાહ તઆલાના હુકમોનો વિરોધ ન કરતો હોય અને જો અવલાદને કુફ્ર અને શિર્ક ઉપર માં બાપ મજબૂર કરે તો તેમાં તેમના આદેશનું પાલન કદાપિ કરવામાં આવશે નહીં, જેમકે હદીષમાં છે لَا طَـاعَةَ لِـمَـخْـلُوْقٍ فِىْ مَعْصِيَةِ الْخَالِقِ (રવાહુ અહમદ વ હાકિમ વ સહીહહ) એટલે કે સર્જનહારની નાફરમાનીમાં કોઈ મખ્લૂકનું આજ્ઞાપાલન જાઈઝ નથી.

આ આયત હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ (રદિ.) વિશે નાઝિલ થઈ હતી, તેઓ સહાબએ કિરામ (રદિ.)ના તે દશ વ્યક્તિઓમાંથી સાબિત છે જેમને રસૂલે કરીમ ﷺએ એકી સમયે જન્નતી હોવાની ખુશખબરી આપી છે જેમને "અશ્રએ મુબશ્શરહ" કહેવામાં આવે છે. તેઓ પોતાની માતાની ઘણી જ ફરમાંબરદારી કરતા હતા અને તેમને રાહત પહોંચાડવા માટે ખૂબ આતૂર રહેતા હતા. તેમની માતા હમ્નહ બિન્તે અબૂ સુફિયાનને જ્યારે એ ખબર થઈ કે તેમના પુત્ર સઅદ મુસલમાન....થઈ ગયા તો તેમણે પુત્રને ચેતવણી આપી અને કસમ ખાઈ લીધી કે હું ત્યાં સુધી ખાવું ખાઈશ નહીં અને પાણી પણ નહીં પીવું જ્યાં સુધી કે તમે ફરી પોતાના બાપદાદાના ધર્મ ઉપર પાછા ન આવી જાઓ અથવા હું આવી જ રીતે ભૂખ તરસથી મરી જાઉં અને સમગ્ર દુનિયામાં હંમેશા માટે એ અપમાન તમારા માથા ઉપર રહે કે તમે તમારી માતાના હત્યારા છો. (મુસ્લિમ, તિરમિઝી) આ કુર્આનની આયતે હઝરત સઅદ (રદિ.)ને તેમની વાત માનવાથી રોકી દીધા.

બગવીની રિવાયતમાં છે કે હઝરત સઅદ (રદિ.)ની વાલિદહ એક દિવસ એક રાત અને અમુક નિવેદનો પ્રમાણે ત્રણ દિવસ, ત્રણ રાતો પોતાની કસમ પ્રમાણે ભૂખા તરસ્યા રહ્યા, હઝરત સઅદ (રદિ.) હાજર થયા માતાની મહોબ્બત અને તેમનું આજ્ઞાપાલન પોતાની જગ્યાએ હતું પરંતુ અલ્લાહ તઆલાના ફરમાનની સામે કંઈ પણ ન હતું એટલા માટે વાલિદહને સંબોધન કરીને કહ્યું કે અમ્માજાન ! જો તમારા શરીરમાં સો રૂહો હોત અને એક એક કરીને તે નીકળતી રહે તેને જોઈને પણ હું ક્યારેય પોતાનો દીન છોડીશ નહીં, હવે તમે ઈચ્છો તો ખાઓ, પીઓ કે મૃત્યુ પામો હું કોઈપણ પરિસ્થિતિમાં મારા દીનથી હટી નથી શકતો, માતાએ તેમની આ વાતચીતથી હતાશ થઈને ખાવું ખાઈ લીધું.

———————

## આયતો : (સૂરએ અન્કબૂત : આયત નં. ૧૦ થી ૧૩)

وَمِنَ النَّاسِ مَنْ يَّقُوْلُ اٰمَنَّا بِاللّٰهِ فَاِذَآ اُوْذِيَ فِي اللّٰهِ جَعَلَ فِتْنَةَ النَّاسِ كَعَذَابِ اللّٰهِ ؕ
وَلَئِنْ جَآءَ نَصْرٌ مِّنْ رَّبِّكَ لَيَقُوْلُنَّ اِنَّا كُنَّا مَعَكُمْ ؕ اَوَلَيْسَ اللّٰهُ بِاَعْلَمَ
بِمَا فِيْ صُدُوْرِ الْعٰلَمِيْنَ ﴿١٠﴾ وَلَيَعْلَمَنَّ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا وَلَيَعْلَمَنَّ الْمُنٰفِقِيْنَ ﴿١١﴾
وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لِلَّذِيْنَ اٰمَنُوا اتَّبِعُوْا سَبِيْلَنَا وَلْنَحْمِلْ خَطٰيٰكُمْ ؕ وَمَا
هُمْ بِحٰمِلِيْنَ مِنْ خَطٰيٰهُمْ مِّنْ شَيْءٍ ؕ اِنَّهُمْ لَكٰذِبُوْنَ ﴿١٢﴾ وَلَيَحْمِلُنَّ اَثْقَالَهُمْ
ع وَاَثْقَالًا مَّعَ اَثْقَالِهِمْ ۫ وَلَيُسْـَٔلُنَّ يَوْمَ الْقِيٰمَةِ عَمَّا كَانُوْا يَفْتَرُوْنَ ﴿١٣﴾

## તરજુમો :

*અને એક તે લોકો છે કે કહે છે, ઈમાન લાવ્યા અમે અલ્લાહ ઉપર, પછી જ્યારે તેને અલ્લાહના માર્ગમાં કષ્ટ પહોંચે લોકોના સતાવવાને અલ્લાહના અઝાબ સમકક્ષ ઠરાવવા લાગે અને જો તમારા પરવરદિગાર તરફથી મદદ આવી પહોંચે તો કહેવા લાગે, અમે તો તમારી સાથે છે; શું એવું નથી કે અલ્લાહ સારી પેઠે જાણે છે જે કંઈ સમગ્ર દુનિયાવાળાઓના સીનાઓમાં છે ! (૧૦) અને અલબત્ત અલ્લાહ તે લોકોને જાણી લેશે જેઓ ઈમાન લાવ્યા છે*

*અને અલબત્ત જાણી લેશે જે લોકો વિશ્વાસઘાતી (મુનાફિક) છે. (૧૧) અને ઈન્કારીઓ ઈમાનવાળાઓને કહેવા લાગે કે તમે અમારા માર્ગ ઉપર ચાલો અને અમે તમારા ગુનાહ ઉઠાવી લઈશું અને તેઓ તેમના ગુનાહ કંઈ જ ઉઠાવશે નહીં, નિઃશંક તેઓ જૂઠા છે. (૧૨) અને અલબત્ત પોતાનો ભાર વેંઢારશે અને સાથે અન્ય કેટલાય ભાર પોતાના ભારની સાથે અને ખરેખર તેમને કયામતના દિવસે તેની પૂછ થશે જે જૂઠ તેઓ ઘડતા હતા. (૧૩)*

**તફસીર :**

અને અમુક લોકો એવા પણ છે જેઓ કહી આપે છે કે અમે અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા પછી જ્યારે અલ્લાહના માર્ગમાં કંઈ કષ્ટ પહોંચી જાય તો લોકોના સતાવવાને એવું (મહાન) સમજી બેસે છે જેમકે અલ્લાહનો અઝાબ (જેનાથી વ્યક્તિ બિલકુલ જ મજબૂર થઈ જાય જ્યારે કે કોઈ મખ્લૂકને આવો અઝાબ આપવાની શક્તિ જ નથી, હમણા તો તેમની એવી હાલત છે) અને જો (ક્યારેક) કોઈ મદદ (મુસલમાનોને) પોતાના પરવરદિગાર તરફથી આવી પહોંચે છે (દાખલા તરીકે જિહાદ થયો અને તેમાં અમુક એવા લોકો હાથ લાગ્યા) તો (એવા સમયે) કહે છે કે અમે તો (દીન અને અકીદહમાં) તમારી સાથે હતા (એટલે કે મુસલમાન જ હતા જો કે કાફિરોના અત્યાચાર અને જબરદસ્તીના કારણે કાફિરોની સાથે થઈ ગયા હતા, તેના ઉપર અલ્લાહ તઆલાનો ઈરશાદ એ છે કે) શું અલ્લાહ તઆલાને દુનિયા જહાનવાળાઓના દિલોની વાતો ખબર નથી? (એટલે કે તેમના દિલમાં ઈમાન જ ન હતું) અને (આ ઘટનાઓ એટલા માટે બનતી રહે છે કે) અલ્લાહ તઆલા ઈમાનવાળાઓને જાણી લેશે અને મુનાફિકોને પણ જાણી લેશે અને કાફિર મુસલમાનોને કહે છે કે તમે (દીનમાં) અમારા માર્ગે ચાલો અને (કયામતમાં) તમારા ગુનાહ (જે કુફ્ર અને ગુનાહોના હશે) અમારા માથે જવાબદારી છે (અને તમે તેનાથી મુક્ત છો) જ્યારે કે આ લોકો તેમના ગુનાહોમાંથી જરા પણ (એ રીતે કે તેઓ મુક્ત થઈ જાય) નથી લઈ શકતા, એ બિલકુલ જૂઠું બકી રહ્યા છે અને (અલબત્ત એ તો થશે કે) આ લોકો ઉપર પોતાના ગુનાહ (પૂરેપૂરા) લદાયેલા હશે અને પોતાના ગુનાહોની સાથે કંઈક ગુનાહ અન્ય પણ (લાદેલા હશે અને એ ગુનાહ તે છે જેમના માટે તેઓ કારણભૂત બનતા હતા અને આ ગુનાહ તેમના ઉપર લદાવવાના કારણે મૂળ

ગુનેહગાર મુક્ત થશે નહીં, મતલબ કે બીજા તો હલ્કા ન થયા પરંતુ આ લોકો તેમને માર્ગ ભટકાવવાનું કારણ બનવાથી ઔર વધારે ભારે થઈ ગયા) અને આ લોકો જેવી જૂઠી વાતો બનાવતા હતા કયામતમાં તેમનાથી (તેના વિશે) પૂછતાછ (અને પછી તેના ઉપર) અવશ્ય (સજા) થશે.

## મસ્અલા અને બોધપાઠ :

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا કાફિરો તરફથી ઈસ્લામનો માર્ગ રોકવા અને મુસલમાનોને બહેકાવવાની વિવિધ યુક્તિઓ અનેક પ્રકારે થતી રહી છે, ક્યારેક બળ અને પૈસાના પ્રદર્શનથી તો ક્યારેક શંકાઓ અને સંદેહો ઉપસ્થિત કરીને; આ આયતમાં પણ તેમની આવી જ એક યુક્તિ ઉપસ્થિત છે કે કાફિરો મુસલમાનોને કહે છે કે તમે લોકો વિના કારણે આખિરતના અઝાબના ડરથી અમારા તરીકા ઉપર નથી ચાલતા તો લો ! અમે તમારી જવાબદારી લઈએ છીએ કે જો તમારી વાત સાચી થઈ તો આ તરીકા ઉપર ચાલવાના કારણે આખિરતમાં જે અઝાબ થશે તો તમારા ગુનાહોનો ભાર અમે ઉઠાવી લઈશું, જે કંઈ અઝાબ અને કષ્ટ પહોંચશે તે અમને પહોંચશે, તમને કંઈ પણ આંચ આવશે નહીં.

આ જ પ્રમાણેના એક વ્યક્તિની ઘટના સૂરએ નજ્મના અંતિમ રુકૂઅ્માં વર્ણન કરવામાં આવી છે, اَفَرَأَيْتَ الَّذِىْ تَوَلّٰى وَاَعْطٰى قَلِيْلًا وَّاَكْدٰى જેમાં પ્રસ્તુત છે કે એક વ્યક્તિને તેના કાફિર દોસ્તોએ એવું કહીને દગો આપ્યો કે અમને અમુક માલ અહીંયાં આપી દો તો અમે કયામત અને આખિરતના દિવસે તમારા અઝાબની જવાબદારી લઈને તમને બચાવી લઈશું, તેણે કંઈક આપવાનું શરૂ કરી દીધું પછી બંધ કરી દીધું, તેની બેવકૂફી અને તેના આ વ્યર્થ અમલનું વર્ણન સૂરએ નજ્મમાં વિગતવાર ઉપસ્થિત છે.

એ જ પ્રમાણે સામાન્ય મુસલમાનોને કાફિરોએ કરેલું એક નિવેદન અત્રે ઉપસ્થિત છે, અહીંયાં અલ્લાહ તઆલાએ તેમને જવાબમાં એક તો એવું ફરમાવ્યું કે આવું કહેનારા બિલકુલ જૂઠા છે, તેઓ કયામતમાં તે લોકોના ગુનાહોનો કોઈ ભાર ઉઠાવી શકશે નહીં. وَمَا هُمْ بِحَامِلِيْنَ مِنْ خَطَايَاهُمْ مِّنْ شَىْءٍ اِنَّهُمْ لَكٰذِبُوْنَ એટલે કે ત્યાંના ભયાનક અઝાબને જોઈને તેમની હિંમત ન થશે કે તેને ઉઠાવવા માટે તૈયાર થઈ જાય એટલા માટે તેમનો આ વાયદો જૂઠો છે અને સૂરએ નજ્મમાં

એ પણ વર્ણન કરવામાં આવ્યું છે કે જો આ લોકો કંઈક ભાર ઉઠાવવા તૈયાર પણ થઈ જાય તો અલ્લાહ તઆલા તરફથી તેમને તેનો અધિકાર આપવામાં આવશે નહીં, કારણ કે આ ન્યાયના સિદ્ધાંતની વિરુદ્ધ છે કે એકના ગુનાહના બદલામાં બીજાને પકડવામાં આવે.

બીજી બાબત એ ફરમાવી કે તે લોકોનું એ કહેવું ખોટું અને જૂઠું છે કે તેઓ અમારા ગુનાહોનો ભાર વેંઢારીને તમને મુક્ત કરી દેશે, અલબત્ત એવું અવશ્ય થશે કે તમને બહેકાવવાનો અને સત્ય માર્ગેથી ભટકાવવાનો પ્રયત્ન કરવો પોતે જ એક મોટો ગુનોહ છે જે તેમના પોતાના અમલોના અઝાબ ઉપરાંત તેમના ઉપર લાદવામાં આવશે, એ જ પ્રમાણે તેમના ઉપર પોતાના અમલોનો પણ વબાલ આવશે અને જેમને બહેકાવ્યા હતા તેમનો પણ.

**ગુનાહનું આમંત્રણ આપનાર પણ ગુનેહગાર છે, ગુનાહ કરનારાને જે અઝાબ થશે એવો જ અઝાબ તેને પણ થશે :**

આ આયતથી જાણ થઈ કે જે વ્યક્તિ કોઈ બીજા વ્યક્તિને ગુનાહમાં સંડોવવાની ચળવળ આદરે અથવા ગુનાહમાં તેની મદદ કરે તે પણ એવો જ અપરાધી છે જેમકે આ ગુનાહ કરનાર. એક હદીષમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.) અને હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ હિદાયત તરફ લોકોને આમંત્રણ આપે તો તેના કારણે જેટલા લોકો તેના આમંત્રણના કારણે હિદાયત ઉપર અમલ કરશે તે સૌના અમલનો સવાબ આ આમંત્રણ આપનારના નામએ આ'માલમાં પણ લખવામાં આવશે. અમલ કરનારના સવાબ અને બદલામાં કોઈ કમી કર્યા વિના જ; અને જે વ્યક્તિ કોઈ ગુમરાહી અને ગુનાહ તરફ આમંત્રણ આપે તો જેટલા લોકો તેના કહેવાથી આ ગુમરાહીમાં સંડોવાશે તે સૌનો ગુનાહ અને વબાલ આ વ્યક્તિ ઉપર પણ પડશે આ લોકોના વબાલ અને અઝાબમાં કોઈ કમી થયા સિવાય.

*(મુસ્લિમ અન અબી હુરયરહ વ ઈબ્ને માજહ અન અનસ, કુર્તુબી)*

———————————

——————

## આયતો : (સૂરએ અન્કબૂત : આયત નં. ૧૪ થી ૧૮)

وَلَقَدْ اَرْسَلْنَا نُوْحًا اِلٰى قَوْمِهٖ فَلَبِثَ فِيْهِمْ اَلْفَ سَنَةٍ اِلَّا خَمْسِيْنَ عَامًا ؕ
فَاَخَذَهُمُ الطُّوْفَانُ وَهُمْ ظٰلِمُوْنَ ﴿۱۴﴾ فَاَنْجَيْنٰهُ وَاَصْحٰبَ السَّفِيْنَةِ وَجَعَلْنٰهَاۤ اٰيَةً
لِّلْعٰلَمِيْنَ ﴿۱۵﴾ وَاِبْرٰهِيْمَ اِذْ قَالَ لِقَوْمِهِ اعْبُدُوا اللّٰهَ وَاتَّقُوْهُ ؕ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ اِنْ
كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿۱۶﴾ اِنَّمَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ اَوْثَانًا وَّتَخْلُقُوْنَ اِفْكًا ؕ اِنَّ
الَّذِيْنَ تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ لَا يَمْلِكُوْنَ لَكُمْ رِزْقًا فَابْتَغُوْا عِنْدَ اللّٰهِ الرِّزْقَ
وَاعْبُدُوْهُ وَاشْكُرُوْا لَهٗ ؕ اِلَيْهِ تُرْجَعُوْنَ ﴿۱۷﴾ وَاِنْ تُكَذِّبُوْا فَقَدْ كَذَّبَ اُمَمٌ مِّنْ
قَبْلِكُمْ ؕ وَمَا عَلَى الرَّسُوْلِ اِلَّا الْبَلٰغُ الْمُبِيْنُ ﴿۱۸﴾

## તરજુમો :

*અને અમે નૂહ (અલૈ.)ને તેમની કોમ પાસે મોકલ્યા, પછી તેમનામાં હજારમાં પચાસ વર્ષ ઓછા રહ્યા, પછી તેમને પ્રલયે (તોફાને) પકડ્યા અને તેઓ ગુનેહગાર હતા. (૧૪) પછી અમે બચાવ્યા તેમને અને જહાજવાળાઓને અને અમે દુનિયાવાળાઓ માટે જહાજને નિશાની (સ્વરૂપે) રાખ્યું. (૧૫) અને ઈબ્રાહીમ (અલૈ.)ને; જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું, અલ્લાહની બંદગી કરો અને તેનાથી ડરતા રહો, આ તમારા હકમાં ઉત્તમ છે જો તમે સમજ ધરાવતા હોય. (૧૬) તમે તો અલ્લાહને છોડીને આ જ મૂર્તિઓના થાનકોને પૂજો છો અને જૂઠી વાતો ઘડો છો, બેશક તમે જેમને અલ્લાહના સિવાય પૂજો છો તે તમારી રોજીના માલિક નથી; બસ તમે અલ્લાહના ત્યાં રોજી શોધો અને તેની બંદગી કરો અને તેનો હક માનો, તેના જ તરફ પાછા જશો. (૧૭) અને જો તમે જૂઠાડશો તો ઘણી ઉમ્મતો તમારાથી અગાઉ જૂઠાડી ચૂકી છે અને રસૂલોના માથે તો બસ એ જ છે સ્પષ્ટ સંદેશ પહોંચાડી દેવો ! (૧૮)*

**તફસીર :**

અને અમે નૂહ (અલૈ.)ને તેમની કોમ તરફ (પયગમ્બર બનાવીને) મોકલ્યા, બસ તેઓ તેમનામાં એક હજારમાં પચાસ વર્ષ ઓછા રહ્યા (અને કોમને સમજાવતા રહ્યા) પછી (જ્યારે તેમના ઉપર પણ તે લોકો ઈમાન ન લાવ્યા તો) તેમને તોફાને પકડી લીધા અને તેઓ ઘણા જુલમી લોકો હતા (કે આટલી લાંબી મુદ્દત સુધી કરેલ દરખાસ્તથી પણ પ્રભાવિત ન થયા) પછી (આ તોફાન આવ્યા પછી) અમે તેમને અને વહાણવાળાઓને (જે તેમની સાથે સવાર હતા એ તોફાનથી) બચાવી લીધા અને અમે આ ઘટનાને સમગ્ર દુનિયાવાળાઓ માટે (જેની ખૂબ પ્રચલિત રીતે ખબર પહોંચી) ઈબ્રતનું કારણ બનાવ્યા (કે વિચાર કરીને સમજી શકે કે સત્યનો વિરોધ કરવાનું શું પરિણામ છે ?) અને અમે ઈબ્રાહીમ (અલૈ.)ને (પયગમ્બર બનાવીને) મોકલ્યા જ્યારે કે તેમણે પોતાની કોમને (કે જે મૂર્તિપૂજક હતી) ફરમાવ્યું કે તમે અલ્લાહની ઈબાદત કરો અને તેનાથી ડરો (અને ડરીને શિર્ક છોડી દો) એ તમારા માટે ઉત્તમ છે જો તમે કંઈ પણ સમજ રાખતા હોય (શિર્કનો તરીકો તો માત્ર મૂર્ખામી છે) તમે લોકો અલ્લાહને છોડીને માત્ર મૂર્તિઓને (કે જે બિલકુલ જ લાચાર અને નકામી વસ્તુ છે) પૂજી રહ્યા છો અને (તેના વિશે) જૂઠી વાતો ઘડો છો (કે તેનાથી અમારું રોજી રોજગારનું કામ નીકળે છે આ માત્ર જૂઠ છે કારણ કે) તમે અલ્લાહને છોડીને જેની પૂજા કરો છો તે તમને કંઈ પણ રોજી આપવાનો અધિકાર નથી ધરાવતા, બસ તમે લોકો રોજી અલ્લાહની પાસે તલાશ કરો (એટલે કે તેની પાસે જ માંગો કારણ કે તે જ રોજીનો માલિક છે) અને (જ્યારે રોજીનો માલિક તે જ છે તો) તેની જ ઈબાદત કરો અને (કારણ કે અત્યાર સુધીની રોજી પણ તેની જ આપેલી છે તો) તેનો ઉપકાર માનો (તેની ઈબાદત કરવી ફરજ હોવાનું એક કારણ તો એ છે કે તે લાભનો માલિક છે) અને (બીજું કારણ એ છે કે તે નુકસાનનો માલિક પણ છે) તમારે સૌને તેના તરફ પાછા જવાનું છે (તે સમયે કુફ્ર ઉપર તમને સજા આપશે) અને જો તમે (તે વાતોમાં) મને જૂઠો સમજ્યો તો (યાદ રાખો કે તેમાં મારું કોઈ નુકસાન નથી) તમારાથી અગાઉ પણ ઘણી બધી ઉમ્મતો (પોતાના પયગમ્બરોને) જૂઠા સમજી ચૂકી છે (પરંતુ તે પયગમ્બરોનું કોઈ નુકસાન ન થયું) અને (આ બાબતનું કારણ એ છે કે) પયગમ્બરના માથે તો માત્ર (વાત) સ્પષ્ટ

રીતે પહોંચાડી દેવાનું છે (મનાવવું એ તેમનું કામ નથી બસ બધા અંબિયા અલૈ. પ્રચાર કર્યા પછી પોતાની ફરજમાંથી મુક્ત થઈ ગયા બસ એ જ પ્રમાણે મને પણ કોઈ નુકસાન નથી પહોંચ્યું, અલબત્ત માનવું તમારા માથે વાજિબ હતું તેને છોડવાથી તમારું નુકસાન અવશ્ય થયું).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં કાફિરોના વિરોધ અને તેમના કષ્ટોનું વર્ણન હતું જે મુસલમાનોને પહોંચતું રહ્યું છે. પ્રસ્તુત આયતોમાં એ પ્રમાણેની ઘટનાઓ ઉપર રસૂલે કરીમ ﷺને સાંત્વના આપવા માટે અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.) અને તેમની ઉમ્મતોની કંઈક પરિસ્થિતિઓ વર્ણન કરવામાં આવી છે કે પ્રાચીન સમયથી એ ક્રમ ચાલ્યો આવે છે કે હિદાયતવાળાઓને કાફિરો તરફથી કષ્ટો પહોંચાડવામાં આવે છે પરંતુ તે તકલીફોના કારણે તેમણે ક્યારેય હિંમત નથી હારી એટલા માટે તમે પણ કાફિરોની ઉત્પિડન પ્રવૃત્તિની પરવા ન કરો અને પોતાના રિસાલતના ફરજને અદા કરવામાં મક્કમતાથી કામ કરતા રહો.

અગાઉ થઈ ચૂકેલા અંબિયાઓમાં સૌ પ્રથમ હઝરત નૂહ (અલૈ.)નો કિસ્સો વર્ણન કર્યો, પ્રથમ તો એ કારણે કે તેઓ જ સૌથી પ્રથમ પયગમ્બર છે જેમને કુફ્ર અને શિર્કનો મુકાબલો કરવો પડ્યો, બીજું એટલા માટે પણ કે જેટલા કષ્ટો અને પીડાઓ પોતાની કોમ તરફથી તેમને પહોંચ્યા તે કોઈ બીજા પયગમ્બરને નથી પહોંચ્યા, કારણ કે અલ્લાહ તઆલાએ તેમને લાંબી ઉંમર આપવાની ખાસ વિશિષ્ટતા અર્પણ કરી હતી અને સમગ્ર જિંદગી કાફિરોની પીડાઓ વેઠવામાં પસાર થઈ. તેમની જિંદગી કુર્આને કરીમમાં જે નવસો પચાસ વર્ષ હોવાનું પ્રસ્તુત છે તે તો ચોક્કસ અને પ્રમાણભૂત છે જ, અમુક રિવાયતોમાં એ પણ છે કે આ જિંદગી પ્રચાર અને પ્રસારની છે અને તેનાથી પહેલાં અને તોફાન પછી વધારે.....જિંદગીનું વર્ણન છે. વલ્લાહુ અઅ્લમુ.

મતલબ કે આટલી અસામાન્ય અને લાંબી જિંદગી સતત આમંત્રણ અને તબ્લીગમાં પસાર કરવી અને દરેક તબ્લીગ અને દા'વતના સમયે કાફિરો તરફથી જાત જાતની પીડાઓ, મારપીટ અને ગળું દબાવવાની પીડા સહન કરતું રહેવું અને તે બધા ઉપરાંત કોઈ સમયે હિંમત ન હારવી, આ બધી વિશિષ્ટતાઓ હઝરત નૂહ (અલૈ.)ની છે.

બીજો કિસ્સો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો વર્ણન કર્યો જે મોટી મોટી સખત પરીક્ષાઓમાંથી પસાર થયા છે, નમરૂદની આગ પછી શામ દેશની હિજરત કરીને વેરાન જંગલમાં પાણી અને ખોરાક વિના થોભવું, પછી પુત્રને ઝબહ કરવાની ઘટના વગેરે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના જ કિસ્સાના સંદર્ભમાં હઝરત લૂત (અલૈ.) અને તેમની ઉમ્મતની ઘટનાઓ અને સૂરતના અંત સુધી બીજા અમુક અંબિયા (અલૈ.) અને તેમની બળવાખોર ઉમ્મતોની પરિસ્થિતિઓના વર્ણનનો ક્રમ; આ બધું રસૂલે કરીમ ﷺ અને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના સાંત્વના માટે અને તેમને દીન ઉપર મક્કમ રાખવા માટે વર્ણન થયું છે.

---

## આયતો : (સૂરએ અન્કબૂત : આયત નં. ૧૯ થી ૨૩)

أَوَلَمْ يَرَوْا كَيْفَ يُبْدِئُ اللَّهُ الْخَلْقَ ثُمَّ يُعِيدُهُ ۚ إِنَّ ذَٰلِكَ عَلَى اللَّهِ يَسِيرٌ ﴿١٩﴾
قُلْ سِيرُوا فِي الْأَرْضِ فَانظُرُوا كَيْفَ بَدَأَ الْخَلْقَ ثُمَّ اللَّهُ يُنشِئُ النَّشْأَةَ الْآخِرَةَ ۚ
إِنَّ اللَّهَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿٢٠﴾ يُعَذِّبُ مَن يَشَاءُ وَيَرْحَمُ مَن يَشَاءُ ۖ وَإِلَيْهِ
تُقْلَبُونَ ﴿٢١﴾ وَمَا أَنتُم بِمُعْجِزِينَ فِي الْأَرْضِ وَلَا فِي السَّمَاءِ ۖ وَمَا لَكُم مِّن دُونِ اللَّهِ
مِن وَلِيٍّ وَلَا نَصِيرٍ ﴿٢٢﴾ وَالَّذِينَ كَفَرُوا بِآيَاتِ اللَّهِ وَلِقَائِهِ أُولَٰئِكَ يَئِسُوا
مِن رَّحْمَتِي وَأُولَٰئِكَ لَهُمْ عَذَابٌ أَلِيمٌ ﴿٢٣﴾

## તરજુમો :

*શું જોતા નથી કેવી રીતે અલ્લાહ સર્જનની શરૂઆત કરે છે ? પછી તેનું પુનરાવર્તન કરશે, આ અલ્લાહ માટે સરળ છે. (૧૯) તમે કહો, પ્રદેશમાં હરોફરો, પછી જુઓ કેવી રીતે સર્જનની શરૂઆત કરી છે ? પછી અલ્લાહ પાછલી વખતે (સજીવન કરી) ઉઠાડશે, બેશક અલ્લાહ દરેક વસ્તુ કરી શકે છે. (૨૦) અઝાબ આપશે જેને ઈચ્છશે અને રહમ કરશે જેના ઉપર ઈચ્છે; અને તેના જ તરફ પાછા વળીને જશો. (૨૧) અને તમે પૃથ્વીમાં આજિઝ*

*(લાચાર) કરી શકવાના નથી અને ન જ આસમાનમાં અને અલ્લાહ સિવાય તમારો કોઈ હિમાયતી નથી અને ન જ મદદગાર. (૨૨) અને જે લોકો અલ્લાહની વાતોથી ઈન્કારી થયા અને તેને મળવાથી; તેઓ મારી રહમતથી નાઉમ્મીદ થયા અને તેમના માટે કષ્ટદાયક અઝાબ છે. (૨૩)*

## તફસીર :

શું તે લોકોને એ ખબર નથી કે અલ્લાહ તઆલા કઈ રીતે મખ્લૂકને પ્રથમવાર પેદા કરે છે, (એટલે કે ન હોવામાંથી અસ્તિત્વમાં લાવે છે) પછી તે જ તેને ફરીવાર પેદા કરશે ! આ અલ્લાહ માટે ઘણી જ સરળ વાત છે (બલકે શરૂઆતની દષ્ટિએ ફરીવાર પેદા કરવું પ્રથમવાર અસ્તિત્વમાં લાવવાથી વધારે સહેલું છે, બસ અલ્લાહની શક્તિના આધારે બંને બાબતો સરખી છે અને આ લોકો પ્રથમ બાબત એટલે કે અલ્લાહ તઆલાના સૃષ્ટિના સર્જનહાર હોવાનો તો સ્વીકાર કરે છે, وَلَئِنْ سَاَلْتَهُمْ مَّنْ خَلَقَ السَّمٰوٰتِ અને બીજી બાબત એટલે કે ફરીવાર પેદા કરવું તેનું જ દષ્ટાંત છે, તેનું અલ્લાહ તઆલાની શક્તિમાં હોવું વધારે સ્પષ્ટ છે એટલા માટે اَوَلَمْ يَرَوْا તેનાથી પણ સંબંધિત હોઈ શકે છે અને વધારે ભાર માટે આગળ આ જ વિષય થોડા ફરક સાથે સંભળાવવા માટે રસૂલે કરીમ ﷺને ઈરશાદ ફરમાવે છે કે હે નબી ﷺ !) તમે (તે લોકોને) કહી આપો કે તમે લોકો પ્રદેશમાં ચાલો ફરો અને જુઓ કે અલ્લાહે મખ્લૂકને કેવી રીતે પ્રથમ વખતે પેદા કરી છે પછી અલ્લાહ ફરીવાર પણ પેદા કરશે, બેશક ! અલ્લાહ દરેક વસ્તુ ઉપર શક્તિ ધરાવે છે (પ્રથમ વિષયમાં એક બૌદ્ધિક દલીલ છે અને બીજા વિષયમાં તે હસ્તી કે જેનો સંબંધ કાઈનાતના અહેવાલની સાક્ષી છે. આ તો કયામતની સાબિતી હતી આગળ બદલાનું વર્ણન છે કે ફરીવાર ઉઠયા પછી) જેને ઈચ્છશે અઝાબ આપશે (એટલે કે જે તેનો હકદાર હશે) અને જેના ઉપર ઈચ્છશે દયા ફરમાવશે (એટલે કે જે તેના માટે યોગ્ય હશે) અને (આ અઝાબ અને રહમતમાં અન્ય કોઈની કોઈ દખલગીરી નથી કારણ કે) તમે બધા તેની જ પાસે પાછા વળીને જશો (ન કે અન્ય કોઈની પાસે) અને (આ અઝાબથી બચવાની કોઈ યુક્તિ નથી) તમે ન તો જમીનમાં (છુપાઈને અલ્લાહને) હરાવી શકો છો (કે તેના હાથ ન આવો) અને ન જ આસમાનમાં (ઊડીને) અને ન જ અલ્લાહના સિવાય તમારો કોઈ કાર્યસાધક છે અને ન જ કોઈ મદદગાર (બસ ન તો પોતાની

યુક્તિથી બચી શકશે અને ન જ બીજાઓની હિમાયતથી) અને (ઉપર જે અમે કહ્યું, يُعَذِّبُ مَنْ يَّشَآءُ હવે સામાન્ય સિદ્ધાંત એ છે કે) જે લોકો અલ્લાહની આયતોના અને (ખાસ કરી) તેની સામે જવાના ઈન્કારી છે તે લોકો (કયામતમાં) મારી રહમતથી નાઉમ્મીદ થશે (એટલે કે તે વખતે તેમને અનુભવ થઈ જશે કે અમે રહમના હકદાર નથી) અને આ જ તે લોકો છે જેમને દર્દનાક અઝાબ થશે.

———————

## આયતો : (સૂરએ અન્કબૂત : આયત નં. ૨૪ થી ૨૭)

فَمَا كَانَ جَوَابَ قَوْمِهٖٓ اِلَّآ اَنْ قَالُوا اقْتُلُوْهُ اَوْ حَرِّقُوْهُ فَاَنْجٰىهُ اللّٰهُ مِنَ النَّارِ ؕ
اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿۲۴﴾ وَقَالَ اِنَّمَا اتَّخَذْتُمْ مِّنْ دُوْنِ اللّٰهِ
اَوْثَانًا ۙ مَّوَدَّةَ بَيْنِكُمْ فِي الْحَيٰوةِ الدُّنْيَا ۚ ثُمَّ يَوْمَ الْقِيٰمَةِ يَكْفُرُ بَعْضُكُمْ بِبَعْضٍ
وَّيَلْعَنُ بَعْضُكُمْ بَعْضًا ۫ وَّمَاْوٰىكُمُ النَّارُ وَمَا لَكُمْ مِّنْ نّٰصِرِيْنَ ﴿۲۵﴾ فَاٰمَنَ
لَهٗ لُوْطٌ ۘ وَقَالَ اِنِّيْ مُهَاجِرٌ اِلٰى رَبِّيْ ؕ اِنَّهٗ هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿۲۶﴾ وَوَهَبْنَا
لَهٗٓ اِسْحٰقَ وَيَعْقُوْبَ وَجَعَلْنَا فِيْ ذُرِّيَّتِهِ النُّبُوَّةَ وَالْكِتٰبَ وَاٰتَيْنٰهُ اَجْرَهٗ فِي
الدُّنْيَا ۚ وَاِنَّهٗ فِي الْاٰخِرَةِ لَمِنَ الصّٰلِحِيْنَ ﴿۲۷﴾

## તરજુમો :

*પછી તેમની (ઈબ્રાહીમ અલૈ.ની) કોમનો કંઈ જવાબ ન હતો પરંતુ એ જ કે બોલ્યા, તેને મારી નાંખો અથવા સળગાવી દો, પછી અલ્લાહે તેમને આગથી બચાવ્યા, તેમાં તે લોકો માટે મોટી નિશાનીઓ છે જેઓ ઈમાન લાવે છે. (૨૪) અને (ઈબ્રાહીમ અલૈ.) બોલ્યા, જે તમે અલ્લાહને છોડીને મૂર્તિઓના થાનકો બનાવ્યા બસ પરસ્પર મિત્રતા કરીને દુનિયાની જિંદગીમાં, પછી કયામતના દિવસે એકબીજાથી ઈન્કારી થઈ જશો અને એકબીજા ઉપર ફિટકાર કરશો અને તમારું ઠેકાણું આગ છે અને તમારો કોઈ સહાયક નથી. (૨૫) પછી લૂત (અલૈ.)એ તેને માની લીધું અને તેઓ બોલ્યા, હું તો*

*પોતાના પરવરદિગાર તરફ વતન છોડું છું, બેશક તે જ મહાબળવાન, હિકમતવાળો છે. (૨૬) અને અમે તેમને (ઈબ્રાહીમ અલૈ.ને) ઈસ્હાક અને યાકૂબ આપ્યા અને તેમની અવલાદમાં પયગમ્બરી અને કિતાબ રાખી દીધી અને અમે તેમને તેમનો સવાબ દુનિયામાં આપ્યો અને ખરેખર તે આખિરતમાં સાલિહીન (નેક લોકો)માંથી છે. (૨૭)*

## તફસીર :

બસ, (ઈબ્રાહીમ અલૈ.ના આ વાર્તાલાપથી નાખુશ થયા પછી) તેમની કોમનો (અંતિમ) જવાબ બસ એ હતો કે (પરસ્પર) કહેવા લાગ્યા કે તેમને યા તો મારી નાંખો અથવા તેમને સળગાવી દો (એટલા માટે સળગાવવાનો સામાન તૈયાર કર્યો) અને અલ્લાહે તેમને એ આગથી બચાવી લીધા (જેનો કિસ્સો સૂરએ અંબિયા અલૈ.માં આવી ચૂક્યો છે) બેશક ! આ ઘટનામાં તે લોકો માટે કે જેઓ ઈમાન ધરાવે છે ઘણી નિશાનીઓ છે (એટલે કે આ ઘટના કેટલીય વસ્તુઓની દલીલ છે, અલ્લાહ તઆલાનું સર્વશક્તિમાન હોવું, ઈબ્રાહીમ અલૈ.નું નબી હોવું, કુફ્ર અને શિર્કનું જૂઠું હોવું વગેરે... એટલા માટે આ એક જ દલીલ અનેક દલીલોની મૂળ દલીલ બની ગઈ) અને ઈબ્રાહીમ (અલૈ.)એ (પોતાની નસીહતમાં એ પણ) ફરમાવ્યું કે તમે જે અલ્લાહને છોડીને મૂર્તિઓને (મઅ્બૂદ) ઠરાવી રાખી છે બસ આ તમારા પરસ્પર દુનિયાના સંબંધોના કારણે છે (એટલા માટે સાક્ષાત્કાર છે કે ઘણા વ્યક્તિઓ પોતાના સંબંધીઓ, મિત્રો તથા સગાઓના તરીકા ઉપર રહે છે અને એ કારણે સત્ય વાતમાં વિચાર કરતા નથી અને સત્યને સમજીને પણ ડરે છે કે બધા મિત્રો અને સગાં વહાલાંઓ છોડવા પડશે) પછી કયામતમાં (તમારી એ હાલત થશે કે) તમે એકબીજાના વિરોધી બની જશો અને એકબીજા ઉપર ફિટકાર વરસાવશો (જેમકે સૂરએ અઅ્રાફમાં ઈરશાદ થયો છે إِذْ تَبَرَّأَ الَّذِينَ اتُّبِعُوا.. ખુલાસો એ છે કે આજે જે મિત્રો અને સગાંઓના કારણે તમે ગુમરાહીને અપનાવી રાખી છે કયામતના દિવસે આ જ સગાં સંબંધીઓ તમારા દુશ્મન બની જશે) અને (જો તમે આ મૂર્તિપૂજાથી પાછા ન વળ્યા તો) તમારું ઠેકાણું દોઝખ હશે અને તમારો કોઈ હિમાયતી હશે નહીં, બસ (આટલી નસીહતનો વાર્તાલાપ પણ તેમની કોમે ન માન્યો) માત્ર લૂત (અલૈ.)એ તેનું સમર્થન કર્યું અને ઈબ્રાહીમ (અલૈ.)ને કહ્યું કે હું (તમારા લોકો વચ્ચે નથી રહેતો

બલકે) પોતાના પરવરદિગારના (બતાવેલ સ્થળ) તરફ વતન છોડીને ચાલ્યો જઈશ, બેશક ! તે જબરદસ્ત હિકમતવાળો છે (તે મારું રક્ષણ કરશે અને મને તેનો સારો બદલો આપશે) અને અમે (હિજરત.... પછી) તેમને (એટલે કે હઝરત ઈબ્રાહીમ અલૈ.ને) ઈસ્હાક (પુત્ર) અને યાકૂબ (પૌત્ર) અર્પણ કર્યા અને અમે તેમના વંશમાં નુબુવ્વત અને કિતાબનો ક્રમ કાયમ રાખ્યો અને અમે તેમનો બદલો તેમને દુનિયામાં પણ આપ્યો અને આખિરતમાં પણ (મોટા દરજ્જાના) નેક બંદાઓમાંથી હશે (આ બદલાનો ભાવાર્થ તેમની નિકટતા અને સ્વીકૃતિ છે અલ્લાહના ફરમાન પ્રમાણે ....لَقَدِ اصْطَفَيْنَاهُ فِى الدُّنْيَا (فِى الْبَقَرَةِ).

## મસ્અલા અને બોધપાઠ :

فَـاٰمَـنَ لَـهٗ لُـوْطٌ وَقَـالَ اِنِّىْ مُهَـاجِرٌ اِلٰى رَبِّىْ હઝરત લૂત (અલૈ.) હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના ભાણેજ હતા. નમરૂદની આગમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો મોઅ્જિઝો જોઈને સૌથી પ્રથમ તેઓ મુસલમાન થયા. તેઓ અને તેઓની પત્ની હઝરત સારહ જે તેમની પિત્રાઈ બહેન પણ હતાં અને મુસલમાન થઈ ચૂક્યા હતા તે બંનેને સાથે લઈને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના વતનથી હિજરતનો ઈરાદો કર્યો, તેમનું વતન كُـوْثَـا (Kutha) સ્થળ હતું જે કૂફાની એક વસ્તી છે અને ફરમાવ્યું, اِنِّـىْ مُهَاجِرٌ اِلٰى رَبِّىْ એટલે કે, હું વતનને છોડીને પોતાના પરવરદિગાર તરફ જાઉં છું. ભાવાર્થ એ છે કે કોઈ એવા સ્થળ તરફ જઈશ જ્યાં પરવરદિગારની ઈબાદતમાં અવરોધ ન હોય.

હઝરત નખઈ (રહ.) અને કતાદહ (રહ.)એ اِنِّـىْ مُهَـاجِـرٌ નું સંબોધન હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું ઠરાવ્યું છે કારણ કે ત્યારબાદ وَوَهَبْنَا لَهٗ اِسْحٰقَ وَيَعْقُوْبَ તો અવશ્ય તેમની જ પરિસ્થિતિ છે અને અમુક તફસીરકારોએ اِنِّـىْ مُهَـاجِـرٌ ને હઝરત લૂત (અલૈ.)નું નિવેદન ઠરાવ્યું છે. તફસીરના ખુલાસામાં ભાષાંતર એ જ પ્રમાણે છે પરંતુ વાતચીતની શૈલીથી પ્રથમ તફસીર વધારે ખુલ્લી જણાય છે અને જો કે હઝરત લૂત (અલૈ.) પણ તે હિજરતમાં અવશ્ય સામેલ થયા હતા પરંતુ જે રીતે હઝરત સારહનું વર્ણન નથી કરવામાં આવ્યું કારણ કે તેઓ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના તા'બે હતા એ જ પ્રમાણે હઝરત લૂત (અલૈ.)ની હિજરતનું વર્ણન અલગથી ન હોવું પણ શક્ય છે.

**દુનિયાની સૌ પ્રથમ હિજરત :**

હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પ્રથમ પયગમ્બર છે જેમણે દીન માટે વતન છોડ્યું અને હિજરત અપનાવવી પડી, તેમની આ હિજરત ૭૫ વર્ષની ઉંમરે થઈ.

*(આ બધો અહેવાલ કુર્તુબીમાંથી લેવામાં આવ્યો છે)*

**અમુક અમલોનો બદલો દુનિયામાં પણ મળી જાય છે :**

وَاٰتَيْنٰهُ اَجْرَهٗ فِى الدُّنْيَا એટલે કે અમે ઈબ્રાહીમ (અલૈ.)ની અલ્લાહ તઆલાના માર્ગમાં કુરબાનીઓ અને બીજા નેક અમલોનો બદલો દુનિયામાં પણ આપ્યો કે તેમને બધી જ મખ્લૂકમાં સ્વીકૃત અને આગેવાન બનાવ્યા. યહૂદી, નસરાની, મૂર્તિપૂજકો બધા તેમની ઈજ્જત કરે છે અને પોતાના આગેવાન માને છે અને આખિરતમાં તેઓ જન્નતવાળા નેક લોકોમાંથી હશે. આથી જાણ થઈ કે કર્મોનો મૂળ બદલો તો આખિરતમાં મળશે પરંતુ તેનો અમુક ભાગ દુનિયામાં પણ રોકડ આપી દેવામાં આવે છે જેમકે પ્રમાણભૂત હદીષોમાં ઘણા સારા કર્મોના દુનિયવી ફાયદાઓ અને ખરાબ કર્મોના દુનિયવી નુકસાનોનું વર્ણન આવ્યું છે, આવા અમલોને સય્યિદી હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ એક આગવી પુસ્તિકા "જઝાઉલ આ'માલ"માં ભેગા કર્યા છે.

---

**આયતો : (સૂરએ અન્કબૂત : આયત નં. ૨૮ થી ૩૫)**

وَلُوْطًا اِذْ قَالَ لِقَوْمِهٖٓ اِنَّكُمْ لَتَاْتُوْنَ الْفَاحِشَةَ ۡ مَا سَبَقَكُمْ بِهَا مِنْ اَحَدٍ
مِّنَ الْعٰلَمِيْنَ ﴿٢٨﴾ اَئِنَّكُمْ لَتَاْتُوْنَ الرِّجَالَ وَتَقْطَعُوْنَ السَّبِيْلَ ۙ وَتَاْتُوْنَ
فِيْ نَادِيْكُمُ الْمُنْكَرَ ۭ فَمَا كَانَ جَوَابَ قَوْمِهٖٓ اِلَّآ اَنْ قَالُوا ائْتِنَا بِعَذَابِ اللّٰهِ اِنْ
كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿٢٩﴾ قَالَ رَبِّ انْصُرْنِيْ عَلَى الْقَوْمِ الْمُفْسِدِيْنَ ﴿٣٠﴾ ع وَلَمَّا ع ٨ ١٥
جَآءَتْ رُسُلُنَآ اِبْرٰهِيْمَ بِالْبُشْرٰى ۙ قَالُوْٓا اِنَّا مُهْلِكُوْٓا اَهْلِ هٰذِهِ الْقَرْيَةِ ۚ
اِنَّ اَهْلَهَا كَانُوْا ظٰلِمِيْنَ ﴿٣١﴾ قَالَ اِنَّ فِيْهَا لُوْطًا ۭ قَالُوْا نَحْنُ اَعْلَمُ بِمَنْ فِيْهَا ۫

لَنُنَجِّيَنَّهٗ وَاَهْلَهٗٓ اِلَّا امْرَاَتَهٗ ۫ كَانَتْ مِنَ الْغٰبِرِيْنَ ﴿٣٢﴾ وَلَمَّآ اَنْ جَآءَتْ
رُسُلُنَا لُوْطًا سِيْٓءَ بِهِمْ وَضَاقَ بِهِمْ ذَرْعًا وَّقَالُوْا لَا تَخَفْ وَلَا تَحْزَنْ ۫ اِنَّا
مُنَجُّوْكَ وَاَهْلَكَ اِلَّا امْرَاَتَكَ كَانَتْ مِنَ الْغٰبِرِيْنَ ﴿٣٣﴾ اِنَّا مُنْزِلُوْنَ عَلٰٓى اَهْلِ
هٰذِهِ الْقَرْيَةِ رِجْزًا مِّنَ السَّمَآءِ بِمَا كَانُوْا يَفْسُقُوْنَ ﴿٣٤﴾ وَلَقَدْ تَّرَكْنَا مِنْهَآ
اٰيَةًۢ بَيِّنَةً لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ﴿٣٥﴾

## તરજુમો :

*અને લૂત (અલૈ.)ને મોકલ્યા; જ્યારે (તેમણે) પોતાની કોમને કહ્યું, ખરેખર તમે બેહયાઈના કામ ઉપર આવો છો, તમારાથી પહેલાં સમગ્ર વિશ્વમાં કોઈએ એવું નથી કર્યું. (૨૮) શું તમે પુરુષો ઉપર દોડો છો ? અને તમે માર્ગ લૂંટો છો ? અને પોતાની મજલિસમાં બુરા કામ કરો છો ? પછી તેમની કોમનો કંઈ જવાબ ન હતો પરંતુ એ જ કે બોલ્યા, અમારા ઉપર અલ્લાહનો અઝાબ લઈ આવ જો તું સાચાઓમાંથી છે ! (૨૯) (લૂત અલૈ.) બોલ્યા, હે મારા પરવરદિગાર ! આ ફસાદ કરનાર લોકો ઉપર મારી સહાયતા કર. (૩૦) અને જ્યારે અમારા મોકલેલા (ફરિશ્તા) ઈબ્રાહીમ (અલૈ.) પાસે ખુશખબરી લઈને પહોંચ્યા, બોલ્યા, અમારે આ વસ્તીવાળાઓનો નાશ કરવાનો છે, નિઃશંક આ વસ્તીના લોકો ગુનેહગાર થઈ રહ્યા છે. (૩૧) (ઈબ્રાહીમ અલૈ.) બોલ્યા, એમાં તો લૂત (અલૈ.) પણ છે, તેઓ બોલ્યા, અમને સારી પેઠે ખબર છે જે કોઈ તેમાં છે, અમે તેમને અને તેમના ઘરવાળાઓને બચાવી લઈશું પરંતુ તેમની સ્ત્રી (પાછળ) રહી જનારાઓમાં રહેશે. (૩૨) અને જ્યારે અમારા મોકલેલા લૂત (અલૈ.)ની પાસે પહોંચ્યા, (તેઓ) તેમને જોઈને નાખુશ થયા અને દિલમાં તંગ થયા અને તેઓ (ફરિશ્તા) બોલ્યા, ડરો નહીં ! અને ગમ ન ખાઓ, અમે તમને અને તમારા ઘરવાળાઓને બચાવી લઈશું પરંતુ તમારી સ્ત્રી (પત્ની) રહી જવાવાળાઓમાં રહી ગઈ. (૩૩) અમારે આ વસ્તીવાળાઓ ઉપર આસમાનથી એક આફત ઊતારવાની છે એ વાત ઉપર કે તેઓ નાફરમાન*

*થઈ રહ્યા હતા. (૩૪) અને અમે તેના નજરે પડતા નિશાન છોડી રાખ્યા છે સમજદાર લોકો માટે. (૩૫)*

## તફસીર :

અને અમે લૂત (અલૈ.)ને પયગમ્બર બનાવીને મોકલ્યા જ્યારે કે તેમણે પોતાની કોમને કહ્યું કે તમે આવી બેહયાઈના કામ કરો છો કે તમારાથી પહેલાં કોઈએ સમગ્ર વિશ્વમાં આવું કર્યું નથી, શું તમે પુરુષો સાથે દુષ્કૃત્ય આચરો છો ? (તે નિર્લજ્જતાનું કામ છે) અને (તે ઉપરાંત બીજી અયોગ્ય હરકત એ પણ કરો છો, દાખલા તરીકે) તમે લૂંટમાર કરો છો (-કઝા ફી દૂર્ર અન ઈબ્ને ઝૈદ) અને (ગજબ એ છે કે) પોતાની ભરી મહેફિલમાં દુષ્કૃત્ય કરો છો (અને ગુનાહોની જાહેરાત પણ પોતે એક ગુનોહ અને નીચ કક્ષાની ચેષ્ટા છે) બસ તેમની કોમનો (અંતિમ) જવાબ એ હતો કે અમારા ઉપર અલ્લાહનો અઝાબ લઈ આવો જો તમે (આ વાતમાં) સાચા છો (કે આવી પ્રવૃત્તિઓ અઝાબનું કારણ છે), લૂત (અલૈ.)એ દુઆ કરી કે હે મારા પરવરદિગાર ! મને આ ફસાદખોર લોકો ઉપર ઉપરવટ કરી દે (અને તેમનો અઝાબથી નાશ કરી દે) અને (તેમની દુઆ સ્વીકાર્યા પછી અલ્લાહ તઆલાએ અઝાબની ખબર આપવા માટે ફરિશ્તા નક્કી કર્યા અને બીજું કામ આ ફરિશ્તાઓને એ બતાવવામાં આવ્યું કે હઝરત ઈબ્રાહીમ અલૈ.ને હઝરત ઈસ્હાક અલૈ. પેદા થવાની ખુશખબરી આપી એટલા માટે) અમારા (તે) મોકલેલા ફરિશ્તા જ્યારે ઈબ્રાહીમ (અલૈ.) પાસે (તેમના પુત્ર ઈસ્હાક અલૈ.ના જન્મની) ખુશખબરી લઈને આવ્યા તો (વાતચીત દરમિયાન જેનું વિગતપૂર્વક વર્ણન બીજા સ્થળોએ છે, ....قَالَ فَمَا خَطْبُكُمْ اَيُّهَاالْمُرْسَلُوْنَ) તે ફરિશ્તાઓએ (હઝરત ઈબ્રાહીમ અલૈ.ને) કહ્યું કે અમે આ વસ્તીવાળાઓનો (જેમાં કોમે લૂત વસે છે) નાશ કરવાના છે (કારણ કે) ત્યાંના નિવાસીઓ ઘણા શરારતખોર છે, ઈબ્રાહીમ (અલૈ.)એ ફરમાવ્યું કે ત્યાં તો લૂત (અલૈ. પણ ઉપસ્થિત) છે (ત્યાં અઝાબ મોકલવામાં ન આવે નહિતર તેમને નુકસાન પહોંચશે) ફરિશ્તાઓએ કહ્યું કે જે ત્યાં (રહે) છે અમને બધી ખબર છે અમે તેમને અને તેમના ખાસ સંબંધીઓને (એટલે કે તેમના કુટુંબવાળાઓને અને જે મો'મિન છે આ અઝાબથી) બચાવી લઈશું (એ પ્રમાણે કે અઝાબ ઊતારતા પહેલાં તેમને વસ્તીથી બહાર કાઢીને લઈ જઈશું) તેમની પત્ની સિવાય કે તે અઝાબમાં રહી

જનારાઓમાં હશે (જેનું વર્ણન સૂરએ હૂદ અને સૂરએ હિજ્રમાં આવી ચૂક્યું છે. આ વાતચીત તો હઝરત ઈબ્રાહીમ અલૈ. સાથે થઈ) અને (પછી ત્યાંથી ફારેગ થઈને) જ્યારે અમારા તે મોકલેલા લૂત (અલૈ.)ની પાસે પહોંચ્યા તો લૂત (અલૈ.) તેઓ(ના આવવા)ના કારણે (એટલા માટે) ચિંતિત થયા (કે તેઓ ઘણા રૂપાળા યુવાનોના સ્વરૂપમાં આવ્યા હતા અને હઝરત લૂત અલૈ.એ તેમને માનવી સમજ્યા અને પોતાની કોમની અયોગ્ય પ્રવૃત્તિઓનો વિચાર આવ્યો) અને (આ કારણથી) તેઓ(ના આવવા)ના કારણે તંગદિલ થયા અને (ફરિશ્તાઓએ જ્યારે આ હાલત જોઈ તો) તે ફરિશ્તા કહેવા લાગ્યા (તમે કોઈ વાતનો) સંદેહ ન કરો અને ન જ ચિંતિત થાઓ (અમે મનુષ્ય નથી બલકે અઝાબના ફરિશ્તા છીએ اِنَّـا رُسُـلُ رَبِّكَ અને આ અઝાબથી) અમે તમને અને તમારા ખાસ સંબંધીઓને બચાવી લઈશું તમારી પત્ની સિવાય કે તે આ અઝાબમાં રહી જનારાઓમાંની હશે (અને તમને તમારા સંબંધીઓ સહિત તેનાથી બચાવીને) અમે આ વસ્તીના (બાકીના) નિવાસીઓ ઉપર એક આસમાની અઝાબ (એટલે કે એક અપ્રાકૃતિક અને ભૌતિક કાર્ય કારણોના સંબંધથી ઉપરવટ અઝાબ) તેમના દુષ્કૃત્યોની સજામાં નાઝિલ કરનારા છે (એટલા માટે આ વસ્તી ઊલટાવી દેવામાં આવી અને ગયૂબી પથ્થરોથી પથ્થરનો વરસાદ વરસાવવામાં આવ્યો) અને અમે આ વસ્તીની અમુક જાહેર નિશાનીઓ (હજુ સુધી) રહેવા દીધી છે તે લોકો(ની ઈબ્રત) માટે જેઓ બુદ્ધિ રાખે છે (એટલા માટે તે લોકો મક્કાથી શામની મુસાફરીમાં આ વેરાન સ્થળોને જોતા હતા અને જે બુદ્ધિશાળી હતા તેઓ તેનાથી લાભ પણ ઉઠાવતા હતા કે તેનાથી ડરીને ઈમાન લઈ આવતા હતા).

## મસ્અલા અને બોધપાઠ :

وَلُـوْطًـا اِذْقَـالَ لِقَـوْمِـهٖ اِنَّـكُـمْ لَتَـاْتُوْنَ الْفَـاحِشَةَ આ સ્થળે હઝરત લૂત (અલૈ.)એ પોતાની કોમના લોકોના ત્રણ સખત ગુનાહોનું વર્ણન કર્યું છે, પ્રથમ તો પુરુષનું પુરુષ સાથે દુષ્કૃત્ય આચરવું, બીજું માર્ગ મૂકવો એટલે કે મુસાફરો ઉપર ડાકૂગીરી કરવી, ત્રીજું પોતાની મજલિસોમાં ખુલ્લમ ખુલ્લાં બધાની સામે ગુનાહ આચરવા. કુર્આને કરીમે આ ત્રીજા ગુનાહને નિશ્ચિત કરીને કહ્યું નથી. આથી જાણ થઈ કે દરેક ગુનાહ જે પોતાની જાતમાં ગુનાહ છે અને તેને જાહેર રીતે લાપરવાહીથી કરવામાં આવે તો આ બીજો આગવો ગુનોહ બની જાય છે પછી તે

કોઈપણ ગુનોહ હોય. અમુક તફસીરના ઈમામોએ એમાં તે ગુનાહોને સામેલ કર્યા છે જે આ નિર્લજ્જ લોકો પોતાની મજલિસોમાં બધાની સામે કર્યા કરતા હતા, દાખલા તરીકે માર્ગે ચાલતા લોકોને પથ્થર મારવા, તેમનો ઠઠ્ઠો મશ્કરી કરવી; જેમકે હઝરત ઉમ્મે હાની (રદિ.)ની એક હદીષમાં તેનું વર્ણન છે અને અમુક લોકોએ ફરમાવ્યું કે જે નિર્લજ્જતા તેમની પ્રખ્યાત હતી તેઓ ખુલ્લેઆમ છુપાયા વિના એકબીજાની સામે મજલિસોમાં કરતા હતા. મઆઝલ્લાહ !

જે ત્રણ ગુનાહોનું આ આયતમાં વર્ણન છે તે બધામાં સખત પહેલો ગુનોહ છે જે તેમનાથી પહેલાં દુનિયામાં કોઈએ કર્યો ન હતો અને જંગલી જાનવરો પણ એવું કરવાથી પરહેઝ કરે છે, ઉમ્મતની સહમતીથી આ ગુનોહ વ્યભિચારના ગુનાહ કરતાં પણ સખત છે. *(કઝા ફિ રૂહ)*

---

## આયતો : (સૂરએ અન્કબૂત : આયત નં. ૩૬ થી ૪૪)

وَإِلَىٰ مَدْيَنَ أَخَاهُمْ شُعَيْبًا فَقَالَ يَٰقَوْمِ ٱعْبُدُوا۟ ٱللَّهَ وَٱرْجُوا۟ ٱلْيَوْمَ ٱلْـَٔاخِرَ
وَلَا تَعْثَوْا۟ فِى ٱلْأَرْضِ مُفْسِدِينَ ﴿٣٦﴾ فَكَذَّبُوهُ فَأَخَذَتْهُمُ ٱلرَّجْفَةُ فَأَصْبَحُوا۟
فِى دَارِهِمْ جَٰثِمِينَ ﴿٣٧﴾ وَعَادًا وَثَمُودَا۟ وَقَد تَّبَيَّنَ لَكُم مِّن مَّسَٰكِنِهِمْ ۖ وَزَيَّنَ
لَهُمُ ٱلشَّيْطَٰنُ أَعْمَٰلَهُمْ فَصَدَّهُمْ عَنِ ٱلسَّبِيلِ وَكَانُوا۟ مُسْتَبْصِرِينَ ﴿٣٨﴾
وَقَٰرُونَ وَفِرْعَوْنَ وَهَٰمَٰنَ ۖ وَلَقَدْ جَآءَهُم مُّوسَىٰ بِٱلْبَيِّنَٰتِ فَٱسْتَكْبَرُوا۟ فِى
ٱلْأَرْضِ وَمَا كَانُوا۟ سَٰبِقِينَ ﴿٣٩﴾ فَكُلًّا أَخَذْنَا بِذَنۢبِهِۦ ۖ فَمِنْهُم مَّنْ أَرْسَلْنَا
عَلَيْهِ حَاصِبًا وَمِنْهُم مَّنْ أَخَذَتْهُ ٱلصَّيْحَةُ وَمِنْهُم مَّنْ خَسَفْنَا بِهِ
ٱلْأَرْضَ وَمِنْهُم مَّنْ أَغْرَقْنَا ۚ وَمَا كَانَ ٱللَّهُ لِيَظْلِمَهُمْ وَلَٰكِن كَانُوٓا۟ أَنفُسَهُمْ
يَظْلِمُونَ ﴿٤٠﴾ مَثَلُ ٱلَّذِينَ ٱتَّخَذُوا۟ مِن دُونِ ٱللَّهِ أَوْلِيَآءَ كَمَثَلِ ٱلْعَنكَبُوتِ
ٱتَّخَذَتْ بَيْتًا ۖ وَإِنَّ أَوْهَنَ ٱلْبُيُوتِ لَبَيْتُ ٱلْعَنكَبُوتِ ۖ لَوْ كَانُوا۟ يَعْلَمُونَ ﴿٤١﴾ وقف لازم

إِنَّ اللَّهَ يَعْلَمُ مَا يَدْعُونَ مِن دُونِهِ مِن شَيْءٍ ۚ وَهُوَ الْعَزِيزُ الْحَكِيمُ ﴿٤٢﴾
وَتِلْكَ الْأَمْثَالُ نَضْرِبُهَا لِلنَّاسِ ۖ وَمَا يَعْقِلُهَا إِلَّا الْعَالِمُونَ ﴿٤٣﴾ خَلَقَ
اللَّهُ السَّمَاوَاتِ وَالْأَرْضَ بِالْحَقِّ ۚ إِنَّ فِي ذَٰلِكَ لَآيَةً لِّلْمُؤْمِنِينَ ﴿٤٤﴾ ع

**તરજુમો :**

*અને મદયન(વાળાઓ) પાસે તેમના ભાઈ શુઅયૂબ (અલૈ.)ને મોકલ્યા, પછી બોલ્યા, હે કોમ ! અલ્લાહની બંદગી કરો અને આખિરતના દિવસની આશા રાખો અને જમીનમાં ફસાદ ન મચાવતા ફરો. (૩૬) પછી તેમને (કોમે) જૂઠાડ્યા તો તેમને ધરતીકંપે પકડી લીધા, પછી સવારમાં પોતાના ઘરોમાં ઊંધા પડેલા રહી ગયા. (૩૭) અને આદ અને ષમૂદ (કોમ)નો નાશ કર્યો અને તમારા ઉપર તેમના ઘરોથી પરિસ્થિતિ ખુલી ચૂકી છે અને તેમને શયતાને તેમના કર્મો ઉપર આકર્ષિત કર્યા, પછી તેમને માર્ગથી અટકાવી દીધા અને તેઓ હોશિયાર હતા. (૩૮) અને કારૂન અને ફિરઓન અને હામાનનો નાશ કર્યો અને તેમની પાસે મૂસા (અલૈ.) ખુલ્લી નિશાનીઓ લઈને પહોંચ્યા, પછી પ્રદેશમાં અભિમાન કરવા લાગ્યા અને અમારાથી જીતી જનારા ન હતા. (૩૯) પછી દરેકને અમે પોત પોતાના ગુનાહ ઉપર પકડ્યા, પછી કોઈ હતા કે તેના ઉપર અમે (તોફાની) હવાથી પથરાવ કર્યો અને કોઈ હતા કે તેમને ભયાનક અવાજે પકડી લીધા અને કોઈ હતા કે તેમને અમે જમીનમાં ધસાવી દીધા અને કોઈ હતા કે તેમને અમે ડૂબાડી દીધા અને અલ્લાહ એવો ન હતો કે તેમના ઉપર જુલમ કરે પરંતુ તેઓ આપમેળે જ પોતાનું બુરું કરતા હતા. (૪૦) જેમણે અલ્લાહને છોડીને અન્ય હિમાયતીઓને પકડ્યા તે લોકોનું દષ્ટાંત જેમકે કરોળિયો ! તેણે એક ઘર બનાવી લીધું અને સૌ ઘરોમાં બોદું બસ કરોળિયાનું ઘર છે; જો તેમને સમજ હોત. (૪૧) નિઃશંક અલ્લાહ જાણે છે જેને જેને તેઓ પોકારે છે (જે) તેના સિવાય કોઈ (પણ) વસ્તુ હોય અને તે જબરદસ્ત હિકમતોવાળો છે. (૪૨) અને આ દષ્ટાંતો અમે લોકો માટે બેસાડીએ છીએ અને તેને તે જ લોકો સમજે છે જેમનામાં સમજ છે. (૪૩) અલ્લાહે આસમાન અને જમીન*

*બનાવ્યા સચ્ચાઈ સાથે (યોગ્યતાપૂર્વક); નિઃશંક ! તેમાં વિશ્વાસ ધરાવનારાઓ માટે નિશાની છે. (૪૪)*

## તફસીર :

અને મદયનવાળાઓની પાસે અમે તેઓ(ના જ્ઞાતિ)ના ભાઈ શુઅયૂબ (અલૈ.)ને પયગમ્બર બનાવીને મોકલ્યા બસ તેઓએ કહ્યું કે હે મારી કોમ ! અલ્લાહની ઈબાદત કરો (અને શિર્ક છોડી દો) અને કયામતના દિવસથી ડરો (અને તેના ઈન્કાર કરવાથી અળગા રહો) અને પૃથ્વીમાં ફસાદ ન ફેલાવો (આ અલ્લાહ તઆલાના હકો છે અને બંદાના હકોને પણ બરબાદ ન કરો, કારણ કે આ લોકો કુફ્ર અને શિર્કની સાથે તોલમાપમાં પણ ઓછું કરવાની ટેવ ધરાવતા હતા જેનાથી ભૂમિમાં ફસાદ ફેલાવું દેખીતું છે) બસ, તે લોકોએ શુઅયૂબ (અલૈ.)ને જૂઠાડ્યા બસ ધરતીકંપે તેમને આવી પકડ્યા, પછી તેઓ પોતાના ઘરોમાં ઘેરાઈને રહી ગયા અને અમે આદ અને ષમૂદનો પણ (તેમની દુશ્મની અને વિરોધના કારણે) નાશ કર્યો અને તેમનું નાશ થવું તેમના પોતાના રહેવાના સ્થળોએ નજરે પડી રહ્યું છે (કે તેમની વેરાન વસ્તીઓના ખંડેરો શામ દેશમાં જતાં તમારા માર્ગમાં આવે છે) અને (તેમની હાલત એ હતી કે) શયતાને તેમને તેમના (ખરાબ) અમલો તેમની નજરમાં ભલા કરી રાખ્યા હતા અને (એના દ્વારા) તેમને (સત્ય) માર્ગથી અટકાવી દીધા હતા અને તે લોકો (આમ તો) હોશિયાર હતા (ગાંડા કે બેવકૂફ ન હતા પરંતુ આ સ્થળે તેમણે પોતાની બુદ્ધિથી કામ ન લીધું) અને અમે કારૂન અને ફિરઔન અને હામાનને પણ (તેમના કુફ્રના કારણે) હલાક કર્યા અને તેઓ (ત્રણે)ની પાસે મૂસા (અલૈ.) ખુલ્લી (સત્યની) દલીલો લઈને આવ્યા હતા પછી તે લોકોએ ભૂમિમાં બળવાખોરી આદરી અને અમારા (અઝાબ)થી ભાગી ન શક્યા તો અમે (તે પાંચેયમાંથી) દરેકને તેમના ગુનાહોની સજામાં પકડી લીધા, બસ તેમનામાંથી અમુક ઉપર તો અમે સખત હવા મોકલી (તેનાથી ભાવાર્થ કોમે આદ છે) અને તેમાંથી અમુકને ભયંકર અવાજે આવી દબાવ્યા (તેનાથી ભાવાર્થ કોમે ષમૂદ છે وَاَخَذَالَّذِيْنَ ظَلَمُوا الصَّيْحَةُ) અને તેમનામાં અમુકને અમે જમીનમાં ધસાવી દીધા (તેનાથી ભાવાર્થ કારૂન છે) અને તેમનામાં તે અમુકને (પાણીમાં) ડૂબાડી દીધા (તેનાથી ભાવાર્થ ફિરઔન અને હામાન છે) અને (તે લોકો ઉપર જે અઝાબ નાઝિલ થયો તો) અલ્લાહ એવો ન

હતો કે તેમના ઉપર અત્યાચાર કરે (એટલે કે વિના કારણે સજા આપે જે દેખીતી રીતે જુલમ સમાન છે બસ વાસ્તવમાં પોતાની મિલ્કતમાં વાપરવાનો તેને અધિકાર છે તો એ પણ એક રીતે જુલમ ન હતો) પરંતુ એ જ લોકો (શરારતો કરીને) પોતાના ઉપર જુલમ કર્યા કરતા હતા (કે પોતાને અઝાબના હકદાર બનાવ્યા અને નાશ પામ્યા તો પોતાનું નુકસાન પોતે જ કર્યું) જે લોકોએ અલ્લાહના સિવાય અન્ય કાર્યસાધકો બનાવી રાખ્યા છે તે લોકોનું કરોળિયા જેવું દૃષ્ટાંત છે જેણે એક ઘર બનાવ્યું અને કોઈ શંકા નથી કે સૌ ઘરોમાં સૌથી નબળું કરોળિયાનું જ ઘર હોય છે (બસ જેવું આ કરોળિયાએ પોતાના સ્થળે એક પોતાનું શરણ સ્થળ બનાવ્યું છે પરંતુ વાસ્તવમાં તે શરણ ઘણું જ કમજોર હોવાના કારણે વ્યર્થ છે એ જ પ્રમાણે આ મુશ્રિક લોકો પણ જૂઠા મઅ્બૂદોને પોતાની સમજમાં પોતાનું શરણ સમજે છે પરંતુ વાસ્તવમાં તે કંઈ જ શરણ નથી) જો તે (વાસ્તવિક પરિસ્થિતિને) જાણતા હોત તો આવું ન કરતા હોત (એટલે કે શિર્ક ન કરતા હોત પરંતુ તેઓ ન જાણે તો શું થયું ?) અલ્લાહ (તો) તે બધી વસ્તુઓ(ની હકીકત અને કમજોરીઓ)ને જાણે છે જેને જેને તે લોકો અલ્લાહના સિવાય પૂજી રહ્યા છે (બસ તે વસ્તુઓ તો અત્યંત કમજોર છે) અને તે (પોતે એટલે કે અલ્લાહ તઆલા) જબરદસ્ત હિકમતવાળો છે (જેનો ખુલાસો સંપૂર્ણ જ્ઞાન અને સંપૂર્ણ શક્તિવાળો હોવું છે) અને (કારણ કે અમે આ વસ્તુઓની હકીકતને જાણીએ છીએ એટલા માટે) અમે તે (કુર્આની) ઉદાહરણોને (જેમાંથી એક ઉદાહરણ આ સ્થળે ઉપસ્થિત છે) લોકો(ને સમજાવવા) માટે વર્ણન કરીએ છીએ અને (તે ઉદાહરણોથી તે લોકોની અજ્ઞાનતા જ્ઞાનથી બદલાઈ જવી જોઈતી હતી પરંતુ) આ ઉદાહરણોને બસ જ્ઞાનીઓ જ સમજે છે (ભલે તે જાતે આલીમ હોય અથવા પરિણામના આધારે એટલે કે જ્ઞાન અને સત્યનો તલબગાર હોય અને આ લોકો જ્ઞાની પણ નથી અને સત્યના તલબગાર પણ નથી એટલા માટે અજ્ઞાનતામાં સપડાયેલા રહ્યા છે પરંતુ તેમની અજ્ઞાનતાથી સત્ય સત્ય જ રહેશે જેને અલ્લાહ તઆલા જાણે છે અને પોતાના વર્ણનથી જાહેર કરે છે, બસ ગયરૂલ્લાહનું ઈબાદતના હકદાર ન હોવું સાબિત થઈ ચૂક્યું. આગળ માત્ર અલ્લાહ તઆલા જ ઈબાદતનો હકદાર હોવાની દલીલ છે કે) અલ્લાહે આસમાનો અને જમીનને યોગ્ય રીતે બનાવ્યા છે (એટલા માટે તેઓ પણ સ્વીકાર કરે છે) ઈમાનવાળાઓ

માટે તેમાં (તેના ઈબાદતના હકદાર હોવાની) મોટી દલીલ છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં જે અંબિયા (અલૈ.) અને તેમની કોમોની ઘટનાઓ ટૂંકમાં વર્ણન કરવામાં આવી છે તે પાછલી સૂરતોમાં વિગતવાર આવી ચૂકી છે, દાખલા તરીકે શુઅયૂબ (અલૈ.)નો કિસ્સો સૂરએ અઅ્રાફ અને સૂરએ હૂદમાં, એ જ પ્રમાણે આદ અને ષમૂદનો કિસ્સો પણ અઅ્રાફ અને સૂરએ હૂદમાં પસાર થઈ ચૂક્યો છે અને કારૂન, ફિરઔન તથા હામાનનો કિસ્સો સૂરએ કસસમાં હમણાં આવી ચૂક્યો છે.

وَكَانُوْا مُسْتَبْصِرِيْنَ માં એ શબ્દ اِسْتِبْصَارُ (ઈસ્તબસાર)થી બને છે જે بَصِيْرَتٌ (બસીરત) "સમજદારી"ના અર્થમાં છે અને "મુસ્તબસીર" એ مُبَصِّرُ (મુબસ્સિર)ના અર્થમાં છે, તેનો ભાવાર્થ એ છે કે તે લોકો જેઓ કુફ્ર અને શિર્ક ઉપર હઠાગ્રહ કરીને અઝાબ અને વિનાશમાં સપડાયા તેઓ કંઈ મૂર્ખ કે પાગલ ન હતા, દુનિયાના કાર્યોમાં ઘણા મુબસ્સિર અને બાહોશ હતા પરંતુ તેમની બુદ્ધિ અને બાહોશી આ ભૌતિક દુનિયામાં કેદ બનીને રહી ગઈ, એ ન ઓળખ્યું કે નેક અને ખરાબનો બદલો અથવા સજાનો કોઈ દિવસ આવવો જોઈએ જેમાં સંપૂર્ણ ન્યાય થાય, કારણ કે દુનિયામાં તો ઘણું કરીને અપરાધી અને અત્યાચારી વટથી ફરે છે અને મજલૂમ તથા પરેશાનીમાં સપડાયેલા લોકો લાચાર થઈને રહી જાય છે. આ જ ન્યાયના દિવસનું નામ કયામત અને આખિરત છે તે બાબતે તેમની અક્કલ મારી ગઈ છે.

આ જ વિષય સૂરએ રૂમમાં પણ આવવાનો છે, يَعْلَمُوْنَ ظَاهِرًا مِّنَ الْحَيٰوةِ الدُّنْيَا وَهُمْ عَنِ الْاٰخِرَةِ هُمْ غٰفِلُوْنَ એટલે કે આ લોકો દુનિયવી જિંદગીના કાર્યોને તો ખૂબ સારી પેઠે જાણે છે પરંતુ આખિરતથી ગાફેલ છે.

અને અમુક તફસીરના ઈમામોએ وَكَانُوْا مُسْتَبْصِرِيْنَ નો અર્થ એ બતાવ્યો કે આ લોકો ઈમાન અને આખિરત ઉપર પણ દિલમાં તો આસ્થા ધરાવે છે અને તેને સત્ય હોવાનું સારી પેઠે સમજે છે પરંતુ દુનિયવી સ્વાર્થોએ તેમને ઈન્કાર કરવા માટે મજબૂર કરી રાખ્યા હતા.

وَاِنَّ اَوْهَنَ الْبُيُوْتِ لَبَيْتُ الْعَنْكَبُوْتِ માં عَنْكَبُوْتُ (અન્કબૂત) એ

કરોળિયાના જાળાને કહેવામાં આવે છે, અમુક તેમાંથી જમીનમાં ઘર બનાવે છે, દેખીતી રીતે તે અહીંયાં ભાવાર્થ તરીકે નથી બલકે ભાવાર્થ તે છે જે જાળું વણે છે અને તેમાં અદ્ધર રહે છે, આ જાળા દ્વારા માંખીઓનો શિકાર કરે છે. એ દેખીતું છે કે સજીવોના જેટલા પ્રકારોના માળાઓ અને ઘરો પ્રચલિત છે તેમાં આ જાળાના તાર સૌથી વધારે કમજોર છે કે મા'મૂલી હવાથી પણ તૂટી શકે છે. આ આયતમાં અલ્લાહ તઆલાને છોડીને અન્યની પૂજા કરનારાઓ અને તેમના ઉપર ભરોસો રાખનારાઓનું દૃષ્ટાંત કરોળિયાના જાળાથી આપવામાં આવ્યું છે કે જે અત્યંત કમજોર છે, એ જ પ્રમાણે જે લોકો અલ્લાહને છોડીને મૂર્તિઓ અથવા કોઈ મનુષ્ય વગેરે ઉપર ભરોસો કરે છે તો તેમનો ભરોસો એવો જ છે જેમકે આ કરોળિયો પોતાના જાળાના તાર ઉપર ભરોસો કરે છે.

**મસ્અલો :**

કરોળિયાને મારવા અને તેના સાફ કરી દેવા વિશે ઉલમાના વિવિધ નિવેદનો છે, અમુક લોકો તેને પસંદ કરતા નથી કારણ કે આ કીટકે હિજરતના સમયે ષૌર ગુફાના મોંઢા ઉપર જાળું વણી રાખ્યું હતું જેના કારણે તે સન્માનનીય થઈ ગયો, જેમકે ખતીબે હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુથી તેને મારવું પ્રતિબંધિત હોવાનું નકલ કર્યું છે પરંતુ ષુઅ્લબીએ અને ઈબ્ને અતિય્યહ (રહ.)એ હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુથી આ રિવાયત નકલ કરી છે, طَهِّرُوْا بُيُوْتَكُمْ مِّنْ نَسْجِ الْعَنْكَبُوْتِ فَاِنَّ تَرْكَهٗ يُوْرِثُ الْفَقْرَ એટલે કે, કરોળિયાના જાળાઓથી પોતાના મકાનોને સાફ રાખ્યા કરો કારણ કે તેને છોડી દેવાથી ગરીબી અને નાદારી પેદા થાય છે. આ બંને રિવાયતોની સનદ ભરોસાપાત્ર નથી અને બીજી રિવાયતનું બીજી હદીષોથી સમર્થન થાય છે જેમાં મકાનો અને રહેવાના સ્થળોને સ્વચ્છ રાખવાનો હુકમ છે. *(રૂહુલ મઆની)*

تِلْكَ الْاَمْثَالُ نَضْرِبُهَا لِلنَّاسِ وَمَا يَعْقِلُهَآ اِلَّا الْعٰلِمُوْنَ મુશ્રિકોના મઅ્બૂદોની કમજોરીનું ઉદાહરણ કરોળિયાના જાળાથી આપ્યા પછી વર્ણન કર્યું કે અમે આવા આવા સ્પષ્ટ દૃષ્ટાંતોથી તવહીદની હકીકતને વર્ણન કરીએ છીએ પરંતુ આ દૃષ્ટાંતોથી પણ સમજબૂઝ માત્ર દીનના વિદ્વાનો જ પ્રાપ્ત કરે છે, અન્ય લોકો ચિંતન અને મનન કરતા જ નથી કે સત્ય તેમના માટે સ્પષ્ટ થઈ જાય.

**અલ્લાહ તઆલા સમીપ વિદ્વાન કોણ છે ? :**

ઈમામ બગવી (રહ.)એ પોતાની સનદ સાથે હઝરત જાબીર (રદિ.)થી રિવાયત કરી છે કે નબીએ કરીમ ﷺએ આ આયતની તિલાવત કરીને ફરમાવ્યું કે, આલિમ તે જ વ્યક્તિ છે જે અલ્લાહ તઆલાના કલામમાં ચિંતન અને મનન કરે અને તેના આજ્ઞાપાલન ઉપર અમલ કરે એન તેને નારાજ કરનાર કાર્યથી બચે.

આથી જાણ થઈ કે કુર્આન અને હદીષના માત્ર શબ્દો સમજી લેવાથી અલ્લાહ સમીપ કોઈ વ્યક્તિ આલિમ નથી બની શકતો જ્યાં સુધી કુર્આનમાં ચિંતન મનન કરવાની ટેવ ન બનાવે અને જ્યાં સુધી પોતાના કર્મોને કુર્આન પ્રમાણે ન બનાવે.

મુસ્નદે અહમદમાં હઝરત અમ્ર બિન આષ (રદિ.)થી રિવાયત છે કે મેં રસૂલે કરીમ ﷺથી એક હજાર ઉદાહરણો શીખ્યા છે. ઈબ્ને કષીર (રહ.) તેને નકલ કરીને લખે છે કે આ હઝરત અમ્ર બિન આષ (રદિ.)નું ઘણું મોટું સન્માન છે, કારણ કે અલ્લાહ તઆલાએ આ પ્રસ્તુત આયતમાં તે જ લોકોને આલિમ ઠરાવ્યા છે જે અલ્લાહ અને રસૂલ ﷺના વર્ણન કરેલ દષ્ટાંતોને સમજે.

હઝરત અમ્ર બિન મુર્રહે ફરમાવ્યું કે જ્યારે હું કુર્આનની કોઈ આયત ઉપર પહોંચતો હોઉં છું જે મારી સમજમાં ન આવે તો મને ઘણો રંજ થાય છે, કારણ કે અલ્લાહ તઆલા ફરમાવે છે,

تِلْکَ الْاَمْثَالُ نَضْرِبُهَا لِلنَّاسِ وَمَا يَعْقِلُهَآ اِلَّا الْعٰلِمُوْنَ (اِبْنِ کَثِیْر)

———————————

**પારહ : ૨૧**

## આયત : (સૂરએ અન્કબૂત : આયત નં. ૪૫)

٢١ اُتْلُ مَآ اُوْحِيَ اِلَيْكَ مِنَ الْكِتٰبِ وَاَقِمِ الصَّلٰوةَ ۭ اِنَّ الصَّلٰوةَ تَنْهٰى عَنِ الْفَحْشَاۗءِ

وَالْمُنْكَرِ ۭ وَلَذِكْرُ اللّٰهِ اَكْبَرُ ۭ وَاللّٰهُ يَعْلَمُ مَا تَصْنَعُوْنَ ۝٤٥

**તરજુમો :**

*તમે પઢો જે કિતાબ તમારા તરફ ઊતરી અને નમાઝ કાયમ રાખો, બેશક !*

*નમાઝ નિર્લજ્જતા અને બુરી વાતથી રોકે છે અને ખરેખર અલ્લાહની યાદ સૌથી મોટી (બાબત) છે અને અલ્લાહને સારી પેઠે ખબર છે જે તમે કરો છો. (૪૫)*

## તફસીર :

(હે મુહમ્મદ ﷺ ! કારણ કે તમે રસૂલ છો એટલા માટે) જે કિતાબ તમારા ઉપર વહી કરવામાં આવી છે તમે (તબ્લીગ માટે) તેને (લોકો સમક્ષ) પઢ્યા કરો (અને મૌખિક પ્રચારની સાથે પોતાના કર્મોથી પણ પ્રચાર કરો કે દીન ઉપર અમલ કરીને પણ બતાવો, ખાસ કરીને) નમાઝની પાબંદી રાખો (કારણ કે બધા જ કર્મોમાં નમાઝ ઉચ્ચતમ્ ઈબાદત પણ છે અને તેની અસરો પણ લાંબા ગાળાની છે કે) બેશક ! નમાઝ (પોતાના સ્વરૂપના આધારે) નિર્લજ્જતા અને અયોગ્ય કર્મોથી રોકતી રહે છે (એટલે કે પોતાના મુખેથી હાલ કહે છે કે તું જે મઅ્બૂદનું ખૂબ સન્માન કરી રહ્યો છે અને તેની આજ્ઞાનું પાલન કરવાનો સ્વીકાર કરી રહ્યો છે નિર્લજ્જતા અને દુષ્કૃત્યોમાં સંડોવાવું તેની શા'નમાં બેઅદબી છે) અને (એ જ પ્રમાણે નમાઝ સિવાય જેટલા પણ નેક કામો છે એ બધા પણ પાબંદીના લાયક છે કારણ કે તે બધા કામો મૌખિક હોય કે પ્રવૃત્તિ તેમાં અલ્લાહનું ઝિક્ર જ છે અને) અલ્લાહની યાદ (એટલે કે અલ્લાહ તઆલાનો ઝિક્ર) ઘણી મોટી વસ્તુ છે અને (જો તમે અલ્લાહ તઆલાના ઝિક્રમાં ગફલત કરો તો એ પણ સાંભળી લો કે) અલ્લાહ તમારા બધા કર્મોને જાણે છે (જેવું કરશો તેવો જ બદલો મળશે).

## મસ્અલા અને બોધપાઠ :

اُتْلُ مَا اُوْحِیَ اِلَیْکَ પાછલી આયતોમાં અમુક અંબિયા (અલૈ.) અને તેમની ઉમ્મતોનું વર્ણન હતું જેમાં અમુક મોટા મોટા અત્યચારી કાફિરો અને તેમના ઉપર અનેક પ્રકારના અઝાબોનું વર્ણન હતું જેમાં રસૂલે કરીમ ﷺ અને ઉમ્મતના મો'મિનો માટે સાંત્વના પણ છે કે પાછલા અંબિયા (અલૈ.)એ વિરોધીઓના કેવા કેવા કષ્ટો પહોંચાડવા ઉપર ધૈર્ય દાખવ્યું અને એવી પ્રેરણા પણ આપી કે પ્રચાર અને પ્રસારના કાર્યમાં કોઈ પણ પરિસ્થિતિમાં હિંમત ન હારવી જોઈએ.

**મખ્લૂકની સુધારણાનો ટૂંકો અને સચોટ ઉપાય :**

પ્રસ્તુત આયતોમાં રસૂલે કરીમ ﷺને અલ્લાહ તઆલા પ્રતિ આમંત્રણ આપવાનો એક ટૂંકો અને સચોટ ઉપાય બતાવવામાં આવ્યો છે જેના ઉપર અમલ કરવાથી સંપૂર્ણ દીન ઉપર અમલ કરવાનો માર્ગ ખુલી જાય છે અને તેના માર્ગમાં જે અવરોધો સ્વાભાવિક રીતે ઉપસ્થિત થાય છે તે દૂર થઈ જાય છે. આ અકસીર ઉપાયના બે વિભાગો છે. એક કુર્આનની તિલાવત અને બીજું નમાઝ કાયમ કરવી અને આ સ્થળે મૂળ હેતુ તો એ જ છે કે લોકોને તે બંને વસ્તુઓના પાબંદ બનાવવામાં આવે પરંતુ પ્રોત્સાહન અને તાકીદ માટે તે બંને વસ્તુઓનો હુકમ પ્રથમ પોતે રસૂલે કરીમ ﷺને આપવામાં આવ્યો છે જેથી ઉમ્મતને તેના ઉપર અમલ કરવાની વધારે પ્રેરણા અને પ્રોત્સાહન મળે તથા રસૂલે કરીમ ﷺની અમલી તા'લીમથી તેમને પોતે અમલ કરવાનું સરળ બની જાય.

તેમાં કુર્આનની તિલાવત તો સૌ કામોની રૂહ એટલે કે આત્મા તથા મૂળ પાયો છે, ત્યારબાદ બીજી વસ્તુ નમાઝ કાયમ કરવું છે જેને અન્ય તમામ ફરજો અને અમલોથી વિશિષ્ટ સ્વરૂપે વર્ણન કરવાની એ હિકમત પણ વર્ણન કરી કે નમાઝ પોતે પોતાની જાતમાં પણ ઘણી જ મોટી મહત્ત્વની ઈબાદત અને દીનનો સ્તંભ છે, તેની સાથે એનો એ ફાયદો પણ છે કે જે વ્યક્તિ નમાઝ કાયમ કરી લે તો નમાઝ તેને નિર્લજ્જતા અને બુરાઈઓથી રોકી લે છે, નિર્લજ્જતા અને દરેક એવા બુરા કર્મો અથવા નિવેદનો તેને કહેવામાં આવે છે જેની બુરાઈ જગજાહેર હોય અને એવી સ્પષ્ટ હોય કે દરેક બુદ્ધિશાળી વ્યક્તિ મો'મિન હોય અથવા કાફિર તેને ખરાબ સમજે, જેમકે વ્યભિચાર, અન્યાયી હત્યા કરવી, ચોરી કરવી, લૂંટમાર કરવી વગેરે... અને બુરા કામો અને નિવેદનો તે પ્રવૃત્તિઓ છે જે હરામ અને નાજાઇઝ હોવા બાબતે શરીઅતવાળાઓની સહમતી હોય, એટલા માટે ફકીહ ઈમામોનો ઈજ્તેહાદી મતભેદમાં કોઈપણ પક્ષને મુન્કિર કહી શકાતો નથી.

فَحْشَاءُ (ફહ્શાઅ્) "નિર્લજ્જતા" અને مُنْكَرُ (મુન્કર) "બુરા કામો" આ શબ્દોમાં બધા જ અપરાધો જાહેર અથવા ગુપ્ત ગુનાહો સામેલ છે જે પોતે પણ ફસાદ જ ફસાદ છે અને નેક કાર્યોમાં સૌથી મોટો અવરોધ પણ છે.

**નમાઝ બધા જ ગુનાહોને રોકનાર હોવાનો ભાવાર્થ :**

વિવિધ પ્રમાણિત હદીષોની રૂએ તેનો એ અર્થ છે કે નમાઝ કાયમ

**કરવામાં વિશિષ્ટ અસરો છે કે જે વ્યક્તિ નમાઝ અદા કરે છે તેનાથી ગુનાહ છૂટી જાય છે એ શરતે કે માત્ર નમાઝ પઢવી ન હોય બલકે કુર્આનના શબ્દો પ્રમાણે નમાઝ કાયમ કરતો હોય. اِقَامَتِ صَلٰوة (ઈકામતે સલાહ) "નમાઝ કાયમ કરવી"નો ભાવાર્થ એ થયો કે નમાઝને બધા જ જાહેર અને આંતરિક અદબો એ રીતે અદા કરીને પઢવામાં આવે જે પ્રમાણે રસૂલે કરીમ ﷺએ અમલી રીતે અદા કરીને બતાવ્યા અને સમગ્ર જીવન તેની મૌખિક તાકીદ પણ કરતા રહ્યા કે શરીર અને કપડાં તથા નમાઝની જગ્યા સંપૂર્ણ પાક પણ હોય પછી જમાઅતની નમાઝની સંપૂર્ણ કાળજી પણ રાખવામાં આવે અને નમાઝના બધા જ અમલોને સુન્નત પ્રમાણે પણ બનાવે. આ તો જાહેર અને અદબો થયા આંતરિક અદબો એ છે કે સંપૂર્ણ એકાગ્રતા અને એકચિત્તે (ખુશુઅ્ અને ખુઝુઅ્ સાથે) નમાજ અદા કરે કે જાણે કે અલ્લાહ તઆલાની સામે ઊભો હોય અને તે અલ્લાહ તઆલાને વિનંતી અને વિનવણી કરી રહ્યો હોય. આ પ્રમાણે નમાઝ કાયમ કરનારને અલ્લાહ તઆલા તરફથી આપમેળે નેક અમલો કરવાની તવફીક પ્રાપ્ત થાય છે અને દરેક પ્રકારના ગુનાહોથી બચવાની પણ; અને જે વ્યક્તિ નમાઝ પઢવા છતાં ગુનાહોથી ન બચ્યો તો સમજી લો કે તેમની નમાઝમાં જ ખામી છે, જેમકે હઝરત ઈમરાન બિન હુસૈન (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺને પૂછવામાં આવ્યું કે, اِنَّ الصَّلٰوةَ تَنْهٰى عَنِ الْفَحْشَآءِ وَالْمُنْكَرِ શું મતલબ છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, مَنْ لَّمْ تَنْهَهُ صَلٰوتُهٗ عَنِ الْفَحْشَآءِ وَالْمُنْكَرِ فَلَا صَلٰوةَ لَهٗ (رَوَاهُ ابْنُ اَبِىْ حَاتِمٍ بِسَنَدِهٖ عَنْ عِمْرَانَ بْنِ حُصَيْنٍ وَالطَّبْرَانِىُّ مِنْ حَدِيْثِ اَبِىْ مُعَاوِيَةَ) એટલે કે, જે વ્યક્તિને તેની નમાઝે નિર્લજ્જતા અને દુષ્કૃત્યોથી ન અટકાવ્યો તેની નમાઝ કંઈ નથી.**

**હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, لَا صَلٰوةَ لِمَنْ لَّمْ يُطِعِ الصَّلٰوةَ (رَوَاهُ ابْنُ جَرِيْرٍ بِسَنَدِهٖ) એટલે કે, તે વ્યક્તિની નમાઝ જ નથી જેણે પોતાની નમાઝનું આજ્ઞાપાલન ન કર્યું અને નમાઝનું આજ્ઞાપાલન એ જ છે કે નિર્લજ્જતા તથા દુષ્કૃત્યોથી અટકી જાય.**

**હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ પ્રસ્તુત આયતની તફસીરમાં ફરમાવ્યું કે જે વ્યક્તિની નમાઝે તેને નેક કર્મો કરવાની અને દુષ્કૃત્યોથી બચવા માટે ન પ્રેર્યો તો એવી નમાઝ તેને અલ્લાહથી ઔર વધારે દૂર કરી આપે છે.**

ઈબ્ને કષીર (રહ.)એ આ ત્રણે રિવાયતોને નકલ કરીને અગ્રિમતા એને આપી છે કે આ હદીષો મરફૂઅહ નથી બલકે ઈમરાન બિન હુસૈન (રદિ.), અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) તથા હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના નિવેદનો છે જે તે લોકોએ આ આયતની તફસીરમાં કહ્યા છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત છે કે એક વ્યક્તિ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો અને વિનંતી કરી કે ફલાણો વ્યક્તિ રાત્રે તહજ્જુદ પઢે છે અને જ્યારે સવાર પડે છે તો ચોરી કરે છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે નિકટમાં નમાઝ તેને ચોરીથી રોકી દેશે. *(ઈબ્ને કષીર)*

અમુક રિવાયતોમાં એ પણ છે કે રસૂલે કરીમ ﷺના ફરમાન પછી તેણે પોતાના ગુનાહોથી તવબહ કરી.

**એક શંકાનો જવાબ :**

અત્રે અમુક લોકો એવી શંકા કર્યા કરે છે કે અમે ઘણા લોકોને જોઈ રહ્યા છે કે નમાઝના પાબંદ હોવા છતાં મોટા મોટા ગુનાહોમાં સંડોવાયેલા રહે છે જે દેખીતી રીતે આ આયતથી વિરુદ્ધ બાબત છે.

તેના જવાબમાં અમુક લોકોએ તો એ કહ્યું કે આયતથી એટલી જાણ થાય છે કે નમાઝ નમાઝીને ગુનાહો કરવાની મનાઈ કરે છે પરંતુ શું એ જરૂરી છે કે જેને કોઈ કામની મનાઈ કરવામાં આવે અને તે તેનાથી અટકી જાય ? અંતે કુર્આન અને હદીષ બધા લોકોને ગુનાહોથી મનાઈ કરે છે પરંતુ ઘણા બધા લોકો આ મનાઈ તરફ ધ્યાન નથી આપતા અને ગુનાહોથી બચતા નથી, પ્રસ્તુત તફસીરના ખુલાસામાં આ જ ખુલાસો કરવામાં આવ્યો છે.

પરંતુ ઘણા વિવરણકારોએ કહ્યું કે નમાઝ બુરા કર્મોની મનાઈ કરે છે તેનો ભવાર્થ માત્ર હુકમ આપવો નથી બલકે નમાઝમાં પોતાની ખાસિયતના આધારે એ લક્ષણ અને અસર પણ છે કે તેના પઢનારને ગુનાહોથી બચવાની તવફીક મળે છે અને જેને ગુનાહોથી બચવાની અંતઃસ્ફૂરણા ન થાય તો વિચાર કરવાથી સાબિત થઈ જશે કે તેની નમાઝમાં કોઈ ખામી હતી અને નમાઝ સ્થાપિત કરવાનો તેણે હક અદા કર્યો નહીં, પ્રસ્તુત હદીષોથી આ વિષયનું સમર્થન થાય છે.

وَلَذِكْرُ اللّٰهِ اَكْبَرُ وَاللّٰهُ يَعْلَمُ مَا تَصْنَعُوْنَ એટલે કે, અલ્લાહનો ઝિક્ર ઘણી

મોટી બાબત છે અને તે તમારા બધા અમલોને સારી પેઠે જાણે છે, અહીંયાં અલ્લાહના ઝિક્રનો એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે બંદો જે અલ્લાહનો ઝિક્ર નમાઝ અથવા નમાઝ સિવાય કરે છે તે મહાન બાબત છે અને એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે બંદો જ્યારે અલ્લાહનો ઝિક્ર કરે છે તો અલ્લાહ પોતાના ઝિક્ર કરનાર બંદાનું વર્ણન ફરિશ્તાઓની મજલિસમાં કરે છે. فَاذْكُرُوْنِیْۤ اَذْكُرْكُمْ અને આ ઈબાદતગુઝાર બંદાઓને અલ્લાહ દ્વારા યાદ કરવું સૌથી મોટી નેઅ્મત છે, ઘણા બધા સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)થી આ સ્થળે ઝિક્રુલ્લાહનો આ જ બીજો અર્થ નકલ થયો છે. ઈબ્ને જરીર (રહ.) અને ઈબ્ને કષીર (રહ.)એ તેને જ અગ્રિમતા આપી છે અને આ અર્થના આધારે તેમાં તે તરફ પણ ઈશારો થઈ ગયો કે નમાઝ પઢવામાં ગુનાહોથી છુટકારાનું મૂળ કારણ એ છે કે અલ્લાહ તઆલા પોતે તેના જ તરફ ધ્યાન આપે છે અને તેનું વર્ણન ફરિશ્તાઓમાં કરે છે અને તેની બરકતથી તેને ગુનાહોથી છુટકારો મળી જાય છે.

———————————

## આયતો : (સૂરએ અન્કબૂત : આયત નં. ૪૬ થી ૫૫)

وَلَا تُجَادِلُوْۤا اَهْلَ الْكِتٰبِ اِلَّا بِالَّتِیْ هِیَ اَحْسَنُ ۖۗ اِلَّا الَّذِیْنَ ظَلَمُوْا مِنْهُمْ
وَقُوْلُوْۤا اٰمَنَّا بِالَّذِیْۤ اُنْزِلَ اِلَیْنَا وَاُنْزِلَ اِلَیْكُمْ وَاِلٰهُنَا وَاِلٰهُكُمْ وَاحِدٌ وَّنَحْنُ لَهٗ
مُسْلِمُوْنَ ﴿٤٦﴾ وَكَذٰلِكَ اَنْزَلْنَاۤ اِلَیْكَ الْكِتٰبَ ؕ فَالَّذِیْنَ اٰتَیْنٰهُمُ الْكِتٰبَ یُؤْمِنُوْنَ بِهٖ ۚ
وَمِنْ هٰۤؤُلَآءِ مَنْ یُّؤْمِنُ بِهٖ ؕ وَمَا یَجْحَدُ بِاٰیٰتِنَاۤ اِلَّا الْكٰفِرُوْنَ ﴿٤٧﴾ وَمَا كُنْتَ
تَتْلُوْا مِنْ قَبْلِهٖ مِنْ كِتٰبٍ وَّلَا تَخُطُّهٗ بِیَمِیْنِكَ اِذًا لَّارْتَابَ الْمُبْطِلُوْنَ ﴿٤٨﴾
بَلْ هُوَ اٰیٰتٌۢ بَیِّنٰتٌ فِیْ صُدُوْرِ الَّذِیْنَ اُوْتُوا الْعِلْمَ ؕ وَمَا یَجْحَدُ بِاٰیٰتِنَاۤ اِلَّا الظّٰلِمُوْنَ ﴿٤٩﴾
وَقَالُوْا لَوْلَاۤ اُنْزِلَ عَلَیْهِ اٰیٰتٌ مِّنْ رَّبِّهٖ ؕ قُلْ اِنَّمَا الْاٰیٰتُ عِنْدَ اللّٰهِ ؕ وَاِنَّمَاۤ اَنَا نَذِیْرٌ
مُّبِیْنٌ ﴿٥٠﴾ اَوَلَمْ یَكْفِهِمْ اَنَّاۤ اَنْزَلْنَا عَلَیْكَ الْكِتٰبَ یُتْلٰی عَلَیْهِمْ ؕ اِنَّ فِیْ ذٰلِكَ
لَرَحْمَةً وَّذِكْرٰی لِقَوْمٍ یُّؤْمِنُوْنَ ﴿٥١﴾ ع قُلْ كَفٰی بِاللّٰهِ بَیْنِیْ وَبَیْنَكُمْ شَهِیْدًا ۚ یَعْلَمُ مَا فِی ع

السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ وَالَّذِيْنَ اٰمَنُوْا بِالْبَاطِلِ وَكَفَرُوْا بِاللّٰهِ ۙ اُولٰۗىِٕكَ هُمُ الْخٰسِرُوْنَ ﴿٥٢﴾
وَيَسْتَعْجِلُوْنَكَ بِالْعَذَابِ ۭ وَلَوْلَآ اَجَلٌ مُّسَمًّى لَّجَاۗءَهُمُ الْعَذَابُ ۭ وَلَيَاْتِيَنَّهُمْ
بَغْتَةً وَّهُمْ لَا يَشْعُرُوْنَ ﴿٥٣﴾ يَسْتَعْجِلُوْنَكَ بِالْعَذَابِ ۭ وَاِنَّ جَهَنَّمَ لَمُحِيْطَةٌۢ بِالْكٰفِرِيْنَ ﴿٥٤﴾ۙ
يَوْمَ يَغْشٰىهُمُ الْعَذَابُ مِنْ فَوْقِهِمْ وَمِنْ تَحْتِ اَرْجُلِهِمْ وَيَقُوْلُ ذُوْقُوْا مَا كُنْتُمْ
تَعْمَلُوْنَ ﴿٥٥﴾

## તરજુમો :

*અને અહલે કિતાબ સાથે વાદ વિવાદ ન કરો પરંતુ એ રીતે કે જે ઉત્તમ હોય તેમના સિવાય જે તેમનામાં અન્યાયી છે; અને એવું કહો કે જે ઊતર્યું અમારા ઉપર અને જે ઊતર્યું તમારા ઉપર અમે તેને માનીએ છીએ અને અમારી અને તમારી બંદગી એકના જ માટે છે અને અમે તેના જ હુકમ ઉપર ચાલીએ છીએ. (૪૬) અને એવી જ અમે તમારા ઉપર કિતાબ ઊતારી, બસ જેને અમે કિતાબ આપી છે તેઓ તેને માને છે અને તેઓમાં (મક્કાવાળાઓમાં) પણ અમુક છે કે તેને માને છે અને અમારી વાતોના ઈન્કારી તે જ છે જેઓ નાફરમાન છે. (૪૭) અને તમે આથી પહેલાં કોઈ કિતાબ પઢતા ન હતા અને ન જ પોતાના જમણા હાથથી લખતા હતા ત્યારે તો અલબત્ત આ જૂઠાઓ સંદેહમાં પડયા હોત. (૪૮) બલકે આ (કુર્આન) તો તે લોકોના સીનાઓ (અંતરાત્મા)માં સ્પષ્ટ આયતો છે જેમને સમજ મળી છે અને અમારી વાતોથી ઈન્કારી નથી પરંતુ તે જ જેઓ અન્યાયી છે. (૪૯) અને કહે છે, તેના ઉપર કેમ કંઈ નિશાનીઓ તેના પરવરદિગાર તરફથી ન ઊતરી ? તમે કહો, નિશાનીઓ તો અલ્લાહના અધિકારમાં છે અને હું તો બસ સ્પષ્ટ ચેતવણી આપનારો છું. (૫૦) શું તેમને એ પૂરતું નથી કે અમે તમારા ઉપર કિતાબ ઉતારી કે તેમના ઉપર પઢવામાં આવે છે, બેશક ! તેમાં રહમત છે અને જેઓ માને છે તેમના માટે સમજણ. (૫૧) તમે કહો ! મારા અને તમારા વચ્ચે અલ્લાહ ગવાહ (તરીકે) પૂરતો છે, જે કંઈ આસમાનો અને જમીનમાં છે સઘળું જાણે છે અને જે લોકો જૂઠ ઉપર આસ્થા ધરાવે છે*

*અને અલ્લાહથી ઈન્કારી થયા તે જ નુકસાન પામનારાઓ છે. (૫૨) અને તમારાથી ઉતાવળે આફત માંગે છે અને જો એક વાયદો નિશ્ચિત ન હોત તો તેમના ઉપર આફત આવી પહોંચી હોત અને અલબત્ત તેમના ઉપર અચાનક આવશે અને તેમને ખબર પણ થશે નહીં. (૫૩) તમારાથી ઉતાવળે અઝાબ માંગે છે અને ઈન્કારીઓને દોઝખ ઘેરી રહી છે. (૫૪) જે દિવસે તેમને અઝાબ ઘેરી લેશે તેમના ઉપરથી અને પગોની નીચેથી અને કહેશે, ચાખો ! જેવું કંઈ તમે કરતા હતા. (૫૫)*

## તફસીર :

અને (જ્યારે પયગમ્બર ﷺની રિસાલત સાબિત થઈ ચૂકી છે તો હે મુસલમાનો ! રિસાલતના ઈન્કારીઓમાંથી જે અહલે કિતાબ છે તેમની સાથે ચર્ચાની પદ્ધતિ બતાવીએ છીએ અને આ ખાસ એટલા માટે કે પ્રથમ તો તે જ્ઞાની હોવાના કારણે વાતને સાંભળે છે અને મુશ્રિકો તો વાત સાંભળતા પહેલાં જ કષ્ટ પહોંચાડવા તૈયાર થઈ જાય છે, બીજું જ્ઞાનીઓના ઈમાન લઈ આવવાથી સામાન્ય લોકોનું ઈમાન લાવવાની વધારે સંભાવના પેદા થઈ જાય છે અને ચર્ચાની તે પદ્ધતિ એ છે કે) તમે અહલે કિતાબની સાથે સભ્યતાપૂર્ણ પદ્ધતિ સિવાય વાદ વિવાદ ન કરો, હા ! જે તેમનામાં અતિરેક કરે (તો તેમને જૈસા સાથે તૈસાનો જવાબ આપવામાં વાંધો નથી જો કે શ્રેષ્ઠ ત્યારે પણ સારી પદ્ધતિ અપનાવવું જ છે) અને (તે સભ્યતાપૂર્ણ પદ્ધતિ એ છે કે દાખલા તરીકે તેમને) એવું કહો કે અમે આ કિતાબ ઉપર પણ ઈમાન રાખીએ છીએ જે અમારા ઉપર નાઝિલ થઈ અને તે કિતાબ ઉપર પણ (ઈમાન રાખીએ છીએ) જે તમારા ઉપર નાઝિલ થઈ, (કારણ કે ઈમાનનો આધાર અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થવું છે બસ જ્યારે અમારી કિતાબનું અલ્લાહ તરફથી નાઝિલ થવું તમારી કિતાબોથી પણ સાબિત છે તો પછી તમારે કુર્આન ઉપર ઈમાન લાવવું જોઈએ) અને (એ તમે પણ સ્વીકાર કરો છો કે) અમારો અને તમારો મઅ્બૂદ એક જ છે (اِلٰى كَلِمَةٍ سَوَآءٍۢ بَيْنَنَا.... જ્યારે તવહીદ સર્વસહમત છે તો પોતાના ધાર્મિક વડાઓ અને રાબ્બીઓના આજ્ઞાપાલનના કારણે અંતિમ યુગના નબી ઉપર ઈમાન ન લાવવું તવહીદના ખિલાફ છે માટે તમારે અમારા નબી ઉપર ઈમાન લાવવું જોઈએ وَلَا يَتَّخِذَ بَعْضُنَا....) અને (આ વાતચીતની સાથે પોતાનું મુસલમાન હોવું તાકીદ

માટે સંભળાવી આપો કે) અમે તો તેનું જ આજ્ઞાપાલન કરીએ છીએ (તેમાં અકીદાઓ અને કર્મો બધું જ સામેલ છે, એટલે કે આ જ રીતે તમારે પણ કરવું જોઈએ જ્યારે કે તકાદો પણ ઉપસ્થિત છે فَاِنۡ تَوَلَّوۡا فَقُوۡلُوا اشۡهَدُوۡا بِاَنَّا مُسۡلِمُوۡنَ) અને (જે રીતે અમે અગાઉના અંબિયા અલૈ. ઉપર કિતાબો નાઝિલ કરી) એ જ પ્રમાણે અમે તમારા ઉપર કિતાબ નાઝિલ કરી (જેની બીનાએ સભ્યતાપૂર્ણ ચર્ચાની તા'લીમ આપવામાં આવી) બસ જે લોકોને અમે કિતાબ(ની લાભદાયક સમજણ) આપી છે તેઓ તે (આપ ﷺવાળી) કિતાબ ઉપર ઈમાન લઈ આવે છે (અને તેમનાથી વાદ વિવાદની પણ નોબત ભાગ્યે જ આવે છે) અને તે (અરબના મુશ્રિક) લોકોમાં પણ અમુક એવા (ન્યાયી લોકો) છે કે આ કિતાબ ઉપર ઈમાન લાવે છે (ભલે પોતે સમજીને અથવા જ્ઞાનીઓ પાસેથી ઈમાનની દલીલો જાણીને) અને (દલીલોના સાબિત થયા પછી) અમારી (આ કિતાબની) આયતોથી (હઠધર્મી) કાફિરો સિવાય અન્ય કોઈ ઈન્કારી નથી થતો (ઉપર વાદ વિવાદની ચર્ચાની દલીલ નકલ કરવામાં આવી હતી, જેની ખાસ નકલ કરનારને તાકીદ હતી, આગળ બૌદ્ધિક દલીલ છે જેમાં સામાન્ય શિખામણ છે) અને (જે લોકો આપ ﷺની નુબુવ્વતના ઈન્કારી છે તેમની પાસે શંકાનું કોઈ કારણ પણ નથી કારણ કે) તમે આ કિતાબ (એટલે કે કુર્આન)થી અગાઉ ન તો કોઈ કિતાબ પઢેલા હતા અને ન જ કોઈ કિતાબ પોતાના હાથે લખી શકતા હતા કે એવી હાલતમાં આ જૂઠા લોકો કંઈ શંકા ઉપજાવે (કે આ ભણેલો ગણેલો વ્યક્તિ છે, આસમાની કિતાબો જોઈ વાંચીને તેની સહાયથી વિષયો વિચારીને ફુરસદમાં બેસીને લખીને અને યાદ કરીને અમને લોકોને સંભળાવી દીધા, એટલે કે જો એવું હોત તો કંઈ તો સંદેહની સંભાવના હોત બસ ત્યારે પણ એવી શંકા કરનારા જૂઠા હોત, કારણ કે કુર્આનની પ્રતિષ્ઠા તો પણ નુબુવ્વતની ઉચ્ચ દલીલો માટે પૂરતી હતી પરંતુ હવે તો આટલી શંકા કરવાની પણ તક નથી એટલા માટે આ કિતાબ ઈન્કાર કરી શકાય એવી નથી) બલકે આ કિતાબ (એકમાત્ર હોવાની સાથે સાથે તેનો દરેક વિભાગ એક મોઅ્જિઝો છે અને એક આગવો પડકાર છે એટલા માટે તે પોતાની જાતમાં) પોતે ઘણી જ સ્પષ્ટ દલીલો છે અને લોકોના દિમાગમાં તેનું જ્ઞાન અર્પણ થયું છે અને (તેની પ્રતિષ્ઠાની જાહેરાત છતાં) અમારી આયતોથી બસ હઠધર્મી લોકો ઈન્કાર કર્યે જાય છે (નહિતર ન્યાયી વ્યક્તિને તો જરા પણ શંકા ન રહેવી

જોઈએ) અને આ લોકો (કુર્આનનો મોઅ્જિઝો અર્પણ થયા પછી માત્ર દુશ્મનાવટ અને વૈમનસ્યના કારણે) એવું કહે છે કે એ(પયગમ્બર)ના ઉપર તેના પરવરદિગાર પાસેથી (અમારી માંગણી મુજબની) નિશાનીઓ કેમ નાઝિલ ન થઈ ? તમે એવું કહી આપો કે તે નિશાનીઓ તો અલ્લાહના કબજામાં છે અને (મારા અધિકારની વસ્તુ નથી) હું તો માત્ર એક સ્પષ્ટ (અલ્લાહના અઝાબથી) ડરાવનારો (એટલે કે રસૂલ) છું (અને રસૂલ હોવા ઉપર સાચી દલીલો ધરાવું છું જેમાં સૌથી મોટી દલીલ કુર્આન છે પછી ખાસ દલીલની શું આવશ્યકતા છે ? ખાસ કરીને જ્યારે કે તેના અસ્તિત્વમાં ન આવવામાં કોઈ હિકમત પણ હોય, આગળ કુર્આન શ્રેષ્ઠ દલીલ હોવાનું ફરમાવ્યું છે) શું (નુબુવ્વતની દલીલ તરીકે) આ લોકોને એ વાત પૂરતી નથી થઈ કે અમે તમારા ઉપર આ કિતાબ (મોઅ્જિઝો બનાવી) ઊતારી છે જે તેમને (હંમેશા) સંભળાવવામાં આવતી રહે છે (કે જો એકવાર સાંભળવાથી શ્રેષ્ઠતા જાહેર ન થાય તો બીજીવારમાં થઈ જાય અથવા ત્યાર પછી થઈ જાય અને અન્ય મોઅ્જિઝાઓમાં તો આવી વાત પણ ન હોત, કારણ કે તેનું અસ્તિત્વમાં આવવું કાયમી ન હોત જેમકે દેખીતું છે અને એક અગ્રિમતા આ મોઅ્જિઝામાં એ છે કે) નિઃશંક ! આ કિતાબમાં (મોઅ્જિઝો હોવાની સાથે સાથે) ઈમાનવાળા લોકો માટે મોટી રહમત અને બોધપાઠ છે (રહમત એ કે હુકમોનું શિક્ષણ છે જે લાભ જ લાભ છે અને બોધપાઠ પ્રોત્સાહન અને ચેતવણી છે અને આ વાત બીજા મોઅ્જિઝાઓમાં ન હોત, બસ આ અગ્રિમતાઓમાંથી તેને ગનીમત સમજ્યા હોત અને ઈમાન લઈ આવ્યા હોત અને જો દલીલોની આ સ્પષ્ટતા પછી પણ તેઓ ઈમાન ન લાવે તો અંતિમ જવાબ સ્વરૂપે) તમે કહી આપો કે (ભલે ન માનો) અલ્લાહ મારા અને તમારા દરમિયાન (મારી રિસાલતનો) ગવાહ પૂરતો છે તેને બધી વસ્તુની ખબર છે જે આસમાનોમાં છે અને જે જમીનમાં છે અને (જ્યારે મારી રિસાલત અને અલ્લાહનું જ્ઞાન સર્વત્ર છવાયેલું હોવાનું સાબિત થયું તો) જે લોકો જૂઠી વાતો ઉપર આસ્થા ધરાવે છે અને અલ્લાહ(ની વાતો)ના ઈન્કારી છે (જેમાં રિસાલત પણ સામેલ છે) તો તે લોકો મોટા નુકસાન ઉઠાવનારા છે (એટલે કે જ્યારે અલ્લાહના ઈરશાદથી મારી રિસાલત સાબિત છે તો તેનો ઈન્કાર અલ્લાહ સાથે કુફ્ર છે અને અલ્લાહ તઆલાનું જ્ઞાન સર્વત્ર છવાયેલું છે તો તેને આ ઈન્કાર અને

કુફ્રની પણ ખબર છે અને અલ્લાહ તઆલા કુફ્ર ઉપર નુકસાનની સજા આપે છે, બસ એવા લોકો અવશ્ય નુકસાન ઉઠાવનારા થશે) અને આ લોકો તમને અઝાબ (લાવવા)નો તકાદો કરે છે (અને તાત્કાલિક અઝાબ ન આવવાથી આપ ﷺની નુબુવ્વત અને રિસાલતમાં શંકા અને ઈન્કાર કરે છે) અને જો (અલ્લાહના જ્ઞાનમાં અઝાબ આવવા માટે) નિશ્ચિત સમય નક્કી ન હોત તો (તેમના તકાદાની સાથે જ) તેમના ઉપર અઝાબ આવી ચૂક્યો હોત અને (જ્યારે આ નિશ્ચિત સમય આવી જશે ત્યારે) તે અઝાબ તેમના ઉપર અચાનક આવી પડશે અને તેમને ખબર પણ ન થશે (આગળ તે લોકોની અજ્ઞાનતાની જાહેરાત માટે તેમની ઉતાવળને પુનરાવર્તિત સ્વરૂપે વર્ણન કરીને અઝાબ નિશ્ચિત સમયે આવવાની તથા તેની ઘટનાર અઝાબની ઘટનાઓનું વર્ણન કરે છે કે) આ લોકો તમારી પાસે અઝાબનો તકાદો કરે છે અને (અઝાબનું સ્વરૂપ એ છે કે) એમાં કોઈ શંકા નથી કે જહન્નમ તે કાફિરોને (ચારે તરફથી) ઘેરી લેશે જે દિવસે તેમના ઉપર અઝાબ તેમની ઉપરથી અને તેમની નીચેથી ઘેરી લેશે અને (તે જ સમયે તેમને) અલ્લાહ તઆલા ફરમાવશે કે જે કંઈ (દુનિયામાં) કરતા રહ્યા છો હવે તેને (મજા સ્વરૂપે) ચાખો.

## મસ્અલા અને બોધપાઠ :

وَلَا تُجَادِلُوٓا اَهۡلَ الۡكِتٰبِ اِلَّا بِالَّتِىۡ هِىَ اَحۡسَنُ اِلَّا الَّذِيۡنَ ظَلَمُوۡا એટલે કે, અહલે કિતાબની સાથે વાદ વિવાદની નોબત આવે તો વાદ વિવાદ પણ એવી પદ્ધતિથી કરો જે ઉત્તમ હોય, દાખલા તરીકે કઠોર વાતનો જવાબ વિનમ્રતાના શબ્દો સાથે, ક્રોધનો જવાબ સહનશીલતાથી, અજ્ઞાનતાપૂર્ણ કોલાહલ અને બૂમ બરાડાનો જવાબ સભ્યતાપૂર્ણ વાતચીતથી આપો. اِلَّا الَّذِيۡنَ ظَلَمُوۡا પરંતુ તે લોકો જેમણે તમારા ઉપર અત્યચાર કર્યો કે તમારી સભ્યતાપૂર્ણ વિનમ્ર વાતચીત અને સ્પષ્ટ દલીલોના મુકાબલામાં જીદ અને હઠધર્મીથી કામ લીધું તો તે આ ઉપકારના હકદાર નથી રહ્યા બલકે એવા લોકોનો જવાબ જૈસા સાથે તૈસાનો આપવામાં આવે તો જાઈઝ છે જો કે ઉત્તમ અને શ્રેષ્ઠ તે સમયે તે જ છે કે તેમની અસભ્યતાનો જવાબ અને અત્યારનો જવાબ અત્યાચારથી ન આપો, બલકે તેમના દુર્વ્યવહારના જવાબમાં સદ્‌વ્યવહાર અને અત્યચારના જવાબમાં ન્યાયનું પ્રદર્શન કરો જેમકે કુર્આને કરીમની બીજી આયતમાં તેની સ્પષ્ટતા આવેલ છે, وَاِنۡ عَاقَبۡتُمۡ فَعَاقِبُوۡا بِمِثۡلِ مَا عُوۡقِبۡتُمۡ بِهٖ وَلَئِنۡ صَبَرۡتُمۡ لَهُوَ خَيۡرٌ لِّلصّٰبِرِيۡنَ એટલે કે,

જો જુલમ અને બળજબરીનો બદલો તમે તેમની સાથે સમાન રીતે લઈ લો તો તમને તેનો હક છે પરંતુ સબ્ર કરો તો એ વધારે ઉત્તમ છે.

આ આયતમાં અહલે કિતાબથી વાદ વિવાદની પદ્ધતિ સભ્યતાપૂર્ણ કરવાનું જે માર્ગદર્શન આપવામાં આવ્યું છે તે જ સૂરએ નહ્‌લમાં મુશ્રિકો વિશે પણ છે, આ સ્થળે અહલે કિતાબના વિશેષરૂપે ઉલ્લેખનું કારણ ત્યાર પછી આવી રહ્યું છે કે અમારા અને તમારા દીનમાં ઘણી બધી વસ્તુઓ સમાન છે, તમે વિચાર કરો તો ઈમાન અને ઈસ્લામનો સ્વીકાર કરવામાં તમને કોઈ અવરોધ ન હોવો જોઈએ, જેમકે ઈરશાદ ફરમાવ્યું, قُوْلُوْٓا اٰمَنَّا بِالَّذِیْٓ اُنْزِلَ اِلَیْنَا وَاُنْزِلَ اِلَیْکُمْ એટલે કે, તમે અહલે કિતાબથી ચર્ચા (Debate)ના સમયે તેમને પોતાની નિકટ લાવવા માટે એ કહો કે અમે મુસલમાન તો એ વહી ઉપર પણ ઈમાન રાખીએ છીએ જે અમારા તરફ રસૂલ દ્વારા મોકલવામાં આવી છે અને તે વહી ઉપર પણ જે તમારા તરફ તમારા પયગમ્બર દ્વારા મોકલવામાં આવી છે એટલા માટે અમારી સાથે વિરોધ કરવાનું કોઈ કારણ નથી.

### શું આ આયતમાં હાલની તવરાત અને ઇન્જીલના વિષયોના સમર્થનનો હુકમ છે ? :

આ આયતમાં અહલે કિતાબ તરફ આવનારી કિતાબો તવરાત અને ઈન્જીલ ઉપર મુસલમાનોના ઈમાનનું વર્ણન જે વિષય અંતર્ગત કરવામાં આવ્યું છે તે એ છે કે અમે આ કિતાબો ઉપર એ અર્થમાં સામૂહિક ઈમાન ધરાવીએ છીએ કે જે કંઈ અલ્લાહ તઆલાએ તે કિતાબોમાં નાઝિલ ફરમાવ્યું હતું તેના ઉપર અમારું ઈમાન છે એનાથી એ જરૂરી નથી બનતું કે હાલની તવરાત અને ઈન્જીલના બધા જ વિષયો ઉપર અમારું ઈમાન છે જેમાં રસૂલે કરીમ ﷺના સમયકાળમાં પણ ઘણી બધી હેરફેર થઈ ચૂકી હતી અને તે વખતથી લઈ આજદિન સુધી તેમાં હેરફેરનો ક્રમ ચાલુ જ રહ્યો છે, તવરાત અને ઈન્જીલના માત્ર તે વિષયો ઉપર ઈમાન છે જે અલ્લાહ તઆલા તરફથી હઝરત મૂસા (અલૈ.) અને હઝરત ઈસા (અલૈ.) ઉપર નાઝિલ થયા હતા, હેરફેર થયેલ વિષયો તેનાથી બાકાત છે.

### હાલની તવરાત અને ઇન્જીલનું ન તો સંપૂર્ણ સમર્થન કરવામાં આવે અને ન જ સદંતર જૂઠાડવામાં આવે :

સહીહ બુખારીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત છે કે અહલે

કિતાબ તવરાત અને ઈન્જીલને તેમની મૂળ હિબ્રુ ભાષામાં પઢતા હતા અને મુસલમાનોને તેનું ભાષાંતર અરબી ભાષામાં સંભળાવતા હતા. રસૂલે કરીમ ﷺએ તેના વિશે મુસલમાનોને એ માર્ગદર્શન આપ્યું હતું કે તમે અહલે કિતાબનું ન તો સમર્થન કરો અને ન જ તેમને જૂઠાડો, બલકે એવું કહો, اٰمَنَّا بِالَّذِیٓ اُنۡزِلَ اِلَیۡنَا وَاُنۡزِلَ اِلَیۡکُمۡ એટલે કે, અમે આ વહી ઉપર પણ ઈમાન લાવીએ છીએ જે તમારા અંબિયા (અલૈ.) ઉપર નાઝિલ થઈ અને અને જે વિગતો તમે બતાવો છો તે અમારા સમીપ ભરોસાપાત્ર નથી એટલા માટે અમે તેનું સમર્થન કરવાથી અથવા જૂઠાડવાથી બચીએ છીએ.

તફસીરોમાં જે સામાન્ય મુફસ્સિરોએ અહલે કિતાબની રિવાયતો નકલ કરી છે તેમનો પણ આ જ દરજ્જો છે અને નકલ કરવાનો હેતુ પણ માત્ર તેના ઐતિહાસિક સ્વરૂપને સ્પષ્ટ કરવાનું છે. હરામ અને હલાલના હુકમો તેનાથી સાબિત કરી શકાતા નથી. مَا کُنۡتَ تَتۡلُوۡا مِنۡ قَبۡلِهٖ مِنۡ کِتٰبٍ وَّلَا تَخُطُّهٗ بِیَمِیۡنِکَ اِذًا لَّارۡتَابَ الۡمُبۡطِلُوۡنَ એટલે કે, કુર્આનના નાઝિલ થતા પહેલાં ન તો રસૂલે કરીમ ﷺ કોઈ કિતાબ પઢતા હતા અને ન જ કંઈ લખી શકતા હતા બલકે રસૂલે કરીમ ﷺ ઉમ્મી (નિરક્ષર) હતા, જો એવું ન હોત અને તેઓ ભણેલા ગણેલા હોત તો બાતિલના ઝંડેધારીઓ માટે શંકા અને સંદેહની સંભાવના નીકળી આવી હોત કે એવો આક્ષેપ કરતા હોત કે રસૂલે કરીમ ﷺએ પાછલી કિતાબો તવરાત અને ઈન્જીલ પઢી છે અથવા નકલ કરી છે, રસૂલે કરીમ ﷺ જે કંઈ કુર્આનમાં પઢે છે અથવા ફરમાવે છે તે તેમની જ પાછલી કિતાબોનો ટૂંકસાર છે કોઈ વહી અથવા નુબુવ્વત કે રિસાલત નથી.

**નબીએ કરીમ ﷺનું ઉમ્મી (નિરક્ષર) હોવું રસૂલે કરીમ ﷺની મોટી શ્રેષ્ઠતા અને ઘણો મોટો મોઅ્જિઝહ (ચમત્કાર) છે :**

અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલત ઉપર જે રીતે ખૂબ સ્પષ્ટ અને ખુલ્લા મોઅ્જિઝાઓ જાહેર કર્યા તેમનામાંથી એક એ પણ છે કે રસૂલે કરીમ ﷺને પ્રથમથી ઉમ્મી રાખવામાં આવ્યા; ન તો કંઈ લખેલું વાંચી શકતા હતા અને ન જ પોતે કંઈ લખી શકતા હતા અને જિંદગીના ચાલીસ વર્ષો એવી જ પરિસ્થિતિમાં બધા જ મક્કાના નિવાસીઓ સામે પસાર થયા,

આપનું હરવું મળવું અહલે કિતાબની સાથે ક્યારેય થયું ન હતું કે તેમની પાસેથી કંઈ સાંભળી લીધું હોય, કારણ કે મક્કામાં અહલે કિતાબ હતા જ નહીં, ચાલીસ વર્ષો થવા ઉપર અચાનક રસૂલે કરીમ ﷺની જીભ મુબારકથી એવું કલામ વહેવા લાગ્યું જે પોતાના વિષયોમાં અને અર્થના આધારે પણ મોઅ્જિઝો હતો અને શાબ્દિક ઉચ્ચતા તથા સાહિત્યિક શ્રેષ્ઠતાના આધારે પણ.

અમુક ઉલમાએ સાબિત કરવા ઈચ્છયું છે કે રસૂલે કરીમ ﷺનું ઉમ્મી હોવું શરૂઆતમાં હતું પછી અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને લખતાં વાંચતા શિખવાડી દીધું હતું અને તેની દલીલમાં હુદૈબિય્યહની ઘટનાની એક હદીષ નકલ કરે છે જેમાં એ છે કે જ્યારે સુલેહનો કરાર લખવામાં આવ્યો તો તેમાં مِنْ مُّحَمَّدٍ عَبْدِ اللّٰهِ وَرَسُوْلِهٖ લખ્યું હતું, તેના ઉપર મક્કાના મુશ્રિકોએ વાંધો ઉઠાવ્યો કે અમે તો તમને રસૂલ માનતા જ નથી એટલા માટે રસૂલે કરીમ ﷺના નામની સાથે રસૂલુલ્લાહનો શબ્દ અમે સ્વીકારીશું નહીં. લખનાર હઝરત અલી મુર્તઝા (રદિ.) હતા. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે આ શબ્દને કાઢી નાંખો. હઝરત અલી મુર્તઝા (રદિ.)એ સભ્યતાથી મજબૂર થઈ એવું કરવાનો ઈન્કાર કર્યો. રસૂલુલ્લાહ ﷺએ પત્ર પોતે પોતાના હાથમાં લીધો અને આ શબ્દ મિટાવીને લખી દીધું, مِنْ مُّحَمَّدِبْنِ عَبْدِ اللّٰهِ

આ રિવાયતમાં લખવાનો સંબંધ રસૂલે કરીમ ﷺ તરફ કરવામાં આવ્યો છે જેનાથી અમુક લોકોએ દલીલ કરી છે કે રસૂલે કરીમ ﷺ લખવાનું જાણતા હતા પરંતુ સાચી વાત એ જ છે કે કોઈ બીજાના લખેલાને પણ બોલચાલની ભાષામાં એવું જ કહેવામાં આવે છે કે તેણે લખ્યું જેમકે સામાન્ય રૂઢિપ્રયોગ છે, તે ઉપરાંત એ પણ સંભાવના છે કે આ ઘટનામાં મોઅ્જિઝા સ્વરૂપે રસૂલે કરીમ ﷺથી નામ મુબારક પણ અલ્લાહ તઆલાએ લખાવી દીધું, તે ઉપરાંત માત્ર પોતાના નામના અમુક શબ્દો લખવાથી કોઈ ભણેલું ગણેલું નથી કહી શકાતું, તેને નિરક્ષર અથવા ઉમ્મી જ કહેવામાં આવશે, જ્યારે લખવાની આદત ન હોય; અને દલીલ વિના આપ ﷺ તરફ લખાણનો સંબંધ જોડવો આપ ﷺની શ્રેષ્ઠતાની સાબિતી નથી બલકે વિચાર કરે તો ઘણી મોટી શ્રેષ્ઠતા આપ ﷺના ઉમ્મી હોવામાં જ છે.

## આયતો : (સૂરએ અન્કબૂત : આયત નં. ૫૬ થી ૬૩)

يٰعِبَادِيَ الَّذِيْنَ اٰمَنُوْٓا اِنَّ اَرْضِيْ وَاسِعَةٌ فَاِيَّايَ فَاعْبُدُوْنِ ﴿٥٦﴾ كُلُّ نَفْسٍ
ذَآئِقَةُ الْمَوْتِ ثُمَّ اِلَيْنَا تُرْجَعُوْنَ ﴿٥٧﴾ وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ
لَنُبَوِّئَنَّهُمْ مِّنَ الْجَنَّةِ غُرَفًا تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ۭ نِعْمَ اَجْرُ الْعٰمِلِيْنَ ﴿٥٨﴾
الَّذِيْنَ صَبَرُوْا وَعَلٰي رَبِّهِمْ يَتَوَكَّلُوْنَ ﴿٥٩﴾ وَكَاَيِّنْ مِّنْ دَاۗبَّةٍ لَّا تَحْمِلُ رِزْقَهَا ڰ اَللّٰهُ يَرْزُقُهَا
وَاِيَّاكُمْ ڮ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿٦٠﴾ وَلَىِٕنْ سَاَلْتَهُمْ مَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ
وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ لَيَقُوْلُنَّ اللّٰهُ ۚ فَاَنّٰى يُؤْفَكُوْنَ ﴿٦١﴾ اَللّٰهُ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَاۗءُ
مِنْ عِبَادِهٖ وَيَقْدِرُ لَهٗ ۭ اِنَّ اللّٰهَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿٦٢﴾ وَلَىِٕنْ سَاَلْتَهُمْ مَّنْ نَّزَّلَ
مِنَ السَّمَاۗءِ مَاۗءً فَاَحْيَا بِهِ الْاَرْضَ مِنْۢ بَعْدِ مَوْتِهَا لَيَقُوْلُنَّ اللّٰهُ ۭ قُلِ الْحَمْدُ لِلّٰهِ ۭ بَلْ
اَكْثَرُهُمْ لَا يَعْقِلُوْنَ ﴿٦٣﴾

## તરજુમો :

*હે મારા બંદાઓ જેઓ ઈમાન લાવ્યા છો ! મારી જમીન વિશાળ છે, બસ મારી જ બંદગી કરો. (૫૬) જે જીવ છે તે મોત ચાખશે, પછી અમારા તરફ પાછા વળીને આવશો. (૫૭) અને જે લોકો ઈમાન લાવ્યા અને સારા કર્મો કર્યા તેમને અમે જન્નતમાં જગ્યા આપીશું, તેના ઝરૂખા નીચે નહેરો વહે છે, તેમાં હંમેશા રહે, (સારા) કર્મો કરનારને ખૂબ સારો બદલો મળ્યો. (૫૮) જેમણે ધૈર્ય દાખવ્યું અને પોતાના પરવરદિગાર ઉપર ભરોસો કર્યો. (૫૯) અને કેટલાય પ્રાણીઓ છે જે પોતાની રોજી ઉઠાવી નથી રાખતા, અલ્લાહ તેમને રોજી આપે છે અને તમને પણ; અને તે જ છે સઘળું સાંભળનારો બધું જાણનારો. (૬૦) અને જો તમે લોકોને પૂછો કે કોણે બનાવ્યું છે આસમાનો અને જમીનને અને સૂર્ય અને ચાંદને કામે લગાડયા ? તો કહેશે, અલ્લાહે; પછી કયાંથી ઊંધા ફરે છે !? (૬૧) અલ્લાહ રોજી ફેલાવે છે પોતાના*

*બંદાઓમાંથી જેના માટે ચાહે અને જેને ઈચ્છે માપીને આપે છે, બેશક ! અલ્લાહ દરેક વસ્તુથી જાણકાર છે. (૬૨) અને જો તમે તેમને પૂછો, કોણે આસમાનથી પાણી ઊતાર્યું ? પછી તેનાથી જમીનને તેના મૃત્યુ બાદ સજીવન કરી દીધી ? તો કહેશે, અલ્લાહે; તમે કહો, સઘળી ખુબી અલ્લાહની છે પરંતુ ઘણા લોકો સમજતા નથી.(૬૩)*

## તફસીર :

હે મારા ઈમાનદાર બંદાઓ (જ્યારે આ લોકો દુશ્મનાવટ અને અદાવતથી તમને શરીઅત ઉપર અમલ કરવાથી અટકાવે અને દીન અપનાવવાથી કષ્ટ પહોંચાડે છે તો અહીંયાં રહેવાની શું જરૂર છે ?) મારી જમીન વિશાળ છે, બસ (જો અહીંયાં રહીને ઈબાદત નથી કરી શકતા તો અન્યત્ર ચાલ્યા જાઓ અને ત્યાં જઈને) માત્ર મારી જ ઈબાદત કરો (કારણ કે અહીંયાં મુશ્રિકોનું જોર છે તો એવી ઈબાદત જે માત્ર તવહીદ ઉપર આધારિત હોય અને શિર્કથી ખાલી હોય અહીંયાં મુશ્કેલ છે, અલબત્ત અલ્લાહ તઆલાની સાથે ગયરૂલ્લાહની પણ ઈબાદત હોય એ શક્ય છે પરંતુ તે ઈબાદત જ નથી અને જો તમને હિજરતમાં સગાં સંબંધીઓ અને વતનની મહોબ્બત વધારે કઠણ લાગતી હોય તો સમજી લો કે એકને એક દિવસે એ તો થવાનું જ છે કારણ કે) દરેક સજીવને મોતની મજા (અવશ્ય) ચાખવાની છે (અંતે તે સમયે બધું છોડવું પડશે અને) પછી તમારે સૌને અમારી પાસે આવવાનું છે (અને નાફરમાન થઈને આવવામાં સજાનો ડર છે) અને (આ કષ્ટ વેઠવું જો અમારી ખુશ્નૂદી માટે હોય તો અમારી પાસે પહોંચ્યા પછી તે વાયદા પ્રમાણે થઈ જાઓ અને તે વાયદો આ છે કે) જે લોકો ઈમાન લાવ્યા અને સારા કર્મ કર્યા (જેના ઉપર અમલ કરવો અમુક સમયે હિજરત ઉપર અવલંબિત હોય છે તો એવા સમયે હિજરત પણ કરી) અમે તેમને જન્નતના ઝરૂખાઓમાં જગ્યા આપીશું જેની નીચે નહેરો વહેતી હશે, તે તેમાં હંમેશા હંમેશા રહેશે (અને આ નેક) કામ કરનારાઓનો કેવો સારો બદલો છે જેમણે (સખત કઠણાઈઓ ઉપર કે જેમાં હિજરતનું કષ્ટ પણ સામેલ છે) ધૈર્ય દાખવ્યું અને (બીજા દેશ અથવા શહેરમાં જઈને જે તકલીફનો અને રોજી રોટીની પરેશાનીઓનો ભય હતો તેમાં) તેઓ પોતાના પરવરદિગાર ઉપર ભરોસો કર્યા કરતા હતા અને (જો હિજરતમાં તમને એ વસવસો હોય કે પ્રદેશમાં ખાવાનું ક્યાંથી મળશે તો એ

સમજી લો કે) ઘણા બધા પ્રાણીઓ એવા છે જે પોતાનો ખોરાક ઉઠાવીને નથી રાખતા, (એટલા માટે કે એકઠો નથી કરતા, જો કે અમુક એકઠો પણ કરી રાખે છે પરંતુ ઘણા નથી પણ કરતા) અલ્લાહ જ તેમને (પોતાના નસીબ પ્રમાણે) રોજી પહોંચાડે છે અને તમને પણ (નસીબ પ્રમાણે રોજી પહોંચાડે છે ભલે તમે ગમે ત્યાં હોવ ! પછી આ વસવસો ન કરો બલકે દિલ મજબૂત કરીને અલ્લાહ તઆલા ઉપર ભરોસો રાખો); અને (તે ભરોસાના લાયક છે કારણ કે) તે સઘળું કંઈ સાંભળે બધું જ કંઈ જાણે છે (એવી જ રીતે બીજા લક્ષણોમાં પણ તે સંપૂર્ણ છે અને જે આવો સંપૂર્ણ લક્ષણોવાળો હોય તે અવશ્ય ભરોસાપાત્ર છે) અને (અલ્લાહ તઆલાની તવહીદ ઉપર જે આધારિત છે એટલે કે તેની સર્જન કરવાની શક્તિમાં તે એકમાત્ર છે તે લોકો પણ તેને સ્વીકારે છે એટલા માટે) જો તમે તેમને પૂછો કે (ભલા !) એ કોણ છે જેણે આસમાન અને જમીનને પેદા કર્યુ ? જેણે સૂરજ અને ચાંદને કામે લગાડી રાખ્યા છે ? તો તે લોકો એવું જ કહેશે કે તે અલ્લાહ છે, પછી (જ્યારે અલ્લાહની સર્જન કરવાની શક્તિમાં તેની તવહીદને માને છે તો પછી અલ્લાહ મઅ્બૂદ હોવાની તવહીદ વિશે) ક્યાં ઊંધા ચાલ્યા જઈ રહ્યા છે ? (અને જેવો સર્જનહાર અલ્લાહ જ છે એ જ પ્રમાણે અલ્લાહ જ રોજી આપનાર છે એટલા માટે) તે પોતાના બંદાઓમાંથી જેના માટે ઇચ્છે રોજી વિશાળ કરી આપે છે અને જેના માટે ઇચ્છે તંગ કરી આપે છે, બેશક ! અલ્લાહ જ બધી વસ્તુઓની હાલતથી વાકેફ છે (જેવું હિત જુએ છે તે જ પ્રમાણે રોજી આપે છે, મતલબ કે તે રોજી આપનાર પણ ઠર્યો એટલા માટે રોજીનો ભય હિજરત માટે અવરોધ ન બનવો જોઈએ) અને (જેવી રીતે કે સૃષ્ટિના સર્જનમાં અલ્લાહ તઆલાની તવહીદ તેમના નજીક પણ સ્વીકાર્ય છે એ જ પ્રમાણે સૃષ્ટિને ટકાવી રાખવામાં અને તેની વ્યવસ્થા ચલાવવામાં પણ તવહીદનો સ્વીકાર કરે છે એટલા માટે) જો તમે તેમને પૂછો કે તે કોણ છે જેણે આસમાનથી પાણી વરસાવ્યું ? પછી તેનાથી જમીનને એ પછી કે સૂક્કી (અને વનસ્પતિ ઉગાડવા અપાત્ર થઈને) પડી હતી તાજી માજી (વનસ્પતિ ઉગાડવા પાત્ર) કરી દીધી ? તો (જવાબમાં) તે લોકો એવું જ કહેશે કે એ પણ અલ્લાહ જ છે, તમે કહી આપો કે અલ્હમ્દુલિલ્લાહ ! (આટલો તો સ્વીકાર કર્યો જેનાથી તેના મઅ્બૂદ હોવાની દલીલ પણ થઈ જાય છે પરંતુ આ લોકો માનતા નથી) બલકે (તેનાથી વધીને એ છે કે) તેમનામાં ઘણા સમજતા પણ

નથી (ન કે એ કારણે કે બુદ્ધિ નથી બલકે બુદ્ધિથી કામ નથી લેતા અને વિચાર નથી કરતા એટલા માટે સ્વીકાર કરતા નથી).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરતની શરૂઆતથી અહીંયાં સુધી મુસલમાનો સાથે કાફિરોની દુશ્મની અને તવહીદ તથા રિસાલતથી તેમના સતત ઈન્કાર અને સત્ય તથા સત્યના માર્ગમાં અનેક પ્રકારના અવરોધોનું વર્ણન હતું. પ્રસ્તુત આયતોમાં મુસલમાનો માટે તેમના ફસાદથી બચવાની અને સત્યને પ્રસારિત કરવાની તથા સત્ય અને ન્યાયને દુનિયામાં કાયમ કરવાની એક યુક્તિનું વર્ણન છે જેનું પારિભાષિક નામ હિજરત છે, એટલે કે તે વતન અને દેશને છોડી દેવું જેમાં ન્યાય વિરુદ્ધ સત્ય બોલવા માટે અને ન્યાય વિરુદ્ધ કરવા ઉપર મજબૂર કરવામાં આવે છે.

## હિજરતના હુકમો અને તેના માર્ગમાં ઉપસ્થિત થનાર સંદેહો અને શંકાઓનું નિવારણ :

اِنَّ اَرْضِىْ وَاسِعَةٌ فَاِيَّاىَ فَاعْبُدُوْنِ અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે મારી ભૂમિ ઘણી વિશાળ છે એટલા માટે કોઈનું એ બહાનું સાંભળવાપાત્ર નથી કે ફલાણા શહેર અથવા ફલાણા દેશમાં કાફિરોનું વર્ચસ્વ હતું એટલા માટે અમે અલ્લાહની તવહીદ અને તેની ઈબાદતથી મજબૂર રહ્યા, તેમણે જોઈએ કે તે ભૂમિને જ્યાં તેઓ કુફ્ર અને ગુનાહો ઉપર મજબૂર કરવામાં આવે અલ્લાહના માટે છોડી દે અને કોઈ એવું સ્થળ શોધે જ્યાં સ્વતંત્રતાથી અલ્લાહના હુકમો ઉપર પોતે પણ અમલ કરી શકે અને અન્યોને પણ પ્રેરણા અને પ્રોત્સાહન આપી શકે તેનું જ નામ હિજરત છે.

વતનથી હિજરત કરીને કોઈ અન્ય સ્થળે જવામાં બે પ્રકારના ભય મનુષ્યને સ્વાભાવિક રીતે સતાવે છે જે તેને હિજરતથી અટકાવે છે. પ્રથમ ભય પોતાના પ્રાણનો છે કે જ્યારે પોતાના વતનને છોડીને અન્યત્ર જશે તો અહીંયાંથી કાફિરો અને જાલિમ લોકો માર્ગમાં અવરોધ બનશે અને મુકાબલો તથા લડાઈ માટે તૈયાર રહેશે, વળી માર્ગમાં શક્ય છે કે બીજા કાફિરો સાથે મુકાબલો કરવો પડે જેમાં પ્રાણનો ભય છે. તેનો જવાબ આગલી આયતમાં આ આપવામાં આવ્યો કે, كُلُّ نَفْسٍ ذَآئِقَةُ الْمَوْتِ એટલે કે, દરેક જીવ મોતની મજા ચાખવાની છે

જેનાથી કોઈને પણ કોઈપણ સ્થળે કોઈપણ પરિસ્થિતિમાં છુટકારો નથી, એટલા માટે મોતનો ડર અને ગભરાવું મો'મિનનું કામ ન હોવું જોઈએ, તે તો દરેક વ્યક્તિને દરેક પરિસ્થિતિમાં આવશે જ. પોતાના સ્થળે ગમે તેવા સુરક્ષાના ઘેરામાં રહે તો પણ આવશે અને મો'મિનનો એ પણ અકીદહ છે કે અલ્લાહે નિશ્ચિત કરેલ સમય પહેલાં મોત આવી શકતી નથી એટલા માટે પોતાના સ્થળે રહેવામાં અથવા અન્યત્ર ચાલ્યા જવામાં મોતનો ડર આડે ન આવવો જોઈએ. ખાસ કરીને જ્યારે કે અલ્લાહના હુકમોનું આજ્ઞાપાલન કરતાં કરતાં મોતનું આવી જવું કાયમી રાહતો અને નેઅ્મતોનું માધ્યમ છે જે તેમને આખિરતમાં મળશે, જેનું વર્ણન પછીની બે આયતોમાં આવ્યું છે. ......اَلَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَنُبَوِّئَنَّهُمْ مِّنَ الْجَنَّةِ غُرَفًا

બીજો ભય હિજરતના માર્ગમાં એ ઉપસ્થિત થાય છે કે બીજા વતન અને બીજા પ્રદેશમાં જઈને રોજીની શું વ્યવસ્થા હશે ? પોતાના સ્થળે તો કંઈક બાપદાદાના વારસામાંથી પણ અને કંઈક પોતાની કમાઈથી પણ વ્યક્તિ કોઈ જમીનજાયદાદ અથવા કળા કારીગીરીથી અથવા વેપાર વગેરેથી રોજીની વ્યવસ્થા કરતો રહે છે. હિજરતના સમયે તો આ બધું અહીંયાં જ છૂટી જશે, આગળ ગુજરાન કેવી રીતે ચાલશે ? તેનો જવાબ પાછળની ત્રણ આયતોમાં આ રીતે આપવામાં આવ્યો છે કે તમે તે પ્રાપ્ત કરેલ સામાનને રોજીનું કારણ અને પૂરતું માધ્યમ ઠરાવી રહ્યા છો એ તમારી ભૂલ છે, રોજી આપનારો તો વાસ્તવમાં અલ્લાહ જ છે, તે જેને ઇચ્છે છે તો કોઈપણ પ્રકારના જાહેર સામાન વિના પણ રોજી પહોંચાડી આપે છે અને જો તે ન ઇચ્છે તો બધા સામાન અને આધારો હોવા છતાં પણ મનુષ્ય રોજીથી વંચિત થઈ શકે છે, તેનું વર્ણન કરવા માટે ફરમાવ્યું, وَكَاَيِّنْ مِّنْ دَآبَّةٍ لَّا تَحْمِلُ رِزْقَهَا، اَللّٰهُ يَرْزُقُهَا وَاِيَّا كُمْ એટલે કે, એના ઉપર વિચાર કરો કે પૃથ્વી ઉપર ચાલનારા કેટલાય હજારો પ્રકારના પ્રાણીઓ છે જે પોતાનો રોજીનો સામાન એકઠો કરવાની અને રાખવાની કોઈ વ્યવસ્થા નથી કરતા, ન જ રોજી પ્રાપ્ત કરવાના માધ્યમો ભેગા કરવાની કોઈ ફિકર ચિંતા કરે છે પરંતુ અલ્લાહ તઆલા તેમને દરરોજ પોતાની કૃપાથી રોજી પહોંચાડી આપે છે. વિદ્વાનોએ કહ્યું છે કે સામાન્ય જાનવરો એવા જ છે તેમાં માત્ર કીડી અથવા ઉંદર એવા પ્રાણીઓ છે જે પોતાના ખોરાક માટે પોતાના દરોમાં ખોરાક એકઠો કરવાની ફિકર ચિંતા કરે છે, કીડી શિયાળાની ઋતુમાં બહાર નથી આવતી એટલા

માટે ગરમીના દિવસોમાં પોતાના ખાવાનો ખોરાક દરમાં એકઠો કરે છે અને પ્રખ્યાત છે કે પક્ષીઓમાંથી عَـقْعَقْ એટલે કે કાગડો પણ પોતાનો ખોરાક પોતાના માળામાં એકઠો કરે છે પરંતુ તે મૂકીને ઉડી જાય છે, અલબત્ત દુનિયાના બધા જ જાનવરો જેમના અનેક પ્રકારો અને સ્વરૂપોને ગણવા પણ મનુષ્ય માટે મુશ્કેલ છે. તે મોટે ભાગે તે જ છે જે આજે પોતાનો ખોરાક પ્રાપ્ત કર્યા પછી કાલ માટે ન તો ખોરાક એકઠો કરે છે અને ન જ તેને તેના પ્રાપ્ત કરવાના માધ્યમો તેની પાસે હોય છે. હદીષમાં છે કે આ પક્ષીઓ સવારે પોતાના માળાઓમાંથી ભૂખ્યા નીકળે છે અને સાંજે પેટ ભરીને પાછા આવે છે, ન તો તેમની કોઈ ખેતીવાડી છે અને ન જ કોઈ જમીન જાયદાદ, ન તો તે કોઈ કારખાના અથવા કચેરીના નોકર છે કે જ્યાંથી પોતાની રોજી પ્રાપ્ત કરે. અલ્લાહ તઆલાની ખુલ્લી જમીનમાં નીકળે છે અને બધાને પેટ ભરીને ભોજન મળે છે અને આ એક દિવસનો ક્રમ નથી, જ્યાં સુધી તે જીવિત છે ત્યાં સુધી આ જ ક્રમ ચાલુ રહેશે.

ત્યાર પછીની આયતોમાં રોજીનો મૂળ સ્ત્રોત બતાવ્યો છે જે અલ્લાહ તઆલાની કૃપા છે અને ફરમાવ્યું છે, પોતે આ ઈન્કારી કાફિરોને સવાલ કરો કે આસમાન અને જમીન કોણે પેદા કર્યા અને સૂર્ય અને ચંદ્ર કોના હુકમના તા'બે ચાલી રહ્યા છે ? વરસાદ કોણ વરસાવે છે ? પછી એ વરસાદ દ્વારા જમીનમાં વનસ્પતિ કોણ ઉગાડે છે ? તો મુશ્રિકો પણ તેનો સ્વીકાર કરશે કે આ બધું કામ એકમાત્ર હસ્તી અલ્લાહ જલ્લ શા'નુહૂનું છે તો તેમને કહો કે પછી તમે અલ્લાહના સિવાય બીજાઓનો પૂજાપાઠ અને તેમને પોતાના કાર્યસાધક કઈ રીતે સમજો છો ? આગલી આયત وَلَئِنْ سَاَلْتَهُمْ مَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ થી અંતિમ રુકૂઅ્ સુધી તેનું જ વર્ણન છે.

ખુલાસો એ છે કે હિજરતથી અટકાવનાર બીજી ચિંતાઓ રોજી રોટીની છે તે પણ મનુષ્યની ભૂલ છે, રોજી રોટી ઉપલબ્ધ કરાવવી અથવા તેને એકઠી કરવાનો સામાન અને સ્ત્રોતો પેદા કરવા તેના કબ્જામાં નથી અને તેના માધ્યમો અલ્લાહ તઆલાના જ અર્પણ કરેલા છે, તેણે જ આ વતનમાં આ સામાન એકઠો કર્યો હતો, તે બીજા સ્થળે પણ રોજી રોટીનો સામાન આપી શકે છે અને વિના કોઈ સામાને પણ આપણી રોજી રોટીની આવશ્યકતાઓ પૂર્ણ કરી શકે છે એટલા માટે આ બીજો ભય પણ હિજરતનો અવરોધ ન બનવો જોઈએ.

**હિજરત ક્યારે ફરજ અથવા વાજિબ થાય છે ? :**

હિજરતનો અર્થ, વ્યાખ્યા, તેની શ્રેષ્ઠતા અને બરકતો સૂરએ નિસાઅ્ની આયત નં. ૯૭ થી ૧૦૦ સુધીમાં અથવા શરઈ હુકમોમાં પરિવર્તન એ જ સૂરતની આયત નં. ૯૮ હેઠળ મઆરિફુલ કુર્આનના ત્રીજા ભાગમાં આવી ચૂકી છે અને અમુક આગલા પેજો ઉપર વર્ણન થઈ ચૂક્યું, એક વિષય ત્યાં વર્ણન કરવાથી રહી ગયો હતો તે અત્રે લખવામાં આવે છે.

જયારે રસૂલે કરીમ ﷺએ અલ્લાહ તઆલાના હુકમથી મક્કાએ મુઅજ્જમહથી હિજરત કરી અને બધા મુસલમાનોને શક્તિ હોવાની શરતે હિજરતનો હુકમ કર્યો તે સમયે મક્કા મુઅજ્જમહથી હિજરત કરવી ફરજે ઐન હતી જેનાથી કોઈ પુરુષ સ્ત્રી બાકાત ન હતું માત્ર તે લોકો જેઓ હિજરત કરવાની શક્તિ ધરાવતા ન હતા.

અને તે સમયમાં હિજરત માત્ર ફરજ જ નહીં બલકે મુસલમાન હોવાની નિશાની અને શરત પણ સમજવામાં આવતી હતી, શક્તિ હોવા છતાં જે કોઈ હિજરત ન કરે તેને મુસલમાન સમજવામાં આવતો ન હતો અને તેની સાથે તે જ વ્યવહાર કરવામાં આવતો હતો જે કાફિરો સાથે થતો હતો, તેનું વર્ણન સૂરએ નિસાઅ્ની આયત નં. ૮૯માં છે, حَتّٰى يُهَاجِرُوْا فِیْ سَبِيْلِ اللّٰهِ તે સમયે હિજરતનું સ્થાન ઈસ્લામમાં તે હતું જે કલિમએ શહાદત "લા ઈલાહા ઈલ્લલ્લાહ"નું છે કે આ શહાદત પોતે પણ ફરજ છે અને મુસલમાન હોવાની શરત અને નિશાની પણ; કે જે વ્યક્તિ પોતાની શક્તિ હોવા છતાં મુખેથી ઈમાનનો સ્વીકાર અને કલિમએ લા ઈલાહા ઈલ્લલ્લાહની ગવાહી ન આપે ભલે દિલમાં આસ્થા અને સમર્થન રાખતો હોય તે મુસલમાન સમજવામાં આવતો નથી, જે વ્યક્તિ લાચાર છે જેનામાં આ કલિમહ બોલવાની શક્તિ નથી તે બાકાત છે, એ જ પ્રમાણે જે લોકોને હિજરત કરવાની શક્તિ ન હતી તેઓ બાકાત સમજવામાં આવ્યા જેનું વર્ણન સૂરએ નિસાઅ્ની આયત નં. ૯૮માં اِلَّا الْمُسْتَضْعَفِيْنَ માં આવ્યું છે અને જે લોકો હિજરત કરવામાં શક્તિશાળી હોવા છતાં મક્કા મુઅજ્જમહમાં સ્થાયી રહ્યા તેમના માટે જહન્નમની કઠોર ધમકીઓ આયત નં. ૯૭ اِنَّ الَّذِيْنَ تَوَفّٰهُمُ الْمَلٰٓئِكَةُ થી فَاُولٰٓئِكَ مَاْوٰهُمْ جَهَنَّمُ સુધી આવી છે.

જયારે મક્કા મુકર્રમહ ફતહ થઈ ગયું તો હિજરતનો હુકમ પણ રદ (મન્સૂખ) થઈ ગયો, કારણ કે તે સમયે મક્કા મુકર્રમહ દારુલ ઈસ્લામ બની ગયું હતું, રસૂલે કરીમ ﷺએ તે સમયે હુકમ કર્યો કે لَا هِجْرَةَ بَعْدَ الْفَتْحِ એટલે કે, ફત્હે મક્કા પછી મક્કા મુકર્રમહથી હિજરત કરવાની જરૂરત નથી, મક્કા મુકર્રમહથી હિજરતનું ફરજ હોવું પછી તેનું રદ થવું કુર્આન અને સુન્નતની નુસૂસુથી રદ થઈ ગયું જે એક નિશ્ચિત સમય માટેની ઘટના હતી. ફુકહાએ ઉમ્મતે તે ઘટનાથી આ મસ્અલાઓ પ્રતિપાદિત કર્યા છે.

**મસ્અલો :**

જે શહેર અથવા દેશમાં માણસને પોતાના દીન ઉપર કાયમ રહેવાની સ્વતંત્રતા ન હોય, તે કુફ્ર, શિર્ક તથા શરીઅતના હુકમો વિરુદ્ધ કરવા ઉપર મજબૂર થાય ત્યાંથી હિજરત કરીને બીજા કોઈ શહેર અથવા દેશમાં જ્યાં દીન ઉપર અમલ કરવાની આઝાદી હોય ચાલ્યા જવું એ શરતે કે શક્તિ હોય તેના માટે વાજિબ છે, અલબત્ત જેને મુસાફરીની શક્તિ ન હોય અથવા કોઈ એવું સ્થળ પ્રાપ્ત ન થાય જ્યાં સ્વતંત્રતાથી દીન ઉપર અમલ કરી શકે તો તે શરઈ રીતે મા'ઝૂર (લાચાર) છે.

**મસ્અલો :**

જે દારુલકુફ્રમાં સામાન્ય દીની હુકમો ઉપર અમલ કરવાની આઝાદી હોય ત્યાંથી હિજરત ફરજ અથવા વાજિબ તો નથી પરંતુ તો પણ મુસ્તહબ છે અને તેમાં દારુલકુફ્ર હોવું પણ જરૂરી નથી. દારુલફિસ્ક જ્યાં અલ્લાહના હુકમોનું ઉલ્લંઘન જાહેરમાં થતું હોય તેનો પણ એ જ હુકમ છે, ભલે ત્યાંના શાસકો મુસલમાન હોવાની બીનાએ તેને દારુલ ઈસ્લામ કહેવામાં આવતું હોય.

આ વિગત હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ ફત્હુલ બારીમાં લખી છે અને હનફી કાયદાઓમાં કોઈ વસ્તુ તેનાથી વિપરીત નથી અને મુસ્નદે અહમદની એક રિવાયત જે હઝરત અબૂ યહ્યા, મૌલા ઝુબૈર ઈબ્ને અવામ (રદિ.)થી નકલ થઈ છે તે પણ તેના ઉપર સાક્ષી છે, હદીષ એ છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

اَلْبِلَادُ بِلَادُ اللّٰهِ وَالْعِبَادُ عِبَادُ اللّٰهِ حَيْثُمَا اَصَبْتَ خَيْرًا فَاَقِمْ (ابن کثیر)

*"બધા શહેર અલ્લાહના શહેર છે અને બધા બંદાઓ અલ્લાહના બંદા છે*

*એટલા માટે જે સ્થળે તમારા માટે ભલાઈનો સામાન એકઠો થયો હોય ત્યાં વસવાટ કરો.”* *(ઈબ્ને કષીર)*

ઈબ્ને જરીર (રહ.)એ પોતાની સનદ સાથે હઝરત સઈદ બિન ઝુબૈર (રહ.)થી નકલ કર્યું છે કે તેમણે ફરમાવ્યું કે જે શહેરમાં ગુનાહ અને નિર્લજ્જતા સામાન્ય હોય તેને છોડી દો. તફસીરના ઈમામ હઝરત અતાઅ્ (રહ.)એ કહ્યું કે જ્યારે તમને કોઈ શહેરમાં ગુનાહ માટે મજબૂર કરવામાં આવે તો ત્યાંથી નાસી છૂટો. *(ઈબ્ને જરીર, તબરી ફિ તફસીર)*

———————————

## આયતો : (સૂરએ અન્કબૂત : આયત નં. ૬૪ થી ૬૯)

وَمَا هٰذِهِ الْحَيٰوةُ الدُّنْيَآ اِلَّا لَهْوٌ وَّلَعِبٌ ؕ وَاِنَّ الدَّارَ الْاٰخِرَةَ لَهِيَ الْحَيَوَانُ ۘ
لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ﴿٦٤﴾ فَاِذَا رَكِبُوْا فِي الْفُلْكِ دَعَوُا اللّٰهَ مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ ۚ
فَلَمَّا نَجّٰىهُمْ اِلَى الْبَرِّ اِذَا هُمْ يُشْرِكُوْنَ ﴿٦٥﴾ لِيَكْفُرُوْا بِمَآ اٰتَيْنٰهُمْ ۚۙ وَلِيَتَمَتَّعُوْا
فَسَوْفَ يَعْلَمُوْنَ ﴿٦٦﴾ اَوَلَمْ يَرَوْا اَنَّا جَعَلْنَا حَرَمًا اٰمِنًا وَّيُتَخَطَّفُ النَّاسُ مِنْ حَوْلِهِمْ ؕ
اَفَبِالْبَاطِلِ يُؤْمِنُوْنَ وَبِنِعْمَةِ اللّٰهِ يَكْفُرُوْنَ ﴿٦٧﴾ وَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى
اللّٰهِ كَذِبًا اَوْ كَذَّبَ بِالْحَقِّ لَمَّا جَآءَهٗ ؕ اَلَيْسَ فِيْ جَهَنَّمَ مَثْوًى لِّلْكٰفِرِيْنَ ﴿٦٨﴾
وَالَّذِيْنَ جَاهَدُوْا فِيْنَا لَنَهْدِيَنَّهُمْ سُبُلَنَا ؕ وَاِنَّ اللّٰهَ لَمَعَ الْمُحْسِنِيْنَ ﴿٦٩﴾

## તરજુમો :

*અને આ દુનિયાનું જીવવું તો માત્ર જીવ બહેલાવવું અને ખેલકૂદ છે અને ખરેખર આખિરતનું ઘર ! બસ તે જ છે જીવંત રહેવું; જો તેમને સમજ હોત. (૬૪) પછી જ્યારે નાવ ઉપર સવાર થયા, અલ્લાહને માત્ર તેના જ ઉપર ભરોસો રાખી પોકારવા લાગ્યા, પછી જ્યારે તેમને જમીન તરફ બચાવી લાવ્યા તે જ વખતે (અલ્લાહના) ભાગીદાર બનાવવા લાગ્યા. (૬૫) જેથી અમારા આપેલાથી ઈન્કાર કરતા રહે અને મજા ઉડાવતા રહે, બસ નિકટમાં*

*જ જાણી લેશે. (૬૬) શું જોતા નથી કે અમે શરણનું સ્થળ (મક્કાને) સલામતીવાળું રાખી દીધું છે ? અને લોકો તેમની આસપાસથી ઝડપી લેવામાં આવે છે ? શું જૂઠ ઉપર યકીન રાખે છે અને અલ્લાહનું અહેસાન નથી માનતા ? (૬૭) અને તેનાથી વધારે અન્યાયી કોણ જે અલ્લાહ ઉપર જૂઠ ઘડે અથવા સાચી વાતને જૂઠાડે જ્યારે તેના સુધી પહોંચે, શું દોઝખમાં ઈન્કારીઓ માટે વસવાની જગ્યા નથી ? (૬૮) અને જેમણે અમારા માટે મહેનત કરી, અમે તેમને પોતાના માર્ગો સૂઝાડીશું અને નિઃશંક અલ્લાહ નેકીવાળાઓની સાથે છે. (૬૯)*

## તફસીર :

અને (તેમના વિચાર ન કરવાનું કારણ તેમની મૂર્ખામી છે, દુનિયાની પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત રહેવાના કારણે જ્યારે કે) આ દુનિયવી જિંદગી માત્ર (જેની આ બધી જ ભાગદોડ છે તે) ખેલકૂદ સિવાય બીજું કંઈ પણ નથી અને અસલ જિંદગી આલમે આખિરત(ની) છે (એટલા માટે દુનિયા ક્ષણભંગૂર હોવાના અને આખિરત બાકી રહેવાના આ બંને વિષયો જગજાહેર છે, બસ નષ્ટ થનાર દુનિયામાં એટલા માટે ઓતપ્રોત થઈ જવું કે તેનાથી બધું ભૂલી જઈને બાકીના સૌથી વંચિત થઈ જવું પોતે પણ મૂર્ખામીની વાત છે) જો તેમને તેનું (પૂરતું) જ્ઞાન હોત તો આવું ન કર્યું હોત (કે નષ્ટ થનાર જિંદગીમાં પ્રવૃત્ત થઈને બાકીને ભૂલાવી ન દેતા હોત અને એટલા માટે તેનો સામાન તૈયાર ન કરતા હોત, બલકે આ લોકો દલીલોમાં વિચાર કરતા હોત.... અને ઈમાન લઈ આવ્યા હોત જેમકે પોતે તેમનો એ સ્વીકાર છે કે સૃષ્ટિના સર્જન અને તેને ટકાવી રાખવામાં અલ્લાહ તઆલાનો કોઈ ભાગીદાર નથી), પછી (જેમકે તેમના આ સ્વીકાર અને એકરારનો તકાદો છે કે અલ્લાહ તઆલાની ઈબાદતમાં અને તેની શક્તિમાં તે એકમાત્ર હોવાનું માન્યું હોત અને ક્યારેક તેની જાહેરાત પણ કરી હોત અને તેનો સ્વીકાર પણ કર્યો હોત એટલા માટે) જ્યારે આ લોકો નાવ ઉપર સવાર થાય છે (અને તે નાવ હાલક ડોલક થવા લાગે છે) તો (તે સમયે) માત્ર ભરોસો કરીને અલ્લાહને જ પોકારવા લાગે છે ( لَئِنْ اَنْجَيْتَنَا مِنْ هٰذِهٖ لَنَكُوْنَنَّ مِنَ الشّٰكِرِيْنَ اَىْ اَلْمُوَحِّدِيْنَ ) જેમાં અલ્લાહ તઆલાના મઅ્બૂદ હોવાનો અને તેના સર્વશક્તિમાન હોવાનો પણ સ્વીકાર છે પરંતુ આ હાલત દુનિયાની પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત થવાથી લાંબી

ટકતી નથી એટલા માટે તે સમયે તો બધા કરાર તવહીદના થઈ ચૂકે છે પરંતુ) ફરી જ્યારે તેમને (આ આફતથી) છુટકારો આપીને જમીન તરફ લઈ આવે છે તો તે તરત જ શિર્ક કરવા માંડે છે જેનો ખુલાસો એ છે કે અમે જે નેઅ્મત (છુટકારા વગેરેની) તેમને આપી છે તેની નાકદરી કરે છે અને આ લોકો (શિર્કની માન્યતાઓ અને દુષ્ટ કર્મોમાં પોતાની મનેચ્છાઓનું અનુસરણ કરીને) અમુક વધારે ઈન્કાર કરીને મજા ઉડાવતા રહે પછી નિકટમાં જ તે સૌને ખબર થઈ જશે (અને હમણા તેમના આ દુનિયામાં ઓતપ્રોત થઈ જવાથી તેમને કશું દેખાતું નથી, બસ, એક અવરોધ તો તવહીદનો આ દુનિયાની પ્રવૃત્તિઓ છે અને બીજો એક તે અયોગ્ય અવરોધયુક્ત યુક્તિ કરી છે કે તેઓ કહે છે કે, اِنْ نَّتَّبِعِ الْهُدٰى مَعَكَ نُتَخَطَّفْ مِنْ اَرْضِنَا એટલે કે અમે જો મુસલમાન થઈ જઈએ તો અમને અરબના લોકો મારી નાંખશે જ્યારે કે અનુભવથી તે પોતે વ્યર્થ બહાનું હોવાની જાણ થઈ ચૂક્યું છે) શું તે લોકોએ એ વાત ઉપર દષ્ટિ નથી કરી કે અમે (તેમના શહેર મક્કાને) સલામતીવાળું સ્થળ બનાવ્યું છે અને તેમની આજુબાજુ(ના સ્થળો)માં (જે હરમથી બહાર છે) લોકોને (મારધાડ કરી તેમના ઘરોમાંથી) કાઢવામાં આવી રહ્યા છે, (તેનાથી વિપરીત તેમને અહીંયાં શાંતિથી રહેવાનું મળ્યું છે અને આ વાત પોતે અનુભવી રહ્યા છે તો તેઓ અનુભવ કર્યા પછી પણ કાલ્પનિક વાતો વિચારીને અનુભવોનો પણ વિરોધ કરે છે અને હલાકતનો ડર ઈમાન લાવવાનો અવરોધ બતાવે છે અને) પછી (સત્ય સ્પષ્ટ થયા પછી આ મૂર્ખામી અને જીદનું) શું (ઠેકાણું છે કે) આ લોકો જૂઠા મઅ્બૂદ ઉપર તો ઈમાન લાવે છે (તેના ઉપર ઈમાન લાવવાનો કોઈ તકાદો નથી અને જેના અસંખ્ય અવરોધો છે) અને અલ્લાહની (કે જેના ઉપર ઈમાન લાવવાના ઘણા બધા તકાદા અને સાચી દલીલો ઉપસ્થિત છે તેની) નેઅ્મતોની નાશુક્રી (એટલે કે અલ્લાહ તઆલાની સાથે શિર્ક) કરે છે (કારણ કે શિર્કથી વધીને કોઈ બીજી નાશુક્રી નથી કે અસ્તિત્વની નેઅ્મતથી લઈને બાકી રહેવા સુધીની બધી જ નેઅ્મતો ઉપર જો ચિંતન અને મનન વગેરે કરે કે તે તેનું જ અર્પણ કરેલ છે અને ઈબાદત કે જે આ નેઅ્મતોનો શુક્ર છે બીજાના માટે કરવામાં આવે ?!) અને (વાસ્તવમાં વાત એ છે કે) તે વ્યક્તિથી વધારે કોણ અન્યાયી હશે જે (દલીલ વિના) અલ્લાહ ઉપર જૂઠો આક્ષેપ ઘડે (કે તે ભાગીદાર ધરાવે છે) અને જ્યારે પણ તેની પાસે સાચી વાત

(દલીલની સાથે) પહોંચે તે તેને જૂઠાડી આપે (આ તેનું અન્યાયીપણું દેખીતું છે કે દલીલ વિનાની વાતનું તો સમર્થન કરે છે અને દલીલવાળી વાતને જૂઠાડે છે) શું આવા કાફિરોનું (જે આ પ્રમાણે અન્યાય કરે) જહન્નમમાં ઠેકાણું ન હોય ?! (એટલે કે અવશ્ય જહન્નમ તેમનું ઠેકાણું છે કારણ કે સજા અપરાધના યોગ્ય જ હોય છે, બસ જેવો તેમનો અપરાધ મોટો છે એવી જ તેમની સજા પણ કઠોર છે, ઉપર તે લોકોની પરિસ્થિતિ હતી જેઓ કાફિરો અને મનેચ્છાઓના પૂજારી હતા) અને (હવે તેમના વિરોધીઓનું વર્ણન છે કે) જે લોકો અમારા માર્ગમાં તકલીફો બરદાસ્ત કરે છે અમે તેમને પોતાનો (બદલો એટલે કે જન્નતનો) માર્ગ અવશ્ય બતાવીશું (જેનાથી તેઓ જન્નતમાં જઈ પહોંચશે ...وَقَالُوا الْحَمْدُ لِلّٰهِ الَّذِىْ هَدٰىنَا) અને બેશક ! અલ્લાહ(ની ખુશી અને રહમત) એવા નિખાલસતાવાળાઓની સાથે છે (દુનિયામાં પણ અને આખિરતમાં પણ).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં કાફિરો અને મુશ્રિકોની તે પરિસ્થિતિઓનું વર્ણન થયું કે આસમાનો અને જમીનની ઉત્પત્તિ, સૂર્ય અને ચંદ્રની વ્યવસ્થા, વરસાદ ઊતરવાની અને તેનાથી વનસ્પતિ ઉગાડવાનું સમગ્ર વ્યવસ્થાપનતંત્ર આ લોકો પણ અલ્લાહ તઆલાના જ કબ્જામાં હોવાની આસ્થા રાખે છે, તેમાં કોઈ મૂર્તિ વગેરેને ભાગીદાર નથી માનતા પરંતુ પછી પણ તેઓ અલ્લાહની શક્તિમાં મૂર્તિઓને ભાગીદાર ઠરાવે છે તેનું કારણ આ છે કે اَكْثَرُهُمْ لَا يَعْقِلُوْنَ એટલે કે, તેમના મોટા ભાગના લોકો તે છે જેઓ સમજતા નથી.

અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આ લોકો પાગલ અથવા ગાંડા તો નથી બલકે બાહોશ અને સમજદાર લોકો છે, દુનિયાના મોટા મોટા કાર્યો સારી રીતે કરે છે પછી તેમને તેમના અણસમજ હોવાનું શું કારણ છે ? તેનો ઉત્તર પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં એ આપવામાં આવ્યો કે તેમને દુનિયા અને તેની ભૌતિકતાએ તથા નષ્ટ થનાર આનંદ પ્રમોદે અને મનેચ્છાઓની મહોબ્બતે આખિરત અને તેના પરિણામમાં ચિંતન અને મનન કરવાથી આંધળા અને અણસમજ બનાવી દીધા છે જ્યારે કે આ દુનિયાની જિંદગી ખેલકૂદ એટલે કે સમય પસાર કરવાની પ્રવૃત્તિ અને રમત સિવાય કંઈ નથી અને અસલી જિંદગી

જે કાયમી છે તે આખિરતની જિંદગી છે. وَمَا هٰذِهِ الْحَيٰوةُ الدُّنْيَا اِلَّا لَهْوٌ وَّلَعِبٌ وَّاِنَّ الـــدَّارَ الْاٰخِرَةَ لَـهِىَ الْـحَـيَـوَانُ આ જ સ્થળે حَيَوَانُ (હયવાન)નો શબ્દ જીવનના ક્રિયાપદના અર્થમાં આવ્યો છે. *(કુર્તુબી)*

એમાં દુનિયાની જિંદગીને ખેલકૂદ ફરમાવ્યું છે, મતલબ એ છે કે જે રીતે રમત ગમતમાં કોઈ મોટો હેતુ અથવા કોઈ મકસદ પ્રાપ્ત થતો નથી, થોડા સમય પછી બધો ખેલ તમાશો સમાપ્ત થઈ જાય છે એ જ હાલ આ દુનિયાનો છે. (ત્યાર પછીની આયતમાં આ મુશ્રિકોનો એક અન્ય બુરો હાલ એ બતાવવામાં આવ્યો કે જે રીતે આ લોકો સૃષ્ટિના સર્જનમાં અલ્લાહ તઆલાને એકમાત્ર હોવાનું માને છે તે છતાં તેઓ અજ્ઞાનતાના શિકાર છે કે મૂર્તિઓને અલ્લાહના ભાગીદાર ઠરાવે છે તેનાથી વધારે આશ્ચર્ય એ છે કે જ્યારે તેમના ઉપર કોઈ મોટી મુસીબત આવી પડે છે તો આ મુસીબતના સમયે પણ તેમની આ આસ્થા અને એકરાર હોય છે કે તેમાં કોઈ મૂર્તિ અમારી મદદગાર નહીં બની શકે, મુસીબતથી છુટકારો એકમાત્ર અલ્લાહ જ આપી શકે છે એટલા માટે ઉદાહરણ સ્વરૂપે બતાવ્યું કે આ લોકો જ્યારે દરિયામાં મુસાફરીમાં હોય છે અને ડૂબવાનો ભય હોય છે તો આ ભયને ટાળવા માટે કોઈ મૂર્તિને પોકારવાને બદલે માત્ર અલ્લાહ તઆલાને જ પોકારે છે અને અલ્લાહ તઆલા તેમની લાચારી અને બેકરારીને કામચલાઉ ધોરણે દુનિયાના બધા જ સહારાઓથી કપાયેલા હોવાના કારણે તેમની દુઆનો સ્વીકાર કરીને તેમને દુનિયાની આફતથી છુટકારો આપી દે છે પરંતુ આ જાલિમ જ્યારે કિનારા ઉપર પહોંચીને સંતોષિત થઈ જાય છે તો ફરી મૂર્તિઓને અલ્લાહના ભાગીદાર કહેવા માંડે છે. આયત فَاِذَا رَكِبُوْا فِى الْفُلْكِ નો આ જ ભાવાર્થ છે.

**ખુલાસો :**

આ આયતથી જાણ થઈ કે કાફિરો પણ જે સમયે પોતાને નિઃસહાય જાણીને માત્ર અલ્લાહ તઆલાને પોકારે છે અને તે સમયે એવો વિશ્વાસ કરે છે કે માત્ર અલ્લાહ સિવાય મને આ મુસીબતથી કોઈ છોડાવી નથી શકતું તો અલ્લાહ તઆલા કાફિરની પણ તે સમયની દુઆ કબૂલ કરે છે કારણ કે તે લાચાર છે અને અલ્લાહ તઆલાએ લાચારની દુઆ સ્વીકાર કરવાનો વાયદો કર્યો છે.

*(કુર્તુબી વગેરે)*

અને એક આયતમાં જે આ નકલ થયું છે, وَمَا دُعَآءُ الْكٰفِرِيْنَ اِلَّا فِىْ ضَلٰلٍ એટલે કે કાફિરોની દુઆ સ્વીકાર કરવાપાત્ર નથી એ પરિસ્થિતિ આખિરતની છે કે ત્યાં કાફિર અઝાબથી છુટકારાની દુઆ કરશે તો તે કબૂલ થશે નહીં.

اَوَلَمْ يَرَوْا اَنَّا جَعَلْنَا حَرَمًا اٰمِنًا.... ઉપરની આયતમાં મક્કાના મુશ્રિકોની અજ્ઞાનતાપૂર્ણ પ્રવૃત્તિઓનું વર્ણન હતું કે બધી વસ્તુઓનો સર્જનહાર અને માલિક અલ્લાહ તઆલા હોવાની આસ્થા ધરાવતા હોવા છતાં પથ્થરની પોતાની જાતે કંડારેલી મૂર્તિઓને તેની શક્તિના ભાગીદાર બતાવતા હતા અને માત્ર સૃષ્ટિના સર્જનનો જ અલ્લાહ તઆલાને માલિક સમજતા ન હતા બલકે આડા સમયે મુસીબતથી છુટકારો આપવો પણ તેનો જ અધિકાર હોવાનું જાણે છે પરંતુ છુટકારા પછી ફરી એકવાર શિર્કમાં સંડોવાઈ જાય છે, તેમના કુફ્ર અને શિર્કનું એક બહાનું મક્કાના અમુક મુશ્રિકો તરફથી એ રજુ કરવામાં આવતું હતું કે અમે તમારા દીનને સત્ય અને સાચો માનીએ છીએ પરંતુ તેનું અનુસરણ કરવામાં અને મુસલમાન થઈ જવામાં અમે પોતાના પ્રાણનો ભય અનુભવીએ છીએ, કારણ કે સમગ્ર અરબ ઈસ્લામના વિરુદ્ધ છે જો અમે મુસલમાન થઈ ગયા તો બાકીના અરબો અમને ઊંચકી લઈ જશે અને મારી નાંખશે. *(كَمَا رُوِىَ અન ઈબ્ને અબ્બાસ)*

જવાબમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે તેમનું આ બહાનું પણ ખોટું છે, કારણ કે મક્કાના નિવાસીઓને તો અલ્લાહ તઆલાએ પોતાના ઘરના કારણે તે શ્રેષ્ઠતા અને સન્માન બખ્શ્યું છે જે દુનિયામાં કોઈ સ્થળના લોકોને પ્રાપ્ત નથી અને મક્કાની સમગ્ર જમીનને હરમ બનાવી દીધું છે. અરબના નિવાસીઓ મો'મિન હોય અથવા કાફિર સૌ હરમનું સન્માન કરે છે, તેમાં હત્યા કે ખૂનામરકીને હરામ સમજે છે, હરમમાં મનુષ્ય તો મનુષ્ય, ત્યાં શિકાર કરવો અથવા કતલ કરવું પણ હરામ સમજે છે, બહારનો કોઈ વ્યક્તિ હરમમાં દાખલ થઈ જાય તો તે પણ કતલ થવાથી સુરક્ષિત થઈ જાય છે તો મક્કએ મુઅજ્જમહના નિવાસીઓનો ઈસ્લામ સ્વીકાર કરવાથી પોતાનો ભય રજુ કરવો એક ખોટું બહાનું માત્ર છે.

وَالَّذِيْنَ جَاهَدُوْا فِيْنَا لَنَهْدِيَنَّهُمْ سُبُلَنَا જિહાદનો મૂળ અર્થ દીનમાં ઉપસ્થિત થનાર અવરોધોને દૂર કરવામાં પોતાની સમગ્ર શક્તિ ખર્ચી નાંખવાનો છે, તેમાં તે

અવરોધો પણ સામેલ છે જે કાફિરો અને દુષ્ટો તરફથી ઊભા થાય છે. કાફિરો સાથે યુદ્ધ તેની પરાકાષ્ઠા છે અને તે અવરોધો પણ તેમાં સામેલ છે જે પોતાની મનેચ્છાઓ અને શયતાન તરફથી ઉપસ્થિત થાય છે.

જિહાદના આ બંને પ્રકારો ઉપર આ આયતમાં એ વાયદો થયો છે કે અમે જિહાદ કરનારાઓને અમે અમારા માર્ગનું માર્ગદર્શન કરી આપીએ છીએ, એટલે કે જે પરિસ્થિતિઓમાં ભલાઈ અને બુરાઈ અથવા સત્ય અને અસત્ય અથવા લાભ અને નુકસાનની સંભાવના હોય છે બુદ્ધિશાળી વ્યક્તિ વિચારે છે કે કયો માર્ગ અપનાવવામાં આવે ? આવી તકોએ અલ્લાહ તઆલા પોતાના માર્ગમાં જિહાદ કરનારાઓને સાચો, સીધો અને ભય વિનાનો માર્ગ બતાવે છે, એટલે કે તેમના દિલોને એ જ તરફ ફેરવી દે છે જેમાં તેમના માટે ભલાઈ અને બરકત હોય.

**જ્ઞાન ઉપર અમલ કરવાથી જ્ઞાનમાં વધારો થાય છે :**

હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)એ આ આયતની તફસીરમાં કહ્યું કે અલ્લાહ તઆલા તરફથી જે જ્ઞાન લોકોને આપવામાં આવે છે, જે લોકો પોતાના ઈલ્મ ઉપર અમલ કરવામાં જિહાદ કરે છે, અમે તેમના ઉપર બીજા જ્ઞાન પણ જાહેર કરી આપીએ છીએ કે જે હજુ સુધી પ્રાપ્ત નથી થયા. ફુઝૈલ ઈબ્ને અયાઝ (રહ.)એ ફરમાવ્યું કે જે લોકો ઈલ્મની પ્રાપ્તિ માટે કોશીશ કરે છે અમે તેમના માટે અમલ કરવો પણ સરળ કરી આપીએ છીએ. વલ્લાહુ અઅ્લમુ. *(મઝહરી)*

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ અન્કબૂત પૂર્ણ થઈ.



**તારીખ : ૧૧ એપ્રિલ ૨૦૧૦ મુતાબિક ૨૫ રબિઊલ આખર ૧૪૩૧ હિજરી**



## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)







નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ (૩૦)

# સૂરએ રૂમ

સૂરએ રૂમ મક્કામાં નાઝિલ થઈ, તેમાં ૬૦ આયતો અને ૬ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ રૂમ : આયત નં. ૧ થી ૭)**

ركوعاتها ٦ ﴿ مَكِّيَّةٌ ٨٤ الرُّوْمِ ٣٠ سُوْرَةُ ﴾ اٰياتها ٦٠

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝

الٓمّٓ ۚ ﴿١﴾ غُلِبَتِ الرُّوْمُ ﴿٢﴾ فِيْٓ اَدْنَى الْاَرْضِ وَهُمْ مِّنْۢ بَعْدِ غَلَبِهِمْ سَيَغْلِبُوْنَ ﴿٣﴾

فِيْ بِضْعِ سِنِيْنَ ۗ لِلّٰهِ الْاَمْرُ مِنْ قَبْلُ وَمِنْۢ بَعْدُ ۚ وَيَوْمَئِذٍ يَّفْرَحُ الْمُؤْمِنُوْنَ ﴿٤﴾

بِنَصْرِ اللّٰهِ ۚ يَنْصُرُ مَنْ يَّشَآءُ ۚ وَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿٥﴾ وَعْدَ اللّٰهِ ۚ لَا يُخْلِفُ

اللّٰهُ وَعْدَهٗ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿٦﴾ يَعْلَمُوْنَ ظَاهِرًا مِّنَ الْحَيٰوةِ

الدُّنْيَا ۚ وَهُمْ عَنِ الْاٰخِرَةِ هُمْ غٰفِلُوْنَ ﴿٧﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*અલિફ–લામ–મીમ. (૧) રૉમનો પરાજિત થઈ ગયા છે. (૨) બહુ નજીકની ભૂમિમાં; અને તેઓ આ પરાજિત થયા પછી નિકટમાં જ વિજયી થશે. (૩) અમુક વર્ષોમાં; અલ્લાહના હાથમાં સઘળા કામ છે પહેલા અને પાછલા; અને તે દિવસે મુસલમાનો ખુશ થશે. (૪) અલ્લાહની મદદથી; મદદ કરે છે જેને ઈચ્છે છે અને તે જ જબરદસ્ત રહમવાળો છે. (૫) અલ્લાહનો વાયદો થઈ ચૂક્યો, અલ્લાહ પોતાના વાયદા વિરુદ્ધ કરશે નહીં*

*પરંતુ ઘણા લોકો જાણતા નથી. (૬) દુનિયાના જીવનની જાહેર સ્થિતિને જાણે છે અને તે લોકો આખિરતની ખબર રાખતા નથી. (૭)*

## તફસીર :

અલિફ-લામ-મીમ (તેનો અર્થ અલ્લાહને ખબર છે), રૉમનો એક નજીકના સ્થળે (એટલે કે રૉમની ભૂમિના એવા સ્થળે જે ફારસ કરતા અરબની વધારે નજીક છે. ભાવાર્થ તેનાથી اَذْرُعَــاتُ -અઝરુઆત અને બસરા છે જે શામ દેશના બે શહેરો છે. -કઝા ફિલ કામૂસ -અને રૉમના શાસન હેઠળ હોવાથી રૉમન સામ્રાજ્યમાં સામેલ છે. આ તકે રૉમનો ફારસના મુકાબલામાં) પરાજિત થઈ ગયા (જેનાથી મુશ્રિકો ખુશ થયા) અને તે (રૉમનો) પોતાના (આ) પરાજિત થયા પછી નિકટમાં (ફારસવાળાઓ ઉપર બીજા મુકાબલામાં) ત્રણ વર્ષથી લઈને નવ વર્ષની અંદર અંદર વિજેતા બનશે (અને આ પરાજય અને વિજય બધું અલ્લાહના તરફથી છે કારણ કે પરાજિત કરવું) પ્રથમ પણ અલ્લાહના જ અધિકારમાં હતું, (જેણે પરાજિત કરી દીધા હતા) અને (પરાજિત થયાથી) પાછળ પણ (અલ્લાહનો જ અધિકાર છે જે વિજેતા બનાવશે); અને તે દિવસે (એટલે કે જ્યારે રૉમનો વિજેતા બનશે) મુસલમાન અલ્લાહ તઆલાની મદદ ઉપર ખુશ થશે (આ મદદથી યા તો એ ભાવાર્થ છે કે અલ્લાહ તઆલા મુસલમાનોને તેમના નિવેદનમાં સાચા અને વર્ચસ્વવાળા ઠરાવશે, કારણ કે આ ખુશખબરીને મુસલમાનોએ કાફિરો ઉપર જાહેર કરી અને કાફિરોએ તેને જૂઠાડ્યું તો એવું બનવાથી મુસલમાનોની જીત થઈ જશે અથવા તો એ ભાવાર્થ છે કે મુસલમાનો પણ યુદ્ધમાં વિજેતા બનશે, કારણ કે તે સમય જંગે બદ્રમાં સહાયતા મોકલવાનો હતો અને દરેક પરિસ્થિતિમાં સહાયતાના અધિકારી ઈસ્લામવાળા જ છે અને મુસલમાનોની જાહેર પરાજિત પરિસ્થિતિ જોઈને એ વાત સમજવામાં ન આવે કે આ પરાજિત મુસલમાનો કાફિરો સાથે મુકાબલામાં વિજેતા કઈ રીતે બનશે, કારણ કે મદદ અલ્લાહના જ કબ્જામાં છે) તે જેને ઈચ્છે વિજેતા બનાવી દે છે અને તે મહાબળવાન છે. (જ્યારે ઈચ્છ્યું કાફિરોને પરાજિત કરાવી દીધા અને) અલ્લાહ તઆલાનો આ વાયદો થઈ ચૂક્યો છે (અને) અલ્લાહ તઆલા પોતાના વાયદાના વિરુદ્ધ કરતો નથી (એટલા માટે આ ખુશખબરી પ્રમાણે અવશ્ય થઈને રહેશે) અને પરંતુ ઘણા લોકો (અલ્લાહ તઆલાની કુદરતને) નથી જાણતા

(બલકે માત્ર જાહેર કારણો જોઈને તે કારણો ઉપર હુકમ લગાવી દે છે, એટલા માટે આ ખુશખબરીઓમાં શંકા–કુશંકા કરે છે, જયારે કે અલ્લાહ બધા જ કાર્ય–કારણોનો માલિક છે, તેના માટે કારણો બદલવું પણ સરળ છે અને કારણો વિરુદ્ધ કાર્યને કરવું પણ સરળ છે,

અને જેવી રીતે ખુશખબરીઓ આવતા પહેલાં કારણો જાહેર ન હોવાના કારણે તેઓ તેનો ઈન્કાર કરે છે એ જ પ્રમાણે ખુશખબરીઓને પૂરી થતી જોઈને પણ તેને એક અનાયાસે ઘટેલી ઘટના ઠરાવે છે અને અલ્લાહનો વાયદો પૂર્ણ થયાનું નથી સમજતા એટલા માટે શબ્દ لَا يَعْلَمُوْنَ માં આ બે વસ્તુઓ આવી ગઈ અને લોકોનું અલ્લાહ તઆલા અને નુબુવ્વતથી ગાફિલ અને અજ્ઞાન રહેવું એ કારણે છે કે) આ લોકો માત્ર દુનિયવી જિંદગીના જાહેરને (એટલે કે જાહેર પરિસ્થિતિને) માને છે અને આ લોકો આખિરતથી (બિલકુલ જ) બેખબર છે (કે ત્યાં શું થશે ? એટલા માટે તેમને દુનિયામાં ન તો અઝાબના કારણોથી બચવાની ફિકર છે અને ન જ છુટકારાના કારણોની એટલે કે ઈમાન અને નેક કાર્યોની તલાશ છે).

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરએ રૂમ નાઝિલ થવાની ઘટના અને ફારસ (ઇરાન)નું યુદ્ધ :

સૂરએ અન્કબૂત એ આયત ઉપર ખતમ થઈ છે જેમાં અલ્લાહ તઆલાએ પોતાના માર્ગમાં જિહાદ અને સંઘર્ષ કરનાર માટે પોતાના માર્ગ ખોલી નાંખવાની અને મકસદોમાં સફળતાની ખુશખબરી આપી હતી. સૂરએ રૂમની શરૂઆત જે કિસ્સાથી થઈ છે તે અલ્લાહ તઆલાની એ જ મદદની એક જાહેરાત છે. આ સૂરતમાં જે ઘટના રૉમનો અને ફારસના યુદ્ધની ઉપસ્થિત છે તે બંને કાફિરો જ હતા, તેમનામાં કોઈનો પણ વિજય અને કોઈની પણ હાર દેખીતી રીતે મુસલમાનો માટે કોઈ રસપ્રદ બાબત ન હતી પરંતુ તે બંને કાફિરોમાં ફારસના લોકો મુશ્રિકો અને મૂર્તિપૂજકો હતા અને રૉમનો ઈસાઈઓ એટલે કે અહલે કિતાબ હતા અને દેખીતું છે કે બંને પ્રકારના કાફિરોમાં અહલે કિતાબ મુસલમાનોથી સંબંધમાં વધારે નજીક છે કારણ કે ઘણા બધા દીની સિદ્ધાંતો જેમકે આખિરત ઉપર ઈમાન, રિસાલત અને વહી ઉપર ઈમાન, તેમની સાથે અમુક

હદે સમાન છે, આ સમાનતાની બાબતથી રસૂલે કરીમ ﷺએ પોતાના પત્રોમાં કામ લીધું જે રૉમન સમ્રાટને ઈસ્લામની દા'વત આપવા માટે મોકલ્યો હતો તે ....تَعَالَوْا اِلٰى كَلِمَةٍ سَوَآءٍ بَيْنَنَا وَبَيْنَكُمْ અહલે કિતાબની સાથે મુસલમાનોની એક રીતે નિકટતાનું એ કારણ બન્યું. રસૂલે કરીમ ﷺના મક્કા મુકર્રમહમાં સ્થાયિત્વના સમયમાં ફારસે રૉમનો ઉપર હુમલો કર્યો, હાફિઝ ઈબ્ને હજર (રહ.)ના નિવેદન પ્રમાણે તેમનું આ યુદ્ધ શામ દેશના اَذْرُعَات (અઝ્રુઆત– Adhru'at) અને બસરા વચ્ચે થયું. આ યુદ્ધમાં મક્કાના મુશ્રિકો એવું ઈચ્છતા હતા કે ફારસ જીતી જાય કારણ કે તેઓ પણ શિર્ક અને મૂર્તિપૂજામાં તેમના ભાગીદાર હતા અને મુસલમાનો એવું ઈચ્છતા હતા કે રૉમનો વિજયી બને કારણ કે તે દીન અને ધર્મના આધારે ઈસ્લામથી નજીક હતા પરંતુ થયું એ કે તે સમયે ફારસ રૉમનો ઉપર વિજયી બન્યું એટલે સુધી કે કૉન્સ્ટન્ટીનોપલ પણ જીતી લેવામાં આવ્યું અને ત્યાં પોતાની પૂજા માટે એક અગિયારી (આતશકદહ) પણ બંધાવ્યું અને રૉમનો ઉપરનો આ વિજય તેમનો અંતિમ વિજય હતો, ત્યાર પછી તેમની પડતી શરૂ થઈ અને મુસલમાનોના હાથે તેમનો અંત આવ્યો.

આ ઘટના ઉપર મક્કાના મુશ્રિકોએ ખુશીઓ મનાવી અને મુસલમાનોને મહેણા માર્યા કે તમે જેને ચાહો છો તે હારી ગયા અને જેમકે રૉમન અહલે કિતાબના મુકાબલામાં ફારસવાળાઓના હાથે હારી ગયા એ રીતે અમારા મુકાબલામાં તમને પણ પરાજય જ મળશે, તેનાથી મુસલમાનોને રંજગમ થયો.

*(ઈબ્ને જરીર, ઈબ્ને અબી હાતિમ)*

કુર્આનમાં સૂરએ રૂમની શરૂઆતની આયતો આ જ ઘટના વિશે નાઝિલ થઈ જેમાં એ ખુશખબરી અને ભવિષ્યવાણી આપવામાં આવી કે અમુક વર્ષો પછી ફરી રૉમનો ફારસ ઉપર વિજયી બનશે.

હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ જ્યારે આ આયતો સાંભળી તો મક્કાની આજુબાજુ અને મુશ્રિકોની સભાઓમાં અને બજારોમાં જઈને એનું એ'લાન કર્યું કે તમારે ખુશ થવાનું કોઈ કારણ નથી, અમુક વર્ષોમાં ફરી રૉમનો ફારસ ઉપર વિજય પ્રાપ્ત કરશે. મક્કાના મુશ્રિકોમાંથી ઉબય બિન ખલફે મુકાબલો કર્યો અને કહેવા લાગ્યો કે તમે જૂઠું બોલો છો, એવું બની નથી શકતું. હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ કહ્યું, અલ્લાહના દુશ્મન ! તું જ જૂઠો છે અને હું તો આ ઘટના

ઉપર શરત લગાવવા તૈયાર છું કે જો ત્રણ વર્ષની અંદર અંદર રૉમનો ફરી વિજયી ન બને તો દશ ઊંટણીઓ હું તમને આપીશ અને જો તેઓ વિજયી બને તો દશ ઊંટણીઓ તમારે આપવી પડશે. (આ ઘટના કિમાર–જુગારની હતી, તે સમયે કિમાર હરામ થયું ન હતું). એવું કહીને હઝરત સિદ્દીકે અકબર (રદિ.) નબીએ કરીમ ﷺ પાસે હાજર થયા અને આ ઘટનાનું વર્ણન કર્યું, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મેં તો ત્રણ વર્ષનો સમય નક્કી કર્યો ન હતો કારણ કે કુર્આનમાં તેના માટે શબ્દ بِضۡعِ سِنِيۡنَ આવ્યો છે જે ત્રણ વર્ષથી લઈ નવ વર્ષ સુધીમાં બની શકે છે, તમે જાઓ અને જેની સાથે કરાર થયો છે તેને કહી આપો કે હું દશ ઊંટણીઓના બદલે સો ઊંટણીઓની શરત લગાવું છું પરંતુ મુદ્દત ત્રણ વર્ષના બદલે નવ વર્ષ અને અમુક રિવાયતોની રૂએ સાત વર્ષ નક્કી કરું છું. હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ હુકમનું પાલન કર્યું અને ઉબય બિન ખલફ આ નવા કરાર ઉપર રાજી થઈ ગયો.

(اِبۡنُ جَرِيۡرٍ بِسَنَدِهٖ عَنۡ مُجَاهِدٍ وَرَوَى الۡقِصَّةَ التِّرۡمِذِىُّ عَنۡ اَبِىۡ سَعِيۡدِ ۣالۡخُدَرِىّ وَدِيۡنَارِبۡنِ مُكَرَّمِ الۡاَسۡلَمِىّ بِتَغۡيِيۡرٍ يَسِيۡرٍ)

હદીષની રિવાયતોથી જાણ થાય છે કે આ ઘટના હિજરતના પાંચ વર્ષો પહેલાં બની છે અને પૂરા સાત વર્ષો થવા ઉપર રૉમનો ફરીવાર ફારસ ઉપર વિજેતા બન્યા અને તે સમયે ઉબય બિન ખલફ મૃત્યુ પામી ચૂક્યો હતો. હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ તેના વારસદારો પાસે પોતાની શરત પ્રમાણે સો ઊંટણીઓની માંગણી કરી તે લોકોએ ઊંટણીઓ આપી દીધી.

અમુક રિવાયતોમાં છે કે હિજરત પહેલાં ઉબય બિન ખલફને જ્યારે સંદેહ થયો કે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) પણ કદાચ હિજરત કરીને ચાલ્યા જાય તો તેણે કહ્યું કે, હું તમને તે સમય સુધી છોડીશ નહીં જ્યાં સુધી તમે કોઈ કફીલ (વચેટિયો) રજુ ન કરો કે નિશ્ચિત સમય સુધીમાં રૉમનો વિજેતા ન થાય તો સો ઊંટણીઓ તે મને આપશે, હઝરત સિદ્દીક (રદિ.)એ પોતાના દિકરા અબ્દુર્રહમાનને તેમના કફીલ બનાવ્યા હતા.

જ્યારે શરત પ્રમાણે હઝરત સિદ્દીકે અકબર (રદિ.) જીતી ગયા અને સો ઊંટણીઓ તેમની પાસે આવી ત્યારે તે બધી ઊંટણીઓ લઈને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, આ ઊંટણીઓનો સદકહ

કરી દો અને અબૂ યઅ્લા ઈબ્ને અસાકિરમાં હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.)ની રિવાયતથી તેમાં આ શબ્દો નકલ થયા છે هٰذَاالسُّحتُ تَصَدَّقْ بِهٖ આ તો હરામ છે એનો સદકહ કરી દો. *(રૂહુલ મઆની)*

**કિમારનો મસ્અલો :**

કિમાર એટલે કે જુગાર કુર્આની નુસૂસ પ્રમાણે સદંતર હરામ છે. મદીનાની હિજરત પછી જે સમયે દારૂ હરામ કરવામાં આવ્યું તેની સાથે જ જુગાર પણ હરામ કરી દેવામાં આવ્યો અને તેને શયતાની પ્રવૃત્તિ ઠરાવવામાં આવી. આયત اِنَّمَا الْخَمْرُ وَالْمَيْسِرُ وَالْاَنْصَابُ وَالْاَزْلَامُ رِجْسٌ مِّنْ عَمَلِ الشَّيْطٰنِ માં مَيْسِرُ (મયૂસિર) અને اَزْلَامُ (અઝ્લામ) જુગાર (કિમાર)નું જ સ્વરૂપ છે જેને હરામ ઠરાવવામાં આવ્યું છે.

અને આ બંને બાજુની લેનદેન અને હાર–જીતની શરત જે હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ ઉબય બિન ખલફ સાથે ઠરાવી એ પણ એક પ્રકારનો જુગાર અને કિમાર જ હતો પરંતુ આ ઘટના હિજરત પહેલાંની છે જ્યારે કિમાર હરામ થયું ન હતું એટલા માટે આ ઘટનામાં જ્યારે આ કિમારનો માલ રસૂલે કરીમ ﷺ પાસે લાવવામાં આવ્યો તો કોઈ માલ હરામ હતો નહીં.

એટલા માટે અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે રસૂલે કરીમ ﷺએ તેને સદકહ કરી આપવાનો હુકમ કેમ આપ્યો ? ખાસ કરીને બીજી રિવાયતમાં જે તેના વિશે શબ્દ سُحْت (સુહ્ત) આવ્યો છે જેનો પ્રખ્યાત અર્થ "હરામ" થાય છે એ કેવી રીતે યોગ્ય હશે ? તેનો જવાબ ફુકૂહાએ એ આપ્યો છે કે આ માલ જો કે તે સમયે હલાલ હતો પરંતુ કિમાર દ્વારા માલ ભેગો કરવો તે સમયે પણ રસૂલે કરીમ ﷺને પસંદ ન હતું એટલા માટે હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની શા'ન પ્રમાણે યોગ્ય ન સમજીને તેને સદકહ કરવાનો હુકમ આપ્યો અને આ એવું જ છે જેમકે શરાબ હલાલ હોવાના સમયમાં પણ રસૂલે કરીમ ﷺ અને હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ ક્યારેય તેનું સેવન કર્યું નથી.

શબ્દ سُحْت (સુહ્ત) જે અમુક રિવાયતોમાં આવ્યો છે પ્રથમ તો આ રિવાયતના મુહદ્દીસોએ તેને સાચો સ્વીકાર્યો નથી અને જો સાચો પણ માનવામાં આવે તો આ શબ્દ પણ કેટલાય અર્થોમાં ઉપયોગ થાય છે, જેમકે "હરામ"ના

અર્થમાં પ્રખ્યાત છે, તેનો બીજો અર્થ "મકરૂહ અને અણગમતું" થાય છે જેમકે એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, كَسْبُ الْحَجَّامِ سُحْتٌ એટલે કે, પ્યાલો લગાવી સારવાર કરનાર (Cupping Treatment)ની કમાઈ સુહ્‌ત છે. અહીંયાં જમહૂર ફુક્હાએ તેનો અર્થ "અણગમતું અને મકરૂહ"નો લીધો છે અને ઈમામ રાગિબ અસ્ફહાનીએ મુફરદાતુલ કુર્આનમાં અને ઈબ્ને અષીરે નહાયહમાં શબ્દ "સુહ્‌ત"ના આ જ વિવિધ અર્થો અરબના મહાવરાઓ અને નબવી હદીષથી સાબિત કર્યા છે.

ફુક્હાનું આ નિવેદન એટલા માટે પણ સ્વીકારવું જરૂરી છે કે જો વાસ્તવમાં આ માલ હરામ હતો તો શરઈ સિદ્ધાંત પ્રમાણે આ માલ તે જ વ્યક્તિને પાછો આપવો જરૂરી હતો જેની પાસેથી લેવામાં આવ્યો છે, હરામ માલને સદકહ કરવાનો હુકમ માત્ર એવા સ્વરૂપમાં હોય છે જ્યારે કે તેના માલિકની ખબર ન હોય અથવા તેને ઓળખવો મુશ્કેલ હોય અથવા તેને પાછો આપવામાં પણ કોઈ અન્ય શરઈ અડચણ હોય. વલ્લાહુ અઅ્‌લમુ.

يَوْمَئِذٍ يَّفْرَحُ الْمُؤْمِنُوْنَ بِنَصْرِ اللّٰهِ એટલે કે, તે દિવસે જ્યારે કે રૉમનો ફારસ ઉપર વિજય પ્રાપ્ત કરશે મુસલમાનો અલ્લાહની મદદથી ખુશ થશે. વાક્યરચના પ્રમાણે દેખીતું એ છે કે અત્રે نَصْر (નસ્ર) અને મદદથી રૉમનોની મદદ અને સહાયતા છે, તેઓ જો કે કાફિર હતા પરંતુ બીજાના મુકાબલામાં કાફિરોના આધારે કુફ્રમાં હલકા હતા એટલા માટે તેમની મદદ અલ્લાહ તઆલા તરફથી થવી કોઈ અસંભવ વાત નથી, ખાસ કરીને જ્યારે કે તેમની મદદથી મુસલમાનોને પણ ખુશી પ્રાપ્ત થાય અને કાફિરોના મુકાબલામાં તેમનો વિજય પણ થાય.

અને એ પણ સંભાવના છે કે મદદનો ભાવાર્થ અત્રે મુસલમાનોની મદદ હોય જે બે કારણોથી હોઈ શકે છે, પ્રથમ તો એ જ કે મુસલમાનોએ રૉમનોના વિજયને કુર્આનની સચ્ચાઈ અને ઈસ્લામના સત્ય હોવાની દલીલ બનાવીને રજુ કર્યું હતું એટલા માટે રૉમનોનો વિજય વાસ્તવમાં મુસલમાનોની મદદ હતી, બીજું કારણ મુસલમાનોની મદદનું એ પણ હોઈ શકે છે કે તે સમયે કાફિરોની બે મોટી મહાશક્તિઓ રૉમ અને ફારસ હતી, અલ્લાહ તઆલાએ તેમને પરસ્પર

ભિડાવીને તેમને કમજોર કરી દીધા જે ભવિષ્યમાં મુસલમાનોના વિજયનું કારણ બન્યું. *(કઝા ફિ રૂંહ)*

يَعۡلَمُوۡنَ ظَاهِرًا مِّنَ الۡحَيٰوةِ الدُّنۡيَا وَهُمۡ عَنِ الۡاٰخِرَةِ هُمۡ غٰفِلُوۡنَ એટલે કે આ લોકો દુનિયાની જિંદગીના એક પાસાને તો સારી પેઠે જાણે છે કે વેપાર કઈ રીતે કરે ? કયા માલનો કરે ? ક્યાંથી ખરીદે ? ક્યાં વેચે ? ખેતી કઈ રીતે કરે ? ક્યારે બિયારણ નાંખે ? ક્યારે લણે ? બાંધકામો કેવા કેવા કરે ? રાહત અને અય્યાશીનો સામાન કઈ રીતે ઉપલબ્ધ કરે ? પરંતુ આ જ દુનિયાની જિંદગીનું બીજું પાસું જે તેની હકીકત અને તેના અસલી હેતુને સ્પષ્ટ કરે છે કે દુનિયાનું અમુક દિવસનું રોકાણ વાસ્તવમાં એક યાત્રીનો વિસામો છે, મનુષ્ય અહીંયાંનો સ્થાયી નાગરિક નથી બલકે બીજા દેશ આખિરતનો નાગરિક છે, અહીંયાં અમુક સમય માટે વિઝીટ માટે આવ્યો છે, તેનું મૂળ કારણ એ છે કે પોતાના મૂળ વતન માટે અહીંયાંથી રાહતનો સામાન ઉપલબ્ધ કરીને ત્યાં મોકલે અને તે રાહતનો સામાન ઈમાન અને નેક અમલો છે, હા ! બીજા પાસાથી મોટા મોટા બુદ્ધિશાળી કહેવાતા લોકો પણ બિલકુલ ગાફેલ અને અજ્ઞાન છે.

કુર્આને કરીમના શબ્દોમાં વિચાર કરીએ કે يَعۡلَمُوۡنَ (યઅ્લમૂન)ની સાથે ظَاهِرًا مِّنَ الۡحَيٰوةِ الدُّنۡيَا કહ્યું છે જેમાં શબ્દ ظَاهِرًا (ઝાહિરન)ને تَنۡوِيۡن (તન્વીન)ની સાથે નુકરહ લાવીને અરબી વ્યાકરણના કાયદાની રૂએ એ રીતે ઈશારો છે કે વાસ્તવમાં આ લોકો જાહેર જિંદગીને પણ સંપૂર્ણ જાણતા નથી તેના માત્ર એક પાસાંને જાણે છે અને બીજા પાસાંથી ગાફેલ છે તથા આખિરતથી બિલકુલ જ ગાફેલ અને અજ્ઞાન છે.

## દુનિયાની રોજી રોટી પ્રાપ્ત કરવાનો હુન્નર જો આખિરતની ગફલત સાથે પ્રાપ્ત થાય તો તે કોઈ સમજદારીની વાત નથી :

કુર્આને કરીમ દુનિયાની કોમોના બોધપાઠયુક્ત કિસ્સાઓથી ભર્યું પડ્યું છે જેમણે દુનિયાની અય્યાશી અને નામના કમાવવાની સાથે ઘણો બધો સામાન એકઠો કરી રાખ્યો હતો, પછી તેમનું ખરાબ પરિણામ પણ દુનિયામાં જ લોકો સામે આવ્યું અને આખિરતનો કાયમી અઝાબ તેમના ફાળે આવ્યો, એટલા માટે તેમને કોઈ સમજદાર વ્યક્તિ બુદ્ધિશાળી અથવા કોઠાસૂઝવાળા ન કહી શકે.

અફસોસ છે કે આજકાલ બુદ્ધિ અને ડહાપણનો સમગ્ર આધાર તેને જ સમજી લેવામાં આવ્યો છે કે જે વ્યક્તિ વધારેથી વધારે માલ એકઠો કરે અને પોતાની અય્યાશી અને રાહતનો સામાન બધાથી વધારે બહેતર બનાવે તે સૌથી મોટો બુદ્ધિશાળી કહેવાય છે ભલે માનવતા અને નૈતિકતાથી કોરો હોય, તેને બૌદ્ધિક અથવા શરીઅતની રૂએ અકલમંદ કહેવો પોતે બુદ્ધિનું અપમાન છે. કુર્આને કરીમની ભાષામાં બુદ્ધિશાળી માત્ર તે લોકો છે જેઓ અલ્લાહ તઆલાને અને આખિરતને ઓળખે, તેના માટે અમલ કરે અને દુનિયાની ભૌતિકતાઓને પોતાની આવશ્યકતા પ્રમાણે રાખે, તેને પોતાની જિંદગીનો હેતુ ન બનાવે જેમકે કુર્આનની આયત છે, اِنَّ فِیْ ذٰلِکَ لَاٰیٰتٍ لِّاُوْلِی الْاَلْبَابِ الَّذِیْنَ یَذْکُرُوْنَ اللّٰہَ قِیَامًا وَّ قُعُوْدًا.... આ આયતનો આ જ ભાવાર્થ છે.

---

## આયતો : (સૂરએ રૂમ : આયત નં. ૮-૯-૧૦)

اَوَلَمْ یَتَفَکَّرُوْا فِیْۤ اَنْفُسِهِمْ ۟ مَا خَلَقَ اللّٰهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَیْنَهُمَاۤ
اِلَّا بِالْحَقِّ وَاَجَلٍ مُّسَمًّى ؕ وَاِنَّ کَثِیْرًا مِّنَ النَّاسِ بِلِقَآئِ رَبِّهِمْ لَکٰفِرُوْنَ ﴿٨﴾
اَوَلَمْ یَسِیْرُوْا فِی الْاَرْضِ فَیَنْظُرُوْا کَیْفَ کَانَ عَاقِبَةُ الَّذِیْنَ مِنْ قَبْلِهِمْ ؕ کَانُوْۤا
اَشَدَّ مِنْهُمْ قُوَّةً وَّاَثَارُوا الْاَرْضَ وَعَمَرُوْهَاۤ اَکْثَرَ مِمَّا عَمَرُوْهَا وَجَآءَتْهُمْ رُسُلُهُمْ
بِالْبَیِّنٰتِ ؕ فَمَا کَانَ اللّٰهُ لِیَظْلِمَهُمْ وَلٰکِنْ کَانُوْۤا اَنْفُسَهُمْ یَظْلِمُوْنَ ﴿٩﴾ ؕ ثُمَّ
کَانَ عَاقِبَةَ الَّذِیْنَ اَسَآءُوا السُّوْۤاٰۤی اَنْ کَذَّبُوْا بِاٰیٰتِ اللّٰهِ وَکَانُوْا بِهَا یَسْتَهْزِءُوْنَ ﴿١٠﴾ ع

### તરજુમો :

*શું પોતાના મનમાં ચિંતન નથી કરતા કે અલ્લાહે જે આસમાનો અને જમીન અને જે કંઈ તેની મધ્યમાં છે બસ સત્ય હેતુપૂર્વક અને નિર્મિત મુદ્દત સુધી માટે બનાવ્યા છે ? અને ઘણા લોકો પોતાના પરવરદિગારની મુલાકાતને માનતા નથી. (૮) શું તેમણે પ્રદેશમાં સહેલ નથી કરી કે જુએ તેમનાથી આગલાઓનો અંજામ કેવો થયો, તેમનાથી શક્તિમાં વધારે હતા અને તેમણે*

*જમીનને ખેડી અને તેને તેમના વસાવવાથી વધારે વસાવી અને તેમની પાસે તેમના રસૂલ સ્પષ્ટ હુકમો લઈને પહોંચ્યા; બસ અલ્લાહ તેમના ઉપર અત્યાચાર કરનારો ન હતો પરંતુ તેઓ પોતાનું સ્વજાતે બુરું કરતા હતા. (૯) પછી બુરું કરનારાઓનો અંજામ બુરો થયો એટલા માટે કે અલ્લાહની વાતો જૂઠાડતા હતા અને તેની હાંસી ઉડાવતા હતા. (૧૦)*

## તફસીર :

શું (આખિરત સ્થાપિત થવાની દલીલો સાંભળીને પણ તેમની દષ્ટિ દુનિયા ઉપર જ કેન્દ્રિત રહે છે ? અને) તેમણે પોતાના દિલોમાં એ વિચાર નથી કર્યો કે અલ્લાહ તઆલાએ આસમાનો અને જમીનને અને તે વસ્તુઓને જે તેમના મધ્યમાં છે કોઈ હિકમતથી જ અને એક નિશ્ચિત સમય (સુધી)ના માટે પેદા કર્યા છે ? (જેમકે તેણે આયતોમાં ખબર આપી છે કે આ હિકમતોમાંથી એક હિકમત સારા બદલા અને સજાની છે અને નિશ્ચિત મુદત એ કયામત છે. જો પોતાના મનમાં વિચાર કર્યો હોત તો તે ઘટનાઓ ઉપસ્થિત થવાની સંભાવના બુદ્ધિથી અને તેનું નિશ્ચિત સમયે આવવું વહી એટલે કે કુર્આનથી અને તે વહીનું સાચું હોવું તેના સન્માન અને પ્રતિષ્ઠાના લક્ષણના કારણે તેમના ઉપર રોશન થઈ ગયું હોત અને આખિરતના ઈન્કારી થયા ન હોત પરંતુ ચિંતન અને મનન ન કરવાના કારણે તેઓ ઈન્કારી થઈ રહ્યા છે) અને (તેઓ જ શું ? બલકે) ઘણા લોકો પોતાના પરવરદિગારથી મળવાના ઈન્કારી છે, શું આ લોકો (ક્યારેય ઘરેથી નીકળ્યા નથી? અને) પૃથ્વીમાં હર્યા ફર્યા નથી ? જેમાં જોતા હોત કે જે (ઈન્કારી) લોકો તેમનાથી પહેલાં પસાર થઈ ચૂક્યા છે તેમનું (અંતિમ) પરિણામ શું આવ્યું ? (તેમની પરિસ્થિતિ એ હતી કે) તેઓ એમનાથી શક્તિમાં વધેલા હતા અને તેમણે પૃથ્વીને પણ (એમનાથી વધારે) વાવી હતી અને જેટલી એમણે (સામાન અને મકાનોથી) તેને આબાદ કરી રાખી છે તેનાથી વધારે તેમણે તેને આબાદ કરી હતી અને તેમની પાસે પણ તેમના પયગમ્બર મોઅ્જિઝહ લઈને આવ્યા હતા (જેમને તેમણે ન માન્યા અને અઝાબથી નાશ પામ્યા, જેમના નાશ પામ્યાના અવશેષો તે વેરાન ખંડેરો છે જે શામના માર્ગમાં સ્પષ્ટ નજરે પડે છે) બસ, (આ તેમનો નાશ થવામાં) અલ્લાહ તઆલા એવો ન હતો કે તેમના ઉપર જુલમ કરે, તેઓ પોતે જ પોતાના પ્રાણો ઉપર જુલમ કરી રહ્યા હતા (કે પયગમ્બરોનો ઈન્કાર કરીને નાશ

થવાના હકદાર બન્યા, આ તો તેમની દુનિયાની હાલત થઈ અને) પછી (આખિરતમાં) એવા લોકોનું પરિણામ જેમણે (આવા) બુરા કામ (એટલે કે રસૂલોના ઈન્કાર) કર્યા હતા, બુરો જ થયો (માત્ર) એ કારણે કે તેમણે અલ્લાહ તઆલાની આયતોને (એટલે કે હુકમો અને ખબરોને) જૂઠાડી હતી અને (જૂઠાડવાથી આગળ વધીને એ કે) તેમની હાંસી ઉડાવતા હતા (તો તેનું પરિણામ દોઝખની સજા છે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત બંને આયતો પાછલા વિષયની પૂર્ણતા અને તેના ઉપર ગવાહીના સ્વરૂપે છે કે આ લોકો દુનિયાની અમુક દિવસની ચમક દમક અને નષ્ટ થનાર આનંદ પ્રમોદમાં એવા મસ્ત થઈ ગયા કે આ કારખાનાની વાસ્તવિકતા અને પરિણામથી બિલકુલ ગાફેલ થઈ ગયા, જો તેઓએ પોતે પણ થોડું પોતાના દિલમાં વિચાર્યું હોત અને ચિંતન કર્યું હોત તો તેમના ઉપર સૃષ્ટિનું આ રહસ્ય જાહેર થઈ ગયું હોત કે સૃષ્ટિના સર્જનહારે આ આસમાન અને જમીન તથા તે બંને વચ્ચેની મખ્લૂકને વ્યર્થ અને બેકાર પેદા નથી કરી, તેમના સર્જનનો કોઈ મોટો મકસદ અને મોટી હિકમત છે અને તે એ જ છે કે લોકો અલ્લાહ તઆલાની આ અસંખ્ય નેઅ્મતો દ્વારા તેના પેદા કરનારાને પણ ઓળખે અને તેના સંશોધનમાં લાગી જાય કે તે કયા કાર્યોથી રાજી થાય છે અને કયા કાર્યોથી નારાજ થાય છે ? જેથી તેની ખુશીનો સામાન કરે અને તેની નારાજગીના કામોથી બચે અને એ પણ જાહેર છે કે આ બંને પ્રકારના કામોનો કોઈ બદલો અથવા સજા પણ હોવી જરૂરી છે નહિતર નેક અને બુરાને.... એક જ પલ્લામાં રાખવું ન્યાય અને ઈન્સાફના વિરુદ્ધ છે અને એ પણ જાણ છે કે આ દુનિયા બદલાનું સ્થળ નથી કે જેમાં મનુષ્યને તેના સારા અથવા બુરા કર્મોનો સંપૂર્ણ બદલો અવશ્ય મળી જ જાય બલકે અહીંયાં તો ઘણે ભાગે એવું થાય છે કે ધંધાદારી અપરાધીઓ ખુશ અને સુખી તથા પોતાની ઈચ્છિત મંઝિલે નજરે પડે છે અને બુરા કર્મોથી પરહેઝ કરનારા મુસીબતો અને તંગીના શિકાર થયેલા જોવા મળે છે.

એટલા માટે જરૂરી છે કે કોઈ એવો સમય આવે જ્યારે આ બધા કારખાના પૂરા થાય અને સારા બુરા કર્મોનો હિસાબ થાય અને તેના ઉપર સારો બદલો અથવા સજા નક્કી થાય જેનું નામ કયામત અને આખિરત છે.

ખુલાસો એ છે કે જો આ લોકોએ વિચાર અને ચિંતન કર્યું હોત તો આ જ આસમાન અને જમીન અને તેની સૃષ્ટિએ તેમને એ બાબતની ગવાહી આપી હોત કે આ વસ્તુઓ કાયમી નથી અમુક સમયના માટે છે અને ત્યારબાદ બીજું વિશ્વ આવવાનું છે જે કાયમી હશે, પ્રસ્તુત બંને આયતોમાંથી પ્રથમ આયતનો આ જ ખુલાસો છે, ....اَوَلَمۡ يَتَفَكَّرُوۡا فِىۡ اَنۡفُسِهِمۡ આ વિષય તો એક બૌદ્ધિક દલીલનો છે, આગલી આયતમાં દુનિયાના ભૌતિક પદાર્થો અને સાક્ષાત્કારો તથા અનુભવોને તેની ગવાહીમાં રજુ કરવામાં આવ્યા છે અને મક્કાના લોકોને સંબોધન કરીને કહેવામાં આવ્યું છે કે,

اَوَلَمۡ يَسِيۡرُوۡا فِى الۡاَرۡضِ આ મક્કાવાળા તો એક એવી ભૂમિના નિવાસીઓ છે જ્યાં ન તો ખેતીવાડી થાય છે, ન જ ઉદ્યોગ કે વેપારની કોઈ તકો અથવા ન તો ઊંચા અને ખુબસૂરત બાંધકામો છે પરંતુ શામ અને યમનનો સફર તે લોકોને પોતાના વેપારી હેતુઓ માટે કરવો પડે છે, શું તે મુસાફરીઓમાં તે લોકોએ દુનિયાની પોતાના અગાઉ થઈ ચૂકેલ કોમોના અંજામનો સાક્ષાત્કાર નથી કર્યો જેમને અલ્લાહ તઆલાએ જમીનમાં જાહોજલાલી અને વસ્તુઓના વપરાશની પદ્ધતિ આપી હતી કે ભૂમિને ખોદીને તેમાંથી પાણી કાઢવું, તેનાથી બગીચાઓની ખેતીઓને સીંચવા, છુપાયેલા ખનીજોમાંથી સોનું, ચાંદી અને બીજા પ્રકારની ઉપયોગી ધાતુઓ કાઢવી અને તેનાથી મનુષ્ય માટે લાભદાયક વિવિધ પ્રકારના ઉત્પાદનો તૈયાર કરવા તેમની જિંદગીની મૂડી હતી અને પોતાના સમયની પ્રગતિશીલ કોમો સમજવામાં આવતી હતી પરંતુ તેમણે આ જ ભૌતિક અને નષ્ટ થનાર રાહત અને અય્યાશીમાં મસ્ત થઈને અલ્લાહ તઆલાને અને આખિરતને ભૂલાવી દીધી. અલ્લાહ તઆલાએ તેમને યાદ અપાવવા માટે પોતાના પયગમ્બર અને કિતાબો મોકલી પરંતુ તેમણે કોઈ રીતે ધ્યાન આપ્યું નહીં અને અંતે દુનિયામાં પણ અઝાબમાં સપડાયા જેના ઉપર તેમની વસ્તીઓના વેરાન ખંડેરો અત્યાર સુધી ગવાહી આપી રહ્યા છે. આયતના અંતે ફરમાવ્યું કે વિચાર કરો, શું આ અઝાબમાં તેમના ઉપર અલ્લાહ તરફથી કોઈ અત્યાચાર થયો છે અથવા તેમણે પોતે જ પોતાના પ્રાણો ઉપર જુલમ કર્યો છે કે અઝાબના કારણો એકઠા કરી લીધા ?

———————————

## આયતો : (સૂરએ રૂમ : આયત નં. ૧૧ થી ૧૯)

اَللّٰهُ يَبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ ثُمَّ اِلَيْهِ تُرْجَعُوْنَ ﴿١١﴾ وَيَوْمَ تَقُوْمُ السَّاعَةُ
يُبْلِسُ الْمُجْرِمُوْنَ ﴿١٢﴾ وَلَمْ يَكُنْ لَّهُمْ مِّنْ شُرَكَآئِهِمْ شُفَعٰٓؤُا وَكَانُوْا بِشُرَكَآئِهِمْ
كٰفِرِيْنَ ﴿١٣﴾ وَيَوْمَ تَقُوْمُ السَّاعَةُ يَوْمَئِذٍ يَّتَفَرَّقُوْنَ ﴿١٤﴾ فَاَمَّا الَّذِيْنَ
اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فَهُمْ فِيْ رَوْضَةٍ يُّحْبَرُوْنَ ﴿١٥﴾ وَاَمَّا الَّذِيْنَ كَفَرُوْا
وَكَذَّبُوْا بِاٰيٰتِنَا وَلِقَآئِ الْاٰخِرَةِ فَاُولٰٓئِكَ فِي الْعَذَابِ مُحْضَرُوْنَ ﴿١٦﴾
فَسُبْحٰنَ اللّٰهِ حِيْنَ تُمْسُوْنَ وَحِيْنَ تُصْبِحُوْنَ ﴿١٧﴾ وَلَهُ الْحَمْدُ فِي السَّمٰوٰتِ
وَالْاَرْضِ وَعَشِيًّا وَّحِيْنَ تُظْهِرُوْنَ ﴿١٨﴾ يُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَيُخْرِجُ
الْمَيِّتَ مِنَ الْحَيِّ وَيُحْيِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ؕ وَكَذٰلِكَ تُخْرَجُوْنَ ﴿١٩﴾

## તરજુમો :

*અલ્લાહ પ્રથમ વખતે બનાવે છે પછી તેનું પુનરાવર્તન કરશે, પછી તેના જ તરફ પાછા વળશો. (૧૧) અને જે દિવસે કયામત કાયમ થશે, ગુનેહગારો આશા છોડીને રહી જશે. (૧૨) અને તેમના ભાગીદારોમાંથી કોઈ તેમની સિફારસ કરનાર ન હશે અને તેઓ પોતાના ભાગીદારોથી ઈન્કારી થઈ જશે. (૧૩) અને જે દિવસે કયામત કાયમ થશે તે દિવસે લોકો (એકબીજાથી) જુદા પડી જશે. (૧૪) બસ જે લોકો ઈમાન લાવ્યા અને સારા કર્મો કર્યા, બસ બાગમાં હશે, તેમનું સ્વાગત થશે. (૧૫) અને જેઓ ઈન્કારી થયા અને અમારી વાતો અને આખિરતના મળવાને જૂઠાડયું બસ તેઓ અઝાબમાં પકડાયેલા આવશે. (૧૬) બસ પવિત્ર અલ્લાહની યાદ કરો જ્યારે સાંજ કરો અને જ્યારે સવાર કરો. (૧૭) અને તેની જ ખુબી આસમાનોમાં અને જમીનમાં છે અને પાછલા પહોરે અને જ્યારે બપોર હોય (તેને યાદ કરો). (૧૮) સજીવને મૃતમાંથી કાઢે છે અને મૃતને સજીવમાંથી કાઢે છે અને જમીનને તેના મર્યા પછી (સુકાઈ ગયા પછી) જીવંત કરે છે અને એ જ પ્રમાણે તમે કાઢવામાં આવશો. (૧૯)*

## તફસીર :

અલ્લાહ તઆલા મખ્લૂકની પ્રથમ વખતે પણ ઉત્પત્તિ કરે છે, પછી તે જ ફરીવાર પણ તેને પેદા કરશે પછી (પેદા થયા પછી) તેની પાસે (હિસાબ કિતાબ માટે) લાવવામાં આવશો અને જે દિવસે કયામત કાયમ થશે (જેમાં પ્રસ્તુત ઘટનાઓ બનવાની છે) તે દિવસે અપરાધી (એટલે કે કાફિર) લોકો (પૂછતાછ વખતે) આશ્ચર્યચકિત્ બનીને રહી જશે (એટલે કે કોઈ યોગ્ય વાત તેમનાથી નહીં કહી શકાય) અને તેમના (કંડારેલા) શરીકોમાંથી (જેમને તેઓ ઈબાદતના ભાગીદાર બનાવતા હતા) તેમનો કોઈ સિફારસ કરનાર ન હશે અને (તે સમયે પોતે) આ લોકો (પણ) પોતાના શરીકોથી મુન્કિર થઈ જશે (وَاللّٰهِ رَبِّنَا مَا كُنَّا مُشْرِكِيْنَ) અને જે દિવસે કયામત કાયમ થશે તે દિવસે (પ્રસ્તુત ઘટનાઓ ઉપરાંત એક ઘટના એ પણ બનશે કે વિવિધ પદ્ધતિઓથી) બધા વ્યક્તિઓ જુદા જુદા થઈ જશે (એટલે કે) જે લોકો ઈમાન લાવ્યા હતા અને તેમણે નેક કામો કર્યા હતા તેઓ તો (જન્નતના) બાગમાં આનંદમય હશે અને જે લોકોએ કુફ્ર કર્યું હતું અને અમારી આયતોને અને આખિરતમાં હાજર થવાને જૂઠાડ્યું હતું તે લોકો અઝાબમાં પકડાશે. (આ અર્થ છે જુદા જુદા થવાનો, જ્યારે ઈમાન અને નેક કર્મોની શ્રેષ્ઠતા તમને જાણ થઈ ગઈ તો) બસ તમે અલ્લાહની તસ્બીહ (અલ્લાહ ઉપરના વિશ્વાસથી અને દિલમાં પણ જેમાં ઈમાન પણ આવી ગયું અને મૌખિક ઝિક્રથી પણ જેમાં સ્વીકાર અને બીજો ઝિક્ર પણ આવી ગયો અને અમલથી પણ કે જેમાં બધા જ પ્રકારની ઈબાદતો સામાન્ય રીતે અને નમાઝ ખાસ રીતે આવી ગઈ. મતલબ કે તમે અલ્લાહની તસ્બીહ દરેક સમયે) કર્યા કરો (અને ખાસ કરીને) સાંજના સમયે અને સવારના સમયે અને (અલ્લાહની તસ્બીહ કરવાનો જે હુકમ થયો છે તો તે વાસ્તવમાં તેનો હકદાર પણ છે કારણ કે) બધા જ આસમાનો અને જમીનમાં તેના જ વખાણ થાય છે (એટલે કે આસમાનમાં ફરિશ્તાઓ અને જનીનમાં અમુક સ્વેચ્છાએ અને અમુક લાચારીએ તેના વખાણ કરે છે وَاِنْ مِّنْ شَيْءٍ اِلَّا يُسَبِّحُ بِحَمْدِهٖ બસ, જ્યારે તે એવો મહાન ઉચ્ચ કક્ષાની સંપૂર્ણ સિફતોવાળો છે તો તમારે પણ અવશ્ય તેની તસ્બીહ કરવી જોઈએ) અને બપોર પછી (પણ તસ્બીહ કર્યા કરો) અને ઝુહ્રના સમયે (પણ તસ્બીહ કર્યા કરો કે આ સમયો નેઅ્મતના નવીનીકરણની અને તેનું વધવું જાહેર થવાની કુદરતની

નિશાનીઓમાંથી છે, તેમાં તસ્બીહનું નવીનીકરણ યોગ્ય છે, ખાસ કરીને નમાઝના માટે આ જ સમયો નક્કી છે એટલા માટે مَسَا મગરિબ અને ઈશા આવી ગઈ અને عَشِیِّ માં ઝુહ્‌ર અને અસર બંને સામેલ થઈ ગઈ પરંતુ ઝુહ્‌ર સ્પષ્ટ રીતે પ્રસ્તુત છે એટલા માટે માત્ર અસ્‌ર ભાવાર્થ તરીકે રહી ગઈ અને સવાર પણ ખુલાસાવાર પ્રસ્તુત છે; અને તેને ફરીવાર પેદા કરવું શું મુશ્કેલ છે ? કારણ કે તે એવો શક્તિવાળો છે કે) તે સજીવને નિર્જીવમાંથી બહાર લાવે છે અને નિર્જીવને સજીવમાંથી બહાર લાવે છે (દાખલા તરીકે નુત્ફા અને ઈંડામાંથી ઈન્સાન અને બાળક.... અને ઈન્સાન અને પક્ષીમાંથી નુત્ફો અને ઈંડું) અને જમીનને તેના મૃત્યુ (એટલે કે સુકાઈ ગયા) પછી જીવંત (એટલે કે હરિયાળી) કરે છે અને એ જ પ્રમાણે તમે લોકો (કયામતના દિવસે) કબરોમાંથી કાઢવામાં આવશો.

## મસ્અલા અને બોધપાઠ :

فَهُمْ فِیْ رَوْضَةٍ یُّحْبَرُوْنَ માં શબ્દ یُحْبَرُوْنَ (યુહ્‌બરૂન) એ حَبُوْرٌ (હબૂર)થી બનેલ છે જેનો અર્થ આનંદ અને ખુશી થાય છે અને આ શબ્દના સામાન્યપણામાં દરેક પ્રકારની ખુશી અને આનંદ સામેલ છે જે જન્નતની નેઅ્‌મતોથી જન્નતવાળાઓને પ્રાપ્ત છે. કુર્આને કરીમમાં તેને અહીંયાં પણ સામાન્ય રાખવામાં આવ્યું છે, એ જ પ્રમાણે બીજા સ્થળે આ ઈરશાદ થયો છે, فَلَا تَعْلَمُ نَفْسٌ مَّا أُخْفِیَ لَهُ مِنْ قُرَّةِ اَعْیُنٍ એટલે કે, કોઈ વ્યક્તિને દુનિયામાં ખબર નથી કે તેના માટે જન્નતમાં આંખોની ઠંડક (અને રાહત તથા ખુશી)નો શું શું સામાન એકઠો કરેલ છે ? અમુક તફસીરકારોએ જે ખાસ ખાસ ખુશીની વસ્તુઓને આ આયત હેઠળ વર્ણન કરી છે તે બધી ટૂંકમાં સામેલ છે.

فَسُبْحٰنَ اللّٰهِ حِیْنَ تُمْسُوْنَ وَحِیْنَ تُصْبِحُوْنَ وَلَهُ الْحَمْدُ فِی السَّمٰوٰتِ وَالْاَرْضِ وَعَشِیًّا وَّحِیْنَ تُظْهِرُوْنَ માં શબ્દ سُبْحٰنَ اللّٰهِ (સુબ્હાનલ્લાહિ) એ ક્રિયાપદ છે, તેનો કર્મ સુષુપ્ત છે. એટલે કે, سَبِّحُوا اللّٰهَ سُبْحَانًا અને حِیْنَ تُمْسُوْنَ એટલે કે જ્યારે તમે સાંજના સમયમાં પ્રવેશ કરો અને وَحِیْنَ تُصْبِحُوْنَ એટલે કે, જ્યારે તમારા ઉપર સવારનો સમય આવે, وَلَهُ الْحَمْدُ فِی السَّمٰوٰتِ وَ الْاَرْضِ આ વાક્ય વચ્ચે દલીલ સ્વરૂપે લાવવામાં આવ્યું છે કે સવાર સાંજ અલ્લાહની તસ્બીહ એટલા માટે જરૂરી છે કે આસમાન અને જમીનમાં માત્ર તે જ વખાણનો હકદાર છે અને બધા જ આસમાન અને જમીનવાળા તેના વખાણ કરવામાં પ્રવૃત્ત છે અને

જે રીતે આયતની શરૂઆતમાં સવાર સાંજની તસ્બીહનો હુકમ છે આયતના અંતે عَشِيًّا અને حِيْنَ تُظْهِرُوْنَ થી અને બે સમયોમાં તસ્બીહ કરવાનો હુકમ કરવામાં આવ્યો છે. એક સમય عَشِىّ જે દિવસના અંતિમ ભાગને કહેવામાં આવે છે જે અસ્રનો સમય છે અને બીજો સમય ઝુહ્ર એટલે કે મધ્યાહ્ન પછીનો સમય છે.

આ ક્રમ વર્ણન કરવામાં જે પ્રમાણે સાંજને સવારથી અગ્રક્રમે વર્ણન કરવામાં આવ્યું છે એ જ પ્રમાણે દિવસના અંતિમ ભાગને ઝુહ્ર ઉપર અગ્રતા આપીને વર્ણન કર્યુ છે, સાંજ એટલે કે રાતને અગ્ર સ્થાને વર્ણન કરવાનું કારણ એ પણ છે કે ઈસ્લામી તારીખમાં રાત પહેલાં હોય છે અને તારીખ સૂર્ય આથમવાથી બદલાય છે અને عَشِىّ એટલે કે, અસ્રના સમયને ઝુહ્રથી અગ્ર ક્રમે કરવાનું એક કારણ એ પણ હોઈ શકે છે કે અસ્રનો સમય મોટે ભાગે કરોબારમાં પ્રવૃત્ત રહેવાનો સમય હોય છે, તેમાં કોઈ દુઆ, તસ્બીહ અથવા નમાઝ સ્વાભાવિક રીતે મુશ્કેલ હોય છે એટલા માટે કુર્આને કરીમમાં صَلٰوةِوُسْطٰى કે જેની તફસીર જમહૂરના મતે અસ્રની નમાઝ છે તેની ખાસ તાકીદ આવી છે,

حَافِظُوْا عَلَى الصَّلَوَاتِ وَالصَّلٰوةِ الْوُسْطٰى

પ્રસ્તુત આયતના શબ્દોમાં નમાઝ અથવા સલાહની સ્પષ્ટતા નથી એટલા માટે દરેક પ્રકારના અલ્લાહના ઝિક્ર મૌખિક અથવા અમલ તેમાં સામેલ છે, જેમકે તફસીરના ખુલાસામાં વર્ણન કરવામાં આવ્યું છે અને અલ્લાહના ઝિક્રના તમામ પ્રકારોમાં કારણ કે નમાઝ સૌથી ઉત્તમ અને શ્રેષ્ઠ છે એટલા માટે તે તેમાં સૌથી પહેલાં સામેલ છે, આથી ઉલમાએ કહ્યું કે આ આયતમાં પાંચેય નમાઝોને તેમના સમયો સહિત વર્ણન કરવામાં આવી છે, જેમકે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી કોઈએ પૂછ્યું કે શું કુર્આનમાં પાંચેય નમાઝોનું સ્પષ્ટ વર્ણન છે ? તો તેમણે ફરમાવ્યું, હા ! અને દલીલમાં આ જ આયત રજુ કરીને ફરમાવ્યું, حِيْنَ تُمْسُوْنَ માં મગરિબની નમાઝ અને حِيْنَ تُصْبِحُوْنَ માં ફજ્ર અને عَشِيًّاમાં અસ્રની નમાઝ અને حِيْنَ تُظْهِرُوْنَ માં ઝુહ્રની નમાઝનું સ્પષ્ટ વર્ણન મોજૂદ છે, હવે માત્ર એક ઈશાની નમાઝ બાકી રહી, તેની સાબિતીમાં બીજી આયતનું વાક્ય રજુ કર્યું, مِنْ بَعْدِ صَلٰوةِ الْعِشَآءِ

હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, حِيْنَ تُمْسُوْنَ માં મગરિબ અને ઈશા બંને સામેલ છે.

**મોટો ખુલાસો :**

આ આયત હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.)ની તે દુઆ છે જેના કારણે કુર્આને કરીમે તેમને વાયદો પૂરો કરનારનો ખિતાબ આપ્યો છે, ઈરશાદ થયો છે, وَاِبۡــرٰهِيۡــمَ الَّذِىۡ وَفّٰـى હઝરત ઈબ્રાહીમ (અલૈ.) આ શબ્દો સવાર સાંજ પઢ્યા કરતા હતા જેમકે સહીહ સનદોની સાથે હઝરત મઆઝ બિન અનસ (રદિ.)ની રિવાયત છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો વાયદો પૂરો કરવાના વાખણ કરવાનું કારણ તેમની આ દુઆ હતી.

અને અબૂ દાવુદ, તબરાની, ઈબ્ને સુન્ની વગેરેએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

فَسُبۡحَانَ اللّٰهِ حِيۡنَ تُمۡسُوۡنَ وَحِيۡنَ تُصۡبِحُوۡنَ وَلَهُ الۡحَمۡدُ فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ
وَعَشِيًّا وَّحِيۡنَ تُظۡهِرُوۡنَ، يُخۡرِجُ الۡحَىَّ مِنَ الۡمَيِّتِ وَيُخۡرِجُ الۡمَيِّتَ مِنَ الۡحَيِّ
وَيُحۡيِ الۡاَرۡضَ بَعۡدَ مَوۡتِهَا وَكَذٰلِكَ تُخۡرَجُوۡنَ

આ બંને આયતો વિશે ફરમાવ્યું કે જે વ્યક્તિ સવારે આ વાક્યો પઢી લે તો દિવસભરમાં તેના અમલમાં જે કમી થઈ ગઈ તે આ વાક્યોની બરકતથી પૂરી કરી દેવામાં આવશે અને જેણે સાંજના સમયે આ વાક્યો પઢી લીધા તો તેની રાતના અમલોની ઉણપ તેના દ્વારા પૂરી કરી દેવામાં આવશે.

*(રૂહ)*

---

## આયતો : (સૂરએ રૂમ : આયત નં. ૨૦ થી ૨૭)

وَمِنۡ اٰيٰتِهٖۤ اَنۡ خَلَقَكُمۡ مِّنۡ تُرَابٍ ثُمَّ اِذَاۤ اَنۡتُمۡ بَشَرٌ تَنۡتَشِرُوۡنَ ﴿۲۰﴾ وَمِنۡ
اٰيٰتِهٖۤ اَنۡ خَلَقَ لَكُمۡ مِّنۡ اَنۡفُسِكُمۡ اَزۡوَاجًا لِّتَسۡكُنُوۡۤا اِلَيۡهَا وَجَعَلَ بَيۡنَكُمۡ مَّوَدَّةً
وَّرَحۡمَةً ؕ اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوۡمٍ يَّتَفَكَّرُوۡنَ ﴿۲۱﴾ وَمِنۡ اٰيٰتِهٖ خَلۡقُ السَّمٰوٰتِ
وَالۡاَرۡضِ وَاخۡتِلَافُ اَلۡسِنَتِكُمۡ وَاَلۡوَانِكُمۡ ؕ اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيٰتٍ لِّلۡعٰلِمِيۡنَ ﴿۲۲﴾ وَمِنۡ

اٰيٰتِهٖ مَنَامُكُمْ بِالَّيْلِ وَ النَّهَارِ وَابْتِغَآؤُكُمْ مِّنْ فَضْلِهٖ ؕ اِنَّ فِيْ ذٰلِكَ
لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّسْمَعُوْنَ ﴿٢٣﴾ وَمِنْ اٰيٰتِهٖ يُرِيْكُمُ الْبَرْقَ خَوْفًا وَّطَمَعًا وَّيُنَزِّلُ مِنَ
السَّمَآءِ مَآءً فَيُحْيٖ بِهِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ
يَّعْقِلُوْنَ ﴿٢٤﴾ وَمِنْ اٰيٰتِهٖۤ اَنْ تَقُوْمَ السَّمَآءُ وَالْاَرْضُ بِاَمْرِهٖ ؕ ثُمَّ اِذَا دَعَاكُمْ
دَعْوَةً ۖۗ مِّنَ الْاَرْضِ ۖۗ اِذَآ اَنْتُمْ تَخْرُجُوْنَ ﴿٢٥﴾ وَلَهٗ مَنْ فِي السَّمٰوٰتِ
وَالْاَرْضِ ؕ كُلٌّ لَّهٗ قٰنِتُوْنَ ﴿٢٦﴾ وَهُوَ الَّذِيْ يَبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ وَهُوَ اَهْوَنُ
ربع ع ٣/٨ ٢ عَلَيْهِ ؕ وَلَهُ الْمَثَلُ الْاَعْلٰى فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٢٧﴾ ع

## તરજુમો :

*અને તેની નિશાનીઓમાંથી એ છે કે તમને માટીથી બનાવ્યા, પછી હવે તમે જમીનમાં ફેલાઈ પડેલા મનુષ્ય છો. (૨૦) અને તેની નિશાનીઓમાંથી એ છે કે તમારા માટે તમારી પ્રજાતિમાંથી જોડાં બનાવી દીધા કે તેમની પાસે સુકૂનથી રહો અને તમારા દરમિયાન પ્યાર અને દયાભાવ રાખ્યો, અલબત્ત તેમાં તેમના માટે ઘણી નિશાનીઓ છે જેઓ ઊંડાણપૂર્વક વિચાર કરે છે. (૨૧) અને આસમાનો અને જમીનને બનાવવું તેની નિશાનીઓમાંથી છે અને પ્રકાર પ્રકારની તમારી બોલીઓ અને (ભિન્ન ભિન્ન) રંગ; બેશક ! તેમાં સમજનારાઓ માટે ઘણી નિશાનીઓ છે. (૨૨) અને રાત્રે અને દિવસે તમારું સૂવું તેની નિશાનીઓમાંથી છે; અને તેની રોજીની શોધખોળ કરવી, તેમાં તેમના માટે ઘણી નિશાનીઓ છે જેઓ સાંભળે છે. (૨૩) અને તેની નિશાનીઓમાંથી એ છે કે તમને ભય અને (વરસાદની) આશા માટે વીજળી બતાવે છે અને આસમાનથી પાણી ઊતારે છે, પછી તેનાથી મૃત થયા (સુકાઈ ગયા) પછી જમીનને જીવંત કરે છે, તેમાં તેમના માટે ઘણી નિશાનીઓ છે જેઓ બુદ્ધિ ધરાવે છે. (૨૪) અને તેની નિશાનીઓમાંથી એ છે કે આસમાન અને જમીન તેના હુકમથી કાયમ છે, પછી જ્યારે તમને એક વખતે પોકારશે તે જ સમયે તમે જમીનમાંથી નીકળી પડશો. (૨૫) અને તેનું*

*જ છે જે કંઈ આસમાનો અને જમીનમાં છે, બધા તેના હુકમના તા'બે છે. (૨૬) અને તે જ છે જે પ્રથમવાર પેદા કરે છે, ફરી તેનું પુનરાવર્તન કરશે અને તે તેના માટે સરળ છે અને તેની શાન આસમાનો અને જમીનમાં સૌથી ઉપર છે અને તે જ જબરદસ્ત હિકમતોવાળો છે. (૨૭)*

## તફસીર :

અને તેની (કુદરતની) નિશાનીઓમાંથી એક આ (બાબત) છે કે તમને માટીમાંથી પેદા કર્યા, (યા તો એ રીતે કે હઝરત આદમ અલૈ. માટીમાંથી પેદા કરવામાં આવ્યા જે તમામ મનુષ્યોના આદ્યપિતા હતા અને યા તો એ પ્રમાણે કે નુત્ફાનું મૂળ ખોરાક હોય છે અને તે તેનું મૂળ તત્ત્વ છે જેમાં માટીના તત્ત્વો મહત્તમ છે), પછી થોડા જ દિવસો પછી (એવું થયું કે) તમે મનુષ્ય બનીને (જમીન ઉપર) ફેલાયેલા ફરી રહેલા (નજરે પડો) છો અને તેની જ (કુદરતની) નિશાનીઓમાંથી એ (બાબત) છે કે તેણે તમારા (લાભ) માટે તમારી પ્રજાતિની પત્નીઓ બનાવી, (અને તે લાભ એ છે કે) જેથી તમને તેમની પાસે આરામ મળે અને તમારા પતિ પત્ની વચ્ચે મહોબ્બત અને હમદર્દી પેદા કરી, આ (પ્રસ્તુત બાબત)માં (પણ) તે લોકો માટે (કુદરતની) નિશાનીઓ છે જેઓ ચિંતનથી કામ લે છે (કારણ કે દલીલો માટે ચિંતનની આવશ્યકતા છે અને નિશાનીઓ એટલા માટે એકઠી કરી કે પ્રસ્તુત બાબત કેટલાય હુકમો ઉપર આધારિત છે) અને તેની જ (કુદરતની) નિશાનીઓમાંથી આસમાન અને જમીનને બનાવવું છે અને તમારી વિવિધ બોલીઓ અને ભિન્ન ભિન્ન રંગોનું હોવું છે (બોલીઓનો ભાવાર્થ યા તો શબ્દોના અર્થો છે અથવા તો અવાજ અથવા તો વાત કરવાની શૈલી વગેરે) આ (પ્રસ્તુત બાબત)માં (પણ) સમજદારો માટે (કુદરતની) નિશાનીઓ છે (અત્રે પણ બહુવચનનું સર્વનામ લાવવાનો આ જ પ્રસ્તુત ખુલાસો થઈ શકે છે) અને તેની જ (કુદરતની) નિશાનીઓમાંથી તમારું સૂવું–ઊંઘવું છે રાત્રે અને દિવસે (ભલે રાત્રે વધારે અને દિવસે ઓછું હોય) અને તમારું તેની રોજીને તલાશ કરવું છે (દિવસે વધારે અને રાત્રે ઓછું, એટલા માટે બીજી આયતોમાં રાતને ઊંઘની સાથે અને રોજીની શોધખોળ કરવાને દિવસ સાથે ખાસ રીતે જોડીને વર્ણન કરવામાં આવ્યું છે) આ (પ્રસ્તુત બાબત)માં (પણ) તે લોકો માટે (કુદરતની)

નિશાનીઓ છે જેઓ (દલીલોને ધ્યાનથી) સાંભળે છે અને તેની જ (કુદરતની) નિશાનીઓમાંથી એ (બાબત) છે કે તે તમને (વરસાદના સમયે) વીજળી (ચમકતી) બતાવે છે જેનાથી (તેના પડવાનો) ભય પણ લાગે છે અને (તેનાથી વરસાદની) આશા પણ હોય છે અને તે જ આસમાનથી પાણી વરસાવે છે પછી તેનાથી જમીનને તેના મૃત્યુ (એટલે કે સુક્કી) થઈ ગયા પછી સજીવન (એટલે કે હરિયાળી) કરી આપે છે આ(પ્રસ્તુત બાબત)માં (પણ) તે લોકો માટે (કુદરતની) નિશાનીઓ છે જેઓ (લાભદાયક) બુદ્ધિ ધરાવે છે અને તેની જ (કુદરતની) નિશાનીઓમાંથી આ (બાબત) છે કે આસમાન અને જમીન તેના હુકમ (એટલે કે ઈરાદા)થી કાયમ છે (તેમાં વર્ણન છે કે તેના અસ્તિત્વને ટકાવી રાખવું અને ઉપર જે خَلْقُ السَّمٰوٰتِ وَالْاَرْضِ માં વર્ણન હતું તેનું પ્રથમ ઉત્પન્ન કરવું અને આ બધી વૈશ્વિક વ્યવસ્થા જે કાર્યરત છે એટલે કે મનુષ્યના પેદા થવાનો ક્રમ તથા તેની પેઢીઓ ચાલવાનો સિલસિલો અને પરસ્પર પતિ–પત્નીના જોડાં થવા અને આસમાન અને જમીનના બધા જ વ્યવસ્થાપનતંત્રનું મોજૂદ અને કાયમ થવું અને ભાષાઓ તથા રંગોની ભિન્નતા તથા દિવસ અને રાત્રિના પરિવર્તનમાં પાંચ મસ્લિહતોનું હોવું તથા વરસાદના ઊતરવા અને તેનાથી સંલગ્ન નિશાનીઓનું જાહેર થવું તે સમય સુધી જ બાકી છે જ્યાં સુધી દુનિયાને બાકી રાખવાનો હેતુ છે અને એક દિવસે આ બધું નષ્ટ થઈ જશે) પછી (તે સમય એ હશે કે) જ્યારે તમને પોકારીને જમીનમાંથી બોલાવશે તો તમે એકદમ નીકળી પડશો (અને બીજી વ્યવસ્થા શરૂ થશે જે મૂળ સ્થળ છે) અને (ઉપર કુદરતની દલીલોથી જાણ થઈ ગઈ હશે કે) જેટલા (ફરિશ્તાઓ અને મનુષ્યો વગેરે) આસમાન અને જમીનમાં ઉપસ્થિત છે બધું તેનું જ (માલિકીમાંથી) છે (અને) બધા તેના જ તા'બે (એટલે કે તેની કુદરતના આધીન) છે અને (આ સાબિતી અને તેની સંપૂર્ણ કુદરતની નિશાનીઓથી આ સાબિત થઈ ગયું કે) તે જ છે જે પ્રથમ વખતે પેદા કરે છે (એટલા માટે આ શ્રોતાઓ સમીપ પણ તે સ્વીકૃત હતું) પછી તે જ પુનઃજીવીત કરશે (જેમકે પ્રસ્તુત દલીલોની સાથે સાચી ખબરમાં જવાથી જાણ થઈ) અને આ (ફરીવાર પેદા કરવું) તેના નિકટ (તે શ્રોતાઓના મતથી વિપરીત વધારે) સરળ છે (જેમકે માનવીની શક્તિના આધારે પણ આ જ સ્વાભાવિક ટેવ હોય છે કે કોઈ વસ્તુને પ્રથમ વખતે બનાવવા કરતાં બીજી વખતે બનાવવી વધારે સરળ હોય છે)

અને આસમાન અને જમીનમાં તેની જ શા'ન (સૌથી) ઉચ્ચ છે. (એટલે કે ન તો આસમાનોમાં કોઈ એવો મોટો છે અને ન જ જમીનમાં وَلَهُ الْكِبْرِيَآءُ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ) અને તે (મોટો) જબરદસ્ત (એટલે કે મહાશક્તિશાળી અને) હિકમતવાળો છે (એટલા માટે ઉપરની આસમાનોની નિશાનીઓથી કુદરત અને હિકમત બંને જાહેર થાય છે, બસ તે કુદરત અને હિકમતથી સાબિતી મળી ગયા પછી ઈન્કાર કરવો જહાલત છે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ રૂમની શરૂઆતમાં જ રૉમ અને ફારસના યુદ્ધની એક ઘટના સંભળાવ્યા પછી ઈન્કારીઓની ગુમરાહી અને સત્ય વાતને સાંભળવા તથા સમજવા માટેની લાપરવાહીનું કારણ તેમનો દુનિયાના નષ્ટ થનાર જીવનને જિંદગીનો એક માત્ર હેતુ બનાવી લેવું અને આખિરત તરફ કોઈ ધ્યાન ન આપવું ઠરાવવામાં આવ્યું છે. ત્યારબાદ કયામતમાં ફરીવાર સજીવન થવાનું અને હિસાબ કિતાબ તથા સારો બદલો અને સજા થવાના વર્ણન ઉપર જે ઉપરછલ્લી દૃષ્ટિવાળાઓને સંદેહ હોઈ શકે છે તેનો જવાબ વિવિધ પાસાંઓ દ્વારા આપવામાં આવ્યો છે કે પ્રથમ પોતે પોતાની જાતમાં ચિંતન અને મનન કરો, પછી આજુબાજુના પ્રદેશમાં ગુઝરી ચૂકેલ કોમોની હાલતો અને તેમના પરિણામ ઉપર દૃષ્ટિ નાંખવાનું આમંત્રણ આપવામાં આવ્યું, ત્યાર પછી અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતનું વર્ણન કર્યું જેમાં તેનો કોઈ સમકક્ષ કે ભાગીદાર નથી. આ બધી સ્પષ્ટ દલીલોનું આવશ્યક પરિણામ એ નીકળે છે કે ઈબાદતનો હકદાર માત્ર તે એક જાત જ ઠરાવવામાં આવે અને તેણે જે પોતાના અંબિયા (અલૈ.) દ્વારા કયામત કાયમ થવાની અને તમામ આગલા અને પાછલા લોકોને પુનઃસજીવન કરીને હિસાબ કિતાબ કરીને જન્નત અને દોઝખમાં જવાની ખબર આપી છે તેના ઉપર ઈમાન લાવવામાં આવે. પ્રસ્તુત આયતમાં આ જ સંપૂર્ણ કુદરત અને તેની સાથે ઉચ્ચ હિકમતને છ જાહેર કુદરતની નિશાનીઓના વિષય સાથે વર્ણન કરવામાં આવી છે જે અલ્લાહ તઆલાની અજોડ કુદરત અને હિકમતની નિશાનીઓ છે.

### (૧) કુદરતની પ્રથમ નિશાની :

મનુષ્ય જેવી અશ્રફુલ મખ્લૂકાત (સર્વ સર્જનમાં શ્રેષ્ઠ) અને સૃષ્ટિના

સત્તાધિકારીને માટીથી પેદા કર્યો છે જે આ દુનિયાના બધા તત્ત્વોમાં સૌથી નિમ્ન કક્ષાનું તત્ત્વ છે જેમાં હલનચલન કે સૂઝબૂઝની કોઈ નિશાની સુદ્ધાં નજરે પડતી નથી, કારણ કે પ્રખ્યાત ચાર તત્ત્વો આગ, પાણી, હવા અને માટી સિવાય અન્ય બધા તત્ત્વોમાં કંઈને કંઈ હલનચલન હોય છે પરંતુ માટી તેનાથી પણ વંચિત છે. કુદરતે મનુષ્યના સર્જન માટે તેને ચૂંટી કાઢી. ઈબ્લીસની ગુમરાહીનું કારણ એ જ બન્યું કે તેણે આગના તત્ત્વને માટીથી ઉચ્ચ અને શ્રેષ્ઠ સમજીને અભિમાન અપનાવ્યું અને એવું ન સમજ્યું કે શરાફત અને મોટાઈ સર્જનહાર અને માલિકના હાથમાં છે, તે જેને ઈચ્છે મોટો બનાવી શકે છે.

મનુષ્યના સર્જનનું મૂળ તત્ત્વ માટી હોવું હઝરત આદમ (અલૈ.)ના આધારે પણ જાહેર છે અને તેઓ કારણ કે બધા જ મનુષ્યોના અસ્તિત્વનો અસલી પાયો છે એટલા માટે અન્ય મનુષ્યોના સર્જનને પરોક્ષ રીતે તેમની સાથે જોડવું પણ કંઈ ખોટું નથી અને એ પણ શક્ય છે કે સામાન્ય મનુષ્યો જે પેદા થયા અથવા પેઢી દર પેઢીના ક્રમથી નુત્ફા દ્વારા પેદા થાય છે તેમાં પણ નુત્ફામાં મૂળ તત્ત્વમાં માટીનો ભાગ જ સૌથી વધારે છે.

### (૨) કુદરતની બીજી નિશાની :

તે એ છે કે મનુષ્યની જ પ્રજાતિમાં અલ્લાહ તઆલાએ સ્ત્રીને પેદા કરી જે પુરુષોની પત્નીઓ બની. એક જ તત્ત્વથી, એક જ સ્થળે, એક જ ખોરાકથી પેદા થનાર બાળકોમાં બે વિવિધ પ્રકારો પેદા કર્યા, જેમના અવયવો અને કદ કાઠી તથા તેમનું ચારિત્ર્ય, ટેવો અને નૈતિકતામાં ઉઘાડો ફરક અને વિશિષ્ટતા જોવા મળે છે. અલ્લાહ તઆલાની કુદરતની કમાલ અને હિકમત માટે આ સર્જન જ પૂરતી નિશાની છે, ત્યાર પછી સ્ત્રીઓના.... તે ખાસ પ્રકારના સર્જનની અને હિકમતની મસ્લિહત આ વર્ણન કરી لِتَسْكُنُوْٓا اِلَيْهَا એટલે કે, તેમને એટલા માટે પેદા કરવામાં આવ્યા છે કે તમને તેની પાસે પહોંચીને રાહત મળે. પુરુષની જેટલી પણ આવશ્યકતાઓ સ્ત્રી સાથે સંબંધિત છે જો તેમાં વિચાર કરવામાં આવે તો એ સૌનો હેતુ મનની શાંતિ, રાહત તથા સંતોષ જ છે. કુર્આને કરીમે એક જ શબ્દમાં આ બધાને એકઠું કરી દીધું.

આથી જાણ થઈ કે લગ્નજીવનની બધી જ કાર્યવાહીનો ખુલાસો સંતોષ

અને મનની શાંતિ છે, જે ઘરમાં તે ઉપસ્થિત છે તે પોતાના સર્જનના હેતુમાં સફળ છે. જ્યાં મનની શાંતિ ન હોય ભલે બધું જ કંઈ હોય તે લગ્નજીવનની રૂએ નિષ્ફળ અને નામુરાદ છે. એ પણ દેખીતું છે કે પરસ્પર મનની શાંતિ માત્ર એવા જ સ્વરૂપમાં શક્ય છે કે પુરુષ અને સ્ત્રીના સંબંધોનો આધાર શરઈ નિકાહ અને લગ્ન ઉપર આધારિત હોય. જે પ્રદેશો અને કોમોમાં તેના વિરુદ્ધ હરામ સ્વરૂપોનો રિવાજ છે, જો સંશોધન કરવામાં આવે તો તેમની જિંદગીમાં ક્યાંય પણ સુકૂન નથી. પશુઓની જેમ કામચલાઉ ધોરણે વાસના સંતોષી લેવાનું નામ સુકૂન નથી હોઈ શકતું.

## લગ્નજીવનનો હેતુ સુકૂન (શાંતિ) છે જેના માટે પરસ્પર પ્રેમ, મહોબ્બત અને લાગણી જરૂરી છે :

આ આયતમાં પુરુષ અને સ્ત્રીના લગ્નજીવનનો હેતુ મનની શાંતિ ઠરાવવામાં આવ્યો છે અને એ ત્યારે જ શક્ય છે કે બંને પક્ષે એકબીજાના હકોને ઓળખે અને અદા કરે, નહિતર માત્ર હકોની માંગણીથી ઘરેલું ઝઘડાઓ શાંતિને બરબાદ કરી દેશે. આ હકોને અદા કરવા માટેનું એક સ્વરૂપ તો એ હતું કે તેના કાયદાઓ બનાવી દેવા અને તેના હુકમો લાગુ પાડવા ઉપર બસ કરવામાં આવ્યું હોત જેમકે બીજા લોકોના હકોના મા'મલામાં એવું જ કરવામાં આવ્યું છે કે એકબીજાના હકો મારવાને હરામ ઠરાવીને તેના ઉપર કઠોર ધમકીઓ સંભળાવવામાં આવી, સજાઓ નક્કી કરવામાં આવી, લાગણી અને હમદર્દીની શિખામણ આપવામાં આવી પરંતુ અનુભવ સાક્ષી છે કે માત્ર કાયદાઓ દ્વારા કોઈ કોમ મધ્યમ માર્ગ ઉપર લાવી શકાતી નથી, જ્યાં સુધી તેની સાથે અલ્લાહનો ડર ન હોય એટલા માટે સામાજિક વ્યવહારોમાં શરીઅતના હુકમો સાથે સંપૂર્ણ કુર્આનમાં દરેક સ્થળે اِتَّقُوااللّٰهَ અને وَاخۡشَوۡا વગેરેના શબ્દો તેની પૂર્ણતા સ્વરૂપે લાવવામાં આવ્યા છે.

પુરુષ અને સ્ત્રીના પરસ્પરના વ્યવહારોનું એવું સ્વરૂપ હોય છે કે તેમના પરસ્પરના હકો સંપૂર્ણ અદા કરવા ઉપર ન તો કોઈ કાયદો હાવી થઈ શકે છે અને ન જ કોઈ ન્યાયપાલિકા તેનો સંપૂર્ણ ન્યાય કરી શકે છે, એટલા માટે નિકાહના ખુત્બામાં રસૂલે કરીમ ﷺએ કુર્આને કરીમની તે આયતોને ચૂંટી કાઢી

છે જેમાં તકવા અને અલ્લાહનો ડર તથા આખિરતનું પ્રોત્સાહન છે કે તે જ વાસ્તવમાં પતિ–પત્ની વચ્ચે હકોનો જામિન બની શકે છે.

એના ઉપર એક વધારાનું ઈનામ અલ્લાહ તઆલાએ એ કર્યું કે લગ્નજીવનના હકોને માત્ર શરઈ અને કાયદાકીય ન રાખ્યું બલકે તેને સ્વાભાવિક અને પ્રાકૃતિક બનાવી દીધું, જે પ્રમાણે માતા પિતા અને અવલાદના પરસ્પરના હકોની સાથે પણ એવો જ વ્યવહાર કર્યો કે તેમના દિલોમાં સ્વાભાવિક રીતે એક એવી મહોબ્બત પેદા કરી દીધી કે માં બાપ પોતાના જીવથી વધારે પોતાની અવલાદની સુરક્ષા કરવા મજબૂર છે અને એ જ રીતે અવલાદના દિલોમાં એક સ્વાભાવિક મહોબ્બત માતા પિતાની રાખવામાં આવી છે. આ જ મા'મલો પતિ પત્ની વિશે પણ કરવામાં આવ્યો, આથી ઈરશાદ થયો وَجَعَلَ بَيْنَكُمْ مَّوَدَّةً وَّرَحْمَةً એટલે કે, અલ્લાહ તઆલાએ પતિ પત્ની વચ્ચે માત્ર શરઈ અને કાયદાકીય સંબંધ જ નથી રાખ્યો બલકે તેમના દિલોમાં લાગણી અને હમદર્દી ભરી દીધી. وُدّ અને مَوَدَّتٌ ના શબ્દનો અર્થ "ચાહવું" થાય છે જેનું ફળ મહોબ્બત અને પ્રેમ છે. અહીંયાં અલ્લાહ તઆલાએ બે શબ્દો અપનાવ્યા, એક مَوَدَّتٌ (મવદ્દત) અને બીજો رَحْمَتٌ (રહમત); શક્ય છે કે એમાં ઈશારો તે તરફ હોય કે મવદ્દતનો સંબંધ યુવાનીના તે સમય સાથે હોય છે જેમાં બંને પક્ષે ઈચ્છાઓ એકબીજાથી મહોબ્બત અને પ્રેમ ઉપર મજબૂર કરે છે અને ઘડપણમાં જ્યારે આ આવેગો સમાપ્ત થઈ જાય છે તો પરસ્પર દયા અને કૃપા સ્વાભાવિક બની જાય છે.

*(કમા ઝિક્રુહુ કુર્તુબી અનલ બઅ્દ)*

ત્યાર પછી ફરમાવ્યું, اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ એટલે કે, તેમાં ઘણી બધી નિશાનીઓ છે તે લોકો માટે જેઓ ચિંતન અને મનન કરે છે, અત્રે વર્ણન તો એક નિશાનીનું કરવામાં આવ્યું છે અને તેના અંતે તેને આયત અને નિશાનીઓ કહી. કારણ એ છે કે લગ્નજીવનનો સંબંધ જેનું વર્ણન કરવામાં આવ્યું તેના વિવિધ પાસાંઓ ઉપર તેનાથી પ્રાપ્ત થનાર દીની અને દુનિયવી લાભો ઉપર દૃષ્ટિ કરવામાં આવે તો એક નહીં ઘણી બધી નિશાનીઓ છે.

**(૩) કુદરતની ત્રીજી નિશાની :**

આસમાન અને જમીનની ઉત્પત્તિ અને મનુષ્યના વિવિધ વર્ગોની

ભાષાઓ અને તેમના બોલચાલની વિવિધ પદ્ધતિ હોવું અને વિવિધ વર્ગોના વિવિધ પ્રકારના રંગોની વિશેષતા છે કે અમુક સફેદ છે, અમુક કાળા, અમુક લાલ, અમુક પીળા. તેમાં આસમાન અને પૃથ્વીનું સર્જન તો કુદરતના મહાનતમ્ આશ્ચર્યોમાંથી છે જ, મનુષ્યોની વિવિધ પ્રકારની ભાષાઓ હોવી પણ એક વિસ્મયકારી કુદરતનો કરિશ્મો છે. ભાષાઓની વિવિધતામાં શબ્દાર્થનું ભિન્ન ભિન્ન હોવું પણ સામેલ છે. અરબી, ફારસી, હિન્દી, તૂર્કી, અંગ્રેજી વગેરે વિવિધ પ્રકારની કેટલીય ભાષાઓ છે જે વિવિધ પ્રદેશોમાં પ્રચલિત છે અને એકબીજાથી અમુક તો એવી અલગ છે કે તેમની વચ્ચે કોઈ પરસ્પર સંબંધ કે મેળ પણ નથી જણાતો અને આ ભાષાની વિવિધતામાં ઉચ્ચારની વિવિધતા પણ સામેલ છે કે અલ્લાહ તઆલાની કુદરતે દરેક મનુષ્યના અવાજને એવો વિવિધતાસભર બનાવ્યો કે પુરુષ હોય કે સ્ત્રી, બાળક હોય કે વૃદ્ધ એકનો અવાજ કોઈ બીજા વ્યક્તિના અવાજથી બિલકુલ હુબહુ સંપૂર્ણ રીતે ક્યારેય મળતો આવતો નથી, કંઈને કંઈ તફાવત જરૂર રહે છે, જ્યારે કે આ અવાજના યંત્રો જીભ, હોઠ, સ્વરપેટી, તાળવું દરેક વ્યક્તિમાં સમાન છે. تَبَارَکَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ

એ જ પ્રમાણે વાન (રંગ)નો પણ ફરક છે કે એક જ માં બાપથી, એક જ પ્રકારની પરિસ્થિતિઓમાં બે બાળકો વિવિધ રંગના પેદા થાય છે, આ તો સર્જનની કારીગીરીનો કમાલ હતો. આગળ ભાષાઓ અને બોલચાલની લઢણની ભિન્નતા; એ જ પ્રમાણે મનુષ્યના રંગ વિવિધ હોવામાં કેવી કેવી હિકમતો છુપાયેલી છે તેનું વર્ણન ખૂબ લાંબું છે અને ઘણી બધી હિકમતોમાં જો મા'મૂલી ચિંતન અને મનન કરવામાં આવે તો સમજી લેવું મુશ્કેલ નથી, કુદરતની આ નિશાનીઓમાં વિવિધ વસ્તુઓ આસમાન, જમીન, વિવિધ ભાષાઓ, વિવિધ વાન અને તેના સંદર્ભમાં અન્ય ઘણી બધી કુદરત અને હિકમતની નિશાનીઓ ઉપસ્થિત છે અને તે કેવી સ્પષ્ટ અને ખુલ્લી છે કે કોઈ લાંબો કે ઊંડો વિચાર કે ચિંતન કરવાની આવશ્યકતા પણ નથી, દરેક દષ્ટિવાળો તેને જોઈ શકે છે એટલા માટે તેના અંતે ઈરશાદ ફરમાવ્યો, اِنَّ فِیْ ذٰلِکَ لَاٰیٰتٍ لِّلْعٰلَمِیْنَ એટલે કે, તેમાં ઘણી બધી નિશાનીઓ છે સમજણ રાખનારાઓ માટે.

### (૪) કુદરતની ચોથી નિશાની :

માનવીનું રાત્રે સૂવું અને દિવસે સૂવું એ જ પ્રમાણે તેમની રોજીનું રાત્રે

તલાશ કરવું અને દિવસે. આ આયતમાં તો ઊંઘને પણ બંનેમાં વર્ણન કર્યું છે અને રોજીની શોધખોળને પણ અને અમુક બીજી આયતોમાં ઊંઘને માત્ર રાત્રિમાં અને રોજીની શોધખોળને દિવસમાં હોવાનું બતાવ્યું છે, કારણ એ છે કે રાતમાં મૂળ કામ ઊંઘવાનું છે અને અમુક રોજીની શોધખોળ પણ ચાલતી રહે છે અને દિવસમાં તેનાથી વિપરીત મૂળ કામ રોજીની શોધખોળનું છે અને અમુક આરામ કરવાનો પણ સમય મળી જાય છે એટલા માટે બંને વાતો પોતપોતાની જગ્યાએ સાચી છે. અમુક તફસીરકારોએ તા'વીલ કરીને આ આયતમાં પણ ઊંઘને રાત્રિ સાથે અને રોજીની શોધખોળને દિવસ સાથે જોડીને બતાવ્યું છે પરંતુ એવી તા'વીલની જરૂરત નથી.

## સૂવું અને રોજીની શોધખોળ કરવી ઝુહ્દ (Asceticism) અને તવક્કુલ (અલ્લાહ ઉપર જ ભરોસો રાખવા)ની વિરોધી બાબત નથી :

આ આયતમાં સાબિત થયું કે સૂવાના સમયે સૂવું અને જાગવાના સમયે રોજીની શોધખોળ કરવી મનુષ્યની પ્રકૃતિ બનાવવામાં આવી છે અને તે બંને વસ્તુઓનું પ્રાપ્ત કરવું માનવનિર્મિત કારણો અથવા વિશિષ્ટતાઓના તા'બે નથી બલકે વાસ્તવમાં આ બંને વસ્તુઓ માત્ર અને માત્ર અલ્લાહનું અર્પણ કરેલ ઈનામ છે, જેમકે રાત-દિવસનો સાક્ષાત્કાર થાય છે કે અમુક દિવસે ઊંઘ અને આરામમાં સૌથી ઉત્તમમાં ઉત્તમ સામાન ભેગો કરી લીધા છતાં ઊંઘ નથી આવતી, અમુક સમયે ડૉક્ટરની ગોળીઓ પણ ઊંઘ લાવવામાં નિષ્ફળ થઈ જાય છે અને જેને માલિક ઇચ્છે છે ખુલ્લી જમીન ઉપર તડકા અને ગરમીમાં ઊંઘ અર્પણ કરી દે છે.

એ જ પરિસ્થિતિ રોજીની પ્રાપ્તિની છે જે રાત-દિવસ જોવા મળે છે કે બે વ્યક્તિ સરખું જ્ઞાન અને સમાન બુદ્ધિવાળા, સરખી મહેનત કરનારા અને રોજીની પ્રાપ્તિ માટે એકસમાન કામ લઈને બેઠા છે, એક પ્રગતિ કર્યે જાય છે, બીજો ત્યાંનો ત્યાં જ રહી જાય છે. અલ્લાહ તઆલાએ દુનિયાને કાર્ય-કારણનું "દારુલ અસ્બાબ" ઘણી હિકમત અને મસ્લિહતથી બનાવ્યું છે એટલા માટે રોજીની શોધખોળ ભૌતિક કારણો દ્વારા જ જરૂરી છે પરંતુ બુદ્ધિનું કામ એ છે કે વાસ્તવિકતાના પરિચયથી છેટા ન રહે, તે કારણોને કારણો જ સમજે અને અસલ રોજી આપનારો રાઝિક તે કારણો બનાવનારને જ સમજે.

આ "આયતે કુદરત"ના અંતે إِنَّ فِي ذَٰلِكَ لَآيَاتٍ لِّقَوْمٍ يَسْمَعُونَ ઈરશાદ ફરમાવ્યો, એટલે કે તેમાં તે લોકો માટે ઘણી બધી નિશાનીઓ છે જેઓ વાતને ધ્યાનથી સાંભળે છે. તેમાં સાંભળવા ઉપર આધાર રાખવાનું કારણ કદાચ એ હોય કે જોવા જઈએ તો ઊંઘ તો આપમેળે આવી જતી હોય છે જ્યારે મનુષ્ય થોડો આરામની જગ્યા કરીને સૂઈ જાય, એ જ પ્રમાણે રોજીની પ્રાપ્તિ મહેનત, મજૂરી, વેપાર વગેરે દ્વારા થઈ જાય છે એટલા માટે કુદરતના હાથનું કાર્યસાધકપણું જાહેર દૃષ્ટિથી અદૃષ્ય રહે છે, તે અલ્લાહના સંદેશ લાવનારા અંબિયા (અલૈ.) બતાવે છે એટલા માટે ફરમાવ્યું કે આ નિશાનીઓ તેઓ માટે જ કામની હોય છે જેઓ વાતને ધ્યાન આપીને સાંભળે છે અને જ્યારે સમજમાં આવી જાય તો સ્વીકાર કરી લે છે, હઠધર્મી અને જીદ કરતા નથી.

## (૫) કુદરતની પાંચમી નિશાની :

કુદરતની પાંચમી નિશાની એ છે કે અલ્લાહ તઆલા મનુષ્યોને વીજળીના ચમકારાઓ બતાવે છે જેમાં તેના પડવાનો અને નુકસાન પહોંચવાનો ભય પણ હોય છે અને તેના પછી વરસાદની આશા પણ; અને પછી વરસાદ ઉતારે છે અને તે સુક્કી નિર્જીવ જમીનને સજીવન અને હરિયાળી કરીને તેમાં વિવિધ પ્રકારના વૃક્ષો અને ફળફૂલ ઉગાડે છે, તેના અંતે ફરમાવ્યું, إِنَّ فِي ذَٰلِكَ لَآيَاتٍ لِّقَوْمٍ يَعْقِلُونَ એટલે કે, તેમાં બુદ્ધિશાળીઓ માટે ઘણી બધી નિશાનીઓ છે, કારણ કે વીજળી અને વરસાદ તથા તેના દ્વારા પ્રાપ્ત થનાર વનસ્પતિ અને ફળફૂલનું સર્જન અલ્લાહ તઆલા તરફથી હોવું બુદ્ધિ અને હિકમત દ્વારા જ સમજી શકાય છે.

## (૬) કુદરતની છટ્ઠી નિશાની :

કુદરતની છટ્ઠી નિશાની એ છે કે આસમાનો અને જમીનનું ટકી રહેવું અલ્લાહના જ હુકમથી છે અને જ્યારે તેનો હુકમ એ હશે કે આ વ્યવસ્થાને તોડીફોડી નાંખવામાં આવે તો આ બધી મજબૂત સ્થાયી વસ્તુઓ જેમાં હજારો વર્ષો ચાલ્યા પછી પણ કોઈ નુકસાન અથવા ખલેલ નથી આવતો એક ક્ષણવારમાં તૂટીફૂટીને નષ્ટ થઈ જશે અને પછી અલ્લાહ તઆલાના જ હુકમથી ફરીવાર બધા મુરદાઓ સજીવન થઈને મેદાને હશ્રમાં એકઠા થઈ જશે.

આ કુદરતની છટ્ઠી નિશાની વાસ્તવમાં પ્રથમ બધી નિશાનીઓનો ખુલાસો

અને હેતુ છે, તેને જ સમજાવવા માટે તેની પ્રથમ પાંચ આયતો વર્ણન કરવામાં આવી છે અને ત્યારબાદ કેટલીય આયતો સુધી આ વિષય વર્ણન કર્યો છે.

لَـهُ الْـمَثَـلُ الْاَعْلٰى માં શબ્દ مَثَلُ (મષલ) બ ફત્હે મ અને ثَاءُ દરેક એવી વસ્તુ માટે બોલવામાં આવે છે જેમાં બીજાઓથી કંઈક સરખાપણું હોય અને મળતું આવતું હોય, બિલકુલ તેના જેવું જ હોવું તેના ભાવાર્થમાં સામેલ નથી એટલા માટે અલ્લાહ તઆલા માટે مَثَـــــــلُ હોવું તો કુર્આનમાં કેટલીય જગ્યાએ આવ્યું છે, અહીંયાં બીજા સ્થળે ફરમાવ્યું, مَثَـلُ نُوْرِهٖ كَمِشْكٰوة પરંતુ مَثَلُ (મષલ) અને مِثَالُ (મિષાલ)થી અલ્લાહ તઆલાની જાતપાક વરાઉલ વરાઅ્ (Completely beyond resemblance–જેનો કોઈ જોડીદાર હોવાની કલ્પના સુદ્ધાં ન કરી શકાય એવો મહાન) છે.

---

## આયતો : (સૂરએ રૂમ : આયત નં. ૨૮ થી ૪૦)

ضَرَبَ لَكُمْ مَّثَلًا مِّنْ اَنْفُسِكُمْ ؕ هَلْ لَّكُمْ مِّنْ مَّا مَلَكَتْ اَيْمَانُكُمْ مِّنْ شُرَكَآءَ فِيْ مَا
رَزَقْنٰكُمْ فَاَنْتُمْ فِيْهِ سَوَآءٌ تَخَافُوْنَهُمْ كَخِيْفَتِكُمْ اَنْفُسَكُمْ ؕ كَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ
لِقَوْمٍ يَّعْقِلُوْنَ ﴿۲۸﴾ بَلِ اتَّبَعَ الَّذِيْنَ ظَلَمُوْۤا اَهْوَآءَهُمْ بِغَيْرِ عِلْمٍ ۚ فَمَنْ يَّهْدِيْ
مَنْ اَضَلَّ اللّٰهُ ؕ وَمَا لَهُمْ مِّنْ نّٰصِرِيْنَ ﴿۲۹﴾ فَاَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ حَنِيْفًا ؕ فِطْرَتَ اللّٰهِ
الَّتِيْ فَطَرَ النَّاسَ عَلَيْهَا ؕ لَا تَبْدِيْلَ لِخَلْقِ اللّٰهِ ؕ ذٰلِكَ الدِّيْنُ الْقَيِّمُ ۙ وَلٰكِنَّ
اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿۳۰﴾ مُنِيْبِيْنَ اِلَيْهِ وَاتَّقُوْهُ وَاَقِيْمُوا الصَّلٰوةَ وَلَا
تَكُوْنُوْا مِنَ الْمُشْرِكِيْنَ ﴿۳۱﴾ مِنَ الَّذِيْنَ فَرَّقُوْا دِيْنَهُمْ وَكَانُوْا شِيَعًا ؕ كُلُّ حِزْبٍۢ
بِمَا لَدَيْهِمْ فَرِحُوْنَ ﴿۳۲﴾ وَاِذَا مَسَّ النَّاسَ ضُرٌّ دَعَوْا رَبَّهُمْ مُّنِيْبِيْنَ اِلَيْهِ ثُمَّ اِذَآ
اَذَاقَهُمْ مِّنْهُ رَحْمَةً اِذَا فَرِيْقٌ مِّنْهُمْ بِرَبِّهِمْ يُشْرِكُوْنَ ﴿۳۳﴾ لِيَكْفُرُوْا بِمَآ اٰتَيْنٰهُمْ ؕ
فَتَمَتَّعُوْا ۥ وقفة فَسَوْفَ تَعْلَمُوْنَ ﴿۳۴﴾ اَمْ اَنْزَلْنَا عَلَيْهِمْ سُلْطٰنًا فَهُوَ يَتَكَلَّمُ بِمَا

كَانُوْا بِهٖ يُشْرِكُوْنَ ﴿٣٥﴾ وَ اِذَآ اَذَقْنَا النَّاسَ رَحْمَةً فَرِحُوْا بِهَا ؕ وَ اِنْ تُصِبْهُمْ سَيِّئَةٌۢ

بِمَا قَدَّمَتْ اَيْدِيْهِمْ اِذَا هُمْ يَقْنَطُوْنَ ﴿٣٦﴾ اَوَلَمْ يَرَوْا اَنَّ اللّٰهَ يَبْسُطُ

الرِّزْقَ لِمَنْ يَّشَآءُ وَ يَقْدِرُ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٣٧﴾ فَاٰتِ

ذَا الْقُرْبٰى حَقَّهٗ وَ الْمِسْكِيْنَ وَ ابْنَ السَّبِيْلِ ؕ ذٰلِكَ خَيْرٌ لِّلَّذِيْنَ يُرِيْدُوْنَ

وَجْهَ اللّٰهِ ۫ وَ اُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿٣٨﴾ وَ مَآ اٰتَيْتُمْ مِّنْ رِّبًا لِّيَرْبُوَا۠ فِيْۤ اَمْوَالِ

النَّاسِ فَلَا يَرْبُوْا عِنْدَ اللّٰهِ ۚ وَ مَآ اٰتَيْتُمْ مِّنْ زَكٰوةٍ تُرِيْدُوْنَ وَجْهَ اللّٰهِ

فَاُولٰٓئِكَ هُمُ الْمُضْعِفُوْنَ ﴿٣٩﴾ اَللّٰهُ الَّذِيْ خَلَقَكُمْ ثُمَّ رَزَقَكُمْ ثُمَّ يُمِيْتُكُمْ ثُمَّ يُحْيِيْكُمْ ؕ

هَلْ مِنْ شُرَكَآئِكُمْ مَّنْ يَّفْعَلُ مِنْ ذٰلِكُمْ مِّنْ شَيْءٍ ؕ سُبْحٰنَهٗ وَ تَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ﴿٤٠﴾ ع

## તરજુમો :

*તમને એક દષ્ટાંત તમારા અંદરથી બતાવ્યું, જુઓ જે તમારા હાથનો માલ (ગુલામ) છે તેમનામાંથી અમારી આપેલી રોજીમાં તમારો કોઈ ભાગીદાર છે કે તમે બધા તેમાં સમાન હોય (અને) તેમનાથી (એવા) ડરવા લાગો જેવી રીતે કે પોતાના(ભાગવાળા)ઓનો ભય રાખો છો ? આ રીતે અમે સ્પષ્ટ નિશાનીઓ તે લોકો માટે વર્ણન કરીએ છીએ જેઓ સમજે છે. (૨૮) બલકે આ અન્યાયીઓ પોતાની મનેચ્છાઓ ઉપર વિના સમજ્યે ચાલે છે, બસ કોણ સમજાવે જેને અલ્લાહે ભટકાવ્યો અને તેમનો કોઈ મદદગાર નથી. (૨૯) બસ તમે દીન ઉપર પોતાનું મુખ એક તરફના થઈને સીધું રાખો, તે જ અલ્લાહની ફિતરત જેના ઉપર લોકો (માનવજાત)ને બનાવ્યા, અલ્લાહના સર્જનમાં બદલાવ નથી, આ જ સીધો દીન છે અને પરંતુ ઘણા લોકો સમજતા નથી. (૩૦) સૌ તેના તરફ શરણે થઈને અને તેનાથી ડરતા રહો અને નમાઝ કાયમ રાખો અને શિર્ક કરનારાઓમાંના ન થાઓ. (૩૧) જેમણે પોતાના દીનમાં ફૂટ નાંખી અને તેમનામાં ઘણા ફિરકા થઈ ગયા, દરેક ફિરકો જે તેની પાસે છે તેના ઉપર હરખાય છે. (૩૨) અને જ્યારે લોકોને કંઈ કઠણાઈ*

*પહોંચે છે તો પોતાના પરવરદિગારને તેના તરફ શરણે થઈને પોકારે, પછી જ્યારે તેમને પોતાના તરફથી કંઈ રહમત ચખાડી તે જ સમયે તેમનામાં એક વર્ગ પોતાના પરવરદિગારનો ભાગીદાર બતાવવા લાગ્યા. (૩૩) કે અમારા આપેલાથી ઈન્કારી થઈ જાય, બસ મજા ઉડાવી લો હવે આગળ જાણી લેશો ! (૩૪) શું અમે તેમના ઉપર કોઈ સનદ ઊતારી છે કે તે એવું બોલી રહી છે જે આ (અલ્લાહના) ભાગીદાર બતાવે છે ! (૩૫) અને જ્યારે અમે લોકોને કંઈક રહમત ચખાડીએ તેના ઉપર ફુલ્યા નથી સમાતા અને જો તેમના ઉપર કંઈ બુરાઈ પોતાના હાથોથી મોકલેલા ઉપર આવી પડે તો આશા તોડી બેસે. (૩૬) શું જોઈ ચૂક્યા નથી કે અલ્લાહ રોજીને જેના ઉપર ઈચ્છે ફેલાવી દે છે અને જેને ઈચ્છે માપીને આપે છે, તેમાં તે લોકો માટે નિશાનીઓ છે જેઓ ઈમાન રાખે છે. (૩૭) બસ તમે નિકટના સંબંધીઓને તેમનો હક આપો અને મોહતાજને અને મુસાફરને આ તેમના માટે ઉત્તમ છે જેઓ અલ્લાહની ખુશીના ચાહક છે અને તે જ સફળતા પામનારા છે. (૩૮) અને જે વ્યાજ ઉપર આપો છો કે લોકોના માલમાં વધતું રહે; બસ તે અલ્લાહના ત્યાં વધતું નથી અને જે ઝકાત (વગેરે શુદ્ધ હૃદયે) ઈરાદાપૂર્વક અલ્લાહની ખુશી માટે આપો છો બસ તે જ છે જેના બમણા થયા. (૩૯) અલ્લાહ તે જ છે જેણે તમને બનાવ્યા, પછી તમને રોજી આપી, પછી તમને મોત આપે છે, પછી તમને જીવાડશે, કોઈ છે તમારા (ઉપજાવી કાઢેલા અલ્લાહના) ભાગીદારોમાંથી જે આ કામોમાંથી એક કામ કરી શકે ? તે નિરાલો છે અને ઘણો ઉચ્ચ છે તેનાથી કે ભાગીદાર બતાવો છો. (૪૦)*

## તફસીર :

અલ્લાહ (શિર્કને નીંદાપાત્ર અને જૂઠું સાબિત કરવા માટે) તમને એક આશ્ચર્યજનક વિષય તમારી જ પરિસ્થિતિઓમાંથી વર્ણન કરે છે (અને તે એ કે વિચાર કરો) શું તમારા ગુલામોમાંથી કોઈ વ્યક્તિ તમારા તે માલમાં જે અમે તમને આપ્યો છે ભાગીદાર છે કે તમે અને તે (અધિકારોના આધારે) તેમાં સમાન હોય જેનો તમે (ખર્ચ કરતી વખતે) એવો વિચાર કરો છો જેમકે પોતાના પરસ્પર(ના ભાગીદાર અને આઝાદ હિસ્સેદારનો) વિચાર કર્યા કરો છો (અને તેમનાથી પરવાનગી લઈને ખર્ચ કરો છો અથવા ઓછામાં ઓછું તેના વિરોધનો

સંદેહ જ રહેતો હોય છે અને દેખીતું છે કે ગુલામ આ રીતે ભાગીદાર નથી હોતો, બસ જ્યારે તમારા ગુલામો જે માનવોની જ પ્રજાતિ છે અને ઘણી બધી વસ્તુઓમાં તમારા ભાગીદાર છે અને તમારા જેવા છે તફાવત માત્ર એક વસ્તુમાં છે કે તમે માલ દોલતના માલિક છો અને તે નથી, તે છતાં જ્યારે તે તમારા ખાસ ખર્ચ કરવાના અર્થમાં તમારો ભાગીદાર નથી બની શકતો તો તમારા ઠરાવવામાં આવેલ જૂઠા મઅ્બૂદો કે જે અલ્લાહ તઆલાના ગુલામ છે અને કોઈ વ્યક્તિગત વિશિષ્ટતા અથવા સિફતોમાં અલ્લાહ તઆલાના સમકક્ષ નથી, બલકે અમુક તો તેમનામાં પણ અલ્લાહ તઆલાની કારીગીરી છે, આ મઅ્બૂદો અલ્લાહ તઆલાના ખાસ મઅ્બૂદ તરીકેના હકમાં કઈ રીતે તેની સાથે ભાગીદાર થઈ શકે છે ? અને અમે જે પ્રમાણે આ દલીલ સંપૂર્ણ રીતે શિર્કના રદિયાની વર્ણન કરી) અમે એ જ પ્રમાણે સમજદારો માટે દલીલો સાફ સાફ વર્ણન કરતા રહીએ છીએ (અને તકાદો એ હતો કે તે લોકો સત્યનું અનુસરણ અપનાવે અને શિર્કને છોડી દે પરંતુ તેઓ સત્યનું અનુસરણ કરતા નથી) બલકે આ જાલિમોએ વિના (કોઈ સાચી) દલીલ(ના માત્ર) પોતાના (જૂઠા) વિચારોનું અનુસરણ કરી રાખ્યું છે, બસ જેને (તેમની હઠધર્મી અને દુશ્મનાવટ તથા જૂઠ ઉપર હઠાગ્રહના કારણે) અલ્લાહ તઆલા (જ) ગુમરાહ કરે તેને કોણ માર્ગ ઉપર લાવે ? (તેનો મકસદ એ નથી કે તે મા'ઝૂર છે, બલકે રસૂલે કરીમ ﷺને દિલાસો આપવા માટે છે કે આપ ﷺ દિલગીર ન થાઓ, તમારું જે કાર્ય હતું તે તમે કરી ચૂક્યા અને જ્યારે આ માર્ગ ભટકેલાઓને અઝાબ થવા લાગશે તો) તેમનો કોઈ હિમાયતી હશે નહીં (અને જ્યારે ઉપરના વિષયોથી તવહીદની વાસ્તવિકતા સ્પષ્ટ થઈ ગઈ) તો (શ્રોતાઓમાંથી દરેકે દરેક વ્યક્તિથી કહેવામાં આવે છે કે) તમે (જૂઠા ધર્મોથી) એકબાજુએ હટીને પોતાનું મુખ આ (સત્ય) દીન તરફ રાખો (અને બધા જ લોકો) અલ્લાહની આપેલી કાબેલિયતનું અનુસરણ કરો જે (કાબેલિયત) ઉપર અલ્લાહ તઆલાએ લોકોને પેદા કર્યા છે (મતલબ કે અલ્લાહની ટેવ એ છે કે અલ્લાહ તઆલાએ દરેક વ્યક્તિમાં સ્વાભાવિક રીતે જ એ ક્ષમતા રાખી છે કે જો સત્યને સાંભળવા અને સમજવા ઈચ્છે તો તે સમજમાં આવી જાય છે અને તેના અનુસરણનો હેતુ એ છે કે આ ક્ષમતા અને કાબેલિયતથી કામ લે અને તેના તકાદા ઉપર અમલ કરે, મતલબ કે આ સ્વાભાવિક લક્ષણનું અનુસરણ કરવું જોઈએ)

અને આ અલ્લાહ તઆલાની પેદા કરેલી વસ્તુને જેના ઉપર તેણે બધા મનુષ્યોને પેદા કર્યા છે બદલવી ન જોઈએ, બસ સીધો (માર્ગ) દીન(નો) આ જ છે પરંતુ ઘણા લોકો (તેને વિચાર ન કરવાના કારણે) નથી જાણતા (એટલા માટે તેનું અનુસરણ નથી કરતા, મતલબ કે) તમે અલ્લાહના તરફ રુજૂઅ્ (શરણે) થઈને અલ્લાહની ફિતરતે ઈલાહિયાનું અનુસરણ કરો અને તે(નો વિરોધ કરવાથી અને વિરોધના કારણે અઝાબ)થી ડરો અને (ઈસ્લામ સ્વીકાર કરીને) નમાઝની પાબંદી કરો (જે તવહીદની અમલી જાહેરાત છે) અને શિર્ક કરનારાઓમાંથી ન રહો, જે લોકોએ પોતાના દીનના ટૂકડે ટૂકડા કરી દીધા (એટલે કે સત્ય તો એક જ હતું અને જૂઠ ઘણા બધા હોય છે તેમણે સત્યને છોડી દીધું અને જૂઠના વિવિધ માર્ગો અપનાવી લીધા, આ દીનના ટૂકડા ટૂકડા કરવા કહેવાય છે કે એકે એક માર્ગ લઈ લીધો, બીજાએ બીજો) અને ઘણા બધા (વિવિધ) વર્ગો થઈ ગયા (અને જો સત્ય ઉપર રહ્યા હોત તો એક જૂથ હોત અને તે છતાં કે તે સત્યને છોડી દેનારાઓમાં બધા તરીકા ખોટા છે પરંતુ તો પણ અજ્ઞાનતાના કારણે તેમનામાં) દરેક જૂથ પોતાના એ તરીકા ઉપર ખુશ છે જે તેમની પાસે છે અને (જે તવહીદ તરફ અમે બોલાવીએ છીએ તેનો ઈન્કાર અને વિરોધ કરવા છતાં લાચારીના સમયે સામાન્ય રીતે લોકોની હાલત અને નિવેદનથી તેની જાહેરાતનો સ્વીકાર પણ કરવા લાગે છે જેનાથી તવહીદનો વિષય સ્વાભાવિક હોવાનું સમર્થન થાય છે એટલા માટે સાક્ષાત્કાર કરી શકાય છે કે) જ્યારે લોકોને તકલીફ પહોંચે છે (તે વખતે બેકરાર થઈને) પોતાના (હકીકી) પરવરદિગારની એ જ રીતે શરણે જઈને પોકારવા લાગે છે (અને બધા મઅ્બૂદોને છોડી દે છે પરંતુ) પછી (નિકટમાં જ એવી હાલત થઈ જાય છે કે) જ્યારે અલ્લાહ તઆલા તેમને પોતાના તરફથી કંઈ મહેરબાનીની મજા ચખાડી આપે છે તો બસ તેમનામાંથી અમુક લોકો (પછી) પોતાના પરવરદિગારની સાથે શિર્ક કરવા લાગે છે (જેનો ખુલાસો એ છે કે) અમે જે (આરામ અને રાહત) તેમને આપી છે તેની નાશુક્રી કરે છે (જે બૌદ્ધિક રીતે પણ સૂગપાત્ર છે) બસ (ખૈર) અમુક દિવસ હજુ મજા પ્રાપ્ત કરી લો, પછી નિકટમાં જ તમે (વાસ્તવિકતા) જાણી લેશો (અને આ લોકો જે શિર્ક કરે છે ખાસ કરીને તવહીદના સ્વીકાર પછી, તો પહેલાથી કોઈ પૂછે કે તેનું શું કારણ છે) તો શું અમે તેમના ઉપર કોઈ સનદ (એટલે કે કોઈ કિતાબ) નાઝિલ કરી છે કે તે તેમને મારી

સાથે શિર્ક કરવાનું કહી રહી છે ? (એટલે કે તેમની પાસે તેની કોઈ લેખિત દલીલ પણ નથી અને બૌદ્ધિક અને તાર્કિક રીતે પણ તે કૃત્ય ખોટું હોવાનું પોતે તેમની લાચારીમાં સ્વીકાર કરવાની પરિસ્થિતિથી જાહેર થઈ જાય છે, બસ ખોટું એ ખોટું ઠરે છે) અને (આગળ પ્રસ્તુત વિષયની પૂર્ણતા છે અને તે એ છે કે) અમે જ્યારે (તે) લોકોને અમુક મહેરબાનીની મજા ચખાડી આપીએ છીએ તો એ તેનાથી (એ પ્રમાણે) ખુશ થાય છે (કે ખુશીમાં મસ્ત થઈને શિર્ક કરવા લાગે છે, જેમકે ઉપર વર્ણન થયું) અને જો તેમના (દુષ્ટ) કર્મોના બદલામાં જે પહેલાં પોતાના હાથોએ કરી ચૂક્યા છે તેમના ઉપર કોઈ મુસીબત આવી પડે છે તો બસ તે લોકો હતાશ થઈ જાય છે (આ સ્થળે વિચાર કરવાથી જાણ થાય છે કે આ ઉપસંહારનો મૂળ હેતુ પ્રથમ વાક્ય اِذَا اَذَقْنَا النَّاسَ માં તેમના શિર્કમાં સંડોવાવાનું કારણ અય્યાશીના નશામાં ચકચૂર અને ગાફેલ હોવું પ્રસ્તુત છે. બીજું વાક્ય માત્ર મુકાબલાની યોગ્યતાના કારણે વર્ણન કરવામાં આવ્યું છે કે તે બંને પરિસ્થિતિઓથી એટલી વાત સાબિત થાય છે કે તેનો સંબંધ અલ્લાહ તઆલાથી ઘણો ઓછો અને કમજોર છે, થોડું થોડું આ જ વસ્તુ તે સંબંધને ભૂલાવી દે છે. આગળ તેની જ બીજી દલીલ છે કે આ લોકો જે શિર્ક કરે છે તો) શું તેમને એ ખબર નથી કે અલ્લાહ તઆલા જેને ચાહે વધારે રોજી આપે છે અને જેને ચાહે ઓછી આપે છે (અને મુશ્રિકો સમીપ આ સ્વીકાર્ય પણ હતું કે રોજીનું વધવું અથવા ઘટવું વાસ્તવમાં અલ્લાહનું જ કામ છે وَلَئِنْ سَاَلْتَهُمْ مَّنْ نَّزَّلَ مِنَ السَّمَآءِ مَآءً فَاَحْيَا بِهِ الْاَرْضَ مِنْ بَعْدِ مَوْتِهَا لَيَقُوْلُنَّ اللّٰهُ) એ(બાબત)માં (પણ તવહીદની) નિશાનીઓ છે તે લોકો માટે જેઓ ઈમાન રાખે છે (એટલે કે તેઓ સમજે છે અને બીજાઓ પણ સમજી શકે છે, કારણ કે જે વ્યક્તિ એવો શક્તિશાળી હશે ઈબાદતનો હકદાર તે જ હશે), પછી (જ્યારે તવહીદની દલીલોમાં જાણ થઈ કે રોજી આપવી અલ્લાહના જ કબ્જામાં છે અને તેના જ તરફથી છે તો તેનાથી એક વાત બીજી પણ સાબિત થઈ કે કંજૂસાઈ કરવી નીંદનીય છે, કારણ કે કંજૂસાઈ કરવાથી જેટલી રોજી નસીબમાં છે તેનાથી વધારે નથી મળી શકતી એટલા માટે નેક કાર્યોમાં ખર્ચ કરવાથી કંજૂસાઈ ન કર્યા કરો બલકે) નિકટનાઓને તેમનો હક આપ્યા કરો અને (એ જ પ્રમાણે) મિસ્કીન અને મુસાફરોને (તેમના હકો આપ્યા કરો જેની વિગત શરીઅતની દલીલોથી જાણી શકાય છે) આ તે લોકો માટે ઉત્તમ છે જેઓ અલ્લાહની ખુશીના

ઇચ્છુક છે અને એવા જ લોકો સફળતા પામનારા છે અને (અમે જે આ શરત લગાવી કે આ વિષય ઉત્તમ છે તે લોકો માટે જેઓ અલ્લાહની ખુશીના તલબગાર હોય તેનું કારણ એ છે કે અમારા સમીપ સદંતર બધો માલ ખર્ચ કરી આપવો સફળતાનું કારણ નથી બલકે તેનો કાયદો એ છે કે) જે વસ્તુ તમે (દુનિયાના હેતુથી ખર્ચ કરશો, દાખલા તરીકે કોઈ વસ્તુ એ હેતુથી કોઈને) આપશો કે તે લોકોના માલમાં (સામેલ થઈને એટલે કે તેમની મિલકત અને કબ્જામાં) પહોંચીને (તમારા માટે) વધારે થ(ઈને આવ)શે (જેમકે નોંતરું અને લગ્નપ્રસંગોના મોટા ભાગે આ જ હેતુથી વ્યવહાર આપવામાં આવે છે કે તે વ્યક્તિ અમારા પ્રસંગ ઉપર કંઈક વધારે ઉમેરીને આપશે) તો એ અલ્લાહ તઆલા નજીક વધતું નથી (કારણ કે અલ્લાહ નજીક પહોંચવું અને વધવું તે માલની સાથે ખાસ છે જે અલ્લાહની ખુશી માટે ખર્ચ કરવામાં આવે, જેમકે આગળ આવે છે અને હદીષમાં છે કે એ تَمْرَةً مَقْبُوْلَةً ઉહદ પહાડથી પણ વધારે વધી જાય છે અને તેનાથી વિપરીત ઉપરોક્ત વ્યવહારોમાં આ નિય્યત પણ ન હતી એટલા માટે ન તો તે સ્વીકૃત થયું અને ન જ વધારે થયું) અને જે ઝકાત (વગેરે) આપશો જેનાથી અલ્લાહની ખુશી પ્રાપ્ત કરતા હશો તો એવા લોકો (પોતાના આપેલાને) અલ્લાહની પાસે વધારતા રહેશે (જેમકે હમણા હદીષનો એક વિષય પસાર થઈ ચૂક્યો અને કારણ કે આ વિષય અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાનો છે જેનાથી અલ્લાહ તઆલાની રઝ્ઝાકની સિફતની દલીલ થાય છે એટલા માટે તે તવહીદની તાકીદનું માધ્યમ પણ છે એટલા માટે તે સ્વભાવિક રીતે આવી ગયું પરંતુ મૂળ હેતુ તો તવહીદનું જ વર્ણન છે તેથી ફરી આગળ તે જ તવહીદનું વર્ણન છે)

અલ્લાહ તે જ છે જેણે તમને પેદા કર્યા, ફરી તમને રોજી આપી, ફરી તમને મોત આપે છે, ફરી (કયામતમાં) તમને જીવાડશે (તેમાંથી અમુક બાબતો તો શ્રોતાઓના સ્વીકારથી સાબિત છે અને અમુક દલીલોથી, મતલબ કે તે આવો મહાશક્તિશાળી છે, હવે એ બતાવો કે) તમારા ભાગીદારોમાંથી કોઈ એવો છે જે આ કામોમાંથી કંઈ પણ કરી શકે ? (અને દેખીતું છે કે કોઈપણ નથી એટલા માટે સાબિત થયું કે) તે તેમના ભાગીદારોથી પવિત્ર અને મહાનતમ્ છે (એટલે કે તેનો કોઈ ભાગીદાર નથી).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં તવહીદના વિષયની વિવિધ ગવાહીઓ અને સાબિતીઓ વિવિધ વિષયો હેઠળ બતાવવામાં આવી છે જે દરેક મનુષ્યના દિલમાં ઊતરી જાય. પ્રથમ એક દષ્ટાંતથી સમજાવ્યું કે તમારા ગુલામ નોકર જે તમારા જ જેવા મનુષ્યો છે શકલ–સૂરત અને હાથ–પગ તથા સ્વાભાવિક પ્રકૃતિ બધી જ વસ્તુઓમાં તમારા ભાગીદાર છે પરંતુ તમે તેમને પોતાના અધિકાર અને સત્તામાં પોતાના સમકક્ષ બનાવતા નથી કે તેઓ પણ તમારી જેમ જે ઇચ્છે કર્યા કરે, જે ઇચ્છે ખર્ચ કરે, બિલકુલ પોતાના સમાન તો શું બનાવે તેમને પોતાના માલ અને અધિકારમાં નાની સરખી ભાગીદારીનો પણ હક નથી આપતા ! જેમકે કોઈ ગૌણ અને મા'મૂલી ભાગીદારીથી તમે ડરો છો કે તેની મરજી વિના કોઈ ખર્ચ કર્યો તો તે વાંધો ઉઠાવશે; ગુલામો, નોકરોને આવો દરજ્જો પણ નથી આપતા તો વિચાર કરો કે સમગ્ર સર્જન, જેમાં ફરિશ્તા, મનુષ્યો તથા સમગ્ર સૃષ્ટિ સામેલ છે આ સઘળા અલ્લાહની મખ્લૂક અને તેના બંદા તથા ગુલામ છે, તેમને તમે અલ્લાહ તઆલા સમાન અથવા તેના શરીક કેવી રીતે વિશ્વાસ કરી લો છો ?

બીજી આયતમાં એના ઉપર ચેતવણી છે કે આ વાત સીધી અને સ્પષ્ટ છે પરંતુ પોતાની મનેચ્છાઓના તા'બે થઈને તેઓ કોઈપણ જ્ઞાન અને હિકમતની વાત માનતા નથી.

ત્રીજી આયતમાં રસૂલે કરીમ ﷺને જાહેર સંબોધનનો હુકમ આપ્યો છે કે જ્યારે શિર્કનું અયોગ્ય અને મહાન અત્યાચાર હોવું સાબિત થઈ ગયું તો તમે બધી જ શિર્કયુક્ત વિચારસરણીઓને છોડીને પોતાનું મુખ માત્ર દીને ઇસ્લામ તરફ ફેરવી લો. فَاَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ حَنِيْفًا ؕ

ત્યારબાદ આ દીને ઇસ્લામ પ્રકૃતિના તકાદાઓ પ્રમાણે હોવું આ રીતે વર્ણન કર્યું فِطْرَةَ اللّٰهِ الَّتِىْ فَطَرَ النَّاسَ عَلَيْهَا لَا تَبْدِيْلَ لِخَلْقِ اللّٰهِ ؕ ذٰلِكَ الدِّيْنُ الْقَيِّمُ માં فَاَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ حَنِيْفًا આ વાક્ય પ્રથમ વાક્ય فِطْرَةَ اللّٰهِ الَّتِىْ فَطَرَ النَّاسَ عَلَيْهَا ની વધારે સ્પષ્ટતા અને દીને હનીફ જેના અનુસરણનો હુકમ પહેલા વાક્યમાં આપવામાં આવ્યો છે તેના એક ખાસ લક્ષણનું વર્ણન છે કે તે દીને ફિતરત (એટલે કે માનવ પ્રકૃતિ સાથે સુમેળ) ધરાવતો દીન છે અને فِطْرَةَ اللّٰهِ (ફિતરતલ્લાહ)ની

નહ્વી તરકીબમાં મન્સૂબ હોવાના તફસીરકારોએ વિવિધ કારણો લખ્યા છે કે શબ્દ اِتَّبِــعُ (ઈત્તબીઅ્) અહીંયાંથી મહઝૂફ છે અથવા શબ્દ اَعْــنِــىْ (અઅ્‌ની) મતલબ કે એ નક્કી છે કે દીને હનીફ જેના અનુસરણનો પ્રથમ વાક્યમાં હુકમ આપવામાં આવ્યો છે તેને આ વાક્યમાં فِــطْـرَةَ اللّٰهِ (ફિતરતલ્લાહી) ઠરાવવામાં આવ્યું છે અને તેનો અર્થ પોતે આગલા વાક્યમાં એ બતાવ્યો કે અલ્લાહની ફિતરતથી ભાવાર્થ એ છે કે જે ફિતરત ઉપર અલ્લાહે લોકોને પેદા કર્યા છે.

## ફિતરત (માનવ પ્રકૃતિ–Human Nature)નો શું ભાવાર્થ છે ? :

આ બાબતે તફસીરકારોના વિવિધ નિવેદનો નકલ થયા છે, તેમાં બે વધારે પ્રખ્યાત છે.

પ્રથમ એ કે ફિતરતનો ભાવાર્થ ઈસ્લામ છે અને મતલબ એ છે કે અલ્લાહ તઆલાએ દરેક મનુષ્યને પોતાની ફિતરત અને પ્રકૃતિ આધારે મુસલમાન પેદા કર્યા છે, જો તેને આજુબાજુના વાતાવરણ અને માહોલમાં કોઈ ખરાબ કરનાર ખરાબ ન કરી દે તો દરેક પેદા થનાર બાળક મુસલમાન હશે પરંતુ સ્વાભાવિક રીતે એવું થતું હોય છે કે માં–બાપ તેમને અમુક સમયે ઈસ્લામ વિરુદ્ધ વસ્તુઓ શિખવાડી આપે છે જેના કારણે તે ઈસ્લામ ઉપર કાયમ નથી રહેતો, જેમકે સહીહૈનની એક હદીષમાં આવ્યું છે. કુર્તુબીએ આ જ નિવેદનને જમહૂર સલફનું નિવેદન ઠરાવ્યું છે.

બીજું નિવેદન એ છે કે ફિતરતનો ભાવાર્થ ક્ષમતા છે, એટલે કે મનુષ્યના સર્જનમાં અલ્લાહ તઆલાએ એ ખાસિયત રાખી છે કે દરેક મનુષ્યમાં પોતાના સર્જનહારને ઓળખવાની અને તેને માનવાની ક્ષમતા તથા સમર્થતા ઉપસ્થિત છે જેની અસર ઈસ્લામનો સ્વીકાર કરવો હોય છે એ શરતે કે તે આ ક્ષમતાથી કામ લે.

પરંતુ આ નિવેદન ઉપર વિવિધ સંદેહો છે, પ્રથમ એ કે પોતે આ જ આયતમાં પણ ઉપસ્થિત છે, لَا تَبْــدِيْــلَ لِـخَـلْـقِ الـلّٰــهِ અને અહીંયાં خَـلْـقِ الـلّٰـهُ (ખલ્કિલ્લાહ) તેનો ભાવાર્થ આ જ "ફિતરતલ્લાહ" છે જેનું ઉપર વર્ણન થયું છે, એટલા માટે આ વાક્યનો અર્થ એ છે કે અલ્લાહની આ ફિતરતને કોઈ પરિવર્તિત નથી કરી શકતું, જ્યારે કે સહીહૈનની હદીષમાં પોતે એવું આવ્યું છે કે પછી

માં–બાપ અમુક સમયે બાળકને યહૂદી અથવા નસ્રાની બનાવી આપે છે. જો ફિતરતનો અર્થ પોતે ઈસ્લામનો લેવામાં આવે જેમાં પરિવર્તન ન થવું પોતે આ આયતમાં પ્રસ્તુત છે તો પ્રસ્તુત હદીષમાં યહૂદી અને નસ્રાની બનાવવાનું પરિવર્તન કઈ રીતે સાચું થશે ? અને આ પરિવર્તન તો સામાન્ય નજરે જોયેલી બાબત છે કે દરેક સ્થળે મુસલમાનોથી વધારે કાફિર મળે છે. જો ઈસ્લામ એવી ફિતરત છે જેમાં પરિવર્તન ન થઈ શકે તો પછી આ પરિવર્તન કેમ અને કેવી રીતે?

બીજું હઝરત ખિજર (અલૈ.)એ જે બાળકને કતલ કર્યું હતું તેના વિશે સહીહ હદીષમાં છે કે આ છોકરાની ફિતરતમાં કુફ્ર હતું એટલા માટે ખિજર (અલૈ.)એ તે છોકરાને કતલ કર્યો. આ હદીષ પણ એ બાબતથી વિરોધાભાસી છે કે દરેક મનુષ્ય ઈસ્લામ ઉપર પેદા થાય છે.

ત્રીજી શંકા એ છે કે જો ઈસ્લામ કોઈ એવી વસ્તુ છે જે મનુષ્યની ફિતરતમાં એવી રીતે રાખવામાં આવી છે જેના પરિવર્તન ઉપર પણ તેને કાબૂ નથી તો કોઈ ઈચ્છાવર્તી પ્રવૃત્તિ ન થઈ હતી તેના ઉપર આખિરતનો સવાબ કેવો? કારણ કે સવાબ તો ઈચ્છાવર્તી કર્મ ઉપર મળે છે.

ચોથી શંકા એ છે કે સહીહ હદીષો પ્રમાણે ઉમ્મતતના ફુકૂહા સમીપ બાળક બાલિગ (પુખ્ત વય) થવાથી પહેલાં માં બાપના આધીન સમજવામાં આવે છે. જો માં બાપ કાફિર હોય તો બાળકને પણ કાફિર ઠરાવી દેવામાં આવશે, તેનું કફન દફન ઈસ્લામી પદ્ધતિથી કરવામાં નહીં આવે.

આ બધી શંકાઓ ઈમામ تَوْرُپُشْتِیْ (તોરપુસ્તી)એ "સરહે મસાબીહ"માં વર્ણન કરી છે અને એ જ બીનાએ તેમણે બીજા નિવેદનને અગ્રિમતા આપી છે, કારણ કે આ પ્રાકૃતિક ક્ષમતા વિશે એ પણ સાચું છે કે તેમાં કોઈ પરિવર્તન નથી થઈ શકતું, જે વ્યક્તિ માં બાપ અથવા કોઈ બીજાના ગુમરાહ કરવાથી કાફિર થઈ ગયો તેમાં ક્ષમતા અને સત્યની કાબેલિયત એટલે કે ઈસ્લામની સચ્ચાઈને ઓળખવાની ક્ષમતા નષ્ટ નથી થઈ જતી. ખિજરના બાળકની હત્યાના કિસ્સામાં તેના કુફ્ર ઉપર પેદા થવાથી પણ એ જરૂરી નથી બનતું કે તેમાં સત્યને સમજવાની ક્ષમતા જ ન રહી હતી અને કારણ કે અલ્લાહ તઆલાની આપેલી ક્ષમતા અને કાબેલિયતનો સાચો ઉપયોગ મનુષ્ય પોતાના અધિકારથી કરે છે એટલા માટે

તેના ઉપર મહાન સવાબ નક્કી થવું પણ સ્પષ્ટ છે તથા સહીહૈનની હદીષમાં જે એવું આવ્યું છે કે બાળકના માં બાપ તેને યહૂદી અને નસ્રાની બનાવી દે છે તેનો ભાવાર્થ પણ આ બીજા અર્થના આધારે ચોખ્ખો થઈ ગયો કે જો કે તેમાં ક્ષમતા અને સ્વાભાવિક કાબેલિયત છે જે અલ્લાહે તેના સર્જનમાં મૂકી હતી તે ઈસ્લામ તરફ જ લઈ જનારી હતી પરંતુ અવરોધો અને અડચણો આડશ બની ગઈ અને તેને તે તરફ જવા ન દીધો. પુરોગામી બુઝુર્ગોનું જે પ્રથમ નિવેદન નકલ કર્યું છે દેખીતી રીતે તેનો ભાવાર્થ પણ અસલ ઈસ્લામ નથી, બલકે આ જ ઈસ્લામની ક્ષમતા, તેમની કાબેલિયત અને સામર્થ્ય છે. મુહદ્દીસ દહેલ્વી (રહ.)એ لَمُعَاتُ شَرْحِ مِشْكٰوةُ માં જમહૂરના કૌલનો આ જ અર્થ વર્ણન કર્યો છે.

અને તેનું જ સમર્થન એ વિષયથી થાય છે જે હઝરત શાહ વલીયુલ્લાહ દહેલ્વી (રહ.)એ "હુજ્જતુલ્લાહુલ બાલિગહ"માં લખ્યું છે, જેનો ખુલાસો એ છે કે અલ્લાહે અસંખ્ય પ્રકારની મખ્લૂકો વિવિધ સ્વભાવ અને ટેવો સાથે બનાવી છે, દરેક મખ્લૂકનો સ્વભાવ અને પ્રકૃતિમાં એક ખાસ લક્ષણ મૂકી દીધું છે જેનાથી તે મખ્લૂક પોતાના સર્જનના હેતુને પૂર્ણ કરી શકે છે. اَعْطٰى كُلَّ شَيْءٍ خَلْقَهٗ ثُمَّ هَدٰى થી પણ એ જ ભાવાર્થ થાય છે કે જે મખ્લૂકને સૃષ્ટિના સર્જનહારે કોઈ ખાસ હેતુ માટે પેદા કરી છે તેને આ હેતુ માટેનું માર્ગદર્શન પણ આપી દીધું છે, તે માર્ગદર્શન આ જ ક્ષમતા અને ખાસ લક્ષણ છે. મધમાંખીમાં એ ક્ષમતા મૂકી છે કે તે ઝાડો અને ફૂલોને ઓળખે અને ચૂંટી કાઢી પછી તેમાંથી રસને પોતાના પેટમાં સુરક્ષિત રાખી પોતાના મધપૂડામાં લાવીને એકઠો કરે, એ જ પ્રમાણે મનુષ્યના સ્વભાવ અને પ્રકૃતિમાં એવું લક્ષણ અને ક્ષમતા મૂકી દીધી છે કે તે પોતાના પેદા કરનાર સર્જનહારને ઓળખે, તેનો ઉપકાર માને તથા તેનું આજ્ઞાપાલન કરે, તેનું જ નામ ઈસ્લામ છે.

لَا تَبْدِيْلَ لِخَلْقِ اللّٰهِ પ્રસ્તુત ચર્ચાથી આ વાક્યનો અર્થ પણ સ્પષ્ટ થઈ ગયો કે અલ્લાહ તઆલાએ આપેલ ફિતરત એટલે કે સત્યને ઓળખવાની ક્ષમતા અને સામર્થ્યમાં કોઈ પરિવર્તન નથી કરી શકતું, તેને ખોટો માહોલ કાફિર તો બનાવી શકે છે પરંતુ તેની સત્યનો સ્વીકાર કરવાની ક્ષમતાને બિલકુલ નષ્ટ નથી કરી શકતું અને તેનાથી આ આયતનો ભાવાર્થ પણ સ્પષ્ટ થઈ જાય છે જેમાં ઈરશાદ છે, وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْاِنْسَ اِلَّا لِيَعْبُدُوْنِ એટલે કે, અમે જિન્નાત અને

મનુષ્યને અન્ય કોઈ કાર્ય માટે નથી પેદા કર્યા એ સિવાય કે તેઓ અમારી ઈબાદત કર્યા કરે, મતલબ એ છે કે તેમની ફિતરતમાં અમે ઈબાદતનું આકર્ષણ અને ક્ષમતા મૂકી દીધી છે. જો તે આ ક્ષમતાથી કામ લે તો ઈબાદત સિવાય કોઈ અન્ય કામ તેના વિરુદ્ધનું તેનાથી કદાપિ થશે નહીં.

## અહલે બાતિલ (જૂઠા ધર્મવાળા)ની સોબત અને ખોટા મહોલથી અલગ રહેવું ફરજ છે :

પ્રસ્તુત આયત لَاتَبْدِيْلَ لِخَلْقِ اللّٰهِ નું વાક્ય જો કે ખબર સ્વરૂપે છે, એટલે કે અલ્લાહની આ ફિતરતને કોઈ બદલી નથી શકતું પરંતુ તેમાં એક અર્થ اَمْـــــر (અમ્ર–હુકમ)નો પણ છે કે "બદલવું ન જોઈએ" એટલા માટે આ વાક્યથી એ હુકમ પણ પ્રતિપાદિત થયો કે મનુષ્યને એવા કારણોથી ખૂબ બચવું જોઈએ જે તેના આ સત્યના સ્વીકારની ક્ષમતાને મુલતવી અથવા કમજોર કરી દે અને તે કારણો મોટે ભાગે ખોટો માહોલ અને બુરી સોબત હોય છે અથવા તો જૂઠા ધર્મોના પુસ્તકોનો અભ્યાસ કરવો જ્યારે કે પોતે પોતાના ધર્મ ઈસ્લામનો સંપૂર્ણ આલિમ અને જાણકાર ન હોય. વલ્લાહુ અઅ્લમુ.

وَاَقِيْمُوا الصَّلٰوةَ وَلَاتَكُوْنُوْا مِنَ الْمُشْرِكِيْنَ પાછલી આયતમાં મનુષ્યની ફિતરતને સત્યનો સ્વીકાર કરવાપાત્ર અને સામર્થ્યવાળી બનાવવાનું વર્ણન હતું. આ આયતમાં પ્રથમ સત્યના સ્વીકારનું સ્વરૂપ બતાવવામાં આવ્યું કે નમાઝ કાયમ કરે કે તે અમલી રીતે ઈમાન અને ઈસ્લામ તથા સત્યના અનુસરણની જાહેરાત છે. ત્યારબાદ ફરમાવ્યું, وَلَا تَكُوْنُوْا مِنَ الْمُشْرِكِيْنَ એટલે કે, શિર્ક કરનારાઓમાં સામેલ ન થઈ જાઓ જેમણે પોતાની ફિતરત અને સત્યનો સ્વીકાર કરવાની ક્ષમતાથી કામ ન લીધું. આગળ તેમની ગુમરાહીનું વર્ણન આવ્યું છે, مِنَ الَّذِيْنَ فَرَّقُوْا دِيْنَهُمْ وَكَانُوْا شِيَعًا એટલે કે, આ મુશ્રિકો તે લોકો છે જેમણે દીને ફિતરત અને દીને હકમાં તફાવત પેદા કરી દીધો અથવા એ કે દીને ફિતરતથી અલગ અને અળગા થઈ ગયા જેનું પરિણામ એ આવ્યું કે તેઓ વિવિધ વર્ગોમાં વહેંચાઈ ગયા. شِيَعًا (શિયઅન) એ شِيَعَةُ (શીયઅહ)નું બહુવચન છે. એવો વર્ગ જે કોઈ આગેવાનના અનુયાયીઓ હોય તેમને શીઆ કહેવામાં આવે છે, મતલબ એ કે દીને ફિતરત તો તવહીદ હતો જેની એ અસર હોવી જોઈતી હતી કે બધા

મનુષ્યો તેને અપનાવીને એક જ કોમ, એક જ વર્ગ બન્યા હોત પરંતુ તેમણે આ તવહીદને છોડી દીધી અને વિવિધ લોકોની વિચારસરણીઓના તા'બે થઈ ગયા અને માનવસર્જિત વિચારસરણીઓ તથા અભિપ્રાયોમાં વિરોધાભાસ એક સ્વાભાવિક બાબત છે એટલા માટે દરેકે પોતપોતાનો એક મઝહબ બનાવી લીધો. સામાન્ય જનતા તેના કારણે વિવિધ વર્ગોમાં વહેંચાઈ ગઈ અને શયતાને તેમને પોતપોતાની વિચારસરણીઓ અને માન્યતાઓને સાચી ઠરાવવામાં એવા ઓતપ્રોત કરી દીધા કે كُلُّ حِزْبٍ بِمَا لَدَيْهِمْ فَرِحُوْنَ એટલે કે, તેમની દરેક પાર્ટી પોતપોતાની માન્યતાઓ અને વિચારસરણીઓમાં મગ્ન અને ખુશ છે અને બીજાઓને ભૂલ ઉપર હોવાનું બતાવે છે જ્યારે કે એ બધા જ ગુમરાહી અને ખોટા માર્ગો ઉપર પડ્યા છે.

فَاٰتِ ذَاالْقُرْبٰى حَقَّهٗ وَالْمِسْكِيْنَ وَابْنَ السَّبِيْلِ આથી પહેલી આયતમાં એ વર્ણન કરવામાં આવ્યું હતું કે રોજીનો મા'મલો ફક્ત અલ્લાહ તઆલાના હાથમાં છે, તે જેના માટે ઇચ્છે છે રોજીને ફેલાવી આપે છે અને વધારી આપે છે અને જેને ઇચ્છે છે રોજી સમેટીને તંગ કરી આપે છે. આથી જાણ થઈ કે કોઈ વ્યક્તિ અલ્લાહ તઆલાની આપેલી રોજીને તેના માર્ગમાં ખર્ચ કરતો રહે તો તેનાથી તેમાં કમી થતી નથી અને જો કોઈ ખર્ચ કરવામાં બખીલાઈ કરે અને જે કંઈ પોતાની પાસે છે તેને ભેગું કરીને સુરક્ષિત રાખવાનો પ્રયત્ન કરે તેનાથી તેના માલમાં વધારો થતો નથી.

આ વિષયના આધારે પ્રસ્તુત આયતમાં રસૂલે કરીમ ﷺને અને હઝરત હસન બસરી (રહ.)ના નિવેદન પ્રમાણે દરેક મનુષ્યને સંબોધન કરવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલાએ જેને માલમાં વિશાળતા આપી હોય તેને એ માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે જે માલ અલ્લાહે આપ્યો છે તેમાં કંજૂસી ન કરો બલકે તેને તેના માર્ગમાં ખુશી ખુશી ખર્ચ કર્યા કરો, તેનાથી તમારો માલ અને રોજીમાં કમી થશે નહીં અને આ હુકમની સાથે આ આયતમાં માલના ખર્ચ કરવાના અમુક સ્થળો પણ બતાવવામાં આવ્યા. પ્રથમ સગાં વહાલાંઓ, બીજા મિસ્કીનો, ત્રીજા મુસાફરો કે અલ્લાહ તઆલાના અર્પણ કરેલા માલમાંથી આ લોકોને આપો અને તેમના ઉપર ખર્ચ કરો અને સાથે જ એ પણ બતાવ્યું કે આ તે લોકોનો હક છે જે અલ્લાહે તમારા માલમાં સામેલ કરી દીધો છે એટલા માટે તેમને આપતી વખતે

તેમના ઉપર કોઈ અહેસાન ન જતાવો કારણ કે હકવાળાનો હક અદા કરવો ન્યાય અને ઈન્સાફનો તકાદો છે કોઈ અહેસાન અને ઈનામ નથી.

ذَوِی الۡقُرۡبٰی (ઝવિલ્કુર્બા)નો ભાવાર્થ દેખીતું એ છે કે બધા રિશ્તેદારો છે ભલે તે લોહીના સગાં મહરમ હોય અથવા અન્યો. (كَمَا هُوَقَوۡلُ الۡجُمۡهُوۡرِ مِنَ الۡمُفَسِّرِيۡنَ) અને حَقّ (હક્ક)નો ભાવાર્થ પણ જાહેર છે ભલે વાજિબ હકો હોય, જેમકે માં બાપ, અવલાદ અથવા અન્ય નજીકના સગાંઓના હકો અથવા માત્ર ભલાઈ અને અહેસાન હોય જે રિશ્તેદારોની સાથે અન્યો કરતાં વધારે સવાબ ધરાવે છે. એટલે સુધી કે તફસીરના ઈમામ મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે જે વ્યક્તિનો નજીકનો લોહીનો સગો મોહતાજ હોય તે તેને છોડીને અન્યો ઉપર સદકહ કરે તો અલ્લાહ સમીપ સ્વીકૃત નથી અને ذَوِی الۡقُرۡبٰی સગાંનો હક માત્ર આર્થિક મદદ જ નથી, તેમની ખબર પૂછવી, તેમની શારીરિક સેવા કરવી અને કંઈ ન કરી શકો તો ઓછામાં ઓછું મૌખિક હમદર્દી અને તસલ્લી વગેરે આપવી જેમકે હઝરત હસન (રદિ.)એ ફરમાવ્યું કે સગાંઓનો હક તે વ્યક્તિ માટે જેને આર્થિક છૂટછાટ પ્રાપ્ત હોય એ છે કે તે તેના માલમાંથી તેની સહાય કરે અને જેને એ છૂટછાટ પ્રાપ્ત ન હોય તેના માટે શારીરિક સેવા અને મૌખિક હમદર્દી છે. *(કુર્તુબી)*

ذَوِی الۡقُرۡبٰی (ઝિલ્કુર્બા) સગાં વહાલાં પછી મિસ્કીન અને મુસાફરનો હક બતાવવામાં આવ્યો છે, એ પણ આ જ પ્રમાણે સામાન્ય છે એટલે કે આર્થિક છૂટછાટ હોય તો આર્થિક મદદ કરવી અને ન હોય તો સદ્‌વ્યવહાર કરવો.

وَمَاۤ اٰتَيۡتُمۡ مِّنۡ رِّبًا لِّيَرۡبُوَا فِىۡۤ اَمۡوَالِ النَّاسِ આ આયતમાં એક ખરાબ રિવાજને સુધારવામાં આવ્યો છે જે સામાન્ય કુટુંબો અને સગાં વહાલાંમાં ચાલતો હોય છે, તે એ કે સામાન્ય રીતે કુટુંબ અને સગાં વહાલાંઓ જ્યારે પણ તે બીજાઓને કંઈ આપે છે ત્યારે તેના ઉપર નજર રાખે છે કે તે પણ અમારા પ્રસંગો ઉપર કંઈક આપશે, બલકે રિવાજ સ્વરૂપે કંઈક વધારે આપશે. ખાસ કરીને શાદી, નિકાહ વગેરે પ્રસંગોમાં જે કંઈ આપવામાં આવે છે તેનું એ જ સ્વરૂપ હોય છે જેને સામાન્ય બોલચાલમાં નોંતરું (વ્યવહાર) કહેવામાં આવે છે. આ આયતમાં માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે સગાં વહાલાંનો હક અદા કરવાનો જે હુકમ પ્રથમ આયતમાં આપવામાં આવ્યો છે તેમને આ હક એ પ્રમાણે આપવામાં આવે

કે તેમના ઉપર ન તો અહેસાન જતાવે અને ન જ કોઈ બદલા ઉપર નજર રાખે અને જેણે બદલાની નિય્યતથી આપ્યું કે તેમનો માલ બીજા સગાં વહાલાંઓના માલમાં સામેલ થયા પછી કંઈક વધારે લઈને પાછો આવશે તો અલ્લાહ તઆલા સમીપ તેનો કોઈ દરજ્જો અને સવાબ નથી તથા કુર્આને કરીમે આ વધારાને શબ્દ رِبٰــو (રિબા)થી ઓળખાવીને તેની સૂગ તરફ ઈશારો કરી દીધો કે આ વ્યાજનું જ એક સ્વરૂપ થઈ ગયું.

**મસ્અલો :**

હદિયો (ભેટ–સોગાત) અને હિબહ (ખુશીથી કંઈક આપવું) આપનારની એ બાબત ઉપર નજર રાખવી કે તેનો બદલો મળશે એ તો એક ઘણી જ નીંદનીય પ્રવૃત્તિ છે જેની આ આયતમાં મનાઈ કરવામાં આવી છે પરંતુ પોતાની જાતે જે વ્યક્તિને કોઈ હિબા અથવા ભેટ કોઈ દોસ્ત કે સગાં વહાલાં તરફથી મળે તેના માટે નૈતિકતાનું શિક્ષણ એ છે કે તે પણ જ્યારે તેને મોકો મળે તેની ભરપાઈ કરે. રસૂલે કરીમ ﷺની મુબારક ટેવ એ જ હતી કે જે વ્યક્તિ આપ ﷺને ભેટ આપતો તો તેના પ્રસંગ ઉપર આપ ﷺ પણ તેને હદિયો આપી દેતા હતા. (અન આયશા રદિ. કુર્તુબી) હા ! આ ભરપાઈનું સ્વરૂપ એવું ન બનાવે કે બીજો વ્યક્તિ એવી અનુભૂતિ કરે કે આ મારા હદિયા કે ભેટનો બદલો આપી દીધો છે.

————————————

## આયતો : (સૂરએ રૂમ : આયત નં. ૪૧ થી ૪૫)

ظَهَرَ الْفَسَادُ فِي الْبَرِّ وَالْبَحْرِ بِمَا كَسَبَتْ اَيْدِي النَّاسِ لِيُذِيْقَهُمْ بَعْضَ الَّذِيْ
عَمِلُوْا لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ﴿٤١﴾ قُلْ سِيْرُوْا فِي الْاَرْضِ فَانْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ
الَّذِيْنَ مِنْ قَبْلُ ؕ كَانَ اَكْثَرُهُمْ مُّشْرِكِيْنَ ﴿٤٢﴾ فَاَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ الْقَيِّمِ
مِنْ قَبْلِ اَنْ يَّاْتِيَ يَوْمٌ لَّا مَرَدَّ لَهٗ مِنَ اللّٰهِ يَوْمَئِذٍ يَّصَّدَّعُوْنَ ﴿٤٣﴾ مَنْ كَفَرَ فَعَلَيْهِ
كُفْرُهٗ ۚ وَمَنْ عَمِلَ صَالِحًا فَلِاَنْفُسِهِمْ يَمْهَدُوْنَ ﴿٤٤﴾ لِيَجْزِيَ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا
الصّٰلِحٰتِ مِنْ فَضْلِهٖ ؕ اِنَّهٗ لَا يُحِبُّ الْكٰفِرِيْنَ ﴿٤٥﴾

## તરજુમો :

*ધરતીમાં અને સમુદ્રમાં લોકોના હાથની કમાઈથી ખરાબી ફેલાઈ પડી છે, તેમને તેમના કર્મોની કંઈક મજા ચખાડવી જોઈએ જેથી તેઓ પાછા વળે. (૪૧) તમે કહો ! પ્રદેશમાં ફરો તો જુઓ આગલાઓનું કેવું પરિણામ આવ્યું! તેમનામાં ઘણા શિર્ક કરનારા હતા. (૪૨) બસ, તમે પોતાનું મોઢું સીધા માર્ગ ઉપર સીધું રાખો એ પહેલાં કે તે દિવસ આવી પહોંચે જેનું અલ્લાહ તરફથી પાછું હટવાનું નથી, તે દિવસે લોકો અલગ અલગ થઈ જશે. (૪૩) જે ઈન્કારી થયો બસ તેના ઉપર તેનું ઈન્કારી થવું પડે અને જે કોઈ સારા કર્મ કરે બસ તેઓ પોતાનો માર્ગ શણગારે છે. (૪૪) જેથી તે તેમને બદલો આપે જેઓ ઈમાન લાવ્યા અને ભલા કામ કર્યા પોતાની કૃપાથી, બેશક ! તે ઈન્કાર કરનારાઓ (કાફિરો)ને પસંદ કરતો નથી. (૪૫)*

## તફસીર :

(શિર્ક અને ગુનાહ એવી ખરાબ વસ્તુ છે કે) સુક્કા અને ભીના (એટલે કે સમગ્ર દુનિયા)માં લોકોના (બુરા) કર્મોના કારણે બલાઓ ફેલાઈ રહી છે (દાખલા તરીકે દુષ્કાળ અને બીમારીઓ તથા તોફાનો) જેથી અલ્લાહ તઆલા તેમના અમુક અમલો(ની સજા)ની મજા ચખાડી આપે જેથી તેઓ (તે અમલોથી) પાછા વળે (જેમકે બીજી આયતમાં છે وَمَا اَصَابَكُمْ مِّنْ مُّصِيْبَةٍ فَبِمَا كَسَبَتْ اَيْدِيْكُمْ અને અમુક કર્મોનો મતલબ એ છે કે જો બધા અમલો ઉપર આ સજાઓ નક્કી થાય તો એક શ્વાસ પણ જીવીત ન રહે وَلَوْ يُؤَاخِذُاللّٰهُ النَّاسَ بِمَا كَسَبُوْا مَاتَرَكَ عَلٰى ظَهْرِهَا مِنْ دَآبَّةٍ આ જ અર્થથી ઉપરોક્ત આયતમાં وَيَعْفُوْعَنْ كَثِيْرٍ ફરમાવ્યું છે. એટલે કે ઘણા બધા ગુનાહોને તો અલ્લાહ તઆલા મા'ફ જ કરી આપે છે, અમુક જ અમલોની સજા આપે છે, મતલબ કે જ્યારે ખરાબ અમલો સદંતર વબાલનું કારણ છે તો શિર્ક અને કુફ્ર તો સૌથી વધારે અઝાબનું કારણ બનશે અને જો મુશ્રિકોને તે માનવામાં ખચકાટ હોય તો) તમે (તેમને) ફરમાવી આપો કે પ્રદેશમાં હરો ફરો પછી જુઓ કે જે (કાફિર અને મુશ્રિક) લોકો પ્રથમ થઈ ચૂક્યા છે તેમનું અંતે શું થયું ? તેમનામાં ઘણા મુશ્રિક જ હતા (બસ જોઈ લો તેઓ આસમાની અઝાબથી કઈ રીતે નાશ પામ્યા ? જેનાથી ખુલ્લું જાહેર થયું કે શિર્કનો

મોટો વબાલ છે અને અમુક કુફ્રના બીજા પ્રકારોમાં સપડાયેલા હતા જેમકે લૂત અલૈ.ની કોમ અને કારૂન; અને જે લોકોનું સ્વરૂપ બદલાઈને વાંદરા અને ડુક્કરો બની ગયા હતા, કારણ કે આયતોને જૂઠાડી અને ઈન્કાર કર્યો તથા વિરોધ કરીને કુફ્રમાં સંડોવાયા અને નીંદનીય થયા અને કદાચ શિર્કનું વિશિષ્ટ વર્ણન એટલા માટે થયું કે મક્કાના કાફિરોની ખાસ અને પ્રખ્યાત પરિસ્થિતિ એ જ હતી અને શિર્કનું જ્યારે વબાલ હોવું નિશ્ચિત થઈ ગયું તો) બસ (હે શ્રોતાઓ !) તમે પોતાનું રૂખ આ સત્ય દીન (એટલે કે ઈસ્લામી તવહીદ) તરફ રાખો એ પહેલાં કે એવો દિવસ આવે જેના માટે ફરી અલ્લાહ તરફથી હટવાનું ન થશે (એટલે કે જેમકે દુનિયામાં ખાસ અઝાબના સમયને અલ્લાહ તઆલા કયામતના વાયદા ઉપર હટાવતો જાય છે, જ્યારે તે નિશ્ચિત દિવસ આવી જશે પછી તેને હટાવશે નહીં અને તેને મુલતવી ન કરશે અથવા મહોલત ન આપશે, આ વાક્યમાં શિર્કના આખિરતના વબાલનું વર્ણન થયું છે જેમકે ઉપર ......ظَهَرَ الْفَسَادُ અને كَيْفَ كَانَ عَاقِبَةُ........ માં દુનિયાના માઠા પરિણામનું વર્ણન પ્રસ્તુત હતું અને) તે દિવસ (એવો હશે કે) બધા (અમલ કરનારા) લોકો (બદલાના આધારે) જુદા જુદા થઈ જશે (એ સ્વરૂપે કે) જે વ્યક્તિ કુફ્ર કરી રહ્યો છે તેના ઉપર તો તેનું કુફ્ર (એટલે કે કુફ્રનો વબાલ) પડશે અને જે નેક અમલ કરી રહ્યો છે બસ આ લોકો પોતાના (લાભ) માટે સામાન કરી રહ્યા હશે જેનું ફળ એ હશે કે અલ્લાહ તઆલા તે લોકોને પોતાની કૃપાથી (નેક) બદલો આપશે જેઓ ઈમાન લાવ્યા અને તેમણે સારા કર્મ કર્યા (અને તેનાથી કાફિરો વંચિત રહેશે, જેમકે ઉપર فَعَلَيْهِ كُفْرُهُ થી જાણ થઈ જેનું કારણ એ છે કે) ખરેખર, અલ્લાહ તઆલા કાફિરોને પસંદ કરતો નથી (બલકે તેમના કુફ્ર ઉપર તેમનાથી નાખુશ છે).

## મસ્અલા અને બોધપાઠ :

ظَهَرَ الْفَسَادُ فِى الْبَرِّ وَالْبَحْرِ بِمَا كَسَبَتْ اَيْدِى النَّاسِ એટલે કે, ભૂભાગ અને દરિયામાં સમગ્ર વિશ્વમાં લોકોના બુરા કર્મોના કારણે ફસાદ ફેલાઈ ગયો. તફસીરે રૂહુલ મઆનીમાં છે કે "ફસાદ"નો ભાવાર્થ દુકાળ, ચેપી રોગો, આગ લાગવી તથા પાણીમાં ડૂબવાની ઘટનાઓનું મોટું પ્રમાણ અને દરેક વસ્તુમાંથી બરકતનું નાશ પામવું, લાભદાયક ચીઝોનો લાભ ઓછો અને નુકસાન વધારે થઈ જવું વગેરે આફતો છે અને આ આયતથી જાણ થઈ કે આ દુનિયવી આફતોનું

કારણ મનુષ્યના ગુનાહો અને દુષ્ટ કર્મો હોય છે, તેમાં શિર્ક અને કુફ્ર સૌથી વધારે સખત છે ત્યાર પછી અન્ય ગુનાહો છે.

અને આ જ વિષયો બીજી એક આયતમાં આ રીતે વર્ણવવામાં આવ્યા છે, وَمَا اَصَابَكُمْ مِّنْ مُّصِيْبَةٍ فَبِمَا كَسَبَتْ اَيْدِيْكُمْ وَيَعْفُوْعَنْ كَثِيْرٍ એટલે કે, તમને જે પણ મુસીબત પહોંચે છે તે તમારા જ હાથોની કમાઈના કારણે છે, એટલે કે તે ગુનાહોના કારણે જે તમે કરતા રહો છો અને ઘણા ગુનાહોને તો અલ્લાહ તઆલા મા'ફ જ કરી આપે છે. મતલબ એ છે કે આ દુનિયામાં જે મુસીબતો અને આફતો તમારા ઉપર આવે છે તેનું વાસ્તવિક કારણ તમારા ગુનાહો હોય છે, જો કે દુનિયામાં ન તો તે ગુનાહોનો સંપૂર્ણ બદલો આપવામાં આવે છે અને ન જ દરેક ગુનાહ ઉપર મુસીબત અને આફત આવે છે બલકે ઘણા બધા ગુનાહોને તો મા'ફ કરી દેવામાં આવે છે. અમુક અમુક ગુનાહો ઉપર પકડ થવી..... અને આફતો તથા મુસીબતો મોકલવામાં આવે છે. જો દરેક ગુનાહ ઉપર દુનિયામાં મુસીબત આવ્યા કરતી હોત તો એક મનુષ્ય પણ જમીન ઉપર જીવીત ન રહ્યો હોત પરંતુ એવું બને છે કે ઘણા ગુનાહોને તો અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા મા'ફ જ કરી આપે છે અને જે મા'ફ નથી થતા તેનો પણ સંપૂર્ણ બદલો દુનિયામાં લેવામાં આવતો નથી બલકે થોડી મજા ચખાડવામાં આવે છે, જેમકે આ જ આયતના અંતે આવ્યું છે لِيُذِيْقَهُمْ بَعْضَ الَّذِىْ عَمِلُوْا જેથી અલ્લાહ તઆલા તેમના બુરા કર્મોનો અમુક ભાગ ચખાડે અને ત્યાર પછી ઈરશાદ ફરમાવ્યો કે બુરા કર્મો અને ગુનાહોના કારણે જે મુસીબત અને આફત દુનિયામાં મોકલવમાં આવે છે તે પણ વિચાર કરો તો અલ્લાહ તઆલાની દયા અને કૃપા જ હોય છે, કારણ કે દુનિયાની આ મુસીબતનો હેતુ એ હોય છે કે બેદરકાર મનુષ્યને ચેતવણી મળી જાય અને તે પોતાના ગુનાહો અને અવજ્ઞાઓથી પાછો વળી જાય જે પરિણામે તેના માટે લાભ અને મોટી નેઅ્મત છે જેમકે આયતના અંતે ફરમાવ્યું, لَعَلَّهُمْ يَرْجِعُوْنَ

## દુનિયાની મોટી મોટી આફતો અને મુસીબતો મનુષ્યના ગુનાહોના કારણે આવે છે :

આથી જ અમુક ઉલમાએ ફરમાવ્યું કે જો મનુષ્ય કોઈ ગુનોહ કરે છે તો સમગ્ર દુનિયાના માનવો, પશુઓ અને પક્ષીઓ વગેરે સજીવો ઉપર અત્યાચાર

કરે છે, કારણ કે તેના ગુનાહોના દુષ્પ્રભાવના કારણે જે કંઈ અનાવૃષ્ટિ, દુષ્કાળ તથા અન્ય મુસીબતો દુનિયામાં આવે છે તેનાથી બધા જ સજીવો પ્રભાવિત થાય છે એટલા માટે કયામતના દિવસે આ બધા પણ ગુનેહગાર માનવો વિરુદ્ધ દા'વો કરશે.

શકીક જાહિદે ફરમાવ્યું કે જે વ્યક્તિ હરામ માલ ખાય છે તે માત્ર તેના ઉપર જુલમ નથી કરતો કે જેની પાસેથી આ માલ નાજાઈઝ રીતે પ્રાપ્ત કર્યો છે બલકે સમગ્ર માનવો ઉપર અત્યાચાર કરે છે. (રૂહુલ મઆની) કારણ કે પ્રથમ તો એકના અત્યાચારથી અન્ય લોકોમાં જુલમ આચરવાનો રિવાજ પડે છે અને આ ક્રમ સમગ્ર મનુષ્યને પોતાના ઘેરામાં લઈ લે છે, બીજું તેના જુલમના કારણે દુનિયામાં આફતો અને મુસીબતો આવે છે જેનાથી સમગ્ર માનવજાત પ્રભાવિત થાય છે.

## એક શંકા અને તેનો જવાબ :

સહીહ હદીષોમાં રસૂલે કરીમ ﷺના એ ફરમાનો પણ મોજૂદ છે કે દુનિયા મો'મિનો માટે કેદખાનું અને કાફિરો માટે જન્નત છે અને એ કે કાફિરને તેના નેક કર્મોનો બદલો દુનિયામાં જ માલ દોલત અને તંદુરસ્તીના સ્વરૂપમાં આપી દેવામાં આવે છે અને મો'મિનના કર્મોનો બદલો આખિરત માટે સુરક્ષિત કરી દેવામાં આવે છે અને એ કે મો'મિનનું દષ્ટાંત દુનિયામાં એક કુમળી ડાળી જેવું છે કે હવાઓ તેને ક્યારેક એક બાજુ તો ક્યારેક બીજી બાજુ ઝુકાવી આપે છે, ક્યારેક સીધી કરી આપે છે એટલે સુધી કે આ જ પરિસ્થિતિમાં તે દુનિયાથી વિદાય લઈ લે છે અને એ કે اَشَدُّالنَّاسِ بَلَاءً اَلْاَنْبِيَآء ثُمَّ الْاَمْثَلُ فَالْاَمْثَلُ એટલે કે, દુનિયામાં સૌથી વધારે આફતો અંબિયા (અલૈ.) ઉપર આવે છે, પછી જે તેમના નજીકના હોય, પછી જે તેમના નિકટના હોય.

આ બધી સહીહ હદીષો દેખીતી રીતે આ આયતના વિષયોથી વિપરીત છે અને દુનિયાના સામાન્ય સાક્ષાત્કારો પણ એ જ બતાવે છે કે દુનિયામાં સામાન્ય રીતે મો'મિન મુસલમાન તંગી અને તકલીફમાં તથા કાફિરો અને દુષ્ટ લોકો વૈભવ વિલાસમાં રહે છે, જો પ્રસ્તુત આયત પ્રમાણે દુનિયાની તકલીફો અને મુસીબતો ગુનાહના કારણે હોય તો ઘટના તેનાથી વિપરીત હોત.

તેનો જવાબ એ છે કે પ્રસ્તુત આયતમાં ગુનાહોને મુસીબતોનું કારણ અવશ્ય બતાવ્યું છે પરંતુ તે નિશ્ચિત નિયમ નથી કહ્યો કે જ્યારે કોઈના ઉપર કોઈ મુસીબત આવે તો તે ગુનાહના કારણે જ હશે જેના ઉપર કોઈ મુસીબત આવે તેનું ગુનેહગાર હોવું જરૂરી જ હોય, બલકે સામાન્ય કારણોનો જે દુનિયામાં નિયમ છે કે કારણ ઉપસ્થિત થયા પછી તેનું કાર્ય મોટે ભાગે થતું જ હોય છે અને ક્યારેક કોઈ બીજું કારણ તેના પ્રભાવને જાહેર થવાથી અવરોધરૂપ બની જાય છે તો આ કારણનો પ્રભાવ જાહેર નથી થતો, જેમકે કોઈ હકીમ અથવા ડૉક્ટર દવા વિશે એવું કહે કે તેનાથી સારું થશે તે પોતાની જગ્યાએ સાચો છે પરંતુ અમુક સમયે કોઈ અન્ય દવા, ખોરાક અથવા હવા વગેરેના પ્રભાવથી તે દવા અસરકારક થતી નથી, જે દવાઓ તાવ ઊતરવાની છે અમુક સમયે એવા કારણો બને છે કે તે દવાઓનો પ્રભાવ જાહેર થતો નથી, ઘેનની ગોળીઓ ખાઈને પણ... કોઈને ઊંઘ આવતી નથી જેના હજારો દષ્ટાંતો દુનિયામાં દરેક સમયે પ્રત્યક્ષ જોવા મળે છે.

આથી આયતનો ખુલાસો એ થયો કે ગુનાહોનો મૂળ પ્રભાવ એ છે કે તેના કારણે મુસીબતો અને આફતો આવે છે પરંતુ અમુક સમયે બીજા અન્ય કારણો તેને નકારનારા એકઠા થઈ જાય છે જેના કારણે મુસીબતો જાહેર થતી નથી અને અમુક સ્વરૂપોમાં કોઈ ગુનાહ વિના જ કોઈ આફત અને મુસીબત આવી જવું પણ તેનો નકાર કરતું નથી, કારણ કે આયતમાં એવું નથી કહ્યું કે કોઈ ગુનાહ વિના કોઈ તકલીફ અને મુસીબત કોઈને પડતી નથી બલકે બની શકે છે કે કોઈને કોઈ મુસીબત અને કોઈ આફત કોઈ બીજા કારણે પણ આવી પડે જેમકે અંબિયા (અલૈ.) અને અવલિયા (રહ.)ને જે મુસીબતો અને તકલીફોનો સામનો કરવો પડ્યો છે તેનું કારણ કોઈ ગુનાહનું નથી હોતું બલકે તેમની અજમાયશ અને કસોટી દ્વારા તેમના દરજ્જાઓમાં પ્રગતિ તેનું કારણ હોય છે.

તદુપરાંત કુર્આને કરીમે જે આફતો અને મુસીબતોને ગુનાહોના કારણે હોવાનું ઠરાવ્યું છે તેનો ભાવાર્થ તે આફતો અને મુસીબતો છે જે સમગ્ર દુનિયા ઉપર અથવા આખા શહેર ઉપર અથવા વસ્તી ઉપર સર્વસામાન્ય થઈ જાય. સામાન્ય મનુષ્યો અને પશુઓ તેના પ્રભાવથી ન બચી શકે, આવી મુસીબતો અને આફતોનું કારણ મોટે ભાગે લોકોના ગુનાહોનું મોટું પ્રમાણ ખાસ કરીને ખુલ્લમ ખુલ્લા ગુનાહો કરવાનું જ હોય છે, વ્યક્તિગત તકલીફો અને મુસીબતમાં આ

નિમય નથી બલકે તે ક્યારેક કોઈ મનુષ્યની કસોટી કરવા માટે પણ મોકલવામાં આવે છે અને જયારે તે આ કસોટીમાં પૂરો ઊતરે છે તો તેના આખિરતના દરજ્જાઓ વધી જાય છે, આ મુસીબત તેના માટે રહમત અને ઈનામ હોય છે એટલા માટે વ્યક્તિગત સ્વરૂપે કોઈ વ્યક્તિને મુસીબતમાં સપડાયેલો જોઈને એવું કહી શકાય નહીં કે તે ઘણો ગુનેહગાર છે એ જ પ્રમાણે કોઈને ખુશ તથા વૈભવ અને રાહતમાં જોઈને એ હુકમ ન લગાવી શકાય કે એ મોટો નેક સદ્કર્મી અને બુઝુર્ગ છે, અલબત્ત જાહેર મુસીબતો અને આફતો જેમકે દુકાળ, તોફાન, ચેપી રોગો, જીવનજરૂરી ચીઝવસ્તુઓની અછત, વસ્તુઓમાંથી બરકત... ઉઠી જવી, વગેરે ઘણું ખરું અને મોટું કારણ લોકોના જાહેર ગુનાહો અને બળવાખોરવૃત્તિ હોય છે.

**ખુલાસો :**

હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.)એ "હુજ્જતુલ્લાહુલ્બાલિગહ"માં નોંધ્યું છે કે આ દુનિયામાં ભલાઈ અને બુરાઈ અથવા મુસીબત અને રાહત, તકલીફ અને સહૂલતના કારણો બે પ્રકારના છે. એક જાહેર, બીજા ગુપ્ત. જાહેર કારણો તો તે જ આર્થિક કારણો છે જે સામાન્ય દુનિયાની દષ્ટિમાં કારણો સમજવામાં આવે છે અને ગુપ્ત કારણો મનુષ્યના કર્મો અને તે બીનાએ ફરિશ્તાઓની મદદ અને સહાય અથવા તેમનો ધિક્કાર અને નફરત છે જેમકે દુનિયામાં વરસાદના કારણો સંશોધકો અને જાણકારોની નજરમાં સમંદરમાંથી ઊંચે ચઢનારી બાષ્પ અને પછી ઉપરની હવાઓ પહોંચીને તેને વાદળમાં ગ્રથિત કરવું, પછી સૂર્યના કિરણોની સહાયથી પીગળીને વરસી જવું છે પરંતુ હદીષની રિવાયતોમાં આ વસ્તુઓને ફરિશ્તાઓનું કામ બતાવવામાં આવ્યું છે, વાસ્તવમાં તે બંનેમાં કોઈ વિરોધાભાસ નથી. એક વસ્તુમાં વિવિધ કારણો હોઈ શકે છે એટલા માટે બની શકે છે કે જાહેર કારણો આ જ હોય અને ગુપ્ત કારણ ફરિશ્તાઓનું કાર્ય હોય. આ બંને સ્વરૂપના કારણો એકઠા થઈ જાય તો વરસાદ આશા અને આવશ્યકતા પ્રમાણે થાય અને જ્યાં આ બંને કારણો એકઠા ન હોય ત્યાં વરસાદ પડવામાં અડચણ રહે.

હઝરત શાહ સાહબ (રહ.)એ ફરમાવ્યું કે એ જ પ્રમાણે દુનિયાની મુસીબતો અને આફતોના અમુક કારણો સ્વાભાવિકપણે ભૌતિક સ્વરૂપે હોય છે

જે નેક અને બુરાને ઓળખતા નથી, આગ સળગાવવા માટે છે તે કોઈ ફરક વિના મુત્તકી અને દુષ્ટને બધાને સળગાવશે જ એ સિવાય કે કોઈ ખાસ ફરમાન દ્વારા તેને પોતાના આ કૃત્યથી અટકાવી દેવામાં આવે, જેમકે નમરૂદની આગ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) માટે સલામતીવાળી ઠંડી કરી દેવામાં આવી. પાણી ભારે વસ્તુઓને ડૂબાડી દે છે તે એ જ કામ કરશે, એ જ પ્રમાણે બીજા તત્ત્વો જે ખાસ ખાસ કાર્યો માટે છે તે પોતાના લક્ષણ અને ગુણધર્મ પ્રમાણે સેવામાં લાગેલા છે. આ સ્વાભાવિક ખાસિયતો કોઈ મનુષ્ય માટે રાહત અને સહૂલતનો સામાન પણ ઉપલબ્ધ કરાવે છે અને કોઈના માટે મુસીબત અને આફત પણ બની જાય છે.

આ જ જાહેર કારણોની જેમ મુસીબતો, આફતો તથા રાહત અને સહૂલત ઉપર મનુષ્યના પોતાના સારા કર્મો અને બુરા કર્મોનો પ્રભાવ પણ છે, જ્યારે બંને જાહેર અને ગુપ્ત કારણો કોઈ વ્યક્તિ અથવા જૂથ....ની રાહત અને આરામ તથા સહૂલત અને વૈભવ ઉપર એકઠા થઈ જાય છે તો તે વ્યક્તિ અથવા વર્ગને દુનિયામાં રાહત અને વૈભવ સંપૂર્ણ રીતે પ્રાપ્ત થાય છે જેનો સાક્ષાત્કાર દરેક વ્યક્તિ કરે છે, તેનાથી વિપરીત જ્યારે વ્યક્તિ અથવા વર્ગ માટે સ્વાભાવિક ભૌતિક કારણો પણ મુસીબત અને આફત લાવી રહ્યા હોય અને તેના કર્મો પણ મુસીબત અને આફતને નોંતરનારા હોય તો તેની મુસીબત અને આફત પણ સંપૂર્ણ હોય છે જેનો જાહેર પ્રત્યક્ષ અનુભવ થાય છે.

અમુક સમયે એવું પણ બને છે કે સ્વાભાવિક ભૌતિક કારણો તો મુસીબત અને આફતના એકઠા થયેલા હોય છે પરંતુ તેના નેક કર્મો ગુપ્ત રીતે રાહત અને સંતોષને નોંતરનારા છે. આવા સ્વરૂપમાં આ ગુપ્ત કારણો તેની જાહેર આફતોને દૂર કરવામાં અથવા ઓછી કરવામાં ખર્ચ થઈ જાય છે, તેની ખુશી અને રાહત સંપૂર્ણ સ્વરૂપે સામે નથી આવતી, એ જ પ્રમાણે તેનાથી વિપરીત અમુક સમયે ભૌતિક કારણો વૈભવ વિલાસને લાવનારા હોય છે પરંતુ ગુપ્ત કારણો એટલે કે તેના દુષ્ટ કર્મો મુસીબત અને આફત નોંતરનારા હોય છે તો આ વિરોધાભાસી તકાદાઓના કારણે વૈભવ વિલાસ સંપૂર્ણ થાય છે અને વધારે પડતી મુસીબત અને આફત તેને ઘેરી નથી લેતી.

એ જ પ્રમાણે અમુક સમયે ભૌતિક સ્વાભાવિક કારણોને કોઈ મોટા દરજ્જાના નબી અથવા રસૂલ કે વલી અથવા સ્વીકૃત બંદા માટે કપરા બનાવીને

તેમની કસોટી અને આજમાયશ માટે પણ ઉપયોગ કરવામાં આવે છે. તેની વિગતને સમજી લેવામાં આવે તો કુર્આનની આયતો અને પ્રસ્તુત હદીષોનો પરસ્પર સુમેળ અને સહમતી સ્પષ્ટ થઈ જાય છે, વિરોધાભાસ કે શંકા દૂર થઈ જાય છે. વલ્લાહુ અઅ્લમુ.

## મુસીબતોના સમયે કસોટી અને આજમાયશ અથવા સજા અને અઝાબમાં તફાવત :

મુસીબતો અને આફતો દ્વારા જે લોકોને તેમના ગુનાહોની કંઈક સજા આપવામાં આવે છે અને જે નેક લોકોના દરજ્જાઓ ઊંચા કરવામાં આવે છે અથવા ગુનાહો માટે કફ્ફારા સ્વરૂપે હોય છે અથવા કસોટી સ્વરૂપે મુસીબતોમાં સંડોવવામાં આવે છે, જાહેર સ્વરૂપ આ તકલીફોનું એક જ હોય છે તે બંનેમાં તફાવત કઈ રીતે ઓળખવામાં આવે તેનો પરિચય હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.)એ એવો લખ્યો છે કે જે નેક લોકો કસોટી અને આજમાયશમાં સપડાઈને મુસીબતોમાં જઈ પડે છે અલ્લાહ તઆલા તેમના દિલોને સંતોષિત કરી આપે છે અને તેઓ આ મુસીબતો અને આફતો ઉપર એવી જ રીતે રાજી હોય છે જેમકે બીમાર કડવી દવા અથવા ઑપરેશનથી તકલીફ અનુભવવા છતાં રાજી હોય છે બલકે તેના માટે માલ પણ ખર્ચ કરે છે, ભલામણો મેળવે છે. તેનાથી વિપરીત તે ગુનેહગારો જે મુસીબતો અને આફતોમાં સપડાય છે તેમની પરેશાની, વિવશતા અને વ્યગ્રતાની કોઈ સીમા નથી હોતી, અમુક સમયે નાશુક્રી બલકે કુફ્રના ઉદ્ગારો સુદ્ધાં સુધી નોબત પહોંચે છે.

સય્યિદી હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)એ એક ઓળખ એ બતાવી છે કે જે મુસીબતોની સાથે મનુષ્યને અલ્લાહ તઆલા તરફ ધ્યાન અને પોતાના ગુનાહો ઉપર ચેતવણી અને તવબહ તથા પશ્ચાતાપની પ્રેરણા વધારે થઈ જાય તે એ બાબતની નિશાની છે કે આ ક્રોધ નથી બલકે મહેરબાની અને કૃપા છે અને જેનું એવું સ્વરૂપ ન બને બલકે ગુનાહોમાં ઓતપ્રોત થઈ તેમાં રસપ્રચૂર બની જાય તો તે અલ્લાહના ક્રોધની અને અઝાબની નિશાની છે. વલ્લાહુ અઅ્લમુ.

———————————

## આયતો : (સૂરએ રૂમ : આયત નં. ૪૬ થી ૫૩)

وَمِنْ اٰيٰتِهٖٓ اَنْ يُّرْسِلَ الرِّيَاحَ مُبَشِّرٰتٍ وَّ لِيُذِيْقَكُمْ مِّنْ رَّحْمَتِهٖ وَ لِتَجْرِيَ
الْفُلْكُ بِاَمْرِهٖ وَ لِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ وَلَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿٤٦﴾ وَلَقَدْ اَرْسَلْنَا
مِنْ قَبْلِكَ رُسُلًا اِلٰى قَوْمِهِمْ فَجَآءُوْهُمْ بِالْبَيِّنٰتِ فَانْتَقَمْنَا مِنَ الَّذِيْنَ اَجْرَمُوْا ؕ
وَكَانَ حَقًّا عَلَيْنَا نَصْرُ الْمُؤْمِنِيْنَ ﴿٤٧﴾ اَللّٰهُ الَّذِيْ يُرْسِلُ الرِّيٰحَ فَتُثِيْرُ سَحَابًا
فَيَبْسُطُهٗ فِي السَّمَآءِ كَيْفَ يَشَآءُ وَيَجْعَلُهٗ كِسَفًا فَتَرَى الْوَدْقَ يَخْرُجُ مِنْ خِلٰلِهٖ ۚ
فَاِذَآ اَصَابَ بِهٖ مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖٓ اِذَا هُمْ يَسْتَبْشِرُوْنَ ﴿٤٨﴾ وَاِنْ كَانُوْا مِنْ
قَبْلِ اَنْ يُّنَزَّلَ عَلَيْهِمْ مِّنْ قَبْلِهٖ لَمُبْلِسِيْنَ ﴿٤٩﴾ فَانْظُرْ اِلٰٓى اٰثٰرِ رَحْمَتِ اللّٰهِ
كَيْفَ يُحْيِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ؕ اِنَّ ذٰلِكَ لَمُحْيِ الْمَوْتٰى ۚ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ
قَدِيْرٌ ﴿٥٠﴾ وَلَئِنْ اَرْسَلْنَا رِيْحًا فَرَاَوْهُ مُصْفَرًّا لَّظَلُّوْا مِنْ بَعْدِهٖ يَكْفُرُوْنَ ﴿٥١﴾
فَاِنَّكَ لَا تُسْمِعُ الْمَوْتٰى وَلَا تُسْمِعُ الصُّمَّ الدُّعَآءَ اِذَا وَلَّوْا مُدْبِرِيْنَ ﴿٥٢﴾ وَمَآ اَنْتَ
بِهٰدِ الْعُمْيِ عَنْ ضَلٰلَتِهِمْ ؕ اِنْ تُسْمِعُ اِلَّا مَنْ يُّؤْمِنُ بِاٰيٰتِنَا فَهُمْ مُّسْلِمُوْنَ ﴿٥٣﴾ ع

### તરજુમો :

*અને તેની નિશાનીઓમાંથી એક એ છે કે ખુશખબરી લાવનારી હવાઓ ચલાવે છે અને જેથી તમને પોતાની મહેરબાનીની કંઈ મજા ચખાડે અને જેથી તેના હુકમથી વહાણો ચાલે અને જેથી તેના ફઝ્લ(રોજી)માંથી શોધખોળ કરો અને જેથી તમે ઉપકાર માનો. (૪૬) અને અમે તમારા પહેલાં કેટલાય રસૂલ પોતપોતાની કોમની પાસે મોકલી ચૂક્યા છે; બસ તેમની પાસે નિશાનીઓ લઈને પહોંચ્યા, પછી અમે તેમનાથી બદલો લીધો જેઓ ગુનેહગાર હતા અને અમારા ઉપર ઈમાનવાળાઓની મદદનો હક છે. (૪૭) અલ્લાહ જ છે જે હવાઓ ચલાવે છે, પછી તે વાદળોને ઉઠાવે છે, પછી તેને આસમાનમાં ફેલાવી દે છે જે રીતે ઈચ્છે અને તેને થર ઉપર થર*

*રાખે છે, પછી તમે જુઓ વરસાદને તેની વચ્ચેથી નીકળે છે, પછી જ્યારે તેને પહોંચાડે છે જેને પોતાના બંદાઓમાંથી ઈચ્છે છે ત્યારે જ તેઓ ખુશીઓ મનાવવા લાગે છે. (૪૮) અને પ્રથમથી તેના ઊતરતાં પહેલાં જ નિરાશ થઈ રહ્યા હતા. (૪૯) બસ જોઈ લો અલ્લાહની મહેરબાનીની નિશાનીઓ ! કઈ રીતે જીવીત કરે છે જમીનને તેના મૃત્યુ પછી ! બેશક ! તે જ છે મુરદાઓને જીવીત કરનારો અને તે દરેક વસ્તુ કરી શકે છે. (૫૦) અને જો અમે એક હવા મોકલીએ, પછી તે ખેતીને જુએ કે પીળી પડી ગઈ તો તેના પછી નાશુક્રી કરવા લાગે. (૫૧) બસ, તમે મુરદાઓને સંભળાવી નથી શકતા અને ન જ બહેરાઓને પોકારવું સંભળાવી શકો છો જ્યારે કે પીઠ ફેરવી ચાલ પડે. (૫૨) અને ન જ તમે આંધળાઓને તેમના ભટકવાથી માર્ગ સૂઝાડી શકો, તમે તો તેને જ સંભળાવો જેઓ અમારી વાતો ઉપર ઈમાન લાવ્યા, બસ તેઓ આજ્ઞાકારી (મુસલમાન) થાય છે. (૫૩)*

## તફસીર :

અને અલ્લાહ તઆલાની (કુદરત તથા તવહીદ અને નેઅ્મતની) નિશાનીઓમાંથી એક એ (પણ) છે કે તે (વરસાદથી પહેલાં) હવાઓને મોકલે છે કે તે (વરસાદની) ખુશખબરી આપે છે (બસ, તેનું મોકલવું એક તો જીવ ખુશ કરવા માટે હોય છે) અને (વળી એટલા માટે) જેથી (ત્યાર પછી વરસાદ થયો અને) તમને પોતાની (આ) રહમત (એટલે કે વરસાદ)ની મજા ચખાડે (એટલે કે વરસાદના લાભ અર્પણ કરે) અને (વળી એટલા માટે હવાઓ મોકલે છે) જેથી (તેના દ્વારા દરિયામાં) વહાણો તેના હુકમથી ચાલે અને જેથી (આ હવાઓ દ્વારા વહાણો મારફતે દરિયાની સફરથી) તમે તેની રોજીની શોધખોળ કરો (એટલે કે વહાણોનું ચાલવું અને રોજીની શોધખોળ કરવી બંને હવાના કારણે પ્રાપ્ત થાય છે, પ્રથમ પરોક્ષ રીતે પછી પ્રત્યક્ષ રીતે વહાણથી) અને જેથી તમે શુક્ર કરો અને (તેની ઉચ્ચ દલીલો તથા આ મહાન નેઅ્મતો ઉપર પણ આ મુશ્રિકો અલ્લાહ તઆલાની જે નાશુક્રીઓ કરે છે, એટલે કે શિર્ક કરે છે અને રસૂલ ﷺનો વિરોધ કરે છે તથા મો'મિનોને ઈજા વગેરે પહોંચાડે છે તો તમે તેના ઉપર દિલગીર ન થાઓ, કારણ કે અમે નિકટમાં તેમનાથી બદલો લેવાના છે અને તેમાં તેમને પરાજિત અને સાચા લોકોને વિજેતા કરનારા છે જેમકે પ્રથમ પણ થયું છે. એટલા

માટે) અમે તમારાથી પહેલાં ઘણા પયગમ્બર તેમની કોમોની પાસે મોકલ્યા અને તે તેમની પાસે (સત્યની સાબિતીની) દલીલો લઈને આવ્યા (જેના ઉપર અમુક ઈમાન લાવ્યા અને અમુક ન લાવ્યા.) બસ અમે તે લોકોથી બદલો લીધો જેમણે અપરાધ આચર્યો હતો, (અને તે અપરાધ સત્યનું જૂઠાડવું તથા સાચાઓનો વિરોધ છે અને આ બદલામાં અમે તેમને પરાજિત અને ઈમાનવાળાઓને વિજેતા બનાવ્યા) અને ઈમાનવાળાઓનું વર્ચસ્વ સ્થાપિત કરવું (વાયદા અને ટેવ મુજબ) અમારા જિમ્મે હતું (તે બદલો અલ્લાહનો અઝાબ હતો અને તેમાં કાફિરોનું નાશ થવું અથવા તેમનું પરાજિત થવું નિશ્ચિત છે અને મુસલમાનોનું બચી જવું તથા તેમનું વર્ચસ્વ સ્થાપિત થવું છે, મતલબ કે આ જ પ્રમાણે તે કાફિરોથી બદલો લેવામાં આવશે, ભલે દુનિયામાં અથવા તો મોત પછી અને આ વિષય સાંત્વના માટે جُمْلَةٌ مُعْتَرِضَةٌ સ્વરૂપે આવ્યું હતું, આગળ હવાને મોકલ્યા પછી પ્રસ્તુત નિશાનીઓનું ટૂંકમાં વર્ણન છે કે) અલ્લાહ એવો (મહાશક્તિશાળી તથા હિકમતવાળો અને ઈનામ અર્પણ કરનારો) છે કે તે હવાઓ મોકલે છે, પછી તે (હવાઓ) વાદળોને (કે જે ક્યારેક તે હવાઓથી પહેલાં બાષ્પ ઉઠીને વાદળ બની ચૂકે છે અને ક્યારેક તે બાષ્પ તેજ હવાઓ દ્વારા ઊંચી ઉઠીને વાદળો બની જાય છે, પછી તેજ હવાઓ વાદળોને તેના સ્થળેથી એટલે કે આસમાની અવકાશથી અથવા જમીનથી) ઉઠાવે છે, પછી અલ્લાહ તઆલા તે (વાદળ)ને (ક્યારેક તો) જે રીતે ઇચ્છે છે આસમાન (એટલે કે આસમાની અવકાશ)માં ફેલાવી આપે છે અને (ક્યારેક) તેના ટૂકડા ટૂકડા કરી નાંખે છે (بَسْط અર્થ એ છે કે તેને ભેગા કરીને દૂર સુધી ફેલાવી આપે છે અને كَيْفَ يَشَآءُ નો અર્થ એ છે કે ક્યારેક થોડે દૂર સુધી તો ક્યારેક લાંબા અંતર સુધી અને كِسَفًا નો અર્થ એ છે કે ભેગા નથી થતા, વિખરાયેલા રહે છે) પછી (બંને પરિસ્થિતિઓમાં) તમે વરસાદને જુઓ છો કે તે (વાદળ)ની અંદરથી નીકળે છે (ભેગા થયેલા વાદળમાંથી વરસવું તો મોટે ભાગે થાય છે અને અમુક મોસમોમાં ઘણી વખતે વરસાદ અનેક વાદળીઓમાંથી પણ થતો હોય છે) પછી (વાદળથી નીકળ્યા પછી) જ્યારે તે (વરસાદ) પોતાના બંદાઓમાંથી જેને ઇચ્છે પહોંચાડી આપે છે તો બસ તે ખુશીઓ મનાવવા લાગે અને તે પહેલાં કે તેમના ખુશ થવાથી પહેલાં તેમના ઉપર વરસે (બિલકુલ જ) નિરાશ (થઈ રહ્યા) હતા (એટલે કે હમણા હમણા નિરાશ હતા અને હવે

આનંદવિભોર થઈ ગયા અને એવો જ સાક્ષાત્કાર પણ છે કે મનુષ્યની પરિસ્થિતિ આવી હાલતમાં ઘણી જલદી જલદી બદલાઈ જાય છે) બસ, (જરા) અલ્લાહની રહમત (એટલે કે વરસાદ)ની નિશાનીઓ (તો) જુઓ કે અલ્લાહ તઆલા (જેના દ્વારા) જમીનને તેના મૃત્યુ (એટલે કે સુક્કી) થઈ ગયા પછી કઈ રીતે જીવીત (એટલે કે હરિયાળી) કરે છે (આ વાત નેઅ્મત અને તવહીદની દલીલ હોવા ઉપરાંત એ બાબતની પણ દલીલ છે કે અલ્લાહ મર્યા પછી ફરીવાર સજીવન કરવાની શક્તિ ધરાવે છે, તેનાથી જાણ થાય છે કે જે અલ્લાહે મૃત જમીનને જીવન બખ્શ્યું) કોઈ શંકા નથી કે તે જ (અલ્લાહ) મુરદાઓને જીવીત કરનારો છે (બસ બૌદ્ધિક રીતે પણ તે શક્ય હોવામાં બંને સમાન અને તેની કુદરત બંનેની સાથે સમાન અને પ્રત્યક્ષ સ્વરૂપે બંને કાર્યોનું સમાન હોવું, આ બધી વસ્તુઓ એ સંદેહને રદ કરે છે કે મૃત્યુ પછી કેવી રીતે સજીવન થઈશું ?) અને તે દરેક વસ્તુ ઉપર કુદરત ધરાવે છે (આ સજીવન થવાનો વિષય પૃથ્વીના સજીવન થવાની યોગ્યતા આધારે جُمْلَةٌ مُعْتَرِضَةٌ હતો) અને (આગળ ફરી વરસાદ અને હવાઓ વિશે વર્ણન છે જેમાં ગફલત અને નાશુક્રીનું વર્ણન છે, એટલે કે બેદરકાર લોકો એવા સત્યને ન ઓળખનારા તથા તેનો પરિચય પ્રાપ્ત કરનારા નથી કે આટલી મોટી મોટી નેઅ્મતો પછી) જો અમે તેમના ઉપર (એક પ્રકારની) હવા ચલાવીએ, પછી (એ હવાથી) આ લોકો ખેતીને (સુક્કી અને) પીળી જુએ (કે તેની હરિયાળી અને તાજગી જતી રહી) તો તેઓ ત્યાર પછી નાશુક્રી કરવા લાગે (અને બધી જ પાછલી નેઅ્મતોને ભૂલાવી દે) બસ, (જ્યારે તેમની ગફલત અને નાશુક્રી આ દરજ્જાએ છે તો તેનાથી એ પણ સાબિત થયું કે તેઓ બિલકુલ જ નફ્ફટ લોકો છે તો તેમના ઈમાન ન લાવવા ઉપર અને તેમના ચિંતન ન કરવા ઉપર ગમ કરવો બેકાર છે કારણ કે) તમે મુરદાઓને (તો) નથી સંભળાવી શકતા અને બહેરાઓને (પણ) અવાજ નથી સંભળાવી શકતા (ખાસ કરીને) જ્યારે કે પીઠ ફેરવીને ચાલ પડે (કે ઈશારાને પણ ન જુએ) અને (એ જ પ્રમાણે) આ (એવા) આંધળાઓને (જે દષ્ટિવાળાનું અનુસરણ ન કરે) તેમને માર્ગ ભટકવાથી માર્ગ ઉપર નથી લાવી શકતા (એટલે કે આ તો બુદ્ધિ ભ્રષ્ટ થવાની તથા જિંદગી જ ન હોવાની સમકક્ષ છે) તમે તો બસ તેમને જ સંભળાવી શકો છો જેઓ અમારી આયતોનું યકીન રાખે છે (અને) પછી તે માને (પણ) છે (અને જ્યારે આ લોકો

મુરદાઓ, બહેરાઓ અને આંધળાઓના સમકક્ષ છે પછી તેમનાથી ઈમાનની આશા ન રાખો અને દિલગીર ન થાઓ).

## મસ્અલા અને બોધપાઠ :

فَانۡتَقَمۡنَا مِنَ الَّذِيۡنَ اَجۡرَمُوۡا وَكَانَ حَقًّا عَلَيۡنَا نَصۡرُ الۡمُؤۡمِنِيۡنَ ط અમે અપરાધી કાફિરો પાસેથી બદલો લઈ લીધો અને અમારા માથે હતું કે અમે મો'મિનોની મદદ કરીએ. આ આયતથી જાણ થાય છે કે મો'મિનોની મદદ કરવી અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી પોતાના માથે લઈ લીધું છે, તેનો તકાદો દેખીતી રીતે એ હતો કે મુસલમાનોની કાફિરોના મુકાબલામાં ક્યારેય હાર ન થાય જ્યારે કે ઘણા બધા પ્રસંગો તેનાથી વિપરીત હોય છે અને થતા રહે છે. તેનો જવાબ પોતે આ જ આયતમાં ઉપસ્થિત છે કે મો'મિનોથી ભાવાર્થ તે મુજાહિદીન ફી સબિલિલ્લાહ (અલ્લાહ તઆલા માટે યુદ્ધ લડનાર યોદ્ધાઓ) છે જેઓ માત્ર અલ્લાહ તઆલાના જ ખાતર કાફિરો સાથે યુદ્ધ કરે છે, આવા લોકો દ્વારા જ અલ્લાહ તઆલા અપરાધીઓ પાસેથી બદલો લે છે અને તેમનું વર્ચસ્વ સ્થાપિત કરે છે, જ્યાં કંઈ પણ તેમના વિરુદ્ધ કોઈ પરિસ્થિતિ ઊભી થાય છે ત્યાં મોટે ભાગે મુજાહિદોની કોઈ ઉણપ તેમની હારનું કારણ બનતી હોય છે, જેમકે ગઝ્વએ ઉહદ વિશે પોતે કુર્આનમાં છે, اِنَّمَا اسۡتَزَلَّهُمُ الشَّيۡطٰنُ بِبَعۡضِ مَا كَسَبُوۡا એટલે કે, શયતાને તે લોકોને ભૂલથાપ આપી દીધી, તેમના અમુક અમલોની ભૂલના કારણે અને અમુક પરિસ્થિતિઓના કારણે અને એવી પરિસ્થિતિઓમાં પણ અંતે અલ્લાહ તઆલા તેમને જ વર્ચસ્વ અને વિજય અર્પણ કરે છે જ્યારે કે તેમને પોતાની ભૂલ ઉપર ચેતવણી મળી જાય છે, જેમકે ગઝ્વએ ઉહદમાં થયું અને જે લોકો માત્ર પોતાનું નામ મો'મિન મુસલમાન રાખી લે, અલ્લાહના હુકમોથી ગફલત અને બળવાખોરીની ટેવ ધરાવતા હોય તથા કાફિરોના વર્ચસ્વના સમયે પણ પોતાના ગુનાહોથી તવબહ ન કરે તો તે આ વાયદામાં સામેલ નથી, તે અલ્લાહની મદદના હકદાર નથી. આમ અલ્લાહ તઆલા પોતાની રહમતથી કોઈપણ પ્રકારના હક વિના પણ વિજય અને વર્ચસ્વ અર્પણ કરી આપે છે, તેની આશા રાખવી અને તેનાથી દુઆ માંગવી દરેક પરિસ્થિતિમાં લાભ જ લાભ છે.

فَاِنَّكَ لَا تُسۡمِعُ الۡمَوۡتٰى આ આયતનો ખુલાસો એ છે કે તમે મુરદાઓને

સંભળાવી નથી શકતા, રહી એ બાબત કે મુરદાઓમાં સાંભળવાની ક્ષમતા છે અથવા નહીં અને સામાન્ય મુરદા જીવીત લોકોની વાતચીત સાંભળે છે અથવા નહીં તે મસ્અલાની ટૂંકમાં તહકીક મઆરિફુલ કુર્આનની સૂરએ નમ્લની તફસીરમાં પસાર થઈ ચૂકી છે અને સંપૂર્ણ તહકીક મુજ નાચીઝની એક આગવી અરબી ભાષાની કિતાબમાં છે જેનું નામ تَكْمِيْلُ الْحُبُوْرُ بِسَمَاعِ اَهْلِ الْقُبُوْرُ છે. અને જે અહકામુલ કુર્આન અરબી ભાષામાં હિઝ્બે ખામિસના ભાગ સ્વરૂપે પ્રકાશિત થઈ ચૂકી છે.

---

## આયતો : (સૂરએ રૂમ : આયત નં. ૫૪ થી ૬૦)

اَللّٰهُ الَّذِيْ خَلَقَكُمْ مِّنْ ضُعْفٍ ثُمَّ جَعَلَ مِنْۢ بَعْدِ ضُعْفٍ قُوَّةً ثُمَّ جَعَلَ مِنْۢ بَعْدِ
قُوَّةٍ ضُعْفًا وَّشَيْبَةً ؕ يَخْلُقُ مَا يَشَآءُ ۚ وَهُوَ الْعَلِيْمُ الْقَدِيْرُ ﴿۵۴﴾ وَيَوْمَ تَقُوْمُ
السَّاعَةُ يُقْسِمُ الْمُجْرِمُوْنَ ۙ مَا لَبِثُوْا غَيْرَ سَاعَةٍ ؕ كَذٰلِكَ كَانُوْا يُؤْفَكُوْنَ ﴿۵۵﴾ وَقَالَ
الَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ وَالْاِيْمَانَ لَقَدْ لَبِثْتُمْ فِيْ كِتٰبِ اللّٰهِ اِلٰى يَوْمِ الْبَعْثِ ؗ فَهٰذَا
يَوْمُ الْبَعْثِ وَلٰكِنَّكُمْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿۵۶﴾ فَيَوْمَئِذٍ لَّا يَنْفَعُ الَّذِيْنَ ظَلَمُوْا
مَعْذِرَتُهُمْ وَلَا هُمْ يُسْتَعْتَبُوْنَ ﴿۵۷﴾ وَلَقَدْ ضَرَبْنَا لِلنَّاسِ فِيْ هٰذَا الْقُرْاٰنِ مِنْ
كُلِّ مَثَلٍ ؕ وَلَئِنْ جِئْتَهُمْ بِاٰيَةٍ لَّيَقُوْلَنَّ الَّذِيْنَ كَفَرُوْۤا اِنْ اَنْتُمْ اِلَّا مُبْطِلُوْنَ ﴿۵۸﴾
كَذٰلِكَ يَطْبَعُ اللّٰهُ عَلٰى قُلُوْبِ الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ ﴿۵۹﴾ فَاصْبِرْ اِنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ وَّ
لَا يَسْتَخِفَّنَّكَ الَّذِيْنَ لَا يُوْقِنُوْنَ ﴿۶۰﴾

## તરજુમો :

*અલ્લાહ જ છે જેણે તમને નિર્બળ સ્થિતિમાં બનાવ્યા, પછી નબળાઈ પછી બળ આપ્યું, ફરી બળ પછી નબળાઈ આપશે અને ઘડપણ (સફેદ બાલ); જે કંઈ ઈચ્છે બનાવે છે અને તે સઘળું જાણનાર, બધું કરી શકનાર છે. (૫૪)*

*અને જે દિવસે કયામત કાયમ થશે ગુનેહગાર કસમો ખાશે કે અમે એક ઘડીથી વધારે રહ્યા ન હતા, આ જ પ્રમાણે (દુનિયામાં પણ) ઊંધા જતા હતા. (૫૫) અને જેમને ઈલ્મ (સમજ) અને યકીન મળ્યું છે કહેશે, તમારું થોભવું જીવીત થઈ ઊઠવાના દિવસ સુધી અલ્લાહની કિતાબમાં (લખેલું) હતું, બસ આ છે ઉઠવાનો દિવસ, પરંતુ તમે જાણતા ન હતા. (૫૬) તે દિવસે તે ગુનેહગારોને કુસૂર મા'ફ કરાવવાનું (બહાનાઓ) કામ ન લાગશે અને ન જ તેમનાથી તવબહ કરવાની માંગણી થશે. (૫૭) અને અમે લોકો માટે આ કુર્આનમાં દરેક પ્રકારનું દષ્ટાંત બેસાડયું છે અને જો તમે તેમની પાસે કોઈ નિશાની લાવો તો તે ઈન્કારીઓ અવશ્ય કહેશે, તમે બધું નર્યું જૂઠ જ ઘડો છો. (૫૮) આ રીતે અલ્લાહ તેમના દિલો ઉપર સીલ મારી દે છે જેઓ સમજ ધરાવતા નથી. (૫૯) બસ તમે ધૈર્ય દાખવો, બેશક ! અલ્લાહનો વાયદો સત્ય છે અને તમને તે લોકો ઉશ્કેરવા ન પામે જેઓ યકીન નથી લાવતા.(૬૦)*

## તફસીર :

અલ્લાહ એવો છે જેણે તમને નિર્બળતાની હાલતમાં બનાવ્યા, (તેનો ભાવાર્થ બાળપણની શરૂઆતની પરિસ્થિતિ છે) પછી (આ) નબળાઈ પછી શક્તિ (એટલે કે યુવાની) અર્પણ કરી, ત્યારબાદ (આ) બળ પછી કમજોરી અને વૃદ્ધાવસ્થા આપી (અને) તે જે ઈચ્છે છે પેદા કરે છે અને તે (દરેક વસ્તુને) જાણનારો (અને તે વસ્તુને લાગુ પાડવાની) શક્તિ ધરાવનારો છે (બસ જે એવો શક્તિશાળી હોય તેના માટે પુનઃજીવીત કરવું શું મુશ્કેલ છે ? આ તો بَعْث ની એક સંભાવનાનું વર્ણન હતું) અને (આગળ તેના ઉપસ્થિત થવાનું વર્ણન છે એટલે કે) જે દિવસે કયામત થશે પાપી (એટલે કે કાફિર) લોકો (ત્યાંની ભયાનક અને સખત કઠોર પરિસ્થિતિઓને જોઈને કયામત આવવાને ખૂબ અણગમતું સમજીને) કસમ ખાઈ બેસસે કે (કયામત ઘણી જલદી આવી ગઈ અને) તે લોકો (એટલે કે અમે લોકો બરઝખમાં) એક ક્ષણથી વધારે નથી રહ્યા (એટલે કે જે કયામતનો સમય આવવાનું નિશ્ચિત હતું તે પણ પૂરું ન થવા પામ્યું કે કયામત આવી પહોંચી જેમકે અનુભવ કરી શકાય છે કે જો ફાંસીની સજા પામનારની એક મહિનો મર્યાદા નક્કી કરવામાં આવે તો જ્યારે મહિનો પસાર થઈ ચૂકે છે તો તેને એવું લાગે છે કે

જાણે મહિનો પસાર જ નથી થયો અને મુસીબત જલદી આવી પહોંચી. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે) એ જ પ્રમાણે આ લોકો (દુનિયામાં) ઊંધા ચાલ્યા કરતા હતા (એટલે કે જે રીતે અહીંયાં આખિરતમાં કયામતના સમયથી વહેલાં આવી જવાનું સમજીને કસમો ખાવા લાગ્યા, એ જ પ્રમાણે દુનિયામાં કયામતના અસ્તિત્વના જ ઈન્કારી હતા અને તેના ન આવવાની કસમો ખાતા રહેતા હતા) અને જે લોકોને ઈમાન અને ઈલ્મ અર્પણ થયું છે (ભાવાર્થ ઈમાનવાળા છે કે શરીઅતની ખબરોનું જ્ઞાન તેમને પ્રાપ્ત થયેલ છે) તેઓ (આ પાપીઓને જવાબમાં) કહેશે કે (તમે બરઝખમાં નિશ્ચિત સમયથી ઓછું નથી રહ્યા, તમારો આ દા'વો ખોટો છે બલકે) તમે તો (નિશ્ચિત સમય) અલ્લાહના લખ્યા પ્રમાણે કયામતના દિવસ સુધી રહ્યા, બસ કયામતનો દિવસ આ જ છે (જે બરઝખમાં રહેવાનો નિશ્ચિત સમય હતો) અને પરંતુ (કયામત નિશ્ચિત સમય પહેલાં આવેલી હોવાનું સમજી રહ્યા છો તેનું કારણ એ છે કે) તમે (દુનિયામાં કયામત આવવાનું) યકીન (અને શ્રદ્ધા) ધરાવતા ન હતા (બલકે જૂઠાડતા હતા અને ઈન્કાર કર્યા કરતા હતા, આ ઈન્કારના વબાલમાં આજે પરેશાનીનો સામનો થયો એ કારણથી ગભરાઈને એવો વિચાર આવ્યો કે હજુ તો નિશ્ચિત સમયસીમા પૂરી પણ નથી થઈ અને જો સમર્થન કર્યું હોત અને ઈમાન લઈ આવ્યા હોત તો તે જલદી આવી ગયાનું ન સમજ્યા હોત, બલકે એવું ઈચ્છતા હોત કે આનાથી પણ જલદી આવી જાય, કારણ કે મનુષ્ય જ્યારે તેનાથી કોઈ રાહત અને આરામનો વાયદો હોય તો સ્વાભાવિક રીતે તે જલદી આવવાની ઈચ્છા કરે છે અને તેની શોખથી રાહ જુએ છે અને તેને સમય લાંબો થયો હોવાનું લાગ્યા કરે છે, જેમકે હદીષમાં પણ છે કે કાફિર કબરમાં કહે છે, رَبِّ لَا تُقِمِ السَّاعَةَ અને મો'નિ કહે છે, رَبِّ اَقِمِ السَّعَةَ અને મો'મિનોના આ જવાબથી પણ જે અહીંયાં પ્રસ્તુત છે કે બરઝખના સ્થળને તેમણે ઘણું લાંબું સમજ્યું છે તે એટલા કારણે હોય છે કે તેઓ શોખથી બદલાના દિવસની રાહ જોઈ રહ્યા હતા એટલા માટે એવું ઈચ્છતા હતા કે તે જલદી આવી જાય) મતલબ કે તે દિવસે જાલિમો (એટલે કે કાફિરોની મુસીબત અને તકલીફનું એ સ્વરૂપ હશે કે તેઓ)ને તેમના (કોઈ પ્રકારના જૂઠા સાચા) બહાના કરવા લાભ આપશે નહીં અને ન જ તેમનાથી અલ્લાહના ક્રોધથી બચવાનું પૂછવામાં આવશે (એટલે કે તેમને મોકો આપવામાં આવશે નહીં કે તવબહ કરીને

અલ્લાહને રાજી કરી લે) અને અમે લોકો(ની હિદાયત)ના માટે આ કુર્આન (સમગ્ર અથવા તેના કોઈ એક ભાગ એટલે કે આ સૂરત)માં દરેક રીતે ઉત્તમ (અને શ્રેષ્ઠ જરૂરી) વિષયો વર્ણન કર્યા છે (જે પોતાની શ્રેષ્ઠતા અને વિશિષ્ટતાના કારણે એવો તકાદો ધરાવે છે કે આ કાફિરોને હિદાયત પ્રાપ્ત થઈ જાય પરંતુ તે લોકોએ દુશ્મનાવટના કારણે તેનો સ્વીકાર ન કર્યો અને તેનાથી લાભ પ્રાપ્ત ન કર્યો) અને (કુર્આનની શું વાત ! આ લોકોની દુશ્મનાવટ તો એટલી હદે વધી ગઈ છે કે) જો (કુર્આન ઉપરાંત તેમને મોઅ્જિઝાઓથી કે જેમની તેઓ પોતે ફરમાઈશ કર્યા કરતા હતા), તમે તેમની પાસે કોઈ નિશાની લઈ આવો તો પણ આ લોકો કે જેઓ કાફિર છે તે એવું જ કહેશે કે તમે બધા (એટલે કે પયગમ્બર ﷺ અને મો'મિનો એ શરઈ આયતો અથવા તક્વીની આયતોનું સમર્થન કરી રહ્યા છો.) નર્યા જૂઠા છો (પયગમ્બરને જાદૂની તોહમત લગાવીને જૂઠા કહ્યા અને મુસલમાનોને જાદૂનું સમર્થન કરવાથી જૂઠા કહ્યા અને તે લોકોની આ દુશ્મનાવટ વિશે અસલ વાત એ છે કે) જે લોકો (ઘણી બધી નિશાનીઓ અને સત્યની દલીલો જાહેર થવા છતાં) યકીન નથી કરતા (અને ન જ તેને પ્રાપ્ત કરવાની કોશીશ કરે છે) અલ્લાહ તઆલા તેમના દિલો ઉપર એવું જ સીલ મારી આપે છે (જેમકે તેમના દિલો ઉપર થઈ રહ્યું છે, એટલે કે દરરોજ સત્યનો સ્વીકાર કરવાની ક્ષમતા ક્ષીર્ણ થતી જાય છે એટલા માટે સત્ય સ્વીકારવાની ક્ષમતામાં કમજોરી અને દુશ્મનાવટમાં કઠોરતા વધતી જાય છે) બસ, (જ્યારે તેઓ આવા દુષ્ટ છે તો તેમનો વિરોધ અને પીડા પહોંચાડવાથી અને તેમના અપશબ્દો વગેરે ઉપર) તમે સબ્ર કરો બેશક ! અલ્લાહ તઆલાનો વાયદો (છે કે અંતે તેઓ નિષ્ફળ થશે અને સાચાઓ સફળ થશે એ વાયદો) સાચો છે (એ વાયદો અવશ્ય આવશે, બસ ધૈર્ય અને સહનશીલતા થોડા જ દિવસ કરવી પડે છે) અને આ બદયકીન લોકો તમારી સહનશીલતાનો ભંગ કરવા ન પામે (એટલે કે તેમના તરફથી ભલે ગમે તેવી વાત રજુ થાય પરંતુ એવું ન થાય કે તમે બરદાસ્ત ન કરો).

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરતનો મોટો ભાગ કયામતના ઈન્કારીઓની શંકાઓ નિર્મૂળ કરવા વિશે છે જેના માટે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને ઉચ્ચ કક્ષાની હિકમતની ઘણી બધી દલીલો અને નિશાનીઓ બતાવીને ગાફેલ મનુષ્યને

નીંદ્રામાંથી જાગૃત કરવાનો સામાન કરવામાં આવ્યો છે. પ્રસ્તુત પ્રથમ આયતમાં એક નવી લઢણથી આ વિષયની સાબિતીઓ છે તે એ કે મનુષ્ય પોતાની પ્રકૃતિમાં ઉતાવળિયો હોય છે અને નજર સમક્ષની વસ્તુઓમાં ઓતપ્રોત થઈને ભૂતકાળ અને ભવિષ્યને ભૂલાવી દેવાની ટેવ ધરાવતો હોય છે અને તેની આ જ ટેવ તેને મોટી ભયાનક ભૂલોમાં સંડોવી દે છે જે સમયે મનુષ્ય યુવાન હોય છે તેની શક્તિ પોતાની પરકાષ્ઠાએ હોય છે, તે પોતાની શક્તિના નશામાં કોઈને કંઈ જ સમજતો નથી, સીમાઓમાં અને મર્યાદાઓમાં રહેવું તેને મુશ્કેલ લાગતું હોય છે, તેને ચેતવવા માટે આ આયતમાં શક્તિ અને નિર્બળતાના આધારે મનુષ્યના અસ્તિત્વનું એક સંપૂર્ણ શબ્દચિત્ર રજુ કરવામાં આવ્યું છે જેમાં બતાવવામાં આવ્યું છે કે મનુષ્યની શરૂઆત પણ નિર્બળ નથી અને તેનો અંત પણ, વચ્ચે ઘણા થોડા દિવસો માટે તેને એક શક્તિ મળે છે, બુદ્ધિનો તકાદો એ છે કે આ અમુક દિવસની શક્તિના સમયમાં પોતાની પ્રથમ નિર્બળતા અને હવે પછી આવનારી નિર્બળતાથી પણ ક્યારેય ગાફેલ ન થાય, બલકે પોતાની આ નબળાઈના વિવિધ દરજ્જાઓને હંમેશા નજર સમક્ષ રાખે જેમાંથી પસાર થઈને આ શક્તિ અને યુવાની સુધી પહોંચ્યો છે.

خَلَقَكُم مِّن ضُعْفٍ માં માનવીને એ જ બોધપાઠ આપવામાં આવ્યો છે કે પોતાની મૂળ બુનિયાદને જુએ કે કેટલી અશક્ત બલકે સંપૂર્ણ અશક્ત છે કે એક નિર્જીવ ટીપું કે જે બુદ્ધિહીન, ગંદુ અને દુર્ગંધયુક્ત હોય છે, એમાં વિચાર કરો કે કોની હિકમત અને કુદરતે આ જુગુપ્સાપ્રેરક ટીપાંને એક લોહીના ગઠ્ઠાના સ્વરૂપમાં અને પછી લોહીને માંસના સ્વરૂપમાં, પછી તે માંસની અંદર હાડકાં ગોઠવીને પરિવર્તન કર્યું, પછી તેના અવયવો અને શરીરના અંગો–ઉપાંગોના નાજુક નાજુક યંત્રો બનાવ્યા કે આ એક નાનું સરખું અસ્તિત્વ એક ચાલતી ફરતી ફેક્ટરી બની ગઈ જેમાં સેંકડો આશ્ચર્યજનક સ્વયંસંચાલિત યંત્રો લાગેલા હોય છે અને ઊંડા વિચારથી કામ લો તો તે એક ફેક્ટરી માત્ર નથી બલકે એક નાની સરખી દુનિયા છે કે સમગ્ર દુનિયાના નમૂના તેના અસ્તિત્વમાં સામેલ છે, તેનું સર્જન અને પોષણ કોઈ મોટા કારખાનાઓમાં નથી થયું બલકે માતાના ઉદરના ત્રણ અંધારાઓમાં થયું અને નવ મહિના આ જ તંગ અને અંધારી જગ્યામાં માતાના ઉદરનું લોહી અને અન્ય તત્ત્વોથી ખોરાક મેળવીને આ હઝરતે ઈન્સાનનો

વજૂદ તૈયાર થયો.

ثُمَّ السَّبِيْلَ يَسَّرَهٗ પછી અલ્લાહ તઆલાએ તેના અસ્તિત્વનો માર્ગ સરળ કરી દીધો, આ દુનિયામાં આવ્યો તો તેની પરિસ્થિતિ આ હતી, اَخْرَجَكُمْ مِّنْۢ بُطُوْنِ اُمَّهٰتِكُمْ لَا تَعْلَمُوْنَ شَيْئًا એટલે કે તમને માતાના ઉદરમાંથી અલ્લાહ તઆલાએ એવી હાલતમાં કાઢ્યા કે તમે કશું જ જાણતા ન હતા, હવે કુદરતે તા'લીમ અને પ્રેરણાનો ક્રમ શરૂ કર્યો. સૌથી પ્રથમ કળા રડવાની શિખવાડી જેનાથી માતા પિતા ધ્યાનિત થઈ તેની ભૂખ તરસ અને દરેક તકલીફને દૂર કરવા માટે લાગી જાય છે, પછી હોઠ અને પેઢાંઓને દબાવીને માતાના થાનથી દૂધ કાઢવાની કળા શિખવાડી જેનાથી તે પોતાનો ખોરાક પ્રાપ્ત કરી લે, કોઈની મજાલ હતી કે જે આ નાસમજ બાળકને આ બંને હુન્નર શિખવાડે જે તેની ત્યારની જરૂરિયાતો પૂરી કરે છે તે કુદરત સિવાય કે જે તેના સર્જનની માલિક છે, આ નવજાત શીશુ હમણા કમજોર બાળક છે, જરા હવા લાગી જાય તો અધમૂઓ થઈ જાય, જરા શરદી અથવા ગરમી લાગી જાય તો બીમાર થઈ જાય, ન તો પોતાની કોઈ જરૂરતને માંગી શકે છે અને ન જ પોતાની કોઈ તકલીફને દૂર કરી શકે છે, અહીંયાંથી ચાલ્યા તો યુવાનીના સમય સુધી ક્રમવારના તબક્કાઓમાં વિચાર કરવામાં આવે તો અલ્લાહ તઆલાની કુદરતના એવા મહાન કારનામા સામે આવશે કે બુદ્ધિ દિગ્મૂઢ રહી જાય છે.

ثُمَّ جَعَلَ مِنْۢ بَعْدِ ضُعْفٍ قُوَّةً હવે આ શક્તિની મંઝિલોમાં પહોંચ્યા તો જમીન આસમાનના તાગ મેળવવા લાગ્યા, ચાંદ અને ગ્રહો ઉપર ડોળા કાઢવા લાગ્યા, સમંદર અને જમીન ઉપર પોતાનો કબ્જો જમાવવા લાગ્યા, પોતાના ભૂતકાળ અને ભવિષ્યથી ગાફેલ થઈને مَنْ اَشَدُّ مِنَّا قُوَّةً (અમારાથી વધારે કોણ શકિતશાળી હોઈ શકે છે !)ના નારા લગાવવા લાગ્યા, એટલે સુધી કે આ જ શક્તિના નશામાં ચૂર થઈને પોતાના પેદા કરનારને પણ ભૂલી ગયા અને તેના હુકમોની પેરવી કરવાને પણ, પરંતુ કુદરતે તેને જાગૃત કરવા માટે ثُمَّ جَعَلَ مِنْۢ بَعْدِ قُوَّةٍ ضُعْفًا وَّشَيْبَةً ફરમાવ્યું કે હે ગાફિલ ! સારી પેઠે સમજી લે કે આ તારી શક્તિ થોડા દિવસ માટે છે, પછી આ જ નિર્બળતાની અવસ્થામાં પાછા ફરવાનું છે અને એ જ પ્રમાણે ક્રમવાર નબળાઈ વધવી શરૂ થશે જેનો પ્રભાવ એક સમય પછી شَيْبَةً (શયબહ) બાલોની સફેદીના સ્વરૂપમાં જાહેર થશે અને પછી બધા જ અવયવો,

અંગો–ઉપાંગોના સ્વરૂપમાં પરિવર્તનો આવશે, દુનિયાનો ઈતિહાસ અને બીજી કિતાબો જ નહીં પોતે પોતાના અસ્તિત્વમાં લખેલા આ ગુપ્ત લખાણને વાંચી લે તો એ યકીન કર્યા સિવાય છૂટકો રહેશે નહીં يَخْلُقُ مَا يَشَآءُ وَهُوَ الْعَلِيْمُ الْقَدِيْرُ કે આ બધી કારીગરી તે રબ્બુલ ઈજ્જતની છે, તે જે ઈચ્છે તે પેદા કરે છે, જેવી રીતે ઈચ્છે પેદા કરે છે અને જ્ઞાનમાં સૌથી મહાન છે અને શક્તિમાં પણ, શું ત્યાર પછી પણ તેમાં કોઈ શંકાની સંભાવના બાકી રહી ગઈ છે કે તે જ્યારે ચાહે મુરદાઓને ફરીવાર સજીવન ન કરી શકે !?

આગળ ફરી કયામતના ઈન્કારીઓની વાહિયાત વાતો અને તેમની અજ્ઞાનતાનું વર્ણન છે. وَيَوْمَ تَقُوْمُ السَّعَةُ يُقْسِمُ الْمُجْرِمُوْنَ مَا لَبِثُوْا غَيْرَ سَاعَةٍ એટલે કે, જે દિવસે કયામત કાયમ થશે તો આ ઈન્કારીઓ કયામતના તે સમયના ભયાનક દૃષ્યોથી સ્તબ્ધ થઈને એવી કસમો ખાવા લાગશે કે અમારું થોભવું તો એક ઘડીથી વધારે નથી રહ્યું, આ થોભવાનો ભાવાર્થ એ હોઈ શકે છે કે દુનિયાનું થોભવું હોય, કારણ કે તેમની દુનિયા આરામ અને વૈભવમાં પસાર થઈ હતી અને હવે સખત તકલીફો સામે આવી તો જેમકે મનુષ્યની સ્વાભાવિક ટેવ છે કે રાહતના સમયને ખૂબ ટૂંકો સમજે છે એટલા માટે કસમો ખાશે કે દુનિયામાં તો અમારું થોભવું ઘણું ટૂંકું બલકે એક ક્ષણ હતું.

અને એ પણ સંભાવના છે કે આ થોભવાથી ભાવાર્થ કબર અને બરઝખનું થોભવું હોય અને મતલબ એ હોય કે અમે તો સમજ્યા હતા કે આલમે બરઝખમાં થોભવું ઘણું લાંબું હશે અને કયામત ઘણી મોડી આવશે પરંતુ ઘટના એનાથી ઘણી ઊલટી હતી કે અમે બરઝખમાં ઘણું ઓછું રહેવા પામ્યા હતા કે કયામત આવી ગઈ અને આ જલદી આવવાની તેમને એ કારણે અનુભૂતિ થશે કે કયામતમાં તેમના માટે કોઈ ખુશી અથવા રાહતની વસ્તુ તો હતી જ નહીં, મુસીબત જ મુસીબત હતી તથા માનવપ્રકૃતિ એવી છે કે મુસીબતના સમયે પાછલા રાહતના સમયને ખૂબ ટૂંકો સમજવા લાગે છે અને કાફિરોને જો કે કબ્ર અને બરઝખમાં અઝાબ પણ થશે પરંતુ કયામતના અઝાબના મુકાબલામાં તે પણ રાહત હોવાની અનુભૂતિ થવા લાગશે અને તે સમયને ટૂંકો સમજીને કસમ ખાશે કે કબ્રમાં અમારું થોભવું ઘણું જ અલ્પ બલકે એક ક્ષણ હતું.

**શું મહશરમાં અલ્લાહ તઆલાની સામે કોઈ જૂઠું બોલી શકશે ? :**

આ આયતથી જાણ થઈ કે મહશરમાં કાફિરો કસમ ખાઈને એ જૂઠું બોલશે કે અમે તો દુનિયામાં અથવા કબ્રમાં એક ઘડીથી વધારે નથી રહ્યા, એ જ પ્રમાણે એક બીજી આયતમાં મુશ્રિકોનું એ નિવેદન વર્ણન થયું છે કે તેઓ કસમ ખાઈને કહેશે કે અમે મુશ્રિક ન હતા. وَاللّٰهِ رَبِّنَا مَا كُنَّا مُشْرِكِيْنَ કારણ એ છે કે મહશરમાં રબ્બુલ આલમીનની અદાલત કાયમ થશે, તે બધાને સ્વતંત્રતા આપશે કે જે ઇચ્છે નિવેદન આપે, જૂઠું બોલે અથવા સાચું બોલે. કારણ કે રબ્બુલ ઈજ્જતનું જ્ઞાન સંપૂર્ણ છે અને અદાલતી તહકીક માટે તે તેમના સ્વીકાર કરવા ન કરવાનો મોહતાજ નથી. જ્યારે મનુષ્ય જૂઠું બોલશે તો તેના મોઢા ઉપર સીલ મારી દેવામાં આવશે અને તેના હાથ પગ તથા ચામડી અને બાલથી ગવાહી લેવામાં આવશે, તે સાચે સાચી સમગ્ર ઘટના વર્ણન કરી આપશે જેના પછી તેની પાસે કોઈ બહાનું બાકી રહેશે નહીં. اَلْيَوْمَ نَخْتِمُ عَلٰى اَفْوَاهِهِمْ وَتُكَلِّمُنَا اَيْدِيْهِمْ.... નો આ જ ભાવાર્થ છે અને કુર્આને કરીમની બીજી આયતોથી જાણ થાય છે કે મહશરમાં વિવિધ સ્થળો હશે, દરેક સ્થળની પરિસ્થિતિ જુદી જુદી હશે, એક સ્થળ તે છે જેમાં અલ્લાહ તઆલાની પરવાનગી વિના કોઈને બોલવાનો અધિકાર ન હશે માત્ર સાચી અને ખરી વાત જ બોલી શકશે, જૂઠું બોલવાની શક્તિ નહીં હોય જેમકે ઈરશાદ છે, لَايَتَكَلَّمُوْنَ اِلَّا مَنْ اَذِنَ لَهُ الرَّحْمٰنُ وَقَالَ صَوَابًا

**કબ્રમાં કોઈ જૂઠું નહીં બોલી શકે :**

તેનાથી વિપરીત કબ્રના સવાલ જવાબમાં સહીહ હદીષોમાં વર્ણન થયું છે કે જ્યારે કાફિરને પૂછવામાં આવશે કે તારો પરવરદિગાર કોણ છે અને હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ કોણ છે ? તો તે કહેશે, هَاهْ هَاهْ لَاَدْرِىْ એટલે કે, હાય ! હાય ! હું કંઈ જાણતો નથી. જો ત્યાં જૂઠું બોલવાનો અધિકાર હોત તો કહી આપ્યું હોત કે મારો પરવરદિગાર અલ્લાહ છે અને મુહમ્મદ મુસ્તફા ﷺ અલ્લાહના રસૂલ છે તો આ એક આશ્ચર્યજનક બાબત છે કે કાફિર લોકો અલ્લાહની સામે જૂઠું બોલવા માટે શક્તિ ધરાવતા હશે અને ફરિશ્તાઓની સામે જૂઠું બોલી શકશે નહીં પરંતુ જો વિચાર કરવામાં આવે તો તેમાં કોઈ આશ્ચર્યની વાત નથી, કારણ એ છે કે ફરિશ્તા ન તો આલિમુલ ગયૂબ (અદષ્ય બાબતોના જાણકાર) છે અને ન જ

**તેમને એ અધિકાર છે કે હાથ પગની ગવાહી લઈને તેમના ઉપર દલીલ કાયમ કરે, જો તેમની સામે જૂઠું બોલવાનો અધિકાર હોત તો બધા કાફિર અને દુષ્ટ લોકો કબ્રના અઝાબથી નચિંત થઈ જાત તેનાથી વિપરીત અલ્લાહ જલ્લ શા'નુહૂ કે તે તો દિલોની હાલતથી પણ વાકેફ છે અને શરીરના અંગો–ઉપાંગોની ગવાહીથી તેનું જૂઠ ખોલી નાંખવાની શક્તિ પણ ધરાવે છે એટલા માટે મહશરમાં આ સ્વતંત્રતા આપી દેવી અદાલતી ઈન્સાફમાં કોઈ ખલેલ પેદા નથી કરતું. વલ્લાહુ અઅ્લમુ.**

**અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ રૂમ પૂર્ણ થઈ.**

**(મૂળ લેખકે સૂરએ રૂમ શનિવાર ૨૮ જિલ્કદ સન હિજરી ૧૩૯૧ના દિવસે પૂરી કરી.)**



**સૂરએ રૂમનો અનુવાદ તથા છટ્ઠી જિલ્દ પૂરી થઈ.**

**તા. : ૨૫ રવિવાર ૨૦૧૦ મુતાબિક ૧૦ જમાદિઊલ અવ્વલ ૧૪૩૧ હિજરી.**



## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

મૂળ લેખક

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

અનુવાદક

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

પ્રકાશક

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)





પ્રકરણ (૩૧)

# સૂરએ લુકમાન

સૂરએ લુકમાન મક્કામાં નાઝિલ થઈ તેમાં ૩૪ આયતો અને ૪ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ લુકમાન : આયત નં. ૧ થી ૯)**

آياتها ٣٤ ۞ ٣١ سُوْرَةُ لُقْمٰنَ مَكِّيَّةٌ ٥٧ ۞ رُكُوْعَاتُهَا ٤

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓمّٓ ﴿١﴾ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْحَكِيْمِ ﴿٢﴾ هُدًى وَّرَحْمَةً لِّلْمُحْسِنِيْنَ ﴿٣﴾ الَّذِيْنَ
يُقِيْمُوْنَ الصَّلٰوةَ وَيُؤْتُوْنَ الزَّكٰوةَ وَهُمْ بِالْاٰخِرَةِ هُمْ يُوْقِنُوْنَ ﴿٤﴾ اُولٰٓئِكَ
عَلٰى هُدًى مِّنْ رَّبِّهِمْ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿٥﴾ وَمِنَ النَّاسِ مَنْ يَّشْتَرِيْ
لَهْوَ الْحَدِيْثِ لِيُضِلَّ عَنْ سَبِيْلِ اللّٰهِ بِغَيْرِ عِلْمٍ ۖ وَّيَتَّخِذَهَا هُزُوًا ۭ اُولٰٓئِكَ لَهُمْ
عَذَابٌ مُّهِيْنٌ ﴿٦﴾ وَاِذَا تُتْلٰى عَلَيْهِ اٰيٰتُنَا وَلّٰى مُسْتَكْبِرًا كَاَنْ لَّمْ يَسْمَعْهَا كَاَنَّ فِيْٓ
اُذُنَيْهِ وَقْرًا ۚ فَبَشِّرْهُ بِعَذَابٍ اَلِيْمٍ ﴿٧﴾ اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَهُمْ
جَنّٰتُ النَّعِيْمِ ﴿٨﴾ خٰلِدِيْنَ فِيْهَا ۭ وَعْدَ اللّٰهِ حَقًّا ۭ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٩﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું, જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*અલિફ-લામ-મીમ. (૧) આ આયતો હિકમતોથી ભરપૂર કિતાબની છે. (૨) હિદાયત અને રહમત છે નેકી કરનારાઓ માટે. (૩) કે જેઓ નમાઝ કાયમ રાખે છે અને ઝકાત આપે છે અને તે છે જેઓ આખિરત ઉપર યકીન*

*રાખે છે. (૪) તેમણે પોતાના પરવરદિગાર તરફથી માર્ગ પામ્યો છે અને તેઓ જ સફળતાએ પહોંચ્યા. (૫) અને એક તે લોકો છે કે ખેલકૂદની વાતોના ખરીદાર છે જેથી અલ્લાહના માર્ગથી સમજ્યા વિના ભટકાવે અને તેને ઠઠ્ઠો ઠરાવે, તે જેઓ છે તેમના માટે અપમાનિત કરનાર અઝાબ છે. (૬) અને જ્યારે તેને અમારી આયતો સંભળાવો, અભિમાનથી પીઠ ફેરવે જાણે કે તેને સાંભળ્યું જ નથી, જાણે કે તેના બંને કાન બહેરા છે; બસ તેને કષ્ટદાયક અઝાબની ખુશખબરી આપી દો ! (૭) જે લોકો ઈમાન લાવ્યા અને ભલા કામ કર્યા, તેમના માટે નેઅ્મતના બગીચા છે. (૮) તેમાં હંમેશા રહ્યા કરે, અલ્લાહનો વાયદો સાચો થઈ ચૂક્યો અને તે મહાબળવાન છે હિકમતોવાળો. (૯)*

## તફસીર :

અલિફ-લામ-મીમ (તેનો અર્થ અલ્લાહને ખબર છે). આ (એટલે કે આ સૂરત અથવા કુર્આનમાં વર્ણન થઈ છે તે) આયતો છે એક હિકમતથી ભરપૂર કિતાબ (એટલે કે કુર્આન)ની કે જે હિદાયત અને રહમત(નું કારણ) છે નેક કર્મો કરનારાઓ માટે જેઓ નમાઝની પાબંદી કરે છે અને ઝકાત અદા કરે છે અને તે લોકો આખિરતનું સંપૂર્ણ યકીન રાખે છે, (બસ) આ લોકો (આ કુર્આન ઉપર શ્રદ્ધા અને કર્મોના કારણે) પોતાના પરવરદિગારના સીધા માર્ગ ઉપર છે અને આ જ લોકો (આ હિદાયતના કારણે) સફળતા પામનારા છે (બસ, કુર્આન આ પ્રમાણે તેમના માટે હિદાયત અને રહમતનું જેની અસર સફળતા છે કારણ બની ગયું, બસ અમુક લોકો તો એવા છે જેમકે વર્ણન કરવામાં આવ્યું) અને (તેનાથી વિપરીત) અમુક લોકો એવા (પણ) છે જેઓ (કુર્આનથી વાંધો ઉઠાવીને) કેવી વાતોના ખરીદાર બને છે (એટલે કે એવી વાતો અપનાવે છે) જે (અલ્લાહથી) ગાફેલ કરનારી છે (બસ પ્રથમ તો વાહિયાત વાતોને અપનાવવું જ્યારે કે તેની સાથે અલ્લાહની આયતોનો વાંધો પણ ઉઠાવતા હોય પોતે જ કુફ્ર અને ગુમરાહી છે, પછી જ્યારે ખાસ રીતે તેને એ જ કારણે અપનાવવામાં આવે) જેથી (તેના દ્વારા અન્યોને પણ) અલ્લાહના માર્ગ (એટલે કે દીને હક્ક)થી વિના સમજ્યે ગુમરાહ કરે (અને આ ગુમરાહ કરવાની સાથે) તે (સત્ય માર્ગ)નો ઠઠ્ઠો ઉડાવે

(જેથી બીજાના દિલોમાંથી તેની માન મર્યાદા અને પ્રભાવ ઓછો થઈ જાય ત્યારે તો કુફ્ર ઉપર કુફ્ર અને ગુમરાહીની સાથે ગુમરાહી છે અને) એવા લોકો માટે (આખિરતમાં) અપમાનિત કરનાર અઝાબ (થવાનો) છે (જેમકે તેમના વિરોધી લોકો માટે સફળતા હોવાની જાણ થઈ) અને (આ વ્યક્તિની વાંધો ઉઠાવવાની એવી હાલત છે કે) જ્યારે તેની સામે અમારી આયતો પઢવામાં આવે છે તો તે વ્યક્તિ અભિમાન કરે છે (અને એવા બેધ્યાનપણે) મોઢું ફેરવી લે છે જેમકે તેણે સાંભળી જ નથી જેમકે તેના કાનોમાં બહેરાશ છે (એટલે કે જેમકે બહેરો છે) બસ તે (વ્યક્તિ)ને એક કષ્ટદાયક અઝાબની ખબર સંભળાવી આપો, (આ તો વાંધો ઉઠાવનારની સજાનું વર્ણન થયું, આગળ હિદાયત પામનાર લોકોના બદલાનું વર્ણન છે કે જે સફળતાની વિગત છે એટલે કે) અલબત્ત જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે નેક કામ કર્યા તેમના માટે રાહતની જન્નતો છે જેમાં તેઓ હંમેશા રહેશે, આ અલ્લાહે સાચો વાયદો કર્યો છે અને તે જબરદસ્ત હિકમતવાળો છે (બસ કુદરતના કમાલથી વાયદો અને ધમકીને લાગુ પાડી શકે છે અને હિકમતથી તેને વાયદા પ્રમાણે લાગુ પાડશે).

## મસ્અલા અને બોધપાઠ :

يُـؤْتُـوْنَ الـزَّكٰوةَ આ આયતમાં ઝકાતનો હુકમ છે જો કે આ આયત મક્કી છે, આથી જાણ થઈ કે મૂળ ઝકાતનો હુકમ મક્કએ મુઅજ્જમહમાં જ હિજરતથી પહેલાં આવી ચૂક્યો હતો અને જે એવું મશ્હૂર છે કે ઝકાતનો હુકમ હિજરતના બીજા વર્ષે લાગુ થયો એનો ભાવાર્થ પ્રમાણનું નિશ્ચિત કરવું તથા વાજિબ નિશ્ચિત પ્રમાણની વિગતો તથા ઈસ્લામી હુકૂમત તરફથી તેને વસૂલ કરવાની અને હકદારો ઉપર ખર્ચ કરવાની વ્યવસ્થા વગેરે છે. આ બધું હિજરતના બીજા વર્ષમાં થયું.

ઈબ્ને કષીરે સૂરએ મુઝ્ઝમ્મિલની આયત اَقِيْـمُـوا الـصَّـلٰوةَ وَاٰتُوا الـزَّكٰوةَ હેઠળ આ જ તરકીબ વર્ણન કરી છે, કારણ કે સૂરએ મુઝ્ઝમ્મિલ તો મક્કી સૂરતોમાં કુર્આન નાઝિલ થવાના બિલકુલ શરૂઆતના સમયોમાં નાઝિલ થઈ છે, આથી જાણ થાય છે કે જે રીતે કુર્આને કરીમની આયતોમાં મોટે ભાગે નમાઝ અને ઝકાતને સાથે સાથે વર્ણન કરવામાં આવ્યું છે તેનું ફરજ થવું પણ સાથે સાથે જ થયું છે. વલ્લાહુ અઅ્લમુ.

وَمِنَ النَّاسِ مَنْ يَّشْتَرِىْ لَهْوَ الْحَدِيْثِ માં શબ્દ اِشْتِرَاءُ નો શાબ્દિક અર્થ "ખરીદવું" થાય છે અને અમુક સમયે એક કાર્યના બદલે બીજા કાર્યનો ભરોસો કરવા માટે પણ શબ્દ اِشْتِرَاءُ (ઈસ્તરાઅ્) ઉપયોગ કરવામાં આવે છે, જેમકે اَلَّذِيْنَ اشْتَرَوُا الضَّلٰلَةَ بِالْهُدٰى વગેરે. કુર્આનની આયતોમાં اِشْتِرَاءُ નો આ જ અર્થ ભાવાર્થ સ્વરૂપે છે.

આ આયતની શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) એક ખાસ ઘટના છે કે નઝર બિન હારિષ મક્કાના મુશ્રિકોમાંથી એક મોટો વેપારી હતો અને વેપાર માટે વિવિધ દેશોની મુસાફરી કરતો હતો, તે ઈરાનથી મહાન સમ્રાટ કિસ્રા વગેરેના ઐતિહાસિક કિસ્સાઓ ખરીદીને લાવ્યો અને મક્કાના મુશ્રિકોને કહ્યું કે મુહમ્મદ (ﷺ) તમને કોમે આદ અને કોમે ષમૂદ વગેરેની ઘટનાઓ સંભળાવે છે હું તમને તેનાથી..... ઉત્તમ, રૂસ્તમ અને ઈસ્ફન્દિયાર અને બીજા ઈરાનના સમ્રાટોના કિસ્સાઓ સંભળાવું છું. આ લોકો તેના કિસ્સાઓને શોખ અને રસપૂર્વક સાંભળવા લાગ્યા કારણ કે તેમનામાં કોઈ શિક્ષણ કે તા'લીમ તો હતી જ નહીં જેના ઉપર અમલ કરવાની મહેનત ઉઠાવવી પડે, માત્ર રસપ્રદ કહાણીઓ હતી તેના કારણે ઘણા બધા મુશ્રિકો જે તેનાથી પહેલાં અલ્લાહના કલામની શ્રેષ્ઠતા અને ઐક્યતાના કારણે તેને સાંભળવાનું આકર્ષણ ધરાવતા હતા અને ચોરી છુપે સાંભળ્યા પણ કરતા હતા, તે લોકોને કુર્આનથી અળગા થવાનું બહાનું હાથ આવી ગયું.

(ذَكَرَهُ فِى الرُّوْحِ عَنْ اَسْبَابِ النُّزُوْلِ لِلْوَاحِدِىْ وَمُقَاتِلٍ وَذُكِرَ نَحْوُهُ فِى الدُّرِّالْمَنْثُوْرِ بِرِوَايَةِ الْبَيْهَقِىْ)

દૂર્રે મન્ષૂરમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે આ ઉપરોક્ત વેપારી બહારથી એક ગાનારી કનીઝ (લોંડી) ખરીદી લાવ્યો હતો અને તેના દ્વારા તેણે કુર્આન સાંભળવાથી રોકવાની એ પદ્ધતિ વિકસાવી કે જે લોકો કુર્આન સાંભળવાનો ઈરાદો કરે તે પોતાની આ કનીઝ પાસેથી તેમને ગીત સંભળાવતો હતો અને કહેતો હતો કે મુહમ્મદ (ﷺ) તમને કુર્આન સંભળાવીને કહે છે કે નમાઝ પઢો, રોઝા રાખો અને પોતાના પ્રાણ આપો જેમાં તકલીફ જ તકલીફ છે, આવો તમે આ ગીત સાંભળો અને ખુશીઓ મનાવો.

કુર્આને કરીમની પ્રસ્તુત આયત આ જ ઘટના ઉપર નાઝિલ થઈ અને

જેમાં اِشۡتِرَاءِ لَهۡوِ الۡحَدِيۡثِ થી.... તે સમ્રાટોના કિસ્સા કહાણીઓ અથવા તો તે ગાનારી કનીઝ ભાવાર્થ સ્વરૂપે છે, નાઝિલ થવાની ઘટનાના આધારે શબ્દ اِشۡتِرَاءُ પોતાના મૂળ અર્થ એટલે કે "ખરીદવા"ના અર્થમાં વપરાયો છે.

અને لَهۡوَ الۡحَدِيۡث નો સામાન્ય અર્થ જે આગળ વર્ણન થઈ રહ્યો છે તેના આધારે શબ્દ اِشۡتِرَاءُ પણ આ સ્થળે સામાન્ય છે, એટલે કે એક કામના બદલે બીજું કામ અપનાવવું તેમાં વાહિયાત વાતોની ખરીદારી પણ સામેલ છે.

અને لَهۡوَ الۡحَدِيۡث (લહ્‌વલ હદીષ)માં શબ્દ حَدِيۡث (હદીષ) તો વાતો અને કિસ્સા કહાણીઓના અર્થમાં છે તથા لَهۡو (લહ્‌વ)નો શાબ્દિક અર્થ ગફલત....માં પડવાનો છે, જે વસ્તુઓ માનવીને જરૂરી કાર્યોથી ગફલતમાં નાંખી બેદરકાર બનાવે તે لَهۡو (લહ્‌વ) કહેવાય છે અને અમુક સમયે એવા કાર્યોને પણ "લહ્‌વ" કહેવામાં આવે છે જેનો કોઈ ખાસ ફાયદો ન હોય, માત્ર સમય પસાર કરવાની પ્રવૃત્તિ અથવા દિલ બહેલાવવાનો સામાન હોય.

પ્રસ્તુત આયતમાં لَهۡوَ الۡحَدِيۡث (લહ્‌વલ હદીષ)નો ભાવાર્થ અને તફસીરકારોના વિવિધ નિવેદનો નોંધાયા છે, હઝરત ઈબ્ને મસઊદ (રદિ.), હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત જાબિર (રદિ.)ની રિવાયતમાં તેની તફસીર ગાવા વગાડવાની કરવામાં આવી છે.

*(રવાહુ હાકિમ વ સહીહા વલ બયહકી વગેરે)*

જમહૂર સહાબા (રદિ.), તાબિઈન (રહ.) તથા સામાન્ય તફસીરકારોના મતે لَهۡوَ الۡحَدِيۡث દરેક તે વસ્તુઓ માટે સામાન્ય છે જે મનુષ્યને અલ્લાહની ઈબાદત અને તેની યાદથી ગફલતમાં નાંખી દે, તેમાં غِنَاءِ مَزَامِيۡر(Distracting amusement of things) પણ સામેલ છે અને વાહિયાત કિસ્સા કહાણીઓ પણ. ઈમામ બુખારી (રહ.)એ પોતાની કિતાબ "અલ અદબુલ મુફરદ"માં અને બયહકીએ પોતાની "સુનન"માં لَهۡوَ الۡحَدِيۡث ની આ જ તફસીર અપનાવી છે, તેમાં ફરમાવ્યું છે કે لَهۡوَ الۡحَدِيۡثِ هُوَ الۡغِنَآءُ وَاَشۡبَاهُهٗ એટલે કે, લહ્‌વલ હદીષનો ભાવાર્થ ગાવું અને તેના જેવી બીજી વસ્તુઓ છે. (એટલે કે જે અલ્લાહ તઆલાની ઈબાદતથી ગાફેલ કરી આપે). સુનને બયહકીમાં છે કે, اِشۡتِرَاءِ لَهۡوِ الۡحَدِيۡث (ઈશ્તરા લહ્‌વલ હદીષ)થી ભાવાર્થ "ગાવા વગાડવા માટે પુરુષ અથવા સ્ત્રીને

ખરીદવું અથવા તેના જેવી એવી બેહૂદા વસ્તુઓને ખરીદવી છે જે અલ્લાહ તઆલાની યાદથી ગાફેલ કરે." ઈબ્ને જરીર (રહ.)એ આ જ સામાન્ય અર્થને અપનાવ્યો છે. (રૂહુલ મઆની) તિરમિઝીની એક રિવાયતથી પણ આ જ સામાન્ય હોવાનું સાબિત થાય છે જેમાં રસૂલે કરીમ ﷺનો એ ઈરશાદ છે કે ગાનારી લોંડીઓનો વેપાર ન કરો અને પછી ફરમાવ્યું,

فِیْ مِثْلِ هٰذَااُنْزِلَتْ هٰذِهِ الْاٰیَةُ وَمِنَ النَّاسِ مَنْ یَّشْتَرِیْ....

**لَهْـوٌ وَلَعِبٌ (લહ્વ લઇબ) રમત-ગમત (ખેલ-કૂદ) અને તેના સાધનોના શરઈ હુકમો :**

તે હુકમોની સંપૂર્ણ વિગત કુર્આન અને સુન્નતની દલીલો સાથે મુજ નાચીઝની આગવી કિતાબ اَلسَّعْیُ الْحَثِیْثُ فِیْ تَفْسِیْرِ لَهْوِ الْحَدِیْث માં વર્ણન થયેલ છે જેમાં ગાવું વગાડવું તથા વાજિંત્રોની સંપૂર્ણ વિગત કુર્આન અને હદીષથી, પછી ઉમ્મતના ફુકૂહા તથા સુફીયાએ કિરામના નિવેદનો દ્વારા વર્ણન કર્યું છે. આ પુસ્તિકા અરબી ભાષામાં અહકામુલ કુર્આનના પાંચમાં ભાગમાં પ્રકાશિત થઈ ચૂકી છે, જ્ઞાની લોકો તેનો અભ્યાસ કરી શકે છે સામાન્ય જનતા માટે અત્રે તેનો ખુલાસો નકલ કરવામાં આવે છે.

પ્રથમ વાત ધ્યાન આપવાપાત્ર એ છે કે કુર્આને કરીમે જેટલા સ્થળોએ "લહ્વ તથા લઈબ"નું વર્ણન કર્યું છે તે ટીકા અને તેની બુરાઈના જ સ્થળો છે જેનો હલ્કો દરજ્જો સૂગ છે. *(રૂહુલ મઆની અને કસ્સાફ)*

મુસ્તદરક હાકિમ "કિતાબુલ જિહાદ"માં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

كُلُّ شَیْءٍ مِنْ لَهْوِ الدُّنْیَا بَاطِلٌ اِلَّا ثَلٰثَةٌ اِنْتِضَالُکَ بِقَوْسِکَ وَتَاْدِیْبُکَ

لِفَرَسِکَ.....وَ مُلَا عَبَتُکَ لِاَهْلِکَ فَاِنَّهُنَّ مِنَ الْحَقِّ،

*"દુનિયાના દરેક લહ્વ (ખેલકૂદ) બાતિલ છે પરંતુ ત્રણ વસ્તુઓ, એક એ કે તીર કમાનથી રમવું, બીજું પોતાના ઘોડાઓને કેળવવા માટે રમવું, ત્રીજું પોતાની પત્નીની સાથે રમો."*

હાકિમે આ હદીષને મુસ્લિમની શર્ત ઉપર સહીહ કહી છે પરંતુ ઝબ્બી વગેરેએ તેની સનદને "મુત્તસીલુસ્સનદ" હોવાનું સ્વીકાર્યું નથી, બલકે હદીષે મુરસલ કહ્યું છે પરંતુ જમહૂર હદીષવેત્તાઓના મતે હદીષે મુરસલ પણ દલીલ હોય છે.

આ હદીષમાં દરેક લહ્વને બાતિલ ઠરાવવામાં આવ્યું છે અને જે ત્રણ વસ્તુઓને બાકાત ઠરાવવામાં આવી છે વાસ્તવમાં તે લહ્વમાં સામેલ જ નથી, કારણ કે લહ્વ તો તે કાર્યને કહેવામાં આવે છે જેમાં કોઈ દીની અને દુનિયવી ફાયદો સામેલ જ ન હોય અને આ ત્રણે વસ્તુઓ ફાયદાકારક કામો છે જેનાથી ઘણા દીની અને દુનિયવી લાભો સંકળાયેલા છે, તિરંદાજી તથા ઘોડાને કેળવવો વગેરે તો જિહાદની તૈયારીમાં સામેલ છે અને પત્નીની સાથે રમત તો પેઢી અને વંશ વધારવાના હેતુને પૂર્ણ કરે છે, તેને માત્ર બાહ્ય સ્વરૂપના આધારે "લહ્વ" કહેવામાં આવ્યું છે, વાસ્તવમાં આ બાબતો લહ્વમાં સામેલ જ નથી એ જ પ્રમાણે આ ત્રણે વસ્તુઓ ઉપરાંત અન્ય પણ ઘણા કાર્યો છે જેમાં દીની અથવા દુનિયવી ફાયદાઓ સંકળાયેલા છે અને જાહેર સ્વરૂપના આધારે તે લહ્વ (ખેલકૂદ) સમજવામાં આવે છે તેને પણ બીજી હદીષની રિવાયતોમાં જાઈઝ બલકે અમુકને સારી પ્રવૃત્તિ ઠરાવવામાં આવી છે જેની વિગત આગળ આવશે.

**ખુલાસો :**

ખુલાસો એ છે કે જે કાર્ય વાસ્તવમાં લહ્વ હોય એટલે કે જેમાં ન તો કોઈ દીની લાભ હોય અને ન જ દુનિયવી તે બધા નીંદાપાત્ર અને સૂગપાત્ર તો છે જ પછી તેમાં વિગત એ છે કે અમુક તો કુફ્રની હદ સુધી પહોંચી જાય છે, અમુક ખુલ્લમ ખુલ્લા હરામ છે અને ઓછામાં ઓછા દરજ્જામાં મકરૂહે તન્ઝીહી (અણગમો ઉપજાવે એવું) છે, એટલે કે તે પસંદ કરવામાં નથી આવતું. વાસ્તવમાં કોઈ લહ્વ જે ખરેખર લહ્વ હોય તે ખરેખર આ પસંદ ન કરવામાં આવેલ પ્રવૃત્તિથી બાકાત નથી અને જે ખેલકૂદને હદીષોમાં બાકાત રાખવામાં આવ્યું છે તે વાસ્તવમાં લહ્વમાં સામેલ જ નથી, જેમકે એક હદીષમાં પોતે તેની સ્પષ્ટતા મોજૂદ છે. અબૂ દાવુદ, તિરમિઝી, નસાઈ, ઈબ્ને માજહમાં હઝરત ઉક્બા બિન આમીર (રદિ.)ની રિવાયત કિતાબુલ જિહાદમાં છે જેના શબ્દો આ પ્રમાણે છે,

لَيۡسَ مِنَ اللَّهۡوِ ثَلَاثٌ تَادِيۡبُ الرَّجُلِ فَرَسَهٗ وَمَلَا عَبَتُهٗ اَهۡلَهٗ وَرَمۡيُهٗ بِقَوۡسِهٖ وَنَبۡلِهٖ۔ (نَصۡبُ الرَّايَةُ ص٢٧٣، ج٣) اَلۡحَدِيۡث، આ હદીષે પોતે સ્પષ્ટતા કરી આપી છે કે આ ત્રણે વસ્તુઓ જે બાકાત કરવામાં આવી છે તે વાસ્તવમાં લહ્‌વમાં સામેલ જ નથી અને જે ખરેખર લહ્‌વ છે તે બાતિલ અને નીંદાપાત્ર છે, આગળ તેના નીંદનીય હોવાના વિવિધ દરજ્જાઓ છે.

(૧) જે ખેલકૂદ દીનથી ગુમરાહ કરનાર હોય અથવા અન્યોને ગુમરાહ કરવાનું માધ્યમ બને તે કુફ્ર છે, જેમકે આયત وَمِنَ النَّاسِ مَنۡ يَّشۡتَرِىۡ لَهۡوَ الۡحَدِيۡثِ માં તે કુફ્ર અને ગુમરાહી હોવું વર્ણન કરવામાં આવ્યું છે અને તેની સજા عَذَابٌ مُّهِيۡن "અઝાબે મુહીન" (અપમાનજનક સજા) ઠરાવવામાં આવી છે જે કાફિરોની સજા છે, કારણ કે આ આયત નજર બિન હારિષની જે ઘટના બાબતે નાઝિલ થઈ છે તેમાં આ લહ્‌વને તેણે ઈસ્લામ વિરુદ્ધ લોકોને ગુમરાહ કરવા માટે ઉપયોગ કર્યો હતો એટલા માટે આ લહ્‌વ હરામ હોવાની સાથે કુફ્ર સુધી પહોંચી ગયું.

(૨) બીજું સ્વરૂપ એ છે કે કોઈ લહ્‌વ લોકોને ઈસ્લામી અકીદાઓથી તો ગુમરાહ નથી કરતું પરંતુ તેમને કોઈ ગુનાહ અથવા પાપાચારમાં સંડોવે છે તે કુફ્ર તો નથી પરંતુ હરામ અને સખત ગુનોહ છે, જેમકે તે બધી જ રમતો જેમાં કિમાર અને જુગાર હોય એટલે કે હાર જીત ઉપર માલની લેવડ દેવડ થતી હોય અથવા તો જે મનુષ્યને ફરજોની અદાયગી નમાઝ રોઝા વગેરેથી અવરોધક હોય.

## નિર્લજ્જતાપૂર્ણ અને નિરર્થક નૉવેલો અથવા નિર્લજ્જ શાયરી તથા બાતિલના અનુયાયીઓના પુસ્તકો વાંચવા પણ નાજાઇઝ છે :

આજના યુગમાં મોટા ભાગે નવયુવાનો નિર્લજ્જતાપૂર્ણ નૉવેલો અથવા ધંધાદારી અપરાધી લોકોની હાલતો ઉપર આધારિત વાર્તાઓ અથવા નિર્લજ્જ શાયરીઓ વાંચવાની ટેવ ધરાવે છે, આ બધી વસ્તુઓ એક પ્રકારના "લહ્‌વલ હરામ"માં સામેલ છે. આ જ પ્રમાણે માર્ગ ભટકેલા બાતિલના અનુયાયીઓની માન્યતાઓનો અભ્યાસ કરવો પણ સામાન્ય જનતા માટે ગુમરાહીનું કારણ હોવાના કારણે નાજાઈઝ છે. સત્ય જ્ઞાન ધરાવનાર ઉલમા તેમનો જવાબ આપવા માટે વાંચે તો કોઈ વાંધો નથી.

(૩) જે રમત ગમતમાં ન તો કુફ્ર છે અને ન જ કોઈ ખુલ્લો ગુનોહ તે

મકરૂહ (અણગમતું) છે, તે એક બિનલાભદાયક કાર્યમાં પોતાની શક્તિ અને સમયને બરબાદ કરવા સમાન છે.

**રમત ગમતના સામાનની લે-વેચ કરવી :**

ઉપરોક્ત વિગતથી રમત ગમતના સામાનની લે-વેચ કરવાનો હુકમ પણ જાણ થઈ ગયો કે જે સામાન કુફ્ર અથવા ગુમરાહી અથવા હરામ તથા ગુનાહિત રમતોમાં જ ઉપયોગ થાય છે તેનો વેપાર કરવો અથવા લે-વેચ કરવી પણ હરામ છે અને જે "લહ્‌વે મકરૂહ"માં ઉપયોગ થાય છે તેનો વેપાર પણ મકરૂહ છે અને જે સામાન જાઈઝ અથવા લહ્‌વમાંથી બાકાત કરવામાં આવેલ ખેલકૂદમાં ઉપયોગ થાય છે તેનો વેપાર પણ જાઈઝ છે અને જે સામાનને જાઈઝ અથવા નાજાઈઝ બંને પકારના કાર્યોમાં ઉપયોગ કરવામાં આવે છે તેનો વેપાર જાઈઝ છે.

**મુબાહ અને જાઇઝ રમતો :**

આ બાજુ એ બાબત વિગતવાર આવી ચૂકી છે કે નીંદનીય અને પ્રતિબંધિત તે લહ્‌વ અને ખેલકૂદ છે, જેમાં કોઈ દીની દુનિયવી ફાયદો નથી, જે ખેલકૂદ શરીરની કસરત, તંદુરસ્તી અથવા સ્વાસ્થ્ય ટકાવી રાખવા માટે અથવા કોઈ અન્ય દીની કે દુનિયવી આવશ્યકતા માટે અથવા ઓછામાં ઓછું શારીરિક થાક દૂર કરવા માટે હોય અને તેમાં અતિરેક કરવામાં ન આવે કે તેને જ પોતાની પ્રવૃત્તિ બનાવી લેવામાં આવે અને આવશ્યક કાર્યોમાં તેનાથી ખલેલ ઊભી થવા લાગે તો આવી રમતો શરઈ રીતે મુબાહ અને દીની જરૂરતની નિય્યતથી હોય તો સવાબમાં પણ સામેલ છે.

પ્રસ્તુત હદીષમાં ત્રણ રમતોને પ્રતિબંધથી બાકાત રાખવાની બાબત ઉપર વર્ણન થઈ ચૂકી છે. એક તિરંદાજી, બીજી ઘોડે સવારી અને ત્રીજું પોતાની સ્ત્રી સાથે રમત રમવી. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એક મરફૂઅ્ હદીષમાં છે, خَيْرُ لَهْوِ الْمُؤْمِنِ السِّبَاحَةُ وَخَيْرُ لَهْوِ الْمَرْأَةِ الْمِغْزَلُ (جَامِع صَغِيْر بِرَمْزِ ابْنِ عَدِيٍّ بِاِسْنَادٍ ضَعِيْفٍ) એટલે કે, મો'મિનની સારી રમત તરવું છે અને સ્ત્રીની સારી રમત ચરખો (ચલાવવો) છે.

સહીહ મુસ્લિમ અને મુસ્નદે અહમદમાં હઝરત સલમા બિન અક્કુઅ્ (રદિ.)થી રિવાયત છે કે મદીનાના અન્સારોમાં એક વ્યક્તિ દોડવામાં ઘણો

નિષ્ણાત હતો, કોઈ તેની હરિફાઈ કરી શકતું ન હતું. તેમણે એક દિવસે એ'લાન કર્યું કે કોઈ છે જે મારી સાથે દોડમાં મુકાબલો કરે ? મેં રસૂલે કરીમ ﷺ પાસે પરવાનગી માંગી કે હું મુકાબલો કરું ? આપ ﷺએ પરવાનગી આપી દીધી તો હું મુકાબલામાં તેનાથી આગળ વધી ગયો, આથી જાણ થઈ કે પગે દોડવાની પ્રેક્ટિસ કરવી પણ જાઈઝ છે.

એક મશ્હૂર પહેલવાન રિકાનાએ રસૂલે કરીમ ﷺ સાથે કુસ્તી કરી તો આપ ﷺએ તેને કુસ્તીમાં પછાડી નાંખ્યો. *(અબૂ દાવુદ ફિલ મરાસીલ)*

હફસાના અમુક નવયુવાનો મદીના તય્યિબહમાં સૈનિકની પ્રેક્ટિસ કરવા માટે ભાલાઓ વગેરેથી રમતા હતા, રસૂલે કરીમ ﷺએ તેમની રમત હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને પોતાની પીઠ પાછળ ઊભા રાખીને બતાવી અને તે લોકોને કહ્યું કે, اُلْهُوْا وَالْعَبُوْا રમતા રહો.

*(રવાહુલ બયહકી ફિશ્શોઅ્બી કઝા ફિલ કન્ઝ મિન બાબુલ લહ્વ)*

અને અમુક રિવાયતોમાં તેની સાથે આ શબ્દો પણ આવ્યા છે, فَاِنِّیْ اَکْرَہُ اَنْ یُّرٰی فِیْ دِیْنِکُمْ غِلْظَۃٌ એટલે કે, હું તેને પસંદ નથી કરતો કે તમારા દીનમાં સુક્કાપણું અને કઠણાઈ જોવા મળે.

એ જ પ્રમાણે અમુક સહાબએ કિરામ (રદિ.)થી નકલ થયું છે કે જ્યારે તેઓ કુર્આન અને હદીષમાં પ્રવૃત્ત થવાથી થાકી જતા તો અમુક સમયે અરબની શે'રો અથવા ઐતિહાસિક પ્રસંગોથી દિલ બહેલાવતા હતા.

(ذَکَرَہٗ عَنْ اِبْنِ عَبَّاسٍؓ فِیْ کَفِ الرِّعَاعِ)

એક હદીષમાં ઈરશાદ છે, رَوِّحُوا الْقُلُوْبَ سَاعَةً فَسَاعَةً اَخْرَجَهُ اَبُوْدَاوٗدَفِیْ مَرَاسِيْلِهٖ عَنِ ابْنِ شِهَابٍ مُرْسَلًا એટલે કે, તમે પોતાના દિલોને ક્યારેક ક્યારેક આરામ આપ્યા કરો. જેનાથી દિલ અને દિમાગની તાજગી માટે અમુક સમય કાઢવાનું જાઈઝ હોવું સાબિત થયું.

આ બધી વસ્તુઓની શરત એ છે કે, તેની નિય્યત અને હેતુ સાચો હોય જે આ રમતોથી પામવામાં આવે છે, ખેલકૂદ માત્ર રમવાના હેતુથી ન હોય અને તે પણ જરૂરત પ્રમાણે હોય, તેમાં અતિરેક અને ઓતપ્રોત ન થઈ જવું જોઈએ, આ બધી રમતો જાઈઝ હોવાનું કારણ એ જ છે કે વાસ્તવમાં તે જ્યારે હદની અંદર હોય તો લહ્વની વ્યાખ્યામાં સામેલ જ નથી.

**અમુક રમતો જે સ્પષ્ટ પ્રતિબંધિત કરવામાં આવી છે :**

અમુક રમત એવી પણ છે જેને રસૂલે કરીમ ﷺ એ ખાસ રીતે પ્રતિબંધિત કરી છે જો કે તેના અમુક ફાયદા પણ બતાવ્યા છે, દાખલા તરીકે શતરંજ (ચેસ), સોગઠાબાજી વગેરે. જો તેની સાથે હાર જીત અથવા માલની લેનદેન હોય તો તે જુગાર અને કતઈ (સદંતર) હરામ છે અને જો એવું ન હોય અને માત્ર દિલ બહેલાવવા માટે હોય તો પણ હદીષમાં તેની મનાઈ કરવામાં આવી છે. સહીહ મુસ્લિમમાં હઝરત બુરયદહ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ نَــرْدُشِيْـــر એટલે કે સોગઠાબાજી રમે છે તે એવો છે જેમકે તેણે પોતાના હાથ સુવ્વરના લોહીમાં રંગ્યા હોય, એ જ પ્રમાણે એક રિવાયતમાં શતરંજ રમનાર ઉપર ફિટકારના શબ્દો આવ્યા છે.

(عُقَيْلِىٌ فِىْ الضُّعُفَاءِ عَنْ اَبِى هُرَيْرَةَ كَذَافِىْ نَصْبِ الرَّايَةُ)

એ જ પ્રમાણે કબૂતરબાજીને રસૂલે કરીમ ﷺએ નાજાઈઝ ઠરાવી છે. (અબૂ દાવુદ ફિલ મરાસીલ અન શરીહ કઝા ફિલ કન્ઝ) તેની મનાઈનું જાહેર કારણ એ છે કે સામાન્ય રીતે તેમાં એવી રીતે પ્રવૃત્ત થઈ જવાતું હોય છે કે વ્યક્તિને જરૂરી કામ એટલે સુધી કે નમાઝ અને અન્ય ઈબાદતોથી પણ ગાફેલ બનાવી દે છે.

**ગાવું વગાડવું અને વાંજિંત્રોના હુકમો :**

પ્રસ્તુત આયતમાં અમુક સહાબએ કિરામ (રદિ.)એ તો لَهْــوَالْــحَـدِيْـث (લહ્‌વલ હદીષ)ની તફસીર ગાવા વગાડવાની કરી છે અને બીજા લોકોએ જો કે તફસીર સામાન્ય ઠરાવી છે કે દરેક એવી રમત જે અલ્લાહથી ગાફેલ કરે તેને "લહ્‌વલ હદીષ" કહ્યું છે પરંતુ તેમના મતે પણ ગાવું વગાડવું તેમાં જ સામેલ છે.

કુર્આને કરીમની એક બીજી આયતમાં لَا يَشْهَــدُوْنَ الـزُّوْرَ માં ઈમામ અબૂ હનીફહ (રહ.) અને મુજાહિદ તથા મુહમ્મદ બિન હનફિય્યહ વગેરેએ زُوْر (ઝૂર) ની તફસીર ગાવા વગાડવાની કરી છે.

અબૂ દાવુદ અને ઈબ્ને માજહે સુનનમાં અને ઈબ્ને હય્યાને પોતાની કિતાબ સહીહમાં હઝરત અબૂ માલિક અશ્અરી (રદિ.)થી રિવાયત કરી છે કે

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

لَيَشْرَبَنَّ نَاسٌ مِّنْ اُمَّتِیْ الْخَمْرَ يُسَمُّوْنَهَا بِغَيْرِ اسْمِهَا يُعْزَفُ عَلٰى رُؤُسِهِمْ بِالْمَعَازِفِ وَالْمُغَنِّيَاتِ، يَخْسِفُ اللّٰهُ بِهِمُ الْاَرْضَ وَيَجْعَلُ اللّٰهُ مِنْهُمُ الْقِرَدَةَ وَالْخَنَازِيْرَ

*"મારી ઉમ્મતના અમુક લોકો દારૂને તેનું નામ બદલીને પીશે અને તેમની સામે વાજિંત્રો અને સંગીતની સાથે સ્ત્રીઓનું (નાચ-)ગાન થશે. અલ્લાહ તઆલા તેમને જમીનમાં ધસાવી દેશે અને અમુકના ચહેરાઓ બગાડીને વાંદરા તથા સુવ્વર બનાવી દેશે."*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહ તઆલાએ દારૂ, જુગાર તથા તબલા અને સારંગીને હરામ કર્યું છે અને ફરમાવ્યું કે દરેક નશાકારક દ્રવ્ય હરામ છે. *(રવાહુ ઈમામ અહમદ, અબૂ દાવુદ અને ઈબ્ને હય્યાન)*

رُوِیَ عَنْ اَبِیْ هُرَيْرَةَؓ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِذَا تُّخِذَ الْفَیْءُ دُوَلًا وَالْاَمَانَةُ مَغْنَمًا وَالزَّكٰوةُ مَغْرَمًا وَتُعَلِّمُ لِغَيْرِ الدِّيْنِ وَاَطَاعَ الرَّجُلُ امْرَأَتَهُ وَعَقَّ اُمَّهُ وَاَدْنٰى صَدِيْقَهُ وَاَقْصٰى اَبَاهُ وَظَهَرَتِ الْاَصْوَاتُ فِى الْمَسَاجِدِ وَسَادَ الْقَبِيْلَةَ فَاسِقُهُمْ وَكَانَ زَعِيْمُ الْقَوْمِ اَرْذَلَهُمْ وَاُكْرِمَ الرَّجُلُ مَخَافَةَ شَرِّهٖ وَظَهَرَتِ الْقِيَانُ وَالْمَعَازِفُ وَشُرِبَتِ الْخُمُوْرُ وَلَعَنَ اٰخِرُ هٰذِهِ الْاُمَّةِ اَوَّلَهَا فَلْيَرْ تَقِبُوْا عِنْدَ ذٰلِكَ رِيْحًا حَمْرَاءَ وَزَلْزَلَةً وَخَسْفًا وَمَسْخًا وَقَذْفًا وَاٰيَاتٍ تَتَتَابَعُ كَنِظَامٍ بَالٍ قُطِعَ سِلْكُهُ فَيَتَتَابَعُ بَعْضُهُ بَعْضًا. (رَوَاهُ التِّرْمِذِیُّ۔ قَالَ هٰذَا حَدِيْثٌ حَسَنٌ غَرِيْبٌ)

*"હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જ્યારે ગનીમતના માલને વ્યક્તિગત દોલત બનાવી લેવામાં આવે અને જ્યારે લોકોની અમાનતને માલે ગનીમત સમજી લેવામાં આવે અને જ્યારે ઝકાતને એક દંડ સમજવા લાગે અને જ્યારે દીનના ઈલ્મને દુનિયા પ્રાપ્ત કરવા માટે શીખવામાં આવે અને જ્યારે પુરુષ પોતાની પત્નીનું આજ્ઞાપાલન અને માં બાપની નાફરમાની કરવા લાગે અને દોસ્તને પોતાની નિકટ કરે અને બાપને*

*દૂર રાખે અને મસ્જિદમાં શોરબકોર થવા લાગે અને તેમના કબીલાનો સરદાર ફાસિક અને વ્યભિચારી બની જાય અને જ્યારે કદમનો સરદાર તેમનામાં નિમ્ન કક્ષાનો દુષ્ટ વ્યક્તિ બની જાય અને જ્યારે બદમાશ લોકોની ઈજ્જત તેમની બદમાશીના ડરથી કરવામાં આવે અને જ્યારે ગાનારી સ્ત્રીઓ અને વાજિંત્રોનો રિવાજ સામાન્ય થઈ જાય અને જ્યારે દારૂ પીવામાં આવે અને આ ઉમ્મતના અંતિમ લોકો આગલા લોકો ઉપર ફિટકાર કરવા લાગે તો તે સમયે રાહ જુઓ લાલ આંધીની અને ધરતીકંપની અને જમીન ધસી જવાની અને ચહેરાઓ બગડી જવાની અને કયામતની એવી નિશાનીઓની જે એક પછી એક એ પ્રમાણે આવશે જેમકે કોઈ હારની દોરી તૂટી જાય અને તેના મળકા એકી સાથે વિખરાઈ જાય છે."*

**જરૂરી ચેતવણી :**

આ હદીષના શબ્દોને વારંવાર વાંચો અને જુઓ કે તે સમયની દુનિયાનો પૂરેપૂરો નકશો છે અને તે ગુનાહો જે મુસલમાનોમાં સામાન્ય થઈ ચૂક્યા છે અને વધતા જઈ રહ્યા છે તેની ખબર ૧૪૦૦ વર્ષ પહેલાં રસૂલે કરીમ ﷺએ આપી દીધી છે અને મુસલમાનોને તેના ઉપર ચેતવવામાં આવ્યા છે કે એવી પરિસ્થિતિમાં ખબરદાર રહે અને ગુનાહોથી બચવાની સંપૂર્ણ કાળજી રાખે, નહિતર જ્યારે આ ગુનાહો સામાન્ય થઈ જશે તો એવા ગુનાહો કરનારાઓ ઉપર આસમાની અઝાબ થશે અને પછી કયામતની અંતિમ નિશાનીઓ સામે આવશે. તે ગુનાહોમાંથી સ્ત્રીઓનું ગાવું, અને ગાવા વગાડવાના વાજિંત્રો, તબલા, સારંગી વગેરે પણ છે. આ સ્થળે આ રિવાયતને એ જ યોગ્યતા આધારે નકલ કરવામાં આવી છે.

તદુપરાંત અન્ય ઘણી પ્રમાણિત હદીષો છે જેમાં ગાવા વગાડવાનું હરામ અને નાજાઈઝ હોવાનું ફરમાવવામાં આવ્યું છે અને તેના ઉપર સખત ધમકીઓ આવી છે, આ બધી જ રિવાયતોને મુજ નાચીઝે પોતાની પુસ્તિકામાં લખી છે. كَشْفُ الْعَنَاءِ عَنْ وَصْفِ الْغِنَا આ પુસ્તિકા પણ અરબી ભાષામાં અહકામુલ કુર્આન હિઝ્બે ખામિસમાં પ્રકાશિત થઈ ચૂકી છે. અત્રે તેમાંથી અમુક બાબત નકલ કરવામાં આવી છે.

**સુમધુર અવાજે વિના વાજિંત્રોએ લાભદાયક શાયરી પઢવાની મનાઈ નથી :**

આથી વિપરીત અમુક રિવાયતોમાં ગાવું જાઈઝ હોવાનું પણ જાણ થાય છે. એ રિવાયતો પણ પ્રસ્તુત પુસ્તિકામાં એકઠી કરવામાં આવી છે તે બંનેમા સુમેળ એ પ્રમાણે છે કે જો ગાવું પારકી સ્ત્રીનું હોય અથવા તેની સાથે તબલા સારંગી વગેરે વાજિંત્રો હોય તો તે હરામ છે, જેમકે પ્રસ્તુત કુર્આનની આયતો અને રસૂલે કરીમ ﷺની હદીષોથી સાબિત છે અને જો માત્ર સારા અવાજની સાથે અમુક શે'રો પઢવામાં આવે અને ગાનારી સ્ત્રીઓ કે તે અશ્લીલ ન હોય અને શે'રોના વિષયો પણ અશ્લીલ કે નિર્લજ્જ ન હોય કે અન્ય કોઈ ગુનાહ ઉપર આધારિત ન હોય તો જાઈઝ છે.

અમુક સુફિયાએ કિરામની ગાવાની સિમાઅ્ની મહેફિલો વિશે નોંધવામાં આવ્યું છે તે આ જ પ્રકારના જાઈઝ ગાવા ઉપર આધારિત છે, કારણ કે તેમનું શરીઅતનું અનુસરણ અને રસૂલે કરીમ ﷺનું આજ્ઞાપાલન સૂર્યની જેમ યકીની છે, તેમનાથી આવા ગુનાહો વિશેની કલ્પના પણ કરી શકાતી નથી. સંશોધનકાર સુફિયાએ કિરામે પોતે તેનો ખુલાસો કર્યો છે, આ મા'મલામાં ચારેય મસ્લકના ફુક્હા અને સુફિયાએ કિરામના નિવેદનો ઉપરોક્ત વર્ણન કરેલ પુસ્તિકામાં વિગતવાર એકઠા કરવામાં આવ્યા છે. અત્રે તેનો સંક્ષેપ રજુ કરવામાં આવ્યો. વલ્લાહુલ્મુસ્તઆન.

---

## આયતો : (સૂરએ લુકમાન : આયત નં. ૧૦-૧૧)

خَلَقَ السَّمٰوٰتِ بِغَيْرِ عَمَدٍ تَرَوْنَهَا وَاَلْقٰى فِى الْاَرْضِ رَوَاسِىَ اَنْ تَمِيْدَ بِكُمْ وَبَثَّ فِيْهَا مِنْ كُلِّ دَآبَّةٍ ؕ وَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءً فَاَنْۢبَتْنَا فِيْهَا مِنْ كُلِّ زَوْجٍ كَرِيْمٍ ﴿۱۰﴾ هٰذَا خَلْقُ اللّٰهِ فَاَرُوْنِىْ مَاذَا خَلَقَ الَّذِيْنَ مِنْ دُوْنِهٖ ؕ بَلِ الظّٰلِمُوْنَ فِىْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿۱۱﴾ ع ۱۰

**તરજુમો :**

*સ્તંભો વિના આસમાન બનાવ્યું તમે તેને જુઓ છો અને પૃથ્વી ઉપર પહાડ*

*મૂકી દીધા કે તમને લઈને હાલક ડોલક ન થાય (ઝૂકી ન પડે) અને તેમાં દરેક પ્રકારના પ્રાણીઓ ફેલાવી દીધા અને અમે આસમાનથી પાણી ઉતાર્યું, પછી જમીનમાં દરેક પ્રકારના ઉમદા (વનસ્પતિના) જોડાં ઉગાડ્યા. (૧૦) આ સર્વ કંઈ અલ્લાહનું બનાવેલું છે, હવે મને બતાવો, અન્યોએ જે તેના સિવાય છે શું બનાવ્યું છે ? કંઈ જ નહીં ! પરંતુ અન્યાયીઓ ખુલ્લમ ખુલ્લા માર્ગ ભટકી રહ્યા છે. (૧૧)*

## તફસીર :

અલ્લાહ તઆલાએ આસમાનોને સ્તંભો વિના બનાવ્યા (એટલા માટે) તમે તેમને જોઈ રહ્યા છો અને પૃથ્વીમાં (ભારે ભારે) પહાડો નાંખી રાખ્યા છે કે તે તમને લઈને હાલક ડોલક ન થવા લાગે અને એ(જમીન)માં દરેક પ્રકારના પ્રાણીઓ ફેલાવી રાખ્યા છે અને અમે આસમાનથી પાણી વરસાવ્યું, પછી તે જમીનમાં દરેક પ્રકારના ઉમદા પ્રકાર (વનસ્પતિના) ઉગાડ્યા (અને તે લોકોને કે જેઓ શિર્ક કરે છે, કહો કે) આ તો અલ્લાહ તઆલાની બનાવેલી વસ્તુઓ છે (બસ જો તમે અન્યોને મઅ્બૂદ ઠરાવી રહ્યા છો તો) હવે તમે લોકો મને બતાવો કે તેના સિવાય જે (મઅ્બૂદ તમે ઠરાવી રાખ્યા) છે તેમણે કઈ કઈ વસ્તુઓ પેદા કરી છે ? (જેથી તેમનો મઅ્બૂદ હોવાનો હક સાબિત થાય અને તે દલીલનો તકાદો એ હતો કે તે લોકો હિદાયત ઉપર આવી જાય પરંતુ તેમણે હિદાયતનો સ્વીકાર ન કર્યો) બલકે આ જાલીમ લોકો (એ જ પ્રમાણે) ખુલ્લી ગુમરાહીમાં (સંડોવાયેલા) રહ્યા.

## મસ્અલા અને બોધપાઠ :

خَلَقَ السَّمٰوٰتِ بِغَيْرِ عَمَدٍ تَرَوْنَهَا આ જ વિષયની એક આયત સૂરએ રઅદની શરૂઆતમાં પસાર થઈ ચૂકી છે اَللّٰهُ الَّذِىْ رَفَعَ السَّمٰوٰتِ بِغَيْرِ عَمَدٍ تَرَوْنَهَا તરકીબે નહ્‌વી (અરબી વ્યાકરણ)ના આધારે આ વાક્યના બે ભાવાર્થો હોઈ શકે છે.

એક એ કે تَرَوْنَهَا (તરવનહા)ને عَمَد (અમદ)નું લક્ષણ ઠરાવવામાં આવે અને તેની ઝમીર عَمَد (અમદ) તરફ જોડવામાં આવે તો અર્થ એ થશે કે અલ્લાહ તઆલાએ આસમાનોને વિના સ્તંભોએ પેદા કર્યા જેને તમે જુઓ છો, એટલે કે જો

સ્તંભ હોત તો તમે તેને જોતા હોત. જ્યારે સ્તંભો નજરે નથી પડતા અથવા તો દેખાતા નથી તો જાણ થઈ કે આ મહાન આસમાનની છત વિના સ્તંભોએ બનાવવામાં આવી છે, આ તફસીર હઝરત હસન (રદિ.) અને કતાદહથી નકલ થઈ છે. *(ઈબ્ને કષીર)*

બીજું સ્વરૂપ એ છે કે, تَـرَوْنَهَا (તરવનહા)ની ઝમીર سَمٰوٰتُ (સમાવાત) તરફ જોડવામાં આવે અને આ વાક્ય આગવું ઠરાવવામાં આવે તો ભાવાર્થ એ થશે કે "અલ્લાહ તઆલાએ આસમાનોને વિના સ્તંભોએ પેદા કર્યું જેમકે તમે જોઈ રહ્યા છો." અને વ્યાકરણના પ્રથમ બંધારણના સ્વરૂપમાં એક અર્થ એ પણ કરી શકાય છે કે આસમાન સ્તંભો ઉપર કાયમ છે, તેમને તમે જોઈ નથી શકતા, તે અદષ્ય છે. આ તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), ઈકરિમા (રદિ.) અને મુજાહિદ (રહ.)થી નકલ થઈ છે. *(ઈબ્ને કષીર)*

દરેક સ્વરૂપમાં આ આયતે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની નિશાની બતાવી છે કે આસમાનની આટલી વિશાળતા અને પહોળાઈ ધરાવતી આટલી ઊંચી મહાન છતને એવી બનાવી છે કે તેમાં કોઈ સ્તંભ કે ટેકો જોવામાં નથી આવતો.

**એક પ્રશ્ન અને તેનો ઉત્તર :**

અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આસમાન જેમકે સંશોધકોનું કહેવું છે અને સામાન્ય રીતે એવું મશહૂર છે કે એક كُـرَةٌ એટલે કે ગોળ વસ્તુ છે અને એવો ગોળો છે કે તે જ્યાં પણ હોય સ્વાભાવિક રીતે ટેકો કે સ્તંભ ધરાવતો નથી હોતો તો તેમાં આસમાનની શું વિશેષતા છે ?

તેનો જવાબ એ પણ હોઈ શકે છે કે જે પ્રમાણે કુર્આને કરીમે ઘણે ઠેકાણે જમીનને فِـرَاشٌ "બિછાનું" ફરમાવ્યું જે ગોળ અને كُـرَةٌ હોવાનો નકાર કરે છે પરંતુ તેની વિશાળતાને કારણે તે સામાન્ય દષ્ટિમાં એક સમથળ સપાટીની જેમ જોઈ શકાય છે. આ જ જાહેર અભિપ્રાયની બીનાએ કુર્આને કરીમે તેને فِرَاشٌ કહ્યું. એ જ પ્રમાણે આસમાન એક છત જેવું નજરે પડે છે જેના માટે સ્વાભાવિક રીતે ટેકાઓ અને સ્તંભોની આવશ્યકતા હોય છે, આ સામાન્ય માન્યતાના આધારે તેને સ્તંભો વિના હોવાનું વર્ણન કરવામાં આવ્યું અને વાસ્તવમાં અલ્લાહની સંપૂર્ણ

કુદરતની સાબિતી માટે આટલા મહાન ગોળાનું સર્જન જ પૂરતું છે અને અમુક તફસીરકારો ઇબ્ને કષીર વગેરેની તહકીક એ છે કે આસમાન અને જમીનનું સંપૂર્ણ ગોળ હોવું કુર્આન અને સુન્નતની રૂએ સાબિત નથી, બલકે અમુક આયતો અને રિવાયતોથી તેનું એક قبّہ ના સ્વરૂપમાં હોવાની જાણ થાય છે. તેમનું કહેવું છે કે એક સહીહ હદીષમાં જે સૂર્યનું દરરોજ અર્શ નીચે પહોંચીને સિજ્દહ કરવાનું વર્ણન થયું છે તે આ જ સ્વરૂપમાં હોઈ શકે છે કે આસમાન સંપૂર્ણ کُــرَۃ ન હોય. આ જ સ્વરૂપમાં તેમાં ઊંચાઈ અને નીચાઈની સ્થિતિ નક્કી થઈ શકે છે, સંપૂર્ણ ગોળાકારમાં કોઈ દિશા કે સ્થિતિ ઉપર અથવા નીચે કહી શકાય નહીં. વલ્લાહુ અઅ્લમુ.

## આયતો : (સૂરએ લુકમાન : આયત નં. ૧૨ થી ૧૯)

وَلَقَدْ اٰتَيْنَا لُقْمٰنَ الْحِكْمَةَ اَنِ اشْكُرْ لِلّٰهِ ؕ وَمَنْ يَّشْكُرْ فَاِنَّمَا يَشْكُرُ لِنَفْسِهٖ ۚ وَمَنْ
كَفَرَ فَاِنَّ اللّٰهَ غَنِيٌّ حَمِيْدٌ ﴿۱۲﴾ وَاِذْ قَالَ لُقْمٰنُ لِابْنِهٖ وَهُوَ يَعِظُهٗ يٰبُنَيَّ لَا تُشْرِكْ
بِاللّٰهِ ؕ اِنَّ الشِّرْكَ لَظُلْمٌ عَظِيْمٌ ﴿۱۳﴾ وَوَصَّيْنَا الْاِنْسَانَ بِوَالِدَيْهِ ۚ حَمَلَتْهُ
اُمُّهٗ وَهْنًا عَلٰى وَهْنٍ وَّ فِصٰلُهٗ فِيْ عَامَيْنِ اَنِ اشْكُرْ لِيْ وَلِوَالِدَيْكَ ؕ اِلَيَّ
الْمَصِيْرُ ﴿۱۴﴾ وَاِنْ جَاهَدٰكَ عَلٰٓى اَنْ تُشْرِكَ بِيْ مَا لَيْسَ لَكَ بِهٖ عِلْمٌ ۙ فَلَا تُطِعْهُمَا
وَصَاحِبْهُمَا فِي الدُّنْيَا مَعْرُوْفًا ؗ وَّاتَّبِعْ سَبِيْلَ مَنْ اَنَابَ اِلَيَّ ۚ ثُمَّ اِلَيَّ
مَرْجِعُكُمْ فَاُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿۱۵﴾ يٰبُنَيَّ اِنَّهَآ اِنْ تَكُ مِثْقَالَ حَبَّةٍ مِّنْ
خَرْدَلٍ فَتَكُنْ فِيْ صَخْرَةٍ اَوْ فِي السَّمٰوٰتِ اَوْ فِي الْاَرْضِ يَاْتِ بِهَا اللّٰهُ ؕ اِنَّ اللّٰهَ
لَطِيْفٌ خَبِيْرٌ ﴿۱۶﴾ يٰبُنَيَّ اَقِمِ الصَّلٰوةَ وَاْمُرْ بِالْمَعْرُوْفِ وَانْهَ عَنِ الْمُنْكَرِ وَاصْبِرْ عَلٰى
مَآ اَصَابَكَ ؕ اِنَّ ذٰلِكَ مِنْ عَزْمِ الْاُمُوْرِ ﴿۱۷﴾ وَلَا تُصَعِّرْ خَدَّكَ لِلنَّاسِ
وَلَا تَمْشِ فِي الْاَرْضِ مَرَحًا ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ كُلَّ مُخْتَالٍ فَخُوْرٍ ﴿۱۸﴾ وَاقْصِدْ فِيْ
مَشْيِكَ وَاغْضُضْ مِنْ صَوْتِكَ ؕ اِنَّ اَنْكَرَ الْاَصْوَاتِ لَصَوْتُ الْحَمِيْرِ ﴿۱۹﴾

## તરજુમો :

*અને અમે લુકમાનને હિકમત આપી કે અલ્લાહનો શુક્ર અદા કરો અને જે કોઈ અલ્લાહનો શુક્ર અદા કરે તો પોતાના ભલા માટે કરશે અને જે કોઈ ઈન્કારી થશે તો અલ્લાહ બેપરવા છે, સઘળા વખાણવાળો. (૧૨) અને જ્યારે લુકમાને પોતાના દિકરાને કહ્યું જ્યારે તેને સમજાવવા લાગ્યા, હે દિકરા ! અલ્લાહનો ભાગીદાર ન ઠરાવજે, બેશક ! ભાગીદાર ઠરાવવો ભારે નાઈન્સાફી (જુલમ) છે. (૧૩) અને અમે મનુષ્યને તેના માં બાપ માટે તાકીદ કરી દીધી, તેને તેની માતાએ ગર્ભમાં થાકી થાકીને રાખ્યો અને બે વર્ષથી ઓછામાં તેનું દૂધ છોડાવવાનું છે અને મારો તથા પોતાના માં બાપનો આભાર માન, અંતે મારા જ સુધી આવવાનું છે. (૧૪) અને જો તે બંને તારાથી એ વાત ઉપર હઠાગ્રહ કરે કે મારો ભાગીદાર તે વસ્તુને માન જેની તને ખબર નથી તો તેમનું કહ્યું ન માન અને તેમનો દુનિયામાં યોગ્ય રીતે સાથ આપ અને તેના માર્ગે ચાલ જે મારા તરફ રજૂ થયો, પછી તમારે મારા તરફ પાછા આવવાનું છે, પછી હું તમને બતાવી આપીશ જે કંઈ તમે કરતા હતા. (૧૫) (લુકમાન અલૈ.એ કહ્યું) હે દિકરા ! જો કોઈ વસ્તુ રાઈના દાણા બરાબર પણ હોય, પછી તે કોઈ પથ્થરમાં હોય અથવા આસમાનોમાં અથવા જમીનમાં; અલ્લાહ તેને લાવીને હાજર કરે, બેશક અલ્લાહ છુપાયેલી વસ્તુઓને જાણે છે, ખબર રાખે છે. (૧૬) હે દિકરા ! નમાઝને કાયમ રાખ અને ભલી વાત શીખવ અને બુરાઈથી મનાઈ કર અને જે તારા ઉપર (મુસીબત) પડે ધૈર્ય દાખવ, બેશક આ હિંમતના કામ છે. (૧૭) અને લોકો તરફ પોતાના ગાલ ન ફુલાવ અને જમીન ઉપર ઈતરાઈને ન ચાલ, બેશક ! અલ્લાહને ઈતરાનારો મિથ્યાભિમાની પસંદ નથી. (૧૮) અને મધ્યમ ચાલે ચાલ અને પોતાનો અવાજ ધીમો કર, બેશક ખરાબમાં ખરાબ અવાજ ગધેડાનો અવાજ (ભૂંકવું) છે. (૧૯)*

## તફસીર :

અને અમે લુકમાન (અલૈ.)ને સમજદારી (જેની હકીકત જ્ઞાન સાથે તેના ઉપર અમલ છે) અર્પણ કરી (અને સાથે જ એ હુકમ આપ્યો) કે (બધી નેઅ્મતો

ઉપર સામાન્ય રીતે અને એ હિકમતની નેઅ્મત ઉપર કે તે શ્રેષ્ઠ નેઅ્મત છે ખાસ કરીને) અલ્લાહ તઆલાનો શુક્ર કરતા રહો અને જે વ્યક્તિ શુક્ર કરશે તે પોતાના વ્યક્તિગત લાભ માટે શુક્ર કરે છે (એટલે કે તેનો લાભ છે કે તેનાથી નેઅ્મતમાં પ્રગતિ થાય છે لَئِنْ شَكَرْتُمْ لَاَزِيْدَنَّكُمْ દીની નેઅ્મતમાં પ્રગતિ તો દુનિયામાં પણ થાય છે અને આખિરતમાં પણ, દુનિયામાં તો શુક્રની નેઅ્મતથી જ્ઞાન વધે છે અને અમલની તવફીકમાં વધારો થાય છે તથા આખિરતમાં મોટો સવાબ મળે છે તથા દુનિયામાં આખિરતની પ્રગતિ એટલે કે સવાબમાં વધારો તો નિશ્ચિત છે અને ક્યારેક દુનિયામાં શુક્ર કરવાથી નેઅ્મત વધી જાય છે) અને જે નાશુક્રી કરશે તો (પોતાનું જ નુકસાન કરશે કારણ કે) અલ્લાહ તઆલા (તો) બેપરવા (અને બધી) ખૂબીઓવાળો છે (એટલે કારણ કે તે પોતાની જાતમાં સંપૂર્ણ છે જે "હમીદ"ની દલીલ છે એટલા માટે તે "ગની" છે, તેને કોઈના શુક્ર અથવા વખાણની કોઈ આવશ્યકતા નથી, લુકમાન અલૈ. ઈલ્મ અને અમલ સાથે હિકમત ધરાવતા હતા એટલે ભાવાર્થ એ થયો કે શુક્રની તા'લીમ ઉપર પણ શુક્ર અદા કર્યો હશે, બસ તેઓ શુક્ર અદા કરનાર પણ હતા અને શુક્ર કરવાથી તેમની હિકમતમાં પ્રગતિ પણ થઈ હશે, બસ તે ઉચ્ચ કક્ષાના હકીમ થયા) અને (આવા હકીમની તા'લીમ અવશ્ય અમલપાત્ર હોવી જોઈએ, બસ તેમની તા'લીમ લોકોની સામે વર્ણન કરો) જ્યારે લુકમાને પોતાના દિકરાને બોધ આપતા કહ્યું કે બેટા ! અલ્લાહની સાથે કોઈને ભાગીદાર ન ઠરાવજે, બેશક ! ભાગીદાર ઠરાવવું ઘણો ભારે અત્યાચાર છે (અત્યાચારની હકીકત ઉલમાએ એ વર્ણન કરી છે કે કોઈ વસ્તુનો અયોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવે) અને (કિસ્સાની વચ્ચે તવહીદના હુકમની તાકીદ માટે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે) અમે મનુષ્યને તેના માં બાપ વિશે તાકીદ કરી છે (કે તેમનું આજ્ઞાપાલન અને સેવા કરે, કારણ કે તેમણે તેના માટે ઘણી તકલીફો વેઠી છે ખાસ કરીને માંએ, એટલા માટે કે) તેની માંએ કમજોરી ઉપર કમજોરી ઉઠાવીને તેને પેટમાં રાખ્યો (કારણ કે જેમ જેમ ગર્ભ વધતો જાય છે ગર્ભવતીની કમજોરી વધતી જાય છે) અને (પછી) બે વર્ષમાં તેનું દૂધ છૂટવાનું છે (તે દિવસોમાં પણ તે દરેક રીતે સેવા કરે છે, તે જ પ્રમાણે પોતાની હાલત પ્રમાણે પિતા પણ તકલીફ ઉઠાવે છે એટલા માટે અમે પોતાના હકોની સાથે માં બાપના હકો અદા કરવાનો હુકમ કર્યો એટલા માટે આ ઈરશાદ થયો) કે

તું મારો અને પોતાના માં બાપનો શુક્ર અદા કર્યા કર (અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરવો તો તેની ઈબાદત સાચી આજ્ઞાપાલન સાથે અને માં બાપની સેવા શરઈ હકોની અદાયગી સાથે કરવાની છે કારણ કે) મારા જ તરફ (બધાએ) પાછા વળીને આવવાનું છે (તે સમયે અમલનો બદલો અને સજા આપીશ એટલા માટે હુકમોની અદાયગી જરૂરી છે) અને (માં બાપનો આટલો મોટો હક હોવા છતાં જેમકે જાણ થઈ પરંતુ તવહીદનો હુકમ એટલો મોટો છે કે) જો તારા ઉપર તે બંને એ વાતનું દબાણ કરે કે તું મારી સાથે એવી વસ્તુને ભાગીદાર ઠરાવ જે(ના શરીક અને મઅ્બૂદ હોવા)ની તારી પાસે કોઈ દલીલ (અને પ્રમાણ) ન હોય (અને દેખીતું છે કે કોઈ વસ્તુ પણ એવી નથી કે જે ભાગીદારીનો હક ધરાવતી હોય અને તેના ઉપર દલીલ કાયમ થઈ શકે, બલકે ભાગીદારીનો હક ન ધરાવવા ઉપર ઘણી બધી દલીલો સ્થાપિત થયેલી છે, બસ ભાવાર્થ એ થયો કે જો તે કોઈ વસ્તુને પણ અલ્લાહનો ભાગીદાર ઠરાવવા ઉપર તને દબાણ નાંખે) તો તું તેમનું કહ્યું ન માનજે અને (હા ! એ જરૂરી છે કે) દુનિયા(ના વ્યવહારો)માં (જેમકે તેમના ખર્ચ અને સેવા વગેરેમાં) તેમની સાથે ખૂબીપૂર્વક વ્યવહાર કરજે અને (દીનના વિશે માત્ર) તે (જ) વ્યક્તિના માર્ગ ઉપર ચાલજે જે મારા તરફ રજુ થયો હોય (એટલે કે મારા હુકમોનો માનનારો અને અમલ કરનારો હોય) પછી તમારે બધાએ મારી પાસે જ આવવાનું છે, પછી (આવવાના મસયે) હું તમને બતાવી આપીશ જે જે કંઈ તમે કરતા હતા (એટલા માટે કોઈ બાબતમાં મારા હુકમ વિરુદ્ધ ન કરો.... આગળ ફરી લુકમાની બોધપાઠની પૂર્ણતા છે કે તેમણે પોતાના દિકરાને અન્ય નસીહતો પણ કરી, એટલા માટે તવહીદ અને અકીદાઓ વિશે એ પણ બોધ આપ્યો કે) દિકરા ! (અલ્લાહ તઆલાનું જ્ઞાન અને કુદરત એ દરજ્જાએ છે કે) જો (કોઈનો) કોઈ અમલ (ગમે તેવો ગુપ્ત હોય, દાખલા તરીકે કલ્પના કરો કે) રાઈના દાણા સમાન (પ્રમાણમાં) હોય (અને) પછી (કલ્પના કરો કે) તે કોઈ પથ્થરની અંદર (છુપાવી રાખેલ) હોય (કે જે એવો પડદો છે કે તેનું દૂર થવું મુશ્કેલ છે અને તે પડદાને દૂર કર્યા વિના તેની અંદરનું જ્ઞાન થતું નથી) અથવા તે આસમાનોની અંદર હોય (કે જે સામાન્ય સર્જન અને સ્થળોથી ઘણે દૂર છે) અથવા તે જમીનની અંદર હોય (કે જ્યાં ખૂબ અંધારું રહે છે અને આ જ કારણો છે કે સામાન્ય મખ્લૂકની દષ્ટિથી ગુપ્ત રહે છે કારણ કે ક્યારેક કોઈ

વસ્તુ નાની અથવા બારિક હોય છે કે નજરે દેખાતી નથી અને ક્યારેક કોઈ સખત પડદો આડશ બની જવાથી અથવા તો કોઈ સ્થળ ઘણા દૂર હોવાથી અથવા તો ક્યારેક અંધારાના લીધે દેખાતી નથી પરંતુ અલ્લાહ તઆલાની એવી શા'ન છે કે જો આ ગુપ્ત રહેવાના કારણો બધા એકઠા હોય) તો પણ (કયામતના દિવસે હિસાબના સમયે) તેને અલ્લાહ તઆલા હાજર કરી આપશે (જેનાથી જ્ઞાન અને તેની કુદરત બંને સાબિત થયા) બેશક ! અલ્લાહ તઆલા સઘળું જાણનાર (અને) બાખબર છે (અને અમલોના વિષયમાં આ નસીહત કરી કે) બેટા ! નમાઝ પઢ્યા કરો (કે સાચા અકીદાઓ પછી તે ઉચ્ચ કક્ષાનો અમલ છે) અને (જેમકે સાચા અકીદાઓ અને અમલોથી પોતાની પૂર્ણતા કરી છે એ જ પ્રમાણે અન્યોની પૂર્ણતા કરવાનો પણ પ્રયત્ન કરવો જોઈએ બસ લોકોને) સારા કામોની નસીહત કર્યા કર અને બુરા કામોથી રોક્યા કર અને (આ અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરમાં ખાસ કરીને દરેક પરિસ્થિતિમાં અને સામાન્ય રીતે) તારા ઉપર જે મુસીબત પડે તેના ઉપર સબ્ર કર્યા કર, આ (ધૈર્ય દાખવવું) હિંમતના કામોમાંથી છે અને (નૈતિકતા તથા ટેવોની બાબતમાં આ નસીહત કરી કે બેટા !) લોકોથી પોતાનું મોઢું ન ફેરવ અને પૃથ્વી ઉપર ઈતરાઈને ન ચાલ, બેશક ! અલ્લાહ તઆલા કોઈ તકબ્બુર કરનાર મિથ્યાભિમાનીને પસંદ નથી કરતો અને પોતાની ચાલમાં મધ્યમ માર્ગ અપનાવ્યા કર (કે ન જ તું દોડીને ચાલ કે જે સભ્યતા વિરુદ્ધ છે અને પડી જવાની પણ સંભાવના છે અને ન જ ગણી ગણીને ડગલાં મૂક કે તેનાથી મિથ્યાભિમાન ટપકે છે, બલકે બેતકલ્લુફ અને મધ્યમ ગતિથી વિનમ્રતા અને સાદગી સાથે ચાલ જેનું વર્ણન બીજી આયતમાં આ રીતે કરવામાં આવ્યું છે, (يَمْشُوْنَ عَلَى الْاَرْضِ هَوْنًا) અને (બોલવામાં) પોતાના અવાજને ધીમો કર (એટલે કે તું શોરબકોર ન કર અને એ અર્થ નથી કે એટલો ધીમો અવાજ પણ ન કર કે જેથી બીજાઓ સાંભળી જ ન શકે, આગળ શોરબકોર કરવાથી નફરત અપાવવા માટે વર્ણન છે કે) બેશક ! અવાજોમાંથી સૌથી બુરો અવાજ ગધેડાઓનો અવાજ (હોય) છે (તો માનવ થઈને ગધેડાઓની જેમ બૂમ બરાડા પાડવાનું કઈ રીતે યોગ્ય છે ? તમારા બૂમ બરાડાથી અમુક સમયે અન્ય લોકોને ભય અને તકલીફ પણ થાય છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَلَقَدْ اٰتَيْنَا لُقْمٰنَ الْحِكْمَةَ હઝરત લુકમાન (અલૈ.) વહબ બિન મુનબ્બહની રિવાયત પ્રમાણે હઝરત ઐયૂબ (અલૈ.)ના ભત્રીજા હતા અને મુકાતિલે તેમના મસિયાઇ ભાઈ બતાવ્યા છે. તફસીરે બયઝાવી વગેરેમાં છે કે તેમની ઉંમર લાંબી થઈ, એટલે સુધી કે હઝરત દાવુદ (અલૈ.)નો સમયકાળ પામ્યા. આ વાત બીજી રિવાયતોથી પણ સાબિત છે કે હઝરત લુકમાન (અલૈ.) હઝરત દાવુદ (અલૈ.)ના સમયમાં થયા છે.

તફસીરે દૂર્રે મન્ષૂરમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત એ છે કે તેઓ એક હબશી ગુલામ હતા જે સુથારી કામ કરતા હતા. (اَخْرَجَهُ ابْنُ اَبِىْ شَيْبَةَ وَاَحْمَدُ فِى الزُّهْدِوَابْنُ جَرِيْرٍ وَابْنُ الْمُنْزِرِ وَغَيْرُهُ) અને જાબીર ઈબ્ને અબ્દુલ્લાહથી તેમની હાલત પૂછવામાં આવી તો ફરમાવ્યું કે તેઓ ઠીંગણા કદના ચપટા નાકવાળા હતા તથા મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે તેઓ હબશી ગુલામ જાડા હોટવાળા, ફાટેલા પગવાળા હતા. *(ઈબ્ને કષીર)*

એક કાળા રંગના હબશી હઝરત સઈદ બિન મુસય્યબ (રદિ.)ની પાસે કોઈ મસ્અલો પૂછવા માટે હાજર થયા તો હઝરત સઈદ (રદિ.)એ તેને સંતોષ માટે ફરમાવ્યું કે તમે પોતાના કાળા હોવાનો ગમ ન કરો, કારણ કે કાળા લોકોમાં ત્રણ મહાન વ્યક્તિઓ એવા છે જે લોકોમાં સૌથી ઉત્તમ છે. હઝરત બિલાલ હબશી (રદિ.) અને હઝરત મહ્ઝા (રદિ.) જેઓ હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ના આઝાદ કરેલા ગુલામ હતા અને હઝરત લુકમાન (અલૈ.).

## હઝરત લુકમાન (અલૈ.) જમહૂર સલફના મતે નબી ન હતા બલકે વલી અને હકીમ હતા :

ઈબ્ને કષીરે ફરમાવ્યું છે કે જમહૂર સલફની એ બાબત ઉપર સહમતી છે કે તેઓ નબી ન હતા, માત્ર હઝરત ઈકરિમા (રદિ.)થી તેમનું નબી હોવું નકલ કરવામાં આવ્યું છે પરંતુ તેની સનદ ઝઈફ છે. ઈમામ બગવી (રહ.)એ ફરમાવ્યું કે એ બાબત ઉપર સહમતી છે કે તેઓ ફકીહ અને હકીમ (શાણપણ પ્રાપ્ત કરેલ વ્યક્તિ) હતા, નબી ન હતા. *(મઝહરી)*

ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે હઝરત કતાદહ (રદિ.)થી તેમના વિશે

એક આશ્ચર્યજનક રિવાયત એ નકલ થઈ છે કે અલ્લાહ તઆલાએ હઝરત લુકમાન (અલૈ.)ને અધિકાર આપ્યો હતો કે નુબુવ્વત લઈ લો અથવા હિકમત ? તેમણે હિકમતને અપનાવી લીધી અને અમુક રિવાયતોમાં છે કે તેમને નુબુવ્વતનો અધિકાર આપવામાં આવ્યો હતો, તેમણે વિનંતી કરી કે જો તેને સ્વીકાર કરવાનો હુકમ છે તો મને સહર્ષ સ્વીકાર્ય છે નહિતર મને મા'ફ કરવામાં આવે.

હઝરત કતાદહ (રદિ.)થી એ પણ નકલ થયેલ છે કે હઝરત લુકમાન (અલૈ.)ને કોઈએ પૂછ્યું કે તમે હિકમતને નુબુવ્વત ઉપર કેમ અગ્રિમતા આપી જ્યારે કે તમને બંને અધિકાર આપવામાં આવ્યા હતા ? તેમણે કહ્યું કે નુબુવ્વત મોટી જવાબદારીનો હોદ્દો છે જો તે મને મારા અધિકાર વિના આપવામાં આવી હોત તો અલ્લાહ તઆલા પોતે તેની આવશ્યકતાઓ પૂર્ણ કરત કે હું તેના ફરજો અદા કરી શકું અને જો મેં પોતાના અધિકારથી તેની માંગણી કરી હોત તો જવાબદારી મારા ઉપર હોત. *(ઈબ્ને કષીર)*

જ્યારે કે લુકમાન (અલૈ.)નું નબી ન હોવું જમહૂર નજીક નિશ્ચિત છે તો પછી તેમને તે હુકમ જે કુર્આનમાં ઉપસ્થિત છે, اَنِ اشْكُرْ لِىْ ઈલ્હામ દ્વારા હોઈ શકે છે જે અવલિયાઅ્ અલ્લાહને પ્રાપ્ત હોય છે.

હઝરત લુકમાન (અલૈ.) હઝરત દાવુદ (અલૈ.)થી પ્રથમ શરઈ મસ્અલાઓમાં લોકોને ફત્વો આપ્યા કરતા હતા, જ્યારે હઝરત દાવુદ (અલૈ.)ને નુબુવ્વત અર્પણ થઈ તો ફત્વો આપવાનું છોડી દીધું કે હવે મારી જરૂરત નથી રહી અને અમુક રિવાયતોમાં છે કે તેઓ બની ઈસ્રાઈલના ન્યાયાધીશ હતા, હઝરત લુકમાન (અલૈ.)થી ઘણા બધા શાણપણના વાક્યો નકલ થયેલ છે. વહબ બિન મુનબ્બહ કહે છે કે મેં હઝરત લુકમાન (અલૈ.)ની હિકમતના દશ હજારથી વધારે પ્રકરણો વાંચ્યા છે. *(કુર્તુબી)*

હઝરત લુકમાન (અલૈ.) એક દિવસ મોટી સભામાં લોકોને શાણપણની વાતો સંભળાવી રહ્યા હતા એક વ્યક્તિ આવ્યો અને તેણે પ્રશ્ન કર્યો કે શું તમે તે નથી જે મારી સાથે ફલાણા જંગલમાં બકરીઓ ચરાવ્યા કરતા હતા ? હઝરત લુકમાન (અલૈ.)એ ફરમાવ્યું કે, હા ! હું તે જ છું. તે વ્યક્તિએ પૂછ્યું કે પછી આ સ્થાન કઈ રીતે પ્રાપ્ત થયું કે અલ્લાહની મખ્લૂક તમારું સન્માન કરે છે અને

તમારા વાક્યોને સાંભળવા માટે દૂર દૂરથી એકઠા થાય છે ? હઝરત લુકમાન (અલૈ.)એ કહ્યું કે તેનું કારણ મારા બે કાર્યો છે, એક હંમેશા સાચું બોલવું. બીજું, વ્યર્થ વાતોથી બચવું. અને એક રિવાયતમાં એ છે કે હઝરત લુકમાન (અલૈ.)એ ફરમાવ્યું કે અમુક કામ એવા છે જેણે મને આ દરજ્જાએ પહોંચાડ્યો, જો તમે અપનાવી લો તો તમને પણ આ જ દરજ્જો અને સ્થાન પ્રાપ્ત થઈ જશે. તે કાર્ય આ છે, પોતાની નજરને નીચી રાખવી અને ઝુબાનને બંધ રાખવી, હલાલ રોજી ઉપર કરકસર કરવી, પોતાના ગુપ્તાંગોની હિફાઝત કરવી, વાતની સચ્ચાઈ ઉપર કાયમ રહેવું, વાયદો પૂરો કરવો, મહેમાનોની ઈજ્જત કરવી, પાડોશીઓનું રક્ષણ કરવું અને વ્યર્થ કાર્યો અને વાતચીતને છોડી દેવી. *(ઈબ્ને કષીર)*

## હઝરત લુકમાન (અલૈ.)ને જે "હિકમત" આપવામાં આવી હતી તેનો શું ભાવાર્થ છે ? :

حِكْمَتْ (હિકમત) શબ્દ કુર્આને કરીમમાં અનેક અર્થો માટે ઉપયોગ થયો છે. જ્ઞાન, બુદ્ધિ, સહનશીલતા, નૈતિકતા, નુબુવ્વત, સત્ય મત ઉપર મક્કમ રહેવું વગેરે. અબૂ હય્યાને ફરમાવ્યું છે કે હિકમતનો ભાવાર્થ તે વાતચીત છે જેનાથી લોકો બોધપાઠ ગ્રહણ કરે અને દિલોમાં તેની અસર થાય અને જેને લોકો સુરક્ષિત કરીને અન્યો સુધી પહોંચાડે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે "હિકમત"નો ભાવાર્થ બુદ્ધિ, સમજદારી અને હોશિયારી છે તથા અમુક લોકોએ ફરમાવ્યું કે જ્ઞાન પ્રમાણે અમલ કરવો હિકમત છે અને વાસ્તવમાં આ બધામાં કોઈ વિરોધાભાસ નથી. આ બધી જ બાબતો "હિકમત"માં સામેલ છે. ઉપર તફસીરના ખુલાસામાં હિકમતનો અર્થ સમજદારી અને તેની તફસીર ઈલ્મ ઉપર અમલ કરવાની કરવામાં આવી છે, આ ઘણો જ ઠોસ અને સ્પષ્ટ અર્થ છે.

પ્રસ્તુત આયતમાં હઝરત લુકમાન (અલૈ.)ને હિકમત અર્પણ કરવાનું વર્ણન કરીને આગળ ફરમાવ્યું છે, اَنِ اشْكُرْلِىْ તેમાં એક સંભાવના તો એ છે કે અહીંયાં قُلْنَا (કુલના) સુષુપ્ત માનવામાં આવે. ભાવાર્થ એ થશે કે "અમે લુકમાનને હિકમત આપી અને એ હુકમ આપ્યો કે મારો શુક્ર અદા કર્યા કરો." અને અમુક લોકોએ એ પણ ફરમાવ્યું કે اَنِ اشْكُرْلِىْ (અનિશ્કુરલિ) પોતે હિકમતની તફસીર છે, એટલે કે તે હિકમત જે લુકમાન (અલૈ.)ને આપવામાં

આવી હતી તે એ હતી કે અમે તેમને શુક્ર કરવાનો હુકમ આપ્યો, તેમણે તેના ઉપર અમલ કર્યો. આ સ્વરૂપમાં ભાવાર્થ એ થશે કે અલ્લાહ તઆલાની નેઅ્મતોનો શુક્ર અદા કરવો સૌથી મોટી હિકમત છે, ત્યાર પછી એ બતાવવામાં આવ્યું છે કે શુક્ર અદા કરવાનો હુકમ અમે કંઈ પોતાના ફાયદા માટે નથી આપ્યો, અમને કોઈનો આભાર માનવાની જરૂરત નથી બલકે તે પોતે જ પોતાના ફાયદા માટે આપ્યું છે, કારણ કે અમારો સિદ્ધાંત એ છે કે જે વ્યક્તિ અમારી નેઅ્મતનો શુક્ર અદા કરે છે અમે તેની નેઅ્મતમાં ઔર વધારો કરી આપીએ છીએ.

ત્યારબાદ હઝરત લુકમાન (અલૈ.)ના અમુક હિકમતના વાક્યો વર્ણન કર્યા છે જે તેમણે પોતાના દિકરાને સંબોધન કરીને ઈરશાદ ફરમાવ્યા હતા, તે હિકમતના વાક્યો કુર્આને કરીમે એટલા માટે નકલ કર્યા છે કે બીજા લોકો પણ તેનાથી લાભ ઉઠાવે.

આ હિકમતના વાક્યોમાં સૌ પ્રથમ તો માન્યતાઓનો પ્રકાશ છે અને તેમાં સૌથી પહેલી વાત એ છે કે અલ્લાહ તઆલાને સમગ્ર વિશ્વનો સર્જનહાર અને માલિક કોઈ અન્યની ભાગીદારી વિના માને, તેની સાથે કોઈ ગયરૂલ્લાહને ઈબાદતનો ભાગીદાર ન ઠરાવે કે આ દુનિયામાં તેનાથી મોટો અત્યાચાર કોઈ નથી હોઈ શકતો કે અલ્લાહ તઆલાના કોઈ સર્જનને સર્જનહાર સમાન ઠરાવવામાં આવે. આથી ફરમાવ્યું, يٰبُنَيَّ لَا تُشْرِكْ بِاللّٰهِ اِنَّ الشِّرْكَ لَظُلْمٌ عَظِيْمٌ આગળ હઝરત લુકમાન (અલૈ.)ની બીજી નસીહતો અને હિકમતના વાક્યો આવ્યા છે જે પોતાના પુત્રને સંબોધન કરીને ફરમાવ્યા હતા. વચ્ચે અલ્લાહ તઆલાએ શિર્કને મહાન અત્યાચાર હોવાનું અને કોઈપણ હાલતમાં તેની પાસે પણ ન ફરકવાનું માર્ગદર્શન આપવા માટે એક બીજો હુકમ પણ ઈરશાદ ફરમાવ્યો.

### માતા-પિતાનો આભાર માનવો તથા તેમનું આજ્ઞાપાલન કરવું ફરજ છે પરંતુ અલ્લાહના હુકમ વિરુદ્ધ કોઈનું આજ્ઞાપાલન જાઇઝ નથી :

જો કે અમે સંતાનોને પોતાના માતા પિતાનું આજ્ઞાપાલન અને આભાર માનવાની ઘણી તાકીદ કરી છે અને પોતાની શુક્રગુઝારી અને આજ્ઞાપાલનની સાથે સાથે માતા પિતાની શુક્રગુઝારી અને આજ્ઞાપાલનનો હુકમ આપ્યો છે પરંતુ

શિર્ક એવો મોટો અત્યાચાર અને સંગીન અપરાધ છે કે તે માતા પિતાના કહેવાથી અને મજબૂર કરવાથી પણ કોઈના માટે જાઇઝ નથી થતું, જો કોઈને તેના માતા પિતા અલ્લાહ તઆલાની સાથે કોઈને શરીક ઠરાવવા માટે મજબૂર કરવા લાગે તો એ બાબતમાં માં બાપનું કહ્યું માનવું જાઇઝ નથી.

અત્રે અહીંયાં જ્યારે કે માતા પિતાના હકો અને તેમનો આભાર માનવાનો હુકમ આપવામાં આવ્યો છે તો તેની હિકમત બતાવવામાં આવી છે કે તેની માતાએ તેના અસ્તિત્વને ટકાવી રાખવામાં ઘણી મહેનત વેઠી છે કે નવ મહિના સુધી તો તેને પોતાના પેટમાં રાખીને તેનું રક્ષણ કર્યું અને તેના કારણે જે દરરોજ તેને કમજોરી ઉપર કમજોરી તથા તકલીફ ઉપર તકલીફ વધતી ગઈ.... તેને વેઠ્યું, ત્યારબાદ તેના પેદા થય પછી પણ બે વર્ષ સુધી તેને દૂધ પીવડાવવાની તકલીફ બરદાસ્ત કરી જેમાં માં ને ઘણી મહેનત પણ દિવસ રાત ઉઠાવવી પડતી હતી અને તેની શારીરિક નબળાઈ પણ આ બધાથી વધે છે અને કારણ કે બાળકના પાલન પોષણમાં મહેનત અને તકલીફ વધારે માં ને ઉઠાવવાની છે. એટલા માટે શરીઅતમાં માં નો હક પિતા કરતાં અગ્રસ્થાને રાખવામાં આવ્યો છે. وَوَصَّيۡنَا الۡاِنۡسَانَ بِوَالِدَيۡهِ حَمَلَتۡهُ اُمُّهٗ وَهۡنًا عَلٰى وَهۡنٍ وَّفِصَالُهٗ فِىۡ عَامَيۡنِ નો આ જ ભાવાર્થ છે અને ત્યાર પછી وَاِنۡ جَاهَدَاكَ માં એ બતાવવામાં આવ્યું છે કે ગયરૂલ્લાહને અલ્લાહની સાથે ભાગીદાર કરવાના મા'મલામાં માતા પિતાનું આજ્ઞાપાલન પણ હરામ છે.

## ઇસ્લામનો ન્યાયનો અજોડ કાયદો :

એવા સ્વરૂપમાં કે માતા પિતા તેને શિર્ક અને કુફ્ર ઉપર મજબૂર કરે તથા અલ્લાહ તઆલાનો હુકમ એ હોય કે તેમની વાત ન માનો તો સ્વાભાવિક રીતે મનુષ્ય હદ ઉપર કાયમ નથી રહેતો, તેના ઉપર અમલ કરવામાં એ બાબતની સંભાવના હતી કે સંતાન માતા પિતાની સાથે ખરાબ ભાષા અથવા ખરાબ રીતે વર્તન કરે અથવા તેમનું અપમાન કરે પરંતુ ઈસ્લામ એક ન્યાયનો કાનૂન છે, દરેક વસ્તુની એક મર્યાદા છે એટલા માટે શિર્કમાં માતા પિતાની આજ્ઞાનું પાલન ન કરવાના હુકમની સાથે જ આ હુકમ પણ આપવામાં આવ્યો કે,

صَاحِبۡهُمَا فِى الدُّنۡيَا مَعۡرُوۡفًا એટલે કે, દીનમાં તો તમે તેમનું કહ્યું ન માનો

પરંતુ દુનિયવી કામોમાં દાખલા તરીકે તેમની શારીરિક સેવામાં અથવા આર્થિક ખર્ચાઓ વગેરેમાં ઉણપ ન રાખો, બલકે દુનિયવી વ્યવહારોમાં તેમની સાથે સામાન્ય રિવાજ પ્રમાણે જ વર્તાવ કરો, તેમની સાથે અસભ્યતાથી ન વર્તો. તેમની વાતનો જવાબ એવો ન આપો જેનાથી વિના જરૂરતે તેમનું દિલ દુઃખે, મતલબ એ કે તેમના શિર્ક અને કુફ્રની વાત ન માનવાથી જે તેમને મનદુઃખ થશે એ તો મજબૂરી માટે બરદાસ્ત કરો પરંતુ જરૂરતને જરૂરતની મર્યાદામાં રાખો, બીજા વ્યવહારોમાં તેમનું મનદુઃખ ન થાય તેની કાળજી રાખો.

**ખુલાસો :**

આ આયતમાં બાળકનું દૂધ છોડાવવાની મુદ્દત જે બે વર્ષ બતાવવામાં આવી છે એ સામાન્ય ટેવ પ્રમાણે છે, તેમાં એનો કોઈ ખુલાસો કે સ્પષ્ટતા નથી કે તેનાથી વધારે મુદ્દત સુધી દૂધ પીવાડવામાં આવે તો તેનો શું હુકમ છે ? આ મસ્અલાનો ખુલાસો સૂરએ અહકાફની આયત وَحَمْلُهٗ وَفِصَالُهٗ ثَلٰثُوْنَ شَهْرًا હેઠળ ઈન્શાઅલ્લાહ આવશે.

**લુકમાન (અલૈ.)ની બીજી વસિય્યત : અકીદાઓ વિશે**

અકીદહ એ રાખવામાં આવે કે આસમાન અને જમીન તથા તેની અંદર જે કંઈ છે તેના એક એક કણ ઉપર અલ્લાહ તઆલાનું જ્ઞાન છવાયેલું છે અને વિશાળ છે તથા સૌના ઉપર તેનો કાબૂ પણ સંપૂર્ણ રીતે છે, કોઈ વસ્તુ કેટલી પણ નાનામાં નાની હોય જે સામાન્ય રીતે નરી આંખે ન જોઈ શકાતી હોય એ જ પ્રમાણે કોઈ વસ્તુ કેટલી પણ દૂર સુદૂર હોય, એ જ પ્રમાણે કોઈ વસ્તુ કેટલાય અંધારા પડદાઓમાં હોય અલ્લાહ તઆલાના જ્ઞાન અને દૃષ્ટિથી છુપાઈ નથી શકતું અને તે જેને જ્યારે ઈચ્છે, જ્યાં ઈચ્છે હાજર કરી શકે છે. يٰبُنَيَّ اِنَّهَا اِنْ تَكُ مِثْقَالَ حَبَّةٍ مِّنْ خَرْدَلٍ.... નો આ જ ભાવાર્થ છે અને અલ્લાહ તઆલાનું જ્ઞાન અને કાબૂ દરેક વસ્તુ ઉપર છવાયેલું હોવું પોતે પણ ઈસ્લામની પાયાની માન્યતા છે અને તવહીદના અકીદહની ઘણી મોટી દલીલ છે.

**લુકમાન (અલૈ.)ની ત્રીજી વસિય્યત : અમલની સુધારણા બાબતે**

વાજિબ અમલો તો ઘણા બધા છે પરંતુ તે સૌમાં સૌથી મોટો અને મહત્ત્વનો અમલ નમાઝ છે અને પોતે મહત્ત્વનો હોવાની સાથે સાથે તે બીજા

અમલોની દુરુસ્તીનું માધ્યમ પણ છે, જેમકે નમાઝ વિશે અલ્લાહનો ઈરશાદ છે, اِنَّ الصَّلٰوةَ تَنْهٰى عَنِ الْفَحْشَاءِ وَالْمُنكَرِ એટલા માટે નેક વાજિબ અમલોમાંથી નમાજના વર્ણન ઉપર ધીર ખમવામાં આવી. ફરમાવ્યું, يٰبُنَىَّ اَقِمِ الصَّلٰوةَ એટલે કે હે મારા દિકરા ! નમાઝને કાયમ કરો અને જેમકે અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે اِقَامَتِ صَلٰوةُ (ઈકામતે સલાહ)નો ભાવાર્થ માત્ર નમાઝ પઢી લેવું નથી, બલકે તેના બધા જ ફરજો અને અદબોને સંપૂર્ણ રીતે અદા કરવું તથા તેના સમયની પાબંદી કરવી અને તેના ઉપર કાયમી ધોરણે ટકી રહેવું બધું "ઈકામતે સલાહ"ના ભાવાર્થમાં સામેલ છે.

## ચોથી લુકમાની વસિય્યત મખ્લૂકની સુધારણાના સંદર્ભમાં :

ઈસ્લામ એક સામૂહિક દીન છે, વ્યક્તિની સુધારણાની સાથે સાથે સામૂહિક સુધારણા તેની વ્યવસ્થાનો મહત્ત્વનો ભાગ છે એટલા માટે નમાઝ જેવા અગત્યના ફરજની સાથે અમ્ર બિલ મઅ્રૂફ વ નહી અનિલ મુન્કરનું વર્ણન કરવામાં આવ્યું કે લોકોને નેક કાર્યોનું આમંત્રણ આપો અને બુરા કામોથી રોકો. اَمْرُ بِالْمَعْرُوْفُ اور نَهِىُ عَنِ الْمُنكَرِ આ બંને ફરજોમાં એક પોતાની સુધારણા અને બીજી જાહેર મખ્લૂકની સુધારણા બંને બાબતો એવી છે કે બંનેની પાબંદીમાં ઘણી મહેનત અને તકલીફ વેઠવી પડતી હોય છે, તેના ઉપર મક્કમ રહેવું સહેલું નથી, ખાસ કરીને મખ્લૂકની સુધારણા માટે અમ્ર બિલ મઅ્રૂફની સેવાનો બદલો દુનિયામાં હંમેશા દુશ્મનાવટ અને વિરોધથી મળતો હોય; એટલા માટે એ વસિય્યતની સાથે જ આ વસિય્યત પણ કરી કે وَاصْبِرْ عَلٰى مَا اَصَابَكَ ط اِنَّ ذٰلِكَ مِنْ عَزْمِ الْاُمُوْرِ એટલે કે, તે કામોમાં તમને જે કંઈ તકલીફ પડે તેના ઉપર ધીરજ અને મક્કમતાથી કામ લો.

## પાંચમી લુકમાની વસિય્યત : સામાજિક શિષ્ટાચારના સંદર્ભમાં

وَلَا تُصَعِّرْ خَدَّكَ لِلنَّاسِ માં શબ્દ لَا تُصَعَرَ (લા તુસઅ્ઈર) એ صَعَرَ (સઅર)થી બનેલ છે જેનો અર્થ ઊંટની એક બીમારી છે જેનાથી તેની ડોક વાંકી વળી જાય છે, જેમકે મનુષ્યમાં લકવો મારી જવો પ્રખ્યાત બીમારી છે જેનાથી ચહેરો વાંકો વળી જાય છે તેનો ભાવાર્થ મોઢું ફેરવી લેવું થાય છે, મતલબ એ છે કે લોકોની મુલાકાત અને વાતચીતમાં તેમનાથી મોઢું ફેરવીને વાતચીત ન કરો જે

તેમનાથી અણગમાની અને તમારા મિથ્યાભિમાનની નિશાની છે તથા સભ્યતાપૂર્ણ વ્યવહારથી વિરુદ્ધ બાબત છે.

وَلَا تَمْشِ فِى الْاَرْضِ مَرَحًا માં શબ્દ مَرَحَ (મરહ) એ અકડીને–ઈતરાઈને ચાલવાના અર્થમાં છે, ભાવાર્થ એ છે કે જમીનને અલ્લાહ તઆલાએ બધા જ તત્ત્વોમાં નિમ્ન પેદા કરી છે અને તમે તેનાથી પેદા થયા છો અને તમે તેના ઉપર ચાલો ફરો છો તો પોતાની હકીકતને ઓળખો અને ઈતરાઈને ન ચાલો, તે ઈન્કારીઓની પદ્ધતિ છે એટલા માટે ત્યાર પછી ઈરશાદ ફરમાવ્યું, اِنَّ اللّٰهَ لَا يُحِبُّ كُلَّ مُخْتَالٍ فَخُوْرٍ એટલે કે, અલ્લાહ તઆલા કોઈ ગર્વિષ્ઠ ઈન્કારીને પસંદ કરતો નથી.

وَاقْصِدْ فِىْ مَشْيِكَ એટલે કે પોતાની ચાલમાં મધ્યમ માર્ગ અપનાવો, ન ખૂબ દોડી ભાગીને ચાલો કે તે સભ્યતા વિરુદ્ધ છે. હદીષમાં છે કે ચાલવામાં ખૂબ ઉતાવળ કરવી મો'મિનની રોનકને બરબાદ કરી આપે છે. (જામેઅ્ સગીર અન અબી હુરયરહ રદિ.) અને એ જ રીતે ચાલવામાં પોતાને અથવા કોઈ બીજાને તકલીફ પહોંચવાનો પણ ભય રહે છે અને ન ઘણા ધીમે ચાલો જે યા તો તકબ્બૂર અથવા કૃત્રિમતાની નિશાની છે કે તે લોકો ઉપર પોતાની વિશેષતા સાબિત કરવા ઈચ્છે છે અથવા તો તે સ્ત્રીઓની આદત છે જે શરમ અને હયાના કારણે ઉતાવળે નથી ચાલતી અથવા તો બીમારોની આદત છે જે આવું ચાલવા માટે મજબૂર છે. પ્રથમ સ્વરૂપ હરામ અને બીજામાં પણ જો સ્ત્રીઓની સમાનતા પેદા કરવાના ઈરાદાથી હોય તો નાજાઈઝ છે અને એ ઈરાદો ન હોય તો પછી પુરુષો માટે એક ઐબ છે. આ ત્રીજા સ્વરૂપમાં અલ્લાહની નાશુક્રી છે કે તંદુરસ્તી હોવા છતાં બીમારો જેવો સ્વાંગ રચે છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે સહાબએ કિરામ (રદિ.)ને યહૂદીઓ જેમ દોડવાથી પણ મનાઈ કરવામાં આવતી હતી અને નસારાની જેમ ખૂબ ધીમે ચાલવાથી પણ તથા હુકમ આ હતો કે તે બંને ચાલોની વચ્ચેની ચાલ અપનાવવામાં આવે.

હઝરત આયશા (રદિ.)એ કોઈ વ્યક્તિને ખૂબ ધીમો ચાલતો જોયો જેમકે હમણા મરી જશે તો લોકોને પૂછ્યું કે આ આવું કેમ ચાલે છે ? તો લોકોએ કહ્યું કે

قُـرَّاء (કુર્રા)માંથી છે. قُـرَّاء (કુર્રા) એ قَـارِئ (કારી)નું બહુવચન છે, તે સમયમાં "કારી" તેને પણ કહેવામાં આવતા હતા જે કુર્આનની તિલાવતને સિહ્હત તથા અદબો સાથે પઢતો હોય અને કુર્આનનો આલિમ પણ હોય. મતલબ એ હતો કે તે કોઈ મોટો કારી આલિમ છે એટલા માટે આવું ચાલે છે. આથી હઝરત આયશા (રદિ.)એ ફરમાવ્યું કે હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) તેનાથી વધારે કારી હતા પરંતુ તેમની ટેવ એવી હતી કે તેઓ જ્યારે ચાલતા તો તેજ ચાલતા હતા. (ભાવાર્થ એવી ગતિ નથી જે પ્રતિબંધિત કરવામાં આવી છે બલકે તેનાથી મધ્યમ કક્ષાની ગતિ છે) અને જ્યારે તેઓ વાતચીત કરતા હતા તો એ રીતે કે લોકો સારી રીતે સાંભળી લે. (એવી ધીમી અવાજ ન રહેતી હતી કે સાંભળનારાઓને પૂછવું પડે કે શું કહ્યું ?)

وَاغْـضُضْ مِنْ صَوْتِكَ એટલે કે, અવાજ ધીમો કરવાનો ભાવાર્થ એ છે કે જરૂરતથી વધારે ઊંચો અવાજ ન કરો અને શોરબકોર ન કરો, જેમકે હમણા હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) વિશે વર્ણન થયું કે વાતચીત એવી કરતા હતા કે હાજરજનો સાંભળી લે, તેમને સાંભળવામાં તકલીફ ન થાય; ત્યાર પછી ફરમાવ્યું, اِنَّ اَنْـكَـرَالْاَصْـوَاتِ لَصَوْتُ الْحَمِيْرِ એટલે કે, પ્રાણીઓમાં સૌથી વધારે અણગમતો અવાજ ગધેડાનો છે જે ઘણો શોરબકોર કરે છે.

અત્રે સામાજિક શિષ્ટાચારમાંથી ચાર વસ્તુઓનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રથમ લોકોથી વાતચીત અને મુલાકાતમાં ગર્વિષ્ઠ શૈલીથી મોઢું ફેરવીને વાત કરવાનો પ્રતિબંધ, બીજું જમીન ઉપર ઈતરાઈને ચાલવાનો પ્રતિબંધ, ત્રીજું મધ્યમ ગતિએ ચાલવાનું માર્ગદર્શન, ચોથું ખૂબ જોરથી શોરબકોર મચાવવાનો પ્રતિબંધ.

રસૂલે કરીમ ﷺની ટેવો અને મુબારક આદતોમાં આ બધી વસ્તુઓ એકઠી હતી. "શમાઈલે તિરમિઝી"માં હઝરત હુસૈન (રદિ.)એ ફરમાવે છે કે મેં મારા પિતા હઝરત અલી મુર્તઝા (રદિ.)ને પૂછ્યું કે રસૂલે કરીમ ﷺ જ્યારે લોકોની સાથે બેસતા હતા તો અંદર અંદર આપ ﷺની શું વર્તણૂક હતી ? તેમણે કહ્યું,

كَانَ دَائِمَ الْبِشْرِ سَهَلَ الْخُلُقِ لَيِّنَ الْجَانِبِ لَيْسَ بِفَظٍّ وَلَا غَلِيْظٍ وَلَا صَخَّابٍ فِي الْاَسْوَاقِ وَلَا فَحَّاشٍ وَلَا عَيَّابٍ وَلَا مُشَاحٍ يَتَغَافَلُ عَمَّا لَا يَشْتَهِي وَلَا يُؤْيِسُ مِنْهُ وَلَا يُجِيْبُ فِيْهِ قَدْتَرَكَ نَفْسَهُ مِنْ ثَلَاثٍ الْمِرَاءِ وَالْاِكْبَارِ وَمَا لَا يَعْنِيْهِ

*"રસૂલે કરીમ ﷺ હંમેશા ખુશમિજાઝ જણાતા હતા, તેમના અખ્લાકમાં વિનમ્રતા અને વર્તણૂકમાં સરળતા હતી, તેમનો સ્વભાવ કઠોર ન હતો, વાત પણ કઠોર ન હતી, તેઓ ન તો શોરબકોર કરનારા હતા ન જ વ્યર્થ વાતો કરનારા હતા, ન કોઈને ઐબ લગાવતા હતા, ન જ કંજૂસાઈ કરતા હતા. જે વસ્તુઓ મનને ગમતી ન હતી તેના તરફથી ગફલત વર્તતા હતા (પરંતુ) બીજાઓને તેના તરફથી નિરાશ પણ કરતા ન હતા (જો હલાલ હોય અને તે તેમને પસંદ હોય), અને જે વસ્તુઓ પોતાને પસંદ ન હોય અન્યોના હકમાં તેનો કાપ ન કરતા હતા (બલકે મૌન ધારણ કરતા હતા). ત્રણ વસ્તુઓ રસૂલે કરીમ ﷺએ બિલકુલ છોડી દીધી હતી. એક ઝઘડવું, બીજું અભિમાન કરવું, ત્રીજું જે વસ્તુ કામની ન હોય તેમાં પ્રવૃત્ત થવું."*

---

## આયતો : (સૂરએ લુકમાન : આયત નં. ૨૦ થી ૩૨)

اَلَمْ تَرَوْا اَنَّ اللّٰهَ سَخَّرَ لَكُمْ مَّا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ وَاَسْبَغَ عَلَيْكُمْ نِعَمَهٗ
ظَاهِرَةً وَّ بَاطِنَةً ۭ وَمِنَ النَّاسِ مَنْ يُّجَادِلُ فِي اللّٰهِ بِغَيْرِ عِلْمٍ وَّلَا هُدًى وَّلَا
كِتٰبٍ مُّنِيْرٍ ﴿٢٠﴾ وَاِذَا قِيْلَ لَهُمُ اتَّبِعُوْا مَآ اَنْزَلَ اللّٰهُ قَالُوْا بَلْ نَتَّبِعُ مَا وَجَدْنَا عَلَيْهِ
اٰبَآءَنَا ۭ اَوَلَوْ كَانَ الشَّيْطٰنُ يَدْعُوْهُمْ اِلٰى عَذَابِ السَّعِيْرِ ﴿٢١﴾ وَمَنْ يُّسْلِمْ
وَجْهَهٗٓ اِلَى اللّٰهِ وَهُوَ مُحْسِنٌ فَقَدِ اسْتَمْسَكَ بِالْعُرْوَةِ الْوُثْقٰى ۭ وَاِلَى اللّٰهِ
عَاقِبَةُ الْاُمُوْرِ ﴿٢٢﴾ وَمَنْ كَفَرَ فَلَا يَحْزُنْكَ كُفْرُهٗ ۭ اِلَيْنَا مَرْجِعُهُمْ فَنُنَبِّئُهُمْ بِمَا
عَمِلُوْا ۭ اِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ﴿٢٣﴾ نُمَتِّعُهُمْ قَلِيْلًا ثُمَّ نَضْطَرُّهُمْ اِلٰى عَذَابٍ

غَلِيْظٍ ﴿٢٤﴾ وَ لَئِنْ سَاَلْتَهُمْ مَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ لَيَقُوْلُنَّ اللّٰهُ ؕ قُلِ
الْحَمْدُ لِلّٰهِ ؕ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٢٥﴾ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ اِنَّ اللّٰهَ
هُوَ الْغَنِيُّ الْحَمِيْدُ ﴿٢٦﴾ وَ لَوْ اَنَّ مَا فِي الْاَرْضِ مِنْ شَجَرَةٍ اَقْلَامٌ وَّ الْبَحْرُ
يَمُدُّهٗ مِنْ بَعْدِهٖ سَبْعَةُ اَبْحُرٍ مَّا نَفِدَتْ كَلِمٰتُ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٢٧﴾ مَا
خَلْقُكُمْ وَلَا بَعْثُكُمْ اِلَّا كَنَفْسٍ وَّاحِدَةٍ ؕ اِنَّ اللّٰهَ سَمِيْعٌۢ بَصِيْرٌ ﴿٢٨﴾ اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ
يُوْلِجُ الَّيْلَ فِي النَّهَارِ وَيُوْلِجُ النَّهَارَ فِي الَّيْلِ وَسَخَّرَ الشَّمْسَ وَ الْقَمَرَ ۫ كُلٌّ
يَّجْرِيْٓ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى وَّ اَنَّ اللّٰهَ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿٢٩﴾ ذٰلِكَ بِاَنَّ اللّٰهَ هُوَ
الْحَقُّ وَاَنَّ مَا يَدْعُوْنَ مِنْ دُوْنِهِ الْبَاطِلُ ۙ وَاَنَّ اللّٰهَ هُوَ الْعَلِيُّ الْكَبِيْرُ ﴿٣٠﴾ ع ع ٣ ١١ ١٢
اَلَمْ تَرَ اَنَّ الْفُلْكَ تَجْرِيْ فِي الْبَحْرِ بِنِعْمَتِ اللّٰهِ لِيُرِيَكُمْ مِّنْ اٰيٰتِهٖ ؕ اِنَّ فِيْ
ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُوْرٍ ﴿٣١﴾ وَاِذَا غَشِيَهُمْ مَّوْجٌ كَالظُّلَلِ دَعَوُا اللّٰهَ
مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ ۚ۬ فَلَمَّا نَجّٰىهُمْ اِلَى الْبَرِّ فَمِنْهُمْ مُّقْتَصِدٌ ؕ وَمَا يَجْحَدُ
بِاٰيٰتِنَآ اِلَّا كُلُّ خَتَّارٍ كَفُوْرٍ ﴿٣٢﴾

## તરજુમો :

*શું તમે જોયું નથી કે અલ્લાહે તમારા કામે લગાડયા જે કંઈ આસમાન અને જમીનમાં છે અને તમારા ઉપર પોતાની ખુલ્લી અને ગુપ્ત નેઅ્મતો પૂર્ણ કરી દીધી અને લોકોમાં એવા પણ છે જેઓ અલ્લાહની વાતોમાં ઝઘડે છે, ન સમજ રાખે છે ન તો સૂઝ અને ન જ રોશન કિતાબ. (૨૦) અને જ્યારે તેમને કહો, તે હુકમ ઉપર ચાલો જે અલ્લાહે ઊતાર્યો; કહે, નહીં ! અમે તો તેના ઉપર ચાલીશું જેના ઉપર અમે પોતાના બાપ દાદાઓને પામ્યા; ભલા અને જો શયતાન તેમને દોઝખ તરફ બોલાવતો હોય તો પણ !? (૨૧) અને જે કોઈ પોતાનું મુખ અલ્લાહ તરફ તા'બે કરે અને તે નેકી ઉપર હોય; બસ તેણે*

*મજબૂત કડું પકડી લીધું અને દરેક કાર્યનો અંત અલ્લાહ તરફ જ છે. (૨૨) અને જો કોઈ ઈન્કારી થયો તો તમે તેના ઈન્કારથી ગમ ન કરો, તેમણે અમારા તરફ પાછા વળીને આવવાનું છે, પછી અમે તેમને જે કંઈ તેમણે કર્યું છે બતાવી દઈશું; અલબત્ત અલ્લાહ જાણે છે જે વાત દિલોમાં છે. (૨૩) અમે તેમનું કામ થોડા દિવસો ચલાવી દઈશું, પછી તેમને ભારે અઝાબ તરફ ખેંચી લાવીશું. (૨૪) અને જો તમે તેમને પૂછો આસમાન અને જમીન કોણે બનાવ્યા ? તો કહે, અલ્લાહે; તમે કહો, (અલ્હમ્દુલિલ્લાહ !) બધી જ ખૂબી અલ્લાહની છે પરંતુ તે ઘણા લોકો સમજ નથી ધરાવતા. (૨૫) અલ્લાહનું જ છે જે કંઈ આસમાન અને જમીનમાં છે, બેશક ! અલ્લાહ તે જ છે બેપરવા, બધી ખૂબીઓવાળો. (૨૬) અને જો જમીનમાં જેટલા વૃક્ષો છે કલમ હોય અને સમંદર તેની શાહી હોય, તે ઉપરાંત સાત સમંદર; (તો પણ) અલ્લાહની વાતો પૂરી ન થાય, બેશક ! અલ્લાહ જબરદસ્ત હિકમતોવાળો છે. (૨૭) તમને બધાને બનાવવા અને મર્યા પછી જીવાડવા એવું જ છે જેમકે એક જીવને, બેશક ! અલ્લાહ સઘળું સાંભળે જુએ છે. (૨૮) તમે જોયું નથી કે અલ્લાહ રાત્રિને દિવસમાં દાખલ કરે છે અને દિવસને રાત્રિમાં દાખલ કરે છે અને સૂર્ય તથા ચંદ્રને કામે લગાડી દીધા છે, દરેક એક નિશ્ચિત સમય સુધી ચાલે છે અને એ કે જે તમે કરો છો અલ્લાહ તેની ખબર રાખે છે. (૨૯) આ એટલા માટે (કહ્યું) કે અલ્લાહ તે જ છે હક્ક અને જે કોઈને તેના સિવાય પોકારે છે તે જ જૂઠ છે અને અલ્લાહ તે જ છે સૌથી ઉપરવટ, સૌથી મોટો. (૩૦) તમે જોયું નથી કે સમંદરમાં અલ્લાહની નેઅ્મત લઈને વહાણ ચાલે છે જેથી તમને પોતાની અમુક નિશાનીઓ બતાવે, અલબત્ત તેમાં દરેક ધૈર્ય દાખવનાર આભાર માનનાર માટે નિશાનીઓ છે. (૩૧) અને જ્યારે તેઓ મોજાંઓ જેવા વાદળોથી ઢાંકી લેવામાં આવે (ત્યારે) અલ્લાહને તેના જ માટે બંદગી શુદ્ધ કરી પોકારવા લાગે, પછી જ્યારે તેમને ભૂ-ભાગ તરફ બચાવી લઈએ તો કોઈ તેઓમાં મધ્યમ માર્ગે હોય છે અને અમારી નિશાનીઓથી ઈન્કારી તે જ થાય છે જેઓ વાતના જૂઠા છે, હક ન માનનારા (નગુણા છે).(૩૨)*

## તફસીર :

શું તમને લોકોને (અનુભવ અને દલીલોથી) એ વાત જાણ નથી થઈ કે અલ્લાહ તઆલાએ બધી વસ્તુઓને (પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે) તમારા કામમાં લગાવી રાખી છે જે કંઈ આસમાનોમાં (મોજૂદ) છે અને જે કંઈ જમીનમાં (મોજૂદ) છે અને તેણે તમારા ઉપર પોતાની નેઅ્મતો જાહેર અને છુપી સંપૂર્ણ કરી રાખી છે (જાહેર એ કે આંખ, કાન વગેરેથી જાણ થાય અને છુપી એ કે જે બુદ્ધિથી સમજવામાં આવે અને નેઅ્મતોથી ભાવાર્થ તે નેઅ્મતો છે જે આસમાન અને જમીનમાં કામે લગાડવામાં આવી છે, બસ તેનાથી બધા લોકોનું ઈસ્લામની દોલતથી માલા માલ થઈ જવું જરૂરી નથી બનતું) અને એમ છતાં કે આ દલીલથી તવહીદ સાબિત થાય છે પરંતુ અમુક લોકો એવા છે કે અલ્લાહ તઆલા વિશે (એટલે કે તવહીદની બાબતમાં) જાણ્યા વિના (એટલે કે જરૂરી જ્ઞાન વિના) અને વિના દલીલે (એટલે કે તાકીદ કે બૌદ્ધિક દલીલો વિના) અને વિના કોઈ રોશન કિતાબ (એટલે કે વહી દ્વારા નાઝિલ થયેલ જ્ઞાન વિના) ઝઘડો કરે છે અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે તે વસ્તુનું અનુસરણ કરો જે અલ્લાહ તઆલાએ નાઝિલ કરી છે (એટલે કે સત્યને સાબિત કરનાર દલીલોમાં વિચાર કરીને તેનું અનુસરણ કરો) તો (જવાબમાં) કહે છે કે (અમે તેનું અનુસરણ) નથી (કરતા) અમે (તો) તેનું જ અનુસરણ કરીશું જેના ઉપર અમે પોતાના વડીલોને જોયા છે (આગળ તેનો રદિયો છે કે) શું જો શયતાન તેમના વડીલોને દોઝખના અઝાબ તરફ (એટલે કે ગુમરાહી તરફ કે જે દોઝખના અઝાબનું કારણ છે) બોલાવતો રહ્યો હોય તો પણ (તેમનું જ અનુસરણ કરશે) !? (મતલબ એ કે તેઓ એવા નફ્ફટ છે કે તેમને સ્પષ્ટ દલીલ તરફ બોલાવવામાં આવે છે પરંતુ છતાં પણ દલીલથી વિરુદ્ધ માત્ર ગુમરાહ બાપ દાદાઓના માર્ગ ઉપર ચાલે છે, આ હાલત તો ગુમરાહ લોકોની થઈ) અને જે વ્યક્તિ (સત્યનું અનુસરણ કરીને) પોતાનું મોઢું અલ્લાહ તરફ ઝુકાવી દે (એટલે કે આજ્ઞાપાલન અપનાવે અકીદાઓમાં પણ અને અમલોમાં પણ તેનો ભાવાર્થ ઈસ્લામ અને તવહીદ છે) અને (તેની સાથે સાથે) તે નિખાલસ પણ હોય (એટલે કે માત્ર દેખાવમાં ઈસ્લામ ન હોય) તો તેણે ઘણો મજબૂત ગાળિયો પકડી લીધો (એટલે કે તે એ વ્યક્તિ સમાન થઈ ગયો જે કોઈ મજબૂત દોરડાનો ગાળિયો હાથમાં પકડીને પડવાથી સલામત રહે છે, એ જ

પ્રમાણે આ વ્યક્તિ હલાક થવાથી અથવા નુકસાન પામવાથી સુરક્ષિત થઈ ગયો) અને અંતે બધા કાર્યોનું પરિણામ અલ્લાહ તરફ જ પહોંચશે (બસ આ અમલો એટલે કે બાતિલનું અનુસરણ અને હકનું અનુસરણ પણ તેની જ સામે રજુ થશે બસ તે દરેકને યોગ્ય બદલો અને સજા આપશે) અને જે વ્યક્તિ (સત્યને સાબિત કરનાર દલીલો હોવા છતાં) કુફ્ર કરે, બસ તમારા માટે તેનું કુફ્ર ગમનું કારણ ન હોવું જોઈએ (એટલે કે આપ ﷺ ગમ ન કરો) તે બધાને અમારી પાસે જ પાછા વળવાનું છે, બસ અમે તે સૌને બતાવી આપીશું જે કંઈ તેઓ (દુનિયામાં) કર્યા કરતા હતા (કારણ કે) અલ્લાહ તઆલાને (તો) દિલોની વાતો (સુદ્ધાં) સારી પેઠે ખબર છે (તો જાહેર અમલોની બાબત દેખીતી છે, બસ અમારાથી કોઈ બાબત ગુપ્ત નથી, બધું બતાવી આપીશું અને યોગ્ય સજા આપીશું એટલા માટે તમે કોઈ ગમ ન કરો અને આ લોકો જો માત્ર અમુક દિવસની અય્યાશી ઉપર ફુલાઈ રહ્યા છે તો તે તેમની મોટી ભૂલ છે કારણ કે એ કાયમી નથી, બલકે) અમે તેમને અમુક દિવસનો વૈભવ આપીએ છીએ પછી તેમને ખેંચી ખેંચીને એક ભારે અઝાબ તરફ લઈ આવીશું (બસ તેના ઉપર નાઝ કરવો નરી અજ્ઞાનતા છે) અને (અમે જે તવહીદ તરફ તેમને બોલાવી રહ્યા છે તેની પ્રસ્તાવનાને પોતે આ લોકો પણ સ્વીકાર કરે છે પરંતુ તેને સાચા પરિણામ સુધી પહોંચાડવાનું કામ લેતા નથી એટલા માટે) જો તમે તેમને પૂછશો કે આસમાન અને જમીનને કોણે પેદા કર્યા છે તો અવશ્ય એ જ જવાબ આપશે કે અલ્લાહે; (તેના ઉપર) તમે કહી આપો કે અલ્હમ્દુલિલ્લાહ ! (જે અલ્લાહની શા'ન હતી તે તો તમારા સ્વીકારથી સાબિત થઈ અને બીજી બાબતો પણ ખૂબ સ્પષ્ટ છે કે પોતે મખ્લૂક અને બનાવાયેલી વસ્તુ હોય તે ઈબાદતના લાયક નથી હોતી, બસ હેતુ સાબિત થઈ ગયો પરંતુ આ લોકો મૂળ વાતને જ માનતા નથી) પરંતુ તેમાં ઘણા ખરા (તો આ પ્રસ્તાવનાને પણ) નથી જાણતા (એટલા માટે બીજી સ્પષ્ટ નિશાનીઓ તરફ પણ ધ્યાન નથી આપતા કે મઅ્બૂદ હોવું માત્ર સર્જનહાર અલ્લાહનો જ હક છે અને તે અલ્લાહની જ શા'ન છે કે) જે કંઈ આસમાન અને જમીનમાં મોજૂદ છે બધું અલ્લાહનું જ (બનાવેલું) છે, બસ (તેની બાદશાહત સર્વત્ર છવાયેલ છે) અને બેશક ! અલ્લાહ તઆલા (પોતે પોતાની જાતમાં પણ) બેપરવા (અને) બધી જ ખૂબીઓવાળો છે (બસ ઈબાદતનો હકદાર એકમાત્ર તે જ છે) અને (તેની

ખૂબીઓ એટલા મોટા પ્રમાણમાં છે કે) જેટલા વૃક્ષો આખી પૃથ્વી ઉપર છે જો તે બધા કલમ બની જાય (એટલે કે તેમના લાકડામાંથી કલમ બનાવી લેવામાં આવે અને દેખીતું છે કે આ રીતે એક એક વૃક્ષમાંથી હજારો કલમ તૈયાર થશે) અને જે મહાસાગરો છે તે ઉપરાંત સાત મહાસાગરો (શાહીના બદલે) તેમાં બીજા ઉમેરવામાં આવે (અને પછી તે કલમોથી અને આ શાહીથી અલ્લાહ તઆલાની વિશિષ્ટતાઓ લખવાનું શરૂ કરવામાં આવે) તો (બધા કલમ અને શાહી પૂરા થઈ જાય અને) અલ્લાહની વાતો (એટલે કે તે વાક્યો જેનાથી અલ્લાહ તઆલાની વિશિષ્ટતાઓનું વર્ણન થતું હોય તે) પૂર્ણ ન થાય, બેશક ! અલ્લાહ તઆલા જબરદસ્ત હિકમતવાળો છે (કે તે કુદરતમાં પણ સંપૂર્ણ છે અને જ્ઞાનમાં પણ અને આ બંને લક્ષણો કારણ કે બધા જ લક્ષણો અને કાર્યો સાથે સંબંધ ધરાવે છે કદાચ એટલા માટે અમુક સામાન્ય બાબતોને ખાસ સ્વરૂપે વર્ણન કરવામાં આવી, તેની કુદરતની સિફતના કમાલનું એક પાસું આખિરતનું વિશ્વ પણ છે જેને અણસમજ લોકો મુશ્કેલ સમજી રહ્યા છે જ્યારે કે તે એવો મહાશક્તિશાળી છે કે) તમને સૌને (પ્રથમ વખતે) પેદા કરવું અને (બીજી વખતે) સજીવન કરવું (તેની પાસે) બસ એવું જ છે જેમકે એક વ્યક્તિનું (પેદા કરવું અને સજીવન કરવું, મતલબ કે અહીંયાં સમજાવવાનો હેતુ સામાન્ય નિશાની છે કે જે રીતે મોત પછી સજીવન કરવાનું વર્ણન કર્યું છે પરંતુ સર્જનના વર્ણનથી દલીલ વધારે મજબૂત થઈ ગઈ છે) બેશક ! અલ્લાહ તઆલા સઘળું કંઈ સાંભળે અને બધું જ કંઈ જુએ છે (બસ જે લોકો દલીલો હોવા છતાં કયામતનો ઈન્કાર કરી રહ્યા છે અને એ જ હિંમત ઉપર દુષ્ટ અને નિર્લજ્જ કૃત્યો આચરે છે તે બધાને સાંભળી રહ્યો છે, જોઈ રહ્યો છે, તેની સજા આપશે, આગળ ફરી તવહીદનું વર્ણન છે કે) હે શ્રોતા ! શું તને એ જાણ નથી થઈ કે અલ્લાહ તઆલા રાત્રિ(ના પહોર)ને દિવસમાં અને દિવસ(ના પહોર)ને રાત્રિમાં દાખલ કરી આપે છે અને તેણે સૂરજ અને ચાંદને કામે લગાડી રાખ્યા છે કે દરેક નિશ્ચિત સમય સુધી (એટલે કે કયામત સુધી) ચાલતા રહેશે અને (શું તમને) એ (જાણ નથી) કે અલ્લાહ તઆલા તમારા બધા કાર્યોની સંપૂર્ણ ખબર રાખે છે ? (બસ આ વિશિષ્ટતાના કારણે બુદ્ધિ અને જ્ઞાનનો તકાદો એ છે કે શિર્ક છોડી દેવામાં આવે અને ઉપર જે આ પ્રસ્તુત બાબતોને ટૂંકમાં અલ્લાહ તઆલાની સાથે ખાસ હોવાનું વર્ણન કરવામાં આવ્યું છે) આ (ખાસ ખાસ

બાબતો) એ કારણે છે કે અલ્લાહ તઆલાની જ હસ્તી સંપૂર્ણ (અને સદાય હયાત) છે અને જે વસ્તુઓની અલ્લાહ તઆલા સિવાય આ લોકો ઈબાદત કરી રહ્યા છે બિલકુલ જ નાશવંત છે અને અલ્લાહ જ ઉચ્ચ શા'નવાળો અને સૌથી મોટો છે (એટલા માટે આ બધી બાબતો તેના માટે ખાસ છે).

હે શ્રોતા ! શું તને (તવહીદની) એ (દલીલ) ખબર નથી કે અલ્લાહની જ કૃપાથી દરિયામાં વહાણ ચાલે છે જેથી તમને પોતાની (કુદરતની) નિશાનીઓ બતાવે (એટલા માટે દરેક શક્યતાનું અસ્તિત્વ પોતાના પેદા કરનારના અસ્તિત્વની દલીલ છે એ જ રીતે) તેમાં (પણ કુદરતની) નિશાનીઓ છે દરેક એવા વ્યક્તિ માટે જે સબ્ર કરનાર અને શુક્ર કરનાર હોય (તેનાથી ભાવાર્થ મો'મિન છે કે સબ્ર અને શુક્રમાં સંપૂર્ણ હોવું મો'મિનની જ સિફત છે. વળી સબ્ર અને શુક્ર ચિંતન અને વિશ્વના અસ્તિત્વમાં મનનની દલીલ છે. વળી ચિંતન અને મનન માટે દલીલો આવશ્યક છે એટલા માટે આ બંને ખાસિયતો અત્રે યોગ્ય થઈ, ખાસ કરીને વહાણની પરિસ્થિતિના આધારે કે મોજાંઓનું ઊઠવું સબ્રની જગ્યા છે અને સલામતીથી કિનારે પહોંચવું શુક્રનું સ્થળ છે, બસ જે લોકો આ બંને બાબતોમાં ચિંતન કરતા રહે છે તેમને જ દલીલોની તવફીક થાય છે) અને (જેમકે ઉપર આયત وَلَـئِنْ سَـاَلْتَهُـمْ માં દલીલનો સ્વીકાર તે કાફિરો તરફથી સાબિત છે અમુક સમયે પોતે દલીલનું પરિણામ એટલે કે તવહીદનો પણ સ્વીકાર કરે છે, જેનાથી તવહીદ પોતે જ સ્પષ્ટ થઈ ગઈ એટલા માટે) જ્યારે તે લોકોને મોજાંઓ પડછાયા (એટલે કે વાદળો)ની જેમ (છવાઈને) ઘેરી લે છે તો તેઓ નિખાલસતાથી શ્રદ્ધા ધરાવી અલ્લાહને જ પોકારવા લાગે છે, પછી જ્યારે તેમને છુટકારો આપીને સુક્કા (એટલે કે કિનારા) તરફ લઈ આવે છે ત્યારે બસ અમુક તો તેમાંથી મધ્યમ માર્ગ ઉપર રહે છે (એટલે કે શિર્કના ખોટા માર્ગને છોડીને તવહીદને કે જે ન્યાયનો તરીકો છે અપનાવી લે છે) અને (અમુક પછી અમારી આયતોના ઈન્કારી થઈ જાય છે અને) અમારી આયતોના બસ તે જ લોકો ઈન્કારી થાય છે જે વાયદો ભંગ કરનાર અને નગુણા છે (કે વહાણમાં જે તવહીદનો વાયદો કર્યો હતો તેને તોડી નાંખ્યો અને કિનારે આવ્યા પછી તેનો તકાદો એ હતો કે આભાર માને પરંતુ તેને પણ છોડી દીધું).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરતની શરૂઆતમાં કાફિરો અને મુશ્રિકોને એ બાબત ઉપર ચેતવણી આપવામાં આવી હતી કે અલ્લાહ તઆલાનું સર્વત્ર છવાયેલું જ્ઞાન અને તેની કુદરતના અસંખ્ય પ્રત્યક્ષ નજારાઓ જોયા છતાં આ લોકો કુફ્ર અને શિર્કમાં રત છે અને તેના મુકાબલામાં આજ્ઞાપાલક મો'મિનોના વખાણ અને તેમના સારા પરિણામનું વર્ણન હતું. વચ્ચે હઝરત લુકમાન (અલૈ.)ની વસિય્યતનું પણ વર્ણન આ જ વિષયોની પૂર્ણતા હતી. પ્રસ્તુત આયતોમાં અલ્લાહ તઆલાનું જ્ઞાન અને કુદરત સર્વત્ર છવાયેલી હોવા ઉપર અને મખ્લૂક ઉપર તેના ઈનામો અને અહેસાનોનું વર્ણન કરી તવહીદ તરફ આમંત્રણ છે.

سَخَّرَ لَكُمْ مَّا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ એટલે કે, અલ્લાહ તઆલાએ તમારા માટે તે તમામ વસ્તુઓને જે આસમાનમાં છે અને જમીનમાં છે કામે લગાડી દીધી. مُسَخَّرٌ (મુસખ્ખર) કરવાનો મશ્હૂર અર્થ કોઈ વસ્તુને કોઈના હુકમના તા'બે બનાવી દેવી છે. અત્રે તેનાથી એ સવાલ પેદા થાય છે કે પ્રથમ તો જમીનની બધી વસ્તુઓ પણ મનુષ્યના હુકમના તા'બે નથી પરંતુ ઘણી બધી વસ્તુઓ તેના સ્વભાવના વિરુદ્ધ કામ કરે છે, ખાસ કરીને જે વસ્તુઓ આસમાનોમાં છે તેમાં તો મનુષ્યના હુકમના તા'બે હોવાની કોઈ સંભાવના પણ નથી.

જવાબ એ છે કે વાસ્તવમાં تَسْخِيْر (તસ્ખીર)નો અર્થ કોઈ વસ્તુને બળજબરીથી કોઈ ખાસ કામે લગાડી દેવું અને તેના ઉપર મજબૂર કરવું થાય છે, આસમાન અને જમીનની બધી જ મખ્લૂકોને મનુષ્ય માટે કામે લગાડવાનો મતલબ એ છે કે તે બધી જ મખ્લૂકને મનુષ્યની સેવા અને લાભ પહોંચાડવામાં લગાવી દીધી, તેમનામાં ઘણી બધી વસ્તુઓને તો એ પ્રમાણે સેવામાં લગાવી કે તેમને મનુષ્યના હુકમના તા'બે પણ બનાવી દીધી, તે જે સમયે જે રીતે ઇચ્છે તેનો ઉપયોગ કરે છે, ઘણી બધી વસ્તુઓ એવી છે કે તેમને મનુષ્યના કાર્યમાં લગાવી દીધી છે કે તે માનવીની સેવામાં લાગેલી હોય છે પરંતુ અલ્લાહની હિકમતના તકાદા હેઠળ તેમને મનુષ્યના તા'બે નથી બનાવવામાં આવી, જેમકે આસમાની મખ્લૂક અને ગ્રહો, વીજળી, વરસાદ વગેરે કે જો તેને મનુષ્યના હુકમના તા'બે

બનાવી દેવામાં આવી હોત તો માનવ પ્રકૃતિ અને સ્વભાવ તથા પરિસ્થિતિઓની વિવિધતાએ તેના ઉપર પ્રભાવ પાડ્યો હોત. એક માણસ ઈચ્છતો હોત કે સૂર્ય જલદી ઊગી જાય બીજાની જરૂરત એ ઉપર અવલંબિત હોત કે તેમાં મોડું થાય, એક વ્યક્તિ વરસાદ માંગતો હોય, બીજો વ્યક્તિ મુસાફરીમાં ખુલ્લા મેદાનમાં છે તે ઈચ્છતો હોત કે વરસાદ ન થાય તો હિકમતના આ તકાદા હેઠળ આસમાની સૃષ્ટિના કાર્યમાં વિરોધાભાસ અને ખલેલ ઉપસ્થિત થઈ હોત એટલા માટે અલ્લાહ તઆલાએ આ બધી વસ્તુઓને મનુષ્યની સેવામાં લગાડી દીધી પરંતુ તેને મનુષ્યના તા'બે બનાવી નથી, આ પણ એક પ્રકારની تَسْخِيْر (તસ્ખીર) જ છે. વલ્લાહુ અઅ્લમુ.

وَاَسْبَغَ عَلَيْكُمْ نِعَمَهٗ ظَاهِرَةً وَّبَاطِنَةً માં اِسْبَاغ નો અર્થ "સંપૂર્ણ કરવું" થાય છે. ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલાએ તમારા ઉપર પોતાની જાહેર અને ગુપ્ત નેઅ્મતોને પૂર્ણ કરી દીધી. અત્રે જાહેર નેઅ્મતોથી ભાવાર્થ તે નેઅ્મતો છે જે માનવી પોતાની પાંચેય ઈન્દ્રીયોથી અનુભવીને જાણી લે છે, દાખલા તરીકે ખૂબ સારા સ્વરૂપમાં મનુષ્યના દરેક અવયવોનું મધ્યમપણું અને દરેક અવયવને એવા પ્રમાણસર બનાવવામાં આવ્યા છે કે મનુષ્યના દરેક કાર્યમાં વધારેથી વધારે સહાયક પણ બને અને તેના રંગરૂપ અને સ્વરૂપને પણ ન બગાડે. એ જ પ્રમાણે રોજી, માલ અને દોલત, આર્થિક ઉપાર્જનના માધ્યમો, તંદુરસ્તી અને રાહત; આ બધી જાહેર અને અનુભવી શકાય એવી નેઅ્મતો છે. એ જ પ્રમાણે દીને ઈસ્લામને સરળ બનાવી દેવો અને અલ્લાહ તથા રસૂલ ﷺની આજ્ઞાપાલનની તવફીક થવી તથા ઈસ્લામનું અન્ય ધર્મો ઉપર છવાઈ જવું અને દુશ્મનોના મુકાબલામાં મુસલમાનોની મદદ થવી પણ આ જ જાહેર નેઅ્મતોમાં સામેલ છે અને ગુપ્ત નેઅ્મતો તે છે જે મનુષ્યના દિલ સાથે સંબંધ ધરાવે છે જેમકે ઈમાન અને અલ્લાહ તઆલાનો પરિચય તથા જ્ઞાન અને બુદ્ધિ, સારી વર્તણૂક, ગુનાહોથી આંખ આડા કાન કરવા તથા અપરાધો ઉપર તાત્કાલિક સજા ન આપવી વગેરે.

وَلَوْ اَنَّ مَا فِى الْاَرْضِ مِنْ شَجَرَةٍ اَقْلَامٌ આ આયતમાં અલ્લાહ તઆલાએ પોતાની જાણકારી અને પોતાની કુદરતની નિશાનીઓ અને પોતાની નેઅ્મતોનું એક દષ્ટાંત આપ્યું છે કે તે કદી ન પૂર્ણ થનાર બાબત છે, ન કોઈ જીભથી તે બધું વર્ણન થઈ શકે છે અને ન જ કોઈ કલમથી બધું લખી શકાય છે, દષ્ટાંત એ વર્ણન

કર્યું કે સમગ્ર જમીનમાં જેટલા પણ વૃક્ષો છે જો તેમની બધાની ડાળીઓની કલમ બનાવી લેવામાં આવે અને તેનાથી લખવા માટે સમંદરને શાહી બનાવી દેવામાં આવે અને આ બધી કલમો હક તઆલા શા'નુહૂની જાણકારી અને તેના કુદરતના કરિશ્માઓને લખવાનું શરૂ કરે તો મહાસાગરો પૂરા થઈ જશે પરંતુ અલ્લાહનું જ્ઞાન અને તેની કુદરતની વિશિષ્ટતાઓ કદી પૂર્ણ ન થશે અને એક સમંદર નહીં તેના જેવા બીજા સાત મહાસાગરો પણ સામેલ કરી દેવામાં આવે તો પણ બધા મહાસાગરો પૂરા થઈ જશે પરંતુ અલ્લાહ તઆલાની વિશેષતાઓનું વર્ણન પૂર્ણ થશે નહીં. كَلِمَاتُ اللّٰه (કલિમાતુલ્લાહ)થી ભાવાર્થ તેનું જ્ઞાન અને હિકમતની વિશેષતાઓ છે. (રૂહ અને મઝહરી) તથા કુદરતની નિશાનીઓ અને અલ્લાહની નેઅ્‌મતો પણ તેમાં સામેલ છે અને સાત મહાસાગરોનો અર્થ એ નથી કે ક્યાંક સાત મહાસાગરો મોજૂદ છે બલકે ભાવાર્થ એ છે કે એક મહાસાગરની સાથે કલ્પના કરો અને સાત મહાસાગરો મળી જાય તો પણ તે બધાથી كَلِمَاتُ الله ને લખી શકાશે નહીં અને સાતની સંખ્યા પણ અહીંયાં દષ્ટાંત સ્વરૂપે છે મૂળ હેતુ નથી અને તેની દલીલ કુર્આનની બીજી આયત છે, قُلْ لَّوْ كَانَ الْبَحْرُ مِدَادًا لِّكَلِمٰتِ رَبِّي لَنَفِدَ الْبَحْرُ قَبْلَ اَنْ تَنْفَدَ كَلِمٰتُ رَبِّيْ وَلَوْ جِئْنَا بِمِثْلِهٖ مَدَدًا એટલે કે, જો સમંદરને كَلِمَاتُ اللّٰه અલ્લાહની વાતોનું વર્ણન લખવા માટે શાહી બનાવી લેવામાં આવે તો સમંદર પૂરા થઈ જશે પરંતુ અલ્લાહની વાતો કદી પૂર્ણ ન થશે, આ આયતમાં ઉદાહરણ સ્વરૂપે ફરમાવીને ઈશારો કરવામાં આવ્યો કે આ ક્રમ દૂર સુધી ચલાવવામાં આવે કે આ મહાસાગર જેવા બીજી મહાસાગરો મળી ગયા પછી તેના જેવો ત્રીજો, ચોથો મતલબ કે મહાસાગરોનું કેટલુંય પ્રમાણ કલ્પી લો તેની શાહી અલ્લાહની વાતોનો તાગ મેળવી શકતી નથી, તાર્કિક રીતે પણ કારણ દેખીતું છે કે મહાસાગરો સાત નહીં પરંતુ સાત હજાર હોય તો પણ અંતે તે મર્યાદિત અને પૂર્ણ થનાર છે પરંતુ كَلِمَاتُ اللّٰه (કલિમાતુલ્લાહ) એટલે કે અલ્લાહની જાણકારી કદી પૂર્ણ ન થનાર અનંત છે, કોઈ અપૂર્ણ વસ્તુથી સંપૂર્ણ વસ્તુનો તાગ કઈ રીતે મેળવી શકાય છે ?

અમુક રિવાયતોમાં છે કે આ આયત યહૂદીઓના અહ્‌બાર (સન્યાસીઓ) ના એક સવાલના જવાબ ઉપર નાઝિલ થઈ, કારણ એ હતું કે કુર્આનની આયત છે وَمَا اُوْتِيْتُمْ مِّنَ الْعِلْمِ اِلَّا قَلِيْلًا એટલે કે, "તમને આપવામાં નથી આવ્યું પરંતુ

ઘણું થોડું જ્ઞાન." જ્યારે રસૂલે કરીમ ﷺ મદીના તય્યિબહમાં આવ્યા તો અમુક યહૂદીઓના અહ્બાર હાજર થયા અને આ આયત વિશે વાંધો ઉઠાવ્યો કે આપ ﷺ જે કહે છે કે તમને થોડું જ્ઞાન આપવામાં આવ્યું છે તે તમે પોતાની કોમની હાલત વર્ણન કરી છે અથવા તેમાં તમે અમને પણ સામેલ કરી દીધા છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મારો ભાવાર્થ બધા જ છે, એટલે કે અમારી કોમ પણ અને યહૂદી તથા નસારા પણ; તો જેમણે આ વિરોધ દર્શાવ્યો કે અમને તો અલ્લાહ તઆલાએ તવરાત આપી છે જેની શા'ન تِبۡيَانٌ لِّكُلِّ شَيۡءٍ છે. એટલે કે, દરેક વસ્તુનું વર્ણન છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે તે પણ અલ્લાહના જ્ઞાનના મુકાબલામાં થોડું જ છે, પછી તવરાતમાં જેટલું જ્ઞાન છે તેનું પણ તમને સંપૂર્ણ જ્ઞાન નથી જરૂર પૂરતું જ છે એટલા માટે અલ્લાહના ઈલ્મના મુકાબલામાં સમગ્ર આસમાની કિતાબો અને બધા જ અંબિયા (અલૈ.)ના જ્ઞાનને એકઠા કરવામાં આવે તો પણ તે થોડું જ છે, આ જ બાબતના સમર્થન માટે આ આયત નાઝિલ થઈ, .....وَلَوۡ اَنَّ مَافِى الۡاَرۡضِ مِنۡ شَجَرَةٍ اَقۡلَام *(ઈબ્ને કષીર)*

---

## આયતો : (સૂરએ લુકમાન : આયત નં. 33-3૪)

يٰۤاَيُّهَا النَّاسُ اتَّقُوۡا رَبَّكُمۡ وَاخۡشَوۡا يَوۡمًا لَّا يَجۡزِىۡ وَالِدٌ عَنۡ وَّلَدِهٖ ۖ وَلَا مَوۡلُوۡدٌ هُوَ
جَازٍ عَنۡ وَّالِدِهٖ شَيۡـــًٔا ؕ اِنَّ وَعۡدَ اللّٰهِ حَقٌّ فَلَا تَغُرَّنَّكُمُ الۡحَيٰوةُ الدُّنۡيَا ٙ وَلَا
يَغُرَّنَّكُمۡ بِاللّٰهِ الۡغَرُوۡرُ ۝٣٣ اِنَّ اللّٰهَ عِنۡدَهٗ عِلۡمُ السَّاعَةِ ۚ وَيُنَزِّلُ الۡغَيۡثَ ۚ وَيَعۡلَمُ
مَا فِى الۡاَرۡحَامِ ؕ وَمَا تَدۡرِىۡ نَفۡسٌ مَّاذَا تَكۡسِبُ غَدًا ؕ وَمَا تَدۡرِىۡ نَفۡسٌۢ بِاَىِّ
اَرۡضٍ تَمُوۡتُ ؕ اِنَّ اللّٰهَ عَلِيۡمٌ خَبِيۡرٌ ۝٣٤

### તરજુમો :

*હે લોકો ! પોતાના પરવરદિગારથી બચતા રહો અને તે દિવસથી ડરો કે કોઈ બાપ પોતાના બેટાના બદલે કામ નહીં લાગે અને ન તો કોઈ બેટો હોય જે પોતાના બાપની જગ્યાએ કંઈ પણ કામ લાગે, બેશક ! અલ્લાહનો વાયદો*

*સાચો છે, બસ તમને દુનિયાનું જીવન બહેકાવવા ન પામે અને ન જ તમને અલ્લાહના નામથી તે (શયતાન) દગાબાજ ધોકો આપે. (૩૩) બેશક ! કયામતની ખબર અલ્લાહ પાસે જ છે અને વરસાદ (તે જ) ઊતારે છે તથા જે કંઈ માંના પેટમાં છે તેને જાણે છે, અને કોઈ જીવને ખબર નથી કે કાલે શું કરશે અને કોઈ જીવને ખબર નથી કે કઈ ભૂમિમાં મરશે, નિઃશંક ! અલ્લાહ સઘળું જાણનાર બધી ખબર રાખનાર છે. (૩૪)*

## તફસીર :

હે લોકો ! પોતાના પરવરદિગારથી ડરો (અને કુફ્ર તથા શિર્કને છોડી દો) અને તે દિવસથી ડરો જેમાં ન કોઈ બાપ પોતાના બેટા તરફથી કંઈ માંગણી પૂર્ણ કરી શકશે અને ન કોઈ બેટો જ છે કે તે પોતાના બાપ તરફથી થોડી પણ માંગણી પૂર્ણ કરી શકે (અને એ દિવસ અવશ્ય આવશે કારણ કે તેના વિશે અલ્લાહનો વાયદો છે અને) ખરેખર અલ્લાહનો વાયદો સાચો (હોય) છે, બસ તમને દુનિયવી જિંદગી ધોકામાં ન નાંખે (કે તેમાં ઓતપ્રોત થઈને તે દિવસથી ગાફેલ રહો) અને ન જ તમને તે ધોકેબાજ (એટલે કે શયતાન) અલ્લાહથી ધોકામાં નાંખે (કે તમે તેના બહેકાવવામાં આવી જાઓ કે અલ્લાહ તમને અઝાબ આપશે નહીં, જેમકે કહ્યા કરતા હતા (وَلَئِنْ رُّجِعْتُ اِلٰى رَبِّىْ اِنَّ لِىْ عِنْدَهٗ لَلْحُسْنٰى) બેશક ! અલ્લાહને જ કયામતની ખબર છે અને તે જ (પોતાના જ્ઞાન પ્રમાણે) વરસાદ વરસાવે છે (બસ તેનું જ્ઞાન અને કુદરત પણ તેની સાથે જ ખાસ છે) અને તે જ જાણે છે જે કંઈ (પુત્ર કે પુત્રી ગર્ભવતીના) ગર્ભમાં છે અને કોઈ વ્યક્તિ નથી જાણતો કે તે કાલે શું પ્રવૃત્તિ કરશે (પરંતુ અલ્લાહને તેની પણ ખબર છે) અને કોઈ વ્યક્તિ નથી જાણતો કે તે કઈ ભૂમિમાં મરશે (પરંતુ અલ્લાહને તેની પણ ખબર છે અને આ વસ્તુઓની શું વિશેષતા છે, બલકે જેટલી પણ ગુપ્ત બાબતો છે) બેશક ! અલ્લાહ (જ તે) બધી વાતોને જાણનારો (અને તેની) ખબર રાખનાર છે (કોઈ બીજો તેનો ભાગીદાર નથી).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ બે આયતમાં મો'મિન અને કાફિર સામાન્ય લોકોને સંબોધન કરીને અલ્લાહથી અને કયામતમાં હિસાબ કિતાબથી ડરાવીને

એના માટે તૈયારી કરવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે, يَٰٓأَيُّهَاالنَّاسُ اتَّقُوْارَبَّكُمْ એટલે કે, "હે લોકો ! પોતાના પરવરદિગારથી ડરો." આ સ્થળે અલ્લાહ તઆલાના નામ અથવા કોઈ બીજા લક્ષણના બદલે "રબ્બ" (પાલનહાર)ના લક્ષણને ચૂંટી કાઢવામાં એ તરફ ઈશારો છે કે અલ્લાહ તઆલાથી ડરવાનો જે હુકમ છે તે એવો ડર નથી જેમકે કોઈ હિંસક પ્રાણી અથવા દુશ્મનથી સ્વાભાવિક રીતે થતો હોય છે, કારણ કે અલ્લાહ તઆલા તો તમારો રબ્બ અને પાલનહાર છે, તેનાથી એ પ્રમાણેનો કોઈ ભય ન હોવો જોઈએ બલકે ડરનો ભાવાર્થ આ સ્થળે તે ડર છે જે પોતાના વડીલો અને મોટાઓના સન્માન તથા તેમની આમાન્યાના કારણે હોવો જરૂરી છે, જેમકે દિકરો પોતાના બાપથી, વિદ્યાર્થી પોતાના શિક્ષકથી ડરે છે, તે કોઈ તેના દુશ્મન અથવા નુકસાન પહોંચાડનારા નથી પરંતુ તેમનું સન્માન અને આમાન્યા દિલોમાં હોય છે તે જ તેમના બાપ અને ઉસ્તાદના આજ્ઞાપાલન માટે મજબૂર કરે છે, અત્રે પણ આ જ ભાવાર્થ છે કે અલ્લાહ તઆલાની મોટાઈ અને તેનો પ્રભાવ તમારા દિલો ઉપર છવાયેલો હોવો જોઈએ જેથી તમારા માટે તેનું સંપૂર્ણ આજ્ઞાપાલન કરવું સરળ હોય.

وَاخْشَوْا يَوْمًا لَّا يَجْزِى وَالِدٌ عَنْ وَّلَدِهٖ وَلَا مَوْلُوْدٌ هُوَجَازٍ عَنْ وَّالِدِهٖ شَيْـًٔا એટલે કે, તે દિવસથી ડરો જેમાં ન કોઈ બાપ પોતાના બેટાને કોઈ લાભ પહોંચાડી શકશે અને ન જ બેટો બાપને લાભ પહોંચાડનાર થશે.

તેનો ભાવાર્થ તે બાપ અને બેટા છે જેમનામાં એક મો'મિન છે અને બીજો કાફિર, કારણ કે મો'મિન બાપ ન તો પોતાના કાફિર દિકરાના અઝાબમાં કમી કરાવી શકશે અને ન જ તેને કોઈ લાભ પહોંચાડી શકશે, એ જ પ્રમાણે મો'મિન પુત્ર પોતાના કાફિર પિતાને કંઈ જ કામ આવી શકશે નહીં.

એને ખાસ મહત્ત્વ આપવાનું કારણ કુર્આને કરીમની..... બીજી આયતો અને હદીષની રિવાયતો છે જેમાં તેનો ખુલાસો છે કે કયામતના દિવસે માતા પિતા સંતાનોની અને સંતાન માતા પિતાની સિફારસ કરશે અને આ સિફારસના કારણે તેમને સફળતા પણ મળશે. કુર્આને કરીમમાં છે, وَالَّذِيْنَ اٰمَنُوْا وَاتَّبَعَتْهُمْ ذُرِّيَّتُهُمْ بِاِيْمَانٍ اَلْحَقْنَابِهِمْ ذُرِّيَّتَهُمْ એટલે કે, જે લોકો ઈમાન લાવ્યા અને તેમની અવલાદ પણ ઈમાનમાં તેમના તા'બે થઈ એટલે કે તેઓ પણ મો'મિન થઈ ગયા તો અમે

તેમની અવલાદને પણ તેમના માતા પિતાના સાલિહીનના દરજ્જામાં પહોંચાડી આપીશું ભલે તેમના પોતાના કર્મો એ દરજ્જાની યોગ્યતા ધરાવતા ન હોય પરંતુ નેક માતા પિતાની બરકતથી કયામતમાં પણ તેમને એ લાભ પહોંચશે કે માતા પિતાના સ્થાન ઉપર પહોંચાડી દેવામાં આવશે પરંતુ તેમાં આ જ શરત છે કે સંતાનો મો'મિન હોય, ભલે અમલમાં અમુક ઉણપ રહી ગઈ હોય.

એ જ પ્રમાણે એક બીજી આયતમાં છે, جَنّٰتُ عَدْنٍ يَّدْخُلُوْنَهَا وَمَنْ صَلَحَ مِنْ اٰبَآئِهِمْ وَاَزْوَاجِهِمْ وَذُرِّيّٰتِهِمْ એટલે કે, હંમેશા રહેનારી જન્નતોમાં દાખલ થશે અને તેમની સાથે તે લોકો પણ દાખલ થશે જે તેમના માતા પિતા, પત્નીઓ અને સંતાનોમાંથી યોગ્યતા ધરાવતા હશે, યોગ્યતા ધરાવવાનો ભાવાર્થ અત્રે મો'મિન હોવું છે.

આ બંને આયતોથી સાબિત થયું કે માતા પિતા અને સંતાનો, એ જ પ્રમાણે પતિ અને પત્ની જો મો'મિન હોવામાં સમાન હોય તો પછી એકથી બીજાને મહશરમાં પણ લાભ પહોંચશે. એ જ પ્રમાણે અનેક હદીષોની રિવાયતોમાં સંતાનો દ્વારા માતા પિતાની સિફારશ કરવાની બાબત વર્ણન થઈ છે એટલા માટે પ્રસ્તુત આયતનો આ સિદ્ધાંત કે કોઈ બાપ બેટાને અને બેટો બાપને મહશરમાં કોઈ લાભ પહોંચાડી ન શકશે એ તે જ સ્વરૂપમાં હોઈ શકે છે કે તેમનામાંથી એક મો'મિન હોય અને બીજો કાફિર. *(મઝહરી)*

**ખુલાસો :**

અત્રે એ વાત વિચાર માંગી લે છે કે આ આયતમાં પિતા પોતાના પુત્રને લાભ ન પહોંચાડી શકશે અહીંયાં તો جُمْلَةً فِعْلِيَةً (જુમ્લએ ફઅ્લિયા) સ્વરૂપમાં لَا يَجْزِىْ وَالِدٌ عَنْ وَلَدِهٖ ના શબ્દોમાં વર્ણન કર્યું અને બીજી બાજુ બે ફેરફાર કરવામાં આવ્યા, એક આ કે جُمْلَةً اِسْمِيَةً (જુમ્લએ ઈસ્મિય્યહ)ના સ્વરૂપમાં વર્ણન કર્યું, બીજું તેમાં وَلَدٌ (વલદ)ના બદલે શબ્દ مَوْلُوْد (મવલૂદ) અપનાવવામાં આવ્યો. તેમાં એ હિકમત છે કે જુમ્લએ ઈસ્મિય્યહ એ જુમ્લએ ફઅ્લિયાના પ્રમાણમાં વધારે સબળ હોય છે વાક્યનો આ ફેરફાર તે ફરક તરફ ઈશારો કરે છે જે પિતા અને સંતાનોમાં છે કે પિતાની મહોબ્બત સંતાનો સાથે ખૂબ તીવ્ર હોય છે, તેનાથી વિપરીત સંતાનોની મહોબ્બતનો આ દરજ્જો દુનિયામાં પણ

નથી હોતો, મહશરમાં લાભ પહોંચાડવાનો નકાર તો બંનેને કરી દેવામાં આવ્યો પરંતુ સંતાનોની લાભની વંચિતતાને મહત્ત્વ આપીને વર્ણન કરવામાં આવ્યું છે તથા શબ્દ وَلَدٌ (વલદ)ના બદલે مَوْلُوْد (મવલૂદ) અપનાવવાની એ હિકમત છે કે "મવલૂદ" માત્ર સંતાનોને કહેવામાં આવે છે અને શબ્દ وَلَدٌ (વલદ) સામાન્ય છે, તેમાં સંતાનોના સંતાનો પણ સામેલ છે, એમાં બીજા સ્વરૂપે આ વિષયનું સમર્થન એ રીતે થઈ ગયું કે પોતે સગો દિકરો પણ બાપના કામ આવશે નહીં તો પોત્રા, પરપોત્રાની પરિસ્થિતિ આપમેળે જાણ થાય છે.

બીજી આયતમાં પાંચ વસ્તુઓનું જ્ઞાન ખાસ રીતે અલ્લાહ તઆલા સાથે ખાસ હોવું અને તેના સિવાય કોઈ મખ્લૂકને તે બાબતોનું જ્ઞાન ન હોવનું વર્ણન કર્યું છે અને તેના ઉપર સૂરએ લુકમાન પૂર્ણ કરવામાં આવી છે.

اِنَّ اللّٰهَ عِنْدَهٗ عِلْمُ السَّاعَةِ وَيُنَزِّلُ الْغَيْثَ وَيَعْلَمُ مَا فِى الْاَرْحَامِ وَمَا تَدْرِىْ نَفْسٌ مَّا ذَاتَكْسِبُ غَدًاوَّمَا تَدْرِىْ نَفْسٌ بِاَىِّ اَرْضٍ تَمُوْتُ એટલે કે અલ્લાહ તઆલાની જ પાસે કયામતનું જ્ઞાન છે (કે કયા વર્ષે કઈ તારીખે આવશે ?) અને તે જ વરસાદને ઉતારે છે અને તે જ જાણે છે જે માતાના ગર્ભમાં છે (કે પુત્ર છે કે પુત્રી અને કયા રંગરૂપનું છે ?) અને કોઈ વ્યક્તિ નથી જાણતો કે તે કાલે શું કમાશે ? (એટલે કે ભલાઈ અને બુરાઈમાંથી શું પ્રાપ્ત કરશે ?) અને કોઈ નથી જાણતું કે તે કઈ ભૂમિમાં મૃત્યુ પામશે ?

પ્રથમ ત્રણ વસ્તુઓમાં જો કે એ ખુલાસો નથી કરવામાં આવ્યો કે તેનું જ્ઞાન અલ્લાહ સિવાય કોઈની પાસે નથી પરંતુ વાતચીત એવા વિષયથી વર્ણન કરવામાં આવી છે જેનાથી તે વસ્તુઓનું જ્ઞાન માત્ર અલ્લાહના જ્ઞાન ઉપર જ આધારિત હોવાનું જણાય છે, આ જ પાંચ વસ્તુઓને સૂરએ અન્આમની આયતમાં مَفَاتِحُ الْغَيْبِ (મફાતિહુલ ગય્બ) કહ્યું છે. وَعِنْدَهٗ مَفَاتِحُ الغَيْبِ لَا يَعْلَمُهَا اِلَّا هُوَ એટલે કે, માત્ર અલ્લાહની જ પાસે છે "મફાતિહુલ ગય્બ"નું જ્ઞાન. તેને અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી જાણતું. હદીષમાં તેને "મફાતિહુલ ગય્બ" કહેવામાં આવ્યું છે. مَفَاتِحُ (મફાતિહ) એ مِفْتَاحُ (મિફતાહ) બહુવચન છે, તે કૂંચી અથવા ચાવીને કહેવામાં આવે છે જેનાથી તાળું ખોલવામાં આવે છે, તેનો ભાવાર્થ اُصُوْلُ الْغَيْبِ (ઉસૂલુલ્ ગય્બ) છે જેનાથી ગય્બની જાણકારીઓ ખુલે છે.

**ઇલ્મે ગયૂબ (અદષ્ય બાબતોના જ્ઞાન)નો મસ્અલો :**

આ મસ્અલાની વિગત આવશ્યકતા અનુસાર સૂરએ નમ્લની આયત قُلْ لَّا يَعْلَمُ مَنْ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ الْغَيْبَ اِلَّا اللّٰهُ હેઠળ આવી ચૂકી છે. આ આયતમાં "ઈલ્મે ગયૂબ" સદંતર અલ્લાહ તઆલા માટે ખાસ હોવાનું સ્પષ્ટ વર્ણન કરવામાં આવ્યું છે અને સમગ્ર ઉમ્મતોનો, સલફ અને ખલફનો પણ આ જ અકીદહ રહ્યો છે. પ્રસ્તુત જે આયતની ચર્ચા થઈ રહી છે જેમાં માત્ર પાંચ વસ્તુઓને ખાસ રીતે વર્ણન કરવામાં આવી છે કે તેનું જ્ઞાન કોઈ મખ્લૂકને નથી માત્ર અલ્લાહ તઆલા જ તેને જાણે છે આ કોઈ ખાસ કરવા માટે નથી નહિતર સૂરએ નમ્લની આયતથી તેનો ટકરાવ થશે બલકે આ પાંચ વસ્તુઓને ખાસ કાળજી સાથે બતાવવા માટે અત્રે તેનું વર્ણન કરવામાં આવ્યું છે.

આ કાળજી તથા તેને ખાસ સ્વરૂપે વર્ણન કરવાનું કારણ એ છે કે સામાન્ય રીતે જે અદષ્ય બાબતોને જાણવા માટે માનવી જિજ્ઞાસુ હોય છે તે આ જ પાંચ વસ્તુઓ છે, વળી ઈલ્મે ગયૂબનો દા'વો કરનારા જ્યોતિષીઓ વગેરે જે વસ્તુઓની ખબરો લોકોને આપીને પોતે આલિમુલ ગયૂબ (અદષ્ય બાબતોના જાણકાર) હોવાનું સાબિત કરે છે તે આ જ પાંચ વસ્તુઓ છે અને અમુક રિવાયતોમાં છે કે કોઈ વ્યક્તિએ રસૂલે કરીમ ﷺને આ જ પાંચ વસ્તુઓ વિશે પૂછ્યું હતું, તેના ઉપર આ આયત નાઝિલ થઈ જેમાં આ પાંચેય જ્ઞાનનું અલ્લાહ તઆલાની સાથે ખાસ હોવું વર્ણન કરવામાં આવ્યું છે. *(રૂહ)*

હદીષમાં જે હઝરત ઈબ્ને ઉમર (રદિ.) અને હઝરત ઈબ્ને મસઊદ (રદિ.)થી આ વર્ણન થયું છે કે, اُوْتِيْتُ مَفَاتِحَ كُلِّ شَىْءٍ اِلَّا الْخَمُسُ (اَخْرَجَهُ الْاِمَامُ اَحْمَدُ، اِبْنِ كَثِيْر) તેમાં શબ્દ اُوْتِيْتُ (ઊતીતુ)એ પોતે એ વાત સ્પષ્ટ કરી દીધી કે આ પાંચ વસ્તુઓ ઉપરાંત જે અદષ્ય બાબતોનું જ્ઞાન રસૂલે કરીમ ﷺને પ્રાપ્ત થયું તે અલ્લાહ તઆલા તરફથી વહી સ્વરૂપે આપવામાં આવ્યું હતું એટલા માટે તે ઈલ્મે ગયૂબની વ્યાખ્યામાં સામેલ નથી, કારણ કે અંબિયા (અલૈ.)ને વહી દ્વારા.... અને અવલિયાઅ્ને ઈલ્હામ દ્વારા જે અદષ્ય બાબતોની ખબરો અલ્લાહ તઆલા તરફથી આપવામાં આવે છે તે વાસ્તવિકતાના આધારે ઈલ્મે ગયૂબ નથી કે જેથી તેમને "આલિમુલ ગયૂબ" કહી શકાય, બલકે તે اَنْبَاءُ الْغَيْبِ (અંબાઉલ

ગયૂબ) એટલે કે ગયૂબની ખબરો છે. અલ્લાહ તઆલા જ્યારે ઈચ્છે છે અને જેટલું ઈચ્છે છે પોતાના ફરિશ્તાઓ અને રસૂલો તથા સ્વીકૃત બંદાઓને અર્પણ કરે છે, કુર્આને કરીમમાં તેને اَنْبَاءُ الْغَيْبِ (અંબાઉલ ગયૂબ) કહેવામાં આવ્યું છે.

مِنْ اَنْبَاءِ الْغَيْبِ نُوْحِيْهَا اِلَيْكَ

હદીષનો ભાવાર્થ એ છે કે આ પાંચ વસ્તુઓને તો અલ્લાહ તઆલાએ પોતાની જાત સાથે એવું ખાસ કરી રાખ્યું છે કે "અંબાઉલ ગયૂબ" સ્વરૂપે પણ આ જ્ઞાન ફરિશ્તાઓ તથા રસૂલોને પણ આપવામાં આવ્યું નથી, એના સિવાય બીજી બાબતોનું જ્ઞાન થોડું ઘણું અંબિયા (અલૈ.)ને વહી દ્વારા આપવામાં આવે છે.

આ ચર્ચાથી આ પાંચ વસ્તુઓનું ખાસ સ્વરૂપે વર્ણન કરવાનું એક બીજું કારણ જાણવામાં આવ્યું.

### એક શંકા અને તેનું નિવારણ :

પ્રસ્તુત આયતમાં એ સાબિત થયું કે સદંતર ઈલ્મે ગયૂબ જે હક્ક તઆલા શા'નુહૂનું લક્ષણ અને ખાસિયત છે તેમાં પણ વિશેષ સ્વરૂપે પ્રસ્તુત પાંચ વસ્તુઓ એવી છે કે તેનું જ્ઞાન કોઈ પયગમ્બરને પણ વહી દ્વારા આપવામાં આવતું નથી, તેનો તકાદો એ છે કે આ વસ્તુઓ કોઈને ક્યારે પણ જાણ ન થાય જ્યારે કે ઉમ્મતના ઘણા બધા અવલિયાઅ્ અલ્લાહ દ્વારા એવી અસંખ્ય ઘટનાઓ વર્ણન થઈ છે કે તેમણે ક્યાંક તો વરસાદની ખબર આપી અથવા કોઈ ગર્ભ વિશે જાણકારી આપી, કોઈ ભવિષ્યમાં કોઈ કામ કરવા અથવા ન કરવાની ખબર આપી, કોઈના મૃત્યુની જગ્યા નિશ્ચિત કરીને બતાવી દીધી અને પછી આ ભવિષ્યવાણીઓ સાક્ષાત્કારથી સાચી પણ સાબિત થઈ.

એ જ પ્રમાણે અમુક જ્યોતિષીઓ અથવા جَفَر (જફર) અને رَمَل (રમલ)ની કળા જાણનારા આ વસ્તુઓ વિશે અમુક ખબરો આપે છે અને અમુક સમયે તે સાચી પણ પડતી હોય છે તો પછી આ પાંચ વસ્તુઓનું અલ્લાહ તઆલાના જ્ઞાનની વિશિષ્ટતા હોવું કઈ રીતે રહ્યું ?

તેનો એક ઉત્તર એ જ છે જે સૂરએ નમ્લની વિગતમાં આવી ચૂક્યો છે અને ટૂંકમાં ઉપર વર્ણન થયો છે કે ઈલ્મે ગયૂબ વાસ્તવમાં તે જ્ઞાનને કહેવામાં

આવે છે જે સ્વાભાવિક કારણો દ્વારા પ્રાપ્ત ન થયું હોય, બલકે પ્રત્યક્ષ રીતે આપમેળે તેનું જ્ઞાન થયું હોય. આ વસ્તુઓ અંબિયા (અલૈ.)ને વહી દ્વારા અને અવલિયાઅ્ને ઈલ્હામ દ્વારા તથા જ્યોતિષીઓ વગેરેને પોતાના હિસાબો અને પ્રાકૃતિક માધ્યમો દ્વારા પ્રાપ્ત થઈ જાય તો તે ઈલ્મે ગયૂબ નથી બલકે "અંબાઉલ ગયૂબ" છે જે કોઈ ભાગ સ્વરૂપે અથવા વ્યક્તિગત મા'મલામાં કોઈ મખ્લૂકને પ્રાપ્ત થઈ જાય તો પ્રસ્તુત આયતના વિરુદ્ધ નથી, કારણ કે આ આયતનો ખુલાસો એ છે કે આ પાંચ વસ્તુઓનું "સંપૂર્ણ જ્ઞાન" જે સમગ્ર મખ્લૂકો (સર્જન) અને બધી જ પરિસ્થિતિઓ ઉપર છવાયેલ હોય તે અલ્લાહ તઆલાએ કોઈને વહી દ્વારા અથવા ઈલ્હામ દ્વારા આપ્યું નથી.

આ ઉપરાંત જ્ઞાનનો ભાવાર્થ સંપૂર્ણ જ્ઞાન છે જે અલ્લાહ તઆલા સિવાય કોઈની પાસે નથી, ઈલ્હામ દ્વારા જે કોઈ જ્ઞાન વલીને પાપ્ત થાય છે તે સંપૂર્ણ નથી હોતું, તેમાં ભૂલભાલ થવાની ઘણી સંભાવનાઓ રહેલ છે અને જ્યોતિષીઓ વગેરેની ખબરોમાં તો દરરોજ આ બાબત પ્રત્યક્ષ રીતે જોઈ શકાય છે કે દશ જૂઠી વાતોમાં એક સાચું પણ હોય છે તેને સંપૂર્ણ જ્ઞાન કઈ રીતે કહી શકાય છે ?

**ઇલ્મે ગયૂબ (અદષ્ય બાબતોના જ્ઞાન) વિશે એક મહત્ત્વનો ખુલાસો :**

અમારા ઉસ્તાદ મહોતરમ શયખુલ ઈસ્લામ હઝરત મવલાના શબ્બીર અહમદ ઉસ્માની (રહ.)એ પોતાના "ફવાઈદે તફસીર"માં એક ટૂંકી અને સચોટ વાત રજુ કરી છે, જેનાથી પ્રસ્તુત પ્રકારની બધી જ શંકાઓ નિર્મૂળ થઈ જાય છે અને તે એ છે કે ગયૂબના બે પ્રકારો છે, એક "અહકામુલ ગયૂબ" (ગયૂબના હુકમો) છે જે રીતે કે શરીઅતના હુકમો જેમાં અલ્લાહ તઆલાની જાત અને તેની સિફતોનું જ્ઞાન પણ સામેલ છે જેને "ઈલ્મે અકાઈદ" (માન્યતાઓનું જ્ઞાન) કહેવામાં આવે છે અને તે બધા જ "અહકામે શરઈય્યહ" (શરીઅતના હુકમો) છે, આથી જાણ થાય છે કે અલ્લાહ તઆલાને કયા કામો પસંદ છે અને કયા કામો પસંદ નથી આ બધી બાબતો ગયૂબની જ બાબતો છે.

બીજો પ્રકાર اَكْوَانِ غَيْبِيَّة (અક્વાને ગયૂબિય્યહ) એટલે કે દુનિયામાં ઉપસ્થિત થનાર ઘટનાઓનું જ્ઞાન. પ્રથમ પ્રકારના ગયૂબનું ઈલ્મ અલ્લાહ તઆલાએ પોતાના અંબિયા અને રસૂલ (અલૈ.)ને અર્પણ કર્યું છે જેનું વર્ણન

કુર્આનમાં આ પ્રમાણે આવ્યું છે, فَلَا يُظْهِرُ عَلٰى غَيْبِهٖ اَحَدًا اِلَّا مَنِ ارْتَضٰى مِنْ رَّسُوْلٍ એટલે કે, અલ્લાહ તઆલા પોતાના ગયૂબ ઉપર કોઈને ખબર નથી આપતો તે રસૂલો સિવાય જેમને અલ્લાહ તઆલા આ કાર્ય માટે પસંદ કરી લે.

બીજો પ્રકાર એટલે કે "અક્વાને ગયૂબિય્યહ"નું સંપૂર્ણ જ્ઞાન તો અલ્લાહ તઆલા કોઈને આપતો જ નથી તે બિલકુલ સદંતર અલ્લાહ તઆલાની જાત સાથે જ ખાસ છે પરંતુ અમુક ગૌણ સ્વરૂપનું જ્ઞાન ખાસ ખાસ ઘટનાઓ બાબતે જ્યારે ઈચ્છે છે જેટલા પ્રમાણમાં ઈચ્છે છે અર્પણ કરે છે. આ પ્રમાણે અસલ ઈલ્મે ગયૂબ તો સઘળું અલ્લાહ તઆલાની સાથે ખાસ છે, પછી તે પોતાના ઈલ્મે ગયૂબથી "અહકામે ગયૂબ"નું જ્ઞાન તો સ્વાભાવિક રીતે અંબિયા (અલૈ.)ને વહી દ્વારા બતાવે છે અને આ જ જ્ઞાન તેમના આગમનનો હેતુ છે, અક્વાને ગયૂબનું જ્ઞાન અંબિયા (અલૈ.)ને વહી દ્વારા અને અવલિયાઅ્ને ઈલ્હામ દ્વારા જેટલા પ્રમાણમાં અલ્લાહ તઆલાને મંજૂર હોય છે અર્પણ કરે છે જે અલ્લાહ તરફથી અર્પણ કરેલ જ્ઞાન છે તે વાસ્તવિક અર્થના આધારે ગયૂબનું જ્ઞાન નથી કહી શકાતું પરંતુ ગયૂબની ખબરો (અંબાઉલ ગયૂબ) કહેવામાં આવે છે.

**આયતના શબ્દોના સંદર્ભમાં અન્ય ખુલાસા :**

આ આયતમાં પાંચ વસ્તુઓનું જ્ઞાન અલ્લાહ તઆલાની સાથે હોવાની ખાસ કાળજી સાથે વર્ણન કરવાનો હેતુ છે જેનો દેખીતો તકાદો એ હતો કે એક જ વિષયથી પાંચ વસ્તુઓને ગણાવીને કહી આપવામાં આવ્યું હોત કે તેનું જ્ઞાન માત્ર અલ્લાહ તઆલાની જાત સાથે ખાસ છે, કોઈ મખ્લૂકને તે વસ્તુનું જ્ઞાન આપવામાં આવ્યું નથી પરંતુ પ્રસ્તુત આયતમાં એવું નથી કહેવામાં આવ્યું બલકે શરૂઆતની ત્રણ વસ્તુઓના જ્ઞાનને તો યોગ્ય સ્વરૂપે અલ્લાહ તઆલા સાથે ખાસ હોવાનું વર્ણન કરવામાં આવ્યું અને બે વસ્તુઓમાં ગયરૂલ્લાહ પાસે આ જ્ઞાન હોવાનો નકાર કરવામાં આવ્યો અને પ્રથમ ત્રણ વસ્તુઓમાં પણ "ઈલ્મે સાઅત" (કયામતના જ્ઞાન)નું વર્ણન આ રીતે કરવામાં આવ્યું, اِنَّ اللّٰهَ عِنْدَهٗ عِلْمُ السَّاعَةِ એટલે કે અલ્લાહ તઆલાની જ પાસે કયામતનું જ્ઞાન છે અને બીજી વસ્તુનું વર્ણન વિષય બદલીને "જુમ્લએ ફઅ્લિયહ"માં આ રીતે વર્ણન કર્યું, يُنَزِّلُ الْغَيْثَ એટલે કે, અલ્લાહ તઆલા વરસાદ ઉતારે છે, તેમાં વરસાદના જ્ઞાનનું વર્ણન જ નથી

બલકે તેમાં ઉતારવાનું વર્ણન છે. ત્રીજી વસ્તુનું વર્ણન ફરી વિષય બદલીને આ રીતે કર્યું, وَيَعْلَمُ مَا فِي الْأَرْحَامِ આ વિષયોના ફેરફારની વિશિષ્ટ શૈલી વાતચીતની એક કળા પણ કહી શકાય છે અને વિચાર કરીએ તો તેમાં ઘણી બધી બીજી હિકમતો પણ માલૂમ પડે છે જે બયાનુલ કુર્આનમાં હઝરત થાનવી (રહ.)એ વર્ણન કરેલ છે.

ખુલાસો એ છે કે અંતિમ બે વસ્તુઓમાં એટલે કે આવતી કાલે માણસ શું કરશે અને એ કે તે કઈ ભૂમિમાં મરશે તે પોતે મનુષ્યની જાત સાથે જોડાયેલ પરિસ્થિતિઓ છે, જેમાં સંભાવના હોઈ શકતી હતી કે મનુષ્ય તેનું જ્ઞાન પ્રાપ્ત કરી લે એટલા માટે તે બંને વસ્તુઓમાં ખાસ કરીને ગયરૂલ્લાહના જ્ઞાનનો નકાર કરીને વર્ણન કરવામાં આવ્યું જેનાથી પ્રથમ ત્રણ વસ્તુઓનું જ્ઞાન ગયરૂલ્લાહ માટે ન હોવું વધારે ભારપૂર્વક સાબિત થઈ ગયું કે જ્યારે માનવ પોતે પોતાની પ્રવૃત્તિઓ અને વર્તનને અને તેના અંત એટલે કે મોત અને તેનું સ્થળ નથી જાણતો તો આસમાન અને વરસાદનું ઊતરવું તથા માં ના ગર્ભની અંદરના અંધારાઓમાંની ગુપ્ત વસ્તુઓને કઈ રીતે જાણશે; અને અંતિમ વસ્તુમાં માત્ર મોતના સ્થળનું જ્ઞાન મનુષ્યને ન હોવાનું વર્ણન કર્યું છે જ્યારે કે મોતના સ્થળની જેમ મોતનો સમય પણ મનુષ્યના જ્ઞાનમાં નથી હોતો કારણ એ છે કે મોતનું સ્થળ જો કે વિશિષ્ટ સ્વરૂપે જાણ ન હોય પરંતુ જાહેર પરિસ્થિતિઓના આધારે મનુષ્ય કંઈક સમજી શકે છે કે જ્યાં તે રહેતો સહેતો હોય છે ત્યાં જ મરશે અથવા ઓછામાં ઓછું તે મકાન જેમાં તેને મરવાનું છે, દુનિયામાં મોજૂદ તો છે જ. તેનાથી વિપરીત મોતનો સમય કે જે ભવિષ્યનો સમય છે હજુ અસ્તિત્વમાં જ નથી આવ્યો તો જે વ્યક્તિ મોતના સ્થળે મોજૂદ અને ઉપસ્થિત હોવા છતાં નથી જાણી શકતો તેના વિશે એ કલ્પના કેવી રીતે કરી શકાય કે મોતનો સમય કે જેનું હમણા અસ્તિત્વ જ નથી કઈ રીતે જાણી શકે ? ખુલાસો એ છે કે અત્રે એક વસ્તુના નકારથી આપમેળે બીજી વસ્તુઓનો નકાર જાણ થઈ જાય છે એટલા માટે આ બંને વસ્તુઓને નકારાત્મક વિષયથી વર્ણન કરવામાં આવી અને પ્રથમ ત્રણ વસ્તુઓ તો મનુષ્યની પહોંચથી જાહેર હાલત પ્રમાણે પોતે જ બાકાત છે તેમાં મનુષ્યના જ્ઞાનની દખલગીરી ન હોવું સ્પષ્ટ છે એટલા માટે તેને યોગ્ય વિષય અપનાવીને અલ્લાહ તઆલા સાથે ખાસ હોવાનું વર્ણન કર્યું.

તેમાં પ્રથમ વાક્યમાં "જુમ્લએ ઈસ્મિય્યહ" છે અને પછીના બંને વાક્યને "ફઅ્લિયા"ના વિષય હેઠળ વર્ણન કરવામાં કદાચ એ હિકમત છે કે કયામત તો એક નિશ્ચિત બાબત છે તેમાં કોઈ નવીનતા નથી, તેનાથી વિપરીત વરસાદ અને માતાનો ગર્ભ કે તેની પરિસ્થિતિઓમાં નવીનીકરણ થતું રહે છે અને "જુમ્લએ ફઅ્લિયા" નવીનીકરણ ઉપર દલીલ કરે છે એટલા માટે આ બંનેમાં તેનો ઉપયોગ કરવામાં આવ્યો અને આ બંનેમાં પણ ગર્ભની પરિસ્થિતિઓમાં તો અલ્લાહ તઆલાના જ્ઞાન વિશે ફરમાવ્યું, وَيَعْلَمُ مَافِى الْاَرْحَامِ અને વરસાદના જ્ઞાનનું વર્ણન જ નથી, કારણ એ છે કે અત્રે વરસાદ ઉતારવાનું વર્ણન કરીને ટૂંકમાં એ પણ બતાવી દેવામાં આવ્યું કે વરસાદ કે જેનાથી મનુષ્યના હજારો લાભો જોડાયેલ છે તે અલ્લાહ તઆલાના જ વરસાવવાથી આવે છે અને કોઈના અધિકારક્ષેત્રમાં નથી અને તેનું ખાસ જ્ઞાન તો વર્ણનની શૈલીથી જ જાણ થઈ જાય છે. વલ્લાહુ અઅ્લમુ.

સુરએ લુકમાન પૂર્ણ થઈ, ૧૦ જિલ્હજ્જ સન હિજરી ૧૩૯૧



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ લુકમાનનો અનુવાદ પૂર્ણ થયો.

**તારીખ :** ૩ મે ૨૦૧૦ મુતાબિક ૧૮ જમાદિઊલ અવ્વલ હિજરી ૧૪૩૧



કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)







નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ (૩૨)

# સૂરએ સજ્દહ

સૂરએ સજ્દહ મક્કી સૂરત છે તેમાં ૩૦ આયતો અને ૩ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ સજ્દહ : આયત નં. ૧-૨-૩)

ركوعاتها ٣ ﴿٣٢ سُورَةُ السَّجْدَةِ مَكِّيَّةٌ ٧٥﴾ اٰياتها ٣٠

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓمّٓ ۚ ﴿١﴾ تَنْزِيْلُ الْكِتٰبِ لَا رَيْبَ فِيْهِ مِنْ رَّبِّ الْعٰلَمِيْنَ ﴿٢﴾ اَمْ يَقُوْلُوْنَ
افْتَرٰىهُ ۚ بَلْ هُوَ الْحَقُّ مِنْ رَّبِّكَ لِتُنْذِرَ قَوْمًا مَّآ اَتٰىهُمْ مِّنْ نَّذِيْرٍ مِّنْ
قَبْلِكَ لَعَلَّهُمْ يَهْتَدُوْنَ ﴿٣﴾

### તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*અલીફ-લામ-મીમ. (૧) કિતાબનું ઉતારવું એમાં કોઈ સંદેહ નથી તમામ જહાનના પરવરદિગાર તરફથી છે. (૨) શું કહે છે કે આ જૂઠ ઘડી લાવ્યો છે, (એવું નથી) બલકે એ તમારા પરવરદિગાર તરફથી સત્ય છે જેથી તમે તે લોકોને ડરાવો જેઓની પાસે તમારા પહેલાં કોઈ ડરાવનાર નથી આવ્યો જેથી તેઓ માર્ગ ઉપર આવે. (૩)*

### તફસીર :

અલીફ-લામ-મીમ (તેનો અર્થ અલ્લાહને ખબર છે). આ નાઝિલ કરેલ કિતાબ છે (અને) તેમાં કોઈ શંકા નથી (અને) આ રબ્બુલ આલમીન તરફથી છે (જેમકે આ કિતાબની શ્રેષ્ઠતા પોતે જ તેની દલીલ છે) શું આ (ઈન્કારી) લોકો

એવું કહે છે કે પયગમ્બર (ﷺ)નું આ પોતાનું મનઘડત છે ? (એટલે કે એવું કહેવું બિલકુલ વ્યર્થ અને ખોટું છે, આ મનઘડત નથી) બલકે આ સાચી કિતાબ છે પરવરદિગાર તરફથી (આવી છે) જેથી તમે (તેના દ્વારા) એવા લોકોને (અલ્લાહના અઝાબથી) ડરાવો જેમની પાસે તમારા પહેલાં કોઈ ડરાવનાર આવ્યો ન હતો જેથી તે લોકો માર્ગ ઉપર આવી જાય.

## મસ્અલા અને બોધપાઠ :

مَا اَتٰهُمْ مِّنْ نَّذِيْرٍ માં نَذِيْر (નઝીર)નો ભાવાર્થ આ સ્થળે રસૂલ છે, મતલબ એ છે કે મક્કાના કુરૈશમાં રસૂલે કરીમ ﷺ પહેલાં કોઈ રસૂલ આવ્યા ન હતા. એથી એ જરૂરી નથી બનતું કે અંબિયા (અલૈ.)નું આમંત્રણ પણ તેમના સુધી ન પહોંચ્યું હતું, કારણ કે કુર્આનમાં બીજે ઠેકાણે આ આયત સ્પષ્ટ રીતે આ પ્રમાણે છે, وَاِنْ مِّنْ اُمَّةٍ اِلَّا خَلَا فِيْهَا نَذِيْرٌ એટલે કે કોઈ ઉમ્મત અને સમુદાય દુનિયામાં એવો નથી કે જેમાં કોઈ અલ્લાહથી ડરાવનાર અને તેના તરફ આમંત્રણ આપનાર ન આવ્યો હોય.

આ આયત શબ્દ نَذِيْر (નઝીર–ડરાવનાર) પોતાના શાબ્દિક અર્થમાં છે, એટલે કે અલ્લાહ તઆલા તરફ દા'વત આપનાર જે ભલે રસૂલ અથવા પયગમ્બર હોય અથવા તેમના કોઈ નાયબ, ખલીફા અથવા આલિમે દીન; તો આ આયતથી બધી જ ઉમ્મતો અને સમુદાયો સુધી તવહીદનું આમંત્રણ પહોંચી જવાની જાણ થાય છે તે પોતાની જગ્યાએ સાચું અને ખરું તથા અલ્લાહ તઆલાની જાહેર નેઅ્‌મતનો તકાદો છે, જેમકે અબૂ હય્યાને ફરમાવ્યું કે તવહીદ અને ઈમાનની દા'વત કોઈપણ સમયમાં કોઈપણ સ્થળે અને કોઈપણ કોમમાં ક્યારેય કપાઈ નથી અને જ્યારે કદીપણ નુબુવ્વત વચ્ચે લાંબો સમય પસાર થઈ ગયો અને તે પછી નુબુવ્વતનું જ્ઞાન ધરાવનાર વિદ્વાનો ઘણા ઓછા રહી ગયા તો કોઈ બીજા નબી અથવા રસૂલનું આગમન થયું, તેનો તકાદો એ છે કે અરબની કોમોમાં પણ તવહીદની જરૂરી દા'વત પ્રથમથી અવશ્ય પહોંચી હશે પરંતુ તેના માટે એ જરૂરી નથી કે આ આમંત્રણ પોતે કોઈ નબી અથવા રસૂલ લઈને આવ્યા હોય, બની શકે છે કે તેમના નાયબો ઉલમા દ્વારા પણ આ આમંત્રણ પહોંચ્યું હોય એટલા માટે આ સૂરત અને સૂરએ યાસીન વગેરેની આયતો જેનાથી એ સાબિત

થાય છે કે અરબના કુરૈશમાં રસૂલે કરીમ ﷺ પહેલાં કોઈ "નઝીર" આવ્યા ન હતા, જરૂરી છે કે તેમાં "નઝીર"નો ભાવાર્થ પારિભાષિક અર્થના આધારે "નબી અથવા રસૂલ" હોય અને ભાવાર્થ એ હોય કે તે કોમની અંદર રસૂલે કરીમ ﷺ પહેલાં કોઈ નબી અને રસૂલ આવ્યા ન હતા, જો કે ઈમાન અને તવહીદની દા'વત બીજા માધ્યમો દ્વારા અહીંયાં પણ પહોંચી ચૂકી હોય.

"ફતરત"નો સમયકાળ એટલે કે રસૂલ ﷺના આગમન પહેલાં ઘણા બધા લોકો વિશે એ સાબિત થયું છે કે તેઓ ઈબ્રાહીમ અને ઈસ્માઈલ (અલૈ.)ના દીન ઉપર કાયમ હતા, તવહીદ ઉપર તેમનું ઈમાન હતું, મૂર્તિપૂજા અને મૂર્તિઓ માટે કુર્બાનીઓ દેવાની સૂગ ધરાવતા હતા.

રૂહુલ મઆનીમાં મૂસા બિન ઉકબાની મગાઝીથી આ રિવાયત નકલ કરવામાં આવી છે કે ઝૈદ બિન અમ્ર બિન નુફયૂલ જે રસૂલે કરીમ ﷺને નુબુવ્વત મળતા પહેલાં મળ્યા પણ હતા પરંતુ નુબુવ્વત પહેલાં તેમનું મૃત્યુ તે જ વર્ષે થઈ ગયું જેમાં કુરૈશે બયતુલ્લાહનું બાંધકામ કરાવ્યું હતું અને આ ઘટના રસૂલે કરીમ ﷺની નુબુવ્વતથી પાંચ વર્ષ પહેલાંની છે. તેમની હાલત મૂસા બિન ઉકબાએ એ વર્ણન કરી છે કે તેઓ કુરૈશને મૂર્તિપૂજાથી રોકતા હતા અને મૂર્તિઓના નામ ઉપર બલી ચઢાવવાને ખૂબ ખરાબ કહેતા હતા તથા મુશ્રિકોના ઝબહ કરેલાનું માંસ ખાતા ન હતા.

અબૂ દાવુદ કયાલિસીએ ઝૈદ બિન અમ્ર બિન નુફયૂલના દિકરા હઝરત સઅદ બિન ઝૈદ (રદિ.) બિન અમ્રથી કે જેઓ "અશ્રએ મુબશ્શરહ"માં સામેલ છે આ રિવાયત કરી છે કે તેમણે નબીએ કરીમ ﷺને વિનંતી કરી કે મારા પિતાની જે કંઈ હાલત હતી તેનાથી તમે વાકેફ છો કે તેઓ તવહીદ ઉપર કાયમ હતા અને મૂર્તિપૂજાના ઈન્કારી હતા તો શું હું તેમના માટે મગફિરતની દુઆ કરી શકું છું ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે હા ! તેમના માટે મગફિરતની દુઆ જાઈઝ છે, તેઓ કયામતના દિવસે એક આગવી ઉમ્મત બનીને ઊભા થશે. *(રૂહ)*

એ જ પ્રમાણે વરકહ બિન નવફલ જેઓ નબીએ કરીમ ﷺના નુબુવ્વતના સમયકાળ શરૂ થવાના અને કુર્આન નાઝિલ થવાના શરૂઆતના સમયે ઉપસ્થિત હતા, તેઓ તવહીદ ઉપર કાયમ હતા અને રસૂલુલ્લાહ ﷺની મદદ

કરવાની પોતાની ઈચ્છા જાહેર કરી હતી પરંતુ ત્યાર પછી તરત જ તેમનું મૃત્યુ થઈ ગયું. આ ઘટનાઓ સાબિત કરે છે કે અરબની કોમો પણ અલ્લાહની દા'વત, ઈમાન તથા તવહીદની દા'વતથી વંચિત ન હતી પરંતુ તેમના અંદર પોતે કોઈ નબી આવ્યા ન હતા. વલ્લાહુ અઅ્લમુ.

આ ત્રણે આયતોમાં કુર્આનની સચ્ચાઈ અને રસૂલે કરીમ ﷺ સત્ય રસૂલ હોવાની સાબિતીઓ છે.

---

## આયતો : (સૂરએ સજ્દહ : આયત નં. ૪ થી ૯)

اَللّٰهُ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا فِىْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى
عَلَى الْعَرْشِ ۭ مَا لَكُمْ مِّنْ دُوْنِهٖ مِنْ وَّلِيٍّ وَّلَا شَفِيْعٍ ۭ اَفَلَا تَتَذَكَّرُوْنَ ۝۴ يُدَبِّرُ
الْاَمْرَ مِنَ السَّمَاۗءِ اِلَى الْاَرْضِ ثُمَّ يَعْرُجُ اِلَيْهِ فِيْ يَوْمٍ كَانَ مِقْدَارُهٗٓ اَلْفَ
سَنَةٍ مِّمَّا تَعُدُّوْنَ ۝۵ ذٰلِكَ عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ الْعَزِيْزُ الرَّحِيْمُ ۝۶ۙ الَّذِيْٓ
اَحْسَنَ كُلَّ شَيْءٍ خَلَقَهٗ وَبَدَاَ خَلْقَ الْاِنْسَانِ مِنْ طِيْنٍ ۝۷ۚ ثُمَّ جَعَلَ
نَسْلَهٗ مِنْ سُلٰلَةٍ مِّنْ مَّاۗءٍ مَّهِيْنٍ ۝۸ۚ ثُمَّ سَوّٰىهُ وَنَفَخَ فِيْهِ مِنْ رُّوْحِهٖ وَجَعَلَ لَكُمُ
السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ۭ قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ۝۹

## તરજુમો :

*અલ્લાહ જ છે જેણે આસમાનો અને જમીન અને જે કંઈ તેમની વચ્ચે છે છ દિવસની અંદર બનાવ્યું, પછી અર્શ ઉપર સ્થાપિત થયો, તેના સિવાય તમારો કોઈ હિમાયતી નથી અને ન જ સિફારસી, પછી શું તમે ધ્યાન નથી આપતા ? (૪) તે જ આકાશથી લઈ પૃથ્વી સુધી દરેક બાબતની વ્યવસ્થા કરે છે, પછી તે કામ તેના તરફ એક દિવસમાં ચઢે છે જેનું પ્રમાણ તમારી ગણતરીમાં એક હજાર વર્ષનું છે. (૫) એ જ છે જાહેર અને ગુપ્તને જાણનાર જબરદસ્ત રહમવાળો. (૬) જેણે અતિસુંદર બનાવી જે કંઈ વસ્તુ બનાવી*

*અને મનુષ્યના સર્જનનો આરંભ એક ગારાથી કર્યો. (૭) પછી તેનો વંશ તુચ્છ સત્વહીન પાણીથી બનાવ્યો. (૮) પછી તેને ઠીકઠાક કર્યો અને તેમાં પોતાની રૂહ ફૂંકી અને બનાવી દીધા તમારા કાન અને આંખો અને દિલ, તમે ઘણો થોડો આભાર માનો છો. (૯)*

## તફસીર :

અલ્લાહ જ છે જેણે આસમાન અને જમીનને અને તે મખ્લૂકને જે તે બંનેની મધ્યમાં (ઉપસ્થિત) છે, છ દિવસ (જેટલા સમય)માં પેદા કર્યા, પછી અર્શ ઉપર (જે શાહી તખ્ત સમાન કહી શકાય એ રીતે) સ્થાપિત (અને બિરાજમાન) થયો (કે જે અલ્લાહની શા'ન પ્રમાણે તેના લાયક છે, તે એવો મહાન છે કે) તે(ની ઈચ્છા અને મરજી) વિના ન તો તમારો કોઈ મદદગાર છે અને ન જ સિફારસ કરનાર (અલબત્ત, તેની મરજીથી સિફારસ થઈ જશે અને તેની મરજી હશે તો મદદ કરશે) બસ શું તમે સમજતા નથી ? (કે આવી મહાન હસ્તીનો કોઈ ભાગીદાર નથી હોઈ શકતો અને) તે (એવો છે કે) આસમાનથી લઈને જમીન સુધી (જેટલા કાર્યો છે) દરેક કાર્યની (તે જ) યુક્તિ (અને વ્યવસ્થા) કરે છે, પછી દરેક કામ તેની જ સામે પહોંચી જશે, એક એવા દિવસમાં જેનું પ્રમાણ તમારી ગણતરી પ્રમાણે એક હજાર વર્ષનું હશે, (એટલે કે કયામતમાં બધા કાર્યો અને તેનાથી સંલગ્ન દરેક બાબતો તેની સમક્ષ રજુ થશે وَاِلَيْهِ يُرْجِعُ الْاَمْرُ كُلُّهٗ) તે જ છે ગુપ્ત અને જાહેર વસ્તુઓને જાણનારો જબરદસ્ત રહમતવાળો, તેણે જે વસ્તુ પણ બનાવી ઘણી સારી બનાવી (એટલે કે જે હેતુ માટે તેનું સર્જન કર્યું, તેના યોગ્ય બનાવ્યું) અને મનુષ્ય (એટલે કે આદમ અલૈ.)ની પેદાઈશ માટીથી શરૂ કરી, પછી તે (મનુષ્ય એટલે કે આદમ અલૈ.)ના વંશને એક તુચ્છ સત્વહીન પાણીથી બનાવ્યો (એટલે કે વીર્ય કે જે એક રીતે શરીરનો કચરો છે, જ્યારે કે પચેલા ખોરાકમાંથી ચાર પદાર્થો બને છે; લોહી, બલગમ, سَوْدَا સવદા અને صَفْرَاءْ સફરા) પછી (માંના ગર્ભમાં) તેના અવયવો ઠીકઠાક કર્યા અને તેમાં પોતાની (તરફથી) રૂહ ફૂંકી અને (જન્મ પછી) તમને કાન અને આંખો અને દિલ (એટલે કે જાહેર અંગો ઉપાંગો અને ગુપ્ત તંત્રો) આપ્યા, (અને આ બધી બાબતો કે જે دَالٌ عَلَى الْقُدْرَةِ وَالْاِنْعَامْ છે તેનો તકાદો એ હતો કે અલ્લાહનો ઉપકાર માને

જેનો ઉચ્ચ દરજ્જો તવહીદ છે પરંતુ) તમે લોકો ઘણો ઓછો આભાર માનો છો (એટલે કે યોગ્ય આભાર માનતા નથી).

## મસ્અલા અને બોધપાઠ :

### કયામતના દિવસની લંબાઈ :

فِیۡ یَوۡمٍ کَانَ مِقۡدَارُهٗۤ اَلۡفَ سَنَةٍ مِّمَّا تَعُدُّوۡنَ એટલે કે, તે દિવસનું પ્રમાણ તમારી ગણતરી પ્રમાણે એક હજાર વર્ષનું હશે અને સૂરએ મઆરિજની આયતમાં છે فِیۡ یَوۡمٍ کَانَ مِقۡدَارُهٗ خَمۡسِیۡنَ اَلۡفَ سَنَةٍ એટલે કે, તે દિવસનું પ્રમાણ પચાસ હજાર વર્ષનું હશે.

તેનો એક સીધો સાદો જવાબ એ છે જે બયાનુલ કુર્આનમાં આપવામાં આવ્યો છે કે તે દિવસની ભયાનકતાના કારણે તે દિવસ લોકોને ઘણો લાંબો હોવાની અનુભૂતિ થશે અને આ લંબાણની અનુભૂતિ પોતાના ઈમાન અને અમલોના પ્રમાણમાં હશે, જે મહાપાપી છે તેને વધારે અને જે ઓછો પાપી છે તેને ઓછી અનુભૂતિ, અહીંયાં સુધી કે તે દિવસ અમુકને હજાર વર્ષનો લાગશે અને તે બીજાઓ સમીપ પચાસ હજાર વર્ષનો હશે.

તફસીરે રૂહુલ મઆનીમાં અન્ય પણ વિવિધ ખુલાસાઓ વિદ્વાનો અને સુફિયાએ કિરામ તરફથી નકલ કરવામાં આવ્યો છે પરંતુ તે બધા માત્ર અનુમાનો જ છે, એવી વસ્તુ જેને કુર્આનની દલીલ કહી શકાય અથવા જેના ઉપર વિશ્વાસ કરી શકાય એવું કંઈ નથી એટલા માટે સીધોને સટ તરીકો એ જ છે કે જે સલફે સાલિહીન સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)એ અપનાવ્યો કે તેમણે એક અને પચાસના તફાવતને અલ્લાહના જ્ઞાનને હવાલે કર્યો અને પોતે એટલું કહેવાને પૂરતું સમજ્યું કે અમને તે ખબર નથી.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ તેના વિશે ફરમાવ્યું છે, هُمَا یَوۡمَانِ ذَکَرَهُمُ اللّٰهُ تَعَالٰی فِیۡ کِتَابِهٖ، اَللّٰهُ تَعَالٰی اَعۡلَمُ بِهِمَا، وَاَکۡرَهُ اَنۡ اَقُوۡلَ فِیۡ کِتَابِ اللّٰهِ مَالَا اَعۡلَمُ (اَخۡرَجَهُ عَبۡدُ الرَّزَّاقِ وَالۡحَاکِمُ وَصَحَّحَهٗ) એટલે કે, આ બે દિવસો છે જેનું વર્ણન અલ્લાહ તઆલાએ પોતાની કિતાબમાં કર્યું છે અને અલ્લાહ જ તેની હકીકત જાણે છે અને હું તેને બુરું સમજું છું કે કુર્આન વિશે એ વાત કહું જેનું મને જ્ઞાન નથી.

**દુનિયાની દરેક વસ્તુ પોતાની જાતમાં સુંદર અને સારી છે, ખરાબી તેના ખોટા ઉપયોગથી આવે છે :**

اَلَّذِیٓ اَحۡسَنَ کُلَّ شَیۡءٍ خَلَقَهٗ એટલે કે, અલ્લાહ તે જાત છે જેણે દરેક વસ્તુના સર્જનને અતિસુંદર અને શ્રેષ્ઠ બનાવ્યું છે, કારણ એ છે કે આ વિશ્વમાં અલ્લાહ તઆલાએ જે કંઈ પણ ઉત્પત્તિ કરી તે હિકમત અને વિશ્વના લાભના તકાદા હેઠળ જ બનાવ્યું એટલા માટે દરેક વસ્તુ સ્વજાતે એક પ્રકારની ખુબી ધરાવે છે અને તે સૌથી વધારે ખૂબસૂરત અને ઉત્તમ મનુષ્યને બનાવ્યો, જેમકે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, لَقَدۡ خَلَقۡنَا الۡاِنۡسَانَ فِیۡۤ اَحۡسَنِ تَقۡوِیۡمٍ એટલે કે અમે મનુષ્યને સૌથી વધારે સુંદર માળખા અને ઉત્તમ ચહેરે મ્હોરે પેદા કર્યો છે.

અને બીજી મખ્લૂકો ભલે તે જાહેરમાં કેટલીય કદરૂપી અને ખરાબ સમજવામાં આવતી હોય; કૂતરો, ભૂંડ, સાપ, વીંછી, વાઘ, વરૂ; આ બધા ઝેરીલા અને હિંસક પ્રાણીઓ સામાન્ય દૃષ્ટિમાં ખરાબ સમજવામાં આવે છે પરંતુ સમગ્ર વિશ્વના ફાયદાના દૃષ્ટિકોણથી જોવામાં આવે તો તેમાંથી કોઈપણ ખરાબ નથી, કોઈએ ઘણું સારું કહ્યું છે,

*નહીં હે કોઈ ચીઝ નિકમ્મે ઝમાનેમેં, કોઈ બુરા નહીં હે કુદરત કે કારખાનેમેં.*

હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ ફરમાવ્યું કે, کُلُّ شَیۡءٍ (કુલ્લુ શયઈન)માં બધી જ પાર્થિવ સજીવ સૃષ્ટિ અને અપાર્થિવ વસ્તુઓ સામેલ છે. એટલે કે તે વસ્તુઓ પણ જે ભૌતિક અસ્તિત્વ ધરાવે છે જેમકે પ્રાણીઓ, વનસ્પતિ, રસાયણો વગેરે અને તે અપાર્થિવ વસ્તુઓ પણ જેમાં વર્તણૂંક, પ્રવૃત્તિઓ, કર્મો સામેલ છે, એટલે સુધી કે જે વર્તણૂંક ખરાબ બતાવવામાં આવે છે જેમકે ક્રોધ, લાલચ, વાસનાવૃત્તિ વગેરે એ પણ પોતાના અસ્તિત્વમાં ખરાબ નથી, તેમની ખરાબી ખોટી જગ્યાએ અને અમર્યાદિત ઉપયોગ કરવાથી થાય છે. પોતાની મર્યાદામાં રહે તો તેમાં પણ કોઈ વસ્તુ ખરાબ નથી પરંતુ તેનાથી તે વસ્તુઓના સર્જનનો તક્વીની હેતુ એ છે કે તે ભલાઈ જ ભલાઈ અને સારું જ સારું છે અને અમલોનું બીજું પાસું એટલે કે તેની બુરાઈ અથવા ભલાઈ મનુષ્યના પોતાના કર્મો ઉપર આધાર ધરાવે છે, એટલે કે જ્યારે તે પોતાના અધિકારથી તેને કોઈ કાર્યમાં ઉપયોગ કરે છે ત્યારે આ સ્વરૂપે બધું સારું નથી બલકે તેમાં એ

વિગત છે કે અલ્લાહ તઆલાએ જે વસ્તુની પરવાનગી નથી આપી તે સારી નથી સૂગપાત્ર છે. વલ્લાહુ અઅ્લમુ.

وَبَدَاَ خَلْقَ الْاِنْسَانِ مِنْ طِيْنٍ આનાથી પહેલાં એ બતાવવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલાએ વિશ્વની દરેક વસ્તુને સુંદર બનાવી છે, ત્યાર પછી મનુષ્યનું વર્ણન કર્યું કે તે સૌમાં તેને સૌથી વધુ સુંદર બનાવ્યો છે, તેની સાથે કુદરતની વિશેષતાની જાહેરાત માટે એ પણ બતાવ્યું કે જે મનુષ્યને અમે સૌ સર્જનમાં સૌથી ઉત્તમ બનાવ્યો છે તે એવું નથી કે તેના સર્જનનું મૂળ તત્ત્વ સૌથી શ્રેષ્ઠ અને ઉચ્ચ કક્ષાનું હોય એટલા માટે તે સૌથી ઉત્તમ થયો બલકે તેના સર્જનનું મૂળ તત્ત્વ તો તેની સૌથી વધારે તુચ્છ વસ્તુ એટલે કે માટીને બનાવવામાં આવી, પછી અલ્લાહની સંપૂર્ણ કુદરત અને ઉચ્ચ કક્ષાની હિકમત વડે આ સૌથી તુચ્છ વસ્તુને ક્યાંથી ક્યાં પહોંચાડી દેવામાં આવી કે તે "અશરફુલ મખ્લૂકાત" (સૃષ્ટિમાં સૌથી શ્રેષ્ઠ) ઠરાવવામાં આવી.

---

## આયતો : (સૂરએ સજ્દહ : આયત નં. ૧૦ થી ૨૨)

وَقَالُوْٓا ءَاِذَا ضَلَلْنَا فِي الْاَرْضِ ءَاِنَّا لَفِيْ خَلْقٍ جَدِيْدٍ ۬ؕ بَلْ هُمْ بِلِقَآئِ رَبِّهِمْ
كٰفِرُوْنَ ﴿۱۰﴾ قُلْ يَتَوَفّٰىكُمْ مَّلَكُ الْمَوْتِ الَّذِيْ وُكِّلَ بِكُمْ ثُمَّ اِلٰى رَبِّكُمْ تُرْجَعُوْنَ ﴿۱۱﴾ ع
وَلَوْ تَرٰٓى اِذِ الْمُجْرِمُوْنَ نَاكِسُوْا رُءُوْسِهِمْ عِنْدَ رَبِّهِمْ ؕ رَبَّنَآ اَبْصَرْنَا وَسَمِعْنَا
فَارْجِعْنَا نَعْمَلْ صَالِحًا اِنَّا مُوْقِنُوْنَ ﴿۱۲﴾ وَلَوْ شِئْنَا لَاٰتَيْنَا كُلَّ نَفْسٍ هُدٰىهَا وَلٰكِنْ
حَقَّ الْقَوْلُ مِنِّيْ لَاَمْلَئَنَّ جَهَنَّمَ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ اَجْمَعِيْنَ ﴿۱۳﴾ فَذُوْقُوْا
بِمَا نَسِيْتُمْ لِقَآءَ يَوْمِكُمْ هٰذَا ۚ اِنَّا نَسِيْنٰكُمْ وَذُوْقُوْا عَذَابَ الْخُلْدِ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿۱۴﴾
اِنَّمَا يُؤْمِنُ بِاٰيٰتِنَا الَّذِيْنَ اِذَا ذُكِّرُوْا بِهَا خَرُّوْا سُجَّدًا وَّسَبَّحُوْا بِحَمْدِ رَبِّهِمْ وَهُمْ لَا
يَسْتَكْبِرُوْنَ ﴿۱۵﴾ السجدة تَتَجَافٰى جُنُوْبُهُمْ عَنِ الْمَضَاجِعِ يَدْعُوْنَ رَبَّهُمْ خَوْفًا وَّطَمَعًا
وَّمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ﴿۱۶﴾ فَلَا تَعْلَمُ نَفْسٌ مَّآ اُخْفِيَ لَهُمْ مِّنْ قُرَّةِ اَعْيُنٍ ۚ جَزَآءًۢ بِمَا

كَانُوْا يَعْمَلُوْنَ ⑰ اَفَمَنْ كَانَ مُؤْمِنًا كَمَنْ كَانَ فَاسِقًا ۗ لَا يَسْتَوٗنَ ⑱ اَمَّا
الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فَلَهُمْ جَنّٰتُ الْمَاْوٰى ۫ نُزُلًا بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ⑲
وَاَمَّا الَّذِيْنَ فَسَقُوْا فَمَاْوٰىهُمُ النَّارُ ۗ كُلَّمَاۤ اَرَادُوْۤا اَنْ يَّخْرُجُوْا مِنْهَاۤ
اُعِيْدُوْا فِيْهَا وَقِيْلَ لَهُمْ ذُوْقُوْا عَذَابَ النَّارِ الَّذِيْ كُنْتُمْ بِهٖ تُكَذِّبُوْنَ ⑳
وَلَنُذِيْقَنَّهُمْ مِّنَ الْعَذَابِ الْاَدْنٰى دُوْنَ الْعَذَابِ الْاَكْبَرِ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ㉑
وَمَنْ اَظْلَمُ مِمَّنْ ذُكِّرَ بِاٰيٰتِ رَبِّهٖ ثُمَّ اَعْرَضَ عَنْهَا ۗ اِنَّا مِنَ الْمُجْرِمِيْنَ مُنْتَقِمُوْنَ ㉒ ع ٢ ١١ ١٥

## તરજુમો :

*અને કહે છે કે જ્યારે અમે માટીમાં રોળાઈ જઈશું, (પછી કયામતમાં) શું અમારે નવું બનવાનું છે ? (એવું નથી !) બલકે તેઓ પોતાના પરવરદિગારની મુલાકાતના ઈન્કારી છે. (૧૦) તમે કહો, તમને મોતનો ફરિશ્તો કબ્જે કરી લે છે જે તમારા ઉપર નિમાયેલો છે, પછી પોતાના પરવરદિગાર તરફ લઈ જવામાં આવશો. (૧૧) અને કદી તમે જુઓ જે વખતે કે ઈન્કારીઓ પોતાના પરવરદિગારની સામે માથું ઢાળેલા હશે (અને કરગરશે), હે અમારા પરવરદિગાર ! અમે જોઈ લીધું અને સાંભળી લીધું, હવે અમને મોકલી આપ કે અમે ભલા કામ કરીએ, અમને યકીન આવી ગયું. (૧૨) અને જો અમે ઈચ્છયું હોત તો દરેક જણને તેનો માર્ગ સૂઝાડી દીધો હોત પરંતુ મારી કહેલી વાત સત્ય થઈ ચૂકી કે મારે જિન્નાતો અને મનુષ્યો ભેગાથી દોઝખ ભરવાની છે. (૧૩) બસ હવે મજા ચાખો જેમકે તમે તમારી આ દિવસની હાજરીને ભૂલાવી દીધી હતી, અમે પણ તમને ભૂલાવી દીધા અને હંમેશાનો અઝાબ ચાખો પોતાની કરણીનો બદલો. (૧૪) અમારી વાતોને તે જ માને છે જ્યારે તેમને સમજાવવામાં આવે તેનાથી સજ્દહમાં ઢળી પડે અને પવિત્ર જાતને યાદ કરે પોતાના પરવરદિગારની ખુબીઓ સાથે અને તેઓ બડાઈ હાંકતા નથી. (૧૫) તેમના પડખાંઓ પોતાની સૂવાની જગ્યાએથી અળગા રહે છે, પોતાના પરવરદિગારને ડર અને આશા*

*(તમા)પૂર્વક પોકારે છે અને અમારું આપેલું કંઈક ખર્ચ કરે છે. (૧૬) બસ, કોઈ જીવને ખબર નથી જે તેમના માટે ગુપ્ત રાખી છે આંખોની ઠંડક (સ્વરૂપે), તેનો બદલો જે (તેઓ) કરતા હતા. (૧૭) વારું, એક જે ઈમાન ઉપર છે તે તેની સમકક્ષ છે જે નાફરમાન છે ? (તેઓ) એકસમાન નથી હોતા. (૧૮) બસ તે લોકો જેઓ ઈમાન લાવ્યા અને ભલા કામ કર્યા તો તેમના માટે રહેવાના બગીચા છે, મહેમાની તેમના કર્મોના કારણે જે (તેઓ) કરતા હતા. (૧૯) અને તે લોકો જેઓ અવજ્ઞાકારી છે બસ તેમનું ઘર આગ છે, જ્યારે ઈચ્છે કે તેમાંથી નીકળી પડીએ ફરી તેમાં જ ઊલટાવી દેવામાં આવે અને તેમને કહીએ, તેને ચાખો આગનો અઝાબ જેને તમે જૂઠાડયા કરતા હતા. (૨૦) અને અલબત્ત અમે તેમને તે મોટા અઝાબથી પહેલાં થોડો અઝાબ ચખાડીશું જેથી તેઓ પાછા આવે. (૨૧) અને કોણ તેનાથી વધારે અન્યાયી છે જે પોતાના પરવરદિગારની વાતોથી સમજાવવામાં આવ્યો, પછી તેનાથી મોઢું ફેરવી ગયો, નિશ્ચિત અમારે તે ગુનેહગારોથી બદલો લેવાનો છે. (૨૨)*

## તફસીર :

અને આ (કાફિર) લોકો કહે છે કે અમે જ્યારે જમીનમાં (ભળી જઈને) નેસ્તો નાબૂદ થઈ જઈશું તો શું અમે ફરી (કયામતમાં) નવા જન્મમાં આવીશું ? (અને આ લોકો આ ફરી નવજીવન પામવા ઉપર માત્ર આશ્ચર્ય જ નથી કરતા જેમકે તેના વિષયથી દેખીતી રીતે જાણ થાય છે) બલકે (વાસ્તવમાં) તે લોકો પોતાના પરવરદિગારથી મળવાના ઈન્કારી જ છે (અને આ તેમના ઈન્કારનો ભાવાર્થ છે), તમે (જવાબમાં) કહી આપો કે તમારા પ્રાણ મોતનો ફરિશ્તો કબ્જે કરે છે જે તમારા ઉપર (અલ્લાહ તરફથી) નિમાયેલો છે, પછી તમે પોતાના પરવરદિગાર તરફ પાછા વાળીને લાવવામાં આવશો (જવાબમાં મૂળ હેતુ તો આ જ تُرْجَعُوْنَ છે અને يَتَوَفّٰكُمْ વચ્ચે વધારી દેવું ધમકી સ્વરૂપે છે કે મોત પણ ફરિશ્તા દ્વારા જ આવે છે જે પ્રાણ નીકળવાના સમયે તમને મારશે પણ જેમકે બીજી આયતમાં છે, وَلَوْ تَرٰٓى اِذْ يَتَوَفَّى الَّذِيْنَ كَفَرُوا الْمَلٰٓئِكَةُ يَضْرِبُوْنَ وُجُوْهَهُمْ وَاَدْبَارَهُمْ.... બસ મૃત્યુ પામવાનું પરિણામ માત્ર માટીમાં ભળી જવું ન હશે, જેમકે તમારું નિવેદન ....ءَاِذَا ضَلَلْنَا થી જાણ થાય છે) અને (આ હાજર થવાના

સમયે જેના ઉપર تُرْجَعُوْنَ દલીલ છે) જો તમે (તે લોકોની હાલત જુઓ) અજબ હાલત જોશો જ્યારે કે આ વંચિત લોકો (શરમના માર્યા) પોતાના પરવરદિગારની સામે માથું નમાવેલા (ઊભા) હશે (અને કહેતા હશે) કે હે અમારા પરવરદિગાર! (હવે) અમારી આંખો અને કાન ખુલી ગયા (અને જાણ થઈ ગઈ કે પયગમ્બરોએ જે કંઈ કહ્યું હતું બધું સાચું હતું) બસ અમને (દુનિયામાં) ફરી મોકલી આપ, અમે (હવે ત્યાં જઈને ખૂબ) નેક કામ કર્યા કરીશું (હવે) અમને સંપૂર્ણ યકીન આવી ગયું અને (તેમનું આ કહેવું વ્યર્થ અને બેકાર હશે. એટલા માટે કે) જો અમને (આ) મંજૂર હોત (કે તેઓ અવશ્ય માર્ગ ઉપર આવી જ જાય) તો અમે દરેક જણને તે(ના છુટકારા)ના (ઇચ્છિત) માર્ગ (સુધી પહોંચાડી દેવાના દરજ્જામાં અવશ્ય) અર્પણ કરી આપ્યા હોત (જેમકે હિદાયતનો અર્થ ઇચ્છિત માર્ગ બતાવવો અને તેને અર્પણ કરવો થાય છે) પરંતુ મારી (તો) આ (અઝલી તકદીરી) વાત (ઘણી બધી હિકમતોથી) નક્કી થઈ ચૂકી છે કે હું જહન્નમને જિન્નાત અને મનુષ્ય બંને(માં જેઓ કાફિર હશે તેઓ)થી અવશ્ય ભરી દઈશ (અને અમુક હિકમતોનું વર્ણન સૂરએ હૂદની અંતે આવી જ આયતની તફસીરમાં આવી ચૂક્યું છે) તો (તેમને કહેવામાં આવશે કે) હવે તેનો મજા ચાખો કે તમે પોતાના તે દિવસના આવવાને ભૂલ્યા હતા, અમે તમને ભૂલાવી દીધા (એટલે કે અમારી કૃપાથી વંચિત કરી દીધા જેને ભૂલાડવા તરીકે કહેવામાં આવ્યું) અને (અમે જે એવું કહીએ છીએ કે મજા ચાખો તે એક બે દિવસ નથી બલકે તેની હકીકત એ છે કે) પોતાના (ખરાબ) કર્મોના કારણે હંમેશાના અઝાબની મજા ચાખો (આ તો કાફિરોની હાલત અને તેમની પરિસ્થિતિનું વર્ણન થયું, આગળ મો'મિનોની પરિસ્થિતિનું વર્ણન છે એટલે કે) બસ, અમારી આયતો ઉપર તો તે લોકો ઈમાન લાવે છે કે જ્યારે તેમને તે આયતો યાદ અપાવવામાં આવે છે તો તેઓ સજ્દહમાં પડી જાય છે (જેની તહકીક સૂરએ મરયમના ચોથા રુકૂઅમાં આવી છે) અને પોતાના પરવરદિગારના વખાણ અને પવિત્રતા વર્ણન કરવા લાગે છે અને તે લોકો (ઈમાનથી) ઘમંડ કરતા નથી (જેમકે કાફિરોની હાલત વિશે આવ્યું છે, وَلّٰى مُسْتَكْبِرًا આ તો તેમનું સમર્થન અને સ્વીકાર તથા અખ્લાકની હાલત હતી અને કર્મોની હાલત એ છે કે રાત્રે) તેમના પડખાં સૂવાની જગ્યાએથી અળગા હોય છે (ભલે ઈશાની ફરજ નમાઝ માટે હોય અથવા તહજ્જુદ માટે પણ

અને તેનાથી બધી રિવાયતો એકઠી થઈ ગઈ અને માત્ર અળગા જ નથી થતા બલકે) એ રીતે (અળગા થાય છે) કે તે લોકો પોતાના પરવરદિગારને (સવાબની) આશાથી અને (અઝાબના) ડરથી પોકારે છે (તેમાં નમાઝ અને દુઆ અને ઝિક્ર બધું આવી ગયું) અને અમારી આપેલી વસ્તુઓમાંથી ખર્ચ કરે છે (મતલબ એ છે કે ઈમાન લાવનારાઓના આ લક્ષણો છે જેમાં અમુક તો ઈમાન ઉપર જ અવલંબિત છે અને અમુક ઈમાનની વિશિષ્ટતાઓ ઉપર આધારિત છે) બસ કોઈ વ્યક્તિને ખબર નથી જે આંખોની ઠંડકનો સામાન એવા લોકો માટે ગયૂબના ખજાનામાં ઉપસ્થિત છે આ તેમને તેમના (નેક) અમલોનો બદલો મળ્યો છે (અને જ્યારે બંને પક્ષની હાલત અને તેમની પરિસ્થિતિની જાણ થઈ ગઈ) તો (હવે બતાવો) જે વ્યક્તિ મો'મિન છે શું તે એવા વ્યક્તિ જેવો થઈ જશે જે હુકમ વિહોણો (એટલે કે કાફિર) હોય ? (નહીં !) તે પરસ્પર (પરિસ્થિતિના આધારે અને આધ્યાત્મિકતા આધારે) સમાન નથી હોઈ શકતા (એટલા માટે જાણ થઈ છે અને ખાસ આધ્યાત્મિકતામાં સમાનતા ન હોવાની વિગત તાકીદ માટે ફરી સાંભળી લો કે) જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સારા કર્મ કર્યા બસ તેમના માટે હંમેશાનું ઠેકાણું જન્નતો છે જે તેમના (નેક) અમલોના બદલામાં તેમની મહેમાની સ્વરૂપે છે (એટલે કે મહેમાનની જેમ તેમને આ વસ્તુઓ સ્વમાન સાથે મળશે, ન કે માંગનાર મોહતાજોની જેમ કદર કિંમતે અને વિના સન્માને) અને જે લોકો હુકમ વિહોણા (કાફિર) હતા બસ તેમનું ઠેકાણું દોઝખ છે, તે લોકો જ્યારે તેમાંથી બહાર નીકળવા ઈચ્છશે (અને કિનારા તરફ આગળ વધશે તો ઊંડાઈના કારણે અને દરવાજાઓ ઉપર તાળાં હોવાના કારણે નીકળી શકશે નહીં પરંતુ એવા સમયે આ સ્વાભાવિક પ્રવૃત્તિ હોય છે) તો પછી તેમાં જ ધકેલી દેવામાં આવશે અને તેમને કહેવામાં આવશે કે દોઝખનો તે અઝાબ ચાખો જેને તમે જૂઠાડ્યા કરતા હતા (અને આ અઝાબ તો ભવિષ્યમાં આખિરતમાં થશે) અને અમે તેમને નિકટનો (એટલે કે દુનિયામાં આવનાર) અઝાબ પણ આ મોટા અઝાબ (ભવિષ્યમાં આવનાર આખિરત)થી પહેલાં ચખાડી આપીશું (જેમકે બીમારીઓ, મુસીબતો, પરેશાનીઓ વગેરે. **-કઝા ફિ દૂર્ર મરફુઅન વ મવકૂફન.** -કારણ કે બીમારીઓ અને આફતો કુર્આનની વિગત પ્રમાણે મોટા ભાગે ખરાબ અમલોના કારણે આવે છે) જેથી આ લોકો (પ્રભાવિત થઈને કુફ્રથી) પાછા વળે (અલ્લાહનું

ફરમાન ظَهَرَ الْفَسَادُ થી يَرْجِعُوْنَ પછી જે પાછા ન વળે તેમના માટે મોટો અઝાબ જ છે) અને (એવા લોકો ઉપર અઝાબ થવાથી કોઈ આશ્ચર્ય ન થવું જોઈએ કારણ કે) એ વ્યક્તિથી વધારે જાલિમ કોણ હશે જેને તેના પરવરદિગારની આયતો યાદ અપાવવામાં આવે પછી તે તેનો વિરોધ કરે ? (તો તેના અઝાબના હકદાર હોવામાં શું સંદેહ છે ? એટલા માટે) અમે એવા પાપીઓથી બદલો લઈશું.

## મસ્અલા અને બોધપાઠ :

قُلْ يَتَوَفّٰكُمْ مَّلَكُ الْمَوْتِ الَّذِىْ وُكِّلَ بِكُمْ આ અગાઉની આયતમાં કયામતના ઈન્કારીઓને તાકીદ અને તેમના પ્રશ્નનો ઉત્તર હતો કે મૃત્યુ પામ્યા પછી અને માટી થઈ ગયા પછી ફરીવાર કઈ રીતે સજીવન થઈશું ? આ આયતમાં એનું વર્ણન છે કે પોતાના મૃત્યુ ઉપર ધ્યાન આપો અને વિચાર કરો તો તે પોતે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની એક મોટી નિશાની છે, તમે પોતાની બેદરકારી અને અજ્ઞાનતાથી એવું સમજો છો કે માનવીનું મૃત્યુ આપમેળે આવી જાય છે, વાત એવી નથી બલકે અલ્લાહ સમીપ તમારા મોતનો એક સમય નિશ્ચિત છે અને તેના માટે ફરિશ્તાઓની એક ખાસ વ્યવસ્થા છે જેમાં મોટા હઝરત ઈઝરાઈલ (અલૈ.) છે કે સમગ્ર દુનિયાના મૃત્યુની વ્યવસ્થા તેમના હાથમાં આપવામાં આવી છે જે વ્યક્તિની જે સમયે જે સ્થળે મોત નિશ્ચિત છે ઠીક તે જ સમયે તેઓ તેની રૂહ કબ્જે કરે છે, પ્રસ્તુત આયતમાં તેનું વર્ણન છે અને તેમાં مَلَكُ الْمَوْت (મલકુલ મોત) શબ્દ مُفْرَدْ (મુફરદ) "એક વચન" સ્વરૂપે વર્ણન કરવામાં આવ્યો છે, તેનો ભાવાર્થ ઈઝરાઈલ (અલૈ.) છે અને એક બીજી આયતમાં ફરમાવ્યું છે, اَلَّذِيْنَ تَتَوَفّٰهُمُ الْمَلٰٓئِكَةُ તેમાં مَلَائِكَةُ (મલાઈકહ) બહુવચનના શબ્દથી લાવવામાં આવ્યું છે, તેમાં ઈશારો છે કે ઈઝરાઈલ (અલૈ.) એકલા જ આ કામ પૂરું નથી કરતા બલકે તેમના હાથ નીચે ઘણા બધા ફરિશ્તાઓ તેમાં ભાગ લે છે.

## રૂહ કબ્જે કરવા વિશે અને મલિકુલ મોત વિશે અમુક વિગતો :

તફસીરના ઈમામ મુજાહિદ (રહ.)એ કહ્યું છે કે સમગ્ર દુનિયા મલિકુલ મોત સામે એવી છે જેમકે કોઈ મનુષ્ય સામે એક ખુલ્લી થાળીમાં દાણા પડ્યા હોય કે જેને ઈચ્છે ઉઠાવી લે, આ વિષય એક મરફુઅ્ હદીષમાં પણ આવ્યો છે.

*(ઝિક્રહુલ કુર્તુબી ફી તઝકિરહ)*

એક હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ એક વખતે એક અન્સારી સહાબીના માથા ઉપર મલિકુલ મોતને જોયા તો ફરમાવ્યું કે મારા સહાબીની સાથે નરમીનો વર્તાવ કરો, મલિકુલ મોતે જવાબ આપ્યો કે તમે સંતોષિત રહો, હું દરેક મો'મિનની સાથે નરમીનો વર્તાવ કરું છું અને કહ્યું કે જેટલા વ્યક્તિઓ શહેરોમાં અથવા ગામડાંઓમાં અથવા જંગલોમાં, પહાડોમાં અથવા દરિયામાં વસે છે હું તેમાંથી દરેકને દિવસમાં પાંચ વખતે જોઉં છું, એટલા માટે હું તેમના દરેક નાના મોટાથી પ્રત્યક્ષ રીતે વાકેફ છું. પછી ફરમાવ્યું કે હે મુહમ્મદ ﷺ આ જે કંઈ છે અલ્લાહના હુકમથી છે, નહિતર જો હું એક મચ્છરની રૂહ પણ કબ્જે કરવા ઈચ્છું તો મારી તેના ઉપર શક્તિ નથી જ્યાં સુધી કે અલ્લાહ તઆલાનો હુકમ તેના માટે ન આવી જાય.

## શું પ્રાણીઓની રૂહ પણ મલિકુલ મોત કબ્જે કરે છે ? :

પ્રસ્તુત હદીષની રિવાયતથી જાણ થાય છે કે મચ્છરની રૂહ પણ અલ્લાહના હુકમથી મલિકુલ મોત જ કબ્જે કરે છે. હઝરત ઈમામ માલિક (રહ.)એ એક પ્રશ્નના ઉત્તરમાં કહ્યું છે પરંતુ અમુક બીજી રિવાયતોથી જાણ થાય છે કે ફરિશ્તા દ્વારા રૂહ કબ્જે કરવી મનુષ્યો માટે જ ખાસ છે, તેની ઉચ્ચતા અને તેની વિશિષ્ટતાના કારણે; નહિતર બાકી પ્રાણીઓ અલ્લાહ તઆલાના હુકમથી ફરિશ્તા વિના જ મરી જશે. *(ઝિક્રુહુ ઈબ્ને અતિય્યહ અજ કુર્તુબી)*

આ જ વિષય અબુલ શૈખ અકીલી, વયલમી વગેરેએ હઝરત અનસ (રદિ.)ની રિવાયતથી મરફુઅન નકલ કર્યો છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે પૃથ્વી પરના બધા જ પ્રાણીઓ અને જીવજંતુઓ સૌ અલ્લાહ તઆલાની તસ્બીહમાં પ્રવૃત્ત રહે છે. (આ જ તેમનું જીવન છે) જ્યારે તેમની તસ્બીહ પૂર્ણ થઈ જાય છે તો અલ્લાહ તઆલા તેમની રૂહ કબ્જે કરી લે છે, પ્રાણીઓનું મોત મલિકુલ મોતને સોંપવામાં આવ્યું નથી, આ વિષયની એક હદીષ હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી પણ રિવાયત કરવામાં આવી છે. *(મઝહરી)*

એક રિવાયતમાં છે કે જ્યારે અલ્લાહ તઆલાએ ઈઝરાઈલ (અલૈ.)ને સમગ્ર દુનિયાની મોતનો મામલો સોંપ્યો તો તેમણે વિનંતી કરી, હે મારા પરવરદિગાર ! તેં મને એવી સેવા સોંપી છે કે સમગ્ર દુનિયા અને સમગ્ર

માનવજાત મને બુરું કહેશે અને જ્યારે મારું વર્ણન આવશે બુરાઈથી કરશે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે અમે તેને એ રીતે નિર્મૂળ કરી દીધી છે કે દુનિયામાં મોતના અમુક જાહેર કારણો અને બીમારીઓ રાખી દીધી છે જેના કારણે બધા લોકો મોતનો તે કારણો અને બીમારીઓ તરફ સંબંધ જોડશે, તમે તેમના બુરા ભલા કહેવાથી સુરક્ષિત રહેશો. *(કુર્તુબી ફિ તફસીર વ તઝકિરહ)*

ઈમામ બગવી (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જેટલી બીમારીઓ અને દર્દો તથા ઘા વગેરે છે તે બધા મોતના સંદેશાવાહકો છે, માનવીને તેનું મૃત્યુ યાદ અપાવે છે પછી જ્યારે મોતનો સમય આવી જાય છે તો મલિકુલ મોત મરનારને સંબોધન કરીને કહે છે કે હે અલ્લાહના બંદા ! મેં પોતાના આવતા પહેલાં કેટલી ખબરો, કેટલા સંદેશાવાહકો એક પછી એક તને ખબરદાર કરવા અને મોતની તૈયારી કરવા માટે બીમારી અને દુર્ઘટનાઓ સ્વરૂપે મોકલ્યા છે, હવે હું આવી પહોંચ્યો, ત્યાર પછી કોઈ બીજો ખબર આપનાર અથવા બીજો સંદેશાવાહક આવશે નહીં, હવે તમે પોતાના પરવરદિગારને અવશ્ય માનશો ભલે ખુશીથી અથવા મજબૂરીથી !

*(મઝહરી)*

**મસ્અલો :**

મલિકુલ મોત કોઈની મોતનો સમય પહેલેથી નથી જાણતા જ્યાં સુધી કે તેને હુકમ આપવામાં ન આવે કે ફલાણાની રૂહ કબ્જે કરી લો.

*(અખ્રજા, અહમદ વ ઈબ્ને અબીદુનિયા અન મુઅ્મર, મઝહરી)*

تَتَجَافٰى جُنُوْبُهُمْ عَنِ الْمَضَاجِعِ يَدْعُوْنَ رَبَّهُمْ خَوْفًا وَّطَمَعًا પાછલી આયતોમાં કાફિરો, મુશ્રિકો તથા કયામતના ઈન્કારીઓને ચેતવણીઓ હતી, ત્યાર પછી اِنَّمَا يُؤْمِنُ بِآيٰتِنَا થી નિખાલસ મો'મિનોના ખાસ લક્ષણો અને તેમના મહાન દરજ્જાઓનું વર્ણન છે, તે મો'મિનોનું એક લક્ષણ પ્રસ્તુત આયતમાં આ બતાવવામાં આવ્યું છે કે તેમના પડખાંઓ પોતાના બિસ્તરાથી અલગ થઈ જાય છે અને પાથરણાએથી ઉઠીને અલ્લાહ તઆલાના ઝિક્ર અને દુઆમાં પ્રવૃત્ત થઈ જાય છે, કારણ કે આ લોકો અલ્લાહ તઆલાના નારાજગી અને અઝાબથી ડરે છે અને તેની રહમત અને સવાબના આશાવાદી રહે છે, આ જ આશા અને ડરની મિશ્રિત

પરિસ્થિતિ તેમને ઝિક્ર અને દુઆ માટે બેચેન રાખે છે.

**તહજ્જુદની નમાઝ :**

દુઆના પાથરણાએથી ઉઠીને ઝિક્ર અને દુઆમાં મશ્ગૂલ થઈ જવાનો ભાવાર્થ જમહૂર તફસીરકારોના મતે તહજ્જુદ અને નફલ નમાઝો છે જે સૂઈને ઉઠયા પછી પઢવામાં આવે છે. (ઈમામ મુજાહિદ રહ., ઈમામ માલિક રહ. અને અવજાઈ રહ.ના હસન નિવેદન પ્રમાણે) અને હદીષની રિવાયતોમાં પણ તેનું સમર્થન થયું છે.

મુસ્નદે અહમદ, તિરિમઝી, નસાઈ વગેરેમાં હઝરત મઆઝ બિન જબલ (રદિ.)થી રિવાયત છે કે હું એક વખતે રસૂલે કરીમ ﷺ સાથે મુસાફરીમાં હતો, એક દિવસે હું મુસાફરી દરમિયાન સવારના સમયે રસૂલે કરીમ ﷺની નિકટ આવ્યો તો મેં વિનંતી કરી યા રસૂલુલ્લાહ ﷺ ! મને કોઈ એવો અમલ બતાવો જે મને જન્નતમાં દાખલ કરે અને જહન્નમથી દૂર કરી આપે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે તમે એક મોટી વસ્તુનો સવાલ કર્યો પરંતુ જેના માટે અલ્લાહ તઆલા સરળ કરી દે તેના માટે તે સહેલું થઈ જાય છે અને ફરમાવ્યું કે તે અમલ એ છે કે અલ્લાહની ઈબાદત કરો અને તેની સાથે કોઈને ભાગીદાર ન કરો અને નમાઝ કાયમ કરો અને ઝકાત અદા કરો અને રમઝાનના રોઝા રાખો અને બયતુલ્લાહની હજ્જ કરો અને પછી ફરમાવ્યું કે લો ! હવે હું તમને ભલાઈ એટલે નેકીના વિભાગો બતાવી આપું છું. (તે એ છે કે) રોઝો ઢાલ છે (જે અઝાબથી બચાવે છે) અને સદકહ માનવીના ગુનાહોની આગ હોલવી નાંખે છે એ જ પ્રમાણે મનુષ્યની રાત્રિ દરમિયાનની નમાઝ; અને આ ફરમાવીને કુર્આને કરીમની પ્રસ્તુત આયત તિલાવત કરી, تَتَجَافٰى جُنُوْبُهُمْ عَنِ الْمَضَاجِعِ

હઝરત અબૂ દરદાઅ્ (રદિ.), કતાદહ અને જહ્હાક (રહ.)એ ફરમાવ્યું છે કે પડખાંઓનું બિસ્તરાઓથી અલગ થઈ જવાનું આ લક્ષણ તે લોકો માટે પણ સાચું છે જેઓ ઈશાની નમાઝ જમાઅત સાથે અદા કરે, પછી સવારની નમાઝ જમાઅત સાથે પઢે અને તિરમિઝીમાં સહીહ સનદથી હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે આ تَتَجَافٰى جُنُوْبُهُمْ ઈશાની નમાઝથી પહેલાં ન સૂઈ જનારા અને ઈશાની જમાઅતની રાહ જોનારાઓ વિશે નાઝિલ થઈ.

અમુક રિવાયતોમાં છે કે આ તે લોકો વિશે છે જેઓ મગરિબ અને ઈશા વચ્ચે નફલો પઢે છે. (રવાહુ મુહમ્મદ બિન નશર) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ આયત વિશે ફરમાવ્યું કે જે લોકો જ્યારે આંખ ખુલે અલ્લાહનો ઝિક્ર કરે, સૂતાં, બેઠાં અને પડખાંઓ ઉપર; તેઓ પણ તેમાં સામેલ છે.

ઈબ્ને કષીર અને તફસીરના બીજા ઈમામોએ ફરમાવ્યું કે આ બધા નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી, સાચી વાત એ છે કે આ આયત સૌને સામેલ કરે છે અને અંતિમ રાત્રિની નમાઝ તે સૌમાં ઉચ્ચ અને શ્રેષ્ઠ છે, બયાનુલ કુર્આનમાં પણ આ જ મત અપનાવવામાં આવ્યો છે.

હઝરત અસ્માઅ્ બિન્તે યઝીદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યુ કે જયારે અલ્લાહ તઆલા આગલા અને પાછલાઓને કયામતના દિવસે એકઠા કરશે તો અલ્લાહ તઆલા તરફથી એક પોકારનાર ઊભો થશે જેનો અવાજ સમગ્ર મખ્લૂક સાંભળશે, તે અવાજ આપશે કે મહશરવાળાઓ આજે જાણી લેશે કે અલ્લાહ તઆલા સમીપ કોણ લોકો ઈજ્જત અને સન્માનના હકદાર છે પછી તે ફરિશ્તો અવાજ આપશે કે મહશરવાળાઓમાંથી તે લોકો ઊભા થાય જેમનું લક્ષણ આ હતું, تَتَجَافٰى جُنُوْبُهُمْ عَنِ الْمَضَاجِعِ એટલે કે, તેમના પડખાંઓ બિસ્તરાઓથી અલગ થઈ જાય છે. આ અવાજ ઉપર તે લોકો ઊભા થશે જેમની સંખ્યા ઓછી હશે. (ઈબ્ને કષીર) અને એ જ રિવાયત પછીના શબ્દોમાં છે કે તે લોકો વિના હિસાબ કિતાબે જન્નતમાં મોકલી દેવામાં આવશે, ત્યારબાદ અન્ય બધા લોકો ઊભા થશે અને તેમનાથી હિસાબ લેવામાં આવશે. *(મઝહરી)*

وَلَنُذِيْقَنَّهُمْ مِّنَ الْعَذَابِ الْاَدْنٰى دُوْنَ الْعَذَابِ الْاَكْبَرِ، لَعَلَّهُمْ يَرْجِعُوْنَ માં શબ્દ اَدْنٰى (અદ્ના) "નિકટ"ના અર્થમાં છે અને عَذَابِ اَدْنٰى (અઝાબે અદ્ના)નો ભાવાર્થ દુનિયાની મુસીબતો, આફતો અને બીમારીઓ વગેરે છે તથા عَذَابِ اَكْبَرُ (અઝાબે અકબર)નો ભાવાર્થ "આખિરતનો અઝાબ" છે.

**દુનિયાની મુસીબતો તે લોકો માટે કૃપા છે જેઓ અલ્લાહ તઆલાના શરણમાં જાય :**

એનો અર્થ એ છે કે અલ્લાહ તઆલા ઘણા લોકોને તેમના ગુનાહો ઉપર

ચેતવણી આપવા માટે દુનિયામાં તેમને બીમારીઓ, મુસીબતો તથા આફતોમાં સપડાવી દે છે જેથી તેઓ ચેતી જાય અને પોતાના ગુનાહોથી પાછા વળે તથા આખિરતના મોટા અઝાબથી છુટકારો પામે.

આ આયતથી જાણ થઈ કે ગુનેહગારો માટે દુનિયાની મુસીબતો, આફતો, બીમારીઓ અને તકલીફો પણ એક પ્રકારની રહમત જ છે કે ગફલતથી પાછા વળીને આખિરતના અઝાબથી બચી જાય, અલબત્ત તે લોકો આફતો પછી પણ અલ્લાહ તરફ રુજૂઅ્ ન કરે તેમના માટે એ બમણો અઝાબ બની જાય છે, એક આ જ દુનિયામાં રોકડો અને બીજો આખિરતનો મોટો અઝાબ. અંબિયા (અલૈ.) અને અવલિયા ઉપર જે આફતો અને મુસીબતો આવે છે તેમનો મા'મલો આ બધાથી અલગ છે અને તેમની પરીક્ષા અથવા કસોટી દ્વારા તેમના દરજ્જાઓ વધારવા માટે હોય છે તથા તેની ઓળખ એ છે કે તે લોકોને બીમારીઓ અને આફતોના સમયે પણ એક પ્રકારની મનની શાંતિ અને સંતોષ અલ્લાહ તઆલા ઉપર હોય છે. વલ્લાહુ અઅ્લમુ.

**અમુક ગુનાહોની સજા આખિરતથી પહેલાં દુનિયામાં પણ મળે છે :**

اِنَّا مِنَ الْمُجْرِمِيْنَ مُنْتَقِمُوْنَ દેખીતી રીતે શબ્દ مُجْرِمِيْن (મુજરિમીન)માં દરેક પ્રકારના ગુનેહગારો સામેલ છે અને اِنْتِقَامُ (ઈન્તેકામ) "બદલો લેવો" પણ સામાન્ય છે, ભલે દુનિયામાં અથવા આખિરતમાં અથવા બંને સ્થળોએ; પરંતુ હદીષની અમુક રિવાયતોથી જાણ થાય છે કે ત્રણ ગુનાહો એવા છે જેની સજા આખિરતથી પહેલાં દુનિયામાં પણ મળે છે, એક સત્ય વિરુદ્ધ ખુલ્લમ ખુલ્લા ઝંડાઓ અને નારાઓ લગાવી પ્રયત્ન કરવો, બીજું માં બાપની નાફરમાની કરવી અને ત્રીજું જાલિમની મદદ કરવી. *(રવાહુ ઈબ્ને જરીર અન મઆઝ બિન જબલ રદિ.)*

---

## આયતો : (સૂરએ સજ્દહ : આયત નં. ૨૩ થી ૩૦)

وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ فَلَا تَكُنْ فِيْ مِرْيَةٍ مِّنْ لِّقَآئِهٖ وَجَعَلْنٰهُ هُدًى لِّبَنِيْٓ
اِسْرَآءِيْلَ ﴿۲۳﴾ وَجَعَلْنَا مِنْهُمْ اَئِمَّةً يَّهْدُوْنَ بِاَمْرِنَا لَمَّا صَبَرُوْا ۣ وَكَانُوْا بِاٰيٰتِنَا

| |
|---|
| يُوْقِنُوْنَ ﴿۲۴﴾ اِنَّ رَبَّكَ هُوَ يَفْصِلُ بَيْنَهُمْ يَوْمَ الْقِيٰمَةِ فِيْمَا كَانُوْا فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿۲۵﴾ |
| اَوَلَمْ يَهْدِ لَهُمْ كَمْ اَهْلَكْنَا مِنْ قَبْلِهِمْ مِّنَ الْقُرُوْنِ يَمْشُوْنَ فِيْ مَسٰكِنِهِمْ ؕ اِنَّ فِيْ |
| ذٰلِكَ لَاٰيٰتٍ ؕ اَفَلَا يَسْمَعُوْنَ ﴿۲۶﴾ اَوَلَمْ يَرَوْا اَنَّا نَسُوْقُ الْمَآءَ اِلَى الْاَرْضِ |
| الْجُرُزِ فَنُخْرِجُ بِهٖ زَرْعًا تَاْكُلُ مِنْهُ اَنْعَامُهُمْ وَاَنْفُسُهُمْ ؕ اَفَلَا يُبْصِرُوْنَ ﴿۲۷﴾ وَيَقُوْلُوْنَ |
| مَتٰى هٰذَا الْفَتْحُ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿۲۸﴾ قُلْ يَوْمَ الْفَتْحِ لَا يَنْفَعُ الَّذِيْنَ كَفَرُوْۤا |
| اِيْمَانُهُمْ وَلَا هُمْ يُنْظَرُوْنَ ﴿۲۹﴾ فَاَعْرِضْ عَنْهُمْ وَانْتَظِرْ اِنَّهُمْ مُّنْتَظِرُوْنَ ﴿۳۰﴾ ع |

**તરજુમો :**

*અને અલબત્ત અમે મૂસા (અલૈ.)ને કિતાબ આપી છે, બસ તમે તેના મળવાથી શંકામાં ન રહો અને અમે તેને બની ઈસ્રાઈલ માટે હિદાયત (માર્ગદર્શક) બનાવી. (૨૩) અને અમે તેમનામાંથી ઈમામ (પેશ્વા) બનાવ્યા જેઓ અમારા હુકમથી સીધા માર્ગે ચલાવતા હતા (ત્યારે કે) જ્યારે ધૈર્ય દાખવતા રહ્યા અને અમારી વાતો ઉપર વિશ્વાસ ધરાવતા રહ્યા. (૨૪) બેશક ! તમારો પરવરદિગાર જ કયામતના દિવસે તેમનામાં ફેંસલો કરશે જે વાતમાં કે તેઓ મતભેદ કરતા હતા. (૨૫) શું તેમને એ વાતથી માર્ગ ન સૂઝયો કે અમે તેમનાથી પહેલી કેટલીય ઉમ્મતોનો નાશ કરી નાંખ્યો કે આ તેમના ઘરોમાં અવરજવર કરે છે, તેમાં ઘણી નિશાનીઓ છે, શું તેઓ સાંભળતા નથી ? (૨૬) શું તેમણે જોયું નથી કે અમે પાણીને એક સુક્કી (વેરાન) પડેલી જમીન તરફ હાંકી દઈએ છીએ, પછી અમે તેનાથી ખેતી કાઢીએ છીએ કે તેમાંથી તેમના પશુઓ ખાય છે અને પોતે તેઓ પણ, પછી શું જોતા નથી !? (૨૭) અને કહે છે, ક્યારે થશે આ ફેંસલો જો તમે સાચા છો! (૨૮) તમે કહો, એ ફેંસલાના દિવસે ઈન્કારીઓને તેમનું ઈમાન લાવવું કામ લાગશે નહીં અને ન જ તેમને ઢીલ મળશે. (૨૯) બસ તમે તેમનો વિચાર છોડી દો અને રાહ જુઓ, ખરેખર તેઓ પણ રાહ જુએ છે. (૩૦)*

## તફસીર :

અને અમે મૂસા (અલૈ.)ને (તમારી જેમ જ) કિતાબ આપી હતી, (જેના પ્રચાર પ્રસારમાં તેમને તકલીફો વેઠવી પડી હતી, એ જ પ્રમાણે આપ ﷺએ પણ બરદાશ્ત કરવું જોઈએ. એક સાંત્વના તો આ થઈ, પછી એ જ પ્રમાણે તમને કિતાબ આપી) બસ તમે (પોતાની) આ (કિતાબ)ના મળવામાં કંઈ શંકા ન કરો ( اِنَّکَ لَتُـلَـقّٰـی الْـقُـرْاٰنَ ) મતલબ એ છે કે તમે સાહિબે કિતાબ છો અને સાહિબે ખિતાબ છો, બસ જ્યારે તમે અલ્લાહ સમીપ આટલા સ્વીકૃત છો તો જો અમુક થોડા મૂર્ખાઓ તમારો સ્વીકાર ન કરે તો કોઈ દિલગીર થવાની બાબત નથી, આમ એક સાંત્વના તો આ રીતે આપવામાં આવી) અને અમે એ (મૂસા અલૈ.ની કિતાબ)ને બની ઈસ્રાઈલ માટે હિદાયતનું માધ્યમ બનાવી હતી (એ જ પ્રમાણે તમારી કિતાબથી ઘણાઓની હિદાયત થશે, તમે ખુશ રહો. એક સાંત્વના આ પણ થઈ) અને અમે તે (બની ઈસ્રાઈલ)માં ઘણા બધા (દીનના) પેશ્વાઓ બનાવી દીધા હતા જેઓ અમારા હુકમથી માર્ગદર્શન કરતા હતા જ્યારે કે તે લોકો (તકલીફો ઉપર) સબ્ર કરતા રહ્યા અને અમારી આયતો ઉપર યકીન રાખતા હતા (એટલા માટે તેના પ્રચાર અને મખ્લૂકની હિદાયતમાં તકલીફો વેઠવાનું પસંદ કરતા હતા, આ તસલ્લી મો'મિનો માટે છે કે તમે લોકો ધૈર્ય દાખવો અને જ્યારે તમે યકીનવાળા છો તથા યકીનનો તકાદો સબ્ર કરવી છે તો તમારા માટે સબ્ર જરૂરી છે, તે સમયે અમે તમને પણ દીનના ઈમામો બનાવી દઈશું. આ હૈયાધરપત દુનિયાના આધારે છે કે એક તસલ્લી આખિરતના આધારે તમારે રાખવી જોઈએ અને તે હૈયાધરપતની બાબત એ છે કે) તમારો પરવરદિગાર કયામતના દિવસે તે સૌનો પરસ્પર (અમલી) ફેંસલો તે બાબતોમાં કરી દેશે જેમાં તેઓ અંદર અંદર મતભેદ કરતા હતા (એટલે કે મો'મિનોને જન્નતમાં અને કાફિરોને દોઝખમાં નાંખી દેશે અને કયામત પણ કંઈ દૂર નથી, તેનાથી પણ તસલ્લી પ્રાપ્ત કરવી જોઈએ અને આ વિષયને સાંભળીને કાફિરો બે શંકાઓ કરી શકતા હતા, એક એ કે અમે તેને માનતા જ નથી કે અલ્લાહ તઆલાને અમારું કુફ્ર નાપસંદ છે જેમકે يَـفْـصِـلُ નો ભાવાર્થ થાય છે, બીજું એ કે કયામતને જ અશક્ય સમજે છે. આગળ બંને બાબતોના રદિયા માટે બે વિષયો છે. પ્રથમ એ કે તેમણે કુફ્ર અલ્લાહને નાપસંદ હોવામાં જે શંકા કરી છે તો) શું તેમના માટે એ બાબત

દોરવણી કરનાર ન થઈ કે અમે તેમનાથી પહેલાં (કુફ્ર અને શિર્કના જ કારણે) કેટલીય ઉમ્મતોનો નાશ કરી ચૂક્યા છે (કે તેમની નાશ કરવાની પદ્ધતિથી વળી નબીઓની આગાહીઓથી અમુક સ્વાભાવિક ભૌતિક નિયમોથી વિરુદ્ધ અલ્લાહનો ગુસ્સો ટપકતો હતો જેનાથી કુફ્ર અલ્લાહને નાપસંદ હોવાનું સ્પષ્ટ રીતે દેખીતું છે) જેમના રહેવાના સ્થળોમાં આ લોકો (શામની મુસાફરી દરમિયાન) અવરજવર કરે છે, એ (બાબત)માં (તો) સાફ નિશાનીઓ (કુફ્ર નાપસંદ હોવાની ઉપસ્થિત) છે, શું આ લોકો (તે પાછલી ઉમ્મતોના કિસ્સાઓ) સાંભળતા નથી ? (કે તે કિસ્સાઓ પ્રખ્યાત છે અને લોકોની જીભ ઉપર તાજા છે, બીજો વિષય એ કે તેમને જે કયામત ન આવવાની શંકા છે તો) શું તેમણે એ વાત ઉપર દૃષ્ટિ નથી કરી કે અમે (વાદળો અથવા નહેરો વગેરે દ્વારા) સુક્કી જમીન તરફ પાણી પહોંચાડીએ છીએ, પછી તેના દ્વારા ખેતી પેદા કરીએ છીએ જેનાથી તેમના પશુઓ અને તેઓ પોતે પણ ખાય છે તો શું (આ વાતને રાત દિવસ) જોતા નથી ? (આ મૃત્યુ પછી જીવનના સ્પષ્ટ નમૂનાઓ છે જેમકે ઘણા સ્થળોએ આ બાબતની ચર્ચા પસાર થઈ ચૂકી છે, બસ બંને શંકાઓ નિર્મૂળ થઈ ગઈ) અને આ લોકો (કયામત અને ફૈસલાનું વર્ણન સાંભળીને ઠઠ્ઠો મશ્કરી કરવા એવું) કહે છે કે જો તમે (આ વાતમાં) સાચા છો તો (બતાવો) આ ફૈસલો ક્યારે થશે ? તમે કહી આપો કે (તમે عَبُث નો તકાદો કરો છો ? તમારા માટે તો તે સંપૂર્ણ મુસીબતનો દિવસ છે કારણ કે) તે ફૈસલાના દિવસે કાફિરોને તેમનું ઈમાન લાવવું (બિલકુલ) લાભ આપશે નહીં (અને આ જ એક સ્વરૂપ તેમના બચાવનું હતું અને તે સ્વરૂપ જ ઉપસ્થિત નહીં થાય) અને (છુટકારાનો લાભ તો શું થાય ! બલકે) તેમને મહોલત પણ નહીં મળે, બસ (હે પયગમ્બર ﷺ !) તેમની વાતોનો વિચાર ન કરો (જેના વિચારથી ગમ થાય છે) અને તમે (ગુપ્ત ફૈસલાની) રાહ જોતા રહો, તેઓ પણ (પોતાની રીતે આપ ﷺના નુકસાનની) રાહ જુએ છે (كَقَوْلِهِمْ نَتَرَبَّصُ بِهٖ رَيْبَ الْمَنُوْنَ પરંતુ જાણ થઈ જશે, કોની રાહ જોવી વાસ્તવિકતા આધારિત છે અને કોની નથી, તેના જવાબમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું,

قُلْ تَرَبَّصُوْا فَاِنِّىْ مَعَكُمْ مِّنَ الْمُتَرَبِّصِيْنَ

## મસ્અલા અને બોધપાઠ :

فَلَا تَكُنْ فِي مِرْيَةٍ مِّن لِّقَآئِهِ માં શબ્દ لِقَاءُ (લિકાઅ્)નો અર્થ "મુલાકાત"નો થાય છે, આ આયતમાં "કોઈની મુલાકાત કોઈની સાથે" ભાવાર્થ તરીકે છે તફસીરકારોના આ બાબતે વિવિધ નિવેદનો છે તેમાં એક તે છે જેનો ખુલાસો ઉપરોક્ત તફસીરમાં અપનાવવામાં આવ્યો છે કે, لِقَائِهِ (લિકાઈહિ)ની ઝમીર કિતાબ એટલે કે કુર્આન તરફ જોડાયેલી ઠરાવીને ભાવાર્થ એ લેવામાં આવ્યો છે કે જે રીતે હઝરત મૂસા (અલૈ.)ને કિતાબ આપવામાં આવી આપ ﷺ પણ પોતાની કિતાબ આવવામાં કોઈ શંકા ન કરે, જેમકે એક બીજી આયતમાં કુર્આન વિશે આ શબ્દો આવ્યા છે, وَإِنَّكَ لَتُلَقَّى الْقُرْآنَ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને કતાદહ (રદિ.)થી તેની તફસીર એ નકલ થઈ છે કે "લિકાઈહિ"ની ઝમીર હઝરત મૂસા (અલૈ.) તરફ જોડાયેલ છે અને તેથી આ આયતમાં રસૂલે કરીમ ﷺની મુલાકાત હઝરત મૂસા (અલૈ.) સાથે થવાની ખબર આપવામાં આવી છે અને ફરમાવ્યું છે કે તમે એમાં શંકા ન કરો કે તમારી મુલાકાત હઝરત મૂસા (અલૈ.) સાથે થશે, એટલા માટે એક મુલાકાત શબે મેઅ્રાજમાં થવી સહીહ હદીષોથી સાબિત છે પછી કયામતમાં મુલકાત થવી પણ સાબિત છે.

હઝરત હસન બસરી (રહ.)એ તેની તફસીર એ કરી છે કે જે પ્રમાણે હઝરત મૂસા (અલૈ.)ને એક કિતાબ આપવામાં આવી અને લોકોએ તેને જૂઠાડી અને તેમને સતાવ્યા તમે પણ યકીન રાખો કે આ બધી વસ્તુઓ તમારી સાથે પણ બનશે એટલા માટે તમે કાફિરોની પીડાઓથી દિલગીર ન થાઓ બલકે તેને અંબિયા (અલૈ.)ની સુન્નત સમજીને સહન કરો.

### કોઈ કોમનો આગેવાન અથવા ઇમામ બનવા માટે બે શરતો :

وَجَعَلْنَا مِنْهُمْ أَئِمَّةً يَّهْدُوْنَ بِاَمْرِنَا لَمَّا صَبَرُوْا وَكَانُوْا بِاٰيٰتِنَا يُوْقِنُوْنَ એટલે કે, અમે બની ઈસ્રાઈલમાંથી અમુક લોકોને ઈમામ, પેશ્વા તથા આગેવાન બનાવી દીધા જે પોતાના પયગમ્બરના નાયબ સ્વરૂપે અલ્લાહના હુકમથી લોકોનું માર્ગદર્શન કર્યા કરતા હતા જ્યારે કે તેમણે ધૈર્ય દાખવ્યું અને જ્યારે કે તેઓ અમારી આયતો ઉપર યકીન રાખે છે.

આ આયતમાં બની ઈસ્રાઈલના ઉલમામાંથી અમુકને ઈમામત અને પેશ્વાઈનો દરજ્જો અર્પણ કરવાના બે કારણો વર્ણન કરવામાં આવ્યા છે, પ્રથમ સબ્ર કરવી, બીજું અલ્લાહ તઆલાની આયતો ઉપર યકીન કરવું. સબ્ર કરવાનો ભાવાર્થ અરબી ભાષાના આધારે ઘણો વિશાળ અને જાહેર છે, તેનો શાબ્દિક અર્થ બાંધવું અથવા મક્કમ રહેવું થાય છે. આ સ્થળે સબ્રનો ભાવાર્થ અલ્લાહ તઆલાના હુકમોની પાબંદી ઉપર મક્કમ રહેવું અને જે વસ્તુઓને અલ્લાહ તઆલાએ હરામ અથવા મકરૂહ ઠરાવી છે તેનાથી પોતાની મનેચ્છાઓને રોકવી છે જેમાં શરીઅતના બધા જ હુકમોની પાબંદી આવી જાય છે અને આ ઘણી મોટી કર્મરૂપી વિશેષતા છે, તેનું બીજું કારણ અલ્લાહની આયતો ઉપર યકીન રાખવું છે, તેમાં આયતોના ભાવાર્થ સમજવું, પછી તેને સમજીને તેના ઉપર યકીન રાખવું બંને સામેલ છે, આ ઘણી જ મોટી જ્ઞાનરૂપી વિશેષતા છે.

ખુલાસો એ છે કે ઈમામત અને પેશ્વાઈના લાયક અલ્લાહ તઆલા સમીપ માત્ર તે લોકો છે જેઓ કર્મોમાં પણ સંપૂર્ણ હોય અને જ્ઞાનમાં પણ અને અત્રે કર્મરૂપી વિશેષતાને જ્ઞાનરૂપી વિશેષતાથી અગ્રસ્થાને વર્ણન કર્યું છે કે સ્વાભાવિક ક્રમમાં જ્ઞાન કર્મ કરતાં અગ્રસ્થાને હોય છે, તેમાં ઈશારો એ તરફ છે કે અલ્લાહ તઆલા નજીક તે જ્ઞાન ભરોસાપાત્ર છે જ નથી જેની સાથે અમલ ન હોય.

ઈબ્ને કષીરે અમુક વિદ્વાનોના નિવેદન આ આયતના વિવરણમાં નકલ કર્યા છે કે بِالصَّبْرِ وَالْيَقِيْنِ تُنَالُ الْاِمَامَةُ فِى الدِّيْنِ એટલે કે, સબ્ર અને યકીન દ્વારા જ દીનમાં કોઈને ઈમામતનો દરજ્જો મળી શકે છે.

اَوَلَمْ يَرَوْ اَنَّا نَسُوْقُ الْمَاءَ اِلَى الْاَرْضِ الْجُرُزِ فَنُخْرِجُ بِهٖ زَرْعًا એટલે કે, શું આ લોકો જોતા નથી કે અમે સુક્કી જમીન તરફ પાણીને (અમુક વખતે) જમીન ઉપર ચલાવીને લઈ જઈએ છીએ જેનાથી તેની ખેતીઓ ઊગે છે. શબ્દ جُرُزٌ (જુરુઝ) "સુક્કી જમીન"ને કહેવામાં છે જેમાં વનસ્પતિ નથી ઊગતી.

**જમીનની સિંચાઈની એક ખાસ હિકમતપૂર્ણ વ્યવસ્થા :**

સુક્કી જમીનને સિંચવાનું અને તેમાં વનસ્પતિ ઊગાડવાનું વર્ણન કુર્આને કરીમમાં અનેક ઠેકાણે એવી રીતે આવ્યું છે કે આ જમીન ઉપર વરસાદ વરસે છે,

તેનાથી જમીન હરીભરી થઈને વનસ્પતિ ઉગાડવા યોગ્ય બની જાય છે પરંતુ આ આયતમાં વરસાદના બદલે પાણીને જમીન ઉપર ચલાવીને સુક્કી જમીન તરફ લઈ જવાનું અને તેનાથી વૃક્ષો ઉગાડવાનું વર્ણન કરવામાં આવ્યું છે, એટલે કે વરસાદ કોઈ બીજી જમીન ઉપર ઉતારવામાં આવે છે ત્યાંથી નદી નાળાંઓ દ્વારા જમીન ઉપર ચલાવીને પાણીને સુક્કી જમીન તરફ લઈ જવામાં આવે છે જ્યાં વરસાદ નથી હોતો.

તેમાં ઈશારો એ તરફ છે કે અમુક જમીનો એવી નરમ અને પોચી હોય છે જે વરસાદને વેઠી શકતી નથી, જો ત્યાં સંપૂર્ણ વરસાદ વરસાવવામાં આવે તો ઈમારતો જમીનદોસ્ત થઈ જાય, વૃક્ષો ઊખડી જાય એટલા માટે કુદરતે આવી જમીનો માટે એવી વ્યવસ્થા કરી કે વરસાદ તો તે જમીન ઉપર ઉતારવામાં આવે છે જે તેને વેઠી શકે, પછી ત્યાંથી પાણી વહાવીને એવી જમીનો તરફ લઈ જવામાં આવે છે જે વરસાદને વેઠી શકતી નથી, જેમકે મિસ્રની જમીન અને અમુક તફસીરકારોએ યમન અને શામની અમુક જમીનો આ પ્રકારની હોવાનું ઠરાવ્યું છે.

(كَمَارُوِىَ عَنْ اِبْنِ عَبَّاسٍ وَالْحَسَنُ)

સાચું એ છે કે આ વિષય એવી બધી જ જમીનોને સામેલ કરે છે અને વિશેષરૂપે મિસ્ર (ઈજિપ્ત)ની જમીન તેમાં સામેલ છે જ્યાં વરસાદ ઘણો ઓછો થાય છે પરંતુ હબશા (ઈથોપિયા) આફ્રિકા ખંડના વરસાદોનું પાણી નાઈલ નદી દ્વારા મિસ્રમાં આવે છે અને ત્યાંથી લાલ માટી સાથે લાવે છે જેમાં કાંપનો ભાગ વધારે હોય છે એટલા માટે મિસ્રના લોકો પોતાના દેશમાં વરસાદ ન હોવા છતાં દર વર્ષે નવા પાણી અને નવી માટીથી લાભ ઉઠાવે છે فَتَبَارَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ

وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَاالْفَتْحُ એટલે કે, કાફિરો એવું કહે છે કે તે વિજય ક્યારે થશે જેનું તમે વર્ણન કરો છો કે મો'મિનોનું કાફિરો ઉપર વર્ચસ્વ થશે ? અમને ક્યાંય નજરે નથી પડતું ! અમે તો એવું જોઈ રહ્યા છે કે મુસલમાનો ડરેલા છે, છુપાતા ફરે છે.

તેના જવાબમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, قُلْ يَوْمَ الْفَتْحِ لَا يَنْفَعُ الَّذِيْنَ كَفَرُوْآاِيْمَانُهُمْ એટલે કે, તમે તેમને જવાબમાં એવું કહી આપો કે તમે અમારા વિજયનો દિવસ અમને શું પૂછો છો ? તે દિવસ તો તમારી મુસીબતનો હશે,

કારણ કે જે વખતે અમારો વિજય થશે તો તે સમયે તમે અઝાબમાં પકડાઈ ચૂક્યા હશો ભલે દુનિયામાં જેમકે ગઝ્વએ બદ્રમાં થયું અથવા આખિરતમાં અને જ્યારે અલ્લાહ તઆલાનો અઝાબ કોઈને પકડી લે છે પછી તેનું ઈમાન કબૂલ થતું નથી.

*(કઝા ઝિક્રુહુ ઈબ્ને કષીર)*

અમુક લોકોએ આ સ્થળે مَتٰى هٰذَاالْفَتْحُ નો અર્થ કયામતના દિવસનો કર્યો છે. ઉપર તફસીરના ખુલાસામાં તેને જ અપનાવવામાં આવ્યું છે. વલ્લાહુ સુબ્હાનહુ વ તઆલા અઅ્લમુ.

સૂરએ સજ્દહ પૂરી થઈ સુબ્હાનલ્લાહ ! અરફાની રાત્રે જિલ્હજ્જ સન હિજરી ૧૩૯૧



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ સજ્દહનો અનુવાદ પૂર્ણ થયો.

**તારીખ :** ૯ મે ૨૦૧૦ મુતાબિક ૨૪ જમાદિઉલ અવ્વલ હિજરી સન ૧૪૩૧



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)





**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)






નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ (૩૩)

# સૂરએ અહઝાબ

સૂરએ અહઝાબ મદીનામાં નાઝિલ થઈ, તેમાં ૭૩ આયતો અને ૯ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૧-૨-૩)

آیاتها ٧٣ ﴿٣٣﴾ سُوْرَةُ الْاَحْزَابِ مَدَنِيَّةٌ ٩٠ رکوعاتها ٩

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

يٰٓاَيُّهَا النَّبِيُّ اتَّقِ اللّٰهَ وَ لَا تُطِعِ الْكٰفِرِيْنَ وَالْمُنٰفِقِيْنَ ؕ اِنَّ اللّٰهَ كَانَ
عَلِيْمًا حَكِيْمًا ۙ﴿۱﴾ وَّاتَّبِعْ مَا يُوْحٰٓى اِلَيْكَ مِنْ رَّبِّكَ ؕ اِنَّ اللّٰهَ كَانَ بِمَا
تَعْمَلُوْنَ خَبِيْرًا ۙ﴿۲﴾ وَّتَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا ﴿۳﴾

### તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*હે નબી ! અલ્લાહથી ડરો અને કાફિરોનું અને મુનાફિકોનું કહ્યું ન માનો, નિશ્ચિત અલ્લાહ સઘળું જાણનાર હિકમતોવાળો છે. (૧) અને તેના જ ઉપર ચાલો જે તમારા પરવરદિગાર તરફથી તમારા ઉપર હુકમ આવે, નિઃશંક અલ્લાહ તમારા કામની ખબર રાખે છે. (૨) અને અલ્લાહ ઉપર ભરોસો રાખો અને અલ્લાહ પૂરતો છે કાર્યસાધક. (૩)*

### તફસીર :

હે નબી ! અલ્લાહથી ડરતા રહો (અને કોઈનાથી ન ડરો અને તેમની ધમકીઓની લેશમાત્ર પરવા ન કરો) અને કાફિરોનું (કે જે ખુલ્લમ ખુલ્લા દીન વિરુદ્ધ સલાહ આપે છે) અને મુનાફિકોનું (કે જેઓ પડદા પાછળ તેમની સાથે

સહમત હોય છે) કહ્યું ન માનો (બલકે અલ્લાહનું જ કહ્યું કરો) બેશક ! અલ્લાહ તઆલા મહાન ઈલ્મવાળો મોટી હિકમતવાળો છે (તેનો દરેક હુકમ લાભ અને મસ્લિહત ઉપર આધારિત હોય છે) અને (અલ્લાહનું કહ્યું માનવું એ છે કે) તમારા પરવરદિગાર તરફથી જે કંઈ હુકમ તમારા તરફ વહી કરવામાં આવે છે તેના ઉપર ચાલો (અને હે લોકો !) બેશક ! તમારા લોકોના બધા અમલોની અલ્લાહ તઆલા સંપૂર્ણ ખબર રાખે છે (તમારામાંથી જેઓ અમારા પયગમ્બરોનો વિરોધ અને બળવો કરી રહ્યા છે અમે બધાને સમજી લઈશું) અને (હે નબી ﷺ) તમે (તે લોકોની ધમકીઓના મા'મલામાં) અલ્લાહ ઉપર ભરોસો રાખો અને અલ્લાહ પૂરતો કાર્યસાધક છે (તેના મુકાબલામાં તે લોકોની કોઈ યુક્તિઓ ચાલી નથી શકતી એટલા માટે કોઈ ચિંતા ન કરો, અલબત્ત જો અલ્લાહ તઆલાની હિકમત કોઈ મુસીબતનો તકાદો ઈચ્છે અને તેના કારણે કામચલાઉ ધોરણે કોઈ તકલીફ પહોંચી જાય તો તેનાથી નુકસાન નથી બલકે તે ઉઘાડો લાભ છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ મદની સૂરત છે, તેના મોટા ભાગના વિષયો રસૂલે કરીમ ﷺની મહોબ્બત અને અલ્લાહ તઆલા પાસે તેમના વિશિષ્ટ દરજ્જાઓ ઉપર આધારિત છે જેમાં રસૂલે કરીમ ﷺનું સન્માન વાજિબ હોવું અને આપ ﷺને પીડા પહોંચાડવી હરામ હોવું વિવિધ વિષયો દ્વારા વર્ણન થયું છે અને સૂરતના બાકી વિષયો તો તેની જ પૂર્ણતા અને પૂર્તતા સાથે જોડાણ ધરાવે છે.

## આયતો ઊતરવાની પૂર્વભૂમિકા (શા'ને નુઝૂલ) :

આ સૂરત ઊતરવાના કારણો વિશે અમુક રિવાયતો નકલ થઈ છે. એક આ કે, રસૂલે કરીમ ﷺ જ્યારે હિજરત કરીને મદીના તય્યિબહમાં સ્થાયી થયા તો મદીનાની આસપાસના યહૂદી કબીલાઓ, બનુ કુરયઝા, બનુ નજીર, બનુ કૈનકાઅ્ વગેરે વસવાટ કરતા હતા. રસૂલે કરીમ ﷺની ઈચ્છા અને પ્રયત્ન એ હતો કે કોઈપણ રીતે આ લોકો મુસલમાન થઈ જાય, યોગાનુયોગ તે યહૂદીઓમાંથી અમુક લોકો રસૂલે કરીમ ﷺની સેવામાં આવવા લાગ્યા અને મુનાફિકપણાએ પોતાને મુસલમાન કહેવા લાગ્યા, તેમના દિલોમાં ઈમાન ન હતું.

રસૂલે કરીમ ﷺએ તેને ગનીમત સમજ્યું કે અમુક લોકો મુસલમાન થઈ જાય તો બીજાઓને આમંત્રણ આપવું સરળ બની જશે એટલા માટે રસૂલે કરીમ ﷺ તે લોકોની સાથે વિશિષ્ટ પ્રકારની ભાવનાથી વ્યવહાર કરતા અને તેમના નાના મોટા આવનારાઓનું સન્માન કરતા હતા અને કોઈ ખરાબ વાત પણ જો તેમનાથી થઈ જાય તો દીની મસ્લિહત સમજીને તેનાથી આંખ આડા કાન કરતા હતા, આ ઘટના ઉપર સૂરએ અહઝાબની શરૂઆતની આયતો નાઝિલ થઈ. *(કુર્તુબી)*

એક બીજી ઘટના ઈબ્ને જરીર (રહ.)એ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કરી છે કે હિજરત પછી મક્કાના કાફિરોમાંથી વલીદ બિન મુગયરહ અને શયબહ ઈબ્ને રબિઅહ મદીના તય્યિબહ આવ્યા અને રસૂલે કરીમ ﷺની સામે એ રજુઆત કરી કે અમે બધા મક્કાના કુરૈશો તમને અડધો માલ આપી દઈશું જો તમે પોતાનો દા'વો છોડી આપો અને મદીના તય્યિબહના મુનાફિકો તથા યહૂદીઓએ તેમને એ ધમકી આપી કે જો તમે પોતાનો દા'વો અને દા'વત ન છોડી તો અમે તમને કતલ કરી નાંખીશું, આ બાબત ઉપર આ આયતો નાઝિલ થઈ. *(રૂહ)*

ત્રીજી એક ઘટના ષુઅ્લબી અને વાહિદીએ સનદ વિના નકલ કરી છે કે અબૂ સુફિયાન અને ઈકરીમા ઈબ્ને અબીજહલ તથા અબૂલ અવર સુલ્મી તે સમયે જ્યારે હુદૈબિય્યહની ઘટનામાં મક્કાના કાફિરો અને રસૂલે કરીમ ﷺની વચ્ચે યુદ્ધબંધીનો શાંતિકરાર થઈ ગયો હતો ત્યારે આ લોકો મદીના તય્યિબહ આવ્યા અને રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે તમે અમારા પૂજ્યોને બુરાઈથી વર્ણન કરવાનું છોડી દો, માત્ર એટલું કહી આપો કે તેઓ પણ સિફારસ કરશે અને લાભ પહોંચાડશે, રસૂલે કરીમ ﷺ એટલું કરી લે તો અમે તમને અને તમારા પરવરદિગારને છોડી દઈશું, ઝઘડો ખતમ થઈ જશે.

તેમની વાત રસૂલે કરીમ ﷺ અને બધા મુસલમાનોને સખત નાપસંદ પડી, મુસલમાનોએ તેમને કતલ કરવાનો ઈરાદો કર્યો ત્યારે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે હું તેમની સાથે સુલેહનો કરાર કરી ચૂક્યો છું એટલા માટે એવું થઈ શકતું નથી, તેના ઉપર આ આયતો નાઝિલ થઈ. (રૂહ) આ રિવાયતો જો કે વિવિધ છે પરંતુ વાસ્તવમાં તેમાં કોઈ વિરોધાભાસ નથી, આ ઘટનાઓ પણ પ્રસ્તુત આયતોના નાઝિલ થવાનું કારણ હોઈ શકે છે.

આ આયતોમાં રસૂલે કરીમ ﷺને બે હુકમ આપવામાં આવ્યા, પ્રથમ اِتَّقِ اللّٰهَ (ઈત્તકિલ્લાહ) એટલે કે અલ્લાહથી ડરો. બીજું لَا تُطِعِ الْكٰفِرِيْنَ (લા તુતિઈલ કાફિરીન) એટલે કે કાફિરોનું કહ્યું ન માનો. અલ્લાહથી ડરવાનો હુકમ એટલા માટે આપવામાં આવ્યો કે તે લોકોને કતલ કરવા કરારનો ભંગ છે જે હરામ છે અને કાફિરોની વાત ન માનવાનો હુકમ એટલા માટે છે કે તે બધી જ ઘટનાઓમાં કાફિરોની જે ભલામણો છે તે માનવાપાત્ર નથી. તેની વિગત આગળ આવે છે.

يٰٓاَيُّهَاالنَّبِىُّ اتَّقِ اللّٰهَ આ રસૂલે કરીમ ﷺનું ખાસ સન્માન અને માનમર્યાદા છે કે સમગ્ર કુર્આનમાં ક્યાંય રસૂલે કરીમ ﷺનું નામ લઈને સંબોધન કરવામાં નથી આવ્યું, જેમકે બીજા અંબિયા (અલૈ.)ના સંબોધનોમાં يَـا اٰدَمُ، يَـا نُوْحُ، يَـا اِبْـرٰهِيْـمُ، يَـا مُوْسٰى (યા આદમુ, યા નુહુ, યા ઈબ્રાહીમુ, યા મૂસા) વગેરે વારંવાર આવ્યું છે, બલકે ખાતમુલ અંબિયા ﷺને સંપૂર્ણ કુર્આનમાં જ્યાં પણ સંબોધન કરવામાં આવ્યું તે કોઈ નબી અથવા રસૂલ વડે સંબોધન કરવામાં આવ્યું છે. માત્ર ચાર સ્થળોએ જેમાં એ જ બતાવવું મંજૂર હતું કે તમે અલ્લાહના રસૂલ છો, તેમાં આપ ﷺનું નામ વર્ણન કરવામાં આવ્યું છે જે જરૂરી હતું.

આ સંબોધનમાં રસૂલે કરીમ ﷺને બે હુકમો આપવામાં આવ્યા છે, એક અલ્લાહ તઆલાથી ડરવાનો કે મક્કાના મુશ્રિકો સાથે જે કરાર થઈ ચૂક્યો છે તેનો ભંગ ન થવો જોઈએ. બીજો મુશ્રિકો, મુનાફિકો અને યહૂદીઓની વાત ન માનવાનો હુકમ. અત્રે જે સવાલ પેદા થાય છે કે રસૂલે કરીમ ﷺ તો દરેક ગુનાહથી માસૂમ (નિર્દોષ) છે, કરારભંગ પણ ગુનાહે કબીરહ (મહાપાપ) છે અને કાફિરો મુશ્રિકોની તે વાતો જે શા'ને નુઝૂલમાં ઉપર વર્ણન કરવામાં આવી તેને માનવું પણ જઘન્ય અપરાધ છે તો રસૂલે કરીમ ﷺ તો પોતે જ તેનાથી સુરક્ષિત હતા પછી આ હુકમની જરૂરત જ ક્યાં પડી ?! રૂહુલ મઆનીમાં છે કે આ હુકમોનો ભાવાર્થ હવે પછી પણ ભવિષ્યમાં તેના ઉપર કાયમ રહેવાનું માર્ગદર્શન છે જેમકે આ ઘટનામાં રસૂલે કરીમ ﷺ તેના ઉપર કાયમ રહ્યા અને اِتَّقِ اللّٰهَ (ઈત્તકિલ્લાહ)ના હુકમને એટલા માટે અગ્રક્રમે રાખવામાં આવ્યો કે મુસલમાનોએ તે મક્કાના મુશ્રિકોને કતલ કરવાનો ઈરાદો કર્યો હતો જેમની સાથે સુલેહનો કરાર થઈ ચૂક્યો હતો, એટલા માટે કરારભંગથી બચવાનું માર્ગદર્શન

શબ્દ اِتَّقِ اللّٰهَ (ઈત્તકિલ્લાહ) દ્વારા અગ્રક્રમે આપવામાં આવ્યું, તેનાથી વિપરીત કાફિરો અને મુશ્રિકોનું આજ્ઞાપાલન કે તેનો કોઈએ પણ ઈરાદો સુદ્ધાં કર્યો ન હતો એટલા માટે તેને પાછલા ક્રમે વર્ણન કરવામાં આવ્યું.

અમુક તફસીરકારોએ નોંધ્યું છે કે આ આયતમાં જો કે સંબોધન રસૂલે કરીમ ﷺને છે પરંતુ તેનો ભાવાર્થ ઉમ્મતને સંભળાવવું છે, રસૂલે કરીમ ﷺ તો માસૂમ હતા, અલ્લાહના હુકમોનો વિરોધ કરવાની આપ ﷺથી કોઈ સંભાવના ન હતી પરંતુ કાયદો સંપૂર્ણ ઉમ્મત માટે છે, તેને સંભળાવવાનો વિષય એ આપનાવવામાં આવ્યો કે સંબોધન રસૂલે કરીમ ﷺને કર્યું જેનાથી હુકમનું મહત્ત્વ ઘણું વધી ગયું કે જ્યારે અલ્લાહ તઆલાના રસૂલને પણ આ સંબોધન થયું છે તો ઉમ્મતનો કોઈપણ વ્યક્તિ તેનાથી કેવી રીતે બાકાત હોઈ શકે છે ?!

ઈબ્ને કષીરે ફરમાવ્યું કે આ આયતમાં કાફિરો અને મુશ્રિકોનું અનુસરણ કરવાની મનાઈ કરવાનો અસલ હેતુ એ છે કે રસૂલે કરીમ ﷺ તેમની સાથે સલાહ મશ્વરો ન કરે, તેમની સાથે ઉઠક બેઠકની તેમને વધારે તક ન આપે, કારણ કે આવા મશ્વરા અને પરસ્પરના સંબંધો ઘણા વખતે એનું કારણ બની જાય છે કે તેમની વાત માની લેવામાં આવે તો જો કે તેમની વાત માની લેવાની રસૂલે કરીમ ﷺથી કોઈ શક્યતા ન હતી પરંતુ તેમની સાથે એવા સંબંધો રાખવા અને તેમને પોતાના મશ્વરાઓમાં સામેલ કરવાથી પણ આપ ﷺને રોકવામાં આવ્યા અને તેને اِطَاعَتْ (ઈતાઅત)ના શબ્દથી એટલા માટે ઓળખાવવામાં આવ્યું કે આવા મશ્વરા અને પરસ્પરના સંબંધો સ્વાભાવિકપણે માનવાનું કારણ બની જતા હોય છે તો અત્રે વાસ્તવમાં આપ ﷺને ઈતાઅત (અનુસરણ)ના કારણોની પણ મનાઈ કરવામાં આવી, બાકી અનુસરણ કરવાની તો રસૂલે કરીમ ﷺથી કોઈ શક્યતા કે સંભાવના જ ન હતી.

રહ્યો એ સવાલ કે પ્રસ્તુત આયતમાં કાફિરો તરફથી શરીઅત વિરુદ્ધ અને સત્ય વિરુદ્ધ વાતોની જાહેરાત તો કોઈ અસંભવ વાત નથી, તેમનું અનુસરણ કરવાની મનાઈ કરવું પણ દેખીતું છે પરંતુ મુનાફિકોએ જો ઈસ્લામ વિરુદ્ધ કોઈ વાત રસૂલે કરીમ ﷺને કહી તો તેઓ મુનાફિકો ન રહ્યા બલકે ખુલ્લા કાફિર બની ગયા, તેમનું અલગથી વર્ણન કરવાની શું આવશ્યકતા હતી ? જવાબ એ છે કે બની શકે છે કે મુનાફિકોએ બિલકુલ ખુલીને કોઈ વાત ઈસ્લામ વિરુદ્ધ ન કહી

હોય પરંતુ બીજા કાફિરોના સમર્થન અને ટેકામાં કોઈ વાત કહી હોય.

અને મુનાફિકોની જે ઘટના શા'ને નુઝૂલમાં ઉપર વર્ણન થઈ છે જો તેને નુઝૂલનું કારણ ઠરાવવામાં આવે તો તેમાં સંદેહ જ નથી, કારણ કે આ ઘટનાના આધારે રસૂલે કરીમ ﷺને એ બાબતથી રોકવામાં આવ્યા છે કે પોતાને મુસલમાન કહેનારા યહૂદઓથી રસૂલે કરીમ ﷺ વધારે ભાવનાત્મક વર્તાવ ન કરે.

આ આયતના અંતે اِنَّ اللّٰـهَ كَـانَ عَـلِيۡمًـا حَكِيۡمًـا ફરમાવીને તે હુકમની હિકમત વર્ણન કરવામાં આવી જે ઉપર આપવામાં આવ્યો છે કે અલ્લાહથી ડરો તથા કાફિરો અને મુનાફિકોનું કહ્યું ન માનો, કારણ કે દરેક બાબતોને અને પરિણામને જાણનાર અલ્લાહ તઆલા મોટો હિકમતવાળો છે, તે જ બંદાના લાભાલાભ જાણે છે, આ એટલા માટે ફરમાવ્યું કે કાફિરો અને મુનાફિકોની અમુક વાતો એવી પણ હતી જેનાથી ફિત્નો ફસાદ ઓછો થવાનું અને પરસ્પર સહિષ્ણુતાનું વાતાવરણ પેદા થવા વગેરેના ફાયદાઓ પ્રાપ્ત થઈ શકતા હતા પરંતુ અલ્લાહ તઆલાએ તેની મનાઈ કરી કે તે લોકોની સાથે આવી સહિષ્ણુતા પણ હિત વિરુદ્ધ છે અને તેનું પરિણામ સારું નથી.

وَاتَّبِعۡ مَا يُوۡحٰى اِلَيۡكَ مِنۡ رَّبِّكَ اِنَّ اللّٰهَ كَانَ بِمَا تَعۡمَلُوۡنَ خَبِيۡرًا આ પ્રથમ હુકમની જ પૂર્ણતા છે કે આપ ﷺ કાફિરો અને મુનાફિકોની વાતોમાં ન આવો, તેમની વાત ન માનો બલકે જે કંઈ અલ્લાહ તરફથી તમને વહી દ્વારા બતાવવામાં આવ્યું છે બસ તમે અને સહાબા (રદિ.) તેનું જ અનુસરણ કરો, કારણ કે આ સંબોધનમાં સહાબએ કિરામ (રદિ.) અને સામાન્ય મુસલમાનો પણ સામેલ છે એટલા માટે અંતે બહુવચનના સર્વનામથી بِـمَـا تَـعۡـمَـلُـوۡنَ (બિમા તઅ્મલૂન) ફરમાવીને તાકીદ કરવામાં આવી.

وَتَـوَكَّـلۡ عَـلَـى اللّٰهِ وَكَفٰى بِاللّٰهِ وَكِيۡلًا આ પણ એ જ હુકમની પૂર્ણતા છે, તેમાં ફરમાન છે કે આપ ﷺ તે લોકોની વાતો ઉપર ધ્યાન ન આપો અને પોતાના હેતુની સફળતામાં અલ્લાહ તઆલા ઉપર ભરોસો કરો કે તે જ પૂરતો કાર્યસાધક છે, તેની ઉપસ્થિતિમાં તમને કોઈની અન્યાયી સહિષ્ણુતાની આવશ્યકતા નથી.

**મસ્અલો :**

પ્રસ્તુત આયતોથી સાબિત થયું કે દીનની બાબતોમાં કાફિરો પાસેથી મશ્વરો લેવો પણ જાઈઝ નથી, બીજી બાબતો જેનો સંબંધ અનુભવ વગેરે સાથે હોય તેમાં સલાહ મશ્વરો લેવામાં વાંધો નથી.

---

## આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૪–૫)

| |
|---|
| مَا جَعَلَ اللّٰهُ لِرَجُلٍ مِّنْ قَلْبَيْنِ فِيْ جَوْفِهٖ ۚ وَمَا جَعَلَ اَزْوَاجَكُمُ الّٰٓئِيْ تُظٰهِرُوْنَ مِنْهُنَّ |
| اُمَّهٰتِكُمْ ۚ وَمَا جَعَلَ اَدْعِيَآءَكُمْ اَبْنَآءَكُمْ ۭ ذٰلِكُمْ قَوْلُكُمْ بِاَفْوَاهِكُمْ ۭ وَاللّٰهُ |
| يَقُوْلُ الْحَقَّ وَهُوَ يَهْدِي السَّبِيْلَ ④ اُدْعُوْهُمْ لِاٰبَآىِٕهِمْ هُوَ اَقْسَطُ عِنْدَ اللّٰهِ ۚ |
| فَاِنْ لَّمْ تَعْلَمُوْٓا اٰبَآءَهُمْ فَاِخْوَانُكُمْ فِي الدِّيْنِ وَمَوَالِيْكُمْ ۭ وَلَيْسَ عَلَيْكُمْ |
| جُنَاحٌ فِيْمَآ اَخْطَاْتُمْ بِهٖ ۙ وَلٰكِنْ مَّا تَعَمَّدَتْ قُلُوْبُكُمْ ۭ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ⑤ |

**તરજુમો :**

*અલ્લાહે કોઈ પુરુષના તેના (છાતીના) પોલાણમાં બે દિલો રાખ્યા નથી અને તમારી પત્નીઓને (સાચી) માતાઓ કહી બેસો છો એવું નથી કર્યું અને તમારા પાલકોને તમારા દિકરા નથી કર્યા, આ તમારા પોતાના મોઢાંની વાત છે અને અલ્લાહ સત્ય વાત કહે છે અને તે જ માર્ગ સૂઝાડે છે. (૪) પાલકોને તેમના બાપ તરફ સંબંધ કરીને પોકારો, આ જ અલ્લાહના ત્યાં સંપૂર્ણ ન્યાય છે, પછી જો તેમના બાપને ન જાણતા હોય તો દીનમાં તમારા ભાઈ છે અને મિત્ર છે અને તમારા ઉપર ગુનોહ નથી જે વસ્તુમાં ચૂક થઈ જાય પરંતુ તે જે દિલથી ઈરાદો કરો અને અલ્લાહ મહાન મા'ફ કરનાર મહાદયાળુ છે. (૫)*

**તફસીર :**

અલ્લાહ તઆલાએ કોઈ વ્યક્તિની છાતીમાં બે દિલ બનાવ્યા નથી અને (એ જ પ્રમાણે) તમારી તે પત્નીઓને જેનાથી તમે ظِهَار "ઝિહાર" (એક પ્રકારની તલાક) કરી લો છો તમારી માતાઓ નથી બનાવી અને (એ જ પ્રમાણે

સમજી લો કે) તમારા મ્હોં બોલ્યા પુત્રોને તમારા (સાચેસાચા) દિકરા (પણ) નથી બનાવી દીધા, આ માત્ર તમારા મોઢાંની કહેલી વાત છે (જે ખોટી છે, વાસ્તવિકતા પ્રમાણે નથી) અને અલ્લાહ તઆલા સત્ય વાત કહે છે અને તે જ સીધો માર્ગ બતાવે છે (અને જ્યારે મ્હોં બોલ્યો દિકરો વાસ્તવમાં તમારો પુત્ર જ નથી તો) તમે તેમને (પાલક બનાવનારાઓના પુત્રો ન કહો બલકે) તેમના (સાચા) પિતાઓ તરફ સંબંધ કર્યા કરો, આ અલ્લાહ સમીપ ન્યાયની વાત છે અને જો તમે તેમના પિતાઓને ન જાણતા હોય તો (તેમને પોતાના ભાઈ અથવા પોતાના દોસ્ત કહીને પોકારો કારણ કે અંતે) તેઓ તમારા દીનના ભાઈ છે અને તમારા દોસ્ત છે અને તમને તેમાં જે ભૂલચૂક થઈ જાય તો તેનાથી તમારા ઉપર કોઈ ગુનોહ થશે નહીં પરંતુ હા ! જે દિલથી ઈરાદો કરીને કહો (તો તેનાથી ગુનોહ થશે) અને (તેનાથી પણ મા'ફી માંગો તો મા'ફ થઈ જશે કારણ કે) અલ્લાહ તઆલા ગફૂરો રહીમ છે.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં રસૂલે કરીમ ﷺને કાફિરો અને મુનાફિકોના સલાહ મશ્વરા ઉપર અમલ ન કરવાનું અને તેમની વાત ન માનવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે. પ્રસ્તુત આયતોમાં કાફિરોમાં ચાલતા ત્રણ કુરિવાજો અને ખોટી માન્યતાઓનો રદિયો છે. પ્રથમ વાત એ છે કે ઈસ્લામ પહેલાંના અજ્ઞાનતાના કાળમાં અરબના લોકો એવા વ્યક્તિને કે જે વધારે હોશિયાર હોય એવું કહ્યા કરતા હતા કે તેની છાતીમાં બે દિલ છે, બીજું એ કે તેમનામાં પોતાની પત્નીઓ વિશે એક આ કુરિવાજ હતો કે જે વ્યક્તિએ પોતાની પત્નીને પોતાના માં ની પીઠ અથવા તેના કોઈ શરીરના અવયવ સાથે સરખાવી દીધી અને કહી આપ્યું કે તું મારા માટે એવી છે જેમકે મારી માં ની પીઠ, તેને તેમના રૂઢિપ્રયોગમાં ظِهَار (ઝિહાર) કહેવામાં આવતું હતું જે ظَهْر (ઝહ્‌ર)થી બનેલ શબ્દ છે અને "ઝહ્‌ર"નો અર્થ "પીઠ" થાય છે તથા તેમની માન્યતા એ હતી કે જે વ્યક્તિએ પોતાની પત્નીથી "ઝિહાર" કરી લીધું તે કાયમ માટે તેના માટે હરામ થઈ ગઈ.

ત્રીજું એ કે તેમનામાં એક કુરિવાજ એ હતો કે એક વ્યક્તિ કોઈ બીજાના પુત્રને પોતાનો مُتَبَنّٰى (મુતબન્ના–Adopted) "મ્હોં બોલો દત્તક પુત્ર" બનાવી

દેતા હતા અને જે એ રીતે પુત્ર બનાવવામાં આવતો હતો તે તેના જ પુત્ર તરીકે મશહૂર થઈ જતો અને તેના જ પુત્ર તરીકે પોકારવામાં આવતો હતો અને તેમના નજીક આ મ્હોં બોલો દિકરો બધા જ સગાં બેટાના હુકમોમાં સામેલ સમજવામાં આવતો હતો, દાખલા તરીકે વારસા વહેંચણીમાં તેમની અવલાદની સાથે સગી અવલાદની જેમ તે પણ સામેલ થતો હતો અને પેઢીગત સગાઈઓથી જે સ્ત્રીઓ સાથે નિકાહ હરામ થાય છે આ મ્હોં બોલ્યા દિકરાની સાથે એવી જ સગાઈ ઠરાવવામાં આવતી હતી, દાખલા તરીકે જેમ પોતાના સગા બેટાની પત્ની સાથે તેના તલાક આપ્યા પછી પણ નિકાહ હરામ રહે છે આ મ્હોં બોલ્યા દિકરાની પત્નીને પણ તલાક પછી આ વ્યક્તિ માટે હરામ સમજવામાં આવતો હતો.

ઈસ્લામ પહેલાંની અજ્ઞાનતાના કાળના આ ત્રણ ખોટી માન્યતાઓ અને કુરિવાજો હતા જેમાંથી પ્રથમ બાબત જો કે ધાર્મિક અકીદહ અથવા અમલ સાથે સંબંધિત ન હતી એટલા માટે શરીઅતે ઈસ્લામને તેના રદિયાની આવશ્યકતા ન હતી, આ માત્ર મૅડિકલ સાયન્સના ખુલાસાની બાબત હતી કે માનવીની છાતીમાં એક જ દિલ હોય છે કે પછી બે પણ હોય છે તેનું જાહેર રીતે ખોટી બાબત હોવું બધાને ખબર હતી, એટલા માટે કદાચ તેના રદિયાના વર્ણનને પણ બાકી બે બાબતોના સમર્થન અને પ્રસ્તાવના સ્વરૂપે વર્ણન કરવામાં આવ્યું કે જે રીતે અજ્ઞાન લોકોનું એવું કહેવું ખોટું છે કે કોઈ એક વ્યક્તિની છાતીમાં બે દિલ હોઈ શકે છે તે ખોટું હોવું સામાન્ય અને ખાસ બધા જ જાણે છે એ જ પ્રમાણે "ઝિહાર અને મુતબન્ના"ના મસ્અલાઓમાં પણ તેમની માન્યતાઓ ખોટી છે.

બાકી બે મસ્અલાઓ એક "ઝિહાર" અને બીજો "મુતબન્ના" મ્હોં બોલા દિકરાના હુકમો છે, આ તેમના સામાજિક અને પરસ્પર કૌટુંબિક જીવનના મસ્અલાઓમાંથી છે જેની ઈસ્લામમાં ખાસ અગત્યતા છે અહીંયાં સુધી કે તેની ગૌણ બાબતોનો ખુલાસો પણ અલ્લાહ તઆલાએ કુર્આનમાં પોતે જ વર્ણન કર્યો છે, બીજી બાબતોની જેમ માત્ર સિદ્ધાંતો વર્ણન કરીને વિગતપૂર્વક વર્ણન કરવાનું પયગમ્બરના હવાલે નથી કર્યું. આ બંને મસ્અલાઓમાં અજ્ઞાનીઓએ પોતાની પાયાવિહોણી મનેચ્છાઓથી હલાલ અને હરામ તથા જાઈઝ અને નાજાઈઝના પોતે જ ઘડેલા કાયદાઓ બનાવી રાખ્યા હતા. દીને હકની એ ફરજ હતી કે તેઓ આ ખોટા કુરિવાજો અને માન્યતાઓનો રદિયો આપીને સત્ય વાતને સ્પષ્ટ કરે

એટલા માટે વર્ણન કર્યું, وَمَا جَعَلَ اَزْوَاجَكُمُ الّٰٓـِٔيْ تُظٰهِرُوْنَ مِنْهُنَّ اُمَّهٰتِكُمْ એટલે કે, તમારી આ માન્યતા ખોટી છે કે જો કોઈએ પોતાની પત્નીને માં સમાન અથવા તેની સમકક્ષ કહી દીધી તો તે સાચી માં ની જેમ હંમેશા માટે તેના ઉપર હરામ થઈ ગઈ, તમારા કહેવાથી પત્ની સાચી માતા નથી બની જતી, તમારી માં તો તે જ છે જેનાથી તમે જન્મ લીધો છે. આ આયતે અજ્ઞાનીઓની આ માન્યતાને તો ખોટી ઠરાવી દીધી કે ઝિહાર કરવાથી حُرْمَتِ مُؤَبَّدَهْ પત્ની હરામ નથી થતી, આગળ એ બાબત છે કે આવું કહેવા ઉપર કોઈ શરઈ પ્રભાવ ઉપસ્થિત થાય છે અથવા નહીં તેનો હુકમ આગવી રીતે સૂરએ મુજાદલામાં બતાવવામાં આવ્યો છે કે આવું કહેવું ગુનોહ છે, તેનાથી બચવું વાજિબ છે અને એવું કહેનાર જો ઝિહારનો કફ્ફારો અદા કરે તો પત્ની તેના માટે હલાલ થઈ જાય છે, ઝિહારના કફ્ફારાની વિગત સૂરએ મુજાદલામાં આવશે.

બીજો મસ્અલો મુતબન્ના (મ્હોં બોલા) પુત્રનો હતો તેના વિશે ફરમાવ્યું, وَمَا جَعَلَ اَدْعِيَآئَكُمْ اَبْنَآئَكُمْ માં શબ્દ اَدْعِيَاءُ (અદ્ઈયાઅ) એ دَعِيٌّ (દઈય્યૂન)નું બહુવચન છે. "દઈય્યૂન" એ પુત્ર છે જેને "મ્હોં બોલો દિકરો" કહેવામાં આવે છે, ભાવાર્થ એ છે કે જે રીતે એક મનુષ્યની છાતીમાં બે દિલ નથી હોતા અને જે રીતે પત્નીને માં જેવી કહેવાથી પત્ની માં નથી બની જતી એ જ પ્રમાણે મ્હોં બોલો દિકરો તમારો પુત્ર નથી બની જતો, એટલે કે બીજા પુત્રોની સાથે ન તો તે વારસામાં ભાગીદાર થશે અને ન જ નિકાહ હરામ હોવાના મસ્અલાઓ તેના ઉપર લાગુ પડશે કે દિકરાની તલાક આપેલી પત્ની બાપ માટે હંમેશા માટે હરામ છે તો મુતબન્ના મ્હોં બોલા પુત્રની પત્ની પણ હરામ થાય.

કારણ કે આ અંતિમ બાબતનો પ્રભાવ ઘણા બધા વ્યવહારો ઉપર પડે છે એટલા માટે આ હુકમ લાગુ પાડવામાં આવ્યો કે મુતબન્ના દિકરાને જ્યારે પોકારો અથવા તેનું વર્ણન કરો તો તેના અસલી બાપ સાથે સંબંધ જોડીને સંબોધન કરો, જેણે દિકરો બનાવી લીધો છે તેનો પુત્ર કહીને સંબોધન ન કરો કારણ કે તેનાથી ઘણા બધા વ્યવહારોમાં શંકા અને છોઇછ પેદા થવાનો ખતરો છે.

બુખારી અને મુસ્લિમ વગેરેમાં હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયત છે કે આ આયત નાઝિલ થતા પહેલાં અમે ઝૈદ બિન હારિષને ઝૈદ બિન મુહમ્મદ

કહ્યા કરતા હતા. (કારણ કે રસૂલે કરીમ ﷺએ તેમને મુતબન્ના બનાવી લીધા હતા) આ આયત નાઝિલ થયા પછી અમે આ ટેવ છોડી દીધી.

**મસ્અલો :**

આથી જાણ થઈ કે ઘણા લોકો જે બીજાઓના બાળકોને બેટા કહીને પોકારે છે જે માત્ર લાગણી અને પ્રેમના કારણે હોય, મુતબન્ના ઠરાવવાના કારણે ન હોય તો એ જો કે જાઈઝ છે પરંતુ સારું નથી કે મૂળ સ્વરૂપે તે મનાઈમાં સામેલ છે.

*(કઝા ફિ રૂહ અનલ ખફ્ફાઝી અલલ્ બયઝાવી)*

આ જ તે બાબત છે જેણે અરબના કુરૈશીઓને એક ઘણી જ મોટી ભૂલમાં નાંખીને જઘન્ય અપરાધમાં સંડોવી દીધા કે રસૂલે કરીમ ﷺ ઉપર એવો આક્ષેપ લગાવવા લાગ્યા કે નઊઝુબિલ્લાહ ! રસૂલે કરીમ ﷺએ પોતાના પુત્રની તલાક આપેલ પત્ની સાથે નિકાહ કરી લીધા જ્યારે કે તે રસૂલે કરીમ ﷺના પુત્ર હતા જ નહીં બલકે મુતબન્ના હતા જેનું વર્ણન આ જ સૂરતમાં આગળ આવનાર છે.

---

## આયત : (સૂરએ અહઝાબ : આયત નં. ૬)

اَلنَّبِيُّ اَوْلٰى بِالْمُؤْمِنِيْنَ مِنْ اَنْفُسِهِمْ وَاَزْوَاجُهٗٓ اُمَّهٰتُهُمْ ؕ وَاُولُوا الْاَرْحَامِ
بَعْضُهُمْ اَوْلٰى بِبَعْضٍ فِيْ كِتٰبِ اللّٰهِ مِنَ الْمُؤْمِنِيْنَ وَالْمُهٰجِرِيْنَ اِلَّآ اَنْ تَفْعَلُوْٓا
اِلٰٓى اَوْلِيٰٓئِكُمْ مَّعْرُوْفًا ؕ كَانَ ذٰلِكَ فِي الْكِتٰبِ مَسْطُوْرًا ۝٦

## તરજુમો :

*નબીથી લગાવ છે ઈમાનવાળાઓને પોતાના પ્રાણથી વધારે અને તેમની (નબીની) પત્નીઓ તેમની માતાઓ છે અને સગાં વહાલાંઓ એકબીજા સાથે અલ્લાહના હુકમ (વારસા)માં બધા ઈમાનવાળાઓ અને હિજરત કરનારાઓ કરતાં વધારે હક રાખે છે પરંતુ એ કે પોતાના મિત્રો સાથે ઉપકાર કરવા ઈચ્છો, આ છે કિતાબ (The Preserved Tablet)માં લખેલું. (૬)*

## તફસીર :

નબી (ﷺ) મો'મિનોની સાથે તો તેમના પોતાના નફ્સ (અને પોતાની જાત)થી પણ વધારે સંબંધ રાખે છે (કારણ કે મનુષ્યનો નફ્સ તો ક્યારેક તેને નફો પહોંચાડે છે તો ક્યારેક નુકસાન, કારણ કે જો નફ્સ સારો છે તો સારા કામો તરફ ચાલે છે તો નફો છે અને ખરાબ કામો તરફ ચાલવા લાગે તો પોતે પોતાનો નફ્સ પોતાના માટે મુસીબત બની જાય છે, તેનાથી વિપરીત રસૂલે કરીમ ﷺ કે આપ ﷺની તા'લીમ નફો જ નફો અને ભલાઈ જ ભલાઈ છે અને પોતાનો નફ્સ જો સારો પણ હોય અને નેકી તરફ જ ચાલતો હોય તો પણ તેનો નફો રસૂલે કરીમ ﷺના નફા બરાબર નથી હોઈ શકતો, કારણ કે પોતાના નફ્સને તો ભલાઈ અને બુરાઈ તથા લાભ અને નુકસાનમાં ભૂલ પણ થઈ શકે છે અને તેને નફા અને નુકસાનનું પૂરતું જ્ઞાન પણ નથી, જ્યારે તેનાથી વિપરીત રસૂલે કરીમ ﷺ કે આપ ﷺના શિક્ષણમાં કોઈ ભૂલનો ભય નથી અને જ્યારે નફો પહોંચવામાં રસૂલે કરીમ ﷺ આપણા પ્રાણ અને આપણા નફ્સથી પણ વધારે છે તો તેમનો હક આપણા ઉપર આપણા પ્રાણથી વધારે છે અને તે હક એ છે કે આપ ﷺનું દરેક કાર્યમાં અનુસરણ કરો તથા આપ ﷺનું સન્માન અને માન મર્યાદા સમગ્ર સૃષ્ટિથી વધારે કરો) અને આપ (ﷺ)ની પત્નીઓ તેઓની (એટલે કે મો'મિનોની) માતાઓ છે (એટલે કે પ્રસ્તુત ચર્ચાથી જાણ થઈ કે રસૂલે કરીમ ﷺ મો'મિનો માટે આધ્યાત્મિક પિતા છે જે તેમની પોતાની જાતથી પણ વધારે તેમના ઉપર પ્રેમાળ અને દયાળુ છે, આ જ સંદર્ભથી આપ ﷺની પવિત્ર પત્નીઓ રદિ. ઉમ્મતની માતાઓ થઈ, એટલે કે તેમનું સન્માન અને માન મર્યાદા રાખવામાં તેમનો હક માતાઓ જેવો છે.

આ જ આયતે અઝ્વાજે મુતહ્હરાત–પવિત્ર પત્નીઓ રદિ.ને સ્પષ્ટ રીતે ઉમ્મતની માતાઓ અને રસૂલે કરીમ ﷺને ઈશારાથી ઉમ્મતના આધ્યાત્મિક–રૂહાની પિતા ઠરાવવામાં આવ્યા તો તેનાથી પણ આ રીતે એક ખટકો અને સંદેહ મુતનબ્બા–મ્હોં બોલ્યા પુત્રને તેના સગા ન હોય એવા બાપ તરફ સંબંધ કરવાથી થતો હતો જેનાથી એ પરિણામ કાઢી શકાતું હતું કે ઉમ્મતના મુસલમાનો બધા પરસ્પર સગા ભાઈ બહેન થઈ જાય તો તેમના પરસ્પર નિકાહના સંબંધ હરામ થઈ જાય અને વારસા વહેંચણીના હુકમોમાં પણ દરેક

મુસલમાન બીજા મુસલમાનના વારસદાર ઠરાવવામાં આવે, આ શંકાને નિર્મૂળ કરવા માટે આયતના અંતે કહ્યું .. وَاُولُوا الْاَرْحَامِ بَعْضُهُمْ اَوْلٰى بِبَعْضٍ فِىْ كِتٰبِ اللّٰهِ (સગાં વહાલાંઓ અલ્લાહની કિતાબ (એટલે કે શરઈ હુકમ)માં એકબીજાથી (વારસાનો) વધારે સંબંધ રાખે છે બીજા મો'મિનો કરતાં અને મુહાજિરો કરતાં પરંતુ એ કે તમે પોતાના (તે) દોસ્તોથી (વસિય્યત સ્વરૂપે) કંઈક સારો વ્યવહાર કરવા ઈચ્છો તો તે જાઈઝ છે, આ વાત લવહે મહફૂઝમાં લખવામાં આવી ચૂકી છે (કે હિજરતની શરૂઆતમાં ઈમાની ભાઈચારાની બીનાએ મુહાજિરોને અન્સારોના વારસાના હકદાર બનાવવામાં આવ્યા હતા પરંતુ અંતે વારસાની વહેંચણી સગાઈ અને લોહીના સંબંધના આધાર ઉપર રહેશે).

## મસ્અલા અને બોધપાઠ :

જેમકે પ્રથમ વર્ણન થઈ ચૂક્યું છે કે સૂરએ અહઝાબમાં મોટા ભાગના વિષયો રસૂલે કરીમ ﷺની તા'લીમ અને તેમને પીડા પહોંચાડવી હરામ હોવા વિશે છે, સૂરતની શરૂઆતમાં મુશ્રિકો અને મુનાફિકોની પરપીડનવૃત્તિનું વર્ણન કરીને રસૂલે કરીમ ﷺને માર્ગદર્શન આપવામાં આવ્યું હતું, ત્યારબાદ ઈસ્લામ અગાઉની અજ્ઞાનતાના ત્રણ કુરિવાજોનો રદિયો આપવામાં આવ્યો જેમાં અંતિમ કુરિવાજનો સંબંધ રસૂલુલ્લાહ ﷺને પીડા પહોંચાડવા સાથે હતો, કારણ કે કાફિરોએ હઝરત ઝૈદ (રદિ.)ની તલાક આપેલ પત્ની હઝરત ઝયનબ (રદિ.)થી રસૂલે કરીમ ﷺના નિકાહના સમયે તે જ પોતાના અજ્ઞાનતાના કુરિવાજ મુતબન્ના એટલે કે મ્હોં બોલા પુત્રની બીનાએ આપ ﷺ ઉપર એ આક્ષેપ લગાવ્યો કે આપ ﷺએ પોતાના પુત્રની ત્યકતા પત્ની સાથે નિકાહ કરી લીધા, આ રીતે સૂરતની શરૂઆતથી અહીંયાં સુધી રસૂલે કરીમ ﷺને પીડા પહોંચાડવા સંબંધિત વિષય હતો, આ પ્રસ્તુત આયતમાં રસૂલે કરીમ ﷺનું સન્માન અને અનુસરણ સમગ્ર મખ્લૂકથી વધારે વાજિબ હોવાનું વર્ણન કરવામાં આવ્યું છે.

اَلنَّبِىُّ اَوْلٰى بِالْمُؤْمِنِيْنَ માં શબ્દ اَوْلٰى بِالْمُؤْمِنِيْنَ (અવલા બિલ મુઅ્મિનીન)નો જે અર્થ તફસીરના ખુલાસામાં વર્ણન કરવામાં આવ્યો છે તે ઈબ્ને અતિય્યહ વગેરેનું નિવેદન છે જેને કુર્તુબી અને ઘણા વિવરણકારોએ અપનાવ્યું છે, તેનો ખુલાસો એ છે કે રસૂલે કરીમ ﷺનો હુકમ દરેક મુસલમાન માટે પોતાના

માતા પિતાથી પણ વધારે અમલ કરવાપાત્ર છે, જો માતા પિતા રસૂલે કરીમ ﷺના કોઈ હુકમ વિરુદ્ધ કરવાનું કહે તો તેમનું કહ્યું માનવું જાઈઝ નથી, એ જ પ્રમાણે પોતે પોતાના નફ્સની બધી જ ઈચ્છાઓ ઉપર પણ રસૂલે કરીમ ﷺના હુકમની બજવણી અગ્રસ્થાને રાખે.

સહીહ બુખારી વગેરેમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની હદીષ છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

مَامِنْ مُّؤْمِنٍ اِلَّا وَاَنَا اَوْلَى النَّاسِ بِهٖ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ اِقْرَءُ وْااِنْ شِئْتُمْ اَلنَّبِىُّ اَوْلٰى بِالْمُؤْمِنِيْنَ مِنْ اَنْفُسِهِمْ

*"કોઈ મો'મિન એવો નથી જેના માટે હું દુનિયા અને આખિરતમાં બધા મનુષ્યોથી વધારે ઉચ્ચ અને નિકટ ન હોઉં, જો તમારા દિલ ઈચ્છે તો તેના સમર્થન માટે કુર્આનની આયત પઢી લો, اَلنَّبِىُّ اَوْلٰى بِالْمُؤْمِنِيْنَ"*

જેનો ખુલાસો એ છે કે હું દરેક મો'મિન મુસલમાન ઉપર સમગ્ર દુનિયાથી વધારે પ્રેમાળ અને દયાળુ છું અને એ દેખીતું છે કે તેનો આવશ્યક પ્રભાવ એ હોવો જોઈએ કે દરેક મો'મિનને રસૂલે કરીમ ﷺની મહોબ્બત સૌથી વધારે હોય જેમકે હદીષમાં આ પણ ઈરશાદ છે,

لَا يُؤْمِنُ اَحَدُكُمْ حَتّٰى اَكُوْنَ اَحَبَّ اِلَيْهِ مِنْ وَّالِدِهٖ وَوَلَدِهٖ وَالنَّاسِ اَجْمَعِيْنَ،

(بُخَارِىْ وَمُسْلِمْ، مَظْهَرِىْ)

*"તમારામાંથી કોઈ ત્યાં સુધી મો'મિન નથી હોઈ શકતો જ્યાં સુધી તેના દિલમાં મારી મહોબ્બત પોતાના બાપ, બેટા અને બધા મનુષ્યોથી વધારે ન થઈ જાય."*

وَاَزْوَاجُهٗٓ اُمَّهٰتُهُمْ અઝ્‌વાજે મુતહ્‌હરાત (રસૂલે કરીમ ﷺની પવિત્ર પત્નીઓ) ઉમ્મતની માતાઓ કહેવાનો ભાવાર્થ એ છે કે તેમનું સન્માન અને ઈજ્જત માતાઓ જેવી થવી જોઈએ, માં અને સંતાનોના બીજા હુકમો જેમકે નિકાહ અને મહરમ હોવાના કારણે પરસ્પર પડદો ન હોવો તથા વારસામાં ભાગીદાર હોવું વગેરે આ હુકમો તેના વિશે નથી, જેમકે આયતના અંતે તેને સ્પષ્ટ કરવામાં આવ્યું છે અને અઝ્‌વાજે મુતહ્‌રાત (રદિ.)થી કોઈ ઉમ્મતીના નિકાહ

હરામ હોવા એક આગવી આયતમાં અલગથી વર્ણન કરવામાં આવ્યું છે એટલા માટે એ જરૂરી નથી કે આ નિકાહનું હરામ હોવું પણ માતાઓ હોવાના કારણે છે.

**મસ્અલો :**

પ્રસ્તુત આયતથી સાબિત થયું કે અઝ્‌વાજે મુતહ્‌રાતમાંથી કોઈની શા'નમાં કોઈ નાની સરખી અસભ્યતા પણ એટલા માટે હરામ છે કે તેઓ ઉમ્મતની માતાઓ છે અને એટલા માટે પણ કે તેમને પીડા આપવાથી રસૂલે કરીમ ﷺને પીડા પહોંચશે જે અંતિમ કક્ષાનું હરામ કૃત્ય છે.

وَاُولُوا الْاَرْحَامِ بَعْضُهُمْ اَوْلٰى بِبَعْضٍ માં શબ્દ اُولُوا الْاَرْحَامِ (ઊલૂલ્ અરહામ)નો શાબ્દિક અર્થ બધા સગાં વહાલાંઓ અને સંબંધીઓને સામેલ કરે છે ભલે એ તે લોકો હોય જેમને ફુકહા عَصَبَاتٌ (અસ્બાત)ના નામથી ઓળખાવે છે અથવા તે જેમને ખાસ પરિભાષાના આધારે عَصَبَاتٌ (અસ્બાત)થી વિપરીત اُولُوا الْاَرْحَامُ (ઊલૂલ્ અરહામ) કહે છે. કુર્આને કરીમમાં આ ફિકહી પરિભાષા પાછળથી અપનાવવામાં આવી છે, ભાવાર્થ સ્વરૂપે નથી.

મતલબ એ છે કે રસૂલે કરીમ ﷺની પવિત્ર પત્નીઓનો સંબંધ ઉમ્મતના મો'મિનો સાથે જો કે એ દરજ્જાનો છે કે તેઓ માતા પિતાથી પણ અગ્રસ્થાને છે પરંતુ વારસા વહેંચણીના હુકમોમાં તેની કોઈ દખલગીરી નથી, બલકે વારસા વહેંચણી નજીકના વંશ સંબંધિત નિકટતાની સગાઈના આધારે જ કરવામાં આવશે.

વારસાના ભાગ ઈસ્લાની શરૂઆતમાં ઈમાની અને રૂહાની સગાઈઓના આધાર ઉપર હતા, પાછળથી તેને મન્સૂખ (રદ) કરીને સગાઈના સંબંધોના આધાર ઉપર કરવામાં આવ્યા જેની વિગત કુર્આને કરીમે ખુદ બતાવી છે. આ નાસિખ અને મન્સૂખ આયતોની સંપૂર્ણ વિગતો સૂરએ અન્ફાલમાં આવી ચૂકી છે અને مِنَ الْمُؤْمِنِيْنَ (મિનલ્ મુઅ્મિનીન) પછી وَالْمُهَاجِرِيْنَ (વલ્ મુહાજિરીન)નું વર્ણન એ સ્વરૂપમાં તેમની ખાસ વિશેષતા બતાવવા માટે છે.

અમુક લોકોએ કહ્યું છે કે અત્રે મો'મિનીનથી ભાવાર્થ અન્સાર અને મુહાજિરીનથી ભાવાર્થ કુરૈશ છે, મુહાજિરીનના મુકાબલામાં મો'મિનીનનો શબ્દ અન્સાર માટે હોવાની જાણ થઈ. આ સ્વરૂપમાં આ આયત تَوَارُثٌ بِالْهِجْرَةِ માટે

નાસિખ થશે, કારણ કે હિજરતની શરૂઆતમાં રસૂલે કરીમ ﷺએ મુહાજિરો અને અન્સારો વચ્ચે مُوَاخَاتٌ (મુવાખાત) "ભાઈચારો" કરાવીને તેઓને પરસ્પર વારસાઈના હકમાં પણ સામેલ હોવાનો હુકમ આપ્યો હતો. આ આયતે તે تَوَارُثٌ بِالْهِجْرَةِ પણ મન્સૂખ કરી દીધી. *(કુર્તુબી)*

اِلَّا اَنْ تَفْعَلُوْا اِلٰى اَوْلِيَآءِ كُمْ مَّعْرُوْفًا એટલે કે, વારસાઈ તો માત્ર સગાં વહાલાંઓના સંબંધથી મળશે, જે સગાંઓ નથી તે વારિસો બનશે નહીં પરંતુ ઈમાની ભાઈચારાની બીનાએ જે લોકો સાથે સંબંધ હોય તેમને કંઈક આપવા ઈચ્છો તો અલબત્ત તેને અધિકાર છે, પોતાની જિંદગીમાં પણ હદિયા કે ભેટ સ્વરૂપે આપી શકે છે અને મોત સમયે તેમના માટે વસિય્યત પણ કરી શકે છે.

---

## આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૭-૮)

وَاِذْ اَخَذْنَا مِنَ النَّبِيّٖنَ مِيْثَاقَهُمْ وَمِنْكَ وَمِنْ نُّوْحٍ وَّاِبْرٰهِيْمَ وَمُوْسٰى وَعِيْسَى ابْنِ مَرْيَمَ ۠ وَاَخَذْنَا مِنْهُمْ مِّيْثَاقًا غَلِيْظًا ۙ﴿۷﴾ لِّيَسْــَٔلَ الصّٰدِقِيْنَ عَنْ صِدْقِهِمْ ۚ وَاَعَدَّ لِلْكٰفِرِيْنَ عَذَابًا اَلِيْمًا ﴿۸﴾ ع

## તરજુમો :

*અને જ્યારે અમે નબીઓથી તેમનો કરાર લીધો અને તમારાથી અને નૂહ (અલૈ.)થી અને ઈબ્રાહીમ (અલૈ.)થી અને મૂસા (અલૈ.)થી અને મરયમના દિકરા ઈસા (અલૈ.)થી અને અમે તેમનાથી પાકો કરાર લીધો. (૭) જેથી અલ્લાહ સાચાઓને તેમની સચ્ચાઈ પૂછે અને કાફિરો માટે કષ્ટદાયક અઝાબ તૈયાર કરી રાખ્યો છે. (૮)*

## તફસીર :

અને (તે સમય વર્ણનપાત્ર છે) જ્યારે કે અમે બધા જ પયગમ્બરોથી તેમનો કરાર લીધો (કે અલ્લાહના હુકમોનું અનુસરણ કરો જેમાં અલ્લાહની મખ્લૂકને તબ્લીગ અને દા'વત તથા પરસ્પર સહકાર અને મદદ પણ સામેલ છે) અને તે પયગમ્બરોમાં) આપ (ﷺ)થી પણ (કરાર લીધો) અને નૂહ અને

ઈબ્રાહીમ અને મૂસા અને ઈસા ઈબ્ને મરયમ (અલૈ.)થી પણ આ (કોઈ મા'મૂલી વચન કે કરાર ન હતો બલકે) અમે તે સૌ પાસેથી ખૂબ પાકો કરાર લીધો જેથી (કયામતના દિવસે) તે સાચા લોકોથી (એટલે કે અંબિયા અલૈ.થી) તેમની સચ્ચાઈની તહકીક કરે (જેથી તેમની ઉચ્ચતા અને સન્માન તથા ન માનનારાઓ ઉપર દલીલ સંપૂર્ણ થઈ જાય અને કરાર અને તેની તહકીકથી બે બાબતો વાજિબ હોવાનું સાબિત થયું કે સાહિબે વહી ઉપર પોતાની વહીનું અનુસરણ વાજિબ છે અને જે સામાન્ય લોકો સાહિબે વહી નથી હોતા તેમના ઉપર સાહિબે વહી પયગમ્બરનું અનુસરણ વાજિબ છે) અને કાફિરો માટે (કે જેઓ સાહિબે વહીનું અનુસરણ કરવાનો વિરોધ કરે છે) અલ્લાહ તઆલાએ (તેમના માટે) દર્દનાક અઝાબ તૈયાર કરી રાખ્યો છે.

## મસ્અલા અને બોધપાઠ :

સૂરતની શરૂઆતમાં રસૂલે કરીમ ﷺને પોતાની વહીના અનુસરણનો હુકમ આપવામાં આવ્યો છે وَاتَّبِعْ مَا يُوحٰى اِلَيْكَ અને પાછલી આયત اَلنَّبِىُّ اَوْلٰى بِالْمُؤْمِنِيْنَ માં મો'મિનો ઉપર સાહિબે વહી (એટલે કે પયગમ્બર ﷺ જેમના ઉપર વહી નાઝિલ થતી હતી)ના હુકમો ઉપર અમલ કરવો વાજિબ કરવામાં આવ્યો છે, આ જ બંને બાબતોની વધારે સાબિતી અને જાહેરાત માટે પ્રસ્તુત બંને આયતોમાં પણ બે વિષયો વર્ણન થયા છે, એટલે કે સાહિબે વહીએ પોતાની વહીનું અનુસરણ અને ગેરસાહિબે વહીએ (જેના ઉપર વહી નાઝિલ ન થતી હોય તેણે) સાહિબે વહીનું અનુસરણ કરવું વાજિબ છે.

### અંબિયા (અલૈ.)ના કરારો :

પ્રસ્તુત આયતમાં જે અંબિયા (અલૈ.) પાસેથી વચન અને કરાર લેવાનું વર્ણન છે આ તે જાહેર કરાર સિવાયનો છે જે સમગ્ર મખ્લૂક પાસેથી લેવામાં આવ્યો છે, જેમકે મિકદાદમાં હઝરત ઈમામ અહમદથી મરફૂઅન આવ્યું છે, خُصُّوا بِمِيْثَاقِ الرِّسَالَةِ وَالنُّبُوَّةِ وَهُوَ قَوْلُهٗ تَعَالٰى وَاِذْ اَخَذْنَا مِنَ النَّبِيّٖنَ مِيْثَاقَهُمْ.....

આ કરાર અંબિયા (અલૈ.) પાસેથી નુબુવ્વત અને રિસાલતની ફરજો અદા કરવાનો તથા પરસ્પર એકબીજાની ખરાઈ અને મદદ કરવાનો હતો, જેમકે ઈબ્ને જરીર અને ઈબ્ને અબી હાતિમ (રહ.) વગેરેએ હઝરત કતાદહ (રદિ.)થી

રિવાયત કરી છે અને એક રિવાયતમાં અંબિયા (અલૈ.)ના આ કરારમાં એ પણ સામેલ હતું કે તે બધા આ એ'લાન કરે, مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ لَا نَبِيَّ بَعْدَهٗ એટલે કે, હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ અલ્લાહના રસૂલ છે અને ખાતમુન્નબિય્યિન (નબીઓના ક્રમની અંતિમ કડી) છે તેમના પછી હવે કોઈ નબી થશે નહીં.

અંબિયા (અલૈ.)નો આ કરાર પણ અજલમાં તે જ સમયે લેવામાં આવ્યો જ્યારે કે સામાન્ય મખ્લૂક પાસેથી اَلَسْتُ بِرَبِّكُمْ (તમારો પરવરદિગાર કોણ છે?)નો કરાર લેવામાં આવ્યો હતો. *(રૂહ અને મઝહરી)*

وَمِنْكَ وَمِنْ نُّوْحٍ અંબિયા (અલૈ.)નું જાહેર વર્ણન કર્યા પછી તેમાંથી પાંચ નબીઓ (અલૈ.)નું ખાસ પ્રકારે વર્ણન તેમની તે વિશિષ્ટતા અને ઉચ્ચતાની બીનાએ કરવામાં આવ્યું જે તેમને અંબિયા (અલૈ.)ના વર્ગમાં પ્રાપ્ત છે અને તેમાં પણ શબ્દ مِنْكَ (મિન્ક)માં રસૂલે કરીમ ﷺના વર્ણનને અન્યો ઉપર અગ્રતા આપવામાં આવી છે, જો કે રસૂલે કરીમ ﷺનું આગમન સૌથી અંતે થયું છે, તેનું કારણ પોતે હદીષમાં આ વર્ણન કરવામાં આવ્યું છે.

كُنْتُ اَوَّلَ النَّاسِ فِى الْخَلْقِ وَاٰخِرَهُمْ فِى الْبَعْثِ، (رَوَاهُ ابْنُ سَعْدٍ وَاَبُوْنَعِيْمٍ فِى الْحِلْيَةِ عَنْ مَيْسَرَةَ الْمُفَجَّرِ وَالطَّبْرَانِىُّ فِىْ الْكَبِيْرِ عَنِ ابْنِ عَبَّاسٍ، مَظْهَرِى)

*"રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે હું સર્જનમાં સૌ મનુષ્યોથી પ્રથમ છું અને બઅ્ષત અને નુબુવ્વતમાં સૌથી છેલ્લો."*

---

## આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૯ થી ૨૭)

| |
|---|
| يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ جَآءَتْكُمْ جُنُوْدٌ فَاَرْسَلْنَا |
| عَلَيْهِمْ رِيْحًا وَّجُنُوْدًا لَّمْ تَرَوْهَا ۗ وَكَانَ اللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرًا ۚ﴿۹﴾ |
| اِذْ جَآءُوْكُمْ مِّنْ فَوْقِكُمْ وَمِنْ اَسْفَلَ مِنْكُمْ وَاِذْ زَاغَتِ الْاَبْصَارُ وَبَلَغَتِ |
| الْقُلُوْبُ الْحَنَاجِرَ وَتَظُنُّوْنَ بِاللّٰهِ الظُّنُوْنَا ﴿۱۰﴾ هُنَالِكَ ابْتُلِيَ الْمُؤْمِنُوْنَ وَزُلْزِلُوْا |
| زِلْزَالًا شَدِيْدًا ﴿۱۱﴾ وَاِذْ يَقُوْلُ الْمُنٰفِقُوْنَ وَالَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ مَّا |

وَعَدَنَا اللّٰهُ وَرَسُوْلُهٗۤ اِلَّا غُرُوْرًا ﴿١٢﴾ وَاِذْ قَالَتْ طَّآئِفَةٌ مِّنْهُمْ يٰۤاَهْلَ يَثْرِبَ لَا مُقَامَ
لَكُمْ فَارْجِعُوْا ۚ وَيَسْتَاْذِنُ فَرِيْقٌ مِّنْهُمُ النَّبِيَّ يَقُوْلُوْنَ اِنَّ بُيُوْتَنَا عَوْرَةٌ ۛؕ وَمَا (عند المتقدمين)
هِيَ بِعَوْرَةٍ ۛۚ اِنْ يُّرِيْدُوْنَ اِلَّا فِرَارًا ﴿١٣﴾ وَلَوْ دُخِلَتْ عَلَيْهِمْ مِّنْ اَقْطَارِهَا ثُمَّ سُئِلُوا
الْفِتْنَةَ لَاٰتَوْهَا وَمَا تَلَبَّثُوْا بِهَاۤ اِلَّا يَسِيْرًا ﴿١٤﴾ وَلَقَدْ كَانُوْا عَاهَدُوا اللّٰهَ مِنْ قَبْلُ لَا
يُوَلُّوْنَ الْاَدْبَارَ ؕ وَكَانَ عَهْدُ اللّٰهِ مَسْـُٔوْلًا ﴿١٥﴾ قُلْ لَّنْ يَّنْفَعَكُمُ الْفِرَارُ اِنْ فَرَرْتُمْ
مِّنَ الْمَوْتِ اَوِ الْقَتْلِ وَاِذًا لَّا تُمَتَّعُوْنَ اِلَّا قَلِيْلًا ﴿١٦﴾ قُلْ مَنْ ذَا الَّذِيْ يَعْصِمُكُمْ
مِّنَ اللّٰهِ اِنْ اَرَادَ بِكُمْ سُوْٓءًا اَوْ اَرَادَ بِكُمْ رَحْمَةً ؕ وَلَا يَجِدُوْنَ لَهُمْ مِّنْ دُوْنِ اللّٰهِ
وَلِيًّا وَّلَا نَصِيْرًا ﴿١٧﴾ قَدْ يَعْلَمُ اللّٰهُ الْمُعَوِّقِيْنَ مِنْكُمْ وَالْقَآئِلِيْنَ لِاِخْوَانِهِمْ
هَلُمَّ اِلَيْنَا ۚ وَلَا يَاْتُوْنَ الْبَاْسَ اِلَّا قَلِيْلًا ﴿١٨﴾ۙ اَشِحَّةً عَلَيْكُمْ ۖۚ فَاِذَا جَآءَ
الْخَوْفُ رَاَيْتَهُمْ يَنْظُرُوْنَ اِلَيْكَ تَدُوْرُ اَعْيُنُهُمْ كَالَّذِيْ يُغْشٰى عَلَيْهِ مِنَ
الْمَوْتِ ۚ فَاِذَا ذَهَبَ الْخَوْفُ سَلَقُوْكُمْ بِاَلْسِنَةٍ حِدَادٍ اَشِحَّةً عَلَى الْخَيْرِ ؕ
اُولٰٓئِكَ لَمْ يُؤْمِنُوْا فَاَحْبَطَ اللّٰهُ اَعْمَالَهُمْ ؕ وَكَانَ ذٰلِكَ عَلَى اللّٰهِ
يَسِيْرًا ﴿١٩﴾ يَحْسَبُوْنَ الْاَحْزَابَ لَمْ يَذْهَبُوْا ۚ وَاِنْ يَّاْتِ الْاَحْزَابُ يَوَدُّوْا
لَوْ اَنَّهُمْ بَادُوْنَ فِي الْاَعْرَابِ يَسْاَلُوْنَ عَنْ اَنْۢبَآئِكُمْ ؕ وَلَوْ كَانُوْا فِيْكُمْ مَّا قٰتَلُوْٓا
اِلَّا قَلِيْلًا ﴿٢٠﴾ؒ لَقَدْ كَانَ لَكُمْ فِيْ رَسُوْلِ اللّٰهِ اُسْوَةٌ حَسَنَةٌ لِّمَنْ كَانَ يَرْجُوا اللّٰهَ وَالْيَوْمَ ع ٢ ١٢ ١٨
الْاٰخِرَ وَذَكَرَ اللّٰهَ كَثِيْرًا ﴿٢١﴾ؕ وَلَمَّا رَاَ الْمُؤْمِنُوْنَ الْاَحْزَابَ ۙ قَالُوْا هٰذَا
مَا وَعَدَنَا اللّٰهُ وَرَسُوْلُهٗ وَصَدَقَ اللّٰهُ وَرَسُوْلُهٗ ۫ وَمَا زَادَهُمْ اِلَّاۤ اِيْمَانًا
وَّتَسْلِيْمًا ﴿٢٢﴾ؕ مِنَ الْمُؤْمِنِيْنَ رِجَالٌ صَدَقُوْا مَا عَاهَدُوا اللّٰهَ عَلَيْهِ ۚ فَمِنْهُمْ

مَّنْ قَضٰى نَحْبَهٗ وَمِنْهُمْ مَّنْ يَّنْتَظِرُ ۖ وَمَا بَدَّلُوْا تَبْدِيْلًا ﴿٢٣﴾ لِّيَجْزِيَ اللّٰهُ
الصّٰدِقِيْنَ بِصِدْقِهِمْ وَيُعَذِّبَ الْمُنٰفِقِيْنَ اِنْ شَآءَ اَوْ يَتُوْبَ عَلَيْهِمْ ۗ اِنَّ اللّٰهَ
كَانَ غَفُوْرًا رَّحِيْمًا ﴿٢٤﴾ وَرَدَّ اللّٰهُ الَّذِيْنَ كَفَرُوْا بِغَيْظِهِمْ لَمْ يَنَالُوْا
خَيْرًا ۗ وَكَفَى اللّٰهُ الْمُؤْمِنِيْنَ الْقِتَالَ ۗ وَكَانَ اللّٰهُ قَوِيًّا عَزِيْزًا ﴿٢٥﴾ وَاَنْزَلَ
الَّذِيْنَ ظَاهَرُوْهُمْ مِّنْ اَهْلِ الْكِتٰبِ مِنْ صَيَاصِيْهِمْ وَقَذَفَ فِيْ قُلُوْبِهِمُ
الرُّعْبَ فَرِيْقًا تَقْتُلُوْنَ وَتَاْسِرُوْنَ فَرِيْقًا ﴿٢٦﴾ وَاَوْرَثَكُمْ اَرْضَهُمْ وَدِيَارَهُمْ
ع وَاَمْوَالَهُمْ وَاَرْضًا لَّمْ تَطَـُٔوْهَا ۗ وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرًا ﴿٢٧﴾

**તરજુમો :**

*હે ઈમાનવાળાઓ ! પોતાના ઉપરનો અલ્લાહનો ઉપકાર યાદ કરો જ્યારે તમારા ઉપર સૈન્યો ચઢી આવ્યા, પછી અમે તેમના ઉપર (તેજ તોફાની) હવા અને તે સૈન્યો મોકલી આપ્યા જે તમે નથી જોયા અને જે કંઈ કરો છો અલ્લાહ સઘળું જોનારો છે. (૯) જ્યારે તમારા ઉપર ઉપરની બાજુએથી અને પાછળથી ચઢી આવ્યા અને જ્યારે આંખો બદલાવા લાગી અને દિલો ગળાઓ સુધી આવી લાગ્યા અને તમે અલ્લાહ ઉપર અટકળો કરવા લાગ્યા પ્રકાર પ્રકારની અટકળો. (૧૦) ત્યાં ઈમાનવાળાઓ પારખવામાં આવ્યા અને સખત રીતે હચમચાવી હલાવી નાંખવામાં આવ્યા. (૧૧) અને જ્યારે મુનાફિકો અને જેમના દિલોમાં રોગ છે કહેવા લાગ્યા, અમને જે વાયદો અલ્લાહે અને તેના રસૂલે કર્યો હતો બધો ફરેબ હતો. (૧૨) અને જ્યારે તેમનામાંથી એક જૂથ કહેવા લાગ્યું, હે યષરબ (મદીના)વાળાઓ ! તમારા માટે ઠેકાણું નથી, બસ પાછા ફરો અને તેમનામાંથી એક જૂથ છુટ્ટી માંગવા લાગ્યું, નબીથી કહેવા લાગ્યા, અમારા ઘરો ખુલ્લા પડ્યા છે અને તે ખુલ્લા પડ્યા નથી તેમનો કોઈ હેતુ નથી પરંતુ માત્ર નાસી છૂટવું ! (૧૩) અને જો શહેરમાં કોઈ તેમના ઉપર તેની ભાગોળોએથી ઘુસી આવે પછી તેમનાથી ફિત્નો (દીનથી ફરી જવાનું) ઈચ્છે તો માની લે અને તેમાં વાર ન લગાડે*

*પરંતુ થોડી. (૧૪) અને પહેલાં અલ્લાહથી એકરાર કરી ચૂક્યા હતા કે પીઠ ફેરવીશું નહીં અને અલ્લાહના કરારની પૂછ થાય છે. (૧૫) તમે કહો, તમારું આ નાસી છૂટવું કંઈ કામ આવશે નહીં જો મરવાથી અથવા માર્યા જવાથી નાસી છૂટશો અને તો પણ ફળ પામવાના નથી પરંતુ માત્ર થોડા દિવસો. (૧૬) તમે કહો, કોણ છે કે તમને અલ્લાહથી બચાવે જો તમારા ઉપર બુરાઈ ઈચ્છે અથવા તમારા ઉપર દયા ઈચ્છે અને પોતાના માટે અલ્લાહ સિવાય કોઈ હિમાયતી અને મદદગાર પામશે નહીં. (૧૭) અલ્લાહને સારી પેઠે ખબર છે જે તમારામાં (યુદ્ધથી) અટકાવનારા છે અને પોતાના ભાઈઓને કહે છે, અમારી પાસે ચાલ્યા આવો અને તેઓ લડાઈમાં નથી આવતા પરંતુ જવલ્લે જ. (૧૮) તમારાથી બખીલી (લાલચ) રાખે છે, પછી જ્યારે ભયનો સમય આવે છે તો તમે તેમને જુઓ કે તમારા તરફ એકટશે જુએ છે, તેમની આંખો એવી ફરે છે જેમકે કોઈના ઉપર મોતની મુર્છાવસ્થા છવાઈ હોય, પછી જ્યારે ડરનો સમય જતો રહે તમારા ઉપર બઢી ચઢીને ચબરાક જીભે બોલે, માલ ઉપર ઢળી પડે છે, તે લોકો ઈમાન નથી લાવ્યા પછી અલ્લાહે તેમના કર્મો બેકાર કરી નાંખ્યા અને આ અલ્લાહ માટે સહેલું છે. (૧૯) સમજે છે કે કાફિરોના સૈન્યો પાછા નથી વળી ગયા અને જો તે સામે આવી જાય તો એવી તમન્ના કરે કે કોઈપણ રીતે અમે ગામડાંઓમાંથી બહાર નીકળી ગયા હોય, તમારી ખબરો પૂછ્યા કરે અને જો તમારામાં હોય તો લડે નહીં પરંતુ માત્ર નામનું જ. (૨૦) તમારા માટે રસૂલુલ્લાહ (ﷺ)ની ચાલ શીખવી ભલી હતી તેના માટે જે કોઈ અલ્લાહની અને પાછલા દિવસની આશા રાખે છે અને અલ્લાહને ખૂબ યાદ કરે છે. (૨૧) અને જ્યારે મુસલમાનોએ સૈન્યો જોયા, બોલ્યા, આ તે જ છે જે અમને અલ્લાહે અને તેના રસૂલ (ﷺ)એ વાયદો આપ્યો હતો અને અલ્લાહે અને તેના રસૂલ (ﷺ)એ સાચું કહ્યું અને તેમનું ઈમાન અને આજ્ઞાપાલન ઓર વધી ગયું. (૨૨) ઈમાનવાળાઓમાં કેટલાક પુરુષો છે કે સાચું કરી દેખાડ્યું જેનો અલ્લાહથી કરાર કર્યો હતો, પછી કોઈ તો તેમનામાં પોતાની જવાબદારી પૂર્ણ કરી ચૂક્યો અને કોઈ તેમનામાં છે કે વાટ જોઈ રહ્યો છે અને એક તસુ માત્ર (પણ) બદલ્યું નથી. (૨૩) જેથી અલ્લાહ સાચાઓને તેમની*

*સચ્ચાઈનો બદલો આપે અને જો ઈચ્છે મુનાફિકો ઉપર અઝાબ કરે અથવા તેમના (દિલો) ઉપર તવબહ નાંખે, બેશક ! અલ્લાહ મા'ફ કરનારો મહાદયાળુ છે. (૨૪) અને અલ્લાહે કાફિરોને પોતાના ક્રોધમાં ભરેલા પાછા વાળી દીધા, કંઈ પણ ભલાઈ હાથ ન લાગી અને અલ્લાહે પોતાના ઉપર મુસલમાનોની લડાઈ લઈ લીધી અને અલ્લાહ મહાબળવાન જબરદસ્ત છે. (૨૫) અને અહલે કિતાબમાંથી જે તેમના સહાયક બન્યા હતા તેમને તેમના કિલ્લાઓએથી ઉતારી દીધા અને તેમના દિલોમાં ધાક નાંખી દીધી, કેટલાકને તમે જાનથી મારવા લાગ્યા અને કેટલાકને કેદ કરી લીધા. (૨૬) અને તમને તેમની જમીન અને તેમના ઘર અને તેમનો માલ અપાવ્યો અને એક જમીન કે જેના ઉપર તમારા (હજુ સુધી) પગલાં નથી પડ્યા અને અલ્લાહ સર્વ કાંઈ કરી શકે છે. (૨૭)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! અલ્લાહનું ઇનામ તમારા ઉપર યાદ કરો જ્યારે તમારા ઉપર ઘણા લશ્કર ચઢી આવ્યા, (એટલે કે عُيَيْنَه ઉયયૂનહનું લશ્કર અને અબૂ સુફિયાનનું લશ્કર અને યહૂદીઓ બની કુરયઝા) પછી અમે તેમના ઉપર એક આંધી તોફાન મોકલ્યું જે તમને (સામાન્ય રીતે) દેખાય રહ્યું ન હતું (બસ, અમુક સહાબા રદિ. દાખલા તરીકે હઝરત હુઝયફા રદિ.એ અમુક ફરિશ્તાઓને મનુષ્યના સ્વરૂપમાં જોયા પણ કાફિરોના લશ્કરમાં તેઓ જાસૂસી માટે ગયા હતા ત્યાં અવાજ પણ સાંભળ્યો હતો કે ભાગો ! ભાગો ! અને આ ઘટનામાં ફરિશ્તાઓએ ખૂનામરકી નથી કરી, માત્ર કાફિરોના દિલોમાં ધાક બેસાડવા માટે મોકલવામાં આવ્યા હતા) અને અલ્લાહ તઆલા તમારા (તે સમયના) અમલોને જોતો હતો (કે તમને એક લાંબી, પહોળી અને ઊંડી ખાઈ ખોદવામાં ઘણી મહેનત કરી, પછી કાફિરોના મુકાબલા માટે ખૂબ સહનશીલતા સાથે મક્કમતાથી અડગ રહ્યા અને તેના ઉપર ખુશ થઈને અલ્લાહ તમારી મદદ કરી રહ્યો હતો, આ ઘટના તે સમયે બની હતી) જ્યારે કે તે (દુશ્મન) લોકો તમારા ઉપર (દરેક બાજુએથી ઘેરો ઘાલીને) ચઢી આવ્યા હતા ઉપર તરફથી અને નીચે તરફથી પણ (એટલે કે કોઈ કબીલો મદીનાની નીચેની બાજુએથી અને કોઈ કબીલો તેની ઊંચાઈઓ

તરફથી) અને જ્યારે કે આંખો (ભયના માર્યા) ફાટેલી રહી ગઈ હતી અને કાળજાંઓ મોઢાં સુધી આવવા લાગ્યા હતા અને તમે લોકો અલ્લાહ સાથે પ્રકાર પ્રકારનું અનુમાન લગાવી રહ્યા હતા (જેમકે કઠોર સમયે સ્વાભાવિક રીતે વિવિધ પ્રકારના વસવસા અને ભ્રમણા થયા કરે છે અને આ અનિચ્છાવર્તી હોવાના કારણે કોઈ ગુનોહ નથી અને ન જ તે નિવેદનનો નકાર છે, જે આગળ ઈમાનવાળાઓનું આવશે هٰذَا مَاوَعَدَنَا اللّٰهُ وَرَسُوْلُهٗ وَصَدَقَ اللّٰهُ وَرَسُوْلُهٗ કારણ કે, તેમાં શબ્દ هٰذَا "હાઝા"નો ઈશારો અહઝાબના ચઢી આવવા તરફ છે કારણ કે તેની ખબર અલ્લાહ તઆલા તરફથી આપવામાં આવી હતી એટલા માટે આ તો નિશ્ચિત હતું પરંતુ આ ઘટનાનું પરિણામ બતાવવામાં આવ્યું નથી, એટલા માટે તેમાં વિવિધ સંભાવનાઓ વિજય અથવા પરાજય વિશેની પેદા થતી હતી) આ તકે મુસલમાનોની (પૂરે)પૂરી પરીક્ષા કરવામાં આવી (જેમાં તેઓ પૂરા ઊતર્યા) અને (સખત રીતે) હચમચાવી નાંખવામાં આવ્યા અને (આ ઘટના તે સમયે બની હતી) જ્યારે મુનાફિકો અને તે લોકો જેમના દિલોમાં (ખોટ અને શંકાની) બીમારી છે એવું કહી રહ્યા હતા કે અમારાથી તો અલ્લાહે અને તેના રસૂલે માત્ર ધોકાનો જ વાયદો કરી રાખ્યો છે (જેમકે મુઅત્તબ બિન કુશયર અને તેના સાથીઓનું આ નિવેદન તેમણે તે વખતે કહ્યું હતું કે ખાઈ ખોદતી વખતે કોદાળો વાગવથી કેટલીયવાર આગના તણખા નીકળ્યા અને રસૂલે કરીમ ﷺએ દરેક વખતે ઈરશાદ ફરમાવ્યો કે મને ફારશ અને રૉમ તથા શામના મહેલો તેના પ્રકાશમાં દેખાયા તથા અલ્લાહે તેમને વિજયનો વાયદો કર્યો છે, જ્યારે અહઝાબના ભેગા થવાના સમયે પરેશાની થઈ તો આ લોકો કહેવા લાગ્યા કે હાલત આવી છે અને તેના ઉપર રૉમ અને ફારશની ખુશખબરીઓ સંભળાવી રહ્યા છે ! આ માત્ર ધોકો છે અને જો કે તેઓ તેને અલ્લાહનો વાયદો ન સમજતા હતા અને ન જ આપ ﷺને રસૂલ માનતા હતા. પછી આ કહેવું مَا وَعَدَنَا اللّٰهُ وَرَسُوْلُهٗ તો માત્ર એક વાર્તાના દરજ્જામાં છે અને એક પ્રકારે કલ્પના અને ઠઠ્ઠા મશ્કરી સ્વરૂપે પણ છે) અને (આ ઘટના તે સમયની હતી) જ્યારે કે તે (મુનાફિકો)માંથી અમુક લોકોએ (યુદ્ધમાં સામેલ બીજા લોકોને) કહ્યું કે યષરબ (એટલે કે મદીના)ના લોકો ! (અહીંયાં) થોભવાની તક નથી (કારણ કે અહીંયાં રહેવું મોતના મોઢાંમાં જવા સમાન છે) બસ (પોતાના ઘરોએ) પાછા ચાલો (આ નિવેદન અવસ બિન

કચતીનું છે, તેણે આવું કહ્યું હતું અને તેમાં અમુક લોકો બીજા પણ સામેલ હતા) અને અમુક લોકો આ (મુશ્રિકોમાં) નબી (ﷺ) પાસે (પોતાના ઘરોએ પાછા જવાની) પરવાનગી માંગતા હતા, કહેતા હતા કે અમારા ઘર અસુરક્ષિત છે (એટલે કે માત્ર સ્ત્રીઓ, બાળકો રહી ગયા છે, માત્ર ભીંતો સંતોષ માટે પૂરતી નથી, ક્યારેક ચોર ઘુસી શકે છે. આ નિવેદન અબૂ અરાબહ અને બીજા અમુક બની હારિષાહનું હતું) જ્યારે કે તેઓ (તેમના મતે) અસુરક્ષિત નથી (એટલે કે તેમને ચોરી વગેરેનો ભય કદાપિ નથી અને ન જ પાછા જવાની એવી નિય્યત છે કે તેમની સંતોષપૂર્વકની વ્યવસ્થા કરીને ચાલ્યા આવશે) આ તો માત્ર નાસી છૂટવા જ ઇચ્છે છે અને (તેમની એવી હાલત છે કે) જો મદીનામાં તેમને ચોતરફથી તેમના ઉપર (જ્યારે તેઓ પોતાના ઘરોમાં હોય) કોઈ (કાફિરોનું લશ્કર) ઘુસી આવે, પછી તેમને ફસાદ (એટલે કે મુસલમાનોથી લડવા)ની દરખાસ્ત કરવામાં આવે તો તેઓ (તરત જ) તે (ફસાદ)ને મંજૂર કરી લે અને તેમના ઘરોમાં ઘણું જ ઓછું થોભે (એટલે કે એટલી જ વાર લગાવે કે કોઈ તેમને દરખાસ્ત કરે અને તેઓ મંજૂર કરી લે અને ત્યાર પછી તેઓ તરત તૈયાર થઈ જાય અને મુસલમાનોના મુકાબલા માટે જઈ પહોંચે અને કંઈ પણ ઘરોની ચિંતા ન કરે કે અમે તો બીજાઓની લૂંટમાર કરવા જઈ રહ્યા છે ત્યારે કદી કોઈ અમારા ઘરને લૂંટી લે; તો જો તેમનો ઈરાદો વાસ્તવમાં પોતાના ઘરોની હિફાઝતનો છે તો હવે ઘરોમાં કેમ નથી રહેતા ? તેનાથી સ્પષ્ટ જાણ થાય છે કે અસલમાં તેમને મુસલમાનોથી વેર અને કાફિરોથી મહોબ્બત છે એટલા માટે તેઓ મુસલમાનોની મદદ કરવાનું પસંદ નથી કરતા, બાકી ઘરોની સુરક્ષા તો તેમનું બહાનું છે) જ્યારે કે આ લોકો (તેનાથી) પહેલાં અલ્લાહ સાથે વાયદો કરી ચૂક્યા હતા કે (દુશ્મનોના મુકાબલામાં) પીઠ ફેરવીશું નહીં (આ વાયદો તે સમયે કર્યો હતો જ્યારે કે બદ્રમાં અમુક સામેલ થવાથી રહી ગયા હતા ત્યારે અમુક મુનાફિકો પણ મફતમાં સારું લગાડવા માટે કહેવા લાગ્યા કે અફસોસ ! અમે સામેલ ન થયા, અમે હોત તો આવું કર્યું હોત, તેવું કર્યું હોત. જ્યારે વખત સામે આવ્યો તો તેમની પોલ ખુલી ગઈ) અને અલ્લાહથી જે (આ પ્રકારનો) એકરાર કરવામાં આવે છે તેની પૂછતાછ થશે, આપ (ﷺ) તેમને ફરમાવી આપો કે (તમે જે માર્યા માર્યા ફરો છો اِنْ يُّرِيْدُوْنَ اِلَّا فِرَارًا તો) તમારું નાસી છૂટવું કંઈ લાભદાયી નથી થઈ

શકતું, જો તમે મોતથી અથવા માર્યા જવાથી નાસી છૂટો છો અને તે (પલાયન કરવાની) હાલતમાં અમુક થોડા દિવસોની (કે તે બાકી જિંદગી નસીબમાં છે) અને વધારે (લાંબી જિંદગી) પ્રાપ્ત નથી થઈ શકતી (એટલે કે નાસી છૂટવાથી ઉંમર નથી વધી શકતી, કારણ કે તેનો સમય નિશ્ચિત છે અને જ્યારે સમય નિશ્ચિત છે તો જો પલાયન ન કર્યું હોત તો પણ સમયથી પહેલાં મૃત્યું પામ્યા ન હોત, બસ તેમને ત્યાં થોભવાથી કોઈ નુકસાન અને નાસી છૂટવાથી કોઈ લાભ ન થયો હોત પછી નાસી છૂટવું માત્ર મૂર્ખામી છે અને આ તકદીરના મસ્અલાની તહકીક માટે તેમને) એ પણ ફરમાવી આપો કે તે કોણ છે જે તમને અલ્લાહથી બચાવી શકે જો તે તમારી સાથે બુરાઈ કરવા ઈચ્છે (દાખલા તરીકે તમારો નાશ કરવા ઈચ્છે તો શું તમને કોઈ બચાવી શકે છે જેમકે તમે પલાયન કરવાને લાભદાયી સમજી રહ્યા છો?) અથવા તે કોણ છે જે અલ્લાહની તમારા ઉપરની કૃપાને રોકી શકે જો તે તમારા ઉપર કૃપા કરવા ઈચ્છે ? (દાખલા તરીકે તે જીવીત રાખવા ઈચ્છે કે જે દુનિયાની રહમત છે તો કોણ તેને અટકાવી શકે છે ? જેમકે તમારો વિચાર છે કે યુદ્ધથી પલાયન કરવું જિંદગી છે) અને (તે લોકો સાંભળી રાખે કે) અલ્લાહના સિવાય ન તો કોઈ પોતાનો હિમાયતી પામશે (કે જે લાભ પહોંચાડે) અને ન જ કોઈ મદદગાર (કે જે નુકસાનથી બચાવે. હવે તકદીરના મસ્અલા પછી ફરી મુનાફિકોની ટીકાનો ક્રમ છે એટલે કે) અલ્લાહ તઆલા તમારામાંથી તે લોકોને (સારી પેઠે) જાણે છે જેઓ (બીજાઓને લડાઈમાં જવાથી) અવરોધક બને છે અને જેઓ પોતાના પ્રદેશમાં (સગાં અથવા હમવતન) ભાઈઓને કહે છે કે અમારી પાસે આવી જાઓ (ત્યાં પોતાના પ્રાણ કેમ આપો છો ? આવું એક વ્યક્તિએ પોતાના સગા ભાઈને કહ્યું હતું અને તે સમયે આવું કહેનારો ગોસ્ત બિરયાની અને રોટલી ખાઈ રહ્યો હતો, મુસલમાન ભાઈએ કહ્યું, અફસોસ ! તું આ ચેનમાં છે અને રસૂલે કરીમ ﷺ આવી તકલીફોમાં છે. તે બોલ્યો, જનાબ ! તમે પણ અહીંયાં જ ચાલ્યા આવો) અને (તેમની કાયરતા, લાલચ અને કંજૂસીની એ પરિસ્થિતિ છે કે) લડાઈમાં ઘણા ઓછા આવે છે (જેમાં જરા નામ થઈ જાય, આ તો તેમની કાયરતા છે અને આવે પણ છે તો) તમારા હકમાં બખીલી લઈને (એટલે કે આવવામાં મોટી નિય્યત એ હોય છે કે બધો ગનીમતનો માલ મુસલમાનોને ન મળી જાય, નામ પૂરતા સામેલ થવાથી ગનીમતના હકનો દા'વો

અમુક હદે કરી શકાશે) બસ, (જ્યારે તેમની કાયરતા, લાલચ અને બખીલી બધું સાબિત થઈ ગયું તો આ બધી બાબતોની અસર એ છે કે) જ્યારે (કોઈ) ભય(નો મોકો) આવી પડે છે તો તેમને જુઓ છો કે તેઓ તમારા તરફ એવી રીતે જોવા લાગે છે કે તેમની આંખો ચકરાઈ જાય છે જેમકે તેમના ઉપર મોતની બેહોશી છવાઈ હોય (આ તો કાયરતાનો પ્રભાવ થયો) પછી જ્યારે તે ડર દૂર થઈ જાય છે તો તમને મોટા જીભડે મ્હેણાં મારે છે (ગનીમતના) માલ ઉપર લાલચના માર્યા; (એટલે કે ગનીમતનો માલ લેવા માટે અપ્રિય વાતો કરે છે કે કેમ અમે સામેલ ન હતા ? અમારી જ મદદથી તો તમે આ જીત પ્રાપ્ત કરી છે, આ અસર કંજૂસી અને લાલચની છે. તેમનો આ વ્યવહાર તમારી સાથે છે અને અલ્લાહ તઆલા સાથે તેમનું વર્તન એ છે કે) આ લોકો (પ્રથમથી જ) ઈમાન નથી લાવ્યા તો અલ્લાહ તઆલાએ તેમના બધા જ (નેક) અમલો (પ્રથમથી જ) બેકાર કરી રાખ્યા છે (આખિરતમાં કંઈ સવાબ મળશે નહીં) અને આ વાત અલ્લાહ સમીપ બિલકુલ સહેલી છે (કોઈ તેનો વિરોધ કરી શકતું નથી, અમે તે અમલોનો બદલો આપીશું અને આ પરિસ્થિતિ તો તેમની અહઝાબના મોકા ઉપર ભેગા થવાના સમયે હતી પરંતુ તેમની કાયરતા એટલે સુધી વધેલી હતી કે અહઝાબથી ચાલ્યા ગયા પછી પણ) તે લોકોનું એવું માનવું છે કે (હજુ સુધી) આ લશ્કર ગયાં નથી (અને કાયરતાના કારણે તેમની એ હલાત છે કે) જો (ધારી લો કે) તે (પાછા ગયેલા) લશ્કર (પાછા) આવી જાય તો (પછી તો) આ લોકો (પોતાના માટે) પણ પસંદ કરે કે કાશ ! અમે (ક્યાંક) ગામડાંઓમાંથી બહાર જતા રહીએ કે (ત્યાંથી બેઠાં બેઠાં આવનારા જનારાઓથી) તમારી ખબરો પૂછતા રહે (અને તે હૃદયદ્રાવક યુદ્ધને પોતની આંખોથી ન જોવા પામીએ) અને જો (અચાનકથી બધા અથવા અમુક ગામડામાં ન જઈ શકીએ) બલકે તમારામાં જ રહે તો પણ (તે સમયની લે દે સાંભળીને પણ ક્યારેય ગયરત ન આવે અને માત્ર નામ કરવા માટે) અમુક નામ પૂરતું જ લડે (આગળ ثَبَاتٌ فِى الْحَرْبِ માં રસૂલે કરીમ ﷺનું આજ્ઞાપાલન અને તેમનું અનુસરણ કરવું ઈમાનનો તકાદો હોવાનું વર્ણન કરવામાં આવ્યું છે જેથી મુનાફિકોને ગયરત અપાવવામાં આવે કે તમારા ઈમાનના દા'વા છતાં તેના તકાદાથી વિરોધ કેમ કરો છો અને નિખાલસ મો'મિનોને ખુશખબરી મળે કે આ લોકો અલબત્ત ...كَانَ يَرْجُوا اللّٰه ના હકદાર છે, બસ ઈરશાદ

ફરમાવવામાં આવે છે કે) તમારા માટે (એટલે કે એવા વ્યક્તિ માટે) જે અલ્લાહથી અને આખિરતથી ડરતો હોય અને મોટા પ્રમાણમાં અલ્લાહનો ઝિક્ર કરતો હોય (એટલે કે સંપૂર્ણ મો'મિન હોય તેના માટે) રસૂલુલ્લાહ (ﷺ)નો એક ઉમદા નમૂનો મોજૂદ હતો (કે જ્યારે આપ ﷺ જ સામેલ રહ્યા તો આપ ﷺથી વધારે કોણ પ્રિય છે કે તે આજ્ઞાપાલન ન કરે અને પોતાના પ્રાણ બચાવતા ફરે) અને (આગળ મુનાફિકોના મુકાબલામાં નિખાલસ મો'મિનોનું વર્ણન છે) જ્યારે ઈમાનવાળાઓએ તે લશ્કરોને જોયા તો કહેવા લાગ્યા કે આ તે જ (મોકો) છે જેની અમને અલ્લાહ અને રસૂલ (ﷺ)એ ખબર આપી હતી (એટલા માટે સૂરએ બકરહની આ આયતમાં તેનો ઈશારો સ્પષ્ટતા સાથે મોજૂદ છે, اَمۡ حَسِبۡتُمۡ اَنۡ تَدۡخُلُوا الۡجَنَّةَ (اِلٰی قَوۡلِهٖ) وَزُلۡزِلُوۡا કારણ કે સૂરએ બકરહ સૂરએ અહઝાબ કરતાં પહેલી નાઝિલ થઈ છે. -અલ ઈત્કાન) અને અલ્લાહ અને રસૂલ (ﷺ)એ સાચું ફરમાવ્યું હતું અને એનાથી (અહઝાબના જોવાથી કે જે ખુશખબરી હતી) તેમના ઈમાન અને આજ્ઞાપાલનમાં પ્રગતિ થઈ ગઈ (આ ખાસિયત બધા મો'મિનોમાં સમાન છે અને અમુક ખાસિયતો અમુક મો'મિનોમાં વિશિષ્ટ સ્વરૂપે પણ છે જેનું વર્ણન એ છે કે) તે મો'મિનોમાં અમુક લોકો એવા પણ છે કે તેમણે જે વાતનો અલ્લાહથી કરાર કર્યો હતો તેમાં સાચા ઊતર્યા (આ વહેંચણીનો મતલબ એ નથી કે અમુક મુસલમાનોએ કરાર કર્યો અને તે પૂરા ઊતર્યા નહીં, બલકે આ વહેંચણી એ બીના ઉપર છે કે અમુકે કરાર જ કર્યો ન હતો અને કરાર કર્યા વિના જ મક્કમ રહ્યા અને કરાર કરનારના વર્ણનની સ્પષ્ટતા ઉપરોક્ત આયતના મુકાબલામાં છે જે મુનાફિકો વિશે છે ..وَلَقَدۡ كَانُوۡا عَاهَدُوا اللّٰهَ અને તે કરાર કરનારથી ભાવાર્થ હઝરત અનસ બિન નજર અને તેમના સાથીઓ છે. આ લોકો અનાયાસે ગઝ્વએ બદ્રમાં સામેલ ન થવા પામ્યા હતા તો તેમનો અફસોસ થયો અને વાયદો કર્યો કે હવે પછી કોઈ જિહાદ થયો તો અમારો ચોક્કસ જીવ સટોસટનો પ્રયત્ન જોઈ લેવામાં આવશે, મતલબ એ કે મોઢું ન ફેરવશે ભલે માર્યા જાય) પછી તે (કરાર કરનારાઓ)માં (બે પ્રકાર થઈ ગયા) અમુક તો તેમનામાં તે છે જે પોતાની મન્નત પૂરી કરી ચૂક્યા (ભાવાર્થ એ છે કે તે કરાર મન્નત જેમ પૂરો કરવો વાજિબ છે, મતલબ એ કે શહીદ થઈ ચૂક્યા અને અંતિમ શ્વાસ સુધી પીઠ ન ફેરવી. એટલા માટે અનસ બિન નજર ઉહદમાં શહીદ થઈ ગયા હતા, એ જ પ્રમાણે હઝરત

મુશયૂબ રદિ.) અને અમુક તેમનામાં (તેમનો વાયદો વફા કરવાના અંતિમ અસર એટલે કે શહાદતના) શોખીન છે (હજુ શહીદ નથી થયા) અને (હજુ સુધી) તેમણે (તેમાં) જરા પણ ફેરફાર નથી કર્યો (એટલે કે પોતાના ઈરાદા ઉપર કાયમ છે, બસ કોમનો સમૂહ બે પ્રકારનો છે, એક મુનાફિક કે જેમનું ઉપર વર્ણન થઈ ચૂક્યું અને બીજા મો'મિનો. પછી મો'મિનોના બે પ્રકાર છે, એક તે જેમણે કરાર કર્યો હતો અને બીજા જેમણે કરાર ન કર્યો હતો અને છતાં મક્કમ રહેવામાં બંને સમાન છે. અલ્લાહ તઆલાના ફરમાન ...رَاَى الْـمُـؤْمِنُوْنَ પછી કરાર કરનાર બે પ્રકાર ઉપર છે, શહીદ અને શહાદતની રાહ જોનાર. કુલ ચાર પ્રકારો આ આયતમાં ઉપસ્થિત છે. આગળ આ ગઝ્વહની એક હિકમત વર્ણન કરવામાં આવે છે કે) આ ઘટના એટલા માટે બની કે જેથી અલ્લાહ તઆલા સાચા મુસલમાનોને તેમની સચ્ચાઈનો બદલો આપે અને મુનાફિકોને ઈચ્છે તો સજા આપે અથવા ઈચ્છે તો તેમને (નિફાકથી) તવબહની તવફીક આપે (કારણ કે આવી મુસીબતો અને તકલીફોમાં નિખાલસ અને મક્કમ માણસો પણ હલી જાય છે અને અમુક સંબંધીઓની ટીકા નીંદાથી પણ પ્રભાવિત થઈને મુખ્લિસ બની જાય છે અને અમુક પોતાની મૂળ પરિસ્થિતિ ઉપર જ રહે છે) બેશક ! અલ્લાહ તઆલા મહાન બખ્શનાર મહેરબાન છે (એટલા માટે તવબહનો સ્વીકાર થઈ જવો દૂરની વાત નથી, તેમાં તવબહની પ્રેરણા પણ છે) અને (આટલે સુધી આ મુસલમાનોના વિવિધ પ્રકારોની પરિસ્થિતિ હતી, આગળ કાફિરો અને વિરોધીઓની હાલતનું વર્ણન છે કે) અલ્લાહ તઆલાએ કાફિરોને (એટલે કે મુશ્રિકોને) તેમના ક્રોધમાં ભરેલા (મદીનાથી) હટાવી દીધા કે તેમની કંઈ પણ ઈચ્છા પૂરી ન થાય (અને તેઓ ક્રોધે ભરાયેલા હતા) અને યુદ્ધમાં અલ્લાહ તઆલા મુસલમાનો માટે પોતે જ પૂરતો થઈ ગયો (એટલે કે કાફિરોની સાથે યુદ્ધ અથવા ઝડપની નોબત જ ન આવી કે તેઓ તે પહેલાં જ દૂર થઈ ગયા અને ખૂબ નાની છૂટી છવાઈ લડાઈનો તેનાથી નકાર થતો નથી) અને (આ પ્રમાણે કાફિરોને હટાવી દેવું કંઈ આશ્ચર્યજનક ન સમજો કારણ કે) અલ્લાહ તઆલા મહાબળવાન જબરદસ્ત છે (તેના માટે કંઈ મુશ્કેલ નથી, આ તો મુશ્રિકોની હાલત થઈ) અને (વિરોધીઓમાં બીજું જૂથ યહૂદી બનુ કુરયઝાનું હતું. આગળ તેમનું વર્ણન છે) જે અહલે કિતાબે તેઓની (એટલે કે મુશ્રિકોની) મદદ કરી હતી તેમને (અલ્લાહ તઆલાએ)

તેમના કિલ્લાઓમાંથી (જેમાં તેઓ બંધ થઈને બેસી ગયા હતા) નીચે ઊતારી દીધા અને તેમના દિલોમાં તમારી ધાક બેસાડી દીધી (જેનાથી તેઓ ઊતરી આવ્યા, પછી) અમુકને તમે કતલ કરવા લાગ્યા અને અમુકને કેદ કરી લીધા અને તેમની જમીન અને તેમના ઘરો અને તેમના માલના તમને માલિક બનાવી દીધા અને એવી જમીનના પણ (તમને માલિક બનાવી રાખ્યા છે કે) જેના ઉપર તમે (હજુ સુધી) કદમ (સુદ્ધાં) નથી મૂક્યો (તેમાં ભવિષ્યના વિજયોની ખુશખબરી છે, ખાસ કરીને આ ખયબરના વિજયની ખુશખબરી હોવી કોઈ અસંભવ વાત નથી) અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવે છે. (એટલા માટે આ બાબતો તેના માટે કંઈ અઘરી નથી).

## મસ્અલા અને બોધપાઠ :

અગાઉ આવી ચૂકેલી આયતોમાં રસૂલે કરીમ ﷺની મહાન શા'ન અને મુસલમાનોને તેમનું સંપૂર્ણ અનુસરણ અને આજ્ઞાપાલન કરવાનું માર્ગદર્શન હતું. આ જ સંદર્ભમાં કુર્આનના આ સમગ્ર બે રુકૂઅ્ ગઝ્વએ અહઝાબ વિશે નાઝિલ થયા છે જેમાં કાફિરો અને મુશ્રિકોના ઘણા બધા સમૂહોનો મુસલમાનો ઉપર એક સામટો હુમલો અને સખત ઘેરા પછી મુસલમાનો ઉપર અલ્લાહ તઆલાના ઈનામો અને રસૂલે કરીમ ﷺના વિવિધ મોઅ્જિઝાઓનું વર્ણન છે અને તેના સંદર્ભમાં જિંદગીના વિવિધ ક્ષેત્રો વિશે ઘણા બધા માર્ગદર્શનો અને હુકમો છે, આ જ કિંમતી માર્ગદર્શનના કારણે વિવરણકાર વિદ્વાનોએ આ સ્થળે અહઝાબની ઘટનાને ખાસ વિગતપૂર્વક લખ્યો છે ખાસ કરીને કુર્તુબી અને મઝહરી વગેરેએ; એટલા માટે અહઝાબની ઘટનાની અમુક વિગત તે સૂચનાઓ સાથે લખવામાં આવી છે જેનો ઘણો ભાગ કુર્તુબી અને મઝહરીમાંથી લેવામાં આવ્યો છે અને જે કોઈ બીજી કિતાબમાંથી લીધું છે તેનો હવાલો લખી દેવામાં આવ્યો છે.

### ગઝ્વએ અહઝાબની ઘટના :

اَحْزَاب (અહઝાબ) એ حِزْب (હિઝ્બ)નું બહુવચન છે જેનો અર્થ પાર્ટી અથવા સમૂહ થાય છે, આ ગઝ્વહ (પવિત્ર યુદ્ધ)માં કાફિરોના વિવિધ વર્ગો એકઠા થઈને મુસલમાનોનો નાશ કરવાનો કરાર કરીને મદીના ઉપર ચઢી આવ્યા હતા એટલા માટે આ ગઝ્વહનું નામ ગઝ્વએ અહઝાબ રાખવામાં આવ્યું છે,

કારણ કે ગઝ્વહમાં દુશ્મનોના આવવાના માર્ગ ઉપર નબીએ કરીમ ﷺના હુકમથી ખાઈ (ખંડક) ખોદવામાં આવી હતી એટલા માટે તેને "ગઝ્વએ ખંડક" પણ કહે છે. ગઝ્વએ બનુ કુરયઝા પણ જે ગઝ્વએ અહઝાબ પછી તરત થયો અને પ્રસ્તુત આયતોમાં તેનું પણ વર્ણન છે તે પણ વાસ્તવમાં ગઝ્વએ અહઝાબનો જ એક ભાગ હતો જેમકે ઘટનાની વિગતથી જાણ થશે.

રસૂલે કરીમ ﷺ જે વર્ષે મક્કા મુકર્રમહથી હિજરત કરીને મદીના મુનવ્વરહમાં આવ્યા હતા તેના બીજા જ વર્ષે ગઝ્વએ બદ્રની ઘટના બની, ત્રીજા વર્ષે ગઝ્વએ ઉહદનો સામનો થયો, ચોથા વર્ષે આ ગઝ્વએ અહઝાબ થયો છે અને અમુક રિવાયતોમાં તેને પાંચમાં વર્ષની ઘટના ઠરાવવામાં આવી છે, અલબત્ત હિજરતની શરૂઆતથી આ સમય સુધી કાફિરોના આક્રમણો મુસલમાનો ઉપર સતત ચાલુ હતા. ગઝ્વએ અહઝાબનું આક્રમણ ભરપૂર શક્તિ અને તાકાત સાથે પાકા નિર્ધાર અને કરારો તથા વચનો લઈને કરવામાં આવ્યું હતું, એટલા માટે રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) ઉપર આ ગઝ્વહ અન્ય બીજા બધા ગઝ્વહ કરતાં વધારે સખત હતો કારણ કે તેમાં આક્રમણકારીઓની વિવિધ પાર્ટીઓ મળીને કાફિરોની સંખ્યા બાર હજારથી પંદર હજાર સુધીની બતાવવામાં આવી છે અને આ તરફ મુસલમાનો કુલ ત્રણ હજાર અને તે પણ સરસામાન કે યુદ્ધ સામગ્રી વિના અને સખત ઠંડીન મોસમમાં હતા. કુર્આને કરીમે આ ઘટનાની કઠોરતા ઘણી ભયાનક સ્વરૂપે આ વર્ણન કરી છે زَاغَتِ الْاَبْصَارُ એટલે કે, આંખો ફાટેલી રહી ગઈ અને بَلَغَتِ الْقُلُوْبُ الْحَنَاجِرَ કાળજા મોઢે આવવા લાગ્યા અને وَزُلْزِلُوْا زِلْزَالًا شَدِيْدًا સખત રીતે હચમચાવી નાંખવામાં આવ્યા.

પરંતુ જેમકે આ સમય મુસલમાનો ઉપર સૌથી વધારે કઠોર હતો તે જ રીતે અલ્લાહ તઆલાની મદદ અને સહાયતાથી તેનું પરિણામ મુસલમાનોના પક્ષે એવા મહાન વિજય અને સફળતા સ્વરૂપે સામે આવ્યું કે તેણે બધા જ વિરોધી જૂથો, મુશ્રિકો, યહૂદીઓ અને મુનાફિકોની કમર તોડી નાંખી અને આગળ તેમને એ યોગ્ય ન છોડ્યા કે તેઓ મુસલમાનો ઉપર કોઈ હુમલાનો ઈરાદો સુદ્ધાં કરી શકે, આ આધારે આ ગઝ્વહ કુફ્ર અને ઈસ્લામની અંતિમ લડાઈ હતી જે મદીના મુનવ્વરહની ભૂમિ ઉપર હિજરતના ચોથા અથવા પાંચમાં વર્ષે લડવામાં આવી.

આ ઘટનાની શરૂઆત અહીંયાંથી થાય છે કે યહૂદીઓના કબીલા

બનુનઝીર અને કબીલએ અબૂ વાઈલના લગભગ વીસ માણસો જેઓ રસૂલે કરીમ ﷺ અને મુસલમાનો સાથે સખત દુશ્મનાવટ રાખતા હતા, મક્કા મુકર્રમહ પહોંચ્યા અને કુરૈશી સરદારો સાથે મુલાકાત કરીને તેમને મુસલમાનો સાથે યુદ્ધ કરવા માટે રાજી કર્યા. કુરૈશી સરદાર સમજતા હતા કે જે રીતે મુસલમાન અમારી મૂર્તિપૂજાને કુફ્ર કહે છે અને એટલા માટે અમારા ધર્મને ખરાબ સમજે છે યહૂદીઓની પણ એવી જ માન્યતા છે તો તેમનાથી સંબંધ અને સંગઠનની કેવી રીતે આશા રાખવામાં આવે ? એટલા માટે તે લોકોએ યહૂદીઓને પ્રશ્ન કર્યો કે તમે લોકો જાણો છો કે અમારા અને મુહમ્મદ ﷺ સાથે દીન અને ધર્મનો મતભેદ છે અને તમે લોકો અહલે કિતાબ અને જ્ઞાની છો, પહેલાં અમને એ વાત બતાવો કે તમારા મતે અમારો દીન (ધર્મ) ઉત્તમ છે અથવા તેમનો ?

## રાજકરણના અખાડામાં જૂઠ કોઈ નવી બાબત નથી :

આ યહૂદીઓએ પોતાના જ્ઞાન અને અંતરાત્માથી બિલકુલ વિરુદ્ધ જઈને તેમને એ જવાબ આપ્યો કે તમારો ધર્મ મુહમ્મદ (ﷺ)ના ધર્મથી ઉત્તમ છે. તેનાથી આ લોકો કંઈક અંશે સંતોષિત થઈ ગયા પરંતુ તેના ઉપર મા'મલો એ ઠરાવવામાં આવ્યો કે વીસ વ્યક્તિઓ આ આવનારામાંથી અને પચાસ વ્યક્તિ કુરૈશના સરદારો મસ્જિદે હરામમાં જઈને બયતુલ્લાહની દિવાલોને છાતી સાથે લગાવીને અલ્લાહની સામે એ કરાર કરે કે અમારામાંથી જ્યાં સુધી એક વ્યક્તિ પણ જીવતો રહેશે અમે મુહમ્મદ (ﷺ) વિરુદ્ધ યુદ્ધ કરતા રહીશું.

## અલ્લાહ તઆલાની કૃપા અને દયાની એક આશ્ચર્યજનક ઘટના :

અલ્લાહ તઆલાના ઘરમાં અલ્લાહના ઘરને આલિંગન કરીને અલ્લાહના દુશ્મનો તેના રસૂલ ﷺ વિરુદ્ધ યુદ્ધ કરવાનો કરાર કરી રહ્યા છે અને સંતોષિત થઈને યુદ્ધનો નવો ઉત્સાહ લઈને પાછા ફરે છે પરંતુ અલ્લાહ તઆલાની દયા અને કૃપાનું એ આશ્ચર્યજનક પરિણામ છે કે પછી તેમના આ કરારનો અંજામ પણ ઘટનાને અંતે જાણ થયો કે બધા જ આ યુદ્ધથી પીઠ ફેરવીને નાઠા.

આ યહૂદીઓ મક્કાના કુરૈશની સાથે કરાર કર્યા પછી અરબના એક મોટા અને યુદ્ધખોર કબીલા ગુત્ફાનની પાસે પહોંચ્યા અને તેમને બતાવ્યું કે અમે અને મક્કાના કુરૈશ એ બાબતે સહમત થઈ ચૂક્યા છે કે આ નવા ધર્મ (ઈસ્લામ)ને

ફેલાવનારાઓનો એકી સાથે બધા મળીને નાશ કરી નાંખે, તમે પણ આ બાબતે અમારી સાથે કરાર કરો અને તેમને એ લાલચ પણ રજુ કરી કે ખયબરમાં જેટલા પ્રમાણમાં એક વર્ષમાં ખજૂરો પેદા થશે તે અને અમુક રિવાયતોમાં તેનો અડધો ભાગ કબીલએ ગુત્ફાનને આપવાનો વાયદો કરવામાં આવ્યો, કબીલએ ગુત્ફાનના સરદાર ઉયયૂનહ બિન હસને આ શરતની સાથે તેમની સાથે સામેલ થવાને મંજૂર કરી લીધું અને આ લોકો પણ યુદ્ધમાં સામેલ થઈ ગયા.

અને પરસ્પર કરાર અને વચન પ્રમાણે મક્કાથી કુરૈશીઓનું લશ્કર ચાર હજાર નવયુવાન અને ત્રણસો ઘોડા, એક હજાર ઊંટોના સામાન સાથે અબૂ સુફિયાનની આગેવાનીમાં મક્કા મુકર્રમહથી નીકળ્યું અને મર્ર અઝ્ઝહરાનમાં થોભ્યું. અહીંયાં કબીલએ અસ્લમ, કબીલએ અશજઅ્, કબીલએ બનુ મુર્રહ, બનુ કિનાનહ, હજારહ અને ગિત્ફાન તેમની સાથે સામેલ થઈ ગયા, તેમની કુલ સંખ્યા અમુક રિવાયતોમાં દશ હજાર અને અમુકમાં બાર હજાર અને અમુકમાં પંદર હજાર બતાવવામાં આવી છે.

## મદીના મુનવ્વરહ ઉપર સૌથી મોટું આક્રમણ :

ગઝ્વએ બદ્રમાં મુસલમાનોના મુકાબલામાં આવનાર લશ્કર એક હજારનું હતું પછી ગઝ્વએ ઉહદમાં હુમલો કરનાર લશ્કર ત્રણ હજારનું હતું, આ વખતે લશ્કરની સંખ્યા પણ દરેક આગલી સંખ્યા કરતાં વધારે હતી અને સરસામાન પણ આ બધા જ અરબના કબીલાઓ અને યહૂદીઓની સામૂહિક શક્તિ હતી.

## મુસલમાનોની યુદ્ધની તૈયારીઓ અને અલ્લાહ ઉપર ભરોસો, પરસ્પર સલાહ મશ્વરો અને શક્તિ પ્રમાણે ભૌતિક સરસામાન ઉપલબ્ધ કરાવવો :

રસૂલે કરીમ ﷺને આ સંગઠિત લશ્કરની કૂચની ખબર મળી તો સૌ પ્રથમ જે વાક્ય જીભ મુબારક ઉપર આવ્યું તે આ હતું. حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ એટલે કે અમારા માટે અલ્લાહ પૂરતો છે, તે જ અમારો શ્રેષ્ઠ કાર્યસાધક છે. ત્યારબાદ મુહાજિરો અને અન્સારોના કોઠાસૂઝ ધરાવનાર બુદ્ધિશાળી લોકોને ભેગા કરીને તેમની પાસેથી સલાહ મશ્વરો લીધો, જો કે સાહિબે વહીને વાસ્તવમાં સલાહ મશ્વરાની કોઈ આવશ્યકતા નથી હોતી, તેઓ સીધે સીધા અલ્લાહ

તઆલાની મરજી અને પરવાનગીથી કામ કરે છે પરંતુ મશ્વરામાં બે લાભ હતા, એક તો ઉમ્મત માટે સલાહ મશ્વરાની સુન્નતનો રિવાજ ચાલુ કરવાનો હતો, બીજું મો'મિનોના દિલોમાં પરસ્પર એકતા અને સંગઠનનું નવીનીકરણ તથા મદદ અને સહાયતાની ભાવના જાગૃત કરવાની હતી, ત્યારબાદ સંરક્ષણ અને યુદ્ધના ભૌતિક સ્ત્રોતો ઉપર વિચાર કરવામાં આવ્યો. મશવરાની મજલિસમાં હઝરત સલમાન ફારસી (રદિ.) પણ સામેલ હતા, તેઓ હમણા હાલમાં જ યહૂદીની કૃત્રિમ ગુલામીમાંથી મુક્ત થઈને ઈસ્લામની સેવા માટે તૈયાર થઈ ચૂક્યા હતા, તેમણે સલાહ આપી કે અમારા ફારસના બાદશાહ આવી પરિસ્થિતિમાં દુશ્મનોનું આક્રમણ રોકવા માટે ખંડક ખોદીને તેમનો માર્ગ રોકી લે છે, રસૂલે કરીમ ﷺએ આ સલાહ સ્વીકારીને ખંડક ખોદવાનો હુકમ આપી દીધો અને પોતે જાતે પણ આ કાર્યમાં સામેલ થયા.

**ખંડક (ખાઈ)નું ખોદકામ :**

આ ખંડક સલઅ્ પહાડની પાછળ તેના સંપૂર્ણ માર્ગની લંબાઈ ઉપર ખોદવાનું નક્કી થયું, જ્યાંથી મદીનાની ઉત્તર દિશાએથી દુશ્મનો આવી શકતા હતા. આ ખંડકની લંબાઈ અને પહોળાઈનું માપ પોતે રસૂલે કરીમ ﷺએ દોર્યું અને આ ખંડક شَيْخَيْن (શૈખૈન)થી શરૂ થઈને સલઅ્ પહાડના પશ્ચિમ કિનારા સુધી આવી અને પાછળથી તેને વધારીને બુત્હાન અને રાતુનાની ખીણ સુધી પહોંચાડી દેવામાં આવી. આ ખંડકની કુલ લંબાઈ લગભગ સાડા ત્રણ માઈલ હતી, પહોળાઈ અને ઊંડાઈનું માપ કોઈ રિવાયતથી ખબર નથી પરંતુ આ દેખીતું છે કે પહોળાઈ અને ઊંડાઈ પણ ખાસ્સી હશે જેને ઓળંગવું દુશ્મનો માટે સરળ ન હોય.

હઝરત સલમાન ફારસી (રદિ.)ની ખંડક ખોદવાની ઘટનામાં એ આવ્યું છે કે તેઓ દરરોજ પાંચ ગજ લાંબી અને પાંચ ગજ ઊંડી ખંડક ખોદતા હતા. (મઝહરી) પણ તેનાથી ખંડકની ઊંડાઈ પાંચ ગજ કહી શકાય છે.

**ઇસ્લામી લશ્કરની સંખ્યા :**

તે સમયે મુસલમાનોની સંખ્યા કુલ ત્રણ હજાર હતી અને કુલ છત્રીસ ઘોડા હતા.

**બાલિગ હોવાની ઊંમર પંદર વર્ષ ઠરાવવામાં આવી :**

ઈસ્લામી લશ્કરમાં અમુક અપુખ્ત (નાબાલિગ) બાળકો પણ હતા જેઓ ઈમાનના જુસ્સાના કારણે નીકળી પડ્યા હતા, રસૂલે કરીમ ﷺએ તે બાળકોને પાછા મોકલી દીધા જેઓ પંદર વર્ષથી ઓછી ઉંમરવાળા હતા, પંદર વર્ષના નવયુવાનોને લેવામાં આવ્યા જેમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર, હઝરત ઝૈદ બિન સાદિક, અબૂ સઈદ ખુદરી, બરાઅ્ બિન આઝિબ (રદિ.) સામેલ છે, જે સમયે આ ઈસ્લામી લશ્કર મુકાબલા માટે રવાના થવા લાગ્યું ત્યારે જે મુનાફિકો મુસલમાનોમાં ઓળઘોળ રહેતા હતા તેમણે છટકવાનું શરૂ કર્યું, અમુક સંતાઈને નીકળી ગયા, અમુક લોકોએ જૂઠા બહાનાઓ રજુ કરીને રસૂલે કરીમ ﷺ પાસે પાછા જવાની પરવાનગી લેવા ઈચ્છયું, આ આપમેળે જ એક નવી આફત ફૂટી નીકળી, પ્રસ્તુત આયતોમાં આ જ મુનાફિકો વિશે અમુક આયતો નાઝિલ થઈ છે.

*(કુર્તુબી)*

**કબીલાઈ અને વંશ આધારિત વ્યવસ્થાની સામાજિક વિશેષતા ઇસ્લામી એકતા અને ઇસ્લામી કોમિયતના વિરુદ્ધ નથી :**

રસૂલે કરીમ ﷺએ આ જિહાદ માટે મુહાજિરોનો ઝંડો હઝરત ઝૈદ બિન હારિષા (રદિ.)ને સોંપીને ફરમાવ્યું, તે વખતે મુહાજિરો અને અન્સારો દરમિયાન "મુવાખાત" (ભાઈચારા)ના સંબંધો ખૂબ મજબૂત અને નક્કર પાયાઓ ઉપર સ્થાપિત હતા અને બધા ભાઈ ભાઈ હતા, પરંતુ વ્યવસ્થાકીય સરળતા માટે મુહાજિરોનું નેતૃત્વ અલગ અને અન્સારોનું અલગ કરવામાં આવ્યું હતું, એનાથી જાણ થાય છે કે ઈસ્લામી કોમિયત અને ઈસ્લામી એકતા વ્યવસ્થાકીય અને સામાજિક વહેંચણીના વિરુદ્ધ નથી બલકે દરેક વર્ગ ઉપર જવાબદારીનો ભાર નાંખવાથી પરસ્પર ભરોસો, સહકાર તથા મદદની ભાવના મજબૂત થતી હતી અને આ યુદ્ધનું સૌથી પહેલું કામ એટલે કે ખંડક ખોદવામાં આ સહકાર અને મદદનો એ પ્રમાણે સાક્ષાત્કાર થયો કે...

**ખંડક ખોદવાની વહેંચણી સમગ્ર લશ્કર ઉપર કરવામાં આવી :**

રસૂલે કરીમ ﷺએ સમગ્ર લશ્કરને મુહાજિરો અને અન્સારને દશ દશ વ્યક્તિઓના ગૃપોમાં વહેંચીને દરેક દશ વ્યક્તિઓને ચાલીસ ગજ ખંડક

ખોદવાની જવાબદારી સોંપી, હઝરત સલમાન ફારસી (રદિ.) કારણ કે ખંડક ખોદવાના મશ્વરો આપનાર અને તે કામના નિષ્ણાત અને મજબૂત વ્યક્તિ હતા અને ન તો અન્સારમાં સામેલ હતા અને ન જ મુહાજિરોમાં; તેમના વિશે અન્સાર અને મુહાજિરોમાં હરીફાઈનું વાતાવરણ ઊભું થઈ ગયું, અન્સારો તેમને પોતાનામાં સામેલ કરવા ઈચ્છતા હતા અને મુહાજિરો પોતાનામાં, એટલે સુધી કે રસૂલુલ્લાહ ﷺને વિવાદ નિર્મૂળ કરવા માટે દખલગીરી કરવી પડી અને રસૂલ ﷺએ ફેંસલો આપ્યો કે سَلْمَانُ مِنَّا اَهْلُ الْبَيْتِ સલમાન અમારા અહલે બયત (ઘરવાળાઓ)માં સામેલ છે.

## કામ કરવાની ક્ષમતામાં દેશી, વિદેશી, સ્થાનિક અને બહારના વ્યક્તિની વિશેષતાઓ :

આજે તો દુનિયામાં વિદેશી નાગરિકો અને બહારના વ્યક્તિઓને પોતાના સમકક્ષ દરજ્જો આપવાનું લોકો પસંદ નથી કરતા, ત્યાં દરેક વર્ગ કાર્યક્ષમતા ધરાવનાર કાબેલ વ્યક્તિને પોતાની સાથે સામેલ કરવામાં ગર્વ અનુભવતા હતા. એટલા માટે રસૂલે કરીમ ﷺએ તેમને અહ્‌લે બય્‌તમાં પોતે સામેલ કરીને વિવાદને ખતમ કર્યો અને પ્રેક્ટિકલી અમુક અન્સાર અને અમુક મુહાજિરો સામેલ કરીને તેમના દશ જૂથો બનાવ્યા જેમાં હઝરત અમ્ર બિન ઔફ (રદિ.) અને હઝરત હુઝયફા (રદિ.) વગેરે મુહાજિરોમાંથી હતા.

## એક મહાન મોઅ્‌જિઝો :

સંજોગવસાત્ ખંડકનો જે ભાગ હઝરત સલમાન ફારસી (રદિ.) વગેરેને સોંપ્યો હતો તેમાં એક સખત અને ચીકણા પથ્થરની મોટી શીલા નીકળી આવી. હઝરત સલમાન (રદિ.)ના સાથી હઝરત અમ્ર બિન ઔફ (રદિ.) ફરમાવે છે કે આ શીલાએ અમારા ઓજારો તોડી નાંખ્યા અને અમે તેને તોડવાથી લાચાર થઈ ગયા તો મેં હઝરત સલમાન (રદિ.)ને કહ્યું કે જો કે એવું થઈ શકે છે કે આપણે આ જગ્યાએથી થોડું હટીને ખંડક ખોદીએ અને થોડાક વળાંક સાથે મૂળ ખંડક સાથે મેળવી આપીએ પરંતુ રસૂલે કરીમ ﷺના ખેંચેલા નકશાથી આપણે પોતાના અભિપ્રાયથી ન હટવું જોઈએ, જેથી તમે રસૂલે કરીમ ﷺને મળીને તેમનાથી હુકમ પ્રાપ્ત કરો કે આપણે શું કરવું જોઈએ.

**કુદરતની તાકીદ :**

આ સાડા ત્રણ માઈલ લાંબા મેદાનમાં ખંડક ખોદનારાઓમાંથી કોઈને અવરોધ ન આવ્યો કે જે લાચાર કરી દે, અવરોધ આવ્યો તો હઝરત સલમાન ફારસી (રદિ.)ને આવ્યો જેમણે ખંડક ખોદવાની સલાહ આપી હતી જેનો સ્વીકાર કરીને આ સિલસિલો ચાલુ થયો હતો અલ્લાહ તઆલાએ તેમને બતાવ્યું કે ખંડક ખોદવા અને બનાવવામાં પણ અલ્લાહ તઆલાના શરણે જવા સિવાય કોઈ ચારો નથી, ઓજારો અને હથિયારો બધા જ જવાબ આપી ચૂક્યા જેમાં તે લોકોને તા'લીમ હતી કે ભૌતિક સરસામાન શક્તિ પ્રમાણે એકઠો કરવો ફરજ છે પરંતુ તેના ઉપર ભરોસો કરવો યોગ્ય નથી, મો'મિનનો સમગ્ર ભરોસો બધો જ ભૌતિક સરસામાન એકઠો કરી લીધા પછી પણ અલ્લાહ તઆલા ઉપર જ હોવો જોઈએ.

હઝરત સલમાન (રદિ.) રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને ઘટના બતાવી, રસૂલે કરીમ ﷺ પોતે પણ પોતાના ભાગની ખંડકમાં કામ કરી રહ્યા હતા, ખંડકની માટીને તે જગ્યાએથી કાઢવામાં પ્રવૃત્ત હતા, હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.) ફરમાવે છે કે મેં રસૂલે કરીમ ﷺને જોયા કે તેમના શરીરને ધૂળે એવા ઢાંકી લીધા હતા કે પેટ અને પીઠની ચામડી દેખાતી ન હતી. તેમણે કોઈ મશ્વરો અથવા સલાહ આપવાના બદલે પોતે તેમની સાથે સ્થળ ઉપર ગયા અને દશ સહાબા (રદિ.)ને હઝરત સલમાન (રદિ.)ની સાથે કે જે તે ખોદવામાં પ્રવૃત્ત હતા ખંડકની અંદર ઊતરીને રસૂલે કરીમ ﷺ પણ તેમાં સામેલ થઈ ગયા અને કોદાળો પોતાના હાથમાં લઈને તે શીલા ઉપર માર્યો અને આ આયત પઢી, تَمَّتْ كَلِمَةُ رَبِّكَ صِدْقًا (એટલે કે તમારા પરવરદિગારની સચ્ચાઈ સાથે નેઅ્મત પૂર્ણ થઈ ગઈ.) એક જ વારમાં શીલાનો ત્રીજો ભાગ તૂટી ગયો અને તેની સાથે જ એક પ્રકાશ પથ્થરની શીલામાંથી બહાર આવ્યો, ત્યારબાદ રસૂલે કરીમ ﷺએ બીજો વાર કર્યો અને પ્રસ્તુત આયતને આખર સુધી પઢી, تَمَّتْ كَلِمَةُ رَبِّكَ صِدْقًا وَّعَدْلًا આ બીજા વારથી ત્રીજો ભાગ ઔર તૂટી ગયો અને એ જ પ્રમાણે પથ્થરમાંથી પ્રકાશ નીકળ્યો, ત્રીજી વખતે ફરી તે જ આયત પૂરી પઢીને ત્રીજો વાર કર્યો તો બાકી શીલા પણ કપાઈને તૂટી ગઈ અને રસૂલે કરીમ ﷺ ખંડકની બહાર નીકળી આવ્યા અને પોતાની ચાદર જે ખંડકના કિનારા ઉપર મૂકી દીધી હતી ઉઠાવી લીધી અને એક બાજુએ બેસી ગયા, તે સમયે હઝરત સલમાન

ફારસી (રદિ.)એ વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! તમે જેટલી વખત તે પથ્થર ઉપર વાર કર્યો, મેં દરેક વખતે તે પથ્થરમાંથી એક પ્રકાશ નીકળતો જોયો. રસૂલે કરીમ ﷺએ હઝરત સલમાન ફારસી (રદિ.)ને કહ્યું કે શું ખરેખર તમે આ પ્રકાશ જોયો છે ? તેમણે વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! મારી આંખોએ તેનો સાક્ષાત્કાર કર્યો છે.

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે પ્રથમ વારમાં જે પ્રકાશ નીકળ્યો, મેં તે પ્રકાશમાં યમન અને કિસ્રાના શહેરોના મહેલો જોયા તથા જિબ્રઈલ (અલૈ.)એ મને બતાવ્યું કે તમારી ઉમ્મત તે શહેરો ઉપર વિજય પ્રાપ્ત કરશે અને જ્યારે મેં બીજો વાર કર્યો તો મને રૉમનોના લાલ મહેલો બતાવવામાં આવ્યા અને જિબ્રઈલ અમીન (અલૈ.)એ એ ખુશખબરી આપી કે તમારી ઉમ્મત તે શહેરો ઉપર પણ વિજય પ્રાપ્ત કરશે. આ સાંભળીને બધા મુસલમાનો સંતોષિત થયા અને તેમને ભવિષ્યના મહાન વિજયો ઉપર યકીન થઈ ગયું.

### મુનાફિકોનો કટાક્ષ કરવો અને મુસલમાનોની અતૂટ ઈમાની શ્રદ્ધા :

આ વખતે જે મુનાફિકો ખંડકના ખોદકામમાં સામેલ હતા તેઓ કહેવા લાગ્યા કે તમને મુહમ્મદ (ﷺ)ની વાત ઉપર આશ્ચર્ય કે નવાઈ નથી લાગતી ? તેઓ તમને કેવા ખોટા અને પાયાવિહોણા વાયદાઓ સંભળાવી રહ્યા છે કે યશરબમાં ખંડકની ઊંડાઈમાં તેમને હીરહ અને કિસ્રાના શહેરોના મહેલો નજરે પડી રહ્યા છે ?! અને એ કે તમે લોકો તેમને ફતેહ કરશો. જરા પોતાની હાલત તો જુઓ કે તમારા પોતાના તન બદનના તો હોશ કે ઠેકાણા નથી, પેશાબ પાખાનાની જરૂરત પૂરી કરવાની મહોલત નથી, તમે છો જે કિસ્રા વગેરેના પ્રદેશોનો વિજય પ્રાપ્ત કરશો ?! આ જ ઘટના ઉપર પ્રસ્તુત આયતો નાઝિલ થઈ. આ اِذْيَقُوْلُ الْمُنٰفِقُوْنَ وَالَّذِيْنَ فِىْ قُلُوبِهِمْ مَّرَضٌ مَّا وَعَدَنَا اللّٰهُ وَرَسُوْلُهٗٓ اِلَّا غُرُوْرًا આયતમાં اَلَّذِيْنَ فِىْ قُلُوْبِهِمْ مَّرَضٌ માં પણ તે જ મુનાફિકોની હાલત વર્ણન કરવામાં આવી છે જેમના દિલોમાં નિફાક (દોગલાપણા)ની બીમારી ગુપ્ત હતી.

વિચાર કરો કે તે સમયે મુસલમાનોના ઈમાન અને રસૂલે કરીમ ﷺની ખબર ઉપર સંપૂર્ણ શ્રદ્ધાની કેવી કઠોર પરીક્ષા હતી કે દરેક બાજુએથી કાફિરોના ઘેરા અને ભયમાં છે, ખંડક ખોદવા માટે મજૂર અને સેવકો પણ નથી પોતે જ આ

મહેનત એવી હાલતમાં વેઠી રહ્યા છે કે સખત ઠંડીએ બધાને હેરાન પરેશાન કરી રાખ્યા છે, દરેક બાજુએથી ભય જ ભય છે, જાહેર સરસામાન વડે પોતાના બચાવ અને પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા ઉપર વિશ્વાસ કરવો પણ સરળ નથી, દુનિયાની મહાન રાજ્યસત્તાઓ રૉમ અને કિસ્રાના વિજયની ખુશખબરી ઉપર કેવી રીતે યકીન થાય ? પરંતુ ઈમાનની કિંમત બધા અમલોમાં વધારે એ જ આધારે છે કે સામાન અને પરિસ્થિતિઓ બિલકુલ વિરુદ્ધ હોવાના સમયે પણ તેમને રસૂલે કરીમ ﷺના ફરમાનમાં કોઈ શંકા કે સંદેહ પેદા ન થાય.

## પ્રસ્તુત ઘટનામાં ઉમ્મત માટે ખાસ માર્ગદર્શન છે કે મોટાઓએ નાનાઓની દરેક તકલીફ અને મુસીબતમાં સામેલ થવું જોઈએ :

એ કોને ખબર નથી કે સહાબએ કિરામ (રદિ.) રસૂલે કરીમ ﷺના એવા પ્રાણ ન્યોછાવર કરનાર સેવકો હતા જેઓ કોઈ હાલતમાં પણ એવું ઈચ્છતા ન હતા કે રસૂલે કરીમ ﷺ.... પોતે પણ આ મજૂરીની સખત મહેનતમાં સામેલ થાય પરંતુ રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને પ્રોત્સાહન આપવા અને ઉમ્મતની તા'લીમ માટે આ મહેનત અને મજૂરીમાં સમાન ભાગ લીધો, સહાબએ કિરામ (રદિ.)ની પ્રાણ ન્યોછાવર કરવાની વૃત્તિ રસૂલે કરીમ ﷺની વિશિષ્ટ ખાસિયતો તથા નુબુવ્વત અને રિસાલતના આધાર ઉપર તો હતી જ પરંતુ જાહેર ભૌતિક સામાનમાં એક મોટું કારણ એ પણ હતું કે દરેક મહેનત, તકલીફો અને તંગીમાં રસૂલે કરીમ ﷺ બધા સામાન્ય લોકોની જેમ જ તેમનામાં સામેલ થતાં હતા, શાસક અને સેવક, રાજા અને રય્યત તથા સત્તાધિકારીઓ તથા જાહેર જનતાના તફાવતની કોઈ કલ્પના ત્યાં પેદા થતી ન હતી અને જ્યારથી ઈસ્લામના શાસકોએ આ સુન્નતને છોડી દીધી ત્યારથી જ આ ભેદભાવ ફૂટી પડ્યા છે અને પ્રકાર પ્રકારના ફિત્નાઓ પોતાના પાલવમાં લાવ્યા છે.

## મુશ્કેલીઓ ઉપર વિજય પ્રાપ્ત કરવાનો નુસ્ખો (કળા) :

પ્રસ્તુત ઘટનામાં તોડી ન શકાય એવી પથ્થરની શીલા ઉપર વાર કરવા સાથે કુર્આનની આયત ..... تَمَّتْ كَلِمَةُ رَبِّكَ صِدْقًا وَّعَدْلًا ۭ لَا مُبَدِّلَ لِكَلِمٰتِهٖ તિલાવત કરી. તેનાથી જાણ થઈ કે કોઈપણ મુશ્કેલીનો હલ કરવા માટે આ આયતની તિલાવત એક અક્સીર નુસ્ખો છે.

**સહાબએ કિરામ (રદિ.)ની પ્રાણ ન્યોછાવર કરવાની વૃત્તિ તથા તેમનો સહકાર અને મદદની ભાવના :**

ઉપરોક્ત જાણ થઈ ચૂકી છે કે ખંડક ખોદવા માટે દરેક દશ ગજ ઉપર દશ વ્યક્તિઓ નક્કી કરવામાં આવ્યા હતા પરંતુ દેખીતું છે કે અમુક લોકો મજબૂત અને ઉતાવળે કામ કરી લેનારા હોય છે, સહાબએ કિરામ (રદિ.)માંથી જે વ્યક્તિઓનું પોતાના ભાગનું ખોદકામ પૂર્ણ થઈ જતું તો તેઓ એવું સમજીને ખાલી બેસતા ન હતા કે અમારી ફરજ પૂરી થઈ ગઈ બલકે જે બીજા સહાબા (રદિ.)નો ભાગ હજુ પૂર્ણ થયો ન હતો તેમને મદદ કરતા હતા. *(કુર્તુબી, મઝહરી)*

**સાડા ત્રણ માઈલ ખંડક છ દિવસમાં પૂર્ણ થઈ :**

સહાબએ કિરામ (રદિ.)ની મહેનત, સંઘર્ષ તથા પ્રયત્નોનું પરિણામ છ દિવસમાં સામે આવી ગયું કે આટલી લાંબી અને પહોળી તથા ઊંડી ખંડક છ દિવસમાં પૂર્ણ થઈ ગઈ. *(મઝહરી)*

**હઝરત જાબિર (રદિ.)ની દા'વતમાં એક ખુલ્લો મોઅજિઝો :**

આ જ ખંડકની ખોદાઈ દરમિયાન તે મશ્હૂર ઘટના બની કે એક દિવસે હઝરત જાબિર (રદિ.)એ રસૂલે કરીમ ﷺને જોઈને એવું અનુભવ્યું કે ભૂખના કારણે રસૂલે કરીમ ﷺ પ્રભાવિત થઈ રહ્યા છે, તેમણે પોતાની પત્નીને જઈને કહ્યું કે તમારી પાસે કંઈ હોય તો પકાવી લાવો, રસૂલે કરીમ ﷺ ઉપર ભૂખની અસર મારાથી જોવાતી નથી. તેમની પત્નીએ કહ્યું કે આપણા ઘરમાં એક સાઅ્ (એક પ્રકારનું વજનનું માપ) જેટલા જવ રાખ્યા છે, હું તેને દળીને લોટ બનાવું છું, એક સાઅ્ આપણા વજનના આધારે લગભગ સાડા ત્રણ શેરનો (જૂના માપનો શેર) થાય છે, પત્ની આટો વાટવામાં અને પકાવવામાં લાગી. ઘરમાં એક બકરીનું બચ્ચું હતું, હઝરત જાબિર (રદિ.)એ તેને ઝબહ કરીને ગોસ્ત તૈયાર કર્યો અને રસૂલે કરીમ ﷺને બોલાવવા માટે ગયા તો પત્નીએ પોકારીને કહ્યું કે જુઓ ! રસૂલે કરીમ ﷺની સાથે સહાબએ કિરામ (રદિ.)ની ઘણી મોટી જમાઅત છે, માત્ર રસૂલે કરીમ ﷺને કોઈ રીતે એકલા બોલાવી લાવો, મને અપમાનિત ન કરજો કે સહાબએ કિરામ (રદિ.)નો મોટો સમૂહ ચાલ્યો આવે. હઝરત જાબિર (રદિ.)એ આપ ﷺને સંપૂર્ણ વિગત અરજ કરી દીધી કે માત્ર આટલું ભોજન છે

પરંતુ આપ ﷺએ બધા જ લશ્કરમાં એ'લાન કરી દીધું કે ચાલો ! હઝરત જાબિર (રદિ.)ના ત્યાં દા'વત છે. હઝરત જાબિર (રદિ.) હેરાન હતા, ઘેર પહોંચ્યા તો પત્નીએ પણ સખત પરેશાની જાહેર કરી અને પૂછ્યું કે તમે રસૂલે કરીમ ﷺને અસલ હકીકત અને ભોજનનું પ્રમાણ બતાવ્યું હતું ? હઝરત જાબિર (રદિ.)એ ફરમાવ્યું કે, હા ! તે તો હું બતાવી ચૂક્યો છું, ત્યારે તેમના પત્ની સંતોષિત થઈ ગયા કે પછી આપણને કોઈ ફિકર નથી, રસૂલે કરીમ ﷺ માલિક છે જેવી રીતે ઈચ્છે કરે.

ઘટનાની વધુ વિગત આ સ્થળે બિનજરૂરી છે, એટલું પરિણામ જાણી લેવું પૂરતું છે કે પોતે રસૂલે કરીમ ﷺએ પોતાના હાથ મુબારકથી રોટી અને શાક બધાને દેવાનું અને ખવડાવવાનું કામ કર્યું અને સમગ્ર સમૂહે ધરાઈને ખાધું. હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે બધા સમૂહના ફારેગ થયા પછી પણ ન તો અમારી હાંડલીઓમાંથી કંઈ ગોસ્ત ઓછો નજરે પડતો હતો અને ન જ ગૂંદેલા આટામાં કોઈ કમી જણાતી હતી, અમે બધા ઘરવાળાઓ પણ પેટ ભરીને જમ્યા, બાકી પડોશીઓને વહેંચી દીધું.

આ પ્રમાણે છ દિવસમાં જ્યારે ખંડકથી ફારેગ થઈ ગયા તો અહઝાબનું લશ્કર આવી પહોંચ્યું અને રસૂલે કરીમ ﷺ તથા સહાબએ કિરામ (રદિ.)એ જબલે સલઅ્ને પોતાની પીઠ તરફ રાખીને ફૌજનો મોરચો બનાવ્યો.

## યહૂદ બનુ કુરયઝાનો કરારભંગ અને તેમનું અહઝાબ સાથે સામેલ થવું

આ વખતે દશ બાર હજાર શસ્ત્રસજ્જ લશ્કર સામે સરસામાન વિહોણા લોકોનો મુકાબલો બુદ્ધિ અને કલ્પનામાં આવે એવી બાબત ન હતી, તેના ઉપર એક ઔર નવો ઉમેરો થયો કે અહઝાબમાં કબીલએ બનુ નઝીરના સરદાર હુય્ય બિન ખતબે જેણે બધાને રસૂલે કરીમ ﷺ અને મુસલમાનોની દુશ્મની ઉપર એકઠા કરવામાં મોટું કામ કર્યું હતું મદીના પહોંચીને યહૂદીઓના કબીલા બનુ કુરયઝાને પણ પોતાની સાથે મેળવી દેવાની યોજના બનાવી, બનુ કુરયઝા અને રસૂલે કરીમ ﷺ વચ્ચે એક સુલેહનામા ઉપર સહીઓ થઈ ચૂકી હતી અને કરાર સંપૂર્ણ થઈને એકબીજા નચિંત હતા, બનુ કુરયઝાનો સરદાર કઅ્બ બિન અસદ હતો, હુય્ય બિન ખતબ તેની પાસે પહોંચ્યો. જ્યારે કઅ્બને તેના આવવાની

ખબર મળી તો પોતાના કિલ્લાના દરવાજા બંધ કરી લીધા; કહ્યું, હુય્ય ! અહીંયાં સુધી ન પહોંચી શકે પરંતુ હુય્ય બિન અખ્તબે બૂમો પાડી અને દરવાજો ખોલવા માટે આગ્રહ કર્યો, કઅ્બે અંદરથી જ જવાબ આપ્યો કે અમે તો મુહમ્મદ (ﷺ) સાથે સુલેહ કરી ચૂક્યા છે અને અમે આજ સુધી તેમના તરફથી કરારની પાબંદી તથા સત્ય અને પ્રમાણિકતા સિવાય કંઈ જોયું નથી એટલા માટે અમે આ કરારના પાબંદ છે તમારી સાથે નથી આવી શકતા. મોડે સુધી હુય્ય બિન અખ્તબ દરવાજો ખોલવા અને કઅ્બ સાથે વાતો કરવાનો આગ્રહ કરતો રહ્યો અને તે અંદરથી ઈન્કાર કરતો રહ્યો અને અંતે જ્યારે કઅ્બની ખૂબ ઉશ્કેરણી કરી ચઢામણી કરવામાં આવી તો તેણે દરવાજો ખોલીને હુય્યને બોલાવ્યો, તેણે બનુ કુરયઝાને તે હરિયાળા બાગ બતાવ્યા કે અંતે કઅ્બ તેની વાતોમાં આવી ગયો અને અહઝાબમાં સામેલ થવાનો વાયદો કરી લીધો, કઅ્બે જ્યારે પોતાના કબીલાના બીજા સરદારોને આ વાત બતાવી તો બધાએ એક મુખે થઈને કહ્યું કે તમે ગજબ કર્યો કે મુસલમાનો સાથે વિના કારણે કરારભંગ કર્યો અને તેમની સાથે લાગીને પોતાને ભયમાં નાંખી દીધા. કઅ્બ પણ તેમની વાતથી પ્રભાવિત થયો અને પોતાના કરેલા ઉપર અફસોસની જાહેરાત કરી પરંતુ હવે વાત તેના કબ્જામાંથી નીકળી ચૂકી હતી અને અંતે આ જ કરારભંગ બનુ કુરયઝાના નાશ અને બરબાદીનું કારણ બની જેનું વર્ણન આગળ આવશે.

રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ને તેની ખબર મળી તો તે સમયે તેમના કરારભંગથી સખત આઘાત લાગ્યો અને ઘણી મોટી ચિંતા થવા લાગી કે અહઝાબના માર્ગ ઉપર તો ખંડક ખોદવામાં આવી હતી પરંતુ આ લોકો તો મદીનાની અંદર હતા તેમનાથી કેવી રીતે બચાવ થાય ? કુર્આને કરીમે જે આ વાક્ય વિશે ફરમાવ્યું છે કે અહઝાબના કાફિરોના લશ્કર તમારા ઉપર ચઢી આવ્યા હતા, مِنْ فَوْقِكُمْ وَمِنْ اَسْفَلَ مِنْكُمْ તેની તફસીરમાં અમુક તફસીરના ઈમામોએ એ જ ફરમાવ્યું છે કે فَوْق "ફવ્ક ના તરફથી"નો ભાવાર્થ બનુ કુરયઝા છે અને اَسْفَلَ (અસ્ફલ)થી આવનારા બાકી અહઝાબ છે.

રસૂલે કરીમ ﷺએ આ કરારભંગની હકીકત અને સાચા સ્વરૂપની પરિસ્થિતિને જાણવા માટે અન્સારના કબીલા ઔસના સરદાર હઝરત સઅદ બિન મઆઝ (રદિ.) અને કબીલએ ખઝરજના સરદાર હઝરત સઅદ બિન

ઉબાદહ (રદિ.)ને પ્રતિનિધિમંડળ સ્વરૂપે કઅ્બની પાસે મોકલ્યા કે તેમની સાથે વાતચીત કરે અને તેમને સૂચના આપી દેવામાં આવી હતી કે જો આ કરારભંગની ઘટના ખોટી સાબિત થાય તો બધા સહાબા (રદિ.)ની સામે ખુલીને વર્ણન કરી દેવું અને સાચી સાબિત થાય તો આવીને અસ્પષ્ટ રીતે કહેવી જેનાથી અમે સમજી લઈએ અને સામાન્ય સહાબએ કિરામ (રદિ.) ચિંતામાં ન પડે.

આ બંને સઅદ નામના વડીલો ત્યાં પહોંચ્યા તો કરારભંગ થયાનું સ્પષ્ટ રીતે જોયું, તેમની અને કઅ્બની વચ્ચે સખત બોલાચાલી પણ થઈ પાછા આવીને સૂચના પ્રમાણે ગોળ ગોળ વાત કહીને રસૂલે કરીમ ﷺને કરારભંગની ઘટના સાચી હોવાની ખબર આપી દીધી.

તે સમયે જ્યારે કે યહૂદીઓનો કબીલો બનુ કુરયઝા જે મુસલમાનોની સાથે હતો તે પણ યુદ્ધમાં સામેલ થઈ ગયો તો જે મુનાફિકો નિફાકની સાથે મુસલમાનો સાથે સામેલ હતા તેમનો નિફાક (દોગલાપણુ) પણ ખુલવા લાગ્યો, અમુકે તો ખુલીને રસૂલે કરીમ ﷺની વિરુદ્ધ વાતો કહેવાનું શરૂ કરી દીધું જેમકે ઉપર આવી ચૂક્યું છે. وَاِذْ يَقُوْلُ الْمُنٰفِقُوْنَ અને અમુકે હીલા બહાના બનાવીને યુદ્ધના મેદાનમાંથી નાસી છૂટવા માટે રસૂલે કરીમ ﷺની પરવાનગી માંગી જેનું વર્ણન પ્રસ્તુત આયતો اِنَّ بُيُوْتَنَا عَوْرَةٌ માં છે.

હવે યુદ્ધના મોરચાનું સ્વરૂપ એવું હતું કે ખંડકના કારણે અહઝાબનું લશ્કર (Allied Forces) અંદર આવી શકતું ન હતું, તેના બીજા કિનારા ઉપર મુસલમાનોનું લશ્કર હતું. બંનેમાં દરેક સમયે તીરમારાનો ક્રમ ચાલુ રહેતો હતો. એ જ હાલતમાં લગભગ એક મહિનો પસાર થઈ ગયો કે ખુલીને કોઈ નિર્ણાયક યુદ્ધ થતું ન હતું અને કોઈપણ સમયે નચિંત થઈને બેસી શકાતું ન હતું. દિવસ રાત સહાબએ કિરામ (રદિ.) અને રસૂલ ﷺ ખંડકના કિનારે તેની સુરક્ષા કરતા હતા, જો કે રસૂલે કરીમ ﷺ પોતે પણ પોતાની જાતે આ મહેનત અને તકલીફમાં સામેલ હતા પરંતુ આપ ﷺ માટે એ બાબત ખૂબ કઠોર હતી કે સહાબએ કિરામ (રદિ.) બધા જ બેચેની અને મુંઝવણમાં હતા.

**રસૂલે કરીમ ﷺની યુદ્ધના સંદર્ભમાં એક વ્યુહાત્મક યુક્તિ :**

રસૂલે કરીમ ﷺની જાણમાં એ વાત આવી ચૂકી હતી કે કબીલએ

ગુત્ફાનના આગેવાને તે યહૂદીઓની સાથે સામેલગીરી ખયબરના ફળો અને ખજૂરોની લાલચમાં કરી હતી, આપ ﷺએ ગુત્ફાનના બે સરદારો ઉયયનહ ઈબ્ને હસન અને અબૂલ હારિષ બિન અમ્ર પાસે એલચી મોકલ્યા કે અમે તમને મદીનાએ તય્યિબહમાં ૧/૩ (એક તૃત્યાંશ) ફળો આપીશું જો તમે પોતાના સાથીઓને લઈને મેદાનમાંથી પાછા ચાલ્યા જાઓ. આ વાતચીત વચમાં ચાલતી હતી અને બંને સરદારો રાજી થઈ ચૂક્યા હતા, નિકટ હતું કે સુલેહના કરાર ઉપર હસ્તાક્ષર થઈ જાય પરંતુ રસૂલે કરીમ ﷺએ ટેવ પ્રમાણે ઈરાદો દર્શાવ્યો કે સહાબએ કિરામ (રદિ.)થી આ બાબતે સલાહ મશ્વરો લેવામાં આવે. કબીલએ ઔસ અને ખઝરજના બે વડીલો સઅદ નામી એટલે કે સઅદ બિન ઉબાદહ અને સઅદ બિન મઆઝ (રદિ.)ને બોલાવીને તેમની પાસેથી મશ્વરો લેવામા આવ્યો.

## હઝરત સઅદ (રદિ.)ની ઈમાની ગયરત (આત્મસન્માન) અને દઢ નિર્ધાર :

બંનેએ વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! તમને આ કામ માટે અલ્લાહ તઆલા તરફથી હુકમ થયો છે તો અમને કંઈ કહેવાની મજાલ નથી, અમે સ્વીકાર કરીએ છીએ નહિતર બતાવો કે આ તમારો સ્વાભાવિક મશ્વરો છે અથવા તમે અમને તકલીફ અને મુસીબતથી બચાવવા માટે આ યુક્તિ કરી છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે ન તો તે વિશે અલ્લાહનો હુકમ છે અને ન જ મારા પોતાના સ્વભાવનો તકાદો છે, બલકે માત્ર તમારી મુસીબત અને તકલીફને જોઈને આ સ્વરૂપ અપનાવ્યું છે કારણ કે તમે લોકો દરેક બાજુએથી ઘેરાઈ ચૂક્યા છો જેથી મેં ઈચ્છ્યું કે સામા પક્ષની શક્તિને આ રીતે તાત્કાલિક તોડી નાંખવામાં આવે. હઝરત સઅદ બિન મઆઝ (રદિ.)એ વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! અમે જે સમયે મૂર્તિઓને પૂજતા હતા અલ્લાહ તઆલાને ઓળખતા ન હતા, ન જ તેની ઈબાદત કરતા હતા તે સમયે તે લોકોને અમારા શહેરના ફળોમાં એક દાણાની લાલચ રાખવાની હિંમત સુદ્ધાં ન હતી એ સિવાય કે તેઓ અમારા મહેમાન હોય અને મહેમાની સ્વરૂપે અમે તેમને ખવડાવીએ અથવા તો પછી અમારી પાસેથી ખરીદીને લઈ જાય, આજે જ્યારે કે અલ્લાહ તઆલાએ અમને પોતાનો પરિચય અર્પણ કર્યો અને ઈસ્લામની શ્રેષ્ઠતા બખ્શી શું આજે અમે તે લોકોને પોતાના ફળો અને પોતાનો માલ આપી દઈશું ? અમારે તેમની સાથે સુલેહ કરવાની કોઈ

જરૂરત નથી, અમે તો તેમને તલવાર સિવાય કંઈ આપીશું નહીં એટલે સુધી કે અલ્લાહ તઆલા તેમની અને અમારી વચ્ચે ફેંસલો કરી આપે.

રસૂલે કરીમ ﷺએ હઝરત સઅદ (રદિ.)ની ઉચ્ચ કક્ષાની નૈતિક હિંમત અને ઈમાની ગયરતને જોઈને પોતાનો આ ઈરાદો છોડી દીધો અને ફરમાવ્યું કે તમને અધિકાર છે જે ઈચ્છો તે કરો. હઝરત સઅદ (રદિ.)એ સુલેહનામાના કાગળો તેમના હાથોમાંથી લઈને લખેલું ભૂંસી નાંખ્યું, કારણ કે હજુ તેના ઉપર હસ્તાક્ષર થયા ન હતા. ગુત્ફાનના સરદાર ઉયયનહ અને હારિષ જે પોતે આ સુલેહ માટે તૈયાર થઈને મજલિસમાં મોજૂદ હતા સહાબએ કિરામ (રદિ.)ની આ હિંમત અને કઠોરતા જોઈને તેમના પોતાના દિલો પણ કાંપી ઉઠયા.

**હઝરત સઅદ બિન મઆઝ (રદિ.)નું ઘાયલ થવું અને તેમની દુઆ :**

આ બાજુ ખંડકની બંને તરફથી તીરમારા અને પથ્થરમારાનો ક્રમ સતત ચાલુ રહ્યો, હઝરત સઅદ બિન મઆઝ (રદિ.) બની હારિષાના કિલ્લામાં જ્યાં સ્ત્રીઓને સુરક્ષિત કરવામાં આવી હતી પોતાની માતા પાસે ગયા હતા. હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે હું પણ તે સમયે કિલ્લામાં હતી અને સ્ત્રીઓના પડદાનો હુકમ તે વખત સુધી આવ્યો ન હતો, મેં જોયું કે સઅદ બિન મઆઝ (રદિ.)એ એક નાનું બખ્તર પહેરેલ છે જેમાંથી તેમનો હાથ નીકળી રહ્યો હતો અને તેમની માતા તેમને કહી રહ્યા છે કે જાઓ ! જલદી કરો, રસૂલે કરીમ ﷺની સાથે લશ્કરમાં સામેલ થઈ જાઓ. મેં તેમની વાલિદહને કહ્યું કે તેમના માટે કોઈ મોટું બખ્તર હોત તો સારું હતું, મને તેમના હાથ પગનો ભય છે જે બખ્તરની બહાર નીકળેલા છે, તેમની માંએ કહ્યું કે કોઈ વાંધો નહીં ! અલ્લાહને જે કરવું હોય છે તે થઈને રહે છે.

હઝરત સઅદ બિન મઆઝ (રદિ.) લશ્કરમાં પહોંચ્યા તો તેમને તીર વાગ્યું જેણે તેમના હાથની નસ કાપી નાંખી તે સમયે હઝરત સઅદ (રદિ.)એ આ દુઆ કરી કે,

*“યા અલ્લાહ ! જો હવે પછી પણ કુરૈશનો કોઈ હુમલો રસૂલુલ્લાહ ﷺના મુકાબલામાં થવાનું નિશ્ચિત છે તો મને તેના માટે જીવતો રાખ, કારણ કે તેનાથી વધારે મારી કોઈ તમન્ના નથી કે હું તે કોમથી મુકાબલો કરું જેમણે રસૂલે કરીમ*

*ﷺને કષ્ટ પહોંચાડયું, વતનમાંથી કાઢયા અને આપ ﷺને જૂઠાડયા અને જો ભવિષ્યમાં તારી જાણમાં આ યુદ્ધનો ક્રમ ખતમ થઈ ચૂક્યો છે તો તું મને શહાદતનું મોત અર્પણ કર પરંતુ તે સમય સુધી મને મોત ન આવે જ્યાં સુધી કે બનુ કુરયઝા પાસેથી તેમની ગદ્દારીનો બદલો લઈને મારી આંખો ઠંડી ન થાય.''*

અલ્લાહ તઆલાએ તેમની આ દુઆ કબૂલ કરી, આ ઘટનાને અહઝાબના કાફિરોનો છેલ્લો હુમલો બનાવી દીધો, ત્યાર પછી મુસલમાનોના વિજયનો યુગ શરૂ થયો. પ્રથમ ખૈબર, પછી મક્કા મુકર્રમહ અને પછી બીજા પ્રદેશો વિજયી થયા અને બનુ કુરયઝાની ઘટના આગળ આવે છે કે તેઓ કેદ પકડીને લાવવામાં આવ્યા અને તેમના મા'મલાનો ફેંસલો હઝરત સઅદ બિન મઆઝ (રદિ.)ને જ સોંપવામાં આવ્યો, તેમના ફેંસલા પ્રમાણે તેમના યુવાનો કતલ કરવામાં આવ્યા અને સ્ત્રીઓ તથા બાળકોને કેદ કરવામાં આવ્યા.

આ અહઝાબની ઘટનામાં સહાબએ કિરામ (રદિ.) અને રસૂલે કરીમ ﷺને રાત દિવસ ખંડકની દેખરેખ રાખવી પડતી હતી, જો કોઈ સમયે આરામ માટે સૂઈ પણ જતા તો કોઈ તરફથી શોર બકોરનો અવાજ આવે કે તરત જ રસૂલે કરીમ ﷺ શસ્ત્રસજ્જ થઈને મેદાનમાં જતા હતા, હઝરત ઉમ્મે સલમા ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.) ફરમાવે છે કે એક રાતમાં કેટલાય વખતે એવું બનતું હતું કે આપ ﷺ થોડીવાર આરામ કરવા માટે આવ્યા અને કોઈ અવાજ સાંભળ્યો તો તરત જ બહાર નીકળ્યા, પછી આરામ માટે થોડી પીઠ ગોઠવી અને કંઈ અવાજ આવ્યો તો ફરીવાર બહાર ચાલ્યા ગયા.

ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) ફરમાવે છે કે હું ઘણા બધા ગઝ્વએ મુરાઈશી, ગઝ્વએ ખૈબર, હુદૈબિય્યહ અને ગઝ્વએ હુનૈનમાં રસૂલે કરીમ ﷺની સાથે રહી છું, આપ ﷺ ઉપર કોઈ ગઝ્વહમાં એવી સખ્તાઈ અને તકલીફ નથી આવી જેવી કે ગઝ્વએ ખંડકમાં આવી, આ ગઝ્વહમાં મુસલમાનોને જખમ પણ ખૂબ લાગ્યા, ઠંડીની સખત તકલીફ પણ બરદાસ્ત કરવી પડી, તેની સાથે ખાવા પીવાની જરૂરિયાતની પણ તંગી હતી.

*(મઝહરી)*

**રસૂલે કરીમ ﷺની ચાર નમાઝો આ જિહાદમાં કઝા થઈ :**

એક દિવસે વિરોધી કાફિરોએ એ નક્કી કર્યું કે બધા મળીને એકસામટો હુમલો કરીએ અને કોઈપણ રીતે ખંડકને ઓળંગીને આગળ પહોંચીએ, એવું નક્કી કરીને ખૂબ હિંમત બતાવી મુસલમાનોના મુકાબલામાં આવી ગયા અને સખત તીરમારો ચલાવ્યો, તેમાં રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ને આખો દિવસ એવું પ્રવૃત્ત રહેવું પડ્યું કે નમાઝના માટે થોડી પણ મહોલત ન મળી, ચાર નમાઝો ઈશાના સમયે પઢવામાં આવી.

**રસૂલે કરીમ ﷺની દુઆ :**

જ્યારે મુસલમાનો ઉપર સખ્તાઈની પરાકાષ્ઠા થઈ ગઈ ત્યારે રસૂલે કરીમ ﷺએ અહઝાબના કાફિરો માટે બદ્દુઆ કરી અને ત્રણ દિવસ સોમ, મંગળ અને બુધમાં મસ્જિદે ફતહની અંદર સતત અહઝાબની હાર અને તેમના પલાયન તથા મુસલમાનોના વિજય માટે દુઆઓ કરતા રહ્યા, ત્રીજા દિવસે બુધના દિવસે ઝોહર – અસર વચ્ચે દુઆ કબૂલ થઈ અને રસૂલે કરીમ ﷺ ખુશમિજાજ વદને સહાબએ કિરામ (રદિ.) પાસે પધારી વિજયની ખુશખબરી સંભળાવી. સહાબએ કિરામ (રદિ.) ફરમાવે છે કે ત્યાર પછીથી કોઈ મુસલમાનને કોઈ તકલીફ પડી નહીં.

**વિજયના અદષ્ય કારણોની શરૂઆત :**

દુશ્મનોની હરોળોમાં કબીલએ ગુત્ફાન એક મોટી શક્તિ હતી, અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતે તેમનામાંથી એક વ્યક્તિ નુઅય્મ ઈબ્ને મસ્ઊદના દિલમાં ઈમાન નાંખી દીધું અને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈને તેમણે પોતાનો ઈસ્લામ જાહેર કર્યો અને બતાવ્યું કે હજુ સુધી મારી કોમમાં આ કોઈને ખબર નથી કે હું મુસલમાન થઈ ચૂક્યો છું, હવે મને કહો કે હું ઈસ્લામની શું સેવા કરું ? રસૂલે કરીમ ﷺએ કહ્યું કે તમે એક વ્યક્તિ અહીંયાં કોઈ ખાસ કામ નહીં કરી શકો, પોતાની કોમમાં પાછા જઈને તેમનામાં ભળી જઈને ઈસ્લામના રક્ષણનું કોઈ કાર્ય કરી શકો તો કરો, નુઅય્મ બિન મસ્ઊદ બુદ્ધિશાળી અને સમજદાર વ્યક્તિ હતા, મનમાં એક યોજના બનાવી લીધી અને રસૂલે કરીમ ﷺ પાસે તેની પરવાનગી માંગી કે હું તે લોકોમાં જઈને જે હિતની વાત જોઉં તે કહું,

આપ ﷺએ પરવાનગી આપી દીધી.

નુઅયૂમ બિન મસ્ઊદ અહીંયાંથી બનુ કુરયઝાની પાસે ગયા જેમની સાથે અજ્ઞાનતાના સમયમાં તેમનાથી જુના સંબંધો હતા તેમને કહ્યું કે હે બનુ કુરયઝા! તમે જાણો છો કે હું તમારો જૂનો મિત્ર છું, તેમણે સ્વીકાર કર્યો કે અમને તમારી મિત્રતામાં કોઈ શંકા નથી, ત્યાર પછી હઝરત નુઅયૂમ બિન મસ્ઊદ (રદિ.)એ બનુ કુરયઝાના સરદારો સાથે હમદર્દી અને તેમનું ભલું ઇચ્છવાના અંદાજમાં સવાલ કર્યો કે તમે લોકો જાણો છો કે મક્કાના કુરૈશ હોય કે અમારો કબીલો ગુત્ફાન અથવા બીજા યહૂદી કબીલાઓ તેમનું વતન અહીંયાં નથી જો તેઓ હારીને નાસી જાય તો તેમનું કોઈ નુકસાન નથી, તમારી બાબત એ બધા કરતાં જુદી છે, મદીના તમારું વતન છે, તમારી સ્ત્રીઓ અને માલ સામાન બધું જ અહીંયાં છે, જો તમે તે લોકોની સાથે યુદ્ધમાં સામેલગીરી કરી અને પાછળથી તે લોકો હારીને નાસી ગયા તો તમારું શું થશે ? શું તમે એકલા મુસલમાનોનો મુકાબલો કરી શકશો ?

એટલા માટે હું તમારી ભલાઈ ખાતર એ સલાહ આપું છું કે તમે તે લોકો સાથે યુદ્ધમાં તે સમય સુધી સામેલ ન થાઓ જ્યાં સુધી આ લોકો અમુક સંખ્યામાં પોતાના ખાસ સરદારો તમારી પાસે આડ (ગીરો) સ્વરૂપે ન રાખે કે તેઓ તમને મુસલમાનોના હવાલે કરીને નાસી ન જાય.... બનુ કુરયઝાને તેમની આ સલાહ ખૂબ સારી લાગી, તેમની કદર કરી અને કહ્યું કે તમે ઘણી જ સારી સલાહ આપી છે.

ત્યારબાદ નુઅયૂમ બિન મસ્ઊદ (રદિ.) કુરૈશી સરદારોની પાસે પહોંચ્યા અને તેમને કહ્યું, તમે લોકો જાણો છો કે હું તમારો મિત્ર છું અને મુહમ્મદ (ﷺ)થી અળગો છું મને એક ખબર મળી છે તમારી ભલાઈનો તકાદો છે કે હું તે ખબર તમને પહોંચાડું એ શરતે કે તમે લોકો મારું નામ જાહેર ન કરો, તે ખબર એ છે કે યહૂદી બનુ કુરયઝા તમારી સાથે કરાર કર્યા પછી પોતાના ફેંસલા ઉપર પસ્તાય છે અને તેની ખબર મુહમ્મદ (ﷺ) પાસે એવું કહીને મોકલી દીધી છે કે શું તમે અમારાથી એ શરત ઉપર રાજી થઈ શકો છો કે અમે કુરૈશ અને ગુત્ફાનના અમુક સરદારોને તમારા હવાલે કરી આપીએ અને તમે તેમના ડોકા ઉડાવી દો

પછી અમે તમારી સાથે ભેગા થઈ તેમની સામે યુદ્ધ કરીએ, મુહમ્મદ (ﷺ)એ તેમની વાતને કબૂલ કરી લીધી છે હવે બનુ કુરયઝા તમારી પાસેથી ગીરો સ્વરૂપે તમારા અમુક સરદારોની માંગણી કરશે, હવે તમે લોકો પોતાનો મા'મલો વિચારી લો.

ત્યાર પછી હઝરત નુઅય્મ બિન મસ્ઊદ (રદિ.) કબીલએ ગુત્ફાનમાં ગયા અને તેમને આ જ ખબર સંભળાવી, તેની સાથે જ અબૂ સુફિયાને કુરૈશ તરફથી ઈકરીમા ઈબ્ને અબી જહલને અને ગુત્ફાન તરફથી વરકહ બિન ગુત્ફાનને આ કામ માટે નક્કી કર્યા કે તેઓ બનુ કુરયઝાને જઈને કહે કે હવે અમારો યુદ્ધનો સામાન પણ પૂરો થઈ રહ્યો છે અને અમારા વ્યક્તિઓ પણ સતત યુદ્ધથી થાકી રહ્યા છે, અમે તમારા કરાર પ્રમાણે તમારી મદદ અને સામેલગીરીની રાહ જોઈ રહ્યા છે, બનુ કુરયઝાએ તેમને પોતાના ઠરાવ પ્રમાણે આ જવાબ આપ્યો કે અમે તમારી સાથે યુદ્ધમાં તે સમય સુધી સામેલ થઈશું નહીં જ્યાં સુધી તમે બંને કબીલાઓના અમુક સરદારો અમારી પાસે ગીરો સ્વરૂપે ન પહોંચાડી આપો. ઈકરીમા અને વરકાહે આ ખબર અબૂ સુફિયાનને પહોંચાડી દીધી તો કુરૈશ અને ગુત્ફાનના સરદારોએ વિશ્વાસ કરી લીધો કે નુઅય્મ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ જે ખબર આપી હતી તે સાચી છે અને બનુ કુરયઝાને કહેવડાવ્યું કે અમે પોતાનો એક વ્યક્તિ પણ આપીશું નહીં, પછી જો તમારું દિલ ઈચ્છે તો અમારી સાથે યુદ્ધમાં સામેલ થાઓ અને ન ઈચ્છો તો ન થાઓ, બનુ કુરયઝાને આ પરિસ્થિતિ જોઈને એ વાત ઉપર કે જે નુઅય્મ બિન મસ્ઊદ (રદિ.)એ કહી હતી ઔર વિશ્વાસ થઈ ગયો, એ રીતે અલ્લાહ તઆલાએ દુશ્મનોના સમૂહોમાં એક વ્યક્તિ દ્વારા તેમને અંદર અંદર ફૂટ નખાવી દીધી અને તે લોકોના કદમ ઉખડી ગયા.

તેની સાથે બીજી આસમાની આફતો પણ તેમના ઉપર આવી કે અલ્લાહ તઆલાએ એક જોરદાર અને બરફીલી હવા તેમના ઉપર થોપી દીધી જેણે તેમના તંબૂઓ ઉખેડી ફેંક્યા, ચૂલા ઉપરની હાંડલીઓ ઉડાવી દીધી. આ તો જાહેર કારણો અલ્લાહ તઆલાએ તેમની હિંમત તોડવા માટે પેદા કર્યા હતા, તેના ઉપર વિશેષ એ કે પોતાના ફરિશ્તાઓ મોકલી દીધા જે અદષ્ય રીતે તેમના દિલો ઉપર રુઆબ નાંખી દે. આ બંને બાબતોનું વર્ણન પ્રસ્તુત આયતોની શરૂઆતમાં પણ આ રીતે આવ્યું છે, فَاَرْسَلْنَا عَلَيْهِمْ رِيْحًا وَّجُنُوْدًا لَّمْ تَرَوْهَا એટલે કે, અમે તેમના ઉપર

એક સખત તોફાની હવા અને ફરિશ્તાઓના લશ્કર મોકલી દીધા, તેનું પરિણામ એ આવ્યું કે હવે તે લોકો પાસે નાસી છૂટવા સિવાય કોઈ માર્ગ બચ્યો ન હતો.

**હઝરત હુઝયફા (રદિ.)નું દુશ્મનના લશ્કરોમાં જવાની અને ખબર લાવવાની ઘટના :**

બીજી બાજુ રસૂલે કરીમ ﷺને હઝરત નુઅયૂમ ઈબ્ને મસ્ઊદ (રદિ.)નું કાર્ય અને અહઝાબની હરોળો વચ્ચે ફૂટ નાંખવાની ખબર મળી તો એવો ઈરાદો કર્યો કે પોતાનો કોઈ વ્યક્તિ ત્યાં જઈને દુશ્મનના લશ્કર અને તેમના ઈરાદાઓની ભાળ મેળવે પરંતુ તે સખત બરફીલી હવા જે દુશ્મનો ઉપર મોકલવામાં આવી હતી અંતે સમગ્ર મદીના ઉપર છવાઈ ગઈ અને મુસલમાનો પણ તે સખત ઠંડીથી પ્રભાવિત થયા, રાતનો સમય હતો, સહાબએ કિરામ (રદિ.) આખા દિવસની મહેનત અને મુકાબલાથી થાકીને ચૂરચૂર સખત ઠંડીને કારણે સંકોરાઈને બેઠા હતા, રસૂલે કરીમ ﷺએ એકઠા થયેલ લોકોને સંબોધીને ફરમાવ્યું કે કોણ છે જે ઊભો થાય અને તેમના લશ્કરમાં જઈને તેમની ખબર લાવે અને અલ્લાહ તઆલા તેને જન્નતમાં પ્રવેશ આપે, પ્રાણ ન્યોછાવર કરનાર સહાબા (રદિ.)નો સમૂહ હતો પરંતુ પરિસ્થિતિએ એવા લાચાર કરી રાખ્યા હતા કે કોઈ ઊભું થઈ શક્યું નહીં, રસૂલે કરીમ ﷺ નમાઝમાં મશ્ગૂલ થઈ ગયા અને થોડીવાર સુધી નમાઝમાં મશ્ગૂલ રહ્યા બાદ ફરી તેમને સંબોધન કરીને ફરમાવ્યું કે છે કોઈ વ્યક્તિ જે દુશ્મનના લશ્કરની મને ખબર લાવી આપે અને તેના બદલામાં જન્નત પ્રાપ્ત કરે ? આ વખતે પણ સમગ્ર સમૂહમાં સન્નાટો રહ્યો, કોઈ ઊભું ન થયું. રસૂલે કરીમ ﷺ ફરી નમાઝમાં મશ્ગૂલ થઈ ગયા અને થોડી વાર પછી ફરી ત્રીજી વખતે આ જ સંબોધન કર્યું કે જે કોઈ એવું કરશે તે જન્નતમાં મારી સાથે હશે પરંતુ સમગ્ર કોમ દિવસભરના સખત થાક અને કેટલાય સમયના ઉપવાસ અને ભૂખથી અને ઉપરથી સખત ઠંડીના કારણે એવી લાચાર થઈ રહી હતી કે તો પણ કોઈ ઉઠ્યું નહીં.

હઝરત હુઝયફા બિન યમાન (રદિ.) હદીષના રિવાયત કરનાર કહે છે કે તે સમયે રસૂલે કરીમ ﷺએ મારું નામ લઈને કહ્યું કે હુઝયફા તમે જાઓ ! મારી હાલત પણ બધા જેવી જ હતી પરંતુ નામ લઈને હુકમ આપવાથી હુકમનું પાલન

કર્યા સિવાય કોઈ છૂટકો ન હતો, હું ઊભો થઈ ગયો અને ઠંડીથી મારું સમગ્ર શરીર કાંપી રહ્યું હતું. રસૂલે કરીમ ﷺએ પોતાનો હાથ મુબારક મારા માથા અને ચહેરા ઉપર ફેરવ્યો અને કહ્યું કે દુશ્મનના લશ્કરમાં જાઓ અને માત્ર ખબર લાવી આપો અને મારી પાસે પાછા આવતા પહેલાં કોઈ કામ ન કરો અને પછી રસૂલે કરીમ ﷺએ મારી હિફાઝત માટે દુઆ કરી, મેં પોતાનું તીર કમાન ઉઠાવ્યું અને પોતાના કપડાં બદન ઉપર બાંધી લીધા અને તેમના તરફ રવાના થઈ ગયો.

જ્યારે અહીંયાંથી રવાના થયો તો આશ્ચર્યજનક હાલત એ જોઈ કે તંબૂની અંદર બેઠાં બેઠાં જે ઠંડીથી (શરીર ઉપર) કંપન છવાયેલું હતું તે દૂર થઈ ગયું અને હું એવી રીતે ચાલી રહ્યો હતો જેમકે ગરમ હમામ (સ્નાનાગૃહ)ની અંદર હોય, અહીંયાં સુધી કે હું તેમના લશ્કરમાં પહોંચી ગયો, મેં જોયું કે હવાના તોફાને તેમના તંબુઓ ઉખેડી ફેંક્યા હતા અને હાંડલીઓ ઊલટાવી દીધી હતી. અબૂ સુફિયાન આગની પાસે બેસીને તાપી રહ્યો હતો, મેં એ જોઈને પોતાનું તીર કમાન ઠીકઠાક કર્યું અને અબૂ સુફિયાનને તીર મારવાનો જ હતો કે મને રસૂલે કરીમ ﷺનો હુકમ યાદ આવી ગયો કે ત્યાંથી પાછા આવતા પહેલાં કોઈ કામ કરશો નહીં, અબૂ સુફિયાન બિલકુલ મારી પહોંચમાં હતો પરંતુ આ હુકમની બીનાએ મેં પોતાનું તીર અલગ કરી લીધું.

અબૂ સુફિયાન પરિસ્થિતિથી પરેશાન થઈને પાછા વળવાનું એ'લાન કરવા ઇચ્છતો હતો પરંતુ તેના માટે જરૂરી હતું કે કોમના જવાબદારો સાથે વાત કરે, રાતના અંધારામાં અને સન્નાટામાં એ ભય પણ હતો કે કોઈ જાસૂસ મોજૂદ હોય અને તેમની વાત સાંભળી લે એટલા માટે અબૂ સુફિયાને આ ચાલાકી કરી કે વાત કરતા પહેલાં સમગ્ર સભાને કહ્યું કે દરેક વ્યક્તિ પોતાની સાથેવાળા વ્યક્તિને ઓળખી લે જેથી કોઈ પારકો વ્યક્તિ આપણી વાત સાંભળી ન લે.

હઝરત હુઝફયા (રદિ.) ફરમાવે છે કે હવે મને ભય થયો કે મારી સાથેવાળો વ્યક્તિ મને પૂછશે કે તમે કોણ છો તો મારું રહસ્ય ખુલી જશે, તેમણે ખૂબ હોશિયારી અને બહાદૂરીથી પોતે પહેલ કરીને પોતાની સાથેવાળા વ્યક્તિનો હાથ મારીને પૂછ્યું કે તમે કોણ છો ? તેણે કહ્યું, તાજ્જુબ છે ! તમે મને નથી ઓળખતા ? હું ફલાણા ઈબ્ને ફલાણા છે, તે કબીલએ હવાજિનનો વ્યક્તિ હતો. આ રીતે અલ્લાહ તઆલાએ હઝરત હુઝયફા (રદિ.)ને ધરપકડથી બચાવી લીધા.

અબૂ સુફિયાનને જ્યારે એ સંતોષ થઈ ગયો કે સભામાં બધા પોતાના જ છે કોઈ પારકો વ્યક્તિ નથી તો તેણે વિકટ પરિસ્થિતિઓ અને બનુ કુરયઝાના કરારભંગ તથા યુદ્ધનો સામાન પૂરો થઈ જવાની ઘટનાઓ સંભળાવીને કહ્યું કે મારો અભિપ્રાય એ છે કે હવે આપણે બધા પાછા ફરીએ અને હું પણ પાછો જઈ રહ્યો છું, તે જ વખતે લશ્કરમાં ભાગદોડ મચી ગઈ અને બધા પાછા જવા લાગ્યા.

હઝરત હુઝયફા (રદિ.) ફરમાવે છે કે હું અહીંયાંથી પાછો ફર્યો તો એવો અનુભવ થયો કે મારી આજુબાજુ ગરમ હમામ છે જે મને ઠંડીથી બચાવી રહ્યું છે, પાછો પહોંચ્યો તો રસૂલે કરીમ ﷺને નમાઝમાં મશ્ગૂલ જોયા, જ્યારે રસૂલે કરીમ ﷺએ સલામ ફેરવી તો મેં ઘટનાની ખબર આપી. રસૂલે કરીમ ﷺ આ ખબરથી ખુશી ખુશીમાં આનંદિત થઈ હસવા લાગ્યા, એટલે સુધી કે રાતના અંધારામાં આપ ﷺના દાંત મુબારક ચમકવા લાગ્યા, ત્યારબાદ રસૂલે કરીમ ﷺએ મને પોતાના કદમોમાં જગ્યા આપી અને જે ચાદર તેમણે ઓઢેલી હતી તેનો એક ભાગ મારા ઉપર નાંખી દીધો, એટલે સુધી કે હું સૂઈ ગયો, જ્યારે સવાર થઈ તો રસૂલે કરીમ ﷺએ જ મને એવું કહીને ઉઠાડ્યો કે قُمْ يَانَوْمَانَ ઊભા થઈ જાઓ હે ખૂબ સૂનારા !

**ભવિષ્યમાં કાફિરોની હિંમત તૂટી જવાની ખુશખબરી :**

સહીહ બુખારીમાં હઝરત સુલયમાન બિન સુરાદ (રદિ.)ની રિવાયત છે કે અહઝાબથી પાછા જવાના સમયે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اَلْاٰنَ نَغْزُوْهُمْ وَلَا يَغْزُوْنَنَا، نَحْنُ نَسِيْرُ اِلَيْهِمْ، (بُخَارِىْ)

*"હવે તેઓ આપણા ઉપર આક્રમણ કરશે નહીં બલકે આપણે તેમના ઉપર હુમલો કરીશું અને તેમના પ્રદેશ ઉપર ચઢાઈ કરીશું." (મઝહરી)*

એવું કહ્યા પછી રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) મદીના શરીફમાં પાછા આવી ગયા અને એક મહિના પછી મુસલમાનોએ પોતાના શસ્ત્રો ઊતાર્યા.

**ખુલાસો :**

હઝરત હુઝયફા (રદિ.)ની આ ઘટના સહીહ મુસ્લિમમાં છે અને આ એક

આગવો બોધપાઠ છે જે ઘણા બધા માર્ગદર્શનો અને રસૂલે કરીમ ﷺના મોઅ્જિઝાઓ ઉપર આધારિત છે, વિચાર કરનારાઓ પોતે જાણી લેશે, વિગત લખવાની આવશ્યકતા નથી.

**ગઝ્વએ બનુ કુરયઝા :**

હજુ રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) મદીનામાં પાછા પહોંચ્યા જ હતા કે અચાનક હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) હઝરત દિહિયા કલ્બી સહાબી (રદિ.)ની શકલમાં તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે જો કે તમે લોકોએ પોતાના હથિયારો ઊતારી દીધા છે પરંતુ ફરિશ્તાઓએ પોતાના હથિયારો નથી ખોલ્યા, અલ્લાહ તઆલાનો તમને એ હુકમ છે કે તમે બનુ કુરયઝા ઉપર હુમલો કરો અને હું તમારાથી પહેલો ત્યાં જઈ રહ્યો છું.

રસૂલે કરીમ ﷺએ મદીનામાં એ'લાન કરવા માટે એક એ'લાન કરનારને મોકલ્યો જેણે રસૂલે કરીમ ﷺનો આ હુકમ સંભળાવ્યો અને પહોંચાડ્યો, لَا يُصَلِّيَنَّ اَحَدُ ۣالْعَصْرَ اِلَّا فِىْ بَنِىْ قُرَيْظَةَ એટલે કે, કોઈ વ્યક્તિ અસરની નમાઝ ન પઢે જ્યાં સુધી કે બનુ કુરયઝામાં ન પહોંચી જાય.

સહાબએ કિરામ (રદિ.) બધા આ બીજા જિહાદ માટે તરત જ તૈયાર થઈને બનુ કુરયઝા તરફ રવાના થઈ ગયા, માર્ગમાં અસરનો સમય થયો તો અમુક લોકોએ નબી ﷺના હુકમના જાહેર અર્થ પ્રમાણે રસ્તામાં અસરની નમાઝ અદા ન કરી બલકે નિશ્ચિત મંઝિલે બનુ કુરયઝામાં પહોંચીને અદા કરી અને અમુકે એવું સમજ્યું કે રસૂલે કરીમ ﷺનો હેતુ અસરના સમયમાં બનુ કુરયઝામાં પહોંચી જવાનો છે, જો અમે માર્ગમાં નમાઝ પઢીને અસરના સમયમાં ત્યાં પહોંચી જઈએ તો એ રસૂલે કરીમ ﷺના હુકમ વિરુદ્ધ નથી એટલા માટે તેમણે અસરની નમાઝ પોતાના સમય ઉપર માર્ગમાં જ પઢી લીધી.

**મુજ્તહિદોના મતભેદોમાં કોઈ પક્ષે ગુનોહ અથવા મુન્કિર નથી હોતો કે જેની નીંદા કરવામાં આવે :**

રસૂલે કરીમ ﷺને સહાબએ કિરામ (રદિ.)ના આ અલગ અલગ અમલની ખબર આપવામાં આવી તો રસૂલે કરીમ ﷺએ બંને પક્ષોમાંથી કોઈની ટીકા કરી નહીં બલકે બંનેનું સમર્થન કર્યું, તેનાથી ઉલમાએ ઉમ્મતે એ સિદ્ધાંત

પ્રતિપાદિત કર્યો છે કે મુજ્તહિદીન ઉલમા કે જેઓ હકીકતમાં મુજ્તહિદ હોય અને ઈજ્તિહાદની ક્ષમતા ધરાવતા હોય તેમના જુદા જુદા નિવેદનોમાંથી કોઈને ગુનોહ અથવા મુન્કિર કહી શકાય નહીં, બંને પક્ષો માટે પોત પોતાના ઈજ્તિહાદ ઉપર અમલ કરવામાં સવાબ લખવામાં આવે છે.

બનુ કુરયઝા સામે જિહાદ માટે નીકળવાના સમયે રસૂલે કરીમ ﷺએ ઝંડો હઝરત અલી મુર્તઝા (રદિ.)ને સોંપ્યો, રસૂલુલ્લાહ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ની આવવાની ખબર સાંભળીને બનુ કુરયઝા કિલ્લામાં બંધ થઈ ગયા અને ઈસ્લામી લશ્કરે કિલ્લાનો ઘેરો ઘાલ્યો.

**બનુ કુરયઝાના આગેવાન કઅ્બનું પ્રવચન :**

બનુ કુરયઝાનો સરદાર કઅ્બ જેણે રસૂલે કરીમ ﷺ સાથે કરારભંગ કરીને અહઝાબની સાથે કરાર કર્યો હતો તેણે પોતાની કોમને એકઠી કરીને પરિસ્થિતિની ગંભીરતા વર્ણન કરીને ત્રણ વિકલ્પો રજુ કર્યા.

પ્રથમ એ કે તમે બધા જ ઈસ્લામ કબૂલ કરી લો અને મુહમ્મદ ﷺના તા'બે થઈ જાઓ કારણ કે હું કસમ ખાઈને કહું છું કે તમે બધા લોકો જાણો છો કે તેઓ સત્ય ઉપર છે અને તમારી કિતાબ તવરાતમાં તેમની ખુશખબરી મોજૂદ છે જેને તમે પઢો છો, જો તમે એવું કરી લીધું તો દુનિયામાં પોતાના પ્રાણ, માલ તથા સંતાનોને સુરક્ષિત કરી લેશો અને આખિરત પણ ઠીક થઈ જશે.

બીજો વિકલ્પ એ છે કે તમે પોતાના સંતાનો અને સ્ત્રીઓને પ્રથમ પોતાના હાથે કતલ કરો અને પછી સંપૂર્ણ તાકાતથી મુકાબલો કરો એટલે સુધી કે તમે પોતે પણ માર્યા જાઓ.

ત્રીજો વિકલ્પ એ છે કે સબ્બાત (શનિવાર)ના દિવસે તમે મુસલમાનો ઉપર એકી સાથે આક્રમણ કરો, કારણ કે મુસલમાનો જાણે છે કે આપણા દીનમાં સબ્બાતમાં લડાઈ હરામ છે એટલા માટે તેઓ આપણા તરફથી એ દિવસે નચિંત હશે, આપણે અચાનક હુમલો કરીશું તો શક્ય છે કે સફળ થઈ જઈએ.

કોમના આગેવાન કઅ્બની આ તકરીર સાંભળીને કોમના લોકોએ જવાબ આપ્યો કે પ્રથમ વિકલ્પ એટલે કે મુસલમાન થઈ જવું તે તો અમે કદાપિ સ્વીકારીશું નહીં, કારણ કે અમે તવરાતને છોડીને અન્ય કોઈ કિતાબને માનીશું

નહીં, રહ્યો બીજો વિકલ્પ તો સ્ત્રીઓ અને બાળકોનો શું વાંક છે કે આપણે તેમને મારી નાંખીએ ? બાકી ત્રીજો વિકલ્પ પોતે જ તવરાતના હુકમ અને આપણા દીનના વિરુદ્ધ છે એટલા માટે આપણે એવું પણ નથી કરી શકતા.

ત્યારબાદ બધાએ એ બાબત ઉપર સહમતી દર્શાવી કે રસૂલે કરીમ ﷺની સામે હથિયાર નાંખી દઈએ અને આપ ﷺ તેમના વિશે જે ફેંસલો કરે તેના ઉપર રાજી થઈ જઈએ, અન્સારી સહાબએ કિરામ (રદિ.)માં જે લોકો કબીલએ ઔસથી સંબંધિત હતા તેમના અને બનુ કુરયઝા વચ્ચે જુના સમયમાં કરાર રહ્યો હતો તો ઔસી સહાબએ કિરામ (રદિ.)એ રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે તમે તે લોકોને અમારા હવાલે કરી આપો, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે શું તમે તે બાબત ઉપર રાજી છો કે હું તેમનો મા'મલો તમારા જ એક સરદારને સોંપું ? આ લોકો એ બાબતે રાજી થઈ ગયા અને રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે તે તમારા સરદાર અસદ ઈબ્ને મઆઝ (રદિ.) છે, તેમનો ફેંસલો હું તેમને સોંપું છું; એ બાબતે બધા લોકો રાજી થઈ ગયા.

હઝરત સઅદ બિન મઆઝ (રદિ.)ને ખંડકની ઘટનામાં તીરનો સખત ઘા વાગ્યો હતો, રસૂલુલ્લાહ ﷺએ તેમની સેવા ચાકરી માટે મસ્જિદના પટાંગણમાં એક તંબૂ લગાવીને તેમાં થોભાવ્યા હતા, રસૂલે કરીમ ﷺના ફરમાન પ્રમાણે બનુ કુરયઝાના કેદીઓનો ફેંસલો તેમના ઉપર છોડવામાં આવ્યો, તેમણે એ ફેંસલો આપ્યો કે તેમાંથી જે યુદ્ધ કરનાર યુવાનો છે તેમને કતલ કરવામાં આવે તથા સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોની સાથે યુદ્ધ કેદીઓ જેવો વ્યવહાર કરવામાં આવે જે ઈસ્લામમાં પ્રચલિત છે, એ જ ફેંસલો લાગુ પાડવામાં આવ્યો અને આ ફેંસલાના તરત પછી હઝરત સઅદ બિન મઆઝ (રદિ.)ના ઘામાંથી લોહી વહી પડ્યું તેમાં જ તેમની વફાત થઈ ગઈ. અલ્લાહ તઆલાએ તેમની બંને દુઆઓ કબૂલ કરી, એક એ કે હવે પછી કુરૈશનું રસૂલે કરીમ ﷺ ઉપર કોઈ આક્રમણ થશે નહીં અને બીજું, બનુ કુરયઝાની ગદ્દારીની સજા તેમને મળી જાય, તે અલ્લાહ તઆલાએ તેમના દ્વારા જ અપાવી દીધી.

જેમને કતલ કરવાનું નક્કી થયું હતું તેમનામાંથી અમુક મુસલમાન થઈ જવાના કારણે આઝાદ કરી દેવામાં આવ્યા. અતિય્યા કુરઝી જે મશ્હૂર સહાબએ કિરામમાંથી છે તેઓ તે જ લોકોમાંથી છે અને તેમનામાંથી જ ઝુબૈર ઈબ્ને બાટા

પણ છે, તેમને હઝરત સાબિત બિન કૈસ બિન શમાસ (રદિ.) સહાબીએ રસૂલે કરીમ ﷺથી દરખાસ્ત કરીને મુક્ત કરાવ્યા જેનું કારણ એ હતું કે ઝુબૈર ઈબ્ને બાટાએ તેમના ઉપર અજ્ઞાનતાના કાળમાં એક અહેસાન કર્યું હતું તે એ કે અજ્ઞાનતાના સમયમાં જંગે બઆસમાં સાબિત બિન કૈસ કેદ થઈને ઝુબૈર બિન બાટાના કબ્જામાં આવ્યા હતા, ઝુબૈર બિન બાટાએ તેમના માથાના વાળ કાપીને તેમને આઝાદ કરી દીધા, કતલ કર્યા ન હતા.

## અહેસાનનો બદલો અને કોમી ગયરત (આત્મસન્માન)ના બે આશ્ચર્યજનક નમૂના :

હઝરત સાબિત બિન કૈસ (રદિ.) ઝુબૈર બિન બાટાની મુક્તિનો હુકમ પ્રાપ્ત કરીને તેમની પાસે ગયા અને કહ્યું કે મેં આ એટલા માટે કર્યું છે કે તમારા તે અહેસાનનો બદલો આપી દઉં જે તમે જંગે બુવાસમાં મારા ઉપર કર્યું હતું. ઝુબૈર બિન બાટાએ કહ્યું કે નિઃશંક ! શરીફ વ્યક્તિ બીજા શરીફ વ્યક્તિ સાથે આવો જ વ્યવહાર કરે છે પરંતુ એ તો બતાવો કે તે વ્યક્તિ જીવીત રહીને શું કરશે જેના બાળબચ્ચાં ન રહ્યા હોય ? આ સાંભળીને સાબિત બિન કૈસ (રદિ.) રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને વિનંતી કરી કે તેમના ઘરવાળાઓના પ્રાણ પણ બખ્શી દેવામાં આવે, આપ ﷺએ સ્વીકારી લીધું. ઝુબૈર બિન બાટાને તેની ખબર આપવામાં આવી તો તેઓ એક ડગલું ઔર આગળ વધ્યા કે સાબિત (રદિ.) એ તો બતાવો કે કોઈ વ્યક્તિ બાળબચ્ચાંવાળો કેવી રીતે જીવીત રહેશે જ્યારે કે તેની પાસે કોઈ માલ મિલકત ન હોય ? સાબિત બિન કૈસ ફરી રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને તેમનો માલ પણ તેમને અપાવી દીધો, અહીંયાં સુધી તો એક મો'મિનની શરાફત અને તેના ઉપકારનો બદલો આપવાની વૃત્તિનો કિસ્સો હતો જે હઝરત સાબિત બિન કૈસ (રદિ.) તરફથી રજુ થયો.

હવે ઘટનાનું બીજું પાસું જુઓ કે ઝુબૈર બિન બાટાને જ્યારે પોતાના અને પોતાના બાળબચ્ચાંની મુક્તિ પોતાના માલ અને મિલકત બધું પાછું મળી જવાનો સંતોષ થઈ ચૂક્યો તો તેણે હઝરત સાબિત બિન કૈસ (રદિ.)ને યહૂદી કબીલાઓના બીજા સરદારો વિશે પ્રશ્ન કર્યો અને પૂછ્યું કે ઈબ્ને અબીલ હકીકનું શું થયું જેનો ચહેરો ચીનીના આયના જેવો હતો ? તેમણે બતાવ્યું કે તેઓ કતલ

કરી નાંખવામાં આવ્યા, પછી પૂછ્યું કે બનુ કુરયઝાના સરદાર કઅ્બ બિન કુરયઝા અને અમ્ર બિન કુરયઝાનો શું અંજામ થયો ? તેમણે બતાવ્યું કે તે બંનેને પણ કતલ કરી દેવામાં આવ્યા, પછી બે જૂથો વિશે પ્રશ્ન કર્યો, તેના જવાબમાં તેમને ખબર આપવામાં આવી કે તે બધા કતલ કરી નાંખવામાં આવ્યા.

આ સાંભળીને ઝુબૈર બિન બાટાએ હઝરત સાબિત બિન કૈસને કહ્યું, તમે પોતાના અહેસાનનો બદલો પૂરો કરી દીધો અને પોતાની જવાબદારીનો હક અદા કરી દીધો પરંતુ હું હવે પોતાની જમીન જાયદાદને તે લોકો પછી આબાદ કરીશ નહીં, મને પણ તે લોકોની સાથે જ સામેલ કરી આપો એટલે કે કતલ કરી નાંખો. સાબિત ઈબ્ને કૈસ (રદિ.)એ તેને કતલ કરવાથી ઈન્કાર કરી દીધો, પછી તેના આગ્રહના કારણે કોઈ બીજા મુસલમાને તેને કતલ કર્યો.

આ એક કાફિરની કોમી ગયરત હતી જેણે બધું જ કંઈ પાછું મળ્યા પછી પોતાના સાથીઓ વિના જીવીત રહેવાનું પસંદ ન કર્યું, એક મો'મિન અને એક કાફિરના આ બંને અમલ એક ઐતિહાસિક યાદગાર સ્વરૂપ ધરાવે છે. બનુ કુરયઝા ઉપરનો આ વિજય હિજરતના પાંચમાં વર્ષે જિલ્કઅ્દાના મહિનાના અંતે અને જિલ્હજ્જના મહિનાની શરૂઆતમાં થયો હતો. *(કુર્તુબી)*

ગઝ્વએ અહઝાબ અને બનુ કુરયઝાને આ સ્થળે કંઈ વિગતવાર વર્ણન કરવાનું એક કારણ તો પોતે કુર્આને કરીમના તેને વિગતપૂર્વક બે રુકૂઅ્માં વર્ણન કરવાના કારણે છે, બીજું કારણ એ પણ છે કે તે ઘટનાઓમાં જિંદગીના વિવિધ પાસાંઓ વિશે ઘણા બધા માર્ગદર્શનો અને રસૂલે કરીમ ﷺના ઉઘાડા મોઅ્જિઝાઓ અને ઘણા બધા બોધપાઠો છે જેને આ કિસ્સામાં વિષય બાંધીને સ્પષ્ટ કરવામાં આવ્યા છે. આ સંપૂર્ણ ઘટના જાણી લીધા પછી પ્રસ્તુત આયતોની તફસીર માટે પ્રસ્તુત ચર્ચાનો ખુલાસો જોઈ લેવો પૂરતો છે, કોઈ વધારે સ્પષ્ટતા કરવાની આવશ્યકતા નથી રહેતી માત્ર અમુક વાતો ધ્યાન આપવાપાત્ર છે.

પ્રથમ એ કે આ ગઝ્વહમાં મુસલમાનો ઉપર સખત અને વિવિધ પ્રકારની તકલીફોમાં સપડાવવાનું વર્ણન કરીને તે લાચારીની પરિસ્થિતિની એક હાલત તો મો'મિનોની બતાવવામાં આવી છે تَظُنُّوْنَ بِاللّٰهِ الظُّنُوْنَا એટલે કે, તમે લોકો અલ્લાહની સાથે વિવિધ પ્રકારના અનુમાનો બાંધવા લાગ્યા હતા, આ

અનુમાનોનો ભાવાર્થ તે અનિચ્છાવર્તી ભ્રમણાઓ છે જે લાચારીના સમયે મનુષ્યના દિલમાં આવ્યા કરતી હોય છે કે હવે મોત જ આવી ગઈ, હવે છુટકારાનું કોઈ સ્વરૂપ બાકી નથી રહ્યું વગેરે...વગેરે... આવા અનિચ્છાવર્તી ભય અને ભ્રમણાઓ ન તો ઈમાની વિશેષતાના વિરુદ્ધ છે અને ન જ વલીની વિશિષ્ટતાના વિરુદ્ધ, અલબત્ત તેનાથી મુસીબત અને લાચારીની કઠોરતાની અવશ્ય જાણ થાય છે કે સહાબએ કિરામ (રદિ.) જેવા અડગતાના પહાડોના દિલોમાં પણ ભ્રમણાઓ અને વસવસાઓ આવવા લાગ્યા.

બીજી પરિસ્થિતિ મુનાફિકો વિશે વર્ણન કરી છે કે તેમણે ખુલ્લમ ખુલ્લી રીતે અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺના વાયદાઓને ધોકો અને છેતરપિંડી કહેવાનું શરૂ કરી દીધું. وَاِذْيَـقُوْلُ الْمُنٰفِقُوْنَ وَالَّذِيْنَ فِىْ قُلُوْبِهِمْ مَّرَضٌ مَّا وَعَـدَنَـا الـلّٰـهُ وَرَسُوْلُهٗۤ اِلَّا غُـرُوْرًا આ તેમના ગુપ્ત કુફ્રની જાહેરાત હતી. આગળ જાહેર સ્વરૂપે તે મુનાફિકો જે રીતે જાહેરમાં મુસલમાનોની સાથે જિહાદમાં સામેલ હતા તેમના બે વર્ગોનું વર્ણન છે, એક વર્ગ તો પૂછ્યા વિના જ નાસી છૂટયો જેણે કહ્યું, يٰۤـاَهْلَ يَثْرِبَ لَا مُقَامَ لَكُمْ فَارْجِعُوْا અને બીજા વર્ગે હીલા બહાના કરીને રસૂલે કરીમ ﷺ પાસે યુદ્ધમાંથી ઘેર પાછા જવાની દરખાસ્ત કરી જેમની હાલત વર્ણન કરવામાં આવી છે ....وَيَسْتَـاْذِنُ فَـرِيْـقٌ مِّنْهُمُ النَّبِىَّ يَقُوْلُوْنَ اِنَّ بُيُوْتَنَا عَوْرَةٌ કુર્આને તેમના હીલા બહાનાને ખોલી નાંખ્યા કે તેઓ બધા જૂઠા છે, હકીકત એ સિવાય કંઈ નથી કે તેઓ યુદ્ધના મેદાનથી નાસી છૂટવા ઈચ્છે છે اِنْ يُّرِيْدُوْنَ اِلَّا فِرَارًا આગળ કેટલીય આયતોમાં તેમની શરારતો અને મુસલમાનો સાથે દુશ્મનાવટ પછી તેના ખરાબ પરિણામનું વર્ણન કર્યુ.

ત્યાર પછી મો'મિનીન મુખ્લિસીનનું વર્ણન કરીને તેમના ધૈર્ય અને અડગતાના વખાણ કરવામાં આવ્યા છે, આ જ સંદર્ભમાં રસૂલે કરીમ ﷺના અનુસરણ અને આજ્ઞાપાલનની તાકીદ એક નિયમ સ્વરૂપે વર્ણન કરવામાં આવી છે. لَـقَـدْ كَـانَ لَـكُـمْ فِـىْ رَسُـوْلِ الـلّٰـهِ اُسْوَةٌ حَسَنَةٌ તેનાથી રસૂલે કરીમ ﷺના નિવેદનો અને પ્રવૃત્તિઓ બધા જ અનુસરણપાત્ર હુકમો સાબિત થયા પરંતુ સંશોધનકાર વિદ્વાનો અને તફસીરકારો નજીક તેનું અમલી સ્વરૂપ એ છે કે જે કામને કરવાનું અથવા છોડવાનું રસૂલે કરીમ ﷺ દ્વારા વાજિબના દરજ્જામાં સાબિત થયું તેનું અનુસરણ વાજિબ અને જરૂરી છે અને જે કાર્ય કરવું અથવા

છોડવું استحاب (ઈસ્તિઝાબ) "અભિપ્રાય અથવા પસંદ કરવામાં આવેલ બાબત અથવા પ્રાથમિકતા સ્વરૂપે" હોવું સાબિત થયું તેનું કરવું અથવા છોડવું આપણા ઉપર પણ ઈસ્તિઝાબના દરજ્જામાં રહેશે કે તેવું ન કરવાને ગુનોહ ઠરાવવામાં આવશે નહીં. (قُلْتُ اِلَيْهِ يَرْجِعُ كَلَامُ الْجَصَّاصِ فِىْ اَحْكَامِ الْقُرْآنِ)

પ્રસ્તુત આયતોમાંથી અંતિમ ત્રણ આયતોમાં બનુ કુરયઝાની ઘટનાનું વર્ણન છે, وَاَنْزَلَ الَّذِيْنَ ظَاهَرُوْهُمْ مِّنْ اَهْلِ الْكِتٰبِ مِنْ صَيَاصِيْهِمْ એટલે કે, જે અહલે કિતાબે અહઝાબના લોકોની મદદ કરી હતી અલ્લાહ તઆલાએ તેમના દિલોમાં રસૂલે કરીમ ﷺ અને મુસલમાનોની ધાક નાંખીને તેમના મજબૂત કિલ્લાઓમાંથી તેમને નીચે ઊતારી દીધા અને તેમના માલ દોલત અને જમીન જાયદાદના મુસલમાનોને વારિસ બનાવી દીધા.

અંતિમ આયતમાં હવે પછી ભવિષ્યમાં થનારા વિજયોની ખુશખબરી આપવામાં આવી છે કે હવે કાફિરોના હુમલાઓ પૂરા થઈ ગયા, હવે મુસલમાનોના વિજયોનો યુગ શરૂ થશે અને એવી એવી ભૂમિઓ તેમના કબ્જામાં આવશે જ્યાં તેમના કદમ પણ હજુ સુધી પહોંચ્યા નથી, જેનું અસ્તિત્વમાં આવવું સહાબએ કિરામ (રદિ.)ના દોરમાં પોતાની આંખોએ જોઈ લીધું કે કિસ્રા અને કૈસરના બધા જ મોટા સામ્રાજ્યો તેમના શાસન હેઠળ આવી ગયા.

وَاللّٰهُ يَفْعَلُ مَا يَشَاءُ

---

## આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૨૮ થી ૩૪)

يٰٓاَيُّهَا النَّبِيُّ قُلْ لِّاَزْوَاجِكَ اِنْ كُنْتُنَّ تُرِدْنَ الْحَيٰوةَ الدُّنْيَا وَزِيْنَتَهَا فَتَعَالَيْنَ
اُمَتِّعْكُنَّ وَاُسَرِّحْكُنَّ سَرَاحًا جَمِيْلًا ﴿٢٨﴾ وَاِنْ كُنْتُنَّ تُرِدْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ وَالدَّارَ
الْاٰخِرَةَ فَاِنَّ اللّٰهَ اَعَدَّ لِلْمُحْسِنٰتِ مِنْكُنَّ اَجْرًا عَظِيْمًا ﴿٢٩﴾ يٰنِسَآءَ النَّبِيِّ مَنْ يَّاْتِ
مِنْكُنَّ بِفَاحِشَةٍ مُّبَيِّنَةٍ يُّضٰعَفْ لَهَا الْعَذَابُ ضِعْفَيْنِ ؕ وَكَانَ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرًا ﴿٣٠﴾

પારહ : ૨૨

٢٢ وَمَنْ يَّقْنُتْ مِنْكُنَّ لِلّٰهِ وَرَسُوْلِهٖ وَتَعْمَلْ صَالِحًا نُّؤْتِهَآ اَجْرَهَا مَرَّتَيْنِ ۙ
وَاَعْتَدْنَا لَهَا رِزْقًا كَرِيْمًا ﴿٣١﴾ يٰنِسَآءَ النَّبِيِّ لَسْتُنَّ كَاَحَدٍ مِّنَ النِّسَآءِ اِنِ
اتَّقَيْتُنَّ فَلَا تَخْضَعْنَ بِالْقَوْلِ فَيَطْمَعَ الَّذِيْ فِيْ قَلْبِهٖ مَرَضٌ وَّقُلْنَ قَوْلًا
مَّعْرُوْفًا ﴿٣٢﴾ وَقَرْنَ فِيْ بُيُوْتِكُنَّ وَلَا تَبَرَّجْنَ تَبَرُّجَ الْجَاهِلِيَّةِ الْاُوْلٰى وَاَقِمْنَ
الصَّلٰوةَ وَاٰتِيْنَ الزَّكٰوةَ وَاَطِعْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ ؕ اِنَّمَا يُرِيْدُ اللّٰهُ لِيُذْهِبَ عَنْكُمُ
الرِّجْسَ اَهْلَ الْبَيْتِ وَيُطَهِّرَكُمْ تَطْهِيْرًا ﴿٣٣﴾ وَاذْكُرْنَ مَا يُتْلٰى فِيْ بُيُوْتِكُنَّ مِنْ اٰيٰتِ اللّٰهِ
ع وَالْحِكْمَةِ ؕ اِنَّ اللّٰهَ كَانَ لَطِيْفًا خَبِيْرًا ﴿٣٤﴾

## તરજુમો :

*હે નબી (ﷺ) ! પોતાની ઓરતો (પત્નીઓ)ને કહી આપો, જો તમે દુનિયાની જિંદગી અને અહીંયાંની રોનક ઇચ્છતી હોય તો આવો ! તમને કંઈક ફાયદો પહોંચાડી આપું અને રુખસદ કરી દઉં ભલી રીતે રુખસતી. (૨૮) અને જો તમે અલ્લાહને અને તેના રસૂલને અને પાછલા ઘર (આખિરત)ને ઈચ્છતી હોય તો અલ્લાહે તેમના માટે ઘણો મોટો સવાબ રાખી છોડયો છે જે તમારામાં નેકી ઉપર છે. (૨૯) હે નબી (ﷺ)ની સ્ત્રીઓ ! જે કોઈ તમારામાં ખુલ્લી નિર્લજ્જતાનું કાર્ય કરી લાવે તેને બમણો અઝાબ થશે અને આ અલ્લાહ માટે સહેલું છે. (૩૦) અને જે કોઈ તમારામાં અલ્લાહનું અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરે અને સદ્‌કર્મો કરે, અમે તેને તેનો બમણો સવાબ આપીએ અને અમે તેના માટે ઈજ્જતની રોજી રાખી છે. (૩૧) હે નબી (ﷺ)ની સ્ત્રીઓ (પત્નીઓ) ! તમે (એવી) નથી જેમકે હર કોઈ સ્ત્રીઓ જો તમે ડરો, બસ તમે ધીમેથી (નજાકતવાળા અવાજથી) વાત ન કરો, પછી (જેથી) જેના દિલમાં રોગ છે કોઈ લાલચ કરે અને યોગ્ય વાત કહો. (૩૨) અને પોતાના ઘરોમાં નિરાંતે બેસો અને (તમારું*

*સૌંદર્ય) બતાવતી ન ફરો જેમકે પહેલાં અજ્ઞાનતાના સમયમાં બતાવવાનો રિવાજ હતો અને નમાઝ કાયમ રાખો અને ઝકાત આપતી રહો અને અલ્લાહની અને તેના રસૂલની આજ્ઞામાં રહો, અલ્લાહ એવું જ ઈચ્છે છે કે તમારાથી ગંદકી દૂર કરે હે નબી (ﷺ)ના ઘરવાળાઓ, અને તમને પવિત્ર કરે એક પવિત્રતાથી. (૩૩) અને યાદ કરો તમારા ઘરોમાં જે અલ્લાહની અને હિકમતની વાતો પઢવામાં આવે છે, નિઃશંક અલ્લાહ જ ભેદ જાણનાર સર્વજ્ઞ છે. (૩૪)*

## તફસીર :

હે નબી (ﷺ) ! તમે પોતાની પત્નીઓને કહી આપો, (તમારાથી ખુલ્લી વાત કરવામાં આવે છે જેથી હંમેશના માટે કિસ્સો પૂરો થાય, તે વાત એ છે કે) તમે જો દુનિયવી જિંદગી(ની રાહત) અને તેની વસંત ઈચ્છતી હોય તો આવો ! (એટલે કે લેવા માટે ધ્યાન આપો) હું તમને કંઈક (માલ અને) મત્તા (દુનિયાની) આપી દઉં (અથવા તો તેનાથી ભાવાર્થ તે જોડ કપડાં છે જે તલાક આપતી વખતે સ્ત્રીને આપવા મુસ્તહબ છે અથવા તેનો ભાવાર્થ તે ઈદતનું ભરણ પોષણ છે અથવા બંને સામેલ છે) અને (માલ મત્તા આપીને) તમને ભલાઈની સાથે રુખસદ કરી દઉં (એટલે કે સુન્નત પ્રમાણે તલાક આપી દઉં જેથી જ્યાં ઈચ્છો જઈને દુનિયા પ્રાપ્ત કરો) અને જો તમે અલ્લાહને ઈચ્છતી હોય અને (અલ્લાહને ઈચ્છવાનો મતલબ આ સ્થળે એ છે કે) તેના રસૂલને (ચાહતી હોય, એટલે કે ભૂખ અને તંગીની અત્યારની પરિસ્થિતિની સાથે રસૂલની સાથે નિકાહમાં રહેવા ઈચ્છતી હોય) અને આખિરતની દુનિયા(ના ઉચ્ચ દરજ્જાઓ)ને (ચાહતી હોય કે જે રસૂલે કરીમ ﷺની પત્ની હોવા ઉપર મળવાના છે) તો (આ તમારો નેક અમલ છે અને) તમારામાં નેક અમલ કરનારાઓ માટે અલ્લાહ તઆલાએ (આખિરતમાં) મહાન સવાબ તૈયાર કરી રાખ્યો છે (એટલે કે નબીએ કરીમ ﷺની પત્નીઓ માટે જે સવાબ નિશ્ચિત છે અને પવિત્ર પત્નીઓનો તે મહાન બદલો છે અને જેનાથી નબીએ કરીમ ﷺનું પત્નીપણું ન અપનાવવાના સ્વરૂપમાં વંચિત થશે ભલે જાહેર દલીલોથી ઈમાન અને નેક અમલોનો સામાન્ય બદલો આ સ્વરૂપમાં પણ પ્રાપ્ત થશે. અહીંયાં સુધી તો ચેતવણીનો વિષય છે જેમાં

રસૂલે કરીમ ﷺ દ્વારા પત્નીઓને અધિકાર આપવામાં આવ્યો છે કે હાલની પરિસ્થિતિ ઉપર કરકસર કરીને આપ ﷺની પત્ની તરીકે રહેવાનું પસંદ કરે અથવા તો આપ ﷺથી તલાક પ્રાપ્ત કરી લે. આગળ અલ્લાહ તઆલાએ તેમને પોતે સંબોધન કરીને તે હુકમો કર્યા છે જે પત્ની તરીકેના સ્વરૂપમાં કાળજીપૂર્વક કરવું વાજિબ થશે, ફરમાન છે કે) હે નબી (ﷺ)ની પત્નીઓ ! તમારામાં જે ખુલ્લી નિર્લજ્જતા આચરશે (તેનાથી તે બાબત ભાવાર્થ સ્વરૂપે છે જેનાથી રસૂલે કરીમ ﷺ તંગ અને પરેશાન થાય તો) તેને (તેના ઉપર આખિરતમાં) બમણી સજા આપવામાં આવશે (એટલે કે અન્ય વ્યક્તિને તેના અમલ ઉપર જેટલી સજા મળવાની હતી તેનાથી બમણી સજા થશે) અને આ વાત અલ્લાહને (માટે બિલકુલ) સરળ છે (એવું નથી કે દુનિયવી હુકમોની જેમ સજા વધારવાથી કોઈની પ્રતિષ્ઠા અલ્લાહને અવરોધક બની જાય અને આ સજા વધવાના કારણની હવે ચર્ચા થાય છે) અને જે કોઈ તમારામાં અલ્લાહની અને તેના રસૂલની ફરમાંબરદારી કરશે (એટલે કે જે બાબતોને અલ્લાહ તઆલાએ વાજિબ ઠરાવી છે તેને અદા કરે અને પોતે રસૂલે કરીમ ﷺની પત્ની હોવાથી આજ્ઞાપાલનના જે હકો વાજિબ વગેરે છે તે અદા કરશે કારણ કે રિસાલતના સ્વરૂપના હકો અલ્લાહની આજ્ઞાપાલનમાં સામેલ થઈ ગયા) અને (જે બાબતો વાજિબ નથી પરંતુ જે) નેક કામ (છે તેને) કરશે તો અમે તેનો સવાબ (પણ) બમણો આપીશું અને અમે તેના માટે (બમણા સવાબ ઉપરાંત) એક (ખાસ) ઉત્તમ રોજી (જે જન્નતમાં નબીએ કરી ﷺની પત્નીઓ માટે નિશ્ચિત છે અને જે અમલના બદલા કરતાં વધારે છે) તૈયાર કરી રાખી છે (આજ્ઞાપાલનના સ્વરૂપમાં બમણો સવાબ અને આજ્ઞાપાલન છોડવાથી બમણા અઝાબનું કારણ નબીએ કરીમ ﷺની પત્ની તરીકેનું સન્માન છે જેના ઉપર يٰنِسَآءَ النَّبِىِّ દલીલ છે, કારણ કે ખાસ વ્યક્તિઓની ભૂલ પણ અન્યોની ભૂલ કરતાં વધારે કઠોર હોય છે એ જ પ્રમાણે તેમનું આજ્ઞાપાલન પણ અન્યોના આજ્ઞાપાલનથી વધારે સ્વીકૃત હોય છે. બસ વાયદો અને ચેતવણી બંનેમાં તેઓ અન્યો કરતાં વિશિષ્ટ હોય છે અને ખાસ કરીને વાતચીતમાં એ કહેવું શક્ય છે કે ઉમ્મહાતુલ મુઅ્મિનીન રદિ.થી સેવા અને આજ્ઞાપાલનનો વર્તાવ રસૂલે કરીમ ﷺના દિલને રાહત વધારે પહોંચાડશે, બસ આપ ﷺને રાહત પહોંચાડવાના કારણે વધારે સવાબ મળશે. તેનાથી વિપરીત

સજાના બાબતે પણ સમજવું જોઈએ. અહીંયાં સુધી આપ ﷺની પત્નીઓના હકો વિશે સંબોધન હતું, આગળ સામાન્ય હુકમો વિશે વધારે કાળજી માટે સંબોધન છે કે) હે નબી (ﷺ)ની પત્નીઓ ! (માત્ર એ બાબત ઉપર ફુલાઈ ન જશો કે અમે નબીની પત્નીઓ છે અને એટલા માટે સામાન્ય સ્ત્રીઓથી વિશિષ્ટ છે આ સંબંધ અને પ્રતિષ્ઠા અમારા માટે પૂરતી છે, બસ આ ભ્રમમાં ન રાચશો, એ વાત સાચી છે કે) તમે સામાન્ય સ્ત્રીઓની જેમ નથી (બેશક ! તેમનાથી વિશિષ્ટ છો પરંતુ સદંતર નહીં, બલકે તેની સાથે એક શરત એ પણ છે કે) જો તમે તકવો અપનાવો (ત્યારે તો ખરેખર આ સંબંધના કારણે તમને અન્યો ઉપર શ્રેષ્ઠતા પ્રાપ્ત છે એટલે સુધી કે સવાબ પણ વધારે મળશે અને જો આ શરત પૂર્ણ ન થઈ તો આ જ સંબંધ તેનાથી વિપરીત બમણા અઝાબનું કારણ બનશે, જ્યારે વાત એમ જ છે કે સંબંધ તકવા વિના નિરર્થક છે) તો (તમારે શરીઅતના હુકમોની સંપૂર્ણ પાબંદી કરવી જોઈએ, ખાસ કરીને તે હુકમો જે પ્રસ્તુત આયતમાં અને હવે પછી તાકીદપૂર્વક આવ્યા છે અને તે હુકમો એ છે કે) તમે (નામહરમ પુરુષ સાથે) બોલવામાં (જ્યારે કે જરૂરતના સમયે બોલવું પડે) નઝાકત ન કરો (તેનો અર્થ એ નથી કે જાણીબૂઝીને નઝાકત ન કરો, કારણ કે તેનું ખરાબ હોવું તો બિલકુલ જાહેર છે, બીજું અઝ્‌વાજે મુતહ્‌હરાતથી એવી બાબતની સંભાવના સુદ્ધાં નથી બલકે મતલબ એ છે કે જેવી રીતે ઓરતોની વાતચીતનો સ્વાભાવિક અંદાજ હોય છે કે વાતચીતમાં વિનમ્રતા અને સ્વાભાવિક કોમળતા હોય છે એવી કોમળતા ન વર્તો) કે (તેનાથી) એવા વ્યક્તિને (સ્વાભાવિક બુરો) વિચાર (પેદા) થવા લાગે છે જેના દિલમાં ખરાબી (અને બુરાઈ) છે (બલકે આવા મોકા ઉપર ખચકાટ અનુભવી કાળજીપૂર્વક તે સ્વાભાવિક પદ્ધતિને બદલીને વાતચીત કરો) અને (પાકીઝગીના) કાયદા પ્રમાણે વાત કહો (એટલે એવી પદ્ધતિથી વાતચીત કરો જેમાં સુક્કાપણું હોય કે તે પવિત્રતાની રક્ષા કરે છે અને આ કોઈ ખરાબ વર્તણૂંક નથી, ખરાબ વર્તણૂંક તો તે હોય છે જેમાં કોઈ નબીને ઠેસ પહોંચે અને ખોટી વાસનાને રોકવાના પ્રયત્નોથી દિલને ઠેસ પહોંચવી જરૂરી નથી બનતું, તેમાં તો વાતચીતની લઢણ વિશે હુકમ છે) અને (આગળ પડદા વિશે ઈરશાદ છે અને બંને સમાન હુકમમાં ફક્ત પવિત્રતાનો હેતુ છે કે) તમે પોતાના ઘરોમાં નિરાંતે રહો (તેનાથી ભાવાર્થ એ છે કે માત્ર કપડાં ઓઢી લપેટીને પડદો કરી લેવું પૂરતું નથી

બલકે પડદો એ રીતે કરો કે શરીરની સાથે કપડાં પણ નજરે ન પડે જેમકે હાલના સમયમાં શરીફ લોકોમાં પડદાનો રિવાજ પ્રચલિત છે કે એ સ્ત્રીઓ ઘરેથી બહાર જ નથી નીકળતી, અલબત્ત આવશ્યકતાના સમયે તેઓ આ બીજી દલીલથી બાકાત છે) અને (આગળ આ જ હુકમની તાકીદ માટે ઈરશાદ છે કે) જુના અજ્ઞાનતાના સમયના રિવાજ પ્રમાણે ન ફરો (જેમાં બેપર્દગી પ્રચલિત હતી કે તે નિર્લજ્જતા સિવાય પણ કેમ ન હોય ! અને જુની જાહિલિયતથી ભાવાર્થ તે જાહિલિયત છે જે ઈસ્લામ પહેલાં હતી અને તેના મુકાબલામાં ત્યાર પછીની એક અજ્ઞાનતા છે કે તા'લીમ અને ઈસ્લામના હુકમોના પ્રચાર પછી પણ તેના ઉપર અમલ કરવામાં ન આવે, બસ જે કોતાહી ઈસ્લામ પછી હશે તે પાછળની અજ્ઞાનતા છે એટલા માટે આ દાખલો આપવામાં જૂની જાહિલિયત ઈસ્લામ પહેલાંની જાહિલિયત હોવાનું જાહેર છે, કારણ કે મતલબ એ છે કે પાછળની અજ્ઞાનતા ચાલુ કરીને આગલી અજ્ઞાનતાનું અનુસરણ ન કરો જેને મિટાવવા માટે ઈસ્લામ આવ્યો છે, અહીંયાં સુધી ચારિત્ર્યની પવિત્રતા વિશેના હુકમો હતા) અને (આગળ શરીઅતના બીજા હુકમોનો ઈરશાદ છે કે) તમે નમાઝોની પાબંદી રાખો અને ઝકાત (જો નિસાબના માલિક હોય) આપ્યા કરો (કે બંને મહાન નિશાનીઓ છે એટલા માટે તેને વિશિષ્ટ રીતે વર્ણન કરવામાં આવ્યું) અને (અન્ય પણ જેટલા હુકમો છે અને તમને ખબર છે બધામાં) અલ્લાહનું અને તેના રસૂલનું કહ્યું માનો (અને અમે તમને જે આ હુકમોના જવાબદાર અને તેની કાળજી રાખવા માટે તાકીદ ફરમાવી છે તો તમારા જ નફા માટે છે કારણ કે) અલ્લાહ તઆલાને (આ હુકમો બતાવવાથી સ્પષ્ટ રીતે) એ મંજૂર છે કે હે (પયગમ્બરના) ઘરવાળાઓ ! તમારાથી (ગુનાહો અને નાફરમાનીની) ગંદકીને દૂર રાખે અને તમને (જાહેર અને ગુપ્ત રીતે માન્યતાની દષ્ટિએ અને કર્મોમાં તથા વર્તન અને ચારિત્ર્યમાં બિલકુલ) પાક સાફ રાખે (કારણ કે હુકમોના જ્ઞાનનો વિરોધ કરવાના કારણે કે જે ગંદકીનું કારણ અને પવિત્રતાનું અવરોધક છે તેનાથી બચવું શક્ય છે) અને (કારણ કે આ હુકમો ઉપર અમલ વાજિબ છે અને અમલ હુકમો જાણવા અને તેના યાદ રાખવા ઉપર અવલંબિત છે એટલા માટે) તમે અલ્લાહની આ આયતો (એટલે કે કુર્આન)ને અને તેના (હુકમોના) જ્ઞાનને યાદ રાખો જેની તમારા ઘરોમાં ચર્ચા રહે છે (અને એ પણ દષ્ટિ સમક્ષ રાખો કે) બેશક ! અલ્લાહ

તઆલા ભેદને જાણનારો છે (કે દિલોના અમલોને પણ જાણે છે) અને સંપૂર્ણ ખબરદાર છે (કે ગુપ્ત અમલોને પણ જાણે છે એટલા માટે જાહેર અને ગુપ્ત રીતે અથવા જાહેરમાં કે મૌન રહીને અથવા બોલીને ખરાબ અમલોથી બચવાની કાળજી રાખવી વાજિબ છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ જ સૂરતના હેતુઓમાંથી મહત્ત્વના હેતુઓ રસૂલે કરીમ ﷺને કષ્ટ પહોંચાડવાથી અને દરેક એવી વસ્તુથી બચવાની તાકીદ છે જેનાથી રસૂલે કરીમ ﷺને તકલીફ પહોંચે, વળી આપ ﷺનું આજ્ઞાપાલન અને તેમની ખુશ્નૂદી પ્રાપ્ત કરવાના મહત્ત્વના હુકમો છે. ગઝ્વએ અહઝાબની વિગતપૂર્વકની ઘટના જે આગળ પસાર થઈ ચૂકી છે તેમાં કાફિરો અને મુનાફિકો તરફથી રસૂલે કરીમ ﷺને પીડાઓ પહોંચી તેનું વર્ણન અને તેની સાથે પરિણામે તકલીફ પહોંચાડનાર કાફિરો અને મુનાફિકોને અપમાનિત અને રૂશ્વા થવું પડ્યું અને રસૂલે કરીમ ﷺ દરેક મોકા ઉપર વિજયી અને સફળ થયા તેનું વર્ણન કરવામાં આવ્યું અને તેની સાથે જ મુઅ્મુનીન મુખ્લિસીન જેમણે રસૂલે કરીમ ﷺના હુકમ અને ઈશારા ઉપર પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દીધું તેમના વખાણ, તા'રીફ અને આખિરતના દરજ્જાઓનું વર્ણન હતું.

પ્રસ્તુત આયતોમાં ખાસ અઝ્વાઝે મુતહ્હરાત (રસૂલે કરીમ ﷺની પવિત્ર પત્નીઓ)ને તા'લીમ છે કે તેઓ ખાસ કરીને એ બાબતની કાળજી રાખે કે આપ ﷺને તેમના કોઈ નિવેદન અથવા પ્રવૃત્તિથી તકલીફ ન પહોંચે અને એ ત્યારે જ બની શકે છે કે તેઓ અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺનું સંપૂર્ણ આજ્ઞાપાલન કરવામાં લાગી જાય, આ ક્રમમાં અમુક હુકમો અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને સંબોધન કરીને બતાવવામાં આવ્યા છે.

આ આયતની શરૂઆતમાં જે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને તલાક લેવાના અધિકારનું વર્ણન ઉપસ્થિત છે તેના માટે અમુક ઘટનાઓ કારણભૂત છે, જે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) તરફથી સામે આવી અને જે રસૂલે કરીમ ﷺની ઈચ્છા વિરુદ્ધ હતી જેમાં વિના ઈરાદે અને અંજાણપણે રસૂલે કરીમ ﷺને તકલીફ પહોંચી.

આ ઘટનાઓમાંથી એક ઘટના તે છે જે સહીહ મુસ્લિમ વગેરેમાં હઝરત જાબિર (રદિ.)ની રિવાયતથી વિગતવાર આવી છે, તેમાં વર્ણન છે કે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)એ ભેગા થઈને રસૂલે કરીમ ﷺ પાસે એ માંગણી કરી કે તેમનો ભરણ પોષણ ખર્ચ વધારવામાં આવે, તફસીરે બહરે મુહીતમાં અબૂ હય્યાન (રહ.)એ તેનો ખુલાસો એ વર્ણન કર્યો છે કે ગઝ્વએ અહઝાબ પછી બનુ નઝીર પછી બનુ કુરયઝાના વિજયો અને ગનીમતના માલની વહેંચણીએ સામાન્ય મુસલમાનોમાં એક પ્રકારની આર્થિક છૂટછાટ પેદા કરી દીધી હતી, અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને તે સમયે એવો વિચાર આવ્યો કે આ ગનીમતના માલમાંથી આપ ﷺએ પોતાનો પણ હિસ્સો રાખ્યો હશે એટલા માટે તેમણે ભેગા થઈને વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! કિસ્રા અને કૈસરની પત્નીઓ જાત જાતના અને ભાત ભાતના ઘરેણાઓ અને કિંમતી પહેરવેશોમાં મ્હાલે છે અને તેમની સેવા ચાકરી માટે દાસીઓ છે અને અમારી હાલત ભૂખ અને ગરીબીની તમે જુઓ છો એટલા માટે હવે કંઈક છૂટછાટથી કામ લેવામાં આવે.

રસૂલે કરીમ ﷺએ પોતાની પવિત્ર પત્નીઓ તરફથી આ માંગણી સાંભળી કે તેમની સાથે તે વ્યવહાર કરવામાં આવે જે બાદશાહો અને દુનિયાદારોમાં થાય છે તો આપ ﷺને તેનાથી ખૂબ રંજ થયો કે તેમણે નબીના ઘરની કદર ન જાણી, અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને ખ્યાલ ન હતો કે તેનાથી આપ ﷺને કષ્ટ પહોંચશે. સામાન્ય મુસલમાનોમાં આર્થિક છૂટછાટ જોઈને પોતાના માટે પણ આવી છૂટછાટનો વિચાર દિલમાં આવી ગયો હતો, અબૂ હય્યાને નોંધ્યું છે કે આ ઘટનાને ગઝ્વએ અહઝાબના કિસ્સા પછી વર્ણન કરવાથી પણ એનું સમર્થન થાય છે કે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ની આ માંગણી જ تَخْيِيْرِ طَلَاقْ તલાકના અધિકાર આપવાનું કારણ બની, અમુક હદીષની રિવાયતોમાં હઝરત ઝૈનબ (રદિ.)ના ઘરમાં મધ પીવાની જે ઘટના "સૂરએ તહરીમ"માં વિગતવાર આગળ આવશે. તેમાં અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ના પરસ્પર સ્વમાનના કારણે જે સ્વરૂપ સામે આવ્યું તે આ તલાકના અધિકારનું કારણ બન્યું. જો આ બંને વસ્તુઓ નજીકના સમયમાં બની હોય તો તે પણ અસંભવ નથી કે બંને જ કારણ હોય પરંતુ تَخْيِيْر ના શબ્દોથી વધારે સમર્થન એનું જ થાય છે કે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) તરફથી કોઈ આર્થિક માંગણીનું કારણ

બન્યું છે કારણ કે આ આયત ફરમાવે છે .... اِنْ كُنْتُنَّ تُرِدْنَ الْحَيٰوةَ الدُّنْيَا وَزِيْنَتَهَا

આ આયતે બધી જ અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને અધિકાર આપી દીધો કે તેણીઓ નબીએ કરીમ ﷺની હાલની પરિસ્થિતિ એટલે કે આર્થિક તંગી અને અછતની સાથે આપ ﷺના પત્નીત્વમાં રહેવાનું સ્વીકાર કરે અથવા તો પછી આપ ﷺ પાસેથી તલાક લઈ આઝાદ થઈ જાય. પ્રથમ સ્વરૂપમાં તેમને સામાન્ય સ્ત્રીઓ કરતાં ઘણો વધારે સવાબ અને આખિરતના ઉચ્ચ દરજ્જાઓ અર્પણ થશે અને બીજા સ્વરૂપમાં એટલે કે તલાક લેવાના સ્વરૂપમાં પણ તેમને દુનિયાના લોકોની જેમ કોઈ કડવાશ કે તકલીફની નોબત નહીં આવે, બલકે સુન્નત પ્રમાણે કપડાંની જોડ વગેરે આપીને ઈજ્જત સાથે રુખસદ કરવામાં આવશે.

તિરમિઝીએ ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આયશા (રદિ.)ની આ રિવાયત કરી છે કે જ્યારે આ آيَــتِ تَـخْيِيْــر નાઝિલ થઈ ત્યારે રસૂલે કરીમ ﷺએ તેની જાહેરાત અને એ'લાનની શરૂઆત મારાથી કરી અને આયત સંભળાવતા પહેલાં કહ્યું કે હું તમને એક વાત કહેવાનો છું પરંતુ તમે તેના જવાબમાં ઉતાવળ ન કરજો, બલકે પોતાના માતા પિતાની સલાહ લઈને જવાબ આપજો. હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે આ મારા ઉપર ખાસ ઈનામ હતું કે મને માતા પિતાના સલાહ મશ્વરા વિના પોતાના અભિપ્રાયથી રસૂલે કરીમ ﷺએ (નિર્ણય લેવાની) મનાઈ કરી. કારણ કે આપ ﷺને યકીન હતું કે મારા માતા પિતા મને ક્યારેય એવી સલાહ આપશે નહીં કે હું રસૂલે કરીમ ﷺથી અલગાવ અપનાવું. મેં જ્યારે આ આયત સાંભળી તો તરત વિનંતી કરી કે શું હું એ બાબતે માતા પિતાનો મશ્વરો લેવા જાઉં ? હું તો અલ્લાહને અને તેના રસૂલને અને આખિરતના ઘરને અપનાવું છું, પછી મારા પછી બધી જ અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને કુર્આનનો આ હુકમ સંભળાવવામાં આવ્યો, બધાએ એવું જ કહ્યું જેવું મેં પ્રથમ કહ્યું હતું. (કોઈએ દુનિયાની છૂટછાટને રસૂલે કરીમ ﷺના પત્નીત્વના મુકાબલામાં સ્વીકાર ન કર્યું). (قَالَ التِّرْمِذِىُّ هٰذَاحَدِيْثٌ حَسَنٌ صَحِيْحٌ)

**ખુલાસો :**

તલાકના અધિકારના બે સ્વરૂપો હોય છે, એક એ કે તલાકનો અધિકાર સ્ત્રીઓને સોંપવામાં આવે, જો તે ઈચ્છે તો પોતાની જાતે તલાક આપીને સ્વતંત્ર

થઈ જાય, બીજું એ કે તલાક પતિના જ હાથમાં રહે કે જો સ્ત્રી તલાક ઈચ્છે તો પતિ તેને તલાક આપી દે.

પ્રસ્તુત આયતમાં અમુક તફસીરકારોએ પ્રથમ સ્વરૂપને અને અમુકે બીજાને અપનાવ્યું છે, સચ્યિદી હકીમુલ ઉમ્મત (રહ.)એ બયાનુલ કુર્આનમાં ફરમાવ્યું કે સાચી વાત એ છે કે આયતના શબ્દોમાં બંને સંભાવનાઓ છે, જ્યાં સુધી કોઈ સ્પષ્ટ (નસ)થી એક નક્કી ન થઈ જાય પોતાના તરફથી કોઈ સ્વરૂપ નિશ્ચિત કરવાની આવશ્યકતા નથી.

**મસ્અલો :**

આ આયતથી જાણ થઈ કે જ્યારે પતિ પત્નીના સ્વભાવમાં સુમેળ ન રહે તો મુસ્તહબ એ છે કે પત્નીને અધિકાર આપવામાં આવે કે પતિની ઉપસ્થિત પરિસ્થિતિ ઉપર દરગુજર કરીને સાથે રહેવા ઈચ્છે તો રહે નહિતર સુન્નત પ્રમાણે તલાક લઈને કપડાંની જોડ લઈને ઈજ્જત સાથે રવાના થઈ જાય.

પ્રસ્તુત આયતથી આ મા'મલાનું મુસ્તહબ હોવું સાબિત કરી શકાય છે તેના વાજિબ હોવાની કોઈ દલીલ નથી, અમુક ઈમામ ફુકહાએ આ આયતથી વાજિબ હોવા ઉપર દલીલ કરી છે, એ જ બીનાએ એવા ગરીબ આદમીની પત્નીને અદાલત તરફથી તલાક આપવાનો હક આપવામાં આવ્યો છે જે પત્નીનું ભરણ પોષણ આપવાની શક્તિ ધરાવતો નથી, આ મસ્અલાની સંપૂર્ણ વિગત અહકામુલ કુર્આનના પાંચમાં ભાગમાં આ જ આયત હેઠળ અરબી ભાષામાં પ્રસ્તુત છે.

**અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ની એક વિશેષતા અને તેના કારણે તેમના ઉપર કઠોર નિયંત્રણો :**

يٰنِسَآءَ النَّبِيِّ مَنْ يَّاْتِ مِنْكُنَّ بِفَاحِشَةٍ مُّبَيِّنَةٍ يُّضٰعَفْ لَهَا الْعَذَابُ ضِعْفَيْنِ وَكَانَ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرًا ○ وَمَنْ يَّقْنُتْ مِنْكُنَّ لِلّٰهِ وَرَسُوْلِهٖ وَتَعْمَلْ صَالِحًا نُّؤْتِهَا اَجْرَهَا مَرَّتَيْنِ....

આ બંને આયતોમાં અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ની એ વિશેષતા વર્ણન

કરવામાં આવી છે કે જો તેઓ કોઈ ગુનાહના કામ કરશે તો તેમને બીજી સ્ત્રીઓ કરતાં બે ઘણો અઝાબ આપવામાં આવશે, એટલે કે તેમનો એક ગુનાહ બે પ્રમાણે ઠરાવવામાં આવશે એ જ પ્રમાણે જો તે નેક અમલ કરશે તો બીજી સ્ત્રીઓ કરતાં તેમને સવાબ પણ બમણો આપવામાં આવશે, તેમના નેક અમલને બે બરાબર ઠરાવવામાં આવશે.

આ આયત એક સ્વરૂપે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) માટે તેમના તે અમલનો બદલો છે જે તેમણે آیتِ تَخْییر નાઝિલ થવા ઉપર રસૂલે કરીમ ﷺના પત્નીત્વ ઉપર દુનિયાની આર્થિક છૂટછાટને કુરબાન કરી દીધી, તેના બદલામાં અલ્લાહ તઆલાએ તેમના એક અમલને બે નો દરજ્જો આપી દીધો અને ગુનાહોના સ્વરૂપમાં બમણો અઝાબ પણ તેમની વિશિષ્ટ ફઝીલત અને વિશિષ્ટ શ્રેષ્ઠતાના કારણે નક્કી થયું, કારણ કે આ વાત બૌદ્ધિક રીતે પણ અને નકલ થયેલ રૂએ પણ (સમજી શકાય છે કે) જેટલી કોઈની પ્રતિષ્ઠા અને સન્માન વધારે હોય છે એટલી જ તેની બેદરકારી અને બળવાખોરીની સજા પણ વધી જાય છે.

અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) ઉપર હક તઆલાના મોટા મોટા ઈનામો છે કે તેમને અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ ﷺના પત્નીત્વ માટે ચૂંટી કાઢી, તેમના ઘરોમાં અલ્લાહની વહી નાઝિલ થતી રહે છે તો તેમની નાની ભૂલો અને ઉણપો પણ મોટી ગણાશે, જે બીજાઓથી રસૂલે કરીમ ﷺથી પીડાઓ અને કષ્ટ પહોંચે તો તેનાથી એ વધારે કઠોર હશે કે કોઈ પીડા અથવા કષ્ટની બાબત અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)થી પહોંચે, કુર્આને કરીમના આ શબ્દોમાં પોતે આ કારણ તરફ ઈશારો છે, وَاذْكُرْنَ مَا يُتْلٰى فِيْ بُيُوْتِكُنَّ

**ખુલાસો :**

અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ની આ ખાસિયત અને વિશિષ્ટતા કે તેમને અમલોનો બમણો સવાબ મળશે સામાન્ય ઉમ્મતના સંદર્ભમાં એવું જરૂરી નથી બનતું કે ઉમ્મતમાં કોઈ વ્યક્તિ અથવા વર્ગને કોઈ વિશિષ્ટતાના કારણે આવું ઈનામ બખ્શવામાં ન આવે કે તેને બમણો સવાબ ન મળે, એટલા માટે અહલે કિતાબમાંથી જે લોકો મુસલમાન થઈ ગયા તેમના વિશે કુર્આને કરીમમાં ઈરશાદ છે, اُولٰٓئِكَ يُؤْتَوْنَ اَجْرَهُمْ مَّرَّتَيْنِ

રૉમના કૈસરના નામે જે પત્ર મુબારક રસૂલે કરીમ ﷺએ આપ્યો હતો તેમાં કુર્આનના આ જ ઈરશાદના કારણે આપ ﷺએ રૉમના કૈસરને આ લખ્યું કે يُـؤْتِكَ اللّٰهُ اَجْرَكَ مَرَّتَيْنِ અહલે કિતાબ જો ઈસ્લામ લઈ આવે તો તેમના વિશે તો પોતે કુર્આનમાં اَجْرِمَرَّتَيْنِ નો (બે ઘણા સવાબનો) ખુલાસો છે.

અને એક હદીષ બીજી પણ છે જેમાં ત્રણ વ્યક્તિઓ માટે આ જ પ્રમાણે બમણો સવાબ હોવાનું ઉપસ્થિત છે, તેની વિગત સૂરએ કસસમાં આયત يُؤْتَوْنَ اَجْرَهُمْ مَّرَّتَيْنَ હેઠળ લખવામાં આવી છે.

## આલિમના નેક અમલોનો સવાબ પણ બીજાઓ કરતાં વધારે છે અને તેમના ગુનાહોની સજા પણ વધારે છે :

ઈમામ અબૂબક્ર જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં નોંધ્યું છે કે જે કારણે અલ્લાહ તઆલાએ અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ના નેક અમલોનો સવાબ બમણો અને તેમના ગુનાહનો અઝાબ પણ બે ઘણો ઠરાવ્યો છે કે તેઓ નુબુવ્વતના જ્ઞાન અને અલ્લાહની વહીનો ખાસ લાભ ઉઠાવનાર છે, એ જ કારણો ઉલમાએ દીન માટે પણ મોજૂદ છે એટલા માટે જે આલિમ પોતાના જ્ઞાન ઉપર અમલ પણ કરે છે તેને પણ તેના અમલનો સવાબ બીજાઓથી વધારે મળશે અને જો તે કોઈ ગુનોહ કરશે તો અઝાબ પણ બીજાઓ કરતાં વધારે થશે.

بِـفَاحِشَةٍ مُّبَيِّنَةٍ માં શબ્દ فَـاحِشَةُ (ફાહિશહ) અરબી ભાષામાં વ્યભિચાર અને બદકારી વગેરે માટે પણ ઉપયોગ કરવામાં આવે છે અને દુષ્કૃત્યો સંબંધી ગુનાહના સંદર્ભમાં પણ આ શબ્દ કુર્આનમાં ઘણીવાર ઉપયોગ થયો છે, આ આયતમાં فَاحِشَةُ (ફાહિશહ)ના શબ્દથી બદકારી અને વ્યભિચાર ભાવાર્થ સ્વરૂપે નથી હોઈ શકતો કારણ કે અલ્લાહ તઆલાએ પોતાના બધા પયગમ્બરોની પત્નીઓને આ સખત દુર્ગુણથી બાકાત કર્યા છે, બધા જ અંબિયા (અલૈ.)ની પત્નીઓમાં કોઈનાથી પણ એવું કૃત્ય થયું નથી. હઝરત લૂત અને નૂહ (અલૈ.)ની પત્નીઓ તેમના દીનથી ફરેલી હતી અને બળવાખોરી અપનાવી હતી જેની સજા તેમને મળી પરંતુ બદકારી કે વ્યભિચારનો આક્ષેપ તેમનામાંથી પણ કોઈના ઉપર ન હતો, અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)માંથી કોઈ નિર્લજ્જતા અથવા વ્યભિચારની સંભાવના સુદ્ધાં ન હતી એટલા માટે આ આયતમાં "ફાહિશહ"નો ભાવાર્થ

સામાન્ય ગુનાહો અથવા રસૂલે કરીમ ﷺને પીડા કે કષ્ટ પહોંચાડવાનો છે અને આ સ્થળે "ફાહિશહ"ની સાથે જે શબ્દ مُبَيِّـنَه (મુબય્યિનહ) આવ્યો છે તેના ઉપર ગવાહ છે, કારણ કે નિર્લજ્જતા અને વ્યભિચાર ક્યારેય પણ مُبَيِّنَةٌ (જાહેર) નથી હોતું તે તો પડદાઓમાં ગુપ્ત રીતે કરવામાં આવે છે. فَـاحِشَــةٌ مُبَيِّـنَـةٌ નો ભાવાર્થ જાહેર ગુનાહો છે અથવા રસૂલે કરીમ ﷺને તકલીફ પહોંચાડવી વગેરે... તફસીરના ઈમામોમાંથી મકાતિલ ઈબ્ને સુલયમાન (રહ.)એ આ આયતમાં "ફાહિશહ"નો ભાવાર્થ રસૂલે કરીમ ﷺની નાફરમાની અથવા આપ ﷺ પાસે કોઈ એવી માંગણી ઠરાવી છે જેને પૂરી કરવી આપ ﷺ માટે કઠિન હોય.

*(રવાહુલ બયહકી ફિસ્સુનન)*

કુર્આને કરીમે બમણા અઝાબના સંદર્ભમાં તો માત્ર فَـاحِشَـةٌ مُبَيَّنَـةٌ જાહેર ગુનાહો ઉપર અઝાબ નક્કી કર્યો છે પરંતુ બમણા બદલા કે સવાબ માટે કેટલીય શરતો મૂકી છે. وَمَـنۡ يَّـقۡنُتۡ مِنۡكُنَّ لِلّٰهِ وَرَسُوۡلِهٖ وَتَعۡمَلۡ صَالِحًا તેમાં قُنُوۡتٌ (કુનૂત) એટલે કે, અલ્લાહ તઆલાના અને તેના રસૂલ ﷺના આજ્ઞાપાલનની શરત છે, પછી નેક અમલોની શરત છે કારણ એ છે કે બદલો અને સવાબ તો તે જ સમયે મળે છે જ્યારે સંપૂર્ણ આજ્ઞાપાલન હોય અને સજા માટે માત્ર એક ગુનોહ પણ પૂરતો છે.

## અઝ્‌વાજે મુતહ્‌હરાત (રદિ.)ને ખાસ સૂચના :

يٰنِسَآءَ النَّبِىِّ لَسۡتُنَّ كَاَحَدٍ مِّنَ النِّسَآءِ اِنِ اتَّقَيۡتُنَّ فَلَا تَخۡضَعۡنَ بِالۡقَوۡلِ પાછલી આયતોમાં અઝ્‌વાજે મુતહ્‌હરાત (રદિ.)ને રસૂલે કરીમ ﷺથી પોતાની માંગણીઓ કરવાથી રોકવામાં આવ્યા છે જેને પૂરી કરવી આપ ﷺ માટે કઠિન હોય અથવા જે આપ ﷺની શા'ન અને સન્માનના યોગ્ય ન હોય અને જ્યારે તેમણે તેને અપનાવી લીધું તો તેમનો દરજ્જો સામાન્ય સ્ત્રીઓ કરતાં વધારી દેવામાં આવ્યો કે તેમના એક અમલને બમણો ઠરાવવામાં આવ્યો, આગળ તેમના અમલોની સુધારણા અને રસૂલે કરીમ ﷺના સંગાથ અને પત્નીત્વના યોગ્ય બનાવવા માટે અમુક સૂચનાઓ આપવામાં આવી છે. આ બધા માર્ગદર્શન અઝ્‌વાજે મુતહ્‌હરાત (રદિ.) માટે ખાસ નથી બલકે બધી જ મુસલમાન સ્ત્રીઓને તે લાગુ પડે છે પરંતુ અત્રે અઝ્‌વાજે મુતહ્‌હરાત (રદિ.)ને વિશિષ્ટ

સંબોધન કરીને તેના ઉપર ધ્યાન અપાવ્યું છે કે આ અમલો અને હુકમો જે બધી જ મુસલમાન સ્ત્રીઓ માટે જરૂરી અને વાજિબ છે તમારે પણ તેમની કાળજી અન્યો કરતાં વધારે રાખવી જોઈએ અને لَسْتُنَّ كَاَحَدٍ مِّنَ النِّسَآءِથી આ જ વિશિષ્ટતા ભાવાર્થ સ્વરૂપે છે.

## શું અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) સમગ્ર દુનિયાની સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠ છે ? :

આયતના આ શબ્દોથી દેખીતી રીતે એવી જાણ થાય છે કે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) દુનિયાની બધી જ સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠ છે પરંતુ કુર્આને કરીમની આ આયત હઝરત મરયમ (અલૈ.) વિશે આ છે, اِنَّ اللّٰهَ اصْطَفٰكِ وَطَهَّرَكِ وَاصْطَفٰكِ عَلٰى نِسَآءِ الْعٰلَمِيْنَ તેમાં હઝરત મરયમ (અલૈ.)નું સમગ્ર દુનિયાની સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠ હોવું સાબિત થાય છે, તિરમિઝીમાં હઝરત અનસ (રદિ.)ની હદીષ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે તમારા માટે બધી સ્ત્રીઓમાં મરયમ બિન્તે ઈમરાન (અલૈ.) અને ખદીજા બિન્તે ખુવયલદ (ઉમ્મુલ મુઅ્મિનીન રદિ.) અને ફાતિમા બિન્તે મુહમ્મદ ﷺ અને ફિરઔનની પત્ની આસિયહ પૂરતી છે. આ હદીષમાં હઝરત મરયમ (અલૈ.)ની સાથે અન્ય ત્રણ સ્ત્રીઓ દુનિયાની સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠ હોવાનું ફરમાવ્યું છે.

એટલા માટે આ આયતમાં જે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ની શ્રેષ્ઠતા અને અગ્રિમતા વર્ણન કરવામાં આવી છે તે એક ખાસ સ્વરૂપ એટલે કે اَزْوَاجُ النَّبِىِّ અને نِسَاءُ النَّبِىِّ (નબીએ કરીમ ﷺની પત્નીઓ અને નબીએ કરીમ ﷺની સ્ત્રીઓ) હોવાનું છે જેમાં તેઓ તમામ સામાન્ય સ્ત્રીઓ કરતાં નિઃશંક શ્રેષ્ઠ છે, તેનાથી તે જાહેર શ્રેષ્ઠતા સદંતર સાબિત નથી થતી જે બીજી "નુસૂસ"ના વિરુદ્ધ હોય. *(મઝહરી)*

لَسْتُنَّ كَاَحَدٍ مِّنَ النِّسَآءِ પછી اِنِ اتَّقَيْتُنَّ આ શરત એ શ્રેષ્ઠતાની છે જે અલ્લાહ તઆલાએ તેમને નબીએ કરીમ ﷺની પત્નીઓ હોવાના કારણે બખ્શી છે, તેનો હેતુ એ બાબત ઉપર ચેતવણી આપવાનો છે કે ફક્ત આ સંબંધ અને તા'લ્લુક ઉપર ભરોસો કરીને ન બેસી જાય કે અમે રસૂલ ﷺની પત્નીઓ છે બલકે તકવા અને અલ્લાહના હુકમોના આજ્ઞાપાલન ઉપર ફઝીલત (શ્રેષ્ઠતા)ની શરત છે. *(કુર્તુબી, મઝહરી)*

ત્યાર પછી અમુક સૂચનાઓ અને માર્ગદર્શન અઝ્‌વાજે મુતહ્‌હરાત (રદિ.)ને આપવામાં આવ્યું.

**(૧)સ્ત્રીઓના પડદા વિશે અવાજ અને વાતચીત ઉપર પણ પાબંદી છે.**

فَلَا تَخْضَعْنَ بِالْقَوْلِ એટલે કે, કોઈ ગેરમહરમથી પડદા પાછળ વાત કરવાની જરૂરત ઊભી પણ થાય તો વાતચીતમાં એવી કોમળતા અને આકર્ષિત કરે એવી શૈલીથી બચે જે સ્ત્રીઓના સ્વભાવગત અવાજમાં હોય છે, તે નરમી અને નઝાકતનો અર્થ એ છે કે તે જેને સંબોધન કરવામાં આવી રહ્યું છે તેના દિલમાં આકર્ષણ પેદા કરે, જેમકે ત્યાર પછી ફરમાવ્યું فَيَطْمَعَ الَّذِىْ فِىْ قَلْبِهٖ مَرَضٌ એટલે કે એવી નરમ વાતચીત ન કરે કે જેનાથી એવા વ્યક્તિને લાલચ અને આકર્ષણ પેદા થવા લાગે જેના દિલમાં રોગ છે. "રોગ"નો ભાવાર્થ નિફાક છે અથવા તેનો કોઈ વિભાગ છે. અસલી મુનાફિકથી એવી લાલચ થવી દેખીતું છે પરંતુ જે વ્યક્તિ મો'મિન અને મુખ્લિસ હોવા છતાં કોઈ હરામ તરફ આકર્ષિત થાય છે તે મુનાફિક ભલે ન હોય પરંતુ ઈમાનનો કમજોર અવશ્ય છે અને આ ઈમાનની કમજોરી જે હરામ તરફ આકર્ષિત કરે છે વાસ્તવમાં નિફાકનો જ એક વિભાગ છે, ખાલિસ ઈમાન જેમાં નિફાકનું વર્ચસ્વ ન હોય તેની ઉપસ્થિતિમાં કોઈ હરામ તરફ આકર્ષિત નથી થઈ શકતું. *(મઝહરી)*

આ પ્રથમ માર્ગદર્શનનો ખુલાસો એ છે કે સ્ત્રીઓ માટે અજનબી પુરુષોથી બચવું અને પડદાનું તે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવું કે જેનાથી કોઈ અજનબી કમજોર ઈમાન ધરાવનાર વ્યક્તિના દિલમાં લાલચ અથવા આકર્ષણ પેદા થઈ શકે તેની પાસે પણ ન જાય, સ્ત્રીઓના પડદાની વિગતવારની ચર્ચા આ જ સૂરતમાં આગળ આવનારી આયતો હેઠળ વર્ણન થશે, અત્રે અઝ્‌વાજે મુતહ્‌હરાત (રદિ.) માટે વિશેષ માર્ગદર્શનના સંદર્ભમાં જે કંઈ આવ્યું છે માત્ર તેનો ખુલાસો લખવામાં આવે છે, વાતચીત વિશે જે માર્ગદર્શન આપવામાં આવ્યું છે તેને સાંભળ્યા પછી અમુક ઉમ્મહાતુલ મુઅ્‌મિનીન (રદિ.) આ આયતના નાઝિલ થયા પછી જો પારકા પુરુષો સાથે વાતચીત કરવી પડતી તો પોતાના મોંઢા ઉપર હાથ મૂકી દેતી જેથી અવાજ બદલાઈ જાય એટલા જ માટે હઝરત અમ્ર બિન આસ (રદિ.)ની એક હદીષમાં છે,

اِنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ نَهٰى اَنْ يُّكَلِّمَ النِّسَآءُ اِلَّا بِاِذْنِ اَزْوَاجِهِنَّ

(رَوَاهُ الطَّبْرَانِيُّ بِسَنَدٍ حَسَنٍ)

*(મઝહરી)*

**મસ્અલો :**

આ આયત અને પ્રસ્તુત હદીષથી એટલું તો સાબિત થયું કે સ્ત્રીનો અવાજ સતરમાં સામેલ નથી પરંતુ તેના ઉપર પણ કાળજીપૂર્વકની પાબંદી અહીંયાં પણ લગાવવામાં આવી અને બધી જ ઈબાદતો તથા હુકમોમાં તેનું ધ્યાન રાખવામાં આવ્યું છે કે સ્ત્રીઓની વાતચીત મોટા અવાજે ન થાય જે પુરુષો સાંભળે, ઈમામ કોઈ ભૂલ કરે તો મુક્તદીઓને લુક્મો જીભથી આપવાનો હુકમ છે પરંતુ સ્ત્રીઓને જીભથી લુક્મો આપવાના બદલે આ તા'લીમ આપવામાં આવી છે કે પોતાના હાથના પંજાના પાછલા ભાગે બીજા હાથથી મારીને તાલી વગાડવા જેવો અવાજ કરે જેનાથી ઈમામને ચેતવણી મળી જાય જીભથી કંઈ ન કહે.

**(૨) બીજું માર્ગદર્શન સંપૂર્ણ પડદો કરવાનું છે :**

وَقَرْنَ فِيْ بُيُوْتِكُنَّ وَلَا تَبَرَّجْنَ تَبَرُّجَ الْجَاهِلِيَّةِ الْاُوْلٰى એટલે કે, પોતાના ઘરોમાં બેસો અને જુના સમયની અજ્ઞાનતાવાળીઓની જેમ ન ફરો. અહીંયાં جَاهِلِيَتِ اُوْلٰى (જાહિલિયતિલ ઊલા)થી ભાવાર્થ તે અજ્ઞાનતા છે જે ઈસ્લામ પહેલાં દુનિયામાં ફેલાયેલ હતી, આ શબ્દમાં ઈશારો છે કે ત્યાર પછી બીજી પણ કોઈ અજ્ઞાનતા આવનારી છે જેમાં આ જ પ્રમાણેની બેહયાઈ, બેપદર્ગી ફેલાઈ જશે; તે કદાચ આધુનિક યુગની અજ્ઞાનતા છે જેને હવે દરેક સ્થળે પ્રત્યક્ષ જોઈ શકાય છે.

આ આયતમાં પડદા વિશે અસલી હુકમ એ છે કે સ્ત્રીઓ ઘરોમાં રહે (એટલે કે શરઈ જરૂરત વિના બહાર ન નીકળે), તેની સાથે એ પણ ફરમાવ્યું કે જે પ્રમાણે ઈસ્લામથી પહેલાં અજ્ઞાનતાના કાળમાં સ્ત્રીઓ ખુલ્લમ ખુલ્લી પડદા વિના ફરતી હતી એવી ન ફરે, શબ્દ تَبَرُّجُ (તબર્રુજ)નો અસલી અર્થ "જાહેર થવું" છે અને આ સ્થળે પોતાના શણગારની પારકા પુરુષો સામે જાહેરાત છે જેમકે બીજી આયતમાં غَيْرَ مُتَبَرِّجٰتٍ بِزِيْنَةٍ આવ્યું છે.

સ્ત્રીઓના પડદાની સંપૂર્ણ ચર્ચા અને વિગતવારના હુકમો આગળ આ જ સૂરતમાં આવશે, અત્રે માત્ર પ્રસ્તુત આયતનો ખુલાસો લખવામાં આવે છે. આ આયતથી પડદા વિશે બે બાબતોની જાણ થઈ, પ્રથમ એ કે અલ્લાહ તઆલા સમીપ અસલ હેતુ સ્ત્રીઓ માટે એ છે કે તેઓ ઘરોએથી બહાર ન નીકળે, તેમનું સર્જન ઘરગથ્થુ કામો માટે થયું છે તેમાં પ્રવૃત્ત રહે અને અસલ પડદો જે શરીઅતમાં ઈચ્છનીય છે તે ઘરોનો પડદો છે.

બીજી બાબત એ જાણ થઈ કે જો જરૂરત પડતાં કોઈ સ્ત્રીને ઘર બહાર નીકળવું પડે તો જાહેર શણગાર સજાવીને ન નીકળે બલકે બુરખો અથવા ઝભ્ભો જેમાં સમગ્ર શરીર ઢંકાય જાય તે પહેરીને નીકળે, જેમકે આગળ આ જ સૂરએ અહઝાબની આયત وَيُدْنِينَ عَلَيْهِنَّ مِنْ جَلَابِيبِهِنَّ માં તેની વિગત આવશે, ઈન્શાઅલ્લાહ !

**ઘરોમાં બેસવાથી જરૂરતની પરિસ્થિતિઓ બાકાત છે :**

قَرْنَ فِي بُيُوتِكُنَّ માં સ્ત્રીઓ ઉપર قَرَارٌ فِي الْبُيُوتِ ઘરોમાં બેસવું વાજિબ કરવામાં આવ્યું છે જેનો ભાવાર્થ એ છે કે સ્ત્રીઓ માટે ઘરેથી બહાર નીકળવું સદંતર પ્રતિબંધિત અને હરામ હોય પરંતુ પ્રથમ તો પોતે આ જ આયત وَلَا تَبَرَّجْنَ થી એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે સદંતર બહાર નીકળવું જરૂરતના સમયે પ્રતિબંધિત નથી બલકે એવા બહાર નીકળવાની મનાઈ છે જેમાં શણગાર જાહેર થતો હોય, બીજું સૂરએ અહઝાબની આયત જે આગળ આવી રહી છે તેમાં પોતે يُدْنِينَ عَلَيْهِنَّ مِنْ جَلَابِيبِهِنَّ નો હુકમ એ બતાવવામાં આવ્યો છે કે કોઈ દરજ્જામાં સ્ત્રીઓ માટે ઘરેથી બહાર નીકળવાની પરવાનગી પણ છે પરંતુ એ શરતે કે બુરખો વગેરે પડદાની સાથે નીકળે.

તદુપરાંત પોતે રસૂલે કરીમ ﷺએ જરૂરિયાતના સમયને આ હુકમથી બાકાત કર્યાનું એક હદીષમાં સ્પષ્ટ કર્યું છે જેમાં અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને સંબોધન કરીને ફરમાવ્યું, قَدْ اُذِنَ لَكُنَّ اَنْ تَخْرُجْنَ لِحَاجَتِكُنَّ رَوَاهُ مُسْلِمٌ એટલે કે તમારા માટે એની પરવાનગી છે કે પોતાની જરૂરત માટે ઘરેથી નીકળો, પછી રસૂલે કરીમ ﷺનો અમલ આયતે હિઝાબ (પડદાની આયત) નાઝિલ થયા પછી એ બાબત ઉપર સાક્ષી છે કે જરૂરતના પ્રસંગોએ સ્ત્રીઓને ઘરોએથી નીકળવાની

પરવાનગી છે જેમકે હજ્જ અને ઉમરહમાં રસૂલે કરીમ ﷺની સાથે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)નું જવું સહીહ હદીષોથી સાબિત છે, એ જ પ્રમાણે ઘણા બધા ગઝ્વાત (પવિત્ર યુદ્ધો)માં સાથે જવું પણ સાબિત છે અને ઘણી રિવાયતોથી એ પણ સાબિત છે કે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) પોતાના માતા પિતા વગેરેથી મુલાકાત કરવા માટે પોતાના ઘરોએથી નીકળતા હતા અને સગાં સંબંધીઓની બીમારપુરસી કરવા તથા ખબર અંતર પૂછવા વગેરેમાં સામેલ થતા હતા અને નબીએ કરીમ ﷺના સમયમાં તેમને મસ્જિદોમાં જવાની પણ પરવાનગી હતી.

અને માત્ર એવું નથી કે નબીએ કરીમ ﷺની સાથે અથવા આપ ﷺના સમયમાં જ આવું થયું હોય, રસૂલે કરીમ ﷺની વફાત પછી પણ હઝરત સૌદહ (રદિ.) અને ઝયનબ બિન્તે જહશ (રદિ.) વગેરે સિવાય બધી અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)નું હજ્જ અને ઉમરહ માટે જવું સાબિત છે જેના ઉપર સહાબએ કિરામ (રદિ.)માંથી કોઈએ વાંધો ઉઠાવ્યો નથી, બલકે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ પોતાના ખિલાફતના કાળમાં અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને પોતે પોતાના બંદોબસ્તથી મોકલ્યા અને હઝરત ઉસ્માન ગની (રદિ.)એ તથા હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.)ને તેમની દેખરેખ અને વ્યવસ્થા માટે સાથે મોકલ્યા તથા ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત સૌદહ (રદિ.) અને હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)નું નબીએ કરીમ ﷺની વફાત પછી હજ્જ અને ઉમરહ માટે ન જવું આ આયતના આધાર ઉપર નથી બલકે એક હદીષની બીનાએ હતું, તે એ કે હજ્જતુલ વિદાઅ્માં અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને રસૂલે કરીમ ﷺએ પોતે પોતાની સાથે હજ્જ કરાવી તો પાછા ફરવાના સમયે કહ્યું, هٰذِهٖ، ثُمَّ لُزُوْمُ الْحُصُرِ તેમાં هٰذِهٖ નો ઈશારો તે હજ્જ તરફ છે જે حُصُرُ حَصِيْر નું બહુવચન છે જેનો અર્થ بُوْرِيَا છે. હદીષનો ભાવાર્થ એ છે કે તમારું નીકળવું માત્ર તેના માટે થઈ ચૂક્યું, ત્યાર પછી પોતાના ઘરોના પાથરણાઓને પકડી રાખો અને ત્યાંથી ન નીકળો. હઝરત સૌદહ બિન્તે ઝમ્અહ (રદિ.) અને હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)એ આ હદીષનો એ ભાવાર્થ ઠરાવ્યો કે તમારું બહાર નીકળવું માત્ર આ જ હજ્જતુલ વદાઅ્ માટે જાઈઝ હતું, આગળ જાઈઝ નથી. બાકી અન્ય અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) જેમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.) જેવી ફકીહા પણ સામેલ હતાં બધાએ તેનો ભાવાર્થ એ ઠરાવ્યો કે જે રીતે તે એક મુસાફરી હતી

કે એક શરઈ ઈબાદત અદા કરવા માટે હોય એ જ પ્રમાણે બહાર નીકળવું જાઈઝ છે નહિતર પોતાના ઘરોમાં રહેવું જરૂરી છે.

ખુલાસો એ છે કે, وَقَرْنَ فِىْ بُيُوْتِكُنَّ થી ભાવાર્થ કુર્આનના ઈશારાઓ અને નબીએ કરીમ ﷺના અમલ તથા ઈજ્માએ સહાબા (રદિ.) દ્વારા જરૂરતની પરિસ્થિતિઓ તેમાંથી બાકાત છે જેમાં હજ્જ વગેરે ઈબાદતો પણ સામેલ છે અને સ્વાભાવિક જરૂરતો માતા પિતા અને પોતાના મહરમોને મળવા તેમની ખબર અંતર પૂછવા વગેરે પણ, એ જ પ્રમાણે જો કોઈને ભરણ પોષણ અને જીવન જરૂરિયાતની અન્ય કોઈ વસ્તુ મયસ્સર ન હોય તો પડદાની સાથે મહેનત મજૂરી માટે નીકળવું પણ બાકાત છે, અલબત્ત જરૂરિયાતના સમયમાં બહાર નીકળવાની શરત એ છે કે શણગાર સજાવીને ન નીકળે બલકે બુરખો અથવા ઝભ્ભો (મોટી ચાદર) લપેટીને નીકળે.

**ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.)નો બસરાનો સફર અને જંગે જમલની ઘટના ઉપર રાફજીઓના મ્હેણા ટોણા :**

ઉપર આ વાત સ્પષ્ટતા સાથે આવી ચૂકી છે કે પ્રસ્તુત આયતમાં وَقَـرْنَ فِـىْ بُيُوْتِكُنَّ નો ભાવાર્થ પોતે કુર્આની ઈશારાઓ બલકે ખુલાસાઓથી વળી નબીએ કરીમ ﷺના અમલથી અને આપ ﷺ પછી સહાબએ કિરામ (રદિ.)ના ઈજ્માઅ્થી એ સાબિત છે કે જરૂરતનો સમય તેનાથી બાકાત છે જેમાં હજ્જ અને ઉમરહ વગેરે જેવી જરૂરિયાતો સામેલ છે. હઝરત આયશા સિદ્દીકા (રદિ.) અને તેમની સાથે હઝરત ઉમ્મે સલમા (રદિ.) અને સફિય્યા (રદિ.); આ બધા હજ્જ માટે ગયાં હતાં ત્યાં હઝરત ઉસ્માન ગની (રદિ.)ની શહાદત અને બળવો ફાટી નીકળવાની ઘટના સાંભળી તો ખૂબ દિલગીર થયા અને મુસલમાનોના પરસ્પરના મતભેદોથી મુસલમાનોની વ્યવસ્થામાં ખલેલ અને ફિત્નાના ભયે પરેશાન કરી મૂક્યા હતા. આવી જ હાલતમાં હઝરત તલ્હા (રદિ.) અને હઝરત ઝુબૈર તથા નુઅ્માન બિન બશીર, કઅ્બ બિન ઉજ્રહ (રદિ.) અને અમુક બીજા સહાબએ કિરામ (રદિ.) મદીનાથી નાસીને મક્કએ મુઅજ્જમહ પહોંચ્યા, કારણ કે હઝરત ઉસ્માન ગની (રદિ.)ના હત્યારાઓ તેમને પણ કતલ કરવા ઈચ્છતા હતા. આ લોકો બળવાખોરોની સાથે સામેલ થયા ન હતા બલકે

તેમને એવી પ્રવૃત્તિથી રોકતા હતા. હઝરત ઉસ્માન ગની (રદિ.)ની શહાદત પછી તેઓ તેમની પણ પાછળ પડયા હતા એટલા માટે તે લોકો જીવ બચાવીને મક્કએ મુઅજ્જમહ પહોંચી ગયા અને ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આયશા સિદીકા (રદિ.)ની સેવામાં હાજર થયા અને સલાહ માંગી. હઝરત આયશા સિદીકા (રદિ.)એ એવો મશ્વરો આપ્યો કે તમે લોકો ત્યાં સુધી મદીના તય્યિબહ ન જાઓ જ્યાં સુધી કે બળવાખોરો હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુની આસપાસ એકઠા થયેલ છે અને તેઓ તેમની પાસેથી કિસાસ (બદલો) લેવાથી વધારે ફિત્નાના કારણે રોકાયેલા રહ્યા છે તો તમે લોકો અમુક દિવસ એવા સ્થળે જઈને રહો જ્યાં પોતાને સુરક્ષિત સમજતા હોય જ્યાં સુધી કે અમીરુલ મુઅ્મિનીન વ્યવસ્થા ઉપર કાબૂ ન પામી લે અને તમે લોકો જે કંઈ કોશીશ કરી શકતા હોય તેને કરો કે આ લોકો અમીરુલ મુઅ્મિનીનની આસપાસથી વિખરાઈ જાય અને અમીરુલ મુઅ્મિનીન તેમનાથી કિસાસ અથવા બદલો લેવા માટે કાબૂ મેળવી લે.

આ લોકો તેના ઉપર રાજી થઈ ગયા અને બસરા ચાલ્યા જવાનો ઈરાદો કર્યો કારણ કે તે સમયે ત્યાં મુસલમાનોનું લશ્કર એકઠું હતું, તે લોકોએ ત્યાં જવાનો ઈરાદો કરી લીધો તો ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.)થી પણ દરખાસ્ત કરી કે હુકૂમતની વ્યવસ્થા બહાલ થતાં સુધી તમે પણ અમારી સાથે બસરામાં આવીને થોભ્ભો.

અને તે સમયે હઝરત ઉસ્માન ગની (રદિ.)ના હત્યારાઓ અને ફસાદખોરોની શક્તિ અને દબદબો તથા હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ (રદિ.)નું તેમના ઉપર શરઈ હદ લાગુ કરવાથી બેકાબૂ થવું પોતે "નહ્જુલ બલાગહ"ની રિવાયતથી સ્પષ્ટ છે, યાદ રહે કે "નહ્જુલ બલાગહ"ને શીઆ લોકો ભરોસાપાત્ર માને છે, નહ્જુલ બલાગહમાં છે કે હઝરત અમીર અલૈ. (હઝરત અલી રદિ.)થી તેમના અમુક સાથીદારો અને મિત્રોએ પોતે કહ્યું કે જો તમે તે લોકોને સજા આપી દો જેમણે હઝરત ઉસ્માન ગની (રદિ.) ઉપર હુમલો કર્યો તો સારું થશે, તેના ઉપર હઝરત અમીર અલૈ.એ ફરમાવ્યું કે મારા ભાઈ ! હું એ વાતથી બેખબર નથી જે તમે કહો છો પરંતુ એ કામ કેવી રીતે થાય જ્યારે કે મદીના ઉપર આ જ લોક છવાયેલા છે અને તમારા ગુલામ અને આસપાસના

અરબો પણ તેમની સાથે ભળી ગયા છે, આવી હાલતમાં તેમની શિક્ષાનો હુકમ બહાલ પાડું તો કઈ રીતે લાગુ પડશે ?

હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને એક બાજુ હઝરત અલી (રદિ.)ની મજબૂરીનો અંદાજો હતો, બીજી બાજુ એ પણ ખબર હતી કે હઝરત ઉસ્માન ગની (રદિ.)ની શહાદતથી મુસલમાનોના દિલો ઘાયલ છે અને તેમના હત્યારાઓથી બદલો લેવામાં જે મોડું અમીરુલ મુઅ્મિનીન હઝરત અલી (રદિ.)થી મજબૂરીના કારણે જોવામાં આવી રહ્યું હતું અને વિશેષ એ કે હઝરત ઉસ્માન (રદિ.)ના કાતિલો અમીરુલ મુઅ્મિનીન (રદિ.)ની મજલિસોમાં પણ સામેલ થતા હતા. જે લોકો હઝરત અમીરુલ મુઅ્મિનીન (રદિ.)ની મજબૂરીથી વાકેફ ન હતા તેમને આ મા'મલામાં એનાથી પણ ફરિયાદ પેદા થઈ રહી હતી, શક્ય હતું કે આ ફરિયાદ અને શિકાયત કોઈ બીજો ફિત્નો શરૂ થવાનું કારણ બની જાય એટલા માટે લોકોને સબ્ર કરવાની અને અમીરુલ મુઅ્મિનીન (રદિ.)ને બળ પુરું પાડી પ્રદેશની વ્યવસ્થાને વધારે મજબૂત કરવાની વિનંતી કરી અને પરસ્પરના શિકવા શિકાયતને દૂર કરવા માટે તથા પરસ્પર લોકોમાં સુલેહના ઈરાદાથી બસરાનો સફર અપનાવી લીધો જેમાં તેમના મહરમ ભાણેજ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.) વગેરે તેમની સાથે હતા, પોતાના આ સફરનો મકસદ પોતે ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.)એ હઝરત કેઅ્કાઅ્ (રદિ.) સામે વર્ણન કર્યો હતો જેમકે આગળ આવશે અને આવા સખત ફિત્નાઓના સમયે મુસલમાનોમાં પરસ્પર સુલેહનું કામ જે રીતે દીનની મહત્ત્વની સેવા હતી તે પણ દેખીતું છે એટલા માટે જો ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.)એ બસરાનો સફર પોતાના મહરમો સાથે અને પડદાની લોખંડી પાલખીમાં કર્યો તો તેને શીઆઓ અને રવાફિઝો તરફથી એક તોફાન બનાવીને રજુ કરવામાં આવે છે કે ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.)એ કુર્આનના હુકમોનો વિરોધ કર્યો તે કેટલી હદે યોગ્ય હોઈ શકે છે ?

આગળ મુનાફિકો અને ફસાદખોરોની શરારતે જે પરસ્પર ગૃહયુદ્ધનું સ્વરૂપ પેદા કરી દીધું હતું તેનો વિચાર ક્યારેય હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ના કલ્પના કે અનુમાનમાં પણ ન હતો, આ આયતની તફસીર માટે આટલું પૂરતું છે. આગળ જંગે જમલની ઘટનાની વિગતોનો આ મોકો નથી પરંતુ ટૂંકમાં વાસ્તવિકતા સ્પષ્ટ કરવા માટે અમુક લીટીઓ લખવામાં આવે છે.

પરસ્પર ફિત્નાઓ અને ઝઘડાઓના સમયે જે સ્વરૂપો દુનિયામાં ઉપસ્થિત થતા હોય છે તેનાથી કોઈ સમજદાર અને અનુભવી અજાણ નથી હોઈ શકતો ! અહીંયાં પણ પરિસ્થિતિ એ બની કે મદીનાથી આવનાર સહાબએ કિરામ (રદિ.)ની તહેનાતમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ના બસરાની મુસાફરીને મુનાફિકો અને ફસાદખોરોએ હઝરત અમીરુલ મુઅ્મિનીન અલી (રદિ.)ની સામે સ્વરૂપ બગાડીને એ રીતે રજુ કર્યું કે આ બધા એટલા માટે બસરા જઈ રહ્યા છે કે ત્યાંથી લશ્કર સાથે થઈને તમારો મુકાબલો કરે, જો તમે હાલના અમીર છો તો તમારી ફરજ છે કે આ ફિત્નાને આગળ વધતા પહેલાં જ ત્યાં જઈને રોકે. હઝરત હસન અને હઝરત હુસૈન તથા અબ્દુલ્લાહ ઈબ્ને જા'ફર અને અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) જેવા સહાબએ કિરામ (રદિ.)એ આ અભિપ્રાયનો વિરોધ પણ કર્યો અને એ સલાહ આપી કે તમે તેમના મુકાબલામાં લશ્કરી પગલાં ત્યાં સુધી ન ભરો જ્યાં સુધી સાચી પરિસ્થિતિની જાણ ન થઈ જાય પરંતુ બહુમતી બીજી તરફનો અભિપ્રાય આપનારાઓની હતી, હઝરત અલી (રદિ.) પણ તે તરફ જ ઢળીને લશ્કર સાથે નીકળી આવ્યા અને આ ફિત્નો ઊભો કરનાર શરારતખોરો અને તે બળવાખોરો પણ આપ (રદિ.)ની સાથે નીકળ્યા.

જ્યારે આ લોકો બસરાની નજીક પહોંચ્યા તો હઝરત કેઅ્કાઅ્ (રદિ.)ને ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.) પાસે પરિસ્થિતિ પૂછવા માટે મોકલ્યા, તેમણે અરજ કરી કે હે ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.) ! તમારું અહીંયાં આવવાનું કારણ શું છે ? તો હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ ફરમાવ્યું, اَیْ بُنَـیَّ، اَلْاِصْلَاحُ بَیْـنَ النَّـاسِ એટલે કે, મારા વહાલા દિકરા ! હું લોકો વચ્ચે સુલેહના ઈરાદાથી અહીંયાં આવી છું પછી હઝરત તલ્હા (રદિ.) અને હઝરત ઝુબૈર (રદિ.)ને પણ હઝરત કેઅ્કાઅ્ (રદિ.)ની મજલિસમાં બોલાવી લેવામાં આવ્યા, હઝરત કેઅ્કાઅ્ (રદિ.)એ તેમને પૂછ્યું, તમે શું ઈચ્છો છો ? તેમણે વિનંતી કરી કે હઝરત ઉસ્માન (રદિ.)ના હત્યારાઓ ઉપર શરઈ હદ (સજા) લાગુ પાડવા સિવાય અમે કંઈ જ ઈચ્છતા નથી. હઝરત કેઅ્કાઅ્ (રદિ.)એ સમજાવ્યું કે આ કામ તો તે સમય સુધી થઈ શકે એમ નથી કે જ્યાં સુધી મુસલમાનોનો સમૂહ વ્યવસ્થિત અને સ્થાયી ન થઈ જાય એટલા માટે તમારા ઉપર એ જરૂરી છે કે આ સમયના તકાદાના સ્વરૂપને અપનાવો.

આ વડીલોએ તેનો સ્વીકાર કરી લીધો, હઝરત કેઅ્કાઅ્ (રદિ.)એ જઈને હઝરત અમીરુલ મુઅ્મિનીન અલી (રદિ.)ને તેની ખબર આપી દીધી તેઓ પણ ખૂબ ખુશ થયા અને સંતોષિત થઈ ગયા અને બધા લોકોએ પાછા વળવાનો ઈરાદો કરી લીધો અને ત્રણ દિવસ આ મેદાનમાં એ જ પરિસ્થિતિ ઉપર થોભેલા રહ્યા કે કોઈને તેમાં શંકા ન હતી કે હવે બંને પક્ષોમાં સુલેહનું એ'લાન થઈ જશે અને ચોથા દિવસે સવારે આ એ'લાન થવાનું જ હતું અને અમીરુલ મુઅ્મિનીન હઝરત અલી (રદિ.)ની મુલાકાત હઝરત તલ્હા (રદિ.) અને હઝરત ઝુબૈર (રદિ.) સાથે થવાની હતી જેમાં આ હઝરત ઉસ્માન ગની (રદિ.)ના હત્યારાઓ સામેલ ન હતા, આ બાબત તે લોકોને ખૂબ અઘરી લાગી અને તેમણે એવી યોજના બનાવી કે તમે પ્રથમ હઝરત આયશા (રદિ.)ના પક્ષમાં પહોંચીને ખૂનામરકી શરૂ કરી દો જેથી તે અને તેમના સાથીઓ એવું સમજે કે હઝરત અલી (રદિ.) તરફથી કરાર ભંગ થયો છે અને આ લોકો એવી ગેરસમજનો શિકાર બની હઝરત અલી (રદિ.)ના લશ્કર ઉપર તૂટી પડે અને તેઓનું આ શયતાની ષડયંત્ર ચાલી પડ્યું અને હઝરત અલી કર્રમલ્લાહુ (રદિ.)ના લશ્કરમાં સામેલ ફસાદખોરો તરફથી હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની જમાઅત ઉપર હુમલો થઈ ગયો તો તેઓ એવું સમજવા માટે લાચાર હતા કે આ આક્રમણ અમીરુલ મુઅ્મિનીન હઝરત અલી (રદિ.)ના લશ્કર તરફથી થયું છે અને તેની જવાબી કાર્યવાહી શરૂ થઈ ગઈ. હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ જ્યારે આ પરિસ્થિતિ જોઈ તો યુદ્ધ સિવાય કોઈ છૂટકો ન રહ્યો અને જે દુર્ઘટના પરસ્પર ખૂનામરકીની બનવાની હતી બની ગઈ, ઈન્નાલિલ્લાહિ વઈન્ના ઈલયહિરાજીઊન. આ ઘટના ઠીક એવી જ રીતે તબરી અને બીજા સાચા પ્રમાણભૂત ઈતિહાસકારોએ હઝરત હસન, હઝરત અબ્દુલ્લાહ બિન જા'ફર અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) વગેરેથી નકલ કરી છે. *(રૂહુલ મઆની)*

મતલબ કે ફસાદખોરો અને અપરાધીઓની શરારત તથા ફિત્ના ફસાદના પરિણામે તે બંને પવિત્ર સમૂહોમાં અનિચ્છાએ લડાઈની ઘટના બની ગઈ અને જ્યારે ફિત્નો દૂર થઈ ગયો તો બંને પક્ષોના વડીલો સખત દિલગીર થયા, હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને આ ઘટના યાદ આવતી તો એટલા રડતાં હતાં કે તેમની ઓઢણી આંસુઓથી ભીંજાઈ જતી હતી, એ જ પ્રમાણે અમીરુલ મુઅ્મિનીન

હઝરત અલી (રદિ.)ને પણ આ ઘટનાનો સખત આઘાત લાગ્યો હતો, ફિત્નો દૂર થયા પછી માર્યા ગયેલાઓની લાશો જોવા માટે ગયા તો પોતાની જાંઘો ઉપર હાથ મારી મારીને ફરમાતા હતા કે કાશ ! હું આ ઘટનાથી પહેલાં મૃત્યુ પામીને نَسِيًا مَّنْسِيًّا ગયો હોત !

અમુક રિવાયતોમાં છે કે ઉમ્મુલ મુઅ્મિનીન આયશા સિદ્દીકા (રદિ.) જ્યારે કુર્આનમાં આ આયત પઢતાં તો રડવા લાગતાં وَقَرْنَ فِىْ بُيُوْتِكُنَّ એટલે સુધી કે તેમની ઓંઢણી આંસુઓથી ભીંજાઈ જતી.

પ્રસ્તુત આયત પઢવાથી રડવું એટલા માટે ન હતું કે, قَرَارُ فِى الْبُيُوْت (કરાર ફિલ બુયૂત) ઘરોમાં થોભવાના હુકમનો વિરોધ તેમના નજીક ગુનોહ હતો અથવા મુસાફરી પ્રતિબંધિત હતી, બલકે ઘરેથી નીકળવા ઉપર જે અનિચ્છનીય અને સખત દુર્ઘટનાઓ બની તેના ઉપર સ્વાભાવિક રંજ અને ગમનું કારણ હતું.

*(આ બધી રિવાયતો અને સમગ્ર વિષય તફસીરે રૂહુલ મઆનીમાંથી લેવામાં આવ્યો છે)*

**અજ્વાઝે મુતહ્હરાત (રદિ.)ને કુર્આનનું ત્રીજું, ચોથું અને પાંચમું માર્ગદર્શન :**

وَاَقِمْنَ الصَّلٰوةَ وَاٰتِيْنَ الزَّكٰوةَ وَاَطِعْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ એટલે કે, નમાઝ કાયમ કરો અને ઝકાત અદા કરો અને અલ્લાહ તઆલા તથા તેના રસૂલ ﷺનું આજ્ઞાપાલન કરો. આ માર્ગદર્શનો વિગતપૂર્વક અગાઉ આવી ચૂક્યા છે, એટલે કે પારકા પુરુષો સાથે વાતચીતમાં નરમી અને નઝાકતથી બચવું તથા ઘરોએથી જરૂરત વિના ન નીકળવું; ત્રણ સૂચનાઓ તેમાં આવી ગઈ. આ કુલ પાંચ સૂચનાઓ છે જે સ્ત્રીઓ માટે દીનની બુનિયાદી બાબતોમાંથી છે.

**આ પાંચેય માર્ગદર્શનો (હિદાયતો) બધા મુસલમાનો માટે સામાન્ય છે :**

પ્રસ્તુત માર્ગદર્શનોમાં અંતિમ બાબતમાં તો કોઈને શંકા નથી હોઈ શકતી કે તે અજ્વાઝે મુતહ્હરાત (રદિ.)ની સાથે ખાસ હોય; નમાઝ, ઝકાત અને અલ્લાહ તથા રસૂલે કરીમ ﷺના આજ્ઞાપાલનથી કયો મુસલમાન બાકાત હોઈ શકે છે ? બાકી પ્રથમ બે હિદાયતો જે સ્ત્રીઓના પડદા વિશે છે થોડો વિચાર કરવાથી પણ સ્પષ્ટ થઈ જાય છે કે તે પણ અજ્વાઝે મુતહ્હરાત (રદિ.)ની સાથે ખાસ નથી બલકે બધી મુસલમાન સ્ત્રીઓ માટે ખાસ છે. રહી એ બાબત કે આ

હિદાયતોના વર્ણન પહેલાં કુર્આને ફરમાવ્યું છે, لَسْتُنَّ كَاَحَدٍ مِّنَ النِّسَآءِ اِنِ اتَّقَيْتُنَّ એટલે કે, અઝ્વાઝે મુતહ્હરાત (રદિ.) સામાન્ય સ્ત્રીઓ જેવી નથી જો તેઓ અલ્લાહનો ડર અપનાવે, તેનાથી દેખીતી રીતે તેમના વિશિષ્ટ હોવાની જાણ થાય છે તો તેનો સ્પષ્ટ જવાબ એ છે કે આ વિશિષ્ટતા શરીઅતના હુકમોમાં નથી, બલકે અમલની કાળજી રાખવામાં છે, એટલે કે અઝ્વાઝે મુતહ્હરાત (રદિ.) સામાન્ય સ્ત્રીઓ જેવી નથી બલકે તેમની શા'ન સૌથી ઉચ્ચ અને શ્રેષ્ઠ છે એટલા માટે જે હુકમો બધી મુસલમાન સ્ત્રીઓ ઉપર ફરજ છે તેની કાળજી તેમણે સૌથી વધારે કરવી જોઈએ. વલ્લાહુ અઅ્લમુ.

اِنَّمَا يُرِيْدُ اللّٰهُ لِيُذْهِبَ عَنْكُمُ الرِّجْسَ اَهْلَ الْبَيْتِ وَيُطَهِّرَكُمْ تَطْهِيْرًا પાછલી આયતોમાં જે માર્ગદર્શનો અઝ્વાઝે મુતહ્હરાત (રદિ.)ને સંબોધીને આપવામાં આવ્યા છે તે જો કે તેમની વ્યક્તિગત વિશેષતા ન હતી બલકે સમગ્ર ઉમ્મત ઉપર આ હુકમો લાગુ પડે છે પરંતુ અઝ્વાઝે મુતહ્હરાત (રદિ.)ને ખાસ સંબોધન એટલા માટે કરવામાં આવ્યું છે કે તેઓ પોતાની શા'ન અને નુબુવ્વતના ઘરના કારણે આ અમલોની વધારે કાળજી રાખે. આ આયતમાં આ વિશિષ્ટ સંબોધનની હિકમત એ જ છે કે અમલોની સુધારણાની ખાસ હિદાયતથી અલ્લાહ તઆલા સમીપ ઈચ્છનીય એ છે કે રસૂલે કરીમ ﷺના ઘરવાળાઓને رِجْس (રિજ્સ) ગંદકીથી પાક કરે.

શબ્દ رِجْس (રિજ્સ) કુર્આન શરીફમાં અનેક અર્થો માટે ઉપયોગ થયો છે, એક સ્થળે "રિજ્સ" મૂર્તિઓના અર્થમાં આવ્યો છે وَاجْتَنِبُوا الرِّجْسَ مِنَ الْاَوْثَانِ અને ક્યારેક "રિજ્સ" શબ્દ કોઈપણ ગુનાહ માટેના અર્થમાં છે, ક્યારેક અઝાબના અર્થમાં છે તો ક્યારેક નાપાકી અને ગંદકીના અર્થમાં ઉપયોગ થયો છે જેનો ખુલાસો એ છે કે દરેક તે વસ્તુ જે શરઈ રીતે અથવા સ્વાભાવિક રીતે સૂગપાત્ર સમજવામાં આવે છે તે "રિજ્સ" છે. આ આયતમાં આ જ જાહેર અર્થ ભાવાર્થ સ્વરૂપે છે. *(બહરે મુહીત)*

**આયતમાં "અહલે બય્ત"થી શું ભાવાર્થ છે ? :**

ઉપરની આયતોમાં નબીએ કરીમ ﷺની પત્નીઓને સંબોધન હતું એટલા માટે તેને સ્ત્રીવાચક સર્વનામથી સંબોધન કરવામાં આવ્યું, અહીંયાં અહલે

બયૂતમાં અઝ્વાઝે મુતહ્હરાત (રદિ.)ની સાથે તેમની અવલાદ અને પિતા પણ સામેલ છે એટલા માટે તેને પુરુષવાચક સર્વનામ વડે કહેવામાં આવ્યું, عَنكُمْ، وَيُطَهِّرَكُمْ અને અમુક તફસીરના ઈમામોએ "અહલે બયૂત"નો ભાવાર્થ માત્ર અઝ્વાઝે મુતહ્હરાત (રદિ.) ઠરાવ્યો છે. હઝરત ઈકરીમા અને હઝરત મકાતિબ (રદિ.)એ એવું જ કહ્યું છે તથા સઈદ બિન ઝુબૈર (રદિ.) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પણ આ જ રિવાયત વર્ણન થઈ છે કે તેમણે આયતમાં અહલે બયૂતનો ભાવાર્થ અઝ્વાઝે મુતહ્હરાત (રદિ.)નો ઠરાવ્યો અને દલીલમાં આ રિવાયત રજુ કરી. وَاذْكُرْنَ مَا يُتْلٰى فِيْ بُيُوْتِكُنَّ *(રવાહુ અબી હાતિમ વ ઈબ્ને જરીર)*

પાછલી આયતોમાં نِسَاءُ النَّبِيِّ (નિસાઉન્નબી ﷺ) "નબી ﷺની સ્ત્રીઓ"થી સંબોધન પણ તેનો ઈશારો છે, હઝરત ઈકરીમા તો બજારમાં એ'લાન કરાવતા હતા કે આ આયતમાં અહલે બયૂતથી ભાવાર્થ અઝ્વાઝે મુતહ્હરાત (રદિ.) છે, કારણ કે આ આયત તેમની જ શા'નમાં નાઝિલ થઈ છે અને ફરમાવતા હતા કે હું તેના ઉપર "મુબાહિલો" કરવા માટે તૈયાર છું.

પરંતુ હદીષની અનેક રિવાયતોમાં જેને ઈબ્ને કષીર (રહ.)એ આ સ્થળે નકલ કરી છે એ બાબત ઉપર સાક્ષી છે કે અહલે બયૂતમાં હઝરત ફાતિમા (રદિ.), હઝરત અલી (રદિ.), હઝરત હસન (રદિ.) અને હઝરત હુસૈન (રદિ.) પણ સામેલ છે, જેમકે સહીહ મુસ્લિમની હદીષ હઝરત આયશા (રદિ.)ની હદીષથી છે કે એક વખતે રસૂલે કરીમ ﷺ ઘરની બહાર આવ્યા અને તે વખતે આપ ﷺએ એક કાળી રૂમી ચાદર ઓઢેલી હતી, હઝરત હસન ઈબ્ને અલી (રદિ.) આવી ગયા તો તેમને ચાદરમાં લઈ લીધા પછી હઝરત હુસૈન (રદિ.) આવી ગયા તો તેમને પણ તે જ ચાદરમાં દાખલ કરી લીધા, ત્યારબાદ હઝરત ફાતિમા (રદિ.), પછી હઝરત અલી મુર્તુઝા (રદિ.) આવી ગયા, તેમને પણ ચાદરમાં દાખલ કરી લીધા, પછી આ આયત તિલાવત કરી,

اِنَّمَا يُرِيْدُ اللّٰهُ لِيُذْهِبَ عَنْكُمُ الرِّجْسَ اَهْلَ الْبَيْتِ وَيُطَهِّرَكُمْ تَطْهِيْرًا

અને અમુક રિવાયતોમાં એ પણ છે કે આ આયત પઢ્યા પછી ફરમાવ્યું

اَللّٰهُمَّ هٰٓؤُلَآءِ اَهْلُ بَيْتِيْ *(રવાહુ ઈબ્ને જરીર)*

ઈબ્ને કષીર (રહ.)એ આ વિષયની અનેક ભરોસાપાત્ર હદીષો નકલ કર્યા પછી ફરમાવ્યું કે વાસ્તવમાં આ બંને નિવેદનોમાં જે તફસીરના ઈમામોથી નકલ થયા છે કોઈ વિરોધાભાસ નથી, જે લોકોએ એવું કહ્યું છે કે આ આયત અઝ્વાઝે મુતહ્હરાત (રદિ.)ની શા'નમાં નાઝિલ થઈ અને અહલે બયતથી તે જ લોકો ભાવાર્થ સ્વરૂપે છે તો આ તેનો નકાર કરતું નથી કે બીજા લોકો પણ અહલે બયતમાં સામેલ હોય, એટલા માટે સાચું એ જ છે કે શબ્દ "અહલે બયત"માં અઝ્વાઝે મુતહ્હરાત (રદિ.) પણ સામેલ છે કારણ કે આ આયતનો શા'ને નુઝૂલ તે જ છે અને શા'ને નુઝૂલનું સમર્થન આયતમાં સામેલ હોવું કોઈ શંકા ઉપર આધારિત નથી અને હઝરત ફાતિમા, અલી, હસન અને હુસૈન (રદિ.) પણ ઈરશાદે નબવી ﷺ પ્રમાણે અહલે બયતમાં સામેલ છે અને આ આયતથી પહેલાં અને પાછળ બંને સ્થળે نِسَاءُ النَّبِيِّ (નિસાઊન્નબી)ની પત્નીઓના વિષયથી સંબોધન અને તેમના માટે સ્ત્રીવાચક સર્વનામનો ઉપયોગ કરવામાં આવ્યો છે, પાછલી આયતોમાં فَلَا تَخْضَعْنَ بِالْقَوْلِ થી અંત સુધી બધા જ સર્વનામો સ્ત્રીવાચક ઉપયોગ થયો છે અને આગળ ફરી وَاذْكُرْنَ مَا يُتْلٰى માં સ્ત્રીવાચક સર્વનામથી સંબોધન થયું છે. આ વચ્ચેની આયતની શૈલી અને લઢણને કાપીને પુરુષવાચક સર્વનામ عَنْكُمْ (અન્કુમ) અને يُطَهِّرَكُمْ (યુતહ્હિરુકુમ) કહેવું પણ એ બાબતની મજબૂત ગવાહી છે કે તેમાં માત્ર પત્નીઓ જ સામેલ નથી, અમુક પુરુષો પણ છે.

પ્રસ્તુત આયતમાં જે એ ફરમાવ્યું છે કે لِيُذْهِبَ عَنْكُمُ الرِّجْسَ اَهْلَ الْبَيْتِ وَيُطَهِّرَكُمْ تَطْهِيرًا દેખીતું છે કે તેનો ભાવાર્થ એ છે કે આ હિદાયતો દ્વારા શયતાનના કાબૂથી તથા ગુનાહો અને દરેક સુગપાત્ર કામોથી અલ્લાહ તઆલા અહલે બયતને સુરક્ષિત રાખશે અને પાક કરી આપશે, ખુલાસો એ છે કે تَطْهِيرِ تَشْرِيعِي ભાવાર્થ છે. تَكْوِينِي تَطْهِير જે અંબિયા (અલૈ.)ની ખાસિયત છે તે ભાવાર્થ સ્વરૂપે નથી, તેનાથી એ જરૂરી નથી બનતું કે આ બધા માસૂમ હોય અને તેમનાથી અંબિયા (અલૈ.)ની જેમ કોઈ ગુનોહ થવો શક્ય ન હોય. تَكْوِينِي تَطْهِير ની જે ખાસિયત છે તે શીઆઓએ આ આયતમાં જમહૂર ઉમ્મતનો વિરોધ કરીને પ્રથમ તો ફક્ત અહલે બયતને અને પછી માત્ર રસૂલે કરીમ ﷺની અવલાદ અને عَصَبَاتِ رَسُوْل માટે વિશિષ્ટ હોવાનો અને અઝ્વાઝે મુતહ્હરાત (રદિ.)

તેમાંથી બાકાત હોવાનો દા'વો કર્યો તો પ્રસ્તુત બીજી આયતમાં تَطۡهِيۡر (તત્હીર) "પવિત્ર કરવું"થી ભાવાર્થ તેમની عِصۡمَتۡ (ઈસ્મત) "નિર્દોષ" ઠરાવીને અહલે બય્તને અંબિયા (અલૈ.)ની જેમ માસૂમ ઠરાવ્યા. તેનો જવાબ અને આ મસ્અલાની વિગતવારની ચર્ચા મુજ નાચીઝે અહકામુલ કુર્આન સૂરએ અહઝાબમાં લખી છે તેમાં عِصۡمَتۡ (ઈસ્મત)ની વ્યાખ્યા અને તેનું અંબિયા (અલૈ.) અને ફરિશ્તાઓ સાથે વિશિષ્ટ હોવું અને તેમના સિવાય કોઈનું માસૂમ ન હોવું શરઈ દલીલોથી સ્પષ્ટ કર્યું છે, ઈલ્મવાળા તેને ત્યાં જોઈ શકે છે, સામાન્ય જનતા માટે તેની જરૂરત નથી.

وَاذۡكُرۡنَ مَا يُتۡلٰى فِىۡ بُيُوۡتِكُنَّ مِنۡ اٰيٰتِ اللّٰهِ وَالۡحِكۡمَةِ માં શબ્દ آيَاتِ اللّٰهُ (આયાતિલ્લાહ)થી ભાવાર્થ "કુર્આન" અને حِكۡمَتۡ (હિકમત)થી ભાવાર્થ "રસૂલે કરીમ ﷺનું શિક્ષણ અને રસૂલે કરીમ ﷺની સુન્નત" છે, જેમકે બધા જ મુફસ્સિરોએ હિકમતની તફસીર આ સ્થળે "સુન્નત"થી કરી છે અને શબ્દ اُذۡكُرۡنَ (ઉઝ્કુર્ન)માં બે ભાવાર્થો હોઈ શકે છે, એક એ કે તે વસ્તુઓને પોતે યાદ રાખવી જેનું પરિણામ તેના ઉપર અમલ કરવું છે, બીજું એ કે જે કંઈ કુર્આન તેમના ઘરોમાં તેમની સામે નાઝિલ થયું અથવા જે તા'લીમ રસૂલે કરીમ ﷺએ તેમને આપી તેનું વર્ણન ઉમ્મતના અન્ય લોકોને કરે અને તેમને પહોંચાડે.

**ખુલાસો :**

ઈબ્ને અરબી (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું કે આ આયતથી એ સાબિત થાય છે કે જે વ્યક્તિ રસૂલે કરીમ ﷺથી કોઈ કુર્આનની આયત અથવા હદીષ સાંભળે તેના માટે જરૂરી છે કે તે ઉમ્મતને પહોંચાડે, એટલે સુધી કે અઝ્વાઝે મુતહ્હરાત (રદિ.) ઉપર પણ એ જ જરૂરી કરવામાં આવ્યું છે કે જે કુર્આનની આયતો તેમના ઘરોમાં નાઝિલ થાય અથવા જે તા'લીમ રસૂલે કરીમ ﷺ તરફથી તેમને પ્રાપ્ત થાય તેનું વર્ણન ઉમ્મતના અન્ય લોકોને કરે અને આ અલ્લાહની અમાનત તેમને પહોંચાડે.

**કુર્આનની જેમ હદીષની સુરક્ષા :**

એ જ પ્રમાણે શબ્દ حِكۡمَتۡ (હિકમત) કહીને રસૂલે કરીમ ﷺની હદીષોના પ્રચાર અને તા'લીમ પણ જરૂરી કરવામાં આવી છે એટલા માટે

સહાબએ કિરામ (રદિ.)એ આ હુકમની બજવણી દરેક હાલતમાં કરી છે, સહીહ બુખારીમાં હઝરત મઆઝ (રદિ.)ની આ ઘટના કે તેમણે રસૂલે કરીમ ﷺથી એક હદીષ સાંભળી પરંતુ તેને જાહેર જનતા સામે વર્ણન ન કરી કે ભય હતો કે લોકો તેને તેના દરજ્જામાં ન રાખે અને કોઈ ગેરસમજમાં સંડોવાઈ જાય પરંતુ જયારે તેમની વફાતનો સમય આવ્યો તો લોકોને એકઠા કરીને આ હદીષ સંભળાવી દીધી અને ફરમાવ્યું કે મેં અત્યાર સુધી દીની મસ્લિહતથી તેનું વર્ણન કર્યું ન હતું પરંતુ હવે મોતનો સમય નજીક છે એટલા માટે ઉમ્મતની આ અમાનત તેમને પહોંચાડવી જરૂરી સમજું છું, સહીહ બુખારીમાં તેમના શબ્દો આ પ્રમાણે છે. فَاَخْبَرَ بِهٖ مُعَاذٌ عِنْدَ مَوْتِهٖ تَأَثُّمًا એટલે કે, હઝરત મઆઝ (રદિ.)એ આ હદીષ લોકોને વફાતના સમયે એટલા માટે સંભળાવી દીધી કે તેઓ ગુનેહગાર ન થાય કે રસૂલે કરીમ ﷺની હદીષ ઉમ્મતને પહોંચાડી નહીં.

આ ઘટના પણ એ જ બાબતની ગવાહી છે કે આ કુર્આનના હુકમની બજવણી બધા જ સહાબએ કિરામ (રદિ.) વાજિબ અને જરૂરી સમજતા હતા તથા સહાબએ કિરામ (રદિ.)એ હદીષને કાળજીપૂર્વક લોકો સુધી પહોંચાડવાની કાળજી લીધી હતી માટે હદીષની સુરક્ષા પણ એક દરજ્જામાં કુર્આનની સુરક્ષાની લગભગ નજીક નજીક જ થઈ ગયું. આ મા'મલામાં શંકાઓ કરવી વાસ્તવમાં કુર્આનમાં શંકાઓ કરવા સમાન છે. વલ્લાહુ અઅ્‌લમુ.

---

## આયત : (સૂરએ અહઝાબ : આયત નં. ૩૫)

| |
|---|
| اِنَّ الْمُسْلِمِيْنَ وَالْمُسْلِمٰتِ وَالْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ وَالْقٰنِتِيْنَ وَالْقٰنِتٰتِ |
| وَالصّٰدِقِيْنَ وَالصّٰدِقٰتِ وَالصّٰبِرِيْنَ وَالصّٰبِرٰتِ وَالْخٰشِعِيْنَ وَالْخٰشِعٰتِ |
| وَالْمُتَصَدِّقِيْنَ وَالْمُتَصَدِّقٰتِ وَالصَّآئِمِيْنَ وَالصّٰٓئِمٰتِ وَالْحٰفِظِيْنَ فُرُوْجَهُمْ وَالْحٰفِظٰتِ |
| وَالذّٰكِرِيْنَ اللّٰهَ كَثِيْرًا وَّالذّٰكِرٰتِ ۙ اَعَدَّ اللّٰهُ لَهُمْ مَّغْفِرَةً وَّاَجْرًا عَظِيْمًا ﴿٣٥﴾ |

**તરજુમો :**

*બેશક ! મુસલમાન પુરુષો અને મુસલમાન સ્ત્રીઓ તથા ઈમાનવાળા પુરુષો*

*અને ઈમાનવાળી સ્ત્રીઓ અને બંદગી કરનારા પુરુષો અને બંદગી કરનારી સ્ત્રીઓ અને સાચા પુરુષો અને સાચી સ્ત્રીઓ અને સબ્ર કરનાર (મહેનત વેઠનાર) પુરુષો અને સબ્ર કરનારી સ્ત્રીઓ અને વિનમ્ર રહેનાર પુરુષો અને વિનમ્ર રહેનાર સ્ત્રીઓ અને ખયરાત કરનાર પુરુષો અને ખયરાત કરનારી સ્ત્રીઓ અને રોઝા રાખનાર પુરુષો અને રોઝા રાખનારી સ્ત્રીઓ અને પોતાના ગુપ્તાંગોની હિફાઝત કરનાર પુરુષો અને હિફાઝત કરનારી સ્ત્રીઓ અને અલ્લાહને ખૂબ યાદ કરનાર પુરુષો અને યાદ કરનારી સ્ત્રીઓ, અલ્લાહે તેમના માટે મા'ફી અને મોટો સવાબ રાખ્યો છે. (૩૫)*

## તફસીર :

બેશક ! ઈસ્લામનું કામ કરનાર પુરુષો અને ઈસ્લામનું કામ કરનારી સ્ત્રીઓ અને ઈમાન લાવનાર પુરુષો અને ઈમાન લાવનાર સ્ત્રીઓ (મુસ્લિમીન અને મુસ્લિમાતની આ તફસીરમાં "ઈસ્લામ"થી ભાવાર્થ અમલો એટલે કે રોઝા, ઝકાત, હજ્જ વગેરે છે અને મો'મિનીન અને મો'મિનાતમાં ઈમાનનો ભાવાર્થ અકીદાઓ છે, જેમકે સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત જિબ્રઈલ અલૈ.ના પૂછવાથી રસૂલે કરીમ ﷺએ ઈસ્લામ અને ઈમાન વિશે પણ આ જ જવાબ દેવાનું વર્ણન થયેલ છે) અને આજ્ઞાપાલક પુરુષો અને આજ્ઞાપાલક સ્ત્રીઓ અને સાચા પુરુષો અને સાચી સ્ત્રીઓ (આ સાચા હોવામાં પોતાના નિવેદનોમાં સાચા હોવું પણ સામેલ છે અને અમલમાં સાચા હોવું પણ અને ઈમાન તથા નિય્યતમાં સચ્ચાઈ હોવી પણ, એટલે કે ન તો ક્યારેય તેમની વાતચીતમાં કોઈ જૂઠ છે, ન જ અમલમાં કાયરતા અને સુસ્તી, ન જ ખોટો દેખાડો કે નિફાક દોગલાપણુ છે) અને સબ્ર કરનાર પુરુષો અને સબ્ર કરનારી સ્ત્રીઓ (તેમાં સબ્રના બધા પ્રકારો આવી ગયા, એટલે કે આજ્ઞાપાલન અને ઈબાદત ઉપર મક્કમ રહેવું તથા ગુનાહોથી પોતાના નફ્સને રોકવો અને કષ્ટો તથા મુસીબતો ઉપર સબ્ર કરવી) અને ખુશૂઅ્ કરનાર પુરુષો અને ખુશૂઅ્ કરનાર સ્ત્રીઓ (શબ્દ "ખુશૂઅ્"માં નમાઝ અને ઈબાદતનો ખુશૂઅ્ પણ સામેલ છે કે દિલથી ઈબાદત તરફ કેન્દ્રિત થાય અને પોતાના અવયવો અને શરીરને પણ તેના યોગ્ય રાખે અને તેમાં જાહેર વિનમ્રતા પણ સામેલ છે જે અભિમાનના મુકાબલામાં છે, એટલે કે આ લોકો તકબ્બુર અથવા પોતાની બડાઈ હાંકવાથી પણ પાક છે અને નમાઝ વગેરે ઈબાદતોમાં પણ

ખુશૂઅ્ અને ખુજૂઅ્ – વિનમ્રતા અને એકાગ્રતા તેમની મૂડી છે) અને ખયરાત કરનાર પુરુષો અને ખયરાત કરનારી સ્ત્રીઓ (તેમાં ઝકાત અને નફલ સદકાઓ બધું સામેલ છે) અને રોઝા રાખનાર પુરુષો અને રોઝા રાખનારી સ્ત્રીઓ અને અલ્લાહને વધારે પ્રમાણમાં યાદ કરનાર પુરુષો અને વધારે પ્રમાણમાં યાદ કરનારી સ્ત્રીઓ (એટલે કે જે ફરજ ઝિક્ર ઉપરાંત નફલ ઝિક્ર પણ અદા કરે છે) તેમના બધાના માટે અલ્લાહ તઆલાએ મગફિરત (મા'ફી) અને મહાન સવાબ તૈયાર કરી રાખ્યો છે.

## મસ્અલા અને બોધપાઠ :

### કુર્આનમાં સામાન્ય રીતે સંબોધન પુરુષોને થાય છે અને સ્ત્રીઓ આ સંબોધનમાં સામેલ ગણવામાં આવે છે તેની એક હિકમત :

કુર્આને કરીમના સામાન્ય હુકમોમાં જો કે પુરુષ અને સ્ત્રી બંને જ સામેલ છે પરંતુ સામાન્ય રીતે સંબોધન પુરુષોને કરવામાં આવ્યું છે, સ્ત્રીઓઓને તેમાં સામેલ સમજવામાં આવે છે. દરેક સ્થળે يَـاَيُّهَـاالَّـذِيْنَ آمَنُوْا (યા અય્યુહલ્લઝીન આમનુ) શબ્દ ઉપયોગ કરીને સ્ત્રીઓને તેના સંદર્ભમાં સંબોધન કરવામાં આવ્યું છે, તેમાં ઈશારો છે કે સ્ત્રીઓના બધા મા'મલાઓ સતર છુપાવવા અથવા પડદાપોશી ઉપર આધારિત છે તેમાં તેમનું સન્માન અને ઈજ્જત છે, ખાસ કરીને સમગ્ર કુર્આનમાં વિચાર કરવામાં આવે તો જાણ થશે કે હઝરત મરયમ બિન્તે ઈમરાન (અલૈ.) સિવાય કોઈ સ્ત્રીનું નામ કુર્આનમાં લેવામાં નથી આવ્યું બલકે વર્ણન આવ્યું તો પુરુષોના સંદર્ભની સાથે اِمْـرَاَةِ فِرْعَوْن અને اِمْـرَاَةِنُوْحٌ અને اِمْـرَاَةِلُوْطٌ ના શબ્દોથી ઓળખાવવામાં આવ્યું છે. હઝરત મરયમ (અલૈ.)ની વિશિષ્ટતા કદાચ એ હોય કે હઝરત ઈસા (અલૈ.)નો સંબંધ કોઈ પિતા સાથે જોડી શકાતો ન હતો એટલા માટે માં તરફ સંબંધ જોડવાના સંદર્ભમાં પણ તેમનું નામ જાહેર કરવામાં આવ્યું. વલ્લાહુ અઅ્લમુ.

કુર્આને કરીમની આ શૈલી જો કે એક મોટી હિકમત અને મસ્લિહત ઉપર આધારિત હતી પરંતુ સ્ત્રીઓને એ બાબતનો વિચાર આવવો એક સ્વાભાવિક બાબત હતી એટલા માટે હદીષની કિતાબોમાં એવી અનેક રિવાયતો છે જેમાં સ્ત્રીઓએ રસૂલે કરીમ ﷺની સેવામાં આ અરજ કરી કે અમે જોઈ રહ્યા છીએ કે

અલ્લાહ તઆલા કુર્આનમાં દરેક ઠેકાણે પુરુષોનું જ વર્ણન કરે છે તેમને જ સંબોધન કરે છે તેનાથી જાણ થઈ કે અમો સ્ત્રીઓમાં કોઈ ભલાઈ જ નથી અને ડર છે કે અમારી ઈબાદત પણ કબૂલ ન થાય.

*(રવાહુલ બગવી અનલ અજ્વાઝુલ મુતહ્હરહ રદિ.)*

તિરમિઝીમાં હસન સનદથી હઝરત ઉમ્મે અમ્મારા અન્સારિય્યહ (રદિ.)થી અને અમુક રિવાયતોમાં હઝરત અસ્મા બિન્તે ઉમૈસ (રદિ.)થી આ જ પ્રમાણે અરજ રજુ કરવાનું નકલ થયેલ છે અને તે બધી રિવાયતોમાં પ્રસ્તુત આયતને સબબે નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) ઠરાવવામાં આવી છે.

પ્રસ્તુત આયતોમાં સ્ત્રીઓને હૈયાધરપત આપવામાં આવી છે અને તેમના અમલોની સ્વીકૃતિને વિશિષ્ટ રીતે વર્ણન કરવામાં આવ્યું છે જેમાં એ બતાવવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલાના ત્યાં સ્વીકૃતિ અને શ્રેષ્ઠતાનો આધાર નેક કર્મો અને અલ્લાહ તઆલાની આજ્ઞાનું પાલન છે તેમાં પુરુષો સ્ત્રીઓમાં કોઈ ભેદભાવ કે ફરક નથી.

**અલ્લાહ તઆલાનો ઝિક્ર વધારે પ્રમાણમાં કરવાનો હુકમ અને તેની હિકમત :**

ઈસ્લામના અરકાનો પાંચ ઈબાદતો છે; નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ અને જિહાદ પરંતુ સમગ્ર કુર્આનમાં તેમાંથી કોઈ ઈબાદતનું મોટા પ્રમાણમાં કરવાનો હુકમ નથી પરંતુ અલ્લાહના ઝિક્ર વિશે કુર્આને કરીમની અનેક આયતોમાં તેને વધારે કરવાનો ઈશારો છે, સૂરએ અન્ફાલ અને સૂરએ જુમ્અહમાં અને આ સૂરતમાં وَالذَّاكِرِيْنَ اللّٰهَ كَثِيْرًا وَالذّٰكِرَاتُ કહેવામાં આવ્યું છે.

તેની હિકમત કદાચ એ છે કે પ્રથમ તો અલ્લાહ તઆલાનો ઝિક્ર બધી ઈબાદતોની અસલ રૂહ છે જેમકે હઝરત મઆઝ ઈબ્ને અનસ (રદિ.)ની રિવાયતથી આવ્યું છે કે કોઈ વ્યક્તિએ રસૂલે કરીમ ﷺને સવાલ કર્યો કે મુજાહિદીનમાં સૌથી વધારે બદલો અને સવાબ કોનો છે ? તો આપ ﷺએ ફરમાવ્યું, જે સૌથી વધારે અલ્લાહનો ઝિક્ર કરે. પછી પૂછ્યું કે રોઝેદારોમાં કોનો સવાબ સૌથી વધારે છે ? ફરમાવ્યું, જે સૌથી વધારે અલ્લાહનો ઝિક્ર કરે. પછી એ જ પ્રમાણે નમાઝ, રોઝા, હજ્જ અને સદકહ વિશે પ્રશ્નો કર્યા, દરેક વખતે આપ

ﷺએ આ જ કહ્યું કે જે અલ્લાહનો ઝિક્ર વધારે કરે તે જ વધારે અજ્ર (સવાબ)નો હકદાર છે. *(રવાહુ અહમદ અજ઼ ઈબ્ને કષીર)*

બીજું એ કે ઝિક્ર બધી જ ઈબાદતોમાં સૌથી વધારે સહેલું છે, શરીઅતે પણ તેના માટે કોઈ શરત નથી રાખી; વુઝૂ, બેવુઝૂ, સૂતાં, બેઠાં બેઠાં, ચાલતા ફરતાં દરેક સમયે અલ્લાહનો ઝિક્ર કરી શકાય છે, તે ન તો મનુષ્ય પાસેથી કોઈ મહેનત લે છે અને ન જ કોઈ ફુરસદનો તકાદો છે અને તેમાં અસર અને લાભ એટલો મહાન છે કે અલ્લાહના ઝિક્ર દ્વારા દુનિયાના કામ પણ દીન અને ઈબાદત બની જાય છે, ખાતાં પહેલાં અને પછીની દુઆ, ઘરેથી નીકળવા અને પાછા આવવાની દુઆ, મુસાફરીમાં જવાની અને મુસાફરી દરમિયાન તથા વતન પરત ફરવાની દુઆઓ, કોઈ કારોબાર કરતાં પહેલાં અને પછી રસૂલે કરીમ ﷺની તા'લીમ કરેલ દુઆઓનો ખુલાસો જ એ છે કે મુસલમાન કોઈપણ સમયે અલ્લાહ તઆલાથી ગાફેલ થઈને કોઈ કામ ન કરે અને તેની નક્કી કરેલ દુઆઓ પોતાના કામોમાં પઢી લે તો તેના દુનિયાના કામો પણ દીન બની જાય છે.

## આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૩૬ થી ૩૯)

وَمَا كَانَ لِمُؤْمِنٍ وَّلَا مُؤْمِنَةٍ اِذَا قَضَى اللّٰهُ وَرَسُوْلُهٗۤ اَمْرًا اَنْ يَّكُوْنَ لَهُمُ
الْخِيَرَةُ مِنْ اَمْرِهِمْ ؕ وَمَنْ يَّعْصِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَقَدْ ضَلَّ ضَلٰلًا مُّبِيْنًا ؕ ﴿۳۶﴾
وَاِذْ تَقُوْلُ لِلَّذِيْۤ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِ وَاَنْعَمْتَ عَلَيْهِ اَمْسِكْ عَلَيْكَ زَوْجَكَ
وَاتَّقِ اللّٰهَ وَتُخْفِيْ فِيْ نَفْسِكَ مَا اللّٰهُ مُبْدِيْهِ وَتَخْشَى النَّاسَ ۚ وَاللّٰهُ اَحَقُّ
اَنْ تَخْشٰىهُ ؕ فَلَمَّا قَضٰى زَيْدٌ مِّنْهَا وَطَرًا زَوَّجْنٰكَهَا لِكَيْ لَا يَكُوْنَ عَلَى
الْمُؤْمِنِيْنَ حَرَجٌ فِيْۤ اَزْوَاجِ اَدْعِيَآئِهِمْ اِذَا قَضَوْا مِنْهُنَّ وَطَرًا ؕ وَكَانَ اَمْرُ اللّٰهِ
مَفْعُوْلًا ﴿۳۷﴾ مَا كَانَ عَلَى النَّبِيِّ مِنْ حَرَجٍ فِيْمَا فَرَضَ اللّٰهُ لَهٗ ؕ سُنَّةَ اللّٰهِ فِي
الَّذِيْنَ خَلَوْا مِنْ قَبْلُ ؕ وَكَانَ اَمْرُ اللّٰهِ قَدَرًا مَّقْدُوْرَا ۙ ﴿۳۸﴾ الَّذِيْنَ يُبَلِّغُوْنَ
رِسٰلٰتِ اللّٰهِ وَيَخْشَوْنَهٗ وَلَا يَخْشَوْنَ اَحَدًا اِلَّا اللّٰهَ ؕ وَكَفٰى بِاللّٰهِ حَسِيْبًا ﴿۳۹﴾

## તરજુમો :

*અને કોઈ ઈમાનવાળા પુરુષ અને ઈમાનવાળી સ્ત્રીને ઘટિત નથી જ્યારે કે અલ્લાહ અને તેનો રસૂલ (ﷺ) કોઈ કામ નિશ્ચિત કરી (હુકમ આપી) દે તો (પછી) તેમને પોતાના કાર્યનો અધિકાર રહે અને જેણે અલ્લાહની અને તેના રસૂલ (ﷺ)ની નાફરમાની કરી બસ તે ખુલ્લી ચૂક કરી માર્ગ ભૂલ્યો. (૩૬) અને જ્યારે તમે તે વ્યક્તિને કહેવા લાગ્યા કે જેના ઉપર અલ્લાહે અહેસાન કર્યું અને તમે અહેસાન કર્યું, પોતાની પાસે પોતાની પત્નીને રહેવા દો અને અલ્લાહથી ડરો અને તમે પોતાના દિલમાં એક વસ્તુ છુપાવતા હતા જેને અલ્લાહ ખોલવા ઈચ્છે છે અને (તમે) લોકોથી ડરતા હતા અને તમારે અલ્લાહથી વધારે ડરવું જોઈએ, પછી જ્યારે ઝૈદ (રદિ.) તે સ્ત્રીથી પોતાની ગરજ પૂરી કરી (મન ભરી તલાક આપી) ચૂક્યા અમે તેને તમારા નિકાહમાં આપી દીધાં જેથી મુસલમાનો ઉપર મ્હોં બોલ્યા પુત્રોની (ત્યકતા) પત્નીઓથી નિકાહ કરી લેવું ગુનોહ ન રહે જ્યારે તે તેમનાથી પોતાની ગરજ પૂરી કરી (તલાક લઈ) લે અને અલ્લાહના આ હુકમની બજવણી થવાની જ હતી. (૩૭) નબી (ﷺ) ઉપર એ વાતમાં કોઈ વાંધો નથી જે અલ્લાહે તેમના માટે નક્કી કરી દીધું જેમકે અલ્લાહનો દસ્તૂર રહ્યો છે તે લોકોમાં જેઓ પ્રથમ ગુજરી ચૂક્યા અને અલ્લાહનો હુકમ નિશ્ચિત ઠરી ચૂક્યો છે. (૩૮) તે લોકો જેઓ અલ્લાહના સંદેશને પહોંચાડે છે અને તેનાથી ડરે છે અને અલ્લાહ સિવાય કોઈનાથી નથી ડરતા અને અલ્લાહ પૂરતો છે (દરેકનો) હિસાબ લેનારો. (૩૯)*

## તફસીર :

અને કોઈ ઈમાનવાળા પુરુષ અને કોઈ ઈમાનવાળી સ્ત્રીની ગુંજાયશ નથી જ્યારે કે અલ્લાહ અને તેના રસૂલ (ﷺ) કોઈ કામનો (ભલે તે દુનિયાની વાત કેમ ન હોય ! વાજિબ સ્વરૂપે) હુકમ આપી દે કે (ફરી) તે (મો'મિનો)ને તેમના તે કામમાં કોઈ અધિકાર (બાકી) રહે (એટલે કે આ અધિકારની ગુંજાઈશ નથી રહેતી કે ભલે કરે અથવા ન કરે બલકે અમલ કરવો જ વાજિબ થઈ જાય છે) અને જે વ્યક્તિ (વાજિબ હુકમ પછી) અલ્લાહનું અને તેના રસૂલનું કહ્યું ન માને તે

ખુલ્લી ગુમરાહીમાં પડ્યો અને (તે સમયને યાદ કરો) જ્યારે તમે (વિનંતી અને મશવરા સ્વરૂપે) તે વ્યક્તિને કહી રહ્યા હતા જેના ઉપર અલ્લાહે પણ ઈનામ કર્યું (તે ઈસ્લામની તવફીક આપી જે દીની ઈનામ છે અને ગુલામીથી છોડાવ્યા કે તે દુનિયવી નેઅ્મત છે) અને તમે પણ ઈનામ કર્યું (દીનની તા'લીમ આપી અને આઝાદ કર્યા અને પોતાની ફોઈબહેન સાથે નિકાહ કરાવ્યા, તેનાથી ભાવાર્થ હઝરત ઝૈદ અલૈ. છે કે આપ ﷺ તેમને સમજાવી રહ્યા હતા) કે પોતાની પત્ની (ઝયનબ)ને પોતાના નિકાહમાં રહેવા દો (અને તેમની મા'મૂલી ભૂલોને દરગુજર કરો કે અમુક વખતે મતભેદ થઈ જાય છે) અને અલ્લાહથી ડરો (કે તેના હકોની પણ કોતાહી ન કરો કે ક્યારેક તેનાથી પણ મતભેદ પેદા થઈ જાય છે) અને (જ્યારે શિકાયતો હદથી વધી ગઈ અને એવું લાગતું હતું કે હવે સુલેહ સફાઈની ઉમ્મીદ નથી રહી તો તે સમયે સમજાવટની સાથે સાથે) તમારા દિલમાં તે વાત (પણ) છુપાવેલ હતી જેને અલ્લાહ તઆલા (અંતે) જાહેર કરનારો હતો (તેનાથી ભાવાર્થ આપ ﷺના નિકાહ હઝરત ઝયનબ રદિ. સાથે છે જ્યારે કે ઝૈદ રદિ.એ તેમને તલાક આપી દીધી જેને અલ્લાહ તઆલાએ زَوَّجْنٰكَهَا કહીને પોતે નિકાહ કરવાની બાબત જાહેર કરી) અને (આ શરતી અને અવલંબિત ઈરાદાની સાથે જ) તમે લોકો(ના મહેણાં)થી (પણ) સંદેહ કરતા હતા (કારણ કે તે સમયે આ નિકાહમાં કોઈ મહત્ત્વની દીની મસ્લિહતનું હોવું દિમાગમાં ન આવ્યું હોય, માત્ર દુનિયવી મસ્લિહત ખાસ કરીને હઝરત ઝયનબ રદિ.ના વિશે ખ્યાલમાં હશે અને દુનિયાની બાબતોમાં આવો સંદેહ થવો કોઈ વાંધાજનક બાબત નથી, બલકે અમુક સ્વરૂપે જરૂરી પણ છે, જ્યારે વાંધાથી અન્યોના દીનની ખરાબીની સંભાવના હોય અને તેમને તેનાથી બચાવવાનો હેતુ હોય) અને ડરવું તો તમારે અલ્લાહથી જ વધારે જોઈએ (કારણ કે વાસ્તવમાં તેમાં દીની મસ્લિહત છે, જેમકે આગળ لِكَىْ لَايَكُوْنَ.... માં ઉપસ્થિત છે એટલા માટે મખ્લૂકથી ભય ન સેવો, કારણ કે અમુક દીની મસ્લિહતની જાણકારી અને પછી આપ ﷺએ સંદેહ નથી કર્યો અને નિકાહના ઈરાદામાં તો શું સંદેહ હોત પોતે નિકાહ પછી પણ સંદેહ નથી કર્યો જેનો કિસ્સો આગળ આવે છે કે) પછી જ્યારે (હઝરત) ઝૈદ (રદિ.)નું તે (ઝયનબ રદિ.)થી મન ભરાઈ ગયું (એટલે કે તલાક આપી દીધી અને ઈદત પણ પસાર થઈ ગઈ) તો અમે તમારી સાથે તેના નિકાહ કરી દીધા જેથી મુસલમાનો ઉપર

પોતાના મ્હોં બોલ્યા પુત્રોની (ત્યકતા) પત્નીઓના (નિકાહની) બાબતમાં કંઈ તંગી ન રહે, જ્યારે તે (મ્હોં બોલ્યો પુત્ર) તેમનાથી પોતાનું મન ભરી ચૂકે (એટલે કે તલાક આપી દે. મતલબ એ કે અહીંયાં તે શરતની જાહેરાતનો હેતુ હતો) અને અલ્લાહનો આ હુકમ તો થઈને રહેવાનો જ હતો (કારણ કે તેની હિકમતનો તકાદો હતો, આગળ મ્હેણાંનો જવાબ છે કે) તે પયગમ્બર માટે અલ્લાહ તઆલાએ જે વાત (તક્વીની રીતે અથવા શરતી રીતે નક્કી કરી દીધી હતી, તેમાં) નબી ઉપર કોઈ આક્ષેપ (અને મ્હેણાંની વાત) નથી અલ્લાહ તઆલાએ તેઓ (પયગમ્બરો)ના હકમાં (પણ) આ જ ક્રમ બનાવી રાખ્યો છે જે પહેલાં પસાર થઈ ચૂક્યા છે (કે તેમને જે બાબતની પરવાનગી હોય છે તેઓ તેને વિના ખચકાટે કરતા રહ્યા છે અને મ્હેણાં ટોણાંની પરવા કરી નથી, એવી જ રીતે આ નબી પણ વાંધા વિરોધની પરવા કરશે નહીં) અને (તે પયગમ્બરોના પણ આ પ્રકારના જેટલા કામો હોય છે તે બધા વિશે પણ) અલ્લાહ તઆલાએ હુકમ તજ્વીજ કરેલ (પ્રથમથી જ) હોય છે (અને તેના પ્રમાણે પછી તેમનો હુકમ હોય છે અને તેઓ અમલ કરે છે કદાચ આપ ﷺના કિસ્સામાં આ વિષયને લાવવો અને પછી અંબિયા અલૈ.નું વર્ણન કરી તેનું પુનરાવર્તન કરવામાં તે તરફ ઈશારો છે કે આવી બાબતો જેવી બધી જ તક્વીની બાબતોની એવી હિકમતો હોય છે કે પ્રથમથી જ અલ્લાહના જ્ઞાનમાં તજ્વીજ થઈ ચૂકે છે, પછી નબી ઉપર મ્હેણાં ટોણાં કરવા અલ્લાહ ઉપર મહેણાં મારવા સમાન છે, તેનાથી વિપરીત તે બાબતો જેના ઉપર પોતે અલ્લાહ તઆલાએ મલામત કરી ભલે તે મુકદરમાં હોવાના કારણે હિકમતમાં હોય પરંતુ તે ફસાદની જડ હોવાના સંદર્ભમાં ફિટકારનું કારણ છે એટલા માટે તે ફસાદના આધારે તેના ઉપર રોક લગાવવી જાઈઝ છે, આગળ તે પયગમ્બરોના ખાસ વખાણ છે જેથી આપ ﷺને સાંત્વના મળે એટલે કે) એ બધા (અગાઉ થઈ ચૂકેલા પયગમ્બરો) એવા હતા કે અલ્લાહ તઆલાના હુકમ પહોંચાડ્યા કરતા હતા (જો મૌખિક તબ્લીગ ઉપર નિમણૂક થઈ તો મૌખિક અને કાર્ય દ્વારા તબ્લીગ ઉપર નિમણૂક થઈ તો એ પ્રમાણે) અને (આ વિષયમાં) અલ્લાહથી જ ડરતા હતા અને અલ્લાહ સિવાય કોઈનાથી ડરતા ન હતા (બસ, આપ ﷺને પણ જ્યાં સુધી ખબર ન હતી કે આ નિકાહ એ કાર્ય દ્વારા તબ્લીગનો પ્રકાર છે તો અંદેશો થવામાં વાંધો નથી પરંતુ આપ ﷺને જ્યારે આ વાત જાણ

થઈ ગઈ તો આપ ﷺ પણ ભય ન સેવો જેમકે રિસાલતની શા'નનો તકાદો છે, એટલા માટે તેના સ્વીકાર પછી ફરી આપ ﷺએ અંદેશો કર્યો નથી અને એ છતાં કે પોતે આપ ﷺએ રિસાલતની તબ્લીગમાં કોઈનાથી ખૌફ નથી ખાધો અને ન જ તેની સંભાવના હતી તો પણ અંબિયા અલૈ.નો કિસ્સો સંભળાવવો મનની મજબૂતી વધારવા માટે છે) અને (આપ ﷺને વધારે તસલ્લી માટે ફરમાવ્યું છે કે) અલ્લાહ (અમલોનો) હિસાબ લેવા માટે પૂરતો છે (પછી કોઈનો શા માટે ડર હોય ? વળી આપ ﷺ ઉપર મ્હેણાં ટોણાં મારનારાઓને સજા આપવામાં આવશે, તમે મ્હેણાંઓથી દિલગીર ન થાઓ).

## મસ્અલા અને બોધપાઠ :

આ વાત પ્રથમ કેટલીય વખત જાણ થઈ ચૂકી છે કે સૂરએ અહઝાબમાં વધારે પડતા હુકમો છે તેનો સંબંધ રસૂલે કરીમ ﷺના સન્માન અને મહોબ્બત તથા સંપૂર્ણ આજ્ઞાપાલન સાથે અથવા આપ ﷺને કોઈ પ્રકારનું કષ્ટ અથવા તકલીફ પહોંચાડવાના પ્રતિબંધ સાથે છે, પ્રસ્તુત આયતો પણ આ જ ક્રમની અમુક ઘટનાઓના સંદર્ભમાં નાઝિલ થઈ છે.

એક ઘટના એ બની કે હઝરત ઝૈદ બિન હારિષા (રદિ.) કોઈ વ્યક્તિના ગુલામ હતા. જાહિલિયતના સમયમાં રસૂલે કરીમ ﷺએ તેમને ઊકાઝના બજારમાંથી ખરીદી લીધા હતા, હજુ ઉંમર પણ નાની હતી, આપ ﷺએ ખરીદ્યા પછી તેમને આઝાદ કરીને એ પ્રતિષ્ઠા બખ્શી કે અરબના સામાન્ય રિવાજ પ્રમાણે તેમને પોતાના મ્હોં બોલા પુત્ર બનાવી લીધા અને તેમનું પાલન પોષણ કર્યું. મક્કએ મુકર્રમહમાં તેમને ઝૈદ બિન મુહમ્મદ (ﷺ)ના નામથી પોકારવામાં આવતા હતા, કુર્આને કરીમે અરબના અજ્ઞાનતાના કુરિવાજને ખોટો ઠરાવીને તેની મનાઈ કરી દીધી કે મ્હોં બોલ્યા પુત્રને તે વ્યક્તિનો દિકરો કહીને પોકારવામાં ન આવે અને હુકમ આપ્યો કે તેનો સંબંધ તેના અસલી બાપ સાથે જ જોડવામાં આવે. આ જ સિલસિલામાં આ આયત નાઝિલ થઈ જે આ સૂરતમાં પ્રથમ આવી ચૂકી છે. اُدْعُوْهُمْ لِاٰبَآئِهِمْ નાઝિલ થયા પછી સહાબએ કિરામ (રદિ.)એ તેમને ઝૈદ બિન મુહમ્મદ (ﷺ) કહેવાનું છોડી દીધું અને તેમના પિતા હારિષા સાથે સંબંધ જોડીને બોલાવવા લાગ્યા.

**એક રસપ્રદ ઘટના :**

સમગ્ર કુર્આનમાં અંબિયા (અલૈ.) સિવાય કોઈ મોટાથી મોટા સહાબએ કિરામ (રદિ.)ના નામનું પણ વર્ણન કરવામાં નથી આવ્યું, પછી હઝરત ઝૈદ ઈબ્ને હારિષા (રદિ.)ને માટે તેની હિકમત અમુક લોકોએ એ વર્ણન કરી છે કે કુર્આનના હુકમ દ્વારા તેમના પુત્ર તરીકેનો સંબંધ રસૂલે કરીમ ﷺ સાથે કાપી નાંખવામાં આવ્યો તો તે એમના માટે ઘણી જ મોટી પ્રતિષ્ઠાથી વંચિતતા થઈ ગઈ એટલા માટે અલ્લાહ તઆલાએ તેનો બદલો એ રીતે કરી દીધો કે કુર્આને કરીમમાં તેમનું નામ લઈને વર્ણન કર્યું અને શબ્દ "ઝૈદ" કુર્આનનો એક શબ્દ હોવાના સ્વરૂપે તેના દરેક શબ્દ ઉપર હદીષના વાયદા પ્રમાણે નામએ આ'માલમાં દશ નેકીઓ લખવામાં આવે છે, તેમનું નામ જ્યારે પણ કુર્આનમાં પઢવામાં આવે તો માત્ર તેમનું નામ લેવાથી ત્રીસ નેકીઓ મળે છે.

રસૂલે કરીમ ﷺ પણ તેમનું સન્માન કરતા હતા, હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺએ જ્યારે કદી કોઈ લશ્કરમાં તેમને મોકલ્યા છે તો લશ્કરના અમીર તેમને જ બનાવ્યા છે. *(ઈબ્ને કષીર)*

**ખુલાસો :**

આ હતી ઈસ્લામમાં ગુલામીની વાસ્તવિકતા કે તેમને તા'લીમ અને કેળવણી આપીને જે ક્ષમતા અને કાબેલિયત ધરાવનાર સાબિત થાય તેને આગેવાન તરીકેનો દરજ્જો આપ્યો.

હઝરત ઝૈદ બિન હારિષા (રદિ.) યુવાન થયા તો રસૂલે કરીમ ﷺએ તેમના નિકાહ માટે પોતાની ફોઈની દિકરી હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)ને નક્કી કરીને નિકાહનો સંદેશ મોકલ્યો. હઝરત ઝૈદ (રદિ.) ઉપર કારણ કે આ કહેવાતી ઐબ લાગેલી હતી કે તેઓ આઝાદ કરેલા ગુલામ હતા એટલા માટે હઝરત ઝયનબ (રદિ.) અને તેમના ભાઈ અબ્દુલ્લાહ બિન જહશ (રદિ.)એ આ સગાઈથી ઈન્કાર કરી દીધો કે અમે ખાનદાન અને વંશના આધારે તેમનાથી ઊંચા છે.

આ ઘટના ઉપર આ આયત નાઝિલ થઈ, مَا كَانَ لِمُؤْمِنٍ وَّلَا مُؤْمِنَةٍ.... જેમાં એ માર્ગદર્શન આપવામાં આવ્યું કે જ્યારે રસૂલે કરીમ ﷺ કોઈને કોઈ

કામનો હુકમ વાજિબ સ્વરૂપે આપી દે તો તેના ઉપર તે કામ કરવું વાજિબ થઈ જાય છે, તેને ન કરવાનો અધિકાર શરઈ સ્વરૂપે તે વ્યક્તિ પાસે રહેતો નથી, જો કે તે કામ પોતાના સ્વરૂપમાં વાજિબ અને જરૂરી ન પણ હોય પરંતુ જેને આપ ﷺએ હુકમ આપી દીધો તેના માથે જવાબદારી વાજિબ થઈ જાય છે અને જે એવું ન કરે તેને અંતિમ આયતમાં ખુલ્લી ગુમરાહી ઠરાવવામાં આવી છે.

આ આયત હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)એ સાંભળી તો પોતાના ઈન્કારથી પાછા ફર્યા અને નિકાહ માટે રાજી થઈ ગયા એટલા માટે આ નિકાહ કરવામાં આવ્યા, તેમની મહર રસૂલે કરીમ ﷺએ પોતાના તરફથી અદા કરી જે દશ દિનાર લાલ (જે લગભગ ચાર તોલા સોનું થાય છે) અને સાંઈઠ દિરહમ (જેની લગભગ અઢાર તોલા ચાંદી થાય છે) અને એક ભાર વહન કરનાર જાનવર અને સંપૂર્ણ સ્ત્રેણ કપડાં અને પચાસ "મુદ" લોટ (લગભગ પચ્ચીસ શેર આટો) અને દશ મુદ (પાંચ શેર) ખજુર હતી. *(ઈબ્ને કષીર)*

આ આયતના નુઝૂલની મશ્હૂર ઘટના જમ્હૂર તફસીરકારો નજીક આ જ હઝરત ઝૈદ (રદિ.) અને હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)નો કિસ્સો છે. *(ઈબ્ને કષીર, કુર્તુબી, મઝહરી)*

ઈબ્ને કષીર વગેરે તફસીરકારોએ આ જ પ્રમાણેની બે ઘટનાઓ બીજી પણ નકલ કરી છે તેમાં પણ એ નોંધ્યું છે કે પ્રસ્તુત આયતો તે ઘટનાઓ વિશે નાઝિલ થઈ છે તેમાંથી એક તે ઘટના હઝરત જુલયબીબ (રદિ.)ની ઘટના છે કે તેમની સગાઈ એક અન્સારી સહાબી (રદિ.)ની છોકરી સાથે કરવા ઈચ્છયું તો તે અન્સારી અને તેના ઘરવાળાઓએ આ સગાઈ અને નિકાહથી ઈન્કાર કરી દીધો, જ્યારે આ આયત નાઝિલ થઈ તો બધા રાજી થઈ ગયા અને નિકાહ કરી દેવામાં આવ્યા. રસૂલે કરીમ ﷺએ તેમના માટે રોજીની છૂટછાટની દુઆ કરી, સહાબએ કિરામ (રદિ.)નું વર્ણન છે કે અલ્લાહ તઆલાએ તેમના ઘરમાં ઘણી બરકત આપી હતી. પાછળથી હઝરત જુલયબીબ (રદિ.) એક જિહાદમાં શહીદ થઈ ગયા, રસૂલે કરીમ ﷺએ તેમનું કફન દફન પોતાના હાથે કર્યું.

આ જ પ્રમાણેની એક ઘટના હદીષની રિવાયતોમાં ઉમ્મે કુલષૂમ બિન્તે ઉકબા બિન મુઈતની નકલ થઈ છે. (ઈબ્ને કષીર, કુર્તુબી) અને તેમાં કોઈ

વિરોધાભાસ નથી હોઈ શકતો કે આ પ્રમાણેની અનેક ઘટનાઓ આ આયતના નાઝિલ થવાનું કારણ બની હોય.

## નિકાહમાં كُفُوْ (કુફૂ) "સમાનતા"ને ધ્યાનમાં લેવા બાબત :

પ્રસ્તુત નિકાહમાં હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.) અને તેમના ભાઈ અબ્દુલ્લાહે જે હઝરત ઝૈદ બિન હારિષા (રદિ.)ની નિકાહને શરૂઆતમાં નામંજૂર કર્યું હતું તેનું કારણ તે બંનેમાં કૌટુંબિક અને પેઢીગત كِفَائَتْ અને સામ્યતા ન હોવું હતું અને આ કારણ શરઈ રીતે પોતે ઈચ્છનીય છે અને રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે દિકરીઓના નિકાહ તેમના "કુફ"માં કરવા જોઈએ. (જેની તહકીક આગળ આવશે) એટલા માટે અત્રે એ પ્રશ્ન પેદા થાય છે કે આ મા'મલામાં હઝરત ઝયનબ (રદિ.) અને તેમના ભાઈનું ના કહેવું કેમ સ્વીકાર્ય ન થયું ?

જવાબ એ છે કે દીની આધારે كِفَائَتْ અને સમાનતા પતિ પત્ની માટે તો આવશ્યક અને જરૂરી છે, કોઈ મુસલમાન દિકરીના નિકાહ કોઈ કાફિર સાથે ઈજ્માએ ઉમ્મતથી હલાલ નથી ભલે છોકરી તેના ઉપર રાજી હોય, કારણ કે એ માત્ર સ્ત્રીનો હક નથી જે માત્ર તેની પરવાનગીથી અમલમાં આવી જશે બલકે અલ્લાહ તઆલાના હક અને ફરજોમાંથી છે, તેનાથી વિપરીત જાતિગત અને આર્થિક كِفَائَتْ (સમાનતા)થી કે તે પુત્રીનો હક છે અને કૌટુંબિક સમાનતાના હકમાં છોકરીની સાથે તેના વાલીઓ પણ સામેલ છે, જો સંપૂર્ણ સભાન પુખ્ત વયની પુત્રી માલદાર કુટુંબની હોવા છતાં કોઈ ગરીબ ફકીરથી નિકાહ ઉપર રાજી થઈને પોતાનો હક જતો કરે તો તે તેને અધિકાર છે અને કૌટુંબિક સમાનતામાં પુત્રી અને તેના વાલીઓ બધા આ હકને કોઈ બીજી મહત્ત્વની મસ્લિહત ખાતર છોડીને કોઈ એવા વ્યક્તિ સાથે નિકાહ ઉપર રાજી થઈ જાય જે વંશ અને કુટુંબના આધારે ઓછા દરજ્જાના છે તો તેમનો તેને હક છે, બલકે દીનની મસ્લિહતો નજર સમક્ષ રાખી આવો હક જતો કરવો ઈચ્છનીય અને શ્રેષ્ઠ બાબત છે એટલા માટે રસૂલે કરીમ ﷺએ અનેક તકોએ આ હકને ઉપેક્ષિત કરવા અને દીનની મસ્લિહતોના કારણે નિકાહ કરી આપવાની સલાહ આપી.

કુર્આને કરીમના ખુલાસાઓથી એ વાત સાબિત છે કે રસૂલે કરીમ ﷺનો હક પોતાની ઉમ્મતના પુરુષ સ્ત્રીઓ ઉપર સૌથી વધારે સાબિત છે, બલકે

પોતાની જાત કરતાં પણ વધારે છે, જેમકે કુર્આને હકીમમાં ઈરશાદ છે, اَلنَّبِیُّ اَوۡلٰی بِالۡمُؤۡمِنِیۡنَ مِنۡ اَنۡفُسِهِمۡ એટલે કે, નબીએ કરીમ ﷺનો હક મો'મિનો ઉપર તેમની પોતાની જાત કરતાં પણ વધારે છે એટલા માટે હઝરત ઝયનબ (રદિ.) અને અબ્દુલ્લાહ (રદિ.)ના મા'મલામાં જ્યારે રસૂલે કરીમ ﷺએ વંશીય સામ્યતાના હકને ઉપેક્ષિત કરીને હઝરત ઝૈદ બિન હારિષા (રદિ.)થી નિકાહ કરી લેવાનો હુકમ આપ્યો તો આ હુકમ સામે પોતાના અભિપ્રાય અને પોતાના વ્યક્તિગત હકને છોડી દેવાની તેમની ફરજ હતી એટલા માટે તેમના ઈન્કાર કરવાથી કુર્આને કરીમનો આ હુકમ નાઝિલ થયો.

રહી એ બાબત કે જ્યારે વંશીય સમાનતા પોતે રસૂલે કરીમ ﷺ સમીપ ધ્યાન આપવા પાત્ર બાબત છે તો ખુદ રસૂલે કરીમ ﷺએ એ બાબતે ધ્યાન કેમ ન આપ્યું ? તો તેનો જવાબ પ્રસ્તુત ચર્ચાથી સ્પષ્ટ થઈ ગયો કે આ કાળજી અન્ય દીની મસ્લિહતોના મુકાબલામાં છોડવા પાત્ર છે. રસૂલે કરીમ ﷺના સમયકાળમાં અનેક નિકાહ આવી જ રીતે غَیۡرِ کُفُوۡءٍ (ગેરકુફૂ)માં આ જ પ્રકારની બીજી મસ્લિહતોના આધારે કરવામાં આવ્યા તેનાથી મૂળ મસ્અલા ઉપર કોઈ અસર પડતી નથી.

### مَسۡئَلَۂ کِفَائَتُ સમાનતાનો મસ્અલો :

નિકાહ એક એવી બાબત છે જેમાં જો પતિ પત્નીના સ્વભાવમાં સમાનતા ન હોય તો નિકાહના હેતુમાં ખલેલ પડે છે, એકબીજાના હકો પૂરા કરવામાં અડચણ ઊભી થાય છે, પરસ્પર ઝઘડા અને વાદ વિવાદ પેદા થાય છે. એટલા માટે શરીઅતમાં સમાનતા એટલે કે પરસ્પર એકરૂપતાની કાળજી રાખવાનો હુકમ આપવામાં આવ્યો છે પરંતુ તેનો એ મતલબ નથી કે કોઈ ઉચ્ચ કુટુંબના વ્યક્તિ પોતાનાથી ઓછા દરજ્જાવાળા કુટુંબના વ્યક્તિને નીચ અથવા ઝલીલ સમજે, ઝિલ્લત અને ઈજ્જતનો અસલ આધાર ઈસ્લામમાં તકવા અને દીનદારી છે જેનામાં એ બાબતો નથી, તેને કૌટુંબિક શરાફત ગમે તેટલી પ્રાપ્ત હોય અલ્લાહ સમીપ તેની કોઈ હેસિયત નથી. માત્ર વ્યવસ્થાપનની બાબતોને વ્યવસ્થિત રાખવા માટે નિકાહમાં સમાનતાની કાળજી રાખવાનો હુકમ આપવામાં આવ્યો છે.

એક હદીષમાં રસૂલે કરીમ ﷺનું કથન છે કે છોકરીઓના નિકાહ તેમના વલીઓ દ્વારા જ થવા જોઈએ, એટલે કે બાલિગ છોકરી માટે પણ એ યોગ્ય નથી કે પોતાના નિકાહનો મા'મલો પોતે નક્કી કરે. હયા શરમનો તકાદો એ છે કે આ કામ તેના માતા પિતા અથવા વલીઓ કરે અને ફરમાવ્યું કે છોકરીઓના નિકાહ તેમના કુફમાં જ કરવા જોઈએ, આ હદીષની સનદ જો કે ઝઈફ છે પરંતુ સહાબએ કિરામ (રદિ.)ના નિવેદનો અને તેમની કાર્યપ્રણાલીથી આ બાબતનું સમર્થન થવાથી આ હદીષ દલીલપાત્ર બની જાય છે. ઈમામ મુહમ્મદ (રહ.)એ "કિતાબુલ આ'ષાર"માં હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)નું નિવેદન નકલ કર્યું છે કે હું એ ફરમાન બહાર પાડીશ કે કોઈ મોટા ઊંચા પ્રતિષ્ઠિત કુટુંબની દિકરીના નિકાહ બીજા ઓછા દરજ્જાવાળા સાથે ન કરવામાં આવે, એ જ પ્રમાણે હઝરત આયશા સિદ્દીકા (રદિ.) અને હઝરત અનસ (રદિ.)એ પણ તેની તાકીદ કરી કે નિકાહમાં સમાનતાની કાળજી રાખવામાં આવે જે અનેક સનદોથી નકલ થયેલ છે, ઈમામ ઈબ્ને હમામ (રહ.)એ ફત્હુલ કદીરમાં તેની જ વિગત લખી છે.

ખુલાસો એ છે કે સમાનતા અને એકરૂપતાની કાળજી રાખવી દીનમાં ઈચ્છનીય છે જેથી પતિ પત્નીમાં મનમેળ રહે પરંતુ કોઈ બીજી મસ્લિહત આ સમાનતાથી વધીને સામે આવી જાય તો સ્ત્રી અને તેના વલીઓએ પોતાનો આ હક છોડીને ગેરકુફમાં નિકાહ કરી લેવા પણ જાઈઝ છે, ખાસ કરીને જ્યારે કે કોઈ દીની મસ્લિહત નજર સમક્ષ હોય તો એવું કરવું શ્રેષ્ઠ અને ઉત્તમ છે, જેમકે સહાબએ કિરામ (રદિ.)ની વિવિધ ઘટનાઓથી સાબિત છે, તેનાથી એ પણ જાણ થઈ કે આ ઘટનાઓથી સમાનતાના મૂળ મસ્અલાનો નકાર થતો નથી. વલ્લાહુ અઅ્લમુ.

**એક અન્ય ઘટના :**

હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)ના નિકાહ નબીએ કરીમ ﷺના હુકમથી હઝરત ઝૈદ બિન હારિષા (રદિ.)ની સાથે થઈ ગયા પરંતુ બંનેના સ્વભાવમાં મનમેળ ન થયો, હઝરત ઝયનબ (રદિ.)ના બોલકણાપણા અને વંશીય ઉચ્ચતાની બીનાએ પોતાને ઊંચા સમજવાની અને તેમની આજ્ઞાપાલનમાં ઉણપ રાખવાની ફરિયાદ હઝરત ઝૈદ (રદિ.) કર્યા કરતા હતા, બીજી બાજુ રસૂલે

કરીમ ﷺને વહી દ્વારા એ બતાવવામાં આવ્યું હતું કે હઝરત ઝૈદ (રદિ.) તેમને તલાક આપી દેશે, ત્યારબાદ હઝરત ઝયનબ (રદિ.) આપ ﷺના નિકાહમાં આવશે. એક દિવસે હઝરત ઝૈદ (રદિ.)એ આ જ ફરિયાદોને રસૂલે કરીમ ﷺ સમક્ષ રજુ કરીને પોતાનો એ ઈરાદો જાહેર કર્યો કે તેમને તલાક આપી દે, રસૂલે કરીમ ﷺને જો કે અલ્લાહ તઆલા તરફથી જાણ થઈ ગઈ હતી કે ઘટના આમ જ બનવાની છે કે હઝરત ઝૈદ (રદિ.) તેમને તલાક આપી દેશે, પછી તેઓ નબીએ કરીમ ﷺની નિકાહમાં આવશે પરંતુ બે કારણોએ આપ ﷺને હઝરત ઝૈદ (રદિ.)ને તલાક આપવાથી અટકાવ્યા, પ્રથમ એ કે તલાક આપવી જો કે ઈસ્લામી શરીઅતમાં જાઈઝ છે પરંતુ પસંદ કરવામાં આવેલ નથી. બલકે, اَبْغَضُ الْمُبَاحَاتِ એટલે કે, જાઈઝ વસ્તુઓમાં સૌથી વધારે અનિચ્છનીય અને સૂગપાત્ર છે અને તક્વીની રીતે કોઈ કામનું થવું શરીઅતના હુકમને પ્રભાવિત નથી કરતું, બીજું પોતાના દિલમાં એ પણ વિચાર પેદા થયો કે જો કે મેં તલાક આપી દીધી અને પછી હઝરત ઝયનબ (રદિ.)ના નિકાહ આપ ﷺ થયા તો અરબ પોતાના અજ્ઞાનતાના રિવાજ પ્રમાણે એ કટાક્ષ કરશે કે પોતાના પુત્રની ત્યકતા પત્ની સાથે નિકાહ કરી લીધા, જો કે કુર્આને આ અજ્ઞાનતાના રિવાજને સૂરએ અહઝાબની પાછલી આયતોમાં સમાપ્ત કરી દીધો છે, ત્યારબાદ કોઈ મો'મિન માટે તેની શંકાનો પણ ભય ન હતો પરંતુ કાફિરો કે જેઓ કુર્આનને જ માનતા ન હતા તેઓ પોતાના અજ્ઞાનતાના રિવાજ એટલે કે મ્હોં બોલ્યા પુત્રને બધા હુકમોમાં સગાપુત્ર જેમ સમજવાની બીનાએ મૌખિક મહેણાં ટોણાં મારશે, આ સંદેહ પણ હઝરત ઝૈદ (રદિ.)ને તલાક આપવાની મનાઈ કરવાનું કારણ બન્યો. તેના ઉપર અલ્લાહ તઆલા તરફથી મિત્રતાપૂર્ણ ગુસ્સો કુર્આનની આયતોમાં નાઝિલ થયો, وَاِذْ تَقُوْلُ لِلَّذِىْ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِ وَاَنْعَمْتَ عَلَيْهِ اَمْسِكْ عَلَيْكَ زَوْجَكَ وَاتَّقِ اللّٰهَ وَتُخْفِىْ فِىْ نَفْسِكَ مَا اللّٰهُ مُبْدِيْهِ وَتَخْشَى النَّاسَ وَاللّٰهُ اَحَقُّ اَنْ تَخْشَاهُ એટલે કે, તમે તે સમયને યાદ કરો જ્યારે કે તમે તે વ્યક્તિને કહી રહ્યા હતા જેના ઉપર અલ્લાહે ઈનામ કર્યું અને તમે પણ ઈનામ કર્યું, તે વ્યક્તિથી ભાવાર્થ હઝરત ઝૈદ (રદિ.) છે જેમના ઉપર અલ્લાહ તઆલાએ પ્રથમ ઈનામ તો આ કર્યું કે તેમને ઈસ્લામથી માલામાલ કર્યા, બીજું આપ ﷺના સંગાથની પ્રતિષ્ઠા અર્પણ કરી અને આપ ﷺએ તેમના ઉપર એક ઈનામ એ પણ કર્યું કે તેમને ગુલામીથી આઝાદ કરી

દીધા, બીજું એ કે તેમની કેળવણી કરીને એવા બનાવી દીધા કે મોટા મોટા સહાબા (રદિ.) પણ તેમનું સન્માન કરતા હતા. આગળ જે નિવેદન નકલ કર્યું જે રસૂલે કરીમ ﷺએ હઝરત ઝૈદ (રદિ.)ને કહ્યું, اَمْسِكْ عَلَيْكَ زَوْجَكَ وَاتَّقِ اللّٰهَ એટલે કે, પોતાની પત્નીને તમે પોતાના નિકાહમાં રહેવા દો તલાક ન આપો અને અલ્લાહથી ડરો અને અલ્લાહથી ડરવાનો હુકમ આ સ્થળે એ ભાવાર્થ સ્વરૂપે પણ હોઈ શકે છે કે તલાક એક અનિચ્છનીય અને સૂગપાત્ર બાબત છે, તેનાથી બચે અને એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે નિકાહમાં રાખ્યા પછી સ્વભાવમાં સૂગના કારણે તેમના હકોની અદાયગીમાં ઉણપ ન રાખે. આપ ﷺનું આવું કહેવું પોતાના સ્થળે સાચું અને યોગ્ય હતું પરંતુ અલ્લાહ તઆલા તરફથી થનાર ઘટનાની જાણ થયા પછી અને દિલમાં હઝરત ઝયનબ (રદિ.)થી નિકાહનો ઈરાદો પેદા થઈ ગયા પછી હઝરત ઝયનબ (રદિ.)ને તલાક ન આપવાનો બોધપાઠ એક પ્રકારે ઔપચારિક ભલાઈની જાહેરાતના દરજ્જામાં હતું જે રિસાલતની શા'નના યોગ્ય ન હતું, ખાસ કરીને એટલા માટે કે તેની સાથે લોકોના મહેણાં ટોણાંનો સંદેહ પણ સામેલ હતો, એટલા માટે પ્રસ્તુત આયતમાં એ શબ્દોમાં ગુસ્સો થયો કે તમે દિલમાં તે વાત છુપાવી રહ્યા હતા જેને અલ્લાહ તઆલા જાહેર કરનારો હતો, જ્યારે અલ્લાહ તરફથી હઝરત ઝયનબ (રદિ.)ની સાથે આપ ﷺના નિકાહની ખબર મળી ચૂકી અને આપ ﷺના દિલમાં નિકાહનો ઈરાદો પેદા થઈ ચૂક્યો તો તે ઈરાદાને છુપાવીને આવી ઔપચારિક વાતચીત જે આપ ﷺની શા'ન પ્રમાણે ન હતી અને લોકોના મહેણાંઓના ભય ઉપર ફરમાન થયું કે "તમે લોકોથી ડરવા લાગ્યા જ્યારે કે તમારે ડરવું તો અલ્લાહથી જ જોઈએ." એટલે કે જ્યારે આપ ﷺને આ જાણ હતી કે આ મા'મલો અલ્લાહ તરફથી થવાનો છે તેની નારાજીનો તેમાં કોઈ ભય કે સંદેહ નથી તો પછી માત્ર લોકોના મહેણાંઓના ભયથી ગભરાઈને આપ ﷺ માટે આવી વાતચીત મુનાસિબ ન હતી.

આ ઘટનાની જે વિગત ઉપર લખવામાં આવી છે તે બધી તફસીરે ઈબ્ને કષીર અને કુર્તુબી તથા રૂહુલ મઆનીમાંથી લેવામાં આવી છે અને આયત تُخْفِىْ فِىْ نَفْسِكَ مَا اللّٰهُ مُبْدِيْهِ ની આ તફસીર કે તે વસ્તુ જેને આપ ﷺ દિલમાં છુપાવતા હતા તે એવો ઈરાદો હતો કે હઝરત ઝૈદ (રદિ.) તલાક આપી દે તો

અલ્લાહના હુકમ પ્રમાણે આપ ﷺ તેમનાથી નિકાહ કરી લેશે. આ તફસીર હકીમ, તિરમિઝી અને ઈબ્ને અબી હાતિમ વગેરે હદીષવેત્તાઓએ હઝરત અલી બિન હુસૈન, ઝયનુલ આબિદીન (રહ.)ની રિવાયતથી નકલ કરી છે જેના શબ્દો આ પ્રમાણે છે,

اَوْحَى اللّٰهُ تَعَالٰى اِلَيْهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَنَّ زَيْنَبَ سَيُطَلِّقُهَا زَيْدٌ وَيَتَزَوَّجُهَا بَعْدَهٗ عَلَيْهِ الصَّلٰوةُ وَالسَّلَامُ (رُوْحُ اَزْحَكِيْمُ تِرْمِذِىْ)

*"અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને વહી દ્વારા એ ખબર આપી દીધી હતી કે હઝરત ઝયનબ (રદિ.)ને હઝરત ઝૈદ (રદિ.) તલાક આપવાના છે અને ત્યારબાદ તેણી આપ ﷺના નિકાહમાં આવશે."*

ઈબ્ને કષીરે ઈબ્ને અબી હાતિમના હવાલાથી આ શબ્દો નકલ કર્યા છે.

اِنَّ اللّٰهَ اَعْلَمَ نَبِيَّهٗ اَنَّهَا.... سَتَكُوْنُ مِنْ اَزْوَاجِهٖ قَبْلَ اَنْ يَّتَزَوَّجَهَا فَلَمَّا اَتَاهُ زَيْدٌ لِيَشْكُوْهَا اِلَيْهِ قَالَ اِتَّقِ اللّٰهَ وَاَمْسِكْ عَلَيْكَ زَوْجَكَ فَقَالَ اَخْبَرْتُكَ اِنِّىْ مُزَوِّجُكَهَا وَتُخْفِىْ فِىْ نَفْسِكَ مَا اللّٰهُ مُبْدِيْهٗ،

*"અલ્લાહ તઆલાએ પોતાના નબીને બતાવી દીધું હતું કે હઝરત ઝયનબ (રદિ.) પણ અઝ્‌વાઝે મુતહ્‌હરાત (રદિ.)માં સામેલ થશે, પછી જ્યારે હઝરત ઝૈદ (રદિ.) તેમની ફરિયાદ લઈને આપ ﷺની સેવામાં આવ્યા તો આપ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહથી ડરો અને પોતાની પત્નીને તલાક ન આપો. તેના ઉપર અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે મેં તો તમને બતાવી દીધું હતું કે તેમનાથી તમારા નિકાહ કરાવી આપીશ અને તમે તમારા દિલમાં એવી વસ્તુને છુપાવતા હતા જેને અલ્લાહ તઆલા જાહેર કરનારો છે."*

જમહૂર તફસીરકારોએ ઝહરી, બક્ર બિનલ અલાઅ્‌, કુશયરી, કાઝી અબૂબક્ર બિનલ અરબી (રહ.)એ આ જ તફસીરને અપનાવી છે કે જે વસ્તુને દિલમાં છુપાવવાનું વર્ણન કરવામાં આવ્યું તે અલ્લાહની વહી દ્વારા નિકાહનો ઈરાદો હતો તેના વિરુદ્ધ જે રિવાયતોમાં مَا فِىْ نَفْسِكَ ની તફસીર હઝરત

ઝયનબ (રદિ.)ની મહોબ્બત નકલ થઈ છે તેના વિશે ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે, અમે આ રિવાયતોને વર્ણન કરવું એટલા માટે પસંદ નથી કર્યું કે તેમાં કોઈપણ રિવાયત સાચી નથી.

અને પોતે કુર્આનના શબ્દોથી આ જ તફસીરનું સમર્થન થાય છે જે હઝરત ઝયનુલ આબિદીન (રહ.)ની રિવાયતથી ઉપર વર્ણન કરવામાં આવ્યું છે, કારણ કે આ આયતમાં અલ્લાહ તઆલાએ પોતે બતાવ્યું છે કે દિલમાં છુપાવેલી વસ્તુ તે હતી જેને અલ્લાહ તઆલા જાહેર કરનારો છે અને અલ્લાહ તઆલાએ જે વસ્તુને આગલી આયતમાં જાહેર કરી તે હઝરત ઝયનબ (રદિ.) સાથે નિકાહ છે જેમકે ફરમાવ્યું, زَوَّجْنٰكَهَا *(રૂહુલ મઆની)*

## લોકોના મહેણાં ટોણાંથી બચવું સારી બાબત છે જ્યાં સુધી કોઈ શરઈ હેતુ ઉપર પ્રભાવ ન પડતો હોય :

અત્રે આ સવાલ પેદા થાય છે કે લોકોના મહેણાં ટોણાંથી બચવા માટે રસૂલે કરીમ ﷺએ આ બાબતને ગુપ્ત કેમ રાખી જે ઈતાબનું કારણ બની ? જવાબ એ છે કે આ મા'મલામાં મૂળ નિયમ જે કુર્આન અને સુન્નતથી સાબિત છે એ છે કે જે કાર્ય કરવાથી લોકોમાં ગેરસમજ પેદા થવાની અને તેમના મહેણાં ટોણાંમાં સપડાવાનો ભય હોય તો લોકોના દીનની હિફાઝત અને તેમને મહેણાં ટોણાંના ગુનાહથી બચાવવાની નિય્યતથી તે કાર્ય છોડી દેવું તો જાઈઝ છે જ્યાં સુધી કે આ પ્રવૃત્તિ પોતે શરીઅતના હેતુઓમાંથી ન હોય અને કોઈ હલાલ હરામનો દીની હુકમ તેની સાથે સંબંધિત ન હોય, ભલે પ્રવૃત્તિ પોતે સારી હોય. તેના ઉદાહરણો હદીષ અને રસૂલે કરીમ ﷺની સુન્નતમાં મોજૂદ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જાહિલિયતના કાળમાં જ્યારે બયતુલ્લાહનું બાંધકામ કરવામાં આવ્યું તો તેમાં કેટલીય વસ્તુઓ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની બાંધણી વિરુદ્ધ કરવામાં આવી છે, પ્રથમ તો એ કે બયતુલ્લાહના અમુક ભાગના બાંધકામને બહાર છોડી દીધું, બીજું ઈબ્રાહીમ (અલૈ.)ની બાંધણીમાં લોકોના બયતુલ્લાહમાં દાખલ થવા માટેના બે દરવાજા હતા, એક પૂર્વ તરફ, બીજો પશ્ચિમ તરફ; જેના કારણે બયતુલ્લાહમાં દાખલ થવા અને નીકળવામાં કષ્ટ પડતું ન હતું. અજ્ઞાનતાના કાળમાં લોકોએ તેમાં બે સુધારા કર્યા કે પશ્ચિમનો દરવાજો

તો બિલકુલ બંધ કરી દીધો અને પૂર્વનો દરવાજો જે બિલકુલ જમીનની સપાટી સમાન હતો તેને એટલો ઊંચો કરી દીધો કે તેમાં સીડી લગાવ્યા વિના દાખલ ન થઈ શકાય, જેનો મકસદ એ હતો કે તેઓ જેને પરવાનગી આપે માત્ર તે જ અંદર જઈ શકે.

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જો નવમુસ્લિમ લોકોને ગેરસમજમાં સપડાઈ જવાનો ભય ન હોત તો મેં બયતુલ્લાહને ફરી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના બાંધકામ પ્રમાણે બનાવી દીધું હોત ! આ હદીષ બધી જ ભરોસાપાત્ર કિતાબોમાં ઉપસ્થિત છે, આથી જાણ થઈ કે રસૂલુલ્લાહ ﷺએ લોકોને ગેરસમજથી બચાવવાથી માટે પોતાનો આ ઈરાદો જે શરઈ રીતે ઉત્તમ હતો તેને છોડી દીધો અને અલ્લાહ તરફથી તેના ઉપર કોઈ ક્રોધ દર્શાવવામાં આવ્યો નહીં જેનાથી આ અમલ અલ્લાહ તઆલા નજીક સ્વીકૃતીપ્રાપ્ત હોવાની પણ જાણ થઈ પરંતુ આ બયતુલ્લાહને ઈબ્રાહીમ (અલૈ.)ની બાંધણી પ્રમાણે ફરીવાર બાંધવાની બાબત એવી નથી કે જેના ઉપર કોઈ શરીઅતનો હેતુ અવલંબિત હોય અથવા તો જે હલાલ અથવા હરામના હુકમો સાથે સંબંધ ધરાવતો હોય.

તેનાથી વિપરીત હઝરત ઝયનબ (રદિ.)ની નિકાહની ઘટના છે કે તે એક શરઈ હેતુ સાથે સંબંધ ધરાવે છે કે અજ્ઞાનતાના કુરિવાજ અને તે ખોટી માન્યતાઓને પ્રાયોગિક સ્વરૂપે રદ કરવામાં આવે અને તે કુરિવાજ એ હતો કે મ્હોં બોલ્યા પુત્રની ત્યકતા પત્ની સાથે નિકાહ હરામ છે, કોમોમાં ચાલતા આવતા કુરિવાજોને પ્રાયોગિક રીતે તોડવું ત્યારે જ શક્ય બને છે કે જ્યારે કે તેનું પ્રત્યક્ષ ઉદાહરણ નજર સમક્ષ હોય, અલ્લાહનો હુકમ તેની જ પૂર્ણતા માટે હઝરત ઝયનબ (રદિ.)ના નિકાહ વિશે થયો હતો, આ ચર્ચાથી બયતુલ્લાહની બાંધણીને છોડવી અને હઝરત ઝયનબ (રદિ.)ના નિકાહ ઉપર અલ્લાહના હુકમ આધારે દેખીતા વાંધાનો જવાબ થઈ ગયો.

અને એવી જાણ થાય છે કે રસૂલે કરીમ ﷺએ આ હુકમની મૌખિક તબ્લીગને જે સૂરએ અહઝાબની પ્રથમ આયતમાં આવી ચૂકી છે તેને પૂરતું સમજ્યું અને તેના પ્રત્યક્ષ પ્રાયોગિક સ્વરૂપની હિકમત તરફ દષ્ટિ ન ગઈ, એટલા માટે જાણ અને ઈરાદો હોવા છતાં તેને છુપાવ્યું. અલ્લાહ તઆલાએ

પ્રસ્તુત આયતમાં તેની સુધારણા કરી અને તેની જાહેરાત કરી. لِكَيْلَا يَكُوْنَ عَلَى الْمُؤْمِنِيْنَ حَرَجٌ فِيْٓ اَزْوَاجِ اَدْعِيَآئِهِمْ اِذَا قَضَوْا مِنْهُنَّ وَطَرًا એટલે કે, અમે હઝરત ઝયનબ (રદિ.)થી આપ ﷺના નિકાહ એટલા માટે કર્યા જેથી મુસલમાનોમાં એ બાબતમાં કોઈ અમલી તંગી ન પડે અને મ્હોં બોલ્યા પુત્રની ત્યકતા પત્નીઓ સાથે નિકાહ કરી શકે.

અને زَوَّجْنٰكَهَا (ઝવ્વજનાકહા)નો શાબ્દિક અર્થ એ છે કે અમે તેમના નિકાહ તમારી સાથે કરી આપ્યા, જેથી જાણ થાય છે કે અલ્લાહ તઆલાએ આ નિકાહને એવી વિશેષતા બખ્શી કે પોતે જ નિકાહ કરાવી આપ્યા જે સામાન્ય નિકાહની શરતોથી બાકાત રહ્યું અને એ અર્થ પણ હોઈ શકે છે કે અમે તે નિકાહનો હુકમ આપી દીધો, હવે આપ ﷺ શરઈ કાયદાઓ અને શરતો પ્રમાણે તેમની સાથે નિકાહ કરી લો. તફસીરકાર લોકોમાંથી અમુકે પ્રથમ સંભાવનાને અગ્રિમતા આપી છે અને અમુકે બીજી શકયતાને.

હઝરત ઝયનબ (રદિ.)નું બીજી સ્ત્રીઓ સામે આ કથન કે તમારા નિકાહ તો તમારા માતા પિતાએ કર્યા, મારા નિકાહ પોતે અલ્લાહ તઆલાએ આસમાન ઉપર કર્યા જેમકે રિવાયતોમાં આવ્યું છે, આ બંને સ્વરૂપોમાં સાચું છે, પ્રથમ સ્વરૂપમાં વધારે સ્પષ્ટ છે અને બીજું સ્વરૂપ પણ તેનાથી વિપરીત નથી.

**શંકાઓ અને વાંધાઓના જવાબની પ્રસ્તાવના :**

سُنَّةَ اللّٰهِ فِى الَّذِيْنَ خَلَوْا مِنْ قَبْلُ وَكَانَ اَمْرُ اللّٰهِ قَدَرًا مَّقْدُوْرًا આ પ્રસ્તાવના તે નિકાહ ઉપર સામે આવનાર શંકાઓ અને સંદેહોની છે કે બીજી અજ્વાઝે મુતહ્હરાત (રદિ.)ના હોવા છતાં આ નિકાહને મહત્ત્વ કેમ આપવામાં આવ્યું ? હુકમ થયો કે આ અલ્લાહની સુન્નત છે જે રસૂલે કરીમ ﷺ સાથે ખાસ નથી, આપ ﷺ અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)માં પણ આ ક્રમ ચાલુ રહ્યો છે કે દીનની મસ્લિહતો માટે ઘણી બધી ઔરતો સાથે નિકાહ કરવાની પરવાનગી આપવામાં આવી, જેમકે હઝરત દાવુદ (અલૈ.) અને હઝરત સુલયમાન (અલૈ.) વધારે પ્રખ્યાત છે કે હઝરત દાવુદ (અલૈ.)ની નિકાહમાં સો અને હઝરત સુલયમાન (અલૈ.)ની નિકાહમાં ત્રણસો પત્નીઓ હતી. જો રસૂલે કરીમ ﷺ માટે દીની મસ્લિહતના કારણે નિકાહની પરવાનગી મળી અને આ નિકાહ પણ

તેમાં સામેલ છે તો કોઈ વાંધાજનક નથી, ન જ તે નુબુવ્વત અને રિસાલતની શા'નના વિરુદ્ધ છે અને ન જ જુહ્દ (અલ્લાહના રસ્તામાં સંઘર્ષ) અને તક્વા (અલ્લાહના ડર) વિરુદ્ધ. અંતિમ વાક્યમાં આ પણ કહેવામાં આવ્યું કે નિકાહનો મા'મલો પણ સામાન્ય રોજીની જેમ અલ્લાહ તરફથી નક્કી થયેલ છે કે કોના નિકાહ કોની સાથે થશે ? "તકદીરે અઝલી"માં જે કંઈ પણ લખવામાં આવ્યું છે તે થઈને રહે છે, આ કિસ્સામાં હઝરત ઝૈદ (રદિ.) અને હઝરત ઝયનબ (રદિ.)ના સ્વભાવમાં મતભેદ અને હઝરત ઝૈદ (રદિ.)ની નારાજગી, પછી તેમનો તલાક આપવાનો ઈરાદો; આ બધું તે જ તક્વીની અને તકદીરી બાબતોની કડીઓ છે.

આગળ તે અંબિયા (અલૈ.)ના ખાસ લક્ષણો અને સિફતોનું વર્ણન છે જેના માટે અગાઉ ગુઝરી ચૂકેલ યુગમાં અનેક પત્નીઓ રાખવાની પરવાનગી હોવાની જાણ થાય છે, ફરમાન છે, اَلَّذِيْنَ يُبَلِّغُوْنَ رِسٰلٰتِ اللّٰهِ એટલે કે, આ અંબિયા (અલૈ.) બધા જ અલ્લાહના સંદેશાઓ પોતપોતાની ઉમ્મતોને પહોંચાડે છે.

**એક હિકમત :**

કદાચ તેમાં અંબિયા (અલૈ.)ની બહુપત્નીત્વની હિકમત તરફ પણ ઈશારો હોય કે તેમની બધી જ પ્રવૃત્તિઓ અને નિવેદનો ઉમ્મતને પહોંચાડવું જરૂરી છે અને પુરુષોના સમયનો એક મોટો ભાગ પોતાની સ્ત્રીઓ અને બાળકો સાથે મકાનમાં પસાર થાય છે, તે સમયે જે કંઈ વહી નાઝિલ થાય અથવા પોતે પયગમ્બર કોઈ હુકમ આપે અથવા કોઈ અમલ કરે આ બધી ઉમ્મતની અમાનત છે જેને પત્નીઓ દ્વારા જ સરળતાથી ઉમ્મત સુધી પહોંચાડી શકાય છે. બીજા સ્વરૂપો મુશ્કેલીઓથી ખાલી નથી એટલા માટે અંબિયા (અલૈ.) માટે જો વધારે પત્નીઓ હોય તો તેમની ખાનગી જિંદગીની પ્રવૃત્તિઓ અને નિવેદનો અને તેમનું ખાનગી ચરિત્ર સામાન્ય ઉમ્મત સુધી પહોંચવું સહેલું બની જશે. વલ્લાહુ અઅ્લમુ.

અંબિયા (અલૈ.)નું બીજું લક્ષણ આ વર્ણન કરવામાં આવ્યું છે કે, وَيَخْشَوْنَهٗ وَلَا يَخْشَوْنَ اَحَدًا اِلَّا اللّٰهَ એટલે કે, આ લોકો અલ્લાહથી ડરતા રહે છે અને અલ્લાહ સિવાય કોઈનાથી નથી ડરતા. તેમાં એ પણ સામેલ છે કે જો દીની મસ્લિહત તેમને કોઈ કાર્યની અમલી તબ્લીગ કરવા માટે નિશ્ચિત કરવામાં આવે

છે તો તેમાં ક્યારેય પાછીપાની કરતા નથી, જો અમુક લોકો તેના ઉપર મહેણાં ટોણાં મારે તો તેની પરવા કરતા નથી.

**એક શંકા અને તેનો જવાબ :**

અહીંયાં જ્યારે કે બધા જ અંબિયા (અલૈ.)ના સમૂહની આ હાલત વર્ણન કરી છે કે તેઓ અલ્લાહ સિવાય કોઈનાથી નથી ડરતા તો આનાથી આગલી આયતમાં રસૂલુલ્લાહ ﷺ વિશે આ ઈરશાદ છે, تَخْشَى النَّاسَ (તખ્શન્નાસ) એટલે કે, તમે લોકોથી ડરો છો એ કઈ રીતે યોગ્ય હશે ? તેનો જવાબ એ છે કે પ્રસ્તુત આયતમાં અંબિયા (અલૈ.)નું તબ્લીગ અને રિસાલતના મા'મલામાં ગયરુલ્લાહથી ન ડરવાનું વર્ણન થયું છે અને રસૂલુલ્લાહ ﷺને મહેણાં ટોણાંનો ડર એક એવા કાર્યમાં સામે આવ્યો જે દેખાવમાં એક દુનિયવી કામ હતું, તબ્લીગ અને રિસાલતથી તેનો સંબંધ ન હતો, પછી જ્યારે પ્રસ્તુત આયતોથી આપ ﷺ ઉપર એ બાબત સ્પષ્ટ થઈ ગઈ કે આ નિકાહ પણ અમલી તબ્લીગ અને રિસાલતનું જ એક અંગ છે તો ત્યાર પછી આપ ﷺને પણ કોઈના મહેણાં ટોણાં કે કટાક્ષનો ડર અવરોધક બન્યો નહીં અને આ નિકાહ કરવામાં આવ્યા જો કે ઘણા કાફિરોએ વાંધાઓ ઉઠાવ્યા અને આજ સુધી કરતા રહે છે.

---

**આયત : (સૂરએ અહઝાબ : આયત નં. ૪૦)**

مَا كَانَ مُحَمَّدٌ اَبَآ اَحَدٍ مِّنْ رِّجَالِكُمْ وَلٰكِنْ رَّسُوْلَ اللّٰهِ وَخَاتَمَ النَّبِيّٖنَ ؕ وَكَانَ اللّٰهُ بِكُلِّ شَيْءٍ عَلِيْمًا ﴿٤٠﴾ ع

**તરજુમો :**

*મુહમ્મદ (ﷺ) તમારા પુરુષોમાંથી કોઈના બાપ નથી પરંતુ અલ્લાહના રસૂલ છે અને નબીઓમાં અંતિમ (મહોર) છે અને અલ્લાહ બધી વસ્તુઓને જાણનારો છે. (૪૦)*

## તફસીર :

(આગલી આયતોમાં હઝરત ઝયનબ રદિ.ના નિકાહ એ પોતાની પ્રવૃત્તિ દ્વારા તબ્લીગ કરવાનું સ્વરૂપ હોવાનું અને અંબિયા અલૈ.ની સુન્નત હોવાના સ્વરૂપે ઉત્તમ બાબત હોવાનું બતાવવામાં આવ્યું હતું. આગળ તે વાંધા ઉઠાવનારાઓનો જવાબ છે જેઓ આ નિકાહને નીંદાપાત્ર સમજીને મ્હેણાં ટોણાં મારતા હતા) મુહમ્મદ (ﷺ) તમારા પુરુષોમાંથી કોઈના પિતા નથી (એટલે કે જે લોકો રસૂલ ﷺના સંતાનો નથી, જેમકે આ આયતમાં આમ સહાબા રદિ.ને સંબોધન કરીને કહેવામાં આવ્યું છે, رِجَالِكُمْ "રિજાલિકુમ" એટલે કે તમારા પુરુષોમાંથી કોઈના બાપ નથી તેમાં સંબંધ સામાન્ય લોકો સાથે જોડવામાં આવ્યો અને આપ ﷺથી સગાઈ સંબંધ તોડવામાં આવ્યો એટલા માટે પોતાના કુટુંબના વ્યક્તિઓમાંથી કોઈ પુરુષના બાપ હોવાનો તેનાથી નકાર થતો નથી, જેનો મતલબ એ છે કે સામાન્ય ઉમ્મતના લોકોની સાથે આપ ﷺને આવું પિતૃત્વ પ્રાપ્ત નથી જે કોઈ સાચી દલીલથી તેમની ત્યકતા પત્નીઓ સાથે નિકાહ હરામ હોવાનું કારણ બને) પરંતુ (હા ! એક બીજા પ્રકારનું આધ્યાત્મિક-રૂહાની પિતૃત્વ અવશ્ય પ્રાપ્ત છે એટલા માટે) અલ્લાહના રસૂલ છે (અને દરેક રસૂલ રૂહાની વડીલ હોવાના કારણે ઉમ્મતના રૂહાની પિતા હોય છે) અને (આ રૂહાની પિતૃત્વમાં તે સંપૂર્ણ દરજ્જો એ છે કે બધા રસૂલોથી શ્રેષ્ઠ અને સંપૂર્ણ છે તેથી આપ ﷺ) બધા નબીઓમાં અંતિમ નબી છે (અને જે નબી રૂહાની પિતૃત્વમાં બધાથી વધીને છે એવા આપ ﷺના રૂહાની પિતૃત્વનો ક્રમ કયામત સુધી ચાલશે જેના કારણે આપ ﷺની રૂહાની અવલાદ સૌથી વધારે હશે, મતલબ એ છે કે ઉમ્મત માટે આપ ﷺનું શારીરિક પિતૃત્વ અને વંશીય પિતૃત્વ નથી જેની સાથે નિકાહ હરામ હોવાનો સંબંધ હોય છે બલકે રૂહાની પિતૃત્વ છે, તેથી મ્હોં બોલ્યા પુત્રની ત્યકતા પત્ની સાથે નિકાહ કોઈ વાંધાજનક નથી, બલકે રૂહાની પિતૃત્વનો તકાદો એ છે કે બધા લોકો આપ ﷺ ઉપર સંપૂર્ણ ભરોસો અને યકીન રાખે, આપ ﷺના કોઈ નિવેદન કે પ્રવૃત્તિ ઉપર શંકા કે સંદેહ ન કરે) અને (જો આ વસવસો કે ભ્રમણા હોય કે આ નિકાહ નાજાઈઝ તો ન હતા પરંતુ જો ન થયા હોત તો સારું થાત જેથી લોકોનો વિરોધ કરવાની અને મ્હેણાં ટોણાં મારવાની તક જ ન મળી હોત તો એ સમજી લેવું જોઈએ કે) અલ્લાહ તઆલા દરેક વસ્તુ(ના અસ્તિત્વમાં આવવાની મસ્લિહત)ને સારી પેઠે જાણે છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતમાં તે લોકોની માન્યતાનો રદિયો છે જે પોતાના અજ્ઞાનતાના કુરિવાજ પ્રમાણે હઝરત ઝૈદ બિન હારિષા (રદિ.)ને રસૂલે કરીમ ﷺના પુત્ર કહેતા હતા અને તેમણે તલાક આપ્યા પછી હઝરત ઝયનબ (રદિ.)થી આપ ﷺના નિકાહ ઉપર મહેણાં ટોણાં મારતા હતા કે પુત્રની ત્યકતા પત્ની સાથે નિકાહ કરી લીધા, તેના રદિયા માટે એટલું કહી દેવું પૂરતું હતું કે રસૂલુલ્લાહ ﷺ ઝૈદના પિતા નથી, બલકે હઝરત ઝૈદ (રદિ.)ના પિતા તો હારિષા (રદિ.) છે પરંતુ તેમાં ભારપૂર્વક તાકીદ માટે ઈરશાદ ફરમાવ્યો مَا كَانَ مُحَمَّدٌ اَبَا اَحَدٍ مِّن رِّجَالِكُمْ એટલે કે મુહમ્મદ ﷺ તમારા પુરુષોમાંથી કોઈના પિતા પણ નથી તો એવા વ્યક્તિ ઉપર જેની અવલાદમાં કોઈપણ પુરુષ ન હોય આ મહેણું મારવું કઈ રીતે યોગ્ય હોઈ શકે છે કે તેમને કોઈ પુત્ર છે અને તેની ત્યકતા પત્ની આપ ﷺના પુત્રની પત્ની હોવાના કારણે આપ ﷺ ઉપર હરામ છે ?

આ વિષયના વર્ણન માટે ટૂંકા શબ્દો આ જ હતા કે, اَبَا اَحَدٍ مِّنكُمْ આવું કહી શકાયું હોત, તેના બદલે કુર્આને હકીમે શબ્દ رِجَالُ (રિજાલ)નો વધારો કરીને એ શંકા નિર્મૂળ કરી દીધી કે રસૂલે કરીમ ﷺ તો ચાર પુત્રોના પિતા છે, ત્રણ પુત્રો હઝરત ખદીઝા (રદિ.)થી હઝરત કાસિમ (રદિ.), હઝરત તય્યબ અને તાહિર છે અને એક હઝરત મારિયા કિબ્તિય્યહથી હઝરત ઈબ્રાહીમ (રદિ.) છે, કારણ કે આ બધા બાળ અવસ્થામાં જ વફાત પામ્યા છે, તેમાંથી કોઈ પણ "રિજાલ"ની હદમાં દાખલ નથી થયા અને એ પણ કહી શકાય છે કે આયત નાઝિલ થવાના સમયે આપ ﷺનો કોઈ સગો પુત્ર હયાત ન હતો. કાસિમ, તય્યબ અને તાહિર વફાત પામી ચૂક્યા હતા અને ઈબ્રાહીમ પેદા થયા ન હતા.

વિરોધીઓના વાંધા અને મહેણાં ટોણાંનો જવાબ આ વાક્યથી થઈ ગયો હતો પરંતુ આગળ બીજી શંકાઓને નિર્મૂળ કરવા માટે ફરમાવ્યું, وَلٰكِن رَّسُوْلَ اللّٰهِ તેમાં શબ્દ لٰـكِـن (લાકિન) એ અરબી ભાષામાં તે કામ માટે આવે છે જ્યારે પાછલી વાતચીતમાં જે કોઈ શંકા હોઈ શકતી હતી તેને દૂર કરવામાં આવે, અહીંયાં જ્યારે રસૂલે કરીમ ﷺ વિશે આ વર્ણન થયું કે આપ ﷺ ઉમ્મતના

પુરુષોમાંથી કોઈના બાપ નથી તો આ વાત ઉપર એ શંકા થઈ શકતી હતી કે દરેક નબી અને રસૂલ (અલૈ.) પોતાની ઉમ્મતના પિતા હોય છે, આ આધારે રસૂલે કરીમ ﷺ ઉમ્મતના દરેક પુરુષો બલકે દરેક પુરુષ સ્ત્રીઓના પિતા છે, રસૂલે કરીમ ﷺના પિતૃત્વનો નકાર જેમકે નુબુવ્વતનો નકાર છે.

તેનો જવાબ لٰـكِـن رَّسُـوْلَ الـلّٰـهِ ના શબ્દથી આ આપવામાં આવ્યો કે વાસ્તવિક અને વંશીય લોહીના સગાઈથી પિતા હોવું અલગ બાબત છે જેના ઉપર નિકાહના હલાલ અને હરામ હોવાના હુકમો લાગુ પડે છે અને નુબુવ્વતની હેસિયતે ઉમ્મતના રૂહાની (આધ્યાત્મિક) બાપ હોવું બીજી બાબત છે જેની સાથે આ નિકાહના હુકમો સંબંધ ધરાવતા નથી હોતા તો જાણે આ સમગ્ર વાક્યનો અર્થ અને મતલબ એ થઈ ગયો કે ઉમ્મતના પુરુષોમાંથી રસૂલે કરીમ ﷺ કોઈના પણ લોહીની સગાઈએ બાપ નથી, માત્ર સૌના રૂહાની પિતા છે.

તેમાં એક અન્ય મહેણાં ટોણાંનો જવાબ પણ થઈ ગયો જે અમુક મુશ્રિકોએ કર્યા હતા કે રસૂલે કરીમ ﷺ નઊઝુબિલ્લાહ ! اَبْتَـرُ (અબ્તર) એટલે કે "વંશ વિહોણા" છે, એટલે કે આપ ﷺની કોઈ સગી અવલાદ નથી કે જેનાથી આપ ﷺનો વંશ ચાલે અને આપ ﷺનો સંદેશ આગળ વધે, અમુક દિવસો પછી તેમનો કિસ્સો જ ખતમ થઈ જશે. પ્રસ્તુત શબ્દોએ એ સ્પષ્ટ કરી દીધું કે જો કે આપ ﷺને સગા પુત્રો નથી પરંતુ આપ ﷺની રિસાલત અને નુબુવ્વતના સંદેશને ફેલાવવા અને તેને કાયમ રાખવા અને આગળ વધારવા માટે સગા સંતાનોની આવશ્યકતા નથી, તેના માટે રૂહાની અવલાદ કામ કર્યા કરતી હોય છે અને કારણ કે આપ ﷺ અલ્લાહના રસૂલ છે અને રસૂલ ઉમ્મતના રૂહાની પિતા હોય છે એટલા માટે આપ ﷺ સમગ્ર ઉમ્મતના રૂહાની પિતા હોવાના કારણે તમારા બધાથી વધારે અવલાદ ધરાવનાર છે.

અત્રે જ્યારે કે નબીએ કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલતનું વર્ણન આવ્યું અને તે નુબુવ્વતના હોદ્દામાં આપ ﷺ બધા બીજા અંબિયા (અલૈ.)થી ખાસ વિશેષતા અને શ્રેષ્ઠતા ધરાવે છે તો આગળ રસૂલે કરીમ ﷺની ખાસ શા'ન અને સમગ્ર અંબિયા (અલૈ.) ઉપર તેમનું શ્રેષ્ઠ હોવું આ શબ્દોથી સ્પષ્ટ કરવામાં આવ્યું. وَخَـاتَـمَ الـنَّبِيّٖنَ (વ ખાતમુન્નબિય્યિન) આ શબ્દ خَـاتَـمِ (ખાતમિ)માં બે

કિરાઅતો છે, ઈમામ હસન (રદિ.) અને આસિમ (રહ.)ની કિરાઅત خَـاتَـمُ بِـفَتُحِ تَاءُ છે અને બીજા કિરાઅતના ઈમામો خَـاتِمُ بِكَسُرِ تَاءُ પઢે છે, બંનેનો અર્થ એક જ છે, એટલે કે અંબિયા (અલૈ.)ને પૂર્ણ કરનારા અને કારણ કે, "ખાતમ" ભલે بِكَسُرِ التَّاءُ હોય અથવા بِفَتُحِ التَّاءُ હોય, બંનેનો અર્થ "અંતિમ" જ થાય છે અને "મોહર"ના અર્થમાં પણ આ બંને શબ્દો ઉપયોગ થાય છે અને પરિણામ બીજા અર્થનું પણ તે જ "અંતિમ"ના અર્થમાં હોય છે, કારણ કે "મોહર" (સીલ) કોઈ વસ્તુને બંધ કરવા માટે અંતે જ લગાવવામાં આવે છે. શબ્દ خَـــــاتَـــمُ (ખાતમ)ના بِـالْـكَـرُوالْفَتُحِ બંને અર્થો અરબી શબ્દકોષની કિતાબોમાં પ્રસ્તુત છે. કામુષ, સિહાહ, લિસાનુલ અરબ, તાજુલ ઊલૂસ વગેરે. એટલા માટે તફસીરે રૂહુલ મઆનીમાં "ખાતિમ" મોહરના અર્થનો ખુલાસો પણ તે જ "આખરી"ના અર્થમાં હોવાનો બતાવ્યો છે અને તેના શબ્દો આ છે, وَالْخَاتِمُ اِسُمُ الَةٍ لِمَا يُخُتَمُ بِهٖ كَـالـطَّـابِعِ لِمَا يُطُبَعُ بِهٖ فَمَعُنٰى خَاتَمِ النَّبِيّيُنَ الَّذِىُ خُتِمَ النَّبِيُّوُنَ بِهٖ وَمَاۤ لُهٗ اٰخِرُ النَّبِيّيُنَ આ જ વિષય તફસીરે બયઝાવી અને અહમદીમાં પણ ઉપસ્થિત છે તથા ઈમામ રાગિબે મુફરદાતુલ કુર્આનમાં وَخَـاتَـمُ الـنُّبُـوَّ ـةِ لِاَنَّـهٗ خَتَمَ النُّبُوَّةَ اَىُ تَمَّمَهَا بِمَجِيُئِهٖ ફરમાવ્યું, એટલે કે આપ ﷺને "ખાતિમે નુબુવ્વત" એટલા માટે કહેવામાં આવ્યા છે કે આપ ﷺએ નુબુવ્વતને પોતાના આગમનથી ખતમ અને સંપૂર્ણ કરી દીધી.

અને મુહકમ ઈબ્ને સુદામાં છે, وَخَـاتِـمُ كُـلِّ شَـىُءٍ وَخَاتِمَتُهٗ عَاقِبَتُهٗ وَاٰخِرُهٗ એટલે કે દરેક વસ્તુના "ખાતિમ" તે વસ્તુના અંત અને તેના પરિણામ તથા "છેવટ"નાને કહેવામાં આવે છે.

ખુલાસો એ છે કે કિરાઅત ભલે بِـــفَتُـــحِ تَـــاءُ ની લેવામાં આવે અથવા بِـــكَسُـــرِ تَـــاءُ ની લેવામાં આવે બંને સ્વરૂપોમાં અર્થ એ છે કે રસૂલે કરીમ ﷺ અંબિયા (અલૈ.)ના (સિલસિલાને) ખતમ કરનાર છે એટલે કે બધા અંબિયા (અલૈ.)ના અંતે અને છેલ્લું આગમન રસૂલે કરીમ ﷺનું થયું છે.

خَــــاتَــــمُ الْاَنُبِيَـــاءُ (ખાતમુલ અંબિયા)નું લક્ષણ એક એવી સિફત છે જે નુબુવ્વત અને રિસાલતની બધી જ વિશેષતાઓમાં રસૂલે કરીમ ﷺની ઉચ્ચ શ્રેષ્ઠતા અને વિશિષ્ટતાને જાહેર કરે છે, કારણ કે સામાન્ય રીતે દરેક વસ્તુમાં

ક્રમશઃ પ્રગતિ થાય છે અને પરાકાષ્ઠાએ પહોંચીને તેની પૂર્ણતા થાય છે અને જે અંતિમ પરિણામ હોય છે તે જ મૂળ હેતુ હોય છે, કુર્આને કરીમે પોતે તેને સ્પષ્ટ કરી દીધું છે. اَلۡيَوۡمَ اَكۡمَلۡتُ لَكُمۡ دِيۡنَكُمۡ وَاَتۡمَمۡتُ عَلَيۡكُمۡ نِعۡمَتِىۡ એટલે કે, આજે મેં તમારો દીન સંપૂર્ણ કરી દીધો છે અને પોતાની નેઅ્મત તમારા ઉપર પૂર્ણ કરી આપી છે.

અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)ના દીન પણ પોતપોતાના સમયના આધારે સંપૂર્ણ હતા, કોઈ અધૂરા ન હતા પરંતુ તે બધામાં આ જ દીને મુસ્તફવી ﷺને કાયમીપણાની વિશિષ્ટતા પ્રાપ્ત થઈ તે આગલાઓ અને પાછલાઓ માટે હુજ્જત અને કયામત સુધી ચાલનારો દીન છે.

આ સ્થળે ખાતમુન્નબિય્યિનની સિફતના વધારાથી આ વિષયની પણ વધારે સ્પષ્ટતા અને પૂર્ણતા થઈ ગઈ કે રસૂલે કરીમ ﷺને વંશ વિહોણા કહેવું અજ્ઞાનતા છે જ્યારે કે સમગ્ર ઉમ્મતના પિતા હોવાના સ્વરૂપે રસૂલે કરીમ ﷺ مُتَّصِفُ (વંશવાળા) છે, કારણ કે શબ્દ خَاتَمُ النَّبِيِّنَ (ખાતમુન્નબિય્યિન)એ આ પણ બતાવી આપ્યું કે રસૂલે કરીમ ﷺ પછી કયામત સુધી આવનારી બધી નસ્લો અને કોમો રસૂલે કરીમ ﷺની જ ઉમ્મતમાં સામેલ થશે એ કારણે રસૂલે કરીમ ﷺની ઉમ્મતની સંખ્યા પણ અન્ય ઉમ્મતોથી વધારે હશે અને રસૂલે કરીમ ﷺની રૂહાની અવલાદ પણ અન્ય અંબિયા (અલૈ.) કરતાં વધારે હશે.

ખાતિમુન્નબિય્યિનની સિફતે એ પણ બતાવી દીધું કે રસૂલે કરીમ ﷺનો પ્રેમ પોતાની રૂહાની અવલાદ એટલે કે સમગ્ર ઉમ્મત ઉપર બીજા બધા જ અંબિયા (અલૈ.) કરતાં વધારે હશે અને રસૂલે કરીમ ﷺ કયામત સુધી ઉપસ્થિત થનાર પ્રત્યેક જરૂરતોને સ્પષ્ટ કરવાની સંપૂર્ણ કાળજી રાખશે, કારણ કે આપ ﷺ પછી કોઈ નબી અને કોઈ વહી દુનિયામાં આવવાની નથી તેનાથી વિપરીત અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.) કે તેમને એ બાબતની ફિકર ન હતી કે તેઓ જાણતા હતા કે જ્યારે કોમમાં ગુમરાહી ફેલાશે તો અમારા પછી બીજા અંબિયા (અલૈ.) આવીને તેની સુધારણા કરી આપશે પરંતુ ખાતિમુલ અંબિયા ﷺને એ ચિંતા હતી કે કયામત સુધી ઉમ્મતને જે પરિસ્થિતિઓ સાથે વાસ્તો પડશે તે બધી પરિસ્થિતિઓ વિશેના માર્ગદર્શનો ઉમ્મતને આપીને જાય જેના ઉપર રસૂલે કરીમ

ﷺની હદીષો સાક્ષી છે કે આપ ﷺ પછી જેટલા લોકો અનુસરણ કરવા પાત્ર આવ્યા હતા મોટા ભાગે તેમના નામો લઈને બતાવી દીધું છે, તે જ પ્રમાણે જેટલી ગુમરાહીઓના ઝંડેધારીઓ છે તેમની પરિસ્થિતિઓ અને સરનામાઓ એવા ખોલીને બતાવી આપ્યા છે કે થોડો વિચાર કરનાર વ્યક્તિને પણ કોઈ શંકા બાકી રહેવા ન પામશે એટલા માટે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اِنِّیْ تَرَکْتُکُمْ عَلٰی شَرِیْعَةٍ بَیْضَاءَ لَیْلُهَا وَنَهَارُهَا سَوَاءٌ એટલે કે, મેં તમને એવા પ્રકાશિત માર્ગો ઉપર છોડ્યા છે જેમાં રાત દિવસ સમાન છે કોઈ સમય પણ ગુમરાહીનો ભય નથી. આ આયતમાં એ વાત પણ ધ્યાન આપવાપાત્ર છે કે રસૂલે કરીમ ﷺનું જે વર્ણન ઉપરોક્ત રસૂલની સિફત સ્વરૂપે આવ્યું છે તેના માટે દેખીતી રીતે યોગ્ય એ હતું કે આગળ خَاتَمُ الرُّسُلِ (ખાતમુર્રસૂલ) અથવા خَاتَمُ الْمُرْسَلِیْنَ (ખાતમુલ મુરસલીન)ના શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો હોત પરંતુ કુર્આને હકીમે તેના બદલે خَاتَمُ النَّبِیّٖنَ (ખાતમુન્નબિય્યિન)નો શબ્દ અપનાવ્યો છે.

કારણ એ છે કે જમહૂર ઉલમાના મતે નબી અને રસૂલમાં એક તફાવત છે તે એ કે નબી તો દરેક તે વ્યક્તિને કહેવામાં આવે છે જેને અલ્લાહ તઆલા મખ્લૂકની સુધારણા માટે ચૂંટી કાઢે છે અને પોતાની વહીથી પ્રતિષ્ઠિત કરે છે. ભલે, તેના માટે કોઈ આગવી કિતાબ અને આગવી શરીઅત નિશ્ચિત કરવામાં આવે અથવા પહેલેથી જ કોઈ નબીની કિતાબ અને શરીઅતના તા'બે લોકોની હિદાયત ઉપર નિમવામાં આવે, જેમકે હઝરત હારૂન (અલૈ.) તે હઝરત મૂસા (અલૈ.)ની કિતાબ અને શરીઅતના તા'બે અને તેનું માર્ગદર્શન આપવા ઉપર નિમવામાં આવ્યા હતા.

શબ્દ "રસૂલ" ખાસ તે નબી માટે બોલવામાં આવે છે જેને આગવી કિતાબ અને શરીઅત આપવામાં આવી હોય, એ જ પ્રમાણે શબ્દ "નબી"નો ભાવાર્થ શબ્દ "રસૂલ" કરતાં સામાન્યપણામાં વધારે છે તો આયતનો ભાવાર્થ એ થયો કે આપ ﷺ અંબિયા (અલૈ.)ને પૂર્ણ કરનારા અને સૌથી છેવટે છે, ભલે તે શરીઅતવાળા નબી હોય અથવા માત્ર અગાઉના નબીઓના તા'બે હોય, આથી જાણ થઈ કે નબીના જેટલા પ્રકારો અલ્લાહ નજીક હોઈ શકે છે તે બધા જ રસૂલે કરીમ ﷺ ઉપર પૂર્ણ થઈ ગયા અને રસૂલે કરીમ ﷺ પછી હવે કોઈ નબીનું આગમન થશે નહીં.

ઈમામ ઈબ્ને કષીરે પોતાની તફસીરમાં કહ્યું છે,

فَهٰـذِهِ الْاٰيَةُ فِـىْ اَنَّـهٗ لَا نَبِىَّ بَعْدَهٗ وَاِذَا كَانَ لَا نَبِىَّ بَعْدَهٗ فَلَا رَسُوْلَ بِالطَّرِيْقِ الْاَوْلٰى لِاَنَّ مَـقَامَ الرِّسَالَةِ اَخَصُّ مِنْ مَّقَامِ النُّبُوَّةِ فَاِنَّ كُلَّ رَسُوْلٍ نَبِىٌّ وَّلَا يَنْعَكِسُ، بِذٰلِكَ وَرَدَتِ الْاَحَـادِيْـثُ الْـمُتَـوَاتِـرَةُ عَنْ رَّسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مِنْ حَدِيْثِ جَمَاعَةٍ مِّنَ الصَّحَابَةِ،

*"આ આયત ઉઘાડી "નસ" છે તે અકીદા માટે કે રસૂલે કરીમ ﷺ પછી કોઈ નબી નથી અને જ્યારે નબી નથી તો દેખીતું છે કે રસૂલ પણ નથી, કારણ કે શબ્દ "નબી" સામાન્ય અને શબ્દ "રસૂલ" ખાસ છે અને આ તે અકીદહ છે જેના ઉપર મુતવાતિર હદીષો સાક્ષી છે જે સહાબએ કિરામ (રદિ.)ના એક મોટા સમૂહની રિવાયતથી આપણા સુધી પહોંચી છે."*

આ આયતના શાબ્દિક ખુલાસામાં એટલા માટે વિગતપૂર્વક ચર્ચા કરવામાં આવી છે કે આપણા પ્રદેશમાં મિરઝા કાદિયાની નુબુવ્વતના દા'વેદારે આ આયતને પોતાના માર્ગનો અવરોધ સમજીને તેની તફસીરમાં જાતજાતના ફેરફારો અને સંભાવનાઓ પેદા કરી છે, પ્રસ્તુત તફસીરથી અલ્હમ્દુલિલ્લાહ તે બધાનો જવાબ થઈ જાય છે.

## "ખત્મે નુબુવ્વત"નો મસ્અલો :

રસૂલે કરીમ ﷺનું "ખાતમુન્નબિય્યિન" હોવું અને આપ ﷺનું અંતિમ પયગમ્બર હોવું, રસૂલે કરીમ ﷺ પછી કોઈ નબીનું દુનિયામાં આગમન ન થવું અને દરેક નુબુવ્વતના દા'વેદારનું જુઠ્ઠા અને કાફિર હોવું એવો મસ્અલો છે જેના ઉપર સહાબએ કિરામ (રદિ.)થી લઈને આજ દિન સુધી દરેક યુગના મુસલમાનોનો ઈજ્માઅ્ અને સહમતી રહી છે એટલા માટે જરૂરત ન હતી કે તેના ઉપર કોઈ વિગતપૂર્વકની ચર્ચા કરવામાં આવે પરંતુ કાદિયાની ફિરકાએ આ મસ્અલામાં મુસલમાનોના દિલોમાં શંકા અને ભ્રમણાઓ પેદા કરવા માટે ખૂબ જોર લગાવ્યું છે, સેંકડો નાની મોટી કિતાબો પ્રકાશિત કરીને ઓછું જ્ઞાન ધરાવનાર લોકોને ગુમરાહ કરવાનો પ્રયત્ન કર્યો છે એટલા માટે મુજ નાચીઝે આ

મસ્અલાની સંપૂર્ણ વિગત માટે એક આગવી કિતાબ "ખત્મે નુબુવ્વત" લખી છે જેમાં એકસો આયતો અને બસોથી વધારે હદીષો અને સેંકડો નિવેદનો અને નિશાનીઓ સલફ અને ખલફથી વર્ણન કર્યા છે જેણે આ મસ્અલાની સંપૂર્ણ સ્પષ્ટતા કરી દીધી છે અને કાદિયાનીના જૂઠાણા અને શંકાઓનો વિગતવાર જવાબ આપ્યો છે, અત્રે તેમાંથી અમુક જરૂરી વાતો લખવામાં આવે છે.

**રસૂલે કરીમ ﷺનું ખાતમુન્નબિય્યિન હોવું અંતિમ જમાનામાં હઝરત ઈસા (અલૈ.)ના નાઝિલ થવાનું વિરોધાભાસી નથી :**

કારણ કે કુર્આને કરીમની અનેક આયતો અને મુતવાતિર હદીષોથી એ સાબિત છે કે કયામત પહેલાં અંતિમ ઝમાનામાં હઝરત ઈસા (અલૈ.) ફરી દુનિયામાં તશરીફ લાવશે અને દજ્જાલે આ'ઝમને કતલ કરશે અને તે સમયે દરેક ગુમરાહીને સમાપ્ત કરશે જેની વિગત મુજ નાચીઝની પુસ્તિકા "અત્તશ્રીહ બિમા તવાતુર ફી નુઝૂલિલ્ મસીહ"માં ઉપસ્થિત છે.

મિરઝાઈ કાદિયાનીએ હઝરત ઈસા (અલૈ.)ને જીવતા આસમાન ઉપર ઉઠાવી લેવાની અને પછી તેમના અંતિમ જમાનામાં પાછા આવવાની બાબત જે કુર્આન અને સુન્નતની અસંખ્ય નુસૂસથી સાબિત છે તેનો ઈન્કાર કરીને પોતે મસીહ મવઊદ હોવાનો દા'વો કર્યો અને દલીલમાં એ રજુ કર્યું કે જો ઈસા ઈબ્ને મરયમ બની ઈસ્રાઈલના નબીનું ફરીવાર દુનિયામાં આવવું સ્વીકારવામાં આવે તો તે રસૂલે કરીમ ﷺના ખાતમુન્નબિય્યિન હોવાનો નકાર થશે.

જવાબ બિલકુલ સ્પષ્ટ છે કે ખાતિમુન્નબિય્યિન અને આખિરુન્નબિય્યિનનો અર્થ એ છે કે રસૂલે કરીમ ﷺ પછી કોઈ વ્યક્તિ નુબુવ્વતના હોદ્દા ઉપર બિરાજમાન થશે નહીં, તેનાથી એ જરૂરી નથી બનતું કે આપ ﷺથી પહેલાં તેમને નુબુવ્વત અર્પણ કરવામાં આવી ચૂકી હતી, તેમની નુબુવ્વત મુલ્તવી થઈ જશે અથવા તેમાંથી કોઈ આ દુનિયામાં ફરી આવી નથી શકતું, અલબત્ત આપ ﷺ પછી જે પણ આપ ﷺની ઉમ્મતમાં સુધારણા અને તબ્લીગ માટે આવશે તે પોતાના નુબુવ્વતના હોદ્દા ઉપર કાયમ રહીને આ ઉમ્મતની સુધારણાની સેવા રસૂલે કરીમ ﷺની તા'લીમના તા'બે થઈને જ અંજામ આપશે જેમકે સહીહ હદીષોમાં ખુલાસો છે.

ઈમામ ઈબ્ને કષીરે આ જ આયતની તફસીરમાં ફરમાવ્યું છે,

وَالْـمُـرَادُ بِـكَوْنِهٖ عَلَيْهِ السَّلَامِ خَاتَمَهُمْ اِنْقِطَاعُ حُدُوْثِ وَصْفِ النُّبُوَّةِ فِىْ اَحَدٍمِّنَ الثَّـقَـلَيْـنِ بَعْـدَ تَـحْـلِيَتِـهٖ عَـلَيْهِ السَّلَامُ بِهَافِىْ هٰذِهِ النَّشْأَةِ وَلَا يَقْدَحُ فِىْ ذٰلِكَ مَا اَجْـمَـعَـتْ عَلَيْهِ الْاُ مَّةُ وَاشْتَهَرَتْ فِيْهِ الْاَخْبَارُ وَلَعَلَّهَا بَلَغَتْ مَبْلَغَ التَّوَاتُرِ الْمَعْنَوِىِّ وَنَـطَـقَ بِـهِ الْـكِتٰـبُ عَـلٰى قَوْلٍ، وَوَجَبَ الْاِيْمَانُ بِهٖ وَاُكْفِرَ مُنْكِرُهُ كَالْفَلَاسِفَةِ مِنْ نُـزُوْلِ عِيْسٰى عَلَيْهِ السَّلَامُ اٰخِرَالزَّمَانِ لِاَ نَّهُ كَانَ نَبِيًّا قَبْلَ اَنْ يُّحَلّٰى نَبِيُّنَا صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ بِالنُّبُوَّةِفِىْ هٰذِهِ النَّشْاَ ةِ،

*"રસૂલે કરીમ ﷺના ખાતમુલ અંબિયા હોવાથી એ ભાવાર્થ છે કે નુબુવ્વતની સિફત રસૂલે કરીમ ﷺ પછી કપાઈ જશે અને હવે કોઈને એ સિફત અથવા હોદ્દો મળશે નહીં. તેનાથી આ મસ્અલા ઉપર કોઈ અસર નથી પડતો જેના ઉપર ઉમ્મતનો ઈજ્માઅ્ છે અને કુર્આન તેના ઉપર નાતિક (ગવાહ) છે અને રસૂલે કરીમ ﷺની હદીષો લગભગ તવાતુરના દરજ્જાએ પહોંચેલ છે તે તેના ઉપર સાક્ષી છે, તે એ કે હઝરત ઈસા (અલૈ.) અંતિમ જમાનામાં નાઝિલ થશે, કારણ કે તેમને નુબુવ્વત આ દુનિયામાં આપણા નબી ﷺ પહેલાં મળી ચૂકી હતી."*

## નુબુવ્વતના ભાવાર્થમાં ફેરફાર કરવો; ઝિલ્લી (પડછાયો) અને બુરૂજી (પુનર્જન્મ) નુબુવ્વત ઘડી કાઢવી :

આ નુબુવ્વતના દા'વેદાર કાદિયાનીએ નુબુવ્વતના દા'વાનો માર્ગ સમથળ કરવા માટે એક નવી ચાલ એ ચાલી કે નુબુવ્વતનો એક નવો પ્રકાર ઘડી કાઢ્યો જેનું કુર્આન અને સુન્નતમાં કોઈ અસ્તિત્વ કે સાબિતી નથી અને પછી એવું કહ્યું કે આ નુબુવ્વતના પ્રકારનો હુકમ કુર્આની ખત્મે નુબુવ્વતથી નુબુવ્વતનો નકાર કરતું નથી. તેનો ખુલાસો એ છે કે તેણે નુબુવ્વતના ભાવાર્થમાં તે માર્ગ અપનાવ્યો જે હિન્દુઓ અને અન્ય કોમોમાં પ્રચલિત છે કે એક વ્યક્તિ કોઈ બીજા વ્યક્તિનો જન્મ લઈને પુનર્જન્મ લઈ શકે છે અને પછી એ કહ્યું કે જે વ્યક્તિ રસૂલુલ્લાહ

ﷺના સંપૂર્ણ અનુસરણના કારણે આપ ﷺથી સમરસ થઈ ગયો હોય તેનું આવવું જાણે પોતે રસૂલે કરીમ ﷺનું આવવું છે અને વાસ્તવમાં આપ ﷺનો જ ઝિલ્લ (પડછાયો) અને બુરુઝ (પુનર્જન્મ) હોય છે એટલા માટે તેના દા'વાથી ખત્મે નુબુવ્વતનો દા'વો પ્રભાવિત થતો નથી પરંતુ પ્રથમ તો પોતે મનઘડત નુબુવ્વત ઈસ્લામમાં ક્યાંથી આવી તેની કોઈ સાબિતી નથી, તદુપરાંત ખત્મે નુબુવ્વતનો મસ્અલો કારણ કે ઈસ્લામી અકીદાઓમાં એક પાયાનો અકીદહ છે એટલા માટે રસૂલુલ્લાહ ﷺએ તેને વિવિધ વિષયોથી વિવિધ સમયોમાં એવો સ્પષ્ટ કરી દીધો છે કે કોઈ ફેરફાર કરનારનો ફેરબદલ તેમાં ચાલી શકતો જ નથી, તેનો જવાબ સંપૂર્ણ વિગત સાથે મુજ નાચીઝની કિતાબ "ખત્મે નુબુવ્વત"માં જ જોઈ શકાય છે, અત્રે અમુક વસ્તુઓ આવશ્યકતા અનુસાર રજુ કરવાને પૂરતું સમજવામાં આવે છે.

સહીહ બુખારી અને મુસ્લિમ વગેરેમાં બધી જ હદીષની કિતાબોમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી આ રિવાયત સહીહ સનદ સાથે આવી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

اِنَّ مَثَلِىْ وَمَثَلَ الْاَنْبِيَاءِ مِنْ قَبْلِىْ كَمَثَلِ رَجُلٍ بَنٰى بَيْتًا فَاَحْسَنَهٗ وَاَجْمَلَهٗ اِلَّا مَوْضِعَ لَبِنَةٍ مِّنْ زَاوِيَةٍ فَجَعَلَ النَّاسُ يَطُوْفُوْنَ بِهٖ وَيُعْجِبُوْنَ لَهٗ وَيَقُوْلُوْنَ هَلَّا وُضِعَتْ هٰذِهِ اللَّبِنَةُ وَاَنَا خَاتَمُ النَّبِيِّيْنَ، رَوَاهُ اَحْمَدُ وَ النَّسَائِى وَالتِّرْمِذِىُّ وَفِىْ بَعْضِ اَلْفَاظِهٖ فَكُنْتُ اَنَا سَدَدْتُّ مَوْضِعَ اللَّبِنَةِ وَخُتِمَ بِىَ الْبُنْيَانُ،

*"મારું ઉદાહરણ અને મારાથી અગાઉના અંબિયા (અલૈ.)નું ઉદાહરણ એવું છે જેણે એક મકાન બનાવ્યું હોય અને તેને ખૂબ મજબૂત કર્યું હોય અને શણગાર્યું હોય પરંતુ તેના એક ખૂણામાં ભીંતની એક ઈંટની જગ્યા ખાલી છોડી દીધી હોય તો લોકો તેને જોવા માટે તેમાં ચાલે ફરે અને બાંધકામને પસંદ કરે પરંતુ બધા આ કહે કે આ મકાન બનાવનારાએ આ ઈંટ પણ કેમ રાખી ન દીધી ? જેથી બાંધકામ બિલકુલ સંપૂર્ણ થઈ ગયું હોત ! રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે (નુબુવ્વતના મહેલની) તે અંતિમ ઈંટ હું છું. અને હદીષના અમુક શબ્દોમાં છે કે મેં તે ખાલી જગ્યાને પૂરીને નુબુવ્વતના મહેલને સંપૂર્ણ કરી દીધો."*

આ શ્રેષ્ઠ ઉદાહરણનો ખુલાસો એ છે કે નુબુવ્વત એક આલિશાન મહેલ જેવી છે જેના વિભાગો અંબિયા (અલૈ.) છે. રસૂલે કરીમ ﷺથી પહેલાં આ મહેલ બિલકુલ તૈયાર થઈ ચૂક્યો હતો અને તેમાં માત્ર એક ઈંટ સિવાય કોઈ અન્ય પ્રકારની સંભાવના બાંધકામમાં બાકી રહી ન હતી. રસૂલે કરીમ ﷺએ આ સ્થળને પૂર્ણ કરીને નુબુવ્વતના મહેલની પૂર્ણતા કરી દીધી, હવે તેમાં ન કોઈની નુબુવ્વતની ગુંજાઇશ છે અને ન જ રિસાલતની. જો નુબુવ્વત અથવા રિસાલતના અમુક પ્રકારો માની પણ લેવામાં આવે તો હવે તેમાંથી કોઈ પ્રકારની સંભાવના નુબુવ્વતના મહેલમાં નથી.

સહીહ બુખારી, મુસ્લિમ અને મુસ્નદે અહમદ વગેરેમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી એક બીજી હદીષ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

كَانَتْ بَنُوْ اِسْرَائِيْلَ تَسُوْسُهُمُ الْاَنْبِيَاءُ كُلَّمَا هَلَكَ نَبِيٌّ خَلَفَهٗ نَبِيٌّ وَاِنَّهٗ لَا نَبِيَّ بَعْدِىْ وَسَيَكُوْنُ خُلَفَاءُ فَيَكْثُرُوْنَ (اَلْحَدِيْث)

*"બની ઈસ્રાઈલનું રાજકરણ અને વ્યવસ્થા પોતે અંબિયા (અલૈ.)ના હાથમાં હતી, જ્યારે એક નબીની વફાત થઈ જતી તો બીજા નબી તેના સ્થાને આવી જતા હતા અને મારા પછી કોઈ નબી નથી અલબત્ત મારા ખલીફા હશે જે ઘણા બધા હશે."*

આ હદીષે એ પણ સ્પષ્ટ કરી દીધું કે રસૂલે કરીમ ﷺ કારણ કે ખાતિમુન્નબિય્યિન છે અને રસૂલે કરીમ ﷺ પછી કોઈ નબીનું આગમન થવાનું નથી તો ઉમ્મતની હિદાયતની વ્યવસ્થા કેવી રીતે થશે તેના વિશે ફરમાવ્યું કે રસૂલે કરીમ ﷺ પછી ઉમ્મતની તા'લીમ અને હિદાયતની વ્યવસ્થા રસૂલે કરીમ ﷺના ખલીફાઓ દ્વારા થશે જે રસૂલે કરીમ ﷺના ખલીફા હોવાના સ્વરૂપે નુબુવ્વતના હેતુઓને પૂરા કરશે, જો ઝિલ્લી કે બુરુજી નુબુવ્વતનો કોઈ પ્રકાર હોત અથવા "ગેરતશ્રીઈ નુબુવ્વત" બાકી હોત તો જરૂરી હતું કે અહીંયાં તેનું વર્ણન કરવામાં આવ્યું હોત કે જો કે જાહેર નુબુવ્વત ખતમ થઈ ચૂકી પરંતુ ફલાણા ફલાણા પ્રકારની નુબુવ્વત બાકી છે જેનાથી આ દુનિયાની વ્યવસ્થા થશે.

આ હદીષમાં સ્પષ્ટ અને ખુલ્લા શબ્દોમાં બતાવવામાં આવ્યું છે કે નુબુવ્વતનો કોઈ પ્રકાર રસૂલે કરીમ ﷺ પછી બાકી નથી અને મખ્લૂકની

હિદાયતનું કામ જે પાછલી ઉમ્મતોમાં બની ઈસ્રાઈલના અંબિયા (અલૈ.)થી લેવામાં આવ્યું હતું તે આ ઉમ્મતમાં રસૂલે કરીમ ﷺના ખલીફાઓ દ્વારા લેવામાં આવશે.

સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી હદીષ છે,

لَمْ يَبْقَ مِنَ النُّبُوَّةِ اِلَّا الْمُبَشِّرَاتُ،

*"નુબુવ્વતમાંથી કંઈ બાકી ન રહ્યું માત્ર مُبَشِّرَاتُ (મુબશ્શિરાત) સાચા સપનાઓ સિવાય."*

મુસ્નદે અહમદમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.) અને ઉમ્મે કુરઝલ કઅબિય્યહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

لَا يَبْقٰى بَعْدِىْ مِنَ النُّبُوَّةِ شَىْءٌ اِلَّا الْمُبَشِّرَاتُ قَالُوْا يَارَسُوْلَ اللّٰهِ وَمَا الْمُبَشِّرَاتُ قَالَ الرُّؤْيَا الصَّالِحَةُ يَرَاهَا الْمُسْلِمُ اَوْتُرٰى لَهٗ (طبرانی نے اس حدیث کو صحیح کہا ہے كَذَا فِى الْكَنْز)

*"મારા પછી નુબુવ્વતમાંથી કંઈ બાકી ન રહ્યું માત્ર મુબશ્શિરાત (સાચા સપનાઓ) સિવાય ! સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! મુબશ્શિરાત શું વસ્તુ છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, સાચા સપનાઓ જે મુસલમાનો પોતે જુએ અથવા તેના વિશે કોઈ બીજો જુએ."*

આ હદીષે એટલી બધી સ્પષ્ટતાઓ કરીને બતાવી દીધું છે કે નુબુવ્વતનો કોઈ પ્રકાર તશ્રીઈ અથવા ગેરતશ્રીઈ અને મિરઝા કાદિયાનીના કહેવા પ્રમાણે ઝિલ્લી અથવા બુરુઝી રસૂલે કરીમ ﷺ પછી હવે બાકી નથી, માત્ર મુબશ્શિરાત એટલે કે સાચા સપનાઓ લોકોને આવશે કે જેનાથી અમુક જાણકારી પ્રાપ્ત થશે.

મુસ્નદે અહમદ અને તિરમિઝીમાં હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

اِنَّ الرِّسَالَةَ وَالنُّبُوَّةَ قَدِ انْقَطَعَتْ فَلَارَسُوْلَ بَعْدِىْ وَلَا نَبِىَّ،

(رَوَاهُ التِّرْمِذِىُّ وَقَالَ هٰذَا حَدِيْثٌ صَحِيْحٌ)

*"બેશક ! રિસાલત અને નુબુવ્વત મારા પછી કપાઈ ચૂકી છે, મારા પછી ન તો કોઈ રસૂલ થશે અને ન જ નબી."*

આ હદીષે સ્પષ્ટ કરી દીધું કે ગેરતશ્રીઈ (નવા નિયમ પ્રમાણેની) નુબુવ્વત પણ રસૂલે કરીમ ﷺ પછી બાકી નથી અને ઝિલ્લી તથા બુરૂઝી તો નુબુવ્વતનો કોઈ પ્રકાર જ નથી અને ન જ ઈસ્લામમાં આ પ્રકારની કોઈ વસ્તુ પ્રચલિત છે.

આ સ્થળે ખત્મે નુબુવ્વતના મસ્અલાની હદીષો એકઠી કરવાનો હેતુ નથી, તે તો ૨૦૦ થી વધારે કિતાબ "ખત્મે નુબુવ્વત"માં એકઠી કરવામાં આવી છે, માત્ર અમુક હદીષોથી એ બતાવવાનો હેતુ હતો કે મિરઝાઈ કાદિયાનીએ જે નુબુવ્વતને બાકી રાખવા માટે ઝિલ્લી અને બુરૂઝીના વિષયો ઘડી કાઢ્યા છે, પ્રથમ તો ઈસ્લામમાં તેનો કોઈ અસલ પાયો જ નથી અને કલ્પના કરો કે કદાચ હોત તો પણ પ્રસ્તુત હદીષોએ એ બતાવી આપ્યું છે કે રસૂલે કરીમ ﷺ પછી નુબુવ્વતનો કોઈપણ પ્રકાર બાકી નથી.

એટલા માટે જ સહાબએ કિરામ (રદિ.)થી લઈને આજદિન સુધી ઉમ્મતે મુસ્લિમહના બધા જ વર્ગોનો ઈજ્માઅ્ આ અકીદહ ઉપર રહ્યો છે કે રસૂલે કરીમ ﷺ પછી કોઈ પ્રકારના નબી અથવા રસૂલ નથી હોઈ શકતા, જે દા'વો કરે તે જૂઠો, કુર્આનનો ઈન્કારી અને કાફિર છે તથા સહાબએ કિરામ (રદિ.)નો સૌથી પહેલાં ઈજ્માઅ્ આ જ મસ્અલા ઉપર થયો જેની રૂએ મુસયલમા કઝ્ઝાબ નુબુવ્વતના દા'વેદારને અને તેના માનનારાઓને પ્રથમ ખલીફા હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ના શાસનકાળમાં જિહાદ કરીને કતલ કરવામાં આવ્યા.

અઈમ્મએ સલફ અને ઉલમાએ ઉમ્મતના નિવેદનો અને ખુલાસાઓ પણ આ વિષયમાં ખત્મે નુબુવ્વત કિતાબના ત્રીજા ભાગમાં ખૂબ વિગતપૂર્વક લખવામાં આવ્યા છે, આ સ્થળે માત્ર અમુક વાક્યો વર્ણન કરવામાં આવે છે.

ઈબ્ને કષીર (રહ.)એ પોતાની તફસીરમાં આ જ આયત હેઠળ લખ્યું છે,

اَخْبَرَ اللّٰهُ تَعَالٰی فِیْ كِتَابِهٖ وَرَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهِ عَلَيْهِ وَسَلَّمَ فِی السُّنَّةِ الْمُتَوَاتِرَةِ عَنْهُ اَنَّهُ لَا نَبِیَّ بَعْدَهُ لِيَعْلَمُوْا اَنَّ كُلَّ مَنِ ادَّعٰی هٰذَاالْمَقَامَ بَعْدَهُ فَهُوَ كَذَّابٌ اَفَّاكٌ دَجَّالٌ ضَالٌّ مُضِلٌّ وَلَوْ حَرَّقَ وَشَعْبَدَ وَاَتٰی بِاَنْوَاعِ السِّحْرِ وَالطَّلَاسِمِ وَالنِّيْرَ

نُجِيَاتِ فَكُلُّهَا مُحَالٌ وَضَلَالٌ عِنْدَ اُولِي الْاَلْبَابِ كَمَا اَجْرَى اللّٰهُ سُبْحَانَهُ عَلٰى يَدِالْاَسْوَدِ الْعَنَسِيِّ بِالْيَمَنِ وَمُسَيْلَمَةَ الْكَذَّابِ بِالْيَمَامَةِ مِنَ الْاَحْوَالِ الْفَاسِدَةِ وَالْاَقْوَالِ الْبَارِدَةِ مَاعَلِمَ كُلُّ ذِىْ لُبٍّ وَفَهْمٍ وَحِجًى اَنَّهُمَا كَاذِبَانِ ضَالَّانِ لَعَنَهُمَا اللّٰهُ تَعَالٰى وَكَذٰلِكَ كُلُّ مُدَّعٍ لِذٰلِكَ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ حَتّٰى يُخْتَمُوْا بِالْمَسِيْحِ الدَّجَّالِ، (اِبْنِ كَثِيْر)

*"અલ્લાહ તઆલા પોતાની કિતાબમાં અને રસૂલે કરીમ ﷺની હદીષોમાં મુતવાતિર રીતે ખબર આપી છે કે રસૂલે કરીમ ﷺ પછી કોઈ નબી નથી જેથી લોકો સમજી લે કે રસૂલે કરીમ ﷺ પછી જે વ્યક્તિ આ નુબુવ્વતના સ્થાનનો દા'વો કરે તે જૂઠો, ધોકાબાજ, દજ્જાલ, માર્ગ ભટકેલો, માગ ભટકાવનારો છે, ભલે તે કેટલીય યુક્તિઓ કરી રહ્યો હોય અને પ્રકાર પ્રકારના જાદૂ અથવા તિલિસ્મની રંગીનીઓ બતાવે, તે બધી બુદ્ધિશાળીઓ સમીપ ખોટી માન્યતાઓ અને ગુમરાહી છે, જેમકે અલ્લાહ તઆલાએ અશ્વદે અનસી (નુબુવ્વતના જૂઠા દા'વેદાર)ના હાથ ઉપર યમનમાં અને મુસયલમા કઝ્ઝાબ (નુબુવ્વતના જૂઠા દા'વેદાર)ના હાથ ઉપર યમામામાં આ પ્રમાણેની જૂઠી પરિસ્થિતિઓ અને વાહિયાત નિવેદનો જાહેર કરાવ્યા જેને જોઈને સાંભળીને દરેક બુદ્ધિશાળી અને સમજદાર વ્યક્તિ સમજી લે કે આ બંને જૂઠાઓ અને ગુમરાહ છે, અલ્લાહ તેમના ઉપર ફિટકાર વરસાવે. એ જ પ્રમાણે જે વ્યક્તિ પણ કયામત સુધી નુબુવ્વતનો દા'વો કરે તે જૂઠો અને કાફિર છે એટલે સુધી કે નુબુવ્વતના દા'વેદારોનો આ ક્રમ મસીહ (અલૈ.) અને દજ્જાલ ઉપર પૂર્ણ થશે."*

ઈમામ ગિઝાલી (રહ.)એ પોતાની કિતાબ "અલ ઈકતિસાદ ફિલ એઅ્તેકાદ"માં પ્રસ્તુત આયતની તફસીર અને ખત્મે નુબુવ્વતના અકીદહ વિશે આ શબ્દો લખ્યા છે.

وَلَيْسَ فِيْهِ تَاوِيْلٌ وَلَا تَخْصِيْصٌ وَمَنْ اَوَّلَهُ بِتَخْصِيْصٍ فَكَلَامُهُ مِنَ الْهَذَيَانِ لَا يَمْنَعُ الْحُكْمَ بِتَكْفِيْرِهٖ لَاَنَّهُ مُكَذِّبٌ لِهٰذَا النَّصِّ الَّذِىْ اَجْمَعَتِ الْاُمَّةُ عَلٰى اَنَّهُ غَيْرُ مُأَوَّلٍ وَلَا مَخْصُوْصٍ،

*"આ આયતમાં કોઈ તા'વીલ અથવા બાંધછોડની સંભાવના નથી અને જે વ્યક્તિ તા'વીલ કરીને તેમાં કોઈ રસ્તો કાઢે તેનું નિવેદન ગાંડપણના બકવાસ પ્રકારનું છે અને આ તા'વીલ તેને કાફિર કહેવાથી નથી રોકી શકતી કારણ કે તે આ આયતને જૂઠાડી રહ્યો છે જેના વિશે ઉમ્મતનો ઈજ્માઅ્ છે કે તે સંદીગ્ધ અથવા અસ્પષ્ટ (મર્યાદિત અર્થવાળી) બિલકુલ નથી."*

અને કાઝી અયાઝ (રહ.)એ પોતાની કિતાબ "શિફા"માં નબીએ કરીમ ﷺ પછી નુબુવ્વતનો દા'વો કરનારને કાફિર અને જૂઠો તથા રસૂલે કરીમ ﷺને જૂઠાડનાર અને પ્રસ્તુત આયતનો ઈન્કારી કહીને આ લખ્યું છે,

وَاَجْمَعَتِ الْاُمَّةُ عَلٰی حَمْلِ هٰذَا الْكَلَامِ عَلٰی ظَاهِرِهٖ وَاَنَّ مَفْهُوْمَهُ الْمُرَادُبِهٖ دُوْنَ تَاْوِيْلٍ وَلَا تَخْصِيْصٍ فَلَا شَكَّ فِیْ كُفْرِ هٰؤُلَاءِ الطَّوَائِفِ كُلِّهَا قَطْعًا اِجْمَاعًا وَّسَمْعًا،

*"ઉમ્મતે ઈજ્માઅ્ કર્યો છે કે આ કલામને એટલું સ્પષ્ટ અને ખુલ્લું કરવામાં આવે અને તેના ઉપર કે આ આયતનો પ્રાસંગિક ભાવાર્થ જ અર્થ તરીકે છે, ન જ તેમાં કોઈ તા'વીલ અથવા મર્યાદિત અર્થ છે એટલા માટે તે બધા જ ફિરકાઓના કુફ્રમાં કોઈ શંકા નથી (કે જેઓ કોઈ નુબુવ્વતના જૂઠા દા'વેદારની પેરવી કરે) બલકે, તેમનું કુફ્ર કતઈ રીતે ઈજ્માએ ઉમ્મત અને નકલ એટલે કે કિતાબ અને સુન્નતથી સાબિત છે."*

રિસાલએ ખત્મે નુબુવ્વતના ત્રીજા ભાગમાં દીનના ઈમામો અને દરેક વર્ગના મહાન ઉલમાના ઘણા બધા નિવેદનો એકઠા કરવામાં આવ્યા છે અને જે અત્રે જે વર્ણન કરવામાં આવ્યું છે તે એક મુસલમાન માટે પૂરતું છે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૪૧ થી ૪૮)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوا اللّٰهَ ذِكْرًا كَثِيْرًا ﴿٤١﴾ وَّسَبِّحُوْهُ بُكْرَةً وَّاَصِيْلًا ﴿٤٢﴾ هُوَ الَّذِيْ
يُصَلِّيْ عَلَيْكُمْ وَمَلٰٓئِكَتُهٗ لِيُخْرِجَكُمْ مِّنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ۗ وَكَانَ بِالْمُؤْمِنِيْنَ

رَحِيْمًا ﴿٤٣﴾ تَحِيَّتُهُمْ يَوْمَ يَلْقَوْنَهٗ سَلٰمٌ ۚ وَاَعَدَّ لَهُمْ اَجْرًا كَرِيْمًا ﴿٤٤﴾ يٰۤاَيُّهَا النَّبِيُّ اِنَّاۤ
اَرْسَلْنٰكَ شَاهِدًا وَّمُبَشِّرًا وَّنَذِيْرًا ﴿٤٥﴾ وَّدَاعِيًا اِلَى اللّٰهِ بِاِذْنِهٖ وَسِرَاجًا مُّنِيْرًا ﴿٤٦﴾
وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ بِاَنَّ لَهُمْ مِّنَ اللّٰهِ فَضْلًا كَبِيْرًا ﴿٤٧﴾ وَلَا تُطِعِ الْكٰفِرِيْنَ وَالْمُنٰفِقِيْنَ
وَدَعْ اَذٰىهُمْ وَتَوَكَّلْ عَلَى اللّٰهِ ۗ وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا ﴿٤٨﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! અલ્લાહને યાદ કરો, ઘણી યાદ. (૪૧) અને પવિત્રતા વર્ણન કરતા રહો સવાર અને સાંજ. (૪૨) તે જ છે જે તમારા ઉપર રહમત (કૃપા) અને તેના ફરિશ્તા મોકલે છે જેથી તમને અંધારાઓમાંથી અજવાળાઓમાં કાઢે અને ઈમાનવાળાઓ ઉપર મહેરબાન છે. (૪૩) તેમની દુઆ (આવકાર) જે દિવસે તેઓ તેને (અલ્લાહને) મળશે "સલામ" છે અને તેમના માટે સન્માનનીય બદલો તૈયાર રાખ્યો છે. (૪૪) હે નબી (ﷺ) ! અમે તમને ગવાહી આપનાર અને ખુશખબરી સંભળાવનાર અને ડરાવનાર બનાવી મોકલ્યા છે (૪૫) અને અલ્લાહ તરફ તેના હુકમથી બોલાવનાર અને ઝળહળિત (પ્રકાશિત) ચિરાગ ! (૪૬) અને ખુશખબરી સંભળાવી આપો ઈમાનવાળાઓને કે તેમના માટે અલ્લાહ તરફથી મોટી શ્રેષ્ઠતા છે. (૪૭) અને ઈન્કારીઓનું કહેવું ન માનો અને દગાબાજો (મુનાફિકો)નું અને તેમની સતામણી(ની યાદ)ને પડતી મૂકો અને (માત્ર) અલ્લાહ ઉપર જ ભરોસો કરો અને અલ્લાહ પૂરતો કાર્યસાધક છે. (૪૮)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! તમે (અલ્લાહના અહેસાનોને ખાસ કરીને આવા સંપૂર્ણ રસૂલના આગમનના અહેસાનને યાદ કરીને તેનો શુક્ર અદા કરો કે) અલ્લાહને ખૂબ વધારે પ્રમાણમાં યાદ કરો (તેમાં બધી જ આજ્ઞાઓનું પાલન આવી ગયું) અને (આ યાદ અને આજ્ઞાના પાલન ઉપર કાયમ ટકી રહો, બસ) સવાર અને સાંજ (એટલે કે કાયમી ધોરણે) તેના વખાણ (અને પવિત્રતા વર્ણન) કરતા રહો (એટલે કે દિલથી પણ અને શરીરથી પણ અને જીભથી પણ, બસ

મતલબ કે પ્રથમ વાક્યથી જાહેર સામાન્ય અમલો અને આજ્ઞાઓનો અને બીજા વાક્યમાં સામાન્ય રીતે મૌખિક અને સમય પણ જાણ થઈ એટલે કે ન તો એવું કરવામાં આવે કે કોઈ હુકમ માને અને કોઈ ન માને અને ન જ એવું કરો કે કોઈ દિવસે કોઈ કામ કરી લીધું, કોઈ દિવસે ન કર્યું અને જેવા તેણે તમારા ઉપર ઘણા બધા અહેસાનો કર્યા છે અને ભવિષ્યમાં પણ કરતો રહેવાનો છે, બસ તે ઝિક્ર અને શુક્રનો અવશ્ય હકદાર છે) તે એવો (દયાળુ) છે કે તે (પોતે પણ) અને (તેના હુકમથી) તેના ફરિશ્તાઓ (પણ) તમારા ઉપર રહમત મોકલતા રહે છે (અને આ રહમત મોકલવું તો કૃપા કરવી છે અને ફરિશ્તાઓની કૃપા એ રહમતની દુઆ કરવી છે, જેમકે كَمَا قَالَ الَّذِيْنَ يَحْمِلُوْنَ الْعَرْشَ (اِلٰى قَوْلِهٖ) وَقِهِمُ السَّيِّاٰتِ અને આ રહમત મોકલવી એટલા માટે છે કે) જેથી અલ્લાહ તઆલા (આ રહમતની બરકતથી) તમને (અજ્ઞાનતા અને ગુમરાહીના) અંધકારમાંથી (જ્ઞાન અને હિદાયતના) પ્રકાશ તરફ લઈ આવે (એટલે કે અલ્લાહની રહમત અને ફરિશ્તાઓની દુઆની બરકત છે કે તમને જ્ઞાન અને હિદાયતની તવફીક તથા તેના ઉપર કાયમીપણું પ્રાપ્ત થયેલ છે કે દરેક સમયે તેનું નવીનીકરણ થતું રહે છે) અને (આથી સાબિત થયું કે) અલ્લાહ તઆલા મો'મિનો ઉપર ઘણો મહેરબાન છે (અને આ રહમત તો મો'મિનોની હાલત ઉપર દુનિયામાં છે અને આખિરતમાં પણ તે રહમતનું કારણ બનશે એટલા માટે) તેઓ જે દિવસે અલ્લાહથી મળશે તો તેમને જે સલામ હશે તે એ હશે કે (અલ્લાહ તઆલા પોતે તેમને ઈરશાદ ફરમાવશે) "અસ્સલામુ અલયકુમ" (કે પ્રથમ પણ પોતે સલામ જ સન્માન અને પ્રતિષ્ઠાની નિશાની છે, પછી જ્યારે કે તે પોતે અલ્લાહ તઆલા તરફથી સલામ હોય, كَمَا قَالَ سَلَامٌ قَوْلًا مِّنْ رَّبٍّ رَّحِيْمٍ અને હદીષમાં છે કે અલ્લાહ તઆલા પોતે જન્નતવાળાઓથી ફરમાવશે, "અસ્સલામુ અલયકુમ" -રવાહુ ઈબ્ને માજહ વગેરે અને આ સલામ તો રૂહાની-આધ્યાત્મિક ઈનામ છે જેનો હેતુ સન્માન છે) અને (આગળ શારીરિક ઈનામની ખબર તો જાહેર છે કે) અલ્લાહ તઆલાએ તે (મો'મિનો માટે) ઉત્તમ બદલો (જન્નતમાં) તૈયાર કરી રાખ્યો છે (કે તેમના જવાની જ વાર છે, આ ગયા અને તે મળ્યું. આગળ રસૂલે કરીમ ﷺને સંબોધન છે કે) હે નબી (ﷺ) ! (તમે વાંધા ઉઠાવનાર અને પીડા પહોંચાડનારાઓના મ્હેણાં ટોણાઓથી દિલગીર ન થાઓ અને આ મંદબુદ્ધિના

લોકો જો તમને ન ઓળખે તો શું થયું ? અમે તો તેમને મોટી મોટી નેઅ્મતો અને રહમતોના કે જે મો'મિનોના સંબોધનમાં ઉપસ્થિત છે તમારા માટે જ બનાવ્યું છે અને આપ ﷺના વિરોધીઓની સજા માટે પોતે તમારું વર્ણન પૂરતું ઠરાવી દેવામાં આવ્યું છે કે તેમના મુકાબલામાં તમારી પાસેથી સાબિતી લેવામાં આવશે નહીં, બસ તેનાથી દેખીતું છે કે તમે અમારા નજીક પ્રિય અને સ્વીકૃત છો એટલા માટે) અને બેશક ! આપ (ﷺ)ને એવી શા'નના રસૂલ બનાવીને મોકલ્યા છે કે તમે (કયામતના દિવસે ઉમ્મતના આધારે પોતે સરકારી) ગવાહ હશો (કે આપ ﷺના વર્ણન પ્રમાણે તેમનો ફેંસલો થશે, كَمَاقَالَ اِنَّا اَرْسَلْنَآ اِلَيْكُمْ رَسُوْلًا شَاهِدًا عَلَيْكُمْ અને દેખીતું છે કે પોતે એક પક્ષકારને બીજા પક્ષકારની બાબતમાં ગવાહ ઠરાવવામાં આવે તો તે ઉચ્ચ કક્ષાની ઈજ્જત અને સન્માન છે કે જેની કયામતના દિવસે જાહેરાત થશે) અને (દુનિયામાં જે આપ ﷺના વિશેષ લક્ષણો અને સિફતો દેખીતા છે તે એ છે કે) તમે (મો'મિનોને) ખુશખબરી આપનારા છો અને (કાફિરોને) ડરાવનારા છો અને (સામાન્ય રીતે સૌને) અલ્લાહ તરફ તેના હુકમથી બોલાવનારા છો (અને આ મોટા ભાગે તે દા'વત અને તબ્લીગની પદ્ધતિ છે) અને (આવું પોતે પોતાની જાત અને સિફતો અને વિશેષતાઓ અને ઈબાદતો અને આદતો વગેરે પરિસ્થિતિઓના આધારે) તમે (માથાથી પગ સુધી હિદાયતના નમૂના હોવામાં) એક રોશન ચિરાગ છો (કે તમારી દરેક પરિસ્થિતિઓ નૂર–પ્રકાશની દ્યોતક છે અને પગથી માથા સુધી હિદાયત છે, બસ કયામતમાં તે મો'મિનો ઉપર જે કંઈ રહમત થશે તે તમારી આ સિફતો એટલે કે ખુશખબરી આપનાર અને ડરાવનાર તથા દાઈ–પ્રચારક અને સિરાજમ મુનીર–પ્રકાશિત ચિરાગના કારણે છે. બસ, તમે ગમ અને પરેશાનીને દૂર કરો) અને (પોતાના હોદ્દાના કામમાં લાગેલા રહો એટલે કે) મો'મિનોને ખુશખબરી આપો અને તેમના ઉપર અલ્લાહ તઆલા તરફથી મોટી કૃપા થવાની છે અને (એ જ પ્રમાણે કાફિરો અને મુનાફિકોને ડરાવતા રહો જેને એક ખાસ વિષયથી ઓળખાવવામાં આવ્યું છે તે એ કે) કાફિરો અને મુનાફિકોનું કહ્યું ન કરો (રસૂલુલ્લાહ ﷺથી આ બાબતની સંભાવના જ ન હતી કે આપ ﷺ કાફિરો અને મુનાફિકોના કહ્યામાં આવીને દા'વત અને તબ્લીગનું કાર્ય છોડી દે પરંતુ લોકોના મ્હેણાં ટોણાથી બચવા માટે શક્ય હતું કે આપ ﷺ જે હઝરત ઝયનબ

રદિ.ના નિકાહ દ્વારા અમલી તબ્લીગના હેતુ હતો તેમાં કોઈ સુસ્તી કરે તેને કાફિરોનું કહ્યું માનવાથી ઓળખાવવામાં આવ્યું) અને તેઓ (કાફિરો અને મુનાફિકો) તરફથી જે (કોઈ) કષ્ટ પહોંચે (જેમકે આ નિકાહમાં કે પ્રવૃત્તિ દ્વારા કરવામાં આવેલ તબ્લીગ છે તેમાં મૌખિક નિવેદનોથી કષ્ટ પહોંચતું હોય) તેનો ખયાલ ન કરો અને (કોઈ કામ દ્વારા તેમની પીડાનો ભય ન સેવો અને જો એ વસવસો આવે તો) અલ્લાહ ઉપર ભરોસો કરો અને અલ્લાહ પૂરતો કાર્યસાધક છે (તે આપ ﷺને અવશ્ય બચાવશે અને જો તબ્લીગમાં કોઈ જાહેર નુકસાન પહોંચે છે તો પણ તે ગુપ્ત રીતે નફો જ હોય છે).

## મસ્અલા અને બોધપાઠ :

અગાઉ આવી ચૂકેલી આયતોમાં રસૂલે કરીમ ﷺના સન્માન અને ઈજ્જત તથા આપ ﷺને પીડા પહોંચવાથી બચવા માટે માર્ગદર્શનના સંદર્ભમાં હઝરત ઝયનબ (રદિ.)ના કિસ્સા અને તેના અનુસંધાને રસૂલે કરીમ ﷺનું ખાતિમુન્નબિય્યિન હોવાનું વર્ણન થયું છે, આગળ પણ રસૂલે કરીમ ﷺની વિશિષ્ટ સિફતોનું વર્ણન આવનાર છે અને રસૂલે કરીમ ﷺની વ્યક્તિગત જાત અને સિફતો (લક્ષણો) બધું મુસલમાનો માટે દુનિયામાં સૌથી મોટી નેઅ્મત છે અને આ શુક્ર અદા કરવા માટે પ્રસ્તુત આયતમાં અલ્લાહનો ઝિક્ર (અલ્લાહની યાદ) ખૂબ વધારે પ્રમાણમાં કરવાનો હુકમ આપવામાં આવ્યો છે.

## અલ્લાહનો ઝિક્ર એવી ઇબાદત છે જે દરેક પરિસ્થિતિમાં ફરજ અને તેને વધારે પ્રમાણમાં કરવાનો હુકમ છે :

يَآَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوا اللّٰهَ ذِكْرًا كَثِيْرًا હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે અલ્લાહે પોતાના બંદાઓ ઉપર ઝિક્રુલ્લાહ સિવાય કોઈ એવો ફરજ લાગુ નથી પાડ્યો જેમાં કોઈ ખાસ હદ નક્કી ન હોય. પાંચ વખતની નમાઝ અને દરેક નમાઝ.... ની રકાતો નિશ્ચિત છે, રમઝાનના રોઝા નિશ્ચિત છે, હજ્જ પણ ખાસ સ્થળે અને ખાસ અરકાનો સહિત નક્કી છે, એ જ પ્રમાણે ઝકાત પણ વર્ષમાં એક જ વખતે ફરજ થાય છે પરંતુ અલ્લાહનો ઝિક્ર એવી ઈબાદત છે કે ન તો તેની કોઈ હદ અને સંખ્યા નક્કી છે અને ન જ કોઈ ખાસ સમય અને ન જ કોઈ ચોક્કસ યુગ નક્કી છે, ન તો તેના માટે કોઈ ખાસ પ્રકારની શારીરિક પરિસ્થિતિ

અથવા બેઠક લગાવવી નિશ્ચિત છે અને ન જ તેના માટે બિલકુલ પાક અને વૂઝુ સાથે હોવાની શરત છે. દરેક સમયે દરેક પરિસ્થિતિમાં અલ્લાહ તઆલાનો ઝિક્ર વધારે પ્રમાણમાં કરવાનો હુકમ છે, સફર હોય કે સ્થાયી, તંદુરસ્તી હોય કે બીમારી, ભૂમિ ઉપર હોય કે દરિયામાં, રાત હોય કે દિવસ, દરેક હાલતમાં અલ્લાહ તઆલાનો ઝિક્ર કરવાનો હુકમ છે.

એટલા માટે તેને છોડવામાં મનુષ્યનું કોઈ બહાનું સ્વીકાર્ય નથી એ સિવાય કે તેની બુદ્ધિ, સમજશક્તિ અને સભાનાવસ્થા જ ઠેકાણે ન રહી હોય, તદુપરાંત બીજી ઈબાદતોમાં બીમારી અને મજબૂરીની પરિસ્થિતિઓમાં માનવીને લાચાર ઠરાવીને ઈબાદતોમાં ટૂંકાણ અને કમી અથવા મા'ફીની છૂટછાટ પણ છે પરંતુ અલ્લાહના ઝિક્ર માટે અલ્લાહ તઆલાએ કોઈ શરત નથી રાખી એટલા માટે તેને છોડવામાં કોઈ પરિસ્થિતિ, કોઈ બહાનું સ્વીકાર્ય પણ નથી અને તેની ફઝીલતો અને બરકતો પણ બેશુમાર છે.

ઈમામ અહમદ (રહ.)એ હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ સહાબા (રદિ.)ને સંબોધન કરીને ફરમાવ્યું કે શું હું તમને તે વસ્તુ ન બતાવી આપું જે તમારા બધા અમલોમાં ઉત્તમ અને તમારા માલિક નજીક સૌથી વધારે સ્વીકૃત છે ? અને તમારા દરજ્જાઓ ઊંચા કરનાર છે અને તમારા માટે સોના ચાંદીના સિક્કાની ખયરાતથી વધારે બહેતર છે અને એનાથી પણ બહેતર છે કે તમે અલ્લાહના માર્ગમાં જિહાદ માટે નીકળો અને તમારો તમારા દુશ્મનથી મુકાબલો થાય, તમે તેમની ગરદનો મારો અને તે તમારી. સહાબા (રદિ.)એ અરજ કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! એ કઈ વસ્તુ છે ? અને કયો અમલ છે ? રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ذِكْرُ اللّٰهِ عَزَّوَجَلَّ એટલે કે અલ્લાહ તઆલાની યાદ (ઝિક્ર). *(ઈબ્ને કષીર)*

વળી, ઈમામ અહમદ (રદિ.) અને તિરમિઝીએ રિવાયત કરી છે કે હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ ફરમાવ્યું કે મેં રસૂલુલ્લાહ ﷺ પાસેથી એક દુઆ સાંભળી છે જેને હું ક્યારેય નથી છોડતો, તે આ છે,

اَللّٰهُمَّ اجْعَلْنِىْ اُعَظِّمُ شُكْرَكَ وَاَتَّبِعُ نَصِيْحَتَكَ وَاُكْثِرُ ذِكْرَكَ وَاَحْفَظُ وَصِيَّتَكَ (اِبْنِ كَثِيْر)

*"યા અલ્લાહ ! મને એવો બનાવી આપ કે હું તારો ખૂબ આભાર માનું અને તારા બોધપાઠના તા'બે રહું અને તારો ઝિક્ર મોટા પ્રમાણમાં કર્યા કરું અને તારી વસિય્યતને સુરક્ષિત રાખું."* *(ઈબ્ને કષીર)*

**એમાં રસૂલે કરીમ ﷺએ અલ્લાહ તઆલાથી એ બાબતની દુઆ કરી છે કે અલ્લાહના ઝિક્રને મોટા પ્રમાણમાં કરવાની તવફીક અર્પણ થાય.**

**એક અરબી ગામડિયાએ રસૂલુલ્લાહ ﷺને વિનંતી કરી કે ઈસ્લામના અમલો, ફરજો અને વાજિબો તો ઘણા બધા છે (પરંતુ) તમે મને કોઈ એવી ટૂંકી અને સચોટ વાત બતાવી આપો કે હું તેને મજબૂતીથી અપનાવી લઉં. રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,**

لَا يَزَالُ لِسَانُكَ رَطْبًا بِذِكْرِ اللّٰهِ تَعَالٰى، (مُسْنَدِ اَحْمَدُ، اِبْنِ كَثِيْر)

*"તારી જીભ હંમેશા અલ્લાહના ઝિક્રથી તરોતાઝહ (તર) રહેવી જોઈએ."*
*(મુસ્નદે અહમદ, ઈબ્ને કષીર)*

**હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,**

اُذْكُرُوا اللّٰهَ تَعَالٰى حَتّٰى يَقُوْلُوْا مَجْنُوْنٌ (اِبْنِ كَثِيْر اَزْ مُسْنَدِ اَحْمَدُ)

*"તમે અલ્લાહનો ઝિક્ર એટલો કરો કે જોનાર તમને દીવાનો કહેવા લાગે."*
*(ઈબ્ને કષીર, મુસ્નદે અહમદ)*

**હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે લોકો કોઈ મજલિસમાં બેસે જેમાં અલ્લાહનો ઝિક્ર ન આવે તો કયામતના દિવસે આ મજલિસ તેમના માટે હસરત (અફસોસ) સાબિત થશે.**
*(રવાહુ અહમદ, ઈબ્ને કષીર)*

**وَسَبِّحُوْهُ بُكْرَةً وَّاَصِيْلًا એટલે કે, "અલ્લાહ તઆલાની પવિત્રતા વર્ણન કરો સવાર અને સાંજ." સવાર અને સાંજથી ભાવાર્થ તે બધા જ સમયો છે અથવા પછી સવાર અને સાંજ એટલા માટે નક્કી કરવામાં આવ્યું છે કે આ સમયોમાં અલ્લાહના ઝિક્રની તાકીદ પણ વધારે છે અને બરકત પણ, નહિતર અલ્લાહનો ઝિક્ર કોઈ ખાસ સમય સાથે નિશ્ચિત અને મર્યાદિત નથી.**

هُوَ الَّذِىْ يُصَلِّىْ عَلَيْكُمْ وَمَلٰٓئِكَتُهٗ એટલે કે, જ્યારે તમે અલ્લાહના ઝિક્રને મોટા પ્રમાણમાં કરવાની ટેવવાળા થઈ ગયા અને સવાર અને સાંજની તસ્બીહ ઉપર નભવા લાગ્યા તો તેની પ્રતિષ્ઠા અને સન્માન અલ્લાહ સમીપ એ હશે કે અલ્લાહ તઆલા તમારા ઉપર રહમત નાઝિલ કરશે અને તેના ફરિશ્તા તમારા માટે દુઆ કરશે.

પ્રસ્તુત આયતમાં શબ્દ صَلٰوةٌ (સલાહ) અલ્લાહ તઆલા માટે પણ ઉપયોગ કરવામાં આવ્યો છે અને ફરિશ્તાઓ માટે પણ પરંતુ "સલાત" અલગ અલગ ઠેકાણે અલગ અલગ રીતે લાગુ પડે છે, અલ્લાહની સલાત તો એ છે કે તે રહમત નાઝિલ કરે અને ફરિશ્તા પોતે તો કોઈ કામ કરવા માટે શક્તિ ધરાવતા નથી એટલા માટે તેમની સલાત એ છે કે તેઓ અલ્લાહ તઆલા પાસે રહમત નાઝિલ કરવાની દુઆ માંગે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે સલાત અલ્લાહ તરફથી રહમત છે અને ફરિશ્તાઓ તરફથી મા'ફીની યાચના, એટલે કે મગફિરતની દુઆ અને પરસ્પર એકબીજા તરફથી દુઆ. શબ્દ "સલાત" આ ત્રણ અર્થોને સામેલ કરે છે જે મોટે ભાગે સરખા અને જાઈઝ ઠરાવે છે. તેમની નજીક આ શબ્દના અર્થમાં عُمُوْمِ مُشْتَرَكْ (ઉમૂમે મુશ્તરક) અને ત્રણેનો ભાવાર્થ એ છે જે સામાન્ય રીતે અરબીના કાયદાની રૂએ "ઉમૂમે મુશ્તરક" જાઈઝ સમજતા નથી, તે عُمُوْمِ مَجَازْ (ઉમૂમે મજાઝ) સ્વરૂપે છે. આ બધા અર્થો ઉપર શબ્દ "સલાત" લાગુ પડેલો ઠરાવવામાં આવશે.

تَحِيَّتُهٗ يَوْمَ يَلْقَوْنَهٗ سَلَامٌ આ તે જ સલાતનો ખુલાસો અને વિવરણ છે જે અલ્લાહ તરફથી મો'મિન બંદાઓ ઉપર થઈ છે, એટલે કે જે દિવસે આ લોકો અલ્લાહ તઆલાને મળશે તો તેના તરફથી તેમની પ્રતિષ્ઠા સ્વરૂપે સંબોધન "સલામ"થી કરવામાં આવશે એટલે કે અસ્સલામુ અલયકુમ કહેવામાં આવશે. અલ્લાહ તઆલાને મળવાનો દિવસ કયો હશે ? ઈમામ રાગિબ વગેરે ફરમાવ્યું કે તેનાથી ભવાર્થ કયામતનો દિવસ છે અને અમુક તફસીરના ઈમામોએ ફરમાવ્યું કે જન્નતમાં પ્રવેશનો સમય ભાવાર્થ તરીકે છે, ત્યાં તેમને અલ્લાહ તરફથી સલામ પહોંચશે અને બધા ફરિશ્તાઓ પણ સલામ કરશે અને અમુક તફસીરકારોએ

અલ્લાહ તઆલાને મળવાનો દિવસ મોતનો દિવસ ઠરાવ્યો છે કે તે દિવસ સમગ્ર દુનિયાથી છૂટીને માત્ર એક અલ્લાહ સામે હાજરીનો દિવસ છે જેમકે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે મલિકુલ મોત જ્યારે કોઈ મો'મિનની રૂહ કબ્જે કરવા આવે છે તો પ્રથમ તેને એ સંદેશ પહોંચાડવામાં આવે છે કે તારા પરવરદિગારે તને સલામ કર્યા છે.

શબ્દ لِقَاءٌ (લિકાઅ્) આ ત્રણે પરિસ્થિતિઓ ઉપર ફિટ બેસે છે એટલા માટે આ નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી હોઈ શકતો કે અલ્લાહ તઆલા તરફથી આ સલામ ત્રણે પરિસ્થિતિઓમાં હોય છે. *(રૂહુલ મઆની)*

**મસ્અલો :**

આ આયતથી સાબિત થયું કે મુસલમાનોના પરસ્પર એકબીજાના આવકારવાનો શબ્દ "અસ્સલામુ અલયકુમ" હોવો જોઈએ, ભલે મોટા તરફથી નાના માટે હોય અથવા નાના તરફથી મોટા માટે હોય.

## રસૂલે કરીમ ﷺની ખાસ સિફતો (લક્ષણો) :

يَآاَيُّهَاالنَّبِيُّ اِنَّآ اَرْسَلْنٰكَ شَاهِدًا وَّمُبَشِّرًا وَّنَذِيْرًا ۝ وَدَاعِيًا اِلَى اللّٰهِ بِاِذْنِهٖ وَسِرَاجًا مُّنِيْرًا

આ આયત રસૂલે કરીમ ﷺની ખાસ અને વિશિષ્ટ સિફતો તરફ અંગૂલી નિર્દેશ કરે છે, તેમાં રસૂલે કરીમ ﷺના પાંચ લક્ષણોનું વર્ણન કરવામાં આવ્યું છે. શાહિદ (ગવાહ), મુબશ્શિર (ખુશખબરી આપનાર), નઝીર (ડરાવનાર), દાઈ (અલ્લાહ તરફ આમંત્રણ આપનાર) અને સિરાજમ્મુનીર (પ્રકાશિત ચિરાગ). "શાહિદ"નો ભાવાર્થ એ છે કે રસૂલે કરીમ ﷺના કયામતના દિવસે ઉમ્મત માટે ગવાહી આપશે જેમકે સહીહ બુખારી, નસાઈ, તિરમિઝી વગેરેમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી એક લાંબી હદીષ રિવાયત થઈ છે, તેના અમુક શબ્દો એ છે કે કયામતના દિવસે નૂહ (અલૈ.) રજુ થશે તો તેમને પ્રશ્ન કરવામાં આવશે કે શું તમે અમારો સંદેશ પોતાની ઉમ્મતને પહોંચાડી આપ્યો હતો ? તેઓ વિનંતી કરશે કે મેં પહોંચાડી આપ્યો, પછી તેમની ઉમ્મત રજુ થશે અને તે તેનાથી ઈન્કાર કરશે અને કહેશે કે તેમણે અલ્લાહનો કોઈ સંદેશ પહોંચાડ્યો ન હતો. તે સમયે હઝરત નૂહ (અલૈ.)ને પૂછવામાં આવશે કે તમે જે સત્યનો સંદેશ પહોંચાડવાનો દા'વો

કરો છો તેના ઉપર આપનો કોઈ જવાબ પણ છે ? અને તેઓ વિનંતી કરશે કે મુહમ્મદ ﷺ અને તેમની ઉમ્મત ગવાહ છે અને અમુક રિવાયતોમાં છે કે તેઓ ગવાહીમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને રજુ કરશે, આ ઉમ્મત તેમના સાચા હોવાની ગવાહી આપશે ત્યારે નૂહ (અલૈ.)ની ઉમ્મત તેમને એ પ્રશ્ન કરશે કે તમે આ બાબતે અમારા મા'મલામાં કેવી રીતે ગવાહી આપી શકો છો તમે તો તે સમયે પેદા પણ થયા ન હતા ? અમારા સમય પછી ખૂબ લાંબી મુદ્દત પછી પેદા થયા છે. આ પ્રશ્નનો જવાબ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને પૂછવામાં આવશે, તેઓ એ જવાબ આપશે કે બેશક ! અમે તે સમયે મોજૂદ ન હતા પરંતુ અમે આ ખબર અમારા રસૂલ ﷺથી સાંભળી હતી જેના ઉપર અમારું ઈમાન અને શ્રદ્ધા છે. તે સમયે રસૂલે કરીમ ﷺ પાસેથી તેમની ઉમ્મતના આ નિવેદનની ખરાઈ માટે ગવાહી લેવામાં આવશે.

ખુલાસો એ છે કે રસૂલે કરીમ ﷺ પોતાની ગવાહી દ્વારા પોતાની ઉમ્મતનું સમર્થન અને તેમના સાચા હોવાની ગવાહી આપશે કે બેશક મેં તેમને આ ખબર આપી હતી.

ઉમ્મત ઉપર ગવાહ હોવાનો એક ભાવાર્થ સામાન્ય રીતે એ પણ હોઈ શકે છે કે રસૂલે કરીમ ﷺ પોતાની ઉમ્મતના બધા વ્યક્તિઓના સારા, ખરાબ અમલોની ગવાહી આપશે અને આ ગવાહી એ બીના ઉપર હશે કે ઉમ્મતના અમલો રસૂલે કરીમ ﷺ સામે દરરોજ સવાર અને સાંજ અને અમુક રિવાયતોમાં અઠવાડિયામાં એક વખતે રજુ થાય છે અને આપ ﷺ ઉમ્મતના એક એક વ્યક્તિને તેના અમલો દ્વારા ઓળખે છે એટલા માટે કયામતના દિવસે આપ ﷺને ઉમ્મતના ગવાહ બનાવવામાં આવશે.

*(રવાહુ ઈબ્નુલ મુબારક અન સઈદ ઈબ્ને મુસયબ, મઝહરી)*

"મુબશીર"નો અર્થ "ખુશખબરી આપનાર" થાય છે, ભાવાર્થ એ છે કે રસૂલે કરીમ ﷺ પોતાની ઉમ્મતના નેક અને શરીઅતના પાબંદ લોકોને જન્નતની ખુશખબરી સંભળાવનારા છે અને "નઝીર"નો અર્થ "ડરાવનાર" થાય છે, તેનો ભાવાર્થ એ છે કે રસૂલે કરીમ ﷺ ઉમ્મતના લોકોને વિરોધ વંટોળ કરવાના સ્વરૂપમાં અને નાફરમાનીના કારણે અઝાબથી ડરાવનારા પણ છે.

"દાઈ ઈલલ્લાહ"નો ભાવાર્થ એ છે કે રસૂલે કરીમ ﷺ ઉમ્મતને અલ્લાહ તઆલાના અસ્તિત્વ, તવહીદ તથા આજ્ઞાપાલન તરફ આમંત્રણ આપનારા છે. دَاعِيًا اِلَى اللّٰهِ (દાઈયન ઈલલ્લાહિ) ને بِاِذْنِهٖ (બિઈઝનિહી)ની સાથે શરતી ઠરાવવામાં આવ્યું કે રસૂલે કરીમ ﷺને લોકો માટે અલ્લાહ તરફ દા'વત આપનાર અને બોલાવનાર છે અલ્લાહના હુકમ અને પરવાનગીથી; આ શરતનો વધારો એ ઈશારા માટે છે કે તબ્લીગ અને દા'વતની સેવા અતિમુશ્કેલ છે તે અલ્લાહ તઆલાના હુકમ અને મદદ વિના મનુષ્યના કાબૂમાં નથી આવી શકતી.

"સિરાજ"નો અર્થ "ચિરાગ" (દીવો) અને "મુનીર"નો અર્થ "પ્રકાશિત કરનાર" થાય છે. રસૂલે કરીમ ﷺની પાંચમી સિફત એ વર્ણન કરવામાં આવી કે રસૂલે કરીમ ﷺ પ્રકાશિત કરનાર ચિરાગ છે અને અમુક લોકોએ "સિરાજમ્મુનીર"નો ભાવાર્થ "કુર્આન" લીધો છે પરંતુ વાતચીતની લઢણ અને શૈલીથી એ જ વધારે નિકટ લાગે છે કે આ પણ રસૂલે કરીમ ﷺની સિફત છે.

બયહકી અને હઝરત કાઝી ષનાઉલ્લાહ (રહ.)એ તફસીરે મઝહરીમાં ફરમાવ્યું કે રસૂલે કરીમ ﷺની સિફત "દાઈ ઈલલ્લાહ" (અલ્લાહ પ્રતિ આમંત્રણ આપનાર) તો જાહેર અને મૌખિક સ્વરૂપે છે અને "સિરાજમ્મુનીર" રસૂલે કરીમ ﷺનું લક્ષણ આપના હૃદય મુબારકના આધારે છે કે જે રીતે સમગ્ર દુનિયા સૂર્યથી પ્રકાશ પ્રાપ્ત કરે છે એ જ પ્રમાણે બધા જ મો'મિનોના દિલો રસૂલે કરીમ ﷺના દિલના નૂરથી પ્રકાશિત થાય છે એટલા માટે સહાબએ કિરામ (રદિ.) જેમણે આ દુનિયામાં રસૂલે કરીમ ﷺનો સંગાથ પામ્યો તેઓ સમગ્ર ઉમ્મતથી શ્રેષ્ઠ અને ઉચ્ચ કક્ષાના ઠરાવવામાં આવ્યા કારણ કે તેમના દિલોએ રસૂલે કરીમ ﷺના દિલથી પ્રત્યક્ષ ફૈઝ અને પ્રકાશ પ્રાપ્ત કર્યો, બાકી ઉમ્મતને આ પ્રકાશ સહાબએ કિરામ (રદિ.)ના માધ્યમથી વંશ દર વંશ પ્રાપ્ત થતો રહ્યો..... અને એવું પણ કહી શકાય છે કે તમામ અંબિયા (અલૈ.) ખાસ કરીને રસૂલે કરીમ ﷺ આ દુનિયાથી રુખ્શત થયા પછી.... પણ પોતાની કબ્રમાં જીવંત છે, તેમની આ હદીષ બરઝખમાં સામાન્ય લોકોની બરઝખી જિંદગીથી વધારે ઉચ્ચ પ્રકારની અને વિશિષ્ટ હોય છે જેની વાસ્તવિકતા માત્ર અલ્લાહ તઆલાને જ ખબર છે.

આ જિંદગીના કારણે કયામત સુધી મો'મિનોના દિલો રસૂલે કરીમ ﷺના દિલ મુબારકથી નૂર (પ્રકાશ)નો લાભ ઉઠાવતા રહેશે અને જેટલી મહોબ્બત અને સન્માન તથા દુરૂદ શરીફની જેટલી વધારે કાળજી રાખશે તે પ્રકાશનો વધારે હિસ્સો પામશે.

રસૂલે કરીમ ﷺના પ્રકાશને ચિરાગ સમકક્ષ બતાવવામાં આવ્યો જ્યારે કે રસૂલે કરીમ ﷺનું અંદરનું નૂર સૂર્યના પ્રકાશથી કેટલુંય ઘણું વધારે છે, સૂર્ય તો માત્ર દુનિયાને જાહેર સ્વરૂપે પ્રકાશિત કરે છે પરંતુ રસૂલે કરીમ ﷺના દિલ મુબારકથી સમગ્ર દુનિયાનું બાતિન અને મો'મિનોના દિલો પ્રકાશિત થાય છે. આ સમાનતાનું કારણ એ જણાય છે કે ચિરાગના પ્રકાશથી લાભ ઉઠાવવો ઈચ્છાવર્તી હોય છે, દરેક સમયે લાભ ઉઠાવી શકાય છે અને તે સરળતાથી પણ મળી શકે છે. તેને પ્રાપ્ત કરવો પણ સરળ છે, તેનાથી વિપરીત સૂર્ય કે ત્યાં સુધી પહોંચવું અશક્ય છે અને તેનો લાભ દરેક સમયે નથી ઉઠાવી શકાતો.

રસૂલે કરીમ ﷺની આ સિફતો જે કુર્આનમાં આવી છે, કુર્આનથી પહેલાં તવરાતમાં પણ ઉપસ્થિત છે જેમકે ઈમામ બુખારી (રહ.)એ નકલ કર્યું છે કે હઝરત અતાઅ્ બિન યસાર (રદિ.) ફરમાવે છે કે મેં એક દિવસે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર બિન આસ (રદિ.)થી મુલાકાત કરી તો તેમને પ્રશ્ન કર્યો કે રસૂલુલ્લાહ ﷺની જે સિફતો તવરાતમાં આવી છે તે મને બતાવો. તેમણે કહ્યું, બેશક હું કહું છું, અલ્લાહની કસમ ! રસૂલુલ્લાહ ﷺની અમુક સિફતો જે કુર્આનમાં ઉપસ્થિત છે તે તવરાતમાં પણ મોજૂદ છે અને પછી ફરમાવ્યું,

اِنَّـا اَرْسَـلْـنٰـکَ شَـاهِـدًاوَّ مُبَشِّـرًا وَّنَـذِيْـرًا وَّحِرْزًا لِّـلْاُمِّيِّيْنَ اَنْتَ عَبْدِیْ وَرَسُوْلِیْ سَـمَّيْتُکَ الْـمُتَـوَ کِّـلَ لَيْـسَ بِـفَـظٍّ وَّلَا غَلِيْظٍ وَّلَا سَخَّابٍ فِی الْاَسْوَاقِ وَلَا يَدْفَعُ السَّيِّـئَةَ بِـالسَّيِّـئَةِ وَلٰـــکِـنْ يَـعْـفُـوْ وَيَـغْفِرُ لَنْ يَّقْبِضَهُ اللّٰهُ تَعَالٰی حَتّٰی يُقِيْمَ بِهِ الْمِلَّةَ الْعَوْجَآءَ بِاَنْ يَّقُوْلُوْا لَآاِلٰهَ اِلَّا اللّٰهُ وَيَفْتَحُ بِهٖ اَعْيُنًا عُمْيًاوَّ اٰذَانًا صُمًّا وَّقُلُوْبًا غُلْفًا،

*"હે નબી ﷺ ! અમે તમને ગવાહ બનાવીને અને ખુશખબરી આપનાર અને ડરાવનાર અને શરણ અને ઉમ્મિય્યિનની હિફાઝત એટલે કે અરબની*

*(હિફાઝત), તમે મારા બંદા અને રસૂલ છો, મેં તમારું નામ મુતવક્કિલ (એટલે કે અલ્લાહ ઉપર ભરોસો કરનાર) રાખ્યું છે, ન તમે તુન્દ મિજાઝી છો, ન જ કઠોર સ્વભાવના અને ન તો બજારોમાં શોરબકોર કરનાર છે અને તમે બુરાઈનો બદલો બુરાઈથી નથી આપતા બલકે મા'ફ કરી આપો છો, તમને અલ્લાહ તઆલા દુનિયામાંથી તે સમય સુધી પાછા નહીં લાવે જ્યાં સુધી કે તમારા દ્વારા વંકાયેલી ઉમ્મત સીધી ન કરી આપે, તેઓ લા ઈલાહા ઈલ્લલ્લાહ કહેવા લાગે, તમારા દ્વારા અલ્લાહ તઆલા આંધળી આંખો, બહેરા કાનો અને બંધ દિલોને ખોલી નાંખશે."*

---

## આયત : (સૂરએ અહઝાબ : આયત નં. ૪૯)

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوٓاْ إِذَا نَكَحْتُمُ ٱلْمُؤْمِنَٰتِ ثُمَّ طَلَّقْتُمُوهُنَّ مِن قَبْلِ أَن تَمَسُّوهُنَّ
فَمَا لَكُمْ عَلَيْهِنَّ مِنْ عِدَّةٍ تَعْتَدُّونَهَا ۖ فَمَتِّعُوهُنَّ وَسَرِّحُوهُنَّ سَرَاحًا جَمِيلًا ﴿٤٩﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે મુસલમાન સ્ત્રીઓને નિકાહમાં લાવો પછી તેમને હાથ લગાવ્યા પહેલાં જ છોડી દો તો બસ તેમના ઉપર તમને ઈદ્દતમાં બેસાડવાનો અધિકાર નથી કે ગણતરી પૂરી કરાવો, બસ તેમને કંઈક લાભ આપો અને ભલી રીતે રવાના કરો. (૪૯)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! (તમારા નિકાહના હુકમોમાંથી તો એક હુકમ એ છે કે) જ્યારે તમે મુસલમાન સ્ત્રીઓ સાથે નિકાહ કરો (અને) પછી તેમને હાથ લગાવતા પહેલાં (કોઈ કારણે) તલાક આપી દો તો તમારી તેના ઉપર કોઈ ઈદ્દત (વાજિબ) નથી જેને તમે ગણવા લાગો (જેથી તેમને આ ઈદ્દતમાં બીજા નિકાહ કરવાથી અટકાવી શકો, જેમકે બીજી વાજિબ ઈદ્દત હોવાના સ્વરૂપમાં આ રીતે અટકાવવું શરઈ રીતે જાઈઝ હોય છે બલકે વાજિબ છે અને જ્યારે આ સ્વરૂપમાં ઈદ્દત નથી) તો તેમને કંઈ (માલ) મતા આપી દો અને ભલાઈની સાથે તેમને રુખસદ કરો (અને મો'મિન સ્ત્રીઓની જેમ અહલે કિતાબની સ્ત્રીઓનો પણ આ

જ હુકમ છે આયતમાં مُؤْمِنَاتُ શરત સ્વરૂપે નથી, બલકે એક પ્રોત્સાહિત માર્ગદર્શન છે કે મો'મિનોને પોતાના નિકાહમાં મુસલમાન સ્ત્રીઓની જ વરણી કરવી બહેતર છે.

અને હાથ લગાવવું એક ઈશારો છે સોહબતનું, ભલે વાસ્તવિક અથવા પરોક્ષ કે જ્યારે પરસ્પર યોગ્ય એકાંત થઈ જાય તો આ પણ સોહબતના હુકમમાં છે અને હકીકત હોય કે પરોક્ષ રીતે બંને સ્વરૂપોમાં ઈદ્દત વાજિબ છે. -કઝા ફિલ હિદાયા વગેરે. અને જે મહેર નક્કી થઈ ચૂકી છે તો આ માલ અડધી મહેરની અદાયગી છે અને પ્રચલિત ભલી બાબત એ છે કે તેમને હક વિના રોકી ન રાખો અને જે માલ આપવો વાજિબ છે તે અદા કરી દો અને આપ્યો હોય તો પાછો ન લો અને જીભથી પણ કોઈ કઠોર વાત ન કહો).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં રસૂલે કરીમ ﷺની અમુક વિશિષ્ટ અને તેમની ખાસ શા'નનું વર્ણન હતું, આગળ પણ તેમની આવી જ વિશિષ્ટતાઓનું વર્ણન આવવાનું છે જે નિકાહ અને તલાકની બાબતમાં રસૂલે કરીમ ﷺની સાથે એક પ્રકારે વિશિષ્ટતા ધરાવે છે અને સામાન્ય ઉમ્મત કરતાં રસૂલે કરીમ ﷺને તેમાં એક વિશેષતા પ્રાપ્ત છે, તેનાથી પહેલાં પ્રસ્તાવના સ્વરૂપે એક જાહેર હુકમ તલાક વિશે વર્ણન કરવામાં આવ્યો છે જે બધા મુસલમાનો માટે સર્વસામાન્ય છે.

પ્રસ્તુત આયતોમાં તેના વિશે ત્રણ હુકમો વર્ણન કરવામાં આવ્યા છે.

### પહેલો હુકમ :

કોઈ સ્ત્રીથી નિકાહ કરી લીધા પછી "ખિલવતે સહીહા" (યોગ્ય એકાંત) પહેલાં જ કોઈ કારણે તલાકની નોબત આવી જાય તો તલાક પામેલ સ્ત્રી ઉપર કોઈ ઈદ્દત વાજિબ નથી, તે તરત જ બીજા નિકાહ કરી શકે છે. પ્રસ્તુત આયતમાં હાથ લગાવવાનો ભાવાર્થ સમાગમ અથવા સમાગમ માટેની વાસ્તવિક પરિસ્થિતિ અથવા પરોક્ષ પરિસ્થિતિ બંને એક જ હુકમમાં હોવાનું તફસીરના ખુલાસાથી જાણ થઈ ચૂકી છે અને પરોક્ષ સમાગમ એટલે કે યોગ્ય એકાંત થઈ જવું પૂરતું છે.

**બીજો હુકમ :**

તલાક પામેલ સ્ત્રીને શરાફત અને સદ્વ્યવહાર સાથે અમુક સામાન આપીને રુખસદ કરવામાં આવે, અમુક સામાન આપીને રુખસદ કરી દેવું દરેક તલાક પામેલ સ્ત્રી માટે મુસ્તહબ અને મસ્નૂન તરીકો છે અને અમુક સ્વરૂપોમાં વાજિબ છે જેની વિગત તફસીરના ખુલાસામાં આવી ચૂકી છે અને સૂરએ બકરહની આયત لَا جُنَاحَ عَلَيْكُمْ اِنْ طَلَّقْتُمُ النِّسَآءَ مَالَمْ تَمَسُّوْهُنَّ હેઠળ વર્ણન થઈ ચૂક્યું છે અને તે કુર્આનના શબ્દોમાં શબ્દ مَتَاعٌ (મતાઅ્) અપનાવવો કદાચ એ હિકમતના કારણે હોય કે આ શબ્દ પોતાના ભાવાર્થના આધારે સર્વસામાન્ય છે દરેક એવી વસ્તુ માટે જેનાથી લાભ ઉઠાવવામાં આવે, તેમાં સ્ત્રીના વાજિબ હકો મહર વગેરે પણ સામેલ છે કે જો હજુ સુધી મહર આપવામાં ન આવી હોય તો તલાકના સમયે ખુશીથી અદા કરી દે અને ગેરવાજિબ હકો દાખલા તરીકે તલાક પામેલ સ્ત્રીને રવાના કરતી વેળા કપડાંઓની એક જોડ આપીને રુખસદ કરવી એ પણ સામેલ છે જે દરેક તલાક પામેલ સ્ત્રીને આપવું મુસ્તહબ છે. (કઝા ફિલ મબસૂત વલ મુહીત, રૂહ) આ આધારે.... مَتِّعُوْهُنَّ નું સર્વનામ જાહેર હુકમની પ્રેરણા અને પ્રોત્સાહન માટે છે જેમાં વાજિબ અને વાજિબ ન હોય તે બંને પ્રકારો સામેલ છે. *(રૂહ)*

હદીષના ઈમામ અબ્દ બિન હુમૈદે હઝરત હસનથી રિવાયત કરી છે કે مُتْعَةٌ (મુત્અહ) એટલે કે, مَتَاعٌ (મતાઅ્) એટલે કે સામાન આપવો દરેક તલાક પામેલ સ્ત્રી સાથે છે ભલે તેની સાથે યોગ્ય એકાંત થયું હોય અથવા ન થયું હોય ભલે તેની મહર નક્કી થઈ હોય અથવા ન થઈ હોય.

**તલાકના સમયે "મુત્અહ" એટલે કે કપડાં આપવાનો ખુલાસો :**

"બદાયેઅ્"માં છે કે "મુત્અહ તલાક"થી ભાવાર્થ તે કપડાં છે જે સ્ત્રી ઘરથી નીકળતી સમયે અવશ્ય ઉપયોગ કરે છે, તેમાં ઈજાર, કુરતો, ઓઢણી અને એક મોટી ચાદર જે માથાથી પગ સુધી શરીરને ઢાંકી શકે સામેલ છે અને કારણ કે પહેરવેશ કિંમતના આધારે મોંઘો, હલકો, મધ્યમ કક્ષાનો દરેક કક્ષાનો હોય શકે છે એટલા માટે ફુકહાએ તેની આ વિગત ફરમાવી છે કે જો પતિ પત્ની બંને માલદાર ઘરમાંથી છે તો કપડાં ઉચ્ચ પ્રકારના આપવામાં આવે અને બંને ગરીબ

છે તો કપડાં હલકા પ્રકારના આપવામાં આવે અને એક ગરીબ અને બીજું માલદાર છે તો કપડાં મધ્યમ કક્ષાના આપવામાં આવે. (كَذَاقَالَ الْخَصَّافُ فِى النَفْقَاتُ)

**ઇસ્લામમાં સામાજિક ભલાઈની અજોડ તા'લીમ :**

દુનિયામાં હકોની અદાયગી સામાન્ય રીતે માત્ર મિત્રો, સગાં વહાલાંઓ સુધી અને વધુથી વધુ સામાન્ય લોકો સુધી મર્યાદિત રહે છે. સદ્‌વર્તાવ, ભલી સામાજિકતાનું સમગ્ર જોર માત્ર અહીંયાં સુધી જ ખર્ચ થાય છે, પોતાના વિરોધીઓ અને દુશ્મનોના પણ હકો ઓળખવા તેમના માટે કાયદાઓ બનાવવા માત્ર ઈસ્લામી શરીઅતનું જ કાર્ય છે, હાલના યુગમાં જો કે માનવ અધિકારોની સુરક્ષા માટે દુનિયામાં ઘણી બધી આગવી સંસ્થાઓ સ્થાપવામાં આવી છે અને તેના માટે અમુક નિયમો અને કાયદાઓ પણ બનાવવામાં આવ્યા છે, આ હેતુઓ માટે દુનિયાની કોમો પાસેથી લાખો રૂપિયાની મૂડી પણ એકઠી કરવામાં આવે છે પરંતુ પ્રથમ તો આ સંસ્થાઓ ઉપર રાજકીય હેતુઓ છવાયેલા હોય છે જે અમુક પીડીત વ્યક્તિઓની મદદ કરવામાં આવે છે તે પણ નિઃસ્વાર્થ અને દરેક સ્થળે નથી, બલકે જ્યાં પોતાના રાજકીય લાભ પૂરા થતા હોય છે અને ધારો કે આ સંસ્થાઓ બિલકુલ સાચી રીતે મખ્લૂકની સેવા કરી રહી છે તો તેમાં વધુથી વધુ તેમને તે સમયે પહોંચી શકે છે જ્યારે પૃથ્વીના કોઈ ભૂ ભાગ ઉપર કોઈ જાહેર પ્રાકૃતિક આપદા, તોફાન, બીમારી, ચેપી રોગો વગેરે ફેલાય છે. લોકોને કોમોની મુસીબત તથા તકલીફની કોને ખબર હોય છે ? કોણ મદદ માટે પહોંચી શકે છે ? શરીઅતે ઈસ્લામની હિકમતપૂર્ણ તા'લીમ જુઓ કે તલાકનો મા'મલો દેખીતો છે કે પરસ્પર વિરોધ, ક્રોધ અને નારાજગીથી પેદા થાય છે અને તેના પરિણામ મોટા ભાગે એ હોય છે કે જે સંબંધ અત્યંત એકતા અને મહોબ્બત તથા લાગણીના આધાર ઉપર સ્થાપિત થયો હતો તો હવે તેના બદલે નફરત, સૂગ, દુશ્મની અને બદલાની ભાવનાનું કારણ બની જાય છે. કુર્આને કરીમની પ્રસ્તુત આયત અને આ જ પ્રકારની ઘણી બધી આયતોમાં તલાકના મોકા ઉપર જે મુસલમાનોને સૂચના આપવામાં આવી છે તે જ એવી છે કે તેમનામાં સારી ભાવના અને સારી સામાજિકતાની સંપૂર્ણ કસોટી હોય છે, નફ્સનો તકાદો હોય છે કે જે સ્ત્રીએ મને સતાવ્યો, તકલીફ આપી એટલે સુધી કે સંબંધ તોડવા માટે મજબૂર કર્યો તેને ખૂબ

અપમાનિત કરીને કાઢવામાં આવે અને જે પણ બદલો તેનાથી લઈ શકાતો હોય લેવામાં આવે.

પરંતુ કુર્આને કરીમે સામાન્ય તલાક પામેલ ત્યકતા સ્ત્રીઓ માટે તો એક મોટી પાબંદી ઈદ્દતની અને ઈદ્દતના દિવસોને પતિના મકાનમાં પસાર કરવાની લગાવી દીધી, તલાક આપનાર ઉપર અરજ કરવામાં આવ્યું કે આ મુદ્દતની અંદર સ્ત્રીને પોતાના ઘરમાંથી ન કાઢે અને તેણીને પણ પાબંદ બનાવી કે ઈદ્દતના દિવસોમાં તે ઘરમાંથી ન નીકળે, બીજું પતિ ઉપર ફરજ કરવામાં આવ્યું કે તલાક આપવા છતાં આ ઈદ્દતના સમયનું ભરણ પોષણ કાયદેસર ચાલુ રાખે. ત્રીજું, પતિના માટે મુસ્તહબ કર્યું કે ઈદ્દતની મુદ્દત પછી જ્યારે તેને રુખસદ કરે તો મતાઅ્ એટલે કે કપડાં આપીને સન્માન સાથે રવાના કરે, માત્ર તે સ્ત્રીઓ જેમની સાથે ફક્ત નિકાહના બોલ પઢવામાં આવ્યા હતા રુખ્સતી અથવા એકાંત કે સોહબતની નોબત આવી ન હતી તે ઈદ્દતથી બાકાત ઠરાવવામાં આવી પરંતુ તેમને "મતાઅ્"ની તાકીદ બીજી ઔરતો કરતાં વધારે કરવામાં આવી. તેની સાથે

ત્રીજો હુકમ આ આપવામાં આવ્યો, سَرِّحُوْهُنَّ سَرَاحًا جَمِيْلًا એટલે કે, તેમને ખુબીની સાથે રુખસદ કરો જેમાં એ પાબંદી લગાવવામાં આવી કે જીભથી પણ કોઈ સખત વાત ન કહો, મહેણા ટોણાની પદ્ધતિ ન અપનાવો.

વિરોધના વખતે વિરોધીના હકોની જાળવણી તે જ વ્યક્તિ કરી શકે છે જે પોતાના નફ્સની ભાવનાઓ ઉપર કાબૂ રાખે, ઈસ્લામની બધી જ તા'લીમમાં આ બાબતની કાળજી રાખવામાં આવી છે.

---

## આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૫૦-૫૧-૫૨)

| |
|---|
| يَاَيُّهَا النَّبِيُّ اِنَّآ اَحْلَلْنَا لَكَ اَزْوَاجَكَ الّٰتِيْٓ اٰتَيْتَ اُجُوْرَهُنَّ |
| وَمَا مَلَكَتْ يَمِيْنُكَ مِمَّآ اَفَآءَ اللّٰهُ عَلَيْكَ وَبَنٰتِ عَمِّكَ وَبَنٰتِ عَمّٰتِكَ |
| وَبَنٰتِ خَالِكَ وَبَنٰتِ خٰلٰتِكَ الّٰتِيْ هَاجَرْنَ مَعَكَ ۡ وَامْرَاَةً مُّؤْمِنَةً |

إِنْ وَّهَبَتْ نَفْسَهَا لِلنَّبِيِّ إِنْ أَرَادَ النَّبِيُّ أَنْ يَّسْتَنْكِحَهَا ۚ خَالِصَةً لَّكَ
مِنْ دُوْنِ الْمُؤْمِنِيْنَ ۗ قَدْ عَلِمْنَا مَا فَرَضْنَا عَلَيْهِمْ فِيْٓ أَزْوَاجِهِمْ وَمَا
مَلَكَتْ أَيْمَانُهُمْ لِكَيْلَا يَكُوْنَ عَلَيْكَ حَرَجٌ ۗ وَكَانَ اللّٰهُ غَفُوْرًا
رَّحِيْمًا ﴿٥٠﴾ تُرْجِيْ مَنْ تَشَآءُ مِنْهُنَّ وَتُـْٔوِيْٓ إِلَيْكَ مَنْ تَشَآءُ ۗ وَمَنِ ابْتَغَيْتَ
مِمَّنْ عَزَلْتَ فَلَا جُنَاحَ عَلَيْكَ ۗ ذٰلِكَ أَدْنٰىٓ أَنْ تَقَرَّ أَعْيُنُهُنَّ وَلَا يَحْزَنَّ
وَيَرْضَيْنَ بِمَآ اٰتَيْتَهُنَّ كُلُّهُنَّ ۗ وَاللّٰهُ يَعْلَمُ مَا فِيْ قُلُوْبِكُمْ ۗ وَكَانَ اللّٰهُ عَلِيْمًا
حَلِيْمًا ﴿٥١﴾ لَا يَحِلُّ لَكَ النِّسَآءُ مِنْۢ بَعْدُ وَلَآ أَنْ تَبَدَّلَ بِهِنَّ مِنْ أَزْوَاجٍ وَّلَوْ أَعْجَبَكَ
حُسْنُهُنَّ إِلَّا مَا مَلَكَتْ يَمِيْنُكَ ۗ وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ رَّقِيْبًا ﴿٥٢﴾ ع

## તરજુમો :

*હે નબી (ﷺ) ! અમે તમારા માટે તમારી સ્ત્રીઓ હલાલ રાખી છે જેમની મહર તમે આપી ચૂક્યા છો અને જે તમારા હાથનો માલ (લોંડીઓ) છે જેને તમારા હાથમાં તમારો અલ્લાહ (ગનીમતમાં) મેળવી આપે અને તમારા કાકાની પુત્રીઓ અને ફોઈની પુત્રીઓ અને તમારા મામાની પુત્રીઓ અને તમારી માસીની પુત્રીઓ જેમણે તમારી સાથે વતન છોડયું (હિજરત કરી) અને જે સ્ત્રી મુસલમાન હોય જો (તે) પોતાની જાત નબીને બક્ષી આપે જો નબી ઈચ્છે તો તેને નિકાહમાં લાવે, આ તમારા માટે બધા મુસલમાનો કરતાં ખાસ છે, અમને ખબર છે જે અમે તેમના ઉપર તેમની ઔરતોની બાબતમાં નક્કી કરી દીધું છે અને તેમના હાથના માલમાં (લોંડીઓ બાબતમાં) જેથી તમારા ઉપર તંગી ન રહે અને અલ્લાહ બખ્શનારો મહેરબાન છે. (૫૦) તમે તેમનામાંથી જેને ઈચ્છો દૂર રાખો અને જેને ઈચ્છો પોતાની પાસે જગ્યા આપો અને તેમનામાંથી જેના વિશે તમારું મન ચાહે (પાસે બોલાવી લો) જેને અળગા કરી દીધાં હતા તો તમારા ઉપર કોઈ ગુનોહ નથી, એમાં નિકટ છે કે તેમની આંખો ઠંડી રહે અને ગમ ન કરે અને તમે જે તે બધાને આપ્યું તેના*

*ઉપર રાજી રહે અને અલ્લાહ જે કંઈ તમારા દિલોમાં છે જાણે છે અને અલ્લાહ સઘળું જાણનારો ઘણો સહનશીલ છે. (૫૧) તે સિવાયની ઔરતો તમારા માટે હલાલ નથી અને ન એ કે તેમને બીજી સ્ત્રીઓથી બદલ્યા કરો અને ભલે (તે અન્ય સ્ત્રીઓ) તમને મોહક લાગે પરંતુ જે માલ તમારા હાથનો (લોંડીઓ) છે અને અલ્લાહ દરેક વસ્તુ ઉપર દેખરેખ રાખનાર છે.(૫૨)*

## તફસીર :

હે નબી ! (ﷺ અમુક હુકમો તમારી સાથે ખાસ છે જેનાથી તમારી વિશિષ્ટતા અને આગવી પ્રતિષ્ઠા પણ સાબિત થાય છે તેમાંથી અમુક આ છે, પ્રથમ હુકમ એ કે) અને તમારા માટે તમારી આ પત્નીઓ (કે જે અત્યારે તમારી સેવામાં ઉપસ્થિત છે અને) જેને આપ (ﷺ) તેમની મહર આપી ચૂક્યા છો (ચારથી વધારે હોવા છતાં) હલાલ કરી છે (બીજો હુકમ એ કે ) અને તે સ્ત્રીઓ પણ (ખાસ રીતે હલાલ કરવામાં આવી છે) જે તમારી માલિકીની છે જે અલ્લાહે તમને ગનીમતમાં અપાવી છે (અને આ ખાસ પ્રકારનું વર્ણન.... આગળ તફસીરના ખુલાસામાં આવશે. ત્રીજો હુકમ એ કે) અને તમારા કાકાની પુત્રીઓ અને તમારી ફોઈની પુત્રીઓ (તેનો ભાવાર્થ આપ ﷺના પિતાના કુટુંબની પુત્રીઓ છે એટલે કે તે બધાને) પણ (અલ્લાહ તઆલાએ આપ ﷺ માટે હલાલ કરી છે પરંતુ આ કુટુંબની સ્ત્રીઓ સદંતર નહીં બલકે તેમાંથી માત્ર તે જ) જેમણે તમારી સાથે હિજરત કરી હોય ("સાથે"નો મતલબ એ છે કે આ હિજરતના અમલમાં સમાનતા ધારણ કરી હોય અને સમય કે મુદતની કોઈ શરત લગાવી નથી અને આ શરતથી તે નીકળી ગયા જે મુહાજિર ન હોય. ચોથો હુકમ એ કે) અને તે મુસલમાન સ્ત્રીઓને પણ (તમારા માટે હલાલ કરવામાં આવી) જેમણે વિના વળતરે (એટલે કે મહર વિના) પોતાની જાતને પયગમ્બરને આપી દીધી (એટલે કે નિકાહમાં આવવા ઈચ્છે) એ શરતે કે પયગમ્બર તેમને નિકાહમાં લાવવા ઈચ્છે (અને મુસલમાનની શરતથી કાફિર સ્ત્રીઓ નીકળી ગઈ કે નબીએ કરીમ ﷺના તેમનાથી નિકાહ દુરુસ્ત નથી અને આ હુકમ પાંચમો થયો અને) આ બધા (હુકમો) તમારા માટે ખાસ કરવામાં આવ્યા છે ન જ અન્ય મો'મિનો

માટે (કે તેમના માટે બીજા હુકમો છે એટલા માટે) અમને તે હુકમો ખબર છે (તથા આયતો અને હદીષો દ્વારા અન્યના હુકમો જણાવી આપીએ છીએ) જે અમે તેમના (એટલે કે સામાન્ય મો'મિનો) ઉપર તેમની પત્નીઓ અને લોંડીઓ વિશે નક્કી કર્યા છે (જે આ હુકમોથી વિશિષ્ટ અને ભિન્ન પ્રકારના છે જેમાંથી નમૂના સ્વરૂપે ઉપર આયત اِذَا نَكَحْتُمُ માં લખ્યું છે જેમાં فَمَتِّعُوْهُنَّ થી નિકાહ માટે મહર જરૂરી હોવાનું સાબિત થાય છે, ભલે વાસ્તવિક રીતે અથવા પરોક્ષ રીતે અને ભલે પરસ્પર સમજૂતીથી હોય અથવા શરઈ હુકમથી અને નબવી નિકાહનો ચોથો હુકમ મહરથી ખાલી છે અને આ વિશિષ્ટતા એટલા માટે છે કે) જેથી તમારા ઉપર કોઈ પ્રકારની તંગી ન રહે (બસ જે વિશિષ્ટ હુકમોમાં અન્યો કરતાં વિશિષ્ટતા પાપ્ત છે જેમકે પ્રથમ હુકમ અને ચોથા હુકમ તેમાં તો તંગી ન હોવું દેખીતું છે અને તેમાં જાહેર શરતો અને બંધનો લાદયા છે જેમકે ત્રીજા અને પાંચમાં હુકમમાં; તો ત્યાં તંગી ન હોવાનો અર્થ એ છે કે અમે આ શરતો આપ ﷺની અમુક મસ્લિહતો માટે લગાવી છે, જો આ શરતો ન હોત તો આપ ﷺની તે મસ્લિહત છૂટી ગઈ હોત અને તે સમયે તમને તંગી થઈ હોત જે અમને ખબર છે એટલા માટે આ મસ્લિહતની કાળજી રાખવામાં આવી જેથી તે તંગી ઉપસ્થિત ન થાય અને બીજા હુકમ વિશે તફસીરના ખુલાસામાં આવશે) અને (આ તંગી દૂર કરવાની કાળજી આ ખાસ હુકમો સાથે જ નથી બલકે સામાન્ય મો'મિનો વિશે જે હુકમો છે તેમાં પણ આ બાબત ઉપસ્થિત છે કારણ કે) અલ્લાહ તઆલા મોટો બખ્શનાર રહમતવાળો છે (બસ, પોતાની કૃપાથી હુકમોમાં સહૂલતની કાળજી રાખે છે અને સહેલા હુકમોમાં પણ ઉણપ રહી જવાથી મા'ફ કરી આપે છે જે તેની મહાન કૃપાની દલીલ છે જે હુકમોની સરળતા અને અવરોધોને દૂર કરવાની બાબત છે અને આ તો તે સ્ત્રીઓના પ્રકારોનું વર્ણન હતું જે આપ ﷺ માટે હલાલ કરવામાં આવ્યું. આગળ તેનું વર્ણન છે કે જે હલાલના પ્રકારોનું કરવામાં આવ્યું તેમાંથી જેટલી સ્ત્રીઓ જે વખતે આપ ﷺની પાસે હોય તેમના શું હુકમો છે ? બસ, છટ્ઠો હુકમ આ કરવામાં આવ્યો છે કે) તેમાંથી તમે જેમને ઈચ્છો (અને જ્યાં સુધી ઈચ્છો) પોતાનાથી દૂર રાખો (એટલે કે તેમને વારો ન આપો) અને જેને ઈચ્છો (અને જ્યાં સુધી ઈચ્છો) પોતાની પાસે રાખો (એટલે કે તેમને વારો આપો) અને જેમને દૂર કરી રાખ્યા હતા તેમાંથી ફરી કોઈને બોલાવો તો પણ

તમારા ઉપર કોઈ ગુનોહ નથી (મતલબ એ થયો કે પત્નીઓમાં રાતવાસાનો વારો વગેરેની રિઆયત આપ ﷺ ઉપર વાજિબ નથી અને તેમાં એક મોટી જરૂરી મસ્લિહત છે તે એ કે) તેમાં વધારે આશા છે કે તેઓ (પત્નીઓ)ની આંખો ઠંડી રહેશે (એટલે કે ખુશ રહેશે) અને દિલગીર ન થશે અને જે કંઈ પણ તમે તેમને આપશો તેના ઉપર બધા જ રાજી રહેશે (કારણ કે ગમનું કારણ મોટા ભાગે પોતાના હકનો દા'વો હોય છે અને જ્યારે જાણ થઈ જશે કે જે કંઈ માલ અને ધ્યાન આપવામાં આવ્યું હતું તે માત્ર ઈનામ છે, અમારો વાજિબ હક નથી તો કોઈને કોઈ પ્રકારની ફરિયાદ ન રહેશે અને લોંડીઓનો વારામાં હક ન હોવો તો બધાને જ ખબર છે) અને (હે મુસલમાનો ! આ ખાસ હુકમો સાંભળીને દિલમાં એવો વિચાર ન ઘડી લેશો કે આ હુકમો જાહેર હુકમો કેમ નથી ? જો એવું કરશો તો) અલ્લાહ તઆલાને તમારા લોકોની બધી વાતો ખબર છે (આવો વિચાર ઘડી લેવાથી તમને સજા આપશે કારણ કે આ અલ્લાહ તઆલા ઉપર વાંધો ઉઠાવવું છે અને રસૂલુલ્લાહ ﷺની ઈર્ષ્યા છે જે અઝાબનું કારણ બને છે) અને અલ્લાહ તઆલા (આ જ શું) બધું જ જાણનાર છે (અને વાંધાઓ ઉઠાવનારને અહીંયાં સજા ન થઈ તો તેનાથી આ જાણકારીનો નકાર જરૂરી નથી બનતો બલકે એ જરૂરી છે કે તે) સહનશીલ (પણ) છે (એટલા માટે ક્યારેક સજામાં ઢીલ આપે છે, આગળ બાકીના ખાસ હુકમો ઈરશાદ ફરમાવે છે જેમાં અમુક તો ઉપરોક્ત હુકમોનું પરિણામ છે અને અમુક નવા હુકમો છે. ઈરશાદ છે કે ઉપર જે ત્રીજા અને પાંચમાં હુકમમાં નિકાહમાં લાવવા માટે સ્ત્રીઓ માટે હિજરત અને ઈમાનની શરત લગાવી છે બસ) તેમના સિવાય અન્ય સ્ત્રીઓ (જેમનામાં આ શરત ન હોય) તમારા માટે હલાલ નથી (એટલે કે સગાંઓમાંથી જે મુહાજિર નથી તે હલાલ નથી અને બીજી સ્ત્રીઓમાંથી જે મો'મિન નથી તે હલાલ નથી, આ તો ઉપરોક્ત હુકમોની પૂર્ણતા થઈ) અને (આગળ નવો સાતમો હુકમ એ છે કે) ન જ એ યોગ્ય છે કે તમે તે (ઉપસ્થિત) પત્નીઓની જગ્યાએ બીજી પત્નીઓ કરી લો (એ રીતે કે તેમનામાંથી કોઈને તલાક આપી દો અને તેના બદલે બીજી કરી લો અને તેમનામાંથી કોઈને તલાક આપ્યા વિના જો કોઈનાથી નિકાહ કરી લો તો તેની મનાઈ નથી, એ જ પ્રમાણે જો કોઈને તલાક આપી બીજીને લાવવાનો ઈરાદો ન હોય તો તેનાથી પણ પ્રતિબંધ સાબિત નથી થતો, બલકે શબ્દ تَبَدُّلْ આ

બાબતની મનાઈ ઉપર દલીલ છે. બસ, આ تَبَــــدُّل ની મનાઈ છે) ભલે તમને તેઓ (અન્ય સ્ત્રીઓ)નું સૌંદર્ય સારું લાગે પરંતુ જે તમારી માલિકી હેઠળ હોય (કે તે પાંચમાં અને સાતમાં બંને હુકમોથી બાકાત છે એટલે કે તે અહલે કિતાબની સ્ત્રી હોવાથી પણ હલાલ છે અને તેમાં تَبَــــدُّل પણ દુરુસ્ત છે) અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ(ની હકીકત અને નિશાનીઓ અને મસ્લિહતો)નો સંપૂર્ણ દેખરેખ રાખનાર છે (એટલા માટે આવા બધા હુકમોમાં મસ્લિહતો અને હિકમતો છે, ભલે સામાન્ય લોકોને તે નક્કી કરીને બતાવવામાં ન આવે તેથી કોઈને પ્રશ્ન ઉઠાવવાનો અથવા વાંધો ઉઠાવવાનો અધિકાર કે સત્તા નથી).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં નિકાહ અને તલાક વિશે તે સાત હુકમોનું વર્ણન છે જે રસૂલે કરીમ ﷺ માટે ખાસ છે અને આ વિશિષ્ટતા રસૂલે કરીમ ﷺની એક આગવી શા'ન અને આગવી પ્રતિષ્ઠાની નિશાની છે તેમાંથી અમુક હુકમો તો એવા છે કે તેમની વિશિષ્ટતા રસૂલે કરીમ ﷺ સાથે બિલકુલ ખુલ્લી અને દેખીતી છે અને અમુક એવા છે, જો કે બધા મુસલમાનો માટે સામાન્ય છે પરંતુ તેમાં અમુક શરતો અને મર્યાદાઓ રસૂલુલ્લાહ ﷺ માટે પણ ખાસ છે તેની વિગત જુઓ.

### પ્રથમ હુકમ :

اِنَّــا اَحْلَلْنَا لَکَ اَزْوَاجَکَ الّٰتِیْٓ اٰتَیْتَ اُجُوْرَهُنَّ એટલે કે, અમે તમારા માટે તમારી બધી ઉપસ્થિત પત્નીઓને હલાલ કરી દીધી જેની મહર તમે અદા કરી ચૂક્યા છો. આ હુકમ દેખીતી રીતે દરેક મુસલમાન માટે સર્વસામાન્ય છે પરંતુ તેમાં વિશિષ્ટતાનું કારણ એ છે કે આયતના નાઝિલ થવાના સમયે રસૂલે કરીમ ﷺના નિકાહમાં ચારથી વધારે સ્ત્રીઓ મોજૂદ હતી અને સામાન્ય મુસલમાનો માટે ચારથી વધારે સ્ત્રીઓને એકી સાથે નિકાહમાં ભેગી કરવી હલાલ નથી તો આ રસૂલે કરીમ ﷺની વિશેષતા હતી કે ચારથી વધારે સ્ત્રીઓને નિકાહમાં રાખવી રસૂલે કરીમ ﷺ માટે હલાલ કરવામાં આવ્યું.

અને આ આયતમાં اَلّٰتِــیْ اٰتَیْــتَ اُجُــوْرَهُــنَّ કહેવામાં આવ્યું છે, આ કોઈ શરત અથવા હલાલ હોવા માટેની મર્યાદા નથી બલકે આ બાબતની જાહેરાત છે કે જેટલી સ્ત્રીઓ રસૂલે કરીમ ﷺના નિકાહમાં આવી બધાની મહર રસૂલે કરીમ

ﷺએ રોકડ ચૂકવી દીધી, ઉધાર નથી રાખી. રસૂલે કરીમ ﷺની મુબારક ટેવ એ હતી કે જે વસ્તુનું આપવું રસૂલે કરીમ ﷺના શિરે જવાબદારી હોય તેને તરત જ આપીને તેનાથી મુક્ત થઈ જતા હતા, વિના જરૂરતે મોડું કરતા ન હતા, આ બાબત જાહેર કરવામાં સામાન્ય મુસલમાનોને પણ એવું કરવાની પ્રેરણા આપવામાં આવી.

**બીજો હુકમો :**

وَمَا مَلَكَتْ يَمِيْنُكَ مِمَّا اَفَاءَ اللّٰهُ عَلَيْكَ એટલે કે, "તમારા માટે તે સ્ત્રીઓને હલાલ કરવામાં આવી જે તમારી મિલકતમાં હોય." એ જ પ્રમાણે કે અલ્લાહ તઆલાએ તમને તેમના માલિક બનાવી દીધા હોય. આ આયતમાં શબ્દ اَفَاءَ (અફાઅ્) એ فَیْءٌ (ફઈ)થી બનેલ છે, પારિભાષિક અર્થના આધારે તે માલ જે કાફિરો પાસેથી યુદ્ધ વિના સુલેહ સ્વરૂપે પ્રાપ્ત થઈ જાય અને ક્યારેક સદંતર માલે ગનીમતને પણ فَـــیْءٌ (ફઈ)થી ઓળખાવવામાં આવે છે. આ આયતમાં તેનું વર્ણન કોઈ શરત સ્વરૂપે નથી કે તમારા માટે માત્ર તે લોંડીઓ હલાલ થશે જે "ફઈ" અથવા ગનીમતના માલમાંથી તમારા હિસ્સામાં આવી હોય, બલકે જેને તમે કિંમત આપીને ખરીદી હોય તે પણ આ હુકમમાં સામેલ છે.

પરંતુ આ હુકમમાં દેખીતી રીતે રસૂલે કરીમ ﷺ માટે કોઈ ખાસ બાબત નથી સમગ્ર ઉમ્મત માટે આ જ બાબત છે, જે કનીઝ ગનીમતના માલના હિસ્સામાં આવે અથવા જેની કિંમત આપીને ખરીદવામાં આવે તે તેમના માટે હલાલ છે અને આ બધી જ આયતોની દેખીતી શૈલી એ જ બતાવે છે કે તેમાં જે હુકમો આવ્યા છે તે કંઈને કંઈ રસૂલે કરીમ ﷺની સાથે વિશિષ્ટતા ધરાવે છે. એટલા માટે રૂહુલ મઆનીમાં કનીઝોના હલાલ વિશે પણ રસૂલે કરીમ ﷺની એક વિશિષ્ટતા એ બતાવી છે કે જે પ્રમાણે આપ ﷺ પછી આપ ﷺની અઝ્વાઝે મુતહ્હરાત રદિ. (પવિત્ર પત્નીઓ)માંથી કોઈની સાથે પણ નિકાહ કોઈપણ ઉમ્મતી માટે હલાલ નથી, એ જ પ્રમાણે જે કનીઝ રસૂલે કરીમ ﷺ માટે હલાલ કરવામાં આવી છે રસૂલે કરીમ ﷺ પછી તે કોઈના માટે હલાલ ન થશે, જેમકે હઝરત મારિયહ કિબતિયહ (રદિ.) છે જેમને મકોકિસ (Muqauqis) રૉમના બાદશાહે આપ ﷺ માટે ભેટ સ્વરૂપે મોકલ્યા હતા,

તેમના પણ નિકાહ કોઈના માટે જાઈઝ રાખવામાં આવ્યા નથી, આ આધારે مَا مَلَكَتْ اَيْمَانُهُمْ માં હલાલ હોવામાં પણ રસૂલે કરીમ ﷺની એક વિશિષ્ટતા સાબિત થઈ ગઈ.

સચ્યિદી હઝરત હકીમુલ ઉમ્મત કુદ્દીસ્સિર્રૂહુએ અન્ય બે વિશિષ્ટતાઓ બયાનુલ કુર્આનમાં વર્ણન કરી છે જે પ્રસ્તુત વિશિષ્ટતાથી વધારે સ્પષ્ટ છે.

પ્રથમ એ કે રસૂલે કરીમ ﷺને અલ્લાહ તઆલા તરફથી એ ખાસ અધિકાર આપવામાં આવ્યો હતો કે ગનીમતના માલની વહેંચણી પહેલાં રસૂલે કરીમ ﷺ તેમાંથી કોઈ વસ્તુને પોતાના માટે નક્કી કરી લે તો તે તેમની ખાસ મિલકત થઈ જતી હતી. આ ખાસ વસ્તુને પરિભાષામાં صَفِيّ النَّبِىُ કહેવામાં આવતું હતું, જેમકે ગઝ્વએ ખૈબરની ગનીમતમાંથી રસૂલે કરીમ ﷺએ હઝરત સફિય્યહ (રદિ.)ને પોતાના માટે ખાસ કરી લીધાં હતાં તો હાથની માલિકી (કનીઝો)ના મસ્અલામાં એ માત્ર આપ ﷺની વિશિષ્ટતા છે.

બીજી વિશિષ્ટતા એ છે કે દારુલ હરમમાંથી કોઈ ગેરમુસ્લિમ તરફથી જો કોઈ ભેટ મુસલમાનોના અમીરુલ મુઅ્મિનીનના નામ ઉપર આવે તો શરીઅતનો હુકમ એ છે કે તેનો માલિક અમીરુલ મુઅ્મિનીન નથી હોતો બલકે તે શરઈ બયતુલ માલની મિલકત ઠરાવવામાં આવે છે, તેનાથી વિપરીત નબીએ કરીમ ﷺની વિશેષતા એ છે કે આવી ભેટ આપ ﷺ માટે વિશિષ્ટ સ્વરૂપે હલાલ કરવામાં આવી છે, જેમકે હઝરત મારિયહ કિબતિયહ (રદિ.)ની બાબત છે કે મકોકિસે તેમને ભેટ સ્વરૂપે રસૂલે કરીમ ﷺની સેવામાં રજુ કરી તો તેમને આપ ﷺની મિલકત ઠરાવવામાં આવી. વલ્લાહુ અઅ્લમુ.

**ત્રીજો હુકમ :**

....بَنٰتِ عَمِّكَ وَبَنٰتِ عَمّٰتِكَ આ આયતમાં عَمُّ (અમ) અને خَالُ (ખાલ)ને એકવચન અને عَمَّاتٌ (અમ્માત) અને خَالَاتٌ (ખાલાત)ને બહુવચનમાં લાવવાના ખુલાસાઓ ઉલમાએ ઘણા બધા લખ્યા છે, તફસીરે રૂહુલ મઆનીમાં અબૂ હય્યાને તેનો ખુલાસો એ અપનાવ્યો છે કે અરબના રૂઢિપ્રયોગમાં આ જ પ્રમાણે છે. અરબની શાયરીઓ એના ઉપર ગવાહ છે કે, عَمُّ (અમ)ના બહુવચનનો ઉપયોગ થતો નથી તેને એકવચનમાં જ ઉપયોગ કરે છે.

આયતનો અર્થ એ છે કે રસૂલે કરીમ ﷺ માટે કાકા અને ફોઈની દિકરીઓ અને મામા માસીની દિકરીઓ નિકાહ માટે હલાલ કરવામાં આવી, કાકા ફોઈમાં પિતાના કુટુંબની બધી દિકરીઓ અને મામા માસીની દિકરીઓમાં માં ના કુટુંબની બધી દિકરીઓ સામેલ છે અને તેમનાથી નિકાહ હલાલ હોવું તો આપ ﷺની સાથે કોઈ ખાસ નથી, બધા જ મુસલમાનો માટે એ ખાસ છે પરંતુ તેમાં ખાસ એ શરત કે તેમાંથી જેમણે આપ ﷺની સાથે મક્કએ મુકર્રમહથી હિજરત કરી હોય આ રસૂલે કરીમ ﷺની વિશિષ્ટતા છે, તેનો ખુલાસો એ છે કે સામાન્ય ઉમ્મત માટે તો પિતા અને માતાના કુટુંબની આ દિકરીઓ કોઈ શરત વિના હલાલ છે ભલે તેમણે હિજરત કરી હોય કે ન કરી હોય પરંતુ રસૂલે કરીમ ﷺ માટે તેમાંથી માત્ર તે હલાલ છે જેમણે આપ ﷺ સાથે હિજરત કરી હોય, સાથે હિજરત કરવા માટે એ જરૂરી નથી કે મુસાફરીમાં રસૂલે કરીમ ﷺ સાથે કાફલામાં રહી હોય અથવા એક જ સમયે હિજરત કરી હોય બલકે તેનો ભાવાર્થ હિજરતની પ્રવૃત્તિમાં સમાનતા ધારણ કરી હોય, તેમનામાંથી જેણે કોઈ કારણે હિજરત નથી કરી તેનાથી રસૂલે કરીમ ﷺના નિકાહ હલાલ રાખવામાં આવ્યા નથી, જેમકે રસૂલે કરીમ ﷺના કાકા અબૂતાલીબની દિકરી ઉમ્મે હાની (રદિ.)એ ફરમાવ્યું કે મારાથી રસૂલે કરીમ ﷺના નિકાહ એટલા માટે હલાલ ન હતા કે મેં મક્કાથી હિજરત કરી ન હતી બલકે મારી ગણતરી طُلَقَاءُ (તુલકાઅ્)માં થતી હતી. طُـلَـقَـاءُ તે લોકોને કહેવામાં આવે છે જેમને ફત્હે મક્કાના સમયે રસૂલે કરીમ ﷺએ આઝાદ કરી દીધા હતા, ન તો તેમને કતલ કર્યા અને ન જ ગુલામ બનાવ્યા. *(રૂહુલ મઆની અને જસ્સાસ)*

રસૂલે કરીમ ﷺથી નિકાહ માટે મુહાજિરત હોવાની શરત માત્ર પોતાના માતા પિતાના કુટુંબની પુત્રીઓમાં હતી, સામાન્ય ઉમ્મતની સ્ત્રીઓમાં હિજરતની શરત ન હતી બલકે તેમનું માત્ર મુસલમાન હોવું પૂરતું હતું અને કુટુંબની છોકરીઓમાં હિજરતની શરત લગાવવામાં કદાચ એ હિકમત હોય કે સામાન્ય રીતે કુટુંબની દિકરીઓને પોતાના કુટુંબનો એક નાઝ અને ગર્વ હોય છે અને રસૂલે કરીમ ﷺના નિકાહ માટે એ યોગ્ય ન હતું એટલા માટે તેનો ઈલાજ હિજરતની શરત લગાવી કરવામાં આવ્યો, કારણ કે હિજરત માત્ર તે જ સ્ત્રી કરશે જે અલ્લાહ અને રસૂલ ﷺની મહોબ્બતને પોતાના સમગ્ર કુટુંબ, વતન અને

જાયદાદની મહોબ્બત ઉપર છવાયેલી રાખશે. વળી હિજરત સમયે માનવીને જાત જાતની તકલીફો પડતી હોય છે અને અલ્લાહના માર્ગમાં જે તકલીફ અને કષ્ટ ઉઠાવવામાં આવે તેની અમલોની સુધારણામાં ખાસ દખલગીરી છે.

ખુલાસો એ છે કે માતા અને પિતાના કુટુંબની દિકરીઓથી નિકાહમાં રસૂલે કરીમ ﷺ માટે એક ખાસ શરત એ છે કે તેમણે મક્કાથી હિજરત કરવામાં રસૂલે કરીમ ﷺનો સાથ આપ્યો હોય.

**ચોથો હુકમ :**

وَامْرَاَةً مُّؤْمِنَةً اِنْ وَّهَبَتْ نَفْسَهَا لِلنَّبِيِّ اِنْ اَرَادَ النَّبِيُّ اَنْ يَّسْتَنْكِحَهَا خَالِصَةً لَّكَ مِنْ دُوْنِ الْمُؤْمِنِيْنَ

એટલે કે (હે નબી ﷺ !) જો કોઈ મુસલમાન સ્ત્રી પોતાની જાતને તમારા માટે હિબહ (ભેટ) કરી આપે એટલે કે મહર વિના તમારી સાથે નિકાહ કરવા ઈચ્છે જો તમે તેને નિકાહમાં લાવવાનો ઈરાદો કરો તો તમારા માટે મહર વિના પણ નિકાહ હલાલ છે અને આ ખાસ હુકમ તમારા માટે છે, બીજા મો'મિનો માટે નથી.

આ બાબતની વિશિષ્ટતા રસૂલે કરીમ ﷺની સાથે બિલકુલ સ્પષ્ટ છે કારણ કે સામાન્ય લોકો માટે નિકાહમાં મહર જરૂરી શરત છે એટલે સુધી કે જો નિકાહના સમયે કોઈએ મહરનું વર્ણન નકાર સાથે કર્યું કે સ્ત્રીએ એવું કહ્યું છે કે મહર લઈશ નહીં અથવા પુરુષે એવું કહ્યું કે નિકાહ એ શરતે કરું છું કે મહર નહીં આપું, બંને સ્વરૂપોમાં તેમનું કહેવું અને શરઈ હેસિયતથી વ્યર્થ થશે અને શરઈ "મહરે મિસ્લ" વાજિબ થશે, માત્ર રસૂલે કરીમ ﷺના નિકાહ વગર મહરે હલાલ કરવામાં આવ્યા છે જ્યારે કે સ્ત્રી મહર વિના નિકાહ કરવાની ઈચ્છા પ્રગટ કરે.

**ખુલાસો :**

આ હુકમ કે જે સ્ત્રી પોતાને આપ ﷺ માટે હિબહ કરે એટલે કે વિના મહરે નિકાહ કરવા ઈચ્છે તે રસૂલે કરીમ ﷺ માટે હલાલ છે, તેમાં ઉલમાનો

મતભેદ છે કે કોઈ આવી ઘટના બની પણ હતી કે નહીં ! અમુકે કહ્યું કે કોઈ એવી સ્ત્રીના રસૂલે કરીમ ﷺ સાથે નિકાહ થયા હોય એવું સાબિત નથી જેનો ખુલાસો એ છે કે આપ ﷺએ કોઈ હિબહવાળી સ્ત્રીથી નિકાહ નથી કર્યા અને અમુક લોકોએ અમુક આવી સ્ત્રીઓથી નિકાહ થયાનું સાબિત કર્યું છે. *(રૂહુલ મઆની)*

આ જ હુકમની સાથે જે વાક્ય خَالِصَةً لَّكَ નું છે તેને અમુક લોકોએ માત્ર આ જ પ્રથમ હુકમની સાથે ખાસ હોવાનું કહ્યું છે અને ઝમખશરી વગેરે તફસીરકારોએ આ વાક્યને તે બધા જ હુકમોની સાથે લગાવ્યું છે જે ઉપર વર્ણન થયા છે કે આ બધી વિશિષ્ટતાઓ નબીએ કરીમ ﷺની છે, તેના અંતે ફરમાવ્યું, لِكَيْلَا يَكُوْنَ عَلَيْكَ حَرَجٌ એટલે કે, આ વિશિષ્ટ હુકમો રસૂલે કરીમ ﷺ માટે એટલા માટે આપવામાં આવ્યા છે કે તેમના ઉપર કોઈ તંગી ન થાય, જે વિશિષ્ટ હુકમો ઉપર વર્ણન થયા છે તેમાં પ્રથમ હુકમ એટલે કે ચારથી વધારે પત્નીઓ રસૂલે કરીમ ﷺ માટે હલાલ કરવામાં આવી અને ચોથા હુકમમાં વિના મહરે નિકાહ હલાલ કરવામાં આવ્યા, તેમાં તો તંગી દૂર થયાનું અને વધારે સહૂલત આપવાનું દેખીતું છે પરંતુ બાકી ત્રણ હુકમ એટલે કે બીજો, ત્રીજો અને પાંચમો, તેમાં તો દેખીતી રીતે આપ ﷺ ઉપર કોઈ વિશેષ શરતો લગાવવામાં આવી જેનાથી તંગી ઔર વધવી જોઈએ પરંતુ તેમાં ઈશારો કર્યો છે કે જો કે દેખીતી રીતે આ શરતો એક તંગી વધારે છે પરંતુ તેમાં રસૂલે કરીમ ﷺ માટે એવી સહૂલતો....ની કાળજી રાખવામાં આવી છે કે આ શરતો ન હોત તો રસૂલે કરીમ ﷺને ઘણી તકલીફ પડી હોત જે દિલગીર થવાનું સ્વરૂપ બની હોત એટલા માટે વધારાની શરતોમાં પણ રસૂલે કરીમ ﷺની તંગી દૂર કરવાનો જ હેતુ છે.

**પાંચમો હુકમ :**

પ્રસ્તુત જવાબોમાં મો'મિનો એટલે કે મુસલમાન સ્ત્રીની શરતથી એ વિચાર ઉત્પન્ન થાય છે કે જો કે સામાન્ય મુસલમાનો માટે યહૂદી અને નસારાની સ્ત્રીઓ એટલે કે અહલે કિતાબની સ્ત્રીઓ સાથે નિકાહ કુર્આનની નસથી હલાલ છે પરંતુ રસૂલે કરીમ ﷺ માટે સ્ત્રીનું મો'મિન હોવું શરત છે અહલે કિતાબની સ્ત્રીઓ સાથે રસૂલે કરીમ ﷺના નિકાહ નથી થઈ શકતા.

આ પાંચ હુકમોની વિશિષ્ટતા નબીએ કરીમ ﷺ સાથે વર્ણન કર્યા પછી

સામાન્ય મુસલમાનોનો હુકમ ટૂંકમાં વર્ણન કર્યો છે, قَدْ عَلِمْنَا مَافَرَضْنَا عَلَيْهِمْ فِيْ اَزْوَاجِهِمْ وَمَا مَلَكَتْ اَيْمَانُهُمْ એટલે કે, પ્રસ્તુત હુકમો રસૂલે કરીમ ﷺ માટે ખાસ છે બાકી મુસલમાનો માટે જે અમે ફરજ કર્યું છે તે અમે જાણીએ છીએ. દાખલા તરીકે સામાન્ય મુસલમાનોના નિકાહ મહર વિના નથી થઈ શકતા અને અહલે કિતાબ સાથે તેમના નિકાહ થઈ શકે છે એ જ પ્રમાણે પાછલા હુકમોમાં જે શરતો અને મર્યાદાઓ રસૂલે કરીમ ﷺના નિકાહ માટે જરૂરી ઠરાવવામાં આવી છે તે અન્યો માટે નથી.

અંતે ફરમાવ્યું, لِكَيْلَا يَكُوْنَ عَلَيْكَ حَرَجٌ એટલે કે નિકાહના મા'મલામાં રસૂલે કરીમ ﷺ માટે આ વિશિષ્ટ હુકમો એટલા માટે છે કે રસૂલે કરીમ ﷺ ઉપર કોઈ તંગી ન થાય અને જે શરતો અને મર્યાદાઓ રસૂલે કરીમ ﷺ ઉપર અન્ય મુસલમાનો કરતાં વધારે લગાવવામાં આવી છે જો કે દેખીતી રીતે એ એક પ્રકારની તંગી છે પરંતુ મસ્લિહતો અને હિકમતોને નજર સમક્ષ રાખીને આ શરતો લગાવવામાં આવી છે, તેમાં વિચાર કરીએ તો તે પણ રસૂલે કરીમ ﷺની રૂહાની પરેશાની અને તંગદિલીને દૂર કરવા માટે જ છે.

અહીંયાં સુધી નિકાહ વિશે પાંચ હુકમો આવ્યા છે જે રસૂલે કરીમ ﷺ સાથે કોઈને કોઈ પ્રકારે વિશેષતા ધરાવે છે, આગળ બે હુકમો આ જ પાંચ હુકમોના સંદર્ભમાં વર્ણન કર્યા છે, દાખલા તરીકે....

**છઠ્ઠો હુકમ :**

تُرْجِىْ مَنْ تَشَآءُ مِنْهُنَّ وَتُؤْيْ اِلَيْكَ مَنْ تَشَآءُ

તેમાં શબ્દ تُرْجِىْ (તુરજી) એ اِرْجَاءٌ (ઈર્જા)થી બને છે, જેનો અર્થ "પાછળ કરવા"નો થાય છે અને تُؤْوِىْ (તુઅ્વી) એ اِيْوَاءٌ (ઈવાઅ્)થી બને છે, જેનો અર્થ "નજીક-પાસે" કરવાનો થાય છે, મતલબ એ છે કે રસૂલે કરીમ ﷺનો અધિકાર છે કે પવિત્ર પત્નીઓમાંથી જેને ઇચ્છે પાછળ કરી દે અને જેને ચાહે પોતાની પાસે નજીક કરી દે. આ રસૂલ ﷺ માટે વિશિષ્ટ હુકમ છે, સામાન્ય ઉમ્મતના લોકો માટે જ્યારે એક કરતાં વધુ સ્ત્રીઓ હોય તો બધામાં બરાબરી કરવી જરૂરી છે તેનાથી વિરુદ્ધ કરવું હરામ છે, બરાબરીથી ભાવાર્થ

ભરણ પોષણની સમાનતા અને રાત પસાર કરવાની સમાનતા છે, એટલે કે જેટલી રાતો એક પત્ની સાથે પસાર કરે એટલી જ બીજી અને ત્રીજી સાથે પસાર કરવી જોઈએ, ઓછું વત્તું કરવું નાજાઈઝ છે પરંતુ નબીએ કરીમ ﷺને આ બાબતમાં સંપૂર્ણ અધિકાર આપી દેવામાં આવ્યો અને બધી જ પત્નીઓની બરાબરીના હુકમથી બાકાત કરવામાં આવ્યા અને આયતના અંતે એ પણ અધિકાર આપ્યો કે જે પત્નીને એક વખતે દૂર રાખવાનો ઈરાદો કરી લીધો પછી જો ઈચ્છે તો તેને પણ નજીક કરી શકે છે. وَمَنِ ابْتَغَيْتَ مِمَّنْ عَزَلْتَ فَلَا جُنَاحَ عَلَيْكَ નો આ જ ભાવાર્થ છે.

અલ્લાહ તઆલાએ નબીએ કરીમ ﷺને એ પ્રતિષ્ઠા અર્પણ કરી કે અઝ્વાઝે મુતહ્હરાત (રદિ.)માં બરાબરી કરવાના હુકમથી બાકાત કર્યા પરંતુ રસૂલે કરીમ ﷺએ આ છૂટછાટ અને પરવાનગી છતાં પોતાની પ્રવૃત્તિમાં હંમેશા સમાનતાની જ કાળજી રાખી, ઈમામ અબૂબક્ર જસ્સાસ (રદિ.)એ કહ્યું કે હદીષની રિવાયત એ જ છે કે નબીએ કરીમ ﷺ આ આયતના નાઝિલ થયા પછી પણ પવિત્ર પત્નીઓમાં સમાનતાની કાળજી હંમેશા રાખતા હતા પછી પોતાની સનદો સાથે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી આ હદીષ નકલ કરી જે મુસ્નદે અહમદ, તિરમિઝી, નસાઈ અને અબૂ દાવુદ વગેરેમાં પણ ઉપસ્થિત છે.

كَانَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقْسِمُ فَيَعْدِلُ فَيَقُوْلُ اَللّٰهُمَّ هٰذَا قَسْمِىْ فِيْمَا اَمْلِكُ فَلَا تَلُمْنِىْ فِيْمَا لَا اَمْلِكُ قَالَ اَبُوْدَاوُدَ يَعْنِى الْقَلْبَ،

*"રસૂલે કરીમ ﷺ બધી પત્નીઓમાં બરાબરી કરતા હતા અને આ દુઆ કર્યા કરતા હતા કે યા અલ્લાહ ! જે વસ્તુમાં મને અધિકાર છે તેમાં તો મેં બરાબરી કરી લીધી એટલે કે ભરણ પોષણ અને રાતવાસો વગેરેમાં પરંતુ જેમાં મારો અધિકાર નથી તે મા'મલામાં મને મલામત ન કરજો. (ભાવાર્થ દિલની મહોબ્બત છે, કોઈનાથી વધારે, કોઈનાથી ઓછી હોવી વ્યક્તિના કાબૂમાં નથી)."*

સહીહ બુખારીમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે કે જો રસૂલે કરીમ ﷺને કોઈ પત્નીના વારામાં તેમના ત્યાં જવાથી કોઈ કારણ હોતું તો

રસૂલે કરીમ ﷺ તેમનાથી પરવાનગી લઈ લેતા હતા જ્યારે કે આ આયત પણ નાઝિલ થઈ ચૂકી હતી. ....تُــــــوۡیِۡ اِلَیۡکَ (જેમાં..... પત્નીઓમાં બરાબરી કરવાનો ફરજ આપ ﷺને મા'ફ કરવામાં આવ્યો.)

આ હદીષ પણ બધી હદીષની કિતાબોમાં પ્રખ્યાત છે કે મરણ પથારીમાં જ્યારે રસૂલે કરીમ ﷺને અજ્વાઝે મુતહ્હરાત (રદિ.)ના ઘરોમાં દરરોજ જવું મુશ્કેલ થઈ ગયું તો રસૂલે કરીમ ﷺએ બધા પાસે પરવાનગી પ્રાપ્ત કરીને હઝરત આયશા (રદિ.)ના ઘરમાં બીમારીના દિવસો પસાર કરવાનું અપનાવ્યું હતું.

અંબિયા (અલૈ.) ખાસ કરીને સય્યિદુલ અંબિયા ﷺની મુબારક ટેવ એ જ હતી કે જે કાર્યોમાં રસૂલે કરીમ ﷺને અલ્લાહ તઆલા તરફથી કોઈ છૂટછાટ તેમની સરળતા માટે આપવામાં આવતી હતી તો તેનો આભાર માનવા સ્વરૂપે રસૂલે કરીમ ﷺ મોટે ભાગે પૂર્વવત્ અમલ કરતા હતા અને છૂટછાટને માત્ર જરૂરતના સમયે ઉપયોગ કરતા હતા.

....ذٰلِکَ اَدۡنٰــی اَنۡ تَـقَــرَّ اَعۡیُنُهُنَّ وَلَا یَحۡـزَنَّ وَیَـرۡضَیۡنَ આ છઠ્ઠા હુકમમાં એટલે કે નબીએ કરીમ ﷺની અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ની સમાનતા ફરજ હોવાનું ઉઠાવી દેવું અને રસૂલે કરીમ ﷺને દરેક પ્રકારનો અધિકાર આપી દેવું તેનું કારણ અને હિકમતનું વર્ણન છે. રસૂલે કરીમ ﷺને આ સામાન્ય અધિકાર આપવાની મસ્લિહત એ છે કે બધી અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ની આંખો ઠંડી રહે અને તે પોતાના હિસ્સા ઉપર રાજી રહે.

અત્રે એ શંકા થઈ શકતી હતી કે અઝ્વાજે મુતહ્હરત (રદિ.)ની ઇચ્છા અને મરજી વિરુદ્ધ આ તેમના રંજનું કારણ બની શકે છે તેને અઝ્વાજે મુતહ્હરત (રદિ.)ની ખુશીનું કારણ કેવી રીતે ઠરાવવામાં આવ્યું ? તેનો જવાબ તફસીરના ખુલાસામાં ઉપર આવી ચૂક્યો છે અને અસલ નારાજીનું મૂળ કારણ પોતાનો હક હોય છે, જે વ્યક્તિ વિશે મનુષ્યને એ ખબર હોય કે મારો ફલાણો હક તેના માથે વાજિબ છે જો તે તેની અદાયગીમાં ઉણપ રાખે તો રંજ ગમ થાય છે અને જે વ્યક્તિ ઉપર આપણો કોઈ વાજિબ હક ન હોય પછી તે જે કંઈ પણ કૃપા કરે તે ખુશી હોય છે, અહીંયાં પણ જ્યારે એ બતાવવામાં આવ્યું કે પવિત્ર પત્નીઓમાં

બરાબરી કરવી રસૂલે કરીમ ﷺ ઉપર વાજિબ નથી બલકે રસૂલે કરીમ ﷺ મુખ્તિયાર છે તો હવે જે પત્નીને જેટલો હિસ્સો રસૂલે કરીમ ﷺના ધ્યાન અને સંગાથનો મળશે તે તેઓ એક અહેસાન અને ભેટ સમજીને ખુશ થશે.

અંતે ફરમાવ્યું, وَاللّٰهُ يَعْلَمُ مَافِیْ قُلُوْبِكُمْ وَكَانَ اللّٰهُ عَلِيْمًا حَلِيْمًا ۔ એટલે કે, અલ્લાહ તઆલા જાણે છે જે કંઈ તમારા દિલોમાં છે અને તે સર્વજ્ઞ અને ઘણો સહનશીલ છે. પ્રસ્તુત આયતોમાં ઉપરથી અહીંયાં સુધી એ હુકમોનું વર્ણન ચાલ્યું આવે છે જે રસૂલે કરીમ ﷺની નિકાહ વિશે કોઈને કોઈ પ્રકારે વિશિષ્ટતા ધરાવે છે, આગળ પણ આવા જ અમુક હુકમોનું વર્ણન આવી રહ્યું છે. વચ્ચે આ આયત કે અલ્લાહ તઆલા તમારા દિલોની હાલત જાણે છે, તે સઘળું જાણનાર અને સહનશીલ છે, તે દેખીતી રીતે પૂર્વાપર સંદર્ભમાં મેળ ખાતું નથી. રૂહુલ મઆનીમાં ફરમાવ્યું કે પ્રસ્તુત હુકમોમાં રસૂલે કરીમ ﷺ માટે ચારથી વધારે પત્નીઓની પરવાનગી અને વિના મહરે નિકાહની પરવાનગીથી કોઈના દિલમાં શયતાની વસવસાઓ અને ભ્રમણાઓ પેદા થઈ શકતી હતી એટલા માટે વચ્ચે આ આયતે એ માર્ગદર્શન આપી દીધું કે મુસલમાનો પોતાના દિલોની આવા વસવસાઓથી હિફાઝત કરે અને તેના ઉપર ઈમાનને પાકું કરે કે આ બધી વિશિષ્ટતાઓ અલ્લાહ તરફથી છે જે ઘણી બધી હિકમતો અને મસ્લિહતો ઉપર આધારિત છે, પોતાની મનેચ્છાઓની પૂર્ણતાનો અત્રે કોઈ અવકાશ નથી.

## રસૂલે કરીમ ﷺનું સંઘર્ષરત જીવન તેની સાથે પત્નીઓની સાથે સંખ્યાનો વિષય :

ઈસ્લામના દુશ્મનોએ હંમેશા પત્નીઓની સંખ્યાના વિષયને અને ખાસ કરીને રસૂલે કરીમ ﷺની પત્નીઓની સંખ્યાને ઈસ્લામના વિરોધમાં ચર્ચાનો વિષય બનાવ્યો છે પરંતુ રસૂલે કરીમ ﷺના સમગ્ર જીવનને નજર સમક્ષ રાખવામાં આવે તો કોઈ શયતાનને પણ રિસાલતની શા'ન વિરુદ્ધ વસવસો પેદા કરવાની ગુંજાયશ નથી રહેતી, જેનાથી સાબિત છે કે રસૂલે કરીમ ﷺએ સૌથી પહેલાં નિકાહ પચ્ચીસ વર્ષની ઉંમરે હઝરત ખદીજા (રદિ.) સાથે કર્યા જે વિધવા, પ્રોઢ અને બાળકો ધરાવતાં સ્ત્રી હતા અને બે પતિઓના નિકાહમાં રહ્યા પછી રસૂલે કરીમ ﷺના નિકાહમાં આવ્યા હતા અને પચાસ વર્ષની ઉંમર સુધી આ

એક જ પ્રોઢ સ્ત્રી સાથે પોતાની યુવાનીના કાળનો સંપૂર્ણ સમય પસાર કર્યો. આ પચાસ વર્ષો મક્કાની જિંદગીના સમયના લોકોની સામે પસાર થયા, ચાલીસ વર્ષની ઉંમરમાં નુબુવ્વતના એ'લાન પછી શહેરમાં રસૂલે કરીમ ﷺનો વિરોધ શરૂ થયો અને વિરોધીઓએ રસૂલે કરીમ ﷺને સતાવવા અને તેમના ઉપર ઐબ લગાવવામાં કોઈ કસર બાકી ન છોડી. જાદૂગર કહ્યા, શાયર કહ્યા, પાગલ કહ્યા (નઊઝુબિલ્લાહ), પરંતુ કોઈ દુશ્મનને પણ રસૂલે કરીમ ﷺ તરફ કોઈ એવી વસ્તુનો સંબંધ જોડવાની તક ન મળી શકી જે તકવા અને પવિત્રતાને શંકાસ્પદ બનાવી શકે.

પચાસ વર્ષની જિંદગી પસાર થયા પછી અને હઝરત ખદીજા (રદિ.)ની વફાત પછી હઝરત સૌદહ (રદિ.) નિકાહમાં આવ્યા તેઓ પણ વિધવા હતા.

મદીનાની હિજરત અને જિંદગીના ૫૪ વર્ષો પસાર થઈ ગયા પછી સન હિજરી બે માં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની રુખ્સતી રસૂલે કરીમ ﷺના ઘરમાં થઈ, તેના એક વર્ષ પછી હઝરત હફસા (રદિ.)થી અને અમુક દિવસો પછી હઝરત ઝયનબ બિન્તે ખુઝયમા (રદિ.)થી નિકાહ થયા, આ હઝરત ઝયનબ (રદિ.) અમુક મહિનાઓ પછી મૃત્યુ પામ્યા. સન હિજરી ચારમાં હઝરત ઉમ્મે સલમા (રદિ.) જે અવલાદવાળા અને વિધવા હતા રસૂલે કરીમ ﷺના નિકાહમાં આવ્યા. સન હિજરી પાંચમાં હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)થી અલ્લાહના હુકમ અનુસાર નિકાહ થયા જેનું વર્ણન સૂરએ અહઝાબની શરૂઆતમાં આવી ચૂક્યું છે, તે સમયે રસૂલે કરીમ ﷺની જિંદગી ૫૮ વર્ષની હતી, અંતિમ પાંચ વર્ષમાં બાકીની પવિત્ર પત્નીઓ આપ ﷺના હરમમાં સામેલ થઈ. પયગમ્બર ﷺનું ખાનગી જીવન અને ઘરગૃહસ્થીની બાબત દીનના હુકમોનો એક મોટો ભાગ હોય છે, આ નવ અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)થી જે પ્રમાણે દીનનો પ્રચાર થયો તેનો અંદાજો માત્ર તેનાથી જ થઈ શકે છે કે માત્ર હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી બે હજાર બસો દશ હદીષો અને હઝરત ઉમ્મે સલમહ (રદિ.)થી ત્રણસો અડસઠ હદીષની ભરોસાપાત્ર રિવાયતો હદીષની કિતાબોમાં નોંધાયેલ છે, હઝરત ઉમ્મે સલમહ (રદિ.)એ જે હુકમો અને ફતાવા લોકોને બતાવ્યા તેના વિશે હઝરત હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.)એ "અઅ્લામુલ મૂકિઈન"માં લખ્યું છે કે જો તેને ભેગી કરવામાં આવે તો એક આગવી કિતાબ

બની જાય, બસોથી વધારે સહાબા (રદિ.) હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ના વિદ્યાર્થીઓ છે જેમણે હદીષ અને ફિક્હ તથા ફતાવા તેમનાથી શીખ્યા છે.

ઘણી બધી પત્નીઓને નબીએ કરીમ ﷺના હરમમાં સામેલ કરવામાં તેમના કુટુંબોને ઈસ્લામ તરફ લાવવાની હિકમત પણ હતી, રસૂલે કરીમ ﷺની જિંદગીમાં આ સંપૂર્ણ નકશાને સામે રાખવામાં આવે તો શું કોઈને કહેવાની સંભાવના રહી શકે છે કે આ પત્નીઓની વધારે સંખ્યા કોઈ જાતીય વિષયપૂર્તિ માટે અથવા મહેચ્છાઓ પૂર્ણ કરવા માટે હતી ? જો એવું જ હોત તો સમગ્ર જિંદગી પ્રોઢા અને વિધવા સાથે પસાર કર્યા બાદ જિંદગીના અંતિમ પડાવને આ કામ માટે કેમ ચૂંટી કાઢવામાં આવે ? આ વિષય એક સંપૂર્ણ વિગત સાથે વળી પત્નીઓની સંખ્યાના મૂળ મસ્અલા ઉપર શરઈ અને બૌદ્ધિક તથા તાર્કિક અને આર્થિક હેસિયતની સંપૂર્ણ ચર્ચા ''મઆરિફુલ કુર્આન (ગુજરાતી)''ની ત્રીજી જિલ્દમાં સૂરએ નિસાઅ્ની ત્રીજી આયત હેઠળ આવી ચૂકી છે, ત્યાં જોઈ લેવામાં આવે.

**સાતમો હુકમ :**

لَا يَحِلُّ لَكَ النِّسَآءُ مِنۢ بَعْدُ وَلَآ اَنْ تَبَدَّلَ بِهِنَّ مِنْ اَزْوَاجٍ وَّلَوْ اَعْجَبَكَ حُسْنُهُنَّ

એટલે કે ત્યારબાદ રસૂલે કરીમ ﷺ માટે બીજી સ્ત્રીઓથી નિકાહ હલાલ નથી અને એ પણ હલાલ નથી કે મોજૂદ પત્નીઓમાંથી કોઈને તલાક આપીને તેની જગ્યાએ બીજી બદલે.

આ આયતમાં શબ્દ مِنۢ بَعْدُ (મિન બઅ્દ)ની... બે તફસીર થઈ શકે છે, એક એ કે ''મિન બઅ્દ''નો ભાવાર્થ તે સ્ત્રીઓ કે જેઓ તે સમયે રસૂલે કરીમ ﷺના નિકાહમાં છે હવે અન્ય કોઈની સાથે આપ ﷺના નિકાહ હલાલ નથી, અમુક સહાબા (રદિ.) અને તફસીરના ઈમામોથી પણ આ જ તફસીર નકલ કરવામાં આવી છે, જેમકે હઝરત અનસ (રદિ.)એ ફરમાવ્યું કે જ્યારે અલ્લાહ તઆલાએ અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને અધિકાર આપ્યો કે દુનિયાની પ્રાપ્તિ માટે રસૂલે કરીમ ﷺથી જુદાઈ અપનાવે અથવા પછી તંગી અને છૂટછાટ જે કંઈ સામે આવે તેના ઉપર કામ ચલાવીને રસૂલે કરીમ ﷺના પત્નીત્વમાં રહે તો બધી અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)એ પોતાના ભરણ પોષણ વધારવાની માંગણી

છોડી દીધી અને આ જ હાલતમાં પત્ની સ્વરૂપે રહેવાનું પસંદ કર્યું તો તેના ઉપર ઈનામ સ્વરૂપે અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺની મુબારક જાતને પણ આ જ અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) માટે ખાસ કરી દીધા અને તેમના સિવાય કોઈનાથી નિકાહ જાઈઝ ન રહ્યા. *(રવાહુલ બયહકી ફિ સુનનહુ કઝા ફિલ રૂહ)*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે જે રીતે અલ્લાહ તઆલાએ અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને રસૂલે કરીમ ﷺ માટે ખાસ કરી દીધા કે તેમના પછી પણ તે કોઈના નિકાહમાં નથી રહી શકતા એ જ પ્રમાણે રસૂલે કરીમ ﷺને પણ તેમના માટે ખાસ કરી દીધા કે આપ ﷺ તેમના સિવાય અન્ય કોઈ નકાહ નથી કરી શકતા, હઝરત ઈકરીમા (રહ.)થી પણ એક રિવાયતમાં આ જ વિવરણ નકલ થયું છે.

હઝરત ઈકરીમા (રહ.), ઈબ્ને અબ્બાસ (રદિ.) અને મુજાહિદ (રહ.) તફસીરના ઈમામોથી એક રિવાયતમાં શબ્દ ''મિન બઅ્દ''ની આ તફસીર નકલ કરવામાં આવી છે કે, مِنۡ بَعۡدِ الۡاَصۡنَافِ الۡمَذۡكُوۡرَةِ એટલે કે, આયતની શરૂઆતમાં રસૂલે કરીમ ﷺના માટે જેટલા પ્રકારની સ્ત્રીઓ નિકાહ માટે હલાલ કરવામાં આવી છે ત્યાર પછી એટલે કે તેમના સિવાય કોઈ અન્ય પ્રકારની સ્ત્રીઓ સાથે રસૂલે કરીમ ﷺના નિકાહ હલાલ નથી, દાખલા તરીકે આયતની શરૂઆતમાં પોતાના કુટુંબની સ્ત્રીઓમાંથી માત્ર તે સ્ત્રીઓ હલાલ કરવામાં આવી જેમણે મક્કા મુકર્રમહમાંથી મદીના તય્યિબહ હિજરત કરવામાં રસૂલે કરીમ ﷺનો સાથ આપ્યો હતો, કુટુંબની સ્ત્રીઓમાં જે મુહાજિર નથી તેમના નિકાહ રસૂલે કરીમ ﷺ સાથે હલાલ રાખવામાં નથી આવ્યા. એ જ પ્રમાણે મો'મિનહની શરત લગાવીને રસૂલે કરીમ ﷺ માટે અહલે કિતાબની સ્ત્રીઓ સાથે નિકાહ નાજાઈઝ ઠરાવવામાં આવ્યા તો આયતના વાક્ય ''મિન બઅ્દ''નો મતલબ એ છે કે જેટલા પ્રકારની સ્ત્રીઓ રસૂલે કરીમ ﷺ માટે હલાલ કરવામાં આવી છે માત્ર તેમનામાંથી જ રસૂલે કરીમ ﷺના નિકાહ થઈ શકે છે, સામાન્ય સ્ત્રીઓમાં તો મુસલમાન હોવાની જ શરત છે અને કુટુંબની સ્ત્રીઓમાં મુસલમાન હોવાની સાથે સાથે મુહાજિરહ હોવાની શરત પણ છે, જેમાં આ બે શરતો ઉપસ્થિત ન હોય તેમની સાથે રસૂલે કરીમ ﷺના નિકાહ હલાલ નથી, આ તફસીર પ્રમાણે આ વાક્ય કોઈ નવો હુકમ નથી બલકે પહેલા હુકમની જ તાકીદ

અને ખુલાસો છે જે શરૂઆતની આયતમાં વર્ણન થયો છે અને આ આયતના કારણે નવ પછી કોઈ અન્ય સ્ત્રી સાથે નિકાહ હરામ નથી કરવામાં આવ્યા બલકે ગેરમો'મિનહ અને જેણે હિજરત નથી કરી એવી કુટુંબની સ્ત્રી સાથે નિકાહની મનાઈ થઈ છે જે પ્રથમથી જ જાણ થઈ ચૂકી છે. બાકી સ્ત્રીઓથી વધારે નિકાહ આપ ﷺના અધિકારમાં રહ્યું, હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની એક રિવાયતમાં પણ આ બીજી તફસીરનું સમર્થન થાય છે કે રસૂલે કરીમ ﷺ માટે વધારે નિકાહની પરવાનગી રહી છે. વલ્લાહુ અઅ્લમુ.

وَلَا اَنْ تَبَدَّلَ بِهِنَّ مِنْ اَزْوَاجٍ પ્રસ્તુત આયતની જો બીજી તફસીર અપનાવવામાં આવે તો આ વાક્યનો ભાવાર્થ સ્પષ્ટ છે કે જો કે રસૂલે કરીમ ﷺની હાલની પત્નીઓ ઉપરાંત બીજી સ્ત્રીઓથી નિકાહ પ્રસ્તુત શરતો સાથે જાઈઝ છે પરંતુ એવું જાઈઝ નથી કે એકને તલાક આપીને બીજીને બદલે, એટલે કે માત્ર બદલવાની નિય્યતથી કોઈ નિકાહ જાઈઝ નથી. કોઈ પ્રકારની આવી બદલવાની નિય્યત અથવા ઈચ્છા વિના જેટલા ચાહે નિકાહ કરી શકે છે.

જો પ્રસ્તુત આયતની પ્રથમ તફસીર ભાવાર્થ તરીકે લેવામાં આવે તો અર્થ એ થશે કે હવે પછી ન તો કોઈ સ્ત્રીનો વધારો હાલના અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)માં આપ ﷺ કરી શકે છે અને ન જ કોઈને બદલી શકે છે કે તેને તલાક આપીને તેના બદલે બીજી કોઈ સ્ત્રી સાથે નિકાહ કરી લે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૫૩-૫૪-૫૫)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَدْخُلُوْا بُيُوْتَ النَّبِيِّ اِلَّاۤ اَنْ يُّؤْذَنَ لَكُمْ اِلٰى طَعَامٍ غَيْرَ

نٰظِرِيْنَ اِنٰىهُ ۙ وَلٰكِنْ اِذَا دُعِيْتُمْ فَادْخُلُوْا فَاِذَا طَعِمْتُمْ فَانْتَشِرُوْا وَلَا مُسْتَاْنِسِيْنَ

لِحَدِيْثٍ ؕ اِنَّ ذٰلِكُمْ كَانَ يُؤْذِي النَّبِيَّ فَيَسْتَحْيٖ مِنْكُمْ ۫ وَاللّٰهُ لَا يَسْتَحْيٖ مِنَ الْحَقِّ ؕ

وَاِذَا سَاَلْتُمُوْهُنَّ مَتَاعًا فَسْـَٔلُوْهُنَّ مِنْ وَّرَآءِ حِجَابٍ ؕ ذٰلِكُمْ اَطْهَرُ لِقُلُوْبِكُمْ

وَقُلُوْبِهِنَّ ؕ وَمَا كَانَ لَكُمْ اَنْ تُؤْذُوْا رَسُوْلَ اللّٰهِ وَلَاۤ اَنْ تَنْكِحُوْۤا اَزْوَاجَهٗ

مِنْۢ بَعْدِهٖۤ اَبَدًا ؕ اِنَّ ذٰلِكُمْ كَانَ عِنْدَ اللّٰهِ عَظِيْمًا ۝٥٣ اِنْ تُبْدُوْا شَيْـًٔا اَوْ تُخْفُوْهُ

فَاِنَّ اللّٰهَ كَانَ بِكُلِّ شَيْءٍ عَلِيْمًا ﴿٥٤﴾ لَا جُنَاحَ عَلَيْهِنَّ فِيْٓ اٰبَآئِهِنَّ وَلَآ اَبْنَآئِهِنَّ وَلَآ اِخْوَانِهِنَّ وَلَآ اَبْنَآءِ اِخْوَانِهِنَّ وَلَآ اَبْنَآءِ اَخَوٰتِهِنَّ وَلَا نِسَآئِهِنَّ وَلَا مَا مَلَكَتْ اَيْمَانُهُنَّ ۚ وَاتَّقِيْنَ اللّٰهَ ۭ اِنَّ اللّٰهَ كَانَ عَلٰي كُلِّ شَيْءٍ شَهِيْدًا ﴿٥٥﴾

**તરજુમો :**

*હે ઈમાનવાળાઓ ! નબીના ઘરોમાં ન જાઓ પરંતુ જો તમને ખાવા માટે હુકમ થાય (ત્યારે પણ) ખાણું તૈયાર થવાની રાહ ન જોયા કરો પરંતુ જ્યારે તમને બોલાવે ત્યારે જાઓ, પછી જ્યારે ખાઈ ચૂકો તો પોતાની આપમેળે ચાલ્યા આવો અને પરસ્પર વાતોમાં દિલ લગાવીને બેસી ન રહો, તમારી આ વાતથી નબી (ﷺ)ને તકલીફ હતી, પછી તમારાથી શરમ કરે છે અને અલ્લાહ સાચી વાત બતાવવામાં શરમ નથી કરતો અને જ્યારે (નબી ﷺની) પત્નીઓ પાસે કોઈ કામની વસ્તુ માંગવા જાઓ તો પડદાની બહારથી માંગી લો, તેમાં તમારા અને તેમના દિલને ખૂબ પવિત્રતા છે અને તમારા માટે શોભાસ્પદ નથી કે અલ્લાહના રસૂલ (ﷺ)ને તકલીફ આપો અને ન જ એ કે તેમની પત્નીઓથી તેમના પછી ક્યારેય નિકાહ કરો, અલબત્ત તમારી આ વાત અલ્લાહના ત્યાં મોટો ગુનોહ છે. (૫૩) જો તમે કોઈ વસ્તુને ખોલીને કહો અથવા છુપાવો, બસ અલ્લાહ દરેક વસ્તુને જાણનારો છે. (૫૪) તે સ્ત્રીઓને પોતાના પિતાઓની સામે આવવામાં ગુનોહ નથી અને ન જ પોતાના પુત્રોની અને ન તો પોતાના ભાઈઓની અને ન જ પોતાના ભાઈઓના દિકરાઓની અને ન તો પોતાની બહેનના દિકરાઓની અને ન જ પોતાની સ્ત્રીઓની અને ન જ પોતાના હાથના માલ (કનીઝો)ની (સામે આવવામાં); અને હે સ્ત્રીઓ અલ્લાહથી ડરતી રહો, નિઃશંક અલ્લાહની સામે દરેક વસ્તુ છે. (૫૫)*

**તફસીર :**

હે ઈમાનવાળાઓ ! નબી (ﷺ)ના ઘરોમાં (વિના બોલાવ્યે) ન જાઓ પરંતુ જે સમયે તમને ખાવા માટે (આવવાની) પરવાનગી આપવામાં આવે, (તો

જવામાં વાંધો નથી પરંતુ ત્યારે પણ જવાનું) એ રીતે (હોય) કે એ (ખાણું) તૈયાર થવાની રાહ ન જોતા રહો (એટલે કે દા'વત વિના ન જાઓ પરંતુ જો દા'વત હોય ત્યારે પણ પ્રથમથી જ ત્યાં જઈને ન બેસી જાઓ) પરંતુ જયારે તમને બોલાવવામાં આવે (કે ચાલો, હવે ખાવા તૈયાર છે) ત્યારે જાઓ, પછી જ્યારે ખાણું ખાઈ ચૂકો તો ઉઠીને ચાલ્યા જાઓ અને વાતોમાં મન લગાવીને ન બેસી રહો, (કારણ કે) આ વાતથી નબી (ﷺ)ને અણગમો થાય છે, બસ તે તમારો લિહાજ રાખે છે (અને તે જીભથી કંઈ કહેતા નથી કે ઉઠીને ચાલ્યા જાઓ) અને અલ્લાહ તઆલા સાફ વાત કહેવાથી (કોઈનો) લિહાજ નથી કરતો (એટલા માટે સાફ સાફ કહી દેવામાં આવ્યું) અને (હવેથી આ હુકમ આપવામાં આવે છે કે રસૂલે કરીમ ﷺની પત્નીઓ તમારાથી પડદો કર્યા કરશે માટે હવેથી) જ્યારે તમે તેમની પાસે કોઈ વસ્તુ માંગો તો પડદાની બહાર (ઊભા થઈને ત્યાં)થી માંગ્યા કરો (એટલે કે વિના જરૂરતે પડદાની પાસે જઈને વાત પણ ન કરવી જોઈએ પરંતુ જરૂરતના સમયે વાતચીતમાં વાંધો નથી પરંતુ એકબીજાને જોવા ન જોઈએ) આ વાત (કાયમ માટે) તમારા દિલો અને તેમના દિલોને પાક રહેવાનું ઉત્તમ માધ્યમ છે (એટલે કે જે રીતે કે અત્યાર સુધી બંનેના દિલો પાક છે તેનાથી હવે પછી પણ પવિત્રતા ભ્રષ્ટ થવાથી રક્ષણ થઈ ગયું કે જે ગેરમાસૂમ હોવાના કારણે પ્રાકૃતિક સંભવિત હોઈ શકે છે) અને (અલ્લાહના નબીને કષ્ટ પહોંચાડવું હરામ હોવું માત્ર ફુઝૂલ વાતચીતમાં બેસી રહેવાના સ્વરૂપ ઉપર જ આધારિત નથી, બલકે આ ખુલ્લો હુકમ છે કે) તમને (કોઈ બાબતમાં) જાઈઝ નથી કે રસૂલુલ્લાહ (ﷺ)ને તકલીફ પહોંચાડો અને ન જ એ જાઈઝ છે કે તમે આપ (ﷺ) પછી તેમની પત્નીઓથી ક્યારેય નિકાહ કરો, આ અલ્લાહ સમીપ ભારે (ગુનાહની) વાત છે (અને જે પ્રમાણે આ નિકાહ જાઈઝ નથી એ જ પ્રમાણે તેને જીભથી વર્ણન કરવું અથવા દિલમાં ઈરાદો કરવો બધું ગુનોહ છે, બસ) જો તમે (તેના વિશે) કોઈ વસ્તુને (જીભથી) જાહેર કરશો અથવા તે (ઈરાદા)ને (દિલમાં) ગુપ્ત રાખશો તો અલ્લાહ તઆલા(ને બધી ખબર હશે કારણ કે તે) દરેક વસ્તુને સારી પેઠે જાણે છે (બસ, તમને તેના ઉપર શિક્ષા આપશે અને અમે જે ઉપર હિજાબ-પડદાનો હુકમ આપ્યો છે તેમાંથી અમુક બાકાત પણ છે જેમનું વર્ણન એ છે કે) પયગમ્બરની પત્નીઓ ઉપર પોતાના પિતાઓ (સામે હોવાના) વિશે કોઈ

ગુનોહ નથી અને ન જ પોતાના દિકરાઓના (એટલે કે જેને પુત્ર હોય) અને ન તો પોતાના ભાઈઓના અને ન જ પોતાના ભત્રીજાઓના અને ન તો પોતાના ભાણિયાઓના અને ન જ પોતાની (સહધર્મી) સ્ત્રીઓના અને ન જ પોતાની કનીઝોના (એટલે કે તેમની સામે આવવું જાઈઝ છે) અને (હે પયગમ્બરની પત્નીઓ ! આ પ્રસ્તુત હુકમોના અમલમાં) અલ્લાહથી ડરતી રહો (કોઈ હુકમનો વિરોધ ન થવા પામે) બેશક ! અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર દેખરેખ રાખનાર છે (એટલે કે તેનાથી કોઈ વસ્તુ ગુપ્ત નથી, જે તેનો વિરોધ કરે તેણે સજાથી ડરવું જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં ઈસ્લામિક સમાજના અમુક શિષ્ટાચાર અને હુકમોનું વર્ણન છે જેનો સંબંધ પાછલી આયતો સાથે એ છે કે જે શિષ્ટાચારની આ આયતોમાં તાકીદ કરવામાં આવી છે તે શરૂઆતમાં રસૂલે કરીમ ﷺના મકાન અને આપ ﷺની અઝ્‌વાજે મુતહ્‌હરાત (પવિત્ર પત્નીઓ) રદિ. વિશે નાઝિલ થયા છે, જો કે આ હુકમો આપ ﷺની જાત સાથે ખાસ નથી.

### પ્રથમ હુકમ જમવાની દા'વત અને મહેમાનગીરીના અમુક શિષ્ટાચાર અને અદબો :

يٰٓاَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْا لَا تَدْخُلُوْا بُيُوْتَ النَّبِيِّ اِلَّآ اَنْ يُّؤْذَنَ لَكُمْ اِلٰى طَعَامٍ غَيْرَ نٰظِرِيْنَ اِنٰهُ وَلٰكِنْ اِذَا دُعِيْتُمْ فَادْخُلُوْا فَاِذَا طَعِمْتُمْ فَا نْتَشِرُوْا وَلَا مُسْتَاْنِسِيْنَ لِحَدِيْثٍ،

તેમાં ખાવાની દા'વત અને મહેમાનગીરી વિશે ત્રણ હુકમોનું વર્ણન છે અને આ હુકમો જો કે બધા મુસલમાનો માટે સર્વસામાન્ય છે પરંતુ આયત ઊતરવાનું કારણ એક ખાસ ઘટના સંબંધિત રસૂલે કરીમ ﷺના મકાનમાં બન્યું એટલા માટે વિષયમાં بُيُوْتَ النَّبِيِّ (બુયૂતુન્નબીય્યિ) "નબીના ઘરો"નું વર્ણન કરવામાં આવ્યું. પ્રથમ એ કે નબી ﷺના મકાનોમાં પરવાનગી વિના પ્રવેશ ન કરો.

لَا تَدْخُلُوْا بُيُوْتَ النَّبِيِّ اِلَّا اَنْ يُؤْذَنَ لَكُمْ

બીજો શિષ્ટાચાર એ છે કે જ્યારે પ્રવેશ કરવાની પરવાનગી મળે બલકે

જમવાની દા'વત પણ હોય તો સમય પહેલાં આવીને ખાણું તૈયાર થવાની રાહ જોઈને બેસી ન જાઓ. غَيْـرَ نَاظِرِيْنَ اِنٰهُ માં શબ્દ نَاظِرُ (નાઝિર)નો અર્થ આ સ્થળે "રાહ જોવું" થાય છે અને શબ્દ اَنَـا એ બ કસરે હમ્ઝહ ખાવા પકાવવાને કહે છે. આ આયતમાં لَا تَـدْخُـلُوْا (લા તદ્‌ખુલૂ)થી એક અપવાદ તો اِلَّا اَنْ يُّـؤْذَنَ لَـكُمْ ને اِلَّا (ઈલ્લા) શબ્દથી વર્ણન કરવામાં આવ્યો છે અને બીજો અપવાદ શબ્દ غَيْـــــر (ગયૂર) છે જેનો ભાવાર્થ એ થયો કે ન તો વિના પરવાનગીએ પ્રવશે કરો અને ન જ સમયથી પહેલાં આવીને ખાણું તૈયાર થવાની રાહ જુઓ, બલકે સમય ઉપર જ્યારે બોલાવવામાં આવે તે સમયે મકાનમાં દાખલ થાઓ. وَلٰكِنْ اِذَادُعِيْتُمْ فَادْخُلُوْا

ત્રીજો શિષ્ટાચાર એ છે કે જ્યારે જમવાથી પરવારી ચૂકો તો પોતપોતાના કાર્યોમાં વિખેરાઈ જાઓ, દા'વતના ઘરમાં પરસ્પર વાતો કરવા માટે અડીંગો જમાવી ન બેસો. فَاِذَا طَعِمْتُمْ فَانْتَشِرُوْا وَلَا مُسْتَاْنِسِيْنَ لِحَدِيْثٍ

**મસ્અલો :**

આ સામાન્ય પરિસ્થિતિઓમાં જ્યાં સ્વાભાવિક રીતે મહેમાનોને ખાધા પછી મોડે સુધી બેસી રહેવું મેજબાન (દા'વત આપનાર) માટે તકલીફનું કારણ હોય છે ભલે એટલા માટે કે તે ફારિગ થઈને બીજા કામોમાં લાગવા ઈચ્છે છે અથવા એટલા માટે કે તેમને ફારેગ કરીને બીજા મહેમાનોને ખવડાવવાનો મકસદ છે અને જ્યાં પરિસ્થિતિઓ અને સ્વાભાવિક રીતે એ જાણ થાય કે ખાધા પછી મહેમાનોનું મોડે સુધી પરસ્પર વાતોમાં પ્રવૃત્ત રહેવું મેજબાન માટે તકલીફનું કારણ નથી તો તે આનાથી બાકાત છે જેમકે આજકાલ પાર્ટીઓ અને દા'વતોમાં રિવાજ થઈ ગયો છે, તેની દલીલ આયતનું આગલું વાક્ય છે જેમાં ફરમાવવામાં આવ્યું છે. اِنَّ ذٰلِكُمْ كَانَ يُؤْذِى النَّبِىَّ فَيَسْتَحْيٖ مِنْكُمْ وَاللّٰهُ لَا يَسْتَحْيٖ مِنَ الْحَقِّ એટલે કે, ખાધા પછી વાતોમાં મશ્ગૂલ થવાની મનાઈનું કારણ એ છે કે એવું કરવાથી નબીએ કરીમ ﷺને તકલીફ પહોંચતી હતી, કારણ કે મહેમાનોના ખાવાની વ્યવસ્થા સ્ત્રીઓના મકાનમાં થતી હતી, ત્યાં મહેમાનોનું મોડે સુધી રોકાયેલા રહેવું ઘરવાળાઓ માટે તકલીફનું કારણ બનવું દેખીતું છે.

આયતમાં એ પણ ઈરશાદ ફરમાવ્યો કે નબીએ કરીમ ﷺને જો કે મહેમાનોની આ રીતભાતથી તકલીફ પહોંચે છે કારણે કે તેઓ પોતાના ઘરમાં

મહેમાન છે તો એ પરિસ્થિતિમાં તેમને શિષ્ટ અને અદબ શિખવાડવાથી હયા અને શરમ અવરોધ બને છે પરંતુ સત્ય વાતની જાહેરાતમાં અલ્લાહ તઆલા શરમ કરતો નથી.

**મસ્અલો :**

આ વાક્યથી મહેમાનોની ઈજ્જત અને સન્માન તથા તેમની સેવા સુશ્રુષાની કેટલી કાળજી રાખવાની હોય છે તે જાણ થઈ, જો કે મહેમાનગીરીના શિષ્ટાચાર શિખવાડવા આપ ﷺના ફરજોમાંથી હતું પરંતુ પોતાના મહેમાન હોવાની પરિસ્થિતિમાં રસૂલે કરીમ ﷺએ તેને પણ મોકૂફ કર્યું ત્યાં સુધી કે પોતે અલ્લાહ તઆલાએ કુર્આનમાં આ શિષ્ટાચાર શિખવાડવાની કાળજી લીધી.

**બીજો હુકમ; સ્ત્રીઓનો પડદો :**

وَاِذَا سَاَلْتُمُوْهُنَّ مَتَاعًا فَاسْئَلُوْهُنَّ مِنْ وَّرَآءِ حِجَابٍ ط ذٰلِكُمْ اَطْهَرُ لِقُلُوْبِكُمْ وَقُلُوْبِهِنَّ

તેમાં પણ જો કે આયત ઊતરવાની પૂર્વભૂમિકા એક ખાસ ઘટનાની બીના ઉપર છે અને વ્યાખ્યામાં ખાસ અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)નું વર્ણન છે પરંતુ આ હુકમ સમગ્ર ઉમ્મત માટે સર્વસામાન્ય છે, હુકમનો ખુલાસો એ છે કે સ્ત્રીઓથી જો અન્ય પુરુષોને કોઈ વપરાશની વસ્તુ, વાસણો, કપડાં વગેરે લેવું જરૂરી હોય તો સામે આવીને ન લે બલકે પડદાની પાછળથી માંગે અને ફરમાવ્યું કે આ પડદાનો હુકમ પુરુષો અને સ્ત્રીઓ બંનેના દિલોને જાતીય ભ્રમણાઓ અને વસવસાઓથી પવિત્ર રાખવા માટે આપવામાં આવ્યો છે.

**સ્ત્રીઓના પડદાનું ખાસ મહત્ત્વ :**

આ સ્થળે એ વાત ધ્યાન આપવાપાત્ર છે કે આ પડદાના હુકમો જે સ્ત્રીઓ અને પુરુષોને આપવામાં આવ્યા છે તેમનામાં સ્ત્રીઓ તો અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) છે જેમના દિલોને પાક સાફ રાખવાની પોતે અલ્લાહ તઆલાએ જવાબદારી લીધી છે જેનું વર્ણન આનાથી આગલી આયત لِيُذْهِبَ عَنْكُمُ الرِّجْسَ اَهْلَ الْبَيْتِ માં વિગતવાર આવી ચૂક્યું છે. બીજી બાજુ જે પુરુષોને સંબોધન છે તે રસૂલે કરીમ ﷺના સહાબએ કિરામ (રદિ.) છે જેમનામાં ઘણા બધા લોકોનું સ્થાન ફરિશ્તાઓથી પણ આગળ છે.

પરંતુ આ બધી બાબતો હોવા છતાં તેમના દિલોની પવિત્રતા જાળવવા અને મનની ભ્રમણાઓથી બચવા માટે એ જરૂરી સમજવામાં આવ્યું કે પુરુષ અને સ્ત્રી વચ્ચે પડદો કરાવવામાં આવે, આજે કોણ છે જે પોતાના નફ્સને સહાબએ કિરામ (રદિ.)ના પવિત્ર નફ્સથી અને પોતાની સ્ત્રીઓને અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ના નફ્સથી વધારે પવિત્ર હોવાનો દા'વો કરી શકે છે અને એ સમજે કે અમારું સ્ત્રીઓની સાથે હળવું મળવું કોઈ ખરાબીનું કારણ નથી ?

**પ્રસ્તુત આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :**

આ આયતોના સબબે નુઝૂલ (પૂર્વભૂમિકા)માં અમુક ઘટનાઓ વર્ણન કરવામાં આવે છે જેમાં કોઈ વિરોધાભાસ નથી હોઈ શકતો કે બધી ઘટનાઓ પણ આયતો ઊતરવાનું કારણ હોઈ શકે છે, આયતની શરૂઆતમાં જે મહેમાનગીરીના શિષ્ટાચાર વર્ણન થયા કે બિન બોલાવ્યે ખાવા માટે ન જાઓ અને ખાણું તૈયાર થવાની રાહમાં ન બેસી રહો, તેનો સબબે નુઝૂલ ઈબ્ને અબી હાતિમે સુલયમાન ઈબ્ને અરકમ (રહ.)થી એ નકલ કર્યો છે કે આ આયત તે અસંસ્કારી લોકો વિશે નાઝિલ થઈ જે દા'વત વિશે કોઈના મકાનમાં જઈને બેસી જાય અને ખાવાની રાહ જુએ.

ઈમામ અબ્દ ઈબ્ને હુમૈદ (રહ.)એ હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી છે કે આ આયત અમુક તે લોકો વિશે નાઝિલ થઈ છે કે રાહ જોતા રહેતા અને ખાવાના સમય પહેલાં રસૂલુલ્લાહ ﷺના મકાનમાં જઈને બેસી જતા અને પરસ્પર વાતોમાં મશ્ગૂલ થઈ જતા ત્યાં સુધી કે ખાણું તૈયાર થઈ જતું તો તેમાં સામેલ થઈ જતા હતા, આવા લોકો માટે એ માર્ગદર્શન આપવામાં આવ્યું જે આયતની શરૂઆતમાં ઉપસ્થિત છે, આ ઘટનાઓ પડદાના હુકમો નાઝિલ થતાં પહેલાંની છે જ્યારે સામાન્ય રીતે પુરુષ અને સ્ત્રીઓ મકાનમાં આવતા જતા રહેતા હતા.

બીજો હુકમ જે સ્ત્રીઓના પડદા વિશે છે તેની આયત ઊતરવાની પૂર્વભૂમિકામાં ઈમામ બુખારી (રહ.)ની બે રિવાયતો છે, એક રિવાયત હઝરત અનસ (રદિ.)થી એ છે કે હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)એ નબીએ કરીમ ﷺને એ વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! તમારી પાસે ભલા અને બુરા દરેક

પ્રકારના વ્યક્તિઓ આવે જાય છે, જો તમે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને પડદાનો હુકમ આપી દો તો બહેતર જણાય છે, ત્યારબાદ આ "આયતે હિજાબ" (પડદાની આયત) નાઝિલ થઈ.

સહીહૈન, બુખારી અને મુસ્લિમમાં હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)નું આ નિવેદન નકલ થયેલ છે કે તેમણે ફરમાવ્યું,

وَافَقْتُ رَبِّىْ فِىْ ثَلٰثٍ قُلْتُ يَارَسُوْلَ اللّٰهِ لَوِ اتَّخَذْتَ فِىْ مَقَامِ اِبْرٰهِيْمَ مُصَلًّى فَاَنْزَلَ اللّٰهُ تَعَالٰى وَاتَّخِذُوْا مِنْ مَّقَامِ اِبْرٰهِيْمَ مُصَلًّى وَقُلْتُ يَارَسُوْلَ اللّٰهِ اِنَّ نِسَآءَكَ يَدْخُلُ عَلَيْهِنَّ الْبَرُّ وَالْفَاجِرُ فَلَوْ حَجَبْتَهُنَّ فَاَنْزَلَ اللّٰهُ اٰيَةَ الْحِجَابِ وَقُلْتُ لِاَزْوَاجِ النَّبِىِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَمَّا تَمَالَئْنَ عَلَيْهِ فِى الْغَيْرَةِ عَسٰى رَبُّهُ اِنْ طَلَّقَكُنَّ اَنْ يُّبْدِلَهُ اَزْوَاجًا خَيْرًا مِّنْكُنَّ فَنَزَلَتْ كَذٰلِكَ،

*"મેં મારા પરવરદિગારની સાથે ત્રણ વસ્તુઓમાં મુવાફિકત કરી, એક એ કે મેં રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે મકામે ઈબ્રાહીમને પોતાની નમાઝની જગ્યા બનાવી લો તેના ઉપર અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ કરી* وَاتَّخِذُوْا مِنْ مَّقَامِ اِبْرَاهِيْمَ مُصَلًّى *અને મેં રસૂલે કરીમ ﷺને એ વિનંતી કરી કે આપ ﷺની અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ની સામે દરેક ભલા અને બુરા વ્યક્તિ આવે છે બહેતર થાય કે આપ તેમને પડદો કરાવો, તેના ઉપર "આયતે હિજાબ" નાઝિલ થઈ અને જ્યારે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)માં પરસ્પર ગયરત અને રશ્ક (માનવ સ્વભાવગત ઈર્ષ્યા) વધવા લાગ્યા તો મેં તેમને કહ્યું કે રસૂલુલ્લાહ ﷺ તમને તલાક આપી દે તો અસંભવ નથી કે અલ્લાહ આપ ﷺને તમારાથી બહેતર પત્નીઓ અર્પણ કરે એટલા માટે ઠીક તે જ શબ્દો સાથે કુર્આન નાઝિલ થયું."*

**ખુલાસો :**

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના પોતાના વાક્યમાં શિષ્ટાચાર ધ્યાનપાત્ર છે કે દેખીતી રીતે કહેવું એ હતું કે ત્રણ વસ્તુઓમાં મારા પરવરદિગારે મારી વાતનું સમર્થન કર્યું.

એક બીજી ઘટનામાં હઝરત અનસ (રદિ.)ની રિવાયતથી સહીહ બુખારીમાં એ આવ્યું છે કે હઝરત અનસ (રદિ.)એ ફરમાવ્યું કે આયતે હિજાબની હકીકતથી હું બધાથી વધારે વાકેફ છું, કારણ કે હું આ ઘટના સમયે હાજર હતો જ્યારે કે હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.) નિકાહ પછી વિદાય લઈને નબી ﷺના હરમમાં દાખલ થયા અને મકાનમાં રસૂલે કરીમ ﷺની સાથે મોજૂદ હતા, રસૂલે કરીમ ﷺએ વલીમા માટે કંઈ ખાણું બનાવડાવ્યું અને લોકોને દા'વત આપી, ખાધા પછી અમુક લોકો ત્યાં જ અડીંગો જમાવી પરસ્પર વાતો કરવા માટે બેસી ગયા. તિરમિઝીની રિવાયતમાં છે કે રસૂલે કરીમ ﷺ પણ ત્યાં હાજર હતા અને ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ઝયનબ (રદિ.) પણ તે જ સ્થળે મોજૂદ હતા જેઓ હયા અને શરમના કારણે ભીંત તરફ પોતાનો ચહેરો ફેરવીને બેઠા હતા. આ લોકોના આ રીતે મોડે સુધી બેસવાથી રસૂલે કરીમ ﷺને તકલીફ થઈ, રસૂલે કરીમ ﷺ ઘરની બહાર તશરીફ લાવ્યા અને બીજી અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) પાસે મુલાકાત અને સલામ માટે ચાલ્યા ગયા, જ્યારે રસૂલે કરીમ ﷺ ફરી ઘરમાં પાછા આવ્યા તો આ લોકો ત્યાં જ બેઠા હતા, રસૂલે કરીમ ﷺના પાછા વળ્યા પછી તે લોકોને અહેસાસ થયો તો વિખેરાઈ ગયા, રસૂલે કરીમ ﷺ મકાનની અંદર તશરીફ લાવ્યા તો થોડો સમય પસાર થયો હતો કે રસૂલે કરીમ ﷺ ફરી બહાર પાછા આવ્યા, હું ત્યાં મોજૂદ હતો. રસૂલે કરીમ ﷺએ આ આયતે હિજાબ જે તે જ સમયે નાઝિલ થઈ હતી પઢીને સંભળાવી,

يٰۤاَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْالَاتَدْخُلُوْا بُيُوْتَ النَّبِيِّ....

હઝરત અનસ (રદિ.)એ આ ઘટના વર્ણન કરીને ફરમાવ્યું કે આ આયતો નાઝિલ થવામાં હું સૌથી વધારે નજીક છું કે મારી સામે જ તે નાઝિલ થઈ છે.

*(તિરમિઝી કિતાબુત્તફસીર)*

આયાતે હિજાબના નાઝિલ થવાના કારણોમાં આ ત્રણ ઘટનાઓ હદીષની રિવાયતોમાં ઉપસ્થિત છે જેમાં કોઈ વિરોધાભાસ નથી હોઈ શકતો કે ત્રણે ઘટનાઓ એકસામટી જ આ આયતો નાઝિલ થવાનું કારણ બની હોય.

**ત્રીજો હુકમ :**

અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ના રસૂલે કરીમ ﷺની વફાત પછી કોઈની

સાથે નિકાહ જાઈઝ નથી. وَمَا كَانَ لَكُمْ اَنْ تُؤْذُوْا رَسُوْلَ اللّٰهِ وَلَا اَنْ تَنْكِحُوْا اَزْوَاجَهٗ مِنْ بَعْدِهٖ اَبَدًا તેના પ્રથમ વાક્યમાં તો સામાન્ય શબ્દોમાં આવી દરેક પ્રવૃત્તિ અને નિવેદનને હરામ કરી દેવામાં આવ્યું જેનાથી રસૂલે કરીમ ﷺને કષ્ટ અને તકલીફ પહોંચે, ત્યારબાદ એ હુકમ આપવામાં આવ્યો કે રસૂલે કરીમ ﷺની અઝ્‌વાજે મુતહ્‌હરાત (રદિ.)થી રસૂલે કરીમ ﷺની વફાત પછી કોઈના નિકાહ હલાલ નથી.

પ્રસ્તુત આયતમાં ઉપર જેટલા હુકમો આવ્યા છે તેમાં જો કે સંબોધન રસૂલે કરીમ ﷺ અને આપ ﷺની અઝ્‌વાજે મુતહ્‌હરાત (રદિ.)ને થયું છે પરંતુ હુકમ સર્વસામાન્ય છે, સમગ્ર ઉમ્મત માટે છે તે અંતિમ હુકમ સિવાય કે સામાન્ય ઉમ્મત માટે કાયદો એ છે કે પતિના મૃત્યુ પછી જ્યારે ઈદ્દત પસાર થઈ જાય તો તેની પત્ની બીજા વ્યક્તિ સાથે નિકાહ કરી શકે છે, અઝ્‌વાજે મુતહ્‌હરાત (રદિ.) માટે આ ખાસ હુકમ છે કે તેઓ રસૂલે કરીમ ﷺની વફાત પછી કોઈની સાથે નિકાહ કરી શકતી નથી.

તેનું કારણ એ પણ હોઈ શકે છે કે તેઓ કુર્આનની નસથી ઉમ્મહાતુલ મુઅ્‌મિનીન છે અને જો કે તેમના ઉમ્મતની માતાઓ હોવાનો પ્રભાવ તેમની રૂહાની અવલાદ ઉપર નથી પડતો કે તે બધા બહેન ભાઈ બનીને પરસ્પર નિકાહ જ ન કરી શકે, પરંતુ તેમની પોતાની જાતની મર્યાદા સુધી આ નિકાહ પ્રતિબંધિત હોવાનો હુકમ આપવામાં આવ્યો.

એવું પણ કહી શકાય છે કે રસૂલે કરીમ ﷺ પોતાની કબ્ર શરીફમાં જીવંત છે, આપ ﷺની વફાતનો દરજ્જો એવો છે જેમકે કોઈ જીવીત પતિ ઘરમાંથી ગાયબ હોય એટલા માટે રસૂલે કરીમ ﷺની વારસા વહેંચણી નથી થઈ, આ જ બીનાએ રસૂલે કરીમ ﷺની અઝ્‌વાજે મુતહ્‌હરાત (રદિ.)ની તે પરિસ્થિતિ નથી જે સામાન્ય પતિઓના મૃત્યુ પછી તેમની પત્નીઓની હોય છે.

એ હિકમત પણ છે કે શરઈ કાયદાથી જન્નતમાં દરેક સ્ત્રી પોતાના અંતિમ શોહરની સાથે રહેશે, હઝરત હુઝયફા (રદિ.)એ પોતાની પત્નીને વસિય્યત કરી હતી કે જન્નતમાં સ્ત્રીઓ પોતાના અંતિમ પતિને મળશે. *(કુર્તુબી)*

એટલા માટે અઝ્‌વાજે મુતહ્‌હરાત (રદિ.)ને જે પ્રતિષ્ઠા અલ્લાહ તબારક

વ તઆલાએ દુનિયામાં રસૂલે કરીમ ﷺના પત્નીત્વની અર્પણ કરી છે તેને આખિરત અને જન્નતમાં પણ બાકી રાખવા માટે તેમના નિકાહ કોઈ અન્ય સાથે હરામ કરવામાં આવ્યા.

તદુપરાંત સ્વાભાવિક રીતે પણ કોઈ પતિ તેને પસંદ નથી કરતો કે તેની પત્ની કોઈ અન્યના નિકાહમાં જાય પરંતુ આ સ્વાભાવિક ઈચ્છા પૂર્ણ કરવી સામાન્ય લોકો માટે શરઈ રીતે જરૂરી નથી રસૂલે કરીમ ﷺની આ સ્વાભાવિક ઈચ્છાનું પણ અલ્લાહ તઆલાએ સન્માન કર્યું, આ રસૂલે કરીમ ﷺની ખાસ પ્રતિષ્ઠા છે.

**મસ્અલો :**

એ બાબત ઉપર તો ઉમ્મતની સહમતી છે કે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) રસૂલે કરીમ ﷺની વફાત સુધી આપ ﷺના હરમમાં રહે તે બધાનો આ જ હુકમ છે પરંતુ જેમને આપ ﷺએ તલાક આપી દીધી અથવા કોઈ બીજા કારણે તેઓ રસૂલે કરીમ ﷺના પત્નીત્વથી અલગ થઈ ગઈ તો તેના વિશે ઉમ્મતના ફુક્હાના વિવિધ નિવેદનો છે જેને કુર્તુબીએ વિગતવાર લખ્યા છે.

اِنَّ ذٰلِكُمْ كَانَ عِنْدَ اللّٰهِ عَظِيْمًا એટલે કે, રસૂલે કરીમ ﷺને કોઈપણ રીતે પીડા કે તકલીફ પહોંચાડવી, આપ ﷺની વફાત પછી આપ ﷺના અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) સાથે નિકાહ કરવા અલ્લાહ નજીક મોટો ગુનોહ છે.

اِنْ تُبْدُوْا شَيْئًا اَوْ تُخْفُوْهُ فَاِنَّ اللّٰهَ كَانَ بِكُلِّ شَيْءٍ عَلِيْمًا ۝ અંતિમ આયતમાં ફરી આ વિષયનું પુનરાવર્તન કરવામાં આવ્યું કે અલ્લાહ તઆલા દિલોના ઈરાદાઓ અને વિચારોથી પણ વાકેફ છે અને કોઈ વસ્તુને છુપાવો અથવા જાહેર કરો અલ્લાહ તઆલા સામે બધું જ જાહેર છે, તેમાં તાકીદ છે કે પ્રસ્તુત હુકમોમાં કોઈ પ્રકારનો શક અથવા સંદેહ દિલમાં પેદા ન થવા દે અને પ્રસ્તુત હુકમોનો વિરોધ કરવાથી સંપૂર્ણ કાળજી રાખે.

પ્રસ્તુત આયતોમાં ત્રણ કામો વર્ણન કરવામાં આવ્યા છે તેમાં સ્ત્રીઓના પડદાનો મસ્અલો ઘણા કારણોથી વિગતવાર છણાવટ માંગી લે છે એટલા માટે તેને આવશ્યકતા અનુસાર અત્રે લખવામાં આવે છે.

## પડદાના હુકમો :

### નિર્લજ્જતાને નિર્મૂળ કરવાની ઇસ્લામી વ્યવસ્થા :

નિર્લજ્જતા, વ્યભિચાર, વાસના અને તેની પ્રસ્તાવના દુનિયાની તે અતિઘાતક બુરાઈઓમાંથી છે જેનો ઘાતક પ્રભાવ માત્ર વ્યક્તિઓ કે સામાન્ય માણસ સુધી નથી હોતો બલકે કુટુંબો અને ખાનદાનોને અને અમુક સમયે મોટા મોટા દેશોને તબાહ કરી દે છે અત્યારે દુનિયામાં જેટલી ખૂનામરકીની ઘટનાઓ જોવા મળે છે જો સાચું સંશોધન કરવામાં આવે તો મોટા ભાગની ઘટનાઓની પ્રશ્ચાત ભૂમિકામાં કોઈ સ્ત્રી અથવા જાતીય વાસના લોલુપતાનું જાળ નજરે પડશે, એ જ કારણ છે કે જ્યારથી દુનિયા પેદા થઈ છે તેમાં કોઈ કોમ, કોઈ ધર્મ, કોઈ પ્રદેશ એવો નથી જે આ બુરાઈ અને તે ઘાતક અને અતિ ખતરનાક દુષણ હોવા ઉપર સહમત ન હોય.

દુનિયાના આ અંતિમ પડાવમાં યુરોપની કોમોએ પોતાના ધર્મની હદો અને પ્રાચીન તથા કોમી રીત રસમો બધું તોડીને જો કે વ્યભિચારને પોતાની જાતમાં કોઈ ગુનોહ જ નથી રહેવા દીધો અને પ્રગતિ છતાં સમાજને એવા બીબામાં ઢાળી દીધો છે કે જેમાં પ્રત્યેક કદમ ઉપર જાતીયતા અને નિર્લજ્જતાનું આમંત્રણ મળે છે પરંતુ જેના ફળ અને પરિણામોને તે પણ ક્રાઈમથી બાકાત ન કરી શક્યા, ઈજ્જતનું લીલામ, બળાત્કાર, જાહેરમાં અશ્લીલ હરકતોને સજાપાત્ર ગુનોહ ઠરાવી દેવો પડ્યો તેનું ઉદાહરણ એના સિવાય કંઈ નથી કે કોઈ વ્યક્તિ આગ લગાવવા માટે ઘાસ ભેગું કરે પછી તેના ઉપર ઘાસતેલ છાંટે, પછી તેમાં આગ લગાવે અને જ્યારે તેના ભડકા ઊઠવા લાગે ત્યારે આ ભડકા ઉપર પાબંદી લગાવે અને તેને રોકવાની ફિકર ચિંતા કરે, હાંડલી પકાવવા માટે તેની નીચે આગ સળગાવે, પછી જ્યારે તે ઉકળવા માંડે ત્યારે તેના ઊભરાતા જુસ્સાને રોકવા ઈચ્છે.

એનાથી વિપરીત ઈસ્લામે જે વસ્તુઓને ગુનાહ અને માનવતા માટે નુકસાનકર્તા ઠરાવીને સજાપાત્ર ક્રાઈમ કહ્યો છે તેની પ્રસ્તાવનાઓ ઉપર પણ પાબંદીઓ લાગુ પાડી છે અને તેમને પ્રતિબંધિત જાહેર કરી દીધી છે, આ બાબતમાં અસલ હેતુ વ્યભિચાર અને વાસનાપૂર્તિથી બચવાનો હતો તો તેને દષ્ટિ

નીચી રાખવાના કાયદાથી શરૂ કર્યું, સ્ત્રીઓ પુરુષોના સરેઆમ મેળ મિલાપને રોક્યો, સ્ત્રીઓને ઘરોની ચાર દિવાલોમાં મર્યાદિત રાખવાની સૂચના આપવામાં આવી અને આવશ્યકતાના સમયે બહાર નીકળવા માટે પણ બુરખો અથવા લાંબી ચાદરથી સંપૂર્ણ શરીર ઢાંકીને નીકળવા અને સડકના કિનારે ચાલવાની સૂચના આપવામાં આવી, સુગંધિત પદાર્થો લગાવવા અથવા સંગીત અવાજ કરનારા (ઘુઘરીઓવાળા) ઘરેણાઓ પહેરીને નીકળવાની મનાઈ કરવામાં આવી, પછી જે વ્યક્તિ આ બધી મર્યાદાઓ અને બંધનો તથા પાબંદીઓની અવગણના કરીને બહાર નીકળી જાય તેના ઉપર એવી સખત બોધપાત્ર શિક્ષા લાગુ પાડવામાં આવી કે એક વખતે કોઈ વ્યભિચારી ઉપર જો લાગુ પાડવામાં આવે તો સમગ્ર કોમને સંપૂર્ણ શીખ મળી જાય છે.

યુરોપવાળાઓ અને તેમના અનુયાયીઓએ પોતાની નિર્લજ્જતાને ન્યાયોચિત્ ઠરાવવા માટે સ્ત્રીઓના પડદાને સ્ત્રીઓના સ્વાસ્થ્ય, આર્થિક તથા સામાજિક રીતે સમાજ માટે નુકસાનકર્તા સાબિત કરવા અને વિના પડદે રહેવાના લાભો ઉપર ચર્ચાઓ કરી છે તેનો વિગતવાર જવાબ ઘણા ઉલમાએ આધુનિકતાવાદીઓને વિસ્તૃત પુસ્તકોમાં લખીને આપ્યો છે, તેના વિશે અત્રે એટલું સમજી લેવું પૂરતું છે કે લાભ અને ફાયદાથી કોઈ ગુનોહ અથવા અપરાધ ખાલી નથી, ચોરી, લૂંટફાટ, ધોકાબાજી, દગાબાજી એક સ્વરૂપે મોટો લાભ પહોંચાડનાર કારોબાર છે પરંતુ જ્યારે તેના ફળો અને પરિણામોથી આવનાર ઘાતક અસરો સામે આવે છે તો કોઈ વ્યક્તિ તેને લાભદાયક કારોબાર કહેવાની હિંમત નથી કરતો, બેપર્દગીમાં જો અમુક આર્થિક લાભો હોય પરંતુ જ્યારે સમગ્ર કોમને હજારો ફિત્ના અને ફસાદ (અરાજકતા)માં સંડોવી દે પછી તેને લાભદાયક કહેવું કોઈ બુદ્ધિશાળીનું કામ નથી હોઈ શકતું.

## અપરાધને અટકાવવા માટે ઇસ્લામનો "સદ્દે જરાયેઅ્" (અપરાધના મૂળના નિકંદન)નો મજબૂત સિદ્ધાંત અને તેમાં મધ્યમ માર્ગ :

જે પ્રમાણે અકીદહના સિદ્ધાંતો તવહીદ, રિસાલત, આખિરત... બધા જ અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં સમાન અને એક સરખા ચાલ્યા આવે છે એ જ પ્રમાણે સામાન્ય અપરાધો અને નિર્લજ્જતા તથા ગુનાહો દરેક શરીઅત અને

ધર્મમાં હરામ ઠરાવવામાં આવ્યા છે પરંતુ અગાઉની શરીઅતોમાં તેમના મૂળ અને કારણો તથા માધ્યમોને સદંતર હરામ ઠરાવવામાં આવ્યા ન હતા જ્યાં સુધી કે તે માધ્યમો દ્વારા કોઈ અપરાધ કરવામાં ન આવે.

શરીઅતે મુહમ્મદિય્યહ ﷺ કારણ કે કયામત સુધી રહેનારી શરીઅત છે એટલા માટે તેની સુરક્ષાની અલ્લાહ તઆલા તરફથી ખાસ કાળજી એ રાખવામાં આવી કે અપરાધ અને ગુનાહો તો હરામ હતા જ, આ ગુનાહોના કારણો અને માધ્યમોને પણ હરામ ઠરાવી દેવામાં આવ્યા જે સ્વાભાવિક રીતે મોટે ભાગે આ ગુનાહો સુધી પહોંચાડનાર હોય છે, દાખલા તરીકે દારૂ પીવાને હરામ ઠરાવવામાં આવ્યું તો દારૂ બનાવવું, વેચવું, ખરીદવું અને કોઈને આપવું પણ હરામ ઠરાવી દેવામાં આવ્યું, બસ વ્યાજને હરામ કરવું હતું તો વ્યાજથી મળતા બધા જ વ્યવહારો પણ નાજાઈઝ કરી દેવામાં આવ્યા એટલા માટે ફુકૂહાએ બધા જ ખોટા વ્યવહારોથી પ્રાપ્ત થનાર લાભોને વ્યાજની જેમ જ નાપાક માલ ઠરાવી દીધો, શિર્ક અને મૂર્તિપૂજાને કુર્આને મહાન અત્યાચાર અને મા'ફ ન થઈ શકે તેવો ગુનોહ ઠરાવી દીધો તો તેના કારણો અને માધ્યમો ઉપર પણ સખત પાબંદીઓ લગાવી દીધી, સૂર્ય ઊગવા અને આથમવા તથા વચ્ચેના મધ્યાહ્ન (ઝવાલ)ના સમયે કારણ કે મુશ્રિકો સૂર્યની પૂજા કરતા હતા એટલા માટે આ સમયોમાં નમાઝ પઢવામાં આવે તો સૂર્યના પૂજારીઓની સાથે એક પ્રકારની સમયની સામ્યતા થઈ જતી હતી પછી આ સામ્યતા કોઈ વખતે પોતે શિર્કમાં સપડાવવાનું કારણ બની શકતી હતી એટલા માટે શરીઅતે આ સમયોમાં નમાઝ અને સિજ્દહને પણ હરામ અને નાજાઈઝ ઠરાવી દીધો, મૂર્તિઓના પૂતળાંઓ અને ફોટાઓ કારણ કે મૂર્તિપૂજા નજીક લઈ જવાનું માધ્યમ હતું એટલા માટે મૂર્તિઓ કંડારવી અને સજીવોની ફોટોગ્રાફી હરામ ઠરાવી અને તેના ઉપયોગને પણ નાજાઈઝ ઠરાવી દીધો.

એ જ પ્રમાણે જ્યારે કે શરીઅતે વ્યભિચારને હરામ ઠરાવી દીધું તો તેના બધા જ કારણો અને તેની નજીક પહોંચાડનાર માધ્યમોને હરામમાં સામેલ કરી દીધું, કોઈ અજનબી સ્ત્રી અથવા પુરુષ ઉપર વાસનાની દૃષ્ટિ નાંખવાને આંખોનો વ્યભિચાર ઠરાવી દીધો, તેની વાતચીત સાંભળવાને કાનોનો, તેને સ્પર્શ કરવાને હાથોનો... તેના માટે મહેનત કરી ચાલવાને પગનો વ્યભિચાર ઠરાવ્યો, જેમકે

સહીહ હદીષમાં આવ્યું છે કે આ જ અપરાધોથી બચવા માટે સ્ત્રીઓ માટે પડદાના હુકમો નાઝિલ થયા.

પરંતુ કારણો અને માધ્યમોનો નજીક અને દૂર એક લાંબો ક્રમ છે, જો દૂર સુધી આ ક્રમને રોકવામાં આવે તો જિંદગી જીવવી મુશ્કેલ બની જાય અને અમલમાં ઘણી તંગી પડે જે આ શરીઅતની પ્રકૃતિ વિરુદ્ધ છે, કુર્આને કરીમે તેના વિશે ખુલ્લું એ'લાન આ કર્યું કે, مَا جَعَلَ عَلَيْكُمْ فِى الدِّيْنِ مِنْ حَرَجٍ એટલે કે, દીનમાં તમારા ઉપર કોઈ તંગી નથી નાંખવામાં આવી એટલા માટે કારણો અને માધ્યમો વિશે એ હિકમતપૂર્ણ ફેંસલો કરવામાં આવ્યો કે જે પ્રવૃત્તિઓ અને અમલો કોઈ ગુનાહનું એવું નજીકનું કારણ હોય કે સામાન્ય ટેવના આધારે તે માધ્યમોનો ઉપયોગ કરનાર આ ગુનાહમાં અવશ્ય સંડોવાય જ જાય છે, એવા નજીકના કારણોને ઈસ્લામે મૂળ ગુનાહની સાથે સંલગ્ન ઠરાવીને તેને પણ હરામ ઠરાવી દીધા અને જે કારણો દૂરના છે કે તેને ઉપયોગ કરનારનું ગુનાહમાં સંડોવાઈ જવું સ્વાભાવિક રીતે જરૂરી નથી બનતું પરંતુ કંઈને કંઈ ગુનાહની અસર જરૂર રહે છે એવા કારણો અને માધ્યમોને મકરૂહ ઠરાવી દીધા અને જે માધ્યમો તેનાથી પણ વધારે દૂરના છે ગુનાહમાં તેમની દખલગીરી ભાગ્યે જ કદી કદાચ જોવા મળે છે તેમને ઉપેક્ષિત કરીને મુબાહમાં સામેલ કર્યા.

પ્રથમ બાબતનું ઉદાહરણ દારૂ વેચવું છે કે આ દારૂ પીવાનું નજીકનું કારણ છે, તેને પણ શરીઅતે એટલા માટે હરામ કરી દીધું જે રીતે કે દારૂ પીવું હરામ છે, કોઈ પરાઈ સ્ત્રીને વાસનાથી હાથ લગાવવો જો કે ખુલ્લો વ્યભિચાર નથી બલકે તે વ્યભિચારની બિલકુલ નજીકનું કારણ છે, શરીઅતે તેને પણ એ જ પ્રમાણે હરામ ઠરાવી દીધું.

અને બીજી બાબતનું ઉદાહરણ એવું છે કે કોઈ એવા વ્યક્તિને દ્રાક્ષ વેચવી જેના વિશે ખબર છે કે તે તેનાથી દારૂ જ બનાવે છે, તેનો ધંધો એ જ છે અથવા તે ખુલ્લમ ખુલ્લું કહે છે કે હું આ દ્રાક્ષ શરાબ બનાવવા માટે ખરીદી રહ્યો છે, જો કે આ દ્રાક્ષ વેચવી દારૂ વેચવાના દરજ્જામાં તો નથી પરંતુ મકરૂહ અને નાજાઈઝ એ પણ છે. આ જ હુકમ સિનેમાઘરો બનાવવાનો અથવા વ્યાજુ લેનદેનવાળી બૅન્ક ચલાવવા માટે જમીન અથવા મકાન ભાડે આપવાનો છે કે મા'મલાના સમયે

જ્યારે જાણ થાય કે આ તે મકાનને નાજાઈઝ કામ માટે લઈ રહ્યો છે તો તેને ભાડે આપવું મકરૂહે તહરીમી અને નાજાઈઝ છે.

ત્રીજા દરજ્જાનું ઉદાહરણ એ છે કે સામાન્ય લોકોને દ્રાક્ષ વેચવામાં આવે જેમાં એ પણ શક્યતા છે કે કોઈ વ્યક્તિ તેનાથી દારૂ બનાવશે પરંતુ ન તો તેણે તેની જાહેરાત કરી છે અને ન જ તે આપણી જાણમાં છે કે તે એવો વ્યક્તિ છે જે દારૂ બનાવે છે તો શરઈ રીતે તેની સાથે આ પ્રમાણેનું ખરીદ વેચાણ મુબાહ અને જાઈઝ ઠરાવવામાં આવ્યું.

**જરૂરી ખુલાસો :**

અત્રે આ વાત યાદ રાખવી જરૂરી છે કે ઈસ્લામી શરીઅતે જે કાર્યોને ગુનાહની નજીકનું પ્રથમ દરજ્જાનું કારણ ઠરાવીને હરામ કરી દીધું તે હરામના હુકમ પછી તે બધાના માટે સદંતર હરામ છે, ભલે તે ગુનાહનું કારણ બને અથવા ન બને, હવે તે પોતે એક શરઈ હુકમ છે જેના વિરુદ્ધ કરવું હરામ છે.

આ પ્રસ્તાવના પછી એ સમજી લો કે સ્ત્રીઓનો પડદો પણ શરઈ રીતે એ જ ''સદ્દે જરાયેઅ્''ના સિદ્ધાંત આધારિત છે કે પડદો છોડવાથી ગુનાહમાં સંડોવાઈ જવાના અને તેમાં પણ પ્રસ્તુત કારણો અને પ્રકારોના હુકમો લાગુ પડશે, દાખલા તરીકે કોઈ યુવાન પુરુષ સામે યુવાન સ્ત્રીએ પોતાના શરીરને ખોલવું ગુનાહનું એવું નજીકનું કારણ છે કે સ્વાભાવિકપણે જ તેના ઉપર ગુનોહ લાગુ પડવો જરૂરી જ છે એટલા માટે આ તો શરઈ રીતે વ્યભિચારની જેમ હરામ થઈ ગયું કારણ કે શરઈ રીતે આ અમલને નિર્લજ્જતા ઠરાવી દેવામાં આવ્યું છે હવે તે સદંતર હરામ છે, જો કે કોઈ નિર્દોષ સાથે મા'મલો હોય અથવા કોઈ વ્યક્તિ પોતાની મનેચ્છાઓ ઉપર સંપૂર્ણ કાબૂ રાખવાના કારણે સંતોષિત હોય કે ગુનાહથી બચી જશે, ઈલાજ અને બીમારીઓના ઈલાજ જેવા જરૂરતની બાબતો તેમાંથી બાકાત હોવી તે અલગ બાબત છે, તેનાથી મૂળ હરામ હોવાના હુકમ ઉપર પ્રભાવ પડતો નથી, આ મસ્અલો સમય અને પરિસ્થિતિઓથી પણ પ્રભાવિત નથી થતો, શરૂઆતના ઈસ્લામના સમય (કુરૂને ઊલા)માં પણ તેનો હુકમ તે જ હતો જે આજે નિર્લજ્જ અને ફસાદના દોરમાં પણ લાગુ છે.

પડદો છોડવાનો બીજો દરજ્જો એ છે કે ઘરોની ચાર દિવાલોથી બહાર

બુરખા અથવા લાંબી ચાદરથી શરીર છુપાવીને નીકળવું એ ફિત્નાનું કારણ છે પરંતુ ઘણું દૂરનું કારણ છે, તેનો હુકમ એ છે કે જો આવું કરવું ફિત્નાનું કારણ હોય તો નાજાઈઝ છે અને જ્યાં ફિત્નાનો ડર ન હોય ત્યાં જાઈઝ છે એટલા માટે તેનો હુકમ પરિસ્થિતિ અને સમય અનુસાર બદલાતા પ્રવાહમાં બદલાઈ શકે છે, રસૂલે કરીમ ﷺના સમયમાં આ પ્રમાણેનું સ્ત્રીઓનું ઘરની બહાર નીકળવું ફિત્નાનું કારણ ન હતું એટલા માટે રસૂલે કરીમ ﷺએ સ્ત્રીઓને બુરખા વગેરેથી સમગ્ર શરીર છુપાવીને મસ્જિદોમાં આવવાની અમુક શરતો સાથે પરવાનગી આપી હતી અને તેમને મસ્જિદમાં આવવાથી રોકવાની મનાઈ કરી હતી, જો કે તે સમયે પણ તેમને એ જ બાબતનું પ્રોત્સાહન આપવામાં આવતું હતું કે તેઓ નમાઝ પોતાના ઘરોમાં અદા કરે કારણ કે તેમના માટે મસ્જિદોમાં આવવાથી વધારે સવાબ ઘરમાં પઢવાથી મળે છે પરંતુ ફિત્નાનો ડર ન હોવાના કારણે મનાઈ કરી ન હતી, રસૂલે કરીમ ﷺની વફાત પછી સહાબએ કિરામ (રદિ.)એ જોયું કે હવે મસ્જિદોમાં સ્ત્રીઓનું આવવું ફિત્નાથી ખાલી નથી રહ્યું ભલે બુરખો, ચાદર વગેરે લપેટીને આવે તો તે લોકોએ ઈજ્માઅ્ અને સહમતીથી સ્ત્રીઓને મસ્જિદોમાં આવવાથી અટકાવી દીધી, હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ ફરમાવ્યું કે જો રસૂલે કરીમ ﷺએ આજની હાલતને જોઈ હોત તો અવશ્ય સ્ત્રીઓને મસ્જિદોમાં આવવાથી અટકાવી દીધી હોત, આથી જાણ થાય છે કે સહાબએ કિરામ (રદિ.)નો ફેંસલો રસૂલે કરીમ ﷺના ફેંસલાથી અલગ ન હતો બલકે રસૂલે કરીમ ﷺએ જે શરતોની બીનાએ પરવાનગી આપી હતી હવે તે શરતો ન રહી તો હુકમ રસૂલે કરીમ ﷺના ફેંસલાથી જ બદલાઈ ગયો.

સ્ત્રીઓના પડદાનું વર્ણન કુર્આને કરીમની સાત આયતોમાં આવ્યું છે, ત્રણ સૂરએ નૂરમાં પસાર થઈ ચૂકી છે, ચાર આયતો સૂરએ અહઝાબમાં છે જેમાંથી એક પ્રથમ આવી ચૂકી છે, એક અત્યારે દષ્ટિ સમક્ષ છે અને બાકી આગળ આવશે જેમાં પડદાના દરજ્જાઓને નક્કી કરવા અને હુકમોની વિગતો અને જે તેનાથી બાકાત છે તેનું વિગતવાર વર્ણન છે, એ જ પ્રમાણે રસૂલે કરીમ ﷺની સિત્તેરથી વધારે હદીષોમાં મૌખિક અને અમલી રીતે પડદાના હુકમો બતાવવામાં આવ્યા છે, તે બધાને એક સ્થળે જાણવા માટે મુજ નાચીઝે એક આગવી કિતાબ "તફસીલુલ ખિતાબ ફી તફસીર આયાતુલ હિજાબ" લખી છે જે અરબી ભાષામાં

અહકામુલ કુર્આન, સૂરએ અહઝાબના ભાગ સ્વરૂપે પ્રકાશિત થઈ ચૂકી છે. આ તફસીર કુર્આનની તફસીરમાં દરેક આયતની તફસીર તો પોતપોતાના સ્થળે આવે છે, બાકીના વિષયો આ કિતાબમાંથી અમુક જરૂરી ટૂંકાણ સાથે અત્રે લખવામાં આવે છે.

## હિજાબ (પડદા)ની આયતો ઊતરવાનો ઇતિહાસ :

સ્ત્રીઓ અને પુરુષોના એક સ્થળે કોઈ મર્યાદા વિના પરસ્પર એકઠા થવાને તો દુનિયાના સમગ્ર ઈતિહાસમાં હઝરત આદમ (અલૈ.)થી લઈને ખાતમુલ અંબિયા ﷺ સુધી કોઈપણ સમયમાં યોગ્ય સમજવામાં નથી આવ્યું અને માત્ર શરીઅતવાળાઓએ જ નહીં દુનિયાના સામાન્ય સંસ્કારી કુટુંબોએ પણ આવી રીતે મર્યાદા વિના એકઠા થવાને યોગ્ય સમજ્યું નથી.

હઝરત મૂસા (અલૈ.)એ મદયનની મુસાફરી વખતે જે સ્ત્રીઓને પોતાની બકરીઓને પાણી પીવડાવવા માટે અલગથી ઊભેલી જોયાનું વર્ણન છે તેનું કારણ એ જ બતાવવામાં આવે છે કે તે સ્ત્રીઓએ પુરુષોના ટોળામાં ઘુસવાનું પસંદ ન કર્યું, સૌથી પાછળ બચેલા પાણીને પૂરતું ગણ્યું. હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.) જેમના નિકાહ સમયે પ્રથમ આયતે હિજાબ નાઝિલ થઈ છે તેના ઊતરતા પહેલાં પણ જામેઅ્ તિરમિઝીમાં તેમના ઘરની બેઠકની આ પરિસ્થિતિ વર્ણન કરવામાં આવી છે. وَهِيَ مُوَلِّيَةٌ وَجْهَهَا اِلَى الْحَآئِطِ એટલે કે, તેઓ પોતાનું મોઢું દિવાલ તરફ ફેરવીને બેઠા હતા.

આથી જાણ થઈ કે હિજાબની આયતના નાઝિલ થતાં પહેલાં પણ સ્ત્રીઓ અને પુરુષોને પણ મર્યાદારહિત એકઠા થવાનું અને વિના રોકટોક મુલાકાત કે વાતચીતનો રિવાજ સંસ્કારી અને નેક લોકોમાં ક્યાંય ન હતો, કુર્આને કરીમમાં જે પ્રથમ જાહિલિયત અને તેમાં સ્ત્રીઓના શણગાર અને દેખાવ કરવાનું વર્ણન છે તે પણ અરબના સંસ્કારી કુટુંબોમાં ન હતું બલકે કનીઝો અને અલ્લડ આવારા સ્ત્રીઓમાં એ રિવાજ હતો, અરબના સંસ્કારી કુટુંબો તેને અસભ્ય અને અસંસ્કારી સમજતા હતા, અરબનો સમગ્ર ઈતિહાસ તેનો સાક્ષી છે. ભારતમાં હિન્દુઓ, બૌદ્ધો અને અન્ય મુશ્રિક ધર્મવાળાઓમાં સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે મર્યાદારહિત એકઠા થવાને પસંદ કરવામાં આવ્યું ન હતું, પુરુષો સાથે ખભેખભા

મિલાવી કામ કરવાનો દા'વો કરનાર તથા બજારો અને સડકો ઉપર પરેડ કરવાથી માંડી શિક્ષણથી લઈને જિંદગીના દરેક ક્ષેત્રમાં પુરુષો સાથે વિના રોકટોકની મર્યાદા રહિત ભેળસેળ, પાર્ટીઓ અને ક્લબોમાં બેરોકટોક મુલાકાતોનો ક્રમ માત્ર યુરોપની કોમોની નિર્લજ્જતા અને બેહયાઈની પેદાવાર છે જેમાં આ કોમો પણ પોતાના ભૂતકાળથી હટી ગયા પછી સંડોવાઈ ચૂકી છે પ્રાચીન સમયમાં તેમની પણ આવી પરિસ્થિતિ ન હતી, અલ્લાહ તઆલાએ જે રીતે સ્ત્રીઓની શારીરિક બાંધણીને પુરુષોથી અલગ એક વિશિષ્ટ સ્વરૂપે રાખી છે એ જ પ્રમાણે તેમના સ્વભાવોમાં પણ એક પ્રાકૃતિક શરમ અને હયાનો નૈતિક શણગાર પણ મૂક્યો છે જે તેમને સ્વાભાવિક રીતે સામાન્ય રીતે પુરુષોથી અલગ ઠલગ રહેવા અને તેમનાથી દૂર રહેવા પ્રેરે છે અને આ સ્વભાવિક તથા પ્રાકૃતિક હયાનો પડદો સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે માનવ ઉત્પત્તિની શરૂઆતથી જ રહ્યો છે, ઈસ્લામની શરૂઆતમાં પણ પરસ્પર પડદાનું આ જ સ્વરૂપ હતું.

સ્ત્રીઓના પડદાનું આ ખાસ સ્વરૂપ કે સ્ત્રીઓનું મૂળ ઠેકાણું ઘરોની ચાર દિવાલો હોવી જોઈએ અને જ્યારે કોઈ શરઈ જરૂરતથી બહાર નીકળવાનું હોય તો સંપૂર્ણ શરીરને છુપાવીને નીકળે એ મદીનાની હિજરત પછી સન હિજરી ૬ માં લાગુ પડ્યું છે.

જેની વિગત એ છે કે ઉલમાએ ઉમ્મતની સહમતીથી પડદા વિશે પ્રથમ આયત તે છે જે ઉપર વર્ણન થઈ છે. لَا تَدْخُلُوْا بُيُوْتَ النَّبِيِّ અને આ આયત હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)ના નિકાહ અને તેમના નબી ﷺના હરમમાં સામેલ થવાના સમયે નાઝિલ થઈ છે, આ નિકાહના ઈતિહાસમાં હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ ''અસાબહ''માં અને ઈબ્ને અબ્દુલ બર્ર (રહ.)એ ''ઈસ્તીઆબ''માં બે નિવેદનો નકલ કર્યા છે કે સન હિજરી ત્રણમાં થઈ અથવા સન હિજરી પાંચમાં થઈ; હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ સન હિજરી ત્રણને અગ્રિમતા આપી છે, ઈબ્ને સઈદ (રહ.)એ હઝરત અનસ (રદિ.)થી પણ હિજરી સન ત્રણ નકલ કરી છે, હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની અમુક રિવાયતોથી પણ તેને જ અગ્રિમતા હોવાની જાણ થાય છે. વલ્લાહુ અઅ્‌લમુ.

પ્રસ્તુત આયતમાં સ્ત્રીઓને પડદા પાછળ રહેવાનો હુકમ આપવામાં આવ્યો અને પુરુષોને એ હુકમ મળ્યો કે જો તેમને કોઈ વસ્તુ માંગવી હોય તો

પડદા પાછળથી માંગે, તેમાં પડદાની ખાસ તાકીદ જોવા મળે છે કે વિના જરૂરતે તો પુરુષો અને સ્ત્રીઓએ અલગ જ રહેવું જોઈએ પરંતુ જરૂરતના સમયે પણ તેમની સાથે વાત કરવી હોય તો પડદા પાછળથી કરી શકે છે.

કુર્આને કરીમમાં સ્ત્રીઓના પડદા અને તેની વિગતો વિશે સાત આયતો નાઝિલ થઈ છે, ચાર સૂરએ અહઝાબમાં અને ત્રણ સૂરએ નૂરમાં પસાર થઈ ચૂકી છે એના ઉપર બધાની સહમતી છે કે પડદા વિશે સૌ પ્રથમ નાઝિલ થનારી આયત આ છે, .... لَا تَدۡخُلُوۡا بُيُوۡتَ النَّبِىِّ اِلَّا اَنۡ يُّؤۡذَنَ لَكُمۡ સૂરએ નૂરની ત્રણ આયતો અને સૂરએ અહઝાબની શરૂની આયત જેમાં અઝ્વાજે મુતહ્હરાતને આ હુકમ આપવામાં આવ્યો છે કે પોતાના ઘરોમાં બેસે, وَقَرۡنَ فِىۡ بُيُوۡتِكُنَّ આ બધું જો કે કુર્આનના ક્રમમાં પહેલું છે પરંતુ ઊતરવાના આધારે પાછળનું છે, સૂરએ અહઝાબની પ્રથમ આયતમાં તેનો ખુલાસો મોજૂદ છે કે આ હુકમ તે સમયે આપવામાં આવ્યો છે જ્યારે કે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને અલ્લાહ તરફથી અધિકાર આપવામાં આવ્યો હતો કે જો દુનિયાની છૂટછાટ ઈચ્છતા હોય તો રસૂલે કરીમ ﷺથી તલાક લઈ લે અને જો આખિરતને અગ્રિમતા આપીને દુનિયાની આર્થિક પરિસ્થિતિની ઉપસ્થિત હાલત ઉપર કરકસર કરે તો નિકાહમાં રહે.

આ تَخۡيِيۡرُ ની ઘટનામાં આ પણ ઉપસ્થિત છે કે જે પવિત્ર પત્નીઓ (રદિ.)ને આ અધિકાર આપવામાં આવ્યો હતો તેમાં હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.) પણ સામેલ હતાં, તેનાથી જાણ થઈ કે તેમના નિકાહ આ આયત પહેલાં થઈ ચૂક્યા હતા. આ આયત પાછળથી નાઝિલ થઈ છે, એ જ પ્રમાણે સૂરએ નૂરની આયતો જેમાં પડદા વિશે વિગતો આવી છે એ જો કે કુર્આનના ક્રમમાં અગ્રસ્થાને છે પરંતુ નાઝિલ થવાના આધારે તે પણ ત્યાર પછીના કિસ્સએ ઈફ્ક قِصَّةُ اِفۡک ની સાથે નાઝિલ થઈ છે અને શરઈ પડદાના હુકમો તે સમયથી લાગુ પડેલા છે જ્યારે કે હઝરત ઝયનબ (રદિ.)ના નિકાહમાં પડદાની આયત નાઝિલ થઈ, સૂરએ નૂરની હિજાબ વિશેની આયતો સૂરએ નૂરની તફસીરમાં વર્ણન થઈ ચૂકી છે.

**સ્ત્રીના સતર (શરઈ શરીર ઢાંકવાની હદ)ના હુકમો અને સ્ત્રીઓના હિજાબ (પડદા)માં તફાવત :**

પુરુષ અને સ્ત્રીના શરીરનો તે ભાગ જેને અરબીમાં عَوۡرَتۡ (ઔરત) અને

ઉર્દૂ ફારસીમાં سَتَر (સતર) કહેવામાં આવે છે જેને સૌથી છુપાવવું શરઈ પ્રાકૃતિક અને બૌદ્ધિક તાર્કિક સ્વરૂપે પણ ફરજ છે અને ઈમાન પછી સૌ પ્રથમ ફરજ જેના ઉપર અમલ જરૂરી છે તે સ્ત્રીઓનું સતર એટલે કે સ્ત્રીઓના શરીરના અવયવો (અંગો–ઉપાંગો)ને છુપાવવું છે, આ ફરજ તો જગતની ઉત્પત્તિથી જ ફરજ છે. બધા જ અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં ફરજ રહ્યું છે બલકે શરીઅતોના અસ્તિત્વ પહેલાં પણ જ્યારે જન્નતમાં પ્રતિબંધિત ઝાડ ખાઈ લેવાના કારણે હઝરત આદમ અને હવ્વા (અલૈ.)નો જન્નતી પોષાક ઊતરી ગયો અને સતર ખુલી ગયું તો ત્યાં પણ હઝરત આદમ (અલૈ.)એ સતર ખુલ્લું રાખવાનું જાઈઝ નથી સમજ્યું એટલા માટે હઝરત આદમ અને હઝરત હવ્વા (અલૈ.) બંનેએ જન્નતના પાંદડા પોતાના શરીર ઉપર બાંધી લીધા طَفِقَا يَخْصِفَانِ عَلَيْهِمَا مِنْ وَّرَقِ الْجَنَّةِ નો હેતુ જ દુનિયામાં આવ્યા પછી હઝરત આદમ (અલૈ.)થી લઈ ખાતમુલ અંબિયા (અલૈ.) સુધી દરેક પયગમ્બર (અલૈ.)ની શરીઅતમાં સતર છુપાવવું ફરજ રહ્યું છે, સ્ત્રીઓના સતરના અવયવોને નિર્ધારિત કરવામાં મતભેદ હોઈ શકે છે કે સતરની હદ ક્યાંથી ક્યાં સુધી છે પરંતુ મૂળ સ્ત્રીનું સતર ફરજ હોવું બધા જ અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં હતું અને આ ફરજ દરેક મનુષ્ય પુરુષ અથવા સ્ત્રી ઉપર વ્યક્તિગત રીતે લાગુ પડે છે કોઈ અન્ય જોનાર હોય કે ન હોય, એટલા માટે જો કોઈ વ્યક્તિ અંધારી રાતમાં નગ્ન હાલતમાં નમાઝ પઢે જ્યારે કે સતર છુપાવવાપાત્ર કપડું તેની પાસે મોજૂદ હોય તો આ નમાઝ સર્વસહમતીથી નાજાઈઝ છે જ્યારે કે તેને નગ્ન જોનાર કોઈ હાજર નથી. (બહરુર્રાઈક) આ જ પ્રમાણે નમાઝ જો કોઈ એવી જગ્યાએ પઢી જ્યાં બીજો કોઈ જોનારો વ્યક્તિ નથી તે સમયે પણ જો નમાઝમાં સતર ખુલી ગયું તો નમાઝ તૂટી જશે.

*(બધી જ ફિક્હની કિતાબો પ્રમાણે)*

નમાઝની હાલત પછી પણ લોકો સામે સતર છુપાવવું ફરજ હોવામાં તો કોઈ મતભેદ જ નથી પરંતુ એકાંતમાં જ્યાં કોઈ અન્ય વ્યક્તિ જોનારો ઉપસ્થિત ન હોય ત્યાં પણ સાચું નિવેદન એ જ છે કે નમાઝની બહારની પરિસ્થિતિમાં પણ શરઈ જરૂરત વિના અથવા સ્વાભાવિક આવશ્યકતા વગર સતર ખોલીને નગ્ન બેસવું જાઈઝ નથી. *(કમા ફિલ્ બહ્ર અન શરહુલ મુનિયા)*

આ હુકમ તો સ્ત્રીઓનો હતો જે ઈસ્લામથી પહેલાં બલકે જગતની

ઉત્પત્તિથી તમામ અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં ફરજ રહ્યો છે જેમાં પુરુષ અને સ્ત્રી બંને સમાન છે, એકાંત હોય કે જાહેરમાં, બધું એક સરખું છે જેમકે લોકોની સામે નગ્ન થવું જાઇઝ નથી એવી જ રીતે એકાંતમાં પણ વિના જરૂરતે નગ્ન રહેવું જાઇઝ નથી.

**બીજો મસ્અલો :**

હિજાબ અને પડદા વિશે બીજો મસ્અલો એ છે કે સ્ત્રીઓ અજનબી પુરુષોથી પડદો કરે, આ મસ્અલામાં એટલી વાત તો અંબિયા (અલૈ.), સુલહા (રહ.) અને સંસ્કારી લોકોમાં હંમેશાથી રહી છે કે અજનબી પુરુષો સાથે સ્ત્રીઓનું બેરોકટોક હળવું ભળવું ઠીક નથી. હઝરત શુઅયૂબ (અલૈ.)ની બે દિકરીઓનો કિસ્સો જે કુર્આને કરીમના ૨૦માં સિપારામાં આવ્યો છે તેમાં તે દિકરીઓ પોતાની બકરીઓને પાણી પીવડાવવા માટે વસ્તીના કુવા ઉપર ગઈ જ્યાં લોકોની ભીડ હતી, તેઓ પોતપોતાના જાનવરોને પાણી પીવડાવી રહ્યા હતા તો કુર્આને કરીમમાં છે કે આ છોકરીઓ એક તરફ અલગ થઈને ઊભી થઈ ગઈ અને હઝરત મૂસા (અલૈ.) તે સમયે અચાનક એક મુસાફર તરીકે ત્યાંથી પસાર થયા તો તેમણે આ છોકરીઓને અલગ ઊભેલી જોઈને કારણ પૂછ્યું તો તે પુત્રીઓએ બે વાતો બતાવી.

પ્રથમ એ કે આ સમયે અત્યારે અહીંયાં પુરુષોની ભીડ છે અમે પોતાના પ્રાણીઓને પાણી તે સમયે પીવડાવીશું જ્યારે આ લોકો પરવારીને ચાલ્યા જશે.

બીજી વાત એ પણ બતાવી કે અમારી પિતા અશક્ત અને વૃદ્ધ છે જેનાથી ઈશારો એ તરફ છે કે જાનવરોને પાણી પીવડાવવા માટે નીકળવું સામાન્ય સ્વાભાવિક રીતે સ્ત્રીઓનું કામ ન હતું પરંતુ પિતાની કમજોરી અને મજબૂરી તથા બીજો કોઈ વ્યક્તિ હાજર ન હોવાના કારણે આ કામ અમારે કરવું પડે છે.

આ હાલત કુર્આનમાં હઝરત શુઅયૂબ (અલૈ.)ની દિકરીઓની બતાવવામાં આવી છે જેનાથી જાણ થઈ કે તે સમયમાં અને તેમની શરીઅતમાં પણ સ્ત્રીઓ અને પુરુષોનું ખભેખભા મેળવી ચાલવું અથવા મર્યાદા વિહોણી ભેળસેળ પસંદ ન હતી અને એવું કાર્ય જેમાં પુરુષોની સાથે હળવુ ભળવું પડે તે કાર્ય સ્ત્રીઓને સોંપવામાં આવતું ન હતું, અલબત્ત આ બધી વિગતથી એ જાણ

થાય છે કે સ્ત્રીઓને કાયદેસર પડદામાં રહેવાનો હુકમ તે સમયે ન હતો, એ જ પ્રમાણે ઈસ્લામની શરૂઆતમાં પણ આ જ સ્વરૂપ રહ્યું, સન હિજરી ત્રણમાં અથવા સન હિજરી પાંચમાં સ્ત્રીઓ ઉપર અજનબી પુરુષોનો પડદો કરવો ફરજ કરી દેવામાં આવ્યું જેની વિગતો આગળ આવે છે.

આથી એ જાણ થઈ કે સ્ત્રીનું સતર અને સ્ત્રીઓનો પડદો આ બે મસ્અલાઓ જુદા જુદા છે, સ્ત્રીનું સતર હંમેશા ફરજ છે અને સ્ત્રીઓનો પડદો સન હિજરી ત્રણમાં ફરજ થયો, સતર પુરુષ અને સ્ત્રી બંને ઉપર ફરજ છે અને પડદો ફક્ત સ્ત્રીઓ ઉપર. સતર લોકોની સામે અથવા એકાંતમાં બંને સ્વરૂપોમાં ફરજ છે, હિજાબ (પડદો) માત્ર અજનબીઓની ઉપસ્થિતિમાં ફરજ છે. આ વિગત એટલા માટે લખવામાં આવી છે કે આ બંને બાબતોને ભેળસેળ કરી દેવાથી મસ્અલાઓ અને કુર્આનના હુકમો સમજવામાં ઘણા બધા સંદેહો અને ભ્રમણાઓ પેદા થઈ જાય છે, દાખલા તરીકે સ્ત્રીનો ચહેરો અને હથેળીઓ ઈજ્માઅથી "સતરે ઔરત"માંથી બાકાત છે એટલા માટે નમાઝમાં ચહેરો અને હથેળીઓ ખુલ્લી હોય તો સર્વસહમતીથી અને ઈજ્માઅથી જાઈઝ છે, ચહેરો અને હથેળીઓ નસથી "સતરે ઔરત"માંથી બાકાત છે. قَدَمَيْنِ (કદમયન)ને ફુકહાએ તેના ઉપર કયાસ કરીને બાકાત ઠરાવી દીધું છે.

પરંતુ અજનબી પુરુષોથી પડદામાં પણ ચહેરો અને હથેળીઓ બાકાત છે અથવા નહીં તેની વિગત સૂરએ નૂરની આયત لَا يُبْدِيْنَ زِيْنَتَهُنَّ اِلَّا مَاظَهَرَ مِنْهَا હેઠળ પસાર થઈ ચૂકી છે જેનો ખુલાસો આગળ આવે છે.

**શરઈ હિજાબના દરજ્જાઓ અને તેના હુકમોની વિગત :**

સ્ત્રીઓના પડદા વિશે કુર્આને કરીમની સાત આયતો અને હદીષની સિત્તેર રિવાયતોનો ખુલાસો એ જણાય છે કે અસલ શરીઅતની ઈચ્છનીય બાબત "હિજાબે અશ્ખાસ" (પુરુષોથી પડદો) છે, એટલે કે સ્ત્રીઓનું અસ્તિત્વ અને તેમનું હળવું ફરવું પુરુષોની નજરોથી છુપું રહે, જે ઘરોની ચાર દિવાલો અથવા તંબૂઓ અથવા લટકાવેલા પડદાઓ દ્વારા શક્ય બની શકે છે, તદુપરાંત પડદાના જેટલા સ્વરૂપો વર્ણવવામાં આવ્યા છે તે બધા જરૂરતની બીનાએ અને જરૂરતના સમયે અમુક જરૂરતો પ્રમાણે શરતી છે.

એ જ પ્રમાણે પડદાનો પ્રથમ દરજ્જો જે શરીઅતમાં આવશ્યક છે તે પુરુષોથી પડદો છે કે સ્ત્રીઓ પોતાના ઘરોમાં રહે પરંતુ શરીઅતે ઈસ્લામ એક સર્વગ્રાહી અને સંપૂર્ણ વ્યવસ્થા છે, જેમાં માનવીની બધી જ જરૂરિયાતોની કાળજી અને સંભાળ સંપૂર્ણ રીતે રાખવામાં આવી છે અને એ દેખીતું છે કે સ્ત્રીઓને આવી જરૂરિયાતો સામે આવવી આવશ્યક છે જેથી તે કોઈ વખતે ઘરોએથી નીકળે તો પડદાનો બીજો દરજ્જો કુર્આન અને સુન્નતની રૂએ એ જાણ થાય છે કે માથાથી પગો સુધી બુરખા અથવા લાંબી ચાદર વડે સંપૂર્ણ શરીરને ઢાંકીને નીકળે, માર્ગ જોવા માટે માત્ર આંખો ખુલ્લી રાખે અથવા બુરખામાં જે આંખો સામે જાળીનો ઉપયોગ કરવામાં આવે છે તે લગાવી લે, જરૂરતના સમયે પડદાનો બીજો દરજ્જો પણ પ્રથમ દરજ્જાની જેમ જ બધા ઉલમા અને ફુક્હા દરમિયાન સર્વસહમત અને નિર્વિવાદ છે.

એક ત્રીજો દરજ્જો પણ અમુક રિવાયતોથી ભાવાર્થ સ્વરૂપે છે જેમાં સહાબા (રદિ.), તાબિઈન (રહ.) અને ઉમ્મતના ફુક્હાનો અભિપ્રાય વિવિધ પ્રકારનો છે તે એ કે સ્ત્રીઓ જ્યારે જરૂરતના કારણે ઘરોએથી બહાર નીકળે તો તે પોતાનો ચહેરો અને હથેળીઓ પણ લોકોની સામે ખોલી શકે છે એ શરતે કે સમગ્ર શરીર ઢાંકેલું હોય, શરઈ પડદાના આ ત્રણ દરજ્જાઓની વિગત આ પ્રમાણે છે.

**પ્રથમ દરજ્જો વ્યક્તિગત પડદો અથવા ઘરોમાં બેસવું :**

કુર્આન અને સુન્નતની રૂએ અસલ હેતુ આ જ દરજ્જો છે, સૂરએ અહઝાબની પ્રસ્તુત આયત وَاِذَا سَاَلْتُمُوْهُنَّ مَتَاعًا فَاسْئَلُوْهُنَّ مِنْ وَّرَآءِ حِجَاب તેની સ્પષ્ટ દલીલ છે અને તેનાથી વધારે સ્પષ્ટ સૂરએ અહઝાબની જ શરૂઆતની આયત وَقَرْنَ فِيْ بُيُوْتِكُنَّ છે. આ આયતો ઉપર જે પ્રમાણે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું તેનાથી તેનો વધારે ખુલાસો સામે આવી જાય છે.

ઉપરોક્ત ચર્ચામાં એ જાણ થઈ ચૂકી છે કે સ્ત્રીઓના પડદા વિશે પ્રથમ આયત હઝરત ઝયનબ (રદિ.)ના નિકાહ સમયે નાઝિલ થઈ, હદીષની રિવાયતોમાં હઝરત અનસ (રદિ.)એ ફરમાવ્યું કે હું આ પડદાની ઘટનાને અન્ય કરતાં વધારે એટલા માટે જાણું છું કે હું તે સમયે રસૂલે કરીમ ﷺની સેવામાં

ઉપસ્થિત હતો જ્યારે પડદા માટે આ આયત નાઝિલ થઈ તો આપ ﷺએ પુરુષોની સામે એક ચાદર નાંખીને હઝરત ઝયનબ (રદિ.)ને પડદે કરી દીધા, એવું નથી કર્યું કે તેમને બુરખા અથવા ચાદરમાં ઢાંકી દીધા, શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા)માં જે હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ના કિસ્સાનું ઉપર વર્ણન થઈ ચૂક્યું છે તેનાથી પણ એ જ જાણ થાય છે કે હઝરત ઉમર (રદિ.)નો હેતુ એ હતો કે ઉમ્મહાતુલ મુઅ્મિનીન (રદિ.) પુરુષોની નજરોથી અલગ અંદર રહે જેમકે તેમના આ શબ્દોથી જાણ થાય છે يَدْخُلُ عَلَيْكَ الْبَرُّ وَالْفَاجِرُ

સહીહ બુખારી ગઝ્વએ મુતામાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની રિવાયત છે કે જ્યારે રસૂલે કરીમ ﷺએ હઝરત ઝૈદ બિન હારિષા (રદિ.) અને જાફર તથા અબ્દુલ્લાહ ઈબ્ને રવાહા (રદિ.)ની શહાદતની ખબર મળી તો આપ ﷺ મસ્જિદે નબવીમાં હાજર હતા, રસૂલે કરીમ ﷺના ચહેરા ઉપર સખત રંજ અને આઘાતના ચિહ્નો હતા, હું હુજરાની અંદર દરવાજાની એક તિરાડમાંથી બધું દૃષ્ય જોઈ રહી હતી.

આથી એ સાબિત થાય છે કે ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.) આ ઘટનાના સમયે પણ બહાર આવીને બુરખાની સાથે મજમામાં સામેલ ન થયા, બલકે દરવાજાની તિરાડથી આ સભાને જોઈ.

સહીહ બુખારી કિતાબુલ મગાઝી ઉમરતુલ કઝાના વિષયમાં છે કે હઝરત ઉરવહ ઈબ્ને ઝુબૈર (રદિ.) હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ના ભાણા અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) મસ્જિદે નબવીમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ના હુજ્રા (ઓરડા)ની બહાર અડીને હાજર હતા અને રસૂલે કરીમ ﷺના ઉમરાઓ વિશે પરસ્પર વાતચીત કરી રહ્યા હતા, હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે એ જ દરમિયાનમાં અમે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)નો દાંતણ કરવાનો અને ગળું સાફ કરવાનો અવાજ હુજરાની અંદરથી સાંભળ્યો. આગળની ઘટનામાં નબીએ કરીમ ﷺના ઉમરાઓનું વર્ણન છે, આ રિવાયતથી પણ જાણ થાય છે કે હિજાબની આ આયતો નાઝિલ થયા પછી અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)નો નિત્યક્રમ એ થઈ ગયો હતો કે ઘરોમાં રહીને જ પડદો કરતાં હતાં.

એ જ પ્રમાણે સહીહ બુખારી ગઝ્વતુત્તાઈફમાં એક હદીષ છે કે રસૂલે કરીમ ﷺએ એક પાણીના વાસણમાં કોગળો કરીને હઝરત અબૂ મૂસા અને હઝરત બીલાલ (રદિ.)ને આપ્યો કે તેને પી લો અને પોતાના ચહેરા ઉપર ચોપડી લો, ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) પડદાની પાછળથી આ ઘટના જોઈ રહ્યા હતા તેમણે અંદરથી અવાજ આપીને આ બંને વડીલોને કહ્યું કે આ બરકતમાંથી કંઈ પોતાની માં એટલે કે ઉમ્મે સલમા (રદિ.) માટે પણ છોડી દો.

આ હદીષ પણ ગવાહ છે કે હિજાબની આયત નાઝિલ થયા પછી અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) ઘરો અને પડદાની અંદર જ રહેતા હતા.

**ખુલાસો :**

આ રિવાયતમાં એ વાત પણ ધ્યાનપાત્ર છે કે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) પણ રસૂલે કરીમ ﷺના તબર્રુકાત (વપરાશ કરેલ વસ્તુઓ)ના એવા જ શોખીન હતા જેમકે અન્ય મુસલમાનો. એ પણ રસૂલે કરીમ ﷺની પવિત્ર જાતની જ વિશેષતા હતી નહિતર પત્ની સાથે જે બેતકલ્લુફ સંબંધ પતિનો હોય છે તેની સાથે તેમની પવિત્રતા અને સન્માનનો આ દરજ્જો કાયમ રહેવો સ્વાભાવિક રીતે અશક્ય છે.

સહીહ બુખારી કિતાબુલ અદબમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે તેઓ અને હઝરત અબૂ તલ્હા (રદિ.) એક વખતે રસૂલે કરીમ ﷺની સાથે ક્યાંક જઈ રહ્યા હતા, રસૂલે કરીમ ﷺ ઊંટ ઉપર સવાર હતા, આપ ﷺની સાથે ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત સફિય્યા (રદિ.) પણ સવાર હતાં, માર્ગમાં અચાનક ઊંટને ઠોકર વાગી અને હઝરત અબૂ તલ્હા (રદિ.)ના વર્ણન પ્રમાણે રસૂલે કરીમ ﷺ અને હઝરત સફિય્યા (રદિ.) ઊંટ ઉપરથી પડી ગયા તો હઝરત અબૂ તલ્હા (રદિ.) રસૂલે કરીમ ﷺની પાસે હાજર થયા અને વિનંતી કરી, અલ્લાહ તઆલા મને તમારા ઉપર કુરબાન કરી આપે, તમને કંઈ વાગ્યું તો નથી ને ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, નહીં ! તમે સ્ત્રીની ખબર લો. હઝરત અબૂ તલ્હા (રદિ.)એ પ્રથમ તો પોતાનો ચહેરો કપડાંથી ઢાંક્યો, પછી હઝરત સફિય્યા (રદિ.) પાસે પહોંચ્યા અને તેમના ઉપર કપડું નાંખ્યું તો તેઓ ઊભા થઈ

ગયા તો તે જ પ્રમાણે પડદામાં છુપાઈને તેમને તેમની સવારી ઉપર સવાર કર્યા.

આ ઘટનામાં કે જે એક દુર્ઘટના સ્વરૂપે અચાનક બની હતી સહાબએ કિરામ (રદિ.) અને અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ના.... પડદાના મા'મલામાં આટલી કાળજી તેની મોટી અગત્યતાની ગવાહ છે.

જામેઅ્ તિરમિઝીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اِذَا خَرَجَتِ الْمَرْأَةُ اسْتَشْرَفَهَا الشَّيْطٰنُ (قَالَ التِّرْمِذِىُّ هٰذَاحَدِيْثٌ حَسَنٌ صَحِيْحٌ غَرِيْبٌ) ભાવાર્થ એ છે કે "સ્ત્રી જ્યારે ઘરમાંથી નીકળે છે તો શયતાન તેની તાકમાં હોય છે." (એટલે કે તેને મુસલમાનોમાં બુરાઈ ફેલાવવાનું માધ્યમ બનાવે છે).

હઝરત ઈબ્ને ખુઝયમા (રદિ.) અને હઝરત ઈબ્ને હબ્બાને આ હદીષમાં આ શબ્દો પણ નકલ કર્યા છે, وَاَقْرَبُ مَاتَكُوْنُ مِنْ وَجْهِ رَبِّهَا وَهِىَ فِىْ قَعْرِبَيْتِهَا એટલે કે, સ્ત્રી પોતાના પરવરદિગારથી સૌથી વધારે નજીક તે સમયે હોય છે જ્યારે તે પોતાના ઘરમાં પડદામાં હોય.

આ હદીષમાં પણ તે ગવાહી મોજૂદ છે કે અસલ સ્ત્રીઓ માટે એ જ છે કે તે પોતાના ઘરોમાં બેસે, બહાર ન નીકળે. (જરૂરતના સમયો તેમાંથી બાકાત છે).

એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, لَيْسَ لِلنِّسَآءِ نَصِيْبٌ فِى الْخُرُوْجِ اِلَّا مُضْطَرَّةً (رَوَاهُ الطَّبْرَانِىُّ كَذَافِى الْكَنْزِ، ص ٢٦٣ ج٨) એટલે કે, સ્ત્રીઓને બહાર નીકળવા માટે કોઈ હિસ્સો નથી એ સિવાય કે બહાર નીકળવા માટે કોઈ લાચારીનું સ્વરૂપ સામે આવી જાય.

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુથી રિવાયત છે કે એક દિવસે હું રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર હતો, આપ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને પ્રશ્ન કર્યો, اَىُّ شَىْءٍ خَيْرٌ لِّلْمَرْأَةِ (ઔરત માટે કઈ વસ્તુ બહેતર છે ?) સહાબએ કિરામ (રદિ.) મૌન રહ્યા, કોઈ જવાબ ન આપ્યો, પછી જ્યારે હું ઘરમાં ગયો અને હઝરત ફાતિમા (રદિ.)ને આ જ પ્રશ્ન કર્યો તો તેમણે જવાબ આપ્યો, لَا يَرَيْنَ الرِّجَالَ وَلَا يَرَوْنَهُنَّ એટલે કે, સ્ત્રીઓ માટે ઉત્તમ એ છે કે ન તો તેઓ પુરુષોને જુએ અને ન જ પુરુષ તેમને જુએ. મેં તેમનો આ જવાબ રસૂલે કરીમ ﷺ સામે નકલ કર્યો તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, તેમણે સાચું કહ્યું, صَدَقَتْ اِنَّهَا بِضْعَةٌ مِنِّىْ બેશક ! તેઓ મારો એક ભાગ છે.

ઈફ્કની ઘટનામાં જે કારણ હઝરત આયશા સિદ્દીકા (રદિ.)નું જંગલમાં રહી જવાનું બન્યું હતું તે એ જ હતું કે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)નો પડદો માત્ર બુરખો કે ચાદર જ ન હતાં બલકે તેઓ મુસાફરીમાં પણ પોતાની પાલખીમાં રહેતા હતા, આ પાલખી જ ઊંટણી ઉપર સવાર કરી દેવામાં આવતી હતી અને એ જ પ્રમાણે ઊતારી લેવામાં આવતી હતી, પાલખી મુસાફર માટે એક મકાન જેવી હોય છે. આ ઘટનામાં જ્યારે કાફલો ચાલવા લાગ્યો તો ટેવ પ્રમાણે સેવકોએ પાલખીને એવું સમજીને ઊંટ ઉપર સવાર કરી દીધી કે ઉમ્મુલ મુઅ્મિનીન તેની અંદર મોજૂદ છે અને ઘટના એ બની હતી કે તેઓ તેમાં ન હતાં બલકે કુદરતી હાજત માટે બહાર ગયા હતા, આ ભૂલના કારણે કાફલો રવાના થઈ ગયો અને ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.) જંગલમાં એકલા રહી ગયા.

આ ઘટના પણ એ વાતની મજબૂત સાક્ષી છે કે શરઈ હિજાબનો ભાવાર્થ રસૂલે કરીમ ﷺ અને અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)એ એ જ સમજ્યો હતો કે સ્ત્રીઓ પોતાના મકાનોમાં અને મુસાફરીમાં હોય તો પોતાની પાલખીઓમાં રહે, તેમના અસ્તિત્વને પુરુષો સામે ન આવવા દે અને જ્યારે મુસાફરીની હાલતમાં વ્યક્તિગત હિજાબની આ કાળજી લેવામાં આવતી હતી તો સ્થાનિક કક્ષાએ કેટલી કાળજી હશે તે સમજી શકાય છે.

### બીજો દરજ્જો; હિજાબ અથવા બુરખો :

જરૂરતના સમયે જ્યારે સ્ત્રીને ઘરેથી બહાર જવું પડે તો તે સમયે કોઈ બુરખા અથવા લાંબી ચાદરને માથાથી પગ સુધી ઓઢીને નીકળવાનો હુકમ છે જેમાં શરીરનો કોઈ ભાગ જાહેર ન થાય. આ સૂરએ અહઝાબની આ આયતથી સાબિત છે તે આગળ આવી રહ્યું છે. يَـٰٓأَيُّهَا النَّبِىُّ قُلْ لِّأَزْوَاجِكَ وَبَنٰتِكَ وَنِسَآءِ الْمُؤْمِنِيْنَ يُدْنِيْنَ عَلَيْهِنَّ مِنْ جَلَابِيْبِهِنَّ એટલે કે, હે નબી ﷺ ! તમે પોતાની અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) અને પવિત્ર પુત્રીઓને અને સામાન્ય મુસલમાનોની સ્ત્રીનોઓને હુકમ આપો કે પોતાના جِلْبَابٌ (જલબાબ)નો ઉપયોગ કરે, "જલબાબ" તે લાંબી ચાદરને કહે છે જેનાથી સ્ત્રી માથાથી પગ સુધી ઢંકાય જાય.

*(ઈબ્ને અબ્બાસ રદિ.ની રિવાયત પ્રમાણે)*

ઈબ્ને જરીર (રહ.)એ પોતાની સનદ સાજે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને

અબ્બાસ (રદિ.)થી જલબાબના ઉપયોગનું સ્વરૂપ એ નકલ કર્યું છે કે સ્ત્રી માથાથી પગો સુધી તેમાં લપેટાયેલી હોય અથવા ચહેરો અને નાક પણ તેમાં ઢંકાયેલું હોય માત્ર આંખો માર્ગ જોવા માટે ખુલ્લી હોય, આ આયતની સંપૂર્ણ તફસીર આગળ આવે છે, અત્રે માત્ર એ બતાવવામાં આવે છે કે જરૂરતના સમયે જ્યારે સ્ત્રી ઘરેથી નીકળવા મજબૂર હોય તો તેણે પડદાનો એ દરજ્જો અપનાવવો જરૂરી છે કે જલબાબ વગેરેમાં માથાથી પગ સુધી ઢંકાયેલું હોય અને ચહેરો પણ આંખો સિવાય છુપાવેલો હોય.

આ સ્વરૂપ પણ ફુક્હાએ ઉમ્મતની સહમતીથી જરૂરતના સમયે જાઈઝ છે પરંતુ સહીહ હદીષોમાં આ સ્વરૂપ અપનાવવા ઉપર પણ અમુક મર્યાદાઓ બાંધવામાં આવી છે કે સુગંધિત પદાર્થ ન લગાવેલ હોય, અવાજ કરનાર (રણકતા) કોઈ ઘરેણા ન પહેર્યા હોય, માર્ગના કિનારા ઉપર ચાલે, પુરુષોની ભીડમાં પ્રવેશ ન કરે વગેરે...

**શરઈ ત્રીજો દરજ્જો જેમાં ફુક્હાનો મતભેદ છે :**

ત્રીજો દરજ્જો એ છે કે માથાથી પગ સુધી સમગ્ર બદન ઢંકાયેલું હોય, માત્ર ચહેરો અને હથેળીઓ ખુલ્લી હોય, જે લોકોએ اِلَّا مَا ظَهَرَ (ઈલ્લા મા ઝહર)ની તફસીર "ચહેરા અને હથેળીઓ"ની કરી છે તેમના સમીપ કારણ કે ચહેરો અને હથેળીઓ હિજાબથી બાકાત થઈ ગઈ એટલા માટે તેને ખુલ્લું રાખવું જાઈઝ થઈ ગયું. (હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.ની રિવાયત પ્રમાણે) અને જે લોકોએ مَا ظَهَرَ "મા ઝહર"નો ભાવાર્થ બુરખો અથવા જલબાબ (લાંબી ચાદર) વગેરે લીધો છે તે તેને નાજાઈઝ કહે છે. (હઝરત ઈબ્ને મસ્ઊદ રદિ.ની રિવાયત પ્રમાણે) જેમણે જાઈઝ કહ્યું છે તેમના સમીપ પણ એ શરત છે કે ફિત્નાનો ભય ન હોય પરંતુ કારણ કે ઔરતના શણગારનું સમગ્ર કેન્દ્ર સ્ત્રીનો ચહેરો છે એટલા માટે તેને ખોલવામાં ફિત્નાનો ભય હોય છે એટલા માટે પરિણામે સામાન્ય પરિસ્થિતિઓમાં તેમના સમીપ પણ ચહેરો વગેરે ખોલવું જાઈઝ નથી.

ચારેય ઈમામોમાંથી ઈમામ માલિક (રહ.), ઈમામ શાફઈ (રહ.) અને ઈમામ અહમદ બિન હંબલ (રહ.); ત્રણ ઈમામોએ તો પ્રથમ અભિપ્રાયને અપનાવીને ચહેરો અને હથેળીઓ ખોલવાની સદંતર પરવાનગી નથી આપી,

ભલે ફિત્નાનો ડર હોય અથવા ન હોય. ઈમામે આ'ઝમ હઝરત અબૂ હનીફહ (રહ.)એ જો કે બીજા અભિપ્રાયને અપનાવ્યો છે પરંતુ ફિત્નાનો ડર ન હોવું શરત ઠરાવી દીધું અને કારણ કે સ્વાભાવિક રીતે આ શરત ઉપસ્થિત ન હોવાના કારણે હનફી ફુક્હાએ પણ ગેરમહરમો સામે ચહેરો અને હથેળીઓ ખોલવાની પરવાનગી નથી આપી.

ચારેય ઈમામોના આ બાબતના મતની રિવાયતો તે મસ્લકની પ્રમાણભૂત કિતાબોના હવાલાથી પુસ્તિકા "તફસીલુલ ખિતાબ"માં અહકામુલ કુર્આનના ભાગ તરીકે વિગતવાર વર્ણન કરવામાં આવી છે. હનફીઓનો મૂળ મત કારણ કે ચહેરો અને હથેળીઓ હિજાબથી બાકાત હોવાનું છે એટલા માટે આ સ્થળે હનફી મસ્લકની અમુક રિવાયતો નકલ કરવામાં આવે છે જેમાં ફિત્નાના ડરના કારણે પ્રતિબંધિત કરવાના હુકમો ઉપસ્થિત છે.

اِعْـلَمْ اَنَّهٗ لَا مُلَازَمَةَ بَيْنَ كَوْنِهٖ لَيْسَ عَوْرَةً وَجَوَازِ النَّظَرِ اِلَيْهِ فَحِلُّ النَّظَرِ مَنُوْطٌ لِعَدَمِ خَشْـيَـةِ الشَّـهْـوَةِ مَعْ اِنْـتِفَآءِ الْـعَوْرَةِ، وَلِذَاحُرِّمَ النَّظَرُ اِلٰى وَجْهِهَا وَوَجْهِ الْاَمْرَدِ اِذَاشَكَّ فِى الشَّهْوَةِ وَلَا عَوْرَةَ،

*"સમજી લો કે કોઈ અવયવનું સતરમાં સામેલ ન હોવું અને તેના તરફ નજર નાંખવી જાઈઝ હોવામાં કોઈ ફરજિયાતપણું નથી કારણ કે નજર નાંખવાનું જાઈઝ હોવું તો તેના ઉપર અવલંબિત છે કે વાસનાનો ભય ન હોય જ્યારે કે તે અવયવ શરીરમાં સામેલ નથી એટલા જ માટે અજનબી સ્ત્રીનો ચહેરો અથવા કોઈ દાઢી મૂંછ વિનાના છોકરાના ચહેરા તરફ નજર નાંખવી હરામ છે જ્યારે કે વાસના પેદા થવાનો સંદેહ હોય જ્યારે કે ચહેરો સતરમાં સામેલ નથી."*

*(ફત્હુલ કદીર, પેજ : ૧૮૧, જિલ્દ : ૧)*

ફત્હુલ કદીરમાં પ્રસ્તુત લખાણથી વાસનાના ભયની આ તફસીર પણ જાણ થઈ કે, જો કે ખરી રીતે કોઈ વાસનાની નિય્યત ન હોય પરંતુ એવો વિચાર પેદા થવાની શંકા હોય, જ્યારે એવી શંકા હોય તો ન જ માત્ર અજનબી સ્ત્રીઓને બલકે દાઢી મૂંછ વિનાના યુવાન છોકરાઓના ચહેરાને જોવું પણ હરામ છે અને વાસનાનો વિચાર પેદા થવાનો ખુલાસો જામિઉલ રુમૂઝમાં આ પ્રમાણે છે કે

મનમાં તેની પાસે જવાનું આકર્ષણ પેદા થઈ જાય અને એ દેખીતું છે કે મનમાં એટલું આકર્ષણ પણ પેદા ન થાય, આ વસ્તુ તો પુરોગામી બુઝૂર્ગોના સમયમાં પણ અશક્ય જેવી હતી, હદીષમાં હઝરત ફઝલને એક સ્ત્રી તરફ જોતાં રસૂલે કરીમ ﷺનું તેમના ચહેરાને પોતાના હાથથી બીજી તરફ ફેરવી દેવું એ બાબતની સ્પષ્ટ દલીલ છે તો આ ફિત્ના ફસાદના યુગમાં કોણ કહી શકે છે કે તે આ ભયથી ખાલી છે ?

શમશુલ અઈમ્મહ સરખસી (રહ.)એ આ બાબતની વિગતવાર ચર્ચા લખી છે.

وَهٰذَا كُلُّهٗ اِذَا لَمْ يَكُنِ النَّظَرُ عَنْ شَهْوَةٍ فَاِنْ كَانَ يَعْلَمُ اَنَّهٗ اِنْ نَظَرَ اِشْتَهٰى لَمْ يَحِلُّ لَهُ النَّظَرُ اِلٰى شَيْءٍ مِّنْهَا، (مَبْسُوْط، ص۱۵۲ ج ۱۰)

*"આ ચહેરો અને હથેળીઓ તરફ નજર નાંખવું જાઈઝ હોવું માત્ર એવા સ્વરૂપમાં છે જ્યારે કે આ નજર વાસનાની ન હોય અને જો જોનાર જાણે છે કે ચહેરો જોવાથી ખરાબ વિચારો પેદા થઈ શકે છે તો તેણે સ્ત્રીની કોઈ વસ્તુ તરફ પણ નજર નાંખવી હલાલ નથી."*

અલ્લામહ શામી (રહ.)એ "રદ્દુલ મુખ્તાર કિતાબુલ કરાહિયહ"માં લખ્યું છે,

فَاِنْ خَافَ الشَّهْوَةَ اَوْشَكَّ اِمْتَنَعَ النَّظَرُ اِلٰى وَجْهِهَا فَحِلُّ النَّظَرِ مُقَيَّدَةٌ بِعَدَمِ الشَّهْوَةِ وَاِلَّا فَحَرَامٌ، وَهٰذَا فِىْ زَمَانِهِمْ وَاَمَّا فِىْ زَمَانِنَا فَمُنِعَ مِنَ الشَّابَّةِ اِلَّا النَّاظِرُ لِحَاجَةٍ كَقَاضٍ وَشَاهِدٍ يَحْكُمُ وَيَشْهَدُ وَاَيْضًا قَالَ فِىْ شُرُوْطِ الصَّلٰوةِ وَتُمْنَعُ الشَّابَّةُ مِنْ كَشْفِ الْوَجْهِ بَيْنَ رِجَالٍ لَا لِاَنَّهٗ عَوْرَةٌ بَلْ لِّخَوْفِ الْفِتْنَةِ،

*"જો વાસનાનો ભય અથવા શંકા હોય તો સ્ત્રીના ચહેરા તરફ નજર પ્રતિબંધિત થશે કારણકે નજરનું હલાલ હોવું વાસનાથી ન હોવાની સાથે શરતી કરવામાં આવ્યું છે અને જ્યારે આ શરત ન હોય તો હરામ છે અને એ વાત સ્પષ્ટ છે કે સલફના ઝમાનામાં હતી પરંતુ આપણા સમયમાં તો સદંતર સ્ત્રી તરફ નજર પ્રતિબંધિત છે પરંતુ એ કે કોઈ શરઈ જરૂરિયાતના કારણે નજર કરવી પડે,*

*જેમકે કાઝી અથવા ગવાહ જેમને કોઈ મા'મલામાં આ સ્ત્રી વિશે ગવાહી અથવા ફૈસલો આપવો પડે તથા ''શુરૂતુસ્સલાહ''માં ફરમાવ્યું કે યુવાન સ્ત્રીઓએ (અજનબી) પુરુષો સામે ચહેરો ખોલવો પ્રતિબંધિત છે એટલા માટે નહીં કે તે ઔરત છે બલકે ફિત્નાના ભયના કારણે.''*

આ ચર્ચાનો ખુલાસો અને ફુકૂહાના મતભેદો એ છે કે ઈમામ શાફઈ (રહ.), ઈમામ માલિક (રહ.) અને ઈમામ અહમદ બિન હંબલ (રહ.)એ નવયુવાન સ્ત્રીઓ તરફ નજર નાંખવાની સામાન્ય ટેવની બીનાએ તેને ફિત્નાનું કારણ ઠરાવીને તેનાથી સદંતર મનાઈ કરી, ભલે વાસ્તવમાં ફિત્નો થાય કે ન થાય, જેમકે શરીઅતના ઘણા બધા હુકમોમાં તેના દાખલાઓ મોજૂદ છે. દાખલા તરીકે મુસાફરી કારણ કે મહેનત અને તકલીફનું કારણ હોય છે એટલા માટે પોતે મુસાફરીને જ તકલીફનો હુકમ આપીને બધા જ છૂટછાટના હુકમો મુસાફરીમાં લાગુ પાડવામાં આવ્યા, ભલે કોઈ વ્યક્તિને મુસાફરીમાં કંઈ પણ તકલીફ ન પડે બલકે પોતાના ઘરથી વધારે આરામ મળે પરંતુ નમાઝ કસર કરવી પડશે અને રોઝાની છૂટછાટ વગેરેના હુકમો પણ તેમાં સામેલ છે, એ જ પ્રમાણે ઊંઘની પરિસ્થિતિમાં કારણ કે માનવી બેખબર હોય છે અને સ્વાભાવિક રીતે વા–છૂટ થઈ જાય છે એટલા માટે પોતે ઊંઘને જ વા–છૂટના સ્થાને ગણીને ઊંઘથી વુઝૂ તૂટી જવાનો હુકમ આપવામાં આવ્યો ભલે વાસ્તવમાં વા–છૂટ થયો હોય કે ન થયો હોય.

પરંતુ ઈમામે આ'ઝમ હઝરત અબૂ હનીફહ (રહ.)એ સ્ત્રીના ચહેરા અને હથેળીઓ ખોલવાનો એ દરજ્જો નથી રાખ્યો કે ચહેરો ખોલવાને જ ફિત્નાના સ્થાને ઠરાવ્યું હોય બલકે તેના ઉપર હુકમ લાગુ પાડયો કે જ્યાં ફિત્નો એટલે કે સ્ત્રીની પાસે જવાનું આકર્ષણ પેદા થવાનો ભય અથવા સંભાવના હોય ત્યાં મનાઈ છે અને જ્યાં આ સંભાવના ન હોય ત્યાં જાઈઝ છે પરંતુ ઉપર જાણ થઈ ચૂકી છે કે હાલના સમયમાં આવી સંભાવના ન હોવી અશક્ય જેવું છે એટલા માટે પાછળથી આવનાર હનફી ફુકૃહાએ પણ અંતે એ જ હુકમ આપ્યો જે ઉપર બતાવ્યા મુજબ ત્રણ ઈમામોએ આપ્યો છે કે યુવાન સ્ત્રીના ચહેરા અથવા હથેળીઓ તરફ પણ નજર નાંખવી પ્રતિબંધિત છે.

તેનો ખુલાસો એ થયો કે હવે ચારેય ઈમામોની સહમતી આ પડદાના

ત્રીજા દરજ્જા ઉપર પ્રતિબંધ વિશે થઈ ગઈ કે જેમાં સ્ત્રી બુરખો, લાંબી ચાદર વગેરેમાં સંપૂર્ણ શરીરને છુપાવે પરંતુ માત્ર ચહેરો અને હથેળીઓને ખોલીને પુરુષો સામે આવવાની છૂટ હતી એટલા માટે હવે પડદાના માત્ર પ્રથમ દરજ્જા જ રહી ગયા, એક મૂળ હેતુ એટલે કે સ્ત્રીઓને ઘરોની અંદર રહેવું અને વિના આવશ્યકતાએ બહાર ન નીકળવું અને બીજું એટલે કે બુરખો વગેરેની સાથે નીકળવું અને જરૂરતના સમયે માત્ર જરૂરત પ્રમાણે બહાર નીકળવું.

**મસ્અલો :**

પ્રસ્તુત પડદાના હુકમોના અમુક સ્વરૂપો બાકાત પણ છે દાખલા તરીકે અમુક પુરુષો એટલે કે મહરમો પડદાથી બાકાત છે અને અમુક સ્ત્રીઓ દાખલા તરીકે ઘણી ઘરડી સ્ત્રી કે તે પણ પડદાના સામાન્ય હુકમથી અમુક સ્વરૂપે બાકાત છે તેની અમુક વિગત તો સૂરએ નૂરમાં પસાર થઈ ચૂકી છે, અમુક આગળ સૂરએ અહઝાબની આ આયતોમાં આવશે જેમાં આ અપવાદોનું વર્ણન છે.

પડદાના મસ્અલાની અગત્યતા દૃષ્ટિ સમક્ષ રાખી પોતાની પુસ્તિકા "તફસીલુલ કિતાબ ફી અહકામિલ હિજાબ"નો અમુક ખુલાસો અત્રે લખવામાં આવ્યો છે જે સામાન્ય જનતા માટે પૂરતો છે, સમગ્ર તહકીક જોવા ઈચ્છતા હોય તો પ્રસ્તુત પુસ્તિકામાં જોઈ શકાય છે. આ પુસ્તિકા અહકામુલ કુર્આનની તફસીર સૂરએ અહઝાબના ભાગ સ્વરૂપે પ્રકાશિત થઈ ચૂકી છે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયત : (સૂરએ અહઝાબ : આયત નં. ૫૬)

إِنَّ اللَّهَ وَمَلَائِكَتَهُ يُصَلُّونَ عَلَى النَّبِيِّ ۚ يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا صَلُّوا عَلَيْهِ وَسَلِّمُوا تَسْلِيمًا ﴿٥٦﴾

## તરજુમો :

*નિઃશંક અલ્લાહ અને તેના ફરિશ્તા નબી (ﷺ) ઉપર રહમત મોકલે છે, હે ઈમાનવાળાઓ તેમના ઉપર રહમત મોકલો અને સલામ મોકલો, સલામ કહીને. (૫૬)*

## તફસીર :

બેશક ! અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તા રહમત મોકલે છે તે

પયગમ્બર (ﷺ) ઉપર, હે ઈમાનવાળાઓ ! તમે પણ તેમના ઉપર રહમત મોકલ્યા કરો અને ખૂબ સલામ મોકલ્યા કરો (જેથી આપ ﷺનો સન્માનનો હક જે તમારા માથે છે તે અદા થાય).

## મસ્અલા અને બોધપાઠ :

આનાથી આગલી આયતોમાં રસૂલે કરીમ ﷺની અમુક વિશેષતાઓ અને ખુસૂસિયાતોનું વર્ણન હતું જેના સંદર્ભમાં અઝ્વાજે મુતહ્હરાત (રદિ.)ને પડદાનો હુકમ આવ્યો હતો અને આગળ પણ અમુક પડદાના હુકમો આવશે, વચ્ચે તે બાબતનો હુકમ આપવામાં આવ્યો જેના માટે આ બધી વિશેષતાઓ અને ખુસૂસિયાતો રાખવામાં આવી છે તે રસૂલે કરીમ ﷺની મહાન શા'નની જાહેરાત અને આપ ﷺનું સન્માન અને મહોબ્બત તથા આજ્ઞાપાલનની પ્રેરણા છે.

આયતનો મૂળ હેતુ મુસલમાનોને એ હુકમ આપવાનો હતો કે રસૂલે કરીમ ﷺ ઉપર સલાતો સલામ મોકલ્યા કરો પરંતુ તેની વ્યાખ્યા વર્ણનમાં એ રીતે કરી છે કે પ્રથમ અલ્લાહ તઆલાએ પોતે અને પોતાના ફરિશ્તાઓનો રસૂલે કરીમ ﷺ માટે સલાતો સલામનું વર્ણન કર્યું, ત્યારબાદ સામાન્ય મુસલમાનોને એ હુકમ આપવામાં આવ્યો જેમાં રસૂલે કરીમ ﷺની પ્રતિષ્ઠા અને સન્માનને એટલી ઉચ્ચ કક્ષાની બનાવી દીધી કે રસૂલે કરીમ ﷺની શા'નમાં જે કાર્યનો હુકમ મુસલમાનોને આપવામાં આવ્યો છે તે કાર્ય એવું છે કે પોતે અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તાઓ પણ આ કામ કરે છે અને સામાન્ય મો'મિનો જેમના ઉપર રસૂલે કરીમ ﷺના અગણિત ઉપકારો છે તેમને તો આ પ્રવૃત્તિની ખૂબ કાળજી રાખવી જોઈએ અને એક ખુલાસો આ વ્યાખ્યામાં એ પણ છે કે તેનાથી દુરૂદો સલામ મોકલનાર મુસલમાનોની એક મહાન પ્રતિષ્ઠા એ સાબિત થઈ કે અલ્લાહ તઆલાએ તેમને આ કાર્યમાં સામેલ કરી લીધા જે કામ અલ્લાહ તઆલા પોતે પણ કરે છે અને તેના ફરિશ્તાઓ પણ.

### "સલાતો સલામ"નો અર્થ :

શબ્દ صَلٰوةٌ (સલાત) અરબી ભાષામાં અમુક અર્થો માટે ઉપયોગ થાય છે, "રહમત" (કૃપા), દુઆ, વખાણ અને તા'રીફ માટે પ્રસ્તુત આયતમાં અલ્લાહ તઆલા તરફ જે "સલાત"નો સંબંધ જોડવામાં આવ્યો છે તેનો ભાવાર્થ

"રહમત" ઊતારવી છે અને ફરિશ્તાઓ તરફથી "સલાત" તેમની આપ ﷺ માટે દુઆ કરવી છે અને સામાન્ય મુસ્લિમો તરફથી "સલાત"નો ભાવાર્થ દુઆ, વખાણ અને તા'રીફનું મિશ્રણ છે, સામાન્ય વિવરણકારોએ આ જ અર્થ લખ્યો છે.

ઈમામ બુખારી (રહ.)એ અબૂલ આલિયહથી એ નકલ કર્યું છે કે અલ્લાહ તઆલાની સલાતનો ભાવાર્થ રસૂલે કરીમ ﷺનું સન્માન અને ફરિશ્તાઓ સામે વખાણ અને તા'રીફ છે તથા અલ્લાહ તઆલા તરફથી રસૂલે કરીમ ﷺનું સન્માન દુનિયામાં તો એ છે કે આપ ﷺને ઉચ્ચ મરતબો અર્પણ કર્યો કે ઘણા પ્રસંગોએ દાખલા તરીકે અઝાન અને ઈકામત (નમાઝ)માં અલ્લાહ તઆલાના ઝિક્રની સાથે રસૂલે કરીમ ﷺનું વર્ણન સામેલ કરી દીધું છે અને એ કે અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺના દીનને દુનિયાભરમાં ફેલાવી દીધો અને વર્ચસ્વ આપ્યું અને તેમની શરીઅત ઉપર કયામત સુધી અમલ ચાલુ રાખ્યો, તેની સાથે સાથે તેમની શરીઅતને સુરક્ષિત રાખવાની જવાબદારી અલ્લાહ તઆલાએ લઈ લીધી અને આખિરતમાં તેમનું સન્માન એ છે કે તેમનું સ્થાન સમગ્ર મખ્લૂકથી ઉચ્ચ બનાવ્યું અને જે સમયે કોઈ પયગમ્બર અને ફરિશ્તાને શફાઅત (ભલામણ) કરવાની મજાલ નહીં હોય એવી હાલતમાં રસૂલે કરીમ ﷺને શફાઅતનું સ્થાન અર્પણ કર્યું જેને "મકામે મહમૂદ" કહેવામાં આવે છે.

આ અર્થ ઉપર એ સંદેહ થઈ શકે છે કે "સલાતો સલામ"માં તો હદીષની રિવાયતો પ્રમાણે રસૂલે કરીમ ﷺની સાથે રસૂલે કરીમ ﷺની અવલાદ અને સહાબા (રદિ.)ને પણ સામેલ કરવામાં આવે છે, અલ્લાહ તઆલાના સન્માન, વખાણ અને તા'રીફમાં રસૂલે કરીમ ﷺ સિવાય કોઈને સામેલ કરી શકાય છે કે કેમ આ શંકાનો જવાબ રૂહુલ મઆની વગેરેમાં એ આપવામાં આવ્યો છે કે સન્માન, વખાણ અને તા'રીફ વગેરેના ઘણા બધા દરજ્જાઓ છે, રસૂલે કરીમ ﷺને તેનો ઉચ્ચ કક્ષાનો દરજ્જો પ્રાપ્ત છે અને એક દરજ્જામાં તેમની અવલાદ, અસ્હાબ અને સામાન્ય મુસલમાનો પણ સામેલ છે.

**એક શંકાનો જવાબ :**

એક શબ્દ صَلٰوةٌ (સલાત)ને એકી સાથે અનેક અર્થો રહમત, દુઆ, સન્માન અને વખાણનો ભાવાર્થ લેવું જે પરિભાષામાં સામાન્ય રીતે સમાનાર્થી

કહેવાય છે અને અમુક લોકો સમીપ તે જાઈઝ નથી એટલા માટે એ ખુલાસો થઈ શકે છે કે શબ્દ "સલાત"નો આ સ્થળે એક જ અર્થ લેવામાં આવે એટલે કે આપ ﷺનું સન્માન અને વખાણ તથા શુભેચ્છા, પછી આ અર્થ જયારે અલ્લાહ તઆલા તરફ જોડવામાં આવતો હોય તો તેનો હેતુ રહમત થશે અને ફરિશ્તાઓ તરફ જોડાતો હોય તો તે દુઆ અને ઈસ્તિગફાર હશે, સામાન્ય મુસલમાનો તરફ સંબંધ જોડવામાં આવે તો તે દુઆ વખાણ, તા'રીફ અને સન્માનનું મિશ્રણ હશે.

અને શબ્દ سَلَامٌ (સલામ) ક્રિયાપદ اَلسَّلَامَةُ (અસ્સલામત)ના અર્થમાં છે, જેમકે مَلَامٌ (મલામ) એ مَلَامَتٌ (મલામત)ના અર્થમાં ઉપયોગ થાય છે અને તેનો ભાવાર્થ એ છે કે દરેક પ્રકારની ઉણપ, ક્ષતિ અને આફતોથી સલામત રહેવું અને "અસ્સલામુ અલયક"નો અર્થ એ છે કે ક્ષતિઓ અને આફતોથી સલામતી આપ ﷺની સાથે રહે તથા અરબી ભાષાના કાયદા પ્રમાણે અહીંયાં શબ્દ عَلٰى (અલા)નું સ્થાન નથી પરંતુ કારણ કે શબ્દ "સલામ" વખાણના અર્થનો સમાનાર્થી છે એટલા માટે શબ્દ "અલા"ની સાથે عَلَيْكَ (અલયક) અથવા عَلَيْكُمْ (અલયકુમ) કહેવામાં આવે છે.

અમુક લોકોએ અહીંયાં શબ્દ "સલામ"નો ભાવાર્થ અલ્લાહ તઆલાની જાત લીધી છે કારણ કે સલામ અલ્લાહના અસ્માએ હુસ્ના (પવિત્ર નામો)માંથી છે તો ભાવાર્થ "અસ્સલામુ અલયક"નો એ થશે કે અલ્લાહ તઆલા રસૂલે કરીમ ﷺના રક્ષણ અને કાળજી ઉપર સંરક્ષક અને કફીલ તરીકે પૂરતો છે.

## સલાતો સલામનો તરીકો :

સહીહ બુખારી અને મુસ્લિમ વગેરે બધી હદીષની કિતાબોમાં આ હદીષ આવી છે કે હઝરત કઅ્બ બિન ઉજ્રહ (રદિ.)એ ફરમાવ્યું કે, (જ્યારે આ આયત નાઝિલ થઈ તો) એક વ્યક્તિએ રસૂલે કરીમ ﷺને પ્રશ્ન કર્યો, (આયતમાં અમને બે વસ્તુઓનો હુકમ થયો છે, સલાત અને સલામ) સલામનો તરીકો તો અમને જાણ થઈ ચૂકી છે (એટલે કે اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَاالنَّبِىُّ "અસ્સલામુ અલયક અય્યુહન્નબી" કહીએ છીએ) "સલાત"નો તરીકો પણ બતાવી આપો. રસૂલે કરીમ ﷺએ કહ્યું કે આ શબ્દો કહ્યા કરો,

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرٰهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرٰهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ، اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرٰهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرٰهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

બીજી રિવાયતોમાં તેમાં અમુક વધારે શબ્દો પણ નકલ થયા છે, સહાબએ કિરામ (રદિ.)નું પ્રશ્ન કરવાનું કારણ લગભગ એ હતું કે તેમને સલામ કરવાનો તરીકો તો تَشَهُّدُ (તશહ્હુદ) એટલે કે, "અત્તહિય્યાત"માં પ્રથમ શિખવાડવામાં આવી ચૂક્યો હતો કે اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ કહેવામાં આવે. એટલા માટે શબ્દ સલાતમાં તેમણે પોતાના તરફથી શબ્દો નક્કી કરવાનું પસંદ કર્યું નહીં, પોતે રસૂલે કરીમ ﷺને પૂછીને સલાતના શબ્દો નિશ્ચિત કરાવ્યા એટલા માટે નમાઝમાં સામાન્ય રીતે આ જ શબ્દો સાથે સલાતને અપનાવવામાં આવી છે પરંતુ આ કોઈ એવું નિર્ધારણ નથી જેમાં પરિવર્તન પ્રતિબંધિત હોય કારણ કે પોતે રસૂલે કરીમ ﷺ દ્વારા સલામ એટલે કે દુરૂદ શરીફના ઘણા બધા વિવિધ પ્રકારના શબ્દો નકલ થયા છે અને પ્રમાણિત છે, સલાતો સલામના હુકમ ઉપર અમલ દરેક તે શબ્દો સાથે થઈ શકે છે જેમાં સલાતો સલામના શબ્દો હોય અને એ પણ જરૂરી નથી કે તે શબ્દો રસૂલે કરીમ ﷺ દ્વારા જેમના તેમ નકલ થયા હોય બલકે જે લખાણમાં પણ સલાત અને સલામના શબ્દો નકલ કરવામાં આવે એ હુકમના અમલ કરવાનો અને દુરૂદ શરીફનો સવાબ પ્રાપ્ત થાય છે પરંતુ એ દેખીતું છે કે જે શબ્દો પોતે રસૂલે કરીમ ﷺથી નકલ થયા છે તે વધારે બરકતવાળા અને વધારે સવાબનું કારણ છે એટલા માટે સહાબએ કિરામ (રદિ.)એ સલાતના શબ્દો આપ ﷺથી નક્કી કરાવવા માટે પ્રશ્ન કર્યો હતો.

**મસ્અલો :**

નમાઝના કાયદામાં તો કયામત સુધી સલાત અને સલામના શબ્દો એ જ પ્રમાણે કહેવા સુન્નત છે જે પ્રમાણે ઉપર દુરૂદ શરીફ નકલ થયું છે અને નમાઝની બહાર જ્યારે રસૂલે કરીમ ﷺને પોતે સંબોધન થતું હોય જેમકે આપ ﷺના સમયકાળમાં તો ત્યાં તે જ શબ્દો اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيْكَ અપનાવવામાં આવે, રસૂલે કરીમ ﷺની વફાત પછી રોઝએ અકદસ (આપ ﷺની કબ્ર મુબારક)ની

સામે અને જયારે સલામ અરજ કરવામાં આવે તો તેમાં પણ અસ્સલામુ અલયકના શબ્દો અપનાવવા સુન્નત છે તદુપરાંત જ્યાં "ગાઈબાના સલાતો સલામ" પઢવામાં આવે તો સહાબા (રદિ.), તાબિઈન (રહ.) અને ઉમ્મતના ઈમામોના ઉપસ્થિત ન હોવાના સર્વનામનો ઉપયોગ કરવું નકલ થયું છે, દાખલા તરીકે صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જેમકે સામાન્ય હદીષવેત્તાઓની કિતાબો તેનાથી ભરી પડી છે.

**સલાતો સલામની પ્રસ્તુત રીતની હિકમત :**

જે સલાતો સલામની રીત રસૂલે કરીમ ﷺની જીભ મુબારક અને તેમના અમલથી સાબિત થઈ તેનો ખુલાસો એ છે કે આપણે બધા મુસલમાન રસૂલે કરીમ ﷺ માટે અલ્લાહ તઆલાથી રહમત અને સલામતીની દુઆ કરીએ, અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આયતનો હેતુ તો એ હતો કે આપણે આપ ﷺના સન્માન અને ઈજ્જતનો હક સારી રીતે અદા કરીએ પરંતુ તરીકો એ બતાવવામાં આવ્યો કે અલ્લાહ તઆલાથી દુઆ કરીએ, તેમાં ઈશારો તે તરફ છે કે રસૂલે કરીમ ﷺનો સન્માનનો અને આજ્ઞાપાલનનો સંપૂર્ણ હક અદા કરવો આપણા કોઈના બસમાં નથી એટલા માટે આપણા ઉપર એ જરૂરી કરવામાં આવ્યું કે અલ્લાહ તઆલાથી દુઆ કરીએ. *(રૂહુલ મઆની)*

**સલાતો સલામના હુકમો :**

નમાઝના અંતિમ કાયદામાં બધાના મતે સલાત (દુરૂદ શરીફ) "સુન્નતે મુઅક્કદહ" છે, ઈમામ શાફી (રહ.) અને ઈમામ અહમદ બિન હંબલ (રહ.)ના મતે વાજિબ છે જેના છોડવાથી નમાઝનો વાજિબ છૂટી જશે.

**મસ્અલો :**

એ બાબતે પણ જમહૂર ફુક્હાની સહમતી છે કે જ્યારે આપ ﷺનું વર્ણન કરે અથવા સાંભળે તો તેના ઉપર દુરૂદ વાજિબ થઈ જાય છે, કારણ કે હદીષમાં આપ ﷺના વર્ણન સમયે દુરૂદ શરીફ ન પઢવા ઉપર ચેતવણીઓ આવી છે, જામેઅ્ તિરમિઝીમાં આવ્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, رَغِمَ اَنْفُ رَجُلٍ ذُكِرْتُ عِنْدَهٗ فَلَمْ يُصَلِّ عَلَىَّ તે વ્યક્તિ ઝલીલ (અપમાનિત) થાય જેની સામે મારું વર્ણન થાય અને તે મારા ઉપર દુરૂદ ન મોકલે. (قَالَ التِّرْمِذِىُّ حَدِيْثٌ حَسَنٌ وَرَوَاهُ ابْنُ السَّنِيِّ بِاِسْنَا دٍ جَيِّدٍ)

એક હદીષમાં ઈરશાદ છે, اَلْبَخِيْلُ مَنْ ذُكِرْتُ عِنْدَهٗ فَلَمْ يُصَلِّ عَلَيَّ એટલે કે બખીલ તે વ્યક્તિ છે જેની સામે મારું વર્ણન થાય અને તે મારા ઉપર દુરૂદ ન મોકલે. *(રવાહુત્તિરમિઝી, હસન સહીહ હદીષ)*

**મસ્અલો :**

જો એક મજલિસમાં રસૂલે કરીમ ﷺનું વર્ણન વારંવાર આવે તો એક વખતે દુરૂદ શરીફ પઢવાથી વાજિબ અદા થઈ જાય છે પરંતુ મુસ્તહબ એ છે કે જેટલીવાર તેમનું વર્ણન પોતે કરે અથવા કોઈનાથી સાંભળે દરેક સમયે દુરૂદ શરીફ પઢે, મુહદ્દીસોથી વધારે કોણ રસૂલે કરીમ ﷺનું વર્ણન કરી શકે છે કે તેમની દરેક સમયની પ્રવૃત્તિ જ રસૂલે કરીમ ﷺની હદીષ છે જેમાં દરેક સમયે રસૂલે કરીમ ﷺનું વર્ણન આવે છે, બધા જ હદીષના ઈમામોનો રિવાજ એ જ રહ્યો છે કે દરેક સમયે દુરૂદ શરીફ પઢે અને લખે છે, બધી જ હદીષની કિતાબો આ બાબતની સાક્ષી છે. તેમણે તેની પણ પરવા કરી નહીં કે આ પુનરાવર્તિત સલાતો સલામથી કિતાબનું કદ ઘણું વધી જાય છે, કારણ કે મોટે ભાગે નાની નાની હદીષો વધારે આવે છે જેમાં એક બે લીટીઓ પછી રસૂલે કરીમ ﷺનું નામ મુબારક આવે છે અને અમુક જગ્યાએ તો એક લીટીમાં એકથી વધારે વાર રસૂલે કરીમ ﷺનું નામ આવતું હોય છે છતાં મુહદ્દીસોએ ક્યાંય સલાતો સલામ છોડ્યું નથી.

**મસ્અલો :**

જે રીતે જીભથી વર્ણન કરતી વખતે મૌખિક સલાતો સલામ વાજિબ છે એ જ પ્રમાણે કલમથી લખતી વખતે સલાતો સલામને કલમથી લખવું પણ વાજિબ છે અને તેમાં જે લોકો શબ્દોનું ટૂંકાણ કરીને صلعم (સલઅમ) લખી આપે છે તે પૂરતું નથી સંપૂર્ણ સલાતો સલામ લખવી જોઈએ.

**મસ્અલો :**

રસૂલે કરીમ ﷺના વર્ણન મુબારક સમયે શ્રેષ્ઠ અને ઉચ્ચ કક્ષાનું મુસ્તહબ તો એ જ છે કે સલાત અને સલામ બંને બોલવા અને લખવામાં આવે પરંતુ જો કોઈ વ્યક્તિ તેમાંથી માત્ર એક એટલે કે સલાત અથવા માત્ર સલામ ઉપર બસ કરે તો જમહૂર ફુકહાના મતે કોઈ ગુનોહ નથી, શયખુલ ઈસ્લામ

નવવી (રહ.) વગેરેએ બંનેમાં માત્ર એક ઉપર બસ કરવાને મકરૂહ કહ્યું છે. ઈબ્ને હજર હયષમી (રહ.)એ કહ્યું કે તેમનો ભાવાર્થ કરાહતનું પ્રથમ સ્થાન હોવું છે જેને પરિભાષામાં "મકરૂહે તન્ઝીહી" (ઓછું સૂગપાત્ર) કહેવામાં આવે છે અને ઉલમાએ ઉમ્મતનો સાતત્યપૂર્ણ ક્રમ તેના ઉપર ગવાહ છે કે તેઓ બંનેને એકઠું કરે છે અને અમુક સમય માત્ર એક ઉપર બસ કરી લે છે.

**મસ્અલો :**

શબ્દ "સલાત" અંબિયા (અલૈ.) સિવાય કોઈના માટે ઉપયોગ કરવો જમહૂર ઉલમાના મતે જાઈઝ નથી, ઈમામ બયહકી (રહ.)એ પોતાની સુનનમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નો આ ફત્વો નકલ કર્યો છે. لَا يُـصَلّٰى عَلٰى اَحَدٍ اِلَّا عَلَى النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لٰـكِنْ يدعٰى لِلْمُسْلِمِيْنَ وَالْمُسْلِمٰت بِالْاِسْتِغْفَارِ

ઈમામ શાફઈ (રહ.) સમીપ ગેરનબી માટે શબ્દ સલાતનો ઉપયોગ આગવી રીતે મકરૂહ છે, ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) અને તેમના સાથીઓનો પણ આ જ મત છે અલબત્ત સ્વાભાવિકપણે જાઈઝ છે, એટલે કે રસૂલે કરીમ ﷺ ઉપર સલાતો સલામની સાથે અવલાદ અને અસ્હાબ તથા સમગ્ર મો'મિનોને સામેલ કરી લે તો તેમાં વાંધો નથી.

ઈમામ જુવયની (રહ.)એ ફરમાવ્યું કે જે હુકમ શબ્દ સલાતનો છે તે જ શબ્દ સલામનો પણ છે કે ગેરનબી માટે તેનો ઉપયોગ દુરુસ્ત નથી, એ સિવાય કે કોઈને સંબોધન કરવાના સમયે આવકાર સ્વરૂપે "અસ્સલામુ અલયકુમ" કહેવામાં આવે એ જાઈઝ અને સુન્નત છે પરંતુ કોઈ ઉપસ્થિત ન હોય એવા ગેરહાજર વ્યક્તિના નામની સાથે અસ્સલામુ અલયકુમ કહેવું અને લખવું ગેરનબી માટે દુરુસ્ત નથી. *(ખસાઈસે કુબરા, સુયૂતિ જિલ્દ : ૨, પેજ : ૨૬૨)*

અલ્લામહ લિકાઈ (રહ.)એ કહ્યું કે કાઝી અયાઝે ફરમાવ્યું છે કે મુહક્કિક ઉલમાએ ઉમ્મત એ મત ધરાવે છે અને મારા સમીપ પણ એ જ સાચું છે અને તેને જ ઈમામ માલિક (રહ.), સુફિયાન અને ઘણા બધા ફુક્હા તથા મુતકલ્લિમીને અપનાવ્યું છે કે સલાત અને સલામ નબીએ કરીમ ﷺ તથા અન્ય અંબિયા (અલૈ.) માટે ખાસ વિશિષ્ટ સ્વરૂપે છે કોઈ ગેરનબી માટે તે જાઈઝ નથી, જેમકે શબ્દ سُبْـحَـانَـهٗ (સુબ્હાનહુ) અને શબ્દ تَـعَـالٰـى (તઆલા) માત્ર અલ્લાહ જલ્લ

શા'નુહૂ માટે ખાસ છે, અંબિયા (અલૈ.)ના સિવાય સામાન્ય મુસલમાનો માટે મગફિરત અને રઝાની દુઆ હોવી જોઈએ જેમકે કુર્આનમાં સહાબા (રદિ.) વિશે આવ્યું છે, رَضِيَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ (રદિયલ્લાહુ અન્હુમ વ રદૂ અન્હુ).

*(રૂહુલ મઆની)*

સલાતો સલામના હુકમોની સંપૂર્ણ ચર્ચા મુજ નાચીઝે "તન્કિહુલ કલામ ફિ અહકામિ સલાત વસ્સલામ"માં કરી છે જે અરબી ભાષામાં અહકામુલ કુર્આનમાં સૂરએ અહઝાબના ભાગ સ્વરૂપે પ્રકાશિત થઈ ચૂકી છે.

---

## આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૫૭-૫૮)

اِنَّ الَّذِيْنَ يُؤْذُوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ لَعَنَهُمُ اللّٰهُ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ وَاَعَدَّ لَهُمْ
عَذَابًا مُّهِيْنًا ﴿٥٧﴾ وَالَّذِيْنَ يُؤْذُوْنَ الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ بِغَيْرِ مَا اكْتَسَبُوْا
فَقَدِ احْتَمَلُوْا بُهْتَانًا وَّاِثْمًا مُّبِيْنًا ﴿٥٨﴾ ع

## તરજુમો :

*બેશક ! જે લોકો અલ્લાહને અને તેના રસૂલ (ﷺ)ને સતાવે છે તેમના ઉપર અલ્લાહે દુનિયા અને આખિરતમાં લા'નત કરી અને તેમના માટે ઝિલ્લતનો અઝાબ તૈયાર રાખ્યો છે. (૫૭) અને જે લોકો મુસલમાન પુરુષોને અને મુસલમાન સ્ત્રીઓને તેમના ગુનાહ કર્યા વિના તોહમત લગાવે છે તો તેમણે તોહમતનો અને ઉઘાડા ગુનાહનો ભાર ઉઠાવ્યો. (૫૮)*

## તફસીર :

બેશક ! જે લોકો અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺને (જાણીબૂઝી) કષ્ટ આપે છે અલ્લાહ તઆલા તેમના ઉપર દુનિયા અને આખિરતમાં લા'નત કરે છે અને તેમના માટે ઝલીલ કરનારો અઝાબ તૈયાર કરી રાખ્યો છે અને (એ જ પ્રમાણે) જે લોકો ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓને તેમના ગુનાહ કર્યા વિના (કે જેનાથી તેઓ સજાના હકદાર થાય) કષ્ટ પહોંચાડે છે તો તેવા લોકો બોહતાન અને ઉઘાડા ગુનાહનો (પોતાના ઉપર) ભાર લાદે છે (એટલે કે જો

તેઓ મૌખિક કષ્ટ આપે છે તો તે બોહતાન છે અને કોઈ કાર્યવાહી તો ઉઘાડો સદંતર ગુનોહ છે જ).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં મુસલમાનોને તે વસ્તુઓ ઉપર ચેતવણી આપવામાં આવી હતી જેનાથી રસૂલે કરીમ ﷺને કષ્ટ અને તકલીફ પહોંચતી હતી પરંતુ અમુક મુસલમાન નાવાકેફ હોવાના કારણે અથવા ધ્યાન ન આપવાના કારણે વિના ઈરાદે પીડા પહોંચાડવામાં સંડોવાઈ જતા હતા, જેમકે આપ ﷺના મકાનોમાં દા'વત વિના ચાલ્યા જવું અથવા દા'વતના સમયે ઘણા પહેલાં આવીને બેસી જવું અથવા તો જમ્યા પછી રસૂલે કરીમ ﷺના ઘરમાં પરસ્પર વાતચીતમાં મશ્ગૂલ થઈને મોડું કરવું વગેરે જેના ઉપર આ આયતમાં ચેતવણી આપવામાં આવી છે ....يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَدْخُلُوْا بُيُوْتَ النَّبِيِّ તે કષ્ટ એ હતું જે વિના ઈરાદે અને ગફલતથી પહોંચી જતું હતું, તેના ઉપર તો માત્ર ચેતવણી આપવાનું પૂરતું સમજવામાં આવ્યું, પ્રસ્તુત બે આયતોમાં તે કષ્ટ અને તકલીફનું વર્ણન છે જે ઈસ્લામ વિરોધીઓ કાફિરો અને મુનાફિકો તરફથી જાણીબૂઝીને રસૂલે કરીમ ﷺને પહોંચાડવામાં આવતું હતું એટલા માટે તફસીરના ખુલાસામાં અત્રે "જાણીબૂઝી"નો શબ્દ કૌંસમાં વધારવામાં આવ્યો છે જેમાં શારીરિક ઈજાઓ પણ સામેલ છે જે વિવિધ સમયો ઉપર કાફિરોના હાથે રસૂલે કરીમ ﷺને પહોંચી છે અને રૂહાની ઈજાઓ પણ જે રસૂલે કરીમ ﷺ ઉપર મહેણા ટોણા અને અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) ઉપર તોહમતો લગાવવાથી પહોંચાડવામાં આવ્યું ઉપરોક્ત આયતોમાં તે ઈજા પહોંચાડનારાઓ ઉપર લા'નત અને સખત અઝાબની ચેતવણીઓ પણ આવી છે.

આ આયતની શરૂઆતમાં જે આ ઈરશાદ થયો કે જે લોકો અલ્લાહ તઆલાને ઈજા પહોંચાડે છે તેમાં ઈજા પહોંચાડવાનો ભાવાર્થ તે પ્રવૃત્તિઓ અને નિવેદનો છે જે મોટે ભાગે ઈજા અને કષ્ટનું કારણ બનતા હોય છે, જો કે અલ્લાહ તઆલાની જાત પાક દરેક પ્રકારના પ્રભાવો અને અસરોથી ઉચ્ચ છે, કોઈની મજાલ જ નથી કે ત્યાં સુધી કોઈ તકલીફ પહોંચાડી શકે પરંતુ એવી પ્રવૃત્તિઓ જેનાથી સ્વાભાવિકપણે ઈજા અને કષ્ટ પહોંચ્યા કરતું હોય છે તેને અલ્લાહ તઆલાની ઈજા તરીકે ઓળખાવવામાં આવ્યું છે.

એમાં તફસીરના ઈમામોમાં મતભેદ છે કે અત્રે અલ્લાહ તઆલાને ઈજા આપવાનો શું ભાવાર્થ છે ? અમુક તફસીરના ઈમામો તે પ્રવૃત્તિઓ અને નિવેદનોને તેનું કારણ ઠરાવ્યું છે જેના વિશે રસૂલે કરીમ ﷺની મૌખિક હદીષોમાં બતાવવામાં આવ્યું છે કે આ અલ્લાહ તઆલાની ઈજાનું કારણ છે, દાખલા તરીકે મુશ્કેલીઓ અને આફતોના સમયને બુરું કહેવું હકીકતમાં વાસ્તવિક કર્તા અલ્લાહ તઆલા છે, આ લોકો સમયને કર્તા સમજીને ગાળો આપતા હતા તો તે હકીકતમાં તે વાસ્તવિક કર્તા સુધી પહોંચતી હતી અને અમુક રિવાયતોમાં છે કે સજીવ વસ્તુઓની તસ્વીરો બનાવવી અલ્લાહ તઆલાને ઈજા પહોંચાડવાનું કારણ છે તો અલ્લાહ તઆલાને ઈજા અને કષ્ટ પહોંચાડવાનો ભાવાર્થ તે નિવેદનો અને પ્રવૃત્તિઓ થયા.

બીજું તફસીરના ઈમામોએ ફરમાવ્યું કે અહીંયાં વાસ્તવમાં રસૂલે કરીમ ﷺને પીડા આપવાથી રોકવા માટે ધમકી આપવાનો હેતુ છે પરંતુ આયતમાં રસૂલ ﷺની પીડા અને ઈજાને અલ્લાહ તઆલાની ઈજાના વિષયથી ઓળખાવવામાં આવ્યું કારણ કે રસૂલે કરીમ ﷺને ઈજા પહોંચાડવું વાસ્તવમાં અલ્લાહ તઆલાને જ ઈજા પહોંચાડવા સમાન છે જેમકે આગળ હદીષમા આવે છે અને કુર્આનની વર્ણનશૈલીથી પણ આ બીજા નિવેદનને જ અગ્રિમતા હોવાની જાણ થાય છે, કારણ કે પહેલાં પણ રસૂલે કરીમ ﷺની ઈજાનું વર્ણન હતું અને આગળ પણ તેનું જ વર્ણન આવી રહ્યું છે તથા રસૂલે કરીમ ﷺની ઈજાને અલ્લાહ તઆલાની ઈજા હોવું હઝરત અબ્દુર્રહમાન બિન મગફલ મુઝની (રહ.)ની રિવાયતથી સાબિત છે,

قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَللّٰهَ اَللّٰهَ فِيْ اَصْحَابِيْ لَا تَتَّخِذُوْهُمْ غَرَضًا مِنْ بَعْدِيْ فَمَنْ اَحَبَّهُمْ فَبِحُبِّيْ اَحَبَّهُمْ وَمَنْ اَبْغَضَهُمْ فَبِبُغْضِيْ اَبْغَضَهُمْ وَمَنْ اٰذٰهُمْ فَقَدْ اٰذَانِيْ وَمَنْ اٰذَانِيْ فَقَدْ اٰذَى اللّٰهَ وَمَنْ اٰذَى اللّٰهَ يُوْشِكُ اَنْ يَّاْخُذَ، (ترمذی)

*"રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મારા સહાબા (રદિ.) વિશે અલ્લાહથી ડરો, અલ્લાહથી ડરો, તેને મારા પછી પોતાના વિવાદ અને ટીકા ટિપ્પણીનું નિશાન ન બનાવો કારણ કે તેમનાથી જેમણે મહોબ્બત કરી મારી મહોબ્બતના કારણે*

*કરી અને જેમણે અદાવત રાખી મારી અદાવતના કારણે રાખી અને જેણે તેમને ઈજા પહોંચાડી તેમણે મને ઈજા પહોંચાડી અને જેમણે મને ઈજા પહોંચાડી તેમણે અલ્લાહને ઈજા પહોંચાડી અને જેમણે અલ્લાહને ઈજા આપી તો નિકટ છે કે અલ્લાહ તઆલા તેની પકડ કરશે." (તિરમિઝી)*

જેમકે આ હદીષથી જાણ થઈ કે રસૂલે કરીમ ﷺની ઈજાથી અલ્લાહ તઆલાને ઈજા થાય છે એ જ પ્રમાણે એ પણ જાણ થઈ કે સહાબએ કિરામ (રદિ.)માંથી કોઈને ઈજા અને કષ્ટ પહોંચાડવું અથવા તો તેમની શા'નમાં ગુસ્તાખી કરવી રસૂલે કરીમ ﷺને ઈજા પહોંચાડવા સમાન છે.

આ આયતના શા'ને નુઝૂલ વિશે અનેક રિવાયતો છે, અમુકમાં છે કે હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ઉપર બોહતાન લગાવવા વિશે નાઝિલ થઈ છે. જેમકે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત છે કે જે સમયમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ઉપર તોહમત લગાવવામાં આવી તો અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય મુનાફિકના ઘરમાં અમુક લોકો એકઠા થયા અને આ તોહમતને ફેલાવવાની અને પ્રચાર કરવાની વાતો કરવા લાગ્યા, તે સમયે રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)થી તેની ફરિયાદ કરી કે આ લોકો મને કષ્ટ પહોંચાડે છે. *(મઝહરી)*

અમુક રિવાયતોમાં છે કે હઝરત સફિય્યહ (રદિ.)ના નિકાહ વખતે અમુક મુનાફિકોએ કટાક્ષ કર્યો, તેના વિશે નાઝિલ થઈ અને સાચી વાત એ જ છે કે આ આયત દરેક એવી ઘટના વિશે ઊતરેલી છે જેનાથી રસૂલે કરીમ ﷺને તકલીફ પહોંચે, તેમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ઉપર તોહમત પણ સામેલ છે અને હઝરત સફિય્યહ (રદિ.) તથા હઝરત ઝયનબ (રદિ.)ના નિકાહ વિશે મહેણા ટોણા મારવું પણ સામેલ છે, બીજું સહાબએ કિરામ (રદિ.)ને બુરું કહેવું અને તેમના ઉપર લાનતાન કરવું પણ સામેલ છે.

**રસૂલે કરીમ ﷺને કોઈપણ રીતે કષ્ટ પહોંચાડવું કુફ્ર છે :**

**મસ્અલો :**

જે વ્યક્તિ રસૂલે કરીમ ﷺને કોઈપણ પ્રકારની પીડા પહોંચાડે, આપ ﷺની જાત અથવા સિફતોમાં કોઈ ખામીઓ કાઢે, ભલે સ્પષ્ટ રીતે હોય અથવા ઈશારાથી તે કાફિર થઈ ગયો અને આ આયતની રૂએ તેના ઉપર અલ્લાહ

તઆલાની લા'નત દુનિયામાં પણ થશે અને આખિરતમાં પણ.

*(કાઝી ષનાઉલ્લાહની તફસીરે મઝહરી પ્રમાણે)*

બીજી આયતમાં સામાન્ય મુસલમાનોને ઈજા પહોંચાડવું હરામ અને તોહમત અતિગંભીર હોવાનું વર્ણન કરવામાં આવ્યું છે જ્યારે કે તે શરઈ રીતે તેનો હકદાર ન હોય. સામાન્ય મો'મિનોની આ શરત એટલા માટે લગાવવામાં આવી છે કે તેમાં બંને સ્વરૂપો હોઈ શકે છે, એ પણ હોઈ શકે છે કે કોઈ એવું કામ કર્યું છે જેના બદલામાં તેને સજા આપવી શરઈ રીતે વાજિબ છે અને પ્રથમ આયતમાં કારણ કે મા'મલો અલ્લાહ અને રસૂલે કરીમ ﷺને કષ્ટ પહોંચાડવાનો હતો તેમાં કોઈ શરત લગાવવામાં આવી નથી એટલા માટે કે ત્યાં આવી સજા જાઈઝ હોવાની લેશમાત્ર સંભાવના નથી.

**શરઈ કારણ વિના દુ:ખ પહોંચાડવું હરામ છે :**

પ્રસ્તુત આયતમાં اَلَّـذِيْنَ يُؤْذُوْنَ الْمُؤْمِنِيْنَ (اِلٰى) بُهْتَانًا થી કોઈ મુસલમાનને શરઈ કારણ વિના કોઈ પ્રકારની પીડા અથવા દુ:ખ પહોંચાડવું હરામ સાબિત થયું અને રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો,

اَلْمُسْلِمُ مَنْ سَلِمَ الْمُسْلِمُوْنَ مِنْ لِسَانِهٖ وَيَدِهٖ وَالْمُؤْمِنُ مَنْ اَمِنَهُ النَّاسُ عَلٰى دِمَآئِهِمْ وَاَمْوَالِهِمْ (رَوَاهُ التِّرْمِذِىُّ عَنْ اَبِىْ هُرَيْرَةَؓ ، مَظْهَرِىْ)

*"મુસલમાન તો માત્ર તે વ્યક્તિ છે જેના હાથ અને જીભથી સૌ સુરક્ષિત હોય, કોઈને તકલીફ ન પહોંચે અને મો'મિન તો માત્ર તે જ છે જેનાથી લોકો પોતાના ખૂન અને માલની બાબતમાં સુરક્ષિત અને સલામત રહે."*

---

**આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૫૯ થી ૬૨)**

يٰٓاَيُّهَا النَّبِىُّ قُلْ لِّاَزْوَاجِكَ وَبَنٰتِكَ وَنِسَآءِ الْمُؤْمِنِيْنَ يُدْنِيْنَ عَلَيْهِنَّ
مِنْ جَلَابِيْبِهِنَّ ؕ ذٰلِكَ اَدْنٰٓى اَنْ يُّعْرَفْنَ فَلَا يُؤْذَيْنَ ؕ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿۵۹﴾
لَئِنْ لَّمْ يَنْتَهِ الْمُنٰفِقُوْنَ وَالَّذِيْنَ فِىْ قُلُوْبِهِمْ مَّرَضٌ وَّالْمُرْجِفُوْنَ فِى الْمَدِيْنَةِ

لَنُغْرِيَنَّكَ بِهِمْ ثُمَّ لَا يُجَاوِرُونَكَ فِيهَآ إِلَّا قَلِيلًا ۝٦٠ مَّلْعُونِينَ ۖ أَيْنَمَا ثُقِفُوٓا۟
أُخِذُوا۟ وَقُتِّلُوا۟ تَقْتِيلًا ۝٦١ سُنَّةَ ٱللَّهِ فِى ٱلَّذِينَ خَلَوْا۟ مِن قَبْلُ ۖ وَلَن تَجِدَ
لِسُنَّةِ ٱللَّهِ تَبْدِيلًا ۝٦٢

## તરજુમો :

*હે નબી (ﷺ) પોતાની પત્નીઓને અને પોતાની પુત્રીઓને અને મુસલમાનોની સ્ત્રીઓને કહી આપો, પોતાના ઉપર પોતાની ચાદરો થોડી નીચી લટકાવી લે, તેમાં ઘણું નિકટ છે કે ઓળખાય જાય તો તેમને કોઈ સતાવે નહીં અને અલ્લાહ મહાન મા'ફ કરનારો મહાદયાળુ છે. (૫૯) અલબત્ત જો મુનાફિકો અને જેમના દિલમાં રોગ છે અને મદીનામાં જૂઠી ખબરો ઉડાવનારા (શરારતોથી) અટકે નહીં તો અમે તમને તેમની પાછળ લગાવી દઈશું, પછી તેઓ તમારી સાથે આ શહેરમાં રહેવા નહીં પામે પરંતુ થોડા દિવસ. (૬૦) ફિટકાર પામેલ (સ્થિતિમાં), જ્યાં જોવામાં આવ્યા પકડવામાં આવ્યા અને જાનથી માર્યા ગયા. (૬૧) અલ્લાહનો તે લોકો માટે આ નિયમ રહ્યો છે જેઓ પ્રથમ થઈ ચૂક્યા છે અને તમે અલ્લાહના નિયમ (સુન્નતુલ્લાહ)ને બદલાતો નહીં જુઓ. (૬૨)*

## તફસીર :

હે પયગમ્બર (ﷺ) ! પોતાની પત્નીઓને અને દિકરીઓને અને મુસલમાનોની સ્ત્રીઓને પણ કહી આપો કે (માથાથી) પોતાની ચાદરો (પોતાના ચહેરાની) ઉપર સહેજ નીચી કરી લે, તેનાથી જલદી ઓળખાઈ જશે તો કષ્ટ પહોંચાડવામાં નહીં આવે (એટલે કે કોઈ જરૂરતના કારણે બહાર નીકળવું પડે તો ચાદરથી માથું અને ચહેરાને પણ છુપાવી લેવામાં આવે, જેમકે સૂરએ નૂરમાં غَيْرَ مُتَبَرِّجَٰتٍۭ بِزِينَةٍ તેની તફસીર રિવાયત દ્વારા વર્ણન થઈ ચૂકી છે, કારણ કે કનીઝો માટે માથું સતરમાં સામેલ નથી અને ચહેરો ખોલવામાં તેમને આઝાદ સ્ત્રીઓથી વધારે છૂટછાટ છે જેનું કારણ એ છે કે તેઓ પોતાના માલિકની સેવામાં લાગેલી રહેતી હોય છે એટલા માટે કામકાજ માટે તેમને બહાર નીકળવાની અને

ચહેરો વગેરે ખોલવાની વધારે જરૂર પડે છે. તેનાથી વિપરીત આઝાદ સ્ત્રીઓ કે તેઓ એટલી મજબૂર નથી હોતી અને કારણ કે શરારતખોર લોકો આઝાદ સ્ત્રીઓની છેડતી કરવાની હિંમત તેમના કુટુંબના દબદબા અને ડરના કારણે કરતા ન હતા, કનીઝોની છેડતી કરતા હતા. અમુક સમયે કનીઝો સમજીને આઝાદ સ્ત્રીઓની પણ છેડતી કરવા લાગતા હતા એટલા માટે આ આયતે આઝાદ સ્ત્રીઓને કનીઝોથી અલગ તારવવા માટે પણ અને એટલા માટે પણ કે માથું અને ગળું વગેરે તેમના સતરમાં સામેલ છે રસૂલે કરીમ ﷺની પત્નીઓ અને સ્ત્રીઓ અને સામાન્ય મુસલમાનોની સ્ત્રીઓને એ હુકમ આપવામાં આવ્યો કે ચાદરોમાં ઢંકાઈને નીકળે જેને માથાથી સહેજ નીચે ચહેરા ઉપર લગાવ્યા કરે જેને ઘૂંઘટ કહેવામાં આવે છે. આ હુકમથી શરઈ પડદાના હુકમોની બજવણી પણ થઈ જશે અને ઘણી સહૂલતની સાથે શરારતખોર અને આવારા લોકોથી સુરક્ષા પણ પ્રદાન થશે. હવે, રહી ગઈ કનીઝો; તો બસ તેમની સુરક્ષાની વ્યવસ્થા આગલી આયતમાં આવશે) અને (આ ચહેરા અને માથાને ઢાંકવામાં જો કોઈ ઉણપ અથવા વિના ઈરાદે નિષ્કાળજી થઈ જાય તો) અલ્લાહ તઆલા મહાન બખ્શનારો મહાદયાળુ છે (તેને મા'ફ કરી દેશે, આગળ તે લોકોને ચેતવણી આપવામાં આવી છે જેઓ કનીઝોની છેડતી કર્યા કરતા હતા અને તે લોકોને પણ જેઓ એક બીજી શરારત પણ કરતા હતા કે મુસલમાનો વિરુદ્ધ ખોટી અફવાઓ ફેલાવીને તેમને પરેશાન કરવા ઈચ્છતા હતા, ફરમાવવામાં આવ્યું) અને (સામાન્ય મુનાફિકોમાંથી) તે લોકો જેમના દિલોમાં (વાસના અને વિષય લોલુપતાની) ખરાબી છે (જેના કારણે કનીઝોની છેડતી કરી તેમને પરેશાન કર્યા કરે છે) અને (તે જ મુનાફિકોમાં) તે લોકો જેઓ મદીનામાં (જૂઠી અને પરેશાન કરનારી) અફવાઓ ઉડાવ્યા કરે છે (આ લોકો) જો (પોતાની આ પ્રવૃત્તિઓથી) અટકશે નહીં તો અવશ્ય (કોઈક દિવસે) અમે તેમના ઉપર તમને થોપી દઈશું (એટલે કે તેમને મદીનામાંથી કાઢી મૂકવાનો હુકમ આપીશું) પછી (આ હુકમ પછી) આ લોકો તમારી પાસે મદીનામાં ઘણું ઓછું રહેવા પામશે તે પણ (દરેક તરફથી) ફિટકાર પામેલ (સ્થિતિમાં, એટલે કે મદીનામાંથી નીકળી જવાનો સામાન કરવા માટે જે કંઈ થોડી મુદત નિશ્ચિત કરવામાં આવશે તે મુદતમાં તો તેઓ અહીંયાં રહી લેશે અને તે મુદતમાં પણ દરેક તરફથી અપમાનિત અને

ઝલીલ થશે, પછી બહાર કાઢી મૂકવામાં આવશે અને પછી કાઢી મૂક્યા પછી પણ ક્યાંય શાંતિ સલામતી પામશે નહીં બલકે) જ્યાં મળશે પકડી લેવામાં અને મારવામાં આવશે (કારણ એ છે કે તે મુનાફિકોના કુફ્રનો તકાદો એ જ હતો પરંતુ નિફાકની આડમાં તેમને શરણ મળ્યું છે, જ્યારે ખુલ્લમ ખુલ્લો આવો વિરોધ કરવા લાગશે તો તે અવરોધ ઉઠી ગયો એટલા માટે તેમની સાથે પણ કુફ્રના મૂળ તકાદા પ્રમાણે વ્યવહાર થશે કે તેમનો દેશનિકાલો અથવા કેદ અને કતલ બધું જાઈઝ છે અને જો તેમને કાઢી મૂકવા માટે અમુક મુદ્દત નક્કી થઈ જાય તો આ મુદ્દતની અંદર કરારના કારણે સુરક્ષિત રહેશે, ત્યાર પછી જ્યાં મળશે કરાર પૂર્ણ થઈ જવાની બીનાએ તેમને કતલ કરવાની અથવા કેદ પકડવાની પરવાનગી હશે, મુનાફિકોને જે આ ધમકી આપવામાં આવી છે તેમાં કનીઝોને છેડતીથી બચાવવાની પણ વ્યવસ્થા કરવામાં આવી અને બીજી શરારતો અને અફવાહો ફેલાવવાની બાબતમાં પણ તોડ કરવામાં આવ્યો.

આયતનો ભાવાર્થ એ થઈ ગયો કે જો આ લોકો ખુલ્લમ ખુલ્લા હુકમોનો વિરોધ અને મુસલમાનોના વિરોધની પ્રવૃત્તિઓથી અટકી ગયા, ભલે પોતાની ગુપ્ત દોગલાપણાની ચાલબાજીઓમાં લાગેલા રહે.... તો આ સજા લાગુ ન થશે, નહિતર પછી સામાન્ય કાફિરોના હુકમમાં સામેલ થઈને શિક્ષાના હકદાર બની જશે અને ફસાદ તથા શરારતો ઉપર સજા લાગુ કરવી કંઈ તેઓની જ સાથે ખાસ નથી. બલકે) અલ્લાહ તઆલાએ તે (ફસાદી) લોકોમાં પણ પોતાનો આ જ સિદ્ધાંત (ચાલુ) રાખ્યો છે જે (તેમનાથી) પહેલાં થઈ ચૂક્યા છે (કે તેમને આસમાની શિક્ષાઓ આપી અથવા અંબિયા અલૈ.ના હાથથી જિહાદ દ્વારા સજાઓ અપાવી છે, બસ જો પહેલાં આવું ન થઈ ચૂક્યું હોત તો આવી શિક્ષામાં કોઈ બાંધછોડ થઈ શકતી હતી અને હવે તો તેની કોઈ સંભાવના જ નથી) અને તમે અલ્લાહ તઆલાના નિયમમાં (કોઈ વ્યક્તિ તરફથી) પરિવર્તન જોવા પામશો નહીં (કે અલ્લાહ તઆલાએ તો કોઈ હુકમ લાગુ પાડવા ઈચ્છ્યું અને કોઈ તેને રોકી શકે. શબ્દ سُنَّةَ اللّٰهِ "સુન્નતુલ્લાહ"માં તેની જાહેરાત કરી દીધી કે અલ્લાહ તઆલાની ઈચ્છા અને ઈરાદાથી પહેલાં કોઈ કાર્ય થઈ શકતું નથી અને وَلَنْ تَجِدَ لِسُنَّةِ اللّٰهِ تَبْدِيْلًا માં એ બતાવવામાં આવ્યું કે જ્યારે અલ્લાહ તઆલા કોઈ વસ્તુનો ઈરાદો કરી લે છે તો તેને કોઈ રોકી નથી શકતું).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં સામાન્ય મુસલમાનો, પુરુષો અને સ્ત્રીઓને ઈજા પહોંચાડવાનું હરામ અને ગુનાહે કબીરા (જઘન્ય અપરાધ) હોવાનું અને વિશેષતઃ સય્યિદુલ મુઅ્મિનીન રસૂલે કરીમ ﷺને કષ્ટ પહોંચાડવું કુફ્રનું અને લા'નતનું કારણ હોવાનું વર્ણન કરવામાં આવ્યું છે. મુનાફિકો તરફથી બે પ્રકારની તકલીફો બધા મુસલમાનોને અને રસૂલે કરીમ ﷺને પહોંચતી હતી. પ્રસ્તુત આયતોમાં આ પીડાઓના તોડની વ્યવસ્થા છે અને તેના સંદર્ભમાં સ્ત્રીઓના પડદાના અમુક વિશેષ હુકમોનું વર્ણન એક યોગ્યતા આધારે આવ્યું છે જે આગળ જાણ થશે અને બંને પ્રકારની પીડાઓમાંથી એક એ હતી કે મુનાફિકોના સામાન્ય અને આવારા પ્રકારના લોકો મુસલમાનોની કનીઝોને કે જ્યારે તેઓ કામકાજ માટે બહાર જતી હતી ત્યારે તેમની છેડતી કર્યા કરતા હતા અને ક્યારેક કનીઝો સમજીને સ્વતંત્ર આઝાદ સ્ત્રીઓને પણ સતાવતા હતા જેના કારણે સામાન્ય મુસલમાનોને અને રસૂલે કરીમ ﷺને કષ્ટ પહોંચતું હતું.

બીજા પ્રકારની પીડા એ હતી કે આ લોકો હંમેશા એવી જૂઠી ખબરો ઉડાવતા હતા કે હવે ફલાણો આક્રમણકારી મદીના ઉપર ચઢાઈ કરનારો છે તે બધાનો નાશ કરી નાંખશે, પ્રસ્તુત આયતોમાં પ્રથમ પ્રકારની પીડાથી حَـــرَائِــرُ (હરાઈર) "સ્વતંત્ર આઝાદ સ્ત્રીઓ"ને બચાવવાની તાત્કાલિક અને સહેલી વ્યવસ્થા એ હોઈ શકતી હતી કે તેમને આ લોકો તેમના કુટુંબના દબદબા અને સમર્થનના કારણે ઈરાદાપૂર્વક છેડતી કરવાની હિંમત કરતા ન હતા ક્યારેક કનીઝો સમજીને તેઓ પણ તેમની છેડતીનો ભોગ બની જતી હતી, જો તેઓની ઓળખાણ થઈ જાય તો આ નોબત આવતી ન હતી એટલા માટે આવશ્યકતા પડી કે "હરાઈર"ને કોઈ ખાસ વિશેષતા આપવામાં આવે જેથી સરળતા સાથે આપમેળે ઓછામાં ઓછું "હરાઈર" તો આ શરારતખોરોની ફસાદથી તાત્કાલિક ધોરણે સુરક્ષિત થઈ જાય અને કનીઝોની બીજા પ્રકારની વ્યવસ્થા કરવામાં આવે.

બીજી બાજુ શરીઅતે ઈસ્લામે હરાઈર અને કનીઝોના શરઈ પડદામાં જરૂરત પ્રમાણે એક તફાવત પણ રાખ્યો છે કે કનીઝોનો શરઈ પડદો તે છે કે જે હરાઈરનો પોતાના મહરમોની સામે હોય છે કે દાખલા તરીકે ચહેરો વગેરે ખોલવું

જે હરાઈર માટે પોતાના મહરમોની સામે જાઈઝ છે કનીઝો માટે બહાર પણ તેની પરવાનગી એટલા માટે આપવામાં આવી કે તેમનું કામ જ પોતાના માલિક અને તેમના ઘરની સેવા છે જેમાં તેમને બહાર પણ વારે ઘડીએ નીકળવું પડતું હોય છે તથા ચહેરો અને હાથ છુપાવી રાખવું મુશ્કેલ હોય છે, તેનાથી વિપરીત હરાઈર કે તેમને કોઈ જરૂરતથી બહાર નીકળવું પણ પડે તો કદી કદાચ જ હશે જેમાં સમગ્ર પડદાની કાળજી રાખવી મુશ્કેલ નથી એટલા માટે હરાઈરને આ હુકમ આપવામાં આવ્યો કે તેઓ લાંબી ચાદર જેમાં પોતાને ઢાંકીને નીકળે છે તેને પોતાના માથા ઉપરથી ચહેરાની સામે સહેજ લટકાવી લે જેથી અજનબી પુરુષો સામે ચહેરો ન આવે અને તેમનો પડદો પણ સંપૂર્ણ થઈ ગયો તથા બાંદીઓ કનીઝોથી વિશિષ્ટતા પણ પ્રાપ્ત થઈ ગઈ જેના કારણે તે શરારતખોર લોકોની છેડછાડથી આપમેળે સુરક્ષિત થઈ ગઈ અને કનીઝોની સુરક્ષાની વ્યવસ્થા આ મુનાફિકોને સજાની ધમકી સંભળાવીને કરવામાં આવી છે કે જો તેઓ તેનાથી અટકશે નહીં તો અલ્લાહ તઆલા તેમને દુનિયામાં પણ પોતાના નબી અને મુસલમાનોના હાથે સજા અપાવશે.

પ્રસ્તુત આયતમાં حُـــــرَّةٌ (હુર્રહ) "આઝાદ સ્ત્રીઓ"ને પડદા માટે આ હુકમ આપવામાં આવ્યો છે, يُدۡنِيۡنَ عَلَيۡهِنَّ مِنۡ جَلَابِيۡبِهِنَّ તેમાં يُــدۡنِيۡنَ (યુદની-ન) એ اِدۡنَـــاءٌ (ઈદનાઊન)થી બનેલ છે જેનો મૂળ શાબ્દિક અર્થ "નજીક કરવા"નો થાય છે અને શબ્દ عَـلَيۡهِنَّ (અલયહિન્ન)નો અર્થ "પોતાના ઉપર" અને جَلَابِيۡـب (જલાબીબ) એ جَـلۡبَـابٌ (જલબાબ)નું બહુવચન છે જે એક ખાસ લાંબી ચાદરને કહેવામાં આવે છે, આ ચાદરના સ્વરૂપ વિશે હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે તે ચાદર તે છે જે ઓઢણીની ઉપર ઓઢવામાં આવે છે. (ઈબ્ને કષીર) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ તેનું સ્વરૂપ આ પ્રમાણે વર્ણન કર્યું છે,

اَمَرَ اللّٰهُ نِسَآءَ الۡمُؤۡمِنِيۡنَ اِذَا خَرَجۡنَ مِنۡ بُيُوۡتِهِنَّ فِىۡ حَاجَةٍ اَنۡ يُّغَطِّيۡنَ وُجُوۡهَهُنَّ مِنۡ فَوۡقِ رُئُوۡسِهِنَّ بِالۡجَلَابِيۡبِ وَيُبۡدِيۡنَ عَيۡنًا وَاحِدَةً (ابۡنِ كَثِيۡر)

*"અલ્લાહ તઆલાએ મુસલમાનોની સ્ત્રીઓને હુકમ આપ્યો કે જ્યારે તેઓ કોઈ જરૂરતથી પોતાના ઘરોએથી નીકળે તો પોતાના માથાઓની ઉપરથી આ*

*ચાદર લટકાવીને ચહેરાને છુપાવી લે અને માત્ર એક આંખ (માર્ગ જોવા માટે) ખુલ્લી રાખે.''*

ઈમામ મુહમ્મદ બિન સિરીન (રહ.) ફરમાવે છે કે મેં હઝરત ઉબયદહ સલમાની (રહ.)થી આ આયતનો અર્થ અને જલબાબનું સ્વરૂપ પૂછ્યું તો તેમણે માથાની ઉપરથી ચાદર..... ચહેરા ઉપર લટકાવીને છુપાવી લીધી અને માત્ર ડાબી આંખ ખુલ્લી રાખીને اِدْنَاءِ جَلْبَابْ ની તફસીર પ્રાયોગિક સ્વરૂપે બતાવી.

માથા ઉપરથી ચહેરા ઉપર ચાદર લટકાવવી જે હઝરત ઈબ્ને અબ્બાસ અને હઝરત ઉબયદહ સલમાની (રદિ.)ના વર્ણનમાં આવ્યું છે એ શબ્દ عَلَيْهِنَّ (અલયહિન્ન)ની તફસીર છે કે પોતાના ઉપર ચાદરને નજીક કરવાનો ભાવાર્થ ચાદરને માથા ઉપરથી ચહેરા ઉપર લટકાવવું છે.

આ આયતે સ્પષ્ટ રીતે ચહેરાને છુપાવવાનો હુકમ આપ્યો છે તેમાંથી એ વિષયને સંપૂર્ણ સમર્થન મળે છે જે ઉપરોક્ત હિજાબની પ્રથમ આયતની નીચે વિગતવાર વર્ણન થઈ ચૂક્યું છે કે ચહેરા અને હથેળીઓ જો કે પોતે સતરમાં સામેલ નથી પરંતુ ફિત્નાના ડરના કારણે તેનું છુપાવવું પણ જરૂરી છે, માત્ર મજબૂરીના સ્વરૂપમાં તે બાકાત છે.

**જરૂરી ખુલાસો :**

આ આયતમાં حُرَّة (હુર્રહ) સ્ત્રીઓ એટલે કે આઝાદ સ્ત્રીઓને એક ખાસ પ્રકારના પડદાની સૂચના આપવામાં આવી છે કે ચાદરને માથા ઉપરથી લટકાવીને ચહેરાને ઢાંકી લે જેથી સામાન્ય બાંદીઓથી તેમની વિશિષ્ટતા થઈ જાય અને તેઓ બદમાશ અને શરારતખોર લોકોના ફિત્નાથી સુરક્ષિત થઈ જાય, પ્રસ્તુત વર્ણનમાં એ વાત સ્પષ્ટ થઈ ચૂકી છે કે તેનો એ ભાવાર્થ કદાપિ નથી કે ઈસ્લામે ઈસ્મત અને ઈફ્ફત (શીલરક્ષા અને પવિત્રતા)ની સુરક્ષામાં હરાઈર અને કનીઝો વચ્ચે કોઈ તફાવત કરી લીધો કે હરાઈરની સુરક્ષા કરી અને બાંદીઓને છોડી દીધી બલકે વાસ્તવમાં આ તફાવત આવારા શરારતખોર લોકોએ પોતે કરી રાખ્યો હતો કે હરાઈરની છેડતી કરવાની હિંમત કરતા ન હતા પરંતુ اِمَاء એટલે કે કનીઝોની છેડતી કરતા હતા, શરીઅતે ઈસ્લામે તેમને આપેલ આ તફાવતના અધિકારથી આ ફાયદો ઉઠાવ્યો કે સ્ત્રીઓનો મોટો ભાગ તો પોતે તેમના આ

મસ્અલા ઉપર અમલ કરવાના માધ્યમ દ્વારા.... આપોઆપ સુરક્ષિત થઈ જાય, બાકી રહ્યો કનીઝોનો મા'મલો તો તેમની ઈસ્મતની હિફાઝતનો મા'મલો પણ ઈસ્લામમાં એવો જ ફરજ અને જરૂરી છે જેમકે હરાઈરની બાબતમાં પરંતુ તેના માટે સખત કાયદો લાગુ પાડવા વિના છૂટકો નથી તો આગલી આયતમાં તેનો કાયદો બતાવ્યો કે જે લોકો પોતાની આ હરકતથી અટકે નહીં તેમને કોઈપણ રીતે મા'ફ કરવામાં નહીં આવે બલકે જ્યાં મળશે પકડવામાં આવશે અને કતલ કરવામાં આવશે, તેનાથી કનીઝોની ઈસ્મત પણ સુરક્ષિત કરવામાં આવી.

આથી સ્પષ્ટ થઈ ગયું કે અલ્લામહ ઈબ્ને હઝમ વગેરેએ જે પ્રસ્તુત શંકાથી બચવા માટે આયતની તફસીર જમહૂર ઉલમાથી અલગ પ્રકારે કરવાની તા'વીલ કરી છે તેની કોઈ આવશ્યકતા નથી, શંકા તો ત્યારે થઈ શકે છે જ્યારે કે કનીઝોની સુરક્ષાની કોઈ વ્યવસ્થા ન કરવામાં આવી હોય.

## જે વ્યક્તિ મુસલમાન થઈ ગયા પછી મુર્તદ થઈ જાય તેને મોતની સજા આપવામાં આવશે :

પ્રસ્તુત આયતમાં પણ મુનાફિકોની બે પ્રકારની શરારતોનું વર્ણન કરીને તેનાથી ન અટકવાના સ્વરૂપમાં જે સજાનું વર્ણન કરવામાં આવ્યું છે, ફરમાવ્યું مَلْعُوْنِيْنَ اَيْنَمَا ثُقِفُوْٓا اُخِذُوْا وَقُتِّلُوْا تَقْتِيْلًا એટલે કે આ લોકો જ્યાં રહેશે લા'નત અને ફિટકાર તેમની સાથે હશે અને જ્યાં પણ મળશે ધરપકડ કરવામાં આવશે અને કતલ કરવામાં આવશે. આ સજા સામાન્ય કાફિરોની નથી અનેક કુર્આન અને સુન્નતની નુસૂસ તેના ઉપર સાક્ષી છે કે સામાન્ય કાફિરો માટે શરીઅતે ઈસ્લામમાં આ કાયદો નથી, બલકે કાયદો એ છે કે પ્રથમ તેમને ઈસ્લામની દા'વત આપવામાં આવે, તેમની શંકાઓ દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવે તેના ઉપર પણ તેઓ ઈસ્લામ ન લાવે તો તેઓને મુસલમાનોના તા'બે જિમ્મી બનીને રહેવાનો હુકમ આપવામાં આવે, જો તેઓ તેનો સ્વીકાર કરી લે તો તેમની જાન અને માલ તથા આબરૂની સુરક્ષા મુસલમાનો ઉપર મુસલમાનોની જેમ જ ફરજ થઈ જાય છે, હા ! જો તેને પણ કબૂલ ન કરે અને યુદ્ધ કરવા માટે તૈયાર થઈ જાય તો તેમના મુકાબલામાં યુદ્ધ કરવાનો હુકમ છે.

આ આયતમાં તે લોકો વિશે જેલ અને કતલની સજા સંભળાવવામાં આવી

છે તેનું કારણ એ છે કે આ મા'મલો મુનાફિકોનો હતો જે પોતાને મુસલમાન કહેતા હતા અને જ્યારે કોઈ મુસલમાન ઈસ્લામના હુકમોનો ખુલ્લો વિરોધ અને ઈન્કાર કરવા માંડે તો તે શરીઅતની પરિભાષામાં મુર્તદ કહેવાય છે, તેની સાથે શરીઅતે ઈસ્લામમાં કોઈ સુલેહ નથી એ સિવાય કે તે તવબહ કરીને ફરી મુસલમાન બની જાય અને ઈસ્લામના હુકમોને પોતાના અમલોથી અને મૌખિક રીતે પણ સ્વીકાર કરી લે નહિતર પછી તેને કતલ કરવામાં આવશે, જેમકે રસૂલે કરીમ ﷺના સ્પષ્ટ આદેશો અને સહાબએ કિરામ (રદિ.)ના સામૂહિક અમલોથી સાબિત છે. મુસયલમા કઝ્ઝાબ અને તેના ટોળા વિરુદ્ધ સહાબાના ઈજ્માઅ્ અને સહમતીથી યુદ્ધ અને જિહાદ તથા મુસયલમાને કતલ કરવું વગેરે તેની પૂરતી સાક્ષી છે અને આયતના અંતમાં તેને અલ્લાહ તઆલાની કાયમી સુન્નત અને નિયમ ઠરાવવામાં આવ્યો છે, જેનાથી જાણ થાય છે કે અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં પણ મુર્તદની સજા કતલ જ હતી.

પ્રસ્તુત તફસીરના ખુલાસામાં તે સજાઓને સામાન્ય કાફિરો ઉપર લાગુ પાડવા માટે જે ખુલાસાઓ કરવામાં આવ્યા છે ઉપરોક્ત ચર્ચાથી તેની કોઈ આવશ્યકતા રહેતી નથી.

**અમુક મસ્અલાઓ :**

(૧) સ્ત્રીઓને જ્યારે કોઈ જરૂરતના કારણે ઘરેથી નીકળવું પડે તો લાંબી ચાદરથી સમગ્ર શરીર ઢાંકીને નીકળે અને આ ચાદરને માથાની ઉપરથી લટકાવીને ચહેરો પણ છુપાવીને ચાલે, બુરખો પણ તેના સ્થાને છે.

(૨) મુસલમાનોમાં એવી અફવાઓ ફેલાવવી હરામ છે જેનાથી તેમને ચિંતા અને પરેશાની થાય અને નુકસાન પહોંચે.

---

## આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૬૩ થી ૬૮)

يَسْـَٔلُكَ النَّاسُ عَنِ السَّاعَةِ ۖ قُلْ اِنَّمَا عِلْمُهَا عِنْدَ اللّٰهِ ۖ وَمَا يُدْرِيْكَ لَعَلَّ السَّاعَةَ
تَكُوْنُ قَرِيْبًا ﴿٦٣﴾ اِنَّ اللّٰهَ لَعَنَ الْكٰفِرِيْنَ وَاَعَدَّ لَهُمْ سَعِيْرًا ﴿٦٤﴾ خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ۚ لَا

يَجِدُوْنَ وَلِيًّا وَّلَا نَصِيْرًا ﴿٦٥﴾ يَوْمَ تُقَلَّبُ وُجُوْهُهُمْ فِي النَّارِ يَقُوْلُوْنَ يٰلَيْتَنَآ
اَطَعْنَا اللّٰهَ وَاَطَعْنَا الرَّسُوْلَا ﴿٦٦﴾ وَقَالُوْا رَبَّنَآ اِنَّآ اَطَعْنَا سَادَتَنَا وَكُبَرَآءَنَا فَاَ
ضَلُّوْنَا السَّبِيْلَا ﴿٦٧﴾ رَبَّنَآ اٰتِهِمْ ضِعْفَيْنِ مِنَ الْعَذَابِ وَالْعَنْهُمْ لَعْنًا كَبِيْرًا ﴿٦٨﴾

**તરજુમો :**

*લોકો તમને કયામત વિશે પૂછે છે, તમે કહો ! તેની ખબર અલ્લાહની જ પાસે છે અને તમે શું જાણો કદાચ તે ઘડી નિકટ જ હોય ?! (૬૩) બેશક ! અલ્લાહે કાફિરોને ફિટકાર આપ્યો છે અને તેમના માટે ધગધગતી આગ (તૈયાર) રાખી છે. (૬૪) તેમાં જ હંમેશા રહ્યા કરે, કોઈ હિમાયતી ન પામે અને ન જ કોઈ મદદગાર. (૬૫) જે દિવસે તેમને ઊંધા મોંઢે આગમાં નાંખવામાં આવશે; કહેશે, કેવું સારું થાત જો અમે કહ્યું માન્યું હોત અલ્લાહનું અને કહ્યું માન્યું હોત રસૂલ (ﷺ)નું ! (૬૬) અને કહેશે, હે પરવરદિગાર! અમે પોતાના સરદારોનું અને પોતાના મોટાઓનું કહ્યું માન્યું, પછી તેમણે અમને માર્ગથી ભટકાવી દીધા. (૬૭) હે પરવરદિગાર ! તેમને બમણો અઝાબ અને ફિટકાર આપ, તેમને મોટો ફિટકાર (લા'નત આપ) ! (૬૮)*

**તફસીર :**

(હે નબી ﷺ !) આ (ઈન્કારી) લોકો તમને કયામત વિશે સવાલ કરે છે (કે ક્યારે આવશે ?) તમે (તેમને જવાબમાં) કહી આપો કે તે(ના વખત)ની ખબર માત્ર અલ્લાહની જ પાસે છે અને તમને શું ખબર (કે ક્યારે છે ? બલકે તે લોકોએ ટૂંકમાં એટલું જાણી લેવું જોઈએ કે) અજબ નથી કે કયામત નજીકમાં જ આવી પડે ! (કારણ કે જ્યારે કોઈ સમય નિશ્ચિત નથી તો નજીકના સમયમાં તેની આવી પડવાની સંભાવના ઉપેક્ષિત કરી શકાતી નથી જેનો તકાદો એ હતો કે આ લોકો પરિણામથી ડરે અને તેની તૈયારીમાં લાગી જાય અને ઈન્કારયુક્ત સવાલો તથા ઠેકડી ઉડાવવાથી બચે.

અને કયામત નજીક હોવાનું કહેવાનું કારણ એ પણ હોઈ શકે છે કે કયામત દરરોજ નજીક જ આવતી જઈ રહી છે અને જે વસ્તુ સામેથી આવી રહી

હોય તેને નજીક જ સમજવામાં સમજદારી છે અને આ આધારે કયામતને પણ નજીક કહી શકાય છે કે કયામતની ભયાનક ઘટનાઓ અને મુશ્કેલીઓ સામે આ દુનિયાની સમગ્ર જિંદગી પણ ઘણી ઓછી લાગશે અને હજારો વર્ષોની આ કઠણાઈ સામે દુનિયાની જિંદગી અમુક દિવસો જેટલી હોવાની અનુભૂતિ થશે) બેશક ! અલ્લાહ તઆલાએ કાફિરોને રહમતથી દૂર કરી રાખ્યા છે અને તેમના માટે આતિશે સોઝાં (ધગધગતી આગ) તૈયાર કરી રાખી છે જેમાં તેઓ હંમેશા હંમેશ રહેશે, (અને) ન તો કોઈ દોસ્ત પામશે અને ન જ કોઈ મદદગાર, જે દિવસે તેમના ચહેરા દોઝખમાં અલટ પલટ કરવામાં આવશે (એટલે કે ચહેરાઓભેર ખસેડવામાં આવશે ત્યારે ચહેરાની આ બાજુએ તો ક્યારેક બીજી બાજુએથી અને તે સમયે અફસોસના માર્યા તેઓ) એવું કહેશે, હે કાશ ! અમે (દુનિયામાં) અલ્લાહનું આજ્ઞાપાલન કર્યું હોત ! અને અમે રસૂલનું આજ્ઞાપાલન કર્યું હોત (તો આજે આ મુસીબતમાં સપડાયા ન હોત) અને (અફસોસની સાથે પોતાને માર્ગ ભટકાવનારાઓ ઉપર ગુસ્સો આવશે ત્યારે) એવું કહેશે કે હે અમારા પરવરદિગાર ! અમે પોતાના સરદારોની વાત (એટલે કે સત્તાધીશોની વાત) અને પોતાના વડીલોનું (તેમનામાં કોઈ બીજા કારણે આ ખાસિયત જોવા મળતી હતી કે તેમની વાત માનવી અને અનુસરણ કરવું અમારા શિરે જરૂરી હતું, એટલે) કહ્યું માન્યું હતું, બસ તેમણે અમને (સીધા) માર્ગથી ભટકાવી દીધા હતા, હે અમારા પરવરદિગાર ! તેમને બમણી સજા આપજે અને તેમના ઉપર મોટી લા'નત કરજે (આ એવો વિષય છે જેમકે સૂરએ અઅ્રાફમાં ચોથા રુકૂઅ્માં આવી ચૂક્યું છે, رَبَّنَآ هٰٓؤُلَآءِ اَضَلُّوْنَا فَاٰتِهِمْ عَذَابًا ضِعْفًا فِى النَّارِ જેનો જવાબ તે જ આયતમાં આ વર્ણન કરવામાં આવ્યો છે, لِكُلٍّ ضِعْفٌ)

## મસ્અલા અને બોધપાઠ :

અગાઉની આયતોમાં અલ્લાહ તઆલા અને રસૂલ ﷺનો વિરોધ કરનારાઓને દુનિયા અને આખિરતની લા'નત (ફિટકાર) અને અઝાબની ધમકીઓ સંભળાવવામાં આવી હતી તથા કાફિરોના ઘણા ફિરકાઓ પોતે કયામત અને આખિરતના જ ઈન્કારી હતા અને ઈન્કારના કારણે તેઓ હાંસી કરવા અને ઠેકડી કરવા માટે પૂછ્યા કરતા હતા કે કયામત ક્યારે આવશે ? સૂરતના અંતે તેનો જવાબ પ્રસ્તુત આયતોમાં આપ્યો છે જેની તફસીર ઉપર આવી ચૂકી છે.

## આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૬૯-૭૦-૭૧)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَكُوْنُوْا كَالَّذِيْنَ اٰذَوْا مُوْسٰى فَبَرَّاَهُ اللّٰهُ مِمَّا قَالُوْا ؕ وَكَانَ
عِنْدَ اللّٰهِ وَجِيْهًا ﴿۶۹﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَقُوْلُوْا قَوْلًا سَدِيْدًا ﴿۷۰﴾ يُّصْلِحْ
لَكُمْ اَعْمَالَكُمْ وَيَغْفِرْ لَكُمْ ذُنُوْبَكُمْ ؕ وَمَنْ يُّطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَقَدْ فَازَ فَوْزًا عَظِيْمًا ﴿۷۱﴾

### તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! તમે તેમના જેવા ન થાઓ જેમણે મૂસા (અલૈ.)ને સતાવ્યા પછી તેમને અલ્લાહે તે લોકોના કહેલા (આરોપો)થી દોષમુક્ત બતાવ્યા અને અલ્લાહના ત્યાં તે આબરૂવાળા હતા. (૬૯) હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો અને સીધી વાત કહો. (૭૦) કે તમારા માટે તમારા કર્મો શણગારી આપે અને તમને તમારા ગુનાહ મા'ફ કરી દે અને જે કોઈ અલ્લાહના અને તેના રસૂલના કહ્યા ઉપર ચાલ્યો તેણે મહાન મુરાદ (સફળતા) પામી લીધી. (૭૧)*

### તફસીર :

હે ઈમાનવાળાઓ ! તમે તે લોકો જેવા ન થજો જેમણે (અમુક તોહમતો ઘડી કાઢીને) મૂસા (અલૈ.)ને પીડા આપી હતી, બસ તેમને અલ્લાહ તઆલાએ (તે આક્ષેપથી) દોષમુક્ત સાબિત કરી દીધા (એટલે કે હઝરત મૂસા અલૈ.ને તો કંઈ જ નુકસાન ન પહોંચ્યું બલકે તોહમત લગાવનારાઓ જ જૂઠા અને સજાના હકદાર ઠર્યા) અને તે (એટલે કે હઝરત મૂસા અલૈ.) અલ્લાહ સમીપ ઘણા સન્માનનીય (પયગમ્બર) હતા (એટલા માટે અલ્લાહ તઆલાએ તેમના દોષમુક્ત હોવાની જાહેરાત કરી, જેમકે અન્ય અંબિયા અલૈ.ની આ પ્રમાણેની તોહમતોથી મુક્તિ સાબિત કરવામાં આવી. ભાવાર્થ એ છે કે તમે રસૂલ ﷺનો વિરોધ કરીને તેમને કષ્ટ ન પહોંચાડજો કારણ કે તેમનો વિરોધ અલ્લાહનો વિરોધ છે, નહિતર તેના પરિણામમાં તમારું પોતાનું જ નુકસાન કરી બેસસો એટલા માટે દરેક કાર્યમાં અલ્લાહ અને રસૂલ ﷺનું આજ્ઞાપાલન કરજો જેનો હુકમ આગળ આવે છે કે) હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો (એટલે કે દરેક કાર્યમાં તેની

આજ્ઞાનું પાલન કરો) અને (ખાસ કરીને વાતચીત કરવામાં તેમની ઘણી આમાન્યા જાળવો કે જ્યારે વાત કરો) સીધી વાત કહો (જેમાં ન્યાય અને મધ્યમ કક્ષાને ન ઓળંગો) અલ્લાહ તઆલા (તેના બદલામાં) તમારા અમલોને કબૂલ કરશે અને તમારા ગુનાહ મા'ફ કરી આપશે (અમુક તેમના અમલોની બરકતથી અને અમુક તવબહની બરકતથી જે તકવા અને قَوْلِ سَدِيْد માં સામેલ છે) અને (આ આજ્ઞાપાલનનો બદલો છે અને આજ્ઞાપાલન એવી વસ્તુ છે કે) જે વ્યક્તિ અલ્લાહ અને તેના રસૂલ (ﷺ)ની આજ્ઞાનું પાલન કરે તો મોટી સફળતાએ પહોંચશે.

## મસ્અલા અને બોધપાઠ :

આનાથી આગલી આયતોમાં અલ્લાહ તઆલા અને રસૂલ ﷺને કષ્ટ પહોંચાડવું ભયાનક અને ખતરનાક હોવાનું વર્ણન કરવામાં આવ્યું હતું, આ આયતમાં ખાસ સ્વરૂપે મુસલમાનોને અલ્લાહ તઆલા અને રસૂલ ﷺના વિરોધ કરવાથી બચવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે કારણ કે આ વિરોધ તેમને કષ્ટ પહોંચવાનું કારણ છે.

પ્રથમ આયતમાં એક ઘટના હઝરત મૂસા (અલૈ.)ની છે જેમાં તેમની કોમે તેમને પીડા પહોંચાડી હતી, તે બાબતને વર્ણન કરીને મુસલમાનોને ચેતવણી આપવામાં આવી છે કે તમે એવું ન કરશો એટલા માટે એ જરૂરી નથી કે મુસલમાનોથી કોઈ એવું કામ થઈ ગયું હોય બલકે આગલાઓના બોધયુક્ત કિસ્સા સ્વરૂપે તેમને આ ઘટના સંભળાવીને માર્ગદર્શન આપવામાં આવ્યું છે અને એક રિવાયતમાં જે અમુક સહાબા (રદિ.)નો કિસ્સો નકલ થયો છે તેમાં સંભાવના એ જ છે કે તેમનું તે સમયે આ બાજુ ધ્યાન ગયું નહીં હોય કે આ વાક્યો રસૂલે કરીમ ﷺને કષ્ટ પહોંચવાનું કારણ છે, જાણીબૂઝીને ઈરાદાપૂર્વક કોઈ સહાબી (રદિ.) દ્વારા રસુલે કરીમ ﷺને કષ્ટ પહોંચાડવાની કોઈ સંભાવના નથી, જેટલા કિસ્સાઓ ઈરાદાપૂર્વક કષ્ટ પહોંચાડવાના છે તે બધા મુનાફિકોના છે અને હઝરત મૂસા (અલૈ.)નો કિસ્સો પોતે રસૂલે કરીમ ﷺએ વર્ણન કરીને આ આયતની તફસીર કરી દીધી છે જેને ઈમામ બુખારી (રહ.)એ "કિતાબુત્તફસીર" અને "કિતાબુલ અંબિયા (અલૈ.)"માં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત

કરી છે કે હઝરત મૂસા (અલૈ.) ખૂબ શરમાળ અને પોતાના શરીરને ઢાંકનારા હતા, તેમના શરીરને કોઈ જોતું ન હતું, જ્યારે ગુસ્લ (સ્નાન)ની જરૂરત પડતી તો પડદાની અંદર ગુસ્લ કરતા હતા, તેમની કોમ બની ઈસ્રાઈલમાં સામાન્ય રીતે એવો રિવાજ હતો કે પુરુષ બધાની સામે નગ્ન થઈને સ્નાન કરતા હતા તો અમુક બની ઈસ્રાઈલ કહેવા લાગ્યા કે હઝરત મૂસા (અલૈ.) જે કોઈની સામે નહાતા નથી તેનું કારણ એ છે કે તેમના શરીરમાં કોઈ ઐબ છે અથવા તો بَـــــــرَص છે અથવા તો خُـــــصِيَتَيْـــن ખૂબ વધેલ છે અથવા કોઈ અન્ય તકલીફ છે, અલ્લાહ તઆલાએ ઈરાદો કર્યો કે હઝરત મૂસા (અલૈ.)ને આ પ્રકારની ખામીઓથી છૂટકારાની જાહેરાત કરી દે એટલા માટે એક દિવસે હઝરત મૂસા (અલૈ.)એ એકાંતમાં ગુસ્લ કરવા માટે પોતાના કપડાં એક પથ્થર ઉપર મૂકી દીધા જ્યારે ગુસ્લથી પરવારીને પોતાના કપડાં લેવા ઈચ્છ્યું તો આ પથ્થર (અલ્લાહના હુકમથી ચાલવા માંડ્યો અને) કપડાં લઈને નાસવા લાગ્યો, હઝરત મૂસા (અલૈ.) પોતાની લાઠી ઉઠાવી પથ્થર પાછળ એવું કહેતા કહેતા ચાલ્યા ثَـوْبِىْ حَجَرُ ثَوْبِىْ حَجَرُ એટલે કે હે પથ્થર મારા કપડાં ! હે પથ્થર મારા કપડાં ! એટલે સુધી કે આ પથ્થર એવી જગ્યાએ જઈને થોભ્યો જ્યાં બની ઈસ્રાઈલની એક ભીડ હતી, તે સમયે બની ઈસ્રાઈલે હઝરત મૂસા (અલૈ.)ને માથાથી પગ સુધી નગ્ન હાલતમાં જોઈ લીધા તો તેમનું સંપૂર્ણ સ્વસ્થ અને ખામી રહિત શરીર જોયું (જેના વિશે તેઓ કહ્યા કરતા હતા તેવી કોઈ ઉણપ કે ખામી ન હતી) આ પ્રમાણે અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ને તમામ પ્રકારની ખામીઓથી દોષમુક્ત હોવાની જાહેરાત બધાની સામે કરી દીધી, પથ્થર ત્યાં પહોંચીને થોભી ગયો હતો, હઝરત મૂસા (અલૈ.)એ પોતાના કપડાં ઉઠાવીને પહેરી લીધા, પછી મૂસા (અલૈ.)એ પથ્થરને લાઠીથી મારવાનું શરૂ કર્યું. અલ્લાહની કસમ ! આ પથ્થરમાં હઝરત મૂસા (અલૈ.)ની મારથી ત્રણ અથવા ચાર અથવા પાંચ અસરો સ્થાપિત થઈ ગઈ.

આ ઘટના વર્ણન કરીને રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કુર્આનની આ આયતનો આ જ અર્થ છે, એટલે કે પ્રસ્તુત આયત كَالَّذِيْنَ آذَوْامُوْسٰى નો. પ્રસ્તુત આયતમાં હઝરત મૂસા (અલૈ.)ને જે પીડા પહોંચાડવાનું વર્ણન છે તેની તફસીર આ કિસ્સામાં પોતે રસૂલે કરીમ ﷺ તરફથી નકલ થઈ છે, હઝરત મૂસા

(અલૈ.)ના કિસ્સા વિશે અમુક સહાબએ કિરામ (રદિ.)થી અન્ય વાત પણ મશ્હૂર છે તે પણ તેની સાથે જરૂર સંલગ્ન છે પરંતુ આયતની તફસીર તે જ પ્રચલિત છે જે મરફૂઅ્ હદીષમાં મોજૂદ છે.

وَكَانَ عِنْدَ اللّٰهِ وَجِيْهًا એટલે કે, હઝરત મૂસા (અલૈ.) અલ્લાહની નજીક સન્માનનીય હતા, અલ્લાહ સમીપ કોઈના સન્માનનીય અને આદરણીય હોવાનો મતલબ એ છે કે અલ્લાહ તેમની દુઆ કબૂલ કરે, તેમની ઈચ્છાઓને રદ ન કરે એટલા માટે હઝરત મૂસા (અલૈ.)નું "મુસ્તજાબુદઅ્વાત" (જેની બધી જ દુઆઓ કબૂલ થતી હોય તે) હોવું કુર્આનમાં તે અનેક ઘટનાઓથી સાબિત છે જેમાં તેમણે કોઈ વસ્તુની દુઆ માંગી અને અલ્લાહ તઆલાએ એ જ પ્રમાણે તેને કબૂલ કરી. તેમાં સૌથી વધોર આશ્ચર્યજનક એ બાબત છે કે હારૂન (અલૈ.)ને પયગમ્બર બનાવવાની દુઆને અલ્લાહ તઆલાએ કબૂલ કરીને તેમને હઝરત મૂસા (અલૈ.)ની સાથે રિસાલતમાં ભાગીદાર બનાવી દીધા, જ્યારે કે નુબુવ્વતનો હોદ્દો કોઈની સિફારસ કે ભલામણ ઉપર આપવામાં આવતો નથી. *(ઈબ્ને કષીર)*

## અલ્લાહની સુન્નત એ છે કે અંબિયા (અલૈ.)ને એવી શારીરિક ખામીઓથી પણ મુક્ત રાખ્યા હતા જે સ્વાભાવિક સૂગપાત્ર હોય :

આ ઘટનામાં કોમની ઐબ લગાવવા ઉપર તેમના દોષમુક્ત હોવાને કાળજી સાથે ફરમાવ્યું. (મોઅ્જિઝા સ્વરૂપે પથ્થર કપડાં લઈને નાઠો અને મૂસા અલૈ. મજબૂરીથી લોકોની સામે નગ્ન આવી ગયા). આ બાબત એ બાબતની સૂચના આપે છે કે અલ્લાહ તઆલા પોતાના અંબિયા (અલૈ.)ના શરીરોને પણ સૂગપાત્ર અથવા નિમ્ન કક્ષાની ખામીઓથી મોટે ભાગે પવિત્ર અને દોષમુક્ત રાખે છે જેમકે બુખારીની હદીષથી આ વાત સાબિત થાય છે, અંબિયા (અલૈ.) બધા જ સન્માનનીય વંશમાં પેદા કરવામાં આવે છે કારણ કે ઘણું ખરું જે વંશ અને કુટુંબને લોકો તુચ્છ સમજે છે તેમની વાત સાંભળવા અથવા માનવા માટે તેમનું તૈયાર થવું મુશ્કેલ હોય છે, એ જ પ્રમાણે અંબિયા (અલૈ.)ના ઈતિહાસમાં કોઈ પયગમ્બર આંધળા, બહેરા, ગૂંગા, હાથ પગથી અપંગ હોવું સાબિત નથી અને હઝરત ઐયૂબ (અલૈ.)ના કિસ્સામાં એ બાબત ઉપર વાંધો નથી ઉઠાવી શકાતો, કારણ કે તેઓ અલ્લાહ તઆલાની હિકમતથી એક ખાસ પ્રકારની કસોટી અને

પરીક્ષા માટે અમુક દિવસ તકલીફમાં રહ્યા હતા પછી તે તકલીફને સમાપ્ત કરી દેવામાં આવી. વલ્લાહુ અઅ્લમુ.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَقُوْلُوْا قَوْلًا سَدِيْدًا ۝ يُّصْلِحْ لَكُمْ اَعْمَالَكُمْ وَيَغْفِرْ لَكُمْ لَكُمْ ذُنُوْبَكُمْ،

قَوْلِ سَدِيْد (કવલન સદીદા)ની તફસીર અમુકે સચ્ચાઈની સાથે અને અમુકે સીધો માર્ગ અને અમુકે સવાબ વગેરે કરી છે, ઈબ્ને કષીર (રહ.)એ બધું નકલ કરીને ફરમાવ્યું કે બધું જ હક છે, ભાવાર્થ એ થયો કે કુર્આને કરીમે આ સ્થળે صَادِقْ (સાદિક) "સાચું" અથવા مُسْتَقِيْم (મુસ્તકીમ) "સીધો માર્ગ" વગેરેના શબ્દો છોડીને سَدِيْد (સદીદ)નો શબ્દ અપનાવ્યો છે, કારણ કે શબ્દ "સદીદ" આ બધા જ.... લક્ષણોનું મિશ્રણ છે એટલા માટે કાશફીએ રૂહુલ બયાનમાં કહ્યું કે "કવલે સદીદ" તે કૌલ છે જે સાચું નિવેદન હોય, જૂઠની તેમાં કોઈ ગંધ સુદ્ધા ન હોય, સવાબ હોય, જેમાં ભૂલ કે ઉણપની કોઈ છાંટ ન હોય, સાચી વાત ઉપર هَزْل (હિઝ્લ) એટલે કે મઝાક મશ્કરી અથવા દિલ્લગી ન હોય, વિનમ્ર વાતચીત હોય, મનને અખડે એવી વાતચીત ન હોય.

## જીભની સુધારણા બાકી બધા અવયવોની સુધારણામાં પ્રભાવકારક માધ્યમ છે :

આ આયતમાં બધા મુસલમાનોને મૂળ હુકમ એ આપવામાં આવ્યો છે કે اِتَّقُوا اللّٰهَ એટલે કે, તકવો અપનાવો ! જેની વાસ્તવિકતા તમામ ઈલાહી હુકમોમાં સંપૂર્ણ આજ્ઞાપાલન છે કે બધા જ હુકમોનું અનુસરણ કરે અને બધા જ હરામ અને સૂગપાત્ર કામોથી બચે અને દેખીતું છે કે આ કાર્ય મનુષ્ય માટે સરળ નથી એટલા માટે اِتَّقُوا اللّٰهَ (ઈત્તકુલ્લાહ) પછી એક ખાસ અમલનું માર્ગદર્શન છે. એટલે કે, પોતાના નિવેદનની દુરુસ્તી અને સુધારણા. એ પણ જો કે એક તકવાનો જ ભાગ છે પરંતુ આ એવું અંગ છે કે જો તેના ઉપર કાબૂ પામી લેવામાં આવે તો તકવાના બાકી ભાગો આપોઆપ પ્રાપ્ત થતા ચાલ્યા જશે, જેમકે પ્રસ્તુત આયતમાં قَوْلِ سَدِيْد (કવલે સદીદ) અપનાવવાથી તેના પરિણામ સ્વરૂપે يُصْلِحْ لَكُمْ اَعْمَالَكُمْ નો વાયદો છે, એટલે કે જો તમે પોતાની જીભને ભૂલોથી

રોકી લીધી અને દુરુસ્ત વાતચીત અને સીધી વાત કહેવાની ટેવ ધરાવનારા બની ગયા તો અલ્લાહ તઆલા તમારા બધા અમલોની સુધારણા કરશે અને બધાને ઠીક કરી દેશે.... અને આયતના અંતે આ વાયદો ફરમાવ્યો કે, يَغْفِرْ لَكُمْ ذُنُوْبَكُمْ એટલે કે, જે વ્યક્તિએ પોતાની જીભ ઉપર કાબૂ પામી લીધો, સીધી વાતચીત અને સાચી વાતચીત કરવાનો આદી બની ગયો તો અલ્લાહ તઆલા તેના બાકી અમલોની પણ સુધારણા કરી દેશે અને જે ભૂલચૂક તેનાથી થઈ છે તેને મા'ફ કરી દેશે.

## કુર્આની હુકમોમાં સરળતાની ખાસ કાળજી :

કુર્આને કરીમની સામાન્ય શૈલીમાં વિચાર કરવાથી જાણ થાય છે જ્યાં કોઈ હુકમ આપવામાં આવ્યો જેના અમલમાં કંઈક મહેનત અને અઘરાપણું હોય તો સાથે જ તેને સરળ કરવાની પદ્ધતિ પણ બતાવી દેવામાં આવી છે અને કારણ કે સમગ્ર દીનનો ખુલાસો તકવા (અલ્લાહનો ડર અને નીતિમત્તા) છે અને તેમાં પૂરા ઊતરવું ઘણું અઘરું છે એટલા માટે સામાન્ય રીતે જ્યાં "ઈત્તકુલ્લાહ"નો હુકમ આપવામાં આવ્યો છે ત્યાર પછી જ કોઈ અમલ એવો બતાવવામાં આવ્યો છે કે જેને અપનાવવાથી તકવાના બાકી અંગો ઉપર અમલ કરવું અલ્લાહ તરફથી સરળ કરી દેવામાં આવે છે, તેનું જ એક દષ્ટાંત આ આયતમાં اِتَّقُوا اللّٰهَ પછી قُوْلُوْا قَوْلًا سَدِيْدًا ની તાકીદ છે અને તેનાથી આગલી આયતમાં اِتَّقُوا اللّٰهَ પછી وَلَا تَكُوْنُوْا كَالَّذِيْنَ اٰذَوْا مُوْسٰى કહીને એ વાત તરફ માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે તકવાના માર્ગમાં સૌથી મોટો અવરોધ અલ્લાહ તઆલાના નેક અને સ્વીકૃત બંદાઓને કષ્ટ પહોંચાડવું છે તેને છોડી દો તો તકવા અપનાવવો સરળ બની જશે.

એક આયતમાં ઈરશાદ ફરમાવ્યો, اِتَّقُوا اللّٰهَ وَكُوْنُوْا مَعَ الصّٰدِقِيْنَ તેમાં તકવાને સરળ કરવા માટે એવા લોકોના સંગાથ અને સભામાં બેસવા માટે પ્રોત્સાહિત કરવામાં આવ્યા જેઓ વાતના સાચા હોય અને તેમના અમલ પણ સાચા હોય જેનો ખુલાસો અલ્લાહ તઆલાના વલી હોવું છે અને બીજી આયતમાં اِتَّقُوا اللّٰهَ ની સાથે وَلْتَنْظُرْ نَفْسٌ مَّا قَدَّمَتْ لِغَدٍ વધારી દેવામાં આવ્યું, જેનો અર્થ એ છે કે દરેક મનુષ્યને એ બાબતની ફિકર હોવી જોઈએ કે તેણે આવતીકાલ માટે એટલે કે મહશરના દિવસ માટે શું સામાન મોકલ્યો છે ? જેનો ખુલાસો

આખિરતની ફિકર છે અને આ ફિકર તકવાના બધા જ વિભાગોને અપનાવવું સરળ કરી આપનારી વસ્તુ છે.

**જીભ અને વાતચીતનું ઠીક હોવું દીન અને દુનિયાના બધા જ કામોને ઠીક કરનારી બાબત છે :**

હઝરત શાહ અબ્દુલ કાદિર સાહબ દહેલ્વી (રહ.)એ આ આયતનો જે તરજુમો કર્યો છે તેનાથી એ જાણ થાય છે કે આ આયતમાં જે સીધી વાતની ટેવ ધરાવનાર હોવા ઉપર અમલોની સુધારણાનો વાયદો છે તે માત્ર દીની અમલો જ નહીં બલકે દુનિયાના બધા કામ પણ તેમાં સામેલ છે, જે વ્યક્તિ કવલે સદીદ એટલે કે સત્ય વાતને કરવાનો આદી થઈ જાય એટલે કે ક્યારેય જૂઠું ન બોલે, સોચી વિચારીને વાતચીત કરે, જે ભૂલ અને ચૂકથી પવિત્ર હોય, કોઈને ધોકો ન આપે, દિલને ઠેસ પહોંચે એવી વાત ન કરે, તેના આખિરતના અમલો દુરુસ્ત થઈ જશે અને દુનિયાના કામો પણ બની જશે. હઝરત શાહ સાહબનો તરજુમો આ છે કે (કહો સીધી વાત કે શણગારી આપે તમને તમારા કામ !)

---

**આયતો : (સૂરએ અહઝાબ : આયત નં. ૭૨-૭૩)**

إِنَّا عَرَضْنَا الْأَمَانَةَ عَلَى السَّمٰوٰتِ وَالْأَرْضِ وَالْجِبَالِ فَأَبَيْنَ أَنْ يَحْمِلْنَهَا
وَأَشْفَقْنَ مِنْهَا وَحَمَلَهَا الْإِنْسَانُ ۖ إِنَّهُ كَانَ ظَلُومًا جَهُولًا ﴿٧٢﴾ لِيُعَذِّبَ
اللَّهُ الْمُنَافِقِينَ وَالْمُنَافِقَاتِ وَالْمُشْرِكِينَ وَالْمُشْرِكَاتِ وَيَتُوبَ اللَّهُ عَلَى الْمُؤْمِنِينَ
وَالْمُؤْمِنَاتِ ۗ وَكَانَ اللَّهُ غَفُورًا رَحِيمًا ﴿٧٣﴾ ع

**તરજુમો :**

*બેશક ! અમે અમાનત બતાવી આસમાનોને અને જમીનને અને પહાડોને પછી કોઈએ તેનો સ્વીકાર ન કર્યો કે તેને ઉઠાવે અને તેના (ઉઠાવવા)થી ડરી ગયા; અને તેને માનવીએ ઉઠાવી લીધું, બેશક આ છે ઘણો દયાહીન (પરિણામથી) અજ્ઞાન ! (૭૨) પરિણામે અલ્લાહ અઝાબ આપે મુનાફિક*

*પુરુષોને અને સ્ત્રીઓને અને શિર્ક કરનારા પુરુષોને અને સ્ત્રીઓને અને અલ્લાહ મા'ફ કરે ઈમાનવાળા પુરુષોને અને સ્ત્રીઓને અને અલ્લાહ મોટો મા'ફ કરનાર મહાદયાળુ છે. (૭૩)*

## તફસીર :

અમે આ અમાનત (એટલે કે હુકમો કે જે એક પ્રકારની અમાનત જ છે) આસમાનો અને જમીન અને પહાડોની સામે રજુ કરી હતી (એટલે કે તેમનામાં સમજદારી પેદા કરીને કે જે હમણા પણ છે તેની રૂબરૂ પોતાના હુકમો અને તેને માનવાના સ્વરૂપમાં તેના ઉપર ઈનામ અને માન સન્માન અને ન માનવાથી તેના ઉપર અઝાબ અને અપમાન રજુ કરીને તેને અપનાવવા અથવા ન અપનાવવાનો અધિકાર આપ્યો અને આવું કરવાનો ખુલાસો એ હતો કે જો તમે આ હુકમોને પોતાના માથે રાખતા હોય તો તે પ્રમાણે અમલ કરવાના સ્વરૂપમાં તમને સવાબ મળશે અને તેનો વિરોધ કરવાના સ્વરૂપમાં અઝાબ થશે અને જો નહીં લો તો તમને જવાબદાર નહીં બનાવવામાં આવે અને તમે સજા અને અઝાબના હકદાર બનશો નહીં, તમને બંને પ્રકારનો અધિકાર છે કે તેને ન લેવાથી નાફરમાન નહીં થાઓ, જે પ્રમાણે તેમને સમજ આપવામાં આવી હતી તે ટૂંકમાં આ પ્રમાણેનો વિષય સમજી લેવા માટે પૂરતી હતી, કારણ કે તેમને અધિકાર આપવામાં આવ્યો હતો) બસ તેમણે (ડર અને અઝાબની સંભાવનાના કારણે સવાબ અને ઈનામથી પણ હાથ ઊંચા કરી દીધા અને) તેની જવાબદારીથી ઈન્કાર કરી દીધો અને તે(ની જવાબદારી)થી ડરી ગયા (કે અલ્લાહને ખબર, શું પરિણામ આવે ? અને જો તે પોતાના શીરે જવાબદારી સ્વરૂપે સ્વીકારી લીધું હોત તો મનુષ્યોની જેમ તેમને પણ બુદ્ધિ અર્પણ કરવામાં આવી હોત જે હુકમો તથા સવાબ અને અઝાબની બાબતોને વિગતવાર સમજવા માટે જરૂરી છે, કારણ કે તેમણે આ બાબત મંજૂર ન કરી એટલા માટે તેમને બુદ્ધિની પણ આવશ્યકતા ન થઈ, મતલબ કે તેમણે તો પોતાની અશક્તિ જાહેર કરી દીધી) અને (જ્યારે આ આસમાનો, જમીન અને પહાડો પછી મનુષ્યને પેદા કરીને તેને આ જ વાત પૂછવામાં આવી તો) મનુષ્યએ (તેનું અલ્લાહના ઈલ્મમાં ખલીફા બનવાનું નિશ્ચિત હતું) તેને પોતાના શીરે લઈ લીધું (લગભગ તે સમય સુધી તેમાં એટલી જ જરૂરત પૂરતી જ સમજ હશે અને લગભગ આ રજુ કરવું "મીષાક" કરારે અજલી વાત છે અને તે મીષાક આ જ

અમાનતના ભાર ઉઠાવવાનો એક ભાગ છે અને તે મીષાક સમયે તેમાં બુદ્ધિ અર્પણ કરવામાં આવી હશે અને આ કોઈ ખાસ મનુષ્ય એટલે કે માત્ર આદમ અલૈ.ને પૂછવામાં નહીં આવ્યું હોય, બલકે જે રીતે ઉલ્લેખ સમગ્ર માનવજાતિનો કરવામાં આવ્યો હતો આ બાબતે પણ બધા જ માનવોને પૂછવામાં આવ્યું હશે અને તેની જવાબદારી પણ સર્વસામાન્ય હતી. બસ આસમાનો, ધરતી અને પહાડો તેના જવાબદાર ન બન્યા અને આ મનુષ્યને તેનો જવાબદાર ઠરાવી દેવામાં આવ્યો. આ આયતમાં તે બાબતને જ યાદ અપાવવી કદાચ તે જ હિકમતથી છે જેમકે મીષાક યાદ અપાવ્યો, એટલે કે તે હુકમોને તમે પોતે તમારા શીરે લીધા છે તો પછી તેને નિભાવવા જોઈએ અને કારણ કે તેના જવાબદાર જિન્નાતો પણ છે એટલા માટે કદાચ તે આ સહમતી અને ભાર ઉઠાવવાની જવાબદારીમાં સામેલ છે પરંતુ મનુષ્યનું ખાસ વર્ણન એટલા માટે છે કે આ સ્થળે વાતચીત માનવી સાથે જ થઈ રહી છે પછી તેની જવાબદારી પછી માનવીની પરિસ્થિતિ બધા વ્યક્તિઓના આધારે એ થઈ કે) તે (મનુષ્ય અમલોમાં) જાલિમ છે (અને અમલોમાં), જાહિલ છે (એટલે કે બંને બાબતોમાં એટલે કે અમલોમાં પણ અને અકીદાઓમાં પણ વિરોધ વંટોળ કરે છે, આ તો ઘણા વ્યક્તિઓની પરિસ્થિતિ છે બાકી સમગ્ર માનવજાતના આધારે તેની જવાબદારીનું) પરિણામ એ થયું કે અલ્લાહ તઆલા મુનાફિક પુરુષો અને મુનાફિક સ્ત્રીઓ અને શિર્ક કરનારા પુરુષો અને શિર્ક કરનારી સ્ત્રીઓને (કે આ લોકો હુકમોને બરબાદ કરનારા છે) સજા આપશે અને મો'મિન પુરુષો અને મો'મિન સ્ત્રીઓ ઉપર ધ્યાન (અને રહમત) કરશે અને (અમુક વિરોધ પછી પણ જો કોઈ તવબહ કરી પાછો ફરે તો પછી તેને પણ મો'મિન પુરુષો અને મો'મિન સ્ત્રીઓના વર્ગમાં સામેલ કરી લેવામાં આવશે કારણ કે) અલ્લાહ તઆલા મહાન મા'ફ કરનાર મહાદયાળુ છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ સમગ્ર સૂરતમાં રસૂલ ﷺનું સન્માન અને આદરની જાળવણી તથા તેમની આજ્ઞાનું પાલન કરવા ઉપર ભાર આપવામાં આવ્યો છે. સૂરતના અંતે આ આજ્ઞાપાલનનું ઉચ્ચ સ્થાન અને તેનો દરજ્જો બતાવવામાં આવ્યો છે, તેમાં અલ્લાહ અને તેના રસૂલ ﷺના આજ્ઞાપાલન અને તેમના હુકમો ઉપર અમલ કરવાને અમાનત તરીકે ઓળખાવવામાં આવ્યું છે, જેનું કારણ આગળ આવશે.

**અમાનતથી શું ભાવાર્થ છે ? :**

આ સ્થળે શબ્દ "અમાનત"ની તફસીરમાં તફસીરના ઈમામો, સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) વગેરેના ઘણા નિવેદનો નકલ થયા છે, શરીઅતની ફરજો, સીલ રક્ષા, માલની અમાનત, જનાબતનું (ફરજ) ગુસ્લ, નમાઝ, ઝકાત, રોઝા, હજ્જ વગેરે, એટલા માટે જમહૂર તફસીરકારોએ ફરમાવ્યું કે દીનના બધા જ અરકાનો અને અમલો તેમાં સામેલ છે. *(કુર્તુબી)*

તફસીરે મઝહરીમાં ફરમાવ્યું છે કે શરીઅતની બધી જ ફરજો અને પ્રતિબંધોની તકલીફોનું મિશ્રણ અમાનત છે, અબૂ હય્યાને બહરે મુહીતમાં ફરમાવ્યું,

اَلظَّاهِرُ اَنَّهَا كُلُّ مَايُؤْتَمَنُ عَلَيْهِ مِنْ اَمْرٍ وَنَهْيٍ وَشَانٍ وَدِيْنٍ وَدُنْيَا وَالشَّرْعُ كُلُّهٗ اَمَانَةٌ وَهٰذَا قَوْلُ الْجَمْهُوْرِ،

*"દરેક તે વસ્તુ જેમાં માનવી ઉપર ભરોસો કરવામાં આવે છે એટલે કે "અમ્ર અને નહી" (કરવું અને ના કરવું) તથા દરેક પરિસ્થિતિ જેનો દીન અને દુનિયા સાથે સંબંધ હોય અને પૂરેપૂરી શરીઅત "અમાનત" છે. આ જ જમહૂરનો અભિપ્રાય છે."*

ખુલાસો એ છે કે અમાનતનો ભાવાર્થ શરીઅતના હુકમોના જવાબદાર અને તેના બંધનકર્તા હોવું છે જેમાં પૂરા ઊતરવાથી જન્નતની કાયમી નેઅ્મતો અને તેના વિરુદ્ધ અથવા તેમાં ઉણપ રાખવાથી જહન્નમનો અઝાબ નિશ્ચિત થયેલ છે અને અમુક લોકોએ કહ્યું કે અમાનતનો ભાવાર્થ અલ્લાહના હુકમોનો ભાર ઉઠાવવાની ક્ષમતા અને શક્તિ છે જે બુદ્ધિ અને સમજદારીની ખાસ કક્ષા ઉપર અવલંબિત છે અને પ્રગતિ તથા અલ્લાહ તઆલાની ખિલાફતનો હક આ જ ખાસ ક્ષમતા ઉપર અવલંબિત છે, જે મખ્લૂકોમાં આ ક્ષમતા નથી તે પોતાના સ્થળે ગમે એટલું ઊંચું અને શ્રેષ્ઠ કક્ષાનું સ્થાન ધરાવતા હોય પરંતુ તે આ સ્થાનેથી પ્રગતિ કરી શકતા નથી, એ જ કારણે આસમાન અને જમીન વગેરેમાં એટલે સુધી કે ફરિશ્તાઓમાં પણ પ્રગતિ નથી, જેમનું જે નિકટતતાનું સ્થાન છે બસ તે જ રહે છે, તેમની હાલત مَا مِنَّا اِلَّا لَهٗ مَقَامٌ مَّعْلُوْمٌ છે. એટલે કે, "અમારામાંથી કોઈ નથી

જેમનું નિશ્ચિત સ્થાન ન હોય.''

અમાનતના આ ભાવાર્થમાં હદીષની બધી જ રિવાયતો જે અમાનત વિશે આવી છે તેનું જોડાણ અને સુમેળ સધાઈ જાય છે, જમહૂર તફસીરકારોના નિવેદનો ત્યાંથી લગભગ સહમત થઈ જાય છે.

સહીહૈન, બુખારી અને મુસ્લિમ તથા મુસ્નદે અહમદમાં હઝરત હુઝયફા (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ અમને બે હદીષો સંભળાવી હતી, તેમાંથી એકને તો અમે પોતે આંખોથી જોઈ લીધું અને બીજાની રાહ જોઈએ છીએ.

પ્રથમ હદીષ એ છે કે પ્રથમ દીનવાળા પુરુષોના દિલોમાં અમાનત નાઝિલ કરવામાં આવી, પછી કુર્આન ઉતારવામાં આવ્યું તો ઈમાનવાળાઓએ કુર્આનથી ઇલ્મ પ્રાપ્ત કર્યું અને સુન્નતથી અમલ મેળવ્યો.

ત્યારબાદ બીજી હદીષ આ સંભળાવી કે (એક સમય એવો આવવાનો છે જેમાં) વ્યક્તિ સૂઈને ઉઠશે તો તેના દિલમાંથી અમાનત જપ્ત કરી લેવામાં આવશે અને તેની કંઈક અસર અને નિશાન એવું રહી જશે જેમકે તમે કોઈ આગના અંગારાને પોતાના પગ ઉપર સરકાવો (તો તે અંગારો તો ચાલ્યો ગયો પરંતુ) તેનો પ્રભાવ પગ ઉપર સોજો અથવા ચાંદા સ્વરૂપે રહી ગયો, જ્યારે કે તેમાં આગનું કોઈ પાસું નથી. (اِلٰى قَوْلِهٖ) અહીંયાં સુધી કે લોકો પરસ્પર વ્યવહારો અને કરારો કરશે પરંતુ કોઈ અમાનતનો હક અદા કરશે નહીં અને (અમાનતદાર પ્રામાણિક માણસનો એવો દુષ્કાળ પડશે કે) લોકો એવું કહ્યા કરશે કે ફલાણા કબીલામાં એક વ્યક્તિ અમાનતદાર (પ્રામાણિક) હતો.

આ હદીષમાં અમાનત એક એવી વસ્તુને ઠરાવવામાં આવી છે જેનો સંબંધ માનવીના દિલ સાથે છે અને તે જ શરીઅતની તકલીફો તથા દીનની જવાબદારીઓ માટે બંધનકર્તા હોવાની ક્ષમતા અને સલાહિયત ધરાવે છે.

મુસ્નદે અહમદમાં હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે ચાર વસ્તુઓ એવી છે કે તે જ્યારે તમને પ્રાપ્ત થઈ જાય તો દુનિયાની અન્ય કોઈ વસ્તુ ન મળે તો કોઈ અફસોસની વાત નથી. (તે ચાર વસ્તુઓ આ છે) અમાનતની હિફાઝત, વાતની સચ્ચાઈ, સારી વર્તણૂક અને હલાલ કોળિયો. *(ઈબ્ને કષીરમાંથી)*

**અમાનતની સુરક્ષા અને અમાનત સોંપણીના માર્ગનું સંશોધન :**

પ્રસ્તુત આયતમાં એ ઈરશાદ છે કે અમે અમાનતને આસમાનો ઉપર, ધરતી ઉપર અને પહાડો ઉપર રજુ કરી તો બધાએ તેનો ભાર ઉઠાવવાથી ઈન્કાર કરી દીધો અને એનાથી ડરી ગયા કે અમે તેનો હક અદા કરી શકીશું નહીં અને મનુષ્યએ આ ભાર ઉઠાવી લીધો.

અહીંયાં આ વાત વિચારપાત્ર છે કે આસમાન, જમીન, પહાડ જે રૂહ વિનાના અને દેખીતી રીતે જ્ઞાનવિહોણા અને સમજ વિહોણા છે તેમની સામે રજુ કરવાની અને તેમના જવાબ આપવાની શું પરિસ્થિતિ હોઈ શકે છે ? અમુક લોકોએ તો તેને રૂપક અને ઉદાહરણ ઠરાવ્યું જેમકે કુર્આને કરીમે એક સ્થળે એક દષ્ટાંત સ્વરૂપે لَوْ اَنْزَلْنَا هٰذَاالْقُرْاٰنَ عَلٰى جَبَلٍ لَّرَاَيْتَهٗ خَاشِعًا مُّتَصَدِّعًا مِّنْ خَشْيَةِ اللّٰهِ ફરમાવ્યું, એટલે કે "અમે આ કુર્આન પહાડ ઉપર નાઝિલ કર્યું હોત તો તમે જોયું હોત કે તે પણ તેના ભારથી ઝૂકી ગયો હોત અને અલ્લાહના ડરથી ટૂકડે ટૂકડા થઈ ગયો હોત." તેમાં એક ધારણા સ્વરૂપે આ દષ્ટાંત આપવામાં આવ્યું છે, એવું નથી કે વાસ્તવમાં કુર્આને કરીમને પહાડ ઉપર ઉતાર્યું હોત, આ લોકોએ આયત اِنَّا عَرَضْنَا ને પણ આ જ દષ્ટાંત અને રૂપક ઠરાવ્યું છે.

પરંતુ જમહૂર ઉલમા સમીપ એ સાચું નથી, કારણ કે જે આયતથી દષ્ટાંત ઉપર દલીલ લાવવામાં આવી છે ત્યાં તો કુર્આને કરીમે શબ્દ لَوْ (લવ)ની સાથે વર્ણન કરીને તેનો કિસ્સો કાલ્પનિક હોવાનું પોતે સ્પષ્ટ કર્યું છે અને આયત اِنَّا عَرَضْنَا (ઈન્ના અરદના)માં એક ઘટનાની સાબિતી છે જેને રૂપક અથવા ઉદાહરણ તરીકે ધારવું કોઈ દલીલ વિના જાઈઝ નથી અને જો દલીલમાં એવું કહેવામાં આવે કે આ વસ્તુઓ રૂહ વિનાની અને સમજ વિનાની છે અને તેમનાથી સવાલ જવાબ નથી થઈ શકતો તો આ કુર્આનની બીજી સ્પષ્ટતાઓથી નીંદનીય ધારણા છે, કારણ કે કુર્આનનો સ્પષ્ટ ઈરશાદ છે, وَاِنْ مِّنْ شَيْءٍ اِلَّا يُسَبِّحُ بِحَمْدِهٖ એટલે કે કોઈ વસ્તુ એવી નથી જે અલ્લાહના વખાણ અને તસ્બીહ પઢતી ન હોય અને દેખીતું છે કે અલ્લાહ તઆલાને ઓળખવો અને તેના સર્જનહાર તથા માલિક અને સૌથી ઉચ્ચ અને મહાન જાણીને તેની તસ્બીહ કરવી સમજ વિના શક્ય નથી એટલા માટે આ આયતથી સાબિત થયું કે સમજની એક કક્ષા દરેક મખ્લૂકમાં

એટલે સુધી કે નિર્જીવોમાં પણ મોજૂદ છે, આ જ સમજશક્તિની બીનાએ તેમને સંબોધન પણ કરવામાં આવે છે અને તે જવાબ પણ આપી શકે છે, જવાબના સ્વરૂપો વિવિધ પ્રકારના હોઈ શકે છે, શબ્દ અને ભાષા દ્વારા પણ હોઈ શકે છે, તેમાં કોઈ બૌદ્ધિક અડચણ નથી કે અલ્લાહ તઆલાએ તે નિર્જીવ આસમાન, જમીન કે પહાડો ઉપર અમાનતની જવાબદારી વાસ્તવિક રીતે આપવાની વાત કહી હોય અને તેમણે પોતાની લાચારી જાહેર કરી દીધી હોય, તેમાં કોઈ દષ્ટાંત અથવા રૂપક નથી.

## અમાનતની સોંપણી કરવાની વાત સ્વૈચ્છિક હતી તે બળજબરીપૂર્વક ન હતું :

રહ્યો એ પ્રશ્ન કે જ્યારે અલ્લાહ તઆલા શા'નુહૂએ આસમાન અને જમીન વગેરે ઉપર આ અમાનતને પોતે રજુ કરી તો તેમની ઈન્કાર કરવાની મજાલ કઈ રીતે થઈ ? અલ્લાહ તઆલાના હુકમથી મોઢું ફેરવ્યું હતું તો તેમને નેસ્તનાબૂદ થઈ જવું જોઈતું હતું, તદુપરાંત તે આસમાન અને જમીન આજ્ઞાપાલક અને ફરમાનના તા'બેદાર હોવું કુર્આને કરીમની આયત اَتَيْنَا طَآئِعِيْنَ થી પણ સાબિત છે, એટલે કે જ્યારે અલ્લાહ તઆલાએ આસમાન અને જમીનને હુકમ આપ્યો કે (અમારા હુકમ ઉપર અમલ માટે) આવી જાઓ ભલે પોતાની ખુશીથી અથવા જબરદસ્તીથી તો બંનેએ એ જવાબ આપ્યો કે અમે હુકમના અમલ માટે ખુશીથી હાજર છીએ.

તેનો જવાબ એ છે કે પ્રસ્તુત આયતમાં તેમને એક હિકમતપૂર્ણ પાબંદીનો હુકમ આપવામાં આવ્યો હતો જેમાં એ પણ કહેવામાં આવ્યું હતું કે તમે આ હુકમ ઉપર દિલથી રાજી હોય કે ન હોય દરેક પરિસ્થિતિમાં તમારે આ હુકમ માનવો પડશે ! તેનાથી વિપરીત આ آيَتِ عَرْضِ اَمَانَتْ (આયતે અરજે અમાનત) "અનામતની સોંપણીની આયત" છે, તેમાં અમાનતને રજુ કરીને તેમને અધિકાર આપવામાં આવ્યો હતો કે તેનો સ્વીકાર કરે અથવા ન કરે.

ઈબ્ને કષીરે વિવિધ સનદો સાથે અનેક સહાબાઓ (રદિ.) અને તાબિઈન (રહ.), ઈબ્ને અબ્બાસ (રદિ.), હસન બસરી (રહ.), મુજાહિદ (રહ.) વગેરેથી અરજે અમાનતની આ વિગત નકલ કરી છે કે અલ્લાહ તઆલાએ પ્રથમ

આસમાન ઉપર, પછી જમીન ઉપર, પછી પહાડો ઉપર સ્વૈચ્છિક સ્વરૂપે એ રજુ કર્યું કે અમારી અમાનત (એટલે કે હુકમોના આજ્ઞાપાલન)નો ભાર ઉઠાવો તે વળતર સાથે જે તેના માટે નક્કી છે. દરેકે પ્રશ્ન કર્યો કે વળતર શું છે ? તો બતાવવામાં આવ્યું કે અમાનત (એટલે કે હુકમોનું આજ્ઞાપાલન) તમે સંપૂર્ણ રીતે કર્યું તો તમને બદલો અને સવાબ અને અલ્લાહ તઆલા નિકટ ખાસ પ્રતિષ્ઠા મળશે અને જો હુકમો ઉપર અમલ ન કર્યો અથવા તેમાં ઉણપ રાખી તો અઝાબ અને સજા મળશે. આ બધી મોટી મોટી મહાકાય મખ્લૂકે આ સાંભળીને જવાબ આપ્યો કે હે અમારા પરવરદિગાર ! અમે હમણા પણ તારી આજ્ઞાના તા'બા હેઠળ જ ચાલી રહ્યા છે પરંતુ (જ્યારે અમને અધિકાર આપવામાં આવ્યો તો) અમે તે ભારને ઉઠાવવાથી પોતાને લાચાર પામીએ છીએ, અમને ન તો સવાબ જોઈએ છે અને ન જ અમે અઝાબ વેઠી શકીએ છીએ.

તફસીરે કુર્તુબીમાં હકીમ તિરમિઝીના હવાલાથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની આ રિવાયત નકલ કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે (આસમાન, જમીન વગેરે ઉપર અરજે અમાનત અને તેના જવાબ પછી) અલ્લાહ તઆલાએ હઝરત આદમ (અલૈ.)ને સંબોધન કરીને ફરમાવ્યું અને કહ્યું કે, અમે પોતાની અમાનત આસમાન, જમીનની સામે રજુ કરી તો તે તેનો ભાર ઉઠાવવાથી લાચાર થઈ ગયા તો તમે આ અમાનતના ભારને તે વસ્તુની સાથે જે તેની સાથે છે ઉઠાવશો ? તો હઝરત આદમ (અલૈ.)એ પ્રશ્ન કર્યો કે હે પરવરદિગાર ! તે વસ્તુ જે તેની સાથે છે તે શું છે ? જવાબ મળ્યો કે જો અમાનત ઉઠાવવામાં પૂરા ઊતર્યા (એટલે કે સંપૂર્ણ આજ્ઞાપાલન કર્યું) તો તમને બદલો મળશે (જે અલ્લાહ તઆલાની નિકટતા અને તેની ખુશી તથા જન્નતની કાયમી નેઅ્મતોના સ્વરૂપમાં હશે) અને જો આ અમાનતને બરબાદ કરી તો સજા મળશે. હઝરત આદમ (અલૈ.)એ (અલ્લાહ તઆલાની નિકટતા અને તેની ખુશીમાં પ્રગતિ થવાના શોખમાં) તેને ઉઠાવી લીધી એટલે સુધી કે અમાનતનો ભાર ઉઠાવવા ઉપર એટલો સમય પણ પસાર થયો ન હતો કે જેટલો ઝુહ્રથી અસ્ર સુધી હોય છે કે તેમાં શયતાને તેમને પ્રખ્યાત ભૂલથાપમાં સંડોવી દીધા અને જન્નતમાંથી બહાર કાઢવામાં આવ્યા.

**અરજે અમાનતની ઘટના કયા સમયમાં થઈ :**

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની જે રિવાયતો ઉપર પસાર થઈ છે તેનાથી જાણ થાય છે કે આ અરજે અમાનત આસમાન, જમીન વગેરે ઉપર હઝરત આદમ (અલૈ.)ના સર્જન પહેલાં ઘટેલ ઘટના હતી, પછી જ્યારે હઝરત આદમ (અલૈ.)ને પેદા કરવામાં આવ્યા તો તેમની સામે એ પણ વર્ણન કરવામાં આવ્યું કે તમારાથી પહેલાં આસમાન અને જમીન ઉપર પણ આ અમાનત રજુ કરવામાં આવી હતી જેને ઉઠાવાવની તેમનામાં શક્તિ ન હતી એટલા માટે તેમણે અશક્તિ જાહેર કરી.

અને દેખીતું એ છે કે આ અરજે અમાનતની ઘટના "મિષાકે અજલ" (અજલમાં માનવજાતિ પાસેથી આજ્ઞાપાલનનો લેવામાં આવેલા કરાર)થી પહેલાં એટલે કે, عَهْدِ اَلَسْت (અહ્દે અલસ્ત)થી પહેલાંનો છે, કારણ કે આ عَهْدِ اَلَسْتُ بِرَبِّكُمْ તે જ અમાનતના ભારની પ્રથમ કડી અને પોતાના હોદ્દાની શપથ લેવાના સ્થાને છે.

**ખિલાફતે અરઝી (પૃથ્વીની ખિલાફત) માટે અમાનતનો ભાર ઉઠાવવાની ક્ષમતા જરૂરી છે :**

અલ્લાહ તઆલાએ તકદીરે અજલીમાં હઝરત આદમ (અલૈ.)ને જમીનમાં પોતાના ખલીફા બનાવવાનું નક્કી કર્યું હતું અને આ ખિલાફત તેને જ સોંપવામાં આવી શકતી હતી જે અલ્લાહના હુકમોની આજ્ઞાપાલનનો ભાર ઉઠાવે, કારણ કે આ ખિલાફતનો હેતુ જ એ છે કે જમીન ઉપર અલ્લાહના કાયદાઓ લાગુ કરે, અલ્લાહ તઆલાની મખ્લૂકને અલ્લાહના હુકમોના આજ્ઞાપાલન ઉપર બાધ્ય કરે એટલા માટે તકવીની રીતે હઝરત આદમ (અલૈ.) આ અમાનતને ઉઠાવવા માટે તૈયાર થઈ ગયા જ્યારે કે બીજી મોટી મોટી મખ્લૂકો તેનાથી લાચાર થઈ ગઈ હોવાનું જાણ થઈ ચૂકી હતી. *(મઝહરી અને બયાનુલ કુર્આન)*

اِنَّهٗ كَانَ ظَلُوْمًا جَهُوْلًا માં શબ્દ ظَلُوْم (ઝલૂમ)નો ભાવાર્થ પોતાની જાત ઉપર અત્યાચાર કરનારા અને جُهُوْل (જહૂલ)નો ભાવાર્થ "પરિણામથી બેખબર" થાય છે, આ વાક્યથી દેખીતી રીતે એવું સમજાય છે કે આ સામાન્ય રીતે મનુષ્યની ટીકા માટે આવ્યું છે કે આ નાદાને પોતાની જાત ઉપર અત્યાચાર

કર્યો કે આટલો મોટો ભાર ઉઠાવી લીધો જે તેની શક્તિથી બહાર હતું પરંતુ કુર્આની ખુલાસાઓ પ્રમાણે ઘટના એમ નથી, કારણ કે મનુષ્યથી ભવાર્થ હઝરત આદમ (અલૈ.) હોય અથવા સમગ્ર માનવજાત તેમાં હઝરત આદમ (અલૈ.) તો માસૂમ નબી છે, તેમણે જે ભાર ઉઠાવ્યો હતો તેનો હક પણ ચોક્કસ રીતે અદા કરી દીધો, તેના જ પરિણામમાં તેમને અલ્લાહ તઆલાના ખલીફા બનાવીને જમીન ઉપર મોકલવામાં આવ્યા, તેમને ફરિશ્તાઓ પાસે સિજ્દહ કરાવવામાં આવ્યો અને આખિરતમાં તેમનું સ્થાન ફરિશ્તાઓથી પણ ઉચ્ચ કક્ષાનું રાખવામાં આવ્યું છે અને જો મનુષ્યજાતિ જ ભાવાર્થ સ્વરૂપે હોય તો આ સમગ્ર જાતિમાં લાખો અંબિયા (અલૈ.) છે અને કરોડો તે નેક સાલિહીન અને અવલિયા અલ્લાહ છે જેમના ઉપર ફરિશ્તા પણ નાઝ કરે છે, જેમણે પોતાના અમલથી સાબિત કરી દીધું છે કે તે આ અલ્લાહની અમાનતના ભારના યોગ્ય અને હકદાર હતા, તે જ અમાનતના હકને અદા કરનારાઓની બીનાએ કુર્આને હકીમે મનુષ્યજાતિને અશ્રફુલ મખ્લૂકાત (સમગ્ર સર્જનમાં શ્રેષ્ઠ) ઠરાવી. وَلَقَدْ كَرَّمْنَا بَنِيْٓ اٰدَمَ આનાથી સાબિત થયું કે ન તો હઝરત આદમ (અલૈ.) ટીકાપાત્ર છે અને ન જ સમગ્ર મનુષ્યજાતિ, એટલા માટે તફસીરકારોએ ફરમાવ્યું કે આ વાક્ય ટીકા માટે નથી બલકે લોકોના મોટા પ્રમાણના આધારે વર્ણનશૈલી આ પ્રમાણેની રાખવામાં આવી છે. ભાવાર્થ એ છે કે મનુષ્યજાતિની બહુમતી અજ્ઞાન અને અત્યાચારી સાબિત થઈ જેણે આ અમાનતના હકને અદા ન કર્યો અને નુકસાનમાં પડ્યા, કારણ કે બહુમતીની એવી હાલત હતી એટલા માટે તેનો સંબંધ મનુષ્યજાતિ સાથે જોડી દેવામાં આવ્યો.

ખુલાસો એ થયો કે આયતમાં "ઝલૂમ" અને "જહૂલ" માનવજાતમાંથી ખાસ તે વ્યક્તિઓને કહેવામાં આવ્યું છે, જે શરીઅતના આજ્ઞાપાલનમાં પૂરા ન ઊતર્યા.... અને અમાનતનો હક અદા ન કર્યો, એટલે કે ઉમ્મતના કાફિરો અને મુનાફિકો તથા ફાસિકો અને ફાજિરો તથા ગુનેહગાર મુસલમાન. આ તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), હઝરત ઈબ્ને ઝુબૈર (રદિ.), હઝરત હસન બસરી (રહ.) વગેરેથી નકલ થઈ છે. *(કુર્તુબી)*

અમુક લોકોએ ફરમાવ્યું કે શબ્દ "ઝલૂમ" અને "જહૂલ" આ સ્થળે ભોળા લોકોના અર્થમાં એક લાગણી સ્વરૂપે સંબોધન થયેલ છે કે તેમણે અલ્લાહ જલ્લ

શા'નુહૂની મહોબ્બત અને તેના નિકટતાના સ્થાન પ્રાપ્ત કરવાના શોખમાં અન્ય કોઈ પરિણામ વિશે ન વિચાર્યું, એ જ પ્રમાણે આ શબ્દ સંપૂર્ણ માનવજાતિ માટે પણ હોઈ શકે છે. તફસીરે મઝહરીમાં હઝરત મુજદીદ અલ્ફે ષાની (રહ.) અને બીજા સુફિયાએ કિરામથી આ જ પ્રમાણેનો વિષય નકલ થયો છે.

....لِيُعَذِّبَ اللّٰهُ الْمُنٰفِقِيْنَ وَالْمُنٰفِقٰتِ એટલે કે, "ત્યાં સુધી કે અઝાબ આપશે અલ્લાહ તઆલા મુનાફિક પુરુષો અને મુનાફિક સ્ત્રીઓને અને મુશ્રિક પુરુષો અને સ્ત્રીઓને અને રહમત તથા મગફિરતથી નવાઝશે મો'મિન પુરુષો અને મો'મિન સ્ત્રીઓને." لِيُعَذِّبَ (લિયુઅઝ્ઝિબ)માં શબ્દ ل (લામ) એ હેતુ અથવા શરત માટે નથી બલકે અરબી ભાષાની પરિભાષાના અધારે لَامِ بَيَانْ عِلَّتْ (લામે ઈલ્લત) નથી પણ لَامِ عَاقِبَتْ (લામે આકીબત) છે. એટલે કે, જે કોઈ વસ્તુનું પરિણામ વર્ણન કરે; જેમકે એક અરબી શે'રમાં છે, لِدُوْا لِلْمَوْتِ وَابْنُوْا لِلْخَرَابِ એટલે કે, "પેદા થાઓ મોત માટે અને બાંધકામ કરો વેરાન થવા માટે." ભાવાર્થ એ છે કે દરેક પેદા થનારનું પરિણામ મોત અને દરેક બાંધકામનું પરિણામ ખંડેર છે.

આ વાક્યનો સંબંધ حَمَلَهَا الْاِنْسَانُ થી છે, એટલે કે મનુષ્યના અમાનતનો ભાર ઉઠાવવાનું પરિણામ એ આવશે કે મનુષ્યજાતિમાં બે પક્ષો પડી જશે, એક કાફિરો અને મુનાફિકો વગેરે જે અલ્લાહની આજ્ઞાપાલનથી બળવો કરીને અમાનતને બરબાદ કરનારા થશે, તેમને અઝાબ આપવામાં આવશે. બીજા મો'મિન પુરુષો અને મો'મિન સ્ત્રીઓ જે શરીઅતના હુકમોના આજ્ઞાપાલન દ્વારા અમાનતનો હક અદા કરી ચૂક્યા તેમની સાથે રહમત અને મગફિરતનો વર્તાવ થશે.

આ અંતિમ વાક્યમાં પણ "ઝલૂમ" અને "જહૂલ"ના શબ્દોનું આ તફસીરથી સમર્થન થાય છે જે મોટા ભાગના તફસીરના ઈમામો દ્વારા ઉપરોક્ત વર્ણન કરવામાં આવ્યું છે કે સમગ્ર માનવજાતિ માટે આ નથી, બલકે ખાસ તે લોકો માટે જેમણે અલ્લાહની અમાનતને બરબાદ કરી. વલ્લાહુ અઅ્લમુ.

સૂરએ અહઝાબ પૂર્ણ થઈ, અલ્હમ્દુલિલ્લાહ! મુહર્રમુલ હરામ, હિજરી ૧૩૯૨



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ અહઝાબનો અનુવાદ પૂર્ણ થયો.

**તારીખ :** ૨૩ જૂન ૨૦૧૦ મુતાબિક ૧૦ રજબ હિજરી સન ૧૪૩૧




કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)





પ્રકરણ (૩૪)

# સૂરએ સબા

સૂરએ સબા મક્કામાં નાઝિલ થઈ, તેમાં ૫૪ આયતો અને છ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ સબા : આયત નં. ૧–૨)**




**તરજુમો :**

અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.

*સઘળા વખાણ અલ્લાહ માટે જ છે, જે કંઈ કે આસમાનોમાં અને જમીનમાં છે તેનું જ છે અને આખિરતમાં તેના જ વખાણ છે અને તે જ છે હિકમતોવાળો સઘળુ જાણનારો. (૧) સઘળુ જાણે છે જે કંઈ કે જમીનની અંદર ઘુસે (ઊતરે) છે અને જે કંઈ કે તેમાંથી બહાર નીકળે છે અને જે આસમાનથી ઊતરે છે અને જે તેમાં ઉપર ચઢે છે અને તે જ મહાદયાળુ મહાન મા'ફ કરનાર છે. (૨)*

**તફસીર :**

સઘળા વખાણ (અને સ્તુતી) તે જ અલ્લાહને ઘટે છે જેની મિલ્કત છે જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ ધરતીમાં છે અને (જે રીતે તે હરહંમેશ

વખાણનો હકદાર છે તે જ પ્રમાણે) તેને જ વખાણ (અને સ્તુતી) આખિરતમાં (પણ) ઘટે છે (તેની જાહેરાત એ પ્રમાણે થશે કે જન્નતવાળા જન્નતમાં પ્રવેશ થયા પછી અલ્લાહ તઆલાના વખાણ આ શબ્દો વડે કરશે اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ هَدَانَا لِهٰذَا، اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَذْهَبَ عَنَّا الْحَزَنَ، اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ صَدَقَنَا وَعْدَهٗ، વગેરે) અને તે હિકમતવાળો છે (કે તે આસમાન અને જમીનની બધી જ મખ્લૂકોને અગણિત મસ્લિહતો અને લાભ ઉપર આધારિત બનાવ્યા છે અને તે) સઘળી ખબર રાખનાર (પણ) છે (કે આ મસ્લિહતો અને લાભોને પેદા કરતાં પહેલાં જ જાણે છે, દરેક વસ્તુમાં હિત અને લાભોને ઘણી હિકમત સાથે રાખી દીધા અને તે એવો સર્વજ્ઞ છે કે) તે સઘળુ કંઈ જાણે છે જે વસ્તુ જમીનની અંદર દાખલ થાય છે (દાખલા તરીકે વરસાદનું પાણી) અને જે કંઈ તેમાંથી નીકળે છે (દાખલા તરીકે વૃક્ષો અને સામાન્ય વનસ્પતિ) અને જે વસ્તુ આસમાનથી ઊતરે છે અને જે વસ્તુ તેમાં ચઢે છે (દાખલા તરીકે ફરિશ્તા જેઓ આસમાનથી ઊતરતા અને ચઢતા રહે છે અને દાખલા તરીકે શરીઅતના હુકમો જે આસમાનથી ઉતારવામાં આવે છે અને નેક અમલો જે આસમાનમાં લઈ જવામાં આવે છે) અને (કારણ કે આ બધી વસ્તુઓમાં શારીરિક અથવા આધ્યાતિમક લાભો છે જેનો તકાદો એ છે કે બધા લોકો સંપૂર્ણ શુક્ર અદા કરે અને પાડ માને અને જે તેમાં ઉણપ રાખે તે સજાનો હકદાર હોય પરંતુ) તે (અલ્લાહ) મહાકૃપાળુ (અને) મા'ફ કરનાર (પણ) છે (અને પોતાની રહમતથી નાના સગીરહ ગુનાહને નેક અમલોથી અને મોટા કબીરહ ગુનાહને તવબહથી અને ક્યારેક બંને પ્રકારના ગુનાહને માત્ર પોતાની કૃપાથી મા'ફ કરી આપે છે અને જે ગુનાહ કુફ્ર અને શિર્કની હદ સુધી પહોંચી જાય તેને ઈમાન લાવવાથી મા'ફ કરી આપે છે).

---

## આયતો : (સૂરએ સબા : આયત નં. ૩ થી ૯)

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لَا تَاْتِيْنَا السَّاعَةُ ۭ قُلْ بَلٰى وَرَبِّيْ لَتَاْتِيَنَّكُمْ ۙ عٰلِمِ الْغَيْبِ ۚ
لَا يَعْزُبُ عَنْهُ مِثْقَالُ ذَرَّةٍ فِي السَّمٰوٰتِ وَلَا فِي الْاَرْضِ وَلَآ اَصْغَرُ مِنْ ذٰلِكَ
وَلَآ اَكْبَرُ اِلَّا فِيْ كِتٰبٍ مُّبِيْنٍ ۝۳ لِّيَجْزِيَ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ۭ

أُولَٰئِكَ لَهُم مَّغْفِرَةٌ وَرِزْقٌ كَرِيمٌ ﴿٤﴾ وَالَّذِينَ سَعَوْا فِي آيَاتِنَا مُعَاجِزِينَ أُولَٰئِكَ
لَهُمْ عَذَابٌ مِّن رِّجْزٍ أَلِيمٌ ﴿٥﴾ وَيَرَى الَّذِينَ أُوتُوا الْعِلْمَ الَّذِي أُنزِلَ
إِلَيْكَ مِن رَّبِّكَ هُوَ الْحَقَّ وَيَهْدِي إِلَىٰ صِرَاطِ الْعَزِيزِ الْحَمِيدِ ﴿٦﴾ وَقَالَ
الَّذِينَ كَفَرُوا هَلْ نَدُلُّكُمْ عَلَىٰ رَجُلٍ يُنَبِّئُكُمْ إِذَا مُزِّقْتُمْ كُلَّ مُمَزَّقٍ إِنَّكُمْ
لَفِي خَلْقٍ جَدِيدٍ ﴿٧﴾ أَفْتَرَىٰ عَلَى اللَّهِ كَذِبًا أَم بِهِ جِنَّةٌ ۗ بَلِ الَّذِينَ لَا يُؤْمِنُونَ
بِالْآخِرَةِ فِي الْعَذَابِ وَالضَّلَالِ الْبَعِيدِ ﴿٨﴾ أَفَلَمْ يَرَوْا إِلَىٰ مَا بَيْنَ أَيْدِيهِمْ وَمَا خَلْفَهُم
مِّنَ السَّمَاءِ وَالْأَرْضِ ۚ إِن نَّشَأْ نَخْسِفْ بِهِمُ الْأَرْضَ أَوْ نُسْقِطْ عَلَيْهِمْ كِسَفًا
مِّنَ السَّمَاءِ ۚ إِنَّ فِي ذَٰلِكَ لَآيَةً لِّكُلِّ عَبْدٍ مُّنِيبٍ ﴿٩﴾ ع

## તરજુમો :

*અને કાફિરો કહેવા લાગ્યા અમારા ઉપર કયામત આવશે નહીં, તમે કહો ! કેમ નહીં ?! કસમ છે મારા પરવરદિગારની અલબત્ત તમારા ઉપર આવશે, તે આલિમુલ ગયૂબ (અદષ્ય બાબતોના જાણનાર)થી કોઈ વસ્તુ રજકણ બરાબર પણ આસમાનોમાં અને ન જ જમીનમાં ગુપ્ત રહી શકે છે અને કોઈ વસ્તુ એનાથી નાની નથી અને ન જ એનાથી મોટી જે "કિતાબુમ્મુબીન" (લવહે મહફૂઝ)માં ન હોય. (૩) જેથી બદલો આપે તેમને જેઓ ઈમાન (યકીન) લાવ્યા અને ભલા કામ કર્યા, તે જ લોકો છે જેમના માટે મા'ફી અને ઈજ્જતની રોજી છે. (૪) અને જે લોકો અમારી આયતોને હરાવવા માટે દોડયા તેમના માટે કઠોર દર્દનાક અઝાબ છે. (૫) અને જોઈ લો જેને સમજ મળી છે કે જે તમારા ઉપર તમારા પરવરદિગાર તરફથી ઊતર્યું તે જ સત્ય છે અને માર્ગ સુઝાડે છે તે મહાન ખુબીઓવાળાનો. (૬) અને કાફિર કહેવા લાગ્યા, અમે તમને એક પુરુષ બતાવીએ કે જે તમને ખબર આપે છે કે જ્યારે તમે ફાટીને ટૂકડે ટૂકડા થઈ જશો નિ:શંક તમારે ફરી નવેસરથી બનવાનું છે. (૭) અલ્લાહ ઉપર કેવું જૂઠ ઘડી લાવ્યો છે ! અથવા તે માનસિક અસ્થિર*

*છે? કંઈ પણ નથી પરંતુ જેઓ આખિરતનું ઈમાન નથી રાખતા આફતમાં છે અને ભૂલમાં દૂર જઈ પડયા. (૮) શું જોતા નથી જે કંઈ તેમની આગળ છે અને પાછળ છે આસમાન અને જમીનમાં ? જો અમે ઈચ્છીએ તો તેમને જમીનમાં ગરકાવ કરી આપીએ અથવા તેમના ઉપર આસમાનનો ટૂકડો નાંખી દઈએ, બેશક ! તેમાં દરેક રુજૂઅ્ કરનાર (શરણે આવનાર) બંદા માટે નિશાની છે. (૯)*

## તફસીર :

અને આ કાફિરો કહે છે અમારા ઉપર કયામત આવશે નહીં, તમે કહી આપો કે કેમ નહીં (આવે) ? કસમ મારા પરવરદિગારે આલિમુલ ગય્બની કે તે અવશ્ય તમારા ઉપર આવશે (તેનું જ્ઞાન એટલું વિશાળ અને સર્વવ્યાપી છે કે) તેના (જ્ઞાન)થી કોઈ રજકણ બરાબર પણ છુપું નથી, ન તો આસમાનોમાં, ન જ જમીનમાં (બલકે બધું જ તેના જ્ઞાનમાં હાજર છે) અને ન જ કોઈ વસ્તુ તેના (પ્રસ્તુત પ્રમાણ)થી નાની અને ન જ કોઈ વસ્તુ (તેનાથી) મોટી પરંતુ એ બધું (અલ્લાહના જ્ઞાનના ઘેરાવાના કારણે) કિતાબે મુબીન (એટલે કે લવહે મહફૂઝ)માં (લખાયેલ) છે, (કયામત વિશે કાફિરોને કેટલીય શંકાઓ હતી, એક એ કે જો તે આવનારી છે તો તેનો સમય બતાવો كَمَا قَالَ تَعَالٰى اَيَّانَ مُرْسٰهَا બીજું એ કે જેના અવશેષોને એકઠા કરીને તેમાં જીવન પેદા કરવાનું બતાવવામાં આવે છે તેની કોઈ નિશાની પણ રહેવાની નથી પછી તે અવશેષો કઈ રીતે એકઠા થશે?

આ વિષયની સાબિતી ઈલ્મે ગય્બની પ્રથમ શંકાનો જવાબ થઈ ગઈ કે તેનું ઈલ્મ હિકમતના કારણે અલ્લાહ તબારક વ તઆલાની સાથે ખાસ છે, જો નબી અલૈ.ને તેનો નિશ્ચિત સમય ખબર ન હોય તો જરૂરી નથી કે તેનું અસ્તિત્વ જ ન હોય, અલ્લાહ તઆલાનું ફરમાન છે, قُلْ اِنَّمَا عِلْمُهَا عِنْدَاللّٰهِ અને તેના સર્વવ્યાપી જ્ઞાનની સાબિતીથી બીજી શંકાનો જવાબ થઈ ગયો કે તે બધા જ અવશેષો જમીનમાં વિખરાઈ ગયા અને ફેલાઈ ગયા છતાં અમારા જ્ઞાનથી બહાર નથી, અમે જયારે ઈચ્છશું ત્યારે તેને ભેગા કરી લઈશું, અલ્લાહ તઆલાનું ફરમાન છે, اَفَلَمْ يَرَوْ.... હવે કયામતની પરિસ્થિતિ બતાવવામાં આવે છે કે તે કયામત એટલા માટે આવશે કે) જેથી તે લોકોને (ભલો) બદલો આપે જેઓ

ઈમાન લાવ્યા હતા અને તેમણે નેક કામો કર્યા હતા, (બસ) એવા લોકો માટે મા'ફી અને (જન્નતમાં) ઈજ્જતની રોજી છે અને જે લોકોએ અમારી આયતો વિશે (તેને રદ કરવા માટેની) કોશીશ કરી હતી (નબી ﷺને) હરાવવા માટે (બસ આ પ્રયત્નમાં તેઓ નિષ્ફળ જ રહ્યા) એવા લોકો માટે કઠોર કષ્ટદાયક અઝાબ હશે અને (કુર્આનની આયતોને જૂઠાડવા ઉપર આવી સજા હોવી જ જોઈએ, કારણ કે પ્રથમ તો કુર્આન પોતે અલ્લાહ તઆલા તરફથી સત્યનો હુકમ છે અને એવા સત્યના હુકમને જૂઠાડવો પોતે અલ્લાહ તઆલાને જૂઠાડવા સમાન છે, તેના ઉપર જેટલી સજા થાય યોગ્ય છે; બીજું, કુર્આન સત્ય માર્ગની તા'લીમ અને માર્ગદર્શન આપે છે જે વ્યક્તિ તેને માનશે નહીં તે સત્ય માર્ગથી ઈરાદાપૂર્વક દૂર રહેશે, ન તો તેને સાચી માન્યતાઓની જાણ થશે અને ન જ ભલા કર્મોની અને જે છુટકારાનો તરીકો હતો, બસ છુટકારાના માર્ગથી ઈરાદાપૂર્વક દૂર રહેવા ઉપર શિક્ષા થવી અયોગ્ય વાત નથી અને કુર્આનનું સત્ય અને માર્ગદર્શક હોવું એવું સ્પષ્ટ છે કે આ ઉપરાંત એ વિશેની ઘણી બધી દલીલોથી તે સાબિત થઈ ચૂક્યું છે, એક સહેલી પદ્ધતિ તેની સાબિતીની એ પણ છે કે) જે લોકોને (આસમાની કિતાબોનું) જ્ઞાન આપવામાં આવ્યું છે તે આ કુર્આનને કે જે તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે મોકલવામાં આવ્યું છે એવું સમજે છે કે તે સત્ય છે અને તે વર્ચસ્વ ધરાવનાર વખાણપાત્ર અલ્લાહ(ની ખુશી)નો માર્ગ બતાવે છે, (આ દલીલોની ચર્ચા સૂરએ શુઅ્રાના શરૂના રુકૂઅ્ના અંતે પસાર થઈ ચૂકી છે અને કદાચ ટૂંકમાં સમગ્ર ઈમાનના વાજિબ હુકમોનું વર્ણન કુર્આનની શૈલીના કારણે છે એટલા માટે ફરમાવવામાં આવ્યું કે આ ઈમાનના વાજિબ હુકમો ઉપર આધારિત છે ખાસ કરીને કયામતની ખબર કે જેના વિશે આ સ્થળે વર્ણન થયું છે, બસ આ બીનાએ ખુલાસો એ થયો કે કયામતના દિવસે આ જ કયામતના જૂઠાડવા ઉપર પણ સજા થશે) અને (આગળ ફરી કયામતની સાબિતી છે એટલે કે) આ કાફિરો (પરસ્પર) કહે છે કે શું અમે તમને એક એવો વ્યક્તિ બતાવીએ જે તમને એ (અજબ) ખબર આપે છે કે જ્યારે તમે બિલકુલ ક્ષતવિક્ષત થઈ જશો તો (ત્યારબાદ કયામતમાં) તમે જરૂર એક નવા જન્મમાં આવશો, ખબર નહીં આ વ્યક્તિ અલ્લાહ ઉપર (ઈરાદાપૂર્વક) જૂઠો આક્ષેપ લગાવે છે અથવા તેને કોઈ પ્રકારનો માનસિક રોગ છે (કે વિના ઈરાદે જૂઠું બોલી રહ્યો છે, કારણ કે આ બાબત તો અશક્ય છે તો તેના

અસ્તિત્વમાં આવવાની ખબર બિલકુલ ખોટી છે, ભલે ઈરાદાપૂર્વક હોય અથવા માત્ર કાલ્પનિક ધારણાઓથી હોય, અલ્લાહ તઆલા તે બંને શંકાઓને રદ કરે છે કે અમારા નબી ﷺ તો જૂઠો આક્ષેપ લગાવનાર અથવા માનસિક રીતે અસ્થિર બિલકુલ નથી) બલકે તે લોકો આખિરતમાં વિશ્વાસ નથી ધરાવતા (તે જ) અઝાબ અને ગુમરાહીમાં ખૂબ દૂર સુધી (સપડાઈ ચૂક્યા) છે (આ ગુમરાહીની હાલની અસર એ છે કે તેમને સાચો વ્યક્તિ પણ આક્ષેપ ઘડનાર માનસિક રોગી નજરે પડે છે અને તેની આખિરતની અસર એ છે કે તેમને અઝાબ ભોગવવો પડશે અને આ અજ્ઞાનીઓ જે આ બધા અવશેષોને ભેગા કરીને નવેસરથી જીવન આપવાનું અશક્ય સમજી રહ્યા છે) તો શું તેમણે (અલ્લાહની કુદરતની મહાનતાની દલીલોમાંથી) આસમાન અને જમીન તરફ નજર નથી કરી જે તેમની આગળ (પણ) અને તેમની પાછળ (પણ) મોજૂદ છે (કે જે સ્થળે જુએ તે નજરે પડી રહ્યું છે, બસ આ મહાન રચનાઓને શરૂઆતમાં પેદા કરનારો શું નાના અવશેષોને એકઠા કરી ફરીવાર પેદા કરવા શક્તિમાન નથી ? અલ્લાહ તઆલાનું ફરમાન છે, لَخَلْقُ السَّمٰوٰتِ وَالْاَرْضِ اَكْبَرُ مِنْ خَلْقِ النَّاسِ.... અને આ સત્ય દલીલો હોવા છતાં પણ જો કોઈ ઈન્કાર અને તેનાથી દુશ્મનાવટ કરે તો તે એ પાત્ર જ છે કે તેને સજા આપવામાં આવે અને સજા પણ એવી કે આસમાનોની કુદરતની દલીલોમાંથી જે તેમના માટે મહાન નેઅ્મત છે તેને જ તેમના માટે અઝાબનો સામાન બનાવી દેવામાં આવે કે જે નેઅ્મતનો ઈન્કાર કર્યો તે જ નેઅ્મતને نِقْمَتْ એટલે કે અઝાબ બનાવવાથી સખત અફસોસ થાય છે અને અમે આવી સજા આપવા માટે પણ શક્તિમાન છીએ તેથી) જો અમે ઈચ્છીએ તો તેમને જમીનમાં ધસાવી દઈએ અથવા (જો ઈચ્છીએ તો) તેમના ઉપર આસમાનના ટૂકડા તોડી પાડીએ (પરંતુ હિકમતનો તકાદો છે મોડું કરવું એટલા માટે તેમને મહોલત આપવામાં આવી છે, મતબલ કે આ લોકોને પોતાની ભ્રમણાઓ અને ખોટી માન્યતાઓને દૂર કરવા માટે આસમાન અને ધરતી ઉપર દષ્ટિ નાંખવી જોઈએ કારણ કે) આ (પ્રસ્તુત વર્ણન)માં (અલ્લાહની કુદરતની) સંપૂર્ણ દલીલ છે (પરંતુ) તે બંદા માટે જે (અલ્લાહ તરફ) ધ્યાન (પણ) ધરે (અને સત્યની પ્રાપ્તિ માટે આતુર પણ હોય એટલે કે દલીલ તો પૂરતી છે પરંતુ તેના સ્વીકાર પ્રત્યે આતુર નથી એટલા માટે વંચિત છે).

## મસ્અલા અને બોધપાઠ :

عَالِمِ الْغَيْبِ (આલિમિલ ગયૂબ) આ સિફત પરવરદિગારની છે જેના ઉપર કસમ ખાવામાં આવી છે અને અલ્લાહ જલ્લ શા'નુહૂની બધી જ સિફતોમાંથી આ સ્થળે "ઈલ્મે ગયૂબ" (અદષ્ય બાબતોનું જ્ઞાન) અને "ઈલ્મે મુહીત" (સમગ્ર છવાયેલા જ્ઞાન)ને કદાચ એટલા માટે ખાસ વર્ણન કરવામાં આવ્યું કે વાતચીત કયામતના ઈન્કારીઓની છે અને કયામતના ઈન્કારનું મોટું કારણ કાફિરો માટે એ હતું કે જ્યારે બધા મનુષ્યો મૃત્યુ પામી માટી જઈ જશે અને આ માટીના રજકણો પણ દુનિયામાં વિખરાઈ જશે તો સમગ્ર દુનિયામાં ફેલાયેલા અવશેષોને એકઠા કરવા, પછી દરેક મનુષ્યના અવશેષોને બીજા મનુષ્યોના અવશેષોથી અલગ કરીને દરેક અવશેષોને તેના જ અસ્તિત્વમાં પ્રવેશ કરાવવો કઈ રીતે શક્ય છે ? અને તેને અશક્ય સમજવું એ બીના ઉપર હતું કે તેમણે અલ્લાહ તઆલાનું જ્ઞાન અને તેની શક્તિને પોતાના જ્ઞાન અને શક્તિ ઉપર અનુમાનિત કરી રાખ્યું હતું. અલ્લાહ તઆલાએ બતાવી આપ્યું કે અલ્લાહ તઆલાનું ઈલ્મ સમગ્ર દુનિયા ઉપર એવું છવાયેલું છે કે આસમાનો અને જમીનમાં જે કંઈ પણ વસ્તુ છે તે સઘળી તેને ખબર છે અને તેને એ પણ ખબર છે કે તે ક્યાં અને કેવી છે ? કોઈ મખ્લૂકને ભલે ફરિશ્તા હોય અથવા પયગમ્બર! આવું ઈલ્મે મુહીત એટલે કે દુનિયાનું કોઈ રજકણ પણ તેના ઈલ્મથી બાકાત ન હોય, પ્રાપ્ત નથી થઈ શકતું અને જે પવિત્ર જાતને આવું ઈલ્મે મુહીત પ્રાપ્ત છે તેના માટે મનુષ્યના અવશેષોને સમગ્ર દુનિયામાંથી એકઠા કરી લેવા અને તેને અલગ અલગ કરી લેવા, પછી તેમના અવશેષોમાંથી તેમને ફરીવાર અસ્તિત્વમાં લાવવા શું મુશ્કેલ છે ?

لِيَجْزِىَ الَّذِيْنَ اٰمَنُوْا આ વાક્યનો સંબંધ તેનાથી આગલા વાક્ય لَتَاْتِيَنَّكُمْ સાથે છે, એટલે કે કયામત જરૂર આવશે અને કયામત આવવાનો હેતુ એ હશે કે ઈમાનવાળાઓને બદલો અને ઉચ્ચ કક્ષાની જન્નતની રોજી અર્પણ કરવામાં આવે અને તેનાથી વિપરીત اَلَّذِيْنَ سَعَوْا فِىْٓ اٰيٰتِنَا તે લોકો જેમણે અમારી આયતો ઉપર વાંધો ઉઠાવ્યો અને લોકોને તેના માનવાથી અટકાવવાનો પ્રયત્ન કર્યો.

مُعٰجِزِيْنَ તેમનો આ પ્રયત્ન જાણે એટલા માટે હતો કે તેઓ અમને પકડથી લાચાર કરી દે અને કયામતની હાજરીથી મુક્તિ પ્રાપ્ત કરે.

رِجۡزِ اَلِیۡم اُولٰٓئِکَ لَهُمۡ عَذَابٌ مِّنۡ رِّجۡزٍ اَلِیۡمٍ એવા લોકો માટે અઝાબ હશે. (રિજ્ઝે અલીમ)નો અર્થ "કઠોર અઝાબ" છે જે દર્દનાક હોય.

وَیَـــرَی الَّـــذِیۡـنَ اُوۡتُـوا الۡعِلۡمَ આ કયામતના ઈન્કારીઓથી વિપરીત તે મો'મિનોનું વર્ણન છે જે કયામત ઉપર ઈમાન લાવ્યા હતા અને અલ્લાહ તઆલા તરફથી જે જ્ઞાન રસૂલે કરીમ ﷺ ઉપર નાઝિલ થયું હતું તેઓ તે જ્ઞાનથી લાભાન્વિત થયા.

وَقَالَ الَّذِیۡنَ کَفَرُوۡا هَلۡ نَدُلُّکُمۡ عَلٰی رَجُلٍ یُّنَبِّئُکُمۡ اِذَا مُزِّقۡتُمۡ کُلَّ مُمَزَّقٍ اِنَّکُمۡ لَفِـیۡ خَـلۡقٍ جَدِیۡدٍ આ કયામતના ઈન્કારી કાફિરોનું નિવેદન નકલ કરવામાં આવ્યું છે જે હાંસી અને ઠેકડી ઉડાવવા માટે એવું કહ્યા કરતા હતા કે આવો ! અમે તમને એક એવા અજબ માણસનું સરનામું આપીએ જે એવું કહે છે કે જ્યારે તમે સંપૂર્ણ રીતે ક્ષત-વિક્ષત થઈ જશો, ત્યારબાદ પછી તમને નવી પેદાઈશ આપવામાં આવશે અને પછી તમને તે જ સ્વરૂપમાં તૈયાર કરીને સજીવન કરવામાં આવશે.

આ બાબતમાં દેખીતું છે કે તે વ્યક્તિથી ભાવાર્થ નબીએ કરીમ ﷺ છે જેઓ લોકોને કયામત અને કયામતમાં બધા મૃતકોને ફરીવાર સજીવન કરવાની ખબર આપે છે અને લોકોને તેના ઉપર ઈમાન લાવવાની તાકીદ કરતા હતા અને આ બધા લોકો રસૂલે કરીમ ﷺને પૂરી રીતે ઓળખતા હતા પરંતુ અહીંયાં એક ભિન્ન પ્રકારની શૈલીથી વર્ણન કરવામાં આવ્યું કે જાણે તેઓ આપ ﷺ વિશે કશું જ નથી જાણતા, માત્ર એ સિવાય કે આપ ﷺ કયામતમાં મુરદાઓને સજીવન થવાની ખબર આપે છે. આ વાતચીતની પદ્ધતિ હાંસી અને ઠેકડી ઉડાવવા માટે અપનાવવામાં આવી હતી.

અને مُـــزِّقۡتُـــمۡ (મુઝ્ઝિકતુમ) એ مَـــزۡق (મઝ્ક)થી બને છે જેનો અર્થ "ચીરફાડ અને ટૂકડે ટૂકડા કરવાનો" થાય છે અને کُلَّ مُمَزَّقٍનો ભાવાર્થ મનુષ્યનું શરીર ક્ષતવિક્ષત થઈને વિખરાઈ જવાનો છે, આગળ રસૂલે કરીમ ﷺના નિવેદન અને કયામત વિશે પોતાના વિચારોની જાહેરાત તેઓ આ પ્રમાણે કરે છે, اَفۡتَـرٰی عَـلَی اللّٰهِ کَذِبًا اَمۡ بِهٖ جِنَّةٌ નો ભાવાર્થ એ છે કે શરીરના ક્ષતવિક્ષત થઈ ગયા પછી બધા અવશેષોને એકઠા કરી માનવ શરીર બની જવું અને સજીવન થવું તો એવી સમજવિહોણી વાત છે જેને સ્વીકાર કરવાનો અને માનવાનો કોઈ પ્રશ્ન જ

ઉપસ્થિત નથી થતો એટલા માટે આ કાફિરોના મતે રસૂલે કરીમ ﷺનું આ નિવેદન યા તો જાણીબૂઝીને અલ્લાહ તઆલા ઉપર તોહમત અને આક્ષેપ છે અથવા તો પછી એવું કહેનાર માનસિક અસ્થિર છે જેની વાતચીતની કોઈ બુનિયાદ સાચી નથી હોતી.

اَفَلَمْ يَرَوْا اِلٰى مَابَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ જેમકે તફસીરના ખુલાસાથી જાણ થઈ ચૂકી છે આ આયતમાં કયામત કાયમ થવાની દલીલો પણ છે કે આસમાન અને જમીનના સર્જનમાં વિચાર કરવાથી અને અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતનો સાક્ષાત્કાર કરવાથી એ શંકાઓ દૂર થઈ શકે છે જે કયામતના ઈન્કારીઓને તેના સ્વીકાર કરવા માટે અવરોધ સ્વરૂપ હતી અને સાથે જ ઈન્કારીઓ માટે સજાની ધમકી પણ છે કે આ આસમાન અને જમીનના બધા જ મહાન સર્જન જે તમારા માટે મોટી નેઅ્મતો છે, જો તેમના સાક્ષાત્કાર પછી પણ તમે જૂઠાડવા ઉપર અને ઈન્કાર કરવા ઉપર અડેલા રહ્યા તો અલ્લાહ તઆલાની કુદરતમાં એ પણ છે કે આ જ નેઅ્મતોને તમારા માટે અઝાબ બનાવી દે કે જમીન તમને ગળી જાય અથવા આસમાન તમારા ઉપર પડી જાય.

———————————

## આયતો : (સૂરએ સબા : આયત નં. ૧૦ થી ૧૪)

وَلَقَدْ اٰتَيْنَا دَاوٗدَ مِنَّا فَضْلًا ۖ يٰجِبَالُ اَوِّبِيْ مَعَهٗ وَالطَّيْرَ ۚ وَاَلَنَّا لَهُ الْحَدِيْدَ ۝١٠

اَنِ اعْمَلْ سٰبِغٰتٍ وَّقَدِّرْ فِي السَّرْدِ وَاعْمَلُوْا صَالِحًا ۖ اِنِّيْ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ۝١١

وَلِسُلَيْمٰنَ الرِّيْحَ غُدُوُّهَا شَهْرٌ وَّرَوَاحُهَا شَهْرٌ ۚ وَاَسَلْنَا لَهٗ عَيْنَ الْقِطْرِ ۖ وَمِنَ

الْجِنِّ مَنْ يَّعْمَلُ بَيْنَ يَدَيْهِ بِاِذْنِ رَبِّهٖ ۖ وَمَنْ يَّزِغْ مِنْهُمْ عَنْ اَمْرِنَا نُذِقْهُ مِنْ

عَذَابِ السَّعِيْرِ ۝١٢ يَعْمَلُوْنَ لَهٗ مَا يَشَآءُ مِنْ مَّحَارِيْبَ وَتَمَاثِيْلَ وَجِفَانٍ

كَالْجَوَابِ وَقُدُوْرٍ رّٰسِيٰتٍ ۖ اِعْمَلُوْٓا اٰلَ دَاوٗدَ شُكْرًا ۖ وَقَلِيْلٌ مِّنْ عِبَادِيَ الشَّكُوْرُ ۝١٣

فَلَمَّا قَضَيْنَا عَلَيْهِ الْمَوْتَ مَا دَلَّهُمْ عَلٰى مَوْتِهٖٓ اِلَّا دَآبَّةُ الْاَرْضِ تَاْكُلُ مِنْسَاَتَهٗ ۚ فَلَمَّا

خَرَّ تَبَيَّنَتِ الْجِنُّ اَنْ لَّوْ كَانُوْا يَعْلَمُوْنَ الْغَيْبَ مَا لَبِثُوْا فِي الْعَذَابِ الْمُهِيْنِ ۝١٤

## તરજુમો :

*અને અમે દાવુદ (અલૈ.)ને પોતાના તરફથી મોટાઈ આપી છે, હે પહાડો ! સુમધુર અવાજે તેમની સાથે પઢો અને ઊડતા પક્ષીઓને (પણ તેમની સાથે અલ્લાહની તસ્બીહ પઢવાનો હુકમ આપ્યો) અને અમે તેમના માટે લોઢું નરમ કરી દીધું. (૧૦) કે ખુલાસાવાળા બખ્તરો બનાવો અને અંદાજો લગાવી (પ્રમાણસર) કડીઓને જોડો અને તમે બધા ભલા કામ કરો, બેશક તમે જે કંઈ કરો છો તેને હું જોઈ રહ્યો છું. (૧૧) અને સુલયમાન (અલૈ.)ના માટે હવાને (તા'બે કરી જેથી) તેમની સવારની મંઝિલ એક મહિનાની (મુસાફરી જેટલી) થતી અને સાંજની મંઝિલ એક મહિનાની (મુસાફરી જેટલી) અને અમે તેમના માટે પીગળેલા તાંબાનો ઝરો વહાવી દીધો અને જિન્નાતોમાંથી કેટલાય એવા હતા જે તેમની સામે મહેનત કરતા તેમના પરવરદિગારના હુકમથી અને જે કોઈ તેમનામાંથી અમારા હુકમથી ફરી જાય અમે તેમને આગનો અઝાબ ચખાડીશું. (૧૨) તેમના માટે બનાવતા જે કંઈ ઈચ્છતા કિલ્લા અને ચિત્રો અને હોજ જેવા તળાવ અને ચૂલાઓ ઉપર જમાવેલી દેગો, હે દાવુદ (અલૈ.)ના ઘરવાળાઓ ! ઉપકાર માનીને (નેક) કામ કરો અને મારા બંદાઓમાંથી ઘણા થોડા ઉપકાર માનનારા છે. (૧૩) પછી જ્યારે અમે તેમના ઉપર મોતને નક્કી કર્યું તેમને (જિન્નાતોને) તેમનું મૃત્યુ જણાવા ન દીધું પરંતુ ઉધઈ તેમની લાકડી ખાતી રહી, પછી જ્યારે તે પડી ગયા (ત્યારે) જિન્નાતોએ જાણ્યું કે જો (અમે) ગયૂબની જાણકારી રાખતા હોત તો અપમાનજનક તકલીફમાં ન રહ્યા હોત. (૧૪)*

## તફસીર :

અને અમે દાવુદ (અલૈ.)ને પોતાના તરફથી મોટી નેઅ્મત આપી હતી (એટલા માટે અમે પહાડોને હુકમ આપ્યો હતો કે) હે પહાડો ! દાવુદ (અલૈ.)ની સાથે વારંવાર તસ્બીહ કરો (એટલે કે જ્યારે તેઓ ઝિક્રમાં પ્રવૃત્ત થાય તમે પણ તેમને સાથ આપો) અને (એ જ પ્રમાણે) પક્ષીઓને પણ હુકમ આપ્યો (કે તેમની સાથે તસ્બીહ કરો, અલ્લાહનું ફરમાન છે اِنَّا سَخَّرْنَا الْجِبَالَ مَعَهٗ يُسَبِّحْنَ بِالْعَشِيِّ وَالْاِشْرَاقِ وَالطَّيْرَ مَحْشُوْرَةً..... કદાચ તેમાં એક હિકમત એ હોય કે તેમના

ઝિક્રમાં મધુરતા હોય અને એ પણ હિકમત હોઈ શકે છે કે તેમનો એક મોઅ્જિઝો જાહેર કરવો હશે અને પહાડો અને પક્ષીઓની આ તસ્બીહ લગભગ એવી હશે કે સાંભળનાર પણ સમજી લે નહિતર ન સમજી શકાય એવી તસ્બીહ તો સામાન્ય છે, તેમાં દાવુદ અલૈ.ને કોઈ વિશેષતા નથી, અલ્લાહ તઆલાનું ફરમાન છે, (وَاِنْ مِّنْ شَیْءٍ اِلَّا یُسَبِّحُ بِحَمْدِهٖ وَلٰكِنْ لَّا تَفْقَهُوْنَ تَسْبِیْحَهُمْ) અને (એક નેઅ્મત આ આપી કે) અમે તેમના માટે લોઢાને (મીણ જેવું) નરમ કરી દીધું (અને એ હુકમ આપ્યો) કે તમે (આ લોખંડથી સારું) ખુલાસાવાર બખ્તર બનાવો અને (કડીઓને) જોડવામાં (યોગ્ય) અંદાજ(નો ખ્યાલ) રાખો અને (જેમ અમે તમને નેઅ્મતો આપી છે તેના શુક્રમાં) તમે સૌ (એટલે કે દાવુદ અલૈ. અને તેમના સંબંધીઓ) નેક કામ કર્યા કરો હું તમારા સૌના અમલોને જોઈ રહ્યો છું (એટલા માટે મર્યાદાઓના પાલનની સંપૂર્ણ કાળજી રાખો) અને સુલયમાન (અલૈ.) માટે હવાને કામે લગાડી દીધી કે તે (હવા)નું સવારનું ચાલવું મહિનાભરની મુસાફરીનું અંતર હતું અને (એ જ પ્રમાણે) તેનું સાંજનું ચાલવું મહિનાભરની મુસાફરીનું અંતર હતું (એટલે કે તે હવા હઝરત સુલયમાન અલૈ.ને એટલે દૂર દૂર સુધી પહોંચાડતી હતી, અલ્લાહ તઆલાનું ફરમાન છે, (وَسَخَّرْنَا لَهُ الرِّیْحَ تَجْرِیْ بِاَمْرِهٖ) અને (એક નેઅ્મત તેમની એ હતી કે) અમે તેમના માટે તાંબાનું ઝરણું વહાવી દીધું (એટલે કે તાંબાને તેમના કામે લગાડી દીધું જેથી વિવિધ પ્રકારની વસ્તુઓ બનાવવામાં કોઈ યંત્રોની જરૂરત પણ ન પડે અને સહૂલત હોય, પછી તે પ્રવાહી તાંબુ જેવો ઘાટ આપે તેવું જામી જતું હતું. આ પણ એક મોઅ્જિઝો હતો) અને (એક નેઅ્મત એ હતી કે અમે જિન્નાતોને તેમના તા'બે કરી દીધા હતા જેથી) જિન્નાતમાં અમુક તે હતા જે તેમની આગળ (જાતજાતના) કામ કરતા હતા તેમના પરવરદિગારના (તસ્ખીરી) હુકમથી (એટલા માટે કે અલ્લાહ તઆલાએ તેમને હઝરત સુલયમાન અલૈ.ના તા'બે કરી દીધા હતા) અને (તસ્ખીરી હુકમની સાથે તેમને શરઈ હુકમ પણ ચેતવણી સાથે એ આપવામાં આવ્યો હતો કે) તેમનામાં જે વ્યક્તિ અમારા (આ) હુકમ (કે સુલયમાન અલૈ.ની આજ્ઞાનું પાલન કરો તેના) વિરુદ્ધ બળવો કરશે (એટલે કે તેને સ્વીકારશે નહીં અને તેમના હુકમ પ્રમાણે કામ નહીં કરે, ભલે તસ્ખીરી હુકમના કારણે હઝરત સુલયમાન અલૈ. તેમની પાસેથી બળજબરીપૂર્વક કામ લેવા માટે શક્તિ ધરાવતા હશે જેમકે બંધકો પાસેથી લેવામાં

આવે છે તો પણ) અમે તેમને (આખિરતમાં) દોઝખનો અઝાબ ચખાડીશું (તેનાથી આ ભાવાર્થ પણ થયો કે જે સ્વીકારશે અને હુકમ પ્રમાણે કામ કરશે અને સંપૂર્ણ હુકમ પ્રમાણે કામ કરવું એ છે કે ઈમાન પણ અપનાવશે, કારણ કે દરેક નબી પોતાના હાથ નીચેનાઓને તેનો હુકમ કરે છે તો તેના વિના તેમણે હુકમનું પાલન કર્યું ગણાશે નહીં, બસ ખુલાસો એ છે કે જે જિન્નાત ઈમાન અને આજ્ઞાપાલન અપનાવશે તે અઝાબથી સુરક્ષિત રહેશે જેમકે ઈમાનનો તકાદો છે, આગળ એ કાર્યો બતાવ્યા છે જેના ઉપર જિન્નાતોને કામે લગાવવામાં આવ્યા હતા) એટલે કે તે જિન્નાત તેમના માટે એવી એવી વસ્તુઓ બનાવતા હતા જે તેમને (બનાવવું) મંજૂર હતું મોટી મોટી ઈમારતો અને શિલ્પો અને લગન (સરોવર) જેવા મોટા હોજ અને (મોટી મોટી) દેગો જે એક જ જગ્યાએ જડેલી રહે (હલાવે તો હલી ન શકે અને અમે તેમને એ હુકમ આપ્યો કે જેમકે અમે તમને નેઅ્‌મતો પણ આપી છે) હે દાવુદ (અલૈ.)ના કુટુંબીઓ ! (એટલે કે હઝરત સુલયમાન અલૈ. અને તેમના સંબંધીઓ) તમે સૌ (આ નેઅ્‌મતોના) શુક્રિયામાં નેક કામ કર્યા કરો અને મારા બંદાઓમાં શુક્રગુઝાર ઓછા જ હોય છે (એટલા માટે આ શુક્રગુઝારી કરવાથી જેની પદ્ધતિ અને હેતુ નેક કાર્યો છે તો તમને બહુમતી મખ્લૂક ઉપર વિશિષ્ટતા પ્રાપ્ત થઈ જશે, બસ તે વાક્યમાં શુક્ર અને નેક કાર્યો કરવાનો હુકમ થઈ ગયો, જેમકે હઝરત દાવુદ અલૈ.ને પણ اِعْمَلُوْا صَالِحًا નેક કામ કરવાનો હુકમ થયો હતો અને તે જ પ્રમાણે ત્યાં પહાડો અને પક્ષીઓને પણ કામે લગાડવામાં આવ્યા હતા અને અહીંયાં હવા અને જિન્નાતોને કામે લગાડવાનું વર્ણન થયું છે અને ત્યાં લોખંડને નરમ કરી દેવાનું હતું અને અહીંયાં તાંબાને, મતલબ કે જિંદગીભર હઝરત સુલયમાન અલૈ.ની સામે જિન્નાતોનો આ મા'મલો રહ્યો), પછી જ્યારે અમે તેમના ઉપર (એટલે કે હઝરત સુલયમાન અલૈ. ઉપર) મોતનો હુકમ લાગુ પાડ્યો (એટલે કે તેઓ ઈન્તેકાલ કરી ગયા) તો (એવી રીતે મોત આવ્યું કે જિન્નાતોને ખબર ન પડી, તે એ કે હઝરત સુલયમાન અલૈ. મોતની નજીકના સમયે લાકડીને બંને હાથોથી પકડીને તેને ટેક લગાવીને તખ્ત ઉપર બેસી ગયા અને એવી હાલતમાં રૂહ કબ્જે થઈ ગઈ અને એ જ પ્રમાણે એક વર્ષ સુધી બેઠા રહ્યા, જિન્નાત તેમને બેઠેલા જોઈને જીવીત સમજતા રહ્યા, કોઈની મજાલ એવી ન હતી કે પાસે જઈને અથવા એકટશે જોઈ શકે, ખાસ કરીને

જ્યારે કે કોઈ શંકાનું કારણ ન હોય અને જીવીત સમજીને એ જ પ્રમાણે કામ કરતા રહ્યા અને) કોઈ વસ્તુને તેમના મોતની ખબર બતાવવામાં ન આવી પરંતુ ઉધઈ તે સુલયમાન (અલૈ.)ની લાકડી ખાતી હતી (એટલે સુધી કે તેનો એક ભાગ ખાઈ લીધો તો તે લાકડી પડી ગઈ તેના પડવાથી હઝરત સુલયમાન અલૈ. પડી ગયા) બસ જ્યારે તેઓ પડી ગયા (અને ઉધઈએ લાકડી ખાવાથી અનુમાન આધારે જાણ થઈ કે તેમની તો વફાત થયે એક વર્ષ થઈ ચૂક્યું છે) ત્યારે જિન્નાતોને (પોતાના ગયૂબની વાતો જાણવાના દા'વાની) હકીકત જાણ થઈ (તે એ કે) જો તે ગયૂબ જાણતા હોત તો (એક વર્ષ સુધી) આ અપમાનજનક મુસીબતમાં ન રહ્યા હોત (તેનો ભાવાર્થ તકલીફવાળા મહેનતના કામ છે જેમાં પોતે તા'બે હોવાના કારણે અપમાન પણ હતું અને મહેનતના કારણે મુસીબત પણ હતી).

## મસ્અલા અને બોધપાઠ :

ઉપરોક્ત વર્ણનમાં કયામતના ઈન્કારી કાફિરોને સંબોધન હતું જે મૃત્યુ પછી શરીરના અવયવો ક્ષતવિક્ષત થઈ ગયા પછી ફરીવાર તેને એકઠા કરવાને અને તેમાં જીવન પેદા કરવાને બુદ્ધિની વિરુદ્ધ સમજીને ઈન્કાર કરતા હતા. પ્રસ્તુત આયતોમાં તેમની આ શંકાનું નિવારણ કરવા માટે અલ્લાહ તઆલાએ હઝરત દાવુદ (અલૈ.) અને હઝરત સુલયમાન (અલૈ.)ના કિસ્સા એટલા માટે વર્ણન કર્યા કે અલ્લાહ તઆલાએ તેમના હાથે આ દુનિયામાં એવા કામોનો સાક્ષાત્કાર કરાવી દીધો જેમને આ લોકો અશક્ય સમજ્યા કરતા હતા. દાખલા તરીકે લોઢાને મીણ જેવું નરમ બનાવી દીધું, હવાને હુકમના તા'બે કરી દીધી, તાંબાને એક પ્રવાહી જેવું બનાવી દીધું.

وَلَقَدْ اٰتَيْنَا دَاوٗدَ مِنَّا فَضْلًا એટલે કે, અમે દાવુદ (અલૈ.)ને પોતાનો ફઝ્લ અર્પણ કર્યો. فَضْل (ફઝ્લ)નો શાબ્દિક અર્થ "વધારા"નો થાય છે. ભાવાર્થ તે ખાસ લક્ષણો છે જે બીજાઓથી વધારે અર્પણ કરવામાં આવે છે. અલ્લાહ તઆલાના દરેક નબી અને પયગમ્બર (અલૈ.)ને ખાસ વિશેષ લક્ષણો અર્પણ કરવામાં આવ્યા છે જે તેમની ખાસ ફઝીલત (વિશેષતા) સમજવામાં આવે છે. હઝરત દાવુદ (અલૈ.)ની ખાસ સિફતો એ હતી કે તેમને પોતાની નુબુવ્વત અને રિસાલતની સાથે જ સમગ્ર દુનિયાની બાદશાહત અને હુકૂમત પણ આપવામાં

આવી હતી અને તેમને સુમધુર અવાજની એવી સિફત અર્પણ કરવામાં આવી હતી કે જ્યારે તેઓ અલ્લાહનો ઝિક્ર અથવા ઝબૂરની તિલાવતમાં મશ્ગૂલ થઈ જતા તો પક્ષીઓ હવામાં ઊડતા ઊડતા સાંભળવા માટે એકઠા થઈ જતા હતા, એ જ પ્રમાણે બીજા અનેક ખાસ મોઅ્જિઝાઓ આપવામાં આવ્યા હતા જેનું વર્ણન આગળ આવે છે. يَـاجِبَـالُ اَوِّبِىْ માં اَوِّبِىْ (અવ્વિબી) એ تَـاْوِيْب (તઅ્વીબ)થી બનેલ શબ્દ છે જેનો અર્થ પુનરાવર્તન કરવાનો અને પાછા આપવાનો થાય છે. ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલાએ પહાડોને હુકમ આપ્યો હતો કે જ્યારે હઝરત દાવુદ (અલૈ.) અલ્લાહનો ઝિક્ર અને તસ્બીહ કરે તો પહાડ પણ તે શબ્દો પઢીને પાછા આવે.

એ જ પ્રમાણે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ "અવ્વિબી"ની તફસીર سَبِّـــحِـــىْ (સબ્બિહી) કરી છે. (ઈબ્ને કષીર) આ પહાડોની તસ્બીહ જે હઝરત દાવુદ (અલૈ.)ની સાથે તેઓ કરતા હતા તે સામાન્ય તસ્બીહ ઉપરાંતની છે જેમાં સમગ્ર મખ્લૂક સામેલ છે અને તે દરેક જગ્યાએ, દરેક સમયે, દરેક યુગમાં ચાલું છે જેમકે કુર્આનમાં છે وَاِنْ مِّـنْ شَـىْءٍ اِلَّا يُسَبِّـحُ بِـحَـمْدِهٖ وَلٰكِنْ لَا تَفْقَهُوْنَ تَسْبِيْحَهُمْ એટલે કે દુનિયાની કોઈ વસ્તુ એવી નથી જે અલ્લાહ તઆલાની તા'રીફ અને વખાણની તસ્બીહ ન પઢતી હોય પરંતુ તમે તેમની તસ્બીહને સમજતા નથી. અહીંયાં જે તસ્બીહનું વર્ણન છે, એ હઝરત દાવુદ (અલૈ.)ના મોઅ્જિઝાઓનું સ્વરૂપ ધરાવે છે એટલા માટે એ દેખીતું છે કે આ તસ્બીહને સામાન્ય સાંભળનારા પણ સાંભળતા અને સમજતા હશે નહિતર પછી એ મોઅ્જિઝો જ ન હોત.

આથી જ એ જાણ થઈ કે હઝરત દાવુદ (અલૈ.)ના અવાજની સાથે સાથે પહાડોનો અવાજ ભળી જવો અને તસ્બીહનું પુનરાવર્તન કરવું એ આ અવાજના પડઘા સ્વરૂપે ન હતું જે સામાન્ય રીતે ગુંબજો અથવા કૂવાઓ વગેરેમાં અવાજ આપવાથી તેના પડઘા સ્વરૂપે સાંભળવામાં આવે છે, કારણ કે કુર્આને કરીમે તેને હઝરત દાવુદ (અલૈ.) ઉપર પોતાની ખસ કૃપા અને ઈનામ સ્વરૂપે હોવાનું વર્ણન કર્યું છે. જે પડઘાના અવાજનો કોઈ ખાસ ફઝીલત કે વિશિષ્ટતા સાથે કોઈ સંબંધ નથી તે તો દરેક વ્યક્તિ ભલે તે કાફિર જ કેમ ન હોય પડઘાના સ્થળોએ પોતાનો જ અવાજ પાછો સાંભળે છે.

وَالطَّيْرَ (વત્તયૂર) આ શબ્દ નહ્‌વી તરકીબમાં سَخَّرْنَا (સખ્ખરના) મહ્‌ઝૂબનો કર્તા હોવાના કારણે મન્સૂબ છે. (રૂહ) ભાવાર્થ એ છે કે અમે પક્ષીઓને હઝરત દાવુદ (અલૈ.) માટે કામે લગાડી (મુસખ્ખર કરી) દીધા હતા, આ "તસ્ખીર"નો ભાવાર્થ એ છે કે પક્ષીઓ પણ તેમના અવાજ ઉપર હવામાં જ એકઠા થઈ જતા.... અને તેમની સાથે પહાડોની જેમ તસ્બીહ કરતા હતા. જેમકે એક બીજી આયતમાં વર્ણન થયું છે, اِنَّا سَخَّرْنَا الْجِبَالَ مَعَهٗ يُسَبِّحْنَ بِالْعَشِيِّ وَالْاِشْرَاقِ وَالطَّيْرَ مَحْشُوْرَةً એટલે કે અમે પહાડોને હઝરત દાવુદ (અલૈ.)ના મુસખ્ખર કરી દીધા હતા કે, સવાર–સાંજ તેમની સાથે તસ્બીહ કર્યા કરે અને પક્ષીઓને પણ મુસખ્ખર કરી (કામે લગાડી) દીધા હતા. (૩૮:૧૮)

وَاَلَنَّا لَهُ الْحَدِيْدَ اَنِ اعْمَلْ سٰبِغٰتٍ وَّقَدِّرْ فِى السَّرْدِ આ બીજો મોઅ્‌જિઝો છે કે તેમના માટે લોખંડને નરમ કરી દીધું હતું. હઝરત હસન બસરી (રહ.), કતાદહ (રદિ.) અને અઅ્‌મશ (રહ.) વગેરે તફસીરના ઈમામોએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ મોઅ્‌જિઝા સ્વરૂપે લોખંડને તેમના માટે મીણ જેવું નરમ કરી દીધું હતું કે તેનાથી કોઈપણ વસ્તુ બનાવવામાં ન તો તેમને આગની જરૂર પડતી હતી અને ન જ કોઈ હથોડા કે બીજા ઓજારોની આવશ્યકતા હતી. આગળ આયતમાં એનું જ વર્ણન છે કે લોખંડને તેમના માટે એટલા માટે નરમ બનાવવામાં આવ્યું હતું કે તે લોઢાના બખ્તર સરળતાથી બનાવી શકે અને એક બીજી આયતમાં એ પણ પ્રસ્તુત છે કે અલ્લાહ તઆલાએ બખ્તર બનાવવાની કારીગરી તેમને પોતે શીખવાડી હતી. وَعَلَّمْنٰهُ صَنْعَةَ لَبُوْسٍ لَّكُمْ એટલે અમે તેમને બખ્તર બનાવવાની કારીગીરી શીખવાડી (૨૧:૮૦) અને આ આયતમાં પણ આગળ જે قَدِّرْ فِى السَّرْدِ આવ્યું છે એ પણ તે કારીગરી શીખવાડવાની પૂર્ણતા છે. શબ્દ قَدِّرْ (કદ્દિર) એ تَقْدِيْر (તકદીર)થી બને છે જેનો અર્થ એક અંદાજા ઉપર બનાવવાનો થાય છે અને سَرْد (સર્દ)નો શાબ્દિક અર્થ "ગૂંથવું" થાય છે, ભાવાર્થ એ છે કે બખ્તર બનાવવામાં તેની કડીઓને યોગ્ય રીતે પ્રમાણસર બનાવવી કે કોઈ નાની, કોઈ મોટી ન હોય જેથી તે મજબૂત બને અને જોવામાં પણ સારી લાગતી હોય. قَدِّرْ فِى السَّرْد ની આ તફસીર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થઈ છે.

*(ઈબ્ને કષીર)*

**ખુલાસો :**

આથી એ પણ જાણ થઈ કે કળા કારીગીરીમાં બાહ્ય દેખાવ પણ પસંદ કરવામાં આવેલ બાબત છે કે તેના માટે અલ્લાહ તઆલાએ ખાસ સૂચના આપી.

**ખુલાસો :**

અમુક લોકોએ قَدِّرْ فِي السَّرْدِ ની તફસીરમાં "તકદીર"નો એ ભાવાર્થ લીધો છે કે આ કારીગીરી માટે એક નિશ્ચિત સમય નક્કી કરી લેવો જોઈએ, બધા સમયો તેમાં ખર્ચ ન થઈ જાય જેથી ઈબાદત અને રાજ્ય કારભારના કાર્યોમાં તેના કારણે દખલગીરી આવવા ન પામે. આ તફસીરથી જાણ થઈ કે ઉદ્યોગપતિઓ અને મહેનત કરનાર મજૂર લોકોએ પણ ઈબાદત અને જાણકારી પ્રાપ્ત કરવા માટે પોતાના કામમાંથી થોડો સમય બતાવીને કાઢવો જોઈએ અને સમયનું સમયપત્રક બનાવવું જોઈએ. *(રૂહુલ મઆની)*

**ઉદ્યોગ અને સંશોધન (રિસર્ચ)ની ઘણી અગત્યતા છે :**

પ્રસ્તુત આયતથી સાબિત થાય છે કે આવશ્યક ચીજવસ્તુઓનું સંશોધન અને ઉદ્યોગ એવી મહત્ત્વની વસ્તુ છે કે અલ્લાહ તઆલાએ પોતે તેની તા'લીમ આપવાનો બંદોબસ્ત કર્યો અને પોતાના મહાન પયગમ્બરોને તે શિખવાડયું છે, હઝરત દાવુદ (અલૈ.)ને બખ્તર બનાવવાની કળા શીખવાડવી આ જ આયતથી સાબિત થયું. હઝરત નૂહ (અલૈ.)ને વહાણ બનાવવાની કળા આ જ રીતે શીખવાડવામાં આવી હતી. وَاصْنَعِ الْفُلْكَ بِأَعْيُنِنَا એટલે કે, "અમારી સામે વહાણ બનાવો." (૧૧:૩૭) અમારી સામે બનાવવાનો ભાવાર્થ એ છે કે અમે જે પ્રમાણે બતાવીએ તે પ્રમાણે બનાવો. આ જ પ્રમાણે બીજા અંબિયા (અલૈ.)ને પણ વિવિધ કળા કારીગીરી શીખવાડવું અમુક રિવાયતોથી સાબિત છે. "તિબ્બે નબવી ﷺ"ના નામથી એક કિતાબ હદીષના ઈમામ હાફિઝ શમસુદીન ઝહબી (રહ.) તરફ સંબંધ જોડીને છપાઈ છે, તેમાં તો એક રિવાયત આ નકલ કરી છે કે મનુષ્યની જિંદગી માટે જેટલી મહત્ત્વની અને જરૂરી કળા કારીગીરી છે, દાખલા તરીકે મકાન બનાવવું, કાપડ વણવું, વૃક્ષ વાવવા અને ઊગાડવા, ખાવા પીવાની વસ્તુઓ તૈયાર કરવી, મુસાફરી માટે અને ભાર વહન કરવા માટે પૈડાંઓની ગાડી બનાવીને ચલાવવી વગેરે... આ બધી જરૂરી કારીગીરી અલ્લાહ તઆલાએ વહી દ્વારા પોતાના અંબિયા (અલૈ.)ને શીખવાડી હતી.

**કારીગરોને તુચ્છ સમજવા ગુનોહ છે :**

અરબમાં વિવિધ લોકો વિવિધ કારીગરી અપનાવતા હતા, કોઈ કારીગીરી અથવા ઉદ્યોગને નાનો અથવા તુચ્છ સમજવામાં આવતો ન હતો અને કારીગરો કળા કારીગરીના પાયા ઉપર કોઈ વ્યક્તિને ઊંચો અથવા નીચો સમજવામાં આવતો ન હતો, ન જ ધંધા કે વ્યવસાયના આધારે કોઈ જાતી બનતી હતી. વ્યવસાયના આધાર ઉપર જાતીઓ બનાવવી અને અમુક વ્યવસાયને તે વ્યવસાયના આધારે તુચ્છ અને અપમાનિત સમજવા એ હિંદુસ્તાનના હિન્દુઓની પેદાવાર છે, તેમની સાથે રહેવા સહેવાથી મુસલમાનોમાં પણ આ અસરો કાયમ થઈ ગઈ.

**હઝરત દાવુદ (અલૈ.)ને બખ્તર બનાવવાની કલા શીખવાડવાની હિક્મત :**

તફસીરે ઈબ્ને કષીરમાં ઈમામે હદીષ હઝરત હાફિઝ ઈબ્ને અસાકિર (રહ.)ની રિવાયત નકલ કરવામા આવી છે. હઝરત દાવુદ (અલૈ.) પોતાની ખિલાફત અને સલતનતના સમયમાં વેશ બદલીને બજારો વગેરેમાં જતા અને વિવિધ પ્રદેશોમાંથી આવનાર લોકોને પૂછ્યા કરતા હતા કે દાવુદ કેવો વ્યક્તિ છે? કારણ કે હઝરત દાવુદ (અલૈ.)ની બાદશાહતમાં ન્યાય અને ઈન્સાફ હતો અને બધા મનુષ્યો આરામ કરતા હતા અને સુખી જીવન ગાળતા હતા, કોઈને હુકૂમતથી કોઈ ફરિયાદ ન હતી એટલા માટે જેને પણ પ્રશ્ન કરતા તે હઝરત દાવુદ (અલૈ.)ના વખાણ અને તા'રીફ કરતા, તેમના ન્યાય અને ઈન્સાફ ઉપર આભાર વ્યક્ત કરતા.

અલ્લાહ તઆલાએ તેમની તા'લીમ માટે પોતાના એક ફરિશ્તાને માનવ સ્વરૂપે મોકલી આપ્યો, જ્યારે દાવુદ (અલૈ.) આ કામ માટે નીકળ્યા તો આ ફરિશ્તો તેમને મળ્યો, તે જ પ્રમાણે તેને પણ તે જ પ્રશ્ન કર્યો. ફરિશ્તાએ જવાબ આપ્યો, દાવુદ ઘણો સારો વ્યક્તિ છે અને બધા માનવોમાંથી તે પોતાની જાત માટે પણ અને પોતાની ઉમ્મત અને રય્યત માટે પણ બહેતર છે પરંતુ તેમાં એક ટેવ એવી છે કે તે ન હોત તો તેઓ બિલકુલ સંપૂર્ણ હોત. હઝરત દાવુદ (અલૈ.)એ પૂછ્યું, એ ટેવ કઈ છે. ફરિશ્તાએ કહ્યું કે તે પોતાનું ભોજન પાણી અને પોતાના

બાળ બચ્ચાંનું ભરણ પોષણ મુસલમાનોના માલ એટલે કે બયતુલ માલમાંથી લે છે.

આ વાત સાંભળીને હઝરત દાવુદ (અલૈ.)એ અલ્લાહ જલ્લ શા'નુહૂ તરફ કાકલૂદી અને દુઆ કરી કે મને કોઈ એવું કામ શીખવાડી આપો જે હું પોતાના હાથની મજૂરીથી પૂરું કરું અને તેના વળતરથી પોતાના બાળ બચ્ચાંનું ગુજરાન ચલાવું અને મુસલમાનોની સેવા અને રાજકારભારના બધા જ કામો વળતર લીધા વિના જ કરું, તેમની દુઆને અલ્લાહ તઆલાએ કબૂલ કરી અને તેમને બખ્તર બનાવવાની કળા શીખવાડી અને તેમને પયગમ્બરી પ્રતિષ્ઠા એવી આપી કે લોખંડને તેમના હાથે મીણ જેવું નરમ બનાવી દેવામાં આવ્યું જેથી આ કળા ઘણી સરળ થઈ જાય અને થોડા સમયમાં પોતાનું ગુજરાન ઉત્પન્ન કરીને બાકી સમય ઈબાદત અને રાજકારભારના કાર્યમાં લગાવી શકે.

**મસ્અલો :**

તત્કાલીન ખલીફા અથવા સુલ્તાન જે પોતાનો સંપૂર્ણ સમય રાજકારભારને પૂર્ણ કરવામાં ખર્ચ કરતો હોય શરઈ રીતે એ જાઈઝ છે કે પોતાનું મધ્યમ કક્ષાનું ભરણ પોષણ બયતુલ માલમાંથી લઈ લે પરંતુ ભરણ પોષણનું કોઈ બીજું સ્વરૂપ હોઈ શકે તો તે વધારે પસંદ કરવામાં આવેલ બાબત છે. હઝરત દાવુદ (અલૈ.) ઉપર અલ્લાહ તઆલાએ સમગ્ર દુનિયાના ખજાનાઓ ખોલી દીધા હતા અને હીરા ઝવેરાત તથા બધી જ જરૂરતની વસ્તુઓની ખૂબ છૂટછાટ હતી અને અલ્લાહ તઆલા તરફથી તેમને બયતુલ માલમાં ઈચ્છા મુજબ દરેક પ્રકારનો ખર્ચ કરવાની પરવાનગી પણ આપવામાં આવી હતી. આયત فَامْنُنْ اَوْ اَمْسِكْ بِغَيْرِ حِسَابٍ (૩૮:૩૯)માં એ પણ સંતોષ આપવામાં આવ્યો હતો કે તમે જે પ્રમાણે ઈચ્છો ખર્ચ કરો, તમારા માથે હિસાબ આપવાનો નથી પરંતુ અંબિયા (અલૈ.)ને અલ્લાહ તઆલા અતિ ઉચ્ચ સ્થાન ઉપર રાખવા ઈચ્છે છે તો એ તકાદાથી ઘટના સામે આવી અને ત્યારબાદ હઝરત દાવુદ (અલૈ.) આટલી મોટી સલતનત હોવા છતાં પોતાની મજૂરીથી જ પોતાનું ગુજરાન ઉત્પન્ન કરતા અને તેના ઉપર કરકસર કરતા હતા.

ઉલમા જે તા'લીમ અને તબ્લીગની સેવા મફત આપતા હોય અને

ન્યાયાધીશ અને મુફતી જે લોકોના કામમાં પોતાનો સમય ખર્ચ કરતા હોય તેમનો પણ આ જ હુકમ છે કે બયતુલ માલ (ઈસ્લામી સરકારની તિજોરી)માંથી પોતાનો ખર્ચ લઈ શકે છે પરંતુ ભરણ પોષણનું બીજું કોઈ સ્વરૂપ ઉપસ્થિત હોય જે દીની સેવામાં દખલગીરી પણ કરતું ન હોય તો એ ઉત્તમ છે.

**ખુલાસો :**

હઝરત દાવુદ (અલૈ.)ની ટેવ હતી કે પોતાના અમલો અને ટેવો વિશે લોકોનો અભિપ્રાય ખચકાટ વિના સ્વતંત્ર રીતે જાણવાની કાળજી રાખતા હતા, આથી સાબિત થયું કે પોતાની ખામીઓ કારણ કે વ્યક્તિને પોતે જાણ નથી હોતી એટલા માટે અન્યોથી તહકીક કરવી જોઈએ. ઈમામ માલિક (રહ.) પણ એ બાબતની કાળજી લેતા કે એવી ખબર રાખતા હતા કે સામાન્ય લોકો તેમના વિશે શું અભિપ્રાય ધરાવે છે.

وَلِسُلَيْمٰنَ الرِّيْحَ غُدُوُّهَا شَهْرٌ وَّرَوَاحُهَا شَهْرٌ હઝરત દાવુદ (અલૈ.)ની વિશિષ્ટ શ્રેષ્ઠતા અને ઈનામોના વર્ણન પછી હઝરત સુલયમાન (અલૈ.)નું વર્ણન કર્યું અને એવું કહેવામાં આવ્યું કે જે પ્રમાણે હઝરત દાવુદ (અલૈ.) માટે અલ્લાહ તઆલાએ પહાડો અને પક્ષીઓને કામે લગાડી દીધા હતા એ જ પ્રમાણે હઝરત સુલયમાન (અલૈ.) માટે હવાને મુસખ્ખર કરી (કામે લગાડી) દીધી હતી અને હઝરત સુલયમાન (અલૈ.)ના તખ્તને જેના ઉપર તેઓ પોતાના મંત્રીમંડળ અને દરબારીઓની મોટી સંખ્યા સાથે સવાર થતા હતા અને હવા તેમના હુકમના તા'બે તેઓ જ્યાં ઈચ્છતા ત્યાં લઈ જતી હતી. હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે હવાની તસ્ખીર (ફરમાનના તા'બે)નો મોઅ્જિઝો હઝરત સુલયમાન (અલૈ.)ના આ અમલના બદલામાં અર્પણ થયો હતો કે એક દિવસે તેઓ પોતાના ઘોડાઓની દેખરેખમાં પ્રવૃત્ત હતા તેમાં એવા ઓતપ્રોત થઈ ગયા કે અસરની નમાઝ કઝા થઈ ગઈ, કારણ કે ઘોડાઓ આ બેદરકારીનું કારણ બન્યા હતા એ બેદરકારીના કારણને સમાપ્ત કરવા માટે હઝરત સુલયમાન (અલૈ.)એ તે ઘોડાઓને ઝબહ કરીને કુરબાન કરી દીધા, કારણ કે હઝરત સુલયમાન અલૈ.ની શરીઅતમાં ગાય, બળદની જેમ ઘોડાઓની કુરબાની પણ જાઈઝ હતી અને આ ઘોડાઓ પોતે હઝરત સુલયમાન અલૈ.ની મિલકતમાંથી હતા એટલા માટે બયતુલ માલના નુકસાનનો સવાલ જ પેદા થતો ન હતો અને કુરબાનીના કારણે પોતાનો

માલ બરબાદ કરવાની શંકા પણ અસ્થાને છે. તેની સંપૂર્ણ વિગત سُوْرَةِ صٓ (સૂરએ સુવાદ)માં આવશે, કારણ કે હઝરત સુલયમાન (અલૈ.)એ પોતાની સવારીના જાનવરો કુરબાન કરી દીધા હતા એટલા માટે અલ્લાહ તઆલાએ તેમને તેનાથી ઉત્તમ સવારી અર્પણ કરી. *(કુર્તુબી)*

غُدُوُّهَا شَهْرٌ وَّرَوَاحُهَا شَهْرٌ માં શબ્દ غُدُوّ (ગુદુવ્વુ)નો અર્થ "સવારના પહોરમાં ચાલવું" અને رَوَاحُ (રવાહુ)નો અર્થ "સાંજે ચાલવું" છે. આયતનો અર્થ એ થયો કે સવારથી બપોર સુધી આ તખ્તે સુલયમાની હવાના ખભાઓ ઉપર એક મહિનાની મુસાફરીનું અંતર પસાર કરી લેતો હતો અને ફરી સાંજથી રાત સુધીમાં એક મહિનાની, આ રીતે બે મહિનાની મુસાફરીનું અંતર પાર પાડી લેતા હતા.

હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે હઝરત સુલયમાન (અલૈ.) સવારે બયતુલ મુકદસથી રવાના થતા તો બપોરે اِصْطَخَرُ (ઈસ્તખર)માં જઈને થોભતા અને બપોરનું ભોજન ત્યાં કરતા હતા અને પછી ત્યાંથી ઝુહ્ર પછી પાછા ચાલતા તો કાબુલમાં જઈને રાત થતી હતી અને બયતુલ મુકદસથી اِصْطَخَرُ વચ્ચે એટલી મુસાફરી છે જે તેજ સવારી ઉપર ચાલનાર એક મહિનામાં પૂર્ણ કરી શકે છે એ જ પ્રમાણે اِصْطَخَرُ થી કાબુલ સુધીની મુસાફરી પણ તેજ ગતિએ સવારી ચલાવનાર એક મહિનામાં પૂર્ણ કરી શકતો હતો. *(ઈબ્ને કષીર)*

وَاَسَلْنَالَهٗ عَيْنَ الْقِطْرِ એટલે કે અમે સુલયમાન (અલૈ.) માટે તાંબાનું ઝરણું વહાવી દીધું. એટલે કે તાંબા જેવી કઠણ ધાતુને અલ્લાહ તઆલાએ સુલયમાન (અલૈ.) માટે પાણી જેમ વહેનારી પ્રવાહી બનાવી દીધી જે પાણીના ઝરણાની જેમ વહેતી હતી અને ગરમ પણ ન હતી જેથી સરળતાથી તેના વાસણો અને બીજી જરૂરિયાતની વસ્તુઓ બનાવી શકે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, આ ઝરણું એટલું દૂર સુધી વહેતું હતું જેની લંબાઈ ત્રણ દિવસ ત્રણ રાતની મુસાફરીથી પૂર્ણ થઈ શકે અને એ યમનની ભૂમિમાં હતું તથા મુજાહિદ (રહ.)ની રિવાયતમાં છે કે આ ઝરણું સનઆ યમનથી શરૂ થઈ ત્રણ દિવસ અને ત્રણ રાતની મુસાફરી સુધી પાણીના ઝરણાની જેમ વહેતું રહ્યું. ખલીલ નહ્વી (રહ.)એ ફરમાવ્યું છે કે શબ્દ قِطْر (કિત્ર) જે આ આયતમાં આવ્યો છે તેનો ભાવાર્થ "પીગળેલું તાંબું" થાય છે. *(કુર્તુબી)*

سَخَّرۡنَا مَحۡذُوۡفٌ وَمِنَ الۡجِنِّ مَنۡ يَّعۡمَلُ بَيۡنَ يَدَيۡهِ આ વાકય પણ (સખ્ખરના મહઝૂફ)થી સંબંધ ધરાવે છે, અર્થ એ છે કે અમે સુલયમાન (અલૈ.) માટે જિન્નાતોમાંથી એવા લોકોને જે તેમની સામે તેમના કામોને પૂર્ણ કરે પોતાના પરવરદિગારના હુકમ પ્રમાણે મુસખ્ખર કરી (કામે લગાડી) દીધા. بَيۡنَ يَدَيۡهِ (બયૂન યદયૂહિ) એટલે કે "તેમની સામે" આ શબ્દો વધારવાથી કદાચ એ બતાવવું હોય કે હઝરત સુલયમાન (અલૈ.) માટે જિન્નાતોની તસ્ખીર એ પ્રમાણે ન હતી જે પ્રમાણે ચાંદ સૂરજ વગેરેને મનુષ્ય માટે મુસખ્ખર કરવાનું ફરમાન કુર્આનમાં આવ્યું છે, બલકે આ તસ્ખીર એવી હતી કે જિન્નાત નોકરો ચાકરોની જેમ તેમની સામે સેવા ચાકરીમાં લાગેલા રહેતા હતા.

### જિન્નાતની તસ્ખીર (Subjugation-તા'બે થવા)નો મસ્અલો :

જિન્નાતની તસ્ખીર જે આ સ્થળે ઉપસ્થિત છે તે તો અલ્લાહ તઆલાના હુકમથી છે, તેમાં તો કોઈ સવાલ પેદા જ નથી થઈ શકતો અને અમુક સહાબએ કિરામ (રદિ.) વિશે જે રિવાયતમાં આવ્યું છે કે જિન્નાત તેમના મુસખ્ખર અને તા'બે હતા તો આ તસ્ખીર પણ તે પ્રકારની تَسۡخِيۡرُ بِاِذۡنِ اللّٰهِ (તસ્ખીર બિઈઝ્નિલ્લાહ) "અલ્લાહના હુકમથી તા'બે" થતી જે કરામત સ્વરૂપે તે લોકોને અર્પણ કરવામાં આવી હતી, તેમાં કોઈ અમલ અથવા વઝીફાની કોઈ દખલગીરી ન હતી, જેમકે અલ્લામહ શરબીની (રહ.)એ તફસીરે સિરાજુલ મુનીરમાં આ આયત હેઠળ હઝરત અબૂ હુરયરહ, હઝરત ઉબય ઈબ્ને કઅ્બ, હઝરત મઆઝ ઈબ્ને જબલ, હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ, હઝરત અબૂ ઐયૂબ અન્સારી અને હઝરત હઝરત ઝૈદ બિન ષાબિત (રદિ.) વગેરેની અનેક ઘટનાઓ એવી લખી છે, જેનાથી સાબિત થાય છે કે જિન્નાત તેમની આજ્ઞાનું પાલન અને સેવા કરતા હતા પરંતુ આ બધું માત્ર અલ્લાહ તઆલાની મહેરબાની અને કૃપા હતી કે હઝરત સુલયમાન (અલૈ.)ની જેમ અમુક જિન્નાત આ લોકોના મુસખ્ખર બનાવી દેવામાં આવ્યા હતા પરંતુ જે تَسۡخِيۡرِ عَمَلِيَّاتُ (તસ્ખીરે અમલિયાત) "અમલોથી તા'બે કરવું" આમિલોમાં મશ્હૂર છે તે વિચારપાત્ર છે કે શરીઅતમાં તેનો શું હુકમ છે ? કાઝી બદરૂદ્દીન શિબલી હનફી (રહ.) જે આઠમી સદીના ઉલમામાંથી છે તેમણે જિન્નાતોની બાબતમાં અને તેના અહકામ ઉપર એક આગવી કિતાબ "આકામુલ મરજાન ફિ અહકામિલ જાન્ન" લખી છે, તેમાં વર્ણન કર્યું છે કે જિન્નાતોથી સેવા

લેવાનું કાર્ય સૌ પ્રથમ હઝરત સુલયમાન (અલૈ.)એ અલ્લાહના હુકમથી મોઅ્જિઝા સ્વરૂપે કર્યું છે અને ફારસના નિવાસી જમશેદ બિન ઓન્જહાન તરફ સંબંધ થાય છે કે તેમણે જિન્નાતોની સેવા લીધી છે. એ જ પ્રમાણે આસિફ બિન બરખિયા વગેરે જેમનો સંબંધ હઝરત સુલયમાન (અલૈ.) સાથે રહ્યો છે તેમના વિશે પણ જિન્નાતો પાસે સેવા કરાવવાની ઘટનાઓ મશ્હૂર છે અને મુસલમાનોમાં સૌથી વધારે પ્રખ્યાત અબૂ નશર અહમદ બિન હિલાલ અલ બકીલ અને હિલાલ બિન વસીફની છે જેમના વિશે જિન્નાતો પાસેથી સેવાના કાર્યો લેવાની આશ્ચર્યજનક ઘટનાઓ ઉપસ્થિત છે. હિલાલ બિન વસીફની એક આગવી કિતાબમાં જિન્નાતોના વાક્યો જે તેમણે હઝરત સુલયમાન (અલૈ.)ને રજુ કર્યા તથા જે કરાર અને વચનો સુલયમાન (અલૈ.)એ તેમનાથી લીધા તેને એકઠા કરી દીધા.

કાઝી બદરૂદ્દીને આ જ કિતાબમાં લખ્યું છે કે સામાન્ય રીતે જિન્નાતોની તસ્ખીર (તા'બે કરવા)નો અમલ કરનાર આમિલો કુફ્રિય્યહ શયતાની શબ્દોથી તથા જાદૂથી કામ લેતા હતા જેને કાફિર જિન્નાત અને શયતાનો પસંદ કરતા હતા અને તેમના મુસખ્ખર તથા તા'બે થવાનું રહસ્ય માત્ર એ છે કે તેઓ તેમના કુફ્રિય્યહ અને શિર્કિય્યહ અમલોથી ખુશ થઈને લાંચ સ્વરૂપે તેમના અમુક કામો પણ કરી દેતા હતા અને એટલા જ માટે તેમના અમલોમાં મોટે ભાગે કુર્આને કરીમને નાપાકી અથવા લોહી વગેરેથી લખે છે જેનાથી કાફિર જિન્નાતો અને શયતાનો રાજી થઈને તેમના કામ કરી આપે છે, અલબત્ત એક વ્યક્તિ ઈબ્નુલ ઈમામ વિશે લખ્યું છે કે તે ખલીફા મુસ્તઝીદ બિલ્લાહના સમયમાં હતો, જિન્નાતોને તેણે અલ્લાહના ના'મો દ્વારા તા'બે કર્યા હતા તેમાં કોઈ વાત શરીઅતના વિરુદ્ધ ન હતી. *(આકામુલ મરજાન, પેજ : ૧૦૦)*

ખુલાસો એ છે કે જિન્નાતોની તસ્ખીર જે કોઈના માટે કોઈ ઈરાદા કે અમલ વિના માત્ર અલ્લાહ તઆલા તરફથી થઈ જાય જેમકે હઝરત સુલયમાન (અલૈ.) અને અમુક સહાબએ કિરામ (રદિ.) વિશે સાબિત છે તે તો મોઅ્જિઝા અથવા કરામતમાં સામેલ છે અને જે તસ્ખીર અમલો દ્વારા કરવામાં આવે છે તેમાં જો કુફ્રના શબ્દો અથવા કુફ્રિય્યહ અમલો હોય તો તે માત્ર કુફ્ર અને ગુનાહો ઉપર આધારિત ગુનાહે કબીરહ છે અને જે અમલોમાં એવા શબ્દો ઉપયોગ કરવામાં

આવે જેનો અર્થ ખબર નથી તેને પણ ફુકૂહાએ એ બીનાએ નાજાઈઝ કહ્યું છે કે બની શકે છે કે આ શબ્દો કુફ્ર અને શિર્ક તથા ગુનાહો ઉપર આધારિત હોય, કાઝી બદરૂદ્દીને "આકામુલ મરજાન"માં આવા અર્થ ન સમજી શકાય એવા શબ્દોના ઉપયોગને પણ નાજાઈઝ લખ્યા છે.

અને જો આ તસ્ખીરનો અમલ અલ્લાહના નામો અથવા કુર્આનની આયતો દ્વારા કરવામાં આવે અને તેમાં નાપાકી વગેરેના ઉપયોગ જેવો કોઈ ગુનોહ પણ ન હોય તો તે આ શરત સાથે જાઈઝ છે કે તેનો હેતુ જિન્નાતના ત્રાસથી બચવાનો અથવા અન્ય મુસલમાનોને બચાવવાનો હેતુ હોય, એટલે કે નુકસાનને દૂર કરવાનો હેતુ હોય, લાભ ઉઠાવવાનો હેતુ ન હોય કારણ કે જો તેને માલ કમાવવાનો ધંધો બનાવવામાં આવ્યો તો તે એટલા માટે જાઈઝ નથી કે તેમાં اِسۡتِـرۡقَـاقِ حُرۡ એટલે કે આઝાદને પોતાનો ગુલામ બનાવવો અને શરઈ હક વિના તેનાથી કામ લેવું છે જે હરામ છે. વલ્લાહુ અઅ્લમુ.

وَمَنۡ يَّزِغۡ مِنۡهُمۡ عَنۡ اَمۡرِنَا نُذِقۡهُ مِنۡ عَذَابِ السَّعِيۡرِ એટલે કે, અમે જિન્નાતોને હઝરત સુલયમાન (અલૈ.)ની સેવા અને આજ્ઞાપાલનનો જે હુકમ આપ્યો છે જો તેમાં કોઈ જિન્નાત તેમના આજ્ઞાપાલનથી ફરી જશે તો તેને આગનો અઝાબ આપવામાં આવશે. ઘણા તફસીરકારોએ તેનો ભાવાર્થ..... આખિરતમાં જહન્નમના અઝાબ સ્વરૂપે લીધો છે અને અમુક લોકોએ ફરમાવ્યું કે દુનિયામાં પણ અલ્લાહ તઆલાએ તેમના ઉપર એક ફરિશ્તાને થોપી દીધો હતો કે જે જિન્નાત હઝરત સુલયમાન (અલૈ.)ની આજ્ઞાપાલનમાં આળસ કરે તેને આગના ચાબુક મારીને કામ કરવા મજબૂર કરતા હતા. (કુર્તુબી) અને એ બાબતે શંકા નથી થઈ શકતી કે જિન્નાત તો પોતે આગથી બનેલા છે આગની તેમના ઉપર શું અસર થઈ શકે છે ? કારણ કે જિન્નાતના આગથી બનવાનો અર્થ તે જ છે જે મનુષ્યનો માટીથી બનવાનો છે, એટલે કે મનુષ્યના શરીરના તત્ત્વોમાં મોટું પ્રમાણ માટીનું છે પરંતુ જો તેને માટી અથવા પથ્થરથી મારવામાં આવે તો તેને અવશ્ય તકલીફ પહોંચે છે એ જ પ્રમાણે જિન્નાતોનું મૂળ તત્ત્વ અગ્નિ છે પરંતુ માત્ર તેજ આગથી પણ તેઓ સળગી જઈ શકે છે.

وَيَعۡمَلُوۡنَ لَهٗ مَا يَشَآءُ مِنۡ مَّحَارِيۡبَ وَتَمَاثِيۡلَ وَجِفَانٍ كَالۡجَوَابِ وَقُدُوۡرٍ رّٰسِيٰتٍ

આ આયતમાં તે કાર્યોની અમુક વિગત છે જે હઝરત સુલયમાન (અલૈ.) જિન્નાતો પાસેથી લેતા હતા. مَحَارِيْب (મહારીબ) એ مِحْرَابُ (મિહરાબ)નું બહુવચન છે જે મકાનોના આગળના અને ઊંચા ભાગ માટે બોલવામાં આવે છે, બાદશાહો અને મોટા લોકો જે પોતાના માટે હુકૂમતના ઓરડાઓ બનાવે તેને પણ "મિહરાબ" કહેવામાં આવે છે અને શબ્દ مِحْرَابُ حَرْبُ (મિહારાબ હર્બ) "યુદ્ધ"થી બનેલ શબ્દ છે. કોઈ વ્યક્તિ જે પોતાના રાજકારભાર ચલાવવા માટે જે મકાનને ખાસ બનાવે છે તેને અન્યોની પહોંચથી સુરક્ષિત રાખે છે, જો તેમાં કોઈ ઘુસવાનો પ્રયત્ન કરે તો તેના વિરુદ્ધ યુદ્ધ કરવામાં આવે છે. આ આધારે મકાનના ખાસ ભાગને પણ "મિહરાબ" કહે છે. મસ્જિદોમાં ઈમામના ઊભા થવાની જગ્યાને પણ આ જ વિશિષ્ટતાની બીનાએ મહરાબ કહેવામાં આવે છે અને ક્યારેક પોતે મસ્જિદોને "મહારીબ"ના શબ્દથી ઓળખવામાં આવે છે. પ્રાચીન સમયમાં "મહારીબે બની ઈસ્રાઈલ" અને ઈસ્લામમાં "મહારીબે સહાબા (રદિ.)"થી તેમની મસ્જિદો ભાવાર્થ સ્વરૂપે છે.

**મસ્જિદોમાં મિહરાબ માટે આગવું મકાન બનાવવાનો હુકમ :**

રસૂલે કરીમ ﷺ અને ખુલફાએ રાશીદીન (રદિ.)ના સમયકાળ સુધી ઈમામના ઊભા રહેવાની જગ્યાને એક આગવા મકાન સ્વરૂપે બનાવવાનો રિવાજ ન હતો. "કુરૂને ઊલા" પ્રાથમિક યુગ પછી સુલતાનોએ તેનો રિવાજ પોતાની સુરક્ષા માટે બનાવ્યો અને સામાન્ય મુસલમાનોમાં તેનો રિવાજ એ મસ્લિહતથી પણ થયો કે ઈમામ જે જગ્યાએ ઊભા થાય છે તે સંપૂર્ણ સફ ખાલી રહે છે, નમાઝીઓનું મોટું પ્રમાણ અને મસ્જિદોની તંગીને નજર સમક્ષ રાખી માત્ર ઈમામોના ઊભા રહેવાની જગ્યાને કિબ્લા બાજુની દિવાલમાં સહેજ અંદરની બાજુથી ઊંડી બનાવવામાં આવે છે જેથી તેમની પાછળ બધી જ સફો સંપૂર્ણ ઊભી થઈ શકે, કારણ કે આ પદ્ધતિ "કુરૂને ઊલા" (ઈસ્લામના શરૂઆતના સમય)માં ન હતી એટલા માટે અમુક ઉલમાએ તેને બિદ્અત કહી છે. શૈખ જલાલુદ્દીન સુયૂતિ (રહ.)એ આ મસ્અલા ઉપર આગવી કિતાબ "અઅ્લામુલ અરાનીબ ફી બિદ્અતુલ મહારીબ" લખી છે અને તહકીક તથા સાચી વાત એ છે કે જો આ પ્રમાણેના મિહરાબો નમાઝીઓની સહૂલત અને મસ્જિદની સુધારણાને નજર

સમક્ષ રાખી બનાવવામાં આવે અને તેને સુન્નતનો હેતુ સમજવામાં ન આવે તો તેને બિદ્અત કહેવાનું કોઈ કારણ નથી. હા ! જો તેને સુન્નતનો હેતુ બનાવી લેવામાં આવે અને તેના વિરુદ્ધ કરનારની ટીકા થવા લાગે તો આવા ગુલુ (અતિશયોક્તિ)થી આ અમલ બિદ્અતોમાં સામેલ થઈ શકે છે.

**મસ્અલો :**

જે મસ્જિદોમાં ઈમામનો મિહરાબ એક આગવા મકાનના સ્વરૂપમાં બનાવવામાં આવે છે ત્યાં ઈમામ માટે જરૂરી છે કે તે મિહરાબથી થોડું બહાર એ રીતે ઊભા થાય કે તેના પગ મિહરાબથી બહાર નમાઝીઓ તરફ રહે જેથી ઈમામ અને મુક્તદીઓનું એક જ મકાન ગણી શકાય નહિતર આ સ્વરૂપ મકરૂહ અને નાજાઈઝ છે કે ઈમામ અલગ મકાનમાં એકલા ઊભા થાય અને મુક્તદી બીજા મકાનમાં. અમુક મસ્જિદોમાં મિહરાબ એટલી પહોળી અને વિશાળ બનાવવામાં આવે છે કે મુક્તદીઓની નાની સરખી સફ મહરાબમાં ઊભી થાય અને ઈમામ તેમની આગળ સંપૂર્ણ રીતે મિહરાબમાં ઊભા થાય તો ઈમામ અને મુક્તદીઓનું મકાન એકસમાન થઈ જવાના કારણે કોઈ કરાહત કે સૂગ રહેતી નથી.

تَمَاثِيْل (તમાષીલ) એ تِمْثَالُ (તિમષાલ)નું બહુવચન છે. કામુષમાં છે કે "તમષાલ બફત્હે તાઅ્" ક્રિયાપદ છે અને "બકસ્રે તાઅ્ તિમષાલ" તસવીર (ચિત્ર)ને કહેવામાં આવે છે. ઈબ્ને અરબીએ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું કે "તિમષાલ" એટલે કે તસવીર બે પ્રકારની હોય છે. એક જેનામાં રૂહ છે તેવા સજીવોની તસવીર અને બીજું જેનામાં રૂહ નથી તેવી નિર્જીવ વસ્તુની તસવીર, પછી નિર્જીવોમાં બે પ્રકારો છે. એક સ્થૂળ વસ્તુઓ જેમકે જેનામાં વૃદ્ધિ અથવા વિકાસ નથી હોતો જેમકે માટી, પથ્થર વગેરે.... અને બીજી વૃદ્ધિ વિકાસવાળી વસ્તુઓ હોય છે જેમાં વૃદ્ધિ થતી રહેતી હોય છે, જેમકે વૃક્ષો, ખેતી વગેરે. જિન્નાતો હઝરત સુલયમાન (અલૈ.) માટે આ બધા જ પ્રકારોની વસ્તુઓની તસવીર બનાવતા હતા. પ્રથમ તો શબ્દ "તમાષીલ"ના સામાન્ય અર્થમાં જ આ વાત સમજી શકાય છે કે આ ચિત્રો કોઈ ખાસ પ્રકારના નહીં બલકે દરેક પકાર માટે સામાન્ય હતા. બીજી ઐતિહાસિક રિવાયતોમાં સુલયમાન (અલૈ.)ના તખ્ત ઉપર પક્ષીઓના ચિત્રો હોવાનું પણ વર્ણન છે.

## શરીઅતે ઇસ્લામમાં સજીવોના ચિત્રો બનાવવાનો તથા તેનો ઉપયોગ કરવાનો પ્રતિબંધ :

પ્રસ્તુત આયતથી જાણ થાય છે કે હઝરત સુલયમાન (અલૈ.)ની શરીઅતમાં સજીવોના ચિત્રો બનાવવા અને તેનો ઉપયોગ કરવો હરામ ન હતું પરંતુ કારણ કે અગાઉ થઈ ચૂકેલ ઉમ્મતોમાં તે બાબતોનો સાક્ષાત્કાર થયો કે લોકોની તસ્વીરો તેમની યાદગાર સ્વરૂપે બનાવી અને તેમને પોતાના ઈબાદતખાનાઓમાં એ હેતુથી રાખતા કે તેમને જોઈને તેમની ઈબાદતગુઝારીનો નકશો નજર સમક્ષ આવે તો પોતાને પણ ઈબાદતની પ્રેરણા મળે પરંતુ ધીરે ધીરે તે લોકોએ તે જ ચિત્રોને પોતાના પૂજ્ય (મઅ્બૂદ) બનાવી લીધા અને મૂર્તિપૂજાની શરૂઆત થઈ ગઈ.

ખુલાસો એ છે કે અગાઉની ઉમ્મતોમાં સજીવોની તસવીરો મૂર્તિપૂજાનું માધ્યમ બની ગઈ. શરીઅતે ઈસ્લામ કારણ કે કયામત સુધી કાયમ અને બાકી રાખવી તકદીરે ઈલાહી છે એટલા માટે તેમાં એ બાબતની ખાસ કાળજી રાખવામાં આવી છે કે જે રીતે મૂળ હરામ વસ્તુઓ અને ગુનાહને હરામ તથા પ્રતિબંધિત કરવામાં આવ્યા છે એ જ પ્રમાણે તેના માધ્યમો અને નજીકના કારણોને પણ અસલ ગુનાહની સાથે જોડીને હરામ કરી દેવામાં આવ્યા છે, મૂળ મોટો ગુનોહ શિર્ક અને મૂર્તિપૂજા છે તેની મનાઈ કરવામાં આવી તો જે માર્ગોએ થઈને મૂર્તિપૂજા આવી શકતી હતી તે માર્ગો ઉપર પણ શરીઅતે પહેરો બેસાડી દીધો અને મૂર્તિપૂજાના માધ્યમો તથા નજીકના કારણોને પણ હરામ ઠરાવવામાં આવ્યા. સજીવોની તસવીરો બનાવવી અને તેનો ઉપયોગ કરવો આ જ સિદ્ધાંતની બીનાએ હરામ કરવામાં આવ્યું. રસૂલે કરીમ ﷺની સહીહ અને મુતવાતિર હદીષોથી તે હરામ હોવાનું સાબિત છે.

એ જ પ્રમાણે દારૂ હરામ કરવામાં આવ્યું તો તેને વેચવું, ખરીદવું, તેને લાવવા લઈ જવાની મજૂરી કરવી, તેને બનાવવું.... બધું જ હરામ કરવામાં આવ્યું કે જે દારૂ પીવાના માધ્યમો છે. ચોરી હરામ કરવામાં આવી તો કોઈના મકાનમાં પરવાનગી વિના પ્રવેશ કરવાની બલકે બહારથી અંદર ઝાંખવાની પણ મનાઈ કરવામાં આવી, વ્યભિચાર હરામ કરવામાં આવ્યો તો ગેરમહરમ તરફ

ઈરાદાપૂર્વક નજર કરવાને પણ હરામ કરવામાં આવ્યું. શરીઅતે ઈસ્લામમાં આવા અનેક ઉદાહરણો મોજૂદ છે.

**સજીવની તસવીર (ચિત્ર) હરામ હોવા વિશે એક સામાન્ય શંકા અને તેનો જવાબ :**

સામાન્ય લોકો એવું કહી શકે છે કે રસૂલે કરીમ ﷺના સમયકાળમાં સજીવોની તસવીરોનો જે સ્વરૂપે ઉપયોગ કરવામાં આવતો હતો તે મૂર્તિપૂજાનું માધ્યમ બની શકતું હતું પરંતુ વર્તમાન સમયમાં તસવીરોથી જે પ્રમાણે કામ લેવામાં આવે છે જેમકે અપરાધીઓની ઓળખ, વેપારનો ખાસ ટ્રેડમાર્ક, દોસ્તો, સગાં સંબંધીઓથી મુલાકાતના પ્રસંગો અને પરિસ્થિતિઓની યાદગીરીમાં મદદ વગેરે, જેના કારણે ચિત્રો જિંદગીની જરૂરી ચીજ વસ્તુઓમાં સામેલ કરી લેવામાં આવી છે તેમાં મૂર્તિપૂજા અને ઈબાદત કે પૂજાની કોઈ કલ્પના દૂર દૂર સુધી નથી તો આ પ્રતિબંધ જે મૂર્તિપૂજાના ભયના કારણે કરવામાં આવ્યો હતો હવે માન્ય રહેવો જોઈએ નહીં.

જવાબ એ છે કે પ્રથમ તો એવું કહેવું પણ જાઈઝ નથી કે વર્તમાન સમયમાં ચિત્રો મૂર્તિપૂજાનું માધ્યમ રહ્યું નથી, આજે પણ કેટલાક સંપ્રદાયો અને વર્ગો છે જે પોતાના પીરોના ચિત્રોનો પૂજાપાઠ કરે છે અને જે હુકમ કોઈ જાહેર પરિસ્થિતિ આધારે આપવામાં આવે તો એ જરૂરી નથી કે તે દરેક વ્યક્તિમાં જોવા મળે, તદુપરાંત ચિત્રોની મનાઈનું કારણ માત્ર એક એ જ નથી કે તે મૂર્તિપૂજાનું માધ્યમ છે બલકે સહીહ હદીષોમાં તેની મનાઈના બીજા કારણો પણ ઉપસ્થિત છે, દાખલા તરીકે એ કે ચિત્રો બનાવવા અલ્લાહ તઆલાની ખાસ સિફતની નકલ ગણાય છે. ''મુસવ્વીર'' અલ્લાહ તઆલાના ખાસ ''અસ્માએ હુસ્ના'' (અલ્લાહના પવિત્ર નામો)માંથી છે અને ચહેરા બનાવવા વાસ્તવમાં તેના જ માટે યોગ્ય છે અને તે તેની જ શક્તિમાં છે કે સર્જનના હજારો પ્રકારો અને ભિન્ન ભિન્ન મખ્લૂકોમાં વળી દરેક પ્રકારમાં તેના કરોડો જીવ હોય છે પરંતુ એકનો ચહેરો બીજાને નથી મળતો. મનુષ્યને જ લઈ લો તો પુરુષના ચહેરા અને સ્ત્રીના ચહેરામાં ઉઘાડો ફરક હોય છે, પછી સ્ત્રીઓ અને પુરુષોના કરોડો વ્યક્તિઓમાં કોઈ પણ બે વ્યક્તિ બિલકુલ સરખા હોતા નથી, એવો ખુલ્લો તફાવત હોય છે કે

જોનારા માટે કોઈ લાંબો વિચાર કે ફિકર ચિંતા કર્યા વિના જ તે તફાવત સ્પષ્ટ થઈ જાય છે, શું આ ચહેરો બનાવવાની કળા અલ્લાહ રબ્બુલ ઈજ્જત સિવાય કોઈના કાબૂમાં છે ? જે મનુષ્ય કોઈ સજીવનું પૂતળુ અથવા તેનો નકશો અથવા રંગથી એક ચિત્ર બનાવે છે તે પોતાના અમલથી જાણે એ બાબતનો દા'વેદાર છે કે તે પણ ચહેરો બનાવી શકે છે, એટલા માટે સહીહ બુખારી વગેરેની હદીષોમાં છે કે કયામતના દિવસે ચિત્રો બનાવનારને કહેવામાં આવશે કે જ્યારે તમે અમારી નકલ ઊતારી તો પૂર્ણ કરીને બતાવો, જો તમારી શક્તિમાં હોય કે અમે તો માત્ર ચહેરો જ નથી બનાવ્યો તેમાં રૂહ પણ નાંખી છે, જો તમે આ સર્જનનો દા'વો કરો છો તો પોતાના બનાવેલા ચહેરામાં રૂહ નાંખીને પણ બતાવો.

ચિત્રોની મનાઈનું એક કારણ સહીહ હદીષોમાં એ પણ આવે છે કે અલ્લાહ તઆલાના ફરિશ્તાઓને ચિત્રો અને પૂતળાંઓથી નફરત છે, જે ઘરમાં આ વસ્તુઓ હોય છે તેમાં રહમતના ફરિશ્તા દાખલ નથી થતા જેના કારણે તે ઘરની બરકત અને નૂરાનિયત સમાપ્ત થઈ જાય છે. ઘરમાં વસનારાઓની ઈબાદત અને આજ્ઞાપાલનની તવફીક ઘટી જાય છે અને સાથે જ એ પ્રખ્યાત કહેવત પણ ખોટી નથી કે خانۂ خالی را دیوی گیرد એટલે કે, ખાલી ઘર ઉપર જિન્નાત ભૂતો કબ્જો કરી લે છે, જ્યારે કોઈ ઘર રહમતના ફરિશ્તાઓથી ખાલી હશે તો શયતાનો તેને ઘેરી લેશે અને તેમાં વસનારાઓના દિલોમાં ગુનાહોની ભ્રમણાઓ અને પછી ઈરાદાઓ પેદા કરતો રહેશે.

એક કારણ અમુક હદીષોમાં એ પણ બતાવવામાં આવ્યું છે કે ચિત્રો દુનિયાની વધારાની જરૂરતનો શણગાર છે અને આ યુગમાં જે પ્રમાણે ચિત્રોથી ઘણા લાભો પ્રાપ્ત કરવામાં આવે છે, હજારો ગુનાહો અને નિર્લજ્જતાઓ પણ આ જ ચિત્રો દ્વારા જન્મ લે છે, મતલબ કે શરીઅતે ઈસ્લામે માત્ર એ કારણથી નહીં ઘણા બધા કારણો ઉપર દષ્ટિ કરીને સજીવોના ચિત્રો બનાવવાને અને તેના ઉપયોગ કરવાને હરામ ઠરાવી દીધા છે. હવે જો કોઈ ખાસ વ્યક્તિમાં ધારી લો કે તે અપવાદ સ્વરૂપે મોજૂદ ન હોય તો કોઈ ખાસ અપવાદના કારણે શરીઅતનો કાનૂન બદલાઈ નથી શકતો.

સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)ની રિવાયતથી એ હદીષ આવી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اَشَدُّ النَّاسِ عَذَابًا يَوْمَ الْقِيٰمَةِ الْمُصَوِّرُوْنَ એટલે કે, સૌથી વધારે સખત અઝાબમાં કયામતના દિવસે (સજીવના) ચિત્રો બનાવનારો હશે.

અમુક હદીષની રિવાયતમાં ચિત્રો બનાવનારા ઉપર રસૂલે કરીમ ﷺએ લા'નત કરી છે અને સહીહૈનમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, كُلُّ مُصَوِّرٍ فِى النَّارِ ، اَلْحَدِيْثُ એટલે કે દરેક ચિત્રકાર (સજીવોના ચિત્રો દોરનાર) જહન્નમમાં જશે.

આ મસ્અલા વિશે હદીષની રિવાયતો અને પુરોગામી બુઝૂર્ગોની કાર્યપદ્ધતિની વિગતો સાબિતીઓ સાથે મુજ નાચીઝે પોતાની પુસ્તિકા ''અત્તસવીરુલ અહકામિલ તસવીર''માં એકઠા કરી દીધા છે અને લોકોની શંકાઓના જવાબો પણ તેમાં વિગતવાર છે, જરૂરત હોય તો ત્યાં જોઈ શકાય છે.

**ફોટોગ્રાફીથી લીધેલ ચિત્ર પણ ચિત્ર જ છે :**

અમુક લોકોનું એ કહેવું સદંતર ખોટું છે કે ફોટોગ્રાફી એ ચિત્રો બનાવવાથી બાકાત છે કારણ કે તે તો પડછાયો અથવા આકૃતિ છે, જેમકે આયના અથવા પાણી વગેરેમાં જોવામાં આવે છે તો જે રીતે આયનામાં પોતાનો ચહેરો જોવો જાઈઝ છે તે રીતે ફોટોગ્રાફીથી લીધેલ ચિત્ર પણ જાઈઝ છે, તેનો જવાબ સ્પષ્ટ અને ખુલ્લો છે કે આકૃતિ અને પડછાયો તે સમય સુધી પડછાયો કે આકૃતિ છે જ્યાં સુધી તે કોઈ માધ્યમ દ્વારા સ્થાપિત અને ટકાઉ બનાવી લેવામાં ન આવે, જેમકે અરીસા અથવા પાણીમાં પોતાની છબી જે સમયે પાણી અથવા અરીસા સામેથી તમે હટી જશો તો સમાપ્ત થઈ જશે, જો આયના ઉપર કોઈ ટેક્નોલૉજી દ્વારા આ છબી કે આકૃતિને ટકાઉ બનાવી દેવામાં આવે તો તે તસવીર (ચિત્ર) બની જશે જેનું હરામ હોવું અથવા મનાઈ હોવી મુતવાતિર હદીષોથી સાબિત છે. ફોટોગ્રાફીની વિસ્તૃત ચર્ચા પણ પ્રસ્તુત પુસ્તિકા ''અત્તસવીરુલ અહકામિલ તસવીર''માં લખવામાં આવી છે.

جِفَانٍ (જિફાનિન) એ جَفْنَةٌ (જફ્નહ)નું બહુવચન છે જે પાણીના મોટા વાસણો જેમકે ટબ અથવા પીપ વગેરેને કહેવામાં આવે છે. كَالْجَوَابِ (કલ્જવાબી) એ جَابِيَةٌ (જાબિયહ)નું બહુવચન છે, નાના હોજને ''જાબિયહ'' કહેવામાં આવે છે. ભાવાર્થ એ છે કે પાણી ભરવા મોટા વાસણો એવા બનાવતા

હતા જેમાં નાના હોજ સમાન પાણી ભરી શકાતું હતું. قُدُوْر (કુદૂર) એ قِدْر بِكَسْرِ الْقَافْ (કદ્ર બ કસ્રે કા'ફ)નું બહુવચન છે, તે "હાંડલીઓ"ને કહેવામાં આવે છે.

رَاسِيَاتٌ (રાસિયાત)નો અર્થ "પોતાના સ્થળે થોભેલી" થાય છે, ભાવાર્થ એ છે કે એટલી વજનવાળી અને મોટી દેગો બનાવતા હતા જે હલાવવાથી ન હલે અને શક્ય છે કે આ દેગો પથ્થરમાંથી કોતરીને પથ્થરના જ ચૂલાઓ ઉપર લાગેલી બનાવવામાં આવી હોય જે હટાવી કે ખસેડી શકવાપાત્ર ન હોય. તફસીરના ઈમામ ઝહ્હાક (રહ.)એ قُدُوْرٍ رَّاسِيَاتٌ ની આ જ તફસીર કરી છે.

اِعْمَلُوْا اٰلَ دَاوٗدَ شُكْرًا وَّقَلِيْلٌ مِّنْ عِبَادِیَ الشَّكُوْرُ હઝરત દાવુદ (અલૈ.) અને હઝરત સુલયમાન (અલૈ.)ને અલ્લાહ તઆલાએ પોતાના ખાસ ફઝ્લથી નવાઝ્યા અને ખાસ ઈનામો અર્પણ કર્યા તેમનું વર્ણન કર્યા પછી તેમને પોતાના બાળ બચ્ચાંઓ ઘરવાળાઓ સહિત શુક્રગુઝારીનો હુકમ આ આયતમાં આપવામાં આવ્યો છે.

### શુક્ર (અલ્લાહનો આભાર માનવા)ની હકીકત અને તેના હુકમો :

કુર્તુબીએ ફરમાવ્યું કે શુક્રની વાસ્તવિકતા એ છે કે એ બાબતનો સ્વીકાર કરે કે આ નેઅ્મત ફલાણા નેઅ્મત આપનારે આપી છે અને પછી તે નેઅ્મતને તેની આજ્ઞા અને મરજી પ્રમાણે ઉપયોગ કરે અને કોઈની આપેલી નેઅ્મતને તેની મરજી વિરુદ્ધ ઉપયોગ કરવો નાશુક્રી અને નેઅ્મતની નાકદ્રી છે, આથી જાણ થઈ કે શુક્ર જે રીતે જીભથી હોય છે એ જ પ્રમાણે અમલથી પણ શુક્ર હોય છે અને અમલી શુક્ર તે નેઅ્મતના આપનારની આજ્ઞા અને મરજી પ્રમાણેનો ઉપયોગ છે.... અને અબૂ અબ્દુર્રહમાન અસ્લમી (રહ.)એ ફરમાવ્યું કે નમાઝ શુક્ર છે, રોઝા શુક્ર છે, દરેક નેક કાર્ય શુક્ર છે. મુહમ્મદ ઈબ્ને કઅ્બ કરઝી (રહ.)એ ફરમાવ્યું કે શુક્ર તકવો અને નેક અમલોનું નામ છે. *(ઈબ્ને કષીર)*

પ્રસ્તુત આયતમાં કુર્આને હકીમે શુક્રના હુકમ માટે ટૂંકો શબ્દ اُشْكُرُوْنِیْ (ઊશ્કુરૂની)ના બદલે اِعْمَلُوْا شُكْرًا (ઈઅ્મલૂ શુક્રન) અપનાવીને કદાચ તે તરફ પણ ઈશારો કર્યો કે હઝરત દાવુદ (અલૈ.)ની અવલાદથી અમલી શુક્ર ઈચ્છવામાં આવી રહ્યો છે એટલા માટે આ હુકમનો અમલ હઝરત દાવુદ (અલૈ.) અને

હઝરત સુલયમાન (અલૈ.) અને તેમના કુટુંબે કથની અને કરણી બંનેથી એ પ્રમાણે કર્યો કે તેમના ઘરમાં કોઈ સમય એવો પસાર ન થતો હતો કે તેમના ઘરનો કોઈ વ્યક્તિ અલ્લાહની ઈબાદતમાં લાગેલો ન હોય. કુટુંબના સભ્યો ઉપર સમયની વહેંચણી કરી દેવામાં આવી હતી, એ જ પ્રમાણે હઝરત દાવુદ (અલૈ.)નો મુસલ્લો કોઈપણ સમયે નમાઝ પઢનારથી ખાલી રહેતો ન હતો.

*(ઈબ્ને કષીર)*

બુખારી અને મુસ્લિમમાં હદીષ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે નમાઝીઓમાં અલ્લાહ સમીપ ખૂબ પ્રિય નમાઝ હઝરત દાવુદ (અલૈ.)ની છે, તે અડધી રાતે સૂતા હતા, પછી ત્રીજા પહોરની રાત્રે ઈબાદતમાં ઊભા રહેતા હતા, પછી અંતિમ છટ્ઠા ભાગમાં સૂતા હતા અને બધા રોઝાઓમાં અતિપ્રિય રોઝો અલ્લાહ સમીપ હઝરત દાવુદ (અલૈ.)નો છે કે તે એક દિવસ રોઝો રાખતા અને એક દિવસ ઈફતાર કરતા હતા. *(ઈબ્ને કષીર)*

હઝરત ફુઝૈલ (રદિ.)થી નકલ થયું છે કે જ્યારે હઝરત દાવુદ (અલૈ.) ઉપર આ શુક્રનો હુકમ લાગુ થયો તો તેમણે અલ્લાહ તઆલાથી વિનંતી કરી કે હે મારા પરવરદિગાર ! હું તારો આ શુક્રિયહ કઈ રીતે પૂર્ણ કરી શકું છું જ્યારે કે મારો શુક્ર મૌખિક હોય અથવા અમલી, તે પણ તારી જ આપેલી નેઅ્મત છે, તેના ઉપર પણ આગવો શુક્ર અદા કરવો વાજિબ છે. અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો, اَلْاٰنَ شَكَرْتَنِىْ يَادَاوٗدُ એટલે કે, હે દાવુદ (અલૈ.) ! હવે તમે શુક્ર અદા કરી દીધો કારણ કે શુક્રનો હક અદા કરવાથી પોતાને આજિઝ અને લાચાર સમજી લીધો તથા તેનો સ્વીકાર કરી લીધો.

હકીમ તિરમિઝી અને ઈમામ અબૂબક્ર જસ્સાસ (રહ.)એ હઝરત અતાઅ્ બિન યસાર (રદિ.)થી રિવાયત કરી છે કે જ્યારે આ આયત નાઝિલ થઈ اِعْمَلُوْٓا اٰلَ دَاوٗدَ شُكْرًا તો રસૂલે કરીમ ﷺ મિમ્બર ઉપર તશરીફ લાવ્યા અને આ આયતને તિલાવત કરી, પછી ઈરશાદ ફરમાવ્યો કે ત્રણ કામ એવા છે કે જે વ્યક્તિ તેને પૂર્ણ કરી લે તો જે શ્રેષ્ઠતા દાવુદ (અલૈ.)ની અવલાદને અર્પણ કરવામાં આવી હતી તે તેને પણ મળી જશે, સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે તે ત્રણ કાર્યો કયા છે ? આપ ﷺએ ફરમાવ્યું કે, ખુશી અને ક્રોધ બંને પરિસ્થિતિઓમાં ન્યાય ઉપર કાયમ રહેવું અને ગિના (આર્થિક છૂટછાટ) તથા

ગરીબી બંને પરિસ્થિતિઓમાં મધ્યમ માર્ગ અને સમતોલપણું અપનાવવું તથા ગુપ્ત અને જાહેર બંને પરિસ્થિતિઓમાં અલ્લાહથી ડરવું.

*(કુર્તુબી, અહકામુલ કુર્આન, જસ્સાસ)*

وَقَلِيْلٌ مِّنْ عِبَادِیَ الشَّكُوْر શુક્રના હુકમોની તાકીદ પછી એ બાબતની પણ જાહેરાત કરી કે મારા બંદાઓમાં શુક્રગુઝાર ઓછા જ થશે, તેમાં પણ મો'મિન માટે ચેતવણી અને શુક્ર કરવાની તાકીદ છે.

....فَلَمَّا قَضَيْنَا عَلَيْهِ الْمَوْتَ આયતમાં શબ્દ مِنْسَأَةٌ એ عَصَاءُ અને લાઠી મારવાના અર્થમાં છે. અમુક લોકોએ ફરમાવ્યું કે આ હબશી ભાષાનો શબ્દ છે જેનો અર્થ "લાઠી" થાય છે અને અમુકે ફરમાવ્યું, આ અરબી ભાષાનો શબ્દ છે, نَسَـــــاءٌ નો અર્થ "હટાવવું" અથવા "પાછલા ક્રમે કરવું" થાય છે. લાઠી દ્વારા મનુષ્ય નુકસાનકારક વસ્તુઓને હટાવે છે તેથી તેને مِنْسَأَةٌ કહેવામાં આવ્યું. એટલે કે, "હટાવવાનું સાધન". આ આયતમાં હઝરત સુલયમાન (અલૈ.)ની મોતની આશ્ચર્યજનક ઘટના વર્ણન કરીને ઘણા બોધપાઠ અને માર્ગદર્શનોના દરવાજા ખોલવામાં આવ્યા.

**હઝરત સુલયમાન (અલૈ.)ના મોતની આશ્ચર્યજનક ઘટના :**

આ ઘટનામાં ઘણા બધા માર્ગદર્શનો છે, પ્રથમ એ કે હઝરત સુલયમાન (અલૈ.) કે જેમને આવી અજોડ સત્તા અને રાજ્યશાસન પ્રાપ્ત થયું હતું કે સમગ્ર દુનિયા ઉપર જ નહીં બલકે જિન્નાત અને પક્ષીઓ અને હવાઓ ઉપર પણ તેમની હુકૂમત હતી પરંતુ બધા સરસામાન હોવા છતાં મોતથી તેમને પણ છુટકારો ન મળ્યો હતો અને એ કે મોત તો નિશ્ચિત સમય પણ આવવાની જ હતી. બયતુલ મુકદસનું બાંધકામ જે હઝરત દાવુદ (અલૈ.)એ શરૂ કર્યું પછી હઝરત સુલયમાન (અલૈ.)એ તેની પૂર્ણતા કરી તેમાં અમુક બાંધકામ બાકી હતું અને આ બાંધકામ જિન્નાતોને સોંપવામાં આવ્યું હતું જેમના સ્વભાવમાં બળવાનું જોર હતું. તેઓ હઝરત સુલયમાન (અલૈ.)ના ડરથી કાર્ય કરતા હતા. જો તેમની વફાતની જિન્નાતોને જાણ થઈ જાય તો તેઓ તરત જ કામ છોડી દેશે અને બાંધકામ અધૂરું રહી જાય. તેની વ્યવસ્થા હઝરત સુલયમાન (અલૈ.)એ અલ્લાહના હુકમથી એ કરી કે જ્યારે મોતનો સમય આવ્યો તો મોતની તૈયારી કરીને પોતાના મિહરાબમાં

દાખલ થયા જે સ્વચ્છ પારદર્શક કાચથી બનેલ હતો, બહારથી અંદરની બધી વસ્તુઓ દેખાતી હતી અને પોતાના નિત્યક્રમ પ્રમાણે ઈબાદત માટે એક ટેકો લઈને ઊભા થઈ ગયા કે રૂહ નીકળી ગયા પછી પણ શરીર આ લાઠીના સહારે પોતાના સ્થળે સ્થિર રહે. હઝરત સુલયમાન (અલૈ.)ની રૂહ નિશ્ચિત સમયે કબ્જે કરી લેવામાં આવી પરંતુ તેઓ પોતાની લાઠીના સહારે પોતાની જગ્યાએ સ્થિર ઊભેલા એવા દેખાતા હતા કે જાણે ઈબાદતમાં મશ્ગૂલ છે, જિન્નાતોની એવી મજાલ કે હિંમત ન હતી કે પાસે આવીને જોઈ શકે, હઝરત સુલયમાન (અલૈ.)ને જીવીત સમજીને કામમાં પ્રવૃત્ત રહ્યા. એટલે સુધી કે એક વર્ષ પસાર થઈ ગયું અને બયતુલ મુકદ્દસના બાંધકામનું બાકી કામ પૂર્ણ થઈ ગયું તો અલ્લાહ તઆલાએ ઉધઈના કીડાને કે જેને ફારસીમાં دِیُــــوَکْ અને ઉર્દૂમાં دِیُــــمَکْ કહેવામાં આવે છે અને કુર્આને કરીમે તેને دَابَّةُ الْاَرْضِ ના નામથી ઓળખાવ્યું છે. હઝરત સુલયમાન (અલૈ.)ની લાઠી ઉપર થોપી દીધું, ઉધઈએ તે લાઠીને અંદરથી ખાઈને કમજોર કરી નાંખી, લાઠીનો સહારો સમાપ્ત થયો તો હઝરત સુલયમાન (અલૈ.) પડી ગયા, તે સમયે જિન્નાતોને તેમના મોતની ખબર પડી.

જિન્નાતોને અલ્લાહ તઆલાએ લાંબા અંતરની મુસાફરી અમુક ક્ષણોમાં પૂર્ણ કરવાની શક્તિ અર્પણ કરી છે તે ઘણી બધી એવી પરિસ્થિતિઓ અને ઘટનાઓથી વાકેફ થતા હતા જેને માનવી જાણતા નથી હોતા, જ્યારે તે માનવોને આ ઘટનાઓની ખબરો આપતા તો મનુષ્ય એવું સમજતો હતો કે આ ગય્બની ખબર છે અને જિન્નાતોને પણ ગય્બનું ઈલ્મ પ્રાપ્ત છે. પોતે જિન્નાતોનો પણ ઈલ્મે ગય્બ જાણવાનો દા'વો હોય તો તે દૂરની વાત નથી. મોતની આશ્ચર્યજનક ઘટનાએ તેની વાસ્તવિકતા ખોલી નાંખી કે પોતે જિન્નાતોને પણ ખબર પડી ગઈ અને બધા માનવોને પણ કે જિન્નાત આલિમુલ ગય્બ નથી, કારણ કે જો તેમને ગય્બનું ઈલ્મ હોત તો હઝરત સુલયમાન (અલૈ.)ના મોતની એક વર્ષ પહેલાં જ ખબર પડી ચૂકી હોત અને આ આખા વર્ષની મહેનત અને તકલીફ જે તેમને જીવીત સમજીને વેઠતા રહ્યા તેનાથી બચી ગયા હોત. આયતના અંતિમ વાક્યમાં તેનું જ વર્ણન છે. فَلَـمَّـا خَـرَّ تَبَيَّـنَـتِ الْـجِنُّ اَنْ لَّوْ كَانُوْا يَعْلَمُوْنَ الْغَيْبَ مَا لَبِثُوْا فِى الْعَذَابِ الْمُهِيْنِ તેમાં عَذَابٍ مُّهِيْنٌ (અઝાબિન મુહીન)થી ભાવાર્થ તે મહેનત અને તકલીફના કામ છે જેના ઉપર બયતુલ મુકદ્દસના બાંધકામની પૂર્ણતા માટે હઝરત

સુલયમાન (અલૈ.)એ તેમને કામે લગાડ્યા હતા. હઝરત સુલયમાન (અલૈ.)ની મોતની આ આશ્ચર્યજનક ઘટના અમુક તો પોતે કુર્આને કરીમની આ આયતમાં ઉપસ્થિત છે, બાકી વિગત હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) વગેરે તફસીરના ઈમામોથી નકલ થઈ છે જે ઈબ્ને કષીર વગેરે તફસીરોમાં નકલ કરવામાં આવી છે.

આ આશ્ચર્યજનક ઘટનાથી એ ઈબ્રત પણ પ્રાપ્ત થઈ કે મોતથી કોઈનો છૂટકારો નથી અને એ પણ કે અલ્લાહ તઆલાને જે કામ લેવાનું હોય છે તેની જે પ્રમાણે ઈચ્છે વ્યવસ્થા કરી શકે છે જેમકે આ ઘટનામાં બન્યું કે મોત થયું છતાં હઝરત સુલયમાન (અલૈ.)ને એક વર્ષ સુધી પોતાના સ્થળે કાયમ રાખીને જિન્નાતો પાસે કામ પૂર્ણ કરાવી લીધું અને એ પણ કે દુનિયાનો બધો સામાન અને યંત્રો તે સમય સુધી જ કાર્ય કરે છે જ્યાં સુધી અલ્લાહને મંજૂર હોય છે, જ્યારે તેને મંજૂર નથી હોતું તો યંત્રો અને સામાન જવાબ આપી દે છે, જેમકે અહીંયાં લાઠીનો સહારો ઉધઈ દ્વારા ખતમ કરી દેવામાં આવ્યો અને એ પણ કે હઝરત સુલયમાન (અલૈ.)ની વફાત પછી એ ભય હતો કે લોકો જિન્નાતના આશ્ચર્યજનક કામો અને કારનામાઓ અને ગય્બની વાતોથી દેખીતી રીતે તેઓ જાણકાર હોવા વગેરેના આશ્ચર્યજનક અમલોને જોઈને ક્યાંક તેમને જ પોતાના મઅ્બૂદ (પૂજ્ય) ન બનાવી બેસે, આ ભયને પણ આ મોતની ઘટનાએ સમાપ્ત કરી દીધો, સૌએ જિન્નાતોની બેખબરી અને લાચારીની જાણ થઈ ગઈ.

પ્રસ્તુત ચર્ચાથી એ પણ જાણ થઈ કે હઝરત સુલયમાન (અલૈ.)એ મોતના સમયને એક ખાસ પદ્ધતિએ બે કારણોએ અપનાવ્યો હતો, પ્રથમ એ કે બયતુલ મુકદસના બાંધકામનું બાકી રહેલ કાર્ય પૂર્ણ થઈ જાય, બીજું એ કે આ લોકો ઉપર જિન્નાતોની બેખબરી અને લાચારી જાહેર થઈ જાય જેથી તેમની ઈબાદત થવાનો ભય ન રહે. *(કુર્તુબી)*

ઈમામ નસાઈ (રહ.)એ સહીહ સનદથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર (રદિ.)થી આ રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જ્યારે હઝરત સુલયમાન (અલૈ.) બયતુલ મુકદસના બાંધકામથી ફારેગ થયા તો અલ્લાહ તઆલા પાસે અમુક દુઆઓ કરી જે સ્વીકારવામાં આવી, તેમાંથી એક દુઆ એ છે કે જે વ્યક્તિ આ મસ્જિદમાં માત્ર નમાઝની નિય્યતથી દાખલ થાય અને કોઈ

દુનિયવી હેતુ ન હોય તેને મસ્જિદમાંથી નીકળતા પહેલાં બધા ગુનાહોથી એવો પાક કરી દે જેમકે તે સમયે પાક હતો જ્યારે તે માતાના પેટે પેદા થયો હતો.

સુદ્દીની રિવાયતમાં પણ છે કે બયતુલ મુકદસના બાંધકામથી ફારેગ થયા પછી હઝરત સુલયમાન (અલૈ.)એ શુક્રિયહ સ્વરૂપે બાર હજાર ગાય, બળદ અને વીસ હજાર બકરીઓની કુર્બાની કરીને લોકોને જાહેર દા'વત આપી અને તે દિવસની ખુશી મનાવી તથા સખ્રએ બયતુલ મુકદ્દસ ઉપર ઊભા થઈને અલ્લાહ તઆલાથી એ દુઆ માંગી કે યા અલ્લાહ ! તેં જ મને આ શક્તિ અને સ્ત્રોત અર્પણ કર્યા જેનાથી બયતુલ મુકદસનું બાંધકામ પૂર્ણ થયું તો યા અલ્લાહ ! મને એવી પણ તવફીક આપ કે હું તારી આ નેઅ્મતનો શુક્ર અદા કરું અને મને પોતાના દિવસ ઉપર વફાત આપજે અને હિદાયત પછી મારા દિલમાં કોઈ ખોટ કે ઉણપ ન નાંખજે અને અરજ કરી કે હે મારા પરવરદિગાર ! જે વ્યક્તિ આ મસ્જિદમાં પ્રવેશ કરે હું તેના માટે તારી પાસે પાંચ વસ્તુઓ માંગું છું, એક એ કે જે ગુનેહગાર તવબહ કરવા માટે આ મસ્જિદમાં દાખલ થાય તો તું તેની તવબહ કબૂલ કરી લે અને તેના ગુનાહોને મા'ફ કરી દે, બીજું એ કે જે વ્યક્તિ કોઈ ડર અથવા ભયથી બચવા માટે આ મસ્જિદમાં સામેલ થાય તો તું તેને સલામતી આપજે અને ભયથી છુટકારો અર્પણ કરજે, ત્રીજું એ કે જે બીમાર વ્યક્તિ તેમાં પ્રવેશ કરે તેને તંદુરસ્તી આપજે, ચોથું એ કે જે ફકીર વ્યક્તિ તેમાં પ્રવેશ કરે તેને માલદાર બનાવે અને પાંચમું એ કે જે વ્યક્તિ તેમાં દાખલ થાય તે જ્યાં સુધી તેમાં રહે તું પોતાની કૃપાદષ્ટિ અને રહમત તેના ઉપર રાખજે તે વ્યક્તિ સિવાય કે જે જુલમ અથવા બેદીનીના કામમાં પ્રવૃત્ત થાય.

આ હદીષથી જાણ થાય છે કે બયતુલ મુકદસના બાંધકામનું કાર્ય હઝરત સુલયમાન (અલૈ.)ની હયાતીમાં સંપૂર્ણ થઈ ચૂક્યું હતું જે ઘટના ઉપરોક્ત વર્ણન થઈ છે તે કંઈ તેનાથી વિપરીત નથી કે અસલ બાંધકામ સંપૂર્ણ થયા પછી મોટા બાંધકામનું અમુક કામ બાકી રહી જતું હોય છે, તે બાકી હોય તેના માટે હઝરત સુલયમાન (અલૈ.)એ પ્રસ્તુત યુક્તિ અપનાવી હોય.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એ પણ નકલ થયું હતું કે મોત પછી લાઠીના સહારે હઝરત સુલયમાન (અલૈ.) એક વર્ષ સુધી ઊભા રહ્યા. (કુર્તુબી) અને અમુક રિવાયતોમાં છે કે જ્યારે જિન્નાતોને એ જાણ થઈ કે હઝરત સુલયમાન

(અલૈ.)ની મોતને લાંબી મુદ્દત વીતી ચૂકી છે અને અમે બેખબર રહ્યા તો મોતનો સમય જાણવા માટે આ યુક્તિ કરી કે એક લાકડી ઉપર ઉધઈ છોડી દીધી, એક દિવસ અને રાતમાં જેટલી લાઠી ઉધઈએ ખાધી તેનો હિસાબ લગાવી લીધો કે હઝરત સુલયમાન (અલૈ.)ની લાઠી ઉપર એક વર્ષ આ રીતે પસાર થયું હશે.

**ખુલાસો :**

બગવીએ ઈતિહાસના વિદ્વાનોના હવાલાથી વર્ણન કર્યું છે કે હઝરત સુલયમાન (અલૈ.)ની ઉંમર કુલ ૫૩ વર્ષ હતી અને તેમની સત્તા અને હુકૂમત ચાલીસ વર્ષ સુધી રહી, તેર વર્ષની ઉંમરમાં રાજ્યકારભારનું કામ સંભાળી લીધું હતું અને બયતુલ મુકદસનું બાંધકામ પોતાના રાજ્યકારભારના ચોથા વર્ષે શરૂ કર્યું હતું. *(મઝહરી, કુર્તુબી)*

———————————

## આયતો : (સૂરએ સબા : આયત નં. ૧૫ થી ૧૯)

| |
|---|
| لَقَدْ كَانَ لِسَبَاٍ فِيْ مَسْكَنِهِمْ اٰيَةٌ ۚ جَنَّتٰنِ عَنْ يَّمِيْنٍ وَّشِمَالٍ ۬ كُلُوْا مِنْ رِّزْقِ |
| رَبِّكُمْ وَاشْكُرُوْا لَهٗ ۭ بَلْدَةٌ طَيِّبَةٌ وَّرَبٌّ غَفُوْرٌ ﴿١٥﴾ فَاَعْرَضُوْا فَاَرْسَلْنَا عَلَيْهِمْ |
| سَيْلَ الْعَرِمِ وَبَدَّلْنٰهُمْ بِجَنَّتَيْهِمْ جَنَّتَيْنِ ذَوَاتَيْ اُكُلٍ خَمْطٍ وَّاَثْلٍ وَّشَيْءٍ مِّنْ سِدْرٍ |
| قَلِيْلٍ ﴿١٦﴾ ذٰلِكَ جَزَيْنٰهُمْ بِمَا كَفَرُوْا ۭ وَهَلْ نُجٰزِيْٓ اِلَّا الْكَفُوْرَ ﴿١٧﴾ وَجَعَلْنَا بَيْنَهُمْ |
| وَبَيْنَ الْقُرَى الَّتِيْ بٰرَكْنَا فِيْهَا قُرًى ظَاهِرَةً وَّقَدَّرْنَا فِيْهَا السَّيْرَ ۭ سِيْرُوْا |
| فِيْهَا لَيَالِيَ وَاَيَّامًا اٰمِنِيْنَ ﴿١٨﴾ فَقَالُوْا رَبَّنَا بٰعِدْ بَيْنَ اَسْفَارِنَا وَظَلَمُوْٓا اَنْفُسَهُمْ |
| فَجَعَلْنٰهُمْ اَحَادِيْثَ وَمَزَّقْنٰهُمْ كُلَّ مُمَزَّقٍ ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُوْرٍ ﴿١٩﴾ |

**તરજુમો :**

*ખરેખર, કોમે સબા માટે તેમની વસ્તીમાં નિશાની હતી બે (હારબંધ) બગીચા જમણે અને ડાબે; પોતાના પરવરદિગારની રોજી ખાઓ અને તેનો શુક્ર કરો, શહેર પવિત્ર છે અને પરવરદિગાર ગુનાહ મા'ફ કરનારો છે.*

*(૧૫) બસ તેઓએ લક્ષ ન આપ્યું, પછી અમે તેમના ઉપર એક જોશભેર નાળું (ડેમ) છોડી (પૂર વહાવી) દીધું અને તેમને તે બે બગીચાઓના બદલે અમે બીજા બે બગીચાઓ આપ્યા જેમાં અમુક કડવાં સ્વાદવાળા ફળો અને છીંણી (Tamarisk) તથા અમુક બોરડીના વૃક્ષો (Lot-trees) હતા. (૧૬) આ અમે તેમને એના ઉપર બદલો આપ્યો કે નાશુકી કરી અને અમે આ બદલો તેને જ આપીએ છીએ જે નાશુકો હોય. (૧૭) અને અમે તેમાં અને તે વસ્તીઓમાં જેમાં અમે બરકત રાખી છે એવી વસ્તીઓ રાખી છે જે માર્ગ ઉપર નજરે પડતી હતી અને અમે તેમાં આવવા જવાની મંઝિલો નિશ્ચિત કરી દીધી, હરો ફરો તેમાં રાતોએ અને દિવસોએ સલામતીથી. (૧૮) પછી કહેવા લાગ્યા, હે પરવરદિગાર ! અમારી મુસાફરીઓને લાંબી કર અને પોતે જ પોતાનું બુરું કર્યું, પછી અમે તેમને કહાણીઓ (ઈતિહાસ) બનાવી દીધી અને ચીરીને ટૂકડે ટૂકડા કરી (વેરવિખેર કરી) નાંખ્યા, તેમાં દરેક સબ્ર કરનાર શુક્રગુઝાર માટે બોધપાઠ છે. (૧૯)*

## તફસીર :

સબા(ના લોકો) માટે (પોતે) તેમના વતન(ની સંપૂર્ણ પરિસ્થિતિ)માં (અલ્લાહ તઆલાનું આજ્ઞાપાલન જરૂરી હોવાની) નિશાનીઓ મોજૂદ હતી (તેમાંથી એક નિશાની) બગીચાઓની બે હારો હતી, (તેમની સડકના) જમણે અને ડાબે (એટલે કે તેમના બધા જ વિસ્તારોમાં બે બાજુઓએ સમાંતર બગીચાઓ ચાલ્યા જતા હતા કે જેમાં આવક પણ થતી હતી અને ફળો પણ મળતા હતા, એ પ્રમાણે કે વાપર્યે ખૂંટે જ નહીં, તેનો છાંયડો અને ભપકો પણ ખૂબ હતો, અમે અંબિયા અલૈ. અને સુધારકો દ્વારા હુકમ આપ્યો કે) પોતાના પરવરદિગારની (આપેલી) રોજી ખાઓ અને (ખાઈને) તેનો શુક્ર કરો (એટલે કે તેનું આજ્ઞાપાલન કરો અને બે પ્રકારની નેઅ્મતો આજ્ઞાપાલન માટે તકાદો કરે છે, એક દુનિયામાં રહેવા માટે) ઉમદા શહેર; અને (એક આખિરતની નેઅ્મત સ્વરૂપે ઈમાન અને આજ્ઞાપાલનમાં જો કોઈ ઉણપ રહી જશે તો ગુનાહો મા'ફ કરવા) મા'ફ કરનાર પરવરદિગાર છે (બસ આવા તકાદાઓ ઉપર તે તકાદા સ્વરૂપે જે આજ્ઞા છે તેના ઉપર અમલ જરૂર કરવો જોઈએ) બસ (તેના ઉપર પણ) તેમણે (આ હુકમનું) ઉલ્લંઘન કર્યું (કદાચ આ લોકો સૂર્યના પૂજારી પણ

હોઈ શકે છે જેમકે અમુક વિશે સૂરએ નમ્લમાં وَجَدْتُّهَا وَقَوْمَهَا يَسْجُدُونَ لِلشَّمْسِ આવ્યું છે) તો અમે (તેમના ઉપર પોતાનો ક્રોધ એ પ્રમાણે નાઝિલ કર્યો કે) તેમના ઉપર બંધનું પૂર છોડી દીધું (એટલે કે જે પાણી બંધ બાંધીને રોકવામાં આવ્યું હતું બંધ તૂટીને તે પૂરનું પાણી ચઢી આવ્યું જેમાં તેમના બંને તરફના બગીચાઓ બધા નષ્ટ થઈ ગયા) અને અમે તેમને તે બે તરફના બગીચાઓના બદલે બીજા બે બગીચાઓ આપી દીધા જેમાં આ વસ્તુઓ રહી ગઈ, સ્વાદ વિનાના ફળ અને છીંણી અને બોરડીના થોડા વૃક્ષો (અને તે પણ દેશી નહીં જંગલી જે આપમેળે ઊગી જાય છે જેમાં ઘણા કાંટા હોય છે અને ફળ સ્વાદ વિનાના હોય છે) તેમને આ સજા તેમની નાશુક્રી કરવાના કારણે આપી અને અમે નાશુક્રાઓને આવી જ સજા આપ્યા કરીએ છીએ (નહિતર મા'મૂલી ભૂલો ઉપર તો અમે દરગુઝર જ કરતા રહીએ છીએ અને દેખીતું છે કે કુફ્રથી વધીને બીજી નાશુક્રી શું હોઈ શકે છે તેમાં તેઓ સંડોવાયેલા હતા) અને (આ પ્રસ્તુત નેઅ્મત એટલે કે જાહેર મકાનો સિવાય એક અન્ય નેઅ્મત મુસાફરી વિશે આ હતી કે) અમે તેમના અને તે વસ્તીઓના વચ્ચે જ્યાં અમે (ઉત્પાદનના આધારે) બરકત મૂકી છે ઘણા ગામો આબાદ કરી રાખ્યા હતા જે (સડક ઉપરથી) નજરે પડતા હતા (તે મુસાફરોને મુસાફરીમાં ભય ન લાગે અને ત્યાં થોભવા ઈચ્છે તો ત્યાં જવામાં કોઈ અડચણ કે આનાકાની ન થાય) અને અમે આ ગામો વચ્ચે તેમના ચાલવાનો એક ખાસ અંદાજો રાખ્યો હતો (એટલે કે એક ગામથી બીજા ગામ સુધી અંતરના હિસાબે એવી મંઝિલો નક્કી કરી રાખી હતી કે મુસાફરી દરમિયાન સ્વાભાવિક રીતે મુસાફર આરામ કરે અને વખત ઉપર કોઈને કોઈ ગામ મળી જાય જ્યાં ખાઈ પી શકે અને આરામ કરી શકે) કે નીડર અને નચિંત થઈ તેમાં (ચાહે તો) રાત્રે અને (ઈચ્છે તો) દિવસે ચાલે (એટલે કે ન તો લૂંટારાઓનો ભય હતો કે ગામો પાસે પાસે હતા અને ન જ ભોજન પાણીની અછતનો ભય, ન જ મુસાફરીની અન્ય અડચણોનો ભય કે દરેક સ્થળે દરેક પ્રકારનો સામાન મળતો હતો) બસ (આ નેઅ્મતોને તેમણે જે રીતે તેની અસલ શુક્રગુઝારી એટલે કે અલ્લાહ તઆલાનું આજ્ઞાપાલન કરવું જોઈએ તે ન કર્યું, એ જ પ્રમાણે જાહેર આભાર એટલે કે અલ્લાહની નેઅ્મતોને ગનીમત સમજવી અને તેની કદર કરવી જોઈએ તે ન કરી એટલા માટે) તેઓ કહેવા લાગ્યા, હે અમારા પરવરદિગાર ! (આવાં પાસે પાસે

ગામડાંઓ હોવાના કારણે મુસાફરીની મજા નથી આવતી, મજા તો ત્યારે જ આવે જ્યારે કે મુસાફરીનો સામાન ખતમ થઈ ગયો હોય, તરસ લાગે અને પાણી ન મળે અને રાહ જોવામાં જ મજા આવે, ક્યાંક ચોરોનો પણ ભય હોય, નોકરો પહેરા આપી રહ્યા હોય, હથિયારો બાંધેલા હોય જેમકે બની ઈસ્રાઈલ મન્ન અને સલવાથી કંટાળી ગયા હતા અને આદુ, લસણ, ભાજી, કાકડી વગેરેની દરખાસ્ત કરી હતી એ જ પ્રમાણે વળી અત્યારની વર્તમાન હાલતમાં અમને અમારી નેતાગીરીનો શૉ કરવાની પણ તક નથી મળતી, અમીર ગરીબ બધા એક સરખી મુસાફરી કરે છે એટલા માટે મન એવું ઈચ્છે છે કે) અમારી મુસાફરીઓમાં લંબાણ (અને અંતર) કરી આપ (એટલે કે વચ્ચેના ગામડાંઓને ઉજાડી દે કે મંઝિલોમાં ખૂબ અંતર થઈ જાય) અને (આ નાશુક્રી ઉપરાંત) તેમણે (અન્ય પણ નાફરમાનીઓ કરીને) પોતાની જાત ઉપર જુલમ કર્યો, બસ અમે તેમને વાર્તાઓ બનાવી દીધા અને તેમને બિલકુલ વેરવિખેર કરી નાંખ્યા (આ તો એ પ્રમાણે થયું કે અમુકનો નાશ કરી નાંખ્યો કે તેમની વાર્તાઓ જ બાકી રહી ગઈ અને અમુકને તકલીફમાં નાંખી દીધા અને તેઓને નેઅ્મતનો શુક્ર કરનારાઓ માટે બોધપાઠ બનાવી દીધા اَیْ جَعَلْنَاهُمْ ذَاتَ حِكَايَاتٍ يُعْتَبَرُ بِهَا મતલબ કે પોતે તેમના મકાનો અને બગીચાઓ પણ અને તે માર્ગોની આજુબાજુની વસ્તીઓ પણ બધું વેરાન અને ખંડેર થઈ ગયું) બેશક ! આ (કિસ્સા)માં દરેક સબ્ર કરનાર, શુક્ર કરનાર (એટલે કે મો'મિનો) માટે મોટા મોટા બોધપાઠો છે.

## મસ્અલા અને બોધપાઠ :

નુબુવ્વત અને રિસાલતના ઈન્કારીઓ અને કયામતના ઈન્કારીઓને અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતથી ચેતવવા માટે અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)ના હાથે માનવ સ્વભાવ વિરુદ્ધ આશ્ચર્યજનક ઘટનાઓ અને મોઅ્જિઝાઓના જાહેર થવાના ક્રમમાં પહેલાં હઝરત દાવુદ અને હઝરત સુલયમાન (અલૈ.)ની ઘટનાઓનું વર્ણન કર્યું, હવે તે જ ક્રમમાં કોમે સબા ઉપર અલ્લાહ તઆલાના અગણિત ઈનામોનું પછી તેમની નાશુક્રીના કારણે તેમના ઉપર અઝાબ આવવાનું વર્ણન પ્રસ્તુત આયતોમાં કરવામાં આવ્યું.

### કોમે સબા અને તેમના ઉપર અલ્લાહ તઆલાના ખાસ ઇનામો :

ઈબ્ને કષીરે ફરમાવ્યું કે સબા યમનના બાદશાહો અને તે મુલ્કના

નાગરિકોનો લકબ (ઉપનામ) છે تَبَابِعَة (તબાબિઅહ) જે તે દેશનો આગેવાન અને શાસક હતો તે પણ આ કોમે સબામાંથી જ હતો અને રાણી બિલ્કીસ જેનો કિસ્સો હઝરત સુલયમાન (અલૈ.)ની સાથે સૂરએ નમ્લમાં આવી ચૂક્યો છે તે પણ આ જ કોમમાંથી હતી. અલ્લાહ તઆલાએ તેમના ઉપર રોજીના દરવાજા ખોલી નાંખ્યા હતા અને તેમને શહેરમાં આરામ તથા રાહતનો બધો જ સામાન ઉપલબ્ધ કરાવી દીધો હતો અને પોતાના અંબિયા (અલૈ.) દ્વારા તેમને અલ્લાહની તવહીદ અને તેના હુકમોના આજ્ઞાપાલન દ્વારા નેઅ્મતોનો શુક્ર અદા કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો. એક સમય સુધી તે લોકો આ હાલત ઉપર કાયમ રહ્યા અને દરેક પ્રકારની રાહત અને આનંદથી માલામાલ રહ્યા, પછી તેમણે અય્યાશી અને આનંદ પ્રમોદમાં રાચી મૂર્ખતાપૂર્ણ રીતે અલ્લાહ તઆલાથી ગફલત વર્તી, બલકે અલ્લાહના ઈન્કાર સુધી નોબત પહોંચી ગઈ ત્યારે અલ્લાહ તઆલાએ તેમને ચેતવવા માટે પોતાના તેર અંબિયા (અલૈ.) મોકલ્યા જેમણે તેમને સુધારવા અને સીધા માર્ગ ઉપર લાવવા ભરપૂર પ્રયત્નો કર્યા પરંતુ આ લોકો પોતાની ગફલતની બેહોશીથી પાછા ન ફર્યા તો તેમના ઉપર એક પૂરનો અઝાબ મોકલવામાં આવ્યો જેણે તેમના શહેર અને બગીચાઓ બધા જ વેરાન અને બરબાદ કરી દીધા. *(રવાહુ મુહમ્મદ ઈબ્ને ઈસ્હાક, ઈબ્ને કષીર)*

ઈમામ અહમદ (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એ રિવાયત નકલ કરી છે કે એક વ્યક્તિએ રસૂલે કરીમ ﷺને પૂછ્યું કે સબા જેમનું કુર્આનમાં વર્ણન છે એ કોઈ પુરુષ અથવા સ્ત્રીનું નામ છે અથવા જમીનના કોઈ ભૂ ભાગનું ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે આ એક પુરુષનું નામ છે જેની અવલાદમાં દશ પુત્રો થયા જેમાંથી છ યમનમાં આબાદ થયા અને ચાર સિરીયા ચાલ્યા ગયા, યમનમાં રહેનારાઓના નામ આ પ્રમાણે છે. મુદજિજ, કિન્દહ, અઝ્દ, અશ્અરી, અન્માર અને હિમયાર. (આ છ પુત્રો દ્વારા છ કુટુંબો પેદા થયા જે આ જ છ નામોથી મશ્હૂર છે).

અને સિરીયામાં વસનારાઓના નામ આ પ્રમાણે છે. લખામ, જૂધામ, આમિલહ અને ગસ્સાન. (તેમના વંશજ કબીલાઓ પણ આ જ નામોથી પ્રખ્યાત થયા) આ રિવાયત હાફિઝ ઈમામ ઈબ્ને અબ્દુલ બર્રએ પણ પોતાની કિતાબ "અલ કસ્દ વલ અમાન બી મઆરિફતી અન્સા બિલ અરબ વલ અજમ"માં નકલ કર્યું છે.

ઈબ્ને કષીર (રહ.)નું સંશોધન વિદ્વાનોના હવાલાથી એ છે કે આ દશ છોકરાઓ સબાના સગા અને સીધે સીધા પુત્ર ન હતા બલકે સબાની બીજી, ત્રીજી અથવા ચોથી પેઢીમાં આ લોકો થયા છે, પછી તેમના કબીલા સિરીયા અને યમનમાં ફેલાઈ ગયા અને તે જ નામોથી ઓળખાવા લાગ્યા અને સબાનું અસલ નામ "અબ્દુશ્શમ્સ" હતું. સબા અબ્દુશ્શમ્સ બિન યશઅબ બિન યઅ્રબ બિન કુહતાન તેમનું પેઢીનામું સ્પષ્ટ થઈ જાય છે અને ઈતિહાસકારોએ લખ્યું છે કે સબા અબ્દુશશમ્સે પોતાના સમયમાં નબી આખિરૂઝઝમાં મુહમ્મદ મુસ્તફા ﷺની ખુશખબરી સંભળાવી હતી, શક્ય છે કે તેમને તેનું જ્ઞાન પ્રાચીન કિતાબો તવરાત અને ઈન્જીલથી થયું હોય અથવા જ્યોતિષીઓ ભવિષ્યની આગાહીઓ કરનારાઓ દ્વારા જાણ્યું હોય, તેણે રસૂલે કરીમ ﷺની શા'નમાં અમુક અરબી શે'રો પણ કહ્યા છે જેમાં રસૂલે કરીમ ﷺના આગમનનું વર્ણન કરીને એ તમન્ના પણ જાહેર કરી છે કે કાશ ! હું તેમના સમયમાં હોત તો હું તેમની મદદ કરત અને તેણે પોતાની કોમને તેમના ઉપર ઈમાન લાવવાની અને મદદ કરવાની સૂચના આપી.

પ્રસ્તુત હદીષમાં જે એ ઉપસ્થિત છે કે સબાના દશ પુત્રોમાંથી છ પુત્રોએ યમનમાં વસવાટ કર્યો અને ચાર સિરીયા તરફ ચાલ્યા ગયા. આ ઘટના તેમના ઉપર પૂરના અઝાબ આવ્યા પછીની છે કે પૂર આવવાના સમયે આ લોકો વિવિધ દિશાઓ અને શહેરોમાં વિખેરાઈ ગયા ? *(ઈબ્ને કષીર)*

કુર્તુબીએ કુશયરીના હવાલાથી કોમે સબાનો સમય હઝરત ઈસા (અલૈ.) પછી રસૂલે કરીમ ﷺના આગમન પહેલાંનો "ઝમાનએ ફતરત" (ફતરતનો સમયકાળ) હોવાનું વર્ણન કર્યું છે.

**બંધનું પૂર سَيۡلِ عَرِمۡ (સયલે અરીમ) અને سَدِّ مَآرِبۡ (સદ્દે મા'રિબ) "મા'રિબનો બંધ" :**

فَاَرۡسَلۡنَا عَلَيۡهِمۡ سَيۡلَ الۡعَرِمِ શબ્દ عَرِمۡ (અરિમ) એ અરબી ભાષાના આધારે કેટલાય અર્થો ધરાવે છે અને વિવરણકાર વિદ્વાનોએ દરેક અર્થના આધારે આ આયતની તફસીર કરી છે પરંતુ તેમાં કુર્આનની શૈલી પ્રમાણે તે ભાવાર્થ છે જે કામુષ અને સિહાહ્ ઝવહરી વગેરે લૂગતની કિતાબોમાં છે કે "અરિમ"નો અર્થ

سَـدّ (સદ્દ) એટલે કે "બંધ"નો થાય છે જે પાણી રોકવા માટે બાંધવામાં આવે છે જે વર્તમાન સમયમાં "ડેમ"ના નામથી પ્રખ્યાત છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ પણ "અરિમ"નો અર્થ સદ્દ એટલે કે બંધ હોવાનું વર્ણન કર્યું છે. *(કુર્તુબી)*

આ બંધ અથવા ડેમની ઘટના ઈબ્ને કષીરના વર્ણન પ્રમાણે એ છે કે યમન દેશમાં તેના પાટનગર સનઆથી ત્રણ મંઝિલના અંતરે એક શહેર મા'રિબ હતું તેમાં કોમે સબાનો વસવાટ હતો, બે પહાડો વચ્ચેની ખીણમાં શહેર વસેલું હતું. બંને પહાડો વચ્ચેથી અને પહાડોની ઉપરથી વરસાદનું પૂર આવતું હતું, આ શહેર હંમેશા તે પૂરના ઓથારમાં રહેતું હતું. આ શહેરના રાજાઓએ (જેમાં મલિકા બિલ્કીસનું નામ વિશિષ્ટ સ્વરૂપે વર્ણન કરવામાં આવે છે) આ બંને પહાડો વચ્ચે એક બંધ (ડેમ) ખૂબ મજબૂત અને ટકાઉ બાંધ્યો જેમાં પાણી અસર ન કરી શકે, આ બંધે પહાડો વચ્ચેથી આવનાર પૂરને રોકીને પાણીનું એક ખૂબ મોટું સરોવર બનાવી દીધું. પહાડોના વરસાદનું પાણી પણ તેમાં એકઠું થવા લાગ્યું અને બંધની ઉપર નીચે પાણી કાઢવા માટે ત્રણ દરવાજા મૂકવામાં આવ્યા જેથી પાણીના આ સંગ્રહની વ્યવસ્થા સાથે શહેરના લોકોને પાણી મળે અને તેમની જમીનો તથા બગીચાઓની સિંચાઈ થઈ શકે. પ્રથમ ઉપરના દરવાજા ખોલીને ત્યાંથી પાણી દેવામાં આવતું હતું, જ્યારે ઉપરનું પાણી પૂરું થઈ જતું તો તેની નીચેનું અને ત્યારબાદ સૌથી નીચેનો ત્રીજો દરવાજો ખોલવામાં આવતો હતો, એટલે સુધી કે બીજા વર્ષના વરસાદનો સમય આવી જતો અને ફરીવાર પાણી ઉપર સુધી ભરાઈ જતું. બંધની નીચે એક ઘણું જ મોટું સરોવર બાંધવામાં આવ્યું હતું જેમાં પાણીના બાર માર્ગો બનાવીને બાર નહેરો શહેરના વિવિધ વિસ્તારોમાં પહોંચાડવામાં આવી હતી અને બધી જ નહેરોમાં પાણી એક સમાન રીતે વહેતું હતું અને શહેરની જરૂરતોમાં કામ આવતું હતું. *(મઝહરી)*

શહેરના ડાબે જમણે જે બે પહાડ હતા તેના કિનારા ઉપર બગીચાઓ બનાવવામાં આવ્યા હતા જેમાં પાણીની નહેર વહેતી હતી, આ બગીચાઓ એકબીજાથી જોડાયેલા સમાંતર રીતે બંને તરફે પહાડોના કિનારાઓ ઉપર હતા. આ બગીચાઓ જો કે ઘણી મોટી સંખ્યામાં હતા પરંતુ કુર્આને કરીમે તેને جَـنَّتَـانِ (જન્નતાન) એટલે કે, "બે બગીચાઓ"ના શબ્દથી એટલા માટે ઓળખાવ્યા કે એક દિશાના બધા જ બગીચાઓ તે સમાંતર હોવાથી એક બગીચો અને બીજી

બાજુના બગીચાઓ માટે બીજો બગીચો, આ રીતે બે બગીચાઓ ઠરાવવામાં આવ્યા.

આ બગીચાઓમાં દરેક પ્રકારના વૃક્ષો અને દરેક પ્રકારના ફળો એવા ભરપૂર પ્રમાણમાં પેદા થતા હતા કે અઈમ્મએ સલફ હઝરત કતાદહ (રહ.) વગેરેના બયાન પ્રમાણે આ બગીચાઓમાં એક સ્ત્રી પોતાના માથા ઉપર ખાલી ટોપલો લઈને ચાલતી તો વૃક્ષોએથી તૂટીને પડનાર ફળોથી તે આપોઆપ ભરાઈ જતો હતો, તેને હાથ લગાવવાની પણ જરૂરત પડતી ન હતી. *(ઈબ્ને કષીર)*

كُلُوْا مِنْ رِّزْقِ رَبِّكُمْ وَاشْكُرُوْا لَهٗ بَلْدَةٌ طَيِّبَةٌ وَّرَبٌّ غَفُوْرٌ અલ્લાહ તઆલાએ પોતાના અંબિયા (અલૈ.) દ્વારા તેમને એ હુકમ આપ્યો હતો કે તમે અલ્લાહની અર્પણ કરેલ તે વિશાળ રોજીનો ઉપયોગ કરો અને તેની શુક્રગુઝારી તથા નેક અમલો અલ્લાહ તઆલાના હુકમોના આજ્ઞાપાલન સાથે કરતા રહો કે અલ્લાહ તઆલાએ તમારા આ શહેરને بَلْدَةٌ طَيِّبَةٌ (બલ્દએ તય્યિબહ) "પવિત્ર શહેર" બનાવ્યું છે જેમાં ઠંડી અને ગરમીનું વાતાવરણ પણ સમઘાત હતું અને આબોહવા પણ એવી સ્વાસ્થ્યપ્રદ અને ખુશ્નૂમા હતી કે તેમના સમગ્ર શહેરમાં મચ્છર, માંખી, ચાંચડ, સાપ, વીંછી જેવા જીવજંતુઓ અને ઝેરી સરીસૃપોનું નામ સુદ્ધાં ન હતું, બલકે બહારથી આવનાર મુસાફર જ્યારે આ શહેરમાં પહોંચતા તો જો તેમના કપડાંમાં જૂ અથવા બીજા નુકસાનકારક જીવાણુઓ કે કીટાણુઓ હોય તો તે ત્યાં પહોંચીને આપોઆપ ખતમ થઈ જતા હતા. *(ઈબ્ને કષીર)*

بَلْدَةٌ طَيِّبَةٌ ની સાથે رَبٌّ غَفُوْرٌ ફરમાવીને પોતાની નેઅ્મતને એ પ્રમાણે પૂર્ણ કરી દીધી કે આ આનંદ અને રાહત માત્ર દુનિયાની જિંદગી સુધી નહીં બલકે જો તમે શુક્રગુઝારી ઉપર કાયમ રહ્યા તો આખિરતમાં તેનાથી મોટી અને કાયમી નેઅ્મતોનો પણ વાયદો છે, કારણ કે બધી જ નેઅ્મતોનો સર્જનહાર અને માલિક અને તમારો પાલનહાર ગફૂર (મા'ફ કરનાર) છે કે જો ક્યારેક સંજોગવસાત્ તમારી શુક્રગુઝારીમાં કોઈ કમી અથવા કોઈ ગફલત અથવા કોઈ ઉણપ પણ રહી ગઈ તો અલ્લાહ તઆલા તેને મા'ફ કરી દેશે.

فَاَعْرَضُوْا فَاَرْسَلْنَا عَلَيْهِمْ سَيْلَ الْعَرِمِ એટલે કે અલ્લાહ તઆલાની આવી વિશાળ નેઅ્મતો અને અંબિયા (અલૈ.)ની સૂચનાઓ છતાં જ્યારે કોમે સબાના

લોકોએ અલ્લાહના હુકમોથી બળવાખોરી કરી અને ચહેરો ફેરવ્યો તો અમે તેમના ઉપર سَيـْلَ الْعَـرِمِ (સયલે અરિમ) છોડી દીધું. "ઈરમ"નો અર્થ ઉપર પસાર થઈ ચૂક્યો છે, ઈરમ બંધને કહે છે. આ પૂરને બંધ સાથે જોડવામાં આવ્યું કે જે બંધ તેમનું રક્ષણ અને તેમની ખુશહાલીનું માધ્યમ હતું તેને જ અલ્લાહ તઆલાએ તેમના માટે આફત અને મુસીબત બનાવી દીધું, તેની ઘટના હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), વહબ બિન મુનબ્બહ, કતાદહ, ઝહ્હાક (રહ.) વગેરે તફસીરના ઈમામોએ એ વર્ણન કરી છે કે જ્યારે અલ્લાહ તઆલાએ આ કોમને સજા આપવા માટે "સદ્દે મા'રિબ" એટલે કે બંધને તોડીને પૂરથી તબાહ કરવાનો ઈરાદો કર્યો તો તે પાણીના મહાન બંધ ઉપર આંધળા ઉંદર છોડી દીધા જેમણે તેના પાયાઓને ખોખરા અને કમજોર કરી નાંખ્યા, જ્યારે વરસાદ અને પૂરનો સમય આવ્યો તો પાણીના દબાણથી આ કમજોર થયેલા પાયાઓ તૂટીને તેમાં તિરાડો પડી ગઈ અને અંતે આ બંધમાં સંગ્રહાયેલું પાણી આ સંપૂર્ણ ખીણમાં પ્રસરી ગયું જેમાં આ શહેર મા'રિબ વસતું હતું, બધા જ મકાનો જમીનદોસ્ત થઈ ગયા અને વૃક્ષો નાશ પામ્યા અને બંને તરફના પહાડો ઉપર જ્યાં બગીચાઓ હતા તેનું પાણી સુકાઈ ગયું.

વહબ બિન મુનબ્બહની રિવાયતમાં છે કે આ લોકોની કિતાબોમાં એ વાત પણ લખેલી ચાલી આવતી હતી કે આ બંધની ખરાબી અને તબાહી ઉંદરો દ્વારા થઈ હશે, જ્યારે લોકોએ આ બંધની પાસે ઉંદરો જોયા તો ભય ઊભો થયો, તેની યુક્તિ એ કરવામાં આવી કે બંધની નીચે ઘણી બધી બિલાડીઓ પાળવામાં આવી જે ઉંદરોને બંધની પાસે આવવા ન દે પરંતુ જ્યારે અલ્લાહની તકદીર લાગુ પડી ગઈ તો આ ઉંદરો બિલાડીઓ ઉપર છવાઈ ગયા અને બંધના પાયાઓમાં પ્રવેશી ગયા. *(ઈબ્ને કષીર)*

ઐતિહાસિક રિવાયતોમાં એ પણ છે કે અમુક હોશિયાર અને દુરંદેશ લોકોએ ઉંદરોને જોતાં જ આ સ્થળ છોડીને કોઈ બીજી તરફ રવાના થઈ જવાનો ઈરાદો કરી લીધો અને તેની ધીરે ધીરે વ્યવસ્થા કરીને નીકળી ગયા, બાકી લોકો ત્યાં રહ્યા પરંતુ જ્યારે પૂર શરૂ થયું તે સમયે ત્યાંથી અન્યત્ર ચાલ્યા ગયા અને ઘણા લોકો આ પૂરની ભેટ ચઢી ગયા, મતલબ એ કે સમગ્ર શહેર તબાહ અને બરબાદ થઈ ગયું. શહેરના અમુક નિવાસીઓ જે બીજા દેશોના શહેરો તરફ

ચાલ્યા ગયા તેમની અમુક વિગત મુસ્નદે અહમદની હદીષમાં જે ઉપર વર્ણન થઈ ચૂકી છે એ પ્રમાણે તેમના છ કબીલાઓ યમનમાં વિખરાઈ ગયા અને ચાર સિરીયામાં. મદીના તય્યિબહની વસ્તી પણ આ જ કબીલાના અમુક લોકોથી શરૂ થઈ જેની વિગત ઈતિહાસની કિતાબોમાં ઉપસ્થિત છે, પૂર આવ્યા પછી અને શહેર તબાહ થયા પછી બંને તરફના બગીચાઓની જે હાલત થઈ છે તે આગળ આ પ્રમાણે વર્ણન કરી છે.

وَبَدَّلْنٰهُمْ بِجَنَّتَيْهِمْ جَنَّتَيْنِ ذَوَاتَىْ اُكُلٍ خَمْطٍ وَّاَثْلٍ وَّشَیْءٍ مِّنْ سِدْرٍ قَلِيْلٍ

એટલે કે અલ્લાહ તઆલાએ તેમના કિંમતી ફળો અને મેવાઓના વૃક્ષોના બદલે એવા વૃક્ષો ઉગાડ્યા જેના ફળ સ્વાદ વિનાના અને ખરાબ હતા. શબ્દ خَمْط (ખમ્ત)નો અર્થ મોટા ભાગના તફસીરકારોએ دَرَخْتِ اَرَاكْ (Arak-રણમાં થતું એક કાંટાળુ વૃક્ષ) વર્ણવ્યો છે અને ઝવહરીએ શબ્દકોષમાં લખ્યું છે કે "અરાક" વૃક્ષોનો એક એવો પ્રકાર પણ છે જેના ઉપર અમુક ફળો પણ થાય છે અને જેને ખાવામાં પણ આવે છે પરંતુ આ વૃક્ષના ફળો પણ ખરાબ સ્વાદના હતા અને હઝરત અબૂ ઉબયદહ (રદિ.)એ ફરમાવ્યું કે ખમ્ત દરેક એવા વૃક્ષને કહેવામાં આવે છે જે કાંટાવાળું પણ હોય અને કડવું પણ હોય તથા શબ્દ اَثْلٍ (અષ્લિન) જમહૂર તફસીરકારો સમીપ એક પ્રકારનું બાંટવું (Tamarisk) છે તેના ઉપર લાગતા કોઈ ફળ ખાવા યોગ્ય હોતા નથી અને અમુક લોકોએ કહ્યું છે કે اَثْل (અષ્લ) એ سَمُر (સમ્ર) એટલે કે કાંટા (Mimosa-Egyptian Thorn) અથવા બાવળિયા અથવા કીકાર (Acracia Arabica જે અરબના રણપ્રદેશમાં જોવા મળે છે)ના કાંટાવાળા ઝાડ છે જે બકરીઓને ખવડાવવામાં આવે છે.

سِدْر (સિદ્‌ર)નો અર્થ "બોરડી" થાય છે, આ બે પ્રકારની હોય છે. એક જે બગીચાઓમાં કાળજીપૂર્વક ઉછેરવામાં આવે છે અને તેના ફળ મીઠાં તથા સ્વાદિષ્ટ હોય છે, તેના વૃક્ષમાં કાંટા ઓછા અને ફળો વધારે હોય છે. બોરડીનો બીજો પ્રકાર જંગલી બોરડી હોય છે જે જંગલોમાં આપમેળે ઊગી જાય છે અને કાંટાવાળી ઝાડીઓ સ્વરૂપે હોય છે, તેમાં કાંટા વધારે અને ફળો ઓછા હોય છે અને ફળ પણ ખાટાં હોય છે. પ્રસ્તુત આયતમાં سِدْر (સિદ્‌ર)ની સાથે قَلِيْل (કલિલ)ના શબ્દથી લગભગ ઈશારો એ તરફ છે કે તે બોરડીઓ પણ જંગલી હતી જેના ઉપર ફળો ઓછા અને ખાટાં હોય છે. (વલ્લાહુ અઅ્‌લમુ)

ذٰلِکَ جَـزَيۡـنَـا هُمۡ بِمَا كَفَرُوۡا એટલે કે, આ સજા અમે તેમને એટલા માટે આપી કે તેમણે કુફ્ર કર્યું. કુફ્રનો અર્થ નાશુક્રીનો પણ આવે છે અને દીને હક્કથી ઈન્કારનો પણ આવે છે, અહીંયાં બંને અર્થ હોઈ શકે છે કારણ કે તેમણે નાશુક્રી પણ કરી અને જે તેર અંબિયા (અલૈ.) તેમના તરફ મોકલવામાં આવ્યા હતા તેમને પણ જૂઠાડ્યા.

**ખુલાસો :**

આ ઘટનામાં જે એ વર્ણન થયું છે કે સબાની કોમ તરફ અલ્લાહ તઆલાએ પોતાના તેર પયગમ્બરો મોકલ્યા હતા અને તેની સાથે સાથે ઉપરની ચર્ચામાં એ પણ વર્ણન થયું છે કે આ કોમ અને "સયલે અરિમ" બંધના પૂરની ઘટના હઝરત ઈસા (અલૈ.) પછી રસૂલે કરીમ ﷺના આગમન પહેલાં વચ્ચેના સમયકાળની હતી જેને ફતરતનો યુગ કહેવામાં આવે છે અને જમહૂર ઉલમા સમીપ આ સમયકાળમાં કોઈ નબી અથવા પયગમ્બર મોકલવામાં આવ્યા નથી એટલા માટે આ સમયકાળને "ફતરત"ના સમયકાળથી ઓળખવામાં આવે છે તો આ તેર અંબિયા (અલૈ.)નું આગમન કઈ રીતે સાચું હોઈ શકે છે ? રૂહુલ મઆનીમાં તેનો જવાબ આ પ્રમાણે આપવામાં આવ્યો છે કે સયલે અરિમની ઘટનાને ફતરતના સમયકાળમાં હોવાથી એ જરૂરી નથી બનતું કે આ અંબિયા (અલૈ.) તે જ સમયકાળમાં આવ્યા હોય, બની શકે છે કે અંબિયા (અલૈ.)નું આગમન આ કોમ તરફ ફતરતના સમયકાળથી પહેલાંનું પણ હોય અને તેમની બળવાખોરી અને કુફ્ર ફતરતના સમયકાળમાં વધી ચૂક્યું હોય જેના ઉપર સયલે અરિમનો અઝાબ ફતરતના સમયકાળમાં તેમના ઉપર મોકલવામાં આવ્યો હોય. વલ્લાહુ અઅ્લમુ.

وَهَـلۡ نُـجَـازِىۡ اِلَّا الۡكَفُوۡرَ માં શબ્દ كَفُوۡر (કફૂર) એ كَـافِرۡ (કાફિર)નો અતિશયોક્તિ અલંકાર છે જેનો અર્થ થાય છે "ખૂબ કુફ્ર કરનાર". આ આયતનો અર્થ એ થયો કે અમે ઘણું કુફ્ર કરનારાઓ સિવાય કોઈને સજા આપતા નથી. આ દેખીતી રીતે કુર્આનની બધી જ આયતો અને સહીહ હદીષોથી વિપરીત છે જેનાથી સાબિ થાય છે કે મુસલમાન ગુનેહગારોને પણ જહન્નમની સજા તેમના અમલ પ્રમાણે આપવામાં આવશે, જો કે અંતે સજા ભોગવ્યા પછી તેઓ ઈમાનના કારણે

જહન્નમમાંથી કાઢીને જન્નતમાં દાખલ કરવામાં આવશે. આ શંકાના જવાબમાં અમુક લોકોએ કહ્યું છે કે અહીંયાં ભાવાર્થ કાયમી અઝાબ નથી બલકે એવો જાહેર અઝાબ છે જેમકે કોમે સબા ઉપર મોકલવામાં આવ્યો અને એ અઝાબ કાફિરો સાથે ખાસ છે મુસલમાન ગુનેહગારો ઉપર એવો અઝાબ નથી આવતો. *(૩૯)*

તેનું સમર્થન એક સહાબી ઈબ્ને ખયરહ (રદિ.)ના નિવેદનથી થાય છે, તેમણે કહ્યું, جَزَاءُ الْمَعْصِيَةِ الْوَهْنُ فِى الْعِبَادَةِ وَالضِّيْقُ فِى الْمَعِيْشَةِ وَالتَّعَسُّرُ فِى اللَّذَّةِ قَالَ لَا يُصَادِفُ لَذَّةٌ حَلَالًا اِلَّا جَآئَهٗ مَنْ يُّنَغِّصُهٗ એટલે કે, ગુનાહોની સજા એ છે કે ઈબાદતમાં સુસ્તી પેદા થઈ જાય, આર્થિક ઉપાર્જનમાં તંગી પેદા થઈ જાય અને આનંદ પ્રમોદ લુપ્ત થવા માંડે, જેનો ભાવાર્થ ઈબ્ને ખયરહ (રદિ.)એ એ વર્ણન કર્યો કે જ્યારે તેમને કોઈ હલાલ સ્વાદ પ્રાપ્ત થાય છે તો કોઈને કોઈ એવું કારણ પેદા થઈ જાય છે જે આ આનંદને ખરાબ કરી નાંખે છે. (ઈબ્ને કષીર) જાણ થઈ કે મો'મિન ગુનેહગારોની સજા દુનિયામાં આ પ્રકારની હોય છે, તેના ઉપર આસમાનથી અથવા જમીનથી કોઈ ખુલ્લો અઝાબ આવતો નથી આ કાફિરો સાથે જ ખાસ છે.

હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું, صَدَقَ اللّٰهُ الْعَظِيْمُ لَا يُعَاقَبُ بِمِثْلِ فِعْلِهٖ اِلَّا الْكَفُوْرُ એટલે કે, અલ્લાહ તઆલાએ સાચું ફરમાવ્યું કે ખરાબ અમલોની સજા (بِجُزْ كَفُوْرُ) કાફિરો સમાન આપવામાં આવતી નથી. (ઈબ્ને કષીર) કારણ કે જે કાફિરો નથી એટલે કે મો'મિનો છે તેમના અમુક ગુનાહો પણ દરગુઝર કરવામાં આવે છે.

રૂહુલ મઆનીમાં કશ્ફના હવાલાથી આ આયતના ભાવાર્થનો ખુલાસો એ કર્યો છે કે વાત પોતાની જગ્યાએ હકીકત છે કે સજા એ સજા સ્વરૂપે તો માત્ર કાફિરોને જ આપવામાં આવે છે અને મો'મિન ગુનેહગારોને જે તકલીફ આગ વગેરેની આપવામાં આવે છે તે માત્ર સજાનું સ્વરૂપ હોય છે, વાસ્તવમાં તેમના ગુનાહોને પાક કરવાનો હેતુ હોય છે, જેમકે સોનાને ભઠ્ઠીમાં તપાવીને તેનો મેલ દૂર કરવાનો હેતુ હોય છે. એ જ પ્રમાણે મો'મિનોને પણ જો કોઈ ગુનાહના કારણે જહન્નમમાં નાંખવામાં આવ્યો તો તે એટલા માટે છે કે શરીરના તે ભાગો સળગી જાય જે હરામથી પેદા થયા હતા અને જ્યારે એવું થઈ ચૂકે છે તો તે જન્નતમાં જવાપાત્ર બની જાય છે તે સમયે તેને જહન્નમમાંથી કાઢીને જન્નતમાં દાખલ કરવામાં આવે છે.

وَجَعَلْنَا بَيْنَهُمْ وَبَيْنَ الْقُرَى الَّتِىْ بٰرَكْنَا فِيْهَا قُرًى ظَاهِرَةً وَّقَدَّرْنَا فِيْهَا السَّيْر....

આ આયતમાં વર્ણન છે કે સબાના નિવાસીઓએ અલ્લાહ તઆલાની આ નેઅ્મતને બદલીને કઠણાઈની દુઆ તથા તમન્ના કરી. الْقُرَى الَّتِىْ بٰرَكْنَا નો ભાવાર્થ દેખીતી રીતે સિરીયા દેશના ગામડાંઓ છે, કારણ કે અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થયેલ રહમતનું વર્ણન અનેક આયતોમાં શામ દેશ માટે જ આવે છે અને આયતનો ભાવાર્થ એ છે કે જે વસ્તીઓને અલ્લાહ તઆલાએ બરકતવાળી બનાવી હતી એટલે કે શામ દેશની વસ્તીઓ અને ત્યાંના લોકોને પોતાના વેપાર વગેરે માટે શામ દેશનો સફર મોટે ભાગે કરવો પડતો હતો, સામાન્ય દુનિયાની પરિસ્થિતિઓ પ્રમાણે મા'રિબ શહેરથી સિરીયાનું લાંબું અંતર છે અને માર્ગ સમથળ નથી. અલ્લાહ તઆલાએ કોમે સબા ઉપર એ ઈનામ કર્યું કે તેમની મઆરિબ શહેરથી લઈને સિરીયા સુધી થોડા થોડા અંતરે વસ્તીઓ બનાવી દીધી હતી, વસ્તીઓ સડકની આસપાસ હતી એટલા માટે તે માર્ગ ઉપરથી નજરે પડતી હતી અને આ એકધારી માર્ગ ઉપરની વસ્તીઓનો લાભ એ થતો હતો કે તેમનો મુસાફર ઘરેથી નીકળીને બપોરે આરામ કરવા અથવા ભોજન કરવા ઈચ્છતો તો સરળતાથી કોઈ વસ્તીમાં પહોંચીને નિત્યક્રમ પ્રમાણે ભોજન કરીને આરામ કરી શકતો હતો, પછી એ જ રીતે ઝુહ્ર પછી રવાના થઈને સૂર્યના આથમવા સુધી આગળની વસ્તીમાં પહોંચીને રાતવાસો કરી શકતો હતો. قَدَّرْنَا فِيْهَا السَّيْر.... નો આ જ ભાવાર્થ થાય છે કે આ વસ્તીઓ એવી સમાન અંતરે અને સરખી રીતે બનાવવામાં આવી હતી કે એક નિશ્ચિત સમયની અંદર એક વસ્તીથી બીજી વસ્તી સુધી પહોંચી જતા.

سِيْرُوْا فِيْهَا لَيَالِىَ وَاَيَّامًا اٰمِنِيْنَ આ એક બીજી નેઅ્મતનું વર્ણન છે જે કોમે સબા ઉપર નાઝિલ થયું હતું કે તેમની વસ્તીઓ એવા સમાન અને સરખા અંતર ઉપર હતી કે મુસાફરીના રોકાણમાં કોઈ વધારો ઘટાડો થતો ન હતો અને બધા માર્ગો સલામત હતા, કોઈ ચોર ડાકૂનો ત્યાં ભય ન હતો, રાત દિવસમાં ગમે ત્યારે નચિંત થઈને મુસાફરી કરી શકાતી હતી.

فَقَالُوْا رَبَّنَا بٰعِدْ بَيْنَ اَسْفَارِنَا وَظَلَمُوْٓا اَنْفُسَهُمْ فَجَعَلْنٰهُمْ اَحَادِيْثَ وَمَزَّقْنٰهُمْ كُلَّ مُمَزَّقٍ એટલે કે આ જાલિમોએ અલ્લાહ તઆલાની મુસાફરીની તકલીફ જ ન રહે એ નેઅ્મતની નાકદરી અને નાશુક્રી કરીને પોતે એવી દુઆ માંગી કે અમારી

મુસાફરીમાં લંબાણ પેદા કરવામાં આવે અને ગામો નજીક નજીક ન રહે, જંગલ અને વેરાન પ્રદેશ આવે જેમાં થોડી મહેનત અને તકલીફ પણ ઉઠાવવી પડે, તેનું ઉદાહરણ તે જ છે જે બની ઈસ્રાઈલનું હતું કે વિના મહેનતે ઉત્તમ રોજી મન્ન અને સલવા તેમને મળતી હતી, તેઓએ તેનાથી ધરાઈ જઈને અલ્લાહ તઆલાથી એ માંગણી કરી કે અમને આના બદલે લીલોતરી અને શાકભાજી આપવામાં આવે, અલ્લાહ તઆલાએ કોમે સબાની નાકદરી અને નેઅ્મતની નાશુક્રીની એ શિક્ષા આપી કે જે ઉપરોક્ત અરિમ બંધના પૂરના વિષય હેઠળ આવી ચૂક્યું છે, તેનું જ અંતિમ પરિણામ આ આયતમાં એ વર્ણન કરવામાં આવ્યું કે તેમને એવા તબાહ બરબાદ કર્યા કે દુનિયામાં તેમનો આનંદ પ્રમોદ અને દોલત તથા નેઅ્મતની માત્ર વાર્તાઓ જ રહી ગઈ અને આ લોકો ઈતિહાસ બની ગયા.

مَزَّقْنٰهُمْ (મઝ્ઝકનાહુમ) એ تَمْزِيْق (તમ્ઝીક)થી બને છે જેનો અર્થ ટૂકડે ટૂકડા કરવાનો તથા ક્ષત વિક્ષત કરવાનો થાય છે, ભાવાર્થ એ છે કે આ સ્થળ એટલે કે મા'રિબ શહેરના વસનારા અમુક એવા વેરવિખેર થઈ ગયા કે તેમના સમૂહો વિવિધ દેશોમાં ફેલાઈ ગયા. અરબમાં કોમે સબાની તબાહી અને તેમનું વિખરાઈ જવું એક ઉદાહરણ બની ગયું. આવી ઘટનાઓ માટે અરબનો રૂઢિપ્રયોગ છે, تَفَرَّقُوْا اَيَادِىَ سَبَا એટલે કે, આ લોકો એવા વિખરાઈ ગયા જેમકે કોમે સબાની નેઅ્મત ઉપર તે લોકો વિખરાઈ ગયા હતા.

ઈબ્ને કષીર વગેરે તફસીરકારોએ આ સ્થળે જ્યોતિષીનો લાંબો કિસ્સો વર્ણન કર્યો છે કે પૂરના અઝાબ આવવાથી અમુક સમય પહેલાં એક જ્યોતિષીને તેની (શયતાની શક્તિઓ દ્વારા) જાણ થઈ ગઈ હતી, તેણે એક આશ્ચર્યજનક યુક્તિ દ્વારા પ્રથમ તો પોતાની જમીન જાયદાદ, મકાન વગેરે બધું વેચી દીધું, જ્યારે બધી રકમ તેના હાથમાં આવી ગઈ તો તેણે પોતાની કોમને આવનાર પૂર અને અઝાબથી ચેતવી દીધા અને કહ્યું કે જે પોતાના જીવની સલામતી ઈચ્છતો હોય તે તરત ત્યાંથી નીકળી જાય, ત્યાંના લોકોને એ પણ બતાવ્યું કે તમારામાં જે લોકો લાંબી મુસાફરી કરીને સુરક્ષિત સ્થળોએ ઈરાદો કરે તે સલામત રીતે ચાલ્યા જાય અને જે લોકો દારૂ તથા નશો અથવા ફળ અને રોટી ઈચ્છતા હોય તે સિરીયા દેશના બુશરાના સ્થળે ચાલ્યા જાય અને જે લોકો એવી સવારીઓ ઈચ્છે જે કાદવ કીચડમાં ટકી રહે અને દુષ્કાળના સમયમાં કામ આવે અને જલદી મુસાફરીના

સમયે સાથ આપે તો તે યષરબ એટલે કે મદીના મુનવ્વરહ ચાલ્યા જાય જેમાં ખજૂર મોટા પ્રમાણમાં થાય છે. ત્યાંની કોમે આ સલાહ ઉપર અમલ કર્યો. કબીલાએ અઝ્દ અમ્માન તરફ ચાલ્યો ગયો અને જસ્સાન બુશરા મુલ્કે શામ તરફ રવાના થયો તથા ઔસ અને ખજરજ અને બનુ ઉસ્માન યષરબ જાતુન્નખ્લ તરફ નીકળી ગયો. બત્નમુર્રના સ્થળ ઉપર પહોંચીને બનુ ઉસ્માને તો તે સ્થળને પસંદ કરી લીધું અને ત્યાં જ રહી પડ્યા અને આ જ પોકારના કારણે બનુ ઉસ્માનનો લકબ ખુઝાઆ થઈ ગયો. આ લોકો બત્નમુર્ર જે મક્કા મુકર્રમહની નજીક છે ત્યાં રહી પડ્યા અને ઔસ અને ખજરજ મદીના પહોંચીને સ્થાયી થઈ ગયા. ઈબ્ને કષીરમાં લાંબા કિસ્સા પછી લોકોના વિવિધ સ્થળોમાં વિખરાઈ જવાની આ જ વિગત સઈદ અન કતાદહ અનશ્શુઅ્બીથી નકલ કરીને નોંધવામાં આવ્યું છે કે આ રીતે આ કોમે સબા ટૂકડે ટૂકડા થઈ ગઈ જેનું વર્ણન مَزَّقْنَاهُمْ كُلَّ مُمَزَّقٍ માં આવ્યું છે. اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُوْرٍ એટલે કે, કોમે સબાના ઉતાર ચઢાવ અને તેમની પરિસ્થિતિઓના પરિવર્તનમાં મોટી નિશાનીઓ અને બોધપાઠ છે તે વ્યક્તિ માટે જે ઘણો સબ્ર કરનાર અને ઘણો શુક્ર કરનાર હોય, એટલે કે કોઈ મુસીબત અને તકલીફ પડે તો તેના ઉપર સબ્ર કરે અને કોઈ નેઅ્મત અને રાહત પ્રાપ્ત થાય તો તેના ઉપર અલ્લાહનો શુક્ર કરે. એ જ પ્રમાણે તે જિંદગીની દરેક પરિસ્થિતિમાં લાભ જ લાભ કમાઈ છે, જેમકે સહીહૈનમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની હદીષ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મો'મિનની પરિસ્થિતિ આશ્ચર્યજનક છે કે તેના વિશે અલ્લાહ તઆલા જે કંઈ પણ તકદીરી હુકમ લાગુ પાડે છે બધો લાભ જ લાભ અને નફો જ નફો હોય છે કે જો તેમને કોઈ નેઅ્મત, રાહત અને તેમની ખુશીની વસ્તુ પ્રાપ્ત થાય છે તો તે અલ્લાહનો શુક્ર અદા કરે છે અને તે તેની આખિરત માટે લાભ અને નફો બની જાય છે અને જો કોઈ તકલીફ અને મુસીબત આવે છે તો તેના ઉપર સબ્ર કરે છે જેનો તેને ઘણો મોટો બદલો અને સવાબ મળે છે, એ જ પ્રમાણે આ મુસીબત પણ તેના માટે લાભ અને નફો બની જાય છે.

*(ઈબ્ને કષીર)*

અને અમુક તફસીરકારોએ શબ્દ صَبَّارٌ (સબ્બાર)ને સબ્રના સામાન્ય અર્થમાં લીધો છે જેમાં આજ્ઞાપાલન ઉપર અડગ રહેવું અને ગુનાહોથી બચવું પણ

સામેલ છે, આ તફસીર પ્રમાણે મો'મિન દરેક પરિસ્થિતિમાં સબ્ર અને શુક્રમાં મજબૂત રહે છે અને દરેક શુક્ર અને સબ્ર આ જ છે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ સબા : આયત નં. ૨૦-૨૧)

وَلَقَدْ صَدَّقَ عَلَيْهِمْ اِبْلِيْسُ ظَنَّهٗ فَاتَّبَعُوْهُ اِلَّا فَرِيْقًا مِّنَ الْمُؤْمِنِيْنَ ﴿٢٠﴾ وَمَا كَانَ لَهٗ عَلَيْهِمْ مِّنْ سُلْطٰنٍ اِلَّا لِنَعْلَمَ مَنْ يُّؤْمِنُ بِالْاٰخِرَةِ مِمَّنْ هُوَ مِنْهَا فِيْ شَكٍّ ۭ وَرَبُّكَ عَلٰى كُلِّ شَيْءٍ حَفِيْظٌ ﴿٢١﴾

### તરજુમો :

*અને ખરેખર ઈબ્લીસે તેમના ઉપર પોતાની અટકળ સાચી કરી દેખાડી, પછી તેના માર્ગે ચાલ્યા પરંતુ થોડા મો'મિનો સિવાય. (૨૦) અને તેનું (ઈબ્લીસનું) તેમના ઉપર કોઈ જોર ન હતું પરંતુ એટલા માટે કે અમે તેને જાણી લઈએ જે આખિરત ઉપર ઈમાન લાવે છે તેનાથી અલગ તારવીને જે આખિરત વિશે ધોકામાં રહે છે અને તારો પરવરદિગાર દરેક વસ્તુ ઉપર નિગેહબાન (સંરક્ષક) છે. (૨૧)*

### તફસીર :

અને ખરેખર ઈબ્લીસે પોતાની ધારણા તે લોકો વિશે (એટલે કે આદમપુત્રો વિશે) સાચી પામી (એટલે કે તેને એવી ધારણા હતી કે હું આદમ અલૈ.ના ઘણા વંશજોને ગુમરાહ કરીશ, કારણ કે તે માટીથી અને હું આગથી પેદા થયો છે. -દૂર્રે મન્સૂર, તેની આ ધારણા સાચી પડી) કે આ સૌ તે જ માર્ગ ઉપર થઈ ગયા પરંતુ ઈમાનવાળાઓનો સમૂહ (કે તેમનામાંથી સંપૂર્ણ ઈમાનવાળા તો બિલકુલ સુરક્ષિત રહ્યા અને કમજોર ઈમાનવાળાઓ ગુનાહમાં સપડાઈ ગયા પરંતુ શિર્ક અને કુફ્રથી તે પણ સુરક્ષિત રહ્યા); અને ઈબ્લીસનું તે લોકો ઉપર (જે) વર્ચસ્વ (તેમને કાબૂમાં રાખવા સ્વરૂપે છે એ) એના સિવાય અન્ય કોઈ કારણે નથી કે અમે (જાહેર સ્વરૂપે) તે લોકોને જેઓ આખિરત ઉપર ઈમાન રાખે છે એવા લોકોથી (અલગ તારવીને) જાણી લઈએ જે તેના વિશે શંકામાં છે (એટલે કે

તેનો હેતુ કસોટી છે કે મો'મિન અને કાફિરોમાં તફાવત થઈ જાય જેથી ન્યાય અને હિકમતનો તકાદો સવાબ અને અઝાબના હુકમો ઉપર લાગુ પડે) અને (કારણ કે) તમારો પરવરદિગાર દરેક વસ્તુનો રક્ષક છે (જેમાં લોકોનું ઈમાન અને કુફ્ર પણ સામેલ છે તેથી દરેકને યોગ્ય બદલો અને સજા મળશે).

———————————

## આયતો : (સૂરએ સબા : આયત નં. ૨૨ થી ૨૭)

قُلِ ادْعُوا الَّذِيْنَ زَعَمْتُمْ مِّنْ دُوْنِ اللّٰهِ ۚ لَا يَمْلِكُوْنَ مِثْقَالَ ذَرَّةٍ فِي السَّمٰوٰتِ وَلَا
فِي الْاَرْضِ وَمَا لَهُمْ فِيْهِمَا مِنْ شِرْكٍ وَّمَا لَهٗ مِنْهُمْ مِّنْ ظَهِيْرٍ ﴿٢٢﴾ وَلَا تَنْفَعُ الشَّفَاعَةُ
عِنْدَهٗٓ اِلَّا لِمَنْ اَذِنَ لَهٗ ۭ حَتّٰٓى اِذَا فُزِّعَ عَنْ قُلُوْبِهِمْ قَالُوْا مَاذَا ۙ قَالَ رَبُّكُمْ ۭ
قَالُوا الْحَقَّ ۚ وَهُوَ الْعَلِيُّ الْكَبِيْرُ ﴿٢٣﴾ قُلْ مَنْ يَّرْزُقُكُمْ مِّنَ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ
قُلِ اللّٰهُ ۙ وَاِنَّآ اَوْ اِيَّاكُمْ لَعَلٰى هُدًى اَوْ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٢٤﴾ قُلْ لَّا تُسْـَٔلُوْنَ عَمَّآ
اَجْرَمْنَا وَلَا نُسْـَٔلُ عَمَّا تَعْمَلُوْنَ ﴿٢٥﴾ قُلْ يَجْمَعُ بَيْنَنَا رَبُّنَا ثُمَّ يَفْتَحُ بَيْنَنَا
بِالْحَقِّ ۭ وَهُوَ الْفَتَّاحُ الْعَلِيْمُ ﴿٢٦﴾ قُلْ اَرُوْنِيَ الَّذِيْنَ اَلْحَقْتُمْ بِهٖ شُرَكَاۗءَ كَلَّا ۭ بَلْ هُوَ
اللّٰهُ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٢٧﴾

## તરજુમો :

*તમે કહો ! તેમને પોકારો જેમને અલ્લાહ સિવાય (માલિક) ધારો છો, તેઓ એક રજકણ સુદ્ધાંના પણ માલિક નથી આસમાનોમાં અને ન જ જમીનમાં અને ન જ તેમની આ બંનેમાં કોઈ ભાગીદારી છે અને ન જ તેમનામાં કોઈ તે (અલ્લાહ)નો મદદગાર છે. (૨૨) અને તેની પાસે સિફારસ કામ નથી લાગતી પરંતુ તેને કે જેના માટે હુકમ કરી આપે એટલે સુધી કે જ્યારે તેમના દિલોમાંથી ગભરામણ દૂર થઈ જાય, પૂછે; તમારા પરવરદિગારે શું કહ્યું ? તેઓ કહે; કહ્યું જે વ્યાજબી છે અને તે જ સૌથી સર્વોપરી મહાન છે. (૨૩) તમે કહો ! કોણ તમને આસમાનથી અને જમીનથી રોજી આપે છે ? તમે*

*બતાવી આપો કે અલ્લાહ ! અને અમે અથવા તમે બેશક હિદાયત ઉપર છીએ અથવા ખુલ્લી ગુમરાહીમાં પડયા છીએ. (૨૪) તમે કહો ! તમને તેની પૂછતાછ થશે નહીં જે અમે ગુનાહો કર્યા અને અમારાથી તેની પૂછતાછ થશે નહીં જે તમે કરો છો. (૨૫) તમે કહો ! આપણ સૌને આપણો પરવરદિગાર એકઠા કરશે, પછી આપણામાં ન્યાયનો ફૈસલો કરશે અને તે જ ખરો ન્યાય તોલનાર સઘળું જાણનાર છે. (૨૬) તમે કહો ! મને બતાવો તો ખરા જેને તેની સાથે ભાગીદાર ઠરાવીને ભેળવો છો !? કોઈ નથી, માત્ર તે જ અલ્લાહ છે જબરદસ્ત હિકમતોવાળો. (૨૭)*

## તફસીર :

તમે (તે લોકોને) કહી આપો કે જે (મઅ્બૂદો)ને તમે અલ્લાહના બદલે (અલ્લાહ તઆલાની કુદરતમાં સામેલ) સમજી રહ્યા છો તેમને (પોતાની જરૂરતો માટે) પોકારો (તો ખરા ? જાણ થઈ જશે કે કેટલી શક્તિ અને અધિકાર તેઓ ધરાવે છે, તેમની વાસ્તવિક પરિસ્થિતિ તો એ છે કે) તે રજકણ સમાન (પણ કોઈ વસ્તુનો) અધિકાર નથી ધરાવતા, ન તો આસમાનો(ના સર્જન)માં અને ન જ જમીન(ની મખ્લૂક)માં અને ન જ તેમની આ બંને(ના પેદા કરવા)માં કોઈ ભાગીદારી છે અને ન તો તેમાં અલ્લાહનો કોઈ (કાર્યમાં કોઈ) સહાયક છે અને અલ્લાહની સામે (કોઈની) સિફારસ કોઈના માટે કામ નથી આવતી (બલકે સિફારસ જ નથી થઈ શકતી) પરંતુ તેના માટે જેના વિશે તે (કોઈ સિફારસ કરનારને) પરવાનગી આપી દે (કાફિરો અને મુશ્રિકોમાં અમુક અજ્ઞાનીઓ તો એવા હતા કે જેઓ પથ્થરોને પોતે કંડારીને તે મૂર્તિઓને જ જરૂરત પૂરી કરનાર અને ખુદાઈના ભાગીદાર સમજતા હતા, તેમના રદિયા માટે આ આયત છે لَا يَمْلِكُونَ مِثْقَالَ ذَرَّةٍ وَّمَا لَهُمْ فِيهِمَا مِنْ شِرْكٍ અને અમુક લોકો મૂર્તિઓનું એટલું શક્તિશાળી હોવાનું માનતા ન હતા પરંતુ એવી માન્યતા ધરાવતા હતા કે મૂર્તિઓ અલ્લાહ તઆલાના કાર્યોમાં તેની સહાયક છે, તેમના રદિયા માટે કહેવામાં આવ્યું, مَا لَهُ مِنْهُمْ مِّنْ ظَهِيرٍ અને અમુક એવા સમજદાર લોકો હતા કે તેઓ નિર્જીવ મૂર્તિઓને કોઈ વસ્તુના સર્જનહાર અથવા સર્જનહારના સહાયક માનતા ન હતા પરંતુ માન્યતા એવી ધરાવતા હતા કે તે અલ્લાહ સમીપ સ્વીકૃત છે કે જેની સિફારસ કરે તેનું કામ બની જાય છે, જેમકે તેઓ કહ્યા કરતા હતા,

وَلَا تَنفَعُ الشَّفَاعَةُ عِندَهُ هَٰؤُلَاءِ شُفَعَاءُنَا عِندَ اللَّهِ તેના રદિયા માટે ફરમાવ્યું, જેનો ખુલાસો એ છે કે મૂર્તિઓમાં કોઈ ક્ષમતા હોવાની તો તમે માન્યતા ધરાવતા નથી પરંતુ તમે તે ધોકામાં છો કે તેઓ અલ્લાહ નજીક સ્વીકૃત છે, આ માત્ર તમારી પાયા વિનાની ધારણા છે, ન તો તેમનામાં કોઈ ક્ષમતા છે અને ન જ તે અમારા સમીપ સ્વીકૃત છે. આગળ ઈરશાદ ફરમાવ્યો કે તેમનામાં ન તો ક્ષમતા છે અને ન જ સ્વીકૃતી, જેમનામાં ક્ષમતા હોય અને જે સ્વીકૃત પણ હોય જેમકે અલ્લાહના ફરિશ્તા; તેઓ પણ કોઈની સિફારસ કરવા માટે પોતે અધિકારી નથી, બલકે તેમના માટે સિફારસ કરવાનો કાયદો એ છે કે જે વ્યક્તિ માટે સિફારસ કે ભલામણ કરવાની પરવાનગી મળે માત્ર તેની જ સિફારસ કરી શકે છે અને તે પણ ખૂબ મુશ્કેલીથી; કારણ કે તે પોતે અલ્લાહ તઆલાની હેબત અને જલાલના પ્રભાવ હેઠળ હોય છે, જ્યારે તેમને કોઈ સામાન્ય હુકમ આપવામાં આવે છે અથવા કોઈના માટે સિફારસ કરવાનો હુકમ મળે છે તો તેઓ હુકમ સાંભળવાના સમયે હેબતથી મુર્છિત થઈ જાય છે, જ્યારે તે હેબતની પરિસ્થિતિ દૂર થાય છે તે સમયે હુકમ ઉપર વિચાર કરે છે અને પરસ્પર એકબીજાને પૂછીને તહકીક કરી લે છે કે આપણે જે હુકમ સાંભળ્યો છે તે શું છે ? આ તહકીક પછી તે હુકમ ઉપર અમલ કરે છે જેમાં કોઈની સિફારસ કરવાનો હુકમ પણ સામેલ છે.

ખુલાસો એ છે કે જ્યારે અલ્લાહ તઆલા ફરિશ્તાઓને કે જે ક્ષમતા પણ ધરાવે છે અને અલ્લાહ સમીપ સ્વીકૃત પણ છે તે પણ કોઈની સિફારસ આપમેળે વિના પરવાનગીએ નથી કરી શકતા અને જ્યારે કોઈના માટે પરવાનગી મળી પણ જાય છે તો પોતે હેબતથી મૂર્છિત થઈ જાય છે, ત્યારબાદ જ્યારે સભાનાવસ્થા પરત ફરે છે ત્યારે સિફારસ કરે છે તો આ પથ્થરો તો તમે જાતે કંડારેલા છે, જેમનામાં ન તો કોઈ પ્રકારની ક્ષમતા છે અને ન જ સ્વીકૃત છે, તે કેવી રીતે કોઈની સિફારસ કરી શકે છે ? ફરિશ્તાઓનું મુર્છિત થવું વગેરેનું વર્ણન આગલી આયતમાં આ પ્રમાણે આવ્યું છે કે) એટલે સુધી કે જ્યારે તેમના દિલોથી ગભરામણ (જે હુકમ સાંભળવાના સમયે થઈ હતી) દૂર થાય છે તો એકબીજાને પૂછે છે કે તમારા પરવરદિગારે શું હુકમ ફરમાવ્યો, કહે છે કે (ફલાણી) સત્ય વાતનો હુકમ કર્યો (જેમકે વિદ્યાર્થી ઈલ્મ શીખ્યા પછી ઉસ્તાદની તકરીરને સહીહ કરવા અને યાદ કરવા માટે પરસ્પર એકબીજાની સહાયતા કર્યા કરે છે, આ

ફરિશ્તઓ પણ પોતાના સાંભળેલા હુકમની પરસ્પર એકબીજાથી તહકીક, સમર્થન અને ખરાઈ કરે છે, ત્યારબાદ હુકમ ઉપર અમલ કરે છે અને (અલ્લાહ તઆલા સામે ફરિશ્તાઓની આવી હાલત થઈ જવી કોઈ અસંભવ વાત નથી), તે સર્વોપરી સૌથી મહાન છે.

અને તમે (તેમને તવહીદની તહકીક માટે) એ પણ પૂછો કે તમને આસમાન અને જમીનથી (પાણી વરસાવીને વનસ્પતિ કાઢીને) કોણ રોજી આપે છે ? (કારણ કે તેનો જવાબ તેમની પાસે પણ નિશ્ચિત છે એટલા માટે) તમે (જ) કહી આપો કે અલ્લાહ તઆલા (રોજી આપે છે) અને (એ પણ કહો કે તો આ તવહીદના મસ્અલામાં) બેશક ! અમે અથવા તમે જરૂર સીધા માર્ગ ઉપર છે અથવા તો ખુલ્લી ગુમરાહીમાં (એટલે કે એવું નથી બની શકતું કે બે વિરોધાભાસી વિચારસરણીઓ તવહીદ અને શિર્ક બંને સાચી અને સત્ય હોય અને બંને તરફના અકીદા રાખનાર સાચા માર્ગ ઉપર હોય, બલકે અવશ્ય આ બંને અકીદાઓમાંથી એક સાચો અને બીજો ખોટો છે, સાચા અકીદહ રાખનાર હિદાયત ઉપર અને ખોટા અકીદહ રાખનાર ગુમરાહી ઉપર છે, હવે તમે વિચાર કરી લો કે આમાંથી કયો અકીદહ સાચો છો અને કોણ સચ્ચાઈ અને હિદાયત ઉપર છે અને કોણ માર્ગ ભટકેલ છે ?) તમે (તેમને આ બહષ અને મુનાજરા–Debate માં આ પણ) કહી આપો (કે અમે સ્પષ્ટ કરીને ખોલી ખોલીને સત્ય અને અસત્યને સ્પષ્ટ રીતે વર્ણન કરી દીધું છે, હવે તમે અને અમે દરેક પોતાના કર્મોના જવાબદાર છે) તમને અમારા અપરાધો વિશે પૂછપરછ થશે નહીં અને અમને તમારા કર્મો વિશે પૂછતાછ થશે નહીં અને (તમે તેમને એ પણ) કહી આપો કે (એક સમય જરૂર આવવાનો છે જેમાં) આપણો પરવરદિગાર સૌને (એક સ્થળે) એકઠા કરશે, પછી આપણા વચ્ચે ઠીક ઠીક ફેંસલો (અમલી સ્વરૂપે) કરી આપશે અને તે ફેંસલો કરનારો અને (સૌની હાલત) જાણનારો છે, તમે (એ પણ) કહી આપો (કે તમે અલ્લાહ તઆલાની સર્વોચ્ચ શા'ન અને સંપૂર્ણ કુદરતની દલીલો સાંભળી લીધી અને પોતાની મૂર્તિઓની લાચારી પણ જોઈ લીધી) મને જરા એ પણ બતાવો જેને તમે ભાગીદાર બનાવીને (ઈબાદતના હકમાં) અલ્લાહ સાથે મિલાવી રાખ્યા છે, કદાપિ (તેનો કોઈ ભાગીદાર) નથી, બલકે (વાસ્તવમાં) તે જ અલ્લાહ (એટલે કે મઅ્બૂદે બરહક સાચો પૂજ્ય) જબરદસ્ત હિકમતવાળો છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં રબ્બાની હુકમો નાઝિલ થવાના સમયે જે ફરિશ્તાઓનું મુર્છિત થઈ જવું અને પછી પરસ્પર એકબીજાને પૂછવા પાછવાનું વર્ણન છે તેનું વર્ણન સહીહ બુખારીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતથી આ પ્રમાણે આવ્યું છે કે જ્યારે અલ્લાહ તઆલા આસમાનમાં કોઈ હુકમ નાઝિલ ફરમાવે છે તો ફરિશ્તા ખુશૂઅ્ અને ખુજૂઅ્થી પોતાની પાંખો ફફડાવવા લાગે છે અને મૂર્છાવસ્થા જેવી હાલતમાં પહોંચી જાય છે, જ્યારે તેમના દિલોએથી ગભરામણ, હેબત અને જલાલનો તે પ્રભાવ દૂર થઈ જાય છે તો પૂછે છે કે તમારા પરવરદિગારે શું ફરમાવ્યું અને બીજા કહે છે કે ફલાણો હુકમ અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો છે. —હદીષ.

સહીહ મુસ્લિમમાં છે કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કોઈ સહાબીને રિવાયત કરે છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે આપણો રબ્બે તબારક ઈસ્મહુ જ્યારે કોઈ હુકમ આપે છે તો અર્શને ઉઠાવનારા ફરિશ્તાઓ તસ્બીહ કરવા લાગે છે, તેમની તસ્બીહ સાંભળીને તેમની પાસેવાળા આસમાનના ફરિશ્તાઓ તસ્બીહ કરવા લાગે છે, પછી તેમની તસ્બીહ સાંભળીને તેમની નીચેવાળા આસમાનના ફરિશ્તા તસ્બીહ કરવા લાગે છે, એટલે સુધી આ નોબત સમાએ દુનિયા (દુનિયાના આકાશ) સુધી પહોંચી જાય છે અને બધા આસમાનોના ફરિશ્તાઓ તસ્બીહમાં મશ્ગૂલ થઈ જાય છે, પછી તે ફરિશ્તાઓ જે અર્શની નજીકના છે તેમને પૂછવામાં આવે છે કે તમારા પરવરદિગારે શું ફરમાવ્યું? તેઓ બતાવે છે; એ જ પ્રમાણે તેમની નીચેવાળા આસમાનના ફરિશ્તાઓને પ્રશ્ન કરે છે એટલે સુધી કે સવાલ અને જવાબનો આ ક્રમ સમાએ દુનિયા સુધી પહોંચી જાય છે. —હદીષ

*(મઝહરી)*

## બહસ અને મુનાજરા (Debate)માં સંબોધકે સ્વભાવની કાળજી રાખવી જોઈએ અને ઉશ્કેરાવાથી બચવું જોઈએ :

وَاِنَّـآ اَوْ اِيَّـاكُـمْ لَعَـلٰـى هُدًى اَوْفِىْ ضَلَالٍ مُّبِيْنٍ આ મુશ્રિકો અને કાફિરોને ભેગું સંબોધન છે, સ્પષ્ટ દલીલોથી અલ્લાહ તઆલાનું સર્જનહાર અને માલિક હોવું તથા સંપૂર્ણ સર્વશક્તિમાન હોવું સ્પષ્ટ કરવામાં આવ્યું. મૂર્તિઓ અને

ગયરૂલ્લાહની લાચારી તથા કમજોરીનો સાક્ષાત્કાર કરાવવામાં આવ્યો. આ બધી વાતો પછી એ બાબતની તક હતી કે મુશ્રિકોને સંબોધન કરીને કહેવામાં આવે કે તમે જાહિલ અને ગુમરાહ છો કે અલ્લાહ તઆલાને છોડીને મૂર્તિઓ અને શયતાનોની પૂજા કરો છો પરંતુ કુર્આને હકીમે આ સ્થળે જે હિકમતપૂર્ણ વિષય અપનાવ્યો એ દા'વત અને તબ્લીગ તથા ઈસ્લામના વિરોધીઓને બાતિલ લોકોથી બહસ અને મુનાજરો કરવા માટેનું એક મહત્ત્વનું સૂચનાપત્ર અને માર્ગદર્શિકા છે કે આ આયતમાં તેમને કાફિર અને ગુમરાહ કહેવાના બદલે વિષય એવો અપનાવવામાં આવ્યો કે આ સ્પષ્ટ દલીલોના પ્રકાશમાં કોઈ સમજદાર વ્યક્તિ કહી નથી શકતો કે તવહીદ અને શિર્ક બંને વાતો શક્ય છે અને તવહીદવાળા તથા મુશ્રિકો બંને સત્યના પૂજારી છે બલકે એ ચોક્કસ વાત છે કે આ બંનેમાંથી એક સત્ય અને હક ઉપર અને બીજો ગુમરાહી ઉપર છે, હવે તમે જાતે વિચારી લો અને ફેંસલો કરી લો કે અમે હક ઉપર છીએ અથવા તમે ? સંબોધકને પોતે કાફિર અને ગુમરાહ કહેવાથી તેની ઉશ્કેરણી થઈ શકે છે, તેનાથી બચવામાં આવ્યું અને એવો લાગણીસભર વિષય અપનાવવામાં આવ્યો કે પથ્થર હૃદય વિરોધી પણ વિચાર કરવા મજબૂર થઈ જાય. *(કુર્તુબીમાંથી, બયાનુલ કુર્આન)*

આ પયગમ્બરી દા'વત અને શિખામણ પછી તથા مُجَادَلَهٗ بِالَّتِیْ هِیَ اَحْسَنُ નો તરીકો ઉલમાએ દરેક સમયે નજર સમક્ષ રાખવો જોઈએ, તેના ઉપેક્ષિત થવાથી દા'વત અને તબ્લીગ તથા ચર્ચા અને મુનાજરો અસરવિહોણો બલકે નુકસાનકારક થઈને રહી જાય છે, વિરોધીઓ જીદ ઉપર આવી જાય છે અને તેમની ગુમરાહી પાકી થઈ જાય છે.

---

## આયત : (સૂરએ સબા : આયત નં. ૨૮)

وَمَآ اَرْسَلْنٰكَ اِلَّا كَآفَّةً لِّلنَّاسِ بَشِيْرًا وَّنَذِيْرًا وَّلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿۲۸﴾

**તરજુમો :**

*અને અમે તમને જે મોકલ્યા બસ બધા લોકો માટે ખુશી અને ડર સંભળાવવા માટે પરંતુ ઘણા લોકો સમજતા નથી. (૨૮)*

## તફસીર :

(હે નબી ﷺ !) અને અમે તો તમને સૌના માટે (ભલે જિન્નાત હોય અથવા મનુષ્ય, અરબ હોય અથવા બિનઅરબ, ઉપસ્થિત હોય કે ભવિષ્યમાં આવનાર, સૌના માટે) પયગમ્બર બનાવીને મોકલ્યા છે (ઈમાન લાવવા ઉપર તેમને અમારા રાજીપા અને સવાબની) ખુશખબરી સંભળાવનાર અને (ઈમાન ન લાવવા ઉપર અમારા ક્રોધ અને અઝાબથી) ડરાવનાર; પરંતુ ઘણા લોકો સમજતા નથી (અજ્ઞાનતા અથવા દુશ્મનાવટના કારણે ઈન્કાર કરવામાં અને જૂઠાડવામાં લાગેલા રહે છે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં તવહીદ અને અલ્લાહ તઆલાના સર્વશક્તિમાન હોવાનું વર્ણન હતું, આ આયતમાં રિસાલતનું અને ખાસ કરીને આપણા નબીએ કરીમ ﷺનું આગમન સમગ્ર દુનિયાની બધી જ ઉપસ્થિત અથવા ભવિષ્યમાં આવનારી કોમો માટે સર્વસામાન્ય હોવાનું વર્ણન કરવામાં આવ્યું છે.

كَآفَّةً لِّلنَّاسِ (કાફ્ફતલ્લિન્નાસ)માં શબ્દ كَآفَّةُ (કાફ્ફહ) અરબી રૂઢિપ્રયોગમાં કોઈ વસ્તુ સૌના માટે સર્વસામાન્ય અને સામેલ હોવાના અર્થમાં ઉપયોગ થાય છે જેમાં કોઈ અપવાદ ન હોય. મૂળ શબ્દપ્રયોગના વ્યાકરણનો તકાદો એ હતો કે لِلنَّاسِ كَافَّةً (લિન્નાસી કાફ્ફતન) કહેવામાં આવે કારણ કે શબ્દ "કાફ્ફહ" એ વર્તમાન છે "નાસ"નું પરંતુ આગમન સર્વસામાન્ય હોવાની બાબતને સ્પષ્ટ કરવા માટે શબ્દ "કાફ્ફહ"ને અગ્ર ક્રમે રાખવાની કાળજી રાખવામાં આવી.

રસૂલે કરીમ ﷺથી પહેલાં જેટલાય અંબિયા (અલૈ.)નું આગમન થયું છે તેમની રિસાલત અને નુબુવ્વત કોઈ ખાસ કોમ અથવા જમીનના કોઈ ખાસ ભૂ ભાગ માટે હતી, એ હઝરત ખાતમુન્નબિય્યિન ﷺની આગવી વિશિષ્ટતા અને પ્રતિષ્ઠા છે કે આપ ﷺની નુબુવ્વત સમગ્ર દુનિયા માટે સર્વસામાન્ય છે અને માત્ર મનુષ્યો જ નહીં જિન્નાતો માટે પણ છે અને માત્ર તે લોકો માટે નથી જેઓ રસૂલે કરીમ ﷺના સમયમાં મોજૂદ હતા બલકે કયામત સુધી આવનાર માનવવંશો માટે સર્વસામાન્ય છે અને રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને

રિસાલતનું કયામત સુધી બાકી રહેવાનો અને સતત ટકી રહેવાનો તકાદો એ છે કે રસૂલે કરીમ ﷺ ખાતમુન્નબિય્યિન (નબીઓના ક્રમની અંતિમ કડી) હોય, રસૂલે કરીમ ﷺ પછી કોઈ નબી આવવાના ન હોય, કારણ કે બીજા નબીનું ત્યારે જ આગમન થાય છે જ્યારે આગલા નબીની શરીઅત અને શિક્ષણમાં પરિવર્તન અથવા રદ થાય છે તો બીજા નબી મખ્લૂકની સુધારણાના હેતુ સાથે આવી જાય છે, અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺની શરીઅત અને પોતાની કિતાબ કુર્આનની સુરક્ષાની કયામત સુધી જવાબદારી લીધી છે એટલા માટે તે કયામત સુધી પોતાની અસલી હાલત ઉપર કાયમ રહેશે અને કોઈ અન્ય નબીના આવવાની જરૂરત બાકી રહેશે નહીં.

સહીહ બુખારી અને મુસ્લિમ વગેરેમાં હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મને પાંચ વસ્તુઓ એવી અર્પણ કરવામાં આવી છે જે મારાથી અગાઉ કોઈને મળી નથી, એક એ કે મારી મદદ અલ્લાહ તઆલાએ મને એવો રૂઆબ આપીને કરી કે એક મહિનાની મુસાફરીના અંતર સુધી લોકો ઉપર મારો રૂઆબ છવાઈ જાય છે, બીજું એ કે મારા માટે સમગ્ર જમીનને મસ્જિદ અને પાક ઠરાવી દેવામાં આવી છે. (પાછલા અંબિયા અલૈ.ની શરીઅતોમાં તેમની ઈબાદત ખાસ ઈબાદતગાહોમાં જ થતી હતી, મસ્જિદોથી બહાર મેદાન અથવા ઘરમાં તેમની ઈબાદત થતી ન હતી. અલ્લાહ તઆલાએ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ માટે સમગ્ર પૃથ્વીને આ અર્થમાં મસ્જિદ બનાવી દીધી કે દરેક સ્થળે નમાઝ અદા થઈ શકે છે અને જમીનની માટીને પાણી ન મળવાના અથવા પાણીનો ઉપયોગ નુકસાનકર્તા હોવાના સ્વરૂપમાં પાકી માટે પાક કરનાર બનાવી દીધી કે તેનાથી તયમ્મુમ કરી લેવામાં આવે તો વૂઝુના સ્થાને થઈ જાય છે). ત્રીજું એ કે મારા માટે માલે ગનીમત હલાલ કરી દેવામાં આવ્યો, મારાથી અગાઉ કોઈ ઉમ્મત માટે આ માલ હલાલ ન હતો (બલકે એ હુકમ હતો કે યુદ્ધમાં કાફિરોનો જે માલ હાથ લાગે તેને એકઠો કરીને એક સ્થળે મૂકી દેવામાં આવે, ત્યાં એક આસમાની આગ વીજળી વગેરે આવીને તેને સળગાવી દેતી અને આ સળગાવી દેવું જ તે જિહાદની સ્વીકૃતિની નિશાની હતી. ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ માટે માલે ગનીમત કુર્આનના બતાવેલા સિદ્ધાંતો પ્રમાણે વહેંચણી કરી લેવાની અને પોતાની જરૂરિયાતમાં ખર્ચ કરવાની પરવાનગી સાથે જાઈઝ

ઠરાવવામાં આવ્યું). ચોથું એ કે મને મોટી સિફારસ (શફાઅતે કુબરા) કરવાનું સ્થાન અર્પણ કરવામાં આવ્યું. (એટલે કે હશ્રના મેદાનમાં જે સમયે કોઈ પયગમ્બર સિફારસ કરવાની હિંમત કરશે નહીં મને તે સમયે સિફારસ કરવાની તક આપવામાં આવશે). પાંચમું એ કે મારાથી આગલા દરેક નબી પોતાની ખાસ કોમ તરફ મોકલવામાં આવતા હતા, મને દુનિયાની સમગ્ર કોમો તરફ પયગમ્બર બનાવીને મોકલવામાં આવ્યો છે. *(ઈબ્ને કષીર)*

---

## આયતો : (સૂરએ સબા : આયત નં. ૨૯ થી ૩૩)

وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْوَعْدُ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٢٩﴾ قُلْ لَّكُمْ مِّيْعَادُ يَوْمٍ لَّا تَسْتَاْخِرُوْنَ
عَنْهُ سَاعَةً وَّلَا تَسْتَقْدِمُوْنَ ﴿٣٠﴾ وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لَنْ نُّؤْمِنَ بِهٰذَا
الْقُرْاٰنِ وَلَا بِالَّذِيْ بَيْنَ يَدَيْهِ ۭ وَلَوْ تَرٰٓى اِذِ الظّٰلِمُوْنَ مَوْقُوْفُوْنَ عِنْدَ
رَبِّهِمْ ښ يَرْجِعُ بَعْضُهُمْ اِلٰى بَعْضِ الْقَوْلَ ۚ يَقُوْلُ الَّذِيْنَ اسْتُضْعِفُوْا
لِلَّذِيْنَ اسْتَكْبَرُوْا لَوْلَآ اَنْتُمْ لَكُنَّا مُؤْمِنِيْنَ ﴿٣١﴾ قَالَ الَّذِيْنَ اسْتَكْبَرُوْا
لِلَّذِيْنَ اسْتُضْعِفُوْٓا اَنَحْنُ صَدَدْنٰكُمْ عَنِ الْهُدٰى بَعْدَ اِذْ جَاۗءَكُمْ بَلْ
كُنْتُمْ مُّجْرِمِيْنَ ﴿٣٢﴾ وَقَالَ الَّذِيْنَ اسْتُضْعِفُوْا لِلَّذِيْنَ اسْتَكْبَرُوْا بَلْ مَكْرُ
الَّيْلِ وَالنَّهَارِ اِذْ تَاْمُرُوْنَنَآ اَنْ نَّكْفُرَ بِاللّٰهِ وَنَجْعَلَ لَهٗٓ اَنْدَادًا ۭ
وَاَسَرُّوا النَّدَامَةَ لَمَّا رَاَوُا الْعَذَابَ ۭ وَجَعَلْنَا الْاَغْلٰلَ فِيْٓ اَعْنَاقِ الَّذِيْنَ كَفَرُوْا ۭ
هَلْ يُجْزَوْنَ اِلَّا مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٣٣﴾

## તરજુમો :

*અને કહે છે, ક્યારે છે આ વાયદો જો તમે સાચા છો ? (૨૯) તમે કહો ! તમારા માટે એક દિવસનો વાયદો છે, તેનાથી એક ક્ષણ (પણ) મોડું કરી શકશો નહીં, ન જ જલદી. (૩૦) અને કાફિરો કહેવા લાગ્યા, અમે આ*

*કુર્આનને કદાપિ માનીશું નહીં અને ન જ તેનાથી આગલાને અને જો કદી તમે જુઓ જ્યારે કે ગુનેહગારો (જાલિમો) પોતાના પરવરદિગારની પાસે ઊભા કરવામાં આવે (ત્યારે) વાત (વાંક)ને એકબીજા ઉપર ઢોળે છે; તે લોકો જેઓ કમજોર સમજવામાં આવતા હતા બડાઈ હાંકનારાઓને કહે છે, જો તમે ન હોત તો અમે ઈમાનવાળા હોત ! (૩૧) બડાઈ હાંકનારાઓ જેઓ કમજોર થઈ ગયા હતા તેમને કહેવા લાગ્યા, શું અમે તમને સત્ય વાતથી રોક્યા હતા તમારી પાસે તે પહોંચી ચૂક્યા પછી ? કંઈ નથી, (બલકે) તમે જ મુજરિમો હતા. (૩૨) અને તે લોકો જેઓ કમજોર ગણાતા હતા બડાઈ હાંકનારાઓને કહેવા લાગ્યા, રાત દિવસના પ્રપંચથી કોઈ બાકાત નથી, જ્યારે તમે અમને હુકમ કરતા હતા કે અમે અલ્લાહને ન માનીએ અને તેની સાથે સમાન ભાગીદાર ઠરાવીએ અને છુપા છુપા પસ્તાવા લાગ્યા જ્યારે અઝાબ જોઈ લીધો અને અમે કાફિરોની ગરદનોમાં "તોક" નાંખ્યો છે, એવો જ બદલો પામે છે જેવો અમલ કરતા હતા. (૩૩)*

## તફસીર :

અને આ લોકો (કયામત વિશેનો વિષય ....يَجْمَعُ بَيْنَنَا رَبُّنَا ثُمَّ يَفْتَحُ સાંભળીને) કહે છે કે આ વાયદો ક્યારે (જાહેર) થશે જો તમે (એટલે કે નબી અને આપના અનુયાયીઓ) સાચા છો ? (તો બતાવો) તમે કહી આપો કે તમારા માટે એક ખાસ દિવસનો વાયદો (નિશ્ચિત) છે, તેનાથી ન તો એક ઘડી પાછળ હટી શકો છો ન જ આગળ વધી શકો છો, (ભલે અમે સમય ન બતાવીએ જે તમે પૂછી રહ્યા છો પરંતુ તે અવશ્ય આવશે જેને પૂછવું તમારા ઈન્કાર કરવાના હેતુના કારણે છે) અને આ કાફિરો (દુનિયામાં તો ઘણી વાતો બનાવે છે અને) કહે છે કે અમે કદાપિ આ કુર્આન ઉપર ઈમાન લાવીશું નહીં અને ન જ તેનાથી અગાઉની કિતાબો ઉપર અને (કયામતમાં આ બધી મોટી મોટી વાતો સમાપ્ત થઈ જશે તેથી) જો તમે (તેમની) તે સમયની હાલત જુઓ (તો એક ભયાનક દ્દશ્ય નજરે પડશે) જ્યારે કે આ જાલિમો પોતાના પરવરદિગારની સામે ઊભા કરવામાં આવશે, એકબીજા ઉપર વાત (દોષ) ઢોળતા હશે, (જેમકે કોઈ કામ બગડી જવાના સમયે સ્વાભાવિકપણે થાય છે એટલા માટે) ઓછા દરજ્જાવાળા લોકો (એટલે કે અનુયાયીઓ) મોટા લોકોને (એટલે કે જેમની તાબે'દારી કરી હતી

તેમને) કહેશે કે (અમે તો તમારા કારણે બરબાદ થઈ ગયા) જો તમે ન હોત તો અમે અવશ્ય ઈમાન લઈ આવ્યા હોત (આથી) આ મોટા લોકો તે ઓછા દરજ્જાવાળા લોકોને કહેશે કે શું અમે તમને હિદાયત (ઉપર અમલ કરવા)થી (બળજબરીએ) રોક્યા હતા ત્યારબાદ કે તે (હિદાયત) તમને પહોંચી ચૂકી હતી ? નહીં ! બલકે તમે જ કુસૂરવાર છો (કે સત્યના જાહેર થયા પછી પણ તેનો સ્વીકાર ન કર્યો, હવે અમારા માથે પાડો છો ?) અને (તેના જવાબમાં) આ ઓછા દરજ્જાવાળા લોકો તે મોટા દરજ્જાવાળા લોકોને કહેશે કે (અમે એવું નથી કહેતા કે તમે બળજબરી કરી હતી) નહીં ! બલકે તમારા રાત દિવસના ષડયંત્રોએ અટકાવ્યા હતા, જ્યારે તમે અમને ફરમાઈશ કરતા રહેતા હતા કે અમે અલ્લાહની સાથે કુફ્ર કરીએ અને તેના માટે ભાગીદાર ઠરાવીએ (ષડયંત્રોથી ભાવાર્થ તે પ્રેરણા અને પ્રોત્સાહન છે એટલે કે રાત દિવસનું તેમનું શિક્ષણ અને તેમની યુક્તિઓની અસર થઈ ગઈ અને તબાહ બરબાદ થઈ ગયા, બસ અમને તમે જ ખરાબ કર્યા) અને (આ વાતચીત દરેક વ્યક્તિ એકબીજા ઉપર આક્ષેપ મૂકવા માટે કહેશે પરંતુ દિલમાં પોતપોતાના કુસૂર પણ સમજશે કે માર્ગ ભટકાવનારા સમજશે કે ખરેખર અમે એવું કર્યું તો હતું અને જેઓને તેમણે માર્ગ ભટકાવ્યો હતો તેઓ સમજશે કે ભલે તેમણે અમને ખોટો માર્ગ બતાવ્યો હતો પરંતુ અંતે અમે પણ તો પોતાનો નફો અને નુકસાન સમજી શકતા હતા, અવશ્ય અમારો પણ બલકે વધારે પડતો અમારો જ વાંક છે પરંતુ) તે લોકો (પોતાની આ) ભોંઠપને (એકબીજાથી) ગુપ્ત રાખશે જ્યારે કે (પોતપોતાના અમલ ઉપર) અઝાબ (થતો) જોશે અને (તે સૌને એ સમાન અઝાબ આપવામાં આવશે કે) અમે કાફિરોની ગરદનોમાં તોક નાંખીશું (અને હાથ પગમાં સાંકળો કસીને બાંધવામાં આવશે અને જહન્નમમાં ફેંકી દેવામાં આવશે) જેવું કર્યું તેવું જ ભર્યું !

————————

## આયતો : (સૂરએ સબા : આયત નં. ૩૪ થી ૩૮)

وَمَآ اَرْسَلْنَا فِيْ قَرْيَةٍ مِّنْ نَّذِيْرٍ اِلَّا قَالَ مُتْرَفُوْهَآ ۙ اِنَّا بِمَآ اُرْسِلْتُمْ بِهٖ
كٰفِرُوْنَ ﴿۳۴﴾ وَقَالُوْا نَحْنُ اَكْثَرُ اَمْوَالًا وَّاَوْلَادًا ۙ وَّمَا نَحْنُ بِمُعَذَّبِيْنَ ﴿۳۵﴾ قُلْ اِنَّ
ع رَبِّيْ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ وَيَقْدِرُ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿۳۶﴾ وَمَآ

اَمْوَالُكُمْ وَلَآ اَوْلَادُكُمْ بِالَّتِىْ تُقَرِّبُكُمْ عِنْدَنَا زُلْفٰٓى اِلَّا مَنْ اٰمَنَ وَعَمِلَ صَالِحًا ۡ
فَاُولٰٓئِكَ لَهُمْ جَزَآءُ الضِّعْفِ بِمَا عَمِلُوْا وَهُمْ فِى الْغُرُفٰتِ اٰمِنُوْنَ ﴿٣٧﴾ وَالَّذِيْنَ يَسْعَوْنَ
فِىْٓ اٰيٰتِنَا مُعٰجِزِيْنَ اُولٰٓئِكَ فِى الْعَذَابِ مُحْضَرُوْنَ ﴿٣٨﴾

## તરજુમો :

*અને અમે કોઈ વસ્તીમાં ડરાવનાર નથી મોકલ્યો પરંતુ ત્યાંના ખુશહાલ લોકો કહેવા લાગ્યા જે કંઈ તમારા હાથે મોકલવામાં આવ્યું છે અમે તેને માનતા નથી. (૩૪) અને કહેવા લાગ્યા, અમે માલ અને અવલાદમાં અધિક છીએ અને અમારા ઉપર આફત આવવાની નથી. (૩૫) તમે કહો ! મારો પરવરદિગાર છે તે રોજી વિસ્તારી આપે છે જેને ચાહે અને (જેને ચાહે) માપીને આપે છે પરંતુ ઘણા લોકો સમજ ધરાવતા નથી. (૩૬) અને તમારો માલ અને તમારી અવલાદ તે નથી કે તે તમારો દરજ્જો અમારી પાસે નિકટ (માનીતો) કરી આપે પરંતુ જે કોઈ ઈમાન લાવ્યો અને નેક કામ કર્યા, બસ તેમના માટે કરેલા કર્મનો બમણો બદલો છે અને તેઓ ઝરૂખાઓમાં સલામતીપૂર્વક (ચેનથી) બેઠા છે. (૩૭) અને જે લોકો અમારી આયતોને પરાજિત કરવા માટે દોડે છે તેઓ અઝાબમાં પકડાયેલા આવશે. (૩૮)*

## તફસીર :

અને (હે પયગમ્બર ﷺ ! તે લોકોના ગુમરાહીયુક્ત અજ્ઞાનતાભર્યા નિવેદનોથી તમે દિલગીર ન થશો, કારણ કે આવો વ્યવહાર માત્ર તમારી સાથે જ નથી થયો બલકે) અમે કોઈ વસ્તીમાં કોઈ ડર સંભળાવનાર (પયગમ્બર) નથી મોકલ્યો પરંતુ ત્યાંના ખુશહાલ લોકોએ (હાલના કાફિરોની જેમ જ) એવું કહ્યું કે અમે તો એ હુકમોના ઈન્કારી છીએ જે તમને આપીને મોકલવામાં આવ્યા છે અને તેમણે એ પણ કહ્યું કે અમે માલ અને અવલાદમાં તમારાથી અધિક છીએ (كَمَا قَالَ فِى الْكَهْفِ اَنَا اَكْثَرُ مِنْكَ مَالًا وَّاَعَزُّ نَفَرًا) અને (આ દલીલ છે અમારા સ્વીકૃત અને અલ્લાહ પાસે સન્માનનીય હોવાની કે બસ) અમને ક્યારેય અઝાબ થશે નહીં (અને આવી જ વાત મક્કાના કાફિરો પણ કહે છે قَالَ الَّذِيْنَ كَفَرُوْا لِلَّذِيْنَ اٰمَنُوْا اَىُّ الْفَرِيْقَيْنِ خَيْرٌ مَّقَامًا બસ ગમ ન કરો અલબત્ત તેમના નિવેદનોને

રદ કરો અને તેમને એવું) કહી આપો કે (રોજીની વિશાળતાનો આધાર અલ્લાહ નજીક સ્વીકૃત હોવું નથી બલકે માત્ર તેની ઈચ્છા છે કારણ કે) મારો પરવરદિગાર જેને ઈચ્છે છે વધારે રોજી આપે છે અને જેને ઈચ્છે છે ઓછી રોજી આપે છે (અને તેમાં હિકમતો હોય છે) પરંતુ ઘણા લોકો (તેનાથી) વાકેફ નથી (કે તેનો આધાર બીજી મસ્લિહતો છે, અલ્લાહ તઆલા નજીક સ્વીકૃત હોવા ઉપર નથી) અને (હે કાફિરો ! આ પણ સાંભળી લો કે જે રીતે તમારો માલ અને અવલાદ અલ્લાહ તઆલા નજીક સ્વીકૃત હોવાની નિશાની કે દલીલ નથી એ જ પ્રમાણે) તમારો માલ અને અવલાદ એવી વસ્તુઓ નથી જે તમને અમારી પાસે દરજ્જામાં માનીતા બનાવી આપે (એટલે કે માનીતા બનાવવાનું તે માધ્યમ નથી ન તો માલ અને ન જ અવલાદ; એ જ રીતે ન તો માલ અને ન જ અવલાદ સ્વીકૃત બતાવી શકે છે), હા ! પરંતુ જેઓ ઈમાન લાવે અને સારા કર્મો કરે (આ બંને વસ્તુઓ નિકટતાનું અને માનીતા બનવાનું કારણ બની શકે છે) બસ એવા લોકો માટે તેમના (નેક) અમલનો બમણો બદલો છે (એટલે કે અમલથી વધારે ભલે બમણાથી પણ વધારે لِقَوْلِهٖ تَعَالٰى مَنْ جَاءَ بِالْحَسَنَةِ فَلَهٗ عَشْرُ اَمْثَالِهَا) અને તેઓ (જન્નતના) ઝરૂખાઓમાં ચેનથી (બેઠેલા) હશે અને જે લોકો (તેના વિરુદ્ધ માત્ર માલ અને અવલાદ ઉપર ગર્વ કરે છે અને ઈમાન તથા નેક અમલોને અપનાવતા નથી બલકે તેઓ) અમારી આયતો વિશે (તેમના રદિયાની) કોશીશો કરી રહ્યા છે (નબીને) પરાજિત કરવા માટે, એવા લોકો અઝાબમાં લાવવામાં આવશે.

## મસ્અલા અને બોધપાઠ :

### દુનિયાની દોલત અને ઇજ્જતને અલ્લાહ તઆલા સમીપ સ્વીકૃતીની દલીલ સમજવાનો શયતાનનો પરાપૂર્વેથી ચાલતો આવતો ફરેબ (છેતરપિંડી) :

દુનિયાની શરૂઆતથી દુનિયાની દોલત, રાહત તથા અય્યાશીના નશામાં ચકચૂર રહેનારાઓએ હંમેશા સત્યના અવાજ વિરુદ્ધ અને અંબિયા (અલૈ.) તથા સુલહાઓથી દુશ્મનાવટની પદ્ધતિ અપનાવી છે, માત્ર ઘણા થોડા જેમને અલ્લાહ ચાહે તેઓ એનાથી બાકાત હતા. દોલત અને અય્યાશીના નશામાં ચકચૂર લોકોની રીતભાત એ હતી કે તેઓ સત્યવાદીઓના મુકાબલામાં પોતાની હાલની

પરિસ્થિતિ ઉપર મગ્ન રહેવાની અને સંતોષિત રહેવાની એ દલીલ પણ આપતા હતા કે જો અમારા કર્મો અને ટેવો અલ્લાહને પસંદ ન હોત તો અમને દુનિયાની ઈજ્જત અને સત્તા કેમ આપી છે ? કુર્આને કરીમે તેનો જવાબ વિવિધ આયતોમાં વિવિધ વિષયો હેઠળ આપ્યો છે. પ્રસ્તુત આયતોનું ઊતરાણ પણ આ જ રીતે એક ઘટનાના સંદર્ભમાં તેમની વાહિયાત દલીલના જવાબ સ્વરૂપે થયું છે.

હદીષમાં છે કે ઈસ્લામ અગાઉના જહાલત કાળમાં બે વ્યક્તિઓ એક કારોબારમાં ભાગીદાર હતા, પછી તેમનામાંથી એક એ સ્થળ છોડીને કોઈ દરિયા કિનારાના વિસ્તારમાં ચાલ્યો ગયો, જ્યારે રસૂલે કરીમ ﷺનું આગમન થયું અને આપ ﷺની નુબુવ્વત અને રિસાલતની ચર્ચા થઈ તો દરિયા કિનારાવાળા મિત્રએ મક્કાવાળા મિત્રને પત્ર લખ્યો અને પૂછ્યું કે તેમના નુબુવ્વતના દા'વાની તમે લોકોએ શું અસર લીધી ? આથી મક્કી સાથીએ જવાબ લખ્યો કે કુરૈશમાંથી તો કોઈપણ તેમનો અનુયાયી નથી થયો, માત્ર ગરીબ, ફકીર, હેસિયત વિનાના લોકો તેમની પાછળ લાગેલા છે, પેલા કિનારાવાળો મિત્ર ત્યાંથી પોતાનો વેપાર છોડીને મક્કા મુકર્રમહ આવ્યો અને પોતાના મિત્રને કહ્યું કે મને તેમનું ઠેકાણું બતાવો જેઓ નુબુવ્વતનો દા'વો કરે છે, આ દરિયા કિનારાનો મિત્ર અમુક પ્રાચીન કિતાબો તવરાત અને ઈન્જીલ વગેરેનો અભ્યાસ કરતો હતો, રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો અને પૂછ્યું કે આપ કઈ બાબત તરફ આમંત્રણ આપો છો ? રસૂલે કરીમ ﷺએ પોતાની ઈસ્લામની દા'વતના અગત્યના વિભાગોનું વર્ણન કર્યું. ઈસ્લામની દા'વત રસૂલે કરીમ ﷺની જીભ મુબારકથી સાંભળતા જ તેણે કહ્યું, اَشْهَدُ اَنَّکَ رَسُوْلُ اللّٰهِ (અશ્હદુ અન્નક રસૂલુલ્લાહ) એટલે કે હું ગવાહી આપું છું કે બેશક ! તમે અલ્લાહના રસૂલ છો. રસૂલે કરીમ ﷺએ તેને પૂછ્યું કે તમને એ કેવી રીતે જાણ થઈ ? તેણે કહ્યું કે (આપ ﷺની દા'વતનું સત્ય હોવું તો બુદ્ધિથી પણ સમજી શકાય છે અને તેની નિશાની મેં એ જોઈ કે) જેટલા અંબિયા (અલૈ.) અગાઉ આવ્યા છે બધાના માનનારા શરૂઆતમાં ગરીબ અને દુનિયાના હેસિયત વિનાના ફકીર લોકો જ હોય છે, આ ઘટના ઉપર આ આયત નાઝિલ થઈ.

مَآ اَرْسَلْنَا فِیْ قَرْیَةٍ مِّنْ نَّذِیْرٍ اِلَّا قَالَ مُتْرَفُوْهَا (ઈબ્ને કષીર અને મઝહરી) مُتْرَفْ (મુતરફ) એ تَرَفْ (તરફ)થી બનેલ શબ્દ છે જેનો અર્થ નેઅ્મતો અને

રાહતની છૂટછાટ થાય છે. مُتْرَفِيْنَ (મુતરફીન)થી ભાવાર્થ માલદારો અને કોમના રઈસો થાય છે, કુર્આને કરીમે પ્રસ્તુત પ્રથમ આયતમાં ફરમાવ્યું છે કે જ્યારે પણ અમે કોઈ રસૂલ મોકલ્યા છે તો માલ દોલતના નશામાં અને રાહતો તથા અય્યાશીઓમાં પોષણ પામતા લોકોએ જ તેનો મુકાબલો કુફ્ર અને શિર્કથી કર્યો છે.

બીજી આયતમાં તેમનું આ નિવેદન નકલ કર્યું છે, نَحْنُ اَكْثَرُ اَمْوَالًا وَّاَوْلَادًا وَّمَا نَحْنُ بِمُعَذَّبِيْنَ એટલે કે અમે તમારાથી માલ અને દોલતમાં પણ અધિક છીએ એટલા માટે અમે અઝાબમાં સંડોવાઈ શકતા નથી.

દેખીતી રીતે તેમના આ નિવેદનનો હેતુ એ હતો કે અલ્લાહ તઆલા સમીપ અમે અઝાબપાત્ર હોત તો અમને આટલી દોલત અને ઈજ્જત કેમ આપી છે ? કુર્આને કરીમે ત્રીજી અને ચોથી આયતમાં તેનો જવાબ આપ્યો છે, قُلْ اِنَّ رَبِّىْ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ وَيَقْدِرُ અને مَآ اَمْوَالُكُمْ وَلَآ اَوْلَادُكُمْ.... જવાબનો ખુલાસો એ છે કે દુનિયામાં માલ અને દોલત અથવા ઈજ્જત અને હોદ્દાની વધઘટ અલ્લાહ નજીક સ્વીકૃત કે ધિક્કારપાત્ર હોવાની દલીલ નથી બલકે તે તકવીની મસ્લિહતના કારણે દુનિયામાં અલ્લાહ જેને ચાહે માલ અને દોલત છૂટછાટથી આપે છે અને જેને ઇચ્છે છે ઓછી આપે છે જેની તકવીની હિકમતને તે જ જાણે છે પરંતુ માલ અને અવલાદનું અધિક હોવું અલ્લાહ નજીક સ્વીકૃતીની દલીલ સમજવી અજ્ઞાનતા છે, કારણ કે તેના માનીતા અથવા સ્વીકૃત હોવાનો આધાર માત્ર ઈમાન અને નેક કર્મો છે, જેને એ પ્રાપ્ત નથી તેની પાસે માલ અને અવલાદ ગમે તેટલી વધારે હોય તે તેને અલ્લાહનો માનીતો કે સ્વીકૃત બનાવી શકતી નથી.

આ જ વિષયને કુર્આને કરીમે વિવિધ આયતોમાં વર્ણન કર્યો છે. એક સ્થળે اَيَحْسَبُوْنَ اَنَّمَا نُمِدُّهُمْ مِنْ مَّالٍ وَّبَنِيْنَ نُسَارِعُ لَهُمْ فِى الْخَيْرٰتِ بَلْ لَّا يَشْعُرُوْنَ ફરમાવ્યું, એટલે કે શું આ લોકો એવું સમજે છે કે અમે જે માલ અને અવલાદની અધિકતાથી તેમની મદદ કરીએ છીએ એ કંઈ તેમના માટે આખિરતના પરિણામના આધારે ભલાઈ છે ? (કદાપિ નહીં !) બલકે આ લોકો હકીકતથી બેખબર છે (કે જે માલ અને અવલાદ મનુષ્યને અલ્લાહથી ગાફેલ કરે તે તેના માટે વબાલ છે). (૨૩:૫૫–૫૬)

બીજી આયતમાં ફરમાવ્યું, فَلَا تُعۡجِبۡكَ اَمۡوَالُهُمۡ وَلَاۤ اَوۡلَادُهُمۡ اِنَّمَا يُرِيۡدُاللّٰهُ لِيُعَذِّبَهُمۡ بِهَا فِى الۡحَيٰوةِ الدُّنۡيَا وَتَزۡهَقَ اَنۡفُسُهُمۡ وَهُمۡ كٰفِرُوۡنَ (૯:૮૫) એટલે કે, આ કાફિરોના માલ અને અવલાદથી તમે આશ્ચર્ય ન કરો, કારણ કે અલ્લાહ તઆલાનો ઈરાદો એ છે કે તેમને આ જ માલ અને સંતાનો દ્વારા દુનિયામાં અઝાબમાં સપડાવે અને પરિણામે તેમના પ્રાણ આ જ કુફ્રની હાલતમાં ચાલ્યા જાય જેનું પરિણામ આખિરતનો કાયમી અઝાબ છે, માલ અને સંતાનો દ્વારા દુનિયામાં અઝાબ આપવાનો અર્થ એ છે કે તેઓ દુનિયામાં માલ અને અવલાદના પ્રેમમાં એવા ઓતપ્રોત થઈ જાય છે કે પોતાના પરિણામ અને અલ્લાહ તથા આખિરત તરફ ક્યારેય ધ્યાન જતું જ નથી જેનું પરિણામ કાયમી અઝાબ છે અને ઘણા બધા માલ અને સંતાનોવાળાઓને આ દુનિયામાં પણ માલ અને સંતાનો માટે જ બલકે તેમના દ્વારા જ મુસીબતો અને તકલીફો ઉઠાવવી પડે છે તેમની સજા અને અઝાબ આ જ દુનિયાથી શરૂ થઈ જાય છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા તમારા ચહેરાઓને અને તમારા માલને નથી જોતો તે તો તમારા દિલોને અને અમલોને જુએ છે. *(રવાહુ અહમદ, ઈબ્ને કષીર)*

اُولٰٓئِكَ لَهُمۡ جَزَآءُ الضِّعۡفِ بِمَا عَمِلُوۡا وَهُمۡ فِى الۡغُرُفٰتِ اٰمِنُوۡنَ આ ઈમાન અને નેક કર્મોવાળાઓની હાલત બતાવવામાં આવી છે કે અલ્લાહ સમીપ સ્વીકૃત આ જ લોકો છે, દુનિયામાં કોઈ તેમની કદર કરે અથવા ન કરે, આખિરતમાં તેમને جَزَاءِ ضِعۡف (જઝાએ દિઅ્ફ) મળશે. ضِعۡفٌ بِكَسۡرِ ضَادٌ (દિઅ્ફ બ કસ્રે દુઆદ) ક્રિયાપદ છે જેનો અર્થ એક વસ્તુનું ઉદાહરણ અથવા દૃષ્ટાંત સ્વરૂપ થાય છે, ભાવાર્થ એ છે કે જે રીતે દુનિયામાં દોલતવાળા પોતાની દોલતને વધારવામાં લાગ્યા રહે છે અલ્લાહ તઆલા તેમના અમલોના બદલાને આખિરતમાં વધારી આપશે કે એક અમલનો બદલો તેના દશ બરાબર હશે અને એટલાથી પણ મર્યાદિત નહીં હોય બલકે તેના કર્મની નિખાલસતા અને બીજા કારણોથી એક અમલનો બદલો તેના સાતસોઘણા સુધી મળવો પણ સહીહ હદીષોથી સાબિત છે અને એમાં પણ તે મર્યાદિત નથી, તેનાથી પણ વધારે હોઈ શકે છે અને આ લોકો જન્નતના ઝરૂખાઓમાં ચેનથી હશે અને હંમેશા માટે દરેક રંજ ગમથી સુરક્ષિત રહેશે. غُرُفَاتٌ (ગુરુફાત) એ غُرۡفَةٌ (ગુરફહ)નું બહુવચન છે. મકાનનો જે ભાગ

બીજા ભાગો કરતાં ઊંચો અને શ્રેષ્ઠ સમજવામાં આવે છે તેને "ગુરફહ" કહેવામાં આવે છે. *(મઝહરી)*

---

## આયત : (સૂરએ સબા : આયત નં. ૩૯)

قُلْ إِنَّ رَبِّي يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَشَاءُ مِنْ عِبَادِهِ وَيَقْدِرُ لَهُ ۚ وَمَا أَنْفَقْتُمْ مِنْ شَيْءٍ فَهُوَ يُخْلِفُهُ ۖ وَهُوَ خَيْرُ الرَّازِقِينَ ﴿٣٩﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહો ! મારો પરવરદિગાર છે જે રોજી વિસ્તારી આપે છે પોતાના બંદાઓમાંથી જેને ઈચ્છે અને માપીને આપે છે (જેને ચાહે) અને જે કોઈ વસ્તુ ખર્ચ કરો છો તે તેનો બદલો આપે છે અને તે બહેતર છે રોજી આપનારો. (૩૯)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે (મો'મિનોને) એવું કહી આપો કે મારો પરવરદિગાર પોતાના બંદાઓમાંથી જેને ઈચ્છે વિશાળ રોજી આપે છે અને જેને ઈચ્છે તંગી આપે છે અને (ખર્ચમાં કાપકૂપ અથવા કંજૂસીથી રોજી વધી નથી શકતી તથા શરીઅત પ્રમાણે ખર્ચ કરવાથી ઘટી નથી શકતી એટલા માટે તમે માલથી દિલ ન લગાવો બલકે જ્યાં જ્યાં અલ્લાહ તઆલાના હકો અને પોતાની અવલાદના હકો તથા ફકીરો અને ગરીબો વગેરેમાં ખર્ચ કરવાનો હુકમ છે તે બેધડક ખર્ચ કરતા રહો કે તેમાં રોજી ઘટી જવાની અથવા નસીબમાંથી ઘટી જવાનું કોઈ નુકસાન ન થશે બલકે આખિરતમાં તેનો લાભ અવશ્ય પ્રાપ્ત થશે, કારણ કે) જે વસ્તુ તમે (અલ્લાહ તઆલાના હુકમ પ્રમાણે) ખર્ચ કરશો તો અલ્લાહ તઆલા તેનો (આખિરતમાં અવશ્ય અને દુનિયામાં પણ) બદલો આપશે અને તે બધાથી ઉત્તમ રોજી આપનારો છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયત લગભગ આ જ શબ્દો સાથે ઉપર પસાર થઈ ચૂકી છે,

قُلْ اِنَّ رَبِّىْ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ وَيَقْدِرُ અત્રે દેખીતી રીતે આ જ વિષય પુનરાવર્તિત સ્વરૂપે આવ્યો છે, એટલે કે આ સ્થળે مَنْ يَّشَآءُ (મય્યંશાઉ) પછી مِنْ عِبَادِهٖ (મિન ઈબાદિહી) અને يَقْدِرُ (યક્દિરુ) પછી لَهٗ (લહુ)નો વધારો છે. مِنْ عِبَادِهٖ (મિન ઈબાદિહી)ના શબ્દથી એ સમજવામાં આવે છે કે આ હુકમ પોતાના ખાસ બંદાઓ એટલે કે મો'મિનો માટે ઈરશાદ થયો છે અને તેનો હેતુ એ છે કે ઈમાનવાળાઓ માલની મહોબ્બતમાં એવા ન લાગે કે અલ્લાહ તઆલાના બતાવેલા હકો અને સ્થળોએ ખર્ચ કરવાથી દિલ તંગ થવા લાગે અને તેની પ્રથમ જે આયત આ જ વિષય સાથે આવી છે તેનું સંબોધન કાફિરો અને મુશ્રિકોને હતું જે દુનિયાના માલ અને અવલાદ ઉપર ગર્વ કરતા હતા અને તેમને પોતાની આખિરતની સફળતા બતાવતા હતા, આ જ પ્રમાણે સંબોધન અને વાતચીતના હેતુના આધારે આ પુનરાવર્તિત સ્વરૂપે આયતનું આવવું એ પુનરાવર્તન ન કહેવાય બલકે તફસીરના ખુલાસામાં શરૂ આયતની તફસીરમાં مُؤْمِنِيْنَ (મુઅ્મિનીન)નો શબ્દ વધાર્યો છે આ તે જ વિષય તરફ વધારો છે.

અમુક લોકોએ આ બંને આયતોમાં એ ફરક વર્ણન કર્યો છે કે પ્રથમ આયતમાં તો વિવિધ મનુષ્યોમાં રોજીની વહેંચણીનું વર્ણન હતું કે અલ્લાહ તઆલા પોતાની હિકમત અને દુનિયાની સુધારણાને નજર સમક્ષ રાખી કોઈને વધારે માલ તો કોઈને ઓછો માલ આપે છે અને આ આયતમાં એક જ વ્યક્તિની વિવિધ પરિસ્થિતિઓનું વર્ણન છે કે એક જ વ્યક્તિને ક્યારેક આર્થિક છૂટછાટ અને વિશાળતા અર્પણ થાય છે તો ક્યારેક તે જ તંગી અથવા આર્થિક સંકડામણનો ભોગ બને છે. શબ્દ لَهٗ (લહુ) જે આ આયતમાં يَقْدِرُ (યક્દિરુ) પછી આવ્યો છે તેમાં આ તરફ ઈશારો નીકળે છે, આ ચર્ચા પ્રમાણે પણ આ પુનરાવર્તન કહેવાય નહીં બલકે આગલી આયત અલગ અલગ લોકો વિશે અને આ આયત એક જ વ્યક્તિની પરિસ્થિતિઓ વિશે છે.

وَمَآ اَنْفَقْتُمْ مِنْ شَىْءٍ فَهُوَ يُخْلِفُهٗ આ આયતનો શાબ્દિક અર્થ એ છે કે તમે જે વસ્તુ પણ ખર્ચ કરો છો અલ્લાહ તઆલા પોતાના ગય્બના ખજાનામાંથી તમને તેનો બદલો આપી દે છે, ક્યારેક દુનિયામાં અને ક્યારેક આખિરતમાં અને ક્યારેક બંનેમાં; દુનિયાની સૃષ્ટિની બધી જ વસ્તુઓમાં તેનો સાક્ષાત્કાર થાય છે કે આકાશથી પાણી વરસે છે, મનુષ્ય અને પ્રાણીઓ તેનો બેધડક ઉપયોગ કરતા રહે

છે, ખેતીઓ અને વૃક્ષોને સીંચે છે, તે પાણી સમાપ્ત નથી થતું કે તરત બીજું તેની જગ્યાએ ફરી વરસાવવામાં આવે છે. આ જ પ્રમાણે જમીનમાંથી કૂવાઓ ખોદીને જે પાણી કાઢવામાં આવે છે તેને જેટલું કાઢીને વાપરવામાં આવે છે તેના સ્થળે બીજું પાણી અલ્લાહ તઆલાની કુદરત તરફથી એકઠું થઈ જાય છે, મનુષ્ય ખોરાક ખાઈને દેખીતી રીતે તેને ખતમ કરી નાંખે છે પરંતુ અલ્લાહ તઆલા તેની જગ્યાએ બીજો ખોરાક ઉપલબ્ધ કરાવી આપે છે, શરીરનું હલન ચલન અને મહેનતથી જે અવયવો અશક્ત થઈ જાય છે તેની જગ્યાએ બીજા અવયવો તેનો بَدَلُ مَايَتَحَلَّلُ (બદલો) બની જાય છે, મતલબ કે મનુષ્ય દુનિયામાં જે વસ્તુઓનો ઉપયોગ કરે છે અલ્લાહ તઆલાની સામાન્ય ટેવ છે કે તેને તેના સ્થાને એવી જ બીજી વસ્તુઓ આપી દે છે ક્યારેક કોઈને સજા આપવા માટે અથવા તો કોઈને ક્યારેક તક્વીની મસ્લિહત તેના વિરુદ્ધ હોવાથી આ બાબતો અલ્લાહના નિયમોનો નકાર કરતી નથી.

સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની હદીષ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે દરરોજ જયારે લોકો સવારમાં પ્રવેશે છે તો બે ફરિશ્તાઓ આસમાનથી ઊતરે છે અને આ દુઆ કરે છે, اَللّٰهُمَّ اَعْطِ مُنْفِقًا خَلَفًاوَاَعْطِ مُمْسِكًا تَلَفًا યા અલ્લાહ ! ખર્ચ કરનારાઓને તેનો બદલો આપ અને કંજૂસી કરનારનો માલ બરબાદ કરી આપ અને એક બીજી હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ મને હુકમ કર્યો છે કે તમે લોકો ઉપર ખર્ચ કરો હું તમારા ઉપર ખર્ચ કરીશ.

**જે ખર્ચ શરીઅત પ્રમાણે ન હોય તેના બદલાનો વાયદો નથી :**

હઝરત જાબિર (રદિ.)ની હદીષ છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે નેક કામ સદકહ છે અને કોઈ વ્યક્તિ જે પોતાની જાત અથવા પોતાના સંતાનો ઉપર ખર્ચ કરે છે તે પણ સદકહના હુકમમાં છે અને સવાબનું કારણ છે અને જે વ્યક્તિ કંઈ ખર્ચ કરીને પોતાની આબરૂ બચાવે તે પણ સદકહ છે અને જે વ્યક્તિ અલ્લાહના હુકમ પ્રમાણે કંઈ ખર્ચ કરે છે તો અલ્લાહ તઆલાએ પોતાના માથે લીધું છે કે તેને તેનો બદલો આપી દેશે પરંતુ તે ખર્ચ જે વ્યર્થ અને વધારાનો (જરૂરત વગરના) બાંધકામમાં અથવા કોઈ ગુનાહના કામમાં કર્યો હોય તેના બદલાનો વાયદો નથી.

હઝરત જાબીર (રદિ.)ના શાગિર્દ હઝરત ઈબ્નલ મુકંદિરે આ હદીષ સાંભળીને તેમને એ પૂછ્યું કે આબરૂ બચાવવા માટેના ખર્ચનો શું અર્થ છે ? તેમણે કહ્યું કે જે વ્યક્તિ વિશે આ ધારણા હોય કે તે આપશે નહીં તો તે વાંક શોધશે, બુરું કહેતો ફરશે અથવા ટીકા ટિપ્પણી કરતો રહેશે, તેણે પોતાની આબરૂ બચાવવા માટે આપવાનો ભાવાર્થ છે. *(રવાહુ દાર કતની, કુર્તુબી)*

**જે વસ્તુનો ઉપયોગ ઘટી જાય છે તેનું ઉત્પાદન પણ ઘટી જાય છે :**

આ આયતના ઈશારાથી એ પણ જાણ થઈ કે અલ્લાહ તઆલાએ જે વસ્તુઓ માત્ર મનુષ્ય અને પ્રાણીઓ માટે પેદા કરી છે જ્યાં સુધી તેનો ખર્ચ થતો રહે છે તેનો બદલો અલ્લાહ તરફથી પેદા થતો રહે છે, જે વસ્તુનો ખર્ચ વધારે થાય છે અલ્લાહ તઆલા તેનું ઉત્પાદન પણ વધારી આપે છે. પ્રાણીઓમાં બકરા અને ગાય સૌથી વધારે ખર્ચ થાય છે, તેને ઝબહ કરીને તેનું માંસ આરોગવામાં આવે છે અને શરઈ કુરબાનીઓ તથા કફ્ફારાઓમાં તથા અકીકહ વગેરેમાં તેને ઝબહ કરવામાં આવે છે, તે જેટલા વધારે કામ આવે છે અલ્લાહ તઆલા એટલું જ તેનું ઉત્પાદન વધારી આપે છે જેનો દરેક સ્થળે સાક્ષાત્કાર થાય છે કે બકરીઓની સંખ્યા દરેક સમયે છરીની નીચે રહેવા છતાં દુનિયામાં વધારે છે. કૂતરાં, બિલાડીઓની સંખ્યા એટલા પ્રમાણમાં નથી, જ્યારે કૂતરાં બિલાડીની જાતી દેખીતી રીતે વધારે હોવી જોઈએ કે તે એક જ વખતના ગર્ભમાં ચાર પાંચ બચ્ચાં પેદા કરે છે, ગાય બકરી વધારેથી વધારે બે બચ્ચાં આપે છે, ગાય બકરી દરેક સમયે ઝબહ થતા રહે છે, કૂતરાં બિલાડાંને કોઈ હાથ નથી લગાવતું પરંતુ ફરી આ સાક્ષાત્કાર ઈન્કાર ન કરી શકાય એવી બાબત છે કે દુનિયામાં ગાય બકરીઓની સંખ્યા કૂતરાં બિલાડાં કરતાં વધારે છે. જ્યારથી હિન્દુસ્તાનમાં ગાયના ઝબહ કરવા ઉપર પ્રતિબંધ લાડવામાં આવ્યો છે તે વખતથી ભારતમાં ગાયનું ઉત્પાદન એ જ પ્રમાણમાં ઘટી ગયું છે નહિતર દરેક વસ્તી દરેક ઘર ગાયોથી ભરેલું રહેવું જોઈએ કે તે ઝબહ ન થવાના કારણે બચેલી રહે છે પરંતુ એવું થતું નથી.

અરબોએ જ્યારથી સવારી અને ભારવહન માટે ઊંટોથી કામ લેવાનું ઓછું કરી દીધું ત્યાં ઊંટોનું ઉત્પાદન પણ ઘટી ગયું, તેનાથી તે નાસ્તિકોની

શંકાનો રદિયો થઈ ગયો જે કુર્બાનીના હુકમના મુકાબલામાં આર્થિક અને ધંધાકીય તંગીનો ભય રજુ કર્યા કરે છે.

———————————

## આયતો : (સૂરએ સબા : આયત નં. ૪૦–૪૧–૪૨)

| |
|---|
| وَيَوْمَ يَحْشُرُهُمْ جَمِيعًا ثُمَّ يَقُولُ لِلْمَلٰٓئِكَةِ اَهٰٓؤُلَآءِ اِيَّاكُمْ كَانُوْا يَعْبُدُوْنَ ﴿٤٠﴾ |
| قَالُوْا سُبْحٰنَكَ اَنْتَ وَلِيُّنَا مِنْ دُوْنِهِمْ ۚ بَلْ كَانُوْا يَعْبُدُوْنَ الْجِنَّ ۚ |
| اَكْثَرُهُمْ بِهِمْ مُّؤْمِنُوْنَ ﴿٤١﴾ فَالْيَوْمَ لَا يَمْلِكُ بَعْضُكُمْ لِبَعْضٍ نَّفْعًا وَّلَا ضَرًّا ؕ |
| وَنَقُوْلُ لِلَّذِيْنَ ظَلَمُوْا ذُوْقُوْا عَذَابَ النَّارِ الَّتِيْ كُنْتُمْ بِهَا تُكَذِّبُوْنَ ﴿٤٢﴾ |

### તરજુમો :

*અને જે દિવસે તે સૌને એકઠા કરશે પછી ફરિશ્તાઓને કહેશે, શું આ લોકો તમારી પૂજા કરતા હતા ? (૪૦) તેઓ કહેશે, પવિત્ર છે તારી જાત, અમે તારા પક્ષે છીએ તેમના પક્ષે નથી, બલકે જિન્નાતોને પૂજતા હતા, તેઓ મોટા ભાગે તેમના ઉપર જ યકીન રાખતા હતા. (૪૧) બસ આજે તમે એકબીજાની ભલાઈના માલિક નથી, ન જ બુરાઈના; અને અમે તે ગુનેહગારોને કહીશું, તે આગની પીડા ચાખો જેને તમે જૂઠી બતાવતા હતા. (૪૨)*

### તફસીર :

અને (તે દિવસ વર્ણનપાત્ર છે) જે દિવસે અલ્લાહ તઆલા તે સૌને (કયામતના મેદાનમાં) એકઠા કરશે, પછી ફરિશ્તાઓને કહેશે, શું આ લોકો તમારી ઈબાદત કર્યા કરતા હતા ? (ફરિશ્તાઓને આ પ્રશ્ન મુશ્રિકોને નિરુત્તર બનાવવા માટે હશે જેઓ ફરિશ્તાઓની અને ફરિશ્તાઓ સિવાય અન્ય વસ્તુઓની પૂજા કર્યા કરતા હતા કે તેઓ રાજી થઈને અમારી સિફારસ કરશે જેમકે એક આયતમાં આ જ પ્રમાણેનો પ્રશ્ન હઝરત ઈસા અલૈ.ને કરવામાં આવ્યો છે, ءَاَنْتَ قُلْتَ لِلنَّاسِ સવાલનો હેતુ આ છે કે શું તમારી ખુશીથી તેઓ તમારી ઈબાદત કર્યા કરતા હતા ? વળી જવાબમાં પણ એ જ ઈશારો છે જેમકે જવાબના

તરજુમાથી જાહેર થશે) તેઓ (પ્રથમ અલ્લાહ તઆલાનું ભાગીદારીથી ઉપરવટ અને પવિત્ર હોવું જાહેર કરવા માટે) વિનંતી કરશે કે તું (ભાગીદારીથી) પવિત્ર છે (આ જવાબ આપતાં પહેલાં એટલા માટે કહેવામાં આવ્યું કે તેમના તરફ જે ભાગીદારીના સંબંધની વાત કરવામાં આવી છે તેનાથી ગભરાઈને પ્રથમ આવી વિનંતી કરશે, પછી આગળ આ પ્રશ્નનો ઉત્તર આપશે કે) અમારો તો (માત્ર) તારી સાથે સંબંધ છે ન કે તેમની સાથે (તેનાથી ખુશી અને હુકમ બંનેનો નકાર થશે એટલે કે ન તો અમે તેમને કહ્યું અને ન જ અમે તેમની પ્રવૃત્તિથી રાજી થયા, અમે તો તારા આજ્ઞાપાલક છીએ, જે વસ્તુ તને નાપસંદ છે દાખલા તરીકે શિર્ક વગેરે તેનાથી અમે પણ નાખુશ છીએ, જ્યારે આ શિર્કમાં ન તો અમારો કોઈ હુકમ છે અને ન જ અમારી કોઈ ખુશી; વાસ્તવમાં તેઓ અમારી ઈબાદત કરતા ન હતા) બલકે આ લોકો શયતાનોની પૂજા કરતા હતા (કારણ કે શયતાનો જ તેનું પ્રોત્સાહન આપતા હતા અને તેમનાથી તેઓ રાજી પણ હતા એટલા માટે તે જ તેમના મઅ્બૂદ થયા, કારણ કે ઈબાદત સંપૂર્ણ આજ્ઞાપાલકના તા'બે થવાનું નામ છે કે તેની આગળ કોઈની આજ્ઞા ન માને, એ જ પ્રમાણે આવી સંપૂર્ણ આજ્ઞાનું પાલન કરવું ઈબાદતનો તકાદો છે, બસ જ્યારે અમારા તરફથી ખુશી અથવા હુકમની કોઈ બાબત નથી તો તે અમારું આજ્ઞાપાલન ન થયું અને જ્યારે શયતાનોનું સંપૂર્ણ આજ્ઞાપાલન કર્યું તો વાસ્તવમાં ઈબાદત પણ તેમની જ કરી ભલે લોકો તેમનું નામ કંઈપણ રાખી લે, ફરિશ્તાઓની ઈબાદત કહે અથવા મૂર્તિઓની પૂજા પરંતુ વાસ્તવમાં તે શયતાનોની જ ઈબાદત છે જેમકે પ્રસ્તુત ચર્ચાથી આ લોકોનું શયતાનના પૂજારી હોવું જરૂરી ઠર્યું, એ જ પ્રમાણે તેમનામાંના ઘણા ખરા લોકો વાસ્તવમાં પણ) તેઓ (શયતાનો)ના જ ઉપર યકીન ધરાવનાર હતા (એટલે કે ઈરાદાપૂર્વક પણ ઘણા બધા લોકો તેમને પૂજતા હતા જેમકે સુરએ જિન્નની આયતમાં છે, وَاَنَّهٗ كَانَ رِجَالٌ مِّنَ الْاِنْسِ يَعُوْذُوْنَ بِرِجَالٍ مِّنَ الْجِنِّ વગેરે وَغَيْرُ ذٰلِكَ مِنَ الْاٰيَاتُ) બસ, (કાફિરોને કહેવામાં આવશે કે જેનાથી તમે આશા રાખતા હતા) આજે (પોતે તેમની આ લેવાદેવા ન હોવાની વાતથી પણ અને તેમની લાચારી અને અશક્તિથી પણ તમારી ધારણા વિરુદ્ધની આ પરિસ્થિતિ જાહેર થઈ કે) તમારા (બધા જ એટલે કે પૂજકો અને પૂજ્યો)માંથી ન તો કોઈને લાભ પહોંચાડવાનો અધિકાર ધરાવે છે અને ન જ નુકસાન પહોંચાડવાનો

(મતલબ તો એ છે કે આ પૂજ્યો તમને લાભ પહોંચાડી શકતા નથી પરંતુ વધારે સ્પષ્ટ કરવા માટે તેને بَعْضُكُمْ لِبَعْضٍ થી ઓળખાવવામાં આવ્યું જેથી આ શબ્દપ્રયોગથી બંનેનું સરખું હોવું સાબિત થઈ જાય કે જેવી રીતે તમે પૂજકો લાચાર છે એવી જ રીતે આ પૂજ્યો પણ લાચાર છે) અને (તે સમયે) અમે જાલિમો (એટલે કે કાફિરો)ને કહીશું કે જે દોઝખના અઝાબને તમે જૂઠાડ્યા કરતા હતા (હવે) તેની મજા ચાખો.

---

## આયતો : (સૂરએ સબા : આયત નં. ૪૩ થી ૫૦)

وَإِذَا تُتْلَىٰ عَلَيْهِمْ آيَاتُنَا بَيِّنَاتٍ قَالُوا مَا هَٰذَا إِلَّا رَجُلٌ يُرِيدُ أَنْ يَصُدَّكُمْ عَمَّا
كَانَ يَعْبُدُ آبَاؤُكُمْ ۚ وَقَالُوا مَا هَٰذَا إِلَّا إِفْكٌ مُفْتَرًى ۚ وَقَالَ الَّذِينَ كَفَرُوا
لِلْحَقِّ لَمَّا جَاءَهُمْ إِنْ هَٰذَا إِلَّا سِحْرٌ مُبِينٌ ﴿٤٣﴾ وَمَا آتَيْنَاهُمْ مِنْ كُتُبٍ يَدْرُسُونَهَا
وَمَا أَرْسَلْنَا إِلَيْهِمْ قَبْلَكَ مِنْ نَذِيرٍ ﴿٤٤﴾ وَكَذَّبَ الَّذِينَ مِنْ قَبْلِهِمْ وَمَا
بَلَغُوا مِعْشَارَ مَا آتَيْنَاهُمْ فَكَذَّبُوا رُسُلِي ۖ فَكَيْفَ كَانَ نَكِيرِ ﴿٤٥﴾ قُلْ إِنَّمَا أَعِظُكُمْ
بِوَاحِدَةٍ ۖ أَنْ تَقُومُوا لِلَّهِ مَثْنَىٰ وَفُرَادَىٰ ثُمَّ تَتَفَكَّرُوا ۚ مَا بِصَاحِبِكُمْ مِنْ
جِنَّةٍ ۚ إِنْ هُوَ إِلَّا نَذِيرٌ لَكُمْ بَيْنَ يَدَيْ عَذَابٍ شَدِيدٍ ﴿٤٦﴾ قُلْ مَا سَأَلْتُكُمْ
مِنْ أَجْرٍ فَهُوَ لَكُمْ ۖ إِنْ أَجْرِيَ إِلَّا عَلَى اللَّهِ ۖ وَهُوَ عَلَىٰ كُلِّ شَيْءٍ شَهِيدٌ ﴿٤٧﴾ قُلْ
إِنَّ رَبِّي يَقْذِفُ بِالْحَقِّ عَلَّامُ الْغُيُوبِ ﴿٤٨﴾ قُلْ جَاءَ الْحَقُّ وَمَا يُبْدِئُ الْبَاطِلُ
وَمَا يُعِيدُ ﴿٤٩﴾ قُلْ إِنْ ضَلَلْتُ فَإِنَّمَا أَضِلُّ عَلَىٰ نَفْسِي ۖ وَإِنِ اهْتَدَيْتُ فَبِمَا
يُوحِي إِلَيَّ رَبِّي ۚ إِنَّهُ سَمِيعٌ قَرِيبٌ ﴿٥٠﴾

## તરજુમો :

*અને જ્યારે તેમની પાસે અમારી સ્પષ્ટ આયતો પઢવામાં આવે (ત્યારે) કહે,*

*બીજું કંઈ નથી પરંતુ આ એક પુરુષ છે જે ઈચ્છે છે કે તમને અટકાવી દે તેનાથી જેમને તમારા બાપ દાદા પૂજતા રહ્યા અને કહે, બીજું કંઈ નથી આ જૂઠાણું છે ઘડી કાઢેલું, અને કાફિર સત્ય વાત વિશે કહે છે જ્યારે તે તેમના સુધી પહોંચે, બીજું કંઈ નથી આ એક ઉઘાડો જાદૂ છે. (૪૩) અને અમે તેમને કંઈ કિતાબો આપી નથી કે જેને તેઓ પઢે છે અને તેમની પાસે તમારા પહેલાં કોઈ ડરાવનાર મોકલ્યો નથી. (૪૪) અને તેમનાથી આગલાઓએ જૂઠાડ્યા છે અને આ તેના દશમાં ભાગે પણ નથી પહોંચ્યા જે અમે તેમને આપ્યું હતું, પછી તેમણે મારા મોકલેલાઓને જૂઠાડ્યા તો કેવો થયો મારો ઈન્કાર(નો અંજામ) ! (૪૫) તમે કહો ! હું તો તમને એક જ નસીહત કરું છું કે અલ્લાહના નામ ઉપર ઊભા થઈ જાઓ, બે બે, એક એક, પછી ચિંતન કરો કે આ તમારા મિત્રને કંઈ ચિત્તભ્રમ નથી, આ તો તમને એક મોટી આફત આવવાથી ડરાવનાર છે. (૪૬) તમે કહો જો મેં તમારાથી કોઈ બદલો માંગ્યો હોય બસ તે તમે જ રાખો, મારો બદલો તે જ અલ્લાહ ઉપર છે અને તેની સામે દરેક વસ્તુ (હાજર) છે. (૪૭) તમે કહો, મારો પરવરદિગાર સાચા દીનને થોપી રહ્યો છે અને તે ગુપ્ત વસ્તુઓને જાણે છે. (૪૮) તમે કહો, દીન સત્ય છે અને જૂઠાણું ન તો કોઈ વસ્તુને પેદા કરે છે અને ન જ પાછું લાવે છે. (૪૯) તમે કહો, જો હું માર્ગ ભટકેલ હોય તો પોતાના જ નુકસાન માટે માર્ગ ભટક્યો હોઈશ અને જો સીધા માર્ગ ઉપર છું તો એ કારણે કે મને મારો પરવરદિગાર વહી મોકલે છે, બેશક તે સઘળું સાંભળે છે ખૂબ નિકટ છે. (૫૦)*

## તફસીર :

અને જ્યારે આ લોકો સામે અમારી આયતો જે (સત્ય અને માર્ગદર્શક હોવાના લક્ષણમાં) સ્પષ્ટ ચોખ્ખે ચોખ્ખી પઢવામાં આવે છે તો આ લોકો (પઢનાર એટલે કે નબીએ કરીમ ﷺ વિશે) કહે છે કે (નઊઝુબિલ્લાહ !) આ માત્ર એક એવો વ્યક્તિ છે જે એવું ઈચ્છે છે કે તમને તે વસ્તુઓ(ની પૂજા)થી અટકાવી રાખે જેને (પ્રાચીન સમયથી) તમારા વડીલો પૂજતા (આવી રહ્યા) હતા (અને તેમને અટકાવી રાખીને પોતાના તા'બે કરવા ઈચ્છે છે, મતલબ કે તે દુર્ભાગીઓ એવું કહેતા હતા કે આ નબી નથી અને તેમનું આમંત્રણ આપવું

અલ્લાહ તઆલા તરફથી નથી, બલકે તેમાં તેમનો વ્યક્તિગત સ્વાર્થ પોતાની રાજ્યસત્તા વગેરેનો છે) અને (કુર્આન વિશે) કહે છે કે (નઊઝુબિલ્લાહ !) આ માત્ર એક ઘડી કાઢેલ જૂઠાણું છે (એટલે કે અલ્લાહ તરફ તેનો સંબંધ જોડવો માત્ર ઘડી કાઢેલ વાત છે) અને આ કાફિરો તે સત્ય હુકમ (એટલે કે કુર્આન) વિશે જ્યારે કે તે તેમની પાસે પહોંચ્યું (આ વાંધાના જવાબ માટે કે જો આ ઘડી કાઢેલ જૂઠાણું છે તો પછી ઘણા બધા બુદ્ધિશાળીઓ તેનું અનુસરણ કેમ કરે છે અને આ આટલું અસરકારક કેમ છે ?) એવું કહે છે કે આ માત્ર એક ખુલ્લો જાદૂ છે (બસ તેને સાંભળીને લોકોની બુદ્ધિ કુંઠિત થઈ જાય છે અને તેઓ તેના ઉપર ફિદા થઈ જાય છે) અને (તેમણે તો કુર્આનની અને નબીની ઘણી કદર કરવી જોઈતી હતી, કારણ કે તેમના માટે તો આ માત્ર માંગણી વિનાની નેઅ્મતો હતી એ કારણે કે) અમે (આ કુર્આનથી પહેલાં) તેમને (ક્યારેય આસમાની) કિતાબો આપી ન હતી કે તેમને પઢતા પઢાવતા હોય (જેમકે બની ઈસ્રાઈલ પાસે કિતાબો હતી, આમ આ કાફિરોના હકમાં તો કુર્આન બિલકુલ નવી વસ્તુ હતી એટલા માટે તેમણે તેની કદર કરવી જોઈતી હતી) અને (એ જ પ્રમાણે) અમે તમારાથી પહેલાં તેમની પાસે કોઈ ડરાવનાર (એટલે કે પયગમ્બર) મોકલ્યો ન હતો (તો તેમના હકમાં નબી પણ એક નવી દોલત હતી તેથી તેમની પણ કદર કરવી જોઈતી હતી, ખાસ કરીને જ્યારે કે નવી નેઅ્મતો હોવા છતાં પોતે તેમની ઈચ્છા પણ હતી કે તેમની પાસે કોઈ નબી આવે તો તેઓ તેમનું અનુસરણ કરે, જેમકે આ આયતમાં છે وَاَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ اَيْمَانِهِمْ لَئِنْ جَآءَ هُمْ نَذِيْرٌ لَّيَكُوْنُنَّ اَهْدٰى مِنْ اِحْدَى الْاُمَمِ પરંતુ આ લોકોએ તો પણ કદર ન કરી જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે., فَلَمَّا جَآءَ هُمْ نَذِيْرٌ مَّا زَادَهُمْ اِلَّا نُفُوْرًا.... બલકે તેમને જૂઠાડ્યા) અને (આ લોકો જૂઠાડીને નચિંત થઈને ન બેસે, કારણ કે જૂઠાડવાનો વબાલ ઘણો કઠોર છે એટલા માટે) તેમનાથી અગાઉ જે (કાફિર) લોકો હતા તેમણે (પણ અંબિયા અલૈ. અને તેમની વહીને) જૂઠાડ્યા હતા અને આ (અરબના મુશ્રિકો) તો તે સામાન કે જે અમે તેમને આપી રાખ્યો હતો તેના દશમાં ભાગે પણ નથી પહોંચ્યા (એટલે કે તેમના જેવી તાકાત, તેમના જેવી ઉંમર, તેમના જેવી આર્થિક છૂટછાટ તેમને નથી મળી કે જે ગર્વનું કારણ હોય છે, જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે, كَانُوْا اَشَدَّ مِنْكُمْ قُوَّةً وَّاَكْثَرَ اَمْوَالًا وَّاَوْلَادًا) બસ તેમણે મારા રસૂલને જૂઠાડ્યા, બસ (જુઓ)

મારો (તેમના ઉપર) કેવો અઝાબ થયો (બસ આ બીચારા તો શું વસ્તુ છે કે તેમની પાસે તો એટલો સામાન પણ નથી, જ્યારે આ પ્રમાણેની આર્થિક છૂટછાટ અને દોલત પણ પેલા લોકોના કામ ન આવી તો આ લોકો કયા ધોકામાં છે ? વળી જ્યારે તેમની પાસે સામાન પણ ઓછો છે જે અભિમાનનું કારણ બનતું હોય છે તો તેમનો ગુનોહ પણ સખત છે, પછી આ લોકો કેવી રીતે બચી જશે ? આટલે સુધી નુબુવ્વતના ઈન્કાર ઉપર કાફિરોને ધમકી આપીને આગળ તેમને નુબુવ્વતના સમર્થનનો એક તરીકો બતાવે છે કે હે મુહમ્મદ ﷺ !) તમે (તેમને) એવું કહો કે હું તો માત્ર એક (ટૂંકી) વાત સમજાવવા આવ્યો છું, (તેનાથી સ્પષ્ટ થઈ જશે, બસ તેને કરી લો) તે એ જ કે તમે (માત્ર) અલ્લાહ માટે (કે તેમાં પોતાનો કોઈ વ્યક્તિગત સ્વાર્થ કે પૂર્વગ્રહ ન હોય) ઊભા (એટલે કે તૈયાર) થઈ જાઓ (કોઈ તક ઉપર) બે બે અને (કોઈ તકે) એક એક (એટલે કે હેતુ ચિંતન અને મનનનો છે જેમકે આગળ આવે છે અને આ ચિંતનનો કાયદો છે કે અમુક સમયે અને અમુક સ્વભાવની પ્રકૃતિના આધારે બે વ્યક્તિના મળવાથી દરેક વ્યક્તિના ચિંતનને બીજા વ્યક્તિના ચિંતનથી મજબૂતી પ્રદાન થાય છે અને અમુક સમયે અમુક સ્વભાવની પ્રકૃતિના આધારે એકલા એકલા ચિંતન કરવામાં ઢીલાશ આવતી હોય છે અને ઘણી મોટી સભામાં મોટે ભાગે આ ચિંતનનું તત્ત્વ ઓગળી જતું હોય છે એટલા માટે આ એક એક અને બે બે ઉપર બસ કરવામાં આવ્યું, મતલબ કે એ રીતે તૈયાર થઈ જાઓ) પછી (ખૂબ) વિચારો (કે જે દા'વો હું કરું છું, દાખલા તરીકે આ કુર્આનનું કોઈ સમકક્ષ ઉદાહરણ નથી, જેમકે કેટલીય મક્કી સૂરતોમાં આ વિષય આવ્યો છે. આવો દા'વો માત્ર બે જ વ્યક્તિઓ કરી શકે છે, યા તો તે જેની માનસિક સ્થિરતામાં ખલેલ પડ્યો હોય કે તેને પરિણામની ખબર નથી અને અથવા તો તે કે જે નબી હોય જેને પોતાના દા'વા ઉપર સંપૂર્ણ ભરોસો અને અલ્લાહ તરફથી સત્ય હોવાનું યકીન હોય, નહિતર જો નબી ન હોય અને માનસિક રીતે સ્વસ્થ પણ હોય તો તે આવા દા'વાના કારણે અપમાનજનક પરિસ્થિતિથી ડરશે કે જો તેનું ઉદાહરણ બનાવી લાવશે તો મારું શું રહી જશે ? આ ઉપસ્થિત રદિયા પછી સમગ્ર પરિસ્થિતિઓ ઉપર વિચાર કરીને એવું ચિંતન કરો કે ભલા ! મારી માનસિક સ્થિતિ ઠીક છે અથવા નહીં ? બસ આ બાબત સાક્ષી સાથે જાણ થઈ જશે) કે તમારા આ મિત્રને (કે જે દરેક સમયે તમારી સામે રહે છે

અને જેની બધી જ પરિસ્થિતિ તમે નજરે નિહાળ્યા કરો છો એટલે કે તેમને) દીવાનગી નથી (જ્યારે વાસ્તવિકતાની બે પરિસ્થિતિઓમાંથી એક પરિસ્થિતિનો રદિયો થઈ ગયો તો બીજી બાબત નિશ્ચિત થઈ જશે) તે (તમારો મિત્ર પયગમ્બર છે અને પયગમ્બરની હેસિયતથી) તમને એક સખત અઝાબ આવતાં પહેલાં ડરાવનારો છે (બસ આ રીતે નુબુવ્વતની સાબિતી અને તેની ખરાઈ ઘણી સરળ છે અને બીજા સ્થળે પણ લગભગ આ જ પ્રમાણેનો વિષય છે, كَمَا قَالَ اَمْ لَمْ يَعْرِفُوْا رَسُوْلَهُمْ.... હવે આગળ નુબુવ્વતની સાબિતી પછી કાફિરોની આ શંકાનો જવાબ છે કે તેઓ શંકા કરતા હતા કે આ રસૂલ નથી, માત્ર પોતાની સત્તા અને રાજ્યશાસન સ્થાપવા ઈચ્છે છે, કહેવામાં આવે છે કે મુહમ્મદ ﷺ) તમે (એ પણ) કહી આપો કે હું તમારી પાસેથી (આ પ્રચારના બદલામાં) કોઈ વળતર માંગતો હોય તો તે તમારી જ પાસે રાખો (એટલે કે તમે પોતાની જ પાસે રાખો, આ એક નકારાત્મક કહેવત છે) મારું વળતર તો બસ (અલ્લાહની કૃપાના વાયદા પ્રમાણે) અલ્લાહના જ જિમ્મે છે અને તે જ દરેક વસ્તુની જાણકારી રાખનાર છે (બસ તે પોતે જ મારી પરિસ્થિતિ પ્રમાણે મને બદલો આપશે, વળતરમાં માલ, હોદ્દો અને સત્તા બધું જ સામેલ છે, મતલબ એ કે હું તમારી પાસેથી કોઈ લાભની માંગણી નથી કરતો જેમાં રાજ્યસત્તાનો પણ સમાવેશ થઈ ગયો અથવા રહી એ વાત કે હું લોકોની પરિસ્થિતિઓ અને વ્યવહારોની સુધારણા કરું છું, ગુનેહગારોને સજા આપું છું, પરસ્પરના વિવાદોમાં ન્યાયથી ફેંસલો કરું છું તો આ બાબત શંકાનું કારણ એટલા માટે નથી હોઈ શકતું કે તેમાં મારો કોઈ સ્વાર્થ નથી એટલા માટે આપ ﷺની સામાજિક અને આર્થિક પરિસ્થિતિથી સ્પષ્ટ રીતે જાહેર થાય છે કે તે વસ્તુઓથી કોઈ વ્યક્તિગત લાભ ક્યારેય પ્રાપ્ત કર્યો નથી બલકે તેમાં તે કોમનો જ લાભ હતો કે તેમના પ્રાણ, માલ, આબરૂ સુરક્ષિત રહેતું હતું. બાપ જે પ્રમાણે પોતાના નાના બાળકોનું રક્ષણ અને તેમની કેળવણી માત્ર ભલાઈ માટે જ કરે છે તેને સ્વાર્થ અથવા રાજ્યસત્તાથી કોઈ સંબંધ નથી હોતો, જ્યારે નુબુવ્વત પણ સાબિત થઈ ચૂકી અને બધી શંકાઓ પણ નિર્મૂળ થઈ ગઈ તો તેની શંકાઓના રદિયાને તેની સાબિતીઓથી અગ્રક્રમે રાખીને કહેવામાં આવે છે કે હે મુહમ્મદ ﷺ!) તમે કહી આપો કે મારો પરવરદિગાર સત્ય વાતને (એટલે કે ઈમાન અને ઈમાનની સાબિતીઓને કુફ્ર ઉપર) વર્ચસ્વ આપી રહ્યો છે (સંવાદ

અને બહષથી પણ જેમકે હમણા જોયું; અને યુદ્ધનો તથા વિજયનો પણ સામાન જલદી જ કરનારો છે, મતલબ કે દરેક બાજુ સત્યનું વર્ચસ્વ છે અને) તે સમગ્ર ગયૂબની વાતો જાણનાર છે (તેને પહેલેથી જ ખબર હતી કે સત્ય ગાલિબ થશે, અન્યોને તો હવે તે સ્થિતિ આવ્યા પછી જાણ થઈ, એ જ પ્રમાણે તેને ખબર છે કે ભવિષ્યમાં વર્ચસ્વ સ્થપાશે એટલા માટે મક્કા વિજયમાં રસૂલે કરીમ ﷺનું આ આગલી આયતનું પઢવું, –કમા રવાહુ ઈબ્ને કષીર અન શૈખેન –વગેરે પ્રમાણે એ બાબતનો ઈશારો છે કે આ વિષયમાં જે વિજયની ખબર આપવામાં આવી છે તેમાં તલવાર દ્વારા વિજય પ્રાપ્ત કરવો પણ સામેલ છે. આગળ આ જ વિષયની વધારે સ્પષ્ટતા માટે કહેવામાં આવ્યું છે કે હે મુહમ્મદ ﷺ !) તમે કહી આપો કે (દીનનું) સત્ય આવી ગયું અને બાતિલ (જૂઠા ધર્મોનું જૂઠ) કોઈ કામનું ન રહ્યું (એટલે કે માત્ર નકામું બનીને રહી ગયું, તેનો એ અર્થ નથી કે બાતિલના અનુયાયીઓને ક્યારેય દબદબો કે શક્તિ પ્રાપ્ત ન થશે, બલકે તેનો અર્થ એ છે કે જેવી રીતે આ સત્ય દીનને આવતાં પહેલાં ક્યારેક બાતિલ ઉપર સત્ય હોવાની શંકા થઈ જતી હતી, હવે બાતિલ આ સિફતની હેસિયતથી બિલકુલ નેસ્તો નાબૂદ થઈ ગયું, એટલે કે તેનું બાતિલ અને જૂઠાણું હોવું સારી પેઠે જાહેર થઈ ગયું અને હંમેશા કયામતના નિકટ સુધી આ જ રીતે જાહેર રહેશે, આગળ સત્ય વાતની સાબિતી વિશેષરૂપે સ્પષ્ટ થઈ ગયા પછી છુટકારો દીને હકના અનુસરણમાં અવલંબિત હોવાનું વર્ણન થયું છે કે હે મુહમ્મદ ﷺ !) તમે (આ પણ) કહી આપો કે (જ્યારે આ દીનનું સત્ય હોવું સાબિત થઈ ગયું તો તેનાથી એ પણ જરૂરી બની ગયું કે) જો (ધારો કે) હું (આ સત્યને છોડીને) ગુમરાહ થઈ જાઉં તો મારી ગુમરાહી મારા ઉપર જ વબાલ બનશે (અન્યોની શું જરૂર છે ?) અને જો હું (આ સત્યનું અનુસરણ કરીને) સીધા માર્ગ ઉપર રહું તો આ તે કુર્આનના કારણે (અને સત્ય દીનના કારણે) છે જેને મારો પરવરદિગાર મારી પાસે મોકલી રહ્યો છે (અસલ હેતુ જેને સંબોધન કરવામાં આવે છે તે શ્રોતાઓને સંભળાવવાનો છે કે સાબિતી હોવા છતાં જો તમે સત્યનું અનુસરણ ન કર્યું તો તમે ભોગવજો, મારું શું બગડવાનું છે ? અને જો માર્ગ ઉપર આવી ગયા તો આ તે જ સત્ય દીનના કારણે હશે, બસ તમારે સીધા માર્ગ ઉપર આવવા માટે આ દીનને અપનાવવો જોઈએ અને માર્ગથી ભટકવું અથવા તો માર્ગ ઉપર આવવું એ ખાલી જશે નહીં કે તેમાં

નચિંત થઈ જવાની કોઈ સંભાવના હોય બલકે દરેકની પરિસ્થિતિ અલ્લાહને ખબર છે, કારણ કે) તે સઘળું કંઈ સાંભળનાર (છે અને) ઘણો નિકટ છે (તે દરેકને તેના યોગ્ય બદલો આપશે).

## મસ્અલા અને બોધપાઠ :

وَمَا بَلَغُوْا مِعْشَارَمَاۤاٰتَيْنٰهُمْ માં શબ્દ مِعْشَارُ (મિઅ્શાર) અમુકે عُشُر (ઉશ્ર)ના અર્થમાં કહ્યો છે. એટલે કે, "દશમો ભાગ" અને અમુક વિદ્વાનોએ عُشُرُالْعُشُر (ઉશ્રુલ ઉશ્ર) એટલે કે, "સોમો ભાગ" અને અમુકે عُشُرُ الْعَشِيْر (ઉશ્રુલ અશીર) એટલે કે "હજારમો ભાગ"ને مِعْشَارُ (મિઅ્શાર) કહ્યું છે અને દેખીતું છે કે આ શબ્દમાં "ઉશ્ર" કરતાં અતિશયોક્તિ છે. આયતનો અર્થ એ છે કે આ દુનિયાની આર્થિક છૂટછાટ અને દોલત, સત્તા, લાંબી ઉંમર, તંદુરસ્તી, શક્તિ વગેરે જે પાછલી ઉમ્મતોને આપવામાં આવી હતી મક્કાવાળાઓને તેના દશમાં ભાગ બલકે હજારમાં ભાગ જેટલું પણ પ્રાપ્ત થયું નથી એટલા માટે તેમણે આ પાછલી ઉમ્મતોની પરિસ્થિતિઓ અને ખરાબ પરિણામોથી બોધપાઠ ગ્રહણ કરવો જોઈએ કે તે લોકો રસૂલોને જૂઠાડીને અલ્લાહ તઆલાના અઝાબમાં સપડાઈ ગયા અને તે અઝાબ આવ્યો ત્યારે તેમની શક્તિ અને બહાદુરી, માલ અને દોલત, તેમના સુરક્ષિત કિલ્લાઓ, કશું જ કામ ન લાગ્યું.

### મક્કાના કાફિરોને આમંત્રણ :

اِنَّمَا اَعِظُكُمْ بِوَاحِدَةٍ તેમાં મક્કાના કાફિરો ઉપર દલીલ પૂર્ણ કરવા માટે તેમને સત્યની તહકીક માટે એક ટૂંકો માર્ગ બતાવવામાં આવ્યો છે કે માત્ર એક કામ કરી લો કે અલ્લાહ માટે ઊભા થઈ જાઓ બે બે અને એક એક ! અલ્લાહ તઆલા માટે ઊભા થવાનો ભાવાર્થ શારીરિક રીતે ઊભા થવાનો નથી બલકે તેનો ભાવાર્થ રૂઢિપ્રયોગ પ્રમાણે કાર્યની સંપૂર્ણ કાળજી રાખવાનો છે અને અહીંયાં قِيَامُ (કિયામ)ની સાથે શબ્દ لِلّٰهِ (લિલ્લાહી) વધારીને એ બતાવવાનું મંજૂર છે કે માત્ર અલ્લાહને જ રાજી કરવા માટે પાછલી માન્યતાઓ અને વિચારસરણીઓથી દિલ દિમાગને પાક કરીને સત્યની શોધમાં લાગો જેથી ભૂતકાળની માન્યતાઓ અને પ્રવૃત્તિઓ સત્યના માર્ગમાં અવરોધક ન બને અને બે બે અથવા એક એકમાં કોઈ ખાસ સંખ્યાનો હેતુ નથી, ભાવાર્થ એ છે કે વિચાર કરવાની બે પદ્ધતિઓ હોય છે,

એક એ કે એકાંતમાં પોતે વિચાર કરવો, બીજું એ કે પોતના મિત્રો અને વડીલો સાથે સલાહ મશ્વરો અથવા પરસ્પર ચર્ચા વિચારણ કે દલીલ પ્રતિદલીલ પછી કોઈ પરિણામ ઉપર પહોંચવું. આ બંને પદ્ધતિઓને અથવા તો આ બેમાંથી કોઈ એકને જે પસંદ હોય અપનાવો.

ثُمَّ تَتَفَكَّرُوْا (ષુમ્મ તતફક્કરૂ) આ વાક્યનો عَطَفَ (અતફ) એ اَنْ تَقُوْمُوْا (અન તકૂમૂ) ઉપર છે જેમાં ઊભા થવાના હેતુને સ્પષ્ટ કરવામાં આવ્યો છે કે બધી જ વિચારસરણીઓથી દિલ દિમાગ ખાલી કરીને માત્ર અલ્લાહ તઆલા ખાતર એ કામ માટે તૈયાર થઈ જાઓ કે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺના આમંત્રણમાં ચિંતન અને મનન કરો કે તે સત્ય છે અથવા નહીં, ભલે આ ચિંતન અને મનન એકાંતમાં એકલા જ કરો અથવા બીજાઓની સાથે સલાહ મશ્વરો તથા ચર્ચા વિચારણા પછી કરો.

આગળ આ ચિંતન અને મનન વિશે એક સ્પષ્ટ માર્ગ બતાવવામાં આવ્યો છે તે એ કે એકલો વ્યક્તિ જેની સાથે ન તો કોઈ શક્તિશાળી જથ્થો અથવા જૂથ છે અને ન જ માલ અને દોલતની છૂટછાટ છે, તે પોતાની સમગ્ર કોમ બલકે પૂરી દુનિયાના વિરુદ્ધ કોઈ એવી માન્યતાનું એ'લાન કરે જે સદીઓથી તેમનામાં પ્રચલિત છે અને તે બધા તેના ઉપર સહમત છે, આવું એ'લાન માત્ર બે સ્વરૂપોમાં થઈ શકે છે, એક તો એ કે આવું કહેનારો બિલકુલ ચિત્તભ્રમ અને માનસિક રીતે અસ્થિર હોય જે પોતાના નફા નુકસાનનો વિચાર ન કરે અને સમગ્ર કોમને પોતાનો દુશ્મન બનાવીને મુસીબતને આમંત્રણ આપે, બીજું એ કે તેની તે વાત સાચી હોય કે તે અલ્લાહ તઆલા તરફથી મોકલેલ રસૂલ છે, તેના હુકમ ઉપર અમલ કરવામાં તે કોઈની પરવા કરતો નથી.

હવે તમે દિલ દિમાગને ખાલી કરી તટસ્થ થઈ ચિંતન મનન કરો કે આ બંને વાતોમાંથી કઈ વાત અસ્તિત્વ ધરાવે છે ? આ પદ્ધતિથી વિચાર કરશો તો તમને એ બાબત ઉપર વિશ્વાસ કરવા સિવાય કોઈ છૂટકો રહેશે નહીં કે આ વ્યક્તિ માનસિક રીતે અસ્થિર અથવા ચિત્તભ્રમ નથી હોઈ શકતો. તેમની બુદ્ધિ અને સમજદારી તથા તેમનું કર્તવ્યપાલન અને કર્મોથી સમગ્ર મક્કા અને સૌ કુરૈશીઓ વાકેફ છે, તેમણે ઉંમરના ચાલીસ વર્ષો પોતાની કોમ વચ્ચે પસાર કર્યા,

બચપનથી યુવાની સુધીની સમગ્ર પરિસ્થિતિઓ તેમની નજર સમક્ષ છે, ક્યારેય કોઈએ તેમના કોઈ નિવેદન અથવા પ્રવૃત્તિને બુદ્ધિ, સમજદારી અથવા ગંભીરતા અથવા શરાફતથી વિરુદ્ધ નથી જોયું અને માત્ર એક કલિમો لَاإِلٰـهَ إِلَّا اللّٰـه (લા ઈલાહા ઈલ્લલ્લાહ) જેની તેઓ દા'વત આપે છે તેના સિવાય આજે પણ કોઈ તેમના કોઈ નિવેદન અથવા પ્રવૃત્તિ ઉપર એવી ધારણા સુદ્ધાં નથી કરી શકતું કે આ બાબત બુદ્ધિ અને સમજદારી વિરુદ્ધની છે. આવી પરિસ્થિતિઓમાં એ તો જાહેર થઈ ગયું કે તેઓ માનસિક રીતે અસ્થિર નથી હોઈ શકતા, તેની જ જાહેરાત આયતના આગલા વાક્યમાં આ રીતે કરવામાં આવી. مَا بِصَاحِبِكُمْ مِّنْ جِنَّة તેમાં શબ્દ صَـــاحِبُـــكُـمْ (સાહિબુકુમ)થી તે તરફ ઈશારો છે કે કોઈ અજનબી મુસાફર બહારથી આવી જાય જેની પરિસ્થીત તમને ખબર ન હોય, તેની કોઈ વાત સમગ્ર કોમ વિરુદ્ધ સાંભળો તો કોઈ કહી શકે છે કે આ વ્યક્તિ પાગલ છે પરંતુ આ વ્યક્તિ જો તમારા શહેરમાં રહેનાર તમારા કબીલાનો અને દિવસ રાતનો તમારો મિત્ર છે જેની કોઈ પરિસ્થિતિ અથવા હાલત તમારાથી ગુપ્ત નથી અને તમે પણ ક્યારેય આથી પહેલાં તેમના ઉપર કોઈપણ પ્રકારની શંકા નથી કરી.

જ્યારે પહેલું સ્વરૂપ ન હોવું સ્પષ્ટ થઈ ગયું તો હવે બીજું સ્વરૂપ નિશ્ચિત થઈ ગયું જેનું વર્ણન આયતમાં આ રીતે કરવામાં આવ્યું છે. إِنْ هُوَ إِلَّا نَـذِيْـرٌ لَّكُمْ بَيْنَ يَدَى عَذَابٍ شَدِيْدٍ એટલે કે, આપ ﷺની પરિસ્થિતિ એ સિવાય કંઈ નથી કે તેઓ લોકોને કયામતના આવનારા સખત અઝાબથી બચાવવા માટે તેનાથી ડરાવનાર છે.

إِنَّ رَبِّـىْ يَقْـذِفُ بِـالْـحَقِّ عَلَّامُ الْغُيُوْب એટલે કે, મારો પરવરદિગાર જે عَلَّامُ الْـغُيُوْب (અલ્લામુલ ગુયૂબ) "દરેક ગુપ્ત વસ્તુઓને જાણનાર" છે તે સત્યને જૂઠ ઉપર થોપી દે છે. (જેનું પરિણામ એ હોય છે કે જૂઠ ટૂકડે ટૂકડા થઈ જાય છે, જેમકે અલ્લાહનું ફરમાન છે, فَـإِذَا هُـوَزَاهِقٌ તેમાં શબ્દ قَذَفَ "કઝફ"નો શાબ્દિક અર્થ થોપી મારવાનો થાય છે. અહીંયાં જૂઠના મુકાબલામાં સત્યને રજુ કરવાનો ભાવાર્થ છે અને શબ્દ يَـــقْـــذِفُ (યકિઝફ)થી ઓળખાવવામાં કદાચ એ હિકમત હોય કે જૂઠ પર સત્યની માર પડવાનો પ્રભાવ બતાવવાનો હેતુ હોય, આ એક રૂપક છે કે જે રીતે કોઈ ભારે વસ્તુ કોઈ નાજુક વસ્તુ ઉપર ફેંકવામાં આવે છે તો તે

**નાજુક વસ્તુના ટૂકડે ટૂકડા થઈ જાય છે. એ જ પ્રમાણે સત્યના મુકાબલામાં બાતિલ એટલે કે જૂઠ ટૂકડે ટૂકડા થઈ જાય છે, એટલા માટે આગળ ફરમાવ્યું, وَمَا يُبْدِئُ الْبَاطِلُ وَمَا يُعِيدُ એટલે કે, સત્યના મુકાબલામાં બાતિલ એવું પરાસ્ત અને નિષ્ફળ થઈને રહી જાય છે કે તે કોઈ વસ્તુની શરૂઆત કરવાપાત્ર નથી રહેતું અને ન જ ફરીવાર પાછું આપવાના પાત્ર હોય છે.**

---

## આયતો : (સૂરએ સબા : આયત નં. ૫૧ થી ૫૪)

وَلَوْ تَرَىٰ إِذْ فَزِعُوا فَلَا فَوْتَ وَأُخِذُوا مِن مَّكَانٍ قَرِيبٍ ﴿٥١﴾ وَقَالُوا آمَنَّا
بِهِ وَأَنَّىٰ لَهُمُ التَّنَاوُشُ مِن مَّكَانٍ بَعِيدٍ ﴿٥٢﴾ وَقَدْ كَفَرُوا بِهِ مِن قَبْلُ
وَيَقْذِفُونَ بِالْغَيْبِ مِن مَّكَانٍ بَعِيدٍ ﴿٥٣﴾ وَحِيلَ بَيْنَهُمْ وَبَيْنَ مَا
يَشْتَهُونَ كَمَا فُعِلَ بِأَشْيَاعِهِم مِّن قَبْلُ إِنَّهُمْ كَانُوا فِي شَكٍّ مُّرِيبٍ ﴿٥٤﴾ ع ٦/١٢

## તરજુમો :

*અને કદી તમે જુઓ જ્યારે આ ગભરાય પછી નાસભાગથી પણ ન બચે અને નિકટના સ્થળેથી જ પકડાઈને આવે. (૫૧) અને કહેવા લાગે, અમે તેનું યકીન માની લીધું અને હવે ક્યાં તેમનો હાથ દૂરના સ્થળેથી પહોંચી શકે છે!? (૫૨) અને તેનાથી પ્રથમથી ઈન્કારી રહ્યા અને જોયા વિનાના નિશાના ઉપર દૂરના સ્થળેથી ફેંકતા રહ્યા. (૫૩) અને અવરોધ ઊભો થઈ ગયો તેમનામાં અને તેમની તમન્નાઓમાં જેમકે આથી અગાઉ તેમના તરીકાવાળાઓ સાથે કરવામાં આવ્યું, તે લોકો એવી શંકામાં હતા જે ચેનથી ન બેસવા દે. (૫૪)*

## તફસીર :

**અને (હે મુહમ્મદ ﷺ !) જો તમે તે સમયને જુઓ (તો તમને આશ્ચર્ય થશે) જ્યારે આ કાફિરો (કયામતની કઠોર અને ભયંકર પરિસ્થિતિઓથી) ગભરાયેલા ફરશે, પછી નાસી છૂટવાનું કોઈ સ્વરૂપ ન હશે અને આસપાસથી (એટલે કે તરત જ) પકડી લેવામાં આવશે અને (તે સમયે તેઓ) કહેશે કે અમે**

આ સત્ય ઉપર ઈમાન લઈ આવ્યા (અને જેટલી બાબતો અને હુકમો તેમાં બતાવવામાં આવ્યા છે બધાને માની લીધી, એટલા માટે અમારી તવબહ કબૂલ કરી લો, ભલે ફરીવાર દુનિયામાં મોકલીને અથવા વિના મોકલ્યે) અને આટલી દૂરની જગ્યાએથી (ઈમાનનું) તેમના હાથમાં આવવું ક્યાં સંભવિત છે ?! (એટલે કે ઈમાન લાવવાનું સ્થળ "દારુલ અમલ" કામ કરવાના સ્થળના કારણે દુનિયા હતું જે ઘણી દૂર જતી રહી, હવે આખિરતની દુનિયા છે તે દારુલ અમલ નથી, "દારુલ જઝા" એટલે કે "બદલાનું સ્થળ" છે તેમાં ઈમાન સ્વીકાર્ય નથી, કારણ કે હવે જે ઈમાન હશે તે ઈમાન બિલ ગયૂબ -અદષ્ય બાબતો ઉપર ઈમાન નહીં હોય બલકે નજરે જોયા પછીનું ઈમાન છે અને પ્રત્યક્ષ જોઈ લીધા પછી કોઈ વસ્તુનો સ્વીકાર કરવો તે સ્વાભાવિક બાબત છે, તેમાં હુકમની આજ્ઞાપાલનનું કોઈ પાસું નથી) જ્યારે કે પ્રથમથી (દુનિયામાં) આ લોકો તે સત્યનો ઈન્કાર કરતા રહ્યા અને (તેમનો ઈન્કાર પણ એવો કે જેનો કોઈ સાચો હેતુ પણ ન હતો બલકે) વિના તહકીકની વાતો દૂર દૂરથી હાંક્યા કરતા હતા (દૂરનો ભાવાર્થ એ છે કે તેની તહકીકથી દૂર હતા, એટલે કે દુનિયામાં તો કુફ્ર કરતા રહ્યા, હવે ઈમાન સૂઝયું છે અને તે સ્વીકાર્ય હોવાની તમન્ના કરે છે) અને (કારણ કે આખિરત દારુલ અમલ નથી તેથી) તેમનામાં અને તેમની (ઈમાન કબૂલ કરવાની) તમન્નામાં એક આડશ કરવામાં આવશે (એટલે કે તેમની તમન્નાઓ પૂરી થશે નહીં) જેમકે તેમના જેવા જ ચલણવાળાઓ સાથે (પણ) આ જ (વર્તાવ) કરવામાં આવશે જે તેમનાથી અગાઉ (કુફ્ર કરી ચૂક્યા) હતા આ બધા શંકામાં હતા જેણે તેમને અસમંજસમાં નાંખી રાખ્યા હતા.

## મસ્અલા અને બોધપાઠ :

وَاُخِـذُوۡا مِـنۡ مَّـكَانٍ قَرِيۡبٍ ઘણા મુફસ્સિરો સમીપ આ પરિસ્થિતિ હશ્રના દિવસની છે કે કાફિરો અને ફાજિરો ગભરાઈને નાસી છૂટવા ઈચ્છશે તો પણ છૂટી શકશે નહીં અને એવું પણ થઈ શકશે નહીં જેમકે દુનિયામાં કોઈ અપરાધી નાસી છૂટે છે તો તેની શોધખોળ કરવી પડે છે, બલકે દરેકે દરેક પોતાના સ્થળે જ પકડીને લાવવામાં આવશે અને તેના ઉપર ગભરામણ છવાયેલી હશે, કોઈ ફરિશ્તાઓના હાથે છૂટી શકશે નહીં અને ત્યાં જ પોતાના સ્થળે તેમને જકડીને પકડી રાખવામાં આવશે.

تَنَاوُش માં وَقَالُوۡٓا اٰمَنَّا بِهٖ وَاَنّٰى لَهُمُ التَّنَاوُشُ مِنۡ مَّكَانٍۢ بَعِيۡدٍ (તનાવુશ)નો ભાવાર્થ હાથ લાંબો કરી કોઈ વસ્તુને ઉઠાવી લેવાનો થાય છે અને એ દેખીતું છે કે હાથ લાંબો કરી તે જ વસ્તુ ઉઠાવી શકાય છે જે ખૂબ દૂર ન હોય હાથ ત્યાં સુધી પહોંચી શકે. આયતનો વિષય એ છે કે કાફિરો અને ઈન્કારીઓ કયામતના દિવસે હકીકત સામે આવી ગયા પછી કહેશે, અમે કુર્આન ઉપર અથવા રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લઈ આવ્યા પરંતુ તેમને ખબર નથી કે ઈમાનનું સ્થાન તેમનાથી ખૂબ દૂર થઈ ચૂક્યું છે, કારણ કે ઈમાન માત્ર દુનિયાની જિંદગીમાં સ્વીકાર્ય છે, આખિરત દારુલ અમલ નથી ત્યાંનો કોઈ અમલ ગણતરીમાં નથી આવી શકતો એટલા માટે એવું કેવી રીતે થઈ શકે છે કે તેઓ ઈમાનની દોલતને હાથ લાંબો કરી ઉઠાવી લે ?!

وَقَدۡ كَفَرُوۡا بِهٖ وَيَقۡذِفُوۡنَ بِالۡغَيۡبِ مِنۡ مَّكَانٍۢ بَعِيۡدٍ માં શબ્દ قَذۡف (કઝ્ફ)નો ભાવાર્થ છે કે કોઈ વસ્તુ ફેંકીને મારવામાં આવે. અરબીની કહેવત છે કે જે વ્યક્તિ કોઈ દલીલ વિના માત્ર પોતાની કલ્પનાથી વાતો કરે છે તેને رَجۡمٌ بِالۡغَيۡبِ (રજમ બિલ ગયૂબ) અને قَذۡف بِالۡغَيۡبِ (કઝફ બિલ ગયૂબ)ના શબ્દોથી ઓળખાવવામાં આવે છે કે તે અંધારામાં તીર ચલાવનાર છે જેનું કોઈ નિશાન નથી હોતું અને مِنۡ مَّكَانٍۢ بَعِيۡدٍ ના શબ્દોથી ભાવાર્થ એ છે કે તેઓ જે કંઈ કહે છે તેમના દિલોથી દૂર હોય છે, દિલમાં તેની માન્યતા ધરાવતા નથી હોતા.

وَحِيۡلَ بَيۡنَهُمۡ وَبَيۡنَ مَا يَشۡتَهُوۡنَ એટલે કે, આ લોકોને જે વસ્તુઓ પ્રિય અને હેતુ સ્વરૂપ હતી તેમના અને તે વસ્તુઓ દરમિયાન પડદો ઊભો કરીને તેનાથી તેમને વંચિત કરી દેવામાં આવશે. આ વિષય કયામતની પરિસ્થિતિ ઉપર ફીટ બેસે છે કે કયામતમાં આ લોકો છુટકારો અને જન્નતના ઈચ્છુક હશે પરંતુ ત્યાં સુધી પહોંચી શકશે નહીં અને દુનિયામાં મોતનો સમય પણ ફીટ બેસે છે કે દુનિયામાં તેમનો અહીંયાંની દોલત અને માલ સામાન હેતુ સ્વરૂપે હતો, મોતે તેમની આ ઈચ્છા વચ્ચે અવરોધ સ્વરૂપે ઊભા થઈને તેનાથી તેમને અલગ કરી દીધા.

كَمَا فُعِلَ بِاَشۡيَاعِهِمۡ તેમાં اَشۡيَاعٌ (અશ્યાઅ્) એ شِيۡعَةٌ (શીઆ)નું બહુવચન છે, તે કોઈ વ્યક્તિના તા'બે હોવાને અથવા તેના સમકક્ષ વિચારસરણી ધરાવનારને "શીઆ" કહેવામાં આવે છે. ભાવાર્થ એ છે કે જે અઝાબ આ લોકોને

આપવામાં આવ્યો કે પોતાની પ્રિય અને ઈચ્છિત વસ્તુથી વંચિત કરી દેવામાં આવ્યા આ જ અઝાબ તેમનાથી પહેલાં તેમના જ જેવા કુફ્રના અમલો કરનારાઓને આપવામાં આવી ચૂક્યો છે, કારણ કે આ બધા લોકો શંકામાં પડયા હતા, એટલે કે રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને કુર્આન ઈલાહી કલામ હોવા ઉપર શ્રદ્ધા અને ઈમાન ન હતું. વલ્લાહુ અઅ્‌લમુ.

સૂરએ સબા પૂરી થઈ. અલ્હમ્દુલિલ્લાહ !

મુહર્રમનો છેલ્લો દિવસ, સન હિજરી ૧૩૯૨

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ સબાનો અનુવાદ પૂર્ણ થયો.



**તારીખ :** ૧૩ જુલાઈ ૨૦૧૦ મુતાબિક ૨૯ રજબ ૧૪૩૧ હિજરી.



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**


હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)


**અનુવાદક**


ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)




**પ્રકાશક**


હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)






નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ (૩૫)

# સૂરએ ફાતિર

સૂરએ ફાતિર મક્કામાં નાઝિલ થઈ, તેમાં ૪૫ આયતો અને પાંચ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ ફાતિર : આયત નં. ૧–૨–૩)**

﴿اٰیاتها ۴۵﴾ ﴿۳۵ سُورَةُ فَاطِرٍ مَّكِّيَّةٌ ۴۳﴾ ﴿رکوعاتها ۵﴾

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

اَلْحَمْدُ لِلّٰهِ فَاطِرِ السَّمٰوٰتِ وَالْاَرْضِ جَاعِلِ الْمَلٰٓئِكَةِ رُسُلًا اُولِیْٓ اَجْنِحَةٍ مَّثْنٰى
وَثُلٰثَ وَرُبٰعَ ؕ یَزِیْدُ فِی الْخَلْقِ مَا یَشَآءُ ؕ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَیْءٍ قَدِیْرٌ ﴿۱﴾
مَا یَفْتَحِ اللّٰهُ لِلنَّاسِ مِنْ رَّحْمَةٍ فَلَا مُمْسِكَ لَهَا ۚ وَمَا یُمْسِكْ ۙ فَلَا مُرْسِلَ لَهٗ
مِنْۢ بَعْدِهٖ ؕ وَهُوَ الْعَزِیْزُ الْحَكِیْمُ ﴿۲﴾ یٰٓاَیُّهَا النَّاسُ اذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ
عَلَیْكُمْ ؕ هَلْ مِنْ خَالِقٍ غَیْرُ اللّٰهِ یَرْزُقُكُمْ مِّنَ السَّمَآءِ وَالْاَرْضِ ؕ لَآ اِلٰهَ
اِلَّا هُوَ ۖ فَاَنّٰى تُؤْفَكُوْنَ ﴿۳﴾

**તરજુમો :**

અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.

*સઘળા વખાણ અલ્લાહ માટે જ છે જેણે આસમાનો અને જમીન બનાવી, જેણે ફરિશ્તાઓને સંદેશાવાહકો ઠરાવ્યા જેમની પાંખો છે બે બે અને ત્રણ ત્રણ અને ચાર ચાર, જે ઈચ્છે પેદાઈશમાં વધારી આપે છે, બેશક અલ્લાહ દરેક વસ્તુ કરી શકે છે. (૧) જે કંઈ કે અલ્લાહ લોકો ઉપર રહમતમાંથી ખોલી નાંખે તો તેને રોકનાર કોઈ નથી અને જે કંઈ રોકી રાખે તો તેને તેના*

*સિવાય મોકલનારો કોઈ નથી અને તે જ જબરદસ્ત હિકમતવાળો છે. (૨) હે લોકો ! અલ્લાહનું પોતાના ઉપરનું અહેસાન યાદ કરો, શું અલ્લાહના સિવાય કોઈ સર્જન કરનાર છે ? તમને આસમાનથી અને જમીનથી રોજી આપે છે, કોઈ હાકિમ (મઅ્બૂદ) નથી પરંતુ માત્ર તે જ; પછી ક્યાં અવળા જાઓ છો !? (૩)*

**તફસીર :**

સઘળા વખાણ (અને સ્તુતિ તે) અલ્લાહ માટે જ યોગ્ય છે જે આસમાનો અને જમીનનો પેદા કરનારો છે, જે ફરિશ્તાઓને સંદેશાવાહક બનાવનારો છે, જેમને બે બે અને ત્રણ ત્રણ અને ચાર ચાર પાંખો છે, (સંદેશો લાવવાથી ભાવાર્થ અંબિયા અલૈ. તરફ વહી લઈને આવવું છે ભલે તે શરીઅતના હુકમો વિશે હોય અથવા માત્ર ખુશખબરી વગેરે માટે અને પાંખોની સંખ્યા કંઈ ચાર ચાર ઉપર જ અવલંબિત નથી બલકે) તે પેદાઈશમાં જે ઈચ્છે છે વધારે કરી આપે છે (એટલે સુધી કે અમુક ફરિશ્તાઓની છસો પાંખો પેદા કરી છે, જેમકે હદીષમાં હઝરત જિબ્રઈલ અલૈ. વિશે આવ્યું છે) બેશક ! અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે (અને કાબૂ પણ એવો જેની સામે કોઈ વિદ્રોહ ન કરી શકે કે તે) અલ્લાહ જે રહમત લોકો માટે ખોલી આપે (દાખલા તરીકે વરસાદ, વનસ્પતિ અને જાહેર રોજી) તો તેને કોઈ બંધ કરનારો નથી અને જેને બંધ કરી દે તો (બંધ કર્યા) પછી તેને કોઈ ચાલુ કરનાર નથી (અલબત્ત તે પોતે જ બંધ કરેલ રહમતને ખોલી શકે છે) અને તે જ સર્વત્ર છવાયેલ (એટલે કે જબરદસ્ત અને) હિકમતોવાળો છે (એટલે કે ખોલવા અને બંધ કરવા ઉપર કાબૂ પણ તે જ ધરાવે છે તથા રહમતનું ખુલવું અને બંધ થવું હંમેશા હિકમત આધારિત હોય છે) હે લોકો ! (જે રીતે તેની શક્તિ સંપૂર્ણ છે એ જ પ્રમાણે તેની નેઅ્મત પણ સંપૂર્ણ છે, તેની નેઅ્મતોની કોઈ ગણતરી નથી તેથી) તમારા ઉપર જે અલ્લાહના અહેસાનો છે તેને યાદ કરો (અને તેનો શુક્ર અદા કરો અને તે શુક્ર એ છે કે તવહીદને અપનાવો અને શિર્કને છોડીને ઓછામાં ઓછું તેની બે મોટી નેઅ્મતોમાં વિચાર કરો જે સર્જનની ઉત્પત્તિ પછી તેના અસ્તિત્વને ટકાવી રાખવા સાથે સંબંધિત છે) શું અલ્લાહ તઆલા સિવાય કોઈ સર્જનહાર છે જે તમને આસમાન અને જમીનથી રોજી પહોંચાડતો હોય ? (એટલે કે તેના સિવાય ન તો કોઈ સર્જન અને ઉત્પત્તિ કરી

શકે છે અને ન જ કોઈ સર્જન થયેલ વસ્તુને ટકાવવા અને કાયમ રાખવા માટે રોજી પહોંચાડવાનું કાર્ય કરી શકે છે, આથી જાણ થઈ કે તે દરેક રીતે સંપૂર્ણ છે, માટે ખરેખર) તેના સિવાય કોઈ ઈબાદતના લાયક (પણ) નથી તો (જ્યારે મઅ્બૂદ હોવું માત્ર તેનો જ અધિકાર છે તો) તમે (શિર્ક કરીને) ક્યાં ઊંધા જઈ રહ્યા છો !?

## મસ્અલા અને બોધપાઠ :

جَاعِلِ الْمَلٰٓئِكَةِ رُسُلًا ફરિશ્તાઓને رَسُوْلُ (રસૂલ) એટલે કે, અલ્લાહ તઆલાના સંદેશ અને હુકમો પહોંચાડનાર બનાવવાનો ભાવાર્થ દેખીતી રીતે એ છે કે તેમને અંબિયા (અલૈ.) તરફ અલ્લાહના સંદેશવાહક અને રસૂલ બનાવીને મોકલવામાં આવે છે, તે અલ્લાહ તઆલાની વહી અને હુકમો તેમને પહોંચાડે છે અને એ પણ શક્ય છે કે રસૂલથી ભાવાર્થ આ સ્થળે અલ્લાહ તઆલા અને તેની સામાન્ય મખ્લૂક વચ્ચે માધ્યમ હોય જેમાં અંબિયા (અલૈ.) સૌથી ઉચ્ચ અને શ્રેષ્ઠ છે તેમના અને અલ્લાહ તઆલા દરમિયાન પણ વહીનું માધ્યમ બને છે અને સામાન્ય મખ્લૂક સુધી અલ્લાહ તઆલાની રહમત અથવા અઝાબ પહોંચાડવાનું માધ્યમ પણ ફરિશ્તા જ હોય છે.

اُولِىْٓ اَجْنِحَةٍ مَّثْنٰى وَثُلٰثَ وَرُبٰعَ એટલે કે, અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓને પાંખોવાળી ભૂજાઓ અર્પણ કરી છે જેનાથી તેઓ ઊડી શકે છે, તેની હિકમત દેખીતી છે કે તેઓ આસમાનથી જમીન સુધીની મુસાફરી વારંવાર કરે છે, આવું ત્યારે જ થઈ શકે છે જ્યારે તેમનામાં શક્તિ અને ઊડવાની તાકાત અર્પણ કરવામાં આવે અને તે ઊડવાની શક્તિના સ્વરૂપમાં જ આવી મુસાફરી કરી શકે છે.

શબ્દ مَثْنٰى وَثُلٰثَ وَرُبٰعَ થી દેખીતું اَجْنِحَةُ નું લક્ષણ એ છે કે ફરિશ્તાઓની પાંખો વિવિધ સંખ્યાઓ ઉપર આધારિત છે. અમુકની માત્ર બે બે પાંખો હોય છે, અમુકની ત્રણ ત્રણ અને અમુકની ચાર ચાર અને તેમાં કોઈ મર્યાદા નથી, જેમકે સહીહ મુસ્લિમની હદીષથી હઝરત જિબ્રઈલ (અલૈ.)ની ૬૦૦ પાંખો સાબિત થયેલ છે. ઉદાહરણ સ્વરૂપે ચાર સુધી વર્ણન કરવામાં આવ્યું છે. *(કુર્તુબી, ઈબ્ને કષીર)*

એવું પણ બની શકે છે કે શબ્દ مَثْنٰى وَّثُلٰثَ એ رُسُلًا ની સિફત હોય, એટલે કે આ ફરિશ્તાઓ જેઓ અલ્લાહ તઆલાની એક બાજુએથી રિસાલત (સંદેશો) દુનિયામાં પહોંચાડે છે, ક્યારેક બે બે આવે છે અને ક્યારેક ત્રણ ત્રણ અથવા ચાર ચાર અને એ પણ દેખીતું છે કે આ સ્વરૂપમાં પણ ચારની સંખ્યા મર્યાદિત નથી, માત્ર દષ્ટાંત સ્વરૂપે છે કારણ કે તેમાંથી ઘણી મોટી સંખ્યામાં ફરિશ્તાઓનું નાઝિલ થવું પોતે કુર્આને કરીમથી સાબિત છે. *(અબૂ હય્યાન ફિલ બહરે મુહીત)*

يَزِيْدُ فِى الْخَلْقِ مَا يَشَآءُ એટલે કે, અલ્લાહ તઆલાને બધો અધિકાર છે કે પોતાના મખ્લૂકના સર્જનમાં જેટલો ઈચ્છે અને જે પ્રમાણે ઈચ્છે વધારો કરે, તેનો સંબંધ દેખીતી રીતે તો اَجْنِحَه સાથે છે કે ફરિશ્તાઓની પાંખોની ભૂજાઓ કંઈ બે કે ચારમાં મર્યાદિત નથી અલ્લાહ તઆલા ઈચ્છે તો તેનાથી ઘણું વધારે પણ આપી શકે છે. ઘણા તફસીરકારોનો અભિપ્રાય આ જ છે અને ઝહરી, કતાદહ (રહ.) વગેરે તફસીરના ઈમામોએ કહ્યું છે કે આ વધારાના સર્જનના સામાન્ય ભાવાર્થમાં ફરિશ્તાઓની પાંખોવાળી ભૂજાઓનો વધારો પણ સામેલ છે તથા વિવિધ મનુષ્યોના સર્જનમાં ખાસ ખાસ લક્ષણોનો વધારો પણ; જેમાં ખૂબસૂરતી, સારો સ્વભાવ, સારી ટેવો વગેરે બધું સામેલ છે. અબૂ હય્યાને બહરે મુહીતમાં તેને જ અપનાવીને ફરમાવ્યું છે કે આ સર્જનના વધારામાં સારો સ્વભાવ, સારી ટેવો, સદ્‌વ્યવહાર અને ખૂબસૂરતી તથા બુદ્ધિ અને જ્ઞાનમાં વિશિષ્ટતા, વાત કરવાની મીઠી શૈલી વગેરે બધું જ સામેલ છે. આ બીજી તફસીરથી સાબિત થયું કે કોઈપણ વસ્તુની ખૂબસૂરતી અને વિશિષ્ટતા જે મનુષ્યને પ્રાપ્ત છે તે અલ્લાહ તઆલાની નેઅ્‌મત અને ઈનામ છે તેનો આભાર માનવો જોઈએ.

مَا يَفْتَحِ اللّٰهُ لِلنَّاسِ مِنْ رَّحْمَةٍ فَلَا مُمْسِكَ لَهَا અત્રે શબ્દ رَحْمَتُ (રહમત) સર્વત્ર છવાયેલ રહમત છે, તેમાં દીની અને આખિરતની નેઅ્‌મતો પણ સામેલ છે જેમકે ઈમાન અને જ્ઞાન તથા નેક કર્મો અને નુબુવ્વત તથા વિલાયત વગેરે તથા દુનિયાની નેઅ્‌મતો પણ સામેલ છે, જેમકે રોજી તથા રાહત અને આરામનો સામાન, સ્વાસ્થ્ય તથા માલ અને ઈજ્જત આબરૂ વગેરે... આયતનો ભાવાર્થ જાહેર છે કે અલ્લાહ તઆલા જે વ્યક્તિ માટે પોતાની રહમત ખોલવાનો ઈરાદો કરે તેને કોઈ અટકાવી નથી શકતું.

એ જ પ્રમાણે બીજું વાક્ય وَمَا يُمْسِكْ જાહેર છે કે જે વસ્તુને અલ્લાહ

તઆલા અટકાવે છે તેને કોઈ ખોલી નથી શકતું, તેમાં દુનિયાની મુસીબતો અને આફતો પણ છે કે જ્યારે અલ્લાહ તઆલા તેમને પોતાના કોઈ બંદાઓ ઉપરથી અટકાવવા ઈચ્છે તો કોઈની મજાલ નથી કે તેને કોઈ નુકસાન કે મુસીબત પહોંચાડી શકે અને તેમાં રહમત પણ સામેલ છે કે અલ્લાહ તઆલા પોતાની કોઈ હિકમતથી કોઈ વ્યક્તિને રહમતથી વંચિત કરવા ઈચ્છે તો કોઈની મજાલ નથી કે તેને આપી શકે. *(અબૂ હય્યાન)*

આયતના આ જ વિષયના સંદર્ભમાં એક હદીષ આ પ્રમાણે આવી છે કે હઝરત મુઆવીયા (રદિ.)એ પોતાના કુફાના આમિલ (ગવર્નર) હઝરત મુગયરા બિન શુઅ્બા (રદિ.)ને પત્ર લખ્યો કે મને કોઈ હદીષ લખીને મોકલો જે તમે રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળી હોય. હઝરત મુગયરા (રદિ.)એ પોતાના મીર મુન્શી (મુખ્ય સચીવ) રવાદને બોલાવીને લખાવ્યું કે મેં રસૂલે કરીમ ﷺને તે સમયે કે જ્યારે આપ ﷺ નમાઝથી ફારેગ થયા આ વાક્યો પઢતાં સાંભળ્યા, اَللّٰهُمَّ لَا مَانِعَ لِمَا اَعْطَيْتَ وَلَا مُعْطِيَ لِمَا مَنَعْتَ وَلَا يَنْفَعُ ذَاالْجَدِّمِنْكَ الْجَدُّ (એટલે કે, યા અલ્લાહ ! તું જે વસ્તુ કોઈને અર્પણ કરે તેને કોઈ રોકનાર નથી અને જેને તું રોકી લે તેને કોઈ આપનાર નથી, તારા ઈરાદા વિરુદ્ધ કોઈ પ્રયત્ન કરનારનો પ્રયત્ન ચાલતો નથી). *(ઈબ્ને કષીર અજ મુસ્નદે અહમદ)*

સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રહ.)ની રિવાયત એ છે કે આ વાક્યો આપ ﷺએ રુકૂઅ્થી માથું ઉઠાવતી વખતે કહ્યા અને આ વાક્યોથી પહેલાં ફરમાવ્યું, اَحَقُّ مَا قَالَ الْعَبْدُ وَكُلُّنَا لَكَ (એટલે કે આ વાક્યો તે બધા જ વાક્યોમાં કે જે બંદો કહી શકે છે વધારે સત્ય અને શ્રેષ્ઠ તથા ઠોસ છે).

## અલ્લાહ તઆલા ઉપર ભરોસો અને વિશ્વાસ સમગ્ર મુસીબતોથી છુટકારો છે :

પ્રસ્તુત આયતે મનુષ્યને જે બોધપાઠ આપ્યો છે કે ગયરૂલ્લાહ પાસેથી લાભ અને નુકસાનની આશા અને ડર ન રાખો માત્ર અલ્લાહ તઆલા તરફ દષ્ટિ રાખો, દીન અને દુનિયાની દુરુસ્તી અને કાયમી રાહતનો નુસ્ખો અકસીર છે અને મનુષ્યને હજારો ગમ અને ચિંતાઓથી છુટકારો અપાવનાર છે. *(રૂહુલ મઆની)*

હઝરત આમિર બિન અબ્દ કૈસ (રદિ.)એ ફરમાવ્યું કે જ્યારે હું સવારે

કુર્આને કરીમની ચાર આયતો પઢી લઉં તો મને એ ચિંતા નથી રહેતી કે સવારે શું થશે અને સાંજે શું થશે ? તે આયતો આ છે, એક આ જ આયત مَا يَفْتَحِ اللّٰهُ لِلنَّاسِ مِنْ رَّحْمَةٍ فَلَا مُمْسِكَ لَهَا وَمَا يُمْسِكْ فَلَا مُرْسِلَ لَهُ مِنْ بَعْدِهٖ બીજી તેના જ અર્થ જેવી છે તે આ છે, وَاِنْ يَّمْسَسْكَ اللّٰهُ بِضُرٍّ فَلَا كَاشِفَ لَهٗ اِلَّا هُوَ، وَاِنْ يُّرِدْكَ بِخَيْرٍ فَلَا رَآدَّ لِفَضْلِهٖ (૧૦:૧૦૭) ત્રીજી આયત سَيَجْعَلُ اللّٰهُ بَعْدَ عُسْرٍ يُّسْرًا અને ચોથી આયત وَمَا مِنْ دَآبَّةٍ فِى الْاَرْضِ اِلَّا عَلَى اللّٰهِ رِزْقُهَا (૧૧:૬) *(ઈબ્નલ મંઝર, રૂહ)*

હઝરત અબૂ હુરયરહ (રદિ.) જ્યારે વરસાદ પડતો જોતાં તો ફરમાવ્યા કરતા હતા, مُطِرْنَا بِنَوْءِ الْفَتْحِ અને પછી આ આયત مَا يَفْتَحِ اللّٰهُ مِنْ رَّحْمَةٍ (૩૫:૨) પઢતા હતા. આ અરબની તે જૂઠી માન્યતાઓનો રદિયો છે કે જે વરસાદને ખાસ ખાસ તારાઓ સાથે સંબંધ જોડીને કહ્યા કરતા હતા કે અમને આ વરસાદ ફલાણા તારાના કારણે મળ્યો છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે અમને આ વરસાદ આયતે ફતહથી મળી છે, આયતે ફતહનો ભાવાર્થ આ જ પ્રસ્તુત આયત છે જેને તેઓ એવા સમયે તિલાવત કર્યા કરતા હતા. *(રવાહુ માલિક ફિલ મુઅત્તા)*

---

## આયતો : (સૂરએ ફાતિર : આયત નં. ૪ થી ૮)

وَاِنْ يُّكَذِّبُوْكَ فَقَدْ كُذِّبَتْ رُسُلٌ مِّنْ قَبْلِكَ ؕ وَاِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ④
يٰۤاَيُّهَا النَّاسُ اِنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ فَلَا تَغُرَّنَّكُمُ الْحَيٰوةُ الدُّنْيَا ٚ وَلَا يَغُرَّنَّكُمْ
بِاللّٰهِ الْغَرُوْرُ ⑤ اِنَّ الشَّيْطٰنَ لَكُمْ عَدُوٌّ فَاتَّخِذُوْهُ عَدُوًّا ؕ اِنَّمَا يَدْعُوْا حِزْبَهٗ
لِيَكُوْنُوْا مِنْ اَصْحٰبِ السَّعِيْرِ ؕ⑥ اَلَّذِيْنَ كَفَرُوْا لَهُمْ عَذَابٌ شَدِيْدٌ ؕ۬ وَالَّذِيْنَ
اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَهُمْ مَّغْفِرَةٌ وَّاَجْرٌ كَبِيْرٌ ⑦ ع اَفَمَنْ زُيِّنَ لَهٗ سُوْٓءُ عَمَلِهٖ
فَرَاٰهُ حَسَنًا ؕ فَاِنَّ اللّٰهَ يُضِلُّ مَنْ يَّشَآءُ وَيَهْدِيْ مَنْ يَّشَآءُ ۖ فَلَا تَذْهَبْ
نَفْسُكَ عَلَيْهِمْ حَسَرٰتٍ ؕ اِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِمَا يَصْنَعُوْنَ ⑧

### તરજુમો :

*અને જો તમને જૂઠાડે તો તમારા પહેલાં કેટલાય રસૂલ જૂઠાડવામાં આવ્યા*

*અને અલ્લાહ સુધી સૌ કર્મો પહોંચે છે. (૪) હે લોકો ! બેશક અલ્લાહનો વાયદો સત્ય છે, બસ તમને દુનિયાની જિંદગી બહેકાવે નહીં અને તમને તે ધોકેબાજ (શયતાન) અલ્લાહના નામથી છેતરવા ન પામે. (૫) બેશક ! શયતાન તમારો દુશ્મન છે બસ તમે પણ તેને દુશ્મન જાણી રાખો, તે તો પોતાના ટોળાને એટલા માટે બોલાવે છે કે દોઝખવાળા થાય. (૬) જેઓ કાફિર થયા તેમને સખત અઝાબ છે અને જેઓ ઈમાન લાવ્યા અને ભલા કામ કર્યા તેમના માટે મા'ફી અને મોટો સવાબ છે. (૭) ભલા ! એક વ્યક્તિ કે તેને તેના કર્મની બુરાઈને ભલી સમજાવવામાં આવી પછી તેણે તેને ભલી જાણી, કારણ કે અલ્લાહ જેને ઈચ્છે ભટકેલ રાખે છે અને જેને ઈચ્છે હિદાયત આપે છે; બસ તમારા પ્રાણ તેમના ઉપર પસ્તાઈ પસ્તાઈને ન ચાલ્યા જાય, અલ્લાહ સઘળું જાણે છે જે કંઈ તેઓ કરે છે. (૮)*

## તફસીર :

અને (હે પયગમ્બર ﷺ !) જો આ લોકો (તવહીદ અને રિસાલત વિશે) તમને જૂઠાડે તો (તમે દિલગીર ન થાઓ કારણ કે) તમારાથી અગાઉ પણ ઘણા પયગમ્બરો જૂઠાડવામાં આવી ચૂક્યા છે (એક તો તેનાથી સાંત્વના પ્રાપ્ત કરો) અને (બીજી વાત એ કે) સઘળા કાર્યો અલ્લાહ સમક્ષ જ રજુ કરવામાં આવશે (તે પોતે બધા સાથે જોઈ લેશે, તમે શા માટે ચિંતામાં પડો છો, આગળ સામાન્ય લોકોને સંબોધન છે કે) હે લોકો ! (اِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ જેમાં કયામતની ખબર છે તેને સાંભળીને આશ્ચર્ય અને શંકા ન કરો) અલ્લાહ તઆલાનો (આ) વાયદો અવશ્ય સાચો છે, બસ એવું ન થાય કે આ દુનિયવી જિંદગી તમને ધોકામાં નાંખી રાખે (કે તેમાં ઓતપ્રોત થઈને તે આવનારા દિવસથી ગાફેલ રહો) અને એવું ન થાય કે તમને ધોકેબાજ (શયતાન) અલ્લાહથી ધોકામાં નાંખી દે (કે તમે તેના આ બહેકાવવામાં ન આવી જાઓ કે અલ્લાહ તઆલા તમને અઝાબ આપશે નહીં, જેમકે તેઓ કહ્યા કરતા હતા وَلَئِنْ رُّجِعْتُ اِلٰى رَبِّىْ اِنَّ لِىْ عِنْدَهٗ لَلْحُسْنٰى અને) આ શયતાન (જેની દગાબાજીનું ઉપર વર્ણન થયું છે) બેશક ! તમારો દુશ્મન છે, બસ તમે તેને (પોતાનો) દુશ્મન (જ) સમજતા રહો, તે તો પોતાના ટોળાને (એટલે કે પોતાનું અનુસરણ કરનારાઓને) માત્ર એટલા માટે (બાતિલ તરફ) બોલાવે છે જેથી તે લોકો દોઝખીઓમાંથી થઈ જાય, (બસ) જે લોકો કાફિર થઈ ગયા (અને

તે શયતાનના આમંત્રણ અને અભિમાનમાં ફસાઈ ગયા) તેમના માટે કઠોર અઝાબ છે અને જે લોકો ઈમાન લાવ્યા અને ભલા કામો કર્યા (અને તેના આમંત્રણ અને છેતરપિંડીમાં ફસાયા નહીં) તેમના માટે (ગુનાહોની) મા'ફી અને (ઈમાન અને નેક અમલો ઉપર) મોટો સવાબ છે, (અને જ્યારે કાફિરનું પરિણામ સખત અને મો'મિનોનો અંજામ મા'ફી અને મહાન બદલો છે) તો શું (બંને સમાન થઈ શકે છે ? એટલે કે) એવો વ્યક્તિ જેને તેના ખરાબ કર્મો સારા કરીને બતાવવામાં આવ્યા પછી તે તેને ભલા સમજવા લાગ્યો અને એવો વ્યક્તિ જે બુરાને બુરું સમજે છે, કેવી રીતે બરાબર હોઈ શકે છે ? (પ્રથમ વ્યક્તિથી ભાવાર્થ કાફિર છે જે શયતાનના બહેકાવવાથી બાતિલને સત્ય અને નુકસાનકર્તા વસ્તુને લાભદાયક વસ્તુ સમજે છે અને બીજા વ્યક્તિથી ભાવાર્થ તે વ્યક્તિ છે જે અંબિયા અલૈ.નું અનુસરણ કરે છે અને શયતાનનો વિરોધી છે, બાતિલને બાતિલ અને સત્યને સત્ય તથા ગુમરાહીને ગુમરાહી અને લાભને લાભ જાણે છે, એટલે કે બંને સમાન કેવી રીતે થઈ શકે છે ! બલકે એક જહન્નમી અને બીજો જન્નતી છે, બસ શયતાનના ધોકામાં આવનારા અને તેને દુશ્મન સમજનારાઓમાં આ તફાવત છે. તેથી અમે કહીએ છીએ, لَا يَغُرَّنَّكُمْ અને اِنَّ الشَّيْطٰنَ لَكُمْ عَدُوٌّ અને જો આ બાબત ઉપર આશ્ચર્ય થાય કે તે બુદ્ધિશાળી વ્યક્તિ ખરાબને ભલું કઈ રીતે સમજી લે છે ?) બસ (તેનું કારણ એ છે કે) અલ્લાહ તઆલા જેને ઇચ્છે છે ગુમરાહ રાખે છે (તેની બુદ્ધિ અવળા માર્ગે જાય છે) અને જેને ઇચ્છે છે હિદાયત આપે છે (કે તેની સારું–નરસું પારખવાની શક્તિ સાચી રહે છે, પછી જ્યારે હિદાયત અને ગુમરાહીનો આધાર અલ્લાહની ઇચ્છા છે) તો તેના ઉપર અફસોસ કરીને ક્યાંક તમારા પ્રાણ ચાલ્યા ન જાય ! (એટલે કે કંઈ અફસોસ ન કરો, સબ્ર કરીને બેઠા રહો) અલ્લાહ તઆલાને તેમના કામોની બધી ખબર છે (સમય આવ્યે તેમની સાથે સમજી લેશે).

## મસ્અલા અને બોધપાઠ :

لَا يَغُرَّنَّكُمْ بِاللّٰهِ الْغَرُوْرُ માં શબ્દ غَرُوْرٌ بِفَتْحِ غَيْن (ગરૂર બ ફત્હે ગૈન) અતિશયોક્તિનું ક્રિયાપદ છે જેનો અર્થ ખૂબ ધોકો આપનાર થાય છે અને તેનો ભાવાર્થ "શયતાન" છે કે તેનું કાર્ય જ લોકોને ધોકામાં નાંખી કુફ્ર અને ગુનાહમાં સંડોવવાનું છે અને لَا يَغُرَّنَّكُمْ بِاللّٰه એટલે કે તે તમને અલ્લાહ વિશે ધોકામાં ન

નાંખી દે. આ ધોકાનો ભાવાર્થ એ છે કે શયતાન ખરાબ કર્મોને સારા સાબિત કરીને તમને તેમાં સંડોવી ન દે અને તમારી હાલત એવી થઈ જાય કે ગુનાહ કરતા રહો અને સાથે જ એવું સમજતા રહો કે અમે અલ્લાહ તઆલા સમીપ સ્વીકૃત છે, અમને અઝાબ થશે નહીં. *(કુર્તુબી)*

فَاِنَّ اللّٰهَ يُضِلُّ مَنْ يَّشَآءُ وَيَهْدِىْ مَنْ يَّشَآءُ ઈમામ બગવી (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કર્યું છે કે આ આયત તે સમયે નાઝિલ થઈ હતી જ્યારે કે રસૂલે કરીમ ﷺએ આ દુઆ કરી હતી કે યા અલ્લાહ ! ઈસ્લામને ઈજ્જત અને શક્તિ અર્પણ કર હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) દ્વારા અથવા અબૂજહલ દ્વારા; અલ્લાહ તઆલાએ તેમનામાંથી હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ને હિદાયત આપીને ઈસ્લામની ઈજ્જત અને શક્તિનું કારણ બનાવી દીધા અને અબૂજહલ પોતાની ગુમરાહીમાં રહ્યો. *(મઝહરી)*

---

## આયતો : (સૂરએ ફાતિર : આયત નં. ૯ થી ૧૪)

| |
|---|
| وَاللّٰهُ الَّذِىْٓ اَرْسَلَ الرِّيٰحَ فَتُثِيْرُ سَحَابًا فَسُقْنٰهُ اِلٰى بَلَدٍ مَّيِّتٍ فَاَحْيَيْنَا |
| بِهِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ۭ كَذٰلِكَ النُّشُوْرُ ۝ مَنْ كَانَ يُرِيْدُ الْعِزَّةَ فَلِلّٰهِ الْعِزَّةُ جَمِيْعًا ۭ |
| اِلَيْهِ يَصْعَدُ الْكَلِمُ الطَّيِّبُ وَالْعَمَلُ الصَّالِحُ يَرْفَعُهٗ ۭ وَالَّذِيْنَ يَمْكُرُوْنَ السَّيِّاٰتِ |
| لَهُمْ عَذَابٌ شَدِيْدٌ ۭ وَمَكْرُ اُولٰۗىِٕكَ هُوَ يَبُوْرُ ۝ وَاللّٰهُ خَلَقَكُمْ مِّنْ تُرَابٍ ثُمَّ |
| مِنْ نُّطْفَةٍ ثُمَّ جَعَلَكُمْ اَزْوَاجًا ۭ وَمَا تَحْمِلُ مِنْ اُنْثٰى وَلَا تَضَعُ اِلَّا بِعِلْمِهٖ ۭ وَمَا يُعَمَّرُ |
| مِنْ مُّعَمَّرٍ وَّلَا يُنْقَصُ مِنْ عُمُرِهٖٓ اِلَّا فِيْ كِتٰبٍ ۭ اِنَّ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرٌ ۝ وَمَا يَسْتَوِى |
| الْبَحْرٰنِ ڰ هٰذَا عَذْبٌ فُرَاتٌ سَاۗىِٕغٌ شَرَابُهٗ وَهٰذَا مِلْحٌ اُجَاجٌ ۭ وَمِنْ كُلٍّ تَاْكُلُوْنَ لَحْمًا طَرِيًّا |
| وَّتَسْتَخْرِجُوْنَ حِلْيَةً تَلْبَسُوْنَهَا ۚ وَتَرَى الْفُلْكَ فِيْهِ مَوَاخِرَ لِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ |
| وَلَعَلَّكُمْ تَشْكُرُوْنَ ۝ يُوْلِجُ الَّيْلَ فِي النَّهَارِ وَيُوْلِجُ النَّهَارَ فِي الَّيْلِ ۙ وَسَخَّرَ الشَّمْسَ |
| وَالْقَمَرَ ڮ كُلٌّ يَّجْرِيْ لِاَجَلٍ مُّسَمًّى ۭ ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ لَهُ الْمُلْكُ ۭ وَالَّذِيْنَ تَدْعُوْنَ |

مِنْ دُوْنِهٖ مَا يَمْلِكُوْنَ مِنْ قِطْمِيْرٍ ۝١٣ اِنْ تَدْعُوْهُمْ لَا يَسْمَعُوْا دُعَآءَكُمْ ۚ وَلَوْ سَمِعُوْا
مَا اسْتَجَابُوْا لَكُمْ ۗ وَيَوْمَ الْقِيٰمَةِ يَكْفُرُوْنَ بِشِرْكِكُمْ ۗ وَلَا يُنَبِّئُكَ مِثْلُ خَبِيْرٍ ۝١٤

## તરજુમો :

*અને અલ્લાહ છે જેણે હવાઓ ચલાવી છે, પછી તે વાદળોને ઉઠાવે છે, પછી અમે તેને હાંકીને એક મૃત પ્રદેશ તરફ લઈ ગયા, પછી અમે તેનાથી જમીનને તેના મૃત્યુ પછી સજીવન કરી દીધી, એ જ પ્રમાણે ફરીવાર સજીવન થવાનું હશે. (૯) જેને ઈજ્જત જોઈતી હોય તો (જાણી લે) સઘળી ઈજ્જત માત્ર અલ્લાહના જ માટે છે, તેના તરફ પવિત્ર વાતો ચઢે છે અને નેક કામ તેને ઉપર ઉઠાવે છે અને જે લોકો બુરાઈઓના પ્રપંચમાં છે તેમના માટે કઠોર અઝાબ છે અને તેમના પ્રપંચ નિષ્ફળ જશે. (૧૦) અને અલ્લાહે તમને માટીથી બનાવ્યા, પછી ટીપા પાણીથી, પછી તમને જોડીમાં બનાવ્યા અને ન તો ગર્ભવતી થાય છે કોઈ માદા અને ન જ તેની જાણ વિના તે જણે છે અને ન તો કોઈ મોટી ઉંમરવાળો (મોટી ઉંમર) પ્રાપ્ત કરે છે અને ન જ કોઈની ઉંમર ઘટે છે પરંતુ કિતાબમાં (સઘળું) લખ્યું છે, બેશક ! આ અલ્લાહ માટે ખૂબ સહેલું છે. (૧૧) અને બે સમુદ્રો સમાન નથી, આ મીઠો છે તરસ છીપાવે છે, પીવા લાયક (સ્વચ્છ) ! અને આ ખારો કડવો અને બંનેમાંથી તાજું માંસ ખાઓ છો અને ઘરેણા કાઢો છો જેને પહેરો છો અને તમે તેમાં જહાજોને જુઓ કે પાણીને ચીરતા ચાલે છે જેથી તેની કૃપા (રોજી)ની શોધખોળ કરો અને જેથી તમે ઉપકાર માનો. (૧૨) રાતને દિવસમાં ઘુસાડે છે અને દિવસને રાતમાં ઘુસાડે છે ! અને કામે લગાડી દીધા સૂર્ય અને ચંદ્રને; દરેક એક નિશ્ચિત સમયસીમા સુધી ગતિ કરે છે; આ અલ્લાહ તમારો પરવરદિગાર છે તેના જ માટે બાદશાહી છે અને જેને તમે તેના સિવાય પોકારો છો તે ખજૂરના એક ઠળિયાના એક છાણા (પડ)ના પણ માલિક નથી. (૧૩) જો તમે તેમને પોકારો તો તમારી પોકાર સાંભળે નહીં અને જો સાંભળે પણ તો તમારું કામ કરશે નહીં અને કયામતના દિવસે તમારા ભાગીદાર ઠરાવવાના ઈન્કારી થયા અને કોઈ તમને બતાવશે નહીં જેવું ખબર રાખનાર (અલ્લાહ) બતાવશે. (૧૪)*

## તફસીર :

અને અલ્લાહ એવો (સર્વશક્તિમાન) છે જે (વરસાદ પહેલાં) હવાઓને મોકલે છે, પછી તે (હવાઓ) વાદળોને ઉઠાવે છે, (જેનું સ્વરૂપ સૂરએ નૂરના પાંચમાં રુકૂઅ્ની આયત اَللّٰهُ الَّذِیْ اَرْسَلَ الرِّیَاحَ ની તફસીરમાં આવી ચૂક્યું છે) પછી અમે તે વાદળોને સુક્કા ભૂ–ભાગ તરફ હાંકીને લઈ જઈએ છીએ, (જેનાથી ત્યાં વરસાદ થાય છે) પછી અમે તેના દ્વારા (એટલે કે આ વાદળના પાણી દ્વારા) જમીનને (વનસ્પતિથી) જીવતી કરીએ છીએ (અને જે રીતે જમીનના યોગ્ય છે એ પ્રમાણેની જિંદગી અર્પણ કરીએ છીએ) એ જ પ્રમાણે (કયામતમાં મનુષ્યોનું) જીવી ઉઠવું છે (કે તેમને તેમના યોગ્ય સ્વરૂપનું જીવન અર્પણ થશે, આ સમાનતાનું દષ્ટાંત આપવાથી દેખીતું છે કે બંનેમાં એક સરખું લક્ષણ એટલે કે નષ્ટ થઈ જવાનું જોવા મળે છે, રૂહ વિશેનો વિષય તથા સજા અને જઝાની દલીલો તવહીદના સંદર્ભમાં સ્વાભાવિક રીતે આવી ગઈ છે પછી આ પ્રસ્તુત દલીલ પ્રમાણે એક બીજો વિષય પણ છે તે એ કે જ્યારે કયામતમાં સજીવન થવાનું છે તો ત્યાંનું અપમાન અને રુસ્વાઈથી બચવાની ફિકર કરવી જરૂરી છે, મુશ્રિકો પોતે ઘડી કાઢેલા પોતાના પૂજ્યોને શયતાનના ધોકામાં આવીને ઈજ્જત પ્રાપ્ત કરવાનું માધ્યમ સમજતા હતા, તેઓ કહેતા હતા هٰٓؤُلَآءِ شُفَعَاءُ نَاعِنْدَ اللّٰهِ એટલે કે તેઓ અમારા સિફારસ કરનાર છે દુનિયાના કાર્યોમાં પણ અને કયામત જો કોઈ વસ્તુ છે તો તે આખિરતના છુટકારા માટે પણ અમારા સિફારસી છે, જેમકે અલ્લાહ તઆલાએ સૂરએ મરયમમાં ઈરશાદ ફરમાવ્યો છે, وَاتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ اٰلِهَةً لِّيَكُوْنُوْا لَهُمْ عِزًّا તેના વિશે અત્રે ઈરશાદ થાય છે) જે વ્યક્તિ (આખિરતમાં) ઈજ્જત પ્રાપ્ત કરવા ઈચ્છે (અને આ ઈચ્છવું એટલા માટે જરૂરી પણ છે કે આખિરતનું આવવું નિશ્ચિત બાબત છે) તો (તેણે અલ્લાહ તઆલા પાસેથી ઈજ્જત પ્રાપ્ત કરવી જોઈએ કારણ કે) બધી જ ઈજ્જત અલ્લાહ(ની જાત)ને જ (પ્રાપ્ત) છે (અને બીજાના માટે જ્યારે તે પ્રાપ્ત થશે તો તે અલ્લાહની આપેલી હશે અને આપેલી ઈજ્જત હંમેશા આપનારની ઋણી હોય છે, બસ તેમાં બધા જ અલ્લાહ તઆલાના મોહતાજ છે અને અલ્લાહ તઆલાથી તેને પ્રાપ્ત કરવાની રીત આ છે કે નિવેદનથી અથવા કર્મથી તેનું આજ્ઞાપાલન અને અનુસરણ અપનાવે કે અલ્લાહ તઆલા સમીપ આ જ વસ્તુઓ પસંદ કરવામાં આવેલ છે

એટલા માટે) સારી વાત તેના જ સુધી પહોંચે છે (એટલે કે તે તેને કબૂલ કરે છે) અને સારું કાર્ય તેને પહોંચે છે (સારી વાતમાં કલિમએ તવહીદ તથા બધા જ અલ્લાહના ઝિક્ર અને બધા જ સારા કાર્યોમાં દિલની સચ્ચાઈ તથા નેક કર્મો ઉપર મક્કમ રહેવું જાહેર હોય કે ગુપ્ત બધું સામેલ છે તો ભાવાર્થ એ થયો કે કલિમએ તવહીદ અને બધા જ ઝિક્ર સ્વીકૃત બનાવવાનું માધ્યમ નેક કર્મો છે અને જાહેર સ્વીકૃતી, મૂળ સ્વીકૃતી અને સંપૂર્ણ સ્વીકૃતી બંનેનો અને તેની વિગતનો બીજી દલીલો દ્વારા એ રીતે ખુલાસો કરવામાં આવ્યો કે દિલથી સમર્થન તો કલિમએ તય્યિબહ ઉપર અડગ રહેવું તથા તેને સ્વીકારવું મૌખિક રીતે અને દિલથી શરત છે, તેના વિના કોઈ ઝિક્ર સ્વીકાર્ય નથી અને બીજા નેક કાર્ય કબૂલ થવાની શરત કલિમએ તય્યિબહના તકાદાઓ ઉપર અવલંબિત છે, કારણ કે ફાસિક વ્યક્તિ જો કલિમએ તય્યિબહના કોઈ તકાદા ઉપર અમલ કરે છે તો તે કબૂલ તો થઈ જાય છે પરંતુ તેની સંપૂર્ણ સ્વીકૃતિ નથી થતી, બસ જયારે જે વસ્તુઓ અલ્લાહ તઆલાને પસંદ છે તો જે વ્યક્તિ તેને અપનાવશે તે પ્રિય થશે) અને જે લોકો (તેના વિરુદ્ધનો તરીકો અપનાવીને આપ ﷺનો વિરોધ કરી રહ્યા છે તે અલ્લાહ તઆલાનો જ વિરોધ છે અને તમારી સાથે) ખરાબ ખરાબ પ્રપંચ કરી રહ્યા છે તેમને સખત અઝાબ થશે (જે તેમના અપમાનનું કારણ બનશે અને તેમના ઘડી કાઢેલા મઅ્બૂદો તેમને લેશમાત્ર આબરૂ આપી શકશે નહીં, બલકે તેનાથી વિપરીત પોતે તેમના વિરોધી થઈ જશે, જેમકે અલ્લાહ તઆલા સૂરએ મરયમમાં ફરમાવે છે, سَيَكْفُرُوْنَ بِعِبَادَتِهِمْ وَيَكُوْنُوْنَ عَلَيْهِمْ ضِدًّا આ તો તેમનું આખિરતનું નુકસાન છે) અને (દુનિયામાં પણ તેમને એ નુકસાન થશે કે) તે લોકોના આ પ્રપંચ નેસ્તો નાબૂદ થઈ જશે (એટલે કે તેમના પ્રપંચમાં તેઓ સફળ થશે નહીં એટલા માટે એવું જ થયું કે તેઓ ઈસ્લામનો નાશ કરવા ઈચ્છતા હતા પરંતુ પોતે જ નષ્ટ થઈ ગયા, આ વિષય جُمْلَةٌ مُعْتَرِضَةٌ થી પૂર્ણ થઈને આગળ ફરી તવહીદના વિષય તરફ આવે છે, એટલે કે હક તઆલાની કુદરતનો એક નજારો તો આ હતો જે ઉપર اَللّٰهُ الَّذِىْ اَرْسَلَ....માં વર્ણન કરવામાં આવ્યો) અને (બીજો નજારો જે તવહીદ ઉપર દલીલ કરે છે તે એ છે કે) અલ્લાહ તઆલાએ તમને (એટલે કે માનવ પ્રજાતિને હઝરત આદમ અલૈ.ના સર્જન સ્વરૂપે) માટીથી પેદા કર્યા, પછી નુત્ફહ (વીર્ય)થી પેદા કર્યા, પછી તમને જોડાંમાં બનાવ્યા (એટલે કે

કોઈને પુરુષ તો કોઈને સ્ત્રી બનાવ્યા, આ તો તેની કુદરત છે) અને (તેનું ઈલ્મ એવું છે કે) કોઈ સ્ત્રીને ન તો ગર્ભ રહે છે અને ન જ તે જણે છે પરંતુ સઘળું તેની જાણકારીથી થાય છે (એટલે કે તેને પ્રથમથી બધાની ખબર હોય છે) અને (એ જ પ્રમાણે) ન તો કોઈની ઉંમર વધારે (નક્કી) કરવામાં આવે છે અને ન જ કોઈની ઉંમર ઓછી (નક્કી) કરવામાં આવે છે પરંતુ એ બધું લવહે મહફૂઝમાં (લખેલું) હોય છે (જેને અલ્લાહ તઆલાએ પોતાના કાયમી ઈલ્મ પ્રમાણે તેમાં લખી રાખ્યું છે અને જો કે તેની જાણકારી અમર્યાદિત અને અનંત છે પરંતુ એવું આશ્ચર્ય ન કરો કે ઉપસ્થિત થતાં પહેલાં બધી ઘટનાઓને કેવી રીતે લખી રાખી અને નિશ્ચિત કરી રાખી છે કારણ કે) આ સઘળું અલ્લાહ માટે ખૂબ સહેલું છે (કારણ કે તેનું જ્ઞાન પોતાનું છે, તેના માટે સઘળી જાણકારીની સાથે કોઈ બાબત બનતાં પહેલાં અને બન્યા પછી સરખી છે) અને (આગળ કુદરતની અન્ય દલીલો પણ સાંભળો કે પાણી એક ભૌતિક બંધારણ પ્રમાણે સરખું હોય છે પરંતુ તે છતાં તેમાં એ પ્રમાણે પાત્રતા અનુસાર તફાવત કરવામાં આવ્યો કે તે બે અલગ અલગ પ્રકારના પદાર્થો બની ગયા) બંને સમુદ્રો સમાન નથી (બલકે) એક તો મીઠો તરસ છીપાવનાર છે જેને પીવું પણ (માનવ સ્વભાવ પસંદ કરતો હોવાના કારણે) સરળ છે અને એક ખારું કડવું છે (તો આ અલ્લાહ તઆલાની કુદરતની અજાયબીઓ છે) અને (કુદરતની બીજી દલીલો પણ છે જે તેની નેઅ્મતોની પણ દલીલ છે, અમુક તો આ જ સમુદ્રો વિશે છે, દાખલા તરીકે) તમે દરેક (સમુદ્ર)માંથી (માછલીઓ કાઢીને તેનું) તાજું માંસ આરોગો છો અને (વળી) ઘરેણાં (એટલે કે મોતી) કાઢો છો જેને તમે પહેરો છો અને (હે શ્રોતા !) તું વહાણોને તેમાં જુએ છે પાણીને ચીરતા ચાલ્યા જાય છે જેથી તમે (તેના દ્વારા મુસાફરી કરીને) તેની રોજી શોધો અને જેથી (રોજી પ્રાપ્ત કરીને) તમે (અલ્લાહ તઆલાનો) ઉપકાર માનો (અને અમુક અન્ય નેઅ્મતો છે દાખલા તરીકે એ કે) તે રાત્રિ(ના ભાગો)ને દિવસ(ના ભાગો)માં પ્રવેશ કરાવી આપે છે અને દિવસ(ના ભાગો)ને રાત્રિ(ના ભાગો)માં દાખલ કરાવી આપે છે (જેમાં દિવસ અને રાત ઘટવા અને વધવા વિશેના લાભો પ્રાપ્ત થાય છે) અને (દાખલા તરીકે એ કે) તેણે સૂર્ય અને ચંદ્રને કામે લગાડી રાખ્યા છે (તેમનામાંથી) દરેક નિશ્ચિત સમય (એટલે કે કયામત) સુધી (આ જ પ્રમાણે) ચાલતા રહેશે, આ જ અલ્લાહ (જેની એ શા'ન છે કે તે) તમારો

પરવરદિગાર છે, તેની જ બાદશાહત છે અને તેના સિવાય જેને પોકારો છો તે તો ખજૂરના ઠળિયાની છાલ બરાબર પણ અધિકાર નથી ધરાવતા (એટલા માટે વનસ્પતિઓમાં તો દેખીતું છે અને તે ભૂચર અને ખેચરમાં પણ લાગુ પડે છે, તેનો ભાવાર્થ એ છે કે તેઓ પોતે કોઈ અધિકાર ધરાવતા નથી અને તેમની હાલત તો એ છે કે) જો તમે પોકારો તો પણ તેઓ (પ્રથમ તો) સાંભળશે જ નહીં (વનસ્પતિ તો એટલા માટે કે તેમનામાં સાંભળવાની ક્ષમતા નથી અને સજીવો એ અર્થમાં કે મૃત્યુ પછી તેમનું સાંભળવું જરૂરી અને કાયમી નથી, જ્યારે અલ્લાહ તઆલા ચાહે સંભળાવી આપશે, જ્યારે ન ઇચ્છે તો ન સંભળાવે) અને જો (ધારી લો કે) સાંભળી પણ લે તો તમારું કહ્યું કરશે નહીં અને કયામતના દિવસે તેઓ (પોતે) તમારા શિર્ક કરવાનો વિરોધ કરશે (અલ્લાહ તઆલાનું ફરમાન છે مَا كَانُوْٓا اِيَّانَا يَعْبُدُوْنَ وَغَيْر ذٰلِكَ مِنَ الآيَا) અને (અમે જે કંઈ કહીએ છીએ તેની ખરાઈ અને સત્યતામાં જરા પણ શંકા કે સંદેહ નથી, કારણ કે અમે દરેક બાબતોની સંપૂર્ણ ખબર રાખનાર છે અને હે શ્રોતા) તને સર્વજ્ઞ જેવી કોઈ ખબર આપશે નહીં (બસ અમારું બતાવેલું સૌથી વધારે અને સત્ય જ છે).

## મસ્અલા અને બોધપાઠ :

اِلَيْهِ يَصْعَدُ الْكَلِمُ الطَّيِّبُ وَالْعَمَلُ الصَّالِحُ يَرْفَعُهٗ આનાથી આગલી આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે જે વ્યક્તિ ઇજ્જત અને શક્તિનો ઇચ્છુક હોય તો તેણે સમજી લેવું જોઈએ કે તે અલ્લાહ તઆલાના સિવાય કોઈના સામર્થ્યની વાત નથી, જે વસ્તુઓને તેમણે પૂજ્ય બનાવી રાખી છે તો જેમનાથી ઇજ્જત આબરૂની આશા ઉપર મિત્રતા કરી રાખી છે તે કોઈને ઇજ્જત નથી આપી શકતા. આ આયતમાં અલ્લાહ તઆલાથી ઇજ્જત અને શક્તિ પ્રાપ્ત કરવાની રીત બતાવવામાં આવી છે જેના બે વિભાગો છે, એક કલિમએ તય્યિબહ. એટલે કે કલિમએ તવહીદ અને અલ્લાહની જાત તથા સિફતોનું જ્ઞાન, બીજું નેક કર્મો, એટલે કે દિલથી ઈમાન લાવવું. પછી તેના તકાદાઓ પ્રમાણે શરીઅતના તા'બે રહી અમલ કરવો. હઝરત શાહ અબ્દુલ કાદિર (રહ.)એ مُوْضِحُ الْقُرْآن (મુદિહુલ કુર્આન)માં કહ્યું છે કે ઇજ્જત આબરૂની પ્રાપ્તિનો આ નુસ્ખો બિલકુલ સાચો અને અક્સીર છે, શરત એ છે કે અલ્લાહ તઆલાનો ઝિક્ર અને નેક કર્મો સાતત્ય સાથે હોય. આ સાતત્ય એક નિશ્ચિત સીમા સુધી પહોંચી

જાય છે તો અલ્લાહ તઆલા તે પ્રવૃત્તિ કરનારને તે કદી પૂર્ણ ન થનાર ઈજ્જત દુનિયા અને આખિરતમાં નસીબ ફરમાવે છે જેનું કોઈ ઉદાહરણ નથી.

પ્રસ્તુત આયતમાં આ બંને વસ્તુઓની વ્યાખ્યાઓ આ શબ્દોમાં કરવામાં આવી છે કે સારી વાતચીત અલ્લાહ તરફ ચઢે છે અને પહોંચે છે અને નેક કર્મો તેને ઊંચે ચઢાવે છે અને પહોંચાડે છે. اَلْعَمَلُ الصَّالِحُ يَرْفَعُهٗ ના નહ્‌વી (વ્યાકરણ) બંધારણમાં અમુક સંભાવનાઓ છે, દરેક સંભાવનાઓના આધારે વાક્યનો અર્થ એક થઈ જાય છે. તફસીરના ઈમામોએ આ સંભાવનાઓ પ્રમાણે પોતપોતાની તફસીર પોતાની દીર્ઘદષ્ટિ પ્રમાણે કરી છે, પ્રથમ સંભાવનાઓ તો એ છે કે જેના વિશે તફસીરના ખુલાસામાં તરજુમો કરવામાં આવ્યો છે કે يَرْفَعُهٗ (યરફઊહુ)ની ઝમીર ફાઈલ (કર્તા) સાલિહ તરફ રાજેઅ્ હોય અને ઝમીર મફઊલ (કર્મ) કલિમએ તય્યિબહ તરફ; તો અર્થ એ થશે કે કલિમએ તય્યિબહ અલ્લાહ તઆલા તરફ ચઢે છે પરંતુ તેને ચઢાવવાનું માધ્યમ અમલે સાલિહ (નેક કર્મો) હોય છે. જમહૂર તફસીરના ઈમામો હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), હસન બસરી (રહ.), ઈબ્ને ઝુબૈર (રદિ.), મુજાહિદ (રહ.), ઝહ્‌હાક (રહ.), શહ્‌ર બિન હૌશબ (રહ.) વગેરેએ તેને જ અપનાવ્યું છે અને અલ્લાહ તઆલાની તરફ ચઢવા અને ચઢાવવાનો ભાવાર્થ અલ્લાહ સમીપ સ્વીકૃત હોવું છે એટલા માટે આ વાક્યનો ખુલાસો એ થશે કે કલિમએ તય્યિબહ ભલે કલિમએ તવહીદ હોય અથવા બીજા ઝિક્ર કે તસ્બીહ અથવા અલ્લાહના વખાણ અને સ્તુતિ વગેરે, તેમનામાંથી કોઈ વસ્તુ નેક કર્મો વિના અલ્લાહ પાસે સ્વીકૃત નથી, તેમાં નેક કર્મોનો મહત્ત્વનો ભાગ દિલથી સત્ય માનવું છે, એટલે કે દિલથી અલ્લાહ ઉપર અને તેની તવહીદ ઉપર ઈમાન લાવવું. આ તો સદંતર અમલની સ્વીકૃતિની જરૂરી શરત છે, તેના વિના ન તો કલિમએ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ (લા ઈલાહા ઈલ્લલ્લાહ) સ્વીકૃત છે અને ન જ કોઈ બીજું ઝિક્ર.

અમલે સાલિહના બીજા વિભાગો નમાઝ, રોઝા વગેરે નેક અમલો તથા પ્રતિબંધિત અને સૂગપાત્ર વસ્તુઓથી બચવું છે. આ જો કે સમૂળગી સ્વીકૃતીની શરત નથી પરંતુ અમલો સ્વીકૃત થવાની સામાન્ય શરત આ અમલો પણ છે, તો જો કોઈ વ્યક્તિ દિલમાં ઈમાન અને તેની સત્યતાનો વિશ્વાસ નથી ધરાવતો તો તે ગમે એટલો જીભથી કલિમએ તવહીદ પઢે અને અલ્લાહની સ્તુતિ કે વખાણ કરે

તેને સ્વીકૃતીનો કોઈ ભાગ પ્રાપ્ત થશે નહીં અને જે ઈમાન અને દિલમાં તેનો વિશ્વાસ તો ધરાવે છે પરંતુ બીજા નેક કર્મો નથી કરતો અથવા તેમાં ઉણપ રાખે છે, તેનો ઝિક્ર અને કલિમએ તવહીદ બિલકુલ વ્યર્થ તો નહીં જાય પરંતુ માત્ર એટલું કામ આપશે કે તે હંમેશાના અઝાબથી છુટકારો પામશે પરંતુ તેને સંપૂર્ણ સ્વીકૃતી પ્રાપ્ત થશે નહીં જેની એ અસર થશે કે પોતાના અમલને છોડવાના પ્રમાણમાં અને ઉણપ રાખવાના પ્રમાણમાં અલ્લાહ ચાહશે તો અઝાબ ભોગવશે.

એક હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા કોઈ નિવેદનને અમલ વિના અને કોઈ નિવેદન અને અમલને નિય્યત વિના અને કોઈ નિવેદન અને અમલ અને નિય્યતને સુન્નતના અનુસરણ વિના કબૂલ નથી કરતો. *(કુર્તુબી)*

આથી જાણ થઈ કે સંપૂર્ણ સ્વીકૃતીની શરત સુન્નત પ્રમાણે હોવું છે, જો નિવેદન પણ અમલ પણ અને નિય્યત પણ આ બધું જ ઠીક હોય પરંતુ અમલની પદ્ધતિ સુન્નત પ્રમાણે ન હોય તો સંપૂર્ણ સ્વીકૃતી પ્રાપ્ત થશે નહીં.

અમુક તફસીરકારોએ આ વાક્યની "તરકીબે નહ્‌વી" (વ્યાકરણ) આ ઠરાવી છે કે, يَرْفَعُهٗ (યરફઉ)ની "ઝમીરે ફાઈલ" (કર્તા) કલિમએ તય્યિબહ તરફ અને "ઝમીરે મફઊલ" (કર્મ) નેક કર્મો તરફ રાજેઅ્ છે. આવા સ્વરૂપમાં વાક્યનો અર્થ પ્રથમથી બિલકુલ ઊલટો એ થશે કે કલિમએ તય્યિબહ એટલે કે અલ્લાહનો ઝિક્ર અમલે સાલિહને ઊંચે ચઢાવે છે અને ઉઠાવે છે, એટલે કે તેને સ્વીકૃતીપ્રાપ્ત બનાવે છે. તેનો ખુલાસો એ થશે કે જે વ્યક્તિ અમલે સાલિહ સાથે અલ્લાહનો ઝિક્ર પણ મોટા પ્રમાણમાં કરે છે તો આ અલ્લાહનો ઝિક્ર તેના અમલને શણગારે છે અને સ્વીકૃત બનાવી આપે છે.

અને વાસ્તવિકતા એ છે કે જે પ્રમાણે માત્ર કલિમએ તવહીદ અને અલ્લાહ તઆલાની સ્તુતિ નેક કર્મો વિના પૂરતી નથી એ જ પ્રમાણે નેક કર્મો અને તેના હરામ હલાલના હુકમોની પાબંદી પણ અલ્લાહ તઆલાના ઝિક્રના મોટા પ્રમાણ વિના રોનક વિનાની રહે છે, અલ્લાહ તઆલાનો ઝિક્ર વધારે પ્રમાણમાં કરવાથી જ નેક અમલોનો શણગાર થાય છે અને તે તેને સ્વીકૃત બનાવે છે.

وَمَا يُعَمَّرُ مِنْ مُّعَمَّرٍ وَّلَا يُنْقَصُ مِنْ عُمُرِهٖٓ اِلَّا فِيْ كِتَابٍ આ આયતનો

ભાવાર્થ જમહૂર તફસીરકારો સમીપ એ છે કે અલ્લાહ તઆલા જે વ્યક્તિને લાંબી ઉંમર અર્પણ કરે છે તે પ્રથમથી જ "લવહે મહફૂઝ"માં લખેલું હોય છે, એ જ પ્રમાણે જેની ઉંમર ઓછી રાખવામાં આવે છે તે પણ બધું "લવહે મહફૂઝ"માં પ્રથમથી લખાયેલું છે જેનો ખુલાસો એ છે કે અહીંયાં ઉંમરનું લંબાણ તથા તેનું ટૂંકું હોવું એક વ્યક્તિ વિશે ભાવાર્થ સ્વરૂપે નથી બલકે આ વાતચીત સમગ્ર માનવજાતિ વિશે છે કે માનવજાતિમાંથી કોઈ વ્યક્તિની ઉંમર લાંબી આપવામાં આવે છે અને કોઈને ઓછી. આ તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી હઝરત ઈબ્ને કષીર (રહ.)એ નકલ કરી છે અને જસ્સાસે હસન બસરી અને ઝહ્હાકનું આ જ નિવેદન વર્ણન કર્યું છે એટલા માટે ઈબ્ને જરીર, ઈબ્ને કષીર, રૂહુલ મઆની વગેરે તફસીરોમાં તેને જ જમહૂરની તફસીર ઠરાવવામાં આવી છે અને અમુક લોકોએ ફરમાવ્યું કે જો ઉંમરના વધવા ઘટવાને એક જ વ્યક્તિ વિશે કહેવામાં આવે તો ઉંમરમાં ઘટાડો કરવાનો એ અર્થ છે કે દરેક વ્યક્તિની જે ઉંમર અલ્લાહ તઆલાએ લખી દીધી છે તે નિશ્ચિત છે અને જે દિવસ પસાર થાય છે તે જિંદગીના નિશ્ચિત સમયમાંથી એક દિવસ ઓછો કરી દે છે અને બે દિવસ પસાર થાય છે તો બે દિવસો ઓછા થઈ જાય છે. એ જ પ્રમાણે દરેક દિવસ બલકે દરેક શ્વાસ તેની જિંદગીને ઘટાડી રહેલ છે. આ તફસીર શોઅ્બી, ઈબ્ને ઝુબૈર, અબૂમાલિક, ઈબ્ને અતિય્યહ અને સુદ્દી દ્વારા વર્ણન થઈ છે. *(રૂહુલ મઆની)*

આ વિષયને આ શે'રમાં વર્ણન કરવામાં આવ્યો છે.

حَيَاتُکَ اَنْفَاسٌ تُعَدُّ فَكُلَّمَا مَضٰى نَفَسٌ مِّنْهَا اِنْتَقَصَتْ بِهٖ جُزْءٌ

*તારી જિંદગી અમુક ગણતરીના શ્વાસોનું નામ છે તો જ્યારે પણ એક શ્વાસ પસાર થાય છે તારી જિંદગીનો એક વિભાગ ઘટી જાય છે.*

ઈમામ નસાઈએ આ આયતની તફસીરમાં હઝરત અનસ બિન માલિક (રદિ.)થી આ રિવાયત કરી છે કે તેમણે રસૂલે કરીમ ﷺથી સાંભળ્યું કે આપ ﷺએ ફરમાવ્યું, مَنْ سَرَّهٗ اَنْ يُّبْسَطَ لَهٗ فِىْ رِزْقِهٖ وَيُنْسَاَ فِىْ اَثَرِهٖ فَلْيَصِلْ رَحِمَهٗ બુખારી, મુસ્લિમ, અબૂ દાવુદે પણ આ હદીષ યૂનુસ બિન યઝીદ અઈલીની રિવાયતથી વર્ણન કરી છે. હદીષનો ભાવાર્થ એ છે કે જે વ્યક્તિ ઈચ્છે છે કે તેની રોજીમાં વિશાળતા અને ઉંમરમાં વધારો થાય તો તેણે સીલારહમી કરવી જોઈએ,

એટલે કે પોતાના લોહીના સગાંઓ સાથે સારો વર્તાવ કરે. દેખીતી રીતે તેનાથી જાણ થાય છે કે સીલારહમીથી ઉંમર વધે છે પરંતુ તેનો અર્થ એક બીજી હદીષે પોતે સ્પષ્ટ કરી દીધો છે તે આ છે,

ઈબ્ને અબી હાતિમે હઝરત અબૂ દરદઅ્ (રદિ.)થી રિવાયત કરી છે કે તેઓ ફરમાવે છે કે અમે (આ વિષયનું વર્ણન) રસૂલે કરીમ ﷺની સામે કર્યું તો આપ ﷺએ ફરમાવ્યું કે (ઉંમર તો અલ્લાહ તઆલા નજીક એક જ અને નિશ્ચિત છે) જ્યારે નિશ્ચિત મુદ્દત પૂરી થઈ જાય છે તો કોઈ વ્યક્તિને જરા પણ મહોલત આપવામાં નથી આવતી બલકે ઉંમરના વધારાથી એ ભાવાર્થ છે કે અલ્લાહ તઆલા તેને નેક અવલાદ અર્પણ કરે છે, તે તેના માટે દુઆ કરતા રહે છે, આ વ્યક્તિ હયાત નથી હોતો અને આ લોકોની દુઆઓ તેને કબ્રમાં મળતી રહે છે. (એટલે કે મૃત્યુ પછી પણ તેને લાભ પહોંચતો રહે છે જે પોતે જીવતા રહેવાથી પ્રાપ્ત થતો હોય છે, આ રીતે જોઈએ તો તેની ઉંમર વધી ગઈ, હઝરત ઈબ્ને કષીર રહ.એ આ બંને રિવાયતો નકલ કરી છે). ખુલાસો એ છે કે હદીષોમાં અમુક અમલો વિશે એ આવ્યું છે કે ઉંમર વધી જાય છે તેનો ભાવાર્થ ઉંમરની બરકત વધી જવાનો છે.

وَمِنْ كُلٍّ تَاْكُلُوْنَ لَحْمًا طَرِيًّا وَّتَسْتَخْرِجُوْنَ حِلْيَةً تَلْبَسُوْنَهَا એટલે કે, ખારા અને મીઠા સમુદ્રો બંનેમાંથી તમને તાજો માંસ ખાવા મળે છે અને તેનો ભાવાર્થ તેમાંની માછલીઓ છે. આ આયતમાં માછલીને માંસના શબ્દથી ઓળખાવવામાં તે તરફ ઈશારો આપવામાં આવ્યો છે કે માછલી પોતે હલાલ માંસ છે તેને ઝબહ કરવાની આવશ્યકતા નથી, તેનાથી વિપરીત ભૂચર પ્રાણીઓ કે જ્યાં સુધી તેમને અલ્લાહ તઆલાના નામ ઉપર ઝબહ ન કરો તે હલાલ નથી, માછલીમાં આ શરત નથી એટલા માટે તે તૈયાર માંસ છે અને حِلْيَةً નો ભાવાર્થ ઘરેણા છે, તેનો અર્થ મોતી છે. આયતથી એ જાણ થઈ કે મોતી જે રીતે ખારા દરિયામાં પેદા થાય છે મીઠા દરિયામાં પણ હોય છે જે સામાન્ય રીતે પ્રચલિત નથી, કારણ કે પ્રચલિત અને પ્રખ્યાત વાત એ છે કે મોતી ખારા સમંદરમાં પેદા થાય છે પરંતુ વાસ્તવિકતા એ જ છે જે કુર્આનના શબ્દોથી જાહેર થાય છે કે મોતી ખારા અને મીઠા બંને પાણીમાં પેદા થાય છે, અલબત્ત મીઠા સરોવરોમાં ઘણા ઓછા અને સમંદરમાં

મોટા પ્રમાણમાં થાય છે, વધારાના કારણે આ બાબત પ્રચલિત થઈ ગઈ કે મોતી માત્ર ખારા સમુદ્રમાંથી નીકળે છે.

અને تَلْبَسُوْنَهَا (તલબસૂનહા)માં પુરુષવાચક સર્વનામ ઉપયોગ કરવાથી એ તરફ ઈશારો છે કે મોતીઓનો ઉપયોગ પુરુષો માટે પણ જાઈઝ છે સોના ચાંદીથી વિપરીત કે તેનો ઘરેણા તરીકે ઉપયોગ કરવો પુરુષો માટે જાઈઝ નથી.

*(રૂહુલ મઆની)*

اِنْ تَدْعُوْهُمْ لَا يَسْمَعُوْا دُعَاءَكُمْ وَلَوْ سَمِعُوْا مَا اسْتَجَابُوْا لَكُمْ એટલે કે, આ મૂર્તિઓ અથવા અમુક નબીઓ અથવા ફરિશ્તાઓ જેને તમે પૂજ્ય સમજીને પૂજા કરો છો જો તેમને મુસીબતના સમયે પોકારશો તો પ્રથમ તો તેઓ તમારી વાત સાંભળી જ નહીં શકે, કારણ કે મૂર્તિઓમાં તો સાંભળવાની ક્ષમતા જ નથી હોતી. અંબિયા (અલૈ.) અને ફરિશ્તાઓમાં જો કે સાંભળવાની ક્ષમતા હોય છે પરંતુ ન તો તેઓ દરેક સ્થળે મોજૂદ છે અને ન જ બધાની વાત સાંભળી શકે છે, આગળ ફરમાવ્યું, ધારી લો કે તેઓ સાંભળી પણ લે જેમકે ફરિશ્તાઓ અને અંબિયા (અલૈ.) તો પણ તેઓ તમારી દરખાસ્ત પૂરી કરશે નહીં, કારણ કે તેમનામાં પોતે કોઈ શક્તિ નથી અને અલ્લાહ તઆલાની પરવાનગી વિના તેઓ કોઈની સિફારસ કરી શકતા નથી.

سِمَاعِ مَوْتٰى (સમાઊલ મવતા) "મૃતકોની સાંભળવાની શક્તિ"નો મસ્અલો જે આગળ આવી ચૂક્યો છે. આ આયતથી ન તો તેની સાબિતી સાબિત થાય છે અને ન જ તેનો નકાર થાય છે, તે ચર્ચાની દલીલો બીજી છે જેનું વર્ણન સૂરએ રૂમમાં વિગતપૂર્વક આવી ચૂક્યું છે.

---

## આયતો : (સૂરએ ફાતિર : આયત નં. ૧૫ થી ૨૬)

يٰۤاَيُّهَا النَّاسُ اَنْتُمُ الْفُقَرَآءُ اِلَى اللّٰهِ ۚ وَاللّٰهُ هُوَ الْغَنِىُّ الْحَمِيْدُ ﴿۱۵﴾ اِنْ يَّشَاْ يُذْهِبْكُمْ وَيَاْتِ
بِخَلْقٍ جَدِيْدٍ ﴿۱۶﴾ ۚ وَمَا ذٰلِكَ عَلَى اللّٰهِ بِعَزِيْزٍ ﴿۱۷﴾ وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى ؕ وَاِنْ
تَدْعُ مُثْقَلَةٌ اِلٰى حِمْلِهَا لَا يُحْمَلْ مِنْهُ شَىْءٌ وَّلَوْ كَانَ ذَا قُرْبٰى ؕ اِنَّمَا تُنْذِرُ الَّذِيْنَ يَخْشَوْنَ

رَبَّهُمْ بِالْغَيْبِ وَاَقَامُوا الصَّلٰوةَ ؕ وَمَنْ تَزَكّٰى فَاِنَّمَا يَتَزَكّٰى لِنَفْسِهٖ ؕ وَاِلَى اللّٰهِ
الْمَصِيْرُ ﴿١٨﴾ وَمَا يَسْتَوِى الْاَعْمٰى وَالْبَصِيْرُ ﴿١٩﴾ وَلَا الظُّلُمٰتُ وَلَا النُّوْرُ ﴿٢٠﴾ وَلَا الظِّلُّ وَلَا
الْحَرُوْرُ ﴿٢١﴾ وَمَا يَسْتَوِى الْاَحْيَآءُ وَلَا الْاَمْوَاتُ ؕ اِنَّ اللّٰهَ يُسْمِعُ مَنْ يَّشَآءُ ۚ
وَمَآ اَنْتَ بِمُسْمِعٍ مَّنْ فِى الْقُبُوْرِ ﴿٢٢﴾ اِنْ اَنْتَ اِلَّا نَذِيْرٌ ﴿٢٣﴾ اِنَّآ اَرْسَلْنٰكَ
بِالْحَقِّ بَشِيْرًا وَّنَذِيْرًا ؕ وَاِنْ مِّنْ اُمَّةٍ اِلَّا خَلَا فِيْهَا نَذِيْرٌ ﴿٢٤﴾ وَاِنْ يُّكَذِّبُوْكَ
فَقَدْ كَذَّبَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۚ جَآءَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ وَبِالزُّبُرِ وَبِالْكِتٰبِ
ع ٣ ١٢ ١٥ الْمُنِيْرِ ﴿٢٥﴾ ثُمَّ اَخَذْتُ الَّذِيْنَ كَفَرُوْا فَكَيْفَ كَانَ نَكِيْرِ ﴿٢٦﴾

## તરજુમો :

*હે લોકો ! તમે અલ્લાહના મોહતાજ છો અને અલ્લાહ તે જ છે ગની (સઘળી જરૂરિયાતોથી પાક) સઘળા વખાણોવાળો ! (૧૫) જો ચાહે તો તમને લઈ જાય અને એક નવી મખ્લૂક લઈ આવે. (૧૬) અને આ વાત અલ્લાહ માટે મુશ્કેલ નથી. (૧૭) અને કોઈ ભાર વેંઢારનાર બીજાનો ભાર વેંઢારશે નહીં અને જો કોઈ ભાર વેંઢારનાર પોતાના ભારને હટાવવા માટે પોકારે તો કોઈ એમાંથી તશુમાત્ર પણ નહીં ઉઠાવે ભલે તે નજીકનો સંબંધી હોય; તમે તો તેમને ડર સંભળાવી આપો છો જેઓ પોતાના પરવરદિગારથી જોયા વિના ડરે છે અને નમાઝ કાયમ રાખે છે અને જે કોઈ પવિત્રતા પ્રાપ્ત કરશે તો એ જ છે કે તે પોતાના લાભ માટે પવિત્રતા પ્રાપ્ત કરશે અને અલ્લાહ તરફ જ સૌએ પાછા જવાનું છે. (૧૮) અને આંધળો તથા બહેરો એકસમાન નથી. (૧૯) અને ન તો અંધારું અને ન જ અજવાળુ. (૨૦) અને ન તો છાંયડો અને ન જ લૂ. (૨૧) અને જીવંત અને મૃત એકસમાન નથી, અલ્લાહ જેને ઈચ્છે સંભળાવે છે અને તમે કબ્રમાં પડેલાઓને સંભળાવવાના નથી. (૨૨) તમે તો બસ ડરની ખબર પહોંચાડનારા છો. (૨૩) અમે તમને સાચો દીન આપીને ખુશી અને ડર સંભળાવનારા મોકલ્યા છે અને કોઈ વર્ગ નથી જેમાં કોઈ ડર સંભળાવનારો ન થઈ ચૂક્યો હોય. (૨૪) અને જો તે તમને જૂઠાડે*

*તો અગાઉ જૂઠાડવામાં આવી ચૂક્યા છે તે લોકો કે જે તેમનાથી પહેલાં હતા, તેમની પાસે તેમના રસૂલ સ્પષ્ટ વાતો લઈને પહોંચ્યા અને સહીફા અને રોશન કિતાબ. (૨૫) પછી મેં તે કાફિરોને પકડયા, બસ મારો ઈન્કાર કરવો કેવો (વિધ્વંશક) રહ્યો ?! (૨૬)*

## તફસીર :

હે લોકો ! તમે (જ) અલ્લાહના મોહતાજ છો અને અલ્લાહ (તો) બેનિયાઝ (અને પોતે જ સંપૂર્ણ) ખુબીઓવાળો છે (બસ તમારા લાભ માટે જ તવહીદ વગેરેની તા'લીમ આપવામાં આવી છે, જો તમે માનશો નહીં તો તમે પોતાનું જ નુકસાન કરશો, બાકી અલ્લાહ તઆલાને તો પોતે ગની હોવાના કારણે તથા તેની સંપૂર્ણ સિફતોના કારણે તમારી અથવા તમારા અમલની કોઈ જરૂર નથી કે તેમાં કોઈ નુકસાનની સંભાવના હોય તથા કુફ્ર ઉપર જે નુકસાન થવાનું છે અલ્લાહ તઆલા અત્યારે તેને સ્થાપિત કરવા ઉપર શક્તિ ધરાવે છે એટલા માટે) જો તે ઈચ્છે તો (તમારા કુફ્રની સજામાં) તમને ફના કરી દે અને એક નવી મખ્લૂક પેદા કરી દે (જે તમારી જેમ કુફ્ર અને ઈન્કાર ન કરે) અને આ વાત અલ્લાહ માટે કોઈ મુશ્કેલ નથી (પરંતુ મસ્લિહતના કારણે મહોલત આપી રાખી છે, મતલબ કે અત્રે તો તે નુકસાન માત્ર સંભવિત છે પરંતુ કયામતમાં તે નુકસાન અવશ્ય થશે) અને (તે સમયે એવી હાલત હશે કે) કોઈ એક કોઈ બીજાનો (ગુનાહનો) ભાર ઉઠાવશે નહીં અને (પોતે તો કોઈ કોઈની શું મદદ કરે બલકે હાલત એ હશે કે) જો કોઈ ભારથી લદાયેલો (ગુનેહગાર) કોઈને પોતાનો ભાર ઉઠાવવા માટે બોલાવશે (પરંતુ) તે છતાં તેમાંથી કંઈપણ ભાર હટાવવામાં આવશે નહીં, ભલે તે વ્યક્તિ (જેને તે બોલાવી રહ્યો હતો) તેનો સગો જ (કેમ ન) હોય ! (તે સમયે સંપૂર્ણ નુકસાન આ કુફ્ર અને દુષ્કર્મોનું તેણે જ ભોગવવું પડશે. આ તો ઈન્કારીઓની સજાનું વર્ણન થયું, આગળ રસૂલે કરીમ ﷺને સાંત્વના આપવામાં આવી છે કે હે મુહમ્મદ ﷺ ! તમે તેમના ઈન્કાર ઉપર કે જેની સજા આ લોકો અવશ્ય ભોગવશે, આ પ્રમાણે ગમ અને અફસોસ શા માટે કરો છો !?) આપ (ﷺ) તો (એવા ડરાવનાર છો જેના ઉપર લાભ નિશ્ચિત થયો છે) માત્ર એવા લોકોને ડરાવી શકો છો જેઓ વિના જોયે તમારા પરવરદિગારથી ડરે છે અને નમાઝની પાબંદી કરે છે ( اَلَّذِيْنَ થી ભાવાર્થ મો'મિનો છે, એટલે કે તમારા ડરાવવાથી માત્ર

મો'મિનો લાભ ઉઠાવે છે કે હાલની હાલતમાં હોય કે ભવિષ્યમાં અને બંનેમાં એકસમાન સત્યની તલબ છે, મતલબ એ છે કે સત્યના સંશોધકને લાભ થતો હોય છે અને આ લોકો સત્યના ઈચ્છુક જ નથી બલકે તેમનાથી કોઈ આશા પણ રાખવા જેવી નથી) અને (આપ ﷺ તેમના ઈમાન ન લાવવાથી આટલી ફિકર ચિંતા શા માટે કરો છો ?) જે વ્યક્તિ (ઈમાન લાવીને શિર્ક અને કુફ્રથી) પવિત્ર હોય છે તે પોતાના (લાભ) માટે પવિત્ર હોય છે અને (જે ઈમાન નથી લાવતા તે ત્યાં ભોગવશે કારણ કે સૌને) અલ્લાહ તરફ પાછા વળીને જવાનું છે (બસ લાભ છે તો તેમનો ! તમે શા માટે ચિંતા કરો છો ?) અને (તે લોકોથી શું આશા રાખવામાં આવે કે તેમનું જ્ઞાન અને સમજશક્તિ મુસલમાનો પ્રમાણે હોય અને મુસલમાનોની જેમ તેઓ પણ સત્યનો સ્વીકાર કરી લે તો સત્યના દીની લાભાલાભમાં આ લોકો પણ ભાગીદાર થઈ જાય, કારણ કે મો'મિનોનું દષ્ટાંત સત્ય જોવામાં દષ્ટિવાળા વ્યક્તિ જેવું છે અને આ લોકો સત્ય બાબતે આંધળા વ્યક્તિ જેવા છે અને એ જ પ્રમાણે મો'મિન સત્યને સમજ દ્વારા જે રીતે હિદાયત અપનાવે છે એ જ પ્રમાણે સત્યનું ઉદાહરણ એક પ્રકાશ જેવું છે અને કાફિરો સત્યની સમજ ધરાવતા ન હોવાના કારણે એક અંધારાનું ઉદાહરણ છે, જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે وَجَعَلْنَا لَهُ نُوْرًا يَّمْشِىْ بِهٖ فِى النَّاسِ كَمَنْ مَّثَلُهٗ فِى الظُّلُمٰتِ لَيْسَ بِخَارِجٍ مِّنْهَا અને આ જ પ્રમાણે સત્ય સ્વીકારવાનો લાભ જન્નત વગેરે છે, તેમનું ઉદાહરણ ظِلٍّ بَارِدٌ –છાંયડાનું છે અને જે જહન્નમ વગેરે બાતિલ તરીકા ઉપર ચાલવાથી પરિણામ સ્વરૂપે આવશે તેનું ઉદાહરણ બાળી નાંખનાર તડકા જેવું છે, જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે, ظِلٍّ مَّمْدُوْدٍ اِلٰى قَوْلِهٖ فِىْ سَمُوْمٍ અને દેખીતું છે કે) આંધળો અને દષ્ટિવાળો સમાન નથી અને ન જ અંધારું અને પ્રકાશ તથા છાંયડો અને તડકો (બસ ન તો તેમનું અને ન જ મો'મિનોનું જ્ઞાન તથા સમજશક્તિ સમાન હશે અને ન તો તેમનો તરીકો અને ન જ આ તરીકાનો લાભ) અને (મો'મિન અને કાફિરોમાં જે તફાવત આંધળા અને દેખતાનો વર્ણન કરવામાં આવ્યો છે તો તેનો હેતુ ઉણપનો નકાર કરવાનો છે, ન કે વધારાનો. કારણ કે તેમાં તફાવત જીવંત અને મૃત જેવો છે, બસ તેમની સમાનતાના નકાર માટે એવું કહેવું પણ સાચું છે કે) જીવંત અને મૃત સમાન નથી હોઈ શકતા (અને જ્યારે તેઓ મૃત છે તો મુરદાંઓને જીવીત કરવા તો માત્ર અલ્લાહના કાબૂમાં છે

બંદાના કાબૂમાં નથી, બસ જો અલ્લાહ જ તેમને હિદાયત આપી દે તો તે બીજી વાત છે કારણ કે) અલ્લાહ જેને ઇચ્છે સંભળાવી આપે છે (નહિતર પોતાના પ્રયત્નથી આ લોકો સત્યનો સ્વીકાર કરશે નહીં, કારણ કે તેમનું દૃષ્ટાંત તો મુરદાંઓ જેવું છે) અને તમે તે લોકોને સંભળાવી નથી શકતા જે કબરોમાં (દફન થઈ ચૂક્યા) છે (માટે જો તેઓ માને નહીં તો તમે ગમ ન કરો કારણ કે) તમે તો (કાફિરોના હકમાં) માત્ર ડરાવનારા છે (તમારી જવાબદારી એ નથી કે તે કાફિરો ડરીને માની પણ જાય અને તમારું આ ડરાવવું તમારા તરફથી નથી જેમકે નુબુવ્વતના ઇન્કારીઓ કહેતા હતા બલકે અમારા તરફથી છે કારણ કે) અમે જ તમને સત્ય (દીને હક્ક) આપીને (મુસલમનોને) ખુશખબરી સંભળાવનાર અને (કાફિરોને) ડર સંભળાવનાર બનાવીને મોકલ્યા છે અને (આ મોકલવું કોઈ અનોખી બાબત નથી જેમકે કાફિરો કહેતા હતા બલકે) કોઈ એવી ઉમ્મત નથી થઈ જેમાં કોઈ ડર સંભળાવનાર (એટલે કે પયગમ્બર) ન થયા હોય અને જો આ લોકો તમને જૂઠાડે તો (તમે તે અગાઉ થઈ ચૂકેલા પયગમ્બરોને જેમનું ટૂંકમાં હમણાં વર્ણન થયું છે અને વિગતવાર બીજી આયતોમાં વર્ણન થયું છે, કાફિરોના તેમની સાથેના દુર્વ્યવહારને યાદ કરીને પોતાના દિલને સમજાવી લેજો કારણ કે) જે લોકો તેમનાથી પહેલાં થઈ ચૂક્યા છે તેમણે પણ (પોતાના સમયના પયગમ્બરોને) જૂઠાડ્યા હતા (અને) તેમની પાસે પણ તેમના પયગમ્બર મોઅ્જિઝા અને સહીફા અને રોશન કિતાબો લઈને આવ્યા હતા (એટલે કે અમુક સહીફાઓ અને અમુક મોટી કિતાબો અને અમુક માત્ર નુબુવ્વતની ખરાઈ માટે મોઅ્જિઝાઓ અને હુકમો લઈને આવ્યા) પછી (જ્યારે તેમને જૂઠાડવામાં આવ્યા તો) મેં તે કાફિરોને પકડી લીધા, બસ (જુઓ) મારો અઝાબ કેવો થયો ! (એ જ પ્રમાણે આ લોકોને પણ સમય આવ્યે સજા આપીશ).

## મસ્અલા અને બોધપાઠ :

وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى એટલે કે, કયામતના દિવસે કોઈ વ્યક્તિ બીજા વ્યક્તિના ગુનાહોનો ભાર ઉઠાવી શકશે નહીં, દરેકે પોતાનો ભાર પોતે જ વેંઢારવો પડશે અને સૂરએ અનકબૂતમાં જે આ આયત આવી છે, وَلَيَحْمِلُنَّ اَثْقَالَهُمْ وَاَثْقَالًا مَّعَ اَثْقَالِهِمْ એટલે કે, માર્ગ ભટકાવનારા લોકો પોતાના માર્ગ ભટકવાનો ભાર પણ ઉઠાવશે અને એટલો જ બીજો ભાર તેનો ઉઠાવશે કે તેમણે

અન્યોને ગુમરાહ કર્યા હતા, તેનો ભાવાર્થ એ નથી કે જેમને ગુમરાહ કર્યા હતા તેમનો ભાર આ લોકો કંઈક હલકો કરી આપશે બલકે તેમનો ભાર પોતાની જગ્યાએ તેમના ઉપર પૂરેપૂરો રહેશે અને ગુમરાહ કરનારાઓના ગુનાહો બમણા હોવાના કારણે તેમનો ભાર પણ બેવડાઈ જશે, એક પોતે ગુમરાહ થવાનો અને બીજો અન્યને ગુમરાહ કરવાનો એટલા માટે આ બંને આયતોમાં કોઈ વિરોધાભાસ નથી. *(રૂહુલ મઆની)*

હઝરત ઈકરીમા (રદિ.)એ પ્રસ્તુત આયતની તફસીરમાં ફરમાવ્યું કે તે દિવસે એક બાપ પોતાના દિકરાને કહેશે કે તમે જાણો છો કે હું તમારો કેવો કૃપાળુ અને દયાળુ બાપ હતો, તે સ્વીકાર કરશે કે નિઃશંક ! તમારા ઉપકારો અગણિત છે અને મારા માટે તમે દુનિયામાં ખૂબ કષ્ટો વેઠયા; ત્યારે બાપ કહેશે, બેટા ! આજે હું તારો મોહતાજ છું, પોતાની નેકીઓમાંથી મને થોડી આપી દે કે જેથી મારો છુટકારો થઈ જાય. બેટો કહેશે કે અબ્બાજાન ! તમે ખૂબ નાની વસ્તુની માંગણી કરી પરંતુ હું શું કરું ? જો હું તે તમને આપી દઈશ તો મારી આવી જ હાલત થઈ જશે એટલા માટે મજબૂર છું. પછી તે પોતાની પત્નીને આવું જ કહેશે કે મેં દુનિયામાં તારા ઉપર પોતાનું સર્વસ્વ લૂંટાવી દીધું આજે મને તારી થોડી નેકીઓની જરૂરત છે તે આપી દે, પત્ની પણ એવો જ જવાબ આપશે જેવો દિકરાએ આપ્યો હતો.

હઝરત ઈકરીમા (રદિ.)એ ફરમાવ્યું કે આ આયતનો આ જ ભાવાર્થ છે, لَا تَــــزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰی અને ફરમાવ્યું કે કુર્આને કરીમે અનેક આયતોમાં આ વિષયને વર્ણન કર્યો છે. એક સ્થળે لَا يَجْزِىْ وَالِدٌ عَنْ وَّلَدِهٖ وَلَا مَوْلُوْدٌ هُوَ جَازٍ عَنْ وَّالِدِهٖ شَيْـًٔا એટલે કે, તે દિવસે ન તો કોઈ બાપ પોતાના બેટાને અઝાબથી છોડાવી શકશે અને ન જ બેટો બાપને. ભાવાર્થ એ જ છે કે કોઈ બીજાના ગુનાહો પોતાના ઉપર લઈને તેને બચાવી શકશે નહીં. સિફારસની બાબત આનાથી અલગ છે, એ જ પ્રમાણે બીજી આયતમાં يَوْمَ يَفِرُّ الْمَرْءُ مِنْ اَخِيْهِ وَاُمِّهٖ وَاَبِيْهِ وَصَاحِبَتِهٖ وَبَنِيْهِ ફરમાવ્યું, એટલે કે તે દિવસે મનુષ્ય પોતાના ભાઈ અને માં બાપથી અને પોતાની પત્ની અને અવલાદથી દૂર ભાગશે. ભાગવાનો ખુલાસો એ જ છે કે તે ડરતો હશે કે ક્યાંક આ લોકો પોતાના ગુનાહો મારા ઉપર નાંખવાની અથવા મારી કોઈ નેકી લેવાની દરખાસ્ત ન કરે. *(ઈબ્ને કષીર)*

وَمَآ اَنۡتَ بِمُسۡمِعٍ مَّنۡ فِى الۡقُبُوۡرِ આ આયતની શરૂઆતમાં કાફિરોનું દષ્ટાંત મૃત લોકો જેવું અને મો'મિનોનું સજીવન લોકો જેવું આપવામાં આવ્યું છે, આ જ સંદર્ભથી અત્રે مَنۡ فِى الۡقُبُوۡرِ નો ભાવાર્થ કાફિરો છે, મતલબ એ છે કે જે રીતે આપ ﷺ મુરદાઓને નથી સંભળાવી શકતા એ જ પ્રમાણે જીવંત કાફિરોને પણ સંભળાવી શકતા નથી.

આ આયતે પોતે એ વાત સ્પષ્ટ કરી દીધી છે કે અહીંયાં સંભળાવવાથી ભાવાર્થ તે સંભળાવવું છે જે લાભદાયક, અસરકારક અને નફાકારક હોય નહિતર કાફિરોને સંભળાવવું તો હંમેશા જ થતું રહ્યું અને જોવામાં આવતું રહ્યું છે કે તેમને તબ્લીગ કરવામાં આવતી હતી અને તેઓ સાંભળતા હતા એટલા માટે આ આયતનો ભાવાર્થ એ છે કે જે રીતે તમે મુરદાઓને સત્ય પાઠ સંભળાવીને સાચા માર્ગ ઉપર નથી લાવી શકતા, કારણ કે તેઓ દુનિયાની કર્મભૂમિથી આખિરતના બદલાના ઘર તરફ રવાના થઈ ચૂક્યા છે અને ત્યાં જો તેઓ ઈમાનનો સ્વીકાર પણ કરી લે તો પણ સ્વીકૃત નથી, એ જ પ્રમાણે કાફિરોની હાલત છે. તેનાથી સાબિત થયું કે મુરદાઓને સંભળાવવાનો જે નકાર આ આયતમાં કરવામાં આવ્યો છે તેનો ભાવાર્થ ખાસ લાભદાયક વાતો સંભળાવવી છે જેના કારણે સાંભળનાર ખોટા માર્ગને છોડીને સાચા માર્ગે આવી જાય. આ ચર્ચાથી સ્પષ્ટ થયું કે મુરદાઓને સાંભળવાના મસ્અલાથી આ આયતને કોઈ સંબંધ નથી, તેની વિગતવાર તહકીક સૂરએ રૂમમાં અને સૂરએ નમ્લમાં પસાર થઈ ચૂકી છે.

---

## આયતો : (સૂરએ ફાતિર : આયત નં. ૨૭-૨૮)

اَلَمۡ تَرَ اَنَّ اللّٰهَ اَنۡزَلَ مِنَ السَّمَآءِ مَآءً ۚ فَاَخۡرَجۡنَا بِهٖ ثَمَرٰتٍ مُّخۡتَلِفًا اَلۡوَانُهَا ؕ
وَمِنَ الۡجِبَالِ جُدَدٌۢ بِيۡضٌ وَّحُمۡرٌ مُّخۡتَلِفٌ اَلۡوَانُهَا وَغَرَابِيۡبُ سُوۡدٌ ﴿۲۷﴾ وَمِنَ النَّاسِ
وَالدَّوَآبِّ وَالۡاَنۡعَامِ مُخۡتَلِفٌ اَلۡوَانُهٗ كَذٰلِكَ ؕ اِنَّمَا يَخۡشَى اللّٰهَ مِنۡ عِبَادِهِ الۡعُلَمٰٓؤُا ؕ
اِنَّ اللّٰهَ عَزِيۡزٌ غَفُوۡرٌ ﴿۲۸﴾

## તરજુમો :

*શું તમે જોયું નથી કે અલ્લાહે આસમાનથી પાણી ઊતાર્યું, પછી અમે તેમાંથી ફળફળાદિ કાઢી ભાતભાતના તેના રંગ અને પહાડોમાં ખીણો છે સફેદ અને લાલ ભાતભાતના તેમના રંગ અને કાળાચટ્ટ ! (૨૭) અને લોકોમાં અને કીટકોમાં અને ચોપગા(પશુ)ઓમાં એ જ પ્રમાણે કેટલા રંગ છે ! અલ્લાહથી તેના બંદાઓમાં તે જ ડરે છે જેમનામાં સમજ છે, બેશક ! અલ્લાહ જબરદસ્ત છે બખ્શનારો. (૨૮)*

## તફસીર :

(હે શ્રોતા !) શું તેં એ વાત ઉપર નજર નથી કરી કે અલ્લાહ તઆલાએ આસમાનથી પાણી ઉતાર્યું ? પછી અમે તે (પાણી) દ્વારા વિવિધ રંગોના ફળ લગાવ્યા (ભલે એ રીતે કે તે ભિન્ન ભિન્ન પ્રકારના હોવાના કારણે અલગ અલગ રંગ ધરાવતા હોય અથવા એક જ પ્રકારના ફળો વિવિધ રંગોના હોય) અને (એ જ પ્રમાણે) પહાડોના પણ વિવિધ વિભાગો છે (અમુક) લાલ કે (પછી પોતે) તે (સફેદ અને લાલ)ના વિવિધ રંગો છે (અમુક ખૂબ સફેદ અને ઘણા લાલ અને અમુક હલકા સફેદ અને હલકા લાલ) અને (અમુક ન તો સફેદ અને ન જ લાલ બલકે) ખૂબ ઘેરા કાળા રંગના અને એ જ પ્રમાણે મનુષ્યો અને જાનવરો અને ચોપગાઓમાં પણ અમુક એવા છે કે તેમના રંગો વિવિધ પ્રકારના છે (અમુક સમયે વિવિધ પ્રકારના હોવાને કારણે અમુક ભિન્ન જાતીઓ સાથે આ રંગો ખાસ જોડાયેલા હોય છે અને અમુક વખતે એક જ પ્રકારની પ્રજાતિમાં વિવિધ રંગો હોય છે તો જે લોકો કુદરતની દલીલોમાં વિચાર કરે છે તેમને અલ્લાહ તઆલાની શ્રેષ્ઠતાનું જ્ઞાન થાય છે) અને અલ્લાહથી તેના તે જ બંદાઓ ડરે છે જેઓ (તેની શ્રેષ્ઠતાનું) જ્ઞાન ધરાવે છે (જો શ્રેષ્ઠતાનું જ્ઞાન માત્ર માન્યતા અને બૌદ્ધિક રીતે છે તો આ ડરવું પણ માન્યતાની અને બુદ્ધિની રૂએ જ રહેશે અને જો શ્રેષ્ઠતાનું જ્ઞાન હાલની પરિસ્થિતિએ પહોંચી ગયું છે તો આ ડરવું પણ હાલના દરજ્જાનું હશે કે તેના વિરુદ્ધ સ્વાભાવિક નફરત અને તકલીફ થવા લાગશે) વાસ્તવમાં અલ્લાહ તઆલા(થી ડરવું સ્વાભાવિક રીતે ડરવું પણ જરૂરી છે, કારણ કે તે) જબરદસ્ત છે (કે સઘળું કંઈ કરી શકે છે અને વ્યક્તિના પોતાના હિત માટે પણ ડરવું જરૂરી છે, કારણ કે તે ડરનારાઓના ગુનાહોને) મહાન મા'ફ કરનારો છે.

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોની ગોઠવણી :

અમુક લોકોએ કહ્યું છે કે આ આયતોમાં તવહીદના વિષયનું સત્વ છે જેની દલીલો કુદરતની નિશાનીઓ દ્વારા સાબિત કરવામાં આવી છે અને અમુકે કહ્યું કે આગળ આવી ચૂકેલી આયતોમાં લોકોની વિવિધ પરિસ્થિતિઓનું હોવું અને તેના ઉદાહરણો વર્ણન કર્યા છે. وَمَا يَسْتَوِى الْاَعْمٰى وَالْبَصِيْرُ وَلَا الظُّلُمٰتُ وَلَا النُّوْرُ وَلَا الظِّلُّ وَلَا الْحَرُوْرُ આ આયતો તેમાં વધારે સ્પષ્ટતા અને ખુલાસો કરે છે કે અલ્લાહ તઆલાની મખ્લૂકોમાં પરસ્પરનો તફાવત એક સર્જનાત્મક અને સ્વાભાવિક બાબત છે તથા વનસ્પતિ, ભૂચર, ખેચર વગેરેમાં પણ ઉપસ્થિત છે અને આ તફાવત માત્ર રંગ રૂપ સ્વરૂપનો નથી, બલકે દરેકની સ્વભાવની પ્રકૃતિમાં પણ હોય છે.

اِخْتِلَافِ اَلْوَانُ થમ ثَمَرَاتٍ مُّخْتَلِفًا اَلْوَانُهَا માં ثَمَرَاتُ (ષમરાત) એ اِخْتِلَافِ اَلْوَانُ (ઈખ્તિલાફે અલવાન)ને તરકીબે નહ્‌વીના આધારે "હાલ" (વર્તમાન) બનાવીને مُخْتَلِفًا مَنْصُوْب (મુખ્તલિફન મન્સૂબ) વર્ણન કર્યું છે અને આગળ પહાડોના રંગોનું વિવિધ પ્રકારના હોવું, એ જ પ્રમાણે મનુષ્યો અને પશુઓ વગેરેમાં આ વિવિધતા એક સિફત અને લક્ષણ સ્વરૂપે વર્ણન કરી છે એટલા માટે અહીંયાં مُخْتَلِفٌ مَرْفُوْع ને મરફૂઅ્ લાવવામાં આવ્યું છે, તેમાં એ ઈશારો હોઈ શકે છે કે ثَمَرَاتُ ના اِخْتِلَافِ اَلْوَانُ એટલે કે ફળોના વિવિધ પ્રકારો એક પરિસ્થિતિ ઉપર નથી અને વિકાસના ક્રમમાં થોડા થોડા સમયે બદલાતા રહે છે, તેનાથી વિપરીત પહાડો, મનુષ્યો અને પશુઓ કે તેમના જે રંગ છે તે સામાન્ય રીતે કાયમી છે અને બદલાતા નથી.

પહાડોમાં جُدَدٌ (જુદદૂન) કહ્યું, તે جُدَّةٌ (જુદ્દહ)નું બહુવચન છે જેનો પ્રચલિત અર્થ તે નાના માર્ગનો છે જેને جَادَةٌ (જાદહ) કહેવામાં આવે છે અને અમુક લોકોએ "જુદ્દહ" હિસ્સા અથવા વિભાગના અર્થમાં પણ ઠરાવ્યો છે. મતલબ કે બંને સ્વરૂપોમાં પહાડોના વિભાગોનું વિવિધ પ્રકારના હોવાનું વર્ણન છે જેમાં સૌ પ્રથમ સફેદનું અને અંતે કાળાનું વર્ણન થયું છે, વચ્ચે اَحْمَرُ (અહ્‌મર) એટલે કે, લાલ રંગના વર્ણન સાથે مُخْتَلِفٌ اَلْوَانُهٗ (મુખ્તલિફુન અલવાનુહ)

ફરમાવ્યું છે, તેમાં એ તરફ ઈશારો નીકળી શકે છે કે મૂળ રંગ દુનિયામાં બે જ છે, સફેદ અને કાળો અને આ જ સફેદ અને કાળા રંગના વિવિધ દરજ્જાઓથી તે વિવિધ પ્રકારના રંગો બને છે.

كَذٰلِكَ ۗ اِنَّمَا يَخْشَى اللّٰهَ مِنْ عِبَادِهِ الْعُلَمٰٓؤُا આ સ્થળે શબ્દ كَذٰلِكَ (કઝાલિક) ઉપર જમહૂર નજીક وَقْف (વકફ) છે જે એ બાબતની નિશાની છે કે આ શબ્દ પાછલા વિષયની સાથે સંબંધ ધરાવે છે, અમુક મખ્લૂકોને (સર્જનને) વિવિધ પ્રકારો અને પ્રજાતિઓ તથા વિવિધ રંગો ઉપર બનાવવામાં ઘણી બધી હિકમતો રહેલી છે અને આ અલ્લાહ તઆલાની કુદરતની અને હિકમતની ખાસ નિશાની છે.

અમુક રિવાયતોથી જાણ થાય છે કે આ શબ્દનો સંબંધ આગલા વાક્ય સાથે છે, એટલે કે જે રીતે ફળો, પહાડો, પશુઓ અને મનુષ્યો વિવિધ રંગોમાં વહેંચાયેલા છે એ જ પ્રમાણે અલ્લાહનો ડર રાખવામાં પણ લોકોના વિવિધ દરજ્જાઓ છે, કોઈને તેનો ઉચ્ચ દરજ્જો પ્રાપ્ત થાય છે, કોઈને ઓછો અને તેનો આધાર તેના જ્ઞાન ઉપર છે જે દરજ્જાનું જ્ઞાન મળ્યું છે તે જ દરજ્જાનું ડરવું પણ છે. *(રૂહુલ મઆની)*

પાછલી આયતોમાં ફરમાવવામાં આવ્યું હતું, اِنَّمَا تُنْذِرُ الَّذِيْنَ يَخْشَوْنَ رَبَّهُمْ بِالْغَيْبِ જેમાં નબીએ કરીમ ﷺને સાંત્વના આપવા માટે ફરમાવવામાં આવ્યું હતું કે આપ ﷺના ડરાવવાનો અને તબ્લીગનો લાભ તો માત્ર તે જ લોકો ઉઠાવે છે જેઓ દીઠા વિના અલ્લાહ તઆલાનો ડર અને ખૌફ રાખે છે, તેના જ સંદર્ભથી આ આયત اِنَّمَا يَخْشَى اللّٰهَ مِنْ عِبَادِهِ الْعُلَمٰٓؤُا માં તે લોકોનું વર્ણન છે જેમને અલ્લાહ તઆલાનો ડર પ્રાપ્ત થયો છે અને જેમકે પહેલાં કાફિરો અને ઈન્કારીઓનું અને તેમની હાલતોનું વર્ણન આવ્યું છે અને આમાં ખાસ અલ્લાહ તઆલાના વલીઓનું વર્ણન છે, શબ્દ اِنَّمَا (ઈન્નમા) અરબી ભાષામાં તાકીદ વર્ણન કરવા માટે આવે છે એટલા માટે આ વાક્યનો ભાવાર્થ દેખીતી રીતે એ જ છે કે માત્ર જ્ઞાનીઓ જ અલ્લાહથી ડરે છે પરંતુ ઈબ્ને અતિય્યહ વગેરે તફસીરના ઈમામોએ કહ્યું કે શબ્દ اِنَّمَا (ઈન્નમા) જે રીતે તાકીદ માટે આવે છે એ જ પ્રમાણે કોઈની ખાસિયત વર્ણન કરવા માટે પણ ઉપયોગ થાય છે અને અહીંયાં આ જ ભાવાર્થ છે કે, خَشِيَّةُ اللّٰهِ (ખશિય્યતુલ્લાહ) "અલ્લાહનો ખૌફ" જ્ઞાનીઓની

ખાસ સિફત છે અને તે જરૂરી છે એનાથી આ જરૂરી નથી બનતું કે જે જ્ઞાનીઓ નથી તેમનામાં અલ્લાહનો ડર ન હોય શકે. *(બહરે મુહીત, અબૂ હય્યાન)*

આયતમાં શબ્દ عُلَمَاءُ (ઉલમાઉ)થી ભાવાર્થ તે લોકો છે જેઓ અલ્લાહ તઆલાની જાત અને સિફતોનું સાચું જ્ઞાન ધરાવે છે અને વિશ્વની મખ્લૂકોમાં તેની કુદરત ઉપર અને તેના અહેસાનો તથા તેના ઈનામો ઉપર નજર રાખે છે, માત્ર અરબી ભાષા અથવા તેના માત્ર નહ્વ અને ઉચ્ચ કક્ષાની સાહિત્યિક કળા જાણનારાઓને કુર્આનની પરિભાષામાં આલિમ કહેવામાં આવતા નથી, બલકે જ્યાં સુધી તે અલ્લાહ તઆલાની મઆરિફત (પરિચય) પ્રસ્તુત પદ્ધતિથી પ્રાપ્ત ન કરે !

હઝરત હસન બસરી (રહ.)એ આ આયતની તફસીરમાં ફરમાવ્યું, આલિમ તે વ્યક્તિ છે જે એકાંતમાં અથવા જાહેરમાં અલ્લાહથી ડરે અને જે વસ્તુની અલ્લાહ તઆલાએ તાકીદ કરી છે તે તેને પસંદ હોય અને જે વસ્તુ અલ્લાહ તઆલા નજીક ધિક્કારપાત્ર છે તેનાથી તેને નફરત હોય.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) ફરમાવે છે,

لَيْسَ الْعِلْمُ بِكَثْرَةِ الْحَدِيْثِ وَلٰكِنَّ الْعِلْمَ عَنْ كَثْرَةِ الْخَشْيَةِ،

*"ઘણી બધી હદીષો યાદ કરી લેવી અથવા ઘણી વાતો કરવી કોઈ જ્ઞાન નથી બલકે ઈલ્મ તે છે જેની સાથે અલ્લાહનો ડર હોય."*

ખુલાસો એ છે કે જેટલા પ્રમાણમાં જેમાં અલ્લાહ તઆલાનો ડર છે તો તે તે દરજ્જાનો આલિમ છે, અહમદ બિન સાલિહ મિસરી (રહ.)એ ફરમાવ્યું કે ખશિયતિલ્લાહ (અલ્લાહના ડર)ને રિવાયતોના વધારે પ્રમાણમાં જાણવાથી અથવા વધારે પ્રમાણની જાણકારીથી નથી ઓળખવામાં આવતો બલકે તેને કિતાબ અને સુન્નતના અનુસરણથી ઓળખવામાં આવે છે. *(ઈબ્ને કષીર)*

શૈખ શિહાબુદ્દીન સુહ્‌રવર્દી (રહ.)એ ફરમાવ્યું કે આ આયતમાં ઈશારો જોવા મળે છે કે જે વ્યક્તિમાં અલ્લાહનો ડર ન હોય તે આલિમ નથી. (મઝહરી) તેનું સમર્થન અકાબીરે સલફના નિવેદનોથી પણ થાય છે.

હઝરત રબીઅ્ બિન અનસ (રદિ.) ફરમાવે છે કે,

مَنْ لَّمْ يَخْشَ فَلَيْسَ بِعَالِمٍ

*"જે અલ્લાહથી નથી ડરતો તે આલિમ નથી."*

હઝરત મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું,

اِنَّمَا الْعَالِمُ مَنْ خَشِيَ اللّٰهَ

*"આલિમ તો માત્ર તે જ છે જે અલ્લાહથી ડરે."*

હઝરત સઈદ બિન ઈબ્રાહીમને કોઈએ પૂછ્યું કે મદીનામાં સૌથી વધારે اَفْقَهُ (અફકહ) કોણ છે ? તો ફરમાવ્યું, اَتْقَاهُمْ لِرَبِّهٖ (અત્કાહુમ લિરબ્બિહી) એટલે કે જેઓ પોતાના પરવરદિગારથી સૌથી વધારે ડરનારા છે.

હઝરત અલી મુર્તઝા (રદિ.)એ ફકીહની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે,

اِنَّ الْفَقِيْهَ حَقَّ الْفَقِيْهِ مَنْ لَّمْ يُقَنِّطِ النَّاسَ مِنْ رَّحْمَةِ اللّٰهِ وَلَمْ يُرَخِّصْ لَهُمْ فِيْ مَعَاصِي اللّٰهِ تَعَالٰى وَلَمْ يُؤْمِنْهُمْ مِنْ عَذَابِ اللّٰهِ تَعَالٰى وَلَمْ يَدَعِ الْقُرْاٰنَ رَغْبَةً عَنْهُ اِلٰى غَيْرِهٖ اَنَّهٗ لَا خَيْرَ فِيْ عِبَادَةٍ لَا عِلْمَ فِيْهَا وَلَا عِلْمٍ لَا فِقْهَ فِيْهِ وَلَا قِرَائَةٍ لَا تَدَبُّرَ فِيْهِ (قُرْطُبِیْ)

*"ફકીહ સંપૂર્ણ ફકીહ તે છે જે લોકોને અલ્લાહ તઆલાની રહમતથી હતાશ પણ ન કરે અને તેમને ગુનાહોની છૂટ પણ ન આપે અને તેમને અલ્લાહ તઆલાના અઝાબથી (છૂટી જ જશો એમ) સંતોષ પણ ન આપે અને કુર્આનને છોડીને કોઈ બીજી વસ્તુ તરફ આકર્ષણ ન ઉપજાવે. (અને ફરમાવ્યું) તે ઈબાદતમાં કોઈ ભલાઈ નથી જે જ્ઞાન વગરની હોય અને તે ઈલ્મમાં કોઈ ભલાઈ નથી જે فقہ એટલે કે સમજ્યા વિનાની હોય અને તે કિરાઅતમાં કોઈ ભલાઈ નથી જે ચિંતન વિના હોય."*

પ્રસ્તુત ખુલાસાઓથી એ શંકા પણ નિર્મૂળ થઈ જાય છે કે ઘણા બધા ઉલમાને જોવામાં આવે છે કે તેમનામાં અલ્લાહનો ડર અને ખૌફ નથી હોતો, કારણ કે ઉપરોક્ત ખુલાસાથી જાણ થઈ કે અલ્લાહ સમીપ માત્ર અરબી જાણવાનું નામ ઈલ્મ અને જાણકારીઓ ધરાવનારનું નામ આલિમ નથી જેનામાં અલ્લાહનો ડર ન હોય તે કુર્આનની પરિભાષામાં આલિમ જ નથી, અલબત્ત

અલ્લાહનો ડર (ખશિય્યત) ક્યારેક માત્ર માન્યતાની રૂએ કે બૌદ્ધિક હોય છે જેના કારણે વ્યક્તિ ખચકાટ વિના શરીઅતના હુકમોનો પાબંદ બને છે અને ક્યારેક આ خَشِيَّةِ حَالِیُ (ખશિયતે હાલી) અને مَلَكَۂ رَاسِخَۂ (મલકએ રાસિખહ)ના દરજ્જામાં હોય છે જેમાં શરીઅતનું અનુસરણ સ્વભાવનો એક તકાદો બની જાય છે, ખશિયત (અલ્લાહના ડર)નો પ્રથમ દરજ્જો مأموز અને આલિમો માટે જરૂરી છે, બીજો દરજ્જો શ્રેષ્ઠ અને ઉચ્ચ પ્રકારનો છે. *(બયાનુલ કુર્આન)*

---

## આયતો : (સૂરએ ફાતિર : આયત નં. ૨૯ થી ૩૭)

إِنَّ الَّذِينَ يَتْلُونَ كِتَابَ اللَّهِ وَأَقَامُوا الصَّلَاةَ وَأَنْفَقُوا مِمَّا رَزَقْنَاهُمْ سِرًّا وَعَلَانِيَةً
يَرْجُونَ تِجَارَةً لَنْ تَبُورَ ﴿٢٩﴾ لِيُوَفِّيَهُمْ أُجُورَهُمْ وَيَزِيدَهُمْ مِنْ فَضْلِهِ ۚ إِنَّهُ
غَفُورٌ شَكُورٌ ﴿٣٠﴾ وَالَّذِي أَوْحَيْنَا إِلَيْكَ مِنَ الْكِتَابِ هُوَ الْحَقُّ مُصَدِّقًا لِمَا
بَيْنَ يَدَيْهِ ۗ إِنَّ اللَّهَ بِعِبَادِهِ لَخَبِيرٌ بَصِيرٌ ﴿٣١﴾ ثُمَّ أَوْرَثْنَا الْكِتَابَ الَّذِينَ اصْطَفَيْنَا
مِنْ عِبَادِنَا ۖ فَمِنْهُمْ ظَالِمٌ لِنَفْسِهِ وَمِنْهُمْ مُقْتَصِدٌ وَمِنْهُمْ سَابِقٌ بِالْخَيْرَاتِ بِإِذْنِ اللَّهِ ۚ
ذَٰلِكَ هُوَ الْفَضْلُ الْكَبِيرُ ﴿٣٢﴾ جَنَّاتُ عَدْنٍ يَدْخُلُونَهَا يُحَلَّوْنَ فِيهَا مِنْ أَسَاوِرَ
مِنْ ذَهَبٍ وَلُؤْلُؤًا ۖ وَلِبَاسُهُمْ فِيهَا حَرِيرٌ ﴿٣٣﴾ وَقَالُوا الْحَمْدُ لِلَّهِ الَّذِي أَذْهَبَ
عَنَّا الْحَزَنَ ۖ إِنَّ رَبَّنَا لَغَفُورٌ شَكُورٌ ﴿٣٤﴾ الَّذِي أَحَلَّنَا دَارَ الْمُقَامَةِ مِنْ فَضْلِهِ
لَا يَمَسُّنَا فِيهَا نَصَبٌ وَلَا يَمَسُّنَا فِيهَا لُغُوبٌ ﴿٣٥﴾ وَالَّذِينَ كَفَرُوا لَهُمْ نَارُ
جَهَنَّمَ لَا يُقْضَىٰ عَلَيْهِمْ فَيَمُوتُوا وَلَا يُخَفَّفُ عَنْهُمْ مِنْ عَذَابِهَا ۚ كَذَٰلِكَ
نَجْزِي كُلَّ كَفُورٍ ﴿٣٦﴾ وَهُمْ يَصْطَرِخُونَ فِيهَا رَبَّنَا أَخْرِجْنَا نَعْمَلْ صَالِحًا غَيْرَ
الَّذِي كُنَّا نَعْمَلُ ۚ أَوَلَمْ نُعَمِّرْكُمْ مَا يَتَذَكَّرُ فِيهِ مَنْ تَذَكَّرَ وَجَاءَكُمُ النَّذِيرُ ۖ
فَذُوقُوا فَمَا لِلظَّالِمِينَ مِنْ نَصِيرٍ ﴿٣٧﴾ ع

## તરજુમો :

*જે લોકો અલ્લાહની કિતાબ પઢે છે અને નમાઝની પાબંદી કરે છે અને અમારું આપેલું કંઈક ખર્ચ કરે છે ગુપ્ત અને જાહેર, એક વેપારના આશાવાદી છે જેમાં ખોટ ન હોય. (૨૯) જેથી તેમને તેમનો સવાબ પૂરેપૂરો આપે અને પોતાના ફઝ્લ(કૃપા)થી વધારે આપે, બેશક ! તે મહાન બખ્શનારો કદરદાન છે. (૩૦) અને જે અમે તમારા ઉપર કિતાબ ઊતારી તે જ સત્ય છે, પોતાની આગલી કિતાબોની ખરાઈ કરનારી, બેશક ! અલ્લાહ પોતાના બંદાઓની બધી ખબર રાખનાર, જોનાર છે. (૩૧) પછી અમે કિતાબના વારસ બનાવ્યા તે લોકોને જેમને અમે પોતાના બંદાઓમાંથી ચૂંટી લીધા, પછી કોઈ તેમનામાં પોતાની જાતનું બુરું કરે છે અને કોઈ તેમનામાં મધ્યમ માર્ગે ચાલે છે અને કોઈ તેમનામાં અલ્લાહના હુકમથી ખૂબીઓ લઈને આગળ વધી ગયા છે, આ જ મહાન કૃપા છે. (૩૨) રહેવા માટેના બગીચા છે જેનામાં તેઓ જશે, ત્યાં તેમને ઘરેણું પહેરાવવામાં આવશે સોનાના કંગન અને મોતીનું; અને ત્યાં તેમનો પોશાક રેશમી છે. (૩૩) અને કહેશે અલ્લાહનો શુક્ર છે જેણે અમારાથી ગમ દૂર કર્યો, બેશક ! અમારો પરવરદિગાર મહાન બખ્શનાર, કદરદાન છે. (૩૪) જેણે અમને પોતાની કૃપાથી આબાદ રહેનારા ઘરમાં ઉતાર્યા, તેમાં અમને ન તો તકલીફ પહોંચે અને ન જ અમને તેમાં થાકવાનું. (૩૫) અને જે લોકો ઈન્કારી છે તેમના માટે દોઝખની આગ છે, ન તો તેમના ઉપર હુકમ પહોંચે કે મૃત્યુ પામે અને ન જ તેમના ઉપર ત્યાંનો અઝાબ હળવો થાય, આ સજા અમે દરેક નાશુક્રા(કાફિર)ને આપીએ છીએ. (૩૬) અને તેઓ તેમાં ચીસો પાડે, હે પરવરદિગાર ! અમને (આ દોઝખમાંથી) કાઢ કે અમે કંઈક ભલા કામ કરી લઈએ તે નહીં કે જે કરતા રહ્યા હતા ! શું અમે તમને એટલી જિંદગી ન આપી હતી કે જેમાં વિચારી લે જેને વિચારવું હોય ? અને તમારી પાસે (અમારો) ડરાવનાર પહોંચ્યો, હવે ચાખો કે કોઈ જાલિમોનો મદદગાર નથી. (૩૭)*

## તફસીર :

અને જે લોકો અલ્લાહની કિતાબ (એટલે કે કુર્આન)ની તિલાવત (અમલ

સાથે) કરતા રહે છે અને (ખાસ પાબંદીની સાથે) નમાઝની પાબંદી રાખે છે અને જે કંઈ અમે તેમને અર્પણ કર્યું છે તેમાંથી ગુપ્ત અને જાહેર રીતે (જે પ્રમાણે બની શકે યથાશક્તિ) ખર્ચ કરે છે તેઓ (અલ્લાહ તઆલાના વાયદાના કારણે) એવા (કાયમી લાભના) વેપારના આશાવાદી છે જેમાં ક્યારેય ખોટ નથી, (કારણ કે તે સોદાનો ખરીદાર મખ્લૂકમાંથી નથી જે ક્યારેક તો સોદાની કદર કરે છે અને ક્યારેક નથી કરતો, બલકે તેનો ખરીદાર પોતે હક તઆલા શા'નુહૂ હશે જે જરૂર વાયદા પ્રમાણે પોતાની ગરજે નહીં પરંતુ માત્ર તેમને નફો પહોંચાડવા માટે તેની કદર કરશે) જેથી તેમને તેઓ(ના અમલો)નો બદલો (પણ) પૂરેપૂરો આપે (જેનું વર્ણન આગળ આવશે ....جَنّٰتُ عَدْنٍ) અને (બદલા ઉપરાંત) તેમને પોતાની કૃપાથી બીજું વધારે (પણ) આપશે (દાખલા તરીકે એક નેકીનો સવાબ દશ બરાબર આપે, જેમકે અલ્લાહનું ફરમાન છે مَنْ جَاءَ بِالْحَسَنَةِ فَلَهٗ عَشْرُ اَمْثَالِهَا) બેશક ! તે મહાન બખ્શનારો મોટો કદરદાન છે (બસ તેમના અમલોમાં કંઈક ઉણપ પણ રહી ગઈ હશે તો તેમની એવી કદર કરી કે બદલા ઉપરાંત ઈનામ પણ આપ્યું) અમે (કુર્આન મજીદ ઉપર અમલ કરવાની બરકતથી જે તેમને સવાબ અને કૃપા મળી, બસ ખરેખર કુર્આને કરીમ એવી જ વસ્તુ છે કારણ કે) આ કિતાબ જે અમે આપ (ﷺ)ની પાસે વહી સ્વરૂપે મોકલી છે કે જે બિલકુલ સત્ય છે જે પોતાનાથી આગલી કિતાબોનું પણ (એ અર્થમાં) સમર્થન કરે છે (કે તેમને મૂળ સ્વરૂપે અલ્લાહ તરફથી નાઝિલ થયેલ બતાવેલ છે, જો કે પાછળથી તેમાં હેરફેર થઈ ગઈ, મતલબ કે મૂળ કિતાબો દરેક રીતે સંપૂર્ણ છે અને કારણ કે) અલ્લાહ તઆલા પોતાના બંદાઓ(ની હાલત)ની સંપૂર્ણ ખબર રાખનાર (અને તેમની મસ્લિહતોને) સારી પેઠે જોનાર છે (એટલા માટે આ સમયે આવી જ સંપૂર્ણ કિતાબનું નાઝિલ કરવું હિકમત પ્રમાણે યોગ્ય જ હતું અને સંપૂર્ણ કિતાબ ઉપર અમલ કરનાર સંપૂર્ણ બદલાનો હકદાર થશે કે તે મૂળ બદલાનો અને વધારાની કૃપાનું મિશ્રણ છે, બસ આ બદલા અને કૃપાના વધારા માટે આ કિતાબ અમે પ્રથમ આપ ﷺ ઉપર નાઝિલ કરી અને) પછી આ કિતાબ અમે તે લોકોના હાથમાં પહોંચાડી જેમને અમે પોતાના (તમામ જગતના) બંદાઓમાંથી (ઈમાનના આધારે) પસંદ કર્યા (ભાવાર્થ તેનાથી ઈસ્લામના અનુયાયીઓ છે જે આ "ખસિયતે ઈમાન"થી સમગ્ર દુનિયાવાળાઓમાં અલ્લાહ નજીક સ્વીકૃત છે,

ભલે તેમનામાં કોઈ બીજું કારણ દાખલા તરીકે ખરાબ કૃત્યો ટીકાપાત્ર પણ હોય, મતલબ એ કે મુસલમાનોના હાથમાં તે કિતાબ પહોંચાડી) પછી (આ ચૂંટી કાઢેલા અને પસંદ કરવામાં આવેલા લોકોના ત્રણ પ્રકારો છે કે) અમુક તો તેમનામાં (કોઈ ગુનાહ કરીને) પોતાના પ્રાણો ઉપર જુલમ કરનારા છે અને અમુક તેમનામાં (જે ન તો ગુનાહ કરે છે અને ન જ આજ્ઞાપાલનમાં જરૂરિયાતથી આગળ વધનારા છે) વચ્ચેના દરજ્જાના છે અને અમુક તેમનામાં તે છે જે અલ્લાહની તવફીકથી નેકીઓમાં પ્રગતિ કરતા ચાલ્યા જાય છે (કે ગુનાહોથી પણ બચે છે અને ફરજોની સાથે ફરજ ન હોય તેવા સારા અમલો કરવાની પણ હિંમત કરે છે, મતલબ કે અમે ત્રણે પ્રકારના મુસલમાનોના હાથોમાં તે કિતાબ પહોંચાડી અને) આ (એટલે કે એવી સંપૂર્ણ કિતાબનું પહોંચાડી દેવું અલ્લાહ તઆલાની) મોટી કૃપા છે (કારણ કે તેના ઉપર અમલ કરવાના કારણે તેઓ મહાન સવાબના હકદાર થઈ ગયા, આગળ આ જ સવાબ અને કૃપાનું વર્ણન છે કે) તે (સવાબ અને કૃપા) બગીચાઓ છે હંમેશા રહેવાના; જેમાં આ લોકો (પ્રસ્તુત આયત اِنَّ الَّـذِيْـنَ يَتْـلُوْنَ... મુજબ) દાખલ થશે (અને) તેમને સોનાના કંગન અને મોતી પહેરાવવામાં આવશે અને તેમનો પોશાક ત્યાં રેશમનો હશે અને (ત્યાં દાખલ થઈને) કહેશે, અલ્લાહનો મહાન ઉપકાર છે જેણે અમારાથી હંમેશા માટે (રંજ અને) ગમ દૂર કર્યો, બેશક ! અમારો પરવરદિગાર મહાન બખ્શનારો મોટો કદરદાન છે જેણે અમને પોતાની કૃપાથી હંમેશા રહેનારા સ્થાનમાં લાવીને ઉતાર્યા જ્યાં ન તો અમને કોઈ તકલીફ પહોંચશે અને ન જ અમને કોઈ થાક લાગશે, (આ તો અલ્લાહની કિતાબ ઉપર અને તેના હુકમો ઉપર અમલ કરનારાઓની પરિસ્થિતિ થઈ) અને જે લોકો (તેનાથી વિપરીત) કાફિરો છે તેમના માટે દોઝખની આગ છે, ન તો તેમને મોત આવશે કે મૃત્યુ પામે (અને મૃત્યુ પામીને છૂટી જાય) અને ન જ દોઝખનો અઝાબ તેમના ઉપરથી હલકો કરવામાં આવશે, અમે દરેક કાફિરને આવી જ સજા આપીએ છીએ અને તે લોકો એ (દોઝખ)માં (પડ્યા પડ્યા) ચીસો પાડશે કે હે અમારા પરવરદિગાર ! અમને (આ દોઝખમાંથી) કાઢી લે, અમે (હવે ખૂબ) સારા (સારા) કામ કરીશું તે કામોથી વિરુદ્ધ જે (પહેલાં અમે) કર્યા કરતા હતા, (કહેવામાં આવશે કે) શું અમે તમને એટલી જિંદગી આપી ન હતી કે જેને સમજવું હોય તે સમજી શક્યો હોત !? અને

(માત્ર જિંદગી જ આપીને બસ નથી કર્યું બલકે) તમારી પાસે (અમારા તરફથી) ડરાવનાર (એટલે કે પયગમ્બર) પણ પહોંચ્યા હતા (ભલે પ્રત્યક્ષ રીતે અથવા પરોક્ષ રીતે પરંતુ તમે તેમની એક વાત ન સાંભળી) બસ (હવે તેને ન માનવાના કારણે) મજા ચાખો આવા જાલિમોનો (અહીંયાં) કોઈ મદદગાર નથી (અમે તો નારાજગીના કારણે મદદ નહીં કરીએ અને અન્ય લોકોમાં મદદ કરવાની શક્તિ જ નથી).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોથી આગલી આયતોમાં ઉલમાએ હક જેઓ આરિફબિલ્લાહ (અલ્લાહનો પરિચય પામનાર) હોય તેમના એક એવા લક્ષણનું વર્ણન હતું જેનો સંબંધ દિલ સાથે છે, એટલે કે ખશિયતિલ્લાહ (અલ્લાહનો ડર). પ્રસ્તુત પ્રથમ આયતમાં આ જ અવલિયા અલ્લાહના અમુક એવા લક્ષાણોનું વર્ણન છે જે શરીરના અવયવો દ્વારા અદા કરવામાં આવે છે, તેમાંથી પ્રથમ લક્ષણ કુર્આનની તિલાવત છે અને તેનો ભાવાર્થ તે લોકો છે જેઓ અલ્લાહ તઆલાની કિતાબની તિલાવત ઉપર સાતત્ય જાળવે છે, يَتْلُوْنَ (યત્લૂ-ન) بَصِيْغَةِ مُضَارِعْ (બ સેગએ મુજારેઅ્) એ બાબત તરફ ઈશારો કરે છે અને અમુક લોકોએ આ સ્થળે يَتْلُوْنَ (યત્લૂ-ન) તેના શાબ્દિક અર્થમાં લીધું છે, એટલે કે તે અમલમાં કુર્આનનું અનુસરણ કરે છે પરંતુ પહેલી તફસીર વધારે પ્રચલિત છે, જો કે વર્ણનશૈલી પ્રમાણે એ પણ નિશ્ચિત છે કે તિલાવત તે જ ભરોસાપાત્ર છે જેની સાથે કુર્આન ઉપર અમલ પણ હોય પરંતુ શબ્દ તિલાવત પોતાના પ્રચલિત અર્થમાં છે, એ જ પ્રમાણે હઝરત મુતર્રફ બિન અબ્દુલ્લાહ બિન શિખ્ખીર (રહ.)એ ફરમાવ્યું છે, هٰذِهٖ اٰيَةُ الْقُرَّاءِ એટલે કે આ આયત કારીઓ માટે છે જેઓ કુર્આનની તિલાવતને પોતાની જિંદગીની રોજિંદી પ્રવૃત્તિ બનાવે છે.

તેમની બીજી સિફત (લક્ષણ) નમાઝની પાબંદી અને ત્રીજી અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવો છે. ખર્ચ કરવાની સાથે ગુપ્ત અને જાહેર રહીને તે તરફ ઈશારો કરવામાં આવ્યો કે ઘણી ઈબાદતોમાં رِيَاءْ (રિયા) દેખાડો કરવાથી બચવા માટે ગુપ્ત રીતે તે પ્રવૃત્તિ કરવી ઉત્તમ હોય છે પરંતુ અમુક સમયે દીની હિતોના કારણે એ બાબતનો પણ તકાદો હોય છે કે જાહેરાત કરીને આ પ્રવૃત્તિ કરવામાં

આવે જેમકે જમાઅતની નમાઝ કે મિનારાઓ ઉપર અઝાન આપીને અને વધારેથી વધારે સમૂહ સાથે જાહેર રીતે તેને અદા કરવાનો હુકમ છે, આ જ પ્રમાણે અમુક સમયે અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવાની જાહેરાત પણ બીજાઓની પ્રેરણા અને પ્રોત્સાહન માટે જરૂરી હોય છે. ફુક્હાએ નમાઝ અને અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવું બંનેમાં એ વિગત કહી છે કે ફરજ અને વાજિબ અથવા તો સુન્નતે મુઅક્કિદહ હોય તેને તો જાહેર રીતે કરવું ઉત્તમ છે તેના સિવાય નફલ નમાઝોને ગુપ્ત રીતે અદા કરવી બહેતર છે. એ જ પ્રમાણે જ્યાં માલ ખર્ચ કરવો ફરજ અથવા વાજિબ છે જેમકે ફરજ ઝકાત અથવા સદકએ ફિત્ર અથવા કુર્બાની, તેમાં જાહેર રીતે ખર્ચ કરવું શ્રેષ્ઠ અને ઉત્તમ છે બાકી નફલ સદકાઓને ગુપ્ત રીતે ખર્ચ કરવું શ્રેષ્ઠ છે.

જે લોકો આ ત્રણ લક્ષણો ધરાવતા હોય એટલે કે કુર્આનની તિલાવત પાબંદીથી કરતા હોય અને નમાઝની પાબંદી કરતા હોય તથા અલ્લાહના માર્ગમાં ખુશી ખુશી માલ ખર્ચ કરતા હોય કે માત્ર ફરજ અને વાજિબની હદો સુધી જ મર્યાદિત ન રહે બલકે, નફલ સદકાઓ પણ અદા કરે. આગળ તેમનું એક લક્ષણ આ બતાવ્યું છે કે, يَرْجُوْنَ تِجَارَةً لَّنْ تَبُوْرَ તેમાં لَنْ تَبُوْرَ (લન તબૂર) એ بَوَارٌ (બવાર)થી બને છે જેનો અર્થ વ્યર્થ જવાનો થાય છે. આયતનો અર્થ એ છે કે પ્રસ્તુત સિફતના પાબંદ મો'મિનો એક એવા વેપારના આશાવાદી છે જેમાં કદી ખોટ નથી હોતી, આશાવાદી હોવાના શબ્દથી તે તરફ ઈશારો છે કે મો'મિનને દુનિયામાં પોતાના કોઈપણ નેક અમલ ઉપર વિશ્વાસ કરવાની સંભાવના નથી કે આ અમલ અમને જરૂર મા'ફ કરાવી આપશે અને તેનો સવાબ અને બદલો અમને ચોક્કસ મળશે જ, કારણ કે સંપૂર્ણ મા'ફી અને બખ્શીશ તો કોઈપણ મનુષ્યની તેના અમલોથી નથી થઈ શકતી કારણ કે માનવી ગમે એટલા નેક કૃત્યો કરે પરંતુ તે અલ્લાહ તઆલાની શ્રેષ્ઠતા અને તેની ઈબાદતના હકને પૂર્ણ નથી કરી શકતો એટલા માટે સૌની મગફિરત અલ્લાહ તઆલાની કૃપા વિના થશે નહીં, જેમકે એક હદીષમાં આ વિષયનો ખુલાસો આવ્યો છે, તદુપરાંત દરેક નેક અમલની સાથે માનવીએ એ બાબતના ભયથી ગાફેલ ન રહેવું જોઈએ કે ઘણા બધા નેક અમલોમાં કોઈ ગુપ્ત બાબત શયતાની અથવા નફ્સાની સામેલ થઈ જાય છે જેના કારણે તે સ્વીકૃત થતા નથી અથવા અમુક સમયે એક નેક અમલની

સાથે કોઈ ખરાબ અમલ એવો થઈ જાય છે જે નેક અમલની સ્વીકૃતી માટે અવરોધક બની જાય છે એટલા માટે આયતમાં શબ્દ يَرْجُوْنَ (યરજૂ–ન) લાવીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે બધા જ નેક અમલોની પાબંદી પછી પણ કોઈએ પોતાના છુટકારા અને ઉચ્ચ દરજ્જાનો વિશ્વાસ કરી લેવો સાચું નથી, બસ વધારેથી વધારે ઉમ્મીદ કરી શકાય છે. *(રૂહુલ મઆની)*

## નેક અમલોનું ઉદાહરણ વેપાર જેવું છે :

આ આયતમાં ઉપરોક્ત પ્રમાણેના નેક કર્મોને દષ્ટાંત સ્વરૂપે એક વેપારનું ઉદાહરણ આપી ઓળખવામાં આવ્યા છે, જેમકે એક બીજી આયતમાં ઈમાન અને અલ્લાહ તઆલાના માર્ગમાં જિહાદ ફી સબીલિલ્લાહને વેપારથી ઓળખવામાં આવ્યું છે. هَلْ اَدُلُّكُمْ عَلٰى تِجَارَةٍ تُنْجِيْكُمْ مِّنْ عَذَابٍ اَلِيْمٍ، تُؤْمِنُوْنَ بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَتُجَاهِدُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ بِاَمْوَالِكُمْ وَاَنْفُسِكُمْ، (૬૧:૧૦) વેપારનું દષ્ટાંત એ સ્વરૂપમાં છે કે વેપારી પોતાની મૂડી અને સમય કોઈ કાર્ય માટે તે સમયે લગાવે છે કે જેનાથી તેની મૂડી વધી જાય અને નફો મળે પરંતુ દુનિયાના દરેક વેપારમાં નફાની સાથે ખોટ અને નુકસાનની હંમેશા સંભાવના રહેલી હોય છે, પ્રસ્તુત આયતમાં વેપારની સાથે لَنْ تَبُوْرَ (લન તબૂર)નો શબ્દ વધારીને ઈશારો કરવામાં આવ્યો છે કે આ આખિરતના વેપારમાં નુકસાન અથવા ખોટની કોઈ સંભાવના નથી અને અલ્લાહ તઆલાના નેક બંદાઓ જે નેક કર્મોમાં તકલીફ અને મહેનત ઉઠાવે છે તે સામાન્ય વેપારોની જેમ વેપાર નથી કરતા બલકે એક એવા વેપારના આશાવાદી છે જેમાં ક્યારેય ખોટ નથી હોતી અને તેમના આશાવાદનું વર્ણન કરવાથી ગુપ્ત ઈશારો એ તરફ પણ છે કે અલ્લાહ તઆલા કરીમુલ કર્મા (એટલે કે મહેરબાનોનો મહેરબાન) છે તે આશાવાદીઓની આશાને ઠગારી કરશે નહીં બલકે પૂરી કરશે, બલકે આગલા વાક્યમાં એ પણ કહેવામાં આવ્યું કે તેમની ઉમ્મીદ તો માત્ર પોતાના અમલોનો પૂરો બદલો મળવા સુધી મર્યાદિત છે પરંતુ અલ્લાહ તઆલા પોતાની કૃપાથી તેમને તેમની આશાઓથી પણ વધારે અર્પણ કરશે. لِيُوَفِّيَهُمْ اُجُوْرَهُمْ وَيَزِيْدَهُمْ مِّنْ فَضْلِهٖ માં શબ્દ لِيُوَفِّيَهُمْ (લિયુ વફ્ફિહીમ)નો સંબંધ لَنْ تَبُوْرَ (લન તબૂર) સાથે છે, એટલે કે તેમનો વેપાર ખોટથી માત્ર બાકાત જ નહીં બલકે તેમનો બદલો અને સવાબ પૂરેપૂરો મળશે

અને અલ્લાહ તઆલા પોતાની કૃપા અને મહેરબાનીથી તેમને પોતાના બદલા અને સવાબના હક કરતાં પણ કેટલુંય ઘણું વધારે અર્પણ કરશે.

આ કૃપા અને વધારામાં અલ્લાહ તઆલાનો વાયદો પણ સામેલ છે કે મો'મિનના અમલનો બદલો અલ્લાહ તઆલા વધારે કરીને આપે છે જેનું સૌથી ઓછું પ્રમાણ અમલના દશ ઘણા અને વધારે સાતસો ઘણા બલકે તેનાથી પણ વધારે હોય છે અને બીજા ગુનેહગારોના હકમાં તેમની સિફારસ કબૂલ કરવી પણ આ કૃપામાં સામેલ હોય છે, જેમકે એક હદીષમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ રસૂલે કરીમ ﷺથી આ કૃપાની તફસીરમાં આ રિવાયત કરી છે કે તે લોકો ઉપર દુનિયામાં જેણે અહેસાન કર્યું હતું આ લોકો તેમની સિફારસ કરશે તો તેઓ જહન્નમની સજાના હકદાર હોવા છતાં તેમની સિફારસથી તેમને છુટકારો પ્રાપ્ત થશે. (તફસીરે મઝહરી ઈબ્ને હાતિમના હવાલાથી) અને દેખીતું છે કે સિફારસ માત્ર ઈમાનવાળાઓ માટે જ થઈ શકશે, કાફિરો માટે સિફારસ કરવાની કોઈ પરવાનગી હશે નહીં, એ જ પ્રમાણે જન્નતમાં અલ્લાહ તઆલાનો દીદાર પણ આ કૃપાના મહાન ભાગમાંથી છે.

ثُمَّ اَوۡرَثۡنَا الۡكِتٰبَ الَّذِيۡنَ اصۡطَفَيۡنَا مِنۡ عِبَادِنَا તેમાં શબ્દ ثُمَّ (ષુમ્મ) એ عَطۡف (અતફ) માટે આવે છે અને તે એ બાબત ઉપર દલીલ કરે છે કે આ શબ્દથી પહેલી અને પાછળની બંને વસ્તુઓ ખાસિયતમાં સમાન હોવા છતાં અગ્ર અને પાછળનો ક્રમ ધરાવે છે. પ્રથમ વસ્તુ અગ્રસ્થાને અને પાછળની વસ્તુ પાછલા ક્રમે હોય છે, પછી આ અગ્રસ્થાને અને પાછલા ક્રમે હોવું ક્યારેક સમયના આધારે હોય છે, ક્યારેક હોદ્દા અને દરજ્જાના આધારે. આ આયતમાં શબ્દ ثُمَّ (ષુમ્મ) એ عَطۡف (અત્ફ) છે, તેનાથી પહેલી આયતનો શબ્દ اَوۡحَيۡنَا (અવહયના) ઉપર અર્થ એ છે કે અમે કિતાબ એટલે કે કુર્આન જે ખાલિસ સત્ય છે અને આગલી બધી જ આસમાની કિતાબોની ખરાઈ કરે છે પ્રથમ વહી સ્વરૂપે રસૂલે કરીમ ﷺની પાસે મોકલ્યું, ત્યારબાદ અમે આ કિતાબના વારિસ એવા લોકોને બનાવી દીધા જેમને અમે પોતાના બંદાઓમાંથી ચૂંટી કાઢી પસંદ કરી લીધા છે. આ પ્રથમ અને અંત તથા અગ્રક્રમ અને પાછલા ક્રમે હોવું હોદ્દા અને દરજ્જાના આધારે દેખીતું તો છે જ કે કુર્આનને વહી દ્વારા રસૂલે કરીમ ﷺ પાસે મોકલવું રૂત્બા અને દરજ્જામાં અગ્રક્રમે છે અને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને

અર્પણ કરવું ત્યાર પછીના ક્રમે છે અને જો ઉમ્મતને કુર્આનના વારસ બનાવવાનો અર્થ એ લેવામાં આવે કે આપ ﷺએ પોતાના પછીની ઉમ્મત માટે માલ દોલતનો વારસો છોડવાના બદલે અલ્લાહ તઆલાની કિતાબ વારસામાં છોડી, જેમકે એક હદીષમાં તેની સાક્ષી મોજૂદ છે કે અંબિયા (અલૈ.) દિરહમ અને દીનાર (માલ દોલત) વારસામાં નથી છોડતા તેઓ વારસામાં ઈલ્મ છોડે છે અને એક બીજી હદીષમાં ઉલમાને વારિસુલ અંબિયા કહેવામાં આવ્યા છે તો આ આધારે અગ્ર ક્રમ અને પાછલો ક્રમ સમયના આધારે પણ હોઈ શકે છે કે, અમે આ કિતાબ રસૂલે કરીમ ﷺને અર્પણ કરી છે પછી આપ ﷺએ તેને ઉમ્મત માટે વારસા સ્વરૂપે છોડી તેના વારસ બનાવ્યા. તેનો ભાવાર્થ તેને અર્પણ કરવો થાય છે. આ અર્પણ કરવાને શબ્દ مِيْرَاثٌ (મીરાસ)થી ઓળખાવવા માટે એ તરફ ઈશારો છે કે જે રીતે વારસાનો મીરાસનો ભાગ તેમના કોઈ અમલ અને પ્રયત્ન વિના જ મળી જાય છે, કુર્આને કરીમની આ દોલત પણ આ ચૂંટી કાઢેલા બંદાઓને પણ તે જ પ્રમાણે કોઈ મહેનત કે તકલીફ વિના જ અર્પણ કરવામાં આવી છે.

## ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ ખાસ કરીને તેમના ઉલમાનું મહત્ત્વ અને શ્રેષ્ઠતા :

اَلَّذِيْنَ اصْطَفَيْنَا مِنْ عِبَادِنَا એટલે કે જેમને પોતાના બંદાઓમાંથી અમે ચૂંટી કાઢયા અને પસંદ કરેલ ઠરાવ્યા. જમહૂર તફસીરકારોના મતે તેનો ભાવાર્થ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ છે તેમના ઉલમા પ્રત્યક્ષ રીતે અને અન્ય લોકો ઉલમા દ્વારા; અલી બિન અબી તલ્હાએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ આયતની તફસીરમાં નકલ કર્યું છે કે, اَلَّذِيْنَ اصْطَفَيْنَا (અલ્લઝીનસ્તફયના)નો ભાવાર્થ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ છે. અલ્લાહ તઆલાએ તેમને દરેક તે કિતાબના વારસ બનાવ્યા છે જે તેણે ઊતારી છે. (એટલે કે કુર્આન બધી આસમાની કિતાબોનું સમર્થક અને રક્ષક હોવાના સ્વરૂપે બધી જ આસમાની કિતાબોનો ઠોસ વિષય છે, તેના વારસ બનવું જાણે કે બધી જ આસમાની કિતાબોના વારસ બનવા સમાન છે.) પછી ફરમાવ્યું, فَظَالِمُهُمْ يُغْفَرُ لَهٗ وَمُقْتَصِدُهُمْ يُحَاسَبُ حِسَابًا يَّسِيْرًا وَّسَابِقُهُمْ يُدْخَلُ الْجَنَّةَ بِغَيْرِ حِسَابٍ એટલે કે, આ ઉમ્મતનો જાલિમ પણ બખ્શવામાં આવશે અને મધ્યમ માર્ગે ચાલનારાથી પણ સરળ હિસાબ લેવામાં

આવશે અને "સાબિક" (અલ્લાહના હુકમથી ખુબીઓ લઈને આગળ વધનાર) હિસાબ વિના જ જન્નતમાં પ્રવેશ પામશે. *(ઈબ્ને કષીર)*

આ આયતમાં શબ્દ اِصْطَفَيْنَا (ઈસ્તફયના)થી ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની સૌથી મોટી મહાન શ્રેષ્ઠતા જાહેર થઈ, કારણ કે શબ્દ اِصْطِفَاءُ (ઈસ્તિફા) કુર્આને કરીમમાં ઘણું ખરું અંબિયા (અલૈ.) માટે આવ્યો છે. اَللّٰهُ يَصْطَفِىْ مِنَ الْمَلٰٓئِكَةِ رُسُلًا وَّمِنَ النَّاسِ (૨૨:૭૫) અને એક આયતમાં છે اِنَّ اللّٰهَ اصْطَفٰٓى اٰدَمَ وَنُوْحًا وَّاٰلَ اِبْرٰهِيْمَ وَاٰلَ عِمْرَانَ عَلَى الْعٰلَمِيْنَ (૩:૩૩) પ્રસ્તુત આયતમાં અલ્લાહ તઆલાએ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને اِصْطِفَاءُ (ઈસ્તિફા) એટલે કે ચૂંટી કાઢવામાં અંબિયા (અલૈ.) અને ફરિશ્તાઓની સાથે સામેલ કરી દીધા, જો કે "ઈસ્તફા"ના વિવિધ દરજ્જાઓ છે. અંબિયા (અલૈ.) અને ફરિશ્તાઓના ઈસ્તફા ઉચ્ચ કક્ષાના અને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ ત્યાર પછીના દરજ્જામાં આવે છે.

## ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના ત્રણ પ્રકારો :

فَمِنْهُمْ ظَالِمٌ لِّنَفْسِهٖ وَمِنْهُمْ مُّقْتَصِدٌ وَّمِنْهُمْ سَابِقٌ بِالْخَيْرَاتِ આ વાક્ય પ્રથમ વાક્યનું વિવરણ અને ખુલાસો છે, એટલે કે અમે પોતાના જે બંદાઓને ચૂંટી અને પસંદ કરીને તેમને કુર્આનના વારસ બનાવ્યા છે તેમના ત્રણ પ્રકારો છે; જાલિમ (અત્યાચારી), મુક્તસિદ (મધ્યમમાર્ગી), સાબિક (અલ્લાહના હુકમથી ખુબીઓ લઈને આગળ વધનાર).

આ ત્રણે પ્રકારની તફસીર ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ આ પ્રમાણે વર્ણન કરી છે કે જાલિમથી તે વ્યક્તિ ભાવાર્થ તરીકે છે જે અમુક વાજિબોમાં ઉણપ રાખે છે અને અમુક હરામ કૃત્યો પણ કરે છે અને મુક્તસીદ (એટલે કે મધ્યમ માર્ગે ચાલનારા) તે વ્યક્તિઓ છે જે બધા જ શરઈ વાજિબોને અદા કરે છે અને બધા જ હરામ કૃત્યોથી બચે છે પરંતુ અમુક સમયે અમુક મુસ્તહબ છોડી દે છે અને અમુક મકરૂહ કામોમાં પણ સંડોવાઈ જાય છે અને سَابِقٌۢ بِالْخَيْرَاتِ (સાબિકુમ્બિલ્ખયરાત) તે વ્યક્તિ છે જે બધા જ વાજિબો અને મુસ્તહબોને અદા કરે છે તથા બધા જ હરામ અને મકરૂહોથી બચે છે અને અમુક મુબાહને ઈબાદતમાં મશ્ગૂલ હોવાના કારણે અથવા હરામ હોવાની શંકાના કારણે છોડી દે છે.

આ ઈબ્ને કષીરનું વર્ણન છે, બીજા તફસીરકારોએ આ ત્રણ પ્રકારોની તફસીરમાં ઘણા વિવિધ નિવેદનો નકલ કર્યા છે. રૂહુલ મઆનીમાં લખાણના હવાલાથી ૪૩ નિવેદનો વર્ણન કર્યા છે પરંતુ વિચાર કરવામાં આવે તો તે બધાનો ઘણો ખરો ખુલાસો તે જ છે જે ઉપર ઈબ્ને કષીરના હવાલાથી વર્ણન કરવામાં આવ્યું.

**એક શંકા અને તેનો જવાબ :**

પ્રસ્તુત તફસીરથી એ સાબિત થયું કે اَلَّذِيْنَ اصْطَفَيْنَا (અલ્લઝીનસ્તફયના)થી ભાવાર્થ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ છે અને તેના આ ત્રણ પ્રકારો છે જેનાથી એ જાણ થઈ કે તેમનો પ્રથમ પ્રકાર એટલે કે જાલિમો પણ اَلَّذِيْنَ اصْطَفَيْنَا (અલ્લઝીનસ્તફયના) એટલે કે અલ્લાહના ચૂંટી કાઢેલા બંદાઓમાં સામેલ છે, તેમને દેખીતી રીતે અળગા સમજીને અમુક લોકોએ કહ્યું કે આ લોકો ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ અને ઈસ્તફયનાથી બાકાત છે પરંતુ ઘણી બધી સહીહ અને ભરોસાપાત્ર હદીષોથી એ સાબિત છે કે આ ત્રણે પ્રકારો ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના છે અને اِصْطَفَيْنَا (ઈસ્તફયના)ની ખાસિયતથી બાકાત નથી. આ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના મો'મિન બંદાઓની અતિમહત્ત્વની ખાસિયત અને શ્રેષ્ઠતા છે કે તેમનામાં જે અમલની રૂએ અધૂરા પણ છે તેઓ પણ આ શ્રેષ્ઠતામાં સામેલ છે, હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ આ સ્થળે તે બધી હદીષની રિવાયતો ભેગી કરી દીધી છે તેમાંથી અમુક આ પ્રમાણે છે.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ પ્રસ્તુત આયત اَلَّذِيْنَ اصْطَفَيْنَا (અલ્લઝીનસ્તફયના)ના ત્રણ પ્રકારો વિશે ફરમાવ્યું કે આ બધા એક જ કક્ષામાં છે અને બધા જન્નતમાં છે. (રવાહુ અહમદ, ઈબ્ને કષીર) એક મરતાબામાં હોવાનો ભાવાર્થ એ છે કે સૌની મગફિરત થઈ જશે અને બધા જન્નતમાં જશે, એ અર્થ નથી કે દરજ્જાના આધારે તેમનામાં શ્રેષ્ઠતા નહીં હોય.

હઝરત અબૂ દરદઅ્ (રદિ.)થી વિવિધ સનદો સાથે એક હદીષ નકલ થઈ છે, ઈબ્ને કષીર (રહ.)એ એ બધાને નકલ કરી છે, તેમાંથી એક તે છે જે ઈબ્ને જરીર (રહ.)એ અબૂ ષાબિતથી નકલ કરી છે કે તેઓ એક દિવસે મસ્જિદમાં

ગયા તો ત્યાં હઝરત અબૂ દરદઅ્ (રદિ.) પ્રથમથી જ બેઠા હતા. અબૂ ષાબિત તેમની પાસે જઈને બેસી ગયા અને આ દુઆ કરવા લાગ્યા, اَللّٰهُمَّ اٰنِسْ وَحْشَتِىْ وَارْحَمْ غُرْبَتِىْ وَيَسِّرْلِىْ جَلِيْسًا صَالِحًا એટલે કે, યા અલ્લાહ ! મારા દિલનો ભય અને પરેશાનીને દૂર કર અને મારા ઘર વિહોણા હોવાની પરિસ્થિતિ ઉપર દયા કર અને મને કોઈ નેક સાથી અર્પણ કર. (અત્રે એ વાત યાદ રાખવાપાત્ર છે કે સલફે સાલિહીનમાં جَلِيْسٍ صَالِحٌ "જલીસ સાલિહ" એટલે કે "નેક સાથી"ની ઈચ્છા અને શોધખોળનો કેવો દરજ્જો હતો કે તેમને પોતાનો મહત્ત્વનો મકસદ અને પરેશાનીઓનો ઈલાજ સમજીને અલ્લાહ તઆલા સામે તે પ્રાપ્ત કરવાની દુઆઓ માંગતા હતા). હઝરત અબૂ દરદઅ્ (રદિ.)એ આ દુઆ સાંભળી તો કહ્યું કે જો તમે પોતાની આ દુઆ અને તલબમાં સાચા છો તો હું આ મા'મલામાં તમારાથી વધારે ખુશનસીબ છું. (મતલબ એ છે કે મને અલ્લાહ તઆલાએ તમારા જેવા "જલીસ સાલિહ"-નેક સાથી વિના માગ્યા આપી દીધા) અને ફરમાવ્યું કે હું તમને એક હદીષ સંભળાવું છું જે મેં રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળી છે પરંતુ જ્યારથી મેં તેને સાંભળી છે હજુ સુધી કોઈને વર્ણન કરવાની નોબત નથી આવી. તે આ છે કે રસૂલે કરીમ ﷺએ આ આયતનું વર્ણન કર્યું, ثُمَّ اَوْرَثْنَا الْكِتٰبَ الَّذِيْنَ اصْطَفَيْنَا.... પછી ફરમાવ્યું કે આ ત્રણ પ્રકારોમાંથી જેઓ "સાબિક બિલ ખયરાત" (અલ્લાહના હુકમથી ખુબીઓ લઈને આગળ વધનાર) છે તેઓ તો વિના હિસાબે જન્નતમાં જશે અને જેઓ મુક્તસીદ એટલે કે મધ્યમ માર્ગી છે તેમની પાસેથી હળવો હિસાબ લેવામાં આવશે અને જાલિમ એટલે કે જેઓ અમલમાં ઉણપ જ કરનારાઓ છે અને ગુનાહોની ભૂલોમાં સંડોવાયેલા રહેનારા છે તેમને આ સ્થળે સખત રંજ ગમ થશે, પછી તેમને પણ જન્નતમાં પ્રવેશવાનો હુકમ આપવામાં આવશે અને બધા રંજ ગમ દૂર થઈ જશે, તેનું જ વર્ણન આગલી આયતમાં આવ્યું છે. وَقَالُوا الْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَذْهَبَ عَنَّا الْحزنَ એટલે કે તેઓ કહેશે, અલ્લાહનો શુક્ર છે જેણે અમારો ગમ દૂર કરી દીધો.

તબરાનીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, كُلُّهُمْ مِنْ هٰذِهِ الْاُمَّةِ એટલે કે આ ત્રણે પ્રકારો આ જ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺમાંથી હશે.

અબૂ દાવુદ કયાલસીએ ઉક્બા ઈબ્ને શાહબાન હાનાઈથી રિવાયત કરી છે

કે તેમણે ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આયશા સિદીકા (રદિ.)ને આ આયતની તફસીર પૂછી તો તેમણે ફરમાવ્યું, બેટા ! આ ત્રણે પ્રકારો જન્નતી છે. તેમનામાંથી "સાબિક બિલ ખયરાત" તો તે લોકો છે જેઓ રસૂલે કરીમ ﷺના સમયમાં થયા જેમના જન્નતી હોવાની ગવાહી પોતે રસૂલે કરીમ ﷺએ આપી દીધી અને "મુક્તસિદ" (મધ્યમમાર્ગી) તે લોકો છે જેઓ તેમના પગલે ચાલે અને "સાબિકીન"ના અનુસરણ ઉપર સ્થાપિત રહે, એટલે સુધી કે તેમની સાથે મળી જાય, બાકી રહ્યા ظَالِمٌ لِّنَفْسِهٖ (જાલિમુલ્લિનફ્સિહી) તો તે આપણા તમારા જેવા લોકો છે.

આ હઝરત આયશા સિદીકા (રદિ.)ની વિનમ્રતા હતી કે પોતાને પણ તેમણે ત્રીજા દરજ્જામાં એટલે કે જાલિમુન્નફ્સિહીમાં ગણ્યા જ્યારે કે સહીહ હદીષોના ખુલાસા પ્રમાણે તેઓ સાબિકીન અવ્વલીનમાંથી છે.

ઈબ્ને જરીર (રહ.)એ હઝરત મુહમ્મદ ઈબ્ને હનફિય્યહ (રદિ.)થી નકલ કર્યું છે કે આ ઉમ્મત ઉમ્મતે મરહુમહ છે, તેના જાલિમો પણ બખ્શાયેલા છે અને મધ્યમમાર્ગી એટલે કે વચલા રસ્તા ઉપર ચાલનારા જન્નતમાં છે અને સાબિકુલ હયાત અલ્લાહ સમીપ ઉચ્ચ કક્ષામાં છે.

હઝરત મુહમ્મદ બિન અલી બાકિર (રદિ.)એ જાલિમુન્નફ્સિહીની તફસીરમાં ફરમાવ્યું, اَلَّذِىْ خَلَطَ عَمَلًا صَالِحًا وَّاٰخَرَ سَيِّئًا એટલે કે તે વ્યક્તિ જેણે નેક અને ખરાબ બંને પ્રકારના અમલોમાં ભેળસેળ કરી હોય.

**ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના ઉલમાની મહાન શ્રેષ્ઠતા :**

આ આયતમાં અલ્લાહ તઆલાએ એ ફરમાવ્યું છે કે અમે પોતાની કિતાબના વારસ તે લોકોને બનાવ્યા જેઓ અમારા બંદાઓમાંથી ચૂંટી કઢાયેલા અને સ્વીકૃત છે અને એ પણ દેખીતું છે કે અલ્લાહ તઆલાની કિતાબ અને નુબુવ્વતના જ્ઞાનના પ્રત્યક્ષ વારિસ ઉલમા છે જેમકે હદીષમાં પણ આવ્યું છે, اَلْعُلَمَاءُ وَرَثَةُ الْاَنْبِيَاءِ તેનો ખુલાસો એ છે કે જે લોકોને અલ્લાહ તઆલાએ કુર્આન અને સુન્નતના જ્ઞાનની પ્રવૃત્તિ નિખાલસતા સાથે અર્પણ કરી તે એ બાબતની નિશાની છે કે તેઓ અલ્લાહના સ્વીકૃત વલીઓ છે જેમકે હઝરત ષુઅ્લબા બિન હકમ (રદિ.)એ રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ

તઆલા કયામતના દિવસે ઉમ્મતના ઉલમાને સંબોધન કરીને કહેશે કે મેં તમારી છાતીઓમાં પોતાનું જ્ઞાન અને હિકમત માત્ર એટલા માટે રાખી હતી કે મારો ઈરાદો એ હતો કે તમારી મગફિરત કરું ભલે તમારા અમલ ગમે એવા હોય. (ઉપરોક્ત વર્ણનમાં આ બાબત જાણ થઈ ચૂકી છે કે જે વ્યક્તિમાં અલ્લાહ તઆલાનો ડર અને ખૌફે ખુદા નથી તે ઉલમાની યાદીમાંથી બાકાત છે એટલા માટે આ સંબોધન તે જ લોકો માટે છે જેઓ અલ્લાહના ડરમાં રંગાયેલા હોય, તેમનાથી એ શક્ય જ નથી કે તેઓ નચિંત થઈને ગુનાહોમાં સંડોવાયેલા રહે, હા ! માનવપ્રકૃતિના તકાદાઓના લઈ ક્યારેક ક્યારેક તેમનાથી પણ ભૂલો થઈ જાય છે, તેને જ આ હદીષમાં કહેવામાં આવ્યું છે કે તમારા અમલ ગમે એવા હોય તમારા ભાગે મગફિરત (મા'ફી) નિશ્ચિત છે.

આ બધી રિવાયતો તફસીરે ઈબ્ને કષીરમાંથી લેવામાં આવી છે અને અંતિમ હદીષ જે હઝરત ષુઅ્લબા (રદિ.) દ્વારા રિવાયત કરવામાં આવી છે તેને તબરાનીએ પણ રિવાયત કરી છે જેની સનદમાં બધા જ વાહકો, ષિક્કા (સાચા) છે. *(તફસીરે મઝહરી)*

તફસીરે મઝહરીમાં ઈબ્ને અષાકીરના હવાલાથી પ્રસ્તુત હદીષનો આ જ વિષય અબૂ ઉમર સનઆનીથી પણ રિવાયત થયો છે, એ જ પ્રમાણે હઝરત અબૂમૂસા અશઅરી (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મહશરમાં અલ્લાહ તઆલા પોતાના બધા બંદાઓને એકઠા કરશે પછી તેમનામાં ઉલમાને એક વિશિષ્ટ સ્થળે ભેગા કરીને સંબોધન કરશે,

اِنِّىۡ لَمۡ اَضَعۡ عِلۡمِىۡ فِيۡكُم اِلَّا لِعِلۡمِىۡ بِكُمۡ وَلَمۡ اَضَعۡ عِلۡمِىۡ فِيۡكُمۡ لِاُعَذِّبَكُمۡ اِنۡطَلِقُوۡا قَدۡغَفَرۡتُ لَكُمۡ،

*"મેં પોતાનું જ્ઞાન તમારા દિલોમાં એટલા મારે રાખ્યું હતું કે હું તમારાથી વાકેફ હતો (કે તમે આ ઈલ્મની અમાનતનો હક અદા કરશો), મેં પોતાનું ઈલ્મ તમારી છાતીઓમાં એટલા માટે રાખ્યું ન હતું કે તમને અઝાબ આપું, જાઓ ! મેં તમને મા'ફ કરી દીધા."* *(મઝહરી)*

**ખુલાસો :**

આ આયતમાં સૌ પ્રથમ જાલિમને પછી મુક્તસીદ એટલે કે

મધ્યમમાર્ગીને અને અંતે સાબિક બિલ ખયરાતનું વર્ણન કર્યું છે, આ ક્રમનું કારણ કદાચ એ હોય કે સંખ્યાના આધારે જાલિમુન્નફ્સિહી સૌથી વધારે છે, તેમનાથી ઓછા મધ્યમ માર્ગવાળા અને તેમનાથી ઓછા સાબિક બિલ ખયરાત છે જેમની સંખ્યા વધારે હતી તેમને અગ્રસ્થાને વર્ણન કરવામાં આવ્યા.

ذٰلِكَ هُوَ الْفَضْلُ الْكَبِيْرُ جَنّٰتُ عَدْنٍ يَّدْخُلُوْنَهَا يُحَلَّوْنَ فِيْهَا مِنْ اَسَاوِرَمِنْ ذَهَبٍ وَّلُؤْلُؤًا وَلِبَاسُهُمْ فِيْهَا حَرِيْرٌ શરૂઆતમાં અલ્લાહ તઆલાએ પોતાના સ્વીકૃત ચૂંટી કાઢેલા બંદાઓના ત્રણ પ્રકારો બતાવ્યા છે, પછી ફરમાવ્યું, ذٰلِكَ هُوَ الْفَضْلُ الْكَبِيْرُ એટલે કે અમે ત્રણેને સ્વીકૃત બંદાઓમાં ગણ્યા છે, આ અલ્લાહની ઘણી મોટી કૃપા છે, આગળ તેમના બદલાનું વર્ણન છે કે તેઓ જન્નતમાં જશે.

દુનિયામાં પુરુષો માટે ઘરેણા પહેરવા પણ હરામ છે અને રેશમી પોષાક પણ; તેના બદલામાં તેમને જન્નતમાં આ બધી વસ્તુઓ આપવામાં આવશે અને તેનાથી એ શંકા કરવામાં ન આવે કે ઘરેણા પહેરવા તો સ્ત્રીઓનું કામ છે, પુરુષોને છાજતું નથી પરંતુ આખિરત અને જન્નતની હાલતને દુનિયાની હાલત ઉપર અનુમાનિત કરવી મૂર્ખામી છે.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જન્નતવાળાઓના માથાઓ ઉપર મોતીઓથી ભરેલો તાજ હશે, તેના અદના મોતીનો પ્રકાશ એવો હશે કે પૂર્વથી પશ્ચિમ સુધી સમગ્ર વિશ્વને પ્રકાશિત કરી દેશે. *(રવાહુ તિરમિઝી, હાકિમ વ સહીહુલ બયહકી અઝ મઝહરી)*

ઈમામ કુર્તુબીએ ફરમાવ્યું કે તફસીરકારોએ નોંધ્યું છે કે દરેક જન્નતીના હાથમાં કંગન પહેરાવવામાં આવશે, એક સોનાનો અને એક ચાંદીનો તથા એક મોતીઓનો. જન્નતી કંગન વિશે એક આયતમાં ચાંદીના અને બીજી આયતમાં સોનાનું વર્ણન થયું છે, આ તફસીરથી આ બંને આયતોમાં સુમેળ પણ સધાઈ જાય છે.

**જે વ્યક્તિ દુનિયામાં સોના ચાંદીના વાસણો તથા રેશમી પોશાકનો ઉપયોગ કરશે જન્નતમાં તે તેનાથી વંચિત રહેશે :**

હઝરત હુઝયફા (રદિ.) ફરમાવે છે કે મેં રસૂલે કરીમ ﷺથી સાંભળ્યું છે

કે આપ ﷺએ ફરમાવ્યું કે રેશમી પોષાક ન પહેરો અને સોના ચાંદીના વાસણોમાં પાણી ન પીઓ તથા તેની થાળીનો ખાવામાં ઉપયોગ ન કરો, કારણ કે આ વસ્તુઓ દુનિયામાં કાફિરો માટે છે અને તમારા માટે આખિરતમાં છે.

*(બુખારી અને મુસ્લિમ)*

હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે પુરુષે દુનિયામાં રેશમી કપડાં પહેર્યાં તે આખિરતમાં પહેરી શકશે નહીં. (બુખારી અને મુસ્લિમ) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)ની એક રિવાયતમાં છે કે દુનિયામાં રેશમી પોશાક પહેરનાર પુરુષ આખિરતમાં તેનાથી વંચિત હશે ભલે જન્નતમાં ચાલ્યો પણ જાય. *(મઝહરી)*

وَقَالُوا الْحَمْدُ لِلّٰهِ الَّذِىٓ اَذْهَبَ عَنَّا الْحَزَنَ એટલે કે, જન્નતવાળાઓ જન્નતમાં પ્રવેશ થવાના સમયે કહેશે, અલ્લાહનો શુક્ર છે જેણે અમારો ગમ દૂર કરી આપ્યો. આ "ગમ"થી શું ભાવાર્થ છે તેમાં તફસીરના ઈમામોના વિવિધ નિવેદનો છે અને સાચું એ છે કે બધા જ રંજ અને ગમ તેમાં સામેલ છે, દુનિયામાં માનવી કેટલોય મોટો બાદશાહ બની જાય અથવા નબી અથવા વલી બને, રંજ અને ગમથી કોઈનો છુટકારો નથી.

دریں دنیا کسے بے غم نباشد وگر باشد بنی آدم نباشد

આ દુનિયામાં કોઈ વ્યક્તિ ગમથી બાકાત નથી હોતો,
જો કોઈ ગમથી બાકાત હોય તો પછી તે માનવી નથી.

આ દુનિયામાં ગમો અને ચિંતાઓથી કોઈ નેક અથવા ખરાબ વ્યક્તિને છુટકારો નથી એટલા માટે બુદ્ધિશાળીઓ દુનિયાને ચિંતાનું ઘર કહે છે. આ આયતમાં જે ગમને દૂર કરવાનું વર્ણન છે તેમાં આ દુનિયાના ગમ અને ચિંતા બધું જ સામેલ છે, બીજો ગમ અને ચિંતા કયામત તથા હશ્ર અને બદલાનો, ત્રીજો હિસાબ કિતાબનો, ચોથો જહન્નમના અઝાબનો. અલ્લાહ તઆલા જન્નતવાળાઓથી આ બધા ગમ દૂર કરશે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કલિમએ લા ઈલાહા ઈલ્લલ્લાહવાળાઓમાં ન તો મોતના સમયે કોઈ ભય હશે, ન તો કબ્રમાં અને ન જ મહશરમાં, જાણે કે હું એ જોઈ રહ્યો

છું કે જે સમયે આ લોકો પોતપોતાની કબરોમાંથી ઉઠશે તો એવું કહેતા હશે, اَلۡحَمۡدُ لِلّٰهِ الَّذِىۡ اَذۡهَبَ عَنَّا الۡحَزَنَ *(રવાહુ તબરાની, મઝહરી)*

હઝરત અબૂ દરદઅ્ (રદિ.)ની હદીષ જે ઉપર પસાર થઈ ચૂકી છે જેમાં એ કહેવામાં આવ્યું છે કે આ નિવેદન તે લોકોનું હશે જેઓ જાલિમુન્નફ્સિહી છે, કારણ કે મહશરમાં જેમને શરૂઆતમાં સખત રંજ ગમ અને વિવશતાની અનુભૂતિ થશે, અંતે જન્નતમાં પ્રવેશનો હુકમ મળતા આ રંજ ગમ દૂર થઈ જશે. આ ઈબ્ને ઉમર (રદિ.)ની વર્ણન કરેલ હદીષનો નકાર નથી, કારણ કે જાલિમુન્નફ્સિહીને બીજા અન્ય ગમો કરતાં વધારે એક ગમ મહશરમાં પણ થશે જે જન્નતના પ્રવેશ સમયે દૂર થઈ જશે, તેનો ખુલાસો એ છે કે આ નિવેદન તો બધા જ જન્નતવાળાઓ કરશે ભલે સાબિકીન (અલ્લાહના હુકમથી ખુબીઓ લઈને આગળ વધનાર)માંથી હોય અથવા મુક્તસિદીન (મધ્યમમાર્ગી)માંથી અથવા જાલિમુન્નફ્સિહી (અમલમાં ઉણપ કરનારાઓ અને ગુનાહોની ભૂલોમાં સંડોવાયેલા રહેનારાઓ)માંથી હોય પરંતુ દરેકના ગમોની યાદી અલગ અલગ હોવી પણ અશક્ય નથી.

ઈમામ જસ્સાસ (રહ.)એ ફરમાવ્યું કે મો'મિનની શા'ન એ જ છે કે દુનિયામાં રંજ ગમથી ખાલી ન રહે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે દુનિયા મો'મિન માટે કેદખાનું છે. એ જ કારણ છે કે રસૂલે કરીમ ﷺ અને અકાબીર સહાબા (રદિ.)ની હાલતોમાંથી છે કે આ લોકો મોટા ભાગે ચિંતિત અને ગમ ખાધેલા દેખાતા હતા.

اَلَّذِىۡۤ اَحَلَّنَا دَارَ الۡمُقَامَةِ مِنۡ فَضۡلِهٖ ۚ لَا يَمَسُّنَا فِيۡهَا نَصَبٌ وَّلَا يَمَسُّنَا فِيۡهَا لُغُوۡبٌ

આ આયતમાં જન્નતની અમુક ખાસિયતો વર્ણન કરવામાં આવી છે, પ્રથમ એ કે તેઓ دَارُالۡمُقَامَةِ (દારલ મકાતિહી) છે, તેમને ત્યાં નેઅ્મતોની કમીનો અથવા તો ત્યાંથી કાઢી મૂકવાનો ભય ક્યારેય નથી, બીજું એ કે ત્યાં કોઈને કોઈ જ ગમ થશે નહીં, ત્રીજું એ કે ત્યાં કોઈને થાકની પણ અનુભૂતિ થશે નહીં, જેમકે દુનિયામાં વ્યક્તિને થાક લાગે છે, કામ છોડીને ઊંઘવાની આવશ્યકતા ઊભી થાય છે જન્નત આ બધાથી પવિત્ર હશે, અમુક હદીષની રિવાયતોમાં પણ આ વિષય આવ્યો છે. *(મઝહરી)*

اَوَلَمْ نُعَمِّرْكُمْ مَا يَتَذَكَّرُ فِيْهِ مَنْ تَذَكَّرَ وَجَآئَكُمُ النَّذِيْرُ એટલે કે, જ્યારે જહન્નમમાં આ ફરિયાદ કરશે કે હે અમારા પરવરદિગાર ! તું અમને આ અઝાબમાંથી કાઢ, હવે અમે નેક અમલ કરીશું અને પાછળ કરેલ દુષ્કૃત્યોને છોડી દઈશું. તે સમયે એવો જવાબ આપવામાં આવશે કે શું અમે તમને એટલી જિંદગીની મહોલત આપી ન હતી જેમાં વિચાર કરનારા વિચાર કરીને સાચા માર્ગ ઉપર આવી જાય ? હઝરત અલી ઈબ્ને હુસૈન ઝયનુલ આબિદિન (રદિ.) ફરમાવે છે કે તેનો ભાવાર્થ સત્તર વર્ષની ઉંમર છે અને હઝરત કતાદહ (રદિ.)એ અઢાર વર્ષની ઉંમર બતાવી અને તેનો ભાવાર્થ બાલિગ થવાની ઉંમર છે, બાલિગ થવાની ઉંમર શરીઅતમાં પ્રથમ હદ છે જેમાં દાખલ થઈને મનુષ્યને અલ્લાહ તઆલા તરફથી એટલી બુદ્ધિ આપવામાં આવે છે કે તે પોતાના ભલા અને બુરાને સમજવા લાગે એટલા માટે આ સંબોધન બધા જ કાફિરોને થશે, ભલે લાંબી ઉંમરવાળા હોય અથવા ઓછી ઉંમરવાળા, અલબત્ત જેમને લાંબી જિંદગી મળી અને તો પણ તેઓ ભાનમાં ન આવ્યા તથા અલ્લાહ તઆલાની કુદરતની નિશાનીઓ જોઈને અને અંબિયા (અલૈ.)ની વાતો સાંભળીને પણ સત્યને ન ઓળખ્યું તો તેઓ વધારે ધિક્કારના હકદાર છે.

ખુલાસો એ છે કે જે વ્યક્તિને માત્ર બાલિગ થવાની ઉંમર મળી તેને પણ કુદરતે એટલો સરમાયો આપી દીધો હતો કે તે સત્ય અને જૂઠમાં તફાવત કરી શકે, જ્યારે તેણે એવું ન કર્યું તો તે પણ મલામતનો અને અઝાબનો હકદાર છે પરંતુ જેને વધારે લાંબી ઉંમર મળી તેના ઉપર અલ્લાહ તઆલાની હુજ્જત વધારે પૂરી થઈ ગઈ, જો તે પોતાના કુફ્ર અને ગુનાહોથી પાછો ન વળ્યો તો તે વધારે અઝાબ અને ધિક્કારનો હકદાર છે.

હઝરત અલી મુર્તઝા (રદિ.)એ ફરમાવ્યું કે તે ઉંમર જેના ઉપર અલ્લાહ તઆલાએ ગુનેહગાર બંદાઓને ડરાવ્યા છે તે સાંઈઠ વર્ષ છે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ એક રિવાયતમાં ચાલીસ અને બીજી રિવાયતમાં સાંઈઠ વર્ષ વિશે કહ્યું છે કે આ તે ઉંમર છે જેમાં માનવી ઉપર અલ્લાહ તઆલાની હુજ્જત (દલીલો) પૂર્ણ થઈ જાય છે અને માનવીને કોઈ બહાનું કાઢવાની કોઈ સંભાવના રહેતી નથી. ઈબ્ને કષીર (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની આ બીજી હદીષને અગ્રિમતા આપી છે.

પ્રસ્તુત તફસીરથી સ્પષ્ટ થઈ ગયું કે સત્તર અઢાર વર્ષની રિવાયત તથા સાંઈઠ વર્ષની રિવાયતોમાં કોઈ વિરોધાભાસ નથી, જો કે માનવી સત્તર અઢાર વર્ષની ઉંમરમાં એ પાત્રતા તો કેળવી જ લે છે કે તે સમજી વિચારીને સત્ય અને જૂઠમાં તફાવત કરી શકે એટલા માટે આ જ પુખ્ત વયથી તેને શરીઅતના હુકમોનો જવાબદાર ઠરાવવામાં આવ્યો છે પરંતુ સાંઈઠ વર્ષ એવી લાંબી ઉંમર છે કે તેમાં પણ જો કોઈએ સત્યને ન ઓળખ્યું તો આવા કોઈ બહાનાની સંભાવના નથી રહેતી, તેના ઉપર અલ્લાહ તઆલાની દલીલ સંપૂર્ણ થઈ ચૂકી એટલા માટે ઉમ્મતે મર્હૂમહ (Bleeshed Ummah)ની સામાન્ય ઉંમરો સરેરાશ સાંઈઠ સિત્તેર વર્ષની હોય છે જેમકે હદીષમાં ઈરશાદ છે,

اَعْمَارُ اُمَّتِىْ مَا بَيْنَ السِّتِّيْنَ اِلَى السَّبْعِيْنَ وَاَقَلُّهُمْ مَنْ يَجُوْزُ ذٰلِكَ،

(رَوَاهُ التِّرْمِذِىُّ وَ ابْنُ مَاجَهْ، اِبْنُ كَثِيْرٍ)

*"મારી ઉમ્મતની ઉંમરો સાંઈઠ થી સિત્તેર વર્ષની હશે, ઓછા લોકો હશે જે તેને પાર કરશે."* *(રવાહુ તિરમિઝી અને ઈબ્ને માજહ તથા ઈબ્ને કષીર)*

આ આયતના અંતે ફરમાવ્યું, وَجَآئَكُمُ النَّذِيْرُ તેમાં ઈશારો છે કે માનવીને બાલિગ થવાના સમયથી જ એટલી બુદ્ધિ અને સમજદારી અલ્લાહ તરફથી અર્પણ થઈ જાય છે કે ઓછામાં ઓછું પોતાના સર્જનહાર અને માલિકને ઓળખે અને તેની ખુશનૂદીને પોતાની જિંદગીનો મકસદ બનાવે, આટલા કામ માટે પોતે મનુષ્યની બુદ્ધિ પણ પૂરતી હતી પરંતુ અલ્લાહ જલ્લ શા'નુહૂએ માત્ર તેના ઉપર બસ કર્યું નહીં બલકે આ બુદ્ધિની સહાયતા માટે نَذِيْر (નઝીર) ડરાવનાર પણ મોકલ્યા. "નઝીર"નો અર્થ "ડરાવવા"નો કરવામાં આવે છે, વાસ્તવમાં નઝીર તે વ્યક્તિ છે જે પોતાની કૃપા અને દયાના કારણે પોતાના લોકોને એવી બાબતોથી બચાવવાનું માર્ગદર્શન આપે જે તેમના માટે સર્વનાશ નોંતરનાર અથવા નુકસાનમાં નાંખનાર હોય છે અને આ વસ્તુઓથી લોકોને ડરાવવાનો ભાવાર્થ તે જ પ્રચલિત અર્થના આધારે અંબિયા (અલૈ.) અને તેમના નાયબ ઉલમા છે, આયતનો ખુલાસો એ છે કે અમે હક અને બાતિલ, સત્ય અને જૂઠને ઓળખવા માટે અક્કલ પણ આપી અને તેની સાથે સાથે પોતાના પયગમ્બર પણ મોકલ્યા જે સત્ય તરફ માર્ગદર્શન કરે છે અને બાતિલ એટલે કે જૂઠથી બચાવે છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), ઈકરિમા અને ઈમામ જઅ્ફર બાકિર વર્ણવે છે કે "નઝીર"નો ભાવાર્થ ઘડપણના સફેદ બાલ છે કે જ્યારે તે દેખાવા લાગે તો તે મનુષ્યને એવું માર્ગદર્શન આપે છે કે હવે રજા લેવાનો સમય નજીક આવી ચૂક્યો છે, આ નિવેદન પણ પ્રથમ નિવેદનનું વિરોધાભાસી નથી કે સફેદ બાલ અલ્લાહ તઆલા તરફથી નઝીર (ડરાવનાર) હોય અને અંબિયા (અલૈ.) પણ.

વાસ્તવિકતા એ છે કે મનુષ્યના પુખ્ત થયા પછી જેટલી પરિસ્થિતિઓ ઉપસ્થિત થાય છે તેને પોતાના અસ્તિત્વ અને આસપાસના પર્યાવરણમાં જે પરિવર્તનો અને ફેરફાર નજરે પડે છે તે બધા જ અલ્લાહ તઆલા તરફથી "નઝીર" અને માનવીને ચેતવણી આપનાર હોય છે.

---

## આયતો : (સૂરએ ફાતિર : આયત નં. ૩૮ થી ૪૧)

إِنَّ اللّٰهَ عٰلِمُ غَيْبِ السَّمٰوٰتِ وَالْأَرْضِ ۚ إِنَّهٗ عَلِيمٌۢ بِذَاتِ الصُّدُورِ ﴿٣٨﴾ هُوَ الَّذِي
جَعَلَكُمْ خَلٰٓئِفَ فِي الْأَرْضِ ۚ فَمَنْ كَفَرَ فَعَلَيْهِ كُفْرُهٗ ۖ وَلَا يَزِيدُ الْكٰفِرِينَ
كُفْرُهُمْ عِنْدَ رَبِّهِمْ إِلَّا مَقْتًا ۖ وَلَا يَزِيدُ الْكٰفِرِينَ كُفْرُهُمْ إِلَّا خَسَارًا ﴿٣٩﴾
قُلْ أَرَءَيْتُمْ شُرَكَآءَكُمُ الَّذِينَ تَدْعُونَ مِنْ دُونِ اللّٰهِ ۖ أَرُونِي مَاذَا خَلَقُوا
مِنَ الْأَرْضِ أَمْ لَهُمْ شِرْكٌ فِي السَّمٰوٰتِ ۚ أَمْ اٰتَيْنٰهُمْ كِتٰبًا فَهُمْ عَلٰى
بَيِّنَتٍ مِّنْهُ ۚ بَلْ إِنْ يَّعِدُ الظّٰلِمُونَ بَعْضُهُمْ بَعْضًا إِلَّا غُرُورًا ﴿٤٠﴾ إِنَّ اللّٰهَ
يُمْسِكُ السَّمٰوٰتِ وَالْأَرْضَ أَنْ تَزُولَا ۚ وَلَئِنْ زَالَتَآ إِنْ أَمْسَكَهُمَا مِنْ أَحَدٍ مِّنْۢ
بَعْدِهٖ ۚ إِنَّهٗ كَانَ حَلِيمًا غَفُورًا ﴿٤١﴾

## તરજુમો :

*અલ્લાહ આસમાનો અને જમીનનો ભેદ જાણનાર છે, તેને સારી પેઠે ખબર છે જે વાત દિલોમાં છે. (૩૮) તે જ છે જેણે તમને જમીનમાં નાયબ*

*બનાવ્યા, પછી કોઈ કુફ્ર (નાશુક્રી) કરે તો તેના ઉપર તેનું કુફ્ર પડે અને ઈન્કારીઓને તેમના ઈન્કારથી વધશે નહીં પરંતુ તેમના પરવરદિગાર નજીક બેઝારી (નારાજગી) અને ઈન્કારીઓને તેમના ઈન્કારથી વધશે નહીં પરંતુ નુકસાન. (૩૯) તમે કહો, ભલા જુઓ તો પોતાના ભાગીદારોને, અલ્લાહને છોડીને જેમને પોકારો છો મને બતાવો તો તેમણે પૃથ્વીમાં શું બનાવ્યું અથવા તેમની આસમાનોમાં કોઈ ભાગીદારી છે અથવા અમે તેમને કોઈ કિતાબ આપી છે કે જેની તેઓ તેની સનદ ધરાવે છે !? કંઈ નથી ! પરંતુ જાલિમો જે એકબીજાને વાયદા વચનો આપે છે બધો જ ફરેબ (પ્રપંચ) છે. (૪૦) નિઃશંક અલ્લાહ આસમાનોને થોભાવી રહ્યો છે અને જમીનને કે ખસી ન જાય અને જો ખસી જાય તો કોઈ તેના સિવાય તેમને થોભાવી ન શકે, તે જ છે સહનશીલ મહાન બખ્શનાર. (૪૧)*

## તફસીર :

બેશક ! અલ્લાહ (જ) જાણનાર છે આસમાનો અને જમીનની ગુપ્ત વસ્તુઓનો, બેશક ! તે જ જાણનાર છે દિલની વાતોનો, (બસ તેના જ્ઞાનની વિશેષતા તો આવી છે અને તેના કાર્ય કરવાની વિશેષતા કે જે કુદરત અને નેઅ્મત બંને ઉપર દલીલો કરે છે તે એ છે કે) તે જ એવો છે જેણે તમને જમીનમાં વસાવ્યા (અને તે દલીલો અને અહેસાનોનો તકાદો એ હતો કે શુક્રની દલીલ સ્વરૂપે તવહીદ અને તેના અનુસરણને અપનાવે પરંતુ અમુક તેનાથી વિપરીત કુફ્ર અને દુશ્મનાવટ ઉપર મક્કમ છે) બસ (કોઈ બીજાનું કંઈ બગડવાનું નથી બલકે) જે વ્યક્તિ કુફ્ર કરશે તેના કુફ્રનો વબાલ તેના ઉપર જ પડશે અને (આ વબાલની વિગત એ છે કે) કાફિરો માટે તેમનું કુફ્ર તેમના પરવરદિગાર નજીક નારાજગી વધારવાનું જ કારણ હોય છે (જે દુનિયામાં જ સાબિત થઈ જાય છે) અને (વળી) કાફિરો માટે તેમનું કુફ્ર (આખિરતમાં) નુકસાન વધારવાનું કારણ હોય છે (કે તેના ઉપર જન્નત હરામ હોય છે અને જહન્નમનું ઈંધણ બને છે અને આ કાફિરો જે કુફ્ર અને શિર્કમાં મગ્ન છે) તમે (તેમને જરા એ તો) કહો કે તમે પોતાના ઠરાવેલા ભાગીદારોની હાલત તો બતાવો જેને તમે અલ્લાહને છોડીને પૂજો છો (એટલે કે) મને એ બતાવો કે તેમણે જમીનનો કયો ભાગ બનાવ્યો છે અથવા તેમની આસમાન (બનાવવા)માં કોઈ ભાગીદારી છે ? (જેથી બૌદ્ધિક દલીલ વડે તેમની

ઈબાદતનો હક સાબિત થાય ?) અથવા અમે તેઓ(કાફિરો)ને કોઈ કિતાબ આપી છે (જેમાં શિર્કની માન્યતાને સાચી લખવામાં આવી હોય) જેથી તેઓ તેની દલીલ ઉપર કાયમ હોય (અને આ લોકો પોતાના દા'વાને તે સનદ વડે સાબિત કરે ! પરંતુ મૂળ વાત એ છે કે ન તો તેમની પાસે કોઈ બૌદ્ધિક દલીલ છે અને ન જ કોઈ લેખિત સનદ) બલકે આ જાલિમો એકબીજાથી નર્યા ધોકાબાજીના વાયદા કરતા આવી રહ્યા છે (કે તેમના મોટાઓએ તેમની સનદ વિના જ ખોટી વાતો બતાવી દીધી هٰٓؤُلَاۤءِ شُفَعَاۤؤُنَا عِنْدَ اللّٰه જ્યારે કે વાસ્તવમાં તેઓ અધિકારવિહોણા જ છે, બસ તેઓ ઈબાદતના હકદાર નથી હોઈ શકતા, અલબત્ત સર્વશક્તિમાન માલિક અલ્લાહ તઆલા જ છે અને તે જ ઈબાદતપાત્ર છે તેથી અલ્લાહ તઆલાના સર્વશક્તિમાન હોવાની અને અન્યોમાં અધૂરપ હોવાની દલીલોમાંથી નમૂના સ્વરૂપે એક ટૂંકી વાત વર્ણન કરે છે કે જુઓ એ તો) ચોક્કસ વાત છે કે અલ્લાહ તઆલા આસમાનો અને જમીનને (પોતાની કુદરતથી) થોભાવી રહ્યો છે કે તે હાલની પરિસ્થિતિને ન છોડી દે અને જો (ધારી લો કે) હાલની પરિસ્થિતિને છોડી પણ આપે તો પછી અલ્લાહ તઆલા સિવાય તેને કોઈ થોભાવી પણ નથી શકતો (જ્યારે તેમનાથી પેદા થયેલ વિશ્વની સુરક્ષા પણ નથી થઈ શકતી તો આ વિશ્વને અસ્તિત્વમાં લાવવું અને તેની ઉત્પત્તિ કરવાની તેમનાથી શું અપેક્ષા રાખી શકાય છે ? પછી ઈબાદતના હકદાર તેઓ કેવી રીતે થયા ? અને તેઓ જૂઠા હોવાનું સાબિત થયા છતાં શિર્ક કરવું એ બાબતનો તકાદો હતો કે તેમને સજા આપવામાં આવે પરંતુ કારણ કે) તે ઘણો સહનશીલ (છે એટલા માટે મહોલત આપી રાખી છે અને જો આ મહોલતમાં આ લોકો સત્ય તરફ આવી જાય તો તે) મહાન બખ્શનાર (પણ) છે (એટલા માટે તેમની બધી પાછલી શરારતો મા'ફ કરવામાં આવશે).

## મસ્અલા અને બોધપાઠ :

هُوَ الَّذِىْ جَعَلَكُمْ خَلٰٓئِفَ فِى الْاَرْضِ માં શબ્દ خَلَائِفْ (ખલાઈફ) એ શબ્દ خَلِيْفَةُ (ખલીફહ)નું બહુવચન છે જેનો અર્થ છે "નાયબ" અથવા ડેપ્યુટી (Vice-Regent). ભાવાર્થ એ છે કે અમે માનવીને એક પછી એક પૃથ્વી અને મકાનો વગેરેના માલિક બનાવ્યા છે, એક જાય છે તો બીજો તેનું સ્થાન લઈ લે છે. તેમાં અલ્લાહ તઆલા સમક્ષ શરણે જવા માટેનો મોટો બોધપાઠ છે અને એ અર્થ

પણ હોઈ શકે છે કે આ સંબોધન ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને હોય કે અમે પાછલી કોમો પછી તેમને ખલીફહ સ્વરૂપે તમને માલિક અને વહીવટદાર બનાવ્યા છે એટલા માટે તમારો ફરજ છે કે પોતાનાથી આગલા લોકોની પરિસ્થિતિઓથી બોધપાઠ ગ્રહણ કરો, ઉંમરની કિંમતી પળોને ગફલતમાં પસાર ન કરો.

إِنَّ اللّٰهَ يُمْسِكُ السَّمٰوٰتِ આસમાનોના થોભાવવાનો એ અર્થ નથી કે તેમની ગતિ બંધ કરી દેવામાં આવી બલકે ભાવાર્થ પોતાના સ્થળેથી હટી જવું અથવા ખસી જવું થાય છે, જેમકે શબ્દ أَن تَزُوْلَا (અન તઝૂલા) તેના ઉપર ગવાહ છે એટલા માટે આ આયતમાં આસમાનોના ગતિમાં હોવા અથવા તેના સ્થિતિપ્રજ્ઞ હોવા તરફ કોઈ પ્રકારની દલીલ થતી નથી.

---

## આયતો : (સૂરએ ફાતિર : આયત નં. ૪૨ થી ૪૫)

وَأَقْسَمُوا بِاللّٰهِ جَهْدَ أَيْمَانِهِمْ لَئِن جَاءَهُمْ نَذِيرٌ لَّيَكُونُنَّ أَهْدَىٰ مِنْ إِحْدَى الْأُمَمِ ۖ
فَلَمَّا جَاءَهُمْ نَذِيرٌ مَّا زَادَهُمْ إِلَّا نُفُورًا ﴿٤٢﴾ اسْتِكْبَارًا فِي الْأَرْضِ وَمَكْرَ السَّيِّئِ ۚ وَلَا
يَحِيقُ الْمَكْرُ السَّيِّئُ إِلَّا بِأَهْلِهِ ۚ فَهَلْ يَنظُرُونَ إِلَّا سُنَّتَ الْأَوَّلِينَ ۚ فَلَن
تَجِدَ لِسُنَّتِ اللّٰهِ تَبْدِيلًا ۖ وَلَن تَجِدَ لِسُنَّتِ اللّٰهِ تَحْوِيلًا ﴿٤٣﴾ أَوَلَمْ يَسِيرُوا
فِي الْأَرْضِ فَيَنظُرُوا كَيْفَ كَانَ عَاقِبَةُ الَّذِينَ مِن قَبْلِهِمْ وَكَانُوا أَشَدَّ مِنْهُمْ
قُوَّةً ۚ وَمَا كَانَ اللّٰهُ لِيُعْجِزَهُ مِن شَيْءٍ فِي السَّمٰوٰتِ وَلَا فِي الْأَرْضِ ۚ
إِنَّهُ كَانَ عَلِيمًا قَدِيرًا ﴿٤٤﴾ وَلَوْ يُؤَاخِذُ اللّٰهُ النَّاسَ بِمَا كَسَبُوا مَا تَرَكَ عَلَىٰ
ظَهْرِهَا مِن دَابَّةٍ وَلَٰكِن يُؤَخِّرُهُمْ إِلَىٰ أَجَلٍ مُّسَمًّى ۖ فَإِذَا جَاءَ أَجَلُهُمْ فَإِنَّ
اللّٰهَ كَانَ بِعِبَادِهِ بَصِيرًا ﴿٤٥﴾

**તરજુમો :**

*અને કસમો ખાતા હતા અલ્લાહની તાકીદની પોતાની કસમો કે જો તેમની*

*પાસે ડર સંભળાવનાર આવશે ખરેખર દરેક ઉમ્મતથી બહેતર માર્ગે ચાલીશું, પછી જ્યારે તેમની પાસે ડર સંભળાવનાર આવ્યો (ત્યારે) તેમની સૂગ ઔર વધારે થઈ ગઈ. (૪૨) પ્રદેશમાં અભિમાન કરવું અને અધમ કાર્યના ષડયંત્રો રચવા અને અધમ કૃત્યના ષડયંત્રો ઊંધા વળશે તે જ પ્રપંચો રચનારાઓ ઉપર, પછી હવે તે જ માર્ગ જુએ છે આગલાઓના નિયમ પ્રમાણેનો, બસ તમે અલ્લાહની સુન્નત (નિયમ)ને બદલાતી પામશો નહીં અને ન જ અલ્લાહની સુન્નતને ટળતી પામશો. (૪૩) શું પ્રદેશમાં ઘુમ્યા નથી કે જોઈ લે કેવો થયો અંજામ તે લોકોનો જેઓ તેમનાથી પહેલાં હતા અને તેમનાથી ઘણા સખત જોરાવર હતા; અને અલ્લાહ તે નથી જેને થકાવી મૂકે કોઈ વસ્તુ આસમાનોમાં અને ન જ જમીનમાં; તે જ છે સઘળું જાણનાર સઘળું કરી શકનાર. (૪૪) અને જો અલ્લાહ લોકોને તેમની કમાઈ (કરણી) ઉપર પકડ કરે તો પૃથ્વીના પટ ઉપર ચાલનારમાંથી એકને પણ ન છોડે, તેમને ઢીલ આપે છે એક નિશ્ચિત થયેલ સમયસીમા સુધી, પછી જ્યારે તેમનો સમય આવશે તો અલ્લાહની દૃષ્ટિમાં તેના બધા જ બંદાઓ છે.(૪૫)*

## તફસીર :

અને આ કાફિરો (કુરૈશીઓ)એ (રસૂલે કરીમ ﷺના આગમન પહેલાં) ઘણી જોરદાર કસમો ખાધી હતી કે જો તેમની (એટલે કે અમારી) પાસે કોઈ ડરાવનાર (એટલે કે પયગમ્બર) આવ્યો તો તેઓ (એટલે કે અમે) દરેક ઉમ્મતથી વધારે હિદાયત સ્વીકાર કરનારા બનીશું (એટલે કે યહૂદીઓ અને નસારા વગેરેની જેમ અમે જૂઠાડીશું નહીં, બસ પહેલાં તો આવી સોગંદ ખાતા રહેતા હતા) પછી જ્યારે તેમની પાસે એક પયગમ્બર (એટલે કે રસૂલે કરીમ ﷺ) આવી પહોંચ્યા તો બસ તેમની નફરતની જ પ્રગતિ થઈ દુનિયામાં પોતાને મોટા સમજવાના કારણે અને (માત્ર નફરત ઉપર જ બસ ન કર્યું બલકે) તેમના દુષ્ટ ષડયંત્રોની; (પણ પ્રગતિ થઈ એટલે કે તકબ્બુરના કારણે આપ ﷺના અનુસરણથી તો તેઓ આડા ફંટાયા જ હતા, ભલે એટલું કર્યું હોત કે અનુસરણ ન કર્યું હોત અને તકલીફ પહોંચાડવા તત્પર રહેતા ન હોત, બલકે તેઓ તો રસૂલે કરીમ ﷺને કષ્ટ પહોંચાડવાની ચિંતામાં લાગી ગયા તેથી દરેક સમયે તેઓનું તેમાં જ મંડ્યા રહેવું જગજાહેર છે) અને (આ જે કંઈ અમારા રસૂલ માટે દુષ્ટ

યુક્તિઓ ષડયંત્રો રચી રહ્યા છે તેમાં તેઓ પોતે પોતાનું જ નુકસાન કરી રહ્યા છે કારણ કે) દુષ્ટ ષડયંત્રોનો વબાલ (વાસ્તવમાં) તે પ્રપંચીઓ ઉપર જ પડે છે (બસ દેખીતું છે ક્યારેક તે વ્યક્તિને પણ નુકસાન પહોંચી જાય જેને તેઓ નુકસાન પહોંચાડવા ઈચ્છે છે પરંતુ તે નુકસાન દુનિયવી છે તેનાથી વિપરીત જાલિમોના નુકસાન પહોંચાડવાથી તેના ઉપર આખિરતનું નુકસાન અને વબાલ પડશે અને દુનિયાનું નુકસાન આખિરતના નુકસાન સામે તુચ્છ છે, બસ તે વાસ્તવિક નુકસાનના આધારે તેમનો અંજામ બિલકુલ નિશ્ચિત છે) બસ (આ જે આપ ﷺની દુશ્મની અને તેમને કષ્ટ પહોંચાડવાની યોજનાઓમાં કાર્યરત છે તો) શું આ (લોકો પોતાના માટે પણ અલ્લાહ તઆલાના) તે જ નિયમની રાહ જુએ છે જે આગલા (કાફિર) લોકોની સાથે થતું રહ્યું છે ? (એટલે કે અઝાબ અને સર્વનાશ!) બસ (વાસ્તવમાં તેમના માટે પણ એ જ ફીટ થાય છે કારણ કે) તમે અલ્લાહના (આ) નિયમને પરિવર્તિત થતો જાણશો નહીં (કે તેના બદલે અન્યો જે એવા ન હોય તેમને અઝાબ થવા લાગે, મતલબ એ છે કે અલ્લાહ તઆલાનો વાયદો છે કે કાફિરોને અઝાબ થશે દુનિયામાં કે માત્ર આખિરતમાં અને અલ્લાહ તઆલાનો વાયદો હંમેશા સાચો હોય છે, બસ ન તો એ સંભાવના છે કે તેમને અઝાબ ન થાય અને ન જ એ સંભાવના છે કે બીજા બેગુનાહોને અઝાબ થવા લાગે, આ ચર્ચાનો હેતુ અઝાબ આવવાની તાકીદ છે) અને (તેઓ જે એવું સમજી રહ્યા છે કે કુફ્ર અઝાબનું કારણ નથી તો તે તેમની મોટી ભૂલ છે) શું આ લોકો પૃથ્વીમાં (દાખલા તરીકે સિરીયા અને યમનની મુસાફરીમાં આદ, ષમૂદ અને કોમે લૂતની વસ્તીઓમાં) હરતા ફરતા નથી જેમાં જુએ કે જે (કાફિર ઈન્કારી) લોકો તેમનાથી પહેલાં થઈ ચૂક્યા છે તેમનું (અંતિમ) પરિણામ (આ જૂઠાડવાના કારણે) કેવું થયું ? (કે તેમના ઉપર અઝાબ આવ્યો) જ્યારે કે તેઓ શક્તિમાં તેમનાથી વધેલા હતા અને (કોઈનામાં ભલે ગમે તેટલી તાકાત હોય) અલ્લાહ એવો નથી કે કોઈ (શક્તિશાળી) વસ્તુ તેને હરાવી દે, ન તો આસમાનમાં, ન જ પૃથ્વીમાં (કારણ કે) તે મહાન ઈલ્મવાળો (અને) મહાન કુદરતવાળો છે (બસ પોતાના જ્ઞાનથી દરેક ઈરાદાને લાગુ પાડવાનો તરીકો જાણે છે અને પોતાની કુદરતથી તેને લાગુ પાડી શકે છે અને બીજો કોઈ એવો નથી જ નથી, પછી તેને કઈ વસ્તુ હરાવી શકે છે ?) અને (જો તેઓ આ ધોકામાં હોય કે જો અમને અઝાબ

થવાનો હોત તો થઈ ચૂક્યો હોત અને તેનાથી પોતાના શિર્ક અને કુફ્રના સારા હોવાની દલીલો કરે તો આ પણ તેમની ભૂલ છે, કારણ કે હિકમતના તકાદાના કારણે તેમના માટે તાત્કાલિક અઝાબ આપવામાં નથી આવતો નહિતર) જો અલ્લાહ તઆલા (તે) લોકો ઉપર તેમના (કુફ્રિય્યહ) અમલોના કારણે (તાત્કાલિક) પકડ કરવા માંડે તો પૃથ્વીના પટ ઉપર એક જીવને પણ ન છોડે (કારણ કે કાફિરો તો કુફ્રથી હલાક થઈ જાય અને ઈમાનવાળાઓ અધૂરપના કારણે દુનિયામાં રાખવામાં ન આવે, કારણ કે દુનિયાની વ્યવસ્થા હિકમતના તકાદા ઉપર આધારિત છે અને એ જરૂરી નથી કે તે આ જ અઝાબથી હલાક થાય અને બીજી મખ્લૂકોના સર્જનનો મૂળ હેતુ માનવી છે, જ્યારે તે જ ન હોત તો આ મખ્લૂકો પણ ન રહી હોત) પરંતુ અલ્લાહ તઆલા તેમને એક નિશ્ચિત સમયસીમા (એટલે કે કયામત) સુધી મહોલત આપી રહ્યો છે, બસ જ્યારે તેમની આ મહોલત આવી પહોંચશે (તે સમયે) અલ્લાહ તઆલા પોતાના બંદાઓને પોતે જોઈ લેશે (એટલે કે તેમનામાં જે કાફિરો હશે તેમને સજા આપશે).

## મસ્અલા અને બોધપાઠ :

وَلَا يَحِيْقُ الْمَكْرُ السَّيِّئُ اِلَّا بِاَهْلِهٖ માં શબ્દ لَا يَحِيْقُ (લા યહીકુ)નો અર્થ لَايُحِيْطُ (લા યુહીતુ) અથવા لَا يُصِيْبُ (લા યુસીબુ) થાય છે, જેનો ખુલાસો એ છે કે ખરાબ ષડયંત્રોનો વબાલ અન્ય કોઈના ઉપર પડતો નથી બલકે પોતે તે ષડયંત્રો રચનાર પ્રપંચીઓ ઉપર જ પડે છે, એટલે કે જે વ્યક્તિ અન્યોનું બુરૂં ઇચ્છે છે તે જ પોતે બુરાઈનો શિકાર બની જાય છે.

આ બાબત ઉપર જે શંકા થઈ શકે છે કે દુનિયામાં ઘણા વખતે એવું પણ જોવા મળે છે કે ખરાબ ષડયંત્રો રચનારાઓના ષડયંત્રો કામ કરી જાય છે અને જેને નુકસાન પહોંચવાનું હોય છે તેને નુકસાન પહોંચી જાય છે, તેનો એક જવાબ તો તફસીરના ખુલાસામાં આવી ગયો છે કે તેને જે તકલીફ અથવા નુકસાન પહોંચ્યું તે તો દુનિયાનું નુકસાન છે અને આવા જ ખરાબ પ્રપંચો કરનારાનું નુકસાન આખિરતનો અઝાબ છે, જે કઠોર પણ છે અને કાયમી પણ. તેના મુકાબલામાં ભોગ બનેલાનું આ દુનિયાનું નુકસાન અતિતુચ્છ છે.

બીજો જવાબ અમુક લોકોએ એ પણ આપ્યો છે કે કોઈ બેગુનાહ વિરુદ્ધ

પ્રપંચો રચનાર અને તેના ઉપર અત્યાચાર કરનારનો વબાલ જાલિમ ઉપર મોટે ભાગે દુનિયામાં જ પડી જાય છે. મુહમ્મદ બિન કઅ્બ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે ત્રણ કામો એવા છે જેને આચરનાર દુનિયામાં પણ વબાલ અને અઝાબથી નથી બચતો, એક કોઈ બેગુનાહના હકમાં દુષ્ટ ષડયંત્રો કરીને તેને કષ્ટ પહોંચાડનાર, બીજો જાહેર અત્યાચાર કરનાર અને ત્રીજો કરારનો ભંગ કરનાર. *(ઈબ્ને કષીર)*

ખાસ કરીને જો કોઈ એવા વ્યક્તિ વિરુદ્ધ ષડયંત્રો રચવામાં આવે કે જે બેહાલ અને લાચાર હોય, બદલો લેવાની શક્તિ ધરાવતો ન હોય અથવા તેનામાં બદલો લેવાની શક્તિ હોય પરંતુ સબ્ર કરે, તેના ઉપર કરવામાં આવેલ જુલમોના વબાલથી કોઈ જાલિમને દુનિયામાં પણ બચેલા જોયા નથી.

بس تجربہ کردیم دریں دیر مکافات　　　　با دردکشاں ہر کہ درافتاد برافتاد

તેનો ખુલાસો એ થયો કે આયતમાં જે પરિણામનું વર્ણન કરવામાં આવ્યું છે તે મોટા ભાગે જાહેર કાયદાના આધારે છે, આ જ નિયમ દરેકને લાગુ પડે એ જરૂરી નથી. વલ્લાહુ અઅ્લમુ.

સૂરએ ફાતિર પૂર્ણ થઈ. અલ્હમ્દુલિલ્લાહ !

તા. સફર સન હિજરી ૧૩૯૩ શનિવાર

❑❑❑❑❑❑❑❑❑❑❑

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ફાતિરનો અનુવાદ પૂર્ણ થયો.

**તારીખ :** ૨૬ જુલાઈ ૨૦૧૦ બ મુતાબિક ૧૩ શાબાન ૧૪૩૧ હિજરી.



## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)





પ્રકરણ (૩૬)

# સૂરએ યા–સીન

સૂરએ યા–સીન મક્કામાં નાઝિલ થઈ તેમાં ૮૩ આયતો અને પાંચ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ યા–સીન : આયત નં. ૧ થી ૧૨)**

آياتها ٨٣ ‏ ٣٦ سُورَةُ يٰسٓ مَكِّيَّةٌ ٤١ ‏ ركوعاتها ٥

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

يٰسٓ ﴿١﴾ وَالْقُرْاٰنِ الْحَكِيْمِ ﴿٢﴾ اِنَّكَ لَمِنَ الْمُرْسَلِيْنَ ﴿٣﴾ عَلٰى صِرَاطٍ
مُّسْتَقِيْمٍ ﴿٤﴾ تَنْزِيْلَ الْعَزِيْزِ الرَّحِيْمِ ﴿٥﴾ لِتُنْذِرَ قَوْمًا مَّآ اُنْذِرَ اٰبَآؤُهُمْ فَهُمْ
غٰفِلُوْنَ ﴿٦﴾ لَقَدْ حَقَّ الْقَوْلُ عَلٰٓى اَكْثَرِهِمْ فَهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿٧﴾ اِنَّا جَعَلْنَا فِيْٓ اَعْنَاقِهِمْ
اَغْلٰلًا فَهِيَ اِلَى الْاَذْقَانِ فَهُمْ مُّقْمَحُوْنَ ﴿٨﴾ وَجَعَلْنَا مِنْ بَيْنِ اَيْدِيْهِمْ سَدًّا وَّمِنْ
خَلْفِهِمْ سَدًّا فَاَغْشَيْنٰهُمْ فَهُمْ لَا يُبْصِرُوْنَ ﴿٩﴾ وَسَوَآءٌ عَلَيْهِمْ ءَاَنْذَرْتَهُمْ اَمْ لَمْ
تُنْذِرْهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿١٠﴾ اِنَّمَا تُنْذِرُ مَنِ اتَّبَعَ الذِّكْرَ وَخَشِيَ الرَّحْمٰنَ بِالْغَيْبِ
فَبَشِّرْهُ بِمَغْفِرَةٍ وَّاَجْرٍ كَرِيْمٍ ﴿١١﴾ اِنَّا نَحْنُ نُحْيِ الْمَوْتٰى وَنَكْتُبُ مَا قَدَّمُوْا وَ
اٰثَارَهُمْ وَكُلَّ شَيْءٍ اَحْصَيْنٰهُ فِيْٓ اِمَامٍ مُّبِيْنٍ ﴿١٢﴾ ع

**તરજુમો :**

અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.

*યા–સીન. (૧) કસમ છે આ હિકમતોથી ભરપૂર કુર્આનની. (૨) બેશક ! તમે રસૂલોમાંથી છો. (૩) સીધા માર્ગ ઉપર. (૪) ઉતાર્યું સર્વશક્તિમાન*

*મહાદયાળુએ. (૫) જેથી તમે એવી કોમને ડર સંભળાવો કે ડર નથી સાંભળ્યો તેમના બાપ દાદાઓએ, બસ તેમને ખબર નથી. (૬) તેમનામાંના ઘણાઓ ઉપર વાત સાબિત થઈ ચૂકી છે, બસ તેઓ ઈમાન લાવશે નહીં.(૭) અમે તેમની ગરદનોમાં તોક (Iron Collars) નાંખ્યા છે, બસ તે હડપચીઓ સુધી છે, પછી તેમના માથાં ઊલળી રહ્યા છે. (૮) અને અમે તેમની આગળ એક આડશ (Barrier) અને પાછળ એક આડશ બનાવી છે પછી ઉપરથી ઢાંકી દીધી, બસ તેમને કંઈ જ સૂઝતું નથી. (૯) અને સરખું છે તેમને તમે ડરાવો અથવા ન ડરાવો, ઈમાન લાવશે નહીં. (૧૦) તમે તો તેમને ડર સંભળાવો જેઓ સમજાવેલા ઉપર ચાલે અને રહમાનથી તેને જોયા વિના ડરે, બસ તેમને મા'ફીની અને ઈજ્જતના સવાબની ખુશખબરી આપો. (૧૧) બેશક ! અમે જ છે જે જીવીત કરીએ છીએ મૃતને અને લખીએ છીએ જે તેઓ આગળ મોકલી ચૂક્યા અને જે નિશાન તેમની પાછળ રહ્યા અને દરેક વસ્તુ અમે ગણી લીધી એક સ્પષ્ટ કિતાબ (લવહે મહફૂઝ)માં. (૧૨)*

## નોંધ :

આજે જ્યારે કે સૂરએ યા–સીનની તફસીર શરૂ કરી રહ્યો છું સફરની નવમી તારીખ છે, સફર સન હિજરી ૧૩૫૫ના આ જ તારીખે મારા વાલિદ મોહતરમ મવલાના મુહમ્મદ યાસીન સાહબ (રહ.)ની વફાત થઈ હતી. આ સૂરતના નામની સાથે તેમના નામની સમાનતા અને વફાતની તારીખે તેમની યાદ મેં તાજી કરી લીધી. અભ્યાસ કરનાર લોકોથી દરખાસ્ત છે કે મુજ નાચીઝ અને મારા વાલિદૈન માટે મગફિરત કરે અને કોઈ હિંમત કરીને સૂરએ યા–સીન પઢીને ઈસાલે સવાબ કરી આપે તો સુબ્હાનલ્લાહ ! *–મુહમ્મદ શફીઅ્ ઉસ્માની (રહ.)*

## તફસીર :

યા–સીન (તેનો ભાવાર્થ અલ્લાહ તઆલાને ખબર છે). કસમ છે હિકમતવાળા કુર્આનની, બેશક ! આપ (ﷺ) પયગમ્બરોમાંથી છો, (અને) સીધા માર્ગ ઉપર છો (કે તેમાં જે આપની પેરવી કરે અલ્લાહ તઆલા સુધી પહોંચી જાય, ન કે એ રીતે જેમકે કાફિરો કહે છે لَسْتَ مُرْسَلًا એટલે કે તમે રસૂલ નથી અથવા કહેતા હતા بَلِ افْتَرَاهُ એટલે કે આપ ﷺએ આ પોતે ઘડી કાઢયું છે,

આવું કહેવાથી તેમનું ગુમરાહ થવું જરૂરી બની ગયું અને કુર્આન સંપૂર્ણ હિદાયત સાથે આપ ﷺની નુબુવ્વત અને રિસાલતની દલીલ પણ છે કારણ કે) આ કુર્આન જબરદસ્ત મહેરબાન (અલ્લાહ તઆલા) તરફથી ઊતારવામાં આવ્યું છે (અને આપ ﷺ પયગમ્બર એટલા માટે બનાવવામાં આવ્યા છો કે) જેથી તમે (પ્રથમ) એવા લોકોને (અલ્લાહના અઝાબથી) ડરાવો જેમના બાપ દાદા (નજીકના ભૂતકાળમાં કોઈ રસૂલ દ્વારા) ડરાવવામાં આવ્યા નથી બસ તેથી જ તેઓ અજ્ઞાન છે (કારણ કે જો કે અરબમાં અમુક વિષયો પાછલા રસૂલોના નકલ થયેલા પણ હતા, જેમકે આ આયતમાં છે اَمْ جَآءَهُمْ مَا لَمْ يَاْتِ اٰبَآءَهُمُ الْاَوَّلِيْنَ એટલે કે શું કુર્આન તેમની પાસે કોઈ એવી ચીઝ લાવ્યું છે જેઓ તેમના પૂર્વજોની પાસે આવ્યું ન હતું ? એટલે કે તવહીદનું આમંત્રણ કોઈ નવી વસ્તુ નથી, આ તો હંમેશા તેમના બાપ દાદાઓમાં પણ ચાલુ જ રહ્યું છે પરંતુ નબી આવવાથી જે પ્રમાણે ચેતવણી મળે છે માત્ર તેની ખબરો અને અમુક નકલ થયેલા હુકમો પહોંચવાથી જ્યારે કે તે અધૂરી અને બિનભરોસાપાત્ર પણ હોય આવી ચેતવણી મળતી નથી અને પ્રથમ આપ ﷺએ કુરૈશને ડરાવવાના હતા, એટલા માટે આ સ્થળે તેમનું જ વર્ણન કરવામાં આવ્યું છે પછી સામાન્ય લોકોને પણ આપ ﷺએ ઈસ્લામનું આમંત્રણ આપ્યું, કારણ કે આપ ﷺનું આગમન જાહેર અને વ્યાપક છે તથા તમારી રિસાલત સાચી હોછા છતાં તથા કુર્આન સત્ય હોવા છતાં આ લોકો જે નથી માનતા તમે તેનાથી દિલગીર ન થાઓ કારણ કે) તેમનામાં ઘણા લોકો ઉપર (તકદીરી) વાત સાબિત થઈ ચૂકી છે (તે વાત એ છે કે તેઓ હિદાયતના માર્ગ ઉપર આવશે નહીં) બસ આ લોકો કદાપિ ઈમાન લાવશે નહીં (આ પરિસ્થિતિ તેમનામાં ઘણા લોકોની હતી અને અમુકના કિસ્મતમાં ઈમાન પણ હતું તે ઈમાન પણ લઈ આવ્યા અને બાકીના લોકોનું ઉદાહરણ ઈમાનથી દૂર હોવામાં એવું થઈ ગયું જાણે કે) અમે તેમની ગરદનોમાં (ભારે ભારે) તૌક (લોખંડના પટ્ટા) નાંખી દીધા છે, પછી તે હડપચીઓ સુધી (અડેલા) છે જેનાથી તેમના માથા ઉપરની બાજુએ ઉલળી ગયા (એટલે કે ઊંચાને ઊંચા રહી ગયા નીચા નથી વળી શકતા, બસ એ કારણે કે તૌક એટલે કે લોખંડના પટ્ટાઓ એવા છે કે જે હડપચીઓ સુધી અડેલા હોય અને તેના કારણે તેમની ગરદનો અધ્ધર જ રહે, મતલબ કે તેઓ નીચે નથી જોઈ શકતા. એ જ રીતે તેઓ સીધો માર્ગ જોવાથી

પણ વંચિત રહ્યા) અને (વળી તેમની ઈમાનથી દૂરીનું ઉદાહરણ એવું થઈ ગયું કે જાણે) અમે એક આડશ તેમની સામે કરી દીધી અને એક આડશ તેમની પાછળ કરી દીધી જેનાથી અમે (દરેક બાજુએથી) તેમને (પડદાઓમાં) ઘેરી દીધા, બસ તેઓ (આ પડદાના કારણે કોઈ વસ્તુને) જોઈ નથી શકતા અને (બંને ઉદાહરણોનો ખુલાસો એ છે કે) તેમને વાસ્તવમાં તમારું ડરાવવું અથવા ન ડરાવવું બંને સમાન છે, આ (કોઈ હાલતમાં પણ) ઈમાન લાવશે નહીં (એટલા માટે આપ ﷺ તેમનાથી આશાવાદી ન બનો અને રાહતનો શ્વાસ લો) બસ તમે તો (એવું ડરાવવું જેના ઉપર લાભ નિશ્ચિત હોય માત્ર) એવા લોકોને ડરાવી શકો છો જે બોધપાઠ ઉપર ચાલે અને અલ્લાહને વિના જોયે ડરે (કે આ ડર જ સત્યની તલબ છે અને સત્યની તલબથી ડરના કારણે જ ડરે છે) બસ (જે એવો વ્યક્તિ હોય) તમે તેને (ગુનાહોથી) મા'ફી અને (તેના આજ્ઞાપાલન ઉપર) ઉત્તમ બદલાની ખુશખબરી સંભળાવી આપો (અને તેનાથી એ બાબત ઉપર પણ દલીલ થઈ ગઈ કે જેઓ ગુમરાહી અને વિરોધ કરવા તત્પર રહ્યા છે તેઓ મગફિરત અને સારા બદલાથી વંચિત અને અઝાબના હકદાર છે અને જો કે દુનિયામાં આ બદલો અને સજા જાહેર થવી જરૂરી નથી પરંતુ) બેશક ! અમે (એક દિવસે) મુરદાઓને જીવીત કરીશું (તે સમયે તે બધું જાહેર થઈ જશે) અને (જે અમલો ઉપર બદલો અને સજા થશે) અમે (તેને બરાબર) લખતા જઈએ છીએ તે અમલો પણ જેને લોકો આગળ મોકલતા જાય છે અને તેમના તે અમલો પણ જે પાછળ છોડી જાય છે (مَا قَدَّمُوْا નો ભાવાર્થ જે કામ પોતાના હાથે કર્યું અને آثَار નો ભાવાર્થ તે પ્રભાવ જે આ કાર્યના કારણે પેદા થયો અને મોત પછી પણ બાકી રહ્યો, દાખલા તરીકે કોઈએ કોઈનું એક કામ કર્યું અને તે બીજાઓની હિદાયતનું પણ કારણ બન્યું અથવા કોઈએ કોઈ ખરાબ કામ કર્યું અને તે બીજાઓની ગુમરાહીનું પણ કારણ બની ગયું, મતલબ કે આ બધું લખવામાં આવી રહ્યું છે અને ત્યાં તે બધા ઉપર બદલો અને સજા લાગુ પડી જશે) અને (અમારું ઈલ્મ તો એટલું વિશાળ છે કે અમે તે કિતાબના પણ મોહતાજ નથી જેમાં ઘટના બની ગયા પછી વર્ણન થયું હોય કારણ કે) અમે (તો) દરેક વસ્તુને (જે કંઈ કયામત સુધી થશે તેના અસ્તિત્વમાં આવતા પહેલાં જ) એક સ્પષ્ટ કિતાબ (એટલે કે લવહે મહફૂઝ)માં લખી દીધું છે (માત્ર અમુક હિકમતોથી અમલોને લખવામાં આવે છે,

બસ જ્યારે અસ્તિત્વમાં આવતા પહેલાં અમને બધી વસ્તુઓનું જ્ઞાન છે તો ઘટના બની ગયા પછી તેનું જ્ઞાન કેમ ન હોય ! એટલા માટે કોઈ અમલથી ફરી જવાની અથવા ગુપ્ત રાખવાની કોઈ સંભાવના નથી, અવશ્ય સજા થશે અને લવહે મહફૂઝને સ્પષ્ટ વસ્તુઓની વિગત સ્વરૂપે કહેવામાં આવ્યું).

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરએ યાસીનની ફઝીલત :

હઝરત મઅ્કિલ બિન યષાર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, યા–સીન "કલ્બુલ કુર્આન" એટલે કે સૂરએ યા–સીન કુર્આનનું દિલ છે અને આ હદીષના અમુક શબ્દોમાં છે કે જે વ્યક્તિ સૂરએ યા–સીનને માત્ર અલ્લાહ અને આખિરત માટે પઢે છે તેની મગફિરત (મા'ફી) થઈ જાય છે, તેને પોતાના મૃત્યુ પામેલા સ્વજનો ઉપર પઢ્યા કરો.

*(રવાહુ અહમદ, અબૂ દાવુદ, નસઈ, ઈબ્ને હબ્બાન, હાકિમ વગેરે, કઝા ફિલ રૂહ વલ મઝહરી)*

ઈમામ ગઝાલી (રહ.)એ ફરમાવ્યું કે સૂરએ યા–સીનને "કલ્બે કુર્આન" કહેવાનું કારણ એ હોઈ શકે છે કે તે સૂરતમાં કયામત અને હશ્રના વિષયો ખાસ વિગતપૂર્વક અને વિશિષ્ટ સ્વરૂપે આવ્યા છે અને ઈમાનની મૂળભૂત માન્યતાઓમાંથી આખિરતનો અકીદહ તે વસ્તુ છે જેના ઉપર મનુષ્યના અમલોની ખરાઈ અવલંબિત છે. આખિરતનો ડર જ મનુષ્યને નેક કર્મો માટે તૈયાર કરે છે અને તે જ તેને નાજાઈઝ મનેચ્છાઓ અને હરામ કૃત્યોથી રોકે છે તો જે પ્રમાણે શરીરની તંદુરસ્તી દિલની તંદુરસ્તી ઉપર અવલંબિત છે એ જ પ્રમાણે ઈમાનની તંદુરસ્તી આખિરતની ચિંતા ઉપર અવલંબિત છે. (રૂહુલ મઆની) અને આ સૂરતનું નામ જે રીતે "સૂરએ યા–સીન" પ્રખ્યાત છે એ જ પ્રમાણે એક હદીષમાં તેનું નામ عَظِيْمَة (અઝીમહ) પણ આવ્યું છે. (અખ્રઝા અબૂ નશર સજરી અન આયશા રદિ.) અને એક હદીષમાં છે કે આ સૂરતનું નામ તવરાતમાં مُعِمَّة (મુઈમ્મહ) આવ્યું છે, એટલે કે તેના પઢનાર માટે દુનિયા અને આખિરતની ભલાઈ અને બરકતો જાહેર કરાવનાર અને તેના પઢનારનું નામ شَرِيْف (શરીફ) "ભલો–ડાહ્યો" આવ્યું છે અને ફરમાવ્યું કે કયામતના દિવસે તેની સિફારસ રબિય્યહ કબીલાના લોકોની સંખ્યા કરતાં વધારે લોકો માટે કબૂલ થશે. (રવાહુ

સઈદ બિન મન્ષૂર વલ બયહકી, અન હસ્સાન બિન અતિય્યહ) અમુક રિવાયતોમાં તેનું નામ مُـدَافِـعَـةُ (મુદાફિઅહ) પણ આવ્યું છે, એટલે કે તેને પઢનારની તે બલાઓને દૂર કરનારી છે અને અમુકમાં તેનું નામ قَـاضِيَـةُ (કાદિયહ) એટલે કે જરૂરતો પૂરી કરનાર આવ્યું છે. *(રૂહુલ મઆની)*

હઝરત અબૂઝર (રદિ.)થી રિવાયત છે કે જે મૃત્યુ પામનારની પાસે સૂરએ યા-સીન પઢવામાં આવે તો તેનો મોતનો સમય આસાન થઈ જાય છે. *(રવાહુ અલ દયલમી, ઈબ્ને હબ્બાન, મઝહરી)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.)એ ફરમાવ્યું કે જે વ્યક્તિ સૂરએ યા-સીનને પોતાની જરૂરતની આગળ કરી દે તો તેની જરૂરત પૂરી થઈ જાય છે. *(અખ્રઝલ મહામિલી ફિલ અમાલી -મઝહરી)*

યહ્યા ઈબ્ને કષીરે ફરમાવ્યું કે જે વ્યક્તિ સવારે સૂરએ યા-સીન પઢી લે તે સાંજ સુધી ખુશી અને આરામથી રહેશે અને જે સાંજે પઢી લે તો સવાર સુધી ખુશીમાં રહેશે અને ફરમાવ્યું કે મને આ વાત એવા વ્યક્તિએ બતાવી છે જેણે તેનો અનુભવ કર્યો છે. *(અખ્રઝા ઈબ્નલ ફરીસ, મઝહરી)*

يٰسٓ (યા-સીન) આ શબ્દ વિશે પ્રખ્યાત નિવેદન તો તે જ છે જે ઉપર તફસીરના ખુલાસામાં કરવામાં આવ્યું છે કે તે حُـرُوْفِ مُـقَـطَّـعَـاتُ (હુરૂફે મુકત્તઆત)માંથી છે જેનું જ્ઞાન અલ્લાહ તઆલાને છે, સામાન્ય બંદાઓને નથી આપવામાં આવ્યું અને ઈબ્ને અરબિય્યહ (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું કે ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાના નામોમાંથી તે એક નામ છે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પણ એક રિવાયત આવી જ વર્ણન થઈ છે કે તે અલ્લાહના નામોમાંથી છે તથા એક રિવાયતમાં એ આવ્યું છે કે આ હબશી ભાષાનો શબ્દ છે, જેનો અર્થ "હે માનવી" થાય છે અને "માનવી"થી ભાવાર્થ રસૂલે કરીમ ﷺ છે. હઝરત ઈબ્ને ઝુબૈર (રદિ.)ની વાતથી એ જણાય છે કે શબ્દ "યા-સીન" નબીએ કરીમ ﷺનું નામ છે. રૂહુલ મઆનીમાં છે કે રસૂલે કરીમ ﷺનું નામ આ બે મહાન શબ્દોથી રાખવું એટલે કે, "યા" અને "સીન" તેમાં ઘણા રહસ્યો છે.

**યા-સીન કોઈનું નામ રાખવું કેવું છે ? :**

ઈમામ માલિક (રહ.)એ તેને એટલા માટે પસંદ નથી કર્યું કે તેમના મતે

આ નામ અલ્લાહ તઆલાના નામોમાંથી છે અને તેનો સાચો અર્થ ખબર નથી એટલા માટે શક્ય છે કે કોઈ એવો અર્થ પણ હોઈ શકે છે જે અલ્લાહ તઆલા માટે જ વિશિષ્ટ સ્વરૂપે હોય જેમકે "ખાલિક" (સર્જનહાર), "રાઝિક" (રોજી આપનાર) વગેરે. અલબત્ત આ શબ્દને આ રીતે يَا سِيۡن (યાસીન) લખવામાં આવે તો આ કોઈ વ્યક્તિનું નામ રાખવું જાઈઝ છે, કારણ કે કુર્આને કરીમમાં આવ્યું છે, سَلَامٌ عَلٰی اٰلِ یَا سِیۡنَ (ઇબ્ને અરબી) પ્રસ્તુત આયતની મશ્હૂર કિરાઅત اِلۡیَاسِیۡن (ઈલિયાસીન) છે પરંતુ અમુક કિરાઅતોમાં اٰلِ یَـــاسِیۡــن (આલિયાસીન) પણ આવ્યું છે.

لِتُنۡـذِرَ قَـوۡمًـا مَّـا اُنۡذِرَ اٰبَـاءُ هُمۡ તેનો ભાવાર્થ "અરબો" છે, અર્થ એ છે કે તેમના બાપ દાદાઓમાં કોઈ "નઝીર" (ડરાવનાર) એટલે કે પયગમ્બર લાંબા સમયથી નથી આવ્યા અને બાપ દાદાઓથી ભાવાર્થ તેમના નજીકના પૂર્વજો છે. તેમના મહાન પૂર્વજ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને તેમની સાથે હઝરત ઈસ્માઈલ (અલૈ.) પછી કેટલીય સદીઓ સુધી અરબમાં કોઈ પયગમ્બર આવ્યા ન હતા, જો કે દા'વત અને તબ્લીગ તથા અલ્લાહ તઆલાથી ડરાવવાનો અને ખુશખબરી આપવાનો ક્રમ સતત ચાલુ રહ્યો જેનું વર્ણન કુર્આને કરીમની આયતમાં પણ છે જે તફસીરના ખુલાસામાં આવી ચૂક્યું છે અને اِنۡ مِّـنۡ اُمَّةٍ اِلَّا خَلا فِيۡهَا نَذِيۡر આયતનો પણ એ જ તકાદો છે કે અલ્લાહ તઆલાની રહમતે કોઈ કોમ અને મિલ્લતને દા'વત અને ડરાવવાથી કોઈપણ યુગમાં અને કોઈપણ પ્રદેશમાં વંચિત નથી રાખ્યા પરંતુ એ દેખીતું છે કે અંબિયા (અલૈ.)ની તા'લીમ તેમના નાયબો દ્વારા પહોંચવામાં તે પ્રભાવ નથી હોતો જે પોતે નબી અથવા પયગમ્બર (અલૈ.)ની દા'વત અને તા'લીમમાં હોય છે એટલા માટે પ્રસ્તુત આયતમાં અરબો વિશે આ કહેવામાં આવ્યું કે તેમનામાં કોઈ ડરાવનાર આવ્યો નથી, તેની જ એ અસર હતી કે અરબમાં સામાન્ય રીતે પઢવા અને પઢાવવાની તથા તા'લીમની કોઈ વ્યવસ્થિત કાયમી વ્યવસ્થા ન હતી, આ જ કારણે તેમનો લકબ "ઉમ્મિય્યીન" (નિરક્ષર) થયો છે.

لَـقَـدۡحَـقَّ الۡـقَـوۡلُ عَلٰی اَكۡثَرِهِمۡ فَهُمۡ لَا يُؤۡمِنُوۡنَ، اِنَّا جَعَلۡنَا فِيۡ اَعۡنَاقِهِمۡ اَغۡلٰلًا ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલાએ કુફ્ર અને ઈમાન તથા જન્નત અને દોઝખના બંને માર્ગો મનુષ્યની સામે રાખી દીધા અને ઈમાનની દા'વત માટે અંબિયા

(અલૈ.) અને કિતાબો પણ મોકલી દીધી, પછી મનુષ્યને એટલો અધિકાર પણ આપી દીધો કે તે પોતાના ભલા અને બુરાને ઓળખીને કોઈ માર્ગ અપનાવે જે બદનસીબ ન તો વિચારે છે કે ચિંતન કરીને કામ લે છે અને ન જ કુદરતની દલીલોમાં મનન કરે અને ન તો અંબિયા (અલૈ.)ની દા'વત ઉપર ધ્યાન આપે અને ન જ અલ્લાહની કિતાબમાં વિચાર કે ચિંતન કરે તો તેણે પોતાના અધિકારથી જે માર્ગ અપનાવી લીધો તો અલ્લાહ તઆલા તે જ સામાન તેના માટે એકઠો કરી દે છે, જો કુફ્રમાં લાગી ગયો તો પછી તેના માટે કુફ્ર વધારવાનો જ સામાન થતો રહે છે, તેને જ આ પ્રમાણે ઓળખાવવામાં આવ્યું, لَقَدْ حَقَّ الْقَوْلُ عَلٰى اَكْثَرِهِمْ فَهُمْ لَا يُؤْمِنُوْنَ એટલે કે તેમનામાંથી ઘણા લોકો ઉપર તો તેમની પોતે અપનાવેલ બુરાઈઓના કારણે જ આ સત્ય વચન લાગુ પડી ચૂક્યું છે કે તેઓ ઈમાન લાવશે નહીં.

આગળ તેમની પરિસ્થિતિનું એક દૃષ્ટાંત વર્ણન કર્યું છે કે તેમનું ઉદાહરણ એવું છે કે જેના ગળામાં એવો તોક (લોખંડનો પટ્ટો) નાંખી દેવામાં આવ્યો હોય કે તેનો ચહેરો અને આંખો ઉપર ઊઠી જાય, નીચે રસ્તા તરફ જોઈ જ ના શકે તો દેખીતું છે કે તે પોતાને કોઈ ખાડામાં પડવાથી બચાવી નથી શકતો.

બીજું ઉદાહરણ એ આપ્યું જેમકે કોઈ વ્યક્તિની ચારે બાજુએ દિવાલ ઊભી કરી દેવામાં આવે તો તે આ ચાર દિવાલોમાં કેદ થઈને રહી જશે અને બહારથી વસ્તુઓથી બેખબર થઈ જાય છે. આ કાફિરોની આજુબાજુ પણ તેમની અજ્ઞાનતા અને તેના ઉપર દુશ્મનાવટ અને હઠધર્મીએ ઘેરો ઘાલ્યો છે કે બહારથી સત્ય વાતો તેમના સુધી જાણે પહોંચતી જ નથી.

ઈમામ રાઝી (રહ.)એ ફરમાવ્યું કે દૃષ્ટિના અવરોધકોના બે પ્રકારો હોય છે, એક અવરોધ તો એવો હોય છે કે પોતે પોતાના અસ્તિત્વને પણ ન જોઈ શકે. બીજો એ કે પોતાની આજુબાજુની પરિસ્થિતિને ન નિહાળી શકે. આ કાફિરો માટે સત્ય જોવાથી બંને પ્રકારના અવરોધકો ઉપસ્થિત હતા, એટલા માટે પ્રથમ ઉદાહરણ પ્રથમ અવરોધકનું છે કે જેમની ગરદનો નીચે વળી જ નથી શકતી અને તેઓ પોતાના અસ્તિત્વને પણ નથી જોઈ શકતા અને બીજું ઉદાહરણ બીજા અવરોધકનું છે કે તેઓ પોતાની આજુબાજુ પણ જોઈ શકતા નથી. *(રૂહુલ મઆની)*

જમહૂર મુફસ્સિરીને પ્રસ્તુત આયતમાં તેમના કુફ્ર અને દુશ્મનાવટનું જ ઉદાહરણ ઠરાવી દીધું છે અને અમુક મુફસ્સિરોએ તેને અમુક રિવાયતોની બીના ઉપર એક ઘટનાનું વર્ણન ઠરાવ્યું છે. અબૂજહલ અને અમુક બીજા લોકો રસૂલે કરીમ ﷺની હત્યા કરવાનો અથવા તેમને કષ્ટ પહોંચાડવાનો પાકો નિર્ધાર કરીને આપ ﷺ તરફ વધ્યા પરંતુ અલ્લાહ તઆલાએ તેમની આંખો ઉપર તે નાંખી દીધું કે તેઓ લાચાર થઈને પરત આવ્યા. આ જ પ્રમાણેની અનેક ઘટનાઓ તફસીરની કિતાબો ઈબ્ને કષીર, રૂહુલ મઆની, કુર્તુબી, મઝહરી વગેરેમાં નકલ થઈ છે પરંતુ તે મોટા ભાગની રિવાયતો ઝઈફ (કમજોર) છે, તેના ઉપર આયતની તફસીરનો આધાર રાખી શકાતો નથી.

وَنَكْتُبُ مَا قَدَّمُوْا وَاٰثَارَهُمْ એટલે કે અમે તેમના અમલોને લખીશું જે તેમણે આગળ મોકલ્યા છે. અમલને "આગળ મોકલવા"થી ઓળખાવીને એ બતાવવામાં આવ્યું છે કે જે કર્મો સારા અથવા નરસા આ દુનિયામાં કર્યા છે તે અહીંયાં સમાપ્ત નથી થઈ ગયા બલકે તે તમારો સામાન બનીને આગળ પહોંચી ગયા છે જેનાથી આગલી જિંદગીમાં વાસ્તો પડવાનો છે, સારા કર્મો છે તો જન્નતના બાગ બગીચા બનશે અને જો ખરાબ કૃત્યો છે તો જહન્નમના અંગારા; અને તે અમલો (કર્મો)ને લખવાનો મૂળ હેતુ તેમને સુરક્ષિત રાખવું છે અને લખવું પણ તેનું એક માધ્યમ છે કે જેમાં ભૂલચૂક થવાની અથવા ભૂલાઈ જવાની તથા વધારો ઘટાડો થવાની કે નુકસાન થવાની સંભાવના નથી રહેતી.

**અમલોની જેમ અમલોની અસરો પણ લખવામાં આવે છે :**

وَاٰثَارَهُمْ એટલે કે જે રીતે તેમના કરેલા કૃત્યો (અમલો) લખવામાં આવે છે એ જ પ્રમાણે તેમના آثار (આષાર) પણ લખવામાં આવે છે. آثار (આષાર)નો ભાવાર્થ અમલોના તે પરિણામો અને અંજામ છે જે પાછળથી જાહેર થાય અથવા તો કાયમ રહે છે, દાખલા તરીકે કોઈએ લોકોને દીનની તા'લીમ આપી, દીની હુકમો બતાવ્યા અથવા તેમના માટે કોઈ કિતાબ લખી જેનાથી લોકોએ દીનનો લાભ ઉઠાવ્યો અથવા કોઈ વકૂફ કર્યું જેમાંથી લોકોને તેના પછી પણ લાભ પહોંચ્યો અથવા કોઈ એવું કામ કર્યું જેનાથી મુસલમાનોને લાભ પહોંચ્યો તો જ્યાં સુધી તેના આ ભલા કાર્યની અસરો પહોંચશે અને જ્યાં સુધી પહોંચતી રહેશે તે બધું તેના નામએ આ'માલમાં લખવામાં આવતું રહેશે, એ જ રીતે ખરાબ કૃત્યો

જેના ખરાબ પરિણામો અને અસરો દુનિયામાં બાકી રહે, દાખલા તરીકે અત્યાચારી કાયદાઓ લાગુ પાડવામાં આવે, એવી સંસ્થાઓ સ્થાપવામાં આવે જે મનુષ્યના અમલો અને તેમની નૈતિકતાને ખરાબ કરી નાંખે અથવા લોકોને કોઈ ખોટા અથવા ખરાબ માર્ગે વાળી દેવામાં આવે તો જ્યાં સુધી અને જેટલા સમય સુધી આ અમલોના ખરાબ પરિણામો અને નુકસાનો અસ્તિત્વમાં આવતા રહેશે તેના નામએ આ'માલમાં તે લખવામાં આવતું રહેશે જેમકે આ આયતની તફસીરમાં પોતે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે, હઝરત જરીર બિન અબ્દુલ્લાહ બજલી (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

مَنْ سَنَّ سُنَّةً حَسَنَةً فَلَهٗ اَجْرُهَا وَاَجْرُمَنْ عَمِلَ بِهَا مِنْ بَعْدِهٖ مِنْ غَيْرِ اَنْ يُّنْقَصَ مِنْ اُجُوْرِهِمْ شَیْءٌ وَمَنْ سَنَّ سُنَّةً سَيِّئَةً كَانَ عَلَيْهِ وِزْرُهَا وَوِزْرُمَنْ عَمِلَ بِهَا مِنْ بَعْدِهٖ لَا يَنْقُصُ مِنْ اَوْزَارِهِمْ شَيْئًا، ثُمَّ تَلَا وَنَكْتُبُ مَا قَدَّمُوْا وَاٰثَارَهُمْ، (اِبْنُ كَثِيْرٍ عَنِ ابْنِ اَبِیْ حَاتِم)

*"જે વ્યક્તિએ કોઈ સારો તરીકો ચાલુ કર્યો તો તેનો તેને પણ સવાબ મળશે અને જેટલા વ્યક્તિ આ તરીકા ઉપર અમલ કરશે તેનો સવાબ પણ તેને મળશે તે અમલ કરનારાઓના સવાબમાં કોઈ કમી થયા વિના; અને જેણે કોઈ બુરો તરીકો ચાલુ કર્યો તો તેનો તેને પણ ગુનોહ થશે અને જ્યાં સુધી જેટલા વ્યક્તિ આ બુરા તરીકા ઉપર અમલ કરતા રહેશે તેમનો ગુનોહ પણ તેને થતો રહેશે તેના ગુનાહ કરનારાઓના ગુનાહોમાં કમી આવ્યા સિવાય !"*

آثـــــار (આષાર)નો એક અર્થ "પગલાંના નિશાન"નો પણ થાય છે. હદીષમાં આવે છે કે માનવી જ્યારે નમાઝ માટે મસ્જિદ તરફ ચાલે છે તો તેના દરેક ડગલાં ઉપર નેકી લખવામાં આવે છે, અમુક હદીષની રિવાયતોથી જાણ થાય છે કે આ આયતમાં "આષાર"નો ભાવાર્થ આ જ પગલાંઓના નિશાનનો છે, જે રીતે નમાઝનો સવાબ પણ લખવામાં આવે છે એ જ પ્રમાણે નમાઝ માટે જવામાં જેટલા ડગલાં પડ્યા છે દરેક ડગલે એક નેકી લખવામાં આવે છે. ઈબ્ને કષીર (રહ.)એ આ રિવાયતોને આ સ્થળે એકઠી કરી દીધી છે જેમાં એ વર્ણન છે કે મદીના તય્યિબહમાં જે લોકોના મકાનો મસ્જિદે નબવી ﷺથી દૂર હતા તેમણે ઈરાદો કર્યો કે મસ્જિદની નજીક મકાન બનાવી લે. રસૂલે કરીમ ﷺએ મનાઈ

કરી કે જ્યાં રહો છો ત્યાં જ રહો, દૂરથી ચાલીને આવશો તો તે વખતને બેકાર ગયેલ ન સમજો, જેટલા ડગલાં વધારે હશે એટલો જ તમારો સવાબ વધશે.

આ બાબત ઉપર જે શંકા થઈ શકે છે કે આ સૂરહ મક્કી છે અને જે ઘટનાઓ આ હદીષોમાં પ્રસ્તુત થઈ છે તે તો મદીના તય્યિબહની છે તો તેનો જવાબ એ હોઈ શકે છે કે આયત પોતાના સામાન્ય અર્થમાં છે કે અમલોની અસરો પણ લખવામાં આવે છે અને આયત મક્કામાં જ નાઝિલ થઈ હોય પછી મદીના તય્યિબહમાં જ્યારે આ ઘટના સામે આવી તો રસૂલે કરીમ ﷺએ દલીલ સ્વરૂપે આ આયતનું વર્ણન ફરમાવ્યું અને પગલાંના નિશાનને પણ આ કાયમ બાકી રહેનાર અસરોમાં ગણ્યા જે લખવાનું કુર્આન શરીફની આ આયતમાં વર્ણન થયું છે, આ રીતે આ બંને તફસીરોમાં જાહેર વિરોધાભાસ પણ નિર્મૂળ થઈ જાય છે.

*(ખુલાસો ઈબ્ને કષીર)*

---

## આયતો : (સૂરએ યા-સીન : આયત નં. ૧૩ થી ૩૨)

وَاضْرِبْ لَهُمْ مَّثَلًا اَصْحٰبَ الْقَرْيَةِ ۘ اِذْ جَآءَهَا الْمُرْسَلُوْنَ ﴿۱۳﴾ اِذْ اَرْسَلْنَآ
اِلَيْهِمُ اثْنَيْنِ فَكَذَّبُوْهُمَا فَعَزَّزْنَا بِثَالِثٍ فَقَالُوْٓا اِنَّآ اِلَيْكُمْ مُّرْسَلُوْنَ ﴿۱۴﴾
قَالُوْا مَآ اَنْتُمْ اِلَّا بَشَرٌ مِّثْلُنَا ۙ وَمَآ اَنْزَلَ الرَّحْمٰنُ مِنْ شَيْءٍ ۙ اِنْ اَنْتُمْ اِلَّا
تَكْذِبُوْنَ ﴿۱۵﴾ قَالُوْا رَبُّنَا يَعْلَمُ اِنَّآ اِلَيْكُمْ لَمُرْسَلُوْنَ ﴿۱۶﴾ وَمَا عَلَيْنَآ اِلَّا الْبَلٰغُ
الْمُبِيْنُ ﴿۱۷﴾ قَالُوْٓا اِنَّا تَطَيَّرْنَا بِكُمْ ۚ لَئِنْ لَّمْ تَنْتَهُوْا لَنَرْجُمَنَّكُمْ وَلَيَمَسَّنَّكُمْ
مِّنَّا عَذَابٌ اَلِيْمٌ ﴿۱۸﴾ قَالُوْا طَآئِرُكُمْ مَّعَكُمْ ۭ اَئِنْ ذُكِّرْتُمْ ۭ بَلْ اَنْتُمْ قَوْمٌ
مُّسْرِفُوْنَ ﴿۱۹﴾ وَجَآءَ مِنْ اَقْصَا الْمَدِيْنَةِ رَجُلٌ يَّسْعٰى قَالَ يٰقَوْمِ اتَّبِعُوا الْمُرْسَلِيْنَ ﴿۲۰﴾
اتَّبِعُوْا مَنْ لَّا يَسْـَٔلُكُمْ اَجْرًا وَّهُمْ مُّهْتَدُوْنَ ﴿۲۱﴾

**પારહ : ૨૩**

وَمَا لِيَ لَآ اَعْبُدُ الَّذِيْ فَطَرَنِيْ وَاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٢٢﴾ ءَاَتَّخِذُ مِنْ دُوْنِهٖٓ اٰلِهَةً
اِنْ يُّرِدْنِ الرَّحْمٰنُ بِضُرٍّ لَّا تُغْنِ عَنِّيْ شَفَاعَتُهُمْ شَيْـًٔا وَّلَا يُنْقِذُوْنِ ﴿٢٣﴾ اِنِّيْٓ اِذًا
لَّفِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٢٤﴾ اِنِّيْٓ اٰمَنْتُ بِرَبِّكُمْ فَاسْمَعُوْنِ ﴿٢٥﴾ قِيْلَ ادْخُلِ الْجَنَّةَ قَالَ
يٰلَيْتَ قَوْمِيْ يَعْلَمُوْنَ ﴿٢٦﴾ بِمَا غَفَرَ لِيْ رَبِّيْ وَجَعَلَنِيْ مِنَ الْمُكْرَمِيْنَ ﴿٢٧﴾ وَمَآ اَنْزَلْنَا
عَلٰى قَوْمِهٖ مِنْۢ بَعْدِهٖ مِنْ جُنْدٍ مِّنَ السَّمَآءِ وَمَا كُنَّا مُنْزِلِيْنَ ﴿٢٨﴾ اِنْ كَانَتْ اِلَّا
صَيْحَةً وَّاحِدَةً فَاِذَا هُمْ خٰمِدُوْنَ ﴿٢٩﴾ يٰحَسْرَةً عَلَى الْعِبَادِ مَا يَاْتِيْهِمْ مِّنْ
رَّسُوْلٍ اِلَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿٣٠﴾ اَلَمْ يَرَوْا كَمْ اَهْلَكْنَا قَبْلَهُمْ مِّنَ
الْقُرُوْنِ اَنَّهُمْ اِلَيْهِمْ لَا يَرْجِعُوْنَ ﴿٣١﴾ وَاِنْ كُلٌّ لَّمَّا جَمِيْعٌ لَّدَيْنَا مُحْضَرُوْنَ ﴿٣٢﴾

## તરજુમો :

*અને તેમના માટે તે શહેરના લોકોનું એક દષ્ટાંત વર્ણન કરો જ્યારે કે તેમાં રસૂલો પહોંચ્યા. (૧૩) જ્યારે અમે તેમના તરફ બે જણને મોકલ્યા તો તેમને જૂઠાડયા, પછી અમે ત્રીજા દ્વારા શક્તિ આપી ત્યારે તેમણે કહ્યું, અમે તમારા તરફ (અલ્લાહ તરફથી) મોકલેલા આવ્યા છીએ. (૧૪) તેઓ બોલ્યા, તમે તો એવા જ મનુષ્યો છો જેવા કે અમે અને રહમાને કંઈ જ નથી ઉતાર્યું, તમે બધા જૂઠું કહો છો. (૧૫) તેઓએ (રસૂલોએ) કહ્યું, અમારો પરવરદિગાર જાણે છે બેશક ! તમારા તરફ મોકલેલા આવ્યા છીએ. (૧૬) અને અમારા માથે એ જ છે સ્પષ્ટ સંદેશ પહોંચાડી દેવો. (૧૭) તેઓ (શહેરના લોકો) બોલ્યા, અમે તમને અપશુકનિયાળ (મનહૂસ) ભાળ્યા, જો તમે અટકશો નહીં તો અમે તમને સંગસાર કરી (પથ્થર મારીને મારી) નાંખીશું અને તમને અમારા હાથે દર્દનાક શિક્ષા પહોંચશે. (૧૮) તે (રસૂલો) કહેવા લાગ્યા, તમારું મનહૂસપણું તમારી સાથે છે, શું એટલી વાત ઉપર કે તમને સમજાવ્યા? બલકે કંઈ નથી તમે લોકો છો કે મર્યાદા (હદ)માં રહેતા નથી !*

*(૧૯) અને શહેરના દૂરના છેડેથી એક પુરુષ દોડતો આવ્યો, બોલ્યો; હે કોમ! તે રસૂલોનું અનુસરણ કરો. (૨૦) એવા લોકોના માર્ગે ચાલો કે જે તમારી પાસેથી બદલો નથી ઈચ્છતા અને તેઓ સીધા માર્ગ ઉપર છે. (૨૧) અને મને શું થયું કે હું તેની બંદગી ન કરું જેણે મને બનાવ્યો અને તેના જ તરફ સૌ પાછા વળશો. (૨૨) ભલા હું તેના સિવાય અન્યોની પૂજા કેવી રીતે કરું કે જો મારા ઉપર રહમાન (કૃપાળુ અલ્લાહ) તકલીફ ઈચ્છે તો તેમની સિફારસ મારા કંઈ કામમાં ન આવે અને ન જ તેઓ મને છોડાવે ! (૨૩) પછી તો હું ઉઘાડી ગુમરાહીમાં રહું. (૨૪) બેશક ! હું તમારા પરવરદિગાર ઉપર ઈમાન લાવ્યો, મને સાંભળી લો. (૨૫) હુકમ થયો, જન્નતમાં ચાલ્યો જા; બોલ્યો, (કાશ !) કોઈ પણ રીતે મારી કોમ જાણી લે ! (૨૬) કે મને મારા પરવરદિગારે બખ્શી દીધો અને મને ઈજ્જતવાળાઓમાં કર્યો. (૨૭) અને અમે તેના પછી તેની કોમ ઉપર આસમાનથી કોઈ ફોજ નથી ઊતારી અને અમે ઉતાર્યા કરતા નથી ! (૨૮) બસ એ જ હતો એક ભયાનક ચિત્કાર (ગર્જના) પછી તે જ સમયે બધા હોલવાય ગયા. (૨૯) કેટલો અફસોસ છે તે બંદાઓ ઉપર કે તેમની પાસે કોઈ રસૂલ આવ્યા નથી કે જેનો ઠઠ્ઠો મશ્કરી ન કરી હોય ! (૩૦) શું જોતા નથી અમે તેમના અગાઉના કેટલાય સમુદાયોનો સર્વનાશ કરી ચૂક્યા કે તેઓ તેમની પાસે પાછા વળીને આવશે નહીં. (૩૧) અને તે સૌમાં કોઈ એવા નથી જેઓ એકઠા કરીને અમારી પાસે પકડાઈને ન આવે. (૩૨)*

## તફસીર :

અને આપ (ﷺ) તેઓ(કાફિરો)ની સામે (એ હેતુથી કે રિસાલતનું સમર્થન અને તેમના તવહીદના અને રિસાલતના ઈન્કાર ઉપર હદબંધી થાય) એક કિસ્સો એટલે કે એક વસ્તીવાળાઓનો તે સમયનો કિસ્સો વર્ણન કરો જ્યારે કે તે વસ્તીમાં કેટલાય રસૂલો આવ્યા, એટલે કે જ્યારે અમે તેમની પાસે (પ્રથમ) બે રસૂલોને મોકલ્યા, બસ તે લોકોએ પ્રથમ તે બંનેને જૂઠા બતાવ્યા પછી ત્રીજા (રસૂલ) દ્વારા (તે બંનેનું) સમર્થન કર્યું (એટલે કે સમર્થન માટે પછી ત્રીજાને ત્યાં જવાનો હુકમ આપ્યો) બસ તે ત્રણેએ (તે વસ્તીવાળાઓને) કહ્યું કે અમે તમારી પાસે (અલ્લાહ તરફથી) મોકલવામાં આવ્યા છે (જેથી તમને માર્ગદર્શન આપીએ

કે તવહીદ અપનાવો અને મૂર્તિપૂજા છોડો, કારણ કે તે લોકો મૂર્તિઓ પૂજતા હતા (وَمَا لِیَ لَآ اَعْبُدُ الَّذِیْ فَطَرَنِیْ وَقَوْلُهٗ ءَ اَتَّخِذُ مِنْ دُوْنِهٖٓ اٰلِهَةً.... ) તે લોકોએ (એટલે કે વસ્તીવાળાઓએ) કહ્યું કે તમે તો અમારા જેવા (માત્ર) મા'મૂલી માણસ છો (તમને રસૂલ થવાની વિશિષ્ટતા પ્રાપ્ત નથી) અને (તમારી શું વિશિષ્ટતા છે ? રિસાલતની બાબત પોતે જ પાયાવિહોણી છે અને) અલ્લાહ રહમાને (તો) કોઈ વસ્તુ (કિતાબ અને હુકમો પ્રકારની કદી) નાઝિલ (જ) નથી કરી, તમે નર્યું જૂઠ બોલો છો, તે રસૂલોએ કહ્યું કે તમારો પરવરદિગાર સઘળું જાણનાર છે કે બેશક ! અમે તમારી પાસે (રસૂલ તરીકે) મોકલવામાં આવ્યા છે અને (આ કસમ ખાવાથી તેમનો એ હેતુ નથી કે તેનાથી તેઓ રિસાલતની સાબિતી આપે છે બલકે દલીલ સ્થાપિત થઈ ગયા પછી પણ જ્યારે તેમણે ન માન્યુ ત્યારે અંતિમ જવાબ સ્વરૂપે મજબૂર થઈને કસમ ખાધી જેમકે આગળ પોતે તેમના કહેવાથી જાણ થાય છે કે) અમારા જિમ્મે તો માત્ર સ્પષ્ટ રીતે (હુકમ) પહોંચાડી દેવું હતું (કારણ કે સ્પષ્ટ થવું એ બાબત ઉપર અવલંબિત છે કે સ્પષ્ટ દલીલોથી દા'વાને સાબિત કરવામાં આવે, તેનાથી જાણ થાય છે કે તેઓ પ્રથમ દલીલો સ્થાપિત કરી ચૂક્યા હતા અને અંતે કસમ ખાધી, મતલબ એ કે અમે પોતાનું કામ કરી ચૂક્યા તમે ન માનો તો અમે મજબૂર છે) તે લોકો કહેવા લાગ્યા કે અમે તો તમને મનહૂસ સમજીએ છીએ, (આવું એટલા માટે કહ્યું કે તેમના ઉપર દુષ્કાળ પડ્યો હતો. -કમા ફિલ મઆલિમ. અને અથવા તો એટલા માટે કહ્યું હતું કે જ્યારે કોઈ નવી વાત સાંભળવામાં આવે છે કે લોકો તેનો સ્વીકાર ન કરે પરંતુ તેની ચર્ચા અવશ્ય થાય છે અને મોટે ભાગે સામાન્ય લોકોમાં તેના કારણે વાતચીત અને આ વાતચીતમાં વિરોધ અને ક્યારેક વિવાદ કે ફાટફૂટની નોબત પણ આવી પહોંચે છે, બસ મતલબ એ હશે કે બધા જ લોકોમાં એક ફિત્નો અને વિવાદ નાંખી દીધો જેનાથી નુકસાન પહોંચી રહ્યું છે, આ તો નહૂસત છે અને આ નહૂસતનું કારણ તમે છો) અને જો તમે (આ દા'વત અને દા'વાથી) અટકશો નહીં તો (યાદ રાખો) અમે પથ્થરોથી તમારું કામ તમામ કરી નાંખીશું અને (સંગસારથી પહેલાં પણ) તમને અમારા તરફથી સખત તકલીફ પહોંચશે (એટલે કે અન્ય અનેક પ્રકારે સતાવવામાં આવશો, જો નહીં માનો તો અંતે સંગસાર કરી નાંખીશું) તે રસૂલોએ કહ્યું કે તમારી નહૂસત તો તમારી સાથે જ લાગેલી છે (એટલે કે જેને તમે નુકસાન

અને મુસીબત કહી રહ્યા છો તેનું કારણ તો સત્ય કબૂલ ન કરવું છે, જો સત્યનો સ્વીકાર કરવા ઉપર સહમત થઈ ગયા હોત તો આ ઝઘડો અને ફિત્નો થવાની નોબત જ આવી ન હોત, ન જ દુષ્કાળના અઝાબમાં સપડાયા હોત ! રહી પ્રથમ મૂર્તિપૂજા ઉપરની સહમતી અને એકતા ! તો આવી એકતા જે બાતિલ ઉપર હોય પોતે ફસાદ અને વબાલ છે જેને છોડવું જરૂરી છે અને તે સમયમાં દુષ્કાળ ન પડવું તે અલ્લાહ તરફથી ઢીલ આપવાના સ્વરૂપે હતું કે અલ્લાહ તરફથી ઢીલ આપવામાં આવી હતી અથવા એ કારણે હતું કે તે સમય સુધી તે લોકો ઉપર સત્ય સ્પષ્ટ ન થયું હતું અને અલ્લાહનો કાનૂન છે કે સત્યને સ્પષ્ટ કર્યા પહેલાં કોઈને અઝાબ નથી આપતો, જેમકે ઈરશાદ છે حَتّٰى يُبَيِّنَ لَهُمْ مَّا يَتَّقُوْنَ અને આ ઢીલ અથવા સત્યનું ન હોવું પણ તમારી જ ગફલત, અજ્ઞાનતા અને તમારા કર્મોનું ફળ હતું, તેનાથી જાણ થઈ કે દરેક પરિસ્થિતિમાં આ નહૂસતનું કારણ તમારું પોતાનું કર્યું કારવ્યું હતું) શું એને નહૂસત સમજો છો કે તમને બોધપાઠ આપવામાં આવે?! (જે સારી બાબતનો આધાર છે) આ તો વાસ્તવમાં નહૂસત નથી બલકે તમે (પોતે) હદ (બુદ્ધિ અને શરીઅતની સીમા)થી નીકળી જનારા લોકો છો (બસ શરીઅતના વિરોધના કારણે તમારા ઉપર આ નહૂસત આવી અને બુદ્ધિ વિરુદ્ધ કાર્ય કરવાથી તમે આ કારણને ખોટું સમજ્યા) અને (આ વાતચીતની ખબર જ્યારે ફેલાઈ તો) એક વ્યક્તિ (જે મુસલમાન હતો) તે શહેરના કોઈ દૂરના સ્થળેથી (જે અહીંયાંથી દૂર હતું આ ખબર સાંભળીને પોતાની કોમનું ભલું ઈચ્છવા માટે કે તે રસૂલોનું હોવું કોમ માટે ભલાઈ હતી અથવા રસૂલોનું ભલું ઈચ્છવા માટે કે ક્યાંક આ લોકો તેમને કતલ ન કરી નાંખે) દોડતો દોડતો (ત્યાં) આવ્યો, (અને તે લોકોને) કહેવા લાગ્યો કે હે મારી કોમ ! આ રસૂલોના માર્ગે ચાલો, (અવશ્ય) એવા લોકોના માર્ગ ઉપર ચાલો જે તમારી પાસેથી કોઈ વળતર નથી માંગતા અને તેઓ પોતે સીધા માર્ગ ઉપર છે (એટલે કે સ્વાર્થ કે જે અનુસરણ કરવાની અડચણ હોય છે તે પણ નથી અને સીધા માર્ગ ઉપર હોવું જે અનુસરણનો તકાદો છે તે મોજૂદ છે પછી તેમનું અનુસરણ કેમ કરવામાં ન આવે?) અને મારી પાસે કયું બહાનું છે કે હું તે (મઅ્બૂદ)ની ઈબાદત ન કરું જેણે મને પેદા કર્યો ? (કે જે સમગ્ર દલીલોથી ઈબાદતનો હકદાર સાબિત છે) અને (તેણે પોતાના માટે આ વાત એટલા માટે કહી કે શ્રોતાઓ ઉશ્કેરાઈ ન જાય કે જે

હિકમત અને યુક્તિની અડચણ બની જાય છે નહિતર મૂળ હેતુ તો એ જ છે કે તમને એક અલ્લાહની ઈબાદત કરવામાં શું આડે આવે છે ?) તમારે સૌને તેની જ પાસે પાછા વળીને જવાનું છે (એટલા માટે બુદ્ધિનો તકાદો એ જ છે કે તેના રસૂલોનું અનુસરણ કરો, અહીંયાં સુધી તો સાચા મઅ્બૂદની ઈબાદતના હકનું વર્ણન કર્યું, આગળ બાતિલ અને જૂઠા મઅ્બૂદો ઈબાદતના હકદાર ન હોવાનો વિષય છે એટલે કે) શું હું અલ્લાહને છોડીને અન્ય એવા એવા મઅ્બૂદો ઠરાવી લઉં (જેમનું લાચારીનું સ્વરૂપ એ છે) કે જો કૃપાળુ રહમાન મને કંઈ તકલીફ પહોંચાડવા ઈચ્છે તો ન તો તે મઅ્બૂદોની ભલામણ મારા કામ આવે અને ન જ તે મને (પોતાની શક્તિ અને જોર દ્વારા આ તકલીફથી) છોડાવી શકે (એટલે કે ન તો તેઓ પોતે શક્તિશાળી છે અને ન જ સર્વશક્તિમાન સુધી ભલામણનું માધ્યમ બની શકે છે, કારણ કે પ્રથમ તો નિર્જીવ પદાર્થોમાં સિફારસ કરવાની ક્ષમતા જ નથી, બીજું સિફારસ તે જ કરી શકે છે જેને અલ્લાહ તઆલા તરફથી પરવાનગી હોય અને) જો હું એવું કરું તો ખુલ્લી ગુમરાહીમાં જઈ પડું (આ પણ પોતાના માટે કહીને તે લોકોને સંભળાવવું હતું કે) હું તો તમારા પરવરદિગાર ઉપર ઈમાન લાવી ચૂક્યો, બસ તમે (પણ) મારી વાત સાંભળી લો અને ઈમાન લઈ આવો (પરંતુ તે લોકો ઉપર કંઈ અસર ન થઈ, બલકે તેને પથ્થરો મારીને અથવા આગમાં નાંખીને અથવા ગળું દાબીને શહીદ કરી નાંખ્યો. -કમા ફી દૂર્રે મન્ષૂર. -શહીદ થતાં જ અલ્લાહ તબારક વ તઆલા તરફથી) ઈરશાદ થયો કે જા જન્નતમાં દાખલ થઈ જા (તે વખતે પણ તેને પોતાની કોમની ચિંતા થઈ), કહેવા લાગ્યો કે કાશ ! મારી કોમને આ વાત ખબર થઈ ગઈ હોત કે મારા પરવરદિગારે (ઈમાન અને રસૂલના અનુસરણની બરકતથી) મને બખ્શી દીધો અને મને ઈજ્જતદારોમાં સામેલ કરી દીધો (તો આ પરિસ્થિતિ જાણીને તે પણ ઈમાન લઈ આવ્યા હોત અને આ જ રીતે તેઓ પણ બખ્શી દેવામાં આવ્યા હોત અને ઈજ્જતવાળા બની ગયા હોત) અને (જ્યારે તે વસ્તીવાળાઓએ રસૂલ અને રસૂલના અનુયાયીઓ સાથે આવો વ્યવહાર કર્યો તો અમે તેમનાથી બદલો લીધો અને બદલો લેવા માટે) અમે તે (શહીદ વ્યક્તિ)ની કોમ ઉપર તે(ની શહાદત)ના પછી કોઈ લશ્કર (ફરિશ્તાઓનું) આસમાનથી નથી ઉતાર્યું અને ન જ અમારે ઉતારવાની આવશ્યકતા હતી (કારણ કે તેમનું નાશ કરવું એ બાબત ઉપર

અવલંબિત ન હતું કે તેમનો નાશ કરવા માટે કોઈ મોટો સમૂહ એકઠો કરવામાં આવે. كَذَافَسَّرَهُ ابْنُ مَسْعُوْدٍ فِيْمَا نَقَلَ ابْنُ كَثِيْرٍ عَنِ ابْنِ اِسْحٰقَ حَيْثُ قَالَ مَا كَاثَرْنَاهُمْ بِالْجُمُوْعِ فَاِنَّ الْاَمْرَ كَانَ اَيْسَرَ عَلَيْنَا مِنْ ذٰلِكَ બલકે) તે સજા એક સખત ગર્જના હતી (જે હઝરત જિબ્રઈલ અલૈ.એ કરી. –કઝા ફિલ મઆલિમ. –અથવા અન્ય કોઈ ફરિશ્તાએ કરી હોય અથવા صَيْحَةً નો ભાવાર્થ અઝાબ હોય જે નિશ્ચિત કરવામાં આવ્યું નથી જેમકે સૂરએ મો'મિનૂનની આયત فَاَخَذَتْهُمُ الصَّيْحَةُ ની તફસીરમાં આવી ચૂક્યું છે) અને તે બધા તે જ સમયે (તેનાથી) હોલવાયને (એટલે કે મૃત્યુ પામીને) રહી ગયા (આગળ કિસ્સાનું પરિણામ બતાવવા માટે જૂઠાઓની ટીકા કરવામાં આવી છે કે) અફસોસ ! (આવા) બંદાઓની હાલત ઉપર કે ક્યારેય તેમની પાસે રસૂલ નથી આવ્યા જેમનો તેમણે ઠઠ્ઠો ન કર્યો હોય કારણ કે આ લોકોએ તેના ઉપર નજર નથી કરી કે અમે તેમનાથી પહેલાં ઘણી બધી ઉમ્મતોનો (આ જ જૂઠાડવા અને ઠઠ્ઠો મશ્કરી કરવાના કારણે) નાશ કરી ચૂક્યા છે કે તેઓ (પછી) તેમના તરફ (દુનિયામાં) પાછા વળીને નથી આવતા (જો તેમાં વિચાર કરે તો જૂઠાડવાથી અને ઠઠ્ઠો મશ્કરી કરવાથી અટકી જાય અને આ સજા તો જૂઠાઓને દુનિયામાં આપવામાં આવી) અને (પછી આખિરતમાં) એ સૌમાં કોઈ એવો નથી જે સામૂહિક રીતે અમારી રૂબરૂ હાજર કરવામાં ન આવે (ત્યાં પણ તેમને સજા થશે અને તે સજા કાયમી હશે).

## મસ્અલા અને બોધપાઠ :

وَاضْرِبْ لَهُمْ مَّثَلًا اَصْحٰبَ الْقَرْيَةِ, ضَرْبِ مَثَلْ (ઝરબે મષલ) કોઈ બાબતને સાબિત કરવા માટે તેના જ જેવી ઘટનાઓ ઉદાહરણ સ્વરૂપે વર્ણન કરવાને કહે છે. ઉપરોક્ત જે નુબુવ્વત અને રિસાલતના ઈન્કારી કાફિરોનું વર્ણન આવ્યું છે તેમને ચેતવવા માટે કુર્આને કરીમ દૃષ્ટાંત સ્વરૂપે અગાઉના યુગના એક કિસ્સાને વર્ણન કર્યો છે જે એક વસ્તીમાં બન્યો હતો.

### તે કઈ વસ્તી છે જેનું વર્ણન આ ઘટનામાં કરવામાં આવ્યું છે ? :

કુર્આને કરીમે તે વસ્તીનું નામ નથી બતાવ્યું. ઐતિહાસિક રિવાયતોથી મુહમ્મદ ઈબ્ને ઈસ્હાકે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), કઅ્બ બિન અહ્બાર

(રદિ.) અને વહબ બિન મુનબ્બહ (રદિ.)થી નકલ કર્યું છે કે આ વસ્તી "અંતાકિયા" હતી અને જમહૂર તફસીરકારોએ તેને જ અપનાવ્યું છે, અબૂ હય્યાન અને ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે તફસીરકારોમાં તેના વિરુદ્ધ કોઈ નિવેદન નોંધાયું નથી. મુઅજિજમુલ બલદાન, અંતાકિયા શામનું પ્રખ્યાત શહેર છે જે પોતાની ખુશહાલી અને સ્થાયિત્વ માટે પ્રચલિત છે, તેનો કિલ્લો અને શહેરને રક્ષણ આપતી દિવાલ એક નમૂનો સમજવામાં આવે છે, આ શહેરમાં નસારાના ઈબાદતખાના એટલે કે ચર્ચો ઘણા બધા અને ખૂબ શાનદાર સોના ચાંદીથી શણગારેલા છે, દરિયા કિનારાનું શહેર છે, ઈસ્લામના સમયમાં તેને સિરીયાના વિજેતા હઝરત અમીનુલ ઉમ્મહ અબૂ ઉબયદહ ઈબ્ને જર્રાહ (રદિ.)એ ફતેહ કર્યું. મુઅજિજમુલ બલદાનમાં યાકૂત હમવીએ એ પણ લખ્યું છે કે હબીબ નજ્જાત (જેની ઘટના આ આયતમાં આગળ આવી રહી છે) તેની કબ્ર પણ અંતાકિયામાં મશ્હૂર છે, દૂર દૂરથી લોકો તેને જોવા માટે આવે છે, તેનો ખુલાસો પણ એ જ જણાય છે કે જે કબ્રનું વર્ણન આ આયતમાં આવ્યું છે તે આ શહેર અંતાકિયા છે.

ઈબ્ને કષીર (રહ.)એ લખ્યું છે કે અંતાકિયા તે ચાર મશ્હૂર શહેરોમાંથી છે જે દીને ઈસ્વી અને નસ્રાનિયત (ક્રિશ્ચિયાનિટી)નું કેન્દ્ર સમજવામાં આવ્યું છે, એટલે કે કુદ્સ, રૉમ, એલૅક્ઝાન્ડ્રિયા અને અંતાકિયા; અને ફરમાવ્યું કે અંતાકિયા સૌથી પહેલું શહેર છે જેણે મસીહ (અલૈ.)નો ધર્મ સ્વીકાર્યો. આ જ બીના ઉપર હઝરત ઈબ્ને કષીર (રહ.)ને તેમાં ખચકાટ છે કે જે વસ્તીનું વર્ણન આ આયતમાં છે તે મશ્હૂર શહેર અંતાકિયા કદાચ ન પણ હોય, કારણ કે કુર્આને કરીમના ખુલાસા પ્રમાણે આ વસ્તી રિસાલત અને નુબુવ્વતના ઈન્કારીઓની વસ્તી હતી અને ઐતિહાસિક રિવાયતો પ્રમાણે તેઓ મૂર્તિપૂજક મુશ્રિકો હતા જ્યારે કે અંતાકિતા જે દીને મસીહ અને નસ્રાનિયતને સ્વીકાર કરવામાં સૌથી અગ્રસ્થાન ધરાવતા હતા તો એ કેવી રીતે આ આયત મુજબની વસ્તી હોઈ શકે છે ?

વળી કુર્આને કરીમની પ્રસ્તુત આયતોથી એ પણ સાબિત થાય છે કે આ ઘટનામાં તે સમગ્ર વસ્તી ઉપર એવો અઝાબ આવ્યો કે તેમનામાં કોઈ જીવીત બચ્યો નથી, અંતાકિયા શહેર વિશેના ઈતિહાસમાં આવી કોઈ ઘટના બન્યાનો ઉલ્લેખ વર્ણન નથી થયો કે કયા સમયે તેના બધા જ નિવાસીઓ એકસામટા મૃત્યુ

પામ્યા હોય એટલા માટે ઈબ્ને કષીર (રહ.)ના અભિપ્રાયમાં યા તો આ આયતમાં જે વસ્તીનું વર્ણન છે તે અંતાકિયા સિવાય કોઈ અન્ય વસ્તી છે અથવા તો પછી અંતાકિયા નામની કોઈ બીજી જ વસ્તી છે જે હાલનું મશ્હૂર શહેર અંતાકિયા નથી.

"ફત્હુલ મન્નાન"ના લેખકે ઈબ્ને કષીર (રહ.)ની આ શંકાઓના જવાબો પણ આપ્યા છે પરંતુ સરળ અને સ્પષ્ટ વાત એ જ છે જેને સય્યિદી હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ "બયાનુલ કુર્આન"માં અપનાવ્યું છે કે કુર્આનની આયતોનો વિષય સમજવા માટે તે વસ્તીને નિશ્ચિત સ્વરૂપે જાણવું જરૂરી નથી અને કુર્આને કરીમે તેને મોઘમ રાખ્યું છે તો આવશ્યકતા જ શું છે કે તેના નિશ્ચિત કરવા માટે આટલું બધું બળ વાપરવામાં આવે ! સલફે સાલિહીન (પુરોગામી બુઝુર્ગો)નું આ નિવેદન છે اَبۡهِمُوۡا مَـا اَبۡهَـمَـهُ اللّٰهُ એટલે કે, જે વસ્તુને અલ્લાહે મોઘમ રાખી છે તમે પણ તેને મોઘમ જ રહેવા દો, તેનો તકાદો પણ એ જ છે.

اِذۡ جَآئَهَا الۡمُرۡسَلُوۡنَ ۝ اِذۡ اَرۡسَلۡنَآ اِلَيۡهِمُ اثۡنَيۡنِ فَكَذَّبُوۡهُمَا فَعَزَّزۡنَا بِثَالِثٍ فَقَالُوۡا اِنَّآ اِلَيۡكُمۡ مُّرۡسَلُوۡنَ ۝

પ્રસ્તુત વસ્તીમાં ત્રણ રસૂલો મોકલવામાં આવ્યા હતા, પ્રથમ તેમનું વર્ણન ટૂંકમાં اِذۡجَـآءَ هَاالۡمُرۡسَلُوۡنَ માં કર્યું, ત્યારબાદ તેની એ વિગત આપવામાં આવી કે પ્રથમ બે રસૂલો મોકલવામાં આવ્યા હતા. વસ્તીવાળાઓએ તેમને જૂઠાડ્યા અને તેમની વાત ન માની ત્યારે અલ્લાહ તઆલાએ તેમના સમર્થન માટે અને બળ પહોંચાડવા માટે એક ત્રીજા રસૂલ મોકલી આપ્યા, પછી આ ત્રણે રસૂલોએ વસ્તીવાળાઓને સંબોધન કર્યું, اِنَّـا اِلَيۡـكُمۡ مُّرۡسَلُوۡنَ એટલે કે અમે તમારી હિદાયત માટે મોકલવામાં આવ્યા છે.

## તે વસ્તીમાં જે રસૂલ મોકલવામાં આવ્યા તેનો શું ભાવાર્થ છે અને તેઓ કોણ લોકો હતા ? :

શબ્દ رَسُوۡلٌ (રસૂલ) અને مُرۡسَلٌ (મુરસલ) એ કુર્આને કરીમમાં સામાન્ય રીતે અલ્લાહના નબી અને પયગમ્બર (અલૈ.) માટે બોલવામાં આવે છે, આ આયતમાં તેમના મોકલવાનો અલ્લાહ તઆલાએ પોતાના તરફ સંબંધ સ્થાપિત કર્યો છે, આ પણ એ બાબતની નિશાની છે કે તેનાથી ભાવાર્થ અંબિયા મુરસલીન

છે, ઈબ્ને ઈસ્હાકે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), કઅ્બ બિન અહ્બાર (રદિ.) અને વહબ બિન મુનબ્બહ (રદિ.)થી આ જ રિવાયત નકલ કરી છે કે આ ત્રણે મહાન બુઝુર્ગો જેમને આ વસ્તીમાં મોકલવાનું વર્ણન છે તેઓ અલ્લાહ તઆલાના પયગમ્બર હતા, તેમના નામ આ રિવાયતમાં સાદિક, સુદૂક અને શલૂમ આવ્યા છે અને એક રિવાયતમાં ત્રીજાનું નામ શમઊન આવ્યું છે.

હઝરત કતાદહ (રદિ.) દ્વારા આ નકલ થયું છે કે અત્રે શબ્દ مُـــرْسَــلُوْنَ (મુરસલૂન) પોતાના પારિભાષિક અર્થમાં નથી બલકે કાસિદ (સંદેશાવાહક)ના અર્થમાં છે અને આ ત્રણ બુઝૂર્ગો જે આ વસ્તી તરફ મોકલવામાં આવ્યા પોતે પયગમ્બર ન હતા બલકે હઝરત ઈસા (અલૈ.)ના હવારીઓમાંથી હતા, તેમના જ હુકમથી આ તે વસ્તીની હિદાયત માટે મોકલવામાં આવ્યા હતા. (ઈબ્ને કષીર) અને કારણ કે તેમને મોકલનાર હઝરત ઈસા (અલૈ.) પોતે અલ્લાહના રસૂલ હતા તો તેમનું મોકલવું પણ સીધે સીધું અલ્લાહ તઆલા તરફથી જ મોકલવા સમાન હતું એટલા માટે આયતમાં તેમના મોકલવાને અલ્લાહ તઆલા તરફ જોડવામાં આવ્યું છે, તફસીરકારોમાંથી ઈબ્ને કષીર (રહ.)એ પ્રથમ નિવેદનને અને કુર્તુબી વગેરેએ બીજાને અપનાવ્યું છે, કુર્આનથી પણ જાહેર રીતે એવું જ સમજવામાં આવે છે કે આ લોકો અલ્લાહના નબી અને પયગમ્બર હતા. વલ્લાહુ અઅ્લમુ.

قَــالُـوْٓا اِنَّــا تَـطَيَّرْنَـا بِكُمْ માં શબ્દ تَـطَيَّرْ (તતય્યર)નો અર્થ "અપશુકન" અથવા કોઈને "મનહૂસ" સમજવાનો થાય છે, તેનો ભાવાર્થ એ થાય છે કે આ શહેરના લોકોએ અલ્લાહના તે મોકલેલાઓની વાત ન માની અને એવું કહેવા લાગ્યા કે તમે લોકો મનહૂસ (ખોડપગા) છો. અમુક રિવાયતોમાં છે કે તેમની નાફરમાની અને રસૂલોની વાત ન માનવાના કારણે આ વસ્તીમાં દુકાળ પડી ગયો હતો એટલા માટે વસ્તીવાળાઓએ તેમને મનહૂસ કહ્યા અથવા અન્ય કોઈ તકલીફ પહોંચી હશે તો જે રીતે કાફિરોની સામાન્ય ટેવ એ જ છે કે કોઈ મુસીબત આવે તો તેનો સંબંધ તેમને માર્ગદર્શન આપનાર અંબિયા (અલૈ.) અથવા સુલહા (સુધારકો) સાથે જોડે છે, તેને પણ આ લોકો તરફ જોડવામાં આવ્યું, જેમકે હઝરત મૂસા (અલૈ.)ની કોમ વિશે કુર્આનમાં છે, فَـاِذَاجَـآئَتْهُـمُ الْـحَسَنَةُ قَالُوْا لَنَا هٰذِهٖ وَاِنْ تُـصِبْهُـمْ سَيِّـئَةٌ يَّـطَّيَّـرُوْا بِـمُوْسٰى وَمَنْ مَّعَـهٗ એ જ પ્રમાણે કોમે સાલિહ (અલૈ.)એ તેમને કહ્યું, تَطَيَّرْنَا بِكَ وَبِمَنْ مَّعَكَ

قَالُوْا طَآئِرُكُمْ مَّعَكُمْ એટલે કે તમારી નહૂસત તમારી જ સાથે છે, ભાવાર્થ એ છે કે તમારા જ અમલોનું પરિણામ છે. طَائِرُ (તાઈર)નો શબ્દ વાસ્તવમાં અપશુકન માટે બોલવામાં આવે છે અને ક્યારેક અપશુકનના પ્રભાવ એટલે કે નહૂસતના અર્થમાં પણ આવે છે, અહીંયાં પણ આ જ ભાવાર્થ છે.(ઈબ્ને કષીર,કુર્તુબી)

وَجَاءَ مِنْ اَقْصَى الْمَدِيْنَةِ رَجُلٌ يَّسْعٰى પ્રથમ આયતમાં આ સ્થળને જેમાં આ ઘટના બની હતી શબ્દ قَرْيَةُ (કરયહ)થી ઓળખવામાં આવ્યો જે અરબી ભાષાના આધારે માત્ર નાનું ગામ નથી બલકે દરેક વસ્તીને કહેવામાં આવે છે નાની વસ્તી હોય અથવા મોટું શહેર અને આ આયતમાં આ સ્થળને શબ્દ مَدِيْنَةُ (મદીનહ)થી ઓળખવામાં આવ્યું જે મોટા શહેર માટે ઉપયોગ થાય છે, આથી જાણ થઈ કે જે વસ્તીમાં આ ઘટના બની છે તે કોઈ મોટું શહેર હતું, તેનાથી તે નિવેદનનું પણ સમર્થન થાય છે જેમાં તે અંતાકિયા હોવાનું ઠરાવવામાં આવે છે. اَقْصَى الْمَدِيْنَةُ (અકસલ મદીનહ)નો ભાવાર્થ શહેરના કોઈ ખૂણેથી આવવું છે. رَجُلٌ يَّسْعٰى (રજૂલુય્યસ્આ)માં શબ્દ يَسْعٰى (યસ્આ) એ سَعْى (સઈ)થી બનેલ છે જેનો શાબ્દિક અર્થ "દોડવું" થાય છે એટલા માટે અર્થ એ થયો કે શહેરના કોઈ દૂરના ખૂણાએથી એક વ્યક્તિ દોડતો દોડતો આવ્યો અને ક્યારેક શબ્દ "સઈ" કાળજીપૂર્વક ચાલવાના અર્થમાં પણ આવે છે, ભલે દોડીને ન ચાલે જેમકે સૂરએ જુમ્આમાં فَاسْعَوْا اِلٰى ذِكْرِ اللّٰهِ માં આ જ ભાવાર્થ સમજવામાં આવે છે.

**શહેરના ખૂણેથી આવનાર વ્યક્તિની ઘટના :**

કુર્આને કરીમે તેને પણ મોઘમ રાખ્યું છે, તે વ્યક્તિનું નામ અને પરિસ્થિતિનું વર્ણન કર્યું નથી. ઐતિહાસિક રિવાયતોમાં ઈબ્ને ઈસ્હાકે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), કઅ્બ બિન અહ્બાર (રદિ.) અને વહબ બિન મુનબ્બહ (રદિ.)ના હવાલાથી એ નકલ કર્યું છે કે તે વ્યક્તિનું નામ હબીબ હતું, તેના ધંધા વિશે વિવિધ નિવેદનો નોંધાયા છે, તેમાં પ્રખ્યાત એ છે કે તે સુથાર હતો, લાકડાંનું કામ કરતો હતો. *(ઈબ્ને કષીર)*

ઐતિહાસિક રિવાયતો જે તફસીરકારોએ આ સ્થળે નકલ કરી છે તેનાથી જાણ થાય છે કે આ વ્યક્તિ પણ શરૂઆતમાં મૂર્તિપૂજક હશે, બે રસૂલો જે પ્રથમ આ શહેરમાં આવ્યા તેની મુલાકાત તેમની સાથે થઈ હશે અને તેમની તા'લીમથી અને અમુક રિવાયતોના આધારે તેમના મોઅ્જિઝા અને કરામત જોઈને તેના

દિલમાં ઈમાન પેદા થયું અને મૂર્તિપૂજાથી તવબહ કરી મુસલમાન બની ગયો અને કોઈ ગુફા વગેરેમાં જઈને ઈબાદતમાં મશ્ગૂલ થઈ ગયો, જ્યારે તેને એ ખબર મળી કે શહેરના લોકો તે રસૂલોની તા'લીમ અને હિદાયતને જૂઠાડીને તેમને પીડા અને કષ્ટ પહોંચાડવા તૈયાર થઈ ગયા છે અને તેમની હત્યા કરવાની ધમકી આપી રહ્યા છે તો આ વ્યક્તિ પોતાની કોમનું ભલું ઈચ્છવા તથા તે રસૂલોની હમદર્દીની મિશ્રિત ભાવના સાથે ઉતાવળે ઉતાવળે પોતાની કોમ પાસે આવ્યો અને તેમને રસૂલોનું અનુસરણ કરવાની નસીહત કરી અને પછી પોતાના મો'મિન હોવાનું એ'લાન કર્યું. إِنِّيٓ اٰمَنْتُ بِرَبِّكُمْ فَاسْمَعُوْنَ એટલે કે હું તમારા પરવરદિગાર ઉપર ઈમાન લાવ્યો છું, તમે પણ સાંભળી લો, તેનું સંબોધન તેની કોમ પણ હોઈ શકે છે અને તેમાં અલ્લાહ તઆલાને તેમનો પરવરદિગાર કહેવો સચ્ચાઈની જાહેરાત માટે હતું, ભલે તેઓ તેને સ્વીકાર કરતા ન હતા અને એવું પણ હોઈ શકે છે કે આ સંબોધન રસૂલોને કર્યું હોય અને فَاسْمَعُوْنَ (ફસ્મઊન) સાંભળી લો ! કહેવાનો હેતુ એ હોઈ કે તમે પણ સાંભળી લો અને અલ્લાહ તઆલા સામે મારા ઈમાનની ગવાહી આપો.

قِيْلَ ادْخُلِ الْجَنَّةَ قَالَ يٰلَيْتَ قَوْمِيْ يَعْلَمُوْنَ.... એટલે કે, આ વ્યક્તિ કે જે શહેરના ખૂણામાંથી રસૂલો ઉપર ઈમાન લાવવાનું પ્રોત્સાહન આપવા માટે આવ્યો હતો તેને કહેવામાં આવ્યું કે જન્નતમાં દાખલ થઈ જાઓ, દેખીતું છે કે આ સંબોધન કોઈ ફરિશ્તા દ્વારા થયું છે કે જન્નતમાં દાખલ થઈ જાઓ અને જન્નતમાં દાખલ થવાનો ભાવાર્થ તે ખુશખબરી આપવી છે કે જન્નત તમારું સ્થાન નિશ્ચિત થઈ ચૂક્યું છે જે સમય આવ્યે હશર નશર પછી પ્રાપ્ત થશે. *(કુર્તુબી)*

અને એ પણ હોઈ શકે છે કે તેને તેનું સ્થાન જન્નત તે સમયે બતાવવામાં આવ્યું છે તદુપરાંત બરઝખમાં પણ જન્નતવાળાઓને જન્નતના ફળફૂલ અને રાહતની વસ્તુઓ મળે છે એટલા માટે તેમને બરઝખના સમયગાળામાં પણ આવી રાહત પહોંચવી એક સ્વરૂપે જન્નતમાં પ્રવેશ કર્યા સમાન જ છે.

કુર્આને કરીમના આ શબ્દથી કે તેને કહેવામાં આવ્યું કે "જન્નતમાં દાખલ થઈ જાઓ" તે તરફ ઈશારો છે કે તે વ્યક્તિને શહીદ કરી નાંખવામાં આવ્યો હતો, કારણ કે જન્નતમાં પ્રવેશવાનો અથવા જન્નતની નિશાનીઓનો સાક્ષાત્કાર માત્ર મોત પછી જ થઈ શકે છે.

ઐતિહાસિક રિવાયતોમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), મકાતિલ, મુજાહિદ અને તફસીરના ઈમામોથી નકલ થયું છે કે આ વ્યક્તિ હબીબ ઈબ્ને ઈસ્માઈલ નજ્જાર હતો અને આ તે લોકોમાંથી છે જેઓ આપણા રસૂલે કરીમ ﷺ ઉપર આપ ﷺના આગમનના છસો વર્ષો પહેલાં ઈમાન લાવ્યા છે, જેમકે تُبَّعِ اَکْبَرُ (તુબ્બએ અકબર) "મહાન તુબ્બા" (યમનના રાજાઓના એક વંશ) વિશે નકલ થયું છે કે રસૂલે કરીમ ﷺની પાછલી કિતાબોની ખુશખબરી વાંચીને આપ ﷺના જન્મથી ઘણા સમય પહેલાં તેઓ આપ ﷺ ઉપર ઈમાન લાવ્યા હતા, ત્રીજો વ્યક્તિ જે આપ ﷺ ઉપર આપ ﷺના આગમન અને દા'વત પહેલાં ઈમાન લાવ્યા તે વરકહ ઈબ્ને નવફલ છે, જેમનું વર્ણન સહીહ બુખારીની હદીષમાં વહીની શરૂઆતની ઘટનાઓમાં આવ્યું છે, એ પણ રસૂલે કરીમ ﷺની વિશિષ્ટતા છે કે આપ ﷺના જન્મ અને બઅ્ષત પહેલાં જ આપ ﷺ ઉપર આ ત્રણે વ્યક્તિઓ ઈમાન લઈ આવ્યા હતા, આવી ઘટના કોઈ નબી કે રસૂલ સાથે બની નથી.

વહબ બિન મુનબ્બહની રિવાયતમાં છે કે આ વ્યક્તિને રક્તપિત્તની બીમારી હતી અને તેનું મકાન શહેરના સૌથી અંતિમ દરવાજા ઉપર હતું, પોતાના ઘડી કાઢેલા મઅ્બૂદોથી દુઆ કરતો હતો કે મને તંદુરસ્ત કરી આપ જેના ઉપર સિત્તેર વર્ષો પસાર થઈ ચૂક્યા હતા, આ રસૂલ અંતાકિયા શહેરમાં અચાનક તે જ દરવાજેથી દાખલ થયા તો આ રસૂલે તે બીમાર વ્યક્તિને પહેલી મુલાકાતમાં જ મૂર્તિપૂજા છોડી દેવાની અને એક અલ્લાહની ઈબાદત કરવાનું આમંત્રણ આપ્યું. તેણે કહ્યું, તમારી પાસે તમારા દા'વાની કોઈ દલીલ અને સાચી નિશાની છે ? તેમણે કહ્યું, હા છે ! તેણે પોતાની રક્તપિત્તની બીમારી બતાવીને પૂછ્યું, તમે આ બીમારી દૂર કરી શકો છો ? તેમણે કહ્યું, હા ! અમે અમારા પરવરદિગારને દુઆ કરીશું તે તમને તંદુરસ્ત કરી આપશે. તેણે કહ્યું, કેવી અજબ વાત કરો છો ! હું સિત્તેર વર્ષોથી મારા મઅ્બૂદો પાસે દુઆ માંગું છું, કંઈ ફાયદો નથી થયો. તમારો પરવરદિગાર કેવી રીતે એક દિવસમાં મારી હાલત બદલી નાંખશે !? તેમણે કહ્યું કે હા ! અમારો પરવરદિગાર દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે અને જેને તમે ખુદા બનાવી રાખ્યા છે તેમની કોઈ વાસ્તવિકતા નથી તે કોઈ લાભ કે નુકસાન પહોંચાડી નથી શકતા. આવું સાંભળીને તે વ્યક્તિ ઈમાન લઈ આવ્યો અને તે

બુઝૂર્ગોએ તેના માટે દુઆ કરી. અલ્લાહ તઆલાએ તેને એવો તંદુરસ્ત કરી દીધો કે બીમારીની કોઈ અસર બાકી ન રહી, હવે તો તેનું ઈમાન પાકું થઈ ગયું અને તેણે વાયદો કર્યો કે દિવસભરમાં જે કંઈ કમાઈશ તેનું અડધું અલ્લાહના માર્ગમાં જ ખર્ચ કરીશ, જ્યારે તે રસૂલો ઉપર શહેરના લોકોના હુમલાની ખબર સાંભળી તો તે દોડીને ગયો અને પોતાની કોમને સમજાવી અને પોતાના ઈમાનની જાહેરાત કરી દીધી, સમગ્ર કોમ તેની દુશ્મન બની ગઈ અને બધા મળીને તેના ઉપર તૂટી પડ્યા. હઝરત ઈબ્ને મસઊદ (રદિ.)ની રિવાયતમાં છે કે લાતો અને ઠોકરો મારીને સૌએ મળી તેમને શહીદ કરી નાંખ્યો. અમુક રિવાયતોમાં છે કે તેના ઉપર પથ્થર વરસાવ્યા અને તે સમયે પણ જ્યારે કે સૌનો નિર્મમ માર પડતો હતો તે કહેતો જતો હતો, رَبِّ اهْدِ قَوْمِى હે મારા પરવરદિગાર ! મારી કોમને હિદાયત આપ.

અમુક રિવાયતોમાં છે કે તે લોકોએ ત્રણે રસૂલોને પણ શહીદ કરી દીધા પરંતુ કોઈ સહીહ રિવાયતમાં તેનું વર્ણન નથી કે તેમની શું હાલત છે ? દેખીતી રીતે તેઓ કતલ નથી થયા. *(કુર્તુબી)*

يٰلَيْتَ قَوْمِىْ يَعْلَمُوْنَ بِمَا غَفَرَلِىْ وَجَعَلَنِىْ مِنَ الْمُكْرَمِيْنَ ○

આ બુઝૂર્ગ કારણ કે ઘણી બહાદૂરીથી અલ્લાહના માર્ગમાં શહીદ થયા, હક તઆલાએ તેમની સાથે ખાસ સન્માન અને ઈજ્જતનો વ્યવહાર કર્યો અને જન્નતમાં દાખલ થવાનો હુકમ આપ્યો. તેણે ઈનામ અને ઈજ્જત તથા જન્નતની નેઅ્મતો પ્રત્યક્ષ જોઈ તો પાછી પોતાની કોમ યાદ આવી અને તમન્ના કરી કે કાશ! મારી કોમને મારી હાલતની જાણ થઈ ગઈ હોત કે રસૂલો ઉપર ઈમાન લાવવાના બદલામાં મને ઈજ્જત અને સન્માન તથા કાયમી નેઅ્મતો કેવી કેવી મળી છે તો કદાચ તેમને પણ ઈમાનની તવફીક થઈ ગઈ હોત ! આ તમન્નાની જાહેરાત પ્રસ્તુત આયતમાં કરવામાં આવી છે.

**પયગમ્બર તરીકેની દા'વત અને સુધારણાની રીત :**

**ઇસ્લામના પ્રચારકો માટે મહત્ત્વની સૂચનાઓ**

આ વસ્તી તરફ જે ત્રણ રસૂલો મોકલવામાં આવ્યા તેમણે મુશ્રિકો અને

કાફિરોથી જે રીતે સંબોધન કર્યું અને તેમની સખત અને કડવી વાતો તથા ધમકીઓનો જે રીતે જવાબ આપ્યો એ જ પ્રમાણે તેમના આમંત્રણથી મુસલમાન થનાર હબીબ નજજારે જે રીતે પોતાની કોમને સંબોધન કર્યું તે વસ્તુઓને પુનરાવર્તિત સ્વરૂપે જુઓ તો તેમાં દીનની તબ્લીગ અને મખ્લૂકની સુધારણાની સેવા કરનારાઓ માટે ઘણો મોટો બોધપાઠ છે.

તે રસૂલોની શિખામણ, તબ્લીગ અને તાકીદના જવાબમાં મુશ્રિકોએ ત્રણ વાતો કહી,

(૧) તમે તો અમારા જેવા માનવી છો, અમે તમારી વાત શા માટે માનીએ ?

(૨) અલ્લાહ રહમાને કોઈના ઉપર કોઈ સંદેશ અને કિતાબ નથી ઊતારી.

(૩) તમે ઉઘાડું માત્ર જૂઠ બોલી રહ્યા છો.

તમે વિચાર કરો કે નિઃસ્વાર્થ શિખામણની વાતચીતના જવાબમાં આ ઉશ્કેરણીજનક વાતચીતનો શું જવાબ હોવો જોઈતો હતો ? પરંતુ તે રસૂલોએ શું જવાબ આપ્યો ? માત્ર આ કે, رَبُّنَا يَعْلَمُ اِنَّا اِلَيْكُمْ لَمُرْسَلُوْنَ એટલે કે, અમારો પરવરદિગાર જાણે છે કે અમે તમારા તરફ મોકલવામાં આવ્યા છે અને مَا عَلَيْنَا اِلَّا الْبَلٰغُ الْمُبِيْنُ એટલે કે, અમારું જે કામ હતું તે કરી ચૂક્યા કે તમને અલ્લાહનો સંદેશ સ્પષ્ટ કરીને પહોંચાડી દીધો, આગળ તમને અધિકાર છે માનો અથવા ન માનો. જુઓ તેમના કોઈ શબ્દમાં શું તેમની ઉશ્કેરાટની કોઈ અસર છે ? કેટલો વિનમ્રતાપૂર્વકનો જવાબ છે !

પછી તે લોકોએ ઔર આગળ વધીને કહ્યું કે તમે લોકો મન્હૂસ (ખોડપગા) છો, તમારા કારણે અમે મુસીબતમાં સપડાઈ ગયા. તેનો નિશ્ચિત જવાબ એ હતો કે મન્હૂસ તો તમે પોતે છો. તમારી કરણીના કારણે તમારા ગળે આ મુસીબત પડી છે પરંતુ તે રસૂલોએ તે વાતને એવા વિનમ્રતાપૂર્વકના શબ્દોમાં કહી જેમાં તેમના મન્હૂસ હોવાની સ્પષ્ટતા નથી કરી બલકે એવું કહ્યું, طَائِرُكُمْ مَّعَكُمْ એટલે કે તમારી બદફાલી (અપશુકન) તમારી સાથે છે અને પછી તે જ વિનમ્રતાપૂર્વક સંબોધન કર્યું, اَئِنْ ذُكِّرْتُمْ એટલે કે, તમે એ તો વિચારો કે અમે તમારું શું બગાડ્યું છે ?! અમે તો માત્ર તમારું ભલું ઇચ્છીને તમને શિખામણ આપી છે, બસ સૌથી ભારે વાક્ય જે બોલ્યા તે આ હતું કે, بَلْ اَنْتُمْ قَوْمٌ مُّسْرِفُوْنَ એટલે કે, તમે લોકો હદથી વટી જનારા છો, વાતને ક્યાંથી ક્યાં લઈ જાઓ છો.

આ તો તે રસૂલોની વાતચીત હતી, હવે તે વાતચીત જુઓ જે તે રસૂલોના આમંત્રણથી ઈમાન લાવનાર તે નવમુસ્લિમે કહ્યા. તેણે પ્રથમ તો પોતાની કોમને બે વાતો બતાવીને રસૂલોની વાત માનવાનું આમંત્રણ આપ્યું, પ્રથમ એ કે જરા એ તો વિચારો કે આ લોકો દૂરથી ચાલીને તમને શિખામણ આપવા આવ્યા છે, મુસાફરીની તકલીફ ઉઠાવી રહ્યા છે અને તમારી પાસે કંઈ માંગતા પણ નથી, આ વાત પોતે મનુષ્યને વિચાર કરવાનું આમંત્રણ આપે છે કે આ નિઃસ્વાર્થ લોકો છે, તેમની વાતમાં વિચાર તો કરીએ ! બીજું એ કે જે વાત તેઓ કહી રહ્યા છે તે બિલકુલ બુદ્ધિ, ન્યાય અને હિદાયતની વાત છે, ત્યારબાદ કોમને તેમની ભૂલ અને તેમના માર્ગ ભટકવાથી ચેતવવા માટે કહ્યું કે તમે પોતાના પેદા કરનાર સર્વશક્તિમાનને છોડીને પોતે જ ઘડી કાઢેલી મૂર્તિઓને પોતાની જરૂરત પૂરી કરનાર સમજી બેઠા છો જ્યારે કે તેમની હાલત તો એ છે કે ન તો તે પોતે જ કંઈ તમારું કામ બનાવી શકે છે અને ન જ અલ્લાહ તઆલાના ત્યાં તેમનું કોઈ સ્થાન કે દરજ્જો છે કે તેને સિફારસ કરીને તમારું કામ કરાવી આપે !

પરંતુ હબીબ નજ્જારે આ બધી વાતોનો તેમની સાથે સંબંધ જોડવાને બદલે પોતાના તરફ તેનો સંબંધ જોડવાની શૈલી અપનાવી અને કહ્યું કે જો હું એવું કરું તો મોટી ગુમરાહીની વાત હશે.

وَمَا لِیَ لَا اَعۡبُدُ الَّذِیۡ فَطَرَنِیۡ..... આ બધું એટલા માટે કર્યું કે વિરોધીઓ ઉશ્કેરાઈ ન જાય, વાત ઉપર ઠંડા કલેજે ઠંડા દિલથી વિચાર કરે, પછી જ્યારે તેમની કોમે તેની લાગણી અને દયાથી પણ કંઈ અસર ન લીધી અને તેમની હત્યા કરવા માટે તેમના ઉપર તૂટી પડ્યા તો તે સમયે પણ તેમની જીભ ઉપર કોઈ બદદુઆની વાત ન આવી, બલકે એવું જ કહેતાં જીવ આપી દીધો કે رَبِّ اهۡدِ قَوۡمِیۡ એટલે કે, હે મારા પરવરદિગાર ! મારી કોમને હિદાયત આપ. એનાથી વધારે આશ્ચર્યજનક વાત એ છે કે કોમના અત્યાચારથી શહીદ થનાર વ્યક્તિને જ્યારે અલ્લાહ તઆલા તરફથી ઈનામ અને ઈજ્જત તથા જન્નતની નેઅ્‌મતોના દર્શન થયા તો તે સમયે પણ પોતાની આ જ જાલિમ કોમ યાદ આવી અને તેમની ભલાઈ તથા હમદર્દીથી એ તમન્ના કરી કે કાશ ! મારી કોમ મારી હાલત, ઈનામ તથા ઈજ્જતથી વાકેફ થઈ ગઈ હોત તો કદાચ તે પણ પોતાની ગુમરાહીથી અટકી જઈ આ નેઅ્‌મતોની ભાગીદાર બની ગઈ હોત. سُبۡحَانَ اللّٰهِ،

خَلْقُ اللّٰه ની ભલાઈ જ તેમના અત્યાચાર હોવા છતાં કઈ રીતે આ લોકોની નસ નસમાં સમાયેલી હોય છે ? આ જ તે બાબત હતી જેણે કોમોની કાયા પલટી નાંખી કુફ્ર અને ગુમરાહીથી કાઢીને તે સ્થાન બખ્શ્યું છે કે ફરિશ્તાઓ પણ તેમના ઉપર રશ્ક કરવા લાગ્યા.

આજકાલ તબ્લીગ કરનારાઓ અને દા'વત તથા ઈસ્લાહની સેવા કરનારા લોકોએ ખાસ કરીને તે પયગમ્બરોની સુન્નતને છોડી દીધી છે એટલા માટે તેમની દા'વત અને તબ્લીગ અસરવિહોણી થઈ ગઈ છે, તકરીર અને સંબોધનમાં ક્રોધ જાહેર કરવો અથવા વિરોધી ઉપર તૂટી પડવું બહું મોટો કમાલ અને વિશેષતા સમજવામાં આવે છે જે વિરોધીઓને વધારે જીદ અને દુશ્મનાવટ તરફ ધકેલી આપે છે. اَللّٰهُمَّ اجْعَلْنَا مُتَّبِعِيْنَ لِسُنَنِ اَنْبِيَاءِ كَ وَوَفِّقْنَالِمَا تُحِبُّ وَتَرْضَاهُ

..........

وَمَآ اَنْزَلْنَا عَلٰى قَوْمِهٖ مِنْۢ بَعْدِهٖ مِنْ جُنْدٍ مِّنَ السَّمَآءِ وَمَا كُنَّا مُنْزِلِيْنَ ○ اِنْ كَانَتْ اِلَّا صَيْحَةً وَّاحِدَةً فَاِذَا هُمْ خَامِدُوْنَ ○

આ તે કોમ ઉપર આસમાની અઝાબનું વર્ણન છે જેણે રસૂલોને જૂઠાડ્યા હતા અને હબીબ નજ્જારને મારી મારીને શહીદ કરી નાંખ્યા હતા તથા અઝાબની પ્રસ્તાવનામાં એ ફરમાવ્યું છે કે આ કોમને અઝાબમાં પકડવા માટે અમારે કોઈ ફરિશ્તાઓનું લશ્કર મોકલવું નથી પડ્યું અને ન જ કોઈ એવી સેના મોકલવાનો અમારે ત્યાં રિવાજ છે, કારણ કે અલ્લાહ તઆલાનો એક જ ફરિશ્તો મોટી મોટી બહાદૂર કોમોને તબાહ કરવા માટે પૂરતો છે, તેને ફરિશ્તાઓનું લશ્કર મોકલવાની શું જરૂર !? પછી તેમના ઉપર આવનાર અઝાબનું વર્ણન કરીને ફરમાવ્યું કે બસ, એટલું થયું કે ફરિશ્તાએ એક જોરથી ગર્જના કરી જેનાથી આ બધા જ ઠંડા પડી ગયા.

રિવાયતોમાં છે કે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)એ શહેરના દરવાજાના બંને થાંભલા પકડીને એક સખત ભયાનક ગર્જના કરી જેના આઘાતને કોઈની રૂહ વેઠી ન શકી, સઘળા મૃત્યુ પામ્યા. તેમના મૃત્યુને કુર્આને خَامِدُوْنَ (ખામીદૂન)ના શબ્દથી ઓળખાવ્યું છે, خُمُوْدُ (ખમૂદ) "આગ ઓલવાઈ જવા"ના અર્થમાં આવે છે, સજીવની જિંદગી તેનામાં રહેલ ગરમીની શક્તિ ઉપર

આધારિત છે જ્યારે તે શક્તિ જ નષ્ટ થઈ જાય તો તેનું જ નામ મોત છે, ખામીદૂન એટલે કે ઓલવાઈ જનાર, ઠંડા પડી જનાર.

---

## આયતો : (સૂરએ યા-સીન : આયત નં. 33 થી ૪૪)

وَاٰيَةٌ لَّهُمُ الْاَرْضُ الْمَيْتَةُ ۖۚ اَحْيَيْنٰهَا وَاَخْرَجْنَا مِنْهَا حَبًّا فَمِنْهُ يَاْكُلُوْنَ ﴿۳۳﴾
وَجَعَلْنَا فِيْهَا جَنّٰتٍ مِّنْ نَّخِيْلٍ وَّاَعْنَابٍ وَّفَجَّرْنَا فِيْهَا مِنَ الْعُيُوْنِ ۙ ﴿۳۴﴾
لِيَاْكُلُوْا مِنْ ثَمَرِهٖ ۙ وَمَا عَمِلَتْهُ اَيْدِيْهِمْ ؕ اَفَلَا يَشْكُرُوْنَ ﴿۳۵﴾ سُبْحٰنَ الَّذِيْ خَلَقَ
الْاَزْوَاجَ كُلَّهَا مِمَّا تُنْۢبِتُ الْاَرْضُ وَمِنْ اَنْفُسِهِمْ وَمِمَّا لَا يَعْلَمُوْنَ ﴿۳۶﴾ وَاٰيَةٌ لَّهُمُ
الَّيْلُ ۖۚ نَسْلَخُ مِنْهُ النَّهَارَ فَاِذَا هُمْ مُّظْلِمُوْنَ ۙ ﴿۳۷﴾ وَالشَّمْسُ تَجْرِيْ لِمُسْتَقَرٍّ لَّهَا ؕ
ذٰلِكَ تَقْدِيْرُ الْعَزِيْزِ الْعَلِيْمِ ؕ ﴿۳۸﴾ وَالْقَمَرَ قَدَّرْنٰهُ مَنَازِلَ حَتّٰى عَادَ كَالْعُرْجُوْنِ
الْقَدِيْمِ ﴿۳۹﴾ لَا الشَّمْسُ يَنْۢبَغِيْ لَهَاۤ اَنْ تُدْرِكَ الْقَمَرَ وَلَا الَّيْلُ سَابِقُ النَّهَارِ ؕ
وَكُلٌّ فِيْ فَلَكٍ يَّسْبَحُوْنَ ﴿۴۰﴾ وَاٰيَةٌ لَّهُمْ اَنَّا حَمَلْنَا ذُرِّيَّتَهُمْ فِي الْفُلْكِ
الْمَشْحُوْنِ ۙ ﴿۴۱﴾ وَخَلَقْنَا لَهُمْ مِّنْ مِّثْلِهٖ مَا يَرْكَبُوْنَ ﴿۴۲﴾ وَاِنْ نَّشَاْ نُغْرِقْهُمْ فَلَا
صَرِيْخَ لَهُمْ وَلَا هُمْ يُنْقَذُوْنَ ۙ ﴿۴۳﴾ اِلَّا رَحْمَةً مِّنَّا وَمَتَاعًا اِلٰى حِيْنٍ ﴿۴۴﴾

## તરજુમો :

*અને એક નિશાની તેમના માટે મૃત જમીન છે તેને અમે જીવંત કરી દીધી અને તેમાંથી અનાજ કાઢ્યું, બસ તેમાંથી જ તેઓ ખાય છે. (૩૩) અને અમે તેમાં બગીચા બનાવ્યા ખજૂરના અને દ્રાક્ષના અને તેમાં અમુક ઝરણા વહાવી દીધા. (૩૪) કે તેના ફળોમાંથી ખાય અને તેને તેમના હાથોએ નથી બનાવ્યા, પછી કેમ ઉપકાર નથી માનતા !? (૩૫) પવિત્ર હસ્તી છે જેણે બધી વસ્તુઓના જોડાંઓ બનાવ્યા, એ પ્રકારમાંથી જે જમીનમાંથી ઊગે છે અને પોતે તેમની જાતમાંથી અને તે વસ્તુઓમાં કે જેમની તેમને ખબર*

*નથી.(૩૬) અને તેમના માટે એક નિશાની રાત છે, અમે તેના ઉપરથી દિવસને ખેંચી લઈએ છીએ પછી ત્યારે જ તેઓ અંધારામાં રહી જાય છે. (૩૭) અને સૂર્ય પોતાના નિશ્ચિત માર્ગે (કક્ષાએ) ચાલ્યો જાય છે, આ મહાબળવાન સર્વજ્ઞ અલ્લાહ દ્વારા નિર્માણાધીન છે. (૩૮) અને ચંદ્રની અમે કક્ષાઓ (મંઝિલો) વહેંચી દીધી છે એટલે સુધી કે પછી (એ રીતે) આવી રહ્યો છે, જેમકે (ખજૂરની) જૂની ડાળખી. (૩૯) ન સૂર્યથી થઈ શકે કે ચંદ્રને પકડી લે અને ન જ રાત આગળ વધી શકે દિવસથી અને દરેક એક અલગ અલગ (નિશ્ચિત) વર્તુળ (ભ્રમણકક્ષા)માં તરે છે. (૪૦) અને તેમના માટે એક નિશાની છે કે અમે તેમની નસ્લ (સંતતિ)ને ઉઠાવી લીધી તે ભરેલા વહાણમાં. (૪૧) અને અમે તેમના માટે વહાણ જેવી વસ્તુઓ બનાવી જેના ઉપર સવાર થાય છે. (૪૨) અને જો અમે ઈચ્છીએ તો તેમને ડૂબાડી દઈએ પછી કોઈ તેમની ફરિયાદે ન પહોંચે અને ન જ તેઓને છોડાવી શકે. (૪૩) પરંતુ અમે પોતાની મહેરબાનીથી અને તેમનું કામ ચલાવવા એક નિશ્ચિત સમય સુધી (મંજૂર રાખ્યું છે). (૪૪)*

## તફસીર :

અને (કુદરતની નિશાનીઓ અને મહાન નેઅ્મતો જે તવહીદની દલીલો પણ છે તેમાંથી એક) નિશાની તે લોકોને (દલીલ) માટે મૃત જમીન છે, (અને તેમાં નિશાનીની બાબત એ છે કે) અમે તેને (વરસાદથી) જીવંત કરી અને અમે તે (જમીન)માંથી (વિવિધ પ્રકારના) અનાજ કાઢ્યા, બસ તેમાંથી લોકો ખાય છે અને (વળી) અમે તે (જમીનમાંથી) ખજૂરો અને દ્રાક્ષોના બગીચા લગાવ્યા અને તેમાં (બાગને પાણી સીંચવા માટે) ઝરણાં (અને નદી નાળા) વહાવ્યા જેથી (અનાજની જેમ) લોકો બગીચાના ફળોમાંથી (પણ) ખાય અને તે (ફળો અને અનાજ)ને તેમના હાથોએ નથી બનાવ્યા (ભલે તેમણે તેને વાવ્યા હોય અથવા બાહ્ય સ્વરૂપે તેની સીંચાઈ તેમના હાથોથી થઈ હોય પરંતુ બીજમાંથી વૃક્ષ અને વૃક્ષમાંથી ફળ પેદા કરવામાં તેમની કોઈ દખલગીરી નથી, તે માત્ર ખાસ અલ્લાહ તઆલાનું જ કામ છે) બસ (આવી દલીલો જોઈને પણ) કેમ શુક્ર અદા કરતા નથી (જેનો પ્રથમ તકાદો અલ્લાહ તઆલાના અસ્તિત્વનો અને અલ્લાહ તઆલાના સ્વીકારનો છે, આ દલીલો તો જમીન અને વનસ્પતિની ખાસ નિશાનીઓમાંથી

હતી આગળ જાહેર બૌદ્ધિક નિશાનીઓથી દલીલ કરવામાં આવે છે એટલે કે) તે પવિત્ર હસ્તી છે જેણે દરેકને જોડાં (નર-નારી, ધન-ઋણ)માં પેદા કર્યા, જમીનની વનસ્પતિના પ્રકારોમાં પણ (ભલે આ પરસ્પરની જોડ દરેક પ્રકારના ખોરાકમાં હોય જેમકે એક જોડ અનાજની, એક જોડ ફળની અથવા તો પછી તેના સ્વાદમાં પણ હોય જેમકે એક મીઠું ફળ, એક કડવું ફળ વગેરે) અને (પોતે) તે લોકોમાંથી પણ (જેમકે પુરુષ-સ્ત્રી) અને તે વસ્તુઓમાં પણ જેમને (સામાન્ય) લોકો જાણતા નથી (આ જોડીઓ વિશે સામાન્ય ભાવાર્થના આધારે ગુપ્ત વસ્તુઓમાં પણ આ જોડાંઓ હોવું સાબિત થાય છે, તેનાથી અલ્લાહ તઆલાનું પોતે કોઈ જોડ વિનાનું હોવું સાબિત થઈ ગયું તેનો કોઈ જોડીદાર નથી, અહીંયાં આયત وَمِنْ كُلِّ شَيْءٍ خَلَقْنَا زَوْجَيْنِ નો પણ ખુલાસો થઈ ગયો) અને (આગળ અમુક આસમાનની અવકાશી બાબતોની નિશાનીઓ દ્વારા દલીલ કરવામાં આવી છે એટલે કે) એક નિશાની તે લોકો માટે રાત(નો સમય) છે કે (મૂળ અંધારું જ હોવાના કારણે જાણે કે મૂળ રાત્રિ જ હતી અને સૂર્યનો પ્રકાશ નિશ્ચિત સમય સુધી હતો, જાણે કે આ અંધારાને દિવસે છુપાવી લીધું હતું, જેમકે બકરીના માંસને તેનું ચામડું છુપાવી લે છે બસ) અમે (આ જ સૂર્યના નિશ્ચિત સમયને દૂર કરીને જાણે) એ (રાત્રિ) ઉપરથી દિવસને ઉતારી લઈએ છીએ, બસ એકાએક (ફરી રાત્રિ આવી પડે છે અને) તે લોકો અંધારામાં રહી જાય છે અને (એક નિશાની) સૂર્ય (છે કે તે) પોતાના ઠેકાણા તરફ ચાલતો રહે છે (આ સામાન્ય તે મુદ્દાનો પણ ખુલાસો કરે છે કે પરિભ્રમણની સાથે સાથે પરિક્રમણની ગતિ પણ હોય છે, એટલે કે દિવસ બદલાવાની સાથે સાથે વર્ષની ઋતુઓ પણ બદલાય છે અને દિવસની ગતિ ચોવીસ કલાકમાં પૂરી કરી સૂર્ય અથમાય જાય છે) અને આ નિર્ધારિત કરેલું છે તે (અલ્લાહ)નું (જે) જબરદસ્ત (એટલે કે સંપૂર્ણ શકિત ધરાવનાર અને) સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર છે (કે પોતાના જ્ઞાનથી આ વ્યવસ્થાની મસ્લિહત અને હિકમતને જાણે છે અને પોતાની કુદરત દ્વારા આ વ્યવસ્થાને લાગુ પાડે છે) અને (એક નિશાની) ચંદ્ર (છે કે તેની ચાલ) માટે મંઝિલો નક્કી કરી (કે દરરોજ એક મંઝિલ કાપે છે) એટલે સુધી કે (પોતાની અંતિમ મંઝિલોમાં પાતળો થતો થતો) એવો રહી જાય છે જેમકે ખજૂરની જૂની ડાળી (કે તે પાતળી અને ધારવાળી હોય છે અને શક્ય છે કે પ્રકાશ ઓછો હોવાના કારણે તેની પીળાશના આધારે પણ આ

ઉદાહરણ આપવામાં આવ્યું હોય તથા સૂરજ અને ચંદ્રની ગતિ તથા રાત અને દિવસનું આવવું-જવું એવી નિર્ધારિત વ્યવસ્થા ઉપર રાખવામાં આવ્યું છે કે) ન તો સૂર્યની મજાલ છે કે ચંદ્રને (તેના પ્રકાશ જાહેર થવાના સમયે એટલે કે જ્યારે રાત પ્રકાશિત હોય) જઈને પકડે (એટલે કે સમય પહેલાં ઊગીને તેને અને તેના સમય એટલે કે રાતને હટાવીને દિવસ બનાવી લે, જેમકે ચંદ્ર પણ એ જ રીતે સૂર્યને અને તેના પ્રકાશ જાહેર થવાના સમયને નથી પકડી શકતો કે દિવસને હટાવીને રાત બનાવી દે અને તેમાં ચંદ્રના પ્રકાશને જાહેર કરી દે) અને (એ જ પ્રમાણે) ન જ રાત્રિ દિવસ(નો નિશ્ચિત સમય પૂર્ણ થવા)થી પહેલાં આવી શકે છે (જેમકે દિવસ પણ રાત્રિનો નિશ્ચિત સમય પૂર્ણ થતાં પહેલાં આવી નથી શકતો) અને (ચંદ્ર અને સૂર્ય) બંને એક એકના વર્તુળમાં (ગણતરીપૂર્વક પોતાની ભ્રમણકક્ષામાં ગતિ કરી રહ્યા છે જેમકે જાણે) તરી રહ્યા છે (અને તે ગણતરીથી બહાર નથી જઈ શકતા કે રાત દિવસના હિસાબમાં કોઈ ભૂલચૂક થાય) અને (આગળ આસમાનની અને જમીનની નિશાનીઓમાંથી એક ખાસ નિશાની મુસાફરી અને સવારી વગેરે વિશે વર્ણન કરવામાં આવે છે એટલે કે) તેમના માટે એક નિશાની એ છે કે અમે તેમના સંતાનોને ભરેલા વહાણમાં સવાર કર્યા (પોતાના સંતાનોને ઘણા લોકો વેપાર માટે મુસાફરીમાં મોકલતા હતા, બસ આ ઉલ્લેખમાં ત્રણ નેઅ્મતો તરફ ઈશારો થયો છે, પ્રથમ ભરેલી નાવ જે ભારે હોવાના કારણે પાણીમાં ડૂબી જનારી વસ્તુ છે છતાં પણ તે પાણીની સપાટી ઉપર ચાલે છે, બીજું તે લોકોને અવલાદ અર્પણ કરી અને ત્રીજું દુનિયામાં રોજી રોટીનો સામાન આપવો જેનાથી પોતે ઘરે બેસી રહ્યા અને તેમની અવલાદ તેમના કર્મચારી બની વેપાર અર્થે કમાવા માટે ગયા) અને (ભૂમિ ઉપર મુસાફરી માટે) અમે તેમના માટે વહાણ જેવી જ એવી વસ્તુઓ પેદા કરી જેના ઉપર આ લોકો સવાર થાય છે (તેનાથી ભાવાર્થ ઊંટ વગેરે છે અને વહાણના દષ્ટાંતની સાથે સાથે તે ખાસ લક્ષણના આધારે કે તેના ઉપર પણ સવારી અને ભાર લાદી મુસાફરી કરવામાં આવે છે અને આ ઉદાહરણ એટલા માટે યોગ્ય છે કે અરબસ્તાનમાં ઊંટોને سَفِيْنَةُ الْبَرِّ "સફીનતુલ બર્ર" એટલે કે ભૂમિનું-રણનું જહાઝ કહેવાનો રૂઢિપ્રયોગ મશહૂર હતો, આગળ વહાણના વર્ણનના સંદર્ભમાં કાફિરો માટે એક અઝાબની ચેતવણી પણ વર્ણન કરવામાં આવી છે કે) અને જો અમે ઈચ્છીએ તો

તેમને ડૂબાડી દઈએ પછી ન તો (જે વસ્તુઓને તેઓ પૂજે છે તેમનામાંથી) તેમની કોઈ ફરિયાદ સાંભળે (જે તેમને ડૂબવાથી બચાવી શકે) અને ન જ તે (ડૂબ્યા પછી મોતથી) છુટકારો અપાવે (એટલે કે કોઈ પણ તેમને મોતથી છોડાવી નહીં શકે) પરંતુ આ અમારી જ મહેરબાની છે અને તેઓને એક નિશ્ચિત સમય સુધી (દુનિયવી જિંદગીથી) લાભ લેવાનો (મંજૂર) છે (એટલા માટે મહોલત આપી રાખવામાં આવી છે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ યા–સીનમાં વધારે વિષયો અલ્લાહની કુદરતની નિશાનીઓ તથા અલ્લાહ તઆલાના ઈનામો અને ઉપકારોનું વર્ણન કરીને આખિરત ઉપર દલીલો તથા હિસાબ કિતાબ હશ્ર નશ્રના અકીદાઓને પુખ્ત કરવા વિશે છે, પ્રસ્તુત આયતોમાં અલ્લાહ તઆલાની નિશાનીઓમાંથી એવી જ નિશાનીઓ વર્ણન કરવામાં આવી છે જે એક બાજુ તેની સંપૂર્ણ કુદરતની દલીલો સ્પષ્ટ કરે છે, બીજી બાજુ માનવી અને સામાન્ય મખ્લૂકો ઉપર અલ્લાહ તઆલાના ખાસ ઈનામો અને ઉપકારો તથા તેની આશ્ચર્યજનક વિસ્મયકારી હિકમતોની સાબિતી છે.

પ્રથમ આયતમાં જમીનનું એક દષ્ટાંત રજુ કર્યું, જે દરેક સમયે દરેક મનુષ્યની સામે છે કે સુક્કીભઠ જમીન ઉપર આસમાનથી પાણી વરસે છે તો જમીનમાં એક પ્રકારની જિંદગી પેદા થઈ જાય છે જેના ચિહ્નો તેમાં ઊગનારી વનસ્પતિ અને વૃક્ષો તથા તેના ફળોથી જાહેર થાય છે અને આ વૃક્ષોને વધારવા માટે તથા બાકી રાખવા માટે જમીનની નીચે અને જમીનની સપાટી ઉપર ઝરણાંઓ વહાવવાનું વર્ણન કરવામાં આવ્યું, لِيَأْكُلُوْا مِنْ ثَمَرِهٖ એટલે કે હવાઓ, વાદળો અને જમીનની સમગ્ર શક્તિઓને કામે લગાડવાનો હેતુ એ છે કે લોકો તેના ફળો ખાય અને આ બધી વસ્તુઓ તો આંખોથી પ્રત્યક્ષ જોઈ શકાય છે જે દરેક મનુષ્ય જાણે અને જુએ છે, આગળ માનવીનું તે વસ્તુ વિશે ધ્યાન દોરવામાં આવ્યું જેના માટે આ સમગ્ર કારખાનું સ્થાપિત કરવામાં આવ્યું છે.

### વનસ્પતિના ઉત્પાદનમાં માનવીની કોઈ દખલગીરી નથી :

وَمَا عَمِلَتْهُ اَيْدِيْهِمْ માં જમહૂર તફસીરકારોએ તેમાં શબ્દ ما (મા)ને નકાર માટે ઠરાવીને આ અનુવાદ કર્યો છે કે, ‘‘નથી બનાવ્યા તે ફળોને તે લોકોના

હાથે.'' આ વાક્ય દ્વારા ગાફેલ માનવીનું એ બાબત તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે કે જરા પોતાના કામ અને મહેનતમાં વિચાર કરો કે તારું કામ આ બાગો બહારમાં એ સિવાય શું છે કે તેં આ જમીનમાં બીજ નાંખી દીધું અને તેના ઉપર પાણી નાંખી દીધું, જમીનને નરમ કરી કે નાજુક કુપળો નીકળવામાં કોઈ અવરોધ પેદા ન થાય પરંતુ આ બીજમાંથી વૃક્ષ ઉગાડવું તથા વૃક્ષ ઉપર પાંડદા અને ડાળખીઓ કાઢવું તથા તેના ઉપર જાતજાતના ફળો પેદા કરવા; આ બધી વસ્તુઓમાં તારી શું દખલગીરી છે ?

આ તો માત્ર સર્વશક્તિમાન બધી જ હિકમતોના માલિક અને સર્વજ્ઞ અલ્લાહ તબારક વ તઆલાનું જ કામ હોઈ શકે છે, એટલા માટે તારી ફરજ છે કે આ વસ્તુઓથી લાભ ઉઠાવતી વખતે તે સર્જનહાર અને માલિકને ન ભૂલવો જોઈએ, તેનું જ ઉદાહરણ સૂરએ વાકિઅહની આયતમાં છે اَفَرَأَيْتُمْ مَّا تَحْرُثُوْنَ ءَ اَنْتُمْ تَزْرَعُوْنَهٗ اَمْ نَحْنُ الزّٰرِعُوْنَ જુઓ તો જે વસ્તુ તમે વાવો છો તે ફૂલી ફાલી વૃક્ષ તમે બનાવ્યું છે કે અમે ? ખુલાસો એ થયો કે જો કે આ ફળોને બનાવવામાં માનવીની કોઈ દખલગીરી નથી પરંતુ અમે પોતાની કૃપાથી તેને પેદા પણ કર્યું અને મનુષ્યને તેનો માલિક પણ બનાવ્યો અને તેને ખાવાની અને લાભ ઉઠાવવાની રીત પણ શીખવાડી.

## માનવીના ખોરાક અને પશુઓના ખોરાકમાં ખાસ તફાવત :

ઈબ્ને જરીર (રહ.) વગેરે તફસીરકારોએ وَمَا عَمِلَتْهُ (વમા અલિમ્તહુ)માં શબ્દ مَا (મા)ને નકાર માટે નહીં બલકે اِسْمِ مَوْصُوْلْ (ઈસ્મે મોસૂલ) اَلَّذِىْ (અલ્લઝી)ના અર્થમાં ઠરાવીને આ તરજુમો કર્યો છે કે આ બધી વસ્તુઓ એટલા માટે પેદા કરી છે કે લોકો તેના ફળ ખાય અને તે વસ્તુઓ પણ આરોગે જે આ વનસ્પતિ અને ફળો દ્વારા પોતે મનુષ્ય પોતાના હાથોની કળા કારીગીરીથી તૈયાર કરે છે, દાખલા તરીકે ફળોમાંથી જાતજાતના હલ્વા, અથાણા, ચટણી વગેરે તૈયાર કરીને અને અમુક ફળોમાંથી તેલ વગેરે કાઢીને કે જે માનવીની કળા કારીગીરીનું અને મહેનતનું પરિણામ છે, તેનો ખુલાસો એ થશે કે આ ફળો જે કુદરતે બનાવ્યા છે તે કોઈ માનવીય કળા અથવા તો તેની કારીગીરી કામે લગાડ્યા વિના સીધે સીધા ખાવાપાત્ર તૈયાર થયા છે અને માનવીને અલ્લાહ તઆલાએ એ રીત પણ

શીખવાડી છે કે એક એક ફળથી જાતજાતની સ્વાદિષ્ટ અને લાભદાયક વાનગીઓ તૈયાર થાય છે.

આ સૂરતમાં ફળોનું ઉત્પન્ન કરવું અને માનવીને તેના ઉપયોગની રીત શિખવાડવી કે એક ફળને બીજી વસ્તુઓ સાથે મિશ્રણ કરી અનેક પ્રકારની સ્વાદિષ્ટ તથા લાભદાયક ખોરાકની વાનગીઓ તૈયાર કરી લે, આ બીજા પ્રકારની નેઅ્મત છે. ઈબ્ને કષીર (રહ.)એ ઈબ્ને જરીર (રહ.)ની આ તફસીરની નકલ કરીને લખ્યું છે કે આ તફસીરનું સમર્થન હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની કિરાઅતથી પણ થાય છે, કારણ કે તેમની કિરાઅતમાં શબ્દ مَا (મા)ના બદલે آبا (આબા) છે એટલે કે, مِمَّا عَمِلَتْهُ اَيْدِيْهِمْ

તેનો ખુલાસો એ છે કે દુનિયાના બધા જ પશુ પ્રાણીઓ પણ નવસ્પતિ અને ફળ ખાય છે, કોઈ પ્રાણી માંસ ખાય છે, કોઈ માટી ખાય છે પરંતુ તે બધા પ્રાણીઓનો ખોરાક અંતે તો વનસ્પતિની ઉપજ જ છે, ઘાસ ખાનારા માત્ર ઘાસ અને માંસ ખાનાર માત્ર માંસ ખાય છે, તે વસ્તુઓને બીજી વસ્તુઓ સાથે ભેળસેળ કરી અન્ય પ્રકારનો ખોરાક તૈયાર કરવો મીઠું, મરચું, ખાંડ, ખટાશ વગેરે સાથે ભેળવીને એક પ્રકારની વાનગીના દશ પ્રકારો બની જાય છે. આ તૈયાર કરેલ ખોરાક માત્ર માનવો માટે જ છે તેને જ વિવિધ વસ્તુઓ દ્વારા એક મિશ્રિત ખોરાક તૈયાર કરવાની રીત આપવામાં આવી છે કે માંસની સાથે મીઠું, મરચું, મસાલા અને ફળોની સાથે ખાંડ વગેરેનું ભેળવવું માનવીની કળા કારીગીરી છે જે અલ્લાહ તઆલાએ તેને શીખવાડી છે, કુદરતની આ મહાન નેઅ્મતો અને તેમાં કુદરતની મહાન કારીગીરીની અજોડ નિશાનીઓને વર્ણન કર્યા પછી અંતે ફરમાવ્યું, اَفَلَا يَشْكُرُوْنَ શું આ બુદ્ધિશાળી લોકો તે વસ્તુઓને જોયા પછી ઉપકાર માનતા નથી ? આગળ આ જમીનના ઉત્પાદનો તથા આબોહવાનું વર્ણન કર્યા પછી માનવી અને પ્રાણીઓને પણ સામેલ કરીને તેની સંપૂર્ણ કુદરતની એક અન્ય નિશાની તરફ ધ્યાન દોરવામાં આવ્યું, سُبْحٰنَ الَّذِىْ خَلَقَ الْاَزْوَاجَ كُلَّهَا مِمَّا تُنْبِتُ الْاَرْضُ وَمِنْ اَنْفُسِهِمْ وَمِمَّا لَا يَعْلَمُوْنَ તેમાં શબ્દ اَزْوَاجَ (અઝવાજ) એ زَوْجٌ (ઝવ્જ)નું બહુવચન છે જે જોડાંના અર્થમાં આવ્યું છે, જોડીમાં બે વિરોધી વસ્તુઓ હોય છે, તેમાંથી દરેકને બીજાની "ઝવ્જ" કહેવામાં આવે છે જેમકે પુરુષ અને સ્ત્રી છે, પુરુષને સ્ત્રીનો અને સ્ત્રીને પુરુષનો ઝવ્જ કહેવામાં આવે છે, એ જ

પ્રમાણે પ્રાણીઓના નર–માદા પરસ્પર અઝવાજ છે. વનસ્પતિમાં ઘણા બધા વૃક્ષોમાં પણ નર અને માદાનું સંશોધન થઈ ચૂક્યું છે, ખજૂર અને પપૈયાના વૃક્ષોમાં તો નર–માદા હોવું ખૂબ પ્રખ્યાત છે તથા અન્યો પણ હોય તો તે શક્ય છે જેમકે વિજ્ઞાનના આધુનિક સંશોધનોએ બધા જ ફળ અને ફૂલવાળા વૃક્ષોમાં નર–માદા હોવાનું સાબિત કર્યું છે, તેમાં પ્રજનન થતું હોવાનું પણ બતાવવામાં આવ્યું છે. એ જ પ્રમાણે જો આ જ ગુપ્ત સિલસિલો નિર્જીવ ગણાતી વસ્તુઓ તથા અન્ય મખ્લૂકોમાં પણ હોય તો તે પણ શક્ય છે, જે રીતે وَمِمَّا لَا يَعْلَمُوْنَ માં આ ઈશારો મળે છે અને જાહેર રીતે વિવરણકાર લોકોએ અઝવાજને પ્રકાર અને વિભાગોના અર્થ સ્વરૂપે લખ્યું છે, કારણ કે જે રીતે નર–માદાને પરસ્પર زَوْجَيْن (ઝવજૈન) કહેવામાં આવે છે એ જ પ્રમાણે બે વિરોધી વસ્તુઓ એટલે કે ધન ધ્રુવ અને ઋણ ધ્રુવને પણ "ઝવજૈન" કહેવામાં આવે છે, જેમકે ઠંડી–ગરમી સૂકું–ભીનું, ગમ અને ખુશી, બીમારી–તંદુરસ્તી વગેરે તેમાંથી દરેકમાં ઉચ્ચ, નિમ્ન અને મધ્યમ કક્ષાના આધારે ઘણા બધા દરજ્જાઓ, વિભાગો તથા પ્રકારો બની જાય છે, આ જ પ્રમાણે મનુષ્ય અને જાનવરોમાં રંગ, રૂપ અને જીભ તથા જીવન જીવવાની પદ્ધતિના આધારે ઘણા બધા પ્રકારો હોય છે, શબ્દ "અઝવાજ" આ બધા જ પ્રકારો અને ભિન્નતાને સામેલ કરે છે, પ્રસ્તુત આયતમાં પ્રથમ તો مِمَّا تُنْبِتُ الْاَرْضُ એટલે કે, વનસ્પતિના પ્રકારો અને વિવિધતાનું વર્ણન કરવામાં આવ્યું છે, ત્યારબાદ مِنْ اَنْفُسِهِمْ એટલે કે પોતે માનવીની જાતમાં રહેલા પ્રકારોનું વર્ણન છે અને ત્યારબાદ مِمَّا لَا يَعْلَمُوْنَ માં તે હજારો મખ્લૂકો સામેલ છે જેને આજ સુધી લોકો જાણતા નથી માત્ર અલ્લાહ તઆલા જ જાણે છે કે જમીનના તળિયામાં અથવા સમંદરોમાં અથવા પહાડોમાં કેટલા પ્રકારના પ્રાણીઓ અને વનસ્પતિ તથા પક્ષીઓ છે.

وَاٰيَةٌ لَّهُمُ الَّيْلُ نَسْلَخُ مِنْهُ النَّهَارَ એટલે કે, મખ્લૂકોમાં અલ્લાહ તઆલાની કુદરતની નિશાનીઓ વર્ણન કર્યા પછી આસમાની અને અવકાશી મખ્લૂકોનું વર્ણન છે. سَلْخ નો શાબ્દિક અર્થ ચામડું ઉતારવાનો થાય છે, કોઈ પશુનું ઉપરનું ચામડું અથવા બીજી વસ્તુઓ ઉપરથી ગિલાફ ઉતારવામાં આવે તો અંદરની વસ્તુ જાહેર થઈ જાય છે, અલ્લાહ તઆલાએ આ ઉદાહરણમાં ફરમાવ્યું છે કે આ દુનિયામાં મૂળ અંધારું જ અંધારું છે, પ્રકાશ અસ્થાયી છે, જે તારાઓ અને ગ્રહો ઉપગ્રહો

દ્વારા પૃથ્વી ઉપર છવાય છે. અલ્લાહ તઆલાની આ વૈશ્વિક વ્યવસ્થામાં નિશ્ચિત સમયે આ પ્રકાશ જે દુનિયાના અંધારાઓ ઉપર છવાયેલો હોય છે તેના પડને ઉપરથી હટાવી લેમાં આવે છે તો ફરીવાર અંધારું જ અંધારું રહી જાય છે, તેને જ સામાન્ય પ્રચલિત બોલચાલની ભાષામાં રાત્રિ કહેવામાં આવે છે.

وَالشَّمْسُ تَجْرِىْ لِمُسْتَقَرٍّ لَّهَا ذٰلِكَ تَقْدِيْرُ الْعَزِيْزِ الْعَلِيْمِ આયતનો ભાવાર્થ એ છે કે સૂર્ય ચાલતો રહે છે પોતાના નિશ્ચિત માર્ગે. مُسْتَقَرُ (મુસ્તકર્ર) એ "થોભવાની જગ્યા"ને પણ કહેવામાં આવે છે અને "આરામ કરવાના સમય"ને પણ. એટલે કે مُسْتَقَرُ زَمَانِىْ પણ હોઈ શકે છે અને مَكَانِىْ પણ તથા શબ્દ مُسْتَقَرُ (મુસ્તકર્ર) "મુસાફરીનો અંત" થવાના અર્થમાં પણ આવે છે, જો કે તેની સાથે જ કોઈ થોભવા અથવા સ્થગિત થયા વિના બીજી વખતની મુસાફરી શરૂ થઈ જાય છે. *(ઈબ્ને કષીરના વર્ણન પ્રમાણે)*

અમુક તફસીરકારોએ તો આ સ્થળે مُسْتَقَرُ (મુસ્તકર)થી مُسْتَقَرِّ زَمَانِىْ (મુસ્તકર્રે ઝમાની) ભાવાર્થ તરીકે લીધું છે, એટલે કે તે સમયે જ્યારે કે સૂર્ય પોતાની નિશ્ચિત ગતિ કરવાનું સમાપ્ત કરશે તે દિવસ કયામતનો દિવસ છે. આ તફસીર ઉપર આયતનો ભાવાર્થ એ છે કે સૂર્ય પોતાની ભ્રમણ કક્ષા ઉપર એવો સ્થાપિત અને મજબૂત વ્યવસ્થા સાથે ગતિ કરી રહ્યો છે જેમાં ક્યારેય એક મિનિટ કે સેકંડનો ફરક થતો નથી, હજારો વર્ષોથી આ નિશ્ચિત ભ્રમણકક્ષાની ગતિ ઉપર ભ્રમણ કરી રહ્યો છે પરંતુ આ સર્વકાંઈ કાયમી નથી, તેનો પણ એક ખાસ નિશ્ચિત "મુસ્તકર્ર" થોભવાનો સમય છે જ્યાં પહોંચીને આ સૌરમંડળની વ્યવસ્થા અને તેની ગતિ બંધ અને સમાપ્ત થઈ જશે અને તે કયામતનો દિવસ છે, આ તફસીર હઝરત કતાદહ (રદિ.)થી નકલ થઈ છે. *(ઈબ્ને કષીર)*

કુર્આને કરીમની સૂરએ ઝુમરની એક આયતમાં પણ તેનું સમર્થન થાય છે કે "મુસ્તકર્ર"નો ભાવાર્થ مُسْتَقَرِّ زَمَانِىْ (મુસ્તકર્રે ઝમાની) એટલે કે "કયામતનો દિવસ" છે, સૂરએ ઝુમરની આયતમાં (૩૯:૫) આ પ્રમાણે છે,

خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ يُكَوِّرُ الَّيْلَ عَلَى النَّهَارِ وَيُكَوِّرُ النَّهَارَ عَلَى الَّيْلِ
وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ كُلٌّ يَّجْرِىْ لِاَجَلٍ مُّسَمًّى ط

આ આયતમાં લગભગ તે જ વર્ણન છે જે સૂરએ યા–સીનની પ્રસ્તુત

આયતમાં છે કે પ્રથમ રાત અને દિવસના પરિવર્તનને સામાન્ય દૃષ્ટિ પ્રમાણે એક દૃષ્ટાંત આપી વર્ણન કરવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલા રાતને દિવસ ઉપર ઢાંકી દે છે અને દિવસને રાત ઉપર, જાણે કે રાત અને દિવસને બે ગિલાફો દ્વારા ઓળખાવવામાં આવ્યા છે. રાતનો ગિલાફ દિવસ ઉપર ચઢાવવામાં આવે છે તો રાત થાય છે અને દિવસનો ગિલાફ રાત ઉપર ચઢાવવામાં આવે છે તો દિવસ થાય છે, ત્યારબાદ ફરમાવ્યું કે સૂર્ય અને ચંદ્ર બંને અલ્લાહ તઆલાએ મનુષ્ય માટે કામે લગાડ્યા છે અને તે અલ્લાહ તઆલાના ફરમાનના તા'બે છે, તેમાં દરેકની એક ખાસ નિશ્ચિત સમયસીમા છે અને તે પ્રમાણે તે ગતિ કરી રહ્યા છે, અહીંયાં اَجَلٌ مُّسَمًّى (અજલુમ્મુસમ્મા)ના શબ્દો છે જેનો અર્થ નિશ્ચિત સમયસીમા છે અને આયતનો ભાવાર્થ એ છે કે સૂર્ય અને ચંદ્ર બંનેની ગતિઓ કાયમી નથી, એક નિશ્ચિત સમયસીમા એટલે કે કયામતના દિવસ ઉપર પહોંચીને તે સમાપ્ત થઈ જશે અને કપાઈ જશે, સૂરએ યા–સીનની પ્રસ્તુત આયતથી પણ એ જ જાહેર થાય છે કે શબ્દ مُسْتَقَرٌ (મુસ્તકર્ર) દ્વારા આ જ નિશ્ચિત સમયસીમા એટલે કે, مُسْتَقَرّ زَمَانِیْ (મુસ્તકર્રે ઝમાની) ભાવાર્થ સ્વરૂપે છે એટલે કે આ તફસીરમાં ન તો આયતના ભાવાર્થ અને અર્થમાં કોઈ શંકા છે અને ન જ ખગોળીય નિયમો સાથે કોઈ વિરોધાભાસ.

અમુક તફસીરકાર લોકોએ તેનો ભાવાર્થ مُسْتَقَرّ مَکَانِیْ (મુસ્તકર્રે મકાની) લીધો જેનો આધાર એક હદીષ ઉપર છે જે સહીહૈન, બુખારી, મુસ્લિમ વગેરેમાં અનેક સહાબા (રદિ.)થી વિવિધ સનદો સાથે નકલ થયેલ છે. હઝરત અબૂઝર ગિફારી (રદિ.)ની રિવાયત છે કે તેઓ એક દિવસે રસૂલે કરીમ ﷺ સાથે સૂર્યાસ્તના સમયે મસ્જિદમાં હાજર હતા આપ ﷺએ તેમને સંબોધન કરીને પ્રશ્ન કર્યો, હે અબૂઝર ! તમે જાણો છો કે સૂર્ય ક્યાં આથમે છે ? તેઓ કહે છે કે મેં વિનંતી કરી કે અલ્લાહ અને તેના રસૂલ જ વધારે જાણે છે. તેના ઉપર રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે સૂર્ય ચાલતો રહે છે એટલે સુધી કે તે અર્શની નીચે પહોંચીને સિજ્દહ કરે છે, પછી ફરમાવ્યું કે આ આયતમાં "મુસ્તકર્ર"નો આ જ ભાવાર્થ છે. وَالشَّمْسُ تَجْرِی لِمُسْتَقَرٍّ لَّهَا

હઝરત અબૂઝર (રદિ.)ની રિવાયતમાં આ શબ્દો પણ છે કે, મેં રસૂલે કરીમ ﷺથી وَالشَّمْسُ تَجْرِی لِمُسْتَقَرٍّ لَّهَا ની તફસીર પૂછી તો આપ ﷺએ

ફરમાવ્યું, مُسْتَقَرُّهَا تَحْتَ الْعَرْشِ બુખારીએ આ રિવાયતને વિવિધ સ્થળોએ નકલ કરી છે અને ઈબ્ને માજહ ઉપરાંત બધી જ સિત્તાહની કિતાબોમાં આ રિવાયત મોજૂદ છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી પણ આ જ વિષયની હદીષ નકલ થયેલ છે જેમાં અમુક વધારો છે જેનો ભાવાર્થ એ છે કે દરરોજ સૂર્ય અર્શ નીચે પહોંચીને સિજ્દહ કરે છે અને નવી મુસાફરીની પરવાનગી માંગે છે, પરવાનગી મેળવીને નવી મુસાફરી શરૂ કરે છે એટલે સુધી કે એક દિવસ એવો આવશે જ્યારે તેને નવેસરથી મુસાફરી કરવાની પરવાનગી નહીં મળે બલકે એવો હુકમ આપવામાં આવશે કે જે તરફથી આવ્યો છે તે તરફ પાછો ચાલ્યો જા, એટલે કે પશ્ચિમ તરફથી જમીનની નીચે ગયો પછી પશ્ચિમ તરફથી જ પાછો વળીને પશ્ચિમ તરફથી નીકળ, જે દિવસ આવો હશે તો આ કયામતના બિલકુલ નજીક હોવાની નિશાની હશે અને તે જ સમયે તવબહ કરવાનો અથવા ઈમાન લાવવાનો દરવાજો બંધ કરી દેવામાં આવશે, તે સમયે કોઈ ગુનાહમાં સંડોવાયેલાના ગુનાહથી અને શિર્ક તથા કુફ્રના ગુનાહમાં સંડોવાયેલાની પોતાના કુફ્રની તવબહ કબૂલ થશે નહીં. *(ઈબ્ને કષીર બ હવાલએ અબ્દુર્રજ્જાક)*

**سُجُوْدُ الشَّمْسِ (સુજૂદુશ્શમ્સ) એટલે કે સૂર્યના અર્શ નીચે સિજ્દહ કરવાની તહકીક :**

આ રિવાયતોથી જાણ થાય છે કે "મુસ્તકર્ર" (થોભવા)નો ભાવાર્થ مَكَانِىْ مُسْتَقَرْ છે. એટલે કે તે સ્થળ જ્યાં સૂર્યની ગતિનો એક ચક્કર પૂરો થાય છે અને એ પણ જાણ થઈ કે તે જગ્યા અર્શની નીચે છે. આ સ્વરૂપમાં આયતનો ભાવાર્થ એ હશે કે દરરોજ સૂર્ય એક ખાસ "મુસ્તકર્ર" તરફ ગતિ કરે છે પછી ત્યાં પહોંચીને અલ્લાહ તઆલા સામે સિજ્દહ કરીને બીજા ચક્કરની પરવાનગી માંગે છે, પરવાનગી મળવાથી બીજો ચક્કર શરૂ થાય છે.

પરંતુ ઘટનાઓ અને ખગોળશાસ્ત્રના સંશોધનોએ વર્ણન કરેલ નિયમોની બીનાએ તેમાં અનેકવિધ મજબૂત શંકાઓ ઉપસ્થિત થાય છે.

પ્રથમ એ કે અર્શે રહમાનનું જે સ્વરૂપ કુર્આન અને સુન્નત દ્વારા સમજવામાં આવે છે તે એ છે કે બધી જ જમીનો અને આસમાનો ઉપર છવાયેલું

છે, આ પૃથ્વી અને બધા જ આસમાનો ગ્રહો અને ઉપગ્રહો સહિત બધા જ અર્શની અંદર ઘેરાયેલા છે અને અર્શે રહમાને તે બધી જ અવકાશી સૃષ્ટિને પોતાના અંદર લીધેલ છે, આ આધારે સૂર્ય તો હંમેશા દરેક હાલત અને દરેક સમયે અર્શ હેઠળ જ છે, પછી સૂર્યાસ્ત પછી અર્શ નીચે જવાનો શું અર્થ થશે ?

બીજું એ કે પ્રત્યક્ષ સાબિતીઓ જાહેર છે કે સૂર્ય જ્યારે કોઈ સ્થળે આથમે છે તો બીજા સ્થળે ઊગે છે, આથી તેનું ઊગવું આથમવું હર પળે દરેક પરિસ્થિતિમાં ચાલુ જ છે, પછી સૂર્યાસ્ત પછી અર્શ હેઠળ જવાનો અને સિજ્દહ કરવાનો શું અર્થ છે ?

ત્રીજું એ કે આ હદીષથી જાહેર રીતે એ જણાય છે કે સૂર્ય પોતાના મુસ્તકર્ર (થોભવાના સ્થળ) ઉપર પહોંચીને વિરામ કરે છે જેમાં અલ્લાહ તઆલાની સામે સિજ્દહ કરીને બીજા ચક્કરની રજા લે છે જ્યારે કે સૂર્યની ગતિમાં કોઈ સમયે પણ વિરામ ન હોવાની ખુલ્લી સાબિતીઓ છે અને પછી કારણ કે સૂર્યનો સૂર્યોદય અને સૂર્યાસ્ત વિવિધ સ્થળોના આધારે હર પળે થતો જ રહેતો હોય છે તો આ વિરામ અને થોભવું પણ દરેક સમયે જ હોવું જોઈએ જેનું પરિણામ એ છે કે સૂર્ય ક્યારેય ગતિમાં જ ન રહે.

આ શંકાઓ માત્ર ખગોળીય અને અવકાશી વિદ્યાકળા આધારિત જ નથી બલકે તેના માટેની ઘટનાઓ અને સાબિતીઓ પણ છે, જેને ઉપેક્ષિત કરી શકાતી નથી અને આ વિદ્યાના આધારે ખગોળીય ઘટનાઓના તા'બે સૂર્યની પરિભ્રમણની ગતિ તથા સૂર્યનું ચોથા આસમાનમાં કેન્દ્રિત હોવું કે જે ટૉલેમીનો દષ્ટિકોણ છે જેના વિરુદ્ધ તેના પહેલાં પણ પાયથાગોરસે આ દષ્ટિકોણનો વિરોધ કર્યો હતો અને આજકાલ નવા સંશોધનોએ ટૉલેમીના દષ્ટિકોણની ભૂલ તથા પાયથાગોરસના દષ્ટિકોણને સત્યની બિલકુલ નજીક હોવાનો વિશ્વાસ કરાવી દીધો છે અને હાલની અવકાશી યાત્રાઓ અને ચંદ્ર સુધી માનવીની પહોંચની ઘટનાઓએ એટલી વાત તો નિશ્ચિત કરાવી જ દીધી છે કે બધા ગ્રહો આસમાનથી નીચેના અવકાશમાં છે, આસમાનોમાં તેમનું કેન્દ્ર નથી. કુર્આને કરીમની આયત જે બિલકુલ નિકટમાં આવી રહી છે, وَكُلٌّ فِي فَلَكٍ يَسْبَحُونَ તેનાથી પણ આ દષ્ટિકોણનું સમર્થન થાય છે, આ દષ્ટિકોણમાં એ પણ છે કે આ દરરોજનું ઊગવું

અને આથમવું સૂર્યની ગતિના કારણે નથી બલકે પૃથ્વીની ગતિના કારણે છે, આ ખગોળીય દષ્ટિકોણના આધારે પ્રસ્તુત હદીષમાં એક ઓર શંકા વધી જાય છે.

તેનો જવાબ સમજવા માટે પ્રથમ એ દષ્ટિ સમક્ષ રહેવું જોઈએ કે જ્યાં સુધી પ્રસ્તુત આયતનો ખુલાસો છે તેના ઉપર પ્રસ્તુત શંકાઓ અને સંદેહોમાંથી કુર્આન ઉપર કોઈપણ શંકા કે સંદેહ ઉપજતો નથી, તેનો ભાવાર્થ તો માત્ર એટલો જ છે કે સૂર્યને અલ્લાહ તઆલાએ એવી વ્યવસ્થિત અને મજબૂત પ્રકારની ગતિ ઉપર લગાડ્યો છે કે તે પોતાના મુસ્તકર્ર (વિરામના સ્થાન) તરફ બરાબર એક પરિસ્થિતિ ઉપર ચાલતો રહે છે જો આ મુસ્તકર્રનો ભાવાર્થ હઝરત કતાદહ (રદિ.)ની તફસીર પ્રમાણે "મુસ્તકર્રે ઝમાની" લેવામાં આવે, એટલે કે "કયામતનો દિવસ" તો તેનો અર્થ એ છે કે સૂર્યની આ ગતિ કયામત સુધી કાયમી સ્વરૂપે એક હાલત ઉપર થતી રહેશે પછી તે દિવસે સમાપ્ત થઈ જશે અને જો "મુસ્તકર્રે મકાની" ભાવાર્થ સ્વરૂપે લેવામાં આવે તો પણ તે "મુસ્તકર્ર" સૂર્યની કક્ષાના તે સ્થાનને કહેવામાં આવી શકે છે જ્યાંથી સૂર્યએ પોતાના પ્રથમ સર્જન સમયે પોતાની ગતિ શરૂ કરી, આ જ સ્થાન ઉપર પહોંચીને તેની ગતિનો એક ચક્કર પૂર્ણ થાય છે, કારણ કે આ જ સ્થાન તેના ચક્કરની પૂર્ણતા છે, તેના ઉપર પહોંચીને નવા ચક્કરની શરૂઆત થાય છે. રહી એ વાત કે આ મહાન કક્ષા (વર્તુળ)માં તે સ્થાન ક્યાં છે અને કયું છે ? જ્યાંથી સૂર્યની ગતિ તેની શરૂઆતના સર્જન સમયે શરૂ થઈ હતી ? તો કુર્આને કરીમ આ પ્રકારની વ્યર્થ ચર્ચામાં માનવીને ઉલઝાવતું નથી જેનો સંબંધ તેના કોઈ દીની અને દુનિયવી લાભ ખાતર ન હોય, આ એવા પ્રકારની ચર્ચા છે એટલા માટે તેને છોડીને કુર્આને કરીમે મૂળ હેતુ તરફ ધ્યાન અપાવ્યું છે અને તે હેતુ અલ્લાહ તઆલાની કુદરત અને હિકમતના ખાસ નમૂનાઓનું વર્ણન છે કે આ દુનિયામાં મોટો અને અત્યંત તેજસ્વી તારો સૂર્ય છે, તે પણ ન તો પોતે આપમેળે બની ગયો છે અને ન જ આપમેળે તેની કોઈ ગતિ પેદા થઈ છે અને ન તો તે આપમેળે બાકી રહી શકે છે, તે પોતાની આ દરરોજની ગતિ માટે દરેક સમયે અલ્લાહ તઆલાની પરવાનગી અને ઈચ્છાના આધીન રહે છે.

જેટલી પણ શંકાઓ ઉપર લખવામાં આવી છે પ્રસ્તુત આયતના વર્ણનથી તેમાં કોઈ શંકા અને સંદેહ બાકી નથી રહેતો, અલબત્ત પ્રસ્તુત હદીષો કે જેમાં

એવું આવ્યું છે કે તે સૂર્યાસ્ત પછી અર્શ હેઠળ પહોંચીને સિજ્દહ કરે છે અને બીજા દિવસની પરવાનગી માંગે છે આ બધી શંકાઓ તેના વિશે છે અને આ આયતની નીચે આ ચર્ચા એટલા માટે કરવામાં આવી કે હદીષના અમુક શબ્દોમાં આ આયતનો હવાલો પણ આપવામાં આવ્યો છે, તેના જવાબો હદીષવેત્તાઓ અને તફસીરકાર લોકોએ જુદા જુદા આપ્યા છે, જાહેર શબ્દોના આધારે જે એવું સમજવામાં આવે છે કે સૂર્યનો આ સિજ્દહ રાત દિવસમાં માત્ર એક વખતે સૂર્યાસ્ત પછી થાય છે જે લોકોએ હદીષને આ જ જાહેરી ભાવાર્થ ઉપર સમજી છે તેમણે સૂર્યોદય વિશે ત્રણ સંભાવનાઓ વર્ણન કરી છે, એક આ કે مُعَظَّمِ مَعْمُوْرَهْ (જે તે વસ્તી માટે)નું આથમવું ભાવાર્થ સ્વરૂપે હોય છે. આ સ્થળ જ્યાં સૂર્યાસ્ત ઉપર દુનિયાની મોટા ભાગની વસ્તીમાં સૂર્યાસ્ત થઈ જાય છે અથવા خَطِّ اِسْتِوَاءْ (વિષુવવૃત્ત ઉપર)નો સૂર્યાસ્ત અથવા મદીનાની ક્ષિતિજનો સૂર્યાસ્ત. આ રીતે એ શંકા નથી રહેતી કે સૂર્યનો સૂર્યોદય અને સૂર્યાસ્ત તો દરેક સમયે દરેક પરિસ્થિતિમાં થતો જ રહે છે, કારણ કે આ હદીષમાં એક ખાસ ક્ષિતિજ ઉપર આથમવાની વાત કહેવામાં આવી છે પરંતુ સ્પષ્ટ અને ચોખ્ખો જવાબ એ જ જણાય છે જે અમારા ઉસ્તાદ અલ્લામહ શબ્બીર અહમદ ઉસ્માની (રહ.)એ પોતાના લેખ سُجُوْدُا لشَّمْسُ (સુજૂદુશ્શમ્સ)માં લખ્યો છે, તેનું વિવિધ ઈમામોની તફસીર દ્વારા મસર્થન થાય છે.

તેને સમજવા માટે પ્રથમ પયગમ્બરી તા'લીમ અને પરિભાષાઓ વિશે આ સૈદ્ધાંતિક વાત સમજી લેવી જરૂરી છે કે આસમાની કિતાબો અને તેના લાવનાર અંબિયા (અલૈ.) અલ્લાહની મખ્લૂકને આસમાન અને જમીનના સર્જનોમાં ચિંતન અને મનન તથા ઊંડો વિચાર કરવા તરફ સતત આમંત્રણ આપે છે અને તેનાથી અલ્લાહ તઆલાના અસ્તિત્વ તથા તવહીદ અને તેના જ્ઞાન અને તેની કુદરત ઉપર દલીલ કરે છે પરંતુ આ વસ્તુઓમાં ચિંતન અને મનન એટલી મર્યાદા સુધી શરીઅતમાં ઈચ્છનીય છે જે મર્યાદા સુધી તેનો સંબંધ મનુષ્યની દુનિયવી અને સામાજિક આવશ્યકતાઓ અથવા દીની કે આખિરતની જરૂરતોમાંથી હોય, તેનાથી વધારે ફિલસૂફીયુક્ત ચર્ચાઓ અને વસ્તુઓના સંશોધનોમાં અલ્લાહની સામાન્ય મખ્લૂકને નાંખવામાં નથી આવતી, કારણ કે પ્રથમ તો દરેક વસ્તુની વાસ્તવિકતાનું સંપૂર્ણ સાચું જ્ઞાન પોતે દરેક સંશોધકો,

ફિલોસોફરો અથવા નિષ્ણાતો વગેરેને તેમની સંપૂર્ણ જિંદગી ખર્ચ કરવા છતાં પણ નથી મળી શકતું, બીચારી સામાન્ય જનતા તો તેમની સામે શું ગણતરીમાં છે ? પછી જો તે પ્રાપ્ત પણ થઈ જાય અને તેનાથી ન તો કોઈ દીની જરૂરત પૂરી થાય અને ન જ કોઈ સાચો દુનિયવી મકસદ તેનાથી પ્રાપ્ત થાય તો આ વ્યર્થ અને ફુઝૂલ ચર્ચામાં ઓતપ્રોત થવું ઉંમરની અને માલની બરબાદી સિવાય શું છે ?

કુર્આન અને અંબિયા (અલૈ.)ની આસમાન અને જમીનની મખ્લૂકોની દલીલો તથા તેના પરિવર્તનો અને ઘટનાઓની ચર્ચા માત્ર એટલી હદ સુધી હોય છે જેને દરેક માનવી પ્રત્યક્ષ રીતે અને સામાન્ય ચિંતન અને વિચાર કરવાથી જાણી શકે. ફિલોસોફી અને ખગોળીય વ્યાખ્યાઓ જે માત્ર બૌદ્ધિકો અને વિદ્વાનો જ કરી શકે છે ન તો તેના ઉપર દલીલનો આધાર રાખવામાં આવે અને ન જ તેમાં માથાપચ્ચી કરવાનું પ્રોત્સાહન આપવામાં આવે છે કારણ કે અલ્લાહ તઆલા ઉપર ઈમાન અને તેના સંદેશ ઉપર અમલ દરેક મનુષ્યનો ફરજ છે, વિદ્વાન હોય કે અજ્ઞાન, પુરુષ હોય કે સ્ત્રી, શહેરનો નિવાસી હોય કે ગામડિયો, કોઈ પહાડ કે ટાપુ ઉપર રહેતો હોય અથવા કોઈ સુસંસ્કૃત વિકસિત શહેરમાં; એટલા માટે પયગમ્બરી તા'લીમ સામાન્ય લોકોની દૃષ્ટિ અને તેમની બુદ્ધિ તથા સમજ પ્રમાણે હોય છે જેમાં કોઈ વિદ્યાકળાના નિષ્ણાત બનવાની જરૂર નથી હોતી.

નમાઝના સમયોની ઓળખ, કિબ્લાની દિશાને નક્કી કરવું, મહિનાઓ, વર્ષો અને તારીખો જાણવી; આ બધી વસ્તુઓ ખગોળીય વિદ્યાઓના આધારે પણ જાણી શકાય છે પરંતુ શરીઅતે ઈસ્લામે તેમાંથી કોઈ વસ્તુનો આધાર ખગોળીય વિદ્યાકળાઓ અથવા સંશોધનો ઉપર નથી રાખ્યો બલકે તેના બદલે સામાન્ય નજરે દીઠી વસ્તુઓ ઉપર રાખ્યો છે, મહિના અને વર્ષો તથા તેમની તારીખો ચંદ્ર આધારિત હિસાબો ઉપર રાખ્યા અને ચંદ્રના હોવા ન હોવાનો આધાર માત્ર ચંદ્ર દર્શન અથવા તેની સાબિતીઓ ઉપર રાખ્યો, રોઝા અને હજ્જના દિવસો આ જ આધારે નિશ્ચિત કરવામાં આવ્યા, ચંદ્રના વધવા અથવા ઘટવા અથવા તેના છુપાવા કે ઉદય થવાનું રહસ્ય ઘણા લોકોએ રસૂલે કરીમ ﷺને પૂછ્યું તો તેનો જવાબ કુર્આને કરીમે આપ્યો, قُلْ هِيَ مَوَاقِيتُ لِلنَّاسِ وَالْحَجِّ (૨:૧૮૯) એટલે કે, આપ ﷺ કહી આપો કે ચંદ્રના આ બધા પરિવર્તનો એ હેતુ માટે છે કે તમે તેનાથી મહિનાઓની શરૂઆત, અંત તથા તેની તારીખો જાણીને હજ્જ વગેરેના

દિવસો નક્કી કરી શકો, આ જવાબે એ બાબત ઉપર ચેતવણી આપી દીધી કે તમારો પ્રશ્ન નિરર્થક અને હેતુ વિનાનો છે, તેની વાસ્તવિકતા જાણવા ન જાણવા ઉપર તમારું કોઈ કામ દીન અથવા દુનિયાનું અટકેલું નથી એટલા માટે તે બાબતોનો પ્રશ્ન કરો જેનો સંબંધ તમારી દીની અને દુનિયવી જરૂરત સાથે હોય.

આ પ્રસ્તાવના પછી મૂળ બાબત ઉપર વિચાર કરો કે પ્રસ્તુત આયતમાં અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરત અને ઉચ્ચ કક્ષાની હિકમતની અમુક સાબિતીઓનું વર્ણન કરીને મનુષ્યને અલ્લાહની તવહીદ, તેના જ્ઞાન અને સંપૂર્ણ શક્તિ ઉપર ઈમાન લાવવાનું આમંત્રણ આપ્યું છે જેમાં સૌથી પહેલાં જમીનનું વર્ણન કર્યું જે દરેક સમયે આપણી સામે છે. وَاٰيَةٌ لَّهُمُ الْاَرْضُ પછી તેના ઉપર પાણી વરસાવીને વૃક્ષો અને વનસ્પતિ ઉગાડવાનું વર્ણન કર્યું જે દરેક માનવી જુએ અને જાણે છે. ....اَحْيَيْنٰهَا ત્યારબાદ આસમાન અને અવકાશી પદાર્થો વિશેનું વર્ણન શરૂ કરીને પ્રથમ દિવસ અને રાત્રિના દરરોજના પરિવર્તનોનું વર્ણન કરીને ફરમાવ્યું, ...وَاٰيَةٌ لَّهُمُ الَّيْلُ ત્યારબાદ સૂર્ય, ચંદ્ર અને ગ્રહો તથા તારાઓમાં મોટા તારા સૂર્યનું વર્ણન કર્યું તેમાં પહેલાં સૂર્ય વિશે ફરમાવ્યું, وَالشَّمْسُ تَجْرِىْ لِمُسْتَقَرٍّ لَّهَا ذٰلِكَ تَقْدِيْرُ الْعَزِيْزِ الْعَلِيْمِ ؕ તેમાં વિચાર કરો કે તેનો હેતુ એ બતાવવાનો છે કે સૂર્ય પોતે જ પોતાના માર્ગ ઉપર પોતાની મરજીથી કે પોતાની શક્તિથી ગતિ નથી કરી રહ્યો બલકે આ એક મહાન સર્વજ્ઞ એટલે કે કુદરત દ્વારા જાણનારાની સ્થાપિત કરેલ નિશ્ચિત વ્યવસ્થાને તા'બે રહે છે. રસૂલે કરીમ ﷺએ સૂર્ય આથમતી સમયે હઝરત અબૂઝર ગિફારી (રદિ.)ને એક પ્રશ્નના જવાબ દ્વારા આ જ બાબતનું માર્ગદર્શન આપ્યું જેમાં બતાવ્યું કે સૂર્ય સૂર્યાસ્ત સમય પછી અર્શ હેઠળ અલ્લાહને સિજ્દહ કરે છે અને પછી બીજો ચક્કર શરૂ કરવાની પરવાનગી માંગે છે, જ્યારે પરવાનગી મળી જાય છે તો તે નિયમ પ્રમાણે આગળ વધે છે અને સવારે પૂર્વ તરફથી સૂર્યોદય થાય છે. તેનો ખુલાસો એનાથી વધારે નથી કે સૂર્યના સૂર્યોદય અને સૂર્યાસ્તનો સમય આ દુનિયામાં એક નવું પરિવર્તન લાવે છે જેનો આધાર સૂર્ય ઉપર છે, રસૂલે કરીમ ﷺએ આ પરિવર્તન પામતા સમયને માનવજાતિને ચેતવવા માટે યોગ્ય સમજીને પ્રેરણા આપી કે સૂર્યને પોતે કુલમુખ્તિયાર અને આપમેળે પોતાની શક્તિથી ચાલનારો ન સમજો, તે તો માત્ર અલ્લાહ તઆલાની ઈચ્છા અને ઈરાદાના તા'બે ગતિ કરી રહ્યો છે, તેનો દરેક

સૂર્યોદય અને સૂર્યાસ્ત અલ્લાહ તઆલાની પરવાનગીથી થાય છે, તે તેની પરવાનગીના તા'બે છે, તેના ફરમાનના તા'બે ગતિ કરવાને જ તેનો સિજ્દહ ઠરાવવામાં આવ્યો છે કારણ કે સિજ્દહ દરેક વસ્તુનો તેની યોગ્ય પરિસ્થિતિ પ્રમાણે હોય છે, જેમકે કુર્આને પોતે ખુલાસો કર્યો છે كُلٌّ قَدْ عَلِمَ صَلٰوتَهٗ وَتَسْبِيْحَهٗ (૨૪:૪૧) એટલે કે સમગ્ર મખ્લૂક અલ્લાહની ઈબાદત અને તસ્બીહમાં મશ્ગૂલ છે પરંતુ દરેકની ઈબાદત અને તસ્બીહની રીત અલગ અલગ છે અને દરેક મખ્લૂકને તેની તસ્બીહ અને ઈબાદતનો તરીકો શીખવાડી દેવામાં આવ્યો છે, જેમકે માનવીને તેની નમાઝ અને અલ્લાહની સ્તુતિ કરવાની પદ્ધતિ શીખવાડી દેવામાં આવી છે એટલા માટે સૂર્યના સિજ્દહનો એ અર્થ સમજવો કે તે માનવોના સિજ્દહની જેમ જમીન ઉપર માથું ટેકવવાથી જ થાય છે તે સાચું નથી.

જ્યારે કે કુર્આન અને સુન્નતના ખુલાસાઓ પ્રમાણે અલ્લાહ તઆલાનો અર્શ આસમાનો, તારાઓ, પૃથ્વીઓ ઉપર છવાયેલ છે તો એ દેખીતું છે કે સૂર્ય દરેક સમયે, દરેક સ્થળે અર્શ નીચે જ છે અને જ્યારે કે અનુભવ સાક્ષી છે કે સૂર્ય જ્યારે એક સ્થળે આથમી રહ્યો હોય છે તો બીજા સ્થળે સૂર્યોદય પણ થઈ રહ્યો હોય છે એટલા માટે તેની દરેક પળ સૂર્યોદય અને સૂર્યાસ્તથી ખાલી નથી તો સૂર્યનું અર્શ હેઠળ રહેવું પણ કાયમી અને દરેક પરિસ્થિતિમાં છે અને સૂર્યોદય તથા સૂર્યાસ્ત થવું પણ દરેક પરિસ્થિતિમાં જ છે એટલા માટે હદીષના વિષયનો ખુલાસો એ થયો કે સૂર્ય પોતાના સંપૂર્ણ ચક્કર દરમિયાન અર્શ હેઠળ અલ્લાહ તઆલાની સામે સિજ્દહની પરિસ્થિતિમાં જ રહે છે એટલે કે તેની પરવાનગી અને ફરમાનના તા'બે રહી ગતિ કરે છે અને આ ક્રમ એ જ પ્રમાણે કયામત નજીક સુધી ચાલતો રહેશે, એટલે સુધી કે કયામતની બિલકુલ નજીકની નિશાનીઓ જાહેર કરવાનો સમય આવી પહોંચશે તો સૂર્યને પોતાની કક્ષા ઉપર આગળનો ચક્કર શરૂ કરવાના બદલે પાછો વળવાનો હુકમ આપવામાં આવશે અને તે પછી પશ્ચિમ તરફથી સૂર્યોદય થશે, તે સમયે તવબહના દરવાજા બંધ થઈ જશે, કોઈનું ઈમાન અને તવબહ તે સમયે સ્વીકાર્ય થશે નહીં.

ખુલાસો એ છે કે સૂર્યાસ્ત થયા બાદ તેના અર્શ હેઠળ જવાની અને સિજ્દહ કરવાની અને આગલા ચક્કરની પરવાનગી માંગવાની જે બાબતો આ રિવાયતમાં તે પયગમ્બરી અસરકારક તા'લીમ આધારે બિલકુલ સામાન્ય

જનતાના દષ્ટિકોણ પ્રમાણે એક ઉદાહરણ છે, ન તેનાથી તે જરૂરી બને છે કે તે માનવીની જેમ જમીન ઉપર સિજ્દહ કરે અને સિજ્દહ કરવાના સમયે સૂર્યની ગતિમાં કંઈ વિરામ થવો જરૂરી બને અને ન જ એ ભાવાર્થ છે કે તે દિવસ રાતમાં માત્ર એક જ સિજ્દહ કોઈ ખાસ સ્થળે જઈને કરે છે અને ન જ એ કે તે માત્ર સૂર્યાસ્ત પછી અર્શ હેઠળ જાય છે પરંતુ આ સમયના પરિવર્તનોમાં જ્યારે કે બધા જ સામાન્ય લોકો એવું જોઈ રહ્યા છે કે સૂર્ય આપણાથી ગાયબ થઈ રહ્યો છે તે સમયે ઉદાહરણ સ્વરૂપે તેને આ હકીકતથી વાકેફ કરી દેવામાં આવ્યો કે આ જે કંઈ થઈ રહ્યું છે તે વાસ્તવમાં સૂર્યના અર્શ હેઠળ ફરમાનના તા'બે ગતિ કરવાથી થઈ રહ્યું છે, સૂર્ય પોતે આપમેળે કોઈ શક્તિ અથવા સામર્થ્ય ધરાવતો નથી તો જે રીતે તે સમયે મદીનાના નિવાસીઓ પોતાના સ્થાને એવી અનુભૂતિ કરી રહ્યા હતા કે હવે સૂર્ય સિજ્દહ કરીને આગલા ચક્કરની પરવાનગી લેશે એ જ પ્રમાણે જ્યાં જ્યાં તે આથમતો રહેશે બધા જ માટે આ જ બોધપાઠ ગ્રહણ કરવાની પ્રેરણા હશે અને વાસ્તવિક બાબત એ છે કે સૂર્ય પોતાની કક્ષામાં ગતિ દરમિયાન દરેક પળે અલ્લાહ તઆલાને સિજ્દહ પણ કરે છે અને આગળ વધવાની પરવાનગી પણ માંગતો રહે છે અને આ સિજ્દહ અને પરવાનગી માટે તેને કોઈ વિરામ અથવા સ્થિર થવાની આવશ્યકતા નથી હોતી.

આ ચર્ચા ઉપર પ્રસ્તુત હદીષમાં ન તો સાબિતીઓની રૂએ કોઈ શંકા થાય છે અને ન જ ખગોળીય કાયદાઓ કે નિયમોના આધારે, ઉપરાંત સૂર્યમંડળની ગતિઓ તથા ગ્રહો વગેરેની વ્યવસ્થાનું ટૉલેમીનું સંશોધન સાચું હોય કે પાયથાગોરસવાળું સંશોધન કે જેને હાલના સંશોધનો દ્વારા સમર્થન મળે છે; બંને સ્વરૂપોમાં પ્રસ્તુત હદીષ ઉપર કોઈ શંકા કે સંદેહ બાકી રહેતો નથી.

રહ્યો એ સવાલ કે પ્રસ્તુત હદીષમાં જે સૂર્યનું સિજ્દહ કરવું અને આગલા ચક્કરની પરવાનગી માંગવાનું વર્ણન થયું છે આ કાર્ય તો જીવન ધરાવનાર અથવા જ્ઞાન અને બુદ્ધિ ધરાવનાર સજીવનું છે, સૂર્ય અને ચંદ્ર નિર્જીવ તથા સમજવિહોણી મખ્લૂક છે, તેમનાથી આ પ્રવૃત્તિ કઈ રીતે થાય ? તો તેનો જવાબ કુર્આને કરીમની આયત وَاِنْ مِّنْ شَیْءٍ اِلَّا یُسَبِّحُ بِحَمْدِهٖ (૧૭:૪૪) હેઠળ આવી ચૂક્યો છે કે આપણે જે વસ્તુઓને નિર્જીવ અને બુદ્ધિહીન અથવા સમજવિહોણી સમજીએ છીએ તે પણ વાસ્તવમાં રૂહ અને જીવ તથા બુદ્ધિ અને સમજનો એક ખાસ ભાગ

ધરાવે છે, અલબત્ત તેમની જિંદગી, બુદ્ધિ અને સમજ માનવી અથવા પ્રાણીઓ કરતાં એટલી ઓછી છે કે સામાન્ય લાગણીઓ તેની અનુભૂતિ નથી કરી શકતી પરંતુ તેનો નકાર કરવાની પણ કોઈ શરઈ અથવા બૌદ્ધિક દલીલ ઉપસ્થિત નથી અને કુર્આને કરીમે પ્રસ્તુત આયતમાં તેમને જીવંત બુદ્ધિ ધરાવનાર તથા સમજદાર હોવાનું સાબિત કર્યું છે તથા નવા સંશોધનોએ પણ તેને સ્વીકાર્યું છે. વલ્લાહુ અઅ્લમુ.

**ખુલાસો :**

કુર્આન અને હદીષના પ્રસ્તુત ખુલાસાથી એ વાત સ્પષ્ટ રીતે સાબિત થઈ કે સૂર્ય અને ચંદ્ર બંને ગતિશીલ છે. એક નિશ્ચિત સમય સુધી ગતિમાં રહેશે. તેનાથી એ નવા દષ્ટિકોણનો નકાર થાય છે જે સૂર્ય ગતિમાં હોવાનું સ્વીકારતો નથી અને અત્યાધુનિક સંશોધનોએ પોતે પણ તેને ખોટું સાબિત કરી દીધું છે. وَالْقَمَرَ قَدَّرْنَاهُ مَنَازِلَ حَتّٰى عَادَ كَالْعُرْجُوْنِ الْقَدِيْمِ માં શબ્દ عُرْجُوْنُ (ઉર્જુન) ખજૂરના ઝાડની ડાળીને કહેવામાં આવે છે જે વળીને કમાન જેવી થઈ જાય છે.

**ચંદ્રની કળાઓ (મંઝિલો) :**

શબ્દ مَنَازِلُ (મનાઝિલ) એ مَنْزِلُ (મંઝિલ)નું બહુવચન છે. ઊતરવાના સ્થળને મંઝિલ કહેવામાં આવે છે. અલ્લાહ તઆલાએ સૂર્ય અને ચંદ્ર બંનેની ગતિ માટે ખાસ હદો નિશ્ચિત કરી છે જેમાંથી દરેકને મંઝિલ (કક્ષા) કહેવામાં આવે છે, ચંદ્ર કારણ કે પોતાની કળાઓ એક મહિનામાં પૂરી કરે છે એટલા માટે તેની મંઝિલો ૩૦ અથવા ૨૯ હોય છે પરંતુ કારણ કે દરેક મહિનામા ચંદ્ર ઓછામાં ઓછો એક દિવસ (અમાસના દિવસે) ગાયબ રહે છે એટલા માટે તેની મંઝિલો ૨૮ કહેવામાં આવે છે. ખગોળવિદ્દો અથવા અવકાશશાસ્ત્રએ આ મંઝિલોના ખાસ ખાસ નામો તેના તારાઓના સંદર્ભમાં રાખ્યા છે જે આ મંઝિલોની આસપાસ જોવા મળે છે, ઈસ્લામ પહેલાંના અજ્ઞાનતાકાળમાં અરબોમાં પણ આ જ નામોથી મંઝિલો નિશ્ચિત કરવામાં આવતી હતી, કુર્આને કરીમ આ પારિભાષિક નામોથી ઉપરવટ છે તેનો ભાવાર્થ માત્ર તે અંતર છે જેને ચંદ્ર ખાસ ખાસ દિવસોમાં પૂરું કરે છે.

સૂરએ યૂનુસમાં તેની વિગત આવી ચૂકી છે જે "મઆરિફુલ કુર્આન"ની

સૂરએ યૂનુસની તફસીરમાં આવી ચૂકી છે તેને જોઈ લેવામાં આવે. સૂરએ યૂનુસની આયતમાં સૂર્ય અને ચંદ્ર બંનેની મંઝિલોનું વર્ણન છે. جَعَلَ الشَّمْسَ ضِيَآءً وَّالْقَمَرَ نُوْرًا وَّقَدَّرَهٗ مَنَازِلَ.... (૧૦:૫) ફરક એટલો છે કે ચંદ્રની મંઝિલો નજરે જોયેલી સાબિતી સાથે ઓળખી શકાય છે જ્યારે સૂર્યની મંઝિલો ખગોળીય હિસાબો દ્વારા; حَتّٰى عَادَ كَالْعُرْجُوْنِ الْقَدِيْمِ માં ચંદ્રનું સ્વરૂપ મહિનાના અંતનું બતાવવામાં આવ્યું છે જ્યારે તે સંપૂર્ણ પૂનમ પછી ઘટતો ઘટતો એક પાતળી કમાન સ્વરૂપે દેખાય છે. અરબોના માહોલના સંદર્ભમાં તેનું ઉદાહરણ ખજૂરની સુક્કી ડાળીનું આપવામાં આવ્યું છે જે ચંદ્ર જેવી દેખાય છે.

وَكُلٌّ فِىْ فَلَكٍ يَّسْبَحُوْنَ એટલે કે સૂર્ય અને ચંદ્ર બંને પોત પોતાની ભ્રમણકક્ષામાં તરતા રહે છે. فَلَكْ (ફલક)નો શાબ્દિક અર્થ આસમાન નથી બલકે તે વર્તુળ (કક્ષા) છે જેમાં કોઈ ગ્રહ કે તારો ગતિ કરે છે. આ આયત સૂરએ અંબિયામાં પણ પસાર થઈ ચૂકી છે જેમાં આ બતાવવામાં આવ્યું છે. આ આયતથી જાણ થઈ કે ચંદ્ર કોઈ આસમાનની અંદર ઉપસ્થિત નથી જેમકે ટૉલેમીના ખગોળીય સિદ્ધાંતોમાં છે બલકે તે આસમાનની નીચે એક ખાસ નિશ્ચિત કક્ષામાં ગતિ કરે છે અને વર્તમાન સમયના નવા સંશોધનો તથા ચંદ્ર સુધી મનુષ્યની પહોંચે આ સિદ્ધાંતોને બિલકુલ નિશ્ચિત જેવા બનાવી દીધા છે.

وَاٰيَةٌ لَّهُمْ اَنَّا حَمَلْنَا ذُرِّيَّتَهُمْ فِى الْفُلْكِ الْمَشْحُوْنِ وَخَلَقْنَا لَهُمْ مِّنْ مِّثْلِهٖ مَا يَرْكَبُوْنَ ۝

પ્રથમ પૃથ્વીની મખ્લૂક (સર્જન)નું પછી આસમાનની મખ્લૂકનું વર્ણન અને તેમાં અલ્લાહ તઆલા શા'નુહૂની હિકમત અને કુદરતના સાક્ષાત્કારોનું વર્ણન આવી ચૂક્યું છે. આ આયતમાં સમંદર અને તેનાથી સંબંધિત પદાર્થોમાં કુદરતના કરિશ્માઓનું વર્ણન છે કે અલ્લાહ તઆલા વહાણોને કે જે પોતે ખૂબ ભારે ભરખમ વજન ભરેલા હોવા છતાં પાણીની સપાટી ઉપર ચાલવાપાત્ર બનાવી દેવામાં આવ્યા કે તે પાણીમાં ડૂબવાના બદલે દૂર સુદૂર પ્રદેશો સુધી જાય છે અને આયતમાં ઈરશાદ છે કે અમે તેમના સંતાનોને વહાણમાં સવાર કર્યા જ્યારે કે સવાર થનાર પોતે આ લોકો હતા. ذُرِّيَّتْ (ઝુર્રિય્યત) સંતાનોનું વર્ણન કદાચ એટલા માટે કરવામાં આવ્યું કે માનવીનો મોટો ભાગ તેની અવલાદ અને ઝૂર્રિય્યત હોય છે. ખાસ કરીને જ્યારે કે તે ચાલવા ફરવા પાત્ર ન હોય. આયતનો ભાવાર્થ એ છે કે માત્ર એટલું જ નથી કે તમે પોતે તે વહાણોમાં સવાર થઈ શકો

બલકે નાના બાળકો તથા વૃદ્ધો અને તેમનો બધો સામાન આ વહાણો ઉઠાવે છે તથા خَلَقْنَا لَهُمْ مِّنْ مِّثْلِهٖ مَا يَرْكَبُوْنَ નો અર્થ એ છે કે માનવીની સવારી અને ભારવહન માટે માત્ર વહાણો જ નથી બલકે વહાણોની જેમ અન્ય સવારીઓ પણ બનાવી છે, તેનાથી અરબોના પોતાના રિવાજ પ્રમાણે ઊંટોની સવારી ભાવાર્થ તરીકે લીધી છે, કારણ કે ઊંટ ભાર વહન કરવામાં બધા પ્રાણીઓથી વધારે ક્ષમતા ધરાવે છે, મોટા મોટા ભારના અંબાર ઉઠાવીને પ્રદેશોની મુસાફરી કરે છે એટલા માટે અરબો ઊંટને سَفِيْنَةُ الْبَرِّ (સફીનતુલ બર્ર) "જમીનનું વહાણ" કહ્યા કરતા હતા.

**કુર્આનમાં હવાઇ જહાઝનું વર્ણન :**

પરંતુ એ દેખીતું છે કે કુર્આને આ સ્થળે ઊંટ અથવા કોઈ ખાસ સવારીનું નામ નથી લીધું બલકે મોઘમ શબ્દોમાં કહીને છોડી દીધું છે, જેમાં દરેક એવી સવારી સામેલ છે જે મનુષ્ય અને તેના સરસામાનને વધારેથી વધારે ઉઠાવીને ઈચ્છિત સ્થળે પહોંચાડી આપે. આજના યુગના નવા સંશોધન એટલે કે હવાઈ જહાઝોએ એ સ્પષ્ટ કરી દીધું કે, مِنْ مِّثْلِهٖ (મિમ્મિષ્લિહી)ની સૌથી વધારે બંધ બેસતી સવારી હવાઈ જહાઝ છે અને વહાણની સાથે તેનું ઉદાહરણ પણ તેની વધારે નિકટ છે કે જે રીતે પાણીનું જહાઝ પાણી ઉપર તરે છે, પાણી તેને ડૂબાડતું નથી એ જ રીતે હવાઈ જહાઝ હવામાં તરે છે અને હવા તેને નીચે નથી ફેંકી દેતી. આ આશ્ચર્યકારક નથી કે કુર્આને હકીમે એટલા માટે مِنْ مِّثْلِهٖ مَا يَرْكَبُوْنَ ને મોઘમ રાખ્યું જેથી કયામત સુધી શોધાતી રહેતી બધી જ સવારીઓ તેમાં સામેલ થઈ જાય. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ યા-સીન : આયત નં. ૪૫-૪૬-૪૭)

وَاِذَا قِيْلَ لَهُمُ اتَّقُوْا مَا بَيْنَ اَيْدِيْكُمْ وَمَا خَلْفَكُمْ لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿۴۵﴾ وَمَا تَاْتِيْهِمْ مِّنْ اٰيَةٍ مِّنْ اٰيٰتِ رَبِّهِمْ اِلَّا كَانُوْا عَنْهَا مُعْرِضِيْنَ ﴿۴۶﴾ وَاِذَا قِيْلَ لَهُمْ اَنْفِقُوْا مِمَّا رَزَقَكُمُ اللّٰهُ ۙ قَالَ الَّذِيْنَ كَفَرُوْا لِلَّذِيْنَ اٰمَنُوْٓا اَنُطْعِمُ مَنْ لَّوْ يَشَآءُ اللّٰهُ اَطْعَمَهٗٓ ۖ اِنْ اَنْتُمْ اِلَّا فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿۴۷﴾

**તરજુમો :**

*અને જ્યારે તેમને કહેવામાં આવે કે તેનાથી બચો જે તમારી સામે આવે છે અને જે પાછળ છોડો છો કદાચ કે તમારા ઉપર રહમ (દયા) થાય. (૪૫) અને તેમને પોતાના પરવરદિગારના હુકમોમાંથી કોઈ હુકમ નથી પહોંચતો જેને તેઓ ટાળતા ન હોય. (૪૬) અને જ્યારે તેમને કહેવામાં આવે, અલ્લાહના આપેલામાંથી કંઈ ખર્ચ કરો, (ત્યારે) કાફિર ઈમાનવાળાઓને કહે છે, અમે એવા લોકોને કેમ ખવડાવીએ કે અલ્લાહે ઈચ્છયું હોત તો તેમને ખવડાવ્યું હોત, તમે લોકો તો બિલકુલ ઉઘાડા બહેકી રહ્યા છો (ભૂલમાં છો).(૪૭)*

**તફસીર :**

અને જ્યારે તે લોકોને (તવહીદની દલીલો અને તેને ન માનવા ઉપર અઝાબની ચેતવણીઓ સંભળાવીને) કહેવામાં આવે છે કે તમે લોકો આ અઝાબથી ડરો જે તમારી સામે (એટલે કે દુનિયામાં આવી શકે) છે (જેમકે ઉપરની આયત وَاِنْ نَّشَاْ نُغْرِقْهُمْ માં વર્ણન થયું કે વહાણનું સહી સલામત મંઝિલ ઉપર પહોંચવું અલ્લાહની કુદરત અને ઈરાદાથી છે, તે ઈચ્છે તો તેને ડૂબાડી શકે છે, મતલબ કે દુનિયામાં ડૂબાડવાનો અઝાબ પણ આવી શકે છે અને અન્ય અઝાબો પણ) અને જે તમારા (મૃત્યુ) પછી (એટલે કે આખિરતમાં નિશ્ચિત આવનાર) છે (મતલબ એ છે કે તવહીદના ઈન્કાર કરવાના કારણે જે અઝાબ તમારા ઉપર આવનાર છે ભલે માત્ર આખિરતમાં અથવા દુનિયામાં પણ; તમે તે અઝાબથી ડરો અને ઈમાન લઈ આવો) જેથી તમારા ઉપર દયા કરવામાં આવે તો તેઓ (આ ચેતવણી અને અઝાબથી ડરવાની) જરા પણ પરવા નથી કરતા અને (માત્ર આટલી વાત ન માનવા ઉપર બસ નથી કરતા બલકે તેઓ તો એવા પથ્થર હૃદય થઈ ગયા છે કે) તેમના પરવરદિગારની નિશાનીઓમાંથી કોઈ નિશાની તેમની પાસે એવી નથી આવતી જેનાથી તેઓ બળવાખોરી ન અપનાવતા હોય અને (જે રીતે અઝાબની ચેતવણીથી તેઓ પ્રભાવિત નથી થતા એ જ પ્રમાણે સવાબ અને જન્નતના પ્રોત્સાહનથી પણ લાભ નથી થતો તેથી) જ્યારે (અલ્લાહ તઆલાની નેઅ્મતો યાદ અપાવીને) તેમને એવું કહેવામાં આવે છે કે અલ્લાહે જે

કંઈ તમને આપ્યું છે તેમાંથી (અલ્લાહ તઆલાના માર્ગમાં ફકીરો, ભૂખ્યાઓ ઉપર) ખર્ચ કરો તો (શરારત અને ઠઠ્ઠા મશ્કરી સ્વરૂપે) આ કાફિરો તે મુસલમાનોને (જેમણે અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવા માટે કહ્યું હતું) એવું કહે છે કે શું અમે એવા લોકોને ખાવાનું આપીએ જેમને જો અલ્લાહ ઈચ્છે તો (ઘણું બધું) ખાવાનું આપી દે, તમે ખુલ્લી ભૂલમાં (પડ્યા) છો.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં અલ્લાહ તઆલાની કુદરતની સાબિતીઓના નજારા તથા હિકમત જમીન અને આસમાન વગેરેમાં વર્ણન કરીને અલ્લાહ તઆલાનો પરિચય કેળવવાનું અને તવહીદનું આમંત્રણ આપવામાં આવ્યું હતું અને તેનો સ્વીકાર કરવાથી જન્નતના કાયમી ઈનામો અને રાહતોનો વાયદો આપવામાં આવ્યો હતો અને ન માનવાથી કઠોર શિક્ષાની ધમકી; પ્રસ્તુત આયતો અને ત્યારબાદ આવનારી આયતોમાં મક્કાના નિવાસી કાફિરો જેમને આ આયતોનું સીધે સીધું સંબોધન કરવામાં આવ્યું હતું તેમના ખોટા વ્યવહારનું વર્ણન છે કે ન તો તેમના ઉપર સવાબમાં પ્રોત્સાહનની કોઈ અસર થાય છે અને ન જ અઝાબની ધમકીની !

આ ક્રમમાં કાફિરોની સાથે મુસલમાનોના બે સંવાદનું વર્ણન કરવામાં આવ્યું છે કે જ્યારે મુસલમાનો તેમને એવું કહે છે કે તમે અલ્લાહના અઝાબથી ડરો જે તમારી સમક્ષ દુનિયામાં પણ આવી શકે છે અને તમારા મૃત્યુ પછી આખિરતમાં તો આવવાનો જ છે, જો તમે તે અઝાબથી ડરીને ઈમાનનો સ્વીકાર કરી લીધો તો તમારા માટે ઉત્તમ છે પરંતુ આ સાંભળીને પણ તેઓ વિરોધ કરે છે. કુર્આનના શબ્દોમાં આ સ્થળે તેમના વિરોધનું વર્ણન સ્પષ્ટ રીતે આ આયતમાં નથી કર્યું કારણ કે આગલી આયતમાં જે વિરોધનું વર્ણન છે તેનાથી આપમેળે અહીંયાં પણ વિરોધ કરવો સાબિત થાય છે અને અરબી વ્યાકરણના "નહ્વ"ના નિયમ આધારે اِذَا قِيْلَ لَهُمْ (ઈઝા કીલલહુમ)ની શરતનો બદલો اَعْرَضُوْا (અઅ્રદ્દૂ) સુષુપ્ત છે જેના સુષુપ્ત હોવા ઉપર આગલી આયતના શબ્દો સાક્ષી છે કે તેમની પાસે તેમના પરવરદિગારની જે પણ આયત (નિશાની) આવે છે તેઓ તેનો વિરોધ જ કરે છે.

**અલ્લાહ તઆલાની રોજી અમુકને પરોક્ષ રીતે મળવાની હિકમત :**

બીજો સંવાદ એ છે કે જ્યારે મુસલમાનો કાફિરોને ગરીબો અને ફકીરોની મદદ કરવા અને ભૂખ્યાઓને ભોજન આપવા માટે કહે છે કે અલ્લાહ તઆલાએ જે કંઈ તમને આપ્યું છે તમે તેમાંથી લાચારોને આપ્યા કરો તો આ લોકો ઠઠ્ઠા મશ્કરી સ્વરૂપે કહે છે કે જ્યારે તમે એવું કહો છો કે બધી મખ્લૂકોનો "રાઝિક" (સૌને રોજી આપનાર) અલ્લાહ તઆલા છે અને તેણે તેમને આપ્યું નથી તો અમે શા માટે આપીએ ? તમે અમને જે બોધ આપો છો કે અમે તેમને રોજી આપીએ એ તો તમારી ગુમરાહી છે કે અમને "રાઝિક" બનાવવા ઈચ્છો છો ? આ કાફિરો પણ જો કે અલ્લાહ તઆલાના રાઝિક હોવાનો એકરાર કરતા હતા, જેમકે કુર્આને કરીમમાં છે, وَلَئِنْ سَأَلْتَهُمْ مَنْ نَّزَّلَ مِنَ السَّمَآءِ مَآءً فَاَحْيَابِهِ الْاَرْضَ مِنْ بَعْدِمَوْتِهَا لَيَقُوْلُنَّ اللّٰهُ (૨૯:૬૩) એટલે કે જો આપ ﷺ તે લોકોને પૂછો કે આસમાનથી પાણી કોણે વરસાવ્યું જેનાથી જમીનમાં વનસ્પતિનું જીવન પેદા થયું અને પ્રકાર પ્રકારના ફળફૂલ નીકળ્યા ! તો તેઓ એકરાર કરશે કે આ પાણી અલ્લાહ તઆલાએ જ નાઝિલ કર્યું છે.

આથી જાણ થઈ કે આ લોકો પણ "રઝ્ઝાક" (સૌને રોજી પહોંચાડનાર) અલ્લાહ તઆલાને જ માનતા હતા પરંતુ મુસલમાનોના જવાબમાં ઠઠ્ઠા મશ્કરી સ્વરૂપે એવું કહ્યું કે જ્યારે અલ્લાહ તઆલા રાઝિક છે તો તે જ ગરીબોને રોજી આપશે અમે શા માટે આપીએ ?! જાણે કે તે મૂર્ખાઓએ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાને અને ગરીબોને આપવાને અલ્લાહ તઆલાની રઝ્ઝાકિયતનો નકાર સમજ્યો અને એવું ન સમજ્યા કે "રઝ્ઝાકે મુતલક" (સમગ્ર સૃષ્ટિને રોજી પહોંચાડનાર)નો હિકમતપૂર્ણ નિયમ એ છે કે એક વ્યક્તિને આપીને તેને અન્યો માટે માધ્યમ બનાવે છે અને પરોક્ષ રીતે અન્યોને આપે છે, જો કે તે એવી સંપૂર્ણ શક્તિ પણ ધરાવે છે કે સૌને પોતે જ પ્રત્યક્ષ સીધે સીધી રોજી પહોંચાડે, જેમકે પ્રાણીઓમાં મોટે ભાગે આ જ રીતે દરેક કીટકો અને જંતુઓને તથા હિંસક પ્રાણીઓ અને પક્ષીઓને સીધે સીધી રોજી મળે છે, તેમાં કોઈ માલદાર, કોઈ ગરીબ નથી, કોઈ કોઈને કંઈ આપતું નથી. સઘળા કુદરતના દસ્તરખાન ઉપર ભોજન કરે છે પરંતુ માનવીઓમાં આર્થિક વ્યવસ્થા અને પરસ્પર સહકાર તથા મદદની ભૂખ પેદા કરવા માટે રોજી પહોંચાડવામાં અમુકને અમુકના માટે

માધ્યમ બનાવવામાં આવે છે જેથી ખર્ચ કરનારને સવાબ મળે અને જેને આપવામાં આવે તે તેનો આભાર માને, કારણ કે મનુષ્યના પરસ્પર સહકાર અને મદદ જેના ઉપર સમગ્ર વિશ્વની વ્યવસ્થા ટકેલી છે તે ત્યારે જ બાકી રહી શકે છે જ્યારે કે દરેકને અન્યોની જરૂરત હોય, ગરીબને માલદારના પેસાની જરૂરત છે અને માલદારને ગરીબની મહેનતની આવશ્યકતા છે, તેમનામાંથી કોઈ કોઈના માટે બેપરવા નથી અને વિચાર કરીએ તો કોઈનો કોઈના ઉપર ઉપકાર પણ નથી, દરેક વ્યક્તિ જે કંઈ કોઈને આપે છે તે પોતાના મતલબ માટે જ આપે છે.

રહ્યો એ સવાલ કે મુસલમાનોએ કાફિરોને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાનો હુકમ કઈ બીનાએ આપ્યો જ્યારે કે તેમનું ઈમાન જ અલ્લાહ ઉપર નથી અને ફુકહાના ખુલાસા પ્રમાણે તે ગૌણ હુકમો તેમને સંબોધવામાં પણ નથી આવ્યા, બસ તેનો જવાબ સ્પષ્ટ છે કે મુસલમાનોનું એવું કહેવું કોઈ શરઈ હુકમનું પાલન કરાવવાના સ્વરૂપે નથી બલકે માનવતાની દષ્ટિએ હમદર્દી અને શરાફતના જાહેર સિદ્ધાંતની બીનાએ હતું.

---

## આયતો : (સૂરએ યા-સીન : આયત નં. ૪૮ થી ૬૮)

وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْوَعْدُ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٤٨﴾ مَا يَنْظُرُوْنَ اِلَّا صَيْحَةً وَّاحِدَةً
تَاْخُذُهُمْ وَهُمْ يَخِصِّمُوْنَ ﴿٤٩﴾ فَلَا يَسْتَطِيْعُوْنَ تَوْصِيَةً وَّلَآ اِلٰٓى اَهْلِهِمْ يَرْجِعُوْنَ ﴿٥٠﴾ ع ١٨
وَنُفِخَ فِى الصُّوْرِ فَاِذَا هُمْ مِّنَ الْاَجْدَاثِ اِلٰى رَبِّهِمْ يَنْسِلُوْنَ ﴿٥١﴾ قَالُوْا يٰوَيْلَنَا مَنْۢ
بَعَثَنَا مِنْ مَّرْقَدِنَا ۜ هٰذَا مَا وَعَدَ الرَّحْمٰنُ وَصَدَقَ الْمُرْسَلُوْنَ ﴿٥٢﴾ اِنْ
كَانَتْ اِلَّا صَيْحَةً وَّاحِدَةً فَاِذَا هُمْ جَمِيْعٌ لَّدَيْنَا مُحْضَرُوْنَ ﴿٥٣﴾ فَالْيَوْمَ لَا تُظْلَمُ
نَفْسٌ شَيْـًٔا وَّلَا تُجْزَوْنَ اِلَّا مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٥٤﴾ اِنَّ اَصْحٰبَ الْجَنَّةِ الْيَوْمَ فِىْ
شُغُلٍ فٰكِهُوْنَ ﴿٥٥﴾ ج هُمْ وَاَزْوَاجُهُمْ فِىْ ظِلٰلٍ عَلَى الْاَرَآئِكِ مُتَّكِـُٔوْنَ ﴿٥٦﴾ لَهُمْ
فِيْهَا فَاكِهَةٌ وَّلَهُمْ مَّا يَدَّعُوْنَ ﴿٥٧﴾ ج سَلٰمٌ ۣ قَوْلًا مِّنْ رَّبٍّ رَّحِيْمٍ ﴿٥٨﴾ وَامْتَازُوا

الْيَوْمَ أَيُّهَا الْمُجْرِمُونَ ۝٥٩ أَلَمْ أَعْهَدْ إِلَيْكُمْ يَٰبَنِىٓ ءَادَمَ أَن لَّا تَعْبُدُوا الشَّيْطَٰنَ ۖ
إِنَّهُۥ لَكُمْ عَدُوٌّ مُّبِينٌ ۝٦٠ وَأَنِ اعْبُدُونِى ۚ هَٰذَا صِرَٰطٌ مُّسْتَقِيمٌ ۝٦١ وَلَقَدْ أَضَلَّ
مِنكُمْ جِبِلًّا كَثِيرًا ۖ أَفَلَمْ تَكُونُوا تَعْقِلُونَ ۝٦٢ هَٰذِهِۦ جَهَنَّمُ الَّتِى كُنتُمْ
تُوعَدُونَ ۝٦٣ اصْلَوْهَا الْيَوْمَ بِمَا كُنتُمْ تَكْفُرُونَ ۝٦٤ الْيَوْمَ نَخْتِمُ عَلَىٰٓ أَفْوَٰهِهِمْ
وَتُكَلِّمُنَآ أَيْدِيهِمْ وَتَشْهَدُ أَرْجُلُهُم بِمَا كَانُوا يَكْسِبُونَ ۝٦٥ وَلَوْ نَشَآءُ لَطَمَسْنَا عَلَىٰٓ
أَعْيُنِهِمْ فَاسْتَبَقُوا الصِّرَٰطَ فَأَنَّىٰ يُبْصِرُونَ ۝٦٦ وَلَوْ نَشَآءُ لَمَسَخْنَٰهُمْ عَلَىٰ
مَكَانَتِهِمْ فَمَا اسْتَطَٰعُوا مُضِيًّا وَلَا يَرْجِعُونَ ۝٦٧ وَمَن نُّعَمِّرْهُ نُنَكِّسْهُ فِى
الْخَلْقِ ۖ أَفَلَا يَعْقِلُونَ ۝٦٨

## તરજુમો :

*અને કહે છે, ક્યારે આ વાયદો (પૂર્ણ) થશે જો તમે સાચા છો ! (૪૮) તે લોકો તો માત્ર એક જ કડાકા(ગર્જના)ની રાહ જુએ છે જે તેમને આવી પકડી લેશે જ્યારે તેઓ પરસ્પર ઝઘડી રહ્યા હશે. (૪૯) પછી કંઈ જ વસિય્યત કરી શકશે નહીં અને ન જ પોતાના ઘરવાળાઓ પાસે પાછા જઈ શકશે. (૫૦) અને સૂર ફૂંકવામાં આવે ત્યારે એકદમ જ તેઓ કબરોમાંથી પોતાના પરવરદિગાર તરફ દોડવા લાગશે (ફેલાઈ પડશે). (૫૧) કહેશે, હાય અમારી બદબખ્તી ! કોણે ઉઠાડી દીધા અમને અમારા ઊંઘવાના સ્થળેથી ? આ તે છે જેનો રહમાને વાયદો કર્યો હતો અને પયગમ્બરોએ સાચું કહ્યું હતું. (૫૨) બસ એક ગર્જના (કડાકો) હશે પછી તે જ સમયે તે બધા અમારી પાસે પકડાયેલા ચાલ્યા આવશે. (૫૩) પછી આજના દિવસે કોઈ જીવ ઉપર લેશમાત્ર જુલમ ન થશે અને તે જ બદલો પામશો જેવું કરતા હતા. (૫૪) બેશક ! જન્નતના લોકો આજે પ્રવૃત્તિમાં (આનંદિત) છે વાતો કરતા. (૫૫) તેઓ અને તેમની સ્ત્રીઓ છાંયડાઓમાં બાજઠો (તખતો) ઉપર તકિયા લગાવી (અઢેલી)ને બેઠા છે. (૫૬) તેમના માટે ત્યાં ફળો છે અને*

*તેમના માટે છે જે કંઈ માંગે (સઘળું). (૫૭) દયાળુ પરવરદિગાર તરફથી સલામ કહેવાશે. (૫૮) અને હે ગુનેહગારો ! આજે તમે અલગ થઈ જાઓ. (૫૯) હે આદમ (અલૈ.)ના સંતાનો ! મેં તમને કહી રાખ્યું ન હતું કે શયતાનને પૂજશો નહીં તે તમારો ઉઘાડો દુશ્મન છે !? (૬૦) અને એ કે મારી ઈબાદત કરો આ જ સીધો માર્ગ છે. (૬૧) અને તે તમારામાંથી ઘણી મખ્લૂકને ભટકાવી ગયો પછી શું તમને બુદ્ધિ (સમજદારી) ન હતી ? (૬૨) આ દોઝખ છે જેનો તમને વાયદો હતો. (૬૩) તેમાં જઈ પડો આજના દિવસે પોતાના કુફ્રના બદલામાં. (૬૪) આજે અમે તેમના મોઢાંઓ ઉપર સીલ લગાવી દઈશું અને અમારી સામે તેમના હાથ બોલશે અને તેમના પગ ગવાહી આપશે જે કંઈ તેઓ કર્યા કરતા (કમાતા) હતા. (૬૫) અને જો અમે ઈચ્છીએ તેમની આંખો નાબૂદ કરી નાંખીએ પછી માર્ગ પામવા દોડે (પણ) પછી ક્યાંથી સૂઝે ? (૬૬) અને જો અમે ઈચ્છીએ તો તેમનું સ્વરૂપ જયાંનું ત્યાં બગાડી નાંખીએ, પછી ન તો આગળ ચાલી શકે અને ન જ તેઓ પાછા ફરી શકે. (૬૭) અને જેને અમે ખૂબ ઘરડો કરીએ, તેને જન્માવસ્થાની સ્થિતિએ પલટાવી દઈએ પછી શું તેમને સમજ નથી ? (૬૮)*

## તફસીર :

અને આ કાફિર લોકો (પયગમ્બર ﷺ અને આપ ﷺના અનુયાયીઓને ઈન્કાર સ્વરૂપે) કહે છે કે આ વાયદો (કયામતનો જે ઉપરની આયતમાં વર્ણન થયો છે અને તમે પણ મોટે ભાગે તેની ખબર આપ્યા કરો છો તે) ક્યારે (પૂર્ણ) થશે જો તમે (આ દા'વામાં) સાચા છો ? (તો બતાવો, અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે તેઓ જે વારંવાર પૂછી રહ્યા છે તો જાણે) આ લોકો બસ એક સખત કડાકા (એટલે કે نَفْخَۂ اُوْلٰی ના દિવસ)ની રાહ જુએ છે જે તેમને (એટલે કે બધા જ કાફિરોને) પકડી લેશે અને તે સૌ (તે સમયે) પરસ્પર (સામાન્ય રિવાજ પ્રમાણે પોતાના વ્યવહારોમાં) લડી ઝઘડી રહ્યા હશે, બસ (આ કડાકાની ગર્જના સાથે જ તેઓ એ રીતે ફના થઈ જશે કે) ન તો વસિય્યત કરવાની ફુરસદ હશે, ન જ પોતાના ઘરવાળાઓ પાસે પાછા વળી જઈ શકશે (બલકે જે જેવી પરિસ્થિતિમાં હશે મૃત્યુ પામશે) અને (પછી ફરીવાર) સૂર ફૂંકવામાં આવશે તો સૌ એકદમ કબરોમાંથી (નીકળી નીકળીને) પોતાના પરવરદિગાર તરફ

(એટલે કે જ્યાં હિસાબ થશે) જલદી જલદી ચાલવા લાગશે (અને ત્યાંની ભયંકર હેબતને જોઈને) કહેશે કે હાય અમારી કમ્બખ્તી ! અમને અમારી કબરોમાંથી કોણે ઉઠાડ્યા ? (કે અહીંયાં કરતાં તો ત્યાં જ વધારે રાહતમાં હતા. ફરિશ્તાઓ જવાબ આપશે કે) આ તે જ (કયામત) છે જેનો રહમાને વાયદો કર્યો હતો અને પયગમ્બર સાચું કહેતા હતા (પરંતુ તમે ન માન્યું હતું, આગળ અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે તે نَفْخَةٔ ثَانِيَةُ સૂરનો) બસ એક જોરનો કડાકો હશે (જે રીતે કે પ્રથમ نَفْخَةٔ اُوْلٰى પણ صَيْحَةٔ وَاحِدَةُ "ભયાનક ચિત્કાર" હતો, જેમકે અલ્લાહનું ફરમાન છે مَا يَنْظُرُوْنَ اِلَّا صَيْحَةً وَّاحِدَةً એ જ પ્રમાણે આ પણ એક ગર્જના હશે) જેનાથી એકદમ બધા એકઠા થઈને અમારી પાસે હાજર કરવામાં આવશે (આ પ્રથમ પડાવ ઉપર ચાલવાનું વર્ણન હતું અને અહીંયાં પહોંચી જવું અને આ ચાલવું અને પહોંચવું બળજબરીથી અથવા ક્રોધનો ભોગ બનાવીને પણ હશે, કુર્આને કરીમના શબ્દો مُحْضَرُوْنَ અને جَآئَتْ كُلُّ نَفْسٍ مَّعَهَا سَائِقٌ થી જાણ થાય છે) પછી તે દિવસે કોઈ વ્યક્તિ ઉપર જુલમ થશે નહીં અને તમને બસ તે જ કર્મોનો બદલો મળશે જે તમે (દુનિયામાં કુફ્ર વગેરે) કર્યા કરતા હતા (આ તો જહન્નમવાળાઓનો હાલ થયો અને) જન્નતવાળા(ની હાલત એ છે કે તેઓ) બેશક તે દિવસે પોતાની પ્રવૃત્તિઓમાં આનંદિત હશે, તેઓ અને તેમની પત્નીઓ છાંયડાઓમાં બાજઠો ઉપર તકિયા લગાવી બેઠાં હશે, (અને) તેમના માટે ત્યાં (દરેક પ્રકારના) મેવાઓ હશે અને જે કંઈ માંગશે તેમને મળશે (અને) તેમના દયાળુ પરવરદિગાર તરફથી સલામ કહેવામાં આવશે (એટલે કે અલ્લાહ કહેશે, اَلسَّلَامُ عَلَيْكُمْ يَا اَهْلَ الْجَنَّةِ -રવાહુ ઈબ્ને માજહ) અને (આગળ ફરી જહન્નમવાળાઓના કિસ્સાનું વર્ણન છે, તેમના થોભવાના સ્થળે હુકમ થશે કે) હે (કુફ્ર અપનાવનારા) અપરાધીઓ ! આજે (ઈમાનવાળાઓથી) અલગ થઈ જાઓ (કારણ કે તેમને જન્નતમાં મોકલવાના છે અને તમને જહન્નમમાં અને તે સમયે તેમને ધિક્કાર સ્વરૂપે એવું કહેવામાં આવશે કે) હે આદમ (અલૈ.)ના સંતાનો ! (અને તે જ પ્રમાણે જિન્નાતોથી પણ સંબોધન થશે જેમકે અલ્લાહનું ફરમાન છે يٰمَعْشَرَ الْجِنِّ وَالْاِنْسِ.) શું મેં તમને તાકીદ નહોતી કરી કે તમે શયતાનની ઈબાદત ન કરજો, તે તમારો ખુલ્લો દુશ્મન છે અને એ કે મારી (જ) ઈબાદત કરજો, એ જ સીધો માર્ગ છે (ઈબાદતનો ભાવાર્થ સંપૂર્ણ આજ્ઞાપાલન છે જેમકે અલ્લાહ

તઆલાનું ફરમાન છે, (لَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ وَلَا يَفْتِنَنَّكُمُ الشَّيْطٰنُ) અને (વળી તમને શયતાન વિશે એ પણ જાણ કરવામાં આવી હતી કે) તે તમારામાં (એટલે કે તમારી પ્રજાતિમાં) એક મોટી સંખ્યામાં મખ્લૂકને ગુમરાહ કરી ચૂક્યો (છે જેની ગુમરાહીનો વબાલ પણ પાછલી કાફિર કોમોની અઝાબની ઘટનાઓના સંદર્ભમાં બતાવવામાં આવી હતી) બસ શું તમે (એટલું) સમજતા ન હતા (કે જો અમે તેમના ગુમરાહ કરવાથી માર્ગ ભટકી જઈશું તો અમે પણ એ જ પ્રમાણે અઝાબના હકદાર બનીશું, તો હવે) આ જહન્નમ છે જેનો તમને (એટલે કે કાફિરોની તકદીર ઉપર) વાયદો કરવામાં આવતો હતો, આજે પોતાના કુફ્રના બદલામાં તેમાં દાખલ થઈ જાઓ, આજે અમે તેમના મોઢાંઓ ઉપર સીલ મારી દઈશું (જેનાથી તેઓ જૂઠું બહાનું રજુ કરી શકશે નહીં, જેમકે શરૂ શરૂમાં કહેશે, (وَاللّٰهِ رَبِّنَا مَا كُنَّا مُشْرِكِيْنَ) અને તેમના હાથ અમારી સાથે વાતચીત કરશે અને તેમના પગો ગવાહી આપશે જે કંઈ આ લોકો કર્યા કરતા હતા (આ અઝાબ તો આખિરતમાં થશે) અને જો અમે ઈચ્છીએ તો (દુનિયામાં જ તેમના કુફ્રની સજામાં) તેમની આંખોને નેસ્તો નાબૂદ કરી નાંખી હોત (ભલે આંખની દૃષ્ટિ ખૂંચવી લેવામાં આવી હોત અથવા તો પોતે આંખ અવયવને જ નષ્ટ કરવામાં આવી હોત) પછી તેઓ માર્ગ તરફ (ચાલવા માટે) રખડ્યા કરતા હોત, બસ તેમને ક્યાં દેખાવાનું હતું !? (જેમકે કોમે લૂત ઉપર એવો જ અઝાબ આવ્યો હતો, અલ્લાહ તઆલાનું ફરમાન છે, (فَطَمَسْنَا) અને (તેનાથી વધીને) જો અમે ઈચ્છયું હોત તો (તેમના કુફ્રની સજા સ્વરૂપે) તેમના ચહેરા બદલી નાંખ્યા હોત (જેમકે આગલા અમુક લોકો સજા સ્વરૂપે વાંદરાઓ અને સુવ્વરો થઈ ગયા) આવી પરિસ્થિતિમાં તેઓ જ્યાં છે ત્યાં જ રહી ગયા હોત (એટલે કે ચહેરા બદલવાની સાથે એવું પણ થયું હોત કે તેમને પશુઓ બનાવી દેવામાં આવ્યા હોત અને પશુઓ પણ પંગુ કે જે પોતાના સ્થાનેથી હલી પણ ન શકે) જેનાથી આ લોકો ન આગળ ચાલી શકે છે અને ન જ પાછા વળી શકે છે અને (તેનાથી કોઈ આશ્ચર્ય ન કરવું જોઈએ કે આંખોની દૃષ્ટિ ખૂંચવી લેવી તથા ચહેરાઓને બદલી નાંખવા કેવી રીતે થઈ ગયું હોત, જુઓ તેનું એક ઉદાહરણ અમારી કુદરતનું સાક્ષી છે કે) અમે જેમને અતિવૃદ્ધાવસ્થા આપીએ છીએ (એટલે કે જે ખૂબ ઘરડા થઈ જાય છે) તો તેમની સ્વાભાવિક પરિસ્થિતિમાં ઊલટો કરી આપીએ છીએ (એટલે કે માનસિક

હાલત, બુદ્ધિ અને સમજવા સાંભળવા વગેરે શક્તિઓ તથા હજમશક્તિ, દૃષ્ટિ વગેરે તથા રંગ, ચહેરાની રંગત વગેરે બદલાય જાય છે અને ઊલટા કરી દેવાનો ભાવાર્થ એ છે કે તેમાં એક પ્રકારનું પરિવર્તન થઈ જાય છે અને પરિસ્થિતિઓ બદલાય જાય છે કે તે શ્રેષ્ઠ કક્ષાએથી બિલકુલ નિમ્ન કક્ષા તરફ અને ખૂબ સારી પરિસ્થિતિ તરફથી ખરાબ પરિસ્થિતિ તરફ આવી જાય છે, બસ આ દૃષ્ટિ ખૂંચવી લેવી અને ચહેરો બદલી નાંખવો પણ એક પ્રકારનું પરિવર્તન છે જે સંપૂર્ણતાએથી અધૂરપ તરફ હોય છે) બસ શું (આ હાલતને જોઈને પણ) તે લોકો સમજતા નથી (કે જ્યારે એક પરિવર્તન કરવા માટે શક્તિ ધરાવે છે તો અવશ્ય બીજા પ્રકારના પરિવર્તન કરવા માટે પણ ધરાવે છે, બલકે કુદરતના સંદર્ભમાં તો બધી જ સંભાવનાઓ સાથે આ બાબત સહેલી છે, બસ ભલે તેનું કોઈ ઉદાહરણ કે પ્રત્યક્ષ સાક્ષાત્કાર ન પણ થયો હોય, બસ તે લોકોને તેના ઉપર દૃષ્ટિ કરીને ડરવું જોઈએ અને કુફ્રને છોડી દેવું જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

مَا يَنْظُرُوْنَ اِلَّا صَيْحَةً وَّاحِدَةً આ તે કાફિરોનો જવાબ છે જે ઠઠ્ઠો મશ્કરી અને ઈન્કાર સ્વરૂપે મુસલમાનોને પૂછ્યા કરતા હતા કે તમે જે કયામતના આવવાની માન્યતા ધરાવો છો તે ક્યારે અને કયા વર્ષે અને કઈ તારીખે આવશે ? يَقُوْلُوْنَ مَتٰى هٰذَاالْوَعْدُ તે લોકોનો આ પ્રશ્ન વાસ્તવમાં કોઈ ઘટનાની તહકીક માટે ન હતો બલકે મશ્કરી અને ઠઠ્ઠો કરવા માટે હતો અને ધારી લો કે તેઓ તહકીક માટે પણ આવો પ્રશ્ન કરતા હોત તો પરવરદિગારે આલમની હિકમતનો તકાદો એ છે કે કયામતની સાલ અને તારીખનું સંપૂર્ણ ચોક્કસ જ્ઞાન કોઈને નથી આપ્યું, એટલે સુધી કે પોતાના અંબિયા અને રસૂલ (અલૈ.)ને પણ નથી આપ્યું, આ મૂર્ખાઓનો આ પ્રશ્ન ધારી લો કે સત્યના સંશોધન સ્વરૂપે હોય તો પણ તે વ્યર્થ અને અર્થવિહીન હતો એટલા માટે તેમને જવાબમાં કયામતની તારીખ બતાવવાને બદલે તે લોકોને એ બાબતની ચેતવણી આપવામાં આવી કે જે વસ્તુ નિશ્ચિત સ્વરૂપે આવનારી છે બુદ્ધિશાળીનું કામ એ છે કે તેની તૈયારીમાં લાગે, ન જ કે તેના સમય અને તારીખની તહકીકમાં વખત બરબાદ કરે, બુદ્ધિનો તકાદો એ હતો કે કયામતની ખબર સાંભળીને ઈમાન લાવ્યા હોત અને તે કામ કર્યું હોત જેનાથી આ દુનિયામાં સફળતા પ્રાપ્ત થાય પરંતુ આ લોકો પોતાની ગફલતમાં એવા ફસાયેલા

છે જાણે એ બાબતની રાહ જોઈ રહ્યા છે કે જ્યારે કયામત આવીને પકડી લે તો કંઈ ન સૂઝે એટલા માટે ફરમાવ્યું કે તેઓ કયામતની રાહ જોઈ રહ્યા છે અને કયામતની પરિસ્થિતિ એવી હશે કે તે સૂરની એક જ ગર્જના હશે જે બધાને અચાનક એવી રીતે પકડી લેશે કે લોકો પોત પોતાના કારોબારમાં અને પરસ્પર વ્યવહારોના ઝઘડાઓમાં લાગેલા હશે, સઘળા આવી જ પરિસ્થિતિમાં મૃત્યુ પામશે.

હદીષમાં છે કે બે વ્યક્તિ એક કપડાંની લે વેચમાં લાગેલા હશે કપડું ફેલાવેલું હશે કે અચાનક કયામત આવી જશે અને તે કપડાં(નો ભાવ તાલ) નક્કી પણ ન કરવા પામશે, કોઈ વ્યક્તિ પોતાની હોજને માટીથી લીપીને ઠીક કરી રહ્યો હશે કે એવી જ હાલતમાં મૃત્યુ પામશે. *(રવાહુ અબૂ નઈમ અન અબી હુરયરહ રદિ., કુર્તુબી)*

لَا يَسْتَطِيْعُوْنَ تَوْصِيَةً وَّلَآ اِلٰى اَهْلِهِمْ يَرْجِعُوْنَ، એટલે કે, તે સમયે જે લોકો એકઠા થયા હશે તે પરસ્પર કોઈને કોઈ કામની વસિય્યત કરવાની મહોલત પામશે નહીં અને જેઓ ઘરોએથી બહાર ગયા હશે તે પોતાના ઘરોએ પાછા આવવાની મહોલત પામશે નહીં, તે જ સ્થળે મૃત્યુ પામશે. આ વર્ણન કયામતના نَفْخَةُ اُوْلٰى (નફખએ ઊલા) પ્રથમ વખતના સૂરનું છે જેનાથી સમગ્ર વિશ્વ જમીન અને આસમાન તબાહ થઈ જશે.

ત્યારબાદ وَنُفِخَ فِى الصُّوْرِ فَاِذَا هُمْ مِّنَ الْاَجْدَاثِ اِلٰى رَبِّهِمْ يَنْسِلُوْنَ માં શબ્દ اَجْدَاثٌ (અજદાષ) એ جَدَثٌ (જદષુન)નું બહુવચન છે જે કબ્રના અર્થમાં અને يَنْسِلُوْنَ (યનસિલૂન) એ نَسَلَانٌ (નષ્લાન)થી બને છે જેનો અર્થ "ઝડપથી ચાલવું" થાય છે, જેમકે એક બીજી આયતમાં يَخْرُجُوْنَ مِنَ الْاَجْدَاثِ سِرَاعًا (૭૧:૪૩) આવ્યું છે કે આ લોકો પોતાની કબરોમાંથી ઉતાવળે નીકળશે અને એક આયતમાં ઈરશાદ થયો છે, فَاِذَاهُمْ قِيَامٌ يَّنْظُرُوْنَ એટલે કે, હશ્રના સમયે લોકો પોતાની કબરોએથી ઉઠીને ઊભા થઈ જોતા રહેશે આ તેનો નકાર નથી, કારણ કે શરૂઆતમાં આશ્ચર્યથી ઊભા થઈને જોવાની બાબત છે અને પછી ઝડપથી મહશર તરફ દોડવું આ બંનેમાં કોઈ વિરોધાભાસ નથી અને જેમકે કુર્આને કરીમની આયતોથી સાબિત થયું છે કે ફરિશ્તાઓ તે બધાને પોકારીને હશ્રના મેદાનમાં લાવશે, આથી જાણ થાય છે કે મહશરની હાજરી પોતાની ખુશીથી નથી

બલકે બળજબરીએ હશે અને ફરિશ્તાઓને પોકારવાના કારણે દોડતા દોડતા મહશરમાં આવી જશે.

قَالُوْا يٰوَيْلَنَا مَنْۢ بَعَثَنَا مِنْ مَّرْقَدِنَا કાફિરો જો કે કબરોમાં પણ કબ્રના અઝાબમાં સપડાયેલા હતા, ત્યાં તેમને કંઈ આરામ ન હતો પરંતુ કયામતના અઝાબના મુકાબલામાં તે પહેલો અઝાબ બિલકુલ તુચ્છ જણાશે એટલા માટે પોકારશે કે અમને કોણે કબરોમાંથી કાઢયા ? ત્યાં જ રહ્યા હોત તો સારું થાત, આ બાબતે ફરિશ્તાઓ અથવા સામાન્ય મો'મિનો જવાબ આપશે.

هٰذَا مَا وَعَدَ الرَّحْمٰنُ وَصَدَقَ الْمُرْسَلُوْنَ એટલે કે, આ તે જ કયામત છે જેનો રહમાને વાયદો કર્યો હતો અને તેની રસૂલોએ સાચી ખબર તમને સંભળાવી હતી, તમે ધ્યાન આપ્યું નહીં. આ સ્થળે અલ્લાહ તઆલાની સિફતોમાંથી શબ્દ رَحْمٰن (રહમાન) અપનાવવામાં ઈશારો છે કે તેણે તો પોતાની રહમત, દયા કૃપાએ તમારા માટે આ અઝાબથી બચવાનો ઘણો બધો સામાન કરી રાખ્યો હતો અને સમયથી પહેલાં એ બાબતનો વાયદો અને પોતાની કિતાબો તથા અંબિયા (અલૈ.) દ્વારા તેની ખબર તમારા સુધી પહોંચાડવી પણ રહમાનની સિફતનો જ તકાદો હતો.

اِنَّ اَصْحٰبَ الْجَنَّةِ الْيَوْمَ فِیْ شُغُلٍ فٰكِهُوْنَ જહન્નમવાળાના કષ્ટોનું વર્ણન કર્યા પછી કયામતમાં જન્નતવાળાઓની હાલતનું વર્ણન કર્યું છે કે તેઓ પોતાની પ્રવૃત્તિઓમાં મશ્ગૂલ હશે, فَاكِهُوْنَ (ફાકિહુન) એ فَاكِهٌ (ફાકિહ)નું બહુવચન છે. ખુશદિલ અને ખુશહાલ હોવાને કહેવામાં આવે છે અને તે પહેલાં فِیْ شُغُلٍ (ફિ શુગુલિન)નો પણ એ ભાવાર્થ હોઈ શકે છે કે તેઓ જહન્નમવાળાઓની આવી પડેલી પરિસ્થિતિઓ અને કષ્ટોથી બિલકુલ નચિંત હશે. *(અમુક તફસીરકારો પ્રમાણે)*

એ પણ શક્ય છે કે આ સ્થળે શબ્દ فِیْ شُغُلٍ (ફિ શુગુલિન) એ વિચારને નિર્મૂળ કરવા માટે વધારવામાં આવ્યો હોય કે જન્નતમાં જ્યારે ન તો કોઈ ઈબાદત હશે અને ન જ કોઈ ફરજ અને વાજિબ તથા કોઈ આર્થિક ઉપાર્જનની રોજી રોટીની પ્રવૃત્તિ હશે નહીં તો બેકારીમાં માણસનો જીવ ગભરાશે એટલા માટે તફરીહની મોટી પ્રવૃત્તિ હશે જેથી અહીંયાં જીવ ગભરાવાનો સવાલ જ પેદા નહીં થાય.

هُمْ وَاَزْوَاجُهُمْ માં શબ્દ اَزْوَاجٌ (અઝવાજ)માં જન્નતની હૂરો પણ સામેલ

છે અને દુનિયાની પત્નીઓ પણ. وَلَهُمْ مَّا يَدَّعُوْنَ માં શબ્દ يَدَّعُوْنَ (યદઊન) એ دَعْـــوَتٌ (દઅ્વત)થી બનેલ છે જેનો અર્થ "બોલાવવા"નો થાય છે, એટલે કે જન્નતવાળા જે વસ્તુને બોલાવશે તે તેમને મળી જશે. કુર્આને કરીમે આ સ્થળે يَسْـئَلُوْنَ (યસ્અલૂન)નો શબ્દ નથી કહ્યો કારણ કે કોઈ વસ્તુનો સવાલ કરવાથી પ્રાપ્ત કરવું પણ એક પ્રકારની મહેનત અને તકલીફ છે જેનાથી જન્નત પાક જ છે બલકે ત્યાં દરેક જરૂરતની વસ્તુ હાજર હશે.

وَامْتَازُوا الْيَوْمَ اَيُّهَا الْمُجْرِمُوْنَ હશ્રના મેદાનમાં પ્રથમ જ્યારે લોકો પોતાની કબરોમાંથી ઉઠશે તો બધા ચોતરફ વિખરાયેલા હશે, જેમકે કુર્આને ફરમાવ્યું, كَاَنَّهُمْ جَرَادٌ مُّنْتَشِرٌ (૫૪:૭) એટલે કે, તેઓ તીડોના ટોળાઓ જેમ વિખરાયેલા હશે પરંતુ પાછળથી તેમના ટોળાં ને ટોળાં પોતાના કર્મોના આધારે અલગ કરી આપવામાં આવશે, મો'મિનો એક સ્થળે, કાફિરો બીજા સ્થળે, દુષ્ટો અને ફાસિકો અલગ, સાલિહીન અને નેક સ્વીકૃત બંદાઓ અલગ, જેમકે બીજી જગ્યાએ ફરમાવ્યું છે, وَاِذَا النُّفُوْسُ زُوِّجَتْ (૮૧:૭) એટલે કે જ્યારે વ્યક્તિઓની સમાન જોડ બનાવી દેવામાં આવશે. પ્રસ્તુત આયતમાં પણ આ જ તફાવતને વર્ણન કરવામાં આવ્યો છે.

اَلَمْ اَعْهَدْ اِلَيْكُمْ يٰبَنِيْٓ اٰدَمَ اَنْ لَّا تَعْبُدُوا الشَّيْطٰنَ એટલે કે, આદમના સંતાનોને (બલકે જિન્નાતોને પણ) સંબોધન કરીને કયામતના દિવસે કહેવામાં આવશે કે શું મેં દુનિયામાં તમને એવું માર્ગદર્શન આપ્યું ન હતું કે તમે શયતાનની ઈબાદત ન કરજો ? અત્રે પ્રશ્ન એ થાય છે કે કાફિરો મોટેભાગે શયતાનની ઈબાદત તો કરતા ન હતા બલકે મૂર્તિઓ અને અન્ય વસ્તુઓને પૂજતા હતા એટલા માટે તેમના ઉપર શયતાનની ઈબાદતનો આક્ષેપ કેમ લગાવવામાં આવ્યો? જવાબ એ છે કે કોઈનું સંપૂર્ણ આજ્ઞાપાલન કરવું અને દરેક પરિસ્થિતિમાં તેમનું કહેવું માનવું તેનું જ નામ ઈબાદત છે, કારણ કે આ લોકોએ હંમેશા શયતાની તા'લીમનું જ અનુસરણ કર્યું એટલા માટે તેમને શયતાનના પૂજકો કહેવામાં આવ્યા, જેમકે હદીષમાં તે વ્યક્તિને જે માલ અથવા પત્નીની મહોબ્બતથી પ્રેરાઈને એવું કામ કરવા લાગે જેનાથી માલ વધે અથવા પત્ની રાજી થાય ભલે અલ્લાહ તેનાથી નારાજ હોય તેવા વ્યક્તિને હદીષમાં "અબ્દુદ્દિરહમ" (દિરહમ-પૈસાનો બંદો) અને "અબ્દુજ્જવઝહ" (પત્નીનો બંદો) જેવા શબ્દોથી ઓળખાવવામાં આવ્યો છે.

અમુક સૂફીઓના નિવેદનોમાં જે પોતાના નફ્સ માટે મૂર્તિપૂજાના શબ્દો આવ્યા છે તેનો ભાવાર્થ નફ્સની મનેચ્છાઓનું અનુસરણ કરવું છે, કુફ્ર અને શિર્ક ભાવાર્થ તરીકે નથી જેમકે અમુક લોકોએ કહ્યું છે,

سُود ہ گشت از سجدۂ راہِ بُتاں پیشانیم  چند بر خود تہمتِ دینِ مسلمانی نہم

اَلْيَوْمَ نَخْتِمُ عَلٰى اَفْوَاهِهِمْ મહશરમાં હિસાબ કિતાબ માટે રજુ થવામાં પ્રથમ તો દરેક વ્યક્તિને સ્વતંત્રતા હશે, જે ઈચ્છે બહાનું રજુ કરે પરંતુ મુશ્રિકો ત્યાં કસમો ખાઈને પોતાના શિર્ક અને કુફ્રનો ઈન્કાર કરશે. وَاللّٰهِ رَبِّنَا مَا كُنَّا مُشْرِكِيْنَ

અને અમુક એવું પણ કહેશે કે ફરિશ્તાઓએ અમારા નામએ આ'માલમાં જે કંઈ લખ્યું છે અમે તો તેનાથી મુક્ત છે, તે સમયે અલ્લાહ તઆલા તેમના મોઢાંઓ ઉપર સીલ મારી દેશે કે તેઓ બોલી શકશે નહીં અને તેમના મુકાબલામાં તેમના પોતાના જ હાથ, પગ અને અવયવોને ગવાહ બનાવીને તેમને બોલવાની ક્ષમતા આપી દેવામાં આવશે અને તેઓ તેમના બધા જ કર્મોની ગવાહી આપશે, પ્રસ્તુત આયતમાં તો હાથ અને પગોના બોલવાનું વર્ણન કરવામાં આવ્યું છે, બીજી આયતમાં મનુષ્યના કાન, આંખ અને ચામડીનું બોલવાનું પણ ઉપસ્થિત છે. شَهِدَ عَلَيْهِمْ سَمْعُهُمْ وَاَبْصَارُهُمْ وَجُلُوْدُهُمْ (૪૧:૨૦) અને એક સ્થળે تَشْهَدُ عَلَيْهِمْ اَلْسِنَتُهُمْ.... (૨૪:૨૪) આવ્યું છે, એટલે કે પોતે તેમની જીભ ગવાહી આપશે. આ જીભ ગવાહી આપવાની બાબતથી એ બાબતનો નકાર થતો નથી કે તેમના મોઢાંઓ ઉપર સીલ મારી દેવામાં આવશે, કારણ કે સીલ લગાવવાનો મતલબ જ એ છે કે તેઓ પોતાના અધિકારથી કશું બોલી શકશે નહીં, તેમની જીભ તેમની મરજી વિરુદ્ધ ચાલશે અને ગવાહી આપશે.

રહી એ શંકા કે તેમના અવયવોમાં બોલવાની ક્ષમતા કેવી રીતે પેદા થશે ? તો તેનો જવાબ પોતે કુર્આને આપ્યો છે. اَنْطَقَنَا اللّٰهُ الَّذِىْٓ اَنْطَقَ كُلَّ شَىْءٍ (૪૧:૨૦) એટલે કે આ અવયવો કહેશે જે અલ્લાહે દરેક બોલવાની ક્ષમતા ધરાવનારને બોલવાની શક્તિ આપી છે તેણે જ અમને પણ બોલવાની શક્તિ આપી દીધી.

وَمَنْ نُّعَمِّرْهُ نُنَكِّسْهُ فِى الْخَلْقِ اَفَلَا يَعْقِلُوْنَ માં શબ્દ نُعَمِّرْ (નુઅમ્મિર) એ تَعْمِيْر (તઅ્મીર)થી બને છે જેનો અર્થ છે, "લાંબી જિંદગી" અને نُنَكِّسْهُ (નુનકિસ્) એ تَنْكِيْس (તનકિસ)થી બને છે જેનો અર્થ "ઊંધું ઊલટું કરી દેવું" છે. આ આયતમાં અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરત અને ઉચ્ચ કક્ષાની

હિકમતના એક અનન્ય દર્શન કરાવ્યા છે કે દરેક મનુષ્ય અને પ્રાણી દરેક સમયે અલ્લાહ તઆલાના કાબૂમાં જ હોય છે, કુદરતનો અમલ તેમનામાં સતત ચાલુ છે, એક ગંદા અને નિર્જીવ ટીપાં દ્વારા તેનું અસ્તિત્વ શરૂ થયું, માં ના ગર્ભના ત્રણ અંધારાઓમાં આ સૃષ્ટિ અને નાના વિશ્વનું સર્જન કર્યું, કેવી કેવી નાજુક મશીનો તેના અસ્તિત્વમાં ભેળવવામાં આવી, પછી રૂહ નાંખીને જીવંત કરવામાં આવ્યો, નવ મહિના માંના ગર્ભની અંદર તેનો વિકાસ અને વૃદ્ધિ થતી રહી અને એક સંપૂર્ણ માનવી બન્યો અને આ દુનિયામાં આવ્યો તો સંપૂર્ણ થયા છતાં તેની દરેક વસ્તુ અશક્ત અને કમજોર છે, કુદરતે તેના સ્વભાવ પ્રમાણે ખોરાક માતાના થાનમાં પેદા કરી દીધો જેનાથી તેને ક્રમશઃ શક્તિ મળી અને તે સમયથી લઈને યુવાની સુધી કેટલાય તબક્કાઓમાંથી પસાર થઈ આ એવો મજબૂત અને શક્તિશાળી થયો કે તાકાત અને દબદબાનો દા'વો કરવા લાગ્યો, દરેક વિરોધીને હરાવવાની હિંમત પેદા થઈ, પછી જ્યારે સર્જનહાર અને માલિકને મંજૂર થયું તો હવે આ બધી શક્તિઓ અને તાકાતોમાં કમી શરૂ થઈ અને તે પણ અસંખ્ય તબક્કાઓમાંથી પસાર થઈને અંતે ઘડપણની અંતિમ અવસ્થાએ પહોંચ્યો, જ્યાં પહોંચીને વિચાર કરવામાં આવે તો ફરી તે એવી મંઝિલે પહોંચી ગયો જે બાળપણમાં પસાર થયું હતું, સમગ્ર આદતો, ટેવો બદલાવા લાગી, જે વસ્તુઓ સૌથી વધારે પ્રિય હતી તે તિરસ્કૃત દેખાવા લાગી, જેનાથી રાહત મળતી હતી હવે તે કષ્ટદાયક બની ગઈ. તેને જ કુર્આને કરીમે تَنْكِيْسْ (તનકીસ) એટલે કે, "ઊંધો કરી દીધો"થી ઓળખાવ્યું છે.

مَنْ عَاشَ اَخْلَقَتِ الْاَيَّامُ جِدَّتَهُ وَخَانَهُ ثِقَتَاهُ السَّمْعُ وَالْبَصَرُ

*"જો વ્યક્તિ જીવંત રહેશે તો સમય તેની શક્તિ અને કઠોરતાને જર્જરીત અને જૂની કરી નાંખશે અને તેના સૌથી મોટા અને સાચા દોસ્ત એટલે કે સાંભળવાની શક્તિ અને જોવાની શક્તિ પણ તેનાથી ખયાનત કરીને અલગ થઈ જશે."*

એટલે કે માનવીને દુનિયામાં સૌથી વધારે ભરોસો પોતાથી આંખથી જોયેલી અથવા કાનથી સાંભળેલી બાબતનો હોય છે, વૃદ્ધાવસ્થાની અંતિમ જિંદગીમાં તે પણ ભરોસાપાત્ર નથી, ઓછું સાંભળવાના કારણે સંપૂર્ણ વાત સાંભળવી પણ મુશ્કેલ બની જાય છે અને દૃષ્ટિ ખામીયુક્ત થવાના કારણે સાચે

સાચે જોવું પણ મુશ્કેલ બની જાય છે, મુતનબ્બીએ આ વિષયને આ રીતે વર્ણવ્યો છે.

وَمَنْ صَحِبَ الدُّنيَا طَوِيْلًا تَقَلَّبَتْ عَلٰى عَيْنِهٖ حَتّٰى يَرٰى صِدْقَهَا كِذْبَا

*"જે વ્યક્તિ દુનિયામાં લાંબો સમય જીવંત રહેશે, દુનિયા તેની આંખોની સામે જ પલટાઈ જશે એટલે સુધી કે જે વસ્તુને પહેલાં સાચી માનતો હતો તે જૂઠી જણાવા લાગશે."*

મનુષ્યના અસ્તિત્વમાં આ પરિવર્તન અલ્લાહ તઆલાની કુદરતના આશ્ચર્યજનક નજારાઓમાંથી તો છે જ તેમાં માનવી ઉપર એક મહાન અહેસાન પણ છે કે સૃષ્ટિના સર્જનહારે જેટલી શક્તિઓ મનુષ્યના અસ્તિત્વમાં મિશ્રિત કરી છે તે વાસ્તવમાં અલ્લાહના યંત્રો છે જે તેને આપવામાં આવ્યા છે અને એ પણ બતાવવામાં આવ્યું છે કે આ તારી મિલ્કત નથી અને કાયમી પણ નથી, અંતે તારી પાસેથી આ યંત્રો પાછા લઈ લેવામાં આવશે અને તેનો તકાદો દેખીતો એ હતો કે જ્યારે નિશ્ચિત સમય આવી જાય બધી શક્તિઓ એકી સમયે પાછી લઈ લેવામાં આવે પરંતુ મવલાએ કરીમે તેને પાછું લેવા માટે પણ લાંબા લાંબા હપ્તાઓ કરી દીધા અને ક્રમાનુસાર ધીરે ધીરે પાછી લીધી છે જેથી માનવી ચેતીને આખિરતના સફરની તૈયારી કરે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ યા-સીન : આયત નં. ૬૯ થી ૭૫)

وَمَا عَلَّمْنٰهُ الشِّعْرَ وَمَا يَنْۢبَغِيْ لَهٗ ۭ اِنْ هُوَ اِلَّا ذِكْرٌ وَّقُرْاٰنٌ مُّبِيْنٌ ﴿۶۹﴾ لِّيُنْذِرَ
مَنْ كَانَ حَيًّا وَّيَحِقَّ الْقَوْلُ عَلَى الْكٰفِرِيْنَ ﴿۷۰﴾ اَوَلَمْ يَرَوْا اَنَّا خَلَقْنَا لَهُمْ مِّمَّا
عَمِلَتْ اَيْدِيْنَآ اَنْعَامًا فَهُمْ لَهَا مٰلِكُوْنَ ﴿۷۱﴾ وَذَلَّلْنٰهَا لَهُمْ فَمِنْهَا رَكُوْبُهُمْ وَمِنْهَا
يَاْكُلُوْنَ ﴿۷۲﴾ وَلَهُمْ فِيْهَا مَنَافِعُ وَمَشَارِبُ ۭ اَفَلَا يَشْكُرُوْنَ ﴿۷۳﴾ وَاتَّخَذُوْا
مِنْ دُوْنِ اللّٰهِ اٰلِهَةً لَّعَلَّهُمْ يُنْصَرُوْنَ ﴿۷۴﴾ لَا يَسْتَطِيْعُوْنَ نَصْرَهُمْ ۙ وَهُمْ لَهُمْ جُنْدٌ مُّحْضَرُوْنَ ﴿۷۵﴾

## તરજુમો :

*અને અમે તેમને (રસૂલે કરીમ ﷺને) શાયરી કહેવી નથી શિખવાડી અને તે તેમના માટે યોગ્ય (પણ) નથી, આ તો ખાસ બોધપાઠ છે અને સ્પષ્ટ કુર્આન છે. (૬૯) જેથી તેને ડર સંભળાવે જેનામાં પ્રાણ હોય અને કાફિરો ઉપર વિધાન (આક્ષેપ) સાબિત થાય. (૭૦) અને શું તેઓ જોતા નથી કે અમે તેમના માટે પોતાના હાથોની બનાવેલી વસ્તુઓથી પ્રાણીઓ બનાવી દીધા ? પછી તેઓ તેમના માલિક છે. (૭૧) અને તેમને તેમની સામે આજિજ (વશમાં) કરી દીધા, પછી તેમનામાં કોઈ તેમની સવારી છે અને કોઈને તેઓ ખાય છે. (૭૨) અને તેમના માટે પશુઓમાં લાભ છે અને પીવાની વસ્તુઓ (દૂધ), પછી કેમ શુક્ર કરતા નથી (ઉપકાર માનતા નથી)?! (૭૩) અને અલ્લાહ સિવાય અન્ય મઅ્બૂદોને પકડે છે કે કદાચ તેમની મદદ કરે. (૭૪) તેઓ તેમની મદદ કરી શકશે નહીં અને તેઓ તેમનું સૈન્ય બનીને પકડાયેલા આવશે. (૭૫)*

## તફસીર :

(અને આ કાફિરો જેઓ નુબુવ્વતનો ઈન્કાર કરવા માટે તમને શાયર કહે છે એ જૂઠ માત્ર છે કારણ કે હે નબી ﷺ !) અમે તમને શાયરી (એટલે કે કાલ્પનિક વિષયો સંપાદન કરવા)નું જ્ઞાન નથી આપ્યું અને તે (શાયરી) તમારા શા'નના યોગ્ય પણ નથી, તે (એટલે કે તમને આપવામાં આવેલું જ્ઞાન જેને આ લોકો શાયરી કહે છે તે) તો માત્ર બોધપાઠ(ના વિષયો) અને એક આસમાની કિતાબ છે જે હુકમોને જાહેર કરનારી છે જેથી (તે હુકમોની અસરથી) એવા વ્યક્તિઓને (લાભ થાય એવું) ડરાવે જેઓ (દિલની હયાતના આધારે) જીવંત છે અને જેથી કાફિરો ઉપર (અઝાબની) દલીલ સાબિત થઈ જાય, શું તે (મુશ્રિક) લોકોએ એના ઉપર દૃષ્ટિ નથી કરી કે અમે તેમના (લાભ) માટે પોતાના હાથથી બનાવેલી વસ્તુઓમાંથી પ્રાણીઓ પેદા કર્યા અને (અમારા માલિક બનાવવાથી) તે લોકો તેમના માલિક બની રહ્યા છે અને (આગળ આ લાભની અમુક વિગત છે કે) અમે તે ઢોરઢાંખરને તેમના તા'બેદાર બનાવી દીધા, બસ (તેઓ તેમના કામમાં લાવવાથી કામ આપે છે એટલા માટે) તેમનામાં અમુક તો તેમની

સવારીઓ છે અને અમુકને તેઓ ખાય છે અને તેમનામાં તે લોકો માટે અન્ય પણ લાભ છે (જેમકે બાલ, ચામડું, હાડકાં વગેરે વિવિધ પદ્ધતિઓથી ઉપયોગમાં ખાવામાં આવે છે) અને (તેમનામાં તે લોકોના) પીવાની વસ્તુઓ પણ છે (એટલે કે દૂધ) બસ શું (તેના ઉપર પણ) આ લોકો શુક્ર અદા કરતા નથી અને (શુક્રનો સૌથી અગ્ર અને મહત્ત્વનો દરજ્જો તવહીદ ઉપર ઈમાન લાવવું છે અને) તેમણે (શુક્ર અને તવહીદના બદલે કુફ્ર અને શિર્ક અપનાવી રાખ્યું છે એટલા માટે) અલ્લાહના સિવાય અન્ય મઅ્બૂદો ઠરાવી રાખ્યા છે એ આશાએ કે તેમને (આ મઅ્બૂદો તરફથી) મદદ મળશે (પરંતુ) તેઓ તેમની કંઈ જ મદદ કરી નથી શકતા અને (ન તો મદદ કરશે બલકે ઊલટાનું) તે (ઠરાવી રાખેલા મઅ્બૂદો) તેમના માટે એક (વિરોધી) પક્ષકાર બની જશે જેઓ (હિસાબ અને કિતાબના દિવસે લાચારીની હાલતમાં) હાજર કરવામાં આવશે (અને ત્યાં હાજર થઈને તેમના વિરોધની જાહેરાત કરશે જેમકે અલ્લાહ તઆલાનું સૂરએ મરયમમાં ફરમાન છે, وَيَكُونُونَ عَلَيْهِمْ ضِدًّا અને સૂરએ યૂનુસમાં ફરમાવવામાં આવ્યું છે, قَالَ شُرَكَآءُ هُمْ مَا كُنْتُمْ اِيَّانَا تَعْبُدُوْن وَغَيْرُ ذٰلِكَ مِنَ الْاٰيٰت).

## મસ્અલા અને બોધપાઠ :

وَمَا عَلَّمْنَاهُ الشِّعْرَ وَمَا يَنْبَغِيْ لَهٗ કારણ કે નુબુવ્વત અને રિસાલતના ઈન્કારીઓ કુર્આનની રૂહાની અસરો અને તેની દિલો ઉપર અસર થવાના સ્વરૂપનો જે તેમને અનુભવ થતો હતો તેનો ઈન્કાર કરી શકતા ન હતા, એટલા માટે ક્યારેક તો તે આ ઈલાહી કલામને જાદૂ અને રસૂલે કરીમ ﷺને (નઊઝુબિલ્લાહ !) જાદૂગર કહેતા હતા અને ક્યારેક આ કલામને શાયરી અને આપ ﷺને શાયર કહીને એવું સાબિત કરવા ઈચ્છતા હતા કે આ ઈલાહી કલામ હોવાથી તેની આશ્ચર્યજનક અસરો નથી બલકે આ તો તે જાદૂઈ વાક્યો છે જે દિલો ઉપર પ્રભાવ પાડે છે, તે શાયરી છે જે સામાન્ય રીતે દિલોને પ્રભાવી કરતી હોય છે.

અલ્લાહ તઆલાએ પ્રસ્તુત આયતમાં ફરમાવ્યું કે અમે નબીએ કરીમ ﷺને શે'રો શાયરી નથી શિખવાડી અને ન જ તે તેમના યોગ્ય હતું, રસૂલે કરીમ ﷺને શાયર કહેવું જૂઠું અને ખોટું છે.

અહીંયાં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે અરબ તે કોમ છે જેમની ફિતરત

(પ્રકૃતિ)માં શે'ર શાયરી ભરી પડી છે, સ્ત્રીઓ, બાળકો તત્કાળ શે'રો કહે છે, તે શાયરીની હકીકતથી સંપૂર્ણ રીતે વાકેફ હોય છે, તેમણે કુર્આનને શાયરી અને રસૂલે કરીમ ﷺને શાયર કયા આધારે કહ્યા ? કારણ કે ન તો કુર્આન શાયરીના વજન (પ્રાસ) વગેરેના બંધારણ પ્રમાણે છે, ન જ કોઈ ''રદિફ કાફિયા''ના બંધારણ પ્રમાણે, તેને તો શે'રો શાયરીથી નાવાકેફ લોકો પણ શાયરી નથી કહી શકતા.

તેનો જવાબ એ છે કે શાયરી વાસ્તવમાં કાલ્પનિક અને પોતે ઘડી કાઢેલા વિષયોને કહેવામાં આવે છે, ભલે તે નજમ હોય અથવા ગઝલ. નબીએ કરીમ ﷺને શાયર કહેવાથી તેમનો હેતુ એ હતો કે આપ ﷺ જે કલામ લાવ્યા છે તે માત્ર કાલ્પનિક વાર્તાઓ છે અથવા પછી શાયરીના પ્રચલિત અર્થના આધારે શાયર કહ્યા હોય તો એ સંદર્ભથી કે જે રીતે નજમ અને શાયરી ખાસ પ્રભાવ ધરાવે છે આનો પ્રભાવ પણ એવો જ છે.

ઈમામ જસ્સાસ (રહ.)એ પોતાની સનદથી રિવાયત કરી છે કે હઝરત આયશા સિદીકા (રદિ.)ને કોઈએ પ્રશ્ન કર્યો કે રસૂલે કરીમ ﷺ ક્યારેય કોઈ શે'ર પઢતા હતા ? તેમણે કહ્યું, નહીં ! અલબત્ત એક શે'ર ઈબ્ને તરફહનો આપ ﷺએ પઢયો હતો.

سَتُبْدِیْ لَکَ الْاَیَّامُ مَا کُنْتَ جَاهِلًا وَیَأْتِیْکَ بِالْاَخْبَارِ مَنْ لَّمْ تُزَوِّدِ

તેને આપ ﷺએ શાયરીના વજનને તોડીને مَن لَّمْ تُزَوِّدْ بِالْاَخْبَارِ પઢયું. હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! આ શે'ર આ રીતે નથી તો આપ ﷺએ ફરમાવ્યું કે હું શાયર નથી અને ન જ મારા માટે શે'રો શાયરી યોગ્ય છે.

આ રિવાયત ઈબ્ને કષીરે પણ પોતાની તફસીરમાં નકલ કરી છે અને તિરમિઝી, નસાઈ, ઈમામ અહમદે પણ તેને રિવાયત કરી છે, તેનાથી જાણ થાય છે કે પોતે રસૂલે કરીમ ﷺનું શાયરી લખવું તો શું આપ અન્યોની શાયરી પણ પઢવાને પોતાના માટે યોગ્ય સમજતા ન હતા અને અમુક રિવાયતોમાં જે પોતે રસૂલે કરીમ ﷺ દ્વારા વજન (પ્રાસ)વાળી શાયરી પ્રમાણે અમુક વાક્યો કહ્યાનું નકલ થયેલ છે તે શાયરીના ઈરાદે નહીં પરંતુ અનાયાસે થયેલ યોગાનુયોગ છે

અને આવા યોગાનુયોગે કોઈ એકાદ બે શે'ર કહી દેવાથી કોઈ વ્યક્તિ શાયર નથી કહેવાતો પરંતુ રસૂલે કરીમ ﷺની આ સ્વાભાવિક પરિસ્થિતિથી જે ઘણી હિકમતો ઉપર આધારિત હતી એ જરૂરી નથી બનતું કે શે'રો શાયરી કહેવી સંપૂર્ણ રીતે નીંદનીય છે, જેમકે શે'રો શાયરીના હુકમની વિગત સૂરએ શુઅ્રાના અંતિમ રુકૂઅ્માં પસાર થઈ ચૂકી છે ત્યાં જોઈ લેવામાં આવે.

اَوَلَمْ يَرَوْا اَنَّا خَلَقْنَا لَهُمْ مِّمَّا عَمِلَتْ اَيْدِيْنَا اَنْعَامًا فَهُمْ لَهَا مٰلِكُوْنَ،

આ આયતમાં ચોપગા પશુઓના સર્જનમાં માનવ પ્રજાતિના લાભો અને તેમાં કુદરતની આશ્ચર્યકારક કળા કારીગીરીનું વર્ણન કરવાની સાથે સાથે અલ્લાહ તઆલાનો એક અન્ય મહાન ઉપકાર પણ બતાવવામાં આવ્યો છે કે આ ચોપગા પશુઓ જેમના સર્જનમાં કોઈ મનુષ્યની કોઈ દખલગીરી નથી, માત્ર અલ્લાહ તઆલાની કુદરતના હાથે તેમનું સર્જન થયું છે, અલ્લાહ તઆલાએ માત્ર એટલું જ નથી કર્યું કે માનવીને આ ચોપગા પ્રાણીઓથી લાભ ઉઠાવવાની તક અને પરવાનગી આપી બલકે તે પશુઓના તેમને માલિક પણ બનાવી દીધા કે તેઓ તેમને દરેક જાઈઝ રીતે માલિકી હકે વાપરી શકે છે, પોતે પણ લાભ ઉઠાવે અથવા તેમની ખરીદ વેચાણ કરીને તેમની કિંમતથી પણ લાભ ઉઠાવી શકે છે.

**ચીજ-વસ્તુઓનો માલિકી હક મૂળ રીતે અલ્લાહ તઆલાની અર્પણ કરેલી એક ભેટ છે; ન તો મૂડી છે અને ન જ મહેનત, આ જ માલિકી હક પાછળનો સાચો દષ્ટિકોણ છે :**

આજકાલ નવી નવી આર્થિક પદ્ધતિઓ અને વિચારસરણીઓમાં આ દલીલ પ્રતિદલીલ છેડાયેલી છે કે વસ્તુઓના સર્જન અને તેની માલિકીપણામાં મૂડી અથવા દોલત એ મૂળ પાયો છે અથવા તો મહેનત છે, મૂડીવાદી આર્થિક વ્યવસ્થાને માનનારા દોલત અને મૂડીને મૂળ બાબત ઠરાવે છે અને સોશ્યાલિઝમ તથા સામ્યવાદી લોકો મહેનતને મૂળ પાયો ઠરાવે છે, કુર્આને મજીદે તેનો ફેંસલો બતાવી દીધો છે કે ચીજ વસ્તુઓના સર્જન અને તેના માલિકીપણામાં બંને બાબતોની કોઈ દખલગીરી નથી, કોઈપણ વસ્તુનું સર્જન કરવું મનુષ્યના કાબૂમાં નથી, તે સીધે સીધું અલ્લાહ તઆલાનું કાર્ય છે અને બુદ્ધિનો તકાદો એ છે કે જે કોઈ પણ જે વસ્તુને પેદા કરે તે જ તેનો માલિક પણ છે, આ જ પ્રમાણે વિશ્વની

બધી જ વસ્તુઓની મૂળેથી વાસ્તવિક માલિકી અલ્લાહ તઆલાની છે, મનુષ્યની માલિકી કોઈપણ વસ્તુમાં માત્ર અલ્લાહ તઆલાના આપવાથી હોઈ શકે છે, અલ્લાહ તઆલાએ ચીજ વસ્તુઓની માલિકીપણાની સાબિતી અને માલિકીપણાને તબદીલ કરવાનો કાયદો પોતાના નબી (અલૈ.) દ્વારા નાઝિલ કર્યો છે અને આ કાયદાના વિરુદ્ધ કોઈપણ કોઈ વસ્તુનો માલિક નથી બની શકતો.

وَذَلَّلْنَاهَا لَهُمْ તેમાં એક અન્ય ઉપકાર અને ઈનામ તરફ ઈશારો કર્યો છે કે ઘણા જાનવરો ઊંટ, ઘોડા, હાથી, બળદ વગેરે જો જોવામાં આવે તો શારીરિક શક્તિમાં માનવીથી ઘણું વધારે હોય છે, માનવી તેમના મુકાબલામાં અશક્ત છે, તેનો પ્રભાવ તો એવો હોવો જોઈતો હતો કે આ જાનવરો ઉપર માનવી કાબૂ ન પામી શકે પરંતુ અલ્લાહ તઆલાએ જે રીતે આ પશુઓને સર્જનનું ઈનામ મનુષ્યને બખ્શ્યું એ જ પ્રમાણે એ પણ પ્રકૃતિ બનાવી કે આ મદમસ્ત પ્રાણીઓ મનુષ્યની સામે લાચાર અને તેમના તા'બે બનાવી દેવામાં આવ્યા, એક છોકરો એક શક્તિશાળી ઘોડાના મોઢામાં લગામ નાંખી દે છે અને પછી તેની પીઠ ઉપર સવાર થઈને જ્યાં ઈચ્છે લઈને ફરે છે, આ વાત પણ મનુષ્યની પોતાની કોઈ વિશેષતા નથી માત્ર અલ્લાહ તઆલાની અર્પણ કરેલ બખ્શીશ છે.

وَهُمْ لَهُمْ جُندٌ مُّحْضَرُونَ આ આયતનો એક ભાવાર્થ તો એ છે જે ઉપર તફસીરના ખુલાસામાં વર્ણન થયો છે કે جُنْد (જુન્દ)નો ભાવાર્થ "વિરોધી પક્ષકાર"નો લેવામાં આવે તો આયતનો ભાવાર્થ એ છે કે જે વસ્તુઓને તેમણે દુનિયામાં પોતાના મઅ્બૂદો (પૂજ્યો) બનાવી રાખ્યા છે એ જ કયામતના દિવસે તેમના વિરોધી બનીને તેમના વિરુદ્ધ ગવાહી આપશે.

હઝરત હસન (રદિ.) અને કતાદહ (રદિ.)થી તેની તફસીર આ નકલ થઈ છે કે આ લોકોએ મૂર્તિઓને ખુદા એટલા માટે બનાવી હતી કે તેઓ તેમની મદદ કરશે અને બની એવું રહ્યું છે કે તે તો તેમની સહાય કરવાના પાત્ર પણ નથી, પોતે આ જ લોકો જેઓ તેમની ઈબાદત કરે છે તેમના સેવકો અને તેમના સિપાહીઓ બનેલા છે, તેમનું રક્ષણ કરે છે, કોઈ તેમના વિરુદ્ધ કામ કરે તો તેઓ તેમના તરફથી લડે છે. *(કુર્તુબી)*

———————

## આયતો : (સૂરએ યા-સીન : આયત નં. ૭૬ થી ૮૩)

فَلَا يَحْزُنْكَ قَوْلُهُمْ ۘ اِنَّا نَعْلَمُ مَا يُسِرُّوْنَ وَمَا يُعْلِنُوْنَ ﴿٧٦﴾ اَوَلَمْ يَرَ الْاِنْسَانُ اَنَّا
خَلَقْنٰهُ مِنْ نُّطْفَةٍ فَاِذَا هُوَ خَصِيْمٌ مُّبِيْنٌ ﴿٧٧﴾ وَضَرَبَ لَنَا مَثَلًا وَّنَسِيَ خَلْقَهٗ ؕ قَالَ مَنْ
يُّحْيِ الْعِظَامَ وَهِيَ رَمِيْمٌ ﴿٧٨﴾ قُلْ يُحْيِيْهَا الَّذِيْٓ اَنْشَاَهَآ اَوَّلَ مَرَّةٍ ؕ وَهُوَ بِكُلِّ
خَلْقٍ عَلِيْمُ ۙ﴿٧٩﴾ الَّذِيْ جَعَلَ لَكُمْ مِّنَ الشَّجَرِ الْاَخْضَرِ نَارًا فَاِذَآ اَنْتُمْ مِّنْهُ
تُوْقِدُوْنَ ﴿٨٠﴾ اَوَلَيْسَ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِقٰدِرٍ عَلٰٓى اَنْ يَّخْلُقَ
مِثْلَهُمْ ؕ بَلٰى ۗ وَهُوَ الْخَلّٰقُ الْعَلِيْمُ ﴿٨١﴾ اِنَّمَآ اَمْرُهٗٓ اِذَآ اَرَادَ شَيْـًٔا اَنْ يَّقُوْلَ لَهٗ
كُنْ فَيَكُوْنُ ﴿٨٢﴾ فَسُبْحٰنَ الَّذِيْ بِيَدِهٖ مَلَكُوْتُ كُلِّ شَيْءٍ وَّاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٨٣﴾

## તરજુમો :

*હવે તો તેમની વાતથી દિલગીર ન થાઓ ! અમે જાણીએ છીએ જે તેઓ છુપાવે છે અને જે જાહેર કરે છે. (૭૬) શું માનવી જોતો નથી કે અમે તેને એક (વીર્યના) ટીપાંથી બનાવ્યો, પછી ત્યારે જ તે ઝઘડનાર બોલનાર થઈ ગયો. (૭૭) અને અમારા ઉપર એક (અઘટિત) દષ્ટાંત બેસાડે છે અને ભૂલી ગયો પોતાની પેદાઈશ ! કહેવા લાગ્યો, કોણ હાડકાંઓને સજીવન કરશે જ્યારે કે જીર્ણ ક્ષીર્ણ થઈ ગયા ? (૭૮) તમે કહો ! તેમને તે જ સજીવન કરશે જેણે તેમને પ્રથમવાર સર્જ્યા અને તે સઘળું કંઈ સર્જવાનું જાણે છે. (૭૯) જેણે તમારા માટે લીલા વૃક્ષમાંથી આગ બનાવી, પછી હવે તમે તેનાથી સળગાવો છો. (૮૦) શું જેણે આસમાન અને જમીન બનાવ્યા તેમના જેવા નથી બનાવી શકતો ? કેમ નહીં ! અને તે જ છે અસલ સર્જનહાર અને સઘળું જાણનાર. (૮૧) તેનો હુકમ (નિયમ) એ જ છે કે જ્યારે કોઈ વસ્તુને (ઉત્પન્ન) કરવા ઈચ્છે તો તેને કહે, "થઈ જા !" તે તે જ વખતે થઈ જાય છે. (૮૨) બસ પવિત્ર છે તે હસ્તી જેના હાથમાં દરેક વસ્તુની સત્તા છે અને તેના જ તરફ ફરી (પાછા) ચાલ્યા જશો. (૮૩)*

## તફસીર :

(જ્યારે આ લોકો સ્પષ્ટ અને ખુલ્લી બાબતોનો પણ વિરોધ કરે છે) તો તે લોકોની વાતો (તવહીદ અને રિસાલતના ઈન્કાર વિશેની હે નબી ﷺ !) તમારા માટે દિલગીરીનું કારણ ન બનવું જોઈએ (કારણ કે આશા ઠગારી નિવરવાથી દિલગીરી ઉત્પન્ન થાય છે અને આશા સંબોધકની બુદ્ધિ અને ન્યાયી વલણથી ઉત્પન્ન થાય છે પરંતુ આ લોકોમાં ન તો બુદ્ધિ છે અને ન જ ન્યાય માટે તેમનાથી કોઈ બાબતની આશા અપેક્ષા ન હોવી જોઈએ, પછી શા માટે દિલગીર થવું જોઈએ?! આગળ બીજી રીતે રસૂલે કરીમ ﷺને સાંત્વના આપવામાં આવી છે) બેશક ! અમે સઘળું જાણીએ છીએ જે કંઈ તેઓ દિલમાં રાખે છે અને જે કંઈ (જીભથી) જાહેર કરે છે (એટલા માટે નિશ્ચિત સમય ઉપર તેમને તેમના અમલની શિક્ષા મળશે) શું (તે) વ્યક્તિને (જે કયામતનો ઈન્કાર કરે છે) એ ખબર નથી કે અમે તેને (એક તુચ્છ) નુત્ફહ (વીર્યના ટીપાં)થી પેદા કર્યો (જેનો તકાદો એ હતો કે પોતાની શરૂઆતની પરિસ્થિતિને યાદ કરીને પોતાની તુચ્છતા અને સર્જનહારની શ્રેષ્ઠતાને જોઈને પોતે શરમાઈને ગુસ્તાખીની હિંમત ન કરે, બીજું પોતે પોતાની હાલત જોઈને તે બાબત ઉપર દલીલ કરે કે મૃત્યુ પછી ફરીવાર સજીવન કરી દેવું અલ્લાહની કુદરત માટે કોઈ અઘરી વાત નથી) બસ (તેણે એવું ન કર્યું બલકે પ્રસ્તુત તકાદા વિરુદ્ધ) તે જાહેર વિરોધ કરવા લાગ્યો અને (તે વિરોધ એ છે કે) તેણે અમારી શા'નમાં એક અજબ દૃષ્ટાંત ઘડી કાઢ્યું (અજબ એટલા માટે કે તેનાથી અલ્લાહ તઆલાની કુદરતનો ઈન્કાર થાય છે) અને પોતાની મૂળ પરિસ્થિતિને ભૂલી ગયો (કે અમે તેને તુચ્છ નુત્ફામાંથી એક સંપૂર્ણ મનુષ્ય બનાવ્યો), કહે છે કે હાડકાંઓને જ્યારે કે તે જીર્ણ ક્ષિર્ણ થઈ ગયા હોય કોણ જીવીત કરશે ? તમે જવાબ આપી દો કે તેમને તે સજીવન કરશે જેણે પ્રથમવાર તેમને પેદા કર્યા છે (કે પ્રથમ સર્જન વખતે તે હાડકાંઓની જિંદગીથી કોઈ સંબંધ જ ન હતો અને હવે તો એક વખતે તેમનામાં જીવન પેદા થઈને એક પ્રકારે જીવનનો સંબંધ સ્થાપિત થઈ ચૂક્યો છે, હવે તેમનામાં જીવન પેદા કરવું શું મુશ્કેલ છે ?) અને તે દરેક પ્રકારનું પેદા કરવાનું જાણે છે (એટલે કે શરૂઆતમાં કોઈ વસ્તુને પેદા કરવી અથવા પેદા થયેલ વસ્તુને નષ્ટ કરીને ફરીવાર પેદા કરવી.) તે એવો (સર્વશક્તિમાન) છે કે (અમુક) લીલા વૃક્ષોથી તમારા માટે આગ

પેદા કરી આપે છે, પછી તમે તેનાથી બીજી આગ સળગાવી લો છો (જેમકે અરબમાં એક વૃક્ષ હતું مَرْخ , બીજું عَفَارْ આ બંને વૃક્ષોથી ચકમકનું કામ લેવામાં આવતું હતું, બંનેને ઘસવાથી આગ પેદા થઈ જતી હતી, તો જે સર્વશક્તિમાને લીલા ઝાડના પાણીમાં અગ્નિ પેદા કરી તો અન્ય ભૂચર ખેચર વગેરેમાં જીવન પેદા કરવું તેના માટે શું મુશ્કેલ છે ?) અને જેણે આસમાન અને જમીન પેદા કરી છે શું તે એ બાબત ઉપર શક્તિ નથી ધરાવતો કે તેમના જેવા માણસોને (ફરીવાર) સજીવન કરી આપે ?! અવશ્ય શક્તિ ધરાવે છે અને તે મહાન ઉત્પત્તિ કરનારો ખૂબ જાણનારો છે (અને તેની કુદરત એવી છે કે) જ્યારે તે કોઈ વસ્તુ(ને પેદા કરવા)નો ઈરાદો કરે છે તો બસ તેનો નિયમ તો એ છે કે તે વસ્તુને કહી આપે છે કે "થઈ જા !" બસ તે થઈ જાય છે તો (આ બધી પ્રસ્તાવનાઓથી સાબિત થઈ ગયું કે) તેની હસ્તી પવિત્ર છે જેના હાથમાં દરેક વસ્તુનો સંપૂર્ણ અધિકાર છે અને (આ વાતથી બધી શંકાઓ નિર્મૂળ થઈને નિશ્ચિત થઈ ગયું કે) તમારે સૌને તેની જ પાસે પાછા વળી જવાનું છે (બસ એટલે કે કયામતના દિવસે).

## મસ્અલા અને બોધપાઠ :

اَوَلَمْ يَرَ الْاِنْسَانُ اَنَّا خَلَقْنٰهُ مِنْ نُّطْفَةٍ સૂરએ યા-સીનની આ અંતિમ પાંચ આયતો એક ખાસ ઘટનાના સંદર્ભમાં નાઝિલ થઈ છે જે અમુક રિવાયતોમાં ઉબય ઈબ્ને ખલ્ફ તરફ જોડવામાં આવે છે અને અમુકમાં આસ બિન વાઈલ તરફ અને તેમાં પણ કોઈ વિરોધાભાસ નથી કે બંને માટે આવી ઘટનાઓ બની હોય, પ્રથમ રિવાયત બયહકીએ શોઅ્બુલ ઈમાનમાં અને બીજી રિવાયત ઈબ્ને અબી હાતિમે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા નકલ કરી છે તે એ છે કે આસ બિન વાઈલે મક્કાની રેતીલી ખીણમાંથી એક હાડકું ઉઠાવ્યું અને તેને પોતાના હાથથી તોડીને ટૂકડે ટૂકડા કર્યું, પછી રસૂલે કરીમ ﷺને કહ્યું કે શું અલ્લાહ આ હાડકાંને સજીવન કરશે જેની હાલત આ જોઈ રહ્યા છો ! રસૂલે કરીમ ﷺએ કહ્યું, હા ! અલ્લાહ તઆલા તને મોત આપશે, ફરી સજીવન કરશે, ફરી તને જહન્નમમાં નાંખશે. *(ઈબ્ને કષીર)*

خَصِيْمٌ مُّبِيْنٌ એટલે કે, આ તુચ્છ નુત્ફાથી પેદા કરેલ ઈન્સાન કેવો ખુલીને મુકાબલા ઉપર આવી ગયો કે અલ્લાહની કુદરતનો ઈન્કાર કરી રહ્યો છે ?!

ضَرَبَ لَنَا مَثَلًا અત્રે ضَرْبِ مَثَلْ (ઝરબે મષલ) "સચોટ દષ્ટાંત"થી

ભાવાર્થ તેની આ ઘટના છે કે જર્જરિત હાડકાંને હાથથી તોડીને તેને ફરીવાર સજીવન થવું અશક્ય અને અસંભવ સમજ્યું, ત્યારબાદ ફરમાવ્યું,

وَنَسِيَ خَلْقَهٗ એટલે કે, આ દષ્ટાંત વર્ણન કરવાના સમયે તે પોતે પોતાની પેદાઈશને ભૂલી ગયો કે એક તુચ્છ અને નાપાક નિર્જીવ ટીપાંમાં જીવ નાંખીને તેને પેદા કર્યો છે, જો તે પોતાની આ મૂળ ઉત્પત્તિને ન ભૂલ્યો હોત તો આવા દષ્ટાંતો રજુ કરીને અલ્લાહ તઆલાની કુદરતના ઈન્કારની હિંમત ન કરી હોત.

جَعَلَ لَكُمْ مِّنَ الشَّجَرِ الْاَخْضَرِ نَارًا અરબમાં બે મશહૂર વૃક્ષો હતા, એક مَرْخٌ (મરૂખ–Cynanchum Vinimale) અને બીજું عَفَارٌ (અફાર). અરબ લોકો તે બંને વૃક્ષોની બે ડાળીઓને દાંતણની જેમ કાપી લેતા હતા જે બિલકુલ લીલી અને તાજા પાણીથી ભરેલી રહેતી હતી, એકને બીજા ઉપર ઘસવાથી આગ પેદા થઈ જતી હતી, લીલા વૃક્ષમાંથી આગ પેદા કરવામાં એ જ તરફ ઈશારો છે. (કુર્તુબી) અને જો વૃક્ષોના અંતિમ પરિણામને જોવામાં આવે તો દરેક વૃક્ષ શરૂઆતમાં હર્યું ભર્યું હોવા પછી અંતે સુક્કુ થઈને આગ ઉત્પન્ન કરવાનું માધ્યમ બને છે, એ જ પ્રમાણે દરેક વૃક્ષ પણ આ આયતનો ભાવાર્થ હોઈ શકે છે, જેમકે કુર્આને કરીમની આ આયતમાં દેખીતી રીતે આ જ ભાવાર્થ છે. اَفَرَاَيْتُمُ النَّارَ الَّتِىْ تُوْرُوْنَ ءَاَنْتُمْ اَنْشَاْتُمْ شَجَرَتَهَا اَمْ نَحْنُ الْمُنْشِئُوْنَ (૫૬:૭૧–૭૨) એટલે કે, શું તમે એ આગને નથી જોતા જેને તમે સળગાવીને પોતાના કામમાં લાવો છો ? શું આ આગના ભડકા બનનાર વૃક્ષને તમે પેદા કર્યા છે કે અમે ?

પરંતુ પ્રસ્તુત આયતમાં કારણ કે, شَجَرٌ (શજર)ની સાથે اَخْضَرٌ (અખદર)ની સિફત પણ વર્ણન કરવામાં આવી છે એટલા માટે અત્રે દેખીતું એ જ છે કે તે ખાસ વૃક્ષ ભાવાર્થ તરીકે છે જે હર્યું ભર્યં હોવા છતાં તેનાથી આગ પેદા થાય છે.

اِنَّمَا اَمْرُهٗ اِذَا اَرَادَ شَيْئًا اَنْ يَّقُوْلَ لَهٗ كُنْ فَيَكُوْنُ આયતનો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલા જ્યારે કોઈ વસ્તુને પેદા કરવા ઈચ્છે છે તો મનુષ્યની ઉદ્યોગકળાની જેમ એની જરૂરત નથી હોતી કે પ્રથમ કાચો માલ એકઠો કરે, પછી તેના માટે કારીગર બોલાવે, પછી એક સમય સુધી કામ કરે અને તે વસ્તુ તૈયાર થાય, બલકે તે જ્યારે અને જે સમયે જે વસ્તુને પેદા કરવા ઈચ્છે છે તેના માટે

માત્ર હુકમ આપી દેવું પૂરતું હોય છે કે "પેદા થઈ જા" તો જે વસ્તુને આ હુકમ મળે છે તે તરત જ આ હુકમ પ્રમાણે અસ્તિત્વમાં આવી જાય છે, તેનાથી એ જરૂરી બનતું નથી કે દરેક વસ્તુની ઉત્પત્તિ તત્કાળ અને તાત્કાલિક આ હુકમ પ્રમાણે અસ્તિત્વમાં આવી જાય છે બલકે સર્જનહારની હિકમતના તા'બે જે વસ્તુનું તાત્કાલિક સ્વરૂપે પેદા થઈ જવું મસ્લિહત છે કે તાત્કાલિક ક્રમ સિવાય અને મહોલત સિવાય ઉત્પન્ન થઈ જાય છે અને જે વસ્તુનું પેદા થવું કોઈ હિકમત અને મસ્લિહતની બીનાએ ક્રમવાર યોગ્ય સમજવામાં આવ્યું તેને આ જ તબક્કાવાર અસ્તિત્વમાં લાવવામાં આવે છે, ભલે તેનું સ્વરૂપ એ હોય કે તેને પ્રથમથી જ હુકમમાં ખાસ ક્રમાનુસર તબક્કાવાર પેદા થવાનું કહેવામાં આવ્યું હોય અથવા દરેક તબક્કા ઉપર તેને અલગથી "હુકમે કૂન" (થઈ જા)નો હુકમ થાય છે. વલ્લાહુ અઅ્લમુ.

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ યા-સીન પૂર્ણ થઈ.

ગુરૂવાર સફર સન હિજરી ૧૩૯૨.



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ યા-સીનનો અનુવાદ પૂર્ણ થયો.

**તારીખ :** ૧૦ ઑગષ્ટ ૨૦૧૦ મુતાબિક ૨૮ શાબાન ૧૪૩૧ હિજરી.



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)



**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)






પ્રકરણ (૩૭)

# સૂરએ સાફ્ફાત

સૂરએ સાફ્ફાત મક્કામાં નાઝિલ થઈ, તેની ૧૮૨ આયતો અને પાંચ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૧ થી ૧૦)**



**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*કસમ છે હારબંધ ઊભા રહેનારાઓની. (૧) પછી કઠોરતાથી ધમકાવનારાઓની. (૨) પછી યાદ (ઝિક્ર) કરી કરીને પઢનારાઓની. (૩) બેશક ! તમારા સૌનો મઅ્બૂદ એક જ છે. (૪) આસમાનો અને જમીનનો પરવરદિગાર અને જે કંઈ તેની મધ્યમાં છે અને પરવરદિગાર (સૂર્યના) ઉદ્‌ગમ સ્થળો (પૂર્વ દિશાઓ)નો. (૫) ખરેખર અમે સૌથી નજીકના*

*આસમાન (સમાઅ દુનિયા)ને રોનક આપી એક શણગાર, જે તારાઓ છે, (૬) અને દરેક બળવાખોર શયતાનથી સુરક્ષા બનાવ્યા. (૭) ઉપરની મજલિસ સુધી સાંભળી નથી શકતા અને તેમના ઉપર દરેક બાજુએથી મારવામાં આવે છે. (૮) હાંકી કાઢવા માટે અને તેમના ઉપર હંમેશાનો અઝાબ છે. (૯) પરંતુ જો કોઈ ઝડપથી (કોઈ વાત) ઊચકી લાવ્યો તો પછી તેની પાછળ ચળકતો અંગારો (શિહાબે સાકિબ) પડયો.(૧૦)*

## તફસીર :

કસમ છે તે ફરિશ્તાઓની જેઓ (ઈબાદતમાં અલ્લાહ તઆલાનો હુકમ સાંભળવાના સમયે) કતાર બાંધીને ઊભા થાય છે (જેમકે આ જ સૂરતમાં આગળ આવશે وَاِنَّا لَنَحْنُ الصَّافُّوْن) પછી (કસમ છે) તે ફરિશ્તાઓની જેઓ ( شِهَابٌ ثَاقِبٌ દ્વારા આસમાની ખબરો લાવવાથી શયતાનોને) અટકાવનારાઓ છે (જેમકે આ જ સૂરતમાં નજીકમાં જ આવી રહ્યું છે) પછી (કસમ છે) તે ફરિશ્તાઓની જેઓ ઝિક્ર (અલ્લાહના વખાણ અને પવિત્રતાના વર્ણન)ની તિલાવત કરનારા છે (જેમકે આ જ સૂરતમાં આગળ આવશે وَاِنَّا لَنَحْنُ الْمُسَبِّحُوْنَ મતલબ તે સૌની કસમ ખાઈને કહીએ છીએ) કે તમારો મઅ્બૂદ (બરહક) એક જ છે (અને આ તવહીદની દલીલ એ છે કે) તે પરવરદિગાર (માલિક) છે આસમાનોનો અને જમીનનો (એટલે કે તેનો માલિક છે અને તેને દરેક રીતે ઉપયોગ કરવાનો અધિકાર ધરાવનાર છે) અને પરવરદિગાર છે (બધા તારાઓના) ઉદ્‌ગમ સ્થળોનો (અને) અમે જ આ નિકટના આસમાનને રોનક આપી એક આશ્ચર્યજનક શણગાર એટલે કે તારાઓ વડે; અને (તે જ તારાઓની સાથે આ આસમાનની એટલે કે તેની ખબરોની) સુરક્ષા પણ કરી છે દરેક બળવાખોર (શરારતી) શયતાનથી (જેની રીત આગળ બતાવવામાં આવી છે અને આ જ સુરક્ષાની વ્યવસ્થાના કારણે) તે શયતાનો ઉપરના વિશ્વ (એટલે કે ફરિશ્તાઓની વાતો) તરફ કાન પણ નથી લગાવી શકતા (એટલે કે મોટા ભાગના તો માર ખાવાની બીકે દૂર દૂર જ રહે છે) અને (જો ક્યારેક અચાનક આવો પ્રયત્ન કરે પણ છે તો) તે ચારે બાજુએથી (એટલે કે જે બાજુએ પણ જે શયતાન જાય) મારીને ભગાડવામાં આવે છે (આ અઝાબ અને અપમાન તો એમને હાલમાં મળે છે) અને (પછી આખિરતમાં) તેમના માટે (જહન્નમનો) કાયમી અઝાબ થશે

(મતલબ કે કોઈ આસમાની ખબર સાંભળતા પહેલાં જ તેમને મારીને ભગાડવામાં આવે છે, તે સાંભળવાના ઈરાદેથી આવે છે પરંતુ નિષ્ફળ રહે છે) જો આ શયતાનો કોઈ ખબર લઈને ઝડપથી નાસે તો એક ધગધગતો અંગારો તેની પાછળ પડી જાય છે (કે તેને સળગાવીને ભષ્મ કરી નાંખે એટલા માટે જે કંઈ સાંભળે છે તે બીજાઓ સુધી પહોંચાડવામાં નિષ્ફળ રહે છે, આ બધી જ વ્યવસ્થા અને કાર્યપ્રણાલી અલ્લાહ તઆલાની તવહીદ ઉપર દલીલ કરે છે).

## મસ્અલા અને બોધપાઠ :

### આ સૂરતના વિષયો :

આ સૂરત મક્કી છે અને બીજી મક્કી સૂરતોની જેમ તેનો મૂળ વિષય પણ ઈમાનિયાત છે અને તેમાં તવહીદ, રિસાલત અને આખિરતના અકીદાઓની વિવિધ પદ્ધતિઓ દ્વારા દલીલો આપવામાં આવી છે. આ સંદર્ભમાં મુશ્રિકોની માન્યતાઓનો રદિયો પણ છે અને આખિરતમાં જન્નત અને દોઝખની પરિસ્થિતિઓનું ચિત્ર પણ રજુ કરવામાં આવ્યું જે અકીદાઓ બધા જ અંબિયા (અલૈ.)ની દા'વત (આમંત્રણ)માં સામેલ રહ્યા તેમને દલીલો કરીને કાફિરોની શંકાઓ તથા વાંધાઓને દૂર કર્યા પછી એ વર્ણન કરવામાં આવ્યું છે કે ભૂતકાળમાં જે લોકોએ આ માન્યતાઓનો સ્વીકાર કર્યો તેમની સાથે અલ્લાહ તઅલાએ શું વ્યવહાર કર્યો અને જેમણે કુફ્ર અને શિર્કનો માર્ગ અપનાવ્યો તેમનો શું અંજામ થયો ? એટલા માટે આ સંદર્ભમાં હઝરત નૂહ (અલૈ.) અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તથા તેમની સંતતી હઝરત મૂસા (અલૈ.), હઝરત હારૂન (અલૈ.), હઝરત ઈલિયાસ (અલૈ.), હઝરત લૂત (અલૈ.) અને હઝરત યૂનુસ (અલૈ.)ની ઘટનાઓનું ક્યાંક ટૂંકમાં વર્ણન અને ક્યાંક વિગતવાર વર્ણન કરવામાં આવ્યું છે.

મક્કાના મુશ્રિકો ફરિશ્તાઓને અલ્લાહ તઆલાની દિકરીઓ કહ્યા કરતા હતા, અંતે આ માન્યતાનો વિગતવાર રદિયો આપવામાં આવ્યો છે અને સૂરતની એકંદર વર્ણનશૈલીથી એવી જાણ થાય છે કે આ સૂરતમાં શિર્કના તે ખાસ પ્રકાર (એટલે કે ફરિશ્તાઓને અલ્લાહની દિકરીઓ ઠરાવવા)નો રદિયો ખાસ સ્વરૂપે દષ્ટિ સમક્ષ રાખવામાં આવ્યો છે એટલા માટે સૂરતમાં ફરિશ્તાઓની કસમ ખાઈને તેમની ઈબાદત કરવાની ખાસિયતોનું વર્ણન કરી શરૂઆત કરવામાં આવી છે. વલ્લાહુ અઅ્લમુ.

**પ્રથમ વિષય; તવહીદ (મઅ્બૂદ માત્ર એક જ અલ્લાહ હોવું) :**

સૂરતને તવહીદના અકીદહ સાથે વર્ણન કરવામાં આવી છે અને પ્રથમ ચાર આયતોનો અસલ હેતુ એ વર્ણન કરવાનો છે કે اِنَّ اِلٰهَكُمْ لَوَاحِدٌ "નિઃશંક ! તમારો મઅ્બૂદ એક જ છે." પરંતુ આ વાતને વર્ણન કરતાં પહેલાં ત્રણ કસમો ખાવામાં આવી છે. આ કસમોનો શાબ્દિક અનુવાદ આ છે "કસમ છે કતાર બાંધીને ઊભા રહેનારાઓની, પછી કસમ છે બંદિશ બાંધનારા (સખ્તીથી અટકાવનારા)ઓની, પછી કસમ છે ઝિક્રની તિલાવત કરનારાઓની."

આ કતાર બાંધીને ઊભા રહેનારા, બંદિશ બાંધનારા અને ઝિક્રની તિલાવત કરનારા કોણ છે કુર્આને કરીમના શબ્દોમાં તેની સ્પષ્ટતા નથી એટલા માટે તેની તફસીરમાં વિવિધ વાતો કહેવામાં આવી છે. અમુક લોકોનું કહેવું છે કે તેનો ભાવાર્થ અલ્લાહ તઆલાના માર્ગમાં જિહાદ કરનારા તે ગાઝી (મુજાહિદ યોદ્ધા) છે જેઓ હારબંધ ઊભા હોય છે જે બાતિલની શક્તિઓને અવરોધે છે અને કતાર બાંધતી વખતે અલ્લાહ તઆલાની તસ્બીહ અને કુર્આનની તિલાવતમાં પણ પ્રવૃત્ત રહે છે.

અમુકે કહ્યું કે તેનો ભાવાર્થ તે નમાઝી છે જેઓ મસ્જિદમાં સફ બાંધીને શયતાની પ્રવૃત્તિઓ અને અમલો ઉપર બંદિશ બાંધે છે અને પોતાનું સંપૂર્ણ ધ્યાન ઝિક્ર અને તિલાવત ઉપર કેન્દ્રિત કરે છે. (તફસીરે કબીર, કુર્તુબી) અને તે ઉપરાંત પણ અમુક તફસીરો વર્ણન કરવામાં આવી છે જે કુર્આનના શબ્દો સાથે બંધ બેસતી નથી.

પરંતુ જમહુર તફસીરકારોની જે તફસીરને સૌથી વધારે સર્વસામાન્ય સ્વીકૃતી પ્રાપ્ત થઈ તે એ છે કે તેનાથી ભાવાર્થ ફરિશ્તાઓ છે અને અત્રે તેમના ત્રણ લક્ષણો (સિફતો) વર્ણન કરવામાં આવ્યા છે.

પ્રથમ સિફત اَلصّٰٓفّٰتِ صَفًّا (અસ્સાફ્ફાતિ સફ્ફન) છે. આ શબ્દ صَفٌّ (સફ્ફુન)થી નીકળ્યો છે, તેનો અર્થ કોઈ સમૂહને એક સ્થાન ઉપર ઊભું કરવું થાય છે. (કુર્તુબી) એટલા માટે તેનો અર્થ છે "સફ બાંધીને (કતારબંધ) ઊભા થનારા."

ફરિશ્તાઓની સફ બાંધીને ઊભું રહેવાની બાબત આ સૂરતમાં આગળ

પણ આવી છે. ફરિશ્તાઓ પોતે પોતાના વિશે કહે છે وَاِنَّا لَنَحۡنُ الصَّآفُّوۡنَ એટલે કે "નિઃશંક ! અમે બધા સફ બાંધીને ઊભા રહીએ છીએ." આ સફબંધી ક્યારે થાય છે તેના જવાબમાં અમુક તફસીરકારોએ દાખલા તરીકે ઈબ્ને અબ્બાસ (રદિ.), હસન બસરી (રહ.) અને કતાદહ (રહ.)એ આ ફરમાવ્યું છે કે ફરિશ્તાઓ હંમેશા અવકાશમાં સફ બાંધી અલ્લાહ તઆલાના હુકમ માટે ખડા પગે તૈયાર રહે છે અને જ્યારે કોઈ હુકમ મળે છે તરત જ તેના ઉપર અમલ કરે છે. (મઝહરી) અને અમુક લોકોએ તેને ઈબાદત સાથે નિશ્ચિત કર્યું છે એટલે કે જ્યારે ફરિશ્તાઓ ઈબાદત, ઝિક્ર તથા તસ્બીહમાં પ્રવૃત્ત હોય છે ત્યારે સફ બાંધી લે છે.

*(તફસીરે કબીર)*

**વ્યવસ્થા અને શિસ્ત દીનમાં ઇચ્છનીય છે :**

આ આયતથી જાણ થઈ કે દરેક કામમાં વ્યવસ્થા, શિસ્ત અને ક્રમ તથા સલીકાનું ધ્યાન રાખવું દીનમાં ઈચ્છનીય અને અલ્લાહ તઆલાને પસંદ છે. દેખીતું છે કે અલ્લાહ તઆલાની ઈબાદત હોય અથવા તેના હુકમો ઉપર અમલ, આ બંને હેતુ એ રીતે પણ પ્રાપ્ત થઈ શકતા હતા કે ફરિશ્તાઓ કતાર બાંધવાને બદલે એક અવ્યવસ્થિત ભીડ સ્વરૂપે એકઠા થયા કરે પરંતુ આ અવ્યવસ્થાના બદલે તેમને સફબંધી કરવાની તવફીક કરવામાં આવી અને આ આયતમાં તેમના સારા લક્ષણોમાં સૌ પ્રથમ આ જ લક્ષણનું વર્ણન કરીને બતાવવામાં આવ્યું કે અલ્લાહ તઆલાને તેમની આ અદા ઘણી પસંદ છે.

**નમાઝમાં સફો સીધી રાખવી અને તેનું મહત્ત્વ :**

એટલા માટે માનવીને પણ ઈબાદત દરમિયાન આ સફબંધી કરવાની તાકીદ અને પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. હઝરત જાબીર બિન સમુરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ અમને ફરમાવ્યું, "તમે (નમાઝમાં) એ રીતે સફબંધી કેમ નથી કરતા જે રીતે ફરિશ્તાઓ પોતાના પરવરદિગાર સમક્ષ કરે છે ?" સહાબએ કિરામ (રદિ.)એ પૂછ્યું, "ફરિશ્તાઓ પોતાના પરવરદિગાર સમક્ષ કેવી રીતે સફબંધી કરે છે ?" આપ ﷺએ જવાબ આપ્યો, "તે સફોને પૂરી કરે છે અને સફમાં જોડાઈને (બે વ્યક્તિઓ વચ્ચે જગ્યા ન રહે એ રીતે) ઊભા રહે છે." *(તફસીરે મઝહરી)*

નમાઝમાં સફો પૂરી કરવાની અને સીધી રાખવાની તાકીદમાં એટલી હદીષો નકલ થઈ છે કે તેની એક સંપૂર્ણ પુસ્તિકા બની શકે છે, હઝરત અબૂ મસઊદ બદરી (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺ નમાઝમાં અમારા ખભાઓને હાથ લગાવી કહ્યા કરતા હતા, "સીધા રહો, આગળ પાછળ ન થાઓ, નહિતર તમારા દિલોમાં વિરોધ પેદા થઈ જશે."

*(જમઉલ ફવાઈદ, મુસ્લિમ અને નસઈના હવાલાથી, ૯૨/૧૨૦)*

ફરિશ્તાઓની બીજી સિફત فَالزّٰجِرَاتِ زَجْرًا વર્ણન કરવામાં આવી છે. આ શબ્દ زَجْرٌ (ઝજરુન)થી નીકળ્યો છે જેનો અર્થ "રોકવું, ધમકાવવું કે ફટકારવું" છે. હઝરત થાનવી (રહ.)એ તેનો અનુવાદ "બંદિશ (પાબંદી) કરનારા" કર્યો છે જે શબ્દના દરેક શક્ય ભાવાર્થોનું મિશ્રણ છે. ફરિશ્તા કઈ વસ્તુ ઉપર પાબંદી લગાવે છે ? કુર્આને કરીમની શૈલી અનુસાર ઘણા તફસીરકારોએ તેનો એ જવાબ આપ્યો છે કે અહીંયાં બંદિશ લગાવવાથી ભાવાર્થ ફરિશ્તાઓની તે પ્રવૃત્તિ છે જેના દ્વારા તેઓ શયતાનોને "આલમે બાલા" (ઊંચેની દુનિયા) સુધી પહોંચવાથી રોકે છે અને જેનું વિગતવારનું વર્ણન પોતે કુર્આને કરીમમાં આગળ આવી રહ્યું છે.

ત્રીજી સિફત (લક્ષણ) فَالتّٰلِيٰتِ ذِكْرًا છે, એટલે કે આ ફરિશ્તાઓ "ઝિક્ર"ની તિલાવત કરનારા છે, "ઝિક્ર"નો ભાવાર્થ "બોધપાઠની વાતો" પણ થાય છે અને "અલ્લાહની યાદ" પણ થાય છે, પ્રથમ સ્વરૂપમાં ભાવાર્થ એ થશે કે અલ્લાહ તઆલાએ આસમાની કિતાબો દ્વારા જે બોધપાઠની વાતો ઊતારી છે તેઓ તેમની તિલાવત કરનારા છે અને આ તિલાવત બરકત પ્રાપ્ત કરવા માટે અને ઈબાદત સ્વરૂપે પણ હોઈ શકે છે અને એવું પણ શક્ય છે કે તેનાથી વહી લાવનાર ફરિશ્તાઓ ભાવાર્થ સ્વરૂપે હોય કે તેઓ અંબિયા (અલૈ.)ની સામે તે નસીહતની કિતાબોની તિલાવત કરીને તેમને અલ્લાહ તઆલાનો સંદેશ પહોંચાડે છે અને બીજા સ્વરૂપમાં જ્યારે કે ઝિક્રનો ભાવાર્થ અલ્લાહની યાદ લેવામાં આવે તો તેનો મતલબ એ થશે કે તેઓ દરેક પળે તે વાક્યોની તિલાવતમાં પ્રવૃત્ત રહે છે જે અલ્લાહ તઆલાની તસ્બીહ અને પવિત્રતા ઉપર દલીલ કરે છે.

અત્રે કુર્આને કરીમે ફરિશ્તાઓની આ ત્રણ સિફતો વર્ણન કરીને બંદગીના બધા જ લક્ષણો એકઠા કરી આપ્યા છે, એટલે કે ઈબાદત માટે કતારબંધ (સફ

બાંધી) ઊભા રહેવું, શયતાની શક્તિઓને અલ્લાહ તઆલાની નાફરમાનીથી રોકવું અને અલ્લાહ તઆલાના હુકમો તથા શિખામણોને પોતે પઢવી અને અન્યો સુધી પહોંચાડવી અને દેખીતું છે કે બંદગીનો કોઈ અમલ આ ત્રણ વિભાગોથી ખાલી નથી હોઈ શકતો એટલા માટે ચારે આયતોનો ભાવાર્થ એ થશે કે જે ફરિશ્તાઓ બધા જ બંદગીના લક્ષણો ધરાવે છે તેમની કસમ ! તમારો મઅ્બૂદે બરહક (સાચો પૂજ્ય) એક જ છે.

**ફરિશ્તાઓની કસમ કેમ ખાવામાં આવી ? :**

આ સૂરતમાં ખાસ સ્વરૂપે ફરિશ્તાઓની કસમ ખાવાનું કારણ એ જણાય છે કે જેમકે પ્રથમ અરજ કરવામાં આવી આ સૂરતના કેન્દ્રિય વિષયો શિર્કના તે ખાસ પ્રકારનો રદિયો છે જેના હેઠળ મક્કાવાળા ફરિશ્તાઓને અલ્લાહ તઆલાની દિકરીઓ કહ્યા કરતા હતા એટલા માટે સૂરતની શરૂઆતમાં જ ફરિશ્તાઓની કસમ ખાઈને તે ખાસિયતો વર્ણન કરવામાં આવી જેમનાથી તેઓ દ્વારા કરવામાં આવતી અલ્લાહ તઆલાની સંપૂર્ણ બંદગીની જાહેરાત થાય છે, જાણે કે ભાવાર્થ એ છે કે ફરિશ્તાઓની તે બંદગીની સિફતો ઉપર વિચાર કરશો તો તે પોતે તમારી સામે તે વાતની ગવાહી આપશે કે અલ્લાહ તઆલાની સાથે તેમનો સંબંધ બાપ બેટીનો નથી બલકે સેવક અને માલિકનો છે.

**અલ્લાહ તઆલાની કસમ ખાવી અને તેના વિશે હુકમો તથા પ્રશ્નોત્તરીઃ**

કુર્આને કરીમમાં હક તઆલાએ ઈમાન અને અકીદાઓના ઘણા બધા સૈદ્ધાંતિક મસ્અલાઓની તાકીદ માટે વિવિધ સ્વરૂપે કસમ ખાધી છે, ક્યારેક પોતાની જાતની, ક્યારેક પોતાની મખ્લૂકમાંથી ખાસ ખાસ વસ્તુઓની; તેના વિશે ઘણા બધા પ્રશ્નો ઉપસ્થિત થાય છે એટલા માટે કુર્આને કરીમની તફસીરમાં આ એક આગવો સૈદ્ધાંતિક મસ્અલો બની ગયો છે. હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.)એ તેના ઉપર એક આગવી કિતાબ "અત્તિબિયાન ફી અકસામિલ કુર્આન" લખી છે. અલ્લામહ સિયૂતિ (રહ.)એ પોતાની "ઉસૂલે તફસીર"ની કિતાબ "ઈત્કાન"માં તેને ચર્ચાનો ૬૭ મો પ્રકાર ઠરાવીને તેના વિશે વિગતવાર લખ્યું છે, અત્રે અમુક જરૂરી ભાગો વર્ણન કરવામાં આવે છે.

**પ્રથમ પ્રશ્ન :**

અલ્લાહ તઆલા દ્વારા કસમ ખાવામાં સ્વાભાવિક રીતે એ સવાલ પેદા

થાય છે કે અલ્લાહ તઆલા "ગનીયુલ અગ્નિયાઅ્" (સર્વ પ્રકારની જરૂરિયાતોથી મુક્ત અને બેપરવા) છે, તેને શું જરૂર છે કે કોઈને વિશ્વાસ અપાવવા માટે કસમ ખાઈ લે ?

ઈત્કાનમાં અબૂલ કાસિમ કુશયરી (રહ.)થી આ પ્રશ્નના જવાબમાં એ વર્ણન થયું છે કે અલ્લાહ તઆલાને તો કસમ ખાવાની કોઈ આવશ્યકતા ન હતી પરંતુ તેનો જે દયાભાવ અને કૃપા પોતાની મખ્લૂક ઉપર છે તે એ બાબતની આમંત્રક બની કે કોઈપણ રીતે આ લોકો સત્યને સ્વીકારે અને અઝાબથી બચી જાય. એક ગામડિયાએ જ્યારે આયત وَفِى السَّمَآءِ رِزْقُكُمْ وَمَا تُوعَدُونَ ، فَوَرَبِّ السَّمَآءِ وَالْاَرْضِ اِنَّهٗ لَحَقٌّ (૫૧:૨૨-૨૩) સાંભળી તો કહેવા લાગ્યો કે અલ્લાહ જેવી મહાન હસ્તીને કોણે નારાજ કરી છે કે તેને કસમ ખાવા ઉપર મજબૂર કરી દીધી ?

ખુલાસો એ છે કે મખ્લૂક (સર્જન) ઉપરની દયાભાવના એ બાબત માટે પ્રોત્સાહિત કરે છે કે જે રીતે દુનિયાના ઝઘડા અને વિવાદ ખતમ કરવા માટેની પ્રચલિત રીત એ છે કે પોતાના દા'વા ઉપર જ્યારે શંકાઓ રજુ કરવામાં આવે અને ગવાહી ન હોય તો કસમ ખાવામાં આવે એ જ પ્રમાણે અલ્લાહ તઆલાએ મનુષ્યને આ પ્રચલિત પદ્ધતિ અપનાવીને ફરમાવ્યું છે ક્યાંક તો ગવાહીના શબ્દોના વિષયની તાકીદ કરી, જેમકે ....شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَ (૩:૧૮) અને ક્યાંક કસમના શબ્દોથી જેવી રીતે કે, اِىْ وَرَبِّىْ اِنَّهٗ لَحَق (૧૦:૫૩) વગેરે.

**બીજો સવાલ :**

બીજો સવાલ એ છે કે કસમ પોતાનાથી ઘણા મોટાની ખાવામાં આવે છે, અલ્લાહ તઆલાએ પોતાની મખ્લૂકની કસમ ખાધી જે દરેક સ્વરૂપે તેનાથી નિમ્ન કક્ષાની છે.

જવાબ એ છે કે જ્યારે હક તઆલાથી મહાન કોઈ હસ્તીનું અસ્તિત્વ જ નથી હોઈ શકતું તો એ દેખીતું છે કે અલ્લાહ તઆલાની કસમ સામાન્ય મખ્લૂકની કસમ જેવી નથી હોઈ શકતી એટલા માટે હક સુબ્હાનહુ વ તઆલાએ ક્યાંક તો પોતાની પવિત્ર જાતની કસમ ખાધી છે. જેમકે اِىْ وَرَبِّىْ અને આ પ્રમાણે પોતાની પવિત્ર જાતની કસમ કુર્આને કરીમમાં સાત સ્થળોએ આવી છે અને ક્યાંક પોતાના કાર્ય અને સિફતોની તથા કુર્આનની કસમ ખાવામાં આવી છે, જેમકે આયત

وَالسَّمَآءِ وَمَا بَنٰهَا وَالْاَرْضِ وَمَا طَحٰهَا وَنَفْسٍ وَّمَا سَوّٰهَا (૯૧:૫-૭) વગેરે અને મોટા ભાગની કસમો પોતાના સર્જન અને મખ્લૂકની ખાવામાં આવી છે જે અલ્લાહ તઆલાના પરિચયનું માધ્યમ હોવાના સ્વરૂપે તેની હસ્તી તરફ સંબંધ જોડે છે. *(ઈબ્ને કય્યિમના વર્ણન પ્રમાણે)*

મખ્લૂકોમાંથી જે વસ્તુની કસમ ખાવામાં આવી છે ક્યાંક તો તેનાથી તે વસ્તુની શ્રેષ્ઠતા અને સન્માન વર્ણન કરવાનો હેતુ હોય છે જેમકે કુર્આને કરીમમાં રસૂલ ﷺની ઉંમરની કસમ આવી છે, لَعَمْرُكَ اِنَّهُمْ لَفِيْ سَكْرَتِهِمْ يَعْمَهُوْنَ (૧૫:૭૨) ઈબ્ને મરદૂયાએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું એ નિવેદન નકલ કર્યું છે કે અલ્લાહ તઆલાએ કોઈ મખ્લૂક અને કોઈ વસ્તુ દુનિયામાં રસૂલે કરીમ ﷺની પવિત્ર જાતથી વધારે પ્રિય અને સન્માનનીય નથી પેદા કરી એ જ કારણે સમગ્ર કુર્આનમાં કોઈ નબી અથવા રસૂલની કસમ નથી આવી, માત્ર રસૂલ ﷺની ઉંમરની કસમ પ્રસ્તુત આયતમાં આવી છે એ જ પ્રમાણે وَالطُّوْرِ وَكِتَابٍ مَّسْطُوْرٍ ની કસમ પણ તૂર પર્વત અને કિતાબની શ્રેષ્ઠતા જાહેર કરવા માટે આવી છે. *૫૨:૧*

અમુક સમયે કોઈ મખ્લૂકની કસમ એટલા માટે ખાવામાં આવી છે કે તે ખૂબ લાભદાયક હોય છે, જેમકે وَالتِّيْنِ وَالزَّيْتُوْنِ (૯૫:૧) અને અમુક સ્થળે કોઈ મખ્લૂકની કસમ એટલા માટે ખાવામાં આવી છે કે તેનું સર્જન અલ્લાહ તઆલાની મહાન કુદરતનો નજારો અને તેની કારીગીરીનો ઉત્તમ નમૂનો અલ્લાહ તઆલાનો પરિચય મેળવવાનું મહત્ત્વનું માધ્યમ છે અને સામાન્ય રીતે જે વસ્તુની કસમ ખાવામાં આવી છે તેને વર્ણન થયેલ વિષયની સાબિતીમાં કંઈક દખલગીરી હોય છે કે જે વિષય માટે કસમ ખાવામાં આવી છે જે દરેક સ્થળે વિચાર કરવાથી જાણ થાય છે.

**ત્રીજો પ્રશ્ન :**

ત્રીજો પ્રશ્ન એ છે કે શરીઅતનો મશ્હૂર હુકમ સામાન્ય માનવી માટે એ છે કે અલ્લાહ તઆલા સિવાય કોઈની પણ કસમ ખાવી જાઈઝ નથી, અલ્લાહ તઆલા તરફથી પોતે મખ્લૂકની કસમ ખાવી શું એ બાબતની દલીલ નથી કે અન્યો માટે પણ અલ્લાહ તઆલા સિવાય અન્યોની કસમ ખાવી જાઈઝ છે ? તેના જવાબમાં હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે,

اِنَّ اللّٰهَ يُقْسِمُ بِمَا شَاءَ مِنْ خَلْقِهٖ وَلَيْسَ لِاَ حَدٍ اَنْ يُّقْسِمَ اِلَّا بِاللّٰهِ (رَوَاهُ ابْنُ اَبِیْ حَاتِمٍ اَزْمَظْهَرِیْ)

*"અલ્લાહ તઆલાને અધિકાર છે તે પોતાની મખ્લૂકમાંથી જે વસ્તુની ઈચ્છે કસમ ખાય પરંતુ કોઈ બીજા માટે અલ્લાહના સિવાય કોઈની કસમ ખાવી જાઈઝ નથી."*

મતલબ એ છે કે પોતાને અલ્લાહ જલ્લ શા'નુહૂની રીત ઉપર અનુમાનિત કરવું ખોટું અને બાતિલ છે, જ્યારે શરીઅતે ઈલાહિય્યહમાં સામાન્ય માનવી માટે ગયરૂલ્લાહની કસમ ખાવી પ્રતિબંધિત કરવામાં આવી ત્યારે અલ્લાહ તઆલાના પોતાના આગવા કૃત્યથી તેના વિરુદ્ધ દલીલ કરવી ખોટું છે.

ત્યાર પછીની આયતોની તફસીર ઉપર વિચાર કરો.

પ્રથમ ચાર આયતોમાં ફરિશ્તાઓની કસમ ખાઈને એ વર્ણન કરવામાં આવ્યું છે કે તમારા સૌનો મઅ્બૂદે બરહક એક જ છે, જો કે કસમ દરમિયાન ફરિશ્તાઓની સિફતો પણ વર્ણન કરવામાં આવી છે જેના ઉપર થોડો વિચાર કરી લેવામાં આવે તો તે તવહીદના અકીદાની જ દલીલ ગણાય છે પરંતુ આગળની છ આયતોમાં તવહીદની દલીલ આગવી રીતે વર્ણન કરવામાં આવી છે.

ઈરશાદ છે, رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا وَرَبُّ الْمَشَارِقِ "તે પરવરદિગાર છે આસમાનો અને જમીન અને તેની મધ્યે જેટલી મખ્લૂકો છે તેનો અને પરવરદિગાર છે પૂર્વ દિશાઓનો." તો જે હસ્તી આટલી મહાન મખ્લૂકોની સર્જનહાર અને પરવરદિગાર હોય તો ઈબાદતની હકદાર પણ તે જ હસ્તી છે અને આ સમગ્ર સૃષ્ટિ તેના અસ્તિત્વ અને તેના એકમાત્ર હોવાની દલીલ છે. અત્રે اَلْمَشَارِقُ (અલમશારિક) એ مَشْرِقٌ (મશ્રિક)નું બહુવચન છે અને સૂર્ય વર્ષના દરેક દિવસમાં એક નવા સ્થળેથી ઉદય થતો હોય છે એટલા માટે તેની પૂર્વીય દિશાઓ ઘણી બધી છે, આ જ બીનાએ અહીંયાં બહુ વચનનું વિધાન કરવામાં આવ્યું છે.

اِنَّا زَيَّنَّا السَّمَآءَ الدُّنْيَا بِزِيْنَةِ ِالْكَوَاكِبِ માં اَلسَّمَاءَ الدُّنْيَا (સમાઉદ્દુનિયા)નો ભાવાર્થ "સૌથી નિકટનું આસમાન" છે અને મતલબ એ છે કે અમે તે નજીકવાળા આસમાનને તારાઓ દ્વારા શણગાર બખ્શ્યો છે, હવે એવું જરૂરી નથી કે આ

તારાઓ ઠીક આસમાનની અંદર જ હોય બલકે જો તેનાથી અલગ હોય તો પણ પૃથ્વી પરથી જોવામાં આવે તો તે આસમાન ઉપર જ હોવાનું જણાય છે અને એ કારણે આસમાન ઝળહળતું નજરે પડે છે. બતાવવું માત્ર એ પ્રમાણે છે કે આ તારાઓ ભરેલું આસમાન એ વાતની દલીલ છે કે તે આપોઆપ અસ્તિત્વમાં નથી આવી ગયું બલકે તેને પેદા કરનારાએ પેદા કર્યું છે અને જે હસ્તી આટલી મહાન વસ્તુઓને અસ્તિત્વમાં લાવી શકે છે તેને કોઈ ભાગીદાર અથવા જોડીદારની શું આવશ્યકતા છે ? વળી આ વાત પૂર્વીય દિશાઓ માટે પણ નક્કી છે કે બધી જ અવકાશી સૃષ્ટિ અને ખગોળીય પદાર્થોનો સર્જનહાર અલ્લાહ તઆલા જ છે તો પછી આ એક મહાન અત્યાચાર ગણાશે કે સર્જનહાર અને માલિક તો તે અલ્લાહ છે અને ઈબાદત કોઈ અન્યની કરવામાં આવે !

રહ્યો એ મસ્અલો કે તારાઓ કુર્આનની રૂએ આસમાનમાં જડેલા હોય છે અથવા તેનાથી અલગ છે, વળી કુર્આને કરીમનો ખગોળીય જ્ઞાન સાથે શું સંબંધ છે, આ વિષય ઉપર વિગતવાર ચર્ચા સૂરએ હિજ્રમાં આવી ચૂકી છે.

وَحِفْظًا مِّنْ كُلِّ شَيْطٰنٍ مَّارِدٍ (الٰى قَوْلِهٖ تَعَالٰى) فَاَتْبَعَهٗ شِهَابٌ ثَاقِبٌ આ આયતોમાં શણગાર અને સુશોભન ઉપરાંત તારાઓનો એક લાભ એ પણ વર્ણન કરવામાં આવ્યો છે કે તેના દ્વારા શરારતખોર પ્રકારના શયતાનોને ઉપરના વિશ્વ (આલમે બાલા)ની વાતો સાંભળવાથી રોકવામાં આવે છે, તે ગુપ્ત ખબરોને સાંભળવા માટે આસમાનની નજીક જાય છે પરંતુ તેમને ફરિશ્તાઓની વાતો સાંભળવાની તક આપવામાં આવતી નથી, કોઈ શયતાન જો કોઈ અડધી અધૂરી વાત સાંભળીને નાસે છે તો તેને એક ધગધગતા અંગારા દ્વારા મારવામાં આવે છે જેથી તે દુનિયામાં પહોંચીને પોતાના વિશ્વાસુ જ્યોતિષિઓ અને ભવિષ્યવેત્તાઓને કંઈ બતાવી ન શકે, આ જ ધગધગતા અંગારાઓને "શિહાબે ષાકિબ" કહેવામાં આવે છે.

"શિહાબે ષાકિબ"ની અમુક વિગત સૂરએ હિજ્રમાં પસાર થઈ ચૂકી છે, અત્રે એટલી તાકીદ જરૂરી છે કે પ્રાચીન યૂનાની ફિલસૂફી એ બાબતની માન્યતા ધરાવતી હતી કે શિહાબે ષાકિબ વાસ્તવમાં કોઈ પૃથ્વીનો પદાર્થ હોય છે જે બાષ્પની સાથે ઉપર ચાલ્યો જાય છે અને અગ્નિભર્યા વાતાવરણ સુધી પહોંચી સળગી ઉઠે છે પરંતુ કુર્આને કરીમના જાહેર શબ્દોથી એ જાણ થાય છે કે શિહાબે

ષાકિબ કોઈ પૃથ્વીનો પદાર્થ નથી બલકે ઊંચે આવેલા વિશ્વમાં પેદા થનારી કોઈ વસ્તુ છે. પ્રાચીન તફસીરકારો આ સ્થળે એવું કહેતા આવ્યા છે કે યૂનાની ફિલસૂફીની આ માન્યતા કે "શિહાબે ષાકિબ" (ખરતા તારા–ઉલ્કા) કોઈ પૃથ્વીનો વિભાગ છે તે માત્ર અનુમાન અને કલ્પના ઉપર આધારિત છે એટલા માટે તેનાથી કુર્આન ઉપર કોઈ વાંધો ઉઠાવી શકાતો નથી, તદુપરાંત જો કોઈ પૃથ્વીનો પદાર્થ ઉપર જઈને અગ્નિ સ્વરૂપે ભભૂકી ઉઠે તો કુર્આને કરીમથી તેનો પણ કંઈ નકાર થતો નથી.

પરંતુ વર્તમાન આધુનિક વિજ્ઞાનના સંશધનોએ આ પ્રશ્ન ઉપર જ પૂર્ણવિરામ મૂકી દીધું છે. આધુનિક વૈજ્ઞાનિકોની માન્યતા જ એ છે કે "શિહાબે ષાકિબ" (ખરતા તારા) જે અગણિત ગ્રહોના નાના ટૂકડાઓ હોય છે અને ઘણું ખરું મોટી મોટી ઈંટો સમાન પણ હોય છે અને આ અગણિત ટૂકડાઓ અવકાશમાં તરતા રહે છે, તેના જ એક સમૂહને اَسْدِيَـهْ (અસ્દિયહ–Lio, or Lion, out of the signs of Zodiac) કહેવામાં આવે છે જે સૂરજની આસપાસ એક પટ્ટા સ્વરૂપે પરિક્રમણ કરતા રહે છે અને તેનો એક ચક્કર ૩૩ વર્ષમાં પૂરો થાય છે, આ ટૂકડાઓમાં પ્રકાશ તેની તેજ ગતિ અને અવકાશી પદાર્થોના ઘસાવાથી પેદા થાય છે, આ ટૂકડા ૧૦ ઑગષ્ટ અને ૨૭ નવેમ્બરની રાત્રિએ વધારે ખરે છે અને ૨૦ એપ્રિલ, ૨૮ નવેમ્બર, ૧૮ ઑક્ટોબર તથા ૬, ૯ અને ૧૩ ડિસેમ્બરની રાત્રે ઓછા ખરે છે.

*(તફસીરે જવાહિર તન્તાનવી, પેજ : ૧૫, ભાગ : ૮)*

આધુનિક વિજ્ઞાનના આ સંશોધનો આ કુર્આનની શૈલીથી વધારે બંધ બેસે છે, અલબત્ત જે લોકો "શિહાબે ષાકિબ" (ખરતા તારા) દ્વારા શયતાનોને મારવાની વાતને કલ્પનાથી ઉપરવટ સમજે છે તેમના વિશે તન્તાનવી મર્હૂમે "અલ જવાહિર"માં ઘણી સારી વાત લખી છે.

*“આપણા બાપ દાદા અને ફિલોસોફરોને પણ આ વાત અઘરી જણાતી હતી કે કુર્આને કરીમ તેમના સમયની ખગોળીય વિદ્યા વિરુદ્ધ કોઈ વાત કહે પરંતુ તફસીરકારો એ વાત ઉપર રાજી ન થયા કે તેમના ફિલોસોફીકલ દષ્ટિકોણને સ્વીકારે અને કુર્આનને છોડી દે, તેના બદલે તેમણે આ ફિલોસોફીકલ*

*દષ્ટિકોણોને છોડી દીધા અને કુર્આનની સાથે રહ્યા. અમુક મુદ્દત પછી આપમેળે સાબિત થઈ ગયું કે પ્રાચીન યૂનાની ફિલસૂફીનો વિચાર બિલકુલ ખોટો અને જૂઠો હતો, હવે બતાવો કે જો આપણે એ સ્વીકાર કરી લઈએ કે તારાઓ શયતાનોને સળગાવે, મારે અને તકલીફ પહોંચાડે છે તો તેમાં કયો અવરોધ છે? અમે કુર્આને કરીમના આ વર્ણનને સ્વીકાર કરીને ભવિષ્યની રાહ જોઈએ છીએ (કે જ્યારે સાયન્સ પણ આ વાસ્તવિકતાનો સ્વીકાર કરી લેશે).''*

*(અલ જવાહિર, પેજ : ૧૪, જિલ્દ : ૮)*

**મૂળ હેતુ :**

અત્રે આસમાનો, તારાઓ અને શિહાબે ષાકિબનું વર્ણન કરવાથી એક હેતુ તવહીદની સાબિતી છે કે જે હસ્તીએ એકલા હાથે આટલી મહાન અવકાશી, ખગોળીય વ્યવસ્થાઓ સ્થાપી છે તે જ હસ્તી ઈબાદતપાત્ર પણ છે, બીજું આ દલીલમાં તે લોકોની માન્યતાઓનો રદિયો પણ આપવામાં આવ્યો છે જે શયતાનોને દેવતા અને મઅ્બૂદ ઠરાવે છે અને બતાવી દેવામાં આવ્યું છે કે તેઓ તો એક મરદૂદ, નીંદનીય અને ક્રોધનો ભોગ બનેલ મખ્લૂક છે, તેમનો પૂજ્ય હોવા સાથે શું સંબંધ ?

તદુપરાંત આ વિષયમાં તે લોકોની માન્યતાનો પણ ભરપૂર રદિયો ઉપસ્થિત છે જે કુર્આને કરીમ સ્વરૂપે રસૂલે કરીમ ﷺ ઉપર નાઝિલ થનાર વહીને જ્યોતિષ વિદ્યાથી ઓળખાવતા હતા, આ આયતોમાં ઈશારો કરવામાં આવ્યો છે કે કુર્આને કરીમ તો જ્યોતિષીઓનો રદિયો આપે છે, લઈ દઈને તેમની જાણકારીના બધા માધ્યમો શયતાનો છે અને કુર્આન તો એવું કહે છે કે શયતાનોની પહોંચ આલમે બાલા (ઊંચેના વિશ્વો) સુધી શક્ય નથી, તે ગુપ્ત વાતોની ખબરો પણ નથી લાવી શકતા, જ્યારે જ્યોતિષ વિદ્યા વિશે કુર્આને વર્ણન કરેલ અકીદહ આ પ્રમાણે છે તો તે પોતે કેવી રીતે જ્યોતિષ વિદ્યા હોઈ શકે છે ? આ રીતે આ આયતોમાં તવહીદ અને રિસાલત બંને વિષયો તરફ ઈશારો ઉપસ્થિત છે અને આગળ આ જ અવકાશી મખ્લૂકો દ્વારા આખિરતના અકીદહને સાબિત કરવામાં આવ્યો છે.

―――――――――

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૧૧ થી ૧૮)

فَاسْتَفْتِهِمْ أَهُمْ أَشَدُّ خَلْقًا أَمْ مَنْ خَلَقْنَا ۚ إِنَّا خَلَقْنَاهُمْ مِنْ طِينٍ لَازِبٍ ﴿١١﴾ بَلْ
عَجِبْتَ وَيَسْخَرُونَ ﴿١٢﴾ وَإِذَا ذُكِّرُوا لَا يَذْكُرُونَ ﴿١٣﴾ وَإِذَا رَأَوْا آيَةً يَسْتَسْخِرُونَ ﴿١٤﴾
وَقَالُوا إِنْ هَٰذَا إِلَّا سِحْرٌ مُبِينٌ ﴿١٥﴾ أَإِذَا مِتْنَا وَكُنَّا تُرَابًا وَعِظَامًا أَإِنَّا لَمَبْعُوثُونَ ﴿١٦﴾
أَوَآبَاؤُنَا الْأَوَّلُونَ ﴿١٧﴾ قُلْ نَعَمْ وَأَنْتُمْ دَاخِرُونَ ﴿١٨﴾

## તરજુમો :

*હવે તેમને પૂછો, શું આ બનાવવું મુશ્કેલ છે અથવા જેટલું સર્જન કે અમે કર્યું? અમે જ તેમને એક ચીકણા ગારાથી બનાવ્યા છે. (૧૧) બલકે તમે (તેઓના ઈન્કારથી) અચરજ પામો છો અને તેઓ ઠઠ્ઠો કરે છે. (૧૨) અને જ્યારે તેમને સમજાવવામાં આવે (ત્યારે) વિચાર કરતા નથી. (૧૩) અને જ્યારે કોઈ નિશાની જુએ તો તેને હસવામાં કાઢી નાંખે છે. (૧૪) અને કહે છે, કંઈ નથી આ તો ઉઘાડો જાદૂ છે. (૧૫) શું જ્યારે અમે મૃત્યુ પામ્યા અને માટી થઈ ગયા અને હાડકાંઓ ! તો શું અમને ફરી (સજીવન કરી) ઉઠાવવામાં આવશે ? (૧૬) અને શું અમારા આગલા બાપ દાદાઓને પણ? (૧૭) તમે કહો કે હા ! અને તમે અપમાનિત (પણ) થશો. (૧૮)*

## તફસીર :

(જ્યારે તવહીદની દલીલોની જાણ થઈ ગઈ કે અલ્લાહ તઆલા આ મહાન સર્જનમાં એવી એવી મહાન કારીગીરી ઉપર કાબૂ ધરાવે છે કે આ સમગ્ર વિરાટ સૃષ્ટિ તેના કાબૂ હેઠળ છે) તો તમે તેઓ (આખિરતના ઈન્કાર કરનારાઓ)ને પૂછો કે આ લોકોની (શરીરની) બનાવટ વધારે સખત છે અથવા અમારી પેદા કરેલ આ વસ્તુઓ ? (જેનું હમણાં વર્ણન થયું, વાસ્તવિકતા એ જ છે કે આ જ વસ્તુઓ વધારે સખત છે કારણ કે) અમે તે લોકોને (આદમ અલૈ.ના સર્જન સમયે તે જ મા'મૂલી) ચીકણી માટીથી પેદા કર્યા છે (જેમાં ન તો કોઈ શક્તિ છે અને ન જ કઠોરતા અને મનુષ્ય જે તેનાથી બન્યો છે તે પણ ખૂબ સખત નથી, હવે વિચારવાની વાત છે કે જ્યારે અમે આવી કઠોર અને સખત મખ્લૂકને ન

હોવામાંથી અસ્તિત્વમાં લાવવા ઉપર શક્તિ ધરાવીએ છીએ તો માનવ જેવી કમજોર મખ્લૂકને એક વખતે મોત આપીને ફરીવાર સજીવન કરવા ઉપર કેમ કાબૂ નહીં હોય ? પરંતુ આવી સ્પષ્ટ દલીલો છતાં આ લોકો આખિરતની શક્યતાને માનતા નથી) બલકે (તેનાથી વધીને વાત એ છે કે) તમે તો (તેમના ઈન્કારથી) તાજ્જુબ કરો છો અને આ લોકો (ઈન્કારથી વધીને આખિરતના અકીદહ સાથે) ઠઠ્ઠો મશ્કરી કરે છે અને જ્યારે તેમને (બૌદ્ધિક દલીલોથી) સમજાવવામાં આવે છે તો તેઓ સમજતા નથી અને જ્યારે તેઓ કોઈ મોઅ્જિઝો જુએ છે (જે આપ ﷺની નુબુવ્વતને સાબિત કરવા માટે તેમને બતાવવામાં આવે છે જેનાથી આખિરતનો અકીદહ સાબિત કરવામાં આવે) તો (પોતે) તેની ખિલ્લી ઉડાવે છે અને કહે છે કે આ તો ઉઘાડો જાદૂ છે (કારણ કે જો આ મોઅ્જિઝો હોય તો તેનાથી આપ ﷺની નુબુવ્વત સાબિત થઈ જશે અને આપ ﷺને નબી માન્યા પછી આપ ﷺના વર્ણન કરેલ આખિરતના અકીદહને પણ માનવો પડશે, જ્યારે કે અમે તો આખિરતના અકીદહને નથી માની શકતા કારણ કે) ભલા ! જ્યારે અમે મરી ગયા અને માટી તથા હાડકાં બની ગયા તો શું અમે (ફરીવાર) સજીવન કરવામાં આવીશું અને શું અમારા આગલા બાપદાદાઓ પણ (સજીવન થશે) ? તમે કહી આપો કે હા ! (જરૂર સજીવન થશે !) અને તમે અપમાનિત પણ થશો.

## મસ્અલા અને બોધપાઠ :

તવહીદના અકીદહને સાબિત કર્યા પછી આ આઠ આયતોમાં આખિરતના અકીદહ (માન્યતા)નું વર્ણન છે અને તેના વિશે મુશ્રિકોની શંકાઓનો જવાબ આપવામાં આવ્યો છે. સૌ પ્રથમ આયતમાં માનવીની પુનઃજીવીત થવાની સંભાવના ઉપર બૌદ્ધિક દલીલ રજુ કરવામાં આવી છે જેનો ખુલાસો એ છે કે સૃષ્ટિના જે મહાન વિભાગોનું વર્ણન પાછલી આયતોમાં કરવામાં આવ્યું છે માનવી તો તેના મુકાબલામાં ઘણું જ અશક્ત અને કમજોર સર્જન છે, જ્યારે તમે એવું સ્વીકાર કરો છો કે અલ્લાહ તઆલાએ ફરિશ્તા, ચંદ્ર, તારા, સૂર્ય, ખરતા તારા, ઉલ્કાપિંડો, ગ્રહો જેવી મખ્લૂકો પોતાની કુદરતથી પેદા કરી છે તો તેના માટે મનુષ્ય જેવી અશક્ત અને કમજોર મખ્લૂકને મોત આપીને ફરીવાર સજીવન કરવું શું મુશ્કેલ છે, જે રીતે તમને શરૂઆતમાં ચીકણી માટીથી બનાવીને તમારામાં રૂહ

ફૂંકવામાં આવી હતી એ જ પ્રમાણે જ્યારે તમે મૃત્યુ પામીને ફરીવાર માટી બની જશો તે સમયે ફરી એકવાર અલ્લાહ તબારક વ તઆલા તમને જીવન અર્પણ કરશે.

જે એવું કહેવામાં આવ્યું છે કે "અમે તેમને ચીકણી માટીથી પેદા કર્યા." તેનો ભાવાર્થ યા તો એ છે કે મનુષ્યના આદ્યપિતા હઝરત આદમ (અલૈ.)ને માટીથી પેદા કરવામાં આવ્યા હતા અને એવું પણ હોઈ શકે છે કે તેનાથી ભાવાર્થ દરેક માનવી હોય એટલા માટે કે જો ધ્યાનથી જોવામાં આવે તો દરેક માનવીનું મૂળ પાણીથી ગુંદેલ માટી હોય છે, તે એ પ્રમાણે કે માનવી નુત્ફહ (વીર્ય)થી પેદા થાય છે નુત્ફહ લોહીથી બને છે, લોહી ખોરાકથી પેદા થાય છે અને ખોરાક ભલે કોઈપણ સ્વરૂપમાં હોય તેનું મૂળ વનસ્પતિ છે અને વનસ્પતિ માટી અને પાણીથી પેદા થાય છે.

દરેક સ્વરૂપમાં પ્રથમ આયત આખિરતના અકીદહની બૌદ્ધિક દલીલ ઉપર આધારિત છે અને તે તેમને આ જ પ્રશ્ન કરીને શરૂ કરવામાં આવી છે કે તમે વધારે સખત કે મજબૂત સર્જન છો અથવા જે મખ્લૂકોનું વર્ણન અમે કર્યું છે તે વધારે મજબૂત છે ? જવાબ દેખીતો છે કે તે જ મખ્લૂકો વધારે સખત અને મજબૂત છે એટલા માટે તેનો ખુલાસો કરવાને બદલે તે બાજુ એવું કહીને ઈશારો કરવામાં આવ્યો છે કે "અમે તો તમને ચીકણી માટીથી પેદા કર્યા છે."

ત્યારબાદની પાંચ આયતોમાં એ બાબતના રદિયાનું વર્ણન કરવામાં આવ્યું છે જે આખિરતની દલીલો સાંભળીને મુશ્રિકો જાહેર કરે છે. મુશ્રિકોની સામે આખિરતના અકીદહની જે દલીલો વર્ણન કરવામાં આવતી હતી તે બે પ્રકારની હતી, એક તો બૌદ્ધિક દલીલો જેમકે પહેલી આયતમાં વર્ણન કરવામાં આવી. બીજી, વર્ણન કરવામાં આવેલ દલીલો એટલે કે તેમને મોઅ્જિઝાઓ બતાવીને રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલતનું વર્ણન કરવામાં આવતું હતું અને કહેવામાં આવતું હતું કે આપ ﷺ અલ્લાહના નબી છો, નબી ક્યારેય જૂઠું નથી બોલી શકતા, તેમની પાસે આસમાની ખબરો આવે છે. જ્યારે આપ ﷺ ખબર આપી રહ્યા છે કે કયામત આવશે, હિસાબ કિતાબ થશે, મનુષ્યો પાસેથી હિસાબ કિતાબ લેવામાં આવશે તો આ ખબર ચોક્કસ સાચી છે, તેને માની લેવી જોઈએ. જ્યાં સુધી બૌદ્ધિક દલીલો ઉપર મુશ્રિકોના વ્યવહારનો સંબંધ છે તેમના વિશે કહેવામાં આવ્યું,

بَلۡ عَجِبۡتَ وَيَسۡخَرُوۡنَ ۝ وَاِذَا ذُكِّرُوۡا لَا يَذۡكُرُوۡنَ ۝ એટલે કે, આપ ﷺને તો તે લોકો ઉપર તાજ્જુબ થાય છે કે કેવી સ્પષ્ટ દલીલો સામે આવી ગયા છતાં આ લોકો માની નથી રહ્યા પરંતુ તેઓ ઊલટાનું આપ ﷺની દલીલો અને અકીદાઓની મજાક ઉડાવે છે અને તેમને કેટલુંય સમજાવી લો સમજતા નથી, રહી વર્ણન કરવામાં આવેલ દલીલો; બસ તેના વિશે તેમનો વ્યવહાર એવો છે કે,

وَاِذَا رَاَوۡا اٰيَةً يَّسۡتَسۡخِرُوۡنَ... એટલે કે, જ્યારે કોઈ મોઅ્જિઝો જુએ છે જે આપ ﷺની નુબુવ્વત અને આખિરતના અકીદહ ઉપર દલીલ કરે છે તો તેઓ તેને પણ ઠઠ્ઠા મશ્કરીમાં ઉડાવીને એવું કહી આપે છે કે આ તો ઉઘાડો જાદૂ છે અને તે સમગ્ર ઠઠ્ઠા અને મશ્કરીની તેમની પાસે એક જ દલીલ છે અને તે આ છે કે,

ءَاِذَا مِتۡنَا وَكُنَّا تُرَابًا وَّعِظَامًا ءَاِنَّا لَمَبۡعُوۡثُوۡنَ اَوَاٰبَآؤُنَا الۡاَوَّلُوۡنَ، એટલે કે, આ વાત અમારી કલ્પનામાં નથી આવતી કે અમે અથવા અમારા પૂર્વજો માટી બની ગયા પછી અને હાડકાં બની ગયા પછી કેવી રીતે પુનઃજીવીત કરવામાં આવીશું ? એટલા માટે અમે ન તો કોઈ બૌદ્ધિક દલીલને માનીએ છીએ અને ન જ કોઈ મોઅ્જિઝા વગેરેનો સ્વીકાર કરીએ છીએ. અલ્લાહ તબારક વ તઆલાએ તેના જવાબમાં અંતે માત્ર એક વાક્ય કહ્યું, قُلۡ نَعَمۡ وَاَنۡتُمۡ دَاخِرُوۡنَ એટલે કે, આપ ﷺ કહી આપો કે હા ! તમે અવશ્ય પુનઃજીવીત થશો અને અપમાનિત થઈને સજીવન થશો.

જોવામાં તો આ એક હિકમતપૂર્ણ જવાબ છે જે રીતે કે હઠધર્મી કરનારાઓ (જીદ્દી વલણ અપનાવનારા)ને આપવામાં આવે છે પરંતુ થોડો જ વિચાર કરવામાં આવે તો આ એક સંપૂર્ણ દલીલ પણ છે જેનો ખુલાસો ઈમામ રાઝી (રહ.)એ તફસીરે કબીરમાં કર્યો છે અને તે એ રીતે કે ઉપરોક્ત વર્ણનમાં ફરીવાર સજીવન થવાની બૌદ્ધિક દલીલ સાબિત થઈ ચૂકી છે કે માનવીનું મૃત્યુ પામી પુનઃજીવીત થવું કોઈ અશક્ય બાબત નથી અને એ નિયમ છે કે જે વાત બૌદ્ધિક રીતે શક્ય હોય તે વાસ્તવમાં અસ્તિત્વમાં આવવી કોઈ સાચી ખબર આપનારની ખબરથી સાબિત થઈ શકે છે, જ્યારે એ બાબત નક્કી થઈ ચૂકી કે પુનઃજીવીત થવું અશક્ય નથી તો ત્યાર પછી કોઈ સાચા નબીનું માત્ર એટલું કહી દેવું કે “હા ! તમે અવશ્ય પુનઃજીવીત થશો” તો તે એ બાબતની ઠોસ દલીલ છે કે આ ઘટના અવશ્ય બનીને રહેશે.

**રસૂલે કરીમ ﷺના મોઅ્જિઝાઓની સાબિતીઓ :**

....وَاِذَا رَاَوْا اٰيَةً માં શબ્દ آيَةً (આયતન)નો શાબ્દિક અર્થ "નિશાની" થાય છે અને તેનાથી અત્રે ભાવાર્થ "મોઅ્જિઝા" છે એટલા માટે આ આયત એ બાબતની દલીલ છે કે રસૂલે કરીમ ﷺને અલ્લાહ તઆલાએ કુર્આને કરીમ ઉપરાંત પણ અમુક મોઅ્જિઝાઓ અર્પણ કર્યા હતા અને તેનાથી તે મુલ્હિદો (નાસ્તિકો)નો રદિયો થાય છે જેઓ રસૂલે કરીમ ﷺના મોઅ્જિઝાઓને ભૌતિક કાર્યકારણના તા'બે ઠરાવીને એવો દા'વો કરે છે કે આપ ﷺના હાથ મુબારક ઉપર કુર્આન સિવાય કોઈ મોઅ્જિઝો જાહેર કરવામાં નથી આવ્યો.

ચોથી આયતમાં અલ્લાહ તઆલાએ સ્પષ્ટ ઈરશાદ ફરમાવ્યો છે, وَاِذَا رَاَوْا اٰيَةً يَّسْتَسْخِرُوْنَ (જ્યારે આ મોઅ્જિઝાઓ જુએ છે તો તેની મજાક ઉડાવે છે). મોઅ્જિઝાના અમુક ઈન્કારીઓ કહે છે કે અત્રે آية આયતનો ભાવાર્થ મોઅ્જિઝહ (ચમત્કાર) નથી, બલકે બૌદ્ધિક દલીલો છે પરંતુ આ વાત એટલા માટે ખોટી છે કે આગલી આયતમાં આવ્યું છે وَقَالُوْٓا اِنْ هٰذَآ اِلَّا سِحْرٌ مُّبِيْنٌ એટલે કે તેઓ કહે છે કે આ તો ઉઘાડો જાદૂ છે, દેખીતું છે કે કોઈ દલીલને ઉઘાડો જાદૂ ઠરાવી દેવો કોઈ તુક્કો નથી. આ વાત તે મોઅ્જિઝો જોઈને જ કહી શકાય છે.

અમુક મોઅ્જિઝાના ઈન્કારીઓ એવું પણ કહે છે કે "આયતુન"નો ભાવાર્થ કુર્આને કરીમની આયતો છે કે આ લોકો તેને જાદૂ ઠરાવે છે પરંતુ કુર્આને કરીમનો શબ્દ رَاَوْا (રઅવ્) "જુએ છે" તેનો સ્પષ્ટ રદિયો કરી રહ્યું છે.

કુર્આનની આયતોને જોવામાં નહીં સાંભળવામાં આવે છે એટલા માટે કુર્આને કરીમમાં જ્યાં પણ કુર્આની આયતોનું વર્ણન થયું છે ત્યાં તેની સાથે સાંભળવાનો શબ્દ આવ્યો છે, જોવાનો શબ્દ આવ્યો નથી અને કુર્આને કરીમમાં સ્થળે સ્થળે "આયતુન" શબ્દનો ઉપયોગ મોઅ્જિઝાના અર્થમાં થયો છે, દાખલા તરીકે, હઝરત મૂસા (અલૈ.) પાસે ફિરઔને માંગણી મૂકીને કહ્યું,

اِنْ كُنْتَ جِئْتَ بِاٰيَةٍ فَاْتِ بِهَا اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ○

*"જો તમે કોઈ મોઅ્જિઝો લઈને આવ્યા હોય તો લાવો જો સાચા છો."* (૭:૧૦૬)

તેના જવાબમાં હઝરત મૂસા (અલૈ.)એ લાઠીને સાપ બનાવવાનો મોઅ્જિઝો બતાવ્યો હતો.

રહી કુર્આને કરીમની તે આયતો જેમાં આવ્યું છે કે રસૂલે કરીમ ﷺએ મોઅ્જિઝો બતાવવાની માંગણીને નથી માની, બસ વાસ્તવમાં ત્યાં વારંવાર મોઅ્જિઝાઓ બતાવવામાં આવી ચૂક્યા હતા પરંતુ તેઓ દરરોજ પોતાની મરજીનો એક નવો ચમત્કાર બતાવવાની માંગણી કરતા હતા, તેના જવાબમાં મોઅ્જિઝા બતાવવાનો ઈન્કાર કરવામાં આવ્યો એટલા માટે કે અલ્લાહના નબી અલ્લાહ તઆલાના હુકમથી મોઅ્જિઝાઓ બતાવે છે તો પણ જો કોઈ તેમની વાત ન માને તો દરરોજ એક નવો મોઅ્જિઝો જાહેર કરવો નબીના માન મોભાથી પણ વિપરીત છે અને અલ્લાહ તઆલાની હેસિયતથી પણ.

તદુપરાંત અલ્લાહ તઆલાનો નિયમ એ રહ્યો છે કે જ્યારે કોઈ કોમને તેમની માંગણી મુજબનો મોઅ્જિઝો બતાવવામાં આવ્યો અને ત્યારબાદ પણ તેઓ ઈમાન ન લાવ્યા તો જાહેર અઝાબ દ્વારા તેમનો નાશ કરવામાં આવ્યો. ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને કારણ કે બાકી રાખવી અને જાહેર અઝાબથી બચાવવી નજર સમક્ષ હતું એટલા માટે તેમના માંગણી મુજબના મોઅ્જિઝા બતાવવામાં આવ્યા નહીં.

---

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૧૯ થી ૨૬)

فَإِنَّمَا هِيَ زَجْرَةٌ وَّاحِدَةٌ فَإِذَا هُمْ يَنْظُرُوْنَ ﴿١٩﴾ وَقَالُوْا يٰوَيْلَنَا هٰذَا يَوْمُ الدِّيْنِ ﴿٢٠﴾
هٰذَا يَوْمُ الْفَصْلِ الَّذِيْ كُنْتُمْ بِهٖ تُكَذِّبُوْنَ ﴿٢١﴾ اُحْشُرُوا الَّذِيْنَ ظَلَمُوْا وَأَزْوَاجَهُمْ
وَمَا كَانُوْا يَعْبُدُوْنَ ﴿٢٢﴾ مِنْ دُوْنِ اللّٰهِ فَاهْدُوْهُمْ إِلٰى صِرَاطِ الْجَحِيْمِ ﴿٢٣﴾ وَقِفُوْهُمْ
إِنَّهُمْ مَّسْئُوْلُوْنَ ﴿٢٤﴾ مَا لَكُمْ لَا تَنَاصَرُوْنَ ﴿٢٥﴾ بَلْ هُمُ الْيَوْمَ مُسْتَسْلِمُوْنَ ﴿٢٦﴾

## તરજુમો :

*બસ તે ઉઠાડવું તો એ જ છે એક અવાજ; પછી તે જ સમયે તેઓ જોવા લાગશે. (૧૯) અને કહેશે, હાય અમારી કમ્બખ્તી ! આ બદલાનો દિવસ આવી ગયો. (૨૦) આ ફેંસલાનો દિવસ છે જેને તમે જૂઠાડતા હતા. (૨૧) એકઠા કરો ગુનેહગારો (જાલિમો)ને અને તેમના જોડાંઓને અને જે કંઈ*

*પૂજતા હતા. (૨૨) અલ્લાહના સિવાય; પછી તેમને દોઝખના માર્ગ ઉપર ચલાવો. (૨૩) અને તેમને ઊભા રાખો તેમને પૂછવાનું છે. (૨૪) તમને શું થયું, એકબીજાની મદદ (કેમ) નથી કરતા !? (૨૫) બલકે તેઓ આજે સંપૂર્ણ આજ્ઞાધીન (માથું ઝુકાવી ઊભેલા) છે. (૨૬)*

## તફસીર :

બસ કયામત તો બસ એક લલકાર હશે, (એટલે કે બીજી વખતનો સૂર) બસ (તેનાથી) સૌ એકાએક (સજીવન થઈને) જોવા લાગશે અને (અફસોસ પૂર્વક) કહેશે, હાય અમારી કમ્બખ્તી ! આ તો તે જ બદલાનો દિવસ (લાગે) છે; (કહેવામાં આવશે કે હા !) આ તે જ ફૈંસલાનો દિવસ છે જેને તમે જૂઠાડ્યા કરતા હતા, (આગળ કયામતની જ અમુક ઘટનાઓની વિગત છે કે ફરિશ્તાઓને હુકમ થશે) એકઠા કરી લો જાલિમોને (એટલે કે જે કુફ્ર અને શિર્કના આગેવાન અને જેમનું અનુસરણ કરવામાં આવતું હતું) અને તેમના સાથીઓને (એટલે કે જે તેમની સાથે તા'બેદાર હતા) અને તે પૂજ્યોને જેની તે લોકો અલ્લાહને છોડીને ઈબાદત કર્યા કરતા હતા (એટલે કે શયતાનો અને મૂર્તિઓ) પછી તે બધાને દોઝખનો માર્ગ બતાવો (એટલે કે તે બાજુ લઈ જાઓ) અને (પછી એ હુકમ થશે કે સારું) તેમને (જરા) ઊભા રાખો, તેમને કંઈક પૂછવામાં આવશે (એટલા માટે તેમને આ પ્રશ્ન થશે) કે હવે તમને શું થયું કે (અઝાબનો હુકમ સાંભળીને) એકબીજાની મદદ નથી કરતા ? (એટલે કે કાફિરોના મોટા મોટા આગેવાનો અને શયતાનો પોતાના અનુયાયીઓની મદદ કેમ નથી કરતા જે રીતે દુનિયામાં તેમને બહેકાવ્યા કરતા હતા ? પરંતુ આ પ્રશ્ન પછી પણ તેઓ મદદ કરી શકશે નહીં) બલકે તે બધા તે દિવસે માથું ઝુકાવેલા (ઊભેલા) હશે.

## મસ્અલા અને બોધપાઠ :

આખિરતની શક્યતા અને સાબિતી પછી અલ્લાહ તબારક વ તઆલાએ આ આયતોમાં હિસાબ કિતાબના અમુક પ્રસંગો વર્ણન કર્યા છે અને પુનઃજીવીત થયા પછી કાફિરો અને મુસલમાનોને જે પરિસ્થિતિ સામે આવશે તેનું વર્ણન કર્યું છે.

સૌ પ્રથમ આયતમાં મૃત લોકોને સજીવન કરવાની પદ્ધતિ વર્ણન કરી છે

કે, فَاِنَّمَا هِىَ زَجْرَةٌ وَّاحِدَةٌ એટલે કે કયામત તો બસ એક લલકાર હશે. زَجْرَةٌ (ઝજરતુન)નો શબ્દ زَجْرٌ (ઝજરુન)નું اِسْمِ مَرَّةُ સર્વનામ છે અને તેના અરબી ભાષામાં કેટલાય અર્થો આવે છે, તેમાંથી એક અર્થ એ છે કે જે રીતે ઢોરોને ચલાવવા માટે તૈયાર કરવામાં આવે છે એવો અવાજ કાઢવો, જેને સાંભળીને તે ઢોરોનું ધણ ઊઠીને તૈયાર થાય છે, અત્રે તેનો ભાવાર્થ તે બીજો સૂર છે જે હઝરત ઈસ્રાફીલ (અલૈ.) મુરદાંઓને સજીવન કરવા માટે ફૂંકશે અને તેને "ઝજરહ"થી એટલા માટે ઓળખાવામાં આવ્યું છે કે જે રીતે ઢોરોના ધણને ઉઠાડીને ચલાવવા માટે અમુક પ્રકારના અવાજો કાઢવામાં આવે છે એ જ પ્રમાણે મૃત લોકોને સજીવન કરવા માટે આ સૂર ફૂંકવામાં આવશે. *(તફસીરે કુર્તુબી)*

જો કે અલ્લાહ રબ્બુલ ઈજ્જત એ બાબત ઉપર પણ શક્તિ ધરાવે છે કે સૂર ફૂંક્યા વિના મુરદાંઓને સજીવન કરી આપે પરંતુ આ સૂર કયામતની પરિસ્થિતિને હેબતનાક બનાવવા માટે ફૂંકવામાં આવશે. (તફસીરે કબીર) તે સૂર ફૂંકવાની અસર કાફિરો ઉપર એવી થશે કે فَاِذَاهُمْ يَنْظُرُوْنَ બસ અચાનક તેઓ જોવા લાગશે, એટલે કે જે રીતે દુનિયામાં તેઓ જોવા માટે શક્તિ ધરાવતા હતા એ જ પ્રમાણે ત્યાં પણ જોઈ શકશે અને અમુક તફસીરકારોએ તેનો ભાવાર્થ એ વર્ણન કર્યો છે કે તેઓ આશ્ચર્યચકિત્ પરિસ્થિતિમાં એકબીજાને દિગ્મૂઢ અને અવાચક થઈ જોવા લાગશે. *(કુર્તુબી)*

اُحْشُرُواالَّذِيْنَ ظَلَمُوْا وَاَزْوَاجَهُمْ એટલે કે, આ જાલિમો જેમણે શિર્કનો મહાન અત્યાચાર આદર્યો તેઓને અને તેમના સાથીઓને એકઠા કરો. અત્રે જોડાંઓ (સાથીઓ) માટે اَزْوَاجٌ (અઝ્વાઝ)નો શબ્દ ઉપયોગ કરવામાં આવ્યો છે જેનો શાબ્દિક અર્થ "જોડ" થાય છે અને આ શબ્દ પતિ અને પત્નીના અર્થમાં પણ મોટે ભાગે ઉપયોગ થતો રહે છે એટલા માટે અમુક તફસીરકારોએ તેનો અર્થ વર્ણન કરીને એ લખ્યું છે કે તેનાથી મુશ્રિકોની તે પત્નીઓ ભાવાર્થ સ્વરૂપે છે જેઓ પોતે પણ મુશ્રિક હતી પરંતુ મોટા ભાગના તફસીરકારો નજીક અત્રે "અઝ્વાઝ"નો ભાવાર્થ "સાથીદારો" જ છે અને તેનું સમર્થન હઝરત ઉમર (રદિ.)ના એક ફરમાનથી થાય છે. ઈમામ બયહકી (રહ.) અને અબ્દુર્રઝ્ઝાક (રહ.) વગેરેએ આ આયતની તફસીરમાં હઝરત ઉમર (રદિ.)નું એ નિવેદન નકલ કર્યું છે કે અહીંયાં اَزْوَاجُهُمْ (અઝવાજુહુમ)નો ભાવાર્થ "તેમના જેવા લોકો"

થાય છે એટલા માટે વ્યાજખોર લોકો બીજા વ્યાજખોર લોકોની સાથે, વ્યભિચારી લોકો બીજા વ્યભિચારી લોકોની સાથે અને દારૂ પીનારાઓ બીજા દારૂ પીનારાઓની સાથે એકઠા કરવામાં આવશે. *(રૂહુલ મઆની અને મઝહરી)*

તદુપરાંત وَمَا كَانُوْا يَعْبُدُوْنَ ના શબ્દોથી બતાવવામાં આવ્યું છે કે મુશ્રિકોની સાથે તેમના તે જૂઠા મઅ્બૂદો (પૂજ્યો) એટલે કે મૂર્તિઓ અને શયતાનોને પણ ભેગા કરવામાં આવશે જેમને આ લોકો દુનિયામાં અલ્લાહ તઆલાની સાથે ભાગીદાર ઠરાવતા હતા જેથી તે સમયે તે જૂઠા પૂજ્યોની લાચારીને સારી રીતે બતાવવામાં આવે.

ત્યારબાદ ફરિશ્તાઓને હુકમ થશે કે, فَاهْدُوْهُمْ اِلٰى صِرَاطِ الْجَحِيْمِ ط એટલે કે તે લોકોને જહન્નમનો માર્ગ બતાવો અને જ્યારે ફરિશ્તાઓ તે લોકોને લઈને ચાલશે તો પુલ સીરાત નજીક પહોંચ્યા પછી હુકમ થશે قِفُوْهُمْ اِنَّهُمْ مَّسْئُوْلُوْنَ તેમને થોભાવો, તેમને પ્રશ્ન થશે એટલા માટે આ સ્થળે તેમનાથી તેમની માન્યતાઓ અને અમલો વિશે તે સવાલો કરવામાં આવશે જેનું વર્ણન કુર્આન અને હદીષમાં ઘણા બધા સ્થળોએ આવ્યું છે.

---

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૨૭ થી ૪૦)

وَاَقْبَلَ بَعْضُهُمْ عَلٰى بَعْضٍ يَّتَسَآءَلُوْنَ ۝٢٧ قَالُوْٓا اِنَّكُمْ كُنْتُمْ تَاْتُوْنَنَا عَنِ الْيَمِيْنِ ۝٢٨
قَالُوْا بَلْ لَّمْ تَكُوْنُوْا مُؤْمِنِيْنَ ۝٢٩ وَمَا كَانَ لَنَا عَلَيْكُمْ مِّنْ سُلْطٰنٍ ۚ بَلْ كُنْتُمْ
قَوْمًا طٰغِيْنَ ۝٣٠ فَحَقَّ عَلَيْنَا قَوْلُ رَبِّنَآ ۖ اِنَّا لَذَآئِقُوْنَ ۝٣١ فَاَغْوَيْنٰكُمْ اِنَّا
كُنَّا غٰوِيْنَ ۝٣٢ فَاِنَّهُمْ يَوْمَئِذٍ فِي الْعَذَابِ مُشْتَرِكُوْنَ ۝٣٣ اِنَّا كَذٰلِكَ نَفْعَلُ
بِالْمُجْرِمِيْنَ ۝٣٤ اِنَّهُمْ كَانُوْٓا اِذَا قِيْلَ لَهُمْ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ ۙ يَسْتَكْبِرُوْنَ ۝٣٥ وَ
يَقُوْلُوْنَ اَئِنَّا لَتَارِكُوْٓا اٰلِهَتِنَا لِشَاعِرٍ مَّجْنُوْنٍ ۝٣٦ بَلْ جَآءَ بِالْحَقِّ وَصَدَّقَ
الْمُرْسَلِيْنَ ۝٣٧ اِنَّكُمْ لَذَآئِقُوا الْعَذَابِ الْاَلِيْمِ ۝٣٨ وَمَا تُجْزَوْنَ اِلَّا مَا كُنْتُمْ
تَعْمَلُوْنَ ۝٣٩ اِلَّا عِبَادَ اللّٰهِ الْمُخْلَصِيْنَ ۝٤٠

## તરજુમો :

*અને અમુકે અમુક તરફ મોઢું કર્યું, પૂછવા લાગ્યા. (૨૭) બોલ્યા કે તમે જ તે હતા જે અમારા ઉપર જમણી તરફથી જોશભેર આવતા હતા. (૨૮) તેઓ બોલ્યા, કંઈ નથી પરંતુ તમે જ ઈમાનવાળા ન હતા. (૨૯) અને અમારું તમારા ઉપર કોઈ જોર ન હતું પરંતુ તમે જ હદથી નીકળી જનારા હતા. (૩૦) બસ આપણા ઉપર આપણા પરવરદિગારની વાત સાબિત થઈ ચૂકી, નિઃશંક ! આપણે મજા ચાખવાની છે. (૩૧) અમે તમને ગુમરાહ કર્યા જેમકે અમે પોતે ગુમરાહ હતા. (૩૨) તેઓ સૌ તે દિવસે અઝાબમાં ભાગીદાર છે. (૩૩) અમે ગુનેહગારોના હકમાં આવું જ કરીએ છીએ. (૩૪) તેઓ હતા કે જ્યારે તેમને કોઈ કહેતું કે અલ્લાહના સિવાય કોઈની બંદગી નથી; તો અભિમાન કરતા હતા. (૩૫) અને કહેતા, શું અમે પોતાના મઅ્બૂદોને છોડી દઈશું એક પાગલ શાયરના કહેવાથી ? (૩૬) નહીં, બલકે તે સાચો દીન લઈને આવ્યો છે અને બધા રસૂલોને સાચા માને છે. (૩૭) બેશક ! તમારે કષ્ટદાયક અઝાબ ચાખવાનો છે. (૩૮) અને તે જ બદલો પામશો જે કંઈ તમે કરતા હતા. (૩૯) પરંતુ જેઓ ખાસ અલ્લાહના બંદાઓ છે, ચુનંદા. (૪૦)*

## તફસીર :

(મુશ્રિકો એકબીજાની મદદ કરવાના બદલે ઉલટા તે સમયે પરસ્પર ઝઘડશે) અને તેઓ એકબીજા તરફ ધ્યાન આપી સવાલ–જવાબ (એટલે કે વાદ વિવાદ) કરવા લાગશે, (એટલા માટે) તા'બેદારો (પોતાના સરદારોને) કહેશે કે (અમને તો તમે માર્ગ ભટકાવી દીધા કારણ કે) અમારા ઉપર તમારી ચઢાઈ ઘણી ભારે રહેતી હતી (એટલે કે તમે અમારા ઉપર ખૂબ દબાણ કરીને અમને ગુમરાહ કરવાનો પ્રયત્ન કરતા હતા) જેમનું અનુસરણ કરવામાં આવતું હતું તેઓ કહેશે કે નહીં ! બલકે તમે પોતે જ ઈમાન લાવ્યા ન હતા અને (અમારા ઉપર નાહક આક્ષેપ કરી રહ્યા છો કારણ કે) અમારું તમારી ઉપર કોઈ જોર તો હતું જ નહીં બલકે તમે પોતે જ બળવાખોરી કર્યા કરતા હતા, બસ (જ્યારે અમે પણ કુફ્ર અપનાવ્યું હતું અને તમે પણ; તો જાણ થાય છે કે) આપણા સૌના ઉપર આપણા

પરવરદિગારની એ (કાયમી) વાત સાબિત થઈ ચૂકી હતી કે આપણે સૌને (અઝાબની) મજા ચાખવાની છે તો (તેનો સામાન એ થઈ ગયો કે) અમે તમને બહેકાવ્યા (જેનાથી તમે અમારા જબરદસ્તી કે દાબદબાણ કર્યા વિના પોતે પોતાની સ્વેચ્છાએ ગુમરાહ થયા અને આ બાજુ) અમે પોતે પણ (પોતાની સ્વેચ્છાએ) ગુમરાહ હતા (બસ બંનેની ગુમરાહીનું કારણ એટલું થઈ ગયું જેમાં તમારી પોતાની સ્વેચ્છા પણ તમારી ગુમરાહીનું મોટું કારણ છે, પછી પોતાને મુક્ત કયા આધારે કરવા ઈચ્છો છો ? આગળ અલ્લાહ તઆલા ફરમાવે છે કે જ્યારે) બંને પક્ષો કુફ્રમાં સમાન સાબિત થયા છે તો તે સૌ તે દિવસે અઝાબમાં (પણ) ભાગીદાર રહેશે, (અને) અમે આવા અપરાધીઓની સાથે એવું જ કરીએ છીએ (આગળ તેમના કુફ્ર અને ગુનાહનું વર્ણન છે કે) તે લોકો એવા હતા કે (તવહીદના પણ ઈન્કારી હતા અને રિસાલતના પણ એટલા માટે) જ્યારે તેમને (રસૂલે કરીમ ﷺ દ્વારા) કહેવામાં આવતું હતું કે અલ્લાહ સિવાય કોઈ સાચો મઅ્બૂદ નથી તો (તેને માનવાથી) અભિમાન કર્યા કરતા હતા અને કહ્યા કરતા હતા કે શું અમે પોતાના મઅ્બૂદોને એક પાગલ કવિ(ના કહેવા)ના કારણે છોડી દઈશું ? (બસ તેમાં તવહીદ અને રિસાલત બંનેનો ઈન્કાર થઈ ગયો, અલ્લાહ તઆલા ફરમાવે છે કે આ પયગમ્બર ન તો શાયર છે અને ન જ પાગલ) બલકે (પયગમ્બર છે કે) એક સાચો દીન લઈને આવ્યા છે અને (તવહીદના સિદ્ધાંતો વગેરેમાં) બીજા પયગમ્બરોની ખરાઈ (અને સમર્થન) કરે છે (એટલે કે એવા સિદ્ધાંતો બતાવે છે જેમાં બધા રસૂલો સહમત છે, બસ તે સિદ્ધાંતો અસંખ્ય દલીલોના પ્રકાશમાં સત્ય છે તે કોરી કલ્પનાઓ નથી અને સત્ય વાતનું કહેવું પાગલપણું નથી, બીજી ઉમ્મતોએ પણ પોતાના અંબિયા અલૈ. સાથે આ જ પ્રકારનું વર્તન કર્યું, કારણ કે અહીંયાં મક્કાના કાફિરોને સીધે સીધું વર્ણન છે એટલા માટે માત્ર તે જ ઉમ્મતના કાફિરોનું વર્ણન કરવામાં આવ્યું છે, આગળ એ બાબતનું વર્ણન છે કે તેમને مُشَـــافَهَةً તે સમાન અઝાબની ધમકી સંભળાવવામાં આવે છે કે) તમે સૌ (તા'બેદારો અને આગેવાનો)ને કષ્ટદાયક અઝાબ ચાખવો પડશે અને (આ હુકમમાં તમારા ઉપર કોઈ જુલમ નથી થયો કારણ કે) તમને તેનો જ બદલો મળશે જે કંઈ તમે (કુફ્ર વગેરે) કર્યા કરતા હતા, હા ! પરંતુ જે અલ્લાહના ખાસ કરેલા બંદાઓ છે (તેનાથી ભાવાર્થ તે ઈમાનવાળાઓ છે જેમણે

સત્યનું અનુસરણ કર્યું અને અલ્લાહ તઆલાએ તેમને સ્વીકૃત અને ખાસ બનાવી લીધા એવા લોકો અઝાબથી સુરક્ષિત રહેશે).

## મસ્અલા અને બોધપાઠ :

હશ્રના મેદાનમાં એકઠા થયા પછી કાફિરોના મોટા મોટા સરદારો જેમને પોતાના જૂઠાઓએ બહેકાવ્યા હતા પોતાના અનુયાયીઓ સમક્ષ આવશે તો એકબીજાની મદદ કરવાને બદલે પરસ્પર વાદ વિવાદ અને ઝઘડો શરૂ કરશે. આ આયતોમાં તે જ વાદ વિવાદ અને ઝઘડાનો અમુક ચિતાર રજૂ કરીને બંને પક્ષકારોનો ખરાબ અંજામ વર્ણન કરવામાં આવ્યો છે, આયતોનો ભાવાર્થ તફસીરના ખુલાસામાં સ્પષ્ટ છે માત્ર અમુક ટૂંકી બાબત વર્ણનપાત્ર છે.

اِنَّكُمْ كُنْتُمْ تَاْتُوْنَنَا عَنِ الْيَمِيْنِ માં يَمِيْن (યમીન)ના કેટલાય અર્થો હોય શકે છે, તેમાંથી એક અર્થ શક્તિ અને તાકાતનો પણ છે, આ જ અર્થના આધારે તફસીર એ કરવામાં આવી છે કે અમારા ઉપર તમારી ચઢાઈ ખૂબ જોરથી થયા કરતી હતી, એટલે કે તમે અમારા ઉપર ખૂબ જોર નાંખીને અમને ગુમરાહ કર્યા કરતા હતા અને આ જ તફસીર વધારે ચોખ્ખી અને સ્પષ્ટ છે, તદુપરાંત "યમીન"નો અર્થ "કસમ"નો પણ આવે છે એટલા માટે અમુક લોકોએ તેની તફસીર આ પ્રમાણે કરી છે કે તમે અમારી પાસે કસમો લઈને આવ્યા કરતા હતા, એટલે કે કસમ ખાઈ ખાઈને અમારા ઉપર એવું સિદ્ધ કરાવતા હતા કે આપણો ધર્મ સાચો છે અને રસૂલે કરીમ ﷺની તા'લીમ (નઊઝુબિલ્લાહ !) ખોટી છે, કુર્આનના શબ્દોના આધારે આ બંને તફસીરો ખચકાટ વિના શક્ય છે.

فَاِنَّهُمْ يَوْمَئِذٍ فِى الْعَذَابِ مُشْتَرِكُوْنَ થી જાણ થઈ કે જો કોઈ વ્યક્તિ કોઈ બીજાને નાજાઈઝ કાર્યનું આમંત્રણ આપે અને તેને ગુનાહ કરવા માટે તૈયાર કરવા પોતાના પ્રભાવ અને દબાણનો ઉપયોગ કરે તો તેને ગુનાહનું આમંત્રણ આપવાનો અઝાબ તો નિઃશંક થશે જ પરંતુ જે વ્યક્તિએ તેના આમંત્રણને પોતાની સ્વેચ્છાએ સ્વીકારી લીધું તે પણ પોતાની પ્રવૃત્તિના ગુનાહથી બાકાત નથી થઈ શકતો તે આખિરતમાં એવું કહીને છુટકારો નહીં પામી શકે કે મને તો ફલાણા વ્યક્તિએ ગુમરાહ કર્યો હતો, હા ! જો તેણે ગુનાહ પોતાની મરજીથી ન કર્યો હોય બલકે દાબ દબાણથી વશ થઈને પોતાના પ્રાણ બચાવવા માટે કર્યો હોય તો ઈન્શાઅલ્લાહ ! તેને મા'ફીની આશા છે.

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૪૧ થી ૬૧)

أُولٰٓئِكَ لَهُمْ رِزْقٌ مَّعْلُوْمٌ ﴿٤١﴾ فَوَاكِهُ ۚ وَهُمْ مُّكْرَمُوْنَ ﴿٤٢﴾ فِيْ جَنّٰتِ النَّعِيْمِ ﴿٤٣﴾ عَلٰى
سُرُرٍ مُّتَقٰبِلِيْنَ ﴿٤٤﴾ يُطَافُ عَلَيْهِمْ بِكَاْسٍ مِّنْ مَّعِيْنٍ ﴿٤٥﴾ بَيْضَآءَ لَذَّةٍ لِّلشّٰرِبِيْنَ ﴿٤٦﴾
لَا فِيْهَا غَوْلٌ وَّلَا هُمْ عَنْهَا يُنْزَفُوْنَ ﴿٤٧﴾ وَعِنْدَهُمْ قٰصِرٰتُ الطَّرْفِ عِيْنٌ ﴿٤٨﴾
كَاَنَّهُنَّ بَيْضٌ مَّكْنُوْنٌ ﴿٤٩﴾ فَاَقْبَلَ بَعْضُهُمْ عَلٰى بَعْضٍ يَّتَسَآءَلُوْنَ ﴿٥٠﴾ قَالَ قَآئِلٌ
مِّنْهُمْ اِنِّيْ كَانَ لِيْ قَرِيْنٌ ﴿٥١﴾ يَّقُوْلُ اَئِنَّكَ لَمِنَ الْمُصَدِّقِيْنَ ﴿٥٢﴾ ءَاِذَا مِتْنَا وَكُنَّا
تُرَابًا وَّعِظَامًا ءَاِنَّا لَمَدِيْنُوْنَ ﴿٥٣﴾ قَالَ هَلْ اَنْتُمْ مُّطَّلِعُوْنَ ﴿٥٤﴾ فَاطَّلَعَ فَرَاٰهُ فِيْ
سَوَآءِ الْجَحِيْمِ ﴿٥٥﴾ قَالَ تَاللّٰهِ اِنْ كِدْتَّ لَتُرْدِيْنِ ﴿٥٦﴾ وَلَوْلَا نِعْمَةُ رَبِّيْ لَكُنْتُ مِنَ
الْمُحْضَرِيْنَ ﴿٥٧﴾ اَفَمَا نَحْنُ بِمَيِّتِيْنَ ﴿٥٨﴾ اِلَّا مَوْتَتَنَا الْاُوْلٰى وَمَا نَحْنُ بِمُعَذَّبِيْنَ ﴿٥٩﴾
اِنَّ هٰذَا لَهُوَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿٦٠﴾ لِمِثْلِ هٰذَا فَلْيَعْمَلِ الْعٰمِلُوْنَ ﴿٦١﴾

## તરજુમો :

*તે લોકો છે જેમના માટે રોજી નિશ્ચિત છે. (૪૧) મેવાઓ (ફળ ફળાદી) અને તેમનું સન્માન છે (૪૨) નેઅ્મતના બગીચાઓમાં (૪૩) બાજઠો ઉપર એકબીજાની સામે. (૪૪) લોકો તેમની પાસે સ્વચ્છ શરાબના પ્યાલા (પીરસવા) લઈને ફરે છે. (૪૫) સફેદ રંગની પીનારાઓને મજા આપનાર. (૪૬) ન તો તેનાથી માથું થનકે અને ન જ તેને પીને બહેકે. (૪૭) અને તેમની પાસે નીચી નજર રાખનારી મોટી આંખોવાળી સ્ત્રીઓ છે. (૪૮) જાણે કે તે છુપાયેલા ઈંડાઓ છે. (૪૯) પછી એકબીજા તરફ મોઢું કરી પૂછવા લાગ્યા. (૫૦) એક કહેનારે કહ્યું, તેમનામાં મારો એક સાથીદાર હતો. (૫૧) કહ્યા કરતો હતો કે શું તું યકીન કરે છે ? (૫૨) શું જ્યારે આપણે મરી ગયા અને માટી થઈ ગયા અને હાડકાં, શું આપણને બદલો મળશે ? (૫૩) કહેવા લાગ્યો, ભલા તમે ઝાંકીને જોશો ! (૫૪) પછી ઝાંક્યું*

*તો તે(સાથીદાર)ને જહન્નમની વચ્ચોવચ જોયો. (૫૫) બોલ્યો, અલ્લાહની કસમ ! તું તો મને ખાડામાં નાંખવા લાગ્યો હતો. (૫૬) અને જો મારા પરવરદિગારની કૃપા ન હોત તો હું પણ તેમનામાં જ હોત જે પકડાયેલા આવ્યા. (૫૭) (પછી પોતાના જન્નતના સાથીઓને કહેશે) હવે આપણે મરવાનું નથી !? (૫૮) પરંતુ જે પ્રથમવાર મરી ચૂક્યા અને અમને તકલીફ પહોંચશે નહીં. (૫૯) બેશક ! આ જ મોટી મુરાદ (સફળતા) પામવી છે. (૬૦) આવી વસ્તુઓના માટે મહેનત કરનારાઓએ મહેનત કરવી જોઈએ. (૬૧)*

## તફસીર :

તે (અલ્લાહના મકબૂલ બંદાઓ)ના માટે એવી રોજી છે જેની હાલત (બીજી સૂરતોમાં) જાણ (થઈ ચૂકી) છે એટલે કે ફળો (જેનું મળવું સૂરએ યા–સીનની આયત لَهُمْ فِيهَا فَاكِهَةٌ માં અને જેના લક્ષણો સૂરએ વાકિઅહની આયત وَفَاكِهَةٍ كَثِيرَةٍ لَّا مَقْطُوعَةٍ وَّلَا مَمْنُوعَةٍ માં આથી પહેલાં વર્ણન થઈ ચૂક્યું છે, કારણ કે સૂરએ યા–સીન અને સૂરએ વાકિઅહ સૂરએ સાફ્ફાતથી પહેલાં નાઝિલ થઈ છે. –અલ ઈત્કાન) અને તે લોકો ઘણા સન્માન સાથે આરામના બગીચાઓમાં બાજઠો ઉપર સામ સામે બેઠા હશે (અને) તેમની પાસે એવા શરાબના જામ લાવવામાં આવશે (એટલે કે ગિલમાન–નવયુવાન કિશોરો તે લઈને આવશે) જે વહેતી શરાબમાંથી ભરવામાં આવશે (તેનાથી શરાબનું મોટું પ્રમાણ અને તેના સ્વાદની જાણ થાય છે અને જોવામાં) સફેદ હશે (અને પીવામાં) પીનારાઓને સ્વાદિષ્ટ લાગશે, (અને) ન તો તેમાં માથું ચઢશે (જેમકે દુનિયાની શરાબમાં હોય છે જેને નશો કહે છે) અને ન જ તેનાથી બુદ્ધિમાં ખલેલ આવશે અને તેમની પાસે નીચી નિગાહોવાળી મોટી આંખોવાળી (હૂરો) હશે (જેનો રંગ એવો ચોખ્ખો હશે કે) જાણે ઈંડું છે (જે પાંખોની નીચે) છુપાયેલું છે (કે ધૂળ અને ડાઘ વગેરેથી બિલકુલ સુરક્ષિત હોય છે. આ ઉદાહરણનો હેતુ માત્ર તેમની સ્વચ્છતા વર્ણન કરવાનો છે) પછી (જ્યારે બધા લોકો એક સભામાં એકઠા હશે ત્યારે) એકબીજા તરફ ધ્યાન આપી વાતચીત કરશે (આ વાતચીત દરમિયાન) તે (જન્નતવાળાઓ)માંથી એક કહેનારો (સભાજનોને) કહેશે કે (દુનિયામાં) મારો એક સોબતી હતો તે (મને આશ્ચર્યથી) કહ્યા કરતો હતો કે શું તું મૃત્યુ પછી

સજીવન થવાની માન્યતા ધરાવનારાઓમાંથી છે ? શું જ્યારે આપણે મરી જઈશું અને માટી તથા હાડકાં થઈ જઈશું તો શું આપણને (ફરીવાર જીવતા કરવામાં આવશે અને જીવતા કરીને આપણને) બદલો-સજા આપવામાં આવશે ?! (એટલે કે તે આખિરતનો ઈન્કારી હતો એટલા માટે તે અવશ્ય દોઝખમાં ગયો હશે. અલ્લાહ તઆલાનો) ઈરશાદ થશે કે (હે જન્નતવાળાઓ) શું તમે ઝાંકીને (તેને) જોવા ઈચ્છો છો ? (જો ઈચ્છો તો તમને પરવાનગી છે) બસ તે વ્યક્તિ (જેણે કિસ્સો વર્ણન કર્યો હતો) ઝાંકશે તો તેને જહન્નમની વચ્ચે (પડેલો) જોશે (તેને ત્યાં જોઈને તેને) કહેશે કે અલ્લાહની કસમ ! તું તો મને તબાહ કરવાનો જ હતો (એટલે કે મને પણ આખિરતનો ઈન્કારી બનાવવાનો પ્રયત્ન કર્યા કરતો હતો) અને જો મારા પરવરદિગારની (મારા ઉપર) કૃપા ન હોત (કે મને તેણે સાચી માન્યતાઓ ઉપર કાયમ રાખ્યો) તો હું પણ (તારી જેમ) પકડાયેલા લોકોમાંથી હોત (અને ત્યારબાદ જન્નતી સભ્ભાજનોને કહેશે કે) ખરેખર આપણે પહેલીવાર મરી ચૂક્યા પછી (કે દુનિયામાં મરી ચૂક્યા છે) હવે મરીશું નહીં અને ન જ આપણને અઝાબ થશે ! (આ બધી વાતો એવી ખુશી આનંદમાં કહેવામાં આવશે કે અલ્લાહ તઆલાએ બધી જ આફતો અને તકલીફોથી બચાવી લીધા અને કાયમી ધોરણે નચિંત બનાવી દીધા. આગળ અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે જન્નતમાં જન્નતીની શારીરિક અને રૂહાની નેઅ્મતોનું ઉપર વર્ણન કરવામાં આવ્યું) આ બેશક ! મોટી સફળતા છે, આવી જ સફળતા (પ્રાપ્ત કરવા) માટે અમલ કરનારાઓએ અમલ કરવો જોઈએ. (એટલે કે ઈમાન લાવવું અને આજ્ઞાપાલન કરવું જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

દોઝખીઓની પરિસ્થિતિનું વર્ણન કર્યા પછી આ આયતોમાં જન્નતવાળાઓના અહેવાલનું વર્ણન કરવામાં આવ્યું છે, આ વર્ણન બે વિભાગો ઉપર આધારિત છે. શરૂઆતમાં દશ આયતોમાં સામાન્ય જન્નતવાળાઓને જે આરામ અને રાહત પ્રાપ્ત થશે તેનું વર્ણન છે અને ત્યાર પછીની આયતોમાં એક ખાસ જન્નતીનો બોધપાઠયુક્ત કિસ્સો વર્ણન કરવામાં આવ્યો છે, શરૂઆતની દશ આયતોમાં અમુક વાતો ખાસ સ્વરૂપે વર્ણનપાત્ર છે.

(૧) أُولَٰئِكَ لَهُمْ رِزْقٌ مَّعْلُومٌ નો શાબ્દિક અર્થ આ થાય છે, "તે જ લોકો

માટે એવી રોજી છે જેમની હાલતની ખબર છે.'' તફસીરકારોએ તેના વિવિધ ભાવાર્થો બતાવ્યા છે, અમુક લોકોનું કહેવું છે કે તેનાથી જન્નતનો ખોરાક અને તેની વિગતવાર ખાસિયતો તરફ ઈશારો છે જે વિવિધ સૂરતોમાં વર્ણન કરવામાં આવ્યો છે એટલા માટે તફસીરના ખુલાસામાં હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.)એ આ જ તફસીરને અપનાવી છે, અમુક લોકોએ કહ્યું છે કે, رِزْقِ مَعْلُوْمٌ (રિઝ્કે મા'લૂમ)નો ભાવાર્થ એ છે કે તેના સમયો નિશ્ચિત અને ખબર છે, એટલે કે તે સવાર અને સાંજ નિયમિત રીતે અર્પણ કરવામાં આવશે, જેમકે બીજી આયતમાં غُدُوًّةً وَّعَشِيًّا (સવાર અને સાંજ)ના શબ્દો સ્પષ્ટ રીતે આવ્યા છે. એક ત્રીજી તફસીર પણ છે અને તે એ છે કે "રિઝ્કે મા'લૂમ"નો ભાવાર્થ એ છે કે તે ચોક્કસ અને કાયમી રોજી હશે, દુનિયાની જેમ નહીં હોય કે કોઈ વ્યક્તિ વિશ્વાસ સાથે નથી બતાવી શકતો કે મને શું અને કેટલી રોજી મળવાની છે અને ન જ કોઈને એ જ્ઞાન છે કે જેટલી રોજી તેને પ્રાપ્ત થઈ છે તે ક્યાં સુધી તેની પાસે રહેશે. દરેક માનવીને દરેક સમયે એ ભય લાગેલો હોય છે કે જે નેઅ્મતો તેને હાલની પરિસ્થિતિમાં પ્રાપ્ત થઈ છે તે કદાચ કાલે તેની પાસે ન પણ રહે, જન્નતમાં આ ભય નહીં હોય બલકે ત્યાંની રોજી નિશ્ચિત પણ હશે અને કાયમી પણ.

*(તફસીરે કુર્તુબી વગેરે)*

(૨) فَوَاكِهُ (ફવાકિહુ) આ શબ્દ દ્વારા કુર્આને જન્નતની રોજીની પોતે તફસીર કરી છે કે તે રોજી ફળફળાદી ઉપર આધારિત હશે. فَوَاكِهُ (ફવાકિહુ) એ فَاكِهَةٌ (ફાકિહતુન)નું બહુવચન છે અને અરબીમાં "ફાકિહતુન" દરેક તે વસ્તુને કહેવામાં આવે છે જે ભૂખની જરૂરતને દૂર કરવા માટે નહીં બલકે સ્વાદ અને આનંદ પ્રાપ્ત કરવા માટે ખાવામાં આવે. ઉર્દૂમાં તેનો અનુવાદ مِيوَهْ (મેવા) અને ગુજરાતીમાં ફળફળાદી એટલા માટે કરવામાં આવે છે કે ફળફળાદી પણ સ્વાદ પ્રાપ્ત કરવા માટે ખાવામાં આવે છે નહિતર વાસ્તવમાં "ફાકિહતુન"નો ભાવાર્થ "મેવા"ના ભાવાર્થ કરતાં વધારે પ્રચલિત છે. ઈમામ રાઝી (રહ.)એ આ જ ફવાકિહના શબ્દથી એ મુદ્દો ચર્ચ્યો છે કે જન્નતમાં જે જન્નતી ખોરાક આપવામાં આવશે તે બધા જ સ્વાદ અને લિજ્જત આપવા માટે આપવામાં આવશે ભૂખની જરૂરત દૂર કરવા માટે નહીં એટલા માટે કે જન્નતમાં માનવીને કોઈપણ વસ્તુની જરૂરત હશે નહીં, ત્યાં તેને પોતાની જિંદગી ટકાવી રાખવા અથવા તંદુરસ્તીની

સુરક્ષા માટે પણ કોઈ ખોરાકની જરૂરત હશે નહીં. આ ઈચ્છા પૂરી કરવાથી આનંદ પ્રાપ્ત થશે અને જન્નતની બધી નેઅ્મતોનો હેતુ આનંદ આપવો જ હશે.

*(તફસીરે કબીર, પેજ : ૯૮, જિલ્દ : ૭)*

(૩) وَهُـمْ مُـكْرَمُوْنَ કહીને બતાવી દેવામાં આવ્યું કે જન્નતવાળાઓને આ રોજી સંપૂર્ણ માન સન્માન સાથે આપવામાં આવશે, કારણ કે માન સન્માન ન હોય તો સ્વાદિષ્ટથી સ્વાદિષ્ટ ખોરાક પણ બેસ્વાદ થઈ જાય છે, તેનાથી આ પણ જાણ થઈ ગઈ કે મહેમાનનો હક માત્ર ખાવું ખવડાવવાથી પૂરો નથી થતો બલકે તેનું માન સન્માન પણ તેના હકોમાં સામેલ છે.

(૪) عَـلٰى سُـرُرٍ مُّتَـقٰبِلِيْـنَ આ જન્નતીઓની મજલિસનો ચિતાર છે કે તે તખ્તાઓ (બાજઠો) ઉપર સામ સામે બેઠા હશે, કોઈની કોઈના તરફ પીઠ હશે નહીં તેનું સામાન્ય સ્વરૂપ શું હશે તેનું સાચું જ્ઞાન તો માત્ર અલ્લાહ તઅલાને જ છે, અમુક લોકોએ ફરમાવ્યું કે મજલિસનું વર્તુળ એટલું વિશાળ હશે કે કોઈને કોઈના તરફ પીઠ કરવાની આવશ્યકતા જ નહીં હોય અને અલ્લાહ તઆલા જન્નતવાળાઓને એવી જોવાની, સાંભળવાની અને બોલવાની શક્તિ અર્પણ કરશે કે તેઓ દૂર બેઠાં બેઠાં જ લોકો સાથે ઘણા આરામથી વાતો કરી શકશે.

અને અમુક લોકોએ એવું પણ કહ્યું છે કે આ તખ્ત ફરનારા હશે અને જેને વાત કરવી હોય તેના તરફ ફરી જશે. વલ્લાહુ અઅ્લમુ.

(૫) لَذَّةٍ لِّلشّٰرِبِيْنَ માં શબ્દ لَذَّةٌ (લજ્જત) મૂળમાં ક્રિયાપદ છે જેનો અર્થ "સ્વાદિષ્ટ હોવું" છે, એટલા માટે અમુક લોકોએ કહ્યું છે કે અહીંયાં مَـضَـاف સુષુપ્ત છે. અસલમાં ذَاتِ لَـذَّةٍ (પોતે જ સ્વાદ) હતું એટલે કે સ્વાદવાળુ પરંતુ આ બાંધછોડની જરૂરત નથી, પ્રથમ તો જો لَذّة (લજ્જત)ને ક્રિયાપદ સમજવામાં આવે તો ક્રિયાપદ કર્તાના અર્થમાં મોટે ભાગે ઉપયોગ થાય છે, આવા સ્વરૂપમાં ભાવાર્થ એ થશે કે તે શરાબ પીનારાઓ માટે لَذَّتٌ مُـجَسَّمُ હશે, તદુપરાંત لَـذَّةٌ (લજ્જત)નો صِيْـغَـهٔ صِفَتُ لَذِيْذٌ સ્વાદિષ્ટ હોવાના લક્ષણ ઉપરાંત لَذٌّ પણ આવે છે, બની શકે છે કે અહીંયાં لَـذَّةٌ (લજ્જતુન) એ لَذٌّ (લજ્જુન)નું સ્ત્રીવાચક પણ હોય. (તફસીરે કુર્તુબી) આવા સ્વરૂપમાં ભાવાર્થ આ થશે, ''પીનારાઓ માટે સ્વાદિષ્ટ.''

(૬) لَا فِيْهَا غَوْلٌ માં غَوْلٌ (ગવલુન)નો અર્થ "માથું ચઢવું" વર્ણન કરવામાં આવ્યો છે, કોઈએ "પેટનો દુઃખાવો", કોઈએ "દુર્ગંધયુક્ત ગંદકી" અને કોઈએ "બુદ્ધિ ભ્રષ્ટ થઈ જવી" કર્યો છે. વાસ્તવમાં શબ્દ غَوْلٌ (ગવલુન) આ બધા જ અર્થોમાં ઉપયોગ થાય છે, હાફિઝ ઈબ્ને જરીર (રહ.) ફરમાવે છે કે અત્રે "ગવલુન" આફતના અર્થમાં છે અને ભાવાર્થ એ છે કે જન્નતની શરાબમાં એવી કોઈ આફત હશે નહીં જેમકે દુનિયાની શરાબોમાં જોવા મળે છે, ન તો માથાનો દુઃખાવો હશે અને ન જ પેટનો અને તે દુર્ગંધયુક્ત પણ નહીં હોય તથા તેનાથી બુદ્ધિ પણ ભ્રષ્ટ થશે નહીં. *(તફસીરે ઈબ્ને જરીર)*

(૭) قٰصِرٰتُ الطَّرْفِ આ જન્નતની હૂરોના લક્ષણો છે કે તેઓ "નજરો નીચી રાખનારી હશે." ભાવાર્થ એ છે કે જે પતિઓની સાથે તેમનો પતિ પત્ની તરીકેનો સંબંધ સ્થાપી દેશે, તે તેના સિવાય કોઈપણ પુરુષ તરફ આંખ ઉઠાવીને જોશે નહીં. અલ્લામહ ઈબ્ને જવઝી (રહ.)એ નકલ કર્યું છે કે આ સ્ત્રીઓ પોતાના પતિઓને કહેશે, "મારા પરવરદિગારની ઈજ્જતની કસમ ! જન્નતમાં મને તમારાથી બહેતર કોઈ નજરે પડતું નથી જે અલ્લાહે મને તમારી પત્ની અને તમને મારો પતિ બનાવ્યો, બધા વખાણ તેના જ છે."

"નિગાહો નીચી રાખનારી"નો એક અન્ય અર્થ અલ્લામહ ઈબ્ને જવઝી (રહ.)એ એ પણ લખ્યો છે કે તેઓ પોતાના પતિઓની નિગાહો નીચી રાખશે. એટલે કે તેઓ પોતે એટલી ખૂબસૂરત અને વફાદાર હશે કે તેમના પતિઓને કોઈ અન્યની તરફ નજર ઉઠાવવાની ઈચ્છા જ થશે નહીં.

*(તફસીરે જાદુલ મસીર, પેજ : ૫૭-૫૮, ભાગ : ૮)*

(૮) كَاَنَّهُنَّ بَيْضٌ مَّكْنُوْنٌ આ આયતમાં જન્નતની હૂરોને "ઢંકાયેલા ઈંડા" સાથે સરખાવામાં આવી છે, અરબોમાં આ ઉદાહરણ ખૂબ પ્રચલિત હતું જે ઈંડાઓ પાંખોમાં ઢંકાયેલા હોય તેના ઉપર બહારની ધૂળ કે ગંદકીની અસર પહોંચતી નથી એટલા માટે તે ખૂબ ચોખ્ખા અને સાફ હોય છે તદુપરાંત તેનો રંગ પીળાશ પડતો સફેદ હોય છે જે અરબોમાં સ્ત્રીઓ માટે ખૂબ આકર્ષણયુક્ત રંગ ગણાતો હતો. એટલા માટે તેનું ઉદાહરણ આપવામાં આવ્યું અને અમુક તફસીરકારોએ ફરમાવ્યું કે અત્રે ઈંડાઓની સરખામણી નથી બલકે ઈંડાની તે

જરદીનું વર્ણન છે જે તેના કોચલાની અંદર છુપાયેલું હોય છે અને ભાવાર્થ એ છે કે આ સ્ત્રીઓ તે જરદી જેવી નાજુક, નમણી અને સુંવાળી હશે. વલ્લાહુ અઅ્લમુ.

*(રૂહુલ મઆની)*

**એક જન્નતી અને તેનો કાફિર સોબતી :**

શરૂઆતની દશ આયતોમાં જન્નતવાળાઓની સામાન્ય પરિસ્થિતિનું વર્ણન કર્યા પછી એક જન્નતનીનું ખાસરૂપે વર્ણન કરવામાં આવ્યું છે કે તે જન્નતની સભામાં પહોંચ્યા પછી પોતાના એક કાફિર દોસ્તને યાદ કરશે કે જે દુનિયામાં આખિરતનો ઈન્કારી હતો અને પછી અલ્લાહ તઆલાની પરવાનગીથી તેને જહન્નમની અંદર ઝાંકીને તેની સાથે વાત કરવાની તક આપવામાં આવશે, કુર્આને કરીમમાં આ વ્યક્તિનું કોઈ નામ ઠેકાણું બતાવવામાં નથી આવ્યું, એટલે કે ચોક્કસ વિશ્વાસપૂર્વક કહી શકાતું નથી કે તે કોણ હશે. વળી અમુક તફસીરકારોએ એ વિચાર જાહેર કર્યો કે તે મો'મિન વ્યક્તિનું નામ યહૂદા અને તે કાફિર સોબતીનું નામ મતરૂસ છે અને આ તે જ બે સાથીઓ છે જેનું વર્ણન સૂરએ કહફમાં ...وَاضْرِبْ لَهُمْ مَّثَلًا رَّجُلَيْنِ (૧૮:૩૨) આવી ચૂક્યું છે. *(તફસીરે મઝહરી)*

અલ્લામહ સુયૂતિ (રહ.)ના અનેક અનુયાયીઓએ તે વ્યક્તિને નિશ્ચિત કરવા માટે એક અન્ય ઘટના વર્ણન કરી છે તેનો ખુલાસો એ છે કે બે વ્યક્તિ કારોબારમાં ભાગીદાર હતા, તેમને આઠ હજારની આવક થઈ અને બંનેએ ચાર ચાર હજાર દીનાર પરસ્પર વહેંચી લીધા. એક ભાગીદારે પોતાની રકમમાંથી એક હજાર દીનાર ખર્ચ કરીને એક જમીન ખરીદી, બીજો સાથી ઘણો નેક હતો તેણે એવી દુઆ કરી કે યા અલ્લાહ ! ફલાણા વ્યક્તિએ એક હજાર દીનારમાં ફલાણી જમીન ખરીદી છે હું તારાથી એક હજાર દીનારના બદલે જન્નતની જમીન ખરીદું છું અને એક હજાર દીનારનો સદકહ કરી દીધો, પછી તેના સાથીએ એક હજાર દીનારનું એક ઘર બનાવ્યું તો તે વ્યક્તિએ કહ્યું, યા અલ્લાહ ! ફલાણા વ્યક્તિએ એક હજાર દીનારમાં એક ઘર બાંધ્યું છે હું તારી પાસેથી જન્નતમાં એક હજાર દીનારમાં એક ઘર ખરીદું છું, આવું કહીને તેણે વધુ એક હજાર દીનાર સદકહ કરી દીધો, ત્યારબાદ તેના સાથીએ એક સ્ત્રી સાથે લગ્ન કર્યા અને તેના ઉપર એક હજાર દીનાર ખર્ચ કર્યા તો તેણે કહ્યું, યા અલ્લાહ! ફલાણાએ એક સ્ત્રી સાથે શાદી કરીને એક હજાર દીનાર ખર્ચ કર્યા છે અને હું જન્નતની સ્ત્રીઓમાંથી કોઈને સંદેશ

આપું છું અને આ એક હજાર દીનાર નઝર કરું છું, આવું કહીને તેણે એક હજાર દીનાર સદકહ કરી દીધો, પછી તેના સાથીએ એક હજાર દીનારમાં અમુક ગુલામો અને સામાન ખરીદ્યો ફરી તેણે એક હજાર દીનાર સદકહ કરીને અલ્લાહ તઆલાથી તેના બદલામાં જન્નતના ગુલામ અને જન્નતનો સામાન માંગ્યો.

ત્યાર પછી અચાનક તે મો'મિન બંદાને કોઈ સખત જરૂરત પડી તેને વિચાર આવ્યો કે હું મારા પાછલા ભાગીદાર પાસે જાઉં તો કદાચ તે નેકીનો ઈરાદો કરે એટલા માટે તેણે તેના સાથીને પોતાની જરૂરતનું વર્ણન કર્યું. સાથીએ પૂછ્યું, તમારા માલનું શું થયું ? તેણે જવાબમાં તેને સમગ્ર કિસ્સો સંભળાવ્યો, આથી પેલાએ આશ્ચર્ય પામીને કહ્યું કે શું તમે ખરેખર એ વાતને સાચી સમજી છો કે આપણે જ્યારે મરીને માટી થઈ જઈશું ત્યારે આપણને ફરીવાર જીવન મળશે અને ત્યાં આપણને આપણા કર્મોનો બદલો આપવામાં આવશે ? જાઓ ! હું તમને કંઈ આપીશ નહીં, ત્યાર પછી બંનેનું મૃત્યુ થયું. પ્રસ્તુત આયતમાં જન્નતથી ભાવાર્થ તે બદલો છે જેણે આખિરત માટે પોતાનો સમગ્ર માલ સદકહ કરી દીધો હતો અને તે તેનો જહન્નમી સાથી તે જ તેના વેપારનો ભાગીદાર છે જેણે આખિરતનું સમર્થન કરવાના બદલે તેની મજાક ઉડાવી હતી.

*(તફસીરે દૂર્રે મન્સૂર બ હવાલએ ઈબ્ને જરીર વગેરે, પેજ નં. ૧૬૫, જિલ્દ : ૫)*

**ખરાબ સોબતથી બચવાની તા'લીમ :**

ભલે તેનો ભાવાર્થ જે કંઈ હોય અત્રે આ ઘટના વર્ણન કરવાથી કુર્આને કરીમનો મૂળ હેતુ લોકોને એ વાતની ચેતવણી આપવાનો છે કે તેઓ પોતાના મિત્ર વર્તુળનું સંપૂર્ણ કાળજીથી પરીક્ષણ કરે અને તેમાં જુએ કે તેમાં કોઈ એવો વ્યક્તિ તો નથી કે જે તેને ધીરે ધીરે દોઝખના પરિણામ તરફ લઈ જઈ રહ્યો હોય, બુરી સોબતથી જે તબાહી આવી શકે છે તેનો સાચો અંદાજો આખિરતમાં જ આવશે અને તે સમયે તે સર્વનાશથી બચવાનો કોઈ માર્ગ હશે નહીં એટલા માટે જ દુનિયામાં દોસ્તીઓ અને સંબંધો ખૂબ સંભાળીને બાંધવા જોઈએ, એવા સમયે કોઈ કાફિર અથવા નાફરમાન વ્યક્તિ સાથે સંબંધ સ્થાપિત કર્યા પછી માનવી અનિચ્છાએ કળી ન શકાય એ રીતે ધીરે ધીરે ઈન્કાર અને વિચારસરણી તથા જીવન જીવવાની પદ્ધતિથી પ્રભાવિત થતો ચાલ્યો જાય છે અને આ વસ્તુ આખિરતના પરિણામ માટે અત્યંત ખતરનાક સાબિત થાય છે.

**મોતનો ખાત્મો; એક આશ્ચર્ય :**

અત્રે જે વ્યક્તિનો આ કિસ્સો વર્ણન કરવામાં આવ્યો છે કે તે પોતાના કાફિર સાથીને જોવા માટે જહન્નમમાં ઝાંકશે તેના જ વિશે આગળ એ આવ્યું છે કે તે જન્નતની નેઅ્મતોને પ્રાપ્ત કરીને આનંદમાં એવું કહેશે કે "શું હવે આપણે ક્યારેય મરીશું નહીં !" તેનો હેતુ એ નથી કે જન્નતની કાયમી જિંદગીનું તેને યકીન નથી બલકે જે વ્યક્તિને ખુશી આનંદની પરાકાષ્ઠા પ્રાપ્ત થઈ જાય તે મોટે ભાગે એવી વાતો કરે છે જેમકે તેને વિશ્વાસ જ ન થતો હોય કે આ ખુશીઓ તેને પ્રાપ્ત થઈ છે. આ વાક્ય પણ એ જ પ્રકારનું છે.

અંતે કુર્આને કરીમ આ ઘટનાના મૂળ બોધપાઠ તરફ ધ્યાન અપાવે છે, لِمِثْلِ هٰذَا فَلْيَعْمَلِ الْعٰمِلُوْنَ (આવી જ સફળતા માટે અમલ કરનારાઓએ અમલ કરવો જોઈએ.)

---

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૬૨ થી ૭૪)

اَذٰلِكَ خَيْرٌ نُّزُلًا اَمْ شَجَرَةُ الزَّقُّوْمِ ﴿٦٢﴾ اِنَّا جَعَلْنٰهَا فِتْنَةً لِّلظّٰلِمِيْنَ ﴿٦٣﴾ اِنَّهَا شَجَرَةٌ تَخْرُجُ فِيْٓ
اَصْلِ الْجَحِيْمِ ﴿٦٤﴾ طَلْعُهَا كَاَنَّهٗ رُءُوْسُ الشَّيٰطِيْنِ ﴿٦٥﴾ فَاِنَّهُمْ لَاٰكِلُوْنَ مِنْهَا
فَمَالِـُٔوْنَ مِنْهَا الْبُطُوْنَ ﴿٦٦﴾ ثُمَّ اِنَّ لَهُمْ عَلَيْهَا لَشَوْبًا مِّنْ حَمِيْمٍ ﴿٦٧﴾ ثُمَّ اِنَّ
مَرْجِعَهُمْ لَاِلَى الْجَحِيْمِ ﴿٦٨﴾ اِنَّهُمْ اَلْفَوْا اٰبَآءَهُمْ ضَآلِّيْنَ ﴿٦٩﴾ فَهُمْ عَلٰٓى اٰثٰرِهِمْ
يُهْرَعُوْنَ ﴿٧٠﴾ وَلَقَدْ ضَلَّ قَبْلَهُمْ اَكْثَرُ الْاَوَّلِيْنَ ﴿٧١﴾ وَلَقَدْ اَرْسَلْنَا فِيْهِمْ
ع مُّنْذِرِيْنَ ﴿٧٢﴾ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُنْذَرِيْنَ ﴿٧٣﴾ اِلَّا عِبَادَ اللّٰهِ الْمُخْلَصِيْنَ ﴿٧٤﴾

**તરજુમો :**

*વારું, આ મહેમાનગતિ સારી છે અથવા આ ઝક્કુમનું ઝાડ ? (૬૨) અમે તેને જાલિમો માટે એક આફત બનાવી રાખી છે. (૬૩) તે એક વૃક્ષ છે કે દોઝખના તળિયેથી નીકળે છે. (૬૪) તેના લુમખા (ફળો) જેમકે શયતાનોનું*

*માથું. (૬૫) બસ તેઓ તેમાંથી ખાશે પછી તેનાથી પેટ ભરશે. (૬૬) પછી તેમના માટે તેના ઉપર ઊકળતા પાણી (અને પરૂ)નું મિશ્રણ છે. (૬૭) પછી તેમને આગના ઢગલામાં લઈ જવાના છે. (૬૮) તેમણે પોતાના પૂર્વજોને માર્ગ ભટકેલા પામ્યા. (૬૯) બસ તેઓ તેમના જ પગલાંઓ ઉપર દોડે છે. (૭૦) અને તેમનાથી અગાઉ ઘણા આગલા લોકો માર્ગ ભટકી ચૂક્યા છે. (૭૧) અને અમે તેમનામાં ડર સંભળાવનાર મોકલ્યા છે. (૭૨) હવે જુઓ, કેવું પરિણામ આવ્યું ડરાવવામાં આવેલાઓનું ?! (૭૩) પરંતુ જે બંદા અલ્લાહના છે, ચુનંદા. (૭૪)*

## તફસીર :

(અઝાબ અને સવાબ બંનેની સરખામણી કર્યા પછી હવે ઈમાનવાળાઓને પ્રોત્સાહન અને કાફિરોને ધમકી આપવામાં આવે છે કે બતાવો) ભલા આ (જન્નતની નેઅ્મતોનું) આમંત્રણ ઉત્તમ છે (જે ઈમાનવાળાઓ માટે છે) અથવા ઝક્કુમનું ઝાડ (જે કાફિરો માટે છે) ? અમે તે વૃક્ષને (આખિરતની સજા બનાવવા ઉપરાંત દુનિયામાં પણ તે) જાલિમો માટે કસોટીનું કારણ બનાવ્યું છે (કે તેને સાંભળીને સમર્થન કરે છે અથવા જૂઠાડીને તેનો ઠઠ્ઠો મશ્કરી કરે છે પરંતુ કાફિરો જૂઠાડવા અને ઠઠ્ઠો મશ્કરી કરવાના સ્વરૂપમાં સામે આવ્યા, કહેવા લાગ્યા કે ઝક્કુમ તો મશ્કા અને ખુરમા વાનગીને કહે છે જે ખૂબ સ્વાદિષ્ટ વસ્તુ છે અને કહેવા લાગ્યા કે ઝક્કુમ જો ઝાડ છે તો દોઝખમાં તો આગ જ આગ છે, ત્યાં ઝાડ કેવી રીતે હોઈ શકે છે ? તેનો જવાબ અલ્લાહ તઆલાએ આ આપ્યો છે કે) તે એક વૃક્ષ છે જે દોઝખના તળિયેથી નીકળે છે (એટલે કે મશ્કા કે ખુરમાની વાનગી નથી અને કારણ કે તે પોતે આગથી જ પેદા થાય છે એટલા માટે ત્યાંનું ત્યાં રહેવું કોઈ આશ્ચર્યની વાત નથી, જેમકે سَمُنْدَر નામનું જાનવર આગમાં પેદા થાય છે અને આગમાં જ રહે છે, આથી બંને વાતોનો જવાબ થઈ ગયો. આગળ ઝક્કુમનું એક સ્વરૂપ ઉપસ્થિત છે કે) તેના ફળ એવા (કદરૂપા) છે જેમકે સાપના ફણ (બસ આવા ઝાડથી જાલિમોની દા'વત થશે) તો તે લોકો (ભૂખની સખ્તીમાં જ્યારે અન્ય કંઈ મળશે નહીં ત્યારે) તેને ખાશે અને (કારણ કે ભૂખથી બેચેન થશે) તેનાથી પેટ ભરશે, પછી (જ્યારે તરસથી આકુળ વ્યાકુળ થઈને પાણી માંગશે તો) તેમને ઊકળતું પાણી (ગસ્સાક એટલે કે પરૂમાં) મિશ્રણ કરી આપવામાં

આવશે અને (એવું નથી કે આ મુસીબતનો અંત આવી જશે બલકે ત્યાર પછી) ફરી અંતિમ ઠેકાણું તેમનું દોઝખ તરફ જ હશે (એટલે કે તેમને ત્યાર પછી કાયમ માટે ત્યાં જ રહેવાનું છે અને તેમને આ સજા એટલા માટે આપવામાં આવી કે) તેમણે (અલ્લાહ તઆલાની હિદાયતનું અનુસરણ કર્યું ન હતું બલકે) પોતાના વડીલોને માર્ગ ભટકેલા પામ્યા હતા, પછી તેઓ પણ તેમના જ પગલે પગલે ઉતાવળે ચાલતા હતા (એટલે કે શોખથી અને આનંદથી આ ખોટા માર્ગે ચાલતા હતા) અને આ (હાલના કાફિરો)થી પહેલાં પણ આગલા લોકોમાં ઘણા માર્ગ ભટકી ચૂક્યા છે અને અમે તેમનામાં પણ ડરાવનારા (પયગમ્બર) મોકલ્યા હતા, બસ જોઈ લો તે લોકોનું કેવું (ખરાબ) પરિણામ આવ્યું જે લોકોને ડરાવવામાં આવ્યા હતા (અને તેમણે ન માન્યું હતું તો તેમના ઉપર દુનિયામાં જ કેવો કેવો અઝાબ નાઝિલ થયો !?) હા પરંતુ જેઓ અલ્લાહના ખાસ કરેલા (એટલે કે ઈમાનવાળા) બંદાઓ હતા (તેઓ આ દુનિયવી અઝાબથી સુરક્ષિત છે).

## મસ્અલા અને બોધપાઠ :

દોઝખ અને જન્નત બંનેની થોડી થોડી પરિસ્થિતિઓનું વર્ણન કર્યા પછી અલ્લાહ તબારક વ તઆલાએ દરે માનવીને સરખામણી કરવાનું આમંત્રણ આપ્યું છે કે વિચાર કરો ! તેમનામાં કઈ હાલત ઉત્તમ છે ? એટલા માટે કહ્યું, اَذٰلِكَ خَيْرٌ نُّزُلًا اَمْ شَجَرَةُ الزَّقُّوْمِ (જન્નતની જે નેઅ્મતોનું વર્ણન કરવામાં આવ્યું તે ઉત્તમ છે અથવા ઝક્કુમનું ઝાડ જે દોઝખીઓને ખવડાવવામાં આવશે ?)

### ઝક્કુમની હકીકત :

ઝક્કુમ નામનું એક વૃક્ષ અરબ ટાપુના તિહામહના પ્રદેશમાં જોવા મળે છે. અલ્લામહ આલૂસી (રહ.)એ લખ્યું છે કે આ વૃક્ષ બીજા બંજર રણમાં પણ થાય છે, અમુક લોકોએ કહ્યું છે કે આ તે જ વૃક્ષ છે જેને ગુજરાતીમાં ''થોર'' (Euphorbia neriifolia or antiquorum) કહેવામાં આવે છે, તેના જ જેવું એક અન્ય ઝાડ ભારતમાં ''નાગફણી'' (Hood of Serpent)ના નામથી પ્રચલિત છે. અમુક લોકોએ તેને ઝક્કુમ ઠરાવ્યું છે અને આ વધારે સાચું અનુમાન લાગે છે, હવે તફસીરકારોના અભિપ્રાય તેમાં વિવિધ પ્રકારના છે કે જહન્નમીઓને જે વૃક્ષ ખવડાવવામાં આવશે તે આ જ દુનિયાનું ઝક્કુમ છે અથવા કોઈ અન્ય વૃક્ષ

છે. અમુક લોકોએ કહ્યું કે આ જ દુનિયાનું ઝક્કુમ ભાવાર્થ સ્વરૂપે છે અને અમુકે કહ્યું કે દોઝખનું ઝક્કુમ બિલકુલ અલગ વસ્તુ છે, દુનિયાના ઝક્કુમ સાથે કોઈ સંબંધ નથી. દેખીતી રીતે એવું લાગુ છે કે દુનિયામાં પણ જે રીતે સાપ, વીંછી વગેરે હોય છે એ જ પ્રમાણે દોઝખમાં પણ હોય છે પરંતુ દોઝખના સાપ, વીંછીઓ અહીંયાંના સાપ, વીંછીઓ કરતાં વધારે ભયાનક હશે એ જ પ્રમાણે દોઝખનું ઝક્કુમ પણ પોતાની પ્રજાતિના આધારે દુનિયાના ઝક્કુમ જેવું જ હશે પરંતુ અહીંયાંના ઝક્કુમથી કેટલુંય ઘણું વધારે ભયાનક અને ખાવામાં કેટલુંય વધારે કષ્ટદાયક હશે.

إِنَّا جَعَلْنَاهَا فِتْنَةً لِّلظَّالِمِينَ એટલે કે, "અમે આ (ઝક્કુમ)ના ઝાડને તે જાલિમો માટે આફત બનાવી છે." તેમાં فِتْنَةً (ફિત્નહ)નો શબ્દ અમુક મુફસ્સિરોના મતે અઝાબના ભાવાર્થમાં છે, એટલે કે તે વૃક્ષને અઝાબનું માધ્યમ બનાવ્યું છે પરંતુ ઘણા લોકોનું કહેવું એ છે કે અહીંયાં فِتْنَةً (ફિત્નહ)નો અનુવાદ "અજમાયશ અથવા કસોટી" કરવો વધારે યોગ્ય છે, મતલબ એ છે કે આ વૃક્ષનું વર્ણન કરીને આપણી એ પરીક્ષા લેવા ઈચ્છે છે કે કોણ તેના ઉપર ઈમાન લાવે છે અને કોણ તેનો ઠટ્ઠો મશ્કરી કરે છે. એટલા માટે અરબના કાફિરો આ પરીક્ષામાં નિષ્ફળ રહ્યા, તેમણે તે અઝાબથી ડરીને ઈમાન લાવવાના બદલે તેનો ઠટ્ઠો મશ્કરી કરી. રિવાયતોમાં છે કે કુર્આને કરીમની તે આયતો નાઝિલ થઈ જેમાં ઝક્કુમનું વૃક્ષ ખવડાવવાનું વર્ણન છે તો અબૂજહલે પોતાના સાથીઓને કહ્યું, "તમારો દોસ્ત (હઝરત મુહમ્મદ ﷺ) કહે છે કે આગમાં એક ઝાડ છે જ્યારે કે આગ તો વૃક્ષને ખાઈ જાય છે અને ખુદાની કસમ ! આપણે તો એવું જાણીએ છીએ કે ઝક્કુમ ખજૂર અને માખણને કહે છે, તો આવો ! અને આ ખજૂર અને માખણ ખાઓ." (દૂર્રે મન્સૂર, પેજ : ૨૭૭, જિલ્દ : ૫) વાસ્તવમાં ઝક્કુમ બર્બરી ભાષામાં ખજૂર અને માખણને કહેતા હતા એટલા માટે તેણે ઠટ્ઠો મશ્કરી કરવાનું આ સ્વરૂપ અપનાવ્યું, અલ્લાહ તઆલાએ એક જ વાક્યમાં તેની બંને વાતોનો જવાબ આપ્યો કે إِنَّهَا شَجَرَةٌ تَخْرُجُ فِي أَصْلِ الْجَحِيمِ એટલે કે "ઝક્કુમ તો જહન્નમના તળિયામાં ઊગનારું એક ઝાડ છે." એટલા માટે ન તો ઝક્કુમનો ભાવાર્થ ખજૂર અને માખણ છે અને ન જ એ વિરોધ યોગ્ય લેખાય છે કે આગમાં વૃક્ષ કેવી રીતે હોઈ શકે છે ? જ્યારે તે વૃક્ષ જ આગથી પેદા થશે તો અલ્લાહ તઆલાએ તેમાં એવા લક્ષણો મૂકી

દીધા છે કે તે આગમાં સળગવાને બદલે તેનાથી ફૂલે ફાલે છે, ઉદાહરણ સ્વરૂપે એવા કેટલાય પ્રાણીઓ મોજૂદ છે જે આગમાં જ જીવતા રહી શકે છે, આગ તેમને સળગાવવાને બદલે આગ તેમનું પોષણ કરે છે.

طَلْعُهَا كَاَنَّهٗ رُءُوْسُ الشَّيٰطِيْنِ આ આયતમાં ઝક્કુમના ફળની શયતાનોના માથાઓ સાથે સરખામણી કરવામાં આવી છે, અમુક તફસીરકારોએ તો અહીંયાં શયતાનનો તરજુમો "સાપ"થી કર્યો છે એટલે કે ઝક્કુમનું ફળ એવા સ્વરૂપનું હશે કે જેમકે સાપના ફણ, ગુજરાતીમાં તેને નાગફણી એટલા જ માટે કહેવામાં આવે છે પરંતુ ઘણા તફસીરકારોએ ફરમાવ્યું કે અહીંયાં શયતાનો તેના પ્રચલિત અર્થમાં જ ભાવાર્થ સ્વરૂપે છે અને અર્થ એ છે કે ઝક્કુમનું ફળ પોતાના કદરૂપાપણામાં શયતાનોના માથાં જેવું છે, હવે અહીંયાં એ શંકા ન રહેવી જોઈએ કે શયતાનને તો કોઈએ જોયો નથી પછી તેની સાથે સરખામણી કેમ કરવામાં આવી ? એટલા માટે કે આ એક રૂપક સ્વરૂપનું દષ્ટાંત છે. રૂઢિપ્રયોગમાં કદરૂપાપણાને અને આંખોને ન ગમે એવી વસ્તુને શયતાન અથવા જિન ભૂત સાથે સરખાવવમાં આવે છે, તેનો હેતુ માત્ર અંતિમ કક્ષાનું કદરૂપાપણું વર્ણન કરવાનું હોય છે, અહીંયાં પણ આ દષ્ટાંત તે જ સ્વરૂપનું છે. *(રૂહુલ મઆની વગેરે)*

આયતોનો વધુ ભાવાર્થ તફસીરના ખુલાસાથી સ્પષ્ટ છે.

---

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૭૫ થી ૮૨)

وَلَقَدْ نَادٰىنَا نُوْحٌ فَلَنِعْمَ الْمُجِيْبُوْنَ ﴿٧٥﴾ وَنَجَّيْنٰهُ وَاَهْلَهٗ مِنَ الْكَرْبِ الْعَظِيْمِ ﴿٧٦﴾
وَجَعَلْنَا ذُرِّيَّتَهٗ هُمُ الْبٰقِيْنَ ﴿٧٧﴾ وَتَرَكْنَا عَلَيْهِ فِى الْاٰخِرِيْنَ ﴿٧٨﴾ سَلٰمٌ عَلٰى نُوْحٍ فِى الْعٰلَمِيْنَ ﴿٧٩﴾
اِنَّا كَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿٨٠﴾ اِنَّهٗ مِنْ عِبَادِنَا الْمُؤْمِنِيْنَ ﴿٨١﴾ ثُمَّ اَغْرَقْنَا الْاٰخَرِيْنَ ﴿٨٢﴾

## તરજુમો :

*અને અલબત્ત અમને નૂહ (અલૈ.)એ પોકાર્યા હતા, બસ અમે પોકાર (ફરિયાદ) ઉપર કેટલા ઉત્તમ પહોંચનારા છે ! (૭૫) અને તેમને તથા તેમના ઘરવાળાઓને તે મોટી ગભરામણથી બચાવ્યા. (૭૬) અને તેમની*

*અવલાદને તે જ બાકી રહેનારા રાખ્યા. (૭૭) અને અમે તેના માટે પાછલા લોકોમાં (આ વાત) બાકી રાખી. (૭૮) કે સમગ્ર જગતવાળાઓમાં નૂહ ઉપર સલામ છે. (૭૯) બેશક ! અમે આ રીતે ભલાઈવાળાઓને બદલો આપીએ છીએ. (૮૦) બેશક ! તે અમારા મો'મિન બંદાઓમાંથી છે. (૮૧) પછી અમે બીજાઓને (કાફિરોને) ડૂબાડી દીધા. (૮૨)*

## તફસીર :

અને અમને નૂહ (અલૈ.)એ (મદદ માટે) પોકાર્યા, (એટલે કે દુઆ કરી) બસ (અમે તેમની ફરિયાદ સાંભળી અને) અમે ખૂબ સારી રીતે ફરિયાદ સાંભળનારા છે અને અમે તેમને અને તેમના તા'બેદારોને ઘણા ભારે ગમથી (જે કાફિરોના જૂઠાડવા અને કષ્ટ પહોંચાડવાથી થયો હતો) છુટકારો અપાવ્યો (કે તોફાનથી કાફિરોને ડૂબાડી દીધા અને તેમના તા'બેદારોને બચાવી લીધા) અને અમે તેમની જ અવલાદને બાકી રહેવા દીધી (અન્ય કોઈનો વંશ ચાલ્યો નથી) અને અમે તેમના માટે પાછળ આવનાર લોકોમાં આ વાત (લાંબા સમય માટે) રહેવા દીધી કે નૂહ (અલૈ.) ઉપર જગતવાળાઓની સલામ થાય (એટલે કે અલ્લાહ કરે તેમના ઉપર બધા જ દુનિયાવાળાઓ જિન્નાતો, મનુષ્યો અને ફરિશ્તાઓ સલામ મોકલ્યા કરે) અને નિખાલસ લોકોને આવો જ બદલો આપ્યા કરીએ છીએ, બેશક ! તે અમારા ઈમાનદાર બંદાઓમાંથી હતો, પછી અમે બીજા (તરીકા ઉપર એટલે કે કુફ્ર ઉપર ચાલનાર) લોકોને (એટલે કે કાફિરોને) ડૂબાડી દીધા.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં વર્ણન કરવામાં આવ્યું હતું કે અમે આગલી ઉમ્મતો પાસે પણ ડરાવનારા પયગમ્બર મોકલ્યા હતા પરંતુ ઘણા લોકોએ તેમની વાત માની નહીં એટલા માટે તેમનું પરિણામ ઘણું ખરાબ આવ્યું, હવે અહીંયાંથી તે જ ટૂંકી બાબત કંઈક વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવી રહી છે અને તેના સંદર્ભમાં કેટલાય અંબિયા (અલૈ.)ના કિસ્સાઓ વર્ણન કરવામાં આવ્યા છે. સૌ પ્રથમ આ આયતોમાં હઝરત નૂહ (અલૈ.)નું વર્ણન કરવામાં આવ્યું છે. હઝરત નૂહ (અલૈ.)નો કિસ્સો વિગતપૂર્વક સૂરએ હૂદમાં આવી ચૂક્યો છે. અત્રે અમુક વાતો જે ખાસ સ્વરૂપે તે જ આયતોની તફસીરના સંદર્ભમાં છે વર્ણન કરવામાં આવે છે.

وَلَقَدْ نَادٰىنَا نُوْحٌ માં ફરમાવ્યું કે હઝરત નૂહ (અલૈ.)એ અમને પોકાર કર્યો હતો. ઘણા તફસીરકારોના મત પ્રમાણે તેનો ભાવાર્થ હઝરત નૂહ (અલૈ.)ની આ દુઆ છે જે સૂરએ નૂહમાં આવી ચૂકી છે, رَبِّ لَا تَذَرْ عَلَى الْاَرْضِ مِنَ الْكٰفِرِيْنَ دَيَّارًا ﴿﴾ (હે મારા પરવરદિગાર ! પૃથ્વી ઉપર કાફિરોમાંથી એક વ્યક્તિને પણ ન છોડ ! *૭૧:૨૬*) અથવા જે સૂરએ કમરમાં વર્ણન થયું છે, એટલે કે اَنِّىْ مَغْلُوْبٌ فَانْتَصِرْ (હું દબાયેલો છું મારી મદદ કર. *૫૪:૧૦*) આ દુઆ હઝરત નૂહ (અલૈ.)એ પોતાની કોમની સતત બળવાખોરી અને નાફરમાની પછી તે સમયે કરી હતી જ્યારે કે તેમની કોમે તેમને જૂઠાડવા ઉપર બસ કરવાને બદલે ઊલટાનું તેમને કતલ કરવાની યોજના બનાવી હતી.

وَجَعَلْنَا ذُرِّيَّتَهٗ هُمُ الْبٰقِيْنَ "અને અમે તેમની જ અવલાદને બાકી રહેવા દીધી." ઘણા તફસીરકારોના મતે આ આયતનો ભાવાર્થ એ છે કે હઝરત નૂહ (અલૈ.)ના સમયમાં જે તોફાન આવ્યું હતું તેમાં દુનિયાની મોટા ભાગની વસ્તીનો સર્વનાશ થઈ ચૂક્યો હતો અને ત્યારબાદ સમગ્ર દુનિયાનો વંશ હઝરત નૂહ (અલૈ.)ના જ ત્રણ પૂત્રોથી આગળ વધ્યો, એક પુત્રનું નામ સામ હતું અને તેમના વંશજોથી અરબો, ઈરાનીઓ વગેરેનો વંશ ચાલ્યો. બીજા પુત્રનું નામ હામ હતું અને તેમનાથી આફ્રિકી પ્રદેશો આબાદ થયા. અમુક લોકોએ હિન્દુસ્તાનના નિવાસીઓને પણ આ જ વંશમાં સામેલ કર્યા છે અને ત્રીજો પુત્ર યાફષ હતો, તેમનાથી તૂર્ક, મોંગલો અને યાઝૂજ માઝૂજ નસલો નીકળી છે, જે લોકો હઝરત નૂહ (અલૈ.)ના વહાણમાં સવાર થઈને પ્રલયથી બચી ગયા હતા તેમનામાંથી હઝરત નૂહ (અલૈ.)ના આ ત્રણ પુત્રો સિવાય કોઈ અન્યનો વંશવેલો આગળ વધ્યો નથી.

અલબત્ત અમુક ઉલમા જેમની સંખ્યા ઘણી ઓછી છે એ વાતની માન્યતા ધરાવે છે કે હઝરત નૂહ (અલૈ.)નું તોફાન સમગ્ર દુનિયામાં નહીં બલકે અરબની ભૂમિમાં આવ્યું હતું, તેમના મતે આ આયતનો ભાવાર્થ એ છે કે અરબની ભૂમિમાં માત્ર હઝરત નૂહ (અલૈ.)ની સંતતી બાકી રહી અને તેમનાથી અરબની નસલો ચાલી, દુનિયાના બીજા પ્રદેશોમાં અન્યોની નસલો ચાલવાનો આ આયતથી ઈન્કાર થતો નથી. *(બયાનુલ કુર્આન)*

તફસીરકારોનું એક બીજું જૂથ એવું કહે છે કે હઝરત નૂહ (અલૈ.)નો

પ્રલય તો સમગ્ર દુનિયામાં આવ્યો હતો પરંતુ દુનિયાનો વંશ માત્ર હઝરત નૂહ (અલૈ.)ના પુત્રોથી નહીં બલકે તે બધા જ લોકોથી ચાલ્યો છે જે વહાણમાં નૂહ (અલૈ.)ની સાથે સવાર હતા, આ જૂથ આયતમાં حَصر (હસ્ર)ને حَصر اِضافِی (હસ્રે ઈઝાફી) ઠરાવીને એવું કહે છે કે અહીંયાં મૂળ હેતુ એ વર્ણન કરવાનો છે કે ડૂબનારાઓનો વંશ ચાલ્યો નથી. *(કુર્તુબી)*

કુર્આને કરીમની શૈલીના આધારે ત્રીજો મત ખૂબ કમજોર છે અને પહેલો મત સૌથી શ્રેષ્ઠ છે એટલા માટે કે તેનું સમર્થન અમુક પ્રદેશોથી પણ થાય છે જે ઈમામ તિરમિઝી (રહ.) વગેરેએ આ આયતના વિવરણમાં સીધે સીધી રસૂલે કરીમ ﷺથી રિવાયત કરી છે. હઝરત સમુરહ બિન જુન્દુબ (રદિ.)થી રિવાયત છે કે આપ ﷺએ ફરમાવ્યું, શામ અરબોના બાપ છે, હામ ઈથોપિયન (હબશાવાળાઓ)ના બાપ છે અને યાફ્ષ રૉમનોના. ઈમામ તિરમિઝી (રહ.)એ આ હદીષને હસન અને ઈમામ હાકિમ (રહ.)એ તેને સહીહ ઠરાવી છે.

*(રૂહુલ મઆની, પેજ ૯૮, જિલ્દ : ૨૩)*

وَتَرَكْنَا عَلَيْهِ فِى الْاٰخِرِيْنَ سَلَامٌ عَلٰى نُوْحٍ فِى الْعَالَمِيْنَ (અને અમે તેમના માટે પાછલા આવનાર લોકોમાં એ વાત રહેવા દીધી કે નૂહ અલૈ. ઉપર દુનિયાવાળાઓમાં સલામ થાય.) તેનો ભાવાર્થ એ છે કે હઝરત નૂહ (અલૈ.) પછી જે લોકો પેદા થયા તેમની દૃષ્ટિમાં હઝરત નૂહ (અલૈ.)ને એવા સન્માનનીય અને આબરૂવાળા બનાવ્યા કે તેઓ કયામત સુધી હઝરત નૂહ (અલૈ.) માટે સલામતીની દુઆ કરતા રહેશે એટલા માટે બન્યું પણ એમ જ કે સમગ્ર તે ધર્મો જે પોતાને આકાશી કિતાબોથી ઓળખાવે છે સૌ હઝરત નૂહ (અલૈ.)ની નુબુવ્વત અને પવિત્રતાને માને છે અને મુસલમાનો સિવાય યહૂદીઓ તથા ઈસાઈઓ પણ નૂહ (અલૈ.)ને પોતાના પેશ્વા માને છે.

---

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૮૩ થી ૯૮)

وَاِنَّ مِنْ شِيْعَتِهٖ لَاِبْرٰهِيْمَ ۞ اِذْ جَآءَ رَبَّهٗ بِقَلْبٍ سَلِيْمٍ ۞ اِذْ قَالَ لِاَبِيْهِ
وَقَوْمِهٖ مَاذَا تَعْبُدُوْنَ ۞ اَئِفْكًا اٰلِهَةً دُوْنَ اللّٰهِ تُرِيْدُوْنَ ۞ فَمَا ظَنُّكُمْ بِرَبِّ

الْعٰلَمِيْنَ ﴿٨٧﴾ فَنَظَرَ نَظْرَةً فِي النُّجُوْمِ ﴿٨٨﴾ فَقَالَ اِنِّيْ سَقِيْمٌ ﴿٨٩﴾ فَتَوَلَّوْا عَنْهُ
مُدْبِرِيْنَ ﴿٩٠﴾ فَرَاغَ اِلٰٓى اٰلِهَتِهِمْ فَقَالَ اَلَا تَاْكُلُوْنَ ﴿٩١﴾ مَا لَكُمْ لَا تَنْطِقُوْنَ ﴿٩٢﴾
فَرَاغَ عَلَيْهِمْ ضَرْبًاۢ بِالْيَمِيْنِ ﴿٩٣﴾ فَاَقْبَلُوْٓا اِلَيْهِ يَزِفُّوْنَ ﴿٩٤﴾ قَالَ اَتَعْبُدُوْنَ
مَا تَنْحِتُوْنَ ﴿٩٥﴾ وَاللّٰهُ خَلَقَكُمْ وَمَا تَعْمَلُوْنَ ﴿٩٦﴾ قَالُوا ابْنُوْا لَهٗ بُنْيَانًا
فَاَلْقُوْهُ فِي الْجَحِيْمِ ﴿٩٧﴾ فَاَرَادُوْا بِهٖ كَيْدًا فَجَعَلْنٰهُمُ الْاَسْفَلِيْنَ ﴿٩٨﴾

## તરજુમો :

*અને બેશક ! તેમના જ માર્ગવાળાઓમાંથી ઈબ્રાહીમ (અલૈ.) છે. (૮૩) જ્યારે પોતાના પરવરદિગારની પાસે શુદ્ધ હૃદય લઈને આવ્યા. (૮૪) જ્યારે પોતાના પિતાને અને તેની કોમને કહ્યું, તમે શું પૂજો છો ? (૮૫) શું અલ્લાહને છોડની જૂઠા બનાવેલા પૂજ્યો (મઅ્બૂદો)ને ચાહો છો !? (૮૬) પછી તમે સમગ્ર વિશ્વના પરવરદિગારને શું ધારો છો ? (૮૭) પછી એક વખતે તારાઓ ઉપર દષ્ટિ નાંખી. (૮૮) પછી કહ્યું, હું બીમાર થવાનો છું. (૮૯) પછી તે તેમને પીઠ બતાવી ફરી ગયા. (૯૦) પછી તેમની મૂર્તિઓમાં જઈને ઘુસ્યા, પછી બોલ્યા, તમે કેમ ખાતા નથી ? (૯૧) તમને શું છે કે બોલતા નથી ? (૯૨) પછી તેમના ઉપર (જુસ્સાભેર) જમણા હાથથી મારતા(-મારતા) ઘુસ્યા. (૯૩) પછી લોકો તેના ઉપર ગભરાયેલા દોડીને આવ્યા. (૯૪) (ઈબ્રાહીમ અલૈ.) બોલ્યા, શા માટે પૂજો છો જેને તમે પોતે કંડારો છો ? (૯૫) અને અલ્લાહે તમને અને જે તમે બનાવો છો તેમને બનાવ્યા. (૯૬) (લોકો) બોલ્યા, તેના માટે એક (તન્નુર જેવી) ઈમારત બનાવો, પછી તેને આગના ઢગલામાં નાંખો. (૯૭) પછી તેના ઉપર મોટું ષડયંત્ર કરવાનું ઈચ્છ્યું, (પરંતુ) પછી અમે તેમને જ હેઠા પાડ્યા. (૯૮)*

## તફસીર :

અને નૂહ (અલૈ.)ના માર્ગવાળાઓમાંથી (એટલે કે તે લોકોમાંથી જેઓ સૈદ્ધાંતિક માન્યતાઓમાં નૂહ અલૈ. સાથે સહમત હતા) ઈબ્રાહીમ (અલૈ.) પણ હતા (તેમની તે ઘટના યાદ રાખવાપાત્ર છે) જ્યારે કે તેઓ પોતાના પરવરદિગાર

તરફ સાફ હૃદયે ધ્યાનિત થયા, (સાફ દિલનો ભાવાર્થ એ છે કે તેમનું દિલ ખોટી માન્યતાઓ અને દેખાડાની ભાવનાથી પવિત્ર હતું) જ્યારે કે તેમણે પોતાના પિતાને અને પોતાની કોમને (જેઓ મૂર્તિપૂજક હતા) કહ્યું કે તમે કેવી (વાહિયાત) વસ્તુની પૂજા કર્યા કરો છો ? શું જૂઠા મઅ્બૂદોને અલ્લાહને છોડી (મઅ્બૂદ–પૂજ્ય બનાવવા) ઇચ્છો છો તો તમે પરવરદિગાર વિશે શું ધારણા બાંધો છો ? (એટલે કે તમે જે તેની ઇબાદતને છોડી રાખી છે તો શું તમને તે મઅ્બૂદ હોવામાં કોઈ શંકા છે ? એટલે કે પ્રથમ તો એવું ન થવું જોઈએ અને જો કોઈ શંકા છે તો તેને દૂર કરી દો, મતલબ આવી જ ચર્ચા અને બહશ થતી રહેતી હતી. એક વખતની એક ઘટના છે કે તેમનો કોઈ તહેવાર આવ્યો, કોમે તેમને પણ દરખાસ્ત કરી કે અમારા મેળામાં ચાલો) તો ઈબ્રાહીમ (અલૈ.)એ તારાઓને એક નજર ભરીને જોયા અને કહી આપ્યું કે હું બીમાર થવાનો છું (એટલા માટે મેળામાં નથી આવી શકતો) મતલબ કે તે લોકો (તેમનું આ કારણ સાંભળીને) તેમને છોડીને ચાલ્યા ગયા (કે ખોટી રીતે બીમારીમાં તેમને અને તેમના કારણે અન્યોને તકલીફ થશે) તો તે (એટલે કે હઝરત ઈબ્રાહીમ અલૈ.) તેમની મૂર્તિઓમાં જઈ ઘુસ્યા અને (કટાક્ષ સ્વરૂપે તેમને) કહેવા લાગ્યા, શું તમે (આ ચઢાવો–પ્રસાદ જે તમારી સામે મૂક્યો છે) ખાતા નથી ? (અને) તમને શું થયું તમે બોલતા પણ નથી? પછી તેમના ઉપર જુસ્સાભેર જઈ પડ્યા અને મારવા લાગ્યા (અને કુહાડા વગેરેથી તેમને તોડી ફોડી નાંખ્યા) બસ (તે લોકોને જ્યારે આ બાબતની જાણ થઈ તો) તે લોકો તેમની પાસે દોડતા (ગભરાયેલા અને ગુસ્સામાં) આવ્યા અને (વાતચીત શરૂ થઈ) ઈબ્રાહીમ (અલૈ.)એ ફરમાવ્યું, શું તમે તે વસ્તુઓને પૂજો છો જેને પોતે (પોતાના હાથે) ઘડો છો ? (તો જે ખુદ તમારો મોહતાજ છે તે ખુદા કેવી રીતે બની ગયો ?) જ્યારે કે તમને અને તમારી બનાવેલી આ વસ્તુઓને (સૌને) અલ્લાહે જ પેદા કર્યા છે (બસ ઈબાદત તેની જ કરવી જોઈએ) તે લોકો જ્યારે (સંવાદમાં હારી ગયા તો ચીડાઈને પરસ્પર) કહેવા લાગ્યા, ઈબ્રાહીમ માટે એક આતશખાનું બંધાવો (અને તેમાં આગ ધગધગાવીને) તેને તે ધગધગતી આગમાં નાંખી દો, (મતલબ કે) તે લોકોએ ઈબ્રાહીમ (અલૈ.)ની સાથે બુરાઈ કરવા ઈચ્છી હતી (કે તેઓનો નાશ થઈ જાય પરંતુ) બસ અમે તેમને જ નીચા દેખાડ્યા (જેનો કિસ્સો સૂરએ અંબિયા અલૈ.માં આવી ચૂક્યો છે).

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત નૂહ (અલૈ.)ની ઘટના પછી કુર્આને કરીમે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની પવિત્ર જિંદગીના બે કિસ્સાઓ વર્ણન કર્યા છે, બંને ઘટનાઓ એવી છે જેમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ માત્ર અલ્લાહ ખાતર મહાન કુર્બાનીઓ રજુ કરી, તેમાંથી પ્રથમ ઘટના જે પ્રસ્તુત આયતમાં વર્ણન કરવામાં આવી છે તે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આગમાં નાંખવાની ઘટના છે અને તેની વિગતો સૂરએ અંબિયા (અલૈ.)માં આવી ચૂકી છે, અલબત્ત અહીંયાં જે શૈલીથી તેનું વર્ણન કરવામાં આવ્યું છે તેમાં અમુક બાબતો ખુલાસો માંગી લે છે.

اِنَّ مِنْ شِيْعَتِهٖ لَاِبْرٰهِيْمَ માં શબ્દ شِيْعَةٌ (શીઅતુન) અરબી ભાષામાં તે જૂથ અથવા સમૂહને કહે છે જેના વ્યક્તિઓ મૂળભૂત માન્યતાઓ અને પદ્ધતિઓમાં સમાન હોય છે અને અહીંયાં દેખીતું એ જ છે કે, شِيْعَةِ (શીઅહ)ની ઝમીર હઝરત નૂહ (અલૈ.) સાથે સંબંધિત છે એટલા માટે તેનો ભાવાર્થ એ થયો કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પોતાના પુરોગામી નબી હઝરત નૂહ (અલૈ.)ના તરીકાઓ ઉપર હતા અને પાયાના દીનના સિદ્ધાંતોમાં બંનેની સંપૂર્ણ સહમતી હતી અને એ પણ શક્ય છે કે બંનેની શરીઅતો પણ સમાન અથવા એકબીજાને મળતી આવતી હોય, યાદ રહે કે અમુક ઐતિહાસિક રિવાયતો પ્રમાણે હઝરત નૂહ (અલૈ.) અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) વચ્ચે બે હજાર છસો વર્ષનું અંતર છે અને બંને વચ્ચે હઝરત હૂદ અને હઝરત સાલિહ (અલૈ.) સિવાય કોઈ અન્ય નબી નથી થયા.

*(કશ્શાફ, પેજ : ૪૮, જિલ્દ : ૪)*

اِذْ جَآءَ رَبَّهٗ بِقَلْبٍ سَلِيْمٍ તેનો સીધો શાબ્દિક અર્થ આ છે, "જ્યારે કે તે આવ્યા પોતાના પરવરદિગારની પાસે સાફ દિલ લઈને." અને પરવરદિગારની પાસે આવવાનો ભાવાર્થ અલ્લાહની સામે જવું, તેના તરફ ધ્યાનિત થવું, તેની ઈબાદત કરવી થાય છે. તેની સાથે "સાફ દિલ"ની શરત લગાવીને ઈશારો કરવામાં આવ્યો છે કે અલ્લાહ તઆલાની કોઈ ઈબાદત ત્યાં સુધી સ્વીકૃત નથી કે જ્યાં સુધી ઈબાદત કરનારનું દિલ ખોટી માન્યતાઓ અને ખોટી ભાવનાઓથી પવિત્ર ન હોય, જો ગલત માન્યતાઓ સાથે કોઈ ઈબાદત કરવામાં આવે તો ભલે ઈબાદત કરવામાં તેણે કેટલીય મહેનત કરી હોય તે સ્વીકૃત નથી, એ જ પ્રમાણે જો ઈબાદત કરનારનો મૂળ હેતુ અલ્લાહ તઆલાની ખુશી પ્રાપ્ત કરવાના બદલે

દેખાડો હોય અથવા કોઈ ભૌતિક ફાયદો હોય તો તે ઈબાદત પ્રશંસાપાત્ર નથી, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું અલ્લાહ તઆલાના શરણે જવું આ બધી જ ભેળસેળથી પાક હતું.

فَنَظَرَ نَظْرَةً فِي النُّجُومِ فَقَالَ اِنِّي سَقِيمٌ આ આયતોની પૃષ્ઠભૂમિ એ છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની કોમ એક ખાસ દિવસે તહેવાર ઊજવ્યા કરતી હતી, જ્યારે તે દિવસ આવ્યો તો તેમણે હઝરત હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આમંત્રણ આપ્યું કે તમે પણ અમારી સાથે જશ્ન (મેળા)માં સામેલ થવા માટે ચાલો, મકસદ એ હતો કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ જશ્નમાં અમારી સાથે રહેશે તો કદાચ અમારા ધર્મથી પ્રભાવિત થશે અને દીનની દા'વત છોડી દેશે. (દૂર્રે મન્ષૂર અને ઈબ્ને જરીર વગેરે) પરંતુ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) આ તકથી બીજો લાભ ઉઠાવવા ઈચ્છતા હતા. તેમનો ઈરાદો એ હતો કે જ્યારે બધી કોમ જશ્ન મનાવવા ચાલી જશે તો હું તેમના પૂજાસ્થળોમાં જઈને તેમની મૂર્તિઓને તોડી નાંખીશ જેથી તે લોકો પાછા આવીને પોતાના જૂઠા પૂજ્યોની લાચારી પ્રત્યક્ષ પોતાની આંખોએ નિહાળી લે, બની શકે છે કે પોતાની મૂર્તિઓની લાચારી જોઈને કોઈના દિલમાં ઈમાન પેદા થાય અને તે શિર્કથી તવબહ કરી લે. એ હેતુથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમની સાથે જવાથી ઈન્કાર કર્યો પરંતુ ઈન્કાર કરવાની રીત એવી અપનાવી કે પ્રથમ નજર ભરીને તારાઓને જોયા અને પછી કહ્યું કે "હું બીમાર છું" કોમના લોકોએ તેમને મા'ઝૂર સમજીને છોડી દીધા અને જશ્ન મનાવવા ચાલ્યા ગયા.

આ ઘટના સાથે વિવિધ તફસીરી અને ફિક્હી ચર્ચા જોડાયેલી છે, અત્રે તેનો ખુલાસો રજુ કરવામાં આવે છે.

**તારાઓ ઉપર દૃષ્ટિ નાંખવાનો હેતુ :**

સૌ પ્રથમ ચર્ચા તો એ છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ જવાબ દેતા પહેલાં તારાઓ ઉપર જે દૃષ્ટિ નાંખી તેનો હેતુ શું હતો ? અમુક લોકોએ તો એવું કહ્યું છે કે આ માત્ર એક સાંયોગિક પ્રવૃત્તિ હતી, કોઈ મહત્ત્વની વાત વિચારતી વખતે માણસ અમુક સમયે અનાયાસે આસમાન તરફ જોવા લાગે છે, જે સમયે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને જશ્નમાં સામેલ થવાનું આમંત્રણ આપવામાં આવ્યું

તો તેઓ એવા વિચારમાં પડી ગયા કે આ આમંત્રણને કઈ રીતે ટાળે ? તે વિચારમાંને વિચારમાં તેમણે અનાયાસે તારાઓ તરફ જોયું અને ત્યાર પછી જવાબ આપ્યો.... તારાઓ ઉપર નજર નાંખવાનો આ ખુલાસો દેખીતી રીતે સ્પષ્ટ અને સાફ જણાય છે પરંતુ કુર્આને કરીમની શૈલી નજર સમક્ષ રાખી તેને યોગ્ય કહેવું મુશ્કેલ છે. પ્રથમ તો એટલા માટે કે કુર્આને કરીમની શૈલી એ છે કે તે ઘટનાઓના માત્ર મહત્ત્વના અને આવશ્યક વિભાગો વર્ણન કરે છે અને બિનમહત્ત્વની વિગતોને છોડી દે છે, પોતે આ જ આયતોમાં ઘટનાના કેટલાય વિભાગો સુષુપ્ત છે અહીંયાં સુધી કે તેની સમગ્ર પૃષ્ઠભૂમિ પણ વર્ણન કરવામાં આવી નથી એટલા માટે એ માનવું શક્ય નથી કે કુર્આને કરીમે ઘટનાની પૃષ્ઠભૂમિને તો લંબાણના વિચારે છોડી દીધી હોય અને એક સામાન્ય અનાયાસે થયેલ પ્રવૃત્તિ જેનો ઘટના સાથે દૂર દૂર સુધી કોઈ સંબંધ ન હતો તેના માટે પૂરી એક આયત વર્ણન કરી, બીજું જો તારાઓને જોવામાં કોઈ ખાસ હિકમત નજર સમક્ષ ન હતી બલકે આ એક અનાયાસે થયેલ પ્રવૃત્તિ હતી તો અરબી ભાષાના કાયદાની રૂએ فَنَظَرَ نَظْرَةً اِلَى النُّجُومِ કહેવું જોઈતું હતું, فِى النُّجُوْمِ નહીં.

આથી એ જાણ થઈ કે તારાઓને જોવામાં કોઈ ખાસ મસ્લિહત હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની નજર સમક્ષ હતી એટલા માટે કુર્આને કરીમે મહત્ત્વપૂર્વક તેનું વર્ણન કર્યું છે, હવે તે મસ્લિહત શું હતી તેના જવાબમાં ઘણા તફસીરકારોએ કહ્યું છે કે વાસ્તવમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની કોમ ગ્રહોના જ્યોતિષજ્ઞાન ઉપર ઘણી ફિદા હતી અને ગ્રહોને જોઈ જોઈને પોતાના કાર્યોને નિશ્ચિત કર્યા કરતી હતી. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તારાઓ તરફ જોઈને જે જવાબ આપ્યો તેનો હેતુ એ હતો કે કોમના લોકો એવું સમજે કે હઝરત ઈબ્રીહીમ (અલૈ.) પોતાની બીમારી વિશે જે કંઈ કહી રહ્યા છે તે કોઈ ગપગોળો નથી, બલકે ગ્રહોની ચાલ ઉપર વિચાર કરીને કહી રહ્યા છે, જો કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પોતે જ્યોતિષ વિદ્યાને માનતા ન હતા પરંતુ જશ્નમાં સામેલગીરીથી પોતાની મુક્તિ માટે તેમણે એ રીત અપનાવી જે તેમની દૃષ્ટિએ વધારે ભરોસાપાત્ર હતી, જો કે પોતાની જીભથી જ્યોતિષ વિદ્યાનો કોઈ હવાલો આપ્યો નહીં, ન જ એવું કહ્યું કે તારાઓને જોવાથી મારો હેતુ જ્યોતિષ વિદ્યાની મદદ લેવાનો છે, બલકે માત્ર નજર ભરીને તારાઓને જોઈ લીધા એટલા માટે તેમાં જૂઠનું પણ કોઈ પાસું નથી.

અહીંયાં એ શંકા પણ થઈ શકે છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની આ પ્રવૃત્તિથી તે કાફિરોને પ્રોત્સાહન મળ્યું હશે જેઓ ન જ માત્ર જ્યોતિષ વિદ્યાની માન્યતા ધરાવતા હતા બલકે દુનિયા ઉપર ગ્રહોની અસર અને તેના પ્રભાવને સાચું માનતા હતા પરંતુ તેનો જવાબ એ છે કે પ્રોત્સાહન તો ત્યારે થયું હોત જ્યારે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પાછળથી તેમને સ્પષ્ટ રીતે તેમની ગુમરાહી ઉપર ચેતવણી આપી ન હોત. અત્રે તો આ બધી યુક્તિ જ એટલા માટે કરવામાં આવી હતી કે તેમને તવહીદનું આમંત્રણ વધુથી વધુ પ્રભાવશાળી પદ્ધતિએ આપવામાં આવે, એટલા માટે થોડા જ સમય પછી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કોમની એક એક ગુમરાહીને ખોલી ખોલીને વર્ણન કરી, માટે માત્ર આ મોઘમ પ્રવૃત્તિથી કાફિરોને પ્રોત્સાહન મળવાનો પ્રશ્ન જ ઉપસ્થિત નથી થતો, અત્રે મૂળ હેતુ જશનમાં સામેલ થવાથી પોતાને બાકાત રાખવાનો અને મુક્તિ મેળવવાનો હતો જેથી સત્યના આમંત્રણ માટે વધારે અસરકારક વાતાવરણ પેદા કરી શકાય, આ હેતુ માટે આ મોઘમ પદ્ધતિ અપનાવવી હિકમત ઉપર આધારિત હતું અને તેના ઉપર કોઈ વાંધો ઉઠાવવો યોગ્ય કહી શકાતો નથી.

તારાઓ તરફ જોવાની આ સ્પષ્ટતા ઘણા તફસીરકારો દ્વારા નકલ થઈ છે અને હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)એ પણ બયાનુલ કુર્આનમાં ઉપરોક્ત પ્રમાણેનો જ અભિપ્રાય દર્શાવો છે.

### જ્યોતિષવિદ્યાનું શરીઅતમાં સ્થાન :

આ આયત હેઠળ બીજો મસ્અલો એ છે કે જ્યોતિષવિદ્યાનું શરીઅતમાં સ્થાન શું છે ? અહીંયાં ટૂંકમાં આ પ્રશ્નનો ઉત્તર રજુ કરવામાં આવે છે.

એ તો એક નક્કી બાબત છે કે અલ્લાહ તઆલાએ ચાંદ, સૂરજ અને તારાઓમાં કંઈક એવી ખાસિયતો રાખી છે જે માનવ જીવન ઉપર અસર નાંખે છે, તેમાંથી ઘણી ખાસિયતો એવી છે જેને દરેક વ્યક્તિ અનુભવી શકે છે, દાખલા તરીકે સૂર્યના નજીક અથવા દૂર જવાથી ઠંડી ગરમી પેદા થવી ચંદ્રના ઊતાર ચઢાઉથી દરિયામાં ભરતી ઓટ થવી વગેરે. અમુક લોકોનું કહેવું છે કે તે તારાઓની ખાસિયતો માત્ર એટલી જ છે જેટલી સામાન્ય અનુભવથી જાણ થાય છે અને અમુક લોકોનું કહેવું એ છે કે તે ઉપરાંત પણ તારાઓ ગ્રહોની ગતિની

કંઈક એવી ખાસિયતો હોય છે જે માનવ જીવનના ઘણા વ્યવહારો ઉપર પ્રભાવ પાડે છે, તેમના મતે એક માનવી માટે કોઈ ગ્રહના કોઈ ખાસ નક્ષત્રમાં ચાલ્યા જવું ખુશીઓ અને સફળતાનું કારણ બને છે અને કોઈના માટે ગમ અને નિષ્ફળતાનું, પછી અમુક લોકો તો આ તારાઓ ગ્રહોના જ પ્રભાવને સફળતા અને નિષ્ફળતાનું સાચું કારણ માને છે અને અમુક લોકો એવું કહે છે કે સાચી રીતે આ પ્રભાવ તો અલ્લાહ તઆલાનો જ છે પરંતુ તેણે ગ્રહો તારાઓને એવી ખાસિયતો અર્પણ કરી દીધી છે કે તેના દ્વારા દુનિયાના બીજા કાર્ય અને કારણના સંબંધની જેમ તે પણ માનવીની સફળતા અને નિષ્ફળતાનું એક કારણ હોય છે.

જ્યાં સુધી તે લોકોનો સંબંધ છે જેઓ તારાઓ અને ગ્રહોના પ્રભાવને સાચો માને છે એટલે કે એવું સમજે છે કે દુનિયાના પરિવર્તનો અને ઘટનાઓ ગ્રહો, તારાઓને જ આભારી છે, તારાઓ દુનિયાની બધી ઘટનાઓના ફેંસલા કરે છે તો નિઃશંક આવી માન્યતા ખોટી અને બાતિલ છે અને આ માન્યતા મનુષ્યને શિર્કની હદમાં પહોંચાડી દે છે, અરબના લોકો વરસાદ વિશે એવી જ માન્યતા ધરાવતા હતા કે એક ખાસ તારો જેને نوء (નોઅ્) કહેવામાં આવતો હતો, વરસાદ લઈને આવે છે અને તે વરસાદ માટેની સાચી અસર પાડવાનું સ્થાન ધરાવે છે. રસૂલે કરીમ ﷺએ આ માન્યતાનો સખત રદિયો આપ્યો જેનો ખુલાસો હદીષોમાં મોજૂદ છે.

રહ્યા તે લોકો જેઓ દુનિયાની ઘટમાળમાં સાચી અસર તો અલ્લાહ તઆલાની જ હોવાનું માને છે પરંતુ સાથે સાથે એ વાતની પણ માન્યતા ધરાવે છે કે અલ્લાહ તઆલાએ તારાઓને એવા લક્ષણો અને ખાસિયતો અર્પણ કરી છે જે કારણ સ્વરૂપે મનુષ્યની જિંદગી ઉપર પ્રભાવ પાડે છે, જે રીતે વરસાદ વરસાવનાર તો અલ્લાહ તઆલા જ છે પરંતુ તેનું જાહેર કારણ વાદળો છે એ જ રીતે બધી જ સફળતાઓ અને નિષ્ફળતાઓનો મૂળ સ્ત્રોત તો માત્ર અલ્લાહ તઆલાની ઈચ્છા જ છે પરંતુ આ ગ્રહો-તારાઓ તે સફળતા અને નિષ્ફળતાનું કારણ બને છે, બસ આ વિચાર શિર્ક નથી અને કુર્આન તથા હદીષથી આ માન્યતાનું ન તો સમર્થન કરવામાં આવે છે અને ન જ તેને રદિયો આપવામાં આવે છે એટલા માટે એ અશક્ય નથી કે અલ્લાહ તઆલાએ તારાઓ-ગ્રહોના ભ્રમણમાં તથા તેમના ઊગવા-આથમવામાં કોઈ એવો પ્રભાવ છોડ્યો હોય પરંતુ

તે અસરો અને પ્રભાવોનું સંશોધન કરવા માટે જ્યોતિષ વિદ્યા પ્રાપ્ત કરવી અને તેના ઉપર વિશ્વાસ મૂકવો અને તેની બીનાએ ભવિષ્ય વિશે ફેંસલાઓ કરવા દરેક રીતે સદંતર પ્રતિબંધિત અને નાજાઈઝ છે અને હદીષોમાં તેની મનાઈ આવી છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اِذَا ذُكِرَ الْقَدْرُ فَامْسِكُوْا وَاَذَا ذُكِرَتِ النُّجُوْمُ فَامْسِكُوْا وَاِذَا ذُكِرَ اَصْحَابِىْ فَامْسِكُوْا (تَخْرِيْجُ اِحْيَاءِ الْعُلُوْمِ لِلْعِرَاقِىْ بِحَوَالَةِ طَبْرَانِىْ وَهُوَ حَدِيْثٌ حَسَّنَهُ الْعِرَاقِىْ)

*"જ્યારે તકદીરની ચર્ચા થાય તો અટકી જાઓ (એટલે કે તેમાં વધારે ઊંડા વિચાર તથા સંશોધન કે વાદ વિવાદ અને દલીલબાજી ન કરો) અને જ્યારે તારાઓ (ગ્રહો)ની ચર્ચા થાય તો અટકી જાઓ અને જ્યારે મારા સહાબા (રદિ.)ની (એટલે કે તેમના પરસ્પરના વિવાદો વગેરેની) ચર્ચા થાય તો અટકી જાઓ."*

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)નો ઈરશાદ છે,

تَعَلَّمُوْا مِنَ النُّجُوْمِ مَا تَهْتَدُوْنَ بِهٖ فِى الْبَرِّ وَالْبَحْرِ ثُمَّ اَمْسِكُوْا (اِحْيَاءُ عُلُوْمِ الدِّيْنِ لِلْغَزَالِىْ)

*"તારાઓ (ગ્રહો)ના જ્ઞાનથી એટલું જ્ઞાન પ્રાપ્ત કરો જેના દ્વારા તમે ભૂ-ભાગ અને સમુદ્રમાં માર્ગો જાણી શકો, ત્યાર પછી અટકી જાઓ."*

આ પ્રતિબંધથી તારાઓ-ગ્રહોની ખાસિયતો અને તેના પ્રભાવોનો ઈન્કાર જરૂરી નથી બનતો પરંતુ તે ખાસિયતો અને પ્રભાવોની પાછળ પડવાની અને તેના સંશોધનોમાં કિંમતી સમય બરબાદ કરવાની મનાઈ કરવામાં આવી છે, ઈમામ ગઝાલી (રહ.)એ અહ્યાઉલ ઉલૂમમાં આ બાબત ઉપર વિગતવાર ચર્ચા કરીને તેના પ્રતિબંધની વિવિધ હિકમતો બતાવી છે.

જ્યોતિષશાસ્ત્રની મનાઈ અને તે નીંદનીય હોવાની પ્રથમ હિકમત તો એ છે કે જ્યારે આ જ્ઞાનમાં માનવી ઊંડો ઊતરતો જાય છે તો અનુભવ સાક્ષી છે કે ધીરે ધીરે ગ્રહોને જ સઘળું કંઈ સમજવા લાગે છે અને આ વસ્તુ તેને ધીમે ધીમે તારાઓ અને ગ્રહોની અસરો જ સાચી હોવાના શિર્કયુક્ત અકીદહ તરફ લઈ જાય છે.

બીજી હિકમત એ છે કે જો તારાઓ–ગ્રહોમાં અલ્લાહ તઆલાએ કોઈ ખાસિયતો અને પ્રભાવ રાખ્યો પણ હોય તો તેના ચોક્કસ જ્ઞાનનો આપણી પાસે વહી સિવાય કોઈ સ્ત્રોત નથી. હઝરત ઈદ્રીસ (અલૈ.) વિશે હદીષોમાં આવે છે કે તેમને અલ્લાહ તઆલાએ આ પ્રકારનું કોઈ જ્ઞાન આપ્યું હતું પરંતુ હવે તે જ્ઞાન જેનો આધાર અલ્લાહની વહી ઉપર હતો દુનિયામાંથી ખતમ થઈ ચૂક્યું છે, હવે દુનિયાના જ્યોતિષ વિદ્યાના નિષ્ણાતો પાસે જે કંઈ છે તે માત્ર અનુમાનો, ધારણાઓ અને કલ્પનાઓ છે જેનું કોઈ ચોક્કસ જ્ઞાન પ્રાપ્ત નથી કરી શકાતું, આ જ કારણ છે કે જ્યોતિષીઓની અસંખ્ય આગાહીઓ દરરોજ ખોટી સાબિત થતી રહે છે, કોઈએ આ વિદ્યા વિશે ઘણું સારું વિધાન કર્યું છે.

مُفِيْدُهٗ غَيْرُ مَعْلُوْمٍ وَمَعْلُوْمُهٗ غَيْرُ مُفِيْدٍ،

*“આ વિદ્યાના જેટલા ભાગ લાભદાયક હોઈ શકે છે તે કોઈને ખબર નથી અને જેટલા ભાગ લોકોને ખબર છે તે લાભદાયક નથી.”*

અલ્લામહ આલૂસી (રહ.)એ રૂહુલ મઆનીમાં ઐતિહાસિક ઘટનાઓના એવા અનેક ઉદાહરણો રજુ કર્યા છે જેમાં જ્યોતિષવિદ્યાના સંપૂર્ણ કાયદા હેઠળ એક ઘટના જે રીતે બનવી જોઈતી હતી હકીકતમાં તેનાથી બિલકુલ ઊલટી બની, દાખલા તરીકે જે મોટા મોટા લોકોએ આ જ્ઞાનને પ્રાપ્ત કરવામાં પોતાની જિંદગીઓ ખપાવી છે તેઓ અંતે એવું કહેવા ઉપર મજબૂર થયા કે આ જ્ઞાનનું પરિણામ અનુમાનો, ધારણાઓ અને કલ્પનાઓથી વિશેષ કંઈ નથી, એક પ્રખ્યાત જ્યોતિષ કોશિયાર વયલમીએ જ્યોતિષવિદ્યા ઉપર પોતાની કિતાબ "અલ મુજમલ ફિલ અહકામ"માં લખ્યું છે,

*“જ્યોતિષવિદ્યા એક દલીલવિહોણું જ્ઞાન છે અને તેમાં માનવીની કલ્પનાઓ અને ધારણાઓ માટે ઘણી સંભાવનાઓ છે.”*

*(રૂહુલ મઆની, પેજ : ૧૧૬, જિલ્દ : ૨૩)*

અલ્લામહ આલૂસી (રહ.)એ જ્યોતિષવિદ્યાના બીજા પણ અનેક વિદ્વાનોના આ પ્રકારના નિવેદનો નકલ કર્યા છે, મતલબ કે એ બાબત નિશ્ચિત છે કે જ્યોતિષવિદ્યા કોઈ ચોક્કસ જ્ઞાન નથી અને તેમાં ભૂલોની ભરમાર અને તેની અગણિત સંભાવનાઓ રહેલી છે પરંતુ બને છે એવું કે જે લોકો આ વિદ્યાની

પ્રાપ્તિમાં લાગ્યા છે તેઓ તેને બિલકુલ સાચો અને ચોક્કસ જ્ઞાનનો દરજ્જો આપી બેસે છે, તેના જ આધારે ભવિષ્યના ફેંસલાઓ કરે છે એ જ કારણે અન્યો વિશે સારા ખરાબ અભિપ્રાયો બાંધે છે અને સૌથી વધીને એ કે આ વિદ્યાનું જૂઠું પોટલું અમુક સમયે માનવોને ઈલ્મે ગયૂબના દા'વાઓ સુધી પહોંચાડી દે છે અને દેખીતું છે કે તેની દરેક બાબત અસંખ્ય ફસાદો પેદા કરનારી છે.

જ્યોતિષવિદ્યાની મનાઈનું ત્રીજું કારણ એ છે કે તે મહત્ત્વની માનવ જિંદગી એક નિરર્થક લાભવિહોણા કાર્યમાં ખર્ચ કરવા સમાન છે, જ્યારે તેનું કોઈ પરિણામ વિશ્વાસપૂર્વક પ્રાપ્ત નથી કરી શકાતું તો દેખીતું છે કે દુનિયાના કાર્યમાં આ વિદ્યા બિલકુલ સહાયક નથી બની શકતી, હવે ફોગટમાં એક લાભવિહોણી વસ્તુની પાછળ પડવું ઈસ્લામી શરીઅતની રૂહ અને તેના મિઝાજ (સ્વભાવ)થી બિલકુલ વિપરીત છે એટલા માટે તેની મનાઈ કરવામાં આવી.

**હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ની બીમારીનો ભાવાર્થ :**

આ આયત વિશે ત્રીજો મસ્અલો એ છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાની કોમના આમંત્રણના જવાબમાં કહ્યું, اِنِّیْ سَقِیْمٌ (હું બીમાર છું) તો શું હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તે સમયે ખરેખર બીમાર હતા ? કુર્આને કરીમે તેના વિશે કોઈ સ્પષ્ટતા કરી નથી પરંતુ સહીહ બુખારીની એક હદીષથી જાણ થાય છે કે તેઓ તે સમયે એવા બીમાર ન હતા કે કોમની સાથે જઈ ન શકે એટલા માટે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આ વાત કઈ રીતે કરી ?

તેનો જવાબ જમહૂર મુફસ્સિરોના મતે એ છે કે વાસ્તવમાં આ શબ્દો દ્વારા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ تَوْرِيَةً (તોરિયા–Equivocation) "દ્વિઅર્થી મોઘમ ભાષા પ્રયોગ" કર્યો હતો, تَوْرِيَةُ (તોરિયા)નો ભાવાર્થ એ છે કે કોઈ એવી વાત કહેવી જે દેખીતી રીતે ઘટનાથી વિપરીત હોય પરંતુ કહેનારનો તેનાથી કોઈ એવો દૂરનો ભાવાર્થ લેવો હોય છે જે ઘટના પ્રમાણે બંધ બેસતો હોય. અહીંયાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ જે વાક્ય કહ્યું તેનો દેખીતો ભાવાર્થ તો એ જ છે કે "હું અત્યારે બીમાર" છું પરંતુ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના કહેવાનો મૂળ ભાવાર્થ એવો ન હતો, હવે મૂળ ભાવાર્થ શું હતો તેના વિશે તફસીરકારોએ વિવિધ અભિપ્રાયો રજુ કર્યા છે, અમુકે કહ્યું છે કે તેનાથી તેમનો હેતુ સ્વાભાવિક સૂગ હતી

જે તેમને પોતાની કોમની શિર્કયુક્ત પ્રવૃત્તિઓ જોઈ જોઈને પેદા થતી રહેતી હતી, તેનું સમર્થન એ બાબતથી પણ થાય છે કે અહીંયાં سَقِيُم (સકીમ)નો શબ્દ વાપરવામાં આવ્યો જે مَرِيُض (મરીઝ) "બીમાર"ના મુકાબલામાં ઘણો હલકો શબ્દ છે અને તેનો ભાવાર્થ ગુજરાતીમાં એ રીતે કરી શકાય છે કે "મારી તબિયત ઠીક નથી." દેખીતું છે કે આ વાક્યમાં સ્વાભાવિક સૂગના ભાવાર્થની પણ પૂરી સંભાવના રહેલી છે અને અમુક લોકોએ કહ્યું કે, اِنِّىُ سَقِيُمٌ (ઇન્ની સકીમ)થી ઈબ્રાહીમ (અલૈ.)નો મકસદ એ હતો કે "હું બીમાર થવાનો છું." એટલા માટે અરબી ભાષામાં કર્તાનું વિધાન મોટે ભાગે ભવિષ્યકાળ માટે ઉપયોગ થાય છે, કુર્આને કરીમમાં જ રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને ઈરશાદ થયો છે, اِنَّكَ مَيِّتٌ وَّاِنَّهُمُ مَيِّتُوُنَ તેનાથી દેખીતું છે કે આ શબ્દોનો અનુવાદ એવો પણ થઈ શકે છે કે "તમે પણ મૃત છો અને તે પણ મૃત છે" પરંતુ દેખીતું છે કે અહીંયાં ભાવાર્થ એ છે કે "તમે પણ મરવાના છો અને હું પણ મરવાનો છું." એ જ પ્રમાણે اِنِّىُ سَقِيُمٌ (ઇન્ની સકીમ)નો ભાવાર્થ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ એ લીધો હતો કે હું બીમાર થવાનો છું અને આવું એટલા માટે કહ્યું કે મોત પહેલાં પહેલાં દરેક વ્યક્તિનું બીમાર થવું નિશ્ચિત છે, જો કોઈને જાહેર બીમારી ન હોય તો પણ મોતની થોડી ક્ષણો પહેલાં મનુષ્યની તબિયતમાં અવશ્ય (માનસિક કે શારીરિક) સંતાપ ઊભો થાય છે.

જો કોઈના દિલને આ ખુલાસાઓથી સંતોષ ન થાય તો તેનો સૌથી ઉત્તમ ઈલાજ એવો અભિપ્રાય છે કે કદાચ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની તબિયત તે સમયે ખરેખર થોડી ખરાબ હતી પરંતુ બીમારી એવી ન હતી કે જેનાથી મેળામાં સામેલ ન થઈ શકે એટલા માટે પોતાની મા'મૂલી ખરાબ તબિયતનું વર્ણન એવી રીતે કર્યું જેનાથી સાંભળનાર એવું સમજે કે તેમને કોઈ વધારે બીમારી થઈ છે જેના કારણે તેઓ ખરેખર અમારી સાથે આવી શકતા નથી, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના تَوُرِيَة (તોરિયા)નો આ ખુલાસો સૌથી વધારે યોગ્ય અને સંતોષકારક છે.

આ ખુલાસાથી એવું પણ સ્પષ્ટ થઈ જાય છે કે સહીહ બુખારીની એક હદીષમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના اِنِّىُ سَقِيُمٌ (ઇન્ની સકીમ) કહેવા માટે જે كَذِبَة (કઝિબહ) "જૂઠ"ના શબ્દોનો ઉપયોગ થયો છે તેનો ભાવાર્થ تَوُرِيَة

(તોરિયા) છે, જેનું જાહેર સ્વરૂપ જૂઠ હોય છે પરંતુ કહેનારના કહેવાના ભાવાર્થ પ્રમાણે તે જૂઠ હોતું નથી, પોતે આ જ હદીષની અમુક રિવાયતોમાં આ શબ્દો પણ આવે છે.

مَا مِنۡهَا كَذِبَةٌ اِلَّا مَا حَلَّ بِهَا عَنۡ دِيۡنِ اللّٰهِ،

*"તેમાંથી કોઈ જૂઠ એવું નથી જે અલ્લાહના દીનના બચાવ અને હિમાયત (સમર્થન)માં ન બોલવામાં આવ્યું હોય."*

આ શબ્દોએ પોતે એ સ્પષ્ટ કરી દીધું છે કે અહીંયાં كِـــــــذۡبٌ (કિઝ્બ) પોતાના સામાન્ય અર્થથી અલગ ભાવાર્થ ધરાવે છે, આ હદીષ સંબંધિત વિગતવાર ચર્ચા સૂરએ અંબિયાની આયત قَـالَ بَـلۡ فَعَلَهٗ كَبِيۡرُ هُمۡ (૨૧:૬૩) હેઠળ પસાર થઈ ચૂકી છે.

**تَــوۡرِيَـــه (તોરીયા–**Equivocation**) "દ્વિઅર્થી મોઘમ ભાષા પ્રયોગ"નો શરઈ હુકમ :**

આ જ આયતોથી એ મસ્અલો પણ નીકળે છે કે આવશ્યકતાના સમયે (કોઈ નિર્દોષ અને બેગુનાહ વ્યક્તિને નુકસાન પહોંચાડવાનો ઈરાદો ન હોય તો) "તોરીયા" કરવો જાઈઝ છે, "તોરીયા" એક તો મૌખિક રીતે હોય છે એટલે કે એવી વાત કહેવી જેનો જાહેર અર્થ ઘટનાથી વિપરીત હોય અને તેનો ગુપ્ત અર્થ ઘટના પ્રમાણે હોય અને એક "તોરીયા" અમલની રૂએ હોય છે, એટલે કે એવો અમલ કરવો જેનો મકસદ જોનારાઓ કંઈ સમજે અને વાસ્તવમાં તેનો હેતુ કંઈક બીજો જ હોય જેને اِیۡهَـــــــامۡ (ઈહામ) પણ કહે છે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું તારાઓને જોવું (ઘણા તફસીરકારોના મત પ્રમાણે) "ઈહામ" હતું અને પોતાને બીમાર કહેવું "તોરીયા" હતું.

આવશ્યકતાના સમયે તોરીયાના આ બંને પ્રકારો પોતે સરકારે દો આલમ ﷺથી પણ સાબિત છે, જે સમયે આપ ﷺ હિજરત માટે જતા હતા અને મુશ્રિકો આપ ﷺની શોધખોળમાં લાગ્યા હતા તો માર્ગમાં એક વ્યક્તિએ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ને રસૂલે કરીમ ﷺ વિશે પૂછ્યું કે આ કોણ છે? હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ જવાબ આપ્યો, هُـوَهَـــادٍ يَهۡـدِيۡنِىۡ (તેઓ મારા

માર્ગદર્શક છે, મને માર્ગ બતાવે છે). સાંભળનારો એવું સમજ્યો કે તે સામાન્ય માર્ગ બતાવનાર ભોમિયો છે એટલા માટે તેમને છોડીને ચાલ્યો ગયો, જ્યારે કે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)નો મકસદ એવો હતો કે આપ ﷺ તેમના દીની અને આધ્યાત્મિક માર્ગદર્શક છે. *(રૂહુલ મઆની)*

આ જ પ્રમાણે હઝરત કઅ્બ બિન માલિક (રહ.) ફરમાવે છે, રસૂલે કરીમ ﷺને જિહાદ માટે જે દિશાએ જવાનું હોય ત્યારે મદીના તય્યિબહથી નીકળવાના સમયે તે દિશામાં રવાના થવાના બદલે કોઈ બીજી દિશાએ કૂચ કરવાનું શરૂ કરતા હતા જેથી જોનારાઓને સાચી મંઝિલની જાણ ન થઈ શકે, (સહીહ મુસ્લિમ વગેરે) આ અમલી તોરીયા અને ઈહામ હતો.

હળવાશની પળોમાં અને આનંદના હળવા પ્રસંગોએ પણ રસૂલે કરીમ ﷺથી તોરીયા સાબિત છે, શમાઈલે તિરમિઝીમાં રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ એક વૃદ્ધ સ્ત્રીને હળવી નિર્દોષ મજાક કરતા કહ્યું, ''કોઈ વૃદ્ધા જન્નતમાં જશે નહીં.'' તે વૃદ્ધ સ્ત્રી આ સાંભળીને ઘણી પરેશાન થઈ તો આપ ﷺએ ખુલાસો કર્યો કે વૃદ્ધાઓને જન્નતમાં ન જવાનો અર્થ એ છે કે તે વૃદ્ધાવસ્થાની પરિસ્થિતિમાં જન્નતમાં જશે નહીં, હા ! યુવાન બનીને જશે.

ત્યાર પછીની આયતનો ભાવાર્થ તફસીરના ખુલાસામાં સ્પષ્ટ છે અને ઘટનાની વિગતો સૂરએ અંબિયા (અલૈ.)માં પસાર થઈ ચૂકી છે.

---

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૯૯ થી ૧૧૩)

وَقَالَ اِنِّیْ ذَاهِبٌ اِلٰی رَبِّیْ سَیَهْدِیْنِ ﴿۹۹﴾ رَبِّ هَبْ لِیْ مِنَ الصّٰلِحِیْنَ ﴿۱۰۰﴾ فَبَشَّرْنٰهُ
بِغُلٰمٍ حَلِیْمٍ ﴿۱۰۱﴾ فَلَمَّا بَلَغَ مَعَهُ السَّعْیَ قَالَ یٰبُنَیَّ اِنِّیْۤ اَرٰی فِی الْمَنَامِ اَنِّیْۤ اَذْبَحُكَ فَانْظُرْ
مَاذَا تَرٰی ؕ قَالَ یٰۤاَبَتِ افْعَلْ مَا تُؤْمَرُ ؗ سَتَجِدُنِیْۤ اِنْ شَآءَ اللّٰهُ مِنَ الصّٰبِرِیْنَ ﴿۱۰۲﴾
فَلَمَّاۤ اَسْلَمَا وَتَلَّهٗ لِلْجَبِیْنِ ﴿۱۰۳﴾ۚ وَنَادَیْنٰهُ اَنْ یّٰۤاِبْرٰهِیْمُ ﴿۱۰۴﴾ۙ قَدْ صَدَّقْتَ الرُّءْیَا ۚ اِنَّا
كَذٰلِكَ نَجْزِی الْمُحْسِنِیْنَ ﴿۱۰۵﴾ اِنَّ هٰذَا لَهُوَ الْبَلٰٓؤُا الْمُبِیْنُ ﴿۱۰۶﴾ وَفَدَیْنٰهُ بِذِبْحٍ
عَظِیْمٍ ﴿۱۰۷﴾ وَتَرَكْنَا عَلَیْهِ فِی الْاٰخِرِیْنَ ﴿۱۰۸﴾ۖ سَلٰمٌ عَلٰۤی اِبْرٰهِیْمَ ﴿۱۰۹﴾ كَذٰلِكَ نَجْزِی الْمُحْسِنِیْنَ ﴿۱۱۰﴾

إِنَّهُۥ مِنْ عِبَادِنَا ٱلْمُؤْمِنِينَ ﴿١١١﴾ وَبَشَّرْنَٰهُ بِإِسْحَٰقَ نَبِيًّا مِّنَ ٱلصَّٰلِحِينَ ﴿١١٢﴾ وَبَٰرَكْنَا

عَلَيْهِ وَعَلَىٰٓ إِسْحَٰقَ ۚ وَمِن ذُرِّيَّتِهِمَا مُحْسِنٌ وَظَالِمٌ لِّنَفْسِهِۦ مُبِينٌ ﴿١١٣﴾ ع ٣٩/٧

## તરજુમો :

*અને (ઈબ્રાહીમ અલૈ.) બોલ્યા, હું મારા પરવરદિગારની પાસે જાઉં છું તે જ મને માર્ગ બતાવશે. (૯૯) હે પરવરદિગાર ! મને કોઈ નેક દિકરો અર્પણ કર ! (૧૦૦) પછી અમે તેમને એક પુત્રની ખુશખબરી આપી જે સહનશીલ હશે. (૧૦૧) પછી જ્યારે તેની સાથે દોડવા(ની વયે) પહોંચ્યો, કહ્યું; હે દિકરા ! હું સ્વપ્નમાં જોઉં છું કે તને ઝબહ કરું છું, પછી જો તો તું શું જુએ (મત ધરાવે) છે ? (પુત્રએ) કહ્યું, હે બાપ ! કરી નાંખો જે કંઈ તમને હુકમ થાય છે, જો અલ્લાહે ઈચ્છયું તો તમે મને સબ્ર કરનારાઓ (સહનશીલ) માંહેનો પામશો. (૧૦૨) પછી જ્યારે બંનેએ (અલ્લાહનો) હુકમ માન્યો અને તેને માથાભેર (ઊંધો) રાખ્યો. (૧૦૩) અને અમે તેને પોકાર્યો એ રીતે કે હે ઈબ્રાહીમ ! (૧૦૪) અલબત્ત, તેં તારું સ્વપ્ન સાચું કરી દેખાડ્યું, અમે આ રીતે નેકીવાળાઓને બદલો આપીએ છીએ. (૧૦૫) બેશક ! આ જ છે ખુલ્લી કસોટી. (૧૦૬) અને અમે તેના બદલે એક મોટું જાનવર ઝબહ કરવા માટે આપ્યું. (૧૦૭) અને અમે તેના ઉપર પાછળથી આવનાર લોકોને બાકી રાખ્યા. (૧૦૮) કે સલામ છે ઈબ્રાહીમ (અલૈ.) ઉપર. (૧૦૯) અમે આ રીતે નેકી કરનારાઓને બદલો આપીએ છીએ. (૧૧૦) તે અમારા ઈમાનવાળા બંદાઓમાંનો છે. (૧૧૧) અને અમે તેને ઈસ્હાક (અલૈ.)ની ખુશખબરી આપી જે નેકબખ્ત નબીઓમાંના હશે. (૧૧૨) અને અમે તેના ઉપર અને ઈસ્હાક (અલૈ.) ઉપર બરકત આપી અને બંનેના વંશજોમાં નેકીઓવાળા અને (અમુક) પોતાના હકમાં ખુલ્લા જાલિમો (દુષ્ટો) પણ છે.(૧૧૩)*

## તફસીર :

અને ઈબ્રાહીમ (અલૈ. જ્યારે તે લોકોના ઈમાન લાવવાથી નિરાશ થઈ ગયા તો) કહેવા લાગ્યા કે હું તો (તમારાથી હિજરત કરીને) પોતાના

પરવરદિગાર(ના કોઈ માર્ગ) તરફ ચાલ્યો જાઉં છું, તે મને (સારા ઠેકાણે) પહોંચાડી જ આપશે (એટલા માટે સિરીયા જઈ પહોંચ્યા અને આ દુઆ કરી કે) હે મારા પરવરદિગાર ! મને એક નેક પુત્ર આપ, બસ અમે તેને એક સહનશીલ પુત્રની ખુશખબરી આપી (અને તે પુત્ર પેદા થયો અને મોટો થયો), બસ જ્યારે તે પુત્ર એવી ઉંમરે પહોંચ્યો કે ઈબ્રાહીમ (અલૈ.)ની સાથે ચાલવા ફરવા લાગ્યો તો ઈબ્રાહીમ (અલૈ.)એ (એક સ્વપ્ન જોયું કે હું આ પુત્રને અલ્લાહના હુકમથી ઝબહ કરી રહ્યો છું અને એવું સાબિત નથી કે ગળું કપાયેલું જોયું અથવા નહીં, મતલબ કે આંખ ખુલી તો તેને અલ્લાહ તઆલાનો હુકમ સમજ્યો, અંબિયા અલૈ.નું સ્વપ્ન પણ વહી હોય છે એ કારણે તે હુકમનું પાલન કરવા તૈયાર થઈ ગયા, પછી એવું વિચારીને કે અલ્લાહ જાણે મારો પુત્ર તેના વિશે શું મત ધરાવે છે? તેને ખબર કરવી જરૂરી સમજી એટલા માટે તેને) કહ્યું કે બેટા ! હું જોઉં છું કે હું તને (અલ્લાહના હુકમથી) ઝબહ કરી રહ્યો છું, બસ તમે પણ વિચારી લો, તમારો શું મત છે ? તેઓ બોલ્યા, અબ્બાજાન ! (તેમાં મને પૂછવાની શું જરૂરત છે? જ્યારે તમને અલ્લાહ તઆલા તરફથી હુકમ કરવામાં આવ્યો છે તો) તમને જે હુકમ થયો છે તમે (તાત્કાલિક) પૂરો કરો, ઈન્શાઅલ્લાહ ! તમે મને સહન કરનારાઓમાંથી પામશો, મતલબ કે જ્યારે બંનેએ (અલ્લાહના હુકમનો) સ્વીકાર કરી લીધો અને પિતાએ પુત્રને (ઝબહ કરવા માટે) એક પડખે સુવડાવી દીધો અને (એવું ઈચ્છ્યું કે ગળું કાપી નાંખે અને તે જ સમયે) અમે તેમને અવાજ આપ્યો કે હે ઈબ્રાહીમ ! (અલૈ. ધન્ય છે) તમે સ્વપ્નને બિલકુલ સાચું કરી બતાવ્યું (એટલે કે જે સ્વપ્નમાં હુકમ થયો હતો પોતાના તરફથી તેના ઉપર સંપૂર્ણ અમલ કર્યો, હવે અમે તે હુકમને રદ કરીએ છીએ બસ તેમને છોડી દો, મતલબ કે પુત્રને છોડી દીધા અને તેમનો પ્રાણ બચી ગયો અને તેમના વિશેષ દરજ્જાઓ ઊંચા કરવામાં આવ્યા) અમે નિખાલસ લોકોને આવો જ બદલો આપ્યા કરીએ છીએ (કે બંને દુનિયાની રાહતો તેમને અર્પણ કરીએ છીએ) વાસ્તવમાં આ અમારી મોટી કસોટી હતી (જેને સંપૂર્ણ નિખાલસ વ્યક્તિ સિવાય બીજો સહન નથી કરી શકતો તો અમે આવી કસોટીમાં તેમને ખરા ઊતરવા ઉપર બદલો પણ ઘણો ભારે આપ્યો અને તેમાં જે રીતે હઝરત ઈબ્રાહીમ અલૈ.ની કસોટી હતી એ જ પ્રમાણે હઝરત ઈસ્માઈલ અલૈ.ની પણ કસોટી હતી, માટે તેઓ આ બદલામાં ભાગીદાર

થશે) અને અમે એક મોટું (જાનવર) ઝબહ થનારું તેના બદલે આપ્યું (કે ઈબ્રાહીમ અલૈ. દ્વારા તેને ઝબહ કરાવવામાં આવ્યું) અને અમે પાછળથી આવનાર લોકોમાં આ વાત તેમના માટે બાકી રહેવા દીધી કે ઈબ્રાહીમ (અલૈ.) ઉપર સલામ થાય (એટલા માટે તેમના નામની સાથે આજદિન સુધી "અલૈહિસ્સલામ" કહેવામાં આવી રહ્યું છે) અમે નિખાલસ લોકોને આવો જ બદલો આપીએ છીએ (કે તેમને લોકોની દુઆઓ અને સલામતીની ખુશખબરીઓનું કેન્દ્ર બનાવી આપીએ છીએ) બેશક ! તે અમારા ઈમાનદાર બંદાઓ માંહેના હતા અને અમે (એક ઈનામ તેમના ઉપર એ કર્યું કે) તેમને ઈસ્હાક (અલૈ.)ની ખુશખબરી આપી કે (તેઓ) નબી અને નેકબખ્તોમાંથી હશે અને અમે ઈબ્રાહીમ (અલૈ.) અને ઈસ્હાક (અલૈ.) ઉપર બરકતો નાઝિલ કરી (આ બરકતોમાંથી એક આ છે કે તેમનો વંશ ઘણો ફેલાયો અને તેમના વંશમાં ઘણા અંબિયા અલૈ. પેદા થયા) અને (પછી આગળ) તે બંનેના વંશમાં અમુક સારા પણ છે અને અમુક એવા પણ છે જે (બુરાઈઓ કરીને) પોતાનું ખુલ્લું નુકસાન કરી રહ્યા છે.

## મસ્અલા અને બોધપાઠ :

### પુત્રની કુરબાનીની ઘટના :

આ આયતોમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની પવિત્ર જિંદગીનો એક બીજો મહત્ત્વનો પ્રસંગ વર્ણન કરવામાં આવ્યો છે જેમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ અલ્લાહ તઆલા માટે પોતાના એકમાત્ર પુત્રની કુરબાની રજુ કરી. ઘટનામાં પાયાના વિભાગો તફસીરના ખુલાસાથી સ્પષ્ટ થઈ જાય છે, અમુક ઐતિહાસિક વિગતો આયતોની તફસીરના સ્વરૂપે અત્રે લખવામાં આવે છે.

وَقَالَ اِنِّىْ ذَاهِبٌ اِلٰى رَبِّىْ (અને ઈબ્રાહીમ અલૈ. કહેવા લાગ્યા કે હું તો પોતાના પરવરદિગાર તરફ ચાલ્યો જાઉં છું) આ વાત હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તે સમયે કહી જ્યારે કે તેઓ પોતાના વતનવાળાઓથી બિલકુલ નિરાશ થઈ ગયા અને ત્યાં પોતાના ભાણેજ હઝરત લૂત (અલૈ.) સિવાય કોઈ તેમના ઉપર ઈમાન લાવ્યું નહીં. "પરવરદિગાર તરફ ચાલ્યા જવા"નો ભાવાર્થ એ છે કે હું દારુલ કુફ્રને છોડીને કોઈ એવા સ્થળે ચાલ્યો જઈશ જ્યાં જવાનો મને

પોતાના પરવરદિગાર તરફથી હુકમ થયો છે અને જયાં હું પોતાના પરવરદિગારની ઈબાદત કરી શકીશ, એટલા માટે તેઓ પોતાની પવિત્ર પત્ની હઝરત સારહ (રદિ.) અને પોતાના ભાણેજ હઝરત લૂત (અલૈ.)ને લઈને સફર ઉપર રવાના થયા તથા ઈરાકના વિવિધ પ્રદેશોએ થઈને અંતે સિરીયા પહોંચ્યા અને આ સમગ્ર મુદતમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને કોઈ સંતાન થયું ન હતું એટલા માટે તેમણે તે દુઆ કરી જેનું આગલી આયતમાં વર્ણન છે.

رَبِّ هَبْ لِيْ مِنَ الصّٰلِحِيْنَ (હે મારા પરવરદિગાર ! મને એક નેક પુત્ર અર્પણ કર) માટે તેમની આ દુઆ કબૂલ થઈ અને અલ્લાહ તઆલાએ તેમને એક પુત્રના જન્મની ખુશખબરી સંભળાવી.

فَبَشَّرْنٰهُ بِغُلٰمٍ حَلِيْمٍ (બસ અમે તેમને એક સહનશીલ પુત્રની ખુશખબરી આપી) حَلِيْمُ الْمِزَاجِ (હલીમુલ મિઝાજ) કહીને ઈશારો કરવામાં આવ્યો કે તે નવજાત શીશુ પોતાની જિંદગીમાં એવી સબર અને સહનશીલતાનું દષ્ટાંત રજુ કરશે કે દુનિયા તેનું ઉદાહરણ રજુ નહીં કરી શકે. આ પુત્રના જન્મની ઘટના એમ બની કે જ્યારે હઝરત સારહ (રદિ.)એ જોયું કે મને કોઈ અવલાદ થતી નથી તો તેઓ સમજ્યા કે હું વાંઝણી થઈ ચૂકી છું, આ બાજુ મિસ્રના ફિરઔને હઝરત સારહ (રદિ.)ને પોતાની પુત્રી જેનું નામ હાજરા (રદિ.) હતું સેવા માટે આપી હતી, હઝરત સારહ (રદિ.)એ આ જ હાજરા (રદિ.) હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને અર્પણ કરી અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમની સાથે નિકાહ કરી લીધા. આ જ હાજરા (રદિ.)ના પેટે આ પુત્ર પેદા થયા અને તેમનું નામ ઈસ્માઈલ (અલૈ.) રાખવામાં આવ્યું.

فَلَمَّا بَلَغَ مَعَهُ السَّعْيَ قَالَ يٰبُنَيَّ اِنِّيْٓ اَرٰى فِي الْمَنَامِ اَنِّيْٓ اَذْبَحُكَ (બસ જ્યારે તે ફરજંદ એવી વયે પહોંચ્યા કે ઈબ્રાહીમ અલૈ. સાથે ચલવા ફરવા લાગ્યા તો ઈબ્રાહીમ અલૈ.એ કહ્યું કે બેટા ! હું સ્વપ્નમાં જોઉં છું કે તમને ઝબહ કરી રહ્યો છું.)

અમુક રિવાયતોમાં છે કે આ સ્વપ્ન હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને ત્રણ વખતે સતત બતાવવામાં આવ્યું. (કુર્તુબી) અને એ વાત નિશ્ચિત છે કે અંબિયા (અલૈ.)ના સ્વપ્નો વહી હોય છે એટલા માટે આ સ્વપ્નનો અર્થ એ હતો કે અલ્લાહ તઆલા તરફથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને હુકમ થયો છે કે પોતાના

એકમાત્ર પુત્રને ઝબહ કરો. આ હુકમ સીધે સીધો કોઈ ફરિશ્તા દ્વારા પણ નાઝિલ કરી શકાતો હતો પરંતુ સ્વપ્નમાં બતાવવાની હિકમત દેખીતી રીતે એ હતી કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું આજ્ઞાપાલન પોતાની પરાકાષ્ઠાએ જાહેર થાય. સ્વપ્ન દ્વારા આપવામાં આવેલ હુકમમાં માનવ મહેચ્છાઓ માટે તા'વીલો અને ખુલાસાઓ કરવાની ઘણી બધી સંભાવનાઓ હતી પરંતુ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તે તા'વીલોનો માર્ગ અપનાવવાના બદલે અલ્લાહ તઆલાના હુકમ સામે પોતાનું સંપૂર્ણ આત્મસમર્પણ કરી દીધું. *(તફસીરે કબીર)*

તદુપરાંત અહીંયાં અલ્લાહ તઆલાના હુકમનો મૂળ હેતુ ન તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને ઝબહ કરાવવાનો હતો અને ન જ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને એ હુકમ આપવાનો હતો કે તેમને ઝબહ કરી જ નાંખો, બલકે આ હુકમ આપવા પાછળનો હેતુ એ હતો કે પોતાના તરફથી તેમને ઝબહ કરવાની સમગ્ર તૈયારી કરીને તેમને ઝબહ કરવાની પ્રવૃત્તિ કરી ચૂકો, હવે આ હુકમ જો મૌખિક આપવામાં આવ્યો હોત તો તેમાં કસોટી ન હતી એટલા માટે તેમને સ્વપ્નમાં બતાવવામાં આવ્યું કે તેઓ દિકરાને ઝબહ કરી રહ્યા છે, તેનાથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એવું સમજ્યા કે ઝબહ કરવાનો હુકમ થયો છે અને તે સંપૂર્ણ રીતે ઝબહ કરવા તૈયાર થઈ ગયા. આ રીતે કસોટી પણ પૂરી થઈ ગઈ અને સ્વપ્ન પણ સાચું થઈ ગયું, આ વાત મૌખિક હુકમ દ્વારા આવી હોત તો યા તો કસોટી ન હોત અથવા હુકમ પછી રદ કરવો પડ્યો હોત, આ પરીક્ષા કેટલી કઠોર હતી તેના તરફ ઈશારો કરવા માટે અહીંયાં અલ્લાહે فَلَمَّا بَلَغَ مَعَهُ السَّعْىَ ના શબ્દો વધાર્યા છે, એટલે કે ખૂબ અરમાનો, આકાંક્ષાઓથી માંગેલ તે પુત્રને કુરબાન કરવાનો હુકમ તે સમયે આપવામાં આવ્યો હતો જ્યારે કે આ પુત્ર પોતાના પિતા સાથે ચાલવા ફરવા યોગ્ય બની ગયો હતો અને પાલન પોષણની તકલીફો વેઠ્યા પછી હવે સમય આવ્યો હતો કે તે પોતાના બાવડાંનું બળ અને બાપનો સહારો સાબિત થાય. તફસીરકારોએ લખ્યું છે કે તે સમયે હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની ઉંમર ૧૩ વર્ષની હતી અને અમુક તફસીરકારોએ કહ્યું છે કે બાલિગ થઈ ચૂક્યા હતા. *(તફસીરે મઝહરી)*

فَانْظُرْ مَاذَا تَرٰى (બસ તમે પણ વિચારી લો કે તમારો શું અભિપ્રાય છે ?) હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આ વાત હઝરત ઈસ્માઈલ (અલૈ.)ને એટલા માટે

પૂછી ન હતી કે તેમને અલ્લાહ તઆલાના હુકમ ઉપર અમલ કરવામાં કોઈ ખચકાટ હતો, બલકે એક તો તેઓ પોતાના પુત્રની પરીક્ષા લેવા ઈચ્છતા હતા કે તે આ કસોટીમાં કેટલી હદે પૂરા ઊતરે છે, બીજું અંબિયા (અલૈ.)ની રીતભાત હંમેશા એ રહી છે કે તેઓ અલ્લાહ તઆલાના હુકમના આજ્ઞાપાલન માટે તો હંમેશા તૈયાર રહે છે પરંતુ આજ્ઞાપાલન માટે હંમેશા માર્ગ એવો અપનાવે છે જે હિકમત અને શક્ય હોય ત્યાં સુધી સહૂલત ઉપર આધારિત હોય, જો હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પહેલેથી કશું કહ્યા વિના પુત્રને ઝબહ કરવા માંડ્યા હોત તો આ ઘટના બંને માટે મુશ્કેલીનું કારણ બની હોત, હવે આ વાત તેમણે મશ્વેરાના અંદાજમાં પુત્રને એટલા માટે કહી કે દિકરાને પ્રથમથી અલ્લાહ તઆલાનો હુકમ જાણ થઈ જશે તો તે ઝબહ થવાની તકલીફ વેઠવા માટે પ્રથમથી તૈયાર થઈ શકશે, વળી જો પુત્રના દિલમાં કોઈ શંકા કુશંકા થાય તો પણ તેને સમજાવી શકાશે. (રૂહુલ મઆની અને બયાનુલ કુર્આન) પરંતુ આ દિકરો પણ અલ્લાહના ખલીલ (અલૈ.)નો દિકરો હતો અને તેમને પોતે પણ રિસાલતના હોદ્દા ઉપર આરૂઢ થવાનું હતું એટલા માટે જવાબમાં કહ્યું,

يَـٰٓأَبَتِ ٱفْعَلْ مَا تُؤْمَرُ (અબ્બાજાન ! જે વાતનો તમને હુકમ આપવામાં આવ્યો છે તેને કરી નાંખો) આ જવાબથી હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના અદ્વિતિય બલિદાનની ભાવનાની સાક્ષી તો મળે જ છે તદુપરાંત એ પણ જાણ થાય છે કે કિશોરાવસ્થામાં જ અલ્લાહ તઆલાએ તેમને કેવી સમજ અને કેવું જ્ઞાન અર્પણ કર્યું હતું ! હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમની સામે અલ્લાહના કોઈ હુકમનો હવાલો આપ્યો ન હતો, બલકે એક સ્વપ્નનું વર્ણન કર્યું હતું પરંતુ હઝરત ઈસ્માઈલ (અલૈ.) સમજી ગયા કે અંબિયા (અલૈ.)ના સ્વપ્ન વહી હોય છે અને આ સ્વપ્ન પણ વાસ્તવમાં અલ્લાહના હુકમનું એક સ્વરૂપ જ હોય છે એટલા માટે તેમણે જવાબમાં સ્વપ્નના બદલે અલ્લાહ તઆલાના હુકમનું વર્ણન કર્યું.

**"વહીએ ગેરમત્લુ" (**Revelation Not Recited**)ની સાબિતી :**

અત્રે હદીષના ઈન્કારીઓનો સ્પષ્ટ રદિયો થઈ જાય છે જેઓ "વહીએ ગેરમત્લુ"ના અસ્તિત્વને નથી માનતા અને કહે છે કે વહી માત્ર તે છે જે આસમાની કિતાબમાં નાઝિલ કરવામાં આવી તે સિવાય વહીનો કોઈ બીજો પ્રકાર મોજૂદ નથી, તમે વાંચ્યું કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને પુત્રની કુરબાનીનો હુકમ

સ્વપ્ન દ્વારા આપવામાં આવ્યો અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)એ સ્પષ્ટ શબ્દોમાં તેને અલ્લાહ તઆલાનો હુકમ ઠરાવ્યો, જો "વહીએ ગેરમત્લુ" કોઈ વસ્તુ જ નથી તો આ હુકમ કઈ આસમાની કિતાબમાં ઊતાર્યો હતો ?

سَتَجِدُنِىٓ اِنْ شَآءَ اللّٰهُ مِنَ الصّٰبِرِيْنَ (ઈન્શાઅલ્લાહ ! તમે મને ધૈર્ય દાખવનારાઓમાંથી પામશો). આ વાક્યમાં હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની સભ્યતા, શિષ્ટાચાર અને વિનમ્રતાને જુઓ, એક તો "ઈન્શાઅલ્લાહ !" કહીને મા'મલો અલ્લાહ તઆલાના હવાલે કરી દીધો અને તે વાયદામાં દા'વાનું જે જાહેર સ્વરૂપ ઉપસ્થિત થઈ શકતું હતું તેને ખતમ કરી દીધું, બીજું તેઓ એવું પણ કહી શકતા હતા કે "તમે ઈન્શાઅલ્લાહ મને સબ્ર કરનારો પામશો." પરંતુ તેના બદલે તેમણે કહ્યું કે "તમે મને સબ્ર કરનારાઓમાંથી પામશો." જેનાથી એ વાત તરફ ઈશારો કર્યો કે આ ધૈર્ય અને ધીરજ એકમાત્ર મારી વિશિષ્ટતા નથી બલકે દુનિયામાં અન્ય બીજા પણ ઘણા બધા સબ્ર કરનારા થયા છે, ઈન્શાઅલ્લાહ ! હું પણ તેમનામાં સામેલ થઈ જઈશ. આ રીતે તેમણે આ વાક્યમાં ગર્વ, મિથ્યાભિમાન કે હુંપણા અને બડાઈના દરેક નાનામાં નાના સ્વરૂપને પણ સમાપ્ત કરીને તેમાં અંતિમ કક્ષાની વિનમ્રતા બતાવી. (રૂહુલ મઆની) આનાથી એ બોધપાઠ મળે છે કે મનુષ્યએ કોઈ મા'મલામાં પોતાના ઉપર ભલે ગમે એટલો ભરોસો હોય પરંતુ તેના એવા મોટા મોટા દા'વા ન કરવા જોઈએ જેનાથી અભિમાન અને ઘમંડ ટપકતો હોય, જો ક્યાંક કોઈ એવી વાત કહેવાની આવશ્યકતા ઊભી થાય તો શબ્દોમાં એવી વિનમ્રતા હોવી જોઈએ કે તેમાં પોતાના બદલે અલ્લાહ તઆલા ઉપર ભરોસાની જાહેરાત થાય અને જે મર્યાદા સુધી શક્ય હોય વિનમ્રતાના પાલવને ન છોડવો જોઈએ.

فَلَمَّآ اَسْلَمَا (બસ જ્યારે તે બંને ઝુકી ગયા)માં શબ્દ اَسْلَمَ (અસ્લમ)નો અર્થ "ઝુકી જવું, આજ્ઞાપાલક બની જવું, આત્મસમર્પણ કરી દેવું" થાય છે, ભાવાર્થ એ છે કે જ્યારે તેઓ અલ્લાહના હુકમ સામે ઝુકી ગયા એટલે કે બાપે પુત્રને ઝબહ કરવાનો અને પુત્રએ ઝબહ થઈ જવાનો ઈરાદો કરી લીધો, અહીંયાં لَمَّا (લમ્મા) "જ્યારે"નો શબ્દ ઉપયોગ કરવામાં આવ્યો છે પરંતુ તેનો જવાબ ઉપસ્થિત નથી, એટલે કે આગળ એવું નથી બતાવવામાં આવ્યું કે જ્યારે આ ઘટનાઓ બની ચૂકી તો શું થયું ? આથી એ વાત તરફ ઈશારો છે કે બાપ બેટાનું

આ બલિદાનનું પગલું એટલું આશ્ચર્યજનક હતું કે શબ્દો તેનું સંપૂર્ણ ચિત્ર વર્ણન કરી શકતા નથી.

અમુક ઐતિહાસિક અને તફસીરી રિવાયતોથી જાણ થાય છે કે શયતાને ત્રણ વખતે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને બહેકાવવાનો પ્રયત્ન કર્યો, દરેક વખતે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેને સાત કાંકરીઓ મારીને ભગાડી મૂક્યો, આજ સુધી મીનાના ત્રણ જમરાત ઉપર એ જ પ્રિય અમલની યાદગાર કાંકરીઓ મારીને મનાવવામાં આવે છે, અંતે જ્યારે બંને બાપ બેટા આ અનોખી ઈબાદત પૂર્ણ કરવા માટે કુરબાનગાહ ઉપર પહોંચ્યા તો હઝરત ઈસ્માઈલ (અલૈ.)એ પોતાના પિતાને કહ્યું કે અબ્બાજાન ! મને ખૂબ સારી રીતે બાંધી દો જેથી હું વધારે તડપી ન શકું અને પોતાના કપડાંથી પણ મને બચાવજો, એવું ન થાય કે તેના ઉપર મારા લોહીના છાંટા ઉડે તો મારો સવાબ ઘટી જાય, તદુપરાંત મારી માતા તે લોહી જોશે તો તેમને વધારે ગમ થશે અને પોતાની છરી પણ તેજ કરી લો અને તેને મારી ગરદન ઉપર જરા ઉતાવળે ઉતાવળે ફેરવજો જેથી સરળતાથી મારા પ્રાણ નીકળી શકે, કારણ કે મોત ઘણી સખત વસ્તુ છે અને જ્યારે તમે મારી વાલિદહ પાસે જાઓ તો તેમને મારા સલામ કહેજો અને જો તમે મારું ખમીસ વાલિદહની પાસે લઈ જવા ઈચ્છો તો લઈ જાઓ, કદાચ તેનાથી તેમને કંઈક સાંત્વના મળે. એકમાત્ર પુત્રની જીભે આ શબ્દો સાંભળીને એક બાપના દિલ ઉપર શું ગુઝરી શકે પરંતુ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ધૈર્યના પહાડ બનીને જવાબ એવો આપે છે કે બેટા ! તમે અલ્લાહનો હુકમ પૂરો કરવા માટે મારા કેટલા સારા મદદગાર છો ! એવું કહીને તેમણે પુત્રને ચુંબન કર્યું અને ભીની આંખોએ તેમને બાંધ્યા. *(મઝહરી)*

وَتَلَّهُ لِلْجَبِيْنِ (તેમને માથાભેર ઊંધા સુવાડ્યા). હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી તેનો ભાવાર્થ એ નકલ થયો છે કે તેમને એ રીતે એક પાસા ઉપર સુવાડી દીધા કે કપાળનો એક કિનારો જમીનને અડવા લાગ્યો. (મઝહરી) શબ્દકોષના આધારે આ તફસીર વધારે પ્રચલિત છે એટલા માટે કે جَبِيْنٌ (જબીન)નો અરબી ભાષામાં અર્થ કપાળના બંને લમણાઓનો કરવામાં આવે છે અને કપાળનો વચ્ચેનો ભાગ جَبْهَةٌ (જબ્હાહ) કહેવામાં આવે છે, એટલા માટે હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.)એ તેનો અનુવાદ એક પાસા ઉપર

સુવાડવાનો કર્યો છે પરંતુ અમુક બીજા મુફસ્સિરોએ તેનો ભાવાર્થ એ બતાવ્યો છે કે ઊંધા મોઢે જમીન ઉપર સુવાડી દીધા, અલબત્ત ઐતિહાસિક રિવાયતોમાં એ રીતે સુવાડવાનું કારણ એ વર્ણન કરવામાં આવ્યું છે કે શરૂઆતમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમને સીધા સુવાડ્યા હતા પરંતુ જ્યારે છરી ફેરવવા લાગ્યા તો વારંવાર ચલાવવા છતાં ગળું કપાતું ન હતું, કારણ કે અલ્લાહ તઆલાએ પોતાની કુદરતથી પિત્તળનો એક ટૂકડો વચ્ચે આડ કરી દીધો હતો, આ તકે પુત્રએ પોતે એ વિનંતી કરી કે અબ્બાજાન ! મને ઊંધા મોઢે એક પાસા ઉપર સુવડાવી દો. એટલા માટે જ્યારે તમને મારો ચહેરો દેખાય છે તો પિતૃ લાગણી આવેશમાં આવી જાય છે અને ગળું કપાઈ શકતું નથી, તદુપરાંત છરી મને દેખાય છે તો મને પણ ગભરામણ થવા લાગે છે એટલા માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમને એ જ રીતે સુવડાવી છરી ચલાવવાનું શરૂ કર્યું. વલ્લાહુ અઅ્લમુ. *(તફસીરે મઝહરી વગેરે)*

وَنَادَيْنٰهُ اَنْ يّٰٓا اِبْرٰهِيْمُ قَدْ صَدَّقْتَ الرُّءْيَآ (અને અમે તેમને પોકાર કર્યો કે હે ઈબ્રાહીમ ! તમે સ્વપ્ન સાચું કરી દેખાડ્યું.) એટલે કે અલ્લાહ તઆલાનો હુકમ પૂર્ણ કરવામાં જે કામ તમારે કરવાનું હતું તેમાં તમે પોતાના તરફથી કોઈ કસર બાકી રાખી નથી. (સ્વપ્નમાં પણ લગભગ માત્ર આટલું જ બતાવવામાં આવ્યું હતું કે હઝરત ઈબ્રાહીમ અલૈ. તેમને ઝબહ કરવા માટે છરી ચલાવી રહ્યા છે.) હવે આ કસોટી પૂર્ણ થઈ ચૂકી એટલા માટે હવે તેમને છોડી દો.

اِنَّا كَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ (અમે નિખાલસ લોકોને આવો જ બદલો આપીએ છીએ) એટલે કે જ્યારે કોઈ અલ્લાહનો બંદો અલ્લાહના હુકમ સામે આત્મસમર્પણ કરીને પોતાની બધી જ લાગણીઓને કુરબાન કરવા તૈયાર થઈ જાય છે તો અમે અંતે તેને દુનિયાની તકલીફથી પણ બચાવી લઈએ છીએ અને આખિરતનો બદલો અને સવાબ પણ તેના નામએ આ'માલમાં લખી આપીએ છીએ.

وَفَدَيْنٰهُ بِذِبْحٍ عَظِيْمٍ (અને અમે એક મોટું ઝબહ થનાર તેના બદલામાં આપ્યું). રિવાયતોમાં છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આ આકાશી અવાજ સાંભળીને ઉપર તરફ જોયું તો હઝરત જિબ્રઈલ (અલૈ.) એક ઘેટું લઈને ઊભા

હતા, અમુક રિવાયતોથી જાણ થાય છે કે આ તે જ ઘેટું હતું જેની કુરબાની હઝરત આદમ (અલૈ.)ના પુત્ર હાબીલ (રદિ.)એ રજુ કરી હતી. વલ્લાહુ અઅ્લમુ.

મતલબ કે આ જન્નતી ઘેટું હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને અર્પણ કર્યું અને તેમણે અલ્લાહના હુકમથી પોતાના પુત્રના બદલે તેને કુરબાન કર્યું. આ ઝબહ થનારને عَظِيْم (અઝીમ) "મહાન" એટલા માટે કહેવામાં આવ્યું કે તે અલ્લાહ તરફથી આવ્યું હતું અને તેની કુરબાની સ્વીકૃત થવામાં કોઈ શંકા હોઈ શકતી નથી. *(તફસીરે મઝહરી વગેરે)*

## હઝરત ઇસ્માઈલ (અલૈ.) "ઝબીહ" (ઝબહ થનાર) હતા અથવા હઝરત ઇસ્હાક (અલૈ.) :

ઉપરની આયતોની તફસીર એવું સ્વીકારીને કરવામાં આવી છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના જે પુત્રને ઝબહ કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો તે હઝરત ઈસ્માઈલ (અલૈ.) હતા પરંતુ વાસ્તવમાં આ બાબતે તફસીરકારો અને ઈતિહાસકારો વચ્ચે સખત મતભેદો જોવા મળે છે. હઝરત ઉમર, અલી, અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ, અબ્બાસ, ઈબ્ને અબ્બાસ, કઅ્બ બિન અહ્બાર, સઈદ બિન ઝુબૈર (રદિ.) અને કતાદહ, મસ્રૂક, ઈકરીમા, અતાઅ્, મકાતિલ, ઝહરી અને સુદ્દી (રહ.)થી નકલ છે કે તે પુત્ર હઝરત ઈસ્હાક (અલૈ.) હતા, તેનાથી વિપરીત હઝરત અલી, ઈબ્ને અબ્બાસ, અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર, અબૂ હુરયરહ (રદિ.) અને અબૂ તુફયલ, સઈદ બિન મુસય્યબ, સઈદ બિન ઝુબૈર, હસન બસરી, મુજાહિદ, હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ, શુઅ્બી, મુહમ્મદ ઈબ્ને કઅ્બ તરઝી (રહ.) અને બીજા ઘણા બધા તાબિઈનથી નકલ થયું છે કે તે પુત્ર હઝરત ઈસ્માઈલ (અલૈ.) હતા. (એ જોઈ શકાય છે કે હઝરત અલી, હઝરત ઈબ્ને અબ્બાસ અને હઝરત સઈદ ઈબ્ને ઝુબૈર બંને જૂથોમાં સામેલ છે, આવું એટલા માટે છે કે તેઓનો બંને પ્રકારના અભિપ્રાયો સાથે સંબંધ સ્થાપિત થાય છે. -ઉસ્માની)

પાછળથી આવનાર તફસીરકારોમાં હાફિજ ઈબ્ને તબરી (રહ.)એ પ્રથમ નિવેદનને અગ્રિમતા આપી છે અને હાફિજ ઈબ્ને કષીર (રહ.)એ વગેરેએ બીજા નિવેદનને અપનાવીને પ્રથમ નિવેદનને કઠોરતાથી રદ કર્યું છે, અહીંયાં બંને

પક્ષકારોની દલીલો ઉપર સંપૂર્ણ સમીક્ષા શક્ય નથી, વળી કુર્આનની વર્ણનશૈલી અને રિવાયતોની શક્તિના આધારે પ્રચલિત અને યોગ્ય એ જ જાણ થાય છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને જે પુત્રને ઝબહ કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો તેઓ હઝરત ઈસ્માઈલ (અલૈ.) હતા, તેની દલીલો નીચે પ્રમાણે છે.

(૧) કુર્આને કરીમે પુત્રની સંપૂર્ણ કુરબાનીની ઘટના વર્ણન કરીને ફરમાવ્યું છે, وَبَشَّرْنٰهُ بِاِسْحٰقَ نَبِيًّا مِّنَ الصّٰلِحِيْنَ (અને અમે તેમને ઈસ્હાક અલૈ.ની ખુશખબરી આપી કે નબી અને નેક લોકોમાંથી હશે.) તેનાથી સ્પષ્ટ એવું જણાય છે કે જે પુત્રની કુરબાનીનો હુકમ આપવામાં આવ્યો હતો તે હઝરત ઈસ્હાક (અલૈ.) સિવાય કોઈ અન્ય હતા અને હઝરત ઈસ્હાક (અલૈ.)ની ખુશખબરી તેમની કુરબાનીની ઘટના પછી આપવામાં આવી.

(૨) હઝરત ઈસ્હાક (અલૈ.)ની ખુશખબરીમાં એવું પણ ઉપસ્થિત છે કે હઝરત ઈસ્હાક (અલૈ.) નબી બનશે, તે ઉપરાંત એક બીજી આયતમાં પ્રસ્તુત છે કે હઝરત ઈસ્હાક (અલૈ.)ની પેદાઈશની સાથે એવી ખુશખબરી આપવામાં આવી હતી કે તેમનાથી હઝરત યાકૂબ (અલૈ.) પેદા થશે, فَبَشَّرْنٰهَا بِاِسْحٰقَ وَمِنْ وَّرَآءِ اِسْحٰقَ يَعْقُوْبَ તેનો સ્પષ્ટ ભાવાર્થ આ હતો કે તે લાંબી ઉંમર સુધી જીવીત રહેશે, અહીંયાં સુધી કે સંતાનવાળા થશે, પછી તેમને બાળપણમાં ઝબહ કરવાનો હુકમ કઈ રીતે આપી શકાતો હતો અને જો તેમને જ બાળપણમાં નુબુવ્વતથી પહેલાં જ ઝબહ કરવાનો હુકમ આપવામાં આવ્યો હોત તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.) સમજી ગયા હોત કે તેમને તો હજુ નુબુવ્વતના હોદ્દા ઉપર આરૂઢ થવાનું છે અને તેમના પેટે હઝરત યાકૂબ (અલૈ.)નો જન્મ નક્કી થઈ ચૂક્યો છે એટલા માટે ઝબહ થવાથી તેમની મૌત નથી આવી શકતું, દેખીતું છે કે આ સ્વરૂપમાં ન તો તે કોઈ મોટી કસોટી હોત અને ન જ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તેના પરિણામે કોઈ વખાણના હકદાર બન્યા હોત, પરીક્ષા એવા સ્વરૂપમાં જ શક્ય છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) સંપૂર્ણ રીતે એવું સમજ્યા હોય કે મારો આ પુત્ર ઝબહ કરવાથી ખતમ થઈ જશે અને એવું સમજ્યા પછી જ તેઓ ઝબહ કરવાની પ્રવૃત્તિ આદરે, હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની બાબતમાં આ વાત સંપૂર્ણ રીતે ફીટ બેસે છે એટલા માટે કે અલ્લાહ તઆલાએ તેમના જીવીત રહેવા અને નબી બનવાની કોઈ ખુશખબરી આપી ન હતી.

(૩) કુર્આને કરીમના વર્ણનથી જાણ થાય છે કે જે પુત્રને ઝબહ કરવાનો હુકમ થયો હતો તે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું પ્રથમ બાળક હતું એટલા માટે કે તેમણે પોતાના વતનથી હિજરત કરવાના સમયે એક પુત્રની દુઆ કરી હતી, આ જ દુઆના જવાબમાં તેમને એ ખુશખબરી આપવામાં આવી કે તેમના ત્યાં એક સહનશીલ પુત્ર પેદા થશે અને પછી આ પુત્ર વિશે એવું કહેવામાં આવ્યું છે કે જ્યારે તે પિતા સાથે ચાલવા ફરવાપાત્ર બની ગયો ત્યારે તેને ઝબહ કરવાનો હુકમ આપવામાં આવ્યો, આ સમગ્ર ઘટનાક્રમ બતાવી રહ્યો છે કે તે પુત્ર હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો પ્રથમ પુત્ર હતો. આ બાજુ આ વાત સર્વસહમત છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના પ્રથમ પુત્ર હઝરત ઈસ્માઈલ (અલૈ.) છે ત્યારબાદ એ વાતમાં કોઈ શંકા નથી રહેતી કે હઝરત ઈસ્માઈલ (અલૈ.) જ ઝબીહ હતા.

(૪) એ વાત પણ લગભગ નિશ્ચિત છે કે પુત્રની કુરબાનીની આ ઘટના મક્કએ મુકર્રમહની આસપાસ બની છે એટલા માટે અરબોમાં બરાબર હજ્જ દરમિયાન કુરબાનીનો રિવાજ ચાલુ રહ્યો છે તદુપરાંત હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના પુત્રના ફિદિયામાં જે ઘેટું જન્નતમાંથી મોકલવામાં આવ્યું હતું તેના શિંગડાઓ વર્ષોના વર્ષો સુધી કા'બા શરીફની અંદર લટકતા રહ્યા છે, હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ તેના સમર્થનમાં કેટલીય રિવાયતો નકલ કરી છે અને હઝરત આમિર શુઅ્બી (રહ.)નું એ નિવેદન પણ વર્ણન કર્યું છે કે, "મેં આ ઘેટાના શિંગડા કા'બામાં પોતે જોયા છે." (ઈબ્ને કષીર, પેજ : ૧૮, જિલ્દ : ૪) હવે દેખીતું છે કે મક્કએ મુકર્રમહમાં હઝરત ઈસ્માઈલ (અલૈ.) રહેતા હતા, ન કે હઝરત ઈસ્હાક (અલૈ.). એટલા માટે સ્પષ્ટ છે કે ઝબહ કરવાનો હુકમ હઝરત ઈસ્માઈલ (અલૈ.) વિશે હતો, ન કે હઝરત ઈસ્હાક (અલૈ.) વિશે.

રહી તે રિવાયતો જેમાં વિવિધ સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના વિશે વર્ણન થયું છે કે તેમણે હઝરત ઈસ્હાક (અલૈ.)ને ઝબીહ (ઝબહ થનાર) ઠરાવ્યા, બસ તેમના વિશે હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ લખ્યું છે,

*"અલ્લાહ જ બહેતર જાણે છે પરંતુ દેખીતી રીતે આ બધા જ નિવેદનો કઅ્બ બિન અહ્બાર (રદિ.) દ્વારા થયેલા છે એટલા માટે કે જ્યારે તેઓ હઝરત ઉમર (રદિ.)ના સમયકાળમાં ઈસ્લામ લાવ્યા તો હઝરત ઉમર (રદિ.)ને પોતાની જૂની કિતાબોની વાતો સંભળાવવા લાગ્યા, અમુક સમયે હઝરત ઉમર (રદિ.)*

*તેમની વાતો સાંભળી લેતા હતા અને તેનાથી અન્ય લોકોને પણ થોડી તક મળી અને તેમણે પણ તેમની રિવાયતો સાંભળીને તેને નકલ કરવાનું શરૂ કર્યું, આ રિવાયતોમાં દરેક પ્રકારની સાચી જૂઠી વાતો ભેગી હતી અને આ ઉમ્મતને તે વાતોમાંથી એક શબ્દની પણ આવશ્યકતા નથી.'' વલ્લાહુ અઅ્લમુ.*

*(તફસીરે ઈબ્ને કષીર, પેજ : ૧૭, જિલ્દ : ૪)*

હાફિઝ ઈબ્ને કષીર (રહ.)ની આ વાત ખૂબ સત્યની નજીક જણાય છે એટલા માટે કે હઝરત ઈસ્હાક (રદિ.)ને ઝબીહ ઠરાવવાનો આધાર ઈસ્રાઈલી રિવાયતો ઉપર જ છે એટલા માટે યહૂદીઓ અને ઈસાઈઓ હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના બદલે હઝરત ઈસ્હાક (અલૈ.)ને ઝબીહ ઠરાવે છે, હાલની બાઈબલમાં આ ઘટના આ શબ્દોમાં વર્ણન કરવામાં આવી છે.

*''તે વાતો પછી એવું થયું કે ખુદાએ અબ્રાહમને અજમાવ્યા અને તેને કહ્યું, હે અબ્રાહમ ! તેણે કહ્યું, હું હાજર છું. ત્યારે તેને કહ્યું, તું પોતાના દિકરા ઈઝ્હાકને જે તારો એકનો એક છે અને જેને તું પ્રેમ કરે છે સાથે લઈને મોર્યાના પ્રદેશમાં જા અને ત્યાં તેને પહાડોમાંથી એક પહાડ ઉપર જે હું તને બતાવીશ બસ બળેલી બલી સ્વરૂપે ચઢાવ.''* *(જિનેસિસ : ૨૨; ૧.૨)*

તેમાં ઝબહની ઘટના હઝરત ઈસ્હાક (અલૈ.) સાથે જોડવામાં આવી છે પરંતુ જો ન્યાય અને સંશોધનપૂર્વક જોવામાં આવે તો સ્પષ્ટ થઈ જાય છે કે અહીંયાં યહૂદીઓએ પોતાના પ્રચલિત પૂર્વગ્રહથી કામ લઈને તવરાતની મૂળ આયતમાં ફેરબદલી કરી નાંખી છે એટલા માટે કે જિનેસિસની આ પ્રસ્તુત આયતમાં જ ''જે તારો એકનો એક દિકરો છે''ના શબ્દો બતાવી રહ્યા છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને જે પુત્રની કુરબાનીનો હુકમ આપવામાં આવ્યો તે તેમનો એકનો એક દિકરો હતો, આ જ વિભાગમાં આગળ ચાલીને ફરી લખ્યું છે કે,

*''તેં પોતાના દિકરાને પણ જે તારો એકનો એક છે મારાથી રોકી રાખ્યો નહીં.''*

*(જિનેસિસ : ૨૬; ૧૨)*

આ વાક્યમાં પણ આ સ્પષ્ટતા ઉપસ્થિત છે કે તે પુત્ર હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો એકનો એક પુત્ર હતો, આ બાજુ એ વાત નિશ્ચિત છે કે હઝરત ઈસ્હાક (અલૈ.) તેમના એકમાત્ર પુત્ર ન હતા. જો ''એકના એક પુત્ર'' કોઈને કહી શકાય

છે તો તે માત્ર હઝરત ઈસ્માઈલ (અલૈ.) છે, પોતે જિનેસિસની કિતાબમાં બીજી ઘણી આયતો તેની સાક્ષી આપે છે કે હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની પેદાઈશ હઝરત ઈસ્હાક (અલૈ.)ના ઘણા સમય પહેલાં થઈ ચૂકી હતી, દાખલા તરીકે નીચે જુઓ,

*"અને અબ્રાહમની પત્ની સારાઈને કોઈ સંતાન ન થયું, તેની એક મિસ્રી દાસી હતી જેનું નામ હાજરા હતું અને.... તે હાજરાની પાસે ગયા અને તે ગર્ભવતી બની અને ખુદાવંદના ફરિશ્તાઓએ તેને કહ્યું કે તું ગર્ભવતી છે અને તને પુત્ર થશે, તેનું નામ ઈસ્માઈલ રાખજે અને જ્યારે અબ્રાહમને હાજરાથી ઈસ્માઈલ પેદા થયો તો અબ્રાહમ ૮૬ વર્ષનો હતો."* *(જિનેસિસ : ૧૬; ૧–૪ અને ૧–૧૬)*

વળી આગળના વિષયમાં લખે છે,

*"અને ખુદાએ અબ્રાહમને કહ્યું કે સારાઈ જે તારી પત્ની છે તેનાથી પણ તને એક દિકરો બખ્શીશ ત્યારે અબ્રાહમ ઊંધા મોંએ પડયા અને ખૂબ હસીને દિલમાં કહેવા લાગ્યા કે શું સો વર્ષના વૃદ્ધથી કોઈ બાળક થશે ? અને શું સારાને જે નેવું વર્ષની છે સંતાન થશે ? અને અબ્રાહમે ખુદાને કહ્યું કે કાશ ! ઈસ્માઈલ જ તારી સામે જીવતો રહે, ત્યારે ખુદાએ ફરમાવ્યું, બેશક ! તારી પત્ની સારાથી તને પુત્ર થશે તો તેનું નામ ઈઝ્હાક રાખજે."* *(જિનેસિસ : ૧૭; ૧૫–૨૦)*

ત્યારબાદ હઝરત ઈસ્હાક (અલૈ.)ના જન્મનું વર્ણન આ પ્રમાણે કરવામાં આવ્યું છે.

*"અને જ્યારે તેનો પુત્ર ઈઝ્હાક તેનાથી પેદા થયો તો અબ્રાહમ સો વર્ષનો હતો."* *(જિનેસિસ : ૨૧; ૫)*

આ લખાણોથી સ્પષ્ટ રીતે જાહેર છે કે હઝરત ઈસ્હાક (અલૈ.) હઝરત ઈસ્માઈલ (અલૈ.)થી ચૌદ વર્ષ નાના હતા અને આ ૧૪ વર્ષની મુદતમાં તેઓ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના એકના એક પુત્ર હતા, તેનાથી વિપરીત હઝરત ઈસ્હાક (અલૈ.) ઉપર એવો કોઈ સમય પસાર નથી થયો જેમાં તેઓ પોતાના પિતાના એકના એક હોય, હવે ત્યાર પછી જ્યારે જિનેસિસના બાવીસમાં ભાગમાં પુત્રની કુરબાનીનું વર્ણન આવે છે તો તેમાં "એકના એક"નો શબ્દ સ્પષ્ટ ગવાહી આપી રહ્યો છે કે તેનાથી ભાવાર્થ હઝરત ઈસ્માઈલ (અલૈ.) છે અને કોઈ

યહૂદીએ તેની સાથે ઈઝ્હાકનો શબ્દ માત્ર એટલા માટે વધારી દીધો છે જેથી આ શ્રેષ્ઠતા બનુ ઈસ્માઈલના બદલે બનુ ઈસ્હાકને પ્રાપ્ત થાય.

તદુપરાંત બાઈબલની આ જ કિતાબ જિનેસિસમાં જ્યાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને હઝરત ઈસ્હાક (અલૈ.)ના જન્મની ખુશખબરી આપવામાં આવી છે ત્યાં આ પણ પ્રસ્તુત છે.

*"ખરેખર હું તેને (હઝરત ઈસ્હાક અલૈ.ને) બરકત આપીશ કે તેની સંતતીથી કોમો થશે."* *(જિનેસિસ : ૧૬; ૧૭)*

હવે દેખીતું છે કે જે પુત્ર વિશે તેના જન્મ પહેલાં જ એવી ખબર આપવામાં આવી ચૂકી હોય કે તે સંતાનવાળો થશે અને તેની સંતતીથી કોમો પેદા થશે તેને કુરબાન કરવાનો હુકમ કેવી રીતે આપી શકાય છે ? આથી એ પણ જાણ થાય છે કે આ હુકમ હઝરત ઈસ્હાક (અલૈ.) વિશે ન હતો, બલકે હઝરત ઈસ્માઈલ (અલૈ.) વિશે હતો.

*"યહૂદીઓની પવિત્ર કિતાબોનો ખુલાસો છે કે જ્યારે હઝરત ઈસ્માઈલ (અલૈ.) પેદા થયા ત્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની ઉંમર ૮૬ વર્ષની હતી અને જ્યારે હઝરત ઈસ્હાક (અલૈ.) પેદા થયા ત્યારે તેમની ઉંમર ૧૦૦ વર્ષની હતી, હવે તેમની જ કિતાબોમાં એવું પણ નોંધાયેલું છે કે અલ્લાહ તઆલાએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને તેમના "એકના એક" પુત્રને ઝબહ કરવાનો હુકમ આપ્યો હતો અને એક બીજી પ્રતમાં "એકના એક"ના બદલે "પ્રથમ" (પુત્ર)નો શબ્દ છે, બસ યહૂદીઓએ અહીંયાં "ઈસ્હાક"નો શબ્દ પોતાના તરફથી બોહતાન સ્વરૂપે વધારી દીધો છે અને તેને સાચો ઠરાવવાનું કોઈ યોગ્ય કારણ નથી, કારણ કે આ પોતે તેમના પુસ્તકોના ખુલાસાઓથી પણ વિરુદ્ધ છે અને આ શબ્દ તેમણે એટલા માટે વધાર્યો કે હઝરત ઈસ્હાક (અલૈ.) તેમના પૂર્વજ છે અને હઝરત ઈસ્માઈલ (અલૈ.) અરબોના પૂર્વજ છે, બસ યહૂદીઓએ ઈર્ષ્યાના કારણે આ શબ્દ વધારી દીધો અને હવે "એકના એક"નો અર્થ એ બતાવે છે કે તે "પુત્ર જેના સિવાય તે સમયે કોઈ અન્ય તમારી પાસે મોજૂદ નથી." કારણ કે હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને તેમની વાલિદહ તે સમયે ત્યાં હાજર ન હતા. (એટલા માટે હઝરત ઈસ્હાક અલૈ.ને આ અર્થમાં*

*એકના એક કહી શકાય છે) પરંતુ આ બિલકુલ ખોટો ખુલાસો છે અને જૂઠી તહરીફ (ફેરબદલ) છે એટલા માટે કે "એકનો એક" તે પુત્રને કહેવામાં આવે છે કે તેના પિતાનો તેના સિવાય કોઈ બીજો પુત્ર ન હોય."*

*(તફસીરે ઈબ્ને કષીર, પેજ : ૧૪, જિલ્દ : ૪)*

હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ આ પણ નકલ કર્યું છે કે યહૂદીઓના ઉલમામાંથી એક વ્યક્તિ હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ (રહ.)ના સમયમાં મુસલમાન થઈ ગયો હતો, હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ (રહ.)એ તેને પૂછ્યું કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના પુત્રોમાંથી કયા પુત્રને ઝબહ કરવાનો હુકમ થયો હતો ? તો તેણે કહ્યું, ખુદાની કસમ અમીરુલ મુઅ્મિનીન, તે ઈસ્માઈલ (અલૈ.) હતા, યહૂદીઓ આ વાતને સારી પેઠે જાણે છે પરંતુ તેઓ તમો અરબ લોકોની ઈર્ષ્યાના કારણે આવું કહે છે. *(ઈબ્ને કષીર, પેજ : ૧૮, જિલ્દ : ૪)*

આ દલીલોના પ્રકાશમાં એ વાત લગભગ નિશ્ચિત છે કે ઝબીહ હઝરત ઈસ્માઈલ (અલૈ.) જ હતા. વલ્લાહુ અઅ્લમુ.

وَمِنْ ذُرِّيَّتِهِمَا مُحْسِنٌ وَّظَالِمٌ لِنَفْسِه مُبِيْنٌ (તે બંનેની નસલમાં અમુક સારા પણ છે અને અમુક એવા પણ છે જે ઉઘાડું પોતાનું નુકસાન કરી રહ્યા છે). આ આયત દ્વારા યહૂદીઓની તે ખોટી માન્યતાનો રદિયો આપવામાં આવ્યો છે કે અંબિયા (અલૈ.)ની અવલાદમાંથી હોવું જ મનુષ્યની શ્રેષ્ઠતા અને છુટકારા માટે પૂરતું છે, આ આયતે સ્પષ્ટ રીતે બતાવી દીધું છે કે કોઈ નેક વ્યક્તિથી લોહીનો સંબંધ છુટકારા માટે પૂરતો નથી, બલકે તેનો મૂળ આધાર માનવીની પોતાની માન્યતાઓ અને કર્મો છે.

---

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૧૧૪ થી ૧૨૨)

وَلَقَدْ مَنَنَّا عَلٰى مُوْسٰى وَهٰرُوْنَ ﴿١١٤﴾ وَنَجَّيْنٰهُمَا وَقَوْمَهُمَا مِنَ الْكَرْبِ الْعَظِيْمِ ﴿١١٥﴾
وَنَصَرْنٰهُمْ فَكَانُوْا هُمُ الْغٰلِبِيْنَ ﴿١١٦﴾ وَاٰتَيْنٰهُمَا الْكِتٰبَ الْمُسْتَبِيْنَ ﴿١١٧﴾
وَهَدَيْنٰهُمَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ﴿١١٨﴾ وَتَرَكْنَا عَلَيْهِمَا فِى الْاٰخِرِيْنَ ﴿١١٩﴾ سَلٰمٌ عَلٰى مُوْسٰى
وَهٰرُوْنَ ﴿١٢٠﴾ اِنَّا كَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿١٢١﴾ اِنَّهُمَا مِنْ عِبَادِنَا الْمُؤْمِنِيْنَ ﴿١٢٢﴾

## તરજુમો :

*અને અલબત્ત અમે મૂસા અને હારૂન (અલૈ.) ઉપર અહેસાન કર્યુ. (૧૧૪) અને અમે તેમને અને તેમની કોમને તે મોટી ગભરામણથી બચાવ્યા. (૧૧૫) અને અમે તે સૌની મદદ કરી તો તેઓ જ વિજયી રહ્યા. (૧૧૬) અને અમે તેઓને ખુલ્લી કિતાબ આપી. (૧૧૭) અને તેમને સીધો માર્ગ બતાવ્યો. (૧૧૮) અને તેમના ઉપર પાછળથી આવનાર લોકોને બાકી રાખ્યા. (૧૧૯) કે સલામ છે મૂસા અને હારૂન (અલૈ.) ઉપર. (૧૨૦) અમે આ રીતે નેકી કરનારાઓને બદલો આપીએ છીએ. (૧૨૧) બેશક ! તે બંને અમારા મો'મિન બંદાઓમાંથી છે. (૧૨૨)*

## તફસીર :

અને અમે મૂસા અને હારૂન (અલૈ.) ઉપર પણ અહેસાન કર્યુ (કે તેમને નુબુવ્વત અને બીજી વિશેષતાઓ અર્પણ કરી) અને અમે તે બંનેને અને તેમની કોમ (એટલે કે બની ઈસ્રાઈલ)ને મોટા ગમથી (એટલે કે ફિરઔન તરફથી પહોંચાડવામાં આવતા કષ્ટોથી) છુટકારો આપ્યો અને અમે તે બધાને (ફિરઔનના મુકાબલામાં) મદદ કરી, બસ (અંતે) એ જ લોકો વિજયી બન્યા (કે ફિરઔનને ડૂબાડી દેવામાં આવ્યો અને તેઓ હુકૂમતવાળા બની ગયા) અને અમે (ફિરઔનના ડૂબી ગયા પછી) તે બંને (નબીઓ)ને (એટલે કે મૂસા અલૈ.ને اصالةً અને હારૂન અલૈ.ને تبعًا) સ્પષ્ટ કિતાબ આપી (ભાવાર્થ તવરાત છે કે તેમાં હુકમો સ્પષ્ટ રીતે ઉપસ્થિત છે) અને અમે તેમને સીધા માર્ગ ઉપર કાયમ રાખ્યા (જેનો ઉચ્ચ કક્ષાનો દરજ્જો એ છે કે તેમને "નબીએ માસૂમ" બનાવ્યા) અને અમે તે બંને માટે પાછળથી આવનાર લોકોમાં (લાંબા સમય સુધી) એ વાત રાખી કે મૂસા અને હારૂન (અલૈ.) ઉપર સલામ થાય (એટલા માટે બંને નબીના નામોની પાછળ "અલૈહિસ્સલામ" કહેવામાં આવે છે), અમે નિખાલસ લોકોને આવો જ બદલો આપીએ છીએ (કે તેમને વખાણ અને દુઆના હકદાર બનાવીએ છીએ) બેશક ! તે બંને અમારા (સંપૂર્ણ) ઈમાનવાળા બંદાઓમાંથી હતા (એટલા માટે બદલો પણ પૂરેપૂરો અર્પણ થયો).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં ત્રીજી ઘટના હઝરત મૂસા (અલૈ.) અને હઝરત હારૂન

(અલૈ.)ની વર્ણન કરવામાં આવી છે, આ બાબત વિવિધ સ્થળોએ વિગતપૂર્વક પસાર થઈ ચૂકી છે, અત્રે તે તરફ માત્ર ઈશારો કરવામાં આવ્યો છે અને તેનું વર્ણન કરવાનો મૂળ હેતુ એ બતાવવાનો છે કે અલ્લાહ તઆલા પોતાના નિખાલસ અને આજ્ઞાપાલક બંદાઓને કેવી રીતે સહાય કરે છે અને તેમને કેવા કેવા ઈનામોથી નવાજે છે એટલા માટે અહીંયાં હઝરત મૂસા અને હઝરત હારૂન (અલૈ.) ઉપર પોતાના ઈનામોનું વર્ણન કર્યું છે, ઈનામોના પણ બે પ્રકાર હોય છે. એક, હકારાત્મક ઈનામ અર્થાત લાભ પહોંચાડવો. وَلَقَدْ مَنَنَّا عَلٰى مُوْسٰى وَهٰرُوْنَ માં આ જ પ્રકારના ઈનામો તરફ ઈશારો છે. બીજું ઈનામ નુકસાનથી બચાવવું. આગળની આયતોમાં આ જ પ્રકારની વિગત છે, આયતોનો ભાવાર્થ તફસીરના ખુલાસાથી સ્પષ્ટ થઈ જાય છે.

———————————

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૧૨૩ થી ૧૩૨)

| |
|---|
| وَاِنَّ اِلْيَاسَ لَمِنَ الْمُرْسَلِيْنَ ﴿١٢٣﴾ اِذْ قَالَ لِقَوْمِهٖٓ اَلَا تَتَّقُوْنَ ﴿١٢٤﴾ اَتَدْعُوْنَ |
| بَعْلًا وَّتَذَرُوْنَ اَحْسَنَ الْخَالِقِيْنَ ﴿١٢٥﴾ اللّٰهَ رَبَّكُمْ وَرَبَّ اٰبَآئِكُمُ الْاَوَّلِيْنَ ﴿١٢٦﴾ |
| فَكَذَّبُوْهُ فَاِنَّهُمْ لَمُحْضَرُوْنَ ﴿١٢٧﴾ اِلَّا عِبَادَ اللّٰهِ الْمُخْلَصِيْنَ ﴿١٢٨﴾ وَتَرَكْنَا عَلَيْهِ فِي الْاٰخِرِيْنَ ﴿١٢٩﴾ |
| سَلٰمٌ عَلٰٓى اِلْ يَاسِيْنَ ﴿١٣٠﴾ اِنَّا كَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿١٣١﴾ اِنَّهٗ مِنْ عِبَادِنَا الْمُؤْمِنِيْنَ ﴿١٣٢﴾ |

## તરજુમો :

*અને બેશક ! ઈલ્યાસ (અલૈ.) રસૂલોમાંથી છે. (૧૨૩) જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું, શું તમને ડર નથી ? (૧૨૪) શું તમે બઅ્લ (મૂર્તિ)ને પોકારો છો અને ઉત્તમ સર્જકને ત્યજી દો છો !? (૧૨૫) જે અલ્લાહ છે તમારો પરવરદિગાર અને તમારા પૂર્વજોનો પરવરદિગાર. (૧૨૬) પછી તેમને (તેમની કોમે) જૂઠાડ્યા, બસ તેઓ પકડાયેલા આવવાના છે. (૧૨૭) પરંતુ જેઓ અલ્લાહના ચુનંદા બંદા છે (તેમને મુક્તિ છે). (૧૨૮) અને અમે તેના ઉપર પાછલા લોકોમાં બાકી રાખ્યું. (૧૨૯) (કે) સલામ છે ઈલ્યાસીન ઉપર. (૧૩૦) અમે આ રીતે નેકી કરનારાઓને બદલો આપીએ છીએ. (૧૩૧) બેશક ! તેઓ અમારા ઈમાનવાળા બંદાઓમાંથી છે. (૧૩૨)*

## તફસીર :

અને ઈલ્યાસ (અલૈ.) પણ (બની ઈસ્રાઈલના) પયગમ્બરોમાંથી છે (તેમની તે સમયની ઘટનાને વર્ણન કરો) જ્યારે કે તેમણે પોતાની કોમ (બની ઈસ્રાઈલ)ને (કે તેઓ મૂર્તિપૂજામાં સપડાયેલી હતી) કહ્યું કે શું તમે અલ્લાહથી નથી ડરતા ? શું તમે 'બઅ્લ'ને (કે જે એક મૂર્તિનું નામ હતું) પૂજો છો અને તે(ની પૂજા)ને છોડી બેઠા છો જે સૌથી વધીને બનાવનાર છે ?! (કારણ કે અન્ય લોકો તો માત્ર અમુક વસ્તુઓના સ્વરૂપમાં પરિવર્તન કરવાની શક્તિ ધરાવે છે અને તે પણ કામચલાઉ ધોરણે અને તે અલ્લાહ સઘળી વસ્તુઓને ન હોવામાંથી અસ્તિત્વમાં લાવવા માટે પોતાની આગવી કુદરત ધરાવે છે, પછી કોઈ બીજો તેમાં પ્રાણ પણ નથી નાંખી શકતો, જ્યારે તે સર્જનહાર પ્રાણ પણ નાંખે છે અને તે જ) મઅ્બૂદે બરહક (સાચો પૂજ્ય અને) તમારો પણ પાલનહાર છે અને તમારા પૂર્વજોનો પણ પાલનહાર છે, બસ તે લોકોએ (આ તવહીદના દા'વામાં) તેમને જૂઠાડ્યા, બસ (તે જૂઠાડવાની શિક્ષા સ્વરૂપે) તે લોકો (આખિરતના અઝાબમાં) પકડવામાં આવશે પરંતુ જેઓ અલ્લાહના ખાસ બંદા (એટલે કે ઈમાનવાળા) હતા (તેઓ સવાબ અને બદલો પ્રાપ્ત કરશે); અને અમે ઈલ્યાસ માટે પાછળથી આવનાર લોકોમાં (લાંબા સમય સુધી) આ વાત રહેવા દીધી કે ઈલ્યાસીન ઉપર (કે તે પણ હઝરત ઈલ્યાસ અલૈ.નું નામ છે) સલામ થાય, અમે નિખાલસ લોકોને આવો જ બદલો આપીએ છીએ (કે તેમને વખાણના અને દુઆના હકદાર બનાવીએ છીએ) બેશક ! તેઓ અમારા (કામિલ) ઈમાનવાળા બંદાઓમાંથી હતા.

## મસ્અલા અને બોધપાઠ :

### હઝરત ઇલ્યાસ (અલૈ.) :

આ આયતોમાં ચોથી ઘટના હઝરત ઈલ્યાસ (અલૈ.)ની વર્ણન કરવામાં આવી છે, આયતોની તફસીર પહેલાં હઝરત ઈલ્યાસ (અલૈ.) વિશે અમુક જાણકારી નીચે પ્રમાણે છે.

કુર્આને કરીમમાં હઝરત ઈલ્યાસ (અલૈ.)નું વર્ણન માત્ર બે સ્થળે આવેલું છે, એક સૂરએ અન્આમમાં અને બીજું સૂરએ સાફ્ફાતની આ જ આયતોમાં, સૂરએ અન્આમમાં તો માત્ર અંબિયા (અલૈ.)ની યાદીમાં તેમનું નામ ગણવામાં

આવ્યું છે અને કોઈ ઘટના ઉપસ્થિત નથી, અલબત્ત અહીંયાં ખૂબ ટૂંકી રીતે તેમની દા'વત અને તબ્લીગની ઘટના વર્ણન કરવામાં આવી છે.

કારણ કે કુઆને કરીમમાં હઝરત ઈલ્યાસ (અલૈ.)ની હાલત વિગતપૂર્વક વર્ણન નથી થઈ અને ન જ પ્રમાણભૂત હદીષોમાં તેમની હાલત વિશે વર્ણન આવ્યું છે એટલા માટે તેમના વિશે તફસીરની કિતાબોમાં વિવિધ નિવેદનો અને વિવિધ રિવાયતો મળે છે, જેમાંથી મોટા ભાગની બની ઈસ્રાઈલની રિવાયતોમાંથી નોંધવામાં આવી છે.

તફસીરકારોમાં એક નાના સમૂહનું કહેવું એવું છે કે હઝરત ઈલ્યાસ (અલૈ.) હઝરત ઈદ્રીસ (અલૈ.)નું જ બીજું નામ છે અને તે બંને વ્યક્તિઓમાં કોઈ ફરક નથી અને અમુક લોકોએ એવું પણ કહ્યું છે કે હઝરત ઈલ્યાસ (અલૈ.) અને હઝરત ખિઝર (અલૈ.)માં કોઈ ફરક નથી. (દૂર્રે મન્ષૂર, પેજ : ૨૮૫–૨૮૬, જિલ્દ : ૫) પરંતુ સંશોધકોએ આ નિવેદનોને રદ કર્યા છે. કુર્આને કરીમે પણ હઝરત ઈદ્રીસ અને હઝરત ઈલ્યાસ (અલૈ.)નું એ રીતે અલગ અલગ વર્ણન કર્યું છે કે બંનેને એક ઠરાવવાની કોઈ સંભાવના દેખાતી નથી એટલા માટે હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ પોતાના ઈતિહાસમાં તેને જ સાચું ઠરાવ્યું છે કે બંને અલગ અલગ રસૂલ છે. *(અલ હિદાયા વન્નિહાયા, પેજ : ૩૩૯, જિલ્દ : ૧)*

**આગમનનો સમયકાળ અને સ્થળ :**

કુર્આન અને હદીષથી એ પણ ખબર નથી પડતી કે હઝરત ઈલ્યાસ (અલૈ.)નું ક્યારે અને ક્યાં આગમન થયું હતું ? પરંતુ ઐતિહાસિક અને ઈસ્રાઈલી રિવાયતો એ વાત ઉપર લગભગ સહમત છે કે તેઓ હઝરત હિઝકીલ (અલૈ.) પછી અને હઝરત યશઅ્ (અલૈ.)થી પહેલાં બની ઈસ્રાઈલ તરફ મોકલવામાં આવ્યા હતા. આ તે સમયકાળ હતો જ્યારે કે હઝરત સુલયમાન (અલૈ.)ના અનુગામીઓની દુષ્ટતાના કારણે બની ઈસ્રાઈલનું રાજ્ય બે વિભાગોમાં વહેંચાઈ ગયું હતું, એક વિભાગ યહૂદા અથવા યહૂદિય્યહ (જુદાહ) કહેવાતો હતો અને તેનું કેન્દ્ર બયતુલ મુકદસ (જેરૂસલેમ) હતું અને બીજો વિભાગ ઈસ્રાઈલ કહેવાતો હતો અને તેનું પાટનગર સામરાહ (હાલનું નબલુસ) હતું. હઝરત ઈલ્યાસ (અલૈ.) જોર્ડનના જલઆદ પ્રદેશમાં પેદા થયા હતા, તે સમયે

ઈસ્રાઈલના પ્રદેશમાં જે રાજા શાસન કરતો હતો તેનું નામ બાઈબલમાં અહાબ અને અરબી ઈતિહાસ તથા તફસીરોમાં અજિબ અથવા અખીબ હોવાનું વર્ણવાયું છે, તેની પત્ની ઈઝાબેલ બઅ્લ નામની મૂર્તિની પૂજા કરતી હતી અને તેણે જ ઈસ્રાઈલમાં બઅ્લના નામે એક મોટું બલીસ્થળ બંધાવીને બધા જ બની ઈસ્રાઈલને મૂર્તિપૂજાના માર્ગે લગાવી દીધા હતા. હઝરત ઈલ્યાસ (અલૈ.)ને અલ્લાહ તઆલા તરફથી હુકમ થયો કે તે આ પ્રદેશમાં જઈને તવહીદની તા'લીમ આપે અને ઈસ્રાઈલીઓને મૂર્તિપૂજાથી અટકાવે.

*(જુઓ તફસીર ઈબ્ને જરીર, પેજ : ૫૩, જિલ્દ : ૨૩; ઈબ્ને કષીર, પેજ : ૧૯, જિલ્દ : ૪; તફસીરે મઝહરી, પેજ : ૩૪, જિલ્દ : ૮ અને બાઈબલનું પુસ્તક પ્રથમ કિંગ : ૩; ૨૯ થી ૩૩ અને ૧ થી ૧૭)*

**કોમ સાથે સંઘર્ષ :**

બીજા અંબિયા (અલૈ.)ને પણ પોતાની કોમ સાથે સખત સંઘર્ષમાં ઊતરવું પડ્યું હતું, કુર્આને કરીમ કારણ કે કોઈ ઈતિહાસનું પુસ્તક નથી એટલા માટે તેણે આ સંઘર્ષનું વિગતવાર વર્ણન કરવાના બદલે માત્ર એટલી વાત કહી છે જે બોધપાઠ અને શિખામણ પ્રાપ્ત કરવા માટે આવશ્યક હતી એટલે એ કે તેમની કોમે તેમને જૂઠાડ્યા અને અમુક નિખાલસ લોકો સિવાય કોઈએ હઝરત ઈલ્યાસ (અલૈ.)ની વાત ન માની એટલા માટે એ કોમને આખિરતમાં ભયંકર પરિણામ ભોગવવું પડશે.

અમુક તફસીરકારોએ અહીંયાં એ સંઘર્ષનું વિગતવાર વર્ણન કર્યું છે, ઉપરોક્ત તફસીરોમાં હઝરત ઈલ્યાસ (અલૈ.)નું સૌથી સચોટ વર્ણન તફસીરે મઝહરીમાં અલ્લામહ બગવી (રહ.)ના હવાલાથી કરવામાં આવ્યું છે, તેમાં જે ઘટનાઓ ઉપસ્થિત છે તે લગભગ બધી જ બાઈબલ આધારિત છે, બીજી તફસીરોમાં પણ આ ઘટનાઓના અમુક વિભાગો હઝરત વહબ બિન મુનબ્બહ અને કઅ્બ બિન અહ્‌બાર (રહ.) વગેરેના હવાલાથી વર્ણન થઈ છે જે મોટે ભાગે ઈસ્રાઈલી રિવાયતો નકલ કરે છે.

આ બધી જ રિવાયતોના ખુલાસા સ્વરૂપે જેટલી સમાન બાબતો છે તે એ છે કે હઝરત ઈલ્યાસ (અલૈ.)એ ઈસ્રાઈલના રાજા અખિયબ (અહબ) અને તેની રચ્યતને બઅ્લ નામની મૂર્તિની પૂજાથી અટકાવીને તવહીદનું આમંત્રણ આપ્યું

પરંતુ અમુક ન્યાયપ્રિય લોકો સિવાય કોઈએ તેમની વાત માની નહીં બલકે તેમને અનેક પ્રકારે પરેશાન કરવાના પ્રયત્નો કર્યા એટલે સુધી કે અખિયબ અને તેની પત્ની ઈઝાબેલે તેમને શહીદ કરવાની યોજના બનાવી, હઝરત ઈલ્યાસ (અલૈ.)એ એક દૂરની ગુફામાં શરણ લીધું અને લાંબા સમય સુધી ત્યાં જ સ્થાયી રહ્યા, ત્યારબાદ તેમણે દુઆ કરી કે ઈસ્રાઈલના લોકો દુષ્કાળનો ભોગ બને જેથી આ દુષ્કાળ દૂર કરવા માટે તેઓ તેમને મોઅ્જિઝાઓ બતાવે તો કદાચ તેઓ ઈમાન લઈ આવે એટલા માટે તેમને સખત દુષ્કાળમાં સપડાવી દેવામાં આવ્યા.

ત્યારબાદ હઝરત ઈલ્યાસ (અલૈ.) અલ્લાહ તઆલાના હુકમથી અખિયબને મળ્યા અને તેને કહ્યું કે આ અઝાબ અલ્લાહ તઆલાની નાફરમાનીના કારણે છે અને જો તમે હજુ પણ અટકી જાઓ અને પાછા ફરો તો આ અઝાબ દૂર થઈ શકે છે, મારી સચ્ચાઈની પરીક્ષાની પણ આ ઉત્તમ તક છે. તમે કહો છો કે ઈસ્રાઈલમાં તમારા મઅ્બૂદ બઅ્લના સાડા ચારસો નબી છે; તમે એક દિવસ તેમને મારી સામે ભેગા કરો તે બઅ્લના નામે બલી રજુ કરે અને હું અલ્લાહના નામ ઉપર કુરબાની કરીશ જેની કુરબાનીને આસમાનની આગ આવીને બાળી નાંખશે તેનો દીન સાચો ગણાશે. બધાએ આ તજ્વીઝને ખુશીની માની લીધી.

એટલા માટે કરમલ પહાડ (Mount Carmel) ઉપર તેઓ ભેગા થયા, બઅ્લના જૂઠા નબીઓએ પોતાની બલીઓ રજુ કરી અને સવારથી બપોર સુધી બઅ્લને વિનવણી કરતા રહ્યા પરંતુ કોઈ જવાબ ન આવ્યો, ત્યારબાદ હઝરત ઈલ્યાસ (અલૈ.)એ અલ્લાહના નામ ઉપર પોતાની કુરબાની રજુ કરી તેના ઉપર આસમાનથી આગ નાઝિલ થઈ અને તેણે હઝરત ઈલ્યાસ (અલૈ.)ની કુરબાનીને બાળી રાખ કરી મૂકી, આ જોઈને ઘણા લોકો સિજ્દહમાં પડી ગયા અને તેમના ઉપર સત્ય જાહેર થઈ ગયું પરંતુ બઅ્લના જૂઠા નબી તો પણ ન માન્યા એટલા માટે હઝરત ઈલ્યાસ (અલૈ.)એ તેમને કીસૂનની ખીણ (Valley of Kishon)માં કતલ કરાવી નાંખ્યા.

આ ઘટના પછી મૂશળધાર વરસાદ પણ થયો અને સમગ્ર પ્રદેશ પાણીથી ભરપૂર થઈ ગયો પરંતુ અખિયબની પત્ની ઈઝાબેલની હજુ પણ આંખ ન ખુલી, તે હઝરત ઈલ્યાસ (અલૈ.) ઉપર ઈમાન લાવવાના બદલે ઊલટી તેમની દુશ્મન બની ગઈ અને તેણે તેમની હત્યા કરાવવાની તૈયારીઓ શરૂ કરી દીધી. હઝરત

ઈલ્યાસ (અલૈ.) આ સાંભળીને ફરી સામરિયહમાં ભૂગર્ભમાં જતા રહ્યા અને અમુક સમય પછી બની ઈસ્રાઈલના બીજા પ્રદેશ યહૂદિય્યહમાં તબ્લીગ શરૂ કરી, કારણ કે ધીમે ધીમે બઅ્લની પૂજાનો વબાલ ત્યાં પણ ફેલાઈ ચૂક્યો હતો, ત્યાંના રાજા يَهُوْرَام "યહૂરામે" પણ તેમની વાત ન સાંભળી એટલે સુધી કે તે હઝરત ઈલ્યાસ (અલૈ.)ની આગાહીઓ પ્રમાણે તબાહ બરબાદ થઈ ગયો, અમુક વર્ષો પછી તેઓ ફરીવાર ઈસ્રાઈલમાં આવ્યા અને ત્યાં ફરી અખિયબ (અહબ) અને તેના પુત્ર અહાઝિયહ (અખઝબાહ)ને સીધા માર્ગ ઉપર લાવવાનો પ્રયત્ન કરતા રહ્યા પરંતુ તેઓ એ જ પ્રમાણે પોતાની દુષ્ટતામાં ઓતપ્રોત રહ્યા, એટલે સુધી કે તેમને બાહ્ય આક્રમણો અને ભયંકર બીમારીઓનો ભોગ બનાવી દેવામાં આવ્યા ત્યારબાદ અલ્લાહ તઆલાએ પોતાના નબીને પાછા બોલાવી લીધા.

**શું હઝરત ઇલ્યાસ (અલૈ.) હયાત છે ? :**

ઈતિહાસકારો અને તફસીરકારો વચ્ચે અહીંયાં આ વિષય પણ ચર્ચા હેઠળ છે કે હઝરત ઈલ્યાસ (અલૈ.) જીવીત છે કે તેમની વફાત થઈ ચૂકી છે ? તફસીરે મઝહરીમાં અલ્લામહ બગવી (રહ.)ના હવાલાથી જે લાંબી રિવાયત વર્ણન કરવામાં આવી છે તેમાં એવું પણ પ્રસ્તુત છે કે હઝરત ઈલ્યાસ (અલૈ.)ને એક આગના ગોળા ઉપર સવાર કરીને આસમાન તરફ ઉઠાવી લેવામાં આવ્યા હતા અને તેઓ હઝરત ઈસા (અલૈ.)ની જેમ જીવીત છે, (મઝહરી, પેજ : ૧૪૧, જિલ્દ : ૮) અલ્લામહ સુયૂતિ (રહ.)એ પણ ઈબ્ને અસાકિર (રહ.) અને હાકિમ (રહ.) વગેરેના હવાલાથી કેટલીય આવી રિવાયતો નકલ કરી છે જેનાથી જાણ થાય છે કે તેઓ જીવીત છે, કઅ્બ બિન અહબાર (રહ.)થી નકલ થયું છે કે ચાર અંબિયા (અલૈ.) હજુ સુધી જીવીત છે, બે જમીન ઉપર હઝરત ખિજર (અલૈ.) અને હઝરત ઈલ્યાસ (અલૈ.) અને બે આસમાનમાં હઝરત ઈસા (અલૈ.) અને હઝરત ઈદ્રીસ (અલૈ.). (દૂર્રે મન્સૂર, પેજ : ૨૭૫ થી ૨૮૫, જિલ્દ : ૫) એટલે સુધી કે અમુક લોકોએ એવું પણ કહ્યું છે કે હઝરત ખિજર અને હઝરત ઈલ્યાસ (અલૈ.) દરેક વર્ષે રમઝાન મહિનામાં બયતુલ મુકદ્દસમાં એકઠા થાય છે અને રોઝા રાખે છે. *(તફસરે કુર્તુબી, પેજ : ૧૧૬, જિલ્દ : ૧૫)*

પરંતુ હાફિઝ ઈબ્ને કષીર (રહ.) જેવા સંશોધનકાર વિદ્વાનોએ આ રિવાયતોને સાચી ઠરાવી નથી, તેઓ આવી રિવાયતોના વિશે લખે છે,

وَهُوَ مِنَ الْاِسْرَائِيْلِيَّاتِ الَّتِىْ لَاتُصَدَّقُ وَلَا تُكَذَّبُ بَلِ الظَّاهِرُ أَنَّ صِحَّتَهَا بَعِيْدَةٌ،

(اَلْبِدَايَةُ وَالنِّهَايَةُ، ص٣٣٨ ج ا)

*"આ તે ઈસ્રાઈલી રિવાયતોમાંથી છે જેનું ન તો સમર્થન કરવામાં આવે છે અને ન જ તેને જૂઠાડવામાં આવે છે, બલકે દેખીતું આ છે કે તેની સત્યતા કઠીન છે."*

વળી કહે છે કે,

*"ઈબ્ને અસાકિરે કેટલીય રિવાયતો તે લોકોની નકલ કરી છે જેઓ હઝરત ઈલ્યાસ (રહ.)થી મળ્યા છે પરંતુ તેમાંથી કોઈપણ સંતોષકારક નથી, યા તો એટલા માટે કે તેની સનદ (પ્રમાણ) કમજોર છે અથવા એટલા માટે કે જે લોકો સાથે આ ઘટનાઓનો સંબંધ જોડવામાં આવ્યો છે તે અજાણ (ગુમનામ) છે."*

*(અલ હિદાયા વન્નિહાયા, પેજ : ૩૩૯, જિલ્દ : ૧)*

દેખીતું એ જ છે કે હઝરત ઈલ્યાસ (અલૈ.)ને આસમાન તરફ ઉઠાવી લેવાની માન્યતા ઈસ્રાઈલી રિવાયતોથી જ ઉપજાવવામાં આવી છે. બાઈબલમાં લખ્યું છે કે,

*"અને તે આગળ ચાલતા અને વાતો કરતા જતા હતા કે જુઓ એક અગ્નિરથ અને આગના ગોળાઓએ તે બંનેને અલગ કરી દીધા અને એલિયાહ (નોંધવું રહ્યું કે બાઈબલમાં હઝરત ઈલ્યાસ અલૈ.નું નામ એલિયાહ આવ્યું છે) વંટોળમાં આસમાન ઉપર ચાલ્યા ગયા."* *(૨–કિંગ્સ : ૨; ૧૧)*

આ જ કારણે યહૂદીઓમાં આ માન્યતા ઉપસ્થિત થઈ હતી કે હઝરત ઈલ્યાસ (અલૈ.) ફરીવાર જમીન ઉપર આવશે એટલા માટે જ્યારે યહ્યા (અલૈ.)નું આગમન થયું તો તેમણે તેમના ઉપર હઝરત ઈલ્યાસ (રહ.) હોવાની શંકા જાહેર કરી. ગોસ્પેલ ઑફ જ્હોનમાં છે કે,

*"તેમણે તેમને પૂછ્યું, પછી કોણ છો ? શું તું એલિયાહ છે ? તેણે કહ્યું, ના ! હું નથી."* *(ગોસ્પેલ ઑફ જ્હોન : ૧; ૨૧)*

એવું જણાય છે કે કઅ્બ બિન અહબાર (રદિ.) અને વહબ બિન મુનબ્બહ (રહ.) જેવા વિદ્વાનોએ જેઓ અહલે કિતાબની વિદ્યાના નિષ્ણાત હતા આ જ રિવાયતો મુસલમાનોની સામે વર્ણન કરી હશે જેનાથી હઝરત ઈલ્યાસ

(અલૈ.)ના જીવતા હોવાની માન્યતા અમુક મુસલમાનોમાં પણ ફેલાઈ ગઈ નહિતર કુર્આન અને હદીષમાં એવી કોઈ દલીલ નથી જેનાથી હઝરત ઈલ્યાસ (અલૈ.) હયાત હોવાનું અથવા તેમને આસમાન ઉપર ઉઠાવી લેવાનું સાબિત થતું હોય. માત્ર એક રિવાયત મુસ્તદરક હાકિમ (રહ.)માં મળે છે જેમાં ઉપસ્થિત છે કે તબૂકના માર્ગે રસૂલે કરીમ ﷺની મુલાકાત હઝરત ઈલ્યાસ (રહ.) સાથે થઈ પરંતુ આ રિવાયત હદીષવેત્તાઓના ખુલાસા પ્રમાણે ઘડી કાઢેલ છે. હાફેઝ ઝહબી (રહ.) ફરમાવે છે,

بَلْ هُوَ مَوْضُوْعٌ قَبَّحَ اللّٰهُ مَنْ وَضَعَهُ وَمَا كُنْتُ اَحْسِبُ وَلَا اُجَوِّزُ اَنَّ الْجَّهْلَ يَبْلُغُ بِالْحَاكِمِ اِلٰى اَن يُّصَحِّحَ هٰذَا، (دُرِّمَنْثُوْر، ص٢٨٦ ج٥)

*"બલકે આ હદીષ ઘડી કાઢેલ છે, અલ્લાહ બુરું કરે તે વ્યક્તિનું જેણે આ હદીષ ઘડી કાઢી, આથી પહેલાં મારી કલ્પનામાં પણ ન હતું કે ઈમામ હાકિમ (રહ.)ની અજાણતા આટલી હદ સુધી પહોંચી શકે છે કે તેઓ આ હદીષને સાચી ઠરાવે."*

ખુલાસો એ છે કે હઝરત ઈલ્યાસ (અલૈ.)નું જીવીત હોવું કોઈ ભરોસાપાત્ર ઈસ્લામી રિવાયતોથી સાબિત નથી, અલબત્ત આ મા'મલામાં સલામત માર્ગ એ જ છે કે તેમાં મૌન ધારણ કરવામાં આવે અને ઈસ્રાઈલી રિવાયતો વિશે રસૂલે કરીમ ﷺની તા'લીમ ઉપર અલમ કરવામાં આવે કે ન તો તેનું સમર્થન કરો અને ન જ તેને જૂઠાડો, કારણ કે કુર્આને કરીમની તફસીર બોધપાઠ અને શિખામણનો મકસદ તેના વિના પણ પૂર્ણ રીતે પ્રાપ્ત થઈ જાય છે. વલ્લાહુ અઅ્લમુ. હવે આયતોની તફસીર જુઓ.

اَتَدْعُوْنَ بَعْلًا (શું તમે બઅ્લને પૂજો છો ?) "બઅ્લ"નો શાબ્દિક અર્થ "પતિ અથવા માલિક" વગેરે થાય છે પરંતુ આ એક મૂર્તિનું નામ હતું જેને હઝરત ઈલ્યાસ (અલૈ.)ની કોમે પોતાનો મઅ્બૂદ બનાવ્યો હતો, બઅ્લની પૂજાનો ઈતિહાસ ઘણો પ્રાચીન છે. સિરીયાના પ્રદેશમાં હઝરત મૂસા (અલૈ.)ના સમયમાં તેની પૂજા થતી હતી અને તે તેમનો સૌથી સ્વીકૃત દેવતા હતો, સિરીયાના મશ્હૂર શહેર બાઅલબક (Baalbek or ancient Heliopolis in present

Lebanon) પણ તેના જ નામથી પઢેલ નામ છે અને અમુક લોકોની માન્યતા છે કે જહાઝવાળાઓની મશ્હૂર મૂર્તિ હુબલ પણ આ જ બઅ્લ છે.

*(કસસુલ કુર્આન, પેજ : ૨૮, જિલ્દ : ૨)*

وَتَـذَرُوْنَ اَحْسَـنَ الْخَـالِقِيْـنَ (અને તેને છોડી બેઠા છો જે સૌથી ઉત્તમ સર્જનહાર છે ?) તેનો ભાવાર્થ અલ્લાહ તઆલા છે અને اَحْسَـنُ الْـخَـالِـقِيْـن (અહસનુલ ખાલિકીન) "સૌથી ઉત્તમ સર્જનહાર"નો અર્થ એ નથી કે નઊઝુબિલ્લાહ કોઈ બીજો પણ સર્જનહાર હોઈ શકે છે, બલકે અર્થ એ છે કે જે જૂઠા મઅ્બૂદોને તમે સર્જનહાર ઠરાવ્યા છે તો અલ્લાહ તે સૌથી ઊંચી શા'નવાળો છે, (કુર્તુબી) અને અમુક તફસીરકારોએ કહ્યું છે કે અહીંયાં خَـالِقٌ (ખાલિક) એ صَـانِـعٌ (શા'નેઅ્) "બનાવનાર"ના અર્થમાં ઉપયોગ થયો છે, એટલે કે તે સૌ બનાવનારાઓથી વધીને છે એટલા માટે કે બીજા સર્જકો માત્ર એટલું જ કરી શકે છે કે વિવિધ વસ્તુઓને જોડીને કોઈ વસ્તુ તૈયાર કરે, કોઈ વસ્તુને ન હોવામાંથી અસ્તિત્વમાં લાવવી તેમના બસની વાત નથી અને અલ્લાહ તઆલા ન હોવામાંથી પણ વસ્તુઓનું અસ્તિત્વ આપવા માટે શક્તિ અને કાબૂ ધરાવે છે. *(બયાનુલ કુર્આન)*

## ગયરૂલ્લાહ સાથે સર્જનની ખાસિયત જોડવી જાઇઝ નથી :

અત્રે આ વાત યાદ રાખવી જોઈએ કે, خَـلْـق (ખલ્ક)નો અર્થ "પેદા કરવા"નો થાય છે જેનો ભાવાર્થ છે કે "કોઈ વસ્તુને ન હોવામાંથી માત્ર પોતાની વ્યક્તિગત કુદરત (શક્તિ)ના બળે અસ્તિત્વમાં લાવવું." એટલા માટે આ સિફત અને ખાસિયત વિશિષ્ટ સ્વરૂપે માત્ર અલ્લાહ તઆલાની જ છે, કોઈ અન્ય સાથે તેનો સંબંધ જોડવો જાઈઝ નથી એટલા માટે વર્તમાન સમયમાં જે રિવાજ ચાલી પડ્યો છે કે લેખકોના લેખો, શાયરોની શે'રો અને ચિત્રકારોના ચિત્રોને તેમનું "સર્જન" કહેવામાં આવે છે તે બિલકુલ જાઈઝ નથી અને ન જ લેખકોને તેમના લેખોના સર્જક કહેવા ઠીક છે, સર્જનહાર અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી હોઈ શકતો એટલા માટે તેમની કલમથી નીકળેલ શબ્દોને પ્રયત્નો અથવા વિષયો, લેખો વગેરે કહેવું જોઈએ, સર્જન નહીં.

فَكَـذَّبُـوْهُ فَـاِنَّهُمْ لَمُحْضَرُوْنَ (બસ તે લોકોએ તેમને જૂઠાડ્યા, બસ તેઓ પકડવામાં આવશે.) મતલબ એ છે કે તેમણે અલ્લાહ તઆલાના સાચા રસૂલને

જૂઠાડવાની મજા ચાખવી પડશે, તેનાથી આખિરતનો અઝાબ પણ ભાવાર્થ હોઈ શકે છે અને દુનિયાનો ખરાબ અંજામ પણ. અગાઉ પસાર થઈ ચૂક્યું છે કે હઝરત ઈલ્યાસ (અલૈ.)ને જૂઠાડવાના પરિણામે યહૂદા અને ઈસ્રાઈલ બંને પ્રદેશોના શાસકોને તબાહીનો સામનો કરવો પડ્યો, આ તબાહીની વિગત તફસીરે મઝહરી અને બાઈબલ કિંગ્સ : ૧ –પ્રકરણ : ૨૨, કિંગ્સ : ૨ –પ્રકરણ : ૧ અને ક્રોનિકલ: ૨ –પ્રકરણ : ૨૧માં જોઈ શકાય છે.

اِلَّا عِبَادَاللّٰهِ الْمُخْلَصِيْنَ અહીંયાં مُخْلَصِيْنَ (મુખ્લસીન–અહીંયાં લામ ઉપર જબર છે)ના શબ્દનો ઉપયોગ થયો છે જેનો અર્થ છે "ખાલિસ કરવામાં આવેલા લોકો" (ચુનંદા લોકો) એટલે કે એવા લોકો કે જેમને અલ્લાહ તઆલાએ પોતાના આજ્ઞાપાલન અને સવાબ તથા બદલા માટે ખાસ કરી રાખ્યા હોય એટલા માટે તેનો અનુવાદ મુખ્લિસ (નિખાલસ)ના બદલે બરગુઝીદહ કરવામાં આવેલ (ચૂંટી કાઢવામાં આવેલ લોકો) વધુ યોગ્ય છે.

سَلَامٌ عَلٰى اِلْ يَاسِيْنَ શબ્દ اِلْ يَاسِيْن (ઈલ્યાસીન) આ પણ હઝરત ઈલ્યાસ (અલૈ.)નું એક નામ છે, અરબના લોકો મોટા ભાગના બિનઅરબી નામની સાથે يَاءْ અથવા نُوْنْ વધારી દે છે, જેમકે سِيْنَا (સીના)થી سِيْنِيْنْ (સિનીન). આ જ રીતે અહીંયાં પણ બે શબ્દો વધારવામાં આવ્યા છે.

---

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૧૩૩ થી ૧૩૮)

وَاِنَّ لُوْطًا لَّمِنَ الْمُرْسَلِيْنَ ﴿١٣٣﴾ اِذْ نَجَّيْنٰهُ وَاَهْلَهٗۤ اَجْمَعِيْنَ ﴿١٣٤﴾ اِلَّا عَجُوْزًا فِى الْغٰبِرِيْنَ ﴿١٣٥﴾ ثُمَّ دَمَّرْنَا الْاٰخَرِيْنَ ﴿١٣٦﴾ وَاِنَّكُمْ لَتَمُرُّوْنَ عَلَيْهِمْ مُّصْبِحِيْنَ ﴿١٣٧﴾ وَبِالَّيْلِ ؕ اَفَلَا تَعْقِلُوْنَ ﴿١٣٨﴾

### તરજુમો :

*અને બેશક ! લૂત (અલૈ.) રસૂલોમાંથી છે. (૧૩૩) જ્યારે અમે તેમને અને તેમના સમગ્ર ઘરવાળાઓને બચાવ્યા. (૧૩૪) પરંતુ એક વૃદ્ધા કે રહી જનારાઓમાં રહી ગઈ. (૧૩૫) પછી અમે બીજાઓને જડમૂળથી ઉખેડી*

*ફેંક્યા. (૧૩૬) અને તમે સવારના સમયે તેમના (ખંડેર) ઉપરથી પસાર થાઓ છો. (૧૩૭) અને રાત્રે પણ; પછી શું સમજતા નથી !? (૧૩૮)*

## તફસીર :

અને બેશક ! લૂત (અલૈ.) પયગમ્બરોમાંથી હતા (તેમની તે સમયની ઘટના વર્ણનપાત્ર છે) જ્યારે કે અમે તેમને અને તેમનાથી સંબંધિત સૌને છુટકારો આપ્યો તે વૃદ્ધા સિવાય (એટલે કે તેમની પત્ની) કે તે (અઝાબની અંદર) રહી જનારાઓમાં રહી ગઈ, પછી અમે અન્ય બીજા સૌનો (જે લૂત અલૈ. અને તેમના સંબંધીઓ સિવાયના હતા) નાશ કરી નાંખ્યો, (જેનો કિસ્સો ઘણી જગ્યાએ આવી ચૂક્યો છે) અને (હે મક્કાવાળાઓ !) તમે તો તેમના (ખંડેરો અને શહેરો) ઉપરથી (સિરીયાની મુસાફરી સમયે ક્યારેક) સવાર થતાં અને (ક્યારેક) રાત્રે પસાર થતા રહો છો (અને તે સર્વનાશની નિશાનીઓ નજરે જુઓ છો) તો શું (તેને જોઈને) પછી પણ નથી સમજતા ? (કે કુફ્રનું શું પરિણામ આવ્યું અને જે ભવિષ્યમાં કુફ્ર કરશે તેમના માટે પણ આ જ ખતરો છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં પાંચમી ઘટના હઝરત લૂત (અલૈ.)ની વર્ણન કરવામાં આવી છે. આ ઘટના કેટલીય વાર આગળ પસાર થઈ ચૂકી છે એટલા માટે અહીંયાં વિગતની જરૂરત નથી. અત્રે મક્કાવાળાઓને ખાસ રીતે એ ચેતવણી આપવામાં આવી છે કે તમે સિરીયાની વેપારની મુસાફરીમાં સદૂમ (સોડોમ)ના તે પ્રદેશોએથી દિવસ રાત પસાર થાઓ છો જ્યાં આ ઈબ્રતનાક ઘટનાઓ બની હતી પરંતુ તેનાથી કોઈ શિખામણ પ્રાપ્ત કરતા ન હતા. સવાર અને રાતનું વર્ણન ખાસ એટલા માટે કરવામાં આવ્યું છે કે અરબના લોકો ઘણે ભાગે આ જ સમયોમાં ત્યાંથી પસાર થતા હતા તથા કાઝી અબૂલ સઊદ (રહ.) કહે છે કે લગભગ સદૂમનો આ પ્રદેશ માર્ગની એવી મંઝિલ ઉપર સ્થિત હતો કે અહીંયાંથી કૂચ કરનારાઓ સવારના સમયે રવાના થતા હતા અને આવનારાઓ સાંજના સમયે આવતા હતા.

*(તફસીરે અબૂ સઊદ)*

---

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૧૩૯ થી ૧૪૮)

وَاِنَّ يُوْنُسَ لَمِنَ الْمُرْسَلِيْنَ ﴿١٣٩﴾ اِذْ اَبَقَ اِلَى الْفُلْكِ الْمَشْحُوْنِ ﴿١٤٠﴾ فَسَاهَمَ فَكَانَ
مِنَ الْمُدْحَضِيْنَ ﴿١٤١﴾ فَالْتَقَمَهُ الْحُوْتُ وَهُوَ مُلِيْمٌ ﴿١٤٢﴾ فَلَوْلَآ اَنَّهٗ كَانَ مِنَ الْمُسَبِّحِيْنَ ﴿١٤٣﴾
لَلَبِثَ فِيْ بَطْنِهٖٓ اِلٰى يَوْمِ يُبْعَثُوْنَ ﴿١٤٤﴾ فَنَبَذْنٰهُ بِالْعَرَآءِ وَهُوَ سَقِيْمٌ ﴿١٤٥﴾ وَاَنْۢبَتْنَا عَلَيْهِ
شَجَرَةً مِّنْ يَّقْطِيْنٍ ﴿١٤٦﴾ وَاَرْسَلْنٰهُ اِلٰى مِائَةِ اَلْفٍ اَوْ يَزِيْدُوْنَ ﴿١٤٧﴾ فَاٰمَنُوْا فَمَتَّعْنٰهُمْ
اِلٰى حِيْنٍ ﴿١٤٨﴾

## તરજુમો :

*અને બેશક ! યૂનુસ (અલૈ.) રસૂલોમાંથી હતા. (૧૩૯) જ્યારે તેઓ નાસીને તે ભરેલા વહાણ ઉપર પહોંચ્યા. (૧૪૦) પછી ચિટ્ઠીઓ નંખાવી તો (ચિટ્ઠીઓના ડ્રોમાં) હારેલા નીકળ્યા. (૧૪૧) પછી તેમનો માછલીએ કોળિયો કર્યો અને તેઓ આક્ષેપ ખાધેલા હતા. (૧૪૨) પછી જો એ વાત ન હોત કે તેઓ પવિત્ર જાત (અલ્લાહ તઆલા)ને યાદ કરતા હતા. (૧૪૩) તો તેના જ પેટમાં રહ્યા હોત તે દિવસ સુધી કે મુરદાઓ સજીવન થાય. (૧૪૪) પછી અમે તેમને ઉજ્જડ મેદાનમાં નાંખી દીધા અને તેઓ બીમાર હતા. (૧૪૫) અને અમે તેમના ઉપર એક વેલાવાળું ઝાડ ઉગાડયું. (૧૪૬) અને તેમને એક લાખ વ્યક્તિઓ અથવા તેનાથી વધારે તરફ (પયગમ્બર બનાવી) મોકલ્યા. (૧૪૭) પછી તેઓ ઈમાન લાવ્યા, પછી અમે એક સમય સુધી તેમને લાભ ઉઠાવવા દીધો (સુખ ભોગવવા દીધું). (૧૪૮)*

## તફસીર :

અને બેશક ! યૂનુસ (અલૈ.) પણ પયગમ્બરોમાંથી હતા (તેમના તે સમયનો કિસ્સો યાદ કરો) જ્યારે કે (તેમણે પોતાની કોમને ઈમાન ન લાવવા ઉપર અલ્લાહ તઆલાના હુકમથી અઝાબની આગાહી આપી અને પોતે ત્યાંથી ચાલ્યા ગયા અને જ્યારે નિશ્ચિત સમય ઉપર અઝાબના ચિહ્નો દેખાવા લાગ્યા તો કોમ ઈમાન લાવવાના ઈરાદે હઝરત યૂનુસ અલૈ.ને શોધવા લાગી, જ્યારે તેઓ ન

મળ્યા તો બધાએ સહમત થઈને અલ્લાહ તઆલા સામે કાકલૂદી કરી અને ઈજમાલી-અસ્પષ્ટ સ્વરૂપનું ઈમાન લઈ આવ્યા અને તે અઝાબ ટળી ગયો, હઝરત યૂનુસ અલૈ.ને કોઈ રીતે આ ખબરની જાણ થઈ ગઈ તો તેઓ શરમના માર્યા પોતાના ઈજ્તિહાદથી અલ્લાહની રજા વિના ક્યાંક દૂર ચાલ્યા જવાનો ઈરાદો કરીને પોતાના સ્થળેથી) નાસીને (ચાલ્યા ગયા, માર્ગમાં દરિયો હતો તેમાં મુસાફરો ભરેલી એક નાવ હતી તે) ભરેલા વહાણ પાસે પહોંચ્યા (વહાણ ચાલ્યું તો તોફાન આવ્યું, વહાણવાળાઓ કહેવા લાગ્યા કે આપણામાં કોઈ નવો કસૂરવાર છે તેને વહાણથી અલગ કરવો જોઈએ, તે વ્યક્તિને અલગ કરવા માટે સૌ એ બાબત ઉપર સહમત થયા કે ચિઠ્ઠીઓ નાંખવામાં આવે), બસ યૂનુસ (અલૈ.) પણ ચિઠ્ઠીઓ નાંખવામાં સામેલ થયા તો (ચિઠ્ઠીમાં) તેઓ જ આક્ષેપિત ઠર્યા (એટલે કે તેમનું જ નામ નીકળ્યું, બસ તેમણે પોતાની જાતને દરિયામાં નાંખી દીધી, કદાચ કિનારો નજીક હશે કે પોતે તરીને કિનારા ઉપર જઈ પહોંચવાનો ઈરાદો હશે, એટલા માટે આત્મહત્યાની શંકા અહીંયાં જરૂરી નથી બનતી), પછી (જ્યારે દરિયામાં પડ્યા તો અમારા હુકમથી) તેમને માછલી (સાજાસમા) ગળી ગઈ અને તેઓ (તે સમયે) પોતાની (આ ઈજ્તિહાદી ભૂલ ઉપર) મલામત કરી રહ્યા હતા (આ તો દિલની તવબહ થઈ અને જીભથી પણ તવહીદ અને તસ્બીહની સાથે મા'ફી માંગી રહ્યા હતા જેમકે બીજી આયતમાં છે لَآ اِلٰـهَ اِلَّآ اَنْـتَ سُبْـحٰـنَكَ اِنِّـىْ كُـنْـتُ مِـنَ الـظّٰلِمِيْنَ) બસ જો તેઓ (તે સમયે) તસ્બીહ (અને ઈસ્તિગફાર) કરનારાઓમાંથી ન થયા હોત તો કયામત સુધી તેના જ પેટમાં રહ્યા હોત (એટલે કે માછલીના પેટમાંથી નીકળવાનું નસીબ ન થયું હોત, બલકે તેમને માછલીનો ખોરાક બનાવી દેવામાં આવ્યો હોત) બસ (કારણ કે તેમણે તસ્બીહ અને તવબહ કરી એટલા માટે) અમે (તેમને તેનાથી સુરક્ષિત રાખ્યા અને માછલીના પેટમાંથી કાઢીને) તેમને એક મેદાનમાં નાંખી દીધા (એટલે કે માછલીને હુકમ આપ્યો કે કિનારા ઉપર ઓકી નાંખે) અને તેઓ તે સમયે બીમાર હતા (કારણ કે માછલીના પેટમાં પૂરતી હવા અને ખોરાક પહોંચ્યો ન હતો) અને અમે (તડકાથી બચાવવા માટે) તેમના ઉપર એક વેલાવાળું ઝાડ પણ ઉગાડ્યું હતું (અને કોઈ પહાડી બકરી તેમને દૂધ પીવડાવી જતી હતી) અને અમે તેમને એક લાખ અથવા તેનાથી પણ વધારે માણસો તરફ (મેનવા શહેરમાં મોસૂલની પાસે)

પયગમ્બર બનાવીને મોકલ્યા હતા પછી તે લોકો ઈમાન લઈ આવ્યા હતા (અઝાબના ચિહ્નો જોઈને ઈજમાલી સ્વરૂપે અને માછલીની ઘટના પછી હઝરત યૂનુસ અલૈ. ત્યાં ફરીવાર પધાર્યા તે સમયે સ્પષ્ટ સ્વરૂપે ઈમાન લઈ આવ્યા) તો (ઈમાનની બરકતથી) અમે તેમને એક સમય સુધી (એટલે કે લાંબા ગાળા સુધી ભલાઈની સાથે) સુખ ભોગવવા દીધું.

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરતમાં અંતિમ ઘટના હઝરત યૂનુસ (અલૈ.)ની કરવામાં આવી છે, આ ઘટના અને તેના વિશેની વિગતો સૂરએ યૂનુસના અંત ભાગમાં પસાર થઈ ચૂકી છે અને તેનો ખુલાસો ઉપર તફસીરના ખુલાસામાં પણ આવી ચૂક્યો છે એટલા માટે અત્યારે તેના પુનવરાવર્તનની જરૂર નથી, અલબત્ત ખાસ આયતો વિશે અમુક જરૂરી વાતો નીચે પ્રમાણે છે.

وَاِنَّ يُوْنُسَ لَمِنَ الْمُرْسَلِيْنَ અમુક તફસીરકારો અને ઈતિહાસકારોએ એ બાબતે ચર્ચા કરી છે કે હઝરત યૂનુસ (અલૈ.) માછલીની ઘટના પહેલાં જ રસૂલ બનાવવામાં આવ્યા હતા અથવા પાછળથી બનાવવામાં આવ્યા હતા; અમુક લોકોનો વિચાર છે કે માછલીની ઘટના પછી તેમને રસૂલ બનાવવામાં આવ્યા પરંતુ કુર્આને કરીમની જાહેર શૈલી અને ઘણી રિવાયતોથી એ જ ફલિત થાય છે કે તેઓ પહેલેથી જ રિસાલતના હોદ્દા ઉપર બિરાજમાન કરવામાં આવ્યા હતા, માછલીની ઘટના પાછળથી બની.

اِذْ اَبَقَ اِلَى الْفُلْكِ الْمَشْحُوْنِ "જ્યારે કે તેઓ ભરેલા વહાણ તરફ નાઠા." શબ્દ اَبَقَ (અબક) એ اَبَاقٌ (અબાકુન)થી બને છે જેનો અર્થ છે "કોઈ ગુલામ (સેવક) પોતાના માલિક પાસેથી નાસી છૂટે." આ શબ્દ અલ્લાહ તઆલાએ હઝરત યૂનુસ (અલૈ.) માટે એટલા માટે ઉપયોગ કર્યો છે કે તેઓ પોતાના પરવરદિગાર તરફથી વહીની રાહ જોયા વિના જ રવાના થઈ ગયા હતા. અંબિયા (અલૈ.) અલ્લાહ તઆલાના નિકટવર્તી બંદાઓ હોય છે અને તેમની મા'મૂલી ભૂલ પણ મોટી પકડનું કારણ બનતી હોય છે એટલા માટે આ કઠોર શબ્દ અપનાવવામાં આવ્યો છે.

فَسَاهَمَ (ફસાહમ) બસ તે ચિઠ્ઠીઓ નાંખવાના ડ્રોમાં સામેલ થયા. આ

ચિઠ્ઠીઓ નાંખવાનો ડ્રો તે વખતે કરવામાં આવ્યો જ્યારે કે વહાણ દરિયા વચ્ચે પહોંચીને તોફાનમાં ઘેરાય ગયું અને વજનના વધારાને કારણે તેના ડૂબવાનો ભય લાગ્યો અને એવું નક્કી થયું કે એક વ્યક્તિને દરિયામાં ફેંકી દેવામાં આવે અને આ વ્યક્તિને નક્કી કરવા માટે ચિઠ્ઠીઓનો ડ્રો કરવામાં આવ્યો કે તે વ્યક્તિ કોણ છે ?

### ચિઠ્ઠીઓના ડ્રોનો હુકમ :

અત્રે એ વાત યાદ રાખવી જોઈએ કે ચિઠ્ઠીઓના ડ્રો દ્વારા ન તો કોઈ સત્ય સાબિત કરી શકાય છે અને ન જ કોઈને અપરાધી ઠરાવી શકાય છે, દાખલા તરીકે ચિઠ્ઠીઓ દ્વારા કોઈને ચોર સાબિત કરી શકાતો નથી એ જ પ્રમાણે જો બે વ્યક્તિઓ વચ્ચે કોઈ વિવાદ હોય કે ફલાણી મિલકત કોની છે તો ચિઠ્ઠીઓના ડ્રો દ્વારા તેનો ફેંસલો કરી શકાતો નથી, ચિઠ્ઠીઓનો ડ્રો એવા પ્રસંગોએ જાઈઝ છે બલકે બહેતર છે જ્યાં એક વ્યક્તિને શરઈ રીતે સંપૂર્ણ અધિકાર પ્રાપ્ત હોય કે તે અમુક જાઈઝ માર્ગોમાંથી કયા માર્ગને અપનાવે ? હવે તે પોતાની મરજીથી કોઈ માર્ગ નિશ્ચિત કરવાને બદલે ચિઠ્ઠીઓના ડ્રો દ્વારા ફેંસલો કરે, દાખલા તરીકે એક વ્યક્તિની એકથી વધારે પત્નીઓ હોય, તેને મુસાફરીમાં જવાના સમયે એવો અધિકાર મળેલ છે કે તે જે પત્નીને ઇચ્છે સાથે લઈ જાય, હવે તે પોતાની મરજીથી એવું કરવાને બદલે ચિઠ્ઠીઓનો ડ્રો કરે તો તે ઉત્તમ છે જેથી કોઈનું દિલ ન તૂટે, રસૂલે કરીમ ﷺનો આ જ ક્રમ હતો.

હઝરત યૂનુસ (અલૈ.)ની ઘટનામાં પણ ચિઠ્ઠીઓના ડ્રો દ્વારા કોઈને અપરાધી ઠરાવવાનો હેતુ ન હતો, બલકે આખા આખા વહાણને બચાવવા માટે કોઈને પણ દરિયામાં નાંખી શકાતો હતો પરંતુ ચિઠ્ઠીઓના ડ્રો દ્વારા તેને નક્કી કરવામાં આવ્યું.

فَكَانَ مِنَ الْمُدْحَضِيْنَ (બસ તેઓ હારી ગયા)માં શબ્દ اِدْحَاضٌ (ઈદ્હાજુન)નો શાબ્દિક અર્થ "કોઈને નિષ્ફળ બનાવવા"નો થાય છે, ભાવાર્થ એ છે કે ચિઠ્ઠીના આ ડ્રોમાં તેમનું જ નામ નીકળી આવ્યું અને તેમણે પોતાને દરિયામાં નાંખી દીધા તેના ઉપર આત્મહત્યાની શંકા ન કરવી જોઈએ, બની શકે છે કે કિનારો નજીક હોય અને તેઓ તરીને ત્યાં સુધી પહોંચવાનો ઈરાદો રાખતા હોય.

فَلَوْ لَآ اَنَّهٗ كَانَ مِنَ الْمُسَبِّحِيْنَ.... આ આયતથી એવું સમજવું ખોટું છે કે

જો હઝરત યૂનુસ (અલૈ.)એ તસ્બીહ ન કરી હોત તો તે માછલી કયામત સુધી જીવતી રહી હોત, બલકે ભાવાર્થ એ છે કે તે માછલીના પેટને જ હઝરત યૂનુસ (અલૈ.)ની કબર બનાવી દેવામાં આવી હોત.

## તસ્બીહ અને ઇસ્તિગફારથી (અલ્લાહની પવિત્રતા વર્ણન કરવાથી તથા મા'ફી માંગવાથી) મુસીબતો દૂર થાય છે :

આ આયતથી એ પણ જાણ થઈ કે મુસીબતો અને આફતોને દૂર કરવામાં તસ્બીહ અને ઈસ્તિગફારનું ખાસ મહત્ત્વ છે. સૂરએ અંબિયામાં આવી ચૂક્યું છે કે જ્યારે હઝરત યૂનુસ (અલૈ.) માછલીના પેટમાં હતા ત્યારે આ વાક્યો ખાસ સ્વરૂપે પઢતા હતા. لَا اِلٰهَ اِلَّا اَنْتَ سُبْحَانَكَ اِنِّىْ كُنْتُ مِنَ الظّٰلِمِيْنَ (૨૧:૮૭) અલ્લાહ તઆલાએ આ જ વાક્યની બરકતથી તેમને તે કસોટીમાંથી છુટકારો આપ્યો અને તે માછલીના પેટમાંથી સાજાસમા નીકળી આવ્યા એટલા માટે બુઝૂર્ગોથી એ નકલ થતું ચાલ્યું આવ્યું છે કે તેઓ વ્યક્તિગત અથવા સામૂહિક મુસીબતના સમયે આ વાક્યો સવા લાખ વખતે પઢે છે અને તે બરકતથી અલ્લાહ તઆલા મુસીબતને દૂર કરી દે છે.

અબૂ દાવુદમાં હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ (રદિ.)થી એ રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, હઝરત યૂનુસ (અલૈ.)એ જે આ દુઆ માછલીના પેટમાં કરી હતી, لَا اِلٰهَ اِلَّا اَنْتَ سُبْحٰنَكَ اِنِّىْ كُنْتُ مِنَ الظّٰلِمِيْنَ તેને જે કોઈ મુસલમાન પણ કોઈ મકસદ માટે પઢશે તેની દુઆ કબૂલ થશે.

*(તફસીરે કુર્તુબી)*

فَنَبَذْنٰهُ بِالْعَرَآءِ وَهُوَ سَقِيْمٌ (બસ અમે તેમને મેદાનમાં નાંખી દીધા અને તેઓ તે વખતે બીમાર હતા)માં શબ્દ اَلْعَرَاءُ (અલ અરાઅ્)નો અર્થ "ખુલ્લું મેદાન જેમાં કોઈ વૃક્ષ ન હોય" થાય છે, અમુક રિવાયતોથી જાણ થાય છે કે તે સમયે હઝરત યૂનુસ (અલૈ.) માછલીના પેટમાં રહેવાના કારણે ખૂબ અશક્ત થઈ ગયા હતા અને શરીર ઉપર બાલ પણ રહ્યા ન હતા.

وَاَنْۢبَتْنَا عَلَيْهِ شَجَرَةً مِّنْ يَّقْطِيْنٍ "અને અમે તેમના ઉપર એક વેલાદાર વૃક્ષ પણ ઉગાડી દીધું હતું."માં يَقْطِيْنٌ (યકતીન) દરેક તે વનસ્પતિને કહેવામાં આવે છે જેને ફળ ન હોય. રિવાયતોમાં છે કે તે દૂધીની વેલ હતી, આ વનસ્પતિ

ઉગાડવાનો હેતુ એ હતો કે હઝરત યૂનુસ (અલૈ.)ને છાંયડો પ્રાપ્ત થાય. અહીંયાં شَجَرَةً (શજરહ)નો અર્થ બતાવી રહ્યો છે કે યા તો તે દૂધીની વેલને અલ્લાહ તઆલાએ મોઅ્જિઝા (ચમત્કાર) સ્વરૂપે થડવાળી બનાવી હતી અથવા તો કોઈ એવું વૃક્ષ હતું જેના ઉપર વેલ ચઢાવી દીધી હતી જેથી છાંયડો ખૂબ ઘટ્ટ બની જાય નહિતર વેલાથી છાંયડો મળવો મુશ્કેલ હતો.

وَاَرْسَلْنٰهُ اِلٰى مِائَةِ اَلْفٍ اَوْيَزِيْدُوْنَ (અને અમે તેમને એક લાખ અથવા તેનાથી વધારે માણસો તરફ પયગમ્બર બનાવીને મોકલ્યા હતા). અત્રે એ શંકા થઈ શકે છે કે અલ્લાહ તઆલા તો અલીમ અને ખબીર સર્વજ્ઞ અને સઘળી ખબર રાખનાર છે, તેને આ શંકાની જાહેરાત કરવાની શું આવશ્યકતા છે કે એક લાખ અથવા તેનાથી વધારે વ્યક્તિઓ હતા ? તેનો જવાબ એ છે કે આ વાક્ય સામાન્ય લોકોની સમજ પ્રમાણે કહેવામાં આવ્યું છે, એટલે કે એક સામાન્ય વ્યક્તિ તે લોકોને જુએ તો એવું કહે કે તેમની સંખ્યા એક લાખ અથવા તેનાથી કંઈક ઉપર છે. (મઝહરી) અને હઝરત થાનવી (રહ.)એ ફરમાવ્યું કે અહીંયાં શંકાની જાહેરાત કરવાનો હેતુ જ નથી, તે લોકોને એક લાખ પણ કહી શકાતા હતા અને તેનાથી વધારે પણ અને તે એ રીતે કે જો કમી હોવાનું વિચારવામાં ન આવે તો તેમની સંખ્યા એક લાખ હતી અને જો કમી હોવાને પણ ગણવામાં આવે તો એક લાખથી વધારે. *(બયાનુલ કુર્આન)*

આ વાક્ય કારણ કે માછલીની ઘટના પછી આવ્યું છે એટલા માટે તેનાથી અમુક તફસીરકારોએ એ પરિણામ કાઢ્યું છે કે હઝરત યૂનુસ (અલૈ.)ની બઅ્ષત (રસૂલ તરીકેની ફરજ) આ ઘટના પછી થઈ હતી અને અલ્લામહ બગવી (રહ.)એ એટલે સુધી કહ્યું છે કે આ આયતમાં મેનવા તરફ બઅ્ષતનું વર્ણન નથી, બલકે માછલીની ઘટના પછી તેમને એક બીજી ઉમ્મત તરફ મોકલવામાં આવ્યા જેમની સંખ્યા એક લાખથી વધારે હતી પરંતુ કુર્આને કરીમ અને રિવાયતોથી તેમના આ નિવેદનનું સમર્થન થતું નથી, અહીંયાં હઝરત યૂનુસ (અલૈ.)ની ઘટનાની શરૂમાં જ તેમની રિસાલતનું વર્ણન સ્પષ્ટ બતાવી રહ્યું છે કે માછલીની ઘટના રસૂલ બન્યા પછી બની હતી, ત્યારબાદ અહીંયાં આ વાક્યને ફરીવાર એટલા માટે લાવવામાં આવ્યું કે હઝરત યૂનુસ (અલૈ.)ની તંદુરસ્તી પછી તેમને

ફરીવાર મોકલવામાં આવ્યા હતા, અહીંયાં એ સ્પષ્ટ કરી દેવામાં આવે કે તે લોકો અમુક ગણતરીના વ્યક્તિઓ ન હતા બલકે તેમની સંખ્યા એક લાખથી પણ વધારે હતી.

فَاٰمَنُوۡا فَمَتَّعۡنٰهُمۡ اِلٰى حِيۡنٍ (બસ તેઓ ઈમાન લઈ આવ્યા. બસ અમે તેમને એક સમય સુધી સુખ ભોગવવા દીધું.) "એક સમય સુધી"નો અર્થ એ છે કે જ્યાં સુધી તેઓ ફરીવાર કુફ્ર શિર્કમાં ન સંડોવાયા ત્યાં સુધી તેમના ઉપર કોઈ અઝાબ આવ્યો નહીં.

**મિરઝાં કાદિયાનીની તલબીસ (ધોકાબાજી–Fraud)નો જવાબ :**

આ વાત સૂરએ યૂનુસની તફસીરમાં પણ સ્પષ્ટ કરવામાં આવી ચૂકી છે અને આ આયતથી પણ સ્પષ્ટ થાય છે કે હઝરત યૂનુસ (અલૈ.)ની કોમ ઉપરથી જે અઝાબ ટાળવામાં આવ્યો તે એટલા માટે કે તેમની કોમ સમય ઉપર ઈમાન લઈ આવી હતી, તેનાથી પંજાબના જૂઠ્ઠા નબી મિરઝાં ગુલામ અહમદ કાદિયાનીનું આ ખોટું અર્થઘટન સમાપ્ત થઈ જાય છે કે જયારે કાદિયાનીએ પોતાના વિરોધીઓને એવો પડકાર ફેંક્યો કે જો તે આ જ પ્રમાણે વિરોધ કરતા રહ્યા તો અલ્લાહનો ફેંસલો થઈ ચૂક્યો છે કે ફલાણા સમય સુધીમાં અલ્લાહનો અઝાબ આવી જશે પરંતુ તેના વિરોધીઓનો સંઘર્ષ ઔર ઝડપી બની ગયો, પછી તો પણ અઝાબ ન આવ્યો ત્યારે નિષ્ફળતાના અપમાનથી બચવા માટે કાદિયાનીએ એવું કહેવાનું શરૂ કર્યું કે, કારણ કે વિરોધીઓ દિલમાં ડરી ગયા એટલા માટે તેમના ઉપરથી અઝાબ ટળી ગયો જે રીતે હઝરત યૂનુસ (અલૈ.)ની કોમ ઉપરથી ટળી ગયો હતો પરંતુ કુર્આને કરીમની આ આયત તે તા'વીલ અને ખોટા ખુલાસાને નીંદનીય ઠરાવે છે એટલા માટે કે હઝરત યૂનુસ (અલૈ.)ની કોમ તો ઈમાનના કારણે અઝાબથી બચી હતી, તેનાથી વિપરીત મિરઝાં કાદિયાનીના વિરોધીઓ ન જ તેના ઉપર ઈમાન લાવ્યા બલકે તેના વિરુદ્ધ પોતાનો સંઘર્ષ ઔર વધારે તેજ કર્યો.

———————————

———————

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૧૪૯ થી ૧૬૬)

فَاسْتَفْتِهِمْ اَلِرَبِّكَ الْبَنَاتُ وَلَهُمُ الْبَنُوْنَ ﴿١٤٩﴾ اَمْ خَلَقْنَا الْمَلٰٓئِكَةَ اِنَاثًا وَّهُمْ شٰهِدُوْنَ ﴿١٥٠﴾
اَلَآ اِنَّهُمْ مِّنْ اِفْكِهِمْ لَيَقُوْلُوْنَ ﴿١٥١﴾ وَلَدَ اللّٰهُ ۙ وَاِنَّهُمْ لَكٰذِبُوْنَ ﴿١٥٢﴾ اَصْطَفَى
الْبَنَاتِ عَلَى الْبَنِيْنَ ﴿١٥٣﴾ مَا لَكُمْ ۫ كَيْفَ تَحْكُمُوْنَ ﴿١٥٤﴾ اَفَلَا تَذَكَّرُوْنَ ﴿١٥٥﴾ اَمْ
لَكُمْ سُلْطٰنٌ مُّبِيْنٌ ﴿١٥٦﴾ فَاْتُوْا بِكِتٰبِكُمْ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿١٥٧﴾ وَجَعَلُوْا بَيْنَهٗ وَبَيْنَ
الْجِنَّةِ نَسَبًا ۭ وَلَقَدْ عَلِمَتِ الْجِنَّةُ اِنَّهُمْ لَمُحْضَرُوْنَ ﴿١٥٨﴾ سُبْحٰنَ اللّٰهِ عَمَّا
يَصِفُوْنَ ﴿١٥٩﴾ اِلَّا عِبَادَ اللّٰهِ الْمُخْلَصِيْنَ ﴿١٦٠﴾ فَاِنَّكُمْ وَمَا تَعْبُدُوْنَ ﴿١٦١﴾ مَآ اَنْتُمْ عَلَيْهِ
بِفٰتِنِيْنَ ﴿١٦٢﴾ اِلَّا مَنْ هُوَ صَالِ الْجَحِيْمِ ﴿١٦٣﴾ وَمَا مِنَّآ اِلَّا لَهٗ مَقَامٌ مَّعْلُوْمٌ ﴿١٦٤﴾ وَّاِنَّا
لَنَحْنُ الصَّآفُّوْنَ ﴿١٦٥﴾ وَاِنَّا لَنَحْنُ الْمُسَبِّحُوْنَ ﴿١٦٦﴾

## તરજુમો :

*હવે તેમને પૂછો, શું તમારા પરવરદિગારના ત્યાં દિકરીઓ છે અને તેમના ત્યાં દિકરા ?! (૧૪૯) અથવા અમે ફરિશ્તાઓને સ્ત્રીઓ બનાવી અને (ત્યારે) તેઓ જોતા હતા ? (૧૫૦) સાંભળો છો !? તેઓ પોતાનું (ઘડી કાઢેલું) જૂઠાણું કહે છે કે (૧૫૧) અલ્લાહને અવલાદ થઈ અને બેશક તેઓ સાવ જૂઠા છે. (૧૫૨) શું તેણે દિકરીઓને દિકરાઓ કરતાં પસંદ કરી? (૧૫૩) તમને શું થઈ ગયું છે ? કેવો ન્યાય કરો છો ? (૧૫૪) શું તમે ધ્યાન આપતા નથી ? (૧૫૫) અથવા તમારી પાસે કોઈ ખુલ્લું પ્રમાણ (સનદ) છે? (૧૫૬) તો લાવો પોતાની કિતાબ જો તમે સાચા છો ! (૧૫૭) અને તેઓએ અલ્લાહ અને જિન્નાતો વચ્ચે સગપણ ઠરાવ્યું છે અને જિન્નાતોને તો ખબર છે કે અવશ્ય તેઓ પકડાયેલા આવશે. (૧૫૮) અલ્લાહ પવિત્ર છે તે વાતોથી જે તેઓ બતાવે છે. (૧૫૯) પરંતુ (તેઓ બચશે) જે અલ્લાહના ચુનંદા બંદાઓ છે. (૧૬૦) બસ તમે અને જેને તમે પૂજો છો (એકત્ર થઈ) (૧૬૧) કોઈને પણ અલ્લાહ વિરુદ્ધ બહેકાવી શકતા નથી. (૧૬૨) પરંતુ*

*તેને જ (ભમાવી શકો છો) જે દોઝખમાં પહોંચનારો છે. (૧૬૩) અને અમારામાં (ફરિશ્તાઓમાં) દરેકનું એક નિશ્ચિત સ્થાન (દરજ્જો) છે. (૧૬૪) અને અમે જ છે હાર બાંધનારા. (૧૬૫) અને અમે જ છે (અલ્લાહની) પવિત્રતા વર્ણન કરનારા. (૧૬૬)*

**તફસીર :**

(તવહીદની દલીલો તો ઉપર વર્ણન થઈ ચૂકી) બસ (ત્યારબાદ) તે લોકોને (જેઓ ફરિશ્તાઓ અને જિન્નાતોને અલ્લાહના ભાગીદાર ઠરાવે છે, એ રીતે કે ફરિશ્તાઓને તો નઊઝુબિલ્લાહ ! અલ્લાહની દિકરીઓ અને જિન્નાતોના સરદારોના દિકરાઓને તે ફરિશ્તાઓની માતાઓ ઠરાવે છે જેનાથી એ જરૂરી બને છે કે અલ્લાહ તઆલાનું ફરિશ્તાઓ સાથે પેઢીગત સગપણ છે અને જિન્નાતો સાથે પતિ–પત્નીનો સંબંધ છે, બસ તે સૌને) પૂછો કે શું અલ્લાહના માટે દિકરીઓ (હોય) અને તમારા માટે દિકરા (હોય ? એટલે કે જ્યારે તમારા માટે દિકરાઓ પસંદ કરો છો તો ઉપરોક્ત માન્યતાથી અલ્લાહ તઆલાની દિકરીઓ કઈ રીતે ઠરાવો છો ? બસ આ માન્યતામાં એક ખરાબી તો આ છે અને) હા ! (બીજી વાત સાંભળો કે) શું અમે ફરિશ્તાઓને દિકરીઓ બનાવી છે ? અને તેઓ (તેમના બનાવવાના સમયે) જોઈ રહ્યા હતા ? (એટલે કે એક બીજી બુરાઈ એ છે કે ફરિશ્તાઓ ઉપર કોઈ દલીલ વિના સ્ત્રી હોવાની તોહમત મૂકે છે) સારી પેઠે સાંભળી લો કે તે લોકો (કોઈ દલીલ ધરાવતા નથી, બલકે માત્ર) ઉપજાવી કાઢેલ વાતો કહે છે કે (નઊઝુબિલ્લાહ !) અલ્લાહ અવલાદ ધારણ કરે છે અને તેઓ ખરેખર (સાવ) જૂઠા છે (બસ આ અકીદામાં ત્રીજી ખરાબી એ છે કે અલ્લાહ તઆલા સાથે અવલાદનું સગપણ તેમની માન્યતા દ્વારા જરૂરી ઠરે છે, તેમાં પ્રથમ બુરાઈનું સુગપાત્ર હોવું રિવાજી છે, બીજી બુરાઈ વર્ણન કરવામાં આવેલ આયતોથી સાબિત થાય છે અને ત્રીજી બાબતનું બુરાઈ હોવું બુદ્ધિથી પણ સાબિત થાય છે અને જાહિલો માટે રિવાજી બુરાઈની સાબિતી વધારે અસરકારક હોય છે, એટલા માટે પ્રથમ બુરાઈને બીજા વિષયો કરતાં પુનરાવર્તિત સ્વરૂપે કહેવામાં આવે છે કે હા !) શું અલ્લાહ તઆલાએ દિકરાઓના મુકાબલામાં દિકરીઓ વધારે પસંદ કરી ? તમને શું થઈ ગયું છે !? તમે કેવો (બેહૂદા) હુકમ લગાવો છો?! (જેને રિવાજી સ્વરૂપે પોતે પણ બુરું સમજો છો) પછી (રિવાજ ઉપરાંત) શું

તમે (બુદ્ધિ અને) સમજથી કામ નથી લેતા ? (કે આ અકીદહ બુદ્ધિની પણ વિરુદ્ધ છે) હા ! (જો બૌદ્ધિક દલીલ નથી તો) શું તમારી પાસે (તેના ઉપર) કોઈ ખુલ્લી દલીલ મોજૂદ છે ? (તેનાથી ભાવાર્થ કોઈ આકાશી કિતાબ છે) બસ જો તમે (તેમાં) સાચા છો તો પોતાની તે કિતાબ રજુ કરો અને (પ્રસ્તુત અકીદહમાં ફરિશ્તાઓને અવલાદ ઠરાવવા ઉપરાંત) તે લોકોએ અલ્લાહ અને જિન્નાતો વચ્ચે (પણ) સગપણ ઠરાવ્યું છે (જેનું જૂઠું હોવું ઉઘાડું છે, કારણ કે પત્ની જે કામ માટે હોય છે તે બધાથી અલ્લાહ તઆલા પવિત્ર હોય છે અને જ્યારે પતિ–પત્નીનો સંબંધ જ અશક્ય છે તો સાસુ–સસરા વગેરેના જે સગપણો જે આ પતિ–પત્નીના સંબંધોથી નીકળે છે તે પણ અશક્ય છે) અને (જેને જેને આ લોકો અલ્લાહ તઆલાના ભાગીદાર ઠરાવી રહ્યા છે તેમની પરિસ્થિતિ તો એવી છે કે તેમનામાં જે) જિન્નાત (છે તો પોતે તેઓ)નો એ અકીદહ છે કે (તેમનામાં જેઓ કાફિર છે) તે (અઝાબમાં) પકડાયેલા આવશે (અને અઝાબમાં કેમ ન પકડાય કે અલ્લાહ તઆલા વિશે ખરાબ ખરાબ વાતો વર્ણન કરે છે ! જ્યારે કે) અલ્લાહ તઆલા એવી વાતોથી પવિત્ર છે જેને આ લોકો વર્ણન કરે છે (બસ તે તેમના કુફ્રિયા નિવેદનોથી અઝાબમાં પકડાયેલા હશે) પરંતુ જેઓ અલ્લાહના ખાસ (એટલે કે ઈમાનવાળા) બંદાઓ છે (તેઓ આ અઝાબથી બચશે) બસ તમે અને તમારા સર્વે (જૂઠા) મઅ્બૂદો (બધા મળીને પણ) અલ્લાહ વિરુદ્ધ કોઈને ફેરવી નથી શકતા (જેવી કે તમે કોશીશ કર્યા કરો છો) પરંતુ તેને જ કે જે (અલ્લાહના જ્ઞાનમાં) જહન્નમમાં પહોંચનારો છે અને (આગળ ફરિશ્તાઓનું વર્ણન કરે છે કે તેમનામાં જે ફરિશ્તાઓ છે તેમનું એ કહેવું છે કે અમે તો માત્ર અલ્લાહના બંદા છે એટલા માટે જે સેવા અમને સોંપવામાં આવી છે તેમાં) અમારામાંથી દરેકનો એક નિશ્ચિત દરજ્જો છે (કે તેની જ બજવણીમાં લાગેલા રહીએ છીએ, પોતાના અભિપ્રાયથી કશું જ કરી શકતા નથી) અને અમે (અલ્લાહ તઆલા સમક્ષ હુકમ સાંભળવાના સમયે અથવા ઈબાદતના સમયે અદબથી) હારબંધ ઊભા રહીએ છીએ અને અમે (અલ્લાહ તઆલાની) પવિત્રતા વર્ણન કરવામાં પણ લાગેલા રહીએ છીએ (મતલબ કે દરેક રીતે અલ્લાહ તઆલાના આજ્ઞાકારી અને બંદાઓ છે, બસ જ્યારે ફરિશ્તાઓ પોતે જ પોતાની બંદગીનો સ્વીકાર કરી રહ્યા છે તો તેમના ઉપર મઅ્બૂદ કે પૂજ્ય હોવાની શંકા કરવી નરી મૂર્ખામી છે, બસ જિન્નાત અને

ફરિશ્તાઓ માટે મઅ્બૂદ હોવાની માન્યતા ઉચ્ચ કક્ષાની દલીલો દ્વારા રદ થઈ ગઈ).

## મસ્અલા અને બોધપાઠ :

અંબિયા (અલૈ.)ની ઘટનાઓ બોધપાઠ અને શિખામણ માટે વર્ણન કરવામાં આવી હતી, હવે ફરીવાર તવહીદની સાબિતીઓ અને શિર્કના રદિયાનો અસલ વિષય વર્ણન કરવામાં આવી રહ્યો છે અને અહીંયાં શિર્કના એક ખાસ પ્રકારનું વર્ણન છે. અરબના કાફિરોની એ માન્યતા હતી કે ફરિશ્તાઓ અલ્લાહ તઆલાની દિકરીઓ છે અને જિન્નાતની સરદારજાદીઓ ફરિશ્તાઓની માતાઓ છે. અલ્લામહ વાહિદી (રહ.)ના કહેવા પ્રમાણે આ અકીદહ કુરૈશ ઉપરાંત જુહયનહ બનુ સલમા, બનુ ખુઝાહ અને બનુ મલીહનો પણ હતો.

*(તફસીરે કબીર, પેજ : ૧૨૨, જિલ્દ : ૭)*

فَاسْتَفْتِهِمْ (الی قولہ تعالٰی) اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ આ આયતોમાં અરબના કાફિરોના આ જ અકીદહના રદિયા માટે દલીલો રજુ કરવામાં આવી છે જેનો ખુલાસો એ છે કે પ્રથમ તો તમારી આ માન્યતા પોતે તમારા રસ્મો રિવાજ પ્રમાણે બિલકુલ ખોટી છે એટલા માટે કે તમે દિકરીઓને અપમાનનું કારણ સમજો છો, હવે જે વસ્તુ તમારા પોતાના માટે એક અપમાન અને આળ છે તે અલ્લાહ તઆલા માટે કેવી રીતે સાબિત થઈ શકે છે ? પછી તમે જે ફરિશ્તાઓને અલ્લાહની દિકરીઓ ઠરાવી દીધી છે તેની તમારી પાસે શું દલીલ છે ? કોઈ દા'વાને સાબિત કરવા માટે ત્રણ પ્રકારની દલીલો હોઈ શકે છે. એક પ્રત્યક્ષ સાબિતી, બીજું આકાશી દલીલ અથવા કોઈ એવી હસ્તીનું નિવેદન જેની સચ્ચાઈ સાબિત હોય અને ત્રીજી બૌદ્ધિક દલીલ. જ્યાં સુધી પ્રત્યક્ષ સાક્ષીનો સંબંધ છે દેખીતું છે કે તમે અલ્લાહ તઆલાને ફરિશ્તાઓના સર્જન કરવાના સમયે જોયા જ નથી જેથી ફરિશ્તાઓનું નારીજાતિ હોવું તમને જાણ થઈ શકે એટલા માટે તમારી પાસે કોઈ પ્રત્યક્ષ દલીલ જ નથી. اَمْ خَلَقْنَا الْمَلٰٓئِكَةَ اِنَاثًا وَّهُمْ شٰهِدُوْنَ નો આ જ ભાવાર્થ છે. હવે રહી આકાશી દલીલ, બસ તે તો તમારી પાસે નથી એટલા માટે કે તે લોકોનું નિવેદન ભરોસાપાત્ર હોય છે જેમની સચ્ચાઈ સાબિત હોય, તેનાથી વિપરીત જે લોકો આવી માન્યતા ધરાવે છે તેઓ જૂઠા લોકો છે એ વાત કોઈ દલીલ બની શકતી નથી. ....اَلَآ اِنَّهُمْ مِّنْ اِفْكِهِمْ لَيَقُوْلُوْنَ નો આ જ અર્થ છે. રહી બૌદ્ધિક દલીલ, બસ

તે પણ તમારું સમર્થન કરતી નથી એટલા માટે કે પોતે તમારી માન્યતા પ્રમાણે દિકરીઓ દિકરાઓના મુકાબલામાં ઓછો રુત્બો ધરાવે છે. હવે જે હસ્તી સમગ્ર સૃષ્ટિથી શ્રેષ્ઠ છે તે પોતાના માટે ઓછા રુત્બાવાળી વસ્તુ કઈ રીતે પસંદ કરી શકે છે ?! اَصۡطَفَى الۡبَنَاتِ عَلَى الۡبَنِيۡنَ નો આ જ અર્થ છે, હવે માત્ર એક જ સ્વરૂપ બાકી રહી જાય છે કે તમારી પાસે કોઈ આસમાની કિતાબ આવી હોય અને તેમાં વહી દ્વારા તમને આ અકીદાની તા'લીમ આપવામાં આવી હોય, બસ જો એવું છે તો બતાવો તે વહી અને તે કિતાબ ક્યાં છે ? اَمۡ لَكُمۡ سُلۡطٰنٌ مُّبِيۡنٌ، فَاۡتُوۡا بِكِتٰبِكُمۡ اِنۡ كُنۡتُمۡ صٰدِقِيۡنَ નો આ જ ભાવાર્થ છે.

હઠધર્મી (ખોટી જીદ) કરનારાઓ માટે આક્ષેપયુક્ત જવાબ વધારે યોગ્ય છે. આ આયતોથી જાણ થઈ કે જે લોકો હઠધર્મી ઉપર અડેલા હોય તેમને આક્ષેપયુક્ત જવાબ આપવો વધારે યોગ્ય છે. આક્ષેપયુક્ત જવાબનો અર્થ એ છે કે તેમના દા'વાને ખુદ તેમની જ કોઈ બીજી માન્યતા દ્વારા જૂઠું સાબિત કરવામાં આવે, તેમાં એ જરૂરી નથી હોતું કે બીજી માન્યતા આપણને સ્વીકાર્ય છે, બલકે ઘણા સમયે તે બીજી માન્યતા પણ ખોટી જ હોય છે પરંતુ વિરોધીને સમજાવવા માટે આ રીતે કામ લેવામાં આવે છે. અત્રે અલ્લાહ તબારક વ તઆલાએ તે અકીદહના રદિયા માટે પોતે તેમની એ માન્યતાનો ઉપયોગ કર્યો છે કે દિકરીઓનું અસ્તિત્વ તમે અપમાનજનક અને પોતાના માટે આળ સમજો છો, દેખીતું છે કે તેનો એ ભાવાર્થ નથી કે અલ્લાહ તઆલા સમીપ પણ દિકરીઓનું અસ્તિત્વ અપમાનજનક છે, ન જ તેનો એ અર્થ છે કે જો તે ફરિશ્તાઓને અલ્લાહની દિકરીઓના બદલે અલ્લાહના દિકરાઓ કહેતા હોત તો તે યોગ્ય હતું બલકે આ એક આક્ષેપયુક્ત જવાબ છે જેનો હેતુ પોતે તેમની જ માન્યતાઓ અને રિવાજોથી તેમના અકીદહનો રદિયો આપવાનો છે, નહિતર આ પ્રકારની માન્યતાઓનો સાચો જવાબ તે જ છે જે કુર્આને કરીમમાં જ અનેક ઠેકાણે ઉપસ્થિત છે કે અલ્લાહ તઆલા બેપરવા છે અને તેને કોઈ અવલાદની આવશ્યકતા નથી અને ન જ તેની ઉચ્ચ કક્ષાની શા'ન માટે એ યોગ્ય છે કે તેને સંતાન હોય.

وَجَعَلُوۡا بَيۡنَهٗ وَبَيۡنَ الۡجِنَّةِ نَسَبًا (અને તેમણે અલ્લાહ તઆલા અને જિન્નાતો વચ્ચે પેઢીગત સગપણ ઠરાવ્યું છે) આ વાક્યની એક તફસીર તો એ છે કે અરબના મુશ્રિકોની તે ખોટી માન્યતાનું વર્ણન કરવામાં આવ્યું છે કે જિન્નાતોની

સરદારજાદીઓ ફરિશ્તાઓની માતાઓ છે જાણે કે નઊઝુબિલ્લાહ ! જિન્નાતોની સરદારજાદીઓથી અલ્લાહ તઆલાનો પતિ પત્નીનો સંબંધ છે અને આ જ સંબંધના પરિણામે ફરિશ્તાઓ અસ્તિત્વમાં આવ્યા છે એટલા માટે એક તફસીરી રિવાયતમાં છે કે જ્યારે અરબના મુશ્રિકોએ ફરિશ્તાઓને અલ્લાહની દિકરીઓ ઠરાવી ત્યારે હઝરત અબૂબક્ર (રદિ.)એ પૂછ્યું કે તેમની માં કોણ છે ? તેમણે જવાબમાં કહ્યું, જિન્નાતોની સરદારજાદીઓ ! (તફસીરે ઈબ્ને કષીર, પેજ : ૨૩, જિલ્દ : ૪).... પરંતુ આ તફસીર ઉપર એવો સંદેહ રહે છે કે આયતમાં અલ્લાહ તઆલા અને જિન્નાત વચ્ચે પેઢીગત સગપણનું વર્ણન છે અને પતિ પત્નીનો સંબંધ વંશવેલા આધારિત હોતો નથી.

એટલા માટે એક બીજી તફસીર અહીંયાં વધારે યોગ્ય જણાય છે જે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હસન બસરી (રહ.) તથા જહ્હાક (રહ.) વગેરેથી નકલ થઈ છે અને તે એ કે અમુક અરબવાસીઓની માન્યતા એ પણ હતી કે નઊઝુબિલ્લાહ ! ઈબ્લીસ અલ્લાહ તઆલાના ભાઈ છે. અલ્લાહ તઆલા ભલાઈનો સર્જનહાર છે અને તે ઈબ્લીસ બુરાઈનો સર્જનહાર, અત્રે આ જ ખોટા અકીદહનો રદિયો આપવામાં આવ્યો છે.

*(જુઓ તફસીરે ઈબ્ને કષીર, કુર્તુબી અને તફસીરે ઈબ્ને કબીર)*

وَلَقَدْ عَلِمَتِ الْجِنَّةُ اِنَّهُمْ لَمُحْضَرُوْنَ (અને જિન્નાતોનો અકીદહ એ છે કે તેઓ પકડાયેલા હશે.) અત્રે "તેઓ"નો ભાવાર્થ એવા મુશ્રિકો પણ હોઈ શકે છે જે જિન્નાતો અને શયતાનોને નઊઝુબિલ્લાહ અલ્લાહ સમકક્ષ ઠરાવે છે અને પોતે જિન્નાતો પણ, બીજા સ્વરૂપનો ભાવાર્થ એ છે કે જ્યારે શયતાનો અને જિન્નાતોને તમે અલ્લાહ તઆલાની સાથે ભાગીદાર ઠરાવી રાખ્યા છે પરંતુ તેઓ પોતે પણ સારી રીતે જાણે છે કે આખિરતમાં તેમની ખરાબ વલે થવાની છે, દાખલા તરીકે ઈબ્લીસ કે તે પોતાના ખરાબ પરિણામથી સારી પેઠે વાકેફ છે, હવે જે પોતે એવો વિશ્વાસ ધરાવતો હોય કે મારે અઝાબમાં સપડાવવાનું છે તેને અલ્લાહ તઆલાનો ભાગીદાર ઠરાવવો કેટલી મોટી મૂર્ખામી છે ?!

———————————

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૧૬૭ થી ૧૭૯)

وَاِنْ كَانُوْا لَيَقُوْلُوْنَ ﴿١٦٧﴾ لَوْ اَنَّ عِنْدَنَا ذِكْرًا مِّنَ الْاَوَّلِيْنَ ﴿١٦٨﴾ لَكُنَّا عِبَادَ اللّٰهِ
الْمُخْلَصِيْنَ ﴿١٦٩﴾ فَكَفَرُوْا بِهٖ فَسَوْفَ يَعْلَمُوْنَ ﴿١٧٠﴾ وَلَقَدْ سَبَقَتْ كَلِمَتُنَا لِعِبَادِنَا
الْمُرْسَلِيْنَ ﴿١٧١﴾ اِنَّهُمْ لَهُمُ الْمَنْصُوْرُوْنَ ﴿١٧٢﴾ وَاِنَّ جُنْدَنَا لَهُمُ الْغٰلِبُوْنَ ﴿١٧٣﴾ فَتَوَلَّ
عَنْهُمْ حَتّٰى حِيْنٍ ﴿١٧٤﴾ وَّاَبْصِرْهُمْ فَسَوْفَ يُبْصِرُوْنَ ﴿١٧٥﴾ اَفَبِعَذَابِنَا يَسْتَعْجِلُوْنَ ﴿١٧٦﴾ فَاِذَا
نَزَلَ بِسَاحَتِهِمْ فَسَآءَ صَبَاحُ الْمُنْذَرِيْنَ ﴿١٧٧﴾ وَتَوَلَّ عَنْهُمْ حَتّٰى حِيْنٍ ﴿١٧٨﴾ وَّاَبْصِرْ
فَسَوْفَ يُبْصِرُوْنَ ﴿١٧٩﴾

### તરજુમો :

*અને આ (કાફિરો) તો કહ્યા કરતા હતા (૧૬૭) જો અમારી પાસે આગલા લોકો (પ્રમાણે)ના કંઈક અહેવાલો (બોધપાઠ) હોત (૧૬૮) તો બેશક ! અમે અલ્લાહના ચુનંદા બંદાઓમાંથી હોત. (૧૬૯) બસ તેનાથી ઈન્કારી થઈ ગયા, હવે આગળ (પરિણામ) જાણી લેશે. (૧૭૦) અને પ્રથમથી અમારો હુકમ પોતાના બંદાઓના હકમાં થઈ ચૂક્યો કે જે રસૂલો છે. (૧૭૧) બેશક ! તેમને જ મદદ આપવામાં આવે છે. (૧૭૨) અને અમારા જે સૈન્ય છે બેશક તે જ વિજયી છે. (૧૭૩) બસ તમે તેમનાથી એક મુદ્દત સુધી ફરી જાઓ. (૧૭૪) અને તેમને જોતા રહો કે તેઓ આગળ (પરિણામ) જોઈ લેશે. (૧૭૫) શું અમારી આફતને ઉતાવળે માંગે છે ? (૧૭૬) પછી જ્યારે (તે આફત) તેમના મેદાન(આંગણા)માં ઊતરશે તો બીવડાવેલાઓની સવાર ઘણી ખરાબ હશે. (૧૭૭) અને એક મુદ્દત સુધી તેઓના (વિરોધનો) ખ્યાલ ન કરો. (૧૭૮) અને જોતા રહો હવે તેઓ આગળ (પોતાનું પરિણામ) જોઈ લેશે. (૧૭૯)*

### તફસીર :

અને આ લોકો (એટલે કે અરબના કાફિરો રસૂલે કરીમ ﷺના આગમન પહેલાં) કહ્યા કરતા હતા કે અમારી પાસે કોઈ નસીહત(ની કિતાબ) આગલા

લોકો(ની કિતાબો)ના જેવી આવી હોત (એટલે કે જે રીતે યહૂદીઓ ઈસાઈઓની પાસે રસૂલ અને કિતાબો આવી જો અમારા માટે એવું હોત) તો અમે અલ્લાહના ખાસ બંદાઓ હોત (એટલે કે તે કિતાબનું સમર્થન કરી તેના ઉપર અમલ કરતા હોત, તેમના જેવું જૂઠાડ્યું ન હોત અથવા તો વિરોધ ન કર્યો હોત) પછી (જ્યારે તે બોધપાઠની કિતાબ રસૂલ દ્વારા તેમની પાસે પહોંચી તો) આ લોકો તેનો ઈન્કાર કરવા લાગ્યા (અને પોતાનો તે વાયદો તોડી નાંખ્યો) બસ (ભલે) હવે તેમને (તેનું પરિણામ) જાણ થઈ જશે (એટલા માટે મરતાંની સાથે જ કુફ્રના પરિણામ સામે આવી જશે અને અમુકને મોત પહેલાં પણ સજાઓ મળી ગઈ) અને (આગળ રસૂલે કરીમ ﷺને દિલાસો આપવામાં આવ્યો છે કે ભલે અત્યારે આ વિરોધીઓને અમુક પ્રકારે દબદબો પ્રાપ્ત છે પરંતુ આ થોડા દિવસનો છે કારણ કે) અમારા ખાસ બંદાઓ એટલે કે પયગમ્બરો માટે અમારી આ બાબત પ્રથમથી જ (એટલે કે લવહે મહફૂઝમાં જ) નિશ્ચિત થઈ ચૂકી છે કે બેશક ! તેઓ જ વિજયી કરવામાં આવશે અને (અમારો જાહેર કાયદો છે કે) અમારા સૈન્ય વિજયી રહે છે (જેમાં રસૂલોના તા'બેદારો પણ સામેલ છે, બસ જ્યારે વાત એમ જ છે કે આપ ﷺ જ ઉપરવટ રહેવાના જ છો) તો તમે (તસલ્લી રાખો અને) થોડા સમય સુધી (ધીરજ ધરો અને) તેઓ(ના વિરોધ અને કષ્ટ પહોંચાડવા)નો ખ્યાલ ન કરો અને (જરા) તેમને જોતા રહો (એટલે કે તેમની હાલતની રાહ જુઓ) બસ નિકટમાં જ તેઓ પણ જોઈ લેશે (તેનો પણ એ જ અર્થ છે જે فَسَوْفَ يَعْلَمُوْنَ નો હતો કે તેમને મૃત્યુ પછી પણ અને મૃત્યુ પહેલાં પણ અલ્લાહ તરફથી સજાનો સામનો કરવો પડશે, આ ધમકી ઉપર તેઓ કહી શકતા હતા અને ઘણું ખરું તેઓ કહ્યા પણ કરતા હતા કે આવું ક્યારે થશે ? તો તેના જવાબમાં કહેવામાં આવ્યું છે કે) શું અમારા અઝાબનો તકાદો કરી રહ્યા છે ? બસ તે (અઝાબ) જ્યારે તેમના આંગણાઓમાં નાઝિલ થશે બસ તે દિવસ તે લોકોનું જેમને (પ્રથમથી) ડરાવવામાં આવી ચૂક્યા હતા ઘણું જ ખરાબ થશે (કે તે અઝાબ ટળી શકશે નહીં) અને (જ્યારે વાત એમ છે કે તે લોકો ઉપર અઝાબ આવવાનો છે તો) તમે (તસલ્લી રાખો અને) થોડા સમય સુધી (ધીરજ ધરો અને) તેઓ(ના વિરોધ અને પીડા પહોંચાડવા)નો ખ્યાલ ન કરો અને (તેઓની હાલતને) નિહાળતા રહો (એટલે કે ઈન્તેઝાર કરો) બસ નિકટમાં જ તેઓ પણ જોઈ લેશે (એટલે કે આપ ﷺને તો

અમારા કહેવા ઉપર વિશ્વાસ છે જ પરંતુ આંખોથી જોઈને તેમને પણ વિશ્વાસ થઈ જશે).

## મસ્અલા અને બોધપાઠ :

ઈસ્લામના પાયાના અકીદાઓ દલીલો અને ગવાહીઓથી સાબિત કર્યા પછી આ આયતોમાં કાફિરોની હઠધર્મીઓનું વર્ણન કરવામાં આવ્યું છે કે તેઓ રસૂલે કરીમ ﷺના આગમન પહેલાં એવી તમન્નાઓ કર્યા કરતા હતા કે અલ્લાહ તઆલાનો કોઈ પયગમ્બર આવે તો તેઓ તેનું અનુસરણ કરે પરંતુ જ્યારે રસૂલે કરીમ ﷺ તશરીફ લાવ્યા તો તેમણે જીદ અને દુશ્મનાવટનું વલણ અપનાવેલ છે, ત્યારબાદ રસૂલે કરીમ ﷺને તસલ્લી આપવામાં આવી છે કે તમે તે લોકોના કષ્ટ પહોંચાડવાથી દિલગીર ન થાઓ, નિટકમાં જ તે સમય આવવાનો છે કે તમે ઉપરવટ અને વિજયી થશો અને તેઓ પરાજિત થશે તથા અઝાબનો ભોગ બનશે. આખિરતમાં તો આ અઝાબનો સંપૂર્ણ નજારો થશે જ પરંતુ દુનિયામાં પણ અલ્લાહે તેમને બતાવી આપ્યું કે ગઝ્વએ બદ્રથી લઈને ફત્હે મક્કા સુધી દરેક જિહાદમાં અલ્લાહ તબારક વ તઆલાએ પોતાના રસૂલે કરીમ ﷺને ફતેહમંદ કર્યા અને આપ ﷺના વિરોધીઓ અપમાનિત અને ઝલીલ થયા.

### અલ્લાહવાળાઓના વિજયી (ઉપરવટ) રહેવાનો ભાવાર્થ :

وَلَـقَـدْ سَبَقَتْ كَلِمَتُنَا (اِلٰی قَوْلِہٖ تعَالٰی) وَاِنَّ جُـنْـدَ نَالَهُمُ الْغٰلِبُوْنَ આ આયતોનો ભાવાર્થ એ છે કે અમે એ વાત પ્રથમથી નક્કી કરી રાખી છે કે અમારા ખાસ બંદાઓ એટલે કે પયગમ્બરો જ ઉપરવટ રહે છે. આ બાબત ઉપર એવી શંકા થઈ શકે છે કે અમુક પયગમ્બરોને દુનિયામાં વિજય પ્રાપ્ત થયો નથી, તેનો જવાબ એ છે કે આપણે જાણીએ છીએ તે પયગમ્બરોમાં ઘણા તો એવા છે જેમની કોમો તેમને જૂઠાડીને અઝાબમાં સંડોવાઈ અને તે પયગમ્બરોને તથા તેમના અનુયાયીઓને અઝાબથી સુરક્ષિત રાખવામાં આવ્યા, માત્ર અમુક અંબિયા (અલૈ.) એવા છે જેમને દુનિયામાં અંતિમ સમય સુધી ભૌતિક સ્વરૂપે વિજય પ્રાપ્ત ન થઈ શક્યો પરંતુ દલીલ અને હુજ્જતના મેદાનમાં હંમેશા તેઓ જ ઉપરવટ રહ્યા અને વૈચારિક જંગમાં વિજય હંમેશા તેમને જ પ્રાપ્ત થયો. હા ! આ ઉપરવટ રહેવાની ભૌતિક નિશાનીઓ કોઈ ખાસ હિકમત દાખલા તરીકે કસોટી

વગેરેના કારણે આખિરત સુધી મુલતવી કરવામાં આવી એટલા માટે હઝરત થાનવી (રહ.)ના નિવેદન પ્રમાણે તેમનું દષ્ટાંત એવું છે જેમકે કોઈ તુચ્છ લૂંટારો કોઈ મોટા સત્તાધારી ઑફિસર સાથે મુસાફરીની હાલતમાં લૂંટમાર કરવા લાગે પરંતુ તે સત્તાધીશ પોતાને અલ્લાહ તઆલાએ અર્પણ કરેલ ઉચ્ચ કક્ષાની બૌદ્ધિક મનોસ્થિતિના કારણે કદાપિ તે તુચ્છ લૂંટારાની ખુશામત કરશે નહીં એટલે સુધી કે તે સત્તાધિકારી પોતાના પાટનગરમાં પહોંચશે તો તે લૂંટારાને પકડીને તેને સજા આપશે એટલા માટે આ થોડા સમયના કામચલાઉ વિજયના કારણે ન તો તે લૂંટારાને સત્તાધીશ કહી શકાય છે અને ન જ તે સત્તાધારી ઑફિસરને પરાજિત, બલકે મૂળ પરિસ્થિતિના આધારે તે તુચ્છ લૂંટારો તેના વિજયમાં પણ પરાજિત છે અને તે સત્તાધારી તેની પરાજિત હોવાની પરિસ્થિતિમાં પણ વિજયી છે. આ વાતને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ એક ટૂંકા અને સાલસ વિષયથી વ્યાખ્યિત કર્યું છે. اِنْ لَّمْ يُنْصَرُوْا فِى الدُّنْيَا يُنْصَرُوْا فِى الْاٰخِرَةِ *(બયાનુલ કુર્આન, સૂરએ માઈદહ)*

પરંતુ એ વાત હંમેશા ધ્યાનમાં રાખવી જોઈએ કે આ વિજય ભલે દુનિયામાં હોય અથવા આખિરતમાં કોઈ કોમને માત્ર વંશ અથવા ધર્મની વિશેષતા સાથે માત્ર નામનો સંબંધ ધરાવવાથી પ્રાપ્ત થતી નથી, બલકે તે એવા સમયે પ્રાપ્ત થાય છે જ્યારે કે માનવી પોતાને અલ્લાહ તઆલાના સૈન્યનો એક સિપાહી બનાવે જેનો આવશ્યક અર્થ એ છે કે તે જિંદગીના દરેક વિભાગમાં અલ્લાહ તઆલાના આજ્ઞાપાલનને પોતાની જિંદગીનો હેતુ બનાવે, અહીંયાં جُنْدُنَا (જુન્દુના) "અમારું લશ્કર"નો શબ્દ બતાવી રહ્યો છે કે જે વ્યક્તિ ઈસ્લામ સ્વીકાર કરે તેણે પોતાની સમગ્ર જિંદગી નફ્સ (મહેચ્છા) અને શયતાની શક્તિઓ સાથે યુદ્ધ કરવામાં ખર્ચ કરવાનો કરાર કરવો પડશે અને તેનો વિજય ભલે ભૌતિક હોય અથવા નૈતિક, દુનિયામાં હોય અથવા આખિરતમાં આ જ શરત ઉપર આધારિત છે.

فَاِذَا نَزَلَ بِسَاحَتِهِمْ فَسَآءَ صَبَاحُ الْمُنْذَرِيْنَ (બસ તે અઝાબ તેમના આંગણામાં આવી ઊતરશે તો જે લોકોને પ્રથમ ડરાવવામાં આવી ચૂક્યા હતા તેમની તે સવાર ઘણી ખરાબ હશે.) سَاحَةٌ (સાહતુન)નો શાબ્દિક અર્થ "સહન" (વરંડો) થાય છે અને نَزَلَ بِسَاحَتِهٖ (નજલ બિ સાહતિહી) "તેની સહનમાં ઊતર્યો" આ અરબી ભાષાનો રૂઢિપ્રયોગ છે જેનો ભાવાર્થ "કોઈ આફત સામે

આવી જવી" થાય છે અને સવારના સમયનું એટલા માટે વિશિષ્ટ સ્વરૂપે વર્ણન થયું છે કે અરબવાસીઓમાં દુશ્મનોનો હુમલો મોટે ભાગે તે જ સમયે થયા કરતો હતો, રસૂલે કરીમ ﷺનો નિત્યક્રમ પણ એ જ હતો કે જો કોઈ દુશ્મનના પ્રદેશમાં રાતના સમયે પહોંચતા તો હુમલા માટે સવાર સુધી રાહ જોતા હતા. (મઝહરી) રિવાયતોમાં છે કે જ્યારે રસૂલે કરીમ ﷺએ ખયબરના કિલ્લા ઉપર સવારના સમયે હુમલો કર્યો ત્યારે ફરમાવ્યું, اَللّٰهُ اَكْبَرُ، خَرِبَتْ خَيْبَرُ، اِنَّا اِذَا نَزَلْنَا بِسَاحَةِ قَوْمٍ فَسَاءَ صَبَاحُ الْمُنْذَرِيْنَ (અલ્લાહુ અકબર, ખયબર વેરાન થઈ ગયું, નિઃશંક ! જ્યારે અમે કોઈ કોમની સહન–વરંડામાં ઊતરીએ છીએ તો જે લોકોને પ્રથમ ડરાવવામાં આવી ચૂક્યા હતા તેમની તે સવાર ઘણી ખરાબ હોય છે).

---

## આયતો : (સૂરએ સાફ્ફાત : આયત નં. ૧૮૦–૧૮૧–૧૮૨)

سُبْحٰنَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ ﴿١٨٠﴾ وَسَلٰمٌ عَلَى الْمُرْسَلِيْنَ ﴿١٨١﴾

وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٨٢﴾

## તરજુમો :

*પવિત્ર જાત છે તારા પરવરદિગારની, તે પરવરદિગાર ઈજ્જતવાળો પવિત્ર છે તે વાતોથી જે તેઓ વર્ણન કરે છે. (૧૮૦) અને સલામ છે રસૂલો ઉપર. (૧૮૧) અને સઘળી ખુબીઓ અલ્લાહની છે જે સમગ્ર વિશ્વનો પરવરદિગાર છે. (૧૮૨)*

## તફસીર :

તમારો પરવરદિગાર જે મહાન ઈજ્જતવાળો છે, તે વાતોથી પવિત્ર છે જે આ (કાફિરો) વર્ણન કરે છે (બસ અલ્લાહ તઆલાને તે વાતોથી પવિત્ર જ ઠરાવો) અને (પયગમ્બરોને અનુસરણપાત્ર જરૂરી સમજો, કારણ કે અમે તેમની શા'નમાં કહીએ છીએ કે) સલામ થાય પયગમ્બરો ઉપર અને (અલ્લાહ તઆલાને શિર્ક વગેરેથી પવિત્ર સમજવાની સાથે સાથે કુલ વિશિષ્ટતાઓનું કેન્દ્ર પણ સમજો કારણ કે) સઘળી ખુબીઓ અલ્લાહના જ માટે છે જે સમગ્ર વિશ્વનો પરવરદિગાર (અને માલિક) છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતો દ્વારા સૂરએ સાફફાતને પૂર્ણ કરવામાં આવી છે અને વાસ્તવિકતા એ છે કે આ સુંદર સમાપ્તિના ખુલાસા માટે એક ગ્રંથ જોઈએ. ટૂંકમાં એ કે અલ્લાહ તઆલાએ આ ત્રણ ટૂંકી આયતોમાં સૂરતના બધા જ વિષયોને સમેટી લીધા છે, સૂરતની શરૂઆત તવહીદના વર્ણનથી થઈ હતી જેનો ખુલાસો એ હતો કે મુશ્રિકો જે જે વાતોનો અલ્લાહ તઆલા સાથે સંબંધ જોડે છે બારીતઆલા એ બધી જ વાતોથી પવિત્ર છે એટલા માટે પહેલી આયતમાં આ જ લાંબા વિષય તરફ ઈશારો છે, ત્યારબાદની સૂરતમાં અંબિયા (અલૈ.)ની ઘટનાઓ વર્ણન કરવામાં આવી છે એટલા માટે બીજી આયતમાં તેના તરફ ઈશારો છે, ત્યારબાદ ખોલી ખોલીને કાફિરોના અકીદાઓ અને શંકાઓ તથા વાંધાઓનો બૌદ્ધિક અને વર્ણન કરવામાં આવેલ દલીલોથી રદિયો કરીને એ પણ બતાવવામાં આવ્યું હતું કે વિજય અંતે સત્યવાદીઓને જ પ્રાપ્ત થશે, આ વાતોને જે વ્યક્તિ પણ બુદ્ધિ અને સમજદારીની દૃષ્ટિએ વાંચશે તે અંતે અલ્લાહ તઆલાના વખાણ અને પ્રશસ્તી કરવા મજબૂર થશે એટલા માટે આ જ વખાણ અને પ્રશસ્તી ઉપર સૂરતને પૂર્ણ કરવામાં આવી છે.

વળી આ આયતોમાં ઈસ્લામના પાયાના અકીદાઓ તવહીદ અને રિસાલતને સ્પષ્ટ રીતે અને આખિરતના સંદર્ભમાં પણ વર્ણન કરવામાં આવ્યા છે જેની સાબિતીઓ સૂરતનો મૂળ હેતુ હતો અને તેની સાથે સાથે એ તા'લીમ પણ આપવામાં આવી છે કે એક મો'મિનનું કામ એ છે કે પોતાના દરેક વિષય, દરેક પ્રવચન, નિવેદન અને દરેક મજલિસની પૂર્ણતા અલ્લાહ તઆલાની મોટાઈ વર્ણન કરીને અને તેની તા'રીફ અને પ્રશસ્તી ઉપર પૂર્ણ કરે એટલા માટે અલ્લામહ કુર્તુબી (રહ.)એ અહીંયાં પોતાની સનદથી હઝરત અબૂ સઈદ ખુદરી (રહ.)નું આ નિવેદન નકલ કર્યું છે કે મેં રસૂલે કરીમ ﷺ પાસેથી કેટલીય વાર સાંભળ્યું કે આપ ﷺ નમાઝ પૂરી થયા પછી આ આયતો તિલાવત કરતા હતા, سُبْحٰنَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ.... (કુર્તુબી) વળી, અનેક તફસીરોમાં ઈમામ બગવી (રહ.)ના હવાલાથી હઝરત અલી (રદિ.)નું આ નિવેદન નકલ થયું છે કે "જે વ્યક્તિ એવું ઈચ્છતો હોય કે કયામતના દિવસે તેને ભરપૂર પ્રમાણમાં સવાબ મળે તે પોતાની દરેક મજલિસના અંતે આ પઢયા કરે

سُبْحٰنَ رَبِّکَ رَبِّ الْعِزَّةِ ... اِلٰی آخِرِ السُّوْرَةِ'' આ જ નિવેદન હઝરત ઈબ્ને અબી હાતિમ (રહ.)એ હઝરત શુઅ્બી (રહ.)ની રિવાયતથી મરફુઅન પણ નકલ કર્યું છે. *(તફસીરે ઈબ્ને કષીર)*

سُبْحٰنَ رَبِّکَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ وَسَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ અલ્હમ્દુલિલ્લાહ ! આજે ૧૭ મુહર્રમુલ હરામ, હિજરીસન ૧૩૯૨ રાત્રે ઈશાની નમાઝના સમયે સૂરએ સાફફાતની તફસીર પૂર્ણ થઈ.

❑❑❑❑❑❑❑❑❑❑❑

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ સાફફાતનો અનુવાદ પૂર્ણ થયો.

**તારીખ :** ૩૦ ઓગષ્ટ ૨૦૧૦ મુતાબિક ૧૯ રમઝાનુલ મુબારક ૧૪૩૧ હિજરી



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)





પ્રકરણ (૩૮)

# સૂરએ સૉદ

સૂરએ સૉદ મક્કામાં નાઝિલ થઈ અને તેમાં ૮૮ આયતો તથા પાંચ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ સૉદ : આયત નં. ૧ થી ૧૬)

آیاتها ٨٨ — ٣٨ سُوْرَةُ صٓ مَكِّيَّةٌ ٣٨ — رکوعاتها ٥

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

صٓ وَ الْقُرْاٰنِ ذِی الذِّكْرِ ۟ؕ ﴿١﴾ بَلِ الَّذِیْنَ كَفَرُوْا فِیْ عِزَّةٍ وَّ شِقَاقٍ ﴿٢﴾ كَمْ
اَهْلَكْنَا مِنْ قَبْلِهِمْ مِّنْ قَرْنٍ فَنَادَوْا وَّ لَاتَ حِیْنَ مَنَاصٍ ﴿٣﴾ وَ عَجِبُوْۤا
اَنْ جَآءَهُمْ مُّنْذِرٌ مِّنْهُمْ ؗ وَ قَالَ الْكٰفِرُوْنَ هٰذَا سٰحِرٌ كَذَّابٌ ۟ۖۚ ﴿٤﴾
اَجَعَلَ الْاٰلِهَةَ اِلٰهًا وَّاحِدًا ۖۚ اِنَّ هٰذَا لَشَیْءٌ عُجَابٌ ﴿٥﴾ وَ انْطَلَقَ الْمَلَاُ مِنْهُمْ
اَنِ امْشُوْا وَ اصْبِرُوْا عَلٰۤی اٰلِهَتِكُمْ ۖۚ اِنَّ هٰذَا لَشَیْءٌ یُّرَادُ ۟ۖۚ ﴿٦﴾ مَا سَمِعْنَا بِهٰذَا فِی
الْمِلَّةِ الْاٰخِرَةِ ۖۚ اِنْ هٰذَاۤ اِلَّا اخْتِلَاقٌ ۟ۖۚ ﴿٧﴾ ءَاُنْزِلَ عَلَیْهِ الذِّكْرُ مِنْۢ بَیْنِنَا ؕ بَلْ
هُمْ فِیْ شَكٍّ مِّنْ ذِكْرِیْ ۚ بَلْ لَّمَّا یَذُوْقُوْا عَذَابِ ۟ؕ ﴿٨﴾ اَمْ عِنْدَهُمْ خَزَآىِٕنُ
رَحْمَةِ رَبِّكَ الْعَزِیْزِ الْوَهَّابِ ۟ۚ ﴿٩﴾ اَمْ لَهُمْ مُّلْكُ السَّمٰوٰتِ وَ الْاَرْضِ وَ مَا بَیْنَهُمَا ۫ قف
فَلْیَرْتَقُوْا فِی الْاَسْبَابِ ﴿١٠﴾ جُنْدٌ مَّا هُنَالِكَ مَهْزُوْمٌ مِّنَ الْاَحْزَابِ ﴿١١﴾
كَذَّبَتْ قَبْلَهُمْ قَوْمُ نُوْحٍ وَّ عَادٌ وَّ فِرْعَوْنُ ذُو الْاَوْتَادِ ۟ۙ ﴿١٢﴾ وَ ثَمُوْدُ وَ قَوْمُ لُوْطٍ
وَّ اَصْحٰبُ لْـَٔیْكَةِ ؕ اُولٰٓىِٕكَ الْاَحْزَابُ ﴿١٣﴾ اِنْ كُلٌّ اِلَّا كَذَّبَ الرُّسُلَ فَحَقَّ
ع عِقَابِ ۟۠ ﴿١٤﴾ وَ مَا یَنْظُرُ هٰۤؤُلَآءِ اِلَّا صَیْحَةً وَّاحِدَةً مَّا لَهَا مِنْ فَوَاقٍ ﴿١٥﴾
وَ قَالُوْا رَبَّنَا عَجِّلْ لَّنَا قِطَّنَا قَبْلَ یَوْمِ الْحِسَابِ ﴿١٦﴾

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*સૉદ; કસમ છે આ નસીહતોથી ભરપૂર કુર્આનની. (૧) બલકે જે લોકો કાફિર છે મિથ્યાભિમાનમાં અને વિરોધમાં (રાચે) છે. (૨) અમે તેમનાથી પહેલાં ઘણા સમૂહોનો સર્વનાશ કરી નાંખ્યો, પછી (મદદ માટે) પોકારવા લાગ્યા અને (પરંતુ) બચાવનો સમય રહ્યો ન હતો. (૩) અને એ વાત ઉપર આશ્ચર્ય કરવા લાગ્યા કે તેમની પાસે તેમનામાંથી જ એક ડર સંભળાવનાર આવ્યો અને કાફિરો કહેવા લાગ્યા, આ જૂઠો જાદૂગર છે ! (૪) શું તેણે આટલા બધા મઅ્બૂદોના બદલે એકને જ મઅ્બૂદ (પૂજ્ય) ઠરાવ્યો ? આ પણ ઘણા અચરજની વાત છે. (૫) અને તેમના પંચો(સરદારો)માંથી કેટલાક એવું કહી ચાલ પડયા કે ચાલો ! અને પોતાના મઅ્બૂદો ઉપર કાયમ રહો ! બેશક આ (નબીની) વાતમાં કોઈ સ્વાર્થ છે. (૬) આવું અમે તે (પોતાના) પાછલા ધર્મમાં સાંભળ્યું નથી અને કંઈ નથી આ માત્ર ઉપજાવી કાઢેલી વાત છે. (૭) શું આપણા બધામાં તેના જ ઉપર (વહીનો) બોધપાઠ નાઝિલ થયો ?! કંઈ નથી, તેઓ મારી નસીહત અંગે ધોકામાં છે બલકે તેમણે હજુ મારો અઝાબ ચાખ્યો નથી. (૮) શું તેમની પાસે તારા પરવરદિગારની મહેરબાનીના ખજાના છે જે મહાબળવાન, બખ્શનારો છે ? (૯) અથવા તેમની સત્તા છે આસમાનોમાં અને જમીનમાં અને જે કંઈ તેમના મધ્યમાં છે તો તેમણે દોરડાઓ ખેંચીને ચઢી જવું જોઈએ ! (૧૦) (રસૂલોના વિરોધી) સૈન્યો પૈકીનું એક સૈન્ય અહીંયાં (મક્કામાં) પણ પરાજિત થવાનું છે. (૧૧) તેમના પહેલાં જૂઠાડી ચૂકી છે નૂહ અને આદ અને ફિરઔન ખીલાવાળાઓની કોમ. (૧૨) અને ષમૂદ અને લૂતની કોમ અને અઈકહના લોકો; તે મોટા મોટા સૈન્યો. (૧૩) એ જેટલા હતા સૌએ રસૂલોને જૂઠાડયા પછી મારા તરફથી સજા નિર્માણ થઈ. (૧૪) અને આ લોકો રાહ નથી જોતા પરંતુ એક ભયાનક ચિત્કારની જે વચ્ચે શ્વાસ લેશે (અટકશે) નહીં ! (૧૫) અને તેઓ (કટાક્ષમાં) કહે છે, હે અમારા પરવરદિગાર ! અમને અમારો (સજાનો) ભાગ જલદી હિસાબના દિવસ પહેલાં જ આપી દે ! (૧૬)*

## તફસીર :

સૉદ (તેનો અર્થ અલ્લાહને ખબર છે); કસમ છે કુર્આનની જે નસીહતથી ભરપૂર છે (કે કાફિરો રસૂલે કરીમ ﷺની રિસાલતનો ઈન્કાર કરીને જે કંઈ કહી રહ્યા છે તે ઠીક નથી) બલકે (પોતે) આ કાફિરો (જ) પૂર્વગ્રહ અને (સત્યના) વિરોધમાં (પડ્યા) છે (અને આ પૂર્વગ્રહ અને વિરોધનો વબાલ એક દિવસે તેમના ઉપર પડવાનો છે જેમકે) આથી પહેલાં ઘણી બધી ઉમ્મતોને અમે (અઝાબથી) હલાક કરી ચૂક્યા છે, બસ તેમણે (નાશ થવાના સમયે) ઘણી હાય પોકાર કરી (અને ઘણો શોર મચાવ્યો) અને (તે સમયે શોર મચાવવાથી શું થવાનું છે ? કારણ કે) તે સમય છુટકારાનો ન હતો (એટલા માટે કે અઝાબ જ્યારે આવી ચૂક્યો તો તવબહ પણ કબૂલ થતી નથી) અને આ (કુરૈશના) કાફિરોએ એ વાત ઉપર અચરજ કર્યું કે તેમની પાસે તેમનામાંથી જ (એટલે કે જે તેમના જેવો જ એક માણસ) એક (પયગમ્બર) ડરાવનાર આવી ગયો (અચંબાનું કારણ એ પણ હતું કે તેઓ પોતાની અજ્ઞાનતાથી નબીનું મનુષ્ય પ્રજાતિમાંથી હોવું નુબુવ્વતના હોદ્દાની વિરુદ્ધ સમજતા હતા) અને (તેઓ રિસાલતના ઈન્કારમાં એટલે સુધી પહોંચી ગયા કે આપ ﷺના મોઅ્જિઝાઓ અને નુબુવ્વતના દા'વાઓ વિશે) કહેવા લાગ્યા કે (નઊઝુબિલ્લાહ !) આ વ્યક્તિ (ભૌતિક નિયમો વિરુદ્ધ ઘટતી ઘટનાઓ વિશે) જાદૂગર અને (નુબુવ્વતના હોદ્દાના સંદર્ભમાં) જૂઠો છે (અને) શું (આ વ્યક્તિ સાચો હોઈ શકે છે ? જ્યારે કે) તેણે આટલા બધા મઅ્બૂદોના બદલે એક જ મઅ્બૂદ રહેવા દીધો ! (અને આપણા બધા મઅ્બૂદોનો ઈન્કાર કરી દીધો) વાસ્તવમાં આ ઘણી જ અચંબાની વાત છે (જેનું કારણ નિકટમાં આવે છે) અને (તવહીદનો વિષય સાંભળીને) આ કાફિરોના સરદારો (મજલિસમાંથી ઊઠીને લોકોને) એવું કહીને ચાલ પડ્યા કે (અહીંયાંથી) ચાલો અને પોતાના મઅ્બૂદો(ની પૂજા) ઉપર કાયમ રહો, (કારણ કે પ્રથમ તો) આ (તવહીદનું આમંત્રણ) કોઈ સ્વાર્થની વાત (જણાય) છે (એટલે આ બહાનાથી આપ ﷺને નઊઝુબિલ્લાહ સત્તા જોઈએ છે, બીજું તવહીદનો દા'વો પણ જૂઠો અને નવાઈ પમાડે એવો છે કારણ કે) અમે તો આ વાત (પોતાના) પાછલા ધર્મમાં નથી સાંભળી, હોય ન હોય આ વાત (તે વ્યક્તિની) મનઘડત છે (પાછલા ધર્મોનો અર્થ એ છે કે દુનિયામાં ઘણી વિચારસરણીના લોકો થયા છે, સૌથી પાછળ આપણે

આવ્યા છે અને સત્ય ઉપર છે, બસ આપણે આ વાત પોતાના પૂર્વજો પાસેથી ક્યારેય નથી સાંભળી અને આ વ્યક્તિ જે નુબુવ્વતનો દા'વો કરે છે તથા તવહીદની તા'લીમ અલ્લાહ તઆલા તરફથી હોવાનું બતાવે છે, બસ પ્રથમ તો નુબુવ્વત માનવ પ્રજાતિની જ વિરુદ્ધ છે અને બીજું જો તેનાથી આંખ આડા કાન કરવામાં આવે તો પણ) શું આપણા સૌમાં આ જ વ્યક્તિ(ને કોઈ શ્રેષ્ઠતા અને સન્માન મળ્યું હતું કે તેને જ નુબુવ્વત મળી ? અને તેના જ) ઉપર અલ્લાહનું કલામ નાઝિલ કરવામાં આવ્યું ? (બલકે કોઈ સરદાર ઉપર આવ્યું હોત તો વાંધો ન હતો, આગળ અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે તેમનું એવું કહેવું કે આ વહી તેમના ઉપર કેમ નાઝિલ થઈ, કોઈ સરદાર ઉપર કેમ ન થઈ, એ કારણે નથી કે જો એવું થયું હોત તો તેઓએ અનુસરણ કર્યું હોત) બલકે (અસલ વાત એ છે કે) આ લોકો (પોતે) મારી વહી તરફથી શંકા (એટલે કે ઈન્કાર)માં છે (એટલે કે નુબુવ્વતના મસ્અલાના જ ઈન્કારી છે, ખાસ કરીને માનવીને નબી માનવા માટે તૈયાર નથી અને આ ઈન્કાર પણ કંઈ એટલા માટે નથી કે તેમની પાસે દલીલ છે) બલકે (તેનું મૂળ કારણ એ છે કે) તેમણે હજુ સુધી મારા અઝાબની મજા ચાખી નથી (નહિતર બધી અક્કલ ઠેકાણે આવી ગઈ હોત, આગળ બીજી શૈલીથી જવાબ છે કે) શું તે લોકોની પાસે તમારા પરવરદિગાર મહાબળવાન મહેરબાનની રહમતના ખજાના છે ? (જેમાં નુબુવ્વત પણ સામેલ છે કે જેને ઈચ્છે આપે, જેને ઈચ્છે ન આપે, એટલે જો રહમતના સમગ્ર ખજાના તેમના કબ્જામાં હોય તો તો તેમને કહેવાની ગુંજાઈશ હતી કે અમે માનવીને નુબુવ્વત નથી આપી, પછી તે કેવી રીતે નબી બની ગયા ?) અથવા (જો સમગ્ર ખજાના કબ્જામાં નથી તો) શું તેમને આસમાન અને જમીન અને જે વસ્તુઓ તેની મધ્યે છે તે (સૌ)નો અધિકાર પ્રાપ્ત છે ? (કે જો એટલો જ અધિકાર હોત તો પણ એવું કહેવાની ગુંજાઈશ હતી કે તેઓ આસમાનો અને જમીનની બધી બાબતોથી જ્ઞાત છે એટલા માટે તેઓ જેને ઈચ્છે નુબુવ્વત મળવી જોઈએ અને આગળ તેમને એક રૂપક સ્વરૂપે કટાક્ષમાં કહેવામાં આવ્યું છે કે જો તેમની પાસે આવો અધિકાર છે) તો તેમણે સીડીઓ લગાવીને (આસમાન ઉપર) ચઢી જવું જોઈએ (અને દેખીતું છે કે તેમનામાં એવી શક્તિ નથી, બસ જ્યારે તેમનામાં એટલી પણ શક્તિ નથી તો આસમાન અને જમીનની જાણકારી ઉપર તેમને શું અધિકાર હશે ? પછી તેમને આવી મ્હોં માથા વગરની

વાતો કહેવાનો શું હક છે ? પરંતુ હે મુહમ્મદ ﷺ તેમના વિરોધની ચિંતા ન કરો કારણ કે) આ સ્થળ ઉપર (એટલે કે મક્કામાં) તે લોકોની આવી જ એક ભીડ છે તે બધા (અંબિયા અલૈ.ના વિરોધી) જૂથોની જે (નિકટમાં) પરાજિત થઈ જશે (એટલા માટે ગઝ્વએ બદ્રમાં આ આગાહી પૂરી થઈ અને) તેનાથી પહેલાં પણ કોમે નૂહ (અલૈ.)એ અને આદે અને ફિરઔને જેઓ(ની સલતનત)ના ખૂંટા વાગી ગયા હતા અને ષમૂદ અને કોમે લૂત (અલૈ.)એ અને અઈકાહના લોકોએ (જેમના કિસ્સા કેટલાય સ્થળોએ આવી ચૂક્યા છે તે સૌએ) જૂઠાડ્યા હતા (અને) તે જૂથો (જેમનું ઉપર مِنَ الْاَحْزَابِ માં વર્ણન આવ્યું છે) એ જ લોકો છે કે સૌએ માત્ર રસૂલોને જૂઠાડ્યા હતા (જેમકે આ કુરૈશના કાફિરો આપ ﷺને જૂઠાડી રહ્યા છે) મારો અઝાબ (તેમના ઉપર) આવી પડ્યો (બસ જે ગુનાહો એકસરખા છે તો તેનો અઝાબ એકસરખો કેમ ન હોય ?! શા માટે તેઓ સંતોષમાં છે ?) અને આ લોકો (જેઓ જૂઠાડવા ઉપર મક્કમ છે તો) બસ એક જોરથી ચિત્કાર (એટલે કે બીજા વખતના સૂર)ના ઈન્તેઝારમાં છે જેમાં શ્વાસ લેવાની પણ શક્યતા ન હશે (તેનો ભાવાર્થ કયામત છે) અને આ લોકો (કયામતની ધમકી સાંભળીને રસૂલે કરીમ ﷺને જૂઠાડે છે અને કટાક્ષ સ્વરૂપે) કહે છે કે હે અમારા પરવરદિગાર ! (આખિરતમાં જે કાફિરોને અઝાબ થશે તેમાંથી) અમારો ભાગ અમને હિસાબના દિવસ પહેલાં જ આપી દે (મતલબ એ કે કયામત આવવાની નથી અને જો છે તો અમારે હમણા જ અઝાબ જોઈએ છે, જ્યારે અઝાબ નથી થતો તો જાણ થઈ કે કયામત આવવાની જ નથી. નઊઝુબિલ્લાહ !)

## મસ્અલા અને બોધપાઠ :

### શા'ને નુઝૂલ (આયતો ઊતરવાની પૂર્વભૂમિકા) :

આ સૂરતની શરૂઆતની આયતોની પૂર્વભૂમિકા એ છે કે રસૂલે કરીમ ﷺના કાકા અબૂતાલીબ મુસલમાન ન હોવા છતાં તેમની સંપૂર્ણ દેખરેખ રાખતા હતા, જ્યારે તેઓ એક બીમારીમાં સપડાઈ ગયા તો કુરૈશના મોટા મોટા સરદારોએ ચર્ચા વિચારણા માટે એક સભા ગોઠવી જેમાં અબૂજહલ, આસ ઈબ્ને વાઈલ, અસ્વદ બિન મુત્તલિબ, અસ્વદ બિન અબ્દે યગૂસ અને બીજા સરદારો સામેલ થયા, મશ્વરો એ થયો કે અબૂતાલીબ બીમાર છે, જો તેઓ આ

દુનિયાએથી સિધાવી જાય અને તેમના પછી આપણે મુહમ્મદ (ﷺ)ને તેમના નવા ધર્મથી અટકાવી રાખવા માટે કોઈ સખત પગલું ભરીએ તો અરબના લોકો આપણને એવું મહેણું મારશે કે જ્યાં સુધી અબૂતાલીબ જીવતા હતા તે સમય સુધી તો આ લોકો મુહમ્મદ (ﷺ)નું કંઈ બગાડી શક્યા નહીં અને જ્યારે તેમનું મૃત્યુ થઈ ગયું તો તેમણે આપ (ﷺ)ને નિશાન બનાવ્યા એટલા માટે આપણે અબૂતાલીબના જીવન દરમિયાન જ તેમની સાથે મુહમ્મદ (ﷺ)ના મા'મલામાં આ નિમટી લઈએ જેથી તે આપણા મઅ્બૂદોને બુરું કહેવાનું છોડી દે.

તેથી આ લોકો અબૂતાલીબની પાસે પહોંચ્યા અને જઈને તેમને કહ્યું કે તમારો ભત્રીજો અમારા મઅ્બૂદોને બુરું ભલું કહે છે તમે ન્યાયથી કામ લઈને તેમને કહો, તે જે ખુદાની ચાહે ઈબાદત કરે પરંતુ અમારા મઅ્બૂદોને કંઈ કહે નહીં. જ્યારે કે રસૂલે કરીમ ﷺ તેમની મૂર્તિઓને એ સિવાય કંઈ કહેતા ન હતા કે તે નિર્જીવ અને સમજવિહોણી મૂર્તિઓ છે, ન તો તમારી સર્જનહાર છે અને ન જ તમને રોજી પહોંચાડે છે, ન તો તમારો કોઈ લાભ અથવા નફો તેમના કબ્જામાં છે. અબૂતાલીબે રસૂલે કરીમ ﷺને સભામાં બોલાવ્યા અને આપ ﷺને કહ્યું કે ભત્રીજા ! આ લોકો તમારી ફરિયાદ કરી રહ્યા છે કે તમે તેમના મઅ્બૂદો (પૂજ્યો)ને બુરું કહો છો, તેમને પોતાના ધર્મ ઉપર છોડી દો અને તમે પોતાના ખુદાની ઈબાદત કરતા રહો. આ વિષય ઉપર કુરૈશના લોકો પણ બોલતા રહ્યા.

અંતે રસૂલે કરીમ ﷺએ કહ્યું, "(વહાલા) કાકા ! શું હું તેમને એ વસ્તુનું આમંત્રણ ન આપું જેમાં તેમની ભલાઈ છે ?" અબૂતાલીબે કહ્યું, "તે શું વસ્તુ છે?" આપ ﷺએ ફરમાવ્યું, "હું તેમની પાસેથી એક એવો કલિમો કહેવાડવા ઈચ્છું છું જેના દ્વારા સમગ્ર અરબ તેમની સામે ઝૂકી જાય અને તેઓ સમગ્ર બિનઅરબના માલિક બની જાય." આથી અબૂજહલ બોલ્યો, "બતાવો તે કલિમો શું છે ? તમારા પિતાની કસમ ! અમે એક કલિમો નહીં દશ કલિમા કહેવા તૈયાર છે." તેના ઉપર રસૂલે કરીમ ﷺએ કહ્યું, "બસ, لَآ اِلٰــهَ اِلَّااللّٰــهُ (લા ઈલાહા ઈલ્લલ્લાહ) કહી દો." આ સાંભળીને બધા લોકો કપડાં ખંખેરીને ઊભા થઈ ગયા અને કહેવા લાગ્યા, "શું અમે બધા મઅ્બૂદોને છોડીને માત્ર એકને અપનાવી લઈએ ? આ તો ઘણી અજબ વાત છે !" આ પ્રસંગ ઉપર સૂરએ સૉદની આ આયતો નાઝિલ થઈ. *(તફસીરે ઈબ્ને કષીર, પેજ : ૨૮-૨૮, જિલ્દ : ૪)*

....وَانْطَلَقَ الْمَلَأُ مِنْهُمْ (અને તે કાફિરોના સરદારો કહીને ચાલ પડયા કે....) તેનાથી પ્રસ્તુત ઘટના તરફ જ ઈશારો છે કે તવહીદની દા'વત સાંભળીને તે લોકો સભામાંથી ઊભા થઈ ચાલ્યા ગયા.

وَفِرْعَوْنُ ذُوالْاَوْتَادِ ના બે શાબ્દિક અર્થો છે. "ખૂંટાઓવાળા ફિરઔન" અને તેની તફસીરમાં તફસીરકારોના વિવિધ નિવેદનો છે. અમુક લોકોએ કહ્યું કે તેનાથી તેના રાજપાટના સ્થાયિત્વ તરફ ઈશારો છે એટલા માટે જ હઝરત થાનવી (રહ.)એ તેનો અનુવાદ એ કર્યો છે કે "જેના ખૂંટાઓ પડી ગયા હતા." અને અમુક લોકોએ કહ્યું કે ફિરઔનો લોકોને એ રીતે સજાઓ આપ્યા કરતા હતા કે તેમને છટ્ટાપાટ સુવડાવી તેના ચારે હાથો પગોમાં ખીલાઓ થોકી દેતો અને તેના ઉપર સાપ વીંછી છોડી દેતો હતો અને અમુકે કહ્યું કે તે દોરડાં અને ખૂંટાઓથી કોઈ ખાસ રમત રમ્યા કરતા હતા અને અમુકનું કહેવું છે કે "ખૂંટાઓ"નો ભાવાર્થ ઈમારતો છે અને તેણે મોટી મજબૂત ઈમારતો બનાવી હતી. વલ્લાહુ અઅ્લમુ.

*(તફસીરે કુર્તુબી)*

مَهْزُوْمٌ مِّنَ الْاَحْزَابِ تેની એક તફસીર તો એ છે કે વાક્ય اُولٰٓئِكَ الْاَحْزَابُ નું વર્ણન છે, એટલે કે જે જૂથો તરફ આ આયતનો ઈશારો કરવામાં આવ્યો છે તે આ છે, હઝરત થાનવી (રહ.)એ આ જ પ્રમાણે તફસીર કરી છે પરંતુ બીજા તફસીરકારોએ તેનો અર્થ આ બતાવ્યો છે કે, "તે જૂથો હતા" એટલે કે અસલ શક્તિ અને તાકાતની માલિક કોમે નૂહ (અલૈ.) અને આદ તથા ષમૂદ વગેરે હતી, મક્કાના મુશ્રિકો તેમના મુકાબલામાં કોઈ હેસિયત ધરાવતા નથી જ્યારે તે લોકો અલ્લાહના અઝાબથી ન બચી શક્યા તો તમારી શું ઓકાત છે ?

*(કુર્તુબી)*

مَا لَهَا مِنْ فَوَاقٍ માં શબ્દ فَوَاقٌ (ફવાકુન)ના અરબીમાં કેટલાય અર્થો થાય છે, એક તો فواق (ફવાક) તે વચ્ચેના વિરામને કહેવામાં આવે છે જેમાં એક વખતે દૂધ દોહ્યા પછી ફરીવાર આંચળોમાં દૂધ આવી જાય, વળી તેનો અર્થ "રાહત અને આરામ" પણ થાય છે, મતલબ કે હઝરત ઈસ્રાફિલ (અલૈ.)નો ફૂંકેલો સૂર એ પ્રમાણે સતત હશે કે તેમાં કોઈ વિરામ નહીં હોય. *(કુર્તુબી)*

عَجِّلْ لَّنَا قِطَّنَا માં શબ્દ قِطٌّ (કિત્તુન) અસલમાં તે દસ્તાવેજને કહે છે જેના દ્વારા કોઈને ઇનામ આપવાનો વાયદો કરવામાં આવ્યો હોય, પછી આ શબ્દ

''હિસ્સા''ના અર્થમાં પણ થવા લાગ્યો, અહીંયાં આ જ ભાવાર્થ છે કે "આખિરતના બદલા અને સજામાંથી જે કંઈ અમારા હિસ્સે મળવાનું છે તે અહીંયાં જ અપાવી દો."

---

## આયતો : (સૂરએ સૉદ : આયત નં. ૧૭ થી ૨૦)

اِصْبِرْ عَلٰى مَا يَقُوْلُوْنَ وَاذْكُرْ عَبْدَنَا دَاوٗدَ ذَا الْاَيْدِ ۚ اِنَّهٗۤ اَوَّابٌ ﴿۱۷﴾ اِنَّا سَخَّرْنَا
الْجِبَالَ مَعَهٗ يُسَبِّحْنَ بِالْعَشِيِّ وَالْاِشْرَاقِ ۙ ﴿۱۸﴾ وَالطَّيْرَ مَحْشُوْرَةً ۭ كُلٌّ لَّهٗۤ
اَوَّابٌ ﴿۱۹﴾ وَشَدَدْنَا مُلْكَهٗ وَاٰتَيْنٰهُ الْحِكْمَةَ وَفَصْلَ الْخِطَابِ ﴿۲۰﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) તમે ધૈર્ય દાખવતા રહો તેના ઉપર જે તેઓ કહે છે અને અમારા શક્તિશાળી બંદા દાવુદ (અલૈ.)ને યાદ કરો, બેશક ! તે (અલ્લાહ તઆલાની) શરણમાં રહેનારા હતા. (૧૭) અમે પર્વતો તેમના આધીન કર્યા, સાંજે અને સવારે પવિત્રતા વર્ણન કરતા હતા. (૧૮) અને ઊડતા પક્ષીઓ એકઠા થઈ બધા જ તેમના શરણ (આજ્ઞા)માં રહેતા. (૧૯) અને અમે તેમની સલતનતને શક્તિ આપી અને અમે તેમને હિકમત તથા ફૈસલો કરવાનું સંબોધન (જ્ઞાન) આપ્યું હતું. (૨૦)*

## તફસીર :

તમે તે લોકોના નિવેદનો ઉપર સબ્ર કરો અને અમારા બંદા દાવુદ (અલૈ.)ને યાદ કરો જે (ઈબાદતમાં કે તે પણ સબ્રમાં સામેલ છે) મહાન શક્તિવાળા (અને હિંમતવાળા) હતા, (અને) તેઓ (અલ્લાહ તરફ) ઘણા રુજૂઅ્ રહેનારા હતા (અને અમે તેમને એ નેઅ્મતો અર્પણ કરી હતી, એક એ કે) અમે પહાડોને હુકમ કરી રાખ્યો હતો કે તેમની સાથે (સામેલ થઈને) સાંજ અને સવાર (કે હઝરત દાવુદ અલૈ.ની તસ્બીહના આ જ સમય હતા) તસ્બીહ કરે અને (એ જ રીતે) પક્ષીઓને પણ (આવો જ હુકમ આપી રાખ્યો હતો) કે જે (તસ્બીહના સમયે તેમની પાસે) એકઠા થઈ જતા હતા; (અને આ પહાડ અને પક્ષીઓ વગેરે)

બધા તેમના (તસ્બીહ પઢવાના) કારણે ઝિક્રમાં મશ્ગૂલ રહેતા અને (બીજી નેઅ્મત એ કે) અમે તેમની સલતનતને ઘણી શક્તિ આપી હતી અને (ત્રીજી નેઅ્મત એ કે) અમે તેમને હિકમત (એટલે કે નુબુવ્વત) અને ફેંસલો કરનાર સંબોધન (કળા જે ખૂબ સ્પષ્ટ અને સાફ હોય છે તે ઈનામ) અર્પણ કર્યું હતું.

## મસ્અલા અને બોધપાઠ :

કાફિરોના જૂઠાડવાથી તથા કટાક્ષ કરવાથી રસૂલે કરીમ ﷺને જે આઘાત લાગતો હતો તેને દૂર કરવા માટે દિલાસો આપવા હેતુ અલ્લાહ તઆલાએ અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)ની ઘટનાઓ સંભળાવી છે એટલા માટે અહીંયાં પણ રસૂલે કરીમ ﷺને સબ્ર કરવાનું પ્રોત્સાહન આપીને અમુક અંબિયા (અલૈ.)ની ઘટનાઓ વર્ણન કરવામાં આવી છે જેમાંથી પ્રથમ ઘટના હઝરત દાવુદ (અલૈ.)ની છે.

وَاذْكُرْ عَبْدَنَا دَاوٗدَ ذَاالْاَيْدِ (અને યાદ કરો અમારા બંદા દાવુદને જેઓ શક્તિશાળી હતા) લગભગ બધા જ તફસીરકારોએ તેનો ભાવાર્થ એ વર્ણન કર્યો છે કે તેઓ ઈબાદતમાં ઘણી શક્તિ અને હિંમતની સાબિતી આપતા હતા એટલા જ માટે ત્યાર પછીનું વાક્ય છે, اِنَّـــهٗ اَوَّابٌ (ઈન્નહુ અવ્વાબુન) "નિઃશંક ! તેઓ અલ્લાહ તરફ ઘણા રુજૂઅ્ કરનારા (શરણે જનારા) હતા." એટલા માટે સહીહૈનની એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "અલ્લાહ તઆલા નજીક સૌથી વધારે પસંદ કરવામાં આવેલ નમાઝ હઝરત દાવુદ (અલૈ.)ની છે અને સૌથી વધારે પસંદ કરવામાં આવેલ રોઝા હઝરત દાવુદ (અલૈ.)ના છે, તેઓ અડધી રાત સૂતા, ત્રીજા ભાગની રાત ઈબાદત કરતા અને પછી રાતના છઠ્ઠા ભાગમાં સૂઈ જતા હતા અને એક દિવસના રોઝા રાખતા અને એક દિવસ ઈફતાર કરતા હતા અને જ્યારે દુશ્મનથી મુકાબલો થઈ જતો તો કદી પીઠ ફેરવી ભાગતા ન હતા અને નિઃશંક ! તેઓ અલ્લાહ તઆલા તરફ ખૂબ રુજૂઅ્ કરનારા હતા." *(તફસીરે ઈબ્ને કષીર)*

ઈબાદતની આ પદ્ધતિને સૌથી વધારે પસંદ એટલા માટે કરવામાં આવી છે કે એક તો તેમાં મહેનત વધારે હોય છે, આખી જિંદગી રોઝા રાખવાથી વ્યક્તિ રોઝાની ટેવવાળો બની જાય છે અને અમુક સમય પછી તેમાં વધારે મહેનત રહેતી

નથી પરંતુ એક દિવસ છોડીને રોઝા રાખવામાં તકલીફ સતત રહે છે, બીજું આ રીતે માનવી ઈબાદતની સાથે સાથે પોતાની મહેચ્છાઓ, બાળ બચ્ચાં અને સંબંધીઓના હકો પણ સંપૂર્ણ રીતે અદા કરી શકે છે.

....اِنَّا سَخَّرْنَا الْجِبَالَ مَعَهٗ આ આયતમાં પહાડો અને પક્ષીઓને હઝરત દાવુદ (અલૈ.)ની સાથે તસ્બીહમાં સામેલ હોવાનુ વર્ણન કરવામાં આવ્યું છે, તેનો ખુલાસો સૂરએ અંબિયા (અલૈ.) અને સૂરએ સબામાં આવી ચૂક્યો છે. અત્રે એ વાત વર્ણનપાત્ર છે કે પહાડો અને પક્ષીઓની તસ્બીહને અલ્લાહ તઆલાએ એ રીતે વર્ણન કરી છે કે હઝરત દાવુદ (અલૈ.) ઉપર તે એક ખાસ ઈનામ હતું. પ્રશ્ન એ છે કે આ હઝરત દાવુદ (અલૈ.) માટે નેઅ્મત કેવી રીતે થઈ ? પર્વતો અને પક્ષીઓની તસ્બીહથી શું ખાસ લાભ પહોંચ્યો ?

તેનો એક જવાબ તો એ છે કે તેનાથી હઝરત દાવુદ (અલૈ.)નો એક મોઅ્જિઝો જાહેર થયો અને દેખીતું છે કે આ એક મોટું ઈનામ હતું, તદુપરાંત હઝરત થાનવી (રહ.)એ એક રસપ્રદ ખુલાસો કર્યો છે કે પર્વતો અને પક્ષીઓની તસ્બીહનું વર્ણન અને તેમના પ્રવૃત્ત રહેવાનું એક ખાસ વાતાવરણ પેદા થઈ ગયું હતું જેનાથી ઈબાદતમાં તાજગી અને ખૂબ ઓતપ્રોત થઈ જવાની હિંમત પેદા થાય છે. સામૂહિક ઝિક્ર કરવાનો એક લાભ એ પણ છે કે ઝિક્રની બરકતોની એકબીજા ઉપર અસર રહે છે. સુફીઓમાં ઝિક્ર અને શુગલની આ એક ખાસ પદ્ધતિ પ્રચલિત છે જેમાં ઝિક્ર કરતાં એવી કલ્પના કરવામાં આવે છે કે સમગ્ર સૃષ્ટિ ઝિક્ર કરી રહી છે, બાતિનની સુધારણા તથા ઈબાદતના શોખમાં આ રીતે એક અજબ પ્રકારની તા'સીર હોય છે, આ આયતથી આ ઝિક્રના તરીકાનો પાયો પણ નખાયો છે. *(મસાઈલુલ સુલૂક)*

**صَلٰوةُ الضُّحٰى (સલાતુદુહા) :**

بِالْعَشِیِّ وَالْاِشْرَاقِ માં શબ્દ عَشِیٌّ (અશિય્યુન)નો અર્થ ઝુહ્ર પછી આગલા દિવસ સુધીનો સમય છે અને اِشْرَاقٌ (ઈશ્રાકુન)નો અર્થ તે સમય જેમાં તડકો જમીન ઉપર ફેલાઈ ગયો હોય. આ આયતથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ સલાતુદુહા શરઈ હોવાની દલીલ કરી છે, સલાતુદુહાને "સલાતુલ અવ્વાબીન" અને અમુક લોકો "સલાતુલ ઈશ્રાક" પણ કહે છે જો કે

પાછળથી "સલાતુલ અવ્વાબીન"નું નામ મગરિબ પછીની નફલો માટે અને "સલાતુલ ઈશ્રાક" સૂર્ય ઊગ્યા પછીની બે અથવા ચાર નફલો માટે વધારે મશ્હૂર થઈ ગયું.

સલાતુદ્દુહામાં બેથી લઈને બાર સુધી જેટલી રકાતો ઈચ્છે પઢી શકાય છે, હદીષમાં તેના ઘણા ફાયદાઓ આવ્યા છે. જામેઅ્ તિરમિઝીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "જે વ્યક્તિ સલાતુદ્દુહાની બે રકાતોની પાબંદી કરી લે તેના ગુનાહ બખ્શી દેવામાં આવે છે ભલે તે સમંદરના ફીણ જેટલા હોય." અને હઝરત અનસ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "જે વ્યક્તિ સલાતુદ્દુહાની બાર રકાતો પઢે અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં સોનાના મહેલ બનાવશે." *(કુર્તુબી)*

ઉલમાએ ફરમાવ્યું છે કે આમ તો બેથી લઈને બાર સુધીની રકાતો પઢી શકાય તે ઠીક છે પરંતુ આ રકા'તોની સંખ્યા માટે કોઈ ખાસ નિશ્ચિત ક્રમ બનાવી લેવામાં આવે તો તે ઉત્તમ છે, આ ટેવ ઓછામાં ઓછી ચાર રકા'તોની હોય તો વધારે સારું છે, કારણ કે રસૂલે કરીમ ﷺનો સામાન્ય ક્રમ ચાર રકા'તો પઢવાનો જ હતો.

وَاٰتَيۡنٰهُ الۡحِكۡمَةَ وَفَصۡلَ الۡخِطَابِ (અને અમે તેમને હિકમત અને ફેંસલો કરનારી સંબોધન શક્તિ અર્પણ કરી) "હિકમત"નો ભાવાર્થ તો સમજદારી છે એટલે કે તેમને અમે બુદ્ધિ અને સમજની દોલત બખ્શી હતી અને અમુક લોકોએ કહ્યું કે તેનાથી નુબુવ્વત ભાવાર્થ સ્વરૂપે છે અને فَصۡلَ الۡخِطَابِ (ફસલુલ્ ખિતાબ)ની વિવિધ તફસીરો કરવામાં આવી છે, અમુકે કહ્યું કે તેનાથી ભાવાર્થ વક્તૃત્વ કળા અને સંબોધન શક્તિ છે એટલા માટે હઝરત દાવુદ (અલૈ.) ઊંચા દરજ્જાના વક્તા (ખતીબ) હતા અને પોતાના વક્તવ્યોમાં અલ્લાહ તઆલાના વખાણ અને સલામ પછી શબ્દ اَمَّا بَعۡدُ (અમ્મા બા'દ) સૌથી પહેલાં તેમણે કહેવાનું શરૂ કર્યું અને અમુક લોકોએ કહ્યું કે તેનાથી ઉત્તમ પ્રકારની ફેંસલો કરવાની શક્તિ ભાવાર્થ સ્વરૂપે છે એટલે કે અલ્લાહ તઆલાએ હઝરત દાવુદ (અલૈ.)ને વિવાદો નિપટાવવાની અને ઝઘડાઓના ફેંસલા કરવાની શક્તિ આપી હતી, વાસ્તવમાં આ શબ્દોમાં એકી સાથે બે અર્થોની સંપૂર્ણ શક્યતા છે અને આ બંને વાતો જ ભાવાર્થ સ્વરૂપે છે. હઝરત થાનવી (રહ.)એ તેનો તરજુમો જે પ્રમાણે કર્યો છે તેમાં પણ બંને અર્થો સમાઈ શકે છે.

## આયતો : (સૂરએ સૉદ : આયત નં. ૨૧ થી ૨૫)

وَهَلْ اَتٰىكَ نَبَؤُا الْخَصْمِ ۘ اِذْ تَسَوَّرُوا الْمِحْرَابَ ﴿٢١﴾ اِذْ دَخَلُوْا عَلٰى دَاوٗدَ فَفَزِعَ
مِنْهُمْ قَالُوْا لَا تَخَفْ ۚ خَصْمٰنِ بَغٰى بَعْضُنَا عَلٰى بَعْضٍ فَاحْكُمْ بَيْنَنَا بِالْحَقِّ وَلَا
تُشْطِطْ وَاهْدِنَآ اِلٰى سَوَآءِ الصِّرَاطِ ﴿٢٢﴾ اِنَّ هٰذَآ اَخِيْ ۣ لَهٗ تِسْعٌ وَّتِسْعُوْنَ نَعْجَةً وَّلِيَ
نَعْجَةٌ وَّاحِدَةٌ ۣ فَقَالَ اَكْفِلْنِيْهَا وَعَزَّنِيْ فِي الْخِطَابِ ﴿٢٣﴾ قَالَ لَقَدْ ظَلَمَكَ بِسُؤَالِ
نَعْجَتِكَ اِلٰى نِعَاجِهٖ ۭ وَاِنَّ كَثِيْرًا مِّنَ الْخُلَطَآءِ لَيَبْغِيْ بَعْضُهُمْ عَلٰى بَعْضٍ اِلَّا الَّذِيْنَ
اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَقَلِيْلٌ مَّا هُمْ ۭ وَظَنَّ دَاوٗدُ اَنَّمَا فَتَنّٰهُ فَاسْتَغْفَرَ رَبَّهٗ
وَخَرَّ رَاكِعًا وَّاَنَابَ ﴿٢٤﴾ فَغَفَرْنَا لَهٗ ذٰلِكَ ۭ وَاِنَّ لَهٗ عِنْدَنَا لَزُلْفٰى وَحُسْنَ مَاٰبٍ ﴿٢٥﴾

## તરજુમો :

*અને શું તમને દા'વેદારોની (મુકદ્દમાની) ખબર પહોંચી છે જ્યારે દિવાલ કૂદીને ઈબાદતખાનામાં આવ્યા ? (૨૧) જ્યારે દાવુદ (અલૈ.)ની પાસે ઘુસી આવ્યા તો તેઓ (દાવુદ અલૈ.) તેમનાથી ગભરાયા અને તેઓ (આવનારા) બોલ્યા, ગભરાઓ નહીં ! અમે બંને વિવાદ કરીએ છીએ, એકે બીજા ઉપર અતિરેક કર્યો છે; બસ અમારામાં ન્યાયનો ફેંસલો કરી આપો અને વાતને ટાળો નહીં અને અમને સીધો માર્ગ બતાવી આપો. (૨૨) (બેશક !) આ જે મારો ભાઈ છે તેના ત્યાં નવ્વાણું ઘેટીઓ અને મારા ત્યાં એક ઘેટી છે, પછી તે કહે છે એ પણ મારા હવાલે કરી દે અને વાતમાં મને દબાવે છે. (૨૩) (દાવુદ અલૈ.એ) કહ્યું, તે તારા ઉપર અન્યાય કરે છે, તારી ઘેટી પોતાની ઘેટીઓમાં ભેળવી દેવા માંગે છે અને બેશક અકસર ભાગીદારો એકબીજા ઉપર અતિરેક (આવો જ અન્યાય) કરે છે પરંતુ જેઓ ઈમાન લાવ્યા છે અને ભલા કામ કર્યા અને એવા થોડા લોકો છે; અને દાવુદ (અલૈ.)ને ખ્યાલ આવ્યો કે અમે જ તેની અજમાયશ કરી, પછી પોતાના પરવરદિગાર પાસે ગુનાહ મા'ફ કરાવવા લાગ્યા અને ઝૂકી (સિજ્દહમાં પડી) ગયા અને*

*શરણમાં આવ્યા. (૨૪) પછી અમે તેમનું તે કાર્ય મા'ફ કરી દીધું અને તેના માટે અમારી પાસે ઉચ્ચ સ્થાન છે અને સારું ઠેકાણું ! (૨૫)*

## તફસીર :

અને ભલા તમને તે મુકદ્દમાવાળાઓની ખબર પણ પહોંચી છે ? (જે હઝરત દાવુદ અલૈ.ની પાસે મુકદ્દમો લઈને આવ્યા હતા) જ્યારે કે તે લોકો (હઝરત દાવુદ અલૈ.ના) ઈબાદતખાનાની દિવાલ કૂદીને દાવુદ (અલૈ.) પાસે આવ્યા (કારણ કે દરવાજેથી પહેરેદારોએ એટલા માટે આવવા ન દીધા કે તે સમય હઝરત દાવુદ અલૈ.ની ઈબાદતનો હતો મુકદ્દમાઓના ફેંસલાઓનો સમય ન હતો) તો તેઓ (તેમના આવી રીતે આવવાથી) ગભરાઈ ગયા (કે ક્યાંક આ લોકો દુશ્મન ન હોય કે હત્યાના ઈરાદે આ રીતે ઘુસી આવ્યા હશે), તે લોકો (હઝરત દાવુદ અલૈ.ને) કહેવા લાગ્યા કે તમે ડરશો નહીં, અમે બે મુકદ્દમાવાળા છે, એકે બીજા ઉપર (કંઈક) અતિરેક કર્યો છે, (તેનો ફેંસલો કરાવવા માટે અમે આવ્યા છે, કારણ કે પહેરેદારોએ દરવાજેથી આવવા દીધા નહીં એટલા માટે અમારે આ રીતે આવવું પડ્યું છે) બસ અમારામાં ન્યાયથી ફેંસલો કરી આપો અને બેઈન્સાફી ન કરજો અને અમને (અમારા મા'મલામાં) સીધો માર્ગ બતાવી આપો (અને પછી એક વ્યક્તિ બોલ્યો કે મુકદ્દમો આ પ્રમાણે છે કે) આ વ્યક્તિ મારો ભાઈ છે (એટલે કે ધાર્મિક ભાઈ, જેમકે દૂર્રે મન્ષૂરમાં હઝરત ઈબ્ને મસઊદ રદિ.થી નકલ થયું છે અને) તેની પાસે નવ્વાણું ઘેટીઓ છે અને મારી પાસે (કુલ) એક ઘેટી છે, બસ આ એવું કહે છે કે તે પણ મને આપી દે અને વાતચીતમાં મને દબાવે છે (અને મારી વાતને ચાલવા દેતો નથી) દાવુદ (અલૈ.)એ કહ્યું, જે આ તારી ઘેટી પોતાની ઘેટીઓમાં ભેળવી દેવાની દરખાસ્ત કરે છે તો ખરેખર તારા ઉપર જુલમ કરે છે અને અકસર ભાગીદારો(ની ટેવ હોય છે કે) એકબીજા ઉપર (આમ જ) અતિરેક કર્યા કરે છે પરંતુ હા ! જે લોકો ઈમાન રાખે છે અને નેક કામ કરે છે અને એવા લોકો ઘણા જ ઓછા છે (આ વાત હઝરત દાવુદ અલૈ.એ તે મજલૂમને તસલ્લી માટે કરી) અને દાવુદ (અલૈ.)ને વિચાર આવ્યો કે (આ મુકદ્દમાને આ રીતે રજુ કરીને) અમે તેમની પરીક્ષા કરી છે, બસ તેમણે પોતાના પરવરદિગારની સામે તવબહ કરી અને સિજ્દહમાં પડી ગયા અને (ખાસ સ્વરૂપે અલ્લાહ તરફ) શરણે થયા, બસ અમે તેમને (તે પ્રવૃત્તિ વિશે) મા'ફ કરી દીધા

અને અમારા ત્યાં તેમના માટે (ખાસ) નિટકતા અને (ઉચ્ચ કક્ષાનું) નેક પરિણામ છે (એટલે કે જન્નતનો ઉચ્ચ કક્ષાનો દરજ્જો છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં અલ્લાહ તઆલાએ હઝરત દાવુદ (અલૈ.)ના કિસ્સાને વર્ણન કર્યો છે. કુર્આને કરીમમાં આ પ્રસંગ જે પ્રમાણે વર્ણન કરવામાં આવ્યો છે તેનાથી એટલી જાણ થાય છે કે અલ્લાહ તઆલાએ તેમની ઈબાદતગાહમાં બે પક્ષોને વિવાદ કરતા મોકલીને તેમની કોઈ પરીક્ષા કરી હતી, હઝરત દાવુદ (અલૈ.)એ આ પરીક્ષા ઉપર ચેતી જઈને અલ્લાહ તઆલા પાસે મા'ફી માંગી અને સિજ્દહમાં પડી ગયા અને અલ્લાહ તઆલાએ તેમને મા'ફ કરી દીધા. કુર્આને કરીમનો મૂળ મકસદ કારણ કે અહીંયાં એ વર્ણન કરવાનો છે કે હઝરત દાવુદ (અલૈ.) પોતાના દરેક મા'મલામાં અલ્લાહ તઆલાના શરણે જતા હતા અને ક્યારેય નાની સરખી ઉણપ પણ રહી જાય તો તરત જ મા'ફી તરફ કેન્દ્રિત થતા હતા એટલા માટે અહીંયાં એ વિગત વર્ણન કરવામાં નથી આવી કે તે કસોટી શું હતી ? હઝરત દાવુદ (અલૈ.)થી કંઈક ચૂક થઈ હતી જેના કારણે તેમણે મા'ફી માંગી અને જેમકે અલ્લાહ તઆલાએ મા'ફ કરી દીધા એટલા માટે અમુક તહકીકકારો અને કાળજી રાખનારા તફસીરકારોએ આ આયતના ખુલાસામાં એ કહ્યું છે કે અલ્લાહ તઆલાએ પોતાની ખાસ હિકમત અને મસ્લિહતથી પોતાના મહાન પયગમ્બરની આ ચૂક અને પરીક્ષાની વિગતને ખોલીને વર્ણન નથી કરી એટલા માટે આપણે પણ તેની પાછળ ન પડી જવું જોઈએ અને જેટલી વાત કુર્આને કરીમમાં ઉપસ્થિત છે માત્ર એટલી જ વાત ઉપર ઈમાન રાખવું જોઈએ. હાફિઝ ઈબ્ને કષીર (રહ.) જેવા સંશોધનકાર તફસીરકારે પોતાની તફસીરમાં આ જ બાબત ઉપર અમલ કરીને પ્રસંગની વિગતો વર્ણવવામાં મૌન ધારણ કર્યું છે અને કોઈ શંકા નથી કે આ સૌથી વધારે કાળજીનો અને સલામતીનો માર્ગ છે એટલા માટે ઉલમાએ સલફથી નકલ થયું છે, اَبْهِمُوْا مَا اَبْهَمَهُ اللّٰهُ એટલે કે, જે વસ્તુને અલ્લાહે સંદિગ્ધ (મોઘમ) છોડી છે તમે પણ તેને મોઘમ જ રહેવા દો, તેમાં જ હિકમત અને હિત છે અને એ દેખીતું છે કે તેનાથી ભાવાર્થ એવી ઘટનાઓ છે જેને આપણા અમલ અને હલાલ–હરામ સાથે સંબંધ નથી અને જે

શંકાસ્પદ પ્રસંગોથી મુસલમાનોના અમલનો સંબંધ છે તે બાબતોને પોતે રસૂલે કરીમ ﷺએ પોતાના નિવેદનો અને અમલ દ્વારા દૂર કરી છે.

અલબત્ત અન્ય વિવરણકારોએ રિવાયતો અને નિશાનીઓના પ્રકાશમાં આ પરીક્ષા અને આજમાયશને નક્કી કરવાનો પ્રયત્ન કર્યો છે, આ ક્રમમાં એક જાહેર રિવાયત તો એવી મશ્હૂર છે કે હઝરત દાવુદ (અલૈ.)ની નજર એક વખતે એક સૈન્યના અધિકારી ઊરીયાની પત્ની ઉપર પડી હતી જેનાથી તેમના દિલમાં તેની સાથે નિકાહ કરવાની ઈચ્છા પેદા થઈ અને તેમણે ઊરીયાને કતલ કરાવવાના ઈરાદે તે ખતરનાક મિશન સોંપ્યું જેમાં તે શહીદ થઈ ગયો અને પાછળથી હઝરત દાવુદ (અલૈ.)એ તેની પત્ની સાથે નિકાહ કરી લીધા. આ પ્રવૃત્તિ ઉપર ચેતવણી આપવા માટે આ બે ફરિશ્તાઓ મનુષ્યના સ્વરૂપમાં મોકલવામાં આવ્યા.

પરંતુ આ રિવાયત નિઃશંક ! તે ઘડી કાઢવામાં આવેલ વાર્તાઓમાંથી છે જે યહૂદીઓની અસર હેઠળ મુસલમાનોમાં પણ ફેલાઈ ગઈ હતી, આ રિવાયત વાસ્તવમાં બાઈબલના પુસ્તક સેમ્યુઅલ–૨, ભાગ : ૧૧માંથી લેવામાં આવી છે. ફરક માત્ર એટલો જ છે કે બાઈબલમાં ખુલ્લમ ખુલ્લો હઝરત દાવુદ (અલૈ.) ઉપર આક્ષેપ મૂકવામાં આવ્યો છે કે તેમણે મઆઝલ્લાહ ઊરીયાની પત્ની સાથે નિકાહ પહેલાં જ વ્યભિચાર કર્યો હતો અને આ તફસીરી રિવાયતોમાં વ્યભિચારના ભાગને સુષુપ્ત કરી દેવામાં આવ્યો છે, આથી જાણ થાય છે કે કોઈએ આ ઈસ્રાઈલી રિવાયતને જોઈ અને તેમાંથી વ્યભિચારના કિસ્સાને કાઢીને તેનો સંબંધ કુર્આને કરીમની પ્રસ્તુત આયતો સાથે જોડી દીધો, જ્યારે કે આ સેમ્યુઅલની બાઈબલ જ મૂળેથી પાયાવિહોણી છે અને આ રિવાયત સદંતર જૂઠ અને ખુલ્લી તોહમતનું સ્વરૂપ ધરાવે છે એ કારણે બધા જ તહકીકકાર તફસીરકારોએ તેનો સખત રદિયો આપ્યો છે.

હાફિઝ ઈબ્ને કષીર (રહ.) ઉપરાંત અલ્લામહ જવઝી (રહ.), કાઝી અબૂલ સઊદ (રહ.), કાઝી બયઝાવી (રહ.), કાઝી અયાઝ (રહ.), ઈમામ રાઝી (રહ.), અલ્લામહ અબૂહય્યાન ઉન્દુલૂસી (રહ.), ખાઝિન (રહ.), ઝમખશરી (રહ.), ઈબ્ને હજમ (રહ.), અલ્લામહ ખફાજી (રહ.), અલ્લામહ ઈબ્ને નસ્ર (રહ.), અબૂ તમ્મામ (રહ.), અલ્લામહ આલૂસી (રહ.) વગેરેએ પણ તેને જૂઠ

અને આક્ષેપ ઠરાવ્યો છે. હાફિઝ ઈબ્ને કષીર (રહ.) લખે છે,

*"અમુક મુફસ્સિરોએ અહીંયાં એક કિસ્સો વર્ણન કર્યો છે જેનો મોટો ભાગ ઈસ્રાઈલિયાતમાંથી લેવામાં આવ્યો છે. રસૂલે કરીમ ﷺ દ્વારા એના વિશે કોઈ એવી વાત સાબિત નથી જેનું અનુસરણ વાજિબ હોય, માત્ર ઈબ્ને અબી હાતિમ (રહ.)એ અહીંયાં એક હદીષ રિવાયત કરી છે પરંતુ તેની સનદ સાચી નથી."*

મતલબ કે ઘણી બધી દલીલોના પ્રકાશમાં જેની અમુક વિગત ઈમામ રાઝી (રહ.)ની તફસીરે કબીર અને ઈમામ જવઝી (રહ.)ની "જાદૂલ મસીર"માં ઉપસ્થિત છે આ રિવાયત તો તે આયતની તફસીરમાં ચર્ચામાંથી બિલકુલ જ રદબાતલ થઈ જાય છે.

હકીમુલ ઉમ્મત હઝરત મવલાના થાનવી (રહ.)એ આ આજમાયશ અને ભૂલનો ખુલાસો એ રીતે કર્યો છે કે મુકદ્દમાના આ બંને પક્ષકારો દિવાલ કૂદીને દાખલ થયા અને તેમની વાતચીત કરવાની પદ્ધતિ પણ અત્યંત ગુસ્તાખી ભરેલી હતી, શરૂમાં જ હઝરત દાવુદ (અલૈ.)ને ન્યાય કરવાની અને જુલમ ન કરવાની શિખામણ આપવાનું શરૂ કરી દીધું, તેમની આ પદ્ધતિથી અને ગુસ્તાખી કરવાના કારણે જો સામાન્ય માનવી હોત તો તેણે જવાબ આપવાના બદલે તેમને શિક્ષા આપી હોત, અલ્લાહ તઆલાએ હઝરત દાવુદ (અલૈ.)ની કસોટી કરી કે તેઓ પણ ગુસ્સામાં આવીને તેમને સજા આપે છે અથવા પયગમ્બરના હોદ્દા અનુરૂપ મા'ફી અને સબ્રથી કામ લઈને તેમની વાત સાંભળે છે ?

હઝરત દાવુદ (અલૈ.) આ કસોટીમાં ખરા ઊતર્યા પરંતુ એટલી જ વાત બની ગઈ કે ફેંસલો સંભળાવવાના સમયે જાલિમને સંબોધન કરવાને બદલે મજલૂમને સંબોધન કરીને કહ્યું જેનાથી એક પ્રકારનો પક્ષપાત થતો હોય એવો ભાસ થતો હતો પરંતુ તેનાથી તરત જ ચેતી ગયા અને સિજ્દહમાં પડી ગયા અને અલ્લાહ તઆલાએ તેમને મા'ફ કરી દીધા. *(બયાનુલ કુર્આન)*

અમુક તફસીરકારોએ ભૂલનો ખુલાસો એ કર્યો છે કે હઝરત દાવુદ (અલૈ.)એ જ્યારે પ્રતિવાદીને મૌન દીઠો તો તેનું નિવેદન સાંભળ્યા વિના જ માત્ર વાદીની વાત સાંભળી પોતાની શિખામણમાં એવી વાતો કહી જેનાથી વાદીની

તરફેણ થતી હોવાનો ભાસ થતો હતો જ્યારે કે પ્રથમ પ્રતિવાદીને પૂછવું જોઈતું હતું કે તેનું પોતાનું શું કહેવું છે ? હઝરત દાવુદ (અલૈ.)નું આ કહેવું જો કે માત્ર શિખામણના અંદાજમાં હતું અને હજુ સુધી મુકદમાંના ફૈંસલાની નોબત આવી ન હતી, વળી તેમના જેવા મહાન પયગમ્બરના માનમોભાને આ છાજતું ન હતું, આ જ બાબત ઉપર તેઓ ચેતી જઈને પાછળથી સિજ્દહમાં પડી ગયા. *(રૂહુલ મઆની)*

અમુક લોકોએ કહ્યું કે હઝરત દાવુદ (અલૈ.)એ પોતાના સમયનું આયોજન એવું કર્યું હતું કે ચોવીસ કલાકમાં દરેક સમયે ઘરનો કોઈને કોઈ વ્યક્તિ ઈબાદત, ઝિક્ર અને તસ્બીહમાં મશ્ગૂલ રહેતો હતો, એક દિવસે તેમણે અલ્લાહ તઆલાને અરજ કરી કે હે પરવરદિગાર ! દિવસ અને રાતની કોઈ ઘડી એવી પસાર થતી નથી જેમાં દાવુદના ઘરવાળાઓમાંથી કોઈને કોઈ તારી ઈબાદત, નમાઝ અને તસ્બીહ કે ઝિક્રમાં મશ્ગૂલ ન હોય, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે દાવુદ, આ બધું જ કંઈ મારી તવફીકથી છે, જો મારી મદદ પરિસ્થિતિમાં સામેલ ન હોત તો આ વાત તમારા બસની નથી અને એક દિવસ તમને તમારી હાલત ઉપર છોડી દઈશ, ત્યારબાદ આ ઘટના બની, તે સમયે હઝરત દાવુદ (અલૈ.) ઈબાદતમાં પ્રવૃત્ત થવાના હતા અને આ અચાનક બનેલ ઘટનાથી તેમના આયોજનમાં ખલેલ પડી. હઝરત દાવુદ (અલૈ.) વિવાદ દૂર કરવામાં પ્રવૃત્ત થઈ ગયા અને હઝરત દાવુદ (અલૈ.)ના ઘરવાળાઓમાંથી પણ અન્ય કોઈ વ્યક્તિ તે સમયે ઈબાદત અને અલ્લાહ તઆલાના ઝિક્રમાં પ્રવૃત્ત ન હતો, આથી હઝરત દાવુદ (અલૈ.)ને ભાન થયું કે તેમનાથી જે ગર્વયુક્ત વાત જીભથી નીકળી ગઈ હતી તે ભૂલ હતી એટલા માટે તેમણે મા'ફી માંગી અને સિજ્દહમાં પડી ગયા. આ ખુલાસાનું સમર્થન હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના એક કથનથી પણ થાય છે જે મુસ્તદરક હાકિમ (રહ.)માં સહીહ સનદ સાથે નકલ થયું છે.

*(અહકામુલ કુર્આન)*

આ બધા ખુલાસાઓમાં એ વાત સમાન રીતે સ્વીકારવામાં આવી છે કે મુકદમો કાલ્પનિક નહીં બલકે વાસ્તવિક હતો અને મુકદમાના સ્વરૂપને હઝરત દાવુદ (અલૈ.)ની કસોટી અને ભૂલ સાથે કોઈ સંબંધ ન હતો, તેનાથી વિપરીત ઘણા તફસીરકારોએ તેનો એવો ખુલાસો કર્યો છે જેનો નીચોડ એ છે કે મુકદમાના પક્ષકારો માનવી ન હતા, બલકે ફરિશ્તા હતા અને તેમને અલ્લાહ તઆલાએ

એટલા માટે મોકલ્યા હતા કે તેઓ આવો કાલ્પનિક મુકદમો રજુ કરે જેથી હઝરત દાવુદ (અલૈ.) પોતાની ભૂલથી ચેતી જાય.

એટલા માટે તે લોકોનું એવું કહેવું છે કે ઊરીયાની હત્યા કરાવવાની અને તેની પત્ની સાથે નિકાહ કરી લેવાની તે વાર્તા જૂઠી છે પરંતુ વાસ્તવિક પરિસ્થિતિ એ હતી કે બની ઈસ્રાઈલમાં કોઈ વ્યક્તિને આવી ફરમાઇશ કરવી ઐબ સમજવામાં આવતી ન હતી કે, “તું પોતાની પત્નીને તલાક આપી દે અને તેના નિકાહ મારી સાથે કરી આપ.” તે સમયકાળમાં આ ફરમાઈશનો આમ રિવાજ પણ હતો, આ વાત નૈતિકતા વિરુદ્ધ સમજવામાં આવતી ન હતી. હઝરત દાવુદ (અલૈ.)એ આ બીનાએ ઊરીયાને આ જ ફરમાઈશ કરી હતી જેના ઉપર અલ્લાહ તઆલાએ આ બે ફરિશ્તાઓ મોકલીને તેમને ચેતવી દીધા અને અમુક લોકોએ કહ્યું કે વાત માત્ર એટલી હતી કે ઊરીયાએ એક સ્ત્રીને નિકાહનો સંદેશ આપ્યો હતો અને હઝરત દાવુદ (અલૈ.)એ પણ તે જ સ્ત્રીને પોતાનો સંદેશ આપ્યો આથી ઊરીયાને ખૂબ મનદુ:ખ થયું. અલ્લાહ તઆલાએ આ બાબત ઉપર ચેતવવા માટે આ બે ફરિશ્તાઓ મોકલ્યા અને એક રસપ્રદ સ્વરૂપમાં આ ભૂલથી ચેતવી દીધા. કાઝી અબૂ યઅ્લા (રહ.)એ આ ખુલાસા ઉપર કુર્આને કરીમના શબ્દો وَعَزَّنِىْ فِى الْخِطَابِ થી દલીલ કરી છે. કહે છે કે આ વાક્ય એ વાત ઉપર દલીલ કરે છે કે આ મા'મલો માત્ર خِطْبَه (વિવાહના સંદેશ)ના સિલસિલામાં બન્યો હતો અને હજુ હઝરત દાવુદ (અલૈ.)એ તેની સાથે નિકાહ કર્યા ન હતા.

*(જાદૂલ મસીર, ઈબ્ને જવઝી રહ., પેજ : ૧૧૬, જિલ્દ : ૭)*

ઘણા તફસીરકારોએ આ અંતિમ બે ખુલાસાઓને અગ્રિમતા આપી છે અને તેમનું સમર્થન અમુક સહાબા (રદિ.)ના ઈશારાઓથી પણ થાય છે. (જુઓ રૂહુલ મઆની, તફસીર અબૂસ્સઊદ, જાદૂલ મસીર, તફસીરે કબીર વગેરે) પરંતુ ઘટના એમ છે કે આ આજમાયશ અને ભૂલની વિગત ન તો કુર્આનથી સાબિત છે અને ન જ કોઈ સહીહ હદીષથી એટલા માટે એટલી વાત તો નક્કી છે કે ઊરીયાની હત્યા કરાવવાનો જે કિસ્સો પ્રખ્યાત થયો છે તે ખોટો છે પરંતુ મૂળ ઘટના વિશે પ્રસ્તુત બધી જ સંભાવનાઓ ઉપસ્થિત છે અને તેમાંથી કોઈ એકના ઉપર ચોક્કસ અને વિશ્વાસપૂર્વક કહી શકાય નહીં એટલા માટે સલામતીનો માર્ગ તે જ છે જે હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ અપનાવ્યો છે કે જે વાતને અલ્લાહ

તઆલાએ મોઘમ છોડી છે આપણે પોતાના અનુમાનો અને અંદાજાઓ દ્વારા તેની વિગત મેળવવાની કોશીશ કરવી જોઈએ નહીં, જ્યારે કે તેનાથી આપણા કોઈ અમલનો સંબંધ નથી, આ મોઘમપણામાં પણ ચોક્કસ કોઈ હિકમત છે એટલા માટે માત્ર એટલી ઘટના ઉપર ઈમાન રાખવામાં આવે જે કુર્આને કરીમમાં ઉપસ્થિત છે બાકી વિગતોને અલ્લાહના હવાલે કરવામાં આવે, અલબત્ત આ જ ઘટનાથી વિવિધ અમલી ફાયદાઓ પ્રાપ્ત થાય છે, વધારે ધ્યાન તેના તરફ આપવું જોઈએ એટલા માટે હવે આયતોની તફસીર જુઓ જેમાં ઈન્શાઅલ્લાહ ! આ ફાયદાઓનું વર્ણન આવી જશે.

اِذْتَسَوَّرُوا الْمِحْرَابَ (જ્યારે તેઓ મિહરાબની દિવાલ કૂદીને દાખલ થયા) مِحْرَابٌ (મિહરાબ) અસલમાં આગળનો ભાગ અથવા કોઈ મકાનની સામેના ભાગને કહે છે, પછી ખાસ સ્વરૂપે મિહરાબ એ મસ્જિદ અથવા ઈબાદતખાનાના આગળનો ભાગ કહેવાવા લાગ્યો. કુર્આને કરીમમાં આ શબ્દ "ઈબાદતગાહ"ના અર્થમાં ઉપયોગ થયો છે, અલ્લામહ સુયૂતિ (રહ.)એ લખ્યું છે કે મસ્જિદના પેરાબોલિક (ઉપરથી અર્ધવર્તુળ જેવા) મેહરાબો આજકાલ પ્રખ્યાત છે આ નબી ﷺના સમયકાળમાં ઉપસ્થિત ન હતા. *(રૂહુલ મઆની)*

فَفَزِعَ مِنْهُمْ (બસ હઝરત દાવુદ તેમનાથી ગભરાઈ ગયા.) ગભરાવાનું કારણ ખુલ્લું અને જાહેર હતું કે બે વ્યક્તિઓ કસમયે પહેરો તોડીને એ રીતે ઘુસી આવ્યા હતા જે મોટે ભાગે ખરાબ નિય્યતના કારણે હોય છે.

**સ્વાભાવિક ડર નુબુવ્વત અથવા વિલાયતથી વિપરીત નથી :**

આથી જાણ થઈ કે કોઈ ભયાનક વસ્તુથી સ્વાભાવિક રીતે ગભરાઈ જવું નુબુવ્વત અથવા વલીપણાથી વિપરીત નથી, હા ! આ ડરને દિલ અને દિમાગ ઉપર લઈને પોતાની ફરજોને છોડી દેવું અવશ્ય ખરાબ છે, તેના ઉપર એ શંકા થઈ શકે છે કે કુર્આને કરીમમાં અંબિયા (અલૈ.)નો માનમોભો આ વર્ણન કરવામાં આવ્યો છે, لَا يَخْشَوْنَ اَحَدًا اِلَّا اللّٰهَ (કે તેઓ અલ્લાહ સિવાય કોઈનાથી ડરતા નથી) પછી અહીંયાં હઝરત દાવુદ (અલૈ.)ને ડર કેમ લાગ્યો તેનો જવાબ એ છે કે ડરવાના બે પ્રકારો હોય છે, એક ડર કોઈ નુકસાનકારક વસ્તુ દ્વારા તકલીફ પહોંચવાનો હોય છે તેને અરબીમાં خَوْفٌ (ખૌફ) કહે છે, બીજો ડર કોઈ મોટી

ઉચ્ચ અને મહાન રુત્બા તથા રુઆબના કારણે હોય છે, તેને خَشْيَةٌ (ખશ્યહ) કહેવામાં આવે છે. (મુફરદાત રાગિબ) "ખશ્યત" અલ્લાહ સિવાય કોઈની ન હોવી જોઈએ અને અંબિયા (અલૈ.)નો માનમોભ્ભો એ જ હોય છે કે અલ્લાહ તઆલા સિવાય તેમના ઉપર કોઈ વસ્તુની ખશ્યત છવાતી નથી, હા ! નુકસાનકારક વસ્તુઓથી સ્વાભાવિક ડર પેદા થઈ શકે છે.

**વસ્તુસ્થિતિની જાણકારી પ્રાપ્ત કરતાં સુધી અશિસ્ત ઉપર ધૈર્ય દાખવવું જોઈએ :**

قَالُوْا لَا تَخَفْ (તેમણે કહ્યું, ડરો નહીં !) આવનારાઓએ એવું કહીને પોતાની વાત વર્ણન કરવાનું શરૂ કરી દીધું અને હઝરત દાવુદ (અલૈ.) મૌન ધારણ કરી તેમની વાત સાંભળતા રહ્યા, આથી જાણ થઈ કે જો કોઈ વ્યક્તિ અચાનક કોઈ અશિસ્ત પ્રકારનું પગલું ભરે તો તેની તરત નીંદા અને ટીકા કરવાનું શરૂ ન કરી દેવું જોઈએ, બલકે પ્રથમ તેની વાત સાંભળી લેવી જોઈએ જેથી એ ખબર થઈ જાય કે તેની પાસે આ અશિસ્ત પગલાંનું યોગ્ય કારણ હતું કે નહીં ? કોઈ અન્ય હોત તો તે આવનારાઓ ઉપર તાત્કાલિક વરસી પડ્યો હોત પરંતુ હઝરત દાવુદ (અલૈ.)એ પરિસ્થિતિની જાણકારી પ્રાપ્ત કરવાની રાહ જોઈ, બની શકે છે કે તે લોકો આવું પગલું ભરવા લાચાર હોય.

وَلَا تُشْطِطْ (વલા તુશ્તિત) "અને અન્યાય કરશો નહીં." આવનારાઓની આ સંબોધન કરવાની રીત દેખીતી રીતે ખૂબ ગુસ્તાખીપૂર્ણ હતી. પ્રથમ તો તેઓ દિવાલ ફાંદીને કસમયે આવ્યા હતા, પછી આવીને હઝરત દાવુદ (અલૈ.) જેવા મહાન સન્માનનીય પયગમ્બરને ન્યાય કરવાના અને જુલમથી બચવાના પાઠ ભણાવવા લાગ્યા. આ બધી ઉદ્ધતાઈની વાતો હતી પરંતુ હઝરત દાવુદ (અલૈ.)એ તે બધી વાતો ઉપર ધૈર્ય દાખવ્યું અને તેમને કંઈ જ બુરું ભલું કહ્યું નહીં.

**મોટા માણસોએ જરૂરતમંદની ભૂલો ઉપર જ્યાં સુધી શક્ય હોય ધૈર્ય દાખવવું જોઈએ :**

આથી જાણ થઈ કે જે વ્યક્તિને અલ્લાહ તઆલાએ કોઈ મોટો હોદ્દો આપ્યો હોય અને લોકોની જરૂરિયાતો તેની સાથે જોડાયેલી હોય તેણે તે જરૂરતમંદોના અશિસ્તની અને તેમની વાતચીતની ભૂલો ઉપર શક્ય હોય ત્યાં

સુધી ધૈર્ય દાખવવું જોઈએ, આ જ તેના હોદ્દાનો તકાદો છે. ખાસ કરીને સત્તાધિકારીઓ, મુનસફો અને મુફતીઓએ આ બાબત ધ્યાનમાં રાખવી જોઈએ.

*(રૂહુલ મઆની)*

قَالَ لَقَدْ ظَلَمَكَ بِسُؤَالِ نَعْجَتِكَ اِلٰى نِعَاجِهٖ (દાવુદ અલૈ.એ કહ્યું કે તેણે તારી ઘેટી પોતાની ઘેટીઓમાં ભેળવવાની જે દરખાસ્ત કરી છે તે તો ખરેખર તારા ઉપર અત્યાચાર કર્યો છે) અહીંયાં બે વાતો ધ્યાનપાત્ર છે. એક એ કે હઝરત દાવુદ (અલૈ.)એ તો આ નિવેદન માત્ર વાદીની વાત સાંભળીને કહી દીધી પ્રતિવાદીનું નિવેદન સાંભળ્યું જ નથી. આથી અમુક લોકોએ કહ્યું કે તે ભૂલ જેના ઉપર તેમણે અલ્લાહ તઆલાથી મા'ફી માંગી તે આ જ ભૂલ હતી પરંતુ બીજા તફસીરકારોએ કહ્યું છે કે વાસ્તવમાં અહીંયાં મુકદમાની સંપૂર્ણ વિગતો વર્ણન થઈ રહી નથી માત્ર જરૂરી વાતો વર્ણન કરવામાં આવી છે, હઝરત દાવુદ (અલૈ.)એ ચોક્કસ પ્રતિવાદી પાસેથી તેનો મત જાણ્યો હશે પરંતુ તેને અહીંયાં એટલા માટે વર્ણન નથી કર્યો કે ફૈસલાઓનો પ્રચલિત તરીકો આ જ છે; દરેક વ્યક્તિ સમજી શકે છે કે અહીંયાં પ્રતિવાદીને પૂછવાનો વિભાગ સુષુપ્ત છે.

વળી એ પણ શક્ય છે કે જો કે આવનારાઓએ હઝરત દાવુદ (અલૈ.) પાસે અદાલતી ફૈસલો માંગ્યો હતો પરંતુ તે સમય ન તો અદાલતનો હતો અને ન જ ન્યાયપાલિકાની સભાનો અને ન જ ત્યાં હઝરત દાવુદ (અલૈ.)ની પાસે પોતાના ફૈસલાને લાગુ પાડવા માટેના માધ્યમો એકત્રિત હતા એટલા માટે હઝરત દાવુદ (અલૈ.)એ ન્યાયાધીશના સ્વરૂપે નહીં પરંતુ મુફતીની હેસિયતે ફતવો આપ્યો અને મુફતીનું કામ ઘટનાની તહકીક કરવાનું નથી હોતું બલકે જેવો સવાલ હોય છે તે પ્રમાણે જવાબ આપવાનો હોય છે.

## કોઈ પ્રકારના દાબ દબાણ સાથે ચંદો અથવા હદિયો માંગવો પણ કોઈનો માલ હડપવા સમાન છે :

બીજી બાબત અત્રે ધ્યાનપાત્ર એ છે કે હઝરત દાવુદ (અલૈ.)એ એક વ્યક્તિની માત્ર ઘેટી માંગવાને જુલમ ઠરાવ્યો જ્યારે કે દેખીતી રીતે કોઈની પાસે માત્ર કોઈ વસ્તુ માંગી લેવી કોઈ ગુનોહ નથી હોતો, કારણ એ છે કે સ્વરૂપ સવાલ કરવાનું હતું પરંતુ જે મૌખિક રીતે અથવા તો ખાસ વર્તણૂંક કરીને દાબ દબાણ

દ્વારા આ સવાલ કરવામાં આવી રહ્યો હતો તો આવી બાબતોની ઉપસ્થિતિમાં તેના સવાલનું સ્વરૂપ માલ હડપવા જેવું જ થઈ ગયું હતું.

આથી જાણ થઈ કે જો કોઈ વ્યક્તિ કોઈની પાસે એવી રીતે વસ્તુ માંગે કે જેને સંબોધન કરવામાં આવી રહ્યું છે તે રાજી હોય અથવા નારાજ પરંતુ તેની પાસે આપવા સિવાય કોઈ છુટકો ન રહે તો આ રીતે હદિયો માંગવો પણ માલ હડપવામાં સામેલ છે પરંતુ જો માંગનાર કોઈ સત્તાધારી અથવા ઉચ્ચ હોદ્દા ઉપર બિરાજમાન વ્યક્તિ હોય જેને કહેવામાં આવી રહ્યું છે તે તેના વ્યક્તિગત પ્રભાવના કારણે ઈન્કાર ન કરી શકતો હોય તો ત્યાં સ્વરૂપ ભલે હદિયો માંગવાનું હોય પરંતુ વાસ્તવમાં તે માલ હડપવા સમાન જ છે અને માંગનારા માટે આ રીતે પ્રાપ્ત કરેલી કોઈ વસ્તુનો ઉપયોગ કરવો જાઈઝ નથી હોતો. આ મસ્અલો ખાસ રીતે તે લોકો માટે ઘણું ધ્યાન આપવા લાયક છે જે મદ્રસાઓ, મક્તબો, મસ્જિદો અથવા અંજુમનો અને સંગઠનો માટે ચંદો એકત્રિત કરે છે, માત્ર તે જ ચંદો પવિત્ર અને હલાલ છે જે આપનારે પોતાના સંપૂર્ણ અધિકાર અને ખુશદિલી સાથે આપ્યો હોય અને જો ચંદો કરનારે પોતાના વ્યક્તિગત પ્રભાવનું દબાણ કર્યું અથવા એકી સાથે આઠ દશ વ્યક્તિઓએ કોઈ એક વ્યક્તિને શરમમાં નાંખી ચંદો વસૂલ કરી લીધો તો આ ખુલ્લું નાજાઈઝ કૃત્ય છે, હદીષમાં રસૂલે કરીમ ﷺનું સ્પષ્ટ ફરમાન છે,

لَا يَحِلُّ مَالُ امْرِئٍ مُّسْلِمٍ اِلَّا بِطِيْبِ نَفْسٍ مِنْهُ

*"કોઈ મુસલમાનનો માલ તેની ખુશદિલી વિના હલાલ નથી."*

## ધંધાની ભાગીદારીમાં ઘણી કાળજી રાખવી જરૂરી છે :

وَاِنَّ كَثِيْـرًا مِّـنَ الْـخُلَطَآءِ لَيَبْغِىْ بَعْضُهُمْ عَلٰى بَعْضٍ (અને ઘણા ભાગીદારો એકબીજા ઉપર અતિરકે કરતા હોય છે) આથી આ બાબત ઉપર ચેતવણી આપવામાં આવી છે કે જ્યારે બે વ્યક્તિઓમાં ભાગીદારીનો કોઈ મા'મલો હોય તો તેમાં અક્સર એકબીજાના હકો ઉપર તરાપ વાગતી હોય છે, અમુક સમયે એક વ્યક્તિ એક કામને મા'મૂલી સમજીને કરી નાંખે છે પરંતુ વાસ્તવમાં તે ગુનાહનું કારણ બની જાય છે એટલા માટે આ બાબતે ઘણી કાળજી રાખવાની આવશ્યકતા છે.

وَظَنَّ دَاوُدُ اَنَّمَا فَتَنّٰهُ (અને દાવુદ અલૈ.ને વિચાર આવ્યો કે અમે તેમની કસોટી કરી છે) જો મુકદમાના સ્વરૂપને હઝરત દાવુદ (અલૈ.)ની ભૂલનું દષ્ટાંત ઠરાવવામાં આવે ત્યારે તો આવો વિચાર આવવો દેખીતી બાબત છે અને જો મુકદ્દમાના સ્વરૂપ સાથે તેને કોઈ સંબંધ ન હોય તો પણ પક્ષકારોની સમગ્ર હકીકત જાહેર કરવા માટે પૂરતું હતું કે તેઓ કસોટી માટે મોકલવામાં આવ્યા છે, એક બાજુ તો તે પક્ષકારોએ મુકદ્દમાના ફેંસલા માટે એટલી ઉતાવળ અને દુ:સાહસથી કામ લીધું કે દિવાલ ઠેકીને ચાલ્યા આવ્યા અને બીજી બાજુ જ્યારે મુકદ્દમો રજુ થયો ત્યારે પ્રતિવાદી મૌન બેસી રહ્યો અને મૌખિક અથવા અમલી રીતે વાદીની વાતને ચૂં ચા કર્યા વિના સ્વીકારી લીધી.

જો વાદીની વર્ણન કરેલ બાબતને પ્રતિવાદી સ્વીકાર કરતો હતો તો વિવાદનો ફેંસલો કરાવવા માટે હઝરત દાવુદ (અલૈ.)ની પાસે આવવાની જરૂરત જ ન હતી, એક મા'મૂલી બુદ્ધિ ધરાવનાર વ્યક્તિ પણ સમજી શકે છે કે હઝરત દાવુદ (અલૈ.) આવા સ્વરૂપમાં વાદીની તરફેણમાં જ ફેંસલો કરશે, પક્ષકારોનું આ ઉદ્ધત વર્તન બતાવી રહ્યું હતું કે આ કોઈ અસામાન્ય ઘટના છે. હઝરત દાવુદ (અલૈ.)ને ભાસ થઈ ગયો કે આ અલ્લાહ તઆલાના મોકલેલા આવ્યા છે અને મારી પરીક્ષાનો હેતુ છે અને અમુક રિવાયતોમાં એવું પણ આવ્યું છે કે ફેંસલો સંભળાવ્યા પછી તેઓ એકબીજા તરફ જોઈને હસ્યા અને જોત જોતામાં આસમાન ઉપર ચાલ્યા ગયા. વલ્લાહુ અઅ્લમુ.

فَاسْتَغْفَرَ رَبَّهٗ وَخَرَّ رَاكِعًا وَّاَنَابَ (બસ તેમણે પોતાના પરવરદિગાર પાસે મા'ફી માંગી અને સજ્દહમાં પડી ગયા અને રુજૂઅ્ થયા) અત્રે વાસ્તવમાં رُكُوْعٌ (રુકૂઅ્)નો શબ્દ વાપરવામાં આવ્યો છે જેનો શાબ્દિક અર્થ ઝૂકવાનો થાય છે અને ઘણા તફસીરકારો નજીક તેનો ભાવાર્થ સજ્દહ છે, હનફીઓ નજીક આ આયતની તિલાવતથી સજ્દહ વાજિબ થઈ જાય છે.

## રુકૂઅ્થી સજ્દએ તિલાવત અદા થઈ જાય છે :

ઈમામ અબૂ હનીફહ (રહ.)એ આ આયતથી એ વાત ઉપર દલીલ કરી છે કે જો નમાઝમાં આયતે સજ્દહની તિલાવત કરવામાં આવે છે તો રુકૂઅ્માં સિજ્દહની નિય્યત કરી લેવાથી પણ સજ્દહ અદા થઈ જાય છે એટલા માટે

અહીંયાં અલ્લાહ તઆલાએ સજ્દહ માટે "રુકૂઅ્"ના શબ્દનો ઉપયોગ કર્યો છે જે એ બાબતની દલીલ છે કે રુકૂઅ્ પણ સજ્દહના સ્થાને હોઈ શકે છે પરંતુ આ વિષયમાં અમુક જરૂરી મસ્અલાઓ યાદ રાખવા જોઈએ.

**સજ્દએ તિલાવતના અમુક મસ્અલાઓ :**

**મસ્અલો :**

નમાઝના ફરજો દ્વારા સજ્દહ માત્ર એવા સ્વરૂપમાં થઈ શકે છે જ્યારે કે સજ્દહની આયત નમાઝમાં પઢવામાં આવી હોય, નમાઝની બહાર તિલાવત કરવામાં રુકૂઅ્ કરવાથી સજ્દહ અદા થતો નથી એટલા માટે કે રુકૂઅ્ માત્ર નમાઝમાં ઈબાદત છે નમાઝની બહાર નહીં. *(બદાયેઅ્)*

**મસ્અલો :**

રુકૂઅ્માં સજ્દહ માત્ર એવા સ્વરૂપમાં અદા થશે જ્યારે કે આયતે સજ્દહ તિલાવત કર્યા પછી તરત જ અથવા વધારે બે ત્રણ આયતો તિલાવત કરીને રુકૂઅ્ કરી લીધો છે અને જો આયતે સજ્દહ પછી ઊભા ઊભા લાંબી કિરાઅત કરી હોય તો રુકૂઅ્માં સજ્દહ અદા થશે નહીં.

**મસ્અલો :**

જો સજ્દએ તિલાવત રુકૂઅ્માં અદા કરવાનો વિચાર હોય તો રુકૂઅ્માં જતી વખતે સજ્દએ તિલાવતની નિય્યત કરી લેવી જોઈએ નહિતર તે રુકૂઅ્થી સજ્દહ અદા થશે નહીં, હા ! જ્યારે સજ્દહમાં જવા લાગો ત્યારે નિય્યત કર્યા વિના પણ સજ્દહ અદા થઈ જશે.

**મસ્અલો :**

દરેક સ્વરૂપમાં ઉત્તમ બાબત એ જ છે કે સજ્દએ તિલાવતને નમાઝના ફરજ રુકૂઅ્માં અદા કરવાના બદલે આગવો સજ્દહ કરવામાં આવે અને સજ્દહથી ઊઠીને એક બે આયતો તિલાવત કરીને ફરી રુકૂઅ્માં જાય. *(બદાયેઅ્)*

وَاِنَّ لَـهٗ عِنۡدَنَا لَزُلۡفٰى وَحُسۡنَ مَاٰبٍ (અને નિઃશંક ! તેમના માટે અમારા ત્યાં ખાસ નિકટતા અને નેક પરિણામ છે) આ આયત ઉપર ઘટનાને સમાપ્ત કરીને એ વાત તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે હઝરત દાવુદ (અલૈ.)ની ભૂલ જે કંઈ

પણ હશે તેમની મા'ફી અને વિનવણી પછી અલ્લાહ તઆલા સાથેના તેમના સંબંધમાં ઔર વધારો થઈ ગયો.

**ભૂલ ઉપર ચેતવણીમાં હિક્મતની કાળજી રાખવી :**

આ ઘટના વિશે એક અન્ય વાત વર્ણનપાત્ર છે કે હઝરત દાવુદ (અલૈ.)ની ભૂલ ભલે જે કંઈ પણ રહી હોય, અલ્લાહ તઆલા સીધે સીધા વહી દ્વારા પણ તેમને તેના વિશે ચેતવી શકતા હતા પરંતુ તેના બદલે એક મુકદ્દમો મોકલીને ચેતવણી માટે આ ખાસ પદ્ધતિ કેમ અપનાવવામાં આવી ? વાસ્તવમાં આ પદ્ધતિ ઉપર વિચાર કરવાથી અમ્ર બિલ મઅ્રૂફ અને અને નહી અનિલ મુન્કરનો (ભલાઈનો હુકમ કરવાનો અને બુરાઈથી રોકવાનો) ફરજ અંજામ આપનારાઓને એ માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે કોઈ વ્યક્તિને તેની ભૂલ ઉપર ચેતવણી માટે હિકમતથી કામ લેવાની જરૂરત છે અને એટલા માટે એવી રીત અપનાવવી વધારે સારી છે જેના વિશે વ્યક્તિ પોતે પોતાની ભૂલને અનુભવી લે અને તેને મૌખિક ચેતવણીની જરૂરત પણ ન રહે અને એટલા જ માટે આવા દ્રષ્ટાંતોથી કામ લેવું વધારે અસરકારક હોય છે જેનાથી કોઈને મનદુઃખ પણ નથી થતું અને જરૂરી વાત પણ સ્પષ્ટ થઈ જાય છે.

———————————

**આયત : (સૂરએ સૉદ : આયત નં. ૨૬)**

يٰدَاوٗدُ اِنَّا جَعَلْنٰكَ خَلِيْفَةً فِي الْاَرْضِ فَاحْكُمْ بَيْنَ النَّاسِ بِالْحَقِّ وَلَا
تَتَّبِعِ الْهَوٰى فَيُضِلَّكَ عَنْ سَبِيْلِ اللّٰهِ ۭ اِنَّ الَّذِيْنَ يَضِلُّوْنَ عَنْ سَبِيْلِ
اللّٰهِ لَهُمْ عَذَابٌ شَدِيْدٌۢ بِمَا نَسُوْا يَوْمَ الْحِسَابِ ﴿٢٦﴾ ع

**તરજુમો :**

*હે દાવુદ (અલૈ.) ! અમે તમને પ્રદેશમાં ખલીફા બનાવ્યા, બસ તમે લોકોમાં ન્યાયથી શાસન કરો અને પોતાની મનેચ્છાઓ ઉપર ન ચાલો કે પછી તે તમને અલ્લાહના માર્ગથી ભટકાવી દે, બેશક ! જે લોકો અલ્લાહના માર્ગથી ભટકે છે તેમને એ વાત ઉપર સખત અઝાબ છે કે તેમણે હિસાબનો દિવસ ભૂલાવી દીધો. (૨૬)*

## તફ્સીર :

હે દાવુદ (અલૈ.) ! અમે તમને જમીન ઉપર હાકિમ બનાવ્યા છે, બસ (જે રીતે અત્યાર સુધી કરતા રહ્યા છો તે જ પ્રમાણે હવે પછી પણ) લોકોમાં ન્યાય સાથે ફેંસલો કરતા રહેજો અને (જે રીતે અત્યાર સુધી ક્યારેય મનેચ્છાઓની પેરવી નથી કરી એ જ પ્રમાણે હવે પછી પણ) મનેચ્છાઓની પેરવી ન કરજો કે (જો એવું કરશો તો) તે અલ્લાહના માર્ગથી તમને ભટકાવી દેશે (અને) જે લોકો અલ્લાહના માર્ગથી ભટકે છે તેમના માટે સખત અઝાબ થશે એ કારણથી કે તેઓ હિસાબના દિવસને ભૂલી ગયા.

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત દાવુદ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ નુબુવ્વતની સાથે હુકૂમત અને સલતનત પણ અર્પણ કરી હતી એટલા માટે આ આયતમાં હુકૂમત અને રાજકાજ માટે તેમને એક પાયાનો બોધપત્ર આપવામાં આવ્યો છે, આ માર્ગદર્શિકામાં ત્રણ પાયાની બાબતો વર્ણન કરવામાં આવી છે.

(૧) અમે તમને પૃથ્વીમાં પોતાના ખલીફા (નાયબ) બનાવ્યા.

(૨) આ સ્વરૂપે તમારું પાયાનું કર્તવ્ય ન્યાય પ્રમાણે ફેંસલો કરવાનું છે.

(૩) અને આ કામ માટે પોતાની મનેચ્છાઓની પેરવીથી બચવું એક આવશ્યક શરતનું સ્વરૂપ ધરાવે છે.

જ્યાં સુધી પૃથ્વી ઉપર ખલીફા બનાવવાનો સંબંધ છે તેનો ભાવાર્થ સૂરએ બકરહમાં આવી ચૂક્યો છે; જુઓ મઆરિફુલ કુર્આનની પ્રથમ જિલ્દ, (મૂળ કિતાબ પેજ નં. ૧૨૪) અને તેનાથી જ ઈસ્લામી રાજકાજનો એ પાયાનો સિદ્ધાંત સ્પષ્ટ થાય છે કે “અંતિમ સત્તા અલ્લાહ તઆલાને જ પ્રાપ્ત છે.” પૃથ્વી પરના સત્તાધારીઓ તેના જ હુકમ પ્રમાણે ચાલવા માટે બંધાયેલા છે, તેઓ તેની બહાર જઈ શકતા નથી એટલા માટે મુસલમાનોના શાસક, શૂરા અથવા ધારાગૃહો ઈસ્લામિક કાયદાની સ્પષ્ટતા અથવા તેનું અર્થઘટન તો કરી શકે છે પરંતુ વાસ્તવમાં તેઓ કાયદાઓ ઘડનારા નથી, બલકે અલ્લાહ તઆલાના કાયદાઓને રજુ કરનારા છે.

**ઇસ્લામી રિયાસત(રાજ્ય)નું પાયાનું કાર્ય સત્ય અને ન્યાયની સ્થાપના છેઃ**

બીજી બાબત અત્રે એ સ્પષ્ટ કરવામાં આવી છે કે ઈસ્લામી રિયાસતનું પાયાનું કામ સત્ય અને ન્યાયની સ્થાપનાનું છે, શાસન માટે જરૂરી છે કે તે પોતાનું વ્યવસ્થાપન કાર્ય અને વિવાદી બાબતોનું નિવારણ સત્ય અને ન્યાય ઉપર રહીને કાયમ કરે.

ઈસ્લામ કારણ કે એક કાયમી ધર્મ છે એટલા માટે તેણે રાજકાજ અને શાસન કરવા માટે એવા કોઈ વ્યવસ્થાકીય વિભાગોને નિશ્ચિત નથી કર્યા જે પરિસ્થિતિઓ અને સમય બદલાવાથી પરિવર્તનપાત્ર થઈ જાય, બલકે અમુક એવા પાયાના માર્ગદર્શનો આપ્યા છે જેના પ્રકાશમાં દરેક યુગ અને સમયકાળ પ્રમાણે વ્યવસ્થાકીય માળખું પોતે તૈયાર કરી શકાય છે એટલા માટે અત્રે એ વાત તો બતાવવામાં આવી છે કે શાસનનું મૂળ કામ સત્ય અને ન્યાયની સ્થાપના છે પરંતુ તેની વ્યવસ્થાકીય વિગતો દરેક યુગના બુદ્ધિજીવી મુસલમાનો ઉપર છોડી દેવામાં આવી છે.

**ન્યાયતંત્ર અને વ્યવસ્થાપનતંત્રનો સંબંધ :**

આથી એ વાત કે વ્યવસ્થાપનતંત્ર ન્યાયતંત્રથી બિલકુલ અલગ રહે અથવા તેની સાથે જોડાયેલું રહે એ બાબતમાં કોઈ એવો નિશ્ચિત હુકમ નથી આપવામાં આવ્યો કે જે દરેક યુગમાં પરિવર્તનપાત્ર ન હોય, જો કોઈ યુગમાં શાસકોની પ્રમાણિકતા અને નિષ્ઠા ઉપર સંપૂર્ણ ભરોસો કરવામાં આવી શકતો હોય તો ન્યાયતંત્ર અને વ્યવસ્થાપનતંત્રની દૂરીને ખતમ કરી શકાય છે અને જો કોઈ યુગમાં શાસકોની પ્રમાણિકતા અને નિષ્ઠા ઉપર સંપૂર્ણ ભરોસો ન હોય તો ન્યાયતંત્રને વ્યવસ્થાપનતંત્રથી બિલકુલ આઝાદ પણ રાખી શકાય છે.

હઝરત દાવુદ (અલૈ.) અલ્લાહના મહાન પયગમ્બર હતા, તેમનાથી વધારે પ્રમાણિક અને નિષ્ઠાવાન હોવાનો કોણ દા'વો કરી શકતું હતું ? એટલા માટે તેમને એકી સાથે વ્યવસ્થાપનતંત્ર અને ન્યાયતંત્ર બંનેના વડા બની વિવાદોના ફેંસલાની જવાબદારી પણ સોંપવામાં આવી હતી, અંબિયા (અલૈ.) ઉપરાંત ખુલફાએ રાશિદીનમાં પણ આ જ પદ્ધતિ ચાલુ રહી છે, અમીરુલ મુઅ્મિનીન પોતે જ ન્યાયાધીશ પણ રહેતા હતા, ત્યાર પછીના ઈસ્લામી

શાસનમાં આ પદ્ધતિને બદલવામાં આવી અને અમીરુલ મુઅ્મિનીનને વ્યવસ્થાપનતંત્રના વડા તથા ન્યાયાધીશને ન્યાયતંત્રના વડા બનાવવામાં આવ્યા.

ત્રીજું માર્ગદર્શન જેના ઉપર આયતમાં સૌથી વધારે જોર આપવામાં આવ્યું છે તે એ છે કે મનેચ્છાઓની પેરવી ન કરો અને હિસાબના દિવસને દરેક સમયે નજર સમક્ષ રાખો, આ માર્ગદર્શન ઉપર સૌથી વધારે જોર એટલા માટે આપવામાં આવ્યું છે કે આ વસ્તુઓ સત્ય અને ન્યાયની સ્થાપનાનો પાયો છે, જે શાસક અથવા ન્યાયાધીશના દિલમાં અલ્લાહ તઆલાનો ડર અને આખિરતની ફિકર છે તે જ સાચા અર્થમાં સત્ય અને ન્યાય ઉપર કાયમ રહી શકે છે અને જો એવું નથી તો તમે ગમે એટલો સારો કાયદો બનાવી લો માણસની મહેચ્છાઓ અને મનેચ્છાઓના ચોર રસ્તાઓ પોતાનો માર્ગ પોતે બનાવી જ લે છે અને તેની ઉપસ્થિતિમાં કોઈ સારામાં સારી કાયદાકીય વ્યવસ્થા પણ ન્યાય અને ઈન્સાફ ઉપર કાયમ રહી શકતી નથી, દુનિયાના ઈતિહાસ અને વર્તમાન સમયની પરિસ્થિતિઓ આ બાબતે સાક્ષી છે.

**જવાબદારીના હોદ્દાઓમાં સૌ પ્રથમ જોવાની વસ્તુ માનવીની નૈતિકતા છેઃ**

અહીંયાં એ પણ જાણ થઈ કે કોઈ વ્યક્તિને શાસક, ન્યાયાધીશ અથવા કોઈ ખાતાનો વડો બનાવવા માટે સૌ પ્રથમ જોવાની વાત એ હોય છે કે તે વ્યક્તિમાં અલ્લાહનો ડર અને આખિરતની ફિકર છે કે નથી ? અને તેના અખ્લાક તથા નૈતિકતા અને નિષ્ઠાની શું પરિસ્થિતિ છે ? જો એવી અનુભૂતિ થાય કે તેના દિલ ઉપર અલ્લાહના ડરના બદલે મનેચ્છાઓનું શાસન છે તો ભલે તે ગમે એવી ઉચ્ચ ડિગ્રીઓ ધરાવતો હોય અને પોતાની કળાઓમાં ગમે એટલો નિષ્ણાત અને પાકો હોય ઈસ્લામની દૃષ્ટિમાં તે કોઈ ઊંચા હોદ્દાનો હકદાર નથી.

## આયતો : (સૂરએ સૉદ : આયત નં. ૨૭-૨૮-૨૯)

وَمَا خَلَقْنَا السَّمَآءَ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا بَاطِلًا ؕ ذٰلِكَ ظَنُّ الَّذِيْنَ كَفَرُوْا ۚ
فَوَيْلٌ لِّلَّذِيْنَ كَفَرُوْا مِنَ النَّارِ ﴿٢٧﴾ اَمْ نَجْعَلُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ
كَالْمُفْسِدِيْنَ فِي الْاَرْضِ ۫ اَمْ نَجْعَلُ الْمُتَّقِيْنَ كَالْفُجَّارِ ﴿٢٨﴾ كِتٰبٌ اَنْزَلْنٰهُ اِلَيْكَ
مُبٰرَكٌ لِّيَدَّبَّرُوْٓا اٰيٰتِهٖ وَلِيَتَذَكَّرَ اُولُوا الْاَلْبَابِ ﴿٢٩﴾

## તરજુમો :

*અને અમે આસમાન અને જમીનને અને જે કંઈ તેની મધ્યમાં છે વ્યર્થ (નકામા) નથી બનાવ્યા, એ તેમનો વિચાર છે જેઓ કાફિર (ઈન્કારી) છે, બસ કાફિરોને આગ(દોઝખ)થી ખરાબી છે. (૨૭) શું અમે ઈમાનવાળાઓને જેઓ સદકાર્યો કરે છે (તેઓ) સમાન કરી દઈશું જેઓ પ્રદેશમાં ફસાદ (અરાજકતા) ફેલાવે ? શું અમે ડરનારા(મુત્તકી)ઓને નફ્ફટ (ફાજિર) લોકો સમાન કરી દઈશું ? (૨૮) એક કિતાબ જે અમે તમારા તરફ ઊતારી છે બરકતની જેથી લોકો તેની વાતોનું ચિંતન કરે અને જેથી બુદ્ધિશાળીઓ સમજે. (૨૯)*

## તફસીર :

અને આસમાન અને જમીનને અને જે વસ્તુઓ તેમની મધ્યે ઉપસ્થિત છે તેને હિકમતથી ખાલી પેદા નથી કરી (બલકે ઘણી બધી હિકમતો છે જેમાં સૌથી મોટી હિકમત એ છે કે તેનાથી તવહીદ અને આખિરત સાબિત થાય છે) આ (એટલે કે તેનું હિકમતથી ખાલી હોવું) તે લોકોની ધારણા છે જેઓ કાફિર છે (કારણ કે જ્યારે તવહીદ અને આખિરતમાં બદલા અને સજાનો ઈન્કાર કર્યો તો પછી સૃષ્ટિના સર્જનની સૌથી મોટી હિકમતનો ઈન્કાર કરી દીધો) બસ કાફિરો માટે (આખિરતમાં) બુરી ખરાબી છે એટલે કે દોઝખ (કારણ કે તે તવહીદનો ઈન્કાર કરતા હતા); હા ! (એક ભૂલ કયામતના ઈન્કારીઓમાં એ છે કે જ્યારે કે કયામતમાં આ હિકમત છે કે નેક લોકોને બદલો અને ફસાદખોર લોકોને સજા મળે, હવે તેમના કયામતના ઈન્કારથી તેમના મતે જરૂરી બને છે કે આ હિકમતની તહકીક ન થાય બલકે બધા સરખા છે) તો શું અમે તે લોકોને કે જેઓ ઈમાન લાવ્યા અને તેમણે સારા કર્મો કર્યા તેમને તેઓ સમાન કરી દઈશું જેઓ (કુફ્ર વગેરે કરીને) દુનિયામાં ફસાદ કરતા ફરે છે ? અથવા (બીજા શબ્દોમાં કહીએ તો) અમે પરહેઝગારોને બદકારો સમાન કરી દઈશું ? (એટલે કે એવું થઈ શકતું નથી એટલા માટે કયામત અવશ્ય આવશે જેથી નેકી કરનારાઓને બદલો અને બદકારોને સજા મળે, એ જ પ્રમાણે તવહીદ અને આખિરતની સાથે રિસાલત ઉપર ઈમાન રાખવું પણ જરૂરી છે કારણ કે) આ (કુર્આન) એક બરકતવાળી

કિતાબ છે જેને અમે તમારા ઉપર એટલા માટે નાઝિલ કરી છે જેથી લોકો તેની આયતોમાં વિચાર કરે (એટલે કે તેના માન સન્માનમાં પણ અને તેના લાભદાયક વિષયોમાં પણ) અને જેથી (વિચારીને તેની હકીકત જાણીને તેનાથી) બુદ્ધિશાળીઓ બોધપાઠ ગ્રહણ કરે (એટલે કે તેના ઉપર અમલ કરે).

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોનો રસપ્રદ ક્રમ :

આ આયતો જેમાં ઈસ્લામના પાયાના અકીદાઓ (માન્યતાઓ) ખાસ કરીને આખિરતને સાબિત કરવામાં આવી છે, હઝરત દાવુદ અને હઝરત સુલયમાન (અલૈ.)ની ઘટનાઓ વચ્ચે અત્યંત રસપ્રદ ક્રમ સાથે વર્ણન થયું છે. ઈમામ રાઝી (રહ.) ફરમાવે છે કે જો કોઈ વ્યક્તિ હઠાગ્રહના કારણે ન સમજી રહ્યો હોય તો તેની હિકમતપૂર્ણ પદ્ધતિ એ છે કે જેની ચર્ચા ચાલતી હોય તે વિષયને છોડીને કોઈ સંદર્ભ વિનાની વાત શરૂ કરવામાં આવે અને જ્યારે તેનું ધ્યાન પ્રથમ વાતથી હટી જાય તો વાતો વાતોમાં જ તેને પ્રથમ વાત માનવા માટે મજબૂર કરવામાં આવે, આખિરતની સાબિતી માટે આ જ પદ્ધતિ અપનાવવામાં આવી છે. હઝરત દાવુદ (અલૈ.)ની ઘટના અગાઉ કાફિરોના હઠાગ્રહનું વર્ણન ચાલી રહ્યું હતું જે આ આયત ઉપર સમાપ્ત થયું, وَقَالُوْا رَبَّنَا عَجِّلْ لَنَا قِطَّنَا قَبْلَ يَوْمِ الْحِسَابِ જેનો ખુલાસો એ હતો કે તે લોકો આખિરતનો ઈન્કાર કરે છે અને તેની ઠેકડી ઉડાવે છે, તેના તરત પછી આ કહેવામાં આવ્યું કે, اِصْبِرْ عَلٰى مَايَقُوْلُوْنَ وَاذْكُرْ عَبْدَنَا دَاوٗدَ (તેમની વાતો ઉપર ધૈર્ય દાખવો અને અમારા બંદા દાવુદને યાદ કરો) એ જ પ્રમાણે એક નવી વાત શરૂ કરવામાં આવી પરંતુ હઝરત દાવુદ (અલૈ.)ની ઘટનાને એ વાત ઉપર સમાપ્ત કરવામાં આવી કે "હે દાવુદ (અલૈ.) ! અમે તમને જમીનમાં ખલીફા બનાવ્યા છે એટલા માટે તમે લોકોમાં ન્યાય સાથે ફૅસલો કરતા રહેજો."

હવે અહીંયાં અનૌપચારિક રીતે આખિરતને સાબિત કરવામાં આવી કે જે હસ્તી આ પૃથ્વી પટ ઉપર પોતાના ખલીફાને ન્યાય અને સત્ય સ્થાપવાનો હુકમ આપી રહી છે જેનો ખુલાસો એ છે કે દુષ્ટોને સજા મળે અને સજ્જનોને રાહત, શું તે પોતે આ સૃષ્ટિને ન્યાય અને ઈન્સાફ સ્થાપિત કરશે નહીં ? અવશ્ય તેની

હિકમતનો તકાદો એ છે કે તે સારા અને ખરાબ બધા જ લોકોને એક લાકડીએ હાંકવાને બદલે દુષ્ટોને સજા આપશે અને નેકી કરનારાઓને ઈનામ અર્પણ કરશે, એ જ આ સૃષ્ટિના સર્જનનો મકસદ છે અને તેને અસ્તિત્વમાં લાવવા માટે કયામત અને આખિરતનું અસ્તિત્વ તેની હિકમત પ્રમાણે જ છે, જે લોકો આખિરતનો ઈન્કાર કરે છે તેઓ જાણે મૌખિક રીતે એવું કહી રહ્યા છે કે આ સૃષ્ટિ હેતુવિહીન અને હિકમતથી ખાલી સર્જવામાં આવી છે અને તેમાં સારા બુરા બધા જ લોકો જિંદગી પસાર કરીને મરી જશે અને પછી તેમને કોઈ પૂછનાર હશે નહીં, જ્યારે કે અલ્લાહ તઆલાની હિકમત ઉપર ઈમાન રાખનારા આ વાતને ક્યારેય સ્વીકારી શકતા નથી.

اَمْ نَجْعَلُ الَّذِيْنَ اٰمَنُوْا (الٰی قَوْلِهٖ تَعَالٰی) كَالْفُجَّارِ (તો શું અમે ઈમાન લાવનારાઓ અને નેકીઓ કરનારાઓને જમીન ઉપર ફસાદ ફેલાવનારાઓ બરાબર કરી દઈશું અથવા પરહેઝગારોને બદકારો બરાબર કરી દઈશું ?) એટલે કે એવું કદાપિ બની શકતું નથી બલકે બંનેનું પરિણામ બિલકુલ વિરોધી હશે, આથી જ એ વાત જાણ થઈ કે મો'મિન અને કાફિરનો આ તફાવત આખિરતના હુકમોના કારણે છે, દુનિયામાં એવું પણ બની શકે છે કે કાફિરને મો'મિનથી વધીને ભૌતિક રાહતો મળી જાય, વળી આથી એ પરિણામ પણ કાઢી શકાતું નથી કે કાફિરોના દુનિયવી હકો મો'મિન સમાન નથી હોઈ શકતા, બલકે કાફિરોને મુસલમાનો સમાન માનવ અધિકારો આપી શકાય છે એટલા માટે ઈસ્લામી સત્તાશાસન હેઠળ જે ગેરમુસ્લિમ લઘુમતીઓ કરાર હેઠળ વસે છે તેમને બધા જ માનવ અધિકારો મુસલમાન સમાન જ આપવામાં આવશે.

---

## આયતો : (સૂરએ સૉદ : આયત નં. 30 થી 33)

وَوَهَبْنَا لِدَاوٗدَ سُلَيْمٰنَ ؕ نِعْمَ الْعَبْدُ ؕ اِنَّهٗۤ اَوَّابٌ ﴿۳۰﴾ اِذْ عُرِضَ عَلَيْهِ بِالْعَشِيِّ
الصّٰفِنٰتُ الْجِيَادُ ﴿۳۱﴾ فَقَالَ اِنِّيْۤ اَحْبَبْتُ حُبَّ الْخَيْرِ عَنْ ذِكْرِ رَبِّيْ ۚ حَتّٰى
تَوَارَتْ بِالْحِجَابِ ﴿۳۲﴾ رُدُّوْهَا عَلَيَّ ؕ فَطَفِقَ مَسْحًۢا بِالسُّوْقِ وَالْاَعْنَاقِ ﴿۳۳﴾

## તરજુમો :

*અને અમે દાવુદ (અલૈ.)ને સુલયમાન (અલૈ.) આપ્યા, તેઓ ઘણા સારા બંદા છે, બેશક રુજૂઅ્ થનારા. (૩૦) જ્યારે તેમની સામે સાંજે ઘણા બધા ઘોડાઓ બતાવવા માટે લાવ્યા. (૩૧) તો બોલ્યા, મેં સારી વસ્તુ(માલ)ની મહોબ્બતને પોતાના પરવરદિગારના ઝિક્ર(યાદ)થી પ્રિય રાખી એટલે સુધી કે તે (સૂર્ય) પડદામાં સંતાઈ ગયો. (૩૨) તેમને મારી પાસે પાછા લાવો, પછી તેમની પીંડીઓ અને ગરદનો ઉપર પોતાના હાથ ફેરવવા (સાફ કરવા) લાગ્યા.(૩૩)*

## તફસીર :

અને અમે દાવુદ (અલૈ.)ને સુલયમાન (અલૈ. પુત્ર સ્વરૂપે) અર્પણ કર્યા, ઘણા સારા બંદા હતા કે (અલ્લાહ તરફ) ઘણા રુજૂઅ્ થનારા હતા (એટલા માટે તેમનો તે કિસ્સો યાદ રાખવા લાયક છે) જ્યારે કે સાંજના સમયે તેમની રૂબરૂ સારા (અને) ઉમદા ઘોડાઓ (જે જિહાદ વગેરે હેતુ માટે રાખવામાં આવતા હતા) રજૂ કરવામાં આવ્યા (અને તેની પાછળ એટલું મોડું થઈ ગયું કે સૂર્ય અથમાઈ ગયો અને કોઈ અમલ નમાઝ વગેરે પ્રકારનો છૂટી ગયો પરંતુ તેમના દબદબા અને પ્રભાવના કારણે કોઈ સેવકની હિંમત ન થઈ કે તે તેમને ખબર આપીને ચેતવી આપે, પછી જ્યારે પોતે જ આ બાબત યાદ આવી) તો કહેવા લાગ્યા કે (અફસોસ !) હું આ માલની મહોબ્બત માટે (લાગીને) પોતાના પરવરદિગારની યાદથી (એટલે કે નમાઝથી) ગાફેલ થઈ ગયો એટલે સુધી કે સૂર્ય પડદા (પશ્ચિમ)માં સંતાઈ ગયો (પછી સેવકોને હુકમ આપ્યો કે) તે ઘોડાઓને જરા ફરી મારી સામે લાવો (એટલા માટે તેમને લાવવામાં આવ્યા) બસ તેમણે તે (ઘોડાઓ)ની પીંડીઓ અને ગરદનો ઉપર (તલવારથી) હાથ સાફ કરવાનું શરૂ કર્યું (એટલે કે તેમને ઝબહ કરી નાંખ્યા).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં હઝરત સુલયમાન (અલૈ.)ના એક કિસ્સાનું વર્ણન કરવામાં આવ્યું છે તે ઘટનાની પ્રખ્યાત તફસીર તે જ છે જે ઉપર તફસીરના ખુલાસામાં વર્ણન કરવામાં આવી છે જેનો ખુલાસો એ છે કે હઝરત સુલયમાન

(અલૈ.) ઘોડાઓના નિરીક્ષણમાં એવા પ્રવૃત્ત થઈ ગયા કે અસ્રનો સમય કે જે નમાઝ પઢવાનો નિત્યક્રમ હતો તે છૂટી ગયો, પાછળથી ખ્યાલ આવતા સુલયમાન (અલૈ.)એ તે બધા ઘોડાઓને ઝબહ કરી નાંખ્યા કે તેમના કારણે અલ્લાહ તઆલાની યાદને ખલેલ પડી હતી.

આ નમાઝ નફલ નમાઝ પણ હોઈ શકે છે અને આ સ્વરૂપમાં કોઈ શંકા નથી, કારણ કે અંબિયા (અલૈ.) નાની સરખી બેદરકારીને પણ ભરપાઈ કરવાનો પ્રયત્ન કરે છે અને એવું પણ બની શકે છે કે ફરજ નમાઝ હોય અને ઘોડાઓના નિરીક્ષણમાં ભૂલી ગયા હોય, ભૂલી જવાના સ્વરૂપમાં ફરજ નમાઝ કઝા થઈ જવાથી ગુનોહ થતો નથી પરંતુ હઝરત સુલયમાન (અલૈ.)એ પોતાના ઉચ્ચ હોદ્દાના કારણે તેની પણ નોંધ લીધી.

આ આયતની આ તફસીર અનેક તફસીરના ઈમામો દ્વારા નકલ થઈ છે, હાફિઝ ઈબ્ને કષીર (રહ.) જેવા સંશોધનકર્તા આલિમે પણ તેને જ અગ્રિમતા આપી છે અને તેનું સમર્થન એક મરફૂઅ્ હદીષથી પણ થાય છે જે અલ્લામહ સુયૂતિ (રહ.)એ મુઅજિમ તબરાની (રહ.), ઈસ્માઈલી (રહ.) અને મરદૂયા (રહ.)ના હવાલાથી નકલ કરી છે.

عَنْ اُبَيِّ بْنِ كَعْبٍؓ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فِیْ قَوْلِهٖ فَطَفِقَ مَسْحًا بِالسُّوْقِ وَالْاَعْنَاقِ قَالَ قَطَعَ سُوْقَهَا وَاَعْنَاقَهَا بِالسَّيْفِ

*"ઉબય ઈબ્ને કઅ્બ (રદિ.) દ્વારા નકલ થયું છે કે રસૂલે કરીમ ﷺએ અલ્લાહના શબ્દ વિશે ફરમાવ્યું, (અને તેમણે પીંડીઓ અને ગરદનો ઉપર પોતાના હાથ ફેરવવાનું શરૂ કર્યું) તેમણે કહ્યું, તેમના પગો અને ગળાઓને તલવારથી કાપી નાંખો."*

અલ્લામહ સુયૂતિ (રહ.)એ તેની સનદને "હસન" ઠરાવી છે. (દૂર્રે મન્સૂર પેજ : ૩૦૯, જિલ્દ : ૫) અલ્લામહ હાશિમી (રહ.)એ મજ્મઉઝ્ઝવાઈદમાં આ હદીષ નકલ કરીને લખ્યું છે,

*"તેને તબરાનીએ અવસતમાં રિવાયત કરી છે, તેમાં એક રાવી સઈદ ઈબ્ને બશીર છે જેમને શુઅ્બા વગેરેએ "ષિક્કા" (ભરોસાપાત્ર) કહ્યા છે અને ઈબ્ને*

*મુઈન (રહ.) વગેરેએ જઈફ ઠરાવ્યા છે અને તેના બાકી રાવીઓ "ષિક્કા" છે."* *(મજ્મઊઝ્ઝવાઈદ, પેજ : ૯૯, જિલ્દ : ૭, કિતાબુત્તફસીર)*

**આ મરફૂઅ્ હદીષના કારણે આ તફસીર વધારે મજબૂત થઈ જાય છે પરંતુ એ બાબતે ઘણી શંકા થાય છે કે ઘોડાઓ અલ્લાહે અર્પણ કરેલ એક ઈનામ હતું અને પોતાના માલને આ રીતે બરબાદ કરી દેવો એક નબીના માન મરતબાને છાજે એવું જણાતું નથી પરંતુ તફસીરકારોએ તેનો એ જવાબ આપ્યો છે કે આ ઘોડા હઝરત સુલયમાન (અલૈ.)ની પોતાની જ માલિકીના હતા અને તેમની શરીઅતમાં ગાય, બકરી, ઊંટ અને ઘોડાઓની કુરબાની જાઈઝ હતી એટલા માટે તેમણે ઘોડાઓને બરબાદ નથી કર્યા બલકે તેમને અલ્લાહ તઆલાના નામ ઉપર કુરબાન કરી દીધા જે રીતે ગાય, બકરી વગેરેની કુરબાનીથી તેમને બરબાદ કરવું જરૂરી નથી બનતું બલકે તે ઈબાદતનો જ એક ભાગ છે એ જ પ્રમાણે અહીંયાં પણ ઈબાદત સ્વરૂપે જ તેમની કુરબાની રજુ કરવામાં આવી.** *(રૂહુલ મઆની)*

**ઘણા તફસીરકારોએ આયતની આ જ તફસીર કરી છે પરંતુ આ આયતોની એક અન્ય તફસીર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પણ નકલ થઈ છે જેમાં ઘટના બિલકુલ વિપરીત સ્વરૂપે વર્ણન કરવામાં આવી છે, તે તફસીરનો ખુલાસો એ છે કે હઝરત સુલયમાન (અલૈ.)ની સામે તે ઘોડાઓને નિરીક્ષણ માટે રજુ કરવામાં આવ્યા જે જિહાદ માટે તૈયાર કરવામાં આવ્યા હતા, હઝરત સુલયમાન (અલૈ.) તેમને જોઈને પ્રસન્ન થઈ ગયા અને સાથે જ એવું કહ્યું કે મને આ ઘોડાઓ સાથે જે પ્રેમ અને સંબંધ છે તે દુનિયાની મહોબ્બતના કારણે નથી, બલકે પોતાના પરવરદિગારની યાદના કારણે જ છે કારણ કે આ ઘોડાઓ જિહાદ માટે તૈયાર કરવામાં આવ્યા છે અને જિહાદ એક ઉચ્ચ કક્ષાની ઈબાદત છે એટલામાં ઘોડાઓનું તે ટોળું તેમની દષ્ટિથી દૂર થઈ ગયું, તેમણે હુકમ આપ્યો કે તેમને ફરીવાર મારી સામે લાવવામાં આવે એટલા માટે જ્યારે તે ઘોડાઓ તેમની સામે ફરીવાર લાવવામાં આવ્યા તો તેમણે તેમની ગરદનો અને પીંડીઓ ઉપર પ્યારથી હાથ ફેરવવા લાગ્યા.**

**આ તફસીર પ્રમાણે عَنْ ذِكْرِ رَبِّى માં عَنْ سَبَبِيَّة અને تَوَارَتْ (તવારત)ની ઝમીર (સર્વનામ) ઘોડાઓ તરફ ધરેલ છે તથા مَسْحٌ (મસ્હૂન)નો ભાવાર્થ "કાપવું" થતો નથી બલકે પ્યારથી હાથ ફેરવવાનો થાય છે.**

જૂના તફસીરકારોમાં હાફિઝ ઈબ્ને જરીર (રહ.), તબરી (રહ.) તથા ઈમામ રાઝી (રહ.) વગેરેએ આ જ તફસીરને અગ્રિમતા આપી છે કારણ કે તેનાથી માલ બરબાદ કરવાની શંકા થતી નથી.

કુર્આને કરીમના શબ્દોના આધારે બંને તફસીરોની સંભાવના છે પરંતુ પ્રથમ તફસીરની તરફેણમાં કારણ કે એક મરફૂઅ્ હદીષ આવી ગઈ છે જે સનદના આધારે હસન છે એટલા માટે તેની મજબૂતી વધી જાય છે.

**સૂર્યનો પાછા ફરવાનો કિસ્સો :**

અમુક લોકોએ પ્રથમ તફસીરને અપનાવીને એવું પણ કહ્યું છે કે અસ્રની નમાઝ કઝા થઈ ગયા પછી હઝરત સુલયમાન (અલૈ.)એ અલ્લાહ તઆલાને અથવા ફરિશ્તાઓને એવી દરખાસ્ત કરી કે સૂર્યને ફરીવાર પાછો લાવવામાં આવે એટલા માટે સૂર્યને પાછો લાવવામાં આવ્યો અને તેમણે પોતાનો અમલ પૂરો કરી લીધો, ત્યાર પછી સૂરજ પાછો આથમી ગયો. આ લોકો رُدُّوْهَــــا (રૂદુહા)ની ઝમીરને સૂરજ તરફ ઢળેલી માને છે.

પરંતુ સંશોધનકાર તફસીરકારો દાખલા તરીકે અલ્લામહ આલૂષી (રહ.) વગેરેએ આ કિસ્સાને રદ કર્યો છે અને કહ્યું છે કે رُدُّوْهَــــا (રૂદુહા)ની ઝમીર ઘોડાઓ તરફ ઢળેલી નથી અને ન જ સૂર્ય તરફ; એટલા માટે નહીં કે નઊઝુબિલ્લાહ સૂર્યને પાછા વાળવું અલ્લાહ તઆલાના કાબૂમાં નથી, બલકે એટલા માટે કે આ કિસ્સો કુર્આન અને હદીષની કોઈ દલીલથી સાબિત નથી.

*(રૂહુલ મઆની)*

**અલ્લાહની યાદમાં ગફલત થાય તો પોતાના ઉપર સજા નક્કી કરવી ગયરત (સ્વાભિમાન)નો તકાદો છે :**

આ ઘટનાથી એ વાત સાબિત થાય છે કે જો કોઈ વ્યક્તિ અલ્લાહ તઆલાની યાદથી બેદરકાર થઈ જાય તો પોતાની મહેચ્છાઓને સજા આપવા માટે તેને કોઈ મુબાહ પ્રવૃત્તિથી વંચિત કરી દેવી જાઈઝ છે, સુફીઓની પરિભાષામાં તેને "ગયરત" કહેવામાં આવે છે. *(બયાનુલ કુર્આન)*

કોઈ નેકીની આદત પાડવા માટે પોતાના નફ્સ ઉપર આવી શિક્ષાઓ નક્કી કરવી નફ્સની સુધારણાનો એક નુસખો છે અને આ ઘટનાથી તેના જાઈઝ

હોવાની બલકે મુસ્તહબ હોવાની જાણ થાય છે, સરકારે દો આલમ ﷺથી પણ રિવાયત છે કે એક વખતે હઝરત અબૂ જહીમ (રદિ.)એ એક સિરીયાઈ ચાદર ભેટ સ્વરૂપે રજુ કરી જેના ઉપર અમુક ભાતચિત્રો બનેલા હતા, રસૂલે કરીમ ﷺએ આ ચાદરમાં નમાઝ પઢી અને પાછા આવીને હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને કહ્યું કે, આ ચાદર અબૂ જહીમ (રદિ.)ને પાછી આપી દો. કારણ કે, નમાઝમાં મારી નજર તેના ભાતકામ ઉપર પડી ગઈ, તો નિકટ હતું કે આ ભાતકામ મને ફિત્નામાં નાંખી દે. *(અહકામુલ કુર્આન, મુઅત્તા ઈમામ માલિક રહ.ના હવાલાથી)*

આ જ પ્રમાણે હઝરત અબૂતલ્હા (રદિ.) એક વખતે પોતાના બગીચામાં નમાઝ પઢતાં પઢતાં એક પક્ષીને જોવામાં મશ્ગૂલ થઈ ગયા જેનાથી નમાઝ તરફ ધ્યાન ન રહ્યું તો પાછળથી તેમણે આખો બગીચો સદકહ કરી દીધો.

પરંતુ એ યાદ રાખવું જોઈએ કે હેતુ માત્ર એવી સજા જ હોવી જોઈએ જે સ્વખુદ જાઈઝ હોય, કોઈ માલને વિના કારણે બરબાદ કરી દેવો જાઈઝ નથી એટલા માટે એવું કોઈ કામ યોગ્ય નથી જેનાથી માલ બરબાદ કરવું જરૂરી બની જતું હોય, સુફીઓમાંથી હઝરત સિબલી (રહ.)એ એક વખતે આવી જ સજા સ્વરૂપે પોતાના કપડાં સળગાવી દીધા હતા પરંતુ સંશોધનકર્તા સુફીઓ દાખલા તરીકે શૈખ અબ્દુલ વહાબ શુઅ્રાની (રહ.)એ આ અમલને સાચો ઠરાવ્યો નથી.

*(રૂહુલ મઆની)*

**શાસકે પોતે રાજ્યોની દેખરેખ રાખવી જોઈએ :**

આ ઘટનાથી બીજી વાત એ જાહેર થઈ કે રાજ્યશાસનના જવાબદાર ઉચ્ચ કક્ષાના અધિકારીઓએ પોતાના તા'બા હેઠળના વિભાગો ઉપર પોતે દેખરેખ રાખવી જોઈએ અને તેમણે પોતાને આધીન કર્મચારીઓ ઉપર જવાબદારી સોંપીને ફારેગ ન થઈ જવું જોઈએ. આ જ કારણ છે કે હઝરત સુલયમાન (અલૈ.)એ પોતાના સેવકો મોટા પ્રમાણમાં હોવા છતાં સ્વજાતે ઘોડાઓનું નિરીક્ષણ કર્યું. ખુલફાએ રાશિદીન (રદિ.) અને ખાસ હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ની પ્રવૃત્તિથી પણ આવું જ સાબિત થાય છે.

**એક ઇબાદતના સમયે બીજી ઇબાદતમાં પ્રવૃત્ત થવું ભૂલ છે :**

ત્રીજી વાત આ ઘટનાથી એ સાબિત થાય છે કે એક નિશ્ચિત ઈબાદતના સમયને કોઈ બીજી ઈબાદતમાં ખર્ચ કરવો ન જોઈએ. દેખીતું છે કે જિહાદના

ઘોડાઓનું નિરીક્ષણ એક મહાન ઈબાદત હતી પરંતુ કારણ કે તે સમય આ ઈબાદતના બદલે નમાઝનો હતો એટલા માટે હઝરત સુલયમાન (અલૈ.)એ તેને પણ ભૂલમાં ગણી લીધું અને તેને સુધારી, આથી આપણા ફુક્હાએ લખ્યું છે કે જુમ્આની અઝાન પછી જે રીતે ખરીદ વેચાણમાં પ્રવૃત્ત થવું જાઈઝ નથી એ જ પ્રમાણે જુમ્આની નમાઝની તૈયારી સિવાય કોઈ અન્ય કામમાં પ્રવૃત્ત થવું પણ દુરુસ્ત નથી, ભલે તે કુર્આનની તિલાવત અથવા નફલ પઢવાની ઈબાદત જ કેમ ન હોય.

---

## આયત : (સૂરએ સૉદ : આયત નં. ૩૪)

وَلَقَدْ فَتَنَّا سُلَيْمٰنَ وَاَلْقَيْنَا عَلٰى كُرْسِيِّهٖ جَسَدًا ثُمَّ اَنَابَ ۝٣٤

## તરજુમો :

*અને અમે સુલયમાન (અલૈ.)ને અજમાવ્યા અને તેમના તખ્ત ઉપર એક ધડ નાંખી દીધું પછી તેઓ રુજૂઅ્ થયા. (૩૪)*

## તફસીર :

અને અમે સુલયમાન (અલૈ.)ને (એક અન્ય રીતે પણ) અજમાવ્યા અને અમે તેમના તખ્ત ઉપર એક ધડ લાવી નાંખ્યું, પછી તેઓ (અલ્લાહ તરફ) રુજૂઅ્ થયા.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં અલ્લાહ તઆલાએ હઝરત સુલયમાન (અલૈ.)ની એક અન્ય આજમાયશનું વર્ણન કર્યું છે અને આ ક્રમમાં માત્ર એટલું વર્ણન કરવામાં આવ્યું છે કે આ કસોટી દરમિયાન કોઈ ધડ હઝરત સુલયમાન (અલૈ.)ના તખ્ત ઉપર નાંખવામાં આવ્યું હતું, હવે તે ધડ શું હતું ? તેને તખ્ત ઉપર નાંખવાનો શું મતલબ છે અને તેનાથી આજમાયશ કેવી રીતે થઈ ? આ વિગતો ન તો કુર્આનમાં ઉપસ્થિત છે અને ન જ કોઈ સહીહ હદીષથી સાબિત છે એટલા માટે અમુક સંશોધક તફસીરકારોએ દાખલા તરીકે હાફિઝ ઈબ્ને કષીર (રહ.)નું વલણ અહીંયાં પણ એ રીતે જણાય છે કે કુર્આને કરીમ જે વાતને મોઘમ છોડી દે છે તેની

વિગતોમાં પડવાની કોઈ આવશ્યકતા નથી, બસ એટલી વાત ઉપર ઈમાન રાખવું જોઈએ કે અલ્લાહ તઆલાએ હઝરત સુલયમાન (અલૈ.)ની કોઈ પ્રકારની આજમાયશ કરી હતી જેના પછી હઝરત સુલયમાન (અલૈ.) અલ્લાહ તરફ પહેલાંથી વધારે રજુ થયા અને કુર્આને કરીમનો અસલ હેતુ આટલું જ વર્ણન કરવાથી પૂર્ણ થઈ જાય છે.

અમુક તફસીરકારોએ આજમાયશની વિગતોની ભાળ મેળવવા માટેનો પ્રયત્ન કર્યો છે અને આ ક્રમમાં અનેક સંભાવનાઓ વર્ણન કરી છે, તેમાંથી અમુક સંભાવનાઓ તો સંપૂર્ણ ઈસ્રાઈલી રિવાયતોમાંથી લેવામાં આવી છે, દાખલા તરીકે હઝરત સુલયમાન (અલૈ.)ની હુકૂમતનું રહસ્ય તેમની વીંટીમાં હતું, એક દિવસે એક શયતાને આ વીંટીને કબ્જામાં કરી લીધી અને તેના કારણે તે હઝરત સુલયમાન (અલૈ.)ના તખ્ત ઉપર તેમની જ શકલમાં શાસક બની બેઠો, ચાલીસ દિવસ પછી હઝરત સુલયમાન (અલૈ.)ને તે વીંટી એક માછલીના પેટમાંથી ફરીવાર મળી, ત્યાર પછી તેમણે ફરીવાર હુકૂમત ઉપર કબ્જો કર્યો. આ રિવાયત અનેક વધારાના કિસ્સાઓ સાથે કેટલીય તફસીરની કિતાબોમાં આવી છે પરંતુ હાફિઝ ઈબ્ને કષીર (રહ.) આ પ્રકારની બધી જ રિવાયતોને ઈસ્રાઈલિયાતમાં ગણીને પછી લખે છે,

*"અહલે કિતાબમાં એક જૂથ એવું છે જે હઝરત સુલયમાન (અલૈ.)ને નબી નથી માનતી, બસ દેખીતું એ છે કે આ જૂઠા કિસ્સાઓ તે લોકોના જ ઘડી કાઢેલા છે."* *(તફસીરે ઈબ્ને કષીર, પેજ : ૨૬, જિલ્દ : ૪)*

એટલા માટે આ પ્રકારની રિવાયતોને આ કુર્આની આયતોની તફસીર કહેવી કોઈ રીતે સાચું નથી.

હઝરત સુલયમાન (અલૈ.)ની એક અન્ય ઘટના સહીહ બુખારી (રહ.) વગેરેમાં ઉપસ્થિત છે, અમુક તફસીરકારોએ આ ઘટનાના અમુક વિભાગોને કુર્આને કરીમની આ આયત સાથે સમાનતા હોવાનું જોઈને આ આયતની તફસીર ઠરાવી દીધી. આ ઘટનાનો ખુલાસો એ છે કે એક વખતે હઝરત સુલયમાન (અલૈ.)એ એવો વિચાર જાહેર કર્યો કે આજે રાત્રે પત્નીઓ પાસે જશે અને તેમનામાંથી દરેક પત્નીને એક પુત્ર પેદા થશે જે અલ્લાહ તઆલાના માર્ગમાં

જિહાદ કરશે, આ વિચાર જાહેર કરવાના સમયે આપ (અલૈ.) ઈન્શાઅલ્લાહ કહેવાનું ભૂલી ગયા. અલ્લાહ તઆલાને પોતાના જલીલુલ્ કદ્ર (મહાન) પયગમ્બરની આ રીત પસંદ ન આવી અને તેણે આપ (અલૈ.)ના દા'વાને એ રીતે ગલત સાબિત કર્યો કે બધી જ પત્નીઓમાંથી માત્ર એક પત્નીએ મૃત બાળકને જન્મ આપ્યો જે અધૂરું અવિકસિત હતું.

અમુક તફસીરકારોએ આ ઘટનાનો આ આયત સાથે સંબંધ જોડીને એવું કહ્યું કે તખ્ત ઉપર ધડને લાવીને નાંખવાનો ભાવાર્થ એ છે કે હઝરત સુલયમાન (અલૈ.)ના કોઈ સેવકે આ બાળક આપના તખ્ત ઉપર લાવીને રાખી દીધું, હઝરત સુલયમાન (અલૈ.) એ બાબતે ચેતી ગયા કે આ મારું "ઈન્શાઅલ્લાહ" ન કહેવાનું પરિણામ છે એટલા માટે તેઓ અલ્લાહ તઆલા તરફ રજુ થયા અને પોતાની આ રીતભાતની મા'ફી માંગી.

આ તફસીરને અનેક સંશોધક તફસીરકારોએ દાખલા તરીકે કાઝી અબૂસ્સઊદ (રહ.) અને અલ્લામહ આલૂસી (રહ.) વગેરેએ અપનાવી છે, હકીમુલ ઉમ્મત હઝરત મવલાના થાનવી (રહ.)એ બયાનુલ કુર્આનમાં પણ એ જ પ્રમાણે તફસીર કરી છે પરંતુ વાસ્તવિકતા એ છે કે આ ઘટનાને પણ આ આયતની નિશ્ચિત તફસીર કહી શકાતી નથી એટલા માટે કે આ ઘટના જેટલી રિવાયતોમાં આવી છે તેમનામાં ક્યાંય એ વાતની કોઈ નિશાની નથી કે રસૂલે કરીમ ﷺએ તેને આ આયતની તફસીરમાં વર્ણન કરી હોય, ઈમામ બુખારી (રહ.)એ પણ આ હદીષને કિતાબુલ જિહાદ, કિતાબુલ અંબિયા અને કિતાબુલ ઈમાન વન્નુઝૂર વગેરેમાં તો વિવિધ પદ્ધતિઓથી નકલ કરી છે પરંતુ કિતાબુત્તફસીરમાં સૂરએ સૉદની તફસીર હેઠળ તેને ક્યાંય વર્ણન કરી નથી, બલકે આયત ...وَهَبْ لِيْ مُلْكًا હેઠળ એક બીજી રિવાયત નકલ કરી છે અને આ હદીષનો કોઈ હવાલો સુદ્ધાં નથી આપ્યો, આથી જાણ થાય છે કે ઈમામ બુખારી (રહ.) સમીપ પણ આ ઘટના આ આયતની તફસીર નથી, બલકે જે રીતે અંબિયા (અલૈ.)ની બીજી અનેક ઘટનાઓ રસૂલે કરીમ ﷺએ વર્ણન કરી છે એ જ પ્રમાણે તે પણ એક અલગ ઘટના છે જેનું કોઈ આયતની તફસીર હોવું જરૂરી નથી.

એક ત્રીજી તફસીર ઈમામ રાઝી (રહ.) વગેરેએ વર્ણન કરી છે અને તે એ

કે હઝરત સુલયમાન (અલૈ.) એક વખતે સખત બીમાર થઈ ગયા અને તેના કારણે એટલી બધી અશક્તિ વધી ગઈ હતી કે જયારે તખ્ત ઉપર લાવીને બેસાડવામાં આવ્યા તો એક નિર્જીવ શરીર જણાતું હતું ત્યારબાદ અલ્લાહ તઆલાએ તેમને તંદુરસ્તી અર્પણ કરી, તે સમયે તેમણે અલ્લાહ તઆલા તરફ રુજૂઅ્ કરીને શુક્રિય્યહ પણ અદા કર્યો અને મા'ફી પણ માંગી અને હવે પછીના સમય માટે અજોડ હુકૂમત કરવાની દુઆ પણ કરી.

પરંતુ આ તફસીર પણ માત્ર કયાસ (અનુમાન) આધારિત છે, કુર્આને કરીમના શબ્દોથી પણ વધારે સંબંધ અને જોડ ધરાવતી નથી અને કોઈ રિવાયતથી પણ તેની સાબિતી મળતી નથી.

હકીકત એ છે કે પ્રસ્તુત આયતમાં જે ઘટના તરફ ઈશારો કરવામાં આવ્યો છે તેની ચોક્કસ વિગતો જાણવાનું આપણી પાસે કોઈ ચોક્કસ માધ્યમ નથી અને ન જ આપણે તેના જવાબદાર છીએ એટલા માટે એટલી વાત ઉપર ઈમાન રાખવું પૂરતું છે કે અલ્લાહ તઆલાએ હઝરત સુલયમાન (અલૈ.)ની કોઈ આજમાયશ કરી હતી ત્યારબાદ તેમનામાં અલ્લાહ તઆલાની નિકટતાની ભાવના તેના કરતાં વધારે ઉત્પન્ન થઈ અને આ ઘટના વર્ણન કરીને કુર્આને કરીમનો મૂળ હેતુ સમગ્ર માનવજાતને એ વાતનું આમંત્રણ આપવાનો છે કે તેઓ કોઈ મુસીબત અથવા કસોટીમાં સપડાઈ જાય તો તેમણે હઝરત સુલયમાન (અલૈ.)ની જેમ પ્રથમ તો અલ્લાહ તઆલા તરફ વધારે રુજૂઅ્ થવું જોઈએ, બાકી રહી સુલયમાન (અલૈ.)ની આજમાયશની વિગતો બસ તેને અલ્લાહ તઆલાના હવાલે કરી દેવી જોઈએ. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ સૉદ : આયત નં. ૩૫ થી ૪૦)

قَالَ رَبِّ اغْفِرْ لِيْ وَهَبْ لِيْ مُلْكًا لَّا يَنْۢبَغِيْ لِاَحَدٍ مِّنْۢ بَعْدِيْ ۚ اِنَّكَ اَنْتَ
الْوَهَّابُ ﴿٣٥﴾ فَسَخَّرْنَا لَهُ الرِّيْحَ تَجْرِيْ بِاَمْرِهٖ رُخَآءً حَيْثُ اَصَابَ ﴿٣٦﴾
وَالشَّيٰطِيْنَ كُلَّ بَنَّآءٍ وَّغَوَّاصٍ ﴿٣٧﴾ وَّاٰخَرِيْنَ مُقَرَّنِيْنَ فِي الْاَصْفَادِ ﴿٣٨﴾ هٰذَا عَطَآؤُنَا
فَامْنُنْ اَوْ اَمْسِكْ بِغَيْرِ حِسَابٍ ﴿٣٩﴾ وَاِنَّ لَهٗ عِنْدَنَا لَزُلْفٰى وَحُسْنَ مَاٰبٍ ﴿٤٠﴾ ع

## તરજુમો :

*કહ્યું, હે મારા પરવરદિગાર ! મને મા'ફ કર અને મને તે બાદશાહી બખ્શી આપ કે મારા પછી કોઈના માટે ઘટિત ન હોય, બેશક તું સર્વકાંઈ બખ્શનારો છે. (૩૫) પછી અમે હવાને તેમના તા'બે કરી દીધી, તેમના હુકમથી જ્યાં પહોંચવા ઈચ્છતા ધીમે ધીમે ચાલતી હતી. (૩૬) અને બધા ઈમારતો બનાવનાર અને ડૂબકીઓ લગાવનાર શયતાનો (તેમના) તા'બે કર્યા. (૩૭) અને ઘણા અન્ય જે એકબીજા સાથે બેડીઓમાં જકડાયેલા હતા. (૩૮) આ છે અમારી બખ્શીશ, હવે તમે અહેસાન કરો અથવા છોડી રાખો કંઈ હિસાબ થશે નહીં. (૩૯) અને તેમનો અમારા ત્યાં મરતબો છે અને સારું ઠેકાણું. (૪૦)*

## તફસીર :

(હઝરત સુલયમાન અલૈ.એ અલ્લાહ તઆલા પાસે) દુઆ માંગી, હે મારા પરવરદિગાર ! મારી (પાછલી) ભૂલો મા'ફ કર અને (હવે પછી માટે) મને એવી સલતનત આપ કે મારા સિવાય (મારા સમયમાં) કોઈને પ્રાપ્ત ન થાય (ભલે કોઈ ગયૂબી સામાન અર્પણ કરી આપો અથવા તો પ્રવર્તમાન સમયના રાજાઓને એવા જ દબાવી દો જેથી મુકાબલો જ ન કરી શકે અને) તું ઘણું આપનારો છે (તારા માટે આ દુઆ કબૂલ કરી લેવી કોઈ મુશ્કેલ નથી) બસ, (અમે તેમની દુઆ કબૂલ કરી અને તેમની ભૂલ પણ મા'ફ કરી દીધી અને વળી) અમે હવાને તેમના તા'બે કરી દીધી કે તે તેમના હુકમથી જ્યાં તેઓ (જવા) ઈચ્છતા નરમીથી ચાલતી (કે તેમને ઘોડાઓની આવશ્યકતા જ ન રહી) અને જિન્નાતોને પણ જેઓ સાંકળોમાં જકડાયેલા રહેતા હતા (લગભગ જેઓ સેવા કરવાનો ઈન્કાર કરતા હતા અથવા તેમાં ઉણપ રાખતા હતા અને તેમને કેદની સજા થતી હશે અને અમે આ સામાન આપીને કહ્યું કે) આ અમારી ભેટ છે, બસ ભલે (કોઈને) આપું અથવા ન આપું તમને કોઈ હિસાબ નથી (એટલે કે જેટલો સામાન અમે તમને આપ્યો છે તેમાં તમને અન્ય બાદશાહો જેમ માત્ર વ્યવસ્થાપક અને દેખરેખ રાખનાર નથી બનાવ્યા બલકે તમને માલિક પણ બનાવી લીધા છે) અને (આ સામાન ઉપરાંત જે દુનિયામાં તેમને અર્પણ થયો હતો) તેમના માટે

અમારા ત્યાં (ખાસ) નિકટતા અને (ઉચ્ચ કક્ષાનું) નેક પરિણામ છે (જેનું ફળ સંપૂર્ણ રીતે આખિરતમાં જાહેર થશે).

## મસ્અલા અને બોધપાઠ :

هَبْ لِيْ مُلْكًا لَّا يَنْۢبَغِيْ لِاَحَدٍ مِّنْۢ بَعْدِيْ (મને એવી સલતનત આપ કે મારા પછી કોઈને પ્રાપ્ત ન થાય) આ દુઆનો ભાવાર્થ અમુક તફસીરકારોએ એ બતાવ્યો છે કે મારા સમયકાળમાં મારા જેવી સલતનત કોઈ અન્યને પ્રાપ્ત ન થાય, જેમકે તેમના મતે "મારા પછી"નો ભાવાર્થ "મારા સિવાય" છે. હઝરત થાનવી (રહ.)એ પણ આ જ પ્રમાણે તરજુમો કર્યો છે પરંતુ ઘણા તફસીરકારોના મતે દુઆનો ભાવાર્થ એ છે કે મારા પછી પણ કોઈને આવી મહાન સત્તા પ્રાપ્ત ન થાય, એટલા માટે ઘટના પણ એ જ છે કે અલ્લાહ તઆલાએ હઝરત સુલયમાન (અલૈ.)ને એવી રાજ્યસત્તા અર્પણ કરી તેના જેવી પાછળથી કોઈને નસીબ ન થઈ શકી, કારણ કે હવાઓનું તેમના તા'બે કરવું અને જિન્નાતોનું તા'બે કરવું તેમના પછી કોઈને પ્રાપ્ત થઈ શક્યું નથી. અમુક લોકો અમલો વગેરે દ્વારા અમુક જિન્નાતોને તા'બે કરી લે છે આ બાબત તેનાથી વિરોધી નથી, કારણ કે હઝરત સુલયમાન (અલૈ.)ના જિન્નાતો ઉપરના કાબૂને તેની સાથે કોઈ સંબંધ નથી, અમલ કરનાર નિષ્ણાતો એક બે અથવા અમુક જિન્નાતોને તા'બે કરી લે છે પરંતુ જે રીતે પૃથ્વી ઉપર સર્વત્ર છવાયેલ મહાન સત્તા હઝરત સુલયમાન (અલૈ.)ને પ્રાપ્ત થઈ હતી તેવી કોઈ અન્યને પ્રાપ્ત નથી થઈ.

### હુકૂમત અને સત્તા પ્રાપ્ત કરવાની દુઆ :

અત્રે એ વાત પણ યાદ રાખવી જોઈએ કે અંબિયા (અલૈ.)ની કોઈ દુઆ અલ્લાહ તઆલાની પરવાનગી વિના નથી હોતી, હઝરત સુલયમાન (અલૈ.)એ આ દુઆ પણ અલ્લાહ તઆલાની પરવાનગીથી જ માંગી હતી, કારણ કે તેનો હેતુ માત્ર સત્તા પ્રાપ્ત કરવાનો ન હતો બલકે તેની પાછળ અલ્લાહ તઆલાના હુકમોને લાગુ પાડવાની અને સત્યના કલિમાને સરબુલંદ કરવાની ભાવના છુપાઈ હતી અને અલ્લાહ તબારક વ તઆલાને ખબર હતી કે હુકૂમત મળ્યા પછી હઝરત સુલયમાન (અલૈ.) આ જ ઉચ્ચ હેતુ માટે કામ કરશે અને હોદ્દાની મહોબ્બતની લાગણી તેમના દિલમાં સ્થાન પામશે નહીં એટલા માટે તેમને આ

દુઆ માંગવાની પણ પરવાનગી આપવામાં આવી અને તેને કબૂલ પણ કરી લેવામાં આવી પરંતુ સામાન્ય લોકો માટે પોતે સત્તા પ્રાપ્ત કરવાની હદીષમાં એટલા માટે મનાઈ કરવામાં આવી છે કે તેમાં હોદ્દા અને માલની મહોબ્બતની લાગણીઓ સામેલ થઈ જાય છે એટલા માટે જ્યાં માનવીને આ પ્રકારની નફ્સાની (મહેચ્છાયુક્ત) લાગણીઓથી ખાલી હોવાનો વિશ્વાસ હોય અને તે હકીકતમાં ઉચ્ચ સત્યના કલિમાની સ્થાપના સિવાય કોઈ અન્ય હેતુથી સત્તા પ્રાપ્ત ન કરવા ઈચ્છતો હોય તો તેના માટે હુકૂમતની દુઆ માંગવી જાઈઝ છે.

*(રૂહુલ મઆની વગેરે)*

مُقَرَّنِينَ فِى الْاَصْفَادِ (સાંકળોમાં જકડાયેલા) જિન્નાતને તા'બે કરવું અને જે સેવાઓ તેઓ આપતા હતા તેની વિગત સૂરએ સબામાં આવી ચૂકી છે, અત્રે એ બતાવવામાં આવે છે કે બળવાખોર (તોફાની) જિન્નાતોને હઝરત સુલયમાન (અલૈ.)એ સાંકળોમાં જકડેલા હતા, હવે આ સાંકળો માટે એવું જરૂરી નથી કે તે આ જ દેખાતી આંખોથી જોઈ શકાતી લોખંડની સાંકળો હોય, બની શકે છે કે જિન્નાતને જકડવા માટે કોઈ અન્ય પદ્ધતિ અપનાવવામાં આવી હોય જેને સરળતાથી સમજાવવા માટે અહીંયાં સાંકળોથી ઓળખાવવામાં આવ્યું છે.

---

## આયતો : (સૂરએ સૉદ : આયત નં. ૪૧ થી ૪૪)

وَاذْكُرْ عَبْدَنَآ اَيُّوْبَ ۘ اِذْ نَادٰى رَبَّهٗٓ اَنِّىْ مَسَّنِىَ الشَّيْطٰنُ بِنُصْبٍ وَّعَذَابٍ ﴿٤١﴾
اُرْكُضْ بِرِجْلِكَ ۚ هٰذَا مُغْتَسَلٌۢ بَارِدٌ وَّشَرَابٌ ﴿٤٢﴾ وَوَهَبْنَا لَهٗٓ اَهْلَهٗ وَمِثْلَهُمْ
مَّعَهُمْ رَحْمَةً مِّنَّا وَذِكْرٰى لِاُولِى الْاَلْبَابِ ﴿٤٣﴾ وَخُذْ بِيَدِكَ ضِغْثًا فَاضْرِبْ
بِّهٖ وَلَا تَحْنَثْ ۭ اِنَّا وَجَدْنٰهُ صَابِرًا ۭ نِعْمَ الْعَبْدُ ۭ اِنَّهٗٓ اَوَّابٌ ﴿٤٤﴾

## તરજુમો :

*અને અમારા બંદા ઐયૂબને યાદ કરો જ્યારે તેમણે પોતાના પરવરદિગારને પોકાર્યો કે મને શયતાને પીડા અને તકલીફ પહોંચાડી દીધી છે. (૪૧) (અમે હુકમ કર્યો) પોતાના પગથી લાત મારો, આ ઠંડુ ઝરણું નીકળ્યું સ્નાન કરવા*

*માટે અને પીવા માટે. (૪૨) અને અમે તેમને તેમના ઘરવાળા તથા તેમની સાથે તેમના જેવાઓ પોતાની પાસેની મહેરબાનીથી આપ્યા અને બુદ્ધિશાળીઓના યાદ રાખવા માટે. (૪૩) અને પોતાના હાથમાં સળીઓનો ઝૂડો પકડો પછી તેનાથી મારો અને પોતાની કસમ જૂઠી ન થાય, અમે તેમને સબ્ર કરનારા પામ્યા, ઘણા ભલા બંદા છે, બેશક ! તે રુજૂઅ્ થનારા છે.(૪૪)*

## તફસીર :

અને તમે અમારા બંદા ઐયૂબ (અલૈ.)ને યાદ કરો જ્યારે કે તેમણે પોતાના પરવરદિગારને પોકાર્યા કે શયતાને મને રંજ અને તકલીફ પહોંચાડી છે (અને આ રંજ અને તકલીફ અમુક તફસીરકારોના મત પ્રમાણે એ છે જે ઈમામ અહમદ રહ.એ "કિતાબુઝ્ઝુહ્દ"માં હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.થી રિવાયત કરી છે કે હઝરત ઐયૂબ અલૈ.ની બીમારીના સમયગાળામાં એક વખતે શયતાન એક હકીમ સ્વરૂપે હઝરત ઐયૂબ અલૈ.ની પત્નીને મળ્યો હતો, તેમણે તેને હકીમ સમજીને ઈલાજની દરખાસ્ત કરી; તેણે કહ્યું, આ શરત છે જો તેમને સારું થઈ જાય તો એવું કહી આપજે કે મેં તેમને તંદુરસ્તી આપી અને હું કંઈ ભેટ સોગાત ઈચ્છતો નથી, પત્નીએ ઐયૂબ અલૈ.ને આ બાબતનું વર્ણન કર્યું. તેમણે કહ્યું કે ભલી ઔરત ! તે તો શયતાન હતો; હું વચન લઉં છું કે જો અલ્લાહ તઆલા મને તંદુરસ્તી આપશે તો હું તને સો લાકડીઓ મારીશ, બસ ઐયૂબ અલૈ.ને સખત રંજ પહોંચ્યો એ બાબતે કે મારી બીમારીના કારણે શયતાનનો એટલે સુધી હોસલો વધી ગયો કે ખાસ મારી પત્ની પાસે આવા શબ્દો કહેડાવવા ઈચ્છે છે જે દેખીતી રીતે શિર્કનું કારણ છે, ભલે તા'વીલ કરવાથી મુશ્રિક ન થાય, જો કે હઝરત ઐયૂબ અલૈ. પોતાની બીમારી સારી થવા માટે અગાઉ પણ દુઆ કરી ચૂક્યા હતા પરંતુ આ ઘટનાથી વધારે દુ:ખી થયા અને સારા થવાની દુઆ માંગી, બસ અમે તેમની દુઆ કબૂલ કરી અને હુકમ આપ્યો કે) પોતાના પગ (જમીન ઉપર) મારો (એટલા માટે જમીન ઉપર પગ માર્યા તો ત્યાંથી એક ઝરણું ફૂટી નીકળ્યું. –રવાહુ અહમદ રહ.)

(બસ અમે તેમને કહ્યું કે આ તમારા માટે) ન્હાવાનું ઠંડુ પાણી છે અને પીવાનું (એટલે કે તેમાં સ્નાન કરો અને પીઓ પણ, એટલા માટે સ્નાન કર્યું અને

પીધું પણ; અને બિલકુલ સાજાસમા થઈ ગયા) અને અમે તેમને તેમનું કુટુંબ અર્પણ કર્યું અને તેમની સાથે (ગણતરીમાં) તેમના બરાબર અન્ય પણ (આપ્યા) પોતાની ખાસ રહમતના કારણે અને બુદ્ધિશાળીઓ માટે યાદગીરી રહેવાના કારણે (એટલે કે બુદ્ધિશાળીઓ યાદ રાખે કે અલ્લાહ તઆલા સબ્ર કરનારાઓને કેવો બદલો આપે છે અને હવે ઐયૂબ અલૈ.એ પોતાની કસમ પૂરી કરવાનો ઈરાદો કર્યો પરંતુ કારણ કે તેમણે ઐયૂબ અલૈ.ની ઘણી સેવા કરી હતી અને તેમનાથી કોઈ ગુનોહ પણ થયો ન હતો એટલા માટે અલ્લાહ તઆલાએ પોતાની રહમતથી તેમના માટે ઘટાડો કર્યો) અને (કહ્યું કે હે ઐયૂબ અલૈ.) તમે પોતાના હાથમાં એક સળીઓનો ઝૂડો લો (જેમાં લાકડાની પાતળી સો સળીઓ હોય) અને (પોતાની પત્નીને) તેનાથી મારી લો અને (પોતાની) કસમ ન તોડો (એટલા માટે એવું જ થયું, આગળ ઐયૂબ અલૈ.ના વખાણ કરવામાં આવ્યા છે કે) બેશક ! અમે તેમને (ઘણા) સબ્ર કરનારા પામ્યા, સારા બંદા હતા કે (અલ્લાહ તઆલા તરફ) ઘણા રુજૂઅ્ થતા હતા.

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત ઐયૂબ (અલૈ.)ની ઘટના અહીંયાં રસૂલે કરીમ ﷺને ધૈર્ય દાખવવાની પ્રેરણા આપવા માટે લાવવામાં આવી છે, આ ઘટના વિગતપૂર્વક સૂરએ અંબિયામાં આવી ચૂકી છે, અત્રે અમુક વાતો વર્ણનપાત્ર છે.

مَسَّنِيَ الشَّيْطٰنُ بِنُصْبٍ وَّعَذَابٍ (શયતાને મને રંજ અને પીડા પહોંચાડી છે) અમુક લોકોએ શયતાનના રંજ અને પીડા પહોંચાડવાની વિગત એ વર્ણન કરી છે કે હઝરત ઐયૂબ (અલૈ.) જે બીમારીમાં સપડાયા તે શયતાનના પ્રભાવના કારણે આવી હતી અને બન્યું એમ હતું કે એક વખતે ફરિશ્તાઓએ હઝરત ઐયૂબ (અલૈ.)ના ઘણા વખાણ કર્યા જેનાથી શયતાનને ખૂબ ઈર્ષ્યા થઈ અને તેણે અલ્લાહ તઆલાને દુઆ કરી કે મને તેમના શરીર, માલ તથા અવલાદ ઉપર એવો પ્રભાવ અર્પણ કર કે જેમાં હું તેમની સાથે જે ઈચ્છું તે કરું. અલ્લાહ તઆલાને પણ હઝરત ઐયૂબ (અલૈ.)ની કસોટી કરવી હતી એટલા માટે શયતાનને એ અધિકાર આપવામાં આવ્યો અને તેણે આપ (અલૈ.)ને આ બીમારીમાં સપડાવી દીધા.

પરંતુ સંશોધક તફસીરકારોએ આ ઘટનાનો રદિયો આપી કહ્યું છે કે કુર્આને કરીમના ખુલાસા પ્રમાણે અંબિયા (અલૈ.) ઉપર શયતાનને પ્રભાવ પ્રાપ્ત થઈ શકતો નથી એટલા માટે એ શક્ય નથી કે તેણે આપ (અલૈ.)ને બીમારીમાં નાંખ્યા હોય.

અમુક લોકોએ શયતાનના રંજ અને પીડા પહોંચાડવાનો ખુલાસો એ કર્યો છે કે બીમારીની હાલતમાં શયતાન હઝરત ઐયૂબ (અલૈ.)ના દિલમાં જાતજાતની ભ્રમણા નાંખ્યા કરતો હતો, તેનાથી આપ (અલૈ.)ને ઔર વધારે તકલીફ થતી હતી, અહીંયાં તેનું જ વર્ણન થયું છે પરંતુ આ આયતનો સૌથી યોગ્ય ખુલાસો એ છે જે હઝરત થાનવી (રહ.)એ બયાનુલ કુર્આનમાં અપનાવ્યો છે અને તે તફસીરના ખુલાસામાં ઉપરોક્ત લખવામાં આવ્યો છે.

**હઝરત ઐયૂબ (અલૈ.)ની બીમારીનું સ્વરૂપ :**

કુર્આને કરીમમાં એટલું તો બતાવવામાં આવ્યું છે કે હઝરત ઐયૂબ (અલૈ.)ને એક સખત બીમારી લાગુ પડી હતી પરંતુ તે બીમારીનું સ્વરૂપ બતાવવામાં આવ્યું નથી, હદીષોમાં પણ તેની કોઈ વિગત રસૂલે કરીમ ﷺથી નકલ થઈ નથી, અલબત્ત અમુક નિશાનીઓથી એ જાણ થાય છે કે તેમના શરીરના દરેક ભાગ ઉપર ફોલ્લાઓ નીકળી આવ્યા હતા, અહીંયાં સુધી કે લોકોની સૂગના કારણે તેમને એક કચરાવાળી જગ્યાએ નાંખી દેવામાં આવ્યા હતા પરંતુ અમુક સંશોધક તફસીરકારોએ આ નિશાનીઓને સાચી સ્વીકારવાથી ઈન્કાર કર્યો છે, તેમનું કહેવું છે કે અંબિયા (અલૈ.) ઉપર બીમારીઓ તો આવી શકે છે પરંતુ તેમને એવી બીમારીઓમાં સપડાવવામાં આવતા નથી જેનાથી લોકો સૂગ કરવા લાગે, હઝરત ઐયૂબ (અલૈ.)ની બીમારી પણ એવી નથી હોઈ શકતી બલકે તે કોઈ સામાન્ય પ્રકારની બીમારી હતી એટલા માટે તે નિશાનીઓ જેમાં હઝરત ઐયૂબ (અલૈ.) તરફ ફોલ્લીઓનો સંબંધ જોડવામાં આવ્યો છે અથવા જેમાં કહેવામાં આવ્યું છે કે આપ (અલૈ.)ને કચરાવાળી જગ્યાએ નાંખી દેવામાં આવ્યા હતા રિવાયતની દષ્ટિએ અને તાર્કિક રીતે પણ ભરોસાપાત્ર નથી.

*(રૂહુલ મઆની અને અહકામુલ કુર્આનમાંથી ટૂંકાવીને)*

خُذْ بِيَدِكَ ضِغْثًا (તમે પોતાના હાથમાં એક સળીઓનો ઝૂડો લો) આ

ઘટનાની પૃષ્ઠભૂમિ ઉપરોક્ત તફસીરના ખુલાસામાં આવી ચૂકી છે, અત્રે આ ઘટના વિશે અમુક જરૂરી મસ્અલાઓ રજુ કરવામાં આવે છે.

પ્રથમ મસ્અલો એ છે કે આ ઘટનાથી એ જાણ થઈ કે જો કોઈ વ્યક્તિ કોઈને સો લાકડીઓ મારવાની કસમ ખાઈ લે અને પાછળથી સો લાકડીઓ અલગ અલગ મારવાને બદલે બધી લાકડીઓનો એક ઝૂડો બનાવીને એક જ વખતે મારે તો તેનાથી કસમ પૂરી થઈ જાય છે, એટલા માટે હઝરત ઐયૂબ (અલૈ.)ને એવું કરવાનો હુકમ કરવામાં આવ્યો. આવો જ ઈમામ અબૂ હનીફહ (રહ.)નો મત છે પરંતુ જેમકે અલ્લામહ ઈબ્ને હમામ (રહ.)એ લખ્યું છે કે તેના માટે બે શરતો જરૂરી છે, એક તો એ કે તે વ્યક્તિના શરીર ઉપર દરેક સળી લાંબી અથવા ટૂંકી અવશ્ય અડવી જોઈએ, બીજું એ કે તેનાથી કંઈને કંઈ તકલીફ અવશ્ય થાય. જો એટલા હળવેથી સળીઓ શરીર ઉપર લગાવવામાં આવે કે બિલકુલ તકલીફ ન થાય તો કસમ પૂરી થશે નહીં, હઝરત થાનવી (રહ.)એ બયાનુલ કુર્આનમાં જે લખ્યું છે કે કસમ પૂરી થશે નહીં તો લગભગ તેનો ભાવાર્થ એ જ છે કે તકલીફ બિલકુલ ન થાય અથવા કોઈ સળી શરીરને અડવાથી રહી જાય, નહિતર હનફી ફુક્હાએ ખુલાસો લખ્યો છે કે જો પ્રસ્તુત બે શરતોની સાથે મારવામાં આવે તો કસમ પૂરી થઈ જાય છે. *(ફત્હુલ કદીર, પેજ : ૧૩૭, જિલ્દ : ૪)*

**હિલો કરવાનું શરઈ સ્વરૂપ :**

આ આયતથી બીજો મસ્અલો એ જાણ થઈ કે કોઈ અયોગ્ય અથવા મકરૂહ વાતથી બચવા માટે કોઈ શરઈ હિલો અપનાવવામાં આવે તો તે જાઈઝ છે, દેખીતું છે કે હઝરત ઐયૂબ (અલૈ.)ના કિસ્સામાં કસમનો મૂળ તકાદો એ છે કે તેઓ પોતાની પવિત્ર પત્નીને પૂરી સો સળીઓ મારે પરંતુ કારણ કે તેમની પવિત્ર પત્ની બેગુનાહ હતી અને તેમણે હઝરત ઐયૂબ (અલૈ.)ની અજોડ સેવા કરી હતી આથી અલ્લાહ તઆલાએ પોતે હઝરત ઐયૂબ (અલૈ.)ને એક હિલો કરવાની પ્રેરણા આપી અને એ ખુલાસો કરી દીધો કે આ રીતે તેમની કસમ તૂટશે નહીં આથી આ ઘટના હિલો કરવો જાઈઝ હોવાની દલીલ છે.

પરંતુ યાદ રાખવું જોઈએ કે આ કસમ જેવી રીતે એવા જ સમયે જાઈઝ થાય છે જ્યારે કે તેને શરઈ હેતુને રદ કરવાનું માધ્યમ બનાવવામાં ન આવે અને

જો હિલાનો મકસદ એ હોય કે કોઈ હકદારનો હક મારવામાં આવે અથવા કોઈ ખુલ્લી હરામ પ્રવૃત્તિને તેની મૂળ રૂહ બાકી રાખીને પોતાના માટે હલાલ કરી લેવામાં આવે તો આવો હિલો બિલકુલ નાજાઈઝ છે, દાખલા તરીકે અમુક લોકો ઝકાતથી બચવા માટે એવો હિલો કરે છે કે વર્ષ પૂર્ણ થવાના થોડાક સમય પહેલાં પોતાના માલને પત્નીની માલિકીમાં સોંપી દીધો પછી અમુક મુદ્દત પછી પત્નીએ પતિને માલિકીમાં સોંપી દીધો અને જ્યારે નવું વર્ષ પૂર્ણ થવાની નિકટ પહોંચ્યું તો ફરી પતિએ પત્નીને માલ ભેટ આપી દીધો, આ રીતે કોઈના ઉપર ઝકાત વાજિબ થતી નથી, આવું કરવું કારણ કે શરીઅતના એક મકસદને રદ કરવાનો પ્રયત્ન છે એટલા માટે હરામ છે અને કદાચ તેનું નુકસાન ઝકાત છોડવાના નુકસાન કરતાં વધારે મોટું છે. *(રૂહુલ મઆની)*

**અયોગ્ય બાબત ઉપર કસમ ખાવી :**

ત્રીજો મસ્અલો એ જાણ થયો કે જો કોઈ વ્યક્તિ અયોગ્ય, ખોટી અથવા નાજાઈઝ પ્રવૃત્તિ ઉપર કસમ ખાઈ લે તો કસમ થઈ જાય છે અને તેને તોડવાથી કફ્ફારો પણ આવે છે, દેખીતું છે કે જો આ સ્વરૂપમાં કફ્ફારો ન આવ્યો હોત તો હઝરત ઐયૂબ (અલૈ.)ને આ હિલાની પ્રેરણા આપવામાં ન આવી હોત પરંતુ સાથે જ એ પણ યાદ રાખવું જોઈએ કે કોઈ અયોગ્ય કામ ઉપર કસમ ખાઈ લેવામાં આવે તો શરઈ હુકમ એ છે કે તેને તોડીને કફ્ફારો અદા કરવામાં આવે, એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે,

*"જે વ્યક્તિ એક કસમ ખાઈ લે પછી પાછળથી તેનો અભિપ્રાય એ હોય કે આ કસમ વિરુદ્ધ અમલ કરવો વધારે બહેતર છે તો તે તે જ કામ કરે જે ઉત્તમ હોય અને પોતાની કસમનો કફ્ફારો આપી દે."*

———————

## આયતો : (સૂરએ સૉદ : આયત નં. ૪૫ થી ૬૪)

وَاذْكُرْ عِبٰدَنَآ اِبْرٰهِيْمَ وَاِسْحٰقَ وَيَعْقُوْبَ اُولِي الْاَيْدِيْ وَالْاَبْصَارِ ﴿٤٥﴾ اِنَّآ اَخْلَصْنٰهُمْ
بِخَالِصَةٍ ذِكْرَى الدَّارِ ﴿٤٦﴾ وَاِنَّهُمْ عِنْدَنَا لَمِنَ الْمُصْطَفَيْنَ الْاَخْيَارِ ﴿٤٧﴾

وَاذْكُرْ اِسْمٰعِيْلَ وَالْيَسَعَ وَذَا الْكِفْلِ ؕ وَكُلٌّ مِّنَ الْاَخْيَارِ ﴿٤٨﴾ هٰذَا ذِكْرٌ ؕ وَاِنَّ
لِلْمُتَّقِيْنَ لَحُسْنَ مَاٰبٍ ﴿٤٩﴾ جَنّٰتِ عَدْنٍ مُّفَتَّحَةً لَّهُمُ الْاَبْوَابُ ﴿٥٠﴾ مُتَّكِـِٕيْنَ فِيْهَا
يَدْعُوْنَ فِيْهَا بِفَاكِهَةٍ كَثِيْرَةٍ وَّشَرَابٍ ﴿٥١﴾ وَعِنْدَهُمْ قٰصِرٰتُ الطَّرْفِ اَتْرَابٌ ﴿٥٢﴾
هٰذَا مَا تُوْعَدُوْنَ لِيَوْمِ الْحِسَابِ ﴿٥٣﴾ اِنَّ هٰذَا لَرِزْقُنَا مَا لَهٗ مِنْ نَّفَادٍ ﴿٥٤﴾ هٰذَا ؕ
وَاِنَّ لِلطّٰغِيْنَ لَشَرَّ مَاٰبٍ ﴿٥٥﴾ جَهَنَّمَ ۚ يَصْلَوْنَهَا ۚ فَبِئْسَ الْمِهَادُ ﴿٥٦﴾ هٰذَا ۙ فَلْيَذُوْقُوْهُ
حَمِيْمٌ وَّغَسَّاقٌ ﴿٥٧﴾ وَّاٰخَرُ مِنْ شَكْلِهٖۤ اَزْوَاجٌ ﴿٥٨﴾ هٰذَا فَوْجٌ مُّقْتَحِمٌ مَّعَكُمْ ۚ لَا
مَرْحَبًا بِهِمْ ؕ اِنَّهُمْ صَالُوا النَّارِ ﴿٥٩﴾ قَالُوْا بَلْ اَنْتُمْ ۟ لَا مَرْحَبًا بِكُمْ ؕ اَنْتُمْ
قَدَّمْتُمُوْهُ لَنَا ۚ فَبِئْسَ الْقَرَارُ ﴿٦٠﴾ قَالُوْا رَبَّنَا مَنْ قَدَّمَ لَنَا هٰذَا فَزِدْهُ عَذَابًا
ضِعْفًا فِي النَّارِ ﴿٦١﴾ وَقَالُوْا مَا لَنَا لَا نَرٰى رِجَالًا كُنَّا نَعُدُّهُمْ مِّنَ الْاَشْرَارِ ﴿٦٢﴾
اَتَّخَذْنٰهُمْ سِخْرِيًّا اَمْ زَاغَتْ عَنْهُمُ الْاَبْصَارُ ﴿٦٣﴾ اِنَّ ذٰلِكَ لَحَقٌّ تَخَاصُمُ
اَهْلِ النَّارِ ﴿٦٤﴾

## તરજુમો :

*અને અમારા બંદાઓને યાદ કરો ઈબ્રાહીમ અને ઈસ્હાક અને યાકૂબ (અલૈ.) હાથોવાળા અને દષ્ટિવાળા. (૪૫) બેશક ! અમે તેમને વિશેષતા આપી એક ચૂંટી કાઢેલી વાતની, તે યાદ તે (આખિરતના) ઘરની. (૪૬) અને તે સૌ અમારા નિકટ ચુનંદા નેક લોકો માંહેના છે. (૪૭) અને યાદ કરો ઈસ્માઈલને અને અલ-યસઅ્ અને ઝૂલ્કિફ્લ (અલૈ.)ને અને દરેક ખુબીઓવાળાઓ માંહેના હતા. (૪૮) આ એક વર્ણન થઈ ચૂક્યું; અને બેશક મુત્તકીઓ માટે સારું ઠેકાણું છે. (૪૯) બગીચાઓ છે સદાય રહેવા માટેના, તેમના માટે દરવાજાઓ ખોલી રાખવામાં આવ્યા છે. (૫૦) તકિયા લગાવીને તેમાં બેઠા બેઠા ઘણા મેવાઓ (ફળફળાદિ) અને પીણાં મંગાવશે. (૫૧) અને તેમની પાસે નીચી નિગાહવાળી સરખી વયની સ્ત્રીઓ છે. (૫૨)*

*આ તે છે જેના માટે તમને હિસાબના દિવસ ઉપર વાયદો કરવામાં આવ્યો. (૫૩) બેશક ! આ અમારી આપેલી રોજી છે, તે કદી ખૂંટનારી નથી. (૫૪) આ (સાંભળી ચૂક્યા) અને બેશક ! બળવાખોરો (કાફિરો) માટે ઘણું ખરાબ ઠેકાણું છે. (૫૫) જહન્નમ છે જેમાં તેમને નાંખીશું, બસ કેટલું ખરાબ વિસામાનું સ્થળ છે ! (૫૬) આ છે ! હવે તેને ચાખો છછરતું પાણી અને પરૂ. (૫૭) અને કંઈક એવા જ પ્રકારની જાતજાતની વસ્તુઓ. (૫૮) (દોઝખીઓના સરદારો કહેશે) આ એક ફોજ છે જે તમારી સાથે ઘસતી આવી રહી છે, તેમનું સ્વાગત નથી બેશક ! તેઓ આગમાં ઘુસનારા છે. (૫૯) પેલા કહેશે, બલકે તમે જ છો, તમારું સ્વાગત નથી, તમે જ આ આફત અમારી આગળ લાવ્યા છો; બસ કેટલું ખરાબ થોભવાનું સ્થળ છે ! (૬૦) તેઓ કહેશે, હે અમારા પરવરદિગાર ! જે કોઈ અમારી આગળ આ લાવ્યો બસ તેને આગમાં બમણો અઝાબ વધારી દે. (૬૧) અને કહેશે, શું થયું કે અમે તે પુરુષોને નથી જોતા કે અમે તેમને દુરાચારીઓમાં ગણતા હતા. (૬૨) શું અમે જ તેમની હાંસી ઉડાવી હતી અથવા તેમને અમારી આંખો (જોવાથી) ચૂકી ગઈ ? (૬૩) બેશક ! દોઝખીઓની પરસ્પર ઝઘડો કરવાની વાત સાચી ઠરવાની છે. (૬૪)*

## તફસીર :

અને અમારા બંદાઓ ઈબ્રાહીમ અને ઈસ્હાક અને યાકૂબ (અલૈ.)ને યાદ કરો જેઓ હાથો(થી કામ કરવા)વાળા અને આંખો(થી જોવા)વાળા હતા (એટલે કે તેમનામાં અમલ કરવાનું બળ પણ હતું અને દીર્ઘદષ્ટિ પણ હતી તથા) અમે તેમને એક ખાસ વાતની સાથે ચૂંટી લીધા હતા કે તે આખિરતની યાદ છે, (એટલા માટે એ દેખીતું છે કે અંબિયા અલૈ.માં આ લક્ષણ સૌથી વધારે મજબૂત અને સંપૂર્ણ હોય છે અને કદાચ આ વાક્ય એટલા માટે વધારવામાં આવ્યું છે કે ગફલતમાં પડેલા, બેદરકાર લોકોને ભાન થાય કે જ્યારે અંબિયા અલૈ. આખિરતની ચિંતાથી ખાલી ન હતા તો અમે કઈ ગણતરીમાં છે !) અને તે (લોકો) અમારી પાસે ચૂંટી કાઢેલા અને સૌથી સારા લોકો માંહેના છે (એટલે કે ચૂંટી કાઢેલા લોકોમાં પણ સૌથી વધીને છે એટલા માટે દેખીતું છે કે અંબિયા અલૈ. બીજા અવલિયા અને નેક લોકોથી શ્રેષ્ઠ હોય છે) અને ઈસ્માઈલ અને અલ

યસઅ્ અને ઝુલ્કિફ્લ (અલૈ.)ને પણ યાદ કરો, આ બધા પણ સૌથી સારા લોકો માંહેના છે (આગળ તવહીદ અને આખિરત તથા રિસાલતનું અમુક વિગતવાર વર્ણન છે) એક બોધપાઠનો વિષય તો આ થઈ ચૂક્યો (તેનો ભાવાર્થ અંબિયા અલૈ.ની ઘટનાઓ છે કે તે કિસ્સાઓમાં કાફિરો માટે રિસાલતના અકીદહની તબ્લીગ છે અને મો'મિનો માટે શ્રેષ્ઠ અખ્લાક તથા ઉચ્ચ કક્ષાના અમલોની તા'લીમ છે) અને (બીજો વિષય આખિરતના બદલા અને સજા વિશે હવે શરૂ થાય છે જેની વિગત એ છે કે) પરહેઝગારો માટે (આખિરતમાં) સારું ઠેકાણું છે એટલે હંમેશા રહેવાના બગીચાઓ જેના દરવાજા તેમના માટે ખુલ્લા હશે (દેખીતો ભાવાર્થ એ છે કે પ્રથમથી દરવાજાઓ ખોલેલા હશે) અને તે બગીચાઓમાં તકિયા લગાવી બેઠા હશે (અને) તેઓ ત્યાં (જન્નતના સેવકો પાસેથી) ઘણા મેવાઓ અને પીવાની વસ્તુઓ મંગાવશે અને તેમની પાસે નીચી દૃષ્ટિવાળી સરખી ઉંમરની સ્ત્રીઓ હશે (ભાવાર્થ જન્નતની હૂરો છે, હે મુસલમાનો !) આ (જેનું ઉપર વર્ણન થયું) તે (નેઅ્મત) છે જેનો તમને હિસાબનો દિવસ આવવા ઉપર વાયદો કરવામાં આવે છે, બેશક ! આ અમારી બખ્શિશ છે તેનો ક્યાંય અંત નથી (એટલે કે કાયમી અને હંમેશા હંમેશની નેઅ્મત); આ વાત તો થઈ ચૂકી (કે જે નેક અને પરહેઝગાર લોકો વિશે હતી) અને (આગળ કાફિરો વિશે વિષય છે તે એ કે) બળવાખોરો માટે (એટલે કે જે કુફ્રમાં બીજાઓના આગેવાન હતા તેમના માટે) ખરાબ ઠેકાણું છે (એટલે કે) દોઝખ; તેમાં તેઓ દાખલ થશે, બસ ઘણું જ ખરાબ ઠેકાણું છે, આ છછરતું પાણી અને પરૂ (હાજર) છે, બસ આ લોકો તેને ચાખે અને (એ ઉપરાંત) અન્ય પણ આવા પ્રકારની (અપ્રિય અને સૂગ ચઢે એવી કષ્ટદાયક) પ્રકાર પ્રકારની વસ્તુઓ (હાજર) છે, (તેને પણ ચાખો અને જે આ કુફ્રના અને શયતાનોના અનુયાયીઓ હતા તેમના માટે પણ આ જ વસ્તુઓ છે, બસ પ્રાથમિકતામાં અથવા મોડેથી થવામાં તથા તેની કઠોરતા અને સખ્તાઈમાં તફાવત હોઈ શકે છે, બાકી અઝાબના પ્રકારમાં બધા જ ભાગીદાર છે એટલા માટે જ્યારે કાફિરોના સરદારો પ્રથમ જહન્નમમાં પ્રવેશ પામી ચૂકશે પછી તેમના અનુયાયીઓ આવશે તો સરદારો કહેશે કે લો !) આ એક સમૂહ બીજો આવ્યો જે તમારી સાથે (અઝાબમાં ભાગીદાર થવા માટે જહન્નમમાં) ઘુસી રહ્યા છે તેમના ઉપર અલ્લાહની માર; એ પણ દોઝખમાં જ આવી રહ્યા છે (એટલે કે કોઈ એવો

આવ્યો હોત કે જે અઝાબનો હકદાર ન હોત તો તેના આવવાથી ખુશી પણ થઈ હોત અને તેનું સ્વાગત પણ કરવામાં આવ્યું હોત, આ તો પોતે જ જહન્નમી છે તેમની પાસે શું આશા રાખવી અને તેમના આવવાની શું ખુશી મનાવવી અને તેમનું શું સ્વાગત કરવું !) તેઓ (આગેવાનો અને સરદારોને) કહેશે, બલકે તમારા જ ઉપર અલ્લાહની માર; (કારણ કે) તમે જ તો આ (મુસીબત) અમારી આગળ લાવ્યા (કારણ કે તમે જ અમને બહેકાવ્યા હતા), બસ (જહન્નમ) ઘણું જ ખરાબ ઠેકાણું છે (જે તમારા કારણે અમારી આગળ આવ્યું, ત્યારબાદ જ્યારે તેમનામાં દરેક વ્યક્તિ બીજા ઉપર આક્ષેપ મઢવા લાગશે તો તે સમયે આ અનુયાયીઓ તે સરદારોને સંબોધન કરવાનું છોડીને અલ્લાહ તઆલાને) દુઆ કરશે કે હે અમારા પરવરદિગાર ! જે વ્યક્તિ આ (મુસીબત) અમારા આગળ લાવ્યો હોય તેને દોઝખમાં બમણો અઝાબ આપજે અને તે લોકો (એટલે કે અનુયાયીઓ અથવા બધા દોઝખીઓ પરસ્પર) કહેશે કે શું વાત છે અમે તે લોકોને (દોઝખમાં) જોતા નથી જેમને અમે દુષ્ટ લોકોમાં ગણ્યા કરતા હતા (એટલે કે મુસલમાનોને ખોટા માર્ગે તથા તુચ્છ સમજ્યા કરતા હતા તેઓ કેમ દેખાતા નથી ?) શું અમે (નાહક) તેમની હાંસી ઉડાવતા હતા ? (અને તેઓ એના પાત્ર ન હતા તથા જહન્નમમાં પણ આવ્યા નથી) અથવા (એ કે જહન્નમમાં ઉપસ્થિત છે પરંતુ) તેઓ(ને જોવા)થી આંખો ચકરાઈ રહી છે (કે તેમના ઉપર દૃષ્ટિ ટકતી નથી, મતલબ એ છે કે અઝાબની સાથે સાથે એક અફસોસ એ પણ હશે કે જે લોકોને તેઓ બુરા સમજતા હતા તેઓ અઝાબથી બચી ગયા અને) આ વાત (એટલે કે) દોઝખીઓના પરસ્પર લડવા ઝઘડવાની બિલકુલ સત્ય છે (તે અવશ્ય થઈને રહેશે).

## મસ્અલા અને બોધપાઠ :

أُولِي الْأَيْدِي وَالْأَبْصَارِ નો શાબ્દિક અર્થ એ છે કે "તેઓ હાથ અને દૃષ્ટિવાળા હતા." ભાવાર્થ એ છે કે તેઓ પોતાની માનસિક અને શારીરિક શક્તિઓને અલ્લાહ તઆલાની આજ્ઞામાં ખર્ચ કરતા હતા આથી એ વાત તરફ ઈશારો કરવામાં આવ્યો કે માનવ શરીરની શારીરિક પ્રક્રિયાનો સાચો ઉપયોગ એ છે કે તે અલ્લાહની આજ્ઞામાં ખર્ચ થાય અને જે અવયવો તેમાં ખર્ચ ન થાય તેનું હોવું–નહોવું સરખું છે.

**આખિરતની ચિંતા અંબિયા (અલૈ.)નું વિશિષ્ટ લક્ષણ છે :**

ذِكۡـرَى الـدَّار (ઝિક્રદાર) તેનો શાબ્દિક અર્થ "ઘરની યાદ" થાય છે અને "ઘર"નો ભાવાર્થ "આખિરત" છે, આખિરતના બદલે આ જ શબ્દ ઉપયોગ કરીને ચેતવણી આપવામાં આવી છે કે માનવીએ પોતાનું અસલી ઘર "આખિરત"ને જ સમજવું જોઈએ અને તેની જ ચિંતાને પોતાના કર્મો અને પ્રવૃત્તિઓનો આધાર બનાવવો જોઈએ, આનાથી એ પણ જાણ થઈ કે આખિરતની ચિંતા માનવીને માનસિક રીતે તથા શારીરિક રીતે વધારે પ્રોત્સાહન પૂરું પાડે છે, અમુક નાસ્તિકોનો વિચાર બિલકુલ આધારવિહોણો છે કે આખિરતની ચિંતા મનુષ્યની શક્તિઓને બુઠ્ઠી કરે છે.

**હઝરત અલ–યસઅ્ (અલૈ.) :**

وَالۡيَسَــــعَ (વલ–યસઅ્) "અને યસઅ્ (અલૈ.)ને યાદ કરો." હઝરત અલ–યસઅ્ (અલૈ.) બની ઈસ્રાઈલના અંબિયા (અલૈ.)માંથી છે અને કુર્આને કરીમમાં તેમનું વર્ણન માત્ર બે સ્થળોએ આવ્યું છે, એક સૂરએ અન્આમમાં અને બીજું અહીંયાં. બંનેમાંથી કોઈપણ સ્થળે તેમની વિગતવારની પરિસ્થિતિઓનું વર્ણન ઉપસ્થિત નથી, બલકે અંબિયા (અલૈ.)ની યાદીમાં માત્ર તેમનું નામ ગણવામાં આવ્યું છે.

ઈતિહાસની કિતાબોમાં વર્ણન થયું છે કે અલ–યસઅ્ (અલૈ.) હઝરત ઈલ્યાસ (અલૈ.)ના પિત્રાઈ ભાઈ છે અને હઝરત ઈલ્યાસ (અલૈ.)ના નાયબ અને ખલીફા હતા, તેમની જ સાથે રહેતા હતા, ત્યારબાદ તેમને નુબુવ્વત આપવામાં આવી, બાઈબલની કિતાબ કિંગ–૧, પ્રકરણ–૧૯ અને કિંગ–૨, પ્રકરણ–૨ વગેરેમાં તેમની વિગતવારની પરિસ્થિતિઓનું વર્ણન કરવામાં આવ્યું છે, ત્યાં તેમનું નામ એલિશા બિન સાફિત (Elisha son of Safit) આવ્યું છે.

وَعِـنۡدَ هُمۡ قٰصِرَاتُ الطَّرۡفِ اَتۡرَابٌ (અને તેમની પાસે નીચી દૃષ્ટિઓવાળી સમાન વયની સ્ત્રીઓ હશે) તેનાથી ભાવાર્થ જન્નતની હૂરો છે અને સમાન વયવાળીનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે તેઓ બધી વયમાં સમાન હશે અને એ પણ કે તેઓ પોતાના પુરુષોની સાથે વયમાં સરખી હશે, પ્રથમ સ્વરૂપમાં તેમની સમાન ઉંમર હોવાનો લાભ એ છે કે તેમની વચ્ચે પરસ્પર પ્રેમ, લાગણી,

મિત્રતાનો સંબંધ હશે, એક પતિની બે પત્નીઓમાં જે પરસ્પર દુશ્મનાવટ અથવા નફરત હોય છે તે નહીં હોય અને દેખીતું છે કે આ બાબત પતિઓ માટે ખૂબ રાહતનું કારણ છે.

### પત્નીઓ વચ્ચે સમાન વયની કાળજી રાખવી ઉત્તમ છે :

બીજા સ્વરૂપમાં "સમાન વય"નો અર્થ એ લેવામાં આવે કે તે પોતાના પતિઓની સમાન વયની હશે, તેનો લાભ એ છે કે સમાન વયના કારણે સ્વભાવમાં વધારે સુમેળ અને મનમેળ હશે અને એકબીજાની રાહત તથા ખુશીનો ખ્યાલ વધારે રાખવામાં આવશે, આથી એ પણ જાણ થઈ કે પતિ-પત્ની વચ્ચે ઉંમરમાં સમાનતાની કાળજી રાખવી જોઈએ, કારણ કે તેનાથી પરસ્પર હૂંફ પેદા થાય છે અને નિકાહનું સગપણ વધારે ખુશખુશાલ અને ટકાઉ બની જાય છે.

---

### આયતો : (સૂરએ સૉદ : આયત નં. ૬૫ થી ૮૮)

قُلْ إِنَّمَآ أَنَا مُنذِرٌ ۖ وَمَا مِنْ إِلَٰهٍ إِلَّا ٱللَّهُ ٱلْوَٰحِدُ ٱلْقَهَّارُ ﴿٦٥﴾ رَبُّ ٱلسَّمَٰوَٰتِ
وَٱلْأَرْضِ وَمَا بَيْنَهُمَا ٱلْعَزِيزُ ٱلْغَفَّٰرُ ﴿٦٦﴾ قُلْ هُوَ نَبَؤٌا۟ عَظِيمٌ ﴿٦٧﴾ أَنتُمْ
عَنْهُ مُعْرِضُونَ ﴿٦٨﴾ مَا كَانَ لِىَ مِنْ عِلْمٍۭ بِٱلْمَلَإِ ٱلْأَعْلَىٰٓ إِذْ يَخْتَصِمُونَ ﴿٦٩﴾
إِن يُوحَىٰٓ إِلَىَّ إِلَّآ أَنَّمَآ أَنَا۠ نَذِيرٌ مُّبِينٌ ﴿٧٠﴾ إِذْ قَالَ رَبُّكَ لِلْمَلَٰٓئِكَةِ إِنِّى
خَٰلِقٌۢ بَشَرًا مِّن طِينٍ ﴿٧١﴾ فَإِذَا سَوَّيْتُهُۥ وَنَفَخْتُ فِيهِ مِن رُّوحِى فَقَعُوا۟ لَهُۥ سَٰجِدِينَ ﴿٧٢﴾
فَسَجَدَ ٱلْمَلَٰٓئِكَةُ كُلُّهُمْ أَجْمَعُونَ ﴿٧٣﴾ إِلَّآ إِبْلِيسَ ٱسْتَكْبَرَ وَكَانَ مِنَ ٱلْكَٰفِرِينَ ﴿٧٤﴾
قَالَ يَٰٓإِبْلِيسُ مَا مَنَعَكَ أَن تَسْجُدَ لِمَا خَلَقْتُ بِيَدَىَّ ۖ أَسْتَكْبَرْتَ أَمْ كُنتَ
مِنَ ٱلْعَالِينَ ﴿٧٥﴾ قَالَ أَنَا۠ خَيْرٌ مِّنْهُ ۖ خَلَقْتَنِى مِن نَّارٍ وَخَلَقْتَهُۥ مِن
طِينٍ ﴿٧٦﴾ قَالَ فَٱخْرُجْ مِنْهَا فَإِنَّكَ رَجِيمٌ ﴿٧٧﴾ وَإِنَّ عَلَيْكَ لَعْنَتِىٓ إِلَىٰ
يَوْمِ ٱلدِّينِ ﴿٧٨﴾ قَالَ رَبِّ فَأَنظِرْنِىٓ إِلَىٰ يَوْمِ يُبْعَثُونَ ﴿٧٩﴾ قَالَ فَإِنَّكَ مِنَ

الْمُنْظَرِيْنَ ﴿٨٠﴾ إِلَىٰ يَوْمِ الْوَقْتِ الْمَعْلُوْمِ ﴿٨١﴾ قَالَ فَبِعِزَّتِكَ لَأُغْوِيَنَّهُمْ
أَجْمَعِيْنَ ﴿٨٢﴾ إِلَّا عِبَادَكَ مِنْهُمُ الْمُخْلَصِيْنَ ﴿٨٣﴾ قَالَ فَالْحَقُّ وَالْحَقَّ
أَقُوْلُ ﴿٨٤﴾ لَأَمْلَأَنَّ جَهَنَّمَ مِنْكَ وَمِمَّنْ تَبِعَكَ مِنْهُمْ أَجْمَعِيْنَ ﴿٨٥﴾ قُلْ مَآ
أَسْأَلُكُمْ عَلَيْهِ مِنْ أَجْرٍ وَّمَآ أَنَا مِنَ الْمُتَكَلِّفِيْنَ ﴿٨٦﴾ إِنْ هُوَ إِلَّا ذِكْرٌ
لِّلْعٰلَمِيْنَ ﴿٨٧﴾ وَلَتَعْلَمُنَّ نَبَأَهُ بَعْدَ حِيْنٍ ﴿٨٨﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહો ! હું તો એ જ છું (અઝાબનો) ડર સંભળાવનાર અને હાકિમ કોઈ નથી કહેરવાળા એકલા અલ્લાહના સિવાય. (૬૫) પરવરદિગાર આસમાનોનો અને જમીનનો અને જે તેમની મધ્યમાં છે, જબરદસ્ત, ગુનાહ બખ્શનારો ! (૬૬) તમે કહો ! આ એક મહાન ખબર છે (૬૭) કે તમે તેનાથી દુર્લક્ષ સેવો છો. (૬૮) મને કંઈ ખબર ન હતી ઉપરની (ફરિશ્તાઓની) મજલિસની જ્યારે તેઓ પરસ્પર વાદ વિવાદ કરતા હતા. (૬૯) મને તો આ જ હુકમ (વહી) આવે છે કે અન્ય કંઈ નથી હું તો સ્પષ્ટ (ખોલી ખોલીને) ડર સંભળાવી આપનારો છું. (૭૦) જ્યારે તમારા પરવરદિગારે ફરિશ્તાઓને કહ્યું, બેશક ! હું માટીથી એક માનવી બનાવું છું. (૭૧) પછી જ્યારે ઠીકઠાક બનાવી ચૂકું અને તેમાં પોતાની એક રૂહ (પ્રાણ) ફૂંકું તો તમે તેની સામે સિજ્દહમાં પડી જજો. (૭૨) પછી સિજ્દહ કર્યો ફરિશ્તાઓએ સૌએ એકઠા થઈને. (૭૩) પરંતુ ઈબ્લીસે અભિમાન કર્યું અને તે ઈન્કારીઓમાંથી હતો. (૭૪) તેણે (અલ્લાહ તઆલાએ) કહ્યું, હે ઈબ્લીસ ! તને કઈ વસ્તુએ તેને સિજ્દહ કરવાથી અટકાવ્યો જેને મેં પોતા(ની કુદરત)ના બંને હાથોથી બનાવ્યો ? આ તેં અભિમાન કર્યું અથવા તું મોટા દરજ્જાવાળાઓમાંથી હતો ? (૭૫) તેણે (શયતાને) કહ્યું, હું તેનાથી બહેતર છું, મને તેં આગથી બનાવ્યો અને તેને માટીથી બનાવ્યો. (૭૬) તેણે (અલ્લાહ તઆલાએ) કહ્યું, તો તું અહીંયાંથી નીકળી જા ! બેશક તું મરદૂદ થયો. (૭૭) અને બેશક તારા ઉપર મારી લા'નત છે તે બદલાના દિવસ*

*(કિયામત) સુધી. (૭૮) તેણે (શયતાને) કહ્યું, હે પરવરદિગાર ! મને ઢીલ આપ તે દિવસ સુધી જ્યારે મુરદાઓ જીવી ઉઠશે. (૭૯) કહ્યું, તો બેશક ! (જા !) તને મહોલત છે. (૮૦) તે જ નિશ્ચિત થયેલા દિવસના સમય સુધી. (૮૧) તેણે (શયતાને) કહ્યું, તો તારી ઈજ્જતની કસમ છે હું તે સૌને ગુમરાહ કરીશ. (૮૨) પરંતુ તેમનામાંથી તે બંદાઓ જે તારા ખાસ ચુનંદા હોય. (૮૩) તેણે (અલ્લાહ તઆલાએ) કહ્યું, તો સાચી વાત આ છે અને હું સાચું જ કહું છું. (૮૪) મારે દોઝખ ભરવાની છે તારાથી અને જે તેમનામાં તારા માર્ગે ચાલે તે સૌથી. (૮૫) (હે નબી ﷺ !) તમે કહો ! હું તમારી પાસેથી તે(તબ્લીગ)ના ઉપર કોઈ બદલો માંગતો નથી અને હું બનાવટ કરનારાઓમાંથી (પણ) નથી. (૮૬) આ તો એક બોધપાઠ છે સમગ્ર દુનિયાવાળાઓ માટે. (૮૭) અને તેનો અહેવાલ થોડા સમય પછી જાણી લેશો. (૮૮)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે કહી આપો કે (તમે જે રિસાલત અને તવહીદના મસ્અલામાં મને જૂઠાડો છો અને ઈન્કાર કરો છો તો તે તમારું જ નુકસાન છે, મને કંઈ જ નુકસાન નથી કારણ કે) હું તો (તમને માત્ર અલ્લાહ તઆલાના અઝાબથી) ડરાવનાર (પયગમ્બર) છું અને (જે રીતે મારું ડરાવનાર અને રસૂલ હોવું વાસ્તવિક છે એવી જ રીતે તવહીદ પણ વાસ્તવિક છે એટલે કે) એક ગાલિબ અલ્લાહ સિવાય કોઈ ઈબાદતના પાત્ર નથી, તે પરવરદિગાર છે આસમાનો અને જમીનનો અને તે વસ્તુઓનો જે તેમની મધ્યે છે (અને તે) જબરદસ્ત (અને ગુનાહોને) મોટો બખ્શનારો છે (અને કારણ કે તવહીદના કોઈ દરજ્જાને તો તેઓ માનતા જ ન હતા અને રિસાલતના બિલકુલ જ ઈન્કારી હતા એટલા માટે રિસાલતની વધારે તહકીક માટે કહેવામાં આવ્યું છે કે હે પયગમ્બર ﷺ !) તમે કહી આપો કે આ (એટલે કે અલ્લાહ તઆલાનું મને તવહીદ અને શરીઅતની તા'લીમ માટે રસૂલ બનાવવું) એક મહાન બાબત છે જે(ની તમારે સંપૂર્ણ કાળજી રાખવી જોઈતી હતી પરંતુ અફસોસ છે કે તે)નાથી તમે (બિલકુલ જ) બેપરવા થઈ રહ્યા છો (અને તે મહાન બાબત હોવાનું કારણ એ છે કે આવી માન્યતા ધરાવ્યા સિવાય વાસ્તવિક છુટકારાની પ્રાપ્તિ અશક્ય છે, આગળ રસૂલે કરીમ

ﷺની રિસાલત સાબિત કરવા માટેની એક દલીલ છે તે એ કે) મને ઉપરના વિશ્વ(ની વાતચીત અને બહષ)ની (કોઈ માધ્યમ દ્વારા) કંઈ પણ ખબર ન હતી જ્યારે કે તેઓ (આદમ અલૈ.ની પેદાઈશ વિશે જેની વિગત આગળ આવી રહી છે અલ્લાહ તઆલા સાથે) વાતચીત કરી રહ્યા હતા (હવે હું જે આ વાતચીતની ઘટના બતાવી રહ્યો છું તો વિચારવાની વાત એ છે કે મને આ ઘટના ક્યાંથી જાણ થઈ ? મારી આંખોએ તો તેને જોયું નથી, અહલે કિતાબ સાથે પણ મારો એવો મેળમિલાપ નથી કે તેમનાથી જાણી લઉં; ખરેખર મને એની વહીના જ્ઞાન દ્વારા જ જાણકારી પ્રાપ્ત થઈ છે એટલા માટે સાબિત થઈ ગયું કે) મારી પાસે (જે) વહી (આવે છે જેનાથી ઉપરના વિશ્વનો અહેવાલ પણ જાણ થાય છે તો) માત્ર એ કારણે આવે છે કે હું (અલ્લાહ તઆલા તરફથી) સાફ સાફ ડરાવનાર (બનાવીને મોકલવામાં આવ્યો) છું (એટલે કે મને પયગમ્બરી મળી છે તેથી વહી નાઝિલ થઈ છે, બસ વાજિબ છે કે તમે મારી રિસાલતનું સમર્થન કરો અને ઉપરના વિશ્વની અલ્લાહ તઆલા સાથેની વાતચીત જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે તે સમયે થઈ હતી) જ્યારે કે તમારા પરવરદિગારે ફરિશ્તાઓને કહ્યું કે હું (માટીના) ગાળાથી એક માનવીને (એટલે કે તેના પૂતળાને) બનાવનારો છું, બસ હું જ્યારે તેને (એટલે કે તેના શરીરના અવયવોને) સંપૂર્ણ બનાવી ચૂકું અને તેમાં પોતાના (તરફથી) પ્રાણ નાંખું તો તમે બધા તેની રૂબરૂ સિજ્દહમાં પડી જજો, બસ (જ્યારે અલ્લાહ તઆલાએ તેને બનાવી લીધો તો) બધા જ ફરિશ્તાઓએ (હઝરત આદમ અલૈ.ને) સિજ્દહ કર્યો પરંતુ ઈબ્લીસે (ન કર્યો); કે તે અહંકારમાં આવી ગયો અને કાફિરો માંહેનો થઈ ગયો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે હે ઈબ્લીસ ! જે વસ્તુને મેં પોતાના હાથોથી બનાવી (એટલે કે જે વસ્તુને અસ્તિત્વમાં લાવવા માટે ખાસ અલ્લાહ તઆલાની ઈનાયત કેન્દ્રિત થઈ પછી તેની સામે સિજ્દહ કરવાનો હુકમ આપવામાં આવ્યો તો) તેને સિજ્દહ કરવાથી તને કઈ વસ્તુ અડચણરૂપ બની ? શું તું અહંકારમાં આવી ગયો ? (અને વાસ્તવમાં તું મોટો નથી) અથવા એ કે તું (વાસ્તવમાં એવો) મોટા દરજ્જાવાળાઓમાંથી છે ? (જેને સિજ્દહ કરવાનો હુકમ કરવો જ યોગ્ય નથી ?) કહેવા લાગ્યો કે (બીજી વાત સાચી છે એટલે કે) હું આદમથી ઉત્તમ છું (કારણ કે) તેં મને આગથી પેદા કર્યો છે અને આ (આદમ)ને માટીથી પેદા કર્યો છે (બસ મને હુકમ આપવો કે તેની

સામે સિજ્દહ કરું હિકમતથી વિપરીત છે) કહેવામાં આવ્યું તો (સારું, પછી) આસમાનથી નીકળી જા ! કારણ કે બેશક તું (આ હરકતથી) મરદૂદ થઈ ગયો અને બેશક ! તારા ઉપર મારી લા'નત રહેશે કયામતના દિવસ સુધી (અને ત્યારબાદ કૃપા પ્રાપ્ત કરવાની કોઈ સંભાવના નથી), કહેવા લાગ્યો (કે જો તું મને આદમના કારણે મરદૂદ કરે છે) તો પછી મને (મોતથી) મહોલત આપ કયામતના દિવસ સુધી (જેથી હું તેમનાથી અને તેમની અવલાદથી સારી પેઠે બદલો લઉં), કહેવામાં આવ્યું (જ્યારે તું મહોલત માંગે છે) તો (જા !) તને નિશ્ચિત થયેલ વખતના દિવસ સુધી મહોલત આપવામાં આવી; કહેવા લાગ્યો, (જ્યારે મને મહોલત મળી ગઈ) તો (મને પણ) તારી (જ) ઈજ્જતની કસમ (છે) કે હું તે સૌને માર્ગ ભટકાવીશ તારા તે બંદાઓ સિવાય જે તેમનામાં ખાસ ચુનંદા છે (એટલે કે તેં તેમને મારા પ્રભાવથી સુરક્ષિત રાખ્યા છે), કહેવામાં આવ્યું કે હું સાચું કહું છું અને હું તો (સદાય) સાચું જ કહ્યા કરું છું કે હું તને અને જે તેમનામાં તારો સાથ આપે તે બધાથી દોઝખ ભરી દઈશ.

(સૂરતની શરૂઆતની આયતોથી સ્પષ્ટ છે કે આ સૂરતનો મૂળ હેતુ રસૂલે કરીમ ﷺની રિસાલતની સાબિતી વર્ણન કરવાનો છે અને પ્રસ્તુત વિષય ઉપર દલીલો તો આપવામાં આવી ચૂકી, હવે શિખામણ સ્વરૂપે ઈમાન લાવવાનું આમંત્રણ આપવામાં આવે છે) તમે (દલીલ પૂરી કરવા માટે) કહી આપો કે હું તમારાથી આ (કુર્આનની તબ્લીગ) ઉપર ન તો કંઈ વળતર ઈચ્છું છું અને ન જ હું બનાવટ કરનારાઓમાંથી છું (કે બનાવટના માર્ગે નુબુવ્વતનો દા'વો કર્યો હોય અને જે કુર્આન ન હોય તેને કુર્આન કહી દીધું હોય, એટલે કે જો જૂઠું બોલતો હોત તો તેનો હેતુ યા તો કોઈ ભૌતિક લાભ હોત જેમકે વળતર વગેરે યા તો કોઈ સ્વાભાવિક ટેવ હોત જેમકે મોટાઈ વગેરે. બસ આ બંને વાતોનું અસ્તિત્વ નથી બલકે વાસ્તવમાં) આ કુર્આન તો (અલ્લાહ તઆલાનું કલામ અને) સમગ્ર દુનિયાવાળાઓ માટે બસ એક બોધપાઠ છે (જેની તબ્લીગ માટે મને નુબુવ્વત મળી છે અને જેમાં સદંતર તમારો જ લાભ છે) અને (જો સત્યને સ્પષ્ટ કર્યા છતાં પણ તમે નથી માનતા તો) થોડા જ દિવસો પછી તમને તેની પરિસ્થિતિ જાણ થઈ જશે (એટલે કે મૃત્યુની સાથે જ હકીકત ખુલી જશે કે આ સત્ય હતું અને તેનો ઈન્કાર કરવો ખોટું હતું પરંતુ તે સમયે જાણ થવાથી કોઈ લાભ થશે નહીં).

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરતના વિષયોનો ખુલાસો :

قُلْ اِنَّمَآ اَنَا مُنْذِرٌ સૂરતની શરૂઆતમાં તમે જોઈ ચૂક્યા છો કે આ સૂરતનો મૂળ હેતુ રસૂલે કરીમ ﷺની રિસાલતની સાબિતી અને કાફિરોનો રદિયો છે, આ જ સંદર્ભમાં અંબિયા (અલૈ.)ના કિસ્સાઓ બે કારણોના લઈ વર્ણન કરવામાં આવ્યા હતા, એક એ કે રસૂલે કરીમ ﷺને સાંત્વના મળે અને અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)ની જેમ આપ ﷺ પણ કાફિરોની બેહૂદી વાતો ઉપર ધૈર્ય દાખવે, બીજું એ કે આ કિસ્સાઓથી પોતે તે લોકો બોધપાઠ પ્રાપ્ત કરે જે એક સાચા નબીની રિસાલતનો ઈન્કાર કરી રહ્યા છે, ત્યારબાદ એક અન્ય પદ્ધતિથી કાફિરોને ઈસ્લામનું આમંત્રણ આપવામાં આવ્યું અને તે એ રીતે કે મો'મિનોનું નેક પરિણામ આવવાનો અને કાફિરોને કઠોર અઝાબ થવાનો નકશો ખેંચવામાં આવ્યો અને એ વાત ઉપર ચેતવણી આપવામાં આવી કે જે લોકોનું અનુસરણ કરવામાં આજે તમે રસૂલે કરીમ ﷺને જૂઠાડી રહ્યા છો આખિરતના દિવસે તે જ લોકો તમારી સહાયતા કરવાથી હાથ ઊંચા કરી દેશે, તેઓ તમને બુરું ભલું કહેશે અને તમે તેમના ઉપર લા'નત મોકલશો.

આ બધા જ વિષયો પછી અંતે ફરી મૂળ મુદ્દાની વાત એટલે કે રિસાલતની સાબિતીનું વર્ણન કરવામાં આવ્યું છે અને દલીલો રજુ કરવાની સાથે સાથે શિખામણના સ્વરૂપમાં આમંત્રણ આપવામાં આવ્યું છે.

مَا كَانَ لِىَ مِنْ عِلْمٍۢ بِالْمَلَاِ الْاَعْلٰٓى اِذْ يَخْتَصِمُوْنَ (મને ઉપરના વિશ્વની કંઈપણ ખબર ન હતી જ્યારે કે તેઓ વાતચીત કરી રહ્યા હતા) એટલે કે આ મારી રિસાલતની સ્પષ્ટ દલીલ છે કે હું તમને ઉપરના વિશ્વની એવી વાતો વર્ણન કરું છું જે વહી સિવાય કોઈપણ માધ્યમ દ્વારા જાણ થઈ શકતી નથી, આ વાતોથી ભાવાર્થ એક તો તે વાતચીત છે જે હઝરત આદમ (અલૈ.)ના સર્જન સમયે અલ્લાહ તઆલા અને ફરિશ્તાઓ વચ્ચે થઈ હતી અને જેનું વર્ણન સૂરએ બકરહમાં આવી ચૂક્યું છે, ફરિશ્તાઓએ કહ્યું હતું કે, اَتَجْعَلُ فِيْهَا مَنْ يُّفْسِدُ فِيْهَا وَيَسْفِكُ الدِّمَآءَ (શું તમે પૃથ્વીમાં એવા માનવીને પેદા કરી રહ્યા છો જે ત્યાં ફસાદ ફેલાવે અને ખૂનરેજી આચરે ?) આ વાતચીતને અહીંયાં اِخْتِصَام

(ઈખ્તેસામ)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યો છે જેનો શાબ્દિક અર્થ "ઝઘડો કરવો અથવા વાદ વિવાદ કરવો" થાય છે, જ્યારે કે ઘટના એ છે કે ફરિશ્તાઓનો આ સવાલ કોઈ વાંધો ઉઠાવવા માટે અથવા વાદ વિવાદ માટે ન હતો, બલકે તેઓ માત્ર હઝરત આદમ (અલૈ.)ના સર્જનની હિકમત જાણવા ઈચ્છતા હતા પરંતુ પ્રશ્ન અને ઉત્તરનું જાહેર સ્વરૂપ કારણ કે વાદ વિવાદ જેવું લાગતું હતું એટલા માટે તેને "ઈખ્તેસામ"ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું અને આ એવું જ છે જેમકે જ્યારે કોઈ નાનો માણસ કોઈ મોટાને સવાલ કરે છે તો અમુક સમયે મોટો વ્યક્તિ તેનું વર્ણન કરતાં તે નિખાલસ પ્રશ્નોત્તરીને વાદ વિવાદ સ્વરૂપે ઓળખાવે છે.

اِذْ قَالَ رَبُّكَ لِلْمَلٰٓئِكَةِ (જ્યારે તમારા પરવરદિગારે ફરિશ્તાઓને કહ્યું....) અહીંયાં હઝરત આદમ (અલૈ.)ની જે ઘટના વર્ણન કરવામાં આવી છે તેને અલ્લાહ તઆલા અને ફરિશ્તાઓની પ્રસ્તુત વાતચીત સાથે સાથે એ વાત તરફ પણ ધ્યાન અપાવવામાં આવ્યું છે કે જે રીતે ઈબ્લીસે માત્ર ઈર્ષ્યા અને અભિમાનના કારણે હઝરત આદમ (અલૈ.)ને સિજ્દહ કરવાથી ઈન્કાર કરી દીધો હતો એ જ રીતે અરબના મુશ્રિકો પણ ઈર્ષ્યા અને અભિમાનના કારણે આપ ﷺની વાત માની રહ્યા નથી અને જે પરિણામ ઈબ્લીસનું આવ્યું તે જ તેમનું પણ આવશે. *(તફસીરે કબીર)*

لِمَا خَلَقْتُ بِيَدَىَّ અત્રે હઝરત આદમ (અલૈ.) વિશે અલ્લાહ તઆલાનું એ ફરમાન છે કે મેં પોતાના હાથોથી તેમને પેદા કર્યા. જમહૂર ઉમ્મતની એ બાબત ઉપર સહમતી છે કે "હાથો"નો ભાવાર્થ એ નથી કે અલ્લાહ તઆલાને એવા જ હાથ છે જે રીતે કે ઈન્સાનોના છે, કારણ કે અલ્લાહ તઆલા શારીરિક અવયવો અને તેની કલ્પનાથી ઉપરવટ છે એટલા માટે તેનો ભાવાર્થ અલ્લાહ તઅલાની કુદરત છે અને અરબી ભાષામાં શબ્દ يَدْ (યદ) શક્તિ અને કુદરતના અર્થમાં મોટે ભાગે વપરાય છે, દાખલા તરીકે ઈરશાદ છે, بِيَدِهٖ عُقْدَةُ النِّكَاحِ એટલા માટે આયતનો ભાવાર્થ એ છે કે "મેં આદમને પોતાની કુદરતથી પેદા કર્યા" અને આમ તો સમગ્ર કાઈનાત, બધી જ વસ્તુઓ અલ્લાહની કુદરતથી જ પેદા થઈ છે પરંતુ જ્યારે અલ્લાહ તઆલા કોઈ વસ્તુની ખાસ અગત્યતા જાહેર કરવા ઈચ્છે છે તો તેને ખાસ પોતાની સાથે સંબંધ જોડીને કહે છે, જેમકે કા'બાને

"બયતુલ્લાહ" હઝરત સાલિહ (અલૈ.)ની ઊંટણીને "નાકતુલ્લાહ" અને હઝરત ઈસા (અલૈ.)ને "કલિમતુલ્લાહ અથવા રૂહુલ્લાહ" કહેવામાં આવ્યું છે. અહીંયાં પણ આ સંબંધ હઝરત આદમ (અલૈ.)ની શ્રેષ્ઠતા જાહેર કરવા માટે બોલવામાં આવ્યો છે. *(કુર્તુબી)*

**બનાવટ (تَكَلُّفُ اور تَصَنُّعُ) કરવાની નીંદા :**

وَمَـآ اَنَـا مِـنَ الْـمُتَـكَـلِّفِيْنَ (અને હું બનાવટ કરનારાઓમાંથી નથી) તેનો ભાવાર્થ એ છે કે હું જૂઠી રીતે બનાવટ કરીને પોતાની નુબુવ્વત અને રિસાલત તથા ઈલ્મ અને હિકમતની જાહેરાત નથી કરી રહ્યો બલકે અલ્લાહ તઆલાના હુકમને ઠીક ઠીક યથા–તથા પહોંચાડી રહ્યો છું, આથી જાણ થઈ કે અહંકાર અને બનાવટ શરઈ રીતે નીંદનીય છે એટલા માટે તેની ટીકામાં અમુક હદીષો વર્ણન થઈ છે, સહીહૈનમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)નો ઈરશાદ નકલ થયો છે કે,

*"હે લોકો ! તમારામાંથી જે વ્યક્તિને કોઈ વાતનું જ્ઞાન હોય તે તો લોકોથી કહી આપે પરંતુ જેનું જ્ઞાન ન હોય તો તે "અલ્લાહુ અઅ્લમુ" (અલ્લાહ જાણે છે) કહેવા ઉપર પુરતું સમજી લે. (કારણ કે) અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે કરીમ ﷺ વિશે ફરમાવ્યું છે,* قُلْ مَـآ اَسْـئَـلُـكُـمْ عَـلَيْــهِ مِنْ اَجْرٍ وَّمَـآ اَنَـا مِنَ الْمُتَكَلِّفِيْنَ" *(રૂહુલ મઆની)*



સૂરએ સૉદ પૂર્ણ થઈ, અલ્હમ્દુલિલ્લાહ !

**તારીખ : ૧૫ સપ્ટેમ્બર ૨૦૧૦ મુતાબિક ૬ શવ્વાલ હિજરી સન ૧૪૩૧**



કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)





પ્રકરણ (૩૯)

# સૂરએ ઝુમર

સૂરએ ઝુમર મક્કામાં નાઝિલ થઈ અને તેમાં ૭૫ આયતો અને ૮ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ ઝુમર : આયત નં. ૧ થી ૬)**

آیاتها ٧٥ ٣٩ سُوْرَةُ الزُّمَرِ مَكِّيَّةٌ ٥٩ ركوعاتها ٨

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

تَنْزِيْلُ الْكِتٰبِ مِنَ اللّٰهِ الْعَزِيْزِ الْحَكِيْمِ ۝١ اِنَّآ اَنْزَلْنَآ اِلَيْكَ الْكِتٰبَ
بِالْحَقِّ فَاعْبُدِ اللّٰهَ مُخْلِصًا لَّهُ الدِّيْنَ ۝٢ اَلَا لِلّٰهِ الدِّيْنُ الْخَالِصُ ؕ
وَالَّذِيْنَ اتَّخَذُوْا مِنْ دُوْنِهٖٓ اَوْلِيَآءَ ۘ مَا نَعْبُدُهُمْ اِلَّا لِيُقَرِّبُوْنَآ اِلَى اللّٰهِ (وقف لازم)
زُلْفٰى ؕ اِنَّ اللّٰهَ يَحْكُمُ بَيْنَهُمْ فِيْ مَا هُمْ فِيْهِ يَخْتَلِفُوْنَ ۬ؕ اِنَّ اللّٰهَ لَا يَهْدِيْ مَنْ
هُوَ كٰذِبٌ كَفَّارٌ ۝٣ لَوْ اَرَادَ اللّٰهُ اَنْ يَّتَّخِذَ وَلَدًا لَّاصْطَفٰى مِمَّا يَخْلُقُ مَا
يَشَآءُ ۙ سُبْحٰنَهٗ ؕ هُوَ اللّٰهُ الْوَاحِدُ الْقَهَّارُ ۝٤ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ
بِالْحَقِّ ۚ يُكَوِّرُ الَّيْلَ عَلَى النَّهَارِ وَيُكَوِّرُ النَّهَارَ عَلَى الَّيْلِ وَسَخَّرَ الشَّمْسَ
وَالْقَمَرَ ؕ كُلٌّ يَّجْرِيْ لِاَجَلٍ مُّسَمًّى ؕ اَلَا هُوَ الْعَزِيْزُ الْغَفَّارُ ۝٥ خَلَقَكُمْ مِّنْ
نَّفْسٍ وَّاحِدَةٍ ثُمَّ جَعَلَ مِنْهَا زَوْجَهَا وَاَنْزَلَ لَكُمْ مِّنَ الْاَنْعَامِ ثَمٰنِيَةَ اَزْوَاجٍ ؕ
يَخْلُقُكُمْ فِيْ بُطُوْنِ اُمَّهٰتِكُمْ خَلْقًا مِّنْۢ بَعْدِ خَلْقٍ فِيْ ظُلُمٰتٍ ثَلٰثٍ ؕ ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ
لَهُ الْمُلْكُ ؕ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ فَاَنّٰى تُصْرَفُوْنَ ۝٦

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*આ કિતાબનું ઉતારવું જબરદસ્ત હિકમતોવાળા અલ્લાહ તરફથી છે. (૧) અમે તમારા તરફ સત્યતાપૂર્વક કિતાબ ઉતારી છે, બસ માત્ર અલ્લાહની જ બંદગી તેના માટે ખાસ કરીને કર્યા કરો. (૨) સાંભળો છો ?! અલ્લાહના જ માટે છે ખાલિસ બંદગી અને જેમણે તેના સિવાયના હિમાયતીઓને પકડી રાખ્યા છે કે અમે તો તેમને એટલા માટે પૂજીએ છીએ કે અમને અલ્લાહ તરફ નિકટના દરજ્જાએ પહોંચાડી આપે; બેશક ! અલ્લાહ તેમનામાં ફેંસલો કરી આપશે જે બાબતમાં તેઓ વિવાદ કરી રહ્યા છે, બેશક ! અલ્લાહ તેને માર્ગ નથી આપતો જે જૂઠો, સત્યને ન માનનારો હોય. (૩) જો અલ્લાહે ઈચ્છયું હોત કે સંતાન ધારણ કરે તો પોતાની મખ્લૂકમાંથી ચૂંટી લીધું હોત જે કંઈ ઈચ્છયું હોત, (પરંતુ) તે (આ બધી એબોથી) પવિત્ર છે, તે જ અલ્લાહ છે એકલો, કહેરવાળો. (૪) બનાવ્યા આસમાન અને જમીન ઠીક(-ઠીક), રાત્રિને દિવસ ઉપર વીંટે છે અને દિવસને રાત્રિ ઉપર વીંટે છે અને કામે લગાડી દીધા સૂર્ય તથા ચંદ્રને, દરેક એક નિશ્ચિત સમય સીમા સુધી ગતિ કરે છે; સાંભળો છો ?! તે જ છે જબરદસ્ત ગુનાહ બખ્શનારો. (૫) તમને એક જીવથી બનાવ્યા, પછી તેનાથી જ તમારું જોડું બનાવ્યું અને તમારા માટે જાનવરોમાંથી આઠ નર માદા ઉતાર્યા, તમને બનાવે છે માતાના ગર્ભમાં એક સ્થતિમાં બીજી સ્થિતિ પછી ત્રણ અંધારાઓની વચ્ચે, તે અલ્લાહ છે તમારો પરવરદિગાર, તેનું જ શાસન છે, તેના સિવાય કોઈની બંદગી નથી; પછી ક્યાં અવળા જાઓ છો !? (૬)*

## તફસીર :

આ નાઝિલ કરેલી કિતાબ છે અલ્લાહ ગાલિબ હિકમતવાળા તરફથી (કે ગાલિબ હોવું એ બાબતનો તકાદો હતો કે જે તેને જૂઠાડે તેને સજા આપવામાં આવે પરંતુ કારણ કે હિકમતવાળો પણ છે અને મહોલત આપવામાં હિત હતું એટલા માટે સજામાં મહોલત આપી રાખી છે) અમે સત્યતાપૂર્વક આ કિતાબને તમારા તરફ નાઝિલ કરી છે, બસ તમે (કુર્આનની તા'લીમ પ્રમાણે) ખાલિસ અકીદહ

રાખીને અલ્લાહ તઆલાની ઈબાદત કરતા રહો (જેમકે અત્યાર સુધી કરતા રહ્યા છો અને જ્યારે આપ ﷺ ઉપર પણ આ વાજિબ છે તો અન્યો ઉપર તો કેમ વાજિબ ન થાય ?! હે લોકો !) યાદ રાખો, ઈબાદત કે જે (શિર્ક અને દેખાડાથી) ખાલિસ હોય અલ્લાહના જ માટે છે અને જે લોકોએ (ઈબાદતમાં નિખાલસતા છોડીને) અલ્લાહના સિવાય અન્યોને ભાગીદાર ઠરાવી રાખ્યા છે (અને કહે છે) કે અમે તો તેમની પૂજા માત્ર એટલા માટે કરીએ છીએ કે અમને અલ્લાહના નિકટવર્તી બનાવી આપે (એટલે કે અમારી સ્તુતિ અને પૂજાને અલ્લાહ તઆલા સમક્ષ રજુ કરી આપે જેમકે દુનિયામાં વજીરો અને દરબારીઓ બાદશાહોના આવા કામ કરતા હોય છે) તો તેમના (અને તેમનાથી વિપરીત ઈમાનવાળાઓના) પરસ્પર વાદ વિવાદનો (કયામતના દિવસે) અલ્લાહ તઆલા (અમલી રીતે) ફેંસલો કરી આપશે (કે તવહીદની માન્યતા ધરાવનારાઓને જન્નતમાં અને મુશ્રિકોમાં દોઝખમાં દાખલ કરશે, એટલે કે તે લોકોના ન માનવા ઉપર આપ ﷺ ગમ ન કરો, તેમનો ફેંસલો ત્યાં થશે અને એ બાબતનું આશ્ચર્ય ન કરો કે દલીલો સ્થાપિત થઈ ગયા છતાં તેઓ સત્ય વાતનો સ્વીકાર કેમ કરતા નથી ? કારણ કે) અલ્લાહ તઆલા એવા વ્યક્તિને માર્ગ ઉપર નથી લાવતો જે (બોલવામાં) જૂઠો અને (અકીદહમાં) કાફિર હોય (એટલે કે મોઢેથી કુફ્રિય્યહ નિવેદનો કરે અને દિલથી કુફ્રના અકીદાઓ ઉપર અડીખમ હોય અને તેનાથી પાછો ન ફરવાનો અને સત્ય પામવાનો ઈરાદો જ ન કરતો હોય તો તેની આ દુશ્મનાવટના કારણે અલ્લાહ તઆલા પણ તેને હિદાયતની તવફીક નથી આપતો અને કારણ કે મુશ્રિકોમાં અમુક અલ્લાહ તઆલાને સંતાનો હોવાની માન્યતા ધરાવતા હતા જેમકે ફરિશ્તાઓને અલ્લાહની પુત્રીઓ કહેતા હતા, આગળ એ બાબતનો રદિયો આપવામાં આવ્યો છે કે) જો (ધારી લો કે) અલ્લાહ તઆલા (કોઈને અવલાદ બનાવત તો અલ્લાહ તઆલાના ઈરાદા વિના કારણ કે કોઈ કૃત્ય સંભવ જ નથી અને જો અલ્લાહ તઆલા)એ કોઈને અવલાદ બનાવવાનો ઈરાદો કર્યો હોત તો (કારણ કે અલ્લાહ સિવાય બધી જ અલ્લાહ તઆલાની મખ્લૂક છે એટલા માટે) અવશ્ય પોતાની મખ્લૂકમાંથી (જ) જેને ચાહત (આ બાબત માટે) ચૂંટી કાઢત, (અને આ અવશ્ય બાતિલ બાબત છે કારણ કે) તે (સઘળી એબો ખામીઓથી) પવિત્ર છે, (અને મખ્લૂકમાંથી કોઈને અવલાદ માટે

ચૂંટી કાઢવું અશક્ય છે અને અશક્યનો ઈરાદો કરવો પણ અશક્ય છે, આથી સાબિત થાય છે કે) તે એવો અલ્લાહ છે જે એકમાત્ર છે (કે તેનો કોઈ ભાગીદાર નથી અને) જબદસ્ત છે (તેનો કોઈ ભાગીદાર શક્તિમાં પણ નથી, કારણ કે તેના જેવી શક્તિ અને ક્ષમતાવાળો કોઈ છે જ નથી, આગળ તવહીદની દલીલ આપવામાં આવે છે કે) તેણે જમીન અને આસમાનને હિકમતથી પેદા કર્યા, તે રાત(ના અંધકાર)ને દિવસના (પ્રકાશ) ઉપર લપેટે છે (જેનાથી દિવસ ગાયબ થઈ જાય છે અને રાત આવી પડે છે) અને દિવસ(ના પ્રકાશ)ને રાત(ના અંધકાર) ઉપર લપેટે છે (જેનાથી રાત ગાયબ અને દિવસ આવી જાય છે) અને તેણે સૂર્ય અને ચંદ્રને કામે લગાડી રાખ્યા છે કે (તેમનામાં) દરેક નિશ્ચિત સમય સુધી ચાલતા રહેશે, યાદ રાખો કે (આ દલીલો પછી તવહીદના ઈન્કારથી અઝાબનો ખતરો છે અને અલ્લાહ તઆલા એ બાબત ઉપર કાબૂ પણ ધરાવે છે કારણ કે) તે જબરદસ્ત છે, (પરંતુ ઈન્કાર પછી પણ જો કોઈ સ્વીકાર કરી લે તો ભૂતકાળના ઈન્કાર ઉપર અઝાબ આપશે નહીં કારણ કે તે) મહાન બખ્શનારો (પણ) છે (તેનાથી તવહીદનું પ્રોત્સાહન અને શિર્કની ચેતવણી મળી ગઈ અને ઉપર અવકાશી પદાર્થોના ઘટનાચક્રથી દલીલો કરવામાં આવી હતી અને હવે માનવ શરીર સાથે જોડાયેલ ભૌતિક બાબતોના સંદર્ભમાં દલીલ કરવામાં આવી રહી છે એટલે કે) તેણે તમને એક શરીર (એટલે કે હઝરત આદમ અલૈ.)થી પેદા કર્યા (કે પ્રથમ તે એક શરીર પેદા થયું) પછી તેનાથી જ તેનું જોડું બનાવ્યું (તેનો ભાવાર્થ હવ્વા અલૈ. છે, આગળ ફરી તેનાથી જ બધા માનવીઓ ફેલાવવામાં આવ્યા) અને (પેદા કર્યા પછી) તમારા (લાભ માટે તથા અસ્તિત્વ ટકાવી રાખવા માટે) આઠ નર માદા ચોપગાઓ પેદા કર્યા (જેનું વર્ણન આઠમાં સિપારાના ચોથા રુકૂઅ્ وَهُوَ الَّذِىٓ اَنْشَاَ جَنّٰتٍ માં આવ્યું છે અને તેને એટલા માટે ખાસ રીતે વર્ણન કર્યું છે કે તે વધારે કામમાં આવે છે. આ જ તે વિભાગ છે જે ભૌતિક બાબતોની દલીલોમાં સ્વાભાવિક રીતે વર્ણન થઈ ગયો અને સ્વાભાવિક રીતે એટલા માટે કહેવામાં આવ્યું છે કે અહીંયાં હેતુ માનવીના અસ્તિત્વને ટકાવી રાખવાની બાબત વર્ણન કરવાનો છે અને આ તે અસ્તિત્વને ટકાવી રાખવાના કારણોમાંથી છે, આગળ માનવવંશના જન્મ વિશેના સ્વરૂપ વિશે વર્ણન કરવામાં આવ્યું છે કે) તે તમને માતાઓના પેટમાં એક સ્થિતિ પછી બીજી સ્થિતિ ઉપર (અને બીજી

સ્થિતિ પછી ત્રીજી સ્થિતિ ઉપર, મતલબ કે વિવિધ સ્થિતિઓમાં) બનાવે છે (કે પ્રથમ નુત્ફહ હોય છે, પછી عَلَقَةً "અલકહ" પછી مُضْغَةً "મુદ્ગહ" પછી અંતે આ બનાવવું) ત્રણ અંધારાઓમાં (હોય છે, એક અંધારું પેટનું, બીજું અંધારું ગર્ભાશયનું અને ત્રીજું અંધારું તે પડદાનું જે બાળકની ચોતરફ લપેટાયેલો હોય છે, આ વિવિધ સ્વરૂપો વિવિધ અંધારાઓમાં માનવને બનાવવું એ કુદરતની દલીલ છે અને ત્રણ અંધારાઓમાં પેદા કરવું તેના જ્ઞાનની દલીલ છે) આ છે અલ્લાહ તઆલા તમારો પરવરદિગાર (જેની સિફતો હમણાં તમે સાંભળી) તેનું જ રાજ્યશાસન છે, તેના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી, બસ (આ દલીલો પછી) તમે ક્યાં (સત્યથી) અવળા ચાલી જઈ રહ્યા છો ? (બલકે વાજિબ છે કે તવહીદનો સ્વીકાર કરો અને શિર્કને છોડી દો).

## મસ્અલા અને બોધપાઠ :

فَاعْبُدِ اللّٰهِ مُخْلِصًا لَّهُ الدِّيْنَ اَلاَلِلّٰهِ الدِّيْنُ الْخَالِصُ શબ્દ دِيْن (દીન)નો અર્થ આ સ્થળે "ઈબાદત અથવા આજ્ઞાપાલન" છે જેમાં બધા જ દીની હુકમોની પાબંદીનો જાહેર અર્થ સામેલ છે, તેના આગલા વાક્યમાં રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને હુકમ આપવામાં આવ્યો છે કે અલ્લાહ તઆલાની ઈબાદત અને આજ્ઞાપાલનને ખાલિસ તેના જ માટે કરી લો જેમાં કોઈ ગયરૂલ્લાહની ભાગીદારી અથવા દેખાડો કે નામનાનો પ્રભાવ ન હોય, બીજું વાક્ય તેની જ તાકીદ માટે છે કે ઈખ્લાસે દીન માત્ર અલ્લાહ તઆલા માટે જ છે તેના સિવાય અન્ય કોઈ તેનો હકદાર નથી.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે એક વ્યક્તિએ રસૂલે કરીમ ﷺને અરજ કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! હું અમુક સમયે કોઈ સદકહ અને ખયરાત કરું છું અથવા કોઈના ઉપર અહેસાન કરું છું જેમાં મારી નિય્યત અલ્લાહ તઆલાની ખુશી પ્રાપ્ત કરવી પણ હોય છે અને એ પણ કે લોકો મારા વખાણ અને તા'રીફ કરશે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, કસમ છે તે જાતની જેના કબ્જામાં મુહમ્મદ (ﷺ)ના પ્રાણ છે કે અલ્લાહ તઆલા કોઈ એવી વસ્તુને કબૂલ કરતો નથી જેમાં કોઈ ગયરને સામેલ કરવામાં આવ્યો હોય, પછી રસૂલે કરીમ ﷺએ પ્રસ્તુત આયત દલીલ સ્વરૂપે તિલાવત કરી, اَلاَ لِلّٰهِ الدِّيْنُ الْخَالِصُ *(કુર્તુબી)*

**અમલોની સ્વીકૃતી અલ્લાહ તઆલા સમીપ ઇખ્લાસ (નિખાલસ)ના પ્રમાણ ઉપર છે :**

અનેક કુર્આનની આયતો એ બાબતની સાક્ષી છે કે અલ્લાહના ત્યાં કર્મોનો હિસાબ ગણતરીથી નથી બલકે વજનથી થાય છે. وَنَضَعُ الْمَوَازِيْنَ الْقِسْطَ لِيَوْمِ الْقِيٰمَةِ (૨૧:૪૭) અને પ્રસ્તુત આયતે બતાવી આપ્યું છે કે અલ્લાહ તઆલા સમીપ કર્મોની કદર અને વજન ઈખ્લાસના પ્રમાણમાં હોય છે અને એ દેખીતું છે કે ઈખ્લાસની વિશિષ્ટતા ઈમાનની વિશિષ્ટતા વિના પ્રાપ્ત થતી નથી, કારણ કે સંપૂર્ણ ઈખ્લાસ એ છે કે ન તો અલ્લાહ તઆલાના સિવાય કોઈને લાભ અને નુકસાનનો માલિક સમજે અને ન જ પોતાના કાર્યોમાં કોઈ ગયરૂલ્લાહને કાબૂ પ્રાપ્ત છે એવો વિચાર કરે અને ન જ કોઈ ઈબાદત અને આજ્ઞાપાલનમાં ગયરૂલ્લાહનું પોતાની કલ્પનાથી ધ્યાન કેન્દ્રિત કરે, અનિચ્છાવર્તી ભ્રમણાઓને અલ્લાહ તઆલા મા'ફ કરી દે છે.

સહાબએ કિરામ (રદિ.) જેઓ મુસલમાનોની પ્રથમ હરોળ છે, ભલે તેમના અમલો અને રિયાઝતની સંખ્યા કંઈ વધારે નજરે ન પડે પરંતુ આમ છતાં તેમનો એક સામાન્ય અમલ બાકી ઉમ્મતના મોટા મોટા અમલોથી વધીને હોવાનું કારણ તેમના ઈમાનની સંપૂર્ણતા અને ઈખ્લાસની સંપૂર્ણતા જ તો છે !

وَالَّذِيْنَ اتَّخَذُوْا مِنْ دُوْنِهٖٓ اَوْلِيَآءَ ۘ مَا نَعْبُدُهُمْ اِلَّا لِيُقَرِّبُوْنَآ اِلَى اللّٰهِ زُلْفٰى ؕ આ અરબના મુશ્રિકોની પરિસ્થિતિ છે અને તે સમયના મુશ્રિકોમાં પણ લગભગ એ જ અકીદહ હતો કે સર્જનહાર અને માલિક તથા તમામ કાર્યોનો કાબૂ ધરાવનાર તો માત્ર અલ્લાહ તઆલા જ છે, શયતાને તેમને બહેકાવ્યા કે પોતાની માન્યતા પ્રમાણે ફરિશ્તાઓની શકલોની મૂર્તિઓના શિલ્પ બનાવવા લાગ્યા અને એવું જાણવા છતાં કે આ મૂર્તિઓ અમારી ઘડેલી છે, તેમને કોઈ બુદ્ધિ અથવા સમજ તથા શક્તિ કે સામર્થ્ય પ્રાપ્ત નથી; તેમનો અકીદહ એવો હતો કે આ મૂર્તિઓની ઈજ્જત અને સન્માનથી તે ફરિશ્તાઓ અમારાથી ખુશ થાય છે જેમની શકલોની મૂર્તિઓ બનાવવામાં આવી છે અને ફરિશ્તાઓ અલ્લાહ નજીક પ્રિય છે, તેમણે અલ્લાહ તઆલાના દરબારને દુનિયાના બાદશાહોના દરબાર સમાન ધારી લીધું કે જે રીતે રાજાનો નિકટવર્તી વ્યક્તિ કોઈનાથી ખુશ થાય તો તે બાદશાહ પાસે તેની સિફારસ કરીને તેને પણ બાદશાહનો પ્રિય બનાવી દે છે, આ લોકો પણ એવું

સમજતા હતા કે ફરિશ્તાઓ પણ બાદશાહી દરબારીઓની જેમ જેની ઈચ્છે સિફારસ કરી શકે છે પરંતુ તેમની સમગ્ર ધારણાઓ શયતાની ધોકો અને બાતિલ જ બાતિલ હતી, પ્રથમ તો આ મૂર્તિઓ વાસ્તવમાં ફરિશ્તાઓના સ્વરૂપ ઉપર આધારિત જ ન હતી અને હોય તો પણ અલ્લાહ તઆલાના પ્રિય ફરિશ્તાઓ પોતાની પૂજા કરવાથી કદી પણ ખુશ થવાના નથી, તેમને તો દરેક એવી વસ્તુથી સ્વાભાવિક રીતે સૂગ છે જે અલ્લાહ તઆલાને નાપસંદ છે, તદુપરાંત અલ્લાહ તઆલાના દરબારમાં તે આપમેળે સિફારસ પણ કરી શકતા નથી જ્યાં સુધી કે તેમને કોઈ ખાસ વ્યક્તિ વિશે સિફારસ કરવાની પરવાનગી ન મળે.

وَكَمۡ مِّنۡ مَّلَكٍ فِى السَّمٰوٰتِ لَا تُغۡنِىۡ شَفَاعَتُهُمۡ شَيۡـًٔا اِلَّا مِنۡۢ بَعۡدِ اَنۡ يَّاۡذَنَ اللّٰهُ لِمَنۡ يَّشَآءُ وَيَرۡضٰى (૫૩:૨૬)નો આ જ ભાવાર્થ છે.

**તે સમયના મુશ્રિકો પણ આજના કાફિરો કરતાં સારા હતા :**

આજના ભૌતિકતાના કાફિરો (નાસ્તિકો) તો અલ્લાહ તઆલાના અસ્તિત્વનો જ ઈન્કાર કરે છે તથા અલ્લાહની શા'નમાં સીધે સીધી ગુસ્તાખીઓ કરતા રહે છે, યુરોપથી આયાત કરેલું કુફ્ર ભલે તેમના રંગો વિવિધ પ્રકારના હોય કોઈ મૂડીવાદના પૂજારી છે તો કોઈ કૉમ્યુનિઝમના આ બાબત સૌમાં એકસમાન છે કે નઊઝુબિલ્લાહ તેઓની માન્યતા પ્રમાણે જાણે અલ્લાહ કોઈ વસ્તુ જ નથી, અમે જ પોતાની મરજીના માલિક છે, અમને અમારા કર્મો વિશે કોઈ પૂછતાછ કરનારું નથી, આ જ નીચ કક્ષાના કુફ્ર અને નાશુક્રીનું પરિણામ છે કે સમગ્ર દુનિયામાં શાંતિ અને સંતોષ, ચેન અને રાહતનું ઊઠમણું થઈ ચૂક્યું છે, રાહતના નવા નવા સામાન ઘણા બધા છે પરંતુ રાહત નષ્ટ થઈ ગઈ છે, ઈલાજ અને સારવારના નવા નવા યંત્રો તથા સંશોધનોની છૂટછાટ છે પરંતુ બીમારીઓ એટલી વધી ગઈ છે કે જે અગાઉના સમયમાં ક્યારેય સાંભળવામાં આવી ન હતી, ચોકી પેહરા, પોલીસ, છૂપી પોલીસ ડગલેને પગલે છે પરંતુ અપરાધની ગતિ દરરોજ વધી રહી છે, આ નવા યંત્રો અને રાહત તથા આરામની નવી નવી પદ્ધતિઓ વિશે જ્યારે વિચાર કરશો તો તે અલ્લાહ તઆલાની મખ્લૂક માટે પ્રાણનો ભય (વબાલ) બનેલી નજરે પડે છે, કુફ્રની સજા તો આખિરતમાં બધા જ કાફિરો માટે કાયમી જહન્નમ છે પરંતુ આ આંધળી નાશુક્રીની સજા કંઈક

દુનિયામાં પણ ભોગવવી પડે છે કે જેની આપેલી નેઅ્મતોનો ઉપયોગ કરી આકાશો ઉપર ચઢવાની ક્ષમતા પ્રાપ્ત થઈ તેનો જ ઈન્કાર કરી બેઠા ?!

درمیان خانہ گم کردیم صاحب خانہ را

لَوْ اَرَادَ اللّٰهُ اَنْ يَّتَّخِذَ وَلَدًا આ તે લોકોનો રદિયો છે જેઓ ફરિશ્તાઓને અલ્લાહ તઆલાના સંતાનો કહેતા હતા, તેમની આવી બાતિલ માન્યતા જો કે તદ્દન અશક્ય બાબત છે છતાં ધારી લો કે જો અલ્લાહ તઆલાને મઆઝલ્લાહ સંતાન હોત તો તે તેના ઈરાદા અને ઈચ્છા વિના હોવું અશક્ય છે એટલે કે બળજબરીએ સંતાનો તેના ઉપર થોપી નથી શકાતા, પછી જો ધારી લો કે તેનો ઈરાદો હોત તો તેની જાત સિવાય બધી તેની મખ્લૂક જ છે તેમનામાંથી કોઈને સંતાન બનાવી લીધું હોત અને જ્યારે કે સંતાનનું પોતાના પિતાની પ્રજાતિનું હોવું જરૂરી છે અને મખ્લૂક સર્જનહારની પ્રજાતિની નથી હોઈ શકતી એટલા માટે મખ્લૂક (સર્જન)ને સંતાન બનાવવાનો ઈરાદો કરવાની બાબત તદ્દન નિર્મૂળ થઈ ગઈ.

يُكَوِّرُ الَّيْلَ عَلَى النَّهَارِ અહીંયાં تَكْوِيْر (તક્વીર)નો અર્થ એક વસ્તુને બીજી વસ્તુ ઉપર નાંખીને તેને સંતાડી દેવાનો થાય છે, કુર્આને કરીમે દિવસ રાતના પરિવર્તનોને અહીંયાં સામાન્ય દષ્ટિના આધારે "તક્વીર" શબ્દથી ઓળખાવ્યું છે કે રાત આવે છે તો જાણે દિવસના પ્રકાશ ઉપર એક પડદો નાંખી દેવામાં આવ્યો અને દિવસ આવે છે તો જાણે રાતનું અંધારું પડદામાં ચાલ્યું જાય છે.

**ચંદ્ર અને સૂર્ય બંને ગતિશીલ છે :**

كُلٌّ يَّجْرِىْ لِاَجَلٍ مُّسَمًّى આથી જાણ થઈ કે સૂર્ય અને ચંદ્ર બંને ગતિ કરે છે, અવકાશ તથા વેધશાળાઓના ભૌતિક સંશોધનો કુર્આને પાક અથવા કોઈ આકાશી કિતાબનો ચર્ચાનો વિષય નથી હોતો પરંતુ આ બાબતમાં જેટલી વાત ટૂંકમાં આવી જાય છે તેના ઉપર યકીન રાખવું ફરજ છે, ફિલસૂફીઓની પ્રાચીન તથા આધુનિક શોધખોળો તો મીણનું નાક છે, દરરોજ સિદ્ધાંતો બદલાતા રહે છે જ્યારે કે કુર્આનની સત્યતા તો અપરિર્વતનશીલ છે, પ્રસ્તુત ઉમ્મતને જેટલી વાત બતાવવામાં આવી કે ચંદ્ર અને સૂર્ય બંને ગતિ કરી રહ્યા છે તેના ઉપર યકીન

રાખવું ફરજ છે, હવે રહી એ બાબત કે આપણી સામે સૂર્યનું ઊગવું અને આથમવું પૃથ્વીની ગતિથી થાય છે, ન કે તે તારાઓની ગતિના કારણે. કુર્આને પાક ન તો તેને સાબિત કરે છે અને ન જ તેનો ઈન્કાર કરે છે, અનુભવથી જે કંઈ જાણ થાય તેને માનવામાં વાંધો નથી.

اَنْــزَلَ لَــكُمْ مِّنَ الْاَنْـعَامِ ثَـمٰنِيَةَ اَزْوَاجٍ ચોપગા જાનવરોના સર્જનને આ આયતમાં اِنْــــزَالُ એટલે કે આસમાનથી ઊતારેલ ઓળખાવીને એ તરફ ઈશારો કર્યો છે કે તેમના સર્જનમાં મોટી દખલગીરી તે પાણીની છે જે આસમાનથી ઊતરે છે એટલા માટે એવું કહી શકાય છે કે આ પણ જાણે આસમાનથી નાઝિલ થયા, કુર્આને કરીમે માનવ પોશાક માટે પણ આ જ શબ્દનો ઉપયોગ કર્યો છે.

وَاَنْـزَلْنَا عَلَيْكُمْ لِبَاسًا અને અમુક ભૌતિક વસ્તુઓ જેમકે લોખંડ માટે પણ આ શબ્દ આવ્યો છે. وَاَنْـزَلْـنَـا الْـحَدِيْدَ આ બધાનો ખુલાસો તે વસ્તુઓને પોતાની કુદરતથી પેદા કરવાનો અને મનુષ્યને અર્પણ કરવાનો થાય છે.

*(કુર્તુબી)*

خَلْقًا مِّنْۢ بَـعْـدِ خَلْقٍ فِیْ ظُلُمٰتٍ ثَلٰثٍ તેમાં અલ્લાહ તઆલાની કુદરતના તે સર્જનક્રમની અમુક નિશાની આપવામાં આવી છે જે મનુષ્યના સર્જનમાં કાર્યરત છે, પ્રથમ તો એ કે અલ્લાહની કુદરતમાં તો એ પણ હતું કે બાળકને પેટમાં એકી સાથે સંપૂર્ણ પેદા કરી આપે પરંતુ હિકમત અને મસ્લિહતના તકાદાથી એવું નથી કરવામાં આવતું, બલકે خَـلْقًا مِّنْۢ بَـعْدِ خَلْقٍ સર્જનનો ક્રમ અપનાવવામાં આવ્યો કે તે સ્ત્રી જેના પેટમાં એક નાની દુનિયા અસ્તિત્વમાં આવી રહી છે તે ધીરે ધીરે તેનો ભાર વેઠવાની ટેવ બનાવતી ચાલી જાય, બીજું આ અજોડ અને શ્રેષ્ઠ મખ્લૂકને જેમાં સેંકડો નાજુક નાજુક મશીનરી અને વાળ જેવી નસો તથા લોહી અને રૂહ પહોંચાડવા માટે લગાડવામાં આવી છે તે સામાન્ય કારીગરોની જેમ કોઈ ખુલ્લી જગ્યામાં પ્રકાશની સહાયતાથી નહીં બલકે ત્રણ અંધારાઓમાં એવા સ્થળે પેદા કરવામાં આવી છે જ્યાં કોઈની નજર તો શું કલ્પનાની પણ પહોંચ નથી. فَتَبَارَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ (૨૩:૧૪)

———————————

## આયતો : (સૂરએ ઝુમર : આયત નં. ૭ થી ૧૦)

اِنْ تَكْفُرُوْا فَاِنَّ اللّٰهَ غَنِيٌّ عَنْكُمْ ۟ وَلَا يَرْضٰى لِعِبَادِهِ الْكُفْرَ ۚ وَاِنْ تَشْكُرُوْا يَرْضَهُ
لَكُمْ ۭ وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى ۭ ثُمَّ اِلٰى رَبِّكُمْ مَّرْجِعُكُمْ فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ
تَعْمَلُوْنَ ۭ اِنَّهٗ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ﴿٧﴾ وَاِذَا مَسَّ الْاِنْسَانَ ضُرٌّ دَعَا رَبَّهٗ
مُنِيْبًا اِلَيْهِ ثُمَّ اِذَا خَوَّلَهٗ نِعْمَةً مِّنْهُ نَسِيَ مَا كَانَ يَدْعُوْٓا اِلَيْهِ مِنْ قَبْلُ وَجَعَلَ لِلّٰهِ
اَنْدَادًا لِّيُضِلَّ عَنْ سَبِيْلِهٖ ۭ قُلْ تَمَتَّعْ بِكُفْرِكَ قَلِيْلًا ڰ اِنَّكَ مِنْ اَصْحٰبِ النَّارِ ﴿٨﴾
اَمَّنْ هُوَ قَانِتٌ اٰنَاۗءَ الَّيْلِ سَاجِدًا وَّقَاۗىِٕمًا يَّحْذَرُ الْاٰخِرَةَ وَيَرْجُوْا رَحْمَةَ رَبِّهٖ ۭ قُلْ
هَلْ يَسْتَوِي الَّذِيْنَ يَعْلَمُوْنَ وَالَّذِيْنَ لَا يَعْلَمُوْنَ ۭ اِنَّمَا يَتَذَكَّرُ اُولُوا الْاَلْبَابِ ﴿٩﴾
قُلْ يٰعِبَادِ الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوْا رَبَّكُمْ ۭ لِلَّذِيْنَ اَحْسَنُوْا فِيْ هٰذِهِ الدُّنْيَا حَسَنَةٌ ۭ
وَاَرْضُ اللّٰهِ وَاسِعَةٌ ۭ اِنَّمَا يُوَفَّى الصّٰبِرُوْنَ اَجْرَهُمْ بِغَيْرِ حِسَابٍ ﴿١٠﴾

## તરજુમો :

*જો તમે ઈન્કારી (કાફિર) થયા તો અલ્લાહ તમારી પરવા નથી રાખતો અને પોતાના બંદાઓનું ઈન્કારી થવું પસંદ નથી કરતો અને જો તેનો શુક્ર અદા કરશો તો તેને તમારા માટે પસંદ કરશે અને કોઈ ઉઠાવનાર બીજાનો ભાર વેંઢારશે નહીં, પછી પોતાના પરવરદિગારની તરફ તમારે પાછા જવાનું છે તો તે તમને બતાવી આપશે જે કંઈ તમે કરતા હતા, બેશક ! તેને દિલોની (ગુપ્ત) વાતની (પણ) ખબર છે. (૭) અને જ્યારે મનુષ્યને કઠણાઈ પહોંચે તો પોતાના પરવરદિગારને તેના તરફ શરણે જઈને પોકારે, પછી જ્યારે તેને પોતાના તરફથી નેઅ્મત બખ્શે તો તેને ભૂલી જાય કે જેના માટે પહેલેથી પોકારી રહ્યો હતો અને અલ્લાહ સમાન અન્યોને ઠરાવે જેથી તેના માર્ગથી ભટકાવે, તમે કહો ! પોતાના કુફ્રની સાથે થોડા દિવસો વર્તી (લહેર કરી) લે, બેશક ! તું દોઝખવાળાઓમાંથી છે. (૮) ભલા એક જે રાતની ઘડીઓમાં સિજ્દહ કરતો(-કરતો) અને ઊભો(-ઊભો) બંદગીમાં લીન છે,*

*આખિરતનો ભય સેવે છે અને પોતાના પરવરદિગારની મહેરબાનીની આશા રાખે છે, તમે કહો ! કંઈ સમાન હોય છે સમજદાર અને નાસમજ !? બેશક તેઓ જ વિચારે છે જેમનામાં અક્કલ છે. (૯) તમે કહો, હે મારા બંદાઓ ! જેઓ ઈમાન લાવ્યા છો પોતાના પરવરદિગારથી ડરો, જેમણે આ દુનિયામાં નેકી કરી છે તેમને ભલાઈ છે અને અલ્લાહની જમીન વિશાળ છે, સબ્ર કરનારાઓને જ પોતાનો અગણિત બદલો મળે છે. (૧૦)*

## તફસીર :

(હે લોકો ! તમે કુફ્ર અને શિર્કનો રદિયો સાંભળી લીધો, ત્યારબાદ) જો તમે કુફ્ર કરશો (જેમાં શિર્ક પણ સામેલ છે) તો અલ્લાહ તઆલા(નું કોઈ નુકસાન નથી કારણ કે તે) તમારો (અને તમારી ઈબાદતનો) જરૂરિયાતમંદ નથી (કે તમારી ઈબાદત અને તવહીદ ન અપનાવવાના કારણે તેને કંઈ નુકસાન પહોંચે) અને (એ બાબત અવશ્ય છે કે) તે પોતાના બંદાઓ માટે કુફ્રને પસંદ નથી કરતો (કારણ કે કુફ્રથી બંદાઓને પોતે નુકસાન પહોંચે છે) અને જો તમે શુક્ર કરશો (જેની મુખ્ય શરત ઈમાન છે તો અલ્લાહને કોઈ લાભ નથી પરંતુ કારણ કે તે તમારો લાભ છે એટલા માટે) તે તમારા માટે પસંદ કરે છે અને (કારણ કે અમારા ત્યાં એવો નિશ્ચિત નિયમ છે કે) કોઈ અન્યનો (ગુનાહોનો) ભાર ઉઠાવતો નથી (એટલા માટે કુફ્ર કરીને એવું પણ ન સમજજો કે અમારું કુફ્ર બીજાના નામએ આ'માલમાં કોઈ કારણે નોંધાઈ જશે અને અમે છૂટી જઈશું, યા તો એ કારણે કે અમે બીજાના તા'બેદાર છીએ અથવા તો વડીલોના પગલે ચાલીને અથવા એ કારણે કે અન્યોએ ભાર વેંઢારવાનો વાયદો કરી લીધો છે જેમકે અમુક કાફિરો કહ્યા કરતા હતા, وَلْنَحْمِلْ خَطٰيٰكُمْ મતલબ કે એવું શક્ય બનશે નહીં બલકે તમારું કુફ્ર તમારા ખાતે જ લખવામાં આવશે) પછી પોતાના પરવરદિગારની પાસે તમારે પાછા જવાનું થશે, બસ તે તમારા બધા કર્મો તમને બતાવી દેશે (અને સજા આપશે, બસ આ ધારણા પણ ખોટી છે કે તેમના કર્મોનો રજુ થવાનો સમય જ નહીં આવે અને) તે દિલો સુદ્ધાંની વાતોને જાણનારો છે (બસ આ ધારણા પણ ન રાખજો કે અમારા કુફ્રની કદાચ તેને જાણ ન થાય, જેમકે હદીષોમાં છે કે અમુક લોકોમાં વાતચીત થઈ કે ખબર નહીં ! અલ્લાહ તઆલા આપણી વાતો સાંભળે છે કે નહીં ? તો કોઈએ કંઈ જવાબ આપ્યો તો તેના ઉપર આ આયત નાઝિલ થઈ

(وَمَـا كُـنْتُـمْ تَسْتَتِـرُوْنَ اَنْ يَّشْهَدَا....) અને (મુશ્રિક) વ્યક્તિ(ની હાલત એ છે કે તે)ને જ્યારે કોઈ કષ્ટ પહોંચે છે તો પોતાના (વાસ્તવિક) પરવરદિગારને એ જ રીતે રજુ થઈને પોકારવા લાગે છે (અને બધા પૂજ્યોને ભૂલી જાય છે) પછી જ્યારે અલ્લાહ તઆલા તેને પોતાની પાસેથી (શાંતિ અને રાહતની) નેઅ્મત અર્પણ કરે છે તો જે (કષ્ટ દૂર કરવા)ના માટે પ્રથમથી (અલ્લાહ તઆલાને) પોકારી રહ્યો હતો તેને ભૂલી જાય છે (અને ગાફેલ થઈ જાય છે) અને અલ્લાહના ભાગીદાર ઠરાવવા લાગે છે જેની અસર (પોતાની ગુમરાહી હોવા ઉપરાંત) એ થાય છે કે અલ્લાહ તઆલાના માર્ગથી બીજાઓને (પણ) ગુમરાહ કરે છે (અને જો આ મુસીબતને નજર સમક્ષ રાખી હોત તો તવહીદમાં ઈખ્લાસને કાયમ રાખ્યો હોત, આ મુશ્રિકની ટીકા થઈ, આગળ તેને અઝાબથી ડરાવવા માટે કહેવામાં આવે છે કે) તમે (એવા વ્યક્તિને) કહી આપો કે પોતાના કુફ્રની મજા થોડા દિવસ હજુ લૂંટી લે (પછી અંતે) તું દોઝખીઓમાંથી થનારો છે (આગળ તવહીદવાળાઓના વખાણ અને ખુશખબરી છે એટલે કે) ભલા જે વ્યક્તિ (પ્રસ્તુત મુશ્રિકની હાલતથી વિપરીત) રાતના સમયોમાં (જે મોટે ભાગે ગફલતનો સમય હોય છે) સિજ્દહ અને કયામ (એટલે કે નમાઝ)ની હાલતમાં ઈબાદત કરી રહ્યો હોય (આ તો તેની જાહેર પરિસ્થિતિ છે અને તેનું અંતરમન એવું હોય છે કે) આખિરતથી ડરી રહ્યો હોય અને પોતાના પરવરદિગારની રહમતની આશા (પણ) સેવી રહ્યો હોય, (શું એવો વ્યક્તિ અને પ્રસ્તુત મુશ્રિક સમાન હોઈ શકે છે ? કદાપિ નહીં ! બલકે આ જે રાત્રે ઈબાદત કરે છે અને અલ્લાહથી ડરનારો પણ છે તથા તેની કરમ અને બખ્શીશની ઉમ્મીદ પણ રાખે છે તે ઉચ્ચ કક્ષાનો ખુશનસીબ છે અને મુશ્રિક જે સ્વાર્થ સાધી લીધા પછી ઈખ્લાસ છોડી દે છે તે નીંદનીય છે અને કારણ કે આ ઈબાદતોને છોડી દેવાને કાફિરો નીંદાપાત્ર સમજતા ન હતા એટલા માટે આ તફાવતની બીનાએ છુટકારો પ્રાપ્ત કરનાર તથા નીંદાપાત્ર હોવાના હુકમમાં તેમને શંકા થઈ શકતી હતી તેથી આગળ વધારે સ્પષ્ટતા અને વિષયની છણાવટ માટે આ હુકમની સાબિતી આપવામાં આવી છે, એટલે કે કહેવામાં આવ્યું છે કે હે પયગમ્બર ﷺ !) તમે (તેમને આ વિષય) કહો કે જ્ઞાનવાળા અને અજ્ઞાનીઓ (શું ક્યારેય) સરખા હોય છે ? (કારણ કે જહાલતને દરેક વ્યક્તિ ખરાબ સમજે છે, તેના જવાબમાં તેમના

તરફથી પણ એવો જ જવાબ શક્ય છે કે જાહિલો નીંદનીય છે અને આગળ એ વાત સાબિત કરવામાં આવી છે કે સદ્કર્મો કરનાર જ્ઞાની છે અને સદ્કર્મો ન કરનાર અજ્ઞાની છે, બસ આ બાબતને થોડી વધારે સ્પષ્ટ રીતે સાબિત કરવામાં આવી છે અને દરેક સ્વરૂપે આ વર્ણનથી કુફ્ર અને કાફિરોને નીંદનીય તથા ઈમાનવાળાઓને શ્રેષ્ઠ સાબિત કરવામાં આવ્યા છે અને) બોધપાઠ તે જ લોકો ગ્રહણ કરે છે જેઓ (સદ્)બુદ્ધિ ધરાવે છે અને (જ્યારે અલ્લાહ સમીપ આજ્ઞાકારીઓનું શ્રેષ્ઠ હોવું સાબિત થઈ ગયું તો આજ્ઞાપાલનની પ્રેરણા અને પ્રોત્સાહન આપવા માટે) તમે (મો'મિનોને મારા તરફથી) કહી આપો કે હે મારા ઈમાનવાળા બંદાઓ ! તમે પોતાના પરવરદિગારથી ડરતા રહો (એટલે કે આજ્ઞાપાલન કરતા રહો અને ગુનાહોથી બચતા રહો. આ બધા તકવાના વિભાગો છે, આગળ તેનો બદલો છે કે) જે લોકો આ દુનિયામાં નેકી કરે છે તેમના માટે નેક બદલો છે (આખિરતમાં તો અવશ્ય મળશે અને દુનિયામાં પણ મનની શાંતિ મળશે અને ક્યારેક જાહેર રીતે પણ આ બદલો મળે છે) અને (જો વતનમાં નેકી કરવાથી કોઈ અવરોધ હોય તો હિજરત કરીને બીજા સ્થળે ચાલ્યા જાઓ, કારણ કે) અલ્લાહની જમીન વિશાળ છે (અને જો વતન છોડવામાં કોઈ તકલીફ પહોંચે તો ધૈર્ય દાખવો, કારણ કે દીનમાં) અડગ રહેનારને તેનો બદલો બેશુમાર મળશે (બસ આ આજ્ઞાપાલનનું પ્રોત્સાહન અને પ્રેરણા છે).

## મસ્અલા અને બોધપાઠ :

اِنۡ تَكۡفُرُوۡا فَاِنَّ اللّٰهَ غَنِىٌّ عَنۡكُمۡ એટલે કે તમારા ઈમાનથી અલ્લાહ તઆલાનો પોતાનો કોઈ જ લાભ નથી અને ન જ તમારા કુફ્રથી તેને કોઈ નુકસાન છે. સહીહ મુસ્લિમની હદીષમાં છે કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, "હે મારા બંદાઓ ! જો તમારા આગલા અને પાછલા અને તમારા માનવી અને જિન્નાત સૌના સૌ અંતિમ કક્ષાના જઘન્ય અપરાધોમાં ઓતપ્રોત થઈ જાય તો મારા શાસન અને સલતનતમાં જરા પણ ઉણપ આવતી નથી." *(ઈબ્ને કષીર)*

وَلَا يَرۡضٰى لِعِبَادِهِ الۡكُفۡرَ એટલે કે અલ્લાહ તઆલા પોતાના બંદાઓના કુફ્રથી રાજી નથી. رَضَاءٌ (રજાઅ્)નો ભાવાર્થ "મહોબ્બત" છે અથવા કોઈ કામનો કોઈ વાંધા વિના ઈરાદો કરવો થાય છે, તેનો વિરુદ્ધાર્થી શબ્દ سَخَطٌ

(સખત) આવ્યો છે જેનો અર્થ "કોઈ વસ્તુને સૂગયુક્ત ગણવું અથવા કોઈ વસ્તુને વાંધાજનક ઠરાવવું" થાય છે, ભલે તેની સાથે ઈરાદો પણ જોડાયેલ હોય.

**મસ્અલો :**

અહલે સુન્નત વલ જમાઅતનો અકીદહ એ છે કે દુનિયામાં કોઈ સારું અથવા ખરાબ કાર્ય ઈમાન અથવા કુફ્ર અલ્લાહ તઆલાની ઈચ્છા અથવા ઈરાદા વિના અસ્તિત્વમાં આવી શકતું નથી એટલા માટે દરેક વસ્તુના અસ્તિત્વમાં આવવા માટે અલ્લાહ જલ્લ શા'નુહૂનો ઈરાદો શરત છે, અલબત્ત અલ્લાહ તઆલાનો રાજીપો અને પસંદગી માત્ર ઈમાન અને સારા કર્મો વિશે હોય છે, કુફ્ર અને શિર્ક તથા ગુનાહો તેને પસંદ નથી. શયખુલ ઈસ્લામ અલ્લામહ નવવી (રહ.)એ પોતાની કિતાબ "અલ ઉસૂલ વઝ્ઝવાબિત"માં લખ્યું છે,

مَذْهَبُ اَهْلِ الْحَقِّ الْاِ يْمَانُ بِالْقَدْرِ وَاِثْبَاتُهُ وَاَنَّ جَمِيْعَ الْكَائِنَاتِ خَيْرَهَا وَشَرَّهَا بِقَضَاءِ اللّٰهِ وَقَدْرِهِ وَهُوَ مُرِيْدٌ لَّهَا كُلِّهَا وَيَكْرَهُ الْمَعَاصِىَ مَعَ اَنَّهٗ تَعَالٰى مُرِيْدٌ لَّهَا لِحِكْمَةٍ يَعْلَمُهَا جَلَّ وَعَلَا. (رُوْحُ الْمَعَانِىْ)

*"અહલે હકનો મઝહબ તકદીર ઉપર ઈમાન લાવવું છે અને એ કે સઘળી કાઈનાત (સૃષ્ટી) સારી હોય અથવા ખરાબ, સૌ અલ્લાહ તઆલાના હુકમ અને તકદીરથી અસ્તિત્વમાં આવી છે અને અલ્લાહ તઆલા તેમના સર્જનનો ઈરાદો પણ કરે છે પરંતુ તે ગુનાહને મકરૂહ અને નાપસંદ સમજે છે, જો કે તેમના સર્જનનો ઈરાદો કોઈ હિકમત અને મસ્લિહત હેઠળ થાય છે જેને તે પોતે જ જાણે છે."*

اَمَّنْ هُوَ قَانِتٌ اٰنَاءَ الَّيْلِ માં શબ્દ اَمَّنْ (અમ્મન) બે શબ્દોથી બને છે, اَمْ (અમ) "હરફે ઈસ્તિફહામ" અને مَنْ (મન) "ઈસ્મે મોસૂલ" છે, આ વાક્યથી કાફિરોને અલ્લાહ તઆલા તરફથી પ્રથમ કહેવામાં આવ્યું છે કે દુનિયાની અમુક દિવસની જિંદગીમાં પોતાના કુફ્ર અને અપરાધની મજા લૂંટી લો અંતે તમે જહન્નમનું ઈંધણ બનશો, ત્યાર પછી આ વાક્યમાં مُؤْمِنٌ مُطِيْعٌ આજ્ઞાપાલક મો'મિનનું વર્ણન છે જેને اَمَّنْ (અમ્મન)ના શબ્દથી સવાલ દ્વારા શરૂ કરવામાં આવ્યું છે. તફસીરના ઉલમાએ ફરમાવ્યું કે આથી પહેલાં એક "જુમ્લએ મહઝૂફ"

(સુષુપ્ત વાક્ય) છે; તે કાફિરોને કહેવામાં આવશે કે તું સારો છે અથવા તે આજ્ઞાપાલક મો'મિન ? જેનું વર્ણન આગળ આવે છે, શબ્દ قَانِتٌ (કાનિત)ના ઘણા તરજુમાઓ કરવામાં આવ્યા છે, સૌથી વધારે મજબૂત નિવેદન હઝરત મસ્ઊદ (રદિ.)નું છે, તેનો અર્થ છે આજ્ઞાપાલક. આ શબ્દ જ્યારે ખાસ નમાઝ માટે બોલવામાં આવે છે, જેમકે قُوْمُوْا لِلّٰهِ قَانِتِيْنَ (૨:૨૩૮)તો ત્યાં ભાવાર્થ તે વ્યક્તિ હોય છે જે નમાઝમાં પોતાની દષ્ટિને નીચી રાખે અને આમતેમ ન જુએ અને ન જ પોતાના શરીર અને કપડાંથી રમત રમે, ન જ દુનિયાની કોઈ વસ્તુને પોતાની ઈચ્છાથી નમાઝમાં યાદ કરે, ભૂલ અથવા અનિચ્છનીય ભ્રમણાઓ તેનાથી વિપરીત નથી. *(કુર્તુબી)*

اٰنَاءَ الَّيْلِ (અના અલ્લયૂલ)નો અર્થ سَاعَاتَ اللَّيْلِ (સાઅતુલ્લયૂલ) થાય છે, જેનો ભાવાર્થ રાતનો શરૂઆતનો ભાગ છે અને વચ્ચેનો તથા અંતિમ પહોર છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે જે વ્યક્તિ એવું ઈચ્છે છે કે મહશરમાં હિસાબના થોભવામાં અલ્લાહ તઆલા તેના ઉપર આસાની કરે તેણે જોઈએ કે અલ્લાહ તઆલા તેને રાતના અંધકારમાં સિજ્દહ અને કયામની હાલતમાં પામે, એ રીતે કે તેને આખિરતની ચિંતા પણ હોય અને રહમતની આશા પણ, અમુક લોકોએ મગરિબ અને ઈશા વચ્ચેના સમયને "અના અલ્લયૂલ" કહ્યો છે. *(કુર્તુબી)*

وَاَرْضُ اللّٰهِ وَاسِعَةٌ આથી પહેલાં વાક્યમાં નેક અમલોનો હુકમ છે, કોઈ એવું કારણ આગળ ધરી શકતું હતું કે હું શહેર અથવા પ્રદેશમાં રહું છું અથવા જે માહોલમાં ફસાયેલો છું તેની પરિસ્થિતિ મને નેક કર્મો કરવાથી અટકાવે છે તેનો જવાબ આ વાક્યમાં આપવામાં આવ્યો છે, જો કોઈ શહેર અથવા પ્રદેશ અથવા ખાસ પરિસ્થિતિમાં રહીને શરીઅતના હુકમોની પાબંદી મુશ્કેલ નજરે પડે તો તેને છોડી દો, અલ્લાહ તઆલાની જમીન ઘણી વિશાળ છે કોઈ એવા સ્થળે અને એવા માહોલમાં જઈને રહો જે અલ્લાહ તઆલાના હુકમો પૂર્ણ કરવા માટે યોગ્ય હોય, તેમાં એવા સ્થળેથી હિજરત કરવાનું પ્રોત્સાહન છે જેમાં રહીને માનવી દીનના હુકમોની પાબંદી ન કરી શકે, હિજરતના વિગતવાર હુકમો સૂરએ નિસાઅ્માં આવી ચૂક્યા છે.

بِغَيْرِ حِسَابٍ اِنَّمَا يُوَفَّى الصّٰبِرُوْنَ اَجْرَهُمْ بِغَيْرِ حِسَابٍ માં શબ્દ بِغَيْرِ حِسَابٍ

(બિગયૂરિ હિસાબ)નો ભાવાર્થ એ છે કે સબ્ર કરનારાઓનો સવાબ કોઈ નિશ્ચિત અંદાજા અથવા પ્રમાણથી નથી બલકે અનહદ અને બેહિસાબ આપવામાં આવશે, જેમકે હદીષની રિવાયતોમાં આગળ આવે છે અને અમુક લોકોએ "બિગયૂરિ હિસાબ"નો અર્થ "દરખાસ્ત અથવા માંગણી"નો લીધો છે, એટલે કે દુનિયામાં કોઈનો કોઈ હક કોઈના માથે હોય તેને પોતાના હકની પોતે માંગણી કરવી પડે છે, અલ્લાહ તઆલાના ત્યાં સબ્ર કરનારાઓને દરખાસ્ત અથવા માંગણી કર્યા વિના જ તેમનો સવાબ અર્પણ કરવામાં આવે છે.

હઝરત કતાદહ (રદિ.)એ ફરમાવ્યું કે હઝરત અનસ (રદિ.)એ હદીષ સંભળાવી કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે કયામતના દિવસે ન્યાયનું ત્રાજવું કાયમ કરવામાં આવશે, સદકહ કરનારા લોકો આવશે તો તેમના સદકાઓને તોલીને તેના હિસાબ પ્રમાણે પૂરેપૂરો બદલો આપવામાં આવશે, એ જ પ્રમાણે નમાઝ અને હજ્જ વગેરે ઈબાદતવાળાઓની ઈબાદતોને તોલીને હિસાબથી તેમનો બદલો પૂરેપૂરો આપવામાં આવશે, પછી જ્યારે બલા અને મુસીબતમાં સબ્ર કરનારા આવશે તો તેમના માટે કોઈ કાંટો અથવા વજન નહીં હોય બલકે હિસાબ અને અંદાજા વિના જ તેમના તરફ બદલો અને સવાબ વહાવી દેવામાં આવશે, કારણ કે અલ્લાહે ફરમાવ્યું છે, اِنَّمَا يُوَفَّى الصَّابِرُونَ اَجرَهُم بِغَيرِ حِسَابٍ અહીંયાં સુધી કે તે લોકો જેમની દુનિયવી જિંદગી રાહતમાં પસાર થઈ તેઓ ઈચ્છા કરવા લાગશે કે કાશ ! દુનિયામાં તેમના શરીર કાતરો દ્વારા કાપી નાંખવામાં આવ્યા હોત તો અમને પણ સબ્રનો આવો જ બદલો મળ્યો હોત !

હઝરત ઈમામ માલિક (રહ.)એ આ આયતમાં صَابِرِين (સાબિરીન)ના ભાવાર્થથી તે લોકો ગણ્યા છે જેઓ દુનિયાની મુસીબતો તથા રંજ અને ગમ ઉપર ધૈર્ય દાખવનારા છે અને અમુક લોકોએ કહ્યું કે "સાબિરીન"નો ભાવાર્થ તે લોકો છે જેઓ ગુનાહોથી પોતાના નફ્સને રોકે છે. કુર્તુબી ફરમાવે છે કે શબ્દ صَابِرُ (સાબિર) જ્યારે કોઈ બીજા શબ્દ વિના કહેવામાં આવે છે ત્યારે તેનો ભાવાર્થ એ જ થાય છે જે પોતાના નફ્સને ગુનાહોથી અળગા રાખવાની તકલીફ ઉપર સબ્ર કરે અને જ્યારે મુસીબત ઉપર સબ્ર કરનારાઓ માટે શબ્દ "સાબિર" બોલવામાં આવે છે ત્યારે صَابِرٌ عَلٰى كَذَا ના શબ્દો બોલવામાં આવે છે, એટલે કે ફલાણી મુસીબત ઉપર સબ્ર કરનાર. વલ્લાહુ અઅ્લમુ.

## આયતો : (સૂરએ ઝુમર : આયત નં. ૧૧ થી ૨૦)

قُلْ إِنِّيٓ أُمِرْتُ أَنْ أَعْبُدَ اللّٰهَ مُخْلِصًا لَّهُ الدِّيْنَ ﴿١١﴾ وَأُمِرْتُ لِأَنْ أَكُوْنَ
أَوَّلَ الْمُسْلِمِيْنَ ﴿١٢﴾ قُلْ إِنِّيٓ أَخَافُ إِنْ عَصَيْتُ رَبِّيْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ﴿١٣﴾ قُلِ اللّٰهَ
أَعْبُدُ مُخْلِصًا لَّهٗ دِيْنِيْ ﴿١٤﴾ فَاعْبُدُوْا مَا شِئْتُمْ مِّنْ دُوْنِهٖ ۗ قُلْ إِنَّ الْخٰسِرِيْنَ
الَّذِيْنَ خَسِرُوْٓا أَنْفُسَهُمْ وَأَهْلِيْهِمْ يَوْمَ الْقِيٰمَةِ ۗ أَلَا ذٰلِكَ هُوَ الْخُسْرَانُ
الْمُبِيْنُ ﴿١٥﴾ لَهُمْ مِّنْ فَوْقِهِمْ ظُلَلٌ مِّنَ النَّارِ وَمِنْ تَحْتِهِمْ ظُلَلٌ ۗ ذٰلِكَ يُخَوِّفُ
اللّٰهُ بِهٖ عِبَادَهٗ ۗ يٰعِبَادِ فَاتَّقُوْنِ ﴿١٦﴾ وَالَّذِيْنَ اجْتَنَبُوا الطَّاغُوْتَ أَنْ يَّعْبُدُوْهَا
وَأَنَابُوْٓا إِلَى اللّٰهِ لَهُمُ الْبُشْرٰى ۚ فَبَشِّرْ عِبَادِ ﴿١٧﴾ الَّذِيْنَ يَسْتَمِعُوْنَ الْقَوْلَ
فَيَتَّبِعُوْنَ أَحْسَنَهٗ ۗ أُولٰٓئِكَ الَّذِيْنَ هَدٰىهُمُ اللّٰهُ وَأُولٰٓئِكَ هُمْ أُولُوا الْأَلْبَابِ ﴿١٨﴾
أَفَمَنْ حَقَّ عَلَيْهِ كَلِمَةُ الْعَذَابِ ۗ أَفَأَنْتَ تُنْقِذُ مَنْ فِي النَّارِ ﴿١٩﴾ لٰكِنِ
الَّذِيْنَ اتَّقَوْا رَبَّهُمْ لَهُمْ غُرَفٌ مِّنْ فَوْقِهَا غُرَفٌ مَّبْنِيَّةٌ ۙ تَجْرِيْ مِنْ
تَحْتِهَا الْأَنْهٰرُ ۗ وَعْدَ اللّٰهِ ۗ لَا يُخْلِفُ اللّٰهُ الْمِيْعَادَ ﴿٢٠﴾

### તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહો ! મને હુકમ છે કે અલ્લાહની બંદગી કરું માત્ર*
*તેના જ માટે ખાસ રાખીને. (૧૧) અને હુકમ છે કે હું સૌ પ્રથમ*
*આજ્ઞાપાલક (મુસ્લિમ) થાઉં. (૧૨) તમે કહો ! હું ડરું છું એક મોટા*
*દિવસના અઝાબથી જો પોતાના પરવરદિગારનો હુકમ ન માનું. (૧૩) તમે*
*કહો ! હું તો અલ્લાહની ઈબાદત કરું છું પોતાની બંદગીને માત્ર તેના જ માટે*
*ખાસ કરીને. (૧૪) હવે તમે તેના સિવાય જેને ચાહો પૂજો; તમે કહો ! બેશક*
*મોટા નુકસાનવાળા તે છે જેઓ પોતાની જાતનું અને પોતાના ઘરવાળાઓનું*
*કયામતના દિવસે નુકસાન કરી બેઠા, સાંભળો છો ?! આ જ છે ઉઘાડું*

*નુકસાન ! (૧૫) તેમના માટે ઉપરથી આગનું વાદળ છે અને તેમની નીચેથી વાદળ; તે વસ્તુથી અલ્લાહ પોતાના બંદાઓને ડરાવે છે, હે મારા બંદાઓ ! તો મારાથી ડરો. (૧૬) અને જે લોકો શયતાનોથી બચ્યા કે તેમની પૂજા કરે અને અલ્લાહ તરફ રુજૂઅ્ થયા તેમના માટે ખુશખબરી છે, બસ તમે ખુશી સંભળાવી દો મારા બંદાઓને. (૧૭) જેઓ વાત સાંભળે છે પછી તેના ઉપર ચાલે છે જે તેમાં નેક છે, આ જ છે તેઓ જેમને અલ્લાહે માર્ગ આપ્યો અને તેઓ જ બુદ્ધિશાળી છે. (૧૮) ભલા જેના ઉપર અઝાબનો હુકમ સત્ય થઈ ચૂક્યો; ભલા તમે છુટકારો આપી શકશો તેને જે આગમાં પડી ચૂક્યો !? (૧૯) પરંતુ જેઓ પોતાના પરવરદિગારથી ડરે છે તેમના માટે ઝરૂખા છે તેમના ઉપર બીજા ચણેલા ઝરૂખા, તેની નીચે નહેરો વહે છે, અલ્લાહનો વાયદો થઈ ચૂક્યો, અલ્લાહ પોતાના વાયદા વિરુદ્ધ (કદાપિ) નથી કરતો.(૨૦)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે કહી આપો કે મને (અલ્લાહ તઆલા તરફથી) હુકમ થયો છે કે હું અલ્લાહની એવી રીતે ઈબાદત કરું કે ઈબાદતને તેના જ માટે ખાસ રાખું (એટલે કે તેમાં શિર્કની ગંધ પણ ન હોય) અને મને (એ પણ) હુકમ થયો છે કે (ઉમ્મતના લોકોમાં) સૌ મુસલમાનોમાં પ્રથમ (ઈસ્લામને સત્ય માનનારાઓ)માં હોઊં (અને દેખીતું છે કે હુકમના સ્વીકારની બાબતમાં નબીનું પ્રથમ હોવું જરૂરી છે અને) તમે (એ પણ) કહી આપો કે (જો કે અશક્ય છે પણ ધારી લો કે) હું પોતાના પરવરદિગારનું કહ્યું ન માનું તો એક મોટા દિવસ (એટલે કે કયામત)ના અઝાબનો ભય સેવું છું અને તમે (એ પણ) કહી આપો કે (મને જે વાતનો હુકમ થયો છે હું તો તેના ઉપર કાર્યરત છું તેથી) હું તો અલ્લાહની ઈબાદત એ રીતે કરું છું કે ઈબાદતને તેના જ માટે ખાસ રાખું છું (જેમાં શિર્કની જરા સરખી પણ ગંધ નથી) તો (તેનો તકાદો તો એ છે કે તમે પણ એવી જ ખાલિસ ઈબાદત કરો પરંતુ જો તમે નથી માનતા તો તમે જાણો અને) અલ્લાહને છોડીને તમારા દિલ જે વસ્તુ(ની ઈબાદત)ને ચાહે તેની ઈબાદત કરો (કયામતના દિવસે તેની મજા ચાખશો અને) તમે તેમને (એ પણ) કહી આપો કે સંપૂર્ણ

નુકસાનમાં તે જ લોકો છે જે પોતાની જાતથી અને પોતાના સંબંધીઓથી કયામતના દિવસે નુકસાનમાં પડે (એટલે કે ન તો પોતાની જાતથી તેને કોઈ લાભ પહોંચ્યો અને ન જ પોતાના સંબંધીઓ દ્વારા, કારણ કે જો તે સંબંધીઓ પણ તેમની જ જેમ ગુમરાહ હતા તો તેઓ પણ અઝાબમાં સપડાશે, બીજાઓને શું લાભ પહોંચાડશે અને જો તે મો'મિન મુખ્લિસ થઈને જન્નતમાં જશે તો પણ તેઓ કાફિરોની કોઈ સિફારસ નથી કરી શકતા કે લાભ નથી પહોંચાડી શકતા) યાદ રાખો કે ખુલ્લું નુકસાન એ છે કે તેમના માટે તેમના ઉપરથી પણ આગના ભડકા હશે અને તેમની નીચે પણ સર્વત્ર છવાયેલ આગના ભડકા હશે, આ તે જ (અઝાબ) છે જેનાથી અલ્લાહ પોતાના બંદાઓને ડરાવે છે (અને તેનાથી બચવાની યુક્તિ બતાવે છે અને તે સત્ય દીન ઉપર અમલ કરવું છે, બસ) હે મારા બંદાઓ ! મારાથી (એટલે કે મારા અઝાબથી) ડરો, (આ હાલત તો કાફિરો અને મુશ્રિકોની થઈ) અને જે લોકો શયતાનની ઈબાદતથી બચે છે (શયતાનની ઈબાદતનો ભાવાર્થ તેનું આજ્ઞાપાલન છે) અને (સદાય) અલ્લાહ તરફ કેન્દ્રિત થાય છે તે ખુશખબરી સંભળાવવાના હકદાર છે, બસ તમે મારા તે બંદાઓને ખુશખબરી સંભળાવી આપો જેઓ (આ લક્ષણથી પણ સુશોભિત છે કે) તે (ઈલાહી) કલામને કાન લગાવી (ધ્યાનપૂર્વક) સાંભળે છે, પછી તેની સારી વાતો ઉપર (અને અલ્લાહ તઆલાના બધા જ હુકમો સારા છે જેમકે આગળ આયત "અહસનુલ હદીષ"માં આવે છે) ચાલે છે, આ જ છે તે લોકો છે જેમને અલ્લાહ તઆલાએ હિદાયત કરી છે અને આ જ તે લોકો છે જેઓ બુદ્ધિશાળી છે (બસ તે લોકોને ખુશખબરી આપી દો, જે વસ્તુની ખુશખબરી આપવાની છે તેનું વર્ણન તો આગળ આવશે, આયત لٰكِنِ الَّذِيْنَ اتَّقَوْا માં. વચ્ચે રસૂલે કરીમ ﷺને સંતોષ આપવા માટે આ વર્ણન કરવામાં આવ્યું છે કે તે કાફિરોને મો'મિન બનાવી લેવું આપના અધિકારની બહાર છે એટલા માટે તેનો કોઈ ગમ ન કરો કે) ભલા જે વ્યક્તિ ઉપર અઝાબની (અજલી તકદીરી) વાત સત્ય સાબિત થઈ ચૂકી તો શું તમે એવા વ્યક્તિને કે જે (અલ્લાહ તઆલાના ઈલ્મમાં) દોઝખમાં છે (તેને જહન્નમમાં) જવાથી છોડાવી શકો છો ? (એટલે કે જેઓ દોઝખમાં જનારા છે તે પ્રયત્ન કરવાથી પણ ગુમરાહીથી અટકશે નહીં, એટલા માટે તેના ઉપર અફસોસ અને ગમ કરવો બેકાર છે) પરંતુ જે લોકો (એવા છે કે તેમના હકમાં "કલિમતુલ

અઝાબ" સત્ય સાબિત નથી થયો અને તે કારણે તેઓ આપ ﷺથી હુકમો સાંભળી) પોતાના પરવરદિગારથી ડરતા રહ્યા તેમના માટે (જન્નતના) ઝરૂખાઓ છે જેના ઉપર બીજા ઝરૂખાઓ છે જે બનાવેલા તૈયાર છે (અને) તેની નીચે નહેરો વહી રહી છે, આ અલ્લાહે વાયદો કર્યો છે (અને) અલ્લાહ વાયદા વિરુદ્ધ કદાપિ નથી કરતો (આ વિષય તે ખુશખબરીનો છે જેનો તમને હુકમ આપવામાં આવ્યો છે, (فَبَشِّرعِبَادُ

## મસ્અલા અને બોધપાઠ :

فَبَشِّرْ عِبَادِ الَّذِيْنَ يَسْتَمِعُوْنَ الْقَوْلَ فَيَتَّبِعُوْنَ اَحْسَنَهٗ اُولٰٓئِکَ الَّذِيْنَ هَدَا هُمُ اللّٰهُ وَاُولٰٓئِکَ هُمْ اُولُوا الْاَلْبَاب

આ આયતની તફસીરમાં તફસીરકારોના વિવિધ નિવેદનો છે, એક નિવેદન એ છે કે જેને ઈબ્ને કષીરે અપનાવ્યું અને પ્રસ્તુત તફસીરના ખુલાસામાં તેને જ અપનાવવામાં આવ્યું છે તે આ છે કે قَوْل (કૌલ)નો ભાવાર્થ અલ્લાહનું કલામ કુર્આન અથવા તો કુર્આન રસૂલે કરીમ ﷺની તા'લીમ સાથે છે અને તે સૌ અહસન જ અહસન (ભલાઈ જ ભલાઈ) છે એટલા માટે દેખીતી રીતે તકાદો એ હતો કે يَسْتَمِعُوْنَ الْقَوْلَ فَيَتَّبِعُوْنَهٗ કહેવામાં આવ્યું હોત પરંતુ આ સ્થળે શબ્દ اَحْسَنُ (અહસન)નો વધારો કરીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે તે લોકોએ કુર્આન અને રસૂલે કરીમ ﷺનું અનુસરણ સમજ્યા વિના નથી કર્યું જેમકે મૂર્ખ લોકોની રીત હોય છે કે જે વાત સાંભળી કોઈ તહકીક અને સમજણ વિના જ તેનું અનુસરણ કરવા લાગ્યા, બલકે તે લોકોએ અલ્લાહ અને તેના રસૂલ ﷺના કલામને સત્ય અને અહસન જોઈને તેનું અનુસરણ કર્યું છે, તેના પરિણામે આયતના અંતમાં તેમને اُولُوالْاَلْبَابُ (ઊલૂલ અલ્બાબ) એટલે કે "બુદ્ધિશાળી"નો ખિતાબ આપવામાં આવ્યો છે, તેનું ઉદાહરણ કુર્આનમાં તે ફરમાન છે જે હઝરત મૂસા (અલૈ.)ને તવરાત વિશે થયું છે. فَخُذْهَا بِقُوَّةٍ وَّاْمُرْ قَوْمَکَ يَاْخُذُوْابِاَحْسَنِهَا (૭:૧૪૫) અહીંયાં પણ اَحْسَنُ (અહસન)નો ભાવાર્થ સંપૂર્ણ તવરાત અને તેના હુકમો છે, એ જ રીતે પ્રસ્તુત આયતોમાં કૌલને સાંભળવાનો ભાવાર્થ "કુર્આન સાંભળવું" તથા અહસનના અનુસરણનો ભાવાર્થ "કુર્આનનું સંપૂર્ણ અનુસરણ કરવા"નો થાય છે જેને આગલી આયતમાં

اَحْسَنُ الْحَدِيْثُ (અહસનુલ હદીષ) કહેવામાં આવ્યું છે, આ જ તફસીરમાં તે "કૌલ"નો ભાવાર્થ ખાસ કુર્આન લેવામાં આવે, અમુક લોકોએ એવું પણ કહ્યું છે કે કુર્આને કરીમમાં પણ ઘણા બધા હુકમોમાં હસન અને અહસનના દરજ્જાઓ રાખ્યા છે, દાખલા તરીકે બદલો લેવો અને મા'ફી આપવી બંને જાઈઝ છે પરંતુ મા'ફી આપવી મોટી ભલાઈ છે. وَاَنْ تَصْبِرُوْ اخَيْرٌ لَّكُمْ (૪:૨૫) ઘણી વસ્તુઓમાં જેમાં કુર્આને માનવીને અધિકાર આપ્યો છે કે બંનેમાંથી જેને ઈચ્છે અપનાવે કોઈ ગુનોહ નથી પરંતુ તેમાં કોઈને શ્રેષ્ઠ અને ઉત્તમ કહ્યું, જેમકે وَاَنْ تَعْفُوْا اَقْرَبُ لِلتَّقْوٰى (૨:૨૩૭)માં છે અને ઘણી બધી વસ્તુઓમાં છૂટ આપવામાં આવી છે પરંતુ તે છૂટ ઉપર અમલ ન કરવો શ્રેષ્ઠ અને ઉત્તમ કહેવામાં આવ્યું છે તો આયતનો ભાવાર્થ એ થયો કે જે લોકો કુર્આને આપેલ છૂટછાટના હુકમો પણ સાંભળે છે અને તેના હલાલ વિકલ્પના હુકમો પણ પરંતુ તે લોકો કુર્આનના છૂટછાટના હુકમો ઉપર અમલ કરવાને બદલે તેના વિકલ્પ કે જે વધારે સખત છે અમલ કરે છે અને જે બે વસ્તુઓમાં એક સારી (હસન) અને બીજી ઉચ્ચ અને શ્રેષ્ઠ કક્ષાની એટલે કે અહસન, તેમાંથી અહસન ઉપર જ અમલ કરવાનું અપનાવે છે.

અને ઘણા તફસીરકારોએ આ સ્થળે قَوْل (કૌલ)નો ભાવાર્થ સામાન્ય લોકોના નિવેદનો લીધા છે જેમાં તવહીદ અને શિર્ક, કુફ્ર અને ઈસ્લામ, સત્ય અને અસત્ય, પછી સત્યમાં હસન અને અહસન તથા પ્રચલિત અને અપ્રચલિત બધું સામેલ છે, આયતનો ભાવાર્થ આ તફસીર પ્રમાણે એ છે કે આ લોકો વાતો તો બધાની સાંભળે છે, કાફિરોની પણ, મો'મિનોની પણ, સાચી પણ, જૂઠી પણ, સારી પણ અને ખરાબ પણ; પરંતુ અનુસરણ માત્ર એ જ વસ્તુનું કરે છે જે અહસન (શ્રેષ્ઠ અને ઉચ્ચ કક્ષાની) છે, તવહીદ અને શિર્કમાંથી તવહીદને, સત્ય અને જૂઠમાંથી સત્યને અને સત્યના વિવિધ દરજ્જાઓ હોય તો તેમાંથી જે શ્રેષ્ઠ અને ઉચ્ચ કક્ષાનો હોય તેનું અનુસરણ કરે છે એટલા જ માટે તેમને બે લક્ષણો સાથે દર્શાવવામાં આવ્યા, પ્રથમ هَدَاهُمُ اللّٰه એટલે કે આ લોકો અલ્લાહ તરફથી હિદાયત પામેલ છે એટલા માટે વિવિધ પ્રકારની વાતો સાંભળીને ભટકતા નથી, બીજું اُولٰٓئِكَ هُمْ اُولُوا الْاَلْبَابِ એટલે કે, આ લોકો બુદ્ધિશાળી છે. બુદ્ધિનું કામ જ એ છે કે ભલા અને બુરા, સત્ય અને અસત્યમાં તફાવત સમજે તથા હસન અને અહસનને ઓળખીને અહસનને અપનાવે.

આથી કહેવામાં આવ્યું છે કે આ આયત ઝૈદ બિન અમ્ર બિન નુફયૂલ, અબૂઝર ગિફારી અને સલમાન ફારસી (રદિ.) વિશે નાઝિલ થઈ, ઝૈદ બિન અમ્ર બિન નુફયૂલ (રદિ.) ઈસ્લામ પહેલાંની અજ્ઞાનતામાં પણ મૂર્તિપૂજાથી નફરત કરતા હતા, હઝરત અબૂઝર ગિફારી અને સલમાન ફારસી (રદિ.)એ વિવિધ ધર્મના મુશ્રિકોની પછી યહૂદીઓ અને નસારાની વાતો સાંભળી અને તેમની રીતભાત જોયા પછી ઈમાન લાવ્યા અને કુર્આની તા'લીમને સૌથી અહસન (શ્રેષ્ઠ અને ઉચ્ચ કક્ષાની) પામીને તેને અગ્રિમતા આપી.

―――――――――――

## આયતો : (સૂરએ ઝુમર : આયત નં. ૨૧-૨૨-૨૩)

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَسَلَكَهٗ يَنَابِيْعَ فِى الْاَرْضِ ثُمَّ يُخْرِجُ
بِهٖ زَرْعًا مُّخْتَلِفًا اَلْوَانُهٗ ثُمَّ يَهِيْجُ فَتَرٰىهُ مُصْفَرًّا ثُمَّ يَجْعَلُهٗ حُطَامًا ؕ اِنَّ
فِىْ ذٰلِكَ لَذِكْرٰى لِاُولِى الْاَلْبَابِ ﴿٢١﴾ اَفَمَنْ شَرَحَ اللّٰهُ صَدْرَهٗ لِلْاِسْلَامِ
فَهُوَ عَلٰى نُوْرٍ مِّنْ رَّبِّهٖ ؕ فَوَيْلٌ لِّلْقٰسِيَةِ قُلُوْبُهُمْ مِّنْ ذِكْرِ اللّٰهِ ؕ اُولٰٓئِكَ فِىْ
ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٢٢﴾ اَللّٰهُ نَزَّلَ اَحْسَنَ الْحَدِيْثِ كِتٰبًا مُّتَشَابِهًا مَّثَانِىَ ۖ تَقْشَعِرُّ
مِنْهُ جُلُوْدُ الَّذِيْنَ يَخْشَوْنَ رَبَّهُمْ ۚ ثُمَّ تَلِيْنُ جُلُوْدُهُمْ وَقُلُوْبُهُمْ اِلٰى
ذِكْرِ اللّٰهِ ؕ ذٰلِكَ هُدَى اللّٰهِ يَهْدِىْ بِهٖ مَنْ يَّشَآءُ ؕ وَمَنْ يُّضْلِلِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ هَادٍ ﴿٢٣﴾

## તરજુમો :

*શું તમે જોયું નથી અલ્લાહે આસમાનથી પાણી ઉતાર્યું, પછી તે પાણી જમીનના ઝરણાઓમાં વહાવ્યું, પછી તેનાથી ખેતી કાઢે છે, તેના ઉપર અનેક રંગો બદલાય છે, પછી તૈયારી ઉપર આવે તો તેનો રંગ પીળો જુઓ છો, પછી તેની કુશકી (ભૂસું) કરી નાંખે છે, બેશક ! તેમાં બુદ્ધિશાળીઓ માટે બોધપાઠ છે. (૨૧) ભલા જેની છાતી અલ્લાહે દીને ઈસ્લામ માટે ખોલી નાંખી બસ તે પોતાના પરવરદિગાર તરફથી પ્રકાશમાં છે, બસ ખરાબી છે તેમના માટે જેમના દિલો અલ્લાહની યાદ માટે કઠોર છે, તેઓ ઉઘાડી*

*ગુમરાહીમાં રખડે છે. (૨૨) અલ્લાહે "અહસનલ હદીષ" (શ્રેષ્ઠ વર્ણન–કુર્આન) ઉતાર્યું પરસ્પર મળતું આવતું દોહરાવેલું; તેનાથી ચામડી ઉપર તે લોકોના વાળ (રુંવાટા) ઊભા થઈ જાય છે જેઓ પોતાના પરવરદિગારથી ડરે છે, પછી તેમની ચામડી અને તેમના દિલ અલ્લાહની યાદ ઉપર નરમ થાય છે, આ છે અલ્લાહનું માર્ગ આપવું, આ પ્રમાણે જેને ઈચ્છે માર્ગ આપે છે અને અલ્લાહ જેને ઈચ્છે માર્ગ ભૂલાવે છે (પછી) તેને કોઈ (માર્ગ) સૂઝાડનાર નથી. (૨૩)*

## તફસીર :

(હે શ્રોતા !) શું તેં એ(બાબત) ઉપર દૃષ્ટિ નથી કરી ? અલ્લાહ તઆલાએ આસમાનથી પાણી વરસાવ્યું, પછી તેને જમીનની ભૂગર્ભ વહેણમાં દાખલ કરે છે પછી (એટલે કે જ્યાં પાણી જમીનમાં ઊતરીને ઝરણાઓ અને કૂવાઓમાં ફૂટી નીકળે છે તો) તેના દ્વારા ખેતીઓ પેદા કરે છે જેના વિવિધ પ્રકારો છે, પછી તે ખેતીઓ બિલકુલ છુપાઈ જાય છે, બસ તમે તેને પીળી જુઓ છો, પછી (અલ્લાહ તઆલા) તેને ચૂરેચૂરા કરી નાંખે છે, આ (નમૂના)માં બુદ્ધિશાળીઓ માટે મોટો બોધપાઠ છે (કે આવી જ પરિસ્થિતિ માનવીની દુનિયવી જિંદગીની છે, અંતે નષ્ટ થનારી દુનિયામાં ઓતપ્રોત રહીને કાયમી રાહતથી વંચિત રહેવું અને કાયમી મુસીબતને માથે લેવી અત્યંત મૂર્ખામી છે, બસ અમારું વર્ણન ઘણું જ ઉચ્ચ કક્ષાનું છે પરંતુ તો પણ બધા જ સાંભળનારાઓ ભિન્ન ભિન્ન છે) બસ જે વ્યક્તિની છાતી અલ્લાહ તઆલાએ ઈસ્લામ (કબૂલ કરવા) માટે ખોલી નાંખી (એટલે કે ઈસ્લામની સચ્ચાઈનો તેને વિશ્વાસ થઈ ગયો) અને તે પોતાના પરવરદિગારના (અર્પણ કરેલ) પ્રકાશ (એટલે કે હિદાયતના તકાદા) ઉપર (ચાલી રહ્યો) છે (એટલે કે વિશ્વાસ કરીને તેના પ્રમાણે અમલ કરવા લાગ્યો) શું તે વ્યક્તિ અને દુષ્ટ સરખા છે ? (જેનું વર્ણન આગળ આવે છે) બસ જે લોકોના દિલ અલ્લાહના ઝિક્રથી (તેમાં હુકમો અને ચેતવણીઓ સર્વકાંઈ આવી ગયું) પ્રભાવિત નથી થતા (એટલે કે ઈમાન નથી લાવતા) તેમના માટે (કયામતમાં) મોટી ખરાબી છે (અને દુનિયામાં) આ લોકો ઉઘાડી ગુમરાહીમાં (સપડાયેલા) છે (આગળ આ પ્રકાશનું વર્ણન છે એટલે કે) અલ્લાહ તઆલાએ ઘણું ઉત્તમ કલામ (એટલે કે કુર્આને કરીમ) નાઝિલ ફરમાવ્યું છે જે એવી કિતાબ

છે કે (તેની શ્રેષ્ઠતા, વર્ણનશૈલી અને તેના સત્ય અર્થોના આધારે) પરસ્પર મળતું આવતું છે (અને જેમાં સમજાવવા માટે અમુક અમુક ઘણી જરૂરી વાતનું) વારંવાર પુનરાવર્તન કરવામાં આવ્યું (જેમકે અલ્લાહ તઆલા કહે છે ....وَلَقَدْ صَرَّفْنَا જેમાં ખુલાસાઓ, તાકીદ અને દિલ ઉપર થતા પ્રભાવ તથા દરેક સ્થળોએ ખાસ ખાસ રસપ્રદ શૈલી પણ આવી છે, જેનાથી માત્ર તે એકને એક વાતનું પુનરાવર્તન માત્ર નથી રહેતું પરંતુ આ પુનરાવર્તિત વર્ણન એ બાબતની દલીલ છે કે તે હિદાયત ઉપર આધારિત છે કે) જેનાથી તે લોકોના કે જે પોતાના પરવરદિગારથી ડરે છે બદન કાંપી ઉઠે છે (આ રૂપક છે, ભલે તે દિલમાં જ રહે અને તે કાંપવાની અસર શરીર ઉપર ન થાય અને ભલે તે ખૌફ બૌદ્ધિક અથવા ઈમાની હોય, સ્વાભાવિક અથવા શારીરિક ન હોય) પછી તેમના બદન અને દિલ નરમ થઈને અલ્લાહના ઝિક્ર (એટલે કે અલ્લાહ તઆલાની કિતાબ ઉપર અમલ કરવા) તરફ કેન્દ્રિત થઈ જાય છે (એટલે કે દરેક અમલોને તેની સંપૂર્ણ કાળજી સાથે પૂર્ણ કરે છે અને) આ (કુર્આન) અલ્લાહની હિદાયત છે જેને તે ઇચ્છે છે તેના માટે હિદાયતનું માધ્યમ બનાવે છે (જેમકે ડરનારાઓની પરિસ્થિતિ હમણા સંભળાવવામાં આવી) અને અલ્લાહ જેને ગુમરાહ કરે છે તેને કોઈ માર્ગ સુઝાડનાર નથી (જેમકે દુષ્ટો એટલે કે કઠોર હૃદયના કાફિરોની પરિસ્થિતિ હમણા સંભળાવવામાં આવી).

## મસ્અલા અને બોધપાઠ :

فَسَلَكَهُ يَنَابِيعَ فِى الْاَرْضِ માં શબ્દ يَنَابِيعَ (યનાબીઅ્) એ يَنْبُوْعٌ (યનબૂઅ્)નું બહુવચન છે જેનો અર્થ "જમીનમાંથી ફૂટી નીકળનારા ઝરણાઓ" થાય છે, ભાવાર્થ એ છે કે આસમાનથી પાણી ઉતારવું એક મહાન નેઅ્મત છે પરંતુ તે નેઅ્મતને જો જમીનની અંદર સુરક્ષિત કરવાની વ્યવસ્થા કરવામાં ન આવે તો માનવી તેનાથી માત્ર વરસાદના સમયે અથવા વરસાદ પડ્યાના થોડા દિવસ સુધી ફાયદો ઉઠાવી શકે છે, જ્યારે કે પાણી તેના જીવનનો આધાર અને એવી આવશ્યકતા છે જેનાથી તે એક દિવસ પણ અળગો રહી શકતો નથી એટલા માટે અલ્લાહ તઆલાએ માત્ર આ નેઅ્મતને નાઝિલ કરીને બસ નથી કર્યું બલકે તેને સુરક્ષિત કરવાની આશ્ચર્યજનક વ્યવસ્થા કરી, અમુક તો જમીનના ખાડાઓ, હોજ, તળાવોમાં સુરક્ષિત કરવામાં આવે છે અને પાણીનો ઘણો મોટો જથ્થો

પહાડોના શિખરો ઉપર બરફ બનાવીને લાદી દેવામાં આવે છે જેનાથી તેના સડી જવાનો અને ખરાબ થઈ જવાનો ભય હોતો નથી, પછી તે બરફ ધીમે ધીમે પીગળીને પહાડી ભૂગર્ભ માર્ગો દ્વારા જમીનમાં ઊતરી જાય છે અને અનેક ઠેકાણે ફૂટી નીકળનારા ઝરણાઓ સ્વરૂપે આપમેળે કોઈની દખલગીરી વિના નદીઓ સ્વરૂપે જમીન ઉપર વહેવા લાગે છે અને બાકીનું પાણી સમગ્ર જમીનની ઊંડાઈમાં ભૂગર્ભ માર્ગો દ્વારા ચાલતું રહે છે જેને કૂવાઓ ખોદીને દરેક સ્થળે કાઢી શકાય છે.

કુર્આને કરીમમાં આ પાણીની વ્યવસ્થાની સંપૂર્ણ વિગત સૂરએ મો'મિનૂનની આયત فَاَسْكَنّٰهُ فِی الْاَرْضِ وَاِنَّا عَلٰی ذَهَابٍ بِهٖ لَقٰدِرُوْنَ હેઠળ વર્ણન કરવામાં આવી છે.

مُخْتَلِفًا اَلْوَانُهٗ ખેતીના ઊગવાના સમયે અને પાકીને તૈયાર થવાના સમયે તેના ઉપર વિવિધ પ્રકારના રંગો આવતા જતા હોય છે અને કારણ કે આ રંગોમાં પરિવર્તન અને નવિનીકરણ છે એટલા માટે مُخْتَلِفًا (મુખ્તલિફન)ને તરકીબે નહ્‌વી (વ્યાકરણ)માં વર્તમાનકાળ દ્વારા વર્ણન કરવામાં આવ્યું જે નવિનીકરણ ઉપર દલીલ કરે છે.

اِنَّ فِیْ ذٰلِكَ لَذِكْرٰی لِاُولِی الْاَلْبَابِ એટલે કે પાણી ઉતારવું અને તેને સુરક્ષિત રાખવું, પછી તેને મનુષ્યના કામે લગાડવું, પછી તેનાથી પ્રકાર પ્રકારની ખેતી અને વૃક્ષો ઉગાડવા અને તે વૃક્ષો ઉપર વિવિધ રંગ આવ્યા પછી અંતે તેના પીળા પડી જવું અને સુકાઈને અનાજ અને ભુસું અલગ અલગ કરવું, તેમાં બુદ્ધિશાળીઓ માટે ઘણો મોટો બોધપાઠ છે કે તે અલ્લાહ તઆલાની મહાન કુદરત અને હિકમતની દલીલ છે જેને જોઈને માનવી પોતાના સર્જન બાબતની હકીકતનો પણ પરિચય મેળવી શકે છે જે પોતાના સર્જનહાર અને માલિકનો પરિચય કેળવવાનું માધ્યમ બની શકે છે.

اَفَمَنْ شَرَحَ اللّٰهُ صَدْرَهٗ لِلْاِسْلَامِ فَهُوَ عَلٰی نُوْرٍ مِّنْ رَّبِّهٖ માં શબ્દ شَرَحَ (શરહ)નો શાબ્દિક અર્થ "ખોલવું, ફેલાવવું અથવા વિસ્તારવું" થાય છે. شَرَحِ صُدُوْرُ (શરહે સુદૂર)નો અર્થ "દિલને વિસ્તારવું" થાય છે જેનો ભાવાર્થ એ થાય છે કે દિલમાં એવી ક્ષમતા ઉપસ્થિત હોય કે તે અલ્લાહની નિશાનીઓ આસમાન અને જમીન તથા પોતે પોતાના સર્જન વગેરેમાં વિચાર કરીને બોધપાઠ ગ્રહણ કરે

અને તેનાથી લાભ પ્રાપ્ત કરે, એ જ પ્રમાણે જે અલ્લાહની આયતો કિતાબ અને હુકમોના સ્વરૂપે ઉતારવામાં આવી છે તેમાં વિચાર કરીને તેનો લાભ ઉઠાવે, તેનાથી વિપરીત દિલને તંગ કરી દેવું એ દિલની કઠોરતા છે. કુર્આને કરીમની એક આયત يَجْعَلْ صَدْرَهٗ ضَيِّقًا حَرَجًا અને આ સ્થળે આગલી આયત لِلْقَاسِيَةِ قُلُوْبُهُمْ આ "શરહે સુદૂર" દિલને વિસ્તારવાના મુકાબલામાં આવી છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ જ્યારે આ આયત اَفَمَنْ شَرَحَ اللّٰهُ صَدْرَهٗ તિલાવત કરી તો અમે તેમને શરહે સુદૂરનો અર્થ પૂછ્યો, આપ ﷺએ ફરમાવ્યું કે જ્યારે ઈમાનનો પ્રકાશ માનવીના દિલમાં પ્રવેશ કરે છે ત્યારે તેનું દિલ વિસ્તરી જાય છે (જેનાથી અલ્લાહના હુકમોને સમજવા અને તેના ઉપર અમલ કરવો તેના માટે સરળ બની જાય છે). અમે અરજ કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! આ (શરહે સુદૂર)ની નિશાની શું છે ? તો તેમણે ફરમાવ્યું,

اَلْاِ نَابَةُ اِلٰى دَارِ الْخُلُوْدِ وَالتَّجَافِىْ عَنْ دَارِ الْغُرُوْرِ وَالتَّاَهُّبُ لِلْمَوْتِ قَبْلَ نُزُوْلِهٖ

*"હંમેશા રહેનારા ઘર તરફ ઉમળકો હોવો અને આકર્ષિત રહેવું અને ધોકાના ઘર એટલે કે દુનિયા(ની મોજમજા અને ચમક દમક)થી દૂર રહેવું અને મોત આવતાં પહેલાં તેની તૈયારી કરવી."*

*(રવાહુ હાકિમ ફી મુસ્તદરક વલ બયહકી ફી શોઅ્બૂલ ઈમાન -રૂહુલ મઆની)*

પ્રસ્તુત આયતને "હરફે ઈસ્તિફહામ" اَفَمَنْ (અફમન)થી શરૂ કરવામાં આવી, જેનો ભાવાર્થ એ છે કે શું એક એવો વ્યક્તિ જેનું દિલ ઈસ્લામ માટે ખોલી નાંખવામાં આવ્યું હોય અને તે પોતાના પરવરદિગાર તરફથી આવેલ પ્રકાશ ઉપર છે, એટલે કે તેના પ્રકાશમાં સૌ કામ કરે છે -અને બીજો એવો વ્યક્તિ જેનું દિલ તંગ અને કઠોર હોય શું આ બંને સમાન હોય શકે છે ? આગલી આયતમાં કઠોર હૃદયનું વર્ણન عَذَابِ وَيْل (અઝાબે વયૂલ) સાથે કરવામાં આવ્યું છે.

قَسَاوَتْ وَيْلٌ لِّلْقٰسِيَةِ قُلُوْبُهُمْ માં શબ્દ قَاسِيَةٌ (કાસિયતુન) એ قَسَاوَتْ (કસાવત)થી બનેલ છે જેનો અર્થ કઠોર હૃદયનું હોવું કે જેને કોઈના ઉપર દયા ન આવે અને જે અલ્લાહનો ઝિક્ર અને તેના હુકમોથી કોઈ અસર કબૂલ ન કરે.

اَللّٰهُ نَزَّلَ اَحْسَنَ الْحَدِيْثِ كِتَابًا مُّتَشَابِهًا مَّثَانِىَ આનાથી પહેલી આયતમાં

અલ્લાહના સ્વીકૃત બંદાઓની એક પરિસ્થિતિ વર્ણન કરવામાં આવી હતી يَسْتَمِعُوْنَ الْقَوْلَ فَيَتَّبِعُوْنَ اَحْسَنَهٗ આ આયતમાં બતાવવામાં આવ્યું છે કે સંપૂર્ણ કુર્આન જ "અહસનુલ હદીષ" છે, હદીષનો શાબ્દિક અર્થ તે કલામ અથવા તે કિસ્સાનો છે જે વર્ણન કરવામાં આવે છે, કુર્આને કરીમને અહસનુલ હદીષ કહેવાનો ખુલાસો એ છે કે માનવી જે કંઈ કહે બોલે છે એ સૌમાં અહસનુલ કલામ અતિ ઉચ્ચ અને શ્રેષ્ઠ વાત કુર્આન છે. આગળ કુર્આનના અમુક લક્ષણો વર્ણન કરવામાં આવ્યા છે, એક كِتَابًا مُّتَشَابِهًا માં શબ્દ مُتَشَابِهٌ (મુતશાબિહ)નો ભાવાર્થ આ સ્થળે مُتَمَاثِلٌ (મુતમાષિલ) છે, એટલે કે કુર્આનના વિષયો એકબીજાથી જોડાયેલા અને મળતા આવતા છે કે એક આયતનો ખુલાસો અને સમર્થન બીજી આયતથી થાય છે, આ કલામમાં વિરોધાભાસ અથવા પરસ્પર વિરોધી બાબતનું નામ નિશાન નથી, બીજું લક્ષણ مَثَانِىَ (મષાની) છે જે مَثْنٰى (મષ્ના)નું બહુવચન છે જેનો અર્થ "પુનરાવર્તન" થાય છે, ભાવાર્થ એ છે કે કુર્આને કરીમમાં એક વિષયને યાદ કરાવવા માટે વારંવાર તેનું પુનરાવર્તન કરવામાં આવે છે, ત્રીજું લક્ષણ આ વર્ણન કરવામાં આવ્યું છે, تَقْشَعِرُّ مِنْهُ جُلُودُالَّذِيْنَ يَخْشَونَ رَبَّهُمْ એટલે કે અલ્લાહ તઆલાની શ્રેષ્ઠતાથી પ્રભાવિત થઈને ડરનારાઓની કુર્આન પઢીને "ખશિયત" (અલ્લાહનો ખૌફ) અને "હૈબત" (પ્રભાવ)ની એ પરિસ્થિતિ હોય છે કે તેમના શરીર ઉપર રુંવાડા ઊભા થઈ જાય છે, ચોથું લક્ષણ એ છે કે, ثُمَّ تَلِيْنُ جُلُوْدُهُمْ وَقُلُوْبُهُمْ اِلٰى ذِكْرِ اللّٰهِ એટલે કે, કુર્આનની તિલાવતની અસર ક્યારેક અઝાબની ચેતવણી સાંભળીને એવી હોય છે કે શરીરના રુંવાડા ઊભા થઈ જાય છે અને ક્યારેક રહમત અને મગફિરતની આયતો સાંભળીને એવી હોય છે કે શરીર અને દિલ બધું અલ્લાહ તઆલાની યાદમાં નરમ થઈ જાય છે, હઝરત અસ્માઅ્ બિન્તે અબી બક્ર (રદિ.) ફરમાવે છે કે સહાબએ કિરામ (રદિ.)ની સામાન્ય હાલત એવી હતી કે જ્યારે તેમની સામે કુર્આન પઢવામાં આવતું તો તેમની આંખોમાં આંસુ આવી જતા અને શરીર ઉપરના વાળ (રુંવાડા) ઊભા થઈ જતા. *(કુર્તુબી)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે બંદાના શરીર ઉપર અલ્લાહના ડરથી વાળ (રુંવાડા) ઊભા થઈ જાય તો અલ્લાહ તઆલા તેના શરીરને આગ ઉપર હરામ કરી દે છે. *(કુર્તુબી)*

## આયતો : (સૂરએ ઝુમર : આયત નં. ૨૪ થી ૨૮)

اَفَمَنْ يَّتَّقِىْ بِوَجْهِهٖ سُوْٓءَ الْعَذَابِ يَوْمَ الْقِيٰمَةِ ؕ وَقِيْلَ لِلظّٰلِمِيْنَ ذُوْقُوْا مَا كُنْتُمْ
تَكْسِبُوْنَ ﴿۲۴﴾ كَذَّبَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَاَتٰىهُمُ الْعَذَابُ مِنْ حَيْثُ لَا
يَشْعُرُوْنَ ﴿۲۵﴾ فَاَذَاقَهُمُ اللّٰهُ الْخِزْىَ فِى الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَلَعَذَابُ الْاٰخِرَةِ اَكْبَرُ ۘ
لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ﴿۲۶﴾ وَلَقَدْ ضَرَبْنَا لِلنَّاسِ فِىْ هٰذَا الْقُرْاٰنِ مِنْ كُلِّ مَثَلٍ
لَّعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ﴿۲۷﴾ ۚ قُرْاٰنًا عَرَبِيًّا غَيْرَ ذِىْ عِوَجٍ لَّعَلَّهُمْ يَتَّقُوْنَ ﴿۲۸﴾

## તરજુમો :

*વારુ, જે માણસ કિયામતના દિવસે પોતાના મોંઢા ઉપર બુરો અઝાબ ઝીલશે અને એવા જુલ્મીઓને (અલ્લાહ તરફથી) કહેવામાં આવશે કે જે કંઈ તમે કમાતા હતા હવે તેની મજા ચાખો. (૨૪) તેમનાથી આગલાઓ જૂઠાડી ચૂક્યા છે, પછી તેમના ઉપર એવા સ્થળેથી અઝાબ આવી પહોંચ્યો કે તેમની કલ્પનામાં પણ ન હતું. (૨૫) પછી અલ્લાહે તેમને દુનિયાની જિંદગીમાં ફજેતી(ની મજા) ચખાડી અને આખિરતનો અઝાબ તો ઘણો મોટો છે, જો તેમનામાં સમજ હોત. (૨૬) અને ખરેખર અમે આ કુર્આનમાં લોકો માટે બધી જ વસ્તુઓનું દષ્ટાંત વર્ણન કર્યું જેથી તેઓ ધ્યાન આપે. (૨૭) કુર્આન અરબીભાષી છે જેમાં કંઈ વાંકાપણું (ઉણપ) નથી જેથી તેઓ બચીને ચાલે.(૨૮)*

## તફસીર :

ભલા જે વ્યક્તિ પોતાના મોંઢાને કયામતના દિવસે સખત અઝાબને ઝીલનારો બનાવી દેશે અને એવા ઝુલ્મીઓને હુકમ થશે કે જે કંઈ તમે કર્યા કરતા હતા (હવે) તેની મજા ચાખો તો શું આ (અઝાબમાં સપડાયેલ) અને જે એવા ન હોય સરખા હોઈ શકે છે ? (અને કાફિરો તે અઝાબોને સાંભળીને ઈન્કાર ન કરે કારણ કે) જે લોકો તેમનાથી પહેલાં થઈ ચૂક્યા છે તેમણે પણ (સત્યને) જૂઠાડ્યું હતું બસ તેમના ઉપર અઝાબ એવા સ્વરૂપે આવ્યો કે તેમને ખ્યાલ પણ ન હતો,

બસ અલ્લાહ તઆલાએ તેમને આ જ દુનિયવી જિંદગીમાં પણ ફજેતીની મજા ચખાડી (કે જમીનમાં ધસી જવું, ચહેરા બગડી જવા અને આસમાનથી પથ્થર વરસવા વગેરેના અઝાબથી દુનિયામાં બદનામ થયા) અને આખિરતનો અઝાબ ઘણો મોટો છે, કાશ ! આ લોકો સમજી ગયા હોત (ઉપરની એક આયત اَفَمَنْ شَرَحَ اللّٰهُ صَدْرَهٗ માં એ વર્ણન હતું કે કુર્આનને સાંભળીને અમુક લોકો પ્રભાવિત થાય છે, અમુક નથી થતા; આગળ આયતમાં એ વર્ણન છે કે અમુક લોકોનું તેનાથી પ્રભાવિત ન થવું તેમની પોતાની ક્ષમતા અને આવડતની ઉણપના કારણે છે નહિતર કુર્આન પોતે સૌના માટે સમાન અસર ધરાવે છે જેનો ખુલાસો એ છે કે આ તફાવત ક્ષમતાના આધારે છે, મૂળ વસ્તુમાં કોઈ ખામી કે ઉણપ નથી) અને અમે લોકો(ની હિદાયત)ના માટે આ કુર્આનમાં દરેક પ્રકારના (જરૂરી) ઉમદા વિષયો વર્ણન કર્યા છે જેથી આ લોકો બોધપાઠ ગ્રહણ કરે જેનું સ્વરૂપ એ છે કે તે અરબી કુર્આન છે જેમાં જરા પણ વાંકચૂક નથી (અને આ વિષયો એટલા માટે લાવવામાં આવ્યા) જેથી આ લોકો (તે સત્ય અને સ્પષ્ટ વિષયોને સાંભળીને) ડરે (જાણ થઈ કે કુર્આને પાકને "કિતાબુલ હિદાયા" –હિદાયતની કિતાબ હોવામાં જે લક્ષણો જરૂરી હતા તે બધા તેમાં એકઠા છે કે તેના વિષયો પણ બધા સત્ય, સ્પષ્ટ અને સાફ સાફ છે અને ભાષા પણ અરબી છે જેને ઉપસ્થિત શ્રોતા પ્રત્યક્ષ રીતે પણ સમજી શકે છે, પછી તેમના માધ્યમથી બીજાઓએ પણ સમજી લેવું સરળ બની શકે છે, મતલબ કે આ હિદાયતની કિતાબમાં તો કોઈ ઉણપ નથી, કોઈનામાં કબૂલ કરવાની ક્ષમતા અને સલાહિયત જ ન હોય તો શું કરી શકાય ?!)

## મસ્અલા અને બોધપાઠ :

اَفَمَنْ يَّتَّقِىْ بِوَجْهِهٖ આ જહન્નમ સખત અને ભયાનક હોવાનું વર્ણન છે કે માનવીની આદત દુનિયામાં એ હોય છે કે કોઈ તકલીફની વસ્તુ સામે આવી જાય તો પોતાના હાથો અને પગોને ચહેરો બચાવવા માટે ઢાલ બનાવીને તેને દૂર કરવાનો પ્રયત્ન કરે છે પરંતુ (અલ્લાહની પનાહ !) જહન્નમવાળાઓને આ હાથ અને પગથી બચાવ કરવાનું પણ નસીબ થશે નહીં, તેમના ઉપર જે અઝાબ આવશે તે સીધે સીધો તેમના ચહેરાઓ ઉપર પડશે, તેઓ બચાવ કરવા પણ

ઈચ્છશે તો ચહેરાને જ ઢાલ બનાવી શકશે, કારણ કે જહન્નમમાં તેમને હાથ અને પગ બાંધીને નાંખવામાં આવશે. નઊઝુબિલ્લાહ !

તફસીરના ઈમામોમાંથી હઝરત અતાઅ્ ઈબ્ને ઝૈદ (રદિ.)એ ફરમાવ્યું કે જહન્નમીને જહન્નમમાં હાથ પગ બાંધીને ઘસેડીને જહન્નમમાં નાંખવામાં આવશે. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ ઝુમર : આયત નં. ૨૯ થી ૩૫)

ضَرَبَ اللّٰهُ مَثَلًا رَّجُلًا فِيْهِ شُرَكَآءُ مُتَشٰكِسُوْنَ وَرَجُلًا سَلَمًا لِّرَجُلٍ ؕ
هَلْ يَسْتَوِيٰنِ مَثَلًا ؕ اَلْحَمْدُ لِلّٰهِ ۚ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ﴿۲۹﴾ اِنَّكَ مَيِّتٌ وَّ
اِنَّهُمْ مَّيِّتُوْنَ ﴿۳۰﴾ ثُمَّ اِنَّكُمْ يَوْمَ الْقِيٰمَةِ عِنْدَ رَبِّكُمْ تَخْتَصِمُوْنَ ﴿۳۱﴾

પારહ : ૨૪

فَمَنْ اَظْلَمُ مِمَّنْ كَذَبَ عَلَى اللّٰهِ وَكَذَّبَ بِالصِّدْقِ اِذْ جَآءَهٗ ؕ اَلَيْسَ فِيْ
جَهَنَّمَ مَثْوًى لِّلْكٰفِرِيْنَ ﴿۳۲﴾ وَالَّذِيْ جَآءَ بِالصِّدْقِ وَصَدَّقَ بِهٖٓ اُولٰٓئِكَ هُمُ
الْمُتَّقُوْنَ ﴿۳۳﴾ لَهُمْ مَّا يَشَآءُوْنَ عِنْدَ رَبِّهِمْ ؕ ذٰلِكَ جَزٰٓؤُا الْمُحْسِنِيْنَ ﴿۳۴﴾
لِيُكَفِّرَ اللّٰهُ عَنْهُمْ اَسْوَاَ الَّذِيْ عَمِلُوْا وَيَجْزِيَهُمْ اَجْرَهُمْ بِاَحْسَنِ الَّذِيْ كَانُوْا يَعْمَلُوْنَ ﴿۳۵﴾

## તરજુમો :

*અલ્લાહે એક દ્દષ્ટાંત બતાવ્યું, એક પુરુષ (ગુલામ) છે કે તે(ની માલિકી)માં અમુક એકબીજાના વિરોધીઓ ભાગીદાર છે અને એક પુરુષ (ગુલામ) છે જે સંપૂર્ણ એક વ્યક્તિનો છે, શું બંને દ્દષ્ટાંતો એકસમાન છે ? (કદાપિ નહીં !) બધા જ વખાણ અલ્લાહ માટે છે પરંતુ તેની ઘણા લોકો સમજ ધરાવતા નથી. (૨૯) બેશક ! તમે પણ મૃત્યુ પામો છો અને તેઓ પણ મૃત્યુ પામે છે. (૩૦) પછી નિશ્ચિત તમે કયામતના દિવસે તમારા પરવરદિગાર સામે ઝઘડશો. (૩૧) પછી તેનાથી વધારે જાલિમ કોણ જે અલ્લાહ ઉપર જૂઠું*

*બોલ્યો અને જ્યારે તેની પાસે સાચી વાત પહોંચી તો જૂઠાડી, શું કાફિરોનું દોઝખમાં ઠેકાણું નથી ? (૩૨) અને જે સાચી વાત લઈને આવ્યો અને જેણે તેને સાચું માન્યું તે જ લોકો મુત્તકીઓ (અલ્લાહ તઆલાથી ડરનારા) છે. (૩૩) તેમના માટે તેઓ જે ઈચ્છે તે પોતાના પરવરદિગાર પાસે છે, આ છે નેકીવાળાઓનો બદલો ! (૩૪) જેથી અલ્લાહ તેમના ઉપરથી દુષ્કૃત્યો ઊતારી દે જે તેમણે કર્યા હતા અને બદલામાં તેમને સારા કામોનો સવાબ આપે જે તેઓ કરતા હતા. (૩૫)*

## તફસીર :

અલ્લાહ તઆલાએ (તવહીદવાળા અને મુશ્રિકો વિશે) એક દષ્ટાંત વર્ણન કર્યું કે એક (ગુલામ) વ્યક્તિ છે જેમાં કેટલાય ભાગીદાર છે જેમાં પરસ્પર વાદ વિવાદ (પણ) છે અને એક બીજો (ગુલામ) વ્યક્તિ છે કે સંપૂર્ણ એક જ વ્યક્તિનો (ગુલામ) છે (તો) શું તે બંનેની હાલત સરખી (હોઈ શકે) છે ? (અને દેખીતું છે કે તે બંને સમાન નથી, પ્રથમ વ્યક્તિ તકલીફમાં છે કે હંમેશા અસમંજસમાં રહે છે કે કોનું કહ્યું માનું અને કોનું ન માનું ? અને બીજો રાહતમાં છે કે એક જ વ્યક્તિ સાથે સંબંધ છે, બસ પ્રથમ દષ્ટાંત મુશ્રિકોનું છે કે હંમેશા હાલક ડોલક રહે છે, ક્યારેક ગયરૂલ્લાહ તરફ દોડે છે, ક્યારેક અલ્લાહ તરફ દોડે છે પછી ગયરૂલ્લાહમાં પણ એક ઉપર સંતોષ નથી હોતો, ક્યારેક કોઈના તરફ રજુ થાય છે, ક્યારેક કોઈ બીજાના તરફ. આ પ્રશ્નનો ઉત્તર કાફિરો પણ એવો જ આપશે કે સામૂહિક ભાગીદારીનો ગુલામ ઘણી મુસીબતમાં રહે છે, આ દષ્ટાંતથી તેમના ઉપર દલીલ પૂર્ણ થઈ ગઈ અને આ દલીલ પૂર્ણ થવા ઉપર ફરમાવ્યું) અલ્હમ્દુલિલ્લાહ ! (સત્ય સાબિત થઈ ગયું પરંતુ પછી પણ આ લોકો સ્વીકાર નથી કરતા) તેમનામાં ઘણા લોકો સમજતા પણ નથી (કારણ કે સમજવાનો ઈરાદો જ નથી કરતા. આગળ કયામતના ફેંસલાનું વર્ણન છે જે અંતિમ ફેંસલો હશે જેનાથી કોઈ નાસી શકશે નહીં અને કયામતના ફેંસલા પહેલાં મોતની ખબર આપવામાં આવે છે, કારણ કે મોત જ તેની પ્રસ્તાવના અને આખિરત સુધી પહોંચવાની પ્રથમ કડી છે, તેથી ફરમાવ્યું, હે પયગમ્બર ﷺ ! આ લોકો જો દુનિયામાં કોઈ બૌદ્ધિક કે વર્ણન કરવામાં આવેલ ફેંસલાને નથી માનતા તો તમે દિલગીર ન થાઓ, કારણ કે દુનિયામાંથી) તમારે પણ મરવાનું છે અને તેમને પણ મરવાનું છે પછી કયામતના

દિવસે તમે (બંને પક્ષો પોતપોતાના) મુકદ્દમાઓ પોતાના પરવરદિગારની સામે રજુ કરશો (તે સમયે અમલી ફૈંસલો થઈ જશે જેના જાહેર થવાનું વર્ણન આગળ આવે છે, فَمَنْ اَظْلَمُ) બસ (આ અદાલતમાં મુકદ્દમાઓ રજુ થવાના સમયે ફૈંસલો એ થશે કે બાતિલપરસ્તોને જહન્નમનો અઝાબ થશે અને હકપરસ્તોને મહાન સવાબ મળશે અને દેખીતું છે કે) તે વ્યક્તિથી વધારે અન્યાયી (અને નાહકપરસ્ત) કોણ હશે જે અલ્લાહ ઉપર જૂઠ બાંધે ? (એટલે કે અલ્લાહ તઆલા વિશે એવું કહે કે તેની સાથે બીજા પણ ભાગીદાર છે) અને સાચી વાતને (એટલે કે કુર્આનને) જ્યારે કે તે તેની પાસે (રસૂલ દ્વારા) પહોંચી જૂઠાડી દે (તો એવા વ્યક્તિનું મોટો અત્યાચારી હોવું પણ જાહેર છે અને અત્યાચારના કારણે મોટા અઝાબનો પણ હકદાર હોવું જરૂરી છે અને મોટો અઝાબ જહન્નમનો છે તો) શું (કયામતના દિવસે) એવા કાફિરોનું ઠેકાણું જહન્નમ ન હશે ? (આ ફૈંસલો બાતિલપરસ્તોનો થયો) અને (તેનાથી વિપરીત) જે લોકો સત્ય વાત લઈને (અલ્લાહ તઆલા તરફથી અથવા રસૂલ તરફથી લોકોની પાસે) આવ્યા અને (પોતે પણ) તેને સાચું જાણે (એટલે કે એ લોકો સાદિક–સાચા પણ છે અને મુસદીક–સાચું બોલનાર પણ જેમકે પ્રથમ પ્રકારના લોકો કાઝિબ–જૂઠા પણ હતા અને મુકઝ્ઝિબ–જૂઠું બોલનાર પણ) તો એ (સાદિક) લોકો પરહેઝગાર છે (તેમનો ફૈંસલો એ થશે કે) તેઓ જે કંઈ ઈચ્છશે તેમના માટે પરવરદિગારની પાસે સઘળું કંઈ છે, આ બદલો છે નેક લોકોનો (અને આ બદલો તેમના માટે એ કારણે નક્કી કર્યો) જેથી અલ્લાહ તઆલા તેમના દુષ્કૃત્યોને દૂર કરે અને નેક કામોનો બદલો તેમને તેમનો સવાબ આપે.

## મસ્અલા અને બોધપાઠ :

اِنَّکَ مَیِّتٌ وَّاِنَّھُمْ مَّیِّتُوْنَ માં مَیِّتُ (મય્યિત) بِتَشْدِیْدِ الْیَاءُ તેને કહે છે જે ભવિષ્યમાં મૃત્યુ પામવાનો હોય અને مَیْت (મય્‌ત) بِسُکُوْنِ الْیَاءُ તેને કહે છે જે મરી ચૂક્યો છે. આ આયતમાં રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને કહેવામાં આવ્યું છે કે તમે પણ મરવાના છો અને તમારા દુશ્મન તથા સગા સંબંધીઓ પણ મરવાના છે. આ વર્ણન કરવાનો મકસદ એ છે કે સૌને આખિરતની ફિકર તરફ ધ્યાન અપાવી આખિરત માટે અમલ કરવામાં લાગી જવાનું પ્રોત્સાહન આપવામાં આવે અને ટૂંકમાં એ પણ બતાવી દેવામાં આવ્યું છે કે મખ્લૂકમાં શ્રેષ્ઠ

તથા સય્યિદુલ મુરસલીન હોવા છતાં મોતથી રસૂલે કરીમ ﷺ પણ બાકાત નથી જેથી આપ ﷺની વફાત પછી લોકોમાં તેના વિશે મતભેદ પેદા ન થાય.

*(કુર્તુબીમાંથી)*

## મહશરની અદાલતમાં મઝલૂમનો હક જાલિમ પાસેથી વસૂલ કરવાનું સ્વરૂપ :

ثُمَّ اِنَّكُمۡ يَوۡمَ الۡقِيٰمَةِ عِنۡدَ رَبِّكُمۡ تَخۡتَصِمُوۡنَ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે અત્રે શબ્દ اِنَّكُمۡ (ઈન્નકુમ)માં મો'મિન, કાફિર, મુસલમાન, જાલિમ અને મજલૂમ બધા જ સામેલ છે, સૌ પોતપોતાના મુકદમાઓ પોતાના પરવરદિગારની અદાલતમાં રજુ કરશે અને અલ્લાહ તઆલા જાલિમ પાસેથી મજલૂમનો હક અપાવશે ભલે તે કાફિર હોય અથવા મો'મિન. આ હકો અદા કરવાનું સ્વરૂપ એ હશે જે સહીહ બુખારીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતથી આવ્યું છે કે નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું છે કે જે વ્યક્તિના માથે કોઈનો હક છે તેણે દુનિયામાં જ તેને અદા કરીને અથવા મા'ફ કરાવીને હલાલ કરવો જોઈએ, કારણ કે આખિરતમાં દિરહમ અને દીનાર તો હશે નહીં, જો જાલિમની પાસે કંઈક નેક કર્મો છે તો તેના જુલ્મના પ્રમાણમાં તે અમલો તેની પાસેથી લઈને મજલૂમને આપવામાં આવશે અને જો તેની પાસે ભલાઈઓ નથી તો મજલૂમની બુરાઈઓ અને ગુનાહોને તેની પાસેથી લઈને જાલિમ ઉપર નાંખવામાં આવશે.

સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ એક દિવસે સહાબએ કિરામ (રદિ.)ને પ્રશ્ન કર્યો કે તમે જાણો છો કે મુફલિસ કોણ છે ? સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી કે યા રસૂલુલ્લાહ ﷺ! અમે તો મુફલિસ તેને સમજીએ છીએ જેની પાસે ન તો કોઈ રોકડ રકમ હોય અને ન જ જરૂરિયાતનો સામાન. આપ ﷺએ ફરમાવ્યું કે અસલી અને સાચો મુફલિસ મારી ઉમ્મતમાં તે વ્યક્તિ છે જે કયામતમાં ઘણા બધા નેક અમલો નમાઝ, રોઝા, ઝકાત વગેરે લઈને આવશે પરંતુ તેની હાલત એ હશે કે તેણે દુનિયામાં કોઈને ગાળ આપી, કોઈના ઉપર આક્ષેપ લગાવ્યો, કોઈનો માલ નાજાઈઝ રીતે ખાઈ ગયો, કોઈની હત્યા કરાવી, કોઈને મારઝૂડ કરી સતાવ્યો તો આ બધા મજલૂમ અલ્લાહની સામે પોતાના ઉપર કરવામાં આવેલ જુલમોની

માંગણી કરશે અને તેની ભલાઈઓ તેમનામાં વહેંચી દેવામાં આવશે, પછી જ્યારે તે ભલાઈઓ સમાપ્ત થઈ જશે અને મઝલૂમોના હકો હજુ પણ બાકી રહેશે તો મઝલૂમોના ગુનાહો તેના ઉપર નાંખી દેવામાં આવશે (તો આ વ્યક્તિ સૌ સામાન હોવા છતાં કયામતમાં મુફલિસ રહી ગયો, આ જ અસલી મુફલિસ છે).

તબરાનીએ એક ભરોસાપાત્ર સનદ સાથે હઝરત અબૂ ઐયૂબ અન્સારી (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, સૌથી પહેલો જે મુકદ્દમો અલ્લાહ તઆલાની અદાલતમાં રજુ કરવામાં આવશે તે પુરુષ અને તેની પત્નીનો હશે અને અલબત્ત ત્યાં જીભ બોલશે નહીં પરંતુ સ્ત્રીના હાથ પગ ગવાહી આપશે કે તે પોતાના પતિ ઉપર કેવી કેવી એબ લગાવ્યા કરતી હતી અને એ જ પ્રમાણે પુરુષના હાથ પગ એ પ્રમાણે ગવાહી આપશે કે કઈ રીતે પોતાની પત્નીને તકલીફ અને પીડા પહોંચાડતો હતો, ત્યારબાદ દરેક વ્યક્તિની સામે તેમના નોકર ચાકર લાવવામાં આવશે, તેમની શિકાયતોનો ફૈંસલો કરવામાં આવશે, પછી સામાન્ય બજારના લોકો જેમની સાથે તેનો વ્યવહાર રહેતો હતો તે રજુ થશે, જો તેણે તેમનામાંથી કોઈના ઉપર અત્યાચાર કર્યો છે તો તેનો હક અપાવવામાં આવશે.

## બધા જ અમલો અત્યાચાર અને હકોના બદલામાં આપી દેવામાં આવશે પરંતુ ઈમાન આપવામાં આવશે નહીં :

તફસીરે મઝહરીમાં પ્રસ્તુત બધી જ હદીષની રિવાયતો નકલ કર્યા પછી લખ્યું છે કે મજલૂમોના હકોમાં જાલિમના અમલો આપવાનું જે વર્ણન થયું છે તેનાથી ભાવાર્થ ઈમાન સિવાય બીજા અમલો છે, કારણ કે જેટલા જુલમો છે તે બધા અમલી ગુનાહ છે કુફ્ર નથી અને આવા ગુનાહોની સજા મર્યાદિત પ્રકારની હશે તેનાથી વિપરીત ઈમાન કે તે એક અમર્યાદિત અમલ છે તેનો બદલો પણ અમાર્યાદિત હંમેશા હંમેશની જન્નતમાં રહેવાનું છે, જો કે તે ગુનાહોની સજા ભોગવ્યા પછી અને અમુક મુદ્દત જહન્નમમાં રહ્યા પછી પણ હોઈ શકે છે, તેનો ખુલાસો એ છે કે જ્યારે જાલિમના ઈમાન સિવાયના બધા નેક અમલો મજલૂમોને આપીને સમાપ્ત થઈ જશે માત્ર ઈમાન બાકી રહી જશે તો ઈમાન તેનાથી સમાપ્ત કરવામાં નહીં આવે, બલકે મજલૂમના ગુનાહ તેના ઉપર નાંખીને હકોને અદા

કરવામાં આવશે જેના પરિણામે આ ગુનાહોનો અઝાબ ભોગવ્યા પછી અંતે જન્નતમાં પ્રવેશ પામશે અને પછી તેની આ હાલત કાયમી હશે. તફસીરે મઝહરીના કર્તાએ લખ્યું છે કે ઈમામ બયહકીએ પણ આવું જ કહ્યું છે.

صِدْق અને كَذَّبَ بِالصِّدْقِ માં اَلَّذِىْ جَآءَ بِالصِّدْقِ (સિદ્ક)નો ભાવાર્થ તે તા'લીમ છે જે રસૂલે કરીમ ﷺ લઈને આવ્યા છે, ભલે તે કુર્આન હોય અથવા કુર્આન સિવાય બીજી તા'લીમ હદીષો; અને صَدَّقَ بِهٖ (સિદ્ક બિહિ)માં બધા મો'મિનો સામેલ છે કે તેઓ તેનું સમર્થન કરનારા છે.

---

## આયતો : (સૂરએ ઝુમર : આયત નં. ૩૬ થી ૪૧)

اَلَيْسَ اللّٰهُ بِكَافٍ عَبْدَهٗ ؕ وَيُخَوِّفُوْنَكَ بِالَّذِيْنَ مِنْ دُوْنِهٖ ؕ وَمَنْ يُّضْلِلِ اللّٰهُ
فَمَا لَهٗ مِنْ هَادٍ ﴿۳۶﴾ وَمَنْ يَّهْدِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ مُّضِلٍّ ؕ اَلَيْسَ اللّٰهُ بِعَزِيْزٍ ذِى انْتِقَامٍ ﴿۳۷﴾
وَلَئِنْ سَاَلْتَهُمْ مَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ لَيَقُوْلُنَّ اللّٰهُ ؕ قُلْ اَفَرَءَيْتُمْ مَّا تَدْعُوْنَ
مِنْ دُوْنِ اللّٰهِ اِنْ اَرَادَنِىَ اللّٰهُ بِضُرٍّ هَلْ هُنَّ كٰشِفٰتُ ضُرِّهٖۤ اَوْ اَرَادَنِىْ بِرَحْمَةٍ هَلْ هُنَّ
مُمْسِكٰتُ رَحْمَتِهٖ ؕ قُلْ حَسْبِىَ اللّٰهُ ؕ عَلَيْهِ يَتَوَكَّلُ الْمُتَوَكِّلُوْنَ ﴿۳۸﴾ قُلْ يٰقَوْمِ اعْمَلُوْا
عَلٰى مَكَانَتِكُمْ اِنِّىْ عَامِلٌ ۚ فَسَوْفَ تَعْلَمُوْنَ ﴿۳۹﴾ مَنْ يَّاْتِيْهِ عَذَابٌ يُّخْزِيْهِ وَيَحِلُّ
عَلَيْهِ عَذَابٌ مُّقِيْمٌ ﴿۴۰﴾ اِنَّاۤ اَنْزَلْنَا عَلَيْكَ الْكِتٰبَ لِلنَّاسِ بِالْحَقِّ ۚ فَمَنِ
اهْتَدٰى فَلِنَفْسِهٖ ۚ وَمَنْ ضَلَّ فَاِنَّمَا يَضِلُّ عَلَيْهَا ۚ وَمَاۤ اَنْتَ عَلَيْهِمْ بِوَكِيْلٍ ﴿۴۱﴾ ع

## તરજુમો :

*શું અલ્લાહ પોતાના બંદાઓ માટે પૂરતો નથી અને તમને તેનાથી ડરાવે છે જે તેના સિવાયના છે અને જેને અલ્લાહ માર્ગ ભટકાવે તો કોઈ તેને માર્ગ આપનાર નથી. (૩૬) અને જેને અલ્લાહ માર્ગ સૂઝાડે તો તેને કોઈ ભટકાવનાર નથી, શું અલ્લાહ જબરદસ્ત બદલો લેનારો નથી !? (૩૭) અને જો તમે તેમને પૂછો, આસમાન અને જમીન કોણે બનાવ્યા ? તો કહે,*

*અલ્લાહે ! તમે કહો, ભલા ! જુઓ તો અલ્લાહના સિવાય જેને પૂજો છો જો અલ્લાહ મારા ઉપર કંઈ તકલીફ ઈચ્છે તો તે એવા છે કે તેની નાંખેલી તકલીફ ખોલી (દૂર કરી) આપે અથવા તે મારા ઉપર રહમ ઈચ્છે તો તેઓ એવા છે કે તે રહમને અટકાવી દે ? તમે કહો, મારે અલ્લાહ પૂરતો છે, તેના ઉપર જ ભરોસો રાખનારાઓ ભરોસો રાખે છે. (૩૮) તમે કહો, હે કોમ ! પોતાની જગ્યાએ કર્મ કર્યે જાઓ હું પણ કર્મ કરું છું, હવે આગળ જાણી લેશો. (૩૯) (કે) કોના ઉપર આફત આવે છે કે તેને અપમાનિત કરે અને તેના ઉપર કાયમ રહેનાર અઝાબ ઊતરે છે. (૪૦) અમે તમારા ઉપર લોકો માટે સત્યની સાથે કિતાબ ઉતારી છે, પછી જે કોઈ માર્ગ ઉપર આવ્યો બસ પોતાના ભલા માટે અને જે કોઈ ભટક્યો બસ એ જ વાત છે કે ભટક્યો પોતાના બુરા માટે અને તમે તેમના જવાબદાર નથી. (૪૧)*

## તફસીર :

શું અલ્લાહ તઆલા પોતાના (ખાસ) બંદા (મુહમ્મદ ﷺની સુરક્ષા) માટે પૂરતો નથી ? (એટલે તે તો સૌના રક્ષણ માટે પૂરતો છે તો પોતાના પ્રિય અને ખાસ બંદા માટે કેમ પૂરતો નહીં હોય ?) અને આ લોકો (એવા મૂર્ખ છે કે અલ્લાહ તઆલાના રક્ષણને અવગણીને) તમને તેનાથી (એટલે કે જૂઠા પૂજ્યોથી) ડરાવે છે જે અલ્લાહના સિવાય (તેમણે ઘડી રાખ્યા) છે, (જ્યારે કે તેઓ પોતે નિર્જીવ અને લાચાર છે અને જો શક્તિશાળી હોત તો પણ અલ્લાહની સુરક્ષાના મુકાબલા માટે લાચાર જ હોત) અને (મૂળ વાત એ છે કે) જેને અલ્લાહ માર્ગ ભટકાવે તેનું કોઈ માર્ગદર્શન કરનાર નથી અને જેને તે હિદાયત આપે તેને કોઈ ગુમરાહ કરનાર નથી (આગળ અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતનું વર્ણન કરીને તેમની મૂર્ખામીને જાહેર કરવામાં આવી છે કે) શું અલ્લાહ તઆલા (તેમના સમીપ) જબરદસ્ત (અને) બદલો લેનાર (એટલે કે બદલો લેવાની શક્તિ ધરાવનાર) નથી ?! (એટલે કે અલ્લાહ તઆલાની મદદ કરવાની સિફત પણ સંપૂર્ણ છે અને બંદાની મદદ પ્રાપ્ત કરવાની ક્ષમતા પણ સંપૂર્ણ છે તથા જૂઠા પૂજ્યોની શક્તિ અને મદદ કરવાની સિફતથી તેમનું લાચાર હોવું પણ દેખીતું છે, પછી તમને તેઓ દ્વારા જૂઠા પૂજ્યોથી ડરાવવું મૂર્ખામી નથી તો શું છે ?) અને (આશ્ચર્યની વાત એ છે કે અલ્લાહ તઆલાની સંપૂર્ણ શક્તિને અને તેની મદદ

કરવાની શક્તિને પણ તેઓ સ્વીકારે છે એટલા માટે) જો તમે તેમને પૂછો કે આસમાન અને જમીનને કોણે પેદા કર્યું છે ? તો એવું જ કહેશે કે અલ્લાહે ! (તેથી) તમે (તેમને) કહો કે ભલા ! (જ્યારે તમે અલ્લાહને તેની સર્જન શક્તિમાં સંપૂર્ણ હોવાની માન્યતા ધરાવો છો તો) એ બતાવો કે અલ્લાહના સિવાય જે મઅ્બૂદોને પૂજો છો જો અલ્લાહ મને કોઈ તકલીફ પહોંચાડવા ઈચ્છે તો શું આ મઅ્બૂદો તેની આપેલી આ તકલીફ દૂર કરી શકે છે અથવા અલ્લાહ મારા ઉપર પોતાનો કરમ કરવા ઈચ્છે તો શું આ મઅ્બૂદો તેની કૃપાને અટકાવી શકે છે ? (આગળ ઈરશાદ છે કે જ્યારે આ ચર્ચાથી અલ્લાહ તઆલાની કુદરતની વિશેષતા સાબિત થઈ જાય છે તો) તમે કહી આપો કે (તેનાથી સાબિત થઈ ગયું કે) મારા માટે અલ્લાહ પૂરતો છે, ભરોસો કરનારાઓ તેના ઉપર જ ભરોસો કરે છે (એટલા માટે હું પણ તેના ઉપર જ તવક્કુલ અને ભરોસો રાખું છું અને તમારા વિરોધ તથા દુશ્મનાવટની કોઈ પરવા કરતો નથી અને કારણ કે આ લોકો તે બધી વાતો સાંભળીને પણ પોતાની જૂઠી માન્યતાઓ ઉપર મક્કમ રહ્યા હતા, તેથી તમને અંતિમ જવાબની તા'લીમ આપવામાં આવે છે કે) તમે (તેમને) કહી આપો કે (જો આનાથી પણ તમે નથી માનતા તો તમે જાણો !) પોતાની હાલત ઉપર અમલ કર્યે જાઓ હું પણ (પોતાની પદ્ધતિએ) અમલ કરી રહ્યો છું (એટલે કે જ્યારે તમે પોતાના જૂઠી પદ્ધતિને નથી છોડતા તો હું સત્ય તરીકાને કેવી રીતે છોડું?) બસ, હવે જલદી જ તમને જાણ થઈ જશે કે તે કોણ વ્યક્તિ છે જેના ઉપર (દુનિયામાં) એવો અઝાબ આવશે જે તેને અપમાનિત કરી નાંખશે અને (મૃત્યુ પછી) તેના ઉપર કાયમી અઝાબ નાઝિલ થશે (એટલા માટે દુનિયામાં ગઝ્વએ બદ્રમાં મુસલમાનોના હાથે તેમને સજા મળી, ત્યારબાદ આખિરતમાં કાયમી અઝાબ છે, અહીંયાં સુધી તો રસૂલે કરીમ ﷺને વિરોધીઓથી સાંત્વના આપવામાં આવી, આગળ તેમને જે કાફિરો અને સામાન્ય અલ્લાહની મખ્લૂક સાથે લાગણીની બીના ઉપર તેમના કુફ્ર અને ઈન્કારથી ગમ થતો હતો તેના ઉપર તસલ્લી આપવામાં આવે છે કે) અમે આ કિતાબ તમારા ઉપર લોકોના (નફા) માટે ઉતારી જે સત્ય છે, બસ (તમારું કામ તેને પહોંચાડી દેવું છે પછી) જે વ્યક્તિ સત્ય માર્ગ ઉપર આવશે તો પોતાના લાભ માટે અને જે વ્યક્તિ માર્ગ ભટકેલ રહેશે તો તેનું માર્ગ ભટકવું તેના ઉપર જ પડશે અને તમે તેમના (એવા) રક્ષક

બનાવવામાં નથી આવ્યા (કે તેમના માર્ગ ભટકવાની તમને પૂછતાછ થાય તો પછી તમે તેમની ગુમરાહીથી શા માટે ગમ ખાઓ છો ?)

## મસ્અલા અને બોધપાઠ :

اَلَيْسَ اللّٰهُ بِكَافٍ عَبْدَهٗ આ આયતનો શા'ને નુઝૂલ (ઊતરવાની પૂર્વભૂમિકા) એ ઘટના છે કે કાફિરોએ રસૂલે કરીમ ﷺ અને સહાબા (રદિ.)ને એ બાબતથી ડરાવ્યા હતા કે જો તમે અમારી મૂર્તિઓનું અપમાન કર્યું તો તે મૂર્તિઓની અસર ઘણી કઠોર છે તેનાથી તમે બચી શકશો નહીં. તેમને જવાબમાં કહેવામાં આવ્યું કે શું અલ્લાહ તઆલા પોતાના બંદાઓ માટે પૂરતો નથી ?! એટલા માટે અમુક તફસીરકારોએ અહીંયાં "બંદા"થી "ખાસ બંદા" એટલે કે રસૂલે કરીમ ﷺને ભાવાર્થ સ્વરૂપે લીધા છે. તફસીરના ખુલાસામાં તેને જ અપનાવવામાં આવ્યું છે અને બીજા તફસીરકારોએ બંદાનો જાહેર અર્થ લીધો છે અને આયતની બીજી કિરાઅત જે عِبَادَهٗ આવી છે તે તેનું સમર્થન કરે છે અને વિષય જો કે જાહેર છે કે અલ્લાહ તઆલા પોતાના દરેક બંદાઓ માટે પૂરતો છે.

## عِبْرَتٌ وَ نَصِيْحَتٌ શિખામણ અને બોધપાઠ :

وَيُخَوِّفُوْنَكَ بِالَّذِيْنَ مِنْ دُوْنِهٖ એટલે કે કાફિરો તમને ડરાવે છે પોતાના જૂઠા મઅ્બૂદોના ગુસ્સાથી. આ આયત પઢનારાઓ સામાન્ય રીતે એવો વિચાર કરીને આગળ ધપે છે કે આ એક ખાસ ઘટનાનું વર્ણન છે જેનો સંબંધ કાફિરોની ધમકીઓ અને રસૂલે કરીમ ﷺની પવિત્ર જાત સાથે છે, તે તરફ ધ્યાન આપતા નથી કે તેમાં અમારા માટે માર્ગદર્શન છે, જ્યારે કે વાત બિલકુલ ઉઘાડી છે કે જે વ્યક્તિ પણ કોઈ મુસલમાનને એટલા માટે ડરાવે કે તમે ફલાણું હરામ કામ અથવા ગુનોહ ન કર્યો તો તમારા શાસકો અને અધિકારીઓ જેના તમે મોહતાજ સમજવામાં આવો છો તમારાથી ખફા થઈ જશે અને તમને કષ્ટ પહોંચાડશે, એ પણ તેમાં જ સામેલ છે કે જો ડરાવનાર મુસલમાન જ હોય અને જેનાથી ડરાવવામાં આવે છે તે પણ મુસલમાન હોય અને આ એવી સામાન્ય બાબત છે કે દુનિયાની ઘણી નોકરીઓમાં લોકોને તેની સાથે પાલો પડે છે કે અલ્લાહના હુકમો તોડવા ઉપર તૈયાર થઈ જાય અથવા તો પછી પોતાના અધિકારીઓનો ગુસ્સો અને ક્રોધનો ભોગ બને, આ આયતે તે સૌને એ માર્ગદર્શન આપ્યું છે કે શું અલ્લાહ

તઆલા તમારી સુરક્ષા માટે પૂરતો નથી ? તમે માત્ર અને માત્ર અલ્લાહ માટે ગુનાહોથી બચવાનો પાકો નિર્ધાર કરી લીધો અને અલ્લાહના હુકમો વિરુદ્ધ કોઈ શાસક કે અધિકારીની પરવા ન કરી તો અલ્લાહ તઆલાની મદદ તમારી સાથે હશે, વધારેમાં વધારે આ નોકરી છોડવી પડશે તો અલ્લાહ તઆલા તમને રોજી આપશે, કોઈ બીજી વ્યવસ્થા કરશે અને મો'મિનનું કાર્ય તો એ છે કે આવી નોકરીઓને છોડવાનો પોતે જ પ્રયત્ન કરતો રહે કે જેથી કોઈ બીજું યોગ્ય સ્થળ મળી જાય તો તેણે તરત જ તે નોકરી છોડી દેવી જોઈએ.

---

## આયતો : (સૂરએ ઝુમર : આયત નં. ૪૨ થી ૪૫)

اَللّٰهُ يَتَوَفَّى الْاَنْفُسَ حِيْنَ مَوْتِهَا وَالَّتِيْ لَمْ تَمُتْ فِيْ مَنَامِهَا ۚ فَيُمْسِكُ
الَّتِيْ قَضٰى عَلَيْهَا الْمَوْتَ وَ يُرْسِلُ الْاُخْرٰٓى اِلٰٓى اَجَلٍ مُّسَمًّى ۭ اِنَّ فِيْ
ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ﴿٤٢﴾ اَمِ اتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ شُفَعَاۗءَ ۭ
قُلْ اَوَلَوْ كَانُوْا لَا يَمْلِكُوْنَ شَيْـًٔا وَّلَا يَعْقِلُوْنَ ﴿٤٣﴾ قُلْ لِّلّٰهِ الشَّفَاعَةُ جَمِيْعًا ۭ
لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ ثُمَّ اِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٤٤﴾ وَ اِذَا ذُكِرَ اللّٰهُ
وَحْدَهُ اشْمَاَزَّتْ قُلُوْبُ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ ۚ وَاِذَا ذُكِرَ الَّذِيْنَ
مِنْ دُوْنِهٖٓ اِذَا هُمْ يَسْتَبْشِرُوْنَ ﴿٤٥﴾

## તરજુમો :

*અલ્લાહ સંપૂર્ણ પ્રાણ ખેંચી લે છે જ્યારે તેમના મૃત્યુનો સમય હોય છે અને જેનું મોત નથી તેમને તેમની ઊંઘમાં ખેંચી લે છે, પછી જેમના ઉપર મરવું ઠરાવવામાં આવ્યું તેમને રોકી લે છે અને બીજાઓને એક નિર્ધારિત સમય સીમા સુધી મોકલી આપે છે, બેશક ! આ વાતમાં ચિંતન કરનારાઓ માટે દલીલો છે. (૪૨) શું તેમણે અલ્લાહના સિવાય કોઈ સિફારસ કરનાર પકડ્યા છે ? તમે કહો, જો તેમને કોઈ વસ્તુઓનો અધિકાર ન હોય અને ન*

*જ બુદ્ધિ (તો પણ ?) (૪૩) તમે કહો, સઘળી સિફારસ અલ્લાહના અધિકારમાં છે, તેનું જ આસમાન અને જમીનમાં શાસન છે, પછી તેના જ તરફ પાછા ફરીને જશો. (૪૪) અને જ્યારે એકલા અલ્લાહનું નામ લેવામાં આવે તો તેમના દિલો રુંધાઈ જાય છે જેઓ આખિરતનું ઈમાન નથી ધરાવતા અને જ્યારે તેના સિવાય અન્યોનું નામ લેવામાં આવે ત્યારે તેઓ ખુશીઓ મનાવવા લાગે. (૪૫)*

## તફસીર :

અલ્લાહ જ તે પ્રાણોને કબ્જે (એટલે કે બરખાસ્ત) કરે છે (જેમનો મોતનો સમય આવી ગયો છે) તેમની મોતના સમયે (સંપૂર્ણ રીતે કે જિંદગી પૂરી થઈ જાય) અને તેમના પ્રાણોને પણ જેમનું મોત નથી આવ્યું તેમને સૂવાના સમયે (આ બરખાસ્તગી સંપૂર્ણ નથી હોતી, એક સ્વરૂપે જીવન બાકી પણ રહે છે પરંતુ હોશ રહેતો નથી અને મોતના સ્વરૂપમાં ન તો હોશ રહે છે અને ન જ જીવન) પછી (આ બરખાસ્તગી પછી) તેમના પ્રાણોને તો (શરીર તરફ પાછા ફરવાથી) રોકી લે છે જેમના ઉપર મોતનો હુકમ ફરમાવી ચૂક્યો છે અને બાકી રૂહોને (જે ઊંઘના કારણે બરખાસ્ત થઈ ગઈ હતી અને હજુ તેમનો મોતનો સમય નથી આવ્યો) એક નિશ્ચિત સમય (એટલે કે મુદત) સુધી આઝાદ કરી દે છે (કે પાછી શરીરમાં પહોંચીને પહેલાં જેવું જ જીવવા લાગે) આ(અલ્લાહ તઆલાની વ્યવસ્થા)માં તે લોકો માટે જેઓ વિચારવાની ટેવવાળા છે (અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને કોઈની ભાગીદારી વિના સમગ્ર વિશ્વની વ્યવસ્થા કરવા ઉપર) દલીલો છે (જેનાથી અલ્લાહની તવહીદ–એક હોવા ઉપર દલીલો થાય છે) હા ! શું (સ્પષ્ટ દલીલો કાયમ થઈ હોવા છતાં) તે લોકોએ અલ્લાહના સિવાય અન્યોને (મઅ્બૂદ) ઠરાવી રાખ્યા છે જેઓ (તેમની) સિફારસ કરશે ? (જેમકે મુશ્રિકો પોતાની મૂર્તિઓ વિશે કહ્યા કરતા હતા, (هٰٓـؤُلَآءِ شُـفَعَآئُنَا عِنۡدَ اللّٰهِ) તમે કહી આપો કે ભલે આ (તમારી ઘડેલી મૂર્તિઓ) કંઈ પણ શક્તિ ન ધરાવતી હોય અને કંઈ પણ ઈલ્મ ન રાખતી હોય (શું તો પણ તમે એવું જ સમજશો કે તેઓ તમારી સિફારસ કરશે ? શું એટલું પણ નથી સમજતા કે સિફારસ માટે સમજ અને યોગ્ય શક્તિ હોવી જરૂરી છે જે તેમનામાં બિલકુલ નથી ! અહીંયાં અમુક મુશ્રિકો એવું કહી શકતા હતા કે આ પથ્થરની કંડારેલી મૂર્તિઓ અમારો હેતુ નથી, બલકે આ

શિલ્પો અને શકલો ફરિશ્તાઓ અને જિન્નાતની છે, તે તો રૂહવાળા છે, શક્તિ અને જ્ઞાન પણ ધરાવે છે તેથી તેના જવાબ સ્વરૂપે આ તા'લીમ આપવામાં આવી કે) તમે (એ પણ) કહી આપો કે સિફારસ બધી જ અલ્લાહના જ અધિકારમાં છે (તેની પરવાનગી વિના કોઈ ફરિશ્તા અથવા માનવીની મજાલ નથી કે કોઈની સિફારસ કરી શકે અને અલ્લાહ તઆલાની સિફારસની પરવાનગી માટેની બે શરતો છે; એક, સિફારસ કરનારનું અલ્લાહ નજીક સ્વીકૃત હોવું અને બીજું જેની સિફારસ કરવામાં આવે તેનું મા'ફીપાત્ર હોવું, હવે સમજી લો કે મુશ્રિકોએ મૂર્તિઓને જેમની શકલો સમજીને અપનાવી છે જો તે જિન્નાત અથવા શયતાનો છે તો બંને શરતો પૂરી નથી થતી, સિફારસ કરનાર અલ્લાહ તઆલા પાસે સ્વીકૃત નથી અને ન જ મુશ્રિકો મા'ફીપાત્ર છે અને જો આ શકલોને ફરિશ્તાઓ અથવા અંબિયા અલૈ.ની શકલો ઠરાવી રાખી છે તો સિફારસ કરનારનું સ્વીકૃત હોવાની શરત તો ઉપસ્થિત છે પરંતુ બીજી શરત પૂરી નથી થતી કે તે મુશ્રિકોમાં મા'ફી મેળવવાની ક્ષમતા જ નથી, આગળ ફરમાવ્યું છે કે અલ્લાહ તઆલાની એ શા'ન છે કે) બધા આસમાન અને જમીનની સલતનત તેની જ છે પછી તમે તેના જ તરફ પાછા વળીને જશો (એટલા માટે સૌને છોડીને તેનાથી જ ડરો અને તેની જ ઈબાદત કરો) અને (તવહીદની સ્પષ્ટ દલીલો કાયમ થયા છતાં કાફિરો અને મુશ્રિકોની એવી હાલત છે કે) જ્યારે ફક્ત અલ્લાહનું વર્ણન કરવામાં આવે છે (કે તે કોઈની ભાગીદારી વિના સમગ્ર વિશ્વનો, કાળા ધોળાનો બધાનો જ માલિક અને મુખ્તિયાર છે) તો તે લોકોના દિલો રુંધાઈ જાય છે જેઓ આખિરતનું યકીન નથી રાખતા અને જ્યારે તેમના સિવાય અન્યોનું વર્ણન આવે છે (ભલે માત્ર તેમનું જ વર્ણન હોય અથવા અલ્લાહની સાથે તેમનું પણ વર્ણન કરવામાં આવતું હોય) તો તે જ વખતે તે લોકો હરખાય છે.

## મસ્અલા અને બોધપાઠ :

### મોત અને ઊંઘના સમયે રૂહ (પ્રાણ) કબ્જે થવા અને બંને પરિસ્થિતિઓના તફાવતની વિગત :

اَللّٰهُ يَتَوَفَّى الْاَنْفُسَ حِيْنَ مَوْتِهَا وَالَّتِىْ لَمْ تَمُتْ فِىْ مَنَامِهَا માં શબ્દ تَوَفّٰى (તવફ્ફા)નો શાબ્દિક અર્થ "લઈ લેવું અથવા કબ્જે કરી લેવું" થાય છે, આ આયતમાં અલ્લાહ તઆલાએ બતાવ્યું છે કે સજીવની રૂહો દરેક પરિસ્થિતિમાં

દરેક સમયે અલ્લાહ તઆલાના કાબૂમાં છે, તે જ્યારે ઈચ્છે તેને કબ્જે કરી શકે છે અને પાછી લઈ શકે છે અને આ અલ્લાહની શક્તિનું એક પ્રદર્શન તો દરેક સજીવ દરરોજ જુએ અને અનુભવે છે કે ઊંઘના સમયે તેની રૂહ એક સ્વરૂપે કબ્જે જ થઈ જાય છે પછી જાગૃત થતાં પાછી મળી જાય છે અને અંતે એક સમય એવો પણ આવશે કે તે સંપૂર્ણ કબ્જે થઈ જશે અને પછી પાછી મળશે નહીં.

તફસીરે મઝહરીમાં છે કે રૂહ કબ્જે કરવાનો અર્થ એ છે કે તેનો સંબંધ માનવ શરીર સાથે કપાઈ જાય છે, ક્યારેક તે જાહેર રીતે અથવા ગુપ્ત રીતે બિલકુલ કાપી નાંખવામાં આવે છે તેનું નામ મોત છે અને ક્યારેક માત્ર જાહેર સ્વરૂપે કાપવામાં આવે છે અને અદષ્ય રીતે આ સંબંધ બાકી રહે છે જેની અસર એ હોય છે કે હલન ચલન અને સ્વૈચ્છિક પ્રવૃત્તિઓ જે જીવનની જાહેર નિશાનીઓ છે તે સુષુપ્ત કરી દેવામાં આવે છે અને રૂહનો શરીર સાથે અદષ્ય સંબંધ બાકી રહે છે જેનાથી તે શ્વાસ લેતો રહે છે અને જીવીત રહે છે અને તેનું સ્વરૂપ એ હોય છે કે મનુષ્યની રૂહને આ દુનિયાના ધ્યાન અને ઘટમાળથી સુષુપ્ત કરીને ગાફેલ કરી દેવામાં આવે છે જેથી માનવી સંપૂર્ણ આરામ મેળવી શકે અને ક્યારેક આ અદષ્ય સંબંધ પણ કાપી નાંખવામાં આવે છે જેના કારણે શરીરની જિંદગી બિલકુલ સમાપ્ત થઈ જાય છે.

પ્રસ્તુત આયતમાં શબ્દ تَوَفِّى (તવફ્ફા) "કબ્જે કરવા"ના અર્થમાં જાહેર રૂપક સ્વરૂપ બંને અર્થો ઉપર પ્રભાવી છે, મોત અને ઊંઘ બંનેમાં રૂહનો કબ્જે કરવાનો આ તફાવત જે ઉપર વર્ણન કરવામાં આવ્યો છે તેનું સમર્થન હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુના એક નિવેદનથી પણ થાય છે, તેમણે ફરમાવ્યું કે સુવાના સમયે માનવીની રૂહ તેના શરીરથી નીકળી જાય છે પરંતુ રૂહનું એક કિરણ શરીરમાં રહે છે જેનાથી તે જીવીત રહે છે અને આ જ કિરણના સંપર્કથી તે સ્વપ્ન જુએ છે પછી આ સ્વપ્ન જો રૂહના આ દુનિયા (આલમે મિસાલ)માં કેન્દ્રિત હોવાની હાલતમાં જોવામાં આવ્યું તો તે સાચું સ્વપ્ન હોય છે અને જો તે તરફથી શરીરમાં પાછા ફરવાની પરિસ્થિતિમાં જોવામાં આવ્યું તો તેમાં શયતાની મિલાવટ થઈ જાય છે તે رُؤْيَائِى صَادِقَةٌ (સાચા સ્વપ્નો) નથી રહેતા અને ફરમાવ્યું કે ઊંઘની હાલતમાં રૂહ જે રીતે માનવીના શરીરમાંથી નીકળે છે તો જાગૃતાવસ્થાના સમયે આંખના પલકારાથી પણ ઓછા સમયમાં તે શરીરમાં પાછી ફરે છે.

## આયતો : (સૂરએ ઝુમર : આયત નં. ૪૬ થી ૫૨)

قُلِ اللّٰهُمَّ فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ عٰلِمَ الْغَيْبِ وَالشَّهَادَةِ اَنْتَ تَحْكُمُ بَيْنَ
عِبَادِكَ فِيْ مَا كَانُوْا فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿٤٦﴾ وَلَوْ اَنَّ لِلَّذِيْنَ ظَلَمُوْا مَا فِي الْاَرْضِ
جَمِيْعًا وَّمِثْلَهٗ مَعَهٗ لَافْتَدَوْا بِهٖ مِنْ سُوْٓءِ الْعَذَابِ يَوْمَ الْقِيٰمَةِ ۭ وَبَدَا لَهُمْ مِّنَ
اللّٰهِ مَا لَمْ يَكُوْنُوْا يَحْتَسِبُوْنَ ﴿٤٧﴾ وَبَدَا لَهُمْ سَيِّاٰتُ مَا كَسَبُوْا وَحَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ
يَسْتَهْزِءُوْنَ ﴿٤٨﴾ فَاِذَا مَسَّ الْاِنْسَانَ ضُرٌّ دَعَانَا ۡ ثُمَّ اِذَا خَوَّلْنٰهُ نِعْمَةً مِّنَّا ۙ
قَالَ اِنَّمَآ اُوْتِيْتُهٗ عَلٰي عِلْمٍ ۭ بَلْ هِيَ فِتْنَةٌ وَّلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٤٩﴾
قَدْ قَالَهَا الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَمَآ اَغْنٰى عَنْهُمْ مَّا كَانُوْا يَكْسِبُوْنَ ﴿٥٠﴾ فَاَصَابَهُمْ
سَيِّاٰتُ مَا كَسَبُوْا ۭ وَالَّذِيْنَ ظَلَمُوْا مِنْ هٰٓؤُلَاۗءِ سَيُصِيْبُهُمْ سَيِّاٰتُ مَا كَسَبُوْا ۙ
وَمَا هُمْ بِمُعْجِزِيْنَ ﴿٥١﴾ اَوَلَمْ يَعْلَمُوْٓا اَنَّ اللّٰهَ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَاۗءُ
وَيَقْدِرُ ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٥٢﴾

**તરજુમો :**

*તમે કહો, હે અલ્લાહ આસમાનો અને જમીનને પેદા કરનાર, ગુપ્ત અને જાહેરને જાણનાર, તું જ પોતાના બંદાઓમાં ફેંસલો કરીશ જે બાબતમાં તેઓ વિવાદ કરી રહ્યા હતા. (૪૬) અને જો જાલિમો (ગુનેહગારો)ની પાસે જેટલું કંઈ જમીનમાં છે તે બધું હોય અને એટલું જ બીજું પણ તેની સાથે; તે બધું જ પોતાને ખરાબ અઝાબથી બચાવવા માટે આપી દે કયામતના દિવસે અને તેમને અલ્લાહ તરફથી તે દેખાશે જેની કલ્પના પણ રાખતા ન હતા. (૪૭) અને તેમને દેખાશે પોતાના ખરાબ કર્મો જે કમાતા હતા અને તેમને ઘેરી વળે તે વસ્તુ જેના વિશે ઠઠ્ઠો કરતા હતા. (૪૮) બસ જો માનવીને કોઈ તકલીફ આવી પડે છે અમને પોકારવા લાગે છે, પછી જ્યારે અમે પોતાના તરફથી તેને કોઈ નેઅ્મત બખ્શીએ તો કહે છે, આ તો મને મળી કે પહેલેથી ખબર*

*હતી; કંઈ નથી, આ આજમાયશ છે પરંતુ તે ઘણા લોકો સમજતા નથી. (૪૯) એમનાથી આગળનાઓ આ વાત કહી ચૂક્યા છે, પછી તેમને કંઈ કામ ન આવ્યું જે તેઓ કમાતા હતા. (૫૦) પછી તેમના ઉપર બુરાઈઓ પડી ગઈ જે કમાઈ હતી અને જે તેમનામાંથી ગુનેહગાર (જાલિમો) છે તેમના ઉપર પણ હવે બુરાઈઓ પડવાની છે જે તેમણે કમાઈ છે અને તેઓ (અલ્લાહ તઆલાને) થકવી શકનાર નથી. (૫૧) અને શું જાણી ચૂક્યા નથી કે અલ્લાહ જેના માટે ઈચ્છે રોજી ફેલાવે છે અને (જેના માટે ઈચ્છે) માપીને આપે છે ? અલબત્ત તેમાં તે લોકો માટે બોધપાઠ છે જેઓ માનનારા (મો'મિનો) છે. (૫૨)*

## તફસીર :

હવે (તેમની દુશ્મનાવટની કઠોરતાથી દિલગીર ન થાઓ અને અલ્લાહ તઆલાથી દુઆમાં એવું) કહો કે હે અલ્લાહ ! આસમાન અને જમીનના પેદા કરનાર, ગુપ્ત અને જાહેરને જાણનાર તું જ (કયામતના દિવસે) પોતાના બંદાઓ દરમિયાન તે બાબતનો ફેંસલો કરીશ જેમાં તેઓ પરસ્પર મતભેદ કરતા હતા (એટલે કે તમે તે વિરોધીઓની ફિકરમાં ન પડો બલકે તેમનો મા'મલો અલ્લાહ તઆલાને સોંપો જે પોતે તેમનો ફેંસલો કરશે) અને (આ ફેંસલાના સમયે એવી હાલત હશે કે) જો જુલમ (એટલે કે શિર્ક અને કુફ્ર) કરનારાઓની પાસે દુનિયાભરની બધી જ વસ્તુઓ હોય અને તે વસ્તુઓની સાથે એટલી જ વસ્તુઓ બીજી પણ હોય તો તે લોકો કયામતના દિવસે કઠોર અઝાબથી છુટવા માટે (બેધડક) તેને આપવા લાગે (તો પણ સ્વીકૃત થશે નહીં كَمَا فِى الْمَائِدَةِ مَاتُقُبِّلَ مِنْهُمْ) અને અલ્લાહ તરફથી તેમને તે મા'મલો સામે આવશે જેની તેમને કલ્પના પણ ન હતી (કારણ કે પ્રથમ તો આખિરતની ચિંતા હતી પછી તેમાં પણ તેમનો દા'વો હતો કે ત્યાં પણ તેમને ઈજ્જત અને રાહત મળશે) અને (તે સમયે) તેમના બધા જ બુરા કર્મો જાહેર થઈ જશે અને જે(અઝાબ)ની સાથે તેઓ ઠટ્ઠો કર્યા કરતા હતા તે તેમને ઘેરી લેશે (આમ તો મુશ્રિકો ગયરૂલ્લાહના ઝિક્રથી ખુશી અને માત્ર અલ્લાહ તઆલાના વર્ણનથી સૂગ ચઢાવે છે) પછી જે સમયે (તે મુશ્રિક) વ્યક્તિને કોઈ તકલીફ પહોંચે છે તો (જેના વર્ણનથી ખુશ થયા કરતો હતો તે બધાને છોડીને માત્ર) અમને પોકારે છે (જેનાથી પ્રથમ નફરત કરતો હતો) પછી

જ્યારે અમે તેને પોતાના તરફથી કોઈ નેઅ્મત આપીએ છીએ તો (તે તવહીદ ઉપર જેનું સત્ય હોવું પોતે તેના એકરારથી સાબિત થઈ ચૂક્યું હતું કાયમ નથી રહેતો એટલા માટે આ નેઅ્મતનો સંબંધ અલ્લાહ તઆલા તરફ જોડતો નથી બલકે) એવું કહે છે કે આ તો મને (મારી) યુક્તિથી મળ્યું છે (અને કારણ કે અલ્લાહ તઆલા તરફ સંબંધ નથી જોડતો બલકે તેને પોતાની યુક્તિનું પરિણામ સમજે છે એટલા માટે તવહીદ ઉપર કાયમ નથી રહેતો, બલકે પોતાની જૂની પદ્ધતિ શિર્ક તરફ ઢળીને ગયરૂલ્લાહની ઈબાદતમાં જ લાગી જાય છે, આગળ અલ્લાહ તઆલા તેના નિવેદન اِنَّمَا اُوْتِيْتُهٗ ને રદ કરે છે કે આ નેઅ્મત તેની યુક્તિનું પરિણામ નથી) બલકે તે (નેઅ્મત અલ્લાહ તઆલાની જ આપેલી છે અને તેના તરફથી જ માનવીને) એક અજમાયશ છે (કે જોઈ લઈએ કે તેના મળવાથી અમને ભૂલી જાય છે અને કુફ્ર કરે છે અથવા યાદ રાખે છે અને શુક્ર કરે છે અને આ જ કસોટી માટે અમુક નેઅ્મતોમાં કારણ અને મહેનતનું માધ્યમ પણ રાખવામાં આવ્યું છે, તેનાથી કસોટી વધી જાય છે કે જોઈ લઈએ કે તેના જાહેર કારણો ઉપર નજર કરે છે અથવા તો તેના સાચા કારણો ઉપર ?) પરંતુ ઘણા લોકો (આ વાતને) સમજતા નથી (એટલા માટે તેને પોતાની યુક્તિનું પરિણામ બતાવે છે અને શિર્કમાં ઓતપ્રોત રહે છે, આગળ કહેવામાં આવ્યું છે કે) આ વાત (અમુક) તે લોકોએ પણ કહી હતી જે તેમનાથી પહેલાં થઈ ચૂક્યા છે (જેમકે કારૂને કહ્યું હતું اِنَّمَا اُوْتِيْتُهٗ عَلٰى عِلْمٍ عِنْدِىْ અથવા જે લોકો અલ્લાહ તઆલાની કુદરતના ઈન્કારી થઈ ચૂક્યા છે જેમકે નમરૂદ અને ફિરઔન; તો દેખીતું છે કે તેઓ પણ કોઈ નેઅ્મતનો સંબંધ અલ્લાહ સાથે જોડતા ન હતા, બલકે તેને કાર્ય કારણના સંબંધ સાથે માત્ર એક સંયોગ બતાવતા હતા અથવા તો પોતાના હુન્નર અને યુક્તિ તરફ તેનો સંબંધ જોડતા હતા) બસ તેમની કાર્યવાહી તેમને કંઈ કામ ન આવી (અને અઝાબથી અટકાવનાર ન બની) પછી (અઝાબથી અટકાવનાર ન હોવાથી તે અઝાબને દૂર કરનારી પણ ન થઈ બલકે) તેમના બધા જ દુષ્કૃત્યો તેમના જ ઉપર આવી પડ્યા (અને સજા પામ્યા) અને (હાલના સમયના લોકો એ વિચાર ન કરે કે જે કંઈ થવાનું હતું તે આગલાઓ સાથે થઈ ચૂક્યું, બલકે) તેમનામાં પણ જે જાલિમો છે તેમના ઉપર પણ તેમના દુષ્કૃત્યો હમણાં પડવાના છે અને તેઓ (અલ્લાહ તઆલાને) હરાવી નથી શકતા (એટલા માટે બદ્રમાં ખૂબ

સજા મળી, આગળ તેની દલીલ વર્ણન કરવામાં આવી છે કે અમુક મૂર્ખાઓ જે નેઅ્મત અને રોજીનો પોતાની જ યુક્તિ સાથે સંબંધ જોડે છે તો) શું તે લોકોને (આગલાઓના અહેવાલમાં વિચાર કરવાથી) એ જાણ નથી થઈ કે અલ્લાહ જ જેને ચાહે છે વધારે રોજી આપે છે અને તે જ (જેના માટે ઇચ્છે છે) તંગી પણ કરી આપે છે, આ (છૂટછાટ અથવા તંગી)માં (વિચાર કરવાથી) ઈમાનવાળાઓના માટે (કે જેઓ બુદ્ધિશાળી હોય છે આ વાત ઉપર) નિશાનીઓ (એટલે કે દલીલો) છે (કે તે જ આપનારો અને કાબૂ ધરાવનારો છે, યુક્તિ અથવા તદ્બીરોમાં કોઈ હકીકત નથી, બસ તે દલીલો જે વ્યક્તિ સમજી લેશે તે તેનો પોતાની યુક્તિ તરફ સંબંધ નહીં જોડે, બલકે તે અલ્લાહ તઆલાની નેઅ્મત હોવાનો સ્વીકાર કરશે, આ શિર્કના રદિયાની દલીલ થઈ ગઈ અને જે એક અલ્લાહ તઆલાની તવહીદમાં માનનારો હશે મુસીબત તથા રાહતની પરિસ્થિતિમાં ક્યારેય અલ્લાહ તઆલાને ભૂલશે નહીં).

## મસ્અલા અને બોધપાઠ :

قُـلِ الـلّٰهُـمَّ فَـاطِـرَ السَّـمٰـوَاتِ وَالْاَرْضِ الاية સહીહ મુસ્લિમમાં હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.)થી રિવાયત છે કે તેઓ કહે છે કે મેં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને પૂછ્યું કે રસૂલે કરીમ ﷺ રાતની નમાઝ (એટલે કે તહજ્જુદ)ને કઈ વસ્તુથી શરૂ કરતા હતા તો તેમણે ફરમાવ્યું કે આપ ﷺ જ્યારે તહજ્જુદની નમાઝ માટે ઉઠતા હતા તો આ દુઆ પઢતા હતા,

اَللّٰهُمَّ رَبَّ جِبْرِيْلَ وَمِيْكَائِيْلَ وَاِسْرَافِيْلَ. فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ عٰلِمَ الْغَيْبِ وَالشَّهَادَةِ اَنْتَ تَحْكُمُ بَيْنَ عِبَادِكَ فِيْمَا كَانُوْا فِيْهِ يَخْتَلِفُوْنَ، اِهْدِنِيْ لِمَا اخْتُلِفَ فِيْهِ مِنَ الْحَقِّ بِاِذْنِكَ اِنَّكَ تَهْدِيْ مَنْ تَشَاءُ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ

*"હે અલ્લાહ ! જિબ્રઈલ અને મિકાઈલ અને ઈસ્રાફિલના પરવરદિગાર, આસમાનો અને જમીનના સર્જનહાર, જાહેર અને ગુપ્તને જાણનાર તું તારા બંદાઓ અને તે લોકો વચ્ચે ન્યાય કરવાનો છે જેમણે મતભેદ કર્યો, મને તારી ઈચ્છાથી તેમના વિવાદો અંગે માર્ગદર્શન આપ, માત્ર તું જ હિદાયત આપનારો છે જેને તું સીધા માર્ગે લાવવા ઈચ્છે."*

**દુઆની ફઝીલત :**

હઝરત સઈદ ઈબ્ને ઝુબૈર ફરમાવે છે કે મને કુર્આને કરીમની એક એવી આયત ખબર છે કે તેને પઢનાર વ્યક્તિ જે દુઆ કરે છે તે કબૂલ થાય છે પછી આ જ આયત બતાવી. ....اَللّٰهُمَّ فَاطِرَ السَّمٰوٰت وَالْاَرْضِ *(કુર્તુબી)*

وَبَدَا لَهُمْ مِّنَ اللّٰهِ مَالَمْ يَكُوْنُوْا يَحْتَسِبُوْنَ હઝરત સુફિયાન ષૌરી (રહ.)એ આ આયતને પઢીને કહ્યું કે બરબાદી છે દેખાડો કરનારાઓ માટે ! બરબાદી છે દેખાડો કરનારાઓ માટે ! આ આયત તેમના વિશે છે જેઓ દુનિયામાં નેક કામ લોકોને દેખાડવા માટે કરે છે અને લોકો પણ તેમને નેક સમજતા હતા તેઓ પોતે પણ એ ધોકામાં હતા કે આ અમલો તેમના માટે આખિરતમાં છુટકારાનું માધ્યમ બનશે પરંતુ કારણ કે તેમાં ઈખ્લાસ ન હતો એટલા માટે અલ્લાહ તઆલા સમીપ એવા નેક અમલોનો કોઈ બદલો અને સવાબ નથી એટલા માટે ત્યાં અચાનક તેમની કલ્પના વિરુદ્ધ અઝાબ અને ક્રોધ થવા લાગશે. *(કુર્તુબી)*

**મુશાજરાત (સહાબા રદિ.ના મતભેદો) વિશે એક અગત્યની સૂચના :**

હઝરત રબીઅ્ ઈબ્ને ખયષમથી કોઈએ હઝરત હુસૈન (રદિ.)ની શહાદત વિશે પ્રશ્ન કર્યો તો તેમણે એક આહ ભરી અને આ આયત તિલાવત કરી, قُلِ اللّٰهُمَّ فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ عٰلِمَ الْغَيْبِ وَالشَّهَادَةِ اَنْتَ تُحْكُمُ بَيْنَ عِبَادِكَ અને ફરમાવ્યું કે સહાબએ કિરામ (રદિ.)ના પરસ્પરના મતભેદો વિશે જ્યારે તમારા દિલમાં કોઈ ખટકો પેદા થાય તો આ આયત પઢયા કરો. રૂહુલ મઆનીમાં તેને નકલ કરીને કહેવામાં આવ્યું છે કે આ મહાન સભ્યતાની તા'લીમ છે જેને હંમેશા યાદ રાખવી જોઈએ.

---

## આયતો : (સૂરએ ઝુમર : આયત નં. ૫૩ થી ૬૧)

| |
|---|
| قُلْ يٰعِبَادِيَ الَّذِيْنَ اَسْرَفُوْا عَلٰٓى اَنْفُسِهِمْ لَا تَقْنَطُوْا مِنْ رَّحْمَةِ اللّٰهِ ۭ اِنَّ اللّٰهَ |
| يَغْفِرُ الذُّنُوْبَ جَمِيْعًا ۭ اِنَّهٗ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿٥٣﴾ وَاَنِيْبُوْٓا اِلٰى رَبِّكُمْ وَاَسْلِمُوْا |
| لَهٗ مِنْ قَبْلِ اَنْ يَّاْتِيَكُمُ الْعَذَابُ ثُمَّ لَا تُنْصَرُوْنَ ﴿٥٤﴾ وَاتَّبِعُوْٓا اَحْسَنَ مَآ اُنْزِلَ |

اِلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ مِّنْ قَبْلِ اَنْ يَّاْتِيَكُمُ الْعَذَابُ بَغْتَةً وَّاَنْتُمْ لَا تَشْعُرُوْنَ ﴿٥٥﴾ اَنْ
تَقُوْلَ نَفْسٌ يّٰحَسْرَتٰى عَلٰى مَا فَرَّطْتُّ فِيْ جَنْۢبِ اللّٰهِ وَاِنْ كُنْتُ لَمِنَ السّٰخِرِيْنَ ﴿٥٦﴾
اَوْ تَقُوْلَ لَوْ اَنَّ اللّٰهَ هَدٰىنِيْ لَكُنْتُ مِنَ الْمُتَّقِيْنَ ﴿٥٧﴾ اَوْ تَقُوْلَ حِيْنَ تَرَى الْعَذَابَ
لَوْ اَنَّ لِيْ كَرَّةً فَاَكُوْنَ مِنَ الْمُحْسِنِيْنَ ﴿٥٨﴾ بَلٰى قَدْ جَآءَتْكَ اٰيٰتِيْ فَكَذَّبْتَ بِهَا
وَاسْتَكْبَرْتَ وَكُنْتَ مِنَ الْكٰفِرِيْنَ ﴿٥٩﴾ وَيَوْمَ الْقِيٰمَةِ تَرَى الَّذِيْنَ كَذَبُوْا عَلَى اللّٰهِ
وُجُوْهُهُمْ مُّسْوَدَّةٌ ؕ اَلَيْسَ فِيْ جَهَنَّمَ مَثْوًى لِّلْمُتَكَبِّرِيْنَ ﴿٦٠﴾ وَيُنَجِّي اللّٰهُ الَّذِيْنَ
اتَّقَوْا بِمَفَازَتِهِمْ ۫ لَا يَمَسُّهُمُ السُّوْٓءُ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٦١﴾

## તરજુમો :

*કહી આપો, હે મારા બંદાઓ ! જેણે પોતાની જાત ઉપર અતિરેક (જુલમ) કર્યો છે, અલ્લાહની મહેરબાનીથી નિરાશ ન થશો, બેશક ! અલ્લાહ બધા ગુનાહો મા'ફ કરે છે, નિઃશંક તે જ ગુનાહ મા'ફ કરનારો મહાદયાળુ છે. (૫૩) અને પોતાના પરવરદિગાર તરફ રુજૂઅ્ (શરણે) થઈ જાઓ અને તેની આજ્ઞાનું પાલન કરો એ પહેલાં કે તમારા ઉપર અઝાબ આવે, પછી કોઈ તમારી મદદે આવશે નહીં. (૫૪) અને બહેતર વાત ઉપર ચાલો જે તમારા પરવરદિગાર તરફથી તમારા તરફ ઊતર્યું એ પહેલાં કે તમારા ઉપર અચાનક અઝાબ આવી પહોંચે અને તમને ખબર (પણ) ન થાય. (૫૫) ક્યાંક કોઈ કહેવા લાગે, હાય અફસોસ ! એના ઉપર કે હું અલ્લાહ તરફ કોતાહી કરતો (ઉણપ રાખતો) રહ્યો અને હું તો (મજાકમાં) હસતો જ રહ્યો. (૫૬) અથવા કહેવા લાગે કે જો અલ્લાહે મને માર્ગ બતાવ્યો હોત તો હું ડરનારાઓ(મુત્તકીઓ)માંથી હોત ! (૫૭) અથવા જ્યારે અઝાબને જુએ કહેવા લાગે, કોઈપણ રીતે મને પાછા જવાનું મળે તો હું સદાચારીઓ માંહેનો થઈ જાઉં. (૫૮) કેમ ? તારી પાસે મારા હુકમ પહોંચી ચૂક્યા ન હતા ? પછી તેં તેને જૂઠાડયા અને અભિમાન કર્યું અને તું કાફિરો (ઈન્કારીઓ) માંહેનો હતો. (૫૯) અને કયામતના દિવસે તમે તેમને જુઓ*

*જેઓ અલ્લાહ ઉપર જૂઠું બોલે છે કે તેમના મોંઢા કાળા હશે, શું અભિમાનીઓનું ઠેકાણું દોઝખમાં નથી !? (૬૦) અને અલ્લાહ તેમને બચાવશે જેઓ ડરતા રહ્યા તેમના બચાવના સ્થળે; કે ન તો લાગે તેમને બુરાઈ અને ન જ તેઓ ગમગીન હશે. (૬૧)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે (તે સવાલ કરનારાઓને મારા તરફથી) કહી આપો કે હે મારા બંદાઓ ! જેમણે (કુફ્ર અને શિર્ક કરીને) પોતાના ઉપર અતિરેક કર્યો છે કે તમે અલ્લાહની રહમતથી નાઉમ્મીદ ન થાઓ (અને એ વિચાર ન કરો કે ઈમાન લાવ્યા પછી પાછળના કુફ્ર અને શિર્ક ઉપર પકડ થશે, બસ વાત એમ નથી બલકે) ખરેખર અલ્લાહ તઆલા (ઈસ્લામની બરકતથી) બધા જ (પાછલા) ગુનાહોને (ભલે કુફ્ર અને શિર્ક જ કેમ ન હોય) મા'ફ કરી દેશે, ખરેખર તે મહાન બખ્શનાર મોટી રહમત કરનારો છે અને (કારણ કે આ મા'ફીની શરત અને તરીકો કુફ્રથી તવબહ કરવી અને ઈસ્લામ લાવવું છે તેથી) તમે (કુફ્રથી તવબહ કરવા માટે) પોતાના પરવરદિગાર તરફ રુજૂઅ્ કરો અને (ઈસ્લામ કબૂલ કરવામાં) તેની ફરમાંબરદારી કરો તે પહેલાં કે (ઈસ્લામ ન લાવવાના સ્વરૂપમાં) તમારા ઉપર (અલ્લાહ તઆલાનો) અઝાબ આવી પડે (અને) પછી (તે સમયે કોઈ તરફથી) તમારી કોઈ મદદ કરવામાં ન આવે (એટલે કે જેમકે ઈસ્લામ લાવવાના સ્વરૂપમાં સૌ કુફ્ર અને શિર્ક મા'ફ થઈ જશે એ જ પ્રમાણે ઈસ્લામ ન લાવવાના સ્વરૂપમાં આ કુફ્ર અને શિર્ક ઉપર અઝાબ થશે જેનો કોઈ બચાવ નથી) અને (જ્યારે વાત એમ છે કે ઈસ્લામ ન લાવવાનું આ પરિણામ છે તો) તમે પોતાના પરવરદિગાર પાસેથી આવેલ સારા સારા હુકમો ઉપર ચાલો તે પહેલાં કે તમારા ઉપર અચાનક અઝાબ આવી પડે અને તમને (તેનો) ખ્યાલ પણ ન હોય (તેનો ભાવાર્થ આખિરતનો અઝાબ છે, અચાનક એટલા માટે કે પ્રથમ સૂરમાં બધી રૂહો બેહોશ થઈ જશે, પછી બીજા વખતની સૂર પછી અચાનક અઝાબ લાગુ પડશે અથવા તો એટલા માટે કે જેમકે અઝાબ થવા લાગે એ પહેલાં તેની વાસ્તવિક પરિસ્થિતિની ખબર ન હતી અને એવી કલ્પના ન હતી, હવે આશા વિરુદ્ધ પરિસ્થિતિ આવે તેને ''અચાનક આવી પડેલ અઝાબ'' તરીકે ઓળખાવવામાં આવ્યું છે અને ઈસ્લામ સ્વીકારવાની તથા હુકમોનું પાલન

કરવાની આજ્ઞા એટલા માટે આપવામાં આવી છે કે) રખેને (કાલે કયામતના દિવસે) કોઈ વ્યક્તિ કહેવા લાગે કે અફસોસ ! મારી આ કોતાહી ઉપર જે મેં અલ્લાહના હકમાં કરી (એટલે કે તેની આજ્ઞામાં જે મારાથી ભૂલ થઈ) અને હું તો અલ્લાહના હુકમો ઉપર હસતો જ રહ્યો અથવા એવું કહેવા લાગે કે જો અલ્લાહ તઆલાએ (દુનિયામાં) મને હિદાયત આપી હોત તો હું પણ પરહેઝગારોમાંથી હોત (પરંતુ હું હિદાયતથી જ વંચિત રહ્યો એટલા માટે આ બધી કમી અને ઉણપ થઈ તેથી હું લાચાર છું) અથવા કોઈ અઝાબ જોઈને એવું કહેવા લાગે કે કાશ ! મારે (દુનિયામાં) ફરી પાછા જવાનું થાય, પછી હું નેક બંદાઓમાં થઈ જાઉં (બીજા નિવેદનમાં જે એવું કહેવામાં આવ્યું છે કે જો મને હિદાયત આપવામાં આવી હોત તો હું પણ મુત્તકી થઈ જાત ! આગળ તેના જવાબમાં કહેવામાં આવ્યું છે) હા ! બેશક તારી પાસે મારી આયતો પહોંચી હતી બસ તેં તેને જૂઠાડી અને (જૂઠાડવું કોઈ શંકાના કારણે ન હતું બલકે) તેં અભિમાન કર્યું અને (એવું પણ ન થયું કે કોઈ વખતે દિમાગ ઠીક થઈ ગયું હોય બલકે) કાફિરોમાં (હંમેશા) સામેલ રહ્યો (અને એટલા માટે તારું એવું કહેવું ખોટું છે કે મને હિદાયત નથી પહોંચી) અને (આગળ કુફ્ર ઉપર મક્કમ રહેનારની સજા અને કુફ્રથી તવબહ કરનારના બદલાનું ટૂંકમાં વર્ણન કરે છે કે હે પયગમ્બર ﷺ !) તમે કયામતના દિવસે તે લોકોના ચહેરાઓ કાળા જોશો જેમણે અલ્લાહ ઉપર જૂઠું બોલ્યું હતું (તેમાં બે બાબતો આવી ગઈ જે વાત અલ્લાહ તઆલાએ નથી કહી દાખલા તરીકે શિર્ક વગેરે તેને એવું કહેવું કે આ અલ્લાહે કહી છે અને જે વાત અલ્લાહે કહી જેમકે કુર્આન, તેને એવું કહેવું કે આ અલ્લાહે નથી કહી) શું આ અભિમાનીઓનું ઠેકાણું જહન્નમમાં નથી !? (કે જે દુશ્મનાવટ તથા ઘમંડના કારણે જૂઠાડે છે) અને જે લોકો (શિર્ક અને કુફ્રથી) બચતા હતા અલ્લાહ તઆલા તેવા લોકોને સફળતાની સાથે (જહન્નમથી) છુટકારો આપશે, તેમને (જરા પણ) તકલીફ પહોંચશે નહીં અને ન જ તેઓ દિલગીર થશે (કારણ કે જન્નતમાં ગમ છે જ નહીં).

## મસ્અલા અને બોધપાઠ :

قُلۡ يٰعِبَادِىَ الَّذِيۡنَ اَسۡرَفُوۡا.... સઈદ બિન ઝુબૈર (રહ.) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરે છે કે અમુક લોકો એવા હતા જેમણે નાહક હત્યાઓ કરી અને ઘણી બધી કરી તથા વ્યભિચાર કર્યો અને ઘણો કર્યો, તેમણે

રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે જે દીન તરફ આપ દા'વત આપો છો તે તો ઘણો સારો છે પરંતુ ચિંતાનું કારણ એ છે કે જ્યારે અમે આટલા મોટા મોટા અપરાધો આચરી ચૂક્યા છે અને હવે જો મુસલમાન પણ થઈ જઈશું તો શું અમારી તવબહનો સ્વીકાર થઈ શકશે ? તેના ઉપર અલ્લાહ તઆલાએ આ પ્રસ્તુત આયત નાઝિલ કરી. *(બુખારી, કુર્તુબી)*

આથી આયતના વિષયનો ખુલાસો એ થયો કે મૃત્યુ પહેલાં પહેલાં દરેક મોટાથી મોટા ગુનાહો એટલે સુધી કે કુફ્ર અને શિર્ક પણ જો તવબહ કરી લે તો કબૂલ થઈ જાય છે અને સાચી તવબહથી બધા જ ગુનાહો મા'ફ થઈ જાય છે તેથી કોઈએ અલ્લાહની રહમતથી નિરાશ ન થવું જોઈએ.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે આ આયત ગુનેહગારો માટે કુર્આનની બધી આયતોમાં સૌથી વધારે આશા ઉપજાવનારી છે પરંતુ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે સૌથી વધારે આશા ઉપજાવનાર આયત આ છે, اِنَّ رَبَّکَ لَذُوْمَغْفِرَةٍ لِلنَّاسِ عَلٰى ظُلْمِهِمْ (૧૩:૬)

وَاتَّبِعُوْا اَحْسَنَ مَا اُنْزِلَ اِلَيْكُمْ માં શબ્દ اَحْسَنَ مَااُنْزِلَ થી ભાવાર્થ કુર્આન છે અને સંપૂર્ણ કુર્આન "અહસન" (સૌથી શ્રેષ્ઠ ભલાઈ) જ છે અને કુર્આનને اَحْسَنُ مَا اُنْزِلَ (અહસનુ મા ઉન્ઝિલ) એ આધારે પણ કહેવામાં આવે છે કે જેટલી કિતાબો તવરાત, ઈન્જીલ, ઝબૂર અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થઈ તે સૌમાં "અહસન" અને સંપૂર્ણ કુર્આન શરીફ છે. *(કુર્તુબી)*

مِنَ الْمُحْسِنِيْنَ થી اَنْ تَقُوْلَ نَفْسٌ يّٰحَسْرَتٰى સુધીની ત્રણ આયતોમાં આ જ વિષયનો ખુલાસો અને તાકીદ છે જે આનાથી આગળની ત્રણ આયતોમાં વર્ણન કરવામાં આવ્યો છે કે કોઈ મોટાથી મોટા અપરાધી, કાફિર, દુષ્ટ વ્યક્તિએ પણ અલ્લાહની રહમતથી નિરાશ કે હતાશ થવું જોઈએ નહીં જો તે તવબહ કરી લેશે તો અલ્લાહ તઆલા તેના બધા પાછલા ગુનાહો મા'ફ કરી દેશે. اَنْ تَقُوْلَ نَفْسٌ થી ત્રણ આયતોમાં આ બતાવ્યું છે કે અલ્લાહ તઆલા દરેક ગુનાહ એટલે સુધી કે કુફ્ર અને શિર્કને પણ તવબહથી મા'ફ કરી આપે છે પરંતુ એ યાદ રાખો કે તવબહનો સમય મૃત્યુ પહેલાં છે મૃત્યુ પછી કયામતના દિવસે કોઈ તવબહ કરે અથવા પોતાના કર્મો ઉપર અફસોસ કરે તો તેનો કોઈ ફાયદો થશે નહીં.

જેમકે અમુક કાફિરો અને દુરાચારીઓ કયામતના દિવસે જાતજાતની તમન્નાઓ કરશે, કોઈ તો અફસોસ જાહેર કરશે કે હાય અફસોસ ! મેં અલ્લાહ તઆલાના આજ્ઞાપાલનમાં ઉણપ કેમ રાખી હતી, કોઈ ત્યાં પણ પોતાના કર્મોનો આક્ષેપ તકદીર ઉપર નાંખીને બચવા ચાહશે અને તે કહેશે કે જો અલ્લાહ તઆલાએ મને હિદાયત આપી હોત તો હું પણ મુત્તકીઓમાં સામેલ થઈ ગયો હોત પરંતુ અલ્લાહે હિદાયત ન કરી તો હું શું કરું ? કોઈ એવી તમન્ના કરશે કે કાશ મને ફરીવાર દુનિયામાં મોકલી દેવામાં આવે તો હું સાચો અને પાકો મુસલમાન બની જાઉં તથા અલ્લાહના હુકમોનું સંપૂર્ણ પાલન કરું પરંતુ તે સમયનો અફસોસ અને તમન્નાઓ કોઈ કામ લાગશે નહીં.

આ ત્રણ પ્રકારની તમન્નાઓ બની શકે છે કે અલગ અલગ લોકોની હોય અને એવું પણ હોઈ શકે છે કે આ ત્રણે તમન્નાઓ વારાફરતી એક જ જૂથ કે કાફિરોની હોય, કારણ કે અંતિમ નિવેદન જેમાં ફરીવાર દુનિયામાં આવવાની તમન્ના છે તેની સાથે આયતમાં આવ્યું છે કે તે અઝાબનો સાક્ષાત્કાર કર્યા પછી આવી તમન્ના કરશે, આથી દેખીતી રીતે એવી જાણ થાય છે કે પ્રથમ બંને નિવેદનો અઝાબને નજરે જોયા પહેલાંની છે કે કયામતના દિવસે પ્રથમથી જ પોતાના અમલની ઉણપોને યાદ કરીને કહેશે يَا حَسْرَتٰى عَلٰى مَافَرَّطْتُّ فِيْ جَنْبِ اللّٰهِ પછી બહાના કાઢવા અને પોતાની લાચારી બતાવવા કહેશે કે અમે તો લાચાર હતા, જો અલ્લાહ તઆલાએ હિદાયત કરી દીધી હોત તો અમે પણ આજ્ઞાપાલક અને અનુસરણ કરનાર તથા મુત્તકી બની ગયા હોત પરંતુ જ્યારે તેણે હિદાયત જ ન કરી તો અમારો શું વાંક છે ? પછી જ્યારે અઝાબને પ્રત્યક્ષ જોશે તો એવી તમન્ના થશે કે કાશ દુનિયામાં ફરીવાર મોકલી દેવામાં આવે ! અલ્લાહ તઆલાએ આ ત્રણે આયતોમાં બતાવી આપ્યું છે કે અલ્લાહની મા'ફી અને દયા પણ ખૂબ વિશાળ છે પરંતુ તે ત્યારે જ પ્રાપ્ત થઈ શકે છે કે મૃત્યુ પહેલાં તવબહ કરી લેવામાં આવે એટલા માટે અમે હમણા બતાવી આપીએ છીએ કે એવું ન થાય કે તમે મૃત્યુ પછી પસ્તાવો કરો અને આખિરતમાં આવા પ્રકારની વ્યર્થ હસરતો અને તમન્નાઓમાં રાચો.

بَلٰى قَدْجَآءَتْكَ اٰيٰتِىْ فَكَذَّبْتَ بِهَا આ આયતમાં કાફિરોની એ વાતનો જવાબ છે કે જો અલ્લાહે હિદાયત કરી દીધી હોત તો અમે મુત્તકી થઈ ગયા હોત.

આ આયતનો ખુલાસો એ છે કે અલ્લાહ તઆલાએ સમગ્ર હિદાયત કરી દીધી હતી, પોતાની કિતાબો અને આયતો મોકલી હતી આથી તેમનું એવું કહેવું ખોટું અને વ્યર્થ છે કે અલ્લાહે અમને હિદાયત નથી કરી, હા ! હિદાયત કર્યા પછી નેકી અને આજ્ઞાપાલન ઉપર અલ્લાહે કોઈને મજબૂર નથી કર્યા બલકે બંદાને એ અધિકાર આપી દેવામાં આવ્યો છે કે તે જે માર્ગે સત્ય અને અસત્ય અથવા બાતિલને અપનાવવા ઈચ્છે અપનાવે; એ જ બંદાની પરીક્ષા હતી, તેના ઉપર જ તેની સફળતા અથવા નિષ્ફળતા અવલંબિત હતી, જેણે પોતાના અધિકારથી ગુમરાહીનો માર્ગ અપનાવી લીધો તે પોતે તેનો જવાબદાર છે.

---

## આયતો : (સૂરએ ઝુમર : આયત નં. ૬૩ થી ૬૭)

اَللّٰهُ خَالِقُ كُلِّ شَيْءٍ ۙ وَّهُوَ عَلٰى كُلِّ شَيْءٍ وَّكِيْلٌ ﴿۶۲﴾ لَهٗ مَقَالِيْدُ السَّمٰوٰتِ
وَالْاَرْضِ ؕ وَالَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِ اللّٰهِ اُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ﴿۶۳﴾ قُلْ اَفَغَيْرَ
اللّٰهِ تَاْمُرُوْٓنِّيْٓ اَعْبُدُ اَيُّهَا الْجٰهِلُوْنَ ﴿۶۴﴾ وَلَقَدْ اُوْحِيَ اِلَيْكَ وَاِلَى الَّذِيْنَ
مِنْ قَبْلِكَ ۚ لَئِنْ اَشْرَكْتَ لَيَحْبَطَنَّ عَمَلُكَ وَلَتَكُوْنَنَّ مِنَ الْخٰسِرِيْنَ ﴿۶۵﴾ بَلِ
اللّٰهَ فَاعْبُدْ وَكُنْ مِّنَ الشّٰكِرِيْنَ ﴿۶۶﴾ وَمَا قَدَرُوا اللّٰهَ حَقَّ قَدْرِهٖ ۖ وَالْاَرْضُ
جَمِيْعًا قَبْضَتُهٗ يَوْمَ الْقِيٰمَةِ وَالسَّمٰوٰتُ مَطْوِيّٰتٌۢ بِيَمِيْنِهٖ ؕ سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ﴿۶۷﴾

## તરજુમો :

*અલ્લાહ જ દરેક વસ્તુનો સર્જનહાર છે અને તે દરેક વસ્તુની જવાબદારી લે છે. (૬૨) તેની પાસે આસમાનોની અને જમીનની ચાવીઓ છે અને જેઓ અલ્લાહની વાતોના ઈન્કારી થયા છે આ જ તે લોકો છે જેઓ ભારે નુકસાનમાં પડ્યા. (૬૩) તમે કહો, હે નાદાનો ! હવે અલ્લાહના સિવાય કોને બતાવો છો કે પૂજા કરું ? (૬૪) અને તમને હુકમ થઈ ચૂક્યો છે અને તમારાથી આગલાઓને (પણ) કે જો તમે ભાગીદાર હોવું (શિર્ક) માની લીધું તો ખરેખર તમારા કર્મ બેકાર જશે અને તમે નુકસાનમાં પડેલા હશો. (૬૫)*

*નહીં ! બલકે અલ્લાહની જ ઈબાદત કરો અને શુક્ર અદા કરનારાઓમાંથી રહો. (૬૬) અને અલ્લાહની કદર નથી સમજ્યા જેટલી કદરનો હક છે; અને સમગ્ર જમીન કયામતના દિવસે તેની એક મુઠ્ઠીમાં હશે અને આસમાન તેના જમણા હાથમાં વિંટળાયેલા (હશે), તે પવિત્ર છે અને ઘણો ઉપરવટ છે તેનાથી કે જે તેઓ તેનો ભાગીદાર બતાવે છે. (૬૭)*

**તફસીર :**

અલ્લાહ જ દરેક વસ્તુને પેદા કરનારો છે અને તે જ દરેક વસ્તુનો રક્ષક છે, તેના જ અધિકારમાં આસમાન અને જમીનની ચાવીઓ છે (એટલે કે તે બધી વસ્તુઓનો સર્જનહાર પણ છે અને તે જ તેના અસ્તિત્વને ટકાવી રાખનાર પણ છે તથા તેનું રક્ષણ કરનાર પણ તે જ છે જે શબ્દ وَكِيْل "વકીલ"નો ભાવાર્થ છે તથા આ બધી મખ્લૂકોમાં થતા પરિવર્તનો પણ તેનું જ કામ છે, لَهٗ مَقَالِيْدُ السَّمٰوٰتِ وَالْاَرْضِ નો આ જ મફહુમ છે, કારણ કે જેના હાથમાં ખજાનાની ચાવીઓ હોય છે તે જ સ્વાભાવિક રીતે તેના ઉપયોગ કરવાનો અધિકારી પણ હોય છે અને જ્યારે સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર પણ કોઈ અન્યની ભાગીદારી વિના એકમાત્ર તે જ છે, રક્ષક પણ તે છે તો માલિક અને ઉપયોગ કેવી રીતે કરવો તેનો અધિકાર પણ એકમાત્ર તેનો જ છે, માટે બંદગી પણ માત્ર તેની જ હોવી જોઈએ અને સજા તથા બદલાનો માલિક પણ તે જ હોવો જોઈએ જે તવહીદનો ખુલાસો છે અને કારણ કે આ બધી પ્રસ્તાવનાઓનો આ મુશ્રિકો પણ સ્વીકાર કરતા હતા તો તેમના માટે જરૂરી હતું કે તવહીદના અકીદહનો પણ સ્વીકાર કરે તેથી ફરમાવ્યું) જે લોકો (આમ છતાં પણ) અલ્લાહની આયતોને (જે તવહીદ અને બદલા તથા સજાના વિષય ઉપર આધારિત છે) નથી માનતા તેઓ મોટા નુકસાનમાં રહેશે (અને આ લોકો પોતે તો કુફ્ર અને શિર્કમાં સંડોવાયેલા હતા જ; હવે તેમની હિંમત એટલે સુધી વધી ગઈ છે કે આપ ﷺને પણ પોતાની માન્યતા ઉપર લાવવા માટેની દરખાસ્તો કરે છે બસ) તમે કહી આપો કે હે જાહિલો ! (પ્રસ્તુત દલીલોથી તવહીદની સંપૂર્ણ સાબિતી તથા કુફ્ર અને શિર્કનો સંપૂર્ણ રદિયો થઈ ગયો) પછી પણ તમે મને ગયરૂલ્લાહની ઈબાદત કરવા માટે કહો છો ? (હે નબી ﷺ ! તમારાથી કુફ્ર અને શિર્ક થવું સંભવ જ નથી જ્યારે કે) તમારા તરફ પણ અને જે પયગમ્બર તમારા પહેલાં થઈ ચૂક્યા છે તેમના તરફ પણ આ વહી મોકલવામાં આવી ચૂકી છે કે

(દરેક ઉમ્મતીને પહોંચાડી આપે કે) જો તું શિર્ક કરીશ તો તારું કર્યું કારવ્યું બધું કામ વ્યર્થ થઈ જશે અને તું નુકસાનમાં પડીશ (એટલા માટે તું ક્યારેય શિર્કની પાસે ન જઈશ) બલકે અલ્લાહની જ ઈબાદત કરજે અને (તેનો જ) શુક્રગુઝાર રહેજે (અને જ્યારે અંબિયા અલૈ.ને જેમનામાં તમે પણ સામેલ છો, તવહીદનું સત્ય હોવું અને કુફ્ર તથા શિર્કનું જૂઠું હોવું વહી દ્વારા સાબિત થઈ ચૂક્યું અને તેઓ તેના ઉપર કામે લગાડવામાં આવ્યા કે અન્યોને પણ આ માન્યતાનું માર્ગદર્શન કરે તો આ મુશ્રિકોની તમારા માટે કુફ્ર અને શિર્કની અપેક્ષા રાખવી મૂર્ખામી સિવાય બીજું શું હોઈ શકે છે ?) અને (અફસોસ છે કે) આ લોકોએ અલ્લાહની મોટાઈ અને કદર ન ઓળખી જેમકે ઓળખવી જોઈતી હતી જ્યારે કે સમગ્ર જમીન કયામતના દિવસે તેની જ મુટ્ઠીમાં હશે અને બધા આસમાન તેના જમણા હાથમાં વીંટળાયેલા હશે, તે તેમના શિર્કથી પવિત્ર અને ઉચ્ચતર છે.

## મસ્અલા અને બોધપાઠ :

لَـهٗ مَقَـالِيۡدُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ માં શબ્દ مَقَـالِيۡد (મકાલીદ) એ مِقۡلَادٌ (મિકલાદ) અથવા مَـقۡـلِيۡـدٌ (મકલીદ)નું બહુવચન છે જે "તાળાની ચાવી" માટે બોલવામાં આવે છે અને અમુક લોકોએ કહ્યું, વાસ્તવમાં આ શબ્દ ફારસી ભાષાનો છે, ફારસીમાં "ચાવી"ને كَـلِيۡـد (કલીદ) કહેવામાં આવે છે, તે અપભ્રંસ કરીને اَقۡلِيۡـد (અકલીદ) બનાવવામાં આવ્યો પછી તેનું બહુવચન مَـقَـالِيۡـد (મકાલીદ) લાવવામાં આવ્યું. *(રૂહુલ મઆની)*

ચાવીઓનું કોઈના હાથમાં હોવું તે તેના માલિક અને તેનો ઉપયોગ કરવાનો અધિકારી હોવાની નિશાની છે એટલા માટે આયતનો ભાવાર્થ એ છે કે આસમાનો અને જમીનોમાં જે નેઅ્મતોના ખજાનાઓ સ્થાપિત છે તે બધાની ચાવીઓ અલ્લાહ તઆલાના હાથમાં છે, તે જ તેનો રક્ષક છે અને તે જ તેનો ઉપયોગ કરવાનો અધિકારી પણ છે કે જ્યારે ઈચ્છે, જેને ઈચ્છે, જેટલા પ્રમાણમાં ઈચ્છે આપે અને જેને ઈચ્છે ન પણ આપે અને હદીષની અમુક રિવાયતોમાં કલ્મહ સોમ એટલે કે, سُبۡحَانَ اللّٰهِ وَالۡحَمۡدُلِلّٰهِ وَلَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكۡبَرُ وَلَا حَوۡلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الۡعَلِيِّ الۡعَظِيۡمِ ط ને مَقَالِيۡدُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ કહેવામાં આવ્યું છે, તેનો ખુલાસો એ છે કે જે વ્યક્તિ સવાર અને સાંજ આ વાક્યો પઢે છે તેને અલ્લાહ તઆલા જમીન અને આસમાનના ખજાનાઓની નેઅ્મતો અર્પણ કરે

છે, તે રિવાયતોને ઈબ્ને જવઝીએ મોજૂઅ્ (ઘડી કાઢેલ) કહી છે પરંતુ બીજા હદીષવેત્તાઓએ કમજોર હદીષો ઠરાવી છે જેનો અમલોના પ્રોત્સાહન માટે ભરોસો કરી શકાય છે. *(રૂહુલ મઆની)*

وَالْاَرْضُ جَمِيْعًا قَبْضَتُهٗ يَوْمَ الْقِيٰمَةِ وَالسَّمٰوٰتُ مَطْوِيّٰتٌۢ بِيَمِيْنِهٖ કયામતના દિવસે જમીનનું અલ્લાહ તઆલાની મુઠ્ઠીમાં હોવું અને આસમાનોનું અલ્લાહ તઆલાના હાથમાં વીંટળાયેલું હોવું પુરોગામી બુઝૂર્ગો (અસ્લાફ)ના સમીપ પોતાના વાસ્તવિક અર્થમાં છે પરંતુ આયતનો વિષય મુતશાબિહાતમાંથી (દ્વિઅર્થ ધરાવનાર રૂપકમાંથી) છે જેની વાસ્તવિકતા અલ્લાહ તઆલા સિવાય કોઈને ખબર નથી, સામાન્ય લોકોએ તેની વાસ્તવિકતા જાણવાની પણ મનાઈ છે, બસ તેના ઉપર ઈમાન લાવવાનું છે કે જે કંઈ તેનાથી અલ્લાહ તઆલાનો કહેવાનો ભાવાર્થ છે તે સત્ય અને સહીહ છે અને કારણ કે આ આયતના જાહેર શબ્દોથી અલ્લાહ તઆલા માટે "મુઠ્ઠી" અને "જમણો હાથ" હોવાની જાણ થાય છે જે શારીરિક અવયવો છે અને અલ્લાહ તઆલા શરીર અને શારીરિક બાબતોથી પવિત્ર છે એ બાબત તરફ આયતના અંતમાં ઈશારો કરવામાં આવ્યો છે કે આ શબ્દોને પોતાના અવયવો જેવા હોવાની ધારણા ન બાંધો, કારણ કે અલ્લાહ તઆલા તેનાથી પવિત્ર છે. سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ

અને પાછલા ઉલમાએ આ આયતને એક દષ્ટાંત અને રૂપક ઠરાવીને એ અર્થ વર્ણન કર્યો કે કોઈ વસ્તુનું મુઠ્ઠીમાં હોવું અથવા જમણા હાથમાં હોવું એક રૂપક છે કે તે વસ્તુ તેના સંપૂર્ણ કબ્જા અને કાબૂમાં છે અને અત્રે આ જ સંપૂર્ણ કબ્જો અને કાબૂ ભાવાર્થ સ્વરૂપે છે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ ઝુમર : આયત નં. ૬૮ થી ૭૫)

وَنُفِخَ فِي الصُّوْرِ فَصَعِقَ مَنْ فِي السَّمٰوٰتِ وَمَنْ فِي الْاَرْضِ اِلَّا مَنْ شَآءَ اللّٰهُ ۭ
ثُمَّ نُفِخَ فِيْهِ اُخْرٰى فَاِذَا هُمْ قِيَامٌ يَّنْظُرُوْنَ ﴿۶۸﴾ وَاَشْرَقَتِ الْاَرْضُ بِنُوْرِ
رَبِّهَا وَوُضِعَ الْكِتٰبُ وَجِايْٓءَ بِالنَّبِيّٖنَ وَالشُّهَدَآءِ وَقُضِيَ بَيْنَهُمْ بِالْحَقِّ

وَهُمْ لَا يُظْلَمُوْنَ ۝٦٩ وَوُفِّيَتْ كُلُّ نَفْسٍ مَّا عَمِلَتْ وَهُوَ اَعْلَمُ بِمَا يَفْعَلُوْنَ ۝٧٠
وَسِيْقَ الَّذِيْنَ كَفَرُوْٓا اِلٰى جَهَنَّمَ زُمَرًا ؕ حَتّٰٓى اِذَا جَآءُوْهَا فُتِحَتْ اَبْوَابُهَا
وَقَالَ لَهُمْ خَزَنَتُهَآ اَلَمْ يَاْتِكُمْ رُسُلٌ مِّنْكُمْ يَتْلُوْنَ عَلَيْكُمْ اٰيٰتِ رَبِّكُمْ
وَيُنْذِرُوْنَكُمْ لِقَآءَ يَوْمِكُمْ هٰذَا ؕ قَالُوْا بَلٰى وَلٰكِنْ حَقَّتْ كَلِمَةُ الْعَذَابِ عَلَى
الْكٰفِرِيْنَ ۝٧١ قِيْلَ ادْخُلُوْٓا اَبْوَابَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَا ۚ فَبِئْسَ مَثْوَى
الْمُتَكَبِّرِيْنَ ۝٧٢ وَسِيْقَ الَّذِيْنَ اتَّقَوْا رَبَّهُمْ اِلَى الْجَنَّةِ زُمَرًا ؕ حَتّٰٓى اِذَا
جَآءُوْهَا وَفُتِحَتْ اَبْوَابُهَا وَقَالَ لَهُمْ خَزَنَتُهَا سَلٰمٌ عَلَيْكُمْ طِبْتُمْ فَادْخُلُوْهَا
خٰلِدِيْنَ ۝٧٣ وَقَالُوا الْحَمْدُ لِلّٰهِ الَّذِيْ صَدَقَنَا وَعْدَهٗ وَاَوْرَثَنَا الْاَرْضَ
نَتَبَوَّاُ مِنَ الْجَنَّةِ حَيْثُ نَشَآءُ ۚ فَنِعْمَ اَجْرُ الْعٰمِلِيْنَ ۝٧٤ وَتَرَى الْمَلٰٓئِكَةَ
حَآفِّيْنَ مِنْ حَوْلِ الْعَرْشِ يُسَبِّحُوْنَ بِحَمْدِ رَبِّهِمْ ۚ وَقُضِيَ بَيْنَهُمْ بِالْحَقِّ
وَقِيْلَ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۝٧٥

## તરજુમો :

*અને સૂરમાં ફૂંકવામાં આવે પછી જે કંઈ આસમાનોમાં અને જમીનમાં છે બેહોશ થઈ જાય પરંતુ જેને અલ્લાહ ચાહે, પછી બીજી વખતે ફૂંકવામાં આવે તો તે તરત દરેક બાજુએ જોતાં(-જોતાં) ઊભા થઈ જાય. (૬૮) અને જમીન પોતાના પરવરદિગારના નૂરથી ચળકે અને કિતાબ (નામએ આ'માલ) લાવવામાં આવે અને નબીઓ અને ગવાહો હાજર થાય અને તેમનામાં ન્યાયથી ફેંસલો થાય અને તેમના ઉપર જુલમ થશે નહીં. (૬૯) અને દરેકને સંપૂર્ણ મળે જે તેણે કર્યું અને તેને સારી પેઠે ખબર છે જે કંઈ તેઓ કરે છે. (૭૦) અને જેઓ કાફિરો હતા તેમને દોઝખ તરફ ટોળેટોળાં હાંકવામાં આવે એટલે સુધી કે જ્યારે તેના ઉપર પહોંચી જાય તો તેના દરવાજાઓ ઉઘાડવામાં આવે અને તેના ચોકીદાર તેમને કહેવા લાગે, શું*

*તમારી પાસે તમારામાંના રસૂલ પહોંચ્યા ન હતા ? તમારા ઉપર તમારા પરવરદિગારની વાતો પઢતા હતા અને તમને તમારા આ દિવસની મુલાકાતથી ડરાવતા હતા; તેઓ કહેશે, કેમ નહીં ! પરંતુ કાફિરો ઉપર અઝાબનો હુકમ સત્ય સાબિત થયો. (૭૧) હુકમ થાય છે કે દોઝખના દરવાજાઓમાં દાખલ થઈ જાઓ તેમાં સદાય રહેવા માટે, બસ અભિમાનીઓને રહેવાનું કેટલું બુરું ઠેકાણું ! (૭૨) અને જે લોકો પોતાના પરવરદિગારથી ડરતા રહ્યા હતા તેમને ટોળેટોળાં જન્નત તરફ ઉતાવળે લઈ જવામાં આવે એટલે સુધી કે જ્યારે તેના ઉપર પહોંચી જાય અને તેના દરવાજાઓ ખોલવામાં આવે અને તેના ચોકીદાર તેમને કહેવા લાગે, સલામ પહોંચે તમારા ઉપર તમે લોકો પવિત્ર છો, બસ આમાં કાયમ રહેવા માટે દાખલ થઈ જાઓ. (૭૩) અને તેઓ કહે, અલ્હમ્દુલિલ્લાહ ! (અલ્લાહનો શુક્ર છે) જેણે અમારાથી પોતાનો વાયદો સાચો કર્યો અને અમને આ જમીનના વારસ કર્યા, જન્નતમાંથી જ્યાંથી ઈચ્છે ઘર લઈ લઈએ; બસ મહેનત કરનારાઓને કેટલો સારો બદલો છે ! (૭૪) અને તમે જુઓ ફરિશ્તાઓને અર્શની આસપાસ ઘેરો વાળેલા છે, પોતાના પરવરદિગારની પવિત્રતા અને વખાણ કરે છે અને તેમનામાં ન્યાયનો ફૈસલો થાય છે અને એ જ વાત કહે છે કે બધી જ ખુબીઓ અલ્લાહની છે જે સમગ્ર વિશ્વનો પરવરદિગાર છે. (૭૫)*

## તફસીર :

અને (કયામતના દિવસે જેનું ઉપર વર્ણન કરવામાં આવ્યું છે) સૂરમાં ફૂંક મારવામાં આવશે જેનાથી બધા આસમાન અને જમીનવાળાઓના હોશ ઊડી જશે (પછી જીવીત તો મૃત્યુ પામશે અને મૃત્યુ પામેલાઓની રૂહો બેહોશ થઈ જશે) પરંતુ જેને અલ્લાહ ચાહે (તે આ બેહોશી અને મોતથી સુરક્ષિત રહેશે) પછી તે (સૂર)માં ફરીવાર ફૂંક મારવામાં આવશે તો અચાનક બધા જ (હોશમાં આવીને રૂહોનો સંબંધ શરીર સાથે જોડાઈને કબરોથી નીકળીને) ઊભા થઈ જશે (અને) ચારે બાજુ જોવા લાગશે (જેમકે અચાનક આવેલ દુર્ઘટના સમયે સ્વાભાવિક રીતે માનવીની ટેવ હોય છે) અને (પછી અલ્લાહ તઆલા હિસાબ માટે જમીન ઉપર પોતાની શા'ન પ્રમાણે નુઝૂલ અને તજલ્લી ફરમાવશે અને) જમીન પોતાના

પરવરદિગારના નૂરથી ઝળહળી ઉઠશે અને (સૌના) નામએ આ'માલ (દરેકની સામે) મૂકવામાં આવશે અને પયગમ્બર તથા ગવાહો હાજર કરવામાં આવશે (ગવાહોનો ભાવાર્થ સામાન્ય છે જેમાં પયગમ્બરો પણ સામેલ છે અને ફરિશ્તાઓ પણ અને ઉમ્મતને મુહમ્મદિય્યહ ﷺ પણ તથા શારીરિક અવયવો અંગો ઉપાંગો પણ જેની વિગત આગળ તફસીરના ખુલાસામાં આવે છે) અને સૌ(જવાબદારો)માં (કર્મો પ્રમાણે) ઠીક ઠીક ફૈસલો કરવામાં આવશે અને તેમના ઉપર જુલમ થશે નહીં (કે કોઈ નેક અમલ જે તેણે કર્યો હતો તેને છુપાવવામાં આવે અથવા કોઈ દુષ્કર્મને વધારી દેવામાં આવે વગેરે) અને દરેક વ્યક્તિને તેના કર્મોનો પૂરેપૂરો બદલો આપવામાં આવશે (નેક અમલોમાં બદલો પૂરેપૂરો હોવાનો હેતુ તેમાં કમી કરવાનો નકાર છે અને દુષ્કૃત્યોમાં પૂરેપૂરા બદલાનો હેતુ તેમાં વધારો કરવાનો નકાર છે) અને તે સૌના કામોને સારી પેઠે જાણે છે (બસ તેના માટે દરેકના અમલો પ્રમાણે બદલો આપી દેવું કોઈ મુશ્કેલ કામ નથી) અને (આ બદલાનું વર્ણન જે ફૈસલાનું પરિણામ છે તે એ છે કે) જે કાફિર છે તેઓ જહન્નમ તરફ ટોળેટોળાં બનાવીને (ધક્કા મારીને અપમાનિત કરી) હાંકવામાં આવશે (ટોળેટોળાં એટલા માટે કે કુફ્રના પ્રકારો ભિન્ન ભિન્ન છે, બસ દરેક પ્રકારના કાફિરોના અલગ અલગ ટોળાંઓ હશે) એટલે સુધી કે દોઝખની પાસે પહોંચશે તો (તે સમયે) તેના દરવાજા ખોલી નાંખવામાં આવશે અને તેમને દોઝખના રક્ષકો (ફરિશ્તાઓ નીંદા કરવાના સ્વરે) કહેશે, શું તમારી પાસે તમારા જ લોકોમાંથી (જેનાથી લાભ ઉઠાવવો તમારા માટે મુશ્કેલ ન હતો) પયગમ્બર આવ્યા ન હતા જે તમને તમારા પરવરદિગારની આયતો પઢીને સંભળાવ્યા કરતા હતા અને તમને તમારા આ દિવસના સામે આવવાથી ડરાવ્યા કરતા હતા ? કાફિરો કહેશે કે હા ! (રસૂલ પણ આવ્યા હતા અને તેમણે ડરાવ્યા પણ હતા) પરંતુ કાફિરો ઉપર અઝાબનો વાયદો (જેમાં અમે પણ સામેલ છે) પૂરો થઈને રહ્યો (આ બહાનું નથી બલકે સ્વીકાર છે કે અમારી પાસે ડરાવનાર આવ્યા હોવા છતાં અમે કુફ્ર કર્યું અને કાફિરો માટે અઝાબનો જે વાયદો હતો તે અમારી સામે આવ્યો, ખરેખર અમે અપરાધી છીએ. પછી તેમને) કહેવામાં આવશે (એટલે કે તે ફરિશ્તાઓ કહેશે) કે જહન્નમના દરવાજાઓમાં દાખલ થાઓ (અને) હંમેશા તેમાં રહ્યા કરો મતલબ કે (અલ્લાહના હુકમોથી) તકબ્બુર કરનારાઓનું ખરાબ

ઠેકાણું છે (પછી ત્યારબાદ તેઓ જહન્નમમાં દાખલ કરવામાં આવશે અને દરવાજાઓ બંધ કરી દેવામાં આવશે, અલ્લાહ તઆલાના ફરમાન અનુસાર عَلَيْهِمْ نَارٌ مُّؤْصَدَةٌ આ તો કાફિરોની હાલત થઈ) અને જે લોકો પોતાના પરવરદિગારથી ડરતા હતા (જેનો શરૂઆતનો મરતબો ઈમાન છે પછી તેના વિવિધ દરજ્જાઓ છે) તેઓ ટોળેટોળાં થઈને (કે જે તકવાનો મરતબો હશે તે સ્થાન પ્રમાણેના મુત્તકીઓ એક સ્થળે ભેગા કરવામાં આવશે અને) જન્નત તરફ (શોખ અને ઉત્સાહ વધારીને જલદી જલદી) રવાના કરવામાં આવશે, એટલે સુધી કે જ્યારે તે(જન્નત)ની પાસે પહોંચશે અને તેના દરવાજા (પ્રથમથી) ખુલ્લા હશે (જેથી જરા પણ મોડું ન થાય અને વળી જે સન્માનનીય હોય છે તેમના માટે એવું જ હોય છે જેમકે મહેમાનો માટે સ્વાભાવિક રીતે પ્રથમથી જ દરવાજાઓ ખોલી નાંખવામાં આવે છે مُفَتَّحَةً لَّهُمُ الْاَبْوَابُ) અને ત્યાંના રક્ષકો (ફરિશ્તાઓ) તેમને (સન્માન અને આદર સત્કાર કરવા) કહેશે કે અસ્સલામુ અલયકુમ, તમે મજામાં રહો, બસ આ(જન્નત)માં હંમેશા રહેવા માટે દાખલ થઈ જાઓ (તે સમયે તેમાં તેઓ દાખલ થઈ જશે) અને (દાખલ થઈને) કહેશે કે અલ્લાહનો (ઘણો ઘણો) શુક્ર છે જેણે અમારી સાથે પોતાનો વાયદો સાચો કર્યો અને અમને આ ભૂમિના માલિક બનાવી દીધા કે અમે જન્નતમાં જ્યાં ઈચ્છીએ મુકામ કરીએ, (એટલે કે દરેક વ્યક્તિને ખૂબ વિશાળ જગ્યા મળી છે ખૂબ ખુલીને હરેફરે, બેસે ઉઠે, રહેવાની રીતે તો પોતાની જગ્યાએ જ; અને હરવા ફરવાની રીતે બીજા જન્નતીઓના દરજ્જામાં પણ); મતલબ કે (નેક) અમલ કરનારાઓનો સારો બદલો છે (આ વાક્ય પોતે જન્નતવાળાઓનું હોય અથવા અલ્લાહ તઆલા તરફથી હોય બંને સંભાવના છે) અને (આગળ ભેગા થવાથી લઈ અંતિમ ફેંસલા સુધી આ જ ફેંસલાને ટૂંકા અને વજનદાર દબદબાવાળા શબ્દોમાં ખૂબ સંક્ષિપ્ત રીતે કહેવામાં આવે છે કે) તમે ફરિશ્તાઓને જોશો કે (સભામાં لِلْحِسَابِ હિસાબના સમયે) અર્શની આસપાસ ઘેરો બાંધેલા હશે (અને) પોતાના પરવરદિગારની પવિત્રતા અને વખાણ કરતા હશે અને બધા જ બંદાઓમાં ઠીક ઠીક ફેંસલો કરવામાં આવશે અને (આ ફેંસલાના ઠીક હોવા ઉપર દરેક બાજુએ ઉત્સાહ અને ઉમળકો હશે તથા) કહેવામાં આવશે કે બધી જ વિશેષતાઓ અલ્લાહ માટે છે જે તમામ વિશ્વોનો પરવરદિગાર છે (જેણે આવો ઉમદા ફેંસલો

કર્યો, પછી આ શુક્રિયાના નારા લગાવી દરબાર બરખાસ્ત થશે).

## મસ્અલા અને બોધપાઠ :

صَعِقَ فَصَعِقَ مَنْ فِی السَّمٰوٰتِ وَمَنْ فِی الْاَرْضِ اِلَّا مَنْ شَآءَ اللّٰهُ માં શબ્દ (સઈક)નો શાબ્દિક અર્થ "બેહોશ થવું" થાય છે અને ભાવાર્થ એ છે કે પ્રથમ બેહોશ થઈ જશે, પછી બધા મૃત્યુ પામશે અને જે પ્રથમથી મૃત્યુ પામી ચૂક્યા છે તેમની રૂહો બેહોશ થઈ જશે.

*(બયાનુલ કુર્આન, સૂરએ નમ્લની તફસીરમાંથી તથા ઈબ્ને કષીર)*

اِلَّا مَنْ شَآءَ اللّٰهُ માં દૂર્રે મન્ષૂરની રિવાયત પ્રમાણે ચાર ફરિશ્તાઓ હઝરત જિબ્રઈલ, મિકાઈલ, ઈસ્રાફીલ અને મલિકુલ મોત (અલૈ.) છે અને અમુક રિવાયતોમાં અર્શને ઉઠાવનારા ફરિશ્તાઓ પણ તેમાં સામેલ છે, તેમનો બાકાત રાખવાનો મતલબ એ છે કે પ્રથમ સૂરની અસરથી તેમને મોત નહીં આવે પરંતુ ત્યારબાદ તેમને પણ મોત આવી જશે અને એકમાત્ર હક સુબ્હાનહુ વ તઆલાની પવિત્ર જાત સિવાય કોઈ તે સમયે હયાત રહેશે નહીં, ઈબ્ને કષીરે પણ આ જ મત અપનાવ્યો છે અને ફરમાવ્યું છે કે તે બધામાં પણ સૌથી અંતે મલિકુલ મોતને મોત આવશે. સૂરએ નમ્લમાં પણ એક આયત આ જ પ્રમાણેની આવી છે, તેમાં صَعِقَ (સઈક)ના બદલે فَزِعَ (ફઝિઅ) શબ્દ આવ્યો છે ત્યાં પણ તેની અમુક વિગત પસાર થઈ ચૂકી છે.

وَجِایْٓءَ بِالنَّبِیّٖنَ وَالشُّهَدَاءِ ભાવાર્થ એ છે કે મેદાને હશ્રમાં હિસાબ અને કિતાબના સમયે બધા અંબિયા (અલૈ.) પણ મોજૂદ હશે અને બીજા બધા ગવાહો પણ હાજર હશે, તેમની ગવાહીઓમાં પોતે અંબિયા (અલૈ.) પણ હશે જેમકે કુર્આને કરીમે ફરમાવ્યું, وَجِئْنَا مِنْ كُلِّ اُمَّةٍ بِشَهِیْدٍ અને ફરિશ્તાઓ પણ ગવાહોમાં હશે જેમકે કુર્આને કરીમમાં છે, مَعَهَا سَآئِقٌ وَّشَهِیْدٌ તેમાં સામે હોવાથી અને ગવાહથી ભાવાર્થ ફરિશ્તાઓનું હોવું તફસીરે દૂર્રે મન્ષૂર સૂરએ કા'ફમાં ઉપસ્થિત છે અને તે ગવાહોમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ પણ હશે, જેમકે કુર્આને કરીમમાં છે, وَتَكُوْنُوْا شُهَدَاءَ عَلَى النَّاسِ અને તે ગવાહોમાં પોતે મનુષ્યના શારીરિક અવયવો પણ છે જેમકે કુર્આનમાં છે, تُكَلِّمُنَا اَیْدِیْهِمْ وَتَشْهَدُ اَرْجُلُهُمْ

نَتَبَوَّاُ مِنَ الْجَنَّةِ حَیْثُ نَشَاءُ ભાવાર્થ એ છે કે જન્નતવાળાઓ માટે

પોતપોતાના મકાનો, મહેલો અને બગીચાઓ તો હશે જ, તેમને એ અધિકાર પણ આપવામાં આવશે કે બીજા જન્નતવાળાઓ પાસે મુલાકાત અને સહેલગાહ માટે પણ જતા આવતા રહેશે. (તબરાની) અબૂ નઈમ અને ઝિયાએ હસન સનદની સાથે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની આ રિવાયત નકલ કરી છે કે એક વ્યક્તિએ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈને અરજ કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! મને તમારી સાથે એટલી મહોબ્બત છે કે પોતાના ઘેર પણ જતો હોય તો તમને જ યાદ કરતો રહું છું અને જ્યાં સુધી ફરી સેવામાં હાજર ન થઈ જાઉં મને સબ્ર નથી થતી પરંતુ જ્યારે હું પોતાની મોતને યાદ કરું છું અને તમારી વફાતને યાદ કરું છું તો એવું સમજું છું કે તમે તો જન્નતમાં અંબિયા (અલૈ.)ના ઉચ્ચ સ્થાનોમાં હશો અને જો હું જન્નતમાં પહોંચી પણ ગયો તો કોઈ નીચેના દરજ્જામાં હોઈશ, મને ચિંતા એ છે કે હું તમને કેવી રીતે જોઈશ. રસૂલે કરીમ ﷺએ તેની વાત સાંભળીને કોઈ જવાબ આપ્યો નહીં એટલે સુધી કે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) આ આયત લઈને આવ્યા, وَمَنْ يُّطِعِ اللّٰهَ وَالرَّسُوْلَ فَاُولٰٓئِكَ مَعَ الَّذِيْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِّنَ النَّبِيّٖنَ وَالصِّدِّيْقِيْنَ وَالشُّهَدَآءِ وَالصّٰلِحِيْنَ وَحَسُنَ اُولٰٓئِكَ رَفِيْقًا ۭ આ આયતમાં બતાવવામાં આવ્યું છે કે અલ્લાહ અને રસૂલ ﷺની આજ્ઞાનું પાલન કરતા રહેજો કે મુસલમાન અંબિયા (અલૈ.) અને સિદ્દીકીન વગેરેની સાથે જ હશે અને પ્રસ્તુત આયતમાં તેનો ખુલાસો થઈ ગયો કે તેમના ઉચ્ચ સ્થાનોમાં પણ જવાની પરવાનગી હશે. اَلْحَقَنَا اللّٰهُ تَعَالٰى بِهِمْ بِمَنِّهٖ وَكَرَمِهٖ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ઝુમર પૂર્ણ થઈ.



**તારીખ :** ૩૦ સપ્ટેમ્બર ૨૦૧૦ મુતાબિક ૨૧ શવ્વાલ ૧૪૩૧ હિજરી.



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)







નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ (૪૦)

# સૂરએ મુઅ્મિન

સૂરએ મુઅ્મિન મક્કામાં નાઝિલ થઈ અને તેમાં ૮૫ આયતો તથા ૯ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ મુઅ્મિન : આયત નં. ૧ થી ૯)**

اٰیاتها ٨٥ ۝ ٤٠ سُوْرَةُ الْمُؤْمِنِ مَكِّيَّةٌ ٦٠ ۝ رکوعاتها ٩

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

حٰمٓ ۚ ﴿١﴾ تَنْزِيْلُ الْكِتٰبِ مِنَ اللّٰهِ الْعَزِيْزِ الْعَلِيْمِ ﴿٢﴾ غَافِرِ الذَّنْۢبِ وَ
قَابِلِ التَّوْبِ شَدِيْدِ الْعِقَابِ ۙ ذِى الطَّوْلِ ۭ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۭ اِلَيْهِ
الْمَصِيْرُ ﴿٣﴾ مَا يُجَادِلُ فِيْٓ اٰيٰتِ اللّٰهِ اِلَّا الَّذِيْنَ كَفَرُوْا فَلَا يَغْرُرْكَ تَقَلُّبُهُمْ
فِى الْبِلَادِ ﴿٤﴾ كَذَّبَتْ قَبْلَهُمْ قَوْمُ نُوْحٍ وَّ الْاَحْزَابُ مِنْۢ بَعْدِهِمْ ۠ وَهَمَّتْ كُلُّ
اُمَّةٍۢ بِرَسُوْلِهِمْ لِيَاْخُذُوْهُ وَجٰدَلُوْا بِالْبَاطِلِ لِيُدْحِضُوْا بِهِ الْحَقَّ
فَاَخَذْتُهُمْ ۣ فَكَيْفَ كَانَ عِقَابِ ﴿٥﴾ وَكَذٰلِكَ حَقَّتْ كَلِمَتُ رَبِّكَ عَلَى الَّذِيْنَ
كَفَرُوْٓا اَنَّهُمْ اَصْحٰبُ النَّارِ ﴿٦﴾ اَلَّذِيْنَ يَحْمِلُوْنَ الْعَرْشَ وَمَنْ حَوْلَهٗ يُسَبِّحُوْنَ
بِحَمْدِ رَبِّهِمْ وَيُؤْمِنُوْنَ بِهٖ وَيَسْتَغْفِرُوْنَ لِلَّذِيْنَ اٰمَنُوْا ۚ رَبَّنَا وَسِعْتَ كُلَّ شَيْءٍ
رَّحْمَةً وَّعِلْمًا فَاغْفِرْ لِلَّذِيْنَ تَابُوْا وَاتَّبَعُوْا سَبِيْلَكَ وَقِهِمْ عَذَابَ الْجَحِيْمِ ﴿٧﴾
رَبَّنَا وَاَدْخِلْهُمْ جَنّٰتِ عَدْنِ ۨالَّتِيْ وَعَدْتَّهُمْ وَمَنْ صَلَحَ مِنْ اٰبَاۗىِٕهِمْ
وَاَزْوَاجِهِمْ وَذُرِّيّٰتِهِمْ ۭ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٨﴾ وَقِهِمُ السَّيِّاٰتِ ۭ
ع وَمَنْ تَقِ السَّيِّاٰتِ يَوْمَىِٕذٍ فَقَدْ رَحِمْتَهٗ ۭ وَذٰلِكَ هُوَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿٩﴾

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*હા-મીમ. (૧) કિતાબનું ઉતારવું અલ્લાહ તરફથી છે જે મહાબળવાન સર્વજ્ઞ છે. (૨) ગુનાહ મા'ફ કરનારો અને તવબહ કબૂલ કરનારો, કઠોર અઝાબ આપનારો, તમામ શક્તિઓનો સ્ત્રોત; જેના સિવાય કોઈ મઅ્બૂદ નથી તેના જ તરફ પાછા વળીને જવાનું છે. (૩) અલ્લાહની આયતોમાં તે જ ઝઘડે છે જે કાફિર છે; બસ તમને એ વાત ધોકામાં ન નાંખે કે તેઓ શહેરોમાં ચાલે ફરે છે. (૪) તેમના પહેલા નૂહ (અલૈ.)ની કોમ જૂઠાડી ચૂકી છે અને કેટલાય વર્ગો તેમના પછી અને દરેક ઉમ્મતે પોતાના રસૂલો ઉપર ઈરાદો કર્યો કે તેમને પકડી લે અને જૂઠા ઝઘડાઓ લાવવા લાગે કે તેનાથી સાચા દીનને ડગાવી દે, પછી મેં તેમને પકડી લીધા, (કહો) પછી કેવું થયું મારું સજા આપવું !? (૫) અને આ જ રીતે તારા પરવરદિગારની વાત કાફિરો ઉપર સત્ય થઈ ચૂકી કે તે દોઝખવાળા છે. (૬) જે(ફરિશ્તા)ઓ અર્શને ઉઠાવી રહ્યા છે અને જે તેની આસપાસ છે પોતાના પરવરદિગારની પવિત્રતા ખુબીઓ વર્ણન કરે છે અને તેના ઉપર ઈમાન રાખે છે અને ઈમાનવાળાઓના ગુનાહો મા'ફ કરાવે છે, હે અમારા પરવરદિગાર ! દરેક વસ્તુ તારી રહમત અને જ્ઞાનમાં સમાયેલી છે, બસ તેમને મા'ફ કર જેઓ તવબહ કરે અને તારા માર્ગ ઉપર ચાલે અને તેમને આગના અઝાબથી બચાવી લે. (૭) હે અમારા પરવરદિગાર ! અને તેમને હંમેશા નિવાસ કરવાના બગીચાઓમાં દાખલ કર જેનો તેં તેમને વાયદો કર્યો અને જે કોઈ તેમના પિતાઓમાં નેક હોય અને પત્નીઓમાં અને અવલાદમાં (તેમને પણ); બેશક ! તું જ જબરદસ્ત, હિકમતવાળો છે. (૮) અને તેમને બુરાઈઓથી બચાવ અને જેને તું તે દિવસે બુરાઈઓથી બચાવે તેના ઉપર તેં મહેરબાની કરી અને આ જ તો તે છે મોટી મુરાદ (સફળતા) પામવી. (૯)*

## તફસીર :

હા-મીમ (તેનો અર્થ અલ્લાહ તઆલાને ખબર છે), આ કિતાબ અલ્લાહ તરફથી ઉતારવામાં આવી છે, તે જબરદસ્ત છે, દરેક વસ્તુને જાણનારો, ગુનાહ

બખ્શનારો અને તવબહનો સ્વીકાર કરનારો છે, સખત સજા આપનારો છે, તેના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી, તેની જ પાસે (સૌએ) જવાનું છે (બસ, કુર્આન મજીદ અને તવહીદની વાસ્તવિકતાનો તકાદો એ છે કે તેમાં ઈન્કાર અને ઝઘડો કરવામાં ન આવે પરંતુ તો પણ) અલ્લાહ તઆલાની આ આયતોમાં (એટલે કે કુર્આનમાં જે તવહીદ ઉપર પણ આધારિત છે) તે જ લોકો (નાહકના) ઝઘડાઓ ઊભા કરે છે જેઓ (તેના) ઈન્કારી છે, (અને આ ઈન્કારનો તકાદો એ છે કે તેમને સજા આપવામાં આવે પરંતુ તાત્કાલિક સજા ન થવી તેમને અમુક દિવસની મહોલત અને ઢીલ આપવા માટે છે) બસ તે લોકોનું શહેરોમાં (ચેન અને સુકૂનથી દુનિયવી કારોબાર માટે) ચાલવું ફરવું તમને શંકામાં ન નાંખે (કે તેનાથી એવું સમજી લેવામાં આવે કે આ એ જ પ્રમાણે સજા અને અઝાબથી બચેલા રહેશે અને આરામથી રહેશે અને તમને આ સંબોધન કરવાનો હેતુ અન્યોને સંભળાવવાના કારણસર છે, મતલબ કે તેમની પૂછતાછ અને પકડ અવશ્ય થશે ભલે દુનિયામાં પણ થાય અને આખિરતમાં પણ અથવા માત્ર આખિરતમાં થાય ! જેમકે) તેમનાથી પહેલાં નૂહ (અલૈ.)ની કોમે અને બીજા સમુદાયોએ પણ જે તેમના પછી થયા (જેમેક આદ અને ષમૂદ વગેરેએ સત્ય દીનને) જૂઠાડ્યો હતો અને દરેક ઉમ્મતે(માંથી જે લોકો ઈમાન ન લાવ્યા હતા તેઓએ) પોતાના પયગમ્બરને પકડવાનો ઈરાદો કર્યો (કે પકડીને કતલ કરી નાંખે) અને નાહકના ઝઘડા ઊભા કરતા રહ્યા જેથી તે અસત્યથી સત્યને ડગાવી દે, બસ મેં (અંતે) તેમની પકડ કરી, બસ (જુઓ) મારા તરફથી (તેમને) કેવી સજા થઈ ?! અને (જે રીતે તેમને દુનિયામાં સજા થઈ) એ જ પ્રમાણે બધા કાફિરો ઉપર તમારા પરવરદિગારનું એ નિવેદન સાબિત થઈ ચૂક્યું છે કે તે લોકો (આખિરતમાં) દોઝખી હશે (એટલે અહીંયાં પણ સજા થઈ અને ત્યાં પણ સજા થશે, એ જ પ્રમાણે કુફ્રના કારણે તે સમકાલીન કાફિરોને પણ સજા અને પૂછતાછ થવાની છે, ભલે બંને દુનિયામાં અથવા તો માત્ર આખિરતમાં; આ તો ઈન્કારીઓની હાલત છે કે ક્રોધ અને અઝાબના હકદાર છે અને જે લોકો તવહીદની માન્યતા ધરાવનારા મો'મિનો છે તેઓ એવા સન્માનનીય છે કે સ્વીકૃત ફરિશ્તાઓ દુઆ અને ઈસ્તિગફાર કરવામાં મશ્ગૂલ રહે છે કે જે કાયદા પ્રમાણે يَفْعَلُوْنَ مَايُؤْمَرُوْنَ તેની નિશાની છે કે તેઓ અલ્લાહ તઆલા તરફથી તેના ઉપર કામે લગાડવામાં આવ્યા છે કે મો'મિનો માટે

ઈસ્તિગફાર કર્યા કરે, તેનાથી મો'મિનો અલ્લાહ તઆલા પાસે પ્રિય હોવાનું સાબિત થાય છે એટલા માટે ઈરશાદ થયો છે કે) જે ફરિશ્તાઓ તેની આસપાસ છે તેઓ પોતાના પરવરદિગારની તસ્બીહ અને વખાણ કરતા રહે છે અને તેના ઉપર ઈમાન રાખે છે અને ઈમાનવાળાઓ (તે જ પ્રમાણે દુઆઓ અને) ઈસ્તિગફાર કર્યા કરે છે કે હે અમારા પરવરદિગાર ! તારી (સર્વત્ર છવાયેલ) રહમત અને જ્ઞાન દરેક વસ્તુમાં સામેલ છે (બસ ઈમાનવાળાઓ ઉપર તો પ્રથમ કક્ષાની રહમત હશે અને તેમના ઈમાનની તને ખબર પણ છે) બસ તે લોકોને બખ્શી આપ જેમણે (શિર્ક અને કુફ્રથી) તવબહ કરી લીધી છે અને તારા રસ્તા ઉપર ચાલે છે અને તેમને જહન્નમના અઝાબથી બચાવી લેજે, હે અમારા પરવરદિગાર ! અને (દોઝખથી બચાવીને) તેમને હંમેશા રહેવાની જન્નતોમાં જેનો તેં તેમને વાયદો કર્યો છે દાખલ કરી આપજે અને તેમના માં બાપ અને પત્નીઓ અને અવલાદમાં જે (જન્નતના) લાયક (એટલે કે મો'મિન) હોય (બસ ભલે તે મો'મિનીનના દરજ્જાનો ન હોય) તેમને પણ દાખલ કરજે, બેશક ! તું જબરદસ્ત હિકમતવાળો છે (કે મા'ફી આપવા ઉપર કાબૂ ધરાવે છે અને દરેકને તેનો યોગ્ય દરજ્જો અર્પણ કરે છે) અને (જેમકે તેમને દોઝખથી કે જે મોટો અઝાબ છે બચાવવા માટે તારાથી દુઆ છે એ જ પ્રમાણે આ પણ દુઆ છે કે) તેમને (કયામતના દિવસે દરેક પ્રકારની) તકલીફોથી બચાવજે (ભલે તે જહન્નમથી ઓછી હોય જેમકે કયામતની પરેશાનીઓ) અને તું જેને તે દિવસની તકલીફથી બચાવી લે તેના ઉપર તેં ઘણી કૃપા કરી અને આ (રીતે મગફિરત થવી અને મોટા અઝાબ તથા નાના અઝાબથી સુરક્ષા અને) જન્નતમાં પ્રવેશ પામવો એ મોટી સફળતા છે (બસ પોતાના મો'મિન બંદાઓને તેનાથી વંચિત ન રાખજે).

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરએ મુઅ્મિનની વિશિષ્ટતા અને શ્રેષ્ઠતા વગેરે :

અત્રેથી સૂરએ અહકાફ સુધી સાત સૂરતો حٰمٓ (હા–મીમ)થી શરૂ થાય છે, તેમને آل حٰمٓ અથવા حَوَامِيم (હવામીમ) કહેવામાં આવે છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે "અલ–હા–મીમ" دِيبَاجُ الْقُرْاٰنِ (દીબાજુલ કુર્આન) છે, "દીબાજ" રેશમી કપડાને કહે છે તેનો ભાવાર્થ "શણગાર" છે અને

મિઅ્સર ઈબ્ને કિદામ ફરમાવે છે કે તેમને عَرَائِس (અરાઈસ) કહેવામાં આવે છે, એટલે કે "દુલ્હનો"; હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે દરેક વસ્તુનો એક ટૂંકસાર અને ખુલાસો હોય છે, કુર્આનનો ખુલાસો "અલ-હા-મીમ" છે અથવા ફરમાવ્યું કે "હવામીમ" છે. આ બધી રિવાયતો ઈમામે આલમ અબૂ ઉબયદહ કાસિમ બિન સલામ (રહ.)એ પોતાની કિતાબ "ફઝાઈલુલ કુર્આન"માં લખી છે.

હઝરત અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે કે કુર્આનનું ઉદાહરણ એવું છે કે કોઈ વ્યક્તિ પોતાના બાળ બચ્ચાંઓના રહેઠાણ માટે જગ્યાની શોધખોળમાં નીકળ્યો તો કોઈ હર્યાભર્યા મેદાનને જોઈને ખુશ થઈ રહ્યો છે, અચાનક આગળ વધ્યો તો ફળદ્રુપ ભૂમિ એટલે કે એવા બગીચાઓ મળ્યા જેની જમીનમાં ફળદ્રુપતાનું પ્રમાણ સૌથી વધારે છે તેને જોઈને કહેવા લાગ્યો, હું તો પ્રથમ વરસાદથી ઊગેલી હરિયાળીને જોઈને જ આશ્ચર્ય કરી રહ્યો હતો આ તો તેનાથી પણ વધારે આશ્ચર્યજનક છે ! તો તેને એવું કહેવામાં આવશે કે પ્રથમ વરસાદની હરિયાળી અને લીલોતરીનું જાહેર દષ્ટાંત એ કુર્આનનું ઉદાહરણ છે તથા બગીચાઓ અને ફળદ્રુપ ભૂમિનું ઉદાહરણ કુર્આનમાંની "અલ-હા-મીમ"નું ઉદાહરણ છે. એટલા માટે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું કે જ્યારે હું કુર્આનની તિલાવત કરતાં કરતાં "અલ-હા-મીમ" ઉપર આવી જાઉં છું તો જાણે તેમાં મારો મોટો પ્રવાસ થાય છે.

**દરેક આફતથી સુરક્ષા :**

મુસ્નદે બઝારમાં પોતાની સનદ સાથે હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે કે દિવસની શરૂઆતમાં આયતુલ કુરશી અને સૂરએ મુઅ્મિનની પ્રથમ ત્રણ આયતો حٰمٓ (હા-મીમ)થી اِلَيْهِ الْمَصِيْر (ઈલયહિલ મસીર) સુધી પઢી લે તો એ તે દિવસે દરેક બુરાઈ અને તકલીફથી સુરક્ષિત રહેશે. તેને તિરમિઝીએ પણ રિવાયત કરી છે જેની સનદમાં એક રાવી "મુતકલ્લિમ ફીહિ" છે. *(ઈબ્ને કષીર, પેજ : ૫૯, જિલ્દ : ૪)*

**દુશ્મનોથી રક્ષણ :**

અબૂ દાવુદ અને તિરમિઝીમાં સહીહ સનદો સાથે હઝરત મુહલ્લબ ઈબ્ને

સુફરા (રદિ.)થી રિવાયત છે, તેમણે ફરમાવ્યું કે મને એવા વ્યક્તિએ રિવાયત કરી કે જેણે પોતે રસૂલે કરીમ ﷺથી સાંભળ્યું છે કે તેઓ (કોઈ જિહાદના સમયે રાત્રે હિફાઝત માટે) કહી રહ્યા હતા કે જો રાત્રે તમારા ઉપર આક્રમણ કરવામાં આવે તો તમારે حٰمٓ لَا يُنْصَرُوْنَ પઢી લેવું, જેનો ખુલાસો શબ્દ حٰمٓ (હા-મીમ)ની સાથે એ દુઆ કરવી છે કે આપણો દુશ્મન સફળ ન થાય અને અમુક રિવાયતોમાં حٰمٓ لَا يُنْصَرُوْا એ نُوْنُ (નૂન) વિના આવ્યું છે જેનો ખુલાસો એ છે કે જ્યારે તમે હા-મીમ કહેશો તો દુશ્મન સફળ થશે નહીં, તેનાથી જાણ થઈ કે "હા-મીમ" દુશ્મનથી સુરક્ષાનો કિલ્લો છે. *(ઈબ્ને કષીર)*

**એક આશ્ચર્યજનક ઘટના :**

હઝરત ષાબિત બુનાની (રહ.) ફરમાવે છે કે હું મુસ્અબ બિન ઝુબૈર (રદિ.)ની સાથે કુફાના એક વિસ્તારમાં હતો, હું એક બગીચાની અંદર ચાલ્યો ગયો કે બે રકા'ત નમાઝ પઢી લઉં; મેં નમાઝથી પહેલાં حٰمٓ اَلْمُؤْمِنُ (હા-મીમ અલ-મુઅ્મીન -૪૦:૧-૩)ની આયતો اِلَيْهِ الْمَصِيْرُ (ઈલયહિલ મસીર) સુધી પઢી, આચાનક જોયું કે એક વ્યક્તિ મારી પાછળ સફેદ ખચ્ચર ઉપર સવાર છે જેના શરીર ઉપર યમની કપડું છે તે વ્યક્તિએ મને કહ્યું કે જ્યારે તમે غَافِرِ الذَّنْبِ કહો તો તેની સાથે આ દુઆ કરો, يَا غَافِرَ الذَّنْبِ اغْفِرْلِىْ એટલે કે, હે ગુનાહોને મા'ફ કરનાર મને મા'ફ કરી દે ! અને જ્યારે તમે પઢો, قَابِلِ التَّوْبِ તો આ દુઆ કરો, يَا قَابِلَ التَّوْبِ اقْبَلْ تَوبَتِىْ એટલે કે, હે તવબહ કબૂલ કરનાર મારી તવબહ કબૂલ કર ! પછી જ્યારે પઢો, شَدِيْدِ العِقَابِ તો આ દુઆ કરો, يَا شَدِيْدَ الْعِقَابِ لَاتُعَاقِبْنِىْ એટલે કે, હે સખત ગુસ્સાવાળા મને અઝાબ ન આપજે ! અને જ્યારે ذِى الطَّوْلِ પઢો તો આ દુઆ કરો, يَا ذَاالطَّوْلِ طُلْ عَلَىَّ بِخَيْرٍ એટલે કે હે ઈનામ અને અહેસાન કરનાર મારા ઉપર ઈનામ કર !

હઝરત ષાબિત બુનાની (રહ.) કહે છે કે આ નસીહત તેનાથી સાંભળ્યા પછી જ્યારે તે બાજુ જોયું તો ત્યાં કોઈ ન હતું, હું તેની શોધખોળ કરવા બાગના દરવાજા ઉપર આવ્યો, લોકોને પૂછ્યું કે એક આવો વ્યક્તિ યમની પોશાકમાં અહીંયાંથી પસાર થયો છે. બધાએ કહ્યું કે અમે એવો કોઈ વ્યક્તિ નથી જોયો. ષાબિત બુનાની (રહ.)ની એક રિવાયતમાં એ પણ છે કે લોકોનો વિચાર છે કે

તેઓ હઝરત ઈલિયાસ (અલૈ.) હતા, બીજી રિવાયતમાં તેનું વર્ણન નથી.

*(ઈબ્ને કષીર)*

**આ આયતોની તા'સીર મખ્લૂકની સુધારણામાં; અને ફારૂકે આ'ઝમ (રદિ.)નું એક મહાન માર્ગદર્શન સુધારકો માટે :**

ઈબ્ને કષીર (રહ.)એ ઈબ્ને અબી હાતિમ (રદિ.)ની સનદથી નકલ કર્યું છે કે સિરીયાનો એક નિવાસી ઘણો રુઆબદાર અને મજબૂત વ્યક્તિ હતો તથા ફારૂકે આ'ઝમ (રદિ.) પાસે આવ્યા કરતો હતો, અમુક મુદત સુધી તે ન આવ્યો તો હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ લોકોને તેનો હાલ પૂછ્યો, લોકોએ કહ્યું કે અમીરુલ મુઅ્મિનીન તેની હાલત ન પૂછો તે તો દારૂમાં મદમસ્ત રહેવા લાગ્યો છે, ફારૂકે આ'ઝમ (રદિ.)એ પોતાના મુન્શીને બોલાવ્યો અને કહ્યું કે એક પત્ર લખો,

مِنْ عُمَرَ بْنِ الْخَطَّابِ اِلٰی فَلَانِ بْنِ فَلَانٍ ـ سَلَامٌ عَلَیْکَ فَاِنِّیْ اَحْمَدُ اِلَیْکَ اللّٰہَ الَّذِیْ لَا اِلٰہَ اِلَّا ھُوَ غَافِرَ الذَّنْبِ وَ قَابِلَ التَّوْبِ شَدِیْدَ الْعِقَابِ ذَاالطَّوْلِ لَآاِلٰہَ اِلَّا ھُوَ اِلَیْہِ الْمَصِیْرُ ط

*"ઉમર ઈબ્ને ખત્તાબ તરફથી ફલાણા-ફલાણાના નામે,*

*અસ્સલામુ અલયક,*

*ત્યારબાદ હું તમારાથી તે અલ્લાહના વખાણ રજુ કરું છું જેના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી, તે ગુનાહોને મા'ફ કરનાર, તવબહ કબૂલ કરનાર, સખત અઝાબવાળો, મહાશક્તિશાળી છે, તેના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી, તેના જ તરફ પાછા વળીને જવાનું છે."*

પછી મજલિસમાં હાજરજનોને કહ્યું કે બધા મળીને તેના માટે દુઆ કરો કે અલ્લાહ તઆલા તેના હૃદયને ફેરવી દે અને તેની તવબહ કબૂલ કરે, ફારૂકે આ'ઝમ (રદિ.)એ જે સંદેશાવાહકના હાથે આ પત્ર મોકલ્યો હતો તેને સૂચના આપી હતી કે આ પત્ર તેને એવા સમયે ન આપે જ્યાં સુધી કે તે નશાની હાલતમાંથી હોશમાં ન આવે અને કોઈ બીજાને હવાલે ન કરે, જ્યારે તેની પાસે

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)નો આ પત્ર પહોંચ્યો અને તેણે પઢયો તો વારંવાર તે શબ્દોને પઢતો અને વિચાર કરતો રહ્યો કે તેમાં મને સજાથી ડરાવવામાં પણ આવ્યો છે અને મા'ફ કરવાનો વાયદો પણ કરવામાં આવ્યો છે અને પછી રડવા લાગ્યો તથા દારૂની લત છોડી દીધી, પછી એવી તવબહ કરી કે પછી તે તેની પાસે પણ ન ગયો.

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને જ્યારે પત્રના આ અસરની ખબર પડી તો લોકોને કહ્યું કે આવી બાબતોમાં તમારે સૌએ પણ આવું જ કરવું જોઈએ કે જ્યારે કોઈ ભાઈ કોઈ ભૂલમાં સંડોવાઈ જાય તો તેને સુધારવાની ફિકર ન કરો અને તેને અલ્લાહ તઆલાની રહમતનો ભરોસો અપાવો તથા અલ્લાહથી તેના માટે દુઆ કરો કે તે તવબહ કરી લે અને તમે તેના મુકાબલા ઉપર શયતાનના મદદગાર ન બનો, એટલે કે તેને બુરું ભલું કહીને અથવા ગુસ્સો અપાવીને દીનથી વધારે દૂર કરી દેશો તો તે શયતાનની મદદ ગણાશે. *(ઈબ્ને કષીર)*

**ખુલાસો :**

જે લોકો મખ્લૂકની સુધારણા અને દા'વતો તબ્લીગની સેવા કરનારા છે તેમના માટે ઉપરોક્ત ઘટના એક મહાન માર્ગદર્શન છે કે જે વ્યક્તિની સુધારણા કરવાનો હેતુ હોય તેના માટે પોતે પણ દુઆ કરો પછી વિનમ્રતા સાથે તેને સુધારણા તરફ લઈ આવો, ઉશ્કેરણી ન કરો કે તેનાથી લાભ પહોંચશે નહીં બલકે શયતાનની મદદ થશે અને તેને વધારે ગુમરાહીમાં સપડાવી દેશે. આગળ આયતની તફસીર જુઓ.

حٰمٓ (હા-મીમ) અમુક તફસીરકારોએ ફરમાવ્યું કે આ અલ્લાહના નામ છે પરંતુ પુરોગામી ઈમામો નજીક આ "હુરૂફે મુકત્તઆત" બધા જ મુતશાબિહાતમાંથી છે જેનો અર્થ અલ્લાહ તઆલા જ જાણે છે અથવા અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺ વચ્ચે એક રહસ્ય છે.

غَافِرِ الذَّنْبِ وَقَابِلِ التَّوْبِ ـ غَافِرِ الذَّنْبِ નો શાબ્દિક અર્થ "ગુનાહ ઉપર પડદો નાંખનાર" અને قَابِلِ التَّوْبِ નો અર્થ તવબહ કબૂલ કરનાર થાય છે. આ બે શબ્દો અલગ અલગ લાવવામાં આવ્યા, જો કે બંનેનો ભાવાર્થ લગભગ એકસમાન છે, કારણ એ છે કે غَافِرِ الذَّنْبِ માં એ તરફ ઈશારો કરવાનો હેતુ છે કે અલ્લાહ

તઆલાને એ બાબત ઉપર પણ શકિત છે કે કોઈ બંદાના ગુનાહને તવબહ વિના પણ મા'ફ કરી દે અને તવબહ કરનારાઓને મા'ફી આપવું બીજી સિફત છે.

*(મઝહરી)*

ذِی الطَّوْلِ માં શબ્દ طَوْل નો શાબ્દિક અર્થ "વિસ્તારવું અથવા ગિના" થાય છે તથા તે "શકિત"ના અર્થમાં આવે છે, કૃપા અને અહેસાનના અર્થમાં પણ આવે છે. *(મઝહરી)*

مَا يُجَادِلُ فِيٓ اٰيٰتِ اللّٰهِ اِلَّا الَّذِيْنَ كَفَرُوْا આ આયતે "જિદાલ ફિલ કુર્આન" (કુર્આન બાબતે ઝઘડો કરવા)ને કુફ્ર ઠરાવ્યું. اِنَّ جِدَالًا فِی الْقُرْاٰنِ كُفْرٌ એટલે કે કુર્આન વિશે અમુક ઝઘડાઓ કરવામાં કુફ્ર હોય છે.

(رَوَاهُ الْبَغْوِیُّ وَالْبَيْهَقِیُّ فِی الشِّعَبِ عَنْ اَبِیْ هُرَيْرَةَؓ وَرَوَاهُ اَبُوْدَاوُدَوَالْحَاكِمُ وَصَحَّحَهٗ، مَظْهَرِیْ)

હદીષમાં છે કે એક દિવસે રસૂલે કરીમ ﷺએ બે વ્યકિતઓનો અવાજ સાંભળ્યો જે કુર્આનની કોઈ આયત વિશે ઝઘડી રહ્યા હતા, આપ ﷺ ક્રોધિત થઈને બહાર તશરીફ લાવ્યા કે આપ ﷺના ચહેરા મુબારક ઉપર ગુસ્સાના ચિહ્નો દેખાઈ રહ્યા હતા અને ફરમાવ્યું કે તમારાથી આગલી ઉમ્મતો એનાથી જ હલાક થઈ કે તેઓ અલ્લાહની કિતાબમાં ઝઘડો કરવા લાગી હતી.

*(રવાહુ મુસ્લિમ અન અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર વ ઈબ્ને શુઅયૂબ, -મઝહરી)*

આ ઝઘડો જેને કુર્આને અને હદીષે કુફ્ર ઠરાવ્યું તેનો ભાવાર્થ કુર્આની આયતો ઉપર કટાક્ષ કરવો અને વાહિયાત પ્રકારની શંકાઓ કરીને તેમાં ઝઘડો નાંખવો છે અથવા કુર્આનની કોઈ આયતનો એવો અર્થ વર્ણન કરવો જે કુર્આનની બીજી આયતો અને નુસૂસ તથા સુન્નતના વિરુદ્ધ હોય જે કુર્આનની તહરીફ (હેરફેર)ના દરજ્જામાં છે, નહિ તો કોઈ મોઘમ વાતની તહકીક અથવા મુશ્કેલ કલામનો હલ શોધવો અથવા કોઈ આયતમાંથી હુકમો અને મસ્અલાઓ પ્રતિપાદિત કરવા માટે પરસ્પર ચર્ચા, બહશ અને તહકીક કરવી તેમાં સામેલ નથી બલકે તે તો ઘણો મોટો સવાબ છે. *(કાઝી બયઝાવી, કુર્તુબી, મઝહરી)*

فَلَا يَغْرُرْكَ تَقَلُّبُهُمْ فِی الْبِلَادِ કુરૈશના કાફિરો ઠંડીમાં યમનની અને ગરમીમાં સિરીયાની વેપારી મુસાફરી કરતા હતા તથા હરમે બયતુલ્લાહની સેવાના કારણે તેમનું સમગ્ર અરબમાં સન્માન હતું તેથી પોતાની મુસાફરીઓમાં

સુરક્ષિત રહેતા અને વેપારી નફો પ્રાપ્ત કરતા હતા, તેનાથી તેમની માલદારી વધી અને રાજ્ય સ્થાપિત થયું હતું. ઈસ્લામ અને રસૂલુલ્લાહ ﷺના વિરોધ છતાં તેમનું આ પરિસ્થિતિ ઉપર કાયમ રહેવું તેમના માટે ગર્વ અને અભિમાનનું કારણ હતું કે જો અમે અલ્લાહ તઆલા સમીપ અપરાધી હોત તો આ નેઅ્મતો છીનવાઈ ગઈ હોત, આથી અમુક મુસલમાનોને પણ શંકાઓ થવાની સંભાવના હતી તેથી આ આયતમાં ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ પોતાની હિકમત અને મસ્લિહતથી તેમને આ અમુક દિવસની મહોલત આપી રાખી છે આથી તમે અથવા મુસલમાન કોઈ ધોકામાં ન પડો, અમુક દિવસની મહોલત પછી તેમના ઉપર અઝાબ આવવાનો છે અને આ રિયાસત નષ્ટ થવાની છે જેની શરૂઆત ગઝ્‌વએ બદ્રથી થઈ અને ફત્હે મક્કા સુધી છ વર્ષોની અંદર તે સંપૂર્ણપણે જાહેર થઈ ગયું.

اَلَّذِيْنَ يَحْمِلُوْنَ الْعَرْشَ وَمَنْ حَوْلَهٗ અર્શને ઉઠાવનાર ફરિશ્તાઓ હમણા ચાર છે અને કયામતના દિવસે આઠ થઈ જશે તથા અર્શની આસપાસ કેટલા ફરિશ્તાઓ છે તેમની સંખ્યા અલ્લાહ જ જાણે છે, અમુક રિવાયતોમાં તેમની સફોની સંખ્યા બતાવવામાં આવી છે તે લાખો સુધી પહોંચે છે તેમને كَرُّوْبِیْ (કર્રૂબી, [Heb, Kerubh or kerub], plural: [Eng. Cherubin or Cherubim, Heb. Cherubim]) કહેવામાં આવે છે. આ બધા અલ્લાહના સ્વીકૃત બંદાઓ છે, આ આયતમાં બતાવવામાં આવ્યું છે કે આ બધા મુકર્રબ ફરિશ્તાઓ મો'મિનો માટે ખાસ કરીને જેઓ ગુનાહોથી તવબહ કરીને શરીઅતના તા'બેદાર થઈ જાય તેમના માટે દુઆઓ કરે છે, યા તો અલ્લાહ તઆલાએ તેમને એ કામ માટે લગાવી રાખ્યા છે અથવા તેમનો સ્વભાવ અને પ્રકૃતિ જ એવી છે કે તેઓ અલ્લાહના નેક બંદાઓ માટે દુઆઓ કરતા રહે છે એટલા માટે હઝરત મુતર્રિફ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને શિખ્ખીરે ફરમાવ્યું કે અલ્લાહ તઆલાના બંદાઓમાં મો'મિનોમાં સૌથી વધુ ભલું ઈચ્છનાર અલ્લાહના ફરિશ્તાઓ છે, તેમની દુઆઓ મો'મિનો માટે એક તો એ હોય છે કે તેમને મા'ફી આપ અને તેમને જહન્નમના અઝાબથી બચાવ અને હંમેશા રહેનારી જન્નતોમાં દાખલ કર, તેની સાથે સાથે આ દુઆ પણ કરે છે કે, وَمَنْ صَلَحَ مِنْ اٰبَآئِهِمْ وَاَزْوَاجِهِمْ وَذُرِّيّٰتِهِمْ એટલે કે તેમના બાપ દાદાઓ અને તેમની પત્નીઓ અને તેમની અવલાદોમાંથી

જેનામાં મગફિરતની સલાહિયત હોય એટલે કે જેમનો ખાત્મો ઈમાન ઉપર થયો છે તેમને પણ તે જ લોકો સાથે જન્નતમાં દાખલ કર.

આથી જાણ થઈ કે ઈમાન તો છુટકારાની શરત છે, ઈમાન પછી બીજા નેક અમલો છે, મુસલમાનોના સંબંધીઓ, બાપ દાદા અથવા પત્ની અને સંતાન જો તેના દરજ્જાથી નીચે પણ હોય તો અલ્લાહ તઆલા તેમના સન્માનમાં ઓછા દરજ્જાના સંબંધીઓને પણ જન્નતમાં તેમની સાથે જ કરી આપશે જેથી તેમની ખુશી અને આનંદ સંપૂર્ણ થઈ જાય, જેમકે કુર્આને કરીમની બીજી આયતમાં ઈરશાદ છે, وَاَلْحَقْنَا بِهِمْ ذُرِّيَّتَهُمْ

હઝરત સઈદ ઈબ્ને ઝુબૈર (રદિ.)એ ફરમાવ્યું કે મો'મિન જ્યારે જન્નતમાં જશે તો પોતાના બાપ, બેટા, ભાઈ વગેરે વિશે પૂછશે કે તેઓ ક્યાં છે ? તેમને બતાવવામાં આવશે કે તેમણે તમારા જેવા અમલ કર્યા નથી એટલા માટે તેઓ અહીંયાં પહોંચી શકશે નહીં, તે વ્યક્તિ કહેશે કે મેં જે અમલ કર્યા હતા તે માત્ર પોતાના માટે કર્યા ન હતા, બલકે પોતાના માટે અને તેમના માટે કર્યા હતા ત્યારે હુકમ થશે તેમને પણ જન્નતમાં દાખલ કરી દો. *(ઈબ્ને કષીર)*

તફસીરે મઝહરીમાં આ રિવાયતને નકલ કરીને ફરમાવ્યું કે, આ مَوْقُوْفٌ "મવકૂફ" (મવકૂફ હદીષ અથવા તો એવા સહાબીની મર્યાદિત રિવાયત જે રસૂલે કરીમ ﷺ સાથે સંબંધ ધરાવતી નથી.) مَرْفُوْعٌ "મરફૂઅ્" (મરફૂઅ્ હદીષ જેની રિવાયતનો સંબંધ રસૂલે કરીમ ﷺ તરફ જોડવામાં આવે)ના હુકમમાં છે અને એના વિશે સ્પષ્ટ છે કે જે ક્ષમતા આ આયતમાં શરત સ્વરૂપે ઠરાવવામાં આવી છે તેનાથી સાચું ઈમાન ભાવાર્થ સ્વરૂપે છે.

---

## આયતો : (સૂરએ મુઅ્મિન : આયત નં. ૧૦-૧૧-૧૨)

إِنَّ الَّذِينَ كَفَرُوا يُنَادَوْنَ لَمَقْتُ اللَّهِ أَكْبَرُ مِن مَّقْتِكُمْ أَنفُسَكُمْ إِذْ تُدْعَوْنَ
إِلَى الْإِيمَانِ فَتَكْفُرُونَ ⑩ قَالُوا رَبَّنَا أَمَتَّنَا اثْنَتَيْنِ وَأَحْيَيْتَنَا اثْنَتَيْنِ
فَاعْتَرَفْنَا بِذُنُوبِنَا فَهَلْ إِلَىٰ خُرُوجٍ مِّن سَبِيلٍ ⑪ ذَٰلِكُم بِأَنَّهُ إِذَا دُعِيَ اللَّهُ
وَحْدَهُ كَفَرْتُمْ ۖ وَإِن يُشْرَكْ بِهِ تُؤْمِنُوا ۚ فَالْحُكْمُ لِلَّهِ الْعَلِيِّ الْكَبِيرِ ⑫

## તરજુમો :

*બેશક ! જે કાફિરો છે તેમને પોકારીને કહેવામાં આવશે કે અલ્લાહ વધારે નફરત કરતો હતો તેનાથી જે તમે (અત્યારે દોઝખમાં) પોતાની જાતથી નફરત કરો છો, જે સમયે કે તમને ઈમાન લાવવા માટે બોલાવવામાં આવતા હતા પછી તમે ઈન્કારી થતા હતા. (૧૦) કહેશે, હે અમારા પરવરદિગાર ! તું અમને બે વખતે મોત આપી ચૂક્યો અને બે વખતે જિંદગી આપી ચૂક્યો, હવે અમે પોતાના ગુનાહોનો સ્વીકાર કરી ચૂક્યા, પછી હવે કોઈ છૂટવાનો માર્ગ (પણ) છે ?! (૧૧) આ તમારા ઉપર એ કારણે છે કે જ્યારે કોઈએ એકલા અલ્લાહને પોકાર્યો તો તમે ઈન્કારી થતા હતા અને જ્યારે તેની સાથે કોઈ ભાગીદારને પોકારતા તો તમે વિશ્વાસ કરવા લાગતા હતા, હવે તે જ હુકમ છે જે સૌથી મહાન સર્વોપરી અલ્લાહ આપે. (૧૨)*

## તફસીર :

જે લોકો કાફિર થયા (તે બધા દોઝખમાં જઈને પોતાના શિર્ક અને કુફ્રને અપનાવવા બદલ અફસોસ અને પસ્તાવો કરશે અને પોતે તેમને પોતાની જાતથી સખત નફરત થશે એટલે સુધી કે ગુસ્સાના માર્યા પોતાની આંગળીઓ કરડી ખાશે, જેમકે દૂર્રે મન્ષૂરમાં હઝરત હસન રદિ.ની રિવાયત છે, તે સમયે) તેમને પોકારવામાં આવશે કે જેવી તમને (અત્યારે) પોતાનાથી નફરત છે તેનાથી વધીને અલ્લાહને (તમારાથી) નફરત હતી જ્યારે કે તમને (દુનિયામાં) ઈમાન તરફ બોલાવવામાં આવતા હતા પછી (બોલાવવામાં આવ્યા પછી) તમે માનતા ન હતા (તેમના અફસોસ અને પસ્તાવામાં ઔર વધારો કરવાના હેતુથી આવું કહેવામાં આવશે) તે લોકો કહેશે કે હે અમારા પરવરદિગાર ! (અમે જે ફરીવાર જીવીત થવાનો ઈન્કાર કર્યા કરતા હતા હવે અમને પોતાની ભૂલ સમજાઈ ગઈ, કારણ કે અમે જોઈ લીધું કે) તેં અમને બે વખતે નિર્જીવ રાખ્યા (એક વખતે જન્મથી પહેલાં કે અમે નિર્જીવ માંસના સ્વરૂપમાં હતા અને બીજા વખતે તે દુનિયામાં આવ્યા પછી મોત આવવાથી મૃત્યુ પામ્યા) અને બે વખતે જિંદગી આપી (એક દુનિયાની જિંદગી અને બીજી આખિરતની જિંદગી, આ ચાર પ્રકારની પરિસ્થિતિઓ છે જેમાંથી ઈન્કાર તો માત્ર એક એટલે કે આખિરતની જિંદગીનો હતો પરંતુ બાકીની

ત્રણ પરિસ્થિતિઓનું વર્ણન એટલા માટે કરવામાં આવ્યું કે તે નિશ્ચિત હતી અને આ એકરારનો હેતુ એ હતો કે હવે ચોથો પ્રકાર પણ પહેલાં ત્રણની જેમ નિશ્ચિત સામે આવ્યો) બસ અમે પોતાની ભૂલોનો (જેમાં મૂળ મૃત્યુ પામ્યા પછી ફરીવાર જીવીત થવાનો ઈન્કાર હતો અને બાકી બધી માન્યતાઓ તેના વિભાગો હતી) એકરાર કરીએ છીએ તો શું (અહીંયાંથી) નીકળવાનો કોઈ માર્ગ છે ? (કે દુનિયામાં ફરી પાછા જઈને તે ભૂલોને સુધારી લઈએ ? જવાબમાં કહેવામાં આવશે, તમારા નીકળવાનો કોઈ માર્ગ નથી બલકે હંમેશા અહીંયાં રહેવાનું છે અને) કારણ તેનું એ છે કે જ્યારે માત્ર અલ્લાહનું નામ લેવામાં આવતું હતું (એટલે કે તવહીદનું વર્ણન થતું હતું) ત્યારે તમે ઈન્કાર કર્યા કરતા હતા અને જો તેની સાથે કોઈને ભાગીદાર કરવામાં આવતો હતો તો તમે માની લેતા હતા એટલા માટે આ ફેંસલો અલ્લાહનો (કરેલો) છે જે સર્વોપરી (અને) મહાન છે (કારણ કે અલ્લાહ તઆલા સર્વોપરી અને સૌથી મહાન છે એ આધારે તેમનો ગુનોહ ખૂબ મોટો હતો આથી તેમને સજા પણ મોટી મળી, એટલે કે કાયમી જહન્નમ).

---

## આયતો : (સૂરએ મુઅ્મિન : આયત નં. ૧૩ થી ૨૨)

هُوَ الَّذِيْ يُرِيْكُمْ اٰيٰتِهٖ وَيُنَزِّلُ لَكُمْ مِّنَ السَّمَآءِ رِزْقًا ؕ وَمَا يَتَذَكَّرُ اِلَّا
مَنْ يُّنِيْبُ ﴿۱۳﴾ فَادْعُوا اللّٰهَ مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ وَلَوْ كَرِهَ الْكٰفِرُوْنَ ﴿۱۴﴾
رَفِيْعُ الدَّرَجٰتِ ذُو الْعَرْشِ ۚ يُلْقِي الرُّوْحَ مِنْ اَمْرِهٖ عَلٰى مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ
لِيُنْذِرَ يَوْمَ التَّلَاقِ ﴿۱۵﴾ يَوْمَ هُمْ بٰرِزُوْنَ ۚ لَا يَخْفٰى عَلَى اللّٰهِ مِنْهُمْ شَيْءٌ ؕ لِمَنِ
الْمُلْكُ الْيَوْمَ ؕ لِلّٰهِ الْوَاحِدِ الْقَهَّارِ ﴿۱۶﴾ اَلْيَوْمَ تُجْزٰى كُلُّ نَفْسٍۭ بِمَا كَسَبَتْ ؕ لَا
ظُلْمَ الْيَوْمَ ؕ اِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ﴿۱۷﴾ وَاَنْذِرْهُمْ يَوْمَ الْاٰزِفَةِ اِذِ الْقُلُوْبُ
لَدَى الْحَنَاجِرِ كٰظِمِيْنَ ۬ؕ مَا لِلظّٰلِمِيْنَ مِنْ حَمِيْمٍ وَّلَا شَفِيْعٍ يُّطَاعُ ﴿۱۸﴾ يَعْلَمُ
خَآئِنَةَ الْاَعْيُنِ وَمَا تُخْفِي الصُّدُوْرُ ﴿۱۹﴾ وَاللّٰهُ يَقْضِيْ بِالْحَقِّ ؕ وَالَّذِيْنَ

يَدْعُوْنَ مِنْ دُوْنِهٖ لَا يَقْضُوْنَ بِشَيْءٍ ۭ اِنَّ اللّٰهَ هُوَ السَّمِيْعُ الْبَصِيْرُ ﴿٢٠﴾ اَوَلَمْ
يَسِيْرُوْا فِي الْاَرْضِ فَيَنْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الَّذِيْنَ كَانُوْا مِنْ قَبْلِهِمْ ۭ
كَانُوْا هُمْ اَشَدَّ مِنْهُمْ قُوَّةً وَّاٰثَارًا فِي الْاَرْضِ فَاَخَذَهُمُ اللّٰهُ بِذُنُوْبِهِمْ ۭ
وَمَا كَانَ لَهُمْ مِّنَ اللّٰهِ مِنْ وَّاقٍ ﴿٢١﴾ ذٰلِكَ بِاَنَّهُمْ كَانَتْ تَّاْتِيْهِمْ رُسُلُهُمْ
بِالْبَيِّنٰتِ فَكَفَرُوْا فَاَخَذَهُمُ اللّٰهُ ۭ اِنَّهٗ قَوِيٌّ شَدِيْدُ الْعِقَابِ ﴿٢٢﴾

## તરજુમો :

*તે જ (અલ્લાહ) તમને પોતાની નિશાનીઓ બતાવે છે અને તમારા માટે આસમાનથી રોજી ઊતારે છે અને તેઓ જ વિચાર કરે છે જેઓ તેના રુજૂઅ્ (શરણે) રહે છે. (૧૩) બસ પોકારો અલ્લાહને તેના જ માટે બંદગીને ખાલિસ કરીને અને ભલે કાફિરો તેને બુરું માને ! (૧૪) તે જ છે ઊંચા દરજ્જાઓવાળો અર્શનો માલિક, પોતાના હુકમથી પોતાના બંદાઓમાંથી જેના ઉપર ઈચ્છે ભેદની વાત (વહી) ઉતારે છે જેથી તે મુલાકાતના દિવસથી ડરાવે. (૧૫) તે દિવસે તે લોકો નીકળી ઊભા થશે, અલ્લાહ ઉપર તેમની કોઈ વસ્તુ છુપી રહેશે નહીં, તે દિવસે કોનું રાજ છે ? અલ્લાહનું જ છે જે એકલો છે ! સર્વ કાબૂવાળો ! (૧૬) આજે દરેકને જેવું તેણે કમાયું તેવો બદલો મળશે, આજે બિલકુલ અત્યાચાર નથી, બેશક ! અલ્લાહ ઘણો જલદી હિસાબ લેનારો છે. (૧૭) અને તેમને ખબર સંભળાવી આપો તે નિકટ આવનારા ભયાવહ દિવસની જે સમયે દિલો ગળે આવી જશે તો તેઓ રૂંધાઈ રહ્યા હશે (ત્યારે) કોઈ જાલિમોનો મિત્ર નથી અને ન જ સિફારસ કરનાર કે જેની વાત માનવામાં આવે. (૧૮) તે જાણે છે ચોરીની દૃષ્ટિ અને જે કંઈ અંતરમાં છુપાયેલું છે. (૧૯) અને અલ્લાહ ન્યાયથી ફેંસલો કરે છે અને તેના સિવાય તેઓ જેમને પોકારે છે કંઈ પણ ફેંસલો નથી કરતા, બેશક અલ્લાહ તે જ છે સઘળું સાંભળનારો, સઘળું જોનારો. (૨૦) શું તેઓ જમીનમાં ફર્યા નથી કે જોયું હોત તેઓનું પરિણામ કેવું થયું જે તેમનાથી અગાઉ હતા ? તેઓ તેમનાથી બળમાં સખત હતા અને જે નિશાનીઓ પૃથ્વી*

*ઉપર છોડી ગયા (તેમાં); પછી અલ્લાહે તેમને તેમના ગુનાહો ઉપર પકડયા અને તેમને અલ્લાહથી કોઈ બચાવનાર ન થયો. (૨૧) આ એટલા માટે કે તેમની પાસે તેમના રસૂલ ખુલ્લી નિશાનીઓ લઈને આવતા હતા, પછી તેઓ ઈન્કારી થઈ ગયા તો તેમને અલ્લાહે પકડયા, બેશક ! તે જોરાવર છે સખત અઝાબ આપનારો. (૨૨)*

## તફસીર :

તે જ છે જે તમને પોતાની (કુદરતની) નિશાનીઓ બતાવે છે (જેથી તમે તેનાથી તવહીદ ઉપર દલીલ કરો) અને (તે જ છે જે) આસમાનથી તમારા માટે રોજી મોકલે છે (એટલે કે વરસાદ મોકલે છે જેનાથી રોજી પેદા થાય છે, આ પણ બધી પ્રસ્તુત નિશાનીઓનો સાર છે) અને (તે નિશાનીઓથી) માત્ર તે જ વ્યક્તિ બોધપાઠ કબૂલ કરે છે જે (અલ્લાહ તઆલા તરફ) રજુ (થવાનો ઈરાદો) કરે છે (કારણ કે રજુ થવાના ઈરાદાથી વિચાર અને ધૈર્ય પ્રાપ્ત થાય છે તેનાથી સત્ય સુધી પહોંચી શકાય છે) તો (જ્યારે તવહીદ ઉપર દલીલો કાયમ થઈ ચૂકી છે તો) તમે લોકો અલ્લાહ ઉપર ખાલિસ યકીન કરીને (એટલે કે તવહીદની સાથે) પોકારો (અને મુસલમાન થઈ જાઓ) ભલે કાફિરોને નાપસંદ હોય, (તેની પરવા ન કરો કારણ કે) તે ઊંચા દરજ્જાઓવાળો છે, તે અર્શનો માલિક છે, તે પોતાના બંદાઓમાંથી જેના ઉપર ઈચ્છે વહી એટલે કે પોતાનો હુકમ મોકલે છે જેથી તે (સાહિબે વહી લોકોને) ભેગા થવાના દિવસ (એટલે કે કયામતના દિવસ)થી ડરાવે જે દિવસે બધા લોકો (અલ્લાહ તઆલાની) સામે ઉપસ્થિત હશે (કે) તેમની વાત અલ્લાહથી ગુપ્ત રહેશે નહીં, આજના દિવસે કોની હુકૂમત હશે ? બસ અલ્લાહની જ હશે જે એકલો (અને) છવાયેલો (ગાલિબ) છે, આજે દરેક વ્યક્તિને તેના કરેલ (કામો)નો બદલો આપવામાં આવશે, આજે (કોઈના ઉપર) કંઈ જુલમ થશે નહીં, અલ્લાહ તઆલા ઘણો જ જલદી હિસાબ લેનારો છે અને (તેથી) તમે એક નજીકમાં આવનારી મુસીબતના દિવસ (એટલે કે કયામત)થી ડરાવો જે સમયે કલેજાં મોઢે આવી જશે, (ગમના માર્યા) રૂંધાઈ જશો, (તે દિવસે) જાલિમો (એટલે કે કાફિરો)નો ન તો કોઈ જિગરી દોસ્ત હશે અને ન જ કોઈ સિફારસી હશે જેનું કહ્યું માનવામાં આવે (અને) તે (એવો છે કે) આંખોની ચોરીને જાણે છે અને તે (વાતો)ને પણ જે અંતરમાં ગુપ્ત છે (જેને બીજા નથી જાણતા,

મતલબ એ છે કે તે બંદાના બધા જ ખુલ્લા અને ગુપ્ત કર્મોથી જ્ઞાત છે જેના ઉપર સજા અને બદલો અવલંબિત છે) અને અલ્લાહ તઆલા ઠીક ઠીક ફેંસલો કરશે અને અલ્લાહ સિવાય જેને આ લોકો પોકારે છે તે કોઈ પ્રકારનો પણ ફેંસલો નથી કરી શકતા (કારણ કે) અલ્લાહ જ સઘળું જાણનારો અને સઘળું જોનારો છે (એ જ પ્રમાણે અલ્લાહ તઆલા સઘળા વિશિષ્ટ લક્ષણો ધરાવે છે અને જૂઠા મઅ્બૂદો પાસે આવા કોઈ લક્ષણો નથી એટલા માટે અલ્લાહ તઆલા સિવાય ફેંસલો કરવો કોઈની શક્તિમાં નથી અને આ લોકો જે સ્પષ્ટ દલીલો પછી પણ ઈન્કાર કરે છે તો) શું તે લોકોએ પ્રદેશમાં હરીફરીને જોયું નથી કે જે (કાફિર) લોકો તેમનાથી પહેલાં થઈ ચૂક્યા છે (તે કુફ્રના કારણે) તેમનો કેવો અંજામ થયો ? તે લોકો શક્તિ અને તે નિશાનીઓમાં જે જમીન ઉપર છોડી ગયા છે (દાખલા તરીકે ઈમારતો અને બગીચાઓ વગેરેમાં) તેઓ (ઉપસ્થિત હાજરજનો)થી ઘણા વધારે હતા, બસ તેમના ગુનાહોના કારણે અલ્લાહે તેમના ઉપર પકડ કરી (એટલે કે અઝાબ નાઝિલ કર્યો) અને તેમને અલ્લાહથી બચાવનારો કોઈ ન થયો (આગળ તેમના ગુનાહોની વિગત છે કે) આ પકડ એ કારણે થઈ કે તેમની પાસે તેમના રસૂલ સ્પષ્ટ દલીલો (એટલે કે મોઅ્જિઝાઓ જે નુબુવ્વતની દલીલોમાંથી હોય છે) લઈને આવતા રહ્યા, પછી તેમણે ન માન્યું તો અલ્લાહ તઆલાએ તેના ઉપર પકડ કરી, બેશક તે મહાશક્તિશાળી, કઠોર સજા આપનારો છે (જ્યારે આ હાજર કાફિરોમાં પણ તે જ અઝાબના કારણો એકઠા થયા છે તો તેઓ પણ પકડથી કઈ રીતે બચી શકે છે ?)

## મસ્અલા અને બોધપાઠ :

رَفِيْعُ الدَّرَجَاتُ દરજ્જાઓથી ભાવાર્થ અમુક લોકોએ સિફતો ઠરાવી છે જેનાથી رَفِيْعُ الدَّرَجَاتُ (રફીઉદરજાત) "ઉચ્ચ દરજ્જાઓવાળો" અર્થ થયો. رَفِيْعُ الصِّفَاتُ (રફીઉસ્સિફાત) એટલે કે તેની વિશિષ્ટ લક્ષણો સૌથી વધારે ઉચ્ચ કક્ષાના છે, ઈબ્ને કષીરે તેને પોતાના જાહેર ઉપર રહેવા દઈ આ અર્થ વર્ણન કર્યો કે તેનાથી ભાવાર્થ અર્શે અઝીમની બુલંદીનું વર્ણન છે કે તે તમામ જમીનો અને આસમાનો ઉપર હાવી (છવાયેલો) છે અને સૌથી ઉપર છતની જેમ ઊંચે છે, જ્યારે કે સૂરએ મઆરિજની આયતમાં છે مِنَ اللّٰهِ ذِى الْمَعَارِجِ تَعْرُجُ الْمَلٰٓئِكَةُ وَالرُّوْحُ اِلَيْهِ فِىْ يَوْمٍ كَانَ مِقْدَارُهٗ خَمْسِيْنَ اَلْفَ سَنَةٍ ؕ (૭૦:૩-૪) ઈબ્ને કષીરની તહકીકમાં આ

આયત વિશે એ પણ છે કે આ પચાસ હજાર વર્ષની તે લાંબી મુસાફરીનું વર્ણન છે જે સાતમી જમીનથી અર્શ સુધી છે અને તેને જ સલફ અને ખલફ (પુરોગામી અને અનુગામી)ના મોટા સમૂહ સમીપ વધારે સ્વીકૃત ઠરાવવામાં આવી છે અને વર્ણન કર્યું છે કે ઘણા બધા ઉલમા સમીપ અર્શે રહમાન એક લાલ યાકૂત (રૂબી ડાયમંડ)થી બનેલ છે, જેનો قُطر (ઘેરાવો) એટલો મોટો છે કે તે પચાર હજાર વર્ષની મુસાફરી સમાન છે, એ જ પ્રમાણે તેની ઊંચાઈ સાતમી જમીનથી પચાસ હજાર વર્ષની મુસાફરી સુધી છે અને અમુક મુફસ્સિરોએ કહ્યું છે કે, رَفِيعُ الدَّرَجَاتُ એ رَافِعُ الدَّرَجَاتُ ના અર્થમાં છે, એટલે કે અલ્લાહ મો'મિનીન મુત્તકીના દરજ્જાઓને બુલંદ ફરમાવનાર છે જેમકે કુર્આનની આયતો એના ઉપર ગવાહ છે, نَرْفَعُ دَرَجٰتٍ مَّنْ نَّشَآءُ (૬:૮૩) અને هُمْ دَرَجٰتٌ عِنْدَ اللّٰهِ (૩:૧૬૩)

بَارِزُوْنَ (બારિઝૂન)નો ભાવાર્થ يَوْمَ هُمْ بَارِزُوْنَ لَا يَخْفٰى عَلَى اللّٰهِ مِنْهُمْ માં એ છે કે મેદાને હશ્રથી હશ્રની જમીન કારણ કે એક સપાટ મેદાન બનાવી દેવામાં આવશે જેમાં કોઈ પહાડ અથવા બગીચાઓ, ઈમારતો કે વૃક્ષો ન હશે કે જેનો ઓથો થઈ શકે એટલા માટે બધા ખુલ્લા મેદાનમાં સામે હશે.

يَوْمَ التَّلَاقِ لِمَنِ الْمُلْكُ الْيَوْمَ આ વાક્ય પ્રસ્તુત આયતોમાં (યવ્મત્તલાક) અને يَوْمَ هُمْ بَارِزُوْنَ (યવ્મહુમ બારિઝૂન) પછી આવે છે અને એ દેખીતું છે કે يَوْمَ التَّلَاقِ (યવ્મત્તલાક) મુલાકાત અથવા ભેગા થવાનો દિવસ બીજા સૂર પછી થશે, એ જ પ્રમાણે يَوْمَ هُمْ بَارِزُوْنَ (યવ્મહુમ બારિઝૂન)ની ઘટના તે સમયે થશે જ્યારે બીજા સૂર પછી નવી જમીન એક સપાટીના સ્વરૂપે બનાવી દેવામાં આવશે જેના ઉપર કોઈ ઓથો કે પહાડ હશે નહીં, ત્યારબાદ આ વાક્ય لِمَنِ الْمُلْكُ (લિમનિલ મુલ્ક) લાવવાથી દેખીતી રીતે એ જાણ થાય છે કે અલ્લાહ તઆલાનો આ ઈરશાદ બીજા સૂરથી બધી જ મખ્લૂક ફરીવાર પેદા થયા પછી થશે, તેનું સમર્થન કુર્તુબીએ નહ્હાસની એક હદીષના હવાલાથી કર્યું છે જે અબૂ વાઈલે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત કરી છે તે એ કે બધા જ લોકો એક સાફ જમીન ઉપર ભેગા કરવામાં આવશે જેના ઉપર કોઈએ કોઈ ગુનોહ કર્યો હશે નહીં, તે સમયે એક અવાજ આપનારને હુકમ થશે જે એવો પોકાર કરશે لِمَنِ الْمُلْكُ الْيَوْمَ (લિમનિલ મુલ્કુલ્યવ્મ) એટલે કે આજના દિવસે "મુલ્ક" કોનો છે ? તેના ઉપર સમગ્ર મખ્લૂક મો'મિનો અને કાફિરો આ જવાબ

આપશે કે لِـلّٰـهِ الْوَاحِـدِ الْقَهَّـارِ (લિલ્લાહિલ વાહિદિલ કહ્હારિ) મો'મિન તો પોતાના યકીન પ્રમાણે ખુશી અને આનંદના સ્વરૂપમાં કહેશે અને કાફિરો મજબૂર અને લાચાર થવાની બીના ઉપર રંજ ગમ સાથે તેનો એકરાર કરશે.

પરંતુ બીજી અમુક રિવાયતોથી જાણ થાય છે કે આ ઈરશાદ અલ્લાહ તઆલા પોતે જ તે સમયે ફરમાવશે જ્યારે કે પ્રથમ સૂર પછી સમગ્ર મખ્લૂક ફના થઈ જશે અને પછી ખાસ ખાસ નિકટવર્તી ફરિશ્તાઓ હઝરત જિબ્રઈલ, મિકાઈલ, ઈસ્રાફીલ અને મલિકુલ મોતને પણ મોત આવી જશે અને અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાની જાત સિવાય કોઈ હશે નહીં, તે સમયે હક તઆલા ફરમાવશે, لِـمَـنِ الْـمُـلْكُ الْيَـوْمَ (લિમનિલ મુલ્કુલ્યવ્મ) અને કારણ કે તે સમયે જવાબ આપનાર કોઈ ન હશે તો પોતે જ જવાબ આપશે, لِـلّٰـهِ الْوَاحِـدِ الْقَهَّارِ (લિલ્લાહિલ વાહિદિલ કહ્હારિ). હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે તેમાં સવાલ કરનાર અને જવાબ આપનાર માત્ર એક અલ્લાહ જ છે, મુહમ્મદ બિન કઅ્બ અને કુરાઈનું પણ આ જ નિવેદન છે અને તેનું સમર્થન હઝરત અબૂ હુરયરહ (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)ની તે હદીષથી થાય છે કે કયામતના દિવસે અલ્લાહ તઆલા બધી જ જમીનોને ડાબા હાથમાં અને આસમાનોને જમણા હાથમાં લપેટીને કહેશે, اَنَا الْمَلِكُ اَيْنَ الْجَبَّارُوْنَ اَيْنَ الْمُتَكَبِّرُوْنَ એટલે કે હું જ મુલ્ક અને માલિક છું, આજે جَبَّـــارِيْــن (જોરાવર) અને مُتَـــكَبِّـــرِيْــن (અભિમાનીઓ) ક્યાં છે ? તફસીરે દૂર્રે મન્પૂરમાં આ પ્રમાણે બંને રિવાયતો નકલ કરીને કહેવામાં આવ્યું છે કે બની શકે છે કે આ વાક્યનું બે વખતે પુનરાવર્તન થાય, એક પ્રથમ સૂર દુનિયા ફના થવાના સમયે અને બીજું બીજા સૂર બધી જ મખ્લૂકના ફરીવાર સજીવન થવાના સમયે. બયાનુલ કુર્આનમાં પણ ફરમાવ્યું છે કે કુર્આનની તફસીર પણ એના ઉપર અવલંબિત નથી કે તેને બે વખતે ઠરાવવામાં આવે, બલકે બની શકે છે કે પ્રસ્તુત આયતોમાં આ ઘટનાનું વર્ણન હોય જે પ્રથમ સૂર પછી થયું હતું તેને તે સમયે હાજર ધારીને આ વાક્ય કહેવામાં આવ્યું હોય. વલ્લાહુ અઅ્લમુ.

يَـعْـلَـمُ خَـآئِـنَةَ الْاَعْيُـنِ (અલ અઅ્યુનુલ ખાઈનહ) "આંખની ચોરી"થી ભાવાર્થ એ છે કે કોઈ વ્યક્તિ લોકોથી નજર ચોરી એવી વસ્તુઓ ઉપર નજર નાંખે જે તેના માટે હરામ અને નાજાઈઝ હોય જેમકે કોઈ ગેરમહરમ ઉપર

વાસનાની દષ્ટિ નાંખે અને જ્યારે કોઈને જુએ તો નજર હટાવી લે અથવા એવી રીતે નજર નાંખે કે જેનાથી જોનારાઓને જાણ ન થાય પરંતુ અલ્લાહ તઆલા નજીક આ બધી જ વસ્તુઓ જાહેર છે.

---

## આયતો : (સૂરએ મુઅ્મિન : આયત નં. ૨૩ થી ૪૬)

وَلَقَدْ أَرْسَلْنَا مُوسَىٰ بِآيَاتِنَا وَسُلْطَانٍ مُّبِينٍ ﴿٢٣﴾ إِلَىٰ فِرْعَوْنَ وَهَامَانَ وَقَارُونَ
فَقَالُوا سَاحِرٌ كَذَّابٌ ﴿٢٤﴾ فَلَمَّا جَاءَهُم بِالْحَقِّ مِنْ عِندِنَا قَالُوا اقْتُلُوا أَبْنَاءَ
الَّذِينَ آمَنُوا مَعَهُ وَاسْتَحْيُوا نِسَاءَهُمْ ۚ وَمَا كَيْدُ الْكَافِرِينَ إِلَّا فِي ضَلَالٍ ﴿٢٥﴾ وَقَالَ
فِرْعَوْنُ ذَرُونِي أَقْتُلْ مُوسَىٰ وَلْيَدْعُ رَبَّهُ ۖ إِنِّي أَخَافُ أَن يُبَدِّلَ دِينَكُمْ
أَوْ أَن يُظْهِرَ فِي الْأَرْضِ الْفَسَادَ ﴿٢٦﴾ وَقَالَ مُوسَىٰ إِنِّي عُذْتُ بِرَبِّي وَرَبِّكُم مِّن كُلِّ
مُتَكَبِّرٍ لَّا يُؤْمِنُ بِيَوْمِ الْحِسَابِ ﴿٢٧﴾ وَقَالَ رَجُلٌ مُّؤْمِنٌ مِّنْ آلِ فِرْعَوْنَ ع ٣ ٧ ٨
يَكْتُمُ إِيمَانَهُ أَتَقْتُلُونَ رَجُلًا أَن يَقُولَ رَبِّيَ اللَّهُ وَقَدْ جَاءَكُم بِالْبَيِّنَاتِ مِن
رَّبِّكُمْ ۖ وَإِن يَكُ كَاذِبًا فَعَلَيْهِ كَذِبُهُ ۖ وَإِن يَكُ صَادِقًا يُصِبْكُم بَعْضُ الَّذِي
يَعِدُكُمْ ۖ إِنَّ اللَّهَ لَا يَهْدِي مَنْ هُوَ مُسْرِفٌ كَذَّابٌ ﴿٢٨﴾ يَا قَوْمِ لَكُمُ الْمُلْكُ
الْيَوْمَ ظَاهِرِينَ فِي الْأَرْضِ فَمَن يَنصُرُنَا مِن بَأْسِ اللَّهِ إِن جَاءَنَا ۚ قَالَ فِرْعَوْنُ
مَا أُرِيكُمْ إِلَّا مَا أَرَىٰ وَمَا أَهْدِيكُمْ إِلَّا سَبِيلَ الرَّشَادِ ﴿٢٩﴾ وَقَالَ الَّذِي آمَنَ
يَا قَوْمِ إِنِّي أَخَافُ عَلَيْكُم مِّثْلَ يَوْمِ الْأَحْزَابِ ﴿٣٠﴾ مِثْلَ دَأْبِ قَوْمِ نُوحٍ
وَعَادٍ وَثَمُودَ وَالَّذِينَ مِن بَعْدِهِمْ ۚ وَمَا اللَّهُ يُرِيدُ ظُلْمًا لِّلْعِبَادِ ﴿٣١﴾ وَيَا قَوْمِ
إِنِّي أَخَافُ عَلَيْكُمْ يَوْمَ التَّنَادِ ﴿٣٢﴾ يَوْمَ تُوَلُّونَ مُدْبِرِينَ مَا لَكُم مِّنَ اللَّهِ
مِنْ عَاصِمٍ ۗ وَمَن يُضْلِلِ اللَّهُ فَمَا لَهُ مِنْ هَادٍ ﴿٣٣﴾ وَلَقَدْ جَاءَكُمْ يُوسُفُ

مِنْ قَبْلُ بِالْبَيِّنٰتِ فَمَا زِلْتُمْ فِيْ شَكٍّ مِّمَّا جَآءَكُمْ بِهٖ ۭ حَتّٰٓى اِذَا هَلَكَ قُلْتُمْ لَنْ

يَّبْعَثَ اللّٰهُ مِنْۢ بَعْدِهٖ رَسُوْلًا ۭ كَذٰلِكَ يُضِلُّ اللّٰهُ مَنْ هُوَ مُسْرِفٌ مُّرْتَابُۨ ۝٣٤

الَّذِيْنَ يُجَادِلُوْنَ فِيْٓ اٰيٰتِ اللّٰهِ بِغَيْرِ سُلْطٰنٍ اَتٰىهُمْ ۭ كَبُرَ مَقْتًا عِنْدَ اللّٰهِ وَعِنْدَ

الَّذِيْنَ اٰمَنُوْا ۭ كَذٰلِكَ يَطْبَعُ اللّٰهُ عَلٰى كُلِّ قَلْبِ مُتَكَبِّرٍ جَبَّارٍ ۝٣٥ وَقَالَ فِرْعَوْنُ يٰهَامٰنُ

ابْنِ لِيْ صَرْحًا لَّعَلِّيْٓ اَبْلُغُ الْاَسْبَابَ ۝٣٦ اَسْبَابَ السَّمٰوٰتِ فَاَطَّلِعَ اِلٰٓى اِلٰهِ مُوْسٰى

وَاِنِّيْ لَاَظُنُّهٗ كَاذِبًا ۭ وَكَذٰلِكَ زُيِّنَ لِفِرْعَوْنَ سُوْۗءُ عَمَلِهٖ وَصُدَّ عَنِ السَّبِيْلِ ۭ

وَمَا كَيْدُ فِرْعَوْنَ اِلَّا فِيْ تَبَابٍ ۝٣٧ۧ وَقَالَ الَّذِيْٓ اٰمَنَ يٰقَوْمِ اتَّبِعُوْنِ اَهْدِكُمْ سَبِيْلَ ع

الرَّشَادِ ۝٣٨ۚ يٰقَوْمِ اِنَّمَا هٰذِهِ الْحَيٰوةُ الدُّنْيَا مَتَاعٌ ۡ وَّاِنَّ الْاٰخِرَةَ هِيَ دَارُ الْقَرَارِ ۝٣٩

مَنْ عَمِلَ سَيِّئَةً فَلَا يُجْزٰٓى اِلَّا مِثْلَهَا ۚ وَمَنْ عَمِلَ صَالِحًا مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى

وَهُوَ مُؤْمِنٌ فَاُولٰۗىِٕكَ يَدْخُلُوْنَ الْجَنَّةَ يُرْزَقُوْنَ فِيْهَا بِغَيْرِ حِسَابٍ ۝٤٠ وَيٰقَوْمِ

مَا لِيْٓ اَدْعُوْكُمْ اِلَى النَّجٰوةِ وَتَدْعُوْنَنِيْٓ اِلَى النَّارِ ۝٤١ۭ تَدْعُوْنَنِيْ لِاَكْفُرَ بِاللّٰهِ النصف

وَاُشْرِكَ بِهٖ مَا لَيْسَ لِيْ بِهٖ عِلْمٌ ۡ وَّاَنَا اَدْعُوْكُمْ اِلَى الْعَزِيْزِ الْغَفَّارِ ۝٤٢ لَا جَرَمَ

اَنَّمَا تَدْعُوْنَنِيْٓ اِلَيْهِ لَيْسَ لَهٗ دَعْوَةٌ فِي الدُّنْيَا وَلَا فِي الْاٰخِرَةِ وَاَنَّ مَرَدَّنَآ اِلَى

اللّٰهِ وَاَنَّ الْمُسْرِفِيْنَ هُمْ اَصْحٰبُ النَّارِ ۝٤٣ فَسَتَذْكُرُوْنَ مَآ اَقُوْلُ لَكُمْ ۭ

وَاُفَوِّضُ اَمْرِيْٓ اِلَى اللّٰهِ ۭ اِنَّ اللّٰهَ بَصِيْرٌۢ بِالْعِبَادِ ۝٤٤ فَوَقٰىهُ اللّٰهُ سَيِّاٰتِ مَا

مَكَرُوْا وَحَاقَ بِاٰلِ فِرْعَوْنَ سُوْۗءُ الْعَذَابِ ۝٤٥ۚ اَلنَّارُ يُعْرَضُوْنَ عَلَيْهَا غُدُوًّا

وَّعَشِيًّا ۚ وَيَوْمَ تَقُوْمُ السَّاعَةُ ۣ اَدْخِلُوْٓا اٰلَ فِرْعَوْنَ اَشَدَّ الْعَذَابِ ۝٤٦

**તરજુમો :**

*અને અલબત્ત અમે મૂસા (અલૈ.)ને મોકલ્યા પોતાની નિશાનીઓ આપીને*

*અને ખુલ્લી સનદ. (૨૩) ફિરઔન અને હામાન અને કારૂનની પાસે; પછી તેઓ કહેવા લાગ્યા, આ જાદૂગર, મહાજૂઠો છે. (૨૪) પછી જ્યારે તેમની પાસે અમારી પાસેથી સાચી વાત લઈને પહોંચ્યા; તેઓ બોલ્યા, તેમના પુત્રોને મારી નાંખો જેઓ તેની સાથે ઈમાન લાવ્યા છે અને તેમની સ્ત્રીઓને જીવતી રાખો; અને જે કાફિરોનો પ્રપંચ છે બસ ભૂલ સિવાય કંઈ નથી. (૨૫) અને ફિરઔન બોલ્યો, મને છોડી દો કે મૂસા (અલૈ.)ને મારી નાંખું, અને તે પોતાના પરવરદિગારને પોકાર પાડે, બેશક ! હું ડરું છું કે તે તમારો ધર્મ બગાડી નાંખે અથવા પ્રદેશમાં ફસાદ ફેલાવે. (૨૬) અને મૂસા (અલૈ.)એ કહ્યું, હું પોતાના અને તમારા પરવરદિગારનું શરણ લઈ ચૂક્યો છું દરેક તે અભિમાનીથી જે હિસાબના દિવસનું યકીન ન કરે. (૨૭) અને ફિરઔનના લોકોમાંથી એક મો'મિન બોલ્યો જે પોતાનું ઈમાન છુપાવતો હતો, શું એક વ્યક્તિને એ વાત ઉપર મારી નાંખો છો કે તે એવું કહે છે કે મારો પરવરદિગાર અલ્લાહ છે અને તમારી પાસે તમારા પરવરદિગારની ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યો અને જો તે જૂઠો હશે તો તેનું જૂઠ તેના ઉપર પડશે અને જો તે સાચો હશે તો તમારા ઉપર પડશે કોઈને કોઈ (સજાનો) વાયદો જે તમારાથી કરે છે, બેશક ! અલ્લાહ તેને માર્ગ નથી આપતો જે હદ વટાવનાર જૂઠો હોય. (૨૮) હે મારી કોમ ! આજે તમારું શાસન છે, પ્રદેશમાં ચઢી રહ્યા છો, પછી અલ્લાહની આફતથી આપણી કોણ મદદ કરશે જો તે આપણા ઉપર આવી ગઈ ? ફિરઔન બોલ્યો, હું તો તમને એ જ વાત સમજાવું છું જે મને સૂઝી અને તે જ માર્ગ બતાવું છું જેમાં ભલાઈ છે. (૨૯) અને તે જ ઈમાનવાળા વ્યક્તિએ કહ્યું, હે મારી કોમ ! બેશક હું ડરું છું કે તમારા ઉપર (પાછલા) સમૂહો (ઉમ્મતો) જેવો (બુરો) દિવસ આવે ! (૩૦) જેવો નૂહ (અલૈ.)ની કોમનો હાલ થયો અને આદ અને ષમૂદનો અને જે લોકો તેમની પાછળ થયા અને અલ્લાહ બંદાઓ ઉપર જુલમ નથી ઈચ્છતો. (૩૧) અને હે મારી કોમ ! બેશક હું ડરું છું કે તમારા ઉપર હાંક પોકાર (કયામત)નો દિવસ આવે. (૩૨) જે દિવસે પીઠ ફેરવીને દોડશો અને તમને અલ્લાહથી કોઈ બચાવનાર નથી અને અલ્લાહ જેને ભૂલમાં નાંખે તો તેને કોઈ માર્ગ સૂઝાડનાર નથી. (૩૩) અને અલબત્ત તમારી પાસે આથી*

*પહેલાં યૂસુફ (અલૈ.) ખુલ્લી નિશાનીઓ લઈને આવી ચૂક્યા છે, પછી તમે તે વસ્તુઓથી ધોકામાં જ રહ્યા જે તેઓ તમારી પાસે લઈને આવ્યા, એટલે સુધી કે જ્યારે તેઓ વફાત પામ્યા તમે કહેવા લાગ્યા, અલ્લાહ એમના પછી કદાપિ કોઈ રસૂલ મોકલશે નહીં, આ જ પ્રમાણે અલ્લાહ તેને ભટકાવે છે જે હદ વટાવનાર શંકા કરનારો હોય. (૩૪) તેઓ કે જેઓ અલ્લાહની આયતોમાં જે તેમને પહોંચી છે કોઈ પ્રમાણ વિના જ ઝઘડે છે, અલ્લાહના ત્યાં અને ઈમાનવાળાઓના ત્યાં તેમનો ઘણો અણગમો છે, એ જ પ્રમાણે અલ્લાહ દરેક અભિમાની બળજબરી કરનારના દિલ ઉપર મહોર (સીલ) મારી દે છે. (૩૫) અને ફિરઔન બોલ્યો, હે હામાન ! મારા માટે એક ઊંચો મહેલ બનાવ કદાચ હું માર્ગોએ જઈ પહોંચું, (૩૬) આસમાનોના માર્ગોએ; પછી મૂસા (અલૈ.)ના મઅ્બૂદને ઝાંકીને જોઉં અને બેશક ! મારા અનુમાન પ્રમાણે તો તે જૂઠો છે અને આ જ પ્રમાણે ફિરઔનને તેના બુરા કર્મો ભલા દેખાડ્યા અને સીધા માર્ગથી અટકાવી દેવામાં આવ્યો અને જે ફિરઔનનો પ્રપંચ હતો બસ તબાહ થવા માટે જ (હતો). (૩૭) અને તે જ ઈમાનવાળાએ કહ્યું, હે કોમ ! મારા માર્ગે ચાલો, તમને નેકીના માર્ગે પહોંચાડી દઉં. (૩૮) હે મારી કોમ ! જે આ દુનિયાની જિંદગી છે બસ કંઈ વર્તી (લાભ ઉઠાવી) લેવું છે અને તે જે આગલું (આખિરતનું) ઘર છે તે જ કાયમી રહેવાનું ઘર છે. (૩૯) જેણે બુરાઈ કરી તો તે તેના બરાબર જ બદલો પામશે અને જેણે ભલાઈ કરી પુરુષ હોય અથવા સ્ત્રી અને તે મો'મિન હોય બસ તે લોકો જન્નતમાં જશે, ત્યાં અપાર રોજી પામશે. (૪૦) અને હે કોમ ! આ કેવી વાત છે ! હું તમને છુટકારા (જન્નત) તરફ બોલાવું છું અને તમે મને આગ તરફ બોલાવો છો ! (૪૧) તમે મને બોલાવો છો કે હું અલ્લાહનો ઈન્કારી થઈ જાઉં અને તેને એનો ભાગીદાર ઠરાવું જેની મને ખબર નથી ! અને હું તમને તે જબરદસ્ત ગુનાહ બખ્શનારા તરફ બોલાવું છું. (૪૨) તદ્દન જાહેર વાત છે કે જેના તરફ તમે મને બોલાવો છો ન તો દુનિયામાં ક્યાંય પોકારવાપાત્ર છે અને ન જ આખિરતમાં; અને એ કે આપણે અલ્લાહની પાસે પાછા જવાનું છે અને એ કે હદ વટાવનારા તે જ છે દોઝખવાળાઓ. (૪૩) બસ (અત્યારે) જે હું તમને કહું છું આગળ જતાં યાદ*

*કરશો અને હું પોતાનું કામ અલ્લાહને સોંપું છું, બેશક ! બધા જ બંદાઓ અલ્લાહની નિગાહમાં છે. (૪૪) પછી અલ્લાહે મૂસા (અલૈ.)ને તે ખરાબ પ્રપંચથી બચાવી લીધા જે તેઓ (ફિરઔનવાળા) કરતા હતા અને ફિરઔનવાળાઓને ખરાબ પ્રકારના અઝાબે ઘેરી લીધા. (૪૫) તે આગ છે કે તેમને સવાર અને સાંજ બતાવી આપીએ છીએ અને જે દિવસે કયામત કાયમ થશે (હુકમ થશે) ફિરઔનવાળાઓને અતિકઠોર અઝાબમાં દાખલ કરો ! (૪૬)*

## તફસીર :

અને અમે મૂસા (અલૈ.)ને પોતાના હુકમો અને ખુલ્લી દલીલ (એટલે કે મોઅ્જિઝા) આપીને ફિરઔન અને હામાન અને કારૂનની પાસે મોકલ્યા તો તે લોકો(માંથી અમુકે અથવા બધા)એ કહ્યું કે (નઊઝુબિલ્લાહ !) આ જાદૂગર (અને) જૂઠો છે (મોઅ્જિઝા જોઈને જાદૂગર કહ્યું અને નુબુવ્વતના દા'વા તથા હુકમો માટે જૂઠા કહ્યું. આ નિવેદનનો ફિરઔન, હામાન અને કારૂન ત્રણે સાથે સંબંધ જોડવામાં આવ્યો છે પરંતુ કારૂન કારણ કે બની ઈસ્રાઈલમાંથી હતો અને દેખીતી રીતે મૂસા અલૈ. ઉપર ઈમાન ધરાવતો હતો, તેનું તેમને જાદૂગર કહેવું દેખીતી રીતે અસંભવિત છે પરંતુ બની શકે છે કે તે એ સમયે પણ મુનાફિક હોય, મૂસા અલૈ. ઉપર જાહેરમાં ઈમાનનો દા'વો કરતો હોય પરંતુ વાસ્તવમાં ન હોય અને એ પણ શક્ય છે કે આ નિવેદન માત્ર ફિરઔન અને હામાનનું હોય અને વર્ણનશૈલીમાં ત્રણે તરફ તેનો સંબંધ જોડવામાં આવ્યો હોય) પછી (ત્યારબાદ) જ્યારે તે (સામાન્ય) લોકોની પાસે સત્ય દીન જે અમારા તરફથી હતો લઈને આવ્યા (જેનાથી અમુક લોકો મુસલમાન પણ થઈ ગયા) તો તે (પ્રસ્તુત) લોકોએ (સલાહ સ્વરૂપે) કહ્યું કે જે લોકો તેમની સાથે (થઈને) ઈમાન લઈ આવ્યા છે તેમના પુત્રોને કતલ કરી નાંખો (જેથી તેમનું જૂથ અને શક્તિ વધી ન જાય જેનાથી સલતનતની પડતીનો ભય છે) અને (કારણ કે સ્ત્રીઓથી એવો ભય નથી, વળી તે આપણા ઘરોમાં સેવા માટે જરૂરી છે તેથી) તેમની પુત્રીઓને જીવતી રહેવા દો (મતલબ કે તેમણે મૂસા અલૈ.થી ભયની અનુભૂતિ કરીને તેના ખાત્મા માટે આ યુક્તિ કરી) અને તે કાફિરોની યુક્તિઓ માત્ર અસર વિહોણી રહી (કારણ કે અંતે હઝરત મૂસા અલૈ. વર્ચસ્વ પામ્યા, બની ઈસ્રાઈલના નવજાત શીશુઓના કતલનો

હુકમ એક તો હઝરત મૂસા અલૈ.ના જન્મથી પહેલાં આપવામાં આવ્યો હતો જેના પરિણામે હઝરત મૂસા અલૈ.ને નદીમાં નાંખવાની નોબત આવી અને અલ્લાહ તઆલાએ તે બાળકને પોતે ફિરઔનના ઘરમાં પોષણ આપ્યું, આ બીજો ફેંસલો તેમના પુત્રોને કતલ કરવાનો મૂસા અલૈ.ના જન્મ અને નુબુવ્વત પછી તે સમયનો છે જ્યારે કે ફિરઔનવાળાઓએ તેમના મોઅ્જિઝા જોઈને એવો ભય અનુભવ્યો કે તેમનું જૂથ જો વધી જશે તો અમારી સલતનતની ખૈર નથી.... પછી આ કોઈ રિવાયતમાં નજર સમક્ષ પસાર નથી થયું કે તે સમયે આ નવજાત શીશુઓને કતલ કરવાનો કાયદો લાગુ પાડવામાં આવ્યો અથવા નહીં, પછી ત્યારબાદ પોતે મૂસા અલૈ.ને કતલ કરવા વિશેની વાતચીત થઈ) અને ફિરઔને (દરબારીઓને) કહ્યું કે મને છોડી દો કે મૂસા (અલૈ.)ને કતલ કરી નાંખું અને તે પોતાના પરવરદિગારને (મદદ માટે) પોકારે ! મને ભય છે કે તે (ક્યાંક) તમારો દીન (ન) બદલી નાંખે અથવા દેશમાં કોઈ ફસાદ (ન) ફેલાવે (કે એક નુકસાન તો ધર્મનું છે અને બીજું નુકસાન દુનિયાનું છે તથા ફિરઔનનું એવું કહેવું "મને છોડી દો" યા તો એ કારણે હતું કે દરબારીઓએ કદાચ એટલા માટે મૂસા અલૈ.ને કતલ ન કરવાની સલાહ આપી હશે કે તેને રાજ્યના હિત વિરુદ્ધ સમજ્યું હોય કે જાહેર ચર્ચા એવી થશે કે એક શસ્ત્ર અને સામાન વિહોણા વ્યક્તિથી ડરી ગયા અથવા તો એવું કહેવું એક સ્વાભાવિક બોલચાલની શૈલી આધારે હોય કે સામાન્ય સાંભળનારાઓ એવું સમજે કે હજુ સુધી તેમને કતલ એટલા માટે નથી કર્યા કે સલાહકારોએ અટકાવી રાખ્યા છે, બસ વાસ્તવમાં તેને પોતે કતલ કરવાની હિંમત ન હતી, કારણ કે દીનમાં તો મોઅ્જિઝાઓ જોઈને વિશ્વાસ થઈ ગયો હતો એટલા માટે તેને ભય હતો કે જો તેમને કતલ કરી નાંખ્યા તો કોઈ આસમાની અઝાબ અથવા બલામાં અવશ્ય સપડાઈ જઈશું પરંતુ પોતે કરેલા ખૂનને દરબારીઓના માથે પાડવા માટે આવું કહ્યું અને એ જ પ્રમાણે وَلْيَدْعُ رَبَّهٗ કહેવું પણ લોકો ઉપર પોતાની બહાદૂરી જતાવવા માટે હશે, જો કે દિલમાં તે અંદરથી ડરી રહ્યો હતો) અને મૂસા (અલૈ.)એ (જ્યારે આ વાત સાંભળી ભલે પ્રત્યક્ષ સાંભળી હોય અથવા તો પરોક્ષ રીતે તો તેઓએ) કહ્યું, હું પોતાના અને તમારા (એટલે કે સૌના) પરવરદિગારનું શરણ લઉં છું દરેક જડબુદ્ધિ વ્યક્તિ(ની બુરાઈ)થી જે હિસાબના દિવસ ઉપર શ્રદ્ધા ધરાવતો નથી (અને તેથી સત્યનો મુકાબલો કરે છે) અને (તે મશ્વરાની

સલાહ સભામાં) એક મો'મિન વ્યક્તિએ કે જે ફિરઔનના કુટુંબમાંથી હતો (અને હજુ સુધી) પોતાનું ઈમાન છુપાવી રાખતો હતો (આ સલાહ સાંભળીને લોકોને) કહ્યું કે શું તમે એક વ્યક્તિને (માત્ર) એ વાત ઉપર કતલ કરો છો કે તે એવું કહે છે કે મારો પરવરદિગાર અલ્લાહ છે જ્યારે કે તે તમારા પરવરદિગાર તરફથી (આ દા'વા ઉપર) દલીલો (પણ) લઈને આવ્યો છે ? (એટલે કે મોઅ્જિઝાઓ પણ બતાવે છે જે નુબુવ્વતના સચ્ચાઈના દા'વાની દલીલ છે અને દલીલ ઉપસ્થિત હોવાથી દલીલ ધરાવનારનો વિરોધ કરવો અને વિરોધ પણ એ પ્રકારનો કે તેમને કતલ કરી નાંખવામાં આવે અત્યંત અશોભનીય કૃત્ય છે) અને જો (ધારી લો કે) તે જૂઠો જ હોય તો તેનું જૂઠ તેના જ ઉપર પડશે (અને પોતે જ અલ્લાહ તરફથી અપમાનિત થઈ જશે, કતલ કરવાની આવશ્યકતા જ શું છે ?) અને જો તે સાચો હશે તો તે જે કંઈ આગાહીઓ કરી રહ્યો છે (કે ઈમાન ન લાવવાના સ્વરૂપમાં ફલાણો ફલાણો અઝાબ થશે) તેમાંથી કંઈક તો તમારા ઉપર (અવશ્ય) પડશે (તો આવા સ્વરૂપમાં કતલ કરવાથી વધારે આફત માથે લેવા જેવું છે, મતલબ કે તેના જૂઠા હોવાના સ્વરૂપમાં કતલ કરવું નિરર્થક અને તેમના સાચા હોવાના સ્વરૂપમાં તે ખૂબ નુકસાનકારક છે, પછી એવું કૃત્ય શા માટે કરવામાં આવે ! અને આ તો સર્વસામાન્ય નિયમ છે કે) અલ્લાહ તઆલા એવા વ્યક્તિને હેતુપૂર્તિ સુધી નથી પહોંચાડતો જે (પોતાની) હદથી વધી જનારો (અને) ઘણો જૂઠું બોલનારો હોય (એટલે કે થોડા સમય માટે તેની વાત ચાલી જાય એ તો શક્ય છે પરંતુ તેનું પરિણામ નિષ્ફળતા હોવું નિશ્ચિત છે, બસ આ સર્વસામાન્ય કાયદાની રૂએ જો મૂસા અલૈ. ધારી લો કે જૂઠા હશે તો તેમના નુબુવ્વતના જૂઠા દા'વાના કારણે તે મોટા ગુનાહમાં સપડાશે અને તેમણે ઘણી સખત હિંમત કરી છે તથા આવા જૂઠા અને બની બેઠેલા દોગલાને જો અલ્લાહ તરફથી પોતે ખતમ અને હલાક ન કરવામાં આવે તો લોકો પોતે શંકા તથા સંદેહમાં અવશ્ય પડે છે અને તે તર્કની દૃષ્ટિએ જોતાં પણ અલ્લાહ તઆલા આવું કદાપિ કરશે નહીં તેથી જરૂરી છે કે તે પરાજિત અને અપમાનિત થશે માટે તેને કતલ કરવાની જરૂરત જ શું છે ? અને જો તેઓ સાચા છે તો તમે લોકો અવશ્ય જૂઠા છો અને જૂઠમાં આગળ વધીને ફિરઔનની ખુદાઈના દા'વેદાર છો તથા જૂઠમાં હદ વટાવી ચૂકેલાઓ સફળતા પ્રાપ્ત કરતા નથી, બસ તમે લોકો તેમને કતલ કરવામાં સફળ થશો નહીં, કારણ કે

ક્યાંક તો તમારામાં તે શક્તિ જ નહીં હોય અથવા તો તેનું અંતિમ પરિણામ ખૂબ ખરાબ હશે, મતલબ કે બંને પરિસ્થિતિઓનો તકાદો એ જ છે કે મૂસા અલૈ.ને કતલ કરવામાં ન આવે અને આ સંબોધનથી એવી શંકા કરવામાં ન આવે કે એ બાબતે તવબહ કરવી જરૂરી બને છે કે ક્યારેક કોઈ ફસાદખોરને કતલ કરવામાં ન આવ્યો હોય, કારણ કે તેનો જવાબ એ છે કે આ સંબોધન એવા સ્વરૂપમાં છે કે સાચા હોવામાં અથવા જૂઠા હોવામાં શંકા હોય તથા મોઅ્જિઝાઓથી સાચા હોવાની સંભાવના અવશ્ય વધી જતી હતી અને જ્યાં સ્પષ્ટ દલીલો દ્વારા કોઈ જૂઠો સાબિત થાય ત્યાં આવો નિર્ણય લેવામાં આવશે નહીં અને વળી આ મો'મિનને મૂસા અલૈ. બિલકુલ સાચા હોવાનું સંપૂર્ણ યકીન હતું પરંતુ તેમની આવી પદ્ધતિથી વાતચીત કરવામાં તેમની દૃષ્ટિ સામે લોકોની ભાવના હતી કે તેઓ કંઈક વિચાર કરવા ઉપર તૈયાર થઈ જાય, આગળ પણ આ જ કતલથી રોકવા માટેનો વિષય છે કે) હે મારા ભાઈઓ ! આજે તો તમારું રાજ્ય છે કે આ પ્રદેશમાં તમે શાસક છો, બસ અલ્લાહના અઝાબમાં આપણી કોણ મદદ કરશે જો (તેમને કતલ કરવાથી) તે આપણા ઉપર આવી પડ્યો ? (જેમકે તેમના સાચા હોવાના સ્વરૂપમાં આ અઝાબની સંભાવના છે) ફિરઔને (આ ચર્ચા સાંભળી જવાબમાં) કહ્યું કે હું તો તમને તે જ સલાહ આપીશ જે પોતે સમજી રહ્યો છું (કે તેમને કતલ કરવા જ યોગ્ય છે) અને હું તમને હિતની જ વાત બતાવી રહ્યો છું અને તે મો'મિને (જ્યારે જોયું કે નસીહતમાં નમ્રતા અને લોકોની ભાવના નજર સમક્ષ રાખવાથી કામ નહીં ચાલે તો તેણે ધમકી અને ડરાવવાથી કામ લીધું તથા) કહ્યું, હે લોકો ! મને તમારો બીજી ઉમ્મતો જેવા ખરાબ દિવસનો અંદેશો છે જેમકે કોમે નૂહ અને આદ અને ષમૂદ અને ત્યાર પછીવાળાઓ (એટલ કે કોમે લૂત વગેરે)નો હાલ થયો હતો અને અલ્લાહ તઆલા તો બંદાઓ ઉપર કોઈ પ્રકારનો જુલમ કરવા નથી ઇચ્છતો (પરંતુ જ્યારે તમે કૃત્યો જ એવા કરશો તો અવશ્ય જ પોતાને હાથે વહોરેલી સજા પામશો) અને (આ તો દુનિયાના અઝાબથી ડરાવવાની બાબત હતી, આગળ આખિરતના અઝાબની ધમકી આપી કે) હે લોકો ! મને તમારા વિશે તે દિવસનો અંદેશો છે જેમાં ઘણો પોકાર હશે (એટલે કે તે દિવસ મોટી મોટી ઘટનાઓના ઉપર આધારિત છે, કારણ કે ઘણો પોકાર એટલે કે એકબીજાને અવાજ આપવો કોઈ મોટી ઘટના વખતે બનતું હોય છે,

એટલા માટે સૌ પ્રથમ અવાજ સૂર ફૂંકવાથી થશે જેમાં મૃત લોકો જીવીત થશે, જેમકે અલ્લાહનું ફરમાન છે, يَوْمَ يُنَادِ الْمُنَادِ مِنْ مَّكَانٍ قَرِيْبٍ يَّوْمَ يَسْمَعُوْنَ الصَّيْحَةَ بِالْحَقِّ એક પોકાર હિસાબ માટે થશે જેમકે અલ્લાહનું ફરમાન છે يَوْمَ نَدْعُوْا كُلَّ اُنَاسٍ بِاِمَامِهِمْ એક પોકાર એટલે કે એકબીજાને અવાજ આપવો પરસ્પર જન્નતવાળા અને દોઝખવાળાઓ વચ્ચે હશે જેમકે અલ્લાહનું ફરમાન છે, فِى الْاَعْرَافِ وَنَادٰى اَصْحٰبُ الْجَنَّةِ.... وَنَادٰى اَصْحٰبُ الْاَعْرَافِ..... وَنَادٰى اَصْحٰبُ النَّارِ.... એક પોકાર અંતે મોતને ઘેટાના રૂપમાં ઝબહ કરવાના સમયે થશે જેમકે હદીષમાં છે يَا اَهْلَ الْجَنَّةِ خُلُوْدٌ لَا مَوْتَ وَيَا اَهْلَ النَّارِ خُلُوْدٌ لَا مَوْتَ અને આગળ તે દિવસની એક પરિસ્થિતિ વર્ણન કરવામાં આવી છે કે) જે દિવસે (હિસાબ કિતાબથી) પીઠ ફેરવીને (દોઝખ તરફ) પાછા ફરશો (-બગવીના વર્ણન પ્રમાણે -અને તે સમયે) તમને અલ્લાહ(ના અઝાબ)થી કોઈ બચાવનાર હશે નહીં (અને આ વિષયનો તકાદો એ છે કે હિદાયત કબૂલ કરો પરંતુ) જેને અલ્લાહ જ ગુમરાહ કરવા ઈચ્છે તેને કોઈ માર્ગ બતાવનાર નથી અને (આગળ વધારે ચેતવણી એ આપી કે તમે મૂસા અલૈ. પહેલાં એક નબીને જૂઠાડી ચૂક્યા છો એટલે કે) તેમનાથી પહેલાં તમારા લોકોની પાસે યૂસુફ (અલૈ. તવહીદ અને નુબુવ્વતની) દલીલો લઈને આવી ચૂક્યા છે (એટલે કે આ જ કિબતી કોમમાંથી તમે પણ છો અને તમારા વડવાઓએ તમારા સુધી પણ તેમની ખબર સતત પહોંચાડી જ છે) બસ તમે તે બાબતમાં પણ બરાબર શંકા (અને ઈન્કાર)માં જ રહ્યા જે તમારી પાસે લઈને આવ્યા હતા એટલે સુધી કે જ્યારે તેમની વફાત થઈ ગઈ તો તમે કહેવા લાગ્યા કે બસ હવે અલ્લાહ કોઈ રસૂલને મોકલશે નહીં (આ નિવેદન શરારત સ્વરૂપે હતું, મતલબ એ છે કે પ્રથમ તો હઝરત યૂસુફ અલૈ. તેમના મત પ્રમાણે રસૂલ જ ન હતા અને જો ધારી લો કે હતા તો પણ એક લાંબી મુદ્દત સુધી એક પયગમ્બરને ન માન્યા તો બીજા પયગમ્બરને મોકલવાનો શું ફાયદો હતો ? માટે આ ઝઘડો હંમેશા માટે પાક થઈ ગયો, તેમનો આવું કહેવાનો હેતુ મૂળ રિસાલતના મસ્અલાનો ઈન્કાર કરવાનો છે જેમકે તેમના આગલા નિવેદનથી જણાય છે કે જે રીતે આ રિસાલતના મસ્અલામાં તેઓ ભૂલમાં રહ્યા) એ જ પ્રમાણે અલ્લાહ તઆલા હદ વટાવનારને (અને) શંકામાં સપડાયેલા રહેનારને ભૂલમાં નાંખી રાખે છે જે કોઈ સનદ વિના કે જે એમની પાસે મોજૂદ

હોય અલ્લાહની આયતોમાં ઝઘડો કર્યા કરે છે, આ (ખોટા આચરણ)થી અલ્લાહ તઆલાને ઘણી નફરત છે અને મો'મિનોને પણ અને (જે પ્રમાણે તમારા દિલો ઉપર મહોર લગાવી રાખી છે) એ જ પ્રમાણે અલ્લાહ તઆલા દરેક અભિમાની અત્યાચારીના સંપૂર્ણ દિલ ઉપર મહોર લગાવી દે છે (કે તેમાં વાસ્તવમાં સત્ય સમજવાની સંભાવના રહેતી નથી, આ સંબોધન તે બુઝુર્ગ મો'મિને કર્યું હતું કે જે ફિરઔનના કુટુંબમાંથી હતા અને હજુ સુધી ઈમાનની જાહેરાત કરી ન હતી આ સંબોધનથી તે બુઝુર્ગની ઈમાનને સંતાડવાની બાબત છતી થઈ જાય છે, ભલે પ્રથમ સંબોધનથી અથવા તો પાછળના સંબોધનથી; એટલે કે, اِنِّیٓ اَخَافُ عَلَیۡکُمۡ مِّثۡلَ یَوۡمِ الۡاَحۡزَابِ અને પ્રથમ બાબતથી જ તે ઈમાન જાહેર થઈ જાય છે જેમકે અલ્લાહનું ફરમાન છે, (وَقَدۡ جَآئَکُمۡ بِالۡبَیِّنٰتِ ...) અને ફિરઔને (જ્યારે આ લાજવાબ તકરીર સાંભળી તો તે મો'મિનને કંઈ જ જવાબ ન આપી શક્યો તથા પોતાની ભૂતકાળની અજ્ઞાનતા ઉપર પોતે જ દલીલ કાયમ કરવા માટે હામાનને) કહ્યું, હે હામાન ! મારા માટે એક ઊંચી ઈમારત બનાવો (કે હું તેના ઉપર ચઢીને જોઈશ કે) કદાચ હું આસમાન ઉપર જનારા માર્ગો સુધી પહોંચી જાઉં, પછી (ત્યાં પહોંચીને) મૂસા (અલૈ.)ના અલ્લાહને જોઈ લઉં ! અને હું તો મૂસા (અલૈ.)ને (તેના દા'વામાં) જૂઠો સમજું છું (આગળ ફિરઔનની વધારે દુષ્ટતાનું વર્ણન છે) અને એ જ પ્રમાણે ફિરઔનની દુષ્ટતા (પણ) તેને ભલી જણાતી હતી અને (સીધા) માર્ગથી રોકાઈ ગયો અને (મૂસા અલૈ.ના મુકાબલામાં મોટી મોટી યુક્તિઓ કરવા લાગ્યો પરંતુ) ફિરઔનની દરેક યુક્તિ વ્યર્થ જ ગઈ (કોઈપણ યુક્તિમાં સફળ ન થયો) અને તે મો'મિને (જ્યારે જોયું કે ફિરઔનથી કોઈ યોગ્ય જવાબ નથી આપી શકાતો તો પછી પુનરાવર્તિત સ્વરૂપે) કહ્યું કે હે ભાઈઓ ! મારા માર્ગ ઉપર ચાલો, હું તમને સીધો રસ્તો બતાવું છું (એટલે કે જે ફિરઔને કહ્યું હતું કે હું તમને સીધા માર્ગ તરફ માર્ગદર્શન કરું છું તેનો બતાવેલો માર્ગ કદાપિ સીધો માર્ગ નથી, એટલે કે હિદાયતનો રસ્તો નથી બલકે હિદાયતનો માર્ગ મારો બતાવેલો માર્ગ છે) હે ભાઈઓ ! આ દુનિયવી જિંદગી માત્ર અમુક દિવસની છે અને (અસલ) થોભવાનું સ્થળ તો આખિરત છે (જ્યાં બદલો આપવાનો એ કાયદો છે કે) જે વ્યક્તિ ગુનાહ કરે છે તો તેને તેના સમાન જ બદલો મળે છે અને જે નેક કામ કરે છે ભલે તે પુરુષ હોય અથવા સ્ત્રી એ શરતે કે તે મો'મિન હોય

એવા લોકો જન્નતમાં જશે (અને) જ્યાં તેમને બેહિસાબ રોજી મળશે અને (આ સંબોધન સમયે તે મો'મિન ફિરઔનના કુટુંબવાળા મો'મિનને એવી અનુભૂતિ થઈ કે આ લોકો મારી વાતો ઉપર આશ્ચર્ય કરી રહ્યા છે અને મારી વાતો માનવાના બદલે મને જ પોતાના કુફ્રના તરીકા તરફ બોલાવવા ઈચ્છે છે તેથી એ પણ કહ્યું કે) હે મારા ભાઈઓ ! શું વાત છે કે હું તો તમને છુટકારા(ના તરીકા) તરફ બોલાવું છું અને તમે મને દોઝખ(ના તરીકા) તરફ બોલાવી રહ્યા છો (એટલે કે) તમે મને એ વાત તરફ બોલાવો છો કે (મઆઝલ્લાહ !) હું અલ્લાહની સાથે કુફ્ર કરું અને એવી વસ્તુને તેનો ભાગીદાર ઠરાવું જેના (ભાગીદાર હોવાની) મારી પાસે કોઈ દલીલ પણ નથી અને હું તમને જબરદસ્ત ભૂલોને બખ્શનારા અલ્લાહ તરફ બોલાવું છું, નિશ્ચિત વાત છે કે તમે જે વસ્તુ(ની ઈબાદત) તરફ મને બોલાવો છો તે ન તો દુનિયામાં જ (કોઈ દુનિયવી જરૂરિયાત માટે) પોકારવાને પાત્ર છે અને ન જ (અઝાબ દૂર કરવા માટે) આખિરતમાં અને (નિશ્ચિત વાત છે કે) આપણે સૌએ અલ્લાહની પાસે જવાનું છે અને (નિશ્ચિત વાત છે કે) જે લોકો (બંદા હોવાના) વર્તુળથી નીકળી રહ્યા છે (જેમકે ગયરૂલ્લાહની પૂજા કરનારાઓ) તો તે બધા દોઝખી થશે, બસ (હમણાં તો મારું કહ્યું તમને પસંદ નથી પરંતુ) આગળ ચાલીને તમે મારી વાતને યાદ કરશો અને (કારણ કે આ મો'મિનને એ સંભાવનાનો પ્રથમથી ખ્યાલ થઈ ગયો હતો કે આ લોકો આ નસીહત આપવાથી મારા વિરુદ્ધ થઈ જશે અને તકલીફ પહોંચાડશે અને શક્ય છે કે તે સમયે કોઈ નિશાની અને તેની અસરો અથવા ધમકી વગેરે પણ તેમના તરફથી સામે આવી હોય તેથી એ પણ કહ્યું કે) હું પોતાનો મામલો અલ્લાહને સોંપું છું, અલ્લાહ તઆલા બધા બંદાઓનો (પોતે) દેખરેખ રાખનાર છે (હું તો તમારાથી બિલકુલ નથી ડરતો) પછી અલ્લાહ તઆલાએ એ(મો'મિન)ને તેમની નુકસાનકારક યુક્તિઓથી સુરક્ષિત રાખ્યો (એટલા માટે તે તેમના કષ્ટોથી સુરક્ષિત રહ્યો, હઝરત કતાદહ રહ.ના નિવેદન પ્રમાણે તેને પણ હઝરત મૂસા અલૈ. સાથે રહેવાથી ડૂબવાથી છુટકારો મળ્યો. -દૂર્રે મન્ષૂર પ્રમાણે) અને ફિરઔનવાળાઓ ઉપર (ફિરઔન સહિત) તકલીફ આપનાર અઝાબ નાઝિલ થયો (જેનું વર્ણન છે કે) તે લોકો (બરઝખમાં) સવાર સાંજ આગની સામે લાવવામાં આવે છે (અને તેમને બતાવવામાં આવે છે કે તમે કયામતના દિવસે તેમાં દાખલ થશો) અને જે

દિવસે કયામત કાયમ થશે (હુકમ થશે) કે ફિરઔનવાળાઓને (ફિરઔન સહિત) અત્યંત કઠોર અઝાબમાં દાખલ કરો.

## મસ્અલા અને બોધપાઠ :

### ફિરઔનના કુટુંબમાંનો મો'મિન :

ઉપર અનેક ઠેકાણે તવહીદ અને રિસાલતના ઈન્કારીઓને ધમકી અને ચેતવણીના સંદર્ભમાં કાફિરોનો વિરોધ અને તેમની દુશ્મનાવટનું વર્ણન થયું છે જેનાથી સ્વાભાવિક રીતે રસૂલે કરીમ ﷺને રંજ અને ગમ થતો હતો. આપ ﷺની તસલ્લી માટે પ્રસ્તુત લગભગ બે રુકૂઅ્માં હઝરત મૂસા (અલૈ.) અને ફિરઔનનો કિસ્સો વર્ણન કરવામાં આવ્યો છે, આ કિસ્સામાં એક લાંબી વાતચીત ફિરઔન અને કોમે ફિરઔનની સાથે તે બુઝૂર્ગ વ્યક્તિએ કરી છે જે પોતે આલે ફિરઔનમાં હોવા છતાં હઝરત મૂસા (અલૈ.)ના મોઅ્જિઝાઓ જોઈને ઈમાન લઈ આવ્યા હતા પરંતુ મસ્લિહત ખાતર પોતાના ઈમાનને તે સમય સુધી છુપાવી રાખ્યું હતું, આ વાતચીત સમયે તેમના ઈમાનની પણ જાહેરાત થઈ ગઈ.

તફસીરના ઈમામોમાંથી મકાતિલ, સુદ્દી અને હઝરત હસન (રહ.)એ ફરમાવ્યું કે તેઓ ફિરઔનના પિત્રાઈ ભાઈ હતા અને આ તે જ વ્યક્તિ હતા જેમણે તે સમયે જ્યારે કે કિબતીની હત્યાની ઘટનામાં તેના કિસાસ સ્વરૂપે હઝરત મૂસા (અલૈ.)ને કતલ કરવાનો મશ્વરો ફિરઔનના દરબારમાં થઈ રહ્યો હતો ત્યારે તેઓ જ શહેરની ભાગોળેથી દોડીને આવ્યા અને હઝરત મૂસા (અલૈ.)ને મશ્વરાની ખબર આપી કે તેઓ મિસ્રની બહાર ચાલ્યા જાય જેની ઘટના સૂરએ કસસમાં અલ્લાહે વર્ણન કરી છે. وَجَآءَ رَجُلٌ مِنْ اَقْصَى الْمَدِيْنَةِ يَسْعٰى (૨૮:૨૦)

આ ફિરઔનના કુટુંબી મો'મિનનું નામ અમુકે હબીબ બતાવ્યું છે પરંતુ સાચું એ છે કે હબીબ તે વ્યક્તિનું નામ છે જેનો કિસ્સો સૂરએ યાસીનમાં આવ્યો છે, તેનું નામ شَمْعَانُ (શમ્આન) છે, સુહેલીએ તેમનું નામ اَصَحُ (અસહ) ઠરાવ્યું છે અને બીજા લોકોએ તેમનું નામ حِزْقِيْل (હિઝકીલ) કહ્યું છે, શુઅ્લબીએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ જ નિવેદન નકલ કર્યું છે.

એક હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે સિદ્દીકીન થોડા છે, એક હબીબ નજ્જાર જેનો કિસ્સો સૂરેઅ યાસીનમાં છે અને બીજો આલે ફિરઔનનો મો'મિન, ત્રીજા અબૂબક્ર અને તેઓ તે બધામાં શ્રેષ્ઠ છે. *(કુર્તુબી)*

يَكْتُمُ اِيْمَانَهٗ આથી જાણ થઈ કે કોઈ વ્યક્તિ જો લોકોની સામે પોતાનું ઈમાન જાહેર ન કરે, દિલમાં પાકો ભરોસો રાખે તો તે મો'મિન છે પરંતુ સ્પષ્ટ નુસૂસથી એ સાબિત છે કે ઈમાન સ્વીકૃત થવા માટે માત્ર દિલનું યકીન પૂરતું નથી બલકે મૌખિક એકરાર કરવો શરત છે, જ્યાં સુધી મૌખિક રીતે એકરાર કરશે નહીં મો'મિન થશે નહીં, અલબત્ત મૌખિક એકરાર લોકોની સામે એ'લાનની સાથે કરવો જરૂરી નથી, તેની જરૂરિયાત માત્ર એ કારણે છે કે જ્યાં સુધી લોકોને તેના ઈમાનની જાણ થશે નહીં તેઓ તેની સાથે મુસલમાનો જેવો વ્યવહાર કરી શકશે નહીં. *(કુર્તુબી)*

مُؤْمِنُ اٰلِ فِرْعَوْن ફિરઔનના કુટુંબી મો'મિને આ વાતચીતમાં આલે ફિરઔન અને ફિરઔનને વિવિધ વિષયો દ્વારા સત્ય અને ઈમાન તરફ આમંત્રણ આપ્યું અને તેઓ જે રીતે હઝરત મૂસા (અલૈ.)ને કતલ કરવા માટે તૈયાર થઈ ગયા હતા તેનાથી તેમને અટકાવ્યા.

تَنَادِ માં يٰقَوْمِ اِنِّيْٓ اَخَافُ عَلَيْكُمْ يَوْمَ التَّنَادِ "બ કસ્રે દાલ મુખફ્ફફ" છે, تَنَادِیْ નો અર્થ એ છે કે પરસ્પર એકબીજાને પોકારવું અને અવાજ આપવો. કયામતના દિવસને يَوْمُ التَّنَادِ (યૌમુત્તનાદિ) એટલા માટે કહેવામાં આવ્યો કે તે દિવસે અસંખ્ય અવાજો અને પોકારો થશે જેનું અમુક વર્ણન તફસીરના ખુલાસામાં આવી ચૂક્યું, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જ્યારે કયામતનો દિવસ હશે ત્યારે અલ્લાહ તરફથી અવાજ આપનારો એક અવાજ આપશે કે અલ્લાહના વિરોધી લોકો ઊભા થઈ જાય, તેનો ભાવાર્થ તે લોકો હશે જેઓ તકદીરનો ઈન્કાર કરતા હતા અને પછી જન્નતવાળા દોઝખવાળાઓને અને દોઝખવાળા જન્નતવાળાઓને અને અઅ્રાફવાળા બંનેને અવાજો આપીને પોતપોતાની વાતો કરશે અને તે સમયે દરેક ખુશનસીબ અને બદ્નસીબનું નામ તેના પેઢીનામા સહિત લઈને તેના પરિણામનું એ'લાન કરવામાં આવશે કે ફલાણો ઈબ્ને ફલાણો સફળ અને ખુશનસીબ થઈ ગયો, ત્યારબાદ દુઃખની કોઈ સંભાવના નથી રહી અને ફલાણો ઈબ્ને ફલાણો બદ્નસીબ અને દુઃખી થઈ ગયો, હવે તેની ખુશનસીબીની કોઈ સંભાવના નથી રહી. (રવાહુ ઈબ્ને અબી હાતિમ, મઝહરી) મુસ્નદે બઝ્ઝાર અને

બયહકીમાં હઝરત અનસ (રદિ.)ની રિવાયતથી જાણ થાય છે કે આ ખુશનસીબી અથવા બદ્દનસીબીનું એ'લાન અમલોના તોલમાપ પછી થશે.

હઝરત અબૂ હાઝિમ અલ અઅ્રજ (રદિ.)થી રિવાયત છે કે તે પોતાના નફ્સને સંબોધીને કહ્યા કરતા હતા કે હે અઅ્રજ ! કયામતના દિવસે અવાજ આપવામાં આવશે કે ફલાણા પ્રકારનો ગુનોહ કરનારો ઊભો થઈ જાય તો તેની સાથે ઊભો થઈ જઈશ, પછી ફરી પોકાર થશે કે ફલાણા પ્રકારનો ગુનાહ કરનારો ઊભો થઈ જાય તો તેની સાથે પણ ઊભો થઈ જઈશ, ફરી પોકાર આપવામાં આવશે કે ફલાણા પ્રકારનો ગુનાહ કરનારો ઊભો થઈ જાય તો તેની સાથે પણ ઊભો થઈ જઈશ અને હું સમજું છું કે દરેક પ્રકારના ગુનાહના એ'લાન સમયે તારે તેમની સાથે ઊભા થવું પડશે (કારણ કે દરેક પ્રકારના ગુનાહ એકઠા કરી રાખ્યા છે.) *(અબૂ નઈમ, મઝહરીમાંથી)*

يَوْمَ تُوَلُّوْنَ مُدْبِرِيْنَ એટલે કે જ્યારે તમે પીઠ ફેરવીને પાછા ફરશો. તફસીરના ખુલાસામાં ઈમામ બગવીએ તેનો આ અર્થ વર્ણન કરતાં લખે છે કે આ તે હાલતનું વર્ણન છે જ્યારે અપરાધીઓ હિસાબ કિતાબના સ્થળેથી જહન્નમ તરફ લઈ જવામાં આવશે, તેનો ખુલાસો એ છે કે પ્રથમ આ પોકારો અને એ'લાનો જેનું વર્ણન يَوْمُ التَّنَادِ (યૌમુત્તનાદ)ની તફસીરમાં ઉપર વર્ણન થઈ ચૂક્યું છે તે બધું થઈ ચૂકશે, ત્યારબાદ એ લોકો હિસાબના સ્થળેથી હાંકીને જહન્નમ તરફ લઈ જવામાં આવશે.

અમુક તફસીરકારોના મતે આવી પરિસ્થિતિ દુનિયામાં પ્રથમ સૂર વખતની હોવાનું વર્ણવાયું છે કે જ્યારે પ્રથમ સૂર ફૂંકવામાં આવશે અને જમીન ફાટી જશે તો આ લોકો આમતેમ દોડશે પરંતુ દરેક તરફ ફરિશ્તાઓનો પહેરો હશે, ક્યાંય નીકળવાનો માર્ગ હશે નહીં, તે લોકો સમીપ يَوْمُ التَّنَادِ (યૌમુત્તનાદ)નો ભાવાર્થ પણ પ્રથમ સૂરનો સમય છે કે તેમાં ચારે બાજુથી ચીસાચીસ અને બૂમાબૂમ હશે, આયતની બીજી કિરાઅતથી તેનું સમર્થન થાય છે જે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને ઝહ્હાક (રદિ.)થી વર્ણન થયું છે કે તેઓ યૌમુત્તનાદને بِدَالٍ مُشَدَّدٍ (બિદાલિન મુશદદિન) પઢતા હતા જે نَدّ مَصْدَرْ (નદ મસદર)થી બનેલ છે જેનો અર્થ દોડવાનો થાય છે તો "યૌમુત્તનાદ"નો અર્થ આ તફસીરની રૂએ "દોડવા"નો થયો અને تُوَلُّوْنَ مُدْبِرِيْنَ આ એનો જ ખુલાસો થયો.

તફસીરે મઝહરીમાં એક લાંબી હદીષ ઈબ્ને જરીર અને મુસ્નદે અબૂ યઅ્લા તથા બયહકી અને મુસ્નદ અબ્દ બિન હમીદ વગેરેના હવાલાથી હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થઈ છે કે જેમાં કયામતના દિવસે સૂરના ત્રણ વખતે ફૂંકાવાનું વર્ણન છે, પ્રથમ نَفُخَةِ فَزَعٍ (નફ્ખએ ફઝઅ), બીજો نَفُخَةِ صَعَقِ (નફ્ખએ સઅક) અને ત્રીજો نَفُخَةِ نَشُرِ (નફ્ખએ નશર). "નફ્ખએ ફઝઅ"થી સમગ્ર મખ્લૂકમાં ગભરામણ અને બેચેની પેદા થઈ જશે, પ્રથમ સૂર લાંબો થઈને "નફ્ખએ સઅક" બની જશે જેનાથી બધા બેહોશ થઈ જશે પછી મૃત્યુ પામશે, સામાન્ય રીતે આ બંને સૂરના મિશ્રણને "નફ્ખએ ઊલા" પ્રથમ સૂર કહેવામાં આવે છે જેનું કારણ દેખીતું છે કે તે એક જ સૂરના સમયે બે પરિસ્થિતિઓ હશે, પ્રથમ "ફઝઅ" (ગભરામણ અને ભાગદોડ) અને બીજી "સઅક" (બેહોશ થવું અને મૃત્યુ પામવું) હશે, આ હદીષમાં પણ "નફ્ખએ ફઝઅ"ના સમયે લોકોનું આમતેમ દોડવાનું વર્ણન કરીને એ ફરમાવ્યું છે, وَهُوَ الَّذِىْ يَقُوْلُ اللّٰهُ يَوْمَ التَّنَادِ જેનાથી જાણ થાય છે કે આયતમાં "યૌમુત્તનાદ"નો ભાવાર્થ પ્રથમ સૂરના સમયે લોકોનું બેચેન અને વિહ્વળ થઈને આમતેમ દોડવું છે. વલ્લાહુ અઅ્લમુ.

كَذٰلِكَ يَطْبَعُ اللّٰهُ عَلٰى كُلِّ قَلْبِ مُتَكَبِّرٍ جَبَّارٍ એટલે કે જે પ્રમાણે ફિરઔન અને હામાનના દિલોમાં હઝરત મૂસા (અલૈ.) અને ફિરઔનના કુટુંબીજન મો'મિનની નસીહતોની કોઈ અસર ન થઈ, એ જ પ્રમાણે અલ્લાહ તઆલા દરેક એવા દિલ ઉપર મહોર લગાવી દે છે જે અભિમાની અને અત્યાચારી હોય જેની અસર એ થાય છે કે તેનામાં ઈમાનનું નૂર પ્રવેશ પામતું નથી તથા તેનામાં સારા નરસાનો ભેદ રહેતો નથી, આ આયતમાં مُتَكَبِّرٌ اور جَبَّارٌ (મુતકબ્બીર અને જબ્બાર) અભિમાની અને અત્યાચારીના હૃદયનું લક્ષણ ઠરાવ્યું છે, કારણ એ છે કે બધા જ અખ્લાક અને કર્મોનો સ્ત્રોત તથા મૂળ માનવીનું મન છે, દરેક સારા નરસા કર્મો મનમાં જ ઉદ્ભવે છે એટલા માટે હદીષમાં કહેવામાં આવ્યું છે કે માણસના શરીરમાં માંસનો એક ટૂકડો (એટલે કે દિલ) એવું છે જેના ઠીક થવાથી સમગ્ર શરીર ઠીક થઈ જાય છે અને તેના ખરાબ થવાથી સમગ્ર શરીર ખરાબ થઈ જાય છે. *(કુર્તુબી)*

وَقَالَ فِرْعَوْنُ يٰهَامٰنُ ابْنِ لِىْ صَرْحًا માં صَرْح (સર્હ)નો અર્થ ઊંચા બાંધકામનો છે દેખીતું એ છે કે ફિરઔને પોતાના વઝીર હામાનને હુકમ આપ્યો કે

એવું ઊંચું બાંધકામ તૈયાર કરો જે આસમાન સાથે વાતો કરે જેના ઉપર જઈને હું અલ્લાહને ઝાંકીને જોઈ લઉં. આવો મૂર્ખતાપૂર્ણ વિચાર કોઈ નાદાન વ્યક્તિ પણ નથી કરી શકતો. મિસ્રના સલતનતના માલિક ફિરઔનની આ વાસ્તવિકતા છે જે તેની અત્યંત મૂર્ખામીભરી નાદાનીની દલીલ છે અને જો વઝીરે તેના હુકમનો અમલ કર્યો હોય તો વઝીર તેનાથી ચઢિયાતો છે પરંતુ કોઈપણ પ્રદેશના શાસકથી આવી મૂર્ખતાપૂર્ણ કલ્પનાની આશા રાખી શકાય નહીં એટલા માટે અમુક તફસીરકારોએ કહ્યું કે એવું તો એ પણ જાણતો હતો કે ગમે એટલી ઊંચી ઈમારત બનાવી લો તે આસમાન સુધી નથી પહોંચી શકતી પરંતુ પોતાના લોકોને બેવકૂફ બનાવવા અને બતાવવા માટે તેણે આ હરકત કરી હતી, પછી કોઈ સાચી અને મજબૂત રિવાયતથી એ સાબિત નથી થતું કે આવો કોઈ આલીશાન મહેલ બાંધવામાં આવ્યો હતો અથવા નહીં. કુર્તુબીએ નકલ કર્યું છે કે આવી ઊંચી ઈમારત બાંધવામાં આવી હતી પરંતુ તે ઊંચાઈએ પહોંચતા જ જમીનદોસ્ત થઈ ગઈ.

દારુલ ઉલૂમ દેવબંદના પ્રથમ સદર મુદર્રિસ મવલાના મુહમ્મદ યાકૂબ નાનોત્વી સાહબ (રહ.)ના ખાસ વિદ્યાર્થી મારા વાલિદ મવલાના મુહમ્મદ યાસીન સાહબ (રહ.)એ પોતાના ઉસ્તાદથી નકલ કરીને ફરમાવ્યું કે આ ઊંચી ઈમારત જમીનદોસ્ત થવા માટે જરૂરી નથી કે કોઈ આસમાની અઝાબ આવ્યો હોય બલકે દરેક બાંધકામની ઊંચાઈ તેના પાયાઓની મજબૂતી ઉપર અવલંબિત હોય છે, તેણે ગમે એટલો ઊંડો પાયો રાખ્યો હોય પરંતુ એક મર્યાદા સુધી જ ઊંડી હશે, જ્યારે તેના ઉપર ઈમારત ચણાવતા જ ગયા હતા તો દેખીતું છે કે જ્યારે તેના પાયાઓની વેઠવાની શક્તિથી વધારે ઊંચી જશે તો તે જમીનદોસ્ત જ થઈ જશે, આથી ફિરઔન અને હામાનની બીજી મૂર્ખાઈ આનાથી સાબિત થઈ. વલ્લાહુ અઅ્લમુ.

فَسَتَذْكُرُوْنَ مَآاَقُوْلُ لَكُمْ وَاُفَوِّضُ اَمْرِىْٓ اِلَى اللّٰهِ اِنَّ اللّٰهَ بَصِيْرٌۢ بِالْعِبَادِ આ ફિરઔનના કુટુંબી મો'મિનનું અંતિમ વાક્ય છે જે તેણે પોતાની કોમને સત્ય તરફ આમંત્રણ આપવાના સિલસિલામાં કહ્યું, જેમાં જાહેરાત છે કે આજે તો તમે મારી વાત માનતા નથી પરંતુ જ્યારે તમને અઝાબ આવીને પકડી લેશે તો તે સમયે તમને મારી વાત યાદ આવશે પરંતુ તે સમયે યાદ આવવું બેકાર હશે અને હવે

જ્યારે કે આ લાંબી વાતચીત અને નસીહત તથા આમંત્રણ દ્વારા તે ફિરઔનના કુટુંબી મો'મિનનું ઈમાન અન્ય લોકો ઉપર જાહેર થઈ ગયું તો ચિંતા થઈ કે હવે આ લોકો તેમની પાછળ પડશે એટલા માટે કહ્યું કે હું મારો મા'મલો અલ્લાહને સોંપું છું તે પોતાના બંદાઓની દેખરેખ રાખનાર અને રક્ષક છે. તફસીરના ઈમામ મકાતિર (રહ.)એ ફરમાવ્યું કે તેમની ધારણા પ્રમાણે ફિરઔનની કોમ તેમની પાછળ પડી તો તેઓ પહાડ તરફ ભાગી નીકળ્યા અને તેમની પકડમાં ન આવી શક્યા જેનું વર્ણન આગલી આયતમાં આ પ્રમાણે આવ્યું છે.

فَوَقٰهُ اللّٰهُ سَيِّاٰتِ مَامَكَرُوْاوَحَاقَ بِاٰلِ فِرْعَوْنَ سُوْٓءُ الْعَذَابِ એટલે કે, તેને અલ્લાહ તઆલાએ ફિરઔનની કોમના ખરાબ પ્રપંચોના નુકસાનથી બચાવી લીધા પરંતુ પોતે ફિરઔનની કોમ સખત અઝાબમાં પકડવામાં આવી, મૌલાએ કરીમે તે મો'મિનને દુનિયામાં તો ફિરઔનવાળાઓના પ્રપંચોથી બચાવી લીધા જેની વિગત કુર્આનમાં ઉપસ્થિત નથી પરંતુ કુર્આનના શબ્દોથી એટલી જાણ થાય છે કે તેમને કતલ કરવા અને તકલીફ પહોંચાડવા માટે ફિરઔનની કોમે ઘણા પ્રપંચો કર્યા હતા અને જ્યારે પછી ફિરઔનની કોમ ડૂબાડવામાં આવી હતી ત્યારે તે મો'મિનને હઝરત મૂસા (અલૈ.) સાથે છુટકારો આપવામાં આવ્યો અને આખિરતનો છુટકારો તો દેખીતું જ છે.

اَلنَّارُ يُعْرَضُوْنَ عَلَيْهَا غُدُوًّاوَّعَشِيًّا وَّيَوْمَ تَقُوْمُ السَّاعَةُ اَدْخِلُوْٓااٰلَ فِرْعَوْنَ اَشَدَّالْعَذَابِ
હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ આ આયતની તફસીરમાં કહ્યું છે કે ફિરઔનવાળાઓની રૂહો કાળા પક્ષીઓના સ્વરૂપમાં દરરોજ સવાર અને સાંજ બે વખતે જહન્નમની સામે લાવવામાં આવે છે અને તેમને જહન્નમ બતાવીને કહેવામાં આવે છે કે તમારું ઠેકાણું આ છે. *(અબ્દુર્રઝ્ઝાક અને ઈબ્ને અબી હાતિમ –મઝહરી)*

સહીહૈનમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે જ્યારે તમારામાંથી કોઈ મૃત્યુ પામે છે તો આલમે બરઝખમાં સવાર અને સાંજ તેને બે સ્થળો બતાવવામાં આવે છે જ્યાં કયામતના હિસાબ પછી તેને પહોંચવાનું છે અને આ સ્થળ બતાવીને દરરોજ તેને કહેવામાં આવે છે કે તારે અંતે અહીંયાં પહોંચવાનું છે, જો તે વ્યક્તિ જન્નતવાળાઓમાંથી છે તો તેનું સ્થાન જન્નત તેને બતાવવામાં આવશે અને જો જહન્નમમાંથી છે તો તેનું સ્થાન તેને જહન્નમ બતાવવામાં આવશે.

**કબ્રનો અઝાબ :**

આ આયત અઝાબે કબ્રની દલીલ છે અને હદીષની મુતવાતિર રિવાયતો તથા ઈજ્માએ ઉમ્મત એ બાબત ઉપર સાક્ષી છે જેને મુજ નાચીઝે એક આગવી કિતાબ اَلسِّبْرُ بِعَذَابِ الْقَبْرِ માં સંબંધિત આયતો સાથે એકઠું કરી દીધું છે, આ કિતાબ અહકામુલ કુર્આનના સાતમાં ભાગનો અંગ બની અરબી ભાષામાં પ્રકાશિત થઈ ચૂક્યો છે.

---

## આયતો : (સૂરએ મુઅ્મિન : આયત નં. ૪૭ થી ૫૦)

وَ اِذْ یَتَحَآجُّوْنَ فِی النَّارِ فَیَقُوْلُ الضُّعَفٰٓؤُا لِلَّذِیْنَ اسْتَكْبَرُوْٓا اِنَّا كُنَّا
لَكُمْ تَبَعًا فَهَلْ اَنْتُمْ مُّغْنُوْنَ عَنَّا نَصِیْبًا مِّنَ النَّارِ ﴿۴۷﴾ قَالَ الَّذِیْنَ
اسْتَكْبَرُوْٓا اِنَّا كُلٌّ فِیْهَآ ۙ اِنَّ اللّٰهَ قَدْ حَكَمَ بَیْنَ الْعِبَادِ ﴿۴۸﴾ وَقَالَ الَّذِیْنَ فِی
النَّارِ لِخَزَنَةِ جَهَنَّمَ ادْعُوْا رَبَّكُمْ یُخَفِّفْ عَنَّا یَوْمًا مِّنَ الْعَذَابِ ﴿۴۹﴾ قَالُوْٓا اَوَلَمْ تَكُ
تَاْتِیْكُمْ رُسُلُكُمْ بِالْبَیِّنٰتِ ؕ قَالُوْا بَلٰی ؕ قَالُوْا فَادْعُوْا ۚ وَمَا دُعٰٓؤُا الْكٰفِرِیْنَ اِلَّا فِیْ ضَلٰلٍ ﴿۵۰﴾ ع

**તરજુમો :**

*અને જ્યારે આગમાં પરસ્પર ઝઘડશે પછી નિર્બળ લોકો અભિમાનીઓને કહેશે, અમે તમારા તા'બે હતા પછી તમે અમારા ઉપરથી આગનો અમુક હિસ્સો ઉઠાવી લેશો !? (૪૭) અભિમાનીઓ કહેશે, બેશક ! આપણે બધા જ તેમાં પડેલા છે, નિઃશંક અલ્લાહ બંદાઓમાં ફેંસલો કરી ચૂક્યો. (૪૮) અને આગમાં પડયા છે તે લોકો દોઝખના દરોગાઓને કહેશે, તમારા પરવરદિગાર પાસે દુઆ માંગો કે અમારા ઉપર એક દિવસ અઝાબ થોડો હળવો કરી દે. (૪૯) તેઓ કહેશે, શું તમારી પાસે તમારા રસૂલો ખુલ્લી નિશાનીઓ લઈને આવતા ન હતા ? કહેશે, કેમ નહીં ! (ફરિશ્તાઓ) કહેશે, પછી (તમે જ) પોકારો (દુઆ માંગો) ! અને કાફિરોનું પોકારવું કંઈ નથી પરંતુ (માત્ર) ભટકવું. (૫૦)*

## તફસીર :

અને (તે સમય પણ દષ્ટિ સમક્ષ રાખવાપાત્ર છે) જ્યારે કે કાફિરો દોઝખમાં એકબીજા સાથે ઝઘડશે તો ઓછા દરજ્જાના લોકો (એટલે કે અનુયાયીઓ) મોટા દરજ્જાના લોકોને (એટલે કે જેમનું અનુસરણ કરતા હતા તેમને) કહેશે કે અમે (દુનિયામાં) તમારા તા'બેદાર હતા, શું તમે અમારી ઉપરથી આગનો કોઈ હિસ્સો હટાવી શકો છો ? (એટલે કે જ્યારે દુનિયામાં તમે અમને પોતાના તા'બેદાર અને અનુયાયી બનાવી રાખ્યા હતા તો આજે તમારે અમારી મદદ કરવી જોઈએ) તે મોટા લોકો કહેશે કે આપણે બધા જ દોઝખમાં છીએ (એટલે કે અમે પોતાનો જ અઝાબ ઓછો નથી કરી શકતા તો તમારો શું કરીશું?) અલ્લાહ તઆલા (પોતાના) બંદાઓ વચ્ચે (અટલ) ફેંસલો કરી ચૂક્યો (હવે તેના વિરુદ્ધ કરવાની કોઈની મજાલ નથી) અને (ત્યારબાદ) જેટલા લોકો દોઝખમાં હશે (એટલે કે મોટા અને નાના, અનુસરણ કરનારાઓ અને જેમનું અનુસરણ કરવામાં આવતું હતું તે બધા મળીને) જહન્નમના ચોકીદાર ફરિશ્તાઓને (દરખાસ્ત સ્વરૂપે) કહેશે કે તમે જ પોતાના પરવરદિગારથી દુઆ કરો કે કોઈ દિવસ તો અમારા ઉપર અઝાબ હળવો કરે (એટલે કે અઝાબ બિલકુલ હટી જવાની અથવા તો હંમેશા માટે ઓછો થઈ જવાની આશા તો નથી ઓછામાં ઓછું એક દિવસની તો કંઈ છુટ્ટી મળી જાય !) ફરિશ્તા કહેશે કે (એ બતાવો) શું તમારી પાસે તમારા પયગમ્બર મોઅ્જિઝાઓ લઈને આવતા રહ્યા ન હતા ? (અને દોઝખથી બચવાની રીત પણ બતાવતા રહ્યા હતા) દોઝખીઓ કહેશે કે હા ! આવતા તો રહ્યા હતા (પરંતુ અમે તેમનું કહેવું ન માન્યું بَلٰى قَدْجَآءَ نَانَذِيْرٌ فَكَذَّبْنَا) ફરિશ્તાઓ કહેશે કે તો પછી (અમે તમારા માટે દુઆ કરી શકતા નથી કારણ કે કાફિરો માટે દુઆ કરવાની અમારા માટે પરવાનગી નથી) તમે જ (જો ઈચ્છો તો પોતે જ) દુઆ કરી લો અને (તમારી દુઆનું પણ કંઈ પરિણામ આવશે નહીં કારણ કે) કાફિરોની દુઆ (આખિરતમાં) માત્ર અસરવિહોણી છે (કારણ કે આખિરતમાં કોઈ દુઆ ઈમાન વિના કબૂલ થઈ શકતી નથી અને ઈમાનનો મોકો દુનિયામાં જ હતો તે તમે ખોઈ ચૂક્યા અને હવે આખિરતમાં આવું કહો છો તેનાથી કોઈ લાભ નથી, બલકે દુનિયામાં કાફિરોની દુઆ પણ કબૂલ થઈ શકતી હતી જેમકે સૌથી મોટા કાફિર ઈબ્લીસની સૌથી મોટી દુઆ કયામત સુધી જીવીત રહેવાની કબૂલ કરવામાં આવી).

## આયતો : (સૂરએ મુઅ્મિન : આયત નં. ૫૧ થી ૬૦)

اِنَّا لَنَنْصُرُ رُسُلَنَا وَالَّذِيْنَ اٰمَنُوْا فِي الْحَيٰوةِ الدُّنْيَا وَيَوْمَ يَقُوْمُ الْاَشْهَادُ ﴿۵۱﴾ يَوْمَ لَا
يَنْفَعُ الظّٰلِمِيْنَ مَعْذِرَتُهُمْ وَلَهُمُ اللَّعْنَةُ وَلَهُمْ سُوْٓءُ الدَّارِ ﴿۵۲﴾ وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى
الْهُدٰى وَاَوْرَثْنَا بَنِيْٓ اِسْرَآءِيْلَ الْكِتٰبَ ﴿۵۳﴾ هُدًى وَّذِكْرٰى لِاُولِي الْاَلْبَابِ ﴿۵۴﴾
فَاصْبِرْ اِنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ وَّاسْتَغْفِرْ لِذَنْۢبِكَ وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ بِالْعَشِيِّ وَالْاِبْكَارِ ﴿۵۵﴾
اِنَّ الَّذِيْنَ يُجَادِلُوْنَ فِيْٓ اٰيٰتِ اللّٰهِ بِغَيْرِ سُلْطٰنٍ اَتٰىهُمْ ۙ اِنْ فِيْ صُدُوْرِهِمْ اِلَّا كِبْرٌ مَّا هُمْ
بِبَالِغِيْهِ ۚ فَاسْتَعِذْ بِاللّٰهِ ۭ اِنَّهٗ هُوَ السَّمِيْعُ الْبَصِيْرُ ﴿۵۶﴾ لَخَلْقُ السَّمٰوٰتِ وَالْاَرْضِ
اَكْبَرُ مِنْ خَلْقِ النَّاسِ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿۵۷﴾ وَمَا يَسْتَوِي الْاَعْمٰى
وَالْبَصِيْرُ ۙ وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَلَا الْمُسِيْٓءُ ۭ قَلِيْلًا مَّا
تَتَذَكَّرُوْنَ ﴿۵۸﴾ اِنَّ السَّاعَةَ لَاٰتِيَةٌ لَّا رَيْبَ فِيْهَا وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ
لَا يُؤْمِنُوْنَ ﴿۵۹﴾ وَقَالَ رَبُّكُمُ ادْعُوْنِيْٓ اَسْتَجِبْ لَكُمْ ۭ اِنَّ الَّذِيْنَ يَسْتَكْبِرُوْنَ
عَنْ عِبَادَتِيْ سَيَدْخُلُوْنَ جَهَنَّمَ دٰخِرِيْنَ ﴿۶۰﴾ ع

## તરજુમો :

*અમે પોતાના રસૂલોની અને ઈમાનવાળાઓની દુનિયાની જિંદગીમાં મદદ કરીએ છીએ અને (તે દિવસે પણ) જ્યારે ગવાહ ઊભા થશે. (૫૧) જે દિવસે જાલિમો(ઈન્કારીઓ)ને તેમના બહાના કામ લાગશે નહીં અને તેમને ફિટકાર છે અને તેમના માટે ઘણું ખરાબ રહેઠાણ છે. (૫૨) અને અમે મૂસા (અલૈ.)ને સીધો માર્ગ બતાવ્યો અને બની ઈસ્રાઈલને કિતાબના વારસ કર્યા. (૫૩) માર્ગ બતાવનાર અને બુદ્ધિશાળીઓને સમજાવનાર. (૫૪) બસ તમે ધૈર્ય દાખવો, બેશક ! અલ્લાહનો વાયદો સત્ય છે અને પોતાના ગુનાહ મા'ફ કરાવો અને સાંજે તથા સવારે પોતાના પરવરદિગારના વખાણ સાથે તેની પવિત્રતા વર્ણન કરો. (૫૫) જે લોકો અલ્લાહની આયતોમાં જે તેમને*

*પહોંચી છે કોઈ સનદ વિના ઝઘડે છે, બીજું કંઈ નથી, તેમના દિલોમાં અભિમાન છે, ક્યારેય તેના સુધી પહોંચશે નહીં, બસ તમે અલ્લાહની પનાહ (શરણ) માંગો, બેશક તે સઘળું સાંભળનાર બધું જોનાર છે. (૫૬) અલબત્ત આસમાનોનું અને જમીનનું સર્જન કરવું લોકો(માનવો)ના સર્જન કરતાં ઘણું મોટું છે પરંતુ ઘણા લોકો સમજતા નથી. (૫૭) અને આંધળો તથા દૃષ્ટિવાળો સમાન નથી અને ન જ ઈમાનવાળો જે ભલા કર્મ કરે છે અને ન જ દુરાચારી, તમે ઘણું ઓછું વિચારો છો. (૫૮) બેશક ! કયામત આવવાની જ છે તેમાં કોઈ શંકા નથી અને પરંતુ ઘણા લોકો માનતા નથી. (૫૯) અને તમારો પરવરદિગાર કહે છે મારી પાસે જ માંગો કે તેને કબૂલ કરું, બેશક ! જે લોકો મારી બંદગી કરવાથી અભિમાન કરે છે હવે અપમાનિત થઈને દોઝખમાં દાખલ થશે. (૬૦)*

## તફસીર :

અમે પોતાના પયગમ્બરોની અને ઈમાનવાળાઓની દુનિયાની જિંદગીમાં પણ મદદ કરીએ છીએ (જેમકે ઉપરોક્ત વર્ણનમાં હઝરત મૂસા અલૈ.ના કિસ્સાથી જાણ થઈ) અને તે દિવસે પણ જેમાં ગવાહી આપનાર (ફરિશ્તાઓ કે જે નામએ આ'માલ લખતા હતા તેઓ કયામતના દિવસે એ વાતની ગવાહી આપશે કે રસૂલોએ આમંત્રણ આપ્યું અને કાફિરોએ તેમને જૂઠાડ્યા, મતલબ કે તે ફરિશ્તા ગવાહી માટે) ઊભા થશે (તેનો ભાવાર્થ કયામતનો દિવસ છે, ત્યાંની મદદની પરિસ્થિતિ હમણા કાફિરોને જહન્નમનો અઝાબ થવા વિશે જાણ થઈ ચૂકી છે, આગળ તે દિવસનું વર્ણન છે એટલે કે) જે દિવસે જાલિમો (એટલે કે કાફિરો)ને તેમના બહાના કંઈ લાભ આપશે નહીં (એટલે કે પ્રથમ તો કોઈ બહાનું કાઢી શકશે જ નહીં અને જો કોઈ એવી હરકત કરવાનો પ્રયત્ન પણ કરશે તો તે લાભકારક બનશે નહીં) અને તેમના માટે લા'નત હશે અને તેમના માટે તે દુનિયામાં ખરાબી હશે (બસ આ પ્રમાણે તમે અને તમારા અનુયાયીઓ પણ મદદ પામશો અને વિરોધીઓ અપમાનિત થશે તથા ક્રોધનો ભોગ બનશે માટે તમે ધૈર્ય રાખો) અને (તમારાથી અગાઉ) અમે મૂસા (અલૈ.)ને હિદાયત (એટલે કે તવરાત) આપી ચૂક્યા છે અને (પછી) અમે તે કિતાબ બની ઈસ્રાઈલને પહોંચાડી હતી કે તે હિદાયત અને બોધ(ની કિતાબ) હતી બુદ્ધિશાળીઓ માટે

(એટલે કે મૂર્ખાઓથી વિરુદ્ધ કે તેઓ તેનાથી લાભ ન ઉઠાવી શક્યા એ જ પ્રમાણે હઝરત મૂસા અલૈ.ની જેમ તમે પણ રસૂલ છો અને તમારા ઉપર વહી આવે છે અને એ જ પ્રમાણે બની ઈસ્રાઈલની જેમ તમારા અનુયાયીઓ તમારા ઉપર ઊતરેલ કિતાબની સેવા કરશે અને જેમકે તેમનામાં બુદ્ધિશાળીઓ તેનું સમર્થન કરનારા અને તેના તા'બેદાર હતા તથા મૂર્ખા લોકો ઈન્કાર અને વિરોધ કરતા હતા એ જ પ્રમાણે આપ ﷺની ઉમ્મતમાં પણ બંને પ્રકારના લોકો છે) બસ (તેનાથી પણ) તમે (તસલ્લી પ્રાપ્ત કરો અને કાફિરોના કષ્ટો આપવા ઉપર) ધૈર્ય દાખવો, બેશક ! અલ્લાહનો વાયદો (જેના વિશે ઉપર ....لَنَنْصُرُ માં વર્ણન થયું છે બિલકુલ) સાચો છે અને (જો ક્યારેક સબ્ર દાખવવામાં કોઈ ઉણપ રહી ગઈ તો તે શરઈ કાયદા પ્રમાણેનો ગુનોહ નથી હોતો પરંતુ તમારા મહાન દરજ્જાના આધારે તે ઉણપને દૂર કરવા માટે) પોતાના (તે) ગુનાહની (જે એક રૂપક સ્વરૂપે તમારા મહાન દરજ્જાના આધારે ગુનોહ કહેવામાં આવ્યો છે) મા'ફી માંગો અને (એવી પ્રવૃત્તિમાં લાગી જાઓ કે રંજ ગમ આપનારી વસ્તુઓ તરફ ધ્યાન જ ન જાય અને તે પ્રવૃત્તિ એ છે કે) સવાર અને સાંજ (એટલે કે હરપળે) પોતાના પરવરદિગારના વખાણ સાથે તેની યાદ કરતા રહો (આ વિષય તો તમારી તસલ્લી માટેનો થયો આગળ ઈન્કારીઓ અને જુલ્મીઓની વાતનો રદિયો છે એટલે કે) જે લોકો કોઈ સનદ વિના જ કે જે તેમની પાસે મોજૂદ હોય અલ્લાહની આયતોમાં ઝઘડો કરે છે (તેમના માટે શંકાનું કોઈ કારણ નથી કે કોઈ ઝઘડાનું કારણ હોય બલકે) તેમના દિલોમાં નરી મોટાઈ (જ મોટાઈ) છે કે ત્યાં સુધી ક્યારેય પહોંચનાર નથી (અને તે મોટાઈના કારણે ઝઘડો કરે છે કારણ કે તે પોતાને મોટા સમજીને અનુસરણ કરવાથી નાનમ અનુભવે છે, તેઓ પોતે અન્યોને જ પોતાના તા'બેદાર બનાવવાની ભાવના રાખે છે પરંતુ તેમને આવી મોટાઈ ક્યારેય પ્રાપ્ત થશે નહીં, બલકે તેઓ ઘણા જ જલદી અપમાનિત થશે આથી બદ્ર વગેરેમાં મુસલમાનોના હાથે પરાજિત થયા) બસ (જ્યારે તેઓ પોતે મોટા થવા ઈચ્છે છે તો આપ ﷺ સાથે અદેખાઈ અને દુશ્મનાવટ બધું જ કંઈ કરશે પરંતુ) તમે (ભય ન સેવો બલકે તેમની બુરાઈઓથી) અલ્લાહની પનાહ માંગતા રહો બેશક ! તે જ સઘળું કંઈ સાંભળનાર સઘળું કંઈ જોનારો છે (તો તે પોતાની વિશિષ્ટ સિફતો દ્વારા પોતાના શરણમાં આવેલા લોકોને સુરક્ષિત રાખશે,

આ ઝઘડો તો આપ ﷺને રસૂલ માનવાનો હતો આગળ તેમનો વિવાદ કયામત વિશે રદિયા સાથે ઉપસ્થિત છે, એટલે કે તે લોકો જેઓ લોકોને ફરીવાર સજીવન થવાના ઈન્કારી છે ઘણા મોટા મૂર્ખાઓ છે એ કારણે કે) ખરેખર આસમાનો અને જમીનનું (શરૂઆતમાં) સર્જન કરવું મનુષ્યોના (ફરીવાર) સર્જન કરવા કરતાં મોટું કામ છે (જ્યારે મોટા કામ ઉપર શક્તિ પ્રાપ્ત હોવું સાબિત થઈ ગયું તો નાના કામ કરવા તો પ્રથમ દરજ્જાએ સાબિત થશે અને આ દલીલ સાબિતી માટે પૂરતી છે) પરંતુ ઘણા લોકો (આટલી વાત પણ) સમજતા નથી (કારણ કે તેઓ વિચાર જ કરતા નથી અને અમુક એવા પણ છે જેઓ વિચાર પણ કરે છે અને સમજે પણ છે અને માને પણ છે, આ પ્રમાણે કુર્આનને સાંભળનારા લોકોના બે પ્રકારો થઈ ગયા, એક તેને સમજનારા અને માનનારા તેઓ સમજશક્તિવાળા અને ઈમાનવાળા છે, બીજાઓ ન સમજનાર અને ન માનનાર આંધળાઓ અને દુરાચારી પણ છે) અને (તે બંને પ્રકારના લોકો એટલે કે એક) દૃષ્ટિવાળો, (અને બીજો) આંધળો અને (એક) તે લોકો જેઓ ઈમાન લાવ્યા અને તેમણે સારા કામો કર્યા અને (બીજા) દુષ્ટો પરસ્પર સરખા નથી હોતા (તેમાં તમને દિલાસો પણ છે કે દરેક પ્રકારના લોકો હોય છે બધા કેવી રીતે સમજવા લાગે અને ઈન્કારીઓ ઉપર કયામતના અઝાબની ધમકી પણ છે કે અમે બધાને એકસમાન રાખીશું નહીં, આગળ ઈન્કારીઓને એટલે કે તે લોકોને જેઓ આંધળાના ઉદાહરણ સ્વરૂપ છે અને દુરાચારી પણ છે તેમને ધ્યાન દોરવા માટે કહેવામાં આવે છે કે) તમે લોકો ઘણું જ ઓછું સમજો છો (નહિતર તમે ઈન્કારી અને દુરાચારી ન રહ્યા હોત અને કયામત વિશેના વિવાદનો જવાબ આપીને આગળ તે ઉપસ્થિત થવાની ખબર આપવામાં આવે છે કે) કયામત તો અવશ્ય આવીને રહેશે તે(ના આવવા)માં કોઈ પ્રકારની શંકા છે જ નહીં પરંતુ ઘણા લોકો (તેની જાહેર દલીલો ન હોવાના કારણે) માનતા નથી અને (એક વિવાદ તેમનો તવહીદમાં હતો કે અલ્લાહની સાથે તેઓ ભાગીદાર ઠરાવતા હતા, આગળ તેના વિશે કલામ છે એટલે કે) તમારા પરવરદિગારે ફરમાવ્યું છે કે (અન્યોને મદદ માટે ન પોકારો બલકે) મને જ પોકારો, હું (અયોગ્ય માંગણીઓ સિવાય) તમારી (દરેક) દરખાસ્ત કબૂલ કરી લઈશ (દુઆ વિશે કુર્આનની આયત فَيَكْشِفُ مَا تَدْعُوْنَ اِلَيْهِ اِنْ شَآءَ નો આ જ અર્થ છે કે અયોગ્ય દરખાસ્ત અને દુઆને રદ કરવામાં આવશે) જે લોકો (માત્ર)

મારી ઈબાદતથી (જેમાં મારી પાસે દુઆ માંગવું પણ સામેલ છે) અભિમાન કરે છે (અને ગેરોને પોકારે છે અને તેમની ઈબાદત કરે છે, ખુલાસો એ થયો કે જે લોકો તવહીદનો વિરોધ કરી શિર્ક કરે છે તેઓ ઘણા જ જલદી મરતાંની સાથે જ) અપમાનિત થઈને જહન્નમમાં દાખલ થશે.

## મસ્અલા અને બોધપાઠ :

اِنَّا لَنَنۡصُرُ رُسُلَنَا وَالَّذِيۡنَ اٰمَنُوۡا فِى الۡحَيٰوةِ الدُّنۡيَا આ આયતમાં અલ્લાહ તઆલાનો વાયદો છે કે તે પોતાના રસૂલો અને મો'મિનોની મદદ કર્યા કરે છે, દુનિયામાં પણ અને આખિરતમાં પણ; અને દેખીતું એ છે કે આ મદદ વિરોધીઓના મુકાબલામાં તેમની સહાયતાના હેતુસર હોય છે. ઘણા અંબિયા (અલૈ.) વિશે તો તે મદદ આવ્યાનું જાહેર થઈ ચૂક્યું છે પરંતુ અમુક અંબિયા (અલૈ.) જેમકે હઝરત યહ્યા, હઝરત ઝકરિય્યા અને હઝરત શુઅયૂબ (અલૈ.) કે જેમને દુશ્મનોએ શહીદ કરી નાંખ્યા અથવા અમુકને વતન છોડીને અન્ય સ્થળે હિજરત કરવી પડી, જેમકે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને ખાતમુલ અંબિયા રસૂલે કરીમ ﷺ તો તેમના વિશે શંકા થઈ શકે છે.

ઈબ્ને કષીરે ઈબ્ને જરીર (રહ.)ના હવાલાથી તેનો જવાબ આપ્યો છે કે આ આયતમાં મદદનો ભાવાર્થ સહાયતા અને દુશ્મનોથી બદલો લેવો છે, ભલે તેમની ઉપસ્થિતિમાં તેમના હાથે હોય અથવા તો તેમની વફાત પછી હોય; આ અર્થ બધા જ અંબિયા (અલૈ.) અને મો'મિનો ઉપર કોઈ પણ પ્રકારના અપવાદ વિના સત્ય ઠરે છે, જે લોકોએ પોતાના અંબિયા (અલૈ.)ને કતલ કર્યા, પછી તેઓ કેવા કેવા અઝાબોમાં સપડાયા અને તેમને કેવા અપમાનિત કરવામાં આવ્યા તેનાથી ઈતિહાસ ભર્યો પડ્યો છે. હઝરત યહ્યા અને ઝકરિય્યા (અલૈ.) તથા હઝરત શુઅયૂબ (અલૈ.)ના હત્યારાઓ ઉપર તેમના દુશ્મનોને થોપવામાં આવ્યા, જેમણે તેમને અપમાનિત કરી કતલ કર્યા. નમરૂદને અલ્લાહે કેવા અઝાબમાં પકડ્યો ! હઝરત ઈસા (અલૈ.)ના દુશ્મનો ઉપર અલ્લાહ તઆલાએ રૉમનોને થોપી દીધા જેમણે તેમને અપમાનિત કર્યા અને પછી કયામતથી પહેલાં પહેલાં અલ્લાહ તઆલા તેમને દુશ્મનો ઉપર વિજય આપશે. રસૂલે કરીમ ﷺના દુશ્મનોને તો અલ્લાહ તઆલાએ મુસલમાનોના જ હાથે જેર કર્યા, તેમના શરારતી સરદારો માર્યા ગયા, અમુક કેદ કરીને લાવવામાં આવ્યા અને બાકી

બચેલા ફત્હે મક્કામાં પકડીને લાવવામાં આવ્યા, તેમને રસૂલે કરીમ ﷺએ છોડી મૂક્યા. આપ ﷺનો કલિમો દુનિયામાં બુલંદ થયો અને તે જ બધા ધર્મો ઉપર ગાલિબ આવ્યો. સમગ્ર અરબ ટાપુ ઉપર આપ ﷺના સમયમાં જ ઈસ્લામની હુકૂમત કાયમ થઈ ગઈ.

يَوۡمَ يَقُوۡمُ الۡاَشۡهَادُ એટલે કે, જે દિવસે ગવાહ ઊભા થશે, તેનો ભાવાર્થ કયામત છે, ત્યાં તો અંબિયા (અલૈ.) અને મો'મિનો માટે અલ્લાહની ખાસ મદદ જોવામાં આવશે.

اِنۡ فِىۡ صُدُوۡرِهِمۡ اِلَّا كِبۡرٌ مَّا هُمۡ بِبَالِغِيۡهِ એટલે કે, આ લોકો જેઓ અલ્લાહની આયતોમાં કોઈ દલીલ અને હુજ્જત વિના જ વિવાદ કરે છે અને તેનો મૂળ હેતુ દીનનો ઈન્કાર કરવાનો છે તેનું કારણ એ સિવાય કંઈ નથી કે તેમના દિલોમાં અભિમાન છે, તેઓ પોતાની મોટાઈ ઈચ્છે છે અને પોતાની મૂર્ખતાથી એવું સમજી રહ્યા છે કે આ મોટાઈ અમને પોતાના ધર્મ ઉપર કાયમ રહેવાથી જ પ્રાપ્ત થઈ છે, તેને છોડીને જો મુસલમાન થઈ જઈશું તો અમારું આ સત્તા અને શાસન રહેશે નહીં. કુર્આને કરીમે ફરમાવ્યું, مَا هُمۡ بِبَالِغِيۡهِ એટલે કે, તેઓ પોતાની સાચી મોટાઈ અને સન્માન તથા સત્તા અને શાસન ઈસ્લામ લાવ્યા વિના પામી શકશે નહીં, અલબત્ત જો તેઓએ ઈસ્લામ કબૂલ કરી લીધો હોત તો ઈજ્જત અને સન્માન તેમની સાથે હોત. *(કુર્તુબી)*

وَقَالَ رَبُّكُمُ ادۡعُوۡنِىۡۤ اَسۡتَجِبۡ لَـكُمۡ اِنَّ الَّذِيۡنَ يَسۡتَكۡبِرُوۡنَ عَنۡ عِبَادَتِىۡ سَيَدۡخُلُوۡنَ جَهَنَّمَ دَاخِرِيۡنَ

## દુઆની હકીકત, તેની શ્રેષ્ઠતા, દરજ્જાઓ તથા તેની કબૂલ થવાની શરતો :

દુઆનો શાબ્દિક અર્થ "પોકારવું" થાય છે અને ઘણું ખરું કોઈ જરૂરિયાત અથવા જરૂરિયાતના સમયે પોકારવા માટે તેનો ઉપયોગ થાય છે, ક્યારેક અલ્લાહના ઝિક્રને પણ દુઆ કહેવામાં આવે છે. આ આયત ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની ખાસ શ્રેષ્ઠતા છે કે તેમને દુઆ માંગવાનો હુકમ આપવામાં આવ્યો અને તેને કબૂલ કરવાનો વાયદો કરવામાં આવ્યો અને જે દુઆ ન માંગે તેના માટે અઝાબની ધમકી આવી છે.

હઝરત કતાદહ (રદિ.)એ કઅ્બ બિન અહ્બાર (રદિ.)થી નકલ કર્યું છે કે અગાઉના સમયમાં આ વિશેષતા અંબિયા (અલૈ.)ની હતી કે તેમને અલ્લાહ તઆલા તરફથી હુકમ થતો હતો કે તમે દુઆ કરો હું કબૂલ કરીશ. ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની એ વિશેષતા છે કે આ હુકમ સમગ્ર ઉમ્મત માટે જાહેર કરી દેવામાં આવ્યો. *(ઈબ્ને કષીર)*

હઝરત નુઅ્માન બિન બશીર (રદિ.)એ આ આયતની તફસીરમાં આ હદીષ વર્ણન કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اِنَّ الدُّعَآءَ هُوَالْعِبَادَةُ એટલે કે, દુઆ ઈબાદત જ છે અને પછી તેમણે દલીલમાં આ આયત તિલાવત કરી, اِنَّ الَّذِيْنَ يَسْتَكْبِرُوْنَ عَنْ عِبَادَتِىْ

*(રવાહુલ ઈમામ અહમદ, તિરમિઝી, નસાઈ, અબૂદાવુદ વગેરે –ઈબ્ને કષીર)*

તફસીરે મઝહરીમાં છે કે اِنَّ الدُّعَآءَ هُوَالْعِبَادَةُ વાક્યમાં અરબીના કાયદા પ્રમાણે قَصْرُالْمُسْنَدِ عَلَى الْمُسْنَدِاِلَيْهِ (confining of the predicate to the subject) એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે દુઆ ઈબાદતનું જ નામ છે, એટલે કે દરેક દુઆ ઈબાદત જ છે અને قَصْرُالْمُسْنَدِ اِلَيْهِ عَلَى الْمُسْنَدِ સ્વરૂપે એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે દરેક ઈબાદત દુઆ જ છે, અત્રે બંને સંભાવનાઓ છે અને ભાવાર્થ અત્રે એ છે કે દુઆ અને ઈબાદત જો કે શાબ્દિક ભાવાર્થના આધારે ભિન્ન ભિન્ન છે પરંતુ તે ગુઢાર્થના આધારે સરખા છે કે દરેક દુઆ ઈબાદત છે અને દરેક ઈબાદત દુઆ છે, કારણ એ છે કે ઈબાદત કોઈની સામે અત્યંત નીચા થઈને કાકલુદી કરવી અને દેખીતું છે કે પોતાને કોઈનો મોહતાજ સમજી તેની સામે સવાલનો હાથ ફેલાવવો ઘણા મોટા અપમાનની બાબત છે અને તે ઈબાદતનો ભાવાર્થ છે, આ જ પ્રમાણે દરેક ઈબાદતનો ખુલાસો પણ અલ્લાહ તઆલા પાસે મા'ફી અને જન્નત તથા દુનિયા અને આખિરતની આફિયત માંગવી છે એટલા માટે એક હદીષે કુદ્સીમાં છે કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે જે વ્યક્તિ મારા વખાણ અને તા'રીફમાં એટલો મશ્ગૂલ હોય કે પોતાની જરૂરિયાત માંગવાની પણ જેને ફુરસદ ન મળે હું તેને માંગનારાઓથી પણ વધારે આપીશ, એટલે કે તેની જરૂરિયાત પૂરી કરી આપીશ. (રવાહુ જઝરી ફીન્નિહાયા) તિરમિઝી અને મુસ્લિમમાં એક રિવાયત આ પ્રમાણે છે, مَنْ شَغَلَهُ الْقُرْاٰنُ عَنْ ذِكْرِىْ وَمَسْئَلَتِىْ اَعْطَيْتُهُ اَفْضَلَ مَااُعْطِى السَّائِلِيْنَ એટલે કે જે વ્યક્તિ કુર્આનની તિલાવતમાં એટલો

મશ્ગૂલ હોય કે મારી પાસે પોતાની જરૂરિયાત માંગવાથી પણ તેને ફુરસદ ન મળે તેને એટલું આપીશ કે માંગનારને પણ એટલું નથી મળતું, આથી જાણ થઈ કે દરેક ઈબાદત પણ તે જ ફાયદો આપે છે જે દુઆનો ભાગ છે.

અરફાતની દહીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે અરફાતમાં મારી દુઆ અને મારાથી અગાઉના અંબિયા (અલૈ.)ની દુઆ (આ શબ્દો છે) لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ

*(રવાહુ ઈબ્ને અબી શયબા, મઝહરી)*

તેમાં ઈબાદત અને અલ્લાહના ઝિક્રને દુઆ કહી છે અને આ આયતમાં ઈબાદત ''દુઆ''ના અર્થમાં છે કે તેને છોડનારને જે જહન્નમની ધમકી સંભળાવવામાં આવી છે તે અભિમાનની પરિસ્થિતિમાં લાગુ પડશે, એટલે કે જે વ્યક્તિ અભિમાન કરી પોતાને દુઆથી ઉપરવટ સમજી દુઆ માંગવાનું છોડી દે તે કુફ્રની નિશાની છે તેથી જહન્નમની ધમકીનો હકદાર થયો, નહિતર સામાન્ય રીતે દુઆ પોતે ફરજ અથવા વાજિબ નથી, તેના છોડવાથી કોઈ ગુનોહ થતો નથી, અલબત્ત ઉલમાના ઈજ્માઅ્થી દુઆ મુસ્તહબ અને શ્રેષ્ઠ છે. (મઝહરી) તથા હદીષોના ખુલાસા પ્રમાણે બરકતોનું કારણ છે.

## દુઆની વિશિષ્ટતા :

**હદીષ :**

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા સમીપ દુઆથી વધારે કોઈ વસ્તુ ઈજ્જતવાળી નથી. *(તિરમિઝી, ઈબ્ને માજહ, હાકિમ, અને અબી હુરયરહ)*

**હદીષ :**

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે, اَلدُّعَاءُ مُخُّ الْعِبَادَةِ એટલે કે દુઆ ઈબાદતનો સાર (Essence) છે. *(તિરમિઝી, અન અનસ રદિ.)*

**હદીષ :**

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા પાસે તેની કૃપા માંગ્યા કરો કારણ કે અલ્લાહ તઆલા સવાલ અને જરૂરિયાતની માંગણીને પસંદ કરે છે અને સૌથી મોટી ઈબાદત એ છે કે કઠીન સમયે વ્યક્તિ છૂટછાટની રાહ જુએ.

*(તિરમિઝી, અન ઈબ્ને મસ્ઊદ રદિ.)*

**હદીષ :**

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ અલ્લાહ પાસે પોતાની જરૂરિયાતનો સવાલ નથી કરતો અલ્લાહ તઆલાનો તેના ઉપર ગઝબ થાય છે.

*(તિરમિઝી, ઈબ્ને હબ્બાન, હાકિમ)*

આ બધી રિવાયતો તફસીરે મઝહરીમાં નકલ કરીને ફરમાવ્યું છે કે દુઆ ન માંગનાર ઉપર અલ્લાહના કહેરની વઈદ એ સ્વરૂપમાં છે કે ન માંગનારો અભિમાન કરનાર અને પોતાને તેનાથી ઉપરવટ સમજતો હોય; જેમકે પ્રસ્તુત આયતમાં اِنَّ الَّذِيۡنَ يَسۡتَكۡبِرُوۡنَ ના શબ્દોથી સાબિત થાય છે.

**હદીષ :**

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે દુઆથી કંટાળો નહીં કારણ કે દુઆની સાથે કોઈ હલાક નથી થતું. *(ઈબ્ને હબ્બાન, હાકિમ અન અનસ)*

**હદીષ :**

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે દુઆ મો'મિનનું હથિયાર છે અને દીનનો સ્તંભ તથા આસમાન અને જમીનનો પ્રકાશ છે.

*(હાકિમ, ફિલ મુસ્તદરક અન અબી હુરયરહ)*

**હદીષ :**

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, જે વ્યક્તિ માટે દુઆના દરવાજા ખોલી દેવામાં આવ્યા તેના માટે રહમતના દરવાજા ખુલી ગયા અને અલ્લાહ તઆલા પાસે કોઈ દુઆ તેનાથી વધારે પ્રિય માંગવામાં નથી આવી કે માનવી તેની પાસે આફિયત (જરૂરિયાતોથી મુક્ત થવા)નો સવાલ કરે.

*(તિરમિઝી, હાકિમ અન અબી હુરયરહ)*

શબ્દ "આફિયત" ઘણો ગૂઢાર્થવાળો શબ્દ છે જેમાં આફતોથી રક્ષણ તથા દરેક જરૂરિયાતો પૂર્ણ થવું વગેરે સામેલ છે.

**મસ્અલો :**

કોઈ ગુનાહ અથવા સંબંધ વિચ્છેદ કરવાની દુઆ માંગવી હરામ છે, તે દુઆ અલ્લાહ તઆલા નજીક કબૂલ પણ નથી થતી.

*(કમા ફિલ હદીષ, અન અબી સઈદ ખુદરી રદિ.)*

**દુઆની સ્વીકૃતીનો વાયદો :**

પ્રસ્તુત આયતમાં એ વાયદો કરવામાં આવ્યો છે કે જે બંદો અલ્લાહ પાસે દુઆ માંગે છે તે કબૂલ થાય છે પરંતુ અમુક સમયે માનવી એવું પણ જુએ છે કે દુઆ માંગી અને તે કબૂલ થઈ નહીં, તેનો જવાબ એક હદીષમાં છે જે હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી નકલ થયો છે કે નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું કે મુસલમાન જે પણ દુઆ અલ્લાહ પાસે કરે છે અલ્લાહ તેને અર્પણ કરે છે એ શરતે કે તેમાં કોઈ ગુનાહ અથવા સંબંધ વિચ્છેદ કરવાની દુઆ ન હોય અને કબૂલ કરવાના ત્રણ સ્વરૂપોમાંથી કોઈ સ્વરૂપ હોય છે, એક એ કે જે માંગ્યું તે જ મળી જાય, બીજું એ કે તેની ઇચ્છિત વસ્તુના બદલામાં તેને આખિરતનો બદલો અથવા સવાબ આપવામાં આવે અને ત્રીજું એ કે માંગેલ વસ્તુ તો ન મળી પરંતુ કોઈ આફત અથવા મુસીબત તેના ઉપર આવવાની હતી તે ટળી ગઈ.

*(મુસ્નદે અહમદ, મઝહરી)*

**દુઆ કબૂલ કરવાની શરતો :**

પ્રસ્તુત આયતમાં તો કોઈ જાહેર શરત નથી એટલે સુધી કે મુસલમાન હોવું પણ દુઆ કબૂલ થવાની શરત સ્વરૂપે નથી, કાફિરની દુઆ પણ અલ્લાહ કબૂલ કરે છે એટલે સુધી કે ઇબ્લીસની કયામત સુધી જીવતા રહેવાની દુઆ કબૂલ થઈ ગઈ, ન તો દુઆ માટે કોઈ સમય શરત છે અને ન જ પાકી અથવા વુઝૂ સાથે હોવું શરત છે પરંતુ ભરોસાપાત્ર હદીષોમાં અમુક વસ્તુઓને કબૂલિયતના અવરોધો સ્વરૂપે દર્શાવાયા છે તે વસ્તુઓથી બચવું જરૂરી છે, જેમકે હદીષમાં અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અમુક વ્યક્તિ ઘણી મુસાફરી કરે છે અને આસમાન તરફ દુઆ માટે હાથ ઉઠાવે છે અને યા રબ ! યા રબ ! કહીને પોતાની જરૂરિયાત માંગે છે પરંતુ તેમનું ખાવું હરામ ! પીવું હરામ ! પોશાક હરામ ! તેમને હરામનો જ ખોરાક આપવામાં આવ્યો તો તેમની દુઆ કઈ રીતે કબૂલ થશે ?! *(રવાહુ મુસ્લિમ)*

એ જ પ્રમાણે બેદરકારી અને લાપરવાહી સાથે ધ્યાન આપ્યા વિના જ દુઆના શબ્દો પઢયા તો હદીષમાં તેના વિશે આવ્યું છે કે એવી દુઆ પણ કબૂલ થતી નથી. *(તિરમિઝી અન અબી હુરયરહ)*

## આયતો : (સૂરએ મુઅ્મિન : આયત નં. ૬૧ થી ૬૮)

اَللّٰهُ الَّذِیْ جَعَلَ لَكُمُ الَّیْلَ لِتَسْكُنُوْا فِیْهِ وَ النَّهَارَ مُبْصِرًا ؕ اِنَّ اللّٰهَ لَذُوْ فَضْلٍ
عَلَى النَّاسِ وَ لٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا یَشْكُرُوْنَ ﴿٦١﴾ ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ خَالِقُ كُلِّ شَیْءٍ ۘ وقف لازم
لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۫ فَاَنّٰى تُؤْفَكُوْنَ ﴿٦٢﴾ كَذٰلِكَ یُؤْفَكُ الَّذِیْنَ كَانُوْا بِاٰیٰتِ اللّٰهِ
یَجْحَدُوْنَ ﴿٦٣﴾ اَللّٰهُ الَّذِیْ جَعَلَ لَكُمُ الْاَرْضَ قَرَارًا وَّ السَّمَآءَ بِنَآءً وَّ صَوَّرَكُمْ
فَاَحْسَنَ صُوَرَكُمْ وَ رَزَقَكُمْ مِّنَ الطَّیِّبٰتِ ؕ ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ ۚۖ فَتَبٰرَكَ
اللّٰهُ رَبُّ الْعٰلَمِیْنَ ﴿٦٤﴾ هُوَ الْحَیُّ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ فَادْعُوْهُ مُخْلِصِیْنَ لَهُ
الدِّیْنَ ؕ اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِیْنَ ﴿٦٥﴾ قُلْ اِنِّیْ نُهِیْتُ اَنْ اَعْبُدَ الَّذِیْنَ تَدْعُوْنَ
مِنْ دُوْنِ اللّٰهِ لَمَّا جَآءَنِیَ الْبَیِّنٰتُ مِنْ رَّبِّیْ ۫ وَ اُمِرْتُ اَنْ اُسْلِمَ لِرَبِّ
الْعٰلَمِیْنَ ﴿٦٦﴾ هُوَ الَّذِیْ خَلَقَكُمْ مِّنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ ثُمَّ مِنْ عَلَقَةٍ
ثُمَّ یُخْرِجُكُمْ طِفْلًا ثُمَّ لِتَبْلُغُوْۤا اَشُدَّكُمْ ثُمَّ لِتَكُوْنُوْا شُیُوْخًا ۚ وَ مِنْكُمْ
مَّنْ یُّتَوَفّٰى مِنْ قَبْلُ وَ لِتَبْلُغُوْۤا اَجَلًا مُّسَمًّى وَّ لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ﴿٦٧﴾ هُوَ
الَّذِیْ یُحْیٖ وَ یُمِیْتُ ۚ فَاِذَا قَضٰۤى اَمْرًا فَاِنَّمَا یَقُوْلُ لَهٗ كُنْ فَیَكُوْنُ ﴿٦٨﴾ ع

## તરજુમો :

*અલ્લાહ જ છે જેણે તમારા માટે રાત બનાવી કે તેમાં આરામ કરો અને દિવસ જોવા માટે (પ્રકાશિત) બનાવ્યો, અલ્લાહ તો લોકો ઉપર કૃપાવંત છે અને પરંતુ ઘણા લોકો પાડ માનતા નથી. (૬૧) તે અલ્લાહ જ છે તમારો પરવરદિગાર દરેક વસ્તુનો સર્જક, તેના સિવાય કોઈની બંદગી નથી, પછી ક્યાં અવળા જાઓ છો !? (૬૨) આ રીતે તે લોકો જ અવળા જાય છે જેઓ અલ્લાહની આયતોના ઈન્કારી થતા રહે છે. (૬૩) અલ્લાહ જ છે જેણે તમારા માટે જમીનને થોભવાનું સ્થળ (રહેઠાણ) બનાવ્યું અને આસમાનને*

*છત; અને તમારી શકલ બનાવી તો તમારી સારી શકલો બનાવી અને તમને પવિત્ર (સ્વચ્છ) વસ્તુઓ દ્વારા રોજી આપી, તે અલ્લાહ જ છે તમારો પરવરદિગાર; બસ અલ્લાહની મહાન બરકત છે જે સમગ્ર વિશ્વનો પરવરદિગાર છે. (૬૪) તે છે હયાત રહેનારો, તેના સિવાય કોઈ મઅ્બૂદ નથી; બસ તેની જ બંદગી ખાસ રાખી તેને પોકારો, સઘળા વખાણ અલ્લાહ માટે છે જે સમગ્ર વિશ્વનો પરવરદિગાર છે. (૬૫) તમે કહો કે મને મનાઈ કરી દીધી કે તેમની પૂજા કરું જેમને તમે અલ્લાહના સિવાય પોકારો છો જ્યારે મારી પાસે મારા પરવરદિગાર પાસેથી ખુલ્લી નિશાનીઓ પહોંચી ચૂકી અને મને હુકમ થયો કે સમગ્ર વિશ્વના પરવરદિગારને તા'બે રહું. (૬૬) તે જ છે જેણે તમને (ધૂળ)માટીથી બનાવ્યા, પછી પાણીના ટીપાથી, પછી બાઝી ગયેલા લોહીથી, પછી તમને બાળક (સ્વરૂપે) કાઢે છે, પછી જ્યાં સુધી કે પોતાના સંપૂર્ણ બળે (યુવાવસ્થાએ) પહોંચો, પછી જ્યાં સુધી કે વૃદ્ધ થઈ જાઓ અને કોઈ તમારામાં એવું છે કે એનાથી પહેલાં મૃત્યુ પામે છે અને જ્યાં સુધી કે લખેલા વાયદે પહોંચો અને જેથી તમે વિચારો ! (૬૭) તે જ છે જે જીવાડે છે અને મોત આપે છે, પછી જ્યારે કોઈ કાર્યનો હુકમ કરે તો તેને એવું જ કહે, "થઈ જા" તે થઈ જાય છે. (૬૮)*

## તફસીર :

અલ્લાહ જ છે જેણે તમારા (લાભ) માટે રાત બનાવી જેથી તમે તેમાં આરામ કરો અને તેણે જ દિવસને (જોવા માટે) પ્રકાશિત બનાવ્યો, (જેથી કોઈ અવરોધ વિના રોજી પ્રાપ્ત કરો) બેશક ! અલ્લાહ તઆલાની લોકો ઉપર ઘણી જ મોટી કૃપા છે (કે તેમની જરૂરિયાતોનું અને હિતોનું કેવું કેવું ધ્યાન રાખ્યું છે !) પરંતુ ઘણા લોકો (આ નેઅ્મતોનો) આભાર માનતા નથી (બલકે ઊલટાનું શિર્ક કરે છે) આ અલ્લાહ છે તમારો પરવરદિગાર (જેનું વર્ણન થયું, ન કે તે જેને તમે ઘડી રાખ્યા છે) તે (અલ્લાહ) દરેક વસ્તુનો પેદા કરનારો છે, તેના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી બસ (તવહીદની સાબિતી પછી) તમે લોકો ક્યાં (શિર્ક કરીને) ઊલટા ચાલી રહ્યા છો ! (અને તમારા ઉપસ્થિત લોકોની તેમાં શું વિશેષતા છે ? જે પ્રમાણે તમે પૂર્વગ્રહ અને દુશ્મનાવટના કારણે આવા અવળા ચાલી રહ્યા છો) એ જ પ્રમાણે તેઓ (આગલા) લોકો પણ અવળા ચાલ્યા કરતા હતા જેઓ

અલ્લાહની (તક્વીની અને નાઝિલ કરેલ) નિશાનીઓનો ઈન્કાર કર્યા કરતા હતા, અલ્લાહ જ છે જેણે જમીનને (મખ્લૂક માટે) થોભવાનું સ્થળ (રહેઠાણ) બનાવ્યું અને આસમાનને (ઉપર) છત (સમાન) બનાવ્યું અને તમારો આકાર બનાવ્યો, બસ ઉમદા સ્વરૂપ બનાવ્યું (તેથી માણસના અવયવો સમાન કોઈ પ્રાણીના અવયવોમાં સુમેળ નથી અને આ સાબિતી સર્વસ્વીકૃત છે) અને તમને ઉમદા ઉમદા ખાવાની વસ્તુઓ આપી (બસ), આ અલ્લાહ છે તમારો પરવરદિગાર; બસ મહાન ઊંચી શા'નવાળો છે, અલ્લાહ જે સમગ્ર વિશ્વનો પરવરદિગાર છે તે જ (હંમેશા હંમેશ) જીવંત (રહેનાર) છે તેના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી, બસ તમે (સૌ) માત્ર ખાસ ભરોસો કરી તેને જ પોકારો (અને શિર્ક ન કર્યા કરો) સઘળી ખુબીઓ તે જ અલ્લાહના માટે છે જે સમગ્ર વિશ્વનો પરવરદિગાર છે, તમે (તે મુશ્રિકોને સંભળાવવા માટે) કહી આપો કે મને તેનાથી મનાઈ કરવામાં આવી છે કે હું તે(ભાગીદારો)ની ઈબાદત કરું જેને તમે અલ્લાહ સિવાય પોકારો છો જ્યારે કે મારી પાસે મારા પરવરદિગારની નિશાનીઓ આવી ચૂકી (તેનો ભાવાર્થ બૌદ્ધિક અને નાઝિલ થયેલ દલીલો છે, મતલબ એ છે કે શિર્કની મને મનાઈ કરવામાં આવી છે) અને મને એ હુકમ થયો છે કે હું (માત્ર) રબ્બુલ આલમીનની સામે (ઈબાદતમાં) ગરદન ઝુકાવી લઉં (મતલબ એ છે કે મને તો તવહીદનો હુકમ થયો છે) તે જ છે જેણે તમને (એટલે કે તમારા પિતા આદમ અલૈ.ને) માટીથી પેદા કર્યા, પછી (આગળ તેમની નસ્લને) નુત્ફહથી, પછી લોહીના લોથડાથી (જેમકે સૂરએ હજ્જમાં વર્ણન થયું છે), પછી તમને બાળક બનાવીને (માંના ગર્ભથી) કાઢે છે ત્યારબાદ (તમને જીવંત રાખે છે) જેથી તમે પોતાની યુવાનીએ પહોંચો પછી (તમને વધારે જીવંત રાખે છે) જેથી તમે વૃદ્ધ થઈ જાઓ અને કોઈ કોઈ તમારાથી (આ ઉંમરે એટલે કે યુવાની અને વૃદ્ધાવસ્થાથી) પહેલાં જ મૃત્યુ પામે છે (આ તો સૌની અલગ અલગ હાલત થઈ કે કોઈ યુવાન થયો કોઈ ન થયો, કોઈ વૃદ્ધ થયો કોઈ ન થયો) અને (આ બાબત ભવિષ્યમાં પણ બધા માટે સરખી છે કે તમારામાંથી દરેકને એક ખાસ જીવન આપે છે) જેથી તમે સૌ (પોતપોતાના) નિશ્ચિત સમય (મુકદ્દર) સુધી પહોંચી જાઓ (બસ આ બાબત બધા માટે એકસમાન છે ભલે તેના સ્વરૂપ જુદા જુદા હોય) અને (આ સઘળું એટલા માટે કર્યું) જેથી તમે લોકો (આ બાબતોમાં વિચાર કરીને અલ્લાહ

તઆલાની તવહીદને) સમજો ! તે જ છે જે જીવાડે છે અને મોત આપે છે, પછી જ્યારે તે કોઈ કામને (તત્કાળ) પુરું કરવા ઈચ્છે છે બસ તેના વિશે (એટલું) કહી આપે છે કે "થઈ જા" બસ તે થઈ જાય છે.

## મસ્અલા અને બોધપાઠ :

પસ્તુત આયતોમાં અલ્લાહ તઆલાના ઈનામો અને સંપૂર્ણ કુદરતના અમુક નજારાઓ રજુ કરીને તવહીદનું આમંત્રણ આપવામાં આવ્યું છે.

جَعَلَ لَكُمُ الَّيْلَ لِتَسْكُنُوْا فِيْهِ وَالنَّهَارَ مُبْصِرًا વિચાર કરો કે કેટલી મહાન નેઅ્મત છે કે કુદરતે દરેક વર્ગના મનુષ્યો બલકે પ્રાણીઓ સુદ્ધાં માટે સ્વાભાવિક રીતે ઊંઘનો એક નિશ્ચિત સમય નક્કી કરી દીધો અને તે સમયને અંધારું કરીને ઊંઘ આવવાપાત્ર કરી દીધો અને સૌના સ્વભાવ તથા પ્રકૃતિમાં એ વણી દીધું કે તે જ સમયે એટલે કે રાત્રે જ ઊંઘ આવે છે નહિતર જે પ્રમાણે મનુષ્ય પોતાના કારોબાર માટે પોતપોતાની પ્રકૃતિ અને સહૂલત પ્રમાણે સમયનું આયોજન કરે છે જો ઊંઘ પણ એ જ પ્રમાણે તેના અધિકારક્ષેત્રમાં હોત અને દરેક માનવી પોતાની ઊંઘ માટેનું અલગ અલગ આયોજન કરતો હોત તો ન તો સૂનારાઓને ઊંઘનો આનંદ અને રાહત મળી હોત અને ન જ જાગૃત લોકોના કામનું વ્યવસ્થાપન વ્યવસ્થિત થઈ શક્યું હોત, કારણ કે માનવોની જરૂરિયાતો પરસ્પર એકબીજા સાથે જોડાયેલ હોય છે, જો ઊંઘના સમયો વિવિધ પ્રકારના હોત તો જાગૃત લોકોના કામ તેમાં દખલગીરી ઉત્પન્ન કરતા હોત, જે સમય સૂનારાઓ માટે નિશ્ચિત કરવામાં આવે સૂનારાઓના તે કાર્યો ખરાબ થઈ ગયા હોત જેનો સંબંધ જાગનારાઓ સાથે છે અને માત્ર માનવોની ઊંઘનો સમય નિશ્ચિત હોત, અન્ય પ્રાણીઓને બીજી મખ્લૂકના ઊંઘના સમયો જો ભિન્ન ભિન્ન હોત તો માનવોના કામોની વ્યવસ્થા ખોરવાઈ ગઈ હોત.

وَصَوَّرَكُمْ فَاَحْسَنَ صُوَرَكُمْ માનવના સ્વરૂપને અલ્લાહ તઆલાએ બધા પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ અને વિશિષ્ટ પ્રકારનું ઉત્તમ આકારમાં બનાવ્યું છે, તેને વિચારવા અને સમજવા માટે બુદ્ધિ અર્પણ કરી છે, તેના હાથ પગ એવા બનાવ્યા કે તેના દ્વારા અનેક પ્રકારની વસ્તુઓનું ઉત્પાદન કરીને પોતાની રાહતનો સામાન બનાવી લે છે, તેનું ખાવું પીવું પણ સામાન્ય પ્રાણીઓ કરતાં વિશિષ્ટ પ્રકારનું છે કે જાનવરો પોતાના મોઢાંથી ચરે છે અને પીએ છે, માનવી આ કાર્ય હાથોથી કરે છે,

સામાન્ય પ્રાણીઓનો ખોરાક પ્રકૃતિમાં છવાયેલ વસ્તુઓથી છે, કોઈ માંસ ખાય છે, કોઈ ઘાસ અને પાંડદા ખાય છે અને તે પણ બિલકુલ કાચા; તેનાથી વિપરીત માનવી કે તે પોતાના ખોરાકને વિવિધ પ્રકારની વસ્તુઓ, ફળો, લીલોતરી, માંસ વગેરેને મસાલેદાર, સ્વાદિષ્ટ અને આકર્ષક બનાવીને ખાય છે, એક એક ફળ વડે અનેક પ્રકારના ખોરાક અચાર, મુરબ્બા, ચટણી વગેરે તૈયાર કરે છે.

فَتَبَارَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ

---

## આયતો : (સૂરએ મુઅ્મિન : આયત નં. ૬૯ થી ૭૮)

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ يُجَادِلُوْنَ فِيْٓ اٰيٰتِ اللّٰهِ اَنّٰى يُصْرَفُوْنَ ﴿٦٩﴾ اَلَّذِيْنَ كَذَّبُوْا
بِالْكِتٰبِ وَبِمَآ اَرْسَلْنَا بِهٖ رُسُلَنَا فَسَوْفَ يَعْلَمُوْنَ ﴿٧٠﴾ اِذِ الْاَغْلٰلُ فِيْٓ اَعْنَاقِهِمْ
وَالسَّلٰسِلُ يُسْحَبُوْنَ ﴿٧١﴾ فِي الْحَمِيْمِ ثُمَّ فِي النَّارِ يُسْجَرُوْنَ ﴿٧٢﴾ ثُمَّ قِيْلَ لَهُمْ اَيْنَ
مَا كُنْتُمْ تُشْرِكُوْنَ ﴿٧٣﴾ مِنْ دُوْنِ اللّٰهِ قَالُوْا ضَلُّوْا عَنَّا بَلْ لَّمْ نَكُنْ نَّدْعُوْا مِنْ
قَبْلُ شَيْـًٔا كَذٰلِكَ يُضِلُّ اللّٰهُ الْكٰفِرِيْنَ ﴿٧٤﴾ ذٰلِكُمْ بِمَا كُنْتُمْ تَفْرَحُوْنَ
فِي الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ وَبِمَا كُنْتُمْ تَمْرَحُوْنَ ﴿٧٥﴾ اُدْخُلُوْٓا اَبْوَابَ جَهَنَّمَ
خٰلِدِيْنَ فِيْهَا فَبِئْسَ مَثْوَى الْمُتَكَبِّرِيْنَ ﴿٧٦﴾ فَاصْبِرْ اِنَّ وَعْدَ اللّٰهِ
حَقٌّ فَاِمَّا نُرِيَنَّكَ بَعْضَ الَّذِيْ نَعِدُهُمْ اَوْ نَتَوَفَّيَنَّكَ فَاِلَيْنَا يُرْجَعُوْنَ ﴿٧٧﴾ وَلَقَدْ
اَرْسَلْنَا رُسُلًا مِّنْ قَبْلِكَ مِنْهُمْ مَّنْ قَصَصْنَا عَلَيْكَ وَمِنْهُمْ مَّنْ لَّمْ نَقْصُصْ
عَلَيْكَ وَمَا كَانَ لِرَسُوْلٍ اَنْ يَّاْتِيَ بِاٰيَةٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ فَاِذَا جَآءَ اَمْرُ اللّٰهِ قُضِيَ
بِالْحَقِّ وَخَسِرَ هُنَالِكَ الْمُبْطِلُوْنَ ﴿٧٨﴾

**તરજુમો :**

*તમે તેમને જોયા નથી જેઓ અલ્લાહની આયતોમાં ઝઘડે છે ? ક્યાં અવળા*

*જઈ રહ્યા છે !? (૬૯) તે લોકો કે જેમણે આ કિતાબને જૂઠાડી (કુર્આનને જૂઠાડ્યું) અને તેને જે અમે પોતાના રસૂલો સાથે મોકલ્યું; બસ (અંતે) તેઓ જાણી લેશે (૭૦) જ્યારે તેમની ગરદનોમાં તોક પડે અને સાંકળો પણ, ઘસેડવામાં આવે (૭૧) છછરતા પાણીમાં, પછી તેમને આગમાં ઝોંકી દેવામાં આવે. (૭૨) પછી તેમને કહેવામાં આવે, ક્યાં ગયા તેઓ જેમને તમે ભાગીદાર ઠેરવ્યા કરતા હતા (૭૩) અલ્લાહના સિવાય ? તેઓ કહેશે, તેઓ અમારી પાસેથી ગુમ થઈ ગયા, બલકે અમે તો (જાણે) કોઈ વસ્તુને પોકારતા જ ન હતા; આ જ પ્રમાણે અલ્લાહ કાફિરોને માર્ગ ભટકાવે છે. (૭૪) આ તેનો બદલો જે તમે જમીનમાં નાહક ઈતરાતા ફરતા હતા અને તેનો જે તમે અભિમાન કરતા હતા. (૭૫) દોઝખના દરવાજાઓમાં દાખલ થઈ જાઓ તેમાં સદાય રહેવા માટે; બસ અભિમાનીઓનું કેવું બુરું ઠેકાણું છે! (૭૬) (હે નબી ﷺ !) બસ તમે ધીરજ ધરો બેશક અલ્લાહનો વાયદો સત્ય છે, પછી જો અમે તમને કોઈ વાયદો બતાવી આપીએ જે અમે તેમનાથી કરીએ છીએ અથવા તમને વફાત આપીએ, દરેક પરિસ્થિતિમાં અમારા જ તરફ પાછા વળીને આવશે. (૭૭) અને અલબત્ત અમે તમારાથી અગાઉ ઘણા રસૂલ મોકલ્યા, અમુક તેમનામાં તે છે કે અમે તેમના અહેવાલ તમને સંભળાવ્યા અને અમુકના નથી સંભળાવ્યા અને કોઈ રસૂલની શક્તિમાં ન હતું કે અલ્લાહના હુકમ સિવાય કોઈ નિશાની (મોઅ્જિઝો) લઈ આવે ! પછી જ્યારે અલ્લાહનો હુકમ આવ્યો, ન્યાયપૂર્વક ફેંસલો થઈ ગયો અને તે વેળા જૂઠાઓ નુકસાનમાં પડ્યા. (૭૮)*

## તફસીર :

શું તમે તે લોકો(ના હાલ હવાલ)ને નથી જોયા જે અલ્લાહ તઆલાની આયતોમાં ઝઘડો કાઢે છે ? ક્યાં અવળા જઈ રહ્યા છે ?! જે લોકોએ આ કિતાબને જૂઠાડી (એટલે કે કુર્આનને) અને તે વસ્તુને પણ (જૂઠાડ્યું) જે અમે પોતાના પયગમ્બરોને આપી મોકલ્યા હતા (તેમાં કિતાબો, હુકમો અને મોઅ્જિઝાઓ બધું સામેલ છે, કારણ કે અરબના મુશ્રિકો અન્ય કોઈ પયગમ્બરને પણ માનતા ન હતા) બસ તેમને હમણા (એટલે કે કયામતમાં કે તે નજીક જ છે) ખબર થઈ જશે જ્યારે તેમની ગરદનોમાં તોક હશે અને (તે તોકોમાં) સાંકળો (પરોવેલી હશે

જેનો બીજો છેડો ફરિશ્તાઓના હાથમાં હશે અને તેઓ સાંકળોથી) તેમને ઘસેડીને ઊકળતા પાણીમાં પહોંચાડશે પછી તેઓને આગમાં ઝોંકી દેવામાં આવશે, પછી તેમને પૂછવામાં આવશે કે તે અલ્લાહ સિવાયના (મઅ્બૂદો) ક્યાં ગયા જેમને તમે (અલ્લાહના) ભાગીદાર ઠરાવતા હતા ? (એટલે કે તમારી મદદે કેમ નથી આવતા ?) તેઓ કહેશે કે તે તો સૌ અમારાથી ગાયબ થઈ ગયા બલકે (સાચી વાત તો એ છે કે) અમે પહેલાં (દુનિયામાં જે પ્રમાણે મૂર્તિઓને પૂજતા હતા અને હવે તો અમને જાણ થઈ ગઈ કે) કોઈને પણ પૂજતા ન હતા (એટલે કે જાણ થઈ ગઈ કે તે કોઈ વસ્તુ ન હતી, માત્ર નિરર્થક વસ્તુ હતી અને આવી વાત ભૂલ જાહેર થવાના સમયે કહેવામાં આવે છે જેમકે કોઈ વ્યક્તિ વેપારમાં નુકસાન ઉઠાવે અને તેને પૂછવામાં આવે કે તમે ફલાણા માલનો વેપાર કર્યા કરો છો અને તે કહેશે કે હું તો કોઈ વેપાર જ નથી કરતો, એટલે કે જ્યારે તેનો લાભ જ ન હોય તો એવું સમજવું જોઈએ કે જાણે કોઈ પ્રવૃત્તિ જ નથી કરી, આગળ અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે) અલ્લાહ તઆલા એ જ પ્રમાણે કાફિરોને ભૂલમાં ફસાવી રાખે છે (કે જે વસ્તુ નિરર્થક અને લાભવિહોણી હોવાનો પોતે ત્યાં એકરાર કરશે, આજે તેઓ અહીંયાં દુનિયામાં તેમની પૂજામાં મશ્ગૂલ છે, ઈરશાદ થશે કે) આ (સજા) તેના બદલામાં છે કે તમે દુનિયામાં નાહક ખુશીઓ મનાવતા હતા અને તેના બદલામાં છે કે તમે ઈતરાતા હતા (અને તેના પહેલાં તેમને હુકમ થશે) કે જહન્નમના દરવાજાઓમાં ઘુસો (અને) હંમેશા હંમેશ તેમાં રહો, બસ (અલ્લાહની આયતો ઉપર) અભિમાન કરનારાઓનું તે બુરું ઠેકાણું છે (અને જ્યારે તેમની પાસેથી આ પ્રમાણે બદલો લઈ લેવામાં આવશે) તો તમે (થોડી) ધીરજ ધરો, બેશક ! અલ્લાહનો વાયદો સાચો છે પછી જે (અઝાબ)નો અમે તેમને વાયદો કરી રહ્યા છે (કે કુફ્ર એક અઝાબ આવવાનું કારણ છે) તેમાં કંઈ થોડો (અઝાબ) જો અમે તમને બતાવીએ (એટલે કે આપ ﷺની હયાતીમાં તેમના ઉપર નાઝિલ થઈ જાય) અથવા (તે આવતા પહેલાં જ) અમે તમને વફાત આપી દઈએ (પછી ભલે તે પાછળથી આવે અથવા ન આવે) બસ (બંને સંભાવનાઓ છે, કોઈ શંકા જરૂરી નથી પરંતુ દરેક પરિસ્થિતિ અને દરેક શક્યતા ઉપર) તેમને અમારી પાસે આવવાનું હશે (અને તે સમયે નિશ્ચિત તેમના ઉપર અઝાબ થોપવામાં આવશે) અને (એ વાતને યાદ કરીને પણ સાંત્વના પ્રાપ્ત કરો કે) અમે તમારાથી પહેલાં

ઘણા પયગમ્બર મોકલ્યા જેમનામાં અમુક તો તે છે કે તેમના કિસ્સા અમે તમને (ટૂંકમાં અથવા વિગતવાર) વર્ણન કર્યા છે અને અમુક તે છે જેમનું અમે તમને વર્ણન નથી કર્યું અને (આટલી બાબત તે સૌમાં સરખી છે કે) કોઈ રસૂલથી એ ન થઈ શક્યું કે કોઈ મોઅ્જિઝો અલ્લાહના હુકમ વિના જાહેર થઈ શકે (અને ઉમ્મતની દરેક દરખાસ્ત પૂરી કરી શકે, બસ અમુક એટલા માટે પણ તેમને જૂઠાડતા રહ્યા, એ જ પ્રમાણે આ લોકો આપ ﷺને જૂઠાડે છે તો તમે તસલ્લી રાખો અને ધીરજ ધરો) પછી જે સમયે અલ્લાહનો (અઝાબ નાઝિલ થવા માટેનો) હુકમ આવશે (ભલે તે દુનિયામાં અથવા આખિરતમાં અલ્લાહના ફરમાન પ્રમાણે فَاِمَّا نُرِيَنَّكَ بَعْضَ الَّذِىْ نَعِدُهُمْ) તો ઠીક ઠીક (અમલી) ફેંસલો થઈ જશે અને તે સમયે જૂઠાઓ નુકસાનમાં રહી જશે.

## મસ્અલા અને બોધપાઠ :

يُسْحَبُوْنَ فِى الْحَمِيْمِ ثُمَّ فِى النَّارِ يُسْجَرُوْنَ માં શબ્દ حَمِيْمُ (હમીમ) એ "છછળતું પાણી" છે. આ આયતનો ભાવાર્થ એ થાય છે કે જહન્નમવાળાઓને પ્રથમ "હમીમ" એટલે કે છછળતા પાણીમાં નાંખવામાં આવશે ત્યારબાદ جَحِيْم (જહીમ) એટલે કે "જહન્નમ"માં અને દેખીતું છે કે તેનો એ ભાવાર્થ થાય છે કે "હમીમ" જહન્નમથી બહાર કોઈ સ્થળ છે. સૂરએ સાફ્ફાતની આયત ثُمَّ اِنَّ مَرْجِعَهُمْ لَا اِلَى الْجَحِيْمِ થી પણ આ જ ભાવાર્થ નીકળે છે કે "હમીમ" જહન્નમની બહાર કોઈ સ્થળે છે. જહન્નમવાળાઓને તેનું પાણી પીવાડવા માટે લાવવામાં આવશે, પછી જહન્નમમાં પાછા લઈ જવામાં આવશે અને કુર્આનની અમુક આયતોથી જાણ થાય છે કે હમીમ પણ જહન્નમમાં જ છે, જેમકે هٰذِهٖ جَهَنَّمُ الَّتِىْ يُكَذِّبُ بِهَا الْمُجْرِمُوْنَ يَطُوْفُوْنَ بَيْنَهَا وَبَيْنَ حَمِيْمٍ اٰنٍ (૫૫:૪૩-૪૪) તેમાં ખુલાસો છે કે હમીમ પણ જહન્નમની અંદર છે.

વિચાર કરવાથી જાણ થાય છે કે આ બંને બાબતોમાં કોઈ વિરોધાભાસ નથી, જહન્નમમાં ઘણા બધા વિભાગો હશે જેમાં પ્રકાર પ્રકારના અઝાબ હશે તેમાંથી એક વિભાગ હમીમ પણ હોઈ શકે છે, તેના વિશિષ્ટ અને ભિન્ન પ્રકારના હોવાથી જહન્નમથી અલગ હોવાનું પણ કહી શકાય છે અને કારણ કે એ પણ જહન્નમનો જ એક વિભાગ છે એટલા માટે તેને જહન્નમ પણ કહી શકાય છે.

ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે જહન્નમવાળાઓને સાંકળોમાં બાંધીને ક્યારેક ઘસેડીને હમીમમાં નાંખવામાં આવશે તો ક્યારેક જહન્નમમાં.

قَالُوْا ضَلُّوْا عَنَّا એટલે કે જહન્નમમાં પહોંચીને મુશ્રિકો કહેશે, તે મૂર્તિઓ અને શયતાનો જેની અમે પૂજા કર્યા કરતા હતા આજે ગાયબ થઈ ગયા. ભાવાર્થ એ છે કે તે અમને દેખાતા નથી, જો કે તેઓ પણ જહન્નમના કોઈ ખૂણામાં પડ્યા હોઈ શકે છે જેમકે કુર્આનની બીજી આયતોથી તેમનું જહન્નમમાં હોવું સાબિત થાય છે. اِنَّكُمْ وَمَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ حَصَبُ جَهَنَّمَ (૨૧:૯૮)

بِمَا كُنْتُمْ تَفْرَحُوْنَ فِى الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ وَبِمَا كُنْتُمْ تَمْرَحُوْنَ માં શબ્દ تَفْرَحُوْنَ (તફ્રહૂન) એ فَرَحُ (ફરહ)થી બને છે જેનો અર્થ "ખુશ થવું અથવા આનંદિત થવું" થાય છે અને تَمْرَحُوْنَ (તમ્રહૂન) એ مَرَحُ (મરહ)થી બને છે જેનો અર્થ "ઈતરાવું અથવા માલ દોલત ઉપર ગર્વ અને ઘમંડ કરીને અન્યોના હકો અદા કરવામાં ઉણપ રાખવી" થાય છે. "મરહ" (ગર્વ અને અભિમાન) તો સદંતર નીંદનીય અને હરામ છે અને "ફરહ" એટલે કે ખુશી અને આનંદની વિગત એ છે કે માલ દોલતના નશામાં અલ્લાહ તઆલાને ભૂલીને ભૌતિક અય્યાશીઓમાં રાચવું અને તેના ઉપર ખુશ થવું; એ તો હરામ અને નાજાઈઝ છે અને આ આયતમાં તે જ ફરહ ભાવાર્થ સ્વરૂપે છે, જેમકે કારૂનના કિસ્સામાં પણ "ફરહ" આ જ અર્થમાં આવ્યું છે. لَا تَفْرَحْ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْفَرِحِيْنَ (૨૮:૭૬) એટલે કે, ઘણો ખુશ ન થા અલ્લાહ તઆલા ખુશ થનારાઓ (અય્યાશો)ને પસંદ કરતો નથી અને બીજા પ્રકારનું "ફરહ" એ છે કે દુનિયાની નેઅ્મતો અને રાહતોને અલ્લાહ તઆલાનું ઈનામ સમજીને તેના ઉપર ખુશી અને આનંદ જાહેર કરે એ જાઈઝ છે; બલકે મુસ્તહબ અને ઈચ્છનીય છે, એ જ પ્રકારના "ફરહ" વિશે કુર્આને કરીમે ફરમાવ્યું, فَبِذٰلِكَ فَلْيَفْرَحُوْا (૧૦:૫૮) એટલે કે તેના ઉપર ખુશ થવું જોઈએ. પ્રસ્તુત આયતમાં "મરહ"ની સાથે કોઈ શરત નથી લગાવી, બલકે તે દરેક પરિસ્થિતિમાં અઝાબનું કારણ છે અને ફરહની સાથે بِغَيْرِ الْحَقِّ (બિગય્રિલ હક્કિ) "નાહક"ની શરત લગાવીને બતાવ્યું કે નાહક અને નાજાઈઝ અય્યાશીઓ ઉપર ખુશ થવું હરામ છે તથા જાઈઝ નેઅ્મતો ઉપર શુક્રિયા સ્વરૂપે ખુશ થવું ઈબાદત અને સવાબ છે.

فَاصْبِرْ اِنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ فَاِمَّا نُرِيَنَّكَ.... આ આયતથી જાણ થાય છે કે

રસૂલે કરીમ ﷺ ખુશી સાથે એ બાબતનો ઈન્તેઝાર કરતા હતા કે કાફિરોને અઝાબ મળે એટલા માટે તેમની તસલ્લી માટે આ આયતમાં એવું કહેવામાં આવ્યું છે કે તમે થોડી ધીરજ ધરો, અલ્લાહે તેમના માટે જે અઝાબનો વાયદો કર્યો છે તે અવશ્ય પૂરો થશે ભલે તે તમારી હયાતીમાં જ થાય અથવા તમારી વફાત પછી. કાફિરો માટે અઝાબની રાહ જોવી દેખીતી રીતે રહમતુલ્લિલ્ આલમીન (સમગ્ર વિશ્વ માટે રહમત)ની શા'નના વિરુદ્ધ છે પરંતુ જ્યારે મુજરિમોને સજા દેવાનો હેતુ જે અપરાધી નથી અને જેમના ઉપર જુલમ કરવામાં આવ્યો છે તેમને સાંત્વના દેવાનો હોય ત્યારે મુજરિમોને સજા એ કૃપા અથવા લાગણીના વિરુદ્ધ નથી, કોઈ અપરાધીને સજા આપવી કોઈના પણ સમીપ દયા વિરુદ્ધ સમજવામાં આવતું નથી.

———————————

## આયતો : (સૂરએ મુઅ્મિન : આયત નં. ૭૯ થી ૮૫)

اَللّٰهُ الَّذِیْ جَعَلَ لَكُمُ الْاَنْعَامَ لِتَرْكَبُوْا مِنْهَا وَ مِنْهَا تَاْكُلُوْنَ ﴿۷۹﴾ وَ لَكُمْ فِیْهَا مَنَافِعُ وَ
لِتَبْلُغُوْا عَلَیْهَا حَاجَةً فِیْ صُدُوْرِكُمْ وَ عَلَیْهَا وَ عَلَى الْفُلْكِ تُحْمَلُوْنَ ﴿۸۰﴾ وَ یُرِیْكُمْ اٰیٰتِهٖ ۖۗ
فَاَیَّ اٰیٰتِ اللّٰهِ تُنْكِرُوْنَ ﴿۸۱﴾ اَفَلَمْ یَسِیْرُوْا فِی الْاَرْضِ فَیَنْظُرُوْا كَیْفَ كَانَ
عَاقِبَةُ الَّذِیْنَ مِنْ قَبْلِهِمْ ؕ كَانُوْۤا اَكْثَرَ مِنْهُمْ وَ اَشَدَّ قُوَّةً وَّ اٰثَارًا فِی الْاَرْضِ
فَمَاۤ اَغْنٰى عَنْهُمْ مَّا كَانُوْا یَكْسِبُوْنَ ﴿۸۲﴾ فَلَمَّا جَآءَتْهُمْ رُسُلُهُمْ بِالْبَیِّنٰتِ فَرِحُوْا
بِمَا عِنْدَهُمْ مِّنَ الْعِلْمِ وَ حَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ یَسْتَهْزِءُوْنَ ﴿۸۳﴾ فَلَمَّا
رَاَوْا بَاْسَنَا قَالُوْۤا اٰمَنَّا بِاللّٰهِ وَحْدَهٗ وَ كَفَرْنَا بِمَا كُنَّا بِهٖ مُشْرِكِیْنَ ﴿۸۴﴾
فَلَمْ یَكُ یَنْفَعُهُمْ اِیْمَانُهُمْ لَمَّا رَاَوْا بَاْسَنَا ؕ سُنَّتَ اللّٰهِ الَّتِیْ قَدْ خَلَتْ فِیْ
عِبَادِهٖ ۚ وَ خَسِرَ هُنَالِكَ الْكٰفِرُوْنَ ﴿۸۵﴾ ع

**તરજુમો :**

*અલ્લાહ જ છે જેણે તમારા માટે પશુઓ બનાવ્યા જેથી અમુક ઉપર સવારી*

*કરો અને અમુકને તમે ખાઓ છો. (૭૯) અને તેમનામાં તમારા માટે ઘણા લાભ છે અને જેથી તમે તેમના ઉપર સવારી કરી કોઈ જરૂરિયાત સુધી પહોંચો જે તમારા મનમાં હોય; અને તેમના ઉપર તથા વહાણો ઉપર લદાયેલા ફરો છો. (૮૦) અને તમને પોતાની નિશાનીઓ બતાવે છે, પછી પોતાના પરવરદિગારની કઈ કઈ નિશાનીઓને નહીં માનો !? (૮૧) શું તેઓ જમીનમાં ફર્યા નથી કે જોઈ લીધું હોત તેમનાથી આગલાઓનો કેવો અંજામ થયો ? તેઓ તેમનાથી વધારે હતા અને બળમાં કઠોર અને નિશાનીઓમાં જે તેઓ જમીન ઉપર છોડી ગયા છે, પછી તેમના કંઈ જ કામ ન આવ્યું જે તેઓ કમાતા હતા. (૮૨) પછી જ્યારે તેમની પાસે તેમના રસૂલો ખુલ્લી નિશાનીઓ લઈને પહોંચ્યા તો જે તેમની પાસે ખબર હતી તેના ઉપર ઈતરાવા લાગ્યા; અને તેમના ઉપર તે વસ્તુ ઊંધી વળી જેના ઉપર તેઓ ઠઠ્ઠો(મશ્કરી) કરતા હતા. (૮૩) પછી જ્યારે તેમણે અમારી આફતને જોઈ લીધી; બોલ્યા, અમે ઈમાન લાવ્યા એકલા અલ્લાહ ઉપર અને અમે તે વસ્તુઓને છોડી દીધી જેમને અમે તેના ભાગીદાર ઠરાવતા હતા. (૮૪) પછી તેમનું ઈમાન લાવવું તેમને કંઈ કામ ન લાગ્યું જે સમયે અમારો અઝાબ જોઈ ચૂક્યા, અલ્લાહની સુન્નત (ટેવ) છે જે તેના બંદાઓમાં ચાલી આવે છે અને તે સમયે કાફિરો નુકસાનમાં રહી ગયા. (૮૫)*

## તફસીર :

અલ્લાહ જ છે જેણે તમારા માટે પશુઓ બનાવ્યા જેથી તેમનામાં અમુકથી સવારીનું કામ લો અને તેમનામાં અમુક (એવા છે કે તેઓ)ને ખાઓ છો અને તમારા માટે તેમાં અન્ય પણ ઘણા લાભો છે (કે તેમના વાળ અને ઊન કામ લાગે છે) અને (તેમને એટલા માટે બનાવ્યા) જેથી તમે તેમના ઉપર (સવાર થઈને) પોતાના હેતુએ પહોંચો જે તમારા દિલોમાં છે (જેમકે કોઈને મળવા માટે જવું અથવા વેપાર માટે જવું વગેરે વગેરે) અને (સવાર થવામાં કંઈ એ જ એકલા ખાસ નથી બલકે) તેમના ઉપર (પણ) અને વહાણ ઉપર (પણ) લાદેલા લદાયેલા ફરો છો અને (તેમના સિવાય) તમને પોતાની (કુદરતની) અન્ય નિશાનીઓ બતાવતો રહે છે (એટલા માટે દરેક ઉત્પન્ન થયેલ વસ્તુ તેની

કારીગીરીની એક નિશાની છે) બસ તમે અલ્લાહની કઈ કઈ નિશાનીઓનો ઈન્કાર કરશો ? (અને આ લોકો જે દલીલો સ્થાપિત થયા પછી પણ તવહીદના ઈન્કારી છે તો શું તેમને શિર્કના વબાલની ખબર નથી ? અને) શું તે લોકોએ દેશમાં ચાલી (હરી)ફરી જોયું નથી કે જે (મુશ્રિક) લોકો તેમનાથી અગાઉ થઈ ચૂક્યા છે (તેમના શિર્કના કારણે) તેમનું કેવું પરિણામ આવ્યું ? (જ્યારે કે) તે લોકો તેમનાથી (સંખ્યામાં પણ) વધેલા હતા અને બળ તથા નિશાનોમાં (પણ) કે જે પૃથ્વી ઉપર છોડી ગયા છે (દાખલા તરીકે ઈમારતો વગેરેમાં પણ) વધેલા હતા, બસ તેમની (આ બધી) કમાઈ તેમને કંઈ કામ ન લાગી (અને અલ્લાહના અઝાબથી ન બચી શક્યા) મતલબ કે જ્યારે તેમના પયગમ્બર તેમની પાસે ખુલ્લી દલીલો લઈને આવ્યા તો તે લોકો પોતાના (આ આર્થિક ઉપાર્જનના) જ્ઞાન ઉપર ઘણા ગર્વિષ્ઠ થયા જે તેમને પ્રાપ્ત હતું (એટલે કે આર્થિક ઉપાર્જનને જ હેતુ સમજીને તેમાં જે તેમણે પ્રવીણતા પ્રાપ્ત કરી હતી તેના ઉપર ખુશ થયા અને આખિરતનો ઈન્કાર કરીને તેને પ્રાપ્ત કરવાને પાગલપણું ઠરાવવા લાગ્યા તથા તેના ઈન્કાર ઉપર અઝાબની ધમકીનો ઠઠ્ઠો કર્યો) અને (તેના વબાલમાં) તેમના ઉપર તે અઝાબ આવી પડ્યો જેના વડે તે ઠઠ્ઠો મશ્કરી કરતા હતા પછી જ્યારે તેમણે અમારો અઝાબ જોયો તો કહેવા લાગ્યા (હવે) અમે એકલા અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા અને તે બધી વસ્તુઓથી ઈન્કારી થયા જેને અમે તેની સાથે ભાગીદાર ઠરાવતા હતા બસ તેમનું આ ઈમાન લાવવું લાભદાયક ન થયું જ્યારે કે તેમણે અમારો અઝાબ જોઈ લીધો (કારણ કે તે ઈમાને ઈજ્તેરારી -મજબૂરીની હાલતમાં છે અને બંદો ઈમાને ઈખ્તિયારી -સ્વૈચ્છિક ઈમાન લાવવાનો જવાબદાર છે) અલ્લાહ તઆલાએ પોતાનો આ જ નિયમ નક્કી કર્યો છે જે તેના બંદાઓમાં પ્રથમથી થતો ચાલ્યો આવે છે અને તે સમયે (એટલે કે જ્યારે તેમનું ઈમાન લાભદાયક ન થયું) કાફિરો નુકસાનમાં રહી ગયા (બસ આ મુશ્રિકોએ પણ એવું સમજીને ડરવું જોઈએ કે તેમના માટે પણ એવું જ થશે પછી કોઈ મા'ફીની શક્યતા નથી).

## મસ્અલા અને બોધપાઠ :

فَرِحُوْا بِمَا عِنْدَهُمْ مِّنَ الْعِلْمِ એટલે કે તે મૂર્ખ કાફિરોની પાસે જ્યારે

અલ્લાહ તઆલાના રસૂલ તવહીદ અને ઈમાનની સ્પષ્ટ દલીલો લઈને આવ્યા તો એ લોકો પોતાના જ્ઞાનને અંબિયા (અલૈ.)ના લાવેલ જ્ઞાનથી ઉત્તમ અને સત્ય સમજીને અંબિયા (અલૈ.)ના કલામને રદ કરવા લાગ્યા, આ જ્ઞાન જેના ઉપર કાફિરો ખુશ અને મગ્ન હતા અને તેના મુકાબલામાં અંબિયા (અલૈ.)ના જ્ઞાનને રદ કરતા હતા યા તો તેમની મૂર્ખામી પરાકાષ્ઠાએ હતી કે અસત્ય અને જૂઠને સત્ય તથા સાચું સમજી બેઠા હતા જેમકે યુનાની ફિલોસોફીના મોટા ભાગના જ્ઞાન અને સંશોધનો જે અલ્લાહ તઆલાના અસ્તિત્વ સંબંધી છે તેનો જ નમૂનો છે જેની કોઈ દલીલ નથી, તેને અજ્ઞાનતાની પરાકાષ્ઠા કહી શકાય છે, તેમનું નામ જ્ઞાન રાખવું જ જ્ઞાનનું અપમાન છે અથવા તો પછી તેમના આ જ્ઞાનથી ભાવાર્થ દુનિયાના વેપાર, ઉદ્યોગ ધંધા વગેરેનું જ્ઞાન છે જેમાં આ લોકો વાસ્તવમાં પારંગત હતા અને કુર્આને કરીમમાં તેમના આ જ્ઞાનનું વર્ણન સૂરએ રૂમની આયતમાં આ પ્રમાણે આવ્યું છે, يَعْلَمُوْنَ ظَاهِرًا مِّنَ الْحَيٰوةِ الدُّنْيَا وَهُمْ عَنِ الْاٰخِرَةِ هُمْ غٰفِلُوْنَ (૩૦:૭) એટલે કે આ લોકો દુનિયાની જાહેર જિંદગી અને તેના લાભ પ્રાપ્ત કરવાને તો કંઈ જાણે સમજે છે પરંતુ આખિરત જ્યાં હંમેશા રહેવાનું છે અને જ્યાંની રાહત અને તકલીફ જે કાયમી છે તેનાથી બિલકુલ અજાણ અને ગાફેલ છે. આ આયતમાં પણ જો આ જ દુનિયાનું જાહેર જ્ઞાન ભાવાર્થ સ્વરૂપે લેવામાં આવે તો અર્થ એ થશે કે આ લોકો કારણ કે કયામત અને આખિરતના ઈન્કારી અને ત્યાંની રાહત અને તકલીફથી અજાણ અને ગાફેલ છે એટલા માટે પોતાની આ જ જાહેર ખુશહાલી ઉપર ખુશ અને મગ્ન થઈને અંબિયા (અલૈ.)ના જ્ઞાન તરફ ધ્યાન આપતા નથી. *(મઝહરી)*

فَلَمْ يَكُ يَنْفَعُهُمْ اِيْمَانُهُمْ એટલે કે, અઝાબ સામે આવી ગયા પછી આ લોકો ઈમાનનો એકરાર કરી રહ્યા છે પરંતુ તે સમયનું ઈમાન અલ્લાહ સમીપ સ્વીકાર્ય અને ભરોસાપાત્ર નથી. હદીષમાં છે, يَقْبَلُ اللّٰهُ تَوْبَةَ الْعَبْدِ مَالَمْ يُغَرْغِرْ (ઇબ્ને કષીર) એટલે કે અલ્લાહ તઆલા બંદાની તવબહ તે સમય પહેલાં કબૂલ કરે છે જે સમયે રૂહ નીકળે અને મોતનો ગળગળો સામે આવી જાય, એ જ પ્રમાણે આસમાની અઝાબના સામે આવી ગયા પછી પણ કોઈની તવબહ અને ઈમાન કબૂલ થતું નથી.

اَللّٰهُمَّ اِنَّا نَسْئَلُكَ الْعَفْوَ وَالْعَافِيَةَ وَالتَّوْبَةَ قَبْلَ الْمَوْتِ وَالْيُسْرَ وَالْمُعَافَاةَ عِنْدَ الْمَوْتِ وَالْمَغْفِرَةَ وَالرَّحْمَةَ بَعْدَ الْمَوْتِ بِبَرَكَةِ اٰلِ حٰمٓ وَصَلَّى اللّٰهُ تَعَالٰى عَلَى النَّبِيِّ الْكَرِيْمِ ؕ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ મુઅ્મિન પૂર્ણ થઈ.

તા. ૧૩ રબિઉલ આખર, શનિવાર, હિજરી સન ૧૩૯૨



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ મુઅ્મિનનો ગુજરાતી અનુવાદ પૂર્ણ થયો.

**તારીખ :** ૧૪ ઓક્ટોબર ૨૦૧૦ મુતાબિક ૫ જિલ્કદ ૧૪૩૧ હિજરી.

**ગુજરાતી અનુવાદક :** ઈલ્યાસ પટેલ (ખાનપુરી)



## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)





**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)




પ્રકરણ (૪૧)

# સૂરએ હા–મીમ સજદહ

સૂરએ હા–મીમ સજદહ મક્કામાં નાઝિલ થઈ અને તેમાં ૫૪ આયતો અને ૬ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ હા–મીમ સજદહ : આયત નં. ૧ થી ૮)**

اٰیاتها ٥٤ ۝ ٤١ سُوۡرَةُ حٰمٓ السَّجۡدَةِ مَكِّيَّةٌ ٦١ ۝ رکوعاتها ٦

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

حٰمٓ ۝١ تَنۡزِيۡلٌ مِّنَ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ۝٢ كِتٰبٌ فُصِّلَتۡ اٰيٰتُهٗ قُرۡاٰنًا عَرَبِيًّا
لِّقَوۡمٍ يَّعۡلَمُوۡنَ ۝٣ بَشِيۡرًا وَّنَذِيۡرًا ۚ فَاَعۡرَضَ اَكۡثَرُهُمۡ فَهُمۡ لَا يَسۡمَعُوۡنَ ۝٤
وَقَالُوۡا قُلُوۡبُنَا فِىۡۤ اَكِنَّةٍ مِّمَّا تَدۡعُوۡنَاۤ اِلَيۡهِ وَفِىۡۤ اٰذَانِنَا وَقۡرٌ وَّمِنۡۢ بَيۡنِنَا
وَبَيۡنِكَ حِجَابٌ فَاعۡمَلۡ اِنَّنَا عٰمِلُوۡنَ ۝٥ قُلۡ اِنَّمَاۤ اَنَا بَشَرٌ مِّثۡلُكُمۡ يُوۡحٰٓى اِلَىَّ
اَنَّمَاۤ اِلٰهُكُمۡ اِلٰهٌ وَّاحِدٌ فَاسۡتَقِيۡمُوۡۤا اِلَيۡهِ وَاسۡتَغۡفِرُوۡهُ ؕ وَوَيۡلٌ لِّلۡمُشۡرِكِيۡنَ ۝٦
الَّذِيۡنَ لَا يُؤۡتُوۡنَ الزَّكٰوةَ وَهُمۡ بِالۡاٰخِرَةِ هُمۡ كٰفِرُوۡنَ ۝٧ اِنَّ الَّذِيۡنَ اٰمَنُوۡا
وَعَمِلُوا الصّٰلِحٰتِ لَهُمۡ اَجۡرٌ غَيۡرُ مَمۡنُوۡنٍ ۝٨

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*હા–મીમ. (૧) ઘણા મહેરબાન રહમવાળા તરફથી ઉતારેલ છે. (૨) એક કિતાબ છે કે જુદી જુદી કરી છે અરબી ભાષાના કુર્આનની આયતો સમજદાર કોમ માટે. (૩) ખુશખબરી અને ડર સંભળાવનાર પરંતુ તે ઘણા લોકો ધ્યાન*

*ઉપર ન લાવ્યા, બસ તેઓ સાંભળતા નથી. (૪) અને કહે છે અમારા દિલો એ વાતથી આડશમાં છે જેના તરફ તું અમને બોલાવે છે અને અમારા કાનોમાં ભાર (ડાટા) છે અને અમારા અને તારા દરમિયાન પડદો છે, બસ તું પોતાનું કામ કર અમે અમારું કામ કરીએ છીએ. (૫) તમે કહો ! હું પણ માનવી છું જેવા કે તમે, મારા ઉપર હુકમ આવે છે કે તમારા ઉપર બંદગી એક મઅ્બૂદની છે, બસ તેના તરફ સીધા રહો અને તેનાથી જ ગુનાહ મા'ફ કરાવો અને શિર્ક કરનારાઓ માટે મોટી ખરાબી છે. (૬) જેઓ ઝકાત નથી આપતા અને તેઓ આખિરતથી ઈન્કારી છે. (૭) અલબત્ત જે લોકો ઈમાન લાવ્યા અને ભલા કામ કર્યા તેમને સવાબ મળવાનો છે જે મોકૂફ નહીં થાય.(૮)*

**તફસીર :**

હા-મીમ. (તેનો અર્થ અલ્લાહ તઆલાને ખબર છે) આ કલામ મહાકૃપાળુ મહાદયાળુ તરફથી ઉતારવામાં આવ્યું છે, આ (કલામ) એક કિતાબ છે જેની આયતો સ્પષ્ટ વર્ણન કરવામાં આવી છે (એટલે કે) એવું કુર્આન છે જે અરબી (ભાષામાં) છે, (જેથી તે સીધે સીધું તેમને સંબોધન છે જેથી અરબના લોકો તેને સરળતાથી સમજી લે અને) એવા લોકો માટે (લાભદાયક) છે જે બુદ્ધિશાળી છે (એટલે કે જો કે કુર્આન બધી જ માનવજાત માટે સંબોધન છે અને બધા જ તેના હુકમોના જવાબદાર છે પરંતુ તેનાથી લાભ તે જ લોકો ઉઠાવે છે જેઓ સમજણ ધરાવે છે, કુર્આન એવા લોકોને) ખુશખબરી આપનાર છે અને (ન માનનારાઓ માટે) ડરાવનાર છે, બસ (તેનો તકાદો એ હતો કે બધા જ તેના ઉપર ઈમાન લઈ આવે પરંતુ) ઘણા લોકોએ (તેનાથી) મોઢું ફેરવ્યું, પછી તેઓ સાંભળતા જ નથી અને (જ્યારે તમે તેમને સંભળાવો છો તો) તે લોકો કહે છે કે જે વાત તરફ તમે અમને બોલાવો છો અમારા દિલ તેનાથી પડદાઓમાં છે (એટલે કે તમારી વાત અમારી સમજમાં નથી આવતી) અને અમારા કાનોમાં ડાટા (લાગી રહ્યા) છે અને અમારા અને તમારા વચ્ચે એક આડશ છે, બસ તમે પોતાનું કામ કર્યે જાઓ અમે અમારું કામ કરી રહ્યા છે, (એટલે કે અમારી પાસે તેના સ્વીકારની આશા ન રાખો, અમે પોતાની કાર્યપદ્ધતિને છોડીશું નહીં) તમે કહી આપો કે (તમને ઈમાન ઉપર મજબૂર કરી દેવું તો મારા કાબૂની વાત નથી કારણ

કે) હું પણ તમારા જ જેવો માનવી છું (હું અલ્લાહ નથી જેથી તમારા દિલોને ફેરવી શકું, અલબત્ત અલ્લાહ તઆલાએ મને એ વિશેષતા આપી છે કે) મારા ઉપર વહી નાઝિલ થાય છે કે તમારો મઅ્બૂદ એક જ છે (અને આ વહી એવી છે કે દરેક વ્યક્તિ વિચાર કરે તો તેનું સત્ય અને યોગ્ય હોવું તેની સમજમાં આવી શકે છે અને જ્યારે કે મારી નુબુવ્વત અને વહી મોઅ્જિઝાઓ દ્વારા સાબિત થઈ ચૂકી છે તો મારી વાત દરેકે માની લેવી ફરજ છે, તમારા ન કબૂલ કરવાનું કોઈ કારણ નથી તમે તેને અવશ્ય કબૂલ કરો) તે (મઅ્બૂદે બરહક) તરફ સીધા થઈ જાઓ (એટલે કે તેના સિવાય કોઈની ઈબાદત તરફ ધ્યાન ન આપો) અને તેની મા'ફી માંગો (એટલે કે પાછલા શિર્કયુક્ત અમલોથી તવબહ કરો અને પોતાની ભૂલોની મા'ફી માંગો) અને એવા મુશ્રિકો માટે મોટી ખરાબી છે જેઓ (નુબુવ્વતની દલીલો જોઈને અને તવહીદની દલીલો સાંભળ્યા છતાં પોતાના ખોટા તરીકાઓને નથી છોડતા અને) ઝકાત નથી આપતા અને તેઓ આખિરતના ઈન્કારી જ રહે છે (તેનાથી વિપરીત) જે લોકો ઈમાન લઈ આવ્યા અને તેમણે નેક કામ કર્યા તેમના માટે (આખિરતમાં) એવો બદલો છે જે (ક્યારેય) મોકૂફ થવાનો નથી.

## મસ્અલા અને બોધપાઠ :

આ સાત સૂરતો જે حٰمٓ (હા–મીમ)થી શરૂ થાય છે જેને اٰلِ حٰمٓ (આલિ હા–મીમ) અથવા حَوَامِيْم (હવામીમ) કહેવામાં આવે છે પરસ્પર તફાવત માટે તેમની સાથે નામમાં કોઈ બીજો શબ્દ પણ સામેલ કરવામાં આવે છે, દાખલા તરીકે સૂરએ મુઅ્મિનના હા–મીમને حٰمٓ اَلْمُؤْمِنُ (હા–મીમ–અલ મુઅ્મિન) અને આ સૂરતના حٰمٓ (હા–મીમ)ને حٰمٓ اَلسَّجْدَهْ (હા–મીમ સજદહ) અથવા حٰمٓ فُصِّلَتْ (હા–મીમ ફુસ્સિલત) કહેવામાં આવે છે, આ સૂરતના આ બંને નામો પ્રખ્યાત છે. حٰمٓ فُصِّلَتْ (હા–મીમ ફુસ્સિલત) અને حٰمٓ اَلسَّجْدَهْ (હા–મીમ સજદહ).

આ સૂરત પ્રથમ જેને સંબોધવામાં આવી છે તે કુરૈશના અરબો છે જેમની સામે આ કુર્આન નાઝિલ થયું અને તેમની ભાષામાં નાઝિલ થયું, તેમણે કુર્આનની શ્રેષ્ઠતાનો સાક્ષાત્કાર કર્યો પછી રસૂલે કરીમ ﷺના અસંખ્ય મોઅ્જિઝાઓ જોયા તે છતાં કુર્આનથી મોઢું ફેરવ્યું અને તેને સમજવું તો દૂર સાંભળવું પણ પસંદ કર્યું નહીં અને નબીએ કરીમ ﷺની લાગણીસભર નસીહતોના જવાબમાં અંતે

એવું કહી બેઠા કે તમારી વાતો ન તો અમારી સમજમાં આવે છે અને ન જ અમારા દિલ તેને કબૂલ કરે છે અને ન જ અમારા કાન તેને સાંભળવા માટે તૈયાર છે, અમારા અને તમારા વચ્ચે તો બે પડદાઓના અવરોધો છે, બસ તમે પોતાનું કામ કર્યે જાઓ અને અમને અમારા હાલ ઉપર છોડી દો.

આ જ આ સૂરતની શરૂઆતની પાંચ આયતોનો આ ભાવાર્થ છે. આ આયતમાં અલ્લાહ તઆલાએ કુરૈશની તે વિશેષતાની જાહેરાત કરી છે કે કુર્આનને અરબી ભાષામાં તમારા માટે નાઝિલ કરવામાં આવ્યું કે તમને તેના વિષયો સમજવામાં મુશ્કેલી ન પડે, તેની સાથે સાથે કુર્આને કરીમના ત્રણ લક્ષણો બતાવવામાં આવ્યા. પ્રથમ فُصِّلَتْ آيَاتُهٗ (ફુસ્સિલત આયાતિહી), فُصِّلَتْ (ફુસ્સિલત) એ تَفْصِيْل (તફસીલ)થી બને છે જેનો અસલ અર્થ فَصْلٌ فَصْلٌ (ફસલ ફસલ) કરીને વિશિષ્ટ સ્વરૂપ આપવું ભાવાર્થ તરીકે છે અને તેનો અર્થ ખુલ્લું અને સ્પષ્ટ રીતે ચોખ્ખે ચોખ્ખું વર્ણન કરવું છે, ભલે તે વિવિધ "ફસલો"માં એટલે કે પ્રકરણોમાં હોય અથવા તો એક જ સ્થળે, કુર્આને કરીમની આયતોમાં હુકમો, કિસ્સાઓ, અકીદાઓ, બાતિલની માન્યતા ધરાવનારાઓનો રદિયો વગેરે વિવિધ વિષયોને અલગ અલગ પણ વર્ણન કરવામાં આવ્યા છે અને દરેક વિષયને દૃષ્ટાંતો દ્વારા ખુલ્લા કરીને પણ સમજાવવામાં આવ્યા છે. કુર્આને કરીમનું બીજું અને ત્રીજું લક્ષણ એ બતાવવામાં આવ્યું છે કે, તે ખુશખબરી આપનાર અને ડરાવનાર પણ છે, એટલે કે પોતાના માનનારાઓને કાયમી રાહતોની ખુશખબરી આપે છે અને ન માનનારાઓને કાયમી અઝાબથી ડરાવે પણ છે.

આ બધા લક્ષણો (સિફતો) વર્ણન કરીને અંતે ફરમાવ્યું, لِقَوْمٍ يَّعْلَمُوْنَ એટલે કે કુર્આનની આયતોનું અરબી ભાષામાં હોવું, ખુલ્લું અને સ્પષ્ટ હોવું તથા ખુશખબરી આપવા અથવા ડરાવવા ઉપર આધારિત હોવું, આ બધું એવા જ લોકોના લાભ માટે હોઈ શકે છે જેઓ વિચારવા અને સમજવાનો ઈરાદો પણ કરે. يَعْلَمُوْنَ (યઅ્લમૂન)નો શબ્દ આ સ્થળે આ જ વિચારવા અને સમજવાની ક્ષમતાના ભાવાર્થમાં છે તેથી તફસીરના ખુલાસામાં તેનો તરજુમો "બુદ્ધિશાળી" કરવામાં આવ્યો છે પરંતુ અરબ અને કુરૈશે આ બધી બાબતો છતાં તેનો વિરોધ કર્યો, સમજવાનું તો દૂર સાંભળવાનું પણ પસંદ ન કર્યું, તેનું જ વર્ણન આ આયતોમાં فَاَعْرَضَ اَكْثَرُهُمْ દ્વારા કરવામાં આવ્યું.

**રસૂલે કરીમ ﷺ સામે મક્કાના કાફિરોની એક દરખાસ્ત :**

કુરૈશના કાફિરો જેમને આ સૂરતમાં પ્રત્યક્ષ રીતે સંબોધન છે તેમણે કુર્આન નાઝિલ થયા પછી શરૂઆતમાં ઈસ્લામને બળ અને શક્તિ વડે ઈસ્લામની ચળવળને દબાવવાનો ભરપૂર પ્રયત્ન કર્યો તથા રસૂલે કરીમ ﷺને અને તેમના ઉપર ઈમાન લાવનારાઓને પ્રકાર પ્રકારના કષ્ટો પહોંચાડીને તેમેન ભયભીત કરવાની ઘણી બધી કોશીશો કરી પરંતુ ઈસ્લામ તેમની સામે જ વિકાસ પામતો ગયો અને બળ પ્રાપ્ત કરતો ગયો, પ્રથમ ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) જેવા બહાદૂર અને પ્રભાવશાળી વ્યક્તિ ઈસ્લામમમાં દાખલ થઈ ગયા, પછી હઝરત હમ્ઝા (રદિ.) જે કુરૈશમાં સ્વીકૃત સરદાર હતા તેઓ મુસલમાન થઈ ગયા તો હવે મક્કાના કુરૈશે ડરાવવાનો માર્ગ છોડીને લાલચ તથા પ્રલોભન દ્વારા ઈસ્લામની તબ્લીગ રોકવાની યુક્તિઓ વિચારવાનું શરૂ કર્યું, આ જ ક્રમમાં એક ઘટના છે જેને હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ મુસ્નદે બઝારમાં, અબૂ યઅ્લાએ બગવીની રિવાયતોથી નકલ કર્યું છે, આ બધી રિવાયતોમાં થોડો થોડો ફરક છે. ઈબ્ને કષીર (રહ.)એ તેમાં બગવીની રિવાયતને સૌથી વધારે શંકામુક્ત અને સત્યની નજીક ઠરાવી અને આ બધા પછી મુહમ્મદ ઈબ્ને ઈસ્હાકની કિતાબ "અસ્સીરહ"માં આ ઘટના નકલ કરીને તે બધી જ રિવાયતો ઉપર તેને અગ્રિમતા આપવામાં આવી આથી આ કિસ્સો આ સ્થળે ઈબ્ને ઈસ્હાકના જ રિવાયત કર્યા પ્રમાણે વર્ણન કરવામાં આવે છે.

મુહમ્મદ ઈબ્ને ઈસ્હાકે વર્ણન કર્યું કે મુહમ્મદ બિન કઅ્બ કુરઝી કહે છે કે મને આ રિવાયત પહોંચી છે કે ઊત્બા બિન રબીઆ જે કુરૈશનો મોટો સરદાર ગણાતો હતો એક દિવસે કુરૈશના એક સમૂહ સાથે મસ્જિદે હરામમાં બેઠો હતો, બીજી બાજુ રસૂલે કરીમ ﷺ મસ્જિદના ખૂણામાં એકલા બેઠા હતા, ઊત્બાએ પોતાની કોમને કહ્યું કે જો તમારી સલાહ હોય તો હું મુહમ્મદ (ﷺ) સાથે વાતચીત કરું અને તેમની સામે કોઈ એવી વાત મૂકું કે તેઓ જો તેમાંથી કોઈને સ્વીકારી લે તો આપણે તેમને તે વસ્તુ આપી દઈએ જેથી તેઓ આપણા ધર્મ અને સંપ્રદાય વિરુદ્ધ પ્રચાર કરવાનું છોડી દે, આ તે સમયની ઘટના છે જ્યારે કે હઝરત હમ્ઝા (રદિ.) મુસલમાન થઈ ચૂક્યા હતા અને મુસલમાનોની શક્તિ દિન બદિન વધી રહી હતી, ઊત્બાની પૂરી કોમે એક અવાજે કહ્યું કે, હે અબૂલ વલીદ ! (આ તેનું ઉપનામ હતું) જરૂર એવું કરો અને તેમની સાથે વાતચીત કરી લો.

ઊત્બા પોતાની જગ્યાએથી ઊઠીને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો અને આ વાતચીત કરવાનું શરૂ કર્યું કે, હે અમારા ભત્રીજા ! તમને ખબર છે કે આપણી કોમ કુરૈશમાં તમને એક ઉચ્ચ સ્થાન પેઢીગત અને શ્રેષ્ઠતાનું પ્રાપ્ત છે, તમારું કુટુંબ વિશાળ અને અમારા સૌ નજીક પ્રિય તથા સન્માનનીય છે પરંતુ તમારી કોમને એક ઘણી મોટી મુશ્કેલીમાં તમે ફસાવી દીધા છે, તમે એક એવી દા'વત લઈને આવ્યા જેણે અમારા સમૂહમાં મતભેદ નાંખી દીધો, તેમને બેવકૂફ બનાવ્યા, તેમના મઅ્બૂદો અને તેમના ધર્મમાં ખામી કાઢી અને તેમના જે બાપ દાદાઓ ગુજરી ચૂક્યા છે તેમને કાફિર ઠરાવ્યા તેથી તમે મારી વાત સાંભળો, હું અમુક વાતો તમારી સામે રજુ કરું છું જેથી તમે તેમાંથી કોઈને પસંદ કરી લો. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, અબૂલ વલીદ ! કહો જે કંઈ તમારે કહેવું હોય હું સાંભળું છું !

ઊત્બા અબૂલ વલીદે કહ્યું કે, હે ભત્રીજા ! તમે જે ચળવળ ચલાવી છે જો તેનાથી તમારો હેતુ માલ ભેગો કરવાનો છે તો અમે વાયદો કરીએ છીએ કે તમારા માટે એટલો માલ એકઠો કરી આપીશું કે તમે સમગ્ર કોમમાં સૌથી વધારે માલદાર થઈ જશો અને જો હેતુ સત્તા અથવા શાસન છે તો અમે તમને સૌ કુરૈશના સરદાર સ્વીકારી લઈશું અને તમારા હુકમ વિના કોઈ કામ કરીશું નહીં અને જો તમે બાદશાહત ઈચ્છો છો તો અમે તમને પોતાના બાદશાહ સ્વીકારીએ છીએ અને જો એવી પરિસ્થિતિ છે કે તમારી પાસે આવનાર કોઈ જિન્નાત અથવા શયતાન છે જે તમને આવા કામો ઉપર મજબૂર કરે છે અને તમે તેને દૂર કરવાથી લાચાર છો તો અમે તમારા માટે એવા ઈલાજ કરનાર બોલાવીશું જે તમને આ તકલીફથી છુટકારો અપાવશે, તેના માટે અમે પોતાનો માલ ખર્ચ કરીશું કારણ કે અમે જાણીએ છીએ કે અમુક સમયે કોઈ જિન્નાત માણસ ઉપર વર્ચસ્વ ધરાવે છે જેનો ઈલાજ કરવામાં આવે છે. ઊત્બા લાંબુ ભાષણ કરતો રહ્યો અને રસૂલે કરીમ ﷺ સાંભળતા રહ્યા.

ત્યારબાદ આપ ﷺએ કહ્યું કે, હે અબૂલ વલીદ ! તમે પોતાની વાત પૂરી કરી ચૂક્યા ? પછી રસૂલે કરીમ ﷺએ કહ્યું, હવે મારી વાત સાંભળો ! ઊત્બાએ કહ્યું કે, બેશક ! હું સાંભળીશ.

રસૂલે કરીમ ﷺએ પોતાના તરફથી કોઈ જવાબ આપવાના બદલે આ જ સૂરએ ફુસ્સિલતની તિલાવત શરૂ કરી દીધી.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○ حٰمٓ ○ تَنْزِيْلٌ مِّنَ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○ كِتٰبٌ فُصِّلَتْ اٰيٰتُهٗ قُرْاٰنًا عَرَبِيًّا لِّقَوْمٍ يَّعْلَمُوْنَ

મુસ્નદે બઝાર અને બગવીની રિવાયતમાં છે કે જ્યારે રસૂલે કરીમ ﷺ આ સૂરતની આયતો પઢતાં પઢતાં આ આયત ઉપર પહોંચ્યા فَاِنْ اَعْرَضُوْا فَقُلْ اَنْذَرْتُكُمْ صَاعِقَةً مِّثْلَ صَاعِقَةِ عَادٍ وَّثَمُوْدَ તો ઊત્બાએ રસૂલે કરીમ ﷺના મોઢાં ઉપર હાથ મૂકી દીધો અને પોતાના વંશ અને સગાઈની કસમ આપી કે તેના ઉપર રહમ કરો, આગળ કંઈ ન કહો અને ઈબ્ને ઈસ્હાક (રહ.)ની રિવાયતમાં છે કે જ્યારે રસુલુલ્લાહ ﷺએ આ આયત પઢવાનું શરૂ કર્યું તો ઊત્બા મૌન રહી સાંભળવા લાગ્યો અને પોતાના હાથોની પીઠ પાછળ ટેક લગાવી જેથી ધ્યાનથી સાંભળી શકે, એટલે સુધી કે રસૂલે કરીમ ﷺ આ સૂરતની આયતે સજદહ સુધી પહોંચી ગયા અને રસૂલે કરીમ ﷺએ સજદહ કર્યો, પછી ઊત્બાને સંબોધન કરીને કહ્યું,

હે અબૂલ વલીદ ! તમે સાંભળી લીધું જે કંઈ સાંભળ્યું, હવે તમને અધિકાર છે જે ઈચ્છો તે કરો. ઊત્બા રસૂલે કરીમ ﷺ પાસેથી પોતાની મજલિસ તરફ ચાલ્યો તો તે લોકો દૂરથી ઊત્બાને જોઈને પરસ્પર કહેવા લાગ્યા કે ખુદાની કસમ ! અબૂલ વલીદનો ચહેરો બદલાયેલો છે, હવે તેનો તે ચહેરો નથી જ્યારે તે પ્રથમ અહીંયાંથી ગયો હતો, જ્યારે ઊત્બા પોતાની મજલિસમાં પહોંચ્યો તો લોકોએ પૂછ્યું, હે અબૂલ વલીદ ! કહો, શું ખબર લાવ્યા છો ? ઊત્બા અબૂલ વલીદે કહ્યું કે મારી ખબર એ છે કે,

اِنِّیْ سَمِعْتُ قَوْلًا وَاللّٰهِ مَا سَمِعْتُ مِثْلَهٗ قَطُّ وَاللّٰهِ مَا هُوَ بِالسِّحْرِ وَلَا بِالشِّعْرِ وَلَا بِالْكَهَانَةِ يَا مَعْشَرَ قُرَيْشٍ اَطِيْعُوْنِیْ وَاجْعَلُوْهَا لِیْ خُلُّوْا بَيْنَ الرَّجُلِ وَبَيْنَ مَا هُوَ فِيْهِ فَاعْتَزِلُوْهُ فَوَاللّٰهِ لَيَكُوْنَنَّ لِقَوْلِهِ الَّذِیْ سَمِعْتُ نَبَاٌ فَاِنْ تُصِبْهُ الْعَرَبُ فَقَدْ كَفَيْتُمُوْهُ بِغَيْرِكُمْ وَاِنْ يَّظْهَرْ عَلَى الْعَرَبِ فَمُلْكُهٗ مُلْكُكُمْ وَعِزُّهٗ عِزُّكُمْ وَكُنْتُمْ اَسْعَدَ النَّاسِ بِهٖ۔ (اِبْنُ كَثِيْرٍ ص ۹۱، ج ۴)

*"મેં એવું કલામ સાંભળ્યું કે ખુદાની કસમ ! ક્યારેય એવું કલામ સાંભળ્યું ન હતું, ખુદાની કસમ ! ન તો આ જાદૂનું કલામ છે, ન જ શે'ર અથવા જ્યોતિષીઓનું કલામ છે. (જે તેઓ શયતાનો પાસેથી પ્રાપ્ત કરે છે) હે મારી કુરૈશ કોમ ! તમે મારી વાત માનો અને આ બાબતને મારા હવાલે કરી દો, મારી સલાહ એ છે કે તમે લોકો તેમનો મુકાબલો કરવાથી અને તેમને કષ્ટ પહોંચાડવાથી અટકી જાઓ અને તેમને તેમના કામ ઉપર છોડી દો, કારણ કે તેમના આ કલામની જરૂર ખાસ શા'ન થનારી છે, તમે હમણા રાહ જુઓ, બાકી અરબના લોકોનો મા'મલો જુઓ, જો કુરૈશ સિવાય બાકી અરબના લોકોએ તેમને પરાજય આપ્યો તો તમારો હેતુ તમારા કોઈ પ્રયત્ન વિના જ પ્રાપ્ત થઈ જશે અને જો તે અરબ ઉપર છવાઈ ગયા તો તેમની હુકૂમત એ તમારી જ હુકૂમત હશે, તેમની ઈજ્જતથી તમારી જ ઈજ્જત હશે અને તે સમયે તમે તેમની સફળતાના ભાગીદાર થશો."*

તેમના સાથી કુરૈશીઓએ જ્યારે આ વાત સાંભળી તો કહેવા લાગ્યા કે હે અબૂલ વલીદ ! તમારા ઉપર તો મુહમ્મદ (ﷺ)એ પોતાની જીભથી જાદૂ કરી દીધો. ઊત્બાએ કહ્યું, મારી સલાહ તો આ જ છે કે જે કંઈ હું કહી ચૂક્યો, આગળ તમારી મરજી જે ચાહો કરો !

وَقَالُوْا قُلُوْبُنَا فِيْٓ اَكِنَّةٍ આ સ્થળે કુરૈશના કાફિરોના ત્રણ નિવેદનો નકલ કરવામાં આવ્યા છે, પ્રથમ એ કે રસૂલે કરીમ ﷺના કલામથી અમારા દિલો ઉપર પડદો પડ્યો છે, તમારી વાત અમારી સમજમાં નથી આવતી, બીજું એ કે તમારા કલામથી અમારા કાન બહેરા છે. ત્રીજું એ કે અમારી અને તમારી વચ્ચે પડદાની આડશ છે. કુર્આનમાં આ નિવેદનને ટીકા કરવાના સ્વરૂપે વર્ણન કરવામાં આવ્યું છે જેનાથી તેમનું કહેવું ખોટું જણાય છે પરંતુ બીજા સ્થળે પોતે કુર્આને કરીમે તેમની આવી જ હાલત વર્ણન કરી છે, સૂરએ અન્આમની આયતમાં وَجَعَلْنَا عَلٰى قُلُوْبِهِمْ اَكِنَّةً اَنْ يَّفْقَهُوْهُ وَفِيْٓ اٰذَانِهِمْ وَقْرًا (૬:૨૫) અને એ જ પ્રમાણે સૂરએ બની ઈસ્રાઈલ અને સૂરએ કહફમાં પણ.

તેનો જવાબ એ છે કે કાફિરોનું આવું કહેવાનો હેતુ એ હતો કે અમે તો મજબૂર અને લાચાર છે કે અમારા દિલો ઉપર પડદા અને કાનોમાં ડાટા છે અને અમારા અને તમારા વચ્ચે અવરોધો છે તો અમે કેવી રીતે તમારી વાત સાંભળીએ

અને માનીએ ? જાણે કે પોતાને મજબૂર સાબિત કરી રહ્યા હતા અને કુર્આને જ્યારે તેમની આવી જ હાલત વર્ણન કરી ત્યારે તેમાં તેમને મજબૂર ઠરાવવામાં નથી આવ્યા બલકે તેનો ખુલાસો એ છે કે તેમનામાં અલ્લાહની આયતો સાંભળવા અને સમજવાની સંપૂર્ણ ક્ષમતા હતી પરંતુ જ્યારે તેમણે કોઈપણ પ્રકારે તે તરફ ધ્યાન જ ન આપ્યું અને સમજવાનો ઈરાદો પણ ન કર્યો તો સજા સ્વરૂપે તેમના ઉપર ગફલત અને અજ્ઞાનતા થોપી દેવામાં આવી પરંતુ તે પણ એ દરજ્જામાં નહીં કે એ લોકો પોતાના અધિકારથી જ વંચિત થઈ જાય, બલકે તેઓ હજુ પણ એવો ઈરાદો કરી લે તો ફરી પાછી સાંભળવાની અને સમજવાની ક્ષમતા પરત કરવામાં આવશે. *(બયાનુલ કુર્આન)*

**ઇન્કારીઓના ઇન્કાર અને ઠઠ્ઠા-મશ્કરીનો પયગમ્બરી જવાબ :**

કાફિરોએ જે પોતાના દિલો ઉપર પડદા, કાનોમાં ભાર (ડાટા) વગેરેનો એકરાર કર્યો એ તો દેખીતું છે; તેનાથી ભાવાર્થ એ ન હતો કે તેમનામાં બુદ્ધિ ન હતી અથવા તેઓ બહેરા છે, બલકે એક પ્રકારનો ઠઠ્ઠો અને મશ્કરી હતી પરંતુ આ અત્યાચારી હિંમત અને ઠઠ્ઠા મશ્કરીનો જે જવાબ આપવા માટે રસૂલે કરીમ ﷺને જે પ્રોત્સાહિત કરવામાં આવ્યા તે એ હતું કે તેમના મુકાબલામાં કોઈ કઠોર વાત ન કરો બલકે પોતાની વિનમ્રતાનું પ્રદર્શન કરો કે હું અલ્લાહ નથી કે દરેક કાર્યનો માલિક અને મુખ્તિયાર હોઉં, બલકે તમારા જ જેવો એક માનવી છું, તફાવત માત્ર એટલો છે કે મને મારા પરવરદિગારે વહી મોકલીને માર્ગદર્શન કર્યું, તેના સમર્થન માટે મોઅ્જિઝાઓ આપ્યા, તેની અસર એ હોવી જોઈતી હતી કે તમે સૌ મારા ઉપર ઈમાન લાવ્યા હોત અને હજુ પણ હું તમને આ જ વસિય્યત કરું છું કે પોતાનું વલણ ઈબાદત અને આજ્ઞાપાલનમાં એકમાત્ર અલ્લાહ તરફ કરો અને ભૂતકાળના ગુનાહોથી તવબહ કરી લો.

અંતિમ સંબોધનમાં કુર્આનની ખુશખબરી અને ડર બંને પાસાંઓ તેમની સામે મૂકવામાં આવ્યા કે મુશ્રિકો માટે મોટી ખરાબી છે અને મો'મિનો માટે કાયમી સવાબ, તેમાં મુશ્રિકોની ખરાબી વર્ણન કરવાના સંદર્ભમાં એનું કારણ આ વર્ણન કરવામાં આવ્યું છે કે, لَا يُؤْتُوْنَ الزَّكٰوةَ એટલે કે, આ લોકો ઝકાત આપતા નથી. તેમાં અમુક પ્રશ્નો ઉપસ્થિત થાય છે, પ્રથમ તો આ આયતો મક્કી છે અને

ઝકાત ફરજ થવાની આયતો મદીનામાં નાઝિલ થઈ છે તો ફરજ થતાં પહેલાં જ તેમના ઉપર ઝકાત અદા ન કરવાનો આક્ષેપ કેવી રીતે યોગ્ય છે ?!

તેનો જવાબ તો ઈબ્ને કષીર (રહ.)એ એ આપ્યો છે કે મૂળ ઝકાત તો ઈસ્લામની શરૂઆતમાં જ નમાઝની સાથે જ ફરજ થઈ ગઈ હતી જેનું વર્ણન સૂરએ મુઝ્ઝમ્મિલની આયતોમાં આવ્યું છે પરંતુ તેના પ્રમાણની વિગતો અને વસૂલીની વ્યવસ્થા મદીના તય્યિબહમાં થઈ છે, એવું નથી કહી શકાતું કે મક્કએ મુકર્રમહમાં ઝકાત ફરજ ન હતી.

## શું કાફિરોએ શરીઅતના અમલી હુકમોનું પાલન કરવું જરૂરી છે ? :

બીજી શંકા એ છે કે કાફિરો ઘણા બધા ફુક્હાના મતે શરીઅતના ગૌણ હુકમો માટેના સંબોધનમાં સામેલ નથી, એટલે કે નમાઝ, રોઝા, હજ્જ, ઝકાતના હુકમો તેમના ઉપર લાગુ નથી પડતા, તેમના ઉપર સૌ પ્રથમ જે હુકમ લાગુ પડે છે તે એ કે પહેલાં ઈમાનનો સ્વીકાર કરો, ઈમાન પછી આ શરતો લાગુ પડે છે તો જ્યારે તેમના ઉપર ઝકાત ફરજ થવી લાગુ જ નથી પડી તો તેને છોડવા ઉપર ક્રોધ કેવો ?

જવાબ એ છે કે ઘણા ઈમામો અને ફુક્હાના મતે તો કાફિરો પણ સંબોધનમાં સામેલ છે એ આધારે તો આ શંકા જ નિર્મૂળ થઈ જાય છે અને જે લોકો કાફિરો આ સંબોધનમાં ન હોવાનું માને છે તેઓ કહી શકે છે કે તેમાં મૂળ ઝકાત છોડવાની ટીકા નથી બલકે તેમનું ઝકાત છોડવું કારણ કે કુફ્રના કારણે હતું અને ઝકાત છોડવી એ બાબતની નિશાની હતી આથી તેમના ઉપર ક્રોધનો ખુલાસો એ થયો કે તમે મો'મિન હોત તો ઝકાતની પાબંદી કરી હોત, તમારો કુસૂર ઈમાન ન લાવવું છે. (બયાનુલ કુર્આન) અને કાફિરો શરીઅતના અમલી સિદ્ધાંતો માટે જવાબદાર હોવા ન હોવાની તહકીક મુજ નાચીઝની કિતાબ અહકામુલ કુર્આન પાંચમાં ભાગમાં છે જે અરબી ભાષામાં પ્રકાશિત થઈ ચૂકી છે.

ત્રીજો પ્રશ્ન અત્રે એ થાય છે કે ઈસ્લામના હુકમોમાં સૌથી અગ્રસ્થાને નમાઝ છે તેનું તો વર્ણન કરવામાં આવ્યું નથી અને ઝકાતનું વિશિષ્ટ સ્વરૂપે વર્ણન કરવામાં શું હિકમત છે ? તેનો જવાબ કુર્તુબી વગેરેએ એ આપ્યો છે કે અરબના કુરૈશ માલદાર લોકો હતા તથા સદકહ અને ખયરાત, ગરીબોની મદદ કરવી

વગેરે તેમના ખાસ લક્ષણો હતા પરંતુ જે લોકો મુસલમાન થઈ જતા હતા, આ લોકો તેમને એ જ પ્રમાણે કૌટુંબિક અને સામાજિક મદદથી પણ વંચિત કરી દેતા હતા, તેની ટીકા કરવાનો હેતુ છે તેથી ઝકાતનું વિશેષ રીતે વર્ણન કરવામાં આવ્યું. વલ્લાહુ અઅ્‌લમુ.

لَهُمْ اَجْرٌ غَيْرُ مَمْنُوْنٍ શબ્દ مَمْنُوْن (મમનૂન)નો અર્થ "કપાઈ જવું" થાય છે. ભાવાર્થ એ છે કે ઈમાન અને નેક કામોના પાબંદ લોકોને આખિરતમાં જે બદલો આપવામાં આવશે એ કાયમી અને ક્યારેય સમાપ્ત થનારો નહીં હોય, જો કોઈ બીમારી અથવા મુસાફરી તથા કોઈ અન્ય કારણે કોઈ સમયે આ અમલ છૂટી જાય તો પણ તે અમલનો બદલો કપાઈ જશે નહીં બલકે અલ્લાહ તઆલા ફરિશ્તાઓને હુકમ આપે છે કે મારો બંદો જે અમલ પોતાની તંદુરસ્તી અને ફુરસદના સમયોમાં પાબંદીથી કર્યા કરતો હતો તે કોઈ કારણસર છૂટી જવાની પરિસ્થિતિમાં પણ તે અમલો કર્યા ન હોવા છતાં તેના નામએ આ'માલમાં તે અમલો લખવામાં આવતા રહે. આ વિષયની હદીષો સહીહ બુખારીમાં હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.) અને શરહુસ્સુન્નહ બગવીમાં હઝરત ઈબ્ને ઉમર (રદિ.) અને અનસ (રદિ.)થી તથા રઝીને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત કરી છે. *(મઝહરી)*

---

## આયતો : (સૂરએ હા–મીમ સજદહ : ૯ થી ૧૨)

| |
|---|
| قُلْ اَئِنَّكُمْ لَتَكْفُرُوْنَ بِالَّذِيْ خَلَقَ الْاَرْضَ فِيْ يَوْمَيْنِ وَتَجْعَلُوْنَ لَهٗٓ اَنْدَادًا ۭ ذٰلِكَ |
| رَبُّ الْعٰلَمِيْنَ ۝ وَجَعَلَ فِيْهَا رَوَاسِيَ مِنْ فَوْقِهَا وَ بٰرَكَ فِيْهَا وَ قَدَّرَ |
| فِيْهَآ اَقْوَاتَهَا فِيْٓ اَرْبَعَةِ اَيَّامٍ ۭ سَوَاۗءً لِّلسَّاۗىِٕلِيْنَ ۝ ثُمَّ اسْتَوٰٓى اِلَى السَّمَاۗءِ |
| وَهِيَ دُخَانٌ فَقَالَ لَهَا وَلِلْاَرْضِ ائْتِيَا طَوْعًا اَوْ كَرْهًا ۭ قَالَتَآ اَتَيْنَا |
| طَاۗىِٕعِيْنَ ۝ فَقَضٰىهُنَّ سَبْعَ سَمٰوَاتٍ فِيْ يَوْمَيْنِ وَ اَوْحٰى فِيْ كُلِّ سَمَاۗءٍ |
| اَمْرَهَا ۭ وَزَيَّنَّا السَّمَاۗءَ الدُّنْيَا بِمَصَابِيْحَ ڰ وَحِفْظًا ۭ ذٰلِكَ تَقْدِيْرُ الْعَزِيْزِ الْعَلِيْمِ ۝ |

## તરજુમો :

*તમે કહો ! શું તમે તેનાથી ઈન્કારી છો જેણે પૃથ્વીને બે દિવસમાં બનાવી ? અને તેની સાથે બીજાઓને સરખા ઠરાવો છો !? તે જ સમગ્ર વિશ્વનો પરવરદિગાર છે. (૯) અને તે(જમીન)માં ઉપરથી ભારે પહાડો રાખ્યા અને તેની અંદર બરકત રાખી અને તેમાં તેનો ખોરાક નિર્માણ કર્યો ચાર દિવસમાં; પૂછનારાઓ માટે (જવાબ) પૂરો થયો. (૧૦) પછી આસમાન(ની રચના) તરફ લક્ષ આપ્યું અને તે ધુમાડો થઈ રહ્યું હતું, પછી તેને અને પૃથ્વીને કહ્યું, તમે બંને (મારા હુકમ હેઠળ) આવો ખુશીથી અથવા બળજબરીએ; તેઓ બોલ્યા, અમે ખુશીથી આવ્યા. (૧૧) પછી તે સાત આસમાનો બે દિવસમાં કરી દીધા અને દરેક આસમાનમાં તેનો હુકમ ઉતાર્યો અને અમે (પૃથ્વીની) નજીકના આસમાનને ચિરાગોથી શણગાર્યું અને સુરક્ષિત કરી દીધું, આ જબરદસ્ત સર્વજ્ઞ અલ્લાહનું સાધેલું છે. (૧૨)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે (તે લોકોને) કહી આપો કે શું તમે લોકો એવા અલ્લાહનો ઈન્કાર કરો છો જેણે પૃથ્વીને (આટલી વિશાળ હોવા છતાં) બે દિવસ(ની મુદત)માં પેદા કરી અને તમે તેનો ભાગીદાર ઠરાવો છો ? એ જ (અલ્લાહ જેની શક્તિની તમને જાણ થઈ) સમગ્ર વિશ્વનો પરવરદિગાર છે અને તેણે પૃથ્વી ઉપર પહાડ બનાવ્યા અને તે (પૃથ્વી)માં લાભની વસ્તુઓ મૂકી દીધી (જેમકે વનસ્પતિ અને પ્રાણીઓ વગેરે) અને તે (પૃથ્વી)માં તેના (વસનારાઓ) માટે ખોરાક તજ્વીઝ કરી દીધો (જેમકે પ્રત્યક્ષ જોઈ શકાય છે કે પૃથ્વીના દરેક વિભાગમાં રહેનારાઓને તેને યોગ્ય જ અલગ અલગ પ્રકારનો ખોરાક મળે છે, એટલે કે પૃથ્વીમાં દરેક પ્રકારના અનાજ, ફળ ફળાદિ પેદા કર્યા, કોઈ ઠેકાણે કંઈ તો અન્ય ઠેકાણે બીજા પ્રકારનો જેનો ક્રમ બરાબર ચાલુ જ છે, આ બધું) ચાર દિવસમાં (થયું, બે દિવસમાં પૃથ્વી અને બે દિવસમાં પહાડ વગેરે જે ગણતરીમાં) પૂરા છે પૂછનારાઓ માટે (એટલે કે તે લોકો માટે જેઓ સૃષ્ટિના સર્જનની પરિસ્થિતિ અને તેના સ્વરૂપ વિશે આપ ﷺને પ્રશ્ન કરે છે જેમકે યહૂદીઓએ આપ ﷺને خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ વિશે પ્રશ્ન કર્યો હતો. -દૂર્રે મન્થૂર) પછી

(આ સઘળું કંઈ પેદા કરીને) આસમાન (બનાવવા) તરફ લક્ષ આપ્યું અને તે તે સમયે ધૂમાડા (સમાન) હતું (એટલે કે આસમાનનું દળ જે પૃથ્વીના દળ પછી આ પૃથ્વીના ઉપસ્થિત સ્વરૂપ પહેલાં બની ચૂક્યું હતું તે ધૂમાડાના સ્વરૂપમાં હતું) બસ તેને અને પૃથ્વીને કહ્યું કે તમે બંને(એ અમારી આજ્ઞા હેઠળ અવશ્ય આવવું પડશે, હવે તમને અધિકાર છે કે) ખુશીથી આવો અથવા બળજબરીએ (મતલબ એ છે કે અમારા નિર્માણ થઈ ચૂકેલા હુકમો જે તમને બંનેને અપાયા કરશે તે હુકમો કાઢવા તો તમારા અધિકારથી બહારની વાત છે, તે તો થઈને જ રહેશે પરંતુ જે સમજશક્તિ તમને અર્પણ કરવામાં આવી છે તે આધારે એવું પણ બની શકે કે તમે અમારા નિર્માણ કરેલ હુકમોને પોતાની ખુશીથી કબૂલ કરો અથવા તેનાથી નારાજ થાઓ અને તે બળજબરીએ તમારા ઉપર લાગુ પાડવામાં આવે, જેમકે મનુષ્યો માટે બીમારી અને મોતનો મા'મલો છે કે તેમનું થવું તો નિર્માણ થયેલ તકદીરી બાબત છે જેને મનુષ્ય ટાળી નથી શકતો પરંતુ કોઈ બુદ્ધિશાળી તેને રાજી ખુશીથી સ્વીકાર કરે છે અને સબ્ર તથા શુક્રના લાભ પ્રાપ્ત કરે છે અને કોઈ તેનાથી નારાજ અને નાખુશ રહે છે, રૂંધાઈ રૂંધાઈને મરે છે તો હવે તમે જોઈ લો કે તમે અમારા તે હુકમો ઉપર રાજી રહેશો અથવા અણગમો દાખવશો ? અને તેનો ભાવાર્થ તે તકદીરી નિર્માણ થયેલ હુકમો છે જે આસમાન અને પૃથ્વીમાં લાગુ પડવાના હતા અને તે એ કે આસમાન હમણાં માત્ર ધુમાડાના સ્વરૂપમાં હતું તેને સાત આસમાનોના સ્વરૂપમાં બનાવવું એ નિર્માણ થયેલ હુકમ હતો અને પૃથ્વી જો કે બની ચૂકી હતી પરંતુ તેમાં પણ હજારો પ્રકારના પરિવર્તનો અને ફેરફારો કયામત સુધી ચાલતા રહેવાના હતા) બંનેએ અરજ કરી કે અમે ખુશીથી (તે હુકમો માટે) હાજર છીએ, બસ બે દિવસમાં તેને સાત આસમાન બનાવી દીધા અને (કારણ કે સાતેય આસમાનોને ફરિશ્તાઓ દ્વારા આબાદ કરી દીધા અને તેમને જવાબદારી સોંપવામાં આવી હતી એટલા માટે) દરેક આસમાનમાં તેના યોગ્ય પોતાનો હુકમ (ફરિશ્તાઓને) મોકલી દીધો (એટલે કે જે ફરિશ્તાઓએ જે કામ લેવાનું હતું તે તેમને બતાવી દેવામાં આવ્યું) અને અમે તેના નજીકના આસમાનને ચિરાગો (તારાઓ)થી શણગાર્યું અને (શયતાનોથી આસમાની ખબરો ચોરી કરતા રોકવા માટે) તેનું રક્ષણ કર્યું, આ મહાબળવાન સર્વજ્ઞ (અલ્લાહ તઆલા)ની વ્યવસ્થા છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં મૂળ હેતુ તવહીદના ઈન્કારીઓ અને મુશ્રિકોને તેમના કુફ્ર અને શિર્ક ઉપર એક ઉચ્ચ કક્ષાની શૈલીમાં તાકીદ કરવાનો છે કે તેમાં અલ્લાહ તઆલાની સર્જનશક્તિના લક્ષણ અને આસમાન તથા પૃથ્વીના મહાન સર્જનોની અગણિત હિકમતો (Wisdom) ઉપર આધારિત સર્જન કરવાની વિગત આપીને તેમને કઠોર તાકીદ સ્વરૂપે સંબોધન કરવામાં આવ્યું છે કે શું તમે એવા બુદ્ધિહીન છો કે આવા મહાન સર્જનહાર અને સર્વશક્તિમાનની સાથે અન્યોને તેની ખુદાઈના ભાગીદાર ઠરાવો છો ? આ જ પ્રકારની ચેતવણી અને વિગત સૂરએ બકરહના ત્રીજા રુકૂઅ્માં (૨:૨૮–૨૯) આવી ચૂકી છે.

كَيْفَ تَكْفُرُوْنَ بِاللّٰهِ وَكُنْتُمْ اَمْوَاتًا فَاَحْيَاكُمْ ثُمَّ يُمِيْتُكُمْ ثُمَّ يُحْيِيْكُمْ ثُمَّ اِلَيْهِ
تُرْجَعُوْنَ ○ هُوَ الَّذِىْ خَلَقَ لَكُمْ مَّا فِى الْاَرْضِ جَمِيْعًا ثُمَّ اسْتَوٰى اِلَى السَّمَاءِ
فَسَوّٰهُنَّ سَبْعَ سَمٰوٰتٍ وَهُوَ بِكُلِّ شَىْءٍ عَلِيْمٌ ○

સૂરએ બકરહની આયતોમાં સર્જનના દિવસોની ગણતરીની વિગતોનું વર્ણન નથી પરંતુ સૂરએ ફુસ્સિલતની પ્રસ્તુત આયતોમાં તેનું પણ વર્ણન છે.

## આસમાન અને પૃથ્વીના સર્જનમાં ક્રમ તથા સર્જનના દિવસોની ગણતરી :

બયાનુલ કુર્આનમાં હઝરત સય્યિદી હકીમુલ ઉમ્મત કુદ્દીસ્સિર્રુહુએ ફરમાવ્યું છે કે આમ તો પૃથ્વી અને આસમાનના સર્જનનું વર્ણન ટૂંકમાં અને વિગતવાર કુર્આને કરીમમાં અનેક ઠેકાણે આવ્યું છે પરંતુ તેમાં ક્રમનું વર્ણન કે પ્રથમ શું બન્યું, પછી શું બન્યું ? એ લગભગ માત્ર ત્રણ જ આયતોમાં આવ્યું છે. એક આયત હા–મીમ સજદહની આયતમાં અને બીજી સૂરએ બકરહની ઉપરોક્ત આયતમાં તથા ત્રીજું સૂરએ નાઝિઆતમાં (૭૯:૨૭ થી ૩૨),

ءَ اَنْتُمْ اَشَدُّ خَلْقًا اَمِ السَّمَآءُ بَنَاهَا رَفَعَ سَمْكَهَا فَسَوّٰهَا وَاَغْطَشَ لَيْلَهَا وَاَخْرَجَ
ضُحٰهَا وَالْاَرْضَ بَعْدَ ذٰلِكَ دَحٰهَا اَخْرَجَ مِنْهَا مَآءَهَا وَمَرْعٰهَا وَالْجِبَالَ اَرْسٰهَا

ઉપરછલ્લી નજરે આ બધા વિષયોમાં કંઈક અંશે વિરોધાભાસ જેવું જણાય છે, કારણ કે સૂરએ બકરહ અને સૂરએ હા–મીમ સજદહની આયતોથી પૃથ્વીનું સર્જન આસમાન કરતાં અગ્રક્રમે હોવાનું જણાય છે અને સૂરએ નાઝિઆતમાં તેનાથી વિપરીત દેખીતી રીતે પૃથ્વીનું સર્જન આસમાન પછી થયું હોવાનું જણાય છે, હઝરત રહમતુલ્લાહે ફરાવ્યું કે આ બધી આયતોમાં વિચાર કરવાથી મારા વિચારમાં તો એવું આવે છે કે પ્રથમ પૃથ્વીનું ભૌતિક દળ (માદ્દો) બનાવ્યો અને હજુ તેનું ઉપસ્થિત સ્વરૂપ બન્યું ન હતું કે એવી જ પરિસ્થિતિમાં આસમાનનો માદ્દો (દળ) બનાવ્યો જે دُخَـــــــانٌ (દુખાન) એટલે કે "ધુમાડાના સ્વરૂપમાં" હતું, ત્યાર પછી આસમાનના ધુમાડાના દળને સાત આસમાન બનાવી દીધા, આશા છે કે બધી આયતો આ ચર્ચા દ્વારા સ્પષ્ટ થઈ જશે. આગળ વાસ્તવિક પરિસ્થિતિથી માત્ર અલ્લાહ તઆલા જ સારી રીતે વાકેફ છે.

*(બયાનુલ કુર્આન, સૂરએ બકરહ : રુકૂઅ : ૩)*

સહીહ બુખારીમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ જ આયત હેઠળ અમુક પ્રશ્નો અને તેના ઉત્તરો ઉપસ્થિત છે તેમાં આ આયતનો જે ખુલાસો હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કર્યો તે લગભગ એ જ છે જે હઝરત થાનવી (રહ.)એ ઉપર પ્રમાણે વર્ણન કર્યો છે, તે શબ્દો જે ઈબ્ને કષીર (રહ.)એ આ જ આયત હેઠળ વર્ણન કર્યા છે તે આ પ્રમાણે છે,

وَخَـلَـقَ الْاَرْضَ فِـیْ یَـوْمَیْـنِ ثُـمَّ خَلقَ السَّمَآءَ ثُمَّ اسْتَوٰی اِلَی السَّمَآءِ فَسَوّٰهُنَّ فِیْ یَـوْمَیْـنِ اٰخَـرَیْـنَ ثُـمَّ دَحَی الْاَرْضَ وَدَحْیُهَا اَنْ اَخْرَجَ مِنْهَا الْمَآءَ وَالْمَرْعٰی وَخَلَقَ الْـجِبَـالَ وَالـرِّمَـالَ وَالْـجَـمَادَوَالْاٰکَامَ وَمَا بَیْنَهُمَا فِیْ یَوْمَیْنِ اٰخَرَیْنِ فَذٰلِکَ قَوْلُهٗ تَعَالٰی دَحَاهَا.

અને હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ ઈબ્ને જરીર (રહ.)ના હવાલાથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા આયત હા–મીમ સજદહની તફસીરમાં આ રિવાયત પણ નકલ કરી છે કે,

*"મદીનાના યહૂદીઓ નબીએ કરીમ ﷺની સેવામાં પહોંચ્યા અને આસમાનો તથા પૃથ્વીના સર્જન વિશે પ્રશ્નો કર્યા, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ*

*તઆલાએ પૃથ્વીને રવિવાર અને સોમવારના દિવસે પેદા કરી અને પહાડ તથા તેમાં જે કંઈ ખનીજો વગેરે તેમાં છે તેને મંગળવારના દિવસે તથા વૃક્ષો અને પાણીના ઝરણાંઓ તથા શહેરો અને વેરાન મેદાનો બુધના દિવસે, આ કુલ ચાર દિવસ થઈ ગયા, જેમકે આ આયતમાં છે,* ءَ اِنَّكُمْ لَتَكْفُرُوْنَ بِالَّذِىْ خَلَقَ الْاَرْضَ فِىْ يَوْمَيْنِ وَتَجْعَلُوْنَ لَهٗٓ اَنْدَادًا ؕ ذٰلِكَ رَبُّ الْعٰلَمِيْنَ وَجَعَلَ فِيْهَا رَوَاسِىَ مِنْ فَوْقِهَا وَبٰرَكَ فِيْهَا وَقَدَّرَ فِيْهَآ اَقْوَاتَهَا فِىْٓ اَرْبَعَةِ اَيَّامٍ ؕ سَوَآءً لِّلسَّآئِلِيْنَ *એટલે કે તે લોકો માટે જેઓ તેના સર્જનનો પ્રશ્ન કરે, પછી ફરમાવ્યું, અમે જુમેરાતના દિવસે આસમાન બનાવ્યા અને જુમ્આના દિવસે તારાઓ તથા સૂર્ય અને ચંદ્ર અને ફરિશ્તાઓ. આ બધું કામ જુમ્આના દિવસમાં ત્રણ કલાકો બાકી હતા ત્યારે પૂર્ણ કર્યું, પછી બીજા કલાકમાં આફતો અને મુસીબતો જે દરેક વસ્તુ ઉપર આવવાની છે તે પેદા કરી અને ત્રીજા કલાકમાં હઝરત આદમ (અલૈ.)ને પેદા કર્યા અને તેમને જન્નતમાં થોભાવ્યા અને ઈબ્લીસને સિજદહનો હુકમ આપવામાં આવ્યો, તેના સિજદહ કરવાના ઈન્કાર કરવાના કારણે જન્નતમાંથી કાઢી મૂકવામાં આવ્યો, આ બધું ત્રીજા કલાકના પૂર્ણ થવા સુધી થયું."*

*(લાંબી હદીષ -ઈબ્ને કષીર)*

ઈબ્ને કષીરે આ રિવાયતને નકલ કરીને કહ્યું, هٰذَا الْحَدِيْثُ فِيْهِ غَرَابَةٌ (that is, the contents of this Hadith are not corroborated by other sources-કોઈ અન્ય સ્ત્રોત દ્વારા આ હદીષની પુષ્ટી થતી નથી).

અને સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની એક હદીષ આવી છે જેમાં વિશ્વના સર્જનની શરૂઆત يَوْمُ السَّبْتِ (યૌમુસ્સબ્તિ) એટલે કે શનિવારના દિવસે બતાવવામાં આવી છે, તેના હિસાબે આસમાન અને પૃથ્વીનું સર્જન સાત દિવસોમાં થયું હોવાનું જણાય છે પરંતુ કુર્આનના સામાન્ય નુસૂસમાં આ સર્જન છ દિવસમાં થવાનું સ્પષ્ટપણે ઉપસ્થિત છે. وَلَقَدْ خَلَقْنَا السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا فِىْ سِتَّةِ اَيَّامٍ وَّمَا مَسَّنَا مِنْ لُّغُوْبٍ એટલે કે, "અમે પેદા કર્યા આસમાનો અને જમીનને અને જે કંઈ તેમની અંદર છે તેને છ દિવસમાં; અને અમને કોઈ થકાવટ આવી નથી." (૫૦:૩૭) એટલા માટે વળી તેની સનદના આધારે પણ ઉચ્ચ કક્ષાના મુહદ્દીસોએ આ રિવાયતને مَعْلُوْلٌ (મઅ્લૂલ) "ખામીયુક્ત" ઠરાવી છે. ઈબ્ને કષીરે તેને મુસ્લિમ અને નસાઈના હવાલાથી

નકલ કરીને કહ્યું, وَهُوَ مِنْ غَرَائِبِ صَحِيْحِ الْمُسْلِمِ كَمَا فِيْ زَادِالْمَسِيْرِ لِاِبْنِ الْجَوْزِيْ એટલે કે, આ હદીષ સહીહ મુસ્લિમની અજાયબીઓમાંથી છે અને પછી ફરમાવ્યું કે ઈમામ બુખારી (રહ.)એ પોતાની કિતાબ "તારીખે કબીર"માં આ રિવાયતને "મઅ્લૂલ" ઠરાવી છે અને ઘણા લોકોએ આ રિવાયતને હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી કઅ્બ બિન અહ્બાર (રદિ.)ની રિવાયત નકલ કરી છે, રસૂલે કરીમ ﷺનો ઈરશાદ નથી. અને ફરમાવ્યું કે આ જ તદ્દન સત્ય છે. (ઈબ્ને કષીર, પેજ : ૯૪, જિલ્દ : ૪) એ જ પ્રમાણે મદીની અને બયહકી વગેરે હદીષના હાફિઝોએ પણ તેને કઅ્બ બિન અહ્બારનું નિવેદન ઠરાવ્યું છે.

*(હાસિયા, જાદૂલ મસીર, અલ ઈબ્ને જવઝી રહ; પેજ : ૨૭૩, જિલ્દ : ૭)*

પ્રથમ રિવાયત જે ઈબ્ને જરીર (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કરી છે ઈબ્ને કષીર (રહ.)ના ફેંસલા પ્રમાણે તેમાં પણ "ગરાબહ" (બીજા સ્ત્રોતોની વિરોધાભાસી) છે, એ પણ છે કે આ રિવાયતમાં હઝરત આદમ (અલૈ.)નું સર્જન આસમાનોના સર્જનની સાથે અંતિમ દિવસે જુમ્આના અંતિમ કલાકમાં થયાનું અને તે જ કલાકમાં સિજદહનો હુકમ અને ઈબ્લીસને જન્નતમાંથી કાઢવાની બાબત ઉપસ્થિત છે, જ્યારે કે અનેક કુર્આનની આયતોમાં હઝરત આદમ (અલૈ.)નો તથા સિજદહનો હુકમનો તથા ઈબ્લીસના કાઢી મૂકવાનો જે કિસ્સો વર્ણન થયો છે તેની શૈલીથી સ્પષ્ટપણે એવું જણાય છે કે હઝરત આદમ (અલૈ.)ના સર્જનની ઘટના પૃથ્વી અને આસમાનોના સર્જનના ઘણા સમય બાદ થઈ છે, જ્યારે કે પૃથ્વીમાં તેની બધી જ જરૂરિયાતો સંપૂર્ણ થઈ ચૂકી અને જિન્નાતો તથા શયતાનો ત્યાં વસવા લાગ્યા,

ત્યાર પછી ફરમાવ્યું, اِنِّيْ جَاعِلٌ فِي الْاَرْضِ خَلِيْفَةً

*(મઝહરી)*

ખુલાસો એ છે કે પૃથ્વી અને આસમાનોના સર્જન સમયે તથા દિવસ અને તેમનો ક્રમ જે હદીષની રિવાયતોમાં આવ્યો છે તેમાં કોઈ રિવાયત એવી નથી જેને કુર્આનની જેમ કતઈ એટલે કે સંપૂર્ણ વિશ્વાસપૂર્વકની કહી શકાય, બલકે એવી સંભાવના વધુ પડતી છે કે આ ઈસ્રાઈલી રિવાયતો હોય અને મરફૂઅ્ હદીષો ન હોય, જેમકે ઈબ્ને કષીર (રહ.)એ મુસ્લિમ અને નસાઈની હદીષ વિશે તેનો ખુલાસો કર્યો છે તેથી કુર્આનની આયતોને અસલ ઠરાવીને હેતુ નક્કી કરવો

જોઈએ અને કુર્આનની આયતોને એકઠી કરવાથી એક વાત તો એ સ્પષ્ટપણે જણાય છે કે આસમાન અને પૃથ્વી તથા તેમની અંદરની બધી જ વસ્તુઓ માત્ર છ દિવસમાં પેદા થઈ છે, બીજી વાત સૂરએ હા–મીમ સજદહની આયતથી એ જણાય છે કે પૃથ્વી અને તેના પહાડો, વૃક્ષો વગેરેના સર્જનમાં પૂરા ચાર દિવસ લાગ્યા, ત્રીજી વાત એ જણાય છે કે આસમાનોના સર્જનમાં બે દિવસ ખર્ચ થયા જેમાં સંપૂર્ણ બે દિવસ હોવાનો ખુલાસો નથી બલકે અમુક ઈશારા એ તરફ મળે છે કે આ બે દિવસ પૂરેપૂરા ખર્ચ થયા નથી, જુમ્આના અંતિમ દિવસનો અમુક હિસ્સો બાકી રહ્યો હતો. આ આયતોના જાહેરપણાથી એ જાણ થાય છે કે છ દિવસમાંથી પ્રથમ ચાર દિવસ પૃથ્વી ઉપર બાકી બે દિવસો આસમાનોના સર્જનમાં ખર્ચ થયા અને પૃથ્વીનું સર્જન આસમાનોથી પહેલાં થયું પરંતુ સૂરએ નાઝિઆતની આયતમાં જમીનને ફેલાવવાનું અને તેને પૂરું કરવાનું કામ સ્પષ્ટપણે આસમાનના સર્જન પછી કર્યું છે એટલા માટે તે સંભાવના અશક્ય નથી જે ઉપર બયાનુલ કુર્આનના હવાલાથી વર્ણન થઈ છે કે પૃથ્વીનું સર્જન બે વિભાગોમાં વિભાજિત છે, પ્રથમ બે દિવસોમાં પૃથ્વી અને તેની ઉપરના પહાડો વગેરેનો માદ્દો તૈયાર કરવામાં આવ્યો, ત્યારબાદ બે દિવસોમાં સાત આસમાન બનાવ્યા, ત્યારબાદ બે દિવસોમાં જમીનને ફેલાવી અને તેની અંદર જે કંઈ પહાડ, વૃક્ષો, નહેરો, ઝરણાઓ વગેરે બનાવ્યા હતા તેની પૂર્ણતા થઈ, એ જ પ્રમાણે પૃથ્વીના સર્જનના ચાર દિવસો સતત એકધારા એક ક્રમમાં નથી રહ્યા અને આ આયત હા–મીમ સજદહમાં જે ક્રમ વર્ણન થયો છે કે પ્રથમ પૃથ્વીને બે દિવસમાં પેદા કરવાનું વર્ણન કર્યું, દાખલા તરીકે خَلَقَ الْاَرْضَ فِىْ يَوْمَيْنِ ત્યારબાદ મુશ્રિકોને ચેતવણી આપવામાં આવી છે, પછી તેને જુદું પાડીને કહ્યું, وَجَعَلَ فِيْهَا رَوَاسِىَ مِنْ فَوْقِهَا وَبٰرَكَ فِيْهَا وَقَدَّرَ فِيْهَآ اَقْوَاتَهَا فِىْٓ اَرْبَعَةِ اَيَّامٍ એના ઉપર તો બધા જ તફસીરકારો સહમત છે કે આ ચાર દિવસો તે પહેલાં બે દિવસોને સામેલ કરીને છે, તેનાથી અલગ ચાર દિવસો નથી નહિતર બધા જ દિવસોને ભેગા કરીએ તો આઠ દિવસો થઈ જશે જે કુર્આનના ખુલાસાથી વિપરીત છે.

હવે અત્રે વિચાર કરવાથી દેખીતો તકાદો એ જણાય છે કે, خَلَقَ الْاَرْضَ فِىْ يَوْمَيْنِ ફરમાવ્યા પછી પહાડો વગેરેના સર્જનને પણ فِىْ يَوْمَيْنِ (ફી યવમયની)ના શબ્દ વડે ઓળખાવવામાં આવ્યું હોત તો તેની ગણતરી ચાર થવી

આપમેળે જાણ થઈ ગઈ હોત પરંતુ કુર્આને કરીમે આ વિષય અપનાવવાને બદલે એવું રાખ્યું કે પૃથ્વીના સર્જનમાંથી બાકીની બાબતોનું વર્ણન કરીને ફરમાવ્યું કે આ કુલ ચાર દિવસ થયા, તેનાથી દેખીતો ઈશારો એ તરફ નીકળે છે કે આ ચાર દિવસો એક ક્રમમાં અને લગાતાર નથી બલકે બે વિભાગોમાં વહેંચાયેલા હતા, બે દિવસો આસમાનોના સર્જનથી પહેલાં, બે દિવસો ત્યારબાદ અને પ્રસ્તુત આયતમાં જે ....جَعَلَ فِيْهَا رَوَاسِىَ مِنْ فَوْقِهَا નું વર્ણન છે એ આસમાનોના સર્જન પછીનું વર્ણન છે. વલ્લાહુ અઅ્લમુ.

وَجَعَلَ فِيْهَا رَوَاسِىَ مِنْ فَوْقِهَا પૃથ્વીમાં પહાડ તેના સમતોલપણાને ઠીકઠાક રાખવા માટે પેદા કરવામાં આવ્યા છે જેમકે અનેક કુર્આનની આયતોમાં તેનો ખુલાસો આવ્યો છે એટલા માટે એ જરૂરી ન હતું કે તે પહાડોને જમીનની સપાટી ઉપર ઊંચા કરીને રાખવામાં આવે, જમીનની અંદર પણ રાખી શકાતા હતા પરંતુ ઉપર રાખવાથી અને તેની ઊંચાઈને સામાન્ય મનુષ્યો અને પ્રાણીઓની પહોંચથી દૂર રાખવામાં પૃથ્વી ઉપર વસવાટ કરનારાઓ માટે હજારો નહીં બલકે અગણિત લાભ છે એટલા માટે આ આયતમાં مِنْ فَوْقِهَا (મિન ફવકીહા)ના શબ્દ દ્વારા આ ખાસ નેઅ્મત તરફ ઈશારો કરવામાં આવ્યો છે.

وَقَدَّرَ فِيْهَآ اَقْوَاتَهَا فِىْٓ اَرْبَعَةِ اَيَّامٍ سَوَآءً لِّلسَّآئِلِيْنَ માં શબ્દ اَقْوَاتُ(અકવાત) એક قُوْتٌ (કૂત)નું બહુવચન છે જેનો અર્થ "રોજી અને ખોરાક" છે જેમાં સામાન્ય માનવીની દરેક જરૂરિયાતો સામેલ છે. *(અબૂ ઉબયદહ ઝાદૂલ મશીર અલ ઈબ્ને જવઝી)*

હઝરત હસન અને સુદ્દી (રહ.)એ તેની તફસીરમાં કહ્યું કે અલ્લાહ તઆલાએ પૃથ્વીના દરેક વિભાગમાં તેના વસવાટ કરનારાઓની આવશ્યકતાઓ પ્રમાણે રોજી અને ખોરાક નિર્માણ કરી દીધો, નિર્માણ કરવાનો ભાવાર્થ એ છે કે એ હુકમ લાગુ પાડી દીધો કે પૃથ્વીના આ વિભાગમાં ફલાણી ફલાણી વસ્તુઓ આટલા પ્રમાણમાં પેદા થઈ જાય, આ જ તકબીરે ઈલાહીથી પૃથ્વીના દરેક વિભાગમાં અમુક પ્રકારની વિશિષ્ટતાઓ ઉત્પન્ન થઈ, દરેક ઠેકાણે વિવિધ પ્રકારની ખનીજો અને વિવિધ પ્રકારની વનસ્પતિ અને વૃક્ષો તથા પ્રાણીઓ તે વિભાગની આવશ્યકતા અનુસાર તેમની પ્રકૃતિ અને જરૂરિયાત પ્રમાણે પેદા કરવામાં આવ્યા.

આથી જ પૃથ્વીના દરેક વિભાગનું ઉત્પાદન અને પોશાક વિવિધ પ્રકારના

હોય છે, યમનમાં عَصَبْ (અસબ) સાબૂરમાં સાબૂરી, રૅ માં તયાલિશહ, અમુક પ્રદેશોમાં ઘઉં, કોઈ પ્રદેશમાં ચોખા તો બીજા અનાજ, કોઈ સ્થળે રૂહ, કોઈ સ્થળે જવ, કોઈ સ્થળે સફરજન, દ્રાક્ષ અને કોઈ ઠેકાણે કેરી.... આ બધી વસ્તુઓની વિવિધતા પૃથ્વીના દરેક હિસ્સાની પ્રકૃતિ પ્રમાણે હોય છે, હઝરત ઇકરીમા અને ઝહ્હાક (રહ.)ના નિવેદન પ્રમાણે તેનાથી એ લાભ પણ છે કે દુનિયાના બધા વિભાગો અને પ્રદેશોમાં પરસ્પર વેપાર તથા સહકારના માર્ગો ખુલ્યા, કોઈ વિભાગને બીજા વિભાગની જરૂર ન પડે એવું નથી, પરસ્પર એકબીજાના સહકાર ઉપર જ પરસ્પર સંવાદિતાની મજબૂત ઇમારત ઊભી થઈ શકે છે. ઇકરીમા (રહ.)એ ફરમાવ્યું કે અમુક વિભાગોમાં મીઠાને સોનાના ભાવે તોલીને વેચવામાં આવે છે.

જાણે પૃથ્વીને અલ્લાહ તઆલાએ તેના ઉપર વસવાટ કરનાર માનવો અને પ્રાણીઓના બધા જ આવશ્યક ખોરાકો, રહેઠાણ તથા પોશાક વગેરેનું એક એવું મહાન ગોડાઉન બનાવ્યું છે કે કયામત સુધી આવનાર અને વસનાર અબજો અબજ માનવો અને અસંખ્ય પ્રાણીઓની બધી જ જરૂરિયાતો મૂકી દીધી છે, તે પૃથ્વીપટ ઉપર વિકાસ પામતી રહે છે અને જરૂરિયાત પ્રમાણે કયામત સુધી ઉત્પાદન થતી રહેશે, માનવીનું કામ માત્ર એ રહી ગયું છે કે પોતાની આવશ્યકતા પ્રમાણે તે તેને પૃથ્વીમાંથી કાઢે અને પોતાની આવશ્યકતા પ્રમાણે તેનો ઉપયોગ કરે, આગળની આયતમાં ફરમાવ્યું, سَوَآءً لِّلسَّآئِلِيْنَ આ વાક્યનો સંબંધ ઘણા તફસીરકારોએ اَرْبَعَةِ اَيَّامٍ (અર્બઅતુ અય્યામ) ચાર દિવસો હોવાનો ઠરાવ્યો છે અને કારણ કે બોલચાલના રૂઢિપ્રયોગમાં જેને ચાર કહી દેવામાં આવે છે તે ક્યારેક ચારથી ઓછા હોય તો ક્યારેક ચારથી વધારે પણ હોય છે પરંતુ આ ઓછા વત્તાપણાને નજર અંદાજ કરી તેને ચાર કહી દેવામાં આવે છે, આયતમાં આ સ્થળે શબ્દ سَوَآءً (સવાઅન) વધારીને તે સંભાવનાને ખતમ કરી એવું બતાવવામાં આવ્યું કે આ કાર્ય પૂરા ચાર દિવસમાં ઠીક થયું છે અને لِلسَّآئِلِيْنَ (લિસ્સાઇલીન) કહેવાનો અર્થ એ છે કે જે લોકો આસમાન અને જમીનના સર્જન વિશે આપ ﷺને પ્રશ્નો કરી રહ્યા છે જેમકે યહૂદીઓનું પ્રશ્ન કરવું, તફસીર ઇબ્ને જરીર અને દૂર્રે મન્ષૂરમાં નકલ થયેલ છે કે આ પ્રશ્નો કરનારાઓને એ બતાવવામાં આવ્યું છે કે આ સર્જન પૂરા ચાર દિવસમાં થયું છે. *(ઇબ્ને કષીર,કુર્તુબી,રૂહ)*

અમુક તફસીરકારો ઈબ્ને ઝૈદ વગેરેએ لِلسَّائِلِيۡنَ (લિસ્સાઈલીન)નો સંબંધ વાક્ય قَدَّرَ فِيۡهَآ اَقۡوَاتَهَا સાથે ઠરાવ્યો છે અને سَائِلِيۡنَ (સાઈલીન)નો અર્થ طَالِبِيۡنَ (તાલીબીન—માંગણી કરનારાઓ માટે) અને مُحۡتَاجِيۡنَ (મુહ્તાજીન—તેમાં તેનો ખોરાક બનાવ્યો) માટે છે. આ સ્વરૂપમાં અર્થ એ નીકળે છે કે પૃથ્વીમાં અલ્લાહ તઆલાએ જે વિવિધ પ્રકાર અને જાતજાતની આવશ્યકતાઓ અને જરૂરિયાતો પ્રમાણેનો ખોરાક ઉત્પન્ન કર્યો છે તે એ લોકોના લાભ માટે છે જે તેની માંગણી કરનારા અને તેના હાજતમંદ પણ છે અને કારણ કે જેને કોઈ વસ્તુની જરૂરિયાત હોય અથવા મોહતાજ હોય તો તે સ્વાભાવિકપણે સવાલ (માંગણી) કર્યા કરે છે એટલા માટે તેમને سَائِلِيۡنَ (સાઈલીન) "સવાલ કરનાર અથવા માંગણી કરનાર" શબ્દ વડે ઓળખાવવામાં આવ્યા. *(બહરે મુહીત)*

ઈબ્ને કષીર (રહ.)એ આ તફસીર નકલ કરીને ફરમાવ્યું કે આ એવું છે જેમકે કુર્આને કરીમે ફરમાવ્યું, اٰتٰىكُمۡ مِّنۡ كُلِّ مَا سَاَلۡتُمُوۡهُ (૧૪:૩૪) એટલે કે, અલ્લાહ તઆલાએ તે બધી વસ્તુઓ અર્પણ કરી જે તમે માંગી, કારણ કે અહીંયાં પણ માંગવાનો ભાવાર્થ તેમનું જરૂરિયાતમંદ હોવું છે, સવાલ કરવો શરત નથી, કારણ કે અલ્લાહ તઆલાએ આ વસ્તુઓ ન માંગનારાઓને પણ અર્પણ કરી છે.

فَقَالَ لَهَا وَلِلۡاَرۡضِ ائۡتِيَا طَوۡعًا اَوۡ كَرۡهًا قَالَتَا اَتَيۡنَا طَآئِعِيۡنَ આ આસમાન અને પૃથ્વીને સંબોધન કરીને હુકમ સંભળાવ્યો તથા તેમણે આજ્ઞાપાલન અને ફરમાંબરદારી બતાવીને જવાબ આપ્યો. અમુક તફસીરકારોના મતે આ એક રૂપક છે કે પૃથ્વી અને આસમાન અલ્લાહ તઆલાની આજ્ઞાના આધીન દરેક કાર્ય માટે તૈયાર જોવા મળ્યા પરંતુ ઈબ્ને અતિય્ય અને બીજા સંશોધક તફસીરના ઈમામોએ કહ્યું કે તેમાં કોઈ રૂપક નથી, બધું જ પોતાની હકીકત ઉપર છે, અલ્લાહ તઆલાએ આસમાન અને પૃથ્વીમાં તેમની સમજ અને બુદ્ધિ પ્રમાણે સમજશક્તિ પણ પેદા કરી છે અને તેમને બોલવાની અને જવાબ આપવાની શક્તિ પણ અર્પણ કરી હતી, તફસીરે બહરે મુહીતમાં તેને નકલ કરીને ફરમાવ્યું છે કે આ જ તફસીર શ્રેષ્ઠ અને ઉત્તમ છે.

ઈબ્ને કષીર (રહ.)એ તેને નકલ કરીને અમુકનું આ નિવેદન પણ નકલ કર્યું છે કે પૃથ્વી તરફથી આ જવાબ હવે તે પૃથ્વીના વિભાગે આપ્યો હતો જેના ઉપર બયતુલ્લાહની તા'મીર થઈ અને આસમાનના તે વિભાગે જે બયતુલ્લાહની બિલકુલ ઉપર છે (જેને બયતુલ મા'મૂર કહેવામાં આવે છે).

## આયતો : (સૂરએ હા–મીમ સજદહ : ૧૩ થી ૨૫)

فَاِنْ اَعْرَضُوْا فَقُلْ اَنْذَرْتُكُمْ صٰعِقَةً مِّثْلَ صٰعِقَةِ عَادٍ وَّثَمُوْدَ ﴿١٣﴾ اِذْ جَآءَتْهُمُ
الرُّسُلُ مِنْۢ بَيْنِ اَيْدِيْهِمْ وَمِنْ خَلْفِهِمْ اَلَّا تَعْبُدُوْۤا اِلَّا اللّٰهَ ؕ قَالُوْا لَوْ شَآءَ رَبُّنَا
لَاَنْزَلَ مَلٰٓئِكَةً فَاِنَّا بِمَاۤ اُرْسِلْتُمْ بِهٖ كٰفِرُوْنَ ﴿١٤﴾ فَاَمَّا عَادٌ فَاسْتَكْبَرُوْا فِى الْاَرْضِ
بِغَيْرِ الْحَقِّ وَقَالُوْا مَنْ اَشَدُّ مِنَّا قُوَّةً ؕ اَوَلَمْ يَرَوْا اَنَّ اللّٰهَ الَّذِيْ خَلَقَهُمْ هُوَ اَشَدُّ
مِنْهُمْ قُوَّةً ؕ وَكَانُوْا بِاٰيٰتِنَا يَجْحَدُوْنَ ﴿١٥﴾ فَاَرْسَلْنَا عَلَيْهِمْ رِيْحًا صَرْصَرًا فِيْۤ
اَيَّامٍ نَّحِسَاتٍ لِّنُذِيْقَهُمْ عَذَابَ الْخِزْيِ فِى الْحَيٰوةِ الدُّنْيَا ؕ وَلَعَذَابُ الْاٰخِرَةِ
اَخْزٰى وَهُمْ لَا يُنْصَرُوْنَ ﴿١٦﴾ وَاَمَّا ثَمُوْدُ فَهَدَيْنٰهُمْ فَاسْتَحَبُّوا الْعَمٰى عَلَى
الْهُدٰى فَاَخَذَتْهُمْ صٰعِقَةُ الْعَذَابِ الْهُوْنِ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿١٧﴾ وَنَجَّيْنَا
الَّذِيْنَ اٰمَنُوْا وَكَانُوْا يَتَّقُوْنَ ﴿١٨﴾ ع وَيَوْمَ يُحْشَرُ اَعْدَآءُ اللّٰهِ اِلَى النَّارِ ع
فَهُمْ يُوْزَعُوْنَ ﴿١٩﴾ حَتّٰۤى اِذَا مَا جَآءُوْهَا شَهِدَ عَلَيْهِمْ سَمْعُهُمْ وَاَبْصَارُهُمْ
وَجُلُوْدُهُمْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٢٠﴾ وَقَالُوْا لِجُلُوْدِهِمْ لِمَ شَهِدْتُّمْ عَلَيْنَا ؕ
قَالُوْۤا اَنْطَقَنَا اللّٰهُ الَّذِيْۤ اَنْطَقَ كُلَّ شَيْءٍ وَّهُوَ خَلَقَكُمْ اَوَّلَ مَرَّةٍ وَّاِلَيْهِ
تُرْجَعُوْنَ ﴿٢١﴾ وَمَا كُنْتُمْ تَسْتَتِرُوْنَ اَنْ يَّشْهَدَ عَلَيْكُمْ سَمْعُكُمْ وَلَاۤ
اَبْصَارُكُمْ وَلَا جُلُوْدُكُمْ وَلٰكِنْ ظَنَنْتُمْ اَنَّ اللّٰهَ لَا يَعْلَمُ كَثِيْرًا مِّمَّا تَعْمَلُوْنَ ﴿٢٢﴾
وَذٰلِكُمْ ظَنُّكُمُ الَّذِيْ ظَنَنْتُمْ بِرَبِّكُمْ اَرْدٰىكُمْ فَاَصْبَحْتُمْ مِّنَ الْخٰسِرِيْنَ ﴿٢٣﴾
فَاِنْ يَّصْبِرُوْا فَالنَّارُ مَثْوًى لَّهُمْ ۚ وَاِنْ يَّسْتَعْتِبُوْا فَمَا هُمْ مِّنَ الْمُعْتَبِيْنَ ﴿٢٤﴾
وَقَيَّضْنَا لَهُمْ قُرَنَآءَ فَزَيَّنُوْا لَهُمْ مَّا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ وَحَقَّ عَلَيْهِمُ
الْقَوْلُ فِيْۤ اُمَمٍ قَدْ خَلَتْ مِنْ قَبْلِهِمْ مِّنَ الْجِنِّ وَالْاِنْسِ ۚ اِنَّهُمْ كَانُوْا خٰسِرِيْنَ ﴿٢٥﴾ ع ع

## તરજુમો :

*પછી જો તેઓ ટાળે તો તમે કહો, મેં તમને એક સખત અઝાબની ખબર સંભળાવી દીધી જેવો આદ અને ષમૂદ(ની કોમ) ઉપર આવ્યો. (૧૩) જ્યારે તેમની પાસે રસૂલ આગળથી અને પાછળથી આવ્યા કે અલ્લાહના સિવાય કોઈની ઈબાદત ન કરો; તેઓ કહેવા લાગ્યા, જો અમારા પરવરદિગારે ઈચ્છયું હોત તો ફરિશ્તા મોકલ્યા હોત, અમે તમારા લાવેલાને માનતા નથી. (૧૪) બસ તે જે આદ(ના લોકો) હતા તેઓ પ્રદેશમાં નાહક અભિમાન કરવા લાગ્યા અને કહેવા લાગ્યા, અમારાથી વધારે બળવાન કોણ છે ? શું જોતા નથી કે અલ્લાહ જેણે તેમને બનાવ્યા તે તેમના કરતાં બળમાં વધારે છે અને અમારી નિશાનીઓથી ઈન્કારી હતા. (૧૫) પછી અમે તેમના ઉપર ખૂબ જોરની હવા મોકલી કેટલાય દિવસો કે જે મુસીબતના હતા જેથી તેમને દુનિયાની જિંદગીમાં અપમાનનો અઝાબ ચખાડે અને આખિરતના અઝાબમાં પણ સંપૂર્ણ રુશ્વાઈ છે જ અને તેમને ક્યાંય મદદ નથી. (૧૬) અને તેઓ જે ષમૂદ(ના લોકો) હતા બસ અમે તેમને માર્ગ બતાવ્યો, પછી તેમને માર્ગ જોવા કરતાં આંધળા રહેવામાં ખુશી લાગી, પછી તેમને ઝિલ્લતના અઝાબના કડાકાએ પકડયા તેનો બદલો જે તેઓ કમાતા હતા. (૧૭) અને અમે તે લોકોને બચાવ્યા જેઓ ઈમાન લાવ્યા હતા અને બચીને ચાલતા હતા. (૧૮) અને જે દિવસે અલ્લાહના દુશ્મનો દોઝખ ઉપર જમા થશે, પછી તેમના (અલગ અલગ) જૂથો બનાવવામાં આવશે. (૧૯) એટલે સુધી કે જ્યારે તેના ઉપર પહોંચશે તેમના કાન અને તેમની આંખો અને તેમની ચામડી તેમના વિરુદ્ધ (એની) સાક્ષી આપશે જે કંઈ તેઓ કર્યા કરતા હતા. (૨૦) અને તેઓ પોતાની ચામડીને કહેશે, તમે કેમ (અમારા વિરુદ્ધ) ગવાહી આપી ? તેઓ કહેશે, અમને અલ્લાહે બોલાવ્યું જેણે દરેક વસ્તુને બોલાવડાવ્યું (વાચા આપી) અને તેણે જ તમને પ્રથમવાર પેદા કર્યા અને તેના જ તરફ પાછા વળીને જાઓ છો. (૨૧) અને તમે એ વાતથી પડદો કરતા ન હતા (જ્યારે કે ગુનાહો કરતા હતા એ વિચારે) કે તમારા (વિરુદ્ધ તમારા જ) કાન ગવાહી આપશે અને તમારી આંખો અને તમારા ચહેરા પરંતુ તમને એ (ખોટો) વિચાર હતો કે અલ્લાહ ઘણી વાતો નથી જાણતો જે*

*તમે કરો છો. (૨૨) અને આ તે જ તમારો (ખોટો) વિચાર છે જે તમે પોતાના પરવરદિગારના હકમાં રાખતા હતા, તેણે જ તમને ગારત (બરબાદ) કર્યા પછી આજે નુકસાનમાં રહી ગયા. (૨૩) પછી જો તેઓ ધીરજ ધરે તો (પણ) આગ (જ) તેમનું ઠેકાણું છે અને જો તેઓ મનાવવા ઈચ્છે તો તેમના (માટે) કોઈ મનાવનાર નથી. (૨૪) અને અમે તેમની પાછળ સાથે રહેનારા લગાડી દીધા, પછી તેમણે તેમની આંખોમાં તે શણગારીને બતાવ્યું જે તેમની આગળ છે અને જે તેમની પાછળ છે અને અઝાબની વાત તે જિન્નાતોના અને મનુષ્યોના વર્ગો માટે સત્ય સાબિત થઈ ચૂકી જેઓ તેમનાથી પહેલાં ગુઝરી ચૂક્યા, બેશક તેઓ નુકસાનવાળા હતા. (૨૫)*

## તફસીર :

પછી (તવહીદની દલીલો સાંભળીને પણ) જો તે લોકો (તવહીદથી) મોઢું ફેરવે તો તમે કહી આપો કે હું તમને એવી આફતથી ડરાવું છું જેવી આદ અને ષમૂદ ઉપર (તેમના કુફ્ર અને શિર્કના કારણે) આફત આવી હતી (તેનો ભાવાર્થ અઝાબથી નાશ થવો છે જેમકે મક્કાના કુરૈશના સરદાર ગઝ્વએ બદ્રમાં માર્યા ગયા અને કેદ કરવામાં આવ્યા અને આદ અને ષમૂદની આ ઘટના તે સમયે બની હતી) જ્યારે કે તેમની પાસે તેમની આગળથી પણ અને તેમની પાછળથી પણ પયગમ્બર આવ્યા (એટલે કે જે પયગમ્બર તેમના તરફ મોકલવામાં આવ્યા અને તેમણે તેમને સમજાવવામાં ખૂબ પ્રયત્ન કર્યો જેમકે કોઈ વ્યક્તિ પોતાના કોઈ વહાલસોયાને કોઈ મુસીબત અને નાશ તરફ જતો જુએ તો તે ક્યારેક આગળથી આવીને તેને રોકે છે અને ક્યારેક પાછળથી પકડે છે અને તેનું ઉદાહરણ કુર્આનમાં ઈબ્લીસનું તે નિવેદન છે કે તેણે કહ્યું હતું لَاٰتِيَنَّهُمْ مِّنْۢ بَيْنِ اَيْدِيْهِمْ وَمِنْ خَلْفِهِمْ એટલે કે હું બની આદમને ગુમરાહ કરવા તેમના આગળથી પણ આવીશ અને તેમના પાછળથી પણ આવીશ અને તે પયગમ્બરોએ એવું જ કહ્યું) કે અલ્લાહ સિવાય અન્ય કોઈની ઈબાદત ન કરો, તેમણે જવાબ આપ્યો કે (તમે જે અલ્લાહ તરફથી આવવાનું અને તવહીદ તરફ બોલાવવાનું આમંત્રણ આપો છો તે ખોટું છે કારણ કે) જો અમારા પરવરદિગારને (એવું) મંજૂર હોત (કે કોઈને પયગમ્બર બનાવીને મોકલે) તો ફરિશ્તાઓને મોકલ્યા હોત એટલા માટે અમે એ(તવહીદ)થી પણ ઈન્કારી છીએ જેને આપીને (તમારા દા'વા પ્રમાણે) તમને (પયગમ્બર સ્વરૂપે)

મોકલવામાં આવ્યા છો, પછી (આવા નિવેદનો પછી તે કોમની ખાસ વિગત એ છે કે) તે જે આજના લોકો હતા તેઓ દુનિયામાં નાહક અભિમાન કરવા લાગ્યા અને (જ્યારે અઝાબની ધમકી સાંભળી તો) કહેવા લાગ્યા, તે કોણ છે જે બળમાં અમારાથી વધારે છે ? (કે તે અમને આવા અઝાબમાં સંડોવી શકે છે અને અમે તેને દૂર કરવા શક્તિમાન ન હોઈએ ! આગળ તેનો જવાબ છે કે) શું તે લોકોને એ નજરે ન પડ્યું કે જે અલ્લાહે તેમને પેદા કર્યા છે તે શક્તિમાં તેમનાથી ઘણો વધારે છે (પછી એ છતાં તેના ઉપર પણ તેઓ ઈમાન ન લાવ્યા) અને અમારી આયતોનો ઈન્કાર કરતા રહ્યા તો અમે તેમના ઉપર એક સખત હવા એવા દિવસોમાં મોકલી કે જે (અલ્લાહ તઆલાનો અઝાબ નાઝિલ થવાના કારણે તેમના માટે) મન્હૂસ હતી જેથી અમે તેમને આ દુનિયવી જિંદગીમાં અપમાનના અઝાબનો મજા ચખાડીએ અને આખિરતનો અઝાબ તેનાથી પણ વધારે અપમાનનું કારણ છે અને (આ અઝાબના સમયે કોઈપણ બાજુએથી પણ) તેમને મદદ ન પહોંચશે અને તે જેઓ ષમૂદ હતા તો (તેમની પરિસ્થિતિ એવી થઈ કે) અમે તેમને (પયગમ્બર દ્વારા) રસ્તો બતાવ્યો, તેમણે ગુમરાહીને હિદાયતના મુકાબલામાં પસંદ કરી તો તેમને સદંતર ઝિલ્લતના અઝાબની આફતે પકડી લીધા તેમના દુષ્કર્મોના કારણે અને અમે (એ અઝાબથી) તે લોકોને છુટકારો આપ્યો જેઓ ઈમાન લાવ્યા અને અમારાથી ડરતા હતા, (અહીંયાં સુધી દુનિયાના અઝાબનું વર્ણન હતું, હવે આગળ આખિરતના અઝાબનું વર્ણન છે) અને (તેમને તે દિવસ પણ યાદ અપાવો) જે દિવસે અલ્લાહના દુશ્મન (એટલે કે કાફિરો) દોઝખ તરફ એકઠા કરીને (હિસાબના સ્થળે) લાવવામાં આવશે પછી (માર્ગમાં તેમની મોટી સંખ્યાના કારણે તેમને વિખરાઈ જવાથી બચાવવા અને તેમને એકઠા રાખવા માટે) તેમને રોકવામાં આવશે (જેથી પાછળ રહેનારા સાથે થઈ જાય, જેમકે હઝરત સુલયમાન અલૈ.ની ઘટનામાં જિન્નાતો અને લશ્કરોને એકઠા કરવા માટે فَهُمْ يُوزَعُونَ ફરમાવ્યું, એટલે કે તેમને રોકવામાં આવશે) અહીંયાં સુધી કે જ્યારે તેઓ (સૌ એકઠા થઈને) તે(દોઝખ)ની નજીક આવી જશે (તેનાથી ભાવાર્થ હિસાબનું સ્થળ છે કે જ્યાંથી દોઝખ નજીકમાં જ નજરે પડશે જેમકે હદીષમાં આવ્યું છે કે દોઝખને હિસાબના સ્થળે હાજર કરીશું અને આ કાફિરો પોતાની ચારે તરફ આગ જ આગ જોશે, મતલબ એ કે જ્યારે હિસાબના સ્થળે આવશે અને

હિસાબ શરૂ થશે) તો તેમના કાન અને આંખો અને તેમની ચામડી તેમના વિરુદ્ધ તેમના કર્મોની ગવાહી આપશે અને (તે સમયે) તે લોકો (આશ્ચર્યથી) પોતાના અવયવોને કહેશે કે તમે અમારા વિરુદ્ધ કેમ ગવાહી આપી ? (અમે તો દુનિયામાં સઘળું કાંઈ તમારી જ રાહત માટે કરતા હતા જેમકે હદીષમાં હઝરત અનસ રદિ.ની રિવાયતથી તેમનું આ નિવેદન નકલ થયું છે فَعَنْكُنَّ كُنْتُ اُنَاضِلُ رَوَاهُ مُسْلِمٌ એટલે કે હું તમારા જ માટે બધી કોશીશ કર્યા કરતો હતો) તે (અવયવો) જવાબ આપશે કે અમને તેણે (એટલે કે સર્વશક્તિમાન અલ્લાહ તઆલાએ) વાચા આપી જેણે દરેક (બોલનાર) વસ્તુને વાચા આપી (જેનાથી અમે પોતાની અંદર પોતે તેની શક્તિનો સાક્ષાત્કાર કરી લીધો) અને તેણે જ તમને પ્રથમવાર પેદા કર્યા હતા અને તેની જ પાસે પાછા (બીજીવાર સજીવન કરીને) લાવવામાં આવ્યા છો (તો અમે આવા મહાન શ્રેષ્ઠતાવાળા અને શક્તિવાળાના પૂછવાથી સત્ય વાતને કેવી રીતે છુપાવી શકતા હતા ?! એટલા માટે ગવાહી આપી દીધી) અને (આગળ અલ્લાહ તઆલા તે ઈન્કારીઓને સંબોધન કરશે કે) તમે (દુનિયામાં) આ વાતથી તો પોતાને (કોઈ રીતે) છુપાવી (અને બચાવી) જ શકતા ન હતા કે તમારા કાન અને આંખો અને ચામડી તમારા વિરુદ્ધ ગવાહી આપે (કારણ કે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને જ્ઞાન સર્વત્ર છવાયેલ છે જેનો તકાદો એ હતો કે દુષ્કૃત્યોથી બચી ગયા હોત) પરંતુ તમે (એટલા માટે ન બચ્યા કે) એ ધારણામાં રહ્યા કે અલ્લાહ તઆલાને તમારા ઘણા બધા કર્મોની ખબર નથી અને તમારી આ જ ધારણાએ કે જે તમે પોતાના પરવરદિગારની સાથે રાખતા હતા તમને બરબાદ કર્યા (કારણ કે આ ધારણાથી કુફ્રિયા કર્મો કરવા પ્રેરાયા અને તે બરબાદીનું કારણ બન્યું) પછી તમે (કાયમી) નુકસાનમાં પડી ગયા, બસ (આવી પરિસ્થિતિમાં) જો આ લોકો (આ બરબાદી અને નુકસાન ઉપર) ધીરજ ધરે (અને પોતાને તકદીરના હવાલે છોડીને કોઈ મા'ફી કે બહાનાબાજી કંઈ જ ન કરે) તો પણ દોઝખ જ તેમનું ઠેકાણું છે (એવું નથી કે તેમના ધીરજ ધરવાથી તેમની દયા ખાવામાં આવે જેમકે દુનિયામાં મોટે ભાગે એવું થઈ જતું હોય છે) અને જો તે ઉજર કરવા ઈચ્છશે તો પણ સ્વીકાર્ય હશે નહીં અને અમે (દુનિયામાં) તેઓ(કાફિરો)ના માટે સાથે રહેનારા અમુક (શયતાનો) નક્કી કરી રાખ્યા હતા, બસ તેમણે તેમના આગલા પાછલા અમલો તેમની નજરમાં ભલા કરી રાખ્યા હતા (એટલા માટે તેઓ તેના

ઉપર ખુશ હતા) અને (કુફ્ર ઉપર હઠાગ્રહ કરવાના કારણે) તેમના હકમાં પણ તે લોકો સાથે અલ્લાહનો કૌલ (એટલે કે અઝાબનો વાયદો) પૂરો થઈને રહ્યો જે તેમનાથી પહેલાં (કાફિર) જિન્નાત અને માનવો થઈ ચૂક્યા છે, બેશક ! તેઓ પણ નુકસાનમાં રહ્યા.

## મસ્અલા અને બોધપાઠ :

فَاَرْسَلْنَا عَلَيْهِمْ رِيْحًا صَرْصَرًا આ صَاعِقَةُ (સાઈકહ)ના અઝાબનો ખુલાસો છે જે આનાથી પહેલી આયતમાં صَاعِقَةُ (સાઈકહ) એટલે કે આદ અને ષમૂદના અઝાબમાં વર્ણન થયો છે. صَاعِقَةُ (સાઈકહ)નો મૂળ અર્થ "બેહોશ થઈ જવું અથવા મૂર્છિત કરનારી વસ્તુ" થાય છે, એટલા માટે જે વીજળી પડે છે તેને પણ "સાઈકહ" કહેવામાં આવે છે અને અચાનક આવતી આફત અથવા મુસીબત માટે પણ આ શબ્દનો ઉપયોગ થાય છે. કોમે આદ ઉપર જે હવાનું તોફાન થોપવામાં આવ્યું તે પણ આ જ સાઈકહનો એક પ્રકાર છે તેને رِيْحٍ صَرْصَرٌ (રીહે સરસર)ના નામથી વર્ણન કરવામાં આવ્યું છે જે ખૂબ તેજ અને ગતિશીલ હવાને કહેવામાં આવે છે જેમાં ગતિની સાથે સાથે સખત અવાજ પણ હોય. *(કુર્તુબી)*

જહ્હાક (રદિ.)એ ફરમાવ્યું કે આ લોકો ઉપર અલ્લાહ તઆલાએ ત્રણ વર્ષો સુધી વરસાદ બિલકુલ બંધ કરી દીધો અને ખૂબ ગતિવાળી સુક્કી હવાઓ ચાલતી રહી અને આઠ દિવસો અને સાત રાતો સુધી સતત હવાનું સખત તોફાન રહ્યું, અમુક રિવાયતોમાં છે કે આ ઘટના શવ્વાલના અંતમાં એક બુધના દિવસથી શરૂ થઈને બીજા બુધ સુધી રહી અને જે કોઈ કોમ ઉપર અઝાબ આવ્યો છે તે બુધના દિવસે જ આવ્યો છે. *(કુર્તુબી અને મઝહરી)*

હઝરત જાબીર બિન અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે કે જ્યારે અલ્લાહ તઆલા કોઈ કોમની ભલાઈ ઇચ્છે છે તો તેમના ઉપર વરસાદ વરસાવે છે અને વધારે ગતિવાળી હવાઓને તેમના ઉપરથી રોકી લે છે અને જ્યારે કોઈ કોમને મુસીબતમાં સપડાવવાની હોય છે તો તેમના માટે વરસાદ રોકી લેવામાં આવે છે અને હવાઓ વધારે અને તેજ ચાલવા લાગે છે.

فِىْٓ اَيَّامٍ نَّحِسَاتٍ ઈસ્લામના ઉસૂલ (સિદ્ધાંતો) અને રસૂલે કરીમ ﷺની હદીષોથી સાબિત છે કે કોઈ દિવસ અથવા રાત પોતાની જાતમાં મનહૂસ નથી

હોતી. કોમે આદ ઉપર હવાના તોફાનના દિવસોને نَحِسَاتٌ (નહિસાત) "નહૂસત" કહેવાનો ખુલાસો એ છે કે આ દિવસ તે કોમના માટે તેમના દુષ્કર્મોના કારણે મનહૂસ થઈ ગયો હતો આથી એ જરૂરી નથી બનતું કે આ દિવસ સૌના માટે મનહૂસ હોય. (મઝહરી અને બયાનુલ કુર્આન) અને આ મસ્લાઅની સંપૂર્ણ તહકીક કે કોઈ વસ્તુ પોતાની જાતમાં મનહૂસ હોઈ શકે છે અથવા નહીં મુજ નાચીઝની કિતાબ અહકામુલ કુર્આનના પાંચમાં ભાગમાં જોઈ લેવામાં આવે જે અરબી ભાષામાં પ્રકાશિત થઈ ચૂકી છે.

فَهُمْ يُوْزَعُوْنَ (ફહૂમ યૂ-ઝઊન) એ وَزَعٌ (વજઅ્)થી બનેલ છે જેનો અર્થ રોકવાનો અથવા મનાઈ કરવાનો થાય છે, એ જ પ્રમાણે તફસીરના ખુલાસામાં તેનો તરજુમો રોકવાનો કરવામાં આવ્યો છે અને ઘણા તફસીરકારોએ આ જ અર્થ લીધો છે કે જહન્નમવાળાઓ જે મોટી સંખ્યામાં હશે તેમને મેદાને હશ્ર અને હિસાબના સ્થળ તરફ લઈ જવાના સમયે વેરવિખેર થવાથી બચાવવા માટે આગલા ભાગને થોડા અટકાવવામાં આવશે જેથી પાછલા લોકો પણ તેમની સાથે સામેલ થઈ જાય અને અમુક તફસીરકારોએ يُوْزَعُوْنَ (યૂ-ઝઊન)નો અનુવાદ يُسَاقُوْنَ (યુ-સાકૂન) અને يُدْفَعُوْنَ (યુદ-ફઊન)થી કર્યો છે જેનો અર્થ એ છે કે, તેમને હિસાબના સ્થળ તરફ હાંકીને ધક્કા મારીને લાવવામાં આવશે. *(કુર્તુબી)*

....وَمَا كُنْتُمْ تَسْتَتِرُوْنَ اَنْ يَّشْهَدَ عَلَيْكُمْ سَمْعُكُمْ આયતનો અર્થ એ છે કે માનવી જો છુપાઈને કોઈ ગુનોહ અથવા અપરાધ કરવા ઈચ્છે તો અન્ય લોકોથી તો છુપાવી શકે છે, પોતે પોતાના જ અવયવો અને અંગોથી કેવી રીતે છુપાવી શકે છે જ્યારે કે એ જાણ થઈ જાય કે પોતાના કાન, આંખ, નાક, હાથ, પગ અને શરીરની ચામડી તથા બાલ વગેરે સૌ આપણા નથી બલકે એ તાજના સાક્ષી છે અને જ્યારે તેઓને અમારા કર્મો વિશે પૂછવામાં આવશે તો તેઓ સાચી ગવાહી આપશે તો પછી સંતાડીને કોઈ ગુનોહ કે અપરાધ કરવાનો માર્ગ જ નથી રહેતો. આ અપમાનથી બચવાનો એ સિવાય કોઈ ઈલાજ નથી કે ગુનાહોને જ છોડી દેવામાં આવે પરંતુ તમે લોકો એટલે કે તવહીદ અને રિસાલતના ઈન્કારીઓનું ધ્યાન એ બાજુએ તો શું જાય કે અમારા પોતાના અવયવો પણ બોલવા લાગશે અને અમારા વિરુદ્ધ અલ્લાહની સામે ગવાહી આપશે પરંતુ એટલી વાત તો દરેક બુદ્ધિ ધરાવનારની સમજમાં આવી શકતી હતી કે જે હસ્તીએ અમને એક તુચ્છ

વસ્તુથી પેદા કરીને સાંભળનારા અને બોલનારા સમજદાર માણસ બનાવ્યા, પાળ્યા-પોષ્યા, યુવાન કર્યા, શું તેમનું જ્ઞાન અમારા કર્મો અને અમારા હાલ હવાલ ઉપર છવાયેલું નહીં હોય !? પરંતુ અમે આ ઉઘાડી વસ્તુના વિરુદ્ધ એવી ધારણા રાખતા હતા કે અલ્લાહ તઆલાને તમારા ઘણા અમલોની કંઈ જ ખબર નથી એટલા માટે તમને શિર્ક અને કુફ્ર કરવાની હિંમત થઈ. وَذٰلِكُمْ ظَنُّكُمُ الَّذِىْ ظَنَنْتُمْ بِرَبِّكُمْ اَرْدٰكُمْ એટલે કે તમારી આ જ ખરાબ ધારણાએ તમને બરબાદ કર્યા.

**માનવીના અવયવો અને અંગોની મહશરમાં ગવાહી :**

સહીહ મુસ્લિમમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે એક દિવસે અમે રસૂલે કરીમ ﷺની સાથે હતા, આપ ﷺને હસવું આવ્યું, પછી આપ ﷺએ ફરમાવ્યું કે તમને ખબર છે કે હું કઈ વાત ઉપર હસી રહ્યો છું ? અમે કહ્યું કે અલ્લાહ અને તેના રસૂલ જ જાણે છે. આપ ﷺએ ફરમાવ્યું કે મને એ વાતચીત ઉપર હસવું આવ્યું જે મેદાને હશ્ર અને હિસાબના સ્થળે બંદો પોતાના પરવરદિગારથી કરશે, તે અરજ કરશે કે હે મારા પરવરદિગાર ! શું તેં મને જુલમથી શરણ નથી આપ્યું ? અલ્લાહ ફરમાવશે કે બેશક ! આપ્યું છે. તેના ઉપર બંદો કહેશે કે જો વાત એમ છે તો હું પોતાના હિસાબ કિતાબના મા'મલામાં અન્ય કોઈની ગવાહી ઉપર સંતોષ નહીં પામું એ સિવાય કે મારા અસ્તિત્વમાંથી જ કોઈ ગવાહ ઊભો થાય. અલ્લાહ ફરમાવશે, كَفٰى بِنَفْسِكَ الْيَوْمَ عَلَيْكَ حَسِيْبًا ط (૧૭:૧૪) એટલે કે, સારું ! લો તમે પોતે જ પોતાનો હિસાબ કરી લો, ત્યારબાદ તેના મોઢાં ઉપર મહોર (સીલ) મારી દેવામાં આવશે અને તેના અવયવો અને અંગોને કહેવામાં આવશે કે તમે તેના કર્મો બતાવો, દરેક અવયવ બોલી ઊઠશે અને સાચી ગવાહી રજુ કરશે, ત્યારબાદ તેની જીભ ખોલી નાંખવામાં આવશે તો તે પોતે પોતાના અવયવો ઉપર નારાજ થઈને કહેશે بُعْدًا لَّكُنَّ وَسُحْقًا، فَعَنْكُنَّ اُنَاضِلُ એટલે કે, તમે ગારત અને બરબાદ થાઓ, મેં તો દુનિયામાં જે કંઈ કર્યું તમને જ આરામ પહોંચાડવા માટે કર્યું હતું. (હવે તમે જ મારા વિરુદ્ધ ગવાહી આપવા લાગ્યા ?)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતમાં છે કે તે વ્યક્તિના મોઢાં ઉપર મહોર લગાડી દેવામાં આવશે અને તેની જાંઘને કહેવામાં આવશે કે તું બોલ

અને તેના કર્મો વર્ણન કર તો માનવીની જાંઘ, માંસ અને હાડકાં સૌ તેના કર્મોની ગવાહી આપશે. *(રવાહુ મુસ્લિમ, મઝહરી)*

હઝરત મઅ્કિલ બિન યસાર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, આવનારો દિવસ માનવીને એવો પોકાર આપે છે કે હું નવો દિવસ છું અને જે કંઈ તું મારી અંદર અમલ કરીશ કયામતમાં હું તેના ઉપર ગવાહી આપીશ તેથી તારે મારા પૂર્ણ થતા પહેલાં પહેલાં કોઈ નેકી કરવી જોઈએ કે હું તેની ગવાહી આપું અને હું ચાલ્યો ગયો તો પછી તું મને ક્યારેય પામીશ નહીં, એ જ પ્રમાણે દરેકા રાત્રિ માનવીને આ જ પોકાર આપે છે. *(અબૂ નઈમ–કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ હા–મીમ સજદહ : ૨૬ થી ૨૯)

| |
|---|
| وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لَا تَسْمَعُوْا لِهٰذَا الْقُرْاٰنِ وَالْغَوْا فِيْهِ لَعَلَّكُمْ تَغْلِبُوْنَ ﴿٢٦﴾ |
| فَلَنُذِيْقَنَّ الَّذِيْنَ كَفَرُوْا عَذَابًا شَدِيْدًا ۙ وَّلَنَجْزِيَنَّهُمْ اَسْوَاَ الَّذِيْ كَانُوْا |
| يَعْمَلُوْنَ ﴿٢٧﴾ ذٰلِكَ جَزَآءُ اَعْدَآءِ اللّٰهِ النَّارُ ۚ لَهُمْ فِيْهَا دَارُ الْخُلْدِ ؕ جَزَآءًۢ بِمَا |
| كَانُوْا بِاٰيٰتِنَا يَجْحَدُوْنَ ﴿٢٨﴾ وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا رَبَّنَآ اَرِنَا الَّذَيْنِ اَضَلّٰنَا |
| مِنَ الْجِنِّ وَالْاِنْسِ نَجْعَلْهُمَا تَحْتَ اَقْدَامِنَا لِيَكُوْنَا مِنَ الْاَسْفَلِيْنَ ﴿٢٩﴾ |

## તરજુમો :

*અને કાફિર કહેવા લાગ્યા, આ કુર્આનને સાંભળવા માટે કાન ન ધરો અને તે પઢાતું હોય ત્યારે બક બક કરો, કદાચ તમે છવાઈ જાઓ. (૨૬) બસ અમારે કાફિરોને અવશ્ય કઠોર અઝાબ ચખાડવાનો છે અને તેમને બદલો આપવાનો છે બુરામાં બુરા કામોનો જે તેઓ કરતા હતા. (૨૭) અલ્લાહના દુશ્મનોની આ સજા છે આગ; તેમનું તેમાં જ કાયમી રહેઠાણ છે, તેનો બદલો જે અમારી વાતોથી ઈન્કાર કરતા હતા. (૨૮) અને તે લોકો કહેશે જેઓ ઈન્કારી છે, હે અમારા પરવરદિગાર ! અમને તે બંને બતાવી આપ જેમણે અમને બહેકાવ્યા, જે જિન્નાત છે અને જે માનવી કે અમે તેમને પોતાના પગો તળે રગદોળીએ કે તેઓ સૌથી નીચ રહે. (૨૯)*

## તફસીર :

અને આ કાફિરો (પરસ્પર) એવું કહે છે કે આ કુર્આનને સાંભળો જ નહીં અને (જો પયગમ્બર સંભળાવવા પણ લાગે તો) તેની વચ્ચે શોરબકોર કરો, કદાચ (આ યુક્તિથી) તમે જ ગાલિબ રહો (અને પયગમ્બર હારીને ચૂપ થઈ જાય) તો (તેમના આ નાપાક ઈરાદા અને કોશીશના બદલામાં) અમે તે કાફિરોને સખત અઝાબનો મજા ચખાડીશું અને તેમને તેમના બુરા કામોની સજા આપીશું, આ જ સજા છે અલ્લાહના દુશ્મનોની એટલે કે દોઝખ, તેમને માટે ત્યાં હંમેશા રહેવાનું રહેઠાણ હશે એ વાતના બદલામાં કે તેઓ અમારી આયતોનો ઈન્કાર કર્યા કરતા હતા (અને જ્યારે અઝાબમાં સપડાશે તો) તે કાફિરો કહેશે, હે અમારા પરવરદિગાર ! અમને તે બંને શયતાન અને માનવ બતાવી આપ જેમણે અમને ગુમરાહ કર્યા હતા, અમે તેમને પોતાના પગ તળે રગદોળી નાંખીએ જેથી તેઓ ખૂબ અપમાનિત થાય (એટલે કે તેમને તે સમયે તે લોકો ઉપર ગુસ્સો આવશે જેમણે તેમને દુનિયામાં બહેકાવ્યા હતા, માનવ પણ અને શયતાન પણ; ભલે એક એક વ્યક્તિગત હોય અથવા અનેક હોય અને આમ તો આ ગુમરાહ કરનારાઓ પણ બધા જહન્નમમાં જ હશે પરંતુ આ વાતચીતના સમયે તેઓ તેમની સામે હશે નહીં એટલા માટે સામે લાવવાની દરખાસ્ત કરશે, કોઈ આયતમાં અથવા રિવાયતમાં એ જોવામાં નથી આવ્યું કે તેમની આ દરખાસ્ત મંજૂર થશે અથવા નહીં થાય. વલ્લાહુ અઅ્લમુ.)

## મસ્અલા અને બોધપાઠ :

لَا تَسْمَعُوْا لِهٰذَا الْقُرْاٰنِ وَالْغَوْا فِيْهِ કાફિરો જ્યારે કુર્આનનો મુકાબલો કરવાથી લાચાર થઈ ગયા અને તેના વિરુદ્ધ તેમની બધી જ યુક્તિઓ નિષ્ફળ થઈ ગઈ તો એવા સમયે તેમણે આ હરકત શરૂ કરી. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે અબૂજહલે લોકોને એ બાબત માટે તૈયાર કર્યા કે જ્યારે મુહમ્મદ (ﷺ) કુર્આન પઢ્યા કરે તો તમે તેમની સામે જઈને બૂમબરાડા અને શોરબકોર કરવા લાગો જેથી લોકોને ખબર જ ન પડે કે તેઓ શું કહી રહ્યા છે ? અમુકે કહ્યું કે સીટીઓ અને તાળીઓ પાડીને અને વચ્ચે જાતજાતના અવાજો કરીને કુર્આન સાંભળવાથી લોકોને રોકવાની તૈયારી કરી. *(કુર્તુબી)*

**કુર્આનની તિલાવતના સમયે ચૂપ રહી સાંભળવું વાજિબ છે, મૌન ન રહેવું કાફિરોની ટેવ છે :**

પ્રસ્તુત આયતથી જાણ થઈ કે કુર્આનની તિલાવતમાં ખલેલ પહોંચાડવાની નિય્યતથી શોરબકોર કરવો તો કુફ્રની નિશાની છે, તેનાથી એ પણ જાણ થઈ કે ચૂપ થઈને સાંભળવું વાજિબ અને ઈમાનની નિશાની છે. આજકાલ રેડિયો ઉપર કુર્આનની તિલાવતે એવું સ્વરૂપ અપનાવી લીધું છે કે દરેક હૉટલ અને સભાના સ્થળે રેડિયો (ટેપ) વગાડવામાં આવે છે જેમાં કુર્આનની તિલાવત થઈ રહી હોય છે અને હૉટલવાળા પોતે પોતાના ધંધામાં લાગેલા રહે છે તથા ખાનારા પીનારા પોતાની પ્રવૃત્તિમાં મશ્ગૂલ રહે છે, આ સ્વરૂપ એવું છે કે જે કાફિરોની નિશાની હતી. અલ્લાહ તઆલા મુસલમાનોને હિદાયત કરે કે યા તો એવા સ્થળોએ કુર્આનની તિલાવતને જ ન વગાડે અથવા જો વગાડવી જ હોય અને બરકત પ્રાપ્ત કરવી હોય તો અમુક મિનિટ બધા કામ બંધ કરીને પોતે પણ તેના તરફ ધ્યાન આપીને સાંભળે અને અન્યોને પણ એવું કરવાની તક આપે.

---

## આયતો : (સૂરએ હા-મીમ સજદહ : ૩૦ થી ૩૬)

إِنَّ الَّذِينَ قَالُوا رَبُّنَا اللَّهُ ثُمَّ اسْتَقَامُوا تَتَنَزَّلُ عَلَيْهِمُ الْمَلَائِكَةُ أَلَّا تَخَافُوا وَلَا
تَحْزَنُوا وَأَبْشِرُوا بِالْجَنَّةِ الَّتِي كُنْتُمْ تُوعَدُونَ ﴿٣٠﴾ نَحْنُ أَوْلِيَاؤُكُمْ فِي الْحَيَاةِ
الدُّنْيَا وَفِي الْآخِرَةِ ۖ وَلَكُمْ فِيهَا مَا تَشْتَهِي أَنْفُسُكُمْ وَلَكُمْ فِيهَا مَا
تَدَّعُونَ ﴿٣١﴾ نُزُلًا مِنْ غَفُورٍ رَحِيمٍ ﴿٣٢﴾ وَمَنْ أَحْسَنُ قَوْلًا مِمَّنْ دَعَا إِلَى اللَّهِ وَ ع ٤ ١٨
عَمِلَ صَالِحًا وَقَالَ إِنَّنِي مِنَ الْمُسْلِمِينَ ﴿٣٣﴾ وَلَا تَسْتَوِي الْحَسَنَةُ وَلَا السَّيِّئَةُ ۚ
ادْفَعْ بِالَّتِي هِيَ أَحْسَنُ فَإِذَا الَّذِي بَيْنَكَ وَبَيْنَهُ عَدَاوَةٌ كَأَنَّهُ وَلِيٌّ حَمِيمٌ ﴿٣٤﴾
وَمَا يُلَقَّاهَا إِلَّا الَّذِينَ صَبَرُوا ۖ وَمَا يُلَقَّاهَا إِلَّا ذُو حَظٍّ عَظِيمٍ ﴿٣٥﴾
وَإِمَّا يَنْزَغَنَّكَ مِنَ الشَّيْطَانِ نَزْغٌ فَاسْتَعِذْ بِاللَّهِ ۖ إِنَّهُ هُوَ السَّمِيعُ الْعَلِيمُ ﴿٣٦﴾

## તરજુમો :

*બેશક ! જેમણે કહ્યું, અમારો પરવરદિગાર અલ્લાહ છે; પછી એના જ ઉપર કાયમ રહ્યા, તેમના ઉપર ફરિશ્તાઓ ઊતરે છે કે તમે ડરો નહીં અને ગમગીન ન થાઓ અને ખુશખબરી સાંભળો તે જન્નતની જેનો તમને વાયદો હતો. (૩૦) અમે તમારા દુનિયા અને આખિરતમાં મિત્ર છીએ અને તમારા માટે ત્યાં જે તમારો જીવ ઈચ્છે (મન ચાહે) તે (બધું જ) છે અને તમારા માટે ત્યાં (બધું જ) છે જે કંઈ તમે માંગો. (૩૧) તે મા'ફ કરનાર મહાદયાળુ તરફથી મહેમાની છે. (૩૨) અને તેનાથી ઉત્તમ કોની વાત જેણે અલ્લાહ તરફ બોલાવ્યા અને નેક કામ કર્યા અને કહ્યું, હું આજ્ઞાપાલકો (મુસ્લિમો)માંથી છું ! (૩૩) અને નેકી તથા બદી સરખી હોતી નથી (માટે બુરાઈના) જવાબમાં તમે એવી વાત કહો કે જે તેનાથી બેહતર હોય, પછી તમે જોશો કે જે માણસની અને તમારી વચ્ચે દુશ્મનાવટ હતી તે (એવો થઈ જશે કે) જાણે પાકો મિત્ર છે. (૩૪) અને આ વાત (ગુણ) તેને જ મળે છે જે ધીરજ ધરે છે અને આ વાત તેને જ મળે છે જેની મોટી કિસ્મત છે. (૩૫) અને તમારાથી જો ક્યારેક ચૂક થાય શયતાનના વસવસાથી તો અલ્લાહના શરણમાં આવો; બેશક તે જ છે સાંભળનારો સઘળું જાણનારો. (૩૬)*

## તફસીર :

જે લોકોએ (દિલથી) એકરાર કરી લીધો કે અમારો (સાચો અને એકમાત્ર) પરવરદિગાર અલ્લાહ છે (મતલબ એ છે કે શિર્ક છોડીને તવહીદને અપનાવી લીધું) પછી (તેના ઉપર) કાયમ રહ્યા (એટલે કે તેને છોડ્યું નહીં) તેમના ઉપર (અલ્લાહ તરફથી રહમત અને ખુશખબરીના) ફરિશ્તાઓ ઊતરશે (પ્રથમ મોતના સમયે, પછી કબરમાં, પછી કયામતમાં જેમકે દૂર્રે મન્ષૂરમાં હઝરત ઝૈદ બિન અસ્લમ રદિ.ની રિવાયતથી સાબિત થાય છે અને તે ફરિશ્તાઓ કહેશે) કે તમે ન તો (આખિરતની હાલતથી) અંદેશો કરો અને ન જ (દુનિયાને છોડવા ઉપર) રંજ કરો (કારણ કે આગળ તમારા માટે તે નેઅ્મતનો બદલો શાંતિ, સલામતી અને આફિયત છે) અને તમે જન્નત(ના મળવા) ઉપર ખુશ રહો જેનો તમને વાયદો કરવામાં આવતો હતો, અમે તમારા સાથી છીએ કે દુનિયવી જિંદગીમાં પણ અને આખિરતમાં પણ રહીશું (દુનિયામાં ફરિશ્તાઓનું મિત્ર હોવું

એ રીતે છે કે તેઓ માનવીના દિલમાં નેક કામોનો ઈલ્હામ કરે છે અને કોઈ તકલીફ તથા મુસીબત આવી પડે તો તેના ઉપર સબ્ર અને ધીરજ ફરિશ્તાઓની મિત્રતાનો અસર હોય છે અને આખિરતમાં મિત્ર હોવું તો બિલકુલ સામ સામે ખુલીને આવશે જેમકે કુર્આન મજીદમાં છે, وَتَتَلَقّٰهُمُ الْمَلٰٓئِكَةُ અને બીજી આયતમાં يَدْخُلُوْنَ عَلَيْهِمْ مِّنْ كُلِّ بَابٍ વગેરે) અને તમારા માટે આ(જન્નત)માં જે વસ્તુનું તમારું મન ચાહશે મોજૂદ છે અને વળી તમારા માટે તેમાં જે માંગો મોજૂદ છે (એટલે કે જે કંઈ જીભથી માંગશો તે તો મળશે જ બલકે માંગવાની પણ જરૂરત નથી, જે વસ્તુનું તમારું દિલ ઈચ્છશે ઉપસ્થિત થઈ જશે) આ મહેમાની સ્વરૂપે હશે ગફુરુર્રહીમ તરફથી (એટલે કે આ નેઅ્મતો સન્માન અને ઈજ્જત સાથે એ રીતે મળશે જે રીતે મહેમાનોને મળે છે, આગળ સારી પરિસ્થિતિ અને સારી વાતનું વર્ણન કરવામાં આવ્યું છે) અને તેનાથી બહેતર કોની વાત હોઈ શકે છે કે જે (લોકોને) અલ્લાહ તરફ બોલાવે અને (પોતે પણ) નેક અમલ કરે અને (જાહેરમાં પણ આજ્ઞાપાલન માટે) કહે કે હું ફરમાંબરદારોમાં છું (એટલે કે બંદગીને પોતાનો ગર્વ સમજી અભિમાનીઓની જેમ તેના ઉપર ઈતરાય નહીં, કારણ કે અલ્લાહ તરફ બોલાવવાની દા'વત અને મખ્લૂકની સુધારણા કરવાનો ઈરાદો ધરાવનારાઓને ઘણા વખતે જાહિલો તરફથી પીડા અને કષ્ટનો સામનો કરવો પડે છે એટલા માટે આગળ તેમના અત્યાચારના મુકાબલામાં ન્યાય અને બુરાઈના બદલામાં ભલાઈ કરવાની તાકીદ કરવામાં આવે છે, વળી અનુભવથી સાબિત છે કે દા'વત અસરદાર અને સફળ થવાની પણ એ જ રીત છે કે વિરોધીઓના કષ્ટો અને પીડનવૃત્તિથી સબ્ર કરીને તેમની સાથે ભલો વર્તાવ કરવામાં આવે એટલા માટે રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને કહેવામાં આવ્યું છે જેમાં બધા મુસલમાનો પરોક્ષ રીતે સામેલ છે કે) નેકી અને બુરાઈ બરાબર નથી હોતી (બલકે દરેકની અસર ભિન્ન ભિન્ન છે અને જ્યારે આ વાત સાબિત થઈ ગઈ તો હવે) તમે (પોતાના અનુયાયીઓ સહિત) નેક વર્તાવથી (બુરાઈને) ટાળ્યા કરો, પછી એકાએક (તમે જોશો કે) તમારામાં અને જે વ્યક્તિમાં દુશ્મનાવટ હતી તે એવો થઈ જશે જેમકે કોઈ પ્રિય મિત્ર હોય છે (એટલે કે બદીનો બદલો બદીથી આપવામાં તો દુશ્મનાવટ વધે છે અને સાલસ સ્વભાવના વ્યક્તિ સાથે ભલાઈ કરવાથી દુશ્મનના સ્વભાવમાં દુશ્મનાવટ ઘટે છે, એટલે સુધી કે મોટે ભાગે

અદાવત બિલકુલ ખતમ થઈ જાય છે અને તે મા'મલામાં મિત્ર જેવો બની જાય છે ભલે દિલથી મિત્ર ન હોય) અને આ વાત તે જ લોકોને નસીબ થાય છે જેઓ (અખ્લાક અને વર્તનના આધારે) ઘણું ધૈર્ય દાખવે છે અને આ વાત તેને જ નસીબ થાય છે જેઓ (સવાબના આધારે) ખૂબ નસીબવાળો હોય છે અને જો (આવી ઝિલ્લતમાં) તમને શયતાન તરફથી (ગુસ્સાનો) કંઈક વસવસો આવવા લાગે તો (તરત જ) અલ્લાહથી પનાહ માંગ્યા કરો, નિઃશંક તે ખૂબ સાંભળનારો ખૂબ જાણનારો છે (સાલસ સ્વભાવના વ્યક્તિ માટે આ શંકા દૂર થઈ ગઈ પરંતુ અમુક સમયે શરારતખોર વ્યક્તિ સાથે વિનમ્રતા વર્તવાની ઊલટી અસર પણ થતી હોય છે, કારણ કે આવું માત્ર એવા લોકો પચાવી શકે છે જેઓ પોતાની સાલસતા ક્યારેક ક્યારેક ખોઈ બેસે છે અને તેઓ તેના ઉપર પસ્તાય પણ છે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરતની શરૂઆતથી અહીંયાં સુધી કુર્આનના તથા રિસાલત અને તવહીદના ઈન્કારીઓને સંબોધન છે, તેમને અલ્લાહ તઆલાની સંપૂર્ણ શક્તિની નિશાનીઓ નજર સમક્ષ રાખી તવહીદની દા'વત, પછી ઈન્કાર કરનારાઓના પરિણામ અને અઝાબ, આખિરત તથા દોઝખનું વિગતપૂર્વકનું વર્ણન ચાલ્યું આવ્યું છે. અત્રેથી સાચા મો'મિનોની પરિસ્થિતિ અને દુનિયા તથા આખિરતમાં તેમના સન્માન અને ઈજ્જતનું વર્ણન તથા તેમના માટે ખાસ માર્ગદર્શનનું વર્ણન છે. સાચા મો'મિનો તે જ હોય છે જેઓ પોતે પણ પોતાના અમલો અને અખ્લાક ઉપર કાયમ રહે તથા કોઈપણ પ્રકારની ઉણપ વિના બિલકુલ શરીઅત પ્રમાણે હોય અને અન્યોને પણ અલ્લાહ તરફ દા'વત આપે અને તેમની સુધારણાની ચિંતા કરે. આ જ સિલસિલામાં ઈસ્લામના દાઈઓ (પ્રચારકો) માટે ધીરજ અને બુરાઈના બદલામાં ભલાઈ કરવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

### اِسْتِقَامَتُ (ઇસ્તિકામત)નો અર્થ :

પ્રથમ વિભાગને શબ્દ اِسْتِقَامَتُ (ઈસ્તિકામત)થી ઓળખાવીને ઈરશાદ થયો, اِنَّ الَّذِيْنَ قَالُوْا رَبُّنَا اللّٰهُ ثُمَّ اسْتَقَامُوْا એટલે કે જે લોકોએ સાચા દિલથી અલ્લાહ તઆલાને પોતાનો પરવરદિગાર માની લીધો અને તેનો એકરાર પણ કરી લીધો તે તો અસલ ઈમાન થયું, આગળ તેના ઉપર કાયમ પણ રહે એ નેક

અમલ થયા અને એ જ રીતે ઈમાન અને અમલે સાલિહનું મિશ્રણ થઈ ગયું. શબ્દ "ઈસ્તિકામત"નો ભાવાર્થ જે તફસીરના ખુલાસામાં વર્ણન થયો છે કે ઈમાન અને તવહીદ ઉપર કાયમ રહે તેને છોડે નહીં; તે તફસીર હઝરત સિદ્દીકે અકબર (રદિ.)થી નકલ થઈ છે અને લગભગ આ જ વિષય હઝરત ઉસ્માન ગની (રદિ.)થી પણ નકલ થઈ છે, તેમણે "ઈસ્તિકામત"ની તફસીર અમલના ઈખ્લાસ વડે કરી છે અને હઝરત ઉમર ફારૂક (રદિ.)એ ફરમાવ્યું,

اَلْاِ سْتِقَامَةُ اَنْ تَسْتَقِيْمَ عَلَى الْاَمْرِوَالنَّهْيِ وَلَا تَرُوْ غَ رَوْغَانَ الثَّعَالِبِ (مَظْهَرِىْ)

*"ઈસ્તિકામત એ છે કે તમે અલ્લાહના બધા જ હુકમો તથા દરેક આજ્ઞાઓ અને દરેક મનાઈ ઉપર સીધા અડગ રહો, તેનાથી આમ તેમ શિયાળવાં જેવા પલાયનનો માર્ગ ન કાઢો."* *(મઝહરી)*

આથી ઉલમાએ ફરમાવ્યું કે "ઈસ્તિકામત" તો એક ટૂંકો શબ્દ છે પરંતુ ઈસ્લામની બધી જ શરીઅતોમાં ઠોસ અને મજબૂત છે જેમાં અલ્લાહના બધા જ હુકમો ઉપર અમલ તથા બધા જ હરામ અને મકરૂહ કાર્યોથી કાયમી ધોરણે બચવું સામેલ છે. તફસરે કશ્શાફમાં છે કે માનવીનું رَبُّنَا اللّٰهُ (રબ્બુનલ્લાહ) કહેવું ત્યારે જ ખરું થઈ શકે છે જ્યારે કે તે દિલથી યકીન કરે કે હું દરેક હાલત અને દરેક કદમ ઉપર અલ્લાહ તઆલાના તા'બા હેઠળ છું, મને એક શ્વાસ પણ તેની કૃપા વિના પ્રાપ્ત થઈ શકતો નથી અને આ બાબતનો તકાદો એ છે કે માનવી ઈબાદતની પદ્ધતિ ઉપર એવો મજબૂત અને કાયમ રહે કે તેનું દિલ અને દિમાગ બંને તેની અબૂદિય્યત (ગુલામી)થી ક્યારેય ભટકે નહીં.

આથી જયારે રસૂલુલ્લાહ ﷺને હઝરત સુફિયાન બિન અબ્દુલ્લાહ ષકફીએ એ સવાલ કર્યો કે યા રસૂલુલ્લાહ ﷺ ! મને ઈસ્લામની એક ઠોસ વાત બતાવો, ત્યાર પછી મારે કોઈ અન્યથી કંઈ જ પૂછવું ન પડે તો આપ ﷺએ ફરમાવ્યું, قُلْ اٰمَنْتُ بِاللّٰهِ ثُمَّ اسْتَقِمْ (રવાહુ મુસ્લિમ) એટલે કે તમે અલ્લાહ ઉપર ઈમાન લાવો અને એકરાર કરો પછી તેના ઉપર કાયમ રહો, કાયમ રહેવાનો જાહેર ભાવાર્થ એ જ છે કે ઈમાન ઉપર પણ મજબૂતીથી અડગ રહો અને તેના તકાદાઓ પ્રમાણે નેક અમલો ઉપર પણ.

હઝરત અલી (રદિ.) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ

ઈસ્તિકામતની વ્યાખ્યા ફરજોની અદાયગી કરી છે તથા હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું, ઈસ્તિકામત એ છે કે બધા જ અમલોમાં અલ્લાહનું આજ્ઞાપાલન કરો અને ગુનાહોથી બચતા રહો, આથી જાણ થઈ કે "ઈસ્તિકામત"ની મજબૂત વ્યાખ્યા તે જ છે જે ઉપર હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) દ્વારા નકલ કરવામાં આવી છે અને હઝરત સિદ્દીકે અકબર (રદિ.) તથા હઝરત ઉસ્માને ગની (રદિ.)એ કરેલ વ્યાખ્યા પણ એ બાજુ જ વધારે ઝૂકેલ છે, જેમાં નેક અમલોની સાથે સાથે અમલોમાં ઈખ્લાસની પણ તાકીદ છે. (તફસીરે મઝહરી) જસ્સાસે પણ પ્રસ્તુત તફસીરને અબૂલ આલિયહથી નકલ કરીને અપનાવી છે તથા ઈબ્ને જરીર (રહ.)એ પણ.

تَتَنَزَّلُ عَلَيْهِمُ الْمَلٰٓئِكَةُ ફરિશ્તાઓનું ઊતરવું અને તે સંબોધન જે આ આયતમાં આવ્યું છે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તે મોતના સમયે થશે અને કતાદહ (રદિ.)એ ફરમાવ્યું કે મહશરમાં કબરોમાંથી કાઢવાના સમયે થશે અને વકીઅ્ બિન જર્રાહે ફરમાવ્યું કે ત્રણ સમયોમાં થશે, પ્રથમ મોતના સમયે, બીજું કબરોની અંદર પછી મહશરમાં કબરોથી ઉઠવાના સમયે અને અબૂ હય્યાન (રહ.)એ બહરે મુહીતમાં ફરમાવ્યું કે હું તો કહું છું કે મો'મિનો ઉપર ફરિશ્તાઓનું ઊતરાણ દરરોજ થાય છે જેની અસરો અને બરકતો તેમના અમલોમાં જોવા મળે છે, અલબત્ત તેમને પ્રત્યક્ષ જોવાની અથવા તેમની વાતચીત સાંભળવાની તેમને ઉપરોક્ત સમયે તક મળશે.

હઝરત અબૂ નઈમે હઝરત ષાબિત બૂનાની (રહ.)થી નકલ કર્યું છે કે તેમણે સૂરએ હા–મીમ સજદહની તિલાવત કરી એટલે સુધી કે આયત تَتَنَزَّلُ عَلَيْهِمُ الْمَلٰٓئِكَةُ ઉપર પહોંચ્યા તો ફરમાવ્યું કે અમને એ હદીષ પહોંચી છે કે મો'મિન જે સમયે પોતાની કબ્રથી ઊઠશે તો બે ફરિશ્તાઓ જે દુનિયામાં તેની જ સાથે રહ્યા કરતા હતા તે મળશે અને તેને કહેશે કે તમે ભય અને ગમ ન કરો, બલકે જન્નતની ખુશખબરી સાંભળો જેનો તમને વાયદો કરવામાં આવ્યો હતો, તેની વાત સાંભળીને મો'મિનને સંતોષ થઈ જશે. *(મઝહરી)*

لَكُمْ فِيْهَا مَا تَشْتَهِىٓ اَنْفُسُكُمْ وَلَكُمْ فِيْهَا مَا تَدَّعُوْنَ ۗ نُزُلًا مِّنْ غَفُوْرٍ رَّحِيْمٍ ۚ ફરિશ્તાઓ મો'મિનો અને મુખ્લિસોને બતાવશે કે તમને જન્નતમાં દરેક તે વસ્તુ મળશે જેને તમારું દિલ ઈચ્છશે અને દરેક તે વસ્તુ જે તમે માંગો, તેનો ખુલાસો એ

છે કે તમારી દરેક ઈચ્છા પૂરી કરવામાં આવશે ભલે તમે માંગો અથવા ન માંગો. આગળ نُزُلًا (નુઝૂલન) મહેમાનીના અર્થમાં કહીને તે તરફ ઈશારો કરવામાં આવ્યો કે ઘણી બધી તે નેઅ્મતો પણ મળશે જેની તમન્ના પણ તમારા દિલમાં પેદા થઈ ન હતી, જેમકે મહેમાનની સામે ઘણી બધી તે વસ્તુઓ પણ આવે છે જેની પ્રથમથી કોઈ કલ્પના કે અપેક્ષા નથી હોતી, ખાસ કરીને જ્યારે કે કોઈ મોટા વ્યક્તિનો મહેમાન હોય. *(મઝહરી)*

**હદીષ :**

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જન્નતમાં કોઈ પક્ષીને ઊડતું જોઈને તમારા દિલમાં તેનું માંસ ખાવાની ઈચ્છા પેદા થશે તો તે તે જ સમયે રાંધેલું તૈયાર તમારી સામે આવી પડશે, અમુક રિવાયતોમાં છે કે તે ન તો આગ સાથે અડશે અને ન જ ધુમાડા સાથે, આપમેળે જ રંધાઈને સામે આવી જશે.

*(રવાહુ બઝાર, બયહકી -ઈબ્ને મસ્ઊદ, મઝહરી)*

**હદીષ :**

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મો'મિનને જન્નતમાં જો પોતાના ઘરે પુત્ર પેદા થવાની ઈચ્છા થશે તો તેનો જન્મ, પછી તેનું દૂધ છોડાવવું, પછી યુવાન થવું, બધું એક ક્ષણમાં થઈ જશે. *(તિરમિઝી અને બયહકી વગેરે -મઝહરી)*

وَمَنْ اَحْسَنُ قَوْلًا مِّمَّنْ دَعَآ اِلَى اللّٰهِ આ "મો'મિનીન કામિલીન"ના અહેવાલનો બીજો વિભાગ છે કે તેઓ માત્ર પોતે જ પોતાના ઈમાન અને અમલ ઉપર અટકતા નથી, બલકે અન્ય લોકોને પણ એની દા'વત આપે છે અને ફરમાવ્યું કે તેનાથી સારી કોની વાત હોઈ શકે છે જે લોકોને અલ્લાહ તરફ બોલાવે, જાણ થઈ કે માનવીના કલામમાં સૌથી શ્રેષ્ઠ અને સારું કલામ તે છે જેમાં અન્યોને સત્યની દા'વત આપવામાં આવી હોય, તેમાં અલ્લાહ તરફ બોલાવવું બધા જ સ્વરૂપોમાં સામેલ છે; જીભથી, લખાણથી અથવા અન્ય કોઈ વિષય દ્વારા, અઝાન આપનાર પણ તેમાં સામેલ છે કારણ કે તે બીજાઓને નમાઝ તરફ બોલાવે છે, હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ ફરમાવ્યું કે આ આયત મુઅઝ્ઝિનો (અઝાન આપનારાઓ) વિશે નાઝિલ થઈ છે અને આ دَعَآ اِلَى اللّٰهِ પછી عَمِلَ صَالِحًا આવ્યું છે, તેનો ભાવાર્થ એ છે કે અઝાન અને ઈકામત વચ્ચે બે રકા'ત નમાઝ પઢી લો.

**હદીષ :**

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અઝાન અને ઈકામત વચ્ચે જે દુઆ કરવામાં આવે છે તે રદ નથી થતી. *(રવાહુ અબૂ દાવુદ, તિરમિઝી–અનસ રદિ., મઝહરી)*

અઝાન અને અઝાનના જવાબની ફઝીલતો તથા બરકતો સહીહ હદીષોમાં ઘણી મોટી છે, એ શરતે કે ઈખ્લાસની સાથે અલ્લાહ માટે જ અઝાન આપે; વળતર અથવા કોઈ મહેનત મજૂરી નજર સમક્ષ ન હોય. આ હદીષો આ સ્થળે તફસીરે મઝહરીમાં ભેગી કરવામાં આવી છે.

وَلَا تَسْتَوِى الْحَسَنَةُ وَلَا السَّيِّئَةُ અત્રેથી અલ્લાહ તરફ આમંત્રણ આપવાની સેવા કરનારાઓને ખાસ માર્ગદર્શન આપવામાં આવ્યું છે જેનો ખુલાસો એ છે કે તે બુરાઈનો બદલો બુરાઈથી ન આપે બલકે સબ્ર અને અહેસાનથી કામ લે. اِدْفَعْ بِالَّتِىْ هِىَ اَحْسَنُ એટલે કે સત્યના પ્રચારકોની ટેવ એવી હોવી જોઈએ કે તે લોકોની બુરાઈની પદ્ધતિને ભલાઈથી દૂર કરે, બુરાઈનો બદલો બુરાઈથી ન આપીને મા'ફ કરી દેવું તો નેક અમલ છે પરંતુ શ્રેષ્ઠ એ છે કે જેણે તમારી સાથે ખરાબ વર્તન કર્યું છે તમે તેને મા'ફ પણ કરો અને તેની સાથે અહેસાનનો વર્તાવ પણ કરો, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે આ આયતમાં હુકમ એ છે કે જે વ્યક્તિ તમારા ઉપર ગુસ્સો દર્શાવે તમે તેના મુકાબલામાં સબ્રથી કામ લો જે તમારી સાથે જહાલતથી વર્તી રહ્યો છે તમે તેની સાથે ધીરજ અને સહનશીલતાનો વર્તાવ કરો અને જેણે તમને સતાવ્યા તેને તમે મા'ફ કરો. *(મઝહરી)*

અમુક રિવાયતોમાં છે કે હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ને કોઈ વ્યક્તિએ ગાળ આપી અથવા બુરું કહ્યું તો તેમણે તેના જવાબમાં કહ્યું કે જો તમે પોતાની વાતમાં સાચા છો કે હું ગુનેહગાર અને ખતાવાર તથા ખરાબ છું તો અલ્લાહ તઆલા મને મા'ફ કરી દે અને જો તમે જૂઠું બોલ્યા છો તો અલ્લાહ તઆલા તમને મા'ફ કરી દે.

*(કુર્તુબી)*

———————

## આયતો : (સૂરએ હા–મીમ સજદહ : ૩૭–૩૮–૩૯)

وَمِنْ اٰيٰتِهِ الَّيْلُ وَالنَّهَارُ وَالشَّمْسُ وَالْقَمَرُ ۭ لَا تَسْجُدُوْا لِلشَّمْسِ وَلَا لِلْقَمَرِ
وَاسْجُدُوْا لِلّٰهِ الَّذِيْ خَلَقَهُنَّ اِنْ كُنْتُمْ اِيَّاهُ تَعْبُدُوْنَ ۝ فَاِنِ اسْتَكْبَرُوْا
فَالَّذِيْنَ عِنْدَ رَبِّكَ يُسَبِّحُوْنَ لَهٗ بِالَّيْلِ وَالنَّهَارِ وَهُمْ لَا يَسْــَٔـمُوْنَ ۝ وَمِنْ
اٰيٰتِهٖٓ اَنَّكَ تَرَى الْاَرْضَ خَاشِعَةً فَاِذَآ اَنْزَلْنَا عَلَيْهَا الْمَاۗءَ اهْتَزَّتْ وَرَبَتْ ۭ
اِنَّ الَّذِيْٓ اَحْيَاهَا لَمُحْيِ الْمَوْتٰى ۭ اِنَّهٗ عَلٰي كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۝

### તરજુમો :

*અને તેની કુદરતના નમૂના છે રાત અને દિવસ અને સૂરજ અને ચાંદ, સૂરજને સિજ્દહ ન કરો અને ન જ ચાંદને; અને અલ્લાહને જ સિજ્દહ કરો જેણે તેમને બનાવ્યા જો તમે તેની જ ઈબાદત કરો છો. (૩૭) છતાં જો તેઓ અભિમાન કરે તો જે(ફરિશ્તા)ઓ તારા પરવરદિગારની પાસે છે તેની પવિત્રતા રાત અને દિવસ વર્ણન કરતા રહે છે અને તેઓ થાકતા નથી. (૩૮) અને એક તેની નિશાની એ છે કે તમે જમીનને જુઓ છો દબાયેલી પડેલી, પછી જ્યારે અમે તેના ઉપર પાણી ઉતાર્યું તાજી થઈ અને ઊભરી; બેશક જેણે તેને જીવીત કરી તે જ મુરદાઓને જીવીત કરશે, નિઃશંક તે સર્વ કાંઈ કરી શકે છે. (૩૯)*

### તફસીર :

અને તેની (કુદરત અને તવહીદની) નિશાનીઓ રાત અને દિવસ અને સૂરજ અને ચંદ્ર છે (બસ) તમે લોકો ન તો સૂરજને સિજ્દહ કરો અને ન જ ચાંદને (જેમકે સાબિઈન લોકો તારાઓની ઈબાદત કર્યા કરતા હતા. –કશ્શાફ) અને (માત્ર) તે અલ્લાહને સિજ્દહ કરો જેણે તે (સૌ) નિશાનીઓને પેદા કરી જો તમે અલ્લાહની ઈબાદત કરો છો (એટલે કે જો અલ્લાહની ઈબાદત કરવી છે તો તે માત્ર એવા સ્વરૂપમાં થઈ શકે છે કે તેની સાથે કોઈ બીજાની ઈબાદત ન કરો, મુશ્રિકોની જેમ અલ્લાહની ઈબાદત સાથે અન્યોને ઈબાદતમાં સામેલ કરી દીધા

તો પછી તે અલ્લાહની ઈબાદત રહેતી જ નથી) પછી જો આ લોકો (તવહીદની ઈબાદત અપનાવવાથી અને પોતાના બાપ દાદાના રસ્મો રિવાજ એટલે કે શિર્કને છોડવાથી ગર્વ અને) અભિમાન કરે તો (તે તેમની મૂર્ખામી છે કારણ કે) જે ફરિશ્તાઓ તમારા પરવરદિગારના નિકટવર્તી છે તે રાત અને દિવસ તેની પવિત્રતા વર્ણન કરે છે અને તેઓ (તેનાથી જરા પણ) થાકતા નથી (અલ્લાહ તઆલાના નિકટવર્તી ફરિશ્તાઓ જ્યારે તે લોકો કરતાં લાખો ઘણા ઈજ્જતવાળા અને મહાન છે તેમને ગર્વ નથી તો આ મૂર્ખાઓ માટે ગર્વ કરવાની શું વાત છે ?) અને તેની (કુદરત અને તવહીદની) નિશાની એક એ છે કે તું જમીનને જુએ છે દબાયેલી (પડેલી) છે, પછી જ્યારે અમે તેના ઉપર પાણી વરસાવીએ છીએ તો તે ઊભરે અને ફુલે છે (તેનાથી તવહીદ ઉપર પણ દલીલ થાય છે અને મૃત્યુ પછી ફરીવાર સજીવન થવા ઉપર પણ કારણ કે) જેણે જમીનને (તેના યોગ્ય સ્વરૂપે) જીવીત કરી દીધી તે જ મુરદાઓને (તેના યોગ્ય સ્વરૂપે) જીવીત કરશે, બેશક તે દરેક વસ્તુ ઉપર કુદરતવાળો છે.

## મસ્અલા અને બોધપાઠ :

### અલ્લાહ તઆલા સિવાય કોઈને સિજ્દહ કરવો જાઇઝ નથી :

لَا تَسۡجُدُوۡا لِلشَّمۡسِ وَلَا لِلۡقَمَرِ وَاسۡجُدُوۡا لِلّٰهِ الَّذِىۡ خَلَقَهُنَّ આ આયતથી સાબિત થયું કે સિજ્દહ માત્ર સૃષ્ટિના સર્જનહારનો જ હક છે તેના સિવાય કોઈ આકાશના તારા અથવા માનવી વગેરેને સિજ્દહ કરવો હરામ છે, ભલે તે ઈબાદતની નિય્યતથી હોય અથવા માત્ર સન્માન અને ઈજ્જતની નિય્યથી; બંને સ્વરૂપોમાં ઉમ્મતના ઈજ્માઅ્થી તે હરામ છે, તફાવત માત્ર એટલો છે કે જો ઈબાદતની નિય્યતથી કોઈને સિજ્દહ કરશે તો તે કાફિર થઈ જશે અને જેણે માત્ર સન્માન અને ઈજ્જત માટે સિજ્દહ કર્યો તો તેને કાફિર કહેવામાં આવશે નહીં પરંતુ તે હરામ કાર્ય કરવાનો અપરાધી તથા ફાસિક જરૂર કહેવામાં આવશે.

માત્ર અલ્લાહ સિવાય કોઈની ઈબાદત કોઈપણ ઉમ્મત અથવા શરીઅતમાં હલાલ નથી રહી કારણ કે તે શિર્કમાં સામેલ છે અને શિર્ક બધા જ અંબિયા (અલૈ.)ની શરીઅતમાં હરામ રહ્યું છે, અલબત્ત કોઈના સન્માન ખાતર સિજ્દહ કરવો એ પાછલી ઉમ્મતોમાં જાઈઝ હતું, દુનિયામાં આવતાં પહેલાં

હઝરત આદમ (અલૈ.) માટે બધા ફરિશ્તાઓને સિજ્દહ કરવાનો હુકમ થયો. હઝરત યૂસુફ (અલૈ.)ને તેમના પિતા અને ભાઈઓએ સિજ્દહ કર્યો જેનું વર્ણન કુર્આનમાં મોજૂદ છે પરંતુ ઉમ્મતની સહમતીએ આ હુકમ તે શરીઅતોમાં હતો ઈસ્લામમાં તેને રદ ઠરાવવામાં આવ્યો છે અને ગયરૂલ્લાહનો સિજ્દહ સદંતર હરામ ઠરાવવામાં આવ્યો. આ મસ્અલાની સંપૂર્ણ વિગત મુજ નાચીઝની કિતાબ اَلْـمَقَالَةُ الْمَرْضِيَّةُ فِيْ حُكْمِ سَجْدَةِ التَّحِيَّةِ માં ઉપસ્થિત છે જે અરબી ભાષામાં છે, તેનો ઉર્દૂ તરજુમો પણ પ્રકાશિત થઈ ચૂક્યો છે.

وَهُـمْ لَا يَسْـئَـمُوْنَ એ બાબત ઉપર ઉમ્મતનો ઈજ્માઅ્ છે કે આ સૂરતમાં સિજ્દએ તિલાવત વાજિબ છે, સિજ્દહના સ્થળમાં ઉલમામાં મતભેદ છે. કાઝી અબૂબક્ર ઈબ્નુલ અરબી (રહ.)એ અહકામુલ કુર્આનમાં લખ્યું છે કે હઝરત અલી (રદિ.) અને હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) પ્રથમ આયતના પૂર્ણ થવા ઉપર સિજ્દહ કરતા હતા, એટલે કે اِنْ كُـنْتُـمْ اِيَّـاهُ تَـعْبُـدُوْنَ ઉપર અને તેને જ ઈમામ માલિક (રહ.)એ અપનાવ્યું છે તથા હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) બીજી આયતના અંતમાં એટલે કે لَا يَسْـــئَـــمُـوْنَ ઉપર સિજ્દહ કરતા હતા તથા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ પણ એવું જ કહ્યું કે બીજી આયતના અંતે સિજ્દહ કરે; મસ્રૂક, અબ્દુર્રહમાન સુલમી, ઈબ્રાહીમ નખઈ, ઈબ્ને સિરીન, કતાદહ વગેરે જમહૂર ફુકહા لَا يَسْـــئَـــمُـوْنَ ઉપર જ સિજ્દહ કરતા હતા, ઈમામ અબૂબક્ર જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં લખ્યું છે કે આ જ મત બધા જ હનફી ઈમામોનો છે અને ફરમાવ્યું કે મતભેદની બીનાએ એ બાબતમાં કાળજી રાખવી જોઈએ કે બીજી આયતના અંતે જ સિજ્દહ કરવામાં આવે, કારણ કે જો સિજ્દહ પહેલી આયતથી વાજિબ થઈ ચૂક્યો છે તો હવે અદા થઈ જશે અને જો એ જ આયતથી વાજિબ થયો હશે તો તેનું અદા થવું દેખીતું છે.

---

## આયતો : (સૂરએ હા–મીમ સજદહ : ૪૦ થી ૪૬)

اِنَّ الَّذِيْنَ يُلْحِدُوْنَ فِيْٓ اٰيٰتِنَا لَا يَخْفَوْنَ عَلَيْنَا ؕ اَفَمَنْ يُّلْقٰى فِى النَّارِ
خَيْرٌ اَمْ مَّنْ يَّاْتِيْٓ اٰمِنًا يَّوْمَ الْقِيٰمَةِ ؕ اِعْمَلُوْا مَا شِئْتُمْ ۙ اِنَّهٗ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ۝٤٠

إِنَّ الَّذِينَ كَفَرُوا بِالذِّكْرِ لَمَّا جَاءَهُمْ ۖ وَإِنَّهُ لَكِتَابٌ عَزِيزٌ ﴿٤١﴾ لَا يَأْتِيهِ
الْبَاطِلُ مِنْ بَيْنِ يَدَيْهِ وَلَا مِنْ خَلْفِهِ ۖ تَنْزِيلٌ مِنْ حَكِيمٍ حَمِيدٍ ﴿٤٢﴾ مَا يُقَالُ لَكَ
إِلَّا مَا قَدْ قِيلَ لِلرُّسُلِ مِنْ قَبْلِكَ ۚ إِنَّ رَبَّكَ لَذُو مَغْفِرَةٍ وَذُو عِقَابٍ أَلِيمٍ ﴿٤٣﴾ وَلَوْ
جَعَلْنَاهُ قُرْآنًا أَعْجَمِيًّا لَقَالُوا لَوْلَا فُصِّلَتْ آيَاتُهُ ۖ ءَأَعْجَمِيٌّ وَعَرَبِيٌّ ۗ
قُلْ هُوَ لِلَّذِينَ آمَنُوا هُدًى وَشِفَاءٌ ۖ وَالَّذِينَ لَا يُؤْمِنُونَ فِي آذَانِهِمْ
وَقْرٌ وَهُوَ عَلَيْهِمْ عَمًى ۚ أُولَٰئِكَ يُنَادَوْنَ مِنْ مَكَانٍ بَعِيدٍ ﴿٤٤﴾ وَلَقَدْ آتَيْنَا
مُوسَى الْكِتَابَ فَاخْتُلِفَ فِيهِ ۗ وَلَوْلَا كَلِمَةٌ سَبَقَتْ مِنْ رَبِّكَ لَقُضِيَ بَيْنَهُمْ ۚ
وَإِنَّهُمْ لَفِي شَكٍّ مِنْهُ مُرِيبٍ ﴿٤٥﴾ مَنْ عَمِلَ صَالِحًا فَلِنَفْسِهِ ۖ وَمَنْ أَسَاءَ
فَعَلَيْهَا ۗ وَمَا رَبُّكَ بِظَلَّامٍ لِلْعَبِيدِ ﴿٤٦﴾

قرء حفص بتسهيل الهمزة الثانية ١٢

## તરજુમો :

*ખરેખર જે લોકો અમારી આયતો વિશે વંકાઈને ચાલે છે તેઓ અમારાથી છુપાયેલા નથી; વારું, એક તે જે આગમાં પડે છે એ બહેતર છે અથવા એક તે જે કયામતના દિવસે (શાંતિ) સલામતીથી આવશે ? જે ચાહો કર્યે જાવ ! બેશક તમે જે કરો છો તે (અલ્લાહ) સઘળું જુએ છે. (૪૦) બેશક ! તે લોકો જ્યારે તેમની પાસે નસીહત આવી (કુર્આન આવ્યું) તેનો ઈન્કાર કર્યો; અને તે કિતાબ (કુર્આન) ખૂબ અજોડ છે. (૪૧) તેના ઉપર જૂઠની દખલગીરી નથી આગળથી અને ન જ પાછળથી, હિકમતોવાળા અને સઘળા વખાણવાળા (સ્તુત્ય અલ્લાહ તઆલા)ની ઉતારેલી છે. (૪૨) તમને તે જ કહીએ છીએ જે તમારાથી પહેલાં બધા રસૂલોને કહી ચૂક્યા છે, તમારા પરવરદિગારના ત્યાં મા'ફી પણ છે અને દર્દનાક સજા પણ છે. (૪૩) અને જો અમે તેને બીજી (બિનઅરબી) ભાષાનું કુર્આન બનાવ્યું હોત તો અલબત્ત તેઓ એવું કહેતા હોત કે તેની વાતો કેમ ખોલવામાં ન આવી ? શું બીજી (બિનઅરબી) ભાષાની કિતાબ અને અરબી લોકો ? તમે કહો ! આ*

*ઈમાનવાળાઓ માટે હિદાયત છે અને રોગને દૂર કરનાર અને જે તે ઈમાન નથી લાવતા તેમના કાનોમાં ભાર છે અને આ કુર્આન તેમના હકમાં અંધાપો છે, એ લોકો (એવા છે જાણે તેઓ)ને દૂરના સ્થળેથી પોકારે છે. (૪૪) અને અલબત્ત અમે મૂસાને કિતાબ આપી હતી પછી તેમાં મતભેદ પડ્યો અને જો એક વાત પહેલેથી તારા પરવરદિગાર તરફથી ન નીકળી ચૂકી હોત તો તેમનામાં ફેંસલો થઈ ચૂક્યો હોત અને તેઓ આ (કુર્આન) વિશે એવી શંકામાં છે જે ચેન લેવા દેતી નથી. (૪૫) જેણે નેક કર્મ કર્યા બસ પોતાના માટે છે અને જેણે બુરાઈ કરી બસ તે પણ તેના જ ઉપર છે અને તમારો પરવરદિગાર એવો નથી જે બંદાઓ ઉપર જુલમ કરે. (૪૬)*

## તફસીર :

નિઃશંક ! જે લોકો અમારી આયતોમાં વંકાઈને ચાલે છે (એટલે કે અમારી આયતોનો તકાદો એ છે કે તેના ઉપર ઈમાન લાવવામાં આવે અને તેના ઉપર કાયમ રહેવામાં આવે તેઓ તેને છોડીને તેને જૂઠાડે છે. -દૂર્રે મન્સૂર, કતાદહ) તે લોકો અમારાથી છુપા નથી (તેમને અમે જહન્નમનો અઝાબ આપીશું) બસ ભલા તે વ્યક્તિ જે જહન્નમમાં નાંખવામાં આવે (જેમકે કાફિર) તે સારો છે અથવા તે વ્યક્તિ જે કયામતના દિવસે શાંતિ અને સલામતીની સાથે (જન્નતમાં) આવે ? (આગળ તેમને ડરાવવા માટે ઈરશાદ છે કે) જે મન ચાહે (ખૂબ) કરી લો, તે તમારું સઘળું કરેલું જોઈ રહ્યો છે (સમય આવ્યે સજા આપશે) જે લોકો આ કુર્આનનો જ્યારે કે તે તેમની પાસે પહોંચે છે ઈન્કાર કરે છે (તેમનામાં પોતે વિચારશક્તિની ખામી છે) અને (આ કુર્આનમાં કોઈ ખામી નથી કારણ કે) આ (કુર્આન) મહાન અજોડ કિતાબ છે જેમાં અસત્ય વાત ન તેની આગળની તરફથી આવી શકે છે અને ન જ તેની પાછળની તરફથી (એટલે કે તેના કોઈ પાસામાં અને કોઈ વિભાગમાં અસત્યની સંભાવના સુદ્ધાં નથી, કારણ કે આ કુર્આન અલ્લાહ તઆલા તરફથી ઉતારેલું છે અને પછી અસત્ય વાતને કેવી રીતે અલ્લાહ તઆલા તરફથી ઉતારેલું કહી દેવામાં આવે ? જેવી રીતે કે કાફિરો આપ ﷺ ઉપર એવી જ શંકા કરતા હતા, અલ્લાહ તઆલાએ એક કાયમી નિયમ પ્રમાણે આ શંકાને દૂર કરી દીધી અને તે એ રીતે કે તેનું સન્માન દરેક સમીપ સ્વીકાર્ય છે એટલા માટે એ સાબિત થઈ ગયું કે) આ હિકમતવાળા સઘળા વખાણવાળા

(અલ્લાહ તઆલા) તરફથી નાઝિલ કરવામાં આવી છે (અને તે છતાં જે રીતે આ લોકો તમને જૂઠાડી રહ્યા છે.... તો એ જાણીને સાંત્વના પ્રાપ્ત કરી લો કે) તમને તે જ વાતો (જૂઠાડવાની અને કષ્ટ પહોંચાડવાની) કહેવામાં આવે છે જે તમારા અગાઉના રસૂલોને કહેવામાં આવી છે (તેમણે ધૈર્ય દાખવ્યું હતું, તમે પણ સબ્ર કરો અને તેનાથી સાંત્વના પ્રાપ્ત કરો કે) તમારો પરવરદિગાર મહાન મા'ફીવાળો અને દર્દનાક સજા આપનારો છે (બસ જો આ વિરોધીઓ વિરોધથી અટકીને મા'ફીના હકદાર ન થયા તો તેમને સજા પણ આપીશ પછી તમે પરેશાન ન થાઓ) અને (આ લોકો એક શંકા એવી કરે છે કે કુર્આનનો અમુક ભાગ અજમી પણ હોવો જોઈતો હતો જેમકે તફસીરે દૂર્રે મન્થૂરમાં કુરૈશનું આવું નિવેદન હઝરત સઈદ ઈબ્ને ઝુબૈર રદિ.થી નકલ કરવામાં આવ્યું છે જેનાથી તેનું સન્માન ખૂબ જાહેર થયું હોત કે નબીએ કરીમ ﷺ જો અજમી ભાષા નથી જાણતા તો અજમી–બિનઅરબ ભાષામાં વાતચીત કરે, બસ વાત એમ છે કે) જો અમે તેને (સંપૂર્ણ અથવા અમુક) અજમી (ભાષાનું) કુર્આન બનાવ્યું હોત (તો એવું કદાપિ ન થયું હોત કે તેને તેઓએ તેને માની લીધું હોત બલકે તેમાં એક પ્રકારની બહાનાબાજી કરી હોત, કારણ કે જ્યારે માનવાનો અને સમજવાનો ઈરાદો જ ન હોય તો કોઈને કોઈ બહાનું શોધી જ કાઢવામાં આવે છે તેથી જો એવું થયું હોત) તો તેઓ એવું કહેતા હોત કે તેની આયતો (એ રીતે) સાફ સાફ કેમ વર્ણન કરવામાં ન આવી (કે અમે સમજી લીધી હોત એટલે કે અરબીમાં કેમ ન આવી ? જો અમુક અજમી હોત તો તેઓએ એવું કહ્યું હોત કે હવે આ કુર્આન તો અરબીમાં છે અજમી કેમ નથી ? અને જો અજમી હોત તો એવું કહેત કે અરબી કેમ નથી ? કોઈપણ હાલતમાં તેમને શાંતિ નથી, પછી તેના અજમી હોવાનો શું લાભ થયો હોત ! આ વિષયનો જવાબ આપવા માટે હુકમ થાય છે કે હે પયગમ્બર ﷺ !) તમે કહી આપો કે આ કુર્આન ઈમાનવાળાઓ માટે તો (નેક કામો બતાવવામાં) માર્ગદર્શક છે અને (બુરા કામોથી જે રોગ દિલોમાં પેદા થઈ જાય છે જ્યારે આ કુર્આનના માર્ગદર્શન ઉપર અમલ કરવામાં આવે છે તો આ તે રોગોનો) ઉપચાર છે (બસ કારણ કે ઈમાનવાળાઓમાં સમજશક્તિ અને સત્ય પ્રાપ્ત કરવાની કમી ન હતી, તેમના હકમાં કુર્આન પોતાની હક્કાનિય્યતના કારણે લાભદાયક સાબિત થયું) અને જેઓ (સત્ય જાહેર થવા છતાં દુશ્મનાવટના કારણે) ઈમાન નથી

લાવતા તેમના કાનોમાં ડાટા છે (જેનાથી સત્ય અને ન્યાય તથા સમજશક્તિ દ્વારા નથી સાંભળતા અને તે કમી આ જ છે) અને (આ ઉણપના કારણે) તે કુર્આન તેમના હકમાં અંધાપો છે (સમજશક્તિ ઓછી હોવાના કારણે તથા ન્યાયથી ન વર્તવાના કારણે પૂર્વગ્રહથી પીડાય છે અને પૂર્વગ્રહ હિદાયત સ્વીકારવામાં અવરોધરૂપ છે, બલકે તે વધારે ગુમરાહીનું કારણ બની જાય છે, અંધાપાનું કારણ હોવાનું આ જ વિધાન છે, જેમકે સૂર્ય દુનિયાને પ્રકાશ આપે છે પરંતુ خَـــفَـــاشْ "ખફાશ"-ઉલ્લુને આંધળું કરી દે છે અને) આ લોકો (સત્ય વાત સાંભળવા છતાં જે રીતે લાભથી વંચિત રહે છે તેઓ એવા જ છે) જાણે કે કોઈ દૂરના સ્થળેથી પોકારવામાં આવી રહ્યા હોય (કે અવાજ તો સાંભળે છે પરંતુ સમજતા નથી) અને (તમારી તસલ્લી માટે જેમકે ઉપર ટૂંકમાં રસૂલોનું વર્ણન થયું છે હવે ખાસ મૂસા અલૈ.નું વર્ણન થાય છે કે) અમે મૂસા (અલૈ.)ને પણ કિતાબ આપી હતી, બસ તેમાં પણ મતભેદ થયો (કોઈએ માન્યું અને કોઈએ ન માન્યું, આ કોઈ નવી વાત તમારા માટે નથી થઈ, બસ તમે ગમગીન ન થાઓ) અને (આ ઈન્કારીઓ એવા અઝાબના હકદાર છે કે) જો એક વાત ન હોત જે તમારા પરવરદિગાર તરફથી પ્રથમથી નક્કી થઈ ચૂકી છે (કે પૂરો અઝાબ તેમને આખિરતમાં આપીશ) તો તેમનો (કાયમી) ફેંસલો (દુનિયામાં જ) થઈ ચૂક્યો હોત અને આ લોકો (બધું જ સત્ય સાબિત થઈ ગયા છતાં) હજુ સુધી એ(ફેંસલા એટલે કે અદૃષ્ય અઝાબ)ના તરફથી એવી શંકામાં (પડ્યા) છે જેણે તેમને દ્વિધામાં નાંખી રાખ્યા છે (કે તેમને અઝાબનું યકીન જ નથી આવતું, જ્યારે કે ફેંસલો અવશ્ય થવાનો છે અને એ ફેંસલાનો ખુલાસો એ છે કે) જે વ્યક્તિ નેક અમલ કરે છે તે પોતાના લાભ માટે (એટલે કે ત્યાં તેનો લાભ અને સવાબ પામશે) અને જે વ્યક્તિ ખરાબ અમલ કરે છે તેનો વબાલ (એટલે કે નુકસાન અને અઝાબ) તેના ઉપર જ પડશે અને તમારો પરવરદિગાર બંદાઓ ઉપર જુલમ કરનારો નથી (કે કોઈ નેકી જે શરતો પ્રમાણે અમલમાં લાવવામાં આવી હોય તેને ગણતરીમાં ન લે અથવા કોઈ બુરાઈને વધારે ગણી લે).

## મસ્અલા અને બોધપાઠ :

### કુફ્રનો એક ખાસ પ્રકાર ઇલ્હાદ છે, તેની ઓળખ અને હુકમો :

اِنَّ الَّـذِيْـنَ يُلْـحِدُوْنَ فِيْٓ اٰيٰتِـنَا આનાથી આગલી આયતોમાં તવહીદ અને

રિસાલતના ઈન્કારીઓને ચેતવણી અને ધમકી હતી તથા તેમના અઝાબનું વર્ણન હતું જે રિસાલત અને તવહીદનો ખુલ્લમ ખુલ્લા સ્પષ્ટ રીતે ઈન્કાર કરતા હતા, અત્રેથી ઈન્કારના એક ખાસ પ્રકારનું વર્ણન કરવામાં આવે છે જેનું નામ اِلْحَادٌ (ઈલ્હાદ) છે. لَحَدٌ (લહદ) અને اِلْحَادٌ (ઈલ્હાદ)નો શાબ્દિક અર્થ "એક તરફનું વલણ ધરાવવું" થાય છે, કબ્રને પણ એટલા માટે જ લહદ કહેવામાં આવે છે. કુર્આન અને હદીષની પરિભાષામાં કુર્આનની આયતોનો ઈન્કાર કરવો અથવા તેનાથી આડા ફંટાવાને ઈલ્હાદ કહેવામાં આવે છે. શાબ્દિક અર્થના આધારે તે જાહેર છે, સ્પષ્ટ સ્વરૂપે ખુલ્લી રીતે ઈન્કાર અને આડા ફંટાવું અથવા ખોટી તા'વીલો કરી બહાનાબાજી કરી આડા ફંટાવું વગેરે પરંતુ સામાન્ય રીતે ઈલ્હાદ એવા આડા ફંટાવાને કહે છે કે જાહેરમાં તો કુર્આન અને તેની આયતો ઉપર ઈમાન અને સમર્થનનો દા'વો કરે પરંતુ તેના અર્થ પોતાના તરફથી એવા ઘડી કાઢે જે કુર્આન અને સુન્નતની નુસૂસ તથા જમહૂર ઉમ્મતના વિરુદ્ધ હોય અને જેનાથી કુર્આનનો હેતુ જ ઊલટો થઈ જાય. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ આયતની તફસીરમાં ઈલ્હાદનો અર્થ આ જ નકલ કર્યો છે. اَلْاِلْحَادُ هُوَ وَضْعُ الْكَلَامِ عَلٰى غَيْرِ مَوْضِعِهٖ અને પ્રસ્તુત આયતમાં કહેવામાં આવ્યું છે, لَا يَخْفَوْنَ عَلَيْنَا તેમાં પણ એ જ તરફ ઈશારો છે કે ઈલ્હાદ કોઈ એવું કુફ્ર છે જેને આ લોકો છુપાવવા ઈચ્છતા હતા એટલા માટે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે તેઓ અમારાથી પોતાનું કુફ્ર છુપાવી નથી શકતા.

પ્રસ્તુત આયતે સ્પષ્ટ રીતે એવું બતાવી દીધું કે કુર્આનની આયતોથી ઈન્કાર અને આડા ફંટાવું સ્પષ્ટ અને ખુલ્લા શબ્દોમાં હોય અથવા બાતિલ તા'વીલો (ખોટી યુક્તિ પ્રયુક્તિ દ્વારા ખોટું અર્થઘટન) કરીને કુર્આનના હુકમોને બદલવાની ફિકર કરે એ બધું કુફ્ર અને ગુમરાહી છે.

ખુલાસો એ છે કે ઈલ્હાદ એક પ્રકારનું કુફ્ર અને નિફાક છે કે જાહેરમાં કુર્આન અને કુર્આનની આયતોને માનવાનો દા'વો અને એકરાર કરે પરંતુ કુર્આનની આયતોના અર્થ એવા ઘડે જે કુર્આન અને સુન્નતની બીજી નુસૂસ અને ઈસ્લામના સિદ્ધાંતોથી વિરુદ્ધ હોય, ઈમામ અબૂ યુસૂફ (રહ.)એ "કિતાબુલ ખિરાજ"માં લખ્યું છે,

كَذَالِكَ الزَّنَادِقَةُ الَّذِيْنَ يُلْحِدُوْنَ وَقَدْ كَانُوْا يُظْهِرُوْنَ الْاِسْلَامَ

*"એવા જ તે જિન્દીક લોકો છે જેઓ ઈલ્હાદ કરે છે અને જાહેરમાં ઈસ્લામનો દા'વો કરે છે."*

આથી જાણ થઈ કે મુલ્હિદ અને જિન્દીક બંને સમાનાર્થી છે જે એવા કાફિરને કહેવામાં આવે છે જે જાહેરમાં ઈસ્લામનો દા'વો કરે અને વાસ્તવમાં તેના હુકમોની અદાયગીથી આડા ફંટાવા માટે એવી બહાનાબાજી કરે કે કુર્આનના અર્થો જ એવા ઘડી કાઢે જે નુસૂસની વિરુદ્ધ હોય તથા ઈજ્માએ ઉમ્મતના વિરુદ્ધ હોય.

**એક ખોટી માન્યતાનો રદિયો :**

અકાઈદની કિતાબોમાં એક સિદ્ધાંત એવો વર્ણન કરવામાં આવ્યો છે કે તા'વીલ કરનારને કાફિર કહેવો જોઈએ નહીં, એટલે કે જે વ્યક્તિ બાતિલ અકીદાઓ અને કુફ્રિયા વાક્યોને કોઈ તા'વીલ વડે અપનાવે તે કાફિર નથી પરંતુ આ સિદ્ધાંતનો ભાવાર્થ જો સામાન્ય લેવામાં આવે કે ગમે તેવા કતઈ અને યકીની હુકમમાં તા'વીલ કરે અને ગમે તેવી ખોટી (ફાસિક) તા'વીલ કરે તો પણ તે કાફિર નથી તો તેનું પરિણામ એ આવશ્યક બને છે કે દુનિયામાં મુશ્રિકો, મૂર્તિપૂજકો, યહૂદીઓ અને નસારામાંથી કોઈને પણ કાફિર કહેવામાં ન આવે, કારણ કે મૂર્તિપૂજકો અને મુશ્રિકોની તા'વીલો તો કુર્આનમાં ઉપસ્થિત છે. مَا نَعْبُدُهُمْ اِلَّا لِيُقَرِّبُوْنَآ اِلَى اللّٰهِ زُلْفٰى (૩૯:૩) એટલે કે અમે મૂર્તિઓની ખુદ ઈબાદત નથી કરતા બલકે એટલા માટે કરીએ છીએ કે તે અમને સિફારસ કરીને અલ્લાહ તઆલાની નિકટ કરી આપે તો વાસ્તવમાં ઈબાદત તો અલ્લાહની જ છે તો કુર્આને તેમની આવી તા'વીલ છતાં તેમને કાફિર કહ્યા, યહૂદીઓ અને નસારાની તા'વીલો તો ખૂબ પ્રખ્યાત અને પ્રચલિત છે તે છતાં કુર્આન અને સુન્નતની નુસૂસમાં તેમને કાફિર કહેવામાં આવ્યા છે, આથી જાણ થઈ કે તા'વીલ કરનારને કાફિર ન કહેવાનો ભાવાર્થ સર્વસામાન્ય નથી.

એટલા માટે ઉલમા અને ફુક્હાએ એનો ખુલાસો અને સ્પષ્ટતા કરી છે કે એવી તા'વીલ જે કાફિર કહેવાથી અટકાવતી હોય છે તેની શરત એ છે કે તે

જરૂરિયાતે દીનમાં તેના કતઈ ભાવાર્થ વિરુદ્ધ ન હોય, જરૂરિયાતે દીનનો ભાવાર્થ તે હુકમો અને મસ્અલાઓ છે જે ઈસ્લામ અને મુસલમાનોમાં એટલા મુતવાતિર અને મશ્હૂર હોય કે મુસલમાનોના અભણ નિરક્ષરો સુદ્ધાં પણ તેનાથી વાકેફ હોય, જેમકે પાંચ નમાઝોનું ફરજ હોવું, ફજરની બે અને ઝુહ્રની ચાર રકાતોનું ફરજ હોવું, રમઝાનના રોઝાનું ફરજ હોવું, વ્યાજ, દારૂ, સુવ્વરનું હરામ હોવું વગેરે. જો કોઈ વ્યક્તિ આ મસ્અલાઓ વિશે કુર્આનની આયતોમાં એવી તા'વીલ કરે જેનાથી મુસલમાનોના મુતવાતિર અને મશ્હૂર ભાવાર્થ ઊલટા થઈ જાય તો નિઃશંક તે ઉમ્મતના ઈજ્માઅ્થી કાફિર છે, કારણ કે તે વાસ્તવમાં રસૂલુલ્લાહ ﷺની તા'લીમનો ઈન્કાર છે અને ઈમાનની વ્યાખ્યા જમહૂર ઉમ્મત નજીક એ જ છે કે,

تَصْدِيْقُ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فِيْمَا عُلِمَ مَجِيْئُهٗ بِهٖ ضَرُوْرَةً

*"એટલે કે નબીએ કરીમ ﷺની તસ્દીક (સમર્થન) તે તમામ બાબતોમાં કરવું જેનું વર્ણન કરવું અને હુકમ કરવું રસૂલે કરીમ ﷺ દ્વારા નિશ્ચિત સાબિત થયું હોય, એટલે કે એવું વિશ્વાસપૂર્વક સાબિત થયું હોય કે ઉલમા સિવાય સામાન્ય જનસમૂહ પણ તેને જાણતો હોય."*

આથી કુફ્રની વ્યાખ્યા એ થશે કે જે વસ્તુઓનું લાવવું રસૂલે કરીમ ﷺ દ્વારા જરૂરી અને કતઈ રીતે સાબિત થયું હોય તેનામાંથી કોઈનો ઈન્કાર કુફ્ર છે.

તો જે વ્યક્તિ એવી જરૂરિયાતે દીનમાં તા'વીલ કરીને તે હુકમને બદલે તો તે રસૂલે કરીમ ﷺની લાવેલ તા'લીમનો ઈન્કાર કરી રહ્યો છે.

**આધુનિક યુગમાં કુફ્ર અને ઇલ્હાદનું ગરમ બજાર :**

આધુનિક યુગમાં એક તરફ તો દીન અને દીનના હુકમોથી અજ્ઞાનતા અને ગફલત તેની પરાકષ્ઠાએ પહોંચી ચૂકી છે, ભણેલા ગણેલા લોકો ઘણી બધી જરૂરિયાતે દીનથી પણ નાવાકેફ રહે છે, બીજી બાજુ આધુનિક અલ્લાહ વિહોણા શિક્ષણ જેનો પાયો ભૌતિકતાની પૂજા ઉપર આધારિત છે કંઈક તેની અસરથી વળી તેના ઉપર વિશેષમાં યુરોપના મુસ્તશ્રિકીનોએ ફેલાવેલ ઈસ્લામ વિરુદ્ધની શંકાઓ અને સંદેહોથી પ્રભાવિત થઈને ઘણા એવા લોકોએ ઈસ્લામ અને ઈસ્લામના સિદ્ધાંતો ઉપર બહસ અને ગુપ્ત વાતચીત શરૂ કરી દીધી છે જેને

ઈસ્લામના સિદ્ધાંતો તથા તેની ગૌણ બાબતો અને કુર્આન તથા હદીષના જ્ઞાન સાથે કોઈ સંબંધ નથી, તેમણે ઈસ્લામ વિશે જો કોઈ જાણકારી પણ પ્રાપ્ત કરી છે તો યુરોપવાળા ઈસ્લામના દુશ્મનો પાસેથી પ્રાપ્ત કરી છે, આવા લોકોએ કુર્આન અને હદીષની "કતઈ નુસૂસે જરૂરિયહ"માં જાતજાતની ખોટી તા'વીલો કરીને ઈસ્લામી શરીઅતના સર્વસહમત અને કતઈ નુસૂસોથી સાબિત થયેલ હુકમોથી આડા ફંટાવાને ઈસ્લામની સેવા સમજી લીધી છે, જ્યારે તેમને કહેવામાં આવે છે કે આ ઉઘાડું કુફ્ર છે તો તેઓ પ્રખ્યાત સિદ્ધાંતનો સહારો લઈને કહે છે કે અમે આ હુકમના ઈન્કારી તો નથી બલકે એક તા'વીલ કરી રહ્યા છે એટલા માટે અમારા ઉપર આ કુફ્ર લાગુ પડતું નથી.

આથી સમયની તાતી જરૂરત સમજીને અમારા ઉસ્તાદ હુજ્જતુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ અનવરશાહ કશ્મિરી (રહ.)એ આ મસ્અલાની તહકીક માટે એક આગવી કિતાબ લખી છે જેનું નામ اِكْفَارُالْمُلْحِدِيْنَ وَالْمُتَأَوِّلِيْنَ فِىْ شَيْئٍ مِنْ ضَرُوْرِيَّاتِ الدِّيْنِ છે, તેમાં દરેક વર્ગ દરેક મસ્લકના ઉલમા અને ફુકૂહાના ખુલાસાથી સાબિત કર્યું છે કે જરૂરિયાતે દીનમાં કોઈની તા'વીલ સ્વીકાર્ય નથી અને આ તા'વીલ તેમના કુફ્ર ઉપર હોવાનું જાહેર કરવાથી અવરોધક નથી, આ કિતાબ અરબી ભાષામાં પ્રકાશિત થઈ છે, મુજ નાચીઝે તેનો ખુલાસો ઉર્દૂ ભાષામાં "કુફ્ર ઔર ઈસ્લામ કુર્આન કી રોશનીમેં"ના નામથી પ્રકાશિત કર્યો છે અને અહકામુલ કુર્આનના પાંચમાં ભાગમાં તેનો ખુલાસો અરબી ભાષામાં વર્ણન કર્યો છે તેને જોઈ શકાય છે, અત્રે તેનો ખુલાસો હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દીસ દહેલ્વી (રહ.)ના એક લખાણ વડે નકલ કરવાને પૂરતું સમજવામાં આવે છે.

હઝરત શાહ અબ્દુલ અઝીઝ (રહ.)એ ફરમાવ્યું કે કુર્આનની આયતોમાં બાતિલ તા'વીલ જેને કુર્આનની પ્રસ્તુત આયતમાં ઈલ્હાદ કહેવામાં આવ્યો છે તેના બે પ્રકારો છે, પ્રથમ તે બાતિલ તા'વીલ જે નુસૂસે કતઈય્યહ મુતવાતિરાહ અથવા કતઈ ઈજ્માઅ્‌ના વિરુદ્ધ હોય તો તે નિઃશંક કુફ્ર છે, બીજું એ કે તે એવી નુસૂસના વિરુદ્ધ હોય જે જો કે પેટાવિભાગ છે પરંતુ યકીનની બિલકુલ નિકટ છે અથવા તો ઈજ્માએ ઉરફીના વિરુદ્ધ હોય એવી તા'વીલ ગુમરાહી અને ફિસ્ક છે કુફ્ર નથી. આ બંને પ્રકારની તા'વીલો ઉપરાંત બાકી તા'વીલો જે કુર્આન અને હદીષના

શબ્દોમાં વિવિધ સંભાવનાઓ હોવાની બીના પર હોય તે તા'વીલ સામાન્ય ફુકૂહાએ ઉમ્મતના ઈજ્તિહાદનું મેદાન છે જે હદીષના ખુલાસાઓ વડે દરેક પરિસ્થિતિમાં સવાબ અને નેકીનું કાર્ય છે.

اِنَّ الَّـذِيْـنَ كَـفَـرُوْا بِالذِّكْرِ لَمَّا جَآءَ هُمْ وَاِنَّهٗ لَكِتٰبٌ عَزِيْزٌ لَّا يَاْتِيْهِ الْبَاطِلُ مِنْۢ بَيْـنِ يَـدَيْهِ وَلَا مِنْ خَلْفِهٖ જમહૂર મુફસ્સિરોએ ફરમાવ્યું કે ઝિકનો ભાવાર્થ અહીંયાં કુર્આન છે અને વાક્ય اِنَّ الَّـذِيْـنَ كَـفَـرُوْا بِـالَّذِكْـرِ એ પાછલા વાક્ય اِنَّ الَّـذِيْـنَ يُـلْحِدُوْنَ થી بَدَلُ છે અને عَـرَبِيَّتُ بَدَلُ ના નિયમ અને مُبْـدَلُ مِنْهُ નો એક હુકમ હોય છે એટલા માટે તેનો ખુલાસો એ થયો કે આ લોકો અમારાથી છુપાઈ શકતા નથી અને એટલા માટે અઝાબથી બચી શકતા નથી, આગળ કુર્આનને અલ્લાહ તઆલા તરફથી સુરક્ષિત હોવાનું વર્ણન કર્યું છે, اِنَّـــهٗ لَـكِتٰـبٌ عَـزِيْـزٌ એટલે કે આ કિતાબ અલ્લાહ નજીક અઝીઝ અને કરીમ છે, કોઈ બાતિલ કે જૂઠ તેમાં માર્ગ પામી શકશે નહીં. *(મઝહરી- كَمَارُوِىَ عَنْ اِبْنِ عَبَّاسٍؓ)*

لَا يَـاْتِيْـهِ الْبَـاطِلُ مِنْۢ بَيْـنِ يَـدَيْــهِ وَلَا مِـنْ خَلْفِـهٖ આગળ આ કિતાબ માટે અલ્લાહ તઆલા તરફથી હિફાઝતનું વર્ણન છે, કતાદહ અને સુદ્દી (રહ.)એ ફરમાવ્યું કે બાતિલનો ભાવાર્થ અત્રે શયતાન છે અને مِنْۢ بَيْـنِ يَـدَيْـهِ وَلَا مِـنْ خَلْفِهٖ અર્થાત્ ન તો સામેથી આવી શકે છે અને ન જ પાછળથી; એનો ભાવાર્થ બધી જ દિશાઓ છે, મતલબ એ છે કે શયતાનની કોઈ દખલગીરી અથવા ચાલબાજી આ કિતાબમાં ચાલી નથી શકતી કે તે આ કિતાબમાં ઓછું વત્તું અથવા કોઈ ફેરફાર કરી શકે.

તફસીરે મઝહરીમાં તેને નકલ કરીને ફરમાવ્યું કે શયતાન આ સ્થળે સામાન્ય અર્થમાં છે, શયતાન જિન્નાત હોય અથવા શયતાન માનવી; કોઈ પણ તેમાં હેરાફેરી અથવા ફેરબદલ કરી શકતું નથી જેમકે અમુક રવાફિઝોએ કુર્આનમાં દશ સિપારાનો અને અમુકે ખાસ ખાસ આયતોનો વધારો કરવા ઈચ્છ્યું પરંતુ કોઈની વાત ચાલી શકી નહીં.

અબૂ હય્યાન (રહ.)એ બહરે મુહીતમાં ફરમાવ્યું કે શબ્દ "બાતિલ" પોતાના શબ્દોના આધારે શયતાનની સાથે ખાસ નથી, દરેક બાતિલ (ખોટું) અને مُبْــطِــلُ શયતાન તરફથી હોય અથવા કોઈ બીજાના તરફથી કુર્આનમાં તે ચાલી

શકતું નથી, પછી તબરીના હવાલાથી આયતનો એ ભાવાર્થ બતાવ્યો કે કોઈ બાતિલના સરગનાઓની એ મજાલ નથી કે સામે આવીને આ કિતાબમાં કોઈ ફેરફાર અથવા તબદીલી કરે અને ન જ તેની એ મજાલ છે કે ગુપ્ત રહી સંતાઈને તેના અર્થોમાં ફેરફાર કરે અથવા ઈલ્હાદ કરે.

તબરીની તફસીર આ સ્થળે ઘણી યોગ્ય છે કારણ કે કુર્આનમાં ઈલ્હાદ અને હેરફેરના બે જ સ્વરૂપો હોઈ શકે છે, પ્રથમ એ કે કોઈ બાતિલપરસ્ત ઉઘાડી રીતે કુર્આનમાં કોઈ ઓછું વત્તું કરવા ઈચ્છે તેને તો مِنْۢ بَيْنِ يَدَيْهِ દ્વારા ઓળખાવામાં આવી, બીજું એ કે કોઈ વ્યક્તિ જાહેરમાં ઈમાનનો દા'વો કરે પરંતુ અંદરખાનેથી ખોટી તા'વીલો દ્વારા કુર્આનના અર્થોમાં હેરફેર કરે તેને مِنْ خَلْفِهٖ ના શબ્દ દ્વારા ઓળખાવવામાં આવ્યું, ખુલાસો એ છે કે આ કિતાબ અલ્લાહ તઆલા નજીક એવી સન્માનનીય અને મુકર્રમ છે કે ન તો તેના શબ્દોમાં કોઈ વત્તુ ઓછું કરવાની અથવા હેરફેર કે તબદીલી કરવાની કોઈની શક્તિ છે અને ન જ તેના અર્થોમાં હેરફેર કરીને કુર્આનના હુકમો બદલવાની મજાલ છે, જ્યારે પણ કોઈ બદ્‌બખ્તે એવો ઈરાદો કર્યો તો તે હંમેશા અપમાનિત થયો, કુર્આન તેની નાપાક યુક્તિઓથી પાક સાફ રહ્યું, શબ્દોમાં હેરફેર અથવા તબદીલીનો માર્ગ ન હોવો તો દરેક વ્યક્તિ જુએ સમજે છે કે લગભગ ૧૪૦૦ જેટલા વર્ષોથી આખી દુનિયામાં પઢવામાં આવી રહ્યું છે, લાખો માનવીઓના દિલમાં તે સુરક્ષિત છે, એક ઝેર-જબરની ભૂલ જો કોઈથી થઈ જાય તો ઘરડાઓથી લઈને બાળકો સુધી, આલિમોથી લઈને અભણો સુદ્ધાં લાખો મનુષ્યો તેની ભૂલને પકડનારા ઊભા થઈ જાય છે, તેની સાથે مِنْ خَلْفِهٖ (મિન ખલ્ફિહી)ના શબ્દોથી એ તરફ ઈશારો કરી આપ્યો કે કુર્આનની સુરક્ષાની જવાબદારી જે અલ્લાહ તઆલાએ પોતે લીધી છે اِنَّا لَهٗ لَحٰفِظُوْنَ તે માત્ર શબ્દોની સાથે ખાસ નથી બલકે તેના અર્થોની હિફાઝતનો પણ અલ્લાહ તઆલા જ જવાબદાર અને કફીલ છે, તેણે પોતાના રસૂલે કરીમ ﷺ અને તેમના દ્વારા પ્રત્યક્ષ રીતે તેમના શાગિર્દો એટલે કે સહાબએ કિરામ (રદિ.) દ્વારા કુર્આનના અર્થો અને કુર્આનના હુકમો પણ એવા સુરક્ષિત કરી દીધા છે કે કોઈ મુલ્હિદ બેદીન તેમાં બાતિલ તા'વીલો દ્વારા હેરફેરનો ઈરાદો કરે તો દરેક સ્થળે, દરેક યુગમાં હજારો ઉલમા તેના રદિયા માટે ઊભા થઈ જાય છે અને તે હડધૂત થાય છે અને તેની પોલ ખુલી જાય છે અને વાસ્તવિકતા એ જ છે કે

આયત اِنَّا لَهٗ لَحٰفِظُوْنَ માં ઝમીર لَهٗ (લહુ) કુર્આન તરફ સંબંધિત છે અને કુર્આન માત્ર શબ્દોનું નામ નથી બલકે ક્રમ અને અર્થો બંનેના મિશ્રણનું નામ છે.

આયતોના પ્રસ્તુત ખુલાસાનો વિષય એ થયો કે જે લોકો પોતાને મુસલમાન જાહેર કરે છે તે લોકો ખુલીને કુર્આનનો ઈન્કાર તો નથી કરતા પરંતુ કુર્આનની આયતોમાં બાતિલ તા'વીલો દ્વારા કામ લઈને તેને એવા અર્થો સાથે જોડે છે જે કુર્આન અને રસૂલે કરીમ ﷺના કતઈ ખુલાસાઓથી વિરુદ્ધ છે, તેમની હેરફેરથી પણ અલ્લાહ તઆલાએ પોતાની કિતાબને એવી સુરક્ષિત કરી દીધી છે કે કોઈના પણ ઘડેલ અર્થ ચાલી શકતા નથી, કુર્આન અને હદીષની બીજી નુસૂસ અને ઉલમાએ ઉમ્મત તેમની ચાલને છતી કરી દે છે તથા સહીહ હદીષોના ખુલાસા પ્રમાણે કયામત સુધી મુસલમાનોમાં એવી જમાઅત કાયમ રહેશે જે હેરફેર કરનારાઓની હેરફેરનો પડદો ચીરીને કુર્આનના સહી અર્થોને સ્પષ્ટ કરી આપશે અને હેરફેર કરનારાઓ દુનિયાથી પોતાના કુફ્રને ગમે તેવું સંતાડે પરંતુ અલ્લાહ તઆલાથી છુપાવી શકાતું નથી અને જ્યારે અલ્લાહ તઆલા તેમના આ ષડયંત્રથી વાકેફ છે તો તેમને તેની સજા મળવી પણ આવશ્યક છે.

ءَ اَعْجَمِیٌّ وَّعَرَبِیٌّ અરબ સિવાય જેટલી પણ કોમો દુનિયામાં છે તે બધા اَعْجَمُ (અઅ્જમ) કહેવામાં આવે છે અને જ્યારે તેના ઉપર ء (હમ્ઝા) વધારીને اَعْجَمُ (અઅ્જમ) કહેવામાં આવે તો તેનો અર્થ જે કલામ ઉચ્ચ કક્ષાનું ન હોય તેને કહેવામાં આવે છે એટલા માટે "અજમી" એવા વ્યક્તિને કહેવામાં આવે છે જે અરબી નથી, ભલે તે ખૂબ ઊંચી વાત કરતો હોય અને "અઅ્ઝમી" તેને કહેવામાં આવે છે જે ઉચ્ચ કક્ષાની વાત ન કરી શકતો હોય. *(કુર્તુબી)*

પ્રસ્તુત આયતમાં اَعْجَمِیٌّ (અઅ્જમી) કહેવામાં આવ્યું છે, તેનો અર્થ એ થયો કે જો કે કુર્આનને અરબી ભાષા સિવાય અન્ય કોઈ ભાષામાં મોકલ્યું હોત તો અરબ કુરૈશ જેઓ કુર્આનના પ્રથમ શ્રોતા છે, તેમની એવી ફરિયાદ હોત કે આ કિતાબ અમારી સમજમાં આવતી નથી અને તાજ્જુબ પામી કહેતા હોત કે નબી તો અરબી છે અને કિતાબ અઅ્ઝમી છે જે ઉચ્ચ કક્ષાનું કલામ નથી.

قُلْ هُوَ لِلَّذِيْنَ اٰمَنُوْا هُدًى وَّشِفَآءٌ અત્રે કુર્આને કરીમના બે લક્ષણો બતાવવામાં આવ્યા છે, એક એ કે તે હિદાયત છે, જિંદગીના દરેક ક્ષેત્રમાં

માનવીને એવો માર્ગ બતાવે છે જે તેના માટે લાભદાયક અને ફાયદાકારક જ હોય, બીજું એ કે તે શિફા (ઉપચાર) છે. કુર્આને કરીમનું બાતિનની બીમારીઓ એટલે કે કુફ્ર, શિર્ક, અભિમાન, અદેખાઈ, લોભ, લાલચ વગેરેની શિફા હોવું તો દેખીતું જ છે બલકે જાહેર અને શારીરિક બીમારીઓની શિફા હોવું પણ તેમાં સામેલ છે, જેમકે નજરે જોઈ શકાય છે કે ઘણી બધી શારીરિક બીમારીઓનો ઈલાજ કુર્આની દુઆઓથી થાય છે અને તે સફળ થાય છે.

اُولٰٓئِکَ یُنَادَوْنَ مِنْ مَّکَانٍ بَعِیْدٍ આ એક ઉદાહરણ (રૂપક) છે, જે વ્યક્તિ કલામ (વાત)ને સમજતો હોય તેને અરબ કહેવામાં આવે છે. اَنْتَ تَسْمَعُ مِنْ قَرِیْبٍ એટલે કે તમે નજીક છો, સાંભળી રહ્યા છો અને જે કલામને ન સાંભળતો હોય તેને اَنْتَ تُنَادٰی مِنْ بَعِیْدٍ કહેવામાં છે, એટલે કે તમને દૂરથી અવાજ આપવામાં આવી રહી છે.

અર્થ એ છે કે કારણ કે આ લોકો કુર્આનની હિદાયતોને સાંભળવા અને સમજવાનો ઈરાદો નથી રાખતા એટલા માટે જાણે તેમના કાન બહેરા છે અને આંખો આંધળી છે, તેમને હિદાયતની તા'લીમ આપવી એવું જ છે જેમકે કોઈને ઘણે દૂરથી પોકારવામાં આવે કે તેના કાનો સુધી તેનો અવાજ જ ન પહોંચે.

---

પારહ : ૨૫

## આયતો : (સૂરએ હા-મીમ સજદહ : ૪૭ થી ૫૪)

٢٥ اِلَيْهِ يُرَدُّ عِلْمُ السَّاعَةِ ۚ وَمَا تَخْرُجُ مِنْ ثَمَرٰتٍ مِّنْ اَكْمَامِهَا وَمَا تَحْمِلُ مِنْ
اُنْثٰى وَلَا تَضَعُ اِلَّا بِعِلْمِهٖ ۚ وَيَوْمَ يُنَادِيْهِمْ اَيْنَ شُرَكَآءِىْ ۙ قَالُوْٓا اٰذَنّٰكَ ۙ مَا مِنَّا مِنْ
شَهِيْدٍ ﴿٤٧﴾ وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا يَدْعُوْنَ مِنْ قَبْلُ وَظَنُّوْا مَا لَهُمْ مِّنْ مَّحِيْصٍ ﴿٤٨﴾ لَا
يَسْـَٔمُ الْاِنْسَانُ مِنْ دُعَآءِ الْخَيْرِ ۡ وَاِنْ مَّسَّهُ الشَّرُّ فَيَـُٔوْسٌ قَنُوْطٌ ﴿٤٩﴾ وَلَئِنْ اَذَقْنٰهُ
رَحْمَةً مِّنَّا مِنْۢ بَعْدِ ضَرَّآءَ مَسَّتْهُ لَيَقُوْلَنَّ هٰذَا لِىْ ۙ وَمَآ اَظُنُّ السَّاعَةَ قَآئِمَةً ۙ
وَّلَئِنْ رُّجِعْتُ اِلٰى رَبِّىْٓ اِنَّ لِىْ عِنْدَهٗ لَلْحُسْنٰى ۚ فَلَنُنَبِّئَنَّ الَّذِيْنَ كَفَرُوْا بِمَا

عَمِلُوْا ۡ وَ لَنُذِيْقَنَّهُمْ مِّنْ عَذَابٍ غَلِيْظٍ ۝٥٠ وَ اِذَآ اَنْعَمْنَا عَلَى الْاِنْسَانِ
اَعْرَضَ وَنَاٰ بِجَانِبِهٖ ۚ وَ اِذَا مَسَّهُ الشَّرُّ فَذُوْ دُعَآءٍ عَرِيْضٍ ۝٥١ قُلْ اَرَءَيْتُمْ
اِنْ كَانَ مِنْ عِنْدِ اللّٰهِ ثُمَّ كَفَرْتُمْ بِهٖ مَنْ اَضَلُّ مِمَّنْ هُوَ فِيْ شِقَاقٍۭ بَعِيْدٍ ۝٥٢
سَنُرِيْهِمْ اٰيٰتِنَا فِي الْاٰفَاقِ وَفِيْٓ اَنْفُسِهِمْ حَتّٰى يَتَبَيَّنَ لَهُمْ اَنَّهُ الْحَقُّ ؕ اَوَلَمْ
يَكْفِ بِرَبِّكَ اَنَّهٗ عَلٰى كُلِّ شَيْءٍ شَهِيْدٌ ۝٥٣ اَلَآ اِنَّهُمْ فِيْ مِرْيَةٍ مِّنْ
لِّقَآءِ رَبِّهِمْ ؕ اَلَآ اِنَّهٗ بِكُلِّ شَيْءٍ مُّحِيْطٌ ۝٥٤ ع

## તરજુમો :

*તેના જ તરફ કયામતની ખબરનો હવાલો છે અને કોઈ ફળ પોતાના પડદા (છાલ)થી નીકળતું નથી અને ન જ ગર્ભ રહે છે કોઈ માદાને અને ન જ તે જણે કે જેની તે(અલ્લાહ તઆલા)ને ખબર નથી અને જે દિવસે તેમને પોકારશે, ક્યાં છે મારા ભાગીદારો ? કહેશે, અમે તને કહી સંભળાવ્યું, અમારામાં કોઈ તેનો એકરાર કરતું નથી. (૪૭) અને તેમનાથી અલોપ થઈ ગયા જેને(–જેને) તેઓ પહેલાં પોકારતા હતા અને સમજી ગયા કે તેમનો ક્યાંય છુટકારો નથી. (૪૮) માનવી ભલાઈ માંગવાથી થાકતો નથી અને જો તેને બુરાઈ લાગી જાય તો હતાશ થઈને આશા છોડી બેસે છે. (૪૯) અને જો અમે તેને કંઈક પોતાની મહેરબાની એક તકલીફ પછી ચખાડીએ કે જે (તકલીફ) તેને પહોંચી હતી તો કહેવા લાગે, આ તો મારા લાયક જ હતું અને હું નથી સમજતો કે કયામત આવવાની છે ! અને તે છતાં પણ જો હું પોતાના પરવરદિગાર તરફ ગયો બેશક ! તેની પાસે મારા માટે ભલાઈ છે; બસ અમે ઈન્કારીઓને બતાવી આપીશું જે કંઈ તેમણે કર્યું છે અને તેમને એક સખત અઝાબની મજા ચખાડીશું. (૫૦) અને જ્યારે અમે માનવી ઉપર નેઅ્મતો મોકલીએ તો મોઢું ફેરવે (આડો ફંટાય) અને પોતાનું પડખું ફેરવે અને જ્યારે તેને બુરાઈ લાગે તો લાંબી(–લાંબી) દુઆઓ કરે. (૫૧) તમે કહો, ભલા જુઓ તો ! જો તે અલ્લાહની પાસેથી હોય પછી તમે તેને ન માન્યું પછી*

*તેનાથી વધારે ગુમરાહ કોણ જે વિરોધી થઈને દૂર ચાલ્યો જાય !? (૫૨) હવે અમે તેમને પોતાના નમૂના દુનિયામાં બતાવીશું અને પોતે તેમની જાતમાં એટલે સુધી કે તેમના ઉપર ખુલી જાય કે આ નિઃશંક સત્ય છે, શું તારો પરવરદિગાર ઓછો છે દરેક વસ્તુ ઉપર ગવાહી માટે ? (૫૩) સાંભળો છો!? તેઓ પોતાના પરવરદિગારની મુલાકાતથી ધોકામાં છે, સાંભળો છો !? બેશક તે દરેક વસ્તુને ઘેરી રહ્યો છે. (૫૪)*

## તફસીર :

(ઉપરોક્ત જે કયામતનું વર્ણન થયું છે કે તેમાં તેમને બદલો મળશે તે) કયામતના જ્ઞાનનો હવાલો અલ્લાહ તરફ જ આપી શકાય છે (એ સવાલના જવાબમાં કે કયામત ક્યારે આવશે ? જેમકે કાફિરો ઈન્કાર કરવાના હેતુથી એવું કહ્યા કરતા હતા એટલા માટે એમને એવું જ કહેવામાં આવશે કે તેનું જ્ઞાન માત્ર અલ્લાહ તઆલાને છે, મખ્લૂકને તેનું જ્ઞાન ન હોવાના કારણે તે આવશે જ નહીં એવું જરૂરી નથી બનતું) અને (કયામતની જ શું વિશેષતા છે ? તેના જ્ઞાને તો દરેક વસ્તુને ઘેરી રાખેલ છે એટલે સુધી કે) કોઈ ફળ પોતાના ગિલાફ (કોચલા)માંથી નથી નીકળતું અને ન જ કોઈ સ્ત્રીને ગર્ભ રહે છે અને ન જ તે બાળક જણે છે પરંતુ આ બધી તેને ખબર હોય છે (અને આ ખબરનું કારણ તેના પોતાના જ્ઞાનની સિહ્હત ઉપર છે જે શ્રેષ્ઠ કક્ષાના દરજ્જા હોવાના કારણે સંપૂર્ણ રીતે તવહીદની દલીલ પણ છે અને દલીલ કયામતનું જ્ઞાન પણ છે, બસ આથી બંને વિષયોનું સમર્થન થઈ ગયું) અને (આગળ કયામતની એક ઘટનાનું વર્ણન છે જેનાથી તવહીદની સાબિતી તથા શિર્કનો રદિયો પણ થઈ જાય છે એટલે કે) જે દિવસે અલ્લાહ તઆલા તેઓને (એટલે કે મુશ્રિકોને) પોકારશે (અને કહેશે) કે (જેને તમે મારા ભાગીદાર ઠરાવી રાખ્યા હતા તે) મારા ભાગીદાર (હવે) ક્યાં છે ? (તેમને બોલાવો કે તમને મુસીબતથી બચાવે !) તેઓ એવું કહેશે કે (હવે તો) અમે તમને એ જ વિનંતી કરીએ છીએ કે અમારામાં કોઈ (આ માન્યતાના) દા'વેદાર નથી (એટલે કે પોતાની ભૂલનો એકરાર કરીએ છીએ, કારણ કે ત્યાં તેમના ઉપર સાચી માન્યતા જાહેર થઈ જશે, બસ આ એકરાર ભલે મજબૂરીમાં છે અથવા એટલા માટે કે તેનાથી કંઈ તેમને છુટકારાની આશા બંધાઈ હોય) અને જેની જેની આ લોકો પહેલેથી (એટલે કે દુનિયામાં) પૂજા કરતા હતા તે બધા અદષ્ય થઈ

જશે અને (જ્યારે આ અહેવાલ જોશે તો) આ લોકો સમજી લેશે કે તેમના માટે બચાવનું કોઈ સ્વરૂપ નથી (તે સમયે જૂઠા મઅ્બૂદો લાચાર અને બેબસ હોવાની તથા એકમાત્ર અલ્લાહ સત્ય હોવાની જાણ થઈ જશે, આગળ શિર્ક અને કુફ્રની એક ખરાબ અસર જે માનવીની પ્રકૃતિ ઉપર પડે છે તેનું વર્ણન કરે છે કે જે વ્યક્તિ તવહીદ અને ઈમાનથી બેપરવા છે તે) વ્યક્તિ(ના અખ્લાક અને અકીદાઓ તથા અમલો એવા ખરાબ હોય છે કે એક તો કોઈપણ હાલતમાં એટલે કે આર્થિક છૂટછાટ અથવા તંગી બંનેમાં તે)નું પ્રગતિની ઈચ્છાથી મન ભરાતું નથી (જે અંતિમ કક્ષાની લાલચની નિશાની છે) અને (ખાસ આર્થિક તંગી વગેરેની હાલતમાં એવી પરિસ્થિતિ હોય છે કે) જો તેને કોઈ તકલીફ પહોંચે છે તો નાઉમ્મીદ અને હતાશ થઈ જાય છે (અને આ અંતિમ કક્ષાની નાશુક્રી અને અલ્લાહ તઆલા સાથે બદ્ગુમાનીની નિશાની છે) અને (જ્યારે તંગી દૂર થઈ જાય છે તો એવા સમયે તેની પરિસ્થિતિ એવી હોય છે કે) જો અમે તેને કોઈ તકલીફ પછી કે જે તેના ઉપર પડી હતી પોતાની મહેરબાનીની મજા ચખાડી આપીએ છીએ તો કહે છે કે આ તો મારા માટે થવું જ જોઈતું હતું (કારણ કે તે મારી યુક્તિ અને મારી બુદ્ધિ તથા શ્રેષ્ઠતાના તકાદા સ્વરૂપે હતું અને આ પણ અંતિમ કક્ષાની નાશુક્રી અને અભિમાન છે) અને (તે નેઅ્મતમાં એટલે સુધી ફુલાતો ફરે છે અને ભૂલી જાય છે કે એવું પણ કહેવા માંડે છે કે) હું નથી ધારતો કે કયામત આવવાની છે અને જો (ધારી પણ લો કે કયામત આવવાની છે અને) હું પોતાના પરવરદિગાર પાસે પહોંચી પણ ગયો (જેમકે નબી ﷺ કહે છે) તો મારા માટે તેની પાસે પણ ભલાઈ જ છે (કારણ કે હું સત્ય ઉપર છું અને તેનો હકદાર પણ છું, કયામતનો ઈન્કાર જે અંતિમ કક્ષાનું કુફ્ર છે અને કયામત આવવાના સ્વરૂપમાં પણ એવું ધારવું કે ત્યાં પણ મને નેઅ્મતો મળશે આ અલ્લાહ તઆલાના મા'મલામાં અંતિમ કક્ષાના ધોકામાં સપડાઈ રહ્યો છે, મતલબ કે કુફ્ર અને શિર્કથી આ ખરાબ વૃત્તિ પેદા થઈ અને તે આવી બુરી વસ્તુ છે) બસ (આ લોકો અહીંયાં જે ઈચ્છે હક દા'વો કરી લે, હવે નિકટમાં જ) અમે તે ઈન્કારીઓને તેમના (આ) બધા કર્મોને જરૂર બતાવી આપીશું અને તેમને સખત અઝાબનો મજા ચખાડીશું અને (વળી કુફ્ર અને શિર્કની એક અસર એ પણ છે કે) જ્યારે અમે (આવા) વ્યક્તિને નેઅ્મત આપીએ છીએ તો (અમારાથી અને

અમારા હુકમોથી) મોઢું ફેરવી લે છે અને પડખું ફેરવી લે છે (જે અંતિમ કક્ષાની નાશુકી છે) અને (તંગી અને નુકસાનની હાલતમાં કુફ્ર અને શિર્કમાંથી એક નિશાની આ પણ છે કે) જ્યારે તેને તકલીફ પહોંચે છે તો (નેઅ્મત છીનવાઈ જવાથી હૈયાવરાળ કાઢવા અને કાગારોળ મચાવવા માટે ન કે નેઅ્મત આપનાર તરફ વિનંતી સ્વરૂપે) ખૂબ લાંબી લાંબી દુઆઓ કરે છે (અને આ અંતિમ કક્ષાની બેસબ્રી અને દુનિયાની મહોબ્બતમાં મૂર્ખામી છે, આગળ રિસાલત અને કુર્આનની સત્યતા તરફ આમંત્રણ આપવા માટે ફરમાવવામાં આવે છે કે હે પયગમ્બર ﷺ) તમે (તે ઈન્કારીઓને) કહો કે (હે ઈન્કારીઓ ! કુર્આનના સત્ય હોવા ઉપર જે દલીલો સ્થાપિત થઈ ચૂકી છે જેમકે તેનું મોઅ્જિઝો હોવું અને ગય્બની ખબરો સાચી સાચી આપવી; જો તમે વિચાર ન કરવાના કારણે તેને વિશ્વાસપાત્ર નથી સમજતા તો ઓછામાં ઓછું તેની સંભાવનાના દરજ્જામાં ઈન્કાર તમે પણ નથી કરી શકતા, કારણ કે ઈન્કાર કરવાની તમારી પાસે પણ કોઈ દલીલ નથી, બસ) ભલા એવું બતાવો કે જો (પ્રસ્તુત સંભાવનાની બીનાએ) આ કુર્આન અલ્લાહના ત્યાંથી આવ્યું હોય અને પછી તમે તેનો ઈન્કાર કરો તો એવા વ્યક્તિથી વધારે કોણ ભૂલમાં હશે જે (સત્યથી) વિરોધી બની દૂર થઈ જાય (એટલા માટે ઈન્કારમાં ઉતાવળ ન કરો બલકે વિચારશક્તિ અને સમજશક્તિથી કામ લો જેથી સત્ય સ્પષ્ટ અને નિશ્ચિત થઈ જાય અને તે લોકોથી તો શું આશા રાખી શકાય કે તેઓ ચિંતન અને મનન કરે પરંતુ ખૈર) અમે (પોતે જ) નિકટમાં જ તેમને પોતાની (શક્તિની) નિશાનીઓ (કે જે કુર્આનના સત્ય હોવા ઉપર દલીલ છે) તેમની આજુબાજુમાં પણ બતાવી આપીશું (કે સમગ્ર અરબ આગાહી પ્રમાણે ફતેહ થશે) અને પોતે તેમની જાતમાં પણ (ખાસ સ્વરૂપે બતાવીશું કે બદ્રમાં તેઓ માર્યા જશે અને તેમનું રહેઠાણ મક્કા પણ ફતેહ થઈ જશે) એટલે સુધી કે (આ આગાહીઓ સાચી પડવાથી તેમની મજબૂરીએ પણ) તેમના ઉપર જાહેર થઈ જશે કે આ કુર્આન સત્ય છે (કે તેની બધી આગાહીઓ કેવા પ્રમાણમાં સત્ય સાબિત થઈ રહી છે ! ભલે તે જ્ઞાન મજબૂરીના સ્વરૂપે સ્વૈચ્છિક ખરાઈ વિના સ્વીકાર્ય નથી પરંતુ હુજ્જત પૂર્ણ થવા માટે તો તે વધારે મજબૂત થઈ જશે, મતલબ કે તેની હકીકત એક દિવસે એ રીતે જાહેર થઈ જશે, બાકી અત્યારે જે લોકો તમારી વહી અને રિસાલતનો ઈન્કાર કરી રહ્યા છે તો તમે ગમગીન ન

થાઓ કારણ કે જો આ લોકો તેના ઉપર ગવાહી આપશે નહીં તો) શું તમારા પરવરદિગારની વાત (તમારી સચ્ચાઈની ગવાહી અને તસલ્લી માટે) પૂરતી નથી કે તે દરેક (ઉપસ્થિત) વસ્તુનો ગવાહ છે (અને તેણે અનેક ઠેકાણે આપ ﷺની રિસાલતની ગવાહીઓ આપી છે, આગળ તેના ઈન્કારનું મૂળ કારણ બતાવે છે અને તેનાથી વધારે તસલ્લી પણ થઈ શકે છે) યાદ રાખો કે તે લોકો પોતાના પરવરદિગારની રૂબરૂ જવા તરફથી શંકામાં પડ્યા છે (એટલા માટે દિલમાં ડર નથી જેનાથી સત્યને તલબ કરે પરંતુ) યાદ રાખો કે તેણે (એટલે કે અલ્લાહ તઆલાએ) દરેક વસ્તુને (પોતાના જ્ઞાનના) ઘેરામાં લીધેલ છે (તેમની શંકા અને સંદેહને પણ જાણે છે અને તેના ઉપર તેમને સજા આપશે).

## મસ્અલા અને બોધપાઠ :

فَذُوْدُعَآءٍ عَرِيْضٍ નો હેતુ એ છે કે કાફિર માનવીની ટેવ એવી છે કે જ્યારે અલ્લાહ તઆલા તેને કોઈ નેઅ્મત, દોલત, ઈજ્જત અને રાહત આપે છે તો તેમાં મગ્ન અને મસ્ત થઈને વાસ્તવિક ઈનામ આપનાર અલ્લાહ તઆલાથી વધારે અને વધારે દૂર થતો જાય છે તથા તેનું અભિમાન અને ગફલત વધતી જાય છે અને જ્યારે કોઈ મુસીબત પડે છે તો અલ્લાહ તઆલા પાસે લાંબી લાંબી દુઆઓ માંગવા લાગે છે, લાંબી દુઆઓને આ સ્થળે عَرِيْضٍ "લાંબી"થી ઓળખાવી એટલે કે જેમાં વધારે અતિશયોક્તિ છે, કારણ કે જે વસ્તુની પહોળાઈ મોટી હોય તેની લંબાઈ તેનાથી વધારે મોટી હોવું સ્વાભાવિક છે, એટલા માટે જન્નતની વિશાળતા વર્ણન કરવામાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, عَرْضُهَا السَّمٰوٰتُ وَالْاَرْضُ (૩:૧૩૩) એટલે કે જન્નત એટલી વિશાળ છે કે તેની પહોળાઈમાં બધા આસમાન અને જમીન સમાઈ જાય અને લાંબી દુઆઓ માંગવી જો કે એક સારી અને ભલી વાત છે જેમકે સહીહ હદીષોમાં દુઆઓના અદબમાં વર્ણન કરવામાં આવ્યું છે કે દુઆઓમાં વિનવણી અને કાકલૂદી વારંવાર કરવી બહેતર છે. (બુખારી, મુસ્લિમ) પરંતુ આ સ્થળે તે કાફિર માનવીની જે ટીકા કરવામાં આવી છે તે વાસ્તવમાં લાંબી દુઆઓ માટે નથી બલકે તેની તે સંપૂર્ણ સામૂહિક નીંદનીય ટેવની ટીકા છે કે જ્યારે તેના ઉપર અલ્લાહ તઆલા નેઅ્મતની છૂટછાટ કરે છે તો અભિમાન અને ગર્વમાં મદ્હોશ થઈ જાય છે અને જ્યારે મુસીબત આવે છે તો તે જ પરેશાનીને વારંવાર પોકારતો અને કહેતો ફરે છે જેમકે કાફિર લોકોની

આદત હોય છે કે અલ્લાહ તઆલા પાસે દુઆ કરવાનો હેતુ નથી હોતો બલકે પોતાના દુઃખડાં અને રોદરાં રડવાનો અને લોકોને કહેતા ફરવાનો હેતુ હોય છે. વલ્લાહુ અઅ્લમુ.

سَنُرِيهِمْ اٰيٰتِنَا فِى الْاٰفَاقِ وَفِىٓ اَنْفُسِهِمْ એટલે કે, પોતાની સંપૂર્ણ કુદરત અને તેની હસ્તી એકમાત્ર હોવાની નિશાનીઓ તે લોકોને બતાવે છે, આસપાસના પર્યાવરણ અને પરિસ્થિતિમાં પણ અને પોતે તેમના શરીરમાં પણ آفَاقْ (આફાક) એ اُفُقْ (ઉફુક)નું બહુવચન છે, તે આસમાનના નીચલા કિનારા એટલે કે ક્ષિતિજને કહેવામાં આવે છે, આફાકનો ભાવાર્થ વિશ્વની ચારે બાજુનું એટલે કે આસપાસનું પર્યાવરણ છે. જેનો ભાવાર્થ એ છે કે સમગ્ર વિશ્વની નાની મોટી ચીજ વસ્તુઓમાંથી તથા આસમાન અને જમીનની મખ્લૂકોમાંથી તથા તેમની વચ્ચેની મખ્લૂકોમાંથી દરેક વસ્તુને જુઓ તો તે અલ્લાહ તઆલાના અસ્તિત્વ, તેના જ્ઞાન અને શક્તિના આવરણ હેઠળ ઘેરાયેલા હોવાની તથા તેના એકમાત્ર હોવાની ગવાહી આપે છે અને તેનાથી વધારે નિકટની વસ્તુ પોતે માનવીના પોતાના પ્રાણ અને શરીર છે, તેના એક એક અવયવમાં કાર્ય કરનાર નાજુક અને બારીક મશીનરીને જુઓ કે તેનામાં માનવીની રાહત અને સહૂલતની કેવી કેવી વ્યવસ્થા કરવામાં આવી છે કે બુદ્ધિ દિગ્મુધ થઈ જાય છે, પછી તે નાજુક મશીનરીને કેટલી મજબૂત બનાવી છે કે સિત્તેર એંસી વર્ષો સુધી તે ઘસાતી નથી, માનવીના સામાન્ય સાંધાઓમાં જે સ્પ્રિંગો લગાવવામાં આવી છે જો માનવીની કૃત્રિમ ધાતુની સ્પ્રિંગો હોત તો તે ઘસાયને આટલા સમયમાં ખતમ થઈ ગઈ હોત, અહીંયાં હાથોની ચામડી અને તેના ઉપરની રેખાઓ તથા છાપ પણ આખી ઉંમર ઘસાતી નથી, જે વ્યક્તિમાં સામાન્ય બુદ્ધિ અને સમજદારી હોય તે વ્યક્તિ પણ વિચાર કરશે તો તે એવો વિશ્વાસ કરવા મજબૂર થઈ જશે કે તેને પેદા કરનાર અને ટકાવી રાખનાર કોઈ એવી હસ્તી છે જેના જ્ઞાન અને શક્તિની કોઈ સીમા નથી અને જેનો કોઈ અન્ય બરાબરિયો નથી હોઈ શકતો.




સૂરએ હા-મીમ સજદહ પૂર્ણ થઈ, શનિવાર રબિઉલ આખર, હિજરી ૧૩૯૨

❑❑❑❑❑❑❑❑❑❑❑

**તારીખ :** ૨૭ ઑક્ટોબર ૨૦૧૦ મુતાબિક ૧૮ જિલ્કદ ૧૪૩૧ હિજરી.




કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)







નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ (૪૨)

# સૂરએ શૂરા

સૂરએ શૂરા મક્કામાં નાઝિલ થઈ, તેમાં ૫૩ આયતો અને ૫ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ શૂરા : આયત નં. ૧ થી ૯)

اٰیاتها ٥٣ ۞ ٤٢ سُوْرَةُ الشُّوْرٰى مَكِّيَّةٌ ٦٢ ۞ رکوعاتها ٥

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

حٰمٓ ﴿١﴾ عٓسٓقٓ ﴿٢﴾ كَذٰلِكَ يُوْحِيْٓ اِلَيْكَ وَاِلَى الَّذِيْنَ مِنْ قَبْلِكَ ۙ اللّٰهُ الْعَزِيْزُ
الْحَكِيْمُ ﴿٣﴾ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۭ وَهُوَ الْعَلِيُّ الْعَظِيْمُ ﴿٤﴾
تَكَادُ السَّمٰوٰتُ يَتَفَطَّرْنَ مِنْ فَوْقِهِنَّ وَالْمَلٰۗىِٕكَةُ يُسَبِّحُوْنَ بِحَمْدِ رَبِّهِمْ
وَيَسْتَغْفِرُوْنَ لِمَنْ فِي الْاَرْضِ ۭ اَلَآ اِنَّ اللّٰهَ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿٥﴾
وَالَّذِيْنَ اتَّخَذُوْا مِنْ دُوْنِهٖٓ اَوْلِيَاۗءَ اللّٰهُ حَفِيْظٌ عَلَيْهِمْ ڮ وَمَآ اَنْتَ
عَلَيْهِمْ بِوَكِيْلٍ ﴿٦﴾ وَكَذٰلِكَ اَوْحَيْنَآ اِلَيْكَ قُرْاٰنًا عَرَبِيًّا لِّتُنْذِرَ اُمَّ الْقُرٰى وَ
مَنْ حَوْلَهَا وَتُنْذِرَ يَوْمَ الْجَمْعِ لَا رَيْبَ فِيْهِ ۭ فَرِيْقٌ فِي الْجَنَّةِ وَفَرِيْقٌ فِي
السَّعِيْرِ ﴿٧﴾ وَلَوْ شَاۗءَ اللّٰهُ لَجَعَلَهُمْ اُمَّةً وَّاحِدَةً وَّلٰكِنْ يُّدْخِلُ مَنْ يَّشَاۗءُ فِيْ
رَحْمَتِهٖ ۭ وَالظّٰلِمُوْنَ مَا لَهُمْ مِّنْ وَّلِيٍّ وَّلَا نَصِيْرٍ ﴿٨﴾ اَمِ اتَّخَذُوْا مِنْ دُوْنِهٖٓ
اَوْلِيَاۗءَ ۚ فَاللّٰهُ هُوَ الْوَلِيُّ وَهُوَ يُحْيِ الْمَوْتٰى ۡ وَهُوَ عَلٰي كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٩﴾ ع

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*હા–મીમ. (૧) ઐન–સીન–કાફ. (૨) આ જ રીતે તમારા તરફ વહી મોકલે છે અને તમારાથી પહેલાઓ તરફ અલ્લાહ જબરદસ્ત હિકમતોવાળો. (૩) તેનું જ છે જે કંઈ આસમાનોમાં અને જમીનમાં છે અને તે જ સર્વોપરી સૌથી મહાન છે. (૪) નિકટ છે કે આસમાન ઉપરથી ફાટી પડે; અને ફરિશ્તાઓ પવિત્રતા વર્ણન કરે છે ખૂબીઓ સાથે પોતાના પરવરદિગારની અને જમીનવાળાઓના ગુનાહોની બખ્શીશ કરાવે છે, સાંભળો છો ! તે જ છે અલ્લાહ મોટો મા'ફ કરનારો મહાદયાળુ ! (૫) અને જેમણે તેના સિવાય અન્ય વલીઓ (કાર્યસાધકો) પકડયા છે, અલ્લાહને તે બધું જ યાદ છે અને તમારા ઉપર તેમની કોઈ જવાબદારી નથી. (૬) અને આ જ રીતે અમે તમારા ઉપર અરબી ભાષાનું કુર્આન ઉતાર્યું કે તમે ડર સંભળાવો મોટા શહેર (મક્કા)ને અને તેની આજુબાજુવાળાઓને અને ખબર આપો ભેગા થવાના દિવસની જેમાં કોઈ શંકા નથી, (તે દિવસે) એક જૂથ જન્નતમાં અને એક જૂથ આગમાં હશે. (૭) અને જો અલ્લાહે ઈચ્છયું હોત તો બધા લોકોને એક જ ઉમ્મત બનાવી હોત અને પરંતુ તે જેને ઈચ્છે પોતાની રહમતમાં દાખલ કરે છે અને જે જાલિમો (ગુનેહગાર) છે તેમનો કોઈ હિમાયતી નથી અને ન જ મદદગાર. (૮) શું તેમણે તેનાથી ઉપરાંત અન્ય કાર્યસાધકો બનાવ્યા છે ? બસ અલ્લાહ જ કાર્યસાધક છે અને તે જ મુરદાઓને સજીવન કરે છે અને તે દરેક વસ્તુ કરી શકે છે. (૯)*

## તફસીર :

હા–મીમ; ઐન–સીન–કાફ. (તેનો અર્થ અલ્લાહને ખબર છે, જે રીતે દીનના સિદ્ધાંતોની તહકીક અને મહાન ફાયદાઓ માટે આ સૂરત આપ ﷺ ઉપર નાઝિલ થઈ રહી છે) એ જ પ્રમાણે તમારા ઉપર અને જે (પયગમ્બરો) તમારાથી પહેલાં થઈ ચૂક્યા છે તેમના ઉપર અલ્લાહ તઆલા જે જબરદસ્ત હિકમતોવાળો છે (બીજી સૂરતો અને કિતાબોની) વહી મોકલતો રહ્યો છે (અને તેની એવી શા'ન છે કે) તેનું જ છે જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં

છે અને તે જ સૌથી સર્વોપરી અને મહાનતમ્ છે (તેની મહાનતાને જો કોઈ જમીનવાળા ન ઓળખે અને ન માને પરંતુ આસમાનોમાં તેની સમજ રાખનારા અને તેની મહાનતાને ઓળખનારા ફરિશ્તાઓ એટલા મોટા પ્રમાણમાં છે કે) કંઈ દૂર નથી કે આસમાન (તેમના ભારના કારણે) પોતાના ઉપરથી (કે ભાર એ બાજુથી જ પડે છે) ફાટી પડે (જેમકે હદીષમાં છે اَطَّتِ السَّمَآءُ وَحُقَّ لَهَاانْ تَئِطَّ مَا فِيْهَا مَوْضَعُ اَرْبَعَةِ اَصَابِعَ اِلَّا وَمَلَكٌ وَاضِعٌ جَبْهَتَهٗ سَاجِدًا لِلّٰهِ -રવાહુ તિરમિઝી, ઈબ્ને માજહ. -એટલે આસમાનમાં એવી અવાજ પેદા થવા લાગી જેમકે કોઈ વસ્તુ ઉપર વધારે ભાર પડવાથી તે અવાજ આવતો હોય છે અને તેવો જ અવાજ હોવો જોઈએ, કારણ કે પૂરા આસમાનમાં ચાર આંગળી જેટલી જગ્યા પણ એવી નથી જેમાં કોઈ ફરિશ્તો પોતાની પેશાની ટેકવીને સિજ્દહમાં ન હોય!) અને (તે) ફરિશ્તાઓ પોતાના પરવરદિગારની તસ્બીહ અને વખાણ કરે છે અને જમીનવાળાઓ(માં જે લોકો તેની મહાનતાનો હક અદા નથી કરતા બલકે શિર્ક અને કુફ્રમાં ઓતપ્રોત રહે છે એટલા માટે તેઓ અઝાબના હકદાર છે, તે ફરિશ્તાઓ તેઓ)ના માટે (એક ખાસ સમય સુધી) મા'ફી માંગે છે (આ મર્યાદિત મા'ફી માંગવાનો ભાવાર્થ એ છે કે ફરિશ્તાઓ એવી દુઆ કરે છે કે તેમના ઉપર દુનિયામાં કોઈ સખત અઝાબ ન આવી જાય જેનાથી સૌનો નાશ થઈ જાય, દુનિયાની મા'મૂલી સજાઓ અને આખિરતનો અસલી અઝાબ આ મા'ફીના ભાવાર્થથી બહાર છે અને અલ્લાહ તઆલા ફરિશ્તાઓની આ દુઆ અને દરખાસ્તને કબૂલ કરી તેમને દુનિયામાં સર્વવ્યાપી અઝાબથી બચાવી લે છે) ખૂબ સમજી લો કે અલ્લાહ તઆલા જ મા'ફ કરનારો અને દયા કરનારો છે (જો કે કાફિરોની આ મા'ફી મર્યાદિત અને દયા માત્ર દુનિયાની મર્યાદા સુધી જ છે) અને જે લોકોએ અલ્લાહ સિવાય બીજા કાર્યસાધકો ઠરાવી રાખ્યા છે અલ્લાહ તઆલા તેઓ(ના દુષ્ટ કર્મો)ને જોઈ રહ્યો છે (જેની સજા તેમને યોગ્ય સમયે મળશે) અને તમને તેમનો કોઈ અખત્યાર આપવામાં આવ્યો નથી (કે તમે જ્યારે ઈચ્છે તેમના ઉપર અઝાબ નાઝિલ કરાવી આપો) અને (તમારે તે લોકો ઉપર તાત્કાલિક અઝાબ ન આવવાથી ગમગીન ન થવું જોઈએ, કારણ કે તમારું કામ તબ્લીગ કરવાનું છે તે તમે કરી ચૂક્યા તેથી વધારાની ચિંતા તમે ન કરો કારણ કે) અમે એ જ રીતે (જેમકે તમે જોઈ રહ્યા છો) તમારા ઉપર અરબી કુર્આન વહી દ્વારા (માત્ર

એટલા માટે) ઉતારી રહ્યા છે જેથી તમે (સૌથી પહેલાં) મક્કાના રહેનારાઓને અને જે લોકો તેની આસપાસ છે તેમને ડરાવો અને (આ ડરાવવું પણ એક મોટી વસ્તુ છે એટલે કે) ભેગા થવાના દિવસથી ડરાવો (તેનાથી ભાવાર્થ કયામત છે જેમાં બધા આગલા અને પાછલા લોકો એક મેદાનમાં ભેગા થશે) જેમાં જરા પણ શંકા નથી (જેમાં ફેંસલો એ થશે કે) એક જૂથ જન્નતમાં જશે, એક જૂથ દોઝખમાં જશે (બસ તમારું કામ માત્ર એટલું જ છે કે તે દિવસથી તેમને ડરાવો) અને (રહ્યું તેમનું ઈમાન લાવવું અથવા ન લાવવું તો તે અલ્લાહ તઆલાની ઈચ્છા ઉપર અવલંબિત છે) જો અલ્લાહ તઆલાને મંજૂર હોત તો તે સૌને એક જ માર્ગના બનાવી દીધા હોત (એટલે કે સૌને ઈમાન નસીબ થઈ ગયું હોત, જેમકે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, وَلَوْ شِئْنَا لَاٰتَيْنَا كُلَّ نَفْسٍ هُدٰهَا એટલે કે જો અમે ઈચ્છયું હોત તો દરેક વ્યક્તિને સાચી હિદાયત ઉપર પહોંચાડી દીધા હોત) પરંતુ (ઘણી બધી હિકમતોની બીનાએ તેને એ મંજૂર ન થયું બલકે) તે જેને ઈચ્છે છે (ઈમાન આપીને) પોતાની રહમતમાં દાખલ કરી લે છે (અને જેને ઈચ્છે છે તેને કુફ્ર અને શિર્ક ઉપર છોડી દે છે કે તે રહમતમાં દાખલ થતો નથી) અને (તે) જાલિમોનો (કે જે લોકો કુફ્ર અને શિર્કમાં સંડોવાયેલા છે, કયામતના દિવસે) કોઈ હિમાયતી અને મદદગાર નથી (આગળ શિર્કનો રદિયો આપવામાં આવે છે) શું તે લોકોએ અલ્લાહના સિવાય બીજા કાર્યસાધક ઠરાવી રાખ્યા છે ? બસ (જો કાર્યસાધક બનાવવા જ હોય તો) અલ્લાહ જ કાર્યસાધક (બનાવવાનો હકદાર) છે અને તે જ મુરદાઓને જીવીત કરશે અને તે જ દરેક વસ્તુ ઉપર શક્તિ ધરાવે છે (તો કાર્યસાધક બનાવવાપાત્ર માત્ર તે જ છે જે દરેક વસ્તુ ઉપર એટલે સુધી કે મુરદાઓને જીવીત કરવા ઉપર શક્તિમાન છે, કેટલાકને અન્ય વસ્તુઓ ઉપર તો નામ પૂરતો અમુક કાબૂ દુનિયામાં પ્રાપ્ત હોય છે પરંતુ તેની કુદરતની વિશેષતા એ છે કે મુરદાઓને સજીવન કરવાની શક્તિમાં કોઈ નામ પૂરતો પણ કાબૂ ધરાવનાર નથી).

## મસ્અલા અને બોધપાઠ :

يَتَفَطَّرْنَ (યતફત્તર્ન) તેમાં હદીષના હવાલાથી ઉપર વર્ણન થયું છે કે ફરિશ્તાઓની ભારથી આસમાનમાં એવો અવાજ પેદા થયો જેમકે કોઈ વસ્તુ

ઉપર ભારે બોજ રાખી દેવાથી થતો હોય છે, આથી જાણ થઈ કે ફરિશ્તાઓને પણ વજન હોય છે અને તેમાં કોઈ અયોગ્ય વાત નથી, કારણ કે એ વાત તો સ્વીકાર્ય છે કે ફરિશ્તાઓ પણ શરીર ધરાવે છે, જો કે તેમના શરીર અને અવયવો શ્રેષ્ઠ કક્ષાના છે અને શ્રેષ્ઠ કક્ષાના અવયવો જ્યારે મોટી સંખ્યામાં થઈ જાય તો તેનો ભાર પડવો કોઈ અતાર્કિક બાબત નથી. *(બયાનુલ કુર્આન)*

لِتُنْذِرَ اُمَّ الْقُرٰی (ઉમ્મુલ કુરા)ના અર્થમાં બધી જ વસ્તીઓ અને શહેરોનો પાયો અને મૂળ બુનિયાદ મક્કા શહેર છે, તેનું નામ "ઉમ્મુલ કુરા" એટલા માટે રાખવામાં આવ્યું કે આ શહેર દુનિયાના શહેરો અને વસ્તીઓમાં અને બધી જ જમીનોમાં અલ્લાહ નજીક શ્રેષ્ઠ અને સન્માનનીય છે, જેમકે ઈમામ અહમદે મુસ્નદમાં હઝરત અદી બિન હમરા ઝહરીથી રિવાયત કરી છે, તેમણે કહ્યું કે મેં રસૂલે કરીમ ﷺને તે સમયે સાંભળ્યા જ્યારે કે તેઓ (મક્કા મુકર્રમહથી હિજરત કરી રહ્યા હતા અને) મક્કાના બજારમાં હજૂરાના સ્થળ ઉપર હતા કે આપ ﷺએ મક્કા મુકર્રમહને સંબોધીને કહ્યું,

اِنَّکِ لَخَیْرُ اَرْضِ اللّٰہِ وَاَحَبُّ اَرْضِ اللّٰہِ اِلَیَّ وَلَوْ لَا اِنِّیْ اُخْرِجْتُ مِنْکِ لَمَا خَرَجْتُ

(وَرَوٰی مِثْلَهٗ التِّرْمِذِیُّ وَالنَّسَائِیُّ وَ ابْنُ مَاجَهْ وَقَالَ التِّرْمِذِیُّ حَدِیْثٌ حَسَنٌ صَحِیْحٌ)

*"તું મારા નિકટ અલ્લાહની સમગ્ર જમીનથી બહેતર છે અને સમગ્ર જમીનમાં વધારે પ્રિય છે, જો મને આ જમીનથી કાઢવામાં ન આવ્યો હોત તો હું કદાપિ પોતાની મરજીથી આ જમીનને છોડત નહીં."*

وَمَنْ حَوْلَهَا (વ–મન હવલહા) એટલે કે "મક્કા મુકર્રમહની આસપાસ" તેનાથી ભાવાર્થ આજુબાજુના અરબ દેશો પણ હોઈ શકે છે અને સમગ્ર પૃથ્વીના પૂર્વ અને પશ્ચિમ પણ.

————————

————

——

## આયતો : (સૂરએ શૂરા : આયત નં. ૧૦-૧૧-૧૨)

وَمَا اخْتَلَفْتُمْ فِيهِ مِنْ شَيْءٍ فَحُكْمُهُ إِلَى اللَّهِ ۚ ذَٰلِكُمُ اللَّهُ رَبِّي عَلَيْهِ تَوَكَّلْتُ
وَإِلَيْهِ أُنِيبُ ﴿١٠﴾ فَاطِرُ السَّمَاوَاتِ وَالْأَرْضِ ۚ جَعَلَ لَكُمْ مِنْ أَنْفُسِكُمْ أَزْوَاجًا وَمِنَ
الْأَنْعَامِ أَزْوَاجًا ۖ يَذْرَؤُكُمْ فِيهِ ۚ لَيْسَ كَمِثْلِهِ شَيْءٌ ۖ وَهُوَ السَّمِيعُ الْبَصِيرُ ﴿١١﴾
لَهُ مَقَالِيدُ السَّمَاوَاتِ وَالْأَرْضِ ۖ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَشَاءُ وَيَقْدِرُ ۚ
إِنَّهُ بِكُلِّ شَيْءٍ عَلِيمٌ ﴿١٢﴾

## તરજુમો :

*અને તમે લોકો જે વાતમાં ઝઘડો કરો છો જે કોઈ વસ્તુ હોય તેનો ફેંસલો અલ્લાહના હવાલે છે, તે અલ્લાહ મારો પરવરદિગાર છે તેના જ ઉપર મને ભરોસો છે અને તેના જ તરફ હું રુજૂઅ્ (શરણે) છું. (૧૦) આસમાનો અને પૃથ્વીને બનાવનાર, તમારા માટે તમારામાંથી જ જોડાં બનાવી દીધા અને પ્રાણીઓમાંથી (પણ) જોડાં, આ જ રીતે તમને ફેલાવે છે; તેના જેવી અન્ય કોઈ જ વસ્તુ નથી અને તે જ છે સઘળું સાંભળનાર, બધું જોનાર. (૧૧) તેની જ પાસે છે આસમાનોની અને પૃથ્વીની ચાવીઓ, જેના માટે ઈચ્છે રોજી ફેલાવી દે છે અને (જેના માટે ઈચ્છે) માપીને આપે છે, બેશક ! તે દરેક વસ્તુની ખબર રાખે છે. (૧૨)*

## તફસીર :

અને (હે નબી ﷺ ! તમે તે લોકોને જે તવહીદમાં તમારી સાથે મતભેદ રાખે છે એવું કહો કે) જે જે વાતમાં તમે (સત્યવાળાઓની સાથે) મતભેદ કરો છો તે (સૌ)નો ફેંસલો અલ્લાહ તઆલાને જ હવાલે છે (અને તે દુનિયામાં દલીલો અને મોઅ્જિઝાઓ દ્વારા તવહીદનું સત્ય હોવું સ્પષ્ટ કરી દેવામાં આવ્યું છે અને આખિરતમાં ઈમાનવાળાઓને જન્નત અને ઈમાન ન લાવનારાઓને જહન્નમમાં નાંખવામાં આવશે અને) આ અલ્લાહ (જેની આવી શા'ન છે) મારો પરવરદિગાર છે (અને તમારા વિરોધ અને વિરોધીઓથી જે કંઈ પણ તકલીફ અને નુકસાન

પહોંચવાનો ભય હોઈ શકે છે તેના વિશે) તેના જ ઉપર ભરોસો રાખું છું અને (દુનિયા તથા દીનના સઘળા કામોમાં) તેના જ તરફ રુજૂઅ્ કરું છું (આથી તવહીદનો વિષય ખૂબ સ્પષ્ટ થઈ ગયો, આગળ બીજી વિશિષ્ટ સિફતોના વર્ણનથી તેની વધારે તાકીદ કરવામાં આવે છે એટલે કે) તે આસમાનો અને જમીનનો પેદા કરનારો છે (અને તમારો પણ પેદા કરનારો છે તેથી) તેણે તમારા માટે તમારી પ્રજાતિના જ જોડાં બનાવ્યા અને (એ જ પ્રમાણે) ઢોરોના પણ જોડાં બનાવ્યા (અને જોડાં બનાવીને) તેના વડે તમારા વંશને ચલાવતો રહે છે (તે પોતાની જાત અને સિફતોમાં એવો સંપૂર્ણ છે કે) કોઈ વસ્તુ તેના જેવી નથી અને તે જ દરેક વાતને સાંભળનારો જોનારો છે (બીજાઓથી વિપરીત કે તેમનું સાંભળવું અને જોવું ઘણું મર્યાદિત હોય છે, અલ્લાહના જોવા અને સાંભળવાના મુકાબલામાં તેની કોઈ વિસાત નથી) તેના જ અધિકારમાં છે આસમાનો અને પૃથ્વીની ચાવીઓ (એટલે કે તેમાં પોતાનો હુકમ ચલાવવાનો માત્ર તેને જ હક છે જેમાંથી એક અધિકાર તો એ છે કે) જેને ઇચ્છે વધારે રોજી આપે છે અને (જેને ઇચ્છે) ઓછી આપે છે, બેશક ! તે દરેક વસ્તુને સંપૂર્ણ જાણનારો છે (દરેકને તેના હિત પ્રમાણે આપે છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَمَا اخْتَلَفْتُمْ فِيْهِ مِنْ شَيْءٍ فَحُكْمُهٗٓ اِلَى اللّٰهِ એટલે કે કોઈ બાબત અથવા કાર્યમાં તમારા વચ્ચે પરસ્પર કોઈ મતભેદ થઈ જાય તો તેનો ફેંસલો અલ્લાહ તઆલાને જ હવાલે કરો, કારણ કે અસલ હુકમ માત્ર અલ્લાહનો જ છે, જેમકે બીજી આયતમાં ઈરશાદ છે, اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ અને બીજી ઘણી આયતોમાં જે આજ્ઞાપાલનના હુકમમાં રસૂલને અને અમુક આયતોમાં ઉલૂલ અમ્રને પણ સામેલ કરવામાં આવ્યા છે તે આનું વિરોધાભાસી નથી, કારણ કે રસૂલ અથવા ઉલૂલ અમ્ર જે કોઈ ફેંસલો અથવા હુકમ કરે છે તે એક સ્વરૂપે અલ્લાહ તઆલાનો જ હુકમ હોય છે, જો તે વહી દ્વારા અથવા કિતાબની નુસૂસ અને સુન્નત પ્રમાણે હોય તો તેનો હુકમ અલ્લાહ તઆલાના જ હુકમ પ્રમાણે હોવું જાહેર છે અને જો પોતાના ઈજ્તેહાદથી છે તો કારણ કે ઈજ્તેહાદનો આધાર પણ કુર્આન અને સુન્નતની નુસૂસ હોય છે એટલા માટે તે પણ એક સ્વરૂપે અલ્લાહ તઆલાનો જ હુકમ છે, ઉમ્મતના મુજ્તહિદીનના ઈજ્તેહાદો પણ આ સ્વરૂપે અલ્લાહ

તઆલાના હુકમમાં જ સામેલ છે તેથી ઉલમાએ ફરમાવ્યું કે સામાન્ય વ્યક્તિ જે કુર્આન અને સુન્નતને સમજવાની ક્ષમતા ધરાવતો નથી તેના માટે મુફતીનો ફત્વો જ શરઈ ફેંસલો કહેવાય છે.

—————————

## આયતો : (સૂરએ શૂરા : આયત નં. ૧૩ થી ૧૫)

شَرَعَ لَكُمْ مِّنَ الدِّيْنِ مَا وَصّٰى بِهٖ نُوْحًا وَّالَّذِيْٓ اَوْحَيْنَآ اِلَيْكَ وَمَا وَصَّيْنَا بِهٖٓ اِبْرٰهِيْمَ
وَمُوْسٰى وَعِيْسٰٓى اَنْ اَقِيْمُوا الدِّيْنَ وَلَا تَتَفَرَّقُوْا فِيْهِ ۭ كَبُرَ عَلَى الْمُشْرِكِيْنَ
مَا تَدْعُوْهُمْ اِلَيْهِ ۭ اَللّٰهُ يَجْتَبِيْٓ اِلَيْهِ مَنْ يَّشَاۗءُ وَيَهْدِيْٓ اِلَيْهِ مَنْ يُّنِيْبُ ﴿۱۳﴾
وَمَا تَفَرَّقُوْٓا اِلَّا مِنْۢ بَعْدِ مَا جَاۗءَهُمُ الْعِلْمُ بَغْيًۢا بَيْنَهُمْ ۭ وَلَوْلَا كَلِمَةٌ سَبَقَتْ
مِنْ رَّبِّكَ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى لَّقُضِيَ بَيْنَهُمْ ۭ وَاِنَّ الَّذِيْنَ اُوْرِثُوا الْكِتٰبَ مِنْۢ بَعْدِهِمْ
لَفِيْ شَكٍّ مِّنْهُ مُرِيْبٍ ﴿۱۴﴾ فَلِذٰلِكَ فَادْعُ ۚ وَاسْتَقِمْ كَمَآ اُمِرْتَ ۚ وَلَا تَتَّبِعْ
اَهْوَاۗءَهُمْ ۚ وَقُلْ اٰمَنْتُ بِمَآ اَنْزَلَ اللّٰهُ مِنْ كِتٰبٍ ۚ وَاُمِرْتُ لِاَعْدِلَ بَيْنَكُمْ ۭ اَللّٰهُ
رَبُّنَا وَرَبُّكُمْ ۭ لَنَآ اَعْمَالُنَا وَلَكُمْ اَعْمَالُكُمْ ۭ لَا حُجَّةَ بَيْنَنَا وَبَيْنَكُمْ ۭ اَللّٰهُ يَجْمَعُ
بَيْنَنَا ۚ وَاِلَيْهِ الْمَصِيْرُ ﴿۱۵﴾ۭ

### તરજુમો :

*તમારા માટે દીનમાં તે જ માર્ગ રાખ્યો જેનો હુકમ નૂહ (અલૈ.)ને કર્યો હતો અને જેનો હુકમ અમે તમારા તરફ મોકલ્યો અને જેનો હુકમ અમે ઈબ્રાહીમ (અલૈ.)ને મોકલ્યો અને મૂસા (અલૈ.)ને અને ઈસા (અલૈ.)ને; તે એ કે દીનને કાયમ રાખો અને તેમાં મતભેદ ઊભા ન કરો, શિર્ક કરનારાઓ માટે તે વસ્તુ ભારે છે જેના તરફ તમે તેમને બોલાવો છો, અલ્લાહ પોતાના તરફથી જેને ઈચ્છે ચૂંટી લે છે અને તેના તરફ તેને માર્ગ બતાવે છે જે રુજૂઅ્ થઈને (શરણે) આવે. (૧૩) અને જેમણે બસ સમજમાં આવી ચૂકયા પછી પરસ્પરની જીદથી (દીનમાં) ફૂટફાટ નાંખી અને જો એક વાત જે તારા*

*પરવરદિગાર તરફથી એક નિશ્ચિત વાયદા સુધી નીકળી ચૂકી ન હોત તો તેમનામાં ફેંસલો થઈ ગયો હોત અને જેમને તેમના પછી કિતાબ મળી છે તેઓ અલબત્ત તેનાથી સંદેહમાં છે જે (તેમને) ચેન પડવા દેતું નથી. (૧૪) બસ તમે એ (કુર્આન) તરફ જ બોલાવો અને (એના જ ઉપર પોતે પણ) કાયમ રહો જેમકે તમને હુકમ થયો છે અને તેમની ઈચ્છાઓ ઉપર ન ચાલો અને કહો, હું ઈમાન લાવ્યો દરેક કિતાબ ઉપર જે અલ્લાહે ઉતારી અને મને હુકમ છે કે તમારી વચ્ચે ન્યાય કરું, અલ્લાહ અમારો અને તમારો પરવરદિગાર છે, અમને અમારા કર્મો મળશે અને તમને તમારા કર્મો, અમારામાં અને તમારામાં કોઈ ઝઘડો નથી, અલ્લાહ આપણ સૌને એકઠા કરશે અને તેના જ તરફ (સૌને) પાછા વળીને જવાનું છે. (૧૫)*

## તફસીર :

અલ્લાહ તઆલાએ તમારા માટે તે જ દીન નક્કી કર્યો છે જેનો તેણે નૂહ (અલૈ.)ને હુકમ આપ્યો હતો અને જેને અમે તમારી પાસે વહી દ્વારા મોકલ્યો છે અને જેનો અમે ઈબ્રાહીમ અને મૂસા (અલૈ.)ને (તે સૌના અનુસરણ સાથે) હુકમ આપ્યો હતો (અને તેમની ઉમ્મતને એવું કહ્યું હતું) કે આ દીનને કામય રાખજો અને તેમાં ફૂટફાટ ન નાંખજો (આ દીનથી ભાવાર્થ દીનના તે સિદ્ધાંતો છે જે બધી જ શરીઅતોમાં સમાન છે, દાખલા તરીકે તવહીદ અને રિસાલત તથા મૃત્યુ પછીના જીવનની માન્યતા અને તેના ઉપર કાયમ રહેજો અને તેમાં હેરફેર ન કરજો અને તેને છોડશો નહીં અને એવી ફૂટફાટ ન પાડજો કે કોઈના ઉપર ઈમાન લાવો અને કોઈના ઉપર ન લાવો અથવા તો કોઈ ઈમાન લાવે અને કોઈ ન લાવે, ખુલાસો એ છે કે તવહીદ પ્રાચીન છે એટલે કે પ્રથમથી આજદિન સુધી બધી જ શરીઅતોમાં આ માન્યતા એકસમાન રહી છે અને તેના જ સંદર્ભમાં નુબુવ્વતનું પણ સમર્થન થયું, બસ થવું તો એવું જ જોઈતું હતું કે તેનો સ્વીકાર કરવામાં લોકોને જરા પણ મૂંઝવણ કે અસમંજસ ન હોત પરંતુ તો પણ) મુશ્રિકોને આ વાત (એટલે કે તવહીદ) ઘણી ભારે પડે છે જેના તરફ તમે તેમને બોલાવી રહ્યા છો (અને તેની સાથે એ પણ કે) અલ્લાહ પોતાના તરફ જેને ઈચ્છે ખેંચી લે છે (એટલે કે સત્ય દીન સ્વીકાર કરવાની તવફીક આપે છે) અને જે વ્યક્તિ (અલ્લાહ તરફ) રુજૂઅ્ કરે તેને પોતાના સુધી પહોંચ આપી દે છે (તેની ઈચ્છા

પછી તેની પ્રેરણા થાય છે અને પ્રેરણા એટલે ઈમાનની તવફીક પછી જો આજ્ઞાપાલન અને ફરમાંબરદારી હોય તો તેના ઉપર અલ્લાહ તઆલાની નિકટતા અને સવાબ જે કદી પણ ખતમ થનાર નથી તે મળે છે, ખુલાસો એ છે કે મુશ્રિકો પોતાની હઠધર્મીના કારણે તવફીક પામતા નથી અને મો'મિનો અલ્લાહ તરફથી જ પ્રેરણા અને તવફીક મેળવે છે) અને (અમારો જે પાછલી ઉમ્મતો વિશે હુકમ હતો اَقِيْمُوا الدِّيْنَ وَلَا تَتَفَرَّقُوْا فِيْهِ તો ઘણા લોકો તેના ઉપર કાયમ ન રહ્યા અને વેરવિખેર થઈ ગયા, તેનું કારણ કોઈ શંકા કુશંકા ન હતી કે તેમની મા'જૂરીની સંભાવના જાહેર થાય બલકે) તે લોકો એ પછી કે તેમની પાસે (એટલે કે તેમને સાંભળવાની અને તર્ક કરવાની મર્યાદા સુધી સાચું) જ્ઞાન પહોંચી ચૂક્યું હતું માત્ર પરસ્પરની જીદના કારણે એકબીજાથી જુદા થઈ ગયા (એ જ રીતે કે પ્રથમ માલ અને દોલત તથા હોદ્દા અને સત્તાની લાલચ અને સ્વાર્થના કારણે અલગ થયા, પછી તેઓ જુદા જુદા જૂથો બની ગયા અને એવા સમયે દીનને પણ બીજાઓ ઉપર મહેણા ટોણા મારવાનું તથા ટીકા કરવાનુ હથિયાર બનાવ્યા કરતા હતા, અલગ અલગ સંપ્રદાયો અને વિવિધ ધર્મો થઈ જાય છે પછી ગૌણ બાબતોમાંથી મૂળ સિદ્ધાંત સુધી પહોંચી જાય છે) અને (આ લોકો આ મહાન ગુનાહમાં એ સત્યને સમજીને જુદા થઈ ગયા એવા સખત અઝાબના હકદાર થઈ ગયા હતા કે) જો તમારા પરવરદિગાર તરફથી એક નિશ્ચિત સમય સુધી(ની મહોલત આપવાની) એક વાત પ્રથમ નક્કી ન થઈ ચૂકી હોત (કે તેનો અઝાબ આખિરત સુધી મુલતવી હશે) તો (દુનિયામાં જ) તેઓ(ના મતભેદો)નો ફેંસલો થઈ ચૂક્યો હોત (એટલે કે અઝાબથી તેઓનો નાશ કરી નાંખવામાં આવ્યો હોત અને જો કે આગલી ઉમ્મતો ઉપર અઝાબ આવ્યો પરંતુ ગેરમો'મિનો ઉપર આવ્યો, મો'મિનોમાંથી જેમણે મતભેદ કર્યા ઈમાનની બરકતના કારણે તેમના ઉપર નથી આવ્યો, જો કોઈના ઉપર સાબિત થઈ જાય તો બધા ઉપર નથી આવ્યો. આ તકદીર ઉપર એવો અર્થ થશે કે જે અમુક ઉપર નથી આવ્યો તેનું કારણ તેના તકાદાવિહીન હોવું નથી બલકે તે અવરોધનું કારણ એટલે કે, اِمْهَالُ اِلٰى اَجَلٍ مُّسَمًّى નું અસ્તિત્વ છે, આ તો આગળ પસાર થઈ ચૂકેલ ઉમ્મતોની ઘટના થઈ) અને જે લોકોને તે (ભૂતકાળની ઉમ્મતો) પછી કિતાબ આપવામાં આવી છે (તેનો ભાવાર્થ નબીએ કરીમ ﷺના સમકાલીન મુશ્રિકો છે

કે તેમના દ્વારા તેમને કુર્આન પહોંચ્યું) તે (લોકો) એ (કિતાબ) તરફથી એવી (મજબૂત) શંકામાં પડ્યા છે જેણે (તેઓને) મૂંઝવણમાં નાંખી રાખ્યા છે (મતલબ એ કે અગાઉની ઉમ્મતોમાંથી અમુકે જેમકે ઈન્કાર કર્યો હતો એ જ પ્રમાણે હવે તેમની નોબત આવી છે) બસ તમે (કોઈના ઈન્કારથી દિલગીર ન થશો બલકે જે રીતે તમે તેમને પ્રથમથી બોલાવી રહ્યા છો જેનું વર્ણન આ આયતમાં થયું છે, كَبُرَ عَلَى الْمُشْرِكِيْنَ مَا تَدْعُوْهُمْ اِلَيْهِ એટલે કે તવહીદ) એ જ તરફ (તેમને બરાબર) બોલાવ્યે જાઓ અને જે રીતે તમને હુકમ થયો છે (فَلِذٰلِكَ فَادْعُ તેના ઉપર) કાયમ રહો અને તેમની (અયોગ્ય) ઈચ્છાઓ ઉપર ન ચાલો (એટલે કે તેઓ વિરોધ કરીને એવું ઈચ્છે છે કે અમને તેઓ કહેવાનું છોડી દે તો તમે તે આમંત્રણ આપવાનું છોડશો નહીં) અને તમે કહી આપો કે (હું જે વાત તરફ તમને બોલાવું છું, હું પોતે પણ તેના ઉપર અમલ કરું છું તેથી) અલ્લાહે જેટલી કિતાબો નાઝિલ કરી છે (જેમાં કુર્આન પણ સામેલ છે) હું સૌના ઉપર ઈમાન લાવું છું (જેમકે સર્વસહમત વિષયોમાંથી એક તવહીદ પણ છે) અને મને એ (પણ) હુકમ થયો છે કે (પોતાના અને) તમારા વચ્ચે ન્યાય રાખું (એટલે કે જે વસ્તુને તમારા ઉપર વાજિબ હોવું અથવા જરૂરી હોવું કહું તેને પોતાના માટે પણ જરૂરી રાખું, એવું નથી કે તમને તકલીફમાં નાંખું અને પોતે આઝાદ રહું. આવા વિષયો અને મા'મલામાં સાલસ સ્વભાવ ધરાવનારાઓને પ્રાકૃતિક આકર્ષણ થતું હોય છે અને તેનાથી પણ જો તમારું દિલ નરમ ન થાય તો અંતિમ વાત એ છે કે) અલ્લાહ અમારો પણ માલિક છે અને તમારો પણ માલિક છે (એટલે કે તે સૌનો હાકિમ છે અને) અમારા અમલ અમારા માટે અને તમારા કર્મ તમારા માટે, અમારો તમારો કોઈ ઝઘડો નથી, અલ્લાહ (જે સૌનો માલિક છે કયામતમાં) આપણ સૌને એકઠા કરશે (તેમાં કોઈ શંકા નથી કે) તેની જ પાસે જવાનું છે (તે સૌનો ફેંસલો કર્મો પ્રમાણે કરી આપશે એટલા માટે અત્યારે તમારી સાથે ઝઘડો વ્યર્થ છે, હા ! હું દીનની તબ્લીગ ચોક્કસ કર્યે જઈશ).

## મસ્અલા અને બોધપાઠ :

....شَرَعَ لَكُمْ مِّنَ الدِّيْنِ مَا وَصّٰى بِهٖ نُوْحًا પાછલી આયતોમાં અલ્લાહ તઆલાની જાહેર અને આસમાની નેઅ્મતોનું વર્ણન હતું. અત્રેથી આધ્યાત્મિક અને ગુપ્ત નેઅ્મતોનું વર્ણન છે, તે એ કે અલ્લાહ તઆલાએ તમારા માટે એવો

મજબૂત અને સ્થાયી દીન અર્પણ કર્યો છે જે બધા જ અંબિયા (અલૈ.)માં સમાન અને સર્વસહમત છે. આયતમાં અંબિયા (અલૈ.)માંથી પાંચનું વર્ણન છે, સૌથી પહેલાં હઝરત નૂહ (અલૈ.) અને અંતે આપણા રસૂલ ખાતમુન્નબિય્યિન ﷺ તથા વચ્ચે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એટલા માટે કે તેઓ અંબિયા (અલૈ.)ના પિતામહ્ છે અને અરબના લોકો પોતાના કુફ્ર અને શિર્ક છતાં તેમની નુબુવ્વતની માન્યતા ધરાવતા હતા અને તેમના પછી હઝરત મૂસા અને હઝરત ઈસા (અલૈ.)નું વર્ણન એટલા માટે કરવામાં આવ્યું કે કુર્આન નાઝિલ થવાના સમયે તે બે પયગમ્બરોને માનનારા યહૂદ અને નસારા મોજૂદ હતા, સૂરએ અહઝાબમાં પણ અંબિયા (અલૈ.)ના "મીષાક"ના વર્ણનમાં આ જ પાંચ નબીઓનું વર્ણન આવે છે, وَاِذْ اَخَذْنَا مِنَ النَّبِيّٖنَ مِيْثَاقَهُمْ وَمِنْكَ وَمِنْ نُّوْحٍ وَّاِبْرٰهِيْمَ وَمُوْسٰى وَعِيْسَى ابْنِ مَرْيَمَ ફરક એ છે કે સૂરએ અહઝાબમાં ખાતમુલ અંબિયા ﷺનું વર્ણન પહેલું અને નૂહ (અલૈ.)નું વર્ણન ત્યાર પછી છે અને તેમાં કદાચ ઈશારો એ તરફ છે કે ખાતમુલ અંબિયા ﷺ જો કે જન્મ અને બઅ્ષતના આધારે સૌથી અંતે છે પરંતુ નુબુવ્વત અને રિસાલતની અઝલી વહેંચણીમાં સૌથી અગ્રસ્થાને છે, જેમકે એક હદીષમાં ફરમાવ્યું છે કે હું બધા અંબિયા (અલૈ.)માં (અઝલી) સર્જનના આધારે પ્રથમ છું અને બઅ્ષતના આધારે સૌથી અંતમાં છું.

*(ઈબ્ને માજહ, દારમી, બહ્‌ઝ બિન હકીમ દ્વારા મિશ્કાત પ્રમાણે સહીહ હદીષ, પેજ : ૫૮૪)*

રહ્યો એ પ્રશ્ન કે સૌ પ્રથમ પયગમ્બર તો હઝરત આદમ (અલૈ.) છે અંબિયા (અલૈ.)ના વર્ણનમાં તેમનાથી કેમ શરૂ કરવામાં ન આવ્યું ? તેનું કારણ એ હોઈ શકે છે કે હઝરત આદમ (અલૈ.) સૌ પ્રથમ પયગમ્બર છે જેઓ દુનિયામાં સૌથી પહેલાં આવ્યા, દીનના સિદ્ધાંતો તથા હુકમોમાં જો કે તેઓ પણ સમાન હતા પરંતુ તેમના સમયમાં શિર્ક અને કુફ્ર માનવોમાં ન હતું, કુફ્ર અને શિર્કનો મુકાબલો હઝરત નૂહ (અલૈ.)થી શરૂ થયો છે, આ આધારે હઝરત નૂહ (અલૈ.) પ્રથમ પયગમ્બર છે જેમને એ પ્રકારની ઘટનાઓનો સામનો થયો જેનો પાછળથી આવનાર અંબિયા (અલૈ.)ને સામનો થવાનો હતો એટલા માટે હઝરત નૂહ (અલૈ.)થી ક્રમ શરૂ કરવામાં આવ્યો. વલ્લાહુ અઅ્‌લમુ.

اَنْ اَقِيْمُوا الدِّيْنَ وَلَا تَتَفَرَّقُوْا فِيْهِ આ વાક્ય પ્રથમ વાક્યનો જ ખુલાસો છે કે તે દીન જેમાં બધા અંબિયા (અલૈ.) સમાન અને સરખા છે તે દીનને કાયમ રાખો,

તેમાં મતભેદ અથવા ફૂટફાટ પાડવી જાઈઝ નથી બલકે એવું કરવું સર્વનાશ નોંતરવાનું કારણ છે.

## દીનને ટકાવી રાખવો (ઇકામતે દીન) ફરજ છે અને તેમાં ફૂટફાટ પાડવી હરામ છે :

આ આયતમાં બે હુકમો ઉપસ્થિત છે, એક اِقَامَتِ دِیۡن અને બીજું તેનું નકારાત્મક પાસું એટલે કે તેમાં تَفَرُّق (તફર્રુક) "ફૂટફાટ" પાડવાની મનાઈ, જ્યારે કે જમહૂર તફસીરકારોના મતે اَنۡ اَقِیۡمُوا الدِّیۡنَ માં શબ્દ اَنۡ (અન) તફસીર માટે છે તો દીનનો અર્થ નિશ્ચિત થઈ ગયો કે ભાવાર્થ તે જ દીન છે જે બધા અંબિયા (અલૈ.)માં સમાનપણે ચાલ્યો આવે છે અને એ પણ જાહેર છે કે તે દીન જે અંબિયા (અલૈ.)માં એકસમાન હતો તે અકીદાઓના મૂળ સિદ્ધાંતો જેમકે તવહીદ, રિસાલત, આખિરત ઉપર ઈમાન તથા ઈબાદતોના કાયદાઓ, નમાઝ, રોઝા, હજ્જ, ઝકાતની પાબંદી છે, વળી ચોરી, લૂંટફાટ, વ્યભિચાર, જૂઠ, ધોકાબાજી, બીજાઓને શરઈ કારણ વિના કષ્ટ પહોંચાડવું, કરારભંગ કરવો વગેરે હરામ છે જે બધા જ આકાશી ધર્મોમાં સમાન અને સર્વસહમતીપણે ચાલ્યું આવે છે અને એ પણ કુર્આનની નસથી સાબિત છે કે ગૌણ બાબતોમાં અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં અમુક ગૌણ ફરક પણ છે, જેમકે ઈરશાદ છે لِكُلٍّ جَعَلۡنَا مِنۡكُمۡ شِرۡعَةً وَّمِنۡهَاجًا આ બધી ચર્ચાથી સાબિત થયું કે આયતના આ વાક્યમાં જે દીનને સ્થાપિત કરી ટકાવી રાખવાનો હુકમ છે અને તેમાં ફૂટફાટ પાડવાની મનાઈનો હુકમ ઉપસ્થિત છે એ અલ્લાહના તે જ હુકમો છે જે બધા અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં સમાન અને સર્વસંમત ચાલ્યા આવે છે, તેમાં ફૂટફાટ અથવા મતભેદ ઊભા કરવા હરામ અને ઉમ્મતોના સર્વનાશનું કારણ છે.

### હદીષ :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે એક દિવસે રસૂલુલ્લાહ ﷺએ અમારી સામે એક સીધી લીટી તાણી, પછી તે લીટીની જમણે ડાબે બીજી નાની લીટી ખેંચી અને ફરમાવ્યું કે આ જમણે ડાબેની લીટી તે તરીકાઓ છે જે શયતાને ઉત્પન્ન કર્યા છે અને તેના દરેક માર્ગ ઉપર એક શયતાન થોપેલો છે જે લોકોને તેના તરફ ચાલવાની પ્રેરણા આપે છે અને પછી સીધી લીટી

તરફ ઈશારો કરીને ફરમાવ્યું, وَاَنَّ هٰذَاصِرَاطِیْ مُسْتَقِیْمًا فَاتَّبِعُوْهُ (૬:૧૫૩) એટલે કે આ મારો સીધો માર્ગ છે તમે તેનું જ અનુસરણ કરો.

*(રવાહુ અહમદ અને નસાઈ, દારમી, મઝહરી)*

આ ઉદાહરણમાં "સિરાતે મુસ્તકીમ" (સીધા માર્ગ)થી તે જ દીને કય્યિમનો માર્ગ છે જે બધા અંબિયા (અલૈ.)માં એકસમાન ચાલ્યો આવે છે, તેની અંદર ફાંટાઓ કાઢવાની ફૂટફાટ હરામ અને શયતાનોનું કામ છે અને તેમના સામૂહિક અને સર્વસહમત હુકમોમાં ફૂટફાટ પાડવાની સખત મનાઈ સહીહ હદીષોમાં આવી છે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, مَنْ فَارَقَ الْجَمَاعَةَ شِبْرًا فَقَدْخَلَعَ رِبْقَةَ الْاِ سْلَامِ مِنْ عُنُقِهٖ *(રવાહુ અહમદ અને અબૂ દાવુદ)*

એટલે કે જે વ્યક્તિએ મુસલમાનોની જમાઅતથી એક વેંત પણ જુદાઈ અખ્ત્યાર કરી તેણે ઈસ્લામના ભરોસાનો પટ્ટો પોતાના ગળેથી ઉતારી ફેંક્યો અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, يَدُ اللّٰهِ عَلَى الْجَمَاعَةِ (રવાહુ તિરમિઝી હસન સનદ સાથે) એટલે કે અલ્લાહ તઆલાનો હાથ જમાઅત ઉપર છે અને હઝરત મઆઝ ઈબ્ને જબલ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે શયતાન માણસ માટે વરૂ છે જે રીતે વરૂ બકરીઓના ટોળા પાછળ પડે છે તો તે તે જ બકરીને પકડે છે જે પોતાના ટોળા અને સમૂહની પાછળ અથવા આમ તેમ રહી જાય એટલા માટે તમારે જોઈએ કે હંમેશા જૂથમાં સાથે રહો અને જુદા ન થાઓ.

*(રવાહુ અહમદ, આ બધી હદીષો તફસીરે મઝહરીમાં છે)*

કહેવાનું તાત્પર્ય એ છે કે આ આયતમાં હુકમ એ સમાન દીન અને સર્વસહમતીને કાયમ રાખવાનો છે જેના ઉપર બધા જ અંબિયા (અલૈ.) સહમત અને એકસમાન માન્યતા સાથે ચાલ્યા આવે છે, તેમાં વિરોધ કરવાને تَفَرُّقٌ (તફર્રુક) "ફૂટફાટ"ના શબ્દ વડે ઓળખાવીને તેની મનાઈ કરવામાં આવી છે, આ જ કતઈ હુકમોમાં વિરોધ અથવા ફૂટફાટ પ્રસ્તુત હદીષોમાં ઈમાન માટે ખતરો અને સર્વનાશનું કારણ બતાવ્યું છે.

**મુજ્તહિદીન ઇમામોના ગૌણ મતભેદો પ્રતિબંધિત તફરીક (ફૂટફાટ)માં સામેલ નથી :**

આથી સ્પષ્ટ થઈ ગયું કે ગૌણ મસ્અલાઓમાં જ્યાં કુર્આન અને હદીષમાં

કોઈ સ્પષ્ટ હુકમ મોજૂદ નથી, કુર્આન અને સુન્નતની નુસૂસમાં કોઈ જાહેર વિરોધાભાસ છે ત્યાં મુજ્તહિદીન ઈમામોનો પોતપોતાના ઈજ્તેહાદથી હુકમ નક્કી કરી લેવામાં પરસ્પર જે મતભેદ ઉપસ્થિત થાય છે તો એવો મતભેદ થવો પોતાના અભિપ્રાય અને દષ્ટિકોણની બીનાએ જરૂરી છે, તેનો પ્રતિબંધિત તફરીક સાથે કોઈ સંબંધ નથી, આવા મતભેદો સહાબએ કિરામ (રદિ.)ના સમયમાં પોતે રિસાલતના સમયકાળથી ચાલ્યા આવે છે અને તે ફુકૂહાની સહમતીએ રહમત કહેવાય છે.

ઈકામતે દીન (દીનને કાયમ રાખવા)નો ભાવાર્થ તેના ઉપર હંમેશા કાયમ રહેવું છે, તેમાં કોઈ શંકા અથવા સંદેહનો માર્ગ ન કાઢવો અને કોઈપણ હાલતમાં તેને ન છોડવો. *(કુર્તુબી)*

كَبُرَ عَلَى الْمُشْرِكِيْنَ مَا تَدْعُوْهُمْ اِلَيْهِ એટલે કે દીને હક જેમાં તવહીદ મહાન ફરજ છે, વિશ્વની શરૂઆતથી જ બધા અંબિયા (અલૈ.)ની સહમતીથી તેનું સત્ય હોવું સાબિત થઈ જવા છતાં જે લોકો શિર્કની ટેવ ધરાવી ચૂક્યા છે તેમને તમારી તવહીદની દા'વત ઘણી ભારે જણાય છે, જેનું કારણ મનેચ્છાઓ, સ્વાર્થ તથા શયતાની શિક્ષણનું અનુસરણ અને સીધા માર્ગને છોડવો વગેરે છે જેના ઉપર ઉપરોક્ત વર્ણન પ્રમાણે પ્રતિબંધ છે. આગળ ફરમાવે છે,

اَللّٰهُ يَجْتَبِيْٓ اِلَيْهِ مَنْ يَّشَاءُ وَيَهْدِيْٓ اِلَيْهِ مَنْ يُّنِيْبُ એટલે કે "સિરાતે મુસ્તકીમ" (સીધા માર્ગ)ના માર્ગદર્શનની બે જ રીત છે, એક એ કે અલ્લાહ તઆલા પોતે કોઈને પોતાના દીન અને સીરાતે મુસ્તકીમ માટે ચૂંટી કાઢી તેની પ્રકૃતિ અને સ્વભાવને જ તે પ્રમાણે બનાવી દે જેમકે અંબિયા (અલૈ.) અને ખાસ ખાસ અલ્લાહ તઆલાના વલીઓ જેમના વિશે કુર્આને કરીમમાં ઈરશાદ છે, اِنَّآ اَخْلَصْنٰهُمْ بِخَالِصَةٍ ذِكْرَى الدَّارِ (૩૮:૪૬) એટલે કે અમે તેમને એક ખાસ કાર્ય માટે ખાલિસ (નિશ્ચિત) કરી દીધા છે જે આખિરતની ફિકર ચિંતા છે અને ખાસ ખાસ અંબિયા (અલૈ.) વિશે કુર્આને مُخْلَصْ بِفَتْحِ لَامْ (મુખ્લસ બ ફત્હે લામ) હોવાની સ્પષ્ટતા કરી છે જેનો અર્થ "ચૂંટી કાઢેલ અથવા વિશિષ્ટ હોવું" થાય છે, આ જ اَللّٰهُ يَجْتَبِيْٓ اِلَيْهِ مَنْ يَّشَاءُ નો ભાવાર્થ છે. આ રીત ખાસ હિદાયત અને મર્યાદિત છે તથા બીજી સામાન્ય હિદાયત પામવાની હિદાયતની રીત એ છે કે જે વ્યક્તિ અલ્લાહ તઆલા તરફ રુજૂઅ્ થાય અને તેના દીન ઉપર ચાલવાનો

ઈરાદો કરી લે તો તેને અલ્લાહ તઆલા સત્ય દીનની હિદાયત કરી આપે છે, આ અર્થ છે બીજા વાક્ય وَيَهْدِىٓ اِلَيْهِ مَنْ يُّنِيْبُ નો. ખુલાસો એ છે કે હિદાયત પામવાના માત્ર બે તરીકાઓ છે, એક ખાસ કે અલ્લાહ તઆલા કોઈને પોતે જ સિરાતે મુસ્તકીમ માટે ચૂંટી કાઢે અને બીજો જાહેર સામાન્ય તરીકો કે જે વ્યક્તિ અલ્લાહ તઆલા તરફ રુજૂઅ્ (શરણે) થાય અને તે સત્ય દીનની શોધખોળ કરે તો અલ્લાહ તઆલા તેને સીધા માર્ગના હેતુ સુધી પહોંચાડી આપે છે. મક્કાના મુશ્રિકોને તવહીદનું આમંત્રણ ભારે જણાય છે તેનું કારણ એ છે કે તેઓ દીનને સમજવાનો અને તેના ઉપર ચાલવાનો ઈરાદો પણ કરતા નથી.

وَمَا تَفَرَّقُوْٓا اِلَّا مِنْۢ بَعْدِ مَا جَآئَهُمُ الْعِلْمُ માં શબ્દ مَا تَفَرَّقُوْا (મા–તફર્રકુ)ની ઝમીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ મક્કાના કુરૈશ તરફ ઢળેલ હોવાનું ફરમાવ્યું અને તેનો ભાવાર્થ એ ઠરાવ્યો કે કુરૈશના કાફિરોએ જે સત્ય દીન અને સિરાતે મુસ્તકીમથી જુદાઈ અને અલગાવ અપનાવ્યો તે આપમેળે જ સખત મૂર્ખામી હતી, વળી તેના ઉપર વધારે એ કે અલ્લાહ તઆલા તરથી જ્ઞાન આવી ગયા પછી પણ તેમણે એવું કર્યું. જ્ઞાન આવી જવાનો ભાવાર્થ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના મતે રસૂલે કરીમ ﷺનું આવી જવું છે જે સમગ્ર ઈલાહી જ્ઞાનનો સ્ત્રોત હતા; અને અમુક લોકોએ مَا تَفَرَّقُوْا (મા–તફર્રકુ)ની ઝમીર પાછલી ઉમ્મતોના લોકો તરફ હોવાનું જણાવી તેનો અર્થ એ ઠરાવ્યો કે પાછલી ઉમ્મતોના લોકોએ પોતપોતાના અંબિયા (અલૈ.)ના દીનથી અલગાવ અને જુદાઈ અપનાવી એ છતાં કે તેમની પાસે અંબિયા (અલૈ.) દ્વારા સીધા માર્ગનું સાચું જ્ઞાન આવી ગયું હતું, પાછલી ઉમ્મતોને સંબોધન હોય અથવા ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના કાફિરોને; બંનેનો તકાદો એ હતો કે પોતે તો ગુમરાહીમાં પડ્યા જ છે પોતાના રસૂલોને પણ તે માર્ગ ઉપર ચલાવવાની ઈચ્છા ધરાવે છે તેથી ત્યારબાદ રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને કહેવામાં આવ્યું,

فَلِذٰلِكَ فَادْعُ ۚ وَاسْتَقِمْ كَمَآ اُمِرْتَ ۚ وَلَا تَتَّبِعْ اَهْوَآءَهُمْ ۚ وَقُلْ اٰمَنْتُ بِمَآ اَنْزَلَ اللّٰهُ مِنْ كِتٰبٍ ۚ وَاُمِرْتُ لِاَعْدِلَ بَيْنَكُمْ ۚ اَللّٰهُ رَبُّنَا وَرَبُّكُمْ ۚ لَنَآ اَعْمَالُنَا وَلَكُمْ اَعْمَالُكُمْ ۚ لَا حُجَّةَ بَيْنَنَا وَبَيْنَكُمْ ۚ اَللّٰهُ يَجْمَعُ بَيْنَنَا ۚ وَاِلَيْهِ الْمَصِيْرُ.

હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે આ આયત દશ આગવા વાક્યો ઉપર આધારિત છે અને દરેક વાક્ય એક ખાસ હુકમ ઉપર આધારિત છે, જાણે કે આ એક આયતમાં હુકમોના દશ પ્રકારો ઉપસ્થિત છે, તેનો દાખલો સંપૂર્ણ કુર્આનમાં એક આયતુલ કુરશી સિવાય અન્યત્ર નથી. આયતુલ કુરશીમાં પણ દશ હુકમોના દશ પ્રકારો આવ્યા છે. પ્રથમ હુકમ فَلِذٰلِكَ فَادْعُ એટલે, જો કે મુશ્રિકો ઉપર તમારી તવહીદની દા'વત ભારે છે પરંતુ તેના કારણે તમે પોતાના આમંત્રણને ન છોડો અને સતત આ આમંત્રણનું કામ ચાલુ રાખો, બીજો હુકમ وَاسْتَقِمْ كَمَآ اُمِرْتَ છે એટલે કે તમે આ દીન ઉપર પોતે કાયમ રહો જેની દા'વત લોકોને આપો છો અને આ કાયમ રહેવું એવું હોવું જોઈએ જેવો તમને હુકમ આપવામાં આવ્યો છે એટલે કે બધા જ હુકમો, અકીદાઓ, અમલો, વર્તણૂંક, ટેવો અને સામાજિકતામાં સાચા મધ્યમ માર્ગ ઉપર કાયમ રહો, કોઈ બાજુ અતિરેક અથવા ઉણપનું મા'મૂલી વલણ પણ ન ધરાવો અને દેખીતું છે કે આવી બાબત ઉપર કાયમ રહેવું સરળ કામ નથી એટલા માટે રસૂલે કરીમ ﷺને જ્યારે અમુક સહાબા (રદિ.)એ આપ ﷺના સફેદ બાલ આવી જવાનું વર્ણન કર્યું તો આપ ﷺએ ફરમાવ્યું, شَيَّبَتْنِىْ هُوْدٌ મને સૂરએ હૂદે ઘરડો કરી નાંખ્યો. સૂરએ હૂદમાં પણ આ જ હુકમ આ જ શબ્દો સાથે આવ્યો છે. (મઆરિફુલ કુર્આનની સૂરએ હૂદની તફસીરના સંદર્ભમાં "ઈસ્તિકામત"નો ભાવાર્થ તથા તેની મુશ્કેલીઓ અને મહત્ત્વ ઉપર એક આગવી ચર્ચા કરવામાં આવી છે ત્યાં જોઈ લેવામાં આવે.) ત્રીજો હુકમ એટલે કે, وَلَا تَتَّبِعْ اَهْوَآئَهُمْ પોતાની તબ્લીગના ફરજમાં તમે કોઈના વિરોધની જરા પણ પરવા ન કરો, ચોથો હુકમ قُلْ اٰمَنْتُ بِمَآ اَنْزَلَ اللّٰهُ مِنْ كِتَابٍ એટલે કે, તમે એ'લાન કરો કે અલ્લાહ તઆલાએ જેટલી કિતાબો નાઝિલ કરી છે મારું તે બધા ઉપર ઈમાન છે, પાંચમો હુકમ اُمِرْتُ لِاَعْدِلَ بَيْنَكُمْ તેનો જાહેર ભાવાર્થ તો એ જ છે કે મારી પાસે જે પરસ્પરના મા'મલાઓ અને ઝઘડાઓ આવે તેના વિશે મને હુકમ કરવામાં આવ્યો છે કે હું તેમાં ન્યાય અને ઈન્સાફ કરું, અમુક લોકોએ અહીંયાં عَدْل (અદ્લ)નો અર્થ "બરાબરી"નો લઈને આયતોનો ભાવાર્થ એ ઠરાવ્યો છે કે હું તમારી વચ્ચે દીનના બધા હુકમોને બરાબર રાખું કે દરેક નબી અને દરેક કિતાબ ઉપર ઈમાન લાવું અને તમામ ઈલાહી હુકમોનું પાલન કરું, એવું નથી કે અમુક ઉપર ઈમાન હોય અને અમુક ઉપર ન હોય

અથવા અમુક હુકમોનું પાલન કરું અને અમુકનું ન કરું, છઠ્ઠો હુકમ اَللّٰهُ رَبُّنَا (અલ્લાહુ રબ્બુના) એટલે કે અલ્લાહ આપણા સૌનો પાલનહાર છે, સાતમો હુકમ لَنَآ اَعْمَالُنَا وَلَكُمْ اَعْمَالُكُمْ એટલે કે અમારા અમલો અમને કામ આવશે, તમને તેનો કોઈ લાભ અને નુકસાન નહીં પહોંચે અને તમારા અમલો તમારા કામ લાગશે, અમને તેનો કોઈ લાભ અથવા નુકસાન પહોંચશે નહીં. અમુક તફસીરકારોએ ફરમાવ્યું કે આ આયત મક્કા મુકર્રમહમાં તે સમયે નાઝિલ થઈ હતી જ્યારે કે કાફિરો સાથે જિહાદ કરવાનો હુકમ આવ્યો ન હતો. જિહાદના હુકમોની આયતોએ આ હુકમને મન્સૂખ (રદ) કરી નાંખ્યો, કારણ કે જિહાદનો ખુલાસો જ એ છે કે જે લોકો નસીહત અને દરખાસ્તની અસર કબૂલ ન કરે તેમની સાથે યુદ્ધ કરીને તેમને પરાજિત કરવામાં આવે, એવું નથી કે તેમને તેમના હાલ ઉપર છોડી દેવામાં આવે ! અને અમુક લોકોએ કહ્યું કે આ હુકમ મન્સૂખ નથી અને આયતોનો ભાવાર્થ એ છે કે જ્યારે આપણને સત્યની દલીલો અને સ્પષ્ટ ઈશારાઓથી સાબિત કરી દેવામાં આવ્યું તો હવે તેનું ન માનવું માત્ર દુશ્મનાવટ અને હઠધર્મીના કારણે જ હોઈ શકે છે અને દુશ્મનાવટ આવી ગઈ તો હવે દલીલોની વાતચીત વ્યર્થ થઈ ગઈ, તમારા અમલો તમારી સાથે અને મારા અમલો મારી સાથે આવશે. *(કુર્તુબી)*

આઠમો હુકમ لَا حُجَّةَ بَيْنَنَا وَبَيْنَكُمْ માં حُجَّت (હુજ્જત)નો ભાવાર્થ સંવાદ અને બહસ છે, ભાવાર્થ એ છે કે સત્ય સ્પષ્ટ અને સાબિત થઈ ગયા પછી પણ જો તમે દુશ્મનાવટથી કામ લેતા હોય તો હવે વાતચીત વ્યર્થ છે, અમારા અને તમારા દરમિયાન હવે કોઈ ચર્ચા કે સંવાદ નથી, નવમો હુકમ اَللّٰهُ يَجْمَعُ بَيْنَنَا એટલે કે, કયામતના દિવસે આપણ સૌને અલ્લાહ તઆલા એકઠા કરશે અને દરેક અમલનો બદલો આપશે અને દશમો હુકમ وَاِلَيْهِ الْمَصِيْرُ એટલે કે, આપણ સૌને તેના જ તરફ પાછા વળીને લઈ જવામાં આવશે.

---

## આયતો : (સૂરએ શૂરા : આયત નં. ૧૬-૧૭-૧૮)

وَالَّذِيْنَ يُحَآجُّوْنَ فِى اللّٰهِ مِنْۢ بَعْدِ مَا اسْتُجِيْبَ لَهٗ حُجَّتُهُمْ دَاحِضَةٌ عِنْدَ رَبِّهِمْ
وَعَلَيْهِمْ غَضَبٌ وَّلَهُمْ عَذَابٌ شَدِيْدٌ ﴿١٦﴾ اَللّٰهُ الَّذِىْٓ اَنْزَلَ الْكِتٰبَ بِالْحَقِّ

وَالْمِيْزَانَ ۭ وَمَا يُدْرِيْكَ لَعَلَّ السَّاعَةَ قَرِيْبٌ ۝ يَسْتَعْجِلُ بِهَا الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِهَا ۚ وَالَّذِيْنَ اٰمَنُوْا مُشْفِقُوْنَ مِنْهَا ۙ وَيَعْلَمُوْنَ اَنَّهَا الْحَقُّ ۭ اَلَآ اِنَّ الَّذِيْنَ يُمَارُوْنَ فِي السَّاعَةِ لَفِيْ ضَلٰلٍۢ بَعِيْدٍ ۝

## તરજુમો :

*અને જે લોકો અલ્લાહની વાતમાં ઝઘડો નાંખે છે જ્યારે કે લોકો તેને માની ચૂક્યા, તેમનો ઝઘડો તેમના પરવરદિગારના ત્યાં ખોટો છે અને તેમના ઉપર ક્રોધ છે અને તેમના માટે કઠોર અઝાબ છે. (૧૬) અલ્લાહ તે જ છે જેણે સત્ય દીન ઉપર કિતાબ ઉતારી અને ત્રાજવું પણ અને તમને શું ખબર કદાચ તે ઘડી નિકટમાં જ હોય ! (૧૭) તે લોકો તે ઘડીની ઉતાવળ કરે છે કે (જેઓ) તેના ઉપર યકીન રાખતા નથી અને જેઓ યકીન રાખે છે તેમને તેનો ડર છે અને જાણે છે કે તે સત્ય છે, સાંભળો છો ! જે લોકો તે ઘડી આવવામાં ઝઘડો કરે છે નિઃશંક તેઓ ભટકીને દૂર જઈ પડયા. (૧૮)*

## તફસીર :

અને જે લોકો અલ્લાહ તઆલા(ના દીન) વિશે (મુસલમાનોમાં) ઝઘડો ઊભો કરે છે એ પછી કે તે માની લેવામાં આવ્યો (એટલે કે ઘણા સમજદાર બુદ્ધિશાળીઓ મુસલમાન થઈને તેને માની ચૂક્યા છે અને દલીલ કાયમ થઈ ચૂક્યા પછી પણ ઝઘડો વધારે નીંદનીય છે બસ) તે લોકોની હુજ્જતબાજી તેમના પરવરદિગાર સમીપ બાતિલ છે અને તેમના ઉપર (અલ્લાહ તઆલા તરફથી) ક્રોધ (ઊતરનાર) છે અને તેમના માટે (કયામતમાં) સખત અઝાબ (થવાનો) છે (અને તેનાથી બચવાનો માર્ગ એ જ છે કે અલ્લાહને અને તેના દીનને માનો, એટલે કે તેની કિતાબ જે અલ્લાહના હકો અને બંદાના હકો બધા ઉપર વર્ચસ્વ ધરાવે છે તેના ઉપર અમલ કરવો ફરજ સમજો કારણ કે) અલ્લાહ જ છે જેણે (આ) કિતાબ (એટલે કે કુર્આન)ને અને (તેમાં જે ખાસ હુકમ છે) ન્યાય(નો તે)ને નાઝિલ ફરમાવ્યો (જ્યારે આ કિતાબ અલ્લાહની છે તો આ કિતાબને માન્યા વિના અલ્લાહને માનવું ભરોસાપાત્ર નથી, અમુક ગેરમુસ્લિમો અલ્લાહને માનવાનો દા'વો તો કરે છે પરંતુ કુર્આનને નથી માનતા તે છુટકારા માટે પૂરતું

નથી) અને (આ લોકો જે તમને કયામતના નિશ્ચિત સમય વિશે પૂછે છે તો) તમને (તેની) શું ખબર ! (પરંતુ તમને ખબર ન હોવાથી તે દિવસનો નકાર જરૂરી નથી બનતો બલકે તેનું આવવું નિશ્ચિત છે અને નિશ્ચિત સમય માટે ટૂંકમાં એટલું સમજી લેવું પૂરતું છે કે) અજબ નથી કે કયામત નિકટ હોય (પરંતુ) જે લોકો તેનો વિશ્વાસ ધરાવતા નથી (તેઓ તે દિવસથી ડરવાના બદલે ઠઠ્ઠો મશ્કરી અને ઈન્કાર સ્વરૂપે) તેનો તકાદો કરે છે (કે તે જલદી કેમ નથી આવી જતી ?) અને જે લોકો યકીન રાખનારા છે તેઓ તેનાથી (કાંપે અને) ડરે છે અને ભરોસો રાખે છે કે તે સત્ય છે, યાદ રાખો ! કે (તે બંને પ્રકારના લોકોમાં પ્રથમ પ્રકારના લોકો એટલે કે) જે લોકો કયામત(ના ઈન્કારી છે અને તેના) વિશે ઝઘડે છે ઘણી દૂર (સુદૂર)ની ગુમરાહીમાં (સંડોવાયેલા) છે.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં તે દીને કય્યિમ તરફ જગતના લોકોને આમંત્રણ આપવામાં આવ્યું હતું જેના ઉપર તમામ આસમાની કિતાબો અને અંબિયા (અલૈ.) સમાન છે અને તેના ઉપર કાયમ રહેવાની અને તેના ઉપર ટકી રહેવાની પ્રેરણા આપવામાં આવી હતી પરંતુ અમુક કાફિરો જેઓ સાંભળવા અને માનવાનો ઈરાદો જ નથી રાખતા તેમણે તેના ઉપર પણ મુસલમાનો સાથે વાદ વિવાદ શરૂ કર્યો. અમુક રિવાયતોમાં છે કે અમુક અહલે કિતાબ યહૂદીઓ અને નસારાએ એવી દલીલ રજુ કરી કે અમારા નબી તમારા નબી કરતાં પહેલાં અને અમારી કિતાબ તમારી કિતાબ કરતાં પહેલી છે એટલા માટે અમારો દીન તમારા દીન કરતાં શ્રેષ્ઠ છે અને અમુક રિવાયતોમાં છે કે આ વિષય કુરૈશના કાફિરો તરફથી વર્ણન કરવામાં આવ્યો છે, કારણ કે તેઓ પોતાને દીને ઈબ્રાહીમ (અલૈ.)ના તા'બેદાર કહેતા હતા.

કુર્આને કરીમે પ્રસ્તુત આયતોમાં તેમને ચેતવણી આપી કે દીને ઈસ્લામ અને કુર્આનની હુજ્જત લોકો ઉપર પૂર્ણ થઈ ચૂકી છે અને પોતે તમારા સમજદાર અને ન્યાયપસંદ લોકો તેને સ્વીકારીને મુસલમાન થઈ ચૂક્યા છે, હવે આ તમારી હુજ્જતબાજી બેકાર, ખોટી તથા ગુમરાહી છે જેનો કોઈ આધાર નથી, હવે જો તમે તેને માનશો નહીં તો અલ્લાહ તઆલાનો ક્રોધ તમારા ઉપર તૂટી પડશે. આગળ

કુર્આનનું અલ્લાહ તરફથી હોવાનું તથા અલ્લાહના હકો અને બંદાના હકો માટે તે એક મજબૂત કાનૂન સ્વરૂપે હોવાનું વર્ણન છે. اَنْـزَلَ الْـكِتٰـبَ بِـالْـحَقِّ وَالْمِيْـزَان "કિતાબ"નો ભાવાર્થ આ સ્થળે બધી જ આસમાની કિતાબો છે જેમાં કુર્આન અને અગાઉની સૌ આસમાની કિતાબો સામેલ છે અને "હક"નો ભાવાર્થ તે "દીને હક" છે જેનું વર્ણન ઉપર આવ્યું છે; અને "મીઝાન"નો શાબ્દિક અર્થ "ત્રાજવા"નો થાય છે તે કારણ કે ન્યાય સ્થાપિત કરવા અને હક પૂરેપૂરો આપવાનું એક સાધન છે આથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ મીઝાનની તફસીર ન્યાય અને ઈન્સાફ હોવાની કરી છે. તફસીરના ઈમામ મુજાહિદ (રહ.)એ કહ્યું કે "મીઝાન"નો ભાવાર્થ તે સામાન્ય ત્રાજવું છે જેનો લોકો ઉપયોગ કરે છે અને તેનાથી ભાવાર્થ બધા હકોની સંપૂર્ણ અદાયગી તથા ન્યાય છે માટે શબ્દ "હક"માં બધા જ હુકુકુલ્લાહ (અલ્લાહના હકો) અને મીઝાનમાં બધા જ હુકુકુલ ઈબાદ (બંદાના હકો) તરફ ઈશારો થઈ ગયો.

જે એવું ફરમાવવામાં આવ્યું છે કે મો'મિનો કયામતથી ડરે છે તેનો ભાવાર્થ સ્વાભાવિક ડર છે જે કયામતના અહેવાલો વિશે છે, વળી પોતાના કર્મોની ઉણપો અને ક્ષતિઓ ઉપર દષ્ટિપાત કરવાથી તે ડર લાગવો જરૂરી હોય છે પંરતુ અમુક સમયે કોઈ મો'મિન ઉપર અલ્લાહ તઆલાની મુલાકાતનો શોખ છવાઈ જાય તો તે આ ડર ઉપર વર્ચસ્વ સ્થાપી દે છે તો એ બાબત આની વિરોધી નથી, જેમકે કબ્રમાં અમુક મુરદાંઓનું એવું કહેવું સાબિત છે કે કયામત જલદી આવી જાય; તેનું કારણ એ છે કે કબ્રમાં જ્યારે ફરિશ્તાઓ તરફથી માનવીને રહમત અને મગફિરતની ખુશખબરી મળી જશે તો કયામતનો ડર નીકળી જશે.

---

## આયતો : (સૂરએ શૂરા : આયત નં. ૧૯–૨૦)

اَللّٰهُ لَطِيْفٌۢ بِعِبَادِهٖ يَرْزُقُ مَنْ يَّشَآءُ ۚ وَهُوَ الْقَوِيُّ الْعَزِيْزُ ﴿١٩﴾ مَنْ كَانَ يُرِيْدُ حَرْثَ
الْاٰخِرَةِ نَزِدْ لَهٗ فِيْ حَرْثِهٖ ۚ وَمَنْ كَانَ يُرِيْدُ حَرْثَ الدُّنْيَا نُؤْتِهٖ مِنْهَا وَمَا لَهٗ
فِي الْاٰخِرَةِ مِنْ نَّصِيْبٍ ﴿٢٠﴾

## તરજુમો :

*અલ્લાહ પોતાના બંદાઓ ઉપર નરમી રાખે છે, જેને ઈચ્છે રોજી આપે છે અને તે જ છે મહાબળવાન જબરદસ્ત. (૧૯) જે કોઈ આખિરતની ખેતી ઈચ્છતો હોય તેના માટે અમે તેની ખેતીને વધારે કરીએ છીએ અને જે કોઈ દુનિયાની ખેતી ઈચ્છતો હોય અમે તેને તેમાંથી કંઈક આપીએ છીએ અને તેના માટે આખિરતમાં કોઈ હિસ્સો નથી. (૨૦)*

## તફસીર :

(અને આ લોકો જેઓ દુનિયાની ઝાકઝમાળ અને નેઅ્મતો ઉપર ગર્વિષ્ઠ બની આખિરતને ભૂલાવી બેઠા છે અને એવું સમજે અને કહે છે કે જો અમારા અમલ અલ્લાહ તઆલાની મરજી વિરુદ્ધ હોત તો અમને આ રાહત અને આરામ કેમ આપે છે ? સારી રીતે સમજી લો કે આવું સમજવું તેમની ભૂલ છે, આ દુનિયાની દોલત અને નેઅ્મત અલ્લાહ તઆલાની ખુશીની દલીલ નથી, બલકે તેનું કારણ તો એ છે કે) અલ્લાહ (દુનિયામાં) પોતાના બંદાઓ ઉપર (સામાન્ય રીતે) મહેરબાન છે (તે જ જાહેર નેઅ્મતના કારણે બધાને રોજી આપે છે, સ્વાસ્થ્ય અને તંદુરસ્તી આપે છે જેમાં મસ્લિહતો અને હિકમતોની બીના પર ઓછું વત્તું પણ હોય છે કે) જેને (જે પ્રમાણે) ઈચ્છે છે રોજી આપે છે (પરંતુ રોજી મળવી બધામાં સમાન બાબત છે) અને (દુનિયામાં આ નરમી અને મહેરબાનીથી એવું સમજી લેવું કે તેઓ સાચા તરીકા ઉપર છે અને આખિરતમાં પણ નરમી અને મહેરબાની તેમના ઉપર ચાલુ રહેશે એ સદંતર ધોકો છે, ત્યાં તો તેમના દુષ્કર્મો ઉપર અઝાબ થશે જે કોઈ અસંભવ વાત નથી કારણ કે) તે (અલ્લાહ તઆલા) મહાશક્તિશાળી મહાબળવાન છે (મતલબ કે તેમની બધી જ ખરાબીઓની જડ દુનિયા ઉપર ગર્વિષ્ઠ થવું છે, તેઓએ તેનાથી અટકી જવું જોઈએ અને આખિરતની ચિંતા કરવી જોઈએ કારણ કે) જે વ્યક્તિ આખિરતની ખેતીનો ઈચ્છુક હોય અમે તેમને તેની ખેતીમાં વધારો આપીશું (એટલે કે નેક અમલોની ખેતી અને તેના ઉપર મળનારો સવાબ તેનું ફળ છે અને તેની પ્રગતિ એ છે કે તેનો સવાબ વધારે મળશે, જેમકે કુર્આનમાં ઈરશાદ છે, એક નેકીનો બદલો દશ ઘણો મળશે) અને જેઓ દુનિયાની ખેતીના ઈચ્છુક હોય (એટલે કે સમગ્ર અમલનો હેતુ અને મકસદ દુનિયાની માલ મતા છે; આખિરત માટે કંઈ કોશીશ ન

કરે) તો અમે તેને કંઈક દુનિયા (જો ઇચ્છીશું) આપી દઈશું અને આખિરતમાં તેનો કોઈ હિસ્સો નથી (કારણ કે તેની શરત ઈમાન છે તે તેમનામાં નથી).

## મસ્અલા અને બોધપાઠ :

اَللّٰهُ لَطِيْفٌۢ بِعِبَادِهٖ માં શબ્દ لَطِيْف (લતીફ)ના અમુક શાબ્દિક અર્થો છે. અત્રે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નો તરજુમો حَفِىّ "મહેરબાની"ના અર્થમાં અને હઝરત ઈકરીમા (રદિ.)એ بَارّ એટલે કે "ઉપકારક" તરીકે કર્યો છે.

હઝરત મકાતિલ (રહ.)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા પોતાના બધા બંદાઓ ઉપર મહેરબાન છે. એટલે સુધી કે ગુનેહગાર ઉપર પણ દુનિયામાં અલ્લાહ તઆલાની નેઅ્મતો વરસે છે. અલ્લાહ તઆલાની કૃપાઓ અને મહેરબાની તથા દયાઓ પોતાના બંદાઓ ઉપર અનેક પ્રકારની હોય છે એટલા માટે તફસીરે કુર્તુબીએ શબ્દ "લતીફ"ના અર્થો પણ ઘણા બધા વર્ણન કર્યા છે અને તે સૌનો ખુલાસો حَفِىّ અને بَارّ માં સામેલ છે.

અલ્લાહ તઆલાની રોજી તો સમગ્ર મખ્લૂક માટે સર્વસામાન્ય છે, દરિયા અથવા જમીનમાં રહેનારા તે જાનવરો જેને કોઈ જાણતું નથી તેને પણ તે રોજી પહોંચાડે છે. આ આયતમાં જે એવો ઈશારો કર્યો છે કે જેને ઇચ્છું છું રોજી આપું છું, તેનો ખુલાસો વધારે સ્પષ્ટ એ છે કે જેમકે તફસીરે મઝહરીએ અપનાવ્યો છે કે અલ્લાહ તઆલાની રોજીના અસંખ્ય પ્રકારો અને પદ્ધતિઓ છે. જરૂરત પ્રમાણે રોજી અને આર્થિક જરૂરિયાતો સૌના માટે સામાન્ય છે, પછી ખાસ ખાસ રોજીના પ્રકારોની વહેંચણીમાં પોતાની ઉચ્ચ કક્ષાની હિકમત વડે વિવિધ દરજ્જાઓ અને માપદંડો રાખ્યા છે. કોઈને માલ અને દોલતની રોજી વધારે આપી દીધી તો કોઈને તંદુરસ્તી અને શક્તિની તો કોઈને ઇલ્મની !

---

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

## નોંધ

### નેઅ્મતનો શુક્રિયા

– હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ ઉસ્માની સા. (રહ.)

*૨૪ રબિઉલ આખર હિજરી સન ૧૩૯૨માં જુમેરાતના દિવસે સવારે "મઆરિફુલ કુર્આન"ની તફસીર અત્રે સુધી પહોંચાડયા પછી અને દારુલ*

*ઉલૂમના બીજા કામ કર્યા બાદ ઝુહ્રની નમાઝ અદા કરી અને કાગળો તકિયા નીચે દબાવીને મૂક્યા કે ખાધા પછી થોડો આરામ કરીને પછી તફસીરનું કામ શરૂ કરીશ પરંતુ માનવી અને તેના ઈરાદાઓની કમજોરીનો અંદાજો એનાથી લગાવો કે આજે પૂરા ૫૬ દિવસ પછી ૨૦ જમાદિઊલ આખર હિજરી સન ૧૩૯૨ જુમેરાતના દિવસે ફરી તે કાગળો ઉપર કલમ ચલાવવાની નોબત ત્યાર પછી આવી કે એક મુદ્દત સુધી જિંદગીથી માયૂસી રહી અને કુર્આનની તફસીરનો દોઢ સિપારો જે લખવાનો બાકી હતો તેની પૂર્ણતાની વસિય્યત પોતાના પુત્ર મૌલ્વી મુહમ્મદ તકી સલ્લમહુને કરીને પોતાની હસરતની થોડી તસલ્લી કરી ચૂક્યો અને દિલને ફારિગ કરી ચૂક્યો હતો. ઘટના એવી બની હતી કે બપોરે ખાધા પછી મારી છાતીમાં સખત દુખાવો ઉપડયો જે બીજા દિવસે ડૉક્ટરોના નિદાન પ્રમાણે મારા હ્રદય ઉપર સખત હુમલો (હાર્ટ એટેક) સાબિત થયો, મારા નિખાલસ મિત્ર મુહતરમ ડૉક્ટર સગીર અહમદ હાશમી (દા.બ.)ને અલ્લાહ તઆલાએ મારી બીજી જિંદગીનું માધ્યમ બનાવી દીધા, તેમણે પોતાની ખાસ યુક્તિથી મને તરત જ હ્રદયરોગની હૉસ્પિટલમાં દાખલ કરી દીધો જ્યારે કે હું પોતાના અધિકારથી એવું કરવા ક્યારેય તૈયાર ન હતો, કારણ કે હૉસ્પિટલમાં બીમારોની સાથે વર્તનના જે નજરે જોયેલા પ્રસંગો જોતો આવ્યો હતો તેના કારણે મારું દિલ કદાપિ સંતોષિત ન હતું કે હું કોઈ હૉસ્પિટલમાં ખાસ કરીને જિંદગી અને મોતની કસ્મકસની હાલતમાં દાખલ થાઊં ! પરંતુ ડૉક્ટર સાહેબે અમુક તદ્બીર કરીને મને ત્યાં પહોંચાડી જ દીધા. પાછળથી સાબિત થયું કે તે જ મારી બીજીવારની જિંદગીનું જાહેર કારણ બન્યું, હૉસ્પિટલમાં રહ્યા વિના મારો ઈલાજ શક્ય ન હતો.*

*૨૫ રબિઊલ આખર હિજરી સન ૧૩૯૨ જુમેરાતના દિવસે હ્રદયરોગની હૉસ્પિટલમાં દાખલ થયો અને અલ્હમ્દુલ્લિાહ ! અહીંયાંના ડૉક્ટર નિષ્ણાત હોવાની સાથે સાથે હમદર્દ અને દયાળુ પણ સાબિત થયા. અમુક દિવસોમાં અલ્લાહ તઆલાએ ભયમુક્ત કર્યો અને વધારે કાળજીના ઈલાજ માટે ૩૨ દિવસ મારે હૉસ્પિટલમાં રહેવું પડ્યું. ૧૧ જુલાઈ ઈ.સ. ૧૯૭૨ના શનિવારના દિવસે મને હૉસ્પિટલથી છુટ્ટી મળી અને પોતાના સબિલીયા સ્થિત ઘરમાં અમુક અઠવાડિયા રોકાવાનો ઈરાદો કરી લીધો, અહીંયાં પણ કાળજી અને ઈલાજ ચાલુ રહ્યો. આજે ૨૦ જમાદિઊલ આખરના દિવસે જે અચાનક મારા પાકિસ્તાન*

*કરાચી પહોંચવાની તારીખ છે અને આજે પાકિસ્તાનમાં આવ્યે મને ૨૪ વર્ષ પૂરા થઈને ૨૫ મું વર્ષ શરૂ થઈ રહ્યું છે અને અલ્હમ્દુલિલ્લાહ શક્તિ તંદુરસ્તી પણ હવે કંઈ ધીરે ધીરે વધી રહી છે તો અલ્લાહના નામ ઉપર આજે આ કાગળો ઉઠાવ્યા અને આ હાસિયો લખી દીધો.*

*તફસીરે "મઆરિફુલ કુર્આન"નું સ્વરૂપ એ છે કે જ્યારે આ ઘટના મારી સાથે બની તો હું "મઆરિફુલ કુર્આન"ને લગભગ અંતિમ કુર્આન સુધી લખી ચૂક્યો હતો. એક ખાસ કારણથી વચ્ચે છટ્ઠી મંઝિલ રહી ગઈ હતી તેને લખવાનું કામ સૂરએ શૂરાના આ સ્થળ સુધી પહોંચ્યું હતું. આગળ લગભગ દોઢ સિપારો કુર્આને કરીમનો સૂરએ હુજરાત સુધી લખવાનો બાકી હતો. હવે અલ્લાહ તઆલાએ જાણે ફરીવાર જિંદગી અર્પણ કરી છે અને ઈલાજ કરનાર ડૉક્ટરોએ કંઈક લખવા પઢવાની છૂટ આપી દીધી છે તો નેક પુત્ર મૌલ્વી મુહમ્મદ તકીને સાથે લઈને અલ્લાહના નામથી આ કામ આજે ફરી શરૂ કર્યું છે. વલ્લાહુલ મુસ્તઆન.* ***(નોંધ પૂર્ણ થઈ)***

---

મઆરિફતના બીજા પ્રકારો અને પદ્ધતિઓના આધારે દરેક મનુષ્ય કોઈ બીજા મનુષ્યનો મોહતાજ પણ રહેતો હોય છે અને આ જ પરસ્પરની મોહતાજી તેમને પરસ્પર સહકાર અને સહાયતા માટે તૈયાર કરે છે જેના ઉપર માનવ સમાજના વિકાસનો પાયો રહેલ છે.

હઝરત જઅ્ફર બિન મુહમ્મદ (રહ.)એ ફરમાવ્યું કે રોજીના મા'મલામાં અલ્લાહ તઆલાની રહમત અને મહેરબાની બંદાઓ ઉપર બે પ્રકારની છે, પ્રથમ તો એ કે દરેક સજીવને તેની યોગ્ય હાલત પ્રમાણે ખોરાક અને જરૂરિયાતો અર્પણ કરે છે, બીજું એ કે તે કોઈને તેની સંપૂર્ણ જિંદગીભરની રોજીને એકી સમયે નથી આપી દેતો નહિતર પ્રથમ તો તેનું રક્ષણ કરવું મુશ્કેલ થઈ ગયું હોત અને ગમે તેટલું રક્ષણ કરે તો પણ તે સડવાથી અને ખરાબ થઈ જવાથી ન બચી શક્યું હોત.

*(મઝહરી, કુર્તુબી પ્રમાણે)*

**એક અસરકારક અમલ :**

મવલાના શાહ અબ્દુલ ગની ફુલપુરી (રહ.)એ ફરમાવ્યું કે હઝરત હાજી

ઈમ્દાદુલ્લાહ (રહ.)થી નકલ થયેલ છે કે જે વ્યક્તિ સવારે સિત્તેર વખતે પાબંદીથી આ આયત પઢ્યા કરે તે રોજીની તંગીથી સુરક્ષિત રહેશે અને ફરમાવ્યું કે આ અમલ ખૂબ અસરકારક છે અને આયત તે જ છે જે ઉપર આવી છે.

اَللّٰهُ لَطِيْفٌ بِعِبَادِهٖ يَرْزُقُ مَنْ يَّشَآءُ وَهُوَا لْقَوِىُّ الْعَزِيْزُ ○

—————————

## આયતો : (સૂરએ શૂરા : આયત નં. ૨૧ થી ૨૩)

اَمْ لَهُمْ شُرَكٰٓؤُا شَرَعُوْا لَهُمْ مِّنَ الدِّيْنِ مَا لَمْ يَاْذَنْۢ بِهِ اللّٰهُ ۭ وَلَوْلَا كَلِمَةُ
الْفَصْلِ لَقُضِيَ بَيْنَهُمْ ۭ وَاِنَّ الظّٰلِمِيْنَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٢١﴾ تَرَى الظّٰلِمِيْنَ
مُشْفِقِيْنَ مِمَّا كَسَبُوْا وَهُوَ وَاقِعٌۢ بِهِمْ ۭ وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فِيْ
رَوْضٰتِ الْجَنّٰتِ ۚ لَهُمْ مَّا يَشَاۗءُوْنَ عِنْدَ رَبِّهِمْ ۭ ذٰلِكَ هُوَ الْفَضْلُ
الْكَبِيْرُ ﴿٢٢﴾ ذٰلِكَ الَّذِيْ يُبَشِّرُ اللّٰهُ عِبَادَهُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ۭ
قُلْ لَّآ اَسْـَٔــلُكُمْ عَلَيْهِ اَجْرًا اِلَّا الْمَوَدَّةَ فِي الْقُرْبٰى ۭ وَمَنْ يَّقْتَرِفْ حَسَنَةً نَّزِدْ لَهٗ
فِيْهَا حُسْنًا ۭ اِنَّ اللّٰهَ غَفُوْرٌ شَكُوْرٌ ﴿٢٣﴾

## તરજુમો :

*શું તેમના માટે અન્ય ભાગીદાર છે કે તેમણે તેમના માટે (એવા) દીનનો માર્ગ નાંખ્યો છે કે જેનો હુકમ અલ્લાહે નથી આપ્યો ? અને જો એક ફેંસલાની વાત નક્કી ન થઈ ચૂકી હોત તો તેમનામાં ફેંસલો થઈ ગયો હોત અને બેશક ! જે પાપીઓ (જાલિમો) છે તેમને દર્દનાક અઝાબ છે. (૨૧) તમે જાલિમો (ગુનેહગારો)ને જોશો કે પોતાની કમાઈથી ડરતા હશે અને તે તેમના ઉપર પડીને રહેશે અને જે લોકો ઈમાન લાવ્યા અને ભલાં કામ કર્યા જન્નતોના બગીચાઓમાં છે, તેઓ જે કંઈ ઈચ્છે તેમના માટે પોતાના પરવરદિગારની પાસે છે, આ જ મહાન ફઝ્લ (કૃપા) છે ! (૨૨) આ છે જેની ખુશખબરી અલ્લાહ પોતાના ઈમાનવાળા બંદાઓને આપે છે જેઓ ભલાં કામ કરે છે;*

*તમે કહો ! હું તમારી પાસેથી તેના ઉપર કંઈ બદલો નથી માંગતો પરંતુ સગપણમાં મહોબ્બત જોઈએ અને જે કોઈ નેકી કમાશે અમે તેને તેની ખુબી વધારી દઈશું, બેશક ! અલ્લાહ મા'ફ કરનારો અને કદરદાન છે. (૨૩)*

## તફસીર :

(સત્ય દીનને તો અલ્લાહે નિશ્ચિત અને નક્કી કરી દીધો છે પરંતુ આ લોકો જે તેને માનતા નથી તો) શું તેમના (કંઈક તજ્વીજ કરી રાખેલા) અમુક (અલ્લાહ તઆલાના તથાકથિત) ભાગીદારો છે જેમણે તેમના માટે એવો ધર્મ નક્કી કરી દીધો છે જેની અલ્લાહે પરવાનગી આપી નથી ? (મતલબ એ છે કે કોઈ હસ્તી એવી પાત્રતા ધરાવતી જ નથી કે અલ્લાહ તઆલા વિરુદ્ધ તેણે નક્કી કરેલ દીનને બદલી શકે) અને જો (અલ્લાહ તઆલા તરફથી) એક નિશ્ચિત વાયદો (પ્રથમથી નક્કી થયો) ન હોત (એટલે એ કે તેમના ઉપર વાસ્તવિક અઝાબ મૃત્યુ પછી થશે) તો (દુનિયામાં જ) તેમનો (અમલી) ફેંસલો થઈ ચૂક્યો હોત અને (આખિરતમાં) તે જાલિમોને અવશ્ય કષ્ટદાયક અઝાબ થશે (તે દિવસે) તમે તે જાલિમોને જોશો કે પોતાના કર્મો(ના વબાલ)થી ડરી રહ્યા હશે અને તે (વબાલ) તેમના ઉપર (અવશ્ય) પડીને રહેશે (આ તો ઈન્કારીઓની હાલત હશે) અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સારા કામ કર્યા (હશે) તેઓ જન્નતોના બગીચાઓ(માં પ્રવેશ) પામશે (જન્નતનું બહુવચન અત્રે એટલા માટે લાવવામાં આવ્યું છે કે જન્નતના વિવિધ તબક્કાઓ અને કક્ષાઓ છે, દરેક કક્ષા એક જન્નત છે અને દરેક તબક્કામાં અસંખ્ય બગીચાઓ છે, પોતપોતાના રૂત્બા પ્રમાણે કોઈ ક્યાં હશે તો બીજો અન્યત્ર હશે) તેઓ જે વસ્તુને ઈચ્છશે તેમના પરવરદિગારની પાસેથી તેમને મળશે, આ જ મોટું ઈનામ છે (તે ફના થનાર આરામ અને રાહત નથી જેમકે દુનિયામાં હોય છે) આ જ છે જેની બશારત અલ્લાહ જલ્લ શા'નુહૂ પોતાના બંદાઓને આપી રહ્યો છે જેઓ ઈમાન લાવ્યા અને ભલા કર્મ કર્યા (અને કારણ કે કાફિરો પૂરી વાત સાંભળતા પહેલાં જ જૂઠાડવામાં પ્રવીણ હતા, એટલા માટે આ વાતને પૂર્ણ કરતા પહેલાં જ એક વાક્યમાં કાફિરોને એક હૃદયદ્રાવક વાત સંભળાવવાનો હુકમ આપવામાં આવ્યો છે એટલે કે) તમે (તેમને) એવું કહો કે હું તમારાથી અન્ય કોઈ મતલબ નથી ઈચ્છતો માત્ર રિશ્તેદારીની મુહબ્બત સિવાય (એટલે કે એટલું ઈચ્છું છું કે તમારા સગપણના જે સંબંધો છે તેના હકનો તો

વિચાર કરો ! શું સગપણનો હક એ નથી કે મારી સાથે દુશ્મનાવટમાં ઉતાવળ ન કરો, બલકે શાંતિથી મારી પૂરી વાત સાંભળી લો અને તેને બુદ્ધિ અને દલીલના સાચા ત્રાજવાથી તોલો, જો યોગ્ય હોય તો કબૂલ કરો અને જો કોઈ શંકા હોય તો સાફ કરી લો અને જો કે અશક્ય છે પણ ધારી લો કે હું ખોટો છું તો મને સમજાવી આપો કે કઈ રીતે ? મતલબ કે જે વાત હોય ભલાઈથી હોય; ન જ કે તરત જ ભડકી ઉઠો !) અને (આગળ મો'મિનો માટે ખુશખબરી આપવામાં આવી છે એટલે કે) જે કોઈ વ્યક્તિ નેકી કરશે અમે તે (નેકી)માં ઔર ખુબી વધારી દઈશું (એટલે કે તેની ખુબીનો તકાદો સ્વાભાવિક રીતે જે પ્રમાણે સવાબ છે અમે તેને તેનાથી વધારે સવાબ આપીશું) બેશક ! અલ્લાહ (આજ્ઞાપાલક બંદાઓના ગુનાહોને) મોટો બખ્શનારો (અને તેમની નેકીઓનો) મોટો કદરદાન (અને સવાબ અર્પણ કરનાર) છે.

## મસ્અલા અને બોધપાઠ :

قُلْ لَّآ اَسْـَٔـلُـكُمْ عَلَيْهِ اَجْرًا اِلَّا الْمَوَدَّةَ فِى الْقُرْبٰى આ આયતની જે પ્રસ્તુત તફસીર ઉપરોક્ત ખુલાસામાં આવી ચૂકી છે તે જમહૂર તફસીરકારો દ્વારા નકલ કરવામાં આવી છે તથા પ્રચલિત છે જેનો ખુલાસો એ છે કે મારો અસલ હક તમારા સૌના ઉપર તો એ છે કે હું અલ્લાહનો રસૂલ છું, તમે તેનો સ્વીકાર કરો અને પોતાની સુધારણા તથા છુટકારા માટે મારી આજ્ઞાનું પાલન કરો પરંતુ જો મારી નુબુવ્વત અને રિસાલતનો તમે સ્વીકાર કરતા નથી તો ભલે પરંતુ મારો ઈન્સાનિયતના નાતે તથા કુટુંબના નાતે એક હક હજુ પણ બાકી છે જેનો તમે ઈન્કાર નથી કરી શકતા કે તમારા ઘણા કુટુંબોમાં મારું સગપણ અને નજીકના સંબધો છે, સગપણના હકો અને સીલારહમીની જરૂરતથી તમને પણ ઈન્કાર નથી તો હું તમને પોતાની તે સેવા જે તમારી તા'લીમ, તબ્લીગ અને અમલોની સુધારણા માટે કરું છું તેનું કોઈ વળતર પણ તમારી પાસે માંગતો નથી, માત્ર એટલું ઈચ્છું છું કે રિશ્તેદારીના હકનો તો વિચાર કરો ! વાતનું માનવું અથવા ન માનવું તમારા અખ્ત્યારમાં છે પરંતુ દુશ્મનાવટ અને અદાવતથી તો ઓછામાં ઓછા આ સગપણ અને નજીકના સંબંધો અવરોધક હોવા જોઈએ.

હવે એ વાત જાહેર છે કે સગપણના હકોની દરકાર રાખવી તે તેમની પોતાની ફરજ હતી, તેને કોઈ તા'લીમ અથવા તબ્લીગી સેવાનું વળતર કહી

શકાય નહીં. પ્રસ્તુત આયતમાં જે તેને اِسۡتِثۡنَاءُ (ઈસ્તિષ્ના) દ્વારા વર્ણન કરવામાં આવ્યું છે તો એ તો પારિભાષિક શબ્દોમાં اِسۡتِثۡنَاءِ مُنۡقَطِعۡ (ઈસ્તિષ્નાએ મુન્કતઅ્) છે જેમાં مُسۡتَثۡنٰى (મુસ્તષ્ના) એ مَجۡمُوۡعَةُ مُسۡتَثۡنٰى مِنۡهُ (મજ્મૂઅહ મુસ્તષ્ના મિન્હ)નો વિભાગ નથી હોતો અથવા તો પછી તે રૂપક અને اِدِّعَاءً مُعَاوَضَةُ (ઈદ્દિઆઅન મુઆવઝહ) ઠરાવવામાં આવ્યું છે, જેનો ખુલાસો એ છે કે હું તમારી પાસેથી માત્ર એટલી વાત ઈચ્છું છું કે જો કે વાસ્તવમાં તે કોઈ વળતર નથી, તમે તેને વળતર સમજતા હોય તો તે તમારી પોતાની ભૂલ છે. આવા દષ્ટાંતો અરબી અને બિનઅરબી દરેક ભાષામાં જોવા મળે છે. મુતનબ્બી શાઈરે એક કોમની બહાદુરી વર્ણન કરતાં લખ્યું છે કે તેમનામાં કોઈ એબ નથી, માત્ર એટલી કે તેમની તલવારો યુદ્ધમાં વધારે વપરાશના કારણે ખાંડી થઈ ગઈ છે, દેખીતું છે કે બહાદૂર અને શૌર્ય માટે આ કોઈ એબ નથી બલકે એ હુનર છે, તે અરબી શે'ર આ પ્રમાણે છે,

وَلَا عَيۡبَ فِيۡهِمۡ غَيۡرَ اَنَّ سُيُوۡفَهُمۡ ؛ بِهِنَّ فُلُوۡلٌ مِّنۡ قِرَاعِ الۡكَتَائِبِ

એક ઉર્દૂ શાયરે આ જ પ્રમાણે લખ્યું છે,

مجھ میں ایک عیب بڑا ہے کہ وفادار ہوں میں

મુજ મેં એક એબ બડા હૈ કે વફાદાર હું મેં !

તેણે વફાદારીને પોતાની એબના શબ્દોથી ઓળખાવી પોતાની બેગુનાહીને ઘણી ઊંચી કરીને બતાવી છે.

ખુલાસો એ છે કે સગાઈના હકોની દરકાર રાખવી વાસ્તવમાં કોઈ વળતર નથી, હું તમારી પાસેથી તેના સિવાય કંઈ જ નથી ઈચ્છતો.

પ્રસ્તુત આયતની આ જ તફસીર સહીહૈનમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા નકલ થઈ છે અને તફસીરના ઈમામોમાં મુજાહિદ, કતાદહ અને ઘણા મોટા સમૂહે આ જ તફસીરને અપનાવી છે. આ બધા જ અંબિયા (અલૈ.)ની દરેક યુગમાં પુકાર રહી છે કે તેમણે પોતાની કોમને ખોલીને બતાવી આપ્યું કે અમે જે કંઈ તમારી ભલાઈ અને ખૈરખ્વાહી માટે પ્રયત્ન કરીએ છીએ તમારી પાસેથી તેનું કોઈ વળતર અમે નથી માંગતા, અમારું વળતર માત્ર અલ્લાહ તઆલા

આપનાર છે. સય્યિદુલ અંબિયા ﷺની શા'ન તો તે સૌમાં ઉચ્ચ કક્ષાની છે તેઓ કઈ રીતે કોમ પાસેથી કોઈ વળતર માંગે ?

હદીષના ઈમામ સઈદ બિન મન્સૂર, ઈબ્ને સઅદ, અબ્દ બિન હુમૈદ, હાકિમ અને બયહકીએ ઈમામ શઅ્બી (રહ.)થી આ ઘટના નકલ કરી છે અને હાકિમે તેની સનદ સહીહ કહી છે, કિસ્સો એમ છે કે ઈમામ શુઅ્બી કહે છે કે લોકોએ અમને આ આયતની તફસીર વિશે પ્રશ્નો કર્યા તો અમે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને પત્ર લખીને તેની તફસીર પૂછી તો જવાબમાં લખ્યું કે,

اِنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ كَانَ وَسَطَ النَّسَبِ فِىْ قُرَيْشٍ لَيْسَ بَطْنٌ مِّنْ بُطُوْنِهِمْ اِلَّا وَقَدْ وَلَدُوْهُ فَقَالَ اللّٰهُ تَعَالٰى قُل لَّا اَسْئَلُكُمْ عَلَيْهِ اَجْرًا اِلَّا الْمَوَدَّةَ فِى الْقُرْبٰى اَىْ قُل لَّا اَسْئَلُكُمْ اَجْرًا عَلٰى مَا اَدْعُوْكُمْ عَلَيْهِ اِلَّا الْمَوَدَّةَ فِى الْقُرْبٰى تَوَدُّوْنِىْ لِقَرَابَتِىْ مِنْكُمْ وَتَحْفَظُوْنِىْ بِهَا. (رُوْح)

*"રસૂલે કરીમ ﷺ કુરૈશના એવા વંશ સાથે સંબંધ ધરાવતા હતા કે તેની હેઠળ આવતા દરેક કુટુંબ સાથે આપના જન્મનું સગપણ સ્થાપિત હતું, એટલા માટે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, તમે મુશ્રિકોને એવું કહો કે મારી દા'વત ઉપર હું કોઈ વળતર એ સિવાય નથી માંગતો કે તમે મારા સગપણનો આદર અને લિહાજ કરીને મને કોઈ તકલીફ આપ્યા વિના પોતાની વચ્ચે રહેવા દો અને મારું રક્ષણ કરો."*

અને ઈબ્ને જરીર (રહ.) વગેરેએ આ શબ્દો પણ નકલ કર્યા છે,

يَا قَوْمِ اِذَا اَبَيْتُمْ اَنْ تَتَّبِعُوْنِىْ فَاحْفَظُوْا قَرَابَتِىْ مِنْكُمْ وَلَا يَكُوْنُ غَيْرُكُمْ مِنَ الْعَرَبِ اَوْلٰى بِحِفْظِىْ وَنُصْرَتِىْ مِنْكُمْ. (رُوْح)

*"હે કોમ ! જો તમે મારા અનુસરણથી ઈન્કાર કરો છો તો તમારો જે મારી સાથે સગપણનો રિશ્તો છે તેનો આદર તો કરો ! એવું ન થાય કે અરબના બીજા લોકો (જેમની સાથે મારું સગપણ નથી) મારા રક્ષણ અને મારી મદદમાં તમારા ઉપર બાજી મારી જાય !"*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી જ ઝઈફ સનદ સાથે એક રિવાયત આ પણ નકલ થઈ છે કે જ્યારે આ આયત નાઝિલ થઈ તો અમુક લોકોએ રસૂલે કરીમ ﷺને સવાલ કર્યો કે તમારા સગપણમાં કોણ લોકો છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલી અને ફાતિમા (રદિ.) અને તેમની અવલાદ. આ રિવાયતની સનદને દૂર્રે મન્થૂરમાં સુયૂતિએ અને હદીષોના વિવરણ કશ્શાફમાં હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ ઝઈફ ઠરાવી છે અને કારણ કે તેનો ખુલાસો એવો થાય છે કે હું પોતાની સેવાનું એટલું વળતર માંગું છું કે મારી અવલાદની તમે રિઆયત કર્યા કરો જે બધા અંબિયા (અલૈ.) ખાસ કરીને રસૂલે કરીમ ﷺની શા'નના યોગ્ય પણ નથી, એટલા માટે પ્રચલિત અને સાચી તફસીર જમહૂર ઉમ્મત નજીક તે જ છે જે ઉપર લખવામાં આવી છે. રવાફિઝોએ આ રિવાયતને ન જ માત્ર અપનાવી બલકે તેના ઉપર કિલ્લા ચણી નાંખ્યા જેનો કોઈ આધાર નથી.

## આલે રસૂલ ﷺ (રસૂલે કરીમ ﷺની અવલાદ)ના સન્માન અને મહોબ્બતનો મસ્અલો :

ઉપરોક્ત જે કંઈ લખ્યું છે તેનો સંબંધ માત્ર એ વાત સાથે છે કે પ્રસ્તુત આયત દર્શાવે છે કે રસૂલે કરીમ ﷺએ પોતાની સેવાના બદલામાં કોમ પાસેથી પોતાની અવલાદની મહોબ્બત અને સન્માન માટે કોઈ દરખાસ્ત કરી નથી, કોઈના મતે તેનો એવો અર્થ નથી કે પોતાની જગ્યાએ આલે રસૂલ ﷺની મહોબ્બત અને સન્માન કોઈ મહત્ત્વ ધરાવતું નથી, એવો વિચાર કોઈ બદબખ્ત અને ગુમરાહ જ કરી શકે છે. વાસ્તવમાં મસ્અલો એવો છે કે રસૂલે કરીમ ﷺનું સન્માન અને મહોબ્બત સમગ્ર સૃષ્ટિથી વધારે હોવું ઈમાનનો ભાગ બલકે ઈમાનનો આધાર છે અને એટલા માટે જરૂરી છે કે જેને જે પ્રમાણે રસૂલે કરીમ ﷺ સાથે નજીકનો સંબંધ છે તેનું સન્માન અને મહોબ્બત પણ એ જ આધારે વાજિબ અને જરૂરી હોવામાં કોઈ શંકા નથી કે માનવીની પોતાની સગી અવલાદ સંબંધમાં સૌથી વધારે નજીક હોય છે તેથી તેમની મહોબ્બત નિઃશંક ઈમાનનો ભાગ છે પરંતુ તેનો એવો અર્થ નથી કે અઝ્વાજે મુતહ્હરાત (રદિ.) (રસૂલે કરીમ ﷺની પવિત્ર પત્નીઓ) અને બીજા સહાબએ કિરામ (રદિ.) જેમના રસૂલે કરીમ ﷺ સાથે વિવિધ પ્રકારના સગાઈ સંબંધો અને રિશ્તેદારીઓ છે તેમને ભૂલાવી દેવામાં આવે.

ખુલાસો એ છે કે "અહ્‌લે બય્‌ત" અને આલે રસૂલ ﷺના મસ્અલા સંબંધી ઉમ્મતમાં ક્યારેય મતભેદ રહ્યો નથી, સર્વસહમતી અને એકમતે સૌના નજીક તેમની મહોબ્બત અને સન્માન જરૂરી છે, મતભેદ ત્યાં પેદા થાય છે જ્યાં બીજાઓના સન્માન અને ઈજ્જત ઉપર હુમલો કરવામાં આવે છે નહિતર આલે રસૂલ ﷺ હોવાના સ્વરૂપે સામાન્ય સાદાત (સય્યિદો) ભલે તેમના વંશનો ક્રમ કેટલોય દૂરનો કેમ ન હોય તેમની મહોબ્બત અને સન્માન એ મહાન ખુશનસીબી અને સવાબનું કારણ છે અને કારણ કે ઘણા લોકો તેમાં ઉણપ વર્તવા લાગ્યા એટલા માટે ઈમામ શાફઈ (રહ.)એ અમુક શે'રોમાં તેની સખત ટીકા કરી છે, તે શે'રો આ પ્રમાણે છે અને વાસ્તવમાં આ જ જમહૂર ઉમ્મતનો મસ્લક અને અકીદહ છે.

يَا رَاكِبًا قِفْ بِالْمُحَصَّبِ مِنْ مِنًى وَاهْتِفْ بِسَاكِنِ خَيْفِهَا وَالنَّا هِضِ

سَحْرًا اِذَا فَاضَ الْحَجِيْجُ اِلٰى مِنًى فَيْضًا كَمُلْتَطِمِ الْفُرَاتِ الْفَائِضِ

اِنْ كَانَ رَفْضًا حُبُّ اٰلِ مُحَمَّدٍ فَلْيَشْهَدِ الثَّقَلَانِ اَنِّىْ رَافِضِىْ

એટલે કે હે ઘોડે સવાર ! મીનાની વાદીએ મુહસ્સિબ પાસે રોકાઈ જા અને જ્યારે સવારના સમયે હાજીઓનો રેલો એક મોજાં મારતા દરિયા જેમ મીના તરફ રવાના થાય તો તે ઈલાકાના દરેક નિવાસી અને દરેક વટેમાર્ગુથી પોકાર કરીને એવું કહી આપ કે જો માત્ર આલે રસૂલ ﷺની મહોબ્બતનું નામ જ "રફ્ઝ" છે તો આ સૃષ્ટિના બધા જ જિન્નાતો અને માનવો ગવાહ રહે કે હું પણ "રાફઝી" છું.

## આયતો : (સૂરએ શૂરા : આયત નં. ૨૪-૨૫-૨૬)

اَمْ يَقُوْلُوْنَ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا ۚ فَاِنْ يَّشَاِ اللّٰهُ يَخْتِمْ عَلٰى قَلْبِكَ ۗ وَيَمْحُ اللّٰهُ الْبَاطِلَ وَيُحِقُّ الْحَقَّ بِكَلِمٰتِهٖ ۗ اِنَّهٗ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ﴿٢٤﴾ وَهُوَ الَّذِىْ يَقْبَلُ التَّوْبَةَ عَنْ عِبَادِهٖ وَيَعْفُوْا عَنِ السَّيِّاٰتِ وَيَعْلَمُ مَا تَفْعَلُوْنَ ۙ﴿٢٥﴾ وَيَسْتَجِيْبُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَيَزِيْدُهُمْ مِّنْ فَضْلِهٖ ۗ وَالْكٰفِرُوْنَ لَهُمْ عَذَابٌ شَدِيْدٌ ﴿٢٦﴾

## તરજુમો :

*શું તેઓ કહે છે કે તેણે અલ્લાહ ઉપર જૂઠ ઘડયું ? બસ જો અલ્લાહ ઈચ્છે તમારા દિલ ઉપર મહોર મારી (સીલ લગાવી) દે અને અલ્લાહ જૂઠને મિટાવે છે અને પોતાની વાતોથી સત્યને સાબિત કરે છે, બેશક ! તેને ખબર છે જે દિલોમાં છે. (૨૪) અને તે જ છે જે પોતાના બંદાઓની તવબહ કબૂલ કરે છે અને બુરાઈઓ મા'ફ કરે છે અને જાણે છે જે કંઈ તમે કરો છો. (૨૫) અને ઈમાનવાળાઓની દુઆ સાંભળે છે જેઓ ભલા કામ કરે છે અને તેમને પોતાની કૃપાથી વધારે આપે છે અને જેઓ ઈન્કારી છે તેમના માટે કઠોર અઝાબ છે. (૨૬)*

## તફસીર :

(હે નબી ﷺ !) શું આ લોકો (તમારા વિશે નઊઝુબિલ્લાહ !) એવું કહે છે કે તેણે અલ્લાહ ઉપર જૂઠું બોહતાન બાંધી રાખ્યું છે ? (કે નુબુવ્વત અને વહીનો અવાસ્તવિક દા'વો કર્યો છે ?) બસ (તેમનું આ નિવેદન જાતે જ એક આક્ષેપ છે એટલા માટે કે આપ ﷺની સત્ય ઉચ્ચારતી જીભ દ્વારા અલ્લાહનું આ મહાન સન્માનનીય કલામ કહેવાઈ રહ્યું છે જે સાચા નબી સિવાય કોઈની જીભ ઉપર આવી નથી શકતું, જો નઊઝુબિલ્લાહ ! તમે પોતાના રિસાલતના દા'વામાં સાચા ન હોત તો અલ્લાહ તઆલા આ કલામ તમારા ઉપર ઉતારતો ન હોત એટલા માટે) અલ્લાહ(ને એવી શક્તિ પ્રાપ્ત છે કે) જો (તે) ઈચ્છે તો તમારા દિલ ઉપર સીલ મારી દે (અને આ કલામ તમારા દિલ ઉપર ન ઉતારે, ન જ બાકી રહે બલકે તે જતું રહે અને તમે બિલકુલ ભૂલી જાઓ અને આવા સ્વરૂપમાં દેખીતું છે કે જીભ દ્વારા તે અસ્તિત્વમાં આવી જ નથી શકતું) અને અલ્લાહ (ની એવી ટેવ છે કે તે નુબુવ્વતના) જૂઠ (અને ખોટા દા'વા)ને મિટાવી દે છે (ચાલવા નથી દેતો એટલે કે એવા જૂઠા દા'વેદારોના હાથે મોઅ્જિઝાઓ જાહેર નથી થતા) અને (નુબુવ્વતના) સત્ય (દા'વા)ને પોતાના હુકમોથી સાબિત (અને ગાલિબ) કર્યા કરે છે (બસ તમે સાચા છો અને તેઓ જૂઠા છે અને કારણ કે) તે (એટલે કે અલ્લાહ તઆલા) દિલો (સુદ્ધાં)ની વાતો જાણે છે (પછી જીભથી કહેવામાં આવેલ નિવેદનો તથા શારીરિક પ્રવૃત્તિઓ તો પ્રથમ દરજ્જાએ જાણે છે, બસ અલ્લાહ

તઆલાને તે લોકોની માન્યતાઓ, નિવેદનો અને કર્મો બધાની ખબર છે, તે સૌને ભારે સજા આપશે, હા ! જે લોકો પોતાના કુફ્ર અને દુષ્કર્મોથી તવબહ કરી લે તેમને મા'ફ કરી દેશે કારણ કે આ તેનો કાનૂન છે) અને તે એવો (દયાળુ) છે કે પોતાના બંદાઓની તવબહ (અમુક શરતો સાથે) કબૂલ કરે છે અને તે (એ તવબહની બરકતથી) બધા (પાછલા) ગુનાહ મા'ફ કરી આપે છે અને જે કંઈ તમે કરો છો તે એ (સઘળું) જાણે છે (બસ તેને એ પણ ખબર છે કે તવબહ સાચા હૃદયથી કરી છે અથવા ઉપરછલ્લી !) અને (જ્યારે કોઈ વ્યક્તિ કુફ્રથી તવબહ કરીને મુસલમાન થઈ ગયો તો તેની જે ઈબાદતો પ્રથમ કબૂલ થઈ ન હતી હવે કબૂલ થવા લાગશે, કારણ કે અલ્લાહ તઆલા) તે લોકોની ઈબાદત (એ શરતે કે તે દેખાડા માટે ન હોય) કબૂલ કરે છે જેઓ ઈમાન લાવ્યા અને તેમણે નેક અમલ કર્યા (તે ઈબાદતો આ જ નેક અમલો છે અને તેને કબૂલ કરવાનો અર્થ એ છે કે તેમને સવાબ આપે છે) અને (સવાબ ઉપરાંત જે આ અમલનો સ્વાભાવિક તકાદો છે) તેમને પોતાની કૃપાથી ઔર વધારે (સવાબ) આપે છે (આ તો ઈમાનવાળાઓ માટે થયું) અને જે લોકો કુફ્ર (ઉપર હઠાગ્રહ) કરી રહ્યા છે (અને ઈમાન નથી લાવ્યા) તેમના માટે સખત અઝાબ (નક્કી) છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલત તથા કુર્આનને ગલત અને અલ્લાહ તઆલા ઉપર જૂઠ ઘડ્યું હોવાનું કહેનારાઓને પોતાનો એક સામાન્ય નિયમ બતાવીને જવાબ આપ્યો છે જેનો ખુલાસો એ છે કે એવા કામ જે સ્વાભાવિક રીતે મનુષ્ય નથી કરી શકતો જેને પ્રાકૃતિક નિયમો વિરુદ્ધ ઘટેલ ઘટના અથવા મોઅ્જિઝો કહેવામાં આવે છે, જો કે અમુક જાદૂગરો અને સાહિરો પણ પોતાના સિહ્ર અને જાદૂ વડે એવા કામ કરી બતાવે છે, એ તો દેખીતું છે કે તે બંનેમાંથી કોઈ પણ અલ્લાહ તઆલાની ઈબાદત અને ઈચ્છા વિના કંઈ જ કરી શકતા નથી, અલ્લાહ તઆલા જ પોતાની કૃપા વડે અંબિયા (અલૈ.)ની નુબુવ્વત સાબિત કરવા માટે તેમને મોઅ્જિઝાઓ આપે છે જેમાં પયગમ્બરનો પોતાનો પણ કોઈ અખ્ત્યાર નથી હોતો.

એ જ પ્રમાણે જાદૂગરોનો જાદૂ પણ પોતાની હિકમત, પરીક્ષા અને

કસોટીની બીનાએ ચાલવા દે છે પરંતુ જાદૂ અને મોઅ્જિઝામાં તફાવત તથા નબી અને જાદૂગરમાં ભેદ કરવા માટે તેણે એ નિયમ લાગુ પાડી રાખ્યો છે કે જે વ્યક્તિ નુબુવ્વતનો જૂઠો દા'વો કરે તેના હાથે કોઈ જાદૂ અથવા સિહ્‌ર સફળ થતું નથી જ્યાં સુધી કે તે નુબુવ્વતનો દા'વો નથી કરતો તેનું જાદૂ ચાલે છે, નુબુવ્વતનો જૂઠો દા'વો કર્યા પછી અલ્લાહ તઆલા તેનું જાદૂ ચાલવા દેતો નથી.

અને જેને અલ્લાહ તઆલાએ નુબુવ્વત અને રિસાલત અર્પણ કરી છે તેમને મોઅ્જિઝાઓ પણ અર્પણ કર્યા છે અને તેમને મોઅ્જિઝાઓ પ્રગટ કરવાની શક્તિ આપે છે, એ જ પ્રમાણે તક્વીની અને તકદીરી રીતે તેમની નુબુવ્વતને સાબિત કરી આપે છે, બીજું પોતાના કલામની આયતોમાં તેમની ખરાઈ નાઝિલ કરે છે.

જ્યારે આ નિયમની જાણ થઈ તો હવે એવું સમજી લો કે કુર્આને કરીમ એક મોઅ્જિઝો છે કે સમગ્ર દુનિયાના જિન્નાતો અને માનવી તેની એક આયતનું દૃષ્ટાંત બનાવવાથી લાચાર છે જેનું સન્માન અને મહાનતા નુબુવ્વતના સમયકાળમાં જ સાબિત થઈ ચૂકી અને આજ સુધી કાયમ છે, આવો ખુલ્લો મોઅ્જિઝો કેવી રીતે જૂઠા નુબુવ્વતના દા'વેદારથી ઉપરોક્ત નિયમ પ્રમાણે અસ્તિત્વમાં આવી શકે ? તેથી રસૂલે કરીમ ﷺનો વહી અને રિસાલતનો દા'વો સાચો અને સત્ય છે, તેને ખોટો અથવા જૂઠ ઘડી કાઢેલું કહેનાર માત્ર ગુમરાહ અને બોહતાન બાંધનાર છે.

બીજી આયતમાં ઈન્કારીઓ અને વિરોધીઓને એવો બોધાપાઠ આપવામાં આવ્યો છે કે હજુ પણ કુફ્ર અને ઈન્કારથી અટકી જાઓ અને તવબહ કરી લો અલ્લાહ તઆલા ઘણો દયાળુ અને કૃપાળુ છે, તવબહ કરનારની તવબહ કબૂલ કરી લે છે અને તેમની ભૂલો મા'ફ કરી આપે છે.

**તવબહની વાસ્તવિકતા :**

"તવબહ"નો શાબ્દિક અર્થ "પાછા વળવું અથવા શરણે જવું" થાય છે અને શરઈ પરિભાષામાં "કોઈ ગુનાહથી અટકી જવા"ને તવબહ કહે છે, તવબહ સાચી અને ભરોસાપાત્ર હોવા માટે ત્રણ શરતો છે.

એક એ કે જે ગુનાહમાં હાલમાં સંડોવાયેલો છે તેને તરત જ છોડી દે, બીજું

એ કે ભૂતકાળમાં જે ગુનાહ થયા તેના ઉપર પસ્તાવો કરે અને ત્રીજું એ કે હવે પછી તેને છોડી દેવાનો પાકો નિર્ધાર કરે અને જો કોઈ શરઈ ફરજ છૂટી ગયો હોય તો તેને અદા કરવામાં અને કઝા કરવામાં લાગી જાય અને જે ગુનાહ બંદાના હકો વિશેનો છે તો તેમાં એક શરત એ પણ છે કે જો કોઈનો માલ પોતાના ઉપર ફરજ છે અને તે વ્યક્તિ જીવીત છે તો યા તો તેને તે માલ પાછો આપે અથવા તેની પાસે મા'ફ કરાવી લે અને જો તે જીવીત નથી અને તેના વારસદારો મોજૂદ છે તો તેમને પાછો આપે, જો તેમના વારસદારો પણ નથી તો બયતુલ માલ (ઈસ્લામી રાજ્યની સરકારી તિજોરી)માં જમા કરાવે, બયતુલ માલ પણ નથી અથવા તેની વ્યવસ્થા બરાબર નથી તો તેના તરફથી તે સદકહ કરી દે અને જો કોઈ આર્થિક બાબતો સિવાયનો હક્ક પોતાના માથે ફરજ છે, દાખલા તરીકે કોઈને નાહક સતાવ્યો છે, બુરું ભલું કહ્યું છે અથવા તેની ગીબત કરી છે તો તેને જે રીતે શક્ય હોય રાજી કરીને તેની મા'ફી પ્રાપ્ત કરે.

આ તો દરેક પ્રકારની તવબહ માટે જરૂરી છે જ કે ગુનાહને છોડવો અલ્લાહ માટે હોય, પોતાની કોઈ શારીરિક કમજોરી અથવા મજબૂરીની બીનાએ ન હોય, શરીઅતમાં મૂળ ઈચ્છનીય બાબત તો એ છે કે તવબહ બધા જ ગુનાહોથી કરવામાં આવે પરંતુ જો માત્ર કોઈ ખાસ ગુનાહની તવબહ કરવામાં આવે તો અહલે સુન્નતના મસ્લક પ્રમાણે તે ગુનાહની મર્યાદા સુધી તો મા'ફી મળી જશે પરંતુ બીજા ગુનાહોનો વબાલ માથા ઉપર રહેશે.

---

## આયતો : (સૂરએ શૂરા : આયત નં. ૨૭ થી ૩૫)

وَلَوْ بَسَطَ اللّٰهُ الرِّزْقَ لِعِبَادِهٖ لَبَغَوْا فِي الْاَرْضِ وَلٰكِنْ يُّنَزِّلُ بِقَدَرٍ مَّا يَشَآءُ ۭ اِنَّهٗ
بِعِبَادِهٖ خَبِيْرٌۢ بَصِيْرٌ ﴿٢٧﴾ وَهُوَ الَّذِيْ يُنَزِّلُ الْغَيْثَ مِنْۢ بَعْدِ مَا قَنَطُوْا وَيَنْشُرُ رَحْمَتَهٗ ۭ
وَهُوَ الْوَلِيُّ الْحَمِيْدُ ﴿٢٨﴾ وَمِنْ اٰيٰتِهٖ خَلْقُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَثَّ فِيْهِمَا مِنْ
دَآبَّةٍ ۭ وَهُوَ عَلٰي جَمْعِهِمْ اِذَا يَشَآءُ قَدِيْرٌ ﴿٢٩﴾ وَمَآ اَصَابَكُمْ مِّنْ مُّصِيْبَةٍ فَبِمَا كَسَبَتْ
اَيْدِيْكُمْ وَيَعْفُوْا عَنْ كَثِيْرٍ ﴿٣٠﴾ وَمَآ اَنْتُمْ بِمُعْجِزِيْنَ فِي الْاَرْضِ ښ وَمَا لَكُمْ مِّنْ

دُوْنِ اللّٰهِ مِنْ وَّلِيٍّ وَّلَا نَصِيْرٍ ۝٣١ وَمِنْ اٰيٰتِهِ الْجَوَارِ فِي الْبَحْرِ كَالْاَعْلَامِ ۝٣٢ اِنْ
يَّشَاْ يُسْكِنِ الرِّيْحَ فَيَظْلَلْنَ رَوَاكِدَ عَلٰى ظَهْرِهٖ ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ
شَكُوْرٍ ۝٣٣ اَوْ يُوْبِقْهُنَّ بِمَا كَسَبُوْا وَيَعْفُ عَنْ كَثِيْرٍ ۝٣٤ وَّيَعْلَمَ الَّذِيْنَ يُجَادِلُوْنَ
فِيْٓ اٰيٰتِنَا ۭ مَا لَهُمْ مِّنْ مَّحِيْصٍ ۝٣٥

## તરજુમો :

*અને જો અલ્લાહ પોતાના બંદાઓને રોજી ફેલાવી દે તો પ્રદેશમાં ધૂમ મચાવી દે અને પરંતુ જેટલી ઈચ્છે છે માપીને ઉતારે છે, બેશક ! તે પોતાના બંદાઓની ખબર રાખે છે, સઘળું જુએ છે. (૨૭) અને તે જ છે જે વરસાદ ઉતારે છે તે પછી કે આશા તોડી ચૂક્યા અને પોતાની રહમત ફેલાવે છે અને તે જ છે કામ બનાવનાર બધા વખાણોના પાત્ર ! (૨૮) અને એક તેની નિશાની છે આસમાનોનું બનાવવું અને જમીનનું અને જે પ્રમાણે તેમાં જાનવરો ફેલાયેલા છે અને તે જ્યારે ઈચ્છે તે સૌને એકઠા કરી શકે છે. (૨૯) અને તમારા ઉપર જે કોઈ મુસીબત પડે બસ તે તેનો બદલો છે જે તમારા હાથોએ કમાયું અને ઘણા ગુનાહો મા'ફ કરે છે. (૩૦) અને તમે પૃથ્વીમાં નાસદોડ કરી (અલ્લાહ તઆલાને) થકવનાર નથી અને તમારું અલ્લાહના સિવાય કોઈ કામ બનાવનાર નથી અને ન જ મદદગાર ! (૩૧) અને એક તેની નિશાની છે દરિયામાં જહાઝો ચાલે છે જાણે કે પહાડ. (૩૨) જો ઈચ્છે તો હવાને રોકી લે, પછી આખો દિવસ તેની પીઠ ઉપર થોભેલા રહે, બેશક ! તે વાતમાં નિશાની છે દરેક ધીરજ ધરનાર (કાયમ રહેનાર) માટે જેઓ અહેસાન માને છે. (૩૩) અથવા તેમને તબાહ કરી દે તેમની કમાઈના કારણે અને ઘણાઓને મા'ફ પણ કરી આપે. (૩૪) અને જેથી તે લોકો જાણી લે જેઓ અમારી આયતોમાં ઝઘડે છે કે તેમના માટે નાસવાની જગ્યા નથી. (૩૫)*

## તફસીર :

અને (અલ્લાહ તઆલાની હિકમતની સિફતની નિશાનીઓમાંથી એ છે કે

તેણે દરેકને વધારે માલ નથી આપ્યો કારણ કે) જો અલ્લાહ તઆલાએ પોતાના બધા બંદાઓ માટે (પ્રસ્તુત પરિસ્થિતિ પ્રમાણે જેવો એમનો સ્વભાવ છે) રોજી વિસ્તારી આપી હોત તો તેઓ દુનિયામાં (ખાસ કરીને) શરારત કરવા લાગ્યા હોત (કારણ કે જો બધા માણસો માલદાર થઈ ગયા હોત તો કોઈ કોઈનો સદંતર મોહતાજ જ ન હોત તો કોઈપણ કોઈને કંઈ આપતું ન હોત) પરંતુ (એવું પણ નથી કર્યું કે બિલકુલ જ કોઈને કંઈ ન આપ્યું હોય બલકે) જેટલી રોજી ઈચ્છે છે (યોગ્ય) અંદાજથી (દરેકના માટે) ઉતારે છે (કારણ કે) તે પોતાના બંદાઓ(ની જરૂરિયાતો)ને જાણનારો (અને તેમની હાલત) જોનારો છે અને તે એવો (મહાદયાળુ) છે જે (ઘણા વખતે) લોકોના નિરાશ થઈ ગયા પછી વરસાદ વરસાવે છે અને પોતાની રહમત(ની નિશાનીઓ દુનિયામાં) ફેલાવે છે (નિશાનીઓથી ભાવાર્થ વનસ્પતિ અને ફળ ફૂલ વગેરે છે) અને તે (સૌનો) કાર્યસાધક (અને તે કાર્યસાધકપણા ઉપર) તા'રીફના લાયક છે અને તેની (કુદરતની) નિશાનીઓમાં આસમાનોનું અને જમીનનું બનાવવું છે અને સજીવોનું જે તે જમીન અને આસમાનમાં ફેલાવી રાખ્યા છે (તે છે) અને તે (કયામતના દિવસે ફરીવાર જીવીત કરીને) તે (મખ્લૂકો)ને એકઠી કરી લેવા ઉપર પણ જ્યારે તે (એકઠી કરવા) ઈચ્છે શક્તિમાન છે અને (તે બદલો લેનારો પરંતુ સાથે જ મા'ફ કરનારો પણ છે એટલા માટે) તમને (હે ગુનેહગારો !) જે કંઈ મુસીબત (વાસ્તવમાં) પહોંચે છે તો તે તમારા જ હાથોએ કરેલ કામોથી પહોંચે છે (અને તો પણ દરેક ગુનાહ ઉપર નહીં બલકે અમુક અમુક ગુનાહ ઉપર) અને ઘણા (ગુનાહો)થી દરગુઝર જ કરે છે (ભલે બંને દુનિયામાં અથવા માત્ર દુનિયામાં) અને (જો તે સૌના ઉપર પકડ કરવા લાગે તો) તમે જમીન(ના કોઈ ભાગ)માં (શરણ લઈને તેને) હરાવી નથી શકતા અને (એવા વખતે) અલ્લાહ સિવાય તમારો કોઈ હિમાયતી મદદગાર નથી (હોઈ શકતો) અને તેની (સંપૂર્ણ કુદરતની) નિશાનીઓમાં જહાઝ છે સમંદરમાં (એવા ઊંચા) જેમકે પહાડ, (ભાવાર્થ એ છે કે તેમનું સમંદરમાં ચાલવું અલ્લાહ તઆલાની આશ્ચર્યજનક કારીગીરીની દલીલ છે નહિતર) જો તે ઈચ્છે તો હવાને રોકી રાખે તો તે (જહાઝ) સમંદરની સપાટી ઉપર જ ઊભા રહી જાય (એ તેનું જ કામ છે કે હવાને ચલાવે છે અને તેનાથી તે જહાઝ ચાલે છે) બેશક ! તેમાં (કુદરત ઉપર દલીલો કરનારી)

નિશાનીઓ છે દરેક સબ્ર કરનાર અને શુક્ર કરનાર (એટલે કે મો'મિન) માટે (તેનો ખુલાસો સૂરએ લુકમાનના અંતિમ રુકૂઅ્માં આ પ્રમાણેની આયત હેઠળ પસાર થઈ ચૂક્યો છે, મતલબ કે જો તે ઈચ્છે તો હવાને થોભાવીને જહાઝને ઊભું કરી દે) અથવા (જો તે ઈચ્છે તો તેજ ગતિવાળી હવા ચલાવીને) તે જહાઝ(ના સવારો)ને તેમના (કુફ્ર અને શિર્ક જેવા ખરાબ) અમલોના કારણે તબાહ કરી દે અને (તેમનામાં) ઘણા વ્યક્તિઓથી દરગુઝર કરવામાં આવે (એટલે કે તે સમયે તેઓ ડૂબે નહીં ભલે આખિરતમાં તેમને સજા મળે) અને (આ તબાહીના સમયે) તે લોકોને જેઓ અમારી આયતોમાં ઝઘડો કરે છે ખબર થઈ જાય કે (હવે) તેમના માટે ક્યાંય બચાવ(નું સ્વરૂપ) નથી (એવા સમયે તેઓ પણ પોતાના આગેવાનોને લાચાર સમજે છે).

## મસ્અલા અને બોધપાઠ :

### શા'ને નુઝૂલ અને આયતોનો ક્રમ :

આ આયતોમાં અલ્લાહ તઆલાએ તવહીદના અકીદાને સાબિત કરવા માટે પોતાની તે ઉચ્ચ કક્ષાની હિકમતનું વર્ણન કર્યું છે જેના દ્વારા તેણે સૃષ્ટિને એક મજબૂત વ્યવસ્થામાં જકડેલ છે અને એનો મકસદ એ છે કે સૃષ્ટિની આ મજબૂત વ્યવસ્થા એ વાતની સ્પષ્ટ દલીલ છે કે કોઈ સર્વ હિકમતોનો માલિક અને સર્વજ્ઞ હસ્તી જ તેને ચલાવી રહી છે.

આ વિષયની શરૂઆત અલ્લાહ તઆલાએ પોતાની તે આર્થિક વ્યવસ્થા તરફ ઈશારો કરીને કરી છે જે તેણે પોતાની હિકમતથી દુનિયામાં લાગુ પાડી રાખી છે અને આ વિષય પાછલી આયતો સાથે એ રીતે જોડાયેલ છે કે પાછલી આયતોમાં એવું વર્ણન કરવામાં આવ્યું હતું કે અલ્લાહ તઆલા મો'મિનોની ઈબાદતને કબૂલ કરે છે જેમાં તેની દુઆઓની સ્વીકૃતિ પણ સામેલ છે, હવે અત્રે એવી શંકા થઈ શકતી હતી કે એ વાત મોટે ભાગે નજરે પડે છે કે મુસલમાન પોતાના કોઈ દુનિયવી હેતુ માટે દુઆ કરે છે પરંતુ તે હેતુ પૂર્ણ થતો નથી તો તે શંકાનો જવાબ પ્રસ્તુત ઉપરોક્ત આયતોમાંની સૌ પ્રથમ આયતમાં આપવામાં આવ્યો છે અને તેનો ખુલાસો એ છે કે માનવીની દરેક ઈચ્છા પૂર્ણ કરવી અમુક સમયે પોતે માનવીના વ્યક્તિગત અથવા સામૂહિક હિત વિરુદ્ધ હોય છે તેથી જો

કોઈ સમયે કોઈ વ્યક્તિની કોઈ દુઆ દેખીતી રીતે કબૂલ ન થાય તો તેની પાછળ સૃષ્ટિની તે મહાન મસ્લિહતો (હિતરક્ષા) હોય છે જેને તે સર્વજ્ઞ અને હકીમ સર્જનહાર સિવાય કોઈ નથી જાણતું, જો દુનિયામાં દરેક માનવીને દરેક પ્રકારની રોજી અને દરેક પ્રકારની નેઅ્મતો અતા કરવામાં આવે તો દુનિયાની આ વ્યવસ્થા હિકમત સાથે ચાલી નથી શકતી. *(તફસીરે કબીર)*

આથી અમુક રિવાયતોથી એ બાબતનું સમર્થન થાય છે કે આ આયત તે મો'મિનો વિશે નાઝિલ થઈ હતી જેઓ કાફિરોના માલ અને દોલત જોઈને તમન્ના કર્યા કરતા હતા કે આ વિશાળતા અને છૂટછાટ અમને પણ પ્રાપ્ત થઈ જાય. ઈમામ બગવી (રહ.)એ હઝરત ખબ્બાબ બિન અરત (રદિ.)નું આ નિવેદન નકલ કર્યું છે કે અમે બનુ કુરયઝા, બનુ નઝીર અને બનુ કૈનકાઅ્ના માલ અને દોલત જોઈ તો અમારા દિલોમાં પણ માલદારીની તમન્ના પેદા થઈ તેના ઉપર આ આયત નાઝિલ થઈ અને હઝરત અમ્ર બિન હરિષ (રદિ.) ફરમાવે છે કે "અસ્હાબે સુફ્ફા"માંથી અમુક લોકોએ રસૂલે કરીમ ﷺની સામે એવી ઈચ્છા પ્રગટ કરી હતી કે અલ્લાહ તઆલા અમને માલદાર બનાવી આપે તેના ઉપર આ આયત નાઝિલ થઈ. *(રૂહુલ મઆની વગેરે)*

**દુનિયામાં દોલતની જાહેર છૂટછાટ ફસાદનું કારણ બને છે :**

આ આયતમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો છે કે જો દુનિયામાં દરેક વ્યક્તિ ઉપર દરેક પ્રકારની રોજી અને દરેક પ્રકારની નેઅ્મતની છૂટછાટ કરી આપવામાં આવી હોત તો માનવીના એકબીજાના વિરુદ્ધના ફિત્ના ફસાદ હદથી વધારે થઈ ગયા હોત, એટલા માટે કે દોલતની છૂટછાટના કારણે ન તો કોઈ કોઈનો મોહતાજ હોત અને ન જ કોઈ કોઈનાથી દબાતું હોત, બીજી બાજુ માલદારીની એક ખાસિયત એ હોય છે કે જેટલી દોલત વધે છે એટલી જ દુનિયાની લાલચમાં પણ વધારો થાય છે, તેનું આવશ્યક પરિણામ એ હોય છે કે એકબીજાની મિલકતો ઉપર કબ્જો જમાવવા માટે બળજબરીનો ઉપયોગ સામાન્ય થઈ પડ્યો હોત. લડાઈ, ઝઘડા, બળવાખોરી અને બીજા પ્રકારના દુષ્કૃત્યો હદથી વધારે વધી ગયા હોત તેથી અલ્લાહ તઆલાએ દરેક વ્યક્તિને દરેક પ્રકારની રોજી અને દરેક પ્રકારની નેઅ્મત આપવાને બદલે તે નેઅ્મતોને પોતાના બંદાઓ ઉપર એ પ્રમાણે વહેંચી દીધી છે કે કોઈની પાસે માલ દોલત વધારે છે, કોઈ

તંદુરસ્તી અને શક્તિમાં અન્યોથી વધારે છે, કોઈ ખુબસૂરતી અને સ્વરૂપમાં માલામાલ છે, કોઈની પાસે જ્ઞાન અને હિકમતની દોલત બીજાઓ કરતાં વધારે છે, મતલબ કે દરેક વ્યક્તિને એકબીજાના મોહતાજ રહેવું પડે છે અને આ પરસ્પરના સહયોગ ઉપર પ્રગતિની ઈમારત કાયમ છે, وَلٰكِنْ يُّنَزِّلُ بِقَدَرٍ مَّا يَشَآءُ એનો મતલબ એ જ છે કે અલ્લાહે પોતાની નેઅ્મતો એક ખાસ મકસદથી દુનિયાના લોકો ઉપર નાઝિલ કરી છે અને આગળ اِنَّهٗ بِعِبَادِهٖ خَبِيْرٌۢ بَصِيْرٌ (નિઃશંક! તે પોતાના બંદાઓને જાણનારો જોનારો છે.) ફરમાવીને એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો કે અલ્લાહ તઆલા સારી પેઠે જાણે છે કે ક્યા વ્યક્તિ માટે કઈ નેઅ્મત યોગ્ય છે અને કઈ નેઅ્મત નુકસાનકર્તા, તેથી તેણે દરેક વ્યક્તિને યોગ્ય નેઅ્મતો આપી છે અને જો કોઈનાથી કોઈ નેઅ્મત છીનવાય જાય છે તો તેના અને સમગ્ર વિશ્વના હિતની બીનાએ તે છીનવી લેવામાં આવી છે અને એવું જરૂરી નથી કે દરેકે દરેક વ્યક્તિ વિશે આ હિત શું છે તે સમજમાં આવે, કારણ કે અહીંયાં દરેક મનુષ્ય પોતાની જાણકારીના એક મર્યાદિત વર્તુળમાં રહીને વિચારે છે અને અલ્લાહ તઆલાની નજર સમક્ષ સમગ્ર સૃષ્ટિનું હિત હોય છે એટલા માટે માનવીની નજર બધી જ હિકમતો સુધી પહોંચવી શક્ય જ નથી, તેનો એક અનુભવ આધારિત દાખલો એવો છે કે એક પ્રામાણિક નિષ્ઠાવાન શાસક ઘણા સમયે એવા હુકમો લાગુ પાડે છે જે અમુક લોકો વિરુદ્ધ હોય છે અને તેના કારણે તેઓ મુસીબતોનો ભોગ બને છે, જે વ્યક્તિ આ પ્રમાણેની મુસીબતોનો શિકાર બન્યો છે તે માત્ર પોતાના લાભના એક મર્યાદિત વર્તુળમાં વિચારી રહ્યો છે એટલા માટે શક્ય છે કે તેને શાસકનું આ પગલું ખરાબ લાગે પરંતુ જે વ્યક્તિની નજર સમગ્ર દેશ અને કોમની પરિસ્થિતિ ઉપર છે અને જેઓ એવું સમજે છે કે કોઈ એક વ્યક્તિના લાભ ખાતર આખા દેશને કુરબાન નથી કરી શકાતો તે આ પગલાને ખરાબ હોવાનું વિચારતો નથી, હવે જે હસ્તી સમગ્ર સૃષ્ટિની વ્યવસ્થા ચલાવી રહી છે તેની હિકમતોનો તાગ કઈ રીતે મેળવી શકાય ? જો આ મુદ્દો દિમાગમાં રાખવામાં આવે તો તે ભ્રમણા અને વસવસો આપોઆપ દૂર થઈ શકે છે જે દુનિયામાં કોઈ વ્યક્તિને મુસીબતમાં સપડાયેલો જોઈને પેદા થાય છે.

આ જ આયતથી એ પણ જાણ થાય છે કે દુનિયાના બધા જ મનુષ્યોનું

માલ અને દોલતની બાબતમાં એકસમાન હોવું શક્ય નથી અને ન જ તે ઈચ્છનીય બાબત છે તથા તે વિશ્વની વ્યવસ્થા માટેની તક્વીની (ગુપ્ત) મસ્લિહતોના અને હિતોના તકાદા વિરુદ્ધ છે, આ મસ્અલાની સંપૂર્ણ વિગત ઈન્શાઅલ્લાહ સૂરએ ઝુખ્રુફની આયત ....نَحۡنُ قَسَمۡنَا بَيۡنَهُمۡ مَّعِيۡشَتَهُمۡ હેઠળ આવશે.

**જન્નત અને દુનિયાનો તફાવત :**

અત્રે એવી શંકા થઈ શકે છે કે જન્નતમાં તો બધા જ માનવીઓ ઉપર દરેક પ્રકારની નેઅ્મતોની છૂટછાટ કરવામાં આવશે, ત્યાં તે ફસાદનું કારણ કેમ નહીં બને ? તેનો જવાબ એ છે કે દુનિયામાં ફસાદનું કારણ માલ અને દોલતની છૂટછાટ સાથે લોભ અને લાલસાની તે ભાવના છે જે દોલતમંદીની સાથે સાથે સામાન્ય રીતે વધતી જ રહે છે, તેનાથી વિપરીત જન્નતમાં નેઅ્મતોનો વરસાદ થશે પરંતુ લોભ અને લાલચ તથા બળવાખોરીની આ ભાવના સમાપ્ત કરી આપવામાં આવશે એટલા માટે ત્યાં આવો ફસાદ થવાની શક્યતા જ નથી. હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.)એ તફસીરના ખુલાસામાં ''હાલની પરિસ્થિતિ''ના શબ્દો લખ્યા છે જે એના તરફ ઈશારો કરવા માટે વધાર્યા છે.

*(બયાનુલ કુર્આન)*

હવે અત્રે એવો વાંધો ઉઠાવવો સદંતર ફુઝૂલ અને વ્યર્થ છે કે દુનિયામાં પણ માલ અને દોલતની છૂટછાટ કરીને લોભ અને લાલચની ભાવના કેમ નષ્ટ કરવામાં ન આવી ? કારણ કે દુનિયાના સર્જનનો હેતુ જ એક એવું વિશ્વ પેદા કરવાનો છે જે ભલાઈ અને બુરાઈ બંને પ્રકારની શક્તિઓનું મિશ્રણ હોય, તેના વિના માનવીની તે કસોટી શક્ય જ નથી જે વિશ્વની ઉત્પત્તિનો અસલ હેતુ છે એટલા માટે જો અહીંયાં માનવોમાંથી આ ભાવના જ નષ્ટ કરવામાં આવે તો દુનિયાની ઉત્પત્તિનો મૂળ હેતુ જ નાશ પામે, એનાથી વિપરીત જન્નત માત્ર ભલાઈ ઉપર આધારિત હશે એટલા માટે ત્યાં આ ભાવનાઓ સમાપ્ત કરી દેવામાં આવશે.

هُوَ الَّذِىۡ يُنَزِّلُ الۡغَيۡثَ مِنۡۢ بَعۡدِ مَا قَنَطُوۡا "અને તે એવો છે કે લોકોના નાઉમ્મીદ થઈ ગયા પછી વરસાદ વરસાવે છે." આમ તો અલ્લાહ તઆલાની સામાન્ય ટેવ છે કે જ્યારે જમીનને પાણીની સખત જરૂરત હોય છે, વરસાદ

વરસાવે છે પરંતુ અત્રે "નાઉમ્મીદ થઈ ગયા પછી" કહીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે ક્યારેક ક્યારેક અલ્લાહ તઆલા વરસાદ વરસાવવામાં સામાન્ય ટેવ વિરુદ્ધ એટલું મોડું કરે છે જેનાથી લોકો નિરાશ થવા લાગે, એનાથી કસોટી ઉપરાંત એ વાતની ચેતવણી પણ આપવાનો હેતુ હોય છે કે વરસાદ અને દુષ્કાળ બધું જ અલ્લાહની કુદરતમાં છે, તે જ્યારે ઈચ્છે લોકોના દુષ્કર્મો વગેરેની બીનાએ વરસાદ રોકી લે છે જેથી લોકો તેની રહમત તરફ ધ્યાન આપી તેની સામે આજિઝી અને કાકલુદી કરે નહિતર જો વરસાદનો પણ કોઈ નિશ્ચિત સમય કે ટાઈમ ટેબલ હોત જેનામાં ક્યારેય નાનો સરખો ફેરબદલ ન હોત તો લોકો તેને બિલકુલ જાહેર કારણોના તા'બે સમજીને અલ્લાહ તઆલાની કુદરતથી બેધ્યાન થઈ ગયા હોત અને અત્રે "નાઉમ્મીદ" કહેવાનો ભાવાર્થ પોતાની યુક્તિઓથી નાઉમ્મીદ થઈ જવું છે નહિતર અલ્લાહ તઆલાની રહમતથી નિરાશ થવું કે હતાશ થવું કુફ્ર છે.

وَمَا بَثَّ فِيهِمَا مِنْ دَابَّةٍ માં શબ્દ دَابَّةٌ (દાબ્બતુન) મૂળ શબ્દકોષમાં દરેક તે વસ્તુને કહેવામાં આવે છે જે પોતાના અધિકારથી હલન ચલન કરનારી હોય છે, પાછળથી આ શબ્દ માત્ર જાનવરો માટે ઉપયોગ થવા લાગ્યો. આ આયતમાં આસમાન અને જમીન બંને તરફ સંબંધ જોડીને એવું કહેવામાં આવ્યું છે કે તેમાં અલ્લાહ તઆલાએ ઘણી બધી ચાલનારી મખ્લૂક પેદા કરી છે, જમીન ઉપર ચાલનારી મખ્લૂક તો નજર સામે છે, આસમાનમાં તેનાથી ભાવાર્થ ફરિશ્તાઓ પણ હોઈ શકે છે અને એ પણ શક્ય છે કે આસમાનોમાં અમુક એવા જાનવરો મોજૂદ છે જે હજુ પણ માનવના જ્ઞાનમાં આવ્યા નથી, મતલબ કે હેતુ એ છે કે વિશ્વની વ્યવસ્થાના હિતને નજર સમક્ષ રાખી અલ્લાહ તઆલાએ દરેક માનવીને માલ અને દોલતમાં વિશાળતા અર્પણ નથી કરી બલકે એક હિકમતયુક્ત અંદાજથી રોજીની વહેંચણી કરી છે પરંતુ સૃષ્ટિની જે નેઅ્મતો જાહેર ફાયદા માટે છે જેને દરેક વ્યક્તિ માટે સામાન્ય બનાવી દીધી જેમકે વરસાદ, વાદળ, જમીન, આસમાન અને તેનામાં રહેલ મખ્લૂક બધી જ માનવોના ફાયદા માટે પેદા કરવામાં આવી છે અને આ બધી વસ્તુઓ અલ્લાહ તઆલાની તવહીદ ઉપર દલીલ કરે છે, ત્યારબાદ કોઈ વ્યક્તિને કોઈ તકલીફ પહોંચે છે તો તે તેના પોતાના કર્મોના કારણે પહોંચે છે આથી તેણે એ બાબતે અલ્લાહને ફરિયાદ

કરવાને બદલે પોતાના ગરેબાનમાં જોવું જોઈએ. وَمَآ اَصَابَكُمْ مِّنْ مُّصِيْبَةٍ فَبِمَا كَسَبَتْ اَيْدِيْكُمْ وَيَعْفُوْا عَنْ كَثِيْرٍ નો આ જ અર્થ છે, હઝરત હસન (રદિ.)થી રિવાયત છે કે જ્યારે આ આયત નાઝિલ થઈ તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કસમ છે તે જાતની કે જેના કબ્જામાં મારો પ્રાણ છે ! જે વ્યક્તિને કોઈ લાકડીથી કોઈ ઉઝરડો થાય છે અથવા કોઈ નસ ધડકે છે અથવા તો કદમ લડખડાય છે, આ બધું તેના ગુનાહોના કારણે થાય છે અને દરેક ગુનાહની સજા અલ્લાહ તઆલા આપતો નથી, બલકે જે ગુનાહ અલ્લાહ તઆલા મા'ફ કરી આપે છે તે તેનાથી ઘણા વધારે છે જેના ઉપર કોઈ સજા આપવામાં આવે છે. હઝરત અશ્રફુલ મશાઈખે ફરમાવ્યું કે જે રીતે શારીરિક કષ્ટો અને તકલીફો ગુનાહોના કારણે આવે છે એ જ પ્રમાણે ગુપ્ત બીમારીઓ કોઈ ગુનાહના પરિણામે હોય છે, માનવીથી કોઈ એક ગુનાહ થઈ ગયો તો તે બીજા પ્રકારના ગુનાહમાં સપડાવાનું કારણ બને છે, જેમકે હાફિઝ ઈબ્ને કય્યિમે "અદ્દવાઉશ્શાફી"માં લખ્યું છે કે ગુનાહની એક રોકડ સજા એ હોય છે કે તેની સાથે બીજા ગુનાહોમાં સંડોવાય છે, એ જ પ્રમાણે નેકીનો એક રોકડ બદલો એ હોય છે કે એક નેકી બીજી નેકીને ખેંચી લાવે છે.

બયઝાવી વગેરેએ કહ્યું કે આ આયત એ લોકો માટે ખાસ છે જેમનાથી ગુનાહો થઈ જાય છે, અંબિયા (અલૈ.) જેઓ ગુનાહોથી માસૂમ છે અથવા નાબાલિગ બાળકો અને પાગલો જેમનાથી કોઈ ગુનાહ નથી થતો તેમને જે કષ્ટો અને મુસીબતો પહોંચે છે તે આ હુકમમાં સામેલ નથી, તેના બીજા કારણો અને હિકમતો હોય છે દાખલા તરીકે દરજ્જાઓની બુલંદી વગેરે અને વાસ્તવમાં તે હિકમતોનો તાગ માનવી મેળવી શકતો નથી. વલ્લાહુ અઅ્લમુ.

**ખુલાસો :**

હદીષની અમુક રિવાયતોથી સાબિત છે કે જે ગુનાહો ઉપર દુનિયામાં સજા આપવામાં આવે છે મો'મિન માટે તેનાથી આખિરતમાં મા'ફી થઈ જાય છે, જેમકે હાકિમે મુસ્તદરકમાં અને બગવીએ હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ દ્વારા મરફુઅન નકલ કર્યું છે. *(મઝહરી)*

———————

## આયતો : (સૂરએ શૂરા : આયત નં. ૩૬ થી ૪૩)

فَمَآ أُوتِيتُم مِّن شَىْءٍ فَمَتَٰعُ ٱلْحَيَوٰةِ ٱلدُّنْيَا ۖ وَمَا عِندَ ٱللَّهِ خَيْرٌ وَأَبْقَىٰ
لِلَّذِينَ ءَامَنُوا۟ وَعَلَىٰ رَبِّهِمْ يَتَوَكَّلُونَ ﴿٣٦﴾ وَٱلَّذِينَ يَجْتَنِبُونَ كَبَٰٓئِرَ ٱلْإِثْمِ
وَٱلْفَوَٰحِشَ وَإِذَا مَا غَضِبُوا۟ هُمْ يَغْفِرُونَ ﴿٣٧﴾ وَٱلَّذِينَ ٱسْتَجَابُوا۟ لِرَبِّهِمْ
وَأَقَامُوا۟ ٱلصَّلَوٰةَ وَأَمْرُهُمْ شُورَىٰ بَيْنَهُمْ وَمِمَّا رَزَقْنَٰهُمْ يُنفِقُونَ ﴿٣٨﴾
وَٱلَّذِينَ إِذَآ أَصَابَهُمُ ٱلْبَغْىُ هُمْ يَنتَصِرُونَ ﴿٣٩﴾ وَجَزَٰٓؤُا۟ سَيِّئَةٍ سَيِّئَةٌ
مِّثْلُهَا ۖ فَمَنْ عَفَا وَأَصْلَحَ فَأَجْرُهُۥ عَلَى ٱللَّهِ ۚ إِنَّهُۥ لَا يُحِبُّ ٱلظَّٰلِمِينَ ﴿٤٠﴾ وَلَمَنِ
ٱنتَصَرَ بَعْدَ ظُلْمِهِۦ فَأُو۟لَٰٓئِكَ مَا عَلَيْهِم مِّن سَبِيلٍ ﴿٤١﴾ إِنَّمَا ٱلسَّبِيلُ عَلَى
ٱلَّذِينَ يَظْلِمُونَ ٱلنَّاسَ وَيَبْغُونَ فِى ٱلْأَرْضِ بِغَيْرِ ٱلْحَقِّ ۚ أُو۟لَٰٓئِكَ لَهُمْ
عَذَابٌ أَلِيمٌ ﴿٤٢﴾ وَلَمَن صَبَرَ وَغَفَرَ إِنَّ ذَٰلِكَ لَمِنْ عَزْمِ ٱلْأُمُورِ ﴿٤٣﴾ ع

### તરજુમો :

*બસ જે કંઈ તમને મળ્યું છે, કોઈ વસ્તુ હોય, બસ તે દુનિયાની જિંદગીમાં વર્તી (લાભ ઉઠાવી) લેવાનું છે અને જે કંઈ અલ્લાહના ત્યાં છે ઉત્તમ છે અને (હંમેશા) બાકી રહેનાર ઈમાનવાળાઓ માટે જેઓ પોતાના પરવરદિગાર ઉપર ભરોસો રાખે છે. (૩૬) અને જે લોકો કે મોટા ગુનાહોથી અને બેહયાઈ (નિર્લજ્જતા)થી બચે છે અને જ્યારે ગુસ્સો આવે તો તેઓ મા'ફ કરી દે છે. (૩૭) અને જેમણે પોતાના પરવરદિગારનો હુકમ માન્યો અને નમાઝને કાયમ કરી અને પરસ્પરના (સલાહ) મશ્વરાથી કામ કરે છે અને અમારા આપેલામાંથી કંઈક ખર્ચ કરે છે. (૩૮) અને તે લોકો કે જ્યારે તેમના ઉપર આક્રમણ થાય તો તેઓ બદલો લે છે. (૩૯) અને બુરાઈનો બદલો એવી જ બુરાઈ છે, પછી જો કોઈ મા'ફ કરે અને સુલેહ કરે બસ તેનો સવાબ અલ્લાહના ઝિમ્મે છે, બેશક તેને જાલિમો (ગુનેહગારો) પસંદ નથી. (૪૦) અને જે કોઈ પોતાના મઝલૂમ થયા પછી બદલો લે બસ તેમના ઉપર*

*પણ કોઈ આક્ષેપ નથી. (૪૧) આક્ષેપ તો તેના ઉપર છે જેઓ લોકો ઉપર જુલમ કરે છે અને પ્રદેશમાં નાહક ધૂમ મચાવે (અરાજકતા ફેલાવે) છે તે લોકો માટે દર્દનાક અઝાબ છે. (૪૨) અને અલબત્ત જેણે સહન કર્યું અને મા'ફ કર્યું બેશક ! આ હિંમતના કામોમાંથી છે. (૪૩)*

## તફસીર :

(અને તમે ઉપર સાંભળી ચૂક્યા છો કે દુનિયાના ઈચ્છુકની દુનિયાની દરેક તમન્ના પૂરી નથી થતી અને આખિરતથી વંચિત રહે છે તથા આખિરતના ઈચ્છુકની પ્રગતિ થાય છે, વળી સાંભળી ચૂક્યા છો કે વધારે માલ દોલત આપવાનું પરિણામ સારું નથી હોતું, મોટા ભાગે તેનાથી નુકસાનકારક અમલો ઉત્પન્ન થાય છે) બસ (આથી સાબિત થયું કે દુનિયા હેતુ બનાવવા લાયક નથી બલકે આખિરત સાચો હેતુ છે અને બાકી દુનિયાની વસ્તુઓમાંથી) જે કંઈ તમને આપવામાં અપાવવામાં આવ્યું છે તે માત્ર (અમુક દિવસ) દુનિયવી જિંદગીના વપરાશ માટે છે (કે જિંદગીના અંતની સાથે તેનો પણ અંત આવી જશે) અને જે (બદલો અને સવાબ આખિરતમાં) અલ્લાહના ત્યાં છે તે તેનાથી (સ્વરૂપ અને પરિસ્થિતિના આધારે પણ) ઘણું ઉત્તમ છે અને (ટકી રહેવાના આધારે પણ) વધારે સ્થાયી (એટલે કે હંમેશા રહેનાર છે, બસ દુનિયાની ઈચ્છા છોડીને આખિરતની ઈચ્છા કરો પરંતુ આખિરતની પ્રાપ્તિ માટે ઓછામાં ઓછું શરત તો ઈમાન લાવવું અને કુફ્રને છોડવું છે અને આખિરતના સંપૂર્ણ દરજ્જા માટે બધા જ વાજિબો અને ફરજો અપનાવવું તથા બધા જ ગુનાહોને છોડવું જરૂરી છે અને દરજ્જાઓની નિકટતા પ્રાપ્ત કરવા માટે નફલ આજ્ઞાઓને અપનાવવું અને જે શ્રેષ્ઠ કક્ષાના નથી એવા મબાહ કામોને છોડવું પણ પ્રિય છે તેથી) તે (સવાબ જેની વિગત ઉપર પસાર થઈ ચૂકી) તે લોકો માટે છે જેઓ ઈમાન લઈ આવે અને પોતાના પરવરદિગાર ઉપર ભરોસો કરે છે અને જે કબીરહ ગુનાહોથી અને (તેમનામાં) બેહયાઈની વાતોથી (ખાસ રીતે વધારે) બચે છે અને જ્યારે તેમને ક્રોધ આવે છે તો મા'ફ કરી આપે છે અને જે લોકોએ પોતાના પરવરદિગારનો હુકમ માન્યો અને તેઓ નમાઝના પાબંદ છે અને તેમના દરેક (મહત્ત્વના) કામ (જેમાં અલ્લાહ તઆલા તરફથી કોઈ નિશ્ચિત હુકમ ન હોય) પરસ્પર સલાહથી થાય છે અને અમે જે કંઈ તેમને આપ્યું છે તે તેમાંથી ખર્ચ કરે છે અને જેઓ એવા

(ન્યાયી) છે કે જ્યારે તેમના ઉપર (કોઈ બાજુએથી કંઈ) જુલમ થાય છે તો તે (જો બદલો લે છે તો) સમાન બદલો લે છે (વધારે બદલો લેતા નથી અને તેનો અર્થ એવો નથી કે તેઓ મા'ફ નથી કરતા) અને (સમાન બદલો લેવા માટે અમે એવી પરવાનગી આપી રાખી છે કે) બુરાઈનો બદલો તેવી જ બુરાઈ છે (એ શરતે કે તે પ્રવૃત્તિ પોતે ગુનાહ ન હોય) પછી (બદલાની પરવાનગી છતાં) જે વ્યક્તિ મા'ફ કરી આપે અને (પરસ્પરના મા'મલાનું) સમાધાન કરી લે (જેનાથી દુશ્મની જતી રહે અને દોસ્તી થઈ જાય) તો તેનો સવાબ (વાયદા પ્રમાણે) અલ્લાહના જિમ્મે છે (અને જે બદલો લેવામાં જુલમ કરવા લાગે તો સાંભળી રાખો કે) વાસ્તવમાં અલ્લાહ જાલિમોને પસંદ કરતો નથી અને જે (બળજબરી ન કરે બલકે) પોતાના ઉપર જુલમ થઈ ચૂક્યા પછી સમાન બદલો લઈ લે બસ એવા લોકો ઉપર કોઈ આક્ષેપ નથી, આક્ષેપ માત્ર તે લોકો ઉપર છે જેઓ લોકો ઉપર જુલમ કરે છે (ભલે શરૂઆતમાં પહેલ કરે અથવા તો બદલો લેવાના સમયે) અને નાહક રીતે દુનિયામાં તોફાન (અને અભિમાન) કરે છે (અને આ જ અભિમાન જુલમ કરવાનું કારણ બની જાય છે અને નાહક એટલા માટે કહેવામાં આવ્યું કે બળજબરી અને અભિમાન હંમેશા નાહક જ હોય છે, આગળ તે આક્ષેપનું વર્ણન છે કે) તેવા લોકો માટે દર્દનાક અઝાબ (નક્કી) છે અને જે વ્યક્તિ (બીજાના જુલમ ઉપર) સહનશીલતા દાખવે અને મા'ફ કરી આપે તે અલબત્ત મોટા હિંમતના કામોમાંથી છે (એટલે કે એવું કરવું ઉત્તમ અને મહાન ઈચ્છાશક્તિનો તકાદો છે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં દુનિયાની નેઅ્મતોનું અધૂરું હોવું અને નષ્ટ થનાર હોવું તથા તેના મુકાબલામાં આખિરતની નેઅ્મતોનું સંપૂર્ણ હોવાનું અને કાયમી પણ હોવાનું વર્ણન કરવામાં આવ્યું છે અને આખિરતની નેઅ્મતોની પ્રાપ્તિ માટે સૌથી મહત્ત્વની અને મોટી શરત ઈમાન છે કે તેના વિના તે નેઅ્મતો ત્યાં કોઈને મળશે નહીં પરંતુ ઈમાનની સાથે જો નેક અમલો પણ સંપૂર્ણ કાળજી સાથે કરી લીધા તો આખિરતની આ નેઅ્મતો બિલકુલ પ્રાપ્ત થશે જ; નહિતર પોતાના ગુનાહો અને ઉણપોની સજા ભોગવ્યા પછી તે નેઅ્મતો મળશે તેથી આ આયતોમાં સૌ પ્રથમ શરત તો الَّـذِيْـنَ اٰمَـنُـوْا (અલ્લઝીન આમનૂ) વર્ણન કરવામાં આવ્યું, તેના ખાસ

ખાસ અમલોનું વર્ણન કરવામાં આવ્યું, આ માપદંડ વિના આખિરતની નેઅ્મતો શરૂઆતમાં મળશે નહીં બલકે પોતાના ગુનાહોની સજા ભોગવ્યા પછી મળશે અને માપદંડ પ્રમાણે એટલા માટે કહેવામાં આવ્યું કે અલ્લાહ તઆલા ઈચ્છે તો બધા ગુનાહોને મા'ફ કરી પ્રથમથી જ આખિરતની નેઅ્મતો ગમે તેવા મોટા ગુનેહગાર ફાસિકને આપી શકે છે, તે કોઈ કાનૂનનો પાબંદ નથી. હવે તે અમલો અને લક્ષણો જુઓ જેને આ સ્થળે અગત્યતાપૂર્વક વર્ણન કરવામાં આવ્યા છે.

(૧) પ્રથમ લક્ષણ : عَلٰى رَبِّهِمۡ يَتَوَكَّلُوۡنَ એટલે કે દરેક કામ અને દરેક પરિસ્થિતિમાં પોતાના પરવરદિગારનો ભરોસો રાખે તેના સિવાય કોઈને સાચો કાર્યસાધક ન સમજે.

(૨) બીજું લક્ષણ : اَلَّذِيۡنَ يَجۡتَنِبُوۡنَ كَبٰٓئِرَ الۡاِثۡمِ وَالۡفَوَاحِشَ એટલે કે જે કબીરહ (જઘન્ય અને મોટા) ગુનાહોથી ખાસ કરીને બેહયાઈ અને નિર્લજ્જતાના કામોથી પરહેઝ કરનારા છે. કબીરહ ગુનાહ શું છે તેની વિગત સૂરએ નિસાઅ્ વગેરેમાં અગાઉ આવી ચૂકી છે અને મુજ નાચીઝે એક નાની કિતાબમાં કબીરહ અને સગીરહ ગુનાહોની સંપૂર્ણ યાદી પણ લખી આપી છે જે ''ગુનાહે બેલજ્જત''ના નામથી પ્રકાશિત થઈ ચૂકી છે.

કબીરહ ગુનાહોમાં બધા જ ગુનાહો સામેલ હતા તેમાંથી નિર્લજ્જતાને અલગ કરીને વર્ણન કરવામાં એ હિકમત છે કે બેહયાઈ અને નિર્લજ્જતાના ગુનાહો સામાન્ય કબીરહ ગુનાહોથી વધારે સખત પણ છે અને તે એક ચેપી બીમારી છે જેનાથી બીજા લોકો પણ પ્રભાવિત થાય છે. فَوَاحِشُ (ફવાહિશ–નિર્લજ્જતા)નો શબ્દ તે કામો માટે બોલવામાં આવે છે જેનામાં બેહયાઈ હોય, જેમકે વ્યભિચાર અને તેના પ્રકારો, વળી તે ખરાબ કૃત્યો જે બેધડક અને ખુલ્લમ ખુલ્લા કરવામાં આવે તે પણ ફવાહિશ કહેવાય છે કે તેનો વબાલ પણ ઘણો સખત અને સમગ્ર માનવ સમાજને ખરાબ કરનારો હોય છે.

(૩) ત્રીજું લક્ષણ : وَاِذَا مَا غَضِبُوۡا هُمۡ يَغۡفِرُوۡنَ એટલે કે તેઓ જ્યારે ગુસ્સે થાય છે તો મા'ફ કરી દે છે. આ શ્રેષ્ઠ સદ્વ્યવહારનો ઉત્તમ નમૂનો છે કારણ કે કોઈની મહોબ્બત અથવા કોઈનો ગુસ્સો એ બે વસ્તુઓ જ્યારે માનસપટ ઉપર છવાઈ જાય છે તો મોટા મોટા બુદ્ધિશાળી જાણકાર વ્યક્તિઓને પણ આંધળો અને

બહેરો કરી દે છે, તે જાઈઝ નાજાઈઝ, સત્ય અને અસત્ય તથા પોતાના કરેલા કર્મોના પરિણામો ઉપર વિચાર કરવાની ક્ષમતા ખોઈ બેસે છે, ગુસ્સે થનાર જેના ઉપર ગુસ્સે થાય છે તેના ઉપર ગુસ્સો ઉતારવાનો પ્રયત્ન કરે છે, મો'મિનીન અને સાલિહીનની અલ્લાહ તઆલાએ એવી સિફત વર્ણન કરી છે કે તે માત્ર એ બાબતને પૂરતી નથી સમજતા કે ગુસ્સાના સમયે સત્ય અને અસત્યની મર્યાદા ઉપર કાયમ રહે બલકે પોતાનો હક હોવા છતાં પણ મા'ફ કરી દે.

(૪) ચોથું લક્ષણ : اَلَّذِيْنَ اسْتَجَابُوْا لِرَبِّهِمْ وَاَقَامُوا الصَّلٰوةَ માં શબ્દ اِسْتِجَابَتٌ (ઈસ્તઝાબત)નો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલા તરફથી જે હુકમ મળે તેને તાત્કાલિક ચૂં ચા કર્યા વિના, થોભ્યા વિના સ્વીકારવા અને તેના ઉપર અમલ કરવા માટે તૈયાર થઈ જાય, ભલે તે પોતાના સ્વભાવ પ્રમાણે હોય અથવા તેનાથી વિપરીત ! દરેક પરિસ્થિતિમાં તેના ઉપર અમલ કરે, તેમાં ઈસ્લામના બધા જ ફરજોનું પાલન તથા બધા જ હરામ કાર્યો અને મકરૂહ કાર્યોથી બચવાની પાબંદી પણ સામેલ છે પરંતુ ફરજોમાં કારણ કે નમાઝ સૌથી અગત્યનો ફરજ છે અને તેમાં એવી ખાસિયત પણ છે કે તેના ઉપર અમલ કરવાથી બીજાઓના ફરજોની પાબંદી અને પ્રતિબંધિત વસ્તુઓથી બચવાની તવફીક પણ મળી જાય છે તેથી તેને વિશિષ્ટતાપૂર્વક વર્ણન કરવામાં આવ્યું, وَاَقَامُوا الصَّلٰوةَ એટલે કે આ લોકો નમાઝને તેના બધા જ વાજિબો અને અદબો સાથે સહીહ સહીહ અદા કરે છે.

(૫) પાંચમું લક્ષણ : وَاَمْرُهُمْ شُوْرٰى بَيْنَهُمْ એટલે કે તેમના કામ પરસ્પર સલાહ મશ્વરાથી નક્કી થાય છે. شُوْرٰى (શૂરા) بُشْرٰى (બુશરા)ના વજન ઉપર ક્રિયાપદ છે. "તકદીરે ઈબારત" એ ذُوْشُوْرٰى (ઝુ–શૂરા) છે. ભાવાર્થ એ છે કે જે કાર્યોમાં શરીઅતે કોઈ ખાસ હુકમ નક્કી નથી કર્યો તેને નક્કી કરવામાં તેઓ પરસ્પરના સલાહ મશ્વરાથી કામ લે છે, એવા કાર્યોની શરત પોતે શબ્દ اَمْر (અમ્ર)થી સમજમાં આવે છે, કારણ કે સામાન્ય બોલચાલમાં امر (અમ્ર) એવા જ કામો માટે બોલવામાં આવે છે જેનું મહત્ત્વ હોય, જેમકે સૂરએ આલિ ઈમ્રાનની આયત وَشَاوِرْهُمْ فِى الْاَمْرِ હેઠળ તેની વિગત પસાર થઈ ચૂકી છે, એમાં એ પણ સ્પષ્ટ કરી દેવામાં આવ્યું છે કે મહત્ત્વના કામોમાં રાજકાજના કામો અને રાજ્યશાસન પણ સામેલ છે અને સામાન્ય મહત્ત્વના કામો પણ. ઈબ્ને કષીર

(રહ.)એ ફરમાવ્યું કે રાજકાજના મહત્ત્વના કામોમાં મશ્વરો લેવો વાજિબ છે, ઈસ્લામમાં "અમીર"ની ચૂંટણી પણ સલાહ મશ્વરા ઉપર અવલંબિત કરીને ઈસ્લામ પહેલાંના અજ્ઞાનતાના યુગની વ્યક્તિગત બાદશાહીને ખતમ કરવામાં આવી છે જેમને રાજ્ય વિરાસત વારસા સ્વરૂપે મળતું હતું ઈસ્લામે સૌ પ્રથમ તેને સમાપ્ત કરીને સાચી લોહશાહીનો પાયો નાંખ્યો પરંતુ પશ્ચિમી લોકશાહીની જેમ સામાન્ય જનતાના દરેક પ્રકારના અધિકાર નથી રહેતા, શૂરાના સભ્યો ઉપર અમુક પ્રકારની પાબંદીઓ લગાવવામાં આવે છે એ જ પ્રમાણે ઈસ્લામની રાજ્યશાસન વ્યવસ્થા, વ્યક્તિગત બાદશાહી તથા પશ્ચિમી પદ્ધતિની લોકશાહી બંનેથી એક અલગ પ્રકારની અને મધ્યમ કક્ષાની છે, તેની વિગતવાર ચર્ચા "મઆરિફુલ કુર્આન"ના બીજા ભાગમાં થઈ ચૂકી છે ત્યાં જોઈ લેવામાં આવે.

ઈમામ જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું કે આ આયતથી સલાહ મશ્વરાનું મહત્ત્વ સ્પષ્ટ થઈ ગયું અને એ કે આપણે એનાથી બંધાયેલા છે કે કોઈ મહત્ત્વના કામોમાં ઉતાવળાપણે તથા પોતાના અભિપ્રાય મુજબ યોગ્ય સલાહ મશ્વરા વિના કામ ન કરે, બુદ્ધિશાળી અને સમજદાર લોકોથી સલાહ મશ્વરો લઈને પગલાં ભરે.

## સલાહ મશ્વરાનું મહત્ત્વ અને તેની રીત :

ખતીબ બગદાદી (રહ.)એ હઝરત અલી મુર્તઝા (રદિ.)થી રિવાયત કરી છે કે તેમણે ફરમાવ્યું કે મેં રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે તમારા પછી જો અમને કોઈ એવી બાબતનો સામનો થાય જેમાં કુર્આને કોઈ ફેંસલો નથી કર્યો અને આપ ﷺથી પણ તેનો કોઈ હુકમ અમને નથી મળ્યો તો અમે કેવો અમલ કરીએ? તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اَجْمِعُوْالَهُ الْعَابِدِيْنَ مِنْ اُمَّتِىْ وَاجْعَلُوْهُ بَيْنَكُمْ شُوْرٰى وَلَا تَقْضُوْابِرَاىٍٔ وَاحِدٍ.

(رُوْحُ الْمَعَانِىْ ـ بِحَوَالَةِ خَطِيْب)

*"તેના માટે મારી ઉમ્મતના ઈબાદતગુઝાર લોકોને એકઠા કરી લો અને પરસ્પર મશ્વરો કરીને નક્કી કરી લો, કોઈના આગવા અભિપ્રાયથી ફેંસલો ન કરો."*

આ રિવાયતના અમુક શબ્દોમાં ફુકૂહા અને આબિદીન (ઈબાદત કરનાર)નો શબ્દ આવ્યો છે જેનાથી જાણ થઈ કે સલાહ મશ્વરો તે લોકો પાસેથી જ લેવો જોઈએ જેઓ ફુકૂહા અથવા દીનની સમજબૂઝ ધરાવનાર અને ઈબાદતગુઝાર હોય.

રૂહુલ મઆનીના કર્તાએ ફરમાવ્યું કે જે મશ્વરો એ પદ્ધતિ ઉપર નથી બલકે અજ્ઞાન અને બેદીન લોકો ઉપર આધારિત હોય તેમાં ફસાદ તેની સુધારણા ઉપર છવાયેલી રહેશે.

બયહકીએ શોઅ્બુલ ઈમાનમાં હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિએ કોઈ કામનો ઈરાદો કર્યો અને તેમાં મશ્વરો લઈને અમલ કર્યો તો અલ્લાહ તઆલા તેને اَرْشَدِ اُمُوْرٌ (અરશદે ઉમૂર) તરફ માર્ગદર્શન આપશે, એટલે કે તેની રૂહ તે જ તરફ ફેરવી દેશે જે તેના માટે પરિણામે ભલી અને બહેતર હોય, એ જ પ્રમાણેની એક હદીષ બુખારીએ "અલ અદબુલ મુફરદ"માં અને અબ્દ બિન હુમય્દે મુસ્નદમાં હઝરત હસન (રદિ.)થી પણ નકલ કરી છે જેમાં આપ ﷺએ પ્રસ્તુત આયત પઢીને આવું કહ્યું,

مَاتَشَاوَرَ قَوْمٌ قَطُّ اِلَّاهُدُوْا لِاَ رْشَدِ اَمْرِهِمْ

*"જ્યારે કોઈ કોમ મશ્વરાથી કામ કરે છે તો અવશ્ય તેને સાચા માર્ગ તરફ માર્ગદર્શન આપી દેવામાં આવે છે."*

**હદીષ :**

એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જ્યાં સુધી તમારા અમીરો અને હાકિમો એવા લોકો હશે જેઓ તમારા સૌમાં શ્રેષ્ઠ છે અને તમારા માલદાર લોકો સખી (ઉદાર) હોય (કે અલ્લાહ તઆલાના માર્ગમાં અને ગરીબ ગુરબાઓ ઉપર ખર્ચ કરે) અને તમારા કામ પરસ્પર મશ્વરાથી નક્કી થયા કરે તે સમય સુધી તમારું જમીન ઉપર રહેવું એટલે કે જીવીત રહેવું ઉત્તમ છે અને જ્યારે તમારા અમીરો અને શાસકો તમારી કોમના દુષ્ટ લોકો થઈ જાય અને તમારા માલદારો કંજૂસ બની જાય અને તમારા કામ સ્ત્રીઓના હવાલે થઈ જાય કે તેઓ

જે રીતે ઇચ્છે કરે તે સમયે તમારા માટે જમીનની પીઠના બદલે જમીનનું પેટ ઉત્તમ હશે એટલે કે જિંદગી કરતાં મોત બહેતર હશે. *(રૂહુલ મઆની)*

(૬) છટ્ઠું લક્ષણ : مِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ એટલે કે તે લોકો અલ્લાહની આપેલી રોજીમાંથી નેક કાર્યોમાં ખર્ચ કરે છે જેમાં ઝકાત, ફરજ અને નફલ સદકહ બધું સામેલ છે. સામાન્ય કુર્આનની શૈલી પ્રમાણે ઝકાત અને સદકહનું વર્ણન નમાઝ પછી આવવું જોઈતું હતું પરંતુ અહીંયાં નમાઝના વર્ણન પછી મશ્વરાનો મસ્અલો પ્રથમ વર્ણન કર્યા પછી ઝકાતનું વર્ણન આવ્યું છે તેમાં કદાચ એ તરફ ઈશારો હોય કે નમાઝ કાયમ રાખવા માટે મસ્જિદોમાં પાંચ સમયે ભેગા થવામાં આવે છે તે ભેગા થવાથી યોગ્ય બાબતોમાં સલાહ મશ્વરો લેવાનું કામ પણ લઈ શકાય છે. *(રૂહુલ મઆની)*

(૭) સાતમું લક્ષણ : وَالَّذِيْنَ اِذَآ اَصَابَهُمُ الْبَغْيُ هُمْ يَنْتَصِرُوْنَ એટલે કે જ્યારે તેમના ઉપર કોઈ અત્યાચાર કરે છે તો તેના જેટલો જ સમાન બદલો લે છે, તેમાં સમાન બદલાની મર્યાદાનું ઉલ્લંઘન કરતા નથી. આ લક્ષણ વાસ્તવમાં ત્રીજા લક્ષણનો ખુલાસો અને વિગત છે કારણ કે ત્રીજા લક્ષણનો વિષય એવો હતો કે આ લોકો પોતાના વિરોધીઓને મા'ફ કરી દે છે પરંતુ અમુક પરિસ્થિતિઓ એવી પણ ઉપસ્થિત થઈ શકે છે કે મા'ફ કરવાથી ફસાદ વધે છે તો ત્યાં બદલો લેવો જ બહેતર હોય છે, એનો નિયમ આ આયતમાં બતાવવામાં આવ્યો કે જો કોઈ સ્થળે બદલો લેવામાં જ હિત હોવાનું સમજવામાં આવે તો એ બાબતનું ધ્યાન રાખવું જરૂરી છે કે આ બદલો લેવામાં સમાન કક્ષાથી આગળ ન વધવામાં આવે, નહિતર તે પોતે અત્યાચાર ગણાશે, એટલા જ માટે ત્યાર પછી ફરમાવ્યું, وَجَزٰٓؤُا سَيِّئَةٍ سَيِّئَةٌ مِّثْلُهَا એટલે કે બુરાઈનો બદલો તેના સમાન બુરાઈ કરવી છે, એટલે કે જેટલું આર્થિક અથવા શારીરિક નુકસાન કોઈએ તમને પહોંચાડ્યું છે ઠીક એટલું જ નુકસાન તમે પણ પહોંચાડી દો, જેવી બુરાઈ તેણે તમારી સાથે કરી છે તેવી જ તમે પણ કરી લો પરંતુ તેમાં એ શરત છે કે તે બુરાઈ પોતે ગુનોહ ન હોય, દાખલા તરીકે કોઈ વ્યક્તિએ તમને બળજબરીએ દારૂ પીવડાવી દીધો તો તેના જવાબમાં એ જાઈઝ નથી કે તમે તેને બળજબરીએ દારૂ પીવડાવી દો.

આ આયતમાં જો કે સમાન બદલો લેવાની પરવાનગી આપી છે પરંતુ આગળ એવું પણ કહ્યું કે, فَمَنْ عَفَا وَاَصْلَحَ فَاَجْرُهٗ عَلَى اللّٰهِ એટલે કે જે મા'ફ કરી

દે અને સુલેહનો માર્ગ અપનાવે તેનો બદલો અલ્લાહના ઝિમ્મે છે, તેમાં એવું માર્ગદર્શન આપવામાં આવ્યું કે મા'ફ કરવું ઘણું શ્રેષ્ઠ છે, ત્યાર પછીની બે આયતોમાં તેની જ વધારે વિગત આવી છે.

**શારીરિક બદલામાં ન્યાયિક ફેંસલો :**

હઝરત ઈબ્રાહીમ નખઈ (રહ.)એ ફરમાવ્યું કે સલફે સાલિહીન (પુરોગામી બુઝૂર્ગો) એવું પસંદ કરતા ન હતા કે મો'મિન પોતાને ફાસિક અને ફાજિર (દુષ્ટ)ની સામે અપમાનિત કરે અને તેમની હિંમત વધી જાય એટલા માટે જ્યાં એવો ભય હોય કે મા'ફ કરવાથી ફાસિક અને ફાજિરની હિંમત વધી જશે અને તે નેક લોકોને સતાવશે ત્યાં બદલો લેવો બહેતર હશે અને મા'ફીનું શ્રેષ્ઠ હોવું એવી પરિસ્થિતિમાં છે જ્યારે કે જુલમ કરનાર પોતાની પ્રવૃત્તિ ઉપર પસ્તાતો હોય અને જુલમ ઉપર તેની હિંમત વધવાનો ભય ન હોય. કાઝી અબૂબક્ર ઈબ્ને અરબી (રહ.)એ અહકામુલ કુર્આનમાં અને કુર્તુબીએ પોતાની તફસીરમાં એને જ અપનાવ્યું છે કે મા'ફી અને બદલો બંનેનો હુકમ વિવિધ પરિસ્થિતિઓના આધારે છે જે જુલમ કર્યા છતાં શરમીંદો થઈ જાય તેને મા'ફી આપવી ઉત્તમ છે અને જે પોતાની જીદ અને જુલમ ઉપર હઠાગ્રહ કરી રહ્યો હોય તેનાથી બદલો લેવો શ્રેષ્ઠ છે.

હઝરત અશરફુલ મશાઈખ (રહ.)એ બયાનુલ કુર્આનમાં તેને અપનાવીને કહ્યું કે અલ્લાહ તઆલા આ બંને આયતોમાં મો'મિનીન, મુખ્લિસીન અને સાલિહીનની બે ખાસિયતો વર્ણન કરી છે. هُمْ يَغْفِرُوْنَ (હુમ યગફિરૂન)માં એવું બતાવ્યું કે તેઓ ગુસ્સાથી પ્રભાવિત નથી થતા બલકે કૃપા અને દયા તેમના સ્વભાવ ઉપર છવાયેલી રહે છે અને તેઓ મા'ફ કરી આપે છે, هُمْ يَنْتَصِرُوْنَ (હુમ યન્તસિરૂન)માં એવું બતાવ્યું કે આ પણ તે જ સાલિહીનની વિશેષતાઓમાંથી છે કે જો જુલમનો બદલો લેવાની ભાવના ક્યારેક તેમનામાં પેદા પણ થઈ જાય અને બદલો પણ લે તો તેમાં હકથી વધારે નથી કરતા, જો કે મા'ફ કરી આપવું તેમના માટે શ્રેષ્ઠ છે.

---

## આયતો : (સૂરએ શૂરા : આયત નં. ૪૪ થી ૫૦)

وَمَنْ يُّضْلِلِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ وَّلِيٍّ مِّنْۢ بَعْدِهٖ ؕ وَتَرَى الظّٰلِمِيْنَ لَمَّا رَاَوُا الْعَذَابَ
يَقُوْلُوْنَ هَلْ اِلٰى مَرَدٍّ مِّنْ سَبِيْلٍ ﴿۴۴﴾ وَتَرٰىهُمْ يُعْرَضُوْنَ عَلَيْهَا خٰشِعِيْنَ مِنَ
الذُّلِّ يَنْظُرُوْنَ مِنْ طَرْفٍ خَفِيٍّ ؕ وَقَالَ الَّذِيْنَ اٰمَنُوْۤا اِنَّ الْخٰسِرِيْنَ الَّذِيْنَ
خَسِرُوْۤا اَنْفُسَهُمْ وَاَهْلِيْهِمْ يَوْمَ الْقِيٰمَةِ ؕ اَلَاۤ اِنَّ الظّٰلِمِيْنَ فِيْ عَذَابٍ مُّقِيْمٍ ﴿۴۵﴾
وَمَا كَانَ لَهُمْ مِّنْ اَوْلِيَآءَ يَنْصُرُوْنَهُمْ مِّنْ دُوْنِ اللّٰهِ ؕ وَمَنْ يُّضْلِلِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ
سَبِيْلٍ ﴿۴۶﴾ اِسْتَجِيْبُوْا لِرَبِّكُمْ مِّنْ قَبْلِ اَنْ يَّاْتِيَ يَوْمٌ لَّا مَرَدَّ لَهٗ مِنَ اللّٰهِ ؕ مَا لَكُمْ
مِّنْ مَّلْجَاٍ يَّوْمَئِذٍ وَّمَا لَكُمْ مِّنْ نَّكِيْرٍ ﴿۴۷﴾ فَاِنْ اَعْرَضُوْا فَمَاۤ اَرْسَلْنٰكَ عَلَيْهِمْ
حَفِيْظًا ؕ اِنْ عَلَيْكَ اِلَّا الْبَلٰغُ ؕ وَاِنَّاۤ اِذَاۤ اَذَقْنَا الْاِنْسَانَ مِنَّا رَحْمَةً فَرِحَ بِهَا ۚ
وَاِنْ تُصِبْهُمْ سَيِّئَةٌ ۢ بِمَا قَدَّمَتْ اَيْدِيْهِمْ فَاِنَّ الْاِنْسَانَ كَفُوْرٌ ﴿۴۸﴾ لِلّٰهِ
مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ يَخْلُقُ مَا يَشَآءُ ؕ يَهَبُ لِمَنْ يَّشَآءُ اِنَاثًا وَّيَهَبُ
لِمَنْ يَّشَآءُ الذُّكُوْرَ ﴿۴۹﴾ اَوْ يُزَوِّجُهُمْ ذُكْرَانًا وَّاِنَاثًا ۚ وَيَجْعَلُ مَنْ يَّشَآءُ
عَقِيْمًا ؕ اِنَّهٗ عَلِيْمٌ قَدِيْرٌ ﴿۵۰﴾

## તરજુમો :

*અને જેને અલ્લાહ માર્ગ ન સૂઝાડે તો તેનું તેના સિવાય કોઈ કામ બનાવનાર નથી અને તમે જાલિમો(ગુનેહગારો)ને જુઓ જે સમયે અઝાબને જોશે, કહેશે; કોઈપણ રીતે ફરી પાછા જવાનો કોઈ માર્ગ પણ હશે ?! (૪૪) અને તમે તેમને જોશો કે આગની સામે લાવવામાં આવે, આંખો ઝુકાવેલા, ઝિલ્લતથી છુપી નજરોએ જોતા હશે; અને તે લોકો કહે જેઓ ઈમાનવાળા હતા, બેશક ! નુકસાનવાળા તે જ લોકો છે જેમણે પોતાની જાતને અને પોતાના ઘરવાળાઓને કયામતના દિવસે નુકસાનમાં નાંખ્યા, સાંભળો છો !?*

*જાલિમો (ગુનેહગારો) કાયમી અઝાબમાં પડ્યા છે ! (૪૫) અને તેમના કોઈ હિમાયતી ન થયા જેઓએ તેમની મદદ કરી હોત અલ્લાહના સિવાય અને જેને અલ્લાહ ભટકાવે તેના માટે કોઈ માર્ગ નથી. (૪૬) પોતાના પરવરદિગારનો હુકમ માનો એ પહેલાં કે તે દિવસ આવે જેને અલ્લાહના ત્યાંથી પાછા ફરવાનું નથી, તે દિવસે તમને બચાવ મળશે નહીં અને ન જ તમારો ઈન્કાર ચાલી શકશે (પ્રશ્ન કરવાની તક નહીં મળે). (૪૭) પછી જો તેઓ મોઢું ફેરવે તો અમે તેમના ઉપર તમને નિગેહબાન (રક્ષક) બનાવી નથી મોકલ્યા, તમારા ઝિમ્મે તો બસ એ જ છે પહોંચાડી દેવું; અને અમે જ્યારે માનવીને પોતાના તરફથી રહમત ચખાડીએ છીએ તો તેના ઉપર ફુલ્યો નથી સમાતો અને જો તેમને પોતાના કમાઈના બદલામાં બુરાઈ પહોંચે તો માનવી ઘણો નાશુક્રો છે. (૪૮) અલ્લાહનું જ શાસન છે આસમાનો અને જમીનમાં, જે ઈચ્છે પેદા કરે છે, જેને ઈચ્છે દિકરીઓ બખ્શે છે અને જેને ઈચ્છે દિકરાઓ બખ્શે છે. (૪૯) અથવા તેમને દિકરાઓ અને દિકરીઓ સાથે આપે છે અને જેને ઈચ્છે તેને વાંઝ રાખે છે; તે છે સઘળું જાણનાર, બધું કરી શકનાર. (૫૦)*

## તફસીર :

(આ હાલત તો હિદાયત કરનારાઓની હતી કે તેઓ દુનિયામાં અલ્લાહ તરફથી હિદાયત અને આખિરતમાં સવાબથી સન્માનિત થયા) અને (આગળ માર્ગ ભટકેલાઓની હાલત સાંભળો તે એ છે કે) જેને અલ્લાહ તઆલા ગુમરાહ કરે તો ત્યાર પછી તે વ્યક્તિનો (દુનિયામાં પણ) કોઈ મદદગાર નથી (કે તેને કોઈ માર્ગ ઉપર લઈ આવે) અને (કયામતમાં પણ બુરી હાલત થશે એટલા માટે તે દિવસે) તમે (તે) જાલિમોને જોશો જે વખતે કે તેઓ તેમના અઝાબને જોશે કે (ખૂબ અફસોસ અને પસ્તાવાથી તેઓ) કહેતા હશે, શું (દુનિયામાં) ફરી પાછા જવાનું કોઈ સ્વરૂપ (હોઈ શકે) છે ? (જેથી ફરી સારા અમલ કરીને પાછા આવીએ ?) અને (વળી) તમે તેમને એવી હાલતમાં જોશો કે તેઓ દોઝખની રૂબરૂ લાવવામાં આવશે, ઝિલ્લતના માર્યા ઝૂકેલા હશે (અને તે પોતાની) ત્રાંસી નજરે જોતા હશે, (જે રીતે કે કોઈ ભય પામેલ વ્યક્તિ જોતો હોય છે અને એક બીજી આયતમાં જે તેઓના આંધળા હોવાની ખબર આપવામાં આવી છે તે

હશ્રના સમયે છે અને આ ત્યાર પછીની ઘટના છે એટલા માટે ત્યાં શબ્દ نَحۡشُرُهٗ "નહ્શુરુહુ"નો ખુલાસો છે) અને (તે સમયે) ઈમાનવાળા (પોતાના બચી જવા ઉપર શુક્ર કરવા માટે અને તેમની નીંદા કરવા માટે) કહેશે કે સંપૂર્ણ નુકસાનવાળા તે લોકો છે જેઓ પોતાની જાતથી અને પોતાના સંબંધીઓથી (આજે) કયામતના દિવસે નુકસાનમાં પડ્યા, (તેની તફસીર સૂરએ ઝુમરના બીજા રુકૂઅ્માં પસાર થઈ ચૂકી છે) યાદ રાખો કે જાલિમ (એટલે કે મુશ્રિક અને કાફિર) લોકો કાયમી અઝાબમાં (સપડાયેલા) રહેશે અને (ત્યાં) તેમનો કોઈ મદદગાર હશે નહીં જે અલ્લાહથી અલગ (થઈ) તેમની મદદ કરે અને જેને અલ્લાહ ગુમરાહ કરી દે તે(ના છુટકારા)ના માટે કોઈ માર્ગ છે જ નહીં (એટલે કે ન તો કોઈ બહાનું ચાલશે અને ન જ કોઈ મદદ અને ન તો બીજું કંઈ; આગળ કાફિરોને સંબોધન છે કે હે લોકો ! જ્યારે તમે કયામતની આ ભયાનક પરિસ્થિતિ સાંભળી લીધી તો) તમે પોતાના પરવરદિગારનો હુકમ (ઈમાન વગેરેનો) માની લો એ પહેલાં કે એવો દિવસ આવી પહોંચે જેના માટે અલ્લાહ તરફથી હટવાનું હશે નહીં (એટલે કે જે રીતે દુનિયામાં અઝાબ હટતો જાય છે આખિરતમાં એવી કોઈ પરિસ્થિતિ હશે નહીં અને) ન તો તમને તે દિવસે કોઈ (બીજું) શરણ મળશે અને ન જ તમારા વિશે કોઈ (અલ્લાહને) રોકટોક કરનાર હશે (કે ઓછામાં ઓછું એટલું જ પૂછી લે કે તેમની આવી હાલત શા માટે કરી ? અને હે પયગમ્બર ﷺ ! તે લોકોને આ બધું સંભળાવી આપો) પછી જો તે લોકો (આ સાંભળીને પણ) મોઢું ફેરવે (અને ઈમાન ન લાવે) તો (તમે ચિંતા અને ગમમાં ન પડો કારણ કે) અમે તમને તેમના ઉપર રક્ષક બનાવીને નથી મોકલ્યા (જેના કારણે કંઈક પૂછતાછ થવાની સંભાવના હોય કે તમારી દેખરેખમાં તેઓએ આ પ્રવૃત્તિ કઈ રીતે કરી બલકે) તમારા ઝિમ્મે તો માત્ર (હુકમનું) પહોંચાડી દેવું છે, (જેને તમે કરી રહ્યા છો પછી તમે તેમની વધારે ચિંતા શા માટે કરો છો ?) અને (તેમનું સત્યથી મોઢું ફેરવવાનું કારણ અલ્લાહ તઆલા સાથે સંબંધની કમજોરી છે જેની નિશાની એ છે કે) અમે જ્યારે (આવા પ્રકારના) વ્યક્તિને કંઈક પોતાની મહેરબાનીનો મજા ચખાડીએ છીએ તો તે તેના ઉપર (ઇતરાઈને) ખુશ થઈ જાય છે (અને નેઅ્મત આપનાર ઉપર દષ્ટિ કરીને શુક્ર અદા કરતો નથી) અને જો (આવા) લોકો ઉપર તેમના (તે ખરાબ) અમલોના બદલામાં જે પ્રથમ પોતાના હાથોએ કરી ચૂક્યા છે

કોઈ મુસીબત આવી પડે છે તો (એવો) વ્યક્તિ નાશુક્રી કરવા લાગે છે (અને એવું નથી કરતો કે ગુનાહોથી તવબહ અને મા'ફી માંગીને આજ્ઞાપાલન દ્વારા અલ્લાહ તઆલાના શરણે જાય અને આ બંને પરિસ્થિતિઓ એ બાબતની નિશાની છે કે તેનો સંબંધ પોતાની મનેચ્છાઓના આનંદ પ્રમોદ સાથે વધારે અને અલ્લાહ તઆલા સાથે ઓછો અને કમજોર છે અને તેના જ કારણે તે કુફ્રમાં સંડોવાઈ ગયો છે અને કારણ કે આ પરિસ્થિતિ એવા લોકોનો સ્વભાવ બની ગઈ છે એટલા માટે તેમનાથી તમે ઈમાનની આશા જ શા માટે રાખો છો જે ગમનું કારણ બને ? આગળ ફરી તવહીદનું વર્ણન છે કે) અલ્લાહનું જ છે (સર્વ) શાસન આસમાનોમાં અને જમીનોમાં, તે જે ઈચ્છે છે પેદા કરે છે; (એટલા માટે) જેને ઈચ્છે દિકરીઓ અર્પણ કરે છે અને જેને ઈચ્છે દિકરા અર્પણ કરે છે અથવા તેમને (જેના માટે ઈચ્છે) ભેગા કરી આપે છે (કે) દિકરાઓ પણ (આપે છે) અને દિકરીઓ પણ અને જેને ઈચ્છે અવલાદ વિહોણો રાખે છે, બેશક ! તે સઘળું જાણનાર મહાકુદરતવાળો છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં શરૂઆતની આયતો તે લોકોના પરિણામ વિશે છે જેઓ મો'મિનીન સાલિહીનથી વિપરીત આખિરતની ફિકર ચિંતાના બદલે માત્ર દુનિયાના આનંદ અને રાહતના ઈચ્છુક રહ્યા, ત્યાર પછી اِسْتَجِيْبُوْا لِرَبِّكُمْ માં તેમને બોધપાઠ આપવામાં આવ્યો છે કે કયામતનો અઝાબ આવતા પહેલાં તવબહ કરી લો અને ઈમાન લઈ આવો અને પછી રસૂલે કરીમ ﷺને સાંત્વના અને દિલાસો આપવામાં આવ્યો છે કે તમારા વારંવાર પ્રચાર તથા પ્રયત્નો છતાં જો તે લોકો હોશમાં ન આવે તો તમે ચિંતા ન કરો. فَاِنْ اَعْرَضُوْا فَمَآ اَرْسَلْنٰكَ عَلَيْهِمْ حَفِيْظًا નો આ જ ભાવાર્થ છે.

અંતિમ આયતોમાં لِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ થી અંત સુધી સૃષ્ટિના સર્જનમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતનો અને ઉચ્ચ કક્ષાની હિકમતનો જે પ્રત્યક્ષ દર્શન થાય છે જેમાં તેનો કોઈ ભાગીદાર નથી તેનું વર્ણન કરીને તવહીદનું આમંત્રણ આપવામાં આવ્યું છે. આ ક્રમમાં આસમાનો અને જમીનના સર્જનનું વર્ણન કર્યા પછી કુદરતનો એક નિયમ વર્ણન કર્યો છે કે يَخْلُقُ مَا يَشَآءُ એટલે કે તેનામાં દરેક નાની મોટી વસ્તુ બનાવવાની સંપૂર્ણ શક્તિ છે તે જ્યારે ઈચ્છે જે

ઈચ્છે પેદા કરે છે, આ જ સિલસિલામાં માનવના સર્જનનું વર્ણન કરવામાં આવ્યું,

يَهَبُ لِمَنْ يَّشَآءُ اِنَاثًا وَّيَهَبُ لِمَنْ يَّشَآءُ الذُّكُورَ ○ اَوْيُزَوِّجُهُمْ ذُكْرَ انًا وَّاِنَاثًا ۚ
وَيَجْعَلُ مَنْ يَّشَآءُ عَقِيْمًا ؕ اِنَّهٗ عَلِيْمٌ قَدِيْرٌ ؕ

એટલે કે માનવના સર્જનમાં કોઈના ઈરાદાની અથવા અધિકારની બલકે જ્ઞાન અથવા ખબરની કોઈ દખલગીરી નથી, બલકે કોઈની દખલ તો શું હોય માણસના માં બાપ જે તેના સર્જનનું જાહેર માધ્યમ બને છે પોતે તેમના ઈરાદા અને અધિકારની પણ બાળકના પેદા થવામાં કોઈ દખલગીરી નથી, સર્જનમાં દખલ હોવી તો દૂરની વાત બાળકના જન્મ પહેલાં માતા પિતાને કંઈ ખબર પણ નથી હોતી કે તેના પેટમાં શું કેવું અને કઈ રીતે બધું થઈ રહ્યું છે; આ તો માત્ર તે અલ્લાહ તઆલાનું જ કાર્ય છે કે કોઈને પુત્રીઓ સંતાન સ્વરૂપે આપે છે તો કોઈને પુત્રો અવલાદ સ્વરૂપે બખ્શે છે, કોઈને પુત્ર અને પુત્રીઓ બંને આપે છે અને કોઈને બિલકુલ વાંઝ રાખે છે કે તેમને કોઈ અવલાદ નથી હોતી.

આ આયતોમાં બાળકોના પ્રકારો વર્ણન કરવામાં અલ્લાહ તઆલાએ પ્રથમ પુત્રીઓનું વર્ણન કર્યું છે, પુત્રોનું વર્ણન પાછળથી કર્યું છે. આ જ આયતના ઈશારા મુજબ હઝરત વાષિલા બિન અસ્કએ ફરમાવ્યું કે જે સ્ત્રીના પેટે પ્રથમ પુત્રી જન્મે તે મુબારક હોય છે. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ શૂરા : આયત નં. ૫૧-૫૨-૫૩)

وَمَا كَانَ لِبَشَرٍ اَنْ يُّكَلِّمَهُ اللّٰهُ اِلَّا وَحْيًا اَوْ مِنْ وَّرَآئِ حِجَابٍ اَوْ يُرْسِلَ رَسُوْلًا
فَيُوْحِيَ بِاِذْنِهٖ مَا يَشَآءُ ؕ اِنَّهٗ عَلِيٌّ حَكِيْمٌ ﴿٥١﴾ وَكَذٰلِكَ اَوْحَيْنَآ اِلَيْكَ رُوْحًا
مِّنْ اَمْرِنَا ؕ مَا كُنْتَ تَدْرِيْ مَا الْكِتٰبُ وَلَا الْاِيْمَانُ وَلٰكِنْ جَعَلْنٰهُ نُوْرًا نَّهْدِيْ
بِهٖ مَنْ نَّشَآءُ مِنْ عِبَادِنَا ؕ وَاِنَّكَ لَتَهْدِيْٓ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٥٢﴾ صِرَاطِ اللّٰهِ
الَّذِيْ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ اَلَآ اِلَى اللّٰهِ تَصِيْرُ الْاُمُوْرُ ﴿٥٣﴾ ع

## તરજુમો :

*અને કોઈ માનવીની તાકાત નથી કે તેની સાથે અલ્લાહ વાતો કરે પરંતુ ઈશારાથી અથવા પડદા પાછળથી અથવા કોઈ સંદેશ લાવનાર મોકલે, પછી તે તેના હુકમથી જે ઈચ્છે પહોંચાડી દે, બેશક ! તે સૌથી ઉપરવટ છે મહાન હિકમતવાળો. (૫૧) અને એ જ પ્રમાણે અમે તમારા તરફ પોતાના હુકમથી એક ફરિશ્તો મોકલ્યો, તમે જાણતા ન હતા કે કિતાબ શું છે અને ન જ ઈમાન; અને પરંતુ અમે આ (કુર્આન એક) પ્રકાશ રાખ્યો છે તેનાથી જેને ઈચ્છીએ પોતાના બંદાઓમાંથી માર્ગ સુઝાડી આપીએ છીએ અને બેશક તમે સીધો માર્ગ બતાવો છો. (૫૨) સીધો માર્ગ અલ્લાહનો; તેનું જ છે જે કંઈ છે આસમાનોમાં અને જમીનમાં, સાંભળો છો !? અલ્લાહ જ સુધી સઘળા કામો પહોંચે છે. (૫૩)*

## તફસીર :

અને કોઈ માનવીની (હાલની પરિસ્થિતિ મુજબ) એવી શા'ન નથી કે અલ્લાહ તઆલા તેની સાથે વાત કરે પરંતુ (ત્રણ રીતે) યા તો ઈલ્હામથી (કે દિલમાં કોઈ સારી વાત નાંખી દે) અથવા પડદાની પાછળથી (અમુક વાત સંભળાવી દે જેમકે મૂસા અલૈ.ને સંભળાવ્યું હતું) અથવા કોઈ ફરિશ્તાને મોકલી આપે કે તે અલ્લાહના હુકમથી જે અલ્લાહને મંજૂર હોય છે સંદેશ મોકલી આપે છે (તેનું કારણ એ છે કે) તે ઘણો ઉચ્ચ શા'નવાળો છે (જ્યાં સુધી તે પોતે કોઈને શક્તિ ન આપે તેની સાથે કોઈ વાતચીત કરી શકતું નથી અને તે) મોટી હિકમતવાળો (પણ) છે (તેથી બંદાઓના હિત ખાતર તેની વાત કરવાની પ્રસ્તુત ત્રણ રીતો નક્કી કરી આપી છે) અને (જે રીતે માનવી સાથે તેની વાતચીત કરવાની રીત વર્ણન કરવામાં આવી છે) એ જ પ્રમાણે (એટલે કે કાયદા પ્રમાણે હે નબી ﷺ !) અમે તમારી પાસે (પણ) વહી એટલે કે પોતાનો હુકમ મોકલ્યો છે (અને તમને નબી બનાવ્યા છે અને આ વહી એવું હિદાયતનામું છે કે તમારા અજોડ જ્ઞાનમાં તેના કારણે પ્રગતિ થઈ તેથી પહેલાં) તમને એ ખબર ન હતી કે (અલ્લાહની) કિતાબ શું વસ્તુ છે અને ન જ એ ખબર હતી કે ઈમાન(નો સંપૂર્ણ દરજ્જો જે અત્યારે પ્રાપ્ત થયો છે) શું વસ્તુ છે (ભલે એક પ્રકારનું ઈમાન

નબીઓને નુબુવ્વત પહેલાં પણ પ્રાપ્ત થતું હોય છે) અને પરંતુ અમે (તમને નુબુવ્વત અને કુર્આન આપ્યું અને) આ કુર્આનને (તમારા માટે પ્રથમ કક્ષાએ અને બીજાઓ માટે તમારા પછી) એક નૂર બનાવ્યું (જેનાથી તમને આ મહાન જ્ઞાન અને ઉચ્ચ કક્ષાનું સ્થાન પ્રાપ્ત થયું અને) જેના દ્વારા અમે પોતાના બંદાઓમાંથી જેને ઈચ્છીએ છીએ હિદાયત કરીએ છીએ (બસ તેના મહાન પ્રકાશ હોવામાં કોઈ શંકા નથી, હવે જે આંધળો હોય તે એ પ્રકાશના લાભથી વંચિત છે બલકે તેનો ઈન્કારી છે જેવી રીતે કે આ વિરોધીઓ) અને એમાં કોઈ શંકા નથી કે તમે (આ કુર્આન અને વહી દ્વારા દરેક લોકોને) એક સીધા માર્ગનું માર્ગદર્શન કરી રહ્યા છો, એટલે કે તે અલ્લાહના માર્ગનું કે તેનું જ છે જે કંઈ છે આસમાનોમાં અને જે કંઈ છે જમીનોમાં (આગળ તે હુકમોને માનનારા અને ન માનનારાઓના બદલા અને સજાનું વર્ણન છે કે) યાદ રાખો ! બધા કાર્યો તેના જ તરફ રજુ થશે (તે દુષ્કૃત્યોની સજા અને સદ્કૃત્યોનો સારો બદલો આપશે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયત યહૂદીઓની એક અઘટિત માંગણીના જવાબમાં નાઝિલ થઈ છે જેમકે બગવી અને કુર્તુબી વગેરેએ લખ્યું છે કે યહૂદીઓએ રસૂલે કરીમ ﷺને કહ્યું કે અમે તમારા ઉપર કેવી રીતે ઈમાન લાવીએ જ્યારે કે તમે ન તો અલ્લાહને જુઓ છો અને ન જ તેની સામે રૂબરૂ વાતચીત કરો છો જેવી રીતે કે મૂસા (અલૈ.) વાતચીત કરતા હતા અને અલ્લાહને જોતા હતા !

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે એવું કહેવું ખોટું છે કે હઝરત મૂસા (અલૈ.)એ અલ્લાહને જોયા છે. તેના ઉપર આ આયત નાઝિલ થઈ જેનો ખુલાસો એ છે કે કોઈ માનવી માટે અલ્લાહ તઆલા સાથે રૂબરૂ વાતચીત કરવી આ દુનિયામાં શક્ય નથી, પોતે હઝરત મૂસા (અલૈ.)એ પણ રૂબરૂ વાતચીત નથી સાંભળી બલકે પડદા પાછળથી માત્ર અવાજ સાંભળ્યો.

આ આયતમાં એ પણ બતાવવામાં આવ્યું કે કોઈ માનવી સાથે અલ્લાહ તઆલાની વાતચીત કરવાની માત્ર ત્રણ રીતો હોઈ શકે છે, એક وَحۡيًا (વહ્યન) એટલે કે કોઈ વિષયને દિલમાં નાંખી દેવો, તે જાગૃતાવસ્થામાં પણ હોઈ શકે છે

અને ઊંઘમાં સ્વપ્ન સ્વરૂપે પણ; જેમકે ઘણી હદીષોમાં નકલ થયું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اُلْقِىَ فِىْ رَوْعِىْ એટલે કે આ વાત મારા દિલમાં اِلْقَاءُ કરવામાં આવી અને અંબિયા (અલૈ.)ના સ્વપ્નો પણ વહી હોય છે એમાં શયતાનની કોઈ દખલગીરી નથી હોઈ શકતી, આવા સ્વરૂપમાં શબ્દો અલ્લાહ તઆલા તરફથી હોતા નથી માત્ર એક વિષય દિલમાં આવે છે જેને તે વ્યક્તિ પોતાના શબ્દોમાં પરિભાષિત કરે છે.

બીજું સ્વરૂપ مِنْ وَّرَآءِ حِجَابٍ છે એટલે કે જાગૃતાવસ્થામાં કોઈ વાત પડદા પાછળથી સાંભળે, જેમકે હઝરત મૂસા (અલૈ.)ને તૂર પર્વત ઉપર બન્યું કે અલ્લાહ તઆલાની વાત સાંભળી પરંતુ તેમને જોયા નહીં તેથી જોવાની દરખાસ્ત કરી, رَبِّ اَرِنِىْٓ اَنْظُرْ اِلَيْكَ જેનો જવાબ નકારમાં આપવામાં આવ્યો, لَنْ تَرَانِىْ (લન તરાની) અને આ પડદો જે માનવી માટે અલ્લાહને જોવામાં અવરોધક છે તે કોઈ એવી વસ્તુ નથી જે અલ્લાહ તઆલાને છુપાવી શકે, કારણ કે તેનું નૂર مُحِيْطٌ (મુહીત) "સર્વત્ર છવાયેલ"ને કોઈ વસ્તુ છુપાવી શકતી નથી બલકે માનવીની દષ્ટિની કમજોરી જ માનવી માટે અલ્લાહ તઆલાને જોવાથી પડદો બની જાય છે એટલા માટે જન્નતમાં જ્યારે કે તેની દષ્ટિ શક્તિશાળી બનાવી દેવામાં આવશે તો ત્યાં દરેક જન્નતી અલ્લાહ તઆલાના જોવાની આહ્‌લાદકતા અનુભવશે, જેમકે સહીહ હદીષોના ખુલાસા પ્રમાણે અહલે સુન્નત વલ જમાઅતની માન્યતા છે.

આ નિયમ જે પ્રસ્તુત આયતમાં વર્ણવવામાં આવ્યો છે તે દુનિયા વિશે છે, દુનિયામાં કોઈ માનવી અલ્લાહ તઆલા સાથે રૂબરૂ વાતચીત એટલે કે વિના પડદે નથી કરી શકતો અને આ વાતચીતમાં માનવીનું ખાસ વર્ણન એટલા માટે છે કે આ વાતચીત માનવી વિશે હતી નહિતર દેખીતું એ છે કે ફરિશ્તાઓ સાથે પણ અલ્લાહ તઆલાની વાતચીત રૂબરૂ નથી થતી, જેમકે તિરમિઝીની રિવાયતમાં હઝરત જિબ્રઈલ (અલૈ.) દ્વારા નકલ થયું છે કે હું ઘણો નજીક થઈ ગયો હતો પરંતુ સિત્તેર હજાર પડદા એ છતાં રહી ગયા હતા તથા શબે મેઅ્‌રાજમાં રસૂલે કરીમ ﷺનું અલ્લાહ તઆલા સાથે રૂબરૂ વાતચીત કરવું જો સાબિત થઈ જાય જેમકે અમુક ઉલમાનો અભિપ્રાય છે તો તે તેનો નકાર નથી, કારણ કે તે વાતચીત આ દુનિયમાં નથી થઈ આસમાની દુનિયામાં થઈ હતી.

ત્રીજું સ્વરૂપ اَوْ يُرْسِلَ رَسُوْلًا છે, એટલે કે કોઈ ફરિશ્તા હઝરત જિબ્રઈલ

(અલૈ.) વગેરેને પોતાનું કલામ આપીને મોકલે અને તે રસૂલને પઢીને સંભળાવે, આ જ પદ્ધતિ સામાન્ય રીતે રહી છે. કુર્આને કરીમ પૂરેપૂરું આ જ પ્રમાણે ફરિશ્તા દ્વારા નાઝિલ થયું છે, પ્રસ્તુત વિગતમાં શબ્દ وَحِیٌ (વહી)ને માત્ર اِلْقَاءُ فِی الْقَلْبِ (ઈલ્કાઅ્ ફિલ્કલ્બ)ના અર્થમાં લેવામાં આવ્યું છે પરંતુ મોટે ભાગે આ શબ્દ બધા જ પ્રકારની રબ્બાની વાતચીત માટે ઉપયોગ થાય છે, જેમકે સહીહ બુખારીની એક લાંબી હદીષમાં વહીના પ્રકારોમાં ફરિશ્તા દ્વારા વાતચીત પણ ગણવામાં આવી છે અને તેમાં એ પણ વિગત છે કે ફરિશ્તા દ્વારા જે વહી આવે છે તેના પણ બે સ્વરૂપો હોય છે, ક્યારેક તો ફરિશ્તો પોતાના અસલી સ્વરૂપમાં હોય છે તો ક્યારેક માનવ સ્વરૂપે સામે આવે છે. વલ્લાહુ અઅ્લમુ.

مَا كُنْتَ تَدْرِىْ مَا الْكِتٰبُ وَلَا الْاِيْمَانُ وَلٰكِنْ.... આ આયત પ્રથમ આયતના વિષયની પૂર્ણતા છે, જેનો ખુલાસો એ છે કે દુનિયામાં રૂબરૂ વાતચીત ન તો કોઈની થઈ છે અને ન જ થઈ શકે છે અલબત્ત અલ્લાહ તઆલા પોતાના ખાસ ખાસ બંદાઓ ઉપર વહી મોકલે છે જેની ત્રણ રીતો પ્રથમ આયતમાં વર્ણન થઈ, આ જ ઈલાહી સુન્નત પ્રમાણે રસૂલે કરીમ ﷺ ઉપર વહી મોકલવામાં આવી છે. યહૂદીઓની એવી માંગણી કરવી કે તમે અલ્લાહ સાથે રૂબરૂ કેમ વાતચીત નથી કરતા તે એક અઘટિત માંગણી માત્ર હતી તેથી એવું કહેવામાં આવ્યું કે કોઈ માનવીને એટલે સુધી કે રસૂલને જે કંઈ પણ જ્ઞાન પ્રાપ્ત થાય છે તે બધું જ અલ્લાહ તઆલાનું અર્પણ કરેલ છે અને જ્યાં સુધી અલ્લાહ તઆલા વહી દ્વારા તેમને બતાવી ન આપે ત્યાં સુધી ન તો તેમને કોઈ કિતાબની જાણકારી પ્રાપ્ત થઈ શકે છે અને ન જ ઈમાનની વિગતોની; કિતાબની જાણકારી વહી આવતા પહેલાં ન હોવું તો દેખીતું જ છે પરંતુ ઈમાનની જાણકારી ન હોવાનો ભાવાર્થ એ છે કે ઈમાનની વિગતો અને ઈમાનની શરતો અથવા ઈમાનનું ઉચ્ચ કક્ષાનું સ્થાન જે વહી પછી પ્રાપ્ત થાય છે તેનાથી વહી પહેલાં વાકેફ ન હતા નહિતર ઈજ્માએ ઉમ્મત દ્વારા એ વાત સાબિત છે કે અલ્લાહ તઆલા જે માણસને પોતાનો રસૂલ અથવા નબી બનાવે છે તેને શરૂઆતથી જ ઈમાન ઉપર પેદા કરે છે, તેની પ્રકૃતિ ઈમાન ઉપર આધારિત હોય છે, આ જ કારણ છે કે બધા જ અંબિયા (અલૈ.)નો જ્યારે તેમની કોમોએ વિરોધ કર્યો અને તેમના ઉપર જાતજાતના આક્ષેપો કર્યા ત્યારે કોઈપણ પયગમ્બર ઉપર કોઈપણ ઉમ્મતે એવો આક્ષેપ નથી કર્યો કે તમે

પણ તો નુબુવ્વતના દા'વા પહેલાં અમારી જેમ મૂર્તિઓની પૂજા કરતા હતા. કુર્તુબીએ પોતાની તફસીરમાં અને કાઝી અયાઝે શિફામાં આ વિષયની સંપૂર્ણ વિગત લખી છે.



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ શૂરા પૂર્ણ થઈ.

**તારીખ :** ૧૧ નવેમ્બર ૨૦૧૦ મુતાબિક ૪ જિલ્હજ્જ ૧૪૩૧ હિજરી